


પુસ્તક ૩૧મું સપ્ટેમ્બર : ૧૯૩૮ અંક ૧ લો

"કૌસ્તુભ" વરલી પરેડ,
મુંબાઈ, તા. ૮–૯–૩૮

શ્રીમતી બેન પ્રેમલીલા,

'ગુણસુન્દરી' વિશેનો પત્ર મળ્યો. તમે 'ગુણસુન્દરી'નું તંત્રીપદ લીધું છે તે જાણી આનંદ થયો.

તમારા તંત્રીપદ નીચે એ પત્ર ખરેખર દીપી નીકળશે એવી આશા રાખું છું.

તમારા સાહસને સફળતા ઇચ્છું છું.

લિ.
લીલાવતી મુનશીના વંદે.

# સ્વપ્ન વિહાર

( ઢાળ : રંગ રંગ વાદળિયાં )

હાં રે સખિ ! આજે તો સ્વપ્નામાં ઉડયાં,
કે સ્નેહગંગ બૂડયાં,
સમય–સીમ ભૂલ્યાં, કે અંગ અંગ રંગે ભર્યાં... ૧

હાં રે જાણે
આરો અનંતનો લાધ્યો, ઉમંગ અંગ વાધ્યો,
અપૂર્વ યોગ સાધ્યો,
નવીન અંગ જોમે ભર્યાં .... હાં રે સખિ.... ૨

હાં રે જાણે
ઉતર્યાં યૌવનને આરે, વસન્તને કિનારે,
ચેતનને કુવારે,
કે સંજીવન નવલાં ઝીલ્યાં .... હાં રે સખિ.... ૩

હાં રે જાણે
વાદળાંથી ખેલ ખેલ્યા, સંસાર રાગ ઠેલ્યા,
નવીન રંગ રેલ્યા
કે કુદરતને અંકે ઢળ્યાં .... હાં રે સખિ.... ૪

હાં રે જાણે
નાહ્યાં આકાશની ગંગે, કે તારલાની સંગે,
દેવાંગનાને ઢંગે કે
દિવ્ય દેશ વાસી બન્યાં .... હાં રે સખિ... ૫

હાં રે જાણે
ભાવના વિરાટની જાગી
સંકોચ–સીમ ત્યાગી, સમસ્ત ભ્રાન્તિ ભાગી,
અભેદનાં પ્રવાસી થયાં .... હાં રે સખિ.... ૬

હાં રે જાણે
મૈયાની દીઠી આઝાદી
પરબ્રહ્મની પ્રસાદી, સમાધિ દિવ્ય લાધી,
કે સ્વર્ગ કેરી કુંજે ફર્યાં .... હાં રે સખિ.... ૭

વિવિત્સુ

# શિક્ષિત સ્ત્રીઓની કર્તવ્યદિશા

લેખિકા : શ્રી. શારદાબહેન મહેતા, બી. એ.

"સ્ત્રીઓ અને શ્રમજીવીઓ બન્નેમાં એક વસ્તુ સામાન્ય છે. બન્ને દબાયલાં છે, બન્નેનું શોષણ થાય છે. શોષણની અને દબાણની રીતમાં કાળક્રમે ફેરફાર થાય છે. પણ અમુક પ્રમાણમાં શોષણ ચાલુ તો રહે છે જ."

ઉપર ઊતારેલા શબ્દો એક અંગ્રેજ ગ્રંથકારના છે.

આ ઉદ્‌ગારમાં ઘણું તથ્ય રહેલું છે. સ્ત્રીઓને કેટલી કેટલી રીતે કચરી નાખવામાં આવે છે, તેની અનેકાનેક રીતે કનડગત કરવામાં આવે છે, પુરૂષની માલકીની એક વસ્તુ તરીકે તેનું વેચાણ અને ખરીદી કરવામાં આવે છે, તેને જન્મારા સુધી ખરીદી લીધેલી દાસી તરીકે ધર્મને નામે રાખવામાં આવે છે. આ સઘળા અનર્થો કેટલા બધા પ્રમાણમાં આપણા સમાજમાં ચાલી રહ્યા છે તેનાં દૃષ્ટાન્તો આ સ્થળે આપવાની જરૂર નથી. વર્તમાન પત્રોમાં આ પ્રકારના કિસ્સાઓ જૂદા જૂદા સ્વરૂપમાં રોજ ને રોજ આવ્યા કરે છે. મધ્યમ વર્ગમાં અને મજુર શ્રમજીવી વર્ગમાં, ઉચ્ચ ગણાતી કોમમાં અને નીચ ગણાતી કોમોમાં સ્ત્રી જાતિને હલકી ગણવામાં આવે છે. છોકરીનો જન્મ દુઃખદાયી પ્રસંગ ગણવામાં આવે છે. આ ભાવનામાં એકંદરે કાંઇ જ ફેરફાર થયો નથી. આપણા દેશમાં શિક્ષિત સ્ત્રી વર્ગમાં અસંતોષ પ્રગટયો છે અને સ્વમાનની ભાવના જાગૃત થવા માંડી છે. યુરોપ અને બીજા દેશોમાં શ્રમજીવી વર્ગની સ્ત્રીઓ પણ સંગઠિત થતી જાય છે. આપણા દેશમાં પણ શ્રમજીવી સ્ત્રી વર્ગમાં કેટલેક સ્થળે સંગઠન થયું જોવામાં આવે છે. પરંતુ આ સંગઠનમાં એકસંપ નથી. મધ્યમ વર્ગના સંગઠનમાં પણ માંહી માંહી દ્વેષ અને ઇર્ષા માલૂમ પડે છે.

મધ્યમ વર્ગના પ્રશ્નો અને શ્રમજીવી વર્ગના પ્રશ્નોમાં કેટલેક અંશે ઘણો ફેર છે. વારસાહકકના પ્રશ્નો સાથે શ્રમજીવી વર્ગને કાંઈ લેવા દેવા નથી. વળી લગ્ન ધારાના ફેરફારનો પ્રશ્ન નીચ ગણાતી કોમોમાં ઝાઝો નડતો નથી. એ વર્ગમાં તો સગવડ પ્રમાણે લગ્ન પ્રથા ચાલે છે. છતાં રૂઢિનાં બંધનોને લઇને લગ્નમાં લેવડદેવડની પદ્ધતિ દરેક કોમોમાં પ્રચલિત છે. તેને લઇને વરવિક્રય, કન્યાવિક્રય, છોકરીઓના અનીતિના ધંધાર્થે વેચાણ એ અનિષ્ટો ચાલ્યાં કરે છે. અને અજ્ઞાન, અભણ, અને ગરીબ વર્ગમાં સ્ત્રીઓને અને છોકરીઓને પારાવાર કષ્ટ સહન કરવાં પડે છે. વારસાહક્ક, સરકારી અધિકારોમાં સમાનતા, મતાધિકાર, ઇત્યાદિ પ્રશ્નોમાં સ્ત્રીપુરૂષ સમાન હકક મેળવ્યાથી સ્ત્રીઓનાં સંકટનું નિરાકરણ થઇ શકતું નથી.

અલબત્ત આ સર્વ હકકની જરૂરીયાત છે; અને સુધરેલા ગણાતા સમાજમાં આ પ્રશ્નોના નિરાકરણની જરૂર તો છેજ. પરંતુ આ સઘળા પ્રશ્નોની પાછળ રહેલો મુદ્દો સ્ત્રીઓની આર્થિક સ્વતંત્રતા હાથમાં લેવાની જરૂર ઘણી વધારે છે. સ્ત્રીઓનું સ્વમાન સચવાતું નથી, સ્ત્રીઓને માલીકીની વસ્તુ ગણવામાં આવે છે કે તેનું સમાજમાં આર્થિક સ્થાનજ નથી. સ્ત્રીઓને સમાજમાં પોતાનો યોગ્ય આર્થિક દરજ્જો મળે એ માટે વ્યવસ્થિત

કામ કરવાની જરૂર છે. વસ્તીનું પ્રમાણ જોતાં ઉચ્ચવર્ગ અને મધ્યમ વર્ગની સ્ત્રીઓ કરતાં કરોડોની સંખ્યામાં નીચલી શ્રેણીની સ્ત્રીઓનાં સંકટ મહા ભારે છે. તેમની આર્થિક અને સામાજીક મુશ્કેલીઓ ઘણી છે અને તે દુર કરવાની જરૂર છે. એ બહેનો પશુવત્ જીવન ગાળે છે, તેમનામાં એમની સ્થતિનો ખ્યાલ આપીને જીવન વિકાસ કરવાની આપણી ફરજ છે. તેમનું અજ્ઞાન અને વહેમ દુર કરવાનાં છે. સ્ત્રીઓ અને પુરૂષો બન્નેની તકલીફો દૂર કરવાની આવશ્યકતા છે.

આજની સ્ત્રીજનતાનું દૃષ્ટિબિન્દુ બદલવાની જરૂર છે. સ્ત્રીઓના પ્રશ્નો અને પુરૂષના પ્રશ્નો બધા રાજકીય પ્રશ્નો સાથે સંકળાએલા છે. સ્ત્રીઓના હકક એ વસ્તુ પરત્વે ધ્યાન દેતી વખતે સ્ત્રીઓની સામાજીક સ્થિતિ–આર્થિક પરાધીન સ્થિતિને લીધે છે એ ધ્યાનમાં લેવાનું છે. આ જમાનામાં સ્ત્રીઓની કર્તવ્યદિશા બદલાઇ છે. જ્યારે કરોડો સ્ત્રીઓ દયાજનક જીવન ગાળતી હોય ત્યારે તટસ્થ રહીને આપણે મોજશોખ ભોગવી ના શકીએ, અથવા મોજશોખ અથવા વ્યવહારપાલનને જીવનધ્યેય ના રાખી શકીએ. રાજકારણમાં પણ તટસ્થ ના રહી શકીએ. સ્ત્રીઓની રાજકીય, સામાજીક અને આર્થિક જવાબદારીનું ભાન અજ્ઞાન સ્ત્રીઓમાં કરાવવાનું છે. સ્વાતંત્ર્ય અને જૂનવાણી ઘરેડની વચ્ચે જે સતત સંગ્રામ ચાલી રહ્યો છે તેમાં તટસ્થતા સેવીને બેસી રહેવું એ બાયલાપણું છે.

આપણા દેશનું ભાવિ મોટે ભાગે સ્ત્રીઓના અને યુવકોના હાથમાં છે. તેથી જ શિક્ષિત સ્ત્રીઓની જવાબદારી વધી છે તેજ પ્રમાણે યુવકોની પણ જવાબદારી વધી છે. બન્નેએ કમર કસીને દેશને માટે તનતોડ શ્રમ કરવાનો છે. બૂમો પાડીને બેસી રહેવાનું નથી, સનાતની જુનવાણી મન્તવ્યોની સ્હામે હિંમતભેર ઊભાં રહીને કરોડો મુંગી જનતાને બોલતી કરવાની છે, તેમનામાં અસંતોષ જગાડવાનો છે, અને મનુષ્ય તરીકે જીવવા માટે પ્રેરણા આપવાની છે–એ વિરાટ જનતા જાગશે, અને જવાબદારી સમજશે ત્યારે જ ખરૂં વિશ્વબન્ધુત્વ જામશે. એ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે સ્ત્રીઓનાં મંડળોએ વ્યવસ્થિત રીતે યોજનાઓ હાથ ધરવાની છે સ્ત્રીઓમાં જ્ઞાનનો પ્રચાર કરવા માટે શહેરોમાં અને ગામડાંમાં વર્ગો દ્વારા તેમજ રેડીઓ, સીનેમા, મેજીક લેન્ટર્ન દ્વારા યોજનાઓ અમલમાં મુકવી જોઇશે. ધર્મના ખોટા ધતીંગો અને વહેમમાંથી છોડવીને ઉચ્ચ આદર્શમય જીવનના માર્ગ સ્ત્રીઓને બતાવવા પડશે. મહોલ્લે મહોલ્લે, પોળે પોળે અને ગામે ગામે સ્ત્રી કાર્યકર્તાઓએ ફરી ફરીને બીજાં કાર્યકર્તા તૈયાર કરવાં પડશે. આ પ્રકારનું વ્યવસ્થિત કામ બધાં સ્ત્રી મંડળોએ એકઠાં મળીને કરવાનું છે. જૂદા જૂદા વાડા, અને ન્હાના ન્હાના મતભેદો, ખોટા મમત્વ ફગાવી દઇને એકત્રતાના, ઉચ્ચ આશયથી કામ કરવા મંડી જવાનું છે. સ્ત્રીઓનાં માસીકો, ચોપાનીઆં બધાનો એક જ ઉદ્દેશ હોવો જોઇએ. કરોડો સ્ત્રીઓનો ઉદ્ધાર કરીને આપણી સાથે રહીને પોતાનાં જીવનને પ્રફુલ્લિત કરે, મનુષ્ય જાતિના હકક પ્રાપ્ત કરે, સમાજ તરફથી. ન્યાય મેળવે, આરોગ્ય પ્રાપ્ત કરે, એજ માર્ગે તેમનાં જીવન ઘડવામાં આપણે સહાયભૂત થઇએ. આજ આપણા હાથમાં બીજો એક પણ પ્રશ્ન લેવાની જરૂર નથી.

આ વિશાળ કામમાં શિક્ષિત સ્ત્રીજનતા પોતાની જવાબદારી સમજીને યોગ્ય ફાળો આપશે જ એ શ્રદ્ધા અસ્થાને નથી!

# એક પ્રસંગ

લેખિકા
શ્રી. ઉર્મિલા મહેતા, બી. એ.

એક વખત હું સિનેમા જોવા ગઇ. સિનેમા અંગ્રેજીમાં અને વિષય ઐતિહાસિક હતો. સિનેમા-શરૂ થવાને થોડી વાર હતી એટલે મેં આગળપાછળ કોણ કોણ આવ્યું હતું તે જોવા સહજ નજર નાંખી. અમારી આગળનીજ બેઠકમાં બેઠેલા ગુજરાતી કુટુમ્બે સારૂં ધ્યાન ખેંચ્યું. પતિ, પત્ની અને તેરેક વર્ષની ઉમરથી માંડીને સવા કે દોઢ વર્ષની ઉમરનાં એમ છોકરા છોકરી મળીને ૭ બાળકો હતાં. સવાએ રૂપીઆની ટિકીટની જગ્યામાં તે લોકો હતા. સિનેમા શરૂ નહોતું થયું ત્યાં સુધી તો બાળકોએ વાતો કરી વખત કહાડયો. અંધારૂં થયું અને સિનેમા શરૂ થયું. થોડો વખત તો તે બાળકો શાન્ત રહ્યા પણ અર્ધો પણ કલાક નહિ થયો હોય ત્યાં તો બે નાના બાળકો કંટાળ્યા અને માને ઘેર ચાલને એમ કહેવા મંડયા. મા આ લોકોને સમજાવવા પ્રયત્ન કરે. પણ પછી તો બાળકોની ધીરજ ખૂટી અને સૌથી નાના બાળકે તો રડવાનું શરૂ કર્યું. માએ આ ભવિષ્યનો વિચાર કર્યો હોય એમ લાગતું હતુ કારણ કે તે સાથે એક કોથળીમાં પેપરમીન્ટ લાવેલી. જ્યારે જ્યારે બાળકો રડે અને માને ઘેર જવા કહે તેમ મા તે લોકોને શાન્ત કરવા મોંમાં પેપરમીન્ટ આપે. મોંમાં ગળ્યું ગળ્યું ખાવાનું હોય ત્યાં સુધી બાળકો શાન્ત રહે અને પૂરૂં થયે રડવાનું શરૂ કરે. ત્રણે નાના બાળકોમાંથી એકનું રડવાનું સંગીત પાંચ પાંચ મિનીટે ચાલુ જ હોય. સૌથી નાનું બાળક તો "અહિં નથી બેસવું, મોટરમાં બેસી ઘેર જવું છે" એ પ્રમાણે બૂમો પાડી બોલ્યા કરે. આ નાનું બાળક તો માના ખોળામાં જ બેઠેલું હતું. એ બાળકની ટિકીટ નહિં લીધી હોય એમ લાગતું હતું. આખા સિનેમાના પ્રસંગ દરમિયાન આજ ક્રમ ચાલ્યો. મારૂં પણ અર્ધું ધ્યાન સિનેમામાં અને અર્ધું ધ્યાન મારી આગળની બ્હેન અને તેમનાં છોકરાંઓમાં જ હતું. એ બ્હેનના પતિ એ બ્હેનની સાથેજ બેઠા હતા, પણ તે તો સિનેમામાં તલ્લીન હતા અને બાજુમાં જાણે કંઇજ બનતું જ ન હોય તેમ નિર્લેપ હતા. આ પ્રસંગથી મારા મનમાં અનેક વિચાર ઉદ્ભવ્યા, તેમાંના થોડા અહિં લખું છું.

બાળકોની જવાબદારી મા અને બાપ બેની નથી? બાળકો માને સતાવ્યા કરે પણ તેને સહેજ પણ રાહત આપવા બાપે કંઇ મદદ ન કરવી જોઇએ? બીજું, નાના બાળકોની માતા આવી રીતે સહકુટુમ્બ સિનેમા જોવા આવે, તેમાં એક તો બાળકો કંટાળે છે અને એવી રીતે બાળકો આખો વખત ત્રાસ આપ્યા કરે ત્યારે મા પણ મઝા ભોગવી શકે કે કેમ તેની શંકા છે. તો આવી રીતે સિનેમા જોવા જવું એ શું યોગ્ય છે? ત્યારે કોઇ પૂછશે કે શું ત્યારે નાના બાળકોની માએ સિનેમા જ જોવા ન જવું? બાળકોને જન્મ આપી માતપિતા અને ખાસ કરીને માતા પોતાને માથે જવાબદારી લાદે છે. અને જેમાં પણ જવાબદારી માથે લઇએ તેમાં અને ખાસ કરીને માતૃત્વ અને પિતૃત્વની જવાબદારીમાં ભોગ પણ આપવા પડે છે. માતાને બાળકો નાનાં હોય ત્યારે કેટલાએ નાના મોટા ભોગ આપવા પડે છે. તો જ્યારે મન ફાવે ત્યારે સિનેમા જોવા

ન જઈ શકાય એ પણ એક ભોગ ગણવો હોય તો ગણવો. આ વસ્તુસ્થિતિ જે બ્હેનને ત્યાં નાના બાળકને સંભાળ રાખવા આયા કે બાઈ હોય તેમને લાગુ પડતી નથી. જે બ્હેનની ઉપર વાત લખી છે તેમને ત્યાં આયા કેમ નહિં હોય તે મને નવાઈ લાગે છે. પતિશ્રીને મોટરની આવશ્યકતા લાગી હશે, સવાબે રૂપિયાની ટિકીટમાં સિનેમા જોઈ શકાય પણ પત્નીને મદદ કરવા બાઈ રાખવાનું યોગ્ય નહિં લાગ્યું હોય! જો કે એક આયા રાખી હોય તો તે પણ આટલા બધા બાળકોની સંભાળ એકી સાથે રાખી શકે કે કેમ તે શંકા તો છે જ. બાળકો માટે મા સાથે બાપની પણ જવાબદારી છે. બાપે પણ પોતાના બાળકોમાં તે લોકો માટે કમાવા ઉપરાંત બીજી રીતે રસ લેવો જોઈએ. બાળકો માટે જો મા અને બાપ બન્નેની જવાબદારી કબુલ કરીએ તો મા અને બાપ વારાફરતી બાળકોની સંભાળ લેવાનું માથે લઈ એકબીજાને સિનેમા જોવા કે બ્હાર ફરવા છૂટા કરે તો બંને માટે વધારે આનંદમય ન થાય! કંઈ નહિં તો મા તો કંઈ રાહત સાથે આનંદ મેળવી જ શકે. જો કે એમ પણ બને કે આપણી બ્હેનો એમ કહે કે પછી અમે સિનેમામાં જઈએ કોની સાથે? તો તે માટે બાળકો બધાં મોટાં થઈ ન જાય ત્યાં સુધી માએ પોતાના બાળકો જોડે સિનેમા જોવા જવાની ટેવ પાડવી જોઈએ. 'બધું સાથે ન મળી શકે. બાળકોની મા જે દિવસે સિનેમા જોવા જાય તે દિવસે તેટલા કલાક બાપે બાળકોની સંભાળ લેવા તૈયાર થવું જોઈએ. બાળકો સંભાળવાનું કામ સ્ત્રીઓનું જ છે એમ કહી પુરૂષોએ છૂટી ન જવું જોઈએ. હમેશ બાળકોને સંભાળવાનું કામ સ્ત્રીઓનું જ છે ને એ લોકો જ કરે છે પણ તે લોકોને પણ આવી રીતે કોઈ વખત રાહતની જરૂર હોય છે તે ભૂલવું ન જોઈએ. જો કે કેવટમાં એટલું તો ખરૂં જ કે સિનેમા કંઈ જીવનમાં એવી વસ્તુ નથી કે જે ન જોવાય તો દુનિયામાં ન જ ચાલી શકે. પણ જેમના ઘરમાં નાના બાળકો હોય અને સિનેમા જોવા હોય તેમણે કંઈક રસ્તો તો કહાડવો જ જોઈએ. પોતાને આનંદ મળે તેમાં નાના બાળકો કંટાળે ત્યાં બેત્રણ કલાક પેપરમીન્ટ ખવડાવી શાન્ત પાડી ગોંધવા તે યોગ્ય નથી જ.



## માળી અને ગુલાબ!

એક દી અર્વાં ગુલાબ માળી દેખી એમ વદે,
વૃદ્ધ અરેરે! સુણ જરા દેખી તને હાસ્ય છૂટે;
કાયા કેવી દીપે મ્હારી, અરેરે જોની ડોલે તારી
આત્મશંસ ભારે ઉંડી નક્કી વૃદ્ધ માની લે.

સાંભળી આ વૃદ્ધ વદ્યો, મૂર્ખ કાં ફુલાય છે?
કાલે જેઠ માસ બેસે, પછી જો શું થાય છે. (?)
બેઠો જેઠ માસ અને પુષ્પ એ દીપી રહ્યું
બીજે દી પ્રભાત થાતાં મૃત્યુ-ને ભેટી ગયું.

નટવરલાલ મોદી

# રામી ગજરાવાળી

લેખક :
શ્રી. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી

શ્રીવત્સરાયે પોતાની વર્ષગાંઠ નિમિત્ત પોતાના વિશાળ બંગલામાં મિત્ર સ્નેહીઓને ભોજન પ્રસંગે બોલાવ્યા હતા. એમનો બંગલો શહેરથી દૂર પરામાં આવેલો હતો; અને તે એવા રમ્ય અને એકાંત સ્થળે હતો કે, શહેરી મિત્રો અને તેમની પત્ની તેમજ બાળબચ્ચાંને આજે કુદરતને ખોળે રમવાની મઝા પડી.

ભોજન લીધા પછી પુરૂષો અને સ્ત્રીઓ સૌ મોટા દિવાનખંડમાં એકઠાં થયાં અને વિવિધ પ્રકારની વાતોએ વળગ્યાં. ધીમે ધીમે વિવિધતામાંથી તેઓની વાતે એક કેન્દ્રસ્વરૂપ લીધું. સાચા પ્રેમના વિષય ઉપર ચર્ચા કેન્દ્રસ્થ થઈ. એક માનવી પોતાના જીવનમાં સાચો પ્રેમ એક જ વખત બતાવી શકે કે અનેક વખત ?

આ મહાપ્રશ્ન પર જુદા જુદા મિત્રોએ જુદા જુદા અભિપ્રાયો આપવા માંડયા. કોઈએ એવાં દૃષ્ટાંત આપ્યાં કે, જેમાં આખા યે જીવનમાં કેવળ એકજ વ્યક્તિ ઉપર બીજી વ્યક્તિએ પ્રેમ કર્યો હતો. કોઈએ એવાં ઉદાહરણ આપ્યાં કે જેમાં કોઈ વ્યક્તિએ જુદા જુદા સમયે જુદી જુદી વ્યક્તિઓ સાથે ગાઢ અને સાચો પ્રેમ કર્યો હતો.

ચર્ચામાં સ્ત્રીઓએ પણ ભાગ લીધો, અને બે પક્ષ પડી ગયા. સ્ત્રીઓ એક તરફ: પુરુષો બીજી તરફ. સ્ત્રીઓનું મન્તવ્ય અને વક્તવ્ય એ હતું કે, સાચો અને મહાન પ્રેમ જીવનમાં કેવળ એકજ વાર ઉદ્‌ભુત થાય છે; અને તે પણ ફક્ત એકજ વ્યક્તિ ઉપર. એ પ્રેમ વિદ્યુતની પેઠે પ્રકાશ આપે છે, અને એમાં પવિત્રતા, દિવ્યતા અને પ્રભુતા હોય છે. એ પ્રેમ વ્યક્ત થયા પછી જીવનમાં કદાપિ અન્ય કોઈ ભાવ કે વાસનાનો જન્મ થતો નથી. સ્ત્રીઓ ભાર મૂકીને દલિલ કરતી રહી કે, **આવો પ્રેમલ સ્વભાવ તત્વતઃ સ્ત્રીઓનો જ હોય છે.**

પુરુષ વર્ગમાં અભિપ્રાય એવો હતો કે, પ્રેમ એક દરદની માફક માણસ ઉપર અનેક વાર હુમલો કરે છે. અને ઘણી વખત એના પહેલા પ્રેમ કરતાં બીજો પ્રેમ વધારે ઉજળો અને સાચો હોય છે.

શ્રીવત્સરાય પુરુષ વર્ગનો અભિપ્રાય ઘણીજ તીવ્રતાથી જાહેર કરવામાં આગેવાની લેતા હતા. સ્ત્રીઓના અભિપ્રાયનો તદ્દન વિરોધ કરીને તેઓ કહેતા કે, 'પ્રેમ જુદા જુદા સમયે જુદી જુદી વ્યક્તિઓ સાથે થઈ શકે છે. અને એમાં સહૃદયતા તેમજ સાચી લાગણી હોય છે.' આવા પ્રેમી પુરુષો ઘણી વાર નિરાશા મળતાં આત્મહત્યા કરે છે એમ તેમનું કહેવું હતું. આપઘાતનાં કંઈક દૃષ્ટાંત આપીને તેઓ બોલ્યા, 'જો એ લોકોએ આત્મહત્યા કરવાની ભૂલ કરી ન હોત, તો તેઓ સમયફેરની કૂચ દરમ્યાન કોઈ નવીન વ્યક્તિ સાથે પ્રેમસંબંધથી બંધાઈ સુખી થયા હોત. પ્રેમ નશો છે. પ્રેમ શરાબ છે. એક વખત જેણે એ પીધો તે ફરીથી પીધા વિના રહેતો નથી.

આ ચર્ચા દરમ્યાન ડાક્ટર દીનબંધુ ચૂપચાપ બેસી રહ્યા હતા અને કંઈ જ

અભિપ્રાય દર્શાવતા ન હતા. શ્રીવત્સરાયની નજર ડાક્ટર ઉપર ગઇ. પોણોસો વર્ષના એ વયોવૃદ્ધ ડાક્ટરે, શહેરમાં યશ અને ધન સંપાદન કરીને સૌનો ચાહ મેળવ્યો હતો. એમની ધંધાદારી નિપૂણતા ઉપરાંત એમના 'સફેદ વાળ' પ્રત્યે સર્વને ઘણું માન હતું. શ્રીવત્સરાયે એમને લવાદ નીમ્યા અને જણાવ્યું, 'બન્ને પક્ષની દલિલો આપે સાંભળી છે. હવે આપનો નિર્ણય આપો.' ડાક્ટર દીનબંધુએ પોતાનો અભિપ્રાય આપવા ના પાડી. સૌએ તેમને આગ્રહ કર્યો, ત્યારે એ વયોવૃદ્ધ પુરુષે કહ્યું, "હું એક એવું દૃષ્ટાંત જાણું છું જેમાં પંચાવન વર્ષ સુધી એક પણ દિવસની ખલેલ વિના એક જ સ્વરૂપમાં એક વ્યક્તિનો પ્રેમ બીજી વ્યક્તિ ઉપર વહ્યો હતો. એ નિરંતર અને અખંડ પ્રેમ પંચાવન વર્ષે એ વ્યક્તિના મરણથી જ સમાપ્ત થયો."

શ્રીવત્સરાયની પત્ની સવિતાના મ્હોંમાંથી ઉદ્ગાર નીકળી ગયા, "ધન્ય!" તે બોલી, "પંચાવન વર્ષ સુધી પવિત્ર પ્રેમ નિભાવનાર એ પ્રમદાના હૃદયમાં કેટલો બધો આનંદ થયો હશે અને એનો પ્રેમ મેળવનાર પુરુષ કેવો ભાગ્યશાળી હશે."

ડા. દીનબંધુ બોલ્યા, "હું તમને એ વ્યક્તિઓનો પરિચય આપું. પ્રેમ કરનાર સ્ત્રી હતી. એનું નામ હતું રામી. એ માલણ હતી. પુરુષને તમે સૌ ઓળખો છો. દવાઓ વેચનાર મિ. પ્રેમચંદ."

સ્ત્રીઓ ઉત્સાહથી આ વાત સાંભળવા લાગી. ડાક્ટરે આગળ કહેવા માંડ્યું:

"ત્રણ મહિના ઉપર એ રામી માલણે મને પોતાની મૃત્યુશય્યા ઉપર બોલાવ્યો હતો. એની કંગાલ ઝુંપડીમાં એ પંચાવન વર્ષની વૃદ્ધા દુઃખનો લગીર પણ ઉદ્ગાર કર્યા વિના પડી રહી હતી અને મેં એને તપાસીને દવા આપી હતી. એની જીવનકહાણી કહો કે પ્રેમ-કહાણી મને એણે કહી મારા હૃદયમાંથી હજી પણ તે ખસી નથી અને મને તે સદાકાલ યાદ રહી જશે. તમને હું એ સુણાવું છું."

"એના માબાપ શહેર બહાર રહેતાં હતાં. જ્યારે રામી આઠ વર્ષની નાની બાલિકા તરીકે સ્હેજ સમજણવાળી બની ત્યારથી પોતાની જીવન-કહાણી એને યાદ હતી. એનાં માબાપ બગીચાઓમાંથી ફુલ વીણી લાવતાં અને ઝુંપડી બહાર બેસી હાર, ગજરા વગેરે બનાવતાં. તેમનાં કોઇ ખાસ ગ્રાહક નહતા. તે બન્ને જણ છાબમાં છુટ્ટાં ફુલ, હાર, ગજરા વગેરે લઇને શહેરમાં જતાં અને "ફુલ લ્યો, કોઇ ફુલ" એમ બૂમો મારી શેરીએ શેરીએ ફરતા. સાંજ પડયે તેઓ ઠીક ઠીક કમાઇ લાવતા.

રામી, એનાં માબાપ શહેરમાં જતાં ત્યારે પાડોશીઓનાં બાળકો સાથે રમતી. વર્ષો વીત્યાં, એ મોટી થઇ. બાર વર્ષની તેની વયે તેનો અને પ્રેમચંદનો ભેટો થયો. એ ભેટો અજબ સંજોગમાં થયો હતો. છોકરો આશરે પંદર વર્ષનો હતો. ગરીબ હતો. એના સાથીદારોએ એની પાસેથી બે પૈસા ઝુંટવી લીધા હતા. એથી તે રડતો રડતો એક ઝાડ નીચે બેસી રહ્યો હતો. રામી એની પાસે ગઇ. એણે એનાં આંસુ લુછી નાખ્યાં. એની હકીકત સાંભળી. "મારી બા મને મારશે—જો એ બે પૈસા નહીં લઇ જઉં તો." તે બોલ્યો, "છોકરાઓએ તો મારા પૈસા છીનવી લઇ મારા તરફ છટાળા ફેંક્યા. મારાં કપડાં ફાડી નાંખ્યાં અને નાચતા કુદતા જતા રહ્યા." રામીએ તેના હાથમાં સાત પૈસા મૂકયા. પ્રેમચંદ ખુશી થઇ ગયો. તે હસવા લાગ્યો. નાની બાલિકાએ તેને ચૂમી લીધી અને પછી ઘેર દોડી ગઇ.

એ દિવસ પછી કોણ જાણે શાથી પણ રામીના હૃદયપટમાં આ બાળકની મૂર્તિ જ જડાઇ રહી. એણે પોતાના જીવનની સૌથી

પહેલી ચૂમી એ પ્રેમચંદને આપી હતી. એનો આનંદ અને ઉલ્લાસ એને પ્રેમચંદનાં દર્શન તરફ જ ખેંચી રહ્યો. બાર મહિના સુધી તે પ્રેમચંદની સાથે જ એ ઝાડ નીચે રોજ રમતી; અને એ દરમ્યાન ઘણુંખરું તે પૈસા એકઠા કરીને એને આપતી.

એક વર્ષ પછી તે પણ બજારમાં ગજરા વેચવા જવા લાગી. "ગજરા લ્યો, કોઇ ગજરા." એ એનો મીઠો હલક સાંભળી ઘણા ગ્રાહકો એના ગજરા વેચાતા લેતા. બજારમાં જવાનું એને એક બીજું કારણ પણ હતું. પ્રેમચંદ હવે દવાઓ વેચનાર દુકાનદાર બન્યો હતો. એનો પિતા એ દુકાનનો માલીક હતો. એટલે પ્રેમચંદને ઘણુંખરું તે દુકાનમાં બેસવું પડતું. રામી હમેશાં એ દુકાનમાં એને જોઇ આનંદ પામતી.

થોડા વખત પછી પ્રેમચંદ ન તો દેખાયો એને ઘેર કે ન તો દેખાયો એની દુકાનમાં. એને નહીં જોવાથી રામી વિહ્વલ બની ગઇ. ધીરે ધીરે તેણે પ્રેમચંદની ગેરહાજરીનું કારણ જાણ્યું. તેના પિતાએ તેને બહાર ગામ ભણવા મોકલ્યો હતો. ચાર વર્ષ સુધી તે ન આવ્યો. રામીએ આ દરમ્યાન એને આપવા માટે પૈસા એકઠા કરી મૂક્યા. એની બચત થોડી થતી; કારણ કે, ગજરાનાં વેચાણમાંથી પણ એનાં માબાપને શક પડે નહીં એવી રીતે થોડે થોડે એ પૈસા કાઢી લેવાના હતા.

જ્યારે પ્રેમચંદ ભણીગણીને પાછો આવ્યો ત્યારે તો રામી એક યુવતિ બની ગઇ હતી. સ્ત્રી-સ્વાભાવિક લજ્જાળુતા, ગંભીરતા આદિ ગુણો એનામાં આવ્યા હતા. પ્રેમચંદને તેણે જોયો. તેનું હૃદય ધબકવા લાગ્યું. પણ પ્રેમચંદે એની સાથે રમવા લગીરે ઇચ્છા બતાવી નહીં. હવે તો તે એક ઘણો સુન્દર યુવક બની ગયો હતો. એ સ્વચ્છ અને કીંમતી પોષાક પહેરતો, દમામથી ચાલતો, વાતચીત પણ અભિમાનની કરતો. રામી ઝાડ નીચે જઇને ઉભી રહી. પ્રેમચંદ ત્યાંથી અક્કડપણે ચાલ્યો ગયો. તેના સામું તેણે જોયું પણ નહીં.

રામીએ તેની પાસે જઇને તેના હાથમાં પાંચ રૂપીઆની નોટ મૂકી દીધી. પ્રેમચંદ સ્મિત કરી, તે લઇ ચાલતો થયો. રામીનું હૃદય એથી પ્રસન્ન થયું. પ્રેમચંદના અભિમાનથી એને લગીરે ક્રોધ ઉપજ્યો નહીં; અથવા તો એણે જરીકે ચડભડાટ કર્યો નહીં.

સમયદેવની કૂચ ચાલુ રહી. રામીનાં માબાપ ગુજરી ગયાં. રામી એકલી પડી. પણ એણે કોઇની સાથે લગ્ન કર્યું નહીં. એનો આરાધ્યદેવ પ્રેમચંદ હતો. પોતાનો સર્વ પ્રેમ તે પ્રેમચંદને અર્પણ કરી ચૂકી હતી.

એક દિન પ્રેમચંદને ત્યાં ધામધૂમ થઇ. રામીએ એનું કારણ જાણ્યું. પ્રેમચંદનું લગ્ન થઇ ગયું તેની એ ધામધૂમ હતી.

એના જીવનમાં અન્ય કોઇ પુરુષ આવ્યો નહીં. એની ઝૂંપડીથી કેટલેક દૂર એક તળાવ હતું. તેની પાળ પર જઇને તે બેસતી. એક કુતરો એણે પાળ્યો હતો. હરહમેશ એ કુતરો એની સાથે રહેતો. તળાવ પર એકલી બેસી રહેતી. રામીને ઘણી વખત વિચાર આવતા, 'આ તળાવમાં પડીને ડુબી મરું!'

દિવસો વીત્યા, વર્ષો વીત્યાં, એક વાર ખરેખર રામીએ તળાવમાં ડુબકી મારી, પણ કોઇક મૂર્ખે એને બચાવી. એને દવા વેચનાર પ્રેમચંદના મકાનમાં જ એ મૂર્ખ દવા માટે લઇ ગયો. પ્રેમચંદે એની દવા કરી પણ જ્યારે રામી શુદ્ધિમાં આવી ત્યારે તે બોલ્યો, "તું ગાંડી છે ને? આંખો ખુલ્લી રાખીને ચાલતાં શું થતું હતું?"

પ્રેમચંદે આવાં ક્રોધપૂર્ણ કહેલાં વેણ પણ રામીના હૃદયમાં બહુ રાહત રૂપ થઇ

પડયાં. એના પ્રેમીનું સહેજ દર્શન, એના પ્રેમીનો ચાહે તેવો પણ બોલ, એને ઠંડક આપનાર બાબતો હતી.

પંચાવન વર્ષ સુધી આ કુંવારી રહેલી રામી ત્રણ મહિના ઉપર માંદી પડી. ત્યારે મને બોલાવીને તેણે બધી વાત કહેતાં ઉમેર્યું, "ડાક્ટર સાહેબ, મેં મારી આખી ઉમરમાં કોઈ પણ બીજા પુરુષ તરફ નજર પણ નાખી નથી. મારો પ્રેમ મેં પ્રેમચંદને અર્પણ કરી દીધો છે. એને માટે હું કાંઈક આપતી જાઉં છું. મહેરબાની કરીને તમે તેને તે આપી આવજો. ટાઢ તડકો વેઠીને, એક વખત ભૂખી રહીને ફાટ્યાંતુટ્યાં કપડાં પહેરીને અને જિંદગીમાં ગુજરાન માટે અનેક તકલીફો વેઠીને પણ મેં પ્રેમચંદ માટે થોડાક રૂપીઆ બચાવ્યા છે."

ડાક્ટર દીનબંધુએ પોતાના શ્રોતાવૃંદને કહ્યું, "રામીએ મને નાણાંની એક ગાંસડી આપી. એમાંના રૂપીઆ મેં ગણ્યા તો ૨૩૨૭ રૂ. થયા. એ રૂપીઆ મને સોંપીને એનો આત્મા ઉડી ગયો. એના અવસાન પછી એના રૂપીઆમાંથી મેં એના અંતિમ સંસ્કારમાં ૨૭ રૂપીઆ ખર્ચ્યા અને બાકીની રકમ લઈને હું પ્રેમચંદને ત્યાં ગયો.

મેં જોયું કે, પ્રેમચંદ તેની પત્ની સાથે, ભોજન પછી, ગપ્પાં હાંકતો બેઠો હતો. પતિ–પત્ની ધાબડધીંગાં જેવાં અને બેપરવાહ હતાં. અભિમાન તો બન્નેમાં હતું જ. મને તેમણે ખુરશી પર બેસાડયો અને આગમનનું કારણ પૂછ્યું.

મેં બિચારી રામી ગજરાવાળીની દુઃખ કહાણી એમને કહી. મારું માનવું હતું કે, તે સાંભળીને બન્નેની આંખ આંસુભીની થશે. પણ પ્રેમચંદે જ્યાં એમ જાણ્યું કે, એ ભિખારણ ફૂલ વેચનારી પોતાના ઉપર પ્રેમ કરતી હતી ત્યાં તો તે ગુસ્સે થઈ ગયો. જાણે પોતાની પ્રતિષ્ઠા એ બાઈએ ધૂળમાં મેળવી દીધી હોય તેમ તે યદ્વાતદ્વા બોલવા લાગ્યો. એની પત્નીનો મિજાજ તો એકસોદશ ડીગ્રી ઉપર જઈ પહોંચ્યો. નસકોરાં અને ભવાં ચઢાવીને તે કહેવા લાગી. "એ ભીખારણની આટલી બધી હિમ્મત ! મારો પતિ જેવા પ્રતિષ્ઠિત પુરુષ સામે નજર કરવાની તેની ધૃષ્ટતા !"

પ્રેમચંદ એની પત્નીના ક્રોધ પછી વધુ ઉત્તેજીત થઈને ખુરશીમાંથી ઉઠયો અને બોલ્યો, "ડાક્ટર સાહેબ, જો મને અગાઉથી *એના આ વિચિત્ર ખ્યાલની ખબર હોત તો* હું એને પોલિસને હવાલે કરાવી દેત ! અને જન્મભરની કેદની સજા કરાવત ! કોઈ સજ્જન માણસ માટે આવી આવી બેહુદી અને નહીં માનવાજોગ વાતો કરનાર દિવાની જ હોઈ શકે."

ડા. દીનબંધુએ પોતાના શ્રોતાવર્ગને કહ્યું; "હું તો ખૂબ આશ્ચર્યચકિત થઈ ગયો. એક બિચારી ભલીભોળી ગરીબ કન્યા જીવનભર જેની ચાહનાની ભાવના પોતાના દિલમાં સમાવીને, કોઈની આગળ અથવા તો તેની પોતાની આગળ પણ એ પ્રેમ વિષે એક હરફ પણ હોઠ બહાર નહીં કાઢીને જીવનયાત્રા પૂરી કરી ગઈ; તેના માટે બે આંસુ પણ આ અભિમાની ધનવાન ન કાઢે ? ! ઘડીભર આ વિચારોથી મારા દિલમાં દુઃખની છાયા છવાઈ ગઈ. પણ આખરે સંયમ ધારણ કરીને મેં કહ્યું. "મરતી વખતે રામી મને ૨૩૦૦ રૂપીઆ આપી ગઈ છે. તેણે તે આપને આપવાના કહ્યા છે. એના જીવનની ઘટના આપને અપ્રિય લાગે છે તો હવે એ રકમ આપ મારી પાસેથી લીધા બાદ ગરીબોને આપી દેશો, એવી આશા રાખું છું." મારી આ વાત સાંભળીને એ બન્ને જણ ચકિત થઈ ગયાં. મેં તમામ રૂપીઆ તેઓને સોંપી

દીધા. પ્રેમચંદે રૂપીઆના ઢગલા તરફ કંઇ વાર સુધી જોઇ રહ્યા બાદ એની પત્ની તરફ પ્રશ્નસૂચક મુખમુદ્રાથી જોઇ રહ્યો.

એની પત્ની બોલી, ' એ ગરીબ બાઇની અંતિમ ઇચ્છા પૂરી કરવી એજ અમારૂં કર્તવ્ય છે, પણ એ કેવી રીતે વાપરવા એ વિષે શું તે કાંઇ કહી ગઇ છે ? '

પ્રેમચંદે અત્રે કહ્યું, ' ડાકટર સાહેબ, આ રકમ લઇને અમે અમારાં બાળકોને ભણાવવાના કામમાં ખર્ચીશું. '

મેં કહ્યું, ' આપને ચાહે તેવા ઉપયોગમાં તે લઇ શકો છો. મને તો તે આપને આપવા માટે જ સોંપાયા હતા. '

તે બોલ્યો, ' બસ, બસ, ત્યારે તો હવે આ બાબતમાં વધારે ચર્ચા કરવી નકામી છે. ' રૂપીઆ તેણે ગણી લીધા અને પોતાની તિજોરીમાં મૂકી દીધા. હું તે પછી તેઓની પાસેથી વિદાય થયો. બીજે દિવસે સવારે પ્રેમચંદ મારી પાસે આવ્યો અને બોલ્યો, ' એ બાઇ પાસે એક ગાડી હતી અને એક બળદ હતો, ખરૂં કે ? તમને એ બે કાંઇ કામ લાગવાનાં છે ? ' મેં જવાબ દીધો, ' ના. આપ તે ખુશીથી લઇ શકો છો. ' એને હું રામીને ઝુંપડે લઇ ગયો. ત્યાંથી બળદ અને ગાડી તેને સોંપ્યાં. પણ બળદ બુઢ્ઢો હતો તે જોઇને તેણે કહ્યું, ' મને એની જરૂર નથી. ' મેં બાઇનો કુતરો તેને દેખાડીને પૂછ્યું, ' એને લઇ જશો ? ' કુતરો લેવાની પણ તેણે ના પાડી.

ડાકટર દીનબંધુએ પોતાના શ્રોતા વર્ગને કહ્યું, " પ્રેમચંદ એ ગાડીનો ઉપયોગ પોતાના માટે કરી રહ્યો છે, રામીના રૂપીઆમાંથી એણે રેલ્વેના પાંચ શેર ખરીદ્યા છે. મારા આખા યે જીવનમાં આવી આશ્ચર્યજનક ઘટના મેં એકે જોઇ જાણી નથી. ' સાચો પ્રેમ નિભાવે પ્રેમદા ' એવું કોઇક કવિએ ગાયું છે. એ શું ખરૂં હશે ? "

ડાકટરના પ્રશ્નનો જવાબ ત્યાં પ્રસરેલી ચૂપકીદીમાં મળ્યો. એકેએક જણ ગંભીર બની ગયું હતું.

એકેએક સાંભળનારની આંખ આંસુભીની બની ગઇ હતી.*

* ગાઇ દ મોંપાસાની એક કથાનું રૂપાંતર.

---

## સૌ. લક્ષ્મીબાઇ પ્રાગજી હરિયાણી હરિફાઇ ઇનામી નિબંધ

" સ્ત્રીઓનાં વિકાસમાં નડતાં કાયદાનાં બંધનો " એ વિષય પર જે કોઇ સ્ત્રીપુરુષ નિબંધ લખી મોકલશે તેમાંથી ઉત્તમ નિબંધ જેમનો પરીક્ષક પસંદ કરશે તેમને રૂ. ૫૦)નું ઇનામ આપવામાં આવશે.

સરતો—( ૧ ) નિબંધ આશરે બારસો લીટીનો હોવો જોઇએ.

( ૨ ) તે છાપવાનો હકક સોસાઇટીને સ્વાધીન રહેશે

( ૩ ) પરીક્ષકનો અભિપ્રાય છેવટનો ગણાશે.

અમદાવાદ
પો. ઓ. નં. ૨૩
તા. ૧૫-૮-૧૯૩૮

લી૦
વિદ્યાબ્હેન ૨. નીલકંઠ
ઓન. સેક્રેટરી.
ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી

તા. ક. તા. ૩૧મી ઑક્ટોબર ૧૯૩૮ સુધીમાં સદરહુ નિબંધ મળી જવો જોઇએ. તે મુદત પછી મોકલેલા નિબંધો સ્વીકારવામાં આવશે નહિ.

# ગર્વ છાજતો નથી

( કુંજલડી રે......એ લય )

કૃષ્ણને પ્યારી રાધાજી રાણી,
માનીતિ ગોપીઓમાં જાણી જીરે.—કૃષ્ણ૦ ૧
પૂર્ણિમા શર્વરી રૂપેરી ચાંદની,
વૃંદાવને રાસ મ્હાલી જીરે.—કૃષ્ણ૦ ૨
થાકીને વળતાં પાછાં ઘર ભણી,
બોલ્યાં એ રાધિકા રાણી જીરે.—કૃષ્ણ૦ ૩
થાકયા છે ચરણો વ્હાલા સ્વામિજી,
નવ શકાતું હવે ચાલી જીરે.—કૃષ્ણ૦ ૪
હરખાયા વ્હાલીની વાણી એ સૂણી,
ખાંધે બેસાડી એ નારી જીરે.—કૃષ્ણ૦ ૫
છલકાણી ગર્વે રાધાજી ઘેલી,
ગણાઇ સર્વમાં માની જીરે.—કૃષ્ણ૦ ૬
પ્રભુએ જાણ્યું રાધા અભિમાની,
ગર્વને દેવો હવે ટાળી જીરે.—કૃષ્ણ૦ ૭
વડ વિશાળ વાટે ઘટા છે ઘાડી,
આવ્યો વડવાઇ એને લાંબી જીરે.—કૃષ્ણ૦ ૮
વદ્યા સ્વામિનીને મીઠી એ વાણી,
ખભો દુઃખે મારો રાણી જીરે.—કૃષ્ણ૦ ૯
વિસામો લઉં હયો વડવાઇ સાહી,
રહેતાં પ્રભુ ગયા ભાગી જીરે.—કૃષ્ણ૦ ૧૦
બૂમરાણ કરે છે રાગડો તાણી,
મશ્કરી ગોપીએ ભાખી જીરે.—કૃષ્ણ૦ ૧૧
અલી તું રાધા સહુમાં માની,
વ્હાલે ભલી ! લટકાવી જીરે.—કૃષ્ણ૦ ૧૨
હસતા હસતા યદુનંદને આવી,
રાધાને હેતે છોડાવી જીરે.—કૃષ્ણ૦ ૧૩
બોલ્યા પ્રભુજી રાધા ઓ ! વ્હાલી,
ગર્વ કરો કાં ! ખાલી જીરે.—કૃષ્ણ૦ ૧૪
દશાનન રોળાણો પળમાં ઓ ! ગાંડી,
ગર્વ ન છાજે રાણી જીરે.—કૃષ્ણ૦ ૧૫

शिवात्मन–डींगुचा

# એક વિચિત્ર સંવાદ

લેખક : શ્રી છોટાલાલ માનસિંગ કામદાર બી. એ.

**પુરૂષ :** વારુ, તું સમાજવાદી છે. તેં શોપનહોરનો સ્ત્રી પરનો આ નિબંધ વાંચ્યો છે ? તે નિબંધમાં ઘણું કહે છે. " સ્ત્રીઓ આખી જીંદગી સુધી મોટાં બાળકો જ રહે છે. બાહ્ય દેખાવને ખરી વસ્તુ માનીને તે વર્તમાનકાળને વળગી રહે છે. ઉપયોગી વસ્તુઓ કરતાં તે નકામી વસ્તુને પસંદ કરે છે. સ્ત્રીના સ્વભાવનો મુખ્ય દોષ એ છે કે તેનામાં ન્યાયની ભાવના નથી. તેનામાં સ્વભાવજન્ય લુચ્ચાઇ હોય છે અને ખોટું બોલવાનું વલણ હોય છે. વિગેરે વિગેરે. " હું કંટાળી જાઉં તેટલું તેણે લખ્યું છે. તું શોપનહોરને પ્રેમમાં અથવા લગ્નમાં નિરાશ થયેલ મનુષ્યના બડબડાટ તરીકે નકામો ગણી શકીશ નહિ. તે વીસમી સદીનો પ્રખર વિચારક હતો.

**સ્ત્રી :** મેં તેના પુસ્તકો વાંચ્યા નથી, તેમજ તે વાંચવાની મને ઇચ્છા નથી. હું સ્ત્રી હોઉં તેમ મને લાગતું નથી. મને સ્ત્રીના વિચાર જ આવતા નથી. હું સમાજવાદી છું અને તેથી સ્ત્રી પુરુષમાં હું કંઇ તફાવત જોતી નથી. બન્ને મનુષ્ય પ્રાણી તરીકે સરખાં જ છે.

**પુરૂષ :** તે રીતે તો તું પુરુષ અને પશુ વચ્ચે પણ કંઇ તફાવત ગણીશ નહિ કેમકે બન્ને પ્રાણીઓ છે. તેમજ તું સ્થાવર તથા જંગમ વચ્ચે પણ કંઇ તફાવત ગણીશ નહિ કેમકે બન્ને પદાર્થ છે. પણ વસ્તુસ્થિતિ જોતાં આપણે જાતિભેદનો તફાવત ગણવો જોઇએ. બન્ને જાતિઓ બહુ વિભિન્ન નથી, તેમની વચ્ચેનો તફાવત પૂરક છે.. પણ છતાં તફાવત તો છે જ અને તે છુપાવી શકાય તેમ નથી.

**સ્ત્રી :** કદાચ બીજી સ્ત્રીઓને તે તફાવત લાગતો હશે પરંતુ મને પોતાને તો તે તફાવત લાગતો નથી. હું પુરૂષોની સાથે ખૂબ છુટથી વર્તી શકું છું અને તેમની રમતગમતમાં ભાગ લઉં છું. પુરૂષોની માફક જ હું વાંચું છું, લખું છું તથા વિચાર કરું છું. અરે તમારા પુરૂષોના કેટલાક આનંદ પ્રમોદ અથવા કુછંદોમાં પણ ભાગ લઉં છું. હું તમારી માફક જ સીગાર તથા દારૂ પીઉં છું અને વાક્યુદ્ધ કરી શકું છું.

**પુરૂષ :** જ્યારે તું અત્યારની કેટલીક આધુનિક બાળાની જાતિહીન છો. જાતિહીન પુરૂષની તું સરસ સાથીદાર થશે. પુરુષ તારી આંખો જોઇ શકે, તારી પાસે બેસી શકે અને તારા વાળ સાથે રમત પણ કરી શકે. ઉંદરને પકડવા બિલાડી જેમ તરાપ મારે છે તેવો ભય પુરૂષને રહેશે નહિ. તારી રીતભાતમાં નિષ્કપટતા છે અને તારી આંખમાં સખ્તાઇ છે તેથી મને નિરાંત છે. હું ધારું છું કે શોપનહોરનું ગાંભીર્ય ઉપરચોટિયું હતું અથવા તો તેના સમયમાં તારા જેવી પૌરૂષ કુમારીનું અસ્તિત્વ નહોતું. જીવનમાં વિક્રિયા થયા જ કરે છે અને તું તારી જાતિમાં વિચિત્ર વિક્રિયા છો. મને માફ કરજે પણ મારે તને કહેવું જોઇએ કે તું આનંદદાતા છો પણ આકર્ષક નથી. તારા વાળ, તારા કપડાં, તારી રીતભાત, તારા ચ્હેરાનો દેખાવ–બધું–જો. મને તારા પ્રતિ પ્રેમ થાય પરંતુ તારામાં લુબ્ધ થવા માટે યત્ન કરવો જોઇએ. સાંજે કરવાની વાતચિત માટે તું સારી સાથી થઇ શકે પરંતુ ગૃહિણી થવા માટે–તેવા કોઇ વર્ગના અસ્તિત્વની તને ખબર છે કે કેમ તેનું જ મને આશ્ચર્ય થાય છે.

**સ્ત્રી :** હું જાણું છું કે તેવો વર્ગ અસ્તિત્વ ધરાવે છે પણ તેમાં દાખલ થવાની લાયકાત મેળવવા હું યત્ન કરતી નથી. હું ધારું છું કે તે વર્ગ બાવા આદમના વખતથી ચાલ્યો આવે છે. વારસા તથા ટેવની તે ભેટ છે. તે વર્ગની અત્યારે પુનર્રચના થવાની તૈયારીમાં છે અને જ્યારે તેની નવેસરથી પુનર્રચના થશે ત્યારે તેમાં તમને તમારી મોહક જુઠ્ઠાબોલી તથા ચીડીઆ સ્વભાવની ગૃહિણી મળશે નહિ. તે વર્ગનું અસ્તિત્વ જેટલું સત્વર નાબુદ થશે તેટલી સત્વર બન્ને જાતિઓ એકબીજાની વધારે નજદીક આવશે છેવટે તે લગભગ સરખી થઇ જશે. ત્યારે હું લગ્ન કરીશ.

**પુરૂષ :** જેમ હિંદીઓ અંગ્રેજો પાસે ગૌણ્યગ્રંથિ અનુભવે છે તેમ તું પણ અનુભવતી લાગે છે. જ્યાં સુધી આખી જાતિ તારા દરજ્જે ન પહોંચે એટલે કે જાતિહીન ન બને ત્યાં સુધી સ્ત્રી એટલી હલકી છે કે લગ્ન ન કરી શકે તેમ તું શા ઉપરથી ધારે છે ?

**સ્ત્રી :** મને લાગે છે કે સ્ત્રી નહિ પણ પુરૂષ તે ગ્રંથિ-અનુભવી રહેલ છે. બાળક તરીકે પુરૂષ એટલો અસહાય તથા સ્ત્રી પર એટલો આધાર રાખતો થઇ ગયો છે કે જ્યારે તે મોટો થયો ત્યારે સ્ત્રી પર હુમલો કરીને તથા તેને ઉતારી પાડીને તેનો હક્ક તેણે સાબીત કર્યો. તમે પુરૂષો હઠીલા તથા શેરી છો. અમારા કરતાં તમારામાં વધારે પશુત્વ છે.

**પુરૂષ :** કદાચ સ્ત્રી કરતાં પુરૂષમાં વધારે પશુત્વ હશે પણ તેથી તે ઓછો શૂરવીર કે સ્ત્રી વધારે ઓધર્મી થતી નથી. માતા તો પોતાના બધાં બાળકો–દીકરા અગર દીકરી–નું પોષણ તથા રક્ષણ કરે છે. તો પછી પોતાનું સ્વાતંત્ર્ય નક્કી કરાવવા પુત્રોએ એકલાએ જ શા માટે માતા પર હુમલો કરવો જોઇએ ? સાચી વાત તો એ છે કે દીકરો માતા કરતાં પિતાથી વધારે ડરે છે, માતા પરનું પરાધીનપણું પુત્રને ગમે છે, પિતા પરનું નહિ. હું તો એમ ઇચ્છું છું કે બાળકો માતાથી ખરેખર ડરે છે તે કરતાં વધારે ડરતાં થાય. પણ તું શા માટે લગ્ન નથી કરતી તે તો મને કહે.

**સ્ત્રી :** હું તો પત્નીને પરણવા માગું છું. મારા પર સત્તા ચલાવે તેવો પતિ મારે ન જોઇએ.

**પુરૂષ :** તારે મારી જાતિમાંથી કે તારી જાતિમાંથી પત્ની જોઇએ છે ?

**સ્ત્રી :** તમારી જાતિમાંથી તો કોઇ પણ રીતે નહિ. જો હું પુરૂષ જાતિમાંથી પતિને પસંદ કરૂં, તો તે તેના પૂર્વગામીઓની માફક પત્ની પર ધણીપણું કરશે. મને મારી પોતાની-સ્ત્રી જાતિમાંથી પત્ની જોઇએ છે, જેના પર હું ધણીપણું કરી શકું. નહિતર હું લગ્ન જ નહિ કરૂં.

**પુરૂષ :** બહુ સરસ. તે મહાન વિચાર છે. કદાચ આધુનિક સમયમાં પોતાની જાતિમાં વધારે આત્માધીન વ્યક્તિ મળી શકે. જ્યારે પુરૂષો પુરૂષો સાથે તથા સ્ત્રીઓ સ્ત્રીઓ સાથે લગ્ન કરશે તથા એક બીજા મૈત્રી માટે મળશે તે કીર્તિવંત કાળ ગણાશે. પ્લેટો પણ પોતાની કબરમાંથી ઉઠીને હસશે કે તેનું જીવન નિરર્થક નહોતું. કારણ કે મનુષ્ય જાતિમાં સંપૂર્ણ સમાનતાનો સમય આવી પહોંચ્યો હશે. ઇશ્વરનો પાડ માન કે આપણે ફરીથી સમાન થઇશું અને જાતિ વચ્ચેના લગ્નની ભાંજગડને મૂર્ખાઇ ભરેલી ગણવામાં આવશે, પણ તેં તારી સખી શોધી કાઢી છે ? જ્યારે તું શોધી કાઢે ત્યારે મને જણાવજે કે તે સારી પત્ની છે. પછી હું પણ મારી જાતિમાં મારૂં ભાગ્ય અજમાવીશ ને તને પરિણામ જણાવીશ. જ્યારે મનુષ્યો સુગલીખોર થતા અટકશે તથા સ્ત્રીઓ ખોટે રસ્તે જતાં અટકશે તે નૂતન યુગ માટે ચાલો આપણે કાર્ય કરીએ. ચાલો ત્યારે તારી શોધખોળની શરૂઆત કર *

* અંગ્રેજી પરથી.

# રૂપાળી

લેખક :
તેનો દુઃખી પિતા—કાભાઇ

દીકરીઓને કસાઇખાને વેચનાર નરાધમો ! આજે જ બંધ કરો તમારી એ અમાનુષી પ્રવૃત્તિને. તમારી એ જરલોભી ચિત્તવૃત્તિનો નિગ્રહ કરો, અને ફગાવી દો કુલાભિમાનના મિથ્યા મોહબંધનોને. કેટલાંએ નિર્દોષ પશુઓ મારા જેવા નરાધમોના હાથે યજ્ઞનો બલિ થઇ હોમાયાં હશે ? કોણ કહી શકશે ? અંધ સમાજને તો એની કશી જ પડી નથી. મારા એક જીગરના ટુકડાના દુઃખદ જીવન ઇતિહાસથી જો તારાં અંધનેત્રોને પ્રકાશના કિરણો સ્પર્શી શકે તો હે સમાજ ! મારો આ પ્રયત્ન સફળ માનીશ.

બારીઆ સ્ટેટના ભાણપુરા ગામમાં એક દિવસ આનંદ આનંદ થઇ રહ્યો. અમારાં કુટુંબમાં કંસારનાં આંધણ મૂકાયાં ગોળ વહેંચી, આડોશી પાડોશીને પણ અમારા આનંદનાં ભાગીદાર બનાવ્યાં. એ હતો મારી એકની એક, આંખની કીકી સમી વ્હાલી પુત્રી રૂપાળીના જન્મનો દિવસ. તેના જન્મથી સંબંધીઓમાં આનંદ અને આશા જન્મ્યાં.

હા ! ક્યાં માનવીની પામરતા અને ક્યાં જગસૃષ્ટાનું અસલ નિયમન ! તેના ભાવીને ભેટવા મારી એકની, એક લાડકવાયી દીન પ્રતિદીન મોટી થવા લાગી. માતાપિતાના વાત્સલ્યથી અત્યંત સુખ પામતી તે શેરીનાં અન્ય બાળકો સાથે રમતી અને વખત થતાં નિશાળે જતી. જેનો નાશ નજીક છે એવી દીપકજ્યોતિ અત્યંત પ્રકાશ આપી શમી જાય છે. મારી પુત્રીની જીવનજ્યોત પણ અત્યંત પ્રકાશ પાથરવા લાગી કારણ કે એનો લય પણ નજીક જ હતો, જે મેં પાછળથી અનુભવ્યું.

રૂપાળી એકની એક હોવાથી ઘણાં જ લાડમાં અમે એને ઉછેરી. રૂપાળી રડે તો અમારૂં હૃદય કપાઇ જતું. રૂપાળી હસે તો અમારા હૃદયમાં આનંદનાં પૂર ઉભરાતાં. એ નિશાળે જતી ત્યાં સુધી અમારૂં ઘર નિષ્પ્રાણ લાગતું. એ ઘેર આવતી કે જાણે ઘરમાં પ્રાણનો સંચાર થયો હોય તેમ સજીવ બની જતું.

સમય સમયનું કામ કર્યે જાય છે. દિવસનો પ્રકાશ, પછી રાત્રીનાં અંધારાં ઉતરે છે, અને વળી પાછો દિવસ. એ પ્રમાણે મહિનાઓ અને વર્ષો વિત્યાં, અને રૂપાળીએ ગુજરાતી સાતમા ધોરણની પરિક્ષામાં ઉત્તીર્ણ થઇ પહેલો નંબર મેળવ્યો. રૂપાળી આ વખતે ચૌદમા વર્ષમાં પ્રવેશ કરી ચૂકી હતી; અને હું-તેના પિતા-માટે તે ચિંતામાં વૃદ્ધિકારી થઇ પડી હતી.

હું ખેડુત વર્ગનો ઇન્સાન હોવાથી અમારી જ્ઞાતિમાં સહેજે હોય છે તેમ કુલાભિમાનની ઇન્દ્રજાળમાં હું ફસાયો. મારી રૂપાળી ઉંમર લાયક થવાથી તેનાં વેવીશાળ ઉદેપુર સ્ટેટના તાબાના એક નાના જાગીરદારના પુત્ર સાથે નક્કી કર્યાં. અભ્યાસ છોડાવી શુભ મુહુર્તે તેનાં લગ્ન ઉજવાયાં; અને હમણાં જ મેં અનુભવ્યું કે હંસણીને વાયસવૃંદમાં પરાધીન મૂકી મેં પિતૃધર્મ અદા કર્યો. જ્ઞાતિની રૂઢી પ્રમાણે મેં અઢીસો રૂપૈયા પૈઠણ આપી.

હિંદુ સમાજમાં લગ્નનો આનંદ લગ્નના દિવસો જ જાણે છે. સાસરીમાં પગ મૂકતાં જ નવોઢાને થતા અનુભવો હાય ! જો મારી વ્હાલસોઇ પુત્રી જીવતી હત તો આજે હું સર્વાંગપૂર્ણ વૃત્તાંત તેની પાસેથી મેળવી

સમાજને જાહેર કરત. કિંતુ અફસોસ ! લાંબા વિયોગે હું એના મૃતદેહને જ નિહાળી શકયો છું.

જ્યારથી મારી પુત્રીએ સાસરામાં પગ મૂકયો ત્યારથી જ સાસુમાએ સત્તાનો કોયડો ચલાવ્યો. વાત વાતમાં લઢે, બિભત્સ શબ્દો બોલી ધમકાવે, અને પુત્રને ઉશ્કેરી તેની પાસે તાડન કરાવે. આ પ્રમાણે લાડમાં ઉછરેલી મારી પુત્રી અત્યંત દુઃખી થવા લાગી. વારંવાર પત્રદ્વારા તે પોતાનાં દુઃખો મને જણાવતી કિંતુ કુલાભિમાનનો નશો પીધેલો હોવાથી હું તેના પત્રોની અવગણના કરતો અને પ્રત્યુત્તરમાં બધુંએ સહન કરવા શિખામણ આપતો.

અરેરે ! આવા કુલાભિમાનના ઝાકળ બિંદુઓને મોતી સમજી લેવા અમારી મારીઆ ક્ષત્રીય કોમ કયાં સુધી મૂર્ખ રહેશે ? પત્રો અવગણના અને પ્રત્યુત્તરમાં લાગણીહીનને છાજે એવું વર્તન જોઇ નિરાશ બની મારી દુઃખી પુત્રીએ લખવું બંધ કર્યું અને પ્રારબ્ધ રૂપી શયતાન જ્યાં ઢસડી લઇ જાય ત્યાં જવા લાચાર બની ગઇ.

કુળને ઉચ્ચ કહેવડાવવા ખરેખર હું પુત્રીનો ભોગ છતી આંખે આંધળો બની આપી રહ્યો. હું ગામનો મુખી અને પૈસેટકે સુખી છું, તેમજ મારી તથા મારા પિતાશ્રીની ખ્યાતિ ચોમેર ફેલાએલી છે, જ્ઞાતિમાં પણ અમારૂ અગ્રસ્થાન છે. મારૂ નામ કાભઇ અને મારા પિતાશ્રીનું નામ ધેમાભાઇ છે.

પૈઠણ મળવાના લોભથી રૂપાળીના સસરાએ પુત્રને ફરીથી પરણાવવા વિચાર કર્યો કિંતુ જ્ઞાતિમાં અમારી લાગવગ ભારે હોવાથી મારી પુત્રીને શોકયનું સાલ ઘાલી દુખી કરવા કોઇએ હિંમત કરી નહિ.

સંવત ૧૯૯૩ ના વૈશાખ માસની એક કાળ રાત્રિએ મારી ફુલપુતીને યમસદન પહોંચાડવાનું કાવત્રુ રચાયું. હાય ! દ્રવ્યલોભ શું નથી કરતો ? મારી પુત્રીને તેના પતિએ બળાત્કારથી પકડી મોંએ કપડાનો ડુચો માર્યો અને બુમ ન પાડી શકે તેવી નિસ્સહાય બનાવી. તેનો સસરો, અને જે પતિને તે પરમેશ્વર માનતી તે બન્ને યમદુતો જેવા વિકરાળ અને નિર્દય બની તેના ઉપર ચઢી બેઠા અને ગળુ દબાવી ગુંગળાવી મારી નાખી. હાય ! જીવવા માટે તેણે કેવાં તરફડીયાં માર્યાં હશે ! અને તેના આત્માએ મારા, અને તેની રાંક માતા ઉપર કેવા શ્રાપ વરસાવ્યા હશે ! એ મૃત્યુસમય હું કલ્પનામાં ઉતારૂં છું ત્યારે હૃદય ભાંગીને ભૂકો થઇ જાય છે. અરેરે ! તેને કેટલું દુખ થયું હશે.

રૂપાળીના મૃતદેહને ઉપાડીને રાત્રીના ઘોર અંધકારમાં એ માનવ રાક્ષસો પોતાનું અમાનુષીય કર્તવ્ય છૂપાવવા ચાલ્યા. ગામથી બે માઇલ દૂર એક પવિત્ર કૂપને ગોઝારો બનાવવા તે નિશાચરો આવી પહોંચ્યા; અને આનંદોત્સવ ઉજવવા મદિરાપાન કરવા માટે એક મકાઇના ખેતરમાં આવી બેઠા.

પાપના ઘડાને ફૂટવા ઇશ્વર તેમાં પ્રથમથી જ છિદ્ર નિર્માણ કરી મૂકે છે અને તે ભરાતાં વેંત જ ફૂટી જાય છે.

બન્યું પણ તેમજ. છૂટી ગએલા બળદની શોધમાં નિકળેલો એક ખેડુત તેમની નજીક આવતાં કંઇક ભયંકરતાનો આભાસ થવાથી મકાઇના છોડમાં સંતાતો બેઠો અને બન્યું તે અથ ઇતિ જોયું તથા સાંભળ્યું,

મદિરાથી મસ્ત બન્યા પછી તે નર પિશાચોએ રૂપાળીના શબને પથ્થર સાથે બાંધી કૂવામાં ફેંકયું, અને ઠરાવેલા મજુરો વડે કૂવો એક જ રાત્રિમાં પુરાવી દીધો. નરાધમ જાગીરદારોએ મજુરોને તેમણે રાક્ષસી જોખમમાં આપેલા સાથ માટે જમીનનો વેરો માફ કરવાનું વચન આપ્યું હતું.

આવા નરાધમો પાસેથી જાગીરો જપ્ત

[ અનુસંધાન જુઓ પૃ. ૨૧ પર ]



# પ્રકાશ કૃત પૂર્ણિમાનું એક ચિત્રાત્મક દૃશ્ય.

"હમ સભી પાપી હૈ."

'જોગી બન કે બન બન ઢુંઢું
'કોઇ ડગર બતાય......"

હૃદયની કોઇ તીવ્ર વેદનાને આકાર અર્પતા માઢ રાગની છાયામાં સૂર રેલાયા.

કંઠમાંનું સંગીત હૃદયમાં ઉતરી ગયું હતું એટલે જ્યારે હૃદયમાંથી ઊર્મિ ઉઠે ત્યારે જ, શાસ્ત્રી ગાઇ શકતા. હૃદયના ગહનતમ ઊંડાણમાંથી જન્મતી ઊર્મિઓ ક્યારેક પૂર્વજીવનની કેટલીક વાતોને ગીત જોડે બહાર ખેંચી લાવતી. નબળાઇની ફક્ત એકજ ક્ષણે એક સ્ત્રીની જીંદગીને કેવી વિષમ કરી મૂકી હતી તેનો પડઘો એ વાતોમાંથી પડતો. તેના ધબકારા જોડે શાસ્ત્રીજી ધ્રૂજી ઉઠતા. અને પશ્ચાતાપનો અગ્નિ તેમને પળે પળે બાળ્યા કરતો. તેથી જ તો તેઓ જોગી બની 'રામ'ને ઢૂંઢતા નીકળ્યા હતા. પોતાથી થયેલી એક ભયંકર ભૂલની તેમને માફી માગવી હતી. તેમણે લલકાર્યું:

'કોઇ ડગર બતાય'..........અને એનો પડઘો પડ્યો હોય તેમ દૂરથી તેમના જેવા જ કો પંથ ભૂલેલાનો સૂર સંભળાયો: 'બાલમ મોરા, કિત ગયે બાવરી બનાય.'

શબ્દે શબ્દે દર્દ હતું: બાવરી બનાવીને 'પીતમ' ક્યાંક દૂર ચાલી ગયાનું; શબ્દે શબ્દે નિરાશા હતી: શોધી શોધી થાકી જવા છતાં 'પીતમ' હાથ ન આવ્યાની, શબ્દે શબ્દે મહાકાવ્ય હતું: 'પરદેશી પીતમ' પાછળ ઘેલી બનતી અભિસારીકાનું.

આશાવીણાના છેલ્લા એક જ તાર ઉપર તેણે સૂર છેડયો:

'કિત ગયે બાવરી બનાય.........'

'પીતમે' પ્રિયતમાના આ શબ્દો સાંભળ્યા હોત તો સાત સાત સાગર પાર કરી તે પાછો દોડયો આવત: ફરી કદિ વિખૂટા ન પડવાની પ્રતિજ્ઞા સાથે.

શાસ્ત્રીજીએ મંદિરના તોતીંગ દરવાજાની ડોકાબારીમાંથી બહાર જોયું. મંદિરના વિશાળ પગથાર ઉપર એક સ્ત્રીનો દેહ જાણે ઢોળાઇ ગયો હતો. તેમણે બહાર આવી પૂછયું:

'બેટી, તુમ કૌન હો ?'

તે સ્ત્રીએ માથું ઊંચું કર્યું. તેની આંખોમાંથી દર્દ ટપકતું હતું. તેના ચહેરા ઉપર દુ:ખની કારમી ચીરીઓ વંચાતી હતી,

'આફત કી મારી એક દુ:ખીયારી હું; રાતભર મંદિરમેં રહેનેકી ભીક માંગતી હું.'

શાસ્ત્રીજીનું હૈયું અનુકંપાથી ભરી રહ્યું. બે કદમ નીચે આવી, વાત્સલ્યભરપૂર વાણીમાં તેમણે કહ્યું:

'ભીખ કયોં, બેટી ! શ્રી રામકા દરબાર હૈ, જીમેં આપ જબ તક રહો, ભકિત ભાવસે ભગવાનકા ગુણગાન કરો—યહી બસ હૈ, આઓ બેટી......'

શાસ્ત્રીજીએ હાથ આપી તેને ઉભી કરી. પણ બે પગથિઆં ચડતાં જ તે અટકી ગઇ. તેનું સ્વભાન જાગૃત થયું—સાથે જ ધવાયું: સમાજે જબરદસ્તીથી ચોડી દીધેલા કલંકને હાથે કરી સ્વીકારી લઇ તે બોલી:

'પર મેરે અંદર આનેસે મંદિર અપવિત્ર હોગા.'

શાસ્ત્રીજી વિસ્મિત ભાવે તેની શંકાનું નિવારણ કરવા બોલ્યા:

'અરિ પગલી ! ભગવાન શ્રી રામ તો સ્વયં પતિતપાવન હૈ. ઉનકા સ્મરણ, નામ ઔર જાપ, પાપ ઔર ત્રયતાપ કા નાશ કરતા હૈ, આઓ.'

પરંતુ પતિતાનું હૃદય ડંખતુ હતું. જે કેવળ નિર્ભેળ વૃત્તિથી આમંત્રણ આપે જાય તેને છેતરતાં જીવ કેમ ચાલે !

'પર આપ યહ તો પૂછીએ કી મૈં કૌન હું ?'

પોતાની પામર જાતને આટલું બધું મહત્ત્વ મળતું જોઇ, દુ:ખી થઇ, શાસ્ત્રીજી બોલ્યા:

'પૂછનેવાલા મૈં કોન ? શબરી ભીલની કે બેર ખાયે, ગણિકા કો શુક પઢાતે તાર લિયા, ઐસે પાવન પ્રભુકે પુણ્યધામમેં જાનેવાલોં કો રોકને વાલા મૈં કૌન ?'

બોલી રહી શાસ્ત્રીજીએ ડોકા બારીમાં પ્રવેશ કર્યો, હજૂ તો એક પગ અંદર અને બીજો બહાર છે ત્યાં તેમણે અવાજ સાંભળ્યો તે વડે અંદરનો પગ પાછો લઇ લીધો.

સ્ત્રીના પગ જમીન ઉપર જડાઇ ગયા. અવનત મૂખે, વેદના પૂર્ણ સ્વરે તે બોલી ઉઠી:

'મૈં ભી એક ગણિકા હું મહારાજ,'

શાસ્ત્રીજી પળમાત્ર થંભી ગયા. ઘડી પહેલાં પૂર્વ જીવનની જે વાતો તેમને બાળતી હતી તે પાછી યાદ આવી ગઇ—સાથે જ સ્ત્રીની નિખાલસતાએ તેમને આકર્ષ્યા. અને તેમણે સમાજે રચેલાં વર્તુલો તોડી નાંખવાનો નિશ્ચય કર્યો. ભગવાને પણ ગણિકા ઉદ્ધાર તો કર્યો છે.

'કોઇ હર્જ નહીં બેટી, ચલી આઓ.........'

અને પોતાની ભૂલોને જ પ્રાર્થનામાં રોયા કરતા ભાવિક ભકતે ઉમેર્યું:

'હમ સભી પાપી હૈં.'

અને એ નીરવ રાત્રિની અંધારઘેરી કુંક્રમાં, એક ગણિકાને મંદિરપ્રવેશ કરાવી તેને ઉદ્ધારની પગદંડીએ દોરી જતું દશ્ય વિલીન થયું.

# પરિત્યક્તા

લેખક :
શ્રી. જમિયત કૃ. પંડ્યા

સ્ત્રીઓનો પરિત્યાગ આપણા સમાજમાં વિશેષ રૂપે ફેલાયેલો છે. પુરૂષ સમાજે સ્વેચ્છાનુસાર તેનો અઙ્ગીકાર અને અસ્વિકાર કરીને સિદ્ધ કર્યું છે કે, પોતાના સુખ માટેનું તે માત્ર એક તુચ્છ સાધન છે. અને તેનું સ્થાન પણ તેટલું જ છે. જરૂર સિવાયની અમુલ્ય કે સાધારણ વસ્તુ જેમ તે ફેંકી દઇ શકે છે, તે રીતે સ્ત્રીના બંધનમાંથી ઇચ્છા થતાં જ તે મુક્ત થઇ જાય છે. અને તેવા અનીચ્છનીય વ્યવહારમાં તેને સ્ત્રીની ઇચ્છા અનિચ્છા જાણવાની આવશ્યકતા જણાતી જ નથી. સમાજે પણ પુરૂષની સ્વચ્છન્દતામાં કંઇ અયોગ્ય પરિણામ વિચાર્યું નથી.

આથી કેટલાક ઇતિહાસ પ્રસિદ્ધ પરિત્યાગો પર પ્રશંસાનો ઓપ ચઢાવવામાં આવ્યા છે. સ્ત્રીએ ગમે તેટલો ત્યાગ કર્યો હોય, ગમે તેટલું બલિદાન આપ્યું હોય છતાં પણ તે ત્યાગ કે બલિદાનથી પુરૂષ પોતાની પ્રણાલિકાથી વિચલિત કે વિસ્મિત્ થયો જ નથી.

તેના સ્વાર્થિ માનસને જો સ્ત્રી તરફથી જરી પણ અડચણ ખમવી પડી કે તુરત તે, તેનાં ચરિત્ર્ય અને સતિત્વ પર હઝાર હઝાર કલંક લગાડવા તૈયાર થઇ જવાનો.

બુદ્ધ ભગવાન યશોધરાનો પરિત્યાગ કરી ગયા, 'રાજ્યપાટ અને સુખ વૈભવ સાથે વસ્ત્રાભૂષણોની માફક જ તેમણે પોતાની અર્ધાંગનાનો પણ ત્યાગ કર્યો, જગત આજે એમને ભલે વખાણે અને અલબત્ત આધ્યાત્મિક દ્રષ્ટિએ તે વ્યાજબી હશે છતાં પણ યશોધરાની દ્રષ્ટિએ એક પતિ તરિકે; આ ત્યાગની તુલના કરવામાં આવે તો ? તો આ પરિત્યાગ દારૂણ છે. આ ત્યાગ ગમે તેટલો મહાન હોય છતાં પણ તેની સમસ્ત મહાનતા–પણ સ્ત્રીની સ્થિતીને ઉન્નત ન કરી શકી. યશોધરા–ત્યક્તા બની ગૌરવહીન બની, અને તેવાં પુરૂષથી કે જેની દ્રષ્ટિ પ્રાણીમાત્રને માટે સમાન હતી.

પતિપ્રાણા સીતાનો ત્યાગ તો આનાથી પણ કરૂણ ગણી શકાશે. આ ક્રૂર ત્યાગનું નૈતિક મહત્ત્વ કોણ સ્હમજી શક્યું તે કહેવું કઠીણ છે, પરંતુ તેને સાધનરૂપ બનાવીને રામની પ્રશસ્તિ ગાનારાઓની કમી નથી રહી.

રામે પોતાના સુખદુઃખની સંગીનિ;–ભાવી સંતાનનાં સુખ સ્વપ્નાં જોવામાં મગ્ન બનેલ પત્નિ સમક્ષ પરિત્યાગનું કોઇ પણ કારણ બતાવ્યા સિવાય, તેને બાળકની માફક તરછોડી કાઢી. સીતાદેવી જેવી સહગામિની, કોઇ પણ પ્રકારે પોતાના પ્રજાપાલક પતીની કર્તવ્ય-પરાયણતા સ્હામે હઠ કરત, તેવું અનુમાન કરવું પણ વ્યર્થ છે. સંભવ છે કે તે સાધ્વિ બધી વાત જાણી–સ્હમજીને જ, નારી જીવનની અત્યંત કઠીણ પરિસ્થિતિમાં પણ સ્વામીની વિદાય લેતઃ જો પુરૂષે આ રીતે સ્ત્રીઓને પણ પરિત્યાગ કરવાની છુટ આપી હતે, તો પરિણામ કંઇ અનોખું જ આવ્યું હોત.

આ બાબતમાં શકુંતલા અને દુષ્યંતનો દાખલો પણ એટલો જ અનિચ્છનિય છે. જંગલમાં તેના પર મોહી પડીને, પછી સ્મૃતિપટમાંથી તેને વિસ્મૃત કરી દીધી. જો શકુંતલાના પ્રેમનું તેના સર્વસ્વાર્પણનું મહત્ત્વ દુષ્યંતના હ્રદયમાં ચિરંતર રહ્યું હોત તો શકુંતલાને તેની જ રાણીને ભરી સભામાં અપરિચિતાની માફક ન ઉભું રહેવું પડ્યું હોતઃ અને તેમ થયું હોત તો તે એક દારૂણતમ અપમાનમાંથી બચી ગઇ હોત; પરંતુ તેને તો સમાજને પોતાના પુત્રના પિતાનો પરિચય આપવાનો હતો. અપમાન

પામેલી; લાંછીતા શકુંતલાએ રાજસભામાં ન ઓળખનારાનો અભિનય કરતા રાજા સમક્ષ પત્નિત્વની યાચના કરતાં સ્ત્રીનું જે કરૂણતમ ચિત્ર અંકીત કર્યું છે તેની વ્યાખ્યા થઇ શકે તેમ નથી. ગમે તેટલી વાર દુર્વાસાના શાપની કથા સંભળાવવામાં આવે, ગમે તેટલી વાર મુદ્રાને ખોઇ નાખ્યાની દુર્ઘટના પર ખેદ પ્રદર્શિત કરવામાં આવે, છતાં પણ શકુંતલાના ત્યાગ પાછળ "અણજાણતા" હતી, તે વાત નહીં જ માની શકાય. જો સ્ત્રીને પણ આવો ત્યાગ કરવાનો અધિકાર હોત તો દુર્વાસાએ પતિ અને ભાવિ પુત્રના પિતાનું નામ જ ભૂલી જવાનો શાપ આપ્યો હોત.

જ્યારે આ પરિત્યાગના પરિણામ પર નજર નાંખીએ છીએ ત્યારે સ્ત્રીની સ્થિતિ વધુ પ્રમાણમાં દયાજનક લાગે છે. ત્યાગી તથાગત ભલે યશોધરાના પતિના રૂપમાં નહીં આવ્યા હોય અને રાહુલને લઇ જવા માટે તેના પિતા તરિકે તો જરૂર આવ્યા હતા, તેમ ન થયું હોત તો યશોધરા—પરિત્યક્તા—પત્નિ આટલી બધી ઉદારતાથી પુત્રનું દાન આપત જ નહિ. જે પુત્રના સહવાસે જીવનનો ભાર વહન કરવાનો તે પ્રયત્ન કરતી હતી, તેને સમર્પણ કરીને તેણે સૌભાગ્યશૂન્ય પતિ અને અંકશૂન્ય માતા બની રહેવાનો અભિશાપ સ્વિકાર કરી લીધો.

સીતાના માતૃત્વનું પણ આજ પરિણામ આવ્યું, તેના લંકાનિવાસે ભલે તેને પતિગૃહમાં રહેવામાં બાધા નાંખી પરંતુ તે અપવાદ તેનાં સંતાનોને સ્પર્શ ન કરી શકયો તે તેનું સૌભાગ્ય ગણો કે દુર્ભાગ્ય; પણ, દૂષિત સ્થાનમાં પડેલા રત્નો સમાન પોતાના પુત્રોનો રામે સ્વિકાર કરી લીધો છતાં ય માતાનું અંચળ તો મલીનનું મલીન જ રહ્યું. સંભવિત છે કે તેનું ક્ષતવિક્ષત હૃદય આ આઘાતને સહન કરવાને અસમર્થ બનવાથી વિદીર્ણ બની ગયું. ચક્રવર્તી દુષ્યન્તે પણ પાછળ વારસ ન રહેવાને કારણે જ નિરૂપાયે પત્નિ પાસે પુત્રની યાચના કરી, જેને ભરી સભામાં તે પરસ્ત્રી કહીને લાંછિત કરી ચૂક્યો હતો.

સ્ત્રી—જીવનનો આ વિજય છેવટે તો હાર સમાન જ છે. જીવનની કઠીન યાત્રાના અંતમાં પણ શેષ અવલંબન પણ તેને એવી વ્યક્તિના હાથમાં સોંપી દેવું પડે છે કે જેણે સાથે રહેવાનું વચન આપીને અંધાર ઘેરા પંથે તેને એકલી અટૂલી છોડી દીધી છે.

આ પુરાણ કથાઓને ભલે કલ્પિત માનવામાં આવે, પરંતુ તેમાં તર્કને સ્થાન જ નથી કે, આ સ્ત્રીત્વનું અપમાનજનક પ્રતિબીંબ છે. આવી કથાઓનું અસ્તિત્વ જ ન હોત જો કોઇને કોઇ પ્રકારે—રૂપે નારી જીવનનો પરિચય ન આપતી હોત. ભારતીય નારી જીવનનાં અન્ય ક્ષેત્રોમાં જેટલી દયાને પાત્ર છે તેથી અધિક પ્રકારે દામ્પત્ય જીવનમાં છે. સમસ્ત ધાર્મિકતાને આધારે તેમજ દેવો તથા મનુષ્યોની સાક્ષીમાં સ્વિકારાયલાં બંધન એટલાં સૂક્ષ્મ છે કે સ્ત્રી તેના એક ધાગાને પણ પકડી નથી શકતી તે બંધન પુરૂષોના ઇશારે બંધાય છે અને તૂટે છે. સ્ત્રીઓના દરેક સદ્‌ગુણ, સમસ્ત બલિદાન અને આત્મનિવેદન માત્ર પુરૂષોને અનુકુળ રાખવા માટે છે, જેથી તે કોઇ વિપરીત નિશ્ચય ન કરી શકે. કદાચ જો તેમ બને તો પુરૂષની ઇચ્છા; સમાજનાં બંધારણ અને નૈતિકતાનું ઉલંઘન કરવા છતાં પણ નિન્દનીય ગણાતી નથી. પરંતુ સ્ત્રી જો, પોતાના વ્યક્તિત્વને કોઇ પુરૂષની ઇચ્છાનાં પ્રતિબંધનમાં નથી સમાવી દેતી—તેનું વ્યક્તિત્વ જો એ બંધનોથી નિરાળુંજ રહે છે તો બીજુ કોઇ

પ્રતિબંધન તેને માટે નથી. જીવનની જે જટિલતાઓ સ્ત્રીઓને માટે આવશ્યક બની ગઇ છે. તેથી તેને પુરૂષના જીવનને સ્પર્શ કરવાનો પણ અધિકાર નથી. અને તેથીજ બન્નેનાં જીવનમાં આકાશ પાતાળનું અંતર છે.

શાસ્ત્ર અને સમાજ કઇ કઇ પરિસ્થિતિઓમાં સ્ત્રીઓનો ત્યાગ કરવાની અનુમતિ આપે છે, તેની વિવેચનાથી કાંઇ લાભ નથી. તેનાં બંધન પણ પુરૂષ માટે મુક્તિ સૂચક ગણાય છે. પુરૂષ દરેક વિધિ નિષેધોનું ઉલ્લંઘન કરવા સ્વતંત્ર છે. જો આ બંધન કંઇ સામાજીક ન્યાય અથવા તો દંડ હોત અથવા તો તેનું કંઇ મહત્વ હોત તો ઘણી ઘટનાઓ અ-ઘટિત રહી હોત. પરાપૂર્વથી આ પક્ષપાત-નો દષ્ટિકોણ બદલવાનું કોઇએ યોગ્ય માન્યું નથી અને તેથીજ સ્ત્રીની નાલાયકતા ઠરાવાય છે. પડેલા આઘાતો ને અન્યાયો સહન કરી લેવામાં સ્ત્રીઓએ જે મોટામાં મોટો અપરાધ કર્યો છે તે અપરાધ તેમની અધોગતીના કારણરૂપ બન્યો છે. તેના દાંપત્ય જીવનના મૂળની અસ્થિરતા તેણે દીર્ઘકાળ પર્યંત જોઇજ નથી. પરંતુ એમ કહેવું એટલું જ સત્ય છે કે, તેણે પોતાની સહનશક્તિનો પરિચય આપવાના ઉત્સાહમાં તે તરફ ધ્યાન આપવાનો વખતજ નથી મેળવ્યો. તેણે વિચાર્યું કે અસંતોષ પ્રગટ કરવો તે હાર માનવા બરોબર છે. અને તે કારણેજ હજુ સુધી તેની અગ્નિપરિક્ષાનો અંત નથી આવ્યો.

---

[ રૂપાળી : અનુસંધાન પૃ. ૧૬નું ]

કરવામાં આવે તો ખરે જ ! તે સત્તાનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું.

આ નરપિશાચોને જેણે રાત્રિના ઘોર અંધકારમાં કૂવા નજીકના ખેતરમાં જોયા હતાં તેણે મને સમાચાર કહ્યાં, હું ત્યાં ગયો અને કુવો ગળાવી મારી વ્હાલી પુત્રી, મારૂં જીવન, મારી આશા, ટુંકમાં મારૂં સર્વસ્વ મેં બહાર કઢાવ્યું. તેને જોઇ હું બેભાન બન્યો. તેની દુઃખી માતા "દીકરી તારી આ દશા" એમ કહી જમીન ઉપર ઢળી પડી. અમારૂં દુઃખ શબ્દોથી વર્ણવી શકાય તેમ નથી.

અરેરે ! હું રાજા હત તો મારી રૂપાળીના નામનું સદાવ્રત કાઢત; પુસ્તકાલય કે દવાખાનાં બંધાવત; તેની પ્રતિમાની પ્રજા પાસે પૂજા કરાવત, પણ હાય ! આજની મારી સ્થિતિ તેમાંનું કંઇ પણ કરી શકે તેમ નથી.

કેવળ ! આ વાર્તા દ્વારા સમાજને શિખામણ મળે તેવો પ્રયત્ન આદરી મારી વ્હાલી પુત્રિના ક્રુર મૃત્યુને ભૂલી જવા મથીશ.

# તૂટેલી સારંગીની આત્મકથા

લેખિકા: શ્રી મનહર વસન્તકુમાર શ્રોફ

પ્રિય વાંચક ! કેટલાયે દિનો થયા મારી આત્મકથા લખવાનો વિચાર કરતી હતી. પણ લખું કે ન લખું એ ગહન પ્રશ્ન મારી સમક્ષ ઉપસ્થિત થતો હતો. સતત્ વિચાર પરિશીલનને અંગે નિર્ણય કર્યો કે આત્મકથા લખવી. જો કે તે દુઃખની કહાણી છે અને વાંચકના હૃદયને દ્રવીભૂત કરશેજ. છતાં પણ કહીશ તો ખરીજ. વાંચક ! તું મારી આત્મકથા વાંચીને અશ્રુઓ તો સારશે ને ! પાષાણ હૃદયનો તો નહિ બને ?

દુઃખ પછી સુખ અને સુખ પછી દુઃખ એ જીવનશેતરંજના બે પાસા છે. મારી આજની સ્થિતિ કલ્પી લે. અલ્પ સમય પર હું એક સુન્દર તન્તુવાદ્ય હતી અને બધાને મંત્રમુગ્ધ કરતી. પણ ટુંક સમયમાંજ ક્રૂર વિધિએ મારા જીવનનો અંત આણ્યો. હે ક્રૂર વિધિ ! તારી ગતિ અનેરી છે. મારા ગર્વના પૂર ઓસરી ગયા છે. તારી દૃષ્ટિ સમક્ષ એક ચિત્ર ખડું કર. આજે હું નિબિડ અંધકારમાં કંઇ પણ સંવાદ આપ્યા વગર પડી રહી છું. મારૂં તુમ્બુ તૂટી ગયું છે, તારો તૂટી ગયા છે. સ્વરો ઉડી ગયા છે. મારા પ્રિય ગાયકે કેટલાએ વર્ષો થયા મને તેની સાન્નિધ્યમાં રાખી હતી. મારીજ સહાયથી તે કીર્તિના શિખરે ચઢ્યો હતો. પરન્તુ આજે તો તેજ નિષ્ઠુર ગાયકે, હું નિરૂપયોગી બનતાં મને ગાઢ અંધકારમાં ફેંકી દીધી છે. હે પ્રિય ગાયક ! શું તને મારી જરા પણ દયા ન આવી. હે પાષાણ હૃદયના માનવી તારી ગતિ પણ એવીજ છે. મદાન્ધ ન બન. મારે તો—

તુમ્બુ તૂટી ગયું સ્વરો ઉડી ગયા,
ખારી બની જીન્દગી.

ખરે ! પ્રાણસમા મધુર સ્વરો ઉડી જતાં આજે હું જનસમાજને મન નકામીજ થઇ.

દુકાનદારે પંચોતેર રૂપીયા લઇ મને ગાયકને સોંપી, શું મનુષ્ય દરેક વસ્તુના મૂલ્ય રૂપીયા, આના, અને પાઇથી જ આંકી શકતા હશે ! મનુષ્ય ! તું લક્ષ્મીનો લોભી અને ધનનો જ પિપાસુ રહેશે ? સૌન્દર્યને સમજતાં તને શું નહિ જ આવડે ?

" સૌન્દર્યો વેડફી દેતાં, ના ના સુન્દરતા મળે;
સૌન્દર્ય પામતા પહેલાં સૌન્દર્ય બનવું પડે."

સદ્ભાગ્યે જે દિવસે હું ગાયકને ઘેર ગઇ તે જ દિવસે તે શહેરમાં તેનો જલસો હતો. મને લઇ ગાયક જલસામાં આવ્યો. મારા તારોનો રણકાર થતાં જ શ્રોતાજનો મંત્રમુગ્ધ થયા, અને થોડી ક્ષણ માટે તો સંગીતની કમનીય પાંખ પર બેસી, આ સ્થૂલ જગતને ભૂલી જઇ, તેમણે દિવ્યલોકમાં ઉડ્ડયન આદર્યાં. મારા મધુર, મૃદુ અને મનોરંજક સ્વરો તેમના કર્ણમાં લાંબો વખત સુધી ગુંજ્યા કર્યા.

" આનન્દ દેતું મૃદુગાન વિરામ પામે,
તોએ ભમી શ્રવણમાં ધ્વનિ રમ્ય જામે. "

અથવા મહાકવિ 'શેલી' કહે છે તેમ

Music when sweet voices die,
Vibrates in the Memory.

અથવા વર્ડસ્વર્થના શબ્દોમાં કહું તો

" The Music in my heart I bore,
Long after it was heard no more. "

મારો પ્રભાવ અનેરો હતો અને ગાય-

કને હું અત્યન્ત પ્રિય થઇ પડી. જાણે હું તેનું હૃદય, તેનું જીવન, તેની આત્મવિભૂત નહોતું. મારા પગલાંથી ગાયક ઉન્નત કીર્તિના શિખરે પહોંચ્યો.

બે ચાર કાષ્ટના કટકા રસ્તા ઉપર આમ તેમ પડેલા, મનુષ્યો નિહાળશે અને ધારશે કે તે બીનઉપયોગી છે. પણ એજ કાષ્ટના કટકામાંથી મારૂં આખું અંગ અને શીર્ષરૂપી તુમ્બુ બન્યા છે. તાર અને ખીલીઓથી સુસજ્જ કરી એક સુન્દર તન્તુવાદ્ય તરીકે મને જન્મ આપ્યો. જેમ અસ્થિ, ચર્મ, સ્નાયુ વગેરેમાંથી મનુષ્ય શરીર નિર્માણ થાય છે તેમ મારી રચના સંપૂર્ણ થતાં મને રંગ લગાડી, સર્વાંગ-સુન્દર બનાવી એક દુકાનમાં કાચના કબાટમાં મુકવામાં આવી. બિચારા કારીગરને ક્યાં ખબર હતી કે એ કબાટમાં મારી સ્થિતિ તો એક કેદી જેવી થઇ હતી.

દુકાનમાં ઘણા માણસો આવતા અને જતા. પણ હું કોઇને હસ્તગત ન થઇ. મારી મહત્ત્વાકાંક્ષા એજ હતી કે હું કોઇ ઉત્તમ ગાયકને હસ્તગત્ થાઉં, અને ઉપયોગી નીવડું. અને મારૂં જીવન સફળ કરૂં.

એક મંગલમય દિવસે વ્યોમમાં ઉષાએ વિવિધરંગી સાથીયા ગગનપટ પર પૂર્યા અને તેનો પ્રકાશ મારા કાચપર પડ્યો. જાણે મારા જીવનનો પ્રકાશ પણ સાથે જ પ્રગટ્યો. મારા જીવનની ઉષા પણ આજેજ ખીલી. પ્રાતઃકાલે જ એક પ્રખ્યાત, સુન્દર. સંગીત વિશારદ યુવકનાં પુનિત પગલાં ઉમરાંગણમાં પ્રવેશ્યાં. પ્રવેશતાં જ જાણે તે મારા તરફ લોહચુમ્બકની શક્તિથી આકર્ષાયો. તેણે મને પોતાના હસ્તમાં લીધી. તેના હસ્તકમળનો સ્પર્શ થતાં જ મને લાગ્યું કે હું એક પુષ્પ છું અને તે મારો રસમાળી છે.

" કંઇ આત્માએ આત્મનને ઓળખ્યો,
રસજ્યોત નિહાળી નમું હું નમું."

કાચના પિંજરથી હું કંટાળી તો હતી જ. આજે મને એ પિંજરમાંથી ઉડી જવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. ગાયક પણ મને નિરખતાં મન્ત્રમુગ્ધ થયો. તેની કોમળ કરાંગુલિઓનો સ્પર્શ થતાં જ મારામાંથી દિવ્ય સ્વરો ઉડયા. ગાયકની જીવન દીપિકા બની મ્હેંજ તેનો જીવનપન્થ જ્યોતિર્મય બનાવ્યો

ઘણા હરીફ ગાયકોએ મને હસ્તગત કરવા પ્રયાસો કર્યા પણ મારા ગાયકે મને નહિ જ છોડી. મને છોડતાં ગાયકને ધનભંડાર મળે તેમ હતું પણ સંગીતની દિવ્યકલાનો આદર્શભક્ત મારો ગાયક શું મારૂં મૂલ્ય ધનથી આંકે તેમ હતું ? કદી નહિ.

સમય સમયનું કામ કર્યે જાય છે. ગાયકની સાથે હું ઘણીએ સંગીત પરિષદોમાં જતી અને અનેકનાં ચિત્ત આકર્ષતી. ગાયકનું જીવન તો મારામાં જ ઓતપ્રોત થઇ ગયું હતું. હું અસ્વસ્થ થતાં તે પોતે જ ઉત્તમ ઉપચારોથી મને પાછી સ્વસ્થ બનાવતો.

કાળનો અનાદિ, અનન્ત પ્રવાહ સતત વહે જાય છે. તેને કોણ રોકી શકે છે ? કાળની મર્યાદાઓથી કોણ મુકત થઇ શકયું છે.

ઉમર ખય્યામ સત્ય જ કહે છે કે:

" The Moving finger writes,
and having writ,
Moves on; and not an ocean
of tears will make
It wipe, even half a line
of what it has writ."

સમયના વહન સાથે ક્ષીણતા દરેકને આવે જ છે તેમ મને પણ આવી. કાળરૂપી પ્રચંડ ઝંઝાવાતે મારી દેહનૌકાને ભાંગી નાખી. મારૂં દેહવસ્ત્ર જુનું થયું. કાયા જર્જરિત થઇ ગઇ. સમયને લીધે મારૂં યૌવન હરાઇ ગયું, સૌન્દર્ય નાશ પામ્યું અને આજે હું ઘોર અંધકારમાં પડી છું.

જુના થાતાં મધુર સુખડા
ચિત્ત શોધે નવાને.

આ પંકિત અનુસાર મારા ગાયકે પણ મારો ત્યાગ કર્યો. આજે હું આ સ્થિતિમાં અનહદ દુઃખ સહન કરી રહી છું. હોય !—" સહન કરવું એય છે એક લ્હાણું. "

કટાયલા લોખંડની જેમ હું આજે નિરૂપયોગી બની આયુષ્યનો અવશેષ જેમ તેમ વિતાવું છું.

" This is truth the poet sings
That sorrow's crown of sorrow
is remembering happier things."

આ જીવન એક પવિત્ર થાપણ છે. મ્હેં તેનો બરાબર ઉપયોગ કર્યો છે, એજ મારો આત્મસંતોષ, મારૂં જીવનધન છે. મ્હેં ઘણાને આનંદ આપ્યો છે. મારા ગાયકને કીર્તિના શિખરે પ્હોંચાડયો છે અને મારૂં જીવન સાર્થક કર્યું છે.

અસ્તુ.

——[]——

# : : : : સ્ત્રીઓ અને પત્રકારત્વ : : : :

લેખક : શ્રી. ભીખાલાલ કપાસી, બી. એ.

આજે હિંદભરમાં સ્ત્રીઓ સમાનતા મેળવવા લડત ચલાવી રહી છે અને સુધારક વર્ગ તેમાં સાથ આપી રહ્યો છે.

હમણાં વડોદરામાં અખીલ હીંદ મહીલા મંડળની કાર્યવાહી સભા મળી હતી જે વખતે વડોદરા કોલેજમાં જાહેર ભાષણ આપતાં રાજકુમારી અમૃતકુંવરે કોલેજના વિદ્યાર્થીઓ પાસેથી કાંઇ સુચનાઓ માંગી હતી. પત્રકાર તરીકે ત્યાં હાજર હતો અને મને એમ લાગ્યું કે કાંઇ સુચના અપાય તો સારૂં.

સ્ત્રીઓ આજે પોતાના હકકો સંપાદન કરવા ખુબ પ્રયાસો કરે છે. આજના પ્રગતીના જમાનામાં દરેક પ્રશ્નનો જેમ બહોળો પ્રચાર થાય તેમ તેની સારી અસર થાય તે સૌ કોઇ જાણે છે. તેથી જ સ્ત્રીઓએ પત્રકારત્વમાં રસ લેવો જોઇએ, એટલુંજ નહી પણ તે ધંધામાં દાખલ થઇ પોતાના પ્રશ્નોને પ્રચાર દ્વારા વધુ જોશ આપવો જોઇએ.

આજે વર્તમાન પત્રોમાં મહીલા જગત માટે ખાસ જગ્યાઓ રોકવામાં આવે છે. "મુંબઇ સમાચાર," "સંદેશ," "ગુજરાત સમાચાર," વિગેરે ગુજરાતી વર્તમાન પત્રો સ્ત્રીઓના પ્રશ્નોને મહત્વ આપી રહ્યા છે. તો પછી સ્ત્રી પત્રકારો દ્વારા જ અને તેટલો વધુ પ્રચાર થાય તો તેની અસર પણ ઘણી સારી થાય.

પુરૂષો પત્રકારત્વની દૃષ્ટીએ સ્ત્રીઓના પ્રશ્નો ઘણી સારી રીતે ચર્ચી રહ્યા છે પરંતુ સ્ત્રીઓ પોતાના દૃષ્ટીબીંદુથી તેજ પ્રશ્નો ચર્ચે તો ખરી વીગતો બ્હાર આવવા ઉપરાંત સ્ત્રીવર્ગનો કેસ સચોટ રીતે રજુ થઇ શકે.

સ્ત્રીઓના માસીકો અને સામાયીકોનું સંચાલન સ્ત્રી લેખીકાઓના હાથે જ થાય તે જરૂરનું છે તે જોતાં ગુણસુંદરીનું સંચાલન શ્રીમતી પ્રેમલીલા બ્હેન મહેતાના હાથે થવાનું છે તે આનન્દજનક બીના છે. કારણ સ્ત્રીઓના પ્રશ્નો પોતાના દૃષ્ટિબીંદુથી ચર્ચવાથી સ્ત્રી-સમાજને ગુઢ પ્રશ્નોનું ખરૂં રહસ્ય માલમ પડશે.

મહાગુજરાતમાં ઘણાં વર્તમાન પત્રો છે જેમાં સ્ત્રી પત્રકારો માટે પુરતો અવકાશ છે. ઉલટ વર્તમાનપત્રના અધિષ્ટાતાઓ તેને આનન્દદાયક ગણશે એમ મારી ખાત્રી છે. આશા છે કે મહા ગુજરાતમાંથી સ્ત્રી પત્રકારો મોટા પ્રમાણમાં બ્હાર પડી પોતાના અને આખા સમાજના હિતાર્થે દરેક પ્રશ્નોની ચર્ચા કરશે.

# આપણી સંસ્થાઓ

## (૧)

## ભગિની સમાજ

ભારતવર્ષમાં અનેક સ્ત્રી સંસ્થાઓ ભારતવર્ષની કચડાયેલી સ્ત્રીશક્તિના ઉત્કર્ષ માટે કામ કરી રહી છે. તેમાં મુંબઇના ભગિની સમાજનો ફાળો ઘણો મહત્ત્વનો છે. તેની પ્રવૃત્તિઓ વિવિધ છે અને તેનું ક્ષેત્ર દિવસે દિવસે વિસ્તરતું જાય છે. મુંબઇની ધનાઢ્ય અને સેવાધર્મી બ્હેનોના સહકારથી સ્ત્રીઓની ઉન્નતિ માટેનાં ઘણાં ક્ષેત્રો તેણે સ્પર્શ્યાં છે. ભગિની ગૃહ, ઉદ્યોગ મંદિર, ટી. એન. માળવી બાળમંદિર, પુસ્તકાલય, બાળ પુસ્તકાલય, વાંચનાલય, હિંદી શિક્ષણ વર્ગો, ગદ્દ્ત અક્ષરજ્ઞાન વર્ગો, વ્યાખ્યાન માળાઓ, સેવામંદિર, રાત્રીશાળા, દાકતરી મદદ, રમત-ગમત, નેતર કામનો વર્ગ, સ્ત્રીઓની ક્લબ, સંમેલન, બેન્ડ, પરેલ સોશીયલ વેલફેર સેન્ટર અને ભગિની સમાજ પત્રિકા, ગરબા મંડળ અને ભગિની સમાજ સંતતિ નિયમન દવા-ખાનું-એમ આ સંસ્થા સ્ત્રીઓની ત્રિવિધ-માનસિક, શારીરિક અને ઔદ્યોગિક-ઉન્નતિ માટે અનેક રીતે સર્વાંગ સુંદર પ્રયત્ન કરી રહી છે. ગરીબ સ્ત્રીઓને ગરીબી દૂર કરવા, તવંગરને સત્કાર્યમાં વખત વ્યતીત કરવા, અભણને નિરક્ષરતા દૂર કરવા અને ભણેલને વિદ્યાનો સદુપયોગ કરવા. આમ તમામ કક્ષાની સ્ત્રીઓને માટે આ સંસ્થામાં સ્થાન છે. આવી સંસ્થા ગુજરાતને નિસંદેહ ગૌરવરૂપ છે અને ગુજરાત ગામે ગામ અને શહેરે શહેર આ જાતની સંસ્થાઓ ખડી કરી સ્ત્રી વર્ગની ઉન્નતિના પ્રયત્નોને જબ્બરવેગ આપે એમ ઇચ્છીએ છીએ. સંસ્થાએ બાવીસમા વર્ષમાં ઘણી પ્રગતિ કરી સંતોષકારક કાર્ય કર્યું છે તે બદલ તેના કારોબાર મંડળને અમારાં અભિનંદન છે.

## (૨)

## દેવલાલી બાલમંદીર

ગુજરાતમાં આ યુગ બાળયુગ છે એમ કહીએ તો ચાલે. આદ્ય પિતા ગીજુભાઇના પગલે પગલે ગુજરાતમાં સ્થળે સ્થળે બાલ-મંદીરો સ્થપાયાં છે. દેવલાલી બાળગૃહ તેમાં અનોખી ભાત પાડે છે. તેના પ્રથમ વર્ષે જ તેણે બાળકો માટે જે સ્વતંત્રતાનું અને શિક્ષણમાં મૌલિકતાનું વાતાવરણ સર્જ્યું છે તે ટકી રહે અને બાળકોના વિકાસ માટે નવીન અખતરાઓ થયા કરે એ જોવા અમે આતુર છીએ. જે અભ્યાસક્રમ યોજવામાં આવેલો છે તે જોતાં તે બાળકોના સાર્વત્રિક વિકાસને સ્પર્શતો હોય તેમ જણાય છે અને તેને અનુલક્ષીને ઘડવામાં આવ્યો છે અને તે માટે શ્રી. દીવેચા અને તેમના સાથીદારોના શુભ પ્રયત્નોને અમે આવકારીએ છીએ અને સંસ્થા વધુ અને વધુ વિકાસ સાધે એમ અમે ઇચ્છીએ છીએ.

શ્રી. ભીખાલાલ કપાસી



# જ્ઞાનગોચરી



લેખક : શ્રી રમણીકલાલ દલાલ

## હિંદનું વસ્તીપત્રક

હિંદનું વસ્તી પ્રમાણ બીજા દેશો સાથે સરખાવવું ઠીક પડશે:

| દેશનું નામ | ૧૮૮૦ કરોડ | ૩૧ મી ડીસેમ્બર ૧૯૩૦ કરોડ | સેંકડે વધારો ટકા |
|---|---|---|---|
| હિંદ | ૨૬.૫૧ | ૩૫.૨૮ | ૩૩ |
| જર્મની | ૪.૦૬ | ૬.૩૪ | ૫૬.૭ |
| ઇટલી | ૨.૬૭ | ૪.૧ | ૫૩.૫ |
| સ્પેઇન | ૧.૬૩ | ૨.૩૬ | ૪૪.૭ |
| ફ્રાંસ | ૩.૬૮ | ૪.૦ | ૮.૭ |
| બેલ્જીયમ | .૫ | .૮૬ | ૬૬.૨ |
| નેધરલેંડ્ઝ | ૩૬ | .૭૫ | ૧૦૮.૩ |
| ડેનમાર્ક | .૧૮ | .૩૬ | ૧૦૦. |
| ઇંગ્લાંડ અને વેલ્સ | ૨ ૨૭ | ૪.૦૦ | ૭૫.૭ |
| રશિયા | ૧૦.૬૪ | ૧૬.૧ | ૫૧.૩ |
| યુરોપ | ૩૦.૭૭ | ૫૦.૫૭ | ૬૪.૩ |

આ ઉપરથી જણાશે કે માત્ર ફ્રાંસ સિવાય બીજા તમામ દેશો કરતાં હિંદમાં વસ્તીના વધારાનું પ્રમાણ ઓછું છે. હિંદની વસ્તીમાં ૩૩ ટકા વધારો થયો છે, જ્યારે ઇંગ્લેંડ અને વેલ્સની વસ્તી લગભગ ૭૬ ટકા વધી છે. ઇસ્વીસન ૧૮૯૭ થી ૧૯૩૧ એટલે લગભગ ૩૪ વરસના ગાળામાં રશીયાની વસ્તી લગભગ ૫૧ ટકા વધી છે. ખરું જોતાં તો હિંદને યુરોપ સાથે સરખાવવો જોઇએ. ઇસ્વીસન ૧૯૩૧ માં રશિયા સાથેના યુરોપની વસ્તી ૫૦.૬ કરોડ હતી, એટલે લગભગ છેલ્લાં ૬૦ વર્ષની અંદર યુરોપની વસ્તી ૬૪.૩ ટકા એટલે હિંદ કરતાં ઘણીજ વધી છે.

એટલે લગ્નની પુખ્ત છૂટછાટ ને જન્મ-પ્રમાણ ઘણુંજ વધારે હોવા છતાં હિંદની વસ્તીનો વધારો યુરોપની વસ્તી કરતાં ઓછો છે. ફ્રાંસ તો અપવાદ લેખાય.

હિંદનું મરણ પ્રમાણ પણ ઘણુંજ વધારે છે. તે નીચેના કોઠા ઉપરથી સમજાશે. એક હજાર છોકરાં જન્મે તેમાંથી દર વર્ષે કેટલાં બચે છે તે તેમાં દર્શાવ્યું છે.

**પુરૂષો**

| | સાલ | ૫ વર્ષ | ૨૫ વર્ષ | ૪૫ વર્ષ | ૬૫ વર્ષ | ૮૫ વર્ષ |
|---|---|---|---|---|---|---|
| ઓસ્ટ્રે. | ૧૯૦૧-૧૦ | ૮૭૬ | ૮૨૮ | ૭૨૫ | ૪૮૭ | ૬ |
| ડેન્માર્ક | ૧૯૦૬-૧૦ | ૮૫૨ | ૮૦૫ | ૭૧૦ | ૫૧૯ | ૭ |
| ઇંગ્લેંડ | ૧૯૦૧-૧૦ | ૭૯૪ | ૭૨૬ | ૬૪૨ | ૩૯૩ | ૭૪ |
| ફ્રાંસ | ૧૮૯૮-૦૩ | ૭૭૭ | ૭૦૨ | ૫૮૦ | ૩૧૦ | ૩૩ |
| જર્મની | ૧૯૦૧-૧૦ | ૭૪૨ | ૬૮૯ | ૫૯૪ | ૩૬૦ | ૩૦ |
| હોલેન્ડ | ૧૯૦૦-૦૯ | ૮૦૨ | ૭૪૭ | ૬૬૫ | ૪૬૩ | ૩૦ |
| ઇટલી | ૧૯૦૧-૧૦ | ૭૨૮ | ૬૬૩ | ૫૩૦ | ૩૮૨ | ૩૨ |
| જાપાન | ૧૮૯૮-૦૩ | ૭૬૯ | ૬૮૩ | ૫૮૭ | ૩૩૪ | ૨૯ |
| નોર્વે | ૧૯૦૧-૧૦ | ૮૮૪ | ૭૯૧ | ૬૬૬ | ૪૯૮ | ૧૦૯ |
| સ્વીડન | ૧૯૦૧-૧૦ | ૮૬૪ | ૭૬૦ | ૬૯૦ | ૫૦૦ | ૮૭ |
| સ્વિટ્ઝર. | ૧૯૦૧-૧૦ | ૮૨૫ | ૭૩૭ | ૬૫૪ | ૩૮૪ | ૩૧ |
| યુ.એસ.એ. | ૧૯૦૧-૧૦ | ૮૨૨ | ૭૫૭ | ૬૩૩ | ૪૦૦ | ૫૨ |
| હિંદ | ૧૯૦૧-૧૦ | ૫૩૩ | ૪૦૦ | ૨૨૮ | ૮૦ | ૨ |

**સ્ત્રીઓ**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઓસ્ટ્રેલિયા | ૮૯૩ | ૮૪૪ | ૭૫૧ | ૫૬૩ | ૧૦૫ |
| ડેન્માર્ક | ૮૭૬ | ૮૨૫ | ૭૩૮ | ૫૬૫ | ૧૦૪ |
| ઇંગ્લેંડ | ૮૨૨ | ૭૭૪ | ૬૮૪ | ૪૬૭ | ૭૬ |
| ફ્રાંસ | ૮૦૫ | ૭૨૭ | ૬૬૭ | ૪૨૭ | ૫૦ |
| જર્મની | ૭૭૩ | ૭૧૮ | ૬૨૭ | ૪૩૫ | ૪૮ |
| હોલેન્ડ | ૮૨૭ | ૭૭૩ | ૬૮૬ | ૫૦૫ | ૭૮ |
| ઇટલી | ૭૩૯ | ૬૬૫ | ૫૬૭ | ૪૦૩ | ૩૫ |
| જાપાન | ૭૮૩ | ૬૮૨ | ૫૫૧ | ૩૬૭ | ૪૬ |
| નોર્વે | ૮૯૯ | ૮૧૮ | ૭૦૬ | ૫૪૬ | ૧૩૭ |
| સ્વીડન | ૮૮૩ | ૮૦૮ | ૭૦૭ | ૫૪૭ | ૧૧૬ |
| સ્વીટ્ઝરલેન્ડ | ૮૫૧ | ૭૮૫ | ૬૩૮ | ૪૫૧ | ૪૪ |
| યુ એસ. એ. | ૮૪૭ | ૭૮૪ | ૬૭૨ | ૪૫૭ | ૨ |
| હિંદ | ૫૬૬ | ૪૦૯ | ૨૩૩ | ૮૭ | ૩ |

હજાર પુરુષો જીવતા જન્મ્યા તેમાંથી પાંચ વર્ષની ઉમરે ઑસ્ટ્રેલિયામાં ૮૭૬, ઇંગ્લેંડમાં ૭૯૪, ફ્રાંસમાં ૭૭૭, જાપાનમાં ૭૬૯, અને હિંદમાં ૫૫૩ જીવતા રહ્યા; એટલે પાંચ વર્ષની વય થતાંથતામાં તો હિંદમાં અર્ધી સંખ્યા મરી પરવારી હતી હજાર સ્ત્રીઓ-માંથી પાંચ વર્ષની વયે ૫૬૬ જીવતી રહેવા પામી છે. ઉપરના કોઠા મુજબ વધારે વયના ખાનામાં હિંદનું પ્રમાણ ઓછામાં ઓછું છે. ઇંગ્લેંડના ૬૫ વર્ષે ૬૯૩ પુરુષો હોય ત્યારે દર હજારે ફ્રાંસ ને જર્મની દરેકમાં ૩૬૦, જાપાનમાં ૩૩૪ અને હિંદમાં માત્ર ૮૦ છે. એટલે દરેક વયમાં હિંદનું પ્રમાણ બીજા દેશો કરતાં ઘણુંજ ઓછું છે.

દેશની આબોહવા ઉપર આનો ઘણો આધાર છે. છતાંય હિંદમાં તો આબોહવા કરતાં ય સામાજિક ને આર્થિક પરિસ્થિતિ પર મરણ પ્રમાણ વધારે આધાર રાખે છે.

છેલ્લા દશકામાં હિંદની વસ્તીમાં ૩૪૦ લાખનો વધારો થયો છે. સેન્સસ કમિશ્નર આથી સંતોષ દાખવવાને બદલે ભયસૂચન કરે છે. અત્યારની પરિસ્થિતિમાં હિંદને વસ્તી વધારવી પાલવે તેમ નથી. સેન્સસ કમિશ્નરની આ વાત સાચી છે કારણ કે આપણા જીવનનું ધોરણ કદી યે ઉંચું નહોતું તે વસ્તી વધે તો હજી પણ નીચું જાય તેમ છે પરિણામે સામાન્ય જનતાનું સત્વ ઘટે ને રોગચાળાની સામે થવાની તેમની શક્તિ ક્ષીણ થાય. છેક છેલ્લી તપાસ મુજબ ગામડાના લોકોનો મોટો ભાગ પોષકતત્વ પામી જ શકતો નથી.

| દેશનું નામ | સાધારણ પોષણ મેળવનારના ટકા. | ખરાબ રીતે પોષણ મેળવનારના ટકા. |
|---|---|---|
| પંજાબ | ૩૮ | ૨૦ |
| સંયુક્ત પ્રાંતો | ૩૯ | ૨૧ |
| મધ્ય પ્રાંતો | ૫૦ | ૧૮ |
| બિહાર ઓરિસા | ૪૦ | ૧૮ |
| બંગાળા | ૪૭ | ૩૧ |
| મદ્રાસ | ૩૩ | ૧૮ |

આ બન્ને પ્રકારના લોકો રોગચાળાના સામે ટકી શકે એવું શરીર ધરાવે છે ? ખરાબ રીતે પોષાતાં મનુષ્યોને આર્થિક રીતે આપણે જીવતાં મરેલાંજ ગણી શકીએ. અત્યારે મરેલાંમાં તેમની ગણત્રી નહિ થતી હોય તો રોગચાળાના પહેલા સપાટે જ તેઓ ઉડી જવાના.

ઇસ્વીસન ૧૯૧૮-૧૯ના ઇન્ફ્લુએન્ઝાનો ઉપદ્રવે વસ્તીના સાત ટકા એટલે લગભગ બે કરોડ વીસ લાખ જીવોનો ભોગ લીધો. આપણી વસ્તી ઘટાડવા ફરી ઇન્ફ્લ્યુએન્ઝા આવે કે બીજા પ્રકારના તાવ પ્લેગ કોલેરા જેવા ઉપદ્રવો ફાટી નીકળે, ગમે તેમ પણ એક વાત નક્કી છે કે આવતાં થોડાં વર્ષોના ગાળામાં જ બરાબર પોષણ નહિ મેળવતી વસ્તીમાંથી મરદો, મહિલાઓ ને બાળકો મળી લગભગ દશેક લાખ જીવો અકાળે ખરી પડવાના જ. કુદરત એજ રીતે પૃથ્વીનો ભાર ઓછો કરે છે.

હિંદમાં જીવનનું ધોરણ નીચું છે કારણ કે આપણી આવકનો એક જ માર્ગ ખેતી છે. આપણો મુખ્ય ધંધો ખેતી છે. પરંતુ ખેતી રી જેટલાં ૧૯૦૧ માં પોષાતાં તેથી ઘણાં વધારે ૧૯૨૧ માં પોષાયાં ને અત્યારે તો વસ્તી ઘણી યે વધી ગઇ છે. ઇસ્વીસન ૧૯૦૧ માં ૬૧.૨ ટકા ખેતીપર ને ૧૫.૫ ટકા ઉદ્યોગો પર નિર્વાહ ચલાવતા. ૧૯૨૧ માં ૭૦.૯ ટકા ખેતી પર ને ૧૦.૭ ટકા ઉદ્યોગો પર નભતા થઇ ગયા. ને અત્યારે તો એથી પણ વધારે ગંભીર પરિસ્થિતિ છે.

બીજા દેશો કરતાં હિંદમાં આયુષ્ય પણ ટુંકું મનાય છે. જન્મ વખતે છોકરાનું આયુષ્ય ૧૯૦૧ માં હિંદમાં ૨૨.૫૯ વર્ષ ગણાતું જ્યારે જાપાનમાં ૪૩.૯૭ ઇંગ્લંડમાં ૪૮.૫૩ અને નોર્વેમાં ૫૪.૮૪ વર્ષ ગણાતું. આવા ગંભીર તફાવતનું મુખ્ય કારણ આપણું ભારે

બાળ મરણપ્રમાણ છે. હિંદમાં જેટલાં બાળકો જન્મે છે તેમાંના ૨ે બાળકો એક વર્ષના થતાં થતાંમાં મરણ પામે છે. એકલા મુંબઇમાં ૧૯૩૦ માં ૨૯૮ ટકા બાળકો મરણ પામેલાં. લખનૌમાં ૨૨૯ ટકા મરણ પામેલાં. યુરોપ વગેરે દેશોમાં બાળ મરણપ્રમાણ માત્ર ૫ ટકા આવે છે એ હિસાબે તો આ પ્રમાણ ભયંકર જ લેખાય.

### મરદોનું આયુષ્ય

| વય | હિંદ 1901–10 | જાપાન 1898–03 | ઇંગ્લેંડ 1901–10 | નોર્વે 1901–10 |
|---|---|---|---|---|
| ૦ | ૨૨.૫૯ | ૪૩.૯૭ | ૪૮.૫૩ | ૫૪.૮૪ |
| ૧૦ | ૩૩.૫૬ | ૪૮.૨૮ | ૫૧.૮૧ | ૫૨.૯૨ |
| ૨૦ | ૨૭.૪૬ | ૪૦.૩૫ | ૪૩ ૦૧ | ૪૫.૧૬ |
| ૩૦ | ૨૨.૪૬ | ૩૩.૪૪ | ૩૪.૭૬ | ૩૮.૮૬ |
| ૪૦ | ૧૮.૦૨ | ૨૬.૦૩ | ૨૬.૯૬ | ૩૧.૪૯ |
| ૫૦ | ૧૩.૦૭ | ૧૮.૯૭ | ૧૯.૭૬ | ૨૩.૮૬ |
| ૬૦ | ૧૦,૦૦ | ૧૨.૭૬ | ૧૩.૪૩ | ૧૬.૭૯ |
| ૭૦ | ૬.૧૭ | ૭.૮૯ | ૮.૨૯ | ૧૦.૫૭ |
| ૮૦ | ૩.૦૫ | ૪.૪૪ | ૪.૮૬ | ૫.૮૬ |
| ૯૦ | ૧.૨૩ | ૨.૨૨ | ૨ ૫૬ | ૩.૫૬ |
| ૧૦૦ | — | ૦.૫૦ | ૧.૫૩ | ૧.૫૦ |

### સ્ત્રીઓનું આયુષ્ય

| વય | હિંદ 1901–10 | જાપાન 1898–03 | ઇંગ્લેંડ 1901–10 | નોર્વે 1901–10 |
|---|---|---|---|---|
| ૦ | ૨૩.૩૧ | ૪૪.૮૫ | ૫૨.૩૩ | ૫૭.૨૨ |
| ૧૦ | ૩૩.૭૪ | ૪૮.૩૪ | ૫૨ ૫૩ | ૪૫.૦૯ |
| ૨૦ | ૨૭.૯૬ | ૪૧.૦૬ | ૪૫.૭૭ | ૪૭.૩૬ |
| ૩૦ | ૨૨.૯૯ | ૩૪.૮૪ | ૩૭.૩૬ | ૪૦.૨૪ |
| ૪૦ | ૧૮.૪૯ | ૨૮.૧૯ | ૨૯.૩૭ | ૩૨.૯૩ |
| ૫૦ | ૧૪ ૨૮ | ૨૧.૧૧ | ૨૧.૮૧ | ૨૫.૩૧ |
| ૬૦ | ૧૦.૧૧ | ૧૪.૩૨ | ૧૫.૦૧ | ૧૭ ૮૫ |
| ૭૦ | ૬.૨૨ | ૮.૭૭ | ૯.૨૫ | ૧૧.૨૩ |
| ૮૦ | ૩.૦૨ | ૪.૮૫ | ૫ ૩૬ | ૧૧.૨૮ |
| ૯૦ | ૧.૧૦ | ૨.૩૬ | ૨.૯૪ | ૩.૩૧ |
| ૧૦૦ | — | ૦.૮૩ | ૧.૮૦ | ૧.૮૧ |

હિંદના ૧૯૩૧ ના અને ઇંગ્લેંડના ૧૯૨૧ના આયુષ્યના આંકડા નીચે મુજબ છે.

| વય | હિંદ ૧૯૩૧ | ઇંગ્લેંડ ૧૯૨૧ |
|---|---|---|
| ૦ | ૨૬.૯૧ | ૫૫.૦૨ |
| ૧૦ | ૩૬.૩૮ | ૫૪.૬૨ |
| ૨૦ | ૨૯.૫૭ | ૪૫.૭૮ |
| ૩૦ | ૨૩.૬ | ૩૭.૪૦૦ |
| ૪૦ | ૧૮.૬૦ | ૨૯.૩૬ |
| ૫૦ | ૧૪.૩૧ | ૨૧.૩૬ |
| ૬૦ | ૧૦.૨૫ | ૧૪.૩૬ |
| ૭૦ | ૬.૩૫ | ૮.૭૫ |
| ૮૦ | ૩.૧૩ | ૪.૯૩ |
| ૯૦ | ૧.૧૨ | ૨.૮૨ |

ઇસવીસન ૧૯૩૧ માં હિંદમાં આયુષ્ય ૧૯૧૧ કરતાં વધારે હતું. ઇસવીસન ૧૯૧૮–૧૯ માં નબળા મનુષ્યોનો કચ્ચરઘાણ નીકળી ગયો એ વિગત આપણે ન જાણતા હોઇએ તો આ વિગતથી આપણે સંતોષ માની શકીયે, પરંતુ ૧૯૩૧–૪૧ ના દસકામાં એ પ્રગતિ ચાલુ રહેનાર નથી. વળી રોગચાળાથી આ દસકામાં વસ્તી ઘટશે તો આયુષ્ય ૧૯૨૧–૩૧ કરતાં ઓછું જ જણાશે.

આગળ પડતા યુરોપના દેશોમાં વધારો કાયમનો અને ચાલુ છે. જર્મનીમાં ૧૮૭૧–૭૨ માં સરેરાશ આયુષ્ય ૩૫.૫૮ વર્ષ હતું, ૧૮૯૧–૧૯૦૦ માં ૪૦.૫૬ જણાયું ને ૧૯૧૦–૧૧ માં ૪૭.૪૧ ગણાયું. ઇંગ્લેંડની વસ્તીનો વધારો નીચે મુજબ છે.

| ઉમ્મર | મરદો ૧૮૭૧ | મરદો ૧૯૨૧ | સ્ત્રીઓ ૧૮૭૧ | સ્ત્રીઓ ૧૯૨૧ |
|---|---|---|---|---|
| ૦ | ૪૦.૪ | ૫૫.૫ | ૪૩.૫ | ૫૯.૫ |
| ૫ | ૪૯.૮ | ૫૮.૮ | ૫૧.૯ | ૬૧.૭ |
| ૨૫ | ૩૫ ૪ | ૪૧.૬ | ૩૭.૫ | ૪૪.૫ |
| ૪૫ | ૨૨.૩ | ૨૫.૩ | ૨૪.૧ | ૨૭.૯ |
| ૬૫ | ૧૦.૫ | ૧૧.૪ | ૧૧.૨ | ૯.૧૨ |

આમ આયુષ્યમાં ચાલુ વધારો માલુમ પડે તે જનસુખાકારીમાં થયેલાં સુધારાની

નિશાની છે ને તે આબાદી સૂચવે છે. પરંતુ હિંદમાં એમ આબાદીના આંકડા તારવી શકાય તેમ નથી. અહીં તો સ્ટેમ્પની આવક, દાવાદુવીનો વધારો, એકસાઇઝ મહેસુલની ભરતી ને દારૂડિયાની સંખ્યામાં થયેલા વધારા ઉપરથી આપણે આબાદીની ગણત્રી કરીએ છીએ.

સેન્સસ રિપોર્ટમાં એક ધ્યાન ખેંચે એવો કોઠો છે. ૧૯૦૧ પછી કેળવણીમાં થયેલી પ્રગતિ તે નોંધે છે. દસ વર્ષની ઉપરની દરેક વ્યક્તિની એમાં ગણત્રી કરવામાં આવેલી છે. ઇસ્વીસન ૧૯૦૧ માં દર હજારે ૧૨૯ ભણેલા હતા. ઇસ્વીસન ૧૯૩૧ માં દર હજારે ૧૭૪ ભણેલા હતા. ઇસ્વીસન ૧૯૦૧ માં દર હજાર બૈરાંમાંથી ૯ ભણેલાં હતાં. ૧૯૩૧ માં દર હજારે ૩૧ ભણેલાં છે.

આમ કેળવણીમાં આશ્ચર્યજનક વધારો થવા પામ્યો છે. ઇસ્વીસન ૧૯૩૧ માં ૧૭·૪ ટકા મરદોને જ લખતાં વાંચતાં આવડે છે જ્યારે સ્ત્રીઓને ૩·૧ ટકા જ.

પરંતુ બીજા દેશોની અભણ દશા તપાસતાં આપણે ક્યાં ઉભા છીએ તે વિચારવા જેવું છે. અભણ દશામાં આપણે પહેલે નંબરે આવી શકીએ તેમ છીએ. એ માટે સરકાર જરૂર ગૌરવ ધરાવી શકે. ઇસ્વીસન ૧૯૩૧–૩૨ માં જગતની અભણ દશા સૂચવતો કોઠો નીચે મુજબ છે.

| દેશનું નામ | વર્ષ | મરદો | સ્ત્રીઓ | વ્યક્તિઓ |
|---|---|---|---|---|
| આફ્રિકાઃ— | | | | |
| ઇજીપ્ત | ૧૯૨૭ | ૭૬.૯ | ૯૫.૩ | ૮૫.૭ |
| અમેરિકાઃ— | | | | |
| કેનેડા | ૧૯૨૧ | ૫.૭ | ૪.૪ | ૫.૧ |
| યુ. એસ. એ. | ૧૯૨૦ | ૬.૦ | ૫.૯ | ૬.૦ |
| મેકસીકો | — | ૬૧.૭ | ૬૭.૬ | ૬૪.૯ |
| યુરોપઃ— | | | | |
| બેલ્જીયમ | ૧૯૨૦ | ૬.૬ | ૮.૪ | ૭.૫ |
| બલ્ગેરિયા | ૧૯૨૬ | ૨૫.૩ | ૫૩.૯ | ૩૯.૭ |
| સ્પેઇન | ૧૯૨૦ | ૩૫.૦ | ૫૦.૨ | ૪૩.૦ |
| ઇસ્ટોનયા | ૧૯૨૨ | ૭.૨ | ૧૪.૦ | ૧૦.૮ |
| ફ્રાન્સ | ૧૯૨૬ | ૫.૧ | ૬.૭ | ૫.૯ |
| ગ્રીસ | ૧૯૨૮ | ૨૫.૪ | ૬૦.૫ | ૪૩.૩ |
| હંગરી | ૧૯૨૦ | ૧૦.૩ | ૧૫.૩ | ૧૩.૩ |
| ઇટલી | ૧૯૨૧ | ૨૩.૩ | ૩૦.૦ | ૨૬.૮ |
| લટાવિયા | ૧૯૩૦ | ૧૨.૨ | ૨૪ ૩ | ૧૮.૮ |
| બીથુનિયા | ૧૯૩૦ | ૩૦.૭ | ૩૪.૪ | ૩૨.૭ |
| પોલેન્ડ | ૧૯૨૧ | ૨૯.૪ | ૩૫.૭ | ૩૨.૭ |
| પોર્ચુગાલ | ૧૯૨૦ | ૫૬.૮ | ૭૨.૮ | ૬૫.૨ |
| ઓશાનાઃ— | | | | |
| ઓસ્ટ્રેલિયા | ૧૯૨૧ | ૨.૧ | ૧.૨ | ૧.૭ |

ઇસ્વીસન ૧૯૨૧ માં ૩૩·૯ ટકા મરદો ને ૯૭·૭ ટકા સ્ત્રીઓ હિંદમાં અભણદશા ભોગવતાં એ હિસાબે અજ્ઞાનતા ખાતે હિંદનો પહેલો નંબર આવે છે.

ઇસ્વીસન ૧૯૩૧ માં દશ વર્ષની અંદરના સુદ્ધાં ૮૨·૬ ટકા મરદો ને ૯૬ ટકા સ્ત્રીઓ અભણ રહેલાં છે, એટલે ૮૯·૬ ટકા, બીજો કોઇ પણ દેશ આને ટપી જઇ શકે નહિ.

વય ધ્યાનમાં લીધા સિવાય આપણે આપણી દશાની ગણત્રી કરીએ તો ઇસ્વીસન ૧૯૩૧ માં ૨૫·૦૮ કરોડની વસ્તીમાંથી ૨·૮૧ કરોડ વાંચી લખી શકે તેવાં હતાં. એટલે લગભગ ૯૨ ટકા વસ્તી અભણ હતી. ઇસ્વીસન ૧૦૨૧ માં દક્ષિણ આફ્રિકાની બાંટુ જાતિમાં પણ ૮૮.૬ ટકા અભણ દશા ભોગવતા. અત્યારે તો એ સંખ્યા એથી પણ ઘટી હશે. એટલે હિંદનું અજ્ઞાન તો એથી પણ અદકું છે.

કદાચ જંગલી જાતો કરતાં આપણામાં કેળવાયલી સંખ્યા વધારે હશે, પરંતુ આપણે સંસ્કૃતિમય ગણાઇએ છીએ–કંઇ નહિ તો આપણી સરકાર તો સુધરેલી છે. એ દૃષ્ટિએ તો ઉપરના આંકડા જોતાં અભણ દશાની જોડ જડવી મુશ્કેલ પડશે.

આપણે ફરજિયાત પ્રાથમિક કેળવણી

વિષે પચીસ વર્ષો થયાં વાટાઘાટ કરી રહ્યા છીએ. આપણે ફરજિયાત પ્રાથમિક કેળવણી દાખલ કેમ નથી કરી એનાં કારણો તપાસીએ. લશ્કર ને પોલીસ જેવાં અગત્યનાં ખાતામાં પૈસા ખરચવાથી લાભ છે. સામાન્ય જનતાને પોતાના લાભ ખાતર જ કેળવણીની જરૂર નથી. ઓપુરુષો ભણીભણીને ધાંધળિયા નીવડે છે. બ્રિટિશ અધ્યક્ષો કહે છે કે હિંદની સામાન્ય જનતા અજ્ઞાન છે, એમને પરતંત્રતા સાલતી જ નથી અજ્ઞાન સ્વર્ગીય સુખ આપતું હોય ત્યાં ડહાપણ મૂર્ખાઈ છે. વળી પરાણે લખતાં વાંચતાં શીખવવું એ નૈતિક દૃષ્ટિએ યોગ્ય છે ? ઇસ્વીસન ૧૯૩૧ માં બોલ્શેવિકોએ આઠ વર્ષની અંદરના બાળકો માટે કેળવણી ફરજિયાત કરી. ઇસ્વીસન ૧૯૧૫ માં વસ્તીના ૫૦ ટકા ભણતાં, અત્યારે ૯૦ ટકા બાળકો એ નાસ્તિક શાળામાં જવા લાગ્યાં છે. એથી લાભ શો ? ઇચ્છા વિરુદ્ધ બાળકને શાળામાં ધકેલવું ખોટું છે. બાળકોને સ્વતંત્ર વાતાવરણમાં ઉછેરવાં જોઈએ, ગોંધી નાખવાં ન જોઈએ.

લોકોને કેળવણી આપવા અત્યારે પૈસા નથી. ફીડરલ સ્વરાજના બંધારણમાં તો પૈસાની આશા જ રાખવી ખોટી છે. ઇસ્વીસન ૧૯૩૨ ની ફીડરલ ફાઇનાન્સ કમિટિએ ૧૯૩૩–૩૪ ને ૧૯૩૭–૩૮ નાં પ્રાંતિક સરવૈયાં તારવ્યાં છે તેમાં ચાર કરોડની ખોટ બતાવી છે. ફીડરલ સરકારને સાત કરોડ શિલિક રહેશે તેમાંથી પાંચ કરોડ પ્રાંતોને વહેંચતાં બે કરોડ વિવિધ ખર્ચો માટે અનામત રાખવી પડશે; કદાચ સુધારા દાખલ કરતાં એ રકમ વપરાઈ જશે. પાંચ કરોડ મળશે તો જ પ્રાંતો નવા સુધારા દાખલ કરી બન્ને પલ્લાં સરખાં કરી શકશે એ પરિ-

સ્થિતિમાં કેળવણી આરોગ્ય ને હુન્નરઉદ્યોગ માટે પૈસા લાવવા ક્યાંથી ?

આપણી પરિસ્થિતિ જ નિરાશાજનક છે. ૩૫ કરોડ માણસો–ગરીબ ને અભણ–ભવિષ્યમાં પણ એવા જ રહેવા સરજાયેલાં; બ્રિટિશ સંબંધ હોય ત્યાં સુધી તો નક્કી જ.

એટલે ફીડરલ સ્વરાજનો વિચાર ક્યાં કરવાનો ? લોકોને એની સાથે શી નિસબત ? આપણી નિરાશ ધરે છે. રાજકારભારનું ખર્ચ વધે છે; ભવિષ્યમાં કારભાર વધવાનો જ છે.

આપણી કમનસિબિ માટે સરકારને દોષ દેવાની જરૂર નથી; લાયક ને લાયક સરકાર મળે છે. પછી એને કિસમત કહો કે ઐતિહાસિક સત્ય કહો. અત્યારની પરિસ્થિતિ માટે આપણે જ જવાદાર છીએ. બીજા કોઈનો વાંક કાઢી શકીએ તેમ નથી.

રાષ્ટ્રીય સરકારને વર્તમાન સરકાર અવગણે છે એવી જવાબદારીઓ ઉઠાવવી પડત. અત્યારની સરકારનું મુખ્ય કર્તવ્ય તો હિંદના લાભમાં જ આંતરિક કે બાહ્ય જોખમોમાં હિંદનું સંરક્ષણ કરવાનું છે. રાષ્ટ્રીય સરકારને એથી વધારે કરવું પડે એ દેખીતું છે. આપણા રીતરિવાજો ભારે મરણપ્રમાણનું કારણ સમજવશે. રાષ્ટ્રીય સરકારે પ્રજાને કેળવી એમને જીવન જીવતાં શીખવવું પડે. સરકારી પ્રવૃત્તિને પ્રજાજીવન, તેની પ્રવૃત્તિ ને સુખદુઃખમાં નજર રાખતાં થવું પડે.

સરકારને આપણા ધાર્મિક ને નૈતિક જીવનને તેથી પડેલા રીવાજો સાથે કાંઇ જ નિસબત નથી એવું કહીએ તો પણ ગરીબાઇનું સીધું પરિણામ રોગચાળા ને મોત છે એ તો કબુલવું પડશે જ. હિંદની વસ્તી વધારે ગણાય પણ એકજ દૃષ્ટિએ; એની રાષ્ટ્રીય આવક એવી છે કે સંખ્યા વધતાં જ ભયંકર .... ભોગવવી પડે પરંતુ દેશનું દ્રવ્ય નભાવી શકે એટલી હિંદની વસ્તી વધી છે એમ તો કહેવાય એમ નથી જ. હિંદના લોકો ગરીબ છે પણ હિંદ શ્રીમંત છે. આપણી ખેતી ને હુનર ઉદ્યોગોનો આપણે વિકાસ સાધીએ; રાજકારભારમાં કરકસર કરીએ; લશ્કર ને પોલીસને આપણી આવકનો મોટો હિસ્સો હોમ્યાં કરતાં અટકાવીએ ને સામાન્ય જનતાને જીવન જીવી જાણતાં શીખવીએ તો ૩૫ કરોડ માણસો સુખચેનથી હિંદમાં રહી શકે ને જીવનનું ધોરણ હલકું બનાવ્યા સિવાય વસ્તી વધારી શકે. વૈજ્ઞાનિક ખેતી હાથ ધરી હિંદનો ફાલ અનેક ઘણો વધારી શકાય એમાં શંકા નથી. આપણા હુન્નર ઉદ્યોગો પણ હજી ઉગે છે. હજાર બાળકો જન્મે તેમાંથી પાંચ વર્ષની વય થતાં સુધીમાં અર્ધા મરી પરવારે એ ઓછા દુઃખની વાત નથી. ગરિબાઈનું જ એ પરિણામ છે. સંપત્તિ ને આવક ઉપર વસ્તીનો આધાર છે. સંપત્તિ સર્જાવો, આવક વધારો, એટલે રોગ ને મૃત્યુના ભોગ આપોઆપ ઘટી જશે.

આનો અર્થ એવો નથી કે વસ્તી છડેચોક વધાર્યા જવી. સંપત્તિને આવકના પ્રમાણમાંજ વસ્તી વધારવાની વાત છે છતાંય વધારે સંપત્તિ ને આવક હોય તો થોડી વસ્તી વધારે સુખચેનથી રહી શકે એ નિર્વિવાદ છે. એટલે વસ્તીની સંખ્યા અગત્યની નથી પણ એમની સ્થિતિ સમજવાની અગત્ય છે. થોડી સમજદાર ને વ્યવસ્થિત વસ્તી આપણા જેવાં અભણ અજ્ઞાન અવ્યવસ્થિત ને કચરાપટ્ટી પ્રજાનાં ટોળાં કરતાં હજાર દરજ્જે સારી છે.*

* Census of India By Brij Narain. The People: Monday 30 th. October 1933.

# અખીલ હિંદ મહીલા પરિષદની અર્ધવાર્ષિક બેઠક

અખીલ હીંદ મહિલા પરિષદની સ્થાયી સમિતિની અર્ધ વાર્ષિક બેઠક વડોદરાની શાખાના આમંત્રણથી અહીં તા૦ ૩૦-૩૧ જુલાઇ અને ૧ ઓગસ્ટે ભરાવાની હોવાથી સ્થાયી સમિતિનાં સભ્યો તા૦ ૨૯ મી સવારથી વડોદરામાં આવ્યાં હતાં, તેમનો અહીંની શાખાના સ્વાગત મંડળ તરફથી સ્ટેશને ઘટતો સત્કાર કરવામાં આવ્યો હતો.

### આવેલાં મહિલા મહેમાનો

બહારથી આવનારાં માનવંત બહેનોમાં પરિષદના પ્રમુખ શ્રી રાજકુમારી અમૃતકુંવર, ઉપપ્રમુખો શ્રી રાણી લક્ષ્મીબાઇ રાજવડે (ગ્વાલીયર) શ્રી એસ૦ સી૦ મુકરજી (કલકત્તા) શ્રી અમુસ્વામી નાથન (મદ્રાસ) માનદ મંત્રી શ્રીમતી હીના બહેન અસ.ના (અમદાવાદ) તથા સભ્યો પૈકી મુંબઇથી શ્રી જયશ્રી બહેન રાયજી, શ્રીમતી જે૦ આર૦ ડાકટર, શ્રીમતી ડા૦ માલીનીબાઇ સુખથનકર અને શ્રી ઉર્મીલા બહેન મહેતા, અમદાવાદથી શ્રી શારદાબહેન, શ્રી૦ કે. ઘેલાભાઇ, ઇંદોરથી શ્રી જ્યોત્સના બહેન મહેતા, ગ્વાલીયરનાં શ્રી ઇંદુમતી રાજવડે, દીલ્લીથી મીસ નટરાજન, ફલટણનાં શ્રી જનકીબાઇ ગોડબોલે, નાગપુરના શ્રી વીમલાબાઇ દેશપાંડે, ઉમરાવતીનાં શ્રી વિમળાબાઇ દેશમુખ, હૈદરાબાદ (દખણ) નાં શ્રી કોરનેલીઅસ. તથા શ્રી કુ લીલામણી નાયડુ (શ્રી સરોજીની નાયડુનાં પુત્રી) પુનાનાં શ્રી વી. 'શેવડે,' ધારવાડનાં શ્રી શામલાબાઇ બેલગાંવકર, પાણીપતના શ્રી શ્રી. ઓ. હસન મુખ્ય હતાં. ફલટણના શ્રી રાણી સાહેબે નહીં આવી શકવા બદલ દીલગીરી દર્શાવતો તાર મોકલ્યો હતો.



કૉલેજમાં સેંટ્રલ હૉલ પાસે શ્રી સ્વામીનાથન, શ્રી રાજકુમારી અમૃતકુંવર તથા શ્રી. રાણી લક્ષ્મીબાઇ રાજવાડે.

### ન્યાયમંદીરમાં સત્કાર

મહિલા પરિષદનાં બહારથી આવેલાં માનવંત બહેનોનું વડોદરાની પ્રજા તરફથી જાહેર સન્માન કરવા માટે તા. ૩૦ શનીવારે સાંજે ૭ વાગે ન્યાયમંદીરના હોલમાં ના. દિવાન સાહેબ સર વી. ટી. કૃષ્ણમાચારીના પ્રમુખપણા નીચે મેળાવડો થયો હતો. તેમાં સુમારે હજારેક સન્નારીઓ તથા ત્રણસો ચારસો પુરૂષો-અમલદારો તેમજ ગૃહસ્થોએ હાજરી આપી હતી. સ્વયંસેવિકાઓએ યુનીફોર્મ અને બેજ સાથે સજ્જ થઇ સઘળી વ્યવસ્થા ઉત્તમ રીતે રાખી હતી.

### ડૉ. મીસ બાનાનું ભાષણ

કન્યાઓએ સ્વાગતગીત મધુર કંઠે ગાયા બાદ ડૉ મીસ બાનાએ ગુજરાતીમાં ભાષણ આપતાં જણાવ્યું કે દરેક મનુષ્યને જીવનમા ધન્ય પળ આવે છે, તેવી મારા જીવનમાં આજે પહેલી ધન્ય પળ છે, કે આવા મોટા મેળાવડામા બહારથી અત્રે આવેલા હીંદના જાણીતાં સુશિક્ષિત મહિલા મહેમાનોને આવકાર આપવાની આનંદદાયક તક સાંપડી છે, વધારે આનંદ એ થાય છે કે આ સ્થળ શ્રીમંત મહારાજા સાહેબની રાજ્યધાની છે. તેઓશ્રીએ હીંદી સ્ત્રીઓની ઉન્નતિ માટે સ્ત્રીઓને કેળવણી આપવા, તેમની સામાજીક સ્થિતિ સુધારવા કાયદાઓ કરી બાળ લગ્નનો પ્રતિબંધ, સ્ત્રીઓને વારસાના હક, લગ્ન વિચ્છેદનો કાયદો કરી ઘણી હીતકારી યોજના કરેલી છે. શ્રી. સૌ. મહારાણી સાહેબે પણ હીંદની સ્ત્રીઓની ઉન્નતિ માટે વર્ષોથી પ્રચાર કરતી મહીલા પરિષદના એક વખત પ્રમુખ થઇને પ્રોત્સાહન આપ્યું છે અને વર્ષોથી એ

પ્રવૃત્તિમાં ઉત્સાહથી ભાગ લે છે. આજે વડોદરામાં હીંદી મહિલા પરિષદની સમિતિ મળી છે એ જાણી શ્રી. રાજદંપતીને પણ આનંદ થશે. ઘણાં વર્ષોથી શ્રી. ગાયકવાડ સરકારનો ઝંડો ગુજરાતમાં ફરકે છે. પણ શ્રી૦ મહારાજા સાહેબે છેલ્લાં થોડાં વરસમાં મહાન સુધારા કર્યા છે તેથી વડોદરાની સ્થિતિ એટલી પલટાઇ ગઇ છે કે વીસ વર્ષ ઉપર જેણે જોયું હોય તે આજના વડોદરાને ઓળખી ન શકે. સ્વચ્છતા-સુંદરતા-ભવ્ય મકાનો-બાગબગીચા વગેરે બધું વડોદરામાં જોવા મળે તેવું છે. એ જોઇ અમારાં મહેમાન બહેનોને પણ આનંદ થશે.

સ્ત્રીઓના ઉત્કર્ષ માટે જોઇશું તો બધે પ્રવૃત્તિ ચાલી રહી છે. રાજકીય બાબતોમાં પુરૂષો જેટલા હક્કો માગવાનો નહીં પણ તેમાં ફાળો આપે તેવો મંડળનો ઉદ્દેશ છે.

પુરૂષો સાથે હરિફાઇ કરવાનો ઉદ્દેશ નથી. જાતી ભેદ છે અને રહેશે. પણ ઉચ્ચપણાનો પુરૂષોને ખ્યાલ છે અને સ્ત્રીઓમાં ઉતરતા દરજ્જાનો ખ્યાલ આવી ગયો છે તે પ્રશ્નનો આ હીલચાલથી ઉકેલ થશે. હવે સ્ત્રીઓ ભણી ગણીને સામાજીક હીલચાલમાં ભાગ લેતી થઇ છે એટલું જ નહીં પણ ધારાસભાઓ, લોકલ બોર્ડો-સુધરાઇઓ વગેરે સંસ્થાઓમાં પ્રવેશ કરવા અને મત આપવામાં આગળ વધી છે. છતાં અત્યાર સુધી જે થયું છે તે પાશેરામાં પહેલી પુણી બરાબર કહેવાય, સ્ત્રી સમાજનો ઘણો મોટો વર્ગ હજુ અજ્ઞાનતા-નિરક્ષરતા પરાધીનતામાં પડેલો છે. તેમને આગળ લાવવાની જરૂર છે. તેમ ન થાય ત્યાં સુધી પુર્ણ સ્વરાજ્ય અશક્ય છે.

### મે. સુધાલકરનું ભાષણ

ન્યાયમંત્રી મેં સુધાલકરે અંગ્રેજીમાં ભાષણ આપતાં આજના માનવંત મીજબાનોને આવકાર આપતાં આનંદ દર્શાવી જણાવ્યું કે અખીલ હીંદ મહીલા પરિષદ હીંદની તેમજ જગતની સ્ત્રી સમાજની સુધારણામાં ભાગ લેઇ તેમની પ્રવૃતિ સમાજ સુધારા-કેળવણી-કામદારોનો પ્રશ્ન વગેરે ક્ષેત્રોમાં જોવામાં આવે છે. આપણા શ્રી, મહારાજા સાહેબે સ્ત્રીઓની સ્થિતિ સુધારવા માટે કેળવણીની સવડ આપવા ઉપરાંત કાયદામાં પણ ઘણા સુધારા કરેલા છે. હિંદુ કાયદામાં સ્ત્રીઓને ખોરાકી પોષાકી સિવાય બીજા હક્કો નથી. વડોદરામાં શ્રીમંતે સ્ત્રીઓને વારસાના હક્કો આપ્યા છે. સ્વતંત્ર માલકી હક્ક માટે માલ મીલકતમાં અમુક રકમ સુધીની સત્તા રાખી છે. સંતાન વગરની વિધવાઓને તેના પતિનો હિસ્સો ભ્રીટીશમાં મળતો નથી તે અહીં મળે છે. કુમારી પુત્રીઓને બીજે બાપની મીલકતમાંથી કંઇ હીસ્સો મળતો નથી તે અહીં ભાઇના ભાગનો ચોથો ભાગ મળે એમ ઠરાવ્યું છે. એવા એવા ઘણા સ્ત્રીને હિતકારી કાયદા કરવાની પહેલ શ્રીમંતે કરી છે, મહિલા પરિષદની બેઠક અહીં મળી છે તેથી આશા રાખીશું કે અહીંના સુધારાઓ તેમની કાર્ય પ્રવૃત્તિમાં ઉપયોગી અને અનુકરણીય થશે.

### શ્રી શારદા બહેને આપેલો પરિચય

શ્રી શારદા બહેને ગુજરાતીમાં બોલતાં અત્રે પધારેલાં કેટલાંક જાણીતા આગેવાન બહેનોનો પરિચય કરાવતાં જણાવ્યું કે પરિષદનાં પ્રમુખ શ્રી અમૃતકુંવર બહેન રાજકુમારી છતાં રાજવૈભવ અને પૈસો અને સુખ છોડી સ્ત્રીઓની ઉન્નતિના કાર્યમાં મંડયા રહ્યાં છે. પ્રમુખ તરીકે તેમની છ મહિનાની કારકીર્દી યશસ્વી નીવડી છે. તેઓના હ્રદયમાં હમેશાં એવી ધગશ રહી છે કે સમાજના ઉપલા થરમાંથી નીચલા થરમાં ઉતરી સેવા કામ અને પ્રચાર કરૂં. ઘણા વખતથી તેઓ એ રીતે કામ કરી રહ્યાં છે. તેનો લાભ સમગ્ર દેશને મળશે.

ઉપપ્રમુખ શ્રી રાણી લક્ષ્મીબાઇ ગ્વાલીયરનાં શ્રીમંત સન્નારી હોવા છતાં સ્ત્રી સેવાનું કાર્ય છેલ્લાં ૩૦-૩૫ વર્ષથી કરી રહ્યાં છે. તેઓ લંડનની સારી સારી ડીગ્રીઓ ધરાવે છે અને એક ખાનગી દવાખાનું પણ કાઢયું હતું. આવતી પરિષદ ડીસેંબરમાં દીલ્હીમાં મળનાર હોઇ તેનાં પ્રમુખ ચુંટાયાં છે. બીજા ઉપપ્રમુખો મદ્રાસના અમ્મુસ્વામીનાથમ તથા કલકત્તાનાં શ્રી એસ. સી. મુકરજી પણ પોતપોતાના પ્રાંતોમાં સ્ત્રી ઉન્નતિની દરેક હીલચાલમાં સારો ભાગ લેઇ ઉત્સાહથી સેવા બજાવે છે. અમદાવાદનાં ગીરીસ દીના અસાના પણ જાણીતા સ્ત્રી હિતનાં કાર્યકર્તા અને પરિષદના માનદ વ્યવસ્થાપક મંત્રી છે. તે ઉપરાંત પંજાબ, સંયુક્ત પ્રાંત, મુંબાઇ, ગ્વાલીયર, ઇંદોર, પુના, ધારવાડ, ભરૂચ વગેરે સ્થળોએથી જાણીતાં બહેનો અહીં એકત્ર

થયાં છે. તે સ્ત્રીઓને લગતા પ્રશ્નોના ભાવિ ઉકેલ માટે ખુશી થવા જેવું છે.

### સ્વાગત માટે આભાર

પછી મહેમાનો તરફથી બોલતાં જણાવ્યું કે અહીં અમારા ઉત્તમ સ્વાગત માટે શ્રી લેડી કૃષ્ણમાચારીના પ્રમુખપણા નીચે સમીતીએ જે ઉદાર સગવડો કરી છે તેમાં કંઇ પણ ઉણપ નથી તેથી આ બધાં તરફથી આભાર દર્શાવું છું.

### શ્રી રાજકુમારી અમૃતકુંવર

પછી શ્રી રાજકુમારીએ ભાવભરી લાગણી દર્શાવનારું ભાષણ હીંદીમાં આપતાં જણાવ્યું કે તમારા ભાવભીના ઉદાર આતિથ્ય અને સત્કાર માટે હું આપનો બધાનો આભાર માનું છું. વડોદરા-રાજ્યે સ્ત્રીઓની સ્થિતિ સુધારવા જે પ્રવૃત્તિઓ કરી છે તે જાણતી હતી, અને અત્રે નજરે જોયું છે તેથી મને ઘણો આનંદ થાય છે અને મારા કાર્યમાં મને પ્રોત્સાહન મળ્યું છે.



શ્રી. રાજકુમારી અમૃતકુંવર
હિંદ મહિલા પરિષદનાં હાલનાં પ્રમુખ.

વડોદરા રીયાસતને પગલે ચાલી તમે જે માર્ગ લીધો છે તે માર્ગે બીટીશ હીંદમાં પણ કાર્ય કરવાની અમે કોશીશ કરી રહ્યાં છીએ. મને લાગે છે કે દેશી ભાષા સિવાય સ્ત્રી સમાજના સમગ્ર વર્ગમાં ઉતરી શકાય તેમ નથી. સ્ત્રીઓને અજ્ઞાનતા અને વહેમોમાંથી જાગ્રત કરી ખરા સુધારા અને પ્રગતિનું માર્ગદર્શન કરવું જોઇએ. એ જાગ્રતિ પેદા કર્યા વિના વ્યાખ્યાનોથી કંઇ વળે નહીં.

થોડી સુશિક્ષીત બહેનો ભાષણો ઠરાવો કરે તેથી કંઇ ન વળે તેનો અમલ કરી સમગ્ર જાગ્રતિ અને ઉત્સાહ પેદા કરવા જોઇએ, તે માટે પ્રાંતિક સમિતિઓ નીમી છે. વડોદરાની શાખા પણ એજ હેતુથી કરી છે. તે શ્રીમંતના રાજ્યમાં વધારે સારું કામ કરી શકે એવી અમને ઉમેદ છે.

### બધાના સહકારની જરૂર

સ્ત્રીઓની સ્થિતિ આજકાલ દયાજનક અને પછાત થઇ પડી છે, તેમાંથી ઉદ્ધાર કરવાનું કાર્ય મુશ્કેલ છે પણ તે સિદ્ધ કરવામાં બધાના પૂર્ણ સહકાર અને સહાનુભુતિની અમને જરૂર છે પણ મુખ્ય આધાર તો સ્ત્રીઓની પોતાની જાગ્રતિ અને ઉત્સાહ ઉપરજ રહેલો છે. નિઃસંદેહ છે કે જે દેશમાં સ્ત્રીઓ ભણેલી હોય તે દેશની કે પ્રજાનીજ ઉન્નતિ થઇ શકે છે. પ્રાચીન આર્યાવર્ત અને વર્તમાન યુરોપ તેનાં દ્રષ્ટાંતો છે. આજકાલ યુરોપની પ્રગતિમાં સ્ત્રી શક્તિનો જબરો ફાળો ને સહકાર છે. હીંદમાં પણ જાગ્રતિ થવા માંડી છે. અમારા તરફ ધારાસભામાં પણ સ્ત્રીઓ સભ્ય તરીકે દાખલ થઇ છે. શ્રીમતી પં. વિજયાલક્ષ્મી તો પ્રધાન પણ થઇ છે. આ તરફ પણ સ્ત્રીઓની પ્રવૃત્તિ સારી ચાલે છે. અમારું મંડળ સ્ત્રીઓની સુસ્થિતિ સુધારવાના હેતુથી કામ કરી રહ્યું છે. તેની સફળતા માટે દરેક બહેનને તેમાં જોડાવા-ઉત્સાહથી તેની પ્રવૃત્તિઓમાં ભાગ લેઇ સહકાર કરવા વિનતિ છે.

### શ્રી લક્ષ્મીબાઇ રાજવાડે-

શ્રી. લક્ષ્મીબાઇ રાજવાડે એ મરાઠીમાં બોલતાં વડોદરાની મુલાકાતની મળેલી તક માટે આનંદ દર્શાવી; અહીંના શ્રી. સૌ. મા. મહારાણી સાહેબે ૧૯૨૭ માં હિંદી મહિલા પરિષદના પ્રમુખસ્થાનેથી જે પ્રોત્સાહન આપેલું અને સ્ફુર્તી, કર્તવ્ય નિષ્ઠા અને સંગઠનનો મંત્ર આપેલ તેથી ઉત્તેજીત થઇ આ સંસ્થા અખીલ હિંદની સ્ત્રી સમાજની ઉન્નતિ માટેની પ્રવૃત્તિ ધપાવી રહી છે. એ યશ શ્રી સૌ. મહારાણી સાહેબને છે.

અમારી પ્રવૃત્તિઓમાં પુરૂષ વર્ગે વિરોધ નહીં કરતાં ધારાસભામાં તેમજ બહાર સહકાર આપ્યો છે તેથી અમને આનંદ અને અભિમાન થાય છે. પરંતુ

કાયદાથી સ્ત્રીઓને હક્ક અને સમાનતા આપવામાં હજુ સ્ત્રીઓએ વધુ સહકાર–સહાનુભૂતિ અને લાયકાત મેળવવી પડશે. તે પ્રવૃત્તિની જવાબદારી અમારા મંડળ ઉપર છે.

રાષ્ટ્રીય મહાસભાએ દેશભરમાં જાગ્રતિ કરી છે. પ્રાંતિક સ્વરાજ્યનું તંત્ર હાથમાં લઇ રાષ્ટ્રીય પ્રધાન મંડળોએ કાયદાથી પણ પગલાં લેવા માંડયાં છે. પણ છેલ્લાં દશ વર્ષમાં જે જાગ્રતિ થઇ છે, તેમાં અમારા મંડળનો પણ ફાળો છે. આ સંસ્થા ફક્ત શ્રીમંત સ્ત્રીઓની છે એ આક્ષેપ ખોટો છે. આમ વર્ગની બહેનોની ઉન્નતિ માટે પણ કામ કરે છે.

રાજકારણથી છુટાં શા માટે ? જો કે સમાજીક બાબતોને રાજકીય બાબતોથી તદ્દન નિરાળી કરી શકાય તેમ નથી. પણ જો સીધી રીતે રાજકીય પ્રવૃત્તિ કરવામાં આવે તો આ સંસ્થામાંથી ઘણાંને છુટાં થવું પડે. પ્રથમ જ્યાં સુધી નિરક્ષરતા ન ટળે, ઉંચી કેળવણીનો પ્રચાર ન વધે, સ્ત્રીઓને કાયદાથી સ્વાતંત્ર્ય અને સમાનતાના હક્કો ન મળે ત્યાં સુધી હેતુ પાર ન પડે. આપણી સંસ્કૃતિને અનુકુળ રહીને સુધારાની પ્રવૃત્તિ કરવાનો અમારો ઉદ્દેશ છે,

## ના. દિવાન સાહેબનું ભાષણ

તે પછી ના. દિવાન સાહેબે મહેમાન બહેનોને સત્કાર આપતાં રમુજમાં જણાવ્યું કે આજ હું તો મહેમાનની સ્થિતિમાંજ રહેવા માંગતો હતો, પણ પ્રમુખની ખુરશી આપી એટલે બે શબ્દ બોલવાનું ફરજીયાત માથે પડયું. આપ બધાં દુર દુરથી સ્ત્રી ઉન્નતિના કાર્ય માટે તસ્દી લઇ પધારેલાં છો. અમને mere men ફક્ત પુરૂષો તરીકે આ સભામાં આમંત્રી આજના વિચારો સાંભળવાની તક આપી છે. તથા શ્રી. સૌ. મા. મહારાણી સાહેબનો પ્રમુખ તરીકે આ સંસ્થા સાથે સંબંધ છે તે સર્વ દ્રષ્ટિએ આપને રાજ્ય તથા પ્રજા તરફથી હાર્દિક આવકાર આપું છું અને મને પ્રમુખસ્થાનનું માન આપ્યું છે તે બદલ આભાર માનું છું. શ્રી. મહારાજા સાહેબે સ્ત્રીઓની ઉન્નતિ માટે જે વર્ષો પહેલાં જરૂરીયાત જોઇ સુધારાના કાયદાઓ કર્યા છે તે કાર્યમાં તમે અખિલ હિંદની સ્ત્રીજનતાનાં હિતની પ્રવૃત્તિ કરી રહ્યાં છો, પુરૂષો ગમે તેવા આગળ વધવા છતાં સ્ત્રીઓના સાથ અને સહકાર વિના પ્રગતિ કરી શકશે નહીં. એ વસ્તુસ્થિતિ જોઇ શ્રીમંતે ફરજીયાત કેળવણી દાખલ કરી છે તેનું કેટલું સારૂં પરીણામ આવેલું છે તે આપણે જોઇ શકીએ છીએ. કોઇપણ સમાજ કે પ્રજા સ્ત્રી–પુરૂષોના પુર્ણ સહકાર વીના પ્રગતિ નજ કરી શકે. આ પરીષદ એ ઉદ્દેશથી પ્રવૃત્તિ કરે છે તેમાં તેને સફળતા ઇચ્છું છું. આ મંડળની અર્ધ વાર્ષિક સભા અહીં મળી છે તેથી અમને ઘણો આનંદ થયો છે. શ્રીમતી રાજકુમારી જેવાં ત્યાગવીર અને કર્મવીર નેતાની આગેવાની નીચે તમારી પ્રવૃતિઓને સફળતા ઇચ્છું છું. સ્ત્રીઓની ઉન્નતિ થઇ, તેઓનો સહકાર મળતાં મને ખાત્રી છે કે હીંદની ખરી પ્રગતિ કરી શકાશે અને ત્યારેજ હીંદને વર્તમાન પ્રગતિશીલ દેશોમાં સ્થાન મળી શકશે. સામાજીક સુધારાઓમાં પણ સ્ત્રીઓ જાગ્રત થઇ તેઓનો સહકાર મળી શકશે ત્યારેજ સુધારણા થઇ શકશે તમારી પ્રવૃતિઓમાં વડોદરાના સ્ત્રી સમાજની સુધારણાની પ્રવૃત્તિઓ કેળવણી, કાયદા, વગેરે તમને તમારા કાર્યમાં માર્ગદર્શક અને પ્રોત્સાહક થશે જાણી મને આનંદ થાય છે. એટલું કહી તમે તસ્દી લેઇ અહીં આવ્યાં છો તે બદલ ફરીથી તમારો આભાર માનું છું.

## સમિતિનું કામકાજ

અખિલ હિંદ મહિલા પરિષદની સ્થાયી સમિતિની અર્ધ વાર્ષીક બેઠક અહીં વડોદરામાં તા. ૩૦ અને ૩૧ મીએ બહેનોના ઉતારે ગેસ્ટ હાઉસમાં પરિષદનાં પ્રમુખ શ્રીમતી રાજકુમારી અમ્રતકુંવરના અધ્યક્ષપદે મળી હતી. બન્ને દિવસ સવારે, બપોરે અને સાંજે એમ દીવસમાં ત્રણ વખત મળી પરિષદના બંધારણ તથા કાર્યક્રમને અંગે વિવિધ સ્ત્રી હિતના સામાન્ય તથા ખાસ વિષયનો ચર્ચા વાટાઘાટ કરી ઠરાવો કર્યા હતા. સમિતિની બેઠકમાં બહારથી આવેલાં બહેનો ઉપરાંત અહીંની સંસ્થાના આગેવાન કાર્યકર્તા શ્રી પ્રેમલીલા મહેતા વગેરે બહેનોએ ભાગ લીધો હતો. કેટલીક બેઠકોમાં ખાસ આમંત્રણથી લેડી કૃષ્ણમાચારીએ પણ હાજરી આપી હતી સિવાય ભરૂચની નવી સ્થપાયલી શાખાનાં મીસ એ. ડી. કુપર તથા વીરમતી બહેન દેસાઇ પણ પરવાનગીથી હાજર રહ્યાં હતાં.

### પસાર થયેલા ઠરાવો

બેઠકમાં નિચેના ઠરાવો પસાર થયા હતા. (૧) પરિષદનાં માજી પ્રમુખ મંડીનાં શ્રી રાણી સાહેબ (૨) મંત્રી મીસ શાંતા ભાલેરાવનાં માતુશ્રી અને (૩) વડોદરા મહા વીદ્યાલયનાં શ્રી સુશીલા-દેવી પંડીતના પીતાશ્રી પં. આત્મારામજી—એમનાં સ્વર્ગવાસ બદલ શોકદર્શક ઠરાવો (૪) હરીજનોને મંદીર પ્રવેશની છુટ આપવા બદલ ઇંદોરના શ્રી મહારાજ સા. ને (૫) વડી ધારાસભાના પહેલા લોકલ સ્ત્રી સભ્ય ચુંટાવા બદલ શ્રીમતી સુબારાયનને (૬) મદ્રાસમાં અનીતીના ધંધાના પ્રતીબંધક કાયદામાં કેટલીક જ્ઞાતીઓ અને કોમોને અપવાદનો લાભ મળતો હોવાથી વ્યભીચારના ધંધામાંથી કમાણી કરનારા ત્રીજા પક્ષને સજા કરવાનો સુધારો કરનારી કલમો દાખલ કરાવવા માટે શ્રીમતી ડા. મુથુલક્ષ્મી રેડીને અભીનંદન આપવાના ઠરાવ. ( ૭ ) મદ્રાસની સરકારને હીંદુ મંદિરોમાં ચાલતી ' દેવદાસી 'ની પ્રથા કાયદાથી બંધ કરવાની વિનતિનો ઠરાવ યોગ્ય વિવેચનો પછી સર્વાનુમતે પસાર થયા હતા.

### બંધારણમાં સુધારા

તા. ૩૧ માએ મળેલી બેઠકની સભામાં સમિતિએ પરિષદના બંધારણમાં સુધારા વધારા કરવાને આવેલી સુચનાઓ ઉપર છુટથી વાટાઘાટ કરી, પ્રગતિની દ્રષ્ટિએ વિચાર કરી વિગત વાર ચોકસ ભલામણો કરવા માટે એક પેટા સમિતી નિમી હતી તથા નરસરી સ્કુલો, શિક્ષકો માટે શિક્ષણ શાળાઓ, જુદી જુદી ધારાસભાઓમાં રજુ થયેલા સામાજીક સુધારાના કાયદાઓની તરફેણમાં લોકમત કેળવવા અને પ્રચારકાર્ય કરવા, બાળકોના રક્ષણનો કાયદો, અફીની નિષેધ કાયદો, વગેરે જ્યાં હોય તેમાં યોગ્ય સુધારો દાખલ કરાવવા અને ન હોય ત્યાં તે દાખલ કરાવવા અને તે કાયદાના અમલ માટે સ્ત્રી પોલીસની યોજના થવા, સ્ત્રીઓમાં ચાલતી બેકારીની તપાસ કરી તેઓને ઉદ્યોગ ધંધો અને ગુજરાન મળે એવી યોજના કરવા અને સ્ત્રી જાતિને ઉપયોગી ખાસ વિષયોનું શિક્ષણ આપવા વગેરે બાબતો ચર્ચાઇ પરિષદની આવતા ડીસેંબરમાં દીલ્હી ખાતે મળનારી બેઠકમાં રજુ કરવા ઠર્યું હતું.

### અહીંની સંસ્થાઓની મુલાકાત

બહારથી આવેલાં પ્રતિનીધી બહેનોને ગેસ્ટહાઉસમાં મુકામ આપ્યો હતો અને તેમના સ્વાગત અને સુખસગવડ માટે ઉતમ વ્યવસ્થા કરી હતી. તેઓએ અહીંના શ્રી વેલચંદ હરીજન આશ્રમ, આર્યકન્યા મહાવિદ્યાલય, સેંટ્રલ લાયબ્રેરી, શ્રી ચીમનાબાઇ સ્ત્રી ઉદ્યોગાલય, વગેરે સંસ્થાઓની મુલાકાત લેઇ વડોદરાની પ્રગતી માટે સંતોષ બતાવ્યો હતો.

### સંઘ–એટહોમ સત્કાર

મહેમાનોના ખાસ સત્કાર માટે ના લેડી કૃષ્ણમાચારી તરફથી તા. ૩૧ માએ સાંજે ' દીલારામ ' બંગલામાં એટહોમનો સુંદર મેળાવડો થયો હતો, તેમાં બહારનાં મહેમાનો ઉપરાંત અહીંની સંસ્થાના મેંબરો તથા જાણીતાં સન્નારીઓને આમંત્રણ હતું. ગરબા વગેરેનો કાર્યક્રમ શ્રી. પ્રેમલીલા બહેનની દેખરેખ નીચે સુંદર થયો હતો.

શ્રી. મીસીસ અમીના તૈયબજી તરફથી તા. ૧ લીએ એટહોમ પાર્ટી થઇ હતી.

### લક્ષ્મીવિલાસ મહેલમાં જમણ

શ્રી૦ સૌ૦ યુવરાણી શાંતાદેવી સાહેબે મહિલા પરિષદના સભ્યો તથા અત્રેના કેટલાક જાણીતા સ્ત્રી કાર્યકર્તાઓને સોમવારે રાત્રે ૮-૩૦ વાગે લક્ષ્મીવિલાસ મહેલમાં સુંદર જમણ આપ્યું હતું. જેમાં રાજકુમારી શ્રી. અમૃતકુંવર, શ્રી. રાણી લક્ષ્મીબાઇ રાજવાડે, શ્રી. સુબ્બારાયન, શ્રી લેડી કૃષ્ણમાચારી વિગેરેએ હાજરી આપી હતી. શ્રી સૌ. યુવરાણી શાંતાદેવી, સાહેબે સર્વની સાથે રુચિથી વાર્તાલાપ કર્યો હતો. સત્કાર સંગીત વિગેરે સર્વ વ્યવસ્થા ઘણી સારી હતી.

## ત્રીજે દિવસે

અખીલ હીંદ મહિલા પરિષદની અર્ધ વાર્ષિક બેઠક માટે અહીં પધારેલાં હીંદનાં જાણીતાં માન- વંત સન્નારીઓની અહીંની મુલાકાતનો લાભ લઇ વડોદરાના મહિલા મંડળ તરફથી જાહેર વ્યાખ્યા- નોનો મેળાવડો તા. ૧ લી સોમવારે સાંજે ૭ વાગે ન્યાય મંદિરના હોલમાં ના. દીવાન સાહેબ સર વી. ટી. કૃષ્ણમાચારીના માનવંત પ્રમુખપણા નીચે રાખવામાં આવ્યો હતો. તેમાં બહારથી આવેલા મહેમાન બહેનો ઉપરાંત અહીંના સ્ત્રી મંડળોના સભ્યો તથા અમલદારો ગૃહસ્થોએ ઘણી મોટી સંખ્યામાં હાજરી આપી હતી. હોલ સ્ત્રી પુરૂષ શ્રોતાઓથી ચીકાર ભરાયો હતો. જેમાં સ્ત્રીઓની હાજરી વિશેષ હતી.

### મે. ધુરંધર સાહેબનું ભાષણ

સર ન્યાયાધીશ મે. ધુરંધર સાહેબે અંગ્રેજીમાં ભાષણ આપતાં જણાવ્યું કે હીંદી સ્ત્રીઓની પરિ- ષદના પ્રસંગે ' હીંદુ એક પત્નીવ્રત ' ઉપર મારે કંઇક બોલવું એમ મને કહેવામાં આવ્યું છે. હીંદુ સમાજનો સુશિક્ષિત વર્ગ હાલની સ્થિતિ અને પ્રતિષ્ઠાથી નારાજ છે અને તેને લીધે તેઓ પોતાના વ્યાજબી હક્ક અને પ્રતિષ્ઠા મેળવવા પ્રવૃત્તિ કરી રહ્યાં છે.

### હીટલર અને મુસોલીની

જેવા રાષ્ટ્ર વિધાતા મુખત્યારો પણ કાયદાથી સ્ત્રીઓની સ્થિતિ સુધારવા પ્રયત્ન કરે છે. હીંદમાં સ્ત્રીઓ ઘણી અજ્ઞાન અને પછાત છે. તેમાં આપણી પૌર્વાત્ય સંસ્કૃતિનો દોષ નથી. પ્રાચીન સમયમાં હીંદી સ્ત્રીઓને જ્ઞાન શિક્ષણ આપવામાં આવતું, સ્વયંવર કરીને ઇચ્છા મુજબ લગ્ન કરતાં વગેરે આપણે જાણીએ છીએ, પણ વિદેશી આક્- મણો અને હુમલાઓથી તથા વિદેશી સત્તા દેશ ઉપર આવ્યા પછી સ્થિતિ બદલાઇ હતી. અજ્ઞાન વધ્યું, બાળલગ્ન, બાળહત્યા અને પડદા વગેરે હાનિકારક રીવાજો દાખલ થયા અને સમાજની પડતી થઇ. હવે બ્રીટીશ રાજ્યમાં પુનરૂદ્ધાર માટે અનુકુળ સંજોગો થયા છે. સ્ત્રીઓ પોતાની પુર્વ સ્થિતિ મેળવવા જાગ્રત થઇ છે અને પોતાના હક્કો મેળવવા બહાર પડી છે તે ખુશી થવા જેવું છે.

શ્રીમંતના રાજ્યમાં સુભાગ્યે ઘણા સુધારા થયા છે. શ્રીમંત ૫૦ વર્ષ આગળ જુવે છે અને તે પ્રમાણે સ્ત્રીઓની સ્થિતિ સુધારવા ખાસ કાય- દાઓ કરેલા છે. પ્રાચીન રૂષીમુનિઓનો સ્મૃતીઓનો શ્રીમંતે પુનરૂદ્ધાર કર્યો છે. આ રાજ્યમાં થયેલા સ્ત્રીઓને લગતા લગ્ન વિચ્છેદ, વારસાના વીગેરે કાયદાઓથી સ્ત્રીઓને વિધવા માતા અને પુત્રીઓ તરીકે કેવા અને કેટલા હક્કો મળેલા છે તેની ટુંકમાં માહીતી આપી, ' એક પત્નીવ્રત 'ના કાય- દાનો મુસદ્દો અહીં ગઇ ધારાસભામાં જ આવેલો છે અને બ્રીટીશ રાજ્યમાં પણ વડી ધારાસભામાં એવો કાયદો અહીં પધારેલાં સન્નારી તરફથી રજુ થનાર હોઇ, તે માટે તેમને અભીનંદન આપી– એ મુસદાની નકલ વાંચેલી હોઇ–તેમાં કેટલીક અપુર્ણતાઓનો ઉલ્લેખ કરી.

**મુસદ્દામાં સુધારાની સુચનાઓ** કરતાં જણાવ્યું કે (૧) જૈન અને બુદ્ધ અનુયાયીઓને પણ તેનો લાભ મળે તે માટે હીંદુ શબ્દની વ્યાખ્યામાં જૈન તથા બુદ્ધ વગેરેનો સમાવેશ કરવો જોઇએ. (૨) ચેપી અથવા ઉડતા રોગો મોઘમ છે, તેને બદલે રક્તપીત અગર તેવા અસાધ્ય રોગો એવી સ્પષ્ટતા થવી જોઇએ. (૩) પાંચ વર્ષનો ત્યાગ બીજા લગ્ન માટે રાખેલો છે તે મુદત બહુ લાંબી છે. (૪) વ્યભીચાર માટે એક વર્ષ કરતાં વધારે મુદત છે, પણ વ્યભીચાર પુરવાર કરવાનું મુશ્કેલ છે. એ સુધારા ઉપરાંત બીજી પત્ની માટે વધારાનાં કારણોમાં (૫) સંસારનો ત્યાગ કરી સંન્યાસી થાય, (૬) પરધર્મમાં વટલી જાય, અસાધ્ય દીવાનાપણું લાગુ થાય વગેરે બાબતોનો સમાવેશ કરવો જોઇએ. સ્ત્રીને લગ્ન વિચ્છેદનો હક્ક ન મળે અને પુરૂષ

બીજી બાયડી કરે તો સ્ત્રીને પણ બે પતી કરવાનો હક્ક મળે તે જોવું જોઇએ. છુટાછેડાનો વ્યાપક અને ઉદાર ધોરણે કાયદો ન થાય ત્યાં સુધી સ્ત્રીઓની સ્થિતિ સુધરશે નહિં.

### મે. સર મડગાવકરનું ભાષણ

તે પછી શ્રી. સર મડગાવકરે ભાષણ આપતાં મારો વડોદરામાં બોલવાનો હક્ક નથી, પણ શ્રી. હેડી કૃષ્ણમાચારીની આજ્ઞા થતાં હું બોલવા ઉભો થાઉં છું એવી રમુજ કરી. મરાઠી કે ગુજરાતી બોલું તો ઘણુ સમજી શકે, પણ તે ટેવ નહીં હોવાથી તથા વિદ્વાન સર ન્યાયાધીશ સાહેબને પગલે ચાલી અંગ્રેજીમાં બોલીશ એમ કહી રમુજ કરતાં જણાવ્યું કે હું ઘરમાં મા-બેન કે પત્ની આગળ ભાષણ કરવા ટેવાયેલો નથી ! માથે ધોળાં આવ્યાં ત્યાં સુધીના અનુભવથી એક સ્ત્રી પાસે ભાષણ કરવું ઘણુ મુશ્કેલ લાગે છે. તો આજે હજાર સ્ત્રીઓ સમક્ષ બોલવું તે કેટલું દુર્ઘટ છે, તે હું અનુભવું છું.

### પુરૂષો શું બતાવી શકે ?

હાલની દેશની સ્થિતિનો વિચાર કરતાં એમ હું બડાઇ ન મારી શકું કે અમે પુરૂષો શું કરવું અને કેવી રીતે કરવું, તેનું કાર્યથી દ્રષ્ટાંત પુરૂં પાડી શકીએ તેમ નથી. પણ કયું કાર્ય કેવી રીતે ઉપાડી દેવું તે બતાવી શકીએ તેમ છીએ. સર ન્યાયાધીશ સાહેબે કહ્યુ તેમ પરદેશી આક્રમણોથી આપણે ઘણું વેઠયું અને ગુમાવ્યું છે. પણ તેમાંથી આપણે કંઇ બોધ લીધેલો નથી.

સૈકાઓ થયાં જગતમાં વિકાસ પામતા વિજ્ઞાનમાં આપણે કંઇ ફાળો આપ્યો નથી. તેથી આપણે રાષ્ટ્ર તરીકે આ ગૌરવપણું ગુમાવ્યું છે. અવનતિમાં પડેલા છીએ. હવે શી રીતે આંખ ઉઘડે ? એ પ્રશ્ન છે. હાલ તો દેશમાં હીંદુ મુસ્લીમ-મુસ્લીમ શીખ-મુસ્લીમ બૌદ્ધ-શીયા સુની વગેરે કોમીય ઝગડા થતા સાંભળીએ છીએ. એક પેપરમાં મેં કોઇએ કરેલી સુચના વાંચી કે બધા જ પ્રાંતોમાં સ્ત્રી પ્રધાનો જ થવા જોઇએ. તેની ટીકાનો ઉદ્દેશ ગમે તે હોય પણ હાલ બંગાલ અને સંયુક્ત પ્રાંતોમાં પુરૂષ પ્રધાનોનાં ભાષણો અને કામકાજ જોતાં, તેઓ સ્ત્રીઓ કરતાં વધારે લાયક હોય તેમ હું માનતો નથી.

**પ્રતિસ્પર્ધી નહીં, પણ સહભાગી.** બહેનોને ઉદ્દેશી જણાવ્યું કે હું સ્ત્રી અને પુરૂષોની સમાનતા અને હક્કોની તકરારમાં અત્રે નહીં ઉતરૂં. એટલું જ કહીશ કે તમે દેશની પુત્રીઓ તરીકે કર્તવ્ય સમજી ફરજ બજાવવા પ્રગતિના કાર્યમાં યથાશ્રી ભાગ ભજવવા તૈયાર થાઓ. પ્રતિસ્પર્ધી તરીકે લડવા નહીં પણ કાર્ય વહેંચણીના-શ્રમ વિભાગના ધોરણે સહભાગી થવા અને સહકાર કરવા તૈયાર થાઓ. જ્યાં માતાઓ શીક્ષીત ન હોય કે માતૃપદની જવાબદારીઓ ન સમજતી હોય તે દેશનાં બાળકો સારાં ન થઇ શકે.

### મહિલા મંડળને સદ્‌બોધ

તેથી મહિલા મંડળને વિનંતિ કરૂં છું કે તમે જે પ્રવૃત્તી કરો તેમાં પાશ્ચાત્ય પ્રજાનું અંધ અનુકરણ ન કરશો. પાશ્ચાત્ય બાહ્ય ઝળહળાટથી અંજાઇ ખરી દીશા ન ભુલશો. પાઉડર પફના બાહ્ય ભપકામાં ન તણાઇ જશો. તેવી વાનર નકલો કરશો તો આર્ય સ્ત્રીત્વનો નાશ નોતરશો. તમારી દ્રષ્ટિ સનમુખ સદાચારના ધ્યેયને સદૈવ રાખજો-જે જીવનની શુદ્ધિને હીંદુ તેમજ મુસ્લીમ સંસ્કૃતિ પ્રાધાન્ય આપે છે. વીર ક્ષત્રાણિઓ કે સ્પાર્ટન અને રોમન વીરાંગનાઓનો આદર્શ રાખી તેમના શૌર્ય-ધૈર્યનું અનુકરણ કરો.

### તમાસો કે પ્રદર્શન ન સમજો

તમારી પરિષદ બીજા માટે તમાસો છે, કે માત્ર તમારા વકતૃત્વનું પ્રદર્શન થાય તે આદર્શ સમજશો નહીં. યોગ્ય વિચારપૂર્વક સમંજસપણે આગળ વધશો તો તમારો ઉદ્દેશ અને પ્રયત્ન સફળ થશે. ટેનીસનના Women's cause is man's એ શબ્દોનું રહસ્ય સમજાઇ બંનેનું હિત એક છે- જુદું નથી એ ભાવનાથી સહકારથી કામ થશે તોજ આપણે સફળ થશું.

### શ્રી વકીલ વી. વી. જોશી

એમણે હાલમાં હીંદુઓમાં પ્રચલિત બહુ પત્નીવાદના રીવાજ સામે સખત શબ્દોમાં વિરોધ બતાવતાં જગતમાં બધી સુધરેલી પ્રજાઓ બહુ-પત્નીવાદને ધીકારે છે, ત્યારે હીંદમાં સામે કાયદો લાવવો પડે તેવી સ્થિતિ માટે ખેદ દર્શાવી જણાવ્યું કે મુસલમાનોમાં ચાર સ્ત્રી કરવાની છુટ છે. પણ હીંદુઓમાં તો હદ જ નથી, આપણી ગમે તેવી

સંસ્કૃતિ હોય, નીતિ હોય છતાં બહુપત્નીવાદ એ પ્રશંસનીય નથી જ. પ્રાચીન આર્યપ્રજાનો ઇતિહાસ જોઇએ તો બહુપત્નીવાદ પ્રચલિત નહોતો. તે રીવાજ પરદેશી લોકો અહીં આવ્યા અને આર્ય લોકો અનાર્ય સાથે ભળ્યા પછી સંતતિ વર્ધન વગેરે અનેક કારણોથી પાછળ દાખલ થયો છે. નિયોગ વગેરે લગ્ન પ્રથાઓ એવાં જ કારણોથી ઉત્પન્ન થઇ છે, યાજ્ઞવલ્કય અને મનુ મહારાજ પણ એટલી આંટ રાખે છે કે સ્ત્રી અનિતિમાન-વ્યભિચારી હોય તો પુરૂષ બીજી સ્ત્રી પરણી શકે અને જે માણસ નીતિમાન કે કર્તવ્યશીલ હોય તેનો ત્યાગ કરે તેને સજા થવી જોઇએ એવું કહેનારી સ્મૃતિઓ પણ છે. કેટલીક સ્મૃતિઓમાં પ્રથમ સ્ત્રીને પતિની મીલકતનો ત્રીજો ભાગ આપવાનું પણ ઠરાવ્યું છે, છતાં તેઓના પ્રયત્નો નિષ્ફળ ગયા અને બહુપત્નીવાદ ચાલુ રહ્યો. તેથી આપણા સમાજની ઘણી અધોગતિ થઇ છે. હવે તેમાં સુધારો કરવાની જરૂર છે.

### શ્રીમતી રાધાબાઇ સુબ્બારાયન

પછી વડી ધારાસભાનાં સભ્ય શ્રીમતી સુબ્બારાયને ભાષણ આપતાં વડોદરા મહિલામંડળ તરફથી થયેલા ઉદાર આતિથ્ય માટે હાર્દિક આભાર માની જણાવ્યું કે શ્રી રાજદંપતીની હાજરી હત તો તેમની રૂબરૂ સ્ત્રીઓના ઉદ્ધાર કાર્ય માટે આભાર અને પ્રશંસાની લાગણી પ્રકટ કરવા ભાગ્યશાળી થાત પણ અત્રે એટલું જ કહીશ, કે અમારા કાર્યમાં તેમના તરફથી અમને જે ઉત્તેજન મળ્યું છે તેથી અમે એ સમાજ સુધારક શ્રી રાજદંપતીનાં ઋણી છીએ.

વડોદરા રાજ્યમાં સ્ત્રીઓના હિતના જે કાયદાઓ થયા છે તે બદલ શ્રી. મહારાજા સાહેબની પ્રશંસા કરી જણાવ્યું કે છેલ્લાં દશ વર્ષમાં જે ઉજ્વળ કાર્ય જે દીવાનની કારકીર્દીમાં થયું છે, તે મારા પ્રાંતના છે એ જોઇને મને વધારે અભિમાન ઉપજે છે.

હું વડી ધારાસભામાં 'એક પત્નીવ્રત'ના કાયદાનો મુસદ્દો રજુ કરવાની છું. તે સંબંધમાં જે બોલીશ તે બ્રીટીશ હીંદની સ્થિતિનું ચિત્ર નજર આગળ રાખીને બોલીશ. દેશી રાજ્યોનો મને અનુભવ નથી. અમે બ્રીટીશ રાજ્યમાં છીએ તેના કરતાં એ દ્રષ્ટિએ તો અહીંની બહેનો ભાગ્યશાળી છો કે તમારા રાજ્યકર્તા એક લોહીના-એક પ્રજાના અને એક સંસ્કૃતિના છે. અમે પરદેશી શાસન નીચે છીએ. તેઓ અમારી લાગણી ન સમજી શકે. તેવી સ્થિતિમાં હું 'એક પત્નીવ્રતના કાયદા'નો મુસદ્દો ધારાસભામાં લાવી છું.

હું છેક નાની હતી ત્યારથી મને બે વાતો ધ્યાન ખેંચતી. અસ્પૃશ્યતા નિવારણ' અને સમાજ સુધારો રાજદ્વારી પ્રશ્નનો ઉકેલ ધગશપૂર્વક કામ કરીએ તો સહેલ છે. બધી કોમના લોકોને નાગરીકપણાના હક્કો સમાન જોઇએ. પ્રતિસ્પર્ધામાં નહીં ઉતરવા અમને વિદ્વાન સર' ન્યાયાધીશ 'સાહેબે સલાહ આપી તે યોગ્ય જ છે. હું તેઓને ખાત્રી આપું છું કે અમારી લડત હક્ક માટે છે, તેમાં હરિફાઇનો ખ્યાલ નથી. અમે સ્ત્રીઓની ઉન્નતિ કરવા અને દેશની સેવા કરવામાં સમાન હક માગીએ છીએ. આપણે જોઇએ છીએ કે જે દેશમાં સ્ત્રીઓ જાહેરમાં ભાગ લે છે તે દેશમાં ઘણાં ઉપયોગી કામ-પ્રગતિ થાય છે. આપણે ત્યાં પણ પ્રજાકીય સેવા માટે સ્ત્રીઓનો ફાળો ઘણો ઉપયોગી થશે. અમે સ્ત્રીઓને ઘર વ્યવસ્થા-કુટુંબનું આરોગ્ય અને સુખ વગેરે જવાબદારીઓ છોડી દેવાનું કહેતાં નથી. પણ સ્ત્રીઓ પોતાની સ્થિતિ સુધારે અને તે સાથે નાગરિકપણાની સમાનતા માગે કે મેળવે તો તેમાં સ્ત્રીઓનું-સમાજનું તથા દેશનું હિત છે. તેની પ્રાપ્તિ માટે લાયકાત મેળવવી જોઇએ અને તે માટે સ્ત્રીઓએ દેશસેવા માટે બહાર પડવું જોઇએ.

### મ. ગાંધીજીનો આગ્રહ

મ. ગાંધીજી પણ હીંદના ઉત્કર્ષ માટે સ્ત્રીઓની જાગૃતિ માટે ભાર દે છે. સાયમન કમીશને પણ હીંદમાં સ્ત્રી જાગ્રતિનો ઇસારો કરેલો છે. તેની સફળતા માટે કેટલાક ઉપાયો બતાવીશ. આર્થિક સ્વાતંત્ર્ય અને વારસાઇ હક્કની પ્રાપ્તિ અને નાગરિકપણાની સમાનતા. સ્ત્રીના વારસાઇ હક્ક સંબંધમાં આ રાજ્યે જે કર્યું છે, તેની માહીતી આપવા માટે ના. દીવાન સાહેબનો આભાર માનું છું.

### મારા મુસદ્દામાં ખામીઓ

મેં એક પત્નીવ્રતનો કાયદો રજુ કર્યો છે, તેમાં જે અપુર્ણતા અને વધારાના સુધારાઓ સંબંધી

તમારા, વિદ્વાન સર ન્યાયાધીશ સાહેબે સુચનાઓ કરી છે, તે માટે આભાર માની ખાત્રી આપું છું કે મારા ધારાશાસ્ત્રી ભાઈઓની મારા કાર્ય પ્રત્યેના પક્ષપાતથી જે ખામીઓ રહેલી છે, તે હું સુધારી બને તેટલી અપૂર્ણતા દુર કરવા પ્રયત્ન કરીશ.

પછી હીંદુ બહેનોની સામાજીક દુર્દશાનું હૃદયદ્રાવક વર્ણન આપી જણાવ્યું કે તે સ્થિતિ સુધારવા હું મુસદ્દો લાવી છું. તેની સફળતા માટે બધાના સહકારની જરૂર છે જો કે ઘણાની તે માટે સહાનુભુતિ છે પણ હાલના સંજોગો જોતાં આ કાયદો પસાર કરાવવામાં મને ફતેહ મળે તે સંભવ નથી. પણ તેથી હું નિરાશ થવાની નથી. તેથી તો હું વધુ અભ્યાસ કરવા, પ્રચાર કરવા, બહેનોમાં જાગૃતિ લાવવા અને વધારે સંગઠન કરવા અને સહકાર મેળવવા શક્તિવાન થઇશ. સ્ત્રીઓની સ્થિતિ સુધારશે, ત્યારે હીંદ સ્વતંત્ર અને સંયુક્ત રાષ્ટ્ર થશે એમાં શંકા નથી.

### શ્રી કુમારી અમૃતકુંવરનું ભાષણ

પછી શ્રી કુમારી અમૃતકુંવરે ભાષણ આપતાં હવે વિશેષ બોલવાનું રહેતું નથી કહી મહિલા પરિષદના ઉદ્દેશ અને કાર્ય સંબંધી સમજ આપતાં જણાવ્યું કે સુભાગ્યે સ્ત્રીઓમાં ન્યાત જાત-કોમના કે પ્રાંતના ઝઘડા કે ભેદ નથી પણ સ્ત્રીત્વના સામાન્ય બંધનથી બધા એકત્રપણે સંપ અને સહકારથી મજબુત રહ્યા છીએ. તેથી મને ખાત્રી છે કે આપ બધાનો પણ વધુ સહકાર મેળવી સ્ત્રી પોતાનું સુખ સન્માનમર્યું સ્થાન પુનઃ પ્રાપ્ત કરી શકશે.

અહીં આવ્યા પછી હું જોઇ શકી છું કે વડોદરાની બહેનો વધારે સુખી અને સ્વતંત્ર છે. અને સમાજસેવા કરે છે. તો એવા જ કાયદા બ્રીટીશમાં અમે મેળવી તેવાં સુખી સ્વતંત્ર શા માટે નહીં થઇએ.

### શ્રીમતી ડૉ. સુખથનકર

એમણે વડોદરા રાજ્યના સ્ત્રી હિતના કાયદાઓ માટે અભિનંદન આપી હીંદના સ્ત્રી સમાજની સ્થિતિ વીષે ખેદ બતાવી જણાવ્યું કે અત્યારે અમે આ સુધારાની વાત કરીએ તો કહે છે કે અરર ! શું કરો છો ? તેથી તો હીંદુ સંસ્કૃતિ નાશ પામશે, સમાજ રસાતાળ જશે. કેટલાક કહે છે કે 'યત્ર નાર્યસ્તુ પુજ્યંતે રમંતે તત્ર દેવતાઃ' પણ અમારે દેવ તરીકે પુજન નથી જોઇતું ! અમારે તો સમાજસેવા માટે તક જોઇએ છે. વડોદરામાં અન્યાય દુર થયો તેથી ઉત્તમ ઉદાહરણ મળ્યું છે કે હવે તે વાત અશક્ય નથી. સ્ત્રીઓની સ્થિતિ દુખી છે, દયાજનક છે તેમાં શક નથી. તે માટે કાયદો જવાબદાર છે તેથી તેમાં સુધારો થવો જોઇએ.

### શ્રી સ્વામીનાથનનું ભાષણ

પછી શ્રીમતી સ્વામીનાથને વિશેષમાં જણાવ્યું કે આવા કાયદા થશે તો તેનો દુરુપયોગ થશે એવી ધાસ્તી કેટલાક બતાવે છે, પણ હું પુછું છું કે વડોદરામાં તેવા કાયદા છે, તેનો દુરૂપયોગ થયો છે ? નહીં, ઉલટ લાભ થયો છે. તો બ્રીટીશમાં દુરૂપયોગ શા માટે થશે ? તમારા સફળ કાયદાથી અમને બળ અને ઉત્તેજન મળ્યાં છે.

### રાષ્ટ્રીય લડતમાં સ્ત્રીઓ

હીંદમાં અસહકારની લડત ચાલેલી, ત્યારે સ્ત્રીઓએ બતાવ્યું છે કે રાષ્ટ્રીય સેવામાં પણ અમે ફાળો આપી સહાય કરી શકીએ છીએ અને પ્રાંતિક ભાવના નથી. પણ શ્રીમતી સુબ્બારાયન સ્ત્રી સુધારાનો કાયદો ધારાસભામાં લાવ્યાં છે, તેથી મને હર્ષ અને અભિમાન થાય છે. સ્ત્રીઓના ટેકાથી અને આપ બધાના સહકારથી આ કાયદાને ફતેહ મળે એમ ઇચ્છું છું.

### શ્રી લેડી કૃષ્ણમાચારીને યશ

અહીંના ઉદાર સ્વાગત માટે અહીંની બહેનોનો આભાર માની ના૦ દીવાન સાહેબની માયાળુ સહાય માટે આભાર માની જણાવ્યું કે તેઓશ્રી જે યશસ્વી સુંદર કામ અહીં કરી રહ્યા છે, તે શ્રીમતી લેડી કૃષ્ણમાચારીની સહાય અને સહકાર ન હત તો ન કરી શક્યા હત. ( હીયરહીયર )

### ના. દીવાન સાહેબનું ભાષણ

ના. દીવાન સાહેબે પ્રથમ વક્તાઓનો આભાર માનતાં જણાવ્યું કે આજે જે ઉત્તમ ડહાપણભર્યા વિચારો સાંભળ્યા છે, તે આપણને મનનીય થઇ પડશે. મારી બીજી ફરજ મહિલા પરિષદના મહાન કાર્યમાં ફતેહ ઇચ્છવાની છે. વડોદરામાં એ મહાન સંસ્થાના પ્રતિનિધિઓ આવવાથી તથા તેમનાં વક્તૃત્વનો લાભ મેળવવાથી અમને ઘણો આનંદ

થયો છે, અને તે બદલ તેઓ સર્વનો આભાર માનું છું. હવે વડોદરામાં જ નહીં પણ બ્રીટીશ હીંદમાં સમાજ સુધારાનું કાર્ય ચાલુ થયું છે, ત્યાં પણ હીંદુ કાયદામાં અને સમાજમાં સુધારો થશે એમ ઇચ્છું છું.

**તટસ્થતાની બ્રીટીશ નીતિ** સંબંધી ટીકા થાય છે, પણ પરદેશી શાસન કર્તા તરીકે કોઇના હસ્તક્ષેપ નહી કરવાની રાજનીતી આવશ્યક અને વ્યાજબી હતી. પણ હવે પ્રાંતિક સ્વરાજ બાર મહીનાથી મળ્યું છે, તે સામાજીક સુધારાના કાયદાનો કાર્યક્રમ નિર્ભયપણે લઇ શકે. સામાજીક બદીઓ નષ્ટ કરવા કાયદાની જરૂર છે અને તે માટે સ્ત્રીઓમાં જાગ્રતી થઇ છે તેને હું ખાસ મહત્વ આપું છું. શ્રીમતી સુબારાયનના કાયદાના મુસદ્દાની પ્રગતિ અમે રસપુર્વક જોતા રહીશું બ્રીટીશ ધારા પોથીમાં એ કાયદો મુકાશે એવી શુભેચ્છા દર્શાવું છું. બધાં બહેનો અહીંના સુખી સ્મરણો લઇને જશે એવી શુભેચ્છા સાથે સર્વ તરફથી તેમનો આભાર માનું છું.

## શ્રી. પ્રેમલીલા બહેનનું ભાષણ

શ્રી. પ્રેમલીલા બહેન મહેતાએ સુંદર શબ્દોમાં હાજર રહેલી સર્વે બહેનો સમજી શકે તેથી ગુજરાતીમાં આભાર માનતાં જણાવ્યું કે અહીંથી અમે અખીલ હીંદ મહીલા પરિષદમાં ગયેલાં પ્રતિનિધીઓએ ઉત્સાહથી આમંત્રણ આપ્યું પણ પછી અમે મુંઝાયાં કે શું કરશું ? ના૦ દીવાન સાહેબને મળીને કહેતાં તેઓએ પસંદગી બતાવી ઉત્તેજન આપ્યું તેથી બોલાવી શક્યાં. તે માટે તથા બે દીવસનાં પ્રમુખપદ માટે ના૦ દીવાન સાહેબનો તથા સ્વાગત પ્રમુખ શ્રી. લેડી કૃષ્ણમાચારીનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે. વકતાઓ તથા ખાસ કરીને શ્રી. જોશી જેઓએ અમારી સમિતિમાં હાજર રહી અમને અગત્યની સલાહ આપી અને બહેનોએ મળી તેમનો જીવ ખાધો, એટલી તસ્દી લીધી માટે તેમનો તથા પધારેલા શ્રોતાઓનો આભાર માનું છું.

પછી મહેમાન બહેનો તથા ના. દીવાન સાહેબને હાર કલગી કર્યા બાદ રાજગીતના સરોદો વચ્ચે સભા વિસર્જન થઇ.

# ત્રીજા દિવસની બેઠક

## કાયદાના પ્રશ્નની ચર્ચા

મહિલા પરિષદની અહીં મળેલી વાર્ષિક સભામાં હાજરી આપવા શ્રીમતી રાધાબાઇ સુબરાયન તા. ૧ લીએ સવારે પધારતાં સ્ટેશન ઉપર સત્કાર માટે સ્વાગત સમિતિનાં સભ્યો, ગેસ્ટ હાઉસની મંડળી તથા સ્કાઉટો હાજર હતા.

## એક પતીવ્રત નિબંધ

નવ વાગે સ્ટેડીંગ કમીટીની મીટીંગ મળી હતી. કમીટીના ખાસ આમંત્રણથી અત્રેના જાણીતા ધારાશાસ્ત્રી રાજરત્ન શ્રી. વી. વી. જોશીએ હાજરી આપી હતી. શ્રીમતી સુબરાયનનું બહુપત્નિત્વ અટકાવનારૂં બિલ તથા શ્રી. ડો. દેશમુખનું છુટાછેડાનું બિલ તેમજ શ્રી. ગોવિંદલાલ શિવલાલનું બિલ એ ત્રણે બિલોના સુધારા વધારા શ્રી. ધારાશાસ્ત્રીની સલાહ સાથે ચર્ચ્યા હતા. શ્રી. જોશીના જવા બાદ શ્રીમતી સુબારાયન સાથે એ બિલ સર્વે સ્ટેડીંગ કમીટિએ ચર્ચ્યાં હતાં. તથા ધારાસભા વિષેની બીજી કેટલીક વિગતો બહુ નિખાલસ ભાવે ચર્ચી હતી, એ આખો દિવસ બહુ પત્નીત્વ અટકાવવા માટે ધારાસભામાં શું શું કરી શકાય, કેવી રીતે વિવિધ મતોને એકત્ર કરી શકાય, કેવાં બીલ લાવવાથી સ્ત્રીઓને ન્યાય થાય વગેરે બાબતો ચર્ચવામાં જ વખત ગાળ્યો હતો.

તા. ૨ જી એ સ્ટેડીંગ કમીટીએ બાકીનું થોડું કામકાજ કર્યા બાદ પ્રમુખ શ્રી. રાજકુમારી અમૃતકુંવરનો, સેક્રેટરી મીસીસ અસાનાનો, તેમજ મિનીટસ સેક્રેટરીઓ શ્રીમતી ગુલબાઇ ડોકટર તેમજ શ્રીમતી સુકથનકરનો, વડોદરા રાજ્યે મહેમાનોને રહેવા કરવામાં મદદ કરી તે માટે, શ્રીમતી યુવરાણી સૌ. શાંતાદેવી બાઇ સાહેબે સર્વે સભ્યોને ડીનર પાર્ટી પર આમંત્રણ આપ્યું તે માટે તેમનો આભાર માન્યો હતો. પછી શ્રી. રાજકુમારી અમૃતકુંવરે છેવટનું ભાષણ કરતાં જણાવ્યું કે શ્રી. ના. દિવાન સાહેબે આ છ માસીક બેઠકને ફતેહમંદ કરવા માટે જે મદદ કરી છે તેમજ બે દીવસની સભામાં પ્રમુખસ્થાન લીધું તે માટે તેમનો હું આભાર માનું છું. લેડી શ્રી. કૃષ્ણમાચારીએ સ્વાગત સમિતીના અધ્યક્ષ તરીકે અમારે માટે

પુષ્કળ શ્રમ લીધો છે, તથા અમારા સભ્યોને એટ હોમમાં આમંત્રણ આપી આભારી કર્યા છે. અત્રેનાં સ્ટેન્ડીંગ કમિટીના મેંબર શ્રી. પ્રેમલીલા મહેતાએ આપણને અત્રે છમાસિક બેઠક ભરવા આમંત્રણ આપ્યું તે માટે તેમનો તમારા સર્વે તરફથી ઉપકાર માનું છું. તેમના વગર આજે આપણે અત્યારે વડોદરામાં એકઠાં મળ્યાં જ ના હોત. મિસિસ તૈયબજીએ એટહોમ આપ્યું તે બદલ તેમનાં પણ આભારી છીએ. સ્વાગત સમિતિએ અમારી ખાતરદારી સંપૂર્ણતાથી કરી છે. આજ સુધી કોઇ છ માસીક બેઠકમાં અમને આટલી બધી સગવડ આપવામાં આવી નથી. છેવટે ગેસ્ટ હાઉસના કામદારો શ્રી. મોહીનાસ, શ્રી. કાળે તથા શ્રી. કેળકરનો આભાર માની તાળીઓના અવાજે વચ્ચે સ્ટેન્ડીંગ કમિટિની બેઠક બપોરે અઢી વાગે પુરી થઇ હતી.

### વિદાય સત્કાર

તે રાત્રે તેમજ તા૦ ૭મીની સવાર સુધીમાં સર્વે મહેમાનો પોતપોતાને સ્થાને વિદાય થયાં હતાં. રાત્રે ૮ાા, ૧૧ાા, ૧૨ તેમજ પરોઢીયાની ફ્રન્ટીયર મેલ વખતે પણ સ્વાગત સમિતિનાં ત્રણ ચાર સભ્યો વિદાય આપવા હાજર રહ્યાં હતાં. પ્રમુખ શ્રી રાજકુમારી અમૃતકુંવર તા. ૭મીએ સવારે સાડાદસે અમદાવાદ તરફ વિદાય થતાં તેમને મુકવા સ્ટેશને સ્વાગત સભ્યોએ હાજર રહી ઘણાં હારપાન કર્યાં હતાં.

**જ્યોતિ વ્યા. મંડળની મુલાકાતે :** અહીં આવેલાં અખિલ હિંદ મહિલા પરિષદનાં કેટલાંક સભ્યોએ શ્રી જ્યોતિ વ્યાયામ મંડળની મુલાકાત લીધી હતી. મંડળની બહેનોના લેઝીમ, લાઠી, જમૈયા, લકડી, ફરીગદકા, બનેટી, વગેરે વ્યાયામ પ્રયોગો તથા ગરબાઓના સુંદર કાર્યક્રમથી ઘણાં ખુશ થયાં હતાં. ખાસ ગાયેલો કાઠીયાવાડી ગરબો વધારે પ્રશંસા પામ્યો હતો.

### કોલેજમાં રાજકુમારી અમૃતકુંવર અને હિંદ મહિલા મંડળનાં પ્રતિનિધિઓ

રાજકુમારી અમૃતકુંવર, રાણી શ્રી લક્ષ્મીબાઇ રાજવાડે, મીસીસ સ્વામીનાથન અને બીજાં અખિલ હિંદ મહિલા મંડળના પ્રતિનિધિ સ્ત્રીઓ જેઓ મંડળની અર્ધ વાર્ષિક સભા માટે વડોદરા પધાર્યાં હતાં, તેમણે ગયા મંગળવારે સાંજે કોલેજમાં સાઉથ ઇન્ડીયન એસોશીએશનના આશ્રય હેઠળ બરોડા કોલેજમાં ભાષણ આપ્યું હતું, જે વેળા વિદ્યાર્થીઓ, વિદ્યાર્થીનીઓ તથા આમંત્રિત મંડળીએ હાજરી આપી હતી. શરૂઆતમાં રાજકુમારી અમૃતકુંવરે મંડળનો ન્યાતજાત ધર્મ વિગેરેના ભેદભાવ વગર હિંદની સ્ત્રીઓની સેવા કરવાનો અને તેમની સ્થીતિમાં સુધારો કરવાનો હેતુ સમજાવ્યો હતો તેઓશ્રીએ વિદ્યાર્થીઓને સેવા ધર્મ સ્વીકારી પાસ થયા પછી પણ સમાજમાં પોતાની આજીવીકા મેળવવા ઉપરાંત જાહેર સેવા કરવા વિનંતિ કરી હતી. ઉપરાંત તેમણે વિદ્યાર્થીઓને ગાંધીજીએ તૈયાર કરેલી નવીન શિક્ષણ યોજનાનો ખાસ અભ્યાસ કરવા વિનંતિ કરી હતી. આ યોજનાની ચોપડી બહાર પડી છે, તે દરેકને વાંચવા ખાસ ભલામણ કરી હતી.

શ્રી રાણી લક્ષ્મીબાઇ રાજવાડેએ બોલતાં મંડળનો ઉદ્દેશ, દેશની અડધી સ્ત્રી-વસ્તીને નિરક્ષરતા અને અંધકારમાંથી ઉગારી દેશ સેવામાં ઉપયોગી બનાવવાનો છે એમ જણાવી દરેક વિદ્યાર્થીને પોતાની મોટી રજાઓમાં ગામડાઓમાં જઇ કાંઇ ઉપયોગી દેશસેવાનું કાર્ય કરવા આગ્રહ કર્યો હતો. બાદ શ્રીમતી સ્વામીનાથને વિદ્યાર્થીઓએ મોટી રજાઓમાં કરેલી સુંદર સેવાઓનું દ્રષ્ટાંત આપતાં જણાવ્યું કે મદ્રાસ સરકારે સાલેમ વિભાગમાં મદ્યનિષેધ દાખલ કરતાં મદ્રાસની ફીઝીકલ ટ્રેનિંગ કોલેજના વિદ્યાર્થીઓએ ત્યાં જઇ મદ્યનિષેધના કાર્યમાં સુંદર મદદ કરી હતી. તેઓએ ચ્હા દુધની દુકાનો શરૂ કરી હતી અને તેમના મનોરંજન માટે કાર્યક્રમ ધરયા હતા, જેનું સારૂં પરિણામ આવ્યું હતું. છેવટે તેમણે વિદ્યાર્થીઓને હિંદુ-મુસ્લીમ, બ્રાહ્મણ-અબ્રાહ્મણ તેમજ તેવા બીજા પ્રાંતિય ભેદો પોતાના મગજમાંથી કાઢવાને લાગણીપૂર્વક વિનતિ કરી હતી અને તે માટે બાળપણથીજ બધા હિંદી છીએ તે સંસ્કારો ઉત્પન્ન કરવા વિનતિ કરી હતી. મીસીસ કપીલા મહેતાએ આભાર માન્યા બાદ મેળાવડો સમાપ્ત થયો.

—()—

# પંડિત આત્મારામજી

વડોદરામાં કારેલી બાગમાં પંડિત આત્મારામજીના તા. ૨૫મીએ થયેલા અવસાનની અમે ખેદપૂર્વક નોંધ લઇએ છીએ. પંડિત આત્મારામજી એ ગુજરાતના અગ્રેસર સમાજસેવક હતા. લગભગ ત્રીસ વર્ષ ઉપર નામદાર ગાયકવાડ સરકારે અમૃતસરથી પંડિત આત્મારામજીને વડોદરા રાજ્યમાં અંત્યજ કોમના ઉદ્ધારના કાર્યની વ્યવસ્થા કરવા માટે બોલાવ્યા હતા. વડોદરા રાજ્યમાં અંત્યજશાળાઓ, અંત્યજ આશ્રમો અને અંત્યજોના ઉદ્ધારની બીજી પ્રવૃત્તિઓ બધીજ પંડિત આત્મારામજીની વ્યવસ્થા અને દેખરેખ નીચે ચાલતી હતી. સમાજના પીડિત જનોનો ઉદ્ધાર, સ્ત્રીઓનાં સામાજિક કષ્ટોનું નિવારણ, ઉંચી સ્ત્રીકેળવણી-વગેરે સામાજિક ઉન્નતિનાં કાર્યો એક પછી એક વડોદરામાં પંડિત આત્મારામજીએ શરૂ કર્યાં હતાં. વડોદરા આર્યકન્યા મહાવિદ્યાલય, આર્યઅબલાશ્રમ, વિધવાશ્રમ વગેરે એમની જ પ્રેરણા, સહાયતા અને સીધી દેખરેખ નીચે ચાલનારી સંસ્થાઓ છે. આર્યસમાજે સમસ્ત દેશમાં જે સામાજિક જાગૃતિ આણેલી છે તેના એક ઉત્તમ પ્રતિનિધિ રૂપ પંડિત આત્મારામજી હતા. ઉત્તર હિંદુસ્તાનમાં જે સ્થાન સદ્‌ગત સ્વામી શ્રદ્ધાનંદજીનું હતું, તેવું જ સ્થાન ગુજરાતમાં પંડિત આત્મારામજીનું હતું. સામાજિક અન્યાયો સામે ઝઝુમવાની એમની હિમ્મત, કાર્યદક્ષતા, વ્યવસ્થાશક્તિ અને વિશાલહૃદય ઉપરાંત ઊંડી આધ્યાત્મિકતા એમના સર્વ કાર્યમાં ઓતપ્રોત થયેલી હતી. પોતાના કુટુંબનાં માણસોને પણ એમની સમાજસેવાની ધગશ એમણે લગાડી હતી અને આજે શ્રી. આનન્દપ્રિયજી અને શ્રીમતી સુશીલાદેવી વડોદરામાં પંડિત આત્મારામજીએ શરૂ કરેલું કાર્ય ચલાવી રહ્યા છે. પંડિત આત્મારામજીએ અંત્યજોદ્ધારનું કાર્ય ગુજરાતમાં શરૂ કર્યું, ત્યારે જનસમાજની મનોવૃત્તિ એ કાર્ય પ્રત્યે અત્યંત વિરોધવાળી હતી. પરંતુ વડોદરા આવ્યા અગાઉ અમૃતસરમાં સામાજિક કાર્યમાં રોકાયેલા હોવાથી, આર્યસમાજના સંસ્કારો પ્રાપ્ત થયેલા હોવાથી, અન્યાય અને જુલમ પ્રત્યે પ્રકૃતિજન્ય પુણ્યપ્રકોપની વૃત્તિ હોવાથી, તેમજ વડોદરાનરેશ જેવા રાજવીની સહાયતાથી અંત્યજોદ્ધારનું કાર્ય બહુ સરળ રીતે એમણે વડોદરા રાજ્યમાં ચલાવ્યું.

પંડિત આત્મારામજીના અવસાનથી આખા ગુજરાતને એક મહાન્ સમાજસેવકની ખોટ પડી છે. આપણને એટલો સંતોષ છે કે એમના પુત્ર અને બીજાં કુટુંબીજનો એમણે શરૂ કરેલું કાર્ય અને સંસ્થાઓ બહુ સુન્દર રીતે ચલાવી રહ્યાં છે. પરમાત્મા સદ્‌ગતના પવિત્ર આત્માને અનન્ત શાન્તિ આપો એ પ્રાર્થના.



## [ ૧ ] જીવનમાં પુરૂષોની હરીફાઇ કર્યા વિના સ્ત્રીઓને જોઇતા હક્ક

[ ભ્યા. શ્રી. રાજકુમારી અમૃતકુંવર ]

હું જ્યાં જઉં છું ત્યાં મને અ. હિં. મહિલા પરિષદનાં પ્રમુખ તરીકે ઓળખાવવામાં આવે છે. અલબત એમાં હું ગૌરવ લઉં છું પણ અત્યારે તો હું તમારી એક નમ્ર બહેન અને દેશસેવિકા તરીકે તમારી સમક્ષ બે શબ્દો બોલવા માગું છું. અ. હિં. મહિલા પરિષદની સ્થાપના આજથી ૧૨ વર્ષ પૂર્વે થઇ. એ વખતે એને માત્ર કેળવણીમંડળ તરીકે જ શરૂ કરવામાં આવી હતી. કારણ કે કેળવણી વિના સ્ત્રીઓમાં જાગૃતિ ન આવે એમ અમે માનતાં હતાં. એ માટે અમારે સ્ત્રી શિક્ષિકાઓ તૈયાર કરવાની હતી કારણ કે ફરજીયાત પ્રાથમિક કેળવણીના માર્ગમાં એ મોટું વિઘ્ન છે. આ માટે અમે દિલ્હીમાં એક કોલેજ ચલાવીએ છીએ. આપણા દેશની શિક્ષણ પદ્ધતિ ખોટી છે અને અમને તે કામની નથી માટે અમે અમારી રીતથી એમને તૈયાર કરીએ છીએ. કેળવણીના પ્રચાર માટે અમે અમારી કોલેજમાં તૈયાર થયેલી શિક્ષિકાઓ જ લઇએ છીએ. વર્ધાની યોજનાને પણ અમે અપનાવી છે.

*

એ પછી પરિષદમાં સામાજિક સુધારાનું કાર્ય દાખલ કરવામાં આવ્યું. કારણ સામાજિક કુરૂઢિઓ, માન્યતાઓ અને અનિષ્ટો નાબુદ કર્યા સિવાય પુનઃ જાગરણ ન આવે. અમારે આગળ આવવા માટે અમારી સામાજિક ગેરલાયકાતો દૂર કરવીજ જોઇએ. એ માટે અમે કાર્ય શરૂ કર્યું છે અને કરીશું. અસ્પૃશ્યતાની નાબુદીનું કાર્ય પણ અમે ઉપાડીશું. ગ્રામઉદ્યોગો અને ગૃહઉદ્યોગોને પુનર્જીવિત કરવાનું કાર્ય પણ અમારી પરિષદે સ્વીકાર્યું છે. આજે અમે હિન્દી બનાવટની વસ્તુઓજ ખરીદીએ છીએ. ખાદીવાદે પણ અમારા જીવનમાં પ્રવેશ કરવા માંડ્યો છે. મને તો એમાં જીવંત શ્રદ્ધા છે. હિન્દની દરેક સ્ત્રી એને અપનાવશે એમ હું માનું છું. તમારામાં ખાદીની અછત છે એ દિલગીર થવા જેવું છે. તમે વહેલી તકે એને અપનાવશો એમ હું માનું છું. મહાત્માજીના સિદ્ધાંતો મહાન છે પણ આપણે એ સમજતાં નથી. કારણ કે એ સિદ્ધાંતોદ્વારા એ શું કહેવા માગે છે તે આપણા ધ્યાનમાં આવતું નથી. ગ્રામોન્નતિ એ અમારો નવો કાર્યક્રમ છે. અમારી કેટલીક શાખાઓએ એ કાર્ય ઉપાડ્યું છે. સદ્ભાગ્યે કોમીવાદ અમારામાં પેઠો નથી. અહિં એ નથી પણ કમભાગ્યે ઉત્તરમાં અને મારા પ્રાન્તમાં એ ઘણોજ ફેલાયેલો છે. એને નાબુદ કરવાનો છે.

*

અત્યાર સુધી પરિષદ કેવળ સુશિક્ષિત સ્ત્રીઓનીજ રહી છે. એ તો હંમેશાં બને છે કારણ કે સુશિક્ષિત લઘુમતી અશિક્ષિત બહુમતીની રાહબરી કરે છે. અમે હજી સુધી કોઇ પણ પક્ષના રાજકારણમાં પડયાં નથી. અમને એ પસંદ પણ નથી. પણ અમારે તો રાજકારણમાં તમામ સ્ત્રીઓનો સંયુક્ત અવાજ રજુ થાય એ જોઇએ છે. સ્ત્રીઓ દરેક ક્ષેત્રમાં તેમની જવાબદારી ઉઠાવશે. તેથી અમારી પરિષદના બંધારણમાં પણ હવે ફેરફાર થશે અને રાજકારણમાં પણ હવે ફેરફાર થશે અને રાજકારણમાં પણ અમે કોઇ પણ પક્ષને વળગ્યા

→

સિવાય અમારો સ્વતંત્ર અવાજ સંયુક્ત રીતે રજુ કરીશું. પરિષદના કોઇ પણ સભ્યને વ્યક્તિગત રીતે ગમે તે રાજકીય સંસ્થા સાથે સંબંધ રાખવાની છૂટ છે પણ અમારી સંસ્થાએ તો સ્ત્રીઓનું કાર્ય પહેલું જોવાનું છે.

*

પણ રાજકીય સુધારા સાથે સામાજીક સુધારાની જરૂર છે. તાજેતરમાં અમે વડોદરામાં એકઠાં થયાં હતાં અને ત્યાં ધારાસભાઓમાં આવનાર ત્રણ મહત્વના ખરડાઓને લગતી વિચારણા કરી હતી. એ ત્રણ ખરડા (૧) શેઠ ગોવિન્દલાલનો (૨) ડૉ. દેશમુખનો અને (૩) શ્રીમતી સુબ્બારાયનનો. વડોદરાનાં સ્ત્રી પુરૂષો અમને મદદ કરશે એવો વ્યાવહારિક પુરાવો ત્યાં મળ્યો હતો. વડોદરા રાજ્યની પ્રજાએ એ સુધારાનો લાભ ક્યારનોય લેવા માંડયો છે, તેથી અમારા બ્રિટિશ હિન્દમાં વસતાં મિત્રો અમારી અશક્તિઓ સમજે અને અમને એમાં સહકાર આપે એમ હું ઇચ્છું છું. અમારે સહેલાઇથી તલ્લાક મળે એ નથી જોઇતું કારણ કે એમાં હિન્દના સ્ત્રીત્વનું ખંડન છે. અમારે તો માનવી તરીકેના અમારા હકો જોઇએ છે. સ્ત્રી અને પુરુષ બન્નેને ભગવાને સર્જ્યાં છે, તે એક બીજાના શોષણ માટે નહિ પણ એક બીજાનાં પૂરક તરીકે અમે અમારા હકો માગીએ છીએ. તેમાં પુરૂષો સાથે હરિફાઇ કરવાનો અમારો ઇરાદો નથી. અમારે તો સેવાની તક જોઇએ છે, પણ અંધારામાં રહીને અમે એ શી રીતે કરી શકીએ ? તેથી જ્યારે એ ખરડાઓ ધારાસભામાં આવે ત્યારે તમે ( પુરૂષો અને સ્ત્રીઓ ) જાહેર સભાઓ, ચર્ચાઓદ્વારા એમને ટેકો આપજો. મને આશા છે કે અમને અમારૂં સ્થાન નક્કી કરવામાં પુરૂષો મદદ કરશે.

*

જ્યાં સુધી દરેક સ્ત્રી પોતાની જવાબદારી નહિ સમજે ત્યાં સુધી દેશની ઉન્નતિ નહિ થાય. જુના જમાનામાં સ્ત્રીઓ આગળ પડતું કામ કરતી હતી. રામાયણ તમે વાંચ્યું હશે. સીતા, ગાર્ગી અને સાવિત્રી કોણ હતી ? એમને માટે આપણને માન કેમ છે ? કારણ કે તેમણે સેવાને પોતાનો ધર્મ બનાવ્યો હતો. દરેક બહેન સેવાની તમન્ના પોતાના દિલમાં પેદા કરે તો જરા પણ ફરિયાદ કરવાનું કારણ ન રહે. એનાથી આપણા તમામ સંદેહ દુર થઇ જશે. આપણું કાર્ય અહિંસા અને પ્રેમથી સંધાશે. માટે તમે એકબીજાને માટે પ્રેમ રાખો. અહિંસાની પ્રતિજ્ઞા એ અમદાવાદ માટે મુશ્કેલ કાર્ય નથી. કારણ કે મહાત્માજીએ એ જાગૃતિ અહિંની સ્ત્રીઓમાં પેદા કરી છે. મારી ઇચ્છા છે કે અમારી સંસ્થા પણ એ કાર્યમાં એમની શિષ્યા મનાય. આજે અહિં સાધારણ સ્ત્રીઓ નથી આવી એ બિચારી શી રીતે આવે ? એમની પાસે અહિં આવવા માટે સમય કે સાધન નથી. માટે આપણે એમની પાસે જવું પડશે. જેમની પાસે સાધન અને કેળવણી છે તેનો ઉપયોગ તેમણે પોતાના એકલાના ભલા માટે નહિ પણ બીજાની સેવા માટે કરવાનો છે. દરેક બહેન પોતે જે કરી શકે તેમ હોય તે સેવા કરે. સેવાનું વ્રત આપણે છોડયું તેથી આપણી શક્તિ ચાલી ગઇ છે, તેથી જ્યાં સુધી સ્ત્રીઓ દેશને પોતાનું જીવન અર્પણ નહિ કરે ત્યાં સુધી તેમની ઉન્નતિ નહિ થાય.

[ અમદાવાદમાં પ્રેમાભાઇ હોલમાં "જાહેર જીવનમાં સ્ત્રી અને સ્ત્રીઓનું સ્થાન" એ વિષય ઉપર આપેલ ભાષણમાંથી ]

## [ ૨ ] હિંદુ કાયદામાં સ્ત્રીઓને અન્યાય

[ મુંબઇ પ્રેસીડેન્સી વિમેન્સ કાઉન્સીલની પ્રકાશન સમીતી તરફથી પ્રગટ કરવામાં આવેલા નિવેદનનો અગત્યનો ભાગ નીચે પ્રમાણે છે. ]

કાઉન્સીલે તાજેતરમાં હાલના હીંદુ લૉ હેઠળ હીંદુ સ્ત્રીઓની અશક્યતાઓ પર વીચારણા ચલાવી હતી અને આ નીવેદન તૈયાર કરવામાં આવ્યું હતું.

હીંદુ લૉ હેઠળ હીંદુ સ્ત્રીઓની હાલની ખાસ કરીને માલેકી અને મીલકતની વ્યવસ્થા અંગેના હકો તથા અશક્યતાઓ, વારસો અને તેનો હક, લગ્ન અને છુટાછેડા વગેરેના હકો હાલના સમયને ઉચીત નથી અને આ હકો વગેરે ઘણી મુશ્કેલીઓ

ઉભી કરે છે અને તેની તાકીદે સુધારણા થવાની જરૂર છે, એ વાત પર ભાર મુકવાની મારી સમીતીને જરૂર રહેતી નથી.

હીંદુ લૉ હેઠળ હીંદુ સ્ત્રીઓની હકની ખાસ કરીને માલેકી અને મીલ્કતની વ્યવસ્થાના અંગેના હકો તથા અશક્યતાઓ, વારસો અને તેનો હક, લગ્ન અને છુટાછેડા વગેરેના હકો, હાલના સમયને ઉચીત નથી અને આ હકો વગેરે ઘડાતી મુશ્કેલીઓ ઉભી કરે છે અને તેની સુધારણા થવાની જરૂર છે એ વાત પર ભાર મુકવાની મારી સમીતીને જરૂર રહેતી નથી."

છેલ્લાં થોડાંક વરસોથી લોકોમાં અઘોર જાગૃતી આવી છે અને લોકોને આ અશક્યતાઓ બરાબર સાલવા લાગી છે.

આ સંબંધમાં સુધારણા કરવાના વખતો વખત પ્રયાસો કરવામાં આવેલા છે, પણ તે ઘણા ઉપયોગી થયા નથી. મારી કાઉન્સીલ યોગ્ય વીચારને અંતે એવો અભીપ્રાય ધરાવે છે કે જો હીંદી સરકાર નીચે જણાવ્યા પ્રમાણે કાયદાનો ખરડો ઘડવાનું માથે લે તો ઉપરની અશક્યતાઓ વધુ સહેલાઇથી દુર થઇ જાય.

મારી કાઉન્સીલને વધુમાં લાગે છે કે વડી ધારાસભામાં કાયદાનો ખરડો રજુ કરવામાં આવે તેની અગાઉ આખા પ્રશ્નની તપાસ કરીને હેવાલ રજુ કરવા માટે એક બીનસત્તાવાર સમીતી નીમવી. આ સમીતીમાં પ્રમુખ અને ૭ સભ્યો નીમવા. આ ૭ સભ્યોમાં ત્રણ સ્ત્રીઓને સભ્યો તરીકે નીમવી. સમીતીને જરૂર લાગે તો તે જુબાનીઓ લઇ શકે અને આખી બાબતનો વીચાર કરીને સરકારને સલાહ આપે અને તે પછી સરકાર ધારાસભામાં જરૂરી કાયદાનો ખરડો રજુ કરવાની ગોઠવણ કરે.

કાયદો ખરડો નીચેની વીગતો પ્રમાણે ઘડાય એમ કાઉન્સીલને લાગે છે.

( ૧ ) બહુપત્ની પ્રથાની બંધી.

( ૨ ) જ્ઞાતી અને પેટા જ્ઞાતીઓના તફાવતોથી લગ્ન ગેરકાયદેસર અથવા અયોગ્ય ન ઠરવાં જોઇએ.

( ૩ ) અસમાન ઉમરનાં માણસોનાં લગ્નો અટકાવવા માટે જોગવાઇ થવી જોઇએ.

એટલે કે ૫૫ વરસનો વર ૧૫ વરસની કન્યાને પરણે તો તે લગ્ન અટકાવવું જોઇએ.

( ૪ ) લગ્નવીધી થતાં પહેલાં જાહેરાત અને પછી લગ્નનું રજીસ્ટ્રેશન થવું જોઇએ

( ૫ ) સગીર વયની વીધવા પરથી પ્રતીબંધ દુર થવો જોઇએ.

( ૬ ) પુનર્લગ્ન કરનાર વીધવાનો તેના પતીની મીલ્કત પરનો હક જતો ન રહેવો જોઇએ, સીવાય કે તેનો મરનાર પતી લેખીત વસીયતનામું કરી ગયો હોય.

( ૭ ) જો પીતા મરી ગયો હોય અથવા તો સગીર બાળકોના વાલી તરીકેની ફરજ અદા કરવા અશક્ત હોય તો અનીતી સગીર બાળકના હીત વિરૂદ્ધ નાખ્યાં લઇને તેમજ અયોગ્ય માણસ સાથે

લગ્ન કરવાની ગોઠવણોના પુરતાં કારણોવશાત અદાલત મનાઇ ફરમાવે તે સીવાય સગીર બાળકોની વાલી માતા થશે.

પતી અથવા તો પત્ની ઉભયને એકબીજાથી છુટાછેડા લેવાનો નીચેનાં કારણોથી હક્ક રહેશે.

જો સાત વર્ષ સુધીમાં પતી અગર પત્ની એકબીજા સંબંધે કંઇ પણ ન જાણી શકે, પતી અગર પત્ની ધરમ બદલે, પતી અગર પત્ની ગાંડપણના રોગથી પીડાતા હોય, પતી અગર પત્ની વ્યભીચારી હોય તો બન્નેને છુટાછેડા ભોગવવાનો હક્ક હોવો જોઇએ આ ઉપરાંત જો પતી પોતાની પ્રત્યે અપટીત વર્તન રાખતો હોય અગર તેના નીભાવ પ્રત્યે બેદરકારી રાખતો હોય તો પત્નીને છુટાછેડા માંગવાનો હક્ક હોવો જોઇએ એવી છુટાછેડા વિષયક ભલામણો આ કાઉન્સીલ કરે છે.

સ્ત્રી અગર પુરૂષની મીલકત પર વીધવા અગર સધવા સ્ત્રીને મળતો હક્ક તેની પોતાની જ મીલ્કત ગણાવી જોઇએ પુત્રને મળતા વારસાનો એક તૃતીયાંશ જેટલો ભાગ પુત્રીને પણ મળવો જ જોઇએ અને વીધવા અથવા પુત્રીને પોતાના પતી અગર બાપના મરણ બાદ ભાગની માગણી કરવાનો હક્ક હોવો જોઇએ એવી વારસાઇ હક્કના ભોગવટા સંબંધીની ભલામણો આ કાઉન્સીલ કરે છે.

આ કાઉન્સીલ આશા રાખે છે કે ઉપરોક્ત ભલામણો અનુસાર હીંદી સરકાર હીંદુ કાયદામાં સુધારાઓ કરશે.

## [ ૩ ] અમદાવાદની મજુર બ્હેનોમાં જાગૃતિ

લ્યા : શ્રી અનસુયાબ્હેન સારાભાઇ

મહાસભાવાદી સરકારના પ્રયત્નોથી મજુરોના પગારમાં વધારો થયો છે. દારૂબંધીને લીધે પણ મજુરોની વેડફાતી મુડી બચવાની છે. બચી છે. મજુર બહેનો પણ દારૂબંધીને લીધે ઘણી યાતનાઓમાંથી છુટી છે.

આજે સમય સાનુકુળ છે, આ સમયનો ઉપયોગ મજુર બહેનોમાં રહેલી શક્તિના વીકાસમાં થાય અને તેમનામાંથી ભય, ખોટા વહેમો નીરક્ષરતા વગેરે દુર થાય અને તેઓની ખરી પ્રગતિ થાય એ માટે મહાજને યોજના કરી છે. એ યોજના પ્રમાણે અહીં મજુર બહેનો માટે તાલીમ વર્ગ ખોલ્યો છે એ વર્ગમાં બહેનોને અક્ષરજ્ઞાન તથા ગૃહઉદ્યોગોની તાલીમ આપવા પ્રબંધ કરવામાં આવશે. અક્ષરજ્ઞાનની રીત એવી રાખવામાં આવી છે કે બહેનોને તેનો બીલકુલ બોજો નહી જણાય અને વાતો કરતાં કરતાં તેઓ ત્રણેક મહીનામાં બધું વાંચતાં તથા થોડું ઘણું લખતાં પણ શીખશે.

શીક્ષણનું મહત્વ સમજાવવામાં શ્રી. અનસુયા બહેને કહ્યું હતું કે કોઇ મકાનમાં સુંદર વસ્તુઓ મુકી હોય પણ જો ત્યાં પ્રકાશ કે દીવો જ ન હોય તો તે વસ્તુઓ નજરે જ ન પડે. અને તેની ઉપયોગીતા પણ ન સમજાય. તેવી રીતે યોગ્ય શીક્ષણ વગર મજુરોનું જીવન પણ અંધકારમય રહે. બહેનો જો શીક્ષણ લે તો તેઓ કાગળો વાંચી શકે, લખી શકે, છાપા વાંચી શકે, ધર્મના પુસ્તકો સંતની વાણી તથા સારાં ભજનો વગેરે વાંચી શકે, સાથે સાથે તેઓ ગણત્રી કરતા હીસાબ રાખતાં શીખી શકે જેથી રોજના વ્યવહારમાં તથા લેવડદેવડમાં તેમને કોઇ છેતરી શકે નહી.

આ તાલીમ વર્ગમાં બ્હેનોને સ્વચ્છતા તથા આરોગ્યના નીયમો વીષે સમજુતી આપવામાં આવશે. એથી બ્હેનો પોતાનાં ઘરો વીશેષ સ્વચ્છ અને સુંદર કરી શકશે તેમજ મહોલ્લાઓ પણ વધુ સ્વચ્છ બનશે, આહારનું મહત્વ તથા તેમાં કયો ખોરાક લેવો શરીર માટે વધુ ઉપયોગી છે તે માહીતી વગેરે પણ આપવામાં આવશે. આ ઉપરાંત સામાન્ય રોગો અને તેના ઘરગથ્થુ ઉપચારો વગેરે અંગેની સમજ તથા માહીતી આપવામાં આવશે. આ શીક્ષણથી મજુર બ્હેનો પોતાનું તેમજ કુટુંબનું જીવન વધુ સંસ્કારી અને ઉન્નત કરી શકશે.

અક્ષરજ્ઞાન વગેરેના શીક્ષણ ઉપરાંત ગૃહઉદ્યોગોની તાલીમ આપવામાં પણ અહીં વ્યવસ્થા કરવામાં આવી છે. શીક્ષણકામ, ભરત તથા ગુંથણકામની તાલીમ માટે પ્રબંધ કરવામાં આવશે

આ ઉદ્યોગની તાલીમથી તાલીમ લેનાર પોતાનાં કપડાં પોતે વેતરીને સીવી શકશે. અને તેથી દરજીનું ખર્ચ બચાવી શકશે. પોતાનાં તથા ઘરનાં ફાટેલા કપડાં તે સીવી શકશે અને એ રીતે કપડાંનો આવરદા વધારી નવાં કપડાંનું ખરચ બચાવી શકશે. એ ઉપરાંત ફાજલ વખત અને અનુકૂળતા હશે તો આ બહેનો વધુ કામ કરી કમાણી પણ કરી શકશે. રાંધણકળાથી તો સામાન્ય રીતે દરેક બહેન પરીચીત હોય પણ ખોરાક વધુ સ્વાદીષ્ટ થાય, તેમાં પોષક તત્વોનો નાશ ન થાય તથા ખરચ વધાર્યા વીના અનેક પ્રકારની વાનીઓ બનાવી શકાય એ બધું બતાવવા પ્રયાસ થશે.

કાંતણકામને પણ અહીં સ્થાન આપવામાં આવશે. એ કામ શીખી બહેનો પોતા પુરતું કાંતી પોતાને મનગમતું કાપડ વણાવી શકશે. જે બહેનો તે શીખી. તેમાંથી કમાણી કરવા માંગતા હોય તેને માટે તેની ખાસ વ્યવસ્થા કરવામાં આવશે.

[ અમદાવાદમાં તા. ૧૦–૮–૪૮ ના રોજ મહીલા મંદીરની યોજનાના ઉદ્દેશ તથા કાર્ય સંબંધી મજુર બ્હેનોની સભામાં અપાયલું ભાષણ ]

## [૪] એક પત્નીત્વને લગતા ખરડા

### હિન્દુ એકપત્નીત્વનું 'બિલ'

શેઠ ગોવિંદલાલ શિવલાલ મોતીલાલે કાઉન્સીલ ઓફ સ્ટેટમાં હિન્દુ એકપત્નીત્વનું બિલ રજુ કરવાની નોટીસ આપી છે. તે બિલની કલમો નીચે મુજબ છેઃ—

(૧) આ કાયદાનું નામ ' હિન્દુ એકપત્નીત્વનો 'કાયદો રહેશે.

(૨) આખા બ્રિટિશ હિન્દુસ્તાનમાં તે કાયદો લાગુ પડશે અને તેને ગવર્નર જનરલની બહાલી મળશે તે તારીખથી તે અમલમાં મુકાશે.

(૩) આ કાયદાની વિરૂદ્ધનો હિન્દુ કાયદાનો કોઇ નિયમ અગર રૂઢિ હોય તો પણ, પોતાની પત્નીની હયાતીમાં કોઇ હિન્દુ બીજી સ્ત્રી સાથે લગ્ન કરશે તો તે લગ્ન રદ થયેલું ગણવામાં આવશે અને ઇન્ડીયન પીનલ કોડની ૪૯૪ અને ૪૯૫ મી કલમ આવાં લગ્નોને લાગુ પાડવામાં આવશે

(૪) જે કોમોમાં છેડાછુટકાનો અગર ફારગતીનો રિવાજ ચાલતો આવતો હોય અને તેવી ફારગતી યોગ્ય અધિકારીઓ તરફથી રીતસરના ધોરણે આપવામાં આવી હોય તે કોમોને આ કાયદો લાગુ પડશે નહિ.

(૫) કોઇ હિન્દુ પોતાનો ધર્મ બદલી બીજા ધર્મમાં જાય તો પણ આ કાયદો તેને લાગુ પાડવામાં આવશે.

શ્રીમતી રાધાબાઇ સુબરાયને એક બિલ વડી ધારાસભામાં રજુ કરવાની નોટિસ આપી હતી અને ત્યારપછી તે બિલમાં સુધારો વધારો કરી બીજું નવું બિલ રજુ કરવાની નોટિસ આપી છે. આ નવા સુધારેલા બિલની કલમો નીચે મુજબ છેઃ

૧ આ કાયદાનું નામ હિન્દુ અનેકપત્ની પ્રતિબંધક કાયદો (Hindu Polygamous Marriage Restraint Act) રહેશે.

૨ (અ) બ્રિટિશ ઇંડિયામાં વસતા તમામ હિંદુઓને તે લાગુ પડશે.

(આ) સને ઓગણીસો ઓગણચાળીસના એપ્રિલ માસની પહેલી તારીખથી તેનો અમલ થશે.

૩ (અ) આ કાયદાની ચોથી કલમમાં દર્શાવેલી શરતો સિવાય કોઇ પણ સ્ત્રી પોતાના પતિની હયાતીમાં અગર કોઇ પુરૂષ પોતાની પત્નીની હયાતીમાં બીજી વાર લગ્ન કરી શકશે નહિ. આ બાબતમાં હિન્દુ કાયદો અથવા હિન્દુ રીવાજો અગર કોઇ એક્ટ વિરૂદ્ધ જતાં હોય તો તે ગણવામાં આવશે નહિ.

(આ) કોઇ સ્ત્રી અગર પુરૂષ પોતાના પતિ કે પત્નીની હયાતીમાં બીજું લગ્ન કરશે તો તે ઇંડિયન પીનલ કોડની ૪૯૪ અથવા ૪૯૫ કલમ મુજબ ગુન્હેગાર ગણાશે. તે

કલમ મુજબ તેને સજા થઇ શકશે અને એ લગ્ન ફોક થયું ગણાશે.

૪ કોઇ પણ સ્ત્રી કે પુરૂષ જેનો પતિ અગર પત્ની હયાત હોય તે સીવીલ કોર્ટને અરજી કરી નીચેનાં કારણોસર ફરી લગ્ન કરવાની રજા મેળવી શકશે:—

(અ) સ્ત્રી અગર પુરૂષ ચાલુ પાંચ વર્ષ સુધી ગાંપી અથવા અસાધ્ય રોગથી પીડાતાં હોય

(આ) પાંચ વર્ષ સુધી ચાલુ સ્ત્રી કે પુરૂષે એકબીજાનો ત્યાગ કરેલો હોય.

(ઇ) સ્ત્રી કે પુરૂષ એક વર્ષ સુધી વ્યભિચારના ગુન્હામાં હોય.

(ઈ) સ્ત્રી કે પુરૂષ એક બીજાના આરોગ્યને હાનિ કરે અગર તેમની સલામતીને નુકસાન પહોંચે તેવા પ્રકારનું ક્રૂર વર્તન ચલાવતાં હોય.

તે ઉપરાંત ફરી લગ્ન કરનાર વ્યક્તિ જો પુરૂષ હોય તો તેણે ફરી લગ્ન કરવાની અરજીમાં જણાવવું જોઇએ કે તેણે પોતાની સ્ત્રીનું સ્ત્રીધન, અને દાગીના જે તેના પીએરથી મળેલાં હોય તે તેને પાછાં સોંપ્યાં છે.

(૨) (અ) (તેને પુત્રો ન હોય અગર હોય અને તેનાથી તે જુદો થયેલ હોય તો) તેણે પોતાની મીલકતનો ત્રીજો હિસ્સો પોતાની પત્નીને આપ્યો છે.

(આ) જો તેના પુત્રો અવિભક્ત હોય તો તેઓ સાથે ફારગતી થતાં જે રકમ તેને હિસ્સે આવવાની હોય તેનો અડધો હીસ્સો પત્નીને આપેલો છે.

ખુલાસો—મઝીઆરી મીલકતમાં પુરૂષનો હીસ્સો હોય અગર અવિભક્ત કુટુંબની મીલકતમાં પુરૂષનો હીસ્સો હોય તો તેની મીલકતમાં એ હીસ્સાની આ કલમ મુજબ ગણના થશે.

૫ ચોથી કલમમાં દર્શાવેલાં કારણોસર અરજી કરવામાં આવશે તો કોર્ટ સ્ત્રી કે પુરૂષ જે હોય તેને નોટીસ આપશે અને તે બાબત તપાસ કરાવશે અરજીમાં લખેલ આક્ષેપો ખરા છે, એમ જણાતાં સ્ત્રી કે પુરૂષને ફરી લગ્ન કરવાની કોર્ટ રજા આપશે. નહિ તો અરજી કાઢી નાખવામાં આવશે.

૬ હિંદુ સ્ત્રીનો પોતાના પતિ પાસે ભરણપોષણ મેળવવાનો જે હાલ હક છે, તે આ કાયદાથી રદ થતો નથી.

૭ કાયદા અગર કાયદેસર ગણાતી રૂઢિ મુજબ કોઇ હિંદુ પત્નીને બીજો પતિ કરવાનો હક હશે તે આ કાયદાથી અટકાવવામાં આવશે નહિ.

× × ×

આ બે બિલ જોતાં જણાશે કે શેઠ ગોવિંદલાલ શિવલાલનું બિલ ઘણું અધુરૂં છે, શ્રીમતી સુબ્બરાયનના બિલમાં પણ ઉમેરાને અવકાશ તો છે જ, પરંતુ આ બે બિલમાં શ્રીમતી સુબ્બરાયનનું બિલ વધારે સારૂં છે, શ્રીમતી સુબ્બરાયન વડોદરામાં અખિલ હિંદ મહીલા પરિષદની અર્ધ વાર્ષિક બેઠક વખતે આવ્યાં ત્યારે કહેતાં હતાં કે શેઠ ગોવિંદલાલ શિવલાલે તેઓની સાથે વાતચીત કરી હતી અને તેઓ બંન પોતાનાં બિલ એકત્ર કરીને રજુ કરવાનો વિચાર કરે છે, જો આમ બને તો સારૂં કારણ કે સ્ત્રીઓ તરફ થતો અન્યાય દૂર કરવાનો જ બંનેનો ઇરાદો છે તો પછી કોણ પહેલું બિલ લાવ્યું એવા ખોટી હરીફાઇમાં બિલને નુકસાન ન પહોંચવું જોઇએ. જો ડા. દેશમુખ પણ આ ઐક્યમાં ભળે તો સારૂં. એમના લગ્ન વિચ્છેદના બિલમાં બહુ પત્નીત્વ અટકાવવાનું તત્વ નથી. પુરૂષ એક પત્નીની હયાતીમાં ફરી લગ્ન કરે તો પહેલી પત્ની લગ્ન વિચ્છેદ માંગી શકે એટલું જ છે. પણ પહેલી પત્નીને લગ્ન વિચ્છેદ ન જ જોઇતો હોય તો ? વળી આમાં બહુ પત્નીની રૂઢિ કાયદાથી અટકાવવા માટે કાંઇ કલમ જ નથી.

શ્રીમતી રાધાબાઇ સુબ્બરાયનનું બિલ હિન્દુઓ ઉપરાંત જૈન, શિખ તેમજ બૌદ્ધ

ધર્મના અનુયાયીઓને પણ લાગુ પાડવું જોઇએ. નહિ તો એ બારીનો લાભ લેવાશે.

બીજું, શારદા કાયદામાં જેમ બ્રિ. હિન્દની બહાર દેશી રાજ્યનો લાભ લેવાતો હતો અને નાની વયની કન્યાઓનાં લગ્ન થતાં હતાં તેવું આ કાયદામાં પણ ન થાય તે માટે કલમમાં ફેરફાર થવો જોઇએ.

ત્રીજું, શ્રીમતી સુબરાયનના બિલમાં કલમ ચોથી ( એ ) છે તેમાં અસાધ્ય એપી રોગને બદલે અસાધ્ય ગરમીનો રોગ ( વી. ડી. ) એવા શબ્દો રાખવા જોઇએ, તથા ચોથી કલમમાં ( ઇ ) અસાધ્ય ગાંડપણ અને ( એફ. ) આજીવન કેદ, એટલાં બે કારણો ઉમેરવાં જોઇએ.

વળી પાંચમી કલમમાં " આક્ષેપો ખરા છે એમ જણાતાં સ્ત્રી કે પુરુષને ફરી લગ્ન કરવાની કોર્ટ રજા આપશે, " એવું છે તે વાક્યમાં ' જણાતાં ' એ શબ્દ પછી આટલું ઉમેરવું જોઇએ કે " સ્ત્રી કે પુરુષ બેમાંથી એકનું મરણ થતાં જે પ્રમાણે લગ્ન ફોક થાય છે તે પ્રમાણે. "

કાયદાની બાબત એવી છે કે એક અનિષ્ટ કઢાડતાં કદાચ બીજું કાંઇ અનિષ્ટ નવું જ દાખલ થઇ જાય, માટે પૂરતો વિચાર કરીને આ જાતના કાયદા કરવાના છે, પણ તેથી કાંઇ હાથ જોડીને બેસી રહેવાનું નથી, આપણામાં ભલભલા વકીલ બેરિસ્ટર ધારાશાસ્ત્રીઓ વગેરે છે, તેઓ બધા નિશ્ચિત મનથી આ કાયદો હાથમાં લે તો મુશ્કેલ કામ નથી.





**મ્યુ. ની નોકરીમાં સ્ત્રીઓનું સ્થાન :** કલકત્તા મ્યુનીસીપલ કોરપોરેશનની તમામ નોકરીઓ માટે સ્ત્રીઓને યોગ્ય ગણવી એવી મતલબની એક દરખાસ્ત બેગમ સાકીના ફરૂખ સુલ્તાન મૌયીદઝુદા કોરપોરેશનની આગામી બેઠકમાં રજુ કરનાર છે.

બેગમ ફરૂખ એમ જણાવે છે કે, હીંદ સરકારે આ સીદ્ધાંતનો સ્વીકાર કર્યો છે. સ્ત્રીઓમાં પણ બેકારીનો પ્રશ્ન વધુ તીવ્ર બનતો જાય છે.

આ પ્રશ્નનો ઉકેલ કરવા અને સ્ત્રીઓને નોકરી માટે તાલીમ અને શિક્ષણ ક્ષેત્ર સીવાયના બીજા માર્ગો શોધવા ઉત્તેજન આપવા કોરપોરેશને આ સિદ્ધાંત માન્ય રાખી એ પ્રમાણે વર્તવું જોઇએ એમ બેગમ ફરૂખ માને છે.

**મીસ ઈન્દુમતી સીતારામ** ભુલેશ્વરની મ્યુ. બોર્ડનાં કાઉન્સીલર નિમાયાં છે.

**ઉચ્ચ ઓદ્ધાઓ માટે સ્ત્રી ઉમેદવારો :** હીંદી સરકાર હેઠળના જે મોટા ઓદ્ધાઓ માટે જાતીબંધન નથી તે મેળવવા માટે સ્ત્રીઓની વધતી જતી હરીફાઇ જણાતી હતી. જ્યારે ત્રીચીનોપલી ખાતેના બ્રોડકાસ્ટીંગ સ્ટેશનના ડાયરેક્ટરના ઓદ્ધા માટે પબ્લીક સરવીસીસ કમીશને ઇન્ટરવ્યુ માટે બોલાવેલા નવ ઉમેદવારોમાં નીચેની બે સ્ત્રીઓ હતી.

( ૧ ) ડૉ. સી. મીનાક્ષી કે જે પ્રાચીન સ્થાપત્યનું સંશોધન કાર્ય કરે છે. ( ૨ ) દીલ્હીના મીસીસ સીતારામ.

**શ્રી. પ્રેમકુંવર લાઠીનું અવસાન :** માંડવી કોંગ્રેસ કમીટી ( બી. વોર્ડ ) બોમ્બેના સેવાભાવી કાર્યકર્તા અને વોર્ડના જી ઓ સી. શ્રી. જયંતીલાલ લાઠીનાં દયાળુ ધર્મપત્ની શ્રી. પ્રેમકુંવર લાઠીનું અવસાન હળવદ મુકામે પોતાના મકાને સંવત ૧૯૯૪ ના શ્રાવણ સુદ ૧૫ અને બુધવારના રોજ સાડા ત્રણ વાગે થયું છે. ગામની પ્રજા તથા સ્નેહીઓ ગંભીર દીલગીરીમાં છે. પરમાત્મા તેમના આત્માને શાંતી આપે.

**'પહેરામણી'ના રીવાજને અટકાવનારૂં બિલ :** બિહારની ધારાસભામાં શ્રી. સુખલાલ આ બિલ લાવનાર છે. તે બિલમાં પહેરામણીનો અર્થ ' કન્યાના પિતા કે વાલી તરફથી વર અથવા વરના પિતા કે વાલીને અપાતી રકમ અથવા અપાતી ભેટ અથવા તો વરના પિતા કે વાલી તરફથી કન્યાને તેના પિતા અથવા વાલીને અપાતી રકમ કે ભેટ ' એવો કરવામાં આવ્યો છે. એટલે આપણે જેને વરવિક્રય કે કન્યાવિક્રય કહીએ છીએ તે અટકાવનારૂં બિલ લાવનાર છે. ઉમર લાયક વર કે કન્યાના પિતા કે વાલીને માથે આજકાલ જે ફરજીયાત કર જેવું થઇ પડ્યું છે તે આ બિલથી દૂર થશે.

**પ્રીન્સીપાલ મોતીબાઇ શાકદાર** ઇટાલીમાં આંતરરાષ્ટ્રીય વિદ્યાર્થી પરીષદમાં હીંદના પ્રતીનીધી તરીકે હાજરી આપીને પાછાં ફર્યાં છે.

**તરવાનો રેકોર્ડ :** ડેનીશ સ્ત્રી કુમારી રાન્હિલ્ડ વેગરે દુનીયાનો તરવાનો રેકર્ડ કર્યો છે. ૪૦૦ મીટર જેટલે દૂર તરતાં તેને ફકત ૫ મિનિટ ૬ ૬/૧૦ સેકન્ડ થઇ હતી. આ પહેલાંના તરનારાને ૫ મિનિટ ૮ ૨/૧૦ સેકંડ થઇ હતી.

**શ્રદ્ધાનંદ અનાથ મહીલાશ્રમમાં ડૉ. સાવરકર :** હીંદુ મહાસભાના પ્રમુખ બેરીસ્ટર વિનાયકરાવ સાવરકરે માટુંગા ખાતે આવેલા શ્રદ્ધાનંદ અનાથ મહીલાશ્રમની મુલાકાત લીધી હતી જે વખતે સંસ્થાના મંત્રી ડૉ. ઉદગાંવકર તેમજ શ્રી.

નવેમ્બરે ગયા દસ વર્ષમાં સંસ્થાએ બજાવેલા કાર્યનું વર્ણન કર્યું હતું.

આ પછી શ્રી. સાવકારે સંસ્થાની પ્રગતિ વિષે વિવેચન કરતાં જણાવ્યું હતું કે પોતાના ઘરના કરતાં પણ આ સંસ્થાની સુંદર વ્યવસ્થા જોઇ બીજી મહીલાઓ પણ અહીં આવવાની ઇચ્છા ધરાવશે.

મહિલાઓને ઉપદેશ આપતાં એમણે જણાવ્યું કે અહીંથી બહાર જનારી બહેનોએ પણ સમાજમાંથી અનીતિ કાઢી નાંખવા માટે સચોટ પ્રયત્ન કરવો જોઇએ તેમજ હિંદુ સ્ત્રીઓના રક્ષણાર્થે હંમેશા ચોકસાઇ રાખી સંસ્થા તરફથી મળેલી મદદ તેમજ શિક્ષણને શોભાવવા પુરતી કાળજી રાખવી જોઇએ.

આ પછી સંસ્થા વિષે અભિપ્રાય આપતાં એમણે એવી નોંધ કરી હતી કે "આ સંસ્થા અનાથાશ્રમ જેવી રહી નથી પણ સંકટમાં તેમજ દુઃખમાં આવી પડેલી સ્ત્રીઓને માટે એ એક 'ઘર' સમાન બની ગઇ છે. સંસ્થાના વાલીઓ તેમજ સુપ્રિન્ટેન્ડેન્ટ શ્રીમતી લક્ષ્મીબાઇ કેકડકરને એમના કોઇ પણ જાતના સ્વાર્થ વગર કામ કરવા માટે તેમને હું ધન્યવાદ આપું છું.

ગર્લ સ્કાઉટસ : બૉય સ્કાઉટસની માફક નેશનલ ગર્લ સ્કાઉટસ એસોસીએશન કાઢવાનો વિચાર મુંબાઇમાં થયો છે. અને દરેક કન્યાશાળાઓ અને કન્યા વિદ્યાલયોના ઉપરી અધિકારીઓ આ રાષ્ટ્રીય ચળવળને ટેકો અને ઉત્તેજન આપશે એવી આશા રાખવામાં આવે છે. ઑગસ્ટ મહીના દરમ્યાન કુમારી વનિતા બેરીમાન અને કુમારી લાલકાકા તથા ઇન્ડીયન નેશનલ સ્કાઉટ એસોસીએશનના સેક્રેટરીઓ, શ્રીમતી નીમ્બકર તથા શ્રીમતી ઉર્મિલા મહેતા પ્રત્યેક શાળા પાઠશાળાની મુલાકાત લઇને સહકાર મેળવશે. ઑક્ટોબર માસમાં મલાડ ખાતે ગર્લ સ્કાઉટ માસ્તરોને તૈયાર કરવા માટે એક વર્ગ કાઢવાનો છે. અત્યાર સુધી જે સહકાર આ ચળવળને મળ્યો છે તે માટે આભાર માનવામાં આવે છે. વધુ માહીતી માટે કુમારી વનિતા બેરીમાન, ઇન્ડીયન નેશનલ સ્કાઉટ એસોસીએશન ૧૧૦ એસ્પ્લેનેડ રોડ, ફોર્ટ, મુંબાઇ, એ સરનામે પૂછવું. આવા ઉત્સાહમાંથી જે તે કન્યાશાળાને સલાહ તેમજ મદદ જોઇએ તો મળશે.

ખાણોમાં કામ કરનારા બાળ કામદાર : પહેલાં એવો કાયદો હતો કે, ખાણોની અંદર તેમજ તેની આસપાસમાં ૧૩ વર્ષ કરતાં નાની ઉંમરનાં બાળકોને કામ પર રાખવાં નહીં. એ પછી કામદારોની બાબતમાં તપાસ ચલાવવાને જે બાદશાહી કમીશન બેઠું હતું તેણે એવી ભલામણ કરી હતી કે, ૧૪ વર્ષ કરતાં ઓછી ઉંમરનાં બાળકોને ખાણોમાં કે તેની આસપાસમાં કામ કરવા દેવું જોઇએ નહીં. એ પછી હીંદી સરકારે વડી ધારાસભામાં એક બીલ રજુ કર્યું જેમાં એવી જોગવાઇ કરવામાં આવી છે કે, ખાણો કે તેની આસપાસમાં કામ કરવા માટે ઓછામાં ઓછી ૧૫ વર્ષની ઉંમર ઠરાવવી. એ બીલ ઉપરની સીલેક્ટ કમીટીએ વળી તેમાં એવો સુધારો કર્યો છે કે ૧૫ થી ૧૭ વર્ષની વયના બાળકોને પણ તે જમીનની નીચે કામ કરવાને લાયક છે એવું તબીબી સર્ટીફીકેટ મેળવ્યા વિના જમીનની નીચે કામ ઉપર રોકી શકાય નહીં. સીલેક્ટ કમીટીની એ ભલામણ સાથે ધારાસભાએ બીલ પસાર કર્યું છે. એનો અર્થ એ થાય છે કે, ખાણોમાં કામ કરતા બાળકોની મોટી ઉંમર નક્કી કરવામાં હીંદી સરકાર યુરોપના ઘણાખરા દેશો કરતાં પણ આગળ વધી છે.

સોવીએટ રશીયાની સ્ત્રી વિમાનીઓ : સોવીએટ વિમાની ટુકડીઓની ત્રણ સ્ત્રી ઉપરીઓ—પૉલીના ઑસીપેન્કો, વીરા લોમાકો તથા મરીના રાસ્કોવાએ તા. ૨ જી જુલાઇએ એક સીપ્લેનમાં ઉડ્યાં હતાં. ૧૪૦૮ માઇલની મુસાફરી, અટક્યા વગર તેમણે ૧૦ કલાક અને ૩૩ મિનિટમાં કરી હતી. પોલીના સીપ્લેન ચલાવતી હતી.

અખિલ હિન્દ મહિલા પરિષદની દાદર ખાતે શાખાની સ્થાપના : અખિલ હિન્દ મહિલા પરિષદની દાદર માટુંગા ખાતે શાખા સ્થાપવાની ક્રિયા દાદર ખાતેની કીંગ જ્યોર્જ ઇંગ્લીશ સ્કુલ મધ્યે થઇ હતી. જેમાં સ્ત્રીઓની મોટી હાજરી હતી. ડૉ. શ્રીમતી માલીનીબાઇ સુખથનકર પ્રમુખસ્થાને હતાં.

શરૂઆતમાં શ્રીમતી ઉર્મીલા મહેતાએ મહિલા પરિષદની પ્રવૃત્તિઓની ટુંક રૂપરેખા રજુ કર્યા બાદ જણાવ્યું હતું કે હિન્દમાં પરિષદની ૩૩ શાખાઓ છે.

શ્રીમતી કશલકર અને શ્રીમતી ગોટેએ મહિલા પરિષદને પ્રબળ બનાવવાની અપીલ કરી હતી.

શ્રીમતી માલીનીબાઇ સુખથનકરે જણાવ્યું હતું કે હિન્દી મહિલાઓની સ્થીતી ઘણી પછાત છે. કેળવણીનો અભાવ આ પછાત દશાનું મુખ્ય કારણ છે. સામાજીક રીતરીવાજો સ્ત્રીઓને રસોડામાં ગોંધી રાખવાની પુરૂષોની સ્વાર્થી વલણ પણ સ્ત્રીઓની પછાત દશાના કારણો છે.

એ વસ્તુસ્થીતી દુર કરવા માટેજ આ પરિષદની સ્થાપના થઇ છે. તેમાં તમારે સક્રીય સાથ આપ્યેજ છુટકો.

બાદ ૧૭ સભ્યોની એક કમીટી નીમવામાં આવી હતી.

**સ્ત્રી શીક્ષણના પ્રણેતા સ્વ. શ્રી. દેવધરઃ** વડા પ્રધાન ઓન. શ્રી ખેરે તા. ૭ ઓગસ્ટે સેવાસદન ખાતે સેવાસદન સમાજના સ્થાપક સ્વ. શ્રી. ગોપાલકૃષ્ણ દેવધરનું તૈલ ચીત્ર ખુલ્લું મુકવાની ક્રીયા કરતાં સ્વર્ગસ્થના કાર્યની ભારે પ્રશંસા કરી હતી.

હાજર રહેલા જાણીતા સ્ત્રી પુરૂષોના મોટા મેલાવડામાં ઔંધના રાજા, ફલ્ટનનાં મહારાણી, રાણી લક્ષ્મીબાઇ રજવાડે અને રાજકુમારી અમૃતકુંવર પણ હતાં.

શ્રી. ખેરે જણાવ્યું હતું કે શ્રી. દેવધરનું કાર્ય એટલું મહાન હતું કે તેમનું સ્મરણ કદીયે ભુલાવવાનો ભાગ્યેજ કંઇ સંભવ છે. હિંદની વસ્તીનો અર્ધો ભાગ સ્ત્રી સમુદાય તદન અંધકારમાં રહે છે. શ્રી. દેવધરે તેમને શીક્ષણ આપવાનું અને તેમને સક્તીશાળી નવું દ્રષ્ટીબીંદુ બક્ષ્યું હતું.

રાજકુમારી અમૃતકુંવરે જણાવ્યું કે સેવાસદનને હિંદની સ્ત્રી શીક્ષણ સંસ્થાઓની માતા કહેવાય છે તે યોગ્ય છે.

**દારૂબંધીમાં સ્ત્રીઓનો હીસ્સો :** મુંબાઇ સરકારના દારૂબંધીના ખાતામાં સ્ત્રીઓનો એક વિભાગ અમદાવાદમાં ઉઘાડવામાં આવ્યો છે. તેમાં મુખ્ય દેખરેખ રાખનાર તરીકે શ્રી. મૃદુલા સારાભાઇને નીમ્યાં છે.

અમદાવાદમાં જાહેર કાર્યકર્તાઓની એક સભા મેળવી તેમાં દારૂબંધીના કાર્યની રૂપરેખા સમજાવાઇ હતી. શહેરના જુદા જુદા લત્તામાં સ્ત્રીઓની સભાઓ ભરી તેમાં ભાષણો, મેજીક લેન્ટર્ન વગેરેની સહાયથી દારૂથી થતાં નુકશાન સમજાવવ વ્યવસ્થા થઇ છે. આ સભાઓ ભરવાનું કામ સ્ત્રીઓ જ કરશે.

**હરિજનોનો હોટલોમાં પ્રવેશ :** અમદાવાદમાં સાર્વજનીક સ્થળોનો ઉપયોગ સર્વ જનત માટે ખુલ્લો જાહેર થયા પછી ત્યાંના હરીજને ઉપહારગૃહો અને હોટલોમાં જવા લાગતાં ભારે હોહા થઇ રહ્યો છે. હરીજનોના આગમન સાથે જ હોટલો ભડાભડ બંધ થઇ.

**મીસ કે. વી. પરીખ અને મીસ સી વી. પરીખ :** આ બન્ને બહેનો ઓસ્ટન મુની. ના સોશ્યોલોજી સાથે એમ. એ. ની પરીક્ષા પસાર કરી સોમવારે હીંદ પાછી ફરી છે.

**બારડોલીમાં દારૂનીષેધને અંગે** શ્રી પોલીસોની ભરતી કરવામાં આવી છે.

**સ્વદેશી માલને રક્ષણ આપનારૂં બીલ :** હિંદમાં બનાવવામાં આવેલા માલના સંબંધમાં "સ્વદેશી" નામને રક્ષણ આપવાને ઇરાદે મી૦ એસ. એચ. ઝાબવાળા મુંબઇ ધારાસભાની આગામી બેઠકમાં એક બીલ લાવવાનો ઇરાદો રાખે છે.

આ સંબંધમાં એક વાતચીત દરમ્યાન મી. ઝાબવાળાએ હિંદની બહાર બનેલા કેટલાક માલને સ્વદેશી તરીકે કેવી રીતે વેચવામાં આવે છે અને કેટલાક માલ પર "મેઇડ ઇન ઇંડીઆ"ના ખોટા અને આડે રસ્તે દોરવનાર મારકાઓ કેવી રીતે લગાવવામાં આવે છે એની સમજુતી આપી હતી.

સ્વદેશી માલ માટે એક ટેસ્ટ બોર્ડ મારફત પ્રમાણપત્ર આપવાની પ્રથા દાખલ કરી સાચા સ્વદેશી માલને રક્ષણ આપવાનો આ સુચીત બીલમાં હેતુ રાખવામાં આવ્યો છે.

બીલમાં સુચવવામાં આવ્યું છે તેમ આ બોર્ડ ઉદ્યોગ ખાતાના પ્રધાન, ઉદ્યોગ ખાતાના ડાયરેક્ટર, સરકારી કેમીકલ એનેલાઇઝર, હીંદી વ્યાપારી મંડળ અને નાના ઉદ્યોગોનાં મંડળના દરેક પ્રતીનીધીનું બનેલું રહેશે. ઉદ્યોગ ખાતાના પ્રધાન બોર્ડના ચેરમેન તરીકે કામ કરશે.

આ ટેસ્ટ બોર્ડ ઇલાકાના વપરાશ માટેના તમામ સ્વદેશી માલનું પરીક્ષણ કરશે અને પછી એ માલને ઇલાકામાં વાપરવા યોગ્ય જણાવી "સ્વદેશી" તરીકેનું પ્રમાણપત્ર આપશે.

આવાં પ્રમાણપત્રવાળો માલ જ્યાં જ્યાં શક્ય હોય અને જરૂર હોય ત્યાં સરકારે દરેક ખાતાંઓમાં વાપરવો એવી એક કલમ પણ આ બીલમાં ઉમેરવામાં આવી છે.

**સ્ત્રી તારાઓ :** જુલાઇની ૨૮ મી તારીખે પુનાના મહારાષ્ટ્રીય મંડળની કેટલીક બ્હેનો ત્યાંની મૂલા નદીમાં ચોમાસાની રેલનું પાણી ભરછક ભરેલું હતું છતાં આ પારથી પેલેપાર તરી ગઇ હતી. તેમનાં નામ શ્રીમતી ભવે, કુમારી સોપટકર, તેમનાં બ્હેન કુમારી ધારપ, કુમારી નાતુ તથા કુમારી લિમયેકર છે.

**વડોદરામાં હીન્દુ એકપત્નીવ્રત નીબંધ :** વડોદરાની ધારાસભામાં શ્રી. દ્વારકાનાથ રોકજી હીન્દુ એકપત્નીવ્રત નીબંધ લાવ્યા છે. એક પત્ની હયાત છતાં વિનાકારણ બીજી પત્ની કરવાની જે રીત હીન્દુઓમાં ચાલી રહી છે તે બંધ કરવાનો હેતુ આ નીબંધનો છે, ધારાસભાએ તેના પર વિચાર ચલાવવા એક પેટાસમિતિ નીમી છે. જેમાં નીચલાં નામ છેઃ—શ્રી ન્યાયમંત્રી સુધાળકર, શ્રી. દ્વારકાનાથ રોકજી. શ્રી. પ્રધાન, શ્રી. લલુભાઇ, શ્રી. વા. વિ. જોશી, શ્રી. ગિરધરલાલ ડોસાભાઇ, શ્રી. લીમ્બોદરા ઠાકોર તથા સ્ત્રી સભ્યોમાં શ્રી. સુભદ્રા પવાર, શ્રી. પ્રેમલીલા મહેતા અને શ્રી. સરલાબાઇ પંડિત.

**મીસ કે. નવરોજજીને :** હિંદ માટેની ફ્લોરેન્સ નાઇટીંગેલ સ્કોલરશીપ આપવામાં આવી હતી. તેઓ પોતાનો અભ્યાસ પુરો કરીને એસ. એસ. 'ચીત્રાલ' મારફત મુંબઇ આવી પહોંચ્યાં છે.

**મીસ સંરાહ ચકુ :** ચીકાગો યુનીવર્સીટીની એમ. એ. ની ડીગ્રી લઇને સોમવારે હીન્દ પાછાં ફર્યાં છે.

**ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ, મુંબઇ :** ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ મુંબઇ તરફથી નીચલી ચાહી બહાર પડી છે. મજકુર મંડળને અંગે સૌ. લેડી તારાબહેન ચુનીલાલ મહેતા તરફથી મંડળનાં સભાસદ બહેનો માટે કપડાં સીવવાનો, ઉંચું ઇગ્લીશ જ્ઞાન સંપાદન કરવાનો તેમજ ફર્સ્ટ એડ અકસ્માતમાં પ્રાથમિક મદદના વર્ગો દર સોમવાર, મંગળવાર ગુરૂવાર અને શુક્રવારે ચલાવવામાં આવે છે. વર્ગમાં બહેનો સારા પ્રમાણમાં લાભ લે છે.

અકસ્માતમાં પ્રાથમિક મદદના વર્ગોની પરીક્ષા થોડા દિવસ અગાઉ ડો॰ મીસ કુમુદબહેન મહેતાએ લીધી હતી. એનું પરીણામ અનુક્રમે નીચે મુજબ છે.

(૧) જમના શાંતીલાલ મરચંટ (૨) સુનંદા લાલભાઇ ઝવેરી (૩) ગંગાબહેન છોટાલાલ પટેલ (૪) માલતી ભગવાનદાસ મહેતા (૫) શારદા મણીલાલ કોટક (૬) જશવંતી મગનલાલ ઇન્જીનીયર (૭) લક્ષ્મીબહેન કે. ઝવેરી (૮) ગુણવંતી જયંતીલાલ કોટક.

કમાટીપુરાની મૉડર્ન ગર્લ્સ સ્કુલનો વાર્ષિક ઉત્સવ તા. ૨૬ મી જુલાઇએ ડૉ. મિસ વત્સલા કાલેવરના પ્રમુખપદ નીચે ઉજવાયો હતો.

**શ્રી હેરન ઘોશ** અને તેમની મંડળી જેઓ સરઇકીલા નૃત્યકારો તરીકે જાણીતા છે તેઓ યુરોપની મુસાફરી કરીને પાછા આવ્યા છે.

**વડી ધારાસભામાં** ચુંટાયેલાં શ્રીમતી રાધાબાઇ સુબ્બારાયનને અભિનંદન આપવા એક મેળાવડો મુંબાઇનાં બ્હેનોએ ટાઉન હોલમાં યોજ્યો હતો.

**શ્રી. પી. કે. ઘોશ :** તરવાના જાતજાતના પ્રયોગો નાગપુરમાં બતાવીને મુંબાઇ આવી પહોંચ્યા છે. તેમની સાથે કુમારી વીણા ઘોશ છે તે આખા હિંદની સ્ત્રી તારાઓમાં ચેમ્પીયન છે. તેઓ બંને વિલાયત જઇ ઇંગ્લીશ ચેનલ તરવાની હરીફાઇમાં ઉતરનાર છે.

બેલગામનાં જાણીતાં ગાયિકા બાઇ ગંગાબાઇ હાંગલકરે તાજેતરમાં મુંબાઇમાં બે જલસા કર્યા હતા.

# વિદાય

સ્ત્રીઓના પ્રશ્નો સ્ત્રીઓ વધારે સારી રીતે સમજી શકે એ સ્વાભાવિક છે. એટલે, સ્ત્રીઉપયોગી પ્રશ્નોની ચર્ચા કરતા માસિક કે અન્ય સામયિકના તંત્રી પદે, સ્ત્રી જ હોય તો તેની ઉપયોગિતા અનેક રીતે વધી જાય છે. ' ગુણસુન્દરી 'ની શરૂઆત કરી ત્યારથી તે એની પંદર વર્ષની કારકીર્દિ દરમ્યાન, ' ગુણસુન્દરી ' ના સંચાલન પાછળ આ આદર્શ હમેશાં રાખવામાં આવ્યો છે. એ આદર્શને અનુસરીને, સ્ત્રીઓના હાથમાં ' ગુણસુન્દરી 'નું સંચાલન મૂકવાના પ્રયત્નો પણ કર્યા છે. એક કે બીજા કારણે, એ પ્રયત્નોને અત્યાર પહેલાં ધારી હતી તેવી સફળતા મળી નથી અને તેથી, સ્ત્રીઓના પ્રશ્નો પરત્વે સહાનુભૂતિ ધરાવતા પુરૂષોના હાથમાં જ અદ્યાપિ ' ગુણસુન્દરી 'નું તંત્ર રહેવા પામ્યું.

પણ આ અંક સાથે ફરીથી, એ પ્રયાસનો આરંભ થાય છે. શ્રીમતી પ્રેમલીલા મહેતા જેવાં સંસ્કારી અને સુશિક્ષિત બહેનના હાથમાં ' ગુણસુન્દરી 'નું તંત્ર સોંપાય છે. શ્રીમતી પ્રેમલીલા બહેન, ગુજરાતનાં પ્રથમ સ્ત્રી ગ્રેજ્યુએટોમાંનાં એક, પૂજ્ય શારદાબહેન અને ડૉ. સુમન્ત મહેતા જેવા સંસ્કારી અને સેવાભાવી માતપિતાનાં પુત્રી છે. તેમણે રાજકોટની ફિમેલ ટ્રેનીંગ કોલેજનાં સુપરિન્ટેન્ડન્ટની જવાબદારી ભરી જગા કાબેલિયતથી સંભાળી છે. સ્ત્રીઓની પ્રવૃત્તિમાં અને અખિલ ભારતીય મહિલા પરિષદની પ્રવૃત્તિઓમાં રસ લે છે અને તેથી હિન્દી સ્ત્રીઓનાં પ્રશ્નોનાં અભ્યાસી છે. એમનાં હાથમાં ' ગુણસુન્દરી ' ગુજરાતી બહેનોને વધારે ઉપયોગી થઇ પડશે એવી આશા રાખવી જરાય અસ્થાને નથી. એટલે શ્રીમતી પ્રેમલીલા બહેનના હાથમાં ' ગુણસુન્દરી 'નું તંત્ર સોંપવામાં હું ભારે નિશ્ચિંતતા સેવું છું. તે સાથે એમના હાથે ' ગુણસુન્દરી ' ગુજરાતી બહેનો માટે વિશેષ માર્ગદર્શક બને એવી આશા રાખું છું.

' ગુણસુન્દરી 'નાં પંદર વર્ષનાં અસ્તિત્વ દરમ્યાન, લગભગ છેલ્લાં દશ વર્ષથી, પ્રથમ ઉપતંત્રી તરીકે અને પછી તંત્રી તરીકે મારે એની સાથે ગાઢ સંબંધ રહ્યો છે. એ સમય દરમ્યાન, ' ગુણસુન્દરી 'ને ગુજરાતી બહેનો માટે વધારે ને વધારે ઉપયોગી બનાવવાનો મેં મારો શક્તિ મુજબ પ્રયાસ કર્યો છે. આર્થિક પરિસ્થિતિ અને એને આનુષંગી બીજાં અનેક કારણોને લીધે, એને મારી ધારણા મુજબ વિકસાવવાનું બની શક્યું નથી એટલે એમાં અનેક ઉણપો રહી જવા પામી છે. એવી ઘણી ઉણપોનું મને પોતાને ભાન છે. પણ એ ઉણપો નિભાવી લેવી પડી છે. ' ગુણસુન્દરી 'ના વિશાળ વાચકસમુદાયે પણ એ ઉણપને સહાનુભૂતિ પૂર્વક નિભાવી લીધી છે. તેને પરિણામે જ ' ગુણસુન્દરી ' જીવનનાં પંદર વર્ષો જેટલી કારકીર્દિ ભોગવી શક્યું છે એ નિર્વિવાદ છે, એ સંજોગોમાં ' ગુણસુન્દરી ' પ્રત્યે મમતા દર્શાવનારા વાચક સમુદાયનો હું ઋણી છું.

' ગુણસુન્દરી 'નાં તંત્રી તરીકે વિદાય લેતાં સ્વાભાવિક રીતે જ મારે કેટલોક આભાર દર્શનનો વિધિ કરવાનો રહે છે, વિશાળ વાચક સમુદાયની સહાનુભૂતિનો ઋણસ્વીકાર હું ઉપર કરી ચૂક્યો છું, એ પછી, ' ગુણસુન્દરી 'ના વાચન-વિભાગને સતત ભરેલો રાખીને મને સહાય કરનારા સંખ્યા બંધ લેખક મિત્રોનો મારે આભાર માનવો જોઇએ. ગમે તે પળે, મારા હાથનું પણ જતાં જ, મારી વિનતિનો, કોઇ પણ જાતના

બદલાની આશા રાખ્યા વિના, સ્વીકાર કરી લેનારા લેખક મિત્રોની સહાય મને મળી છે તેટલા પ્રમાણમાં ન મળી હોય તો ' ગુણસુન્દરી 'ને હું અત્યારની સ્થિતિમાં ન લાવી શક્યો હોત, ગુજરાતનાં અગ્રગણ્ય સ્ત્રી કાર્યકર બહેનોનો પણ મારે આ બાબતમાં ખાસ ઉલ્લેખ કરવો જોઈએ, ' ગુણસુન્દરી 'ને સર્વેએ પોતાનું ગણ્યું છે અને એ રીતે મારા ઉપર તેમણે ઘણો ઉપકાર કર્યો છે, અને એનો જાહેર રીતે સ્વીકાર કરવાની હું મારી ફરજ સમજું છું.

એવી જ રીતે ' ગુણસુન્દરી 'ના ચિત્ર વિભાગને સમૃદ્ધ રાખવામાં મને 'જન્મભૂમિ' કાર્યાલયની ઘણી જ સહાય મળી છે. ' જન્મભૂમિ ' શરૂ થયું અને તેના તંત્રી વિભાગમાં હું જોડાયો ત્યારથી જ, ' જન્મભૂમિ 'ના સંચાલકોએ કોઈ પણ મૂલ્ય લીધા વિના, 'જન્મભૂમિ'માં પ્રકટ થતા ચિત્રોના બ્લોકોનો મને છૂટથી ઉપયોગ કરવા દીધો છે, એ બધા બ્લોકો ભાડેથી પણ મેળવ્યા હોત તો તેની રકમનો આંકડો સારો સરખો થઈ ગયો હોત; અને એ રીતે 'ગુણસુન્દરી' ને ઘણો આર્થિક બોજો સહન કરવો પડયો હોત. પણ મારા પરનાં મહત્વને કારણે ' જન્મભૂમિ 'ના સંચાલકોએ મને એ બ્લોકોનો વિના મૂલ્યે ઉપયોગ કરવા દીધો છે તે બદલ હું તેમનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

આ બધાં આભાર દર્શનમાં, ' ગુણસુન્દરી ' સાથે મારો સંબંધ જોડવામાં નિમિત્ત રૂપ થનારા, મારા મિત્ર શ્રી. જદુરાય ખંધડિયાનો મારે ખાસ આભાર માનવો જોઈએ. ' ગુણસુન્દરી 'ના તેઓ સહતંત્રી હતા ત્યારથી જ, ' ગુણસુન્દરી ' માટેના લેખો વગેરેની પસંદગી કરવાનું કેટલુંક કામ તેમણે મને સોંપ્યું હતું; અને પાછળથી એ કારણે, મારા વડિલ બંધુ સમા, ' ગુણસુન્દરી 'ના સંસ્થાપક અને આદ્યતંત્રી, શ્રી. જયકૃષ્ણ નાગરદાસ વર્મા સાથે મારો પરિચય થયો. એ પરિચય છેવટે એટલે સુધી વધ્યો કે, ' ગુણસુન્દરી 'ના સંપાદનને લગતો સર્વ બોજો તેમણે મારા પર લાદ્યો અને મારામાં એક નાનાભાઈ જેટલો વિશ્વાસ મૂક્યો. અત્યાર સુધી, તેમણે મારામાં મૂકેલા વિશ્વાસને પાત્ર બનવાનો, મારાથી બની શકતો પ્રયાસ મેં કર્યો છે. ' ગુણસુન્દરી ' દ્વારા, ગુજરાતી બહેનોની જે કાંઈ થોડી ઘણી સેવા કરવા હું ભાગ્યશાળી થયો છું તેનો સર્વ યશ શ્રી. વર્માભાઈને જ ઘટે છે. એટલે તેમનો આભાર, શબ્દોદ્વારા માનવાનું હું નિરર્થક સમજું છું.

અનેક પત્રકાર મિત્રોએ તેમજ અન્ય સ્નેહીઓએ એક યા બીજા પ્રકારની સહાય કરીને મને ઉપકૃત કર્યો છે. તે માટે તેઓ સર્વનો પણ આભાર માનવાની હું મારી ફરજ સમજું છું.

અને છેલ્લે મારા તંત્ર દરમ્યાન મારાં કાર્યમાં બની શકતી સર્વ સરળતા કરી આપવા માટે અને મારાં કાર્યને દીપાવવામાં બની શકતો સર્વ સહકાર આપવા માટે લુહાણામિત્ર પ્રિન્ટિંગ પ્રેસના સંચાલક, ગુણસુંદરી માસિકના પ્રકાશક અને માલિક શ્રી. અંબાલાલ વિ. ઠક્કરનો પણ હું ઓછો આભારી નથી.

' ગુણસુન્દરી 'નું તંત્ર છોડું છું છતાં મારા આજ સુધીના વ્યવસાયને લીધે, ગુજરાતી બહેનોની ઓસમાજની સેવા એ તો મારા જીવનનું એક અંગ બની ગએલ છે એટલે એ ભાવનાને તો મારાથી વિમુક્ત કરવી અશક્ય જ છે. એટલે એક કે બીજી રીતે ગુજરાતની બહેનોની સેવા કરવાની તક હું નહિ જ ચૂકું. મને આપ્યો તેવો સહકાર સૌ કોઈ ' ગુણસુન્દરી 'ને હવે પછી પણ આપતા રહેશે એવી આશા સાથે હું વિદાય લઉં છું.

| | |
|---|---|
| ૪૩, કલ્યાણ બિલ્ડીંગ નં. ૧<br>કાંદાવાડી, મુંબઈ ૪<br>જન્માષ્ટમી : ૧૯૯૪ | લી.<br><br>યજ્ઞેશ હ. શુક્લ |



**ડૉ. દેશમુખનો લગ્નવિચ્છેદનો ખરડો.**

ડૉ. દેશમુખ વડીધારાસભામાં એવો ખરડો મૂકવાના છે કે નીચે જણાવેલા ચાર સંજોગોમાં હિન્દુ સ્ત્રી પોતાનું લગ્ન ફોક ગણાવી શકશે.—

(૧) જો લગ્ન પછી પતિ નપુંસક થાય અને તેની નપુંસકતા અસાધ્ય હોય.

(૨) જો લગ્ન પછી પતિ ધર્મ બદલે.

(૩) પત્ની જીવતી હોય છતાં પતિ બીજું લગ્ન કરે.

(૪) જો પતિએ ઓછામાં ઓછાં ત્રણ વર્ષથી પત્નીનો ત્યાગ કર્યો હોય.

આ ખરડો શા માટે મૂકવામાં આવ્યો છે તે જાણવું અઘરું નથી. હિંદુ સમાજમાં ઉચ્ચ ગણાતી જ્ઞાતિઓમાં લગ્ન તે એક કદી તૂટે નહિં એવું બંધન ગણાય છે. ઉપર જણાવ્યા એમાંના ગમે તે સંજોગો હોય છતાં આખી જિંદગી સુધી એ બંધન કાયમ જ રહે છે. આના પરિણામે એ બંધનમાં બંધાયેલાંની સ્થિતિ અસહ્ય બને છે. તેમાંએ પુરુષ કરતાં સ્ત્રીનેજ વધારે સહન કરવું પડે છે. કારણ કે પુરુષ તો ફાવે ત્યારે બીજી પત્ની કરી શકે છે, અને પહેલી પત્નીને તરછોડીને કહાડી મૂકી શકે છે, સ્ત્રીને તો મરણથીજ છુટકો થાય છે, અથવા આજીવન દુઃખ વેઠવું પડે છે. પડયું પાનું નિભાવી લીધેજ એનો છુટકો છે. કેટલીએ સ્ત્રીઓ દુઃખ ન વેઠાતાં આપઘાત કરે છે.

તો સ્ત્રીઓની એ નિરાધાર સ્થિતિના ઉપાયરૂપે આ ખરડો ડૉ. દેશમુખ લાવે છે. સ્ત્રીઓએ ડૉ. દેશમુખનો આભાર માનવાનો છે.

આ ખરડો પ્રકટ થયા પછી એમાંની કેટલીક ખામીઓ ચારે તરફથી ડૉ. દેશમુખને જણાવવામાં આવી. તેમાં એક તો એ છે કે જે પતિપત્નીને બાળક હયાત હોય તેમનું શું ? લગ્નવિચ્છેદ પછી બાળકો કોની પાસે જાય ? પિતા પાસે કે માતા પાસે ? પિતા પાસે જાય અને ત્રીજા કારણસર લગ્નવિચ્છેદ થયો હોય તો સાવકી મા બાળકોને સારી રીતે ન સાચવે તો છતી માએ બાળકોને નાહકનાં દુઃખી શું કામ કરવાં ? બીજું એ ઉણપ છે કે પતિને કોઇ ખરાબ અસાધ્ય રોગ —વીનીરીયલ ડીસીઝ–થયો હોય તો તે સંજોગોમાં સ્ત્રી લગ્નવિચ્છેદ કેમ ન માગે ? અને ન માગી શકે તો પતિના રોગનો ભોગ પોતે બને એ ક્યાંનો ન્યાય છે ? વળી પુરુષ પરસ્ત્રીગમન કરતો હોય તો સ્ત્રી કેમ લગ્નવિચ્છેદ ન માગે ? વળી જે પ્રમાણે સ્ત્રી લગ્નવિચ્છેદ માંગે તે પ્રમાણે અમુક સંજોગોમાં પુરુષને પણ લગ્નવિચ્છેદ માગવાનો હક હોવો જોઇએ. વળી લગ્નવિચ્છેદ મળ્યા પછી સ્ત્રીના ભરણપોષણ માટે શું કરવું તે બાબત પણ ખરડામાં બિલકુલ જણાવી નથી. એટલે આ ખરડા અનુસાર જો લગ્ન ફોક થાય તો સ્ત્રીની સ્થિતિ તો ત્યકતા કે વિધવા કરતાં પણ ખરાબ થઇ જાય. માટે આ ખરડો થોડો અપૂર્ણ છે.

ડૉ. દેશમુખને એમ પણ લાગ્યું કે ઘણા સનાતની હિંદુઓ આ ખરડાનો વિરોધ કરશે તેથી તેમણે એક લંબાણ નિવેદન પ્રકટ કર્યું છે. તેનો અનુવાદ નીચે પ્રમાણે છે.

" હિન્દુસ્થાનનાં અનેક સ્ત્રીપુરુષો અને સંસ્થાઓએ આ બિલ સંબંધી માહિતી મેળવવાની ઇચ્છા પ્રદર્શિત કરી છે. ઘણાં તરફથી સૂચનાઓ પણ આવી છે. કેટલાકોએ બિલમાં અધૂરા રહેલા મુદ્દાઓ બતાવ્યા છે, કેટલાકે એ બિલ પાછું ખેંચી લેવાની વિનંતિ કરી છે. દરેકને જૂદો જૂદો જવાબ આપ·

વાની મુશ્કેલીને લીધે હું મ્હારો ઠરાવ છાપા મારફત આપું છું.

બિલમાં લગ્નવિચ્છેદ માટે ચાર શરતો છે— (૧) નપુંસકતા (૨) ધર્મબદલો (૩) બીજું લગ્ન (૪) પતિએ કરેલો ત્યાગ,

**નપુંસકતા**—હું ધારૂં છું કે આ જમાનામાં એવી માન્યતા તો ભાગ્યે જ કોઇ ધરાવતું હશે કે અસાધ્ય નપુંસકતા હોય તે છતાં લગ્નબંધન ચાલુ રાખવું, હિન્દુ ધર્મશાસ્ત્રો આ સંબંધે તો એકમત છે. વિષ્ણુ નપુંસકને લગ્ન કરવા પ્રતિબંધ કરે છે, વસિષ્ઠના મત પ્રમાણે લગ્નના કોલ પછી ફેરફાર થઇ શકે છે. કાત્યાયન તો એટલે સુધી જાય છે કે લગ્નના સંસ્કાર થયા પછી પણ ફેરફાર થઇ શકે. નારદ, અને પરાશર તો લગ્નજીવનમાં ગમે તે પ્રસંગે પતિ બદલવાની છૂટ મૂકે છે. સંસ્કાર, ધર્મવિધિ, અને પ્રતિજ્ઞાને વિવેક રાખ્યા વિના વળગી રહેવું તે દુરાગ્રહ છે, અને ધર્મની દૃષ્ટિથી પણ એ ધાર્મિકતાની વિરૂદ્ધ છે.

**ધર્મપલટો**—હિન્દુધર્મ પ્રમાણેનો લગ્નનો વિધિ માત્ર હિન્દુઓ માટે જ હોઇ શકે, અને ધર્મબદલો થાય એટલે લગ્નબંધન પણ છૂટી જ જવું જોઇએ. હિન્દુ ધર્મ માટે જે લોકોને અભિમાન હશે તે લોકો તો જરૂર આ મુદ્દા ઉપર મ્હને સબળ ટેકો આપશે જ. સનાતની હિન્દુઓ માટે હું આશા રાખું કે તેઓ ધર્મરક્ષણ માટે જરૂર એમ આગ્રહ રાખશે કે ધર્મનો બદલો થાય એટલે આપોઆપ લગ્ન રદ થઇ જાય મહામહોપાધ્યાયો, ધર્મવીરો, ધર્મમાર્તંડો સઘળા આ બાબતમાં તો મને પૂરેપૂરો સાથ આપશે એમ હું આશા રાખું. કાત્યાયન અને વસિષ્ઠ જેવા પ્રાચીન ધર્મશાસ્ત્રો રચનારાઓ 'પતિત પતિ' અથવા પતિએ જ્ઞાતિ બદલી હોય તેને તો બીજો પતિ કરવાની પત્નીને ભલામણ કરે છે. વસિષ્ઠ, નારદ, પરાશર સઘળા એવો આગ્રહ કરે છે કે પતિ ધર્મબદલો કરે તો તેનો ત્યાગ કરવો અને બીજા સાથે લગ્ન કરવું.

**પતિનું પુનર્લગ્ન**—અર્વાચીન હિન્દુ એમ માને છે કે હિન્દુ ધર્મ અનેક પત્ની કરવાની પરવાનગી આપે છે પરંતુ વાસ્તવિક રીતે એમ નથી. નારદના મત પ્રમાણે તો એક પત્નીની હયાતીમાં તેને અન્યાય કરીને બીજી પત્ની કરવી તે ગુન્હો ગણાય છે. મનુએ બીજી પત્ની કરવાની પરવાનગી માત્ર અમુક શરતે જ આપી છે, અને તે એ કે લગ્ન પછી આઠ વર્ષ સુધી સંતાન ન થયું હોય તો, અગર સંતાન થયાં હોય ને તે મૃત્યુ પામ્યાં હોય તો દશ વર્ષ પછી, અથવા જો



પુત્રપ્રાપ્તિ ન થઇ હોય તો અગીઆર વર્ષ પછી બીજી પત્ની કરી શકાય. જે માણસ માત્ર શોખની ખાતર જ ફરી લગ્ન કરે તે અવ્યવસ્થિત ચિત્તવાળો, ભ્રમિત ચિત્તવાળો અથવા ઉન્મત્ત ગણાય છે. અને સઘળા ધર્મશાસ્ત્રકારો એ પરિસ્થિતિમાં બીજો પતિ કરવાની ભલામણ કરે છે.

**ત્યાગ**—આ સંબંધમાં પણ પ્રાચીન ધર્મશાસ્ત્રકારોનું સ્પષ્ટ મન્તવ્ય છે. જો પત્નીનો પતિએ ત્યાગ કર્યો હોય તો મનુ પણ પત્નીને બીજું લગ્ન કરવાની ભલામણ કરે છે. દેવળ તો બ્રાહ્મણ પત્નીને, તેનો પતિ ત્યજી દે અને ચાર વર્ષ સુધી તે પાછો ફરે નહિ, અને સંતાન હોય નહિ તો, અથવા સંતાન હોય તો આઠ વર્ષ પછી, તેને ફરી લગ્ન કરવાની પરવાનગી આપે છે.

જે બિલ હું રજુ કરવાનું ધારૂં છું, તેમાં હિન્દુ ધર્મની માન્યતાનું વિરોધી કોઇ પણ તત્વ હોય એવું કોઇ વિવેકી અને ન્યાયી હિન્દુ કહી શકશે નહિ. હિન્દુ કાયદાની અપૂર્ણ માહિતીને લીધે ન્યાયની અદાલતમાં ચૂકાવાયેલા કેસોને સાચા આધારભુત અને હિન્દુ ધર્મના સંરક્ષક ફેંસલા માની ઘણા લોકો ખોટો વિરોધ કરે છે અને નાહકનો ઉહાપોહ થાય છે. સનાતનીઓને મ્હારી નમ્ર વિનંતિ છે કે મારા બિલનો પૂરેપૂરો અને ચીવટપૂર્વક અભ્યાસ કરીને આજના હિન્દુ કાયદામાં જે ઉણપો છે તે દૂર કરી હિન્દુ ધર્મની શુદ્ધ અને સાચી ભાવના ફરીથી સ્થાપિત કરવામાં તેઓ મને સંપૂર્ણ ટેકો આપે.

રજુ કરવા ધારેલું બિલ અપૂર્ણ છે, અને પત્નીના ભરણપોષણની તથા બાળકના રક્ષણની શરતો આ ખરડામાં દાખલ કરવી જોઇએ એ સૂચનાઓ આવેલી છે. મારૂં મંતવ્ય એવું છે કે મહત્વનો હક્ક પ્રથમ મેળવી લેવો. આ તબક્કે બીજા મુદ્દા હાથ ધરવાની જરૂર નથી. હિન્દુ સમાજમાં લાંબા વખતથી સડો ચાલતો આવ્યો છે. હમણાંજ રોગમુક્ત થવાનો પ્રસંગ આવ્યો છે, તેથી માંદગીનો ખોરાક તે પાચન કરી શકશે. લગ્ન ધર્મબંધન હોય કે કરાર હોય પણ લગ્નવિચ્છેદ નાનીસૂની વાત નથી. મેં જે ચાર શરતો મૂકી છે તે લગ્ન માટેની અતિ જરૂરી બાબતો છે અને જે રીતે બિલ મૂકાયું છે તે જો પસાર થશે તો લગ્નવિચ્છેદ સહેલો કે શોખની વસ્તુ થઇ નહિ જાય.

આદર્શવાદીઓ આખા હિન્દુ કાયદામાં ફેરફાર માગે છે. છૂટાછૂટક સુધારા તેમને માન્ય નથી, એ લોકો એમ માને છે કે એકપત્નીની પ્રથા દાખલ થાય તો લગ્નવિચ્છેદની જરૂર નહિ રહે.

તેઓ કાયદાની આંટીઘુંટીઓ ખરી રીતે સમજતા નથી, અને સમાજનું બંધારણ એ કેવી ગુંચવાળી બાબત છે તે તેઓ જાણતા નથી. ભયંકર રોગ ન થાય એ ઉત્તમ છે, પણ જ્યાં સુધી મનુષ્ય પરિપૂર્ણતાની સ્થિતિએ પહોંચ્યો નથી ત્યાં સુધી રોગમાંથી થોડી પણ રાહતની આવશ્યકતા છે. અધમ લગ્નમાંથી છૂટવાને સ્ત્રીને કંઇક બારી તો હોવી જ જોઇએ. લગ્નની સંસ્થામાં—ભલે તો એકપત્નીની પ્રથા હોય કે, અનેકપત્નીની, બધામાં, અમુક રીતે મર્યાદિત લગ્નવિચ્છેદ અનિવાર્ય આવશ્યકતા છે.

આ નિવેદન માટે અમારો એવો અભિપ્રાય છે કે એક કામ ઉતાવળમાં અધુરું કરવું તેના કરતાં ના કરવું સારું. અધુરા કામથી ઉલટું નુકશાન થાય. ડા. દેશમુખના ખરડામાં જે અપૂર્ણતાઓ છે તે પૂરી કર્યા વગર એ ખરડો ધારાસભામાં આવશે તો સ્ત્રીઓની સ્થિતિ છે તેના કરતાં પણ વધારે ખરાબ થશે. વિધવા, ત્યક્તા ને તેની સાથે જેણે લગ્નવિચ્છેદ કર્યો છે એવી સ્ત્રીઓ સમાજમાં અનાથ અને નિરાધાર સ્ત્રીઓમાં ઉમેરાશે. અને સાથે સાથે તેમનાં બાળકો પણ રઝળી જશે. માટે આવો મહત્વનો ખરડો લાવનો તે પૂરેપૂરો વિચાર કરી, બધી કાયદાની બારીઓ લક્ષમાં રાખીને દરેક જણને દરેક રીતે ન્યાય થાય એ નજરે જ ઘડવો જોઇએ. વાર થાય તો હરકત નહિં. આટલા જમાના સ્ત્રીઓએ સહન કર્યું છે તો બે ત્રણ મહીના શા વિસાતમાં છે ?

**અનાથ બાળકો.** મુંબાઇની વીમેન્સ કાઉન્સીલ તરફથી ભીખારી બાળકો માટે કાંઇ કરવા માટે એક કમિટી નીમાઇ હતી તેનાં પ્રમુખ શ્રી. ઉર્મિલાબ્હેન મહેતા છે, તેમણે મુંબાઇ સરકારને આ બાબત કેટલીક વિનંતિ અને સુચનાઓ કરી હતી. તે ઉપરથી મુંબાઇમાં અનાથ અને ભીખ માંગતાં બાળકો માટે એક નાની વસાહત કાઢવાનો વિચાર સરકાર કરે છે. મુંબાઇની પાસે ટ્રોમ્બેની બાજુએ એક મોટી જમીન ઉપર નાનાં નાનાં ઝુંપડાં જેવાં મકાન બાંધી ત્યાં બધાં રખડતાં ભીખારી છોકરાંને સારી દેખરેખ નીચે રાખવાં અને તેમને જિંદગીમાં રસ્તેસર ચ્હડાવી દેવાં એવો વિચાર છે. હાલ મુંબાઇમાં અનાથાશ્રમો, અપંગાશ્રમો, વગેરે જુદી જુદી કોમોની અને જાતોની સંસ્થાઓ ઘણી છે, ત્યાં બાળકોનું ભરણપોષણ કરવામાં આવે છે, પરંતુ બાળક અમુક ઉંમરનું થતાં તેને ત્યાંથી [illegible] બેહદ કફોડી થાય છે કારણ કે આશ્રમોમાં તેને કંઇ કામ શિખવવામાં ખાસ આવતું નથી. અને શિખવે છે તો પણ બ્હાર નીકળીને સ્વતંત્ર રીતે તે કમાઇ શકે એટલું શિખવાયેલું નથી હોતું, અને તેને કમાવાનો રસ્તો કોઇ સુઝાડતું નથી. આ નવી યોજનામાં એવાં ઘણાં અનાથાશ્રમો ભેગાં કરી દેવાનો વિચાર છે.

આ વસાહતમાં ત્રણ વિભાગો રાખવામાં આવશે. એક અક્ષરજ્ઞાન અને કેળવણી વિભાગ, જેમાં બાળકોને વાંચતાં, લખતાં, હીસાબ ગણતાં અને શાળાની માફક બધુંજ ભણતર શીખવવામાં આવશે. બીજો ઔદ્યોગિક કેળવણી વિભાગ, જેમાં દાયકામની તાલીમ અપાશે. ખેતી કરવી, સુથારી કામ, વણાટકામ, સીલાઇકામ, મોચીકામ, ધોબીનું કામ વગેરે દરેક ધંધા તથા કારીગર કામ શીખવવામાં આવશે. ત્રીજો વિભાગ અપંગ બાળકો માટેનો જેમાં આંધળાં, બ્હેરાં, મુગાં, પછાત બુદ્ધિનાં વગેરે બાળકોને કોઇ રીતે કમાતાં શીખવવામાં આવશે.

આ યોજના ખરેખર આવકારદાયક છે, મુંબાઇના ધનિકો અને અનાથાલયોના ટ્રસ્ટીઓ તેમજ સંચાલકો આ યોજના સફળ કરવા એકત્ર થશે એવી આશા રાખીએ છીએ.

**હોટેલ પ્રવેશ** અમદાવાદની ન્હાની હોટેલોમાં હરિજનો દાખલ થવા માંગે છે અને હોટેલના માલીકો તેમને દાખલ કરવા રાજી નથી. હોટેલના માલીકોનું એમ કહેવું છે કે એમના પ્રવેશથી અમારી ઘરાકી ઘટી જશે, હોટેલમાં રસોઇ કરનારા રસોઇયાઓએ પણ ધમાલ મચાવી છે કે હરિજનો ખાવા આવશે તો અમે જતા રહીશું. હોટેલના માલીકોનું ડેપ્યુટેશન અધિકારીઓ પાસે ગયું, હરિજનોએ પણ પોતાની બાજુથી બનતું કર્યું એમ બધી ખબરો છાપામાં આવી હતી. છેવટે સરકાર તરફથી એમ કહેવામાં આવ્યું કે ચોકખાં કપડાં અને સ્વચ્છ દેખાવવાળા કોઇ પણ જણને તે હરિજન છે એજ કારણસર પ્રવેશ કરવાની મના ન થઇ શકે.

સરકારનો આ જવાબ યોગ્ય છે. કારણ કે, હોટેલ સાર્વજનિક જગા કહેવાય અને જે માણસ ન્હાના પૈસા આપે તે ત્યાં દાખલ થઇ શકે. હરિજનો લો. ગંદા વેશમાં આવે કે ધાંધલ કરે તો હોટેલનો માલિક વાંધો લઇ શકે. પણ લેતાં હરિજન સિવાયના બીજા પણ જે ગંદા વેશમાં [illegible]

વળી રસોઇયા રાંધવાનો ના પાડે તે બેહુદું લાગે છે. હોટેલમાં મુસલમાન, ખ્રિસ્તી ગમે તે આવે ને તેને રાંધી ખવરાવે તો હરિજન માટે શો બાધ હશે! તેમાં ખાસ કરીને ખ્રિસ્તી અને હરિજન વચ્ચેનો સુક્ષ્મ તફાવત અમારી તો સમજમાં નથી આવતો. માણસે ધર્મ બદલ્યો માટે તેને પ્રવેશ કરવા દેવાય અને બિચારો હિન્દુ રહ્યો એ એનો ગુનો થયો?

બીજું વ્યવહારિક નજરે પણ આ વાંધો યોગ્ય નથી. હિન્દુ માલિકો હરિજન પ્રવેશથી ડરીને જો હોટેલો બંધ કરશે તો પોતાનેજ ગેરફાયદો છે. કારણ કે ચ્હા પીવાનું તો કંઇ ઓછું થવાનું નથી. થશે એમ કે બે પાંચ ટકા શુદ્ધ હિન્દુઓ હોટેલમાં ચ્હા પીવાનું બંધ કરશે ને બાકીના ૯૫ કે ૯૮ ટકા લોકો હરિજન કે કોઇની પરવા કર્યા વગર ચ્હાની તલપ થશે એટલે હોટેલ શોધવાનાજ. અને હિન્દુઓની હોટેલ બંધ હશે એટલે પારસી, ઇરાની કે એવાની હોટેલમાં જવાના. હાલ દારૂ તાડીની દુકાનો બંધ હોવાને કારણે એ દુકાનવાળા ચ્હાની દુકાનો વધારે પ્રમાણમાં કહાડશે અને તેમની કમાણી વધશે. જ્યારે હિન્દુ હોટેલ માલીકો નાહકના હાથે કરીને પોતાની કમાણી બગાડશે. દારૂ બંધીને લીધે હોટેલમાં જનારાની સંખ્યા વધીજ હશે. એટલે કમાણી કરવાના ખાસ કાળમાં હિન્દુ ભાઇઓ નુકશાની વ્હોરી લેશે.

ચ્હાની હોટેલો જેવી સાર્વજનિક જગાઓ તો ભાઇચારો વધારવા માટે હોય છે. ત્યાં જુદાઇ અને વર્ગવિગ્રહ ન હોવો જોઇએ.

**વિકાસગૃહ** થોડા માસ ઉપર હું અમદાવાદ હતી ત્યારે શ્રી. મૃદુલાબ્હેન અંબાલાલ સારાભાઇ મને પોતાની નવી સંસ્થા 'વિકાસ ગૃહ' જોવા લઇ ગયાં હતાં, સાબરમતી નદીને સામે કાંઠે, શહેરથી દૂર જ્યાં અનેક નવી 'સોસાયટીઓ' બંધાઇ છે તેમાંની એકમાં આ સંસ્થાનું મકાન છે. જે સ્ત્રીઓને અનાથ કે સનાથ પોતાના પગ પર ઉભાં રહીને પોતાનું જીવન ગાળવાની ઇચ્છા હોય તેમને જરૂર પડે તો રક્ષણ આપીને તથા તેમની અગવડો બને તેટલી દૂર કરીને, તેમનામાં અણુવિકસેલી રહેલી શક્તિઓનો વિકાસ કરી તેમને રહેવાની સગવડ કરી આપવી એ આ સંસ્થાનો ઉદ્દેશ છે, આપણા સમાજની વિચિત્રતાને લીધે કેટલીએ શક્તિશાળી બ્હેનો જોઇતી તકને અભાવે જન્મથી તે મરણ સુધી જિંદગી એળે ગાળે છે. તેમની શક્તિ બ્હાર નીકળું નીકળું કરે છે પણ યોગ્ય ઉત્તેજન અને વાતાવરણ ન મળવાથી અંદર ને અંદર સમાઇ જાય છે. એવી બ્હેનોને આ સંસ્થા સાચે માર્ગે દોરે છે. આ જાતની સંસ્થાની આપણને નવાઇ છે, અને નવાઇની ચીજને શંકાની નજરે જોવી એ આપણો સ્વભાવ છે તેથી તેને વિષે જેટલું વધારે જાણવાનું મળે તેટલું સારૂં એમ ધારીને મૃદુલા બ્હેને ગુજરાત સમાચારમાં આ સંસ્થાની માહિતી ટુંકમાં છપાવી હતી. આશા છે કે સ્ત્રીહિતચિંતકો એ વાંચીને એ સંસ્થાને શક્ય તે મદદ કરશે. માત્ર પૈસાની જ મદદની જરૂર છે એવું નથી. લોકોમાં સંસ્થા પ્રત્યેની શંકા દૂર થાય, વધારે બ્હેનો સંસ્થાનો લાભ લે અને એકંદર ગુજરાતની સ્ત્રીઓને એમ લાગે કે આ એક અમારી સંસ્થા છે. બીજો કોઇ આશરો ન હોય ત્યારે પણ વિકાસ ગૃહ તો અમારૂં જ છે એવી ભાવના પ્રસારવી એ જાતની મદદની પણ જરૂર છે

**દારૂબંધી** જુલાઇની વીસમી તારીખથી અમદાવાદ શહેરમાં અને ઑગસ્ટની પહેલી તારીખથી બારડોલીમાં દારૂના વેચાણની બંધી એટલે મદ્યનિષેધની–યોજનાનો અમલ શરૂ થયો છે. સરકારી તીજોરીમાં પડતી ખાધ, વ્યક્તિ સ્વાતંત્ર્ય વિષેની વાતો કરનારા ઘણુએક આગેવાનોનો સખ્ત વિરોધ, તથા નિષેધના કામમાં આવતી પારાવાર અડચણોનો સામનો કરીને પણ મુંબાઇ સરકારે સામાજિક સુધારણાનું આ જે પગલું ભર્યું છે તે માટે તેમને અમારાં હાર્દિક અભિનંદન આપીએ છીએ. ઉચ્ચ અને તવંગર વ્યસનીઓ ઉપર આ નિષેધ કેટલી અસર કરશે, કરશે કે નહિં, એ હજી જોવાનું છે. પણ મીલમજુરો, ખેતર ઉપર કામે જતા મજુરો, બીજા રોજગારોવાળા, કારીગરો, ખેડુતો, પટાવાળા, ફેરીયા એવા મહેનતુ વર્ગના વ્યસનીઓ માટે તો આ નિષેધ આશીર્વાદ સમાન થઇ પડશે. હાથમાં પગારના પૈસા પડયા હોય એવે સમયે નાક સામે દારૂનું પીઠું જોઇને એ થાકેલા, હારેલા માણસો દારૂની પ્યાલીથી પોતાનો થાક ઉતારવા પ્રયત્ન કરતા. ભુખમરો અને થાકથી તેમનાં મન એવાં તો નિર્બળ બની ગયાં હોય કે તેમની પત્નીઓ ગમે તેટલું સમજાવે કે દારૂ ના પીવો જોઇએ, તેઓ પોતે પણ નીશો ઉતરે કે મનમાં સમજે કે દારૂ ના પીવો જોઇએ છતાં મન ઉપર કાબુ રહે નહિં અને વ્યસન ચાલુ રહે. હવે એ પીઠા નજર બહાર ગયાં એટલે ગમે તેટલું તેમનું વ્યસન જોર કરે તોએ તેમને ન છુટકે ટેવ છોડવી પડશે

અને દારૂ પીને પોતાનાં સ્ત્રી છોકરાંને મારતા, પૈસાનો દુરૂપયોગ કરતા તે બધું બંધ થશે. હજારો ગરીબ સ્ત્રીઓ અને બાળકો સુખી ગૃહજીવન પામશે અને સરકારને આશિષ દેશે.

**શ્રી. કાનજી ખેતશી કન્યા છાત્રાલય**

થોડા દિવસ ઉપર મુંબાઇમાં આ છાત્રાલયની ઉદ્‌ઘાટન ક્રિયા થઇ. ઉચ્ચ શિક્ષણ લેતી ગુજરાતી કન્યાઓ માટે આ જાતની સગવડની ઘણી જ જરૂર હતી અને તે પૂરી પાડવા માટે શ્રી કાનજી ખેતશી ટ્રસ્ટ ફંડના ટ્રસ્ટીઓને ધન્યવાદ ઘટે છે. આજ સુધી ગુજરાત, કાઠીયાવાડની કોઇ કન્યાને મુંબાઇમાં રહીને અભ્યાસ કરવો હોય અને કોઇ સગાં સંબંધી ન હોય કે જો હોય તો તેમને માથે પડવું ન હોય તો ત્રણ ચાર જ સારી ભરોસા પાત્ર સંસ્થાઓ હતી. તેમાં Y. W. C. A. તરફથી ચાલતી યુનિવરસિટી સેટલમેન્ટ, વિલ્સન કોલેજની કન્યા હોસ્ટેલ તથા ભગિની સમાજ તરફથી ચાલતું કન્યા છાત્રાલય મુખ્ય હતાં. આ બધી સંસ્થાઓ બહુ સારી રીતે ચાલે છે, અને તેનાં ચાલકોને ધન્યવાદ ઘટે છે પરંતુ તેઓ કન્યાઓ પાસેથી લેવાતી ખર્ચની રકમ કોઇ રીતે ઓછી કરી શકે તો જ ગરીબ વર્ગની કન્યાઓ તેનો લાભ લઇ શકે. મુંબાઇ જેવા ખર્ચાળ શહેરમાં સારા લત્તામાં હવા ઉજાસવાળા મકાનમાં કન્યાઓને રાખવી, તેમને પૂરતો અને પુષ્ટિકારક ખોરાક આપવો અને તેમની સારી સંભાળ લેવી એટલે ખરચ તો સ્વાભાવિક થાય જ. એટલે એ સંસ્થાઓ પણ શી રીતે કન્યાઓ પાસેથી ઓછું લે એ સમજી શકાય તેમ છે. એટલે આ નવા છાત્રાલયથી ગરીબ કન્યાઓને રહેવા માટે સારી સગવડ મળી રહેશે. લગભગ પચીસ બહેનોની જગા આ છાત્રાલયમાં છે એમ સાંભળ્યું છે. જેઓ ખર્ચ આપી શકે એવાં બહેનોથી છાત્રાલય ભરાઇ જાય અને ખરેખરી ગરીબ સ્થિતિની બહેનો જગાને અભાવે રહી ના જાય એ આ સંસ્થાના સંચાલકોએ જોવાનું છે. વળી, તદ્દન જ મફતીયા ખાવાની અને રહેવાની ટેવ કન્યાઓને પડે એ પણ ઇચ્છવા જેવું અમને તો નથી લાગતું. જો કન્યાઓના માબાપ ઉપર ખર્ચનો બોજો ન પડવા દેવો હોય તો સંચાલકોએ એટલું તો કરવું જોઇએ કે કન્યાઓ પાસે છાત્રાલયનું થોડું ઘણું કામકાજ—એટલે અનાજ વીણવાનું, વાસીદું વાળવાનું, કપડાં ધોવાનું, વારાફરતી રસોઇમાં મદદ કરવાનું, હીસાબ કીતાબ રાખવાનું, શાકભાજી સમારવાનું, પાણી ભરવાનું એવું તેવું કામકાજ—ફરજીઆત કરાવવું જ તો જ તેમનામાં સ્વમાનની લાગણી રહેશે. પોતાને ઘેર રહીને ભણતાં હોય તો પણ ઉપર જણાવેલાં કામ તો તેઓ ઘરમાં કરેજ ને ? માટે તેવાં કામની ટેવ રહે તેવું કરવું જોઇએ. કાંઇપણ કામકાજ કરશે તો તેમને લાગશે કે " ના, આપણે કોઇની દયા ઉપર નથી રહેતાં. જાતમહેનત કરીને તેના બદલામાં ખાઇએ પીએ છીએ. " આમ તો ભણેલી છોકરીઓ ઉપર જે આળ છે કે તેઓ ઘરકામ નથી કરતાં તે—આળ જાતે વહોરી લેવા જેવું બનશે. દરેક સ્ત્રી-પછી તે ભણેલી હોય કે અર્ધશિક્ષિત હોય કે અભણ હોય—ને ઘરકામ આવડવું જ જોઇએ. ન આવડે તેમાં મોટાઇ નથી પણ કુવડતા છે, અને 'જાતમહેનત વગર મફતીયા ખાવું-ખવડાવવું એ પાપ છે એટલું .કન્યાઓએ તેમજ સંચાલકોએ યાદ રાખવું જોઇએ. જો ટ્રસ્ટ પાસે પૈસા વધારે પડતા હોય તો વધારે કન્યાઓ માટે જોગવાઇ કરે અથવા બીજા શહેરોમાં છાત્રાલય સ્થાપે, પણ આ રીતે સદાવ્રત જેવી પ્રથા અમને તો યોગ્ય નથી લાગતી.

**શ્રી. ગંગારામ ખન્ના**

આર્ય સમાજ તરફથી અમદાવાદમાં પ્રચારકામ અને સેવાકામ શ્રી. ગંગારામ ખન્ના કરે છે. જુલાઇ માસમાં બાઇ રંભા નામની એક દુઃખી સ્ત્રીને કેટલાક બદમાશોનાં હાથમાંથી તેઓએ બચાવી, બચાવ કરતાં બદમાશોએ તેમના ઉપર ખુની હુમલો કર્યો અને તેઓ ઘાયલ થઇ ગયા. આ વિગત જાણીને સર્વ કોઇને દિલગીરી થશે જ. સમાજ સેવાનું કામ કરતા દરેક માણસને શબ્દોરૂપી તેમજ ટીકાઓ રૂપી હુમલા તો કોઇને કોઇ વાર ખમવા જ પડે છે. પણ શ્રી. ખન્નાનું કામ વધારે બહાદુરીનું હતું અને પરિણામે તેમને છરીનો હુમલો ખમવો પડયો. સારે ભાગ્યે તેઓ જીવથી બચ્યા છે એ ખુશીની વાત છે. તેમના બહાદુરીના કામ માટે બધી સમજદાર સ્ત્રીઓ તેમને ધન્યવાદ અને આશિષ આપશે અને હજી અનેક દુઃખી બ્હેનોને બચાવવા તેઓ દીર્ઘાયુષી થાય એવું ઇચ્છશે જ. તંત્રી.

* * *

**આવકાર : આભાર :**

' ગુણસુન્દરી 'નું સોળમું વર્ષ શરૂ થાય છે એ વખતે એના તંત્રીપદમાં એક આવશ્યક ફેરફાર થાય છે. ગુજરાતણોમાં હોંસભેર વંચાતું આ માસિકપત્ર કોઇ કુશળ સ્ત્રી તંત્રીના તંત્રીપદ હેઠળ ચાલે એવી માગણી ઘણા વખતથી અનેક સ્થળેથી થતી હતી એ મુજબ અમને જણાવતાં હર્ષ થાય છે કે આ સોળમા વર્ષથી સંસ્કાર અને શિક્ષણમાં અગ્રસ્થાને ગણાતાં શ્રી. પ્રેમલીલા મહેતા બી. એસ. સી. તથા શ્રી. વિદ્યુલ્લતા દેસાઇ બી. એ. ગુણસુન્દરીનું તંત્રીપદ સંભાળી લે છે, અમે તથા ગુણસુન્દરીના હજારો વાચકો એ શિક્ષિત, સંસ્કારી અને શિષ્ઠ લેખિકા બ્હેનોને સહર્ષ આવકાર આપીએ છીએ અને એમના તંત્રીપણા હેઠળ ' ગુણસુન્દરી ' ગુજરાતી સમાજની સાચી સેવા સાધશે એવી આશા રાખીએ છીએ. ગુણસુન્દરીના તંત્રીપદેથી નિવૃત થતા શ્રી. ભાઇ યજ્ઞેશ હ. શુક્લ જેમણે આ માસિક પત્રની અત્યાર સુધી જે અનન્ય સેવા બજાવી છે એમનો આ તકે અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. ' ગુણસુન્દરી 'ના વિકાસમાં શ્રી. યજ્ઞેશ શુક્લનો ફાળો અભિનંદનીય છે. એમણે ' ગુણસુન્દરી 'ને પોતાનું ગણી અત્યાર સુધીમાં જે શ્રમ ઉઠાવ્યો છે એ માટે અમે એમના અત્યંત ઋણી થયા છીએ.

પ્રકાશક,

——0——

"ગુણસુન્દરી"
બાલવિભાગ
તન્ત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૮ : અંક ૯ પુસ્તક ૮ સપ્ટેમ્બર : ૧૯૩૮

# મારા બાગમાં

મારા બાગમાં રે ખીલે ઝાઝેરાં ફૂલ !
ખીલે ઝાઝેરાં ફૂલ ! નિરખી થાતો હું ડૂલ !
મારા બાગમાં રે ખીલે ઝાઝેરાં ફૂલ :
ચંપો ગુલાબ ખીલે :
મોગરો ગુલબાસ ખીલે !
ભમરા અનેક આવી થાતા ત્યાં ડૂલ !
મારા બાગમાં રે ખીલે આછેરાં ફૂલ :
હજારી કરેણુ ખીલે :
કૃષ્ણકમલ, વેલ ઝૂલે :
આંકયાં અંકાય નહીં તેનાં રે મૂલ !
મારા બાગમાં રે ખીલે આછેરાં ફૂલ !
ગુલછડી મધુર ખીલે :
રાતરાણી રંગ ઝૂલે :
રોજ ! તેની શોભામાં થાતો હું ડૂલ !
મારા બાગમાં રે ખીલે ઝાઝેરાં ફૂલ !
જાઇ ખીલે જુઇ ખીલે :
બારમાસી ખુબ ખીલે :
વિણ્યાં વિણાય નહીં એટલાં રે ફૂલ !
મારા બાગમાં રે ખીલે ઝાઝેરાં ફૂલ !

મહીપતરામ ભટ્ટ

# ભાઈ ! કાગડો !

'બાપા ! પેલું શું ?'

'ભાઇ ! કાગડો !'

'હેં બાપા ! કાગડો ?'

'હા ભાઈ, કાગડો.'

બાપ નામું લખે છે, બાળક રમે છે અને આંગણામાં લીમડાનું ઝાડ છે તેના ઉપર કાગડો બેઠો બેઠો કૌ કૌ કૌ કરે છે તે જોઇને બાળક બાપને પૂછે છે. બાપ જવાબ દે છે: 'ભાઇ ! કાગડો.'

બાળક એનો એ સવાલ પૂછે છે અને બાપ ધીરેથી જવાબ આપ્યે જાય છે: 'હા ભાઇ, કાગડો !'

અને ધૂનમાં ને ધૂનમાં બાપ ચોપડામાં લખે છે: 'હા ભાઇ, કાગડો !'

એક વાર નહિ પણ પચીસ વાર લખી નાખે છે: 'ભાઇ કાગડો !'

વખત વહી જાય છે.

બાળક મોટો જુવાનજોધ થાય છે.

એનું એ જ આંગણું છે.

ઓસરીમાં જુવાન બેઠો બેઠો નામું લખે છે

આંગણામાંના લીમડાનાં ઝાડની ઝૂકેલી ડાળ ઉપર કાગડો બેઠો બેઠો બોલે છે: કૌ કૌ કૌ !

બાપ દીકરાને પૂછે છે: 'ભાઇ, આ શું ?'

દીકરો વિચારમાં પડે છે ને બોલે છે: 'બાપા, કાગડો.'

બાપને કૈંક વિચાર આવે છે. એ ફરી પૂછે છે: 'ભાઇ ! કાગડો ?'

દીકરો કહે છે: 'હા કાગડો.'

'કેટલી વાર કહ્યું કે કાગડો, છતાં એમાં શું પૂછયા કરો છો ?' દીકરે ચિઢાઇને કહ્યું. એણે ધીરજ ગુમાવી.

બાપ ધીરે રહીને કહે છે: 'દીકરા ! વીસ વરસ ઉપરનો ફાગણ સુદી ચોથનો મેળ કાઢ તો.'

'હા બાપા ! કાઢું છું.'

અને દીકરો જુના ચોપડા ઉથામે છે. એ રોજમેળ શોધી કાઢે છે અને પાનાં ઉથલાવીને ફાગણ સુદી ચોથનો મેળ શોધી કાઢે છે.

'લ્યો બાપા ! આ ફાગણ સુદી ચોથનો મેળ !' દીકરો બોલે છે.

'જરા વાંચ તો, બેટા !'

દીકરો વાંચે છે. વાંચતાં વાંચતાં એની નજરે ચડે છે 'ભાઇ કાગડો.'

દીકરો વાંચે છે. વાંચતાં વાંચતાં એની નજરે ચડે છે. 'ભાઇ કાગડો.'

પચીસ પચીસ વાર લખેલું છે 'ભાઈ કાગડો ! હા ભાઈ કાગડો.' દીકરો વાંચે છે.

એની નજર ઠરી જાય છે. વીસ વરસ ઉપરની નાનપણની વાત એને યાદ આવે છે.

બાપ એના મોઢા ઉપરના ફેરફાર જુએ છે.

'બાપા ! મારી ભૂલ થઇ.' દીકરો ગળગળો થઇને બોલે છે. 'મને યાદ આવે છે કે કેવી માયાથી અને કેટલી મમતાથી તમે મને વારંવાર જવાબ આપ્યા હતા !'

'હોય દીકરા ! મેં તો ફક્ત યાદ દેવરાવ્યું.'

અને તે દિવસથી દીકરાનો સ્વભાવ બદલાઇ જાય છે. બાપને જરા પણ ખોટું લાગે એવું એ બોલતો નથી.

એની નજર આગળ ફાગણ સુદી ચોથનો મેળ તરે છે ને દેખાય છે પચીસવાર લખેલું 'ભાઇ ! કાગડો ! હા ભાઈ ! કાગડો ! હા ભાઈ ! કાગડો'

નાગરદાસ ઇ. પટેલ.



# બાળ–મુસોલોની

બાળકો,

આજ સુધી ઘણા ઘણા વીર પુરૂષો થઇ ગયા છે. તમે મોટાં થાવ ત્યારે વીર પુરૂષોનાં જીવનચરિત્રો વાંચજો. તમને આજે હું એક મહાન પુરૂષના બાલ્યકાળ વિષે થોડુંક જણાવું.

દુનિયાના સાત ખંડો છે. યુરોપ પણ એક તેમાંનો છે. આજે એક હાકે મુસોલીનીની હાક વાગે છે. ઇટલીનો તે સરમુખત્યાર છે. તે કહે તે થાય; પણ મુસોલીની આટલો બધો બળવાન થયો શી રીતે ? તેનું બાળપણ આપણે જોઇએ.

મુસોલીનીના પીતાનું નામ એલીસેંડો અને માતાનું નામ રોઝા. મુસોલીની જાતે લુહાર છે. કોઈ કહેશે કે લુહારનો છોકરો તે શી રીતે રાજા થાય ?

સાત વર્ષની વયેથી તેની માતાએ તેને શીક્ષણ આપવા માંડયું અને નિશાળે ભણવા મૂકયો; મુસોલીનીના ગામનું નામ, દેવાડોલા.

માતા પીતાની કડક આંખ નીચે બાળ વયમાં જ ઉંચ શિક્ષણ મળતું રહ્યું. તે દરમ્યાન શાળાનું પણ શીક્ષણ સુંદર રીતે મળતું હતું. રમત ગમતમાં મુસોલોની ખુબ શોખીન હતો.

એક દિવસે મુસોલોની શાળાના કંપાઉંડમાં રમતા હતા. રમતા રમતા એક મોટા વિદ્યાર્થીએ વગર વાંકે મુસોલોનીના કપાળમાં ઇંટ મારી. મુસોલોનીની ઉંમર આ વખતે મોટી નહોતી. લોહી તો માથામાંથી નીકળતું હતું. રડતો રડતો બાળ મુસોલોની પીતા જ્યાં કામ કરતા હતા ત્યાં આવ્યો. પીતા આ જોઇ ઘણા ગુસ્સે થયા, અને ઉપરથી મુસોલીનીને માર્યો અને કહ્યું: શરમ નથી આવતી તને ? માર ખાઇ રડતો રડતો ઘેર આવ્યો છે ? જા તેનો બદલો લઈ આવ, નહિતર ત્યાં સુધી તને ઘરમાં આવવા નહિ દઉં, તેમજ તારી સાથે બોલીશ પણ નહી.

મનમાં આ વાત તરતજ બાળક મુસોલોનીના ખ્યાલમાં આવી ગઇ. ગયો તરતજ કંપાઉંડમાં. જે છોકરે તેને ઇંટ મારી હતી તે છોકરાની પછવાડે જઇ ખૂબ જોરથી મારવા માંડયો અને પગ ઝાલી બધુ બળ વાપરી નીચે પછાડી ઉપર ચઢી બેઠો. છતાં દાઝ પૂરી થઇ નહોતી. ઉપર બેઠાં બેઠાં પણ પેલા બાળકના નાક મોં પર મૂક્કીઓ મારવી ચાલૂજ રાખી. ખુબ લોહીલુહાણ કરી ઝડપથી નાસતો ઘર ભણી દોડતો આવ્યો અને તેના પીતાને વાત કરી. બાપે કહ્યું શાબાશ. ધન્ય છે. આવીજ રીતે હંમેશાં વર્તજે. નામર્દ થઇ કદી તું માર ખાતો નહીં.

૧૯૦૬ ની સાલમાં ૨૩ વર્ષે તે અભ્યાસ પૂરો કરી ઉઠી ગયો. શાળા દરમ્યાન એક પ્રીન્સીપાલે કહેલું કે ' આ બાળક ભવિષ્યમાં કોઇ દિવસ મહાન થશે ' અને સાચે જ આજે મુસોલોની એક મહાન પુરૂષ તરીકે ગણાય છે.

વાસુદેવ જાની

—[]—

# હજારી

હજારી મુનસફ સાહેબનો પટાવાળો હતો. મધ્યમ કદનું ઘઉંવર્ણું શરીર, પાણીદાર માંજરી આંખો ને માંજરી મૂછો એના લંબગોળ મ્હોંને ઠીકઠીક શોભાવતાં. કચ્છો મારેલું ધોતિયું, ઉપર મલમલનું એક લાંબું પહેરણ અને માથે હિંદુસ્થાની ઢબે બાંધેલો ફેંટો; આ એનો પોશાક.

મુનસફ સાહેબનાં વહુ અમારે ત્યાં બેસવા આવે ત્યારે તેનાં છોકરાંને તેડી હજારી અમારે ઘેર આવે. બા પાસે મુનસફ સાહેબનાં વહુ બેસે, ચાપાણી પીએ, નાસ્તો કરે ને અલકમલકની વાતો કરે ત્યાં સુધી હજારી અમારે ત્યાં ડેલીના બાંકડા પર બેસે. અમે બધાં છોકરાં એની સાથે રમીએ.

આ રીતે હજારી અમારો ઓળખીતો થયેલો. પછી તો એક વાર શેરીમાં રમતો રમતો હું એક ખડકીમાં જઇ ચડયો તો ત્યાં હજારીને દીઠો.

'તું અહિં ક્યાંથી ?' એમ મારી આંખો વડેજ હજારીને પૂછ્યું એટલે એણે સમજ પાડી કે આ ખડકીમાં એણે ઓરડી રાખી છે અને એમાં એ રહે છે.

આ પછી હજારીનો અને મારો પરિચય વધ્યો.

હજારી પૂર્વ હિંદુસ્થાનનો પૂરબિયો હતો અને ગરીબાઇનો માર્યો ત્યાંથી ફરતો ફરતો અમદાવાદ આવી ચડેલો અમદાવાદથી કોઇની સાથે નોકર તરીકે રાજકોટ આવેલો ને ત્યાંથી અમારા મુનસફ સાહેબ તેને પોતાના નોકર તરીકે લાવેલા.

અમારા-ઘર પાસે રહેવા આવ્યા પછી એ અવારનવાર અમારે ઘેર આવે અને બાને પોતાનો ઇતિહાસ કહે. મૂળે તો હજારી એક સારા ઘરનો દીકરો પણ માબાપ નાનપણમાં મરી ગયાં. પૈસો ને ઘરવકરી સગાંવહાલાં ઉપાડી ગયાં ને પોતે ફક્કડરામ બની જ્યાં ત્યાં આથડવા લાગ્યો. ન ભણ્યો ન ગણ્યો. અને એવા અભણ ને ઓથઉપર વગરના છોકરાને કન્યા પણ કોણ દે ? એટલે ભાઇ એકલા રામ રહ્યા ને રખડતા રખડતા અહિં આવી ચડયા.

પણ આ અભણ હજારી જ્યારે પોતાના કુટુંબની વાતો કરતો ત્યારે એની આંખોમાં જળજળિયાં આવી જાય ને એનું ગળું રૂંધાઇ જાય.

બા બહુ દયાળુ હતી. કોક જરાક પણ પોતાના દુઃખની વાત કરે કે એનું હૈયું પીગળી પડે ને પોતાથી બનતી મદદ કરવા એનું મન તણાય.

હજારીની વાતોથી બાની આંખો પણ ભીની થાય અને એને અવારનવાર અમારે ઘેર જમવા બેસાડે, બાપાનાં ફાટયાં તુટયાં ધોતિયાં આપે કે કોઈવાર વારતહેવારે બેચાર આના વાપરવાના પણ આપે.

હજારી પણ બાના હેતને પારખી ગયેલો ને બહાર ઝુંગા જેવો દેખાતો એ બા પાસે બાળક જેવો સરળ બની વાતો કરે.

સાંજે નિશાળેથી આવી હું હજારીની ઓરડીએ જાઉં. કોઈ વાર હજારી હોય તો કોઈ વાર ન પણ હોય. રજાને દિવસે બપોરે હું હજારીને ઘેર જાઉં ત્યારે એ રસોઇ કરતો હોય કે રસોઇ કરી જમતો હોય.

નાનકડી ઓરડીનો અરધો ભાગ તો એનો રસોઇનો ચોકોજ રોકે. હજારીને અડવા આભડવાનું બહુ. કોઇનું અડકેલું કે એઠું એ ખાય જ નહિ. અમારે ત્યાં પણ બહુ લપછપ કરી જમવા બેસે. અમારે ઘેર કાંઇ ઢેબરું ઢોકળું કર્યું હોય તો બા અબોટિયું પહેરીને એને આપવા જાય ત્યારે જ લે.

હજારી ભારે નિમકહલાલ અને સાચો. મુનસફ સાહેબનાં વહુ જરા આકરા સ્વભાવનાં એટલે હાલતાં ને ચાલતાં હજારી ઉપર છણકો કરે અને એને ઉતારી પાડે. પણ હજારી એક અક્ષર પણ ન બોલે. એ જુએ કે મુનસફ સાહેબ મને કશું કહેતા નથી ને ? અને પોતાની જાતને તપાસે કે ઘરના કામકાજમાં કે બાળકોની સાચવણમાં પોતે કાંઈ ભૂલ કે ગફલત તો નથી કરતો ને ?

કોઇ કોઇ વાર હજારી બાને મ્હોંએ પોતાની મુંઝવણની વાત કરે.

સવારથી સાંજ ને મોડી રાત સુધી હજારીની નોકરી ચાલે. મોટે ભાગે હજારી મુનસફ સાહેબને ઘેર જ સૂએ.

હજારી હિંદુસ્થાનીમાં બોલે પણ સહવાસને લીધે એને આપણું ગૂજરાતી પણ જેવું તેવું બોલતાં આવડે. એની ગૂજરાતી બોલી સાંભળી બાપુ હસે. બા પણ હજારી સાથે કોઇ વાર હિંદુસ્થાનીમાં બોલવા જાય પણ આવડે નહિ એટલે બાપુ કહેશેઃ ' હવે રાખો રાખો, બહુ આવડયું ! '

હજારીને કોઇ જાતનું વ્યસન નહિ. એક સોપારીનો કટકો યે એ ન ખાય. ફકત વાર તહેવારે એ લીલાગર ઘૂંટે ને રગડ બનાવી પીએ. અમારે ઘેર પણ એ પ્રસાદિ આપવા આવે. ત્યારે બાપુ કહેશે ' એ ભાઇ, રહેવા દે રહેવા દે, ઇ ભાંગ પીવાનું અમારું ગજું નહિ. '

હજારી હસતાં હસતાં હિંદીમાં કહેઃ 'સરકાર, અમારી બાજુ તો નાનાં છોકરાં ને બૈરાં લોકો પણ આ ભંગ પચાવી શકે. અમારાં હાડ જ એનાં બનેલાં. આ તો પરસાદ છે.'

હજારીને મારી પર ભારે હેત. મને અને બેનને ઘણી વાર એ ભાદરે ફરવા લઇ જાય કે બજારમાં તેડી જાય. બજારમાંથી એ અમને કાંઇ ને કાંઇ અપાવે. કોઇ દી પેંડા તો કોઇ દી સાકર ટેટી કે પોપૈઉ.

એકવાર હજારીને તાવ આવ્યો. બાએ બાપુને વાત કરી. બાપુ પોતે તેને જોવા ગયા. ઘેર આવી દાક્તરને બોલાવવા ચિઠ્ઠી લખી. દાક્તર આવ્યા. હજારીનો તાવ કાળિયો તાવ હતો. તપાસીને દવા આપી. પછી પણ બે વાર જોવા આવી ગયા. પણ એક રાતે હજારી આ દુનિયાને સલામ કરી કોઇ મોટા મુનસફની કચેરીમાં ઉપડી ગયો.

જે જે હજારીને ઓળખતાં હતાં તે બધાંને હજારીના મરણથી ભારે શોક થયો. અમને બધાંને તો ઘરનું કોઇ માણસ મરી ગયું હોય એવું દુઃખ થયું. બાપુ ઘણા દિવસ સુધી હસ્યા જ નહિ અને બા તો જાણે સગો ભાઇ ગુજરી ગયો હોય તેમ હજારીનું નામ પડે ત્યાં આંખો આંસુથી છલકાવતાં રહ્યાં.

એક દી કપડાંનો ટ્રંક વીંખતાં વીંખતાં એક લીલી રેશમી ચોળી નીકળી. તે બતાવતાં આંસુભરી આંખે બા કહેઃ 'ભઇલા, આ ચોળી હજારીએ મને એકવાર વીરપસલીમાં આપેલી!'

ગિરીશ.

# જાણવા જેવું

**ઇંગ્લાંડમાં તમાકુ કોણે દાખલ કરી ?**

૧૫૮૯ માં સર વોલ્ટર રેલે અને સર ફ્રાન્સીસ ડ્રેકે પહેલાં ઇંગ્લાંડમાં તમાકુ દાખલ કરી હતી અને તેઓ તે વરજીનીઆમાંથી લાવ્યા હતા. આ વિષે સર વોલ્ટર રેલેની એક જાણવા જેવી વાત છે. એક વખત સર સાહેબ તમાકુ પીતા હતા તે વખતે એમના મોઢામાંથી ધુમાડો નીકળતો જોઇને એમના નોકરે એમના ઉપર પાણી રેડયું હતું કારણ કે નોકરને એમ લાગ્યું કે સર સાહેબને આગ લાગી હતી.

*

**સૌથી પહેલાં ઉત્તર ધ્રુવમાં કોણ પહોંચ્યું ?**

સૌથી પહેલાં રોબર્ટ એડવીન પીઅરી ઉત્તર ધ્રુવમાં ગયો હતો. તે એક અમેરિકાવાસી હતો અને તેણે ૧૯૦૯ ના એપ્રિલની ૬ ઠી તારીખે પોતાની સફર પુરી કરી હતી.

*

**સૌથી પહેલાં વિમાન કોણે બનાવ્યું ?**

આકાશમાં પક્ષીઓની માફક ઉડવાના પ્રયત્નો તો ઘણા કાળથી થતા હતા. આપણા પુરાણા ગ્રંથો જેવા કે રામાયણમાં પણ વિમાનની વાત આવે છે. હાલના જમાનામાં તો વિમાન બનાવવાનું સૌથી પહેલું માન 'ઓરવીલે' અને 'વીલબર રાઇટ'ને જાય છે. તેમણે ૧૯૦૩ માં પહેલું વિમાન તૈયાર કર્યું અને તે 'ડેપટન' ઓહિયો ખાતે ઉડાવવામાં આવ્યું હતું. આ સંબંધેનું લખાણ ૧૯ મી ડીસેમ્બર ૧૯૦૩ ના 'ડેઇલી મેલ'માં આવ્યું હતું: 'ઓહિયોના મેસર્સ 'ઓરવીલે' અને વીલબર રાઇટે' ઉત્તર કેરોલીનામાં આવેલા કીટીહોકમાં ગઇ કાલે સફળતાપૂર્વક આકાશમાં ઉડવાનો પ્રયોગ કરી બતાવ્યો હતો. તે વખતે પવનની ગતિ કલાકના એકવીસ માઇલની હતી જ્યારે વિમાન કલાકના આઠ માઇલની ઝડપે ત્રણ માઇલ સુધી ઉડયું હતું.'

*

**ચહાનો પીણા તરીકે સૌથી પહેલાં કયારે ઉપયોગ થયો ?**

ઘણા લોકો કહેશે કે ચહાનો પીણા તરીકે ઉપયોગ તો થોડા સૈકાઓથી થયો. પણ ખરી રીતે ચહાનો પીણા તરીકેનો ઉપયોગ બહુ જુનો છે. ચીની સાધુ 'કોન્ફુસીયસ' કે જે ઇસ્વીસન પૂર્વે પાંચસો વરસ પહેલાં થઇ ગયો અને તે પોતાના શિષ્યોને ઉપદેશ કરતોઃ 'બધા તરફ માયા અને ભલાઇથી વરતજો, પછી ભલે તે તદ્દન અજાણ્યો કે પરદેશી હોય. જો તે તરસ લાગી છે એમ કહે તો તેને એક ગરમ ચહાનો પ્યાલો કંઇ પણ બદલામાં લીધા સિવાય આપજો.' આ ઉપરથી સાબીત થાય છે કે ચહાનો પીણા તરીકેનો ઉપયોગ લગભગ પચીસો અથવા તેથી વધારે વરસથી થાય છે.

પુરૂષોત્તમ ર. પટેલ બી, એસ.સી.

## સ્ત્રીઓ માટે પોંડની નવી બનાવટ

# "સ્કીન-વીટામીન"




### 'મ હવાની તમારી ચામડી પર કેવી અસર થાય છે

:ણા કેટલાક સમયથી દાક્તરોના જાણવામાં આવી ગયું ' કે, ચોક્કસ પ્રકારનું વીટામીન ચામડી માટે લાભકારક અને ચામડીને તંદુરસ્ત રાખવામાં તે સહાય કરે છે.



આ "સ્કીન વીટામીન" છે અને એના વિના તમારી ચામડી ખડબચડી થઇ જાય છે, અને તે કુમાશ ગુમાવી બેસે છે તેમજ એ કરચલીઓવાળી લાગે છે. ગરમ દેશોમાં રહેતી સ્ત્રીઓ ચામડીની ઘણીજ સંભાળ રાખે છે જેનું કારણ આજ સૂર્યના પ્રખર તાપને લીધે તેમજ સૂકી લૂને લીધે ારી ચ મડીમાંથી 'સ્કીન વીટામીન' હમેશાં સુકાઇ જાય છે.

### ાનાં નવા ક્રીમ આ "સ્કીન વીટામીન" પૂરૂં પાડે છે

:ી તમારી ચામડીને મુલાયમ અને સુંદર રાખવા માટે ના ક્રીમોમાં "સ્કીન વીટામીન" ઉમેરવામાં આવ્યું છે. ાથી તે પહેલાનાં કરતાં પણ વધારે સારાં બન્યાં છે! મડી સાફ કરવા માટે પોંડનું કોલ્ડ ક્રીમ વાપરો અને મડીને મુલાયમ બનાવવા માટે પોંડનું વેનીશીંગ ક્રીમ રો. અને એ બન્ને ક્રીમો તમારી ચામડીને વધારે સુંવાળી ાવશે અને તેને ચમકતી અને ભભકતી બનાવશે

ડબીઓ, એજ લેબલો અને કિંમત પણ એજ

### પોંડનું કોલ્ડ ક્રીમ




તમારી નીચલી ત્વચામા કુદરતી તેલ પૂરૂં પાડે છે અને કરચલીઓ પડતી અટકાવે છે. અંદરના ભાગની શુદ્ધિ માટે પણ તેનો ઉપયોગ કરો. હવે એમાં સ્કીન વીટામીન' પણ છે.

### પોંડનું વેનીશીંગ ક્રીમ



કરચલીઓ દૂર કરે છે અને બહારની ચામડીને સુંવાળી અને નરમ બનાવે છે. ચામડીને સુંવાળી બનાવવા માટે તેમજ પાવડર માટે એનો ઉપયોગ કરો, હવે એમાં "સ્કીન વીટામીન" પણ છે.

### નવાં ક્રીમો માટે આ કુપન મોકલો

પોન્ડઝ, પો. ઓ. બોક્ષ ૧૪૪, મુંબાઇ.
પોન્ડના બે નવા ક્રીમોના નમુનાની ટયુબ મને મફત મોકલવા મહેરબાની કરશો. સાથે નવા ફેસ પાવડરના નમુના પણ મોકલશો.

નામ..........................................

સરનામું......................................

No. G. 29




**શ્રી. રાજકુમારી અમૃતકુંવર**
પ્રમુખ : અખીલ હિંદ મહિલા પરિષદ.




પુસ્તક ૩૧મું | સપ્ટેમ્બર : ૧૯૩૮ | અંક ૧ લો


"કૌસ્તુભ" વરલી પરેડ,
મુંબાઈ, તા. ૮-૮-૩૮

શ્રીમતી બેન પ્રેમલીલા,

'ગુણસુન્દરી' વિશેનો પત્ર મળ્યો. તમે 'ગુણસુન્દરી'નું તંત્રીપદ લીધું છે તે જાણી આનંદ થયો.

તમારા તંત્રીપદ નીચે એ પત્ર ખરેખર દીપી નીકળશે એવી આશા રાખું છું.

તમારા સાહસને સફળતા ઇચ્છું છું.

લિ.
લીલાવતી મુનશીના વંદે.

# સ્વપ્ન વિહાર

( રાગ : રંગ રંગ વાદળિયાં )

હાં રે સખિ ! આજે તો સ્વપ્નામાં ઉડયાં,
કે સ્નેહગંગ બૂડયાં,
સમય–સીમ ભૂલ્યાં, કે અંગ અંગ રંગે ભર્યાં... ૧

હાં રે જાણે
આરો અનંતનો લાધ્યો, ઉમંગ અંગ વાધ્યો,
અપૂર્વ યોગ સાધ્યો,
નવીન અંગ જોમે ભર્યાં .... હાં રે સખિ.... ૨

હાં રે જાણે
ઉતર્યાં યૌવનને આરે, વસન્તને કિનારે,
ચેતનને ફુવારે,
કે સંજીવન નવલાં ઝીલ્યાં .... હાં રે સખિ.... ૩

હાં રે જાણે
વાદળાંથી ખેલ ખેલ્યા, સંસાર રાગ ઠેલ્યા,
નવીન રંગ રેલ્યા
કે કુદરતને અંકે ઢળ્યાં .... હાં રે સખિ.... ૪

હાં રે જાણે
નાહ્યાં આકાશની ગંગે, કે તારલાની સંગે,
દેવાંગનાને ઢંગે કે
દિવ્ય દેશ વાસી બન્યાં .... હાં રે સખિ... ૫

હાં રે જાણે
ભાવના વિરાટની જાગી
સંકોચ–સીમ ત્યાગી, સમસ્ત ભ્રાન્તિ ભાગી,
અભેદનાં પ્રવાસી થયાં .... હાં રે સખિ.... ૬

હાં રે જાણે
મૈયાની દીઠી આબાદી
પરબ્રહ્મની પ્રસાદી, સમાધિ દિવ્ય લાધી,
કે સ્વર્ગ કેરી કુંજે ફર્યાં .... હાં રે સખિ.... ૭

વિવિત્સુ

કામ કરવાની જરૂર છે. વસ્તીનું પ્રમાણ જોતાં ઉચ્ચવર્ગ અને મધ્યમ વર્ગની સ્ત્રીઓ કરતાં કરોડોની સંખ્યામાં નીચલી શ્રેણીની સ્ત્રીઓનાં સંકટ મહા ભારે છે. તેમની આર્થિક અને સામાજીક મુશ્કેલીઓ ઘણી છે અને તે દુર કરવાની જરૂર છે. એ બહેનો પશુવત્ જીવન ગાળે છે, તેમનામાં એમની સ્થતિનો ખ્યાલ આપીને જીવન વિકાસ કરવાની આપણી ફરજ છે. તેમનું અજ્ઞાન અને વહેમ દુર કરવાનાંછે. સ્ત્રીઓ અને પુરૂષો બન્નેની તકલીફો દૂર કરવાની આવશ્યકતા છે.

આજની સ્ત્રીજનતાનું દષ્ટિબિન્દુ બદલવાની જરૂર છે. સ્ત્રીઓના પ્રશ્નો અને પુરૂષના પ્રશ્નો બધા રાજકીય પ્રશ્નો સાથે સંકળાએલા છે. સ્ત્રીઓના હકક એ વસ્તુ પરત્વે ધ્યાન દેતી વખતે સ્ત્રીઓની સામાજીક સ્થતિ–આર્થિક પરાધીન સ્થિતિને લીધે છે એ ધ્યાનમાં લેવાનું છે. આ જમાનામાં સ્ત્રીઓની કર્તવ્યદિશા બદલાય છે. જ્યારે કરોડો સ્ત્રીઓ દયાજનક જીવન ગાળતી હોય ત્યારે તટસ્થ રહીને આપણે મોજશોખ ભોગવી ના શકીએ, અથવા મોજશોખ અથવા વ્યવહારપાલનને જીવનધ્યેય ના રાખી શકીએ. રાજકારણમાં પણ તટસ્થ ના રહી શકીએ. સ્ત્રીઓની રાજકીય, સામાજીક અને આર્થિક જવાબદારીનું ભાન અજ્ઞાન સ્ત્રીઓમાં કરાવવાનું છે. સ્વાતંત્ર્ય અને જૂનવાણી ઘરેડની વચ્ચે જે સતત સંગ્રામ ચાલી રહ્યો છે તેમાં તટસ્થતા સેવીને બેસી રહેવું એ બાયલાપણું છે.

આપણા દેશનું ભાવિ મોટે ભાગે સ્ત્રીઓના અને યુવકોના હાથમાં છે. તેથી જ શિક્ષિત સ્ત્રીઓની જવાબદારી વધી છે તેજ પ્રમાણે યુવકોની પણ જવાબદારી વધી છે. બન્નેએ કમર કસીને દેશને માટે તનતોડ શ્રમ કરવાનો છે. ખૂણે પાડીને બેસી રહેવાનું નથી. સનાતની જુનવાણી મન્તવ્યોની સ્હામે હિંમતભેર ઊભાં રહીને કરોડો મુંગી જનતાને બોલતી કરવાની છે, તેમનામાં અસંતોષ જગાડવાનો છે, અને મનુષ્ય તરીકે જીવવા માટે પ્રેરણા આપવાની છે–એ વિરાટ જનતા જાગશે, અને જવાબદારી સમજશે ત્યારે જ ખરૂં વિશ્વબન્ધુત્વ જામશે. એ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે સ્ત્રીઓનાં મંડળોએ વ્યવસ્થિત રીતે યોજનાઓ હાથ ધરવાની છે સ્ત્રીઓમાં જ્ઞાનનો પ્રચાર કરવા માટે શહેરોમાં અને ગામડાંમાં વર્ગો દ્વારા તેમજ રેડીઓ, સીનેમા, મેજીક લેન્ટર્ન દ્વારા યોજનાઓ અમલમાં મુકવી જોઇશે. ધર્મનાં ખોટાં ધતીંગો અને વહેમમાંથી છોડવીને ઉચ્ચ આદર્શમય જીવનના માર્ગ સ્ત્રીઓને બતાવવા પડશે. મહોલ્લે મહોલ્લે, પોળે પોળે અને ગામે ગામે સ્ત્રી કાર્યકર્તાઓએ ફરી ફરીને બીજા કાર્યકર્તા તૈયાર કરવાં પડશે. આ પ્રકારનું વ્યવસ્થિત કામ બધાં સ્ત્રી મંડળોએ એકઠાં મળીને કરવાનું છે. જૂદા જૂદા વાડા, અને ન્હાના ન્હાના મતભેદો, ખોટા મમત્વ ફગાવી દઇને એકત્રતાના, ઉચ્ચ આશયથી કામ કરવા મંડી જવાનું છે. સ્ત્રીઓનાં માસીકો, ચોપાનીઆં બધાંનો એક જ ઉદ્દેશ હોવો જોઇએ. કરોડો સ્ત્રીઓનો ઉદ્ધાર કરીને આપણી સાથે રહીને પોતાનાં જીવનને પ્રફુલ્લિત કરે, મનુષ્ય જાતિના હકક પ્રાપ્ત કરે, સમાજ તરફથી ન્યાય મેળવે. આરોગ્ય પ્રાપ્ત કરે, એજ માર્ગે તેમનાં જીવન ઘડવામાં આપણે સહાયભૂત થઇએ. આજ આપણા હાથમાં બીજો એક પણ પ્રશ્ન લેવાની જરૂર નથી.

આ વિશાળ કામમાં શિક્ષિત સ્ત્રીજનતા પોતાની જવાબદારી સમજીને યોગ્ય ફાળો આપશે જ એ શ્રદ્ધા અસ્થાને નથી !

# એક પ્રસંગ

લેખિકા
શ્રી. ઉર્મિલા મહેતા, બી. એ.

એક વખત હું સિનેમા જોવા ગઇ. સિનેમા અંગ્રેજીમાં અને વિષય ઐતિહાસિક હતો. સિનેમા શરૂ થવાને થોડી વાર હતી એટલે મેં આગળપાછળ કોણ કોણ આવ્યું હતું તે જોવા સહજ નજર નાખી. અમારી આગળનીજ બેઠકમાં બેઠેલા ગુજરાતી કુટુમ્બે મારૂં ધ્યાન ખેંચ્યું. પતિ, પત્ની અને તેરેક વર્ષની ઉંમરથી માંડીને સવા કે દોઢ વર્ષની ઉંમરનાં એમ છોકરા છોકરી મળીને ૭ બાળકો હતાં. સવાબે રૂપીઆની ટિકીટની જગ્યામાં તે લોકો હતા. સિનેમા શરૂ નહોતું થયું ત્યાં સુધી તો બાળકોએ વાતો કરી વખત કહાડયો. અંધારૂં થયું અને સિનેમા શરૂ થયું. થોડો વખત તો તે બાળકો શાન્ત રહ્યાં પણ અર્ધો પણ કલાક નહિ થયો હોય ત્યાં તો બે નાના બાળકો કંટાળ્યા અને માને ઘેર ચાલને એમ કહેવા મંડયા. મા આ લોકોને સમજાવવા પ્રયત્ન કરે. પણ પછી તો બાળકોની ધીરજ ખૂટી અને સૌથી નાના બાળકે તો રડવાનું શરૂ કર્યું. માએ આ ભવિષ્યનો વિચાર કર્યો હોય એમ લાગતું હતુ કારણ કે તે સાથે એક કોથળીમાં પેપરમીન્ટ લાવેલી. જ્યારે જ્યારે બાળકો રડે અને માને ઘેર જવા કહે તેમ મા તે લોકોને શાન્ત કરવા મોંમાં પેપરમીન્ટ આપે, મોંમાં ગળ્યું ગળ્યું ખાવાનું હોય ત્યાં સુધી બાળકો શાન્ત રહે અને પૂરૂં થયે રડવાનું શરૂ કરે. ત્રણે નાના બાળકોમાંથી એકનું રડવાનું સંગીત પાંચ પાંચ મિનીટે ચાલુ જ હોય. સૌથી નાનું બાળક તો "અહિં નથી બેસવું, મોટરમાં બેસી ઘેર જવું છે" એ પ્રમાણે બૂમો પાડી બોલ્યા કરે. આ નાનું બાળક તો માના ખોળામાં જ બેઠેલું હતું. એ બાળકની ટિકીટ નહિં લીધી હોય એમ લાગતું હતું. આખા સિનેમાના પ્રસંગ દરમિયાન આજ ક્રમ ચાલ્યો. મારૂં પણ અર્ધું ધ્યાન સિનેમામાં અને અર્ધું ધ્યાન મારી આગળની બ્હેન અને તેમનાં છોકરાંઓમાં જ હતું. એ બ્હેનના પતિ એ બ્હેનની સાથેજ બેઠા હતા, પણ તે તો સિનેમામાં તલ્લીન હતા અને બાજુમાં જાણે કંઇજ બનતું જ ન હોય તેમ નિર્લેપ હતા. આ પ્રસંગથી મારા મનમાં અનેક વિચાર ઉદ્દભવ્યા, તેમાંના થોડા અહિં લખું છું.

બાળકોની જવાબદારી મા અને બાપ બેની નથી ? બાળકો માને સતાવ્યા કરે પણ તેને સહેજ પણ રાહત આપવા બાપે કંઇ મદદ ન કરવી જોઇએ ? બીજું, નાના બાળકોની માતા આવી રીતે સહકુટુમ્બ સિનેમા જોવા આવે, તેમાં એક તો બાળકો કંટાળે છે અને એવી રીતે બાળકો આખો વખત ત્રાસ આપ્યા કરે ત્યારે મા પણ મઝા ભોગવી શકે કે કેમ તેની શંકા છે. તો આવી રીતે સિનેમા જોવા જવું એ શું યોગ્ય છે ? ત્યારે કોઇ પૂછશે કે શું ત્યારે નાના બળકોની માએ સિનેમા જ જોવા ન જવું ? બાળકોને જન્મ આપી માતપિતા અને ખાસ કરીને માતા પોતાને માથે જવાબદારી લાદે છે. અને જેમાં પણ જવાબદારી માથે લઇએ તેમાં અને ખાસ કરીને માતૃત્વ અને પિતૃત્વની જવાબદારીમાં ભોગ પણ આપવા પડે છે માતાને બાળકો નાનાં હોય ત્યારે કેટલાએ નાના મોટા ભોગ આપવા પડે છે. તો જ્યારે મન ફાવે ત્યારે સિનેમા જોવા

અભિપ્રાય દર્શાવતા ન હતા. શ્રીવત્સરાયની નજર ડાક્ટર ઉપર ગઇ. પોણોસો વર્ષના એ વયોવૃદ્ધ ડાક્ટરે, શહેરમાં યશ અને ધન સંપાદન કરીને સૌનો ચાહ મેળવ્યો હતો. એમની ધંધાદારી નિપૂણતા ઉપરાંત એમના ‘ સફેદ વાળ ’ પ્રત્યે સર્વને ઘણું માન હતું. શ્રીવત્સરાયે એમને લવાદ નીમ્યા અને જણાવ્યું, ‘ બન્ને પક્ષની દલિલો આપે સાંભળી છે. હવે આપનો નિર્ણય આપો. ’ ડાક્ટર દીનબંધુએ પોતાનો અભિપ્રાય આપવા ના પાડી. સૌએ તેમને આગ્રહ કર્યો, ત્યારે એ વયોવૃદ્ધ પુરુષે કહ્યું, “ હું એક એવું દૃષ્ટાંત જાણું છું જેમાં પંચાવન વર્ષ સુધી એક પણ દિવસની ખલેલ વિના એક જ સ્વરૂપમાં એક વ્યક્તિનો પ્રેમ બીજી વ્યક્તિ ઉપર વહ્યો હતો. એ નિરંતર અને અખંડ પ્રેમ પંચાવન વર્ષે એ વ્યક્તિના મરણથી જ સમાપ્ત થયો. ”

શ્રીવત્સરાયની પત્ની સવિતાના મ્હોંમાંથી ઉદ્ગાર નીકળી ગયા, “ ધન્ય ! ” તે બોલી, “ પંચાવન વર્ષ સુધી પવિત્ર પ્રેમ નિભાવનાર એ પ્રમદાના હૃદયમાં કેટલો બધો આનંદ થયો હશે અને એનો પ્રેમ મેળવનાર પુરુષ કેવો ભાગ્યશાળી હશે. ”

ડા. દીનબંધુ બોલ્યા, “ હું તમને એ વ્યક્તિઓનો પરિચય આપું. પ્રેમ કરનાર સ્ત્રી હતી. એનું નામ હતું રામી. એ માલણ હતી. પુરુષને તમે સૌ ઓળખો છો. દવાઓ વેચનાર મિ. પ્રેમચંદ. ”

સ્ત્રીઓ ઉત્સાહથી આ વાત સાંભળવા લાગી. ડાક્ટરે આગળ કહેવા માંડ્યું:

“ ત્રણ મહિના ઉપર એ રામી માલણે મને પોતાની મૃત્યુશૈયા ઉપર બોલાવ્યો હતો. એની કંગાલ ઝુંપડીમાં એ પંચાવન વર્ષની વૃદ્ધા દુઃખનો લગીર પણ ઉંહુકાર કર્યા વિના પડી રહી હતી અને મેં એને તપાસીને દવા આપી હતી. એની જીવનકહાણી કહો કે પ્રેમ–કહાણી મને એણે કહી મારા હૃદયમાંથી હજી પણ તે ખસી નથી અને મને તે સદાકાલ યાદ રહી જશે. તમને હું એ સુણાવું છું. ”

“ એના માબાપ શહેર બહાર રહેતાં હતાં. જ્યારે રામી આઠ વર્ષની નાની બાલિકા તરીકે રહેજ સહમજણવાળી બની ત્યારથી પોતાની જીવન–કહાણી એને યાદ હતી. એનાં માબાપ બગીચાઓમાંથી ફુલ વીણી લાવતાં અને ઝુંપડી બહાર બેસી હાર, ગજરા વગેરે બનાવતાં. તેમનાં કોઇ ખાસ ગ્રાહક નહતા. તે બન્ને જણ છાબમાં છુટાં ફુલ, હાર, ગજરા વગેરે લઇને શહેરમાં જતાં અને “ ફુલ લ્યો, કોઇ ફુલ ” એમ બૂમો મારી શેરીએ શેરીએ ફરતા. સાંજ પડયે તેઓ ઠીક ઠીક કમાઇ લાવતા.

રામી, એનાં માબાપ શહેરમાં જતાં ત્યારે પાડોશીઓનાં બાળકો સાથે રમતી. વર્ષો વીત્યાં, એ મોટી થઇ. બાર વર્ષની તેની વયે તેનો અને પ્રેમચંદનો મેળો થયો. એ મેળો અજબ સંજોગમાં થયો હતો. છોકરો આશરે પંદર વર્ષનો હતો. ગરીબ હતો. એના સાથીદારોએ એની પાસેથી બે પૈસા ઝુંટવી લીધા હતા. એથી તે રડતો રડતો એક ઝાડ નીચે બેસી રહ્યો હતો. રામી એની પાસે ગઇ. એણે એનાં આંસુ લુછી નાંખ્યાં. એની હકીકત સાંભળી. “ મારી બા મને મારશે–જો એ બે પૈસા નહીં લઇ જઉં તો. ” તે બોલ્યો, “ છોકરાઓએ તો મારા પૈસા છીનવી લઇ મારા તરફ ઉછાળા ફેંકયા. મારાં કપડાં ફાડી નાંખ્યાં અને નાચતા કુદતા જતા રહ્યા. ” રામીએ તેના હાથમાં સાત પૈસા મૂકયા. પ્રેમચંદ ખુશી થઇ ગયો. તે હસવા લાગ્યો. નાની બાલિકાએ તેને ચૂમી લીધી અને પછી ઘેર દોડી ગઇ.

એ દિવસ પછી કોણ જાણે શાથી પણ રામીના હૃદયપટમાં આ બાળકની મૂર્તિ જ છવાઇ રહી. એણે પોતાના જીવનની સૌથી

પહેલી ચૂમી એ પ્રેમચંદને આપી હતી. એનો આનંદ અને ઉલ્લાસ એને પ્રેમચંદનાં દર્શન તરફ જ ખેંચી રહ્યો. બાર મહિના સુધી તે પ્રેમચંદની સાથે જ એ ઝાડ નીચે રોજ રમતી; અને એ દરમ્યાન ઘણુંખરું તે પૈસા એકઠા કરીને એને આપતી.

એક વર્ષ પછી તે પણ બજારમાં ગજરા વેચવા જવા લાગી. "ગજરા લ્યો, કોઈ ગજરા." એ એનો મીઠો હલક સાંભળી ઘણા ગ્રાહકો એના ગજરા વેચાતા લેતા. બજારમાં જવાનું એને એક બીજું કારણ પણ હતું. પ્રેમચંદ હવે દવાઓ વેચનાર દુકાનદાર બન્યો હતો. એનો પિતા એ દુકાનનો માલીક હતો. એટલે પ્રેમચંદને ઘણુંખરું તે દુકાનમાં બેસવું પડતું. રામી હમેશાં એ દુકાનમાં એને જોઈ આનંદ પામતી.

થોડા વખત પછી પ્રેમચંદ ન તો દેખાયો એને ઘેર કે ન તો દેખાયો એની દુકાનમાં. એને નહીં જોવાથી રામી વિહ્વલ બની ગઈ. ધીરે ધીરે તેણે પ્રેમચંદની ગેરહાજરીનું કારણ જાણ્યું. તેના પિતાએ તેને બહાર ગામ ભણવા મોકલ્યો હતો. ચાર વર્ષ સુધી તે ન આવ્યો. રામીએ આ દરમ્યાન એને આપવા માટે પૈસા એકઠા કરી મૂક્યા. એની બચત થોડી થતી; કારણ કે, ગજરાનાં વેચાણમાંથી પણ એનાં માબાપને શક પડે નહીં એવી રીતે થોડે થોડે એ પૈસા કાઢી લેવાના હતા.

જ્યારે પ્રેમચંદ ભણીગણીને પાછો આવ્યો ત્યારે તો રામી એક યુવતિ બની ગઈ હતી. સ્ત્રી-સ્વાભાવિક લજ્જાળુતા, ગંભીરતા આદિ ગુણો એનામાં આવ્યા હતા. પ્રેમચંદને તેણે જોયો. તેનું હૃદય ધબકવા લાગ્યું. પણ પ્રેમચંદે એની સાથે રમવા લગીરે ઇચ્છા બતાવી નહીં. હવે તો તે એક ઘણો સુન્દર યુવક બની ગયો હતો. એ સ્વચ્છ અને કીમતી પોષાક પહેરતો, દમામથી ચાલતો, વાતચીત પણ અભિમાનની કરતો. રામી ઝાડ નીચે જઈને ઉભી રહી. પ્રેમચંદ ત્યાંથી અક્કડપણે ચાલ્યો ગયો. તેના સામું તેણે જોયું પણ નહીં.

રામીએ તેની પાસે જઈને તેના હાથમાં પાંચ રૂપીઆની નોટ મૂકી દીધી. પ્રેમચંદ સ્મિત કરી, તે લઈ ચાલતો થયો. રામીનું હૃદય એથી પ્રસન્ન થયું. પ્રેમચંદના અભિમાનથી એને લગીરે ક્રોધ ઉપજ્યો નહીં; અથવા તો એણે જરીકે ચડભડાટ કર્યો નહીં.

સમયદેવની કૂચ ચાલુ રહી. રામીનાં માબાપ ગુજરી ગયાં. રામી એકલી પડી. પણ એણે કોઈની સાથે લગ્ન કર્યું નહીં. એનો આરાધ્યદેવ પ્રેમચંદ હતો. પોતાનો સર્વ પ્રેમ તે પ્રેમચંદને અર્પણ કરી ચૂકી હતી.

એક દિન પ્રેમચંદને ત્યાં ધામધૂમ થઈ. રામીએ એનું કારણ જાણ્યું. પ્રેમચંદનું લગ્ન થઈ ગયું તેની એ ધામધૂમ હતી.

એના જીવનમાં અન્ય કોઈ પુરુષ આવ્યો નહીં. એની ઝુંપડીથી કેટલેક દૂર એક તળાવ હતું. તેની પાળ પર જઈને તે બેસતી. એક કુતરો એણે પાળ્યો હતો. હરહમેશ એ કુતરો એની સાથે રહેતો. તળાવ પર એકલી બેસી રહેતી. રામીને ઘણી વખત વિચાર આવતા, 'આ તળાવમાં પડીને ડુબી મરું ?'

દિવસો વીત્યા, વર્ષો વીત્યાં, એક વાર ખરેખર રામીએ તળાવમાં ડુબકી મારી, પણ કોઈક મૂર્ખે એને બચાવી. એને દવા વેચનાર પ્રેમચંદના મકાનમાં જ એ મૂર્ખ દવા માટે લઈ ગયો. પ્રેમચંદે એની દવા કરી પણ જ્યારે રામી શુદ્ધિમાં આવી ત્યારે તે બોલ્યો, "તું ગાંડી છે ને ! આંખો ખુલ્લી રાખીને ચાલતાં શું થતું હતું ?"

પ્રેમચંદે આવાં ક્રોધપૂર્ણ કહેલાં વેણ પણ રામીના હૃદયમાં બહુ રાહત રૂપ થઈ

પડ્યાં. એનાં પ્રેમીનું સહજ દર્શન, એના પ્રેમીનો ચાહે તેવો પણ બોલ, એને ઠંડક આપનાર બનતો હતો.

પંચાવન વર્ષ સુધી આ કુંવારી રહેલી રાંમો ત્રણ મહિના ઉપર માંદી પડી, ત્યારે મને બોલાવીને તેણે બધી વાત કહેતાં ઉમેર્યું, " ડાક્ટર સાહેબ, મેં મારી આખી ઉંમરમાં કોઇ પણ બીજા પુરૂષ તરફ નજર પણ નાખી નથી. મારો પ્રેમ મેં પ્રેમચંદને અર્પણ કરી દીધો છે. એને માટે હું કાંઇક આપતી જાઉં છું. મહેરબાની કરીને તમે તેને તે આપી આવજો. ટાઢ તડકો વેઠીને, એક વખત ભૂખી રહીને ફાટ્યાંતુટ્યાં કપડાં પહેરીને અને જિંદગીમાં ગુજરાન માટે અનેક તકલીફો વેઠીને પણ મેં પ્રેમચંદ માટે થોડાક રૂપીઆ બચાવ્યા છે. "

ડાક્ટર દીનબંધુએ પોતાના શ્રોતાવૃંદને કહ્યું, " રામીએ મને નાણાંની એક ગાંસડી આપી. એમાંના રૂપીઆ મેં ગણ્યા તો ૨૩૨૭ રૂ. થયા. એ રૂપીઆ મને સોંપીને એનો આત્મા ઉડી ગયો. એના અવસાન પછી એના રૂપીઆમાંથી મેં એના અંતિમ સંસ્કારમાં ૨૭ રૂપીઆ ખર્ચ્યા અને બાકીની રકમ લઇને હું પ્રેમચંદને ત્યાં ગયો.

મેં જોયું કે, પ્રેમચંદ તેની પત્ની સાથે, ભોજન પછી, ગપ્પાં હાંકતો બેઠો હતો. પતિ-પત્ની બાબકડીઓ જેવાં અને બેપરવાહ હતાં. અભિમાન તો બન્નેમાં હતું જ. મને તેમણે ખુરશી પર બેસાડયો અને આગમનનું કારણ પૂછયું.

મેં બિચારી રામી ગજરાવાળીની દુઃખ કહાણી એમને કહી. મારું માનવું હતું કે, તે સાંભળીને બન્નેની આંખ આંસુભીની થશે. પણ પ્રેમચંદે જ્યાં એમ જાણ્યું કે, એ ભિખારણ ફુલ વેચનારી પોતાના ઉપર પ્રેમ કરતી-હતી ત્યાં તો તે ગુસ્સે થઇ ગયો. જાણે પોતાની પ્રતિષ્ઠા એ બાઇએ ધૂળમાં મેળવી દીધી હોય તેમ તે યદ્વાતદ્વા બોલવા લાગ્યો. એની પત્નીનો મિજાજ તો એકસોદશ ડીગ્રી ઉપર જઇ પહોંચ્યો. નસ્કોરાં અને ભવાં ચઢાવીને તે કહેવા લાગી. " એ ભીખારણની આટલી બધી હિમ્મત ! મારા પતિ જેવા પ્રતિષ્ઠિત પુરુષ સામે નજર કરવાની તેની ધૃષ્ટતા ! "

પ્રેમચંદ એની પત્નીના બોલ પછી વધુ ઉત્તેજીત થઇને ખુરશીમાંથી ઉઠયો અને બોલ્યો, " ડાક્ટર સાહિબ, જો મને અગાઉથી એના આ વિચિત્ર ખ્યાલની ખબર હોત તો હું એને પોલિસને હવાલે કરાવી દેત ! અને જન્મભરની કેદની સજા કરાવત ! કોઇ સજ્જન માણસ માટે આવી આવી બેહુદી અને નહીં માનવાજોગ વાતો કરનાર દિવાની જ હોઇ શકે. "

ડા. દીનબંધુએ પોતાના શ્રોતાવર્ગને કહ્યું; " હું તો ખૂબ આશ્ચર્યચકિત થઇ ગયો. એક બિચારી ભલીભોળી ગરીબ કન્યા જીવનભર જેની ચાહનાની ભાવના પોતાના દિલમાં સમાવીને, કોઇની આગળ અથવા તો તેની પોતાની આગળ પણ એ પ્રેમ વિષે એક હરફ પણ હોઠ બહાર નહીં કાઢીને જીવનયાત્રા પૂરી કરી ગઇ, તેના માટે બે આંસુ પણ આ અભિમાની ધનવાન ન કાઢે ? ! ઘડીભર આ વિચારોથી મારા દિલમાં દુઃખની છાયા છવાઇ ગઇ. પણ આખરે સંયમ ધારણ કરીને મેં કહ્યું. " મરતી વખતે રામી મને ૨૩૦૦ રૂપીઆ આપી ગઇ છે. તેણે તે આપને આપવાના કહ્યા છે. એના જીવનની ઘટના આપને અપ્રિય લાગે છે તો હવે એ રકમ આપ મારી પાસેથી લીધા બાદ ગરીબોને આપી દેશો, એવી આશા રાખું છું. " મારી આ વાત સાંભળીને એ બન્ને જણ ચકિત થઇ ગયાં. મેં તમામ રૂપીઆ તેઓને સોંપી

દીધા. પ્રેમચંદે રૂપીઆના ઢગલા તરફ કંઇ વાર સુધી જોઇ રહ્યા બાદ એની પત્ની તરફ પ્રશ્નસૂચક મુખમુદ્રાથી જોઇ રહ્યો.

એની પત્ની બોલી, ' એ ગરીબ બાઇની અંતિમ ઇચ્છા પૂરી કરવી એજ અમારૂં કર્તવ્ય છે, પણ એ કેવી રીતે વાપરવા એ વિષે શું તે કાંઇ કહી ગઇ છે ? '

પ્રેમચંદે અંતે કહ્યુ, ' ડાક્ટર સાહેબ, આ રકમ લઇને અમે અમારાં બાળકોને ભણાવવાના કામમાં ખર્ચીશું.'

મેં કહ્યું. ' આપને ચાહે તેવા ઉપયોગમાં તે લઇ શકો છો. મને તો તે આપને આપવા માટે જ સોંપાયા હતા.'

તે બોલ્યો, ' બસ. બસ. ત્યારે તો હવે આ બાબતમાં વધારે ચર્ચા કરવી નકામી છે.' રૂપીઆ તેણે ગણી લીધા અને પોતાની તિજોરીમાં મૂકી દીધા. હું તે પછી તેઓની પાસેથી વિદાય થયો. બીજે દિવસે સવારે પ્રેમચંદ મારી પાસે આવ્યો અને બોલ્યો, ' એ બાઇ પાસે એક ગાડી હતી અને એક બળદ હતો, ખરૂં કે ! તમને એ બે કાંઇ કામ લાગવાનાં છે ? ' મેં જવાબ દીધો, ' ના, આપ તે ખુશીથી લઇ શકો છો.' એને હું રામીને ઝુંપડે લઇ ગયો. ત્યાંથી બળદ અને ગાડી તેને સોંપ્યાં, પણ બળદ બુઢ્ઢો હતો તે જોઇને તેણે કહ્યું, ' મને એની જરૂર નથી.' મેં બાઇનો કુતરો તેને દેખાડીને પૂછ્યું, ' એને લઇ જશો ? ' કુતરો લેવાની પણ તેણે ના પાડી.

ડાક્ટર દીનબંધુએ પોતાના શ્રોતા વર્ગને કહ્યું, " પ્રેમચંદ એ ગાડીનો ઉપયોગ પોતાના માટે કરી રહ્યો છે, રામીના રૂપીઆમાંથી એણે રેલ્વેના પાંચ શેર ખરીદ્યા છે. મારા આખા યે જીવનમાં આવી આશ્ચર્યજનક ઘટના મેં એકે જોઇ જાણી નથી. ' સાચો પ્રેમ નિભાવે પ્રેમદા ' એવું કોઇક કવિએ ગાયું છે. એ શું ખરૂં હશે ? "

ડાક્ટરના પ્રશ્નનો જવાબ ત્યાં પ્રસરેલી ચૂપકીદીમાં મળ્યો. એકેએક જણ ગંભીર બની ગયું હતું.

એકેએક સાંભળનારની આંખ આંસુભીની બની ગઇ હતી.*

* ગાઇ દ મોંપાસાની એક કથાનું રૂપાંતર.

---

## સૌ. લક્ષ્મીબાઇ પ્રાગજી હરિયાણી હરિફાઇ ઇનામી નિબંધ

" સ્ત્રીઓના વિકાસમાં નડતા કાયદાના બંધનો " એ વિષય પર જે કોઇ સ્ત્રીપુરુષ નિબંધ લખી મોકલશે તેમાંથી ઉત્તમ નિબંધ જેમનો પરીક્ષક પસંદ કરશે તેમને રૂ. ૫૦)નું ઇનામ આપવામાં આવશે.

સરતો—( ૧ ) નિબંધ આશરે બારસો લીટીનો હોવો જોઇએ.

( ૨ ) તે છાપવાનો હક્ક સોસાઇટીને સ્વાધીન રહેશે

( ૩ ) પરીક્ષકનો અભિપ્રાય છેવટનો ગણાશે.

અમદાવાદ
પો. બો. નં. ૨૩
તા. ૧૫-૮-૧૯૩૮

લી૦
વિદ્યાબ્હેન ર. નીલકંઠ
ઓન. સેક્રેટરી.
ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી

તા. ક. તા. ૩૧મી ઓક્ટોબર ૧૯૩૮ સુધીમાં ઉદરણ નિબંધ મળી જવા જોઇએ. તે મુદત પછી મોકલેલા નિબંધો સ્વીકારવામાં આવશે નહિ.

# ગર્વ છાજતો નથી

( કુંજલડી રે......એ લય )

કૃષ્ણને પ્યારી રાધાજી રાણી,
માનીતિ ગોપીઓમાં જાણી જીરે.—કૃષ્ણ૦ ૧
પૂર્ણિમા શર્વરી રૂપેરી ચાંદની,
વૃંદાવને રાસ મ્હાલી જીરે.—કૃષ્ણ૦ ૨
થાકીને વળતાં પાછાં ઘર ભણી,
બોલ્યાં એ રાધિકા રાણી જીરે.—કૃષ્ણ૦ ૩
થાકયા છે ચરણો વ્હાલા સ્વામિજી,
નવ શકાતું હવે ચાલી જીરે.—કૃષ્ણ૦ ૪
હરખાયા વ્હાલીની વાણી એ સૂણી,
ખાંધે બેસાડી એ નારી જીરે.—કૃષ્ણ૦ ૫
છલકાણી ગર્વે રાધાજી ઘેલી,
ગણાઇ સર્વમાં માની જીરે.—કૃષ્ણ૦ ૬
પ્રભુએ જાણ્યું રાધા અભિમાની,
ગર્વને દેવો હવે ટાળી જીરે.—કૃષ્ણ૦ ૭
વડ વિશાળ વાટે ઘટા છે ઘાડી,
આવ્યો વડવાઇ એને લાંબી જીરે.—કૃષ્ણ૦ ૮
વધા સ્વામિનીને મીઠી એ વાણી,
ખસો દુઃખે મારો શાણી જીરે.—કૃષ્ણ૦ ૯
વિસામો લઉં હેયો વડવાઇ સાહી,
સ્હેતાં પ્રભુ ગયા ભાંગી જીરે.—કૃષ્ણ૦ ૧૦
ભૂમરાણુ કરે છે રાગડો તાણી,
મશ્કરી ગોપીએ ભાખી જીરે.—કૃષ્ણ૦ ૧૧
અલી તું રાધા સહુમાં માની,
વ્હાલે ભલી ! લટકાવી જીરે.—કૃષ્ણ૦ ૧૨
હસતા હસતા યદુનંદને આવી,
રાધાને હેતે છોડાવી જીરે.—કૃષ્ણ૦ ૧૩
બોલ્યા પ્રભુજી રાધા ઓ ! વ્હાલી,
ગર્વ કરો કાં ! ખાલી જીરે.—કૃષ્ણ૦ ૧૪
દશાનન રોળાયો પળમાં ઓ ! ગાંડી,
ગર્વ ન છાજે શાણી જીરે.—કૃષ્ણ૦ ૧૫

त्रिवात्मज–दौंगुचा

# એક વિચિત્ર સંવાદ

લેખક : શ્રી છોટાલાલ માનસિંગ કામદાર બી. એ.

પુરૂષ : વારૂ, તું સમાજવાદી છો. તેં શોપનહોરનો સ્ત્રી પરનો આ નિબંધ વાંચ્યો છે ! તે નિબંધમાં ઘણું કહે છે. " સ્ત્રીઓ આખી જીંદગી સુધી મોટાં બાળકો જ રહે છે. બાહ્ય દેખાવને ખરી વસ્તુ માનીને તે વર્તમાનકાળને વળગી રહે છે. ઉપયોગી વસ્તુઓ કરતાં તે નકામી વસ્તુને પસંદ કરે છે. સ્ત્રીના સ્વભાવનો મુખ્ય દોષ એ છે કે તેનામાં ન્યાયની ભાવના નથી. તેનામાં સ્વભાવજન્ય લુચ્ચાઇ હોય છે અને ખોટું બોલવાનું વલણ હોય છે. વિગેરે વિગેરે. " હું કંટાળી જાઉં તેટલું તેણે લખ્યું છે. તું શોપનહોરને પ્રેમમાં અથવા લગ્નમાં નિરાશ થયેલ મનુષ્યના બડબડાટ તરીકે નકામો ગણી શકીશ નહિ. તે વીસમી સદીનો પ્રખર વિચારક હતો.

સ્ત્રી : મેં તેના પુસ્તકો વાંચ્યા નથી, તેમજ તે વાંચવાની મને ઇચ્છા નથી. હું સ્ત્રી હોઉં તેમ મને લાગતું નથી. મને સ્ત્રીના વિચાર જ આવતા નથી. હું સમાજવાદી છું અને તેથી સ્ત્રી પુરૂષમાં હું કંઇ તફાવત જોતી નથી. બન્ને મનુષ્ય પ્રાણી તરીકે સરખાં જ છે.

પુરૂષ : તે રીતે તો તું પુરૂષ અને પશુ વચ્ચે પણ કંઇ તફાવત ગણીશ નહિ કેમકે બન્ને પ્રાણીઓ છે. તેમજ તું સ્થાવર તથા જંગમ વચ્ચે પણ કંઇ તફાવત ગણીશ નહિ કેમકે બન્ને પદાર્થ છે. પણ વસ્તુ-સ્થિતિ જોતાં આપણે જાતિભેદનો તફાવત ગણવો જોઇએ. બન્ને જાતિઓ બહુ વિભિન્ન નથી. તેમની વચ્ચેનો તફાવત પૂરક છે. પણ છતાં તફાવત તો છે જ અને તે છુપાવી શકાય તેમ નથી.

સ્ત્રી : કદાચ બીજી સ્ત્રીઓને તે તફાવત લાગતો હશે પરંતુ મને પોતાને તો તે તફાવત લાગતો નથી. હું પુરૂષોની સાથે ખૂબ છુટથી વર્તી શકું છું અને તેમની રમતગમતમાં ભાગ લઉં છું. પુરૂષોની માફક જ હું વાંચું છું, લખું છું તથા વિચાર કરૂં છું. અરે તમારા પુરૂષોના કેટલાક આનંદ પ્રમોદ અથવા કુછંદોમાં પણ ભાગ લઉં છું. હું તમારી માફક જ સીગાર તથા દારૂ પીઉં છું અને વાક્યુદ્ધ કરી શકું છું.

પુરૂષ : જ્યારે તું અત્યારની કેટલીક આધુનિક બાળાની જાતિહીન છો. જાતિહીન પુરૂષની તું સરસ સાથીદાર થશે. પુરૂષ તારી આંખો જોઇ શકે, તારી પાસે બેસી શકે અને તારા વાળ સાથે રમત પણ કરી શકે. ઉંદરને પકડવા બિલાડી જેમ તરાપ મારે છે તેવો ભય પુરૂષને રહેશે નહિ તારી રીતભાતમાં નિષ્કપટતા છે અને તારી આંખમાં સખ્તાઇ છે તેથી મને નિરાંત છે. હું ધારૂં છું કે શોપનહોરનું ગાંભીર્ય ઉપરચોટિયું હતું અથવા તો તેના સમયમાં તારા જેવી પૌરૂષ કુમારીનું અસ્તિત્વ નહોતું. જીવનમાં વિક્રિયા થયા જ કરે છે અને તું તારી જાતિમાં વિચિત્ર વિક્રિયા છો. મને માફ કરજે પણ મારે તને કહેવું જોઇએ કે તું આનંદદાતા છો પણ આકર્ષક નથી. તારા વાળ, તારા કપડાં, તારી રીત-ભાત, તારા ચ્હેરાનો દેખાવ–બધું–જો. મને તારા પ્રતિ પ્રેમ થાય પરંતુ તારામાં લુબ્ધ થવા માટે યત્ન કરવો જોઇએ સાંજે કરવાની વાતચિત માટે તું સારી સાથી થઇ શકે પરંતુ ગૃહિણી થવા માટે–તેવા કોઇ વર્ગના અસ્તિત્વની તને ખબર છે કે કેમ ! તેનું જ મને આશ્ચર્ય થાય છે.

**સ્ત્રી** : હું જાણું છું કે તેવો વર્ગ અસ્તિત્વ ધરાવે છે પણ તેમાં દાખલ થવાની લાયકાત મેળવવા હું યત્ન કરતી નથી. હું ધારું છું કે તે વર્ગ આવા આદમના વખતથી ચાલ્યો આવે છે. વારસા તથા ટેવની તે ભેટ છે. તે વર્ગની અત્યારે પુનર્રચના થવાની તૈયારીમાં છે અને જ્યારે તેની નવેસરથી પુનર્રચના થશે ત્યારે તેમાં તમને તમારી મોહક જુઠ્ઠાબોલી તથા ચીઢીઆ સ્વભાવની ગૃહિણી મળશે નહિ. તે વર્ગનું અસ્તિત્વ જેટલું સત્વર નાબુદ થશે તેટલી સત્વર બન્ને જાતિઓ એકબીજાની વધારે નજદીક આવશે. છેવટે તે લગભગ સરખી થઇ જશે. ત્યારે હું લગ્ન કરીશ.

**પુરૂષ** : જેમ હિંદીઓ અંગ્રેજો પાસે ગૌણુગ્રંથિ અનુભવે છે તેમ તું પણ અનુભવતી લાગે છે. જ્યાં સુધી આખી જાતિ તારા દરજ્જે ન પહોંચે એટલે કે જાતિહીન ન બને ત્યાં સુધી સ્ત્રી એટલી હલકી છે કે લગ્ન ન કરી શકે તેમ તું શા ઉપરથી ધારે છે ?

**સ્ત્રી** : મને લાગે છે કે સ્ત્રી નહિ પણ પુરૂષ તે ગ્રંથિ અનુભવી રહેલ છે. બાળક તરીકે પુરૂષ એટલો અસહાય તથા સ્ત્રી પર એટલો આધાર રાખતો થઇ ગયો છે કે જ્યારે તે મોટો થયો ત્યારે સ્ત્રી પર હુમલો કરીને તથા તેને ઉતારી પાડીને તેનો હક્ક તેણે સાબીત કર્યો. તમે પુરૂષો હઠીલા તથા રોફી છો. અમારા કરતાં તમારામાં વધારે પશુત્વ છે.

**પુરૂષ** : કદાચ સ્ત્રી કરતાં પુરૂષમાં વધારે પશુત્વ હશે પણ તેથી તે ઓછો શૂરવીર કે સ્ત્રી વધારે ઓધર્મી થતી નથી. માતા તો પોતાના બધાં બાળકો–દીકરા અગર દીકરી–નું પોષણ તથા રક્ષણ કરે છે. તો પછી પોતાનું સ્વાતંત્ર્ય નક્કી કરાવવા પુત્રોએ એકલાએ જ શા માટે માતા પર હુમલો કરવો જોઇએ ? સાચી વાત તો એ છે કે દીકરા માતા કરતાં પિતાથી વધારે ડરે છે, માતા પરનું પરાધીનપણું પુત્રને ગમે છે, પિતા પરનું નહિ. હું તો એમ ઇચ્છું છું કે બાળકો માતાથી ખરેખર ડરે છે તે કરતાં વધારે ડરતાં થાય. પણ તું શા માટે લગ્ન નથી કરતી તે તો મને કહે.

**સ્ત્રી** : હું તો પત્નીને પરણવા માગું છું. મારા પર સત્તા ચલાવે તેવો પતિ મારે ન જોઇએ.

**પુરૂષ** : તારે મારી જાતિમાંથી કે તારી જાતિમાંથી પત્ની જોઇએ છે ?

**સ્ત્રી** : તમારી જાતિમાંથી તો કોઇ પણ રીતે નહિ. જો હું પુરૂષ જાતિમાંથી પતિને પસંદ કરું, તો તે તેના પૂર્વગામીઓની માફક પત્ની પર ધણીપણું કરશે. મને મારી પોતાની-સ્ત્રી જાતિમાંથી પત્ની જોઇએ છે, જેના પર હું ધણીપણું કરી શકું. નહિતર હું લગ્ન જ નહિ કરું.

**પુરૂષ** : બહુ સરસ. તે મહાન વિચાર છે. કદાચ આધુનિક સમયમાં પોતાની જાતિમાં વધારે આજ્ઞાધીન વ્યકિત મળી શકે. જ્યારે પુરૂષો પુરૂષો સાથે તથા સ્ત્રીઓ સ્ત્રીઓ સાથે લગ્ન કરશે તથા એક બીજા મૈત્રી માટે મળશે તે કીર્તિવંત કાળ ગણાશે. પ્લેટો પણ પોતાની કબરમાંથી ઉઠીને હસશે કે તેનું જીવન નિરર્થક નહોતું. કારણ કે મનુષ્ય જાતિમાં સંપૂર્ણ સમાનતાનો સમય આવી પહોંચ્યો હશે. ઇશ્વરનો પાડ માન કે આપણે ફરીથી સમાન થઇશું અને જાતિ વચ્ચેના લગ્નની ભાંજગડને મૂર્ખાઇ ભરેલી ગણવામાં આવશે, પણ તેં તારી સખી શોધી કાઢી છે ? જ્યારે તું શોધી કાઢે ત્યારે મને જણાવજે કે તે સારી પત્ની છે. પછી હું, પણ મારી જાતિમાં મારું ભાગ્ય અજમાવીશ ને તને પરિણામ જણાવીશ. જ્યારે મનુષ્યો ચુગલીખોર થતા અટકશે તથા સ્ત્રીઓ ખોટે રસ્તે જતાં અટકશે તે નૂતન યુગ માટે ચાલો આપણે કાર્ય કરીએ. ચાલો ત્યારે તારી શોધખોળની શરૂઆત કર *

* અંગ્રેજી પરથી.

# રૂપાળી

લેખક :
તેનો દુઃખી પિતા—કાશવ

દીકરીઓને કસાઈખાને વેચનાર નરાધમો ! આજે જ બંધ કરો તમારી એ અમાનુષી પ્રવૃત્તિને. તમારી એ જરદોળી ચિત્તવૃત્તિનો નિગ્રહ કરો, અને ફગાવી દો કુલાભિમાનના મિથ્યા મોહબંધનોને. કેટલાએ નિર્દોષ પશુઓ મારા જેવા નરાધમોના હાથે યજ્ઞનો બલિ થઈ હોમાયાં હશે ? કોણ કહી શકશે ? અંધ સમાજને તો એની કશી જ પડી નથી. મારા એક જીગરના ટુકડાના દુખદ જીવન ઇતિહાસથી જો તારાં અંધનેત્રોને પ્રકાશના કિરણો સ્પર્શી શકે તો હે સમાજ ! મારો આ પ્રયત્ન સફળ માનીશ.

બારીઆ સ્ટેટના ભાણપુરા ગામમાં એક દિવસ આનંદ આનંદ થઈ રહ્યો. અમારાં કુટુંબમાં કંસારનાં આંધણ મૂકાયાં ગોળ વહેંચી આડોશી પાડોશીને પણ અમારા આનંદના ભાગીદાર બનાવ્યા. એ હતો મારી એકની એક, આંખની કીકી સમી વ્હાલી પુત્રી રૂપાળીના જન્મનો દિવસ. તેના જન્મથી સંબંધીઓમાં આનંદ અને આશા જન્મ્યાં.

હા ! ક્યાં માનવીની પામરતા અને ક્યાં જગસ્રષ્ટાનું અકલ નિયમન ! સૌના ભાવીને ભેટવા મારી એકની એક લાડકવાયી દીન પ્રતિદીન મોટી થવા લાગી. માતાપિતાના વાત્સલ્યથી અત્યંત સુખ પામતી તે શેરીનાં અન્ય બાળકો સાથે રમતી અને વખત થતાં નિશાળે જતી. જેનો નાશ નજીક છે એવી દીપકજ્યોતિ અત્યંત પ્રકાશ આપી શમી જાય છે. મારી પુત્રીની જીવનજ્યોત પણ અત્યંત પ્રકાશ પથરવા લાગી કારણ કે એનો લય પણ નજીક જ હતો, જે મેં પાછળથી અનુભવ્યું.

રૂપાળી એકની એક હોવાથી ઘણાં જ લાડમાં અમે એને ઉછેરી. રૂપાળી રડે તો અમારું હૃદય કપાઈ જતું. રૂપાળી હસે તો અમારા હૃદયમાં આનંદનાં પૂર ઉભરાતાં. એ નિશાળે જતી ત્યાં સુધી અમારું ઘર નિષ્પ્રાણ લાગતું. એ ઘેર આવતી કે જાણે ઘરમાં પ્રાણીનો સંચાર થયો હોય તેમ સજીવ બની જતું.

સમય સમયનું કામ કર્યે જાય છે દિવસનો પ્રકાશ, પછી રાત્રીનો અંધારો ઉતરે છે, અને વળી પાછો દિવસ. એ પ્રમાણે મહિનાઓ અને વર્ષો વિત્યાં, અને રૂપાળીએ ગુજરાતી સાતમા ધોરણની પરિક્ષામાં ઉત્તીર્ણ થઈ પહેલો નંબર મેળવ્યો. રૂપાળી આ વખતે ચૌદમા વર્ષમાં પ્રવેશ કરી ચૂકી હતી; અને હું—તેના પિતા—માટે તે ચિંતામાં વૃદ્ધિકારી થઈ પડી હતી.

હું ખેડુત વર્ગનો ઇન્સાન હોવાથી અમારી જ્ઞાતિમાં સહેજે હોય છે તેમ કુલાભિમાનની ઇન્દ્રજાળમાં હું ફસાયો. મારી રૂપાળી ઉંમર લાયક થવાથી તેનાં વેવીશાળ ઉદેપુર સ્ટેટના તાબાના એક નાના જાગીરદારના પુત્ર સાથે નક્કી કર્યાં. અભ્યાસ છોડાવી શુભ મુહુર્તે તેનાં લગ્ન ઉજવાયાં: અને હમણાં જ મેં અનુભવ્યું કે હંસણીને વાયસવૃંદમાં પરાધીન મૂકી મેં પિતૃધર્મ અદા કર્યો. જ્ઞાતિની રૂઢી પ્રમાણે મેં અઢીસો રૂપૈયા પૈઠણ આપી.

હિંદુ સમાજમાં લગ્નનો આનંદ લગ્નના દિવસો જ જાણે છે. સાસરીમાં પગ મૂકતાં જ નવોઢાને થતા અનુભવો હાય ! જો મારી વ્હાલસોઈ પુત્રી જીવતી હત તો આજે હું સર્વાંગપૂર્ણ વૃત્તાંત તેની પાસેથી મેળવી

સમાજને જાહેર કરત. કિંતુ અફસોસ ! લાંબા વિયોગે હું એના મૃતદેહને જ નિહાળી શક્યો છું.

જ્યારથી મારી પુત્રીએ સાસરામાં પગ મૂક્યો ત્યારથી જ સાસુમાએ સત્તાનો કોયડો ચલાવ્યો. વાત વાતમાં લઢે, બિભત્સ શબ્દો બોલી ધમકાવે, અને પુત્રને ઉશ્કેરી તેની પાસે તાડન કરાવે. આ પ્રમાણે લાડમાં ઉછરેલી મારી પુત્રી અત્યંત દુઃખી થવા લાગી. વારંવાર પત્રદ્વારા તે પોતાનાં દુઃખો મને જણાવતી કિંતુ કુલાભિમાનનો નશો પીધેલો હોવાથી હું તેના પત્રોની અવગણના કરતો અને પ્રત્યુત્તરમાં બધુંએ સહન કરવા શિખામણ આપતો.

અરેરે ! આવા કુલાભિમાનના ઝાકળ બિંદુઓને મોતી સમજી લેવા અમારી બારીઆ ક્ષત્રીય કોમ ક્યાં સુધી મૂર્ખ રહેશે ? પત્રો અવગણના અને પ્રત્યુત્તરમાં લાગણીહીનને છાજે એવું વર્તન જોઇ નિરાશ બની મારી દુઃખી પુત્રીએ લખવું બંધ કર્યું અને પ્રારબ્ધ રૂપી શયતાન જ્યાં ઢસડી લઇ જાય ત્યાં જવા લાચાર બની ગઇ.

કુળને ઉચ્ચ કહેવડાવવા ખરેખર હું પુત્રીનો ભોગ છતી આંખે આંધળો બની આપી રહ્યો. હું ગામનો મુખી અને પૈસેટકે સુખી છું, તેમજ મારી તથા મારા પિતાશ્રીની ખ્યાતિ ચોમેર ફેલાએલી છે. જ્ઞાતિમાં પણ અમારૂં અગ્રસ્થાન છે. મારૂં નામ કાભાઇ અને મારા પિતાશ્રીનું નામ ઘેમાભાઇ છે.

પૈઠણ મળવાના લોભથી રૂપાળીના સસરાએ પુત્રને ફરીથી પરણાવવા વિચાર કર્યો કિંતુ જ્ઞાતિમાં અમારી લાગવગ ભારે હોવાથી મારી પુત્રીને શોક્યનું સાલ ઘાલી દુખી કરવા કોઇએ હિંમત કરી નહિ.

સંવત ૧૯૯૩ ના વૈશાખ માસની એક કાળ રાત્રિએ મારી ફુલફુલીને યમસદન પહોંચાડવાનું કાવત્રુ રચાયું. હાય ! દ્રવ્યલોભ શું નથી કરતો ? મારી પુત્રીને તેના પતિએ બળાત્કારથી પકડી મોંએ કપડાનો ડુચો માર્યો અને બૂમ ન પાડી શકે તેવી નિસ્સહાય બનાવી. તેનો સસરો, અને જે પતિને તે પરમેશ્વર માનતી તે બન્ને યમદૂતો જેવા વિકરાળ અને નિર્દય બની તેના ઉપર ચઢી બેઠા અને ગળુ દબાવી ગુંગળાવી મારી નાખી. હાય ! જીવવા માટે તેણે કેવાં તરફડીયાં માર્યાં હશે ! અને એના આત્માએ મારા અને તેની રાંક માતા ઉપર કેવા શ્રાપ વરસાવ્યા હશે ! એ મૃત્યુસમય હું કલ્પનામાં ઉતારૂં છું ત્યારે હૃદય ભાંગીને ભૂકા થઇ જાય છે. અરેરે ! તેને કેટલું દુખ થયું હશે.

રૂપાળીના મૃતદેહને ઉપાડીને રાત્રીના ઘોર અંધકારમાં એ માનવ રાક્ષસો પોતાનું અમાનુષીય કર્તવ્ય છૂપાવવા ચાલ્યા. ગામથી બે ચાખલ દૂર એક પવિત્ર કૂપને ગોઝારો બનાવવા તે નિશાચરો આવી પહોંચ્યા; અને આનંદોત્સવ ઉજવવા મદિરાપાન કરવા માટે એક મકાઇના ખેતરમાં આવી બેઠા.

પાપના ઘડાને ફૂટવા પ્રભુ તેમાં પ્રથમથી જ છિદ્ર નિર્માણ કરી મૂકે છે અને તે ભરાતાં વેંત જ ફૂટી જાય છે.

બન્યું પણ તેમજ. છૂટી ગએલા બળદની શોધમાં નિકળેલો એક ખેડુત તેમની નજીક આવતાં કંઇક જાપ કરતાનો આભાસ થવાથી મકાઇના છોડમાં સંતાતો બેઠો અને બન્યું તે અથ ઇતિ જોયું તથા સાંભળ્યું,

મદિરાથી મસ્ત બન્યા પછી તે નર પિશાચોએ રૂપાળીના શબને પત્થર સાથે બાંધી કૂવામાં ફેંક્યું, અને ઠરાવેલા મજુરો ઘડે કૂવો એક જ રાત્રિમાં પુરાવી દીધો. નરાધમ જાગીરદારોએ મજુરોને તેમણે રાક્ષસી જોખમમાં આપેલા સાથ માટે જમીનનો વેરો માફ કરવાનું વચન આપ્યું હતું.

આવા નરાધમો પાસેથી જાગીરો જપ્ત

[ અનુસંધાન જુઓ પૃ. ૨૧ પર ]



## પ્રકાશ કૃત પૂર્ણિમાનું એક ચિત્રાત્મક દૃશ્ય.

" હમ સભી પાપી હૈ."

' જોગી બન કે બન બન ઢુંઢું
' કોઇ ડગર બતાય...... "

હૃદયની કોઇ તીવ્ર વેદનાને આકાર અર્પતા માદ રાગની છાયામાં સૂર રેલાયા.

કંઠમાનું સંગીત હૃદયમાં ઉતરી ગયું હતું એટલે જ્યારે હૃદયમાંથી ઊર્મિ ઉઠે ત્યારે જ શાસ્ત્રીજી ગાઇ શકતા. હૃદયના ગહનતમ ઊંડાણમાંથી જન્મતી ઊર્મિઓ ક્યારેક પૂર્વજીવનની કેટલીક વાતોને સંગીત જોડે બહાર ખેંચી લાવતી. નબળાઇની કેવળ એકજ ક્ષણે એક સ્ત્રીની જીંદગીને કેવી વિષમ કરી મૂકી હતી તેનો પડઘો એ વાતોમાંથી પડતો. તેના ધબકારા જોડે શાસ્ત્રીજી ધ્રૂજી ઉઠતા. અને પશ્ચાતાપનો અગ્નિ તેમને પળે પળે બાળ્યા કરતો. તેથી જ તો તેઓ જોગી બની ' રામ 'ને ઢૂંઢતા નીકળ્યા હતા પોતાથી થયેલી એક ભયંકર ભૂલની તેમને માફી માંગવી હતી. તેમણે દોહરાયું:

' કોઇ ડગર બતાય '...........અને એનો પડઘો પડયો હોય તેમ દૂરથી તેમના જેવા જ એક પંથ ભૂલેલાનો સૂર સંભળાયો: ' બાલમ મોરા, કિત ગયે બાવરી બનાય. '

શબ્દે શબ્દે દર્દ હતું: આવરી બનાવીને ' પ્રીતમ ' ક્યાંક દૂર ચાલી ગયાનું; શબ્દે શબ્દે નિરાશા હતી: શોધી શોધી જાગી જવા છતાં ' પીતમ ' હાથ ન આવ્યાની, શબ્દે શબ્દે મહાકાવ્ય હતું: ' પરદેશી પીતમ ' પાછળ ઘેલી બનતી અભિસારીકાનું.

આશાવીણાના છેલ્લા એક જ તાર ઉપર તેણે સૂર છોડયો:

' કિત ગયે બાવરી બનાય........ '

' પીતમે ' પ્રિયતમાના આ શબ્દો સાંભળ્યા હોત તો સાત સાત સાગર પાર કરી તે પાછો દોડયો આવત: ફરી કદિ વિખૂટા ન પડવાની પ્રતિજ્ઞા સાથે.

શાસ્ત્રીજીએ મંદિરના તોતીંગ દરવાજાની ડોકાબારીમાંથી બહાર જોયું. મંદિરના વિશાળ પગથાર ઉપર એક સ્ત્રીનો દેહ જાણે ટીંગાઇ ગયો હતો. તેમણે બહાર આવી પૂછયું:

' બેટી, તુમ કૌન હો ? '

તે સ્ત્રીએ માથું ઊંચું કર્યું. તેની આંખોમાંથી દર્દ ટપકતું હતું. તેના ચહેરા ઉપર દુઃખની કારમી લીટીઓ વંચાતી હતી.

' આફત કી મારી એક દુઃખીયારી હું. રાતભર મંદિરમેં રહેનેકી ભીક માંગતી હું. '

શાસ્ત્રીજીનું દિલ અનુકંપાથી દ્રવી રહ્યું. બે કદમ નીચે આવી, વાત્સલ્યભરપૂર વાણીમાં તેમણે કહ્યું:

' ભીખ ક્યોં, બેટી ! શ્રી રામકા દરબાર હૈ, જીમેં આપ તબ તક રહો, ભક્તિ ભાવસે ભગવાનકા ગુણગાન કરો—યહી બસ હૈ, આઓ બેટી...... '

શાસ્ત્રીજીએ હાથ આપી તેને ઉભી કરી. પણ બે પગથિયાં ચડતાં જ તે અટકી ગઇ. તેનું સ્વભાન જાગૃત થયું—સાથે જ ધવાયું: સમાજે જબરદસ્તીથી ચોડી દીધેલા કલંકને હાથે કરી સ્વીકારી લેઇ તે બોલી:

' પર મેરે અંદર આનેસે મંદિર અપવિત્ર હોગા. '

શાસ્ત્રીજી વિસ્મિત ભાવે તેની શંકાનું નિવારણ કરવા બોલ્યા:

' અરિ પગલી ! ભગવાન શ્રી રામ તો સ્વયં પતિતપાવન હૈ. ઉનકા સ્મરણ, નામ ઔર જાપ, પાપ ઔર ત્રયતાપ કા નાશ કરતા હૈ, આઓ. '

પરંતુ પતિતાનું હૃદય ડંખતું હતું. જે કેવળ નિર્ભેળ વૃત્તિથી આમંત્રણ આપે જાય તેને છેતરતાં જીવ કેમ ચાલે !

' પર આપ યહ તો પૂછીએ કી મૈં કાન હું ? '

પોતાની પામર જાતને આટલું બધું મહત્ત્વ મળતું જોઇ, દુઃખી થઇ, શાસ્ત્રીજી બોલ્યા:

'પૂછનેવાલા મૈં કૌન ? શબરી ભીલની કે બેર ખાયે, ગણિકા કો શુક પઢાતે તાર લિયા, ઐસે પાવન પ્રભુકે પુણ્યધામમેં જાનેવાલોં કો રોકને વાલા મૈં કૌન ? '

બોલી રહી શાસ્ત્રીજીએ ડોકા બારીમાં પ્રવેશ કર્યો, હજૂ તો એક પગ અંદર અને બીજો બહાર છે ત્યાં તેમણે અવાજ સાંભળ્યો તે વડે અંદરનો પગ પાછો લઇ લીધો.

સ્ત્રીના પગ જમીન ઉપર જડાઇ ગયા. અવનત મૂખે, વેદના પૂર્ણ સ્વરે તે બોલી ઉઠી:

' મૈં ભી એક ગણિકા હું મહારાજ, '

શાસ્ત્રીજી પળમાત્ર થંભી ગયા. પડી પડેલાં પૂર્વ જીવનની જે વાતો તેમને બાળતી હતી તે પાછી યાદ આવી ગઇ—સાથે જ સ્ત્રીની નિખાલસતાએ તેમને આકર્ષ્યા. અને તેમણે સમાજે રચેલા વર્તુળો તોડી નાંખવાનો નિશ્ચય કર્યો. ભગવાને પણ ગણિકા ઉદ્ધાર તો કર્યો છે.

' કોઇ હર્જ નહીં બેટી, ચલી આઓ......... '

અને પોતાની ભૂલોને જ પ્રાર્થનામાં રોપા કરતા ભાવિક ભક્તે ઉમેર્યું :

' હમ સભી પાપી હૈં. '

અને એ નીરવ રાત્રિની અંધારઘેરી ટૂંકમાં, એક ગણિકાને મંદિરપ્રવેશ કરાવી તેને ઉદ્ધારતી પગદંડીએ દોરો જતું દશ્ય વિલીન થયું.

# પરિત્યક્તા

લેખક:
શ્રી. જમિયત કૃ. પંડયા

સ્ત્રીઓનો પરિત્યાગ આપણા સમાજમાં વિશેષ રૂપે ફેલાયેલો છે. પુરુષ સમાજે સ્વેચ્છાનુસાર તેનો અંગીકાર અને અસ્વિકાર કરીને સિદ્ધ કર્યું છે કે, પોતાના સુખ માટેનું તે માત્ર એક તુચ્છ સાધન છે. અને તેનું સ્થાન પણ તેટલું જ છે. જરૂર સિવાયની અમુલ્ય કે સાધારણ વસ્તુ જેમ તે ફેંકી દઇ શકે છે, તે રીતે સ્ત્રીના બંધનમાંથી ઇચ્છા થતાં જ તે મુક્ત થઇ જાય છે. અને તેવા અનીચ્છનીય વ્યવહારમાં તેને સ્ત્રીની ઇચ્છા અનિચ્છા જાણવાની આવશ્યકતા જણાતી જ નથી. સમાજે પણ પુરુષની સ્વચ્છન્દતામાં કંઇ અયોગ્ય પરિણામ વિચાર્યું નથી.

આથી કેટલાક ઇતિહાસ પ્રસિદ્ધ પરિત્યાગો પર પ્રશંસાના ઓપ ચઢાવવામાં આવ્યા છે. સ્ત્રીએ ગમે તેટલો ત્યાગ કર્યો હોય, ગમે તેટલું બલિદાન આપ્યું હોય છતાં પણ તે ત્યાગ કે બલિદાનથી પુરુષ પોતાની પ્રણાલિકાથી વિચલિત કે વિસ્મિત થયો જ નથી.

તેના સ્વાર્થિ માનસને જો સ્ત્રી તરફથી જરી પણ અડચણ ખમવી પડી કે તુરત તે, તેનાં ચરિત્ર્ય અને સતિત્વ પર હઝાર હઝાર કલંક લગાડવા તૈયાર થઇ જવાનો.

બુદ્ધ ભગવાન યશોધરાનો પરિત્યાગ કરી ગયા, રાજ્યપાટ અને સુખ વૈભવ સાથે વસ્ત્રાભૂષણોની માફક જ તેમણે પોતાની અર્ધાંગનાનો પણ ત્યાગ કર્યો. જગત આજે એમને ભલે વખાણે અને અલબત્ત આધ્યાત્મિક દષ્ટિએ તે વ્યાજબી હશે છતાં પણ યશોધરાની દષ્ટિએ એક પતિ તરિકે; આ ત્યાગની તુલના કરવામાં આવે તો ! તો આ પરિત્યાગ દારૂણ છે. આ ત્યાગ ગમે તેટલો મહાન હોય છતાં પણ તેની સમસ્ત મહાનતા–પણ સ્ત્રીની સ્થિતીને ઉન્નત ન કરી શકી. યશોધરા–ત્યક્તા બની ગૌરવહીન બની, અને તેવા પુરુષથી કે જેની દષ્ટિ પ્રાણીમાત્રને માટે સમાન હતી.

પતિપ્રાણા સીતાનો ત્યાગ તો આનાથી પણ કરૂણ ગણી શકાશે. આ ક્રૂર ત્યાગનું નૈતિક મહત્વ કોણ સ્હમજી શક્યું તે કહેવું કઠીણ છે, પરંતુ તેને સાધનરૂપ બનાવીને રામની પ્રશસ્તિ ગાનારાઓની કમી નથી રહી.

રામે પોતાના સુખદુઃખની સંગીનિ;–ભાવી સંતાનનાં સુખ સ્વપ્નાં જોવામાં મગ્ન બનેલ પતિ સમક્ષ પરિત્યાગનું કાંઇ પણ કારણ બતાવ્યા સિવાય, તેને બાગકની માફક તરછોડી કાઢી. સીતાદેવી જેવી સહગામિની, કોઇ પણ પ્રકારે પોતાના પ્રજાપાલક પતીની કર્તવ્ય-પરાયણતા સ્હામે હઠ કરત, તેવું અનુમાન કરવું પણ વ્યર્થ છે. સંભવ છે કે તે સાધ્વિ બધી વાત જાણી–સ્હમજીને જ, નારી જીવનની અત્યંત કઠીણ પરિસ્થિતિમાં પણ સ્વામીની વિદાય લેતઃ જો પુરુષે આ રીતે સ્ત્રીઓને પણ પરિત્યાગ કરવાની છૂટ આપી હતે, તો પરિણામ કંઇ અનોખું જ આવ્યું હોત.

આ બાબતમાં શકુંતલા અને દુષ્યંતનો દાખલો પણ એટલો જ અનિચ્છનિય છે. જંગલમાં તેના પર મોહી પડીને, પછી સ્મૃતિપટમાંથી તેને વિસ્મૃત કરી દીધી. જો શકુંતલાના પ્રેમનું તેના સર્વસ્વાર્પણનું મહત્વ દુષ્યંતના હૃદયમાં ચિરંતર રહ્યું હોત તો શકુંતલાને તેની જ રાણીને ભરી સભામાં અપરિચિતાની માફક ન ઉભું રહેવું પડયું હોતઃ અને તેમ થયું હોત તો તે એક દારૂણતમ અપમાનમાંથી બચી ગઇ હોત; પરંતુ તેને તો સમાજને પોતાના પુત્રના પિતાનો પરિચય આપવાનો હતો. અપમાન

પામેલી, લાંછીતા શકુંતલાએ રાજસભામાં ન ઓળખવાનો અભિનય કરતા રાજા સમક્ષ પત્નિત્વની યાચના કરતાં સ્રીનું જે કરૂણતમ ચિત્ર અંકીત કર્યું છે તેની વ્યાખ્યા થઇ શકે તેમ નથી. ગમે તેટલી વાર દુર્વાસાના શાપની કથા સંભળાવવામાં આવે, ગમે તેટલી વાર મુદ્રાને ખોઇ નાખ્યાની દુર્ઘટના પર ખેદ પ્રદર્શિત કરવામાં આવે, છતાં પણ શકુંતલાના ત્યાગ પાછળ "અણજાણતા" હતી, તે વાત નહીં જ માની શકાય. જો સ્રીને પણ આવો ત્યાગ કરવાનો અધિકાર હોત તો દુર્વાસાએ પતિ અને ભાવિ પુત્રના પિતાનું નામ જ ભૂલી જવાનો શાપ આપ્યો હોત.

જ્યારે આ પરિત્યાગના પરિણામ પર નજર નાંખીએ છીએ ત્યારે સ્રીની સ્થિતિ વધુ પ્રમાણમાં દયાજનક લાગે છે. ત્યાગી તથાગત ભલે યશોધરાના પતિના રૂપમાં નહીં આવ્યા હોય અને રાહુલને લઇ જવા માટે તેના પિતા તરિકે તો જરૂર આવ્યા હતા, તેમ ન થયું હોત તો યશોધરા-પરિત્યક્તા-પત્નિ આટલી બધી ઉદારતાથી પુત્રનું દાન આપત જ નહિ. જે પુત્રના સહવાસે જીવનનો ભાર વહન કરવાનો તે પ્રયત્ન કરતી હતી, તેને સમર્પણ કરીને તેણે સૌભાગ્યશૂન્ય પત્નિ અને અંકશૂન્ય માતા બની રહેવાનો અભિશાપ સ્વિકાર કરી લીધો.

સીતાના માતૃત્વનું પણ આજ પરિણામ આવ્યું, તેના લંકાનિવાસે ભલે તેને પતિગૃહમાં રહેવામાં બાધા નાંખી પરંતુ તે અપવાદ તેનાં સંતાનોને સ્પર્શ ન કરી શકયો તે તેનું સૌભાગ્ય ગણો કે દુર્ભાગ્ય; પણ, દૂષિત સ્થાનમાં પડેલાં રત્નો સમાન પોતાના પુત્રોનો સામે સ્વિકાર કરી લીધો છતાં ય માતાનું અંચળ તો મલીનનું મલીન જ રહ્યું. સંભવિત છે કે તેનું ક્ષતવિક્ષત હૃદય આ આઘાતને સહન કરવાને અસમર્થ બનવાથી વિદીર્ણ બની ગયું. ચક્રવર્તી દુષ્યન્તે પણ પાછળ વારસ ન રહેવાને કારણે જ નિરૂપાયે પત્નિ પાસે પુત્રની યાચના કરી. જેને ભરી સભામાં તે પરસ્રી કહીને લાંછિત કરી ચૂકયો હતો.

સ્રી-જીવનનો આ વિજય છેવટે તો હાર સમાન જ છે. જીવનની કઠીન યાત્રાના અંતમાં પણ તેને અવલંબન પણ તેને એવી વ્યક્તિના હાથમાં સોંપી દેવું પડે છે કે જેણે સાથે રહેવાનું વચન આપીને અંધાર ઘેરા પંથે તેને એકલી અટૂલી છોડી દીધી છે.

આ પુરાણ કથાઓને ભલે કલ્પિત માનવામાં આવે, પરંતુ તેમાં તર્કને સ્થાન જ નથી કે, આ સ્રીત્વનું અપમાનજનક પ્રતિબીંબ છે. આવી કથાઓનું અસ્તિત્વ જ ન હોત જો કોઇને કોઇ પ્રકારે-રૂપે નારી જીવનનો પરિચય ન આપતી હોત. ભારતીય નારી જીવનનાં અન્ય ક્ષેત્રોમાં જેટલી દયાને પાત્ર છે તેથી અધિક પ્રકારે દામ્પત્ય જીવનમાં છે. સમસ્ત ધાર્મિકતાને આધારે તેમજ દેવો તથા મનુષ્યોની સાક્ષીમાં સ્વિકારાયલું બંધન એટલું સૂક્ષ્મ છે કે સ્રી તેના એક ધાગાને પણ પકડી નથી શકતી તે બંધન પુરૂષોના ઇશારે બંધાય છે અને તૂટે છે. સ્રીઓના દરેક સદ્‌ગુણ, સમસ્ત બલિદાન અને આત્મનિવેદન માત્ર પુરૂષોને અનુકુળ રાખવા માટે છે, જેથી તે કોઇ વિપરીત નિશ્ચય ન કરી શકે. કદાચ જો તેમ બને તો પુરૂષની ઇચ્છા; સમાજનાં બંધારણ અને નૈતિકતાનું ઉલંઘન કરવા છતાં પણ નિંદનીય ગણાતી નથી. પરંતુ સ્રી જો, પોતાના વ્યક્તિત્વને કોઇ પુરૂષની ઇચ્છાનાં પ્રતિબંધનમાં નથી સમાવી દેતી-તેનું વ્યક્તિત્વ જો એ બંધનોથી નિરાળુંજ રહે છે તો બીજુ કોઇ

# તૂટેલી સારંગીની આત્મકથા

લેખિકા: શ્રી મનહર વસન્તકુમાર શ્રોફ

પ્રિય વાંચક ! કેટલાયે દિનો થયા મારી આત્મકથા લખવાનો વિચાર કરતી હતી. પણ લખું કે ન લખું એ ગહન પ્રશ્ન મારી સમક્ષ ઉપસ્થિત થતો હતો. સતત્ વિચાર-પરિશીલનને અંગે નિર્ણય કર્યો કે આત્મકથા લખવી. જો કે તે દુઃખની કહાણી છે અને વાંચકના હૃદયને દ્રવીભૂત કરશેજ. છતાં પણ કહીશ તો ખરીજ. વાંચક ! તું મારી આત્મકથા વાંચીને અશ્રુઓ તો સારશે ને ! પાષાણ હૃદયનો તો નહિ બને ?

દુઃખ પછી સુખ અને સુખ પછી દુઃખ એ જીવનશેત્રંજના બે પાસા છે. મારી આજની સ્થિતિ કલ્પી લે. અલ્પ સમય પર હું એક સુન્દર તન્તુવાદ્ય હતી અને બધાને મંત્રમુગ્ધ કરતી. પણ ટુંક સમયમાંજ ક્રૂર વિધિએ મારા જીવનનો અંત આણ્યો. હે ક્રૂર વિધિ ! તારી ગતિ અનેરી છે. મારા ગર્વના પૂર ઓસરી ગયાં છે. તારી દૃષ્ટિ સમક્ષ એક ચિત્ર ખડું કર. આજે હું નિબિડ અંધકારમાં કંઇ પણ સંવાદ આપ્યા વગર પડી રહી છું. મારું તુમ્બુ તૂટી ગયું છે, તારો તૂટી ગયા છે, સ્વરો ઉડી ગયા છે. મારા પ્રિય ગાયકે કેટલાએ વર્ષો થયા મને તેની સાન્નિધ્યમાં રાખી હતી. મારીજ સહાયથી તે કીર્તિના શિખરે ચઢ્યો હતો. પરન્તુ આજે તો તેજ નિષ્ઠુર ગાયકે, હું નિરૂપયોગી બનતાં મને ગાઢ અંધકારમાં ફેંકી દીધા છે. હે પ્રિય ગાયક ! શું તને મારી જરા પણ દયા ન આવી. હે પાષાણ હૃદયના માનવી તારી ગતિ પણ એવીજ છે. મદાન્ધ ન બન. મારે તો—

તુમ્બુ તૂટી ગયું સ્વરો ઉડી ગયા,
ખારી બની જીન્દગી.

ખરે ! પ્રાણસમા મધુર સ્વરો ઉડી જતાં આજે હું જનસમાજને મન નકામીજ થઇ.

દુકાનદારે પંચોતેર રૂપીયા લઇ મને ગાયકને સોંપી. શું મનુષ્ય દરેક વસ્તુના મૂલ્ય રૂપીયા, આના, અને પાઇથી જ આંકી શકતા હશે ! મનુષ્ય ! તું લક્ષ્મીનો લોભી અને ધનનો જ પિપાસુ રહેશે ? સૌન્દર્યને સમજતાં તને શું નહિ જ આવડે ?

"સૌન્દર્યો વેડફી રેતાં, ના ના સુન્દરતા મળે;
સૌન્દર્ય પામતા પહેલાં સૌન્દર્ય બનવું પડે."

સદ્‌ભાગ્યે જે દિવસે હું ગાયકને ઘેર ગઇ તે જ દિવસે તે શહેરમાં તેનો જલસો હતો. મને લઇ ગાયક જલસામાં આવ્યો. મારા તારોનો રણકાર થતાં જ શ્રોતાજનો મંત્રમુગ્ધ થયા, અને થોડી ક્ષણ માટે તો સંગીતની કમનીય પાંખ પર બેસી, આ સ્થૂલ જગતને ભૂલી જઇ, તેમણે દિવ્યલોકમાં ઉડ્ડયન આદર્યાં. મારા મધુર, મૃદુ અને મનોરંજક સ્વરો તેમના કર્ણમાં લાંબો વખત સુધી ગુંજ્યા કર્યા.

"આનન્દ દેતું મૃદુગાન વિરામ પામે,
તોએ ભમી શ્રવણમાં ધ્વનિ રાજ્ય જામે."

અથવા મહાકવિ 'શેલી' કહે છે તેમ

Music when sweet voices die,
Vibrates in the Memory.

અથવા વર્ડ્સ્વર્થના શબ્દોમાં કહું તો

"The Music in my heart I bore,
Long after it was heard no more."

મારો પ્રભાવ અનેરો હતો અને ગાય-

કને હું અત્યન્ત પ્રિય થઇ પડી. જાણે હું તેનું હૃદય, તેનું જીવન, તેની આત્મવિદ્યુત્ નહોતું. મારા પગલાંથી ગાયક ઉન્નત કીર્તિના શિખરે પહોંચ્યો.

બે ચાર કાષ્ટના કટકા રસ્તા ઉપર આમ તેમ પડેલા, મનુષ્યો નિહાળશે અને ધારશે કે તે બીનઉપયોગી છે. પણ એજ કાષ્ટના કટકામાંથી મારું આખું અંગ અને શીર્ષરૂપી તુમ્બુ બન્યા છે. તાર અને ખીલીઓથી સુસજ્જ કરી એક સુન્દર તન્તુવાદ્ય તરીકે મને જન્મ આપ્યો. જેમ અસ્થિ, ચર્મ, સ્નાયુ વગેરેમાંથી મનુષ્ય શરીર નિર્માણ થાય છે તેમ મારી રચના સંપૂર્ણ થતાં મને રંગ લગાડી, સર્વાંગ-સુન્દર બનાવી એક દુકાનમાં કાચના કબાટમાં મુકવામાં આવી. બિચારા કારીગરને ક્યાં ખબર હતી કે એ કબાટમાં મારી સ્થિતિ તો એક કેદી જેવી થઇ હતી.

દુકાનમાં ઘણા માણસો આવતા અને જતા. પણ હું કોઇને હસ્તગત ન થઇ. મારી મહત્ત્વાકાંક્ષા એજ હતી કે હું કોઇ ઉત્તમ ગાયકને હસ્તગત્ થાઉં, અને ઉપયોગી નીવડું. અને મારું જીવન સફળ કરું.

એક મંગલમય દિવસે વ્યોમમાં ઉષાએ વિવિધરંગી સાથીઆ ગગનપટ પર પૂર્યા અને તેનો પ્રકાશ મારા કાચપર પડ્યો. જાણે મારા જીવનનો પ્રકાશ પણ સાથે જ પ્રગટ્યો. મારા જીવનની ઉષા પણ આજેજ ખીલી. પ્રાતઃકાલે જ એક પ્રખ્યાત, સુન્દર, સંગીત વિશારદ યુવકનાં પુનિત પગલાં ઉંબરાંગણમાં પ્રવેશ્યાં. પ્રવેશતાં જ જાણે તે મારા તરફ લોહચુમ્બકની શક્તિથી આકર્ષાયો. તેણે મને પોતાના હસ્તમાં લીધી. તેના હસ્તકમળનો સ્પર્શ થતાં જ મને લાગ્યું કે હું એક પુષ્પ છું અને તે મારો રસમાળી છે.

" કંઇ આત્માએ આત્મનને ઓળખ્યો,
રસજ્યોત નિહાળી નમું હું નમું."

કાચના પિંજરથી હું કંટાળી તો હતી જ. આજે મને એ પિંજરમાંથી ઉડી જવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. ગાયક પણ મને નિરખતાં મન્ત્રમુગ્ધ થયો. તેની કોમળ કરાંગુલિઓનો સ્પર્શ થતાં જ મારામાંથી દિવ્ય સ્વરો ઉઠ્યા. ગાયકની જીવન દીપિકા બની મ્હેં જ તેનો જીવનપન્થ જ્યોતિર્મય બનાવ્યો

ઘણા હરીફ ગાયકોએ મને હસ્તગત કરવા પ્રયાસો કર્યા પણ મારા ગાયકે મને નહિ જ છોડી. મને છોડતાં ગાયકને ધનભંડાર મળે તેમ હતું પણ સંગીતની દિવ્યકલાનો આદર્શભકત 'મારો ગાયક શું મારૂં મૂલ્ય ધનથી આંકે તેમ હતું ? કદી નહિ.

સમય સમયનું કામ કર્યે જાય છે. ગાયકની સાથે હું ઘણીએ સંગીત પરિષદોમાં જતી અને અનેકનાં ચિત્ત આકર્ષતી. ગાયકનું જીવન તો મારામાં જ ઓતપ્રોત થઇ ગયું હતું. હું અસ્વસ્થ થતાં તે પોતે જ ઉત્તમ ઉપચારોથી મને પાછી સ્વસ્થ બનાવતો.

કાળનો અનાદિ, અનન્ત પ્રવાહ સતત વહે જાય છે. તેને કોણ રોકી શકે છે ? કાળની મર્યાદાઓથી કોણ મુકત થઇ શકયું છે.

ઉમર ખૈયામ સત્ય જ કહે છે કેઃ

" The Moving finger writes,
and having writ,
Moves on; and not an ocean
of tears will make
It wipe, even half a line
of what it has writ."

સમયના વહન સાથે ક્ષીણતા દરેકને આવે જ છે તેમ મને પણ આવી. કાળરૂપી પ્રચંડ ઝંઝાવાતે મારી દેહનૌકાને ભાંગી નાંખી. મારૂં દેહતંત્ર જુનું થયું. કાયા જર્જરિત થઇ ગઇ. સમયને લીધે મારૂં યૌવન હરાઇ ગયું, સૌન્દર્ય નાશ પામ્યું અને આજે હું ઘોર અંધકારમાં પડી છું.

જુના થાતાં મધુર સુખડા
ચિત્ત શોધે નવાને.

આ પંકિત અનુસાર મારા ગાયકે પણ મારો ત્યાગ કર્યો. આજે હું આં સ્થિતિમાં અનહદ દુઃખ સહન કરી રહી છું. હોય !—" સહન કરવું એય છે એક લ્હાણું."

કટાયલા લોખંડની જેમ હું આજે નિરૂપયોગી બની આયુષ્યનો અવશેષ જેમ તેમ વિતાવું છું.

" This is truth the poet sings
That sorrow's crown of sorrow
is remembering happier things."

આ જીવન એક પવિત્ર થાપણ છે. મ્હેં તેનો બરાબર ઉપયોગ કર્યો છે. એજ મારો આત્મસંતોષ, મારૂં જીવનધન છે. મ્હેં ઘણાને આનંદ આપ્યો છે. મારા ગાયકને કીર્તિના શિખરે પ્હોંચાડયો છે અને મારૂં જીવન સાર્થક કર્યું છે.

અસ્તુ.



# : : : : સ્ત્રીઓ અને પત્રકારત્વ : : : :

લેખક : શ્રી. ભીખાલાલ કપાસી, બી. એ.

આજે હિંદભરમાં સ્ત્રીઓ સમાનતા મેળવવા લડત ચલાવી રહી છે અને સુધારક વર્ગ તેમાં સાથ આપી રહ્યો છે.

હમણાં વડોદરામાં અખીલ હીંદ મહીલા મંડળની કાર્યવાહી સભા મળી હતી જે વખતે વડોદરા કોલેજમાં જાહેર ભાષણ આપતાં રાજકુમારી અમૃતકુંવરે કોલેજના વિદ્યાર્થીઓ પાસેથી કાંઇ સુચનાઓ માંગી હતી. પત્રકાર તરીકે ત્યાં હાજર હતો અને મને એમ લાગ્યું કે કાંઇ સુચના અપાય તો સારૂં.

સ્ત્રીઓ આજે પોતાના હક્કો સંપાદન કરવા ખુબ પ્રયાસો કરે છે. આજના પ્રગતીના જમાનામાં દરેક પ્રશ્નનો જેમ બહોળો પ્રચાર થાય તેમ તેની સારી અસર થાય તે સૌ કોઇ જાણે છે. તેથી જ સ્ત્રીઓએ પત્રકારત્વમાં રસ લેવો જોઇએ, એટલું જ નહી પણ તે ધંધામાં દાખલ થઇ પોતાના પ્રશ્નોને પ્રચાર દ્વારા વધુ જોશ આપવો જોઇએ.

આજે વર્તમાન પત્રોમાં મહીલા જગત માટે ખાસ જગ્યાઓ રોકવામાં આવે છે. "મુંબઇ સમાચાર," "સંદેશ," "ગુજરાત સમાચાર," વિગેરે ગુજરાતી વર્તમાન પત્રો સ્ત્રીઓના પ્રશ્નોને મહત્વ આપી રહ્યા છે. તો પછી સ્ત્રી પત્રકારો દ્વારા જ બને તેટલો વધુ પ્રચાર થાય તો તેની અસર પણ ઘણી સારી થાય.

પુરૂષો પત્રકારત્વની દષ્ટીએ સ્ત્રીઓના પ્રશ્નો ઘણી સારી રીતે ચર્ચી રહ્યા છે પરંતુ સ્ત્રીઓ પોતાના દષ્ટીબીંદુથી તેજ પ્રશ્નો ચર્ચે તો ખરી વીગતો બ્હાર આવવા ઉપરાંત સ્ત્રીવર્ગનો કેસ સચોટ રીતે રજુ થઇ શકે.

સ્ત્રીઓના માસીકો અને સામાયીકોનું સંચાલન સ્ત્રી લેખીકાઓના હાથે જ થાય તે જરૂરનું છે તે જોતાં ગુણસુંદરીનું સંચાલન શ્રીમતી પ્રેમલીલા બ્હેન મહેતાના હાથે થવાનું છે તે આનન્દજનક બીના છે, કારણ સ્ત્રીઓના પ્રશ્નો પોતાના દષ્ટિબીંદુથી ચર્ચવાથી સ્ત્રી-સમાજને શુદ્ધ પ્રશ્નોનું ખરૂં રહસ્ય માલમ પડશે.

મહાગુજરાતમાં ઘણાં વર્તમાન પત્રો છે જેમાં સ્ત્રી પત્રકારો માટે પુરતો અવકાશ છે. ઉલટ વર્તમાનપત્રના અધિષ્ટાતાઓ તેને આવકારદાયક ગણશે એમ મારી ખાત્રી છે. આશા છે કે મહા ગુર્જરાતમાંથી સ્ત્રી પત્રકારો મોટા પ્રમાણમાં બ્હાર પડી પોતાના અને આખા સમાજના હિતાર્થે દરેક પ્રશ્નોની ચર્ચા કરશે.

# આપણી સંસ્થાઓ :

## ( ૧ )

## ભગિની સમાજ

**ભા**રતવર્ષમાં અનેક સ્ત્રી સંસ્થાઓ ભારતવર્ષની કચડાયેલી સ્ત્રીશક્તિના ઉત્કર્ષ માટે કામ કરી રહી છે. તેમાં મુંબઇના ભગિની સમાજનો ફાળો ઘણો મહત્વનો છે. તેની પ્રવૃત્તિઓ વિવિધ છે અને તેનું ક્ષેત્ર દિવસે દિવસે વિસ્તરતું જાય છે. મુંબઇની ધનાઢય અને સેવાધર્મી બ્હેનોના સહકારથી સ્ત્રીઓની ઉન્નતિ માટેનાં ઘણાં ક્ષેત્રો તેણે સ્પર્શ્યાં છે. ભગિની ગૃહ, ઉદ્યોગ મંદિર, ટી. એન. માળવી બાળમંદિર, પુસ્તકાલય, બાળ પુસ્તકાલય, વાંચનાલય, હિંદી શિક્ષણ વર્ગો, ગફત અક્ષરજ્ઞાન વર્ગો, વ્યાખ્યાન માળાઓ, સેવામંદિર, રાત્રીશાળા, દાક્તરી મદદ, રમત-ગમત, નેતર કામનો વર્ગ, સ્ત્રીઓની કલબ, સંમેલન, બેન્ડ, પરેલ સોશીયલ વેલફેર સેન્ટર અને ભગિની સમાજ પત્રિકા, ગરબા મંડળ અને ભગિની સમાજ સંતતિ નિયમન દવાખાનું–એમ આ સંસ્થા સ્ત્રીઓની ત્રિવિધ–માનસિક, શારીરિક અને ઔદ્યોગિક–ઉન્નતિ માટે અનેક રીતે સર્વાંગ સુંદર પ્રયત્ન કરી રહી છે. ગરીબ સ્ત્રીઓને ગરીબી દૂર કરવા, તવંગરને સત્કાર્યમાં વખત વ્યતીત કરવા, અભણને નિરક્ષરતા દૂર કરવા અને ભણેલને વિદ્યાનો સદુપયોગ કરવા. આમ તમામ કક્ષાની સ્ત્રીઓને માટે આ સંસ્થામાં સ્થાન છે. આવી સંસ્થા ગુજરાતને નિસંદેહ ગૌરવરૂપ છે અને ગુજરાત ગામે ગામ અને શહેરે શહેર આ જાતની સંસ્થાઓ ખડી કરી સ્ત્રી વર્ગની ઉન્નતિના પ્રયત્નોને જબ્બરવેગ આપે એમ ઇચ્છીએ છીએ. સંસ્થાએ બાવીસમા વર્ષમાં ઘણી પ્રગતિ કરી સંતોષકારક કાર્ય કર્યું છે તે બદલ તેના કારોબાર મંડળને અમારાં અભિનંદન છે.

## ( ૨ )

## દેવલાલી બાલમંદીર

ગુજરાતમાં આ યુગ બાળયુગ છે એમ કહીએ તો ચાલે. આદ્ય પિતા ગીજુભાઇના પગલે પગલે ગુજરાતમાં સ્થળે સ્થળે બાલમંદીરો સ્થપાયાં છે. દેવલાલી બાળગૃહ તેમાં અનોખી ભાત પાડે છે. તેના પ્રથમ વર્ષે જ તેણે બાળકો માટે જે સ્વતંત્રતાનું અને શિક્ષણમાં મૌલિકતાનું વાતાવરણ સર્જ્યું છે તે ટકી રહે અને બાળકોના વિકાસ માટે નવીન અખતરાઓ થયા કરે એ જોવા અમે આતુર છીએ. જે અભ્યાસક્રમ યોજવામાં આવેલો છે તે જોતાં તે બાળકોના સાર્વત્રિક વિકાસને સ્પર્શતો હોય તેમ જણાય છે અને તેને અનુલક્ષીને ઘડવામાં આવ્યો છે અને તે માટે શ્રી. દીવેચા અને તેમના સાથીદારોના શુભ પ્રયત્નોને અમે આવકારીએ છીએ અને સંસ્થા વધુ અને વધુ વિકાસ સાધે એમ અમે ઇચ્છીએ છીએ.

શ્રી. ભીખાલાલ કપાસી

—⊸⊷—

# જ્ઞાનગોચરી

લેખક : શ્રી રમણીકલાલ દલાલ

## હિંદનું વસ્તીપત્રક

હિંદનું વસ્તી પ્રમાણ બીજા દેશો સાથે સરખાવવું ઠીક પડશે:

| દેશનું નામ | ૧૮૭૦ કરોડ | ૩૧ મી ડીસેમ્બર ૧૯૩૦ કરોડ | સેંકડે વધારો ટકા |
|---|---|---|---|
| હિંદ | ૨૬.૫૧ | ૩૫.૨૮ | ૩૩ |
| જર્મની | ૪.૦૯ | ૬.૪૫ | ૫૭.૭ |
| ઇટલી | ૨.૬૭ | ૪.૧ | ૫૩.૫ |
| સ્પેઇન | ૧.૬૩ | ૨.૩૬ | ૪૪.૭ |
| ફ્રાંસ | ૩.૬૮ | ૪.૦ | ૮.૭ |
| બેલ્જિયમ | .૫ | .૮૧ | ૬૧.૨ |
| નેધરલેંડઝ | ૩૬ | .૭૯ | ૧૦૮.૩ |
| ડેનમાર્ક | .૧૮ | .૩૬ | ૧૦૦. |
| ઇંગ્લાંડ અને વેઇલ્સ | ૨ ૨૭ | ૩.૯૯ | ૭૫.૭ |
| રશિયા | ૧૦.૬૪ | ૧૬.૧ | ૫૧.૩ |
| યુરોપ | ૩૦.૭૧ | ૫૦.૫૭ | ૬૪.૩ |

આ ઉપરથી જણાશે કે માત્ર ફ્રાંસ સિવાય બીજા તમામ દેશો કરતાં હિંદમાં વસ્તીના વધારાનું પ્રમાણ ઓછું છે. હિંદની વસ્તીમાં ૩૩ ટકા વધારો થયો છે, જ્યારે ઇગ્લેંડ અને વેઇલ્સની વસ્તી લગભગ ૭૬ ટકા વધી છે. ઇસ્વીસન ૧૮૯૭ થી ૧૯૩૧ એટલે લગભગ ૩૪ વરસના ગાળામાં રશીયાની વસ્તી લગભગ ૫૧ ટકા વધી છે. ખરું જોતાં તો હિંદને યુરોપ સાથે સરખાવવો જોઇએ. ઇસ્વીસન ૧૯૩૧ માં રશિયા સાથેના યુરોપની વસ્તી ૫૦.૬ કરોડ હતી, એટલે લગભગ છેલ્લાં ૬૦ વર્ષની અંદર યુરોપની વસ્તી ૬૪.૩ ટકા એટલે હિંદ કરતાં ઘણીજ વધી છે.

એટલે લગ્નની પુષ્કળ છૂટછાટ ને જન્મ-પ્રમાણ ઘણુંજ વધારે હોવા છતાં હિંદની વસ્તીનો વધારો યુરોપની વસ્તી કરતાં ઓછો છે. ફ્રાંસ તો અપવાદ લેખાય.

હિંદનું મરણ પ્રમાણ પણ ખૂબજ વધારે છે. તે નીચેના કોઠા ઉપરથી સમજાશે. એક હજાર જીવતાં જન્મે તેમાંથી દર વર્ષે કેટલાં બચે છે તે તેમાં દર્શાવ્યું છે.

પુરૂષો

| | સાલ | ૫ વર્ષે | ૨૫ વર્ષે | ૪૫ વર્ષે | ૬૫ વર્ષે | ૮૫ વર્ષે |
|---|---|---|---|---|---|---|
| ઓસ્ટ્રે. | ૧૯૦૧-૧૦ | ૮૭૬ | ૮૨૮ | ૭૨૫ | ૪૮૭ | ૬ |
| ડેન્માર્ક | ૧૯૦૬-૧૦ | ૮૫૨ | ૮૦૫ | ૭૧૯ | ૫૧૯ | ૭ |
| ઇગ્લેંડ | ૧૯૦૧-૧૦ | ૭૯૪ | ૭૪૬ | ૬૪૨ | ૩૬૩ | ૭૪ |
| ફ્રાંસ | ૧૮૯૮-૦૩ | ૭૭૩ | ૭૦૨ | ૫૮૦ | ૩૬૦ | ૩૪ |
| જર્મની | ૧૯૦૧-૧૦ | ૭૪૨ | ૬૮૯ | ૫૯૪ | ૩૬૦ | ૩૦ |
| હોલેન્ડ | ૧૯૦૦-૦૯ | ૮૦૨ | ૭૪૭ | ૬૬૫ | ૪૬૩ | ૩૦ |
| ઇટલી | ૧૯૦૧-૧૦ | ૭૨૮ | ૬૬૩ | ૫૭૦ | ૩૮૨ | ૩૨ |
| જાપાન | ૧૮૯૮-૦૩ | ૭૬૯ | ૬૮૩ | ૫૮૭ | ૩૩૪ | ૨૯ |
| નોર્વે | ૧૯૦૧-૧૦ | ૮૮૪ | ૭૯૧ | ૬૧૬ | ૪૯૮ | ૧૦૬ |
| સ્વીડન | ૧૯૦૧-૧૦ | ૮૬૫ | ૭૯૦ | ૬૯૦ | ૫૦૦ | ૮૭ |
| સ્વીટ્ઝર. | ૧૯૦૧-૧૦ | ૮૨૫ | ૭૩૭ | ૬૫૪ | ૩૮૪ | ૩૧ |
| યુ.એસ.એ. | ૧૯૦૧-૧૦ | ૮૨૨ | ૭૫૭ | ૬૩૩ | ૪૦૦ | ૫૨ |
| હિંદ | ૧૯૦૧-૧૦ | ૫૩૩ | ૪૦૦ | ૨૨૮ | ૮૦ | ૨ |

સ્ત્રીઓ

| | ૫ વર્ષે | ૨૫ વર્ષે | ૪૫ વર્ષે | ૬૫ વર્ષે | ૮૫ વર્ષે |
|---|---|---|---|---|---|
| ઓસ્ટ્રેલિયા | ૮૯૩ | ૮૪૯ | ૭૫૧ | ૫૬૩ | ૧૦૫ |
| ડેન્માર્ક | ૮૭૬ | ૮૨૫ | ૭૩૮ | ૫૬૫ | ૧૦૪ |
| ઇગ્લેંડ | ૮૨૨ | ૭૭૪ | ૬૮૪ | ૪૬૭ | ૭૧ |
| ફ્રાંસ | ૮૦૫ | ૭૨૭ | ૬૧૭ | ૪૨૭ | ૫૦ |
| જર્મની | ૭૭૩ | ૭૧૮ | ૬૨૭ | ૪૩૫ | ૪૮ |
| હોલેન્ડ | ૮૨૭ | ૭૭૩ | ૬૮૬ | ૫૦૫ | ૭૮ |
| ઇટલી | ૭૩૯ | ૬૬૫ | ૫૬૭ | ૪૦૩ | ૩૫ |
| જાપાન | ૭૮૩ | ૬૮૨ | ૫૫૧ | ૩૬૭ | ૪૬ |
| નોર્વે | ૮૯૯ | ૮૧૮ | ૭૦૬ | ૫૪૬ | ૧૩૭ |
| સ્વીડન | ૮૮૩ | ૮૦૮ | ૭૦૯ | ૫૪૭ | ૧૧૬ |
| સ્વીટ્ઝરલેન્ડ | ૮૫૧ | ૭૮૫ | ૬૭૮ | ૪૫૬ | ૪૪ |
| યુ એસ. એ. | ૮૪૭ | ૭૮૪ | ૬૭૨ | ૪૫૭ | ૨ |
| હિંદ | ૫૬૬ | ૪૦૯ | ૨૩૩ | ૮૭ | ૩ |

હજાર પુરુષો જીવતા જન્મ્યા તેમાંથી પાંચ વર્ષની ઉમરે ઑસ્ટ્રેલિયામાં ૮૭૬, ઈંગ્લેંડમાં ૭૯૪, ફ્રાંસમાં ૭૭૭, જાપાનમાં ૭૬૯, અને હિંદમાં ૫૫૩ જીવતા રહ્યા; એટલે પાંચ વર્ષની વય થતાંથતામાં તો હિંદમાં અર્ધી સંખ્યા મરી પરવારી હતી હજાર સ્ત્રીઓમાંથી પાંચ વર્ષની વયે ૫૬૬ જીવતી રહેવા પામી છે. ઉપરના કોઠા મુજબ વધારે વયના ખાનામાં હિંદનું પ્રમાણ ઓછામાં ઓછું છે. ઈંગ્લેંડના ૬૫ વર્ષે ૬૯૩ પુરુષો હોય ત્યારે ૬૨ હજારે ફ્રાંસ ને જર્મની દરેકમાં ૩૬૦, જાપાનમાં ૩૩૪ અને હિંદમાં માત્ર ૮૦ છે. એટલે દરેક વયમાં હિંદનું પ્રમાણ બીજા દેશો કરતાં ઘણુંજ ઓછું છે.

દેશની આબોહવા ઉપર આનો ઘણો આધાર છે. છતાંય હિંદમાં તો આબોહવા કરતાં ય સામાજિક ને આર્થિક પરિસ્થિતિ પર મરણ પ્રમાણ વધારે આધાર રાખે છે.

છેલ્લા દશકામાં હિંદની વસ્તીમાં ૩૪૦ લાખનો વધારો થયો છે. સેન્સસ કમિશ્નર આથી સંતોષ દાખવવાને બદલે ભયસૂચન કરે છે. અત્યારની પરિસ્થિતિમાં હિંદને વસ્તી વધારવી પાલવે તેમ નથી. સેન્સસ કમિશ્નરની આ વાત સાચી છે કારણ કે આપણા જીવનનું ધોરણ કદી પે ઉંચું નહોતું તે વસ્તી વધે તો હજી પણ નીચું જાય તેમ છે પરિણામે સામાન્ય જનતાનું સત્વ ઘટે ને રોગચાળાની સામે થવાની તેમની શક્તિ ક્ષીણ થાય. છેક છેલ્લી તપાસ મુજબ ગામડાના લોકોનો મોટો ભાગ પોષકતત્વ પામી જ શકતો નથી.

| દેશનું નામ | સાધારણ પોષણ મેળવનારના ટકા. | ખરાબ રીતે પોષણ મેળવનારના ટકા. |
| --- | --- | --- |
| પંજાબ | ૩૮ | ૨૦ |
| સંયુક્ત પ્રાંતો | ૩૯ | ૨૧ |
| મધ્ય પ્રાંતો | ૫૦ | ૧૮ |
| બિહાર ઓરિસ્સા | ૪૦ | ૧૮ |
| બંગાળા | ૪૩ | ૩૧ |
| મદ્રાસ | ૩૩ | ૧૯ |

આ બંન્ને પ્રકારના લોકો રોગચાળાની સામે ટકી શકે એવું શરીર ધરાવે છે ? ખરાબ રીતે પોષાતાં મનુષ્યોને આર્થિક રીતે આપણે જીવતાં મરેલાંજ ગણી શકીએ. અત્યારે મરેલાંમાં તેમની ગણત્રી નહિ થતી હોય તો રોગચાળાના પહેલા સપાટે જ તેઓ ઉડી જવાના.

ઇસ્વીસન ૧૯૧૮–૧૯ ;ના ઇન્ફ્લુએન્ઝાના ઉપદ્રવે વસ્તીના સાત ટકા એટલે લગભગ બે કરોડ વીસ લાખ જીવોનો ભોગ લીધો. આપણી વસ્તી ઘટાડવા ફરી ઇન્ફ્લ્યુએન્ઝા આવે કે બીજા પ્રકારના તાવ પ્લેગ કોલેરા જેવા ઉપદ્રવો ફાટી નીકળે, ગમે તેમ પણ એક વાત નક્કી છે કે આવતાં થોડાં વર્ષોના ગાળામાં જ બરાબર પોષણ નહિ મેળવતી વસ્તીમાંથી મરદો, મહિલાઓ ને બાળકો મળી લગભગ દશેક લાખ જીવો અકાળે ખરી પડવાના જ. કુદરત એજ રીતે પૃથ્વીનો ભાર ઓછો કરે છે.

હિંદમાં જીવનનું ધોરણ નીચું છે કારણ કે આપણી આવકનો એક જ માર્ગ ખેતી છે. આપણો મુખ્ય ધંધો ખેતી છે. પરંતુ ખેતીવાળા જેટલાં ૧૯૦૧ માં પોષાતાં તેથી ઘણા વધારે ૧૯૨૧ માં પોષાયાં ને અત્યારે તો વસ્તી ઘણી યે વધી ગઇ છે. ઇસ્વીસન ૧૯૦૧ માં ૬૫.૨ ટકા ખેતીપર ને ૧૫.૫ ટકા ઉદ્યોગો પર નિર્વાહ ચલાવતા; ૧૯૨૧ માં ૭૦.૯ ટકા ખેતી પર ને ૧૦.૭ ટકા ઉદ્યોગો પર નભતા થઇ ગયા. ને અત્યારે તો એથી પણ વધારે ગંભીર પરિસ્થિતિ છે.

બીજા દેશો કરતાં હિંદમાં આયુષ્ય પણ ટૂંકું મનાય છે. જન્મ વખતે છોકરાનું આયુષ્ય ૧૯૦૧ માં હિંદમાં ૨૨.૫૯ વર્ષ ગણાતું જ્યારે જાપાનમાં ૪૩.૯૭ ઇંગ્લેંડમાં ૪૮.૫૩ અને નોર્વેમાં ૫૪.૮૪ વર્ષ ગણાતું. આવા ગંભીર તફાવતનું મુખ્ય કારણ આપણું ભારે

બાળ મરણપ્રમાણ છે. હિંદમાં જેટલાં બાળકો જન્મે છે તેમાંનાં ૧/૪ બાળકો એક વર્ષનાં થતાં થતાંમાં મરણ પામે છે. એકલા મુંબઈમાં ૧૯૩૦ માં ૨૯.૮ટકા બાળકો મરણ પામેલાં. લખનૌમાં ૩૨.૯ ટકા મરણ પામેલાં. યુરોપ વગેરે દેશોમાં બાળ મરણપ્રમાણ માત્ર ૫ ટકા આવે છે એ હિસાબે તો આ પ્રમાણ ભયંકર જ લેખાય.

### મરદોનું આયુષ્ય

| વય | હિંદ | જાપાન | ઇંગ્લેંડ | નોર્વે |
|---|---|---|---|---|
| | ૧૯૦૧–૧૦ | ૧૮૯૮–૦૩ | ૧૯૦૧–૧૦ | ૧૯૦૧–૧૦ |
| ૦ | ૨૨.૫૯ | ૪૩.૯૭ | ૪૮.૫૩ | ૫૪.૮૪ |
| ૧૦ | ૩૩.૫૬ | ૪૮.૨૮ | ૫૧.૮૧ | ૫૨.૯૨ |
| ૨૦ | ૨૭.૪૬ | ૪૦.૩૫ | ૪૩ ૦૧ | ૪૫.૧૬ |
| ૩૦ | ૨૨.૪૬ | ૩૩.૪૪ | ૩૪.૭૬ | ૩૮.૮૬ |
| ૪૦ | ૧૮.૦૨ | ૨૬.૦૩ | ૨૬.૯૬ | ૩૧.૪૯ |
| ૫૦ | ૧૩.૦૭ | ૧૮.૯૭ | ૧૯.૭૬ | ૨૩.૮૬ |
| ૬૦ | ૧૦.૦૦ | ૧૨.૭૬ | ૧૩.૪૩ | ૧૬.૭૯ |
| ૭૦ | ૬.૧૭ | ૭.૮૯ | ૮.૨૯ | ૧૦.૫૭ |
| ૮૦ | ૩.૦૫ | ૪.૪૪ | ૪.૮૬ | ૫.૮૬ |
| ૯૦ | ૧.૨૩ | ૨.૨૨ | ૨ ૫૬ | ૩.૫૧ |
| ૧૦૦ | — | ૦.૫૦ | ૧.૫૩ | ૧.૫૦ |

### સ્ત્રીઓનું આયુષ્ય

| વય | હિંદ | જાપાન | ઇંગ્લેંડ | નોર્વે |
|---|---|---|---|---|
| | ૧૯૦૧–૧૦ | ૧૮૯૮–૦૩ | ૧૯૦૧–૧૦ | ૧૯૦૧–૧૦ |
| ૦ | ૨૩.૩૧ | ૪૪.૮૫ | ૫૨.૩૩ | ૫૭.૨૨ |
| ૧૦ | ૩૩.૭૪ | ૪૮.૩૪ | ૫૨ ૫૩ | ૫૪.૦૯ |
| ૨૦ | ૨૭.૯૬ | ૪૧.૦૬ | ૪૫.૭૭ | ૪૭.૩૯ |
| ૩૦ | ૨૨.૯૯ | ૩૪.૮૪ | ૩૭.૩૬ | ૪૦.૨૪ |
| ૪૦ | ૧૮.૪૯ | ૨૮.૧૯ | ૨૯.૩૭ | ૩૨.૯૩ |
| ૫૦ | ૧૪ ૨૮ | ૨૧.૧૧ | ૨૧.૮૧ | ૨૫.૩૧ |
| ૬૦ | ૧૦.૧૧ | ૧૪.૩૨ | ૧૫.૦૧ | ૧૭ ૮૫ |
| ૭૦ | ૬.૨૨ | ૮.૭૩ | ૯.૨૫ | ૧૧.૨૩ |
| ૮૦ | ૩.૦૨ | ૪ ૮૫ | ૫ ૩૬ | ૧૧.૨૮ |
| ૯૦ | ૧.૧૦ | ૨.૩૬ | ૨.૬૪ | ૩.૩૧ |
| ૧૦૦ | — | ૦.૮૩ | ૧.૯૦ | ૧.૮૧ |

હિંદના ૧૯૩૧ ના અને ઇંગ્લેંડના ૧૯૨૧ના આયુષ્યના આંકડા નીચે મુજબ છે.

| વય | હિંદ ૧૯૩૧ | ઇંગ્લેંડ ૧૯૨૧ |
|---|---|---|
| ૦ | ૨૬.૯૧ | ૫૫.૦૨ |
| ૧૦ | ૩૬.૩૮ | ૫૪.૬૨ |
| ૨૦ | ૨૯.૫૭ | ૪૫.૭૮ |
| ૩૦ | ૨૩.૬ | ૩૭.૪૦૦ |
| ૪૦ | ૧૮.૬૦ | ૨૯.૩૬ |
| ૫૦ | ૧૪.૩૧ | ૨૧.૩૬ |
| ૬૦ | ૧૦.૨૫ | ૧૪.૩૬ |
| ૭૦ | ૬.૩૫ | ૮.૭૫ |
| ૮૦ | ૩.૧૩ | ૪.૯૩ |
| ૯૦ | ૧.૧૨ | ૨.૮૨ |

ઇરવીસન ૧૯૩૧ માં હિંદમાં આયુષ્ય ૧૯૧૧ કરતાં વધારે હતું. મરીસન ૧૯૧૮–૧૯ માં નબળા મનુષ્યોનો કચ્ચરઘાણ નીકળી ગયો એ વિગત આપણે ન જાણતા હોઈએ તો આ વિગતથી આપણે સંતોષ માની શકીયે. પરંતુ ૧૯૩૧–૪૧ ના દસકામાં એ પ્રગતિ ચાલુ રહેનાર નથી. વળી રોગચાળાથી આ દસકામાં વસ્તી ઘટશે તો આયુષ્ય ૧૯૨૧–૩૧ કરતાં ઓછું જ જણાશે.

આગળ પડતા યુરોપના દેશોમાં વધારો કાયમનો અને ચાલુ છે. જર્મનીમાં ૧૮૭૧–૭૨ માં સરેરાશ આયુષ્ય ૩૫.૫૮ વર્ષ હતું, ૧૮૯૧–૧૯૦૦ માં ૪૦.૫૬ જણાયું ને ૧૯૧૦–૧૧ માં ૪૭.૪૧ ગણાયું. ઇંગ્લેંડની વસ્તીનો વધારો નીચે મુજબ છે.

| ઉમ્મર | મરદો | | સ્ત્રીઓ | |
|---|---|---|---|---|
| | ૧૮૭૧ | ૧૯૨૧ | ૧૮૭૧ | ૧૯૨૧ |
| ૦ | ૪૦.૪ | ૫૫.૫ | ૪૩.૫ | ૫૯.૫ |
| ૫ | ૪૯.૮ | ૫૮.૮ | ૫૧.૯ | ૬૧.૭ |
| ૨૫ | ૩૫ ૪ | ૪૧.૬ | ૩૭.૫ | ૪૪.૫ |
| ૪૫ | ૨૨.૩ | ૨૫.૩ | ૨૪.૧ | ૭.૮ |
| ૬૫ | ૧૦.૫ | ૧૧.૪ | ૧૧.૨ | ૯.૧૨ |

આમ આયુષ્યમાં ચડુ વધારો માલુમ પડે તે જનસુખાકારીમાં થયેલા સુધારાની

નિશાની છે ને તે આબાદી સૂચવે છે. પરંતુ હિંદમાં એમ આબાદીના આંકડા તારવી શકાય તેમ નથી. અહીં તો સ્ટેમ્પની આવક, દાવાદુતીનો વધારો, એકસાઇઝ મહેસુલની ભરતી ને દારૂડિયાની સંખ્યામાં થયેલા વધારા ઉપરથી આપણે આબાદીની ગણત્રી કરીએ છીએ.

સેન્સસ રિપોર્ટમાં એક ધ્યાન ખેંચે એવો કોઠો છે. ૧૯૦૧ પછી કેળવણીમાં થયેલી પ્રગતિ તે નોંધે છે. દસ વર્ષની ઉપરની દરેક વ્યક્તિની એમાં ગણત્રી કરવામાં આવેલી છે. ખ્રસ્તીસન ૧૯૦૧ માં દર હજારે ૧૨૯ ભણેલા હતા. ખ્રસ્તીસન ૧૯૩૧ માં દર હજારે ૧૭૪ ભણેલા હતા. ખ્રસ્તીસન ૧૯૦૧ માં દર હજાર બૈરાંમાંથી ૯ ભણેલાં હતાં. ૧૯૩૧ માં દર હજારે ૩૧ ભણેલાં છે.

આમ કેળવણીમાં આશ્ચર્યજનક વધારો થવા પામ્યો છે. ખ્રસ્તીસન ૧૯૩૧ માં ૧૭.૪ ટકા મરદોને જ લખતાં વાંચતાં આવડે છે જ્યારે સ્ત્રીઓને ૩.૧ ટકા જ.

પરંતુ બીજા દેશોની અભણ દશા તપાસતાં આપણે ક્યાં ઉભા છીએ તે વિચારવા જેવું છે. અભણ દશામાં આપણે પહેલે નંબરે આવી શકીએ તેમ છીએ, એ માટે સરકાર જરૂર ગૌરવ ધરાવી શકે. ખ્રસ્તીસન ૧૯૩૧–૩૨ માં જગતની અભણ દશા સૂચવતો કોઠો નીચે મુજબ છે.

| દેશનું નામ | વર્ષ | મરદો | સ્ત્રીઓ | વ્યક્તિઓ |
|---|---|---|---|---|
| આફ્રિકાઃ— | | | | |
| ઇજીપ્ત | ૧૯૧૭ | ૭૬.૯ | ૯૫.૩ | ૮૫.૭ |
| અમેરિકાઃ— | | | | |
| કેનેડા | ૧૯૨૧ | ૫.૭ | ૪.૪ | ૫.૧ |
| યુ. એસ. એ. | ૧૯૨૦ | ૬.૦ | ૫.૯ | ૬.૦ |
| મેક્સીકો | — | ૬૧.૭ | ૬૭.૬ | ૬૪.૯ |
| યુરોપ— | | | | |
| બેલ્જીયમ | ૧૯૨૦ | ૬.૬ | ૮.૪ | ૭.૫ |
| બાલ્ગેરિયા | ૧૯૨૬ | ૨૫.૩ | ૫૩.૯ | ૩૯.૭ |
| સ્પેન | ૧૯૨૦ | ૩૫.૦ | ૫૦.૨ | ૪૩.૦ |
| ઇસ્ટોનીયા | ૧૯૨૨ | ૭.૨ | ૧૪.૦ | ૧૦.૮ |
| ફ્રાન્સ | ૧૯૨૬ | ૫.૧ | ૬.૭ | ૫.૯ |
| ગ્રીસ | ૧૯૨૮ | ૨૪.૪ | ૬૦.૫ | ૪૩.૩ |
| હંગરી | ૧૯૨૦ | ૧૦.૩ | ૧૫.૩ | ૧૩.૩ |
| ઇટલી | ૧૯૨૧ | ૨૩.૩ | .૩૦.૦ | ૨૬.૮ |
| લટાવિયા | ૧૯૩૦ | ૧૨.૨ | ૨૪ ૩ | ૧૮.૮ |
| લીથુનિયા | ૧૯૩૦ | ૩૦.૭ | ૩૪.૪ | ૩૨.૭ |
| પોલેન્ડ | ૧૯૨૧ | ૨૯.૪ | ૩૫.૭ | ૩૨.૭ |
| પોર્ચુંગાલ | ૧૯૨૦ | ૫૬.૮ | ૭૨.૮ | ૬૫.૨ |
| ઓશાનાઃ— | | | | |
| ઓસ્ટ્રેલિયા | ૧૯૨૧ | ૨.૧ | ૧.૨ | ૧.૭ |

ખ્રસ્તીસન ૧૯૨૧ માં ૭૩.૯ ટકા મરદો ને ૯૭.૭ ટકા સ્ત્રીઓ હિંદમાં અભણદશા ભોગવતાં એ હિસાબે અજ્ઞાનતા ખાતે હિંદનો પહેલો નંબર આવે છે.

ખ્રસ્તીસન ૧૯૩૧ માં દશ વર્ષની અંદરના સુદ્ધાં ૮૨.૬ ટકા મરદો ને ૯૬ ટકા સ્ત્રીઓ અભણ રહેલાં છે, એટલે ૮૯.૬ ટકા, બીજો કોઇ પણ દેશ આને ટપી જઇ શકે નહિ.

વય ધ્યાનમાં લીધા સિવાય આપણે આપણી દશાની ગણત્રી કરીએ તો ખ્રસ્તીસન ૧૯૩૧ માં ૨૫.૦૮ કરોડની વસ્તીમાંથી ૨.૮૨ કરોડ વાંચી લખી શકે તેવાં હતાં. એટલે લગભગ ૯૨ ટકા વસ્તી અભણ હતી. ખ્રસ્તીસન ૧૦૨૧ માં દક્ષિણ આફ્રિકાની બાંટુ જાતિમાં પણ ૮૮.૬ ટકા અભણ દશા ભોગવતા. અત્યારે તો એ સંખ્યા એથી પણ ઘટી હશે. એટલે હિંદનું અજ્ઞાન તો એથી પણ અદકું છે.

કદાચ જંગલી જાતો કરતાં આપણામાં કેળવાયલી સંખ્યા વધારે હશે, પરંતુ આપણે સંસ્કૃતિમય ગણાઇએ છીએ–કંઇ નહિ તો આપણી સરકાર તો સુધરેલી છે. એ દૃષ્ટિએ તો ઉપરના આંકડા જોતાં અભણ દશાની જોડ જડવી મુશ્કેલ પડશે.

આપણે ફરજિયાત પ્રાથમિક કેળવણી

વિશે પચીસ વર્ષો થયાં વાટાઘાટ કરી રહ્યા છીએ. આપણે ફરજિયાત પ્રાથમિક કેળવણી દાખલ કેમ નથી કરી એનાં કારણો તપાસીએ. લશ્કર ને પોલીસ જેવાં અગત્યનાં ખાતામાં પૈસા ખરચવાથી લાભ છે. સામાન્ય જનતાને પોતાના લાભ ખાતર જ કેળવણીની જરૂર નથી. સ્ત્રીપુરુષો ભણીભણીને ધાંધળિયા નીવડે છે. બ્રિટિશ અમલદારો કહે છે કે હિંદની સામાન્ય જનતા અજ્ઞાન છે, એમને પરતંત્રતા સાલતી જ નથી. અજ્ઞાન સ્વર્ગીય સુખ આપતું હોય ત્યાં ડહાપણ મૂર્ખાઈ છે. વળી પરાણે લખતાં વાંચતાં શીખવવું એ નૈતિક દૃષ્ટિએ યોગ્ય છે ? ઈસ્વીસન ૧૯૩૧ માં બોલ્શેવિકોએ આઠ વર્ષની અંદરનાં બાળકો માટે કેળવણી ફરજિયાત કરી. ઈસ્વીસન ૧૯૧૫ માં વસ્તીના ૫૦ ટકા ભણતાં, અત્યારે ૯૦ ટકા બાળકો એ નાસ્તિક શાળામાં જતાં થયાં છે. એથી લાભ શો ? ઇચ્છા વિરુદ્ધ બાળકને શાળામાં ધકેલવું ખોટું છે. બાળકોને સ્વતંત્ર વાતાવરણમાં ઉછેરવાં જોઈએ, ગોંધી નાખવાં ન જોઈએ.

લોકોને કેળવણી આપવા અત્યારે પૈસા નથી. ફીડરલ સ્વરાજના બંધારણમાં તો પૈસાની આશા જ રાખવી ખોટી છે. ઈસ્વીસન ૧૯૨૨ ની ફીડરલ ફાઈનાન્સ કમિટિએ ૧૯૩૩–૩૪ ને ૧૯૩૭-૩૮ નાં પ્રાંતિક સરવૈયાં તારવ્યાં છે તેમાં ચાર કરોડની ખોટ બતાવી છે. ફીડરલ સરકારને સાત કરોડ ચોખ્ખા રહેશે તેમાંથી પાંચ કરોડ પ્રાંતોને વહેંચતાં બે કરોડ વિવિધ ખર્ચો માટે અનામત રાખવા પડશે; કદાચ સુધારા દાખલ કરતાં એ રકમ વપરાઈ જશે. પાંચ કરોડ મળશે તો જ પ્રાંતિક નવા સુધારા દાખલ કરી બન્ને પલ્લાં સરખાં કરી શકશે એ પરિ-

સ્થિતિમાં કેળવણી આરોગ્ય ને હુન્નરઉદ્યોગ માટે પૈસા લાવવા ક્યાંથી ?

આપણી પરિસ્થિતિ જ નિરાશાજનક છે. ૩૫ કરોડ માણસો–ગરીબ ને અભણ–ભવિષ્યમાં પણ એવા જ રહેવા સરજાયેલાં; બ્રિટિશ સંબંધ હોય ત્યાં સુધી તો નક્કી જ.

એટલે ફીડરલ સ્વરાજનો વિચાર ક્યાં કરવાનો ? લોકોને એની સાથે શી નિસબત ? આપણી નિકાશ ઘટે છે. રાજકારભારનું ખર્ચ વધે છે; ભવિષ્યમાં કારભાર વધવાનો જ છે.

ાપણી કમનસિબિ માટે સરકારને દોષ જરૂર નથી; લાયક ને લાયક સરકાર . પછી એને કિસમત કહો કે ઐતિ- સત્ય કહો. અત્યારની પરિસ્થિતિ માટે જ જવાબદાર છીએ. બીજા કોઈનો ઢી શકીએ તેમ નથી.

ટ્રીય સરકારને વર્તમાન સરકાર અવગણે વી જવાબદારીઓ ઉઠાવવી પડત. ી સરકારનું મુખ્ય કર્તવ્ય તો હિંદના જ આંતરિક કે બાહ્ય જોખમોમાં સંરક્ષણ કરવાનું છે. રાષ્ટ્રીય સરકારને વધારે કરવું પડે એ દેખીતું છે. ા રીતરિવાજો ભારે મરણપ્રમાણનું સમજાવશે. રાષ્ટ્રીય સરકારે પ્રજાને એમને જીવન જીવતાં શીખવવું પડે. પ્રવૃત્તિને પ્રજાજીવન, તેની પ્રવૃત્તિ ને બમાં નજર રાખતાં થવું પડે.

રકારને આપણા ધાર્મિક ને નૈતિક ા તેથી પડેલા રીવાજો સાથે કાંઇ જ ત નથી એવું કહીએ તો પણ ગરીબાઇનું પરિણામ રોગચાળા ને મોત છે એ તો પડશે જ. હિંદની વસ્તી વધારે ગણાય મેકજ દૃષ્ટિએ; એની રાષ્ટ્રીય આવક એવી છે કે સંખ્યા વધતાં જ ભયંકર દશા ભોગવવી પડે પરંતુ દેશનું દ્રવ્ય નભાવી શકે એટલી હિંદની વસ્તી વધી છે એમ તો કહેવાય એમ નથી જ. હિંદના લોકો ગરીબ છે પણ હિંદ શ્રીમંત છે. આપણી ખેતી ને હુન્નર ઉદ્યોગોનો આપણે વિકાસ સાધીએ; રાજકારભારમાં કરકસર કરીએ; લશ્કર ને પોલીસને આપણી આવકનો મોટો હિસ્સો હોમ્યાં કરતાં અટકાવીએ ને સામાન્ય જનતાને જીવન જીવી જાણતાં શીખવીએ તો ૩૫ કરોડ માણસો સુખચેનથી હિંદમાં રહી શકે ને જીવનનું ધોરણ હલકું બનાવ્યા સિવાય વસ્તી વધારી શકે. વૈજ્ઞાનિક ખેતી હાથ ધરી હિંદનો ફાલ અનેક ઘણો વધારી શકાય એમાં શંકા નથી. આપણા હુન્નર ઉદ્યોગો પણ હજી ઊગે છે. હજાર બાળકો જન્મે તેમાંથી પાંચ વર્ષની વય થતાં સુધીમાં અર્ધાં મરી પરવારે એ ઓછા દુઃખની વાત નથી. ગરિ- બાઇનું જ એ પરિણામ છે. સંપત્તિ ને આવક ઉપર વસ્તીનો આધાર છે. સંપત્તિ સર્જાવો, આવક વધારો, એટલે રોગ ને મૃત્યુના ભોગ આપોઆપ ઘટી જશે.

આનો અર્થ એવો નથી કે વસ્તી છડેચોક વધાર્યે જવી. સંપત્તિને આવકના પ્રમાણમાંજ વસ્તી વધારવાની વાત છે છતાંય વધારે સંપત્તિ ને આવક હોય તો થોડી વસ્તી વધારે સુખચેનથી રહી શકે એ નિર્વિવાદ છે. એટલે વસ્તીની સંખ્યા અગત્યની નથી પણ એમની સ્થિતિ સમજવાની અગત્ય છે. થોડી સમજદાર ને વ્યવસ્થિત વસ્તી આપણા જેવાં અભણ અજ્ઞાન અવ્યવસ્થિત ને કચરાપટ્ટી પ્રજાનાં ટોળાં કરતાં હજાર દરજ્જે સારી છે.*

* Census of India By Brij Narain, The People : Monday 30 th, October 1933.

# અખીલ હિંદ મહીલા પરિષદની અર્ધવાર્ષિક બેઠક

અખીલ હીંદ મહિલા પરિષદની સ્થાયી સમિતિની અર્ધ વાર્ષિક બેઠક વડોદરાની શાખાના આમંત્રણથી અહીં તા૦ ૩૦–૩૧ જુલાઇ અને ૧ ઑગસ્ટે ભરાવાની હોવાથી સ્થાયી સમિતિનાં સભ્યો તા૦ ૨૯ મી સવારથી વડોદરામાં આવ્યાં હતાં, જેમનો અહીંની શાખાના સ્વાગત મંડળ તરફથી સ્ટેશને ઘટતો સત્કાર કરવામાં આવ્યો હતો.

### આવેલાં મહિલા મહેમાનો

બહારથી આવનારાં માનવંત બહેનોમાં પરિષદના પ્રમુખ શ્રી રાજકુમારી અમ્રતકુંવર, ઉપપ્રમુખો શ્રી રાણી લક્ષ્મીબાઇ રાજવડે ( ગ્વાલીયર ) શ્રી એસ૦ સી૦ મુકરજી (કલકત્તા) શ્રી અમુસ્વામી નાથમ (મદ્રાસ) માનદ મંત્રી શ્રીમતી હીના બહેન અસના (અમદાવાદ) તથા સભ્યો પૈકી મુંબઇથી શ્રી જયશ્રી બહેન રાયજી, શ્રીમતી જે૦ આર૦ ડાકટર, શ્રીમતી ડા૦ માલીનીબાઇ સુખથનકર અને શ્રી ઉર્મીલા બહેન મહેતા, અમદાવાદથી શ્રી શારદાબહેન, શ્રી૦ કે. ઘેલાભાઇ, ઇદોરથી શ્રી જયોત્સના બહેન મહેતા, ગ્વાલીયરનાં શ્રી ઇંદુમતી રજવડે, દીલ્લીથી મીસ નટરાજન, ફલટણનાં શ્રી જાનકીબાઇ ગોડબોલે, નાગપુરના શ્રી વીમલાબાઇ દેશપાંડે, ઉમરાવતીનાં શ્રી વિમળાબાઇ દેશમુખ, હૈદરાબાદ ( દખણ ) નાં શ્રી કોરનેલીઅસ. તથા શ્રી કુ લીલામણી નાયડુ ( શ્રી સરોજીની નાયડુનાં પુત્રી ) પુનાનાં શ્રી વી. ' શેવડે, ધારવાડનાં શ્રી શામલાબાઇ –બેલગાંવકર, પાલણપુરના શ્રી ડી. બી. હસન મુખ્ય હતાં. ફલટણના શ્રી રાણી સાહેબે નહીં આવી શકવા બદલ દીલગીરી દર્શાવતો તાર મોકલ્યો હતો.



કોલેજમાં સેંટ્રલ હોલ પાસે શ્રી સ્વામીનાથન, શ્રી રાજકુમારી અમૃતકુંવર તથા શ્રી. રાણી લક્ષ્મીબાઇ રાજવાડે.

### ન્યાયમંદીરમાં સત્કાર

મહિલા પરિષદનાં બહારથી આવેલાં માનવંત બહેનોનું વડોદરાની પ્રજા તરફથી જાહેર સન્માન કરવા માટે તા ૩૦ શનીવારે સાંજે ૭ વાગે ન્યાયમંદીરના હોલમાં ના. દિવાન સાહેબ સર વી. ટી. કૃષ્ણમાચારીના પ્રમુખપણા નીચે મેળાવડો થયો હતો. જેમાં સુમારે હજારેક સન્નારીઓ તથા ત્રણસો ચારસો પુરૂષો–અમલદારો તેમજ ગૃહસ્થોએ હાજરી આપી હતી. સ્વયંસેવિકાઓએ યુનીફાર્મ અને બેજ સાથે સજ્જ થઇ સઘળી વ્યવસ્થા ઉત્તમ રીતે રાખી હતી.

### ડૉ. મીસ બાનાનું ભાષણ

કન્યાઓએ સ્વાગતગીત મધુર કંઠે ગાયા બાદ ડૉ. મીસ બાનાએ ગુજરાતીમાં ભાષણ આપતાં જણાવ્યું કે દરેક મનુષ્યને જીવનમાં ધન્ય પળ આવે છે, તેવી મારા જીવનમાં આજે પહેલી ધન્ય પળ છે, કે આવા મોટા મેળાવડામા બહારથી અત્રે આવેલા હીંદનાં જાણીતાં સુશિક્ષિત મહિલા મહેમાનોને આવકાર આપવાની આનંદદાયક તક સાંપડી છે, વધારે આનંદ એ થાય છે કે આ સ્થળ શ્રીમંત મહારાજા સાહેબની રાજ્યધાની છે. તેઓશ્રીએ હીંદી સ્ત્રીઓની ઉન્નતિ માટે સ્ત્રીઓને કેળવણી આપવા, તેમની સામાજીક સ્થિતિ સુધારવા કાયદાઓ કરી બાળ લગ્નનો પ્રતિબંધ, સ્ત્રીઓને વારસાના હક, લગ્ન વિચ્છેદનો કાયદો કરી ઘણી હીતકારી યોજના કરેલી છે. શ્રી. સૌ. મહારાણી સાહેબે પણ હીંદની સ્ત્રીઓની ઉન્નતિ માટે વર્ષોથી પ્રચાર કરી મહીલા પરિષદના એક વખત પ્રમુખ થઇને પ્રોત્સાહન આપ્યું છે અને વર્ષોથી એ

પ્રવૃત્તિમાં ઉત્સાહથી ભાગ લે છે. આજે વડોદરા માં હીંદી મહિલા પરિષદની સમિતિ મળી છે એ જાણી શ્રી. રાજદંપતીને પણ આનંદ થશે. બસો વર્ષથી શ્રી. ગાયકવાડ સરકારનો ઝંડો ગુજરાતમાં ફરકે છે, પણ શ્રી૦ મહારાજા સાહેબે જેટલાં થોડાં વરસમાં મહાન સુધારા કર્યા છે તેથી વડોદરાની સ્થિતિ એટલી પલટાઇ ગઇ છે કે વીસ વર્ષ ઉપર જેણે જોયું હોય તે આજના વડોદરાને ઓળખી ન શકે. સ્વચ્છતા-સુંદરતા-ભવ્ય મકાનો-બાગબગીચા વગેરે બધું વડોદરામાં જોવા મળે તેવું છે. એ જોઇ અમારાં મહેમાન બહેનોને પણ આનંદ થશે.

સ્ત્રીઓના ઉત્કર્ષ માટે જોઇશું તો બધે પ્રવૃત્તિ ચાલી રહી છે. રાજકીય બાબતોમાં પુરૂષો જેટલા હક્કો માગવાનો નહીં પણ તેમાં ફાળો આપે તેવો મંડળનો ઉદ્દેશ છે.

પુરૂષો સાથે હરિફાઇ કરવાનો ઉદ્દેશ નથી. જાતી ભેદ છે અને રહેશે. પણ ઉચ્ચપણાનો પુરૂષોને ખ્યાલ છે અને સ્ત્રીઓમાં ઉતરતા દરજ્જાનો ખ્યાલ આવી ગયો છે તે પ્રશ્નનો આ હીલચાલથી ઉકેલ થશે. હવે સ્ત્રીઓ ભણી ગણીને સામાજીક હીલચાલમાં ભાગ લેતી થઇ છે એટલું જ નહીં પણ ધારાસભાઓ, લોકલ બોર્ડો-સુધરાઇઓ વગેરે સંસ્થાઓમાં પ્રવેશ કરવા અને મત આપવામાં આગળ વધી છે. છતાં અત્યાર સુધી જે થયું છે તે પારીરામાં પહેલી પુણી બરાબર કહેવાય, સ્ત્રી સમાજનો ઘણો મોટો વર્ગ હજુ અજ્ઞાનતા-નિરક્ષરતા પરાધીનતામાં પડેલો છે. તેમને આગળ લાવવાની જરૂર છે. તેમ ન થાય ત્યાં સુધી પુર્ણ સ્વરાજ્ય અશક્ય છે.

## મે. સુધાલકરનું ભાષણ

ન્યાયમંત્રી મેં સુધાલકરે અંગ્રેજીમાં ભાષણ આપતાં આજના માનવંત મીજબાનોને આવકાર આપતાં આનંદ દર્શાવી જણાવ્યું કે અખીલ હીંદ મહીલા પરિષદ હીંદની તેમજ જગતની સ્ત્રી સમાજની સુધારણામાં ભાગ લેઇ તેમની પ્રવૃતિ સમાજ સુધારા-કેળવણી-કાયદાઓનો પ્રશ્ન વગેરે ક્ષેત્રોમાં જોવામાં આવે છે. આપણા શ્રી. મહારાજા સાહેબે સ્ત્રીઓની સ્થિતિ સુધારવા માટે કેળવણીની સવડ આપવા ઉપરાંત કાયદામાં પણ ઘણા સુધારા કરેલા છે. હિંદુ કાયદામાં સ્ત્રીઓને ખોરાકી પોષાકી સિવાય બીજા હક્કો નથી. વડોદરામાં શ્રીમંતે સ્ત્રીઓને વારસાના હક્કો આપ્યા છે. સ્વતંત્ર માલકી હક્ક માટે માલ મીલકતમાં અમુક રકમ સુધીની યતા રાખી છે. સંતાન વગરની વિધવાઓને તેના પતિનો હિસ્સો પ્રોવીંસમાં મળતો નથી તે અહીં મળે છે. કુમારી પુત્રીઓને બીજે બાપની મીલકતમાંથી કંઇ હીસ્સો મળતો નથી તે અહીં ભાઇના ભાગનો ચોથો ભાગ મળે એમ ઠરાવ્યું છે. એવા એવા ઘણા સ્ત્રીને હિતકારી કાયદા કરવાની પહેલ શ્રીમંતે કરી છે, મહિલા પરિષદની બેઠક અહીં મળી છે તેથી આશા રાખીશું કે અહીંના સુધારાઓ તેમની કાર્ય પ્રવૃત્તિમાં ઉપયોગી અને અનુકરણીય થશે.

## શ્રી શારદા બહેને આપેલો પરિચય

શ્રી શારદા બહેને ગુજરાતીમાં બોલતાં અને પધારેલાં કેટલાંક જાણીતા આગેવાન બહેનોનો પરિચય કરાવતાં જણાવ્યું કે પરિષદનાં પ્રમુખ શ્રી અમૃતકુંવર બહેન રાજકુમારી છતાં રાજવૈભવ અને પૈસો અને સુખ છોડી સ્ત્રીઓની ઉન્નતિના કાર્યમાં મંડયા રહ્યાં છે. પ્રમુખ તરીકે તેમની છ મહિનાની કારકીર્દી યશસ્વી નીવડી છે. તેઓના હૃદયમાં હંમેશાં એવી ધગશ રહી છે કે સમાજના ઉપલાં થરમાંથી નીચલા થરમાં ઉતરી સેવા કામ અને પ્રચાર કરૂં. ઘણા વખતથી તેઓ એ રીતે કામ કરી રહ્યાં છે. તેનો લાભ સમગ્ર દેશને મળશે.

ઉપપ્રમુખ શ્રી રાણી લક્ષ્મીબાઇ ગ્વાલીયરનાં શ્રીમંત સન્નારી હોવા છતાં સ્ત્રી સેવાનું કાર્ય છેલ્લાં ૩૦-૩૫ વર્ષથી કરી રહ્યાં છે. તેઓ લંડનની સારી સારી ડીગ્રીઓ ધરાવે છે અને એક ખાનગી દવાખાનું પણ કાઢયું હતું. આવતી પરિષદ ડીસેંબરમાં દીલ્હીમાં મળનાર હોઇ તેનાં પ્રમુખ ચુંટાયાં છે. બીજા ઉપપ્રમુખો મદ્રાસના અમ્મુસ્વામીનાથમ તથા કલકત્તાનાં શ્રી એસ. સી. મુકરજી પણ પોતપોતાના પ્રાંતોમાં સ્ત્રી ઉન્નતિની દરેક હીલચાલમાં સારો ભાગ લેઇ ઉત્સાહથી સેવા બજાવે છે. અમદાવાદનાં મીસીસ દીના અસાના પણ જાણીતા સ્ત્રી હિતનાં કાર્યકર્તા અને પરિષદના માનદ વ્યવસ્થાપક મંત્રી છે. તે ઉપરાંત પંજાબ, સંયુક્ત પ્રાંત, મુંબાઇ, ગ્વાલીયર, ઇંદોર, પુના, ધારવાડ, ભરૂચ વગેરે સ્થળોએથી જાણીતાં બહેનો અહીં એકત્ર

થયાં છે. તે સ્ત્રીઓને લગ્નના પ્રશ્નોના ભાવિ ઉકેલ માટે ખુશી થવા જેવું છે.

### સ્વાગત માટે આભાર

પછી મહેમાનો તરફથી બોલતાં જણાવ્યું કે અહીં અમારા ઉત્તમ સ્વાગત માટે શ્રી લેડી કૃષ્ણમાચારીના પ્રમુખપણા નીચે સમીતીએ જે ઉદાર સગવડો કરી છે તેમાં કંઇ પણ ઉણપ નથી તેથી આ બધાં તરફથી આભાર દર્શાવું છું.

### શ્રી રાજકુમારી અમૃતકુંવર

પછી શ્રી રાજકુમારીએ ભાવભરી લાગણી દર્શાવનારું ભાષણ હીંદીમાં આપતાં જણાવ્યું કે તમારા ભાવભીના ઉદાર આતિથ્ય અને સત્કાર માટે હું આપનો બધાનો આભાર માનું છું. વડોદરા રાજ્યે સ્ત્રીઓની સ્થિતિ સુધારવા જે પ્રવૃતિઓ કરી છે તે જાણીતી હતી, અને અત્રે નજરે જોયું છે તેથી મને ઘણો આનંદ થાય છે અને મારા કાર્યમાં મને પ્રોત્સાહન મળ્યું છે.

વડોદરા રીયાસતને પગલે ચાલી વધે જે માર્ગ લીધો છે તે માર્ગે બ્રીટીશ હીંદમાં પણ કાર્ય કરવાની અમે કોશીશ કરી રહ્યાં છીએ. મને લાગે છે કે દેશી ભાષા સિવાય સ્ત્રી સમાજના સમગ્ર વર્ગમાં ઉતરી શકાય તેમ નથી. સ્ત્રીઓને અજ્ઞાનતા અને વહેમોમાંથી મુક્ત કરી ખરા સુધારા અને પ્રગતિનું માર્ગદર્શન કરવું જોઇએ. એ જાગ્રતિ પેદા કર્યા વિના વ્યાખ્યાનોથી કંઇ વળે નહીં.

થોડી સુશિક્ષીત બહેનો ભાષણો ઠરાવો કરે તેથી કંઇ ન વળે તેનો અમલ કરી સમગ્ર જાગ્રતિ અને ઉત્સાહ પેદા કરવા જોઇએ. તે માટે પ્રાંતિક સમિતિઓ નીમી છે. વડોદરાની શાખા પણ એજ ઉદેશથી કરી છે. તે શ્રીમંતના રાજ્યમાં વધારે સારું કામ કરી શકે એવી અમને ઉમેદ છે,



શ્રી. રાજકુમારી અમૃતકુંવર
હિંદ મહિલા પરિષદનો હાલનો પ્રમુખ.

### બધાનાં સહકારની જરૂર

સ્ત્રીઓની સ્થિતિ આજકાલ દયાજનક અને પછાત થઇ પડી છે. તેમાંથી ઉદ્ધાર કરવાનું કાર્ય મુશ્કેલ છે પણ તે સિદ્ધ કરવામાં બધાના પૂર્ણ સહકાર અને સહાનુભુતિની અમને જરૂર છે પણ મુખ્ય આધાર તો સ્ત્રીઓની પોતાની જાગ્રતિ અને ઉત્સાહ ઉપરજ રહેલો છે. નિઃસંદેહ છે કે જે દેશમાં સ્ત્રીઓ ભણેલી હોય તે દેશની કે પ્રજાનીજ ઉન્નતિ થઇ શકે છે. પ્રાચીન આર્યાવર્ત અને વર્તમાન યુરોપ તેનાં દ્રષ્ટાંતો છે. આજકાલ યુરોપની પ્રગતિમાં સ્ત્રી શક્તિનો જબરો ફાળો ને સહકાર છે. હીંદમાં પણ જાગ્રતિ થવા માંડી છે. અમારા તરફ ધારાસભામાં પણ સ્ત્રીઓ સભ્ય તરીકે દાખલ થઇ છે. શ્રીમતી પં. વિજયાલક્ષ્મી તો પ્રધાન પણ થઇ છે. આ તરફ પણ સ્ત્રીઓની પ્રવૃતિ સારી થાય છે. અમારું મંડળ સ્ત્રીઓની સુસ્થિતિ સુધારવાના ઉદેશથી કામ કરી રહ્યું છે. તેની સફળતા માટે દરેક બહેનને તેમાં જોડાવા-ઉત્સાહથી તેની પ્રવૃતિઓમાં ભાગ લેઇ સહકાર કરવા વિનતિ છે.

### શ્રી લક્ષ્મીબાઇ રાજવાડે-

શ્રી. લક્ષ્મીબાઇ રાજવાડે એ મરાઠીમાં બોલતાં વડોદરાની મુલાકાતની મળેલી તક માટે આનંદ દર્શાવી; અહીંના શ્રી. સૌ. મા. મહારાણી સાહેબે ૧૯૨૭ માં હિંદી મહિલા પરિષદના પ્રમુખસ્થાનેથી જે પ્રોત્સાહન આપેલું અને સ્ફુર્તી, કર્તવ્ય નિષ્ઠા અને સંગઠનનો મંત્ર આપેલો તેથી ઉત્તેજીત થઇ આ સંસ્થા અખીલ હિંદની સ્ત્રી સમાજની ઉન્નતિ માટેની પ્રવૃત્તિ ચલાવી રહી છે. એ યશ શ્રી સૌ. મહારાણી સાહેબને છે.

અમારી પ્રવૃત્તિઓમાં પુરૂષ વર્ગ વિરોધ નહીં કરતાં ધારાસભામાં તેમજ બહાર સહકાર આપ્યો છે તેથી અમને આનંદ અને અભિમાન થાય છે. પરંતુ

કાયદાથી સ્ત્રીઓને હક્ક અને સમાનતા આપવામાં હજુ સ્ત્રીઓએ વધુ સહકાર-સહાનુભૂતિ અને લાયકાત મેળવવી પડશે. તે પ્રવૃત્તિની જવાબદારી અમારા મંડળ ઉપર છે.

રાષ્ટ્રીય મહાસભાએ દેશભરમાં જાગ્રતિ કરી છે. પ્રાંતિક સ્વરાજ્યનું તંત્ર હાથમાં લઇ રાષ્ટ્રીય પ્રધાન મંડળોએ કાયદાથી પણ પગલાં લેવા માંડયાં છે. પણ છેલ્લાં દશ વર્ષમાં જે જાગ્રતિ થઇ છે, તેમાં અમારા મંડળનો પણ ફાળો છે. આ સંસ્થા ફક્ત શ્રીમંત સ્ત્રીઓની છે એ આક્ષેપ ખોટો છે. આમ વર્ગની બહેનોની ઉન્નતિ માટે પણ કામ કરે છે.

રાજકારણથી છુટાં શા માટે ? જો કે સમાજીક બાબતોને રાજકીય બાબતોથી તદ્દન નિરાળી કરી શકાય તેમ નથી. પણ જો સીધી રીતે રાજકીય પ્રવૃત્તિ કરવામાં આવે તો આ સંસ્થામાંથી ઘણાંને છુટાં થવું પડે. પ્રથમ જ્યાં સુધી નિરક્ષરતા ન ટળે, ઉંચી કેળવણીનો પ્રચાર ન વધે, સ્ત્રીઓને કાયદાથી સ્વાતંત્ર્ય અને સમાનતાના હક્કો ન મળે ત્યાં સુધી હેતુ પાર ન પડે. આપણી સંસ્કૃતિને અનુકુળ રહીને સુધારાની પ્રવૃત્તિ કરવાનો અમારો ઉદ્દેશ છે.

## ના. દિવાન સાહેબનું ભાષણ

તે પછી ના. દિવાન સાહેબે મહેમાન બહેનોને સત્કાર આપતાં રમુજમાં જણાવ્યું કે આજ હું તો મહેમાનની સ્થિતિમાંજ રહેવા માંગતો હતો, પણ પ્રમુખની ખુરશી આપી એટલે બે શબ્દ બેલવાનું ફરજીયાત માથે પડયું. આપ બધાં દુર દુરથી સ્ત્રી ઉન્નતિના કાર્ય માટે તસ્દી લઇ પધારેલાં છો. અમને mere men ફક્ત પુરૂષો તરીકે આ સભામાં આમંત્રી આજના વિચારો સાંભળવાની તક આપી છે. તથા શ્રી. સૌ. મા. મહારાણી સાહેબનો પ્રમુખ તરીકે આ સંસ્થા સાથે સંબંધ છે તે સર્વ દ્રષ્ટિએ આપને રાજ્ય તથા પ્રજા તરફથી હાર્દિક આવકાર આપું છું અને મને પ્રમુખસ્થાનનું માન આપ્યું છે તે બદલ આભાર માનું છું. શ્રી. મહારાજા સાહેબે સ્ત્રીઓની ઉન્નતિ માટે જે વર્ષો પહેલાં જરૂરીયાત જોઇ સુધારાના કાયદાઓ કર્યા છે તે કાર્યમાં તમે અખિલ હિંદની સ્ત્રીજનતાનાં હિતની પ્રવૃત્તિ કરી રહ્યાં છો, પુરૂષો ગમે તેવા આગળ વધવા છતાં સ્ત્રીઓના સાથ અને સહકાર વિના પ્રગતિ કરી શકશે નહીં. એ વસ્તુસ્થિતિ જોઇ શ્રીમંતે 'ફરજીયાત કેળવણી દાખલ કરી છે તેનું કેટલું સારૂં પરીણામ આવેલું છે તે આપણે જોઇ શકીએ છીએ. કોઇપણ સમાજ કે પ્રજા સ્ત્રી-પુરૂષોના પુર્ણ સહકાર વીના પ્રગતિ નજ કરી શકે. આ પરીષદ એ ઉદ્દેશથી પ્રવૃતિ કરે છે તેમાં તેને સફળતા ઇચ્છું છું. આ મંડળની અર્ધ વાર્ષિક સભા અહીં મળી છે તેથી અમને ઘણો આનંદ થયો છે. શ્રીમતી રાજકુમારી જેવાં ત્યાગવીર અને કર્મવીર નેતાની આગેવાની નીચે તમારી પ્રવૃતિઓને સફળતા ઇચ્છું છું. સ્ત્રીઓની ઉન્નતિ થઇ, તેઓનો સહકાર મળતાં મને ખાત્રી છે કે હીંદની ખરી પ્રગતિ કરી શકાશે અને ત્યારેજ હીંદને વર્તમાન પ્રગતિશીલ દેશોમાં સ્થાન મળી શકશે. સામાજીક સુધારાઓમાં પણ સ્ત્રીઓ જાગ્રત થઇ તેઓનો સહકાર મળી શકશે ત્યારેજ સુધારણા થઇ શકશે તમારી પ્રવૃતિઓમાં વડોદરાના સ્ત્રી સમાજની સુધારણાની પ્રવૃત્તિઓ કેળવણી, કાયદા, વગેરે તમને તમારા કાર્યમાં માર્ગદર્શક અને પ્રોત્સાહક થશે જાણી મને આનંદ થાય છે. એટલું કહી તમે તસ્દી લેઇ અહીં આવ્યાં છો તે બદલ ફરીથી તમારો આભાર માનું છું.

## સમિતિનું કામકાજ

અખિલ હિંદ મહિલા પરિષદની સ્થાયી સમિતિની અર્ધ વાર્ષીક બેઠક અહીં વડોદરામાં તા. ૩૦ અને ૩૧ મીએ બહેનોના ઉતારે ગેસ્ટ હાઉસમાં પરિષદનાં પ્રમુખ શ્રીમતી રાજકુમારી અમ્રતકુંવરના અધ્યક્ષપદે મળી હતી. બન્ને દિવસ સવારે, બપોરે અને સાંજે એમ દીવસમાં ત્રણ વખત મળી પરિષદના બંધારણ તથા કાર્યક્રમને અંગે વિવિધ સ્ત્રી હિતના સામાન્ય તથા ખાસ વિષયની ચર્ચા વાટાઘાટ કરી ઠરાવો કર્યા હતા. સમિતિની બેઠકમાં બહારથી આવેલાં બહેનો ઉપરાંત અહીંની સંસ્થાના આગેવાન કાર્યકર્તા શ્રી પ્રેમલીલા મહેતા વગેરે બહેનોએ ભાગ લીધો હતો. કેટલીક બેઠકોમાં ખાસ આમંત્રણથી લેડી કૃષ્ણમાચારીએ પણ હાજરી આપી હતી સિવાય બરચની નવી સ્થપાયલી શાખાનાં મીસ એ. ડી. કુપર તથા વીરમતી બહેન દેસાઇ પણ પરવાનગીથી હાજર રહ્યાં હતાં,

### પસાર થયેલા ઠરાવો

બેઠકમાં નિચેના ઠરાવો પસાર થયા હતા. (1) પરિષદનાં માજી પ્રમુખ મંડીનાં શ્રી રાણી હાદેબ (૨) મંત્રી મીસ શાંતા બાલેરાવનાં માતુશ્રી અને (3) વડોદરા મહા વીદ્યાલયનાં શ્રી સુશીલા-દેવી પંડીતના પીતાશ્રી પં. આત્મારામજી—એમનાં સ્વર્ગવાસ બદલ શોકદર્શક ઠરાવો (૪) હરીજનોને મંદીર પ્રવેશની છુટ આપવા બદલ ઇંદોરના શ્રી મહારાજ સા. ને (૫) વડી ધારાસભાના પહેલા લોકલ સ્રી સભ્ય ચુંટાવા બદલ શ્રીમતી સુબારાયનને (૬) મદ્રાસમાં અનીતીના ધંધાના પ્રતીબંધક કાયદામાં કેટલીક જ્ઞાતીઓ અને કોમોને અપવાદનો લાભ મળતો હોવાથી વ્યભીચારના ધંધામાંથી કમાણી કરનારા ત્રીજા પક્ષને સજા કરવાનો સુધારો કરનારી કલમો દાખલ કરાવવા માટે શ્રીમતી ડા. મુથુલક્ષ્મી રેડીને અભીનંદન આપવાના ઠરાવ. (૭) મદ્રાસની સરકારને હીંદુ મંદિરોમાં ચાલતી 'દેવદાસી'ની પ્રથા કાયદાથી બંધ કરવાની વિનતિનો ઠરાવ યોગ્ય વિવેચનો પછી સર્વાનુમતે પસાર થયા હતા.

### બંધારણમાં સુધારા

તા. 31 મીએ મળેલી બેઠકની સભામાં સમિતિએ પરિષદના બંધારણમાં સુધારા વધારા કરવાને આવેલી સુચનાઓ ઉપર છુટથી વાદવિવાદ કરી, પ્રગતિની દ્રષ્ટિએ વિચાર કરી વિગત વાર ચોકસ ભલામણો કરવા માટે એક પેટા સમિતી નિમી હતી તથા નરસરી સ્કુલો, શિક્ષકો માટે શિક્ષણ શાળાઓ, જુદી જુદી ધારાસભાઓમાં રજુ થયેલા સામાજીક સુધારાના કાયદાઓની તરફેણમાં લોકમત કેળવવા અને પ્રચારકાર્ય કરવા, બાળકોના રક્ષણનો કાયદો, અનિતી નિષેધ કાયદો, વગેરે જ્યાં હોય તેમાં યોગ્ય સુધારો દાખલ કરાવવા અને ન હોય ત્યાં તે દાખલ કરાવવા અને તે કાયદાના અમલ માટે સ્રી પોલીસની યોજના થવા, સ્રીઓમાં ચાલતી બેકારીની તપાસ કરી તેઓને ઉદ્યોગ ધંધો અને ગુજરાન મળે એવી યોજના કરવા અને સ્રી જાતિને ઉપયોગી ખાસ 'વિષયોનું' શિક્ષણ આપવા વગેરે બાબતો ચર્ચાઇ પરિષદની આવતા ડીસેંબરમાં દીલ્હી ખાતે મળનારી બેઠકમાં રજુ કરવા ઠર્યું હતું.

### અહીંની સંસ્થાઓની મુલાકાત

બહારથી આવેલાં પ્રતિનીધી બહેનોને ગેસ્ટ-હાઉસમાં મુકામ આપ્યો હતો અને તેમના સ્વાગત અને સુખસગવડ માટે ઉત્તમ વ્યવસ્થા કરી હતી. તેઓએ અહીંના શ્રી લેલચંદ હરીજન આશ્રમ, આર્યકન્યા મહાવિદ્યાલય, સેંટ્રલ લાયબ્રેરી, શ્રી ચીમનાબાઇ સ્રી ઉદ્યોગાલય, વગેરે સંસ્થાઓની મુલાકાત લેઇ વડોદરાની પ્રગતી માટે સંતોષ બતાવ્યો હતો.

### લંચ-એટહોમ સત્કાર

મહેમાનોના ખાસ સત્કાર માટે ના. લેડી કૃષ્ણમાચારી તરફથી તા. 3૧ મીએ સાંજે 'દીલારામ' બંગલામાં એટહોમનો સુંદર મેળાવડો થયો હતો. તેમાં બહારનાં મહેમાનો ઉપરાંત અહીંની સંસ્થાના મેંબરો તથા જાણીતાં સન્નારીઓને આમંત્રણ હતું. ગરબા વગેરેનો કાર્યક્રમ શ્રી. પ્રેમશીલા બહેનની દેખરેખ નીચે સુંદર થયો હતો.

શ્રી. મીસીસ અમીના તૈયબજી તરફથી તા. ૧ લીએ એટહોમ પાર્ટી થઇ હતી.

### લક્ષ્મીવિલાસ મહેલમાં જમણ

શ્રી૦ સૌ૦ યુવરાણી શાંતાદેવી સાહેબે મહિલા પરિષદના સભ્યો તથા અત્રેના કેટલાક જાણીતા સ્ત્રી કાર્યકર્તાઓને સોમવારે રાત્રે ૮-૩૦ વાગે લક્ષ્મીવિલાસ મહેલમાં સુંદર જમણ આપ્યું હતું. જેમાં રાજકુમારી શ્રી. અમૃતકુંવર, શ્રી. રાણી લક્ષ્મીબાઇ રાજવાડે, શ્રી. સુબ્બારાયન, શ્રી લેડી કૃષ્ણમાચારી વિગેરેએ હાજરી આપી હતી. શ્રી સૌ. યુવરાણી શાંતાદેવી સાહેબે સર્વની સાથે છુટથી વાર્તાલાપ કર્યો હતો. સત્કાર સંગીત વિગેરે સર્વ વ્યવસ્થા ઘણી સારી હતી.

## ત્રીજે દિવસે

અખીલ હીંદ મહિલા પરિષદની અર્ધ વાર્ષિક બેઠક માટે અહીં પધારેલાં હીંદનાં જાણીતાં માનવંત સન્નારીઓની અહીંની મુલાકાતનો લાભ લઇ વડોદરાના મહિલા મંડળ તરફથી જાહેર વ્યાખ્યાનોનો મેળાવડો તા. ૧ લી સોમવારે સાંજે છ વાગે ન્યાય મંદિરના હોલમાં ના. દીવાન સાહેબ સર વી. ટી. કૃષ્ણમાચારીના માનવંત પ્રમુખપણા નીચે રાખવામાં આવ્યો હતો. તેમાં બહારથી આવેલા મહેમાન બહેનો ઉપરાંત અહીંના સ્ત્રી મંડળોના સભ્યો તથા અમલદારો ગૃહસ્થોએ ઘણી મોટી સંખ્યામાં હાજરી આપી હતી. હોલ સ્ત્રી પુરૂષ શ્રોતાઓથી ચીકાર ભરાયો હતો. જેમાં સ્ત્રીઓની હાજરી વિશેષ હતી.

### મે. ધુરંધર સાહેબનું ભાષણ

સર ન્યાયાધીશ મે. ધુરંધર સાહેબે અંગ્રેજીમાં ભાષણ આપતાં જણાવ્યું કે હીંદી સ્ત્રીઓની પરિષદના પ્રસંગે 'હીંદુ એક પત્નીવ્રત' ઉપર મારે કંઇક બોલવું એમ મને કહેવામાં આવ્યું છે. હીંદુ સમાજનો સુરિક્ષિત વર્ગ હાલની સ્થિતિ અને પ્રતિષ્ઠાથી નારાજ છે અને તેને લીધે તેઓ પોતાના વાજબી હકક અને પ્રતિષ્ઠા મેળવવા પ્રવૃત્તિ કરી રહ્યાં છે.

### હીંદમાં સ્ત્રીઓની સ્થિતિ અને સુધારો

જેવા રાષ્ટ્ર વિધાતા મુખત્યારો પણ કાયદાથી સ્ત્રીઓની સ્થિતિ સુધારવા પ્રયત્ન કરે છે. હીંદમાં સ્ત્રીઓ ઘણી અજ્ઞાન અને પછાત છે. તેમાં આપણી પૌર્વાત્ય સંસ્કૃતિનો દોષ નથી. પ્રાચીન સમયમાં હીંદી સ્ત્રીઓને જ્ઞાન શિક્ષણ આપવામાં આવતું, સ્વયંવર કરીને ઇચ્છા મુજબ લગ્ન કરતાં વગેરે આપણે જાણીએ છીએ, પણ વિદેશી આક્રમણો અને હુમલાઓથી તથા વિદેશી સત્તા દેશ ઉપર આવ્યા પછી સ્થિતિ બદલાઇ હતી. અજ્ઞાન વધ્યું, બાળલગ્ન, બાળહત્યા અને પડદા વગેરે હાનિકારક રીવાજો દાખલ થયા અને સમાજની પડતી થઇ. હવે બ્રીટીશ રાજ્યમાં પુનરૂદ્ધાર માટે અનુકુળ સંજોગો થયા છે. સ્ત્રીઓ પોતાની પુર્વ સ્થિતિ મેળવવા જાગ્રત થઇ છે અને પોતાના હકકો મેળવવા બહાર પડી છે તે ખુશી થવા જેવું છે.

**શ્રીમંતના રાજ્યમાં સુભાગ્યે** ઘણા સુધારા થયા છે. શ્રીમંત ૫૦ વર્ષ આગળ જુવે છે અને તે પ્રમાણે સ્ત્રીઓની સ્થિતિ સુધારવા ખાસ કાયદાઓ કરેલા છે. પ્રાચીન ઋષીમુનિઓનો સ્મૃતીઓનો શ્રીમંતે પુનરૂદ્ધાર કર્યો છે. આ રાજ્યમાં થયેલા સ્ત્રીઓને લગતા લગ્ન વિચ્છેદ, વારસાના વગેરે કાયદાઓથી સ્ત્રીઓને વિધવા માતા અને પુત્રીઓ તરીકે કેવા અને કેટલા હકકો મળેલા છે તેની ટુંકમાં માહીતી આપી. 'એક પત્નીવ્રત'ના કાયદાનો મુસદો અહીં ગઇ ધારાસભામાં જ આવેલો છે અને બ્રીટીશ રાજ્યમાં પણ વડી ધારાસભામાં એવો કાયદો અહીં પધારેલાં સન્નારી તરફથી રજુ થનાર હોઇ, તે માટે તેમને અભીનંદન આપી-એ મુસદાની નકલ વાંચેલી હોઇ-તેમાં કેટલીક અપુર્ણતાઓના ઉલ્લેખ કરી.

**મુસદામાં સુધારાની સુચનાઓ** કરતાં જણાવ્યું કે (૧) જૈન અને બુધ્ધ અનુયાયીઓને પણ તેનો લાભ મળે તે માટે હીંદુ શબ્દની વ્યાખ્યામાં જૈન તથા બુધ્ધ વગેરેનો સમાવેશ કરવો જોઇએ. (૨) ચેપી અથવા ઉડતા રોગો મોઘમ છે, તેને બદલે રક્તપીત અગર તેવા અસાધ્ય રોગો એવી સ્પષ્ટતા થવી જોઇએ, (૩) પાંચ વર્ષનો ત્યાગ બીજાં લગ્ન માટે રાખેલો છે તે મુદત બહુ લાંબી છે. (૪) વ્યભીચાર માટે એક વર્ષ કરતાં વધારે મુદત છે, પણ વ્યભીચાર પુરવાર કરવાનું મુશ્કેલ છે. એ સુધારા ઉપરાંત બીજી પત્ની માટે વધારાનાં કારણોમાં (૫) સંસારનો ત્યાગ કરી સંન્યાસી થાય, (૬) પરધર્મમાં વટલી જાય, અસાધ્ય દીવાનાપણું લાગુ થાય વગેરે બાબતોનો સમાવેશ કરવો જોઇએ. સ્ત્રીને લગ્ન વિચ્છેદનો હક્ક ન મળે "અને પુરૂ

બીજી બાબતો કરે તો સ્ત્રીને પણ બે પતિ કરવાનો હક મળે તે જોવું જોઇએ. પુરૂષોના આચાર અને હૃદય પોતેજ સારાં ન થાય ત્યાં સુધી સ્ત્રીઓની સ્થિતિ સુધરશે નહિ.

### મે. સર મડગાવકરનું ભાષણ

તે પછી શ્રી. સર મડગાવકરે ભાષણ આપતાં મારે વડોદરામાં બોલવાનો હક નથી, પણ શ્રી. શેઠ કૃષ્ણમાચારીની આજ્ઞા થતાં હું બોલવા ઉભો થાઉં છું એવી રમુજ કરી. મરાઠી કે ગુજરાતી બોલું તો ઘણા સમજી શકે, પણ તે ટેવ નહીં હોવાથી તથા વિદ્વાન સર ન્યાયાધીશ સાહેબને પગલે ચાલી અંગ્રેજીમાં બોલીશ એમ કહી રમુજ કરતાં જણાવ્યું કે હું ઘરમાં મા-બેન કે પત્ની આગળ ભાષણ કરવા ટેવાયેલો નથી! માથે ધોળાં આવ્યાં ત્યાં સુધીના અનુભવથી એક સ્ત્રી પાસે ભાષણ કરવું પણ મુશ્કેલ લાગે છે. તો આજે હજાર સ્ત્રીઓ સમક્ષ બોલવું તે કેટલું દુર્ઘટ છે, તે હું અનુભવું છું.

### પુરૂષો શું બતાવી શકે ?

હાલની દેશની સ્થિતિનો વિચાર કરતાં એમ હું બડાઇ ન મારી શકું કે અમે પુરૂષો શું કરવું અને કેવી રીતે કરવું, તેનું કાર્યથી દૃષ્ટાંત પુરૂં પાડી શકીએ તેમ નથી. પણ શું કાર્ય કેવી રીતે ઉપાડી લેવું તે બતાવી શકીએ તેમ છીએ. સર ન્યાયાધીશ સાહેબે કહ્યું તેમ પરદેશી આક્રમણોથી આપણે ઘણું વેઠ્યું અને ગુમાવ્યું છે. પણ તેમાંથી આપણે કંઇ બોધ લીધેલો નથી.

સૈકાઓ થયાં જગતમાં વિકાસ પામતા વિજ્ઞાનમાં આપણે કંઇ ફાળો આપ્યો નથી. તેથી આપણે રાષ્ટ્ર તરીકે આ ગૌરવપણું ગુમાવ્યું છે. અવનતિમાં પડેલા છીએ. હવે શી રીતે આંખ ઉઘડે ? એ પ્રશ્ન છે. હાલ તો દેશમાં હીંદુ મુસ્લીમ-મુસ્લીમ શીખ-મુસ્લીમ બૌદ્ધ-શીયા સુની વગેરે કોમીય ઝગડા થવા સાંભળીએ છીએ. એક પેપરમાં મેં કોઇએ કરેલી સુચના વાંચી કે બધા જ પ્રાંતોમાં સ્ત્રી પ્રધાનો જ થવા જોઇએ. તેની ટીકાનો ઉદ્દેશ ગમે તે હોય પણ હાલ બંગાલ અને સંયુક્ત પ્રાંતોમાં પ્રાય પ્રધાનોનાં ભાષણો અને કામકાજ જોતાં, તેઓ સ્ત્રીઓ કરતાં વધારે લાયક હોય તેમ હું માનતો નથી.

પ્રતિસ્પર્ધી નહીં, પણ સહભાગી. બહેનોને ઉદ્દેશી જણાવ્યું કે હું સ્ત્રી અને પુરૂષોની સમાનતા અને હક્કોની તકરારમાં અત્રે નહીં ઉતરું. એટલું જ કહીશ કે તમે દેશની પુત્રીઓ તરીકે કર્તવ્ય સમજી ફરજ બજાવવા પ્રગતિના કાર્યમાં વધારે ભાગ ભજવવા તૈયાર થાઓ. પ્રતિસ્પર્ધી તરીકે લડવા નહીં પણ કાર્ય વહેંચણીના-શ્રમ વિભાગના ધોરણે સહભાગી થવા અને સહકાર કરવા તૈયાર થાઓ. જ્યાં માતાઓ શીક્ષીત ન હોય કે માતૃપદની જવાબદારીઓ ન સમજતી હોય તે દેશનાં બાળકો સારાં ન થઇ શકે.

### મહિલા 'મંડળોને' સદ્બોધ

તેથી મહિલા મંડળને વિનંતિ કરૂં છું કે તમે જે પ્રવૃત્તી કરો તેમાં પાશ્ચાત્ય પ્રજાનું અંધ અનુકરણ ન કરશો. પાશ્ચાત્ય બાહ્ય ઝગઝગાટથી અંજાઇ ખરી દીશા ન ભુલશો. પાવડર પફના બાહ્ય ભપકામાં ન તણાઇ જશો. તેથી વાનર નકલો કરશો તો આર્ય જીવનનો નાશ નોતરશો. તમારી દ્રષ્ટિ સન્મુખ સદાચારના ધ્યેયને સદૈવ રાખજો-જે જીવનની શુદ્ધિને હીંદુ તેમજ મુસ્લીમ સંસ્કૃતિ પ્રાધાન્ય આપે છે. વીર ક્ષત્રાણિઓ કે સ્પાર્ટન અને રોમન વીરાંગનાઓનો આદર્શ રાખી તેમના શૌર્ય-ધૈર્યનું અનુકરણ કરો.

### તમાસો કે પ્રદર્શન ન સમજો

તમારી પરિષદ બીજા માટે તમાસો છે, કે માત્ર તમારા વક્તૃત્વનું પ્રદર્શન થાય તે આદર્શ સમજશો નહીં. ગંભીર વિચારપૂર્વક સમંજસપણે આગળ વધશો તો તમારો ઉદ્દેશ અને પ્રયત્ન સફળ થશે. ટેનીસનના Women's cause is man's એ શબ્દોનું રહસ્ય સમજાઇ બંનેનું હિત એક છે- જુદું નથી એ ભાવનાથી સહકારથી કામ થશે તોજ આપણે સફળ થશું.

### શ્રી વકીલ પી. પી. જોશી

એમણે હાલમાં હીંદુઓમાં પ્રચલિત બહુ પત્નીવાદના રીવાજ સામે સખત શબ્દોમાં વિરોધ બતાવતાં જગતમાં બધી સુધરેલી પ્રજાઓ બહુ-પત્નીવાદને ધીક્કારે છે, ત્યારે હીંદમાં સામે કાયદો લાવવો પડે તેવી સ્થિતિ માટે ખેદ દર્શાવી જણાવ્યું કે મુસલમાનોમાં ચાર સ્ત્રી કરવાની સત્તા છે. પણ હીંદુઓમાં તો હદ જ નથી આપણી ગમે તેટલી

સંસ્કૃતિ હોય, નીતિ હોય છતાં બહુપત્નીવાદ એ પ્રશંસનીય નથી જ. પ્રાચીન આર્યપ્રજાનો ઇતિહાસ જોઇએ તો બહુપત્નીવાદ પ્રચલિત નહોતો. તે રીવાજ પરદેશી લોકો અહીં આવ્યા અને આર્ય લોકો અનાર્ય સાથે ભળ્યા પછી સંતતિ વધેન વગેરે અનેક કારણોથી પાછળ દાખલ થયો છે. નિયોગ વગેરે લગ્ન પ્રથાઓ એવાં જ કારણોથી ઉત્પન્ન થઇ છે, યાજ્ઞવલ્ક્ય અને મનુ મહારાજ પણ એટલી છૂટ આપે છે કે સ્ત્રી અનિતિમાન-વ્યભિચારી હોય તો પુરૂષ બીજી સ્ત્રી પરણી શકે અને જે માણસ નીતિમાન કે કર્તવ્યશીલ હોય તેનો ત્યાગ કરે તેને સજા થવી જોઇએ એવું કહેનારી સ્મૃતિઓ પણ છે. કેટલીક સ્મૃતિઓમાં પ્રથમ સ્ત્રીને પતિની મીલકતનો ત્રીજો ભાગ આપવાનું પણ ઠરાવ્યું છે. છતાં તેઓના પ્રયત્નો નિષ્ફળ ગયા અને બહુપત્નીવાદ ચાલુ રહ્યો. તેથી આપણા સમાજની ઘણી અધોગતિ થઇ છે. હવે તેમાં સુધારો કરવાની જરૂર છે.

### શ્રીમતી રાધાબાઇ સુબ્બારાયન

પછી વડી ધારાસભાનાં સભ્ય શ્રીમતી સુબ્બારાયને ભાષણ આપતાં વડોદરા મહિલામંડળ તરફથી થયેલા ઉદાર આતિથ્ય માટે હાર્દિક આભાર માની જણાવ્યું કે શ્રી રાજદંપતીની હાજરી હત તો તેમની રૂબરૂ સ્ત્રીઓના ઉદ્ધાર કાર્ય માટે આભાર અને પ્રશંસાની લાગણી પ્રકટ કરવા ભાગ્યશાળી થાત પણ અત્રે એટલુંજ કહીશ, કે અમારા કાર્યમાં તેમના તરફથી અમને જે ઉત્તેજન મળ્યું છે તેથી અમે એ સમાજ સુધારક શ્રી રાજદંપતીનાં રૂણી છીએ.

વડોદરા રાજ્યમાં સ્ત્રીઓના હિતના જે કાયદાઓ થયા છે તે બદલ શ્રી. મહારાજા સાહેબની પ્રશંસા કરી જણાવ્યું કે છેલ્લાં દશ વર્ષમાં જે ઉજવળ કાર્ય જે દીવાનની કારકીર્દીમાં થયું છે, તે મારા પ્રાંતના છે એ જોઇને મને વધારે અભિમાન ઉપજે છે.

હું વડી ધારાસભામાં ' એક પત્નીવ્રત 'ના કાયદાનો મુસદ્દો રજુ કરવાની છું. તે સંબંધમાં જે બોલીશ, તે બ્રીટીશ હીંદની સ્થિતિનું ચિત્ર નજર આગળ રાખીને બોલીશ. દેશી રાજ્યોનો મને અનુભવ નથી. અમે બ્રીટીશ રાજ્યમાં છીએ તેના કરતાં એ દ્રષ્ટિએ તમે અહીંની બહેનો ભાગ્યશાળી છો કે તમારા રાજ્યકર્તા એક લોહીના-એક પ્રજાના અને એક સંસ્કૃતિના છે. અમે પરદેશી શાસન નીચે છીએ. તેઓ અમારી લાગણી ન સમજી શકે. તેવી સ્થિતિમાં હું ' એક પત્નીવ્રતના કાયદા 'નો મુસદ્દો ધારાસભામાં લાવી છું.

હું છેક નાની હતી ત્યારથી મને બે વાતો ધ્યાન ખેંચતી. અસ્પૃશ્યતા નિવારણ અને સમાજ સુધારો રાજદ્વારી પ્રશ્નનો ઉકેલ ધગશપૂર્વક કામ કરીએ તો સહેલ છે. બધી કોમના લોકોને નાગરીકપણાના હક્કો સમાન જોઇએ. પ્રતિસ્પર્ધામાં નહીં ઉતરવા અમને વિદ્વાન સર ન્યાયાધીશ સાહેબે સલાહ આપી તે યોગ્યજ છે. હું તેઓને ખાત્રી આપું છું કે અમારી લડત હક્ક માટે છે, તેમાં હરિફાઇનો ખ્યાલ નથી. અમે સ્ત્રીઓની ઉન્નતિ કરવા અને દેશની સેવા કરવામાં સમાન હક માગીએ છીએ. આપણે જોઇએ છીએ કે જે દેશમાં સ્ત્રીઓ જાહેરમાં ભાગ લે છે તે દેશમાં ઘણું ઉપયોગી કામ-પ્રગતિ થાય છે. આપણે ત્યાં પણ પ્રજાકીય સેવા માટે સ્ત્રીઓનો ફાળો ઘણો ઉપયોગી થશે. અમે સ્ત્રીઓને ઘર વ્યવસ્થા-કુટુંબનું આરોગ્ય અને સુખ વગેરે જવાબદારીઓ છોડી દેવાનું કહેતાં નથી. પણ સ્ત્રીઓ પોતાની સ્થિતિ સુધારે અને તે સાથે નાગરિકપણાની સમાનતા માગે કે મેળવે તો તેમાં સ્ત્રીઓનું-સમાજનું તથા દેશનું હિત છે. તેની પ્રાપ્તિ માટે લાયકાત મેળવવી જોઇએ અને તે માટે સ્ત્રીઓએ દેશસેવા માટે બહાર ' પડવું ' જોઇએ.

### મ. ગાંધીજીનો આગ્રહ

મ. ગાંધીજી પણ હીંદના ઉત્કર્ષ માટે સ્ત્રીઓની જાગ્રતિ માટે ભાર દે છે. સાયમન કમીશને પણ હીંદમાં સ્ત્રી જાગ્રતિનો ઇસારો કરેલો છે. તેની સફળતા માટે કેટલાક ઉપાયો બતાવીશ. આર્થિક સ્વાતંત્ર્ય અને વારસાઇ હકની પ્રાપ્તિ અને નાગરિકપણાની સમાનતા. સ્ત્રીના વારસાઇ હક્ક સંબંધમાં આ રાજ્યે જે કર્યું છે, તેની માહીતી આપવા માટે ના. દીવાન સાહેબનો આભાર માનું છું.

### મારા મુસદ્દામાં ખામીઓ

મેં એક પત્નીવ્રતનો કાયદો રજુ કર્યો છે, તેમાં જે અપુર્ણતા અને વધારાના સુધારાઓ સંબંધી

તમામ. વિદ્વાન સર ન્યાયાધીશ સાહેબે સુચનાઓ કરી છે, તે માટે આભાર માની ખાત્રી આપું છું કે મારા ધારાસભ્ય મિત્રોની મારા કાર્ય પ્રત્યેના પક્ષપાતથી જે ખામીઓ રહેલી છે, તે હું સુધારી અને તેટલી અપૂર્ણતા દુર કરવા પ્રયત્ન કરીશ

પછી હીંદુ બહેનોની સામાજીક દુર્દશાનું હૃદયદ્રાવક વર્ણન આપી જણાવ્યું કે તે સ્થિતિ સુધારવા હું મુસદો લાવી છું. તેની સફળતા માટે બધાના સહકારની જરૂર છે જો કે ઘણાની તે માટે સહાનુભુતિ છે પણ હાલના સંજોગો જોતાં આ કાયદો પસાર કરાવવામાં મને ફતેહ મળે તે સંભવ નથી. પણ તેથી હું નિરાશ થવાની નથી. તેથી તો હું વધુ અભ્યાસ કરવા, પ્રચાર કરવા, બહેનોમાં જાગૃતિ લાવવા અને વધારે સંગઠન કરવા અને સહકાર મેળવવા શક્તિવાન થઇશ. સ્ત્રીઓની સ્થિતિ સુધારશે, ત્યારે હીંદ સ્વતંત્ર અને સંયુક્ત રાષ્ટ્ર થશે એમાં શંકા નથી.

### શ્રી કુમારી અમૃતકુંવરનું ભાષણ

પછી શ્રી કુમારી અમૃતકુંવરે ભાષણ આપતાં હવે વિશેષ બોલવનું રહેતું નથી કહી મહિલા પરિષદના ઉદ્દેશ અને કાર્ય સંબંધી સમજ આપતાં જણાવ્યું કે સુભાગ્યે સ્ત્રીઓમાં ન્યાત જાત-કોમના કે પ્રાંતના પ્રશ્નો કે ભેદ નથી પણ સ્ત્રીત્વના સામાન્ય બંધનથી બધા એકત્રપણે સંપ અને સહકારથી મજબુત રહ્યા છીએ. તેથી મને ખાત્રી છે કે આપ બધાનો પણ વધુ સહકાર મેળવી સ્ત્રી પોતાનું મુળ સન્માનભર્યું સ્થાન પુનઃ પ્રાપ્ત કરી શકશે

અહીં આવ્યા પછી હું જોઇ શકી છું કે વડોદરાની બહેનો વધારે સુખી અને સ્વતંત્ર છે. અને સમાજસેવા કરે છે. તો એવા જ કાયદા બ્રીટીશમાં અમે મેળવી તેવાં સુખી સ્વતંત્ર શા માટે નહીં થઇએ;

### શ્રીમતી ડૉ. સુખથનકર

એમણે વડોદરા રાજ્યના સ્ત્રી હિતના કાયદાઓ માટે અભિનંદન આપી હીંદના સ્ત્રી સમાજની સ્થિતિ વીષે ખેદ બતાવી જણાવ્યું કે અત્યારે અમે આ સુધારાની વાત કરીએ તો કહે છે કે અરર! શું કરો છો? તેથી તો હીંદુ સંસ્કૃતિ નાશ પામશે. સમાજ રસાતાળ જશે. કેટલાક કહે છે કે 'યત્ર નાર્યસ્તુ પુજ્યંતે રમંતે તત્ર દેવતાઃ' પણ અમારે દેવ તરીકે પુજન નથી જોઇતું! અમારે તો સમાજસેવા માટે તક જોઇએ છે. વડોદરામાં અન્યાય દુર થયો તેથી ઉત્તમ ઉદાહરણ મળ્યું છે કે હવે તે વાત અશક્ય નથી. સ્ત્રીઓની સ્થિતિ દુખી છે, દયાજનક છે તેમાં શક નથી. તે માટે કાયદો જવાબદાર છે તેથી તેમાં સુધારો થવો જોઇએ.

### શ્રી સ્વામીનાથનનું ભાષણ

પછી શ્રીમતી સ્વામીનાથને વિશેષમાં જણાવ્યું કે આવા કાયદા થશે તો તેનો દુરુપયોગ થશે એવી ધાસ્તી કેટલાક બતાવે છે, પણ હું પુછું છું કે વડોદરામાં તેવા કાયદા છે, તેનો દુરુપયોગ થયો છે? નહીં, ઉલટ લાભ થયો છે. તો બ્રીટીશમાં દુરૂપયોગ શા માટે થશે? તમારા સફળ કાયદાથી અમને બળ અને ઉત્તેજન મળ્યાં છે.

### રાષ્ટ્રીય લડતમાં સ્ત્રીઓ

હીંદમા અસહકારની લડત ચાલેલી, ત્યારે સ્ત્રીઓએ બતાવ્યું છે કે રાષ્ટ્રીય સેવામાં પણ અમે ફાળો આપી સહાય કરી શકીએ છીએ. મને પ્રાંતિક ભાવના નથી. પણ શ્રીમતી સુબ્બારાયન સ્ત્રી સુધારાનો કાયદો ધારાસભામાં લાવ્યાં છે, તેથી મને હર્ષ અને અભિમાન થાય છે. સ્ત્રીઓના ટેકાથી અને આપ બધાના સહકારથી આ કાયદાને ફતેહ મળે એમ ઇચ્છું છું.

### શ્રી લેડી કૃષ્ણમાચારીને યશ

અહીંના ઉદાર સ્વાગત માટે અહીંની બહેનોનો આભાર માની ના૦ દીવાન સાહેબની માયાળુ સહાય માટે આભાર માની જણાવ્યું કે તેઓશ્રી જે યશસ્વી સુંદર કામ અહીં કરી શક્યા છે, તે શ્રીમતી લેડી કૃષ્ણમાચારીની સહાય અને સહકાર ન હત તો ન કરી શકયા હત. (હીયરહીયર)

### ના. દીવાન સાહેબનું ભાષણ

ના. દીવાન સાહેબે પ્રથમ વકતાઓનો આભાર માનતાં જણાવ્યું કે આજે જે ઉત્તમ ઉદારપણભર્યા વિચારો સાંભળ્યા છે, તે આપણને મનનીય થઇ પડશે. મારી બીજી ફરજ મહિલા પરિષદનાં મહાન કાર્યમાં ફતેહ ઇચ્છવાની છે. વડોદરામાં એ મહાન સંસ્થાના પ્રતિનિધિઓ આવવાથી તથા તેમના વકતૃત્વનો લાભ મેળવવાથી અમને ઘણો આનંદ

# પંડિત આત્મારામજી

વડોદરામાં કારેલી બાગમાં પંડિત આત્મારામજીના તા. ૨૫મીએ થયેલા અવસાનની અમે ખેદપૂર્વક નોંધ લઇએ છીએ. પંડિત આત્મારામજી એ ગુજરાતના અગ્રેસર સમાજસેવક હતા. લગભગ ત્રીસ વર્ષ ઉપર નામદાર ગાયકવાડ સરકારે અમૃતસરથી પંડિત આત્મારામજીને વડોદરા રાજ્યમાં અંત્યજ કોમના ઉદ્ધારના કાર્યની વ્યવસ્થા કરવા માટે બોલાવ્યા હતા. વડોદરા રાજ્યમાં અંત્યજશાળાઓ, અંત્યજ આશ્રમો અને અંત્યજોના ઉદ્ધારની બીજી પ્રવૃત્તિઓ બધીજ પંડિત આત્મારામજીની વ્યવસ્થા અને દેખરેખ નીચે ચાલતી હતી. સમાજના પીડિત જનોનો ઉદ્ધાર, સ્ત્રીઓનાં સામાજિક કષ્ટોનું નિવારણ, ઉંચી કેળવણી-વગેરે સામાજિક ઉન્નતિનાં કાર્યો એક પછી એક વડોદરામાં પંડિત આત્મારામજીએ શરૂ કર્યાં હતાં. વડોદરા આર્યકન્યા મહાવિદ્યાલય, આર્યઅબલાશ્રમ, વિધવાશ્રમ વગેરે એમની જ પ્રેરણા, સહાયતા અને સીધી દેખરેખ નીચે ચાલનારી સંસ્થાઓ છે. આર્યસમાજે સમસ્ત દેશમાં જે સામાજિક જાગૃતિ આણેલી છે તેના એક ઉત્તમ પ્રતિનિધિ રૂપ પંડિત આત્મારામજી હતા. ઉત્તર હિંદુસ્તાનમાં જે સ્થાન સદ્‌ગત સ્વામી શ્રદ્ધાનંદજીનું હતું, તેવું જ સ્થાન ગુજરાતમાં પંડિત આત્મારામજીનું હતું. સામાજિક અન્યાયો સામે ઝઝુમવાની એમની હિમ્મત, કાર્યદક્ષતા, વ્યવસ્થાશક્તિ અને વિશાલહૃદય ઉપરાંત ઊંડી આધ્યાત્મિકતા એમના સર્વ કાર્યમાં ઓતપ્રોત થયેલી હતી. પોતાના કુટુંબનાં માણસોને પણ એમની સમાજસેવાની ધગશ એમણે લગાડી હતી અને આજે શ્રી. આનન્દપ્રિયજી અને શ્રીમતી સુશીલાદેવી વડોદરામાં પંડિત આત્મારામજીએ શરૂ કરેલું કાર્ય ચલાવી રહ્યાં છે. પંડિત આત્મારામજીએ અંત્યજોદ્ધારનું કાર્ય ગુજરાતમાં શરૂ કર્યું, ત્યારે જનસમાજની મનોવૃત્તિ એ કાર્ય પ્રત્યે અત્યંત વિરોધવાળી હતી. પરંતુ વડોદરા આવ્યા અગાઉ અમૃતસરમાં સામાજિક કાર્યમાં રોકાયેલા હોવાથી, આર્યસમાજના સંસ્કારો પ્રાપ્ત થયેલા હોવાથી, અન્યાય અને જુલમ પ્રત્યે પ્રકૃતિજન્ય પુણ્યપ્રકોપની વૃત્તિ હોવાથી, તેમજ વડોદરાનરેશ જેવા રાજવીની સહાયતાથી અંત્યજોદ્ધારનું કાર્ય બહુ સરળ રીતે એમણે વડોદરા રાજ્યમાં ચલાવ્યું.

પંડિત આત્મારામજીના અવસાનથી આખા ગુજરાતને એક મહાન્ સમાજસેવકની ખોટ પડી છે. આપણને એટલો સંતોષ છે કે એમના પુત્ર અને બીજાં કુટુંબીજનો એમણે શરૂ કરેલું કાર્ય અને સંસ્થાઓ બહુ સુન્દર રીતે ચલાવી રહ્યાં છે. પરમાત્મા સદ્‌ગતના પવિત્ર આત્માને અનન્ત શાન્તિ આપો એ પ્રાર્થના.



## [ ૧ ] જીવનમાં પુરૂષોની હરીફાઇ કર્યાં વિના સ્ત્રીઓને જોઇતા હક્ક

[ આ. શ્રી. રાજકુમારી અમૃતકુંવર ]

હું જ્યાં જાઉં છું ત્યાં મને અ. હિં. મહિલા પરિષદનાં પ્રમુખ તરીકે ઓળખાવવામાં આવે છે. અલબત એમાં હું ગૌરવ લઉં છું પણ અત્યારે તો હું તમારી એક નમ્ર બહેન અને દેશસેવિકા તરીકે તમારી સમક્ષ બે શબ્દો બોલવા માગું છું. અ. હિં. મહિલા પરિષદની સ્થાપના આજથી ૧૨ વર્ષ પૂર્વે થઇ. એ વખતે એને માત્ર કેળવણીમંડળ તરીકે જ શરૂ કરવામાં આવી હતી. કારણ કે કેળવણી વિના સ્ત્રીઓમાં જાગૃતિ ન આવે એમ અમે માનતાં હતાં. એ માટે અમારે સ્ત્રી શિક્ષિકાઓ તૈયાર કરવાની હતી કારણ કે ફરજીયાત પ્રાથમિક કેળવણીના માર્ગમાં એ મોટું વિઘ્ન છે. આ માટે અમે દિલ્હીમાં એક કોલેજ ચલાવીએ છીએ. આપણા દેશની શિક્ષણ પદ્ધતિ ખોટી છે અને અમને તે કામની નથી માટે અમે અમારી રીતથી એમને તૈયાર કરીએ છીએ. કેળવણીના પ્રચાર માટે અમે અમારી કોલેજમાં તૈયાર થયેલી શિક્ષિકાઓ જ લઇએ છીએ. વર્ધાની યોજનાને પણ અમે અપનાવી છે.

*

એ પછી પરિષદમાં સામાજિક સુધારાનું કાર્ય દાખલ કરવામાં આવ્યું. કારણ સામાજિક કુરૂઢિઓ, માન્યતાઓ અને અનિષ્ટો નાબુદ કર્યા સિવાય પુનઃ જાગરણ ન આવે. અમારે આગળ આવવા માટે અમારી સામાજિક ગેરલાયકાતો દૂર કરવીજ જોઇએ. એ માટે અમે કાર્ય શરૂ કર્યું છે અને કરીશું. અસ્પૃશ્યતાની નાબુદીનું કાર્ય પણ અમે ઉપાડીશું. ગ્રામઉદ્યોગો અને ગૃહઉદ્યોગોને પુનર્જીવિત કરવાનું કાર્ય પણ અમારી પરિષદે સ્વીકાર્યું છે. આજે અમે હિન્દી બનાવટની વસ્તુઓજ ખરીદીએ છીએ. ખાદીવાદે પણ અમારા જીવનમાં પ્રવેશ કરવા માંડયો છે. મને તો એમાં જીવંત શ્રદ્ધા છે. હિન્દની દરેક સ્ત્રી એને અપનાવશે એમ હું માનું છું. તમારામાં ખાદીની અછત છે એ દિલગીર થવા જેવું છે, તમે વહેલી તકે એને અપનાવશો એમ હું માનું છું. મહાત્માજીના સિદ્ધાંતો મહાન છે પણ આપણે એ સમજતાં નથી. કારણ કે એ સિદ્ધાંતોદ્વારા એ શું કહેવા માગે છે તે આપણા ધ્યાનમાં આવતું નથી. ગ્રામોન્નતિ એ અમારો નવો કાર્યક્રમ છે, અમારી કેટલીક શાખાઓએ એ કાર્ય ઉપાડયું છે. સદ્ભાગ્યે કોમીવાદ અમારામાં પેઠો નથી. અહિં એ નથી પણ કમભાગ્યે ઉત્તરમાં અને મારા પ્રાન્તમાં એ ઘણોજ ફેલાયેલો છે. એને નાબુદ કરવાનો છે.

*

અત્યાર સુધી પરિષદ કેવળ સુશિક્ષિત સ્ત્રીઓનીજ રહી છે. એ તો હંમેશાં બને છે કારણ કે સુશિક્ષિત લઘુમતી અશિક્ષિત બહુમતીની રાહબરી કરે છે. અમે હજી સુધી કોઇ પણ પક્ષના રાજકારણમાં પડયાં નથી. અમને એ પસંદ પણ નથી. પણ અમારે તો રાજકારણમાં તમામ સ્ત્રીઓનો સંયુક્ત અવાજ રજુ થાય એ જોઇએ છે. સ્ત્રીઓ દરેક ક્ષેત્રમાં તેમની જવાબદારી ઉઠાવશે. તેથી અમારી પરિષદના બંધારણમાં પણ હવે ફેરફાર થશે અને રાજકારણમાં પણ હવે ફેરફાર થશે અને રાજકારણમાં પણ અમે કોઇ પણ પક્ષને વળગ્યા

સિવાય અમારો સ્વતંત્ર અવાજ સંયુક્ત રીતે રજુ કરીશું. પરિષદના કોઇ પણ સભ્યને વ્યક્તિગત રીતે અમે તે રાજકીય સંસ્થા સાથે સંબંધ રાખવાની છૂટ છે પણ અમારી સંસ્થાએ તો સ્ત્રીઓનું કાર્ય પહેલું જોવાનું છે.

*

પણ રાજકીય સુધારા સાથે સામાજીક સુધારાનીય જરૂર છે. તાજેતરમાં અમે વડોદરામાં એકઠાં થયાં હતાં અને ત્યાં ધારાસભાઓમાં આવનાર ત્રણ મહત્વના ખરડાઓને લગતી વિચારણા કરી હતી. એ ત્રણ ખરડા (૧) શેઠ ગોવિન્દલાલનો (૨) ડૉ. દેશમુખનો અને (૩) શ્રીમતી સુબ્બારાયનનો. વડોદરાનાં સ્ત્રી પુરૂષો અમને મદદ કરશે એનો વ્યાવહારિક પુરાવો ત્યાં મળ્યો હતો. વડોદરા રાજ્યની પ્રજાએ એ સુધારાનો લાભ ક્યારનોય લેવા માંડયો છે, તેથી અમારા બ્રિટિશ હિન્દમાં વસતાં મિત્રો અમારી અશક્તિઓ સમજે અને અમને એમાં સહકાર આપે એમ હું ઇચ્છું છું. અમારે સહેલાઇથી તલ્લાક મળે એ નથી જોઇતું કારણ કે એમાં હિન્દના સ્ત્રીત્વનું ખંડન છે. અમારે તો માનવી તરીકેના અમારા હક્કો જોઇએ છે. સ્ત્રી અને પુરૂષ બન્નેને ભગવાને સર્જ્યાં છે, તે એક બીજાના શોષણ માટે નહિ પણ એક બીજાનાં પૂરક તરીકે અમે અમારા હક્કો માગીએ છીએ. તેમાં પુરૂષો સાથે હરિફાઇ કરવાનો અમારો ઇરાદો નથી. અમારે તો સેવાની તક જોઇએ છે, પણ અંધારામાં રહીને અમે એ શી રીતે કરી શકીએ ? તેથી જ્યારે એ ખરડાઓ ધારાસભામાં આવે ત્યારે તમે ( પુરૂષો અને સ્ત્રીઓ ) જાહેર સભાઓ, ચર્ચાઓદ્વારા એમને ટેકો આપજો. મને આશા છે કે અમને અમારૂં સ્થાન નક્કી કરવામાં પુરૂષો મદદ કરશે.

*

જ્યાં સુધી દરેક સ્ત્રી પોતાની જવાબદારી નહિ સમજે ત્યાં સુધી દેશની ઉન્નતિ નહિ થાય. જુના જમાનામાં સ્ત્રીઓ આગળ પડતું કામ કરતી હતી. રામાયણ તમે વાંચ્યું હશે. સીતા, ગાર્ગી અને સાવિત્રી કોણ હતી ? એમને માટે આપણને માન કેમ છે ? કારણ કે તેમણે સેવાને પોતાનો ધર્મ બનાવ્યો હતો. દરેક બહેન સેવાની તમન્ના પોતાના દિલમાં પેદા કરે તો જરા પણ ફરિયાદ કરવાનું કારણ ન રહે. એનાથી આપણા તમામ સંદેહ દુર થઇ જશે. આપણું કાર્ય અહિંસા અને પ્રેમથી સંધાશે. માટે તમે એકબીજાને માટે પ્રેમ રાખો. અહિંસાની પ્રતિજ્ઞા એ અમદાવાદ માટે મુશ્કેલ કાર્ય નથી. કારણ કે મહાત્માજીએ એ જાગૃતિ અહિંની સ્ત્રીઓમાં પેદા કરી છે. મારી ઇચ્છા છે કે અમારી સંસ્થા પણ એ કાર્યમાં એમની શિષ્યા મનાય. આજે અહિં સાધારણ સ્ત્રીઓ નથી આવી એ બિચારી શી રીતે આવે ? એમની પાસે અહિં આવવા માટે સમય કે સાધન નથી. માટે આપણે એમની પાસે જવું પડશે. જેમની પાસે સાધન અને કેળવણી છે તેનો ઉપયોગ તેમણે પોતાના એકલાના ભલા માટે નહિ પણ બીજાની સેવા માટે કરવાનો છે. દરેક બહેન પોતે જે કરી શકે તેમ હોય તે સેવા કરે. સેવાનું વ્રત આપણે છોડયું તેથી આપણી શક્તિ ચાલી ગઇ છે, તેથી જ્યાં સુધી સ્ત્રીઓ દેશને પોતાનું જીવન અર્પણ નહિ કરે ત્યાં સુધી તેમની ઉન્નતિ નહિ થાય.

[ અમદાવાદમાં પ્રેમાભાઇ હૉલમાં "જાહેર જીવનમાં સ્ત્રી અને સ્ત્રીઓનું સ્થાન" એ વિષય ઉપર આપેલ ભાષણમાંથી ]

## [ ૨ ] હિંદુ કાયદામાં સ્ત્રીઓને અન્યાય

[ બોમ્બે પ્રેસીડેન્સી વિમેન્સ કાઉન્સીલની પ્રકાશન સમીતી તરફથી પ્રગટ કરવામાં આવેલા નિવેદનનો અગત્યનો ભાગ નીચે પ્રમાણે છે. ]

કાઉન્સીલે તાજેતરમાં હાલના હીંદુ લૉ હેઠળ હીંદુ સ્ત્રીઓની અશક્યતાઓ પર વીચારણા ચલાવી હતી અને આ નીવેદન તૈયાર કરવામાં આવ્યું હતું. હીંદુ લૉ હેઠળ હીંદુ સ્ત્રીઓની હાલની ખાસ કરીને માલેકી અને મીલકતની વ્યવસ્થા અંગેના હક્કો તથા અશક્યતાઓ, વારસો અને તેનો હક, લગ્ન અને છુટાછેડા વગેરેના હક્કો હાલના સમયને ઉચીત નથી અને આ હક્કો વગેરે ઘણી મુશ્કેલીઓ

ઉભી કરે છે અને તેની તાકીદે સુધારણા થવાની જરૂર છે, એ વાત પર ભાર મુકવાની મારી સમીતીને જરૂર રહેતી નથી.

હીંદુ લૉ હેઠળ હીંદુ સ્ત્રીઓની હકની ખાસ કરીને માલેકી અને મીલ્કતની વ્યવસ્થાનાં અંગેના હક્કો તથા અશક્યતાઓ, વારસો અને તેનો હક, લગ્ન અને છુટાછેડા વગેરેના હક્કો, હાલના સમયને ઉચીત નથી અને આ હક્કો વગેરે ઘડાતી મુશ્કેલીઓ ઉભી કરે છે અને તેની સુધારણા થવાની જરૂર છે એ વાત પર ભાર મુકવાની મારી સમીતીને જરૂર રહેતી નથી.

છેલ્લાં થોડાંક વરસોથી લોકોમાં અપાર જાગૃતી આવી છે અને લોકોને આ અશક્યતાઓ બરાબર સાલવા લાગી છે.

આ સંબંધમાં સુધારણા કરવાના વખતો વખત પ્રયાસો કરવામાં આવેલા છે, પણ તે ઘણા ઉપયોગી થયા નથી. મારી કાઉન્સીલ યોગ્ય વીચારને અંતે એવો અભીપ્રાય ધરાવે છે કે જો હીંદી સરકાર નીચે જણાવ્યા પ્રમાણે કાયદાનો ખરડો ઘડવાનું માથે લે તો ઉપરની અશક્યતાઓ વધુ સહેલાઇથી દુર થઇ જાય.

મારી કાઉન્સીલને વધુમાં લાગે છે કે વડી ધારાસભામાં કાયદાનો ખરડો રજુ કરવામાં આવે તેની અગાઉ આખા પ્રશ્નની તપાસ કરીને હેવાલ રજુ કરવા માટે એક બીનસત્તાવાર સમીતી નીમવી. આ સમીતીમાં પ્રમુખ અને છ સભ્યો નીમવા. આ છ સભ્યોમાં ત્રણ સ્ત્રીઓને સભ્યો તરીકે નીમવી. સમીતીને જરૂર લાગે તો તે જુબાનીઓ લઇ શકે અને આખી બાબતનો વીચાર કરીને સરકારને સલાહ આપે અને તે પછી સરકાર ધારાસભામાં જરૂરી કાયદાનો ખરડો રજુ કરવાની ગોઠવણ કરે.

કાયદો ખરડો નીચેની બીનતો પ્રમાણે ઘડાય એમ કાઉન્સીલને લાગે છે.

( ૧ ) બહુપત્ની પ્રથાની બંધી.

( ૨ ) જ્ઞાતી અને પેટા જ્ઞાતીઓના તફાવતોથી લગ્ન ગેરકાયદેસર અથવા અયોગ્ય ન ઠરવાં જોઇએ.

( ૩ ) અસમાન ઉમરનાં માણસોનાં લગ્નો અટકાવવા માટે જોગવાઇ થવી જોઇએ.

એટલે કે ૫૫ વરસનો વર ૧૫ વરસની કન્યાને પરણે તો તે લગ્ન અટકાવવું જોઇએ.

( ૪ ) લગ્નવીધી થતાં પહેલાં જાહેરાત અને પછી લગ્નનું રજીસ્ટ્રેશન થવું જોઇએ

( ૫ ) સગીર વયની વીધવા પરથી પ્રતીબંધ દુર થવો જોઇએ.

( ૬ ) પુનર્લગ્ન કરનાર વીધવાનો તેના પતીની મીલ્કત પરનો હક જતો ન રહેવો જોઇએ, સીવાય કે તેનો મરનાર પતી લેખીત વસીયતનામું કરી ગયો હોય.

( ૭ ) જો પીતા મરી ગયો હોય અથવા તો સગીર બાળકોના વાલી તરીકેની ફરજ અદા કરવા અશક્ત હોય તો અનીતી સગીર બાળકના હીત વિરૂદ્ધ નાણાં લઇને તેમજ અયોગ્ય માણસ સાથે

લગ્ન કરવાની ગોઠવણોના પુરતાં કારણોવગર અદાલત મનાઇ ફરમાવે તે સીવાય સગીર બાળકોની વાલી માતા થશે.

પતી અથવા તો પત્ની ઉભયને એકબીજાથી છુટાછેડા લેવાનો નીચેનાં કારણોથી હક્ક રહેશે.

જો સાત વર્ષ સુધીમાં પતી અગર પત્ની એકબીજા સંબંધે કંઇ પણ ન જાણી શકે, પતી અગર પત્ની ધરમ બદલે, પતી અગર પત્ની ગાંડપણના રોગથી પીડાતા હોય, પતી અગર પત્ની વ્યભીચારી હોય તો બન્નેને છુટાછેડા ભોગવવાનો હક્ક હોવો જોઇએ આ ઉપરાંત જો પતી પોતાની પ્રત્યે અઘટીત વર્તન રાખતો હોય અગર તેના નીભાવ પ્રત્યે બેદરકારી રાખતો હોય તો પત્નીને છુટાછેડા માંગવાનો હક્ક હોવો જોઇએ એવી છુટાછેડા વિષયક ભલામણો આ કાઉન્સીલ કરે છે.

સ્ત્રી અગર પુરૂષની મીલ્કત પર વીધવા અગર સધવા સ્ત્રીને મળતો હક્ક તેની પોતાની જ મીલ્કત ગણાવી જોઇએ પુત્રને મળતા વારસાનો એક તૃતીયાંશ જેટલો ભાગ પુત્રીને પણ મળવો જ જોઇએ અને વીધવા અથવા પુત્રીને પોતાના પતી અગર બાપના મરણ બાદ ભાગની માગણી કરવાનો હક્ક હોવો જોઇએ એવી વારસાઇ હક્કના ભોગવટા સંબંધેની ભલામણો આ કાઉન્સીલ કરે છે.

આ કાઉન્સીલ આશા રાખે છે કે ઉપરોક્ત ભલામણો અનુસાર હીંદી સરકાર હીંદુ કાયદામાં સુધારાઓ કરશે.

## [ ૩ ] અમદાવાદની મજુર બ્હેનોમાં જાગૃતિ

### આ : શ્રી અનસુયાબ્હેન સારાભાઇ

મહાસભાવાદી સરકારના પ્રયત્નોથી મજુરોના પગારમાં વધારો થયો છે. દારૂબંધીને લીધે પણ મજુરોની વેડફાતી મુડી બચવાની છે. બચી છે. મજુર બ્હેનો પણ દારૂબંધીને લીધે ઘણી યાતનાઓમાંથી છુટી છે.

આજે સમય સાનુકુળ છે, આ સમયનો ઉપયોગ મજુર બ્હેનોમાં રહેલી શક્તિના વીકાસમાં થાય અને તેમનામાંથી ભય, ખોટા વહેમો નીરક્ષરતા વગેરે દુર થાય અને તેઓની ખરી પ્રગતિ થાય એ માટે મહાજને યોજના કરી છે. એ યોજના પ્રમાણે અહીં મજુર બ્હેનો માટે તાલીમ વર્ગ ખોલ્યો છે એ વર્ગમાં બ્હેનોને અક્ષરજ્ઞાન તથા ગૃહઉદ્યોગોની તાલીમ આપવા પ્રબંધ કરવામાં આવશે. અક્ષરજ્ઞાનની રીત એવી રાખવામાં આવી છે કે બહેનોને તેનો બીલકુલ બોજો નહી જણાય અને વાતો કરતાં કરતાં તેઓ ત્રણેક મહીનામાં બધું વાંચતાં તથા થોડું ઘણું લખતાં પણ શીખશે.

શીક્ષણનું મહત્વ સમજાવવામાં શ્રી. અનસુયા બ્હેને કહ્યુ હતું કે કોઇ મકાનમાં સુંદર વસ્તુઓ મુકી હોય પણ જો ત્યાં પ્રકાશ કે દીવો જ ન હોય તો તે વસ્તુઓ નજરે જ ન પડે. અને તેની ઉપયોગીતા પણ ન સમજાય. તેવી રીતે યોગ્ય શીક્ષણ વગર મજુરોનું જીવન પણ અંધકારમય રહે. બ્હેનો જો શીક્ષણ લે તો તેઓ કાગળો વાંચી શકે, લખી શકે, છાપા વાંચી શકે, ધર્મના પુસ્તકો સંતની વાણી તથા સારાં ભજનો વગેરે વાંચી શકે, સાથે સાથે તેઓ ગણત્રી કરતા હીસાબ રાખતાં શીખી શકે જેથી રોજના વ્યવહારમાં તથા લેવડદેવડમાં તેમને કોઇ છેતરી શકે નહી.

આ તાલીમ વર્ગમાં બ્હેનોને સ્વચ્છતા તથા આરોગ્યના નીયમો વીષે સમજુતી આપવામાં આવશે. એથી બ્હેનો પોતાનાં ઘરો વીશેષ સ્વચ્છ અને સુંદર કરી શકશે. તેમજ મહોલ્લાઓ પણ વધુ સ્વચ્છ બનશે, આહારનું મહત્વ તથા તેમાં કયો ખોરાક લેવો શરીર માટે વધુ ઉપયોગી છે તે માહીતી વગેરે પણ આપવામાં આવશે. આ ઉપરાંત સામાન્ય રોગો અને તેના ઘરગથ્થુ ઉપચારો વગેરે અંગેની સમજ તથા માહીતી આપવામાં આવશે. આ શીક્ષણથી મજુર બ્હેનો પોતાનું તેમજ કુટુંબનું જીવન વધુ સંસ્કારી અને ઉન્નત કરી શકશે.

અક્ષરજ્ઞાન વગેરેના શીક્ષણ ઉપરાંત ગૃહઉદ્યોગોની તાલીમ આપવામાં પણ અહીં વ્યવસ્થા કરવામાં આવી છે. શીવણકામ, ભરત તથા ગુંથણકામની તાલીમ માટે પ્રબંધ કરવામાં આવશે

આ ઉદ્યોગની તાલીમથી તાલીમ લેનાર પોતાનાં કપડાં પોતે વેતરીને સીવી શકશે. અને તેથી દરજીનું ખર્ચ બચાવી શકશે. પોતાનાં તથા ઘરનાં ફાટેલા કપડાં તે સીવી શકશે અને એ રીતે કપડાનો આવરદા વધારી નવાં કપડાનું ખરચ બચાવી શકશે. એ ઉપરાંત ફાજલ વખત અને અનુકુળતા હશે તો આ બહેનો વધુ કામ કરી કમાણી પણ કરી શકશે. રાંધણકળાથી તો સામાન્ય રીતે દરેક બહેન પરીચીત હોય પણ ખોરાક વધુ સ્વાદીષ્ટ થાય, તેમાં પોષક તત્વોનો નાશ ન થાય તથા ખરચ વધાર્યા વીના અનેક પ્રકારની વાનીઓ બનાવી શકાય એ બધું બતાવવા પ્રયાસ થશે.

કાંતણકામને પણ અહીં સ્થાન આપવામાં આવશે. એ કામ શીખી બહેનો પોતા પુરતું કાંતી પોતાને મનગમતું કાપડ વણાવી શકશે. જે બહેનો તે શીખી તેમાંથી કમાણી કરવા માંગતા હોય તેને માટે તેની ખાસ વ્યવસ્થા કરવામાં આવશે.

[ અમદાવાદમાં તા. ૧૦-૮-૩૮ ના રોજ મહીલા મંદીરની યોજનાના ઉદ્દેશ તથા કાર્ય સંબંધી મજુર બ્હેનોની સભામાં અપાએલું ભાષણ ]

## [૪] એક પત્નીત્વને લગતા ખરડા

### હિન્દુ એકપત્નીત્વનું 'બિલ'

શેઠ ગોવિંદલાલ શિવલાલ મોતીલાલે કાઉન્સીલ ઓફ સ્ટેટમાં હિન્દુ એકપત્નીત્વનું બિલ રજુ કરવાની નોટીસ આપી છે. તે બિલની કલમો નીચે મુજબ છે—

(૧) આ કાયદાનું નામ ' હિન્દુ એકપત્નીત્વનો કાયદો રહેશે.

(૨) આખા બ્રિટિશ હિન્દુસ્તાનમાં તે કાયદો લાગુ પડશે અને તેને ગવર્નર જનરલની બહાલી મળશે તે તારીખથી તે અમલમાં મૂકાશે.

(૩) આ કાયદાની વિરૂદ્ધનો હિન્દુ કાયદાનો કોઇ નિયમ અગર રૂઢિ હોય તો પણ, પોતાની પત્નીની હયાતીમાં કોઇ હિન્દુ બીજી સ્ત્રી સાથે લગ્ન કરશે તો તે લગ્ન રદ થયેલું ગણવામાં આવશે અને ઇન્ડીયન પીનલ કોડની ૪૯૪ અને ૪૯૫ મી કલમ આવાં લગ્નોને લાગુ પાડવામાં આવશે.

(૪) જે કોમોમાં છેડાછૂટકાનો અગર ફારગતીનો રિવાજ ચાલતો આવતો હોય અને તેવી ફારગતી યોગ્ય અધિકારીઓ તરફથી રીતસરના મોકલે આપવામાં આવી હોય તે કોમોને આ કાયદો લાગુ પડશે નહિ.

(૫) કોઇ હિન્દુ પોતાનો ધર્મ બદલી બીજા ધર્મમાં જાય તો પણ આ કાયદો તેને લાગુ પાડવામાં આવશે.

શ્રીમતી રાધાબાઇ સુબરાયને એક બિલ વડી ધારાસભામાં રજુ કરવાની નોટિસ આપી હતી અને ત્યારપછી તે બિલમાં સુધારો વધારો કરી બીજું નવું બિલ રજુ કરવાની નોટિસ આપી છે. આ નવા સુધારેલા બિલની કલમો નીચે મુજબ છે:

૧ આ કાયદાનું નામ હિન્દુ અનેકપત્ની પ્રતિબંધક કાયદો (Hindu Polygamous Marriage Restraint Act) રહેશે.

૨ (અ) બ્રિટિશ ઇંડિયામાં વસતા તમામ હિંદુઓને તે લાગુ પડશે.

(આ) સને ઓગણીસો ઓગણચાળીસના એપ્રિલ માસની પહેલી તારીખથી તેનો અમલ થશે.

૩ (અ) આ કાયદાની ચોથી કલમમાં દર્શાવેલી શરતો સિવાય કોઇ પણ સ્ત્રી પોતાના પતિની હયાતીમાં અગર કોઇ પુરૂષ પોતાની પત્નીની હયાતીમાં બીજી વાર લગ્ન કરી શકશે નહિ. આ બાબતમાં હિન્દુ કાયદો અથવા હિન્દુ રીવાજો અગર કોઇ એકર વિરૂદ્ધ જતાં હોય તો તે ગણવામાં આવશે નહિ.

(આ) કોઇ સ્ત્રી અગર પુરૂષ પોતાના પતિ કે પત્નીની હયાતીમાં બીજું લગ્ન કરશે તો તે ઇંડિયન પીનલ કોડની ૪૯૪ અથવા ૪૯૫ કલમ મુજબ ગુન્હેગાર ગણાશે. તે

કલમ મુજબ તેને સજા થઇ શકશે અને એ લગ્ન ફોક થયું ગણાશે.

૪ કોઇ પણ સ્ત્રી કે પુરૂષ જેનો પતિ અગર પત્ની હયાત હોય તે સીવીલ કોર્ટને અરજી કરી નીચેનાં કારણોસર ફરી લગ્ન કરવાની રજા મેળવી શકશે:—

(અ) સ્ત્રી અગર પુરૂષ ચાલુ પાંચ વર્ષ સુધી ચેપી અથવા અસાધ્ય રોગથી પીડાતાં હોય

(આ) પાંચ વર્ષ સુધી ચાલુ સ્ત્રી કે પુરૂષે એકબીજાનો ત્યાગ કરેલો હોય.

(ઇ) સ્ત્રી કે પુરૂષ એક વર્ષ સુધી વ્યભિચાર-ના ગુન્હામાં હોય.

(ઈ) સ્ત્રી કે પુરૂષ એક બીજાના આરોગ્યને હાનિ કરે અગર તેમની સલામતીને નુકસાન પહોંચે તેવા પ્રકારનું ક્રૂર વર્તન ચલાવતાં હોય.

તે ઉપરાંત ફરી લગ્ન કરનાર વ્યક્તિ જો પુરૂષ હોય તો તેણે ફરી લગ્ન કરવાની અરજીમાં જણાવવું જોઇએ કે તેણે પોતાની સ્ત્રીનું સ્ત્રીધન, અને દાગીના જે તેના પીએરથી મળેલાં હોય તે તેને પાછાં સોંપ્યાં છે.

(૨) (અ) (તેને પુત્રો ન હોય અગર હોય અને તેનાથી તે જુદો થયેલ હોય તો) તેણે પોતાની મીલકતનો ત્રીજો હિસ્સો પોતાની પત્નીને આપ્યો છે.

(આ) જો તેના પુત્રો અવિભક્ત હોય તો તેઓ સાથે ફારગતી થતાં જે રકમ તેને હિસ્સે આવવાની હોય તેનો અડધો હીસ્સો પત્નીને આપેલો છે.

ખુલાસો—મઝીઆરી મીલકતમાં પુરૂષનો હીસ્સો હોય અગર અવિભક્ત કુટુંબની મીલકતમાં પુરૂષનો હીસ્સો હોય તો તેની મીલકતમાં એ હીસ્સાની આ કલમ મુજબ ગણના થશે.

૫ ચોથી કલમમાં દર્શાવેલાં કારણોસર અરજી કરવામાં આવશે તો કોર્ટ સ્ત્રી કે પુરૂષ જે હોય તેને નોટીસ આપશે અને તે બાબત તપાસ કરાવશે અરજીમાં લખેલ આરોપો ખરા છે. એમ જણાતાં સ્ત્રી કે પુરૂષને ફરી લગ્ન કરવાની કોર્ટ રજા આપશે. નહિ તો અરજી કાઢી નાખવામાં આવશે.

૬ હિંદુ સ્ત્રીનો પોતાના પતિ પાસે ભરણપોષણ મેળવવાનો જે હાલ હક છે, તે આ કાયદાથી રદ થતો નથી.

૭ કાયદા અગર કાયદેસર ગણાતી રૂઢિ મુજબ કોઇ હિંદુ પત્નીને બીજો પતિ કરવાનો હક હશે તે આ કાયદાથી અટકાવવામાં આવશે નહિ.

× × ×

આ બે બિલ જોતાં જણાશે કે શેઠ ગોવિંદલાલ શિવલાલનું બિલ ઘણું અધુરું છે, શ્રીમતી સુબરાયનના બિલમાં પણ ઉમેરાને અવકાશ તો છે જ, પરંતુ આ બે બિલમાં શ્રીમતી સુબરાયનનું બિલ વધારે સારું છે, શ્રીમતી સુબરાયન વડોદરામાં અખિલ હિંદ મહીલા પરિષદની અર્ધ વાર્ષિક બેઠક વખતે આવ્યાં ત્યારે કહેતાં હતાં કે શેઠ ગોવિંદલાલ શિવલાલે તેઓની સાથે વાતચીત કરી હતી અને તેઓ બંને પોતાનાં બિલ એકત્ર કરીને રજુ કરવાનો વિચાર કરે છે, જો આમ બને તો સારું કારણ કે સ્ત્રીઓ તરફ થતો અન્યાય દૂર કરવાનો જ બંનેનો ઇરાદો છે તો પછી કોણ પહેલું બિલ લાવ્યું એવી ખોટી હરીફાઇમાં બિલને નુકસાન ન પહોંચવું જોઇએ. જો ડા. દેશમુખ પણ આ એકયમાં ભળે તો સારું, એમના લગ્ન વિચ્છેદના બિલમાં બહુ પત્નીત્વ અટકાવવાનું તત્વ નથી. પુરૂષ એક પત્નીની હયાતીમાં ફરી લગ્ન કરે તો પહેલી પત્ની લગ્ન વિચ્છેદ માંગી શકે એટલું જ છે. પણ પહેલી પત્નીને લગ્ન વિચ્છેદ ન જ જોઇતો હોય તો ? વળી આમાં બહુ પત્નીની રૂઢિ કાયદાથી અટકાવવા માટે કાંઇ કલમ જ નથી.

શ્રીમતી રાધાબાઇ સુબરાયનનું બિલ હિન્દુઓ ઉપરાંત જૈન, શિખ તેમજ બૌદ્ધ

ધર્મના અનુયાયીઓને પણ લાગુ પાડવું જોઇએ. નહિ તો એ બારીનો લાભ લેવાશે.

બીજું, શારદા કાયદામાં જેમ બ્રિ. હિન્દની બહાર દેશી રાજ્યનો લાભ લેવાનો હતો અને નાની વયની કન્યાઓનાં લગ્ન થતાં હતાં તેવું આ કાયદામાં પણ ન થાય તે માટે કલમમાં ફેરફાર થવો જોઇએ.

ત્રીજું, શ્રીમતી સુબ્બરાયનના બિલમાં કલમ ચોથી ( એ ) છે તેમાં અસાધ્ય એપી રોગને બદલે અસાધ્ય ગરમીનો રોગ ( વી. ડી. ) એવા શબ્દો રાખવા જોઇએ, તથા ચોથી કલમમાં ( ૪ ) અસાધ્ય ગાંડપણ અને ( એફ. ) આજીવન કેદ, એટલાં બે કારણો ઉમેરવાં જોઇએ.

વળી પાંચમી કલમમાં " આક્ષેપો ખરા છે એમ જણાતાં સ્ત્રી કે પુરુષને ફરી લગ્ન કરવાની કોર્ટ રજા આપશે, " એવું છે તે વાક્યમાં ' જણાતાં ' એ શબ્દ પછી આટલું ઉમેરવું જોઇએ કે " સ્ત્રી કે પુરુષ એમાંથી એકનું મરણ થતાં જે પ્રમાણે લગ્ન ફોક થાય છે તે પ્રમાણે. "

કાયદાની બાબત એવી છે કે એક અનિષ્ટ કઢાડતાં કદાચ બીજું કાંઇ અનિષ્ટ નવું જ દાખલ થઇ જાય, માટે પૂરતો વિચાર કરીને આ જાતના કાયદા કરવાના છે, પણ તેથી કાંઇ હાથ જોડીને બેસી રહેવાનું નથી, આપણામાં ભલભલા વકીલ બેરિસ્ટર ધારાશાસ્ત્રીઓ વગેરે છે, તેઓ બધાં નિશ્ચિત મનથી આ કાયદો હાથમાં લે તો મુશ્કેલ કામ નથી.





**મ્યુ. ની નોકરીમાં સ્ત્રીઓનું સ્થાન :** કલકત્તા મ્યુનીસીપલ કોરપોરેશનની તમામ નોકરીઓ માટે સ્ત્રીઓને યોગ્ય ગણવી એવી મતલબની એક દરખાસ્ત બેગમ સાકીના ફરૂખ સુલતાન મૌયીદઝુદ્દા કોરપોરેશનની આગામી બેઠકમાં રજુ કરનાર છે.

બેગમ ફરૂખ એમ જણાવે છે કે, હીંદ સરકારે આ સીદ્ધાંતનો સ્વીકાર કર્યો છે. સ્ત્રીઓમાં પણ બેકારીનો પ્રશ્ન વધુ તીવ્ર બનતો જાય છે.

આ પ્રશ્નનો ઉકેલ કરવા અને સ્ત્રીઓને નોકરી માટે તબીબી અને શિક્ષણ ક્ષેત્ર સીવાયના બીજા માર્ગ શોધવા ઉત્તેજન આપવા કોરપોરેશને આ સિદ્ધાંત માન્ય રાખી એ પ્રમાણે વર્તવું જોઇએ એમ બેગમ ફરૂખ માને છે.

**મીસ ઈન્દુમતી સીતારામ :** મુંબઈની મ્યુ. બોર્ડનાં કાઉન્સીલર નિમાયાં છે.

**ઉચ્ચ ઓદ્ધાઓ માટે સ્ત્રી ઉમેદવારો :** દીલ્હી સરકાર હેઠળના જે મોટા ઓદ્ધાઓ માટે જાતીભેદન નથી તે મેળવવા માટે સ્ત્રીઓની વધતી જતી હરીફાઈ જણાતી હતી. જ્યારે ત્રીચીનોપલી ખાતેના બ્રોડકાસ્ટીંગ સ્ટેશનના ડાયરેકટરના ઓદ્ધા માટે પબ્લીક સરવીસીસ કમીશને ઇન્ટરવ્યુ માટે બોલાવેલા નવ ઉમેદવારોમાં નીચેની બે સ્ત્રીઓ હતી

( ૧ ) ડો. સી. મીનાક્ષી કે જે પ્રાચીન સ્થાપત્યનું સંશોધન કાર્ય કરે છે. ( ૨ ) દીલ્હીના મીસીસ સીતારામ.

**શ્રી. પ્રેમકુંવર લાઠીનું અવસાન :** માંડવી કોંગ્રેસ કમીટી ( બી. વોર્ડ ) બોમ્બેના સેવાભાવી કાર્યકર્તા અને બોર્ડના ૭ એ સી. બી. જયંતીલાલ લાઠીનાં વ્હાલાં ધર્મપત્ની શ્રી. પ્રેમકુંવર લાઠીનું અવસાન હળવદ મુકામે પોતાના મકાને સંવત ૧૯૯૪ ના શ્રાવણ સુદ ૧૫ અને બુધવારના રોજ સાડા ત્રણ વાગે થયું છે. ગામની પ્રજા તથા સ્નેહીઓ ગંભીર દીલગીરીમાં છે. પરમાત્મા તેમના આત્માને શાંતી આપે.

**'પહેરામણી 'ના રીવાજને અટકાવનારૂં બિલ :** બિહારની ધારાસભામાં શ્રી. સુખલાલ આ બિલ લાવનાર છે. તે બિલમાં પહેરામણીનો અર્થ ' કન્યાના પિતા કે વાલી તરફથી વર અથવા વરના પિતા કે વાલીને અપાતી રકમ અથવા અપાતી ભેટ અથવા તો વરના પિતા કે વાલી તરફથી કન્યાને તેના પિતા અથવા વાલીને અપાતી રકમ કે ભેટ ' એવો કરવામાં આવ્યો છે. એટલે આપણે જેને વરવિક્રય કે કન્યાવિક્રય કહીએ છીએ તે અટકાવનારૂં બિલ લાવનાર છે. ઉમર લાયક વર કે કન્યાના પિતા કે વાલીને માથે આજકાલ જે ફરજીયાત કર જેવું થઇ પડયું છે તે આ બિલથી દુર થશે.

**મીન્સીપાલ મોતીબાઇ શાકહાર** ઇટાલીમાં આંતરરાષ્ટ્રીય વિદ્યાર્થી પરીષદમાં હીંદના પ્રતીનીધી તરીકે હાજરી આપીને પાછાં ફર્યાં છે.

**તરવાનો રેકોર્ડ :** ડેનીશ સ્ત્રીકુમારી રાન્હિલ્ડ વેગરે દુનીયાનો તરવાનો રેકર્ડ કર્યો છે. ૪૦૦ મીટર જેટલે દૂર તરતાં તેને ફક્ત ૫ મિનિટ ૬ ૨/૧૦ સેકન્ડ થઇ હતી. આ પહેલાંના તરનારાને ૫ મિનિટ ૮૬ ૨/૧૦ સેકંડ થઇ હતી.

***શ્રદ્ધાનંદ અનાથ મહીલાશ્રમમાં ડૉ. સાવરકર :*** હીંદુ મહાસભાના પ્રમુખ બેરીસ્ટર વિનાયકરાવ સાવરકરે માટુંગા ખાતે આવેલા શ્રદ્ધાનંદ અનાથ મહીલાશ્રમની મુલાકાત લીધી હતી જે વખતે સંસ્થાના મંત્રી ડો ઉદગાંવકર તેમજ શ્રી.

સ્વરૈએ ગયા દસ વર્ષમાં સંસ્થાએ બજાવેલા કાર્યનું વર્ણન કર્યું હતું.

આ પછી શ્રી. સાવરકરે સંસ્થાની પ્રગતિ વીશે વિવેચન કરતાં જણાવ્યું હતું કે પોતાના ઘરના કરતાં પણ આ સંસ્થાની સુંદર વ્યવસ્થા જોઇ બીજી મહીલાઓ પણ અહીં આવવાની ઇચ્છા ધરાવશે.

મહિલાઓને ઉપદેશ આપતાં એમણે જણાવ્યું કે અહીંથી બહાર જનારી બહેનોએ પણ સમાજમાંથી જાતીભેદ કાઢી નાંખવા માટે સચોટ પ્રયત્ન કરવો જોઇએ. તેમજ હિંદુ સ્ત્રીઓના રક્ષણાર્થે હંમેશા ચોકસાઇ રાખી સંસ્થા તરફથી મળેલી મદદ તેમજ શિક્ષણને શોભાવવા પુરતી કાળજી રાખવી જોઇએ.

આ પછી સંસ્થા વિષે અભીપ્રાય ટાંકતાં એમણે એવી નોંધ કરી હતી કે "આ સંસ્થા અનાથાશ્રમ તરીકે રહી નથી. પણ સંકટમાં તેમજ દુર્દશામાં આવી પડેલી સ્ત્રીઓને માટે એ એક 'ઘર' સમાન બની ગઇ છે. સંસ્થાના ચાલકો તેમજ સુપ્રિન્ટેન્ડેન્ટ શ્રીમતી લક્ષ્મીબાઇ કોલ્હટકરને એમના કોઇ પણ જાતના સ્વાર્થ વગર કામ કરવા માટે તેમને હું શાબાશી આપું છું.

ગર્લ્સ સ્કાઉટસ : બૉય સ્કાઉટસની માફક નેશનલ ગર્લ સ્કાઉટસ એસોસીએશન કઢાડવાનો વિચાર મુંબાઇમાં થયો છે. અને દરેક કન્યાશાળાઓ અને કન્યા વિદ્યાલયોના ઉપરી અધિકારીઓ આ રાષ્ટ્રીય ચળવળને ટેકો અને ઉત્તેજન આપશે એવી આશા રાખવામાં આવે છે. ઑગસ્ટ મહીના દરમ્યાન કુમારી ઇન્દિરા બેલીમાલ અને કુમારી લાલકાકા તથા ઇન્ડીયન નેશનલ સ્કાઉટ એસોસીએશનના સેક્રેટરીઓ, શ્રીમતી નીમ્બકર તથા શ્રીમતી ઉર્મિલા મહેતા પ્રત્યેક શાળા પાઠશાળાની મુલાકાત લઇને સહકાર મેળવશે. ઑક્ટોબર માસમાં મલાડ ખાતે ગર્લ સ્કાઉટ માસ્તરોને તૈયાર કરવા માટે એક વર્ગ કઢાડવાનો છે. અત્યાર સુધી જે સહકાર આ ચળવળને મળ્યો છે તે માટે આભાર માનવામાં આવે છે. વધુ માહીતી માટે કુમારી ઇન્દિરા બેલીમાલ, ઇન્ડીયન નેશનલ સ્કાઉટ એસોસીએશન ૧૨૯ એસ્પ્લનેડ રોડ, ફોર્ટ, મુંબાઇ, એ સરનામે પૂછવું, આખા ઇલાકામાંથી ગમે તે કન્યાસંસ્થાને સલાહ તેમજ સહાય જોઇશે તો મળશે.

ખાણોમાં કામ કરનારા બાળ કામદાર : પહેલાં એવો કાયદો હતો કે, ખાણોની અંદર તેમજ તેની આસપાસમાં ૧૩ વર્ષ કરતાં નાની ઉંમરનાં બાળકોને કામ પર રાખવાં નહી. એ પછી કામદારોની બાબતમાં તપાસ ચલાવવાને જે બાદશાહી કમીશન બેઠું હતું તેણે એવી ભલામણ કરી હતી કે, ૧૪ વર્ષ કરતાં ઓછી ઉમરનાં બાળકોને ખાણોમાં કે તેની આસપાસમાં કામ કરવા દેવું જોઇએ નહી. એ પછી હીંદી સરકારે વડી ધારાસભામાં એક બીલ રજુ કર્યું જેમાં એવી જોગવાઇ કરવામાં આવી છે કે, ખાણો કે તેની આસપાસમાં કામ કરવા માટે ઓછામાં ઓછી ૧૫ વર્ષની ઉંમર ઠરાવવી. એ બીલ ઉપરની સીલેક્ટ કમીટીએ વળી તેમાં એવો ઉમેરો કર્યો છે કે ૧૫ થી ૧૭ વર્ષની વયના બાળકને પણ તે જમીનની નીચે કામ કરવાને લાયક છે એવું તબીબી સરટીફીકેટ મેળવ્યા વિના જમીનની નીચે કામ ઉપર રોકી શકાય નહી. સીલેક્ટ કમીટીની એ ભલામણ સાથે ધારાસભાએ બીલ પસાર કર્યું છે. એનો અર્થ એ થાય છે કે, ખાણોમાં કામ કરતા બાળકોની મોટી ઉમર નક્કી કરવામાં હીંદી સરકાર યુરોપના ઘણાખરા દેશો કરતાં પણ આગળ વધી છે.

સોવીયેટ રશીયાની સ્ત્રી વિમાનીઓ : સોવીયેટ વિમાની ટુકડીઓની ત્રણ સ્ત્રી ઉપરીઓ–પોલીના ઑસીપેન્કો, વીરા લોમાકો તથા મીરેના રાસ્કોવા–તા. ૨ જી જુલાઇએ એક સીપ્લેનમાં ઉડયાં હતાં. ૧૪૯૮ માઇલની મુસાફરી, અટક્યા વગર તેમણે દસ કલાક અને ૩૩ મિનિટમાં કરી હતી. પોલીના સીપ્લેન ચલાવતી હતી.

અખિલ હિન્દ મહિલા પરિષદની દાદર ખાતે શાખાની સ્થાપના : અખિલ હિન્દ મહિલા પરિષદની દાદર માટુંગા ખાતે શાખા સ્થાપવાની ક્રીયા દાદર ખાતેની કીંગ જ્યોર્જ ઇગ્લીશ સ્કુલ મધ્યે થઇ હતી. જેમાં સ્ત્રીઓની મોટી હાજરી હતી. ડૉ. શ્રીમતી માલીનીબાઇ સુખથનકર પ્રમુખસ્થાને હતાં.

શરૂઆતમાં શ્રીમતી ઉર્મીલા મહેતાએ મહિલા પરિષદની પ્રવૃત્તિઓની ટુંક રૂપરેખા રજુ કર્યા બાદ જણાવ્યું હતું કે હિન્દભરમાં પરિષદની ૩૭ શાખાઓ છે.

શ્રીમતી ફરાલકર અને શ્રીમતી મોટેએ મહિલા પરિષદને પ્રબળ બનાવવાની અપીલ કરી હતી.

શ્રીમતી માલીનીબાઇ સુખથનકરે જણાવ્યું હતું કે હિન્દી મહિલાઓની સ્થીતી ઘણી પછાત છે. કેળવણીનો અભાવ આ પછાત દશાનું મુખ્ય કારણ છે. સામાજીક રીતરીવાજો સ્ત્રીઓને રસોડામાં ગોંધી રાખવાની પુરૂષોની સ્વાર્થી વલણ પણ સ્ત્રીઓની પછાત દશાના કારણો છે.

એ વસ્તુસ્થીતી દુર કરવા માટેજ આ પરિષદની સ્થાપના થઇ છે. તેમાં તમારે સક્રીય સાથ આપીજ છુટકો.

બાદ ૧૭ સભ્યોની એક કમીટી નીમવામાં આવી હતી.

**સ્ત્રી શીક્ષણના પ્રણેતા સ્વ. શ્રી. દેવધર:** પડા પ્રધાન ઓન. શ્રી ખેરે તા. ૭ ઓગસ્ટે સેવા-સદન ખાતે સેવાસદન સમાજના સ્થાપક સ્વ. શ્રી. ગોપાલકૃષ્ણ દેવધરનું તેલ ચીત્ર ખુલ્લું મુકવાની ક્રીયા કરતાં સ્વર્ગસ્થનાં કાર્યની ભારે પ્રશંસા કરી હતી.

હાજર રહેલા જાણીતા સ્ત્રી પુરૂષોના મોટા મેલાવડામાં ઔંધના રાજા, ફલ્ટનનાં, મહારાણી, રાણી લક્ષ્મીબાઇ રજવાડે અને રાજકુમારી અમૃત-કુંવર પણ હતાં.

શ્રી. ખેરે જણાવ્યું હતું કે શ્રી દેવધરનું કાર્ય એટલું મહાન હતું કે તેમનું સ્મરણ કદીયે ભુલાવવાનો ભાગ્યેજ કંઇ સંભવ છે. હિંદની વસ્તીનો અર્ધો ભાગ સ્ત્રી સમુદાય તદન અંધકારમાં રહે છે. શ્રી. દેવધરે તેમને શીક્ષણ આપવાનું અને તેમને શક્તીશાળી નવું દ્રષ્ટીબિંદુ બક્ષ્યું હતું.

રાજકુમારી અમૃતકુંવરે જણાવ્યું કે સેવાસદનને હિંદની સ્ત્રી શીક્ષણ સંસ્થાઓની માતા કહેવાય છે તે યોગ્ય છે.

**દારૂબંધીમાં સ્ત્રીઓનો હીસ્સો :** મુંબાઇ સરકારના દારૂબંધીના ખાતામાં સ્ત્રીઓનો એક વિભાગ અમદાવાદમાં ઉઘાડવામાં આવ્યો છે. તેમાં મુખ્ય દેખરેખ રાખનાર તરીકે શ્રી. મૃદુલા સારાભાઇને નીમ્યાં છે.

અમદાવાદમાં જાહેર કાર્યકર્તાઓની એક સભા મેળવી તેમાં દારૂબંધીના કાર્યની રૂપરેખા સમજાવાઇ હતી. શહેરના જુદા જુદા લત્તામાં સ્ત્રીઓની સભાઓ ભરી તેમાં ભાષણો, મેજીક લેન્ટર્ન વગેરેની સહાયથી દારૂથી થતાં નુકશાન સમજાવવા વ્યવસ્થા થઇ છે. આ સભાઓ ભરવાનું કામ સ્ત્રીઓ જ કરશે.

**હરિજનોનો હોટલોમાં પ્રવેશ :** અમદાવાદમાં સાર્વજનીક સ્થળોનો ઉપયોગ સર્વ જનતા માટે ખુલ્લો જાહેર થયા પછી ત્યાંના હરીજનો ઉપહારગૃહો અને હોટલોમાં જવા લાગતાં ભારે હોહા થઇ રહી છે. હરીજનોના આગમન સાથે જ હોટલો ભડાભડ બંધ થઇ.

**મીસ કે. વી. પરીખ અને મીસ સી. વી. પરીખ :** આ બન્ને બહેનો બોસ્ટન યુની.ની સોશ્યોલોજી સાથે એમ. એ. ની પરીક્ષા પસાર કરી સોમવારે હીંદ પાછી ફરી છે.

બારડોલીમાં દારૂનીષેધને અંગે સ્ત્રી પોલીસોની ભરતી કરવામાં આવી છે.

**સ્વદેશી માલને રક્ષણ આપનારૂં બીલ :** હિંદમાં બનાવવામાં આવેલા માલના સંબંધમાં " સ્વદેશી " નામને રક્ષણ આપવાને ઇરાદે મી૦ એસ. એચ. ઝાબવાળા મુંબઇ ધારાસભાની આગામી બેઠકમાં એક બીલ લાવવાનો ઇરાદો રાખે છે.

આ સંબંધમાં એક વાતચીત દરમ્યાન મી. ઝાબવાળાએ હિંદની બહાર બનેલા કેટલાક માલને સ્વદેશી તરીકે કેવી રીતે વેચવામાં આવે છે અને કેટલાક માલ પર " મેઇડ ઇન ઇંડીઆ "ના ખોટા અને આડે રસ્તે દોરવનારા માર્કાઓ કેવી રીતે લગાવવામાં આવે છે એની સમજુતી આપી હતી.

સ્વદેશી માલ માટે એક ટેસ્ટ બોર્ડ મારફત પ્રમાણપત્ર આપવાની પ્રથા દાખલ કરી સાચા સ્વદેશી માલને રક્ષણ આપવાનો આ સુચીત બીલમાં હેતુ રાખવામાં આવ્યો છે.

બીલમાં સુચવવામાં આવ્યું છે તેમ આ બોર્ડ ઉદ્યોગ ખાતાના પ્રધાન, ઉદ્યોગ ખાતાના ડાયરેક્ટર, સરકારી કેમીકલ એનેલાઇઝર, હીંદી વ્યાપારી મંડળ અને નાના ઉદ્યોગોનાં મંડળના દરેક પ્રતીનીધીનું બનેલું રહેશે. ઉદ્યોગ ખાતાના પ્રધાન બોર્ડના ચેરમેન તરીકે કામ કરશે.

આ ટ્રસ્ટ બોર્ડ ઇલાકાના વપરાશ માટેના તમામ સ્વદેશી માલનું પરીક્ષણ કરશે અને પછી એ માલને ઇલાકામાં વાપરવા યોગ્ય જણાવી "સ્વદેશી" તરીકેનું પ્રમાણપત્ર આપશે.

આવાં પ્રમાણપત્રવાળો માલ જ્યાં જ્યાં શક્ય હોય અને જરૂર હોય ત્યાં સરકારે દરેક ખાતાંઓમાં વાપરવો એવી એક કલમ પણ આ બીલમાં ઉમેરવામાં આવી છે.

**સ્ત્રી તારાઓ :** જુલાઇની ૨૮ મી તારીખે પુનાના મહારાષ્ટ્રીય મંડળની કેટલીક બ્હેનો ત્યાંની મૂઠા નદીમાં ચોમાસાની રેલનું પાણી ભરછક ભરેલું હતું છતાં આ પારથી પેલેપાર તરી ગઇ હતી. તેમનાં નામ શ્રીમતી ભવે, કુમારી સોપટકર, તેમનાં બ્હેન કુમારી ધારપ, કુમારી નાતુ તથા કુમારી જોગલેકર છે.

**વડોદરામાં હીન્દુ એકપત્નીવ્રત નીબંધ :** વડોદરાની ધારાસભામાં શ્રી. દ્વારકાનાથ શેડજી હીન્દુ એકપત્નીવ્રત નીબંધ લાવ્યા છે. એક પત્ની હયાત છતાં વિનાકારણ બીજી પત્ની કરવાની જે રીત હીન્દુઓમાં ચાલી રહી છે તે બંધ કરવાનો હેતુ આ નીબંધનો છે. ધારાસભાએ તેના પર વિચાર ચલાવવા એક પેટાસમિતિ નીમી છે. જેમાં નીચલાં નામ છેઃ—શ્રી ન્યાયમંત્રી સુધાળકર, શ્રી. દ્વારકાનાથ શેડજી, શ્રી. પ્રધાન, શ્રી. લલુભાઇ, શ્રી. વા. વિ. જોશી, શ્રી. ગિરધરલાલ ઠાસાભાઇ, શ્રી. હીમ્મતસિંહ ઠાકોર તથા સ્ત્રી સભ્યોમાં શ્રી. સુભદ્રા પવાર, શ્રી. પ્રેમલીલા મહેતા અને શ્રી. સરલાબાઇ પંડિત.

**મીસ કે. નવરોજજીને :** હિંદ માટેની ફ્લોરેન્સ નાઇટીંગેલ સ્કોલરશીપ આપવામાં આવી હતી. તેઓ પોતાનો અભ્યાસ પુરો કરીને એસ. એસ. 'ચીત્રાલ' મારફત મુંબઇ આવી પહોંચ્યાં છે.

**મીસ સરાહ ચક્કુ :** ચીકાગો યુનીવર્સીટીની એમ. એ. ની ડીગ્રી લઇને સોમવારે હીન્દ પાછાં ફર્યાં છે.

**ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ, મુંબઇ :** ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ મુંબઇ તરફથી નીચલી યાદી બહાર પડી છે. મજકુર મંડળને અંગે સૌ. લેડી તારાબ્હેન ચુનીલાલ મહેતા તરફથી મંડળનાં સભાસદ બહેનો માટે કપડાં ધોવાનો, ઉંચું ઇંગ્લીશ જ્ઞાન સંપાદન કરવાનો તેમજ ફર્સ્ટ એડ અકસ્માતમાં પ્રાથમિક મદદના વર્ગો દર સોમવાર, મંગળવાર ગુરૂવાર અને શુક્રવારે ચલાવવામાંઆવે છે. વર્ગમાં બહેનો સારા પ્રમાણમાં લાભ લે છે.

અકસ્માતમાં પ્રાથમિક મદદના વર્ગોની પરીક્ષા થોડા દિવસ અગાઉ ડૉ૦ મીસ કુમુદબહેન મહેતાએ લીધી હતી. એનું પરીણામ અનુક્રમે નીચે મુજબ છે.

(૧) જમના શાંતીલાલ મરચંટ (૨) સુનંદા લાલભાઇ ઝવેરી (૩) ગંગાબહેન છોટાલાલ પટેલ (૪) માલતી ભગવાનદાસ મહેતા (૫) શારદા મણીલાલ કોઠક (૬) જશવંતી મગનલાલ ઇન્જીનીયર (૭) લક્ષ્મીબહેન કે. ઝવેરી (૮) ગુણવંતી જયંતીલાલ કોટક.

**કમાઠીપુરાની મૉડર્ન ગર્લ્સ સ્કુલનો** વાર્ષિક ઉત્સવ તા. ૨૬ મી જુલાઇએ ડૉ. મિસ વત્સલા કાલેવરના પ્રમુખપદ નીચે ઉજવાયો હતો.

**શ્રી હૅરન ઘોસ** અને તેમની મંડળી જેઓ સરઇકીલા નૃત્યકારો તરીકે જાણીતા છે તેઓ યુરોપની મુસાફરી કરીને પાછા આવ્યા છે.

**વડી ધારાસભામાં** ચુંટાયેલાં શ્રીમતી રાધાબાઇ સુબ્બારાયનને અભિનંદન આપવા એક મેળાવડો મુંબાઇનાં બ્હેનોએ ટાઉન હોલમાં યોજ્યો હતો.

**થી. પી. કે. ઘોશ :** તરવાના જાતજાતના પ્રયોગો નાગપુરમાં બતાવીને મુંબાઇ આવી પહોંચ્યા છે. તેમની સાથે કુમારી વીણા ઘોશ છે તે આખા હિંદની સ્ત્રી તારાઓમાં ચેમ્પીયન છે. તેઓ બંને વિલાયત જઇ ઇંગ્લીશ ચેનલ તરવાની હરીફાઇમાં ઉતરનાર છે.

**બેલગામનાં** જાણીતાં ગાયિકા બાઇ તુંગાબાઇ હાંગલકરે તાજેતરમાં મુંબાઇમાં બે જલસા કર્યા હતા.

# વિદાય

સ્ત્રીઓના પ્રશ્નો સ્ત્રીઓ વધારે સારી રીતે સમજી શકે એ સ્વાભાવિક છે. એટલે, સ્ત્રીઉપયોગી પ્રશ્નોની ચર્ચા કરતાં માસિક કે અન્ય સામયિકના તંત્રી પદે, સ્ત્રી જ હોય તો તેની ઉપયોગિતા અનેક રીતે વધી જાય છે. ' ગુણસુન્દરી 'ની શરૂઆત કરી ત્યારથી તે એની પંદર વર્ષની કારકીર્દિ દરમ્યાન, ' ગુણસુન્દરી ' નાં સંચાલન પાછળ આ આદર્શ હમેશાં રાખવામાં આવ્યો છે. એ આદર્શને અનુસરીને, સ્ત્રીઓના હાથમાં ' ગુણસુન્દરી 'નું સંચાલન મૂકવાના પ્રયત્નો પણ કર્યા છે. એક કે બીજાં કારણે, એ પ્રયત્નોને અત્યાર પહેલાં ધારી હતી તેવી સફળતા મળી નથી અને તેથી, સ્ત્રીઓના પ્રશ્નો પરત્વે સહાનુભૂતિ ધરાવતા પુરૂષોના હાથમાં જ અદ્યાપિ ' ગુણસુન્દરી 'નું તંત્ર રહેવા પામ્યું.

પણ આ અંક સાથે ફરીથી, એ પ્રયાસનો આરંભ થાય છે. શ્રીમતી પ્રેમલીલા મહેતા જેવાં સંસ્કારી અને સુશિક્ષિત બહેનના હાથમાં ' ગુણસુન્દરી 'નું તંત્ર સોંપાય છે. શ્રીમતી પ્રેમલીલા બહેન, ગુજરાતનાં પ્રથમ સ્ત્રી ગ્રેજ્યુએટોમાંનાં એક, પૂજ્ય શારદાબહેન અને ડૉ. સુમન્ત મહેતા જેવા સંસ્કારી અને સેવાભાવી માતપિતાનાં પુત્રી છે. તેમણે રાજકોટની ફિમેલ ટ્રેનીંગ કોલેજનાં સુપરિન્ટેન્ડન્ટની જવાબદારી ભરી જગા કાબેલિયતથી સંભાળી છે. સ્ત્રીઓની પ્રવૃત્તિમાં અને અખિલ ભારતીય મહિલા પરિષદની પ્રવૃત્તિઓમાં રસ લે છે અને તેથી હિન્દી સ્ત્રીઓનાં પ્રશ્નોનાં અભ્યાસી છે. એમનાં હાથમાં ' ગુણસુન્દરી ' ગુજરાતી બહેનોને વધારે ઉપયોગી થઇ પડશે એવી આશા રાખવી જરાય અસ્થાને નથી. એટલે શ્રીમતી પ્રેમલીલા બહેનના હાથમાં ' ગુણસુન્દરી 'નું તંત્ર સોંપવામાં હું ભારે નિશ્ચિંતતા સેવું છું. તે સાથે એમના હાથે ' ગુણસુન્દરી ' ગુજરાતી બહેનો માટે વિશેષ માર્ગદર્શક બને એવી આશા રાખું છું.

' ગુણસુન્દરી 'નાં પંદર વર્ષનાં અસ્તિત્વ દરમ્યાન, લગભગ છેલ્લાં દશ વર્ષથી, પ્રથમ ઉપતંત્રી તરીકે અને પછી તંત્રી તરીકે મારે એની સાથે ગાઢ સંબંધ રહ્યો છે. એ સમય દરમ્યાન, ' ગુણસુન્દરી 'ને ગુજરાતી બહેનો માટે વધારે ને વધારે ઉપયોગી બનાવવાનો મેં મારો શક્તિ મુજબ પ્રયાસ કર્યો છે. આર્થિક પરિસ્થિતિ અને એને આનુષંગી બીજાં અનેક કારણોને લીધે, એને મારી ધારણા મુજબ વિકસાવવાનું બની શક્યું નથી એટલે એમાં અનેક ઉણપો રહી જવા પામી છે. એવી ઘણી ઉણપોનું મને પોતાને ભાન છે. પણ એ ઉણપો નિભાવી લેવી પડી છે. ' ગુણસુન્દરી 'ના વિશાળ વાચકસમુદાયે પણ એ ઉણપને સહાનુભૂતિ પૂર્વક નિભાવી લીધી છે. તેને પરિણામે જ ' ગુણસુન્દરી ' જીવનનાં પંદર વર્ષો જેટલી કારકીર્દિ ભોગવી શક્યું છે એ નિર્વિવાદ છે, એ સંજોગોમાં ' ગુણસુન્દરી ' પ્રત્યે મમતા દર્શાવનારા વાચક સમુદાયનો હું ઋણી છું.

' ગુણસુન્દરી 'નાં તંત્રી તરીકે વિદાય લેતાં સ્વાભાવિક રીતે જ મારે કેટલોક આભાર દર્શનનો વિધિ કરવાનો રહે છે, વિશાળ વાચક સમુદાયની સહાનુભૂતિનો ઋણસ્વીકાર હું ઉપર કરી ચૂક્યો છું, એ પછી, ' ગુણસુન્દરી 'ના વાચન-વિભાગને સતત ભરેલો રાખીને મને સહાય કરનારા સંખ્યાબંધ લેખક મિત્રોનો મારે આભાર માનવો જોઇએ. ગમે તે પળે, મારા હાથનું પત્તું જતાં જ, મારી વિનતિનો, કોઇ પણ જાતના

બદલાની આશા રાખ્યા વિના, સ્વીકાર કરી લેનારા લેખક મિત્રોની સહાય મને મળી છે તેટલા પ્રમાણમાં ન મળી હોય તો ' ગુણસુન્દરી 'ને હું અત્યારની સ્થિતિમાં ન લાવી શક્યો હોત, ગુજરાતનાં અગ્રગણ્ય સ્ત્રી કાર્યકર બહેનોનો પણ મારે આ બાબતમાં ખાસ ઉલ્લેખ કરવો જોઈએ, ' ગુણસુન્દરી 'ને સર્વેએ પોતાનું ગણ્યું છે અને એ રીતે મારા ઉપર તેમણે ઘણો ઉપકાર કર્યો છે, અને એનો જાહેર રીતે સ્વીકાર કરવાની હું મારી ફરજ સમજું છું.

એવી જ રીતે ' ગુણસુન્દરી 'ના ચિત્ર વિભાગને સમૃદ્ધ રાખવામાં મને 'જન્મભૂમિ' કાર્યાલયની ઘણી જ સહાય મળી છે, ' જન્મભૂમિ ' શરૂ થયું અને તેના તંત્રી વિભાગમાં હું જોડાયો ત્યારથી જ, ' જન્મભૂમિ 'ના સંચાલકોએ કોઈ પણ મૂલ્ય લીધા વિના, 'જન્મભૂમિ'માં પ્રકટ થતાં ચિત્રોના બ્લોકોનો મને છૂટથી ઉપયોગ કરવા દીધો છે, એ બધા બ્લોકો ભાડેથી પણ મેળવ્યા હોત તો તેની રકમનો આંકડો સારો સરખો થઈ ગયો હોત; અને એ રીતે 'ગુણસુન્દરી' ને ઘણો આર્થિક બોજો સહન કરવો પડયો હોત. પણ મારા પરનાં મહત્વને કારણે ' જન્મભૂમિ 'ના સંચાલકોએ મને એ બ્લોકોનો વિના મૂલ્યે ઉપયોગ કરવા દીધો છે તે બદલ હું તેમનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

આ બધાં આભાર દર્શનમાં, ' ગુણસુન્દરી ' સાથે મારો સંબંધ જોડવામાં નિમિત્ત રૂપ થનારા, મારા મિત્ર શ્રી. જદુરાય ખંધડિયાનો મારે ખાસ આભાર માનવો જોઈએ, ' ગુણસુન્દરી 'ના તેઓ સહતંત્રી હતા ત્યારથી જ, ' ગુણસુન્દરી ' માટેના લેખો વગેરેની પસંદગી કરવાનું કેટલુંક કામ તેમણે મને સોંપ્યું હતું; અને પાછળથી એ કારણે, મારા વડિલ બંધુ સમા, ' ગુણસુન્દરી 'ના સંસ્થાપક અને આદ્યતંત્રી, શ્રી. જયકૃષ્ણ નાગરદાસ વર્મા સાથે મારો પરિચય થયો. એ પરિચય છેવટે એટલે સુધી વધ્યો કે, ' ગુણસુન્દરી 'ના સંપાદનને લગતો સર્વ બોજો તેમણે મારા પર લાદ્યો અને મારામાં એક નાનાભાઈ જેટલો વિશ્વાસ મૂક્યો. અત્યાર સુધી, તેમણે મારામાં મૂકેલા વિશ્વાસને પાત્ર બનવાનો, મારાથી બની શકતો પ્રયાસ મેં કર્યો છે. ' ગુણસુન્દરી ' દ્વારા, ગુજરાતી બહેનોની જે કાંઈ થોડી ઘણી સેવા કરવા હું ભાગ્યશાળી થયો છું તેનો સર્વ યશ શ્રી. વર્માભાઈને જ ઘટે છે. એટલે તેમનો આભાર, શબ્દોદ્વારા માનવાનું હું નિરર્થક સમજું છું.

અનેક પત્રકાર મિત્રોએ તેમજ અન્ય સ્નેહીઓએ એક યા બીજા પ્રકારની સહાય કરીને મને ઉપકૃત કર્યો છે. તે માટે તેઓ સર્વેનો પણ આભાર માનવાની હું મારી ફરજ સમજું છું.

અને છેલ્લે મારા તંત્ર દરમ્યાન મારાં કાર્યમાં બની શકતી સર્વ સરળતા કરી આપવા માટે અને મારાં કાર્યને દીપાવવામાં બની શકતો સર્વ સહકાર આપવા માટે લુહાણામિત્ર પ્રિન્ટિંગ પ્રેસના સંચાલક, ગુણસુંદરી માસિકના પ્રકાશક અને માલિક શ્રી, અંબાલાલ વિ. ઠક્કરનો પણ હું ઓછો આભારી નથી.

' ગુણસુન્દરી 'નું તંત્ર છોડું છું છતાં મારા આજ સુધીના વ્યવસાયને લીધે, ગુજરાતી બહેનોની સ્ત્રીસમાજની સેવા એ તો મારા જીવનનું એક અંગ બની ગએલ છે એટલે એ ભાવનાને તો મારાથી વિમુક્ત કરવી અશક્ય જ છે. એટલે એક કે બીજી રીતે ગુજરાતની બહેનોની સેવા કરવાની તક હું નહિ જ ચૂકું. મને આપ્યો તેવો સહકાર સૌ કોઈ ' ગુણસુન્દરી 'ને હવે પછી પણ આપતા રહેશે એવી આશા સાથે હું વિદાય લઉં છું.

૪૩, કલ્યાણ બિલ્ડીંગ નં. ૧
કાંદાવાડી, મુંબઈ ૪
જન્માષ્ટમી : ૧૯૯૪

લી.
યજ્ઞેશ હ. શુક્લ

તેઓ કાયદાની આંટીઘૂંટીઓ ખરી રીતે સમજતા નથી, અને સમાજનું બંધારણ એ કેવી ગુંચવા-મણી બાબત છે તે તેઓ જાણતા નથી. ભયંકર રોગ ન થાય એ ઉત્તમ છે, પણ જ્યાં સુધી મનુષ્ય પરિપૂર્ણતાની સ્થિતિએ પહોંચ્યો નથી ત્યાં સુધી રોગમાંથી થોડી પણ રાહતની આવશ્યકતા છે. અધમ લગ્નમાંથી છૂટવાને રીતે કંઇક બારી તો હોવી જ જોઇએ. લગ્નની સંસ્થામાં—ગમે તો એકપત્નીની પ્રથા હોય કે, અનેકપત્નીની, બધામાં, અમુક રીતે મર્યાદિત લગ્નવિચ્છેદ અનિવાર્ય આવશ્યકતા છે.

આ નિવેદન માટે અમારો એવો અભિપ્રાય છે કે એક કામ ઉતાવળમાં અધુરૂં કરવું તેના કરતાં ના કરવું સારૂં. અધુરા કામથી ઉલટું નુકસાન થાય. ડા. દેશમુખના ખરડામાં જે અપૂર્ણતાઓ છે તે પૂરી કર્યા વગર એ ખરડો ધારાસભામાં આવશે તો સ્ત્રીઓની સ્થિતિ છે તેના કરતાં પણ વધારે ખરાબ થશે. વિધવા, ત્યક્તા ને તેની સાથે જેણે લગ્નવિચ્છેદ કર્યો છે એવી સ્ત્રીઓ સમાજમાં અનાથ અને નિરાધાર સ્ત્રીઓમાં ઉમેરાશે. અને સાથે સાથે તેમનાં બાળકો પણ રઝળી જશે. માટે આવો મહત્વનો ખરડો લાવનો તે પૂરેપૂરો વિચાર કરી, બધી કાયદાની બારીઓ લક્ષમાં રાખીને દરેક જણને દરેક રીતે ન્યાય થાય એ નજરે જ ઘડવો જોઇએ. વાર થાય તો હરકત નહિં. આટલા જમાના સ્ત્રીઓએ સહન કર્યું છે તો બે ત્રણ મહીના શી વિસાતમાં છે ?

**અનાથ બાળકો.** મુંબાઇની વીમેન્સ કાઉન્સીલ તરફથી ભીખારી બાળકો માટે કાંઇ કરવા માટે એક કમિટી નીમાઇ હતી તેનાં પ્રમુખ શ્રી. ઉર્મિલાબ્હેન મહેતા છે, તેમણે મુંબાઇ સરકારને આ બાબત કેટલીક વિનંતિ અને સુચનાઓ કરી હતી. તે ઉપરથી મુંબાઇમાં અનાથ અને ભીખ માંગતાં બાળકો માટે એક નાની વસાહત કાઢવાનો વિચાર સરકાર કરે છે. મુંબાઇની પાસે ટ્રોમ્બેની બાજુએ એક મોટી જમીન ઉપર નાનાં નાનાં ઝુંપડાં જેવાં મકાન બાંધી ત્યાં બધાં રખડતાં ભીખારી છોકરાંને સારી દેખરેખ નીચે રાખવાં અને તેમને જિંદગીમાં રસ્તેસર મ્હડાની દેવાં એવો વિચાર છે. હાલ મુંબાઇમાં અનાથાશ્રમો, અપંગાશ્રમો, વગેરે જુદી જુદી કોમોની અને જાતોની સંસ્થાઓ ઘણી છે, ત્યાં બાળકોનું પાલનપોષણ કરવામાં આવે છે, પરંતુ બાળા અમુક ઉંમરનું થતાં તેને ત્યાંથી છુટું કરવામાં આવે છે. પુરાં થયાં પછી તેની સ્થિતિ બેહદ કફોડી થાય છે કારણ કે આશ્રમોમાં તેને કંઇ કામ શિખવવામાં ખાસ આવતું નથી. અને શિખવે છે તો પણ બ્હાર નીકળીને સ્વતંત્ર રીતે તે કમાઇ શકે એટલું શિખવાયેલું નથી હોતું, અને તેને કમાવાનો રસ્તો કોઇ સુઝાડતું નથી. આ નવી યોજનામાં એવાં ઘણાં અનાથાશ્રમો ભેગાં કરી દેવાનો વિચાર છે.

આ વસાહતમાં ત્રણ વિભાગો રાખવામાં આવશે. એક અક્ષરજ્ઞાન અને કેળવણી વિભાગ, જેમાં બાળકોને વાંચતાં, લખતાં, હીસાબ ગણતાં અને શાળાની માફક બધુંજ ભણતર શીખવવામાં આવશે. બીજો ઔદ્યોગિક કેળવણી વિભાગ, જેમાં હાથકામની તાલીમ અપાશે. ખેતી કરવી, સુથારી કામ, વણાટકામ, સીલાઇકામ, મોચીકામ, ધોવાનું કામ વગેરે દરેક ધંધા તથા કારીગર કામ શીખવવામાં આવશે. ત્રીજો વિભાગ અપંગ બાળકો માટેનો જેમાં આંધળાં, બ્હેરાં, મૂગાં, પછાત બુદ્ધિનાં વગેરે બાળકોને કોઇ રીતે કમાતાં શીખવવામાં આવશે.

આ યોજના ખરેખર આવકારદાયક છે, મુંબાઇના ધનિકો અને અનાથાલયોના ટ્રસ્ટીઓ તેમજ સંચાલકો આ યોજના સફળ કરવા એકત્ર થશે એવી આશા રાખીએ છીએ.

**હોટેલ પ્રવેશ** અમદાવાદની મ્હાની હોટેલોમાં હરિજનો દાખલ થવા માંગે છે અને હોટેલના માલીકો તેમને દાખલ કરવા રાજી નથી. હોટેલના માલીકોનું એમ કહેવું છે કે એમના પ્રવેશથી અમારી ઘરાકી ઘટી જશે, હોટેલમાં રસોઇ કરનારા રસોઇયાઓએ પણ પ્રમાણે ચલાવી છે કે હરિજનો ખાવા આવશે તો અમે જતા રહીશું. હોટેલના માલીકોનું ડેપ્યુટેશન અધિકારીઓ પાસ ગયું, હરિજનોએ પણ પોતાની બાજુથી બનતું કર્યું એમ બધી ખબરો છાપામાં આવી, હતી. છેવટે સરકાર તરફથી એમ કહેવામાં આવ્યું કે ચોકખાં કપડાં અને સ્વચ્છ દેખાવવાળા કોઇ પણ જણને તે હરિજન છે એજ કારણસર પ્રવેશ કરવાની મના ન થઇ શકે.

સરકારનો આ જવાબ યોગ્ય છે, કારણ કે હોટેલ સાર્વજનિક જગ્યા કહેવાય અને જે માણસ મ્હાના પૈસા આપે તે ત્યાં દાખલ થઇ શકે. હરિજનો જો ગંદા વેશમાં આવે કે ધાંધલ કરે તો હોટેલનો માલિક વાંધો લઇ શકે. ખરું જોતાં હરિજન સિવાયના બીજા પણ જે ગંદા વેશમાં આવે કે ગંદી ભાષા બોલે કે ધાંધલ મચાવે તેને ગરદન પકડીને બ્હાર કાઢવાનો માલિકને હક છે.

વળી રસોઇયા રાંધવાની ના પાડે તે બેહુદું લાગે છે. હોટેલમાં મુસલમાન, ખ્રિસ્તી ગમે તે આવે ને તેને રાંધી ખવાડાય તો હરિજન માટે શો બાધ હશે ! તેમાં ખાસ કરીને ખ્રિસ્તી અને હરિજન વચ્ચેનો સુક્ષ્મ તફાવત અમારી તો સમજમાં નથી આવતો. માણુસે ધર્મ બદલ્યો માટે તેને પ્રવેશ કરવા દેવાય અને બિચારો હિન્દુ રહ્યો એ એનો ગુનો થયો ?

બીજું વ્યવહારિક નજરે પણ આ વાંધો યોગ્ય નથી. હિન્દુ માલિકો હરિજન પ્રવેશથી ડરીને જો હોટેલો બંધ કરશે તો પોતાનેજ ગેરફાયદો છે. કારણ કે ચ્હા પીવાનું તો કંઇ ઓછું થવાનું નથી. થશે એમ કે બે પાંચ ટકા શુદ્ધ હિન્દુઓ હોટેલમાં ચ્હા પીવાનું બંધ કરશે ને બાકીના ૯૫ કે ૯૮ ટકા લોકો હરિજન કે કોઇની પરવા કર્યા વગર ચ્હાની તલપ થશે એટલે હોટેલ શોધવાનાજ. અને હિન્દુઓની હોટેલ બંધ હશે એટલે પારસી, ઇરાની કે એવાની હોટેલમાં જવાના. હાલ દારૂ તાડીની દુકાનો બંધ હોવાને કારણે એ દુકાનવાળા ચ્હાની દુકાનો વધારે પ્રમાણમાં કહાડશે અને તેમની કમાણી વધશે. જ્યારે હિન્દુ હોટેલ માલીકો નાહકના હાથે કરીને પોતાની કમાણી બગાડશે. દારૂ બંધીને લીધે હોટેલમાં જનારાની સંખ્યા વધીજ હશે. એટલે કમાણી કરવાના ખાસ કાળમાં હિન્દુ ભાઇઓ નુકશાની વ્હોરી લેશે.

ચ્હાની હોટેલો જેવી સાર્વજનિક જગાઓ તો ભાઇચારો વધારવા માટે હોય છે. ત્યાં જુદાઇ અને વર્ગવિગ્રહ ન હોવો જોઇએ.

**વિકાસગૃહ**

થોડા માસ ઉપર હું અમદાવાદ હતી ત્યારે શ્રી. મૃદુલાબ્હેન અંબાલાલ સારાભાઇ મને પોતાની નવી સંસ્થા 'વિકાસ ગૃહ' જોવા લઇ ગયાં હતાં, સાબરમતી નદીને સામે કાંઠે, શહેરથી દૂર જ્યાં અનેક નવી 'સોસાયટીઓ' બંધાઇ છે તેમાંની એકમાં આ સંસ્થાનું મકાન છે. જે સ્ત્રીઓને અનાથ કે સનાથ પોતાના પગ પર ઉભાં રહીને પોતાનું જીવન ગાળવાની ઇચ્છા હોય તેમને જરૂર પડે તો રક્ષણ આપીને તથા તેમની અગવડો બને તેટલી દૂર કરીને, તેમનામાં અણવિકસેલી રહેલી શક્તિઓનો વિકાસ કરી તેમને રહેવાની સગવડ કરી આપવી એ આ સંસ્થાનો ઉદ્દેશ છે, આપણા સમાજની વિચિત્રતાને લીધે કેટલીએ શક્તિશાળી બ્હેનો જોઇતી તકને અભાવે જનમથી તે મરણ સુધી જિંદગી એળે ગાળે છે. તેમની શક્તિ બ્હાર નીકળું નીકળું કરે છે પણ યોગ્ય ઉત્તેજન અને વાતાવરણ ન મળવાથી અંદર ને અંદર સમાઇ જાય છે. એવી બ્હેનોને આ સંસ્થા સાચે માર્ગે દોરે છે. આ જાતની સંસ્થાની આપણને નવાઇ છે, અને નવાઇની ચીજને શંકાની નજરે જોવી એ આપણો સ્વભાવ છે તેથી તેને વિષે જેટલું વધારે જાણવાનું મળે તેટલું સારૂં એમ ધારીને મૃદુલા બ્હેને ગુજરાત સમાચારમાં આ સંસ્થાની માહિતી ટૂંકમાં છપાવી હતી. આશા છે કે સ્ત્રીહિતચિંતકો એ વાંચીને એ સંસ્થાને શક્ય તે મદદ કરશે. માત્ર પૈસાની જ મદદની જરૂર છે એવું નથી. લોકોમાં સંસ્થા પ્રત્યેની શંકા દૂર થાય, વધારે બ્હેનો સંસ્થાનો લાભ લે અને એકંદર ગુજરાતની સ્ત્રીઓને એમ લાગે કે આ એક અમારી સંસ્થા છે. બીજો કાંઇ આશરો ન હોય ત્યારે પણ વિકાસ ગૃહ તો અમારૂં જ છે એવી ભાવના પ્રસારવી એ જાતની મદદની પણ જરૂર છે

**દારૂબંધી**

જુલાઇની વીસમી તારીખથી અમદાવાદ શહેરમાં અને ઑગસ્ટની પહેલી તારીખથી બારડોલીમાં દારૂના વેચાણની બંધી એટલે મદ્યનિષેધની–યોજનાનો અમલ શરૂ થયો છે સરકારી તીજોરીમાં પડતી ખાધ, વ્યક્તિ સ્વાતંત્ર્ય વિષેની વાતો કરનારા ઘણુએક આગેવાનોનો સખ્ત વિરોધ, તથા નિષેધના કામમાં આવતી પારવાર અડચણોનો સામનો કરીને પણ મુંબાઇ સરકારે સામાજિક સુધારણાનું આ જે પગલું ભર્યું છે તે માટે તેમને અમારાં હાર્દિક અભિનંદન આપીએ છીએ. ઉચ્ચ અને તવંગર વ્યસનીઓ ઉપર આ નિષેધ કેટલી અસર કરશે, કરશે કે નહિં, એ હજી જોવાનું છે, પણ મીલમજુરો, ખેતર ઉપર કામે જતા મજુરો, બીજા રોજગારોવાળા, કારીગરો, ખેડુતો, પટાવાળા, ફેરીયા એવા મહેનતુ વર્ગના વ્યસનીઓ માટે તો આ નિષેધ આશીર્વાદ સમાન થઇ પડશે. હાથમાં પગારના પૈસા પડયા હોય એવે સમયે નાક સામે દારૂનું પીઠું જોઇને એ થાકેલા, હારેલા માણસો દારૂની પ્યાલીથી પોતાનો થાક ઉતારવા પ્રયત્ન કરતા. ભુખમરો અને થાકથી તેમનાં મન એવાં તો નિર્બળ બની ગયાં હોય કે તેમની પત્નીઓ ગમે તેટલું સમજાવે કે દારૂ ના પીવો જોઇએ, તેઓ પોતે પણ નીરો ઉતરે કે મનમાં સમજે કે દારૂ ના પીવો જોઇએ છતાં મન ઉપર કાબુ રહે નહિં અને વ્યસન ચાલુ રહે. હવે એ પીઠાં નજર બહાર ગયાં એટલે ગમે તેટલું તેમનું વ્યસન જોર કરે તોએ તેમને ન છુટકે ટેવ છોડવી પડશે.

અને દારૂ પીને પોતાનાં સ્ત્રી છોકરાંને મારતા, પૈસાનો દુરૂપયોગ કરતા તે બધું બંધ થશે. હજારો ગરીબ સ્ત્રીઓ અને બાળકો સુખી ગૃહજીવન પામશે અને સરકારને આશિષ દેશે.

**શ્રી. કાનજી ખેતશી કન્યા છાત્રાલય**

થોડા દિવસ ઉપર મુંબાઇમાં આ છાત્રાલયની ઉદ્ઘાટન ક્રિયા થઇ. ઉચ્ચ શિક્ષણ લેતી ગુજરાતી કન્યાઓ માટે આ જાતની સગવડની ઘણી જ જરૂર હતી અને તે પૂરી પાડવા માટે શ્રી કાનજી ખેતશી ટ્રસ્ટ ફંડના ટ્રસ્ટીઓને ધન્યવાદ ઘટે છે. આજ સુધી ગુજરાત, કાઠીયાવાડની કોઇ કન્યાને મુંબાઇમાં રહીને અભ્યાસ કરવો હોય અને કોઇ સગાં સંબંધી ન હોય કે જો હોય તો તેમને માથે પડવું ન હોય તો ત્રણ ચાર જ સારી ભરોસા પાત્ર સંસ્થાઓ હતી. તેમાં Y. W C. A. તરફથી ચાલતી યુનિવરસિટી સેટલમેન્ટ, વિલ્સન કોલેજની કન્યા હોસ્ટેલ તથા ભગિની સમાજ તરફથી ચાલતું કન્યા છાત્રાલય મુખ્ય હતાં. આ બધી સંસ્થાઓ બહુ સારી રીતે ચાલે છે, અને તેનાં ચાલકોને ધન્યવાદ ઘટે છે પરંતુ તેઓ કન્યાઓ પાસેથી લેવાતી ખર્ચની રકમ કોઇ રીતે ઓછી કરી શકે તો જ ગરીબ વર્ગની કન્યાઓ તેનો લાભ લઇ શકે. મુંબાઇ જેવા ખર્ચાળ શહેરમાં સારા લત્તામાં હવા ઉજાસવાળા મકાનમાં કન્યાઓને રાખવી, તેમને પૂરતો અને પુષ્ટિકારક ખોરાક આપવો અને તેમની સારી સંભાળ લેવી એટલે ખરચ તો સ્વાભાવિક થાય જ. એટલે એ સંસ્થાઓ પણ શી રીતે કન્યાઓ પાસેથી ઓછું લે એ સમજી શકાય તેમ છે. એટલે આ નવા છાત્રાલયથી ગરીબ કન્યાઓને રહેવા માટે સારી સગવડ મળી રહેશે. લગભગ પચાસ બહેનોની જગા આ છાત્રાલયમાં છે એમ સાંભળ્યું છે. જેઓ ખર્ચ આપી શકે એવાં બહેનોથી છાત્રાલય ભરાઇ જાય અને ખરેખરી ગરીબ સ્થિતિની બહેનો જગાને અભાવે રહી ના જાય એ આ સંસ્થાના સંચાલકોએ જોવાનું છે. વળી, તદ્દન જ મફતીયા ખાવાની અને રહેવાની ટેવ કન્યાઓને પડે એ પણ ઇચ્છવા જેવું અમને તો નથી લાગતું. જો કન્યાઓના માબાપ ઉપર ખર્ચનો બોજો ન પડવા દેવો હોય તો સંચાલકોએ એટલું તો કરવું જોઇએ કે કન્યાઓ પાસે છાત્રાલયનું થોડું ઘણું કામકાજ—એટલે અનાજ વીણવાનું, વાસીદું વાળવાનું, કપડાં ધોવાનું, વારાફરતી રસોઇમાં મદદ કરવાનું, હીસાબ કીતાબ રાખવાનું, શાકભાજી સમારવાનું, પાણી ભરવાનું એવું તેવું કામકાજ—ફરજીઆત કરાવવું જ તો જ તેમનામાં સ્વમાનની લાગણી રહેશે. પોતાને ઘેર રહીને ભણતાં હોય તો પણ ઉપર જણાવેલાં કામ તો તેઓ ઘરમાં કરે જ ને ? માટે તેવાં કામની ટેવ રહે તેવું કરવું જોઇએ. કાંઇપણ કામકાજ કરશે તો તેમને લાગશે કે " ના, આપણે કોઇની દયા ઉપર નથી રહેતાં. જાતમહેનત કરીને તેના બદલામાં ખાઇએ પીએ છીએ. " આમ તો ભણેલી છોકરીઓ ઉપર જે આળ છે કે તેઓ ઘરકામ નથી કરતાં તે–આળ જાતે વહોરી લેવા જેવું બનશે. દરેક સ્ત્રી-પછી તે ભણેલી હોય કે અર્ધશિક્ષિત હોય કે અભણ હોય–ને ઘરકામ આવડવું જ જોઇએ. ન આવડે તેમાં મોટાઇ નથી પણ ફુવડતા છે, અને જાતમહેનત વગર મફતીયા ખાવું ખવડાવવું એ પાપ છે એટલું કન્યાઓએ તેમજ સંચાલકોએ યાદ રાખવું જોઇએ. જો ટ્રસ્ટ પાસે પૈસા વધારે પડતા હોય તો વધારે કન્યાઓ માટે જોગવાઇ કરે અથવા બીજા શહેરોમાં છાત્રાલય સ્થાપે, પણ આ રીતે સદાવ્રત જેવી પ્રથા અમને તો યોગ્ય નથી લાગતી.

**શ્રી. ગંગારામ ખન્ના**

આર્ય સમાજ તરફથી અમદાવાદમાં પ્રચારકામ અને સેવાકામ શ્રી. ગંગારામ ખન્ના કરે છે. જુલાઇ માસમાં બાઇ રંભા નામની એક દુ:ખી સ્ત્રીને કેટલાક બદમાશોના હાથમાંથી તેઓએ બચાવી, બચાવ કરતાં બદમાશોએ તેમના ઉપર ખુની હુમલો કર્યો અને તેઓ ઘાયલ થઇ ગયા. આ વિગત જાણીને સર્વ કોઇને દિલગીરી થશે જ. સમાજ સેવાનું કામ કરતા દરેક માણસને શબ્દોરૂપી તેમજ ટીકાઓ રૂપી હુમલા તો કોઇને કોઇ વાર ખમવા જ પડે છે. પણ શ્રી. ખન્નાનુ કામ વધારે બહાદુરીનું હતું અને પરિણામે તેમને છરીનો હુમલો ખમવો પડયો. સારે ભાગ્યે તેઓ જીવથી બચ્યા છે એ ખુશીની વાત છે. તેમના બહાદૂરીના કામ માટે બધી સમજદાર સ્ત્રીઓ તેમને ધન્યવાદ અને આશિષ આપશે અને હજી અનેક દુ:ખી બ્હેનોને બચાવવા તેઓ દીર્ઘાયુષી થાય એવું ઇચ્છશે જ.

તંત્રી.

* * *

**આવકાર : આભાર :**

' ગુણસુન્દરી 'નું સોળમું વર્ષ શરૂ થાય છે એ વખતે એના તંત્રીપદમાં એક આવશ્યક ફેરફાર થાય છે. ગુજરાતણોમાં હોંસભેર વંચાતું આ માસિકપત્ર કોઇ કુશળ સ્ત્રી તંત્રીના તંત્રીપદ હેઠળ ચાલે એવી માગણી ઘણા વખતથી અનેક સ્થળેથી થતી હતી એ મુજબ અમને જણાવતાં હર્ષ થાય છે કે આ સોળમા વર્ષથી સંસ્કાર અને શિક્ષણમાં અગ્રસ્થાને ગણાતાં શ્રી. પ્રેમલીલા મહેતા બી. એસ. સી. તથા શ્રી. વિદ્યુલ્લતા દેસાઇ બી. એ. ગુણસુન્દરીનું તંત્રીપદ સંભાળી લે છે, અમે તથા ગુણસુન્દરીના હજારો વાચકો એ શિક્ષિત, સંસ્કારી અને શિષ્ટ લેખિકા બ્હેનોને સહર્ષ આવકાર આપીએ છીએ અને એમના તંત્રીપણા હેઠળ ' ગુણસુન્દરી ' ગુજરાતી સમાજની સાચી સેવા સાધશે એવી આશા રાખીએ છીએ. ગુણસુન્દરીના તંત્રીપદેથી નિવૃત્ત થતા શ્રી. ભાઇ યશેશ હ. શુકલ જેમણે આ માસિક પત્રની અત્યાર સુધી જે અનન્ય સેવા બજાવી છે એમનો આ તકે અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. ' ગુણસુન્દરી 'ના વિકાસમાં શ્રી. યશેશ શુકલનો ફાળો અભિનંદનીય છે એમણે ' ગુણસુન્દરી 'ને પોતાનું ગણી અત્યાર સુધીમાં જે શ્રમ ઉઠાવ્યો છે એ માટે અમે એમના અત્યંત ઋણી થયા છીએ.

પ્રકાશક,

—0—

"ગુણસુન્દરી"
# બાલવિભાગ
તન્ત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૮ : અંક ૯ પુસ્તક ૮ સપ્ટેમ્બર : ૧૯૩૮

## મારા બાગમાં

મારા બાગમાં રે ખીલે આછેરાં ફૂલ !
ખીલે આછેરાં ફૂલ ! નિરખી થાતો હું ડૂલ !
મારા બાગમાં રે ખીલે આછેરાં ફૂલ :
ચંપો ગુલાબ ખીલે :
મોગરો ગુલબાસ ખીલે !
ભમરા અનેક આવી થાતા ત્યાં ડૂલ !
મારા બાગમાં રે ખીલે આછેરાં ફૂલ :
હજારી કરેણ ખીલે :
કૃષ્ણકમલ, વેલ ઝૂલે :
આંકયાં અંકાય નહીં તેનાં રે મૂલ !
મારા બાગમાં રે ખીલે આછેરાં ફૂલ !
ગુલછડી મધુર ખીલે :
રાતરાણી રંગ ઝૂલે :
રોજ ! તેની શોભામાં થાતો હું ડૂલ !
મારા બાગમાં રે ખીલે આછેરાં ફૂલ !
જાઈ ખીલે જુઇ ખીલે :
બારમાસી ખુબ ખીલે :
વિણ્યાં વિણાય નહીં એટલાં રે ફૂલ !
મારા બાગમાં રે ખીલે આછેરાં ફૂલ !

પ્રદીપતરામ ભટ્ટ

# ભાઈ ! કાગડો !

'બાપા ! પેલું શું ?'

'ભાઈ ! કાગડો !'

'હેં બાપા ! કાગડો ?'

'હા ભાઈ, કાગડો.'

બાપ નામું લખે છે, બાળક રમે છે અને આંગણામાં લીમડાનું ઝાડ છે તેના ઉપર કાગડો બેઠો બેઠો કો કો કો કરે છે તે જોઈને બાળક બાપને પૂછે છે. બાપ જવાબ દે છે: 'ભાઈ ! કાગડો.'

બાળક એનો એ સવાલ પૂછે છે અને બાપ ધીરેથી જવાબ આપ્યે જાય કે 'હા ભાઈ, કાગડો !'

અને ધૂનમાં ને ધૂનમાં બાપ ચોપડામાં લખે છે: 'હા ભાઈ, કાગડો!'

એક વાર નહિ પણ પચીસ વાર લખી નાખે છે: 'ભાઈ કાગડો !'

વખત વહી જાય છે.

બાળક મોટો જુવાનજોધ થાય છે.

એનું એ જ આંગણું છે.

ઓસરીમાં જુવાન બેઠો બેઠો નામું લખે છે

આંગણામાંના લીમડાનાં ઝાડની ઝૂકેલી ડાળ ઉપર કાગડો બેઠો બેઠો બોલે કે કો કો કો!

બાપ દીકરાને પૂછે છે: 'ભાઈ, આ શું ?'

દીકરો વિચારમાં પડે છે ને બોલે છે: 'બાપા, કાગડો.'

બાપને કંઈક વિચાર આવે છે. એ ફરી પૂછે છે: 'ભાઈ ! કાગડો ?'

દીકરો કહે છે: 'હા કાગડો.'

' જરા વાંચ તો, બેટા ! '

દીકરો વાંચે છે. વાંચતાં વાંચતાં એની નજરે ચડે છે ' ભાઈ કાગડો..!

દીકરો વાંચે છે. વાંચતાં વાંચતાં એની નજરે ચડે છે. ' ભાઈ કાગડો. '

પચીસ પચીસ વાર લખેલું છે ' ભાઇ કાગડો ! હા ભાઇ કાગડો. ' દીકરો વાંચેછે.

એની નજર ઠરી જાય છે. વીસ વરસ ઉપરની નાનપણની વાત એને યાદ આવે છે.

બાપ એના મોઢા ઉપરના ફેરફાર જુએ છે.

' બાપા ! મારી ભૂલ થઇ. ' દીકરો ગળગળો થઇને બોલે છે. ' મને યાદ આવે છે કે કેવી માયાથી અને કેટલી મમતાથી તમે મને વારેવાર જવાબ આપ્યા હતા ! '

' હોય દીકરા ! મેં તો ફક્ત યાદ દેવરાવ્યું. '

અને તે દિવસથી દીકરાનો સ્વભાવ બદલાઈ જાય છે. બાપને જરા પણ ખોટું લાગે એવું એ બોલતો નથી.

એની નજર આગળ ફાગણ સુદી ચોથનો મેળ તરે છે ને દેખાય છે પચીસવાર લખેલું ' ભાઇ ! કાગડો ! હા ભાઇ ! કાગડો ! હા ભાઇ ! કાગડો '

નાગરદાસ ઇ. પટેલ.



## બાળ–મુસોલીની

બાળકો,

આજ સુધી ઘણા ઘણા વીર પુરૂષો થઇ ગયા છે. તમે મોટાં થાવ ત્યારે વીર પુરૂષોનાં જીવનચરિત્રો વાંચજો. તમને આજે હું એક મહાન પુરૂષના બાલ્યકાળ વિષે થોડુંક જણાવું.

દુનિયાના સાત ખંડો છે. યુરોપ પણ એક તેમાંનો છે. આજે એક હાકે મુસોલિનીની હાક વાગે છે. ઇટલીનો તે સરમુખત્યાર છે. તે કહે તે થાય; પણ મુસોલિની આટલો બધો બળવાન થયો શી રીતે ? તેનું બાળપણ આપણે જોઇએ.

મુસોલિનીના પીતાનું નામ એલીસેંડો અને માતાનું નામ રોઝા. મુસોલીની જાતે લુહાર છે કોઇ કહેશે કે લુહારનો છોકરો તે શી રીતે રાજા થાય ?

હજારીની વાતોથી બાની આંખો પણ ભીની થાય અને એને અવારનવાર અમારે ઘેર જમવા બેસાડે, બાપાનાં ફાટયાં તુટયાં ધોતિયાં આપે કે કોઈવાર વારતહેવારે બેચાર આના વાપરવાના પણ આપે.

હજારી પણ બાના હેતને પારખી ગયેલો ને બહાર ઝુંગા જેવો દેખાતો એ બા પાસે બાળક જેવો સરળ બની વાતો કરે.

સાંજે નિશાળેથી આવી હું હજારીની ઓરડીએ જાઉં. કોઈ વાર હજારી હોય તો કોઈ વાર ન પણ હોય. રજાને દિવસે બપોરે હું હજારીને ઘેર જાઉં ત્યારે એ રસોઈ કરતો હોય કે રસોઇ કરી જમતો હોય.

નાનકડી ઓરડીનો અરધો ભાગ તો એનો રસોઈનો ચોકોજ રોકે. હજારીને અડવા આભડવાનું બહુ. કોઈનું અડકેલું કે એંઠું એ ખાય જ નહિ. અમારે ત્યાં પણ બહુ લપછપ કરી જમવા બેસે. અમારે ઘેર કાંઇ ઢેબરૂં ઢોકળું કર્યું હોય તો બા અબોટિયું પહેરીને એને આપવા જાય ત્યારે જ લે.

હજારી ભારે નિમકહલાલ અને સાચો. મુનસફ સાહેબનાં વહુ જરા આકરા સ્વભાવનાં એટલે હાલતાં ને ચાલતાં હજારી ઉપર છણકો કરે અને એને ઉતારી પાડે. પણ હજારી એક અક્ષર પણ ન બોલે. એ જુએ કે મુનસફ સાહેબ મને કશું કહેતા નથી ને ? અને પોતાની જાતને તપાસે કે ઘરના કામકાજમાં કે બાળકોની સાચવણમાં પોતે કાંઈ ભૂલ કે ગફલત તો નથી કરતો ને ?

કોઇ કોઇ વાર હજારી બાને મ્હોંએ પોતાની મુંઝવણની વાત કરે.

સવારથી સાંજ ને મોડી રાત સુધી હજારીની નોકરી ચાલે. મોટે ભાગે હજારી મુનસફ સાહેબને ઘેર જ સૂએ.

હજારી હિંદુસ્થાનીમાં બોલે પણ સહવાસને લીધે એને આપણું ગૂજરાતી પણ જેવું તેવું બોલતાં આવડે. એની ગૂજરાતી બોલી સાંભળી બાપુ હસે. બા પણ હજારી સાથે કોઇ વાર હિંદુસ્થાનીમાં બોલવા જાય પણ આવડે નહિ એટલે બાપુ કહેશેઃ 'હવે રાખો રાખો, બહુ આવડયું !'

હજારીને કોઇ જાતનું વ્યસન નહિ. એક સોપારીનો કટકો યે એ ન ખાય. ફક્ત વાર તહેવારે એ લીલાગર ઘૂંટે ને રગડ બનાવી પીએ. અમારે ઘેર પણ એ પ્રસાદિ આપવા આવે. ત્યારે બાપુ કહેશે 'એ ભાઇ, રહેવા દે રહેવા દે, ઇ ભાંગ પીવાનું અમારૂં ગજું નહિ.'

હજારી હસતાં હસતાં હિંદીમાં કહે: 'સરકાર, અમારી બાજુ તો નાનાં છોકરાં ને બૈરાં લોકો પણ આ ભંગ પચાવી શકે. અમારાં હાડ જ એનાં બનેલાં. આ તો પરસાદ છે.'

હજારીને મારી પર ભારે હેત. મને અને બેનને ઘણી વાર એ સાહરે ફરવા લઇ જાય કે બજારમાં તેડી જાય. બજારમાંથી એ અમને કાંઇ ને કાંઇ અપાવે. કોઇ દી પેંડા તો કોઇ દી સાકર ટેટી કે પોપૈઉ.

એકવાર હજારીને તાવ આવ્યો. બાએ બાપુને વાત કરી. બાપુ પોતે તેને જોવા ગયા. ઘેર આવી દાક્તરને બોલાવવા ચિઠ્ઠી લખી. દાક્તર આવ્યા. હજારીનો તાવ કાળિયો તાવ હતો. તપાસીને દવા આપી. પછી પણ બે વાર જોવા આવી ગયા. પણ એક રાતે હજારી આ દુનિયાને સલામ કરી કોઇ મોટા મુનસફની કચેરીમાં ઉપડી ગયો.

જે જે હજારીને ઓળખતાં હતાં તે બધાંને હજારીના મરણથી ભારે શોક થયો. અમને બધાંને તો ઘરનું કોઇ માણસ મરી ગયું હોય એવું દુઃખ થયું. બાપુ ઘણા દિવસ સુધી હસ્યા જ નહિ અને બા તો જાણે સગો ભાઇ ગુજરી ગયો હોય તેમ હજારીનું નામ પડે ત્યાં આંખો આંસુથી છલકાવતાં રહ્યાં.

એક દી કપડાંનો ટ્રંક વીંખતાં વીંખતાં એક લીલી રેશમી ચોળી નીકળી. તે બતાવતાં આંસુભરી આંખે બા કહે: 'ભાઇલા, આ ચોળી હજારીએ મને એકવાર વીરપસલીમાં આપેલી !'

ગિરીશ.

# જાણવાં જેવું

## ઈંગ્લાંડમાં તમાકુ કોણે દાખલ કરી?

૧૫૮૯ માં સર વોલ્ટર રેલે અને સર ફ્રાન્સીસ ડ્રેકે પહેલાં ઇંગ્લાંડમાં તમાકુ દાખલ કરી હતી અને તેઓ તે વરજીનીઆમાંથી લાવ્યા હતા. આ વિષે સર વોલ્ટર રેલેની એક જાણવા જેવી વાત છે. એક વખત સર સાહેબ તમાકુ પીતા હતા તે વખતે એમના મોઢામાંથી ધુમાડો નીકળતો જોઇને એમના નોકરે એમના ઉપર પાણી રેડયું હતું કારણ કે નોકરને એમ લાગ્યું કે સર સાહેબને આગ લાગી હતી.

*

## સૌથી પહેલાં ઉત્તર ધ્રુવમાં કોણ પહોંચ્યું?

સૌથી પહેલાં રોબર્ટ એડવીન થીઅરી ઉત્તર ધ્રુવમાં ગયો હતો. તે એક અમેરિકાવાસી હતો અને તેણે ૧૯૦૯ ના એપ્રિલની ૬ ઠી તારીખે પોતાની સફર પુરી કરી હતી.

*

## સૌથી પહેલાં વિમાન કોણે બનાવ્યું?

આકાશમાં પક્ષીઓની માફક ઉડવાના પ્રયત્નો તો ઘણા કાળથી થતા હતા. આપણા પુરાણા ગ્રંથો જેવા કે રામાયણમાં પણ વિમાનની વાત આવે છે. હાલના જમાનામાં તો વિમાન બનાવવાનું સૌથી પહેલું માન 'ઓરવીલે' અને 'વીલબર રાઇટ'ને જાય છે. તેમણે ૧૯૦૩ માં પહેલું વિમાન તૈયાર કર્યું અને તે 'ડેપટન' ઓહિયો ખાતે ઉડાવવામાં આવ્યું હતું. આ સંબંધેનું લખાણ ૧૯ મી ડીસેમ્બર ૧૯૦૩ ના 'ડેઇલી મેલ'માં આવ્યું હતું: 'ઓહિયોના મેસર્સ 'ઓરવીલે' અને વીલબર રાઇટે' ઉત્તર કેરોલીનામાં આવેલા કીટીહોકમાં ગઇ કાલે સફળતાપૂર્વક આકાશમાં ઉડવાનો પ્રયોગ કરી બતાવ્યો હતો. તે વખતે પવનની ગતિ કલાકના એકવીસ માઇલની હતી જ્યારે વિમાન કલાકના આઠ માઇલની ઝડપે ત્રણ માઇલ સુધી ઉડયું હતું.'

*

## ચહાનો પીણા તરીકે સૌથી પહેલાં ક્યારે ઉપયોગ થયો?

ઘણા લોકો કહેશે કે ચહાનો પીણા તરીકે ઉપયોગ તો થોડા સૈકાઓથી થયો. પણ ખરી રીતે ચહાનો પીણા તરીકેનો ઉપયોગ બહુ જુનો છે. ચીની સાધુ 'કોન્ફુસીયસ' કે જે ઇસ્વીસન પૂર્વે પાંચસો વરસ પહેલાં થઇ ગયો અને તે પોતાના શિષ્યોને ઉપદેશ કરતો: 'બધા તરફ માયા અને ભલાઇથી વરતજો, પછી ભલે તે તદ્દન અજાણ્યો કે પરદેશી હોય. જો તે તરસ લાગી છે એમ કહે તો તેને એક ગરમ ચહાનો પ્યાલો કંઇ પણ બદલામાં લીધા સિવાય આપજો.' આ ઉપરથી સાબીત થાય છે કે ચહાનો પીણા તરીકેનો ઉપયોગ લગભગ પચીસો અથવા તેથી વધારે વરસથી થાય છે.

પુરૂષોત્તમ હ. પટેલ બી, એસ.સી.



દાદર તથા માંડુંગા ખાતે અખિલ હિંદ મહિલા પરિષદની શાખાનો ઉદ્ઘાટન ક્રિયા.



આ વર્ષની મુંબાઈ યુનીવર્સિટીની આર્ટ્સ ગ્રેજ્યુએટ યુવતીઓ



આ વર્ષે મુંબઈ યુનીવર્સિટીની એમ. બી. બી. એસ.ની પદવી
મેળવનાર યુવતીઓ.



પુસ્તક ૩૧મું ઓક્ટોબર - ૧૯૩૮ અંક ૨ જો

# તનમનીયાં

[ ઢાળ - હાંરે અમે ગ્યાંતાં...]

હાંરે અમે ઉગ્યાં,
પ્રભાતની પાંખે,
સુરજની સાખે
ઉજાળી રે આંખે
હાં કુંજકુંજ તનમનીયાં

હાંરે ખૂબ ખીલ્યાં,
ગુલાબી ગુલાબે
હો ભૂમિને ભાલે
કે ઓષ્ઠના પ્રવાલે
હાં કુંજકુંજ તનમનીયાં ..

મૃદુલ અંગુલિએ
અમને કૈં ઝીલ્યાં
હથેલીમાં રે ઝૂલ્યાં !
કે ભાન સઉ ભૂલ્યાં !
હાં કુંજકુંજ તનમનીયાં...

હાંરે આજ ઉતર્યા,
આકાશના શું તારા ?
રાસે રમનારા
ધરતીએ ઘૂમનારા
હાં કુંજકુંજ તનમનીયાં...

હાંરે અમે જાગ્યાં
રે રોપની ઝાળે
હૈયાની વરાળે
ને કેસરી કરાળે
હાં કુંજકુંજ તનમનીયાં

માલણ કોક આવી,
કૈં પ્રેરણાના પાને
સુવાસ ઝીલવાને
કે ગીત ગૂંથવાને ?
હાં કુંજકુંજ તનમનીયાં..

હાંરે રંગ સૂક્યા
કુસુમ કરમાયાં ?
પીળાં પલટાયાં ?
શું પ્રાણતેજ ઉડયાં ?
હાં કુંજકુંજ તનમનીયાં...

મનુ દેસાઇ

# ત્યજાયેલી

( હરિગીત )

જીવતાં છતાં મૃતકસમી તરુણી સુહાગિની મૌન છે,
નિજ આંસુથકી ધુવે બદન, એવી અભાગિની કોણ છે ?
વ્યાકુળતાભરી નિજ દ્રષ્ટિમાં ભરપૂર છે દર્દ અતિ:
સમજાવી શકે શું એહને ત્રિ-લોકની ભાષા કહી ?

*

કંપિત કોમળ અધર પર છાયા મલિન છાઇ રહી,
નિર્જીવ જાણે છે ઊભી પાષાણ પ્રતિમા સમ એ બની;
ઋતુરાજ આપે વ્યર્થ હા ! ફળ-ફુલનું સહુ દાન છે,
જાતું રહ્યું એ કિન્નરીનું ઐશ્વર્ય સુખ-સન્માન છે.

*

માળા ગઇ કરમાઇ ને નવ શોભતી કેશ-કલાપમાં,
'આહ' નાખે હરઘડી એ કઠીન હાય ! ઉત્તાપમાં:
વરસાદમાં ભીંજાય ને આશ્રય ન પામે એ કહીં,
વજ્ર શિરે કયમ ના પડે ? પૃથ્વી વળી ફાટે નહીં ?

*

છાલાં પડયાં નિજ અન્તરે શું, કો કલંકી દાગથી ?
કામનાનાં વૃક્ષ પણ બળી રહી ગયા કો આગથી ?
વેગેભરી નિજ ચાલથી કયમ કંપતી કુમળી કળી ?
ભ્રાન્તિભરી એ ઘમતી હા ! શૂન્ય ગોકુળની ગલી !

*

ગણતી રહી ભૂ-રેત-કણ, ચારે તરફ ભૂ-ગોળ છે,
ખોવાઈ ગયું કંગાલિનીનું શું રત્ન કંઇ અણમોલ છે ?
પ્રાત:સમે ધ્રુવ નિરખે રાત્રિતણી જેવી પ્રભા;
વિલોકતા આજે સહુ એની અરે ! એવી વિભા !

*

છે લતા લજ્જાવતી એ, કે કલિ અણજાણ છે ?
કે અહલ્યા-મૂર્તિ એ-અભિશાપથી અતિગ્લાન છે ?
રુધિર વહે ચરણો થકી, કાંટા ઘણા, વાગ્યા નર્યા;
નિરખી દશા એની અરે ! આવે દયાને પણ દયા.

*

બોલ મીઠા એહ કાને કોઇ રહ્યા નવ કામના,
મારે અને ચીડવે વળી હસી બાલવૃન્દ વનગ્રામના;
છે અનન્ત પથ એહનો, જાશે હવે કઈ કોર એ ?
સુણશે નહીં શું કોઇ પણ દુર્ભાગિનીનો શોર એ ?

*

કહેતી અરે ! દુનિયા બધી " ચાંડાલિની " આનન્દથી;
શી રીત થાશે મુક્ત એ આવા કઠિન દુ:ખ ફન્દથી ?[1]

રમણીક કીસનલાલ મ્હેતા

---

1 સૂચિત.




લેખક : શ્રી. ભાઈલાલભાઈ વનમાળીદાસ બક્ષી

ઘરમાં હું દાખલ થયો ત્યારે નાની કમુ ડબ્બાઓ રંગવા, આણેલા રંગને ઢોળી નાંખી બે હાથથી ઝબોટ દઈ રહી હતી; એક બાજુ કનુને કીકી ધુળમાં રમી રહ્યાં હતાં. અને ઘોડીયામાં નાની હેમું કળ કળ ખાઈ રડતી હતી.

આ બધું જોઈ મારો પિત્તો ઉછળી ગયો, અને સીધો પાછળ વાડામાં સુધા ઠામ અજવાળતી હતી ત્યાં જઈ એને ખખડાવતાં બોલ્યો,

"અરે સુધા ! તને તે કંઈ બાળકોની કાળજી છે કે નહિ ! અહિં રહી રહી તે શું કર્યા કરે છે ! જો તો ખરી કમુએ કેટલું ગંદુ કરી મૂક્યું છે તે ! કનુ અને કીકી ધુળમાં રમી રહ્યાં છે, અને હેમુ ઘોડીઆમાં રડી રહી છે."

"જોતા નથી ! હું ઠામ અજવાળું છું." એ નરમાશથી બોલી.

"અરે ! પણ એ પછી થાય. પહેલું તો બાળકોને સાચવવાનું ને !"

"તે કીકીને મેં કહ્યું હતું કે બેન રડે તો હિંચકો નાખજે, અને કમુ તરફ ધ્યાન રાખજે. એ રમતમાં પડી હશે. ઠામ ન અજવાળું તો પછી રસોઈ ક્યારે થાય ! હમણાં સાફ કરી નાખું છું. જાઓ, જરા ઘોડીયું હલાવો."

સુધાના ખુલાસાથી મારો ગુસ્સો જરા નરમ પડ્યો અને વસ્તુસ્થિતિ પારખી જવાથી સુધાના હુકમને માન્ય રાખી કપડાં ઉતારી હેમુને હિંચોળવા ગયો.

હેમુને હિંચકતાં-હિંચકતાં મને કંઈ કંઈ વિચાર આવ્યા. મને એમાં સુધાની સ્પષ્ટ બેદરકારી જણાતી હતી. મને આઘાત થયો–મારા સંસ્કારી સ્વભાવને બાળકોને આ રીતે જોતાં ખેદ થાય છે.

ઠામ ઉટકીને એ આવી. હેમુને ધવડાવી છાની રાખી ઉંઘાડી. કમુએ બગાડેલું બધું સાફ કર્યું, અને કનુ અને કીકીને બોલાવ્યાં. "કેમ ધુળમાં રમતાં હતાં ! ધુળમાં ન રમીએ હો," કહી તેમને સાફસુફ કીધાં.

"અરેરે-પ્રભુ !" મેં એક નિશાસો નાખ્યો.

"કેમ નિશાસા નાંખો છો–એવડું શું દુઃખ પડ્યું !" સુધા બોલી.

"કપાળ તારું. જોતી નથી ! છોકરાં કેટલાં બિહામણા છે, પણ તારી દરકાર વગર બગડતાં જાય છે !"

"પણ તમારી આંખોએ જોયું ને ? હું કાંઇ નવરી હતી ? મારે કાંઇ છોકરાં નાંખી દેવાનાં છે ? દિવસે દિવસે મારા ઉપર ઘરકામનો બોજો વધતો જાય છે."

"તો શા માટે કામવાળી બાઇને રજા આપી ? મેં કાંઇ ઓછી જ ના પાડી હતી ?"

"કમાણી બહુ વહી જાય છે ને ?–આટલામાં માંડમાંડ પૂરું થાય છે. મારે તો બધા વિચાર કરવા રહ્યા." ઘરરખુ ગૃહિણીની ભાવનાથી એ બોલી.

"તે તારે જોવાનું છે ? સૌ થઇ રહેશે. બાઇને કહી દે જે કાલથી દાખલ થઇ જાય."

"વારુ–મને કાંઇ હરકત નથી." કહી એ રસોડે જઇ રસોઇ બનાવવામાં પડી. અને હું મેડીએ ચઢ્યો.

ઉપર જઇને હું 'સ્નેહ–રાશી'ની તાજેજ બહાર પડેલી નવલકથા વાંચતો લાંબા ટાંટીઆ કરી આરામ ખુરશીમાં પડ્યો.

નવલકથાકારે એટલી તો સરસ રીતે નવલકથા લખી હતી કે પ્રકરણ પછી પ્રકરણ તલ્લીનતાથી હું સપાટા બંધ વાંચી રહ્યો હતો. 'સ્નેહ–રાશી'નું પાત્ર લેખકે એટલી તો ઉત્તમ અને કલાભરી રીતે ચિતર્યું હતું કે આમેહુબ જાણે યુવાનીમાં કલ્પેલી મારી પ્રિયતમા જ ન હોય ! પુસ્તકમાં હું એટલો તો તલ્લીન થઇ ગયો હતો કે જમવાનો ટાઇમ થઇ ગયો એની સુદ્ધાં મને ખબર રહી નહિ. કીકીએ આવી જ્યારે મને કહ્યું–"વ્હાલા ભાઇ !"–છોકરાં મને 'વ્હાલાભાઇ' કહેતાં–"જમવાનું થઇ ગયું છે. ચાલોને, બા કહે છે પછી તમારે ઓફિસે જવાનું મોડું થશે."

"ચાલ, આવ્યો" નવલકથા ઉંચી મૂકી હું ઝટપટ જમવા ગયો. ભાણું પીરસેલું હતું. જમતાં જમતાં વાતચીત ચાલીઃ—

"ક્યારના શું કરતા હતા ? રસોઇ તો ક્યારનીએ થઇ ગઇ છે."

"કશું યે નહિ. નવલકથા વાંચવામાં પડ્યો હતો. ટાઇમ ક્યાં પસાર થઇ ગયો તે જણાયું નહિ."

"પણ પછી તમારે ઓફિસે જવાનું મોડું થાયને ! પુરસદે સહુ વંચાય–એવી તે કઇ ચોપડી હતી જેમાં એટલા રસભીના થઇ ગયા ?"

"પેલી સ્તો–કાંઇ સ્નેહ...એવું કાંઇક નામ છે." નવલકથાનું એકાએક નામ ભૂલી જવાથી મેં કહ્યું.

"શું 'સ્નેહ–યજ્ઞ' ? રમણલાલ દેસાઇની જ કેની ?" સુધા યાદ દેવડાવતી બોલી. "હા. એઓ બહુ સુંદર નવલકથાઓ રચે છે. મેં પણ પરણ્યાં પહેલાં તો એમની નવલો ઘણી વાંચી હતી. અને હવે તો વાંચવાનો વખત જ ક્યાં મળે છે ?"

"એ નહિ રે, આ તો કોઇ બીજી છે. કોઇ 'પ્રદ્યુમ્ન–કિશોર પકવાસા' એના તો લેખક છે. હાં હાં 'સ્નેહ–રાશી'" એકદમ યાદ આવવાથી મેં કહ્યું.

"ધૂળ ને ઢેફાં" સુધા ગણગણી. "કલ્પનાની પાંખે ચઢીને લેખકો વાંચકને ભાવના સૃષ્ટિમાં તાણી જાય છે પણ સાથે સાથે જીવનની વાસ્તવિકતાયે ચિતરતા હોય તો કેવું સારું ? એવું એવું વાંચી વાંચીને પછી કેટલાંય યુવક–યુવતિઓને પોતાનાં જીવન શુષ્ક અને રસ વિહોણાં માલમ પડે છે. પ્રત્યક્ષ જીવન લેખકની ભાવનામયતા સાથે બંધ બેસતાં હોતાં નથી."

જાણે મને સંબોધીને જ કહેતી હોય એમ કહ્યું અને મારા ભાણા તરફ જોઈ બોલી ઃ ઉઠી.

"લો. વાતોમાં તમારે શું જોઇએ છે એ પૂછવાનું યે હું તો વિસરી ગઇ. બોલો તમારે શું જોઇએ ? રોટલી મુકું ?"

"થોડોક ભાત ને શાક મૂક."

સુધાએ ભાત ને શાક પીરસ્યાં. જમી રહી હું ઉઠયો. અને કપડાં પહેરી ઓફિસ ટાઇમ થઇ ગયો હોવાથી ઓફિસ જવા તૈયાર થયો.

મને જતો જોઇ સુધા બોલી.

" આવતાં આવતાં એક નાની સરખી સ્લેટ અને પેન લેતા આવજો. "

" ઠીક. " કહી મેં ચાલવા માંડયું.

ઓફિસે જઇ નિત્યક્રમ પ્રમાણે હું ઓફિસના કામમાં ગુંથાઇ ગયો. એટલી વાર ઘર અને બાળકોના વિચાર હું ભૂલી ગયો. સાંજે છૂટયો. ફરતો ફરતો ઘર તરફ આવતો હતો. સ્ટેશનરી વાળાની દુકાન આવતાં સુધાએ કહેલી સ્લેટ યાદ આવી. એટલે સ્લેટ ખરીદી અને એક પૈસાની પેન લઇ ગજવામાં મૂકી.

ઘેર આવ્યો ત્યારે બારણું ખાલી વાસેલું જોયું. તે ખોલી હું ઘરમાં દાખલ થયો. ઘરમાં કોઇ જણાતું નહોતું. મચ્છરદાની છોડેલી હતી અને હેમુ ઘોડીયામાં ઉંઘતી હતી.

હું વિચાર કરતો હતો. સુધા ક્યાં ગઇ હશે ? કનુ અને કીકી ક્યાં ગયાં હશે ? નિશાળ તો ક્યારનીએ છૂટે છે. એટલામાં કમુને આંગળીએ દોરતી અને એક હાથમાં કશાકનો ડબ્બો લઇ સુધા આવી પહોંચી.

" ક્યાં ગઇ હતી ? " મેં પૂછ્યું.

" ચપટીએ લોટ નહોતો તે સંચે લોટ લેવા. "

" વારુ. કનુ ને કીકી ક્યાં ગયાં છે ?

" ઘેર જ હતાં. હેમું ઉંઘતી હતી એટલે પોળમાં રમવા ગયાં હશે. સ્લેટ લાવ્યા ? આ કમુ તો મારો જીવ ખાય છે. "

" હા, એ મુકી. "

" લાવોને ત્યારે મ્હારાભાઇ ! મારે એકડા લખવા છે. " કમુ ખુશ થતી બોલી.

થોડીવારે કનુ ને કીકી રડતાં રડતાં ઘરમાં આવ્યાં.

" કેમ શું થયું ? " બાળકોને વ્હાલ કરતાં મેં પૂછ્યું.

" અરૂણે અમને ધક્કો માર્યો તે અમે પડી ગયાં. "

" ચાલો હવે, હવેથી પોળમાં રમવા ન જશો. જાઓ પરસાળે રમો. "

" જોયું ને ? આ તારી દરકાર ! " સુધા તરફ ભાળી મેં કહ્યું,

" પણ તેમાં હું શું કરું ? મારાથી બનતું તો હું બધું જ કરું છું. મેં તો એમને ઘરે જ રહેવા કહ્યું હતું. અને લોટ નહોતો તે લેવા ગયા વગર કંઇ ચાલે ? રોટલી વગર તો તમને ચાલતું નથી. "

" તે તને 'બાઇ 'ને રાખવા કહ્યું હતું ને ? "

" 'બાઇ ' તો પહેલી તારીખથી આવવા કહેતી હતી, રૂપીઓ વધારે માગે છે. "

" હવે રૂપીઓ આમ કે આમ. એને કહી દેજે ને ! " એક ગૃહસ્થની અદાથી મેં કહ્યું, અને ચા બનાવવા આજ્ઞા કરી.

થોડીવારે સુધા ચા બનાવી લાવી. ચામાં સાકર વધુ હતી કે સ્નેહ ? ગમે તે હો, ચા બહુ અચ્છી બની હતી.

" હવે હું જરા ફરી આવીશ. " ચા ખલાસ કરતાં મેં કહ્યું, " અને જરા મોડો આવીશ. મારી રાહ ન જોતી–આજે તો સીનેમામાં જવા વિચાર છે. "

" સારું, બહુ મોડું ન કરશો. " સુધાએ કહ્યું અને હું ઘર બહાર નિકળ્યો,

સિનેમા થિએટર પાસે હું પહોંચ્યો ત્યારે મને માલુમ પડયું કે પહેલો શો તો ક્યારનો ય શરૂ થઇ ગયો હતો. એટલે પછી અહીં તહીં ફરી, હોટેલમાં નાસ્તો કરી બીજા શોમાં દાખલ થયો.

'ગૃહદેવી'ની નવી રોજી હતી.

બરાબર સાડા બાર વાગે હું ઘેર આવ્યો. મારી વાટ જોતી સુધા જાગતી હતી.

"બીજા શોમાં ગયા હશો" એ કળી ગઇ. "ચાલો જમવું નથી ?"

"ના, બીજા શોમાં જવાનું થયું એટલે હોટેલમાં નાસ્તો કરી લીધો. તું જમી ?"

"હા, તમારી રાહ જોઇ જોઇને થાકી. પછી તો જાણ્યું કે તમે મોડા જ આવશો એટલે પછી જમી લીધું."

"સારું થયું—જા સુઇ જા. નાહકની જાગી." અને 'ગૃહદેવી'ના વિચારો કરતો હું પણ સુઇ ગયો.

નિત્યક્રમ પ્રમાણે અમારો ગૃહસંસાર ચાલતો હતો. સુધા આખો દિવસ ઘરકામમાં પરોવાયલી રહેતી. મારો વધુ વખત ઓફિસમાં જતો.

દિવસે દિવસે સુધામાં મને કાંઇ કાંઇ કુરુપ જણાવા લાગી. જો કે મારા માટે એ કશું ય નહોતી કરતી એમ નહિં. છતાં મારા સુખ સગવડ સાચવવામાં એ મને ઠંડી જણાઇ. બાળકો તરફ કાંઇ એનું વ્હાલ નહોતું એમ નહિ; એમ છતાં ઘર કારભારના ભાર નીચે ઘણી વખત એનું દુર્લક્ષ થઇ જતું. સંસ્કાર, કેળવણી, રીતભાત, વ્યવસ્થા આ બધા માટે મેં બહુ મોટા ખ્યાલ રાખી મુકયા હતા. આથી સુધાની વર્તણુકમાં મને કાંઇ કાંઇ ત્રુટીઓ જણાવા લાગી. એ સંબંધે વખતો વખત હું એને ટોકતો.

અસામાન્ય ધીરજથી એ મારા બોલ ગળી જતી અથવા તો ટુંકો રદીયો આપતી.

મને એથી પુરતો સંતોષ ન થતો. ભાવનાસૃષ્ટિના "માઉન્ટ–એવરેસ્ટ" હું મહાલતો હતો.

એક દિવસ ઑફિસમાં રજા હતી. હું ઘેર જ હતો. બાઇ હજુ આવી નહોતી. સુધા કાંઇ કાંઇ પ્રવૃત્તિમાં મશગુલ હતી. મારી રૂમ અસ્તવ્યસ્ત હતી. કચરો સુદ્ધાં કહાડેલો નહોતો.

કાંઇ કાંઇ કરી નાંખવાનું મને મન થયું. પણ ગમ ખાઇ ગયો. રજા હોવાથી એ નવરી પડે ત્યારે એનો સખત ઉધડો લેવાનો મેં નિશ્ચય કરી મૂકયો.

બપોરે એ સહેજ નવરી પડી હતી. નાની કમુને સોડમાં લઇ એ એકડા ઘુંટાવવા બેઠી. પાસે જઇ નજીક ઢાળેલા ખાટલા ઉપર બેસતાં મેં કહ્યું,

"કેમ, પરવારી ?"

"કેમ, શું કામ છે ?" એણે સામો પ્રશ્ન કર્યો.

"કામ તો શું હોય ! પણ મારી રૂમમાં કચરો કાઢેલો નથી અને બધું કેટલું અસ્તવ્યસ્ત છે તેની ખબર છે ?"

"તમે ના જોયું ? હું કેટલા કામમાં હતી ? ઘડી પછી કાઢું છું. હજી તો કેટલુંયે કરવાનું બાકી છે. કપડાં પણ ધોવાનાં પડયાં છે."

"નોનસેન્સ. એ તારો ખોટો બચાવ છે. એવડા તે શું સામ્રાજ્યના ભાર તાણવા છે ?" મેં જરા ઉગ્ર થઇને કહ્યું.

"સામ્રાજ્યના ભાર તાણવા સારા–પણ નાનકડાં ગૃહરાજ્ય ચલાવવાં અઘરાં. પૈસા રળી લાવી મહાભારત જીતી લાવ્યા માનનાર પુરુષોને એ વાતની ગતાગમ હોતી નથી." મારી ઉગ્રતાને ઉવેખતી હોય એમ એ બોલી. "આ જરા નવરી પડી તો કમુને એકડા ઘુંટાવવા પડે છે. કેટલી જવાબદારી !"

"તો શિક્ષક રાખ."

"હા, રાખોને. શિક્ષક રાખો, રસોયો રાખો, આયા રાખો, ધાવી રાખો, નોકર રાખો, ચાકર રાખો—જે રાખવું હોય તે રાખોને. મારી ઓછી જ કાંઇ ના છે ? હું તો એ જ

દિવસની વાટ જોઈ રહી છું." કાંઈક ઉપેક્ષા-વૃત્તિથી એણે કહ્યું.

"કેમ-કેમ, સુધા, આમ બોલે છે ?"

"તો બીજું શું બોલું ? ગૃહસ્થનાં એ વૈભવ વસાવવા જેટલી તમારી આવક છે ?"

"શું શિક્ષક અને ઘાટી રાખવા જેટલી પણ આપણી સ્થિતિ નથી ?"

"મને બોલાવશો ના." જરા અકળાઈને એ બોલી. "તીજોરીઓ ફાટી જતી હશે !" કહી ઘરખર્ચના આવક-જાવકની નોંધ એણે રજુ કરી.

હું સજ્જડ થઇ ગયો. આવક કરતાં જાવક પાસું વધારે હતું, અને એને સોંપવામાં આવેલા પૈસામાંથી એક પૈસો પણ ખોટે માર્ગે વપરાયો નહોતો. અસાધારણ ચીવટાઈથી સઘળો ખર્ચ કરેલો હતો-થોડુંક દેવું ચાલતું હતું.

"જોયું ? સંતોષ થયો ? તમે તો "બાઈ" રાખ," "બાઈ" રાખ" બકી રહ્યા છો. "માતૃત્વના દિવ્ય પદની અમે સ્ત્રીઓ ઘૃણા નથી કરતા. પરંતુ પોતાની આર્થિક સ્થિતિ, અમારી ઉમર-તંદુરસ્તી-બાળકો વચ્ચેનું અંતર આદિનો તમારી પુરુષ આલમે વિચાર કરવો જોઈએ. અમારા શોખ શણગાર પુરા ન થાય તેની મારા જેવીઓને નથી પડી હોતી. પરંતુ અમારાં લાડકવાયાંઓની જોઈતી જરૂરીઆતોને પણ નથી પહોંચી વળાતું ત્યારે હૈયું ઉકળી આવે છે, પછી એ 'પ્રભુના પયગમ્બરો'ને બદલે 'દેવની લેહ' જેવાં લાગે છે." સમસ્ત સ્ત્રી જનતાની હૈયા-વરાળ ઠાલવી હોય એમ એ બોલી. એના શબ્દોમાં 'શક્તિ'ની વાકધારા જેવી ચમક હતી.

"આ જુઓને" એણે આગળ ચલાવ્યું,-"મારી આટલી ઉમ્મરમાં હું જ કેટલી જંજાળથી વિંટળાઈ પડી છું. પછી અમારા જીવનમાં તે ઉલ્લાસ ક્યાંથી હોય ! 'મા' પોતે જ જ્યાં 'બાળક' હોય પછી "બાળ-ઉછેર"માં તો તે બિચારી શું સમજવાની હતી ? "રખે માની લેતા હું તમને જ કહું છું-અમે સ્ત્રીઓએ તો સપ્તપદીના ફેરા ફર્યાં ત્યારથી જ અમારું શરીર અને સર્વસ્વ પતિને સોંપ્યું હોય છે-પણ 'દેવી' ભાવ રાખનારા પુરુષો બહુ ઓછા હોય છે. અમને સ્ત્રીઓને વિકારી નજરે જોવામાં જ પુરુષ આલમને સ્વર્ગના અમૃત-અમીપાન જણાયા છે; પણ 'જગદંબા' અને 'શક્તિ' એ ભાવોથી જ્યારે પુરુષો અમને નિહાળતા થશે ત્યારે સંસારમાં સ્વર્ગ ઉતરશે."

હું ચુપ થઇ ગયો. 'પકવાસા'ની 'સ્નેહ-રાણી' અને સીનેમાની 'ગૃહદેવી'ને પણ મારી સુધા ટપી જાય એવી છે એનું મને ભાન થયું. મારા અંગત ખર્ચ ઉપર થોડો કાપ મુકી "બાઈ" અને "શિક્ષક"ની વ્યવસ્થા મેં સુધાને કરી આપી.

સુધાના ઉજ્વલ અને સંસ્કારી આત્માને મારો આત્મા નમ્યો.*

* લેખકના પ્રગટ થનારા વાર્તા સંગ્રહમાંની એક અપ્રગટ વાર્તા.

# ભક્તિ

લેખક :
શ્રી. ઉમેદભાઇ ટી.
પટેલ

પ્રભુ !—

તારાં મંદિર હતાં,
ઉંચા ઉંચા ઘુંમટ હતા,
ચકચકિત કળશ હતા,
ભક્તો તેમાં ભક્તિ કરતા.

કોઇ ફળ લાવ્યું,
કોઇ ફૂલ લાવ્યું,
કોઇ સ્વચ્છ ઝરણાનું પાણી લાવ્યું,
મંત્રોચ્ચારથી તારા ઘુંમટ ગરજ્યા,

અને તે તેં ભાગ્યે નયને સ્વિકારી.

વારો હવે મારો આવ્યો,
ન હતાં મંદિર મોટાં,
ન હતા ઘુંમટ ઉંચા,
કે ન હતા ચકચકિત કળશ,

હું યે તારી ભક્તિ કરતો.

ન લાવ્યો ફળ,
ન લાવ્યો ફૂલ,
ન લાવ્યો સ્વચ્છ ઝરણાનું પાણી,
કે ન કર્યો એક મંત્રોચ્ચાર.

હૃદયનાં મંદિર હતાં,
દેહના ઘુંમટ હતા,
અફસોસના કળશ હતા,
ત્યાં હું ભક્તિ કરતો.

કે

દેહનાં ફળ બનાવ્યાં,
નયનોનાં ફુલ બનાવ્યાં,
અશ્રુ ઝરણનું સ્વચ્છ વારિ આપ્યું,
મુંગી વાણીએ હું મંત્ર ભણ્યો.

અને તે ત્હેં હસ્તે વદને,
પ્રફુલ્લાં નયને,
હૃદયના સત્ય પ્રેમે,
સહર્ષે સ્વિકારી.

❧

# બે રાષ્ટ્રવિભૂતિઓ

લેખક :
શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર

[ દીનબંધુ એન્ડ્રુઝે ૧૯૩૩ ના સપ્ટેમ્બરની ૨૧ મી તારીખે પશ્ચિમ ઓસ્ટ્રેલિયાના પર્થ શહેરમાં 'હિંદુસ્તાનનાં કેટલાંક અંગત સ્મરણો' એ શીર્ષક હેઠળ એક ભાષણ બ્રોડકાસ્ટ કર્યું હતું તે નીચે આપવામાં આવે છે. —સંપાદક ]

આ બ્રોડકાસ્ટનો સમય હું હિંદના કેટલાક અંગત સ્મરણો કહેવામાં રોકવા ઇચ્છું છું. તેમાં ત્યાંના મારા બે મિત્રો-મહાન સમાજ સુધારક મહાત્મા ગાંધી અને મહાન કવિ રવીન્દ્રનાથ ટાગોર-જેમની મિત્રતાને હું ઘણીજ કીમતી ગણું છું-વિષેની કેટલીક વાતોનો સમાવેશ થશે. આ બન્ને મિત્રોનો મને લગભગ ૨૩ વર્ષથી ગાઢ પરિચય છે અને હિંદમાં મારા જીવનનો મોટો ભાગ તેમના સહવાસમાં વ્યતીત થયો છે.

અત્યારે મહાત્મા ગાંધીજીની ઉંમર લગભગ ૬૮ વર્ષની તથા ટાગોરની ઉંમર ૭૫ વર્ષની થવા આવી છે. આજે હિંદમાં એ બે વ્યક્તિઓને સૌથી મહાન ગણી શકાય. કોઇવાર તેમને ' હિંદની બે આંખો ' કહેવામાં આવે છે, કારણ કે ગાંધીજી મુંબઇની નજીક ગુજરાતના પશ્ચિમ ભાગમાં રહે છે અને ટાગોર કલકત્તાની નજીક બંગાળાના પૂર્વ ભાગમાં રહે છે. હિંદુસ્તાનના લોકો, પોતાના દેશના વિચિત્ર આકાર પરથી તેને મનુષ્યની મુખાકૃતિ સાથે સરખાવે છે. ઉત્તરે આવેલા હિમાલયને કેશથી ઢંકાએલા કપાળ તરીકે તથા દક્ષિણમાં આવેલ કેમોરિન ભૂશિરને હડપચી તરીકે ગણે છે.

મહાત્માગાંધીજી સાથે મારી પ્રથમ મુલાકાત દક્ષિણ આફ્રિકામાં ઇ. સ. ૧૯૧૩માં થઇ તે વખતે તે સત્યાગ્રહની લડાઇમાં રોકાયેલ હતા. બધી મુશ્કેલીનો અંત લાવવા માટે જનરલ સ્મટસે તેમને પ્રિટોરિયા બોલાવ્યા હતા. ગાંધીજી પ્રિટોરિયામાં હતા ત્યારે તેમના ધર્મપત્ની-જે ડર્બનમાં ઘણા માંદા હતા-નો તાર આવ્યો કે 'તે પોતે મૃત્યુશય્યા પર છે, મેં તેમને તરત જ ડર્બન જવાની તથા જનરલ સ્મટસ સાથે લડતનું સમાધાન મને સોંપી જવાની આજીજી કરી. પણ તેણે મને જણાવ્યું કે " મારા ખાનગી કામ પર ધ્યાન દેવા ખાતર જાહેર ફરજને મારાથી અધુરી છોડી શકાય નહિ. " તેમની વાત ખરી હતી એમ મને લાગ્યું કારણ કે અણીના સમયે સમાધાની પર સહી કર્યા શિવાય ચાલ્યા જવાનું વિઘાતક નીવડત. તે રાત્રે મને ઉંઘ આવી નહિ. અને વિચાર આવ્યા કે સવારે જનરલ સ્ટમસ પોતાની ટપાલ લેવા આવે ત્યારે મારે તેને મળવું જોઇએ. સદ્દભાગ્યે તે સરકારી મકાનમાં મને મળી ગયા; મેં કહ્યું ' જનરલ, મારે તમારી સાથે ત્રણ મિનિટ વાત કરવી છે, ' તેણે જવાબ આપ્યો, ' મી. એન્ડ્રુઝ, હું દીલગીર છું કે હું તમને ત્રણ મિનિટ પણ આપી શકું તેમ નથી. ' મેં કહ્યું, ' જનરલ, ગાંધીજીના પત્ની મરણપથારીએ પડેલા છે, અને સમાધાની પર સહી ન થાય ત્યાં સુધી ગાંધીજી જ ત્યાં જશે નહિ. ' તેણે પુછ્યું ' સહીને માટે ખરડો તૈયાર છે ? ' મેં કહ્યું " હા, સાહેબ. " તેણે ખરડો લઇને, મારા કહેવા પર સંપૂર્ણ વિશ્વાસ રાખીને, સહી કરી આપી. આ રીતે દક્ષિણ આફ્રિકાના હિંદીઓ તથા જનરલ બોથા તથા જનરલ સ્ટમસ વચ્ચે એક અગત્યનું સમાધાન થઇ ગયું. પરંતુ ખરી વસ્તુ તો મારા મિત્રની હિંમત જોવાની છે. પોતાની પત્ની મૃત્યુશય્યાએ હોય છતાં તે

એમ કહી શકયા કે "મારી જાહેર ફરજ પુરી થયા પહેલાં મારાથી મારા ખાનગી કામ પર ધ્યાન આપી શકાશે નહિ."

બીજે પ્રસંગે ગાંધીજી અપવાસ કરતા હતા ત્યારે હું તેમની સાથે હતો. તે વખતે હિંદુ-મુસલમાનો હુલ્લડ કરી રહ્યા હોવાથી જાહેર હિતને મોટો ભય ઉપસ્થિત થયો હતો. રકતપાતનો અંત લાવવા માટે ગાંધીજીએ ૨૧ દિવસના અપવાસ કરવાનો નિશ્ચય કર્યો. મેં તેમ ન કરવા માટે તેમને બહુ સમજાવ્યા; કેમકે ટુંક સમય પહેલાં જ તે ગંભીર માંદગીમાંથી ઉઠયા હતા. તેમને અંતરનો નાદ એટલો પ્રબળ જણાયો કે વધારે નુકશાનમાંથી પોતાના દેશને બચાવવા માટે પોતાનું જીવન જોખમમાં મુકવાનો તેમણે નિશ્ચય કર્યો, અપવાસ શરૂ થતાં વાર જ હિંદભરમાં શાંતિ ફેલાઈ અને બધાં રમખાણો બંધ પડયા. અપવાસના બારમા દિવસે તેમની સ્થીતિ ગંભીર થઈ પડી અને મૃત્યુ નજીક હોય તેમ દેખાયું. ડૉકટર અન્સારી તથા ડૉ. અબ્દુર રહેમાને તેમની પાસે જઇ અપવાસ છોડવા વીનવવાનો મને આગ્રહ કર્યો. પરંતુ ગાંધીજીએ કાગળના એક ટુકડા પર નીચેના શબ્દો લખ્યા, "ઇશ્વરમાં શ્રદ્ધા રાખો." આ મને ઠપકા રૂપ હતું કારણ કે મારામાં શ્રદ્ધાની ખામી હતી. હું ફરીથી ડાકટરો પાસે ગયો તેઓએ મને ફરીથી પાછા જવાનો આગ્રહ કર્યો. તેમના પ્રત્યેની મારી ચિંતાની લાગણીને અંગે હું ફરીથી તેમની પાસે ગયો. આ મને ફરીથી ઠપકા રૂપ હતું કારણ કે આ વખતે અગાઉ ની માફક મારાથી પ્રાર્થના થઇ શકતી નહોતી. આખું જગત ખોટું છે તેમ મને ભાસ્યું.

આખી રાત નિંદ્રા વગર પસાર કરી, બીજે દિવસે સવારે હું તેમની પાસે ગયો. મને જણાયું કે તેમની તબીયતમાં અદ્દભુત સુધારો થયો હતો. તેમણે આખી રાત શાંતિથી ઉંઘ લીધી હતી. અપવાસના છેલ્લા દિવસો દરમ્યાન સમયે સમય, તેમનું શરીર નબળું પડયું હતું પરંતુ તેમની અધ્યાત્મ શકિત ઘણી વધી ગઇ હતી. અપવાસ પુરા થયા બાદ પારણું કરતાં પહેલાં તેમણે સૌની સાથે મળીને પોતાનું પ્રિય અંગ્રેજી ભજન ગાવાનું મને કહ્યું.

તેમની નબળી તબીયત જોઇને હું એટલો લાગણીવશ થઇ ગયો કે એ ભજન પુરેપુરૂં ગાવાનું મારા માટે અસંભવિત બન્યું. આ મહાન આધ્યાત્મિક યજ્ઞને અંતે તેમણે ત્યાં હાજર રહેલા હિંદુ મુસલમાનોને બોલાવ્યા અને ભવિષ્યમાં બન્ને વચ્ચે રકતપાત થાય તો તેમની જીંદગી ખપાવી દેવાનું તેમની પાસેથી વચન લીધું. અપવાસ વિષેની આ વાત મેં અનેક વખત બીજા દેશોમાં કરી છે અને બીજી કોઇ પણ વસ્તુ કરતાં તે હિંદના આત્માને વધારે સ્પષ્ટ રીતે વ્યકત કરે છે. હિંદ નૈતિક યત્નોથી અસાધારણ પ્રકારનાં અનિષ્ટોનો સામનો કરવા ઇચ્છે છે. અમે આ શકિતને 'અહિંસા' કહીએ છીએ. ખ્રિસ્ત ધર્મમાં પ્રેમના સિદ્ધાંતમાં તેનો સમાવેશ થઇ જાય છે.

વધતી જતી ઉમરના પ્રમાણમાં ટાગોર અને ગાંધીજી વચ્ચેનો પ્રેમ વધતો ગયો છે. તેઓ બન્નેએ તાજેતરમાં ગામડાનાં દરિદ્ર નારાયણની સેવામાં પોતાના સમયનો મોટો ભાગ ગાળવાનું નકકી કર્યું છે. હિંદમાં લગભગ દશ લાખ ગામડાં છે. ત્યાં ગરીબ લોકો રહે છે અને દુઃખી થાય છે. સાડા ચાર કરોડની વસ્તી સાથે સંબંધ ધરાવતી અસ્પૃશ્યતાનો અંત લાવવા માટે ગાંધીજી રાજકીય ક્ષેત્રમાંથી તદ્દન ખસી ગયા છે. ગાંધીજીના અદ્દભુત આધ્યાત્મિક પ્રભાવને અંગે એક વખત દવરાથી ફેલાતું આ અનિષ્ટ ઓછું થયું

જાય છે. દરિદ્ર નારાયણની સેવામાં ટાગોર પણ તેટલાજ મહાન છે. જ્યારે ગાંધીજી કાર્ય કરે છે ત્યારે ટાગોર કવિતા લખીને તેને સંગીતમય કરે છે. આખો દેશ તે ગાય છે. તેઓ એક બીજાને મદદ કરી રહ્યા છે અને આજે ગ્રામજીવનમાં અજાયબ પરિવર્તન આવી રહેલું છે. બાલલગ્ન અટકયાં છે; અસ્પૃશ્યતાનો શાપ દૂર થતો જાય છે. દરેક ગામડામાં ગૃહઉદ્યોગોનો વિકાસ થતો જાય છે; આ બધાની સાથે સાથે આરોગ્ય પર તથા માંદા તથા પીડીતોની માવજત પર વધારે ધ્યાન આપવામાં આવે છે. આ રીતે હિંદ મૂળ પાયામાંથી સામાજીક ઉચ્ચ દરજ્જે ચઢતું જાય છે; કોઇ પણ રાજકીય પરિવર્તન કરતાં લાંબે ગાળે આ વધારે ઉપયોગી છે. આવા સામાજિક તથા નૈતિક સુધારા કરવામાં આજે ગાંધીજી તથા ટાગોર કરતાં કોઇ નામો ઉચ્ચ સ્થાને નથી.

ટાગોરના ઉદાત્ત ચારિત્ર્ય સંબંધી હું એક વધારે વાત કહીશ. ઇ. સ. ૧૯૨૪ માં હું જ્યારે ચીનમાં હતો ત્યારે તેણે પીપીંગની મુલાકાત લીધી હતી. ત્યાં હતા ત્યારે તે વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીઓને મળ્યા હતા. હોંગકોંગ શાંઘાઇ તથા હેન્કોમાં બનેલા બનાવોથી આ વિદ્યાર્થીઓ બહુ ઉશ્કેરાઇ ગયા હતા અને પરદેશ વિરુદ્ધ સખત પ્રચાર કાર્ય ચાલી રહ્યું હતું. તેઓએ કવિશ્રીને કહ્યું "શાંતિથી વિરોધ ઉઠાવવાનો કંઇ અર્થ નથી, જગત તો મારફાડ તથા રક્તપાતને સમજે છે, અત્યારે તો 'મારે તેની તલવાર' છે."

ટાગોરે જવાબ આપ્યો, "'મારે તેની તરવાર' તેમ તમે કહો છો! જે બુદ્ધને તમે માનો છો તેણે અથવા કોઇએ પણ પ્રાચિન હિંદમાં આવા સિદ્ધાંતનો કદી પ્રચાર કર્યો નથી. અમારાં પ્રાચીન પુસ્તકોમાં કહ્યું છે કે "પાપી મનુષ્યની થોડા સમય માટે આબાદી થાય છે, પણ છેવટ તો તેનો મૂળથી નાશ થાય છે."

જ્યારે મેં આ વાત સાંભળી ત્યારે મને પ્રિસ્ટિ ભજનકારના શબ્દો યાદ આવ્યા. 'મેં પાપી મનુષ્યને લીલા લોરલ વૃક્ષની માફક આબાદ થતો જોયો હતો. પરંતુ હું પાસે ગયો ત્યાં તો તે ચાલ્યો ગયો હતો, અને તે સ્થળે તેનું નામ નિશાન નહોતું.'

મેં ટાગોરને આ વાત કહી. હિંદમાં તથા પેલસ્ટાઇનમાં એક જ વિચાર વ્યક્ત થાય તેની તેના પર અસર થઇ. ઉચ્ચ નૈતિક બુદ્ધિવાળા ચીનના વિદ્યાર્થીઓ પર ટાગોરે હિંદ સંબંધી જે વાત કરી તેની ઉંડી અસર થઇ. તેના સાધુ વેશથી ચીન તથા જાપાનના ગામડાના લોકો તેને 'વૃદ્ધ બુદ્ધ'ના નામથી સંબોધતા હતા.

હવે ટાગોરની બે કવિતા તમારી સમક્ષ વાંચીને હું આ ટુંકી વાર્તાલાપ પુરો કરીશ.

---

# ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ

## પ્રદર્શન

મંડળને અંગે ચાલતા હુન્નર ઉદ્યોગગૃહનો લાભ લેનાર બ્હેનોએ તૈયાર કરેલા માલનું પ્રદર્શન મંડળમાં તા ૧૨-૧૦-૩૮ ને રોજ ખુલ્લું મુકવામાં આવશે; જેમાં એ વર્ગોમાં તૈયાર થયેલા શીવણ, ભરત, પેન્ટીંગ, ફેન્સી વર્ક તેમજ ક્રેટવર્ક, ડ્રોનડ્રેડ વર્ક માથાના વાળનું ભરતકામ વિગેરે અનેક જાતજાતના આકર્ષક સુંદર અને ઉપયોગી નમુનાઓ મુકવામાં આવશે. એમાં વળી ગરીબ બ્હેનોને ઉત્તેજન આપવાના હેતુથી સેવ, પાપડ, પાપડી, વડી વગેરેનો એક સ્ટૉલ પણ રાખવામાં આવશે. આશા છે કે જાહેર સ્ત્રી વર્ગ એનો મોટા પ્રમાણમાં લાભ લેશે.

# મ્હારી ફૂલવાડીએ

[ ઢાળ : નાતી પૂજારણ કરે ! ક્યાં તું ઉતાવળી ? ]

આવો સોહાગણ હો ! મ્હારી ફૂલવાડીએ;
એલે ત્યાં વ્હાલની વસન્તઃ
સોહાગણ હો ! મ્હારી ફૂલવાડીએ.

મ્હારી ફૂલવાડીએ હો ! કે બુલબુલ બોલે, સોહાગણ!
ફોરે ત્યાં ફૂલડાં અનન્તઃ
સોહાગણ હો ! મ્હારી ફૂલવાડીએ.

ફૂવારા સ્નેહનાં હો ! કે છાંટણાં છાંટે, સોહાગણ !
રંગતની રેલતી ત્યાં રેલઃ
સોહાગણ હો ! મ્હારી ફૂલવાડીએ.

ગાતી કોયલડી હો ! કે ગીત અણસુણ્યાં, સોહાગણ !
નર્તંતા મોરલા ને ઢેલઃ
સોહાગણ હો ! મ્હારી ફૂલવાડીએ.

આંબાની ડાળિયે હો ! કે હીંચકો બાંધ્યો, સોહાગણ!
હીંચીશું ગુંજતાં હૈં ગીતઃ
સોહાગણ હો ! મ્હારી ફૂલવાડીએ.

ાડીલું કાળજું હો ! કે ન્હોતરે નેહે, સોહાગણ !
ચેતનાએ ચડશે હો ! ચિત્ત :
સોહાગણ હો ! મ્હારી ફૂલવાડીએ.*

મૂળજીભાઈ પી. શાહ

* લેખકના પ્રગટ થનાર નવા-પાંચમા રાસસંગ્રહ " રાસકૌમુદી "માંથી.

# દેવધામ સૂના સૂના

[ સ્નેહધામ સૂના સૂના એ ઢાળ ]

મોટા ઘુમ્મટ મંદિરના,
નહિ દેવત ત્યાં દેખાય રેઃ
દેવધામ સૂના સૂના રે.

ઉપર ઉપરના ઓપ બધે,
નહિ અંતર ઉજાશ કળાય રેઃ
દેવધામ સૂના સૂના રે.

ભરચક ભેદના ભેદ ભર્યા,
નહિ સમભાવ જ્યાં છે જરાય રેઃ
દેવધામ સૂના સૂના રે.

ચાંદની તે શા કામની,
અમીચંદ્ર નહિ જ્યાં જરાય રેઃ
દેવધામ સૂના સૂના રે.

સાર કહો સરિતા મહીં શો,
છે નહિ જ્યાં સ્નેહના ઘાટ રેઃ
દેવધામ સૂના સૂના રે,

ખાલી મંદિર છેઃ ત્યાં નથી,
કહિ વ્હાલાજીના વસવાટ રેઃ
દેવધામ સૂના સૂના રે.

ચંદ્રકાન્ત મંગળજી ઓઝા




# દેવનો દીધેલ

લેખિકા : શ્રી. વિદ્યુલ્લતા મહેતા,

સવારના પાંચ વાગ્યાનો સમય હતો. આગલે દિવસે આખો વખત ને રાત્રે પણ વરસાદે વરસ્યાં જ કર્યું હતું; છતાં દુઃખિનીનાં નેત્રો જેવાં અભ્રોમાંથી જલ ખૂટ્યું હોય એમ લાગતું નહોતું. ટપક, ટપક, ટપક્યાં જ કરતું હતું.

એ આછી ઠંડીમાં વર્ષાનું ગાન જ્યારે સુખવાસી જીવોને પથારીનો ગાઢ સહવાસ સાધવા પ્રેરતું હતું, તે વખતે એક નાના, નીચા ઘરમાંથી ઘંટીનો ઘરર ઘરર અવાજ આવતો હતો. એ ઘરની ભીંતિમાંની ઇંટો, પૂરતા પોષણ વિનાના દેહમાંથી હાડકાં નીકળી આવે તેમ નીકળી આવી હતી.

ઓરડામાં ઝાંખો દીવો બળતો હતો. એક ખુણામાં વૃદ્ધાવસ્થાને આરે આવી ઉભેલી એક સ્ત્રી ઘંટીથી દળી રહી હતી. ખેતરમાંના બળદની જેમ એ પણ નીચે મ્હોંયે ઘંટીનો ભાર ખેંચ્યે જતી હતી. આખા ઓરડામાં સામાનમાં એક કાથીનો ભરેલો ખાટલો, થોડાં પિત્તળ ને માટીનાં ઠામ, જીવનનિર્વાહના જરૂરી સાધનો અને એ વૃદ્ધાની વર્ષોની સહચરી ઘંટી—એટલાં જ હતાં, અને એ ઘર એક ગરીબ શ્રમજીવીનું હતું એમ મૂકભાવે સાક્ષી પૂરી રહ્યાં હતાં.

બ્હાર વર્ષા ગાન ગાઇ રહી હતી; ઘરમાં ઘંટી પોતાનું ગાન ચલાવી રહી હતી; તેમાં ત્રીજું એ ડોશીનું ગીત ભળ્યું. જેને કાલની ચિંતા નથી એવાં સ્ત્રી—પુરૂષો જ્યારે ગોદડાંમાંથી બ્હાર પણ નીકળ્યા નહોતા તે વખતે આ ત્રણ વ્યક્તિઓ—વર્ષા, ઘંટી અને ડોશી—જગતના માનવીઓના દેહપોષણ અર્થે જાગી રહી હતી. વર્ષા વરસી વરસી ધાન્યભંડાર ભરી રહી હતી. ઘંટી અને ડોશી એ ધાન્યને દળીને જગતજનોના ઉપયોગ માટે તૈયાર કરી રહ્યાં હતાં. ત્રણેમાંથી એકેનું ગાન અટક્યું નહોતું. એકેની પ્રવૃત્તિ અટકી નહોતી. કાગળની બનાવેલી ટોપલીમાંના ધાન્યના દાણા રૂપાંતરના સૃષ્ટિનિયમ પ્રમાણે ઘંટીમાં એક સ્વરૂપે પ્રવેશી બીજે જ સ્વરૂપે બ્હાર નીકળતા હતા. ડોશી દળી રહી ત્યારે સવાર પડી ગયું હતું. ડોશીએ લોટ બધો ટોપલીમાં ભરી

દીધો. ધંટી વાળીને હતી તેવી ચોકખી કરી દીધી, અને ઉઠીને ઘરનાં બારણાં ઉઘાડ્યાં.

" ક્યારનો વરસે છે તે આ વરસાદનેય કંઇ ધંધો છે કે નહિ ? હવે તો બંધ પડે તો સારૂં. " ડોશી બબડી. પાડોશને ઓટલે દાતણ કરતાં વિજયાબ્હેને બૂમ પાડી. " જીવકોર, મ્હારો લોટ દળ્યો કે નહિ ? "

" હા, બા, હમણાં જ દળી રહી. કહેતાં હો તો આપી જાઉં. " જીવકોરે જવાબ દીધો.

" રહેવા દો હમણાં. નોકર આવે એટલે મંગાવું છું–પણ આજ કિસન કેમ દેખાતો નથી ? " વિજયાબ્હેને પૂછ્યું.

" એને તો રાતના ટેહને સરાવું હતું, તે રાતનો એ તો ત્યાં ગયો છે બા. એનીજ રાહ જોઉં છું તો. હવે આવતો જ હશે. " ડોશીએ કહ્યું.

" કંઇ વરસાદ પડે છે એ દિવસથી ! ઘડી જંપતો નથી. પણ ત્હમે કંઇ સાંભળ્યું કે નહિ જીવકોર ? "

" શું બા ? "

" આ આપણી સ્ટેશને જતાં જે નદી આવે છે ને તે નદીમાં પાણી ચઢ્યાં છે. આ મ્હારો ભાઇલો જોવા ગયો છે તે આવે એટલે ખરી ખબર પડે. " વિજયાબ્હેને ખબર કરી.

ખબર સાંભળીને ડોસીનો જીવ ઉડી ગયો. આમ તો નદી નાની હતી; અને બારે માસ નદી કરતાં વહેળાના નામને યોગ્ય એટલું જ પાણી એમાં રહેતું; પણ છીછરા મનના મનુષ્યની જેમ જરા વધારે વરસાદ પડતાં જ છલકાઇ જતી. ગામ તો નદીથી આઘે હતું એટલે ગામને કંઇ નુકશાન ન પહોંચતું, પણ સ્ટેશને જવાનો માર્ગ નદી પરના પુલ પર થઇને જતો એટલે નદીમાં પાણી ભરાતાં જ એ રોકાઇ જતો.

" હાય, હાય ! બા, મ્હારો કિસન કેમ કરીને આવશે ? સાજો સમો ઘેર આવે તો લીમડીયા હનમાનને તેલ ચઢાવીશ. ભગવાન, મ્હારા કિસનને ઉની આંચ પણ ન આવવા દેતો. "

ગામમાં હનુમાનનું દ્હેરૂં લીમડા નીચે હતું. તેથી સહુ તેને લીમડીયા હનુમાન કહેતા. લોકો એમની બાધા આખડી રાખતા ને એમનામાં સત ઘણું હતું એમ માનતા. ડોશીએ કિસન માટેની ચિંતામાં એમની માનતા લઇ લીધી.

" ધીરાં તો પડો ડોશી. હમણાં ભાઇલો આવે એટલે બધી ખબર પડશે. અને સ્ટેશનેથી નહિ અવાય એવું હોય તો કિસન સ્ટેશને પડી રહેશે એમાં આટલાં ગભરાઓ છો શું ? " વિજયા બ્હેને જીવકોરને આશ્વાસન આપતાં કહ્યું, અને તરત સામેથી આવતા પોતાના દીકરા રમણ–ભાઇલા પર નજર પડતાં બોલ્યાઃ " લો, આ ભાઇલો આવ્યો. કેમ ભાઇલા, પાણી ઉતર્યાં કે નહિ ? " વિજયા બ્હેને પૂછ્યું.

" બા, ઉતરે શેનાં ? આખી રાતમાં તો ચઢીને પુલ પર પાણી થઇ ગયાં છે. "

" શું કહ્યું ભાઇ ? પુલ પર પાણી થઇ ગયાં ? ટેહને જવાનો મારગ નથી ? " જીવ-કોરે આતુરતાથી પૂછ્યું.

" ના, રે, સ્ટેશને જવાનો રસ્તો ક્યાંથી હોય ? પુલની કમાનોનાં ટોચકાં શિવાય કંઇ દેખાતું જ નથી. " રમણે જવાબ દીધો.

" બા, ત્હમારો લોટ લો. હું તો જાઉં છું ટેહને. " ડોશી બોલી.

" પણ રસ્તો નથી ને શી રીતે જશો ? " વિજયાબ્હેને પૂછ્યું.

" શું કરૂં ? મ્હારો જીવ તો આ ખબર સાંભળીને નથી રહેતો. જઇને જોઇ આવું. "

જીવકોર ઉઠી અને ઘરમાં જઇ લોટ લઇ આવી. ઘર બંધ કરી, લોટ આપી એ નીકળી પડી. વરસતા ધોધમાર વરસાદમાં

ડોશીનું રક્ષણ કરનાર એક માત્ર માથે નાંખેલું ગુણીયું જ હતું.

ડોશી લીમડીયા હનુમાનના દહેરા પાસે આવી પહોંચી, નદીએ ન જતા એ ત્યાં ઉભી રહી, માથું નીચું નમાવી પગે લાગી ફરી માનતા માની " તમારામાં સત હોય તો હનુમાન દેવ મ્હારો કિશન સાજો-સમો મ્હને મળે એમ કરજો. તો તમને તેલ ચઢાવીશ અને કિસનને પગે લગાડીશ. કિસન તો મ્હારું ગરીબનું એકનું એક રતન છે, તેને ઝૂંટવી ન લેતા." એટલું કહેતાં ફરી ડોશીની આંખમાં ઝળહળીયાં આવી ગયાં. ત્યાંથી નીકળી ડોશીએ નદીનો રસ્તો લીધો. આખા ગામનો દૈનિક વ્યવહાર શરૂ થઇ ગયો હતો, માત્ર ડોશીનો જ સર્વ વ્યવહાર બંધ પડી ગયો હતો.

જીવકોર નદી પાસે આવી પહોંચી. વૃદ્ધાવસ્થામાં રહેતા નિવૃત્તિમય શાંત જીવન જેવાં રહેતાં નદીના પાણી અજબ ઉત્સાહથી વહી રહ્યાં હતાં. વ્હેંત જેટલો નદીનો પટ સમુદ્રની વિશાળતા ધારી રહ્યો હતો. ઉપરથી વરસતા જળબિંદુઓને ભેટવા કુદકા મારી પાણી ઉંચુ ચઢતું, નીચે પડતુ, પાછું ચઢતું ને પાછું પડતું. નદીમાંથી ઉભરાઇ જતાં પાણી ચારે બાજુ પથરાઇ જતા, અને ડોશીનું હૃદય પણ નિરાશાથી છાઇ દેતાં. એ પાણીમાં ડોશી ઘુંટણપુર આવી. છતાં ય પુલ તો આખો જ રહ્યો હતો એમ પાણીમાંથી અભિમાનભરી રીતે ડોકીયું કરતા, પુલના અસ્તિત્વની સાક્ષી પૂરતા, પુલના કમાનના રોયકાં પરથી લાગતું.

ડોશીના હૃદયમાંની રહી સહી આશા પણ એ પૂર જોતાં ધસડાઇ ગઇ. " હાય, હાય, શું કરું ? રેહને જવાનો મારગ તો છે જ નહિ. કિસનનું શું થયું હશે ? પાછા આવતાં તણાઇ તો...રામ રામ. એ વિચાર ક્યાંથી આવ્યો ? હે ઇશ્વર, એને સાજોસમો રાખજે." એમ ઘડીમાં કંઇ કુશંકાઓ કરતી, ઘડીમાં આશાભરી વિનંતિભરી આંખે આકાશ સામે જોઇ ઇશ્વરને પ્રાર્થના કરતી ડોશી ઉભી રહી. આકાશ પણ એના મન જેવું ઉદાસ હતું.

ગામલોક પાણી જોવા આવતાં હતાં. ઉછળતા પાણીને જોઇ માનવી ઉલ્લાસમાં આવી જાય છે. નાનાં છોકરાં એ ઉલ્લાસ પાણીમાં છબછબીયાં કરી, નાચી કુદીને બતાવે છે. ડાહ્યો-ગંભીર માનવી અસાધારણ ચાંચલ્યભાવ ધારણ કરી, અતિશય વાતો કરી એ ઉત્સાહ વ્યક્ત કરે છે. મૂળ ભાવ એકજ છે માત્ર વ્યક્ત થતાં એ ભાવના સ્વરૂપો જુદાં છે. નાનાં બાળકો પાણીમાં ગેલ કરી રહ્યાં હતાં. લોકોમાંથી કોઇ ભૂતકાળમાં આવી ગયેલા પૂરની વાતો કરતું-કોઇ નદીની સુંદરતા વખાણતું. દરેકના હૃદયમાં ઉછાળા મારતા પાણીને જોઇ ઉલ્લાસના ઉછાળા આવતા. માત્ર ડોશીના હૃદયમાં એવા ઉછાળા નહોતા આવતા. લોકો જતાં ને આવતાં. માત્ર ડોશી ત્યાં જ ઉભી રહી. જાણે એમ ઉભા રહે કિસન ન આવતો હોય ! ક્યાં સુધી ઉભી રહી તેનું પણ એને ભાન ન રહ્યું. ક્યારે પાછી ફરી તે પણ એને યાદ ન રહ્યું. ટેવાઇ ગયેલા પગ એને ઘર સુધી દોરી લાવ્યા. એ એને ખાલી ખાલી લાગતું હતું. એના કિસન વિના એનું ઘર ને બ્હાર-એની આખી દુનિયા એને શૂન્યવત્ ભાસતી હતી. ડોશી ઉમરે જ બેસી ગઇ. અત્યાર સુધી રોકી રાખેલું હૈયું માતાના સ્નેહભર્યા હાથ જેવો ઘરનો કુમળો આશ્રય મળતાં હાથ ન રહ્યું. એની નિરાશા એણે આંસુરૂપે વહેવડાવવા માંડી. આખો દિવસ આકાશના અભ્રોમાંથી ને ડોશીના નેત્રામાંથી જલ વરસ્યાં કર્યું. ડોશીને આખો દિવસ કંઇ પણ કામ કરવું સૂઝ્યું નહિ.

એમ ને એમ ત્રણ દિવસ વહી ગયા.

વરસાદનું જોર ઓછું થઇ ગયું હતું. ગામ લોક ડોશીને દિવસનો મોટો ભાગ નદી કાંઠે ઉભેલી જ જોતા. ત્યાં ઉભી રહેતાં એ થાકતી ત્યારે હનુમાનને દહેરે જઇ બેસતી. ઘરમાં તો એ ભાગ્યે જ દેખાતી. ઘણાને લાગતું કે એ ગાંડી થઇ ગઇ હતી. જો કે ગાંડામાં ગણાવા જેવું એકે કાર્ય હજી એણે કર્યું નહોતું. પણ પ્હેલાંની જીવકોર ડોશી એ રહી નહોતી. આખા જીવનભારે એને જેટલી નીચી નહોતી નમાવી તેટલી એ ત્રણ દિવસે નમાવી દીધી. ત્રણ દિવસથી મ્હોંયે અન્ન નહોતું મૂક્યું, નિંદ્રા સાથે શત્રુવટ બાંધી હતી. વરસતે વરસાદે એ જ્યાં ત્યાં રખડતી. ભીનાં ને ભીનાં કપડાં દિલ પર સૂકાઇ જાય પણ એને બદલવાનું સૂઝતું નહિ. કોઇ સાથે એ બોલતી નહિ. કોઇ એની સાથે વાત કરતું તો એ મૂઢ બની સાંભળી રહેતી—એના કાન સાંભળતા. વાતમાં વાત એને માત્ર કિસનની સૂઝતી. પાડોશની મહાકોર આટલું કષ્ટ શરીરને ન આપવા શિખામણ આપતી, આશ્વાસન આપતી પણ બેમાંથી એકેની અસર જીવકોરને ન થતી.

એવા ત્રણ દિવસ વહી ગયા. નદીનાં પાણી ઉતરતાં જતાં હતાં ને બીજા દિવસની સાંજ સુધીમાં પૂરાં ઉતરી જશે એમ બધા ધારતા, તે દિવસે સાંજે રખડી રખડીને ડોશી ઘેર આવી; ને ઉંઘી ગઇ. આખી રાત એને કિસનના સ્વપ્નાં આવ્યાં. ગ્રહમાળાના કેન્દ્ર સૂર્ય જેમ એ વૃદ્ધાના સ્વપ્નોનો કિસન કેન્દ્ર સ્થાને હતો. સવારે મોડી ડોશી જાગી ત્યારે એની આંખોમાં ને આખા શરીરમાં અગ્નિની બળતરા બળતી હતી, શરીર તૂટતૂટ થતું હતું. તોય ડોશી ઉઠી. ખબર સાંભળી કે પાણી ઉતરે છે ને બપોર સુધીમાં તો અવર જવર પણ શરૂ થઇ જશે. ડોશી સીધી નદીએ દોડી. પાણી ઉતરતાં જોયાં ને હર્ષઘેર પાછી ફરી. હનુમાનને દહેરે દર્શન કરી આવી. બ્હાર નીકળી ત્યારે અપૂર્વ તેજ ને આશા એની આંખોમાં ચમકતાં હતાં. જીવકોર વિજયા બ્હેનને ત્યાં ગઇ. "ત્રણ દિવસથી કેમ કંઇ દેખાતાં નહોતા?" વિજયાબ્હેને પૂછ્યું. પ્રશ્નનો જવાબ આપ્યા વિના જ ડોશીએ કહ્યું, "બા, મ્હારા દળણાના પૈસા બાકી છે તે આપોને."

"કેમ આજે એકદમ શું કામ પડ્યું?"

"આજ તો કંસાર પુરી કરવાં છે. મ્હારો કિસન આજ ચાર દિવસે પાછો આવશે."

"કેમ કંઇ ખબર આવી?" અતિશ્રદ્ધાથી બોલાયલા વાક્યથી ડોશીને કિસનની કંઇ ખબર મળી હશે એમ ધારી વિજયાબ્હેને પૂછ્યું.

"હા, બા, હનમાનજીએ કહ્યું. મારો દીકરો પાછો દેશે" ડોશીએ જવાબ દીધો.

વિજયાબ્હેનને વિચાર આવ્યો કે ડોશી ગાંડી તો નહિ થઇ ગઇ હોય? પણ કંઇ બીજું પૂછ્યા વિના વિજયાબ્હેને પૈસા ગણી આપ્યા. બજારમાં જઇ જીવકોર કંસારનો સામાન લઇ આવી. ઘઉં લાવી હતી તેને આખી બપોર બેસીને દળ્યા. પછી રસોઇ રાંધી મૂકી. "હવે કિસન આવે એટલે એને માત્ર જમવાની જ વાર. દેવે હા કહી એટલે આવશે તો ખરો જ." રસોઇ કરતાં ડોશી મનમાં વિચાર કરતી. પછી આખું ઘર સ્વચ્છ કર્યું. "કિસનને ગંદુ ગમતું નથી તે કચરો જુએ તો કેવું લાગે?" ઘર સ્વચ્છ કરતાં ડોશીએ વિચાર કર્યો. "લાવ કિસન માટે પથારી પણ પાથરી ને તૈયાર રાખું. બધું તૈયાર રાખું એટલે થાક્યો પાક્યો આવશે કે ખાઇને સૂઇ જશે." જીવકોરે પથારી પાથરતાં વિચાર કર્યો.

કિસન આવે તેને માટે બધી તૈયારી કરી ડોશી પાછી નદીએ ગઇ. પાણી ઉતરી ગયાં હતાં. કિસન સાંજે ઘેર આવ્યો ત્યાં



સોવીએટ સૈન્યની સ્ત્રી વિમાનીઓ.

સુધી ડોશી પાછી ફરી નહોતી. કિશને આડોશી પાડોશી બધાને એની માટે પૂછ્યું, પણ કોઇને ખબર નહોતી કે જીવકોર ' ક્યાં ' ગઇ હતી. કિસનને ખાત્રી હતી કે ઘેર જતાં જ એના વિના ઘેલી થઇ ગયલી એની મા એને મળશે. એ બરોબર જાણતો કે જે દિવસે એને સ્ટેશનથી. પાછા ફરતાં ' સ્હેજ મોડું થતું ત્યારે જીવકોર. આવીને ઓટલે એની રાહ જોતી બેસતી. અને આ તો ચાર દિવસ એને મળ્યે થઇ ગયા હતાં છતાં જીવકોર ઘરમાં પણ નહોતી તે. જોઇ એને બહુ આશ્ચર્ય થયું. પાડોશીઓ એની માની ઘેલછાની વાત કરતાં. કોઇ કહેતું કે એ નદીએ ગઇ હતી, નદી પરથી તો એ હમણાં જ આવ્યો હતો. ત્યાં હોય તો મા મળે જ ને ! કોઇ કહેતું કે હનુમાનને દહેરે ગઇ હશે. ત્યાં પણ કિશન જઇને જોઇ આવ્યો. ત્યાં પણ મા નહોતી. નિરાશ હૃદયે પાછા ફરી ઘરના બારણાને અઢેલી માની રાહ જોતો ઉભો. મહાકોર માશી માની વાત કરતાં તે સાંભળતો હતો ત્યાં સામેથી એની મા આવતી હોય એવો એને ભાસ થયો. એ બૂમ પાડવા જતો જ હતો ત્યાં એને લાગ્યું કે એ એની મા ન હોતી. " આ તે મા હોય ! આના તો ખભા કેટલા નીચા નમી ગયા છે. મ્હારી મા ક્યાં આમ ચાલે છે ? " એણે વિચાર કર્યો. આકાશમાંથી પૃથ્વી પર ઉતરતી જતી રાત્રિની શ્યામતામાં કિસન બરોબર જોઇ શકતો નહોતો, પણ જરા પાસે એ આકૃતિ આવતાં એને ખાત્રી થઇ કે એ એની મા જ હતી. " મા ! " એણે બૂમ પાડી. " કિશન ! " સામેથી હર્ષ ઘેલો અવાજ આવ્યો, અને એ આકૃતિએ દોડી આવી કિશનને બે હાથમાં પકડી લીધો.

જીવકોર જોસથી કિસનને ભેટી પડી. હર્ષાવેશની પહેલી ક્ષણ વીત્યા પછી કિશને છૂટા થવા પ્રયત્ન કર્યો પણ તરત જાણે એ બંનેને જાણે કોઇ ખેંચતું હોય તેમ એને લાગ્યું. " કિશન ત્હારી મા પડશે" સામે બેઠેલી મહાકોર બૂમ પાડતી દોડી. કિસને માને પડતી બચાવી લીધી. જીવકોર બેભાન થઇ ગઇ હતી.

કિશન અને મહાકોરે મળી જીવકોરને ખાટલી પર સૂવડાવી. જીવકોરનો આખો દેહ ઠંડો પડી ગયો હતો. સુંઠ લાવી ડોસીના શરીરમાં ગરમી આણવા બંનેએ મળી ચોળવા માંડી.

જીવકોર બપોરે નદીએ ગઇ પછી પાણી ઉતરી ગયલા જોઇ પુલ પર થઇને સ્ટેશને પહોંચી ત્યાં એણે જે મળ્યું તેને કિસનની ખબર પૂછી પણ

## અભયનો સોદો

[ ગઝલ ]

કરો સિક્કાથી પ્રણયના જ અણુયનો સોદો,
રસિયા રાજ ! સુભગ આજ સુજયનો સોદો.

અપાતું મોલ જેહ, મોલ ચુકવતા જેઓ
થતો તે બેઉનો અનંત સમયનો સોદો.

ખરી વસ્તુ વડે ખરીદવી ખરી વસ્તુઃ
ન કરો સ્વાર્થના નિકૃષ્ટ નિચયનો સોદો.

જુદા દુનિયાના વહેવાર-જુદા પ્રીતિનાઃ
દીધા વિના હૃદય થતો ન હૃદયનો સોદો.

પડે ઉઠાવવો સુકામ ત્યાંથી તે પ્હેલાં
ઘટે લેવો કરી પતીલ, અભયનો સોદો !

પતીલ

કોઇની પાસેથી કિસનના કંઇ સમાચાર મળ્યા નહિ. કિસાનની શોધમાં આખો રોશને રખડી રખડી હતાશ થઇ ગયથી જીવકોરના મનમાં એકદમ વિચાર સ્ફૂરી આવ્યો કે કિસન ઘેર ગયો હશે. જેમ જેમ એ વિચાર કરતી ગઇ તેમ તેમ એને ચોક્કસ ખાત્રી થતી ગઇ કે કિસન ઘેર આવી જ ગયો હતો અને એની રાહ જોતો હતો. ડોશી ફરી પાછી નદી ઓળંગી ઘેર આવી. સામેથી ચાર દિવસે 'મા!'નો હૃદય ડોલાવતો સાદ આવ્યો, ને ડોશી જઇને કિસનને બાઝી પડી. ત્રણ ત્રણ દિવસના ભૂખ ઉજાગરા ને અતિ શ્રમથી એનું શરીર નબળું પડી ગયું હતું. શરદીમાં રખડવાથી શરદીના જોરનો તાવ આવતો હતો. પણ તેની એને ખબર જ નહોતી. એને પોતાની જાતનો વિચાર કરવાની ફુરસદ જ નહોતી. તેમાં ખરેખર એણે દળીને દેહને કષ્ટ આપ્યું હતું. શરીરની આવી સ્થિતિ સાથે કિસનની ચિંતાથી એની માનસિક અવસ્થા પણ એવી તંગ બની ગઇ હતી કે જ્યારે એણે કિસનને જોયો કે તરત જ એનું ભાન એણે ખોઇ દીધું. આખો દિવસ એના શરીરના અવયવો તૂટીને શરીરથી દૂર થવા જાણે તુમુલ યુદ્ધ મચાવતા હોય એવી વેદના એને થતી હતી. પણ કિસનને મળવાના એક જ ખ્યાલે બીજા બધા ખ્યાલોને વિસારે પાડ્યા હતા. પણ એ કિસન મળતાં અત્યાર સુધી ટકી રહેલા શરીરે બળવો જગાવ્યો અને તૂટી પડ્યું.

એવી બેભાન અવસ્થામાં જ એ કયાં સુધી પડી રહી. અચાનક એ પથારીમાં બેઠી થઇ ગઇ ને ઊઠવા માંડ્યું. મહાકોરે અને કિસને એને પાછી સુવડાવવાનો પ્રયત્ન કર્યો. "જવા દો મને, મ્હારે જવું છે" ડોશીએ કહ્યું.

"ક્યાં જવું છે અત્યારે?" મહાકોરે કહ્યું, "સૂઇ જાઓ હવે."

"મ્હારે જવું છે લીમડીએ હનમાન દેવની માનતા લીધી હતી કે કિસન આવે તો તેલ ચઢાવવું. હનુમાન દેવે કિરપા કરીને મ્હારો કિસન મ્હને પાછો દીધો છે, તે મ્હારે તેલ ચઢાવવા જવું છે. જવા દો મ્હને." ડોશી બોલતી હતી પણ એ પૂરા ભાનમાં નહોતી. જાણે કોઇ એને બોલાવી રહ્યું હોય તેમ ડોશી બોલતી.

"એટલી બધી શી ઉતાવળ છે! સવારે ચઢાવજો." મહાકોરે કહ્યું.

"હું તો અત્યારે જ જઇશ." ફરી જીવકોરે બળપૂર્વક ઊઠવા પ્રયત્ન કર્યો.

"એટલી બધી ઉતાવળ હોય તો કિસન જઇને ચઢાવી આવે?" મહાકોરે જાણ્યું કે જીવકોરને માનતા પૂરી કર્યા વિના ચેન નહિ પડે.

"હા. કિસન જાય તો હું નહિ જાઉં." ડોશીએ જવાબ દીધો.

"જા, ત્યારે કિસન તું જઇ આવ. હું અહીં બેઠી છું."

કિસન ગયો અને તેલ ચઢાવી આવ્યો. કિસન ગયો તેટલી વાર જીવકોર પાછી નિદ્રામાં પડી હોય તેમ પડી રહી. "કિસન આવ્યો?" એકદમ એણે બૂમ પાડી અને તેજ પળે કિસને ઘરમાં પગ મૂક્યો. એને કપાળે સિંદુરની ટપકી હતી. ડોશીને ખાત્રી થઇ કે તેલ ચઢ્યું હતું. પાછી એ સૂઇ ગઇ. એની પથારી આગળ કિસન, મહાકોર ને ત્રીજો દીવો સચેત નયને ચોકી કરતાં બેસી રહ્યાં. સવારનું પ્હોર થવા આવ્યું. "કિસન" ફરી ડોશીએ પથારીમાં બેઠા થઇ બૂમ પાડી, અને ખાટલાની ઇસ પર જ બેઠેલા કિસનને વળગી પડી. "જા...ઉ... છું...દે...વ...બો...લા...વે છે." ડોશીના શબ્દો તૂટક તૂટક આવતા હતા. ડોશીનું શરીર પછડાઇને પાછું પથારીમાં પડ્યું. એક આંચકો

જોરથી આવ્યો. " ઉઠ, કિસન ઉઠ, ખોય પર લેવા દે હારી માને " મહાકોર બોલી. શૂન્ય ચિત્તે કિસને મહાકોરને એની માનું શરીર ઉપાડવામાં મદદ કરી. એક જ ખ્યાલ કિસનને ઘેલો બનાવી રહ્યો હતો કે એની મા એને સદાને માટે છોડીને ચાલી જતી હતી. એ મુંઝાઇ ગયો હતો. આ અચાનક ઘાએ એની સમજશક્તિ બુઠ્ઠી કરી નાંખી હતી. એને રડવું પણ નહોતું આવતું.

ફરી જીવકોરને એક આંચકો આવ્યો. આખું શરીર ખેંચાયું. ડોળા ફાટી ગયા ને મોં ઉઘડી ગયું. " રામ રામ, રામ રામ " મહાકોરે બોલવા માંડ્યું. કિસનની આંખ બ્હાવરી બની ગઇ, કંઇક સમજણ પડી અને " મા ! " એણે જોરથી બૂમ પાડી અને ડોશીના આખા શરીરને હલાવી નાંખ્યું.

" કિસન, હારી મા તો ગઇ પ્રભુને ઘેર. " મહાકોરે કહ્યું. કિસનને લાગ્યું કે ખરેખર એની મા એને મૂકીને ચાલી જ ગઇ હતી. ' મા ! 'ની એક બૂમે તરત જવાબ દેતી એની મા કેટલીય બૂમ પાડતાં પણ આંખ ખોલીને ય જોતી નહોતી.

અને રોજ સવારે જે ઘરમાંથી ઘંટી ને ડોશીના ગાનનો મધુરો અવાજ આવતો હતો તે ઘરમાંથી આજ એ મધુર ગાનને બદલે કરૂણ રૂદન સંભળાઇ રહ્યું હતું. વચ્ચે વચ્ચે ડુસકાંઓમાંથી " મા ! "નો હૃદયભેદી આર્તનાદ સંભળાતો ન સંભળાતો ને ત્યાં તો ડુસકાંઓમાં વિલીન થઇ જતો.

વર્ષો, ઘંટી ને ડોશી ત્રણેની પ્રવૃત્તિ અટકી પડી હતી.



# કોને ધરવા ?

વનવન ભમતી'તી,
ફૂલડાં વીણતી'તી,
વેણી ગૂંથતી'તી,
સરિતા.. તીરે !

નદીને પૂછતી'તી,
' એકલ જાતી'તી,
' વનવન ભમતી'તી,
કોને...મળવા ?'

કોયલ કૂંજતી'તી,
એકલ રમતી'તી,
ડાળે ભમતી'તી,
સરિતા...તીરે !

હું તો પૂછતી'તી,
' એકલ કૂંજતી'તી,
' ડાળે ફરતી'તી,
કોને...મળવા ?'

જલમાં ખીલતી'તી,
કુમુદ મલકાતી'તી,
મદભર ઢળતી'તી,
સરિતા...તીરે !

હું તો પૂછતી'તી:
' મદભર ખીલતી'તી,
રસ નીતરતી'તી,
કોને...ધરવા ?'

હું યે ભમતી'તી,
એકલ કૂંજતી'તી,
રસ નીતરતી'તી,
કોને...ધરવા ?

રસિક ચિ. ત્રિપાઠી



# અખિલ હિન્દ મહિલા પરિષદ



લેખિકા : પ્રેમલીલા મહેતા

૧૯૩૮ ના જુન મહિના સુધીમાં પરિષદની જુદી જુદી શાખાઓએ જે કામ પોતપોતાના વિભાગો અને પ્રાંતોમાં કર્યું છે તેનો ટાઇપ કરેલો રીપોર્ટ બહાર પડયો છે. ખરું જોતાં તો પરિષદની શાખાઓને માર્ગદર્શક થાય એ હેતુથી જ બહાર પાડવામાં આવે છે. પણ જુદે જુદે સ્થળે સ્ત્રીઓ પોતાની તેમજ સમાજની સુધારણા માટે કેટલું કામ કરે છે એ બીજાં બ્હેનો પણ જાણે એ ઇરાદાથી એ રીપોર્ટમાંથી કેટલુંક નીચે ઉતારું છું.

**આંધ્ર વિભાગ**—યનાપલ્લી નામના ગામડામાં પશ્ચિમ ગોદાવરી જીલ્લાની સ્ત્રીઓની એક પરિષદ બોલાવી હતી. પ્રાંતિક ધારાસભાનાં એક સ્ત્રી સભ્ય શ્રી. અમન્ના રાજા બી. એ. એમને પ્રમુખપદ આપ્યું હતું. સાથે એક સ્વદેશી પ્રદર્શન પણ ગોઠવ્યું હતું, જે એક અઠવાડીયા સુધી સ્ત્રીઓને જોવા માટે ખુલ્લું હતું, તે ગામડામાં એક દેવીનું મંદિર છે તેનો ઉત્સવ પણ તેજ અરસામાં હતો એટલે પુષ્કળ સ્ત્રીઓએ પ્રદર્શન તેમજ પરિષદનો લાભ લીધો. બીજો પણ એક ફાયદો થયો. અત્યાર સુધી ગામનાં હરિજનોને મંદિરમાં પ્રવેશ કરવાનો તેમજ મંદિરના સરઘસમાં ભાગ લેવાનો અધિકાર નહોતો. અમે મંદિરના પૂજારી તથા ગામલોકોને સમજાવીને હરિજનોને મંદિરમાં જવાની તથા સરઘસમાં ભાગ લેવાની છૂટ અપાવી અને તેથી હરિજનો એટલા ખુશ થયા કે ગામલોકો કરતાં તો બેવડી સંખ્યા હરિજનોની ઉભરાઇ આવી અને પૂજા, ભજન વગેરે તેમણે ઉત્સવથી કર્યાં. વળી મંદિરમાં તહેવારોને દિવસે પ્રાણીનો બલિ લેવાતો તે પણ અમે બંધ કરાવ્યું છે. તે ઉપરાંત હરિજન વાસ પાસે એક ભકત સમાજ નામનું મંડળ અમે કહાડયું છે તેમાં હરિજનો ઉપરાંત સવર્ણો પણ ભાગ લે છે. આ ગામમાં હરિજનો ખાસ કરીને ખેતી કરે છે. તેઓ જમીન ગણોતે રાખે છે, પણ ગરીબ એટલા બધા છે કે વારે વારે કરજ કરે છે. અમે એક વેપારીને મળીને નકકી કર્યું છે કે તે ઓછે વ્યાજે આ લોકોને પૈસા ઉધાર આપે.

અમલાપુર તથા રાઝોલ ગામમાં અમે સ્ત્રી મંડળો કહાડયાં છે, તથા અન્તરવેદી અને કોરૂકોન્ડા ગામો યાત્રાનાં ધામ ગણાય છે ત્યાં યાત્રાને વખતે સ્ત્રી પરિષદ ભરી હતી. ખાસ કરીને વારસાહકક, કેળવણી અને આંધ્ર દેશની એકતા વિષે આ પરિષદોમાં ચર્ચા થઇ હતી.

**પૂર્વ બંગાળ**—અમે ચાર પ્રાથમિક સ્કૂલો ચલાવતાં હતાં, પણ પૈસાની તાણને લીધે આ વર્ષે એક બંધ પડી છે, પણ બાકીની ત્રણ સારી ચાલે છે. હરિજનો માટે પ્રાથમિક શાળા કહાડવા ફંડ એકઠું કરીએ છીએ. એક ઉદ્યોગાલય કહાડયું છે, તેમાં સ્ત્રીઓને વણાટકામ, સીવણકામ, તથા બીજા ગૃહઉદ્યોગો શીખવાય છે. જુબીલી હોસ્પિટલમાં નર્સો માટે વર્ગ ચાલે છે તેમાં અમે પૈસાની મદદ કરીએ છીએ.

**કોમીલા પેટાવિભાગ**—દુર્ગાપુર નામના ગામડામાં એક કન્યાશાળા અમે કહાડી છે.

હાલ તેમાં ૫૦ કન્યાઓ છે, અને એક શિક્ષક છે. કન્યાઓમાંની વધારે પછાત કોમોની છે. ખેતીવાડી અને ઉદ્યોગોને લગતું એક પ્રદર્શન કોમીલ્લામાં ગોઠવ્યું હતું. ત્યાં આરોગ્ય, સુવાવડ, ખેતી તથા ઉદ્યોગો વિષે ભાષણો ગોઠવ્યાં હતાં, બેબી ક્લિનિકનું મકાન અમે બંધાવવા માંડયું હતું તે તૈયાર થઇ ગયું છે.

**વરાડ**—અમરાવતીની સ્ત્રીઓએ પૈસા એકઠા કરીને શ્રી. કર્વેના સ્મરણાર્થે એક કર્વે લાયબ્રેરી શરૂ કરી છે, હિંદી ભાષાના વર્ગો ઉઘાડયા છે; અકોલામાં પણ હિન્દી કલાસ કહાડયો છે; બુલદાનામાં સ્ત્રીઓએ ઇસ્પીતાલના ગરીબ લોકો માટે કપડાં તથા ઓઢવાનાં એકઠાં કરી વહેંચ્યાં હતાં. અમરાવતીમાં બાલોદ્યાન નામની નાનાં બાળકો માટે શાળા ચાલતી જ હતી તે ઉપરાંત હવે માધ્યમિક કન્યાશાળા કહાડી છે. અકોલાની બ્હેનોએ મોટી ઉંમરની સ્ત્રીઓ માટે અંગ્રેજી પાંચમા ધોરણ સુધીના વર્ગો કહાડયા છે.

**મુંબાઈ**—મુંબાઇમાં સ્ત્રી ઉપયોગી સંસ્થાઓ ઘણી છે. તેમાંની ઘણી અખિલ હિંદ મહિલા પરિષદ સાથે જોડાએલી છે. તેઓ પોતપોતાના માર્ગે અતિશય જરૂરી કાર્ય કરે જાય છે, એનો રીપોર્ટ આપવા બેસીએ તો પાર ન આવે.

નવા કાર્યોમાં એક કૅર કમીટીનું કાર્ય છે. આ કમીટીનાં સભ્યો મ્યુનીસીપલ કન્યાશાળાઓમાં જાય છે, ત્યાંની દાકતરી તપાસના રીપોર્ટ જોઇ, જે બાળકોને દાકતરી મદદની જરૂર હોય તેમનાં ઘરનાં સરનામાં મેળવી, તેમનાં માબાપને મળે છે અને જોઇતી દાકતરી મદદ અપાવે છે.

**કલકત્તા**—એક હરિજન બેબી ક્લિનિક અમે ચલાવીએ છીએ. તેમાં દરરોજની હાજરી ૬૫ બાળકોની છે. બાળકો ત્યાં રોજ સવારે આવે એટલે તેમને ન્હવાડીને પાશેર દુધ આપવામાં આવે છે. સાંજે પણ પાશેર દુધ દરેકને અપાય છે. ડૉ. પાલ ત્યાં કામ કરે છે ને માતાઓ તેમજ બાળકોને દાકતરી મદદ આપે છે. માંદી સ્ત્રીઓને હૉસ્પિટલમાં અથવા સેવાસદનમાં મોકલવામાં આવે છે.

રાત્રિશાળા પણ અમે એક ચલાવીએ છીએ, તેમાં ૮૭ વિદ્યાર્થીઓ છે. પુરુષો, સ્ત્રીઓ તથા બાળકો સાથે જ ભણે છે. વાંચવાનું, લખવાનું, હીસાબ તથા સફાઇ વિષે ત્યાં શીખવાય છે, એક છાપું તેમની આગળ વાંચવામાં આવે છે. બે શિક્ષિકા અને એક શિક્ષક છે.

**કેળવણીખાતું**—ધારાસભાના સભ્યોને મળીને આખા બંગાળપ્રાંતમાં પ્રાથમિક શિક્ષણ મફત કરાવવા અમે પ્રયત્ન કરીએ છીએ.

**મધ્યપ્રાંત**—ભંડારા શહેરની મ્યુનિસિપાલિટીની ચુંટણીમાં ભાગ લેવા માટે સ્ત્રીઓમાં ખુબ પ્રચારકામ અમે કર્યું હતું. વળી સ્ત્રીઓના મત આપવાના મથકોએ સ્ત્રીઓને ઉભી રાખવા માટે પણ માંગણી કરી હતી, જે મંજુર થઇ હતી અને પરિણામે પુષ્કળ સ્ત્રીઓ મત આપવા આવી હતી.

અમારું ચાઇલ્ડ વેલફેર સેન્ટર સારું કામ કરી રહ્યું છે. બાળકોને લઇને આવતી સ્ત્રીઓને ત્યાં બેસાડી તેમને વાંચતાં, લખતાં અને શિવતાં શીખવવા માંડયું છે.

**વર્ધાની** શાખા એક બાળમંદિર ચલાવે છે તથા બાળકોની એક કલબ તથા પુસ્તકાલય ચલાવે છે.

**છિંદવાડા અને ભંડારામાં** દાયણોને ટ્રેઇન કરવા માટે વર્ગ ચાલુ કર્યા છે.

**નાગપુર** શહેરમાં એક સંતતિનિયમન સંસ્થા શરૂ કરી છે. મુંબાઇની માફક નાગપુર શહેરમાં પણ સ્ત્રીઓની જુની સંસ્થાઓ

એટલી બધી સારી ચાલે છે અને તેનાં સભ્યો તેજ આપણી પરિષદનાં સભ્યો છે, એટલે પરિષદ તરીકેનું કામ બતાવવાનું અઘરૂં છે. સ્ત્રીઓની ડીબેટીંગ સોસાયટી, વ્યાખ્યાન માળાઓ, પુસ્તકાલય, હુન્નર ઉદ્યોગના વર્ગો, હિન્દી વર્ગ, વ્યાયામ શાળા વગેરે કામ જુદી જુદી સંસ્થાઓ કરે છે. જેલ તપાસ કમીટી પણ છે.

**કોચીન**—ત્રિચૂરમાં બેબી વેલફેર સેન્ટર દ્વારા નાનાં બાળકોને રોજ નવડાવવામાં આવે છે. દુધ આપવામાં આવે છે તેમજ જમાડવામાં આવે છે તથા માતાઓને સફાઇ, આરોગ્ય વગેરે વિષયોની સલાહ અપાય છે. કોચીનની ધારાસભાની ચુંટણીમાં આ વર્ષે સ્ત્રીઓએ બહુ સારો ભાગ લીધો. કોચીનમાં સ્કુલ ફાઇનલ પરીક્ષા જેણે પસાર કરી હોય તેને મત આપવાનો હક છે. તેમજ સરકારને કે મ્યુનીસીપાલીટીને કોઇ પણ જાતનો કર જે આપતું હોય તેને મતનો હક છે. ધારાસભા માટે સ્ત્રીઓ પુરુષોની સાથે પણ ઉમેદવારી કરી શકે છે ને તે ઉપરાંત બે ખાસ જગા સ્ત્રીઓ માટે જ છે. તેમાંની એક અર્નાકુલમની જગા માટે તો એક જ ઉમેદવાર હતા પણ ત્રિચૂરમાં તો રસાકસી બહુ થઇ અને મહીલા પરિષદ તરફથી ઉભાં થયેલા બ્હેનને ફત્તેહ મળી છે.

**દિલ્હી**—ગ્રામ કન્યાશાળા તથા ઉદ્યોગાલયનું કામ સારૂં ચાલે છે. મોટી ઉંમરની સ્ત્રીઓ માટે પણ એક વર્ગ કહાડયો છે. ગ્રામશાળામાં ૮૦ બાળકો છે. તેઓ ગરીબ અને નબળાં હોવાને લીધે અમે તેમને રીસેસ દરમ્યાન ખાવાનું આપવાની ગોઠવણ કરી છે. બાળકોને દાક્તરી મદદ પણ આપીએ છીએ.

સ્ત્રીઓની રમત ગમત માટે એક કલબ કહાડી છે.

બાળલગ્ન પ્રતિબંધક કાયદા માટે અમે ધારાસભામાં જઇ, દરેક મેમ્બરને સમજાવી અમલદારોને વિનંતિ કરીને એ કાયદો પસાર કરાવ્યો. પ્રચાર કામ પણ તેને અંગે ખુબ કર્યું.

હરદ્વારના કુંભમેળામાં અમારે ત્યાંથી પાંચ બ્હેનોને મોકલ્યાં હતાં, જેમણે ત્યાં જઇને આ પરિષદનું કામ બહુ સારી રીતે કર્યું હતું.

ભાડુતી ગાડીવાળાઓ અને જીવદયા મંડળ વચ્ચે ગેરસમજુત થઇ હતી તે અમે વચ્ચે પડીને ટાળી હતી.

અમારાં કેટલાંક સભ્યો મીલ મજુરણો પાસે જઇને તેમની ફરીયાદો દૂર કરવા પ્રયત્ન કરે છે.

**મુઝાફરનગર પેટા વિભાગ**—ફેબ્રુઆરી મહીનામાં અમે ચાર દિવસ સ્ત્રીઓનો મેળો ગોઠવ્યો હતો; તે પછી બેબી વીક કર્યું હતું. તેમાં દિવસે દાયણો પાસે સારી સુવાવડ કેવી રીતે કરાવવી વગેરેનાં ભાષણો તથા સાંજે મેજીક લેન્ટર્ન સાથે આરોગ્ય, કેળવણી વગેરેનાં ભાષણો રાખ્યાં હતાં.

**સીમલા પેટા વિભાગ**—અમે વાર્ષિક ૦-૪-૦ સભ્યો પાસેથી લેવા માંડયા એટલે સભ્યોની સંખ્યા ખુબ વધી ગઇ છે. દર અઠવાડીએ બગીચામાં સ્ત્રીઓની સભા ભરીએ છીએ. વળી છોકરીઓ માટે રોજ રમતગમત કરાવવાની ગોઠવણ કરી છે. હરિજનવાસ, રીક્ષાવાળાનો લત્તો, મજુરોના લત્તા વગેરે સાફ કરાવવા તથા તેમનાં ઝુંપડા સુધરાવવા અમે ડે. કમિશનર પાસે ડેપ્યુટેશન લઇ ગમાં હતાં.

**ગુજરાત**—ગયે વરસે અમે, અમદાવાદના એક લત્તામાં સીવણ વર્ગ ખોલ્યો હતો, વરસ દિવસમાં તે લત્તાની સ્ત્રીઓએ ઘણું શીખી લીધું અને હવે એક બીજાને શીખવી બતાવીને કામ કરી શકે છે એટલે આ વરસે

એ જ શિક્ષકથી બીજા લત્તામાં કામ શરૂ કર્યું છે.

હરિજન વાસમાં એક વાંચવા લખવાનો વર્ગ કઢાડ્યો છે, એક હિન્દી વર્ગ પણ કઢાડ્યો છે.

મજુર વર્ગના ઝુંપડાની મુલાકાત અમે લીધી હતી ને મ્યુનિસિપાલિટી સાથે એ સુધારવા સંબંધી વ્યવહાર ચાલે છે.

સેનીટરી કમીટીએ નીચે પ્રમાણે ઠરાવ્યું છે.

દર પખવાડીયે શહેરના જુદા જુદા લત્તામાં સ્ત્રીઓની સભા ભરી તેમાં સાધારણ રોગોના ઉપાય વગેરે સમજાવવું.

ઘેરેઘર ફરીને સ્ત્રીઓને સ્વચ્છતાના નિયમો સમજાવવા, પોતાનું પાણી સ્વચ્છ જગાથી લેવું ને સ્વચ્છ રાખવું તે સંબંધી સ્ત્રીઓને સમજાવવું.

જાહેર સ્વચ્છતા વિષે લોકોને ભાન કરાવવું; દાખલા તરીકે જ્યાં ત્યાં થુકવું નહિં વગેરે.

માખી મચ્છરનો ઉપદ્રવ થતો રોકવો.

દારૂ, તમાકુ, અફીણ વગેરેના ગેરફાયદા લોકોને સમજાવવા. કમિટીના સભ્યો મજુરોની ચાલીઓમાં ગયા હતા અને ત્યાં સ્ત્રીઓ સમક્ષ સ્વચ્છતા વિષે ભાષણ કર્યું હતું.

ગોપાળ મિલના માલીકે ૪૦ રૂ. મહીને આપવાના કબૂલ્યાથી અમારી કમિટી તરફથી મજુરણોના છેક નાનાં બાળકોની સંભાળ માટે ગોઠવણ કરવામાં આવી છે. કાઉન કાઉન્ટસ મીલના મજુર લત્તાની પણ મુલાકાત લીધી હતી.

ગુજરાતી, ઈંગ્લીશ, સીવણ, ગુંથણ વગેરેનો વર્ગ કઢાડ્યો છે, એક બ્હેને નોકરોના છોકરાને શીખવવાનું માથે લીધું છે.

હૈદ્રાબાદ (દક્ષિણ)—પાસેના એક ગામડામાં અમે કન્યાશાળા કઢાડી છે.

ઈન્દોર—પાસેના એક ગામડામાં અમે દર અઠવાડીએ જઈને ગામ સુધારણાનું કામ કરીએ છીએ. એક દાકતર અને એક દાંતના દાકતરને લઈને જઈએ છીએ, તથા દવા કરીએ છીએ. ગામના શિક્ષકને દવા આપતાં જઈએ છીએ. એટલે સાદી દવા એ અઠવાડીયા દરમ્યાન બધાને આપે. મીલ મજુરણો પાસે જઈને એમની ફરીયાદો દૂર કરવા પ્રયત્ન કરીએ છીએ.

કર્ણાટક—હિન્દી તથા ભરતગુંથણના વર્ગો કઢાડ્યા છે સંક્રાન્તને દહાડે જાહેર હળદી કંકુ કર્યું હતું. તે વખતે તિલગુડનું પ્રદર્શન પણ કર્યું હતું, તથા ભાષણો થયાં હતાં. પાસેના એક ગામડાની દર પખવાડીયે મુલાકાત કરી સ્ત્રીઓની સભા ભરવાનું ચાલુ છે. શિરસંગી ગામમાં એક પરિષદ ભરી હતી.

મહારાષ્ટ્ર—૧૬ મી જાન્યુઆરીએ મિસિસ હોમાર્ટીનનું ભાષણ હતું.

શહતવાડા નામના ગામડામાં અમે એક શાળા ચલાવીએ છીએ અને ઘણું ખરું તે જોવા જઈએ છીએ.

પ્રો. ડી. કે. કર્વેની ગ્રામ કેળવણીની યોજનાનુસાર એક બીજી એક શાળાને આર્થીક મદદ આપીએ છીએ.

પ્રાથમિક શાળાના શિક્ષણક્રમ તેમજ વ્યવહારમાં નડતી મુશ્કેલીઓને લઈને અમારું એક ડેપ્યુટેશન મુખ્ય પ્રધાનને મળ્યું હતું.

મે વેકેશનમાંઅમે એક યોજના કરી હતી. કોલેજની છોકરીઓ અને મોટા બૈરાંઓએ મળીને પાંચ ટુકડી કરી હતી; તેમાંની એક બીડી વાળનારાઓના લત્તામાં એક હરિજનોમાં, એક હાતમવાસમાં તથા બે મરાઠાઓમાં રોજ બે બે કલાક જતી, અને ત્યાંનાં બૈરાંઓને વંચતા, લખતાં, હીસાબ ગણતાં તથા બાળકોને કસરત, વાર્તા, સંગીત, એવું શીખવતી હતી. એક મહીનો એમ કર્યું ને પચાસ બૈરા વાંચતાં લખતાં થયાં. વળી તે

બૈરાંની આર્થિક અને સામાજિક સ્થિતિને લગતાં પત્રકો બનાવવા માંડ્યાં છે.

અમારામાંથી એક બ્હેન એક મહીનો થયાં પાસેનાં એક ગામડામાં રહેવા ગયા છે, ને ગ્રામસુધારણાનું કામ શરૂ કર્યું છે.

બીજાં એક બ્હેન હરિજનોમાં કામ કરે છે.

**અહમદનગર**—પેટા વિભાગ. એક હિન્દી વર્ગ કહાડ્યો છે.

**મહીસુર**—બેન્ગલોર અને મહીસુરમાં અમે શાળાઓ ચલાવીએ છીએ. વળી મોટી ઉંમરની સ્ત્રીઓ માટે પણ એકેકી શાળા ચલાવીએ છીએ, હિંદીભાષા અને સ્વદેશીનો પ્રચાર કરીએ છીએ.

કરીસન્દ્રા અને યેદીયૂર નામનાં ગામડાંમાં અમારી શાળાઓમાં વિદ્યાર્થીઓની સંખ્યા વધે જાય છે.

ઉદ્યોગવર્ગો પણ પ્રગતિ કરે છે.

કરીસન્દ્રા અને યેદીયૂરમાં સગર્ભા સ્ત્રીઓ અને બાળકો માટેનાં ક્લિનિક્સ ઉઘાડ્યાં છે. અને એક સ્ત્રી ડૉક્ટરની સેવા અમને મળી છે. સ્ત્રીઓ બહુ સારી સંખ્યામાં લાભ લે છે.

ગર્લ ગાઇડસનું કામ પણ અમે ઉપાડ્યું છે.

મહીસુરની પાસેનાં ચાર ગામડાંમાં પ્રાથમિક શાળાઓ અમે ચલાવીએ છીએ. તેમાં મોટી ઉંમરની સ્ત્રીઓ પણ શીખે છે.

પેટા વિભાગોમાં શીવણ ભરતના વર્ગો, હિંદી વર્ગો તથા વાંચતાં લખતાં શીખવાના વર્ગો ચાલે છે.

**ફુલટણ**—ત્રણ વર્ષથી ઓછી ઉંમરનાં બાળકોની શારીરિક તપાસ અમે દાક્તરો મારફત કરાવી. તે પછી તેમને અપાતા ખોરાકની તપાસ અમે કરી ને પછી તે બાળકોનાં માતા પિતાને ઉપયોગી થાય એવી રીતનાં ભાષણો ખોરાક સંબંધી આપ્યાં.

પુખ્ત ઉંમરની સ્ત્રીઓ માટેના વર્ગમાં મરાઠી સાથે ઇંગ્લીશ તથા સીવણકામ શીખવવાનું પણ શરૂ કર્યું છે.

**અલાહાબાદ**—એક ઉદ્યોગવર્ગ અમે ચલાવીએ છીએ.

આ વર્ગમાં વણાટકામ, કાંતણ, વાંચવાનું અને લકકડકામ શીખવાય છે. ત્યાં કામ કરવા આવનાર સ્ત્રીઓને અમે રોજી આપીયે છીએ.

શહેરના જુદા જુદા લત્તામાં જઈને અઠવાડીયામાં બે વાર પુખ્ત વયની સ્ત્રીઓના વર્ગો અમે ચલાવીએ છીએ.

આ ઉપરાંત બીજા વિભાગો પણ છે, પણ તેમણે પોતાના રીપોર્ટ મોકલ્યા નથી, અને આ રીપોર્ટો પણ માત્ર ચાલુ કામના નથી. છેલ્લા છ મહીનામાં પોતાનાં કાર્યોમાં શા શા ઉમેરા થયા છે તે આમાં દર્શાવેલું છે, એટલે આટલાં વરસથી ચાલતું કામ તો આમાં બતાવ્યું જ નથી. વળી આ તો માત્ર એક એક સંસ્થાના જ રીપોર્ટો છે. આવી તો કેટલીએ સંસ્થાઓ ખાસ કરીને મુંબાઇ, અમદાવાદ, વડોદરા, કલકત્તા, દીલ્હી જેવાં શહેરોમાં તો ચાલતી હશે. આ તો ખ્યાલ આવે કે સ્ત્રીઓ ઓછામાં ઓછું કેટલું કરે છે તે પુરતી જ તારવણી છે.

—0—

## એક ખુલાસો

જુન ૧૯૩૮ ના અંકમાં વિધિનું વિધાન એ નામે એક કાવ્ય છપાયલું છે. તેમાં લેખક તરીકે સ્વ. વામનપ્રસાદ અંબાલાલ ભટનું નામ છપાયું છે; પણ એ કાવ્ય મૂળ કેશવ હ. શેઠનું રચેલું છે. સ્વ. વામનપ્રસાદ અંબાલાલના એક સ્નેહીને આ કાવ્ય તેમના ગુજરી ગયા પછીથી તેમને ત્યાંથી હસ્ત લિખીત મળેલું. તે ઉપરથી તેમની કૃતિ જાણી તેમના સ્નેહીએ તે છપાવેલું. તેમની થએલી આ ભૂલ બદલ અને શ્રી. કેશવ હ. શેઠને જે અન્યાય થયો છે તે બદલ તેમણે દિલગીરી બતાવી છે. ભવિષ્યમાં આવી ભૂલ નહિ થાય એવી આશા રાખીએ છીએ.

—વ્યવસ્થાપક.

# લગ્નનોંધણી વિષેની માહિતીની અગત્ય

લેખિકા : શ્રી. શારદાબ્હેન મ્હેતા

કાયદા પ્રમાણે લગ્નો રજીસ્ટર કરાવવાની પ્રથા આપણા સમાજમાં દાખલ થાય એ વસ્તુ ઘણી ઇચ્છવાજોગ છે. કેમકે સ્ત્રીઓને થતા કેટલાએક અન્યાયોનું નિરાકરણ કરવાનું એ એક સાધન છે. હિન્દુ સમાજમાં આ પ્રથાનો આરંભ થવા માંડયો છે એ ઘણું આવકારદાયક છે, અને તેથી એ કાયદાની કલમોનો ઝીણવટથી અભ્યાસ કરવાની આવશ્યકતા છે. કારણ કે જો એ ઝીણવટની પૂરેપૂરી માહિતી ન હોય, અથવા લગ્ન નોંધનાર અધિકારી બેદરકાર હોય તો વિપરીત પરિણામ આવવાની દહેશત રહે છે. આવો એક દાખલો હાલમાં કલકત્તાની હાઇકોર્ટમાં નોંધાયો હતો. તેની હકીકત જાણવાજેવી છે.

કલકત્તાના સાબુના કારખાનાના માલીક રતનબિહારી દત્તે ૧૯૩૬ની સાલમાં સ્પેશીઅલ મેરેજ એક્ટ પ્રમાણે માર્ગરેટ હે નામની જર્મન સ્ત્રી સાથે લગ્ન કર્યું હતું. તેની સ્ત્રીની ગેરહાજરીમાં એ લગ્ન રદ કરાવવા માટે તેણે દાવો કર્યો હતો. એ દાવાના ચૂકાદામાં કલકત્તાની હાઇકોર્ટના ન્યાયાધીશ જસ્ટીસ સેને ટીકા કરી હતી કે:—" જોકે આ કેસનો બચાવ કરવામાં આવ્યો નથી તે છતાં એમાં જે મહત્ત્વના મુદ્દાનો સમાવેશ થાય છે તે લક્ષમાં લઇને તેના ઉપર ચૂકાદો આપવાની મને આવશ્યકતા લાગે છે. લગ્ન નોંધનાર અધિકારી ૧૮૭૨ના કાયદાની કલમ બીજીનું ખરૂં મહત્ત્વ સમજ્યો નહિ હોય એમાં સંશય નથી. પણ પરિણામે બે વ્યક્તિઓ જે લગ્નગ્રંથીથી જોડાઇ તે અત્યારે null-void રદ કરવાની સ્થિતિ ઉપસ્થિત થઇ છે. આવી પરિસ્થિતિ ઊભી ન થાય તેની સાવચેતી સેવવાની જરૂર છે, અને હું આશા રાખું છું કે લગ્નનોંધણી કામદારને હવે પછી યોગ્ય સૂચના આપવામાં આવશે કે આ પ્રકારનાં લગ્ન નોંધાઇ શકે જ નહિ. "

વસ્તુસ્થિતિ એમ બની કે વાદીનું કહેવું એમ હતું કે ૧૮૭૨ ના કાયદાની બીજી કલમની શરતનો ભંગ તેના તરફથી થયો હતો તે કારણસર એનું લગ્ન ફોક ગણાવું જોઇએ. ન્યાયાધીશના અભિપ્રાય પ્રમાણે વાદીની દલીલ ખરી હતી અને તેનો અમલ થવો જોઇએ. ૧૮૭૨નો સ્પેશીઅલ મેરેજ એક્ટની ૨ જી કલમમાં બે વિભાગ છે:—પહેલા વિભાગ પ્રમાણે કોઇ પણ લગ્ન કરનાર **વર તેમજ કન્યા બન્ને** પોતે હિન્દુ, ક્રિશ્ચિયન, જ્યુ, મુસલમાન, પારસી, બૌદ્ધ, શીખ અથવા જૈન ધર્મના નથી એવું સ્વીકારે તેમનું લગ્ન થઇ શકે.

પ્રસ્તુત કેસ કલમના આ વિભાગમાં આવી શકે નહિ. કારણ કે રતનબિહારી દત્તે જાહેર કર્યું હતું કે તે હિન્દુ ધર્મ સ્વીકારતો હતો.

૧૮૭૨નો સુધારેલો કાયદો એટલે ૧૯૨૩ નો નવો કાયદો. તે આ કાયદાની કલમનો બીજો વિભાગ છે. તે બન્ને વ્યક્તિઓ હિન્દુ, બૌદ્ધ, શીખ, અથવા જૈન ધર્મમાંથી ગમે તે ધર્મના હોય તેમને લગતો છે.

આ નવા સુધારેલા કાયદા પ્રમાણે બન્ને વ્યક્તિઓ હિન્દુ, જૈન, શીખ, બૌદ્ધ હોય તો જ અને તે પ્રમાણે જાહેર કરે તો જ લગ્ન કરી શકે. પરંતુ પ્રસ્તુત કિસ્સો આ વિભાગમાં પણ આવી શકે નહિ. કેમકે પત્ની માર્ગરેટ હેએ જાહેર કર્યું હતું કે ઉપર ગણાવેલો કોઇ પણ ધર્મ તે સ્વીકારતી નહોતી.

ન્યાયાધીશે જણાવ્યું કે કાયદાની કલમ પ્રમાણે સ્પષ્ટ છે કે બીજી કલમના પહેલા વિભાગમાં જણાવેલા આઠ ધર્મમાંથી એક

પણ ધર્મ જે બન્ને વ્યક્તિઓ સ્વીકારતી ન હોય તો અરસપરસ લગ્ન કરી શકે. અગર તો કલમના બીજા ભાગમાં ગણાવેલા ધર્મ-માંથી ગમે તે એક સમાન ધર્મ બન્ને વ્યક્તિઓ સ્વીકારતી હોય તો તેઓ અરસપરસ કાયદા પ્રમાણે લગ્ન કરી શકે.

**પરંતુ આ કાયદા અનુસાર એક વ્યક્તિ હિંદુ ધર્મનો સ્વીકાર કરતી હોય, અને બીજી વ્યક્તિ કોઇ પણ ધર્મનો સ્વીકાર ન કરતી હોય, તેમનાં અરસપરસ લગ્ન થઇ શકે નહિ.**

આ પ્રમાણે હોવાથી પ્રસ્તુત લગ્ન ન્યાયાધીશે ફોક ગણ્યું હતું. વાદીના વકીલે જણાવ્યું હતું કે આ મુદ્દાસરનો ચૂકાદો આપવાનો આ પ્રથમ જ કિસ્સો છે.

લગ્ન કરનાર વ્યક્તિઓ અને લગ્ન કરાવનાર નોંધણી કામદારોએ પૂરેપૂરી રીતે આ વસ્તુ ધ્યાનમાં લઇને પગલાં લેવાં જોઇએ. મદ્રાસમાં થોડાં વર્ષ ઉપર એક હિન્દુ અને મુસ્લીમનાં લગ્ન આ પ્રમાણે શકમંદ રીતે જ થયાં હતાં. તે જ પ્રમાણે આ કિસ્સામાં ક્રિશ્ચિયન અને હિન્દુના લગ્નમાં પણ નોંધણીમાં ગોટાળા જેવું થયું હતું.

ક્રિશ્ચિયન અને હિન્દુનાં આ પ્રકારનાં લગ્ન ગેરકાયદેસર ઠરે તો તે ગુન્હા માટે ૧૦ વર્ષની દેશનિકાલની અથવા કેદની સજા થઇ શકે છે.

આ ગંભીર સ્થિતિથી ચેતીને ચાલવાનું છે. તેથી જ સૂચના છે કે કાયદાનો સંપૂર્ણ અભ્યાસ કરીને પગલું ભરવું જોઇએ. તેમજ બીજી તરફ નોંધણી કામદારોએ પોતાની જવાબદારી બરોબર સમજવી જોઇએ અને તેમાં ચૂક થવી ન જોઇએ.

# કવિતા

દ્રુત વિલમ્બિત

હૃદય કુંજ વિષે કવિ ગૂંથતો
શબ્દ સાંકળ, ને, પછી ગૂંજતો;
અવતરે જગમાં કવિતા રૂપે,
ઉર રહસ્ય તણી પ્રતિમા ખરે.

હૃદય ઊરમીને મન ભાવના
વિમલ ભક્તિ થકી કઇ ઓપતી
સ્વર પુરાય નહિં મન ભાવના
પછી વહે બની ગાન મીઠું અતિ.

ગગનનો અરિસો સરિતા વહે
ઉર કવિ અરિસો કવિતા રહે.

મોહન બી. શાહ

પ્રમાણે નીચલી મધ્યસ્થ સભામાં કદી પણ કોંગ્રેસની બહુમતી નહિં થાય, એ માટે કાં તો મુસ્લીમ લીગ સાથે અથવા તો દેશી રાજાઓ સાથે તેણે કરાર કરવા પડશે. આજકાલ ગાંધીજી અને શ્રી. ઝીણા વચ્ચેના તેમજ પંડિત જવાહરલાલ અને શ્રી. ઝીણા વચ્ચેના પત્ર વ્યવહારો વગેરે જોતાં તો મુસ્લીમ લીગ સાથે માનભેર કરાર થાય એ શક્ય લાગતું નથી. પછી તો હિંદુસ્તાનની સ્થિતિ પેલેસ્ટાઇન જેવી થશે.

હિંદુસ્તાનના બે ભાગલા પડશે, એક હિન્દુ હિંદ અને એક મુસ્લીમ હિંદ અને જ્યારે ને ત્યારે બ્રિટિશ ગવરમેન્ટ તો બે બિલાડીની વચ્ચેના વાંદરા માફક વર્તશે.

નરેન્દ્રો સાથેનું જોડાણ પણ શક્ય લાગતું નથી. હમણાં હમણાં ત્રાવણકોર, મહીસુર, રાજકોટ વગેરે પ્રકરણો જોતાં નરેન્દ્રો સાથે પણ કોંગ્રેસને ફાવવાનું નથી. આ રીતે મધ્યસ્થ ધારાસભામાં કોંગ્રેસને બહુમતી મેળવવા માટે બહુજ નમતું આપ્યા વગર છુટકો નથી.

અને એવું નમતું તો કોંગ્રેસ નહિં જ આપે એમ આપણે આશા રાખીશું. અને છતાંએ જો કોંગ્રેસ નમતું આપે તો આપણને તો આપણા રાષ્ટ્રપતિએ રસ્તો સુઝાડેલો જ છે. જો કે કોંગ્રેસમાંથી નીકળી જવા કરતાં અંદર રહીને બંડ કરવું વધારે સારૂં. જો કે રાષ્ટ્રપતિ એ રસ્તો લેશે તો સમાજવાદી પક્ષ એમને બરોબર ટેકો આપશે, અને ગાંધીજીએ બ્રિટિશ સત્તાની સામે વાપરવા માટે શોધેલું સત્યાગ્રહનું શસ્ત્ર આપણે કોંગ્રેસની સામે વાપરીશું.

પણ હાલ તો સમાજવાદી પક્ષે એટલું જ કરવાનું કે કોંગ્રેસ કાંઇ કાંઇ સુધારાવધારા, બાંહેધરી, છીંડાં, બ્હાના વગેરે શોધીને સમવાયતંત્ર સ્વીકારવાનો પ્રયત્ન કરે તો તે અંદર રહીને જ અટકાવવું, આપણે કોંગ્રેસનો સામનો નથી કરવો. કોંગ્રેસે સત્તરહજાર વાર કહ્યું છે કે " અમને ફેડરેશન માન્ય નથી. " તો કોંગ્રેસ પોતાનો જ એ બોલ પાળે અને પોતાની જ એ માન્યતાને વળગી રહે એટલું જ જોવાનું છે.

## સાભાર સ્વીકાર

નીચેનાં પુસ્તકો અવલોકનાર્થે મળ્યાં છે તે બદલ અમે આભાર માનીએ છીએ. તંત્રી મંડળમાં થએલ ફેરફારને લઇને અમો હજી સુધી આ પુસ્તકના અવલોકન પ્રસિદ્ધ કરી શક્યા નથી, પણ ટુંક સમયમાં જ તે પ્રસિદ્ધ થશે.

( ૧ ) શ્રી વિદ્યા વિજયજીના વ્યાખ્યાનો ભા. ૧-૨-૩. ( ૨ ) આપાના સડેલા ઉપાયો. ( ૩ ) દર્દો, દવાઓ અને દાકતરો. ( ૪ ) શરદી અને સળેખમ. ( ૫ ) ગ્રામ કાવ્યો અને સંવાદો. ( ૬ ) જળિની. ( ૭ ) વિનાશના અંધો માયા. ( ૮ ) આધુનિક ગુંથણ કળા. ( ૯ ) પ્રીતમની પ્યાસ. ( ૧૦ ) સતાવન. ( ૧૧ ) સોયાબીન. ( ૧૨ ) કુદરત કથાઓ ભા. ૧. ( ૧૩ ) આપણા પક્ષીઓ. ( ૧૪ ) પકવાન પોથી. ( ૧૫ ) મંગળ મૂર્તિઓ. ( ૧૬ ) ઝાંખા કિરણ. ( ૧૭ ) રાસ સરિતા ભા. ૨. ( ૧૮ ) રાસ પાંખડી. ( ૧૯ ) આશાની પાંખે.




## ૧ બોમ્બે વીજીલન્સ એસોસીએશન.

બોમ્બે વીજીલન્સ એસોસીએશનના આશરા હેઠળ સંસ્થાના સભ્યોની એક સભામાં શ્રી. ફીરોઝ જે શ્રોફ 'આપણું મંડળ અને જનતા'– એ વિષય પર ભાષણ આપ્યું હતું. સર ફીરોઝ સી. શેઠનાએ પ્રમુખસ્થાન લીધું હતું. શ્રી. માવજી ગોવીંદજી, મીસીસ મસાણી, મુંબઇના આર્ચબીશપ તેમજ અન્ય બાનુઓ તથા ગૃહસ્થોએ સારી સંખ્યામાં હાજરી આપી હતી.

સર ફીરોઝ શેઠનાએ પ્રમુખસ્થાનેથી ભાષણ કરતાં જણાવ્યું હતું કે આપણા સમયના ભયંકર સામાજિક પ્રશ્નોનો નિકાલ લાવવા તેની શોધખોળ કરવાની ઘણી જરૂર છે. મુંબઇને લાગેવળગે છે ત્યાં સુધી વેશ્યા કાયદો નાબુદ થવો જોઇએ; જેથી એ કાર્યમાં ઘણી સરળતા સાંપડે. એ બદી સામે ચળવળ ઉપાડવી જોઇએ. જનતામાં જવાબદારીનો ખ્યાલ ઉત્પન્ન કરવો જોઇએ. સામાન્ય શહેરીઓના જીવન તથા સામાજીક સુધારણાઓ માટે પ્રત્યેક આદમીએ તથા મંડળોએ સહકાર આપવો જોઇએ.

ત્યારબાદ શ્રી. ફીરોઝ જે. શ્રોફે ભાષણ કરતાં જણાવ્યું હતું કે વેશ્યાવૃત્તી એ પુરાણો ધંધો છે. પરંતુ તે માઝા મૂકે ત્યારે તેના પર અંકુશની જરૂર છે. તેનાથી થતા ગેરલાભો તરફ નજર નાખવી જરૂરની છે કે જેથી કરીને અનેક નિર્દોષોના જીવન વેડફાતા બચી જાય. આ બદી અટકાવવા કાયદો થયો હતો પરંતુ પાછળથી તેને રદ કરવામાં આવ્યો હતો. જેની દલીલમાં એવું જણાવવામાં આવ્યું હતું કે જ્યાં ગામ હોય ત્યાં ઢેઢવાડો હોય જ.

આ ધંધાનું મૂળ કારણ મનુષ્યોની માનસિક અશક્તિ છે. જો કે હું દૃઢ રીતે માનું છુ કે અનેક રોગોના ઉપાયો ખોળાયા છે તો આ રોગનો પણ ઉપાય ખોળાશે પરંતુ આપણે આપણી ફરજ બજાવતી રહી, વળી વધુ કમનસીબી તો એ છે કે આ બદીમાં વળી 'દલાલો'નો પણ ધંધો ચાલે છે. અને એથી એ બદીને વધુ ઉત્તેજન મળે છે. એટલું જ નહી પરંતુ અનેક નીર્દોષ બાળકો અને સ્ત્રીઓનો ભોગ લેવાય છે.

હવે આપણી ફરજ એ છે કે જુલ્મથી કોઇ સ્ત્રી પાસે ખરાબ ધંધો કરાવવામાં આવે છે કે કેમ ? કોઇ વ્યકિત એવું કુટણખાનું ચલાવે છે કે કેમ ? વગેરેની શોધખોળ કરવી અને તે માટે યોગ્ય પગલાંઓ લેવા આથી જોઇએ તેટલો આપણે ધારીએ છીએ તેટલો ફાયદો નહીં થાય પરંતુ તેની અસર તો જરૂર થવાની જ.

## ૨ શ્રી. માતુશ્રી ચીમનાબાઇ સ્ત્રી અને બાળ સંરક્ષણ સંસ્થા, વડોદરા.

શ્રી. મા ચી. સ્ત્રી અને બાળ સંરક્ષણ સંસ્થા તરફથી વડોદરા શહેરની શાળાઓમાં

ભણતા વિદ્યાર્થીઓની શારીરિક તપાસનું ૧૯૩૭-૩૮ ની સાલનું નિવેદન બહાર પડયું છે, જે આપણા નિશાળમાં ભણતાં બાળકોની તંદુરસ્તી કેવી છે અને તે સુધારવા માટે કેવા વધારે ઇલાજો લેવા જોઇએ તે સંબંધમાં જાણવા જોગ હકીકત પૂરી પાડે છે. આપણા દેશની સામાન્ય નિર્ધનતા તથા અજ્ઞાનતાને લીધે આપણા બાળકો-ભાવિ પ્રજાના આરોગ્ય માટે જોઇએ તેવી પૂરતી સંભાળ લેવામાં આવતી નથી; એટલું જ નહીં પણ નાના બાળકો ઉપર ઉમ્મરના પ્રમાણમાં ભણતરનો માનસિક બોજો શારીરિક વ્યાયામના કરતાં પ્રમાણમાં વધારે હોવાથી તથા બાળકોને ખોરાકમાં દુધ, શાકપાન અને ફ્રુટ વગેરે પૌષ્ટિક વીટેમીન ધરાવતાં તત્વો ઓછાં મળતાં હોવાથી આપણા દેશના સર્વ બાળકો તેમજ યુવાનોની શારીરિક સ્થિતિ દુનિયાના બીજા દેશો કરતાં ઘણી ઉતરતી અને નબળી છે, એ પોકાર આજ વર્ષો થયાં ચાલુ હોઇ તે તરફ સત્તાવાળાઓનું ધ્યાન ખેંચાયું છે અને તે માટે હાલ થોડા ઇલાજ પણ લેવાની શરૂઆત થઇ છે.

કેટલાંક વર્ષો થયાં શ્રી૦ મા૦ ચી૦ સ્ત્રી બાળસંરક્ષણ સંસ્થા તરફથી વડોદરા શહેરની શાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓની વૈદકીય તપાસ કરી માંદાં-નબળાં બાળકોનાં માબાપોને તપાસનું પરિણામ જણાવી વૈદકીય સારવાર કરવાની તક આપવામાં આવે છે એ ખુશ થવા જેવું છે. પરંતુ તેવા બાળકોનાં માબાપ વાલીઓ તરફથી તેવા વૈદકીય રીપોર્ટના કાર્ડ તરફ પૂર્ણ ધ્યાન આપવામાં આવતું નથી એ ખેદજનક છે. ચાલુ વર્ષમાં તેવાં સુમારે ૧૬૦૦ કાર્ડો માંદાં બાળકોના માબાપોને મોકલવામાં આવ્યાં હતાં, તે પૈકી ૧૪૦૦ કાર્ડો ડાક્ટર પાસે દવા કરાવેલી તેમની સહી સાથેનાં પાછાં આવેલાં અને બાકીનાં પાછા આવ્યા નથી, તેમાં મામાની પોળની શાળામાંથી એક પણ કાર્ડ પાછું આવ્યું નથી એવું નિવેદન ઉપરથી જણાય છે. માબાપોએ આવી બેદરકારી નહિ રાખતાં પોતાનાં બાળકોની સારવાર વખતસર કરાવવા સંભાળ રાખવી જોઇએ તેમાં તેઓનું તેમજ તેમનાં વહાલા બાળકોનું હિત છે.

ચાલુ સાલનાં નિવેદનમાંથી બાળકોની શારીરીક સ્થિતિને લગતી કેટલીક જાણવા જોગ હકીકત મળી આવે છે, તે આપણાં બાળકોના આરોગ્ય સંબંધે સારૂં અજવાળું પાડે છે. શહેરમાં ૫૭ શાળાઓ હોઇ તે પૈકી ૪૩ નિશાળોમાં વૈદકીય ઇન્સ્પેક્ટરે ૬૭૭૮ વિદ્યાર્થીઓને તપાસ્યા હતા. એ તપાસમાં જણાયું છે કે ૬૫ ટકા છોકરાંઓ તદન અસ્વચ્છ અને ફાટયાં તુટયાં કપડાં પહેરેલાં હતાં અને ૭૭ ટકા જેટલા છોકરાંઓ ખુલ્લા પગે શાળામાં આવે છે. સારાં ઉંચી જાતનાં કપડાંનો આપણા ગરીબ દેશ માટે પ્રશ્ન નથી, પણ સાંધેલાં અને ધોયેલાં કપડાં રાખવામાં વિશેષ ખર્ચનો સવાલ નથી. આવા દુર્લક્ષથી બાળકોને અસ્વચ્છ રહેવાની ટેવ પડે છે અને તેમનું આરોગ્ય બગડી શરીર નિર્બળ થાય છે. અહીંની તબીબી તપાસમાં તંદુરસ્ત શરીરવાળાં બાળકો માત્ર આઠ ટકા, જ્યારે જોઇએ તે કરતા ઓછી તંદુરસ્તીવાળા ૬૧ ટકા અને ૨૭ ટકા જેટલાં છોકરાં નબળી તંદુરસ્તીવાળા જણાયાં છે. પરંતુ આંખના દરદી છોકરાંઓની ટકાવારી ઘણી ઓછી છે, અને પાયેરીયાના દરદથી પીડાતું એક પણ છોકરૂં માલમ પડયું નથી એ સ્થિતિ સંતોષકારક છે. મગજ શકિતની તપાસમાં શિક્ષકોના નિવેદન પ્રમાણે ૫૩ ટકા તીવ્ર બુદ્ધિવાળા હોવાનું જણાય છે. આ પ્રમાણે બીજા દેશોની તુલનાત્મક દષ્ટિએ સરખાવી ઓછી બુદ્ધિનું

પ્રમાણુ ધરે તેવા ઇલાજ લેવાનું આવશ્યક છે. ઉંચાઇ, વજન અને છાતીના માપની ઉમર વાર સરાસરી આપણી પ્રજાની શરીર સ્થિતિના પ્રમાણમાં ઠીક જણાય છે, પણ યુરોપ આદિ દેશોનાં તે ઉમ્મરનાં બાળકોની સરખામણીમાં આપણે કેટલા પછાત છીએ અને તેમાં સુધારો શી રીતે થઇ શકે તે પણ જાણવું-જણાવવું અગત્યનું થઇ પડશે.

આ પ્રમાણે શહેરનાં બાળકોની શારીરિક સ્થિતિની વૈદકીય તપાસ માટે શ્રી. મા. ચી. શ્રી. અને બાળ સંરક્ષણ સંસ્થાને અભિનંદન ઇચ્છી, શહેરનાં બાળકોની સ્થિતિ વધારે સારી અને મજબુત થાય તે માટે વિદ્યાર્થીઓને વ્યાયામ વધુ પદ્ધતસર અપાય અને તે સાથે તેઓને દુધ અગર પૌષ્ટિક ખોરાક આપવાની કંઇ યોજના થાય, એવું ઇચ્છીએ છીએ.

### ૩. સૌ. જીવકોર વનિતાવિશ્રામ, અમદાવાદ

સદર સંસ્થાનો સં. ૧૯૯૩-૯૪ નો વાર્ષિક અહેવાલ બહાર પાડ્યો છે. તે સંસ્થા ૧૯૬૪ ના જેઠ માસમાં સ્થપાઇ છે. તેના તરફથી વિશ્રામ, શાળા, ઉદ્યોગગૃહ, પુસ્તકાલય અને ભગિની વિદ્યોત્તેજક સમાજ ચલાવાય છે. વિશ્રામમાં વિધવાઓને સારા સંસ્કાર પડે તેવી વ્યવસ્થા છે. કુમારિકાઓ પણ તેમાં રખાય છે. શાળાના બે વિભાગ છેઃ-કુમારી મંદિર અને મહિલા વિદ્યાલય. મેટ્રીક સુધીનું શિક્ષણ તેમાં અપાય છે. શાળાને શ્રી ના. દા. ઠા. ભા. મહિલા વિદ્યાપીઠ સાથે જોડેલી છે. કુલ ૨૧ શિક્ષકો છે. કુમારી મંદિરમાં ૨૨૬ વિદ્યાર્થીઓ અને માધ્યમિક શાળામાં ૩૨૬ છે. ૧૯૩૭ માં ૫૨ જણ પરીક્ષામાં બેઠેલાં તેમાંથી ૧૭ પાસ થયાં. ૧૯૩૮ ની છેલ્લી પરીક્ષામાં ૪૭ બેઠાં તેમાંથી ૨૪ પાસ. ઉદ્યોગગૃહમાં સીવણ વગેરે ધંધા શિખવાય છે. પુસ્તકાલયમાં ૨૫૦૦ પુસ્તકો છે. વનિતાવિશ્રામનો હાલ ૬૦૦ બ્હેનો લાભ લે છે.

### ૪ શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરસી ઇન્ડીયન વીમેન્સ યુનિવર્સિટી

આ સંસ્થાનો ૧૯૩૭-૩૮ નો હેવાલ બહાર પડયો છે. ૧૯૧૬ માં આ સંસ્થાનો પાયો નંખાયો અને ૧૯૨૦ માં સદ્ગત શ્રી. સર વિઠ્ઠલદાસ ઠાકરસીએ તેને મોટું દાન આપ્યું. આ બધી તો જાણીતી વાત છે. આ તે સંસ્થાનો ૨૨ મો રીપોર્ટ છે.

૧. એન્ટ્રન્સ પરીક્ષામાં આ વર્ષે કન્યાઓની સંખ્યા ૫૮૪ હતી. ગયે વરસે ૪૯૦ હતી.

૨. મુંબાઇની શ્રી. ના. દા. ઠાકરસી કોલેજમાં કન્યાઓની સંખ્યા જેની તે રહી હતી.

૩. તેવી જ પુનાની કોલેજમાં ૪૫ કન્યાઓ હતી. જ્યારે ગયે વરસે ૪૨ હતી.

૪. વડોદરામાં કન્યાઓની સંખ્યા જેની તે રહી હતી.

૫. અમદાવાદ કોલેજમાં ગયે વરસે ૪૮ કન્યાઓ હતી પણ આ વર્ષે ૫૦ હતી.

આ ઉપરાંત સિંધ હૈદરાબાદ, દક્ષિણ હૈદરાબાદ તથા નાગપુરમાં કોલેજની કલાસો ચાલે છે તેના રીપોર્ટ પણ સારા છે. જેમાં અનુક્રમે ૧૩, ૩ અને ૧૦ એમ સંખ્યાઓ હતી.

૬. મુંબાઇની કન્યાશાળામાં ગયે વરસે ૩૨૯ કન્યાઓ હતી જ્યારે આ વર્ષે ૩૫૦ હતી.

૭. પુનાની કન્યાશાળામાં ૩૩૪ થી વધીને સંખ્યા આ વર્ષે ૩૪૬ પર ગઇ હતી.

૮. ટ્રેનીંગ કોલેજમાં પણ સંખ્યા ૩૮થી વધીને ૪૨ થઇ હતી

૯. મુંબાઇમાં વનિતા વિશ્રામ ઉગ્લીશ સ્કુલે ગયે વરસે ૨૧૮ કન્યાઓને આ યુનિવર્સિટીના કોર્સ પ્રમાણે તૈયાર કરી હતી, જ્યારે આ વર્ષે ૨૫૦ કન્યાઓ હતી.

૧૦. આ સંસ્થા સાથે જોડાયલી ૧૮ હાઇસ્કુલો દાસ છે. પુના મહીલાશ્રમ, જ્વેકોર વનિતા વિશ્રામ, અમદાવાદ, સુરત મહિલા વિદ્યાલય, માલવણ કન્યાશાળા, સતારા કન્યાશાળા, મહારાણી ગર્લ્સ હાઇસ્કુલ વડોદરા, ભાવનગર મહીલા વિદ્યાલય, બેલગામ મહિલા વિદ્યાલય, ગર્લ્સ હાઇસ્કુલ સાંગલી. એસ. ડી. ડી. ગર્લ્સ હાઇસ્કુલ નાગપુર. કુંદનમલ ગર્લ્સ હાઇસ્કુલ, સિંધ હૈદરાબાદ, કાસ્તેગ પ્રનીયન ગર્લ્સ સ્કુલ કરાંચી, ગર્લ્સ હાઇસ્કુલ, દક્ષિણ હૈદરાબાદ, વી. એન. કન્યા મહાવિદ્યાલય કરાંચી, સરસ્વતી મંદિર કન્યાશાળા, શોલાપુર, પંચાયત કન્યા મહાવિદ્યાલય, કારખાના, તોલારામ ગર્લ્સ હાઇસ્કુલ, હૈદરાબાદ સિંધ, શેઠ ગોવિંદજી વ્રજલાલ ગર્લ્સ હાઇસ્કુલ રાજકોટ.

## ૫. શ્રી. ચીમનાબાઈ સ્ત્રીસમાજ, વડોદરા

ગયા વરસની માફક આ વરસે પણ શ્રી. મેટી યનવન્તાબ્હેન ઇનામી હરીફાઇ થઇ હતી. તેનું પરિણામ નીચે પ્રમાણે આવ્યું હતું.

૨૫ વર્ષથી મોટી ઉમરના બ્હેનોની રાંધણકળાની હરીફાઇ.

ફરસાણ.

૧ લું ઇનામ શ્રી. નલિનીબ્હેન દેસાઇ.
૨ જું ઇનામ શ્રી. કમળાબ્હેન શેઠ.
૩ જું ઇનામ શ્રી. મંદાકિની દેસાઇ.
૪ થું ઇનામ શ્રી. પદ્માબ્હેન દલાલ.

ગળી ચીજ.

૧ લું ઇનામ શ્રી. સરસ્વતી મહેતા.
૨ જું ઇનામ શ્રી. પુષ્પાવતી શ્રોફ.
૩ જું ઇનામ શ્રી. વસુમતી મજમુદાર.
૪ થું ઇનામ શ્રી. ધર્મિષ્ઠા મજમુદાર.

બે ખાસ ઇનામો

શ્રી. હીરાબ્હેન પ્રાણલાલ નાણાવટી તરફથી.

૧ શ્રી. પદ્માવતી મજમુદાર.
૨ શ્રી. સાવિત્રીબ્હેન વૈષ્ણવ.

નિબંધ લેખન

શ્રી. અવન્તિકાબ્હેન આચાર્ય તરફથી ઇનામ.

૧ લું ઇનામ શ્રી. ઉપેન્દ્રાવતી ત્રિવેદી.
૨ જું ઇનામ શ્રી. મધુમતી સોપારીવાળા.
,, શ્રી. મંદાકિની દેસાઇ.

૧૬ થી ૨૫ વર્ષની ઉંમરના બ્હેનોની નિબંધલેખનની હરીફાઇ.

શ્રી હરવિદ્યાબ્હેન ઝાલા તરફથી ઇનામ.

૧ લું ઇનામ { શ્રી. તરૂલતા મહેતા. / શ્રી. સરલા નાણાવટી. / શ્રી. સુશીલા શેઠ.

આથીયાની હરીફાઇ.

શ્રી. સરલાબ્હેન મહેતા તરફથી ઇનામ.

૧ લું ઇનામ શ્રી. જ્યોત્સના મજમુદાર
૨ જું ઇનામ શ્રી. ઊર્મિષા સોપારીવાળા.
૩ જું ઇનામ શ્રી. ભામિની મહેતા.

૧૨ થી ૧૬ વર્ષની ઉમરના બ્હેનો માટે વક્તૃત્વની હરીફાઈ.

૧ લું ઈનામ શ્રી. દેવીબ્હેન મજમુદાર.

૨ જું ઈનામ શ્રી. વસુમતી શાસ્ત્રી.

૬ થી ૧૨ વર્ષની ઉમરના બાળકો માટે વાર્તાની હરીફાઈ.

શ્રી. કમળાબ્હેન મહેતા તરફથી ઈનામ.

૧ લું ઈનામ શ્રી. આબેદા હકીમ.
૨ જું ઈનામ શ્રી. વસુ શાહ.
૩ જું ઈનામ શ્રી. ઈન્દુ શાસ્ત્રી.
૪ થું ઈનામ { શ્રી. મીનળ દીક્ષિત. / શ્રી. શકુંત ઠાકોર.



## હિંદુસ્તાનની કુમારી ગ્રેજ્યુએટ બ્હેનોને વધુ અભ્યાસ માટે જાહેર થએલી ૬૦૦ ડૉલરની લેવી બારબર સ્કૉલરશીપ.

## LEVI BARBOUR SCHOLARSHIPS

### Applications Invited

Dr. Mrs. M. B Kagal, 22, Ratendone Road, New Delhi writes :—

As its representative in India, I have been requested by the Committee of the Levi Barbour Scholarships for Eastern women to select a suitable candidate from India for the ensuing year beginning with the term from September, 1939, at Ann Arbor Michigan University, U. S A.

One candidate is selected every year from India, others being selected from other Eastern countries like Japan, China, Egypt, Turkey, Phillipines etc.

The scholarship is tenable for one year in the first instance and is likely to be extended for a further period depending on the length of the course selected and progress of the scholar. The amount of the scholarship is 600 dollars plus University fees. The scholarship amount generally meets the expenses at the University for the academic year, Comprising of nine months from September to May. The student is therefore required to provide for vacation expenses which including such contingencies as travelling, books and clothes, may be approximately reckoned, at 100 dollars per month.

### QUALIFICATIONS OF CANDIDATES

Applications are invited from intending candidates who must be graduates from any of the recognized Indian Universities for post-Graduate work in any Art of Profession at the said University. Applications giving such information as schooling, college career, course proposed to be taken at the University, with references from two leading citizens testifying to the candidate's character and candidate's financial position to meet any additional expenditure, accompanied by a medical certificate of physical fitness should reach me by the end of November 1938. Intending candidates should be unmarried and should not be more than 25 years of age. The selection of the candidate is made sometime in February and my recommendations are therefore expected to reach U. S. A. by the middle of December next.

# દક્ષિણ આફ્રિકાની સ્ત્રીઓ

## લગ્ન તેમના તમામ કાયદેસર હક્કો ઝૂંટવી લે છે.

પ્રયોજક:
રમણીકલાલ જયચંદભાઇ દલાલ,
બી. એ. એલ એલ. બી. વકીલ

દક્ષિણ આફ્રિકામાં પરિણીત સ્ત્રીઓ પ્રાચીન રોમન કે વલંદાના કાયદા નીચે જીવે છે. એમને કોઇ પણ જાતના હક્કો નથી. એમના પતિ એમને જેટલી છૂટ આપે એટલાં એમનાં નસીબ. પરિણીત સ્ત્રીને પોતાના જન્મસિદ્ધ હક્કો જ નથી. એની મિલકત લગ્નની ક્ષણે જ એના પતિની મિલકતમાં ભળી જાય છે. બન્નેનું હિત એક જ લેખાય છે ને પતિ તેનો સ્વતંત્ર વહીવટદાર બને છે. માત્ર પતિના અવસાન પછી જ એ કોઇ હક્કનો દાવો કરી શકે ને તે પણ સંયુક્ત મિલકતના અર્ધા હિસ્સા પુરતો જ.

બેન્કમાં ખાતુ ખોલવું હોય તો પત્નીને પતિની પરવાનગી લેવી પડે છે. નોકરી લેવામાં પણ પતિની અનુમતિની જરૂર છે. જો કોઇ પત્ની પતિને છોડી સ્વતંત્ર નિર્વાહનું સાધન કરવા જાય તો એનો પતિ એના શેઠ વિરૂદ્ધ કાયદેસર પગલાં લઇ પત્નીનો પગાર બારોબાર પોતાના ખાતામાં જમે કરાવી શકે.

પિતૃત્વના તમામ હક્કો પતિને જ પ્રાપ્ત થાય છે. સંતાનોનો એજ કાયદેસર વાલી છે. પત્નીને પૂછ્યા સિવાય મૃત્યુ ઘડીએ પોતાના સંતાનોનો વાલી નીમી શકે. લગ્ન થયું કે સ્ત્રીઓની નાણાં મિલકત કે સંતાન બાબતની તમામ કાયદેસર જવાબદારી અદૃશ્ય થાય છે.

દક્ષિણ આફ્રિકાની અપરિણીત સ્ત્રી પ્રમાણમાં સારી સ્થિતિમાં છે. પરંતુ પરિણીત સ્ત્રીઓની પદવી એમનો મોભો હલકી કોટિનો બનાવી મૂકે છે ને દરેક કામગીરીમાં પુરૂષો જેટલું વેતન મેળવવાના તેના સઘળા પ્રયત્નોની આડે આવે છે.

આ પરિસ્થિતિ ટાળવા માટે દક્ષિણ આફ્રિકાનો સ્ત્રી મતદાર સંઘ સ્થાપવામાં આવ્યો છે. એ સંઘના સભ્યોએ હજારો માઇલોની મુસાફરી કરી અનેક ભાષણો આપ્યાં છે. જાતિ, વર્ણ, ભાષા, ભેદભાવ વિગેરે અનેક વિઘ્નો તેમને નડ્યાં છે ને તેમની મુશ્કેલીઓ વધી છે. પુરૂષોને સમજાવવાનું કાર્ય જરા પણ સહેલું બન્યું નથી. પુરૂષોએ પણ મચક આપતાં પાણી પડાવ્યું છે. પુરૂષો અને તેમના કાયદાઓ સ્ત્રીઓને જે રક્ષણ આપે છે તે કરતાં સ્વાતંત્ર્ય સારૂં છે એ વાત હજી તેમના ગળે ઉતરી નથી.*

---

* દક્ષિણ આફ્રિકાના સ્ત્રીમતદાર સંઘની કારોબારી સમિતિનાં સભ્ય મીસ કીશે લંડનની મીનર્વા કલબમાં આપેલા ભાષણમાંથી.



# [૧] ચીન અને જાપાનમાં બાળકોને અપાતું શિક્ષણ

વ્યા. મીસ. કપીલાબ્હેન ખાંડવાળા

જ્યાં રાજા એટલે ઇશ્વર, પતિ એટલે દેવ અને સ્ત્રીઓને હલકી માનવામાં આવે છે એ દેશ તે જાપાન. ત્યાંની સ્કુલોમાં વીદ્યાર્થીઓ ઉત્સાહ વગરના લશ્કરી શીસ્તના બોજા તળે દબાઇ ગએલા છે. જાપાન બ્રીટન જેવો નાનો દેશ છે, એ બીજા દેશોમાં પોતાનું રાજ્ય સ્થાપવા માગે છે. આ દષ્ટીએ લડાઇમાં જીત મેળવવા સારા ડોકટર, એનજીનીયર મીલીટરીમેન, શોધખોળ કરનારા ઉભા પ્રથમ તેઓએ કર્યાં છે. જાપાન સરકારે સિદ્ધ કર્યું છે કે ૯૯ ટકાની પ્રજા લખતાં વાંચતા જાણે છે. બીજા બધા દેશો કરતાં આ તેની આગેકુચ છે. રાજા પુજતાં છેક કીન્ડરગાર્ટનથી શીખવવામાં આવે છે. પશ્ચિમની ઢબની સ્કુલો છે. જાપાનના ગામડામા પણ જોશો તો સ્કુલ એ માટે બંધાવેલા ખાસ મકાનમાં જ હોય છે. ગમે તેવી આપણીના કે અંધારા મકાનમાં નહી.

*

જાપાનમાં જુદી જુદી દુનિયાની ભાષાઓમા લખાએલા સારા સારા પુસ્તકોનું ટ્રાન્સલેશન કરી ત્યાંની ભાષામાં પુસ્તકો તૈયાર કરવા એક ખાસ વિભાગ છે. એટલે ત્યાં કેળવણીના દરેક ક્ષેત્ર માટે જોઇતાં માફક પુસ્તકો તરત મળી આવે છે. જાપાનમાં ઇતિહાસ-ભુગોળ સાધનો સાથે છોકરાંઓના મગજમાં તરત ઉતરી જાય તેવી રીતે શીખવવામાં આવે છે, ત્યાં બાળકો પાસે જુદા જુદા રમકડાં હોય છે. દોરા ને છીપોનો સુંદર ઉપયોગ કરી તેઓ તે બનાવે છે ને વીઝીટરોને વેચી પૈસા મેળવે છે. અડધો કલાક તો દરેકને કસરત કરવાની હોય છે. જાપાનમાં એકએકને તરતાં આવડે છે.

જાપાનીસો કડક વસ્તુ ખાતા નથી. તેઓ પોચી પોચી વસ્તુઓ ખાય છે. ત્યાં ૩૦ ટકાના દાત ખરાબ હોય છે, આ માટે ત્યા દરેક સ્કુલમાં હોસ્પીટાલ હોય છે ને ટુથપેસ્ટથી કે દવાથી દરેક વિદ્યાર્થીના દાત સાફ કરાવે છે ને નવી પ્રજાના દાત ના બગડે તેની સંભાળ લેવાય છે. તેઓની આંખ બહુ જ ખરાબ હોય છે. ૯૫ ટકાને ચશ્મા પહેરવા પડે છે. આંખની કસરત આપવા એક વિભાગ સ્કુલોમાં હોય છે. ત્યાં સ્કુલોમાં વિદ્યાર્થીઓ કાઉન્સીલ સ્થાપે છે. સ્કુલોમાં નોકરની બીલકુલ જરૂર હોતી નથી. ઝાડુવાળવું, પાણીથી સ્કુલ ધોવી, જાજરૂમા એસીડ વીગેરે નાખી સાફ કરવું એ બધું કામ દરેક સ્કુલની વિદ્યાર્થી કાઉન્સીલનું હોય છે. જાજરૂની બહુ જ ખરાબ સીસ્ટમ છે; ત્યા ખાડા તે માટે કરવામા આવેલા હોય છે તે ગંધાય નહી એટલે એસીડ નાખવામા આવે છે.

સ્કુલ છુટે ત્યારે પોતપોતાના ખુરસી ટેબલ એક એક લાઇનમા બાજુએ મુકી દરેકે દરેક જણ જાય અને આવે ત્યારે પોતાની જાતે લઇ લે. કબાટોમા એક કાગળની કરચ પણ તેઓ રહેવા દે નહી આ માટે માર્ક આપી ઉત્તેજન અપાય છે.

*

જાપાનમા શીસ્તના નામે બાળકોને કચડી નાંખવમા આવે છે. તમે કોઇ પણ બાળકને સ્કુલમાં રડતા નહિ જુઓ, ઉત્સાહી નહિ જુઓ જરાક પણ સળવળાટ કરતો નહિ જુઓ, તે એક

જ ચરતુ જાણે છે કે રાજા એ પરમેશ્વર છે. રાજા અને દેશ માટે જરાક પણ પાછી પાની ના કરતાં ફના થઇ જાય. અંતરના ઉમળકાથી કંઇ કરતા ન હોય તેવા ઉત્સાહી બાળકો આપણે ત્યાં છે તેવા ત્યાં નથી. ત્યાંની સ્કુલોમાં બીજા દેશોના રાજ્ય બંધારણ શીખવાડવામાં આવતાં નથી, ત્યાં જાપાનની વાતો સીવાય કંઇ જ બીજું જાણવાનું જ નહિ.

*

સ્ત્રીઓ માટે જોઇએ તેવી કેળવણી નથી. સ્ત્રીઓ એટલે ઘરમાં રહેનારી-બાળકોને ઉછેરનારી એવું ત્યાં મનાય છે, સ્ત્રીઓની સ્કુલોમાં પણ પુરૂષ જ શિક્ષક હોય છે.

ચીન-જાપાનની લડાઇ ના લડવી જોઇએ એવી સહીઓ કરી અરજી મોકલવા બદલ તો તે ૫૦૦ વિદ્યાર્થીઓને યુદ્ધ મેદાનમાં કપાઇ જવા મોકલી દેવામાં આવ્યા હતા—એટલે ત્યાં વાણી કે વિચાર સ્વાતંત્ર્ય બીલકુલ નથી.

વિઝીટરોએ ત્યાંની સ્કુલોમાં વિદ્યાર્થીઓ પુછે છે કે જાપાનનો માલ તમે કેટલો ખરીદો છો ? તમને જોઇએ તેટલો આપીએ, ચીન-જાપાન લડાઇ માટે પુછીએ તો કહે કે જાપાનીસો ચીનને આબાદ કરવા ત્યાં શાંતિ સ્થાપવા યુદ્ધ કરે છે બાકી મુલક માટે નહિ. આમ ત્યાં વિદ્યાર્થીઓ ગોખેલું બોલે છે. આ પાછળ કંઇ વિચાર તેઓ કરતા નથી.

*

આ પછી ચીનની સ્કુલો વિષે બોલતાં તેમણે જણાવ્યું હતું કે ચીન પર આર્થિક, લશ્કરી વિગેરે જુદી જુદી રીતે ઇંગ્લાંડ અમેરિકા-રશીયા-જાપાન વિગેરેએ હુમલા કર્યા છે એટલે તેઓએ ઘણું ગુમાવ્યું છે મહાન સામ્રાજ્યના પતન પછી એને પાછું ઉભું કરવાની વિચારણાથી તેઓએ અત્યાર સુધી કંઇ કર્યું નથી. આપણે ત્યાં છે તેવા મીશનરી ત્યાં નથી. ત્યાંના બે મોટા આગેવાનો ડૉ. સુન યાટ સેન અને ચાંગ-કાઇ-શેક ખ્રીસ્તીઓ છે. અમેરીકાને જે કંઇ મદદો હતો તે બધો ત્યાં કેળવણી પાછળ ખર્ચ્યો. આજે ચીનમાં અમેરીકન પદ્ધતિની કેળવણી છે. અને અમેરીકન પૈસો મોટે ભાગે ત્યાં કેળવણી અપાય છે.

ચીનની દરેક દરેક યુનીવર્સીટી આપણે ત્યાં મોટે ભાગે હોય છે એમ ફી લેનારી નહી પણ શિક્ષણ આપનારી છે. ત્યાં લગભગ ૫૦ યુનીવર્સીટી છે. દરેકે દરેક યુનીવર્સીટીમાં તમામ કેળવણીના વિભાગ હોય છે. જાપાનની માફક ચીનમાં ફી ઓછી હોય છે. ૧૫૦ રૂા. માં ખાવું-ભણવું ને રહેવું. હવા ઉજાશવાળા સ્કુલ માટે બંધાવેલા મકાનમાં જ સ્કુલ હોય છે, ચીનના પુરૂષ રસોઇયા બહુ વખણાય છે. નાના બાળકો કંઇ નવીન જુએ તો તે બનાવવા મંડી પડે છે ને એમ તેમની બુદ્ધિ ખીલે છે.

ચીનમાં સ્ત્રીઓને કંઇ પણ બંધન નથી. આજે ૪૦ ટકા છોકરીઓ ત્યાં ભણે છે. સ્ત્રીઓને ગમે ત્યાં નોકરી કરવાની છુટ છે. આ બધી શહેરની વાત થઇ.

*

ગામડામાં ૨૫ ગામ વચ્ચે પણ સ્કુલ ના મળી શકે. ૧૯૩૬ પહેલાં ચીનના બે વિભાગ હતા. સોવીયેટ ચાઇનામાં એક પણ માણસ નીરક્ષર ન હોય ત્યારે બીજા વિભાગમાં મોટા ભાગને અક્ષરજ્ઞાન પણ નહી. ત્યાં અનેક ભાષાઓ પણ લીપી એક જ. પહેલાં ત્યાંની ભાષામાં પુષ્કળ મુળાક્ષર હતા, તેના ફક્ત ૨૩ કરી ભાષાને લેટીનાઇઝ કરી. આખા ચીનમાં ત્રણ મહીનામાં અક્ષરજ્ઞાન આપવાનું વિદ્યાર્થીઓએ માથે લીધું. વિદ્યાર્થી મંડળોની મુખ્ય પ્રવૃત્તિ તે બની, રજાઓ ગામડાઓમાં લોકોને જુસ્સાભર્યાં ગીતો શીખવવામાં અને ચીનનો ઇતિહાસ શીખવવામાં ગાળ્યો. આ પ્રવૃત્તિ શરૂ થઇ ત્યાં બે મહીના પછી ચીન-જાપાન યુદ્ધ આવ્યું. બધાં વિદ્યાર્થી મંડળો મધ્યસ્થ મંડળ સાથે જોડાયલાં છે.

ચીનનો રાજ નમાલો છે-બહાદુર બનાવે તેવો નથી. ' અમારો દેશ ચીન છે અને અમે એનું પુરેપુરું રક્ષણ કરીશું. ' આવું જ્ઞાન વિદ્યાર્થીઓએ ગામડામાં આપી દીધું છે. ચીનમાં યુદ્ધ ધર્મ છે. લોકો ગરીબ છે, રાષ્ટ્રભાવનાનું ત્યાં જ્વલંત શિક્ષણ છે. ચીન જેવી સ્કુલોની હીંદમાં જરૂર છે.

[ બ્રુક્સ હાઉસ હોલમાં વિદ્યાર્થી મિત્રમંડળના આશ્રય હેઠળ તા. ૧૨ મી સપ્ટેમ્બરે આપેલ ભાષણમાંથી. ]

## [૨] ગ્રામ્ય પંચાયતો

મુંબાઇ સરકારનાં ગ્રામ્ય પંચાયત બીલને સામાન્ય રીતે આવકાર મળવોજ જોઇએ. બ્રીટીશ સત્તાના આગમન પહેલાં ગ્રામ્ય હિન્દમાં લોકપંચાયતોનો ભારી મહિમા હતો. એ પંચાયતોને કારણેજ ગામડાંઓને પલટાતાં રાજ્યતંત્રોની આપદા બહુ સ્પર્શ ન કરી શકતી અને તેમનું જીવન એકધારું ચાલ્યું જતું.

પરંતુ એ જમાનામાં પંચાયતોનું અસ્તિત્વ લગભગ સ્વયંભૂ હતું. પરંપરાથી એ ચાલ્યું આવતું હતું અને પલટતી રાજ્યસત્તાઓએ તેમાં દખલગીરી કરવાનો પ્રયાસ કર્યો નહોતો. પંચાયતોની સત્તા ત્યારે રાજ્યના અધિકાર પર નહી પણ પ્રજાનાં સ્વયંભુ નમન પર નિર્ભર હતી.

એ વ્યવસ્થા બ્રીટીશ તંત્રે ટાળી નાખી. અને ઘણાં વર્ષો પછી જ્યારે તેમને એમ ભાન થયું કે આ વિશાળ ખંડનો વહીવટ ગ્રામ્ય પંચાયતોની મદદ વીના અત્યંત ખર્ચાળ અને ગ્રામ્યજનો માટે પારાવાર હેરાનગતી ઉભી કરનારો છે ત્યારે એ મારી નાંખેલી સંસ્થાને ફરી જીવાડવાના પ્રયત્નો તેમણે કરવા માંડયા.

પણ એ પ્રયત્નોને સફળતા ન મળી. ગ્રામ્યજનોની એ સ્વયંભુ સંસ્થા હવે રહી નહોતી. અમલદારી તત્ત્વ તેમાં દાખલ થયું હતું. અમલદારોના જીહજુરીઆનાં મંડળ જેવી તેમની સ્થિતિ બની રહી હતી અને ગ્રામ્ય જનતાનો તેમાં અવિશ્વાસ હતો. ગ્રામ્ય પંચાયતોને પુનર્જીવન આપવાના સરકારી પ્રયત્નો આજ સુધી વાંઝીઆ રહ્યા છે. મુંબઇ ઇલાકાનાં ૨૧૪૮૪ ગામડાંઓમાંથી ૪૪૭ જગ્યાએજ ગ્રામ્ય પંચાયતો હસ્તી ધરાવતી હોય એ નિષ્ફળતાનો અફર પુરાવો છે.

*

આજે પ્રજાકીય સરકાર તંત્રો હસ્તીમાં આવ્યાં છે. સત્તાનાં આસને બિરાજનારાઓને આજે પોતાનાં ગ્રામ્યજનોનો જુની નોકરશાહીના કરતાં વધારે વાસ્તવિક ખ્યાલ છે. ગ્રામ્ય પંચાયતોની નવી વ્યવસ્થાની નિષ્ફળતાનાં કારણોથી પણ તેઓ સારી રીતે પરિચિત છે. એટલે એ જ્ઞાન અને અનુભવનો લાભ લઇ તેમણે નવું ગ્રામ્ય પંચાયત બીલ તૈયાર કર્યું છે. આ રીતે આ બીલ આજે હસ્તી ધરાવતા ગ્રામ્ય પંચાયતોના કાયદા કરતાં વધારે વ્યવહારૂ અને વધારે આવકાર પાત્ર હોય એમાં જરાયે નવાઇ નથી.

આ બીલમાં કેટલીક ખામીઓ તો અવશ્ય છે જ. પરંતુ એ ખામીઓને દૂર કરવામાં આવે તોયે ગ્રામ્ય પંચાયતોના પુનર્જન્મનો આ નવો કાર્યક્રમ સફળતાને જરૂર વરશે એવું નિશ્ચીતપણે ધારવાનું શક્ય નથી.

આ માન્યતાને માટે એક મજબુત કારણ છે. જે એક મહત્વનું તત્વ ગ્રામ્ય પંચાયતોને ફરી સજીવન કરવાના આગામી નોકરશાહીના પ્રયત્નોને નિષ્ફળ બનાવવામાં કારણભુત બન્યું છે તે પ્રજાકીય સરકારોની બાબતમાં પણ મોજુદ છે જ. એ કારણ આજની પલટાએલી સમાજવ્યવસ્થા.

સ્વાયત્ત અને સદ્ધર ગ્રામ્ય પંચાયતો રાજશાહી સમાજવ્યવસ્થાની સંસ્થા છે. જ્યારે ગ્રામ્યજનતાને ખેતી વિષયક અર્થ-સમાજવ્યવસ્થા નીચે જીવવાનું હોય ત્યારે જ ગ્રામ્ય પંચાયતોનું વર્ચસ્વ સંપુર્ણપણે લાભદાયક અને સ્થિર માલુમ પડે. પણ આજે તો આપણા ગામડાંઓને પણ મુડીવાદી સમાજવ્યવસ્થા સ્પર્શ કરી ચુકી છે. આ સ્થિતિમાં ગ્રામ્ય પંચાયતોની જુની વ્યવસ્થાને તેનાં અસલ સ્વરૂપમાં સજીવન કરવાનું શક્ય નથી અને હિતાવહ પણ નથી. આ દૃષ્ટિએ આ બીલ પર વિચાર કરીને તેમાં શક્ય હોય તેટલા ફેરફારો સામેલ કરવાની જરૂર છે.

ગ્રામ્ય પંચાયતો સ્વ-વહિવટ અને સ્વ-નિયમની શાળાઓ બને અને સ્વાવલંબનની ભાવના ગ્રામ્યજનોમાં જગાડે એજ એનો આદર્શ હોઇ શકે અને સરકારે પણ આજે એ સ્વીકાર્યો છે. પણ હિન્દમાં જે નવું લોકશાસન ઉદય પામવા માંડયું છે. તેની સાથે આ ગ્રામ્ય સ્વાયત્તતાનાં ઘટકોને સંકલિત કરવાની વ્યવસ્થા થવી જોઇએ.

ઉપરાંત નિર્ભેળ લોકશાસનનો જે આદર્શ ઉપરની વિશાળ લોકસંસ્થાઓ માટે રખાયો છે તેનો પાયો આ ગ્રામ્ય પંચાયતોની વ્યવસ્થામાં જ નખાવો જોઇએ.

આ દૃષ્ટિએ ગ્રામ્ય પંચાયતોની ચુંટણીમાં કોમી તત્વને દાખલ કરવું કે કેમ એ અત્યંત વિવાદાસ્પદ પ્રશ્ન છે. શુદ્ધ લોકશાસન અને ભેદભાવરહિત શહેરી જીવનની ભાવના તો એમ માગે છે કે એમાં કોમી તત્વને જરાયે સ્થાન ન હોય. પણ શુદ્ધ આદર્શ એક વાત છે અને વાસ્તવિક વ્યવહાર જુદી વાત છે. એ વ્યવહારની જરૂરિઆત ધ્યાનમાં લઇને લઘુમતીઓ-મુસ્લીમો અને હરીજનો-માટે બેઠકો અનામત રાખવાનું યોગ્ય જણાતું હોય તો પણ એનાં નિયમનમાં એવી વ્યવસ્થા રાખવી જોઇએ કે જેથી કરીને આજે અનિવાર્ય જણાતું અનિષ્ટ તેનાથી વધારે પોષાય નહિ.

આ બિલની વિગતવાર ચર્ચા અમે આગળ ઉપર કરવા માગીએ છીએ. તે દરમ્યાન તેના એક દેખીતા અનિષ્ટ તત્વ તરફ સહુ કોઇનું ધ્યાન દોર્યા વિના ચાલે તેમ નથી.

આ બીલમાં એવી વ્યવસ્થા રાખવામાં આવી છે કે ગ્રામ્ય પંચાયતના મંત્રીઓની નીમણુંક સરકાર તરફથી કરવામાં આવશે. દરેક સંસ્થાઓમાં મંત્રીનું સ્થાન કેટલું અગત્યનું છે એ વાત જેઓ જાણે છે તેઓ તરત સમજી શકશે કે આ કલમ કેટલી જોખમકારક છે. એ કલમનો વ્યવહારૂ અર્થ તો એ જ થાય છે કે એવી નિમણુંકોનો સમય જ્યારે આવે ત્યારે જે પક્ષ સત્તામાં હોય તે પક્ષ દરેકે દરેક ગામડાનાં પોતાના પાગીઆઓના હાથમાં જ ગ્રામ્ય સ્વ-વહીવટ સોંપી એ રીતે પોતાના પક્ષની સ્થિતિ ખુબ જ સદ્ધર બનાવી શકશે.

આ સ્થિતિ કોઇ જ રીતે ઇચ્છવા યોગ્ય નથી. અમે ઇચ્છીએ છીએ કે આ બીલ સીલેકટ કમીટી પાસે જાય ત્યારે આ કલમને ઉડાવી દેવા પ્રયત્ન કરવામાં આવશે; વિરોધ પક્ષે આ બાબતમાં ખાસ સચેત રહેવું જોઇએ, અને સરકાર પક્ષે પણ પોતાની શુભ નિષ્ઠાનો પરિચય આપવા માટે એ કલમ રદ કરવા તૈયાર થવું જોઇએ.

ગ્રામ્ય પંચાયતોના મંત્રીઓની નિમણુંકનું કામ તાલુકા કે જીલ્લા બોર્ડોને સોંપવામાં આવે એ પણ અમને યોગ્ય લાગતું નથી. દરેક પંચાયતને પોતાનો મંત્રી પોતાની ઇચ્છા પ્રમાણે જ નિમવાનો નિર્બંધ અધિકાર હોવો જોઇએ. એ અધિકાર સ્વીકારવામાં નહિ આવે તો ગ્રામ્ય પંચાયતનો અખતરો સફળ થવાનો સંભવ પણ ઓછો થઇ જશે.

[ ' હિન્દુસ્થાન અને પ્રજામિત્ર 'માંથી સાભાર ઉદ્ધૃત. ]

## [ ૩ ] ભીખ માંગવાની ટેવ

લેખિકા : શ્રી. ઉર્મીલા મહેતા

નાના બાળકોને કોઇ પણ રીતના દુઃખમાં જોઇ મનુષ્ય માત્રના હૃદયમાં દયા આવે એ સ્વાભાવિક જ છે કારણ બાળક એ પરવશ છે. દરેક બાળક જન્મે ત્યારથી અમુક ઉંમરે પહોંચે ત્યાં સુધી તે પોતાના માબાપ કે વાલીને આધીન અને આધારે જ હોય છે પણ આપણા દેશમાં જ્યાં બધે અજ્ઞાન જ પ્રવર્તી રહ્યું છે ત્યાં ઘણે ભાગે એવું બને છે કે મા બાપ તરીકેની જવાબદારી લોકો સમજતા નથી. માબાપે બાળકોને જન્મ આપ્યો માટે તે માબાપ પોતાના સુખને ખાતર બાળકોનો ગમે તેવો ઉપયોગ કરી શકે એ ખ્યાલ ખોટો છે. બાળક જન્મે તેને ઉછેરી કેળવી એક નાગરીક બનાવી બહાર પાડવું એ ખરી રીતે તો દરેક માબાપની ફરજ છે. દરેક દેશના બાળકો તે દેશનું મોટામાં મોટું ધન છે. તે ધનને કોઇ પણ રીતે વેડફી શી રીતે નંખાય ? દેશના દરેકે દરેક બાળકને એવી કેળવણી મળે કે જેથી તે ભવિષ્યમાં સ્વાશ્રયી જવાબદાર નાગરીક બને તે જોવું તે દેશની સરકારની ફરજ છે. એટલી કેળવણીનો દરેક બાળકનો જન્મ સિદ્ધ હક છે. એટલે જ્યાં માબાપ પોતાની ફરજ બરોબર રીતે અદા ન કરતા હોય કે કરી શકતાં ન હોય ત્યાં તે કામ સરકારે ઉપાડી જ લેવું જોઇએ.

*

દાન આપવું એ તો આપણા બધાંના લોહીમાં ઉતરી આવેલું છે. દાન આપવું એ તો આપણાંમાં

એક ધાર્મિક કામ ગણાય છે અને આપણા દેશમાં ધર્મને તો કેટલું મહત્વ અપાય છે તે આપણે બધાં ક્યાં નથી જાણતા ! પણ દરેકે દરેક પ્રશ્નને બે બાજુ હોય છે, તે પ્રમાણે દાન આપવાની રીતને પણ બે બાજુ હોઇ શકે, તેનો આપણે ખ્યાલ કરવો જરૂરનો છે. આપણે જીવનમાં જો કંઇક સારા સંજોગોમાં મૂકાયા હોઇએ તો આપણાથી દુઃખી મનુષ્યોને મદદ કરવી એ આપણી ફરજ છે તે તો કોઇ ના કબુલ કરવા માગતું જ નથી. એ દાનની એક બાજુ છે એટલે યોગ્ય અને પાત્રને દાન આપવું એ જરૂર સારું છે પણ તે સાથે એ પણ ખ્યાલ રાખવો જોઇએ કે અપાત્રે દાન આપવું તે તેટલું જ ખરાબ છે અને તે દાન આપવાની બીજી બાજુ છે. અપાત્રે આપેલું લેનાર અને દેનાર બેને માટે ખરાબ છે. અપાત્રે દાન આપવાની પ્રથામાં દેનારને વગર વિચાર્યું દાન કરવાની ટેવ બંધાય છે. દરેક મનુષ્યે સ્વાશ્રયી બનવું અને જાત-મહેનત ઉપર જ જીવવું એ આદર્શ માર્ગ છે. એ બાબતનો તો કોઇ પણ ઇન્કાર નહિ કરી શકે તો રસ્તામાં બાળ ભીખારીઓને જોઇ આપણને દયા આવે એ સ્વાભાવિક છે; પણ તે લોક તરફ પાઇ પૈસો ફેંકતા પહેલાં એ પાઇ પૈસો ફેંકી આપણે એ લોકોનું ભવિષ્યનું જીવન બગાડી રહ્યાં છીએ તેનો કેમ વિચાર કરતાં નથી ? જે મનુષ્યો જાત મહેનત કરી શકે તેમ હોય છતાં તે લોકો બીજાએ વગર વિચાર્યે આપેલી ભિક્ષા ઉપર જીવે છે તે લોકો સમાજ ઉપર ભારરૂપ છે. આપણું પોતાનું બાળક કોઇ પાસે માગશે તે આપણને ગમશે ? આપણે આ પ્રશ્નનો બહુ વિચાર કર્યો હોય કે નહી પણ આપણું બાળક કોઇ પાસે માગે તે આપણને પસંદ નથી જ પડતું તો જે ટેવ આપણને આપણા બાળક માટે ન ગમે તે ટેવનું બીજ બાળકમાં શા માટે ઉત્તેજન આપવું જોઇએ ?

*

આ રસ્તામાં રખડતાં બાળ ભીખારીઓ કેવી રીતે ઉછરે છે તેનો વિચાર કરીએ એ લોકોનો વિકાસ અને કેળવણી લેવાનો જે સમય છે તે તે લોકો આવી રીતે રખડી, ભીખ માંગી, ખરાબ ટેવો શીખવામાં ગાળે છે. ભીખ માંગતા લોકોની દયા કેવી રીતે ઉત્પન્ન કરી શકાય તે માટે અનેક જાતના ઢોંગ અને જુઠાણા શીખે છે. ખોટી ખુશામત કરતાં શીખે છે. ભીક્ષા ન આપનારને ગાળો દેતાં શીખે છે. આળસ, ઢોંગ, પરાધીનતા એ તો એ બાળકોના સહજ ગુણો થાય છે. જે બાળકોને કોઇ પણ જાતની કેળવણી ન મળે તેમનાં મગજ સંકુચીત રહે એ સ્વાભાવિક છે. જે લોકોને જાત મહેનત કરીને કમાણી કરવી પડે તે લોકોને પોતાના મગજનો ઉપયોગ કરવો પડે એટલે મગજ કસાય છે અને ખીલે છે. જ્યારે આ બાળભીખારીઓનું મગજ ઢોંગ ખુશામત, જુઠાણા એવી જ ચીજો માટે ખીલે છે. કોઇ પણ જાતના સારા સંસ્કારો આ બાળકો મેળવી શકતાં જ નથી, આ બાળભીખારીઓની શક્તિ આવી રીતે વેડફાઇ જાય છે. એ લોકો દયા ઉત્પન્ન કરે છે અને દાન મેળવે છે, પણ એ લોકોએ મેળવેલો પૈસો ભાગ્યે જ એમના માબાપ અને વાલી એમના ઉપયોગ માટે વાપરે છે. બાળકોને આગળ ધરી ભિક્ષા મારફતે પૈસા મેળવવાનો માબાપ અને વાલીઓ ધંધો જ કરે છે. કેટલીક વખતે તો એ ધંધા માટે બાળકો વધારે દયા ઉત્પન્ન કરાવી શકે માટે બાળકો જન્મે ત્યારથી જ તેમને અપંગ કરે છે. કોઇ પણ વ્યક્તિને પોતાના લાભ માટે કે એમને એમ બીજી કોઇ વ્યક્તિને અપંગ કરવાનો અધિકાર છે જ નહીં. એ લોકોને તો સજા થવી જોઇએ. દરેક દરેક બાળભીખારીને રસ્તામાંથી ઉપાડી તે લોકોને સારી કેળવણી મળે તે જોવું તે સરકારની ફરજ છે. બાળભીખારીઓ સામે તો કાયદો પણ છે. પણ જ્યાં સુધી જાહેરજનતા એ દીશામાં પ્રયત્ન નહીં કરે ત્યાં સુધી કંઈ થાય નહીં જાહેરજનતાને અમે એટલી જ વિનંતિ કરીએ છીએ કે દાન આપો, પણ વગર વિચાર્યું, રસ્તામાં પાઇ પૈસો ફેંકીને નહીં, પણ વ્યવસ્થિત સંસ્થા મારફત આપો. બાળભીખારીઓ માટે પુરતી સંસ્થાઓ ન હોય તો ખુબ હોહા કરો, સરકારને તેવાં ગૃહો પુરાં પાડવાની ફરજ પાડો અને ગૃહો ઉભાં કરવામાં મદદ કરો. તમે તેવા ગૃહો કહાડો, જે સંસ્થાઓ એવા ગૃહો ચલાવી રહી હોય કે નવા કહાડવા તૈયાર હોય તેને મદદ કરો પણ ત્યાં સુધી રસ્તામાં પાઇ પૈસો ફેંકવાનું બંધ કરો.

## [ ૪ ] સમાજવાદ સ્થાપીનેજ સમાનતા મેળવી શકો

વ્યા : શ્રી. એમ. આર. મસાણી

જો તમે મર્દોની સાથે સમાન રીતે રહેવા માગો તો તે સમાજવાદ સ્થાપીનેજ થઇ શકે. જ્યાં લગી ઘરમાં રહી બાળકો ઉછેરવાનાં રહેશે ત્યાં લગી તમે સ્વતંત્ર જીવન નહીં જીવી શકો. તમે ઘર બહાર જઇ સ્વતંત્ર કામ કરો અને કમાઇ શકો ત્યારે તમે સમાન સ્થિતિએ પહોંચી શકો. અમે સમાજવાદીઓ ઇચ્છીએ છીએ કે સ્ત્રીઓ સંગઠિત થાય. અને તેમાં અમારી સંપુર્ણ સહાનુભુતિ છે.

*

માત્ર એકલા સ્ત્રીના હક માટે લડવાનું બસ નથી, તમારે ગામડાંઓમાં જઇ ખેડુતો અને તેમની સ્ત્રીઓને પણ સાથ આપવાનો છે. તેમને તેમનાં હક માટે ખાસ લડવાનું શીખવાડવું પડશે. જ્યાં લગી નીચલા થરની સ્ત્રીઓ ઉંચી નહીં આવે ત્યાં સુધી માત્ર મધ્યમ વર્ગની સ્ત્રી એકલી પોતાનો ઉદ્ધાર નહીં કરી શકે. સમાજવાદીએ સ્ત્રીઓની પ્રવૃત્તિમાં પુરેપુરો ફાળો આપવાનો છે. સમાજવાદી જ્યાં જ્યાં દલીતવર્ગ હોય, જેના પર કોઇ પણ જાતનો જુલ્મ થતો હોય તેવા દરેકને માટે લડવા તૈયાર હોય છે. અમે એવો સમાજ માગીએ છીએ કે જેમાં એક બહુ પૈસાદાર અને બીજો બહુ ગરીબ ન હોય. જેમાં એક પાસે બહુ સત્તા ન હોય ને બીજો તદ્દન ગુલામ ન હોય.

*

આજના સમાજમાં સ્ત્રીઓ ઉપર ઠીક ઠીક જુલ્મ થાય છે. આપણે ત્યાં યુરોપની પેઠે થોડી સ્ત્રીઓને પણ મતાધિકાર હક મળ્યો છે, પણ ધારાસભામાં મત આપવો એ તો નજીવી ચીજ છે. મુખ્ય પ્રશ્ન તો એ છે કે સ્ત્રીઓના હક શા છે ? આ દૃષ્ટિએ આપણા કાયદા ઠીક ઠીક ખરાબ અને પ્રત્યાઘાતી છે. સ્ત્રીઓ જો ઇચ્છે કે આ કાયદાઓ બદલાય તો તેમણે સંગઠીત થઇ મોટી હીલચાલ ઉપાડવી જોઇએ. પોતાના પ્રતિનિધિઓને ધારાસભામાં મોકલી પોતાના હક મેળવવા જોઇએ. પણ આટલાથી પણ પુરી સમાનતા નહીં મળે. સમાજમાં ખરી સત્તા તો તેની છે કે જેના હાથમાં પૈસાની કોથળી છે. એટલે જ્યાં સુધી પુરુષો જ કમાય છે ત્યાંસુધી સ્ત્રીઓને બધા હકો મળવાના નથી. સ્ત્રી ત્યારે સમાન વ્યક્તિ થઇ શકશે કે જ્યારે આર્થિક સ્વતંત્રતા મેળવી શકશે. એજ છેવટની મોટી વસ્તુ છે.

*

રશિયામાં સમાજવાદી ક્રાન્તિ થવા પછી સ્ત્રીઓની સ્થિતિમાં ઘણો ફેર પડી ગયો છે. પહેલાં પુરુષોનું જ રાજ્ય હતું. કાયદા સ્ત્રીઓની વિરૂદ્ધ હતા. પણ જ્યારે ક્રાન્તિ થઇ ત્યારે પરિસ્થિતિ સુધરી ગઇ અને સ્ત્રીઓને પુરૂષો જેટલા જ હકકો મળ્યા. રશીયાની સ્ત્રીઓએ ૨૦ વર્ષમાં જેટલી પ્રગતિ કરી છે એટલી ઇગ્લાંડ કે અમેરીકાની સ્ત્રીઓ નથી કરી શકી.

[ અમદાવાદમાં તા. ૩ સપ્ટેમ્બરે જ્યોતિસંઘની બહેનો સમક્ષ અપાયેલાં ભાષણમાંથી.—'હિન્દુસ્થાન અને પ્રજામિત્ર'માંથી સાભાર ઉદ્ધૃત) ]

## [ ૫ ] સમાજવાદ, સામ્યવાદ અને ફેસીઝમની સાદી સમજ

સમાજવાદ, સામ્યવાદ, નાઝીવાદ, ફેસીઝમ અને એવાં બીજા નેક ધર્મો અને વાદો આજે દુનિયામાં પ્રવર્તતા થયા છે.

પરંતુ આ બધા વાદો વચ્ચે ભયંકર અને મૂળભૂત અથડામણ હોવા છતાં ઉપરછલ્લું તેમનામાં એટલું સામ્ય પણ છે કે તેમાંથી કયો પસંદ કરવો અને કયો નહી તેની પણ સામાન્ય બુદ્ધિના માણસને પુરી સમજ પડવી મુશ્કેલ છે.

'કિસાનોની આજની' જાગૃતિ અને લડતનો ઇતિહાસ જરા જાણી લેવા જેવો છે.

સદીઓથી તે છેક ૧૯૨૦ ની સાલ સુધી હિંદની પોણા ભાગની વસ્તી જેટલો કિસાન વર્ગ અજ્ઞાન, નિરાશા અને નિરાધારીતાની વિઘાતક નિંદ્રામાં પડયો હતો.

એ સાલથી રાષ્ટ્રીય મહાસભાએ એ વિશાળ લોકસમુદાયને જગાડવાના પ્રયત્નો આરંભ્યા. આમ કરવામાં મહાસભાવાદીઓનો ઉદ્દેશ સ્પષ્ટ હતો, તેમને કંઇ કિસાનો પર અચાનક હેત ફુટયું નહોતું; તેમને તો પોતાની માગણીઓની પાછળ વિશાળ લોકમતનું પીઠબળ જોઇતું હતું. એ હેતુ તેમણે સાધ્યો અને તેનો લાભ ઉઠાવ્યો.

૧૯૨૦ થી છેક ૧૯૩૬ સુધી કિસાન 'સેવા'નો યુગ રહ્યો પણ પ્રજાના દરેક વર્ગની માફક કિસાનોને પણ એ જાણ થતાં વાર ન લાગી કે સેવા કરવા આવનારાંઓને તો સેવાને નામે સરદારીજ જોઇતી હતી. ઉપરાંત તેમને કિસાનોની રાજકીય જાગૃતિજ જોઇતી હતી. ખેડુતોનાં આર્થિક હિતોનું ભાન અને તે સુધારવા માટેની તમન્ના તેમને પ્રેરતી હતી. પણ જાગી ઉઠેલા ખેડુતોને પોતાની વેદનાની અને પોતાની શક્તિની જાણ થતાં વાર લાગે તેમ નહોતું. પોતાનો ઉદ્ધાર પોતાના પ્રયત્નો વિના નહિ થાય એવું ભાન પણ તેમનામાં જાગી ગયું.

એ નવાં ભાનનો પડઘો ૧૯૩૬ માં લખનૌ મહાસભા વખતે અખિલ હિન્દ કિસાન સમિતિની સ્થાપનામાં પડયો. પરિણામે ત્રણ વર્ષના ટુંકા કાળમાં કિસાન સભાઓએ ભારી પ્રગતિ સાધી છે.

આવા ત્રણ તબક્કાઓમાંથી પસાર થઇને કિસાન ચળવળ આજે બધાં યે વિરોધી બળોને પડકાર કરતી ઉભી છે.

*

આ જાગૃત કિસાનને શું જોઇએ છે ? જવાબ વિષે જરાયે અસ્પષ્ટતા નથી. એને ખેતી વિષયક ક્રાંતિ ખપે છે. અનેક પ્રકારના લાગાઓ, જુલ્મો, અને શોષણો સહિતનો જમીનદારી પ્રથાનો સર્વનાશ એ માગે છે.

દશકાઓ-અને કદાચ સદીઓ-થી લોહીચુસણ જળોની માફક કીસાનનાં શરીર પર બેસી ફુલતી ફાલતી કરજદારીની તે નાબુદી માગે છે અને માનવ ધોરણે બદલો માગતી શાખની એ ખેવના કરે છે. આજની મહેસુલ પદ્ધતિનો ઉચ્છેદ નહોતરી આવકવેરાનાં કે એવાં કોઇ ન્યાયી ધોરણે રચાયેલી જમીનવાડાની પદ્ધતિ એ માગે છે.

ટુંકામાં સ્વાર્થરત પરદેશી શાહીવાદની છત્રછાયા નીચે હજુયે આ દેશમાં અડ્ડો જમાવી રહેલી રજવાડી feudal-પદ્ધતિનો તે સર્વથા વિનાશ માગે છે. આથી વિશેષ હાલ તેને કંઇ જ જોઇતું નથી. એથી જરાય ઓછાથી ચલાવી લેવા તે તૈયાર નથી.

આ માગણીઓ વધુ પડતી લાગતી હશે, પણ તેવું કંઇ જ નથી. તદ્દન ન્યાયી એ માગણીઓ છે, અને વિશેષમાં, કિસાનો એ ન માગતા હોય તોયે એ માગણીઓ પુર્યા વિના આ દેશની પ્રગતિનું ગાડું એક તસુ પણ આગળ ચાલવાનું નથી.

હિંદુસ્તાનની ધરતીનો સાચો ધણી ભુખે મરતો હોય, પોણોસો ટકા પ્રજાજનોની ખરીદશક્તિ પરવારી ગઇ હોય ત્યારે આ દેશના વેપાર ધંધાની ઉન્નતિ કઇ રીતે શક્ય છે ? ધરતી સહન ન કરી શકે એટલો માનવભાર તેના પર આવી પડયો હોય ત્યારે ઉદ્યોગો તરફ માનવવહેણ વાળ્યા વિના જનતાની રોટીના સવાલનો ઉકેલ કઇ રીતે થવાનો છે ?

અને ઝડપી ઔદ્યોગિક પ્રગતિ સાધ્યા વિના આત્યંતિક વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક વિકાસના આ યુગમાં આ વિશાળ દેશ પોતાનું રક્ષણ, પોતાની આબાદી, પોતાની હસ્તી કઇ રીતે કરવાનો કે ટકાવવાનો છે ?

આ સવાલોના જવાબ આપ્યા વિના કોઇનું ચાલવાનું નથી. ખેતી વિષયક ક્રાંતિ સિવાય આ સવાલોનો જવાબ કયાંય જડે એમ નથી. દરેક માણસે એક સવાલ પુછવાનો છે કે વૈભવવિલાસમાં જીવન વિતાવતા થોડાક નવરા જમીનદારોને છાવરીને કરોડો ખેડુતોને મારવા છે અને સાથે દેશને પણ ડુબાવવો છે કે બે પાંચ હજાર આદમીઓને કંઇક નોકરી-ધંધા હાથ કરી લેવાનું કહી દઇ કરોડોને જીવાડવા છે અને સમગ્ર દેશને તારવો છે ?

*

એ આર્થિક વિચારણાનો રાજકારણમાં વિનીયોગ કરીએ એટલે કિસાન સભાઓ અને મહા-

સસાનો સબંધ નજર સામે ખડો થઇ જાય છે. દેશની મૌલિક સમસ્યાઓના ઉકેલ માટે શાહી સત્તા સામે મોરચો માંડવાની જરૂર આજે કોઇને જણાતી નથી. એ સત્તા તો આજે દાયકાઓ થયાં વસુંધરાએ પુરાઇ રહેલા આ સવાલના જીવતા નકાર જેવી પોતાનાં બેથાનેડો સહિત ખડી છે. પરંતુ હિન્દની સમગ્ર માનવતાની જિજિવિષા અને આકાંક્ષાઓના નકાર સમી એ ત્રીજી સત્તાને અળસાવી દેવાને પ્રજાનો નિરધાર તો એક અને અડગ છે.

પણ એ સત્તા આજસે ત્યારેય ઉકેલ ન આવી રહે એવી એ કિસાન સમસ્યાનો ઉકેલ મહાસભાના માથા પર મુકાએલો છે; કારણ કે શાહી સત્તા દુર થયે તેનો બધો આભાર તેના પર જ આવવાનો છે.

આ પ્રશ્નનો જવાબ આપવાનો પ્રયાસ મહાસભાએ પોતાનાં ચુંટણીનાં જાહેરનામાં અને ફૈઝપુરના કિસાન ઠરાવ મારફત કર્યો છે. કિસાનોને, કિસાન સભાઓને એનાથી જરાયે સંતોષ નથી, પણ દેશની શાહીવાદ વિરોધી હરોળ જાળવી રાખવાના પવિત્ર આશયથી એ બન્નેમાં અપાએલ વચનોની પુરણીથી સંતોષ માનવાને તેઓ કબુલ થયા છે.

અધુરી લેટથી સંતોષ માનવાની કિસાનોએ કબુલાત આપી છે. પરંતુ અત્યંત અફસોસ અને શરમની વાત છે કે સાત પ્રાંતોનાં મહાસભાવાદી પ્રધાન મંડળો મહાસભાના એ કોલને પાળવાને જરાયે તૈયાર થયાં નથી. એટલું જ નહી પણ એ કોલની યાદ આપવા માટે અને તેના પર મક્કમ ઉભા રહેવા માટે કિસાન સભાને દંડવા માટેના પાપી કિસ્સાઓ આજે મહાસભાવાદી પ્રાંતોમાં મંડાય ચુક્યા હોય અથવા વિચારાઇ રહ્યા હોય એવો પ્રકાર જ નજરે ચડે છે.

મુંબાઇ, બિહાર, યુક્તપ્રાંતો અને સરહદમાં જમીનદાર વર્ગો સામે મહાસભાવાદી તંત્રો શિર ઝુકાવી રહ્યાં છે અને કીસાનો અને તેમના કાર્યકરોને દંડવા લાગ્યાં છે. આ દમનખોર વલણનો જુવાળ આવી રહ્યો હોય એમ લાગે છે.

*

મહાસભામાં આ મવાળવાદનું વર્ચસ્વ લાગે છે તેમ, વધશે તો ? તો પરીણામ બુરું આવશે આજે તો કીસાનો જ મહાસભાનું સાચું પીઠબળ છે. એ લોકશક્તિને, એ વફાદાર અનુયાયીઓનો અસંતોષ વહોરવામાં મહાસભાનું કયું કલ્યાણ થશે ?

કિસાન સભાઓ જુદા નામે જીવતી હોવા છતાં મહાસભાનું અમુક અંગ છે. શાહીવાદ સામેની, સમવાયતંત્ર સામેની અને બીજાં પ્રત્યાઘાતી બળો સામેની મહાસભાની લડતનો અભંગ મોરચો એટલે કીસાનો. પણ જેનાથી દેશનું અવશ્ય કલ્યાણ છે એવી કીસાન સભાની પુરી માગણીઓ મવાળોથી દોરવાતી મહાસભા અપનાવતી નથી. એટલે દરજ્જે જ પોતાની માગણીઓના પક્ષમાં પ્રચાર અને સંગઠનની સગવડ જાળવવા માટે 'નામ પુરતું જુદું' અસ્તિત્વ જાળવવાની તેમને જરૂર પડી છે, પરંતુ જે મવાળવાદે એ અલગ અસ્તીત્વ જરૂરી બનાવ્યું છે તેનો જુવાળ વધવાનો જ હોય તો આજની એ નામ પુરતી જુદાઇ વધુ ઘાટી અને ઘેરી બને એમાં કાંઇ નવાઇ છે ? જમીનદારો અને શાહીવાદીઓને રાજી રાખવાના મવાળ મહાસભાવાદીઓના અભખરાને સંતોષવા કીસાનો સામુદાયક આત્મવિસર્જન કરે એ બનવાજોગ છે ?–એ ઇચ્છવાજોગ પણ છે ?

અને એવી જુદાઇ માત્ર એકલા કીસાનોની જ નહીં હોય; પંડીત જવાહરલાલ, શ્રી. એમ. એન. રોય, મહાસભા સમાજવાદીઓ અને બીજા અસંખ્ય ઉદ્દામ મહાસભાવાદીઓ કીસાનોની ક્રાન્તી–Agrarian Revolution ના સિદ્ધાંતને વરેલા છે. એ બધા પણ કાંઇ અચોક્કસ મુદ્દત માટે નિર્વીર્ય અને નિષ્ક્રીય બની મવાળોનો તાલ જોયા કરશે, અને કીસાનોને રહેંસાવા દેશે ?

આ મુદ્દા પર વધુ વિવેચનની જરૂર ન હોય. તેનો વિકાસ આવતી કાલના ગર્ભમાં છે. પણ મવાળ મહાસભાવાદીઓના જમીનદારપ્રેમ કે ભીરુતાનું પરીણામ કઇ જાતનું હશે એટલું તો આ પરથી કલ્પવાનું જરાયે મુશ્કેલ નથી.

*

કીસાનોની માગણીઓ કેટલી વ્યાપી છે તે ઉપર બતાવ્યું છે. એ માગણીઓ પુરવાથી સમગ્ર દેશને કેટલો લાભ છે તે પણ જણાઇ ચુક્યું છે. રાજકીય સ્વાધીનતા, સામાજીક શાંતિ અને પ્રગતી અને દેશનો સર્વાંગીણ વિકાસ, આ કિસાન માગણીઓની પુરણી પર કેટલા નિર્ભર છે એ પણ સ્પષ્ટ થઇ ચુક્યું છે. આ સ્થિતિમાં દેશના ત્રીસ કરોડ કંગાળ કીસાનોનું, મહાસભાનું અને સમગ્ર દેશનું હિત જેને હૈયે હોય એવો દરેક માણસ–ભલે તે જમીનદાર કે શાહુકાર પણ હોય–આ કીસાન હીતે કીસાનોની એ વ્યાજબી માગણીઓની પુરણી માટે બનતું કરવાનો નિર્ધાર કરે.

[ * 'હિંદુસ્તાન અને પ્રજામિત્ર'માંથી સાભાર ઉધૃત. ]

# [ ૭ ] ધારાસભામાં સ્ત્રીઓ

લેખક : શ્રી. છોટાલાલ કામદાર બી. એ.

છેલ્લાં ૧૦૦ વર્ષોમાં સ્ત્રીઓની સ્થિતિ ધરમુળથી બદલાઇ ગઇ છે. નવીન વલણને અંગે તેમને મનુષ્ય જાતિમાં ગણવાનું વધારે મહત્વ આપવામાં આવ્યું છે. પશ્ચિમના દેશો સમજી ન શકે તેટલી ઝડપથી અપરિવર્તનશીલ પૂર્વમાં ફેરફાર થવા માંડયા છે. પશ્ચિમના સંસર્ગને અંગે, વિશ્વયુદ્ધના પરિણામને અંગે તથા સોવિયેટ રૂશિયાની સરકારની નીતિના વિજયને અંગે આખા એશિયામાં સ્ત્રીઓના દરજ્જામાં મહત્વનો ફેરફાર થઇ ગયો છે. રૂશિયામાં સ્ત્રીઓની સમાનતાના સિદ્ધાંતનો અમલ કરવામાં આવે છે અને સ્ત્રીઓની અયોગ્યતાની બધી બાતો એક કોરે મૂકવામાં આવે છે.

૧૯૧૯ ના હિંદના મતાધિકારના કાયદાથી પુરૂષોની માફક જ સ્ત્રીઓને એ મતાધિકાર મળ્યો પરંતુ મિલ્કતની યોગ્યતાને અંગે થોડી અલ્પમતિ બાદ કરતાં બધી સ્ત્રીઓ તેમાંથી બાતલ થઇ. ૧૯૩૫ ની સુધારાની યોજના હેઠળ, અમુક મિલ્કત ધરાવનાર વ્યક્તિઓની સ્ત્રીઓ તથા વિધવાઓને તથા કેળવણી તથા મિલ્કતને અંગે સ્ત્રીઓને મતાધિકાર મળ્યો. આ રીતે લગભગ પચાસ લાખ સ્ત્રીઓને તથા સાડા ત્રણ કરોડ પુરૂષોને મતાધિકાર મળ્યો છે.

નવા બંધારણ પ્રમાણે પ્રાંતિક ધારાસભાની પહેલી ચુંટણીનું મહત્વ એમાં રહેલું છે કે સ્ત્રીઓ પોતાના માટે અનામત રાખેલી જગ્યાઓ માટે તથા બીજી સામાન્ય જગ્યાઓ માટે ઉમેદવાર તરીકે બહાર પડી. બધા પ્રાંતોમાં પહેલી જ વાર સ્ત્રીઓએ પોતાના મતાધિકારનો વિશાળ પ્રમાણમાં ઉપયોગ કર્યો. આ ચુંટણીની હિંદમા સ્ત્રીઓની હિલચાલ પર મોટી અસર થઇ અને ભવિષ્યમાં પણ થશે.

જાણીને નવાઇ લાગશે કે હિંદમાં પ્રજાશાસન મોડામાં મોડું આપવામાં આવ્યું છતાં અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસને બાદ કરતાં હિંદની ધારાસભામાં વધારેમાં વધારે સ્ત્રીઓ છે. સ્ત્રીઓના સંબંધમાં જે દેશને ઘણાઓએ પછાત ગણી કાઢયો છે તેમાં આ સ્થિતિ છે ! અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસની ધારાસભામાં ૧૪૮ તથા સેનેટમાં ૨ સ્ત્રીઓ છે. રૂશિયામાં લગભગ ૧૩૦ સ્ત્રીઓ રાજકીય સત્તા પર છે તે વાત ખરી છે. પણ તે દેશનું રાજ્ય બંધારણ બીજા દેશના રાજ્યના બંધારણ કરતાં એટલું જુદું છે કે તેને અપવાદ તરીકે બાદ કરી શકાય. ધારાસભામાં ૬૦ સ્ત્રીઓ હોવાથી હિંદનું સ્થાન જગતમાં બીજું છે. જો ફેડરેશનનો સ્વીકાર થશે તો અત્યારે પ્રાંતોમાં છે તેના કરતાં વધારે ૬ સ્ત્રીઓને ઉમેરવામાં આવશે.

ફ્રાન્સ, ઇટાલી, સ્વિટઝરલેન્ડ, નાઝી જર્મની કે જાપાનમાં એક સ્ત્રી મતદાર નથી તો પછી સ્ત્રી ધારાસભાની સભ્ય હોય તેની તો આશા જ શી ? સ્ત્રીઓની પ્રગતિ કદિ નિયમિત તથા એક સરખી હોતી નથી. જર્મનીમાં હિટલરના શાસન પહેલાં જર્મન રિસ્ટેગમાં ૩૩ સ્ત્રીઓ હતી પણ અત્યારે એક પણ નથી.

અત્યારે હિંદમાં એક સ્ત્રી પ્રધાન છે. તેની પાસે સંયુક્ત પ્રાંતના સ્થાનિક સ્વરાજ્ય તથા જાહેર આરોગ્યનો ચાર્જ છે. મદ્રાસ તથા મધ્ય પ્રાંતોની ધારાસભામાં બે સ્ત્રી ડેપ્યુટી સ્પીકર તરીકે છે. આસામ તથા સંયુક્ત પ્રાંતોની ધારાસભામાં બે સ્ત્રીઓ ડેપ્યુટી પ્રમુખ છે તથા પંજાબ તથા મુંબઇમાં બે સ્ત્રીઓ પાર્લામેન્ટરી સેક્રેટરી તરીકે કામ કરે છે. 'વ્હીપ' તરીકે તો ઘણી સ્ત્રીઓ છે.

ધારાસભામાં સ્ત્રીઓને માન મળે અને ત્યાં તેઓ પ્રશંસનીય કાર્ય કરે તે દેશની પ્રગતિનું સુંદર પ્રતિક છે.

રાજકારણમાં સક્રિય ભાગ લેવાથી સ્ત્રીઓ, બાળ મજુર તથા સ્ત્રી મજુરના પ્રશ્નો, જાતિના ભેદ વિના સરખા કામ માટે સમાન પગાર, માતૃત્વ માટે યોગ્ય કાયદો, અનીતિના વેપારને બંધ કરવો, બાળલગ્ન પ્રતિબંધ, વિધવાઓના હક, સ્ત્રીઓનો વારસો અને કન્યા કેળવણી માટે વધારે સગવડોના પ્રશ્નોને વધારે સારી રીતે સમજી શકે છે.

સ્ત્રી મતદારોની સંખ્યા પચાસ લાખથી વધારે છે. તેનામાં હવે રાજકીય જાગૃતિ આવી છે. અને એવી આશા રાખવામાં આવે છે કે આ જાગૃતિ ઝડપભેર વધતી જશે. હિંદની સ્થિરતા તથા સુખનો મોટો આધાર સ્ત્રી જાતિ પર નિર્ભર છે અને સ્ત્રીઓને મળેલી તકનો જો તેઓ સારો ઉપયોગ કરે તો ભવિષ્યમાં સ્ત્રીઓ પર હજુ પણ વધારે વિશ્વાસ મૂકાવાનો સંભવ છે. સ્ત્રીઓ પ્રજાના ભૂષણરૂપ તથા સર્વદેશીય પ્રગતિ, સુખ તથા શાંતિ ખાત્રીરૂપ થઇ પડશે. સ્ત્રીઓએ આપણા દેશની સ્ત્રી જાતિની સેવાની દ્રષ્ટિએ તેમનું કાર્ય કરવું જોઇએ.

[ 'શ્રી શક્તિ'માંથી. ]



મુંબાઇની મીડવાઇફની પરીક્ષામાં ૯૧ પૈકી ૩૭ ઉમેદવાર પાસ થયા છે. પૈકી ગુજરાતી હિંદુના નામ પંડયા આનંદી એસ. ભટ, સુરેંદ્રગવરી સંઘવી, દીવાળી ઉત્તમચંદ, વ્યાસ કમળા એમ. છે.

દીવ ઘોઘલામાં એક ખારવી બાઇને અજાયબ પુત્ર અવતર્યો છે. અજાયબ એટલા માટે કે આ બાળક હજી બે મહિનાનો જ થયો છે, પણ ત્યાં તો બોલતાં શીખી ગયો છે અને પાંચ વર્ષનું બાળક બોલી શકે એટલી ઝડપથી બોલે છે અને જવાબ આપે છે.

બગસરાના એક બ્રાહ્મણ જુવાનનો તાવની બિમારીમાં સ્વર્ગવાસ થયો. એ મૃત્યુને હજી તો પુરી દશ મીનીટ પણ નહીં વિતી હોય અને મરનારની વિધવાને કોઇ ઘરનાએ જ મહેણું માર્યું કે " આ તારા કામણ ! " વિધવાને આ મહેણું હાડોહાડ લાગ્યું, અને તે શરીરે ગ્યાસતેલ છાંટી દીવાસળી ચાંપીને અકળાઇ બેભાન થઇ કુળી વચ્ચે ઢળી પડી.

કેફીયતમાં ઉપલી કથા કહી એ વિધવાએ પતિ પાછળ પરોઢીએ પરલોકને પંથે પ્રયાણ કર્યું.

વસોના અમીન દાદુભાઇ મુળજીભાઇએ વસો કન્યાશાળા બાંધવા માટે રૂ. ૫૦૦૦ આપવાનું જાહેર કર્યાની ખબર મળી છે.

વસો ગામના અને બડારગામ રહેતા પટેલ મોહનભાઇ જવરભાઇ પટેલે વસોમાં પ્રસુતિગૃહ બાંધવા માટે કેટલીક શરતોએ રૂ. ૧૨,૦૦૦ આપવાનું કબુલ કર્યું છે અને વડોદરા સરકાર–વસો સુધરાઇ અને વડોદરા પ્રાંત પંચાયત આ ફંડમાંથી રૂા. ૨૮,૦૦૦ ઉમેરવાની હકીકત પણ મળી છે. આ રીતે એક ૪૦,૦૦૦ નું સુંદર પ્રસુતિગૃહ વસોમાં થશે.

વધુ અભ્યાસ માટે વિલાયત જશે : અમદાવાદ મ્યુ. કન્યાશાળાઓનાં શ્રી સુપરવાઇઝર તથા મ્યુ. નર્સ હાઇસ્કૂલનાં લેડી સુપ્રી મીસ પીરોજ કાપડીઆ શિક્ષણશાસ્ત્રનો વધુ અભ્યાસ કરવા માટે વિલાયત જતાં હોવાથી તેમના અભિનંદનાર્થે મ્યુનિસિપલ શિક્ષક મંડળ તરફથી મ્યુનિ. સ્કુલબોર્ડના નિવૃત એડમિનિસ્ટ્રેટીવ ઓફીસર શ્રીયુત પ્રાણલાલ કીરપારામ દેસાઇના પ્રમુખપણા નીચે તા. ૬-૯-૩૮ ને મંગળવારે સાંજના ૫॥ વાગે હંસરાજ પ્રાગજી હોલમાં એક મેળાવડો રાખ્યો હતો.

મીસીસ અને મીસ ફુરનર વડોદરામાં ૭ માસ માટે માસીક રૂા. ૧૦૦ તથા બંગલો–મોટર વગેરે એલાવન્સથી લેન્ડ સ્કેપ રચના કામે નિમાયાં છે.

વાડીલાલ હોસ્પીટલમાં તૈયાર થતી નર્સોમાં, જેઓ અંગ્રેજી ન જાણતી હોય તેમને અંગ્રેજી શીખવવા અને ગુજરાતી ન જાણતી હોય તેમને ગુજરાતી શીખવવા, ખાસ શિક્ષણવર્ગો ચલાવવા વ્યવસ્થા કરવામાં આવી છે.

વડોદરામાં વિદ્યાર્થીની મંડળ : વડોદરા કોલેજના વિદ્યાર્થીનીઓના મંડળની પહેલી સભા કોલેજના પ્રો. ડા. મહેતાના પ્રમુખપણા નીચે મળી હતી અને શ્રી. સત્યવ્રત મુકરજીએ પ્રેરક ભાષણ આપ્યું હતું.

અમદાવાદમાં લીલાવતી દેસાઇ નામનાં સન્નારી અમદાવાદ પીપલ્સ કો. બેન્કનાં પ્રમુખ તરીકે નીમાયાં છે.

મુંબઇનાં ભગિની સમાજ તરફથી જાહેર થયું છે કે:–ભગિની સમાજ તરફથી એક નવી અને ઘણીજ ઉપયોગી પ્રવૃત્તિ " ઘરગથ્થુ સારવાર " શરૂ કરવાની છે.

આને માટે બાર ભાષણોનો અભ્યાસક્રમ રાખવામાં આવ્યો છે.

દર બુધવારે બપોરે ૨ થી ૩ ( સ્ટા. ટા. ) એક કલાક આ વિષયના એક નિષ્ણાત તબીબ વર્ગ લેશે અને તેઓ ભાષણો તેમજ પ્રયોગોદ્વારા સમજ આપશે.



મીસ કે. નવરોજજી
હિંદ માંની ફ્લોરેન્સ નાઇટીંગેલ
સ્કોલરશિપ મેળવનાર બ્હેન

અભ્યાસક્રમ પુરો થયા પછી પરીક્ષા સમિતી સમાજ તરફથી પ્રમાણપત્ર આપવામાં આવશે.

બુધવાર તા. ૭ મી સપ્ટેમ્બરના દીવસથી બપોરના ૧-૩૦ થી ૨-૩૦ સુધી. આ વર્ગની શરૂઆત થઇ ને દર બુધવારે ૧-૩૦ થી ૨-૩૦ આ વર્ગ ચાલુ છે.

જે બહેનોને આ વર્ગમાં દાખલ થવું હોય તેમણે પોતાનાં નામો સમાજમાં આપી જવાં.

આ શિક્ષણ સભાસદ બહેનોને તદ્દન મફત આપવામાં આવશે.

**સ્ટુડન્સ બ્રીગેડ :** મુંબઇમાં ગઇ તા. ૭ મીએ મળેલી વિદ્યાર્થીઓના યુનિયનની સભાએ સ્ટુડન્સ બ્રીગેડ સ્થાપવાનો નિર્ણય કર્યો હતો. તેની શાખાઓ દેશભરમાં ખોલાશે. તે સંસ્થાનું મુખ્ય ધ્યેય દેશમાં સામાજિક તથા કોમી એકતા નિર્માણ કરવાનું છે. તે બ્રીગેડમાં ૨૫ પુરૂષો અને દશ સ્ત્રીઓ જોડાઇ ગઇ છે.

**મુસ્લીમ પારસી લગ્ન :** મુસ્લીમ લીગના નેતા મી. ઝીણાની ૧૯ વર્ષની યુવાન દીકરી મુંબઇના એક પારસી ( ક્રિશ્ચીયન )ને પરણનાર છે. આ સામે લીગની કારોબારીના સભ્યોએ મી. ઝીણાને ચેતવણી આપી દીધી છે કે તમારી દીકરીનું પારસી સાથે થતું લગ્ન અટકાવો, નહિ તો અમે તમને મુસ્લીમોના નેતા તરીકે નહિ સ્વીકારીએ. મી. ઝીણા સર દિનશા પીટીટની દીકરીને પરણેલા તેમની આ છોકરી છે. તે ઓક્સફર્ડમાં ભણેલી છે અને તેની માતાના મરણ બાદથી તે અત્યાર સુધી તેની નાની ( માની મા ) સાથે રહે છે. તે પોતાના પિતાની મિલ્કત પરનો હક્ક જતો કરવા તૈયાર છે તેથી મી. ઝીણા તેમની દીકરી પર પોતાની મરજી મુજબ ફરજ પાડી નથી શકતા.

**સુરત મહિલા ક્લબની સભા** શ્રીમતી સુશીલાબેન દેસાઇના પ્રમુખ પદે મળી હતી જે વેળા હોડી હોનારત અંગે શોક પ્રદર્શિત કરતો ઠરાવ શ્રીમતી લીલાવતીબેન રજુ કરતાં શ્રીમતી સવિતા બેન સરૈયાએ તેને ટેકો આપ્યો હતો. ઠરાવ સૌએ ઉભા થઇ પસાર કર્યો હતો.

**મુંબઇ ઈલાકાની વીમેન્સ કાઉન્સીલની** પુનાની શાખાના આશ્રય હેઠળ પુના ખાતે તા. ૧૬ મી સપ્ટેમ્બરથી તા. ૧૯ મી સપ્ટેમ્બર સુધી મહારાષ્ટ્ર મહિલા પરિષદ મીસીસ માણેકલાલ પ્રેમચંદના પ્રમુખપદે ભરાઇ હતી.

મીસીસ ગીલ્ડરના પ્રમુખપદ હેઠળ એક લાગવગવાળી સત્કાર સમીતીની રચના થઇ હતી.

સમીતીના મંત્રી તરીકે મીસીસ વાય. કુલકરણી કામ બજાવશે પરિષદમાં હાજર રહેનારી પ્રતિનિધિ મહિલાઓના મનોરંજન માટે રસિક કાર્યક્રમ પણ યોજવામાં આવ્યો હતો.

તા. ૧૬ મીને શુક્રવારે પરિષદની બેઠક મીસીસ ગીલ્ડરના સત્કાર ભાષણથી શરૂ થઇ હતી. પ્રમુખ મીસીસ. માણેકલાલ પ્રેમચંદના ભાષણ પછી વધા



**શ્રી. કમુબહેન પારેખ તથા શ્રી ચંદુબહેન પારેખ**
જેઓ અમેરિકામાં ઉચ્ચ શિક્ષણ લઇ હિંદ પાછાં આવ્યાં છે

ોમાં આવનાર બીલો પરત્વે લંબાણ વિવેચન કર્યું હતું. તેમજ પ્રાચીન સમયમાં સ્ત્રીનો દરજ્જો કેટલો ઉંચો હતો તે સંબંધે બોલતાં જણાવ્યું કે પહેલાં સ્ત્રીને છુટાછેડાનો હકક હતો જ. હવે આપણે વધુ જાગ્રત થઇને કાર્ય કરવાનો સમય આવી પહોંચ્યો છે. આપણા દેશના સામાજીક કાર્યકર્તાઓએ પણ સ્ત્રી જાતીનો દરજ્જો ઉંચો ચઢાવવા માટે જબ્બર પ્રયાસો કરવા જોઇએ. કાયદામાં પુરૂષો તેમજ સ્ત્રીને સમાન દરજ્જો હોવો જોઇએ.

આ પછી શ્રી. મોતીચંદ કાપડીઆએ બોલતાં જણાવ્યું હતું કે સારાયે હિંદુસ્તાનમાં વ્યવસ્થિત ધોરણ પર આ સંબંધે કાયદાઓ ઘડાવા જોઇએ. હિંદુ લોકોમાં મૂળભૂત ફેરફારો થવા જોઇએ અને તેમ થશે તો જ સ્ત્રીઓનો દરજ્જો વધુ ઝડપથી ઉંચો આવતો જશે. વધુમાં ઉપરોકત વકતાએ મહિલાઓ સંબંધે ખરડાઓની કલમવાર લંબાણ ચર્ચા કર્યા બાદ જણાવ્યું કે એવા પ્રકારના કાયદાઓ થવા જોઇએ કે જે પરસ્પર વિરોધ ન જગાવે. કાયદાઓ પસાર કરાવતાં પહેલાં તેના પરિણામો અને તેનાથી ઘર્ષણ જાગશે કે કેમ તે સંબધે ઘણો જ વિચાર કર્યા બાદ કાયદાઓ પસાર થવા જોઇએ.

**ઠરાવ**

જો કે વડી તેમજ જુદી જુદી પ્રાંતીક ધારાસભાઓમાં રજુ થનારા ડો. દેશમુખનો તેમ જ શ્રી લાલાનો છુટાછેડાને લગતા, શ્રીમતી સુભદ્રા શેઠને, શ્રી. રાજબહાદુર ગોવીંદલાલ અને શ્રીમતી લીલાવતી મુન્શીના એકપત્ની વ્રતને લગતા તેમજ શ્રીમતી લીલાવતી મુન્શીના વૃદ્ધ-બાલીકા લગ્નને લગતો, એ સર્વ ખરડાઓમાં ઘણા ફેરફારોની જરૂર છે, તોપણ એ ખરડાઓના કારણભુત સિદ્ધાંતોને અને એના હેતુને મુંબાઇની સ્ત્રીઓની આ જાહેર સભા મજબુત ટેકો આપે છે. ઉપર દર્શાવેલ વિચારો પરત્વે કોઇ પ્રકારે ગેરસમજુત ન થાય થાય એવી રીતે જાહેર સભાનું એવું માનવું છે કે હીન્દુ કાયદાઓ આધુનિક સંજોગોથી કેટલીક રીતે વિસંવાદી હોવાથી તેમાં યોગ્ય ફેરફારો થવાની જરૂર છે. હિન્દુ કાયદાઓના મૂળભૂત સીદ્ધાંતોનું અને ખાસ કરીને તેમાંના હીન્દુ સ્ત્રીઓના કાયદામાં થયેલા અન્યાયોને લગતા કાયદાઓનું સુક્ષ્મ નિરીક્ષણ કરવા હિન્દી સરકારે નિષ્ણાત કાયદાશાસ્ત્રીઓની અને યોગ્ય પ્રમાણમાં સ્ત્રીઓની એવી એક સમિતી નીમવી જોઇએ અને તે સમીતીના હેવાલ મુજબ હિન્દી સરકારે આખા હિન્દુ કાયદાની આજના જમાનાનુસાર પુનર્રચના કરવી ઘટે છે.

શ્રીમતી જયશ્રી બેન રાયજીએ ઉપરોક્ત ઠરાવ

રજુ કરતાં તેના સમર્થનમાં જણાવ્યું કે પ્રાંતિક ધારાસભાઓમાં મોટે ભાગે મહાસભાવાદી સરકારોનું શાસન ચાલે છે એટલે આપણા દેશની સ્ત્રીઓની ઉન્નતિને લગતા કાયદાઓ પસાર કરાવવા માટે આજે ઉત્તમ મોકો છે. સ્ત્રીસમાજના મુખ્ય પ્રશ્નો તો ભરણપોષણ, વારસાઇ હક્ક તેમજ લગ્નને લગતા જ છે. એકપત્ની વ્રતના કાયદાની સાથે છુટાછેડાના કાયદાની જરૂર રહેવાની જ. આ સર્વ સંબંધે શ્રી. રાધાબાઇ સુબારોયનનો ખરડો સંપૂર્ણ છે.

ભાટીયા સ્ત્રી મંડળના આશરા હેઠળ ગૃહ ઉદ્યોગનું કામ શરૂ થયું છે જેની મજુરી બ્હેનોને મળે છે, બ્હેનોના હાથે બનાવેલી વસ્તુઓ જેવી કે પાપડ, વડી, ખીચીયાં, ચટણીઓ, સ્વાદીષ્ટ ચટાકેદાર અથાણા, બીસ્કીટ, ચેવડો, દંત-મંજન માથામાં નાંખવાના તેલો, કાજળ વિગેરે વસ્તુઓ વ્યાજબી ભાવે નીચે લખેલ સ્થળે એક હોલીડે સિવાય દરરોજ બપોરે ૩ થી ૫ સુધીમાં મળી શકશે દરેક કોમના ભાઇ બ્હેનોને આ સંસ્થાને ઉત્તેજન આપવા વસ્તુઓ ખરીદ કરવા વિનંતી છે સ્થળ ભાટીયા સ્ત્રી મંડળ, મંગેશ શેનોઇ સ્ટ્રીટ કોટ.

કાઉસીઆ રાજ્યમાં ચારીક ખાતે સ્ત્રીઓ પર લાઠીમાર મારવામાં આવ્યાનું જણાવાય છે. ત્યાં એક મેળા પર સ્ત્રી-પુરૂષ કિસાનો શાંતીમય પીકેટીંગ કરી રહ્યાં હતાં. અને ૧૪૪ મી કલમ જાહેર થયા છતાં નિયમીત સરઘસો નીકળતાં હતાં.

બાળ લગ્ન પ્રતિબંધક કાયદાને અવગણીને તા. ૫ મી જુને એક દશ વર્ષની કન્યાનું લગ્ન ૨૨ વર્ષના યુવક સાથે એનાં માબાપે રૂ. ૫૦૦ લઇ કરી આપ્યું. ગીરગામના પ્રેસિડન્સી મેજીસ્ટ્રેટ મિ. ખંભાતાની કોર્ટમાં તેઓ સામે કેસ ચાલ્યો. મેજીસ્ટ્રેટે વરરાજાને રૂ. ૨૦૦ અને કન્યાના માબાપને દરેકને રૂ. ૧૦૦ ના દંડની સજા કરી અને લગ્ન કરાવનાર ગોરનો પણ રૂ. ૨૦૧ દંડ કર્યો અને ટીકા પણ કરી કે લગ્નની ક્રિયા કરનાર ગોરને જો જવા દેવામાં આવે તો કાયદાનો કંઇ અર્થ રહે નહિ. લગ્ન ક્રિયા કરાવનાર માણસની જવાબદારી આ કાયદા મુજબ કેટલી બધી છે તેનું ભાન તેને કરાવવાની જરૂર છે.

કાનપુરની મીલ હડતાલ વખતે લખનૌની 'પતિતા'ઓએ ઘણું પરમાર્થનું કામ કર્યું હતું. લખનૌવાળી મીસ હસીનાબાનુ તથા 'રેડીઓ' સ્ટાર મીસ ગોહરે કાનપુર જઇ ગલીએ ગલીએ ફરીને સંગીત ગાયું. જે ઉઘરાણું આવ્યું તે બેકાર મજુરોનાં સ્ત્રી બાળકોના નિભાવ અર્થે અર્પ્યું.



એડબરી મિલ્સની હડતાલ પર ઉતરેલી મજુર બ્હેનો

**ડૉ. મિસિસ પુનન લુખોસ:** ત્રાવણકોર સરકારના સર્જન જનરલ ડૉ. મિસિસ પુનન લુખોસ હોસ્પીટલોની વ્યવસ્થા વગેરેનો અભ્યાસ કરવા માટે ઇંગ્લાંડ જવા ઉપડી ગયાં છે. તેઓ હોસ્પીટલોની વ્યવસ્થાને લગતો અભ્યાસ કરવા ઉપરાંત અસાધ્ય રોગો પર રેડીયમની સારવાર કરવા સંબંધમાં જે છેલ્લામાં છેલ્લી પદ્ધતિઓ છે તેનો પણ અભ્યાસ કરશે.

ત્રાવણકોર રાજ્યમાં જ નહિ પણ આખા હિંદમાં સર્જન જેવા હોદ્દા પર આવનારામાં તેઓ સર્વ પ્રથમ મહિલા છે. તેમણે અગાઉ અનેક વાર ત્રાવણકોર રાજ્યનાં લશ્કરી ખાતામાં વડા તરીકે કામ કર્યું હતું. સ્ત્રીઓ તથા બાળકોના રોગોમાં તેઓ ખાસ નિષ્ણાત હોવાથી, તેમની એ દિશાની સેવા બદલ તેમને ૧૯૩૫ માં ત્રાવણકોરના મહારાજાએ " વૈદશાસ્ત્ર કુશલ "નો ખીતાબ આપ્યો.

ત્રાવણકોર રાજ્યમાં તેમનો આ હોદ્દો કેટલો જવાબદારી ભર્યો છે તેનો ખ્યાલ નીચેની બીના પરથી આવશે. ત્રાવણકોર રાજ્યમાં પ્રજાને દાકતરી સારવાર મફત આપવામાં આવે છે, આખા રાજ્યમાં સરકાર તરફથી ૩૬ હોસ્પીટલો અને ૫૩ દવાખાનાઓ ચલાવવામાં આવે છે. એ બધાં પર તેમને દેખરેખ રાખવાની રહે છે. આ ઉપરાંત ૨૩ જેટલી બીજી આ-માલિકીની તેમજ સખાવતી હોસ્પીટલો પણ છે.

**મરાઠી સ્ત્રીઓનું કાર્ય:** પૂનાની એક આગળ પડતી તાલીમ સંસ્થા મહારાષ્ટ્રીય મંડળે ખુડા નદીની રેલ તરી જનાર સ્ત્રીઓનું સન્માન કર્યું હતું અને ઇનામો વહેંચ્યા હતા

ઇનામો લેનારાઓમાં મિસિસ બરવે, મિ૦ એલ. વી. ભોપટકરની બે પુત્રીઓ મિસ કે. ભોપટકર અને મિસ એલ. ભોપટકર મિસ નાડુ, મિસ ધરાપ અને મિસ જોગલેકરનો સમાવેશ છે. સાત વર્ષની વયનો માસ્તર ભોગાટ પણ નદી તરી ગયો હતો, એને ઇનામ આપવામાં આવ્યું હતું. ભાવડાની રાણી સાહેબે મેળાવડાનું પ્રમુખ સ્થાન લીધું હતું.

**મિસિસ વી. ટી લક્ષ્મી :** મદ્રાસ વિજીલન્સ એસોસીએશનના મદ્રાસ ખાતેના મધ્યસ્થ રાહત આશ્રમનાં કાર્યકર તરીકે એસોસીએશને મિસિસ વી. ટી. લક્ષ્મીની પસંદગી કરી છે. એ પસંદગી મદ્રાસ સરકારે મંજુર કરી છે. અત્યાર સુધી આ હોદ્દા પર ઇંગ્લાંડની કાર્યકર સ્ત્રીઓ જ આવતી. મિસિસ વી. ટી. લક્ષ્મી પહેલાં બેંગ્લોરની કમળાબાઇ હાઇસ્કુલનાં પ્રીન્સીપાલ હતાં.

**શ્રીમતી દુર્ગાવતી વોરા :** માજી કાકોરી કેદી શ્રી. જોગેશચંદ્ર ચેટરજીનાં લગ્ન દિલ્હી પ્રાંતિક મહાસભા સમિતિનાં પ્રમુખ શ્રીમતી દુર્ગાવતી વોરા સાથે સીવીલ મેરેજ પદ્ધતિ અનુસાર દિલ્હીના ડે. કમીશનર મિ. ઇવાન્સની હાજરીમાં થયાં છે.

શ્રીમતી દુર્ગાવતી ઉત્તર હિંદના જાણીતા ક્રાંતિકાર શ્રી ભગવતીચરણનાં વિધવા થાય. ૧૯૩૦ ની સાલમાં એક બોમ્બ ફાટતાં શ્રી. ભગવતીચરણનું મૃત્યુ થયું હતું.

શ્રીમતી દુર્ગાવતી એક ધનિક બાળા હતી. પોતાના પતિના તોફાની જીવનમાં સાથ આપવા એણે સંપત્તિની આહુતિ આપી. મુંબઇમાં જાણીતા થએલા લેમીંગ્ટન રોડ પોલીસ સ્ટેશન શુટીંગ કેસમાં એનું નામ આગળ પડી આવતું હતું. પરંતુ પાછળથી મુંબઇની પોલીસે એની સામેનો કેસ પાછો ખેંચી લીધો હતો. છેલ્લાં કેટલાંક વર્ષોથી શ્રીમતી દુર્ગાવતી દિલ્હીમાં જ વસતાં હતાં.

શ્રીમતી દુર્ગાવતી ગુજરાતનાં સંસ્કારી લેખિકા અને કલાકાર છે. હાલમાં તેઓ દિલ્હી પ્રાંતિક મહાસભા સમિતિના પ્રમુખ છે. સરકારની દમન-નીતિ સામે ગયા ઓગસ્ટની ૨૨ મી તારીખે યોજવામાં આવેલી હડતાળના સંબંધમાં એમની ધરપકડ કરવામાં આવી હતી અને ગોઠવણ પ્રમાણે લગ્ન થઇ શકે એ માટે એક અઠવાડિયાની સાદી સજા ફરમાવવામાં હતી.

**સીંધીયા સરકારનું સ્તુત્ય પગલું :** ગ્વાલીયર રાજ્યમાં હિન્દુ સ્ત્રીઓના કાયદેસરના હકો શું હોવા જોઇએ એ વિષે રાજ્યની ધારાસભાએ પસાર કરેલા ઠરાવ અનુસાર મહારાજા સિંધીઆએ એ વિષે હકીકતો ભેગી કરવા માટે એક કમીશનની નિમણુંક કરી હતી. આ કમીશને બ્રિટિશ હિન્દના તેમજ દેશી રાજ્યોના કાયદાઓની તપાસ કરી એક હેવાલ દરબાર સમક્ષ રજુ કર્યો છે.

**સંસ્કૃતમાં પ્રથમ નંબરે પાસ :** ઢાકા યુનિવર્સીટીની એમ. એ. ની ગઇ પરીક્ષામાં કુમારી પ્રભા સેનગુપ્તા સંસ્કૃતમાં પ્રથમ નંબરે પાસ થયે



**રા. કાંતિલાલ ઇશ્વરલાલ**
જેમણે માંગરોળમાં જૈન કન્યાશાળા સ્થાપવા રૂ. ૬૦૦૦૦ નું દાન કર્યું છે.

છે. ગયે વર્ષે બી. એ, ( ઓનર્સ )ની પરીક્ષામાં પણ સંસ્કૃતના વિષયમાં તેમણે પ્રથમ નંબર મેળવ્યો હતો.

**ઔરંગાબાદની મહિલા મંડળની વાર્ષિક** સભાની બીજી બેઠક ૩૦ મી અને ૩૧ મી ઓગષ્ટે પ્રીન્સેસ નીલુફર ફરહતબેગમના પ્રમુખપદે ભરાઇ હતી.

**પ્રથમ મહારાષ્ટ્ર મહિલા પરિષદ :** પુનામાં શ્રી. સરોજીની નાયડુના પ્રમુખપદે ચાલુ માસમાં ભરાઇ હતી.

**મહાસભાનો સંદેશ :** આમ જનતામાં ફેલાવવાના ઉદ્દેશથી અને ખાદીના પ્રચાર કાર્યમાં મદદ કરવાના ઉદ્દેશથી, બંગાળ પ્રાંતીય મહાસભા સમિતિએ રાષ્ટ્રપતિ સુભાષચંદ્ર બોઝની સંમતિથી સ્ત્રીઓની એક સંસ્થા સ્થાપવાનું નક્કી કર્યું છે. એ સંસ્થા પ્રાંતીય મહાસભા સમિતિ સાથે સંકલિત રહેશે કે; જ્યાંથી સ્વયંસેવકો પોતાનું કાર્ય બધે ફેલાવી શકે એવા કેંદ્રો પ્રાંતના જુદા જુદા ભાગોમાં સ્થાપવાનું પણ નક્કી કર્યું છે.

**બેગમ અન્સારીની ચીન જતી ટુકડીને ઉમદા ભેટ :** હીંદના મશહુર રાષ્ટ્રવાદી મુસ્લીમ નેતા સ્વ. ડૉ. એમ. એ. અન્સારીનાં વિધવા બેગમ અન્સારીએ પોતાના પતીના, વાઢકાપના તમામ ઓજારો ચીન જતી મહાસભાની એમ્બ્યુલન્સ ટુકડીને ભેટ કર્યાં છે.

**કલકત્તા સ્ત્રી મંડળની એક સભા,** મંડળની પ્રવૃત્તિને વેગ આપવા માટે ભવાનીપુરમાં મળી હતી જે માટે સૌદામિનિ બ્હેન મ્હેતાએ ફરીવાર આગેવાની લીધી હોય તેમ જણાય છે. સભામાં પ્રમુખ, ઉપપ્રમુખ, સેક્રેટરી વગેરે કાર્યવાહકોની નીમણુંક કરવા માટે વિચાર ચાલ્યો હતો અને આજ કાલમાં ચોક્કસ પગલાં લેવા ફરીવાર સભા

મળશે. દરમ્યાન શ્રીમતિ રંભા બ્હેન ગાંધી સેક્રેટરી નીમાયા છે.

**વિજયાલક્ષ્મી પંડીતનો બસરામાં સત્કાર :** યુક્ત પ્રાન્તોના સ્થાનિક સ્વરાજ ખાતાનાં પ્રધાન શ્રીમતી વિજયાલક્ષ્મી પંડીત ઇંગ્લાંડ જતાં માર્ગમાં તા. ૨૦ મીએ ડચ ટપાલી વિમાનમાં આવી પહોંચ્યા ત્યારે બસરામાં વસતા લગભગ ૧૦૦ હીંદીઓએ તેમનો મારગીલ વિમાની બંદરે સત્કાર કર્યો હતો. વિમાનમાંથી ઉતરતા પુષ્પહાર પહેરાવવામાં આવ્યો હતો અને બસરાની હિંદી કલબમાં સાંજે તેમના માનમાં એક ભોજન સમારંભ ગોઠવવામાં આવ્યો હતો.

**૭ અઠવાડીયામાં અક્ષરજ્ઞાન :** એમ જાણવામાં આવે છે કે સહકારી ખાતું થોડીક સ્ત્રી વ્યવસ્થાપીકાઓને બાબુ સંગમલાલની "૭ અઠવાડીયામાં અક્ષરજ્ઞાન "ની યોજનામાં તાલીમ લેવા માટે મોકલવા માંગે છે જેથી અક્ષરજ્ઞાન જંગના સંબંધમાં ગામડાંની સ્ત્રીઓ વચ્ચે કાર્ય કરવા માટે તેમને તૈયાર કરી શકાય.

હાલ તરત સહકારી ખાતાનાં એક સ્ત્રી-ઇન્સ્પેકટર સાથે ત્રણ વ્યવસ્થાપીકાઓને ૧ લી સપ્ટેમ્બરથી બેએક અઠવાડીયાં માટે પ્રયાગ મહિલા વિદ્યાપીઠના મહિલા સેવાસદન ખાતે ભરાનારા ખાસ વર્ગમાં મોકલવામાં આવશે. આ સાથે મહિલા સેવાસદનની કેટલીક વિદ્યાર્થીનીઓને ગામડાંની સ્ત્રીઓમાં કામ કરવા માટે તાલીમ આપવામાં આવશે.

**હોલેંડની રાણી** જ્યુલિયાનાએ ગાદીની વારસ બાળકીને જન્મ આપ્યો તેની ખુશાલીમાં ડચ ઇન્શ્યુરન્સ કંપનીના ડીરેકટરોએ તે દિવસે એટલે જાન્યુઆરીની ૩૧ મી તારીખે હોલેંડમાં જન્મેલાં બાળકોનો મફત વીમો ઉતરાવવાની જાહેરાત કરી છે. આ બાળકોનો ઉતરાવેલો વીમો તેમની ૨૫ વર્ષના ઉમરે મળી શકશે.

આ જાહેરાતને કારણે આશરે ૫૦૦ બાળકોને તેમના ૨૫ મા વર્ષે લાભ મળશે.

**પાંચ વરસમાં આઠ બાળકોનો જન્મ :** નોર્ધમ્બરલેંડમાં રહેતી ૨૬ વરસની મીસીસ એગ્નીસ રૌબીન્સને સાડા પાંચ વરસમાં આઠ બાળકોનો જન્મ આપ્યો છે. એક રીપોર્ટરે તેની મુલાકાત લીધી ત્યારે મીસીસ રૌબીન્સને આ નોંધપા રેકર્ડની વિગતો આપતાં જણાવ્યું હતું કે સા સાત વરસ પહેલાં લગ્ન થયા બાદ બે વરસે તે એક જોડકાને જન્મ આપ્યો હતો અને એ પ એક વરસે બીજું જોડકું જન્મ્યું હતું.. બે વરસે ખાલી વહી ગયા બાદ એક બાળક જન્મ્યું અ એક વરસ પછી બીજું એક બાળક જન્મ્યું અ હવે સાત અઠવાડીયા પહેલાં જ ત્રીજું જોડ જન્મ્યું. ૩૨ વરસની ઉમરનો તેનો ધણી એ કામદાર છે.

**ડેન્માર્કની સ્ત્રીઓની ફતેહ :** ડેન્માર્કન સ્ત્રીઓની એક ટોળકીએ ચાર મીનીટ અને ૩૧ સેકન્ડમાં ચારસો મીટર જેટલું અંતર કાપીને તરવાની યુરોપની ચેમ્પીયનશીપમાં ફતેહ મેળવી છે, એટલું જ નહિ પરંતુ એ તરીને તેમણે રેકર્ડ પણ કર્યો છે. તરવાની આ હરિફાઇમાં હોલાંડની સ્ત્રીઓ બીજા અને ગ્રેટબ્રિટનની સ્ત્રીઓ ત્રીજા નંબરે આવી હતી.

ડેન્માર્કની સ્ત્રીઓની ટુકડી પૈકીની મીસ રૈગનહીલ્ડ હવેગરે પાંચ મીનીટ અને ૬૨ સેકન્ડમ ૪૦૦ મીનીટનું અંતર કાપીને કોપનહેગનમાં એક વધુ રેકર્ડ કર્યો છે. એ તેનો પચીસમો દુનિયાને રેકર્ડ છે.

**મીસરની સ્ત્રીઓને વેપારી તાલીમ :** મીસરને સભ્ય રાષ્ટ્રોની હરોળમાં મુકવાને તેની જનતા તેમજ સરકાર પ્રચંડ પ્રયાસો કરી રહ્યા છે. હમણા જ મીસરમાં સ્ત્રીઓને પણ વેપારી તાલીમ આપવા માટે એક ખાતુ શરૂ કરવામાં આવ્યું છે. આ નવા ખાતાનો લાભ લેવાને અનેક સ્ત્રીઓ બહાર પણ પડી છે.

**સ્ત્રી વિમાનીઓનું સૈન્ય:** ભાવિ વિગ્રહમાં પુરુષશકિત રોકાઇ જાય ત્યારે, તેઓનું કામ ઉપાડી લેવા તેમજ બીજી અનેક કામગીરીઓ-કરવાના હેતુથી, બ્રિટનમાં સ્ત્રી વિમાનીઓનું ખાસ અનામત સૈન્ય તૈયાર કરવામાં આવે છે. એ યોજનાને અંગે રેનફ્રૂના મેલેન્ડઝ ખાતેના એરોડ્રોમ ખાતે વડા ઇન્સ્ટ્રકટર મિસિસ જી. એમ. પેટરસને સ્ત્રી સભ્યોની નોંધણી કરવા માંડી છે.

**મનગમતી સંતતિ મેળવવાના અખતરા** લંડનના બે ડાકટરોએ સ્ત્રી જાતિના સંપૂર્ણ

અભ્યાસ પછી માબાપને જોઇએ એ જાતિની સંતતિ મેળવી આપવાના અખતરાઓ કરવા માંડયા છે. એમણે એક એવો સિદ્ધાંત તારવ્યો છે કે જે સ્ત્રીમાં તેજાબનું પ્રમાણ વધુ હોય તેઓને છોકરીઓ જન્મવાનો સંભવ વધુ છે. જે સ્ત્રીઓના બાંધામાં આલ્કલાઇનનું તત્ત્વ વધુ હોય તેઓને છોકરાઓ જન્મવાનો વધુ સંભવ છે. આ તથ્ય પર એમણે એવાં પ્રકારનાં ઇન્જેકશનો તૈયાર કર્યાં છે કે યોગ્યતા પુરઃસર ભિન્ન ભિન્ન તત્ત્વો ધરાવતી સ્ત્રીઓને તે આપવામાં આવતાં દંપતીની ઇચ્છા પ્રમાણે સંતતિ જન્મે છે. આ રાહત ભરી, બીન ખર્ચાળ પદ્ધતિથી ૮૦ ટકા જેટલાં પરિણામોમાં સફળતા મળી છે. જો સંપૂર્ણપણે સફળતા મળશે તો લંડનની બધીય હોસ્પીટલો એ ઇન્જેકશનોનો ઉપયોગ કરશે એમાં શંકા નથી.

**પત્નીઓનો કામદાર સંઘ :** પતિ અને પત્નીનો સંબંધ ઘણું કરીને ખાનગી રહ્યો છે, પણ વ્યવસ્થિત જાહેરજીવનનાં આક્રમણ એ સંબંધ પર થવા લાગ્યાં છે, ને થાય એમાં નવાઇ પણ નથી. છતાં ન કલ્પી હોય એવી ઘટનાઓ એમાંથી ઉપસ્થિત થાય છે ત્યારે રમુજ અને ચિન્તાની મિશ્રિત લાગણીઓનો અનુભવ થાય છે.

ખાનગી સંબંધમાં પતિ ઘણું ખરું પત્ની પર પ્રભુત્વ ભોગવતો હોય છે. પણ અતુટ રહેવા મથતા એ સંબંધમાં વ્યક્તિત્વ મહત્ત્વનો ભાગ ભજવી જાય છે. બાજરમાન પત્ની પતિ પર જીવનભર રાજ્ય કરી શકે અને મંદ, ફિક્કું સ્મિત કરીને પતિ પત્નીનો આજ્ઞાધારક બની રહે. એ બાજરમાન પત્ની, ખુમારીવાળો નોકર શેઠને ન ગાંઠે એનાથી તદ્દન જુદું જ સ્થાન ભોગવતી હોય છે. એટલે ખાનગી સંબંધ વ્યક્તિત્વના મેળ પર નભે છે. છતાં એ સંબંધ પર પહેલું આક્રમણ ત્યારે થયું કે જ્યારે સ્ત્રી એ પુરૂષની દાસી નથી એ વિચારો ઘૂમવા લાગ્યા. પછી તો સમાનતા, અંગત સ્વાતંત્ર્ય અને આત્મવિકાસને નામે એ સંબંધ પર ખૂબ આક્રમણો થયાં. જેને લીધે પતિ પૂજનીય સ્વામી મટી ગયો છે અને સારો હોય તો માણસ અને નરસો હોય તો પશુ લેખાવા લાગ્યો છે.

આમ છતાં ય આક્રમણનો અન્ત નથી. અને ઇંગ્લેંડમાં એક નવી ચળવળ ઉપડી છે તે તો આ સ્થૂલ જગતવ્યવહારનું સ્થૂળતમ સંતાન છે. મીસ જે. ફ્રાન્સિસ નામની એક સ્ત્રી એ પ્રવૃત્તિને દોરે છે. તેણે ' પરિણીતા સંઘ ' સ્થાપ્યો છે અને તે કહે છે કે, " કાયદા મુજબ તો સ્ત્રી ખોરાકી, પોશાકી અને આશ્રય પામે છે, પણ ઘણી યે સ્ત્રીઓ પતિ અને સંતાનો માટે અડધી થઇ જાય છે છતાં તેમને માટે પગારનો દર મુકરર થયો નથી, પગાર સાથે કે પગાર વિનાની રજાઓ મળતી નથી કે છુટ્ટી હોતી નથી. તેમના કામના કલાકો પણ નક્કી થયા નથી. એ કેટલાં કેટલાં કામ કરે છે એનો તો જરા વિચાર કરો. આહારશાસ્ત્ર, ઘરકામ, રસોઇ, સિવણકામ, ધોબીકામ, સમારકામ, બાળઉછેર અને ઢગલાબંધ બીજાં કામોમાં તેઓને પ્રવીણ થવું પડે છે અને છતાં પુરૂષોએ સ્થાપેલા કામદાર સંઘો ત્રાસી ઊઠે એટલો બધો બોજો તેઓ ઉઠાવે છે, તો ય સ્ત્રીઓ બાપડી મૂંગે મોંઢે સહન કરે છે. અમે હવે એક કાયદો કરાવીને સ્ત્રીઓને કુટુંબની આવકનું અમુક પ્રમાણ મળે એવું કરવા માગીએ છીએ. બીજી રીતે કહીએ તો અમે લગ્નને ભાગીદારી બનાવવા માગીએ છીએ, પુરૂષની સ્ત્રી પરની માલિકી નહિ. "

ઘણે ઠેકાણે સ્ત્રીને કુટુંબની બધીજ આવક મળે છે તેનું હવે શું થશે તેની ચિન્તા થાય છે. પણ એક વાત ચોક્કસ છે. પુરૂષ જાતે કમાય અને સ્ત્રીને પગાર આપે તેથી આપોઆપ એ સ્ત્રીનો શેઠ બનશે ને ઘર અને ઘરકામમાં ઓફિસનો ઠાઠ આવી જશે.

**સહરાના વિશાળ રણપ્રદેશમાં:** એક વિચિત્ર રખડુ જાતી વસે છે. વર્ષોથી ચાલી આવેલી રૂઢી મુજબ આ જાતના પુરૂષોને બુરખા પહેરવા પડે છે અને અન્ય દેશોની પછાત કોમોમાં સ્ત્રીઓની જે હાલત હોય છે તેવીજ દશા ત્યાંના પુરૂષોની છે. ચોવીસે કલાક તેઓ બુરખા નીચેજ રહે છે, જમતી કે ઉંઘતી વેળાયે પણ તેઓ પડદા નીચેથી મ્હોં બહાર કાઢી શકતા નથી. ત્યાંની સ્ત્રીઓ ખુલ્લે મોંઢે હરી ફરી શકે છે પણ બીચારા પુરૂષોને તેમની પત્નીને પણ મુખ બતાવવાની મનાઇ છે. આ વાત જેટલી વિચિત્ર છે તેટલી જ સાચી છે. આ ભટકતી ટોળી ' તારેગ 'ના નામથી ઓળખાય છે.

આપણા પુરાણોમાં કામરૂદેશના ત્રિયારાજ્યના વારંવાર વર્ણનો થયાં છે પણ એ વાતો કપોળ-કલ્પિત મનાતી. પણ સહરાના પ્રદેશમાં એક અજોડ ત્રિયારાજ આજે નજરે પડે છે. વિશ્વમાં આ એકજ પ્રદેશ છે જ્યાં 'નબળી' અને 'કોમળ' સ્ત્રી જાતી અબાધિત સત્તા ધરાવે છે. તેમનો પડયો બોલ પુરૂષોને શીરપાવ ગણી ઉપાડી લેવો પડે છે. ત્વારેગ જાતીના પુરૂષો કોઇને પણ પોતાનું મ્હોં બતાવી શકતા નથી.

બીજા હાથ પર ત્વારેગ સ્ત્રીઓ માત્ર પોતાના પતિનો ચ્હેરો જોવાની મનાઇ સિવાય પૂર્ણ સ્વતંત્રતા ભોગવે છે.

બીજી સર્વ બાબતોમાં કોઇપણ યુગની કે ભૂમિની સ્ત્રી કરતાં તે વધુ સ્વતંત્રતા ભોગવે છે. પત્નીએ પતીને વફાદાર રહેવુંજ જોઇએ એવું કોઇપણ ફરજીયાત બંધન તેને માન્ય નથી. જીવન-સાથી મેળવવા ખાતરજ સ્ત્રીઓ લગ્ન કરતી નથી. પણ લગ્ન કરવાથી તેને ચોક્કસ લાભો થાય છે. ગમે તેવું ભયંકર કારણ હોય તો પણ પુરૂષો કદી છુટાછેડા મેળવી શકતા નથી. સ્ત્રીની બેવફાઇ પણ તેમને છુટાછેડા અપાવી શકતી નથી. બીજા હાથ પર, સ્ત્રી પોતાના પતીને મરજીમાં આવે ત્યારે લાત મારી તરછોડી શકે છે. "પુરૂષથી તે કંટાળી છે" એટલાજ શબ્દો તલ્લાક માટે પુરતા છે.

લગ્નના પ્રશ્ન સંબંધમાં પણ પુરૂષોને કંઇ જ સત્તા નથી. કોઇ પણ બાળા સાથે સંવનન કરવાની કે લગ્નની માગણી કરવાની તેને છુટ નથી; છતાં કોઇ પણ બાળાને મળવા કે તેની સાથે વાતચીત કરવા સામે કોઇ જાતનો વાંધો લેવાતો નથી. સ્ત્રીઓ જ સંવનન કરી શકે છે. કયો વૃદ્ધ કે યુવાન તેમના હાથને યોગ્ય છે એનો નિર્ણય પણ સ્ત્રીઓ જ કરે છે. માબાપની સંમતિની પણ જરૂર નથી. લગ્ન એ સ્ત્રીનો એક અંગત પ્રશ્ન છે એટલે બીજો કોઇ પણ માણસ લગ્ન સંબંધમાં દરમીયાનગીરી કરી શકતો નથી. માત્ર એક જ વાંધો નડે છે અને તે એ કે સ્ત્રીએ પોતાના ભાવી પતિની પસંદગી તેનું મુખ જોયા વિનાજ કરવાની.

અમુક સ્ત્રીએ તેને પસંદ કર્યો છે. માટે તેને પરણવું જ જોઇએ એવું પુરૂષો માટે કોઇ ફરજીયાત બંધન નથી

ત્વારેગ સ્ત્રીઓમાં એવી પ્રચલિત માન્યતા છે કે કોઇ પણ સ્ત્રી પુરૂષનો બુરખો દુર કરી તેનો ચ્હેરો જુવે તો તેના પર ભયંકરમાં ભયંકર આફતો ઉતરે.

પ્રગતિમાન ગણાતા રાષ્ટ્રો કરતાં પણ આ સ્ત્રીઓ વધુ સ્વાતંત્ર્ય ભોગવે છે. તેમને માથે કોઇ પણ પ્રકારના સામાજીક બંધનો કે જવાબદારીઓ લદાઇ નથી. જ્યાં સુધી કોઇ પણ પુરૂષને પતિ તરીકે તે પોતાની સાથે રહેવા દે, ત્યાં સુધી તેના નિર્વાહનો બોજો પુરૂષને માથે જ રહે છે. અને છતાં, તે ફાવે ત્યાં જઇ શકે છે અને ગમે તેમ વર્તી શકે છે. સ્ત્રીની દીનચર્યામાં પુરૂષ કોઇ પણ પ્રકારની દરમ્યાનગીરી કરી શકતો નથી. તેને તો પત્નીના હુકમો જ ઉઠાવવાના રહે છે.

ત્વારેગ સ્ત્રીઓમાં ખુબસુરતીના ખ્યાલો પણ ખરેખર વિચિત્ર છે. દુનિયાભરમાં જ્યારે સૌન્દર્ય રાણીઓ પોતાની રમણીય કાયા જાળવવા પાતળાં બનવાનો અખતરો કરે છે ત્યારે આ સ્ત્રીઓના સૌન્દર્યની આંકણી તેના વજન પર થાય છે. જેમ વધુ વજન તેમ સ્ત્રી વધુ સુંદર ગણાય છે.

---

'ગુણસુન્દરી'માં અવલોકન માટે

પુસ્તકો મોકલનાર લેખકો અને પ્રકાશકોએ અવલોકનકાર તથા ઓફીસની સગવડતા સારૂ પુસ્તકની બબ્બે નકલો અવલોકનાર્થે મોકલવાનો વહીવટ રાખવા વિનંતી છે.

મંત્રી—"ગુણસુન્દરી"

દેવાનો વિચાર કરે છે. (૨) કેટલેક ઠેકાણે આવી બંધ પાડેલી સ્કૂલોને બદલે કન્યાશાળાઓ તથા હુન્નરઉદ્યોગોની શાળાઓ સ્થાપવા માંગે છે. (૩) મુંબઇની સેકંડરી ટ્રેનિંગ કૉલેજમાં ફી વધારવામાં આવનાર છે. (૪) અને એ કૉલેજ બંધ કરી કર્ણાટકમાં એક નવી સેકંડરી ટ્રેનિંગ કૉલેજ ખોલવામાં આવનાર છે કે જેમાં તે પ્રાંતની માતૃભાષામાં–એટલે મરાઠીમાં શિક્ષણ અપાશે.

સરકારી સ્કુલો કરતાં ખાનગી સંસ્થાઓના હસ્તે ચાલતી શાળાઓમાં વધારે ખર્ચ આવે છે. એટલે પરિણામે ગરીબવર્ગ તથા મધ્યમવર્ગ વધુ શિક્ષણ લેતો અટકશે. કન્યશાળાઓ અને હુન્નરશાળાઓની જરૂરિયાત તો છે જ. પણ ચાલુ શાળાઓ બંધ કરી એવી શાળાઓ સ્થાપવામાં શું નીતિ રહેલી છે ? સરકાર વધારાની કન્યાશાળાઓ અને ઉદ્યોગશાળાઓ સ્થાપવાનો ખર્ચ ધારે તો શું ન ઉપાડી શકે ? મુંબઇની સેકંડરી ટ્રેનિંગ કૉલેજમાં ફી વધારવાનું પગલું તો સૌથી વધારે ખેદજનક છે. વધતી જતી બેકારીને અંગે કેટલાય યુવાનો અને યુવતીઓ બીજી કોઇ નોકરીને અભાવે શિક્ષકનો ધંધો સ્વીકારવા લલચાય છે. શિક્ષકો ટ્રેઇન્ડ–trained હોવા જોઇએ એવું એક બાજુથી કહેવું અને બીજી બાજુથી ટ્રેનિંગ કૉલેજમાં ફી વધારી એ ટ્રેનિંગને વધુ ખર્ચાળ અને થોડાને જ પ્રાપ્ત થઇ શકે એવું કરવું એમાં શો અર્થ છે ? સરકાર મધ્યમવર્ગની, આજના શિક્ષકોની સ્થિતિથી અજાણ બની ગઇ છે કે શું ? વળી મુંબઇની કૉલેજ બંધ કરવાથી પણ શિક્ષક વર્ગને ઘણી મુશ્કેલીઓ પડશે. કર્ણાટકની કૉલેજ કે જ્યાં માતૃભાષા મરાઠીમાં શિક્ષણ અપાશે તે કૉલેજનો ગુજરાતીઓ શી રીતે લાભ લઇ શકશે ? ત્યારે ગુજરાતી શિક્ષકોએ શિક્ષણ માટે ક્યાં જવું ?

એકંદરે જોતાં સરકારની હાલની નીતિ કેળવણીના દ્રષ્ટિબિંદુથી કે જનતાના દ્રષ્ટિબિંદુથી–એકે દ્રષ્ટિબિંદુથી યોગ્ય નથી.

**સુરતની હોનારત**

સુરતમાં તાપી નદીમાં જળપ્રવાસે નીકળેલાં લગભગ એંશીએક સહેલાણીઓના ભોગ તાપી નદીએ ગયે માસે લીધા. આ બનાવે માત્ર સુરતમાં જ નહિ પણ આખા ગુજરાતમાં હાહાકાર વર્તાવ્યો છે. આ બનાવ માત્ર આકસ્મિક નથી એમ માનવાને કારણ મળે છે, એમ જણવામાં આવ્યું છે કે હોડીમાં વધુ પડતાં માણસોને બેસાડવામાં આવ્યાં હતાં; અને આ બનાવ માટે હોડીના માલિકની બેદરકારી પણ જવાબદાર હતી. આ બનાવ અંગે જાહેર જનતા તપાસ માંગી રહી છે. તે થવી જ જોઇએ. ભવિષ્યમાં આવો બનાવ ન બનવા પામે એ માટે સાવચેતી લેવાવી જોઇએ.

**નારી દેહોની છબીઓ.**

આજકાલ જ્યાં નજર નાંખીએ ત્યાં સ્રીઓની છબીઓ નજરે પડે છે. માસિકોના પુંઠાઓ ઉપર જાહેર ખબરોમાં, સાડીઓ ઉપર બધે જ સ્રીદેહની છબીઓ એક આકર્ષણ તરીકે મૂકાય છે. કેટલીક તો સ્રી જાતિને ઘણી જ અપમાનજનક હોય છે. આની પાછળ રહેલું માનસ વિશુદ્ધ નથી. આની પાછળ વિકારી, વાસના લોલુપ માનસ રહેલું છે. એવું માનસ આજે આપણા સમાજનું છે. આની સામે બ્હેન મંગળાબ્હેન લક્ષ્મણલાલ મહેતાએ વિરોધ દર્શાવ્યો છે તે યોગ્ય છે. બધાં સ્રી હિતનાં માસિકોએ અને મંડળોએ એમના વિરોધને સબળ ટેકો આપી આવી જાહેરાતો બંધ થાય એવી તજવીજ કરવી જોઇએ.

"ગુણસુન્દરી"
# બાલવિભાગ
તન્ત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૮ : અંક ૧૦ | પુસ્તક ૮ | ઑક્ટોબર : ૧૯૪૮

## વર્ષા

કંઇ ઉંચેરા ડુંગરીયે રે,
એથી આઘેરા સમદરીયે રે,
કંઇ ભૂરી ધુમ્મસવરણી....વરસે વાદળી રે.

કંઇ વાદળીઓની કોરે રે,
વળી ડુંગરીયાની ધારે રે,
કંઇ આછી કેસરવરણી,...ઝબકે વીજળી રે.

કંઇ નદીઓ પાણી ભરતી રે,
કંઇ ધરતી ઉપર સરતી રે,
કંઇ લીલી ને હરિયાળી,....ધરતી ખીલતી રે.

કંઇ સરોવરીયાની પાળે રે,
ઓલ્યા આંબલીયાની ડાળે રે,
કંઇ કાળી કામણગારી,....કોયલ બોલતી રે.

કંઇ ધરતી ને ભીંજવતી રે,
ભીંજવતી ને રીઝવતી રે,
રીઝવતી ઝરમર ઝરતી,....વર્ષા આવતી રે.

કેશવલાલ ધનેશ્વર દ્વિવેદી

# વચલાં પાણી

'બાપુ ! ઉપાય તો છે પણ થાય એવો નથી.' વૈદરાજ બોલ્યા.

'પણ કહો તો ખરા.' ઠાકોરે આગ્રહ કર્યો.

વાત એમ છે કે પરવતસિંહ ઠાકોરને પેટનો દુઃખાવો ઉપડયો હતો અને વૈદરાજ એમની નાડી તપાસીને માથું ધુણાવતા હતા.

પરવતસિંહ ઠાકોરનો મોટો ગરાસ હતો, ઠાકોર ભલા હતા અને વસતિ સુખી હતી.

'બાપુ ! તમારો આગ્રહ છે તો કહું છું કે આ દુઃખાવો વચલાં પાણીથી મટે એવો છે.' વૈદરાજ બોલ્યા.

'વચલાં પાણી ?'

'હા બાપુ ! વચલાં પાણી. સાંજને વખતે પચાસ બેડાં માય એવડી માટીની કોઠીમાં પાણી ભરાવવાં. રાત આખી એ પાણી ઠરે. સવારે અરધી કોઠી ખાલી કરવી અને પછીથી–હોં કે બાપુ ! અરધી કોઠી ખાલી કર્યા પછીથી–એક પ્યાલો પાણી લેવું, તેમાં આ દવા નાખીને નરણે કોઠે પાણી પી જવું. કોઠીનું બાકીનું પાણી ઢોળી નાખવું. એમાં રોજ નવાં પાણી ભરાય ને સવારના વચલાં પાણીમાં દવા ખવાય તો આ દુઃખાવો મટે. આઠ દહાડાનો પ્રયોગ છે બાપુ ! વૈદકશાસ્ત્રમાં તો એનો મોટો મહિમા છે.' વૈદરાજે વિસ્તારથી સમજાવીને કહ્યું.

'ઓહો ! એમાં શું ? આજથી એ પ્રયોગ શરૂ કરીએ વૈદરાજ !' ઠાકોર બોલ્યા.

'બાપુ ! આપણો જગો કુંભાર સારી કોઠીઓ બનાવે છે. બે કળશી દાણા માય એવડી કોઠી હશે તો ચાલશે.'

'ભલે, અને આપણો માલો પખાલી પાણી ભરી રાખશે.' ઠાકોરે કહ્યું.

'હા બાપુ ! એ તો એનું કામ જ છે ને ! એ નહિ ભરે તો કોણ ભરશે ?'

'હારે.'

વૈદરાજે દવા આપીને રજા લીધી.

ઠાકોરે કોઠી મંગાવી લીધી અને માલા પખાલીને પાણી ભરવા હુકમ આપ્યો.

આમ તો માલો પખાલી ઠાકોરનાં પાણી ભરી ભરીને થાકી જતો હતો ત્યાં એનું કામ વધ્યું.

આખો દહાડો માલો ને માલાની વહુ પાણી ભરી ભરીને લોથપોથ થઈ જતાં.

માલાની વહુ પાણી ખેંચે અને પખાલ ભરે. માલો પાડાને હાંકી જાય ને દરબારમાં પાણી પહોંચાડે.

છેક મોડે સુધી એમને ઠાકોરે દવા શરૂ કરી ત્યારથી પાણી ભરવું પડતું.

'કેમ માલાભાઇ ! હજી પાણી નથી ભરાઇ રહ્યું ? અંધારું તો થઇ ગયું.' વૈદરાજે માલા પખાલીને પૂછ્યું.

'મહારાજ ! બાપુએ દવા ખાવા માંડી છે એટલે શું કરીએ ? પાણીનો ખપ બહુ પડે છે.'

'હોય ભાઇ ! મોટાના કામ છે ! મોટાનો રોગ પણ મોટા !'

માલાને યાદ આવ્યું કે એક દહાડો વૈદરાજે એને કહેલું કે 'દરબારને ઘેર આટલું પાણી ભરે છે તો મારે ઘેર પણ એક પખાલ નાખતો જા ને ' પણ એણે તે વખતે ના પાડી હતી.

વૈદરાજે તો એને સમજાવેલો કે 'ભલા માણસ, અમે પણ કોઇ દહાડો કામના છીએ.' પણ માલો એકનો બે થયો ન હતો.

પોતે ના પાડી તેથી તો વૈદરાજે આ દવાનું તૂત ઊભું કર્યું નહિ હોય !

'અને મહારાજ ! મોટાની દવા પણ મોટી. હવે બહુ થયું મહારાજ ! આવતી કાલથી એક પખાલ તમારે ઘેર ઠાલવતો જઇશ આ પીડામાંથી છોડાવો બાપજી !' માલો બોલ્યો.

'હવે કેવો થયો ડાહ્યો ! મેં તો ઘણું કહ્યું હતું પણ તું માને ત્યારે ને ! અમે તો ઘણાય કામના છીએ પણ તારી નજરમાં ઊતરે ત્યારે ને ! ઠીક છે. બાપુને આજકાલમાં મટી જશે. વળી દવા બદલીશું.' વૈદરાજે પોતાની યુક્તિની અસર થઇ જાણીને કહ્યું.

માલા પખાલીએ વળતે દિવસે વૈદરાજને ઘેર પખાલ ખાલી કરી.

વૈદરાજનાં વહુ રાજી થઈ ગયા. ઘણા દહાડાથી એમણે વૈદરાજને કહેલું કે 'તમે દરબારના વૈદરાજ, ને તમારે ઘેર દરબારનો પખાલી પાણી પણ ન આપે ? એટલું પણ તમારાથી ન થાય !'

અને એમની સૂચનાથી વૈદરાજે પખાલીને કહી જોયેલું પણ એમ માલો પખાલી ઓછો સીધો સીધો માને એવો હતો ! એણે તો ના જ પાડી હતી.

એટલે વૈદરાજે વચલા પાણીનો પ્રયોગ પરવતસિંહ બાપુને કરાવ્યો.

'બાપુ ! હવે તો ભારે ફેર પડી ગયો સો એ સો ટકા મટી ગયું. આજથી જ હવે વચલાં પાણી પીવાં બંધ કરો તો સારૂં. મારે દવા પણ બદલવી પડશે.'

'તે તમને ઠીક લાગે એમ કરો.' દરબાર બોલ્યા. 'બાકી વૈદરાજ ! તમારી દવા તો રામબાણ છે.'

'બાપુ ! તમારા જેવાની દયાનો પ્રતાપ છે, બાપુ !'

નાગરદાસ ઇ. પટેલ

# મીરાંબાઈ

આઠ–દશ વરસની છોડી બારણાને અઢીંગીને ક્યારની છાનીમાની ઉભી છે. ઉભી ઉભી એકીટશે કાંઇક જુએ છે. એનાં વૃદ્ધ માજી પુજા–પાઠ કરે છે, સામે કૃષ્ણ ભગવાનની નાનકડી મૂર્તિ છે. પડખે ઘીનો દીવો બળે છે, સામે દૂધ–સાકરની પ્રસાદી પડી છે. માજી એકચિત્તે માળા ફેરવી રહ્યાં છે; દીકરી આ બધું જોઇ રહી છે.

પ્રસાંગ....પ્રસાંગ....બહાર ઢોલ વાગે છે ? શરણાઇ ને ત્રાંસાં વાગતાં સંભળાય છે. માણસોનાં ટોળે ટોળાં જોવા માટે દોડયાં જાય છે, પણ દીકરી તો એમને એમ જ ઉભી છે.

આરતી કરીને માજી ઉઠયાં. દીકરીને ચુપચાપ ઉભેલી જોઇને માજી બોલ્યાં—'બેટા, ત્યાં કેમ ઉભી છે ? પ્રસાદીની રાહ જોતી હશે, હં !' કહીને તેને પ્રસાદી આપી. 'બહાર વરઘોડો નીકળ્યો છે; ચાલ, તું જોવા આવે છે ને ?' કહીને માજી બારી પાસે ગયાં.

તરતજ દીકરી માજીના આસન પર બેસી ગઇ અને પુજા કરવા મંડી ગઇ. ભગવાનની મૂર્તિને પાછી નવરાવી, ચંદન ઘસ્યું અને ફૂલ ચડાવ્યાં.

'ચાલ, ચાલ, સારૂં સારૂં જોવાનું છે.' માજી બારીમાં ડોકું રાખીને જ બોલતાં હતાં. દીકરી શું કરે છે, તેની તેમને ખબર ન હતી.

દીકરીએ કાંઇ જવાબ ન વાળ્યો. તે તો ભગવાનના ધ્યાનમાં મશગુલ થઇ ગઇ હતી.

'હવે તો વરઘોડો નજીક આવ્યો, ચાલ તો ખરી.' માજીને હજી ખબર ન હતી.

કાંઇ જવાબ ન આવ્યો.

'વરઘોડો ચાલ્યો ગયો, તોય તું ન આવી !' માજી બારીએથી પાછાં વળ્યાં. 'ઓહો ! બેટા, તું પુજા કરે છે ?' માજી આશ્ચર્યથી બોલ્યાં. 'તનેય હવે થોડા વખતમાં પરણાવવી છે, હો દીકરી !'

'અં...હ. મારે નથી પરણવું. હું તો પરણી છું ને !'

'પરણી છે ! કોની સાથે ?'

દીકરીએ કૃષ્ણની મૂર્તિ સામે આંગળી ચીંધી. 'આમની સાથે.'

'અરે, મારી દીકરી !' માજીએ દીકરીને હર્ષથી બચી ભરી. 'તું એક વચની થજે, બેટા. બોલ ફેરવીશ નહિ.'

અને દીકરીએ આરતી કરી:—

'મેરે તો ગિરિધર ગોપાલ, દુસરા ન કો....ઇ,
હો નાથ ! દુસરા ન કો....ઇ.'

તે દિવસથી દીકરીનું ચિત્ત કૃષ્ણ ભગવાનની ભક્તિમાં લીન થઇ ગયું અને એક સાધ્વી બની રહી. તેનું નામ મીરાંબાઇ.

કેશવલાલ મનેશ્વર દ્વિવેદી.

---

# કાનજીભાઇ

પાછલી રાતના રોજ કાનજીભાઇ ઉઠતા. થીંગડાવાળું એક પહેરણું, ફાટેલું તુટેલું ધોતીયું, માથાના વાળ જેમ તેમ થઇ ગયા હોય, એવી સ્થિતિમાં કાનજીભાઇ ખાટલા-માંથી ઉઠે. ખાટલો બરાબર એમના મેળનો જ હતો. એક પાયો ભાંગલો ને કાથી પણ તૂટી ગયેલી. ખાટલા નીચે મૂકેલું દાતણ ચાવતા ચાવતા, કાનજીભાઈ ભાંગ્યાં તૂટયાં પ્રભાતીયાં ગાવાં શરૂ કરે; "અરે ! શામલા ગીરધારી, ભોળો ભગવાન રે, અરે એ તું દુ:ખીયાનો બેલી રે, મારો શામળીયો" કાનજીભાઇનાં પ્રભાતીઆંઓ પણ મેળ વગરનાં ! જ્યાં ત્યાંથી સંધાડીને "પ્રભાતીઆં" પુરાં કરે. કાનજીભાઇ કોઇ દિવસ પણ પ્રભાતીઆં ગાવા ચુકતા નહિ. કાનજીભાઇ ભારે આસ્થાવાળા હતા.

દાતણ કરીને તરત જ તે નાહિ લેતા. નાહિ ધોઇને કાનજીભાઇ શાક મારકીટમાં જાય, અને એક નાની દુકાન ઉઘાડે. દુકાનને વાળી ઝુડીને સાફ કરે, શાકના ટોપલા વ્યવસ્થિત ગોઠવે. એકમાં કારેલા હોય, બીજામાં દુધી, ત્રીજામાં ટીંડોરાં, લીંબુ, વેંગણ, બટાટા, કોબીજ, મરચાં, એમ દરેક સુંડલામાં જુદું જુદું શાક હોય. સૌથી પહેલા કાનજીભાઈ શાક મારકીટમાં આવતા, અને બધાં શાક બરાબર ગોઠવીને તૈયાર રાખતા. કાનજીભાઇને આળસ ગમતી નહિ.

શાક મારકીટમાં માણસોની ગીરદી થાય. વધારેમાં વધારે ઘરાક એની જ દુકાને હોય ! "શેઠ, કારેલા ચાર પૈસે કર્યા, લઈ જાવ નવા આવ્યા છે" "લીંબુ, અથાણું કરવા જેવા છે, તાજા છે, પછી બજાર તેજમાં આવશે !" એવુ એવુ ઘરાકને સમજાવી, પોતાનું બકાલું ખલાસ કરતા.

"અરે, કાનીયા, સાહેબને મણ લીંબુ જોઇએ છાંએ, લે આ ચીઠ્ઠી."

કાનજીભાઈ થોડુ ઘણુ ભણેલા એટલે વાંચીને જોખી આપતા. એની દુકાને ઘરાક તો ઉભાં જ હોય ! એને આવક સારી થતી.

"માલ સારો ખાવો ને પૈસા આપવા આકરા લાગે, નાલાયક ! જેવા હાલ્યા જ આવે છે ! !" કાનજીભાઇ ગુસ્સે થઇ જાય ત્યારે બોલી જતા. તેનો આખો દિવસ આવી રીતે પસાર થઇ જતો. કાનજીભાઇ એકંદર માયાળુ હતા. સાંજ પડે ને એ હિસાબ કરીને ચોપડામાં લખી લેતા. બધી ચીજો દુકાનમાં મૂકી, રાત પડે દુકાન બંધ કરતા.

× × ×

ઘણા વર્ષે હું આફ્રીકાથી પાછો આવ્યો. સવારે હું દરરોજની માફક શાક મારકીટમાં શાક લેવા ગયો. હવે તો શાક મારકીટ પણ બદલાઇ ગઇ હતી. પહેલાં તો

જેમ તેમ દુકાનો હતી, પણ હવે તો લાઇનબંધ દુકાનો થઇ ગઇ છે. મેં કાનજીભાઇની તપાસ કરી પણ એ તો દેખાયા જ નહિ. ઘણી તપાસને અંતે મને ખબર પડી કે, કાનજીભાઇ તો શેઠ થઇ ગયા છે શાક મારકીટમા આવેલી બધી દુકાનો તેમની જ છે હવે તો તેમના ઘરે નોકરો કામ કરે છે. શેઠ થયા પછી શું બાકી હોય ! રાત પડી, સૌ સુઇ ગયા, વહેલી સવારે મેં એક માણસ જોયો. મોંમાં દાતણ ચાવતો ચાવતો એ કંઇક ગાતો હતો. તેના આછા આછા સ્વર મને સંભળાતા હતા, "અરે ! રામલા ગીરધારી, ભોળો ભગવાન રે, અરે એ તો દુખીયાનો બેલી રે ! ! શામળા ગીરધારી !"

હું અચાનક જાગી ગયો, મારાથી બોલી જવાયુ, "અરે ! એ તો પેલા કાનજીભાઇ ! !"

રસિક આચાર્ય

---

## ચોપડીની કવિતા

મને પેટીમાં પૂરી ફસાવશો માં,
મને ચપટીમાં ચોળી સતાવશો મા,
મને ગોબરા હાથે લગાડશો માં,
મને ડાઘા પાડીને બગાડશો માં,

*

મને કોણી મારીને દબાવશો માં,
મને નાની માનીને ફગાવશો માં,
મન ઠેબે મારીને ઉડાડશો માં,
મને ઉંચેથી નીચે પછાડશો માં.

*

મારા પૂઠાંને વાંકાં વાળશો માં,
મારાં પાનાને ફોગટ ફાડશો મા,
મને વાંચ્યા વિનાની મૂકશો મા,
પછી બીજાને કેવું ચૂકશો માં

ઇશ્વરલાલ ક જોશી.

# સૌથી પહેલાં

## સૌથી પહેલાં ડાયનેમાઇટ કોણે તૈયાર કર્યો ?

ડૉ. આલ્ફ્રેડ નોબેલે સૌથી પહેલાં ડાયનેમાઇટની શોધ કરી હતી. તેઓ ૧૮૩૩ થી ૧૮૯૬ સુધીમાં થઇ ગયા. તેઓ સ્વીડીશ રસાયન શાસ્ત્રી હતા અને આમાંથી તેઓને અઢળક સંપત્તિ પ્રાપ્ત થઇ હતી અને આમાંથી દર વર્ષે એક ઈનામ 'નોબેલ પ્રાઇઝ' નામનું દુનિયાની શાન્તિ માટે સારૂં કામ કરે તેને અથવા સાહિત્યનું સુંદર પુસ્તક રચે તેને આપવામાં આવે છે.

*

## બંધુકનો દારૂ અને બીજા દારૂખાનાની કોણે પહેલી શોધ કરી ?

રોજર બેકન, કે જે ૧૨૧૪ થી ૧૨૯૪ માં થઇ ગયા તેને ફાળે બંધુકનો દારૂ શોધવાનું માન જાય છે. જો કે એણે દારૂગોળાનો ઉપયોગ પોતાની જાત મહેનત અને હોંશિયારીથી શોધી કહાડયો હતો પણ હવે એ ચોક્કસ થયું છે કે ઇસ્વીસન પૂર્વે ચીનાઓ દારૂનો ઉપયોગ અને તેના ગુણ દોષ જાણતા હતા.

*

## દુરબીન કોણે પહેલાં શોધી કહાડયું ?

ગેલીઓઓએ સૌથી પહેલાં દુરબીન શોધી કહાડયું હતું.

*

## ટેલીફોનની શોધ કોણે કરી ?

જો કે ઘણા માણસોએ ટેલીફોનની શોધ પાછળ પ્રયત્ન કર્યો છે છતાં ટેલીફોનની શોધનું અને તેનો સફળતાપૂર્વક ઉપયોગ કરવાનું માન અલેકઝાન્ડર ગ્રેહામ બેલ કે જેઓ સ્કૉટલેન્ડના વતની હતા તેમને ફાળે જાય છે. તેઓએ આ શોધ ઇ. સ. ૧૮૭૬ માં કરી હતી.

*

## સૌથી પહેલાં બલુનમાં ઉંચે આકાશમાં કોણ ઉડયું ?

ઘણું ખરૂં એમ માનવામાં આવે છે કે 'મૉન્ટગોલ્ફીએર' ભાઇઓએ બલુનને સૌથી પહેલાં ૧૮૭૩ માં આકાશમાં ઉંચે ઉડાડ્યું. શરૂઆતમા કોઇ પણ માણસને બલુનમાં બેસાડયા સિવાય ઉંચે ઉડાવવાના અખતરા કર્યા અને તે પછીથી માણસો સાથે ઉંચે ઉડાવવામાં આવ્યું હતું. તે વખતે બલુનમાં ગરમ હવા ભરીને ઉંચે ઉડાવવામાં આવતું હતું. હવે તેમાં ઘણા સુધારા થયા છે. અને અત્યારે તો રેલ્વેની પેઠે એરોપ્લેનોનો વહેવાર ચાલુ થઇ ગયો છે તથા દર વર્ષે હજારો માણસો એ રીતે મુસાફરી કરે છે ને દુરદુરનાં સ્થળોએ જલદીમાં જલદી જઇ શકે છે.

*

સૌથી પહેલાં આટલાંટિક મહાસાગરનું અટક્યા સિવાય ઉડ્ડયન કોણે કર્યું?

૧૯૧૯ના જુનની ૧૪ મી તારીખે સર જોહન આલકોકે સર આર્થર વ્હીટન બ્રાઉનના સાથે આટલાંટિક મહાસાગરનું અટક્યા સિવાય ઉડ્ડયન કર્યું હતું.

*

સૌથી પહેલાં દક્ષિણ ધ્રુવ કોણે શોધી કહાડ્યો?

કેપ્ટન રોલ્ડ એમન્ડસેન નામના એક નોર્વેજીઅન સાહસિકે ૧૯૧૧ના ડીસેમ્બરની ૪ થી તારીખે દક્ષિણ ધ્રુવ શોધી કહાડ્યો હતો.

*

અમેરિકા કોણે શોધી કહાડ્યો?

ઘણું ખરું તો બધાજ એમ કહેશે કે ઈ. સ. ૧૪૯૨ માં કોલમ્બસે અમેરિકા શોધી કહાડ્યો. પણ ખરી રીતે તો વીકીંગ્સ નામનો માણસ સૈકાઓ પહેલાં ત્યાં ગયો હતો.

પુરૂષોતમ હ. પટેલ
બી. એસસી.

---

# ચાંદા મામાને

મને તું ચાંદા તવ દેશ જોવા
પૃથ્વી પરેથી લઇ ત્યાં તુ જાને!
ઘણી જ ઇચ્છા ત્યહીં શું જવાને
છતાંય મામા! લઇ જા ન શાને?

મને તું કોદિ લઇ ત્યાં તું જા તો
ખુંદી વળુ હું તુજદેશ આખો!
હમેશ તારા ગણતાં ન થાકું
બધા ગણી લેઉ ક્ષણેકમાં હું!

રૂપાળી ચાંદા! તવ સેજમાંહી
મધુર નિદ્રા લઉ હું રૂપાળી
હંમેશ તારૂં મુખડું નિહાળુ
મીઠી મજા રાત્રિ મહીં હું માણુ!

શરિન્ ઓઆ

આદ્યતંત્રી અને સ્થાપકઃ જયકૃષ્ણ ના. વર્મા, બી. એ; એલએલ. બી., એમ. એસ. સી. ( લંડન )
હાલ દિવાન લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી

વ્યવસ્થાપક :
નટવરલાલ એ. ઠક્કર
હુન્નરમિત્ર પ્રેસ, વડોદરા.

તંત્રીઓ :
શ્રી. પ્રેમલીલા મહેતા બી. એસસી.
શ્રી. વિદ્યુલ્લતા દેસાઇ બી. એ.

પ્રકાશક :
અંબાલાલ વિ. ઠક્કર
વડોદરા.

પુ. ૩૨મું ] નવેમ્બર : ૧૯૩૮ [ અંક ૩જો

## અનુક્રમણિકા



### બાલ વિભાગ—તંત્રી : નાગરદાસ ઇ. પટેલ



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂા. ૪–૬–૦ : વિદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ બાર આના

# સંધ્યાનો ગરબો

( ગરબી ) *

સુંદર શોભા શી સજી સંધ્યા સોહાગણે રે !
વાદળી વાદળી ચાલી ઝીલવા એ નવરંગ :
આવો સૌ રમવા ઘડીભર ધરણીને આંગણે રે !
તપના તાપ ઉતાર્યા વ્યોમતણી વેરાગણે રે,
ગૂંથ્યાં મનમોહન કુસુમો સંધ્યાને અંગ :
આવો સૌ રમવા ઘડીભર ધરણીને આંગણે રે !

પ્હેરી કસબી ચુંદડી, ચાલી ચતુરા વાટ;
દેવનયન શો તારલો ચોઢયો લાલ લલાટ;
ઊડે જેમ ગુલાલ વસંતે ચોગમ ફાગણે રે,
એવા ઊડે એના રંગો અવનવ ઢંગ :
આવો સૌ ઝીલવા ઘડીભર ધરણીને આંગણે રે !
સુંદર૦

સરવર સરિતા સિંધુમાં પગ એ ધોવા જાય;
તાળ્યાં કંચન શાં બની જળ સૌનાં રેલાય :
કુંકુમ ચરણે નભરમણી ચાલી ક્રીડાંગણે રે,
એના રૂપે નભદેવો ય બને મતભંગ !
આવો સૌ રમવા ઘડીભર ધરણીને આંગણે રે !
સુંદર૦

આશા ભર્યાં ઉર સોણલાં, આંખોમાં આરામ;
પળભરનું છે પલકવું, પછી ઊડવું કો ધામ :
રંગોની રાણી વીંધી સૌને સમરાંગણે રે,
મલકી સરકી જાય ચઢી મદભર માતંગ !
આવો સૌ ઝીલવા ઘડીભર ધરણીને આંગણે રે !
સુંદર શોભા શી સજી સંધ્યા સોહાગણે રે !

અરદેશર ફરામજી ખબરદાર

---

* "પૂનમ ચાંદની ખીલી પૂરી અહીં રે."—એ રાહ. રાગ કાફી–તાલ કેરબો.

# જ્યોતિર્ભર્યા

ઉષા ૧

સાખી.

કેદી અંધારાં ઉંડાં, અજવાળુ જગ શોક;
ઉષા હું નભ બાલિકા, ઉદ્બોધુ સહુ લોક :
કંચન કિરણુંએ રૂમઝુમ ખેલતી હાં ખેલતી !
ખેલતી હાં ખેલતી !
તેજના અંબાર નવલા રેલતી હાં રેલતી !
રેલતી હાં રેલતી !
સાથિયા નવરંગ પૂરી,
આંગણાં સોહાવતી;
જ્યોતના નવપુંજ ભરી,
ચેતના જગાવતી !
હાસ ને ઉજાસના ઉલ્લાસ રૂડા પ્રેરતી !
ઉલ્લાસ રૂડા પ્રેરતી !
કંચન કિરણુંએ રૂમઝુમ ખેલતી હાં ખેલતી !
ખેલતી હાં ખેલતી !

ચંદા:— ૨

સાખી.

તાપ તપ્યાં દીનનાં બધાં, આત્મ કકળતા કલાંત !
ચંદા હું શીલ સુંદરી, કરતી સર્વ પ્રશાંત !
ઉતરૂ અવનિના આરે ઘૂમતી હાં ઘૂમતી !
ઘૂમતી હાં ઘૂમતી !
પ્રકાશના પયોદમાંહી ઝુલતી હાં ઝુલતી !
ઝુલતી હાં ઝુલતી !
પ્રેમની રસ પાંખડીઓ,
ખોલીને કલ્લોલતી;
મોદ—મસ્તી—રાગમાં,
હૈયાં કંઇ હિલ્લોળતી !

રાસના રણુકારે સંગીત ગુંજતી હાં ગુંજતી !
ગુંજતી હાં ગુંજતી !
ઉતરૂ અવનિના આરે, ઘૂમતી હાં ઘૂમતી !
ઘૂમતી હાં ઘૂમતી !

તારલાઃ— ૩

સાખી.

ગોરંભે ઘેરી નિશા, ભર ભર જગ અંધાર !
તારક તેજોમય અમે, ઝગમગતા અંબાર !

રૂપેરી અંગ કુમળાં બાળ સરવે તારલા !
બાળ સરવે તારલા !
ચંદાના વીર સરવે બાળ અમે તારલા !
બાળ અમે તારલા !

વ્યોમના વિશાળ પટે,
ઘૂમીએ રસ કુદકી;
નાચતાં કલ્લોલતાં સૌ
ખેલીએ કુદી કુદી.

ઉર્મિ આનંદ ભર્યાં નિત્ય, સરવે તારલા !
નિત્ય, સરવે તારલા !
રૂપેરી અંગ કુમળાં બાળ, સરવે તારલા !
બાળ, સરવે તારલા !

વિજળીઃ— ૪

સાખી.

વર્ષા ઘેરી ગાજતી, ઘેરાતા રવી–સોમ !
વિજળી હું અલબેલડી, અજવાળુ ભૂ–લોક !

ઝબકારે ઘેરાં વાદળ ફેડતી, હાં ફેડતી !
ફેડતી, હાં ફેડતી !
ચમકારે તેજ નવલાં વેરતી, હાં વેરતી !
વેરતી, હાં વેરતી !

સ્વર્ગની હું જાન્હવી,
વહાવતી પ્રકાશ પૂર;
શીલભરી સુંદરી હું,
આંજતી અનંત નૂર!

ઉરની દુલારી દિવ્ય રેલતી, હાં રેલતી!
રેલતી, હાં રેલતી!
ઝગકારે ઘેરાં વાદળ ફેડતી, હાં ફેડતી!
ફેડતી, હાં ફેડતી!

દિપાવલીઃ— ૫

સાખી.

વીતો મેઘલ વાદળી, શારદ દીન સુહાય,
દિપાવલી હું આવતી, સ્વાગત મોંઘાં થાય;

શારદ વીણાના નાદે વિશ્વને ગજાવતી
વિશ્વને ગજાવતી
ચેતના જ્યોતિ ઝગકારે દિલડાં દિપાવતી
દિલડાં દિપાવતી

આંગણે રંગોળી ભરી,
સાથિયા સોહાવતી;
મોરતાં નવરંગ હાથે,
રાસ હું રેલાવતી;

દિવડાની દીપમાળે દીલડાં સૌ ઓપતી!
દીલડાં સૌ ઓપતી!
શારદ વીણાના નાદે વિશ્વને સોહાવતી!
વિશ્વને સોહાવતી!

જગુભાઇ રાવળ

## સ્મરણ–સંયોગ

મનભર્યાં સ્મરણો જ ઝમ્યા કરેઃ
ઉર-ભર્યાં જળ, તો, છલકયા કરેઃ
નયન, આંસુ ઉન્હાં જ દ્રવ્યા કરેઃ
વદન ભાવભીને પુલકયા કરે!

રોમોત્કંપે, રસોત્કંઠે, રૂપસૌન્દર્ય મોહિનીઃ–
સ્નેહ–સંજીવની લીલા, કળા, સોહે મનુષ્યની!
જીવનના જમના જળમાં, ઝુલે–
સ્મરણતાજ મહાલ દિલો ડુલે!

જીગર શાહજહાં મુમતાઝ શાં–
અનુભવે, પ્રભુ-પ્રેમ અધીનતા!
નર નારી મટે, ત્યારે, ખીલે માનવતા નરીઃ
પુણ્યાત્મા, ત્યાં, મળે, ત્યારે, આત્મ–ઐશ્વર્ય દીપતું!

યુગલ, એક રૂપે, રમતાં, ઘુમેઃ
પ્રકૃતિ, ને, પરમેશ સમાં બનેઃ
વદન, વિશ્વ વિભૂતિ સમાં, ઝગેઃ
પ્રણયનાં સ્મરણે, મુકુટો ધરે!
નિત્ય-યૌવન-સંસિદ્ધિ, સંયોગે સાધતાં, ભવે
પ્રેમને સ્વાર્પણે, બન્ને, લયલીન બની રહે!

લલિત

# દેવી શ્રી અહલ્યાબાઈ

દેવી શ્રી અહલ્યાબાઈની ત્રેવીસમી જયંતિ હમણાં જ ઈંદોરની પ્રજાએ ઉજવી. હિંદમાં વીરપૂજાનનું મૂલ્ય અનોખું જ છે. એથી પ્રજાનું રાષ્ટ્રીય માનસ જ પરખાય છે. ગ્વાલીયર ને ઈંદોર એ તો મરાઠા ઇતિહાસનાં બે પાનાં જ છે, બન્ને બેમાં મળી આ વીરપૂજાનું પર્વ ઉજવે એજ યોગ્ય છે.

દેવી શ્રી અહલ્યાબાઈને કોણ નથી ઓળખતું ! પવિત્ર અહલ્યાબાઈ માટે કોણ ગૌરવ નથી ધરાવતું ! એ મહામુલી ઐતિહાસિક વ્યક્તિ છે. સામાજીક ને કૌટુમ્બિક આદર્શ બની રહી છે. એના જીવનની સાદાઈથી એ આપણું દિલ જીતી જાય છે. એનું જીવન કરુણ હતું. એની જુવાનીમાં જ એને ઘણાં દુઃખો સહન કરવાં પડ્યાં. એની ઉગતી જુવાનીમાંજ એનો પતિ સ્વર્ગે સંચર્યો. રણક્ષેત્ર પર વિરાટ લશ્કરોનો સામનો કરતાં ખંડેરાવ ધરાશાયી થયો. અહલ્યાબાઈએ પુત્રના મોં સામું જોઈ સંતોષ માન્યો. એની પુત્રીનો પુત્ર એને ઘણોજ વહાલો હતો. એ પણ દેવલોક પામ્યો. પછી એની દીકરી ગઈ. એના પતિની ચિતાએ ચઢી સતી થવા એ માગતી હતી ત્યાંથી એને બચાવી તોય એ ન ટકી. પછી એના સમજુ શ્વસુરનો વારો આવ્યો. જીવનભર એના રક્ષક મિત્ર ને વડીલ તરીકે વર્તી એમણે અહલ્યાબાઈના બાપની ખોટ પૂરી હતી. આ રીતે આપત્તિ ને કમનસીબીની કસોટીએ કસાઈ અહલ્યાબાઈના ચારિત્ર્યનાં શ્રેષ્ઠ ને આદર્શ તત્ત્વો વિકાસ પામ્યાં. આ આફતોથી એના સદ્ગુણો ખૂબ જ ઝળકી ઊઠ્યા. જગતે કોઈ અજબ જ્યોતિનું પ્રતિબિંબ નિહાળ્યું. અહલ્યાબાઈ એક સ્ત્રી–એક હિંદુ સ્ત્રી હતી છતાં તેણે વિશ્વને આશ્ચર્યથી ચકીત બનાવી દીધું.

પુરુષ પોતાના સાધુ જીવનથી જગતને સારો દાખલો બેસાડે છે કે સ્ત્રી ! જમાનાજૂની આ ચર્ચા છે. પરંતુ હિંદુ સમાજમાં તો સાધુજીવનની આ કસોટીમાં સ્ત્રી ઘણીજ ઉંચી કક્ષાએ વિરાજે છે. એ દિશામાં તો હિંદુ સ્ત્રીનું સ્થાન અજોડ ને અનન્ય છે અને રહેશે. મીરાંબાઈનો દાખલો જ આ માટે બસ થશે. પવિત્ર સાધુ પુરુષો આપણા આત્માને સ્વર્ગનાં ઉડ્ડયનો દાખવશે ને આપણને મળવાની દૈવી ચીજોનાં દર્શન કરાવશે. પવિત્ર સ્ત્રીઓ જાતે ઉન્નતિના શૃંગે પહોંચવા મથતી નથી. પણ એ તો સ્વર્ગને જ પૃથ્વી પર ઉતારવા માગે છે. પવિત્ર પુરુષોને આ દુનિયામાં જ સ્વર્ગસુખ ભોગવવાની તક આપે છે. આ પ્રમાણે પુરુષોના ને સ્ત્રીઓના કાર્યમાં તાત્વિક તફાવત છે. સ્ત્રીઓ પુરુષો કરતાં વધારે પુણ્ય હાંસલ કરે છે. ઓરફીઅસ એક અજોડ સંગીતકાર હતો. ચારિત્ર્યશીલ સાધુ-પુરુષ હતો છતાં એવેરડીસને સૃષ્ટિમાં પાછી લાવવાના એના તમામ પ્રયત્નો નિષ્ફળ ગયા હતા. જ્યારે સત્યવાનના આત્માને યમરાજના પંજામાંથી છોડાવી લાવવામાં સાવિત્રીએ ગજબ વિજય મેળવ્યો હતો. એનું કારણ એક જ—સ્ત્રીનું ચારિત્ર્યઃ સ્ત્રીની સાધુતા.

અલૌકિક વિશ્વકર્માએ કોઈ ગજબ

લેખક
સર મનુભાઈ નંદશંકર મહેતા

બુદ્ધિશાળી શિલ્પીની ગતથી આ જગત રચ્યું છે. એક સુંદર સૃષ્ટિએ અંધકારનું સ્થાન લીધું છે. છતાં મનુષ્ય અનેકદેશી વિકાસ સાધી કાંઈક નવીન કરી બતાવે તે માટે જગા રાખી છે. એ સન્માર્ગી જીવન જીવવામાં સ્ત્રી ઘણો જ અગત્યનો ભાગ ભજવે છે. સફલ સ્ત્રી બનવા, સ્ત્રીએ પુરૂષના આબેહૂબ અર્ધાંગ બનવાની જરૂર છે. અહલ્યાબાઈ એ પ્રકારની સ્ત્રી હતી. કવિ વર્ડઝવર્થના શબ્દોમાં "સાન્ત્વન દેવા ને શાસન કરવા જ એ કુલિન મહિલા ઘડાઈ હતી." કુટુંબના ને સમાજના સદ્ગુણોનો એને વિકાસ સાધવાનો હતો. પોતાની જાત માટે કે પોતાના નજીકના કુટુંબીઓ માટે નહિ પણ એ જમાનાના સમાજ માટે એને વધારે મથામણ કરવાની હતી. મીરાંબાઈનું જીવન શો સંદેશ આપે છે? એના દૈવી નૃત્યમાં-એકતાન થઈ આખોય જનસમૂહ એના ઠમકે નૃત્યમાં તલ્લીન બની જાય છે. એના પ્રભુમય નૃત્યથી એ જગતને જીવનનો સાન્ત્વન માર્ગ શોધી લેવા પડકારે છે. એના જીવનનો આદેશ ને શિસ્ત એ પોતાના નૃત્ય દ્વારા સર્વને સમજાવે છે. એના જમાનાની એ જરૂરીઆત હતી. અહલ્યાબાઈની જીવન-સરણી પણ એવી જ છે. પોતાના ભક્તિમય જીવન માટે એણે પણ એવું જ જીવન જીવવાનું પસંદ કર્યું. એના રાજ્યના મોટા સમૂહનું ભલું થાય એવી પ્રવૃત્તિઓ એણે હાથ ધરી. વૈયક્તિક કે સ્વાર્થી ભાવનાને એણે કદી વજુદ આપ્યું નહિ. એણે જીવનભરમાં અનેક પરોપકારી કાર્યો કર્યાં. બનારસમાં પવિત્ર ગંગા કિનારે મણિકર્ણિકા ઘાટ નજીક એક વિશાળ ઘાટ બંધાવ્યો. પ્રયાગમાં ત્રિવેણી સંગમ આગળ એક બીજો ઘાટ બંધાવ્યો. અયોધ્યામાં એક રામમંદિર ચણાવ્યું. હરદ્વાર બદ્રિકેદારેશ્વર ને દક્ષિણમાં રામેશ્વરમાં એણે ધર્મશાળાઓ બંધાવી ને સદાવ્રતો ચાલુ કર્યાં.

અહલ્યાબાઈ સામાજીક પવિત્રતાને ઘણી જ વજુદ આપતી. એ પર્દાની રૂઢીને માનતી નહોતી. પર્દાને ફગાવી દેવા એણે સક્રિય ભાગ લીધો હતો. પર્દો દૂર થવાથી સ્ત્રીઓમાં સ્વાતંત્ર્યભાવના સતેજ થશે એમ તે માનતી. પોતાની ઇચ્છાનો અમલ કરાવવા સ્ત્રી કટિબદ્ધ થશે એવી તેની ધારણા હતી. પરિણામે સ્ત્રીના રક્ષણ માટે પડદાની જરૂર છે એ માન્યતા જ અદ્રિપ્ત થઈ જશે.

મહારાણી અહલ્યાબાઈનું નામ ઘણાં પુણ્યતીર્થો સાથે જોડાયલું છે. પવિત્ર અહલ્યાબાઈના સ્મરણે રાચી અર્વાચીન હિંદીઓ પોતાનું કર્તવ્ય બજાવે ને ભાવિ માટે પુણ્યનો અગાધ વારસો મૂકી જાય એ ઇચ્છવા જેવું છે.*

* અનુવાદક રમણીકલાલ દલાલ.



# દીપોત્સવી અને નવા વર્ષનાં અભિનંદન





# પૂર્ણિમા

ચિત્રદેહને મુખે ખડક ગૂજરાતને
પાઠવીએ છીએ.



## પ્રકાશ

મુંબઇ, અમદાવાદ, સુરત
દીવાળીના તહેવારોમાં ચાલુ છે.

તૈયાર થતા બોલપટો:

બી. એક્સ
હીરો નં. વન
નરસિંહ મહેતા
શેખર ફેઈસ

કુરલા રોડ, સ્ટુડીઓઝ
અંધેરી

ચીફ એજન્ટસ:
એવરગ્રીન પીકચર્સ, મુંબઇ ૪.



# દિવાળીના દીવા

હિંદી ઉપરથી અનુવાદ કરનાર :
શ્રી. મા. ક. શાહ,
બી. એ., એસ. ટી. સી.

એક શહેરમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તેને પાંચ દીકરા હતા. તે બધાએ અભણ હતા, પણ નાનો દીકરો બુદ્ધિશાળી હતો. બ્રાહ્મણ અને તેના ચાર દીકરા શહેરમાં ભિક્ષા માગી જે કંઇ મળે તે ઘેર લાવતા. ઘરમાં પાંચ ચૂલા હતા. દરેક પોતાને મળેલા અન્નમાંથી જેવું આવડે તેવું રાંધી પેટ ભરતા અને ગુજરાન ચલાવતા. નાનો દીકરો તેના પિતા સાથે જમતો.

ઇશ્વરકૃપાએ નાના દીકરાનો સારા કુટુંબની એક શિક્ષિત, વિવેકી, બુદ્ધિમાન, હોશિયાર કુમારિકા સાથે વિવાહ થયો. લગ્ન થયા પછી છોકરીના માતાપિતાએ તેને સાસરે વળાવી. સાસરે આવીને તેણે જોયું કે ઘરના માણસોમાં સંપ નથી તેમજ વ્યવસ્થા અને ત્રેવડ પણ નથી. ઘરમાં ખાવા માટે શેર અનાજ પણ નથી અને જ્યાં જુએ ત્યાં ધૂળના થર ઉપર થર ચડેલા છે. તેણે ઘરને સુખી કરવાનો નિશ્ચય કર્યો.

એક ચૂલો રાખી બાકીના ચૂલા કાઢી નાખ્યા. વાસણ સાફ કર્યાં અને ઘરમાંથી ધૂળના ઢગલા દૂર કરી ઘરને સુઘડ બનાવ્યું. ભિક્ષા માગી તેના સસરા અને જેઠ બપોરે ઘેર આવ્યા. માગી આણેલા અનાજમાંથી પુત્રવધૂએ બશેરેક અનાજ લીધું અને વીણી સાફ કરવા માંડ્યું. આ જોઇ તેના સસરાને નવાઇ લાગી અને તેણે કહ્યું, " વહુજી, તમે આ શું કરી રહ્યાં છો ? અમને જેટલું અનાજ મળે છે તેમાંથી અમારું પૂરું પણ થતું નથી અને વળી તમે જમનાર વધ્યાં, છતાં તમે તો થોડુંક અનાજ રહેવા દીધું. આટલાથી અમને જ પૂરતું ખાવાનું નહિ મળે તો પછી તમારી તો વાત જ ક્યાં ? "

ઘણીજ નમ્રતાથી તેણે કહ્યું " પિતાજી, આપ નિશ્ચિંત રહો. આપ સર્વેના જમ્યા પછી જે કાંઇ રહેશે તે હું પણ જમીશ. "

તેણે ઘણી ચતુરાઇથી રસોઇ બનાવી પ્રેમપૂર્વક સસરા, જેઠ અને પતિને જમાડયા. સૌના જમ્યા પછી રસોઇ વધેલી જોઇ સઘળાને આશ્ચર્ય થયું. નિત્ય ભિક્ષા માગી લાવી તેને આપે અને તે તેમાંથી રસોઇ કરી બધાને જમાડે અને પોતે પણ જમે. ઘરની દશા બદલાઇ, અનાજનો સંગ્રહ પણ ઠીક ઠીક થવા લાગ્યો અને આ બ્રાહ્મણ કુટુંબની આર્થિક સ્થિતિ પણ દિવસે દિવસે સુધરતી ગઇ. પુત્રવધુની કદર બધાએ કરી અને તેના તરફ આદરથી વર્તતા.

એક વખત એ શહેરના રાજાને પીઠમાં ગુમડું થયું. ઘણી ઘણી દવાઓ કરી પણ તેને આરામ થયો નહિ. રાજાને બીલકૂલ ચેન પડે નહિ. રાતે ઉંઘ પણ આવે નહિ. રાજા ઘણો દયાળુ અને ભલો હતો. પ્રજાના દુઃખે દુઃખી અને પ્રજાના સુખે સુખી રહેતો. આવા ભલા રાજાના દુઃખમાં કયો પ્રજાજન ચિંતાતુર ન હોય ! દરેક માણસ પોતાના રાજાને

## દિવાળીનું આગમન

અવનિના અંધારા હણવા. નવચેતનનો રસ પાવા;
જગતમાં નવ જ્યોતિ કરવા. ઉદભાવો નૂતન આવ્યા.
નિશા તણા તિમિરને હણવા;
આવે દિવાળી આંગણમાં.

ગૃહગૃહની અસ્વચ્છતા હરવા, નવરચના-નાદ જ કરવા;
જીવનને સુધામય કરવા, ઉર તાપોને ઓલવવા.
ઉચ્ચ વિચારો ઉંબર ધરવા;
આવે દિવાળી આંગણમાં.

જ્યોતિ-જુસ્સાથી આ જગને નવજીવન અર્પણ કરવા;
નવચેતનને અમૃતરસનું માનવમાં સીંચન કરવા.
અવનિને અમૃતમય કરવા;
આવે દિવાળી આંગણમાં.

ભારતદેશે મુક્તિ કેરા મધુર બીજને આરોપવા;
યુવાનોને ઉત્સાહ આપી સ્વાતંત્ર્યે કુરબાન થવા.
મુક્તિની આગાહી કરવા;
આવે દિવાળી આંગણમાં.

શશિન ઓઝા.

સુખી કરવા વિચાર કરતો હતો. આ બ્રાહ્મણની પુત્રવધૂને વિચાર આવ્યો કે રાજાનું ગુમડું ચાર પાંચ દિવસ થઇ ગયા છે એટલે પાકી ગયું હશે અને હવે જરૂરતે ફાટવાની તૈયારીમાં હોવું જોઇએ. ફાટશે એટલે રાજાજીને જરૂર આરામ થઇ જશે.

આમ વિચાર કરીને રાજાજીને કહેવરાવ્યું કે તમારા દર્દની દવા મારા સસરાજી કરી શકે એમ છે. આ ખબર સાંભળી રાજાએ તે બ્રાહ્મણને બોલાવી લાવવા સિપાઇને હુકમ કર્યો. સિપાઇએ રાજાજીનો હુકમ તે બ્રાહ્મણને સંભળાવ્યો. બ્રાહ્મણ ગભરાયો. આવ્યો પુત્રવધૂ પાસે અને કહેવા લાગ્યો, "બેટા ! આ તેં શું કર્યું ? મને તો કાંઇ આવડતું નથી."

વહુએ વિવેકપૂર્વક કહ્યું, "પિતાજી, આપ ચિંતા કેમ કરો છો ? લીમડાની એક કુમળી પાંખડી, મંત્ર બોલતા હો એમ ઢોંગ કરી, રાજાજીના ગુમડા ઉપર ધીરે ધીરે ફેરવજો. પરમેશ્વર સૌ સારાં વાનાં કરશે. આપ જાવ."

સિપાઇની સાથે સાથે બ્રાહ્મણ રાજા પાસે મહેલમાં આવ્યો. પુત્રવધૂની સૂચના પ્રમાણે કર્યું અને થોડીવારમાં ગુમડું ફાટયું. રાજાને શાંતિ થઇ. રાજાજીએ કહ્યું, "હે બ્રહ્મદેવ, આપે મને જીવતદાન આપ્યું છે. હું કદી પણ આપનું ઋણ વાળી શકું એમ નથી. પણ હું આપની સેવા કરવાની ઇચ્છા રાખું છું તો આપની ઇચ્છા હોય તે માગો."

બ્રાહ્મણે કહ્યું, "મહારાજ, હું તો કશું જ જાણતો નથી. મારી પુત્રવધૂની કૃપાથી જ આ બધું થવા પામ્યું છે માટે હું તેને પૂછી આવું."

ઘેર આવી તેણે બધી વાત પોતાની પુત્રવધૂને કહી. આ સાંભળી પુત્રવધૂએ કહ્યું, "પિતાજી, રાજાજી પાસેથી દિવાળીના દીવા સિવાય બીજું કાંઇ માગશો નહિ."

બ્રાહ્મણ પાછો રાજા પાસે આવ્યો અને રાજાજી પાસે દિવાળીના દીવા માગ્યા. આથી રાજા ઘણો નાખુશ થયો અને તે બ્રાહ્મણને કહેવા લાગ્યો કે, "આ શું માગ્યું ? જોઇએ તેટલું ધન માગો, હાથી માગો, ઘોડા માગો, સુવર્ણ અને ઝવેરાત માગો, બીજું જે જોઇએ તે માગો." પણ આ બ્રાહ્મણ તો એકનો બે ન થયો.

આખરે રાજાએ ગામમાં ઢંઢેરો પિટાવ્યો કે આ વર્ષની દિવાળી ઉપર આ બ્રાહ્મણના

ઘર સિવાય બીજા કોઇએ દીવા કરવા નહિ. આ હુકમનો જે ભંગ કરશે તેને ભારે સજા કરવામાં આવશે.

દિવાળી આવી. આખા શહેરમાં અંધારૂં, રાજમહેલમાં પણ અંધારૂં. ફક્ત પેલા બ્રાહ્મણને ઘેર જ દીવાની હાર અને રોશનીનો ઝગઝગાટ. મધરાતનો સમય હતો. નગરજનો ઘસઘસાટ ઉંઘતા હતા. આ સમયે લક્ષ્મીદેવીએ સ્ત્રીનું રૂપ ધારણ કરી શહેરમાં પ્રવેશ કર્યો. અંધકારને લીધે ઠોકરો ખાતી અથડાતી ટીચાતી તે બ્રાહ્મણને ઘેર આવી. દ્વાર બંધ હતાં. દીવા ઝગઝગાટ બળતા હતા. બૂમ મારી. "હે બ્રાહ્મણ, દ્વાર ખોલ."

## નૂતન–વર્ષાભિનંદન

( મહીડાંનાં દાણ અમે નહિ દઇએ રે લોલ ).

આંગણે પૂરીને રૂડા સાથીઆ રે લોલ,
તોરણ સુહાવો શુભદ્વાર જો,
આજે ઉલ્લાસ નવીન વર્ષનો રે લોલ.

શોભીતા શણગાર સજો સુંદરી રે લોલ,
મીઠડા કરીને રૂડકાર જો,
આજે ઉલ્લાસ નવીન વર્ષનો રે લોલ.

નવલા આ વર્ષની નિશાનીઓ રે લોલ,
હોજો સબરસતણી લ્હાણ જો,
આજે ઉલ્લાસ નવીન વર્ષનો રે લોલ.

અનસૂયા જોષી.

બ્રાહ્મણની પુત્રવધૂ જાગતી હતી. તેણે કહ્યું, "જા અહિંથી. અત્યારે કોણ છે?" જવાબ મળ્યો, "હું લક્ષ્મી છું. આખાં શહેરમાં અંધારૂં છે. ક્યાંય આશ્રય નહિ મળવાથી તારે ઘેર આવી છું."

બ્રાહ્મણની પુત્રવધૂએ જવાબ આપ્યો, "મને તો તારી કાંઇ પડી નથી; પણ જ્યારે તું મારા દ્વાર સુધી આવી છું અને આશ્રય માગે છે તો મારે તને નિરાશ કરી પાછી કાઢવી એ ઠીક નહિ. પણ જો, તારે અંદર આવવું હોય તો કહે કે વહુ તરીકે આવવું છે કે દીકરી તરીકે!"

અંધારાને લીધે લક્ષ્મીદેવી તો બહુજ અકળાઇ ગઈ હતી. તે બોલી, "ઠીક બ્હેન, વહુ તરીકે, લે, હવે તો બારણું ઉઘાડ."

દ્વાર ખોલ્યાં, લક્ષ્મીજીએ બ્રાહ્મણના ઘરમાં આશ્રય લીધો. બ્રાહ્મણનું ભાગ્ય ઉઘડ્યું. આખુ કુટુંબ આનંદમાં દિવસો પસાર કરે છે, બાદશાહી વૈભવમાં રહે છે અને તેનો વૈભવ જોઇને લોકો મુક્તકંઠે પ્રશંસા કરે છે–વાચક! કહીશ કોની?–પુત્રવધૂની; અને જગતનિયંતાને પ્રાર્થના કરે છે કે, "હે ભગવન્! પુત્રવધૂ આપું તો આના જેવી જ આપજે." અસ્તુ.



# દાનની દિશા : એક સૂચના

દાન કરવું એવી દરેક ધર્મમાં આજ્ઞા છે. હિંદુ ધર્મમાં પણ દાનને ઘણી ઉંચી જગા આપવામાં આવી છે. દાન વડે ભવસાગર તરી જવાય છે, એવું ધર્મશાસ્ત્રોનું કથન છે. પરંતુ તે દાન સુપાત્રને થયું હોય તોજ. હવે દાન કરવું એ ધર્મની આજ્ઞા આપણી આખી હિંદુ સમાજે બહુ ભારપૂર્વક સ્વીકારી છેઃ હજારો વરસથી સ્વીકારી છે. પરંતુ દાન પાત્રને જ થવું જોઇએ એવું તે આજ્ઞાનું મુખ્ય અંગ છેક ભૂલી જવાયું છે. દાન ગમે ત્યાં થાય છે. પાત્રતા અપાત્રતાનો વિચાર કરવામાં આવતો નથી. ગરીબ, લાચાર, રોગી, પંગુ, અશક્ત, એવાઓને મદદ કરવી–તે દિશામાં દાન કરવું–એ યોગ્ય છે. પરંતુ આજે આપણા ધર્માદા ફંડો એ દિશામાં યોગ્ય કામ કરી રહ્યાં છે, એમ ભાગ્યેજ કહી શકાય. લઠ્ઠ ભીખારીઓ, હૃષ્ટપુષ્ટ સાધુઓ, લઠ્ઠકણા બાવાઓ, ઢોંગી ગોંસાઇઓ, અને વેશધારી બ્રામણો, સદાવ્રતોનો લાભ લે છે, અને એજ પ્રકાર ધર્મશાળા, તિર્થના આશ્રમો વગેરેમાં જોવા આવે છે. મુંબઇમાં દાનશીલ સ્ત્રીઓ અને પુરૂષો માધવબાગ જેવી જગાએ ગરીબોને પૂરીઓ વહેંચે છે, તે વખતનો દેખાવ જોઇ, અમે તેને પણ તિરસ્કાર છૂટે અને ફરી એવી રીતનું દાન કરવાની ઇચ્છા થાય નહિ. એ કહેવાતા ભીખારૂઓ જે મારામારી કરે છે, પડાપડી કરે છે, ગાળો બોલે છે, અને તોફાન કરી મૂકે છે, તેથી તે દાન કરનારની જિંદગી પણ જોખમમાં આવી પડે છે. તેવી જ સ્થિતિ બાબુલનાથ મહાદેવના મંદિરના પગથીઆ પર તહેવારને દહાડે બેસનારા ભીખારીઓ કરી મૂકે છે. આ સિવાય પણ આપણા દાનનો ઘણો દુરૂપયોગ થાય છે, અને તેથી હરકોઇને લાગશે હવે દાનની દિશા બદલવાનો વખત આવી લાગ્યો છે. એ દિશામાં એક મુખ્ય દિશા ગરીબ વિદ્યાર્થી અને વિદ્યાર્થીનીઓને કેળવણી આપવામાં સહાય કરવી તે છે. એ સહાય ઘણી રીતે આપી શકાયઃ ફી, પુસ્તકો, સ્કોલરશીપો વગેરે આપી, આપી શકાય. તેમને માટે નિશાળો કાઢી આપી શકાય. તેમને માટે છાત્રાલયો કાઢી આપી શકાય. ધંધાદારીઓનાં છોકરાં છોકરીઓને તેમના ધંધા શીખવવા માટે તેમજ ધંધામાં આગળ પડવા માટે શાળાઓ કાઢી આપી શકાય. આવા આવા અનેક રસ્તા સૂચવી શકાયઃ વળી એ જાતની મદદથી બેવડો લાભ થાય છે. એક તો લાભ લેનારનું ભવિષ્ય સુધરે છે, અને બીજું, તેને લીધે દેશને–રાષ્ટ્રને–પણ ઘણો લાભ થાય છે અને દાનને લીધે દાતાને મળતા પૂણ્યમાં કોઇ રીતની ક્ષીણતા આવતી નથી. પૂણ્ય તો તેનું તે જ રહે છે. આ દિશામાં દાન થવા માંડયાં છેઃ પણ વધારો ઘણો જ ધીમો છે. આશા છે કે વખતના વહેવા સાથે એ વધારો વેગ પકડશે.

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

# સાસરીઆનું સોજ

લેખક : શ્રી. જમિયત પંડયા

શૈલેષ થોડાજ એટલા ખાતર તેની ભાભીને પીયેર રહેતો હતો કે તેને ખાવા પીવાની કે પહેરવા ઓઢવાની ખોટ હતી; અથવા તો તે ગરીબ હતો. ખરી રીતે તેવું કંઇ જ નહોતું. ન્હાનપણમાં જ તેનાં માતાપિતા મરી ગયાં હતાં, અને તેમના ગુજરી જવા પછી તેના મોટાભાઇએ ઘરની વ્યવસ્થા સંભાળી હતી. પરંતુ દૈવવશાત્ તેઓ પણ બે કે ત્રણ વર્ષમાં જ સ્વર્ગસ્થ થયા, અને શૈલેષની ઉમર જાગીરતી કે ઘરની વ્યવસ્થા સંભાળવાનો બોજ ઉપાડવાને યોગ્ય નહોતી એટલે તે તેની ભાભીની સાથે તેને પીએર આવીને રહ્યો હતો અને અભ્યાસ કરતો હતો.

છેલ્લા મહિના તેણે જે શાંતિપૂર્વક વિતાવ્યા, તેથી અનુમાન થતું હતું કે, આગળના દિવસો પણ આજ રીતે પસાર થઇ જશે. પણ તે અસંભવિત્ વાત હતી. અન્નપૂર્ણાનો ઘણો ખરો સમય તો પાઠ પૂજામાં જ વિતી જતો હતો. અને તેની મા તથા ભોજાઈ સાથે શૈલેષનો પારો બેસે તેમ નહોતો. હવે રહી પૂર્ણાના ભાઇની વાતઃ પણ તેને ય બહારનું વધારે કામ રહેતું હોવાથી, તે ઘરમાં લાંબો વખત ટકતો જ નહોતો. પોતાની દુકાનનું થોડું ઘણું કામ સંભાળવા ઉપરાંત બાકીનો વખત પોતાની બેનની જમીનદારી સંભાળવામાં તે વિતાવતો હતો. એટલે છેક સાયંકાળે તે ઘેર આવતો હોવાથી, શૈલેષને એકલવાયાપણું વધારે લાગતું હતું અને સાલતું પણ હતું.

કોઇની પાસે કોઇ ચીજ માંગવાની કે તે ન મળવાથી કોઇ પાસે ફરિયાદ કરવાની તેને ટેવજ નહોતી, અને તેનો પોતાનો નોકર પણ અહીં આવ્યા પછી તેનો મટી ગયો હતો.

કાલે સવારમાં જ્યારે તે નિશાળે જવા માટે તૈયાર થયો ત્યારે ઉમરાપર ઉભા રહીને તેણે મોટા અવાજે જાહેર કરી દીધેલું કે "આવતી કાલથી નિશાળનો વખત દસ વાગ્યાનો થયો છે." તેના આ અવાજથી ઘરનો ખુણેખુણો જાગી ઉઠેલો, તે છતાં પણ આજ વખતસર ખાવાનું થયું નહોતું. પૂજાનો સમય હોવાથી ભાભી પાસે જવાનું પણ તે સાહસ કરી શકે તેમ નહોતું. એટલે જ્યારે તે ભૂખ્યોજ નિશાળે જવા માટે તૈયાર થયો ત્યારે અનાયાસે આવેશમાં આવી જઇને ભાભીના પૂજાઘરના ઉમરા પર ઉભા રહીને તેણે જાહેર કરી દીધું કેઃ "આજે ભૂખ્યોજ નિશાળે જાઉં છું."

અને પછી આ નજીવી વાત કહી નાંખવા બદલ તેને સંતાપ પણ થયો. સ્કુલમાં પાઠ તૈયાર કરેલો, છતાં પણ તે સંતોષકારક ઉત્તર ન આપી શક્યો. શૈલેષની ઘણીખરી ખાસિઅતો રમણિક જાણતો હતો એટલે તેણે દૂરથી અદીની રજામાં શૈલેષને પૂછ્યું કે "કેમ્ ભાઇ ! મોઢું ઉતરી ગયું છે ?"

શૈલેષ મુંગોજ રહ્યો છતાં, તે જાણે કારણ સમજી ગયો હોય તેમ મગફળી, ખજુર વિગેરે લઇ આવ્યો. પણ શૈલેષે તે દિવસે તેની પણ પરવાહ ન કરી. આખો દિવસ તે વિચારતો રહ્યો કેઃ "અહીં શા માટે આવ્યો? ભાભીય શા માટે અહીં આવ્યાં ? શું પોતાનામાં ગૃહ-વ્યવહાર સંભાળવાની યોગ્યતા નહોતી; કે જેથી તેની ભાભીની સાથે તેને અહીં આવવું પડયું ?"

## ગુર્જરીનો કંઠ

ગુર્જરીના કંઠમાં જાદુ વસે રે,
જાદુ વસે ને સ્નેહરશ્મિ લસે,
ગુર્જરીના કંઠમાં જાદુ વસે રે.

ગુર્જરીના કંઠમાં કોયલ વસે રે,
કોયલ વસે ને હાસ્ય મોંઘલ હસે,
ગુર્જરીના કંઠમાં કોયલ વસે રે.

ગુર્જરીના કંઠમાં સુધા વસે રે,
સુધા વસે ને સ્નેહપથ ધસે,
ગુર્જરીના કંઠમાં સુધા વસે રે.

ગુર્જરીના કંઠમાં માધુરી વસે રે,
માધુરી વસે ને સૂર ઉરમાં ઠસે,
ગુર્જરીના કંઠમાં માધુરી વસે રે,

ગુર્જરીના કંઠમાં પ્રભુ વસે રે,
પ્રભુ વસે ને ભરે હૈયું રસે,
ગુર્જરીના કંઠમાં પ્રભુ વસે રે.

ગુર્જરીના કંઠમાં કૈં કૈં વસે રે,
કૈં કૈં વસે ને નવ ફંદે ફસે,
ગુર્જરીના કંઠમાં કૈં કૈં વસે રે.

ગુર્જરીના કંઠમાં જાદુ વસે રે,
જાદુ વસે ને સ્નેહરશ્મિ લસે,
ગુર્જરીના કંઠમાં જાદુ વસે રે.

શાન્તિલાલ શાહ

અચાનક તેને યાદ આવ્યું કે; ઘેર તો માળીથી તે ઘરના નોકરો સુધી બધા તેને શેઠ, શેઠ કરીને બોલાવતા હતા, જ્યારે અહીં તો કોઇ સીધી વાત પણ નથી કરતું. બધાથી વધારે તો તેની ભાભી પર જ ગુસ્સો ચઢયો કે, તે અહીં આવીજ શા માટે ! અને શું આવી પૂજાને કોઇએ દુનિયામાં જોઇ હશે ? પોતાની મા જ્યારે પૂજા પાઠ પરવારીને દેવગૃહમાંથી બહાર આવતી હતી ત્યારે તેનાં હાથ મોઢું ચૂમીને કેટલા પ્યારથી હૃદય સાથે દબાવતી હતી—અને ગોદમાં બેસાડતી હતી ? અને ઘણીવાર તો પોતાને જ હાથે જમતી વખતે કોળીઆ ભરાવતી હતી, ત્યારે તે ભાભી સામે જોઇને શરમાઇ જતો હતો, અને ભાભી હસી પડતી. પણ તે જ ભાભી અત્યારે બીલકુલ હસતી નથી. જાણે તેનું સર્વસ્વ પૂજાગૃહમાં જ ભર્યું છે.

આ બધી વાતો વિચારતાં વિચારતાં તેની આંખમાં આંસુ આવી ગયાં. તેણે તુરત પોતાની આંખો લુછી નાંખી ત્યારે માસ્તરે પુછયું: " શું ઉંઘ આવે છે શૈલેષ ?"

શૈલેષે રૂંધાયલા અવાજે કહ્યું:—" ના સાહેબ. " અને રમણિક મનમાં ને મનમાં જ માસ્તરને શાપ દેવા લાગ્યો કે " પ્રભુ ઇચ્છા હોય ને માસ્તર પણ શૈલેષ માફક મારો માર્યો અનાથ જેવો ફરે ત્યારેજ તેની અકકલ ઠેકાણે આવે. "

જો સંજોગો અનુકુળ હોત તો શૈલેષ આજે ઘેર જ ન જાત, કારણ કે તેણે પોતાની ભાભીની પૂજામાં વિઘ્ન નાંખ્યું હતું અને આ દુઃખ તેને કંઇ ઓછું નહોતું. સાથે સાથે તેને એ પણ ખ્યાલ આવ્યો કે આજે તે કોણ જાણે કેવાય મનોભાવ સેવતી હશે; અને ઘેર જતાં જ તે કેવા શબ્દો સંભળાવી દેશે ? વિચાર કરતાં કરતાં આખરે તેણે મન વાળ્યું કે, " કદાચ તે રામાયણ

વાંચતી બેઠી હશે, અથવા તો રામ નામની ઝોળીઓ વાળતી હશે.

પરંતુ જ્યારે તે નિશાળ છૂટતાં ઘેર આવ્યો ત્યારે તેના ઉત્સાહ અને આશ્ચર્યનો પાર જ ન રહ્યો. ભાભી તેને માટે સીંઘોડાં અને પાકાં કેળાં છોલીને થાળી તૈયાર કરતી હતી. શૈલેષને જોતાં જ તે બોલી ઉઠી:

"આવો થોડું ખાઈ લ્યો, પછી રમવા જજો ભાઈ!"

તે તો દંગજ થઈ ગયો. તેને શંકા ગઈ કે થાળી ભરેલાં સીંઘોડા-કેળાં—તે ખાઈ શકશે કે કેમ? અને વધારે ચકિત તો તે એટલા ખાતર થયો કેઃ તેના નોકરે તુરત તેના હાથમાંથી દફતર લઈ લીધું, અને હાથ મ્હોઢું ધોવાનો લોટો તથા ટુવાલ લાવીને હાજર કરી દીધો. શૈલેષ સ્હમજી ગયો કે જરૂર આજ તેની ભાભીએ બધાંને સ્હમજાવી ધમકાવીને સીધાં કરી દીધાં છે.

તે ભાભી પાસે બેસીને નાસ્તો કરવા લાગ્યો. અને વિચારતો ગયો કે ઘણા દિવસે ભાભીને આજ ક્યાંથી યાદ આવ્યું કે મને સીંઘોડાં અને કેળાં વધારે ભાવે છે! તેને ભાભીની ગોદમાં પડીને રડી રડીને મન હલકું કરવાનું થઈ આવ્યું. અને એમ પણ થઈ આવ્યું કે આજ તેની સમસ્ત અશ્રુભરી દિનચર્યા તેને સ્હમજાવે અને પૂજામાં વિઘ્ન નાંખવા બદલ ક્ષમા માગી લે. પરંતુ પૂર્ણા ત્યાંથી ઉઠીને રામનામ લખવા બેસી ગઈ. શૈલેષે વિચાર્યું કે ગમે તે થાય પણ એક દિવસ માહસ કરીને પણ ભાભીને પોતાને ઘેર રહેવા જવા કહેવું છે. અને પછી ખાઈપીને તે નંદકિશોરને ઘેર ગયો.

અને તે વખતે જાણે તેને ઘણા વખતે ખોવાયેલ ચીજનો પતો મળી ગયો હોય એટલો આનંદ થયો. તેણે જોયું કે કિશોર અને તેની મ્હેન ન્હાની વાછડીને ચારો નાખી

## સહજીવન

(આસો માસો શરદ્ પુનમની રાત જો!)

હાસ્ય ભર્યું આ વદન તમારૂં વ્હાલમા,
તારલીઓમાં ચમકે જાણે ચંદ્ર જો;
એ વદને શી પ્રેમ પ્રભુતા વિલસે,
ચમકે આભે વર્ષા કેરી વીજ જો.

વાણી મીઠી અમૃત ઝરતું ઓષ્ઠથી,
વહે ધારા અવિરત અંતર પ્રેમ જો;
એ ધારામાં રસબસ હું થઈ જાઉં હા!
અંતરમાં છે એજ અરે અભિલાષ જો.

સહજીવનની ફુલવાડી આ શી રચી,
જીવનની છે એજ અનેરી લ્હાણ જો;
વીણી ફુલ હું માળા ગુંથું પ્રેમની,
આરોપું તવ કંઠે ધરી ઉલ્લાસ જો.

એ ઉદ્યાને બેસી બેસી છેડજો,
ઘેરા એના મધુરા મધુરો વિશ્વ જો:
પ્રેમ પરાયણ રસીયા સૂણી ડોલશે,
પ્રેમી જનને થાશે કૈં આનંદ જો.

દૈવી શાંતિ ગૃહજીવનમાં આવશે,
ભણશું સાથે પ્રેમ તણા એ પાઠ જો;
ધુમવશે શી મુજ જીવન નાવને,
ગીલશું સાથે સાગર કેરાં ગીત જો.

સોનેરી સંધ્યામાં બેસી આપણે,
ચેશું દેશું હ્રદય હ્રદયના મર્મ જો;
—ને ગુંથીશું હેશ કેરી સાંકળી,
માણીશું વિશ્વે નવલા સોહાગ જો.

હરિપ્રસાદ આચાર્ય

રહ્યાં હતાં. શૈલેષ ત્યાં જઇને તેમની અડોઅડ બેસી ગયો.

પુર્ણિમાએ તેના તરફ જોઇને ભાવથી કહ્યું:

" શૈલેષભાઇ ! તમેજ કહો કે આ વાછડી પહેલાં કરતાં મોટી થઇ છે કે નહિં ? દાદાજી તો કહે છે કે હજી છે તેટલી ને તેટલી જ છે. "

કિશોર હસીને બોલ્યો:

" સાક્ષી તો ઘણો સારો ખોળી કાઢ્યો, પૂર્ણિ ? "

બન્નેએ શરમથી પોતાનાં માથાં નીચાં નમાવી દીધાં.

## ૨

વસંત ઉતરીને ગ્રીષ્મની શરૂઆત હતી. શૈલેષ પોતાને ઘેર જવા ઉત્સુક થઈ રહ્યો હતો. કારણ કે હવે વર્ષાની વાટ જોવાતી હતી. જેટલો તેણે અહીંના સહવાસ તરફ મન લગાડવા પ્રયત્ન કર્યો તેટલુંજ તેનું દિલ ઉઠતું ગયું. પૂર્ણાનું સ્વાસ્થ્ય ઘણા દિવસથી ખરાબ હતું.

તે દિવસ રજા હોવાથી શૈલેષ બધાંની ઇચ્છા વિરૂદ્ધ ભાભીની સુશ્રુષા કરવા લાગ્યો. ભાભીએ તેને ઘણીવાર રમવા જવા સમજાવ્યો પણ તે જરી ખસ્યો નહિં. ભાભીની બાથી તે સાવ વિરક્ત બની ગયો હતો. જે કામ કરવાની તેણી મના કરતી તે કામ તે અવશ્ય કરતો.

વળી ભાભીની નાની બ્હેન સુશીલાને તો તે ઉંચી નજરે જોતો પણ નહોતો, છતાં કોણ જાણે કેમ પણ ડોસી તેના દરેક કાર્યમાં આ છોકરીને જ ધકેલતી હતી. જે દિવસે સુશીલા થાળી પીરસીને મૂકે છે તે દિવસે શૈલેષ અરધો ભૂખ્યો રહે છે. તેના લુખાવાળ, મેલા હાથ, ફાટેલી આંખો, ચપટું નાક, બધું જોઇને શૈલેષ એક કમકમાટી ખાઇને આંખો બંધ કરી દે છે. તેને પોતાના બગીચામાં થયેલી રામલીલા યાદ આવી જાય છે. તેમાં જે છોકરાને સુરપંખાનો પાઠ આપવામાં આવ્યો હતો, બરોબર તેવા જ ઢંગ સુશીલાના છે.

જ્યારે ભાભી તેને સુશીલાને ભણાવવાનું કહે છે ત્યારે તો તેનું મન આંધીમાં ઉડતા પાંદડાની માફક કમકમી જાય છે. તે કહે છે કે " મારૂં નિશાળનું વાંચન હજુ બાકી છે. ભાભી ! હજી પહેલો પાઠ પણ બરોબર યાદ નથી થયો. " વગેરે બહાનાં કાઢીને તે વાત ટાળી નાંખે છે. આ સુશીલાની સરખામણીમાં કિશોરની બ્હેન પૂર્ણિમા સંબંધીની દરેક વાતોનો તે વિચાર કરે છે. આ આવી છે, અને આ આવી છે. પૂર્ણિમા ભણવા ગણવામાં પણ કેટલી હોંશીયાર છે ? છોકરાઓને પણ ટપી જાય તેવી ? ...

જ્યારે કદીક તે કિશોરને ઘેર જાય છે ત્યારે પૂર્ણિમાના હાથે બનેલો લીંબુનો શરબત તે માગીને પીએ છે. તેના આખા કુટુંબ સાથે આપ્ત જન જેવો સંબંધ રાખે છે. અને ત્યાં જવામાં તેને એક પ્રકારની શાંતિ મળે છે.

પરંતુ આજ છુટ્ટી હોવા છતાં તે ત્યાં નથી જઇ શક્યો. તેની ભાભીની તબીયત અસ્વસ્થ છે એટલે તે તેની સેવામાં જ હાજર છે. તેનું માથું દબાવવામાં તેને અત્યંત સુખ મળે છે. જ્યારે સુશીલા ખાવાનું તૈયાર હોવાના સમાચાર કહેવા આવી ત્યારે શૈલેષે ભ્રુકુટિ ચઢાવીને તેના તરફ એવી રીતે જોયું કે, એક પળ ભર સુશીલાને ત્યાં થોભવું અસંભવિત બની ગયું. અને નાકમાં ગણગણતાં તે ત્યાંથી ચાલી ગઇ, અને મા પાસે જઇને શૈલેષના કોઇપણ કાર્યમાં સહાયતા ન આપવાની પ્રતિજ્ઞા પણ કરી લીધી.

સાયંકાળે પૂર્ણિમા અન્નપૂર્ણાની તબી-

યતના સમાચાર જોવા આવી અને શૈલેષને ત્યાં બેઠેલો અને માથું દબાવતો જોઇને તે થંભી ગઇ. પરંતુ શૈલેષ તેનો સંકોચ દુર કરતાં બોલ્યોઃ

' જરા અહીંયાં બેસીને ભાભીનું માથું તો દબાવ ! હું જરા પાણી પીને આવું છું.' આટલું કહીને તે બહાર ચાલ્યો ગયો. પુર્ણિમાએ પણ આ આજ્ઞાના પાલનમાં કંઇ આનાકાની ન કરી. અને માથું દબાવતાં બોલીઃ

" હવે કેમ છે મ્હોટાં બ્હેન ? "

" ઠીક છે, પણ હવે તું જા, પુર્ણિ ! મોટી ઉંમરની છોકરીને પારકે ઘેર એકલાં રહેવું ઠીક ન ગણાય. અને હાં, એ તો કહેતી જા બ્હેન ! કે શૈલેષ તમારે ત્યાં ખૂબ આવ-જાવ કરે છે ! સ્હમજાતું નથી પડતી કે આજકાલ તે કોણ જાણે કેવોય અભ્યાસ કરે છે. "

આ વાતોને પુર્ણીમા ભલે ન સ્હમજી હોય પણ અસ્વસ્થ તો તે જરૂર બની ગઇ અને બોલીઃ—

" એવું કંઇ નથી મોટાં બ્હેન ! કોક વખત ભાઇ પાસે આવે છે. " અને આગળ કંઇ બોલ્યા સિવાય તેણે ચાલતી પકડી.

બારણા પાસે ઉભો ઉભો શૈલેષ પાણી પીતો હતો તેણે કહ્યુંઃ

" કેમ પુર્ણિમા એટલીવારમાં જ તબી-યત જોઇ લીધી ? "

પરંતુ ઉત્તર ન મળવાથી તે પાછો પોતાની ભાભી પાસે આવીને બેસી ગયો. થોડીવાર સુધી માથું દબાવ્યા પછી તે બોલ્યોઃ

" ભાભી ! એક વાત કહું, હવે આપણે ઘેર કયારે જઇશું ? અહીંઆં તો ઘણા દિવસો વીતી ગયા, હવે નથી ગમતું. "

દિયરની વાત સાંભળીને પૂર્ણા ચમકી ઉઠી. પુર્ણિમા અને સુશીના સંબંધમાં તેણે થોડીવાર પહેલાં કેટલાય વિચારો કરી નાખ્યા હતા. પરંતુ શૈલેષ તો આ ગામમાં જ રહેવા નથી માંગતો. મનમાં જ તે બોલીઃ " મારો શૈલ કેટલો ભોળો છે ? છીઃ નાનાં બચ્ચાંના સંબંધમાં મને તેવા વિચારો બાંધવા ઠીક નથી. અને પુર્ણિમા, ઓહો ! શું સુંદર છોકરી છે ! જાણે સાક્ષાત્ લક્ષ્મીનો જ અવતાર ! જો સુશીલાને માટે વરની ખોટ ન હોત, તો શૈલ, પુર્ણિ સાથે જ પરણે તો શું નુકશાન હતું ! "

" ભાભી ! કહો તો ખરાં; કયારે ઘેર જઇશું ? આપણો રામુ ( કુતરો ) કોણ જાણે કેટલો મોટો થઇ ગયો હશે ! અને પેલી ભુરી વાછડી, એની તો કંઇ ખબર જ મળતી નથી. અને ભાભી ! ભાઇની બધી ચોપડી-ઓને ઉધાઇ ખાઇ જશે, પછી હું શું વાંચીશ ! અને પેલું સીતાફળીનું ઝાડ, હવે તો ખૂબ મોટું થઇ ગયું હશે. આપણે હજી તેનું ફળ પણ ખાધું નથી. "

પૂર્ણા નાના દિયરની વાત ધ્યાનપૂર્વક સાંભળી રહી હતી. સાંભળતાં સાંભળતાં તેની આંખમાં આંસુ આવી ગયાં. શૈલ ભાભીની આવી મનોદશા જોઇને ચમકી ગયો. તેને ખેદ થયો કે મ્હેં કંઇ જ નકામી વાતો કરી નથી છતાં ભાભી શાથી રડી પડયાં ? ઝટપટ તેણે પૂર્ણાનાં આંસુ લુંછી નાખ્યાં અને ગળગળો થઇ જતાં તે બોલ્યોઃ—

" ભાભી ! તમે રડો નહિં, હું ફરી પણ ઘેર જવાની વાત નહીં કરૂં. "

પરંતુ આ અભાગી યુવતીનાં આંસુ રોકાયાં જ નહિં. જ્યારે તેની મા દુધ લઇને આવી. ત્યારે આંસુ લુછતી પૂર્ણાને જોઇને તે વૃદ્ધા ચિડાઇ ગઇ ને બોલીઃ—

" હું કયારની કહી રહી છું કે તમે તેના માથા પર બેસીને ટકટકારો ન કરો. ખાઓ, પીઓ, રમવાના દિવસ છે તે રમો. વૈરાં પાસે વધારે વખત બેસવું ઠીક ન મનાય ! "

શૈલેષ બિચારો માથું નમાવીને બધું ચૂપચાપ સાંભળી રહ્યો હતો. નાનો હોવા છતાં પોતાની લાચારીનું તેને સંપૂર્ણ ભાન હતું. તે બહાર જવા તૈયાર થયો. તેવી જ પૂર્ણા તેનો હાથ ખેંચીને પોતાની પાસે બેસાડતાં બોલીઃ

"તેને કંઈ આવું સાંભળવાની ટેવ નથી મા ! જોતી નથી કે થોડા જ દિવસોમાં તે સોરાઇ સોરાઇને કેટલો ગળી ગયો છે ? પોતાનું ઘર તો બધાંને યાદ આવે, મને તે ઘેર જવાનું જ કહી રહ્યાં હતા."

હરકોર પોતાની ગોળ આંખોને વધારે બીહામણી બનાવીને પૂર્ણા સામે જોવા લાગી. તેને લાગ્યું કે આજ તો કંઈ જુદો જ રંગ જામ્યો છે. દિયેર પર ખૂબ પ્રેમ અને આદર આવી ગયાં છે. એક ઝાંસીયું કરીને દુધનો વાટકો સ્ટૂલપર ઠોકીને તે ચાલી ગઈ.

૩

પાંચ વર્ષનો લાંબો ગાળો વીતી ગયો. અને શૈલેષ પર આ લાંબા ગાળામાં જે વીતી ગઈ, તે જાણે તેની જિંદગીભર કદી જ ન વીતી હોય, તેટલું દુઃખ, તેટલા આઘાતો તેણે સહન કર્યા. અને હજી જે કાંઈ બનવાનું છે તે તો ભવિષ્યમાં છુપાયું છે.

જ્યારે શૈલેષ ભાભીની વાતની ઉપેક્ષા કરીને વિવાહ ન કરવાનો દૃઢ નિશ્ચય કરી પ્રાથમિક અભ્યાસ પૂરો થતાં કોલેજમાં દાખલ થયો ત્યારે જાણે બધું જ રહ્યુંસહ્યું ધૂળમાં મેળવીને તે આ એકાંત ખૂણામાં આવી પડ્યો છે. એજ સ્થિતીમાં કંઈક દિવસો વિતી ગયા, અને તેણે બી. એ. ની પરિક્ષા પણ આપી દીધી. તે ભાભીના સહવાસને છોડવા માગતો જ નહોતો, એટલે કડવા મીઠા શબ્દો સાંભળવા છતાં પણ તે ભાભીને પીયેર એ ચાર દિવસ જઈ આવે છે, એચાર દિવસ પોતાને ઘેર રહેવાની લાલચને પણ તે રોકી શકતો નથી. છતાં તેને એકલવાયું લાગે છે.

થોડા દિવસો બાદ કરી પૂર્ણાએ તેને લગ્ન કરવા બાબતના કાગળો લખવા માંડયા, છતાં તે હૃદયથી હવે અપમાનિત થતી લાગતી હતી. શૈલેષ સુશીલા સાથે વિવાહ કરવા કરતાં તો અવિવાહીત રહેવું જ વધારે પસંદ કરતો હતો. કેટલાય દિવસો થયાં પૂર્ણાને પોતાના પત્રનો જવાબ મળ્યો નહોતો. આથી તે ખૂબ વ્યગ્ર બની ગઈ. નિકટના અને દૂરના સહવાસમાં ઘણો ફેર છે. શૈલેષ જ્યારે પૂર્ણા પાસે રહેતો હતો ત્યારે તેની એટલી બધી મહત્વતા નહોતી જેટલી અત્યારે તેના દૂર જવાથી જણાવા લાગી છે. હવે તેને એમ લાગવા માંડ્યું છે કે, શૈલેષ સાથે તેનો એવો નાતો છે કે જે છૂટી શકે તેમ નથી.

ધીરે ધીરે તેને ખૂબ વાતો યાદ આવવા માંડી. "શૈલેષ પોતાની મિલ્કતની જરી પણ દરકાર રાખતો નથી. તેની મિલ્કતનો વહીવટ કરતાં કરતાં પોતાના ભાઈનું મકાન કાચું હતું તે પાકું બની ગયું. કદી સુશીલા કે હરકોરના શરીરે સોનું અડકયું પણ નહિ હોય, તેમની પાસે આજે જણસોનો સુમાર નથી. છતાં શૈલેષને માત્ર રૂ. ૭પ) મેળવવા સિવાય કંઈ જ પડી નથી." આવા વિચારો આવતાં જ શૈલેષના ભોળપણુ પર તે તેના બધા દોષોને ક્ષમા આપતી હતી.

પરંતુ આગ્રહ કરવા છતાં શૈલેષ વધારે વખત રહેતો નથી. પત્ર લખવામાં પણ અનિયમિત બની જાય છે. ત્યારે અનાયાસે પૂર્ણા વ્યાકુળ બની જાય છે. એક દિવસ તે પૂર્ણાને માટે સુંદર સાડી લાવ્યો હતો પરંતુ તે સુશીલાએ પહેરેલી જોતાં જ તેણે કેટલી તકરાર કરી હતી ! પૂર્ણા ત્યાથી ઘણી જ નારાજ બની ગઈ. સુશીલાને કારણે તે આટલો બધો ચિડાય છે શા માટે ? શું તે સુશીલાને

કદી જ નહિં ચાહી શકે ? તેના વિવાહની વાતને ઠોકરે મારશે ? તો...તો...શું થશે ? વિચારતાં વિચારતાં તેણે પોતાની નાની બેનને બોલાવી અને કહ્યું:

"પેલી પટણાની સાડી લાવી આપ. પાછી મોકલી દેવી છે"

"શું ? પાછી મોકલી દેવી છે ! તે તો ઘણી જ સરસ છે !"

"હા, પણ કિંમત વધારે છે. આપણાથી તે ન ખરચી શકાય !"

તે સાડી લઇ આવી ને સાથે જ એક બંધ પરબીડીયું લાવીને પૂર્ણાના હાથમાં આપતાં તે બોલી:

"આ કાગળ આવ્યો છે !"

પત્ર વાંચતાં વાંચતાં પૂર્ણા એટલી તલ્લીન બની ગઇ કે; તે પત્ર સુશીલા પણ વાંચી ગઇ છે તેની તેને ખબર ન રહી. પત્ર વાંચીને તેણી પાછલા બારણામાંથી છટકી ગઇ. તેના ગયા પછી અજાણી પૂર્ણાએ તેને હાક મારી. પણ તે પહેલાંથી જ સુશીએ તેની સાથે ન બોલવાની પ્રતિજ્ઞા લીધી હતી.

છાનો થતો કાગળ વાંચી જવા બદલ જ્યારે પૂર્ણાએ તેને ધમકાવી ત્યારે તે ઢીલી બની ગઇ. કાગળમાં લખ્યું હતું કે:—

ગુજરાત કોલેજ
તા. ૨-૩-૩૩

પૂજ્ય ભાભીને પ્રણામ,

પત્ર મોડો લખું છું તે બદલ ક્ષમા આપશો. કેટલાક દિવસથી મને તાવ આવે છે, પણ હવે તો કંઇક આરામ છે. અને લગ્નની વાત નથી રુચતી છતાં તમે વારેવારે લખ્યા કરો છો; એથી મેં એવો નિશ્ચય કર્યો છે કે, તમને નારાજ નહીં થવા દઉં. પરંતુ બે વર્ષ બાદ જો સુશીલાના વિવાહ માટે એ લોકો ઉતાવળ કરતા હોય તો મને લખશો; હું કોઇ મુરતીઓ શોધી કાઢીશ. પણ મને તે માટે કોઇ જાતનું દબાણ ન કરશો કે જેનું ઉલ્લંઘન કરતાં હું પાપમાં પડું. સુશીલા સાથે લગ્ન કરીને મારું જીવન નષ્ટ ન કરી નાંખશો, ભાભી ! પૂર્ણિમાનો ભાઇ ઘણી ઉતાવળ કરી રહ્યો હોવા છતાં તેં બે વર્ષ ખુશીથી રોકાઇ જશે. અસ્તુ. સુશિલાનો વિચાર તો છોડવોજ પડશે. બાકી કુશળ છું. તમારી કુશળતાનો પત્ર લખશો.

લી. તમારા
શૈલેષના પ્રણામ.

પત્ર વાંચીને માનિની પૂર્ણાનું હૃદય રડી પડ્યું. અને "હવે કદી હું તેને વિવાહના વિષયમાં આગ્રહ નહી કરું" એવો સંકલ્પ કરીને એક રજાઇ ઓઢી તે પલંગ પર પડી." બધાંએ પૂછ્યું કે: "કાગળ ક્યાંથી આવ્યો ?" "શું લખ્યું છે ?" પણ તેણે જવાબ ન આપ્યો. પત્રનો આશય સ્પષ્ટ હતો. તેણે ઘણી સંભાળ રાખી કે તે કોઇને પણ પત્ર ન બતાવે, છતાં તે વાત છુપી રહે તેમજ નહોતું. વાત પ્રગટ થઇ અને તેથી એટલો બધો ક્લેશ થયો કે શૈલેષનો આ ઘર સાથેનો સંબંધ તૂટીજ ગયો. તેને સાફ લખવામાં આવ્યું કે હવે તે અહીં આવવા જવાની તસ્દીજ ન લે. પૂર્ણા તેની સાથે કોઇ જાતની સગાઇ રાખવા માગતી નથી. અને પોતાનો હિસ્સો વહેંચવો હોય તો તે પણ વહેંચી શકે છે.

જો કે એ વાતનું તો ઠેકાણું જ નથી કે તેણે પોતાનો ભાગ લેવાનો નિશ્ચય ક્યારે કર્યો ? અથવા કર્યો છે કે નથી કર્યો. કારણ કે પિતાના માગતા રૂપીઆ વસુલ કરવા ગુમાસ્તાને કહ્યું તે કંઇ ઓછું નહોતું. પણ આથી તેના નાના હૃદયને ઘણો આઘાત લાગ્યો. તેની એક ફોઇ કોઇ ગામ રહેતી હતી તેની

સહાયતાથી તેમજ ટ્યુશન વગેરેથી તેણે પોતાનું ગાડું ગબડાવે રાખ્યું.

આખર બે વર્ષ વિતી ગયાં ત્યારે પૂર્ણાના નામનો એક કાગળ આવ્યો. જેમાં લખ્યું હતું કે:—

ગુજરાત કૉલેજ
તા. ૧૫–૩–૩૫

ભાભીને પ્રણામ,

તમને પત્ર લખતાં પણ શરમ આવે છે, પણ શું કરૂં ? વિચાર પણ નહોતો કર્યો કે એક સમય આવીય આવશે, હું એમ. એ. માં માન સાથે પાસ થયો છું. નથી જાણતો કે આ વાત જાણીને આપ ખુશ થશો કે નાખુશ. વિવાહ માટે કોઇ ખૂબ તકાદો કરે છે, અને આમ કિશોર પણ તળે ઉપર થઇ ગયો છે. હું અત્યારે આજ કૉલેજમાં પ્રોફેસરની જગ્યા પર છું. નોકરી હોવાથી વધારે રજા નહીં મળે. લગ્ન માટે આવતા મહિનાની બીજી તારીખ નક્કી થઇ છે. તમે લખો કે હું તમને તેડવા ક્યારે આવું ? વધારે શું લખું ?

તમારો સદાનો
શૈલેષ.

૪

કોઇ નવોઢાની માફક નોમનો ચંદ્ર વાદળના ઝીણા પટમાંથી જોતો હતો. પૂર્ણાએ એક હાથમાં દુધનો ગ્લાસ અને બીજામાં પાનની તાસક લઇને જેવો અગાસી પર પગ મૂકયો, તેવો જ તેના આશ્ચર્યનો પાર ન રહ્યો. તે તો કલ્પનાથી પણ બહારની વાત હતી. કે તેનો પતિ શૈલેષ કૉલેજનો પ્રોફેસર બનીને પણ અધીરો થઇ આ રીતે રડી રહ્યો હશે. જાણે કે કોઇ નાના છોકરાનું રમકડું કોઇએ ભાંગી નાંખ્યું હોય; તેણે પતિના ખભા પર સંમાનથી હાથ મૂકીને કહ્યું:—.

" એય ! રડો છો કેમ ? "

પરંતુ ઉત્તર આપવાને બદલે તે વધારે ને વધારે ડુસકાં ભરીને રડવા લાગ્યો. પૂર્ણિમાએ કહ્યું " જુઓ નિચે નોકરો ચાકરો બેઠા છે, અને આમ રડો તે ખોટું દેખાય. શાથી રડવાનું સુઝી આવ્યું, હમણાં તો હસતા હતા ? " અને આમ કહી તેણે પાલવ વડે તેનાં આંસુ લુછી નાખ્યાં.

શૈલેષ કંઇક શાંત થઇને બોલ્યો:-

" પૂર્ણિ ! તારા જેવી પતિ મેળવીને પણ હું સુખી ન થાઉં તે મારૂં દુર્ભાગ્યજ ગણાય. પણ શું કરૂં ? રાત દિવસ હૃદયમાં ભઠ્ઠી સળગે છે. જેને ૭ વર્ષના સતત પ્રયત્ને પણ બુઝાવી શકયો નથી. એમ જણાય છે કે તારા સિવાય બીજી એક વ્યકિતએ પણ હૃદયમાં મહોર મારી છે. તેનાથી હું છુટી શકું તેમ નથી. "

## શરદની સુરમ્ય ચંદ્રિકા

રાસ

શરદની સુરમ્ય ચંદ્રિકા સુહાવતી (૨)
મધુર પુષ્પના પરાગ મ્હેક મ્હેકે, શરદ લ્હેકે
ધન્ય વ્રજભૂમિ ............................... શરદની૦

સાખી.

રમવા રાસ હરી ચહે, વ્રજ વનિતાઓ સાથ;
વેણુનાદ મોહન ભર્યાં, રથંભ્યો રજનીનાથ ..

તાલ દાદરા ( દ્રુતલય )

હૃદયં દ્રવિત કરન બાણ, વેણુનાદમાં ભર્યાં;
મુગ્ધ ચિત્ત પ્રાણી માત્ર, સર્વ લોકનાં કર્યાં:
વિસરી દેહ ભાન ઘેલી ગોપિકા બની .. શરદની૦

સાખી.

મુકી નિજ નિજ કાર્યને, ચૂકી અભિનય વેરા
પ્રણય મંત્રની તાનમાં, ગઇ મળવા પ્રાણેશ

તાલ દાદરા.

ધરી ઉલ્હાસ, દિવ્ય રાસ. રસબસ હૃદયો થયાં;
અનેક ગોપી એક કૃષ્ણ એકતા અનુભવ્યાં...
દિવ્ય રાસમાં અભેદ ગુંજ છે ઓણી........ શરદની૦

માણેલાલ પ્ર. બક્ષી.

આ વાતથી જરા પણ વિચલિત ન થતાં પૂર્ણિમા બોલી:—

"તો શું થઇ ગયું? હૃદય નામનું પણ એક નાનું સ્થાન છે." વળી ફરી હસીને તે બોલી: "સુશીલાએ એક દિવસ મને કહ્યું જ હતું કે પૂર્ણી, બહુ ગર્વ ન કરીશ. જે કંઇ આજ તને તારૂં લાગે છે તે ઘણા વખતથી મારૂં બની ગયું છે. જોઉ છું કે તું તેને કેટલું સાચવી શકે છે?"

"છીઃ છીઃ પૂર્ણિમા! આવી વાતો કરીને મને શરમાવીશ નહીં. જેને આંખ ઉઘાડીને જોવાની પણ મેં ઇચ્છા નથી કરી, તેને માટે મનના ભાવો શા માટે દુષિત કરવા! એ વાત ખરી કે તેને મારે માથે મઢવાના અનેક પ્રયત્નો થયા છે. પરંતુ હું કહું છું તે મ્હારી ભાભી માટેની વાત છે. ઘણા સમયથી તે આપણને ધિક્કારે છે, તેનું કારણ તારાથી કંઇ અજાણ્યું નથી; અને એટલેજ તે લગનમાં નથી આવ્યાં, છતાં પણ હું આ જીવનમાં તેમને ભૂલી શકું તેમ નથી." આજે અચાનક તેમની યાદ આવતાં હું રડી પડયો. મારા સમસ્ત પરિવારમાં તેમના સિવાય કોઇજ નથી.

ચતુર રમણીએ પોતાના પતિનું મસ્તક ખોળામાં લઇને તેના રેશમ જેવા વાળમાં આંગળાં ફેરવતાં કહ્યું: "તો તેમાં રડવાની કે દુઃખી થવાની શી જરૂર છે? ભાભી આપણાંજ છે અને કાયમ આપણાંજ રહેવાનાં છે. જેને આપણે ખોટું લગાડી શકીએ છીએ તેને મનાવી પણ શકીએ છીએ. ચાલો કાલે રવિવાર છે આપણે તેમને મનાવી લાવીએ."

અવાક બનીને શૈલ પત્નિ સામે જોઇજ રહ્યો. તેના હૃદયે પડઘો પાડયો. "નારીનું આજ સાચું સ્વરૂપ છે. આને જ જીત કહે છે."

બીજે દિવસે બન્ને જણાં ભાભી પાસે જવા રવાના થયાં. પૂર્ણિમાને મોટરમાં જ બેસાડીને સાહસ એકઠું કરી શૈલેષે તેમના ઓટલા પર પગ મૂકયો. જ્યાં તેણે બાળપણ વિતાવ્યું હતું તેજ પગથીઆં આજ ચઢતાંજ જાણે પગમાં જંજીરો ઠોકાઇ ગઇ છે.

બારણાના ઉમરા પર જ ભાભીની મા તડબુચના બીયાંમાંથી મીંજ કાઢી રહી હતી. અને સુશીલા દાળ વિણતી હતી. તેની ભોજાઇ છોકરાના માથામાં ઘસી ઘસીને તેલ નાખી રહી હતી.

શૈલેષને લાગ્યું કે જાણે તેનું શરીર કંપી રહ્યું છે. અને તેની દૃષ્ટિ સહસા સુશીલા પર પડી. જોયું કે તેની સેંથીમાં સિંધુર છે. અને પગમાં મેંદી લગાવી છે. સ્પષ્ટ જોયું કે તે પરણી ગઇ છે. તેના મોઢા પરના શીત-

## રંગોળી

ઘરઘર નવલા દીપક પ્રગટે  
અંધારામાં ઝગમગ ઝળકે  
પ્રભાતને ઉઘડતે પ્હોર  
રંગોળીની છડે છોળ.

ન્હાનાં બાળક આંગણ નાચે  
બ્હેની હાથે રંગો રાચે  
આંગળીએ રચતો મોર  
રંગોળીની છડે છોળ.

પળપળ નવલાં ચિત્રો પ્રગટે  
બાલવદન સૌ ધીમાં મલકે  
કુદકી ફરતાં—ફરતાં મોર  
રંગોળીની છડે છોળ.

ભીખુભાઇ શા. ગોહિલ

## રૂપગર્વિતા

[ ઢાળ—' આવો બજાવો કનૈયા મીઠી બંસરી ' ]

ઝૂલે હિન્ડોલે શ્રીકૃષ્ણ પૂર બ્હારથી.
છબી ન્યારી, મનોહારી, સુખકારી, જાઉં વારી—ઝૂલે૦

તન સજી શુભ સોળ શ્રૃંગાર,
રૂક્મિણી રમણિય સુનાર;
મલપન્તી આવી અતિ હર્ષ હૃદય ધારી—ઝૂલે૦

( સાખી )

અર્પે બીડલું મ્હેકતું, મનમોહનને હાથ;
હું ઉજ્જ્વલ પતિ શ્યામ એ, ગર્વ થયો દિલ સાથ.
વ્યાપી રહ્યા ઘટઘટ ગિરિધારીઃ
સૌનું અંતર જાણે અંતર્યામીઃ
સ્મિત કરી કહે, રૂપવતી ! અહો સત્ય તું ફૂલાઇ
ઝૂલે હિન્ડોલે શ્રીકૃષ્ણ પૂર બ્હારથી.

( સાખી )

તું ઉજ્જ્વલ સ્ફાટિક સમી, સ્વામી મળિયો શ્યામ;
દીસે ન જોડી વિશ્વમાં, વિધિનું કેવું કામ.
અંતર ગર્વ છૂપ્યો નહીં જ્યાંહીં;
વાગ્બાણ વાગ્યાં કારી ઉર માંહીં.
સાંત્વન દઈ હસી હસાવી માધવે રીઝાવી.
ઝૂલે હિન્ડોલે શ્રીકૃષ્ણ પૂર બ્હારથી.

સૌ. દીપકબા દેસાઈ

# સૌન્દર્ય વધારવાનાં સાધનો

## નવાં……અને……જૂનાં

લેખક :
ડૉ. એ. એચ. પટેલ, ડી. પી. એચ.
મેડીકલ ઑફીસર ઑફ હેલ્થ સુરત

પૂર્વ, પાઉડર, ફેઇસક્રીમ અને લીપસ્ટીકના જમાનામાં પ્રાચિન ભારતની સ્ત્રીઓ પોતાના શરીરની શોભા વધારવા માટે કયા કયા સાધનોનો ઉપયોગ કરતી હતી તે બાબતનો લેખ જરા અસ્થાને ગણાશે. પરંતુ, દરેક બાબતમાં પશ્ચિમના સુધારાનું જ અનુકરણ કરવાનો મોહ, આ દેશમાં હવે આસ્તે આસ્તે ઓછો થતો જાય છે અને સ્ત્રીઓના આ એક અતિ ઉપયોગી વિષય ઉપર વિજ્ઞાનની દ્રષ્ટિએ કાંઇક લખાય તો ક્ષમાપાત્ર ગણાશે.

સંસ્કૃત સાહિત્યમાં આર્ય સ્ત્રીઓ શરીર સૌન્દર્ય વધારવાના સાધનો તરીકે કઇ કઇ વસ્તુઓનો ઉપયોગ કરતી હતી તેનો ઘણી જગાએ ઉલ્લેખ મળી આવે છે. આપણા પ્રાચિન ગુજરાતી સાહિત્યમાં પણ સ્ત્રીઓના શરીરનું સૌન્દર્ય વધારવાના સાધનો વિષે ઘણું લખાણ મળી આવે છે.

પ્રાચિન કાળમાં, પાઉડર, ફેઇસક્રીમ અને લીપસ્ટીક બનાવનારી કંપનીઓ હતી નહિ. આવી વસ્તુઓની આકર્ષક જાહેરખબરો પણ તે સમયે અપાતી નહિ. કારણ કે તે જમાનામાં હાલના જેવા વર્તમાનપત્રો હતાં નહિ. તે સમયમાં સૌન્દર્ય વધારવાના સાધનો વાપરવાનું જ્ઞાન ઘરડી સ્ત્રીઓને વંશ પરંપરાથી મળતું. એ કાર્ય માટે તે સમયમાં ગાંધીને ત્યાં મળતી ઘરગતુ વસ્તુઓ જ વપરાતી હતી.

હિંદના પ્રાચિન જમાનામાં અને અત્યારે પણ થોડા પ્રમાણમાં, કુંકુમ, સીંદુર, મેંદી, અળતો, પાન, સુગંધી તેલ, કાજળ, સુરમો, ચંદન, અબીલ, ફુલ, અત્તર, સુગંધી જળ, કેસર, કસ્તુરી અને અન્ય સુગંધી દ્રવ્યોનો ઉપયોગ સૌન્દર્ય વધારવાના સાધનો તરીકે થાય છે.

પ્રાચિન ભારતમાં સ્ત્રીઓના 'ટોઇલેટ' ઉપર કોઇ ખાસ પુસ્તક લખાયું હશે કે કેમ તેની લેખકને ખબર નથી પરંતુ પુસ્તકની ગરજ સારે તેવા કોઇ કોઇ શ્લોકો સંસ્કૃત સાહિત્યમાં મળી આવે છે. આમાના એકાદ શ્લોકનો ઉતારો અહિં આપવો અસ્થાને નહિ ગણાય

हस्ते लीलाकमलमलके बालकुन्दानुविद्धम्
नीता लोध्रप्रसवरजसा पाण्डुतामानने श्रीः।
चूडापाशे नवकुरबकं चारु कर्णे शिरीषम्
सीमन्ते च त्वदुपगमजं यत्र नीपं वधूनाम् ॥

મેઘદૂત, ઉત્તરમેઘ, શ્લોક ૨.

હસ્તે લીલા કમલ, અલકે કુન્દના પુષ્પ નાનાં,
ભાસે લોધ્ર પ્રસુન રજથી, પાંડુ શોભા મુખે જ્યાં;
અંબોડામાં કુરવક નવાં, ચારુ કાને શિરીષો,
ધારે સેંથે તુજ થકી ઉગ્યાં, નીપ પુષ્પો વધુઓ.

ભાષાંતર : કિલાભાઇ ઘનશ્યામ.

આ શ્લોકમાં કવિ કાળીદાસ, અલકાપુરીની સુંદરીઓનો પુષ્પ શણગાર વર્ણવે છે અને તેમાં ખાસ કરીને બીજી લીટીમાં, લોધ્ર પુષ્પની રજથી, સ્ત્રીઓના મુખ પર સુવર્ણના જેવી, કાંઇક પીળાશ મારતી શોભાનું વર્ણન કરે છે તે ધ્યાન આપવા જેવું છે.

પગની પાનીએ લગાડેલો અળતો, નખ ઉપર લગાડેલી મેંદીનો રંગ, આંખમાં કાજળ અને હોઠ ઉપર પાનની લાલાશનું વર્ણન તો

હિંદની પ્રાચિન અને અર્વાચિન દરેક ભાષામાં ઘણી જગાએ મળી આવે છે.

મેંદી મુકવાની કળામાં તો આ દેશની સ્ત્રીઓ હાલના જમાનામાં પણ ઘણી કુશળતા ધરાવે છે અને અત્યારે પણ કેટલીક મુસલમાન સ્ત્રીઓ, મેંદી તૈયાર કરવાની રીત અને મેંદી મુકવાની રીત એટલી સરસ રીતે જાણે છે કે મુસલમાન શ્રીમંતોની સ્ત્રીઓ આવી મેંદી મુકનારીઓને કલાક કે બે કલાકના કામ માટે એકથી બે રૂપીઆ જેટલી રકમ આપે છે.

પશ્ચિમના સુધારાના જબરજસ્ત પ્રવાહમાં આપણે આપણો દેશ ભુલ્યા, વેશ ભુલ્યા અને શોખ પણ ભુલ્યા. સૌન્દર્ય વધારવાના પ્રાચિન સાધનમાંના ઘણા ખરાનો ઉપયોગ અત્યારે બહુ થતો નથી. પરંતુ હીંદી સ્ત્રીઓના સારા નસીબે હજુ પણ, કંકુ, સીંદુર, કાજળ, સુરમો અને થોડે ઘણે અંશે ફુલનો ઉપયોગ વિસરાયો નથી.

પૂર્વ અને પશ્ચિમના, સ્ત્રીઓનું સૌન્દર્ય વધારવાના સાધનોનું અન્વેષણ એક વિવેચકની દૃષ્ટિએ કરવામાં આવે તો એક આખું પુસ્તક લખાય. આવું અન્વેષણ કરી પુસ્તક લખવાની આ લેખકમાં યોગ્યતા અને જ્ઞાન નથી તેમ તેને સમય પણ નથી, પરંતુ આ વિષયમાં બે ચાર જરૂરી અને ઉપયોગી બાબતો વિષે લખાય નહિ તો આ લેખ અધુરો ગણાય.

'ટોઇલેટ'ના સાધનોના ગુણદોષ વૈદકીય દૃષ્ટિએ લખવાના આ પ્રયત્નથી કોઇએ એમ ન સમજવું કે લેખક આ સાધનો વાપરવાની તરફેણમાં છે. કુદરતી સૌન્દર્ય, કોઈ પણ જાતના આભુષણ અને ટાપટીપ વગર, જણાઇ આવે છે. આદર્શ સૌન્દર્ય તો સાદાઇમાં જ ગણાય છે પરંતુ જગતમાં બધા આદર્શવાદીઓ જ હોતા નથી. મનુષ્ય સ્વભાવ જ એવો છે કે તેને કુદરતે આપેલી સુંદરતામાં વધારો કરવાનું અને સૌન્દર્યને કેળવવાનું મન થાય છે. આ કારણસર સંસારને અસાર ન માનનાર કોઇ પણ મનુષ્ય, સૌન્દર્યમાં વિ[illegible] અને સૌન્દર્યને વધારવા ખરો ખોટો યત્ન [illegible] તો તે ક્ષમાપાત્ર ગણાય. સૌન્દર્યના સાધ[illegible] વાપરનારી બ્હેનોનો, યોગિની નહિ પણ મનુ[illegible] તરીકે આટલો બચાવ કર્યા પછી, આ સાધ[illegible] વાપરનારી બ્હેનોને ચેતવણીરૂપે બે [illegible] લખું તો અયોગ્ય નહિ ગણાય.

પરમાત્માએ કોણ જાણે શા કારણ[illegible] અમુક સ્ત્રીઓને બહુ સુંદર અને અમુ[illegible] સાધારણ સુંદર અને અમુકને સુંદરતા રહી[illegible] બનાવી છે. પરંતુ આમાં પરમાત્માને દો[illegible] દેવા કરતાં આ પરિસ્થિતિ માટે ધન્યવાદ અને [illegible] દેષ, દરેક સ્ત્રીના પુર્વજન્મના કૃત્યો અ[illegible] અકસ્માતને દેવા વધારે યોગ્ય છે. સૌન્દ[illegible] વિહિન બ્હેનોએ યાદ રાખવું જોઇએ [illegible] સુંદરમાં સુંદર સ્ત્રી પણ એમ જરૂર મા[illegible] છે કે તેનામાં સંપુર્ણ સુંદરતા નથી જ અ[illegible] તેટલા જ કારણસર તે પણ સૌંદર્યના સાધનો[illegible] ઓછો વધતો ઉપયોગ કરે છે. આને લી[illegible] સૌન્દર્યવિહિન બ્હેનોને જરૂર આશ્વાસ[illegible] મળશે. સૌન્દર્ય વધારવાની ઘેલછામાં સૌન્દર્ય[illegible] ગમે તેવા અવિશ્વાસપાત્ર અને નુકશાનકા[illegible] સાધનોનો ઉપયોગ કરવાથી સૌન્દર્યમાં વધ[illegible] થવાને બદલે સૌન્દર્ય ઓછું થાય છે. [illegible] ખાસ ધ્યાનમાં રાખવા જેવી વાત છે. પ્રાચ[illegible] કાળમાં સૌન્દર્ય કૃત્રિમ રીતે વધારવાની ત[illegible] હરીફાઇ હતી નહિ. તે સમયના સૌન્દર્ય વધારવા[illegible] સાધનો ઘણાં ખરાં વનસ્પતિજન્ય, ક્ષેત્ર[illegible] અને નિર્દોષ હતાં, દાખલા તરીકે ચંદન અ[illegible] મેંદી. આ બન્ને વસ્તુઓ શરીર અને મગજ[illegible] ઠંડક આપનારી છે અને તેનો ઉપયો[illegible] નુકશાન કર્તા નથી. કાળજીપૂર્વક બનાવેલું અ[illegible] સ્વચ્છ વાસણમાં બંધ કરીને રાખેલું કાજળ [illegible] દેશમાં જમાનાથી વપરાતું આવ્યું છે અ[illegible] તેનાથી જો આંખો ખરાબ થતી હોત [illegible]

આ દેશના ઘણા લોકો આંધળા જ થઇ ગયા હોત. અનુભવી હકીમે બનાવેલો સુરમો દુઃખતી આંખમાં આંજવાથી તરત ઠંડક વળે છે તે સર્વના અનુભવની વાત છે. કાઠીયાવાડની સ્ત્રીઓના વાળ સાધારણ રીતે કાળા હોય છે. આનું કારણ કુદરતી આબોહવા ઉપરાંત કાઠીયાવાડમાં વપરાતું ધુપેલ તેલ કેમ ન હોય!

સૌભાગ્ય અને સૌન્દર્યનો મેળ કરાવતું કુંકુમ હિંદી સ્ત્રીઓ જમાનાથી વાપરે છે અને પશ્ચિમના સુધારાનો વંટોળીયો પણ આ કુંકુમને આર્ય સ્ત્રીઓના ભાલમાંથી ભુંસી શક્યો નથી. સૌભાગ્ય અને સૌન્દર્યની સાથે સંકળાયલું આ કુંકુમ સૌન્દર્ય વધારવાનું એક નિર્દોષ અને બિનખર્ચાળ સાધન છે. કુંકુમમાં રહેજ રસાયણનું તત્વ હોવાથી નાજુક ત્વચાવાળી સ્ત્રીઓના કપાળમાં કુંકુમ વાપરવાની જગાએ ચામડી ઉપર રહેજ ચળકાટ આવે છે; આ કારણસર હીંદુ સ્ત્રીઓ તેનો ઉપયોગ વિવેકપૂર્ણ કરી કુંકુમને થોડા થોડા દીવસને અંતરે જરા ઉંચે કે નીચે કપાળમાં લગાડે છે જેથી કપાળની કોમળ ચામડી ઉપર તેની ખરાબ અસર થતી નથી. સીંદુરમાં રસાયણનું તત્વ વધારે છે. તેનો ઉપયોગ કપાળમાં લગાડવામાં થતો નથી પરંતુ માથામાં વાંળની સેંથીની અંદર તેની બારીક લીટી કરવામાં આવે છે. માથાની ચામડી સખત હોય છે અને તેના ઉપર સીંદુરના આટલા મર્યાદિત ઉપયોગથી ખરાબ અસર થતી નથી.

ફુલ અને ફુલોની સુગંધીમય અને જુદા જુદા આછા રંગવાળી રજનો ઉપયોગ, સૌન્દર્ય વધારવાના સાધનો તરીકે કરવાની આર્ય સ્ત્રીઓની કળાએ તો અવધી કરી છે. ફુલોની રજનો " ટોઇલેટ " તરીકે ઉપયોગ કરવાની કળા અત્યારે હીંદી સ્ત્રીઓમાં નથી. આ કારણને લીધે ફુલોની સુગંધીમય અને અતિ કુમાશવાળી રજનો ઉપયોગ અત્યારે હીંદી સ્ત્રીઓ " ટોઇલેટ " તરીકે કરી શકતી નથી, પરંતુ ફુલોનો ઉપયોગ હજુ પણ થોડા પ્રમાણમાં આ કાર્ય માટે થાય છે. હીંદુ સ્ત્રીની, અંબોડામાં પહેરવાની વેણી, સ્ત્રીઓનું સૌન્દર્ય વધારવાનું એક અનુપમ સાધન છે. સોનાંમાં સૌન્દર્ય છે તેમ ઘણા માને છે પરંતુ તેમાં સુગંધ નથી. પરંતુ ફુલોમાં, સૌન્દર્ય તેમ જ સુગંધ બન્ને મળેલાં છે. ફુલોની કીંમત સૌન્દર્ય અને શણગારની દ્રષ્ટિએ જેટલી આંકીયે તેટલી ઓછી જ છે. ખરું સૌન્દર્ય શેમાં છે તે જાણવા માટે આપણે બે જુદા જુદા પહેરવેશવાળી હીંદુ સ્ત્રીઓની કલ્પના કરવી પડશે. એક પ્રાચિન આર્ય સ્ત્રી કે જેના શરીરે સાદી સુતરાઉ સાડી, કંચુકી અને ઘેરદાર ચણીયો છે, જેના ગળામાં ફુલની માળા, કાંડે ફુલના ગજરા, કાનની બુટીમાં નાજુક સુંદર ફુલ, માથામાં ફુલની વેણી, કપાળે કુંકુંમ, સેંથીમાં સીંદુરની આછી રેખા, નખ, હથેળી અને પગની પાનીએ મેંદીનો રંગ, આંખમાં આછું અંજન અને હોઠ પર આછી પાનની લાલાશ; બીજી અર્વાચિન જમાનાની ફેશનેબલ હિંદુ સ્ત્રી કે જેના શરીર પર રેશમી સાડી, બ્લાઉઝ અને પેટીકોટ, કાનમાં હીરાની લટકતી બુટી, ગળામાં નેકલેસ, હાથ ઉપર બ્રેસલેટ, માથામાં સુગંધી હેર કુશ, મોંઢા ઉપર ક્રીમ અને પાઉડર, હોઠે લીપ સ્ટીકની કસુંબી ભાત અને નખ ઉપર ઘેરો વિલાયતી રંગ! આ બેમાં ખરૂં સૌન્દર્ય અને ખરો શણગાર કોનામાં છે તે દરેક વાચક પોતપોતાની ઇચ્છા મુજબ કલ્પી શકશે, લેખકને આ બાબતનો અભિપ્રાય આપવાની જરૂર નથી.

પશ્ચિમના સૌન્દર્યના સાધનો વૈદકીય અને તંદુરસ્તીની દ્રષ્ટિએ ફાયદાકારક છે કે હાનીકર્તા તે આવતા લેખમાં વિચારીશું.

હિંદની પ્રાચિન અને અર્વાચિન દરેક ભાષામાં ઘણી જગાએ મળી આવે છે.

મેંદી મુકવાની કળામાં તો આ દેશની સ્ત્રીઓ હાલના જમાનામાં પણ ઘણી કુશળતા ધરાવે છે અને અત્યારે પણ કેટલીક મુસલમાન સ્ત્રીઓ, મેંદી તૈયાર કરવાની રીત અને મેંદી મુકવાની રીત એટલી સરસ રીતે જાણે છે કે મુસલમાન શ્રીમંતોની સ્ત્રીઓ આવી મેંદી મુકનારીઓને કલાક કે બે કલાકના કામ માટે એકથી બે રૂપીઆ જેટલી રકમ આપે છે.

પશ્ચિમના સુધારાના જબરજસ્ત પ્રવાહમાં આપણે આપણો દેશ ભુલ્યા, વેશ ભુલ્યા અને શોખ પણ ભુલ્યા. સૌન્દર્ય વધારવાના પ્રાચિન સાધનમાંના ઘણા ખરાનો ઉપયોગ અત્યારે બહુ થતો નથી. પરંતુ હીંદી સ્ત્રીઓના સારા નસીબે હજુ પણ, કંકુ, સીંદુર, કાજળ, સુરમો અને થોડે ઘણે અંશે ફુલનો ઉપયોગ વિસરાયો નથી.

પૂર્વ અને પશ્ચિમના, સ્ત્રીઓનું, સૌન્દર્ય વધારવાના સાધનોનું અન્વેષણ એક વિવેચકની દૃષ્ટિએ કરવામાં આવે તો એક આખું પુસ્તક લખાય. આવું અન્વેષણ કરી પુસ્તક લખવાની આ લેખકમાં યોગ્યતા અને જ્ઞાન નથી તેમ તેને સમય પણ નથી, પરંતુ આ વિષયમાં બે ચાર જરૂરી અને ઉપયોગી બાબતો વિષે લખાય નહિ તો આ લેખ અધુરો ગણાય.

'ટોઇલેટ'ના સાધનોના ગુણદોષ વૈદકીય દૃષ્ટિએ લખવાના આ પ્રયત્નથી કોઇએ એમ ન સમજવું કે લેખક આ સાધનો વાપરવાની તરફેણમાં છે. કુદરતી સૌન્દર્ય, કોઈ પણ જાતના આભુષણ અને ટાપટીપ વગર, જણાઇ આવે છે. આદર્શ સૌન્દર્ય તો સાદાઇમાં જ ગણાય છે પરંતુ જગતમાં બધા આદર્શવાદીઓ જ હોતા નથી. મનુષ્ય સ્વભાવ જ એવો છે કે તેને કુદરતે આપેલી સુંદરતામાં વધારો કરવાનું અને સૌન્દર્યને કેળવવાનું મન થાય છે. આ કારણસર સંસારને અસાર નહિ માનનાર કોઇ પણ મનુષ્ય, સૌન્દર્યમાં વિલસે અને સૌન્દર્યને વધારવા ખરો ખોટો યત્ન કરે તો તે ક્ષમાપાત્ર ગણાય. સૌન્દર્યના સાધનો વાપરનારી બ્હેનોનો, યોગિની નહિ પણ મનુષ્ય તરીકે આટલો બચાવ કર્યા પછી, આ સાધનો વાપરનારી બ્હેનોને ચેતવણીરૂપે બે શબ્દો લખું તો અયોગ્ય નહિ ગણાય.

પરમાત્માએ કોણ જાણે શા કારણથી અમુક સ્ત્રીઓને બહુ સુંદર અને અમુકને સાધારણ સુંદર અને અમુકને સુંદરતા રહીત બનાવી છે. પરંતુ આમાં પરમાત્માને દોષ દેવા કરતાં આ પરિસ્થિતિ માટે ધન્યવાદ અને દોષ, દરેક સ્ત્રીના પુર્વજન્મના કૃત્યો અને અકસ્માતને દેવો વધારે યોગ્ય છે. સૌન્દર્ય વિહિન બ્હેનોએ યાદ રાખવું જોઇએ કે સુંદરમાં સુંદર સ્ત્રી પણ એમ જરૂર માને છે કે તેનામાં સંપુર્ણ સુંદરતા નથી જ અને તેટલા જ કારણસર તે પણ સૌંદર્યના સાધનોનો ઓછો વધતો ઉપયોગ કરે છે. આને લીધે સૌન્દર્યવિહિન બ્હેનોને જરૂર આશ્વાસન મળશે. સૌન્દર્ય વધારવાની ઘેલછામાં સૌન્દર્યના ગમે તેવા અવિશ્વાસપાત્ર અને નુકશાનકારક સાધનોનો ઉપયોગ કરવાથી સૌન્દર્યમાં વધારો થવાને બદલે સૌન્દર્ય ઓછું થાય છે. તે ખાસ ધ્યાનમાં રાખવા જેવી વાત છે. પ્રાચીન કાળમાં સૌન્દર્ય કૃત્રિમ રીતે વધારવાની તીવ્ર હરીફાઇ હતી નહિ. તે સમયના સૌન્દર્ય વધારવાના સાધનો ઘણાં ખરાં વનસ્પતિજન્ય, ધરંગદ અને નિર્દોષ હતાં. દાખલા તરીકે ચંદન અને મેંદી. આ બન્ને વસ્તુઓ શરીર અને મગજને ઠંડક આપનારી છે અને તેનો ઉપયોગ નુકશાન કર્તા નથી. કાળજીપૂર્વક બનાવેલું અને સ્વચ્છ વાસણમાં બંધ કરીને રાખેલું કાજળ આ દેશમાં જમાનાથી વપરાતું આવ્યું છે અને તેનાથી જો આંખો ખરાબ થતી હોત

આ દેશના ઘણા લોકો આંધળા જ થઇ ગયા હોત. અનુભવી હકીમે બનાવેલો સુરમો દુઃખતી આંખમાં આંજવાથી તરત ઠંડક વળે છે તે સર્વના અનુભવની વાત છે. કાઠીયાવાડની સ્ત્રીઓના વાળ સાધારણ રીતે કાળા હોય છે. આનું કારણ કુદરતી આબોહવા ઉપરાંત કાઠીયાવાડમાં વપરાતું ધુપેલ તેલ કેમ ન હોય!

સૌભાગ્ય અને સૌન્દર્યનો મેળ કરાવતું કુંકુમ હિંદી સ્ત્રીઓ જમાનાથી વાપરે છે અને પશ્ચિમના સુધારાનો વંટોળીયો પણ આ કુંકુમને આર્ય સ્ત્રીઓના ભાલમાંથી ભુંસી શક્યો નથી. સૌભાગ્ય અને સૌન્દર્યની સાથે સંકળાયલું આ કુંકુમ સૌન્દર્ય વધારવાનું એક નિર્દોષ અને બિનખર્ચાળ સાધન છે. કુંકુમમાં રહેજ રસાયણનું તત્વ હોવાથી નાજુક ત્વચાવાળી સ્ત્રીઓના કપાળમાં કુંકુમ વાપરવાની જગાએ ચામડી ઉપર રહેજ ચળકાટ આવે છે; આ કારણસર હીંદુ સ્ત્રીઓ તેનો ઉપયોગ વિવેકપૂર્ણ કરી કુંકુમને થોડા થોડા દીવસને અંતરે જરા ઉંચે કે નીચે કપાળમાં લગાડે છે જેથી કપાળની કોમળ ચામડી ઉપર તેની ખરાબ અસર થતી નથી. સીંદુરમાં રસાયણનું તત્વ વધારે છે. તેનો ઉપયોગ કપાળમાં લગાડવામાં થતો નથી પરંતુ માથામાં વાળની સેંથીની અંદર તેની બારીક લીટી કરવામાં આવે છે. માથાની ચામડી સખત હોય છે અને તેના ઉપર સીંદુરના આટલા મર્યાદિત ઉપયોગથી ખરાબ અસર થતી નથી.

ફુલ અને ફુલોની સુગંધીમય અને જુદા જુદા આછા રંગવાળી રજનો ઉપયોગ, સૌન્દર્ય વધારવાના સાધનો તરીકે કરવાની આર્ય સ્ત્રીઓની કળાએ તો અવધી કરી છે. સોની રજનો "ટોઇલેટ" તરીકે ઉપયોગ કરવાની કળા અત્યારે હીંદી સ્ત્રીઓમાં નથી આ કારણને લીધે ફુલોની સુગંધીમય અને અતિ કુમાશવાળી રજનો ઉપયોગ અત્યારે હીંદી સ્ત્રીઓ "ટોઇલેટ" તરીકે કરી શકતી નથી. પરંતુ ફુલોનો ઉપયોગ હજુ પણ થોડા પ્રમાણમાં આ કાર્ય માટે થાય છે. હીંદુ સ્ત્રીની, અંબોડામાં પહેરવાની વેણી, સ્ત્રીઓનું સૌન્દર્ય વધારવાનું એક અનુપમ સાધન છે. સોનામાં સૌન્દર્ય છે તેમ ઘણા માને છે પરંતુ તેમાં સુગંધ નથી. પરંતુ ફુલોમાં, સૌન્દર્ય તેમ જ સુગંધ બન્ને મળેલાં છે. ફુલોની કીંમત સૌન્દર્ય અને શણગારની દષ્ટિએ જેટલી આંકીયે તેટલી ઓછી જ છે. ખરૂં સૌન્દર્ય શેમાં છે તે જાણવા માટે આપણે બે જુદા જુદા પહેરવેશવાળી હીંદુ સ્ત્રીઓની કલ્પના કરવી પડશે. એક પ્રાચિન આર્ય સ્ત્રી કે જેના શરીરે સાદી સુતરાઉ સાડી, કંચુકી અને ઘેરદાર ચણીયો છે, જેના ગળામાં ફુલની માળા, કાંડે ફુલના ગજરા, કાનની બુટીમાં નાજુક સુંદર ફુલ, માથામાં ફુલની વેણી, કપાળે કુંકુંમ, સેંથીમાં સીંદુરની આછી રેખા, નખ, હથેળી અને પગની પાનીએ મેંદીનો રંગ, આંખમાં આછું અંજન અને હોઠ પર આછી પાનની લાલાશ; બીજી અર્વાચિન જમાનાની ફેશનેબલ હિંદુ સ્ત્રી કે જેના શરીર પર રેશમી સાડી, બ્લાઉઝ અને પેટીકોટ, કાનમાં હીરાની લટકતી બુટી, ગળામાં નેકલેસ, હાથ ઉપર બ્રેસલેટ, માથામાં સુગંધી હેર ફ્રુશ, મોઢા ઉપર ક્રીમ અને પાઉડર, હોઠે લીપ સ્ટીકની કસુંબી ભાત અને નખ ઉપર ઘેરો વિલાયતી રંગ! આ બેમાં ખરૂં સૌન્દર્ય અને ખરો શણગાર કોનામાં છે તે દરેક વાંચક પોતપોતાની ઇચ્છા મુજબ કલ્પી શકશે, લેખકને આ બાબતનો અભિપ્રાય આપવાની જરૂર નથી.

પશ્ચિમના સૌન્દર્યના સાધનો વૈદકીય અને તંદુરસ્તીની દષ્ટિએ ફાયદાકારક છે કે હાનીકર્તા તે આવતા લેખમાં વિચારીશું.

---



# માલણુ

આવી માલણુ દિવ્યદેશની,
દેવકુંજનાં વીણુવા ફુલ રે !
છાબડી ફુલડે ભરી રે !

મીઠું મીઠું ગાન ગુંજતી,
કુંણી પાથરે પ્રભા અણુમૂલ રે !
છાબડી છલકી રહી રે !

આશાનાં બીજ ઉર રોપતી,
કુમકુમ વેલડી ઉત્ફુલ્લ રે !
છાબડી ફુલડે ભરી રે !

કલ્પના કવિની લતા મ્હોરતી,
મ્હેંકે કુંજ કલાકારની અતુલ રે !
છાબડી ફુલડે ભરી રે !

તારાફુલ વીણી વીણી ચૂંટતી,
બાલહરણી શી સાશંક ડુલ રે !
છાબડી છલકી રહી રે !

હસતા આદીત્ય–હૃદય રંજિની
જ્યોતિ છાંટે સુવર્ણી પ્રફુલ્લ રે !
છાબડી ફુલડે ભરી રે !

ઓષ્ટ સંપુટ મૃદુ ઉઘડી
સરે શબ્દમૌક્તિમણિમાલ રે !
છાબડી છલકી રહી રે !

નિરખે રવિ ને પેલાં માનવી,
ભાગે લવતી મુગ્ધા ચકભૂલ રે !
છાબડી ફુલડે ભરી રે !

દોડતાં કરંડિકા ઉષાની ઢળી,
તે ફોરતાં જગે બાળ–ફુલ રે !
છાબડી છલકી રહી રે !

પુષ્પા શુક્લ




લેખક : શ્રી. રસિક ચિ. ત્રિપાઠી

વર્ષો પૂર્વેની વાર્તા છે. ત્યારે હું મ્હારા પિતાના મિત્ર વસન્તરાયને ત્યાં રહેતો હતો, ને બી. એસસી. નો અભ્યાસ કરતો હતો. તે પણ અમારી જ્ઞાતિના જ હતા. તેમને ત્યાં હું રહ્યો તેને લીધે તે કેવી દુઃખદ સ્થિતિમાં મૂકાઈ ગયા એ બનાવનું હું સ્મરણ કરૂં છું ત્યારે મ્હારા અન્તરનાં ઊંડાણોમાંથી એક નિસાસો નીકળી જાય છે. છતાં એક નજીવી બાબતને લીધે જીવન દુઃખી કે સુખી થઈ શકે છે, આશા કે નિરાશાના અથડામણ અટકી જાય છે કે વધી પડે છે, એ વસ્તુ તો મ્હારી કથામાંથી જરૂર મળી રહેશે.

*

સલુણી સન્ધ્યાનાં સુવર્ણમય તેજ હજુ અદ્દશ્ય થયાં ન હતાં. પશ્ચિમમાં પીતવર્ણાં ને રક્તરંગી વાદળાના સમૂહ હજુ રમત કરી પરવાર્યાં ન હતાં. ને તે સ્હાંજે ગ્રીષ્મનો વાયુ શીતળ લહરિઓ વહી રહ્યો હતો. હું ફરીને ઘેર આવ્યો. શકુન્તલાની માતા હીંચકા પર હીંચતી હતી. હું અંદર દાખલ થયો કે તરત જ તેણે પ્રશ્ન કર્યો, "વિનોદ, કેમ આજ આટલું મોડું ? શકુન્તલા પે ક્યારની ફરવા ગઈ છે તે હજુ આવી નહિ ! ચાલ, જમી લે. હું તો ક્યારની વાટ જોતી'તી."

"હું તો જયન્ત મળ્યો છે, તેને જોવા ગયો હતો. ત્યાં જરા મોડું થઈ ગયું," મ્હેં કહ્યું.

"એમ કે ?" જરા કરડાગીમાં શકુન્તલાની માતાએ કહ્યું, "પણ, વિનોદ, ત્હારો વિવાહ જયન્તની બ્હેન માલતી સાથે થવાનો છે એ ખરું કે ?"

"મ્હને તો કંઈ ખબર નથી." મ્હેં આશ્ચર્ય દર્શાવ્યું.

"લોક તો કહે છે કે એના માબાપને તું ગમી ગયો છે."

"લોક તો ગમે તેમ કહે. અને એમને હું ગમ્યું તેથી શું ! ધારો કે મ્હારે પરણવું જ ન હોય તો ! શું મ્હને પરાણે પરણાવવાના હતા ?"

"પણ એમ કહે છે કે ત્હનેયે માલતી ગમે છે."

"એ તો હું જાણતો નથી."

"ચાલ, હવે જમી લે."

મ્હેં વાળુ કરી લીધું. જમીને જરા આડો થવા ઉપર ગયો. પણ કેં ચેન પડ્યું નહિ. હું વિચારે ચઢ્યો: "આ ગપ કોણે ઊડાવી ! જયન્ત મારો મિત્ર છે તેથી તો નહિ હોય ? હું, જયન્ત અને માલતી વિક્ટોરિયા ગાર્ડનમાં સાથે ફરવા જઈએ છીએ તેથી તો નહિ હોય ! પણ તેમાં હું શું કરૂં ! હું મ્હારા મિત્રની

સાથે કે તેની બ્હેનની સાથે શા માટે ફરવા ન જાઉં ! જગતને કહેવું હોય તે ભલે કહે. મ્હને તેની પડી નથી, " ને હું ઉન્મત્ત જેવો થઇ ગયો. મ્હારી વિચાર સરિતા જુદે માર્ગે વહી.

" શું માલતીના માબાપને હું ગમતો હોઇશ ! તો શું મ્હારો તેની સાથે વિવાહ થશે ! હજુય જાણે શકુન્તલાની માતાના શબ્દો મ્હારા કર્ણપટ પર અથડાતા હતા ! ને માલતીની મનોરમ મૂર્તિ મ્હારા મનોમંદિરમાં મઢાઇ ગઇ ! જાણે મ્હેં એને જોઇ, મ્હારાથી બોલી જવાયું, કેવી મધુર ! ખરેખર જ હું એને ચાહું છું ! "

*

હું જય તની પથારી સમીપ બેસતો. માલતી પે ત્યાં ઘણી વાર આવતી. જયન્તની ખબર પૂછતી, બેસતી ને કંઈક મીઠું ટહૂકતી, તેને જોઇ મ્હારામાં કોઇ અગમ્ય અને અતૃપ્ત વાસનાનો જન્મ થયો. કેટલાક એને પ્રેમ કહે છે ! હૃદયમાં રમખાણ મચાવતી એ મનોવૃત્તિ બહાર નીકળવા ઉછાળા મારતી હતી. મગજ ઉષ્ણ થતું હતું. માલતી હોય ત્યારે હૃદયમાં કંઈ ઓર જ આનન્દ થતો, હું કોઇ અકથ્ય અને અકથ્ય લાગણી અનુભવતો ! મ્હેં તેના સામી ચોરીથી એક દૃષ્ટિ ફેંકી. માલતીએ પણ એવી જ દૃષ્ટિ ફેંકી. અમારાં નયન પ્રથમવાર મળ્યાં. તેના કપોલ ( શેની સાથે સરખાવું ! ) પર આરક્ત રક્તિમા રેલાઇ. તેણે નીચું જોયું.

જાણે પુષ્પધન્વાનું પ્રથમ શર તેના હૃદય સોંસરૂં ઊતર્યું. તે તરત ઓરડામાં જતી રહી. કદાચ તે મ્હારી દૃષ્ટિનો ભાવ સમજી હશે ! ઓ સહજ કૌતુકથી તેણે મ્હારૂં હૃદય પારખ્યું.

*

મ્હારા ઓરડામાં આરામ ખુરસી પર હું પડ્યો મ્હારી માલતીના વિચારમાં હું ગૂંથાયો હતો. ઘડીમાં તેની સજીવ મૂર્તિ મ્હારી સમક્ષ પ્રત્યક્ષ થતી, ઘડીમાં ઊડી જતી ! હૃદયમાં ઊભરાતી કોઇ અગમ્ય ઊર્મિઓના આવિર્ભાવ આનન્દ સાગરમાં હું ડૂબકાં ખાતો હતો.—તેના કપોલની એ મનોરમ રક્તિમા ! એની આછી ભ્રમરમાંથી ચમકતી એ ન્હાની તારલિયો ! અને તેનું એ અદૃષ્ટપૂર્વ સ્મિત ! એ સર્વનો અન્તર્ભાવ કોણ પામી શકે !

## પિંજરે પૂરાયેલી મેના

( હાં રે સખિ ! મીઠી મધુરી તે ચન્દા,
કે આભ કેરે કાંઠડે ઉગે છે—એ ઢાળ )

હાં રે સખિ ! મીઠી મધુરી એ મેના
કે પિંજરે પૂરાઇને ઝૂરે છે.
હાં રે સખિ ! કેવી રમતી એ મેના
કે પિંજરે પૂરાઇને ઝૂરે છે.

હાં રે સખિ ! ગાતી'તી એ મીઠાં ગીતો,
કે પિંજરે પૂરાઇને ઝૂરે છે.
હાં રે સખિ ! સુણાવતી'તી રસ ગીતો,
કે પિંજરે પૂરાઇને ઝૂરે છે.

હાં રે સખિ ! કેવી દિલને રીઝાવતી'તી,
કે પિંજરે પૂરાઇને ઝૂરે છે;
હાં રે સખિ ! દાઝ્યાં દિલને ઠારતી'તી,
કે પિંજરે પૂરાઇને ઝૂરે છે.

હાં રે સખિ ! કેવી ઊડતી'તી આભમાં,
કે પિંજરે પૂરાઇને ઝૂરે છે;
હાં રે સખિ ! કેવી કલ્લોલતી એ બાગમાં,
કે પિંજરે પૂરાઇને ઝૂરે છે.

હાં રે સખિ ! લીધી સ્વતંત્રતા હૂંટવી,
ને પૂરી મેનાને રે પિંજરે:
હાં રે સખિ ! એવું તે કોણ છે પાપી ?
કે પૂરી મેનાને રે પિંજરે ?

રમણીક કીસનલાલ મ્હેતા.

એ આંખનો જાદુ કોણ કરી શકે ? પ્રથ્રુપ ને, શંકાના વમળમાં હું પાછો ડુબી ગયો. મ્હેં મ્હારી નોંધપોથી લીધી. ઊછળતી ઊર્મિના આવેશમાં મ્હેં લખી નાખ્યું:

" તે કેવી સુન્દર છે ! કેવી ભોળી છે ! હું તેને ચાહું છું; રે, પૂજું છું ! શું તે આ જાણતી હશે ? તે મ્હને ચ્હાતી હશે ? કે મ્હને નિરાશા જ મળશે ? " ઉર્ફલા વિચારે



## સૂરદેવની સ્વારી

(ઉઘડયાં પ્રભાત આજ લાગે રળીઆત )

પ્રાચીનાં બારણાં ઉઘડે સાહેલડી
જોને ઉઘેડે રંગ રેલતી ઉષા
કુમકુમ-ભર હેમ થાળ કરમાં સોહાવતી
જોને ઉઘેડે રંગ રેલતી ઉષા.

કુમકુમની છાંટેથી છાંટી નભ આંગણાં
ઉભી પળ એક એ હસંતી
પ્રિયતમ આદિત્યનાથ ઉતરે આ વિશ્વમાં
ઉપડી સંદેશ એ કહંતી સાહેલડી
જોને ઉઘેડે રંગ રેલતી ઉષા.

આવ્યો અરૂણ પંથ જોવા પ્રભાસનો
ભાળી પથ રમ્યતા ભરેલો
રથડો જોડીને આવાહે રવિનાથને
જાવા જગ રાજવી ! પધારો સાહેલડી
જોને ઉઘેડે રંગ રેલતી ઉષા.

ઉભાં જગ માનવીઓ વાટડી વિલોકતાં
અર્ધ્યનાં સુભગ હસ્ત ધારી
પ્રગટયો પ્રકાશ-ગોલ જાણે, ને જગતમાં
આવી સુરદેવની સવારી સાહેલડી
જોને ઉઘેડે રંગ રેલતી ઉષા :

અંબાશંકર લલ્લુરામ પંડ્યા

મ્હારૂં મગજ ગરમ થઇ ગયું. નોંધપોથી ભૂલમાં એવી જ સ્થિતિમાં પડી રહી, ને હું તે બપોરે નિદ્રાવશ થઇ ગયો !

હું થોડી વાર પછી ઊઠયો હોઇશ. મ્હને નોંધ યાદ આવી અને શંકા થઇ કે કોઇ વાંચી ગયું તો નહિ હોય ? પણ મ્હેં તે મૂળ સ્થિતિમાં જ જોઇ, ને મ્હારી શંકા ટળી ગઇ. પણ તે પછી શકુન્તલાની વર્તણૂંક-માં થયેલો ફેરફાર હું ન કળી શકયો. કોણ જાણે શ થી ? કદાચ મ્હારૂં હૃદય બીજે લાગ્યું હશે તેથી ? કેટલીક વાર તે મારા સામું જોઇ હસી પડતી. લાલ લાલ થઇ જતી. પણ તે સર્વ તેની મુગ્ધાવસ્થાનાં ચિન્હ તરીકે ગણી હું તેની દરકાર ન કરતો. મ્હારૂં હૃદય તો માલતીમાં જ રમતું હતું. મ્હને તો દિનરાત તેનાં જ સ્વપ્નાં આવતાં, વિચારમાં પે હું તેને ભૂલી શકતો નહિ. તે તો હૃદયમાં જ જાણે જડાઇ ચૂકી હતી !

*

પછી તો મારી પરીક્ષા થઇ ગઇ, ને રજાઓ પડી બધાની હું વદાય લેતો હતો શકુન્તલા તેના ઓરડામાં વાંચતી હતી. હું તેની વદાય લેવા ત્યાં ગયો.

" શકુન્તલા, હું જાઉં છું. "

" કેમ આટલું જલદી, વિનોદ ? ત્હમે ફરી નહિ આવો ? " તેણે ગળગળે સાદે મ્હને પૂછ્યું.

" ત્હારી ઇચ્છા છે તો વળી આવીશું, " મ્હેં જરા મ્હોં મલકાવી કહ્યું.

" ત્હમે કયારે આવશો ? " તેણે ફરી પુછ્યું.

" તું ઇચ્છીશ ત્યારે, " મ્હેં જરાક મજાકમાં જવાબ વાળ્યો.

" નહિ, વિનોદ, ત્હમે જૂઠું કહો છો. ત્હમે કડી પહોંચશો કે તરત જ ત્હમારા સ્મરણપટ પર આ શકુન્તલા નહિ હોય: ".

" જો તું મ્હને ભૂલી નહિ જાય તો

સાથે કે તેની બ્હેનની સાથે શા માટે ફરવા ન જાઉં ! જગતને કહેવું હોય તે ભલે કહે. મ્હને તેની પડી નથી." ને હું ઉન્મત્ત જેવો થઇ ગયો. મ્હારી વિચાર સરિતા જુદે માર્ગે વહી.

"શું માલતીના બાલ્યપને હું ગમતો હોઇશ ! તેઃ શું મ્હારો તેની સાથે વિવાહ થશે ! દુષ્યંત જાણે શકુન્તલાની માતાના શબ્દો મ્હારા કર્ણપટ પર અથડાતા હતા ! ને માલતીની મનોરમ મૂર્તિ મ્હારા મનોમન્દિરમાં ખડાઇ ગઇ ! જાણે મ્હેં એને જોઇ, મ્હારાથી બોલી જવાયું, કેવી મધુર ! ખરેખર જ હું એને ચાહું છું !"

*

હું જયન્તની પથારી સમીપ બેસતો. માલતી પે ત્યાં ઘણી વાર આવતી. જયન્તની ખબર પૂછતી, બેસતી ને કંઇક મીઠું ટહુકતી. તેને જોઇ મ્હારામાં કોઇ અગમ્ય અને અતૃપ્ત વાસનાનો જન્મ થયો. કેટલાક એને પ્રેમ કહે છે ! હૃદયમાં રમખાણ મચાવતી એ મનોવૃત્તિ બ્હાર નીકળવા ઉછાળા મારતી હતી. મગજ ઉષ્ણ થતું હતું. માલતી હોય ત્યારે હૃદયમાં કંઇ ઓર જ આનન્દ થતો. હું ખૂબ આનન્દ અને આશ્ચર્ય લાગણી અનુભવતો ! મ્હેં તેના સામી ચોરીથી એક દૃષ્ટિ ફેંકી. માલતીએ પણ એવી જ દૃષ્ટિ ફેંકી. અમારાં નયન પરસ્પર મળ્યાં. તેના કપોલ ( ગીની સાથે સરખાવું ! ) પર આછી રક્તિમા રેલાઇ. તેણે નીચું જોયું.

જાણે પુષ્પધન્વાનું પ્રથમ શર તેના હૃદય સોંસરું ગયું. તે તરત એકદમ જતી રહી. કારણ તે મ્હારી દૃષ્ટિનો અર્થ સમજી હતી ! આ સહજ ચેષ્ટાથી તેણે મ્હારું હૃદય ચોર્યું.

•

સ્હાંજે એકાન્તમાં આરામ ખુરશી પર હું પડ્યો મ્હારી માલતીના વિચારમાં હું ગૂંથાયો હતો. ઘડીમાં તેની મધુર મૂર્તિ મ્હારી સમક્ષ પ્રત્યક્ષ થતી, ઘડીમાં ઊડી જતી ! હૃદયમાં ઊભરાતી કોઇ અગમ્ય ઊર્મિઓના આવેશમય આનન્દ સાગરમાં હું ડૂબકાં ખાતો હતો. તેના કપોલની એ મનોરમ રક્તિમા ! એની આછી ઘૂમરમાંથી ચમકતી એ ન્હાની તારલિયો ! અને તેનું એ અલ્પપૂર્ણ સ્મિત ! એ સર્વનો અન્તર્ભાવ કોણ પામી શકે !



## પિંજરે પૂરાયેલી મેના

( હાં રે સખિ ! માડી મધુરી એ મેના,
કે આમ કેરે ડાળે રહે છે—એ રાગ )

હાં રે સખિ ! માડી મધુરી એ મેના
કે પિંજરે પૂરાઇને ઝૂરે છે.
હાં રે સખિ ! કેવી રમતી એ મેના
કે પિંજરે પૂરાઇને ઝૂરે છે.

હાં રે સખિ ! ગાતી'તી એ મીઠાં ગીતો,
કે પિંજરે પૂરાઇને ઝૂરે છે;
હાં રે સખિ ! ઝુલાવતી'તી રસ ગીતો,
કે પિંજરે પૂરાઇને ઝૂરે છે.

હાં રે સખિ ! કેવી દિલને રીઝાવતી'તી,
કે પિંજરે પૂરાઇને ઝૂરે છે;
હાં રે સખિ ! દુઃખમાં દિલને ઠારતી'તી,
કે પિંજરે પૂરાઇને ઝૂરે છે.

હાં રે સખિ ! કેવી ઊડતી'તી આભમાં,
કે પિંજરે પૂરાઇને ઝૂરે છે;
હાં રે સખિ ! કેવી ફરતી'તી એ બાગમાં,
કે પિંજરે પૂરાઇને ઝૂરે છે.

હાં રે સખિ ! લીધી સ્વતંત્રતા લૂંટી,
ને પૂરી મેનાને રે પિંજરે;
હાં રે સખિ ! એવું તે કોણ છે પાપી ?
કે પૂરી મેનાને રે પિંજરે ?

રમણીક મોહનલાલ ત્રિવેદી.

એ આંખનો જાદૂ કોણ્ હરી શકે ? પ્રણય ને શંકાના વમળમાં હું પાછો ડૂબી ગયો. મ્હેં મ્હારી નોંધપોથી લીધી. ઊછળતી ઊર્મિના આવેશમાં મ્હેં લખી નાખ્યું:

"તે કેવી સુન્દર છે ! કેવી મીઠી છે ! હું તેને ચાહું છું; રે, પૂજું છું ! શું તે આ જાણતી હશે ? તે મ્હને ચ્હાતી હશે ! કે મ્હને નિરાશા જ મળશે ?" ઉદ્વેગ વિચારે



## સૂરદેવની સ્વારી

(ઉઘડ્યાં પ્રભાત આજ લાગે રળીઆત)

પ્રાચીનાં બારણાં ઉઘડે સાહેલડી
જોને ઉપેરે રંગ રેલતી ઉષા
કુમકુમ-ભર હેમ થાળ કરમાં સોહાવતી
જોને ઉપેરે રંગ રેલતી ઉષા.

કુમકુમની છાંટથી છાંટી નભ આંગણું
ઉભી પળ એક એ હસંતી
પ્રિયતમ આદિત્યનાથ ઉતરે આ વિશ્વમાં
ઉપડી સંદેશ એ કહંતી સાહેલડી
જોને ઉપેરે રંગ રેલતી ઉષા.

આવ્યો અરૂણ પંથ જોવા પ્રવાસનો
ભાળી પથ રમ્યતા ભરેલો
રથડો જોડીને આવાહે રવિનાથને
આવો જગ રાજવી ! પધારો સાહેલડી
જોને ઉપેરે રંગ રેલતી ઉષા.

હર્ષો જગ માનવીઓ વાટડી વિલોકતાં
અર્ઘ્યનાં સુમન હસ્ત ધારી
પ્રગટ્યો પ્રકાશ-ગોલ જાણે, ને જગતમાં
આવી સુરદેવની સવારી સાહેલડી
જોને ઉપેરે રંગ રેલતી ઉષા :

ગંગાશંકર લક્ષ્મીરામ પંડ્યા

મ્હારું મગજ ગરમ થઇ ગયું. નોંધપોથી ભૂલમાં એવી જ સ્થિતિમાં પડી રહી, ને હું તે બપોરે નિદ્રાવશ થઇ ગયો !

હું થોડી વાર પછી ઊઠ્યો હોઇશ. મ્હને નોંધ યાદ આવી અને શંકા થઇ કે કોઇ વાંચી ગયું તો નહિ હોય ! પણ મ્હેં તે મૂળ સ્થિતિમાં જ જોઇ, ને મ્હારી શંકા ટળી ગઇ. પણ તે પછી શકુન્તલાની વર્તણુંક-માં થયેલો ફેરફાર હું ન કળી શક્યો. કોણ જાણે શા થી ? કદાચ મ્હારું હૃદય બીજે લાગ્યું હશે તેથી ? કેટલીક વાર તે મારા સામું જોઇ હસી પડતી, લાલ લાલ થઇ જતી." પણ તે સર્વ તેની મુગ્ધાવસ્થાનાં ચિન્હ તરીકે ગણી હું તેની દરકાર ન કરતો. મ્હારું હૃદય તો માલતીમાં જ રમતું હતું. મ્હને તો દિનરાત તેનાં જ સ્વપ્નાં આવતાં, વિચારમાં પે હું તેને ભૂલી શકતો નહિ. તે તો હૃદયમાં જ જાણે જડાઇ ચૂકી હતી !

*

પછી તો મારી પરીક્ષા થઇ ગંઇ, ને રજાઓ પડી બધાની હું વદાય લેતો હતો. શકુન્તલા તેના ઓરડામાં વાંચતી હતી. હું તેની વદાય લેવા ત્યાં ગયો.

"શકુન્તલા, હું જાઉં છું."

"કેમ આટલું જલદી, વિનોદ ? ત્હમે ફરી નહિ આવો ?" તેણે ગળગળે સાદે મ્હને પૂછ્યું.

"ત્હારી ઇચ્છા છે તો વળી આવીશું," મ્હેં જરા મ્હો મલકાવી કહ્યું.

"ત્હમે ક્યારે આવશો ?" તેણે ફરી પૂછ્યું.

"તું ઇચ્છીશ ત્યારે," મ્હેં જરાક મજાકમાં જવાબ વાળ્યો.

"નહિ, વિનોદ, ત્હમે જૂઠું કહો છો. ત્હમે કંઇ પહોંચશો કે તરત જ ત્હમારા સ્મરણપટ પર આ શકુન્તલા નહિ હોય."

"જો તું મ્હને ભૂલી નહિ જાય તો

એવું નહિ બને." મ્હેં તેને ખાત્રી આપી. ને અમે હસતે મુખે છૂટાં પડયાં.

*

બપોરનો સમય હતો. હું એક મિત્રની સાથે શેતરંજ ખેલતો હતો, ત્યાં તારવાળાએ બૂમ મારી. હું ઊઠયો, ને તાર લીધો, આતુર ચિત્તે મ્હેં તે ફોડયો, ને વાંચ્યું: "શકુન્તલા ગુજરી ગઈ."—હું વધારે વાંચી ન શકયો. તેનો સુન્દર દેહ મ્હારી સમીપ ખડો થયો. ભૂતકાલનાં સહવાસ સ્મરણો મ્હારા મનમાં ઊભરાઈ ઊઠયાં. હું આસપાસનું વાતાવરણ ભૂલી ગયો; તાર હાથમાંથી પડી ગયો, ને મંત્રમુગ્ધ શો હીંચકા પર ફસડાઈ પડયો.

સમય કેમ વીત્યો તે ધ્યાનમાં જ ન રહ્યું. હજુ હું મ્હારા મિત્રને સર્વ પૂરું સમજાવી ય રહ્યો ન હોતો ત્યાં તો ચાર વાગ્યાની ટપાલ આવી, અજાયબી વચ્ચે મ્હેં જોયું તો શકુન્તલાના હસ્તાક્ષરનો એ પત્ર હતો. શકુન્તલાના અક્ષર !! કાગળ મ્હારા હાથમાંથી પડું પડું થઈ ગયો. શકુન્તલાએ મ્હને કોઈ દિવસ પત્ર લખ્યો જ ન્હોતો. "આ તે સ્વર્ગમાંથી આવ્યો કે ક્યાંથી ?" હું વિચારમાં પડયો. છેવટે મ્હેં પત્ર ફોડયો અને વાંચ્યો:

મ્હારા વ્હાલા વિનોદ,

વ્હાલા ખરા, પણ હવે મ્હારા નહિ. તે દિવસે ત્હમારી નોંધ મ્હેં વાંચી, ત્હમે જાણી જોઈને જ તે ટેબલ પર ઉઘાડી રાખી હતી. ત્હમે મ્હને, મ્હારા હૃદયને, જાણવા ઇચ્છતા હતા, ખરું ને ! મ્હેં તે દિવસથી ત્હમારો મ્હારા પ્રત્યેનો પ્રેમ સ્વીકારવાની શરૂઆત કરી. રાત ને દિવસ હું ત્હમને જ ઝંખતી !

તે દિવસે ત્હમારી નોંધ વાંચી, ને રાત્રે હું સૂવા ગઈ પણ સૂઈ ન શકી. મ્હારા હૃદય ઉપર તેની જાદુઈ અસર થઈ. મ્હારી હૃદયવીણા ઝણુણી ઊઠી. મ્હેં નોંધ એમને એમ રહેવા દીધી. હલાવીયે નહિ. આખી રાત મ્હેં ત્હમારા જ વિચાર કર્યા. મ્હને એમ થયું કે ત્હમે મ્હને ચ્હાતા હશો, ને ત્હમે જાણી જોઈને મ્હારે વાંચવા માટે નોંધ ઉઘાડી રાખી હશે. મ્હેં આંખો મીંચી, ને ત્હમે જાણે મ્હારી પ્રત્યક્ષ ખડા થયા ! તે વખતનું એ દશ્ય કેવું મઝાનું હતું ! ને ત્યારે ત્હમે મ્હને કેવા મધુર, મીઠા, મ્હારા હૈયાના હાર જેવા લાગતા ! ત્હમારા દરેક કાર્યમાં મ્હને ત્હમારો મ્હારા પ્રત્યેનો પ્રેમ જ જણાતો. મ્હારા હૃદયમંદિરનાં આગણાં ત્હમારા એક જ કૃત્યથી ( નોંધ ઉઘાડી રાખવાથી ) ઊઘડી ગયાં, ને બાલ્યાવસ્થા ને મુગ્ધાવસ્થાની બાલીશ ઊર્મિઓ મ્હને ત્યાગી ગઈ; તેને સ્થાને યુવાવસ્થાની ઉન્મત્ત ઊર્મિઓ પ્રવેશી ! મ્હારા હૃદયમાં તો ત્હમે મ્હારા નાથ—સ્વામી—જે કહો તે—થઈ ચૂકયા ! અને આવી અવસ્થામાં મ્હેં તો માત્ર ત્હમને જ જોયા કર્યા, ત્હમારી—ત્હમારામય હું થઈ ગઈ ! પણ હું બોલી શકતી નહિ.

ત્હમને જોઈ હું રાચતી. છૂપી છૂપી પ્રશંસતી. ત્હમને જોઈ શરમાઈ જતી. તે દિવસે ત્હમે જવાના હતા. પણ મ્હારાં માતપિતાની હાજરીમાં હું ત્હમને મળી પણ નહિ ! રખેને મ્હારાથી રોઈ જવાય ! ને તે દિવસે ત્હમે શું કહ્યું'તું ? મ્હેં પૂછ્યું, "ત્હમે ક્યારે આવશો ?" ત્હમે કહ્યું હતું કે 'તું ઇચ્છીશ ત્યારે" મ્હેં વળી શંકા કરી હતી કે કદી જઈ ત્હમે મ્હને ભૂલી જશો, પણ ત્હમે મ્હને જતાં જતાં યે ખાત્રી આપી હતી કે હું નહિ ભૂલું તો ત્હમે યે મ્હને નહિ ભૂલો. છતાં ત્હમે આ શું કર્યું તે હું સમજી શકતી નથી. હું તો ત્હમે મ્હારે ત્યાં વધારે રહો એમ ઇચ્છતી હતી. મ્હારે તો સમય મળ્યે ત્હમારી સમીપ મ્હારું હૃદય ખોલવું હતું પણ વિધિની વાંકાઈ ક્યાં આડે નથી આવતી, તે મ્હારા સુખમાં આડે ન આવે ? પણ, હું યે મૂર્ખી તો ખરી. સાચે જ, મ્હારી શરમે મ્હારું સત્યાનાશ વાળ્યું !

ત્હમારી છબિ મ્હારા હૃદયમાં જડાઈ ચૂકી. ત્હમે ગયા ને હું ધ્રૂસકે ધ્રૂસકે રોઈ. ત્હમારી ગાડી મ્હેં બ્હારીએ ઊભી ઊભી જોયા જ

ફરી. પણ છેવટે તો " દૃષ્ટિ પાર થયો કાન્ત; પદઘોષ ગયો ડૂબી." ને હું હૈયાસૂની ત્યાં જ ઊભી રહી. એ વિયોગનો ઘણ હું કેમે કરી ન વિસરી શકી. મ્હારું હૈયું ફાટું ફાટું થઇ રહ્યું. આંસુની ધારાઓ કેમે કરી રોકી શકી નહિ. જાણે મ્હારું કંઇક ચોરાઇ ગયું હોય, લૂંટાઇ ગયું હોય, એમ ત્હમારા વિના ઝૂરવા લાગી !

આરામખુરસીમાં હું પછડાઇ. અનાથ, આશાહીણી, હું એકલી જ ત્યાં પડી રહી. ત્હમારાં સ્વપ્નાંના આનન્દમય સામ્રાજ્યમાં ઘડી રમી રહી! પણ " જાગીને જોઉં તો જગત દીસે નહિ." એમ વિનોદ વિના મ્હારું જીવતર ખારું થઇ ગયું.

ત્યાં તો મ્હારા પિતાએ મ્હને પરણાવવાનો વિચાર કર્યો. મ્હેં કહ્યું કે મ્હારે તો હજુ ભણવું છે. પણ કોણ સાંભળે ? એક વાર હૃદય ત્હમને વર્યું પછી એ હૃદય હું બીજાને કેમ અર્પું ? પણ મ્હને શંકા થતી. " વિનોદ મ્હને મ્હાતો હશે ? કે પછી ભૂલી ગયો હશે ? " પણ શંકાના આવા ભૂલાવાભર્યા ભ્રમણોમાં યે મ્હારી પ્રણયનૌકા ત્હારા પ્રણયના વાયરે આગળ ધપે જ ગઇ ! કોઇ લગ્નની વાત છેડે તો મ્હને કારી ઘા સમું થઇ પડતું ! પછી તો મ્હેં આત્મહત્યા કરી આવા જીવનનો નાશ કરવાના વિચાર કરેલા. પણ વ્હાલા વિનોદને એકવાર પણ મળાય એ આશા નીચે આ જીવતર અમથું અમથું પણ મ્હેં પકડી રાખ્યું. તૂટું તૂટું થતું દોરડું યે છોડયું નહિ.

મ્હને યાદ છે કે એ રવિવાર હતો. એટલામાં ટપાલ આવી. મ્હારા પિતાએ તે ઊઘાડી, ને હસતે ચહેરે તે બોલ્યા, " લ્યો, વિનોદનો વિવાહ તો થઇ ગયો ! "

"કોની વેરે ?" મ્હારી માતાએ પ્રશ્ન કર્યો.

" માલતી..."

" માલતી ! હં ! જયન્તની બ્હેન ને ? હા. હા. " મ્હારી માતા ફરી બોલી.

મ્હારા ઉપર તો જાણે વીજળી પડી ! હું મૂર્છા પડી !

" વિનોદનો વિવાહ થયો ?! " હું તો બેભાન જેવી થઇ ગઇ. મ્હારી આશાનું છેલ્લું કિરણ અદૃશ્ય થયું.

હું મ્હારા ઓરડામાં જઇ પડી, ને અઢળક આંસુડે રોઇ. મ્હને કોઇ સાન્ત્વન આપવા આવનાર પણ ન્હોતું. ને હું મ્હારા હૈયાની આ હોળી દેખાડું યે કોને ?

તોયે વિનોદ, ત્હારું મુખડું પાછું ધીરજ આપવા મ્હારી સમક્ષ ખડું થયું. પણ વિનોદ, હવે ત્હારી એ મૂર્તિ પર કાળો પડદો પડી ગયો હતો. વિનોદ, વિનોદ ખરો, પણ " મ્હારો વિનોદ " નહિ. " મ્હારો નહિ ! મ્હારો નહિ. " એ વિચારે ફરી હું રડી પડી.

આજે મ્હેં કાગળ, ચોપડી, કપડું ને બીજી દરેક વસ્તુ કે જેના પર ગાંડપણમાં મ્હેં ત્હારું નામ કોતર્યું હતું તેનો નાશ કર્યો છે. આ પત્ર પણ હવે ધીરજથી, ને શૌર્યથી લખી રહી છું. મ્હને હવે કશું જ નથી. હું નિરાશ નથી થતી, નથી થઇ. આ જન્મે નહિ તો આવતે જન્મે—મ્હારે વિનોદ જોઇતો હશે તો તે ન મેળવવા દેનાર કોણ છે ?

પણ એક જ વાત ડંખી રહે છે, વિનોદ ! કહે છે કે પુરુષો વિશ્વાસઘાતી હોય છે. પણ મ્હને સ્વપ્ને ય એવું ન્હોતું કે મ્હારો વિનોદ એવો નીવડશે !

એજ—શું લખું, શું ન લખું એ નથી સમજાતું. માટે આટલેથી જ બસ.

લિ.

વ્હાલા વિનોદના માર્ગમાંથી ખસી જનાર કરિ શકુન્તલા.

આખરે મ્હને સત્ય સમજાયું. જેમ જેમ ભૂતકાળનો મ્હેં વધુ વિચાર કર્યો તેમ તેમ તે વધુ સમજાયું. તે નોંધવાળો દિવસ મ્હને યાદ આવ્યો.

રે, એક જ ભૂલનો ભોગ ! બિચારી ! પ્રણયની વેદી પરનું જ્વલન્ત બલિદાન ! **વીસમી સદીની શકુન્તલા** ! ન વાંચવાનું, ન વાંચ્છવાનું, વાંચ્યું, વાંચ્છ્યું ! એ જ્ઞાનના ફળનો પ્રતાપ ! એ કાળમુખું પાનું ! મ્હેં ન લખ્યું હોત તો ? ખુલ્લું ન મૂક્યું હોત તો !

# ૩૫

રૂપ શું દેખો દર્પણમાં ? સખિ !
સ્થળ સ્થળ રૂપ અપાર
રે સખિ ! સ્થળ સ્થળ રૂપ અપાર.
દૃષ્ટિ દૃષ્ટિ ત્યાં દર્શન મોઘા,
રસ રૂપના અવતાર
રે સખિ ! રસ રૂપના અવતાર. ૧

સૃષ્ટિ દૃષ્ટિ પર અવલંબે,
દર્પણની સૃષ્ટિ અસાર;
બાથ ભરી લો કુદરતને સખિ !
એજ સરલ ઉદ્ધાર
રે સખિ ! એજ સરલ ઉદ્ધાર. ૨

એક અગોચર વ્યાપી રહ્યો સખિ !
રૂપ જગે રચનાર
આપવ્યાપ્તિથી કેમ ઉતરશો,
પાર વિકટ સંસાર
રે સખિ ! પાર વિકટ સંસાર. ૩

આપ ભૂલો, દૂર દર્પણ છોડો,
મોડો ગર્વી દિદાર;
એ રૂપ સ્થાઇ ન, પલટે પલમાં,
વિશ્વ અચલ રસદાર
રે સખિ ! વિશ્વ અચલ રસદાર. ૪

સર્જનમાં રસ લો પ્રભુજીનાં,
નીરખો રૂપ અપાર;
આંહી ઘડીક, ઘડી ત્યાં, પછી તો સહુ–
સ્થલ બનશે રૂપ–હાર
રે સખિ ! સ્થલ બનશે રૂપ–હાર. ૫
રૂપ શું દેખો દર્પણમાં ? સખિ !
સ્થળ સ્થળ રૂપ અપાર
રે સખિ ! સ્થળ સ્થળ રૂપ અપાર.

# બાળક અને નવી કેળવણી

લેખક : શ્રી. જયશ્રી રાયજી.

બાલવિનોદ માળાનું " મોતીયો " પુસ્તક તો તમે વાંચ્યું હશે. આઉ વ્હાઉ! વ્હાઉ વ્હાઉ! આઉ વ્હાઉ! કરતો મોતીયો ને એની બેન ચંપી કેદખાનામાં એના બટુકભાઇને શોધવા ગયા. પાછળથી તેમને ખબર પડી કે બટુકભાઇને કોઇએ કેદમાં પૂર્યો ન હતા પણ એ તો ભણવા ગયા હતા અને પેલો દરોગો ન હતો પણ એ તો એમના મહેતાજી હતા.

હિન્દુસ્થાનના કેટલાએ આવા બટુકભાઇઓને શાળા, એ કેદખાનું લાગે છે ને મહેતાજી દરોગાનું સ્વરૂપ જણાય છે. નૂતન શીક્ષણમાં આવાં કેદખાનાં પ્હેલીજ તકે નાબુદ કરવાં જોઇશે ને દરોગાને રૂખસદ આપવાની જરૂર પડશે. સાચાં શિક્ષકના હાથ નીચે શાળા એ બાળકોનાં ક્રીડાંગણ થવાં જોઇશે જેમાં બાળકો કલ્લોલ કરી પોતાનો વિકાસ કરી શકે. અત્યારે જે પોપટિયું જ્ઞાન ફક્ત શિખવાય છે તેનાથી બાળકની બુદ્ધિ ખીલવા પામતીજ નથી. બાળક ભાંગફોડ કરી જે રમત રમે છે તેને મોટેરાં માને છે કે મસ્તી કરે છે! પણ ભાંગફોડ કરીને વસ્તુ શેની બનેલી છે, તે કેવી રીતે તૈયાર થાય છે, તેમાં શું શું રહેલું છે, તે જાણવાની તેની તીવ્ર ઇચ્છા હોય છે. દરેક ચીજનું પૃથક્કરણ તે શોધે છે. ભાવિ-પ્રજાનું ઘડતર આપણે જે જાતનું ઇચ્છતાં હોઇએ, તે રીતે આપણે બાળકની આ જીજ્ઞાસા-વૃત્તિને તે દિશામાં વાળી શકીએ. જેટલા પ્રમાણમાં જીજ્ઞાસાને અતૃપ્ત દબાવી નાખીએ તેટલા પ્રમાણમાં બાળકના મનને ઠુંઠી, કચડી, સંકુચિત બનાવીએ છીએ. નાનપણના પોતાનાજ અનુભવથી જ ભવિષ્યમાં બાળક મોટા મોટા શિલ્પકાર, ચિત્રકાર અને ઇજનેર બનવા શક્તિમાન થાય છે.

પુસ્તકીયા જ્ઞાન કરતાં આ જાતનું અનુભવજ્ઞાન વધારે સંગીન નીવડે છે. નવા શિક્ષણમાં આ દષ્ટિથીજ હસ્તકળાના પ્રયોગ મેગુંજ બીજા અનેક વિષય જેવા કે ઇતિહાસ, ભૂગોળ વિગેરેનું શિક્ષણ આપવાનો ઉદ્દેશ છે.

જુના વખતમાં આપણા લોકો પગપાળા જાત્રાએ નીકળતા. નવા નવા પ્રદેશો પ્રત્યક્ષ જોવાના મળતા અને નવી નવી ભાષા સાંભળવાની મળતી—આ રીતે દેશની ભૂગોળ અને ઇતિહાસ જાણવાની તક મળતી અને અનેક અનુભવ મળતા—જાત્રા એ મહાપુણ્ય મનાતું અને તે મેળવી માણસ વિદ્વાન અને સાધુની ગણના પામતો. આ જાતનું જાતી અનુભવથી મેળવેલું જ્ઞાન પુસ્તકીયા જ્ઞાન કરતાં વધારે શ્રેષ્ઠ ગણાય. નવા શિક્ષણમાં પણ પર્યટનને મહત્વ મળશે.

વળી સીનેમા રેડિયો જેવા આધુનિક શોધખોળના સાધનોદ્વારા પણ બાળકોને બહુ સારી રીતે શિક્ષણ આપી શકાય છે. કેળવણીખાતા તરફથી નવી નવી શોધખોળની ફિલ્મ બાળકોને બતાવવાથી તેમને નવી પ્રેરણા મળે છે. અજાણ્યો ને આંધળો બરાબર ગણાય આ કારણથી બાળકોને નજરે જોવાની તક આપવાથી તેનાં જ્ઞાનચક્ષુ ખુલે છે.

હિંદમાં બાળકને હાથે કામ કરવાની સૂગ છે એ આક્ષેપ શાળામાં ભણતાં બાળકને માથે મૂકવામાં આવ્યો છે. પણ આક્ષેપ બાળકોના ઉપર ન મૂકતાં આધુનિક શિક્ષણ પદ્ધતિ ઉપરજ મૂકાવો જોઇએ. બાળક તો હંમેશ

કામ અને પ્રગતિ માગે છે. પણ અત્યારની શિક્ષણ પદ્ધતિ જ તેમને નિરુદ્યમી ને અપંગ બનાવે છે. અત્યારે દેશમાં બેકારી છે તેનું કારણ જ આ શિક્ષણ પદ્ધતિની ખામી છે. જાપાનમાં દરેક ગામમાં ઝુંપડામાં રહેતા કુટુંબની દરેક વ્યક્તિ હસ્તઉદ્યોગથી અત્યારે પોતાના દેશને કેટલો આબાદ કરી શકે છે. હિંદુસ્તાનમાં જે બધી ચીજો જાપાનથી સસ્તા ભાવે આવે છે તે આપણા લોકો ધારે તો સ્હેલાઇથી બનાવી શકે. જાત મહેનતથી બનાવેલી ચીજોથી જે આત્મસંતોષ અને આનંદ મળે તે પારકાની મહેનતથી મેળવેલી ચીજોથી પ્રાપ્ત થઇ નથી શકતાં. "હું કંઇક કરી શકું છું." એવો અનાયાસે ઉત્પન્ન થતો ખ્યાલ ભવિષ્યનાં મોટાં કાર્ય કરવાની પ્રેરણા પામે છે-સ્વાશ્રયી થઇશું તોજ સ્વરાજ મેળવવા લાયક થઇ શકીશું. નવી કેળવણી બાળકને સ્વાશ્રયનો પાઠ શીખવી સ્વરાજ નજદીક લાવવામાં મદદ કરશે એવી આશા રાખીએ છીએ—



## સૌરભ ઝરતી ફુલ ઝડીઓ

વીજ્રો, ગુચો હાર દીપાવો ઘનશ્યામળ આ કેશ જો,
શાને દગ્ધો ઊર્મિલ હૈયું, શાને આવો વેશ જો ?
વહી જનારા ઐહિક સુખડાં,
ઉષા અને સંધ્યા સરિખડાં
અનુભવો, પછી વહી જશે એ ક્ષિતિજમાં સુંદર જો,
પાછળનો પસ્તાવો એ તો અંત ધૂળની ધૂળ જો.

* * *

કહેનારા ઓ કહી રહો કવિ ! મૂકને માથાકુટ જો !
સારાં સુખડાં ત્યાં સમાયાં, જ્યાં છે બંસીગીત જો.
સમીર લ્હેરો : કૌમુદી : ચંદા :
મોર-પપૈયા-કોકિલ ટહુકા :
કુસુમ કળીઓ : કુંપળીઓ : હૈયું : અનુધાર જો,
મુજ કાંનાના ચરણ કમળમાં ઝહારો એ ઉપહાર જો.

ઊર્મિલ

# કંકુડી ને કાનિયો

લેખક : શ્રી. દ્વિરેફ

પરણ્યા પછી એ જ આંબાવાડિયામાં કંકુ ને કાનિયો એક જુદી ઝૂંપડી કરીને રહ્યાં. બન્નેને સુખી જોઈ કંકુનાં માબાપ રાજી થતાં. કંકુને પરણ્યાં ત્રણ વરસ થયાં છતાં તેને છોકરું ન થયું એટલો જ માત્ર તેમને અસંતોષ હતો.

એક વરસ આખા ગુજરાતમાં ભયંકર અતિવૃષ્ટિ થઈ. સાત દિવસ સુધી અનરાધાર મે વરસ્યા કર્યો. જરા વરસાદ ઓછો થયો લાગે, ત્યાં તો, જાણે કંઈ રહી રહીને સાંભરી આવતું હોય, તેમ પાછાં ઊમટી ઊમટીને ઝાપટાં પડવા માંડે ! પવન ને વરસાદ બન્નેનું જોર ! બધી નિશાળો બંધ, કચેરીઓ બંધ, વહેપારીઓના વહેપારો બંધ ! ટ્રેનો બંધ, તાર બંધ, વર્તમાનપત્રો બંધ ! કોઈને કશી ખબર પડે નહિ કે બહાર શું થાય છે ! બહાર તો નીકળાય જ નહિ, ને ઘરમાં પણ સલામતી ન લાગે. કોઈ કોઈને મદદ કરી શકે નહિ, જાણે શું થઈ જશે એવી એક પ્રકારની ધાક સૌના મનમાં પેસી ગયેલી. કોઈનો અનુભવ, કોઈની હિકમત, કશું જ કામ આવી શકે નહિ ! કુદરત આગળ માણસજાત કેટલી લાચાર છે એ જ લાગણી સર્વત્ર પસરી રહેલી ! જગતનો પ્રલય પાણીથી થાય છે, ને સર્વ દેવોમાં વાયુ સૌથી બળવાન છે એ સર્વને પ્રત્યક્ષ થતું હતું.

ચોથે દિવસે સવારમાં વરસાદ કાંઈક ઓછો થતો લાગ્યો. કાનિયાના ઘરમાં, કંકુનાં માબાપના ઘરમાં, અંદર અંદર આપસે કરતાં પણ કેટલીક વસ્તુઓ ખૂટી હતી. કેટલીક ખૂટવા આવી હતી. કંકુનો બાપ અને કાનિયો ચીજો લેવા જવાનો વિચાર કરતા હતા, પણ કંકુએ હઠ કરીને બાપને બેસાડી દીધો, ને કાનિયા સાથે રેંકડી લઈ નીકળી. બન્નેએ એકેક કોથળો ઓઢયો. અને બેત્રણ કોથળા સામાન ઢાંકવા રેંકડી નીચે બાંધી રાખ્યા. દાણા સિવાયનો પરચૂરણ સામાન તેમણે પહેલો લઈ લીધો, તેના પર કોથળા ઢાંક્યા, અને પછી બન્ને તેમના ઘરાક દાણાવાળાને ત્યાં દાણોદૂણો લેવા ઊપડયાં. એટલામાં જ પાછો ફરી ત્રમઝીક વરસાદ શરૂ થયો. દાણાવાળાને ત્યાં જઈ વરસાદ ધીમો પડે ત્યાંસુધી રહેવા વિચાર કરી બન્ને દાણાવાળાને ત્યાં ગયાં. પણ ત્યાં તો દાણાવાળાએ બન્નેને ઘડી થોભ્યા વિના તેને તે ઘડી નરોતમ શેઠને ઘેર જવા કહ્યું. "ઘર પડવા માંડ્યું છે, ને બાઈને વેણ ઊપડી છે, ઝટ જાઓ !" કાનિયો દાણાની ગૂણો પહોંચાડવા ત્યાં વારંવાર જતો. બન્નેને લાગ્યું કે ગયા વિના છૂટકો નથી. વરસતે મેયે બન્ને ગયાં, પણ ત્યાં તો કંઈ જુદો જ રંગ જામ્યો હતો.

આખી સાંકડી ગલ્લી ગાડીઓ ને રેંકડીઓથી ભરાઈ ગઈ હતી. માણસો દોડાદોડ કરતા હતા, સામાન ઉતાવળા ઉતાવળા ઊતારીને મૂકતા હતા. એકબીજાને બૂમો પાડીને સામાન મૂકવાની ને મૂકવાની વાત કહેતા હતા, છોકરાં રોતાં હતાં, ગાડીવાળા એકબીજાને સંભાળવાની, ગાડી હાંકવાની જગા કરવાની બૂમો પાડતા હતા. પણ જાણે આ અવાજ અને ગોટાળા પૂરા ન હોય તેમ માણસો અંદર અંદર લડતાં હતાં અને ગાળો દેતાં હતાં ! કાનિયો કંકુ તો આમાં કશું સમજ્યાં

નહિ, અને લડનારા પણ એકબીજાનું સાંભળી શકતા હશે કે કેમ તે કોણ જાણે, પણ ગાળો અને મહેણાંનો તે વખતે પણ કોઈ કમીનો રાખતું નહોતું. મનસ્વીઓ જીવનની છેલ્લી ક્ષણ સુધી પોતાનું કર્તવ્ય કરે છે, તેમ આ મહાપુરુષો પણ, પ્રલયની મહાક્ષણે લડીને જીવનનું સાર્થક્ય કરી લેતા હતા !

વાત એમ હતી, કે નરોતમ શેઠને તેના પડોશી કેશવલાલની સાથે એક ભીંત સહિયારી હતી. કેશવલાલ ભીંત સમરાવતા હતા, ત્યાં નરોતમે કોઈક હકને માટે, કોરટે ચઢી મનાઈ હુકમ મેળવી ભીંત ચણાતી અધૂરી રખાવી હતી, અને તેને લીધે બન્ને વચ્ચે ભારે અંટસ પડી હતી. પણ અત્યારે એ જ અધૂરી મૂકાયેલી ભીંતને લીધે ઘર પડવા જેવું થયું, ને નરોતમને પત્નીની નાજુક હાલતમાં ઘરવખરી ને કુટુંબ ફેરવવાનું આવ્યું તેથી કેશવલાલના ઘરનાં રાજી થઈ મહેણાં મારતાં હતાં. પણ ત્યાં તો કેશવલાલનું ઘર પણ પડવા જેવું થવાથી તેને પણ એ જ વખતે ફેરવવું પડયું. સામાન ફેરવતાં સહેજે પુરુષોને અને સ્ત્રીઓને મળવાનો પ્રસંગ મળી ગયો, તેનો બન્ને પક્ષ લાભ લઈ જરા દાઝ કાઢી લેતાં હતાં !

એક માણસ કાનિયા પાસે આવ્યો ને તેને બન્ને ઘરની વચ્ચે એક જગાએ ઊભો રાખ્યો, ને તે માણસ સામાન લેવા ઘરમાં ગયો. ત્યાં બીજો માણસ હાથમાં પોટલી લઈને આવ્યો, ને જરા કાનિયા કંકુને ધમકાવી તેણે રેંકડીના કોથળા નીચે એક નાની પોટલી ઢાંકીને મૂકી, અને " અલ્યા સાચવજો હોં, હજી બીજો સામાન આવે છે " એમ કહી વળી ચાલ્યો ગયો. થોડીવારમાં તો ધમાધમ રેંકડીમાં સામાન ખડકાઈ ગયો ને એક માણસ " એ...હું રેકડી લઈ જાઉં છું. " કહીને રેંકડો પોતાની પાછળ ખેંચાવી ગયો. દૂર દૂર વરસતા મેમાં એક ઘેર જઈ તેણે ગણીને પોટકાં લઈ લીધાં ને કાનિયાને પૂછ્યું: " અલ્યા આ કોથળા કોના છે ? " કાનિયાએ કહ્યું: " એ તો અમે દટાણું કરવા ગયા'તાં. તેનો થોડો અમારો માલ છે. દાણા લેવા ગર્યા, ત્યાંથી દાણાવાળાએ અહ્દર તમારે ત્યાં ધકેલ્યા. " પેલો માણસ કહેઃ " પણ આવે વખતે તો કામ કરવું જોઈએ. શેઠ રાજી કરશે. હમણાં જાઓ. "

કાનિયો કંકુ મજૂરી લેવાનું પણ બાકી રાખી, દાણાવાળાને ત્યાંથી દાણા લઈ ઘેર ગર્યા. પોતાના દાણાના કોથળા ઘેર ઉતારી, ઢાંકેલા કોથળા એક કોર કરી જુએ છે તો અંદર નવતર પોટકી દીઠી. ગાંઠ ઉઘાડી જુએ છે તો સોના મોતી જવાહીરનાં ઘરેણાં ! દાણાનું માટલું ઉઘાડતાં અંદરથી ફૂંફાડ મારતો ફેંણ ચડાવી ડોકું કાઢતો સાપ કોઈ જુએ ને હેબકાઈ જાય, તેમ કંકુ કાનિયો હેબકાઈ ગર્યાં. વરસાદ રહે નરોતમ શેઠને પૂછવા જવું, ને દરમિયાન પોટકી ઝૂંપડીમાં જ દાટી રાખવી ને કોઈને કહેવું નહિ, એમ બન્નેએ નિશ્ચય કર્યો.

આ પોટકી પાડોશી કેશવલાલ શેઠની હતી. તેમણે સામાન ઊતરાવી પોટકી શોધી તો જડી નહિ ! પોટકીમાં વીસ હજારનો દાગીનો હતો. તેમણે અને તેમના ઘરનાં બધાં માણસોએ એમ જ માન્યું કે નરોતમ શેઠ કે એનાં માણસો પોટકી લઈ ગયાં. કેશવલાલે તરત જ પોલિસમાં ફરીયાદ કરી જડતી લેવરાવવા વારંટ મેળવ્યું, અને આ જડતી વરસતા વરસાદમાં, જે મિત્રે નરોતમ શેઠનાં પત્નીને આપદી વેળા તેમને ઘરમાં રાખવાનું બન્ધુકૃત્ય કર્યું, તેને જ ત્યાં લેવાઈ, અને શેઠનાં બીજાં માણસો જે સામાન વહેતાં હતાં તેમને પણ તેનો લાભ મળ્યો. કેશવલાલનાં ઘરેણાં ગયાં તેનો તેમને વિચાર ન આવ્યો, પણ પરસ્પર વેર ખોલવાની બાજીમાં સામા પક્ષનાં

પોબાર પડતા તેમને લાગ્યા. તેઓ અપમાનથી ખૂબ ધૂંધવાઈ રહ્યા !

અલબત જડતીમાં તો કશું હાથ લાગ્યું નહિ, પણ કેશવલાલને અને પોલિસનો નરોત્તમ શેઠ ઉપરનો વહેમ ઓછો થયો નહિ. તેની હીલચાલ ઉપર પોલિસે દેખરેખ રાખી. બીજી તરફ પોલિસે કેશવલાલ પાસે દાગીના શોધી આપનારને રૂ. ૭૦૧ નું ઇનામ જાહેર કરાવ્યું.

વરસાદ રહ્યો તેને બીજે દિવસે કાનિયો કંકુ બીતાં બીતાં નરોત્તમ શેઠ જેને ઘેર રહેવા ગયા હતા ત્યાં ગયાં. જઈને તેમણે ભાડું માગ્યું. શેઠનો માણસ અંદર પૂછી ભાડું આઠ આના અને બહુ કરે તો બાર આના આપવાને લઈ આવ્યો ને આઠ આના આપવા લાગ્યો. પેટકી સંબંધી કશી વાત છેડાઈ નહિ, એટલે કાનિયાને જરા હિંમત આવી ને તેણે શેઠને મળવાનું કહ્યું. માણસે બાર આના સુધીનો હુકમ કહી બતાવ્યો છતાં કાનિયાએ તો શેઠને મળવાની જીદ કરી. શેઠને મળ્યો. અને પૂછ્યું: " શેઠ, તમારું કાંઈ ખોવાય છે ?

" ના, "

" તો તમારું નહિ તો તમારા પાડોશીનું હશે, એ ક્યાં રહેવા ગયા ? "

નરોત્તમ શેઠને એકદમ બધું સમજાઈ ગયું. કાનિયો કેશવલાલને ત્યાં જઈ ઘરેણાં આપે તો પેલા લોકો ચુપચૂપ રાખી લે. કદાચ ઇનામના સાતસોમાંથી પણ બચી જાય. તેને બદલે કાનિયાને પોલિસ આગળ લઈ જઈ ઘરેણાં સુપ્રત કરાવ્યાં હોય તો કેશવલાલને સાતસો તો કાઢવા પડે, તે ઉપરાંત ખોટી જડતી લેવરાવી તેનો સામો કેસ કરાવી શકાય. એક અરધી ક્ષણમાં બધા વિચારો નરોત્તમ શેઠને આવી ગયા. તેમણે બહુ જ ધીમેથી કાનિયાને સમજાવ્યો: " સારું થયું મને કહ્યું, બીજાને કહ્યું હોત તો તને કદાચ પોલિસમાં પકડાવી દેત, અથવા તારું ઇનામ લઈ જાત. એ ઘરેણાં શોધી આપનારને તો પોલિસે ઇનામ જાહેર કર્યું છે. રૂપિયા સાતસોનું ! ચાલ તને અપાવું. તેં વરસતે વરસાદે મારું કામ કર્યું. તો તું જિંદગીમાં ન કમા એટલા અરધા કલાકમાં કમાવી આપું, ચાલ !"

એ બે શેઠની વેરબાજી પછી કેટલી ચાલી હશે તેની સાથે આપણે કામ નથી. એ તો સોગઠી ગાંડી કરીને રમ્યા હશે. પણ બેની લડાઈમાં કાનિયો કંકુ એક અણધારી આફતમાંથી બચી ગયા. અને રૂપિયા સાતસો કમાઈ ગયાં. તેમણે તરત તો રકમ દાણાવાળાને ત્યાં વ્યાજે મૂકી. આખા આંબાવાડિયામાં આ એક બહુ મોટો બનાવ બન્યો !

હવે આ રૂપિયાનું શું કરવું તેનો કાનિયો ને કંકુ વિચાર કરવા બેઠાં. કાનિયાને સૌથી પહેલા દેશમાં પાકું ઘર કરાવવાનું સૂઝ્યું. કંકુ કહેઃ " આપણે જનમભર રહેવું અહીં ને ઘર ત્યાં કરાવ્યે શો ફાયદો ! દેશમાં આરો જતાં જ પચીપચા તો થઈ જાય. અને અહીં શહેરમાં તો એટલાથી ઘર શું ઝૂંપડુંય ન થાય ! " એટલે ઘરની વાત પડતી મૂકાઈ. કાનિયાએ ઘરેણાં કરાવવાનું પૂછ્યું. કંકુએ કહ્યુઃ " મારે તો એક વીંટીનું મન છે. એથી વધારે ઘરેણાં આપણને શોભે નહિ ! પણ કાનિયા હું તને પરણી ત્યારની આપણે તારે ગામ કોઈ દી ગયાં નથી. તું નહોતો ગાતો ? :

લેજુડી, તારો મલક મારે જોવો છે !
તે તારો મલક મને દેખાડ. "

આંબાવાડિયામાં રમતાં, કાનિયાએ ઘણીવાર, દેશમાં નાનપણમાં પડેલી વિટંબણાઓનું વર્ણન કરેલું. તેનો સાક્ષીભૂત પ્રદેશ જોવાની કંકુને મુગ્ધ ઇચ્છા થઈ આવી ! કાનિયાએ કહ્યું " ત્યાં તો પાણીએ નથી મળતું, ત્યાં

શહેરનાં જેવું રહેવાનું નહિ, ઓઢવા પહેરવાનું નહિ, ખાવાનું નહિ, શાક પાંદડું નહિ. " પણ કંકુ એકની બે થઇ નહિ. ઊલટે બન્ને આબાવાડિયામાંથી સૌની રજા લઇ વાંસળીમાં થોડા રૂપિયા ભરી નીકળ્યાં.

પ્રૌઢ વયનાં દંપતીને પણ મુસાફરીનું સહજીવન અત્યંત મધુર લાગે છે તો અભિનવ પ્રેમવાળાંની તો વાત જ શી ? સંસારની ચાલુ ઘટમાળમાં જાણે થોડો વખત છુટ્ટી પડી ! કાનિયા કંકુને મુસાફરીમાં ખૂબ મજા પડી ! તેમણે ખૂબ વાતો કરી. કાનિયાએ પોતાના વડવાની વાતો કહી. પહેલાં તેમનું ઘર સુખી હતું. તેના દાદાએ વાંસમાં કૂઇ કરાવેલી. જીવા દાદાની કૂઇએથી વાસનાં માણસોએ ઘણાં વરસ પાણી ભર્યું. અત્યારે તો એ કૂઇ પુરાઇ ગઇ છે. તેમની નાનમ પડી, ઘર ઓરડાં વાડા બધું તણાઇ ગયું. વગેરે અનેક વાતો થઇ. એ વાતોમાંથી જ બન્નેને એક નવું સૂઝયું: દેશમાં જઇ એક કૂઇ કરાવવી.

બન્ને એક દૂરના ઘરડા સગાને ત્યાં ઊતર્યાં. શહેરમાંથી પરણીને કમાઇને આવેલા કાનિયાને જોવા વાસનાં સૌ લોક ભેગાં થયાં. ને જ્યારે કાનિયાએ કૂઇ કરાવવાની વાત કરી ત્યારે લોકોના આશ્ચર્યનો પાર ન રહ્યો !

કાનિયાના પૈસાથી અને વાસની મજૂરીથી થોડા દિવસોમાં કૂઇ તૈયાર થઇ ગઇ. કાનિયાએ શાહુકારના કૂવા જેવો, ઉપર કઠેરો કરાવ્યો ને ફરતી ગરેડીઓ મૂકાવી. બધું તૈયાર થયે બ્રાહ્મણને દક્ષણા આપી વાસને જમાડયો, ને વાસના ઘરડેરાએ કાનિયાને પાઘડી બંધાવી !

એક દિવસ બૈરાં પાણી ભરતાં હતાં ત્યાં કાનિયો જઇ ચડયો. બૈરાંએ મશ્કરીમાં કાનિયાને કહ્યું: " અલ્યા, આ કૂઇને કાનિયાની કૂઇ કહીએ ને ! "

કાનિયાએ હસીને કહ્યું: " ના, ના; કંકુડીની કૂઇ કહેજો ને ! "

' કંકુડીની કૂઇ ' એ શબ્દો બધાંને એટલા બધા ગોઠી ગયા કે બધાં હસી પડ્યાં. કંકુ પણ પાણી ભરતી, તેની પાડોશણે ' લે અલી ' કહી કંકુને બરડે ધબ્બો માર્યો. ને ખરેખર કશા પણ નામકરણ વિના એ કૂઇનું નામ ' કંકુડીની કૂઇ ' છપાઇ ગયું.

થોડું દેશમાં રહી, કાનિયો ને કંકુ પાછાં શહેરમાં આવ્યાં. વરસેકમાં કંકુને છોકરો આવ્યો. કંકુની માએ એ કૂઇના પુણ્યનું ફળ ગણ્યું, ને વાસના લોકોએ છોકરાનું નામ જીવલો પાડયું. જીવલો ફેરવવા જેવો થયો એટલે જીવલાને લઇ કંકુ કાનિયા સાથે રેંકડી ફેરવવા જવા માંડી.

એક દિવસ બપોરનો ઘામ ધખતો હતો. મજૂરીથી થાકીને સડકથી ઊતરીને એક ઝાડ હતું તેને છાંયે રેંકડી ઉપર કંકુ છોકરાને ધવરાવતી ઊંઘી ગઇ હતી. મોળિયાનું ઓશીકું કરીને જમીન ઉપર કાનિયો લાંબો થઇ પડ્યો હતો. ઊંઘમાંથી જાગીને તેણે જોયું તો તડકો ફરતો ફરતો કંકુ ઉપર આવવા થયો હતો. તેણે ધીમેથી રેંકડી ફેરવી કંકુ ઉપર છાંયો કર્યો.

અમેરિકાથી કેટલાંક મુસાફરો હિંદુસ્તાન જોવા આવેલાં તે આ દશ્ય જોઇ રહ્યાં, ને નામાંથી કોઇએ ડાયરીમાં કાંઇક લખી લીધું

# વીરાંગના જબુબાઇ

## કિંવા

# સ્વામિભક્ત સેવિકા !

લેખક :
શ્રી. તારાચંદ્ર પોપટલાલ અડાલજા
' વીરાંગનાની વાતો 'ના કર્તા.

### ૧. યુક્તિ સૂઝી !

" આ તો ખોદે ઉંદર અને ભોગવે ભોરીંગ એના જેવી વાત ! " સિહાણીનરેશ સિંહાસન ઉપર હાથ પછાડયા.

" એમ પણ નહિં, આ તો ' કરે કોઇ અને ભરે કોઇ ! ' એના જેવો ઘાટ થયો છે. ફોજને લૂંટે નાગજી અને મોસલ બેસાડે આપણા આંગણે એ તે કયાંનો ન્યાય ! " કારભારીએ કકળાટ કર્યો.

" પણ એમ બબડીને બેસી રહે કંઇ દી વળશે ? એનો કંઇ માર્ગ શોધી ન કાઢો તો તમે કારભારી શા કામના ? " રાજાએ સીધો મર્મપ્રહાર કર્યો.

કારભારીને મોં ભારે થઇ પડી, એને ફાળ પડી, ' રખેને પોતાનું કારભારું ચાલ્યું જાય ! '

અને એ કારભારું ચાલ્યા જવાની બ્હીકે એના બુદ્ધિભંડારના કમાડ ખોલી નાખ્યા. એ ભંડારમાંથી એક યુક્તિ સરી પડી.

" આપ મને એવો કાચો ન માનશો, અન્નદાતા ! મેં તો કયારનો એનો રસ્તો શોધી રાખ્યો છે, ફકત આપની આજ્ઞાની જ રાહ જોઉં છું. "

" તમે જે કરો તે મારે કબુલમંજુર છે, પરંતુ છાતી ઉપરનું આ સાલ–આ મોસલ અહીંથી ઉઠે તો હવે જીવને કરાર થાય ! " રાજા અકળાયો.

" એ ભૂખડીબારસ નાગજી પાસે ૨૪૦૦૦ રૂપીયા કદી ભેગા થવાના નથી. એના કરતાં સહેલોને સટ રસ્તો એ છે કે જ્યારે જ્યારે એના ખળાં તૈયાર થાય ત્યારે ત્યારે આપણા માણસો મોકલીને જબરદસ્તીથી એ ખળાં આપણા કબજે કરી લેવાં. એમ કરતાં પાંચદસ વરસે નાણાં વસુલ થઇ જશે "

" આ ઇ બરાબર ! ત્યારે થાવા દો હમણાં જ. ધરમના કામમાં વળી ઢીલ શી ? " રાજાએ છૂટ પરવાનગી આપી.

અને સિહાણીના સૈનિકો ઉપડયા નાગજીના પચ્છમગામ તરફ. નાગજી આમ તો કોઇને ગાંઠે તેવો નહોતો, પરંતુ સિહાણીનરેશ પોતાના ભાયાત અને તેમાં વળી પોતાને ખાતર એના ઉપર ગાયકવાડ સરકારનું મોસલ બેઠેલું, એટલે એની સામે થવું એમાં એને ધૃષ્ટતા લાગી. સિહાણીની ફોજે પચ્છેગામના ઘઉંના ખળાં જપ્ત કર્યાં.

પરંતુ ' ડોસી મરે તેનો ભો નહિં પણ જમ ઘર ભાળી જાય એ મોટો ભો ! ' એ ન્યાયે નાગજીને ચટપટી થઇ, ' હવે આપણો ગરાસ હાથ રહેવો મુશ્કેલ છે. આમાંથી કંઇ રસ્તો કાઢવો જ જોઇએ. '

રાતને દિવસ એને એના એ જ વિચારો આવવા લાગ્યા. મનમાં ને મનમાં એણે અનેક યુક્તિઓ રચી જોઇ. એકાએક તેને વિચાર સૂઝી આવ્યો, ' આમ દર વરસે સિહાણીનરેશ ખળાં જપ્ત કર્યા કરે અને ધીરે ધીરે ગરાસ છીનવાઇ જાય તેના કરતાં બધોય ગરાસ ભાટ ચારણો અને બ્રાહ્મણોને દાનમાં આપી દઉં એ શું ખોટું ? એ તો એ જ, ઠીક યુક્તિ સૂઝી ! '

## ૨. બળતું ઘર કૃષ્ણાર્પણ !

ઝાલાકુળનું ગૌરવ ધરાવનાર પચ્છમ ગામના ધણી રાણા મેપજીની એ વખતના નીડર અને સાહસીક શૂરવીરોમાં ગણના થતી હતી. કાઠીઓનો તો એ કાળ ગણાતો અને મદમાં ફાટેલા હાદા નામના કાઠીએ ધીંગાણું કરતાં તેને જેર કરીને તેણે પોતાના પરાક્રમનું પારખું બરાબર કરાવી દીધું હતું. પોતાના પૂર્વજોએ કરેલા આવા પરાક્રમોની પ્રેરણા મેપજીના પૌત્ર નાગજીને પણ મળી હતી, અને બાપ કરતાં બેટા સવાયા એ કહેવત સાચી પાડવાની ધુનમાં કોઇ અશુભ ચોઘડીયે નાગજીએ દામાજીરાવ ગાયકવાડની ફોજને લુંટી અને તેનો ૨૪૦૦૦ રૂપીયાની કિંમતનો માલ કબ્જે કર્યો. દામાજીરાવે નાગજીના ભાયાત સિહાણી-નરેશ તરફ મોસલ મોકલ્યા, મોમલ લાંબો વખત સુધી સિહાણીમાં પડયા રહ્યા તેથી મોસલાઇના રૂપિયા ચઢતા ગયા, અને લૂંટના માલ તથા મોસલાઇના રૂપિયા માટે રાજ્ય ઉપર સખ્તાઇ થવા લાગી. નાગજી પાસેથી આવી મોટી રકમ વસુલ કરવાનો બીજો કોઇ માર્ગ જ ન હોવાથી અંતે સિહાણીનરેશે તેની ખેતીની પેદાશ-ખળાં જપ્ત કરવા માંડયા.

નાગજીને બળતું ઘર કૃષ્ણાર્પણ કરવાની યુકિત સુઝી. તેણે બ્રાહ્મણો અને ભાટચારણોને બોલવી બોલાવીને ખેતર પાદર બક્ષીસ આપવા માંડયા અને તેના કાયમના પુરાવા તરીકે તામ્રપત્ર લખાવી પોતાની મહોર મારી.

બ્રાહ્મણોના જાણવામાં આ વાત આવી અને નાગજીના દરબારગઢ આગળ તેઓના ટોળેટોળાં તીડની માફક ઉભરાવા લાગ્યા. સિહાણીનરેશ આ જાણે તો જરૂર ધીંગાણું થાય એમ માનીને નાગજીએ પોતાને ત્યાં પોતાનો ભાણેજ અતિથી તરીકે આવ્યો હતો તેને પોતાના પૌત્ર મજાજી સાથે પીપળી તરફ રવાના કર્યો. નિશ્ચીંત બનેલા નાગજીએ પોતાને આંગણે આવેલા સર્વ બ્રાહ્મણોને યથાશકિત સંતોષ્યા.

*

" નારાયણ હરી ! " નાગજીએ બ્રાહ્મણના આશીર્વાદ સાંભળ્યા અને એ ડેલીએ આવ્યો.

" તમે બહુ મોડા પડયા ભૂદેવ ! ગરાસનો ધણી તો પીપળીએ ભાણાભાઇને મુકવા ગયો છે. તે આવે ત્યારે હવે તો બને. " નાગજીએ સાંત્વન આપ્યું.

" નારાયણ, નારાયણ, રાજાઓ પણ જાૂઠાં બહાનાં બતાવતાં શીખી ગયાં. દાન ન આપવું હોય તો ચોખ્ખી ને ચટ ના સુણાવી દોને ! " બ્રાહ્મણે બબડાટ શરૂ કર્યો.

" આપ આકળા કાં થાઓ, મહારાજ ? નીરાંતે એકાદ બે દિવસ રહો એટલામાં મજાજી પીપળીથી પાછા આવી જશે. " નાગજીએ હકીકત સ્પષ્ટ કરી.

" હરી ઇચ્છા ! જેવાં ભાગ્ય ! " બ્રાહ્મણે નિસાસો મુકયો અને ત્યાંથી ચાલ્યો ગયો.

' જરૂર ગરાસ ન આપવા માટે આ બધાં બહાનાં છે, પણ હું ખાલી હાથે ઘેર નહિજ જઉં, લાવને સિહાણીના સેનાપતિને આ ખબર આપું અને ત્યાંથીજ મારું ઇનામ મેળવું ! ' તેણે મનમાં અનેક મનસુબા ઘડી લીધા.

રે સ્વાર્થ ! પામર મનુષ્ય પોતાના નજીવા સ્વાર્થ માટે કોઇનું સત્યાનાશ વાળી નાખતા પણ અચકાતો નથી !

એ બ્રાહ્મણ સિહાણીના સેનાપતિ પાસે પહોંચી ગયો. સેનાપતિને તો ઉત્તમ બહાનું હાથ આવ્યું. નાગજીના પૌત્રને પોતે બાન તરીકે પકડી લે તો સિહાણીનરેશને નાગજી તેના કારણે ભરવાની રકમ આકાશપાતાળ એક કરીને પણ લાવી આપે, અને પોતે સિહાણીનરેશને કૃપા પાત્ર બને ! આવી તો ફરીફરીને થોડીજ સાંપડવાની હતી ?

મારતે ઘોડે પોતાની ફોજ સાથે તે પીપળીના માર્ગે ધસ્યો.

બાણાભાઈને નિર્જીવ બનાવી પીપળીથી નીકળીને પાછા ફરતા સજાજીએ જોયું કે સામે, જબરી ફોજ આવે છે. જરા પણ ખચકાયા વિના તે આગળ વધ્યો.

"સજાજી ! હવે તમે પચ્છમગામ પહોંચી રહ્યા ! હવે તો તમે મારા બંદીવાન છો !" સેનાપતિએ ચેતવણી આપી.

"એટલે ! તમે મને કેદ કરશો ? આ સજાજીના દેહમાં જીવ છે ત્યાં સુધી તે કોઈનો કેદી નહિ બને ! મને પકડવાની કોની હિંમત છે !"

સેનાપતિએ પોતાના સૈનિકોને ઇશારો કર્યો.

"ખબરદાર !" સજાજીએ પોતાની બરછી ઉપાડી અને બરાબર તાકીને સેનાપતિ ઉપર ફેંકી.

પરંતુ અનેક અવનવા પ્રસંગોથી ટેવાઈ ગયેલા સેનાપતિએ પોતાના ઘોડાને પડખે વાળી લઈને એ ઘા ચૂકવી દીધો.

પલક માત્રમાં સજાજીએ પોતાની તલવાર મ્યાનમાંથી ખેંચી કાઢી અને શત્રુઓ સામે ધસ્યો.

સેનાપતિ ધારતો હતો કે સજાજી એકલો છે એટલે તે મુંગે મોઢે પોતાનું શરણ સ્વીકારી લેશે, પરંતુ અહીં તો એથી ઉલટું જ બન્યું. પોતાના સૈનિકોને એક પછી એક ટપોટપ પડતા તેણે જોયા. એની આંખ ફાટી.

"બાયલાઓ, આમ નાહિંમત કેમ બની જાવ છો ! એ એકલાને તો આમ ચપટીમાં ચોળી નાખવો જોઈએ !"

સજાજી બીજાઓને પોતાની લોહીતરસી તલવારનો સ્વાદ ચખાડયે જ જતો હતો, પરંતુ તેના શરીરમાંથી પહાડમાંથી ઝરણા ઝરે તેમ શત્રુઓની શમશેરના લાગેલા ઘામાંથી લોહીની ધારાઓ છૂટતી હતી. અસંખ્ય માણસોના એક સામટા હુમલામાંથી પોતે બચી શકે તેવી આશા ન્હોતી, છતાં છેલ્લા શ્વાસ સુધી શત્રુઓને પોતાના શૌર્યનો સ્વાદ ચખાડવાનો તેણે નિર્ધાર કર્યો હતો.

અને એ નિશ્ચય પાર પાડીને શત્રુઓને લોબા પોકરાવીને સજાજી સમરાંગણમાં સૂતો. એ વીરનરના સ્મરણમાં જે સ્થળે એમનો દેહ પડયો તે સ્થળે–પચ્છમ ગામ અને પીપળીની વચ્ચે–વીરપૂજક જનતાએ એની ખાંભી ખોડી.

નાગજીને આ ખબર મળ્યા અને એનો આશાતંતુ તુટયો. પચ્છમગામમાં રહેવામાં સલામતી ન્હોતી. સજાજીના બાળ પુત્ર વીસાભાઈ તથા પોતાના બીજા પૌત્ર ભીમાભાઈ અને કુટુંબકબીલા સાથે પચ્છમગામનો ત્યાગ કરીને તે ગોંડળ જવા નીકળ્યો.

સિહાણીનરેશે જ્યારે જાણ્યું કે નાગજી પચ્છમગામમાં નથી ત્યારે તેણે એની તમામ જમીન જાગીર અને ગરાસ પોતાના કબજે કરી લીધાં.

## ૩. બળતી સગડી !

"ફરિયાદ ! ફરિયાદ !" રાજમહેલના પ્રવેશદ્વાર આગળ ઉંચા સ્વરે આ શબ્દો ઉચ્ચારાયા અને વાતાવરણમાં એનો પડઘો ગાજ્યો.

દ્વારપાલો આશ્ચર્ય પામ્યા. 'ફરિયાદે તો ઘણાય આવે છે, પરંતુ આ ફરિયાદણ તો વિચિત્ર રંગઢંગની !'

"બાઈ ! આ તેં તેં કેવો વેષ કાઢયો છે ! બળતી સગડી તે વળી માથે રખાતી હશે ! મુકી દે ! મુકી દે ! એકોર, ક્યાંક દાઝીને બળી મરીશ" દ્વારપાળે દયા ખાધી.

"ભાઈ, એ સગડી તો જ્યારે ગુજરાતના ધણીના મને દર્શન થશે ત્યારે જ ઉતરશે. મહારાજા સાહેબને એટલી મારી અરજ

પહોંચાડો કે છેક કાઠિયાવાડથી એક અબળા આપની પાસે ધા નાખતી આવી છે."

પ્રથમ દર્શને તો દારૂપાજી આ બાઇને ગાંડીમાં ગણી કાઢી હતી, પરંતુ એની વાણીની ગંભીરતાએ તેની એ શંકા ઉડાડી દીધી.

તેણે ગુર્જરનરેશને વરદી આપી.

પ્રજાના સુખે સુખ સમજનાર રાજવી મહેલના દ્વાર પાસે આવ્યા.

રાજતેજના પ્રભાવે માથા ઉપર મુકેલી સગડીને પકડી રાખનારા એ બાઇના બંને હાથો એકાએક છુટા થઇ ગયા. એ બંને હાથે પ્રણામ કરી લઇ બાઇએ પુનઃ સગડી પકડી લીધી.

સગડીમાંના દેવતામાંથી નીકળતી અગ્નિની શીખાઓ એ બાઇના અંતરની હાય જાણે નીકળી રહી હોય તેવો આભાસ આપતી હતી!

"શું છે બાઇ ? જે કહેવું હોય તે નિર્ભયતાથી કહે."

"આપની રાજગાદી અમર તપો, મહારાજ, જાતની વડારણ છું. મારું નામ જશુ. છેક કાઠિયાવાડના પચ્છમગામથી આવી છુ." અને આજંવતાભરી નજરે તે ગુર્જરનરેશ તરફ જોઇ રહી

"ગભરાવાનું કંઇ કારણ નથી, બ્હેન, તારો ગુન્હો માફ થશે. બોલ શી હકીકત છે."

"દયાળુ નરેશની ન્યાયપરાયણતા માટે મને સંપૂર્ણ વિશ્વાસ છે. પરંતુ ગુન્હો મારો નથી. ગુન્હો કરનાર તો સિંહાણીનો રાજા છે. એણે મારા માલિકના ગામ ગરાસ જપ્ત કરેલ છે. પચ્છમગામનો ધણી આજે સગાવ્હાલાની દયા ઉપર વનવન રઝળે છે..."

"પચ્છમગામ!" પાસે ઉભેલા હજુરીયાને એકાએક કંઇ યાદ આવ્યું હોય તેમ તે બોલી ઉઠયો, "એ ગામના ઠાકોરે તો આપણી ફોજને લૂટી હતી!"

જશુએ જાણ્યું કે આ એક જ વાક્ય આખો ધાણ્યુ બગાડી નાખશે. તેના પેટ ફ:ળ ~ડી.

પરંતુ રજવાડાની અનેક આટીઘુંટીઓ અનુભવથી રીઢી થયેલી જશુએ વાત ઉપા લીધી, "એ તો એમના મળતિયાઓની મં બગડી અને ભૂલભૂલમાં એ કાળો કામો થ ગયો. હવે તો એ પૂરો પરતાય છે, અ ધીરે ધીરે પાઇએ પાઇનો હિસાબ ચૂક આપવા તૈયાર છે. પરંતુ સિંહાણીનરેશ આપના મોસાળનું બ્હાનું કાઢી પચ્છમમા પચાવી પાડવા તૈયાર થયો છે. આપજ કહે અન્નદાતા, જેણે રાણીવાસમાંથી બહાર પ ન મૂકયો હોય એવા અમારા ઠકરાણી મં ફુલની માફક ઉછરેલા અમારા રાજકુંવ ગામગામ શી રીતે રખડે? કોના આધા રહે? પોતાનું જીવન શી રીતે નીભાવે?"

બાણની માફક સડસડાટ એક પછી એ છૂટતાં જશુના વચનો બીજા કોઇને વિચા કરવાનો પણ વખત આપતાં ન્હોતાં.

"તો પછી ઠાકોર નાગજી પોતે કે ફરિયાદ કરતો નથી?"

"માણસ ઉપર આફત આવે ત્યારે ઉત્સાહભંગ બની જાય છે, સરકાર! સ્થાનભ્ર બનેલા એ 'ઠાકોર' આપની પાસે શું મો લઇને આવે?"

"અને એટલા માટે એણે તને વકીલા કરવા મોકલી છે કેમ?" રાજવીએ મમાંશ હાસ્ય કર્યું.

"જી ના! એમના કહેવાથી હું નથી આવી."

"ત્યારે? તો પછી તારે શી નિસ્બત!"

"નિસ્બત કેમ નહિં, રાજાધિરાજ, આ કાયામાં રૂંવે રૂંવે એમનું લુણ ભર્યું છે પેઢી દર પેઢી મારા વડીલો એમના આશ્રય પોષાયા છે. એ લુણ હક્ક કરવાનો આ અવસ હું કેમ જવા દઉં? ખમ્મા ખમ્મા કરી

ઠકરાણાનો બોલતો શબ્દ ઝીલવા હું ખડે પગે તૈયાર રહેતી એ મારા બાઈસાહેબ ભાઈને ત્યાં ઓશિયાળું જીવન ગાળે એ મારાથી કેમ જોયું જાય ? હુલાવીફુલાવીને જે કુંવર સાહેબોને આ હાથે રમાડયા છે તે કુંવરોને વાત વાતમાં પરવશતા રહેવી પડે એ મારાથી કેમ સહન થાય ! જે ગામધણી બનવા સર્જાયા છે તે સામુલી આદમી તરીકેનું કંગાલ જીવન શી રીતે ગાળી શકે ! મને લાગ્યું કે આપ કૃપાનિધાન પાસે ધા નાખ્યા વિના આનો બીજો કંઈ ઇલાજ જ નથી. આજે આપના મુબારક હાથે આનો નિકાલ થઈ જશે. કાં તો આ બળતી સગડીદ્વારા મારા માલિકને ખાતર હું મારા પ્રાણનું બલિદાન આપીશ, અગર આપ દયાળુ ગુર્જરનરેશના હાથે અભયવચન મેળવી મારા માલિકને તેમની મૂળ ગાદીએ સ્થાપીશ. ”

દામાજીરાવ દિંગ બન્યા. એમનું અંતર હર્ષથી નાચી ઉઠયું. ' કેવી સ્વામીભકત સેવિકા ! કેટલી વફાદાર ખવાસણ ! કર્તવ્યપરાયણતાનો ઇજારો કંઈ ઉંચ કોમે જ થોડો લીધો છે ? ગટરમાં પણ ગુલાબ પેદા થાય છે એનો આ જીવતો જાગતો દાખલો છે ! ધન્ય છે એની જનેતાને–જેની કુખે આવું કાર્યકુશળ અને કર્તવ્યપરાયણ રત્ન પાકયું !'

મનમાં ને મનમાં જણુની પ્રશંસા કરતા ગુર્જરનરેશે નિશ્ચય કરી લીધો. " જણુ ! તારી સ્વામીભક્તિ જોઈ હું પ્રસન્ન થયો છું. તું સાચી વીરાંગના છે. આ બળતી સગડી માથેથી ઉતારી નાખ. તારું કાર્ય સિદ્ધ થશે. આજે તો આરામ લે. કાલે હું તને સિહાણીનરેશ ઉપર રૂકો લખી આપીશ તે લઈને જજે. તારા ધણીને તેનું ગામ પાછું સોંપાઈ જશે. "

જણુએ સગડી ઉતારી ધરતી ઉપર મુકી, હર્ષાવેશમાં જમીન ઉપર લાંબા થઈને તેણે દામાજીરાવને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા, હર્ષાશ્રુ ભરી આંખે એ ઉદાર રાજવી તરફ આભાર ભરી નજરે જોઈને મૂંગા મૂંગા જ તેમનો ઉપકાર માન્યો.

આવી કર્તવ્યનિષ્ઠ સ્ત્રીને પોતાની કાર્યસિદ્ધિથી થતો અવર્ણનીય આનંદ જોઈને–પોતે બતાવેલી ઉદારતા લેખે લાગેલી જોઈને ગુર્જરનરેશે પોતાનું જીવન ધન્ય માન્યું.

### ૪. વાહરે હિમ્મત !

રાજ્યનો રૂકો લઈને જણુ સિહાણીનરેશ પાસે આવી. એ તો આ રૂકો જોઈને સડક જ થઈ ગયો.

' ચાલો, ઠાકોર સાહેબ, આપના કારભારી ઉપર હુકમ લખી આપો કે પચ્છમગામ ઉપરથી થાણું ઉઠાવી લે ! " જણુએ ' તરત દાન અને મહા પુન્ય ' જેવો રોકડો હિસાબ કરવા માંડયો.

" થશે, જણુ, બધું ય થશે. ઘીના ઘડામાં ઘી પડી જશે. તું તારે હવે નિરાંતે જા, હું બંદોબસ્ત કરી દઈશ. " સિહાણીનરેશે વાણીમાં સાકર પીરસી.

અને એના વચનના વિશ્વાસે જણુ પચ્છમગામ ગઈ આજે થશે, કાલે થશે એમ વાટ જોયા કરતાં છતાં જ્યારે બે ત્રણ મહિના વીતી ગયા ત્યારે એની ધીરજ ખૂટી. ગુર્જરનરેશની મદદ વિના બીજો એકે ઉપાય ન્હોતો. ફરી પાછી તે વડોદરા આવી.

એજ બળતી સગડી અને એજ જણુ ! દ્વારપાળો નવાઈ પામ્યા. ' લોભને તે કંઈ થોભ હોય છે ? ' મનમાં તેઓ બબડયા.

પરંતુ જ્યારે દામાજીરાવે ખરી હકીકત જાણી ત્યારે તેઓ ક્રોધે ભરાયા. તેમણે સિહાણીનરેશ ઉપર સખ્ત તાકીદ આપતો રૂક્કો લખી આપ્યો.

પરંતુ સિહાણીનરેશના મળેથી મધલાળ ન છુટી. ' એ ખટ્રાસડું ' એના મનમાં સમજે

છે શું ? એ બે બદામની બાયડી શું પોતાના હાથમાંથી સત્તા છીનવાવી શકશે ! એણે પોતાના કારભારી ઉપર હુકમ લખી આપ્યો, પરંતુ ખાનગી રીતે સૂચના મોકલી કે ' કરતા હોય સો કીજીયે. '

પરંતુ દૃઢ નિશ્ચયી જણુ એમ બધી વાત છોડે તેવી ન્હોતી. એ તો ત્રીજીવાર પાછી વડોદરા આવી.

ગુર્જરનરેશને પોતાની આજ્ઞાની અવજ્ઞા થતી જોઇ ભારે ક્રોધ વ્યાપ્યો, " તારા સાહસીક સ્વભાવ અને દૃઢ નિશ્ચય માટે મને માન ઉપજે છે. વાહ રે તારી હિમ્મત ! જણુ, બીજું કોઇ હોત તો હિમ્મત હારી જાત. પરંતુ નીમકહલાલીના પાઠ પઢેલી તું ખવાસણુ ભલભલી રજપૂતાણીની ટેકની પણ સ્પર્ધા કરે તેવી છે. જા, આ વખતે હું મારા ઘોડેસ્વારોની એક ટુકડી તારી સાથે મોકલું છું. તારા ધણીને ગામ સોંપ્યા વિના સિદ્ધરાજનરેશનો હવે છુટકોજ નથી ! "

* * *

" આપ નાહક તકલીફ ઉઠાવી રહ્યા છો, સરદાર સાહેબ, એ ઓરત તો ગાંડી છે. ગુર્જરાધિપતિની આજ્ઞા અમે તે વળી ઉવેખી શકીએ ! પરંતુ મૂળ વાત એમ છે કે રાણા નાગજીભાઇને પોતાને પચ્છગામનું ધણીપણું પસંદ નથી. નહિં તો મેં એમને વારંવાર બોલાવ્યા છતાં અહીં આવે નહિં ? અરે એમણે તો પોતાના બ્હેન ગોંડલના ઠાકોરથી કુંભાજી વેરે આપ્યા છે એટલે ઠાકોર સાહેબના એમના ઉપર ચારે હાથ છે. ઠાકોર સાહેબે એમને ચોરડી અને સુંદાળું એ બે ગામો બક્ષીસ આપ્યા છે અને વળી પોતાની ફોજના ઉપરી બનાવ્યા છે. આવી દોમ દોમ સાહેબી છોડીને એ તે વળી ભૂખડીબારસ ગામડામાં આવે ! અને જુઓને દરબાર સાહેબ, મારે તો એ ગામ નકામું છે, કારણ કું એનો ભોગવટો કરૂં એટલે સરકારના ચોવીસ હજાર ભરપાઇ કરવાની જવાબદારી મારા માથે રહે. મને તો એ ધર્મેય ન ખપે. હું તો કાગને ડોળે રાહ જોઉં છું કે ક્યારે રાણા નાગજીભાઇ આવે અને એના ગામ ગરાસ સંભાળી લ્યે ! "

સરદારના ગળે આ વાત બરાબર ઉતરી ગઇ. જ્યારે ખુદ ધણીને જ કંઇ પડી નથી ત્યારે પોતે આટલા બધા માણસો સાથે શા માટે અહીં પડયા રહેવું જોઇએ ? તેણે પોતાનો પડાવ ઉપાડયો.

*

## ૫. સ્વામિભક્ત સેવિકા !

" માફ કરો, ઠાકોર સાહેબ, આપ મારું માથું માગો તો અબઘડી વધેરી આપું, પણ એક નિર્દોષ અબળા ઉપર હાથ ઉગામવો એ તો કાયરનું કામ..."

" ત્યારે તો તું હજી એને બરાબર પીછાણી શકયો નથી. સાચું કહું છું સબળસીંગ, એ અબળા નથી પણ પ્રબળા છે ! અરે જે બાઇ ઠેઠ ગુજરાતના ધણી પાસે પહોંચી જાય અને જે કામ તારા કે મારાથી ન થાય તે ઘડીના છઠ્ઠા ભાગમાં પાર પડાવી લાવે એ કંઇ જેવી તેવી હશે ? એ તો જમામરદ* જેવી છે. એ ધારે તો મને પણ ગાદી ઉપરથી ઉઠાડી મુકાવે. જોતો નથી ત્રણ ત્રણ વખત એને બનાવી કાઢી તો પણ એ તો આદુ ખાઇને આપણી પાછળ પડી છે. એ તો પચ્છગામની સત્તા આપણા હાથમાંથી છીનવી લઇને એના અન્નદાતા-ગોંડલના કુંભાજી ઠાકોરના આશરે જીવી રહેલા નાગજીભાઇના હાથમાં પાછી સોંપશે ત્યારે જ જંપશે !" સિદ્ધરાજનરેશે બળાપો કરતાં જણુની સાચી ઓળખાણ આપી.

---

* જવાંમર્દ.

" પણ હવે તો ગયકવાડ સરકારના માણસો ચાલ્યા ગયા. હવે જશુ જખ મારે છે ! " સબળસંગે બેપીકરાઇ બતાવી.

" ત્યાં જ તારી ભૂલ થાય છે. એ જશુડી જ્યાં સુધી જીવે છે ત્યાંસુધી આપણને સુખે રહેવા નહિ દે. એ તો પાછી પહોંચી જશે વડોદરા અને લઇ આવશે દામાજીરાવની ફોજ. "

" બડી હિંમતવાન બાઇ લાગે છે ! " સબળસિંગે સિંહાણીનરેશના અભિપ્રાયને સંમતિ આપી.

" માટે જ કહું છું કે એ કાંટો માર્ગમાંથી દૂર થવો જોઇએ. તારાથી એ ન બને તો બીજા કોઇને એ કામ સોંપું. "

સબળસીંગ વિચારમાં પડયો. મહામહેનતે પોતે પ્રાપ્ત કરેલી ઠાકોરસાહેબની મહેરબાની આવા નજીવા કારણસર સરી પડે અને તેની કૃપાનો તાજ બીજા સેવકને શીરે ચડે એ કેમ સ્હેવાય ? તેણે બીડું ઝડપ્યું.

*

" ઓહ ! આ શું ! " જશુના મુખમાંથી ચીસ નીકળી પડી. એણે બરડા ઉપર હાથ ફેરવ્યો. આંગળા લોહીથી ભીંજાઇ ગયા.

" એ તો તારો કાળ ! કર્યાં'તી તો એક જ ઝાટકે ઝબ્બે, પણ મારો ઘા અફળ ગયો. તારા ઇષ્ટદેવનું સ્મરણ કરી લેવાનો તને મોકો મળ્યે.. "

" ઓહહો ! આ તો સિંહાણીનરેશનો સાગરીત ! સબળસીંગ ! ભલા આદમી નાહક નામ શીદને લજવે છે ? સબળ હોય તે આમ અબળા ઉપર પીઠ પાછળથી ઘા ન કરે ! "

સબળસીંગનું સ્વમાન ઘવાયું. જશુની વાત તો સાવ સાચી હતી !

" અને નહિ તો તું ખવાસણ શું કરવાની હતી ? "

" કહેવા કરતાં કરી બતાવવામાં ખરી ખૂબી છે, સબળસીંગ ! હું ખવાસણ છું, છતાં રજપૂતાણીઓના સંગમાં ઉછરી છું. તલવારનો ઇજારો કંઇ તમો પુરૂષો એકલાને જ થોડો મળ્યો છે ? મરવાનો મને ડર નથી, પણ કમોતે મરવું મને પસંદ નથી. મારા માલિક રાણા નાગજીભાઇના દરબારગઢમાં જ નિર્માલ્યતાની નામોશી લઇને હું નહિ જ મરૂં. જરા થોભ, મને પણ તલવાર લઇ આવવા દે. પછી તને મારા પરાક્રમનું પારખું થશે. પછી કાં તો હું નહિં અને કાં તો તું નહિં ! "

સબળ કંપી ઉઠયો. રણે ચડેલી રણચંડી સમી આ જશુ તેને જમ જેવી વિકાળ લાગી. એને લાગ્યું કે તલવાર હમણાં પોતાના હાથમાંથી સરી પડશે !

પરંતુ બીજી જ ક્ષણે એને સિંહાણીનરેશની આજ્ઞા યાદ આવી—જીવનભરનો પોતાનો સ્વાર્થ એની કલ્પનામાં ખડો થયો, અને ક્ષણભર આવેલા ક્ષાત્રધર્મ અને યુદ્ધનીતિના વિચારો એણે ખંખેરી નાખ્યા.

અને તલવાર લેવા જતી જશુ ચેતે—ચમકે તે પહેલાં સબળસીંગની તલવારનો ઝટકો જશુના અંગ ઉપર પડયો. પછી તો બીજો, ત્રીજો એમ ઉપરા ઉપર ઝાટકાની ઝણ વરસી.

જશુનું આખું અંગ ચારણીની માફક ઉદાયું. એમાંથી વ્હેતા રૂધીરથી તેણે પોતાના હાથ પલાળ્યા અને રાણા નાગજીની ડેલીએ એ લોહી ભીના હાથના છાપા માર્યાં.

" ક્ષાત્રધર્મને કલંક લગાડનાર સબળસીંગ, સાંભળી લે ! મારી કકળતી આંતરડીના શ્રાપ છે કે જ્યાં સુધી મારા માલિક રાણા નાગજીભાઇનો વંશજ આ પચ્છમગામની ગાદીએ

નહીં બેસે ત્યાં સુધી તારા એ પ્રપંચી સિદ્ધાણી-નરેશના વંશનો વૃદ્ધિ થશે નહિં. ત્યાં સુધી આ મારા લોહીથી રંગાયલા થાપા* પણ ભુંસાશે નહિ."

જણુનો આત્મા એના દેહપીંજરમાંથી ઉડી ગયો, પરંતુ એની મૃત્યુવેળાની વાણી સિદ્ધાણી-નરેશ માટે પશ્ચાતાપ અને અજંપો મુકતી ગઇ.

*

* હાથની છાપ.

જતે દહાડે એની વાણી ફળી. અંતે નાગજીભાઇના વંશજો પોતાનો પચ્છમગામનો ગરાસ ભોગવવા ભાગ્યશાળી થયા. અદ્યાપિ શાણા નાગજીભાઇના વંશજો માલિકને ખાતર મૃત્યુ વ્હોરનાર એ વીરાંગના જણુબાઇને દેવી તરીકે માને છે અને પ્રસંગોપાત તેની વીરપૂજા કરી તેના અમર નામને સત્કારે છે.

ધન્ય એ સ્ત્રી શકિત! ધન્ય એ સ્વામિ-ભકત સેવિકા!



## કોકિલાના ટહુકાર

મીઠડા કરે ટહુકાર કોકિલા,
વસંત કયાં રે ગયો (૨)
છોડી મધુરીને શું! એકલો રહો,
વસંત કયાં રે ગયો (૨)

સાખી (૧)

મન મારૂં મુંઝાય છે, મીઠડા વસંત વિનાય
તલસું છું તનમનથી મન મંદિરની માંય
એવા અંતરના એ હકાસથી વદે—વસંત કયારે ગયો (૨)

(૨)

જીવન જોવા નીસરી વન વગડાની માંય
વાદળીઓ ઘનઘોર છે મીઠડા વસંત વિનાય
એવી સુની હૃદય રસરેલીએ રડે—વસંત કયારે ગયો (૨)

(૩)

અંતરમાં સંભળાય છે, વસંતના ભણકાર
રસીયા એ રસરાજને કરૂં મીઠા ટહુકાર
એવા દીલની એ યાદને શું ભૂલી ગયો—વસંત કયારે ગયો(૨)

અનસૂયા જોષી

# સ્ત્રી ઉન્નતિનું કાર્ય અને ખાદી

લેખિકા :
શ્રી. હિરાખુશ બ. દિવાનજી

કચડાયેલી પ્રજા જ્યારે જાગે છે અને ક્રાંતિને માર્ગે નીકળી પડે છે ત્યારે ક્રાંતિના વાવટા દરેક હંમેશા દેશનો પુરુષવર્ગ પોતાનું ગૌરવભર્યું સ્થાન લઇ લે છે. પરંતુ હવે તો બ્હેનોમાં પણ પુષ્કળ જાગૃતિ આવી છે—આ કચડાયેલી પ્રજાના સ્વાધીનતાના પ્રયાસોમાં સ્ત્રી શક્તિનો અજબ લાભ મળતો જાય છે. પૂ. ગાંધીજીની અહિંસાની લડતે તો બ્હેનોમાં રહેલા વિશિષ્ટ ગુણોનો બહુ સુંદર ઉપયોગ કરવાના અવનવા પ્રસંગો ઉભા કર્યા છે. સદ્‌ભાગ્યે હિંદની બધા યે પ્રાંતોની બ્હેનોએ અહિંસાની ક્રાંતિનાં એ આમંત્રણ હોંશભેર સ્વીકારી લીધાં અને ૧૯૩૦-૩૪ ની વચ્ચેની લડતમાં એમણે પણ યથાશક્તિ ફાળો આપી દીધો. એ લડત દરમ્યાન જે કંઇ કાર્ય સ્ત્રીઓએ કરી બતાવ્યું તેમાં એકતામાં રહેલી સર્જનશક્તિ, સંસ્કારિતા, અને શુરવીરતાનો બહુ સુંદર પરિચય આપણને થયો છે. સ્ત્રીઓમાં આવેલી એ પ્રચંડ અને અદ્‌ભુત જાગૃતિના જુવાળ આજે દેખાતા નથી છતાં ધીમે-ધીમે પ્રગટી ઉઠેલી એમની અસાધારણ શક્તિનું ધીમું છતાં શાંત સંઘટન થઇ રહેલું છે. રાજકીય કાર્ય અને લોકસેવાની પ્રવૃત્તિઓમાં બ્હેનો વિશેષ ને વિશેષ ફાળો આપી રહ્યાં છે. બહુજ વ્યાપક દૃષ્ટિએ એમના કાર્યનું અવલોકન કરીશું તો જણાશે કે એમની વિવિધ પ્રવૃત્તિઓનું આ રીતે વર્ગીકરણ થઇ શકે છે.

(૧) સામાજીક કાર્ય : સ્ત્રી કેળવણી, સ્ત્રીઓની ઉન્નતિનાં વિવિધ કાર્ય;

(૨) રાજકીય કાર્ય : કેટલેક ઠેકાણે મ્યુનિસિપાલીટી, લોકલબોર્ડ અને ધારાસભાઓમાં જવાબદારી સ્થાન મેળવી એને લગતાં કાર્યો ઉપાડી લેવાં.

(૩) કોઇક ઠેકાણે હરિજન પ્રવૃત્તિ, ખાદી સેવાઓ દારૂનિષેધનું કાર્ય.

અખિલ હિંદ મહિલા સમાજ, હિન્દુ સ્ત્રી મંડળ, ભગિની સમાજ કે એવી બીજી સ્ત્રી સંસ્થાઓ આવા જ કંઇ નાના મોટા કાર્યોમાં પોતાની શક્તિ ખર્ચી રહ્યા છે. એમના એ પ્રયાસોને પરિણામે બ્હેનોમાં ( વિશેષ કરીને શિક્ષિત બ્હેનોમાં ) ઠીક જાગૃતિ આવી છે અને સ્ત્રીઓની આર્થિક અવદશા—એમની પરાધીનતા અને એમનાં અજ્ઞાનની બાબતમાં પ્રજાનું ધ્યાન વિશેષ ને વિશેષ એકાગ્ર થતું જાય છે. પરંતુ આ બધા યે પ્રયત્નોમાં અને એમની આ બધી યે પ્રવૃત્તિમાં બે વસ્તુઓ ખાસ દેખાઇ આવે છે.

(૧) એમની પ્રવૃત્તિઓમાં બહુ સંગીન અને ઉપયોગી એવું રચનાત્મક કાર્ય એટલું બધું નથી થતું. સ્ત્રીઓની ઉન્નતિમાં પ્રચાર કામ પુષ્કળ થાય છે પરંતુ એમની અવનતિ દૂર કરવા સક્રિય કાર્ય કરવાની ખાસ પ્રવૃત્તિઓ ઉપાડી લેવામાં આવી હોય એમ જણાતું નથી.

(૨) ૧૯૩૪ ની લડત સંકેલાતાં આ દિશામાં અમદાવાદના જ્યોતિ સંઘે બહુજ પ્રશંસનીય રચનાત્મક કાર્ય ઉપાડી લીધું છે. એ સંઘની પ્રવૃત્તિનો ઉત્તરોત્તર વિકાસ થતો જાય છે અને બ્હેનોની પરાધીનતા અને કૌટુંબિક અવદશાના ગંભીર પ્રશ્નોની માત્ર

ચર્ચા કરી કે તે વિષે માત્ર પ્રચાર કાર્ય કરી–એ સંઘ સંતોષ નથી લેતું. સંઘે એ અવદશા અનેક રીતે દૂર હઠાવવા સંગીન સ્વમાનપોષક અને સ્વાશ્રયી નીવડે એવી રચનાત્મક પ્રવૃત્તિઓ પુરા વેગથી ઉપાડી લીધી છે. વ્હેનોની પ્રવૃત્તિઓમાં આ સંઘે વિશિષ્ટ અને બહુ આવકારદાયક માર્ગ બનાવ્યો છે.

(૩) વ્હેનોની આ વિધવિધ લોકસેવાની પ્રવૃત્તિઓમાં ખાસ ઉણપ એ દેખાય છે કે એમાં મધ્યમવર્ગની વ્હેનોની જ દૃષ્ટિ મુખ્ય રહેતી આવી છે. સ્ત્રી ઉન્નતિની પ્રવૃત્તિઓનાં કાર્યકર વ્હેનો શ્રીમંત અને મધ્યમવર્ગનાં વ્હેનો હોય છે અને એમનું નિવાસક્ષેત્ર શહેરોજ હોવાને લીધે ગામડાની ગરીબ વ્હેનો પ્રતિ એમનું બહુજ ઓછું લક્ષ ગયું છે. ૧૯૩૦–૩૪ ની લડતે તો બતાવી દીધું છે કે અભણ અને અજ્ઞાન ગણાતી વ્હેનોમાં પણ એ લડતે ભારે ચેતન પ્રગટાવ્યું હતું અને એ વ્હેનોનો ત્યાગ અને આપભોગ બહુ મોટા પ્રમાણમાં હતાં. એમનામાં પણ બહુ ઉંચી જાતની અનેકવિધ શકિતઓ પડેલી છે એના સુંદર દર્શન ૧૯૩૦–૩૪ ની લડતોમાં થયાં હતાં–પરંતુ એ વ્હેનોમાં આવેલી જાગૃતિને યોગ્ય માર્ગે લઇ જઇ એને કાયમી સ્થાન આપવાનું મહત્વ હજી સ્ત્રી ઉન્નતિનાં કાર્યકર વ્હેનો બરાબર સમજ્યાં નથી. ખુબ વિચાર કરીશું અને હિન્દ પ્રજાનું વ્યાપક દૃષ્ટિએ અવલોકન કરીશું તો માલમ પડશે કે મહિલા પરિષદ, હિન્દુ સ્ત્રી મંડળ, ભગિની સમાજ, કે જ્યોતિ સંઘ જેવી પ્રસિદ્ધ સાર્વજનિક સ્ત્રી સંસ્થાઓ જે પ્રદેશમાં કાર્ય કરી રહ્યાં છે એ કરોડો હિંદની વ્હેનોના પ્રમાણમાં બહુ જ નાનકડું ક્ષેત્ર છે. સ્ત્રી ઉન્નતિના જે પ્રશ્નો આ બધા મંડળો ઉપાડી રહ્યાં છે એમાં આ કરોડો ગરીબ વ્હેનોની દૃષ્ટિ બહુ જ ઓછી માલુમ પડે છે. કેટલાક વર્ષો પહેલાં પૂ. ગાંધીજીએ જ્યોતિસંઘ આગળ આ વિષે બહુ મનનનીય વિચારો રજુ કરેલા:

સ્ત્રીઓની આર્થિક પરતંત્રતા દુર કરવાના ઘણા રસ્તાઓ બતાવી શકું. આર્થિક સ્વતંત્રતાનો સીધો માર્ગ એ છે કે દરેક સ્ત્રીએ કાંઇ ને કાંઇક ઉદ્યોગ કરતાં શીખી જવું જોઇએ. અત્યારની ભણેલી વ્હેનો પણ સ્વતંત્ર હોય છે એમ નહિ, એ પણ એટલી જ પરતંત્ર હોય છે. પણ આ પ્રશ્ન તો શહેર અને ઉંચી કોમની વ્હેનોનો છે. હું ગામડામાં ભમ્યો છું, અને ત્યાં અમે અસંખ્ય વ્હેનોને સ્વતંત્રતા ભોગવતી જોઇ છે. ત્યાં પુરુષ કરતાં સ્ત્રી વધારે મહેનત કરે છે. પણ સ્ત્રીને મહેનતાણું ઓછું મળે છે. ખરું જોતાં સ્ત્રી અને પુરુષને સરખી જ મજૂરી મળવી જોઇએ.

...તે લોકો (ખેડુતની સ્ત્રીઓ) જે હક ભોગવે છે તે આપણે ભોગવતાં નથી. છુટાછેડા માટે લડવાનું બ્રાહ્મણ વાણીયાને છે. બીજી કોમો તો એ લાભ કયારનોયે ભોગવે છે."

ત્યારે એ કરોડો ગરીબ વ્હેનોના પ્રશ્નો કયા છે એનો અભ્યાસ શિક્ષિત વ્હેનોએ કરવો જોઇએ. સ્ત્રી ઉન્નતિની આટલી બધી સંસ્થાઓ છે તેમાંથી કોઇકે તો આ પ્રશ્નને ગંભીરતાપૂર્વક ઉપાડી લેવાની જરૂર છે–એ પ્રશ્ન વિષે બહુ ઝીણવટથી તપાસ કરવાની જરૂર છે. જ્યોતિ સંઘે આ દિશામાં બહુ સ્તુત્ય પગલાં લીધાં છે અને અમદાવાદ શહેરની આસપાસની મજૂરી કરનાર વ્હેનોની તપાસ કરી બહુ કીંમતી આંકડા ભેગા કર્યા છે એ બહુ જ ઉપયોગી કામ છે. શહેરની મર્યાદા વટાવી ગામડાઓમાં પ્રવેશ કરવામાં આવશે તો એ ગરીબ વ્હેનોના અસંખ્ય મરોઝ પ્રશ્નો આપણી આગળ ખડા થઇ જશે.

પરંતુ આ બધા મંડળોની મુશ્કેલી એ છે કે એમાંની કાર્યકર વ્હેનો શહેરોમાંજ વસે

છે. એમના સંજોગોને લીધે એઓ ગામડામાં જઈ શકે એમ નથી. કેટલીક સેવાભાવી સંસ્કારી બ્હેનો તો ગામડામાં ચાલ્યા જવા ખૂબ ઇચ્છા પણ રાખતી હશે પરંતુ આમાં પણ એઓ એક રીતે પરતંત્ર છે. એમના કુટુંબને શહેરમાં કામ હોય છે એટલે એઓને ગામડામાં જઈ રહેવું પરવડે એમ નથી. આ મુશ્કેલી સાચી છે. જો કે શ્રદ્ધાવાન્ ભાઈઓ ઇચ્છે તો બ્હેનોની ગ્રામસેવાની ભાવનાને એક રીતે સંતોષી શકે છે. શહેરમાં જ રહીને જો આ ઉદ્યોગનું કામ કરવાનું રહે છે તો ગ્રે ગામડાની બ્હેનોના કેટલાક પ્રશ્નોના ઉકેલમાં શહેરની બ્હેનો બહુજ કીંમતી મદદ કરી શકે છે. પૂ. ગાંધીજીની પ્રત્યેક પ્રવૃત્તિમાં આ દીન દુઃખી ગ્રામપ્રજાના આત્યંતિક કલ્યાણની પુષ્કળ સામગ્રી પડેલી હોય છે.–ગામડાની બ્હેનો મજુરી કરી શકે છે. આર્થિક સ્વતંત્રતા એમને સુપરિચિત છે. પરંતુ સૌથી મોટો પ્રશ્ન એ છે કે આજે તો ભૂખમરામાં સપડાયેલા ગામડાઓની પ્રજાને રોટલાના સાંસા છે.–કામ કરી શકે એવી એમની સ્થિતિ છે છતાં એમની પાસે કશું કામ નથી. એમની આ બેકારી નિર્માણ કરવામાં આપણા શહેરીવર્ગનો બહુ મોટો હાથ છે. એ બ્હેનોને રાત દિવસ મુંઝવનારો મોટામાં મોટો પ્રશ્ન ગરીબાઈ ભૂખમરા અને બેકારીનો છે. એ પ્રશ્નના સંતોષદાયક ઉકેલમાં જે સંસ્થા અલ્પ પણ મદદ કરી છૂટે છે તે એમની ઉન્નતિમાં સૌથી મોટો ફાળો આપી શકે છે.

પૂ. ગાંધીજીએ એ ભગીરથ કામ આજે ૨૦ વર્ષથી શરૂ કર્યું છે અને છેલ્લા ૪–૫ વર્ષથી તો એમાં ભારે પ્રગતિ અને ક્રાંતિ પ્રગટાવી રહ્યા છે. ચર્ખા સંઘ અને ગ્રામ ઉદ્યોગ સંઘની બે વિરાટ સંસ્થાએ એ કાર્ય ઉપાડી લીધું છે. અને એ કાર્યમાં શહેરની બ્હેનો પુષ્કળ સાથ આપી શકે છે. આ બંને સંઘોએ ગરીબ પ્રજાને બહુ જ સાત્વિક અને સ્વમાન-પોષક ઉદ્યોગ ઘેર બેઠા આપી દેવાની પ્રચંડ પ્રવૃત્તિ ઉપાડી લીધી છે. એમાં મોટે ભાગે બ્હેનો જ કામ કરે છે. એમાં સંઘના કેન્દ્રોમાં કાંતનારાઓની જ સૌથી મોટી સંખ્યા હોય છે. એમાં બ્હેનો જ મુખ્યત્વે હોય છે.

એ બ્હેનો આજ સુધી બેકાર હતી અને ભારે મુશ્કેલીમાં પોતાનું જીવન ગુજારી રહી હતી એ બ્હેનોને રેંટિયો મળી ગયો એટલે એમને તો પરમેશ્વર મળી ગયો. આમાં કશી અતિશયોક્તિ નથી. ગામડામાં ખાદી કેન્દ્રોનો જેમને અનુભવ છે તેઓ સમજી શકે છે કે બ્હેનોને ગાંધીજીનો રેંટિયો કેટલો બધો આશીર્વાદરૂપ થઈ પડ્યો છે. હવે તો ચર્ખા સંઘે આ બ્હેનોની કાંતણ મજૂરીમાં વધારો કર્યો છે અને ઓચીંતો એ બ્હેનોમાં પુષ્કળ સંતોષ પ્રસરી રહ્યો છે. આ બ્હેનો કાંતીને જે સુતર તૈયાર કરે છે તેની ખાદી વણાય છે અને એ ખાદીનો સારો પ્રચાર થાય એ પરજ એમના આ કાંતણ કાર્યનો સર્વ આધાર છે. શહેરની બ્હેનોનાં અંતરમાં જો આ લાખો ગરીબ બ્હેનોની ઉન્નતિનો પ્રશ્ન વસી રહ્યો હોય તો એમના સુતરમાંથી ઉત્પન્ન થતી ખાદીના પ્રચારમાં એઓ બહુ જ મોટો ફાળો આપી શકે છે. શહેરોમાં રહીને પણ બ્હેનો ખાદી પ્રચારનું કાર્ય બહુ જોશમાં ઉપાડી લે તો ખાદીની પ્રવૃત્તિને ભારે વેગ મળે એમ છે. ખાદી ફેરી અને પ્રદર્શનોનો જેમને શહેરોમાં અનુભવ છે તેમને ખબર છે કે ભાઈઓ કરતાં બ્હેનો જ ખાદી વાપરવામાં ઘણી વખત અડે આવે છે. આથી જો શહેરની બ્હેનો એમના પ્રજાકીય પ્રવૃત્તિમાં ખદ્દી પ્રચારને સારું સ્થાન આપશે તો શહેરમાં રહ્યાં રહ્યાં એઓ પોતાની લાખો ગરીબ બ્હેનોની સાચી ઉન્નતિમાં બહુ સંગીન ફાળો આપી દેશે. એ ખાદી પ્રચારની શુભ શરૂઆત

તો એઓ ઘરથી જ કરી દેશે અને પછી બ્હેનો જે ખાદી પ્રચારનું કાર્ય ઉપાડી લેશે તો ખાદીની ખપત જરૂર ખુબ વધવાની છે. મેળાવડાઓ, ગરબા, ઉત્સવો સભાઓ અને પરિષદોથી શહેરની બ્હેનો હવે ટેવાઇ ગઇ છે અને એવા પ્રસંગોમાં એઓ બહુ રસપૂર્વક ભાગ લે છે. જો ગરીબ બ્હેનોની ઉન્નતિ એમના અંતરમાં વસી જાય અને ખાદીની પ્રવૃત્તિ એઓ અપનાવી લે તો ખાદી ફેરી અને ખાદી પ્રદર્શનો એમને માટે સારામાં સારા ઉત્સવ-પ્રસંગો લેખી શકાય. ગરબા-પ્રસંગોએ પણ ખાદીધારી બ્હેનોના ગરબાનો આગ્રહ રાખવાથી—આ દિશામાં બહુ જ સંગીન કામ થઇ શકે છે

ખાદી પ્રચારની શહેરની પ્રવૃત્તિનું બીજું અંગ પણ છે. બ્હેનો મેળાવડાઓ અને ગરબાઓમાં જાય છે તેમ એમની સંસ્થાઓ સીવણ અને ભરત ગૂંથણ વર્ગો અથવા અંગ્રેજી વર્ગો પણ ચલાવે છે. જો એજ રીતે આ બ્હેનો ખાદી મંદિરો ખોલી એમાં વારાફરતી થોડો સમય આપી ખાદીની દુકાન સેવા ભાવે ચલાવે તોયે બહુ સુંદર કામ થઇ શકે છે. વીલેપાર્લેના ખાદી મંદિરે જ્યોતિ સંઘના ખાદી વિભાગે આમાં બહુ સુંદર અનુભવો મેળવ્યા છે. જો શિક્ષિત બ્હેનો બહુ ગંભીરતાપૂર્વક પોતાની ગ્રામવાસી ગરીબ બ્હેનોનો વિચાર કરશે તો એમને ખ્યાલ આવશે કે ભરત ગુંથણ કે અંગ્રેજી વર્ગોથી એમની ઉન્નતિ થાય છે તેનાથી હજાર ઘણી ઉન્નતિ તેઓ ખાદી મંદિરથી અથવા તેમાં ચાલતાં કાંતણ વર્ગોથી કરી શકે છે. એમાં ગરીબ બ્હેનોના એક સાચા ઉદ્યોગ પ્રતિ પોતાની સક્રિય સહાનુભૂતિ તો તેઓ બતાવી જ શકે છે અને ઉપરાંત ખાદી મંદિર અથવા કાંતણ વર્ગો એ શિક્ષિત બેનોને પણ ઉચ્ચ-પ્રકારની સંસ્કારિતાની કેળવણી આપી દે છે. અંગ્રેજી પુસ્તકો વાંચી શકનાર અથવા અંગ્રેજીમાં વાતચીતો કરી શકનાર બ્હેનો કરતાં કાંતનારી અને કાંતણ પીંજણ કાર્યમાં પારંગત થયેલી શિક્ષિત બ્હેનો દેશની ઉન્નતિમાં આખર વધુ ઉપયોગી થઇ પડશે અને એમના જીવનમાં પણ કલ્યાણકારી પરિવર્તનો પ્રગટાવી દેશે. લોકસેવાની સાચી દીક્ષા રેંટિયો અથવા ખાદીમાં રહેલી છે એનો અનુભવ એમને જરૂર થશે. શહેરની શિક્ષિત બ્હેનો અથવા એમનામાં કામ કરી રહેલાં અસંખ્ય સ્ત્રી મંડળો જો હવે એમના કાર્યમાં આવું કંઇક પરિવર્તન કરશે તો એમની પ્રવૃત્તિને બહુજ સંગીન રચનાત્મક સ્વરૂપ મળી જશે. ગરીબ ગ્રામવાસી બ્હેનો પ્રતિની એમની આ ફરજ નગરવાસી શિક્ષિત બ્હેનો સમજી લેશે !



# કેટલું બધું દૂર!

મૂળ લેખક: શ્રી. જલધર સેન
અનુવાદક: શ્રી. રમણલાલ સોની

આમારી એમ. એ. ની પરીક્ષા જે દિવસે પૂરી થઇ, તેને બીજે જ દિવસે હું ઘેર ગયો. મારૂં ઘર મેદિનીપૂરમાં છે.

રાતના નવ વાગે ઘેર પહોંચતાં સૌથી પહેલો પિતાને મળ્યો. તેઓ દીવાનખાનાની ઓસરીમાં ઊભા ઊભા મારી રાહ જોઇ રહ્યા હતા—હું તેમનું એકનું એક સંતાન છું!

પિતાને પ્રણામ કરતાં તેમણે પૂછ્યું: 'શરીર તો સારૂં છે ને!'

મેં કહ્યું: 'હા'તો.'

મેં જૂઠું કહ્યું હતું! શરીર તો એ વખતે તૂટી પડતું હતું.

પછી તેમણે પૂછ્યું: 'કેવું લખ્યું છે?'

'ફર્સ્ટ ક્લાસ આવી જાય.'

'મને ખાતરી છે, આવશે.'

પિતા ખૂબ જ ખુશ થયા. બોલ્યા: 'જા, ઘરમાં જા.'

નજીકમાં બે ચાર અસીલો ઊભા હતા. તેઓ બોલ્યા: 'આપનો પુત્ર આપના જેવો,—પાસ કેમ નહિ થાય?'

પિતા વકીલ છે, એમ. એ.; બી. એલ; એટલે તેમના પાટવી કુંવર તરીકે, અસીલોના કાયદા કાનુન અનુસાર પૈત્રિક ઉપાધિનો વારસો મેળવવાનો હું હકદાર છું, ખરૂં કે નહિ?

ઘરમાં જતાં જ મા, માસીમા, રમા (માસીમાની વિધવા પુત્રી) વગેરે આવીને મને ઘેરી વળ્યાં. જેમને પ્રણામ કરવા જોઇએ તેમને મેં પ્રણામ કર્યાં. અને મને પણ કેટલાક પ્રણામ કર્યાં; પરંતુ સૌથી મહત્ત્વના પ્રમાણુ મને જે મળવાના હતા તે હજીયે બાકી હતા.

મા મારા માથે હાથ ફેરવતાં ફેરવતાં બોલ્યાં: 'અરે, દીકરા મારાનું શરીર કેવું અડધું થઇ ગયું છે—મોં ઓળખાતું પણ નથી!'

માસી મા બોલ્યાં: 'એ ધૂળ જેવું પાસ થવા માટે શરીર આવું ધૂળ કરવાનું! હજી ચાર મહિના તો થયા નથી. તે વખતે તો શરીર સરસ હતું. આ ચાર મહીનામાં આવું થઇ ગયું!'

રમા બોલી: 'એમ. એ. ની પરીક્ષા સૌથી મોટી પરીક્ષા છે. ભાભી પેલે દહાડે કહેતાં હતાં કે રાત દહાડો વંચાય નહિ, તો કોઇ એમાં પાસ ન થાય, એટલી મહેનત પછી શરીર રહે? એ તે પરીક્ષા કે હાડ ગાળવાનો સંચો!'

મેં હસીને કહ્યું: 'રમા ખરૂં કહે છે, એ હાડ ગાળવાનો સંચો જ છે. એ સંચામાં સપડાયો તેનું કંઇ બાકી રહેવાનું નહિ.'

માસીમા બોલ્યાં: 'એ બધું પછી થશે, મહેન્દર! તું કપડાં બદલી, હાથ મોં ધોઇ પરવાર, પછી પાસબાસની વાતો થશે.'

રમા બોલી: 'દાદા, તમારા ઓરડામાં જઇ કપડાં બદલી આવો.'

મેં કહ્યું: 'મારાથી દાદર ચડી ઉપર જવાય એમ નથી. દિદિ! તું જ મારાં

કપડાં લે. જોજે, ઘડિયાળ પડી ન જાય. મા, મારી આ બૅગ પકડ તો ! '

એમ કહી માના હાથમાં મારી મની બૅગ આપી તરત તે બોલ્યાં: ' રમા, આ બૅગ જઈને વહુમાને આપી આવ. એમાં રૂપિયા છે, સાચવીને રાખવાનું કહેજે. '

મેં કહ્યું: ' મા, એ કંઈ મારી કમાણીના રૂપિયા નથી કે તમે આવી ગોઠવણ કરો છો—આ તો મારા પિતાએ આપેલા છે. એ પર તારો ને મારો જ હક છે. ! '

મા હસીને બોલી: ' એ બધું એકનું એક. અત્યારથી બધું સાચવવાનું ન શીખવાડીએ તો કેમ ચાલે ? તું તો છોકરું છે ! '

મેં કહ્યું: ' તારે ખોળે જ તો આટલો મોટો થયો છું. મા ! હવે પણ તું જ સાચવને ! '

' છિ ! છિ ! એવું બોલીશ નહિ, મહેન્દર ! '

આમ કહી માએ મારા શરીર પર હાથ મૂકતાં જ કહ્યું: ' તારું શરીર ગરમ લાગે છે ! તાવ આવ્યો છે શું ! જોઉં, માથું જોઉં ! બહેન, જરા નાડી તો જો. '

મેં કહ્યું: ' ગાંડી થઈ કંઈ ! તાવ કેવો ! ગાડીમાં લાંબી મુસાફરી કરી છે, એટલે એ તો એવું લાગે છે. કોઈએ ગભરાવાની જરૂર નથી. '

આમ કહી હું ઝડપથી બહાર નીકળી ગયો; કારણ કે તે વખતે જો કોઈએ મારું શરીર જોયું હોત તો જણાત કે મને ૧૦૩ ડીગ્રી તાવ હતો.

આજે નહિ,—એક મહિનાથી મને થોડો થોડો તાવ રોજ આવતો હતો. પરંતુ યુનીવર્સીટીની પરીક્ષા કંઈ મારા તાવની પરવા કરતી નથી: પરીક્ષક પણ કંઈ મારા તાવની વાત સાંભળી દસ માર્ક વધારે નહિ આપે. યુનિવર્સિટીના મમતાહીન ચક્રની કઠોર ચીંસમાં સૌ દબાઈ જાય છે. મને કંઈ માત્ર તાવ જ નહિ—યુનિવર્સિટીના સર્ટિફિકેટના બદલામાં બીજું જે જે કંઈ દેવું પડે છે તે બધુંયે ધીરે ધીરે આ ૭ વરસમાં મેં આપી દીધું હતું.

દૃષ્ટિ ક્ષીણ થઈ છે, હૃદયના ધબકારા વધી ગયા છે, કબજિયાત થઈ છે, રોજ રોજ શરીર ઘસાતું ચાલ્યું છે, બે ડગલાં ચાલતાં થાક લાગે છે. તો પણ પરીક્ષા આપવી જ પડે—તો યે ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ પાસ થવું જ પડે ! પિતાની ઇચ્છા પૂરી કરવી જ જોઈએ. યુનિવર્સિટી દર વર્ષે આવી રીતે અસંખ્ય નિરપરાધી જીવોની હત્યાનું કારણ બને છે,—જીવદયોત્તેજક સભાના સભ્યો આ તરફ ધ્યાન નથી આપતા.

થોડી વાર પછી વૃદ્ધ નોકર નવીન કાકાએ આવીને કહ્યું: ' મોટાભાઈ, ઘરમાં જાઓને મા બોલાવે છે. '

હું અંદર ગયો, માએ કહ્યું: ' રાતે તો કશું ખાધું નહિ હોય, હવે ઉપર જા. તારી ચા ઉપર મોકલી દીધી છે. ખાવાની ઇચ્છા થાય ત્યારે વહુને કહેજે, કરી આપશે; નહિ તો મને બોલાવજે. રાત થવા આવી, ઉપર જા. '

હું ઉપર મારા ઓરડામાં ગયો. મોહિની ન આવે ત્યાં સુધી ખુરશીમાં બેસી રહું એવી ઇચ્છા થઈ પરંતુ શરીર તૂટતું હતું, તેથી પથારીમાં સૂઈ ગયો.

દસેક મિનિટમાં મોહિનીએ પ્રવેશ કર્યો અને ઝટપટ મારી ચરણ રજ લઈ માથે ચડાવી બોલી: ' તમારા પગ ખૂબ ઠંડા છે ! જોઉં— '

કહી મારા શરીરે હાથ લગાડતાં જ તે બોલી: ' ઓ મા ! શરીર તો ધગધગે છે ! ક્યારનો તાવ આવે છે ? થર્મોમીટર લઈ આવું, જોઉં. માને બોલાવું ? '

મેં તેનો હાથ પકડી કહ્યું: ' આટલી

ગભરાય છે શું કરવા ? કંઇ બીવાનું નથી. ગાડીમાં આવ્યો છું તેથી શરીર જરા ઠીક નથી લાગતું. એ તો હોય.'

'ના, ના, એવું નથી, આ ગાડીની ગરમી નથી. આ તો તાવ છે ! તમે છુપાવો છો કેમ ? રોજ આવો તાવ આવતો ? શરીર કેવું થઇ ગયું છે એ તો જુઓ ! શરીર સારું નહોતું તો પરીક્ષા નહોતી આપવી; આવતે વરસ ન અપાત ?'

મેં કહ્યું: 'એવું તે બને ? રોજ જરા અમથો તાવ આવતો. હવે ઘેર આવ્યો, તરત સારો થઇ જઇશ.'

મોહિની મારા શરીર પર હાથ ફેરવતી ફેરવતી બોલી: 'સારા થશો જ તો; પણ આટલા દિવસ હેરાન થયાને. કાલથી નિયમસર રહેજો, દવા બરાબર પીજો. તો શરીર ઠેકાણે આવશે. હું લખું મારા ભાઇને કાગળ, એ આવીને ચિકિત્સા કરી આપી જશે.'

મેં કહ્યું: 'એમને શું કરવા તકલીફ આપવી ? અહીં સારા દાક્તરોની ક્યાં ખોટ છે ?'

મોહિની બોલી: 'ના, ના, એ નહિ બને. મારા ભાઇ જેવો દાક્તર અહીં ક્યાં છે ? એ એક વખત આવી તપાસી જાય તો મને નિરાંત થાય. ઠીક, એ તો થશે. પણ તમે આવ્યા ત્યારના પાણીયે પીધું નથી; હવે જરા ચા કરી આપું. દૂધ, ખાંડ, સ્ટવ–મા બધું મૂકી ગયાં છે, રોટી માખણ પણ મૂકી ગયાં છે. રોટી ટોસ્ટ કરી આપું, અને જરા ચા બનાવી આપું. ખાઇને ઊંઘી જાઓ. રાતના દશ થવા આવ્યા.'

મેં કહ્યું: 'એ બધી ધમાલની કંઇ જરૂર નથી. ક્યાંક હાથ બાળી બેસે, કંઇ અગ્નિકાંડ બની જાય. એ કરતાં તો તું મારા શરીરે જરા હાથ ફેરવ્યા કર, એથી મારો તાવ ઊતરી જશે, ટોસ્ટ તાશથી નહિ થાય.'

મોહિની બોલી: 'એવું ન કહેશો.'

હું બરસ રાંધતાં શીખી ગઇ છું. પહેલાં નહોતું આવડતું. કહું ? એક દિવસ પિતાએ આઠદશ ગૃહસ્થોને નિમંત્રણ આપ્યું હતું. તેમણે કહ્યું કે રસોયાનું રાંધેલું અમે નહિ ખાઇએ. માએ રસોઇ કરી હતી, મેં માંસ પકાવ્યું હતું, રે હા, મેં મારે હાથે રાંધ્યું હતું. બધાએ ખાઇને શું કહ્યું ખબર છે ? આવી માંસની મીઠાઇ અમે કદી ખાધી નથી. પિતાએ ઘરમાં આવી કહ્યું, વહુ મા રસોઇમાં એમ. એ. પાસ, આવી મીઠાઇ કોઇએ કદી ખાધી નથી. સાંભળ્યું, એકદમ હું એમ. એ. પાસ, તમારા પહેલાં જ હું પાસ થઇ ગઇ છું. કેમ સાહેબ, હવે શું હું બે રોટી ટોસ્ટ કરતાં હાથ બાળી બેસીશ–લંકાકાંડ કરી બેસીશ ?'

હવે મોહિની એના ખરા રૂપે પ્રકાશી. તે રાત દહાડો હાસ્ય મજાક, આનંદ આમોદમાં જ મસ્ત રહે છે. આજે પ્રથમ દર્શને મારો તાવ જોઇને તે જાણે કેવીયે ગંભીર બની ગઇ હતી, કેવી ધીમે ધીમે ઘરડી ગૃહિણીની પેઠે વાતો કરતી હતી. હવે એ ભાવ હટી ગયો.

મેં કહ્યું: 'તો તારી ઇચ્છા હોય તે બનાવ.'

મોહિની બોલી: 'પાંચ મિનિટમાં બધું થઇ ગયું જાણો. પછી તમારા શરીર પર હાથ ફેરવી આપીશ. કેમ, ? અને જો કંઇ બીક લાગતી હોય તો પાણી લઇ મારી પાસે આવી બેસો, લંકાકાંડ જેવું દેખાય તો તરત પાણી રેડી દેજો.'

આમ કહી તે હસીને મારા શરીર પર ઢળી પડી–મને તાવ આવ્યો છે તે પ ભૂલી ગઇ, મારા શરીર ઉપર કોઇએ જાણે અમૃત વરસાવી દીધું !

૨

આટલા દિવસથી જે તાવ લાગુ થયો છે, તે શું એમ તરત જતો રહે ? દાક્તરની ચેષ્ટામાં કંઇ કચાશ નથી. સારા કુટુંબના પ્રસિદ્ધ દાક્તર ઘોષ આવી યથાવિધિ તપાસ કરી વ્યવસ્થા કરી ગયા. પરંતુ શરીર સારું થતું નથી. બે દિવસ ઠીક રહું, વળી તાવ આવે, વળી ઉથલો ખાઇ પડું. માતાપિતા ખૂબ ગભરાઇ ગયાં. દાક્તરની દવા બંધ કરી વૈદ્યરાજની દવા શરૂ કરી, પણ કશાથી યે કંઇ ફાયદો થયો નહિ,–તાવ જાય જ નહિ.

હવે સૌએ કહ્યું: ' હવાફેર સિવાય શરીર સારું નહિ થાય–દવા કંઇ કામની નથી. '

અનેક માણસોએ અનેક સ્થળ બતાવ્યાં. કોઇએ કહ્યું દાર્જીલિંગ, કોઇએ કહ્યું મધુપુર, કોઇએ કહ્યું જગન્નાથપુરી, આ રીતે ભારતવર્ષમાં જેટલાં હવા ખાવાનાં સ્થળ મનાય છે તે બધાંનાં નામ દેવાયાં. જેને જ્યાં જવાથી ફાયદો થયો હતો તેણે તે જ સ્થળનો મહિમા ગાયો.

આટલી બધી સલાહ આવી મળવાથી પિતા વિચારમાં પડી ગયા. પરંતુ કોઇએ પણ મારો મત પૂછ્યો જ નહિ–જરૂર જ કોઇને નહિ લાગી હોય, માંદાને વળી પૂછવાનું શું ?

છેવટે પિતાએ એક દિવસ મને કહ્યું: ' ઠીક, મહેન્દ્ર, સૌ જુદાં જુદાં સ્થળ બતાવે છે. તારી શી ઇચ્છા છે ? '

મેં કહ્યું: ' કોઇ પહાડી સ્થળે જવાનું મને મન છે. '

પિતા બોલ્યા: ' ઠીક. તો દાર્જીલિંગ, કાર્સિયંગ, શિલોંગ,–આ ત્રણમાંથી એક જગાએ જા. '

મેં કહ્યું: ' એ બધાં તો મેં પહેલાંયે જોયાં છે. જો જવું પડે તો કોઇ નવી જગા હોય તો સારું. '

પિતા બોલ્યા: ' નવું સ્થાન કયું ? '

મેં કહ્યું: ' નૈનિતાલ ન જવાય ? '

પિતા બોલ્યા: ' સરસ ! નૈનિતાલમાં મારો એક મિત્ર છે. એને કાગળ લખી નાખું. તે એક મકાન ભાડે કરી લઇ જણાવે એટલે ત્યાં જજે. પરંતુ બહુ દૂર છે તેથી ઘરમાંથી ના પાડશે તો ? પણ તને નૈનિતાલ જવાની ઇચ્છા થઇ છે તો જવું ખોટું નથી. હું આજે જ કાગળ લખી દઉં છું. '

એકાએક મેં નૈનિતાલ કેમ કહ્યું તેની મને જ ખબર નથી. કદાચ કોઇએ એ સૂચવ્યું નહોતું તેથી મને યાદ આવ્યું હશે.

તે દિવસે રાતે મોહિનીએ ઓરડામાં આવતાં કહ્યું: ' તમારે શું નૈનિતાલ જવાનું નક્કી થયું છે ?–પણ એ તો ખૂબ દૂર છે ! ત્યાં તમારાથી નહિ જવાય. એકલા આટલે દૂર કેવી રીતે જશો ? '

મેં કહ્યું: ' એકલો શું કરવા જઇશ ! આ જશે, તું જશે, હું જઇશ. '

મોહિની બોલી: ' એ નહિ બને જનાબ. '

તમારે એકલા જવાનું છે એ નથી સાંભળ્યું ? જોઇ, આ દાક્તર વૈદોની કેવી બુદ્ધિ છે ! વાહ, એ લોકો શું અમને જનાવર સમજે છે ? કહે છે, હું તમારી સાથે રહીશ તો તમે સાજા નહિ થાઓ. વાહ ! સાચું કહું છું, આ સાંભળ્યું છે ત્યારનો મને મને એવો તો ક્રોધ ચઢ્યો છે કે સૌને બે પાંચ સંભળાવી દેવાનું મન થયું છે. મારામાં કંઇ અક્કલ નથી ? ગુસ્સો પણ આવે છે, અને એ લોકોની અક્કલ જોઇ હસવું પણ આવે છે. '

મેં કહ્યું: ' મોહિની ગુસ્સે ન થઇશ. સામાન્ય રીતે એવું બને છે એ જોઇને એ લોકો એવું કહે છે. બધા શું તારા જેવાં છે ? '

મોહિની બોલી: ' ઠીક તો માને એવું

સમજાવીને કહી દો. તો જ અમારાથી તમારી સાથે અવાશે. મા કહેતાં હતાં કે મને પિયેર મોકલી છે તેઓ તમારી સાથે આવશે.'

મેં કહ્યું: 'એ તને નથી ગમતું ?'

મોહિની બોલી: 'એવું કદાપિ નહિ બને. તમે મહિ શરીરે દૂર દેશાવર જાઓ, અને હું પિયર જાઉં ! એ કદી નહિ બને.– કહી દઉં છું. હું તમારી સાથે આવવાની જ. મા ઘરડું માણસ છે, તેમનાથી કંઇ તમારી બધી સેવાચાકરી નહિ બને. એમને નાહક હેરાન કરશો, બાકી એમનાથી તમારું કશું કામ થવાનું નથી.'

મેં કહ્યું: 'માને બધું કહેને, પછી એ બધું નક્કી કરશે.'

મોહિની બોલી: 'છિ ! મારાથી આવું બધું માને કહેવાય !–મને શરમ આવે, તમે માને કહો.'

'વાહ ! તને શરમ આવે છે, ને મને ન આવે ! મારાથી તો કદી માને એવું નહિ કહેવાય.'

'તો મને મૂકીને તો નહિ જવાય. પાસે હોત તો વાત જુદી હતી, આ તો કેટલું બધું દૂર !'

કોઇ કંઇ બોલ્યું નહિ.

*

મારા નૈનિતાલ જવાના ખબર સાંભળી મારા સસરા મેદિનીપુર આવી પહોંચ્યા. તેમણે મારા જવાની વ્યવસ્થા સાંભળી મારા પિતાને કહ્યું: 'જોગેન્દ્રબાબુ, તમારી વ્યવસ્થા કરતાં સારી ગોઠવણ કરી હું આવ્યો છું. નૈનિતાલ ખૂબ દૂર કહેવાય. ત્યાં તમારાં પત્ની ન જાય એ જ ઠીક છે. દૂર દેશાવર સ્ત્રીઓ સાથે હોય તો ઘણી મુસીબતો પડે છે. પુરુષોની વાત જુદી છે,–પણ સ્ત્રીઓ સાથે હોય તો કંઇ કંઇ ચિંતા, કંઇ કંઇ ઉપાધિ. એટલે હું કહું છું કે મહેન્દ્રની સાથે વિનયને જવા દો. એની પ્રૅક્ટિસ બંધ રહેશે, પણ એ દાક્તર છે એટલે મહેન્દ્રની સાથે હશે તો આપણને નિરાંત રહેશે, વિનય પણ ખુશી છે. વધારામાં એનું શરીર પણ આજકાલ સારું થઇ જશે. નૈનિતાલ સરસ જગા છે, હવાપાણી સારાં છે. હું જ્યારે કોમિસરિયટમાં હતો, ત્યારે બે ત્રણ વખત ત્યાં જઇ આવ્યો છું. મને લાગે છે કે મારી ગોઠવણ તમારાં પત્નીને નહિ ગમે એવું તો નથી. હવે રહી મોહિનીની વાત. નીકળતાં એની માએ કહ્યું છે કે જો તમે મોકલો તો થોડા દિવસ કલકત્તા લઇ જાઉં. પણ વિચાર કરતાં મને લાગે છે કે મહેન્દ્ર નૈનિતાલ જાય છે, અને એવે વખતે હું મોહિનીને કલકત્તા લઇ જાઉં તો અમારા વેવાઇને બહુ ખરાબ લાગશે, એટલે મહેન્દ્ર સાજા થઇ પાછા આવે, પછી મોહિનીને હું થોડા દિવસ લઇ જઇશ. કેમ શું કહો છો ?'

મારા સસરાનું બોલવું સાંભળી મારા પિતા બોલ્યા: 'આથી સારી વ્યવસ્થા બીજી કઇ થઇ શકે ! વિનય એનું કામકાજ છોડીને જાય એવી તો મને કલ્પના યે નહોતી, એને ખૂબ નુકસાન થશે.'

મારા સસરાએ કહ્યું: 'જુઓ, જોગેન્દ્રબાબુ, રૂપિયા તો એ ખૂબ કમાઇ શકશે, પરંતુ શરીર સ્વાસ્થ્યં ખલુ સર્વ સાધનમ્–અને તમે ક્યાં નથી જાણતા કે મોહિની મારી ખૂબ લાડીલી દીકરી છે,–એક માત્ર પુત્રી છે. વિનય ને સતીશ તો મોહિની મોહિની કર્યાં કરે છે–મહેન્દ્રને હું મારા વિનય કે સતીશ કરતાં ઓછો નથી સમજતો. અને આ સૂચના શું મેં કરી છે ! વિનયે પોતે મને કહ્યું છે. જુઓ, બે મહિનામાં ગમે તો વિનય બે હજાર રૂપિયા કમાઇ લેત, પરંતુ મહેન્દ્રનું આરોગ્ય શું એ બે હજાર રૂપિયા કરતાં વધારે નથી ? અને માતપિતાના આશીર્વાદે જે બે પૈસા મેં ભેગા કર્યાં છે, તેટલાથી સતીશ વિનયને ઘણોં

ન કરે તોયે ચાલી જાય એવું છે. જવા દો એ વાત. તમારી તો સંમતિ મળી, હવે વેવાણની સંમતિ પણ મારે જ મેળવવી પડશે કે તમે એટલો ભાર લેશો ?'

પિતા હસીને બોલ્યા: 'તમને એ વિદ્યા વરેલી છે એટલે મારી ગૃહિણીને પણ એ ગૌરવથી વંચિત રાખવાનું કેમ બને ? તમેજ જાઓ. તો પણ જો શિરસિ-મંડનની જરૂર પડે તો મને બોલાવજો.'

સસરા પણ કંઇ ઓછા નહોતા. તે બોલ્યા 'મેદિનીપુરના વકીલોને શું એ ધંધો પણ શીખી રાખવો પડે છે ?'

એક જણ સિવાય કોઇની અસંમતિ મળી નહિ. પરંતુ એ એક જણ મોં ખોલી કંઇ જ બોલી શક્યું નહિ. તેનો મત પણ કોઇએ પૂછ્યો નહિ.

*

સાંજ પછી મોહિની આવી મારી સામે હતાશ ભાવે એક ખુરશીમાં બેસી પડી. એનું મોં જાણે કાળું પડી ગયેલું લાગ્યું. મને બીક લાગી.

મેં તેની પાસે પાસે જઇ પૂછ્યું: 'તને શું થયું છે, મોહિની ? તારું મોં આવું મ્લાન કેમ ?'

જે મોહિની રોજ હસતી ફરતી, જેને મેં કદીયે ઉદાસ જોઇ નહોતી, તે મોહિની આજે રડી પડી: તે બોલી: "મને તમે નહિ લઇ જાઓ ? મને મૂકી તમે જતા રહેશો ! જાણો છો, એ કેટલું બધું દૂર છે ! હું તમને છોડી કેવી રીતે રહી શકવાની નથી. આ આટલો વખત તો તમે કલકત્તા રહ્યા. કોઈ કોઇ વાર ઘેર આવતા; પરીક્ષા વખતે પાંચ છ મહિના તો બીલકુલ આવ્યા નહોતા; તે વખતે શું મેં કલકત્તા આવવાનું કહ્યું હતું ? પરંતુ આ વખતે મને કંઇ કંઇ થાય છે. એમ જ મને લાગે છે જાણે હવે ફરી મેળાપ નહિ થાય. આવું કદી નથી થયું ! રે ! તમને પગે પડું છું, મને લઇ જાઓ-લઇ જાઓ.'

મેં કહ્યું: 'એ શી રીતે બને, મોહિની ! તું આટલી ચિંતા શું કરવા કરે છે ? આ મહિનામાં તો હું પાછો આવીશ. અને મને કંઇ એવી માંદગી પણ નથી—'

મારું મોં દાબી દઇ મોહિની બોલી: 'એવું બોલશો નહિ ! હું શું એવું કહું છું ? તમે ગમે તે કહો, હું આવવાની જ-તમે નહિ લઇ જાઓ તો પણ હું આવવાની.'

આમ કહી તે રડવા લાગી. મેં તેને ખૂબ સમજાવી, ખૂબ ઉપદેશ આપ્યો, ખૂબ વહાલ કર્યું. પરંતુ એની તો એકની એક જ વાત: 'તમે મને નહિ લઇ જાઓ તોયે હું આવવાની.'

હાય, તે વખતે એ શબ્દોનો અર્થ હું કયાં સમજ્યો હતો ! જ્યારે સમજ્યો ત્યારે તે કેટલું મોડું !

૩

અમે નૈનિતાલ આવ્યા છીએ. સાથે અમારા દાક્તર વિનય બાબુ છે, ઘરનો જૂનો નોકર નવીન કાકા છે, અને એક રસોયો બ્રાહ્મણ છે. અહીં પણ એક નોકર રાખી લેવામાં આવ્યો છે.

અમારો બંગલો શહેરથી દૂર, અતિ સુંદર જગાએ આવેલો છે. બંગલાની આગળ થોડી જમીન છે, તેમાં બગીચો છે. બગીચો આખો ફૂલથી ભરેલો છે. પ્રકૃતિની આવી શોભા, પર્વતનું આવું દૃશ્ય મેં પહેલાં કદી જોયું નથી. પરંતુ કેમે તે મારું મન આકર્ષણ કરતું નથી. મને કંઇ જ ગમતું નથી; રાત દિવસ માત્ર મોહિનીનું મ્લાન મુખ નજર આગળ તરવરે છે,-એણે કેવી

રડી રડીને મને વિદાય આપી હતી, એ જ મને યાદ આવવા લાગ્યું.

વિનયબાબુ મઝામાં છે. ઘરમાં હોય ત્યાં સુધી મારે વિષે જ ભાષણ, દવા ખવડાવવી, આહારની ગોઠવણ કરવી, મને આંખ આગળ રાખવો એ એમનું કામ. મને બહાર ગોઠું થાય તો જાણે કે પર્વત તોડી નાખવા જેવું કરે, એમની દેખરેખ હેઠળ વાંચવા લખવાનું બને નહિ, મૂંગા થઇ બેસી પણ રહેવાય નહિ. તેઓ જ્યારે ફરવા જાય, ત્યારે મને સાથે ન લઇ જાય—તેઓ એક સાથે પાંચ સાત માઇલ ફર્યા વગર પાછા ઘેર ન આવે. ફરવા નીકળતી વખતે, દશ મિનિટ સુધી વ્યાખ્યાન આપી, એમની ગેરહાજરી દરમિયાન મારે શું શું કરવાનું છે, કયું કપડું પહેરવાનું છે, કયાં મોજાં પહેરવાનાં છે, કયા ઝાડ સુધી ફરવા જવાનું છે, બધું નક્કી કરી આપીને જાય, અને નવીન કાકાને કહેતા જાયઃ 'નવીન કાકા, જોજો, હું જે બધું કહી ગયો એમાં આ સ્ટુપીડ જરાયે ચૂક ન કરે.'

હું હસું અને મૂંગો મૂંગો આ સ્નેહનો જુલમ સહન કરી લઉં. આમાં જે આનંદ છે,—આમાં જે મમતા રહેલી છે તે હું બરાબર સમજતો. આટલો સ્નેહ, આટલો પ્રેમ કમનસીબના નસીબમાં કયાંથી ?

ઘેરથી અઠવાડિયામાં બે કાગળ તો આવે જ છે, કોઇ કોઇ વાર ત્રણ ચાર પણ આવે છે. કલકત્તાથી પણ ઘણી વખત કાગળ આવે છે. મોહિની, એક રીતે કહું તો લગભગ રોજ કાગળ લખે છે. અને એ બધાયે કાગળમાં ભગવાન આગળ હું જલદી ઘેર પાછો આવું એવી પ્રાર્થના હોય ! અહીં આવવાની વાત એક પત્રમાં નહિ, હું પણ તેના પત્રનો તરત જ જવાબ આપું છું.

આવી રીતે વીસ દિવસ વીતી ગયા.

હવે હું જે કાળ દિવસની વાત કહું છું, તે શનિવાર હતો. સાંજથી જ આકાશ વાદળાંથી ઘેરાયેલું હતું. વિનયબાબુ તે દિવસે ફરવા ગયા નહોતા. આઠ વાગતાં જ વાળુ પતાવી લઇ અમે સૂવાની તૈયારી કરી.

વિનયબાબુને કેવી સુંદર ઊંઘ ! પથારીમાં પડતાં જ તેમને ઊંઘ આવી જાય. અને એ પણ જેવી તેવી ઊંઘ—ઘર પર વીજળી તૂટી પડે તો પણ કદાચ એવી ઊંઘ ઊડે નહિ. આથી મને જરા સવડ મળી જતી હતી. એમના ઊંઘી ગયા પછી હું ધીરે ધીરે ઊઠી દીવો સળગાવી કોઇ કોઈ દિવસ વાંચવા બેસતો.

શનિવારે પણ એવી રીતે વાંચવા બેઠો હતો.

ઓરડામાં એક ખૂણે એક ખાટલામાં રજાઇમાં મોં માથું ને પગ—આખું શરીર ઢાંકી દઇ વિનયબાબુ નિંદ્રા લઇ રહ્યા હતા. તે દિવસે મને વાંચવામાં મન લાગતું નહોતું. બહાર તે વખતે વંટોળ વાતો હતો,—સાથે સાથે વરસાદ. મેં એક વખત બારણું જરા ઉઘાડીને જોયું, કેવો ઘોર અંધકાર ! અને કેવા પવનના સૂસવાટા ! ઝાડ પાન જાણે મહા તાંડવમાં મસ્ત !

મને કંઇક બીક લાગવા માંડી. બારણું બંધ કરી દીધું. સૂવાની પણ ઇચ્છા થઇ નહિ, વાંચવામાં પણ મન લાગતું નથી. શું કરું, બેઠો બેઠો કંઇ કંઇ વિચાર કરવા લાગ્યો, અને બહારના સૂસવતા પવનનો હાય હાય ! ધ્વનિ સાંભળવા લાગ્યો.

ટન્ ટન્ કરતા દિવાલ પરની ઘડિયાળમાં અગિયાર વાગ્યા. મને થયું, જાણે કોઈ બારણું ઠોકી રહ્યું છે. બારણું તો અંદરથી બંધ છે ! મેં વિચાર કર્યો કે પવનના ધક્કાથી બારણું ખખડે છે—ઓરડામાં મારી ખુરશીની પાસે દીવો બળતો હતો.

એકાએક કોણ જાણે કેવી રીતે બારણું ઊઘડી ગયું. અને પછી-પછી મેં જે દીઠું, તે કેવી રીતે કહું ?-કેવી રીતે એ દશ્યનું વર્ણન કરું ? મેં દીઠું,-દીઠું, એક જ્યોતિ જાણે બારણામાં આવી ઊભી છે,-એક જ્યોતિ !

હું એના પરથી મારી આંખ ઉઠાવી લઈ શક્યો નહિ; પછી-અરે તમે સાંભળો-પછી એ જ્યોતિની અંદરથી એક આકાર મૂર્ત થવા લાગ્યો. સ્ત્રીનો આકાર-યુવાન રમણી. હરિ હરિ ! આ તો મોહિની-જ્યોતિર્મયી મૂર્તિમાં મોહિની-મોહિની મૂર્તિમાં નહિ. મુખ ખૂબ મ્લાન છે. મારું ભાન લોપ થવા જેવું થયું-તે વખતે પણ મારી દૃષ્ટિ એ મૂર્તિની ઉપર જ ચોંટેલી હતી !

એકાએક એ મુખ ઉપર હાસ્ય દેખાયું ! એ જ મારું ચિરપરિચિત હાસ્ય !

મોહિની હસીને બોલી: ' હું આવી છું-આ તો કેટલું બધું દૂર છે ! '

મેં સ્પષ્ટ સાંભળ્યું,-એ જ કંઠસ્વર !

અને પછી એ જ્યોતિ અંતર્ધાન ! મને ભાન પાછું આવ્યું ! હું ' મોહિની ' કહીને ચીસ પાડી ઊઠ્યો. પછી શું થયું તે ખબર નથી.

*

જ્યારે મને ભાન આવ્યું ત્યારે દશ વાગ્યા હતા; વિનયબાબુ અને કોઈ સાહેબ મારી પાસે બેઠા હતા.

મેં આંખ ઉઘાડી કે વિનયબાબુએ કહ્યું: ' મહેન્દ્ર, મારા ભાઈ,-હવે કેમ લાગે છે ! '

મેં ખૂબ ધીમા સ્વરે કહ્યું: ' ઠીક છે. '

*

તે દિવસે બપોરે જરા સ્વસ્થ થતાં મને ખબર પડી કે હું કંઈક બૂમ પાડી બેભાન થઈ ખુરશીમાંથી પડી ગયો હતો; વિનયબાબુએ ઘણું પૂછ્યું, પણ મેં કંઈ જ કહ્યું નહિ. શું કહું ! એ જ્યોતિ ! એ મૂર્તિ !

બીજા બે દિવસ વહી ગયા. હું જરા વધારે સ્વસ્થ થયો. પરંતુ એ જ્યોતિ ! એ મૂર્તિ !

ત્રીજે દિવસે વિનયબાબુ પર એક પત્ર આવ્યો. મારો કોઈ પત્ર નહોતો, મેં વિનયબાબુને તેમનો પત્ર આપ્યો.

કાગળ જરા વાંચતાં જ વિનયબાબુ ચીસ પાડી રડી પડયા. મેં તેમને વળગી પડી કહ્યું, ' શું થયું છે વિનયબાબુ ? '

વિનયબાબુ ચિત્કાર કરી બોલ્યો: ' ઓ મહેન્દ્ર ! ઓ ભાઈ ! મોહિની ગઈ-ગઈ ! શનિવારે રાત્રે અગિયાર વાગે મોહની આપણને છોડી ગઈ ! '

વિનયબાબુ આગળ બોલી શકયા નહિ. હું સ્તબ્ધ બની ગયો. રડું કેવી રીતે-મારું ગળું સુકાઈ ગયું હતું. બોલું યે શું ! '

શનિવાર રાત્રે અગિયાર વાગે. તો તો ખરું ભાઈ ! મોહિનીએ તેનું વચન પાળ્યું-તે આવી હતી !-એ બોલી હતી,-' હું આવી છું-આ તો કેટલું બધું દૂર છે ! '

દૂર તો બહુ નહોતું, મોહિની !-પણ આજે કેટલું બધું દૂર !

# સ્ત્રી-સમાજનો એક પ્રશ્ન ?

## આર્થિક–સ્વતંત્રતા !

લેખિકા :
શ્રીમતી જશવંતી ઠાકોર

આધુનિક સમય આપણા ભારતવર્ષના નારી–સમાજ માટે સંક્રાન્તિનો યુગ છે–આગેકૂચ કરવાનો સમય છે. સમાજ પોતાની પ્રાચીનતાનો ત્યાગ કરી નવીનતામાં આગળ ધપી રહ્યો છે. આજ આપણા સમાજના નારી–જીવનમાં બે વિકટ અને અત્યંત જટિલ સમસ્યાઓ ઉપસ્થિત થયેલી છે–એક તો સમાજમાં વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કરી પોતાના સ્વત્વો અથવા માનુષિક અધિકારોની પ્રાપ્તિ કરવાનું અને બીજું આર્થિક સ્વતંત્રતાદ્વારા પોતાની બગડેલી સ્થિતિને સુધારવાનું. આ સિવાય બીજી અનેક મુશ્કેલીઓ છે પરંતુ આ સમસ્યાઓના નિવારણ પર હેના ભવિષ્ય જીવનની ઉન્નતિ, સુખ, વિકાસ અને પુર્ણત્વનો આધાર રહેલો છે. જ્યાંસુધી સ્ત્રી–જાતિ સ્વતંત્ર બની પોતાના જીવનને સ્વેચ્છાનુસાર નિર્મિક્ષ ન કરી શકે અને ' અન્નની–ચાહે તે ધણી હોય કે પુત્ર–આધીનતાથી મુક્ત ન બને ત્યાં સુધી તે પોતાની, પોતાની જાતિની કે માતૃભૂમિની ઉન્નતિ કરવાને સર્વાંશે અસમર્થ જ નીવડે છે. આ બન્નેમાં વધુ મહત્વપૂર્ણ પ્રશ્ન છે આર્થિક સ્વતંત્રતાનો. આર્થિક સ્વતંત્રતાની પ્રાપ્તિ થતાં જ સામાજિક સ્વત્વોને પ્રાપ્ત કરવાનું કાર્ય સુલભ થઈ પડે છે.

પરંતુ વિશ્વના વર્તમાન વાતાવરણમાં મુડીવાદ, સામ્રાજ્યવાદ અને રાષ્ટ્રીયવાદની શૃંખલાઓમાં જકડાયેલી દુર્બળ અબળામાં એટલી બધી શક્તિ ક્યાંથી આવે કે જેથી તે આર્થિક સંકટો પર વિજય પ્રાપ્ત કરી શકે ? પરંતુ જો તે પોતાની આત્મ–શક્તિ અને આત્મવિશ્વાસને ભરોસે આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કરી પોતાના પરિવારના કે પોતાના ખર્ચ માટે કંઇ ધનોપાર્જન કરવા શક્તિસંપન્ન થાય તો અવશ્ય તેના હૃદયમાંથી દાસત્વનો ભાવ અદૃશ્ય થાય અને સ્વયં સ્વાધીનતાપૂર્વક જીવન વ્યતીત કરી ધર્મ તથા નીતિદ્વારા સમાજની ઘણી સેવા કરી અનોખું સ્થાન પ્રાપ્ત કરવા ભાગ્યશાળી નીવડશે.

અને આ પ્રકારનો ભાવ કદાપિ ભારતવર્ષના સમસ્ત સ્ત્રી–જગતમાં જાગી ઉઠે અને તેને કાર્યરૂપમાં પરિણત કરવાને શ્રદ્ધાપૂર્વક આગેકૂચ કરે તો અવશ્ય આપણા ભારતવર્ષની કરોડો સ્ત્રીઓની

### અગમ્ય

મારા હૈડાને આંગણે કો નાચી રે ગયું,
નાચી ગયું ને નચાવી ગયું.
મારા હૈડાને૦

મારી વીણાના તાર કો ઝણાવી ગયું,
ઝણાવી ગયું ને કવિતા પૂરી રે ગયું.
મારા હૈડાને૦

મારા પ્રેમદીવડે કો દીપી રે ગયું,
તેજ પૂરી રે ગયું, પ્રેમ પૂરી રે ગયું.
મારા હૈડાને૦

મારા આંસુના વહને કો વહી રે ગયું,
વહી રે ગયું, કરુણા વહાવી રે ગયું.
મારા હૈડાને૦

આવીને એ તો ચાલી રે ગયું,
ચાલી રે ગયું, ચેતન મૂકી રે ગયું.
મારા હૈડાને૦

જયંત દેસાઈ

એકવાર સિંધની સુષુપ્ત શક્તિને જાગૃત કરવી પડશે.ને શત્રુઓને બતાવવું પડશે કે, સિંધના સ્વાભિમાનનો અગ્નિ હજી એટલો જ જ્વલંત છે. આમ વિચારતાં વિચારતાં રાણીના રોમે-રોમમાં વીર દીપ્તિ ઝળકી ઉઠી. એના કોમળ હૃદયમાં સ્વાભિમાન ને સ્વદેશપ્રેમનો અગ્નિ ભભુકી ઉઠયો. આંસુ આંખમાં જ સુકાઇ ગયાં. રાણીએ રણભૈરવીનું ઉગ્ર રૂપ ધારણ કર્યું ને ઘોડા પર સ્વાર થઇ, રાજપથ પર નીકળી પડી.

હતાસ આલોર, નિર્જીવ આલોર, નવ-જીવનની જ્યોતથી ઝળહળી ઉઠયું. રાણીના ગંભીર હુંકાર ધ્વનિથી આલોર ફરી જીવતું બન્યું ! વીરાંગનાના વીર આવ્હાનનું શુભ પરિણામ આવ્યું. ચારે બાજુ આશાનાં કિરણો ફેલાયાં, ને તેના પ્રકાશમાં હતાશહૃદયી સૈનિકો ફરી સજ્જસજ્જ બન્યા. નાગરિકો પણ હથીયારોથી સુસજ્જ થઇ, રાણી આગળ પોતાની સેવા ધરવા આગળ આવ્યા. આ અપૂર્વ દશ્ય જોઇ રાણીનું શોક જર્જરિત મુખ ખીલી ઉઠ્યું. એણે વ્રતગંભીર સ્વરે સર્વને સંબોધન કર્યું: " મારા પ્યારા સૈનિકો ને નાગરિકો ! આજની શોકજનક પરિસ્થિતિથી તમે અપરિચિત નથી. તમારા વીર રાજા વીરગતિને પ્રાપ્ત કરી ચુકયા છે. રાજકુમાર કોણ જાણે કયાંયે ભાગી ગયો છે. તો શું તમે ભયભીત બની, સિંધનું માન-સન્માન ગુમાવશો ! શું સિંધની સ્વતંત્રતાને કલંકીત કરશો ? શું તમે તમારી માતૃભૂમિને બીજાના હાથમાં જતી જોઇ શકશો ? શત્રુઓ તમારા સર્વસ્વનો નાશ કરશે. તમારી માતાઓ, બ્હેનો, પત્નીઓ ને પુત્રીઓના અપમાનો ને શિયળભંગ સાંખશો ? જંગલી પશુઓ પણ પોતાની સ્વાધીનતા માટે મરી ફીટે છે, તો તમે તો મનુષ્ય છો. ક્ષત્રિય છો. શું તમે તમારી સ્વતંત્રતા જતી કરશો ? ને પરતંત્રતાને અપનાવશો ? જીવનનો મોહ તજી, મારી સાથે આવો, મૃત્યુને જીવી જાણો. હું વીર પત્ની છું. વીરવ્રતનું પાલન કરતી કરતી અંત સુધી તમને સાથ આપીશ. જોઉં, તમે લોકો સ્વદેશને ગૌરવ-રવિને.લાંછનના રાહુમાંથી રક્ષવા કયાં સુધી સમર્થ છો ! "

રાણીના ઓજસ્વી શબ્દો વિજળી સમ જનસમૂહની રગેરગમાં વ્યાપી ગયા. હજારો મસ્તકો રાણીને નમી પડયાં. રાણીના જયઘોષથી દશે દિશાઓ કંપી ઉઠી. આજે આલોરમાં જીવનનો ઉમંગ ઉછળી પડયો છે. લોકોને એકજ ધુન છે–શત્રુનું માનમર્દન ને સ્વદેશનું ગૌરવ દર્શન !

તુરત જ નગરરક્ષાનો પ્રબંધ થવા લાગ્યો. રાણી પોતાની મહત્વતાનું મમત્વ ત્યાગી એક શુદ્ધહૃદયી સ્વદેશ સૈનિક જેમ નગરરક્ષાના કાર્યમાં પડી ગઇ. એના મૃદુ શાસનમાં સૈનિક ને નાગરીકો, સર્વે બાળકની જેમ તેનું આજ્ઞા-પાલન કરી રહ્યાં છે. આલોરના પહાડી માર્ગો પર શત્રુઓએ અનેક આક્રમણો કર્યાં, પણ વ્યર્થ, અંતે થાકયા ને ઘેરો ઘાલી ત્યાં પડયા. અહિં દિવસો વીતતાં નગરની અન્ન સામગ્રી ખુટી. બહારથી આવવાની કોઇ આશા ન રહી, ન તો યુક્તિ. રાણીનો બળવાન આત્મા ભાવિ કલ્પનાની રૌદ્રમૂર્તિને નિહાળી વ્યાકુળ થઇ ઉઠયો.

રાણીએ નગરરક્ષાની આશા જ્યારે તદ્દન છોડી, ત્યારે તેણીએ નાગરિકોને એકત્ર કર્યા. જનતા રાણી તરફ જોવા લાગી. રાણી શાંતિનો ભંગ કરતી બોલીઃ " હે વીર પુરૂષો ! હવે આપણી પાસે નગરરક્ષાનો કોઇ ઉપાય નથી. હવે માન-મર્યાદાના રક્ષણનો એકજ ઉપાય બાકી છે, જીવનની સંપૂર્ણ મમતા ત્યાગી, આ નર-મેધ-યજ્ઞમાં આત્માહુતિ દેવી તે. મરવું તો સર્વેને એક દિ છે. પણ સ્વાધીનતાનો ત્યાગ ને મનુષ્યત્વહીન થઇને મરવું તે, પશુના

મૃત્યુથી પણ બેજ છે. મારૂં તો તમને એજ કહેવું છે કે, પરાધીન જીવન કદિ ન સ્વીકારતા."

ને મહિલાઓને ઉદ્દેશી રાણી બોલીઃ "બ્હેનો ! આજે નહિ તો કાલે આ નગર શત્રુઓના પદાઘાતથી કંપી ઉઠશે, અને અનેક દારૂણ આઘાતોમાં તમારૂં પવિત્ર સતીત્વ પણ નષ્ટ થશે. સતીત્વ જ આર્ય નારીઓનું અમુલ્ય ગૌરવ-નિધી છે. પ્રાણ અર્પીને પણ તેની રક્ષા કરવી, એ આપણા જીવનનો પ્રધાન-ધર્મ છે. માટે આવો, આપણે આપણા જીવનની-આ પવિત્ર ધર્મની-રક્ષા આપણા પ્રાણનું બલિદાન આપી કરીએ. આપણી પાસે એક જ સાધન છે—મહા પવિત્ર, મહા ભિષણ જૌહર-વ્રતની સાધના. એક મહાન ચિત્તા પર આરોહણ કરી, આપણે સતીલોકની મહાયાત્રા કરીએ. આપણે એ નહિ કરીએ, તો તેનું ભવિષ્ય પરિણામ ખરાબ છે. આજે આપણું સતીત્વ નષ્ટ થશે. કાલે આપણી અનેક બ્હેનોનું સતીત્વ નષ્ટ થશે. ને એકવાર માર્ગ ખુલ્યા પછી કેટલી યે આર્ય નારીઓ પર આ વજ્રાપાત થશે, તેની કલ્પના પણ ભયંકર છે ! આ મહાપાતકનું કલંક સદા માટે આપણે શીરે રહેશે. આપણી કીર્તિ સદા માટે કલંકિત થશે. આપણી ભીષણ જૌહરવ્રત સાધના આર્ય-નારીના નામને સદા માટે ઉજ્જ્વલ કરશે, એટલું જ નહિ, પણ ભવિષ્યમાં એ અનુકરણીય લેખાશે."

આટલું બોલી રાણી શાંત રહી, અનેક રાણીના આ તાત્વીક કથનનું સમર્થન કર્યું.

બીજે દિવસે મધ્યભાગમાં એક મહા ચિતા ખડકવામાં આવી. સુખડ ને ઘીને અગ્નિનો સ્પર્શ થતાં જ ચિતા પ્રજ્જવલિત થઇ ઉઠી. એની વિકરાળ જ્વાલાઓ ગગન-સ્પર્શની ચેષ્ટા કરવા લાગી. ને પછી મૃત્યુના મહાભિષણ તાંડવનૃત્યનો સમય આવ્યો. હજારો રજપુત રમણીઓએ લાલરંગ પરિધાન કરી, સોળે શણગાર સજ્યા. સતીત્વ ને આત્મ-ગૌરવનાં તેજ તેમના મુખારવિંદો પર ઝળકતાં હતાં. અબળાઓનો એ સમુહ ચિતા તરફ અગ્રેસર થવા લાગ્યો. મોખરે રાણી હતી. ચિતા સમક્ષ પહોંચી રાણી બોલીઃ "વ્હાલી બ્હેનો ! અગ્નિની લાલ જ્વાલાઓ જોઇ ભયભીત ન બનશો. મૃત્યુ ભયંકર નથી. તેનું નામ જ ભયંકર છે. પ્રથમ હું ચિતામાં પ્રવેશું છું, પછી તમે સર્વે એક પછી એક મને સાથ આપજો. આપણા આ આત્મ-બલિદાનથી રજપૂતોના ઇતિહાસમાં એક નુતન યુગનો પ્રારંભ થશે."

આમ બોલી, રાણીએ ચીતામાં પ્રવેશ કર્યો. ત્યારે તેના મુખ પર અશાંતિની એક પણ રેખા ન હતી. પરંતુ એક જાતનો સ્વર્ગીય પ્રકાશ રાણીના મુખશ્રી પર ઝળકી રહ્યો હતો. પછી તો, એક પછી એક સ્ત્રી હસતી હસતી ઘૂ ઘૂ કરતા એ અગ્નિસમુદ્રમાં કુદવા લાગી. સારોયે દિવસ આ અગ્નિમય આત્મોત્સર્ગની—આ મહાભિષણ જ્વલંત બલિદાનની—રોમાંચકારક લીલા થતી રહી.

સ્નેહની કોમળ પુતળીઓ અગ્નિની એ સર્વ સંહારકારી જ્વાલાઓમાં જીવ અર્પી રહી હતી પુરૂષો ઉભા ઉભા જોતા હતા. એ દૃશ્ય કેટલું ભિષણ, કેટલું દારૂણ ને કેટલું હૃદયભેદક હશે !

હિંદના ઇતિહાસમાં આ પ્રથમ જૌહર-વ્રત છે. ધન્ય દાહિર પત્ની ! ધન્ય તેની દૃષ્ટિને ! ! ને ધન્ય તેના આત્મબલિદાનને ! ! !

ને પછી સિંધ અને આલોરનું જે મહાપતન થયું, તેના વર્ણનની અહિં આવશ્યકતા નથી.

# કાળના ઓળામાંથી

હાં કે અમે જન્મ્યાં,
એ ધ્રુવજીને તારે,
સાગરને કિનારે,
આ વિશ્વને મિનારે,
કે માનવ ખાણુાં !

હાં કે અમે દીઠાં,
વરુણ જામ્ સારે,
ઉષા અનંગ ધારે,
એ ઇન્દ્ર વૃત્ર હારે,
કે માનવ બીધેલાં !

હાં કે અમે ગાયાં,
એ દિવ્યવેદગાનો,
અમૂલ તત્ત્વજ્ઞાનો—
અનન્તનાં વિમાનો-
કે માનવ મોંઘેરા !

હાં કે અમે આવ્યાં,
આર્યત્વના અશોકે,
ભારત—રંગ ચોકે,
પ્રજ્ઞા—તરંગ ઝોકે,
કે માનવ રંગીલાં !

હાં કે અમે પોષ્યાં,
એ આર્યરંગી ધર્મો,
એ વીર યુદ્ધ-મર્મો-
'રે મોક્ષ-બન્ધ કર્મો !'
કે માનવ હઠીલાં !

હાં કે અમે ભૂલ્યાં,
મતાન્તરે ખોદાયા,
કુસંપ—દ્વેષ—માયા,
મન્દિરન્તરંગ છાયા,
કે માનવ ભૂલેલાં !

હાં કે અમે ઝૂમ્યાં,
કો માનિનીને માને,
કો લક્ષ્મી લોભતાને,
કો રાજદર્પ પાને,
કે માનવ કામીલાં !

હાં કે અમે ઘૂમ્યાં,
વધાવી રક્તરંગે,
અનાર્ય સેન સંગે,
જળાવી કલેશ અંગે,
કે માનવ ઝૂરેલાં !

હાં કે અમે ખોયા,
વરુણ-ઇન્દ્ર દેવા,
સ્વધર્મ કર્મ સેવા,
સ્વરાજરંગ એવા,
કે માનવ નિર્ભાગી !

હાં કે અમે ઊંઘ્યાં,
અનન્ત જાડ્યપીને,
ગુલામી—પીર—રેને,
શું દીન-હીન-નેને,
કે માનવ દુખેલાં !

હાં કે અમે રોયાં,
કો અનેક અન્તે,
અંધાર કે સરન્તે,
પ્રજ્ઞાનથી સરન્તે,
કે માનવ ભમેલાં !

રસિક ચિ. ત્રિપાઠી

# આઝાદીના માર્ગે

લેખિકા
શ્રી. માલતી દવે

"બા, હું જરાક વિનોદભાઈને ત્યાં જઈને આવું છું." વર્ષાએ ઉભરાતાં આંસુને લુછતાં કહ્યું.

"કેમ ?" કુસુમે પૂછ્યું.

"વિનોદભાઈ બહુ બિમાર છે, ને કદાચ એક બે દિવસથી વધુ નહિ જીવી શકે એમ ડૉક્ટર કહે છે."

"હા, બિચારી કૌમુદીનું જીવન વેડફાઈ જશે. ભરેલા જગતમાં એકલી થશે, બિચારાં બાળકો સુનાં થઈ જશે !" કુસુમને બોલતી મૂકી વર્ષાએ ચાલવા માંડ્યું.

*

"અરે એ દુખી બ્હેન ક્યારે આવશે...! ક્યાં છે ! કોઈ બોલાવો. એકવાર...બસ એકજ...વાર; હું મરી જાઉં છું મારે એને કંઈક કહેવું છે." વિનોદ ભયંકર માંદગીમાં તરફડતો બોલી રહ્યો હતો.

"વર્ષાબ્હેન આવે છે. તેમને બોલાવવા મોકલ્યું છે." માથે હાથ ફેરવતી આશ્વાસન આપતી તેની પત્નિ બોલી રહી હતી.

"કોણ !" મૃત્યુને બિછાને પડેલો દર્દી બોલ્યો. "વર્ષા આવી ! બેસ. આજે મારો આત્મા સંતોષે છે, વિના વાંકે સમાજે કચડેલાં આપણાં જીવન આજે છૂટાં થશે. જગતની વાણીમાંથી હું મુક્ત થશે. પણ...બ્હેન...તારા જીવનને પ્રગતીને માર્ગે હું નહી મુકી શક્યો, હવે તો તારી શક્તીઓ જ્યાં દોરે ત્યાં જજે. જીવનને ઉન્નત બનાવજે. સમાજના ઘોરણને દૂર કરજે. પણ વર્ષા...હું બહુ મોડી આવી."

વિનોદ ફાટેલી આંખે વર્ષા સામું જોઈ બોલ્યો.

"ભાઈ, જરા ધીમેથી, ચિંતા નહી કરો. બાપુજી જાણશે તો–તેમના વિચાર બહુ સંકુચિત છે, તેઓ જગતમાં સર્વને કલંકીત જુએ છે."

અંતે વર્ષા ગંભિર વિચારમાં પડી જતી લાગી. પરાણે સ્વસ્થ થવા કોષીશ કરવા લાગી. કેટલીએ મીનીટ એકબીજાની સામે એક મીટે જોઈ રહેતાં, ભાઈ ને બ્હેનનો એક દિવ્ય પ્રેમ હોય છે, તે ભુલી ન જતાં આનંદ મેળવતા, ધીમેથી વિનોદના માથા ઉપર હાથ ફેરવતાં બોલી: "વિનોદ ભાઈ, તમને શું થાય છે ? ઈશ્વર સારૂં જ કરી દેશે. શ્રદ્ધા રાખો."

"બ્હેન ! તમારા વિચારો કેવા શુદ્ધ ને સાત્વીક છે. અને...તોય લોક આપણો સંબંધ જાણે તો, સમાજ...બા...બાપા...," વિનોદથી વધુ ન બોલી શકાયું. વર્ષાની આજુબાજુ જોવા પ્રયત્ન કરવા લાગ્યો. તેને મનોપાત ઉપડ્યો હતો. ઘરનાં સર્વ સુવાડવા પ્રયત્ન કરી રહ્યાં હતાં. અંતે કેટલીવાર પછી વિનોદ સુનો, ને થોડીવારમાં મૃત્યુની ભયંકર ચીસ્યુણ આપી ગઈ. ચોમેર રડવાનો અવાજ પ્રસરી રહ્યો, ને વિનોદ નીતિમાનોના જગતમાંથી પલાયન કરી ગયો. વર્ષા ઝારઝાર રડવા લાગી. આજે તેને મુક્તીને માર્ગે મુકનાર માનેલો ભાઈ તેને એકલી મુકી ચાલ્યો જતો હતો.

*

વર્ષા ને વિનોદ એક વખતના નાનપણના મિત્રો હતાં, ભાઈબ્હેન જેવાં હતાં બન્ને સાથે

ત્રાસથી તેનું માનસ બદલાઇ ગયું હતું. તેને જગત સામે તિરસ્કાર છૂટયો હતો એને ચારે દિશાએ અંધકાર ભાસી રહ્યો હતો. અકારા જીવનને સંતોષ આપવા તેણે એક આશ્રમનું સ્થાન લીધું. તેણે યોગ-શાસ્ત્ર ને ધર્મનાં પુસ્તકો વાંચવા માંડયાં. ગીતાજ્ઞાનથી માનસને કેળવવા માંડ્યું. કેટલીએ વાર મૃત માતા સાંભરતી. ને કોઇ વાર જીવન આવેગનાં સ્મરણો તાજાં થતાં,-ને અશ્રુઓ વડે તે લાગણીઓને વહેતી મુકતી. વાર્તાની શરૂઆતમાં વર્ણવેલી ઘટના પછી કેટલીએ વાર, એ વિનોદને યાદ કરતી, તેની વિધવા પત્નિ ને બાળકોની દશા દેખીને એને લાગતું કે સ્ત્રી પુરુષનો સંબંધ ખરાબ છે, ને ભાઇ બ્હેનના પવિત્ર સંબંધની મહત્તા સમજાતી.

વર્ષા વિદ્યાલયમાં રહી, નવી સંસ્કૃતિનો અભ્યાસ કરી, ને ફાવી રહી હતી, ત્યાં છોકરા છોકરીઓને સહશિક્ષણનો કાયદો અમલમાં મુકાઇ ગયો હતો. આશ્રમમાં પોતે ગરિબોનાં છોકરાંઓને આઝાદીની તાલીમ ને થોડો ઘણો અભ્યાસ શિખવી રહી હતી. પોતે પણ વખત મળે તે પ્રમાણે, બાઇબલ, ધર્મશાસ્ત્ર, માનસશાસ્ત્ર ને યોગશાસ્ત્રનો અભ્યાસ કરતી હતી. થોડા વખતમાં તો તે પોતાની ઉન્નત આશાઓમાંથી પસાર થઇ. ને તેને એક સારી સંસ્થામાં જગા મળી.

વર્ષાની સાથે ભણતાં અતુલે વર્ષાને અભ્યાસમાં ઘણી સારી મદદ કરી હતી. તે પણ તેની સાથે તેજ સંસ્થામાં કામ કરતો હતો. તે ફુરસદના સમયે વર્ષા સાથે આઝાદી-ના જંગની વાતો કરતો અત્યારના સ્ત્રી-પુરુષોના કંગાલ જીવન ઉપર ચર્ચા કરી, તેઓને કયા રીતે મુક્તિના માર્ગે મુકવાં એની શોધ કરી રહ્યો હતો. આ પ્રમાણે ૭ માસમાં તો વર્ષા જેટલું તેટલો સરસ અભ્યાસ કરી શકી.-અને તેની સાધુવૃત્તિ ઉપર વધારે ચેતન આવ્યું. હૃદયમાં દઢતા આવી.

એક દિવસ વર્ષા ને અતુલ વચ્ચે વાર્તા-લાપ ચાલ્યો. એક બીજા વચ્ચે પાપને પુણ્યના ભેદ સમજાવવા લાગ્યા.

વર્ષાએ મહાન ગ્રંથોમાંથી ઉપદેશ મેળવ્યો હતો કે સાચો સંતોષ ભોગ વિલાસથી નથી મળતો, સાચો સંતોષ વ્યવહારમાં, પાપમાંથી બચવા વફાદારી રાખવાથી જ મળે છે. અને આધ્યાત્મિક જીવનમાં પ્રભુને શરણે જવામાં છે, જગત મિથ્યા છે. અને પાપ પુણ્ય એટલે ? માણસ જાતના કચડાયલા વર્ગને અને ગુલામ બનેલી સ્ત્રીઓના સમૂહને ગુલામ જ રાખવા માલિક લોકોએ નીતિના નામે પાપ પુણ્ય મૂકયાં છે.

" વર્ષા બ્હેન, નીતિ અનીતિનાં મુલ્ય આંકવાં ઘણાં અઘરાં છે, આજ કાલ શ્રીમંતોની દુનિયા જે કરે તે નીતિ લેખાય છે. તેઓ એગના પૈસાના જોરે વેશ્યાલયો નભાવી રાખે તો પણ જગતની દષ્ટિએ એમને અનીતિમાન કોઇ નહી કહે. પરંતુ ગરીબ વર્ગમાંથી કોઇપણ પુરુષની સ્ત્રી પ્રત્યેના સાત્વિક દષ્ટિ પણ અનીતિમાન લેખાય છે. પુરૂષના સંબંધમાં પણ સ્ત્રી એટલે ગુલામ એ જાતનું માનસ પ્રવર્તી રહ્યું છે.-એ સંબધને સમાન બનાવવાના પ્રયત્નોમાં મને તમે સાથ આપશો ? " અતુલે પોતાના વિચારો સાથે પોતાની અભિલાષા પણ જણાવી દીધી.

વર્ષા—" અતુલ ભાઇ, આપણને લોકો વિના સંકોચે તે કાર્ય કરવા દેશે ખરાં ? ને કે આપણા વિચારો નીતિ અનીતિના ભેદ સમજી શકે છે, ને એજ સંબંધ પવિત્ર છે.

એક ભાઇ ને બ્હેનનો, બીજો માંના ને બાળકનો, બે છોકરાઓ મિત્ર હોય તો, એક

છોકરો ને છોકરી મિત્ર તરીકે કેમ ન રહી શકે ? ભલે લોકો ગમે તે દૃષ્ટિએ જુએ પણ આપણે મિત્રો તરીકે રહી આપણું કાર્ય ઉપાડીશું, સમાજનો સડો દૂર કરવા પ્રયત્નો કરવા જોઈએ. બાળલગ્નો, અને કજોડાં અટકાવી સમાજજીવન સુધારવાના પ્રયત્નોમાં આપણે બંને સાથેજ કામ કરીશું."

એકજ વિચારે દોરાયલા બન્ને આત્માઓ જગતના કલ્યાણ તરફ વળ્યા. પછી તે મહાન કાર્ય તેઓએ હાથ લીધું.

તેઓ ઘેરેઘેર ફરતાં, મનુષ્યોના જીવન તપાસતાં, થોડા વખતમાં તો તેમને જગતની અંધાધુધી જણાઈ રહી. ઘેરેઘેર પાપના સડાઓ દેખાવા લાગ્યા. . અને તેમને થોડા વખતમાં તો હજારો પુરૂષો ને સ્ત્રિઓનાં ટોળાં દુઃખ દર્દભર્યાં દેખાઈ રહ્યાં. બેકાર જીવનનાં ટોળાં આજુબાજુ ફરી રહ્યાં. ને સૌને તેઓ દયાની નજરે બની શકતી મદદ કરતાં રહ્યાં.

વર્ષાને કેટલીએ વાર પોતાનો ભૂતકાળ યાદ આવતો, આંખમાં આંસુ આવતાં, ને ગરિબોનાં દુઃખ જોઈ તેને જગત ઉપર વધુ ને વધુ તિરસ્કાર છૂટતો. પણ હવે તો તેને એકલે હાથે જીવન સાથે ઝઝુમવું હતું. તેને તો સાચી સેવા કરવી હતી.

થોડા વખતમાં તો વર્ષા ને અતુલ આઝાદીના જંગમાં જોડાયાં, વર્ષા વોર કૌંસિલની સેક્રેટરી નિમાઈ ને તેના હાથ નિચે પીઠાંઓ પર પિકેટીંગની શરૂઆત થઈ. થોડા સમયમાં તો તે એટલું સફળતાપૂર્વક કામ કરી રહી હતી કે વર્ષાની દેખરેખ નિચે કોઈપણ મનુષ્ય દારૂ પિવાની હિંમત કરતું નહીં. થોડા દિવસો પછી વર્ષાને પકડવામાં આવી. તેને જેલમાં સ્થાન મળ્યું. જેલમાં અસહ્ય શ્રમથી તે રીબાવા લાગી. ને તેનો કોમળ દેહ ભુખમરાનો ત્રાસ સહન ન કરી શક્યો. તે તાવથી પીડાઈ ગઈ.

જેલના નિયમ પ્રમાણે દર્દીને હૉસ્પીટલમાં ખસેડવામાં આવી. દિવસે દિવસે માંદગી વધતી ગઈ. અચેતન દેહ ભાન વિનાનો પડ્યો. છેવટે ડૉક્ટરે વર્ષાની આશા છોડી. બીજે દિવસે અતુલને વર્ષાની સ્થીતીની ખબર પડી. તે દવાખાનામાં તત્કાળ દોડી ગયો. ડૉક્ટરની રજાથી એને ત્યાં રહેવા દેવામાં આવ્યો.

બે દિવસ પછી વર્ષાએ આંખ ઉઘાડી, અને વિહ્વળતાથી અતુલ સામું જોઈ રહેતી કહેવા લાગી: "અતુલભાઈ, તમે મારી જે દરકાર રાખો છો તેનો બદલો શું દઈ શકીશ ? ને જીવનના જે મુખ્ય પાઠો શિખવ્યા છે તે હું કેમ ભુલી શકીશ. મનુષ્ય જીવનનો એક અસંતોષ ભુલાવી બીજી દશાએ વાળી જીવનને ધન્ય બનાવતાં શિખવ્યું છે, તમે પણ કહ્યું, મૈત્રીની મીઠાશ બતાવી."

અતુલઃ "વર્ષા બ્હેન, એવું ન બોલો. એ તો મ્હારી ફરજ હતી. બદલો શું—હોઈ શકે ? ફક્ત એક જ કે તમે જલદી સાજાં થઈ જાવ ને પાછાં સંગ્રામસાથી બનો.

"પણ... પણ અતુલભાઈ મને મારો ભૂતકાળ યાદ આવે છે. મારી માતા; તેના મૃત્યુ પછીનું મ્હારું જીવન, પિતાનો ઉતરેલો પ્રેમ, અને ગુમાવેલો વિનોદભાઈ—એક સાચો મિત્ર, એ બધું ય અત્યારે ભુલી જવાનું. મને જગતે જીવવા ન દીધી. છતાં અતુલભાઈ, એટલો જ સંતોષ કે હું અત્યારે મારી રિબાતી ભારત માતાને ખાતર જીવનનું બલિદાન આપી રહી છું."

"વર્ષા બ્હેન, એ બધા વિચારો છોડી દઈ જરાગાર આરામ લો, હું તમારી પાસે જ છું." અતુલે આશ્વાસન આપતાં કહ્યું.

વર્ષા જરા શાંત પડી, પણ થોડીવારપછી બેભાન સ્થિતિમાં બોલવા લાગી:

"અતુલ...જે...લ...મારા તંતુ તૂટી જાય છે. ભા...ઇ, ભારતી મા...", કહેતાં એણે આંખ મીચી, ને એકે એક તંતુ હલાવતો તેનો આત્મા દેહમાંથી બહાર નિકળ્યો. ભયંકર મૃત્યુની કારમી ચીસ સંભળાઇ, ડૉક્ટરની સતત સારવાર છતાં, વર્ષા ન બચી શકી. સંગ્રામે તેનું બલિદાન લીધું.

અને અતુલ શૂન્યવત ઉભો રહ્યો. એનું બધું ય જીવન જંપી ગયું. તેના જીવનનો સાથી સાથી ગયો. તે વર્ષાના મૃતદેહ સામું જોઇ ચોધાર આંસુએ રડી રહ્યો. બહેનની ક્રિયા પછી અતુલ ચાલ્યો ગયો. આઝાદીના જંગ મેદાનમાં, પોતાના આદર્શ સિદ્ધ કરવા...એકલો, અટુલો ઘુમવા, તેના આગળ તો દેહને, આત્માને હોમી દેવા, તેની દૃષ્ટિ સમક્ષ વિપૂલ કાર્યક્ષેત્ર ઘુમી રહ્યું. તે પહોંચ્યો જંગ મેદાને, જગતના રખડતા રઝળતાને અંગણે દુઃખ દર્દ દુર કરવા.

બીજે દિવસે પ્રભાતના છાપામાં ખબર આવી, " એક મહાન સેવિકાનું મૃત્યુ ..... પ્રમુખ અતુલકુમારની ધરપકડ. "

મનુષ્યોએ તેના ઉપર શોક સભાઓ ભરી, એક સાચી સેવિકાની ચિતા ઉપર અસંખ્ય અંજલીઓ અપાઇ.

તેનો આત્મા દેશને ખાતર આઝાદી મેળવી, અમરત્વ પામી ગયો, અને અતુલ, સત્યાગ્રહ સંગ્રામે સદાય બહેનની ખોટ જોતો એકલો અટુલો ઝઝુમતો રહ્યો.



### વિરાટ !

આજે દીઠાં રજકણ બધાં એકઠાં બન્યાં પારો;
ને પાછાં એ રજકણ બની બ્રહ્માંડમાં મહાલશે.

... ... ... ... ...

### સુખ

મોટાં-મોંઘાં અનગળ સુખો ઝંખનાનાં નકામાં,
ઓછાં તોયે અધિકમધુરાં દુઃખ જે આજ માણ્યાં.

... ... ... ... ...

### તૃપ્તિ

રે ! અમૃતનો પ્યાલો ન ટળે ઘૂંટના ઘૂંટ પીતાં,
તે લાધે હા ! વિષમ વિષના બુંદ બે પી જતાંમાં.

... ... ... ... ...

### સાફલ્ય

દેખે દેખે ગણું વીતકના, આંસુ આંખે અહીંઠાં;
રે ! ઢાંક્યાં છે જીવન સહુનાં અગ્નિ આગે જલેલાં !

... ... ... ... ...

### પતન

વિંધાએલા પૃથ્વિની સરતા પક્ષી જેવું અરે રે !
નીચે-નીચે સરર સરતું હાય ! હૈયા વલ્લભાને.

... ... ... ... ...

સરસ્વતીચન્દ્ર મુનશી (?) મઝુમદાર

# રક્ષાબંધન

લેખિકા : શ્રી. મણીબેન નાનુભાઇ દેસાઇ

આમારા બાળસંસાર એટલે સુખની પરાકાષ્ઠા, એમાં દુઃખનો ભાસ ક્યાંય નજરે ન્હોતો પડતો. અમારા એ સંસારમાં સદૈવ આનંદ ઉત્સાહ રહેતો. એ સુખી સંસારમાં અમે જલઝરણાંની માફક કલ્લોલતાં. મેં અને એણે એ સુખી સંસાર સર્જ્યો હતો, આ સંસારના વિધાયક અમે બે હતાં. એનું નામ હતું સુલુ. એણે મ્હારા હૃદય ઉપર સામ્રાજ્ય સ્થાપ્યું હતું. સરિતા તટે એક નાની કુટીરમાં એની ગરીબ વિધવા મા રહેતી. ત્યાંથી એ નિત્ય જળ ભરવાને આવતી. હું ઝાડીમાં ભરાઇ એને ખૂબ સતાવતો. સાથે બેસતાં અમે બેઉ બાળમિત્રો આ રીતે અમારો સમય વ્યતિત કરતાં. એ કોઇક વખત મારા બાગમાં ફળ લેવાને આવતી, એની ફુઇ મા કોઇક વખત એની ઝાટકણી પણ કાઢતી. છતાં પુત્રીની ઉદાસીનતા જોઇ પાછી તુરતજ ગુસ્સો ભુલી જતી. આખરે એ હતી તો મા ને ! જગતમાં માતૃસ્નેહ વિરલ હોય છે. એ મીઠી હુંફભરી ગોદ, એ મધુર વાત્સલ્ય ક્યાંય શોધ્યું ન જડે. મા એ જગતની અણુમોલી વિભૂતિ છે.

આ પ્રમાણે એકબીજાના સહવાસમાં અમે ઘણાં વર્ષો વિતાવ્યાં. એ હવે પહેલાંની માફક મારી સાથે બેસતી ન્હોતી, આગળની માફક એકલી ક્યાંય પણ જોવામાં નહોતી આવતી. પરંતુ હું એના દર્શન માટે તલસતો. એને જોયા વિના ન્હોતો રહી શકતો. એની સ્થિતિયે મારા જેવીજ હતી. એ હતી મારી દેવી, હું એનો પૂજારી. હવે એણે યૌવનને આંગણે પગલાં દીધાં હતાં. એ દશ વર્ષની બાલિકા મટી સોળ વર્ષની સુન્દરી બની હતી. છતાંયે આત્મા તો તેનો તેજ હતો. મ્હારા રંગે રંગાયલો એનો નિર્મળ આત્મા નિરંતર મીઠું મધુરૂં સંગીત લલકારતો. એ હતી સ્ત્રી ! સ્નેહનો નિર્મળ ઝરો એના હૃદયમાંથી સતત વહેતો. પછી તે હો ભ્રાતૃપ્રેમ, પ્રભુપ્રેમ યા પ્રિયપ્રેમ ! એ તો એ એકલી જ જાણતી.

સોળમી વસંત પૂર્ણ કરી સત્તરમીમાં પ્રવેશ કરતી યૌવનાનો વસંતબાગ પૂરબ્હારમાં ખીલતો જતો હતો. એ બાગમાં આત્મકોકીલા આમ સ્નેહવૃક્ષ ઉપર ટહુકી રહેતી. એની માતાને પોતાની લાડીલી માટે કોઇ સારૂં ઘર શોધવાની તમન્ના જાગી હતી. માતા ભલે ગરીબ સ્થિતિની હોય પરંતુ એ હંમેશાં પોતાની પુત્રીને રાજરાણી જોવાના કોડ સેવતી હોય છે. વધારે પડતી મહત્વાકાંક્ષા કેટલીક વેળા સુખને બદલે દુઃખ નોતરે છે. આ ગામમાં થોડા વખત થયાં ગામના જાગીરદારે પડાવ નાંખ્યો હતો. સરકારની મહેરબાની ઉપર જીવતા આ કીડાઓ પોતાને માટે ખૂબજ મ્હોટી કલ્પનાઓ રાખે છે. તેમની નજરમાં બીજા માણસો તુચ્છ દેખાય છે, બલ્કે વગર મહેનતે ખાવાનું, પીવાનું. મોજમજાહ મેળવતા જાગીરદારો ગર્વિષ્ઠ અને સ્વચ્છંદી બન્યા હોય છે. પૈસાના જોરે એનાથી ઉતરતી પંક્તિના માણસો પાસે સલામ ભરાવવી એ એમનું મોટું ગૌરવ ! પરસેવો ઉતાર્યા વિના મેળવેલો પૈસો એમનાથી

સદુપયોગમાં વપરાતો નથી. આ ભોળા ગ્રામ્યવાસીઓ ઉપર પોતાની સત્તાથી, પોતાની જાહોજલાલી વડે એના ટુંક વસવાટ દરમ્યાન આ જાગીરદારે ખૂબજ છાપ પાડી હતી. દરેક જણ આ જાગીરદારનો ઠાઠ જોવાને ઉત્સુક હતાં. એક દિવસ સુલુ અને તેની માતાને પણ એ ઇચ્છા જન્મી. એને ત્યાં અવરનવર સલામ ભરતો એક બ્રાહ્મણ સુલુનો દૂરનો સગો થતો હતો. તેની સાથે એક દિવસ આ માદિકરી એ જાહોજલાલી જોવાને ગયાં.

સુલુના નિર્દોષ, કુમળા મુખે જાગીરદારના દીલમાં સદ્‌ભાવ જગાડયો, એના રૂપે એના ઉપર જાદુ કર્યો. આ વૃદ્ધના દીલમાં સુલુને પોતાની પુત્રવધુ કરવાની ભાવના જન્મી. એને મન એ પોતાના છોકરાને માટે ખૂબજ લાયક લાગી. વાત્સલ્યથી ઉભરાતા એ વયોવૃદ્ધ ડોસાએ સુલુ સંબંધી, એ કોણ હતી, એના કોણ સગાં છે વિગેરે તપાસ પેલા બ્રાહ્મણ પાસેથી કરી લીધી. આપણો આજનો બ્રાહ્મણ એટલે વિના ખર્ચે સદેશા સમાચાર લઇ જવા લાવવાનું જીવંત યંત્ર. આંધે ઝોળી ભરાવી, ભીક્ષાદંડીનો અલખ જગાવી, ઘેરઘેર ફરી વણમાંગ્યો ન્યાય આપવાની ફરજ બજાવતા એ જીવડાને કોઇનાયે લગ્ન અગર વ્યવહારિક વાતોમાં ખૂબજ રસ હોય છે, કારણ કે વરકન્યાનું ચોકઠું ગોઠવતાં મળતી દલાલીમાં એમનો જીવનનિર્વાહ રહ્યો હોય છે. તેજ રીતે આ બ્રાહ્મણે પણ સુલુ અને જાગીરદારના પુત્રના લગ્નમાં ખૂબ રસ લેવા માંડયો.

સવારનો સમય હતો. સુલુની માતા અને સુલુ પોતાના નિત્ય કર્મમાં રોકાયલાં હતાં એ વેળા રામુ મહારાજે હસતાં હસતાં ઘરમાં પ્રવેશ કર્યો. સુલુએ માતાને કહ્યું, " મા, રામુકાકા આવ્યા છે. " માતાએ અંદરથી કહ્યું, " એમને બેસવાને આસન આપ, હું હમણાં આવી. " સુલુને સંબોધી આસન લેતાં રામુ મહારાજે કહ્યું, " સુલુ, મીઠાઇ તો ખવડાવ. " આ શબ્દની માર્મિકતા નિર્દોષ બાળા ન પામી શકી. પોતાની જીજ્ઞાસાવૃત્તિને લીધે બ્રાહ્મણને પ્રશ્નપરંપરાથી નવરાવી નાંખ્યો.

સુલુની માતા બ્હાર આવતાં રામુએ તેને કહ્યું, " માતા, ખૂબ આનંદના સમાચાર લાવ્યો છું. આપણી સુલુ જમીનદાર મહાશયને ખૂબ પસંદ પડી છે, અને એ એને પોતાની પુત્રવધુ બનાવવા ઇચ્છે છે. " આ સમાચારે પહેલાં તો એ વૃદ્ધ માતાને શંકિત બનાવી; કારણ કે આ વાત માનવાને એ બીલકુલ તૈયાર નહોતી. કયાં પોતે એક ગરીબ સ્ત્રી અને કયાં એ જમીનદાર ? કયાં એનું દારિદ્ર અને કયાં પેલો વૈભવ ! પરંતુ રામુ મહારાજની ગંભીરતાએ એ વાત માત્ર સાવ સાચ્ચી હતી એ એને ગળે ઉતાર્યું. વૃદ્ધાના નયનમાંથી હર્ષનાં આંસુઓ વહેવા લાગ્યાં. આજે એ પોતાના જીવને ધન્ય લેખતી હતી. " મારી સુલુ જમીનદારની વહુ થશે " એ વિચારે એને ગલગલીઆં આવ્યાં. એનું હૃદય કોઇ અલૌકિક આલ્હાદ સુખ અનુભવતું હતું. એણે સુલુને કહ્યું, " સુલુ, તું હવે જાગીરદારની પુત્રવધુ થવાની છે, માટે તારે મર્યાદામાં રહેવું, આમ તેમ ફરવાનું છોડી દેવું. "

*

સુલુને એક તરફ માતૃપ્રેમ આકર્ષતો, બીજી બાજુ પેલા બાલમિત્રનો અજોડ પ્રેમ સુલુને કિશોરની વાડીએ ફુલડાં વિણવા ખેંચી રહ્યો હતો. આખરે મિત્રપ્રેમ વિજયી નિવડયો. કિશોર બાગમાં ટહેલતો સુલુની પ્રતિક્ષા કરી રહ્યો હતો. " આજે એ કેમ ન આવી હશે " એ વિચારે વ્યાકુલ બન્યો હતો. આખરે સુલુએ પોતાના ટૌકારથી કિશોરને વિચાર તંદ્રામાંથી જગાડયો, આજે એ ખુબ હસતી હતી. આવતાંની સાથે એ બોલી, " કિશોર, આજે એક આનંદની વાત લાવી છું, ખૂબ આનંદની " કિશોર સમજ્યો કે એ મોડી આવી એનો એ કોઇ ખુલાસો હશે. કિશોરે તરત જ ટકોર કરી, " હું એ સમજી ગયો. " એ આડો બેસી ગયો. " અરે ! સાંભળ તો ખરો, મારો વિવાહ થયો છે. "

" વિવાહ ? કોની સાથે ? કયે દિવસે ?" કિશોરે એક પછી એક પ્રશ્ન છોડે રાખ્યા.

" પેલા આપણા ગામના જાગીરદારના પુત્ર વેરે " કિશોરે પણ મુખ પર આનંદ દર્શાવ્યો.

" પરંતુ......સુલુ. મને ભૂલતી ના. ક્યારેક ક્યારેક મને સંભારજે. " દ્રવિત હૃદયે કિશોર બોલ્યો.

અરે, તેં એ શું કહ્યું ! હું તને જ ભૂલીશ ! ના, ના, શહેરમાં જઇ મ્હારૂં ગામ, મ્હારો બાળમિત્ર, હું ભૂલું ! એ કેમ બને !"

થોડો વખત નિસ્તબ્ધતા છવાઇ, સુલુ ધીરે પગલે ચૂપ–ચાપ ત્યાંથી ચાલી નિકળી. વાતાવરણ ઘડીભરને માટે શોકથી છવાયલું દેખાયું. વન-વેલીઓ આ સ્નેહી હૃદયના દુઃખથી છાનું માનું રૂદન કરતી હતી, અને એવી રીતે તરછોડવાના ભયથી વૃક્ષને વધુ ને વધુ જોરથી વિંટાતી હતી. આખરે સુલુ પોતાને ઘેર પહોંચી.

બે એક માસ વહી ગયા. સુલુ પોતાને સાસરે ગ્રામ્ય જીવનના નિર્દોષ આનંદને સ્થાને શહેરની કૃત્રિમતાનાં દર્શન કરી રહી હતી. જમીનદારની વહુ દાસદાસીઓના ટોળામાં વસતી. એનો પ્રત્યેક પડયો બોલ ઉંચકવાને અનેક હાજર હતાં. ધન અને વૈભવની ચક્કી હેઠળ આ નિર્દોષ ગ્રામ્ય બાળા દબાતી જતી હતી. આ ધન, વૈભવ, દાસદાસીઓ અને મોજમાંથી એને શાન્તિ ન્હોતી. કારણ એને ત્યાં એ નદીનું નિર્મળ ઝરણું, વ્હાલ-સોઇ માતા, પક્ષીઓ ગાજતી પેલી વનરાજી, એનો એ બાલમિત્ર કોઇ ન્હોતાં.

હું એના લગ્નમાં ન્હોતો ગયો. શા માટે ન્હોતો ગયો એનો ઉત્તર મારૂં હૃદય આપી શકતું નથી. નદી તટે બેસી રાત દિવસ સુલુ સુખી હશે કે દુઃખી એ વિચાર કરતો, નિશાને પગલે ઘરનો માર્ગ લેતો. હવે એ નિર્મળ સરિતા મારી મિત્ર બની હતી. એના કિલ-કિલાટથી મારૂં હૃદયદુઃખ વધતું હતું. એક દિવસ હું નદી તરફથી આવતો હતો. એટલામાં સુલુના સાસરાના ગામના એક બ્રાહ્મણનો ભેટો થયો. એ મારી ઓળખાણવાળો હતો.

મેં પૂછ્યું, "ભાઇ સુલુ સુખી છે ને !" થોડો વખત તો તેણે વાત છુપાવી. પરંતુ આખરે એનું હૃદય બોલ્યું, " ભાઇ, સુલુ ખૂબ જ દુઃખી છે. એના ઘરના એક નોકર પાસેથી સાંભળ્યું છે કે એ એના પતિને બીલકુલ પસંદ નથી. એની નિર્દોષતા, બાલ સ્વભાવ, પ્રત્યેક માનવી પ્રત્યે બતાવતો સદ્‌ભાવ, ડાવા-ડોળા રહિત સાદું જીવન એના પતિને ન્હોતાં રૂચતાં. એ તો કહે છે કે રૂપને શું કરીએ, બુદ્ધિ ક્યાં ? આનાથી સુલુ બિચારી ખૂબ જ દુઃખી થઇ ગઇ છે. "

આટલું કહી એ બ્રાહ્મણે એનો માર્ગ લીધો, પણ મારા ચિત્તમાં આ સમાચારે હોળી સળગાવી. મને જરાએ શાન્તિ ન્હોતી. વિચાર પરંપરાએ નિંદ્રાને રજા દીધી. આખી રાત બિચારી સુલુ–નેનું નિર્દોષ મુખ–નજર આગળથી ઘડીભર પણ ન્હોતાં ખસતાં.

બીજે દિવસે સવારે મને ભૈયાએ ખબર આપી કે સુલુ સાસરેથી આવી છે. ભૈયો મને પૂછવા લાગ્યો, " તને ખબર નથી કિશોર કે આજે રક્ષાબંધનનો દિવસ છે ?" પરંતુ મને ક્યાંથી ખબર હોય ! મ્હારે કોઇ બ્હેન જ નહોતી. મેં એની વાત ઉપર વધુ લક્ષ ન આપતાં વિચારવા માંડયું. " સુલુ સાસરેથી લડીને તો ન આવી હોય ! એને કાઢી તો ન કાઢી હોય ? " મ્હારી આંખે અંધારાં આવવા લાગ્યાં રાત્રીનો વખત હતો. અનેક વિચારો પછી લથડતે પગલે હું સુલુને ઘેર જવાને તૈયાર થયો. " આજે જરૂર સુલુને મ્હારી કરીશ, હવે હું એને કદિ નહિ છોડું. અમે પહેલાંની માફક આનંદ ભોગવીશું. એક બીજાના સહવાસને ખાતર સર્વસ્વ ત્યજીશું. સમાજ, આબરૂ, ઇજ્જત, એ બધાનો ભોગ આપીશું. પરંતુ હવે સુલુને કદી પાછી ન જવા દઉં. તે જાણે છે કે ત્હેને હું શું વધારે આપી શકું એમ છું. ધન, વૈભવથી કંટાળીને તે પાછી આવી છે. મ્હારી પાસે શું મળશે તે તો તે જાણે છે."

આ તેના મગજનો વિચારપ્રવાહ આખરે સુલુને આંગણે પહોંચ્યો. ઘરમાં ગયો ત્યાં સુલુ સફેદ વસ્ત્રમાં સજ્જ બેઠી હતી. " કોણ કિશોર ! " ત્હેને જોઇ એનું હૈયું હર્ષમાં

[ અનુસંધાન પૃ. ૨૦૦ પર ]

# લાઠીને આંગણે સ્ત્રી

## કાઠિયાવાડ મહિલા

લાઠીને આંગણે તા. ૧-૨-૩ માહે ઓકટોબર ૧૯૩૮ ના રોજ મહિલા પરિષદ સંમેલન અખિલ હિંદ મહિલા પરિષદના પ્રમુખ રાજકુમારી શ્રી અમૃતકુંવરના પ્રમુખપદે ભરવામાં આવ્યું હતું. તે વખતે વાંકાનેર, અમરેલી, ચીટલ, ભાવનગર, લીંબડી, રાજકોટ, પોરબંદર, જુનાગઢ અને લાઠીમાંથી કુલ ૩૩ પ્રતિનિધિઓ હાજર હતા તે ઉપરાંત અખિલ હિંદ મહિલા પરિષદના ઉપપ્રમુખ શ્રી. શારદા બ્હેન મહેતા અને આ પરિષદ ભરવાનો યશ જેમને ઘટે છે તે શ્રી. શાન્તાબેન માલેરામ પણ હાજર હતાં. ડૉ. સુમન્ત મહેતા તથા શ્રી. ગોકુળદાસ રાયચુરા પણ હાજર હતા.

શરૂઆતમાં કન્યાઓનું સ્વાગત ગીત ગવાયા બાદ સ્વાગત પ્રમુખ તરીકે લાઠીના રાણી સાહેબનું સ્વાગત ભાષણ વાંચી સંભળાવવામાં આવ્યું હતું.

ના૦ રાણી સાહેબે પ્રતિનિધિ બ્હેનો તથા અન્ય સન્નારીઓને આવકાર આપતાં તે કાર્ય માટે પોતાને માન અને ગૌરવ હોવાનું જણાવ્યું હતું. લાઠી વિષે બોલતાં તેમણે જણાવ્યું કે લાઠી પાસે પ્રાચીન અને ગૌરવ ભર્યો ઇતિહાસ છે. ગુજરાતના સુબા ગઝરખાનની સોમનાથ પાટણ ઉપરની સ્વારી વખતે દેશના રક્ષણાર્થે પ્રાણાર્પણ કરનાર સ્વ. શ્રી હમીરજી ગોહીલથી માંડીને સ્વ. શ્રી સુરસિંહજી ( કલાપીજી ) તથા પોતાની કળા ઉપાસના માટે વિદેશ સેવતા અત્યારના કળાકાર રાજકુમાર શ્રી મંગળસિંહજી સુધીમાં અનેક પુરૂષોએ લાઠીના ઇતિહાસને ઉજ્જ્વળ બનાવ્યો છે.

આજથી ચારેક વર્ષ ઉપર ગુજરાતી ભાષાના સાક્ષરોએ આહીં સાહિત્ય પરિષદ ભરી હતી. આજે તેજ પુણ્ય ભૂમિમાં પધારી અમોને યશભાગી બનાવ્યા છે તે બદલ આપ સૌનું સમસ્ત લાઠી આભારી છે.

હિન્દભર સ્ત્રી ઉન્નતિ માટે છુટા છવાયા થતા પ્રયત્નોને સંગઠિત સ્વરૂપ આપવા માટે મીસીસ માર્ગરેટ ઇ. કઝીન્સને અખિલ હિંદ મહિલા પરિષદની સ્થાપના કરી અને તેની ૧૨ બેઠકો મળી ગઇ, પરંતુ અમદાવાદના અધિવેશન સુધી પરિષદનું બધું કામકાજ અંગ્રેજી ભાષામાં ચાલતું તેને બદલે સ્થાનિક ભાષામાં ચલાવવાનો અને ગ્રામીય સ્ત્રી જનતાનો પરિચય સાધવાની જે સ્તુત્ય શરૂઆત ત્યારથી થઇ તે ખરેખર પ્રશંસનીય છે અને તે શરૂઆતના પ્રયત્નના પ્રથમ પરીણામ રૂપે કાઠીયાવાડ મહિલા પરિષદની અખિલ હિંદ મહિલા પરિષદની છાયા નીચે આ પહેલી બેઠક કાઠીયાવાડ અને ખાસ કરીને લાઠીને માટે ગૌરવ ભરી છે,

આપણા કાઠિયાવાડમાં સ્ત્રી કેળવણી બહુ જ ઓછી છે. તેમાં ગરીબોએ ઉમેરો કર્યો છે. સ્ત્રીઓને ગૃહઉદ્યોગ, કેળવણી, સ્ત્રી સંગઠન વિગેરેનું શિક્ષણ આપનારા કાઠિયાવાડમાં નહીં જેવા જ છે, અને તેથી એવી સંસ્થાઓ શરૂ કરવાની દરેક રાજ્યની ફરજ છે.

આજના આપણા પ્રમુખ રાજકુમારીશ્રી અમૃતકુંવરની સ્ત્રી સેવા જગજાહેર છે. તેઓએ કાઠિયાવાડને લક્ષમાં લઇને અહીં પધાર્યા અને

# શક્તિનાં કાર્યમંડાણ

## પરિષદ સંમેલન

આપણી પરિષદનું પ્રમુખસ્થાન સ્વીકાર્યું છે તેને હું આપણું સદ્‌ભાગ્ય ગણું છું. તેમને મારી વિનંતિ છે કે તેઓ કાઠિયાવાડના રાજ્યોમાં તેમજ મોટા શહેરોમાં ફરીને સ્ત્રીઓના ભલા માટે પ્રયત્ન કરે.

કાઠિયાવાડના ઘણા રાજ્યોમાં પ્રજા પ્રતિનિધિ સભા છે તેમાં સ્ત્રીઓને બેઠક મળે, બાળલગ્ન પ્રતિબંધક કાયદાનો અમલ થાય અને સ્ત્રી ઉન્નતિના બીજા પ્રયત્નોને વેગ મળે તેવા પ્રયત્નો આપણે કરવા જોઈએ. મને જણાવતાં આનંદ થાય છે કે લાઠીને આંગણે બાળલગ્ન પ્રતિબંધક કાયદો, ઉદ્યોગ, મંદિર પ્રવેશ, સ્વદેશીને ઉત્તેજન અને સ્ત્રી કેળવણી માટે પ્રયત્નો થયા છે અને થાય છે. લેડીઝ ક્લબ અને સ્ત્રી પુસ્તકાલયની યોજના વિચારાય છે. અને અહીંની પ્રજા પ્રતિનિધિ સભામાં સ્ત્રીઓ માટે એક બેઠક અનામત રાખવા હું ના. ઠાકોર સાહેબને વિનંતી કરીશ.

અમારા પૂજ્ય મા સાહેબ સ્ત્રી પ્રગતિમાં રસ લઈ રહ્યાં છે એ હર્ષની વાત છે. અને તેઓના આશીર્વાદ સહ તેમની અહીંની હાજરી આપણને સહુને પ્રેરક બને એવું આપણે ઇચ્છીએ.

આજનો આ શુભ અવસર કાઠીયાવાડને આંગણે રચવાનું મુખ્ય માન શ્રી શાન્તાબ્હેન ભાઉરાવને ફાળે જાય છે. તેમને મારી વિનંતિ છે કે દેશના બીજા ભાગોમાં પોતે કામ કરે છે. સૌરાષ્ટ્રને આંગણે સ્ત્રીઓને આવી દોરવણીની ખાસ જરૂર છે. એટલું જ નહિ પણ અહીંના ક્ષેત્રમાં તેમની પ્રવૃત્તિ વહેલી સફળ બનશે એવી અહીં ભૂમિકા છે. શ્રી. શાન્તાબ્હેન આ કામ કરશે એમ સૌરાષ્ટ્રની બ્હેનોની અંતરની ઇચ્છા છે.

છેવટે દુર દેશાવરથી પધારીને બ્હેનોએ અમને આભારી કર્યાં છે. તેમનું અમારી સમિતિ તરફથી સ્વાગત કરી આજની સભા-ના પ્રમુખ તરીકેનું સ્થાન રાજકુમારી અમૃત-કુંવર બ્હેન સ્વીકારે એવી દરખાસ્ત રજુ કરીએ છીએ અને એ સ્થાન સ્વીકારવા તેમને હું વિનંતિ કરૂં છું.

ત્યારબાદ ઝાલાવાડનાં મહારાણી, બીલખાનાં રાણીસાહેબ, શ્રી હંસાબ્હેન મહેતા, શ્રી. પ્રેમલીલા મહેતા, તથા બીજા કેટલાક પરિષદને ફતેહ ઇચ્છતા સંદેશાઓ શ્રી. જયા-બ્હેન દાણીએ વાંચી સંભળાવ્યા હતા. લાઠીના ઠાકોર સાહેબનો સંદેશો પણ હતો તે એક વિશિષ્ટતા.

પરિષદના પ્રમુખ રાજકુમારી શ્રી. અમૃત-કુંવરે શરૂઆતમાં જણાવ્યું કે કાઠિયાવાડની બ્હેનોની મુલાકાત થવાથી હું ખુશી થઈ છું. હું મહાત્મા ગાંધીજીના આદેશથી ખાદી અને હરિજન પ્રવૃત્તિ માટે કાઠિયાવાડમાં આવી છું. અને તે રીતે જગદ્‌વંદ્ય પુરુષની જયંતિ ઉજવવાનું પ્રાપ્ત થવાથી મને પોતાને ભાગ્ય-શાળી ગણું છું. તેજ સમયે મને આ પરિષદમાં પ્રમુખસ્થાન આપવા બદલ તમારો આભાર માનું છું.

પરિષદ પાસે સ્ત્રીઓની સેવાનું ક્ષેત્ર વિશાળ છે. તેમાં મુખ્યત્વે માની, ઘરની, આંગણાની અને બાળકોની ચોકખાઇનો પ્રશ્ન

આવે છે તે બધાનું પરિણામ જીવનની ચોકખાઈ સુધી આવે ત્યાં સુધી તે કામ કરવાનું છે. આ બધા કાર્યમાં બહેનોએ હરિજન-કાર્યને પણ અપનાવવું જોઈએ. નહિ તો આપણું કામ અધૂરું રહેશે. સ્ત્રીઓનું આ બાબતમાં મુખ્ય કામ હરિજનોને કુવેથી પાણી ભરવા દેવાનું છે અને આ રીતે સ્ત્રીઓ પહેલ કરશે તો આભડછેટના પ્રશ્નનો ઉકેલ વેળાસર આવી જશે.

મેં અમરેલીના હરિજનવાસ હમણાં જ જોયા અને મને તે જોઈને બહુ જ દુઃખ થયું. પશુ પણ ન રહી શકે એવા એ વાસમાં માણસોને રહેતા જોયા. લાઠી એ બાબતમાં આગળ છે. હું તે જોઈ આવી અને તે વાસ સારા છે તે બાબત લાઠીને મારે અભિનંદન આપવાં જોઈએ. અહિના ના. ઠાકોર સાહેબે આ મંદિર સૌ કોઈને માટે ખુલ્લું મૂકયું છે. એ કાઠિયાવાડમાં આ એક જ એવો પ્રસંગ લાઠીને આંગણે બન્યો છે. તે માટે ના૦ ઠાકોર સાહેબને અભિનંદન આપું છું. ના. રાણી સાહેબ પણ આ બાબતમાં ખુબ રસ લે છે એ જાણીને હું ખુશી થાઉં છું.

ખાદી અને હરિજન પ્રવૃતિ ઉપરાંતમાં સ્ત્રીઓની ઉન્નતિનું કાર્ય પસંદ છે. અખિલ હિંદ મહિલા પરિષદ એક એવી સંસ્થા છે જે આખાએ ભારતવર્ષની સ્ત્રીઓના ઉદ્ધારના પ્રશ્નની વિચારણા કરી રહી છે. અને પ્રાન્તે-પ્રાન્તની બહેનોનું સંગઠન સાધવાનો એ સંસ્થાનો મુખ્ય હેતુ છે. કાઠિયાવાડમાં ભાવનગર, જુનાગઢ, અમરેલી, વાંકાનેર લીંબડી પોરબંદર અને રાજકોટ એમ સાત સ્થળે એની શાખાઓ ખુલી છે. અને વધુ શાખાઓ ખોલવાનો પ્રયત્ન અમે કરી રહ્યા છીએ. અહિં ભરાયેલી પરિષદ દ્વારા બહેનો અમને સાથ આપશે એવી અમને ઉમેદ છે. હું તો ફરી અહિં આવી શકનાર નથી, પણ મારે બદલે શ્રી. શારદા બ્હેન મહેતા જેવાનું નેતૃત્વ આ પ્રાન્તને મળ્યું છે એટલે મને નીરાંત છે. અને મને વિશ્વાસ છે કે અહીંની પ્રવૃતિ વધુ સંગીન અને સારી બનશે.

ગાંધી જયંતિ હોવાથી હું મારી સાથે થોડી ખાદી લઈ આવી છું. તે તમે જોશો અને ખરીદશો. ખાદીની બાબતમાં પણ કાઠિયાવાડની બ્હેનોએ બહુ રસ લેવો જોઈએ. ખાદીમાં ગરીબોની સેવા છે. અહિંના ગરીબ વર્ગને ખાદી રોજી આપી રહી છે તે આપ સૌ જાણો છો. મહાત્મા ગાંધીજીએ ખાદીની વાત મુકીને ભારત વર્ષના ગરીબોના ઉદ્ધારની મુખ્ય ચાવી આપણને બતાવી છે. આજે એ મહાપુરૂષની જયંતિનો દિવસ છે, એટલે તમે સૌ ખાદી ખરીદી લેશો એવી મને શ્રદ્ધા છે.

( રાણીસાહેબે રૂા. ૧૦૩) ની ખાદી ખરીદેલી )

મારા ગયા પછી પણ શ્રી શારદા બ્હેનને પરિષદનું કાર્ય આગળ ચલાવવામાં તમે સૌ સાથ આપશો એવી આશા સાથે આપ સૌનો આભાર માનું છું.

ત્યારપછી શ્રી શારદા બ્હેન મહેતાએ અખિલ હિંદ મહિલા પરિષદના કામની રૂપરેખા આંકીને જણાવ્યું કે સ્ત્રી ઉન્નતિના પરિષદના કાર્યને સમજવું હોય તો પરિષદ એ મેળાવડો નહિ પણ દેશભરની સ્ત્રી જનતાના પ્રતિનિધિઓનું સંમેલન સમજવું જોઈએ. અને તેના તરફ આપણે આશા અને માનની દષ્ટિએ જોવું જોઈએ. અખિલ હિંદ મહિલા પરિષદની ઇચ્છા દેશભરમાં કામ કરવાની ઇચ્છા છે. તેના પરિણામે જ આ અહીંની પરિષદ મળવા પામી છે. સ્ત્રીઓએ પોતાનું કામ પોતે કરી લેતાં શીખવું જોઈએ અને તે એકલે હાથે નહીં પણ સંગઠીતરૂપે થવું જોઈએ. આ પરિષદને એ સંગઠીત પ્રયત્નના મંગળાચરણ રૂપે હું સમજી છું.

ડૉ. સુમન્ત મહેતાને આ સમયે પોતાના વિચારો દર્શાવવાની વિનંતિ કરતાં તેઓશ્રીએ જણાવ્યું કે સ્ત્રીઓનું કાર્ય કરવું એ અતિ મુશ્કેલ કામ છે. તેના રૂઢિ, વહેમ, પુરૂષોની

મોટી કલ્પનાઓ અને સ્ત્રીઓમાં આત્મવિશ્વાસનો અભાવ એ વધુ આવે તેમ છે. પરંતુ એ બધી મુશ્કેલીઓ સમયની સાથે જતી જાય છે અને સ્ત્રીઓ પ્રયત્ન કરશે તો તે જલદી જતી રહેશે. સ્ત્રીઓએ પ્રથમ તો લાજ કાઢવાની પ્રથાને ત્યાગી બહાર આવવું જોઇએ. અને પોતાનો માર્ગ પોતે સરળ કરવા માંડવો જોઇએ.

શ્રી રાયચુરાભાઇએ પણ એ ઘુમટાના પ્રશ્ન ઉપર ભાર મૂકયો હતો અને એક રમુજી દૃષ્ટાંત આપી સૌને એ ઘુમટાના બેહુદાપણાનો ખ્યાલ આપ્યો હતો. નદીમાં સ્ત્રીઓ ધોતી હોય અને પુલ ઉપર ગાડી નીકળે ત્યારે પણ લાજ કાઢવી એવો પણ રીવાજ પોતે નજરે જોયાનું જણાવ્યું હતું. બીજી ભણેલી અને અભણ બ્હેનો વચ્ચે અત્યારે જેટલું અંતર પડી ગયું છે તે સાંધવાનો પણ પ્રયત્ન થવો જોઇએ. કાઠિયાવાડના તેમણે ત્રણ વિભાગ કર્યા હતા. રાજરાણીઓ, શેઠાણીઓ અને પટલાણીઓ. અને રાજપુતાણીઓ શક્તિ સ્વરૂપ છે. તેના પુત્રોના શિર પડયાં અને ધડ લડયાં છે, એમ ઇતિહાસ સાક્ષી પુરે છે, શેઠાણીઓ ગામેગામ પોતાના નામ માટે મગરૂર હોય છે. તેમ અસલ તેઓ પોતાની સેવા માટે પણ મગરૂર હતી, ગુપ્તદાન એ તેઓના સ્વભાવમાં હતું અને જગતના તાત સમા ખેડુતોનો જન્મ આપનાર પટલાણીઓનું પણ સમાજમાં એટલું જ મહત્વનું સ્થાન છે. આ ત્રણેએ પરિષદ્‌ના કામમાં રસ લેવો જોઇએ અને તો જ પરિષદ્‌નું કાર્ય સફળ બને. કાઠિયાવાડની રાજરાણીઓએ પરદો ત્યાગીને બહાર આવવા માંડયું છે તે સંખ્યા વધે છે, શેઠાણીઓ અને પટલાણીઓનું ખમીર પણ હમણાં હમણાં દેખાવા માંડયું છે. આ બધી શુભ નિશાનીઓ છે.

ત્યારબાદ બીજા બે દિવસોએ નીચે મુજબના ઠરાવો કરવામાં આવ્યા હતા.

( ૧ ) અખિલ હિંદ મહિલા પરિષદની પ્રવૃત્તિને સક્રિય સહાયતા આપવા બદલ ( ૧ ) ભાવનગર તેમજ ( ૨ ) લાઠી સંસ્થાનના અ. સૌ. મહારાણી સાહેબા વિજયાબા તથા અ. સૌ. રાણીસાહેબ સૂર્યકુંવર બાનો આ સ્થાને આ પરિષદ અંતઃકરણપૂર્વક ઉપકાર માને છે. અને આશા રાખે છે કે દરેક મોટા નાના સંસ્થાનોનાં રાણી સાહેબ સ્ત્રી પ્રગતિના કાર્યમાં રસ માટે સક્રિય ફાળો આપશે.

( ૨ ) આ પરિષદનું કાર્ય સફળ બનાવવામાં જે જે ભાઇબ્હેનોએ સાથ આપ્યો છે તેનો આ પરિષદ આભાર માને છે.

( ૩ ) કાઠીયાવાડ પ્રદેશમાં દરેક સંસ્થાનમાં બાળકોને માટે મફત અને ફરજીયાત કેળવણી કરવી પણ સાર્વજનિક મફત અને ફરજીયાત શિક્ષણ દાખલ થાય તે પહેલા કન્યાઓને મફત ફરજીયાત શિક્ષણ વહેલી તકે કરવું એ વસ્તુ અમલમાં મૂકવાને માટે દરેક સંસ્થાના અધિપતિને સાદર વિનંતિ કરવી એવું ઠરાવવામાં આવે છે.

( ૪ ) સ્ત્રીઓના દરેક સામાજીક પ્રશ્નોના ઉકેલ માટે તેમણે પોતે જ જવાબદારી લઇને જાગૃતિ લાવવાનો પ્રયત્ન કરવાની જરૂર છે. તે પછી સમસ્ત સ્ત્રી શક્તિ પોતાનું સંગઠન કરીને તેનાં મંડળો સ્થાપી કાર્યને આરંભ કરે એવી આ પરિષદની માન્યતા છે માટે કાઠિયાવાડના દરેક નાના મોટા સંસ્થાનોમાં આવાં મંડળો સ્થાપી અરસ પરસ સંગઠનને મજબુત બનાવવું.

( ૫ ) સ્ત્રીઓમાંથી નિરક્ષરતા દૂર કરવા માટે અક્ષર જ્ઞાનની યોજના પગભર થઇ સ્વાવલંબી થઇ શકે માટે કોઇપણ ઔદ્યોગિક શિક્ષણ આપવા તેમજ પ્રથમ શારિરીક સંપત્તિ સુધારવા માટે વ્યાયામ વર્ગો સ્થાપવા મુખ્ય કાર્ય તરીકે દરેક મંડળે હાથમાં ધરવું એ આવશ્યક છે એવું આ પરિષદનું માનવું છે.

( ૬ ) અમરેલી અને દ્વારકા ગાયકવાડી રાજ્યમાં હોવા છતાં પરિષદના વહીવટી સંબંધ માટે આ બે સ્થળો કાઠિયાવાડના કેન્દ્ર સાથે જોડાઇ કાર્ય થાય તો વધારે અનુકુળતા થઇ પડશે એવું કાર્યકર્તાનું માનવું છે તેથી તે પ્રમાણે કાર્ય કરવાની પરવાનગી અખિલ હિન્દ મહિલા પરિષદ સ્ટેન્ડીંગ કમીટી પાસેથી માગી લેવી.

( ૭ ) કાઠિયાવાડનું કેન્દ્ર સંપૂર્ણ રીતે વ્યવસ્થીત થાય તે પહેલાં અનુભવ લેવા

ખાતર નીચે પ્રમાણે બ્હેનો પ્રતિનિધિ તરીકે દિલ્હીના અધિવેશનમાં હાજરી આપી શકે એવી તેમની ઇચ્છા છે. માટે તે પરવાનગી સ્ટેન્ડીંગ કમીટી પાસે માગવી.

( ૮ ) સ્ત્રીઓ અને બાળકીઓના વેચાણનો દુષ્ટ વેપાર કાઠિયાવાડમાં મોટા પ્રમાણમાં પ્રચલિત થયેલો જાણવામાં આવે છે. તો તે દૂર કરવા માટે દરેક સંસ્થાન તેમ સ્ત્રી મંડળ યોગ્ય પગલાં લે અને સ્ત્રી સ્વમાન સાચવવા પ્રયત્ન કરે એવી પરિષદ તેમને વિનંતિ કરવા તથા આ ઠરાવને અ. હિ મહિલા પરિષદનો ટેકો લેવો એવી તેમને વિનંતી કરવી.

આ પરિષદના શુભ પરિણામરૂપે કાઠિયાવાડ મહિલા મંડળની સ્થાપના થઇ છે. અને મજુર મંડળ અખિલ હિન્દ મહિલા પરિષદ વતી કાઠીયાવાડમાં સ્ત્રી ઉન્નતિનું કામ કરશે. રાજકુમારી અમૃતકુંવરે આખુ વર્ષ માટે પ્રમુખસ્થાન સ્વીકાર્યું છે. અને તેઓ બહુ દૂર હોવાના કારણે શ્રી શારદાબ્હેન મહેતા, અખિલ હિન્દ મહિલા પરિષદના ઉપપ્રમુખ આ કામ કરશે. સાત સ્થાનોમાં મહિલા મંડળો સ્થાપવામાં આવ્યાં છે અને એવી જ રીતે બીજાં મંડળો પણ સ્થપાય એવો સંભવ છે આવું દરેક સ્થાનિક મંડળ કાઠિયાવાડ મહિલા મંડળમાં એક એક પ્રતિનિધિ મોકલી શકશે અને તે ઉપરાંત નીચે પ્રમાણે કાર્યવાહકો નક્કી થયા છે.

૧. શ્રી શાન્તાબ્હેન ઠક્કર પોરબંદર } મન્ત્રીઓ
૨. ,, ઇન્દીરાબ્હેન વાંકાનેર }
૩. ,, તારાબ્હેન દોશી અમરેલી ખજાનચી

આ કાર્યને વેગ આપવા માટે પ્રયાસ અને પ્રચારની પ્રથમ જરૂર છે અને તેને માટે સ્વેચ્છાથી પોતાની સેવા અર્પણ કરનાર નીચે મુજબ ત્રણ બ્હેનો બ્હાર આવેલ છે. એ પણ કાઠિયાવાડને માટે શુભ નિશાની છે.

૧. શ્રી. કમળાબ્હેન ઠક્કર
૨. ,, જયાબ્હેન હાણી
૩. ,, તારાબ્હેન દોશી

અને આવી રીતે બીજી બ્હેનો પોતાની સેવા આ કામ માટે આપે એવી સૌને આ મંડળ વિનંતિ કરે છે.

---

[ રક્ષાબંધન : અનુસંધાન પૃ. ૧૯૫ નું ]

નાચી ઉઠયું. મ્હારી સાથે એ બહાર નિકળી. નિર્મળ ચાંદનીમાં અમે બેઉ ક્ષણભર સ્તબ્ધ ઉભાં. એક બીજાના સામું અનિમિષ નયને જોઇ રહ્યાં. આખરે ચીરશાન્તિ ભેદીને મેં પૂછ્યું, " સુલુ, તું મ્હારી સાથે આવીશ ? હું ત્હને લેવાને આવ્યો છું. " " હા, હું હમણાં આવી. " કહી એ ઘરમાં ગઇ અને તુરત જ હાથમાં એક થાળ સાથે પાછી વળી. મને એણે કહ્યું, " આજે રક્ષાબંધનનો દિવસ છે. ત્હારે માટે હું સવારની રાહ જોઇ રહી છું, તું આખો દિવસ કેમ આવ્યો નહિ ? તું જાણે તો છે કે મ્હારે ભાઇ નથી અને ત્હારે બેન નથી. " આટલું કહી તેણે મ્હારે ભાલે કુમકુમ તિલક કર્યું, મ્હારે હાથે રક્ષા બાંધી, શુભ આશીષોથી મને વધાવી લીધો, મને તુરત જ મ્હારા કર્તવ્યનું ભાન થઇ આવ્યું. તેણે મને કહ્યું, "બેસો, ત્હમારે માટે કંઇ ખાવાનું બનાવું." મેં ઉત્તર દીધો, રહેવા દે, મને તો માત્ર એક ભૂખ જન્મી છે, તે ફક્ત એક તારા સુખની. માત્ર એક વાત કહે, તું સુખી છે ?"

" સુખી ? હવે સુલુ ખૂબ બદલાઇ ગઇ છે. હવે એની ચંચળતા મરી ગઇ છે, અંગો સ્થિર થવા લાગ્યાં છે, થોડા વખતમાં કદાચ એ પત્થર રૂપમાં ફેરવાઇ જાય તો આશ્ચર્ય નહિ !"

" પરંતુ...આ સંસારમાં સુખી કોણ છે ? સુખ, અને દુઃખ બેઉ વસ્તુ દુનિયામાં છે કોઇના ભાગ્યમાં સુખ, કોઇનામાં દુઃખ." આટલું બોલી તેણે મને વિદાય દીધી.*

---

* સુચિત.

# પશુતામાંથી સ્વાતંત્ર્ય

પ્રયોજક :

રમણીકલાલ જયચંદભાઈ દલાલ, બી. એ. એલએલ બી. વકીલ

મારું નામ મીરકુમન. તાજીકીસ્તાનની કરમાનાની ખીણમાં હું ૧૯૦૪ માં જન્મી હતી. ૭ વર્ષની થઈ ત્યારથી મેં બુરખો પહેરવા માંડ્યો. મારા બાપ વણકર હતા. મારી મા ને હું ટોપીઓ ગૂંથતાં. મારી નાની બેન સંચો ફેરવવામાં અમને મદદ કરતી. મારો ભાઈ પાડોશગામમાં નોકરી કરતો. અમે ઘણાં જ ગરીબ હતાં. તેથી જ અત્યારસુધી હું કુંવારી હતી. ચૌદ વર્ષની થઈ ત્યાં સુધી મારાં લગ્ન થઈ શક્યાં નહોતાં.

મારા લગ્નની હું વાત કહું. હું મારા ભાવિ પતિને સ્વાભાવિક રીતે જ બીલકુલ પીછાનતી નહોતી. હું પરણવાની છું એવો મને ખ્યાલ પણ નહોતો. મારા થનાર પતિના બાપ ગુજરી ગયા હતા. તેમના એક મામા મારે ઘેર આવ્યા હતા. તેમણે 'ઇમામ'ને સાથે રાખ્યો હતો. મારા વિવાહના સંબંધની તેમણે તજવીજ કરી. હું કુંવારી હતી એવું તેમણે જાણ્યું એટલે તેઓ વિદાય થયા. બીજે દિવસે તેઓ ફરી આવ્યા. મારી માતાએ રોટી બનાવી. ભાત ને માંસનો શીરવો કર્યો. મહેમાનો માટે આ મૂકી. રૂપેરી કમખે ભરેલી ટોપી વરરાજાને ભેટ આપી. મને તો તે આખો ય દિવસ ઘરની બહાર વિદાય કરી દેવામાં આવી હતી. ભાવિ પતિનાં સગાંવહાલાં ઘરમાં હોય ત્યાં સુધી કન્યા પોતાના ઘરમાં રહી જ શકે નહિ એવું ધાર્મિક ફરમાન હતું. મને તો એ ધાર્મિક ફરમાનનું ભાન નહોતું. મને કોઈ વાતનો ખ્યાલ પણ નહોતો. મને પાડોશીને ઘેર કેમ મોકલી દેવામાં આવી હતી તેની પણ મને ગમ નહોતી.

એમણે મારું મૂલ્ય આંકી લીધું. બે ઘેટાં, દોઢસો રતલ ઘઉં, બે ગાડાં કાઠી, સો રતલ ચોખા, એક ગાય, ત્રણ ઉંટ, કામળા ને પોશાકો જ મળ્યા. મારાં સાસરિયાં પણ ગરીબ જ હતાં. થોડા દિવસ પછી મારી માતાએ લીધેલા લગ્નની મને વાત કરી. હું સંતાપ પામી. ઘર છોડવાના વિચારે ખુબ રડી. બે વર્ષના લાંબા ગાળા સુધી હું મારી બેનપણીઓને મળી શકીશ નહિ એ વાત નક્કી હતી. પરિણીત સ્ત્રીના પહેલાં બે વર્ષ સુધી નવવધુ કોઈને ત્યાં મહેમાન થઈ શકે નહિ કે કોઈ મહેમાન નોંતરી શકે નહિ એવો રિવાજ હતો. મારા પતિ જુવાન હતા કે વૃદ્ધ તેની પણ મને બીલકુલ માહીતી નહોતી. એ કદરૂપા હતા કે સુંદર એની મને કલ્પના પણ નહોતી. એમને કેટલી પત્નીઓ હતી એ પૂછવાની પણ મારામાં હિંમત નહોતી.

સાદી નક્કી થયા બાદ ત્રીજે અઠવાડીયે મારા કુટુંબે એક મીજબાની ગોઠવી: અમારાં તમામ સગાં વહાલાંએ તેમાં ભાગ લીધો. હું મારી બેનપણીઓ સાથે જનાનામાં બેઠી હતી. ત્યાં એકદમ કેટલાંક છોકરાં દોડતાં આવ્યાં "મીરકુમન! અમે તારો વર જોયો!" તેઓ ગમ્મતભર્યાં ગાજી ઉઠ્યાં.

મને અજાણ લાગણીનો કંપ આવ્યો, "તે વૃદ્ધ છે?" મારી બેનપણીઓ મારી વ્હારે ધાઈ. "ના." ઉત્તર મળ્યો. "મીરકુમના બાપ જેટલા જ છે. રેશમી ઝભ્ભો પહેર્યો છે.

એ વચને મારું દિલ સતેજ થયું. મને આશા જ હતી કે મને એક મુદ્દ

દાઢીવાળા ઘરડા ખચ્ચર જોડે જ પરણાવવાની હતી. અમે એટલાં બધાં ગરીબ હતાં.

મારી માતાએ મારા નખ હીનાથી રંગ્યા. મારી ભમરોને પણ શામળી રંગવામાં આવી: મને સારામાં સારાં લુગડાં પહેરાવ્યાં. ઓચીંતા વગના 'મામા' ત્યાં આવી ચઢ્યા. "કેટલી વાર!" તેમણે ઉતાવળ કરી. હું ક્રિયા માટે તૈયાર થઇ. મેં બુરખો ઓઢી લીધો. હું બારણા તરફ આગળ વધી. તેને તાળું મારેલું હતું. મારી માતાની સૂચના માટે હું વાટ જોતી ઉભી. બહારથી જ ઇમામે મને પૂછયું "લગ્ન મંજુર છે ને ?" મારી માતાએ મને શાન્ત રહેવા કહ્યું. એનો એજ સવાલ ચાર વાર પૂછાયો. છેવટે મેં "હા" પાડી. મારા પતિના એ સગાં અંદરના ખંડમાં આવ્યાં. જમીન પર શેતરંજી પાથરી. એના ઉપર ચ્હા ને રોટી મૂકવામાં આવ્યાં. તેઓ વિદાય થયા હું મારી માતા ને મારી બેનપણીઓએ ખૂણામાં ભરાઇ રડયા કર્યું.

થોડી જ ક્ષણમાં મારા પતિને અંદર આણવામાં આવ્યા. અમને એકલાં મૂકી સૌ વિદાય થયાં. એમણે મને બોલાવી. હું તેમની બાજુમાં શેતરંજી પર બેઠી. મારું મુખ મેં બાજુએ ફેરવી લીધું. એટલે હું તેમને જોઇ શકતી નહોતી. એમણે એક પ્યાલામાં થોડીક ચ્હા કાઢી મને આપી. પણ મેં તેનો અસ્વીકાર કર્યો. હું એક પત્તાની માફક ધ્રૂજતી હતી. હુ બીસ્કુટ ખાઇ પી શકી નહિ. ખાણું પૂરું કર્યા પછી મારા પતિએ તાળી પાડી મારી માતા અંદર આવી થાળીઓ ઉપાડી ગઇ, એણે બહારથી અમારા ખંડને તાળું માર્યું. એનો અવાજ મેં સ્પષ્ટ સાંભળ્યો.

મારા પતિ મારા તરફ વળ્યા. એમણે મારો બુરખો ઉઘાડી નાંખ્યો. મારું દેહ ખૂબ જ જોરથી ધ્રુજી રહ્યું. મારું મોં ખુલ્લું કરતાં હું ખૂબ જ શરમાઇ. અજાણ્યા માણસ આગળ ખુલ્લા મોંએ ઉભા શી રીતે રહેવાય ! એ ક્ષણે પહેલી જ વાર અમે એક બીજાને જોયાં. મને જોઇ તેમને ખુશી થઇ કે નહિ એ મને ન સમજાયું. મને એ ખૂબ જ સુંદર ને ભાવિક લાગ્યા. પણ હું એક પણ શબ્દ બોલી શકી નહિ. એટલે એમણે શેતરંજી પર કેટલાક તકીઆ બીછાવ્યા, અમે સૂતાં. આખી રાત અમે ભાઇબેન માફક પડી રહ્યાં. એમણે મને ચૂમી લેવાનો પણ પ્રયત્ન કર્યો નહિ.

ત્રણ દિવસે અમે મારાં માબાપને ત્યાં રહ્યાં. એવો રિવાજ હતો. પછી મને સાસરે વળાવવામાં આવી. એમને બીજી પત્ની નહોતી એ જાણી હું ખુશી થઇ. છતાં મારામાં બોલવાની હીમત આવી નહોતી. અમે દોઢ મહિનો સાથે રહ્યા છતાં એક બીજાને સ્પર્શ્યાં પણ નહિ. એક દિવસે મેં મારી નણંદને બોલતાં સાંભળી, "શરમ નથી આવતી ! તું અઢાર વર્ષનો થયો છતાં હજી બચ્ચા જેવો જ રહ્યો ?" "એને મારો સ્પર્શ પસંદ નથી" મારા પતિએ ઉત્તર દીધો. "એને ડર લાગે છે." એથી મારી નણંદે જાતે રાંધ્યું. રસોઇમાં કેફી દવા નાંખી મને ખવરાવી હું બેભાન થઇ ગઇ. પછી શું થયું તેની મને ખબર નથી. બીજે દિવસે મને ખૂબ તાવ આવ્યો મહિનાઓ સુધી હું મરણ શૈયાએ પડી. સાનભાન પણ ભૂલી ગઇ.

ઇસ્વીસન ૧૯૧૯ માં મારા પતિ ફેફસાંના રોગથી અવસાન પામ્યા. અમારે પરણ્યે માત્ર ૭ જ માસ થયા હતા. એમને ભાઇ નહોતો. સામાન્ય રીતે હું તેને વારસામાં મળત. હું મારાં માબાપને ઘેર પાછી આવી. પરંતુ મારે ઝાઝું ઘેર રહેવાનું બન્યું નહિ. એક રાત્રે મારા મામા ઘરમાં ધસી આવ્યા. પાડોશના

ગામમાં બહારવટીઆ પડયા હતા એવી ખબર આપી. તેમણે સ્ત્રીઓની લાજ લૂંટી હતી. હવે તેઓ અમારા ગામ તરફ આવતા હતા. મારી બે બેનો ને મેં વૃદ્ધાઓનો વેશ સજી લીધો. પગે દોડતા પર્વત ઓળંગી ગયાં. મારા મામા અમારી સાથે જ હતા. બે દિવસ પછી અમે બોર્દોં આવી પહોંચ્યા ત્યાં મારા મામાએ અમને રશમતુલ્લાને સોંપ્યાં. એ જાડુંધ ધુમામ હતો. "માંસ તમારૂં છે: હાડ મારાં છે." અમારા મામા કહેતા ગયા: "એટલે એમનો ઇચ્છામાં આવે તે ઉપયોગ કરજો ને અવસાન પામે ત્યારે દફનાવી દેજો." મામાએ તેમને સદર પરવાનગી આપી.

"ઇચ્છન"ની ચાર પત્નીઓ ને એક વૃદ્ધ સેવકે અમને દુઃખ આપવાનું શરૂ કર્યું. એમના મુરીદો માટે અમને આખો દિવસ ભોજન તૈયાર કરવું પડતું. એ લોકો આખો દિવસ કાંઇ જ કામ કરતા નહિ. 'ઇચ્છન'ની મદદ માગવા આવનાર મહેમાનોની પણ અમારે ચાકરી બરદાસ્ત કરવી પડતી. ડુંગળી સમારવામાંથી, ભાતનો શીરવો બનાવવામાંથી કે રસોઇ કરવાના ને વાસણ માંજવાના કામમાંથી અમને એક ઘડીની ફુરસદ મળતી નહિ. પાંચ મહિના સુધી અમે એવું વેતરૂં કર્યું. જે વૃદ્ધાનાં વસ્ત્રો અમે પહેરી લાવ્યાં હતાં એથી જ નભાવ્યું. અમને કોઇ પણ પ્રકારનું મહેનતાણું આપવામાં આવતું નહિ. ખાણામાંથી વધેલા પડેલા ટુકડા અમો વીણી ખાતાં.

કેટલાક વખત પછી રશમતુલ્લાએ મારી મોટી બેનને એક વૃદ્ધ મુરાદી સાથે પરણાવી. એને બે પત્નીઓ તો હતી. મારા મામા લગ્નમાં આવ્યા હતા. એમણે મને દુઃખદ સમાચાર આપ્યા. બહારવટીઆઓએ મારા બાપને મારી નાંખ્યા હતા. ભયથી ફફડતી મારી માતાની નજર આગળ એમનું મસ્તક ધડથી જુદું કરી નાંખવામાં આવ્યું હતું. મને છૂપાવવાનો તેના પર આરોપ મૂકવામાં આવ્યો હતો. મને ઘેર લઇ જવા મેં મારા મામાને વિનવણી કરી પણ મને પવિત્ર 'ઇચ્છન'ને હવાલે કરી દેવામાં આવી હતી એમ તેમણે જણાવ્યું. જો મને પરણવા કોઇ રાજી હશે તો એ મને પાછી ખરીદી લેશે એવી તેમણે મને ખાત્રી આપી. છેવટે મેં થોડાં ઘણાં લુગડાં મોકલી આપવા વિનવણી કરી. એમણે એટલું કરવા વચન આપ્યું.

એક દિવસે રશમતુલ્લાની સૌથી નાની પત્ની બીમાર પડી. તબીબે એને આખું અઠવાડિયું દેડકાનો શીરવો આપવા કહ્યું. વૃદ્ધ સેવક સાથે દેડકાં પકડવા જવા મને ફરમાન થયું. મેં સહેલાઇથી થોડાક દેડકા માર્યાં એટલે મને બીજે દિવસે એકલી મોકલવામાં આવી. મેં એક દેડકો પકડયો ને મારી ટોપલીમાં મૂકયો. ત્યાં કોઇ અલૌકિક સંગીતનો અવાજ સંભળાયો. હું રાજમાર્ગ તરફ દોડી ગઇ. સ્વપ્ને પણ કલ્પ્યુ નહોતું એવું દૃશ્ય મેં ત્યાં જોયું. બુરખા વગરની સ્ત્રીઓનું એક લાંબુ સરઘસ એક બેન્ડ પાછળ આગળ વધતું હતું. ઉચ્ચ સ્વરે તેઓ ગીત લલકારી રહ્યાં હતાં. બે જણના હાથમાં લાંબા વાંસ પર લાલ વાવટા ફરકતા હતા. "સ્ત્રીસ્વાતંત્ર્ય ઝીંદાબાદ!"નાં સૂત્રોવાળાં પાટીઆં પણ હતાં.

અજાણતાં જ હું તેમની પાછળ ગઇ. મારા એક હાથમાં ચાપીઓ ને બીજા હાથમાં ટોપલી હતી. અમે એક વિશાળ મેદાનમાં આવી ચઢયાં. ત્યાં અનેક ટેબલ ખુરશીઓ ગોઠવી દેવામાં આવી હતી. ઉપર રસોઇ પાણી ને નાસ્તાની વિપુલ સામગ્રી વ્યવસ્થિત રીતે મૂકેલી હતી. એક સ્ત્રી રંગમંચ પર ચઢી.

તેણે એક વ્યાખ્યાન કર્યું. અમારાં જીવન અન્યાયોથી ભરપૂર હતાં એવું તેણે બયાન કર્યું. પતિને પત્નીને મારવાનો હક્ક નહોતો એવો તેણે પડકાર કર્યો. સ્ત્રીઓને પુરુષો જેટલો જ કેળવણી લેવાનો હક્ક હતો: જીવન ભર બુરખામાં ગુંગળાઇ મરવાનું કાંઇ જ કારણ નહોતું વિગેરે હકીકતો તેણે કહી.

આશ્ચર્યચકિત બની હું તો ઉભી હતી ત્યાં જ જડાઇ ગઇ. પુરુષો જેટલું સ્ત્રીઓને સ્વાતંત્ર્ય મળે તો કેવું સરસ? પરંતુ અલ્લાહે ના પાડી નહોતી? પેલી રંગમંચ પર ઉભેલી મહિલા પાપી વાતો નહોતી કરતી? કદાચ બધા એને પત્થર મારી મારી જ નાંખશે એવી મને ધાસ્તી લાગી. પરંતુ વ્યાખ્યાન પૂરું થતાં તો એને તાલીઓના ગડગડાટથી વધાવી લેવામાં આવી. "સ્ત્રીસ્વાતંત્ર્ય ઝીંદાબાદ!"ના ચોમેર અવાજો થઇ રહ્યા. પછી પ્રમુખ ઇષ્વાહીમોવાની નજર મારા પર પડી. બધાં ખુરસીઓ પર બેઠાં હતાં જ્યારે હું એક ખૂણામાં ઉભી હતી. તેઓ મારી પાસે આવ્યા.

"બેસોને!" તેમણે મને માયાળુતાથી કહ્યું.

"મને ભય લાગે છે." મેં સંકોચથી ઉત્તર દીધો "હું એક ઇચ્છન સાથે રહું છું. એ જાણશે તો મને મારી નાંખશે."

"એ તમારો પતી છે?"

"ના. હું એમની દાસી છું."

એટલે એમણે મને ખૂબ જ આગ્રહ કર્યો. મને પરાણે બેસાડી ખવરાવ્યું. મેં એમને મારી તમામ હકીકત કહી.

"તારે ભણવું છે?" મેં પૂરું કર્યું એટલે તેમણે પૂછ્યું.

"ભણવાનું? હું તો સ્ત્રી છું!" મેં ઉત્તર દીધો.

એટલે તેમણે ધીરજથી મને સમજ પાડી. "અમીરના શાસનના ભયંકર દીવસો વીતી ગયા છે. પ્રજા હવે સ્વતંત્ર બની છે. સર્વના સમાન હક્કનો સ્વીકાર કરવામાં આવ્યો છે. પુરુષ કે સ્ત્રી જેને ઇચ્છા થાય તેને ભણવાની છૂટ છે."

"હા. હા. મને અભ્યાસ કરવાનું ઘણું જ મન છે." હું બોલી ઉઠી "મને તમારી સાથે રાખો. મારે 'ઇચ્છન' પાસે નથી જવું."

એ રીતે મારું નવજીવન શરૂ થયું. મને એ જીવનનો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. હું એક મોટા વનિતા વિશ્રામમાં રહેવા ગઇ. પહેલાં તો મને સ્નાનગૃહમાં પેસતાં જ ભય લાગતો. હવે તો મને ત્યાં કલાકોનાં કલાકો બેસી રહેવું ગમે છે. મારા જીવનમાં પહેલી જ વાર હું ત્યાં પલંગમાં સૂતી. મને લાગ્યું કે હું સ્વર્ગમાં વિરાજી રહી હતી. અન્તે મને નવાં લુગડાં મળ્યાં. ધીમે ધીમે હું લખતાં વાંચતાં શીખી. મારી ઝડપ સારી હતી. હું સુખી હતી. મારી માતાને મારી વાત કહેવા મને બહુ દિલ થયું. મને 'ઇચ્છન' પાસે મૂકી આવે તો!!! મને મારી માતાનો પણ ડર લાગતો.

એક દિવસે હું પથારી કરતી હતી ત્યાં ત્યારે બુરખો લાદેલી એક સ્ત્રી મારા ખંડના મુખ્યદ્વાર પર આવી ઉભી. "આવો" હું હસીને બોલી, "અત્રે એક પણ પુરુષ નથી." તે મારી પાસે આવી. એનો બુરખો મારા મસ્તકને અડકયો. મને ભય લાગ્યો, "મીરફૂલન!" એકાએક તે બોલી ઉઠી. એ મારી માતા હતી. પ્રથમ તો એ બોલી જ શકી નહિ. મને ખૂબ જોરથી આલિંગી રડતી જ તે ઉભી રહી. મેં તેની તમામ વાત સાંભળી. મારા મામા નવાં કપડાં લઇ બોકંદ આવ્યા હતા. મારું ખૂન થયું હતું એવી તેમને

વાત કરવામાં આવી હતી. હું દેડકાં મારી તલાવથી પાછી ન ફરી એટલે ધ્રચ્છને એક જ્યોતિષીની સલાહ લીધી. તેણે બહારવટીઆઓના હાથે મારા શીયળભંગની ને ખૂનની બનાવટી હકીકત કહી. એથી આખા ય ગાળા દર્મીયાન મારી માતાએ તો મને મરેલી ધારી રડ્યા જ કર્યું હતું. 'ધ્રચ્છન' તો એ ગાળાનો સમજુમાં સમજુ સજ્જન લેખાતો. એ કહે તે કદી અસત્ય ન હોય. એ મારી માતા મારા મોતની હકીકત સાચી માને એમાં નવાઇ શી? પછી એક દિવસ હું જે *વનિતા વિશ્રામમાં* રહેતી હતી ત્યાંથી મારી માતાને પત્ર મળ્યો. મને મળવા આવવા તેને પરવાનગી આપવામાં આવી હતી.

મારી માતાને શા માટે બોલાવી તેની મને પછીથી ખબર પડી. શાળાના એક યુવાન શિક્ષક મારી સાથે લગ્ન કરવા તૈયાર થયા હતા, મારી માતાએ અમારા લગ્નને સંમતિ આપી, અમે પરણ્યાં. ઘણી જ સાદી વિધિથી. સઘળો પ્રસંગ આટોપી લેવાયો. મારા પ્રથમના લગ્ન કરતાં આ વિધિ તદ્દન જ નિરાળી હતી. મેં શાળામાં જવાનું ચાલુ રાખ્યું. પાછળથી મને ને મારા પતિને વિદ્યાલયનો અભ્યાસ કરવા પરવાનગી મળી. પછી અમે તારકદ વિદ્યાલયમાં દાખલ થયાં. અર્થશાસ્ત્ર લઇ હું સ્નાતક થઇ. મેં રશિયન ભાષા પણ શીખી લીધી. મારા પક્ષની સભાસદ બની. મારી જાતની આર્થિક ને રાજકીય દૃષ્ટિએ સબડતી મહિલાઓનો વ્યવસ્થિત ઉદ્ધાર કરવાનો કાર્યક્રમ મેં ઉપાડી લીધો. મેં બાળલગ્ન વિરુદ્ધ જેહાદ જગાવી. આરોગ્યશાસ્ત્ર વિષેનું અજ્ઞાન દૂર કરવા કમર કસી. અભણ દશામાંથી મારી બેનોનો ઉદ્ધાર કરવાની મને ધગશ લાગી. અત્યારે પણ હું એજ કામ કરી રહી છું.

ધ્રચ્છન રશમતુલ્લા હજી ખોકંદમાં જીવે છે. એની બે પત્નીઓ અવસાન પામી છે. એનો ધંધો પડી ભાગ્યો છે જાદુઇ ચમત્કારો માટે હવે જુજ માણસો જ તેની પાસે આવે છે. પેલા વૃદ્ધ મુરાદી સાથે મારી બેનને પરણાવી દેવામાં આવી હતી. તે રાંડી છે. ત્યારબાદ તેણે બીજું લગ્ન પણ કરી લીધું છે. મારો ભાઇ ફરગાનામાં રોટીના કારખાનાનો નિયામક બન્યો છે. મારી બેન સુતરના કારખાનામાં કામકાજ કરે છે. મારી માતા પચાસ કામદારોના એક ચાકતરકારીના ક્ષેત્ર પર દેખરેખ રાખે છે. તે વાંચતા લખતાં શીખી ગઇ છે ને છેલ્લાં ૭ વર્ષથી તેણે બુરખો ફગાવી દીધો છે.

આ મારી વાત. મીરકુલને પશુતામાંથી સ્વાતંત્ર્ય કેમ પ્રાપ્ત કર્યું તેની એ ટુંકી કથા. તાજીકીસ્તાનના સોવિયેટ પ્રજાતંત્રનો એ પરિપાક *

---

* Sgon Irwin Kischના લેખ ઉપરથી.

# જાજરમાન જાગૃતિ

લેખક :
શ્રી. 'ચન્દ્રિક'

પ્રગતિની સાધનામાં સ્ત્રી અને પુરૂષ એકમેકના સહકારદ્વારા અમૂલ્ય ફાળો આપી શકે છે. સમાજની જનસંખ્યામાં અર્ધ જેટલા નારીદેહનો સમાવેશ થતો હોય સામાજીક પ્રગતિની પરિપૂર્ણતા અર્થે નારીજીવનના વ્યક્તિત્વનો વિકાસ આવશ્યક છે.

ભૂતકાલીન સમાજમાં પુરૂષના જેટલા જ હક્ક અને અધિકાર સ્ત્રીઓ ભોગવતી. આથી સામાજીક જીવનમાં સ્ત્રીપુરૂષની ભિન્નતા અગવડના કારણરૂપ ન બનતી. પણ વખતના વહેણ સાથે પરિસ્થિતિ ફેરવાઇ અને સ્ત્રીનું સ્થાન પુરૂષના કરતાં ઊતરતું ગણાવા લાગ્યું.

નારીજીવનની મહત્તાની પડતીનાં કારણો પ્રાણીશાસ્ત્રવિષયક કે અગત્યનાં નહોતાં ઐતિહાસિક અને આકસ્મિક ગણી શકાય. અસલી જાતિઓની અન્દર અન્દરની લડાઇઓના પ્રતાપે યોદ્ધાઓની લડાયક શક્તિને સમાજના મુખ્ય સદ્ગુણરૂપે આગળ ધરવામાં આવતી. સ્વાભાવિક માતૃપ્રેમના અમીવર્ષણને યોગ્ય ઘડતર ધરાવનાર સ્ત્રીવર્ગ બાળકની માવજતને મુખ્ય કર્તવ્ય માનતી અને પુરૂષની સરખામણીમાં નબળો બાંધો ધરાવતી હોઇ યુદ્ધક્ષેત્રમાં આગળ પડતો ભાગ લઇ શકતી નહી. પરિણામે, તે સમયમાં સ્ત્રીઓને અગત્યહીન માનવામાં આવતી. વધારામાં, સમરવિજયી વર્ગ વિરૂદ્ધ વર્ગના પુરૂષોનો સંહાર કરી તેમની સ્ત્રીઓને ઊપાડી જવામાં ગૌરવ માનતો. જીતના ઇનામ તરીકે ગણાતી એ સ્ત્રીઓનો તેઓ ફાવે તેવો ઉપયોગ કરતાઃ કાં તો તેઓનાં ઉપભોગ અર્થે તેમને ઝનાનામાં ગોંધતા અગર તો ગુલામ તરીકે વેચી દઇ દ્રવ્યોપાર્જન કરતા. આ પરિસ્થિતિએ નારીજીવનને અધમતાની પરાકાષ્ઠાએ પહોંચાડયું. યુદ્ધમાં વિજય મેળવી ઊપાડી લવાતી કે ખરીદ કરીને મેળવાતી હોવાને લીધે નારીદેહની કિંમત પુરૂષવર્ગને મન બીલકૂલ ન રહી. પરિણામે, પોતાના વર્ગની સ્ત્રીઓ તરફ પણ હલકી નજરે જોવાનું શરૂ થયું. તે ધોરણે જ રચાયેલા કાનૂનો અને રીતરસમોને પ્રતાપે સ્ત્રીઓને ફરજીયાત હલકું જીવન જીવવાની ફરજ પડી.

પુરૂષજીવન સ્ત્રીજીવન કરતાં ચઢીયાતું છે એ માન્યતાને દૃઢ બનાવતી સંખ્યાબંધ દલીલો આજારે પણ મોજુદ છે. મુખ્ય દલીલ એ છે કે વધુ શારીરિક બળ ધરાવતો હોવાના કારણે પુરૂષ સામાજીક જીવનમાં નબળા બાંધાના સ્ત્રીશરીર ઉપર સામ્રાજ્ય ભોગવે છે. ગર્ભધારણ અને સ્તનપાનની જવાબદારી ધરાવતી નારીનું શારીરિક બંધારણ પુરૂષના બંધારણથી નિરાળું છે એટલે સ્ત્રી પુરૂષના જેટલી બળવાન ન હોય એ સ્વાભાવિક છે. પણ, ગમે તેવા સંકટમય સંજોગોને ધીરજથી સહન કરવામાં અને રોગીના રોગની માવજત કરવામાં જે અજબ ચૈતન્ય વનિતા ધરાવે છે એ નારીજીવનની કુદરતી બક્ષીસના પ્રભાવે તે પોતાનું અનોખું ગૌરવ સાચવી શકે છે. વળી નૈતિક અને બૌદ્ધિક સંસ્થા તરીકે સ્થાપિત થયેલ સમાજમાં માત્ર શારીરિક બળના આધારે થયેલી સરખામણી ઉચિત ન જ ગણાય એ દેખીતું છે.

બીજી રીતે, આધ્યાત્મિક સિદ્ધાન્તના ધોરણ અનુસાર પુરૂષની સરસાઇ સાબીત કરવાના પ્રયત્ન થાય છે. લડાયકવૃત્તિ અને પ્રયત્ન–મક્કમતા જેવા ગુણો પુરૂષમાં વધુ પ્રમાણમાં વિકસિત થતા જણાય છે,

છે, જ્યારે માતૃપ્રેમ અને આત્મસંયમ જેવા મહદ્ગુણો નારીદેહમાં વિકસે છે. આ તફાવત જાતિભેદના કારણે હોય પ્રાણીશાસ્ત્ર વિષયક વિભાગને અવલંબિત છે. એટલે એ તફાવતના પ્રતાપે એક જાતિની બીજી જાતિ ઉપરની સરસાઈ સાબીત કરવા મથન કરવું મુનાસબ નથી. ઉપરાન્ત, સ્ત્રીઓમાં કાર્યારંભ શક્તિ, કલ્પનાશક્તિ કે શોધખોળ વિષયક શક્તિનો અભાવ છે એમ કહેવામાં આવે છે પણ વનસ્પતિ તેમ પ્રાણીઉછેર, વણવાનું અને કુંભારકામ જેવાં કાર્યની શરૂઆત કરનાર સ્ત્રીઓ હતી એ યાદ કરીએ છીએ ત્યારે નારી જીવનની મહત્તા ગૌરવહીન માનતાં અટકવાની ફરજ પડે છે.

ભૂતકાલીન પ્રતિહાસના સિદ્ધાન્તનુસાર પ્રમદાની કિંમત નજીવી હોય તે સદૈવ તાબેદારી ઉઠાવવા સરજાય છે એ માન્યતા પણ ભૂલ ભરેલી છે. એક વખત એમ મનાતું કે સામાજીક વિવરણ અર્થે સામાન્ય ગુલામો અને ખેતી ઉપયોગી ગુલામ–નોકરોની આવશ્યકતા અનિવાર્ય છે. અત્યારે એ માન્યતા ભ્રમમૂલક ઠરી ચૂકી છે. એજ્ને માત્ર ભૂતકાલીન માન્યતાને આધારે રચાયેલી ગુલામોની આવશ્યકતા જેમ બન્ધ થાય છે, તેમ ભૂતકાલીન સંજોગો અદશ્ય થતાં વનિતાની વ્યાજબી મહત્તાનાં મૂલ્યાંકન કરવામાં પાછી પાની કરવી એ સામાજીક પ્રગતિ ઉપર પ્રહાર કરવા સમાન છે.

નારી જીવનને ખીન કિંમતી ઠરાવતી ભૂતકાલીન રીતરસમો અત્યારે અસ્તિત્વ નથી ધરાવતી. સામાજીક પ્રગતિ માટે માત્ર સહાયક વૃત્તિ જ મહત્ત્વ ધરાવે એ પરિસ્થિતિ સદન્તર નિર્મૂળ થઇ છે. ઉપરાન્ત, વિજ્ઞાન અને વેદાન્તની ઝડપી પ્રગતિના આ સમયમાં સામાજીક લક્ષબિન્દુ, નવીન આદર્શ અને નવનવીન ધ્યેય ધારણ કરી આગે કૂચ કરવામાં ગૌરવ સેવે છે. નવાયુગની નારી આ નવીન આન્દોલનોના રંગથી રમાઇ પ્રવર્તક બળપ્રભાવે જાગૃત સ્ત્રી શક્તિની જ્વલન્ત પ્રતિમા જગત સમક્ષ રજુ કરવા કમર કસે છે.

છેલ્લાં હજારેક વર્ષથી, નારીજીવનને ગૌરવહીન લેખતાં કાલ્પનિક અને પૌરાણિક કથાનકોના પ્રભાવે સ્ત્રી જીવનની સાચી મહત્તાનો સામાન્ય જનતાને સહજ પણ ખ્યાલ નથી. આથી પ્રમદાની પ્રબળ શક્તિનાં સત્ય દર્શન જગત સમક્ષ રજુ કરવાની પ્રથમ નેમથી વર્તમાન સ્ત્રી શક્તિ પ્રગતિપન્થે કૂચ કદમ કરે છે. પ્રાણીશાસ્ત્રવિષયક તફાવતના પ્રતાપે નીપજતા શારીરિક અને આધ્યાત્મિક તફાવતને દૂર કરી શકાય તેમ નથી. એટલે કુદરતી રીતે અર્પાયેલ ગુણોને કેળવી તેનો સારામાં સારો ઉપયોગ કરવા તત્પર રહેવું એ વર્તમાન નારીનું જીવનધ્યેય બને છે.

વર્ષો જૂના કાનૂનો અને તે અંગેની રીતરસમોના કારણે સ્ત્રી જીવનની સંકુચિતતા પરાય છે. ઉપરાન્ત, વર્ષોથી ચાલી આવતી સામાજીક કડક નજરના પ્રતાપે ઊંડુ જડત્વ વનિતા જીવનમાં આરોપાયું છે. એ જડત્વ અને સંકુચિતતાનાં આવરણને ભેદી, આત્મજાગૃતિ સાધી, નારીજીવનને અનુરૂપ ચપળતાથી ચમકવાની ભાવના સ્ત્રીશક્તિની પ્રવૃત્તિના દ્વીતીય નેમરૂપ ગણાય.

વર્તમાન સ્ત્રીશક્તિની ઝડપી પ્રગતિ તૃતીય ઉદ્દેશ પણ ધરાવે છે. અણુઅણુ ધ્યેયપ્રાપ્તિ અર્થે મહાસર્વદા મથન કરવું એ સમાજની ગૌરવપૂર્ણ મહત્તા છે. આ મંથનના પ્રતાપે કોઇપણ વસ્તુ સર્વકાળ એક જ સ્થિતિમાં ટકી રહે એ સંભવિત નથી. એક સમયે મેળવેલા હક્ક કે અધિકાર ટકાવી રાખવા માટે પૂરતી સાવધતા ન દાખવવામાં આવે તો એ હક્ક તેમ અધિકારને વખતના વહેણના વહન દૂર દૂર તાણી જાય છે. અસ્તિત્વ અને

લગ્નની પેઠે, લગ્નબન્ધનથી વિમુક્ત બની છૂટાછેડા લેવામાં પણ સ્ત્રી અને પુરૂષને સમાન અધિકાર હોવા જોઇએ એમ નવાયુગની નારી માને છે. પતિપત્ની એકબીજાને ચહાતાં બન્ધ થાય એટલે તેઓ છૂટાં થાય એ અવશ્યક છે. બળજબરીથી તેમને બન્ધનવશ રાખવાં એ અનીતિને ઉત્તેજન આપવા જેવું છે. એટલે આવશ્યક પ્રસંગે પતિપત્ની લગ્નબન્ધનને દૂર કરાવી શકે એવી વ્યવસ્થા થાય તો જ વર્તમાન નારી સન્તોષના શ્વાસ લઇ શકે. છૂટાછેડાની આ માન્યતા ઉપર જરૂરી અંકુશ રાખી, કમનસીબ સંજોગો ઉપસ્થિત થાય તો લગ્નબન્ધન દૂર કરવું અયોગ્ય નથી. બ્રિટિશ હિન્દુસ્તાનની પ્રાન્તિક અને મધ્યસ્થ ધારાસભામાં રજુ થયેલાં બીલ આ હેતુ પાર પાડશે એમ લાગે છે.

નારીની પ્રગતિપ્રેરક હીલચાલનો છેલ્લો છતાં અતિ અગત્યનો ઉદ્દેશ માતૃત્વને લગતો છે. સમાજના ભાવિ નાગરિકો તરીકે નિર્માણ થયેલ સન્તાનો તરફ, કુદરતી રીતે, માતૃપ્રેમ ઢળે છે. એ પ્રેમના અમીવર્ષણના પ્રતાપે માતા પોતાના જીવનને ધન્ય માની ગૌરવવન્તી બને છે. જૂના સમયની પરિસ્થિતિને અનુસરી તે સમયે માતૃત્વ ફરજીયાત હતું. એટલું જ નહિ, માતૃત્વ ધારણ કરવાની આનાકાની કરવા સ્ત્રીને બીલકુલ હક્ક ન હતો. સમાજની અત્યારની પ્રગતિ, નવનવીન આદર્શો અને સર્વોત્તમ સંસ્કૃતિના સમયમાં નારીના ઉપર ફરજીઆત માતૃત્વ લાદવામાં આવે એ ઠીક નથી. એટલે વર્તમાન નારી મરજીયાત માતૃત્વની માગણી કરે છે.

આ રીતે, પુરૂષ અને સ્ત્રી વચ્ચેનો સામાજીક, આર્થિક અને રાજકીય તફાવત દૂર કરવા ઉપરાન્ત નારી પોતાના પગ પર ઊભી રહી નવીન તકોને અપનાવવા તૈયાર થાય એ હેતુથી વર્તમાન સ્ત્રીજીવનની પ્રગતિ વિષયક પ્રવૃત્તિ પોતાનું કાર્ય ધપાવે છે. એ જાજરમાન જાગૃતિની અનોખી પ્રગતિનાં આવશ્યક મૂલ્યાંકન આંકવામાં આવે તો નારીની મહત્વાકાંક્ષાની અભિવૃદ્ધિ નીપજે, આત્મવિશ્વાસ વધે અને સમાજના માનનીય તેમ જવાબદાર સભાસદ તરીકેનું સ્થાન સ્ત્રીને પ્રાપ્ત થતાં સમસ્ત સમાજની પ્રગતિપ્રેરક પ્રવૃત્તિમાં આવકારદાયક ઉમેરો થાય.





## [ ૧ ] સ્ત્રીઓએ કરેલી શોધખોળો

સ્ટીમરો માટેના સ્ક્રુ-બ્રેક, અગ્નિમાર્ગ ને કાચી ધાતુ ગાળવામાં વપરાતી ભઠ્ઠીઓ જેવી શોધખોળો સ્ત્રીઓએ કરી છે એવું કહીએ તો ઘણાજ થોડા માનવા તૈયાર થશે. છતાં સ્ત્રીઓએ જ સ્વતંત્ર રીતે કરેલી યા પ્રેરેલી સેંકડો શોધખોળોમાંની આ તો દાખલા તરીકે જ રજુ કરી છે.

હમણાં શેફીલ્ડનાં મીસીસ પીઅર્સને ગત વર્ષે ઇજનેરીઆનની શ્રેષ્ઠ શોધખોળ બદલ ઇન્સ્ટીટ્યુટ ઓફ પેટન્ટીઝે એક રૌપ્યચંદ્રક એનાયત કર્યો છે. હાથથી ચાલતું એ ધોવાનું યંત્ર છે. ત્રણ અઠવાડિયાનું કામ એ ત્રણ મીનીટમાં કરી આપે છે.

દરિયાઇ ઉંડાઇનું દુર્બિન એક મિસિસ મેયરે અઢારમી સદીમાં શોધી કાઢ્યું હતું. એનાથી પાણીની નીચે તરતાં જહાજોનાં તળીયાં તપાસી શકાય છે. એથી એમને કોરા ડક્કામાં હવે લાવવાં પડતાં નથી એટલે પુષ્કળ નાણાંનો ને સમયનો બચાવ થયો છે.

લીસેસ્ટરશાયરના એક કારખાનામાં અકસ્માતથીજ કાંગરીવાળાં મોજાં બનવા માંડયાં હતાં. એક સોય ભાગી ગઇ ને યંત્ર ચલાવનાર છોકરી બેદરકાર રહી. પરિણામે મોજાંની કેટલીક જોડો કાંગરીવાળી નીકળી. તેથી એ છોકરીને ખ્યાલ આવ્યો કે થોડો સમય સોય અટકાવી દેવામાં આવે તો સુંદર ડીઝાઇન બને. એ વાત વધાવી લેવામાં આવી ને નવી જોડોનો પ્રજાએ પણ સારો સત્કાર કર્યો.

એક સ્ત્રીનો પતિ એડી પર ચાલતો ને મોજાનાં તળીયાં ઘસી નાંખતો તેથી તે એને રોજ ટોકતી. આ ચાલુ ટકોરને પરિણામે ધાતુની એડી નાખવાનો ખ્યાલ આવ્યો. પરિણામે ત્રણ લાખ પાઉંડની કમાણી થઇ ને ચૌદ કરોડ ત્રીસ લાખ એડીઓ એક વર્ષના ગાળામાં જ વેચાઇ ગઇ.

રાઇ, મીઠું ને પીપરનો ઉપયોગ પણ સ્ત્રીઓની ભૂલોથી જ વધી પડયો છે.' ડરહામનાં મીસીસ ક્લેમેન્ટસે અર્વાચીન રાઇની શોધ કરી રાઇનું બીજ એને દળાવવાનો ને ઓગાળવાનો વિચાર આવ્યો. એવી તૈયાર રાઇને એણે 'ડરહામ મસ્ટાર્ડ' નામ આપ્યું. જ્યોર્જ પહેલાએ એને પહેલ વહેલી અપનાવી એટલે દેશભરમાં તે પ્રચલિત થઇ ગઇ.

એની ટરનર નામની એક ગરીબ છોકરીએ ઇંગ્લેન્ડમાં 'યલો સ્ટાર્ચ' દાખલ કર્યો. સર થોમસ ઓવરબરીના ખૂનના મુકદમામાં તે ઝડપાઇ હતી ને તેને સજા થઇ હતી ત્યારે એણે પોતાની બનાવટનો 'સ્ટાર્ચ' વાપરવા પરવાનગી માગી હતી.

હડર્સફીલ્ડની એક શ્રીમતી મહીલાએ એવી શોધ કરી છે કે એને પરિણામે જહાજોનું જીવન લંબાયું છે. મીસીસ એમીલીઆ રોબીનસન એક પીરીવાળાની સ્ત્રી હતી ઇસ્વીસન ૧૯૩૭ માં એણે પોલાદ પર સીસાનું પડ ચઢાવવાના હકનો પરવાનો લીધો છે. એથી પોલાદ કદી કટાશે નહિ.

સીસે મઢેલા લોખંડને દરિયાઇ વાતાવરણની જરા પણ અસર થશે નહિ 'ક્વીન મેરી' પર સીસું ચઢાવતા સીત્તેર હજાર ગેલન રંગ વપરાય પણ સીસું મઢેલું હોય તો માત્ર સાત હજાર ગેલને પતે એમ છે.

## [ ૨ ] દસ લાખ રણચંડીઓ

જ્યારે હિંદી મહિલાઓ પરદા મંડળોમાં આમ-ચપાટા હાંકે છે ત્યારે જગતની સ્ત્રીઓ આવતા જંગમાં પોતાનું નામ નોંધાવવા તૈયારી કરી રહી છે. જપાન ને ચીનમાં સ્ત્રીઓ રાઇફલ લઇ ઘૂમે છે. અમેરિકામાં રણચંડીઓ રણવાદ્યો સાથે કુચ કરતી દેખાય છે. લંડનમાં પણ હજારો મહિલા-

ઓએ બ્રીટીશ સ્ત્રીસેનામાં પોતાનાં નામ નોંધાવી દીધાં છે.

જાપાનના એક પત્રથી આપણને માહિતી મળે છે કે દસ લાખ જાપાની શિક્ષિત મહિલાઓએ પોતાના દેશના સંરક્ષણ માટે સ્વયંસેવક તરીકે નામ નોંધાવી દીધાં છે. એક સંસ્થામાં ૬૭૦૦૦૦ સભ્યો છે. બીજી સંસ્થામાં ત્રણ લાખ સભ્યો છે. આ સંસ્થાએ લશ્કરને વિમાનો તોપો દારૂગોળો વિગેરે પૂરાં પાડયાં છે કેટલીક સ્ત્રીઓ તો જાપાનીઝ સૈનિકોમાં ઉત્સાહ પ્રેરવા ઠેઠ ચીન સુધી પહોંચી ગઇ છે.

બ્રીટનની લશ્કરી તૈયારીઓ ખાતે બ્રીટીશ સ્ત્રીસેનાના બે વિભાગ પાડવામાં આવ્યા છે ને બે સરકારી તંત્રો તેની વ્યવસ્થા સાચવે છે. સંગ્રામ કાર્યાલયની દેખરેખ નીચેનો એક વિભાગ સ્ત્રીઓની પ્રાંતિક સેના તૈયાર કરે છે; તે અત્યારની સ્થાયી સેનાનું સ્થાન સાચવશે

અત્યારની પ્રાંતીય સેનાને જેવી કેળવણી આપવામાં આવે છે એવી જ કેળવણી સ્ત્રીઓને આપવામાં આવશે. સ્થાયી લશ્કરના બીનલડાયક પુરૂષનું સ્થાન યુદ્ધના ગાળામાં સ્ત્રીઓ સાચવશેઃ ને પુરૂષોને યુદ્ધ માટે છૂટા કરશે. એટલે આવતા જંગમાં પુરૂષો લડાઇમાં ઘુમશે ને સ્ત્રીઓ પુરૂષોનું બીજું તમામ કર્તવ્ય બજાવશે.

### ભુરા પોષાકો

પ્રાથમિક વ્યવસ્થા કરવા સંગ્રામ કાર્યાલયના આવાહનથી ભેગી મળેલી સ્ત્રીઓએ ગયા જગતયુદ્ધમાં પણ સ્ત્રીઓની પ્રવૃત્તિમાં ઘણો જ મહત્વનો ભાગ ભજવ્યો હતો.

આ સ્ત્રીઓને સંગ્રામ કાર્યાલયમાં એકઠી કરવામાં આવી. રાષ્ટ્રની બીજી મહિલાઓને લશ્કરી તાલીમ લેવા પ્રેરવાની તમામ તૈયારીઓ માટે જુદી જુદી સંસ્થાઓનું એકીકરણ કરવાનો તેમાં મુખ્ય હેતુ હતો.

આ નવી ભરતીને સીધા સામાન્ય પોષાકો અર્પણ કરવામાં આવ્યા. એ પોષાકો માટે ભુરો રંગ પસંદગી પામ્યો. પરંતુ એક સંસ્થાએ નવી ભરતીની મોટી સંખ્યા નોંધી પોતાના જ પોષાકો આપી જરા ગૂંચવણ ઉભી કરી છે.

નવા સૈન્યમાં ઉંચી પાયરીની નીમણુંકો કરતી વખતે થોડીક મુશ્કેલીઓ ઉભી થશે. જે સ્ત્રીઓએ છેલ્લા યુદ્ધમાં કામગિરી બજાવી છે તેઓ અત્યારે નવેસરથી રચાતા લશ્કરમાં સ્વાભાવિક રીતે અગત્યની પદવીઓ મેળવવા આશા રાખશે. પરંતુ એમ બનવાનો સંભવ નથી. અત્યારે તો યુવાન સ્ત્રીઓને મહત્વની પદવીઓ આપવી એવું વલણ છે. ગયા યુદ્ધના અનુભવીઓને માત્ર કામચલાઉ પદવીઓ જ અપાશે.

### બ્રીટનના ઇતિહાસમાં અજોડ

સ્ત્રીસેનાનો બીજો વિભાગ સંગ્રામ કાર્યાલયની પડખે રહીને જ કામ કરે છે પરંતુ તેની વ્યવસ્થા ગૃહમંત્રીનું કાર્યાલય સંભાળે છે. આ વિભાગ હવાઇ હલ્લાથી બચવાની તૈયારીઓમાં અગત્યનો ભાગ ભજવે છે. લેડી રીડીંગ એનાં પ્રમુખ છે. એક વિભાગની સ્ત્રીઓને બીજા વિભાગનું કામ માફક આવે તો ફેરબદલી કરવાની છૂટ રાખવામાં આવી છે. આખીયે યોજનાનો મૂળ સિદ્ધાંત એવો છે કે જે કામ માટે જે સ્ત્રી લાયક હોય તે કામ તેને સોંપવું.

આ બે વિભાગોમાં વહેંચાયલી સ્ત્રીસેના બ્રીટીશ ઇતિહાસમાં અજોડ બનશે. સંગ્રામ જામે તો દેશની દરેક સ્ત્રીએ યુદ્ધમાં શું કર્તવ્ય બજાવવું તેની વ્યવસ્થા કરવા માટે આ સેના ખાસ તકેદારી રાખશે.

### સ્ત્રીઓનું અપમાન

સ્ત્રી કારકુનો ને મંત્રીઓની સંસ્થાનાં વ્યવસ્થા મંત્રી મીસ એવન ગોડવીને ઉદ્યોગોમાં સ્ત્રી કામદારોને મળતા મહેનતાણાનો પ્રશ્ન છણવા મહિલા મંડળની માન્ચેસ્ટરમાં બોલાવેલી પરિષદમાં નેશનલ સ્પીન્સ્ટર્સ પેન્શન્સ એસોસીએશન તરફથી પંચાવન વર્ષે સ્પીન્સ્ટર્સને આપવાના પેનશન બાબત કરેલી અરજીની ખૂબજ ટકટકણી કાઢી હતી.

મીસ. એ. બી. હોરન પ્રમુખસ્થાને હતાં. સ્ત્રીઓના વ્યાપારી સંઘો, કામદાર સંઘો, સરકારી સંસ્થાઓ ને વ્યાપારી સંસ્થાઓના પ્રતિનિધિઓની મોટી સંખ્યાએ હાજરી આપી હતી. ઔદ્યોગિક સંસ્થાઓમાં પુરૂષો ને સ્ત્રીઓના મહેનતાણાનું ધોરણ જુદા જુદા પ્રકારનું છે તે હકીકત તરફ વ્યાપારી સંઘ પરિષદે વ્યાપારી સંઘોનું ધ્યાન ખેંચ્યું હતું, તેમજ મહેનતાણાનો યોગ્ય દર નક્કી કરવા ને ઉદ્યોગોમાં પડતી સ્ત્રીઓની જરૂરીઆતો ને આર્થિક હકોની સલામતી માટે સહકાર આપવા, કામદાર સ્ત્રીઓ ને કુમારીઓને વ્યાપારી સંઘોના સભ્યો બની જવા પ્રોત્સાહન આપવા આગ્રહ કર્યો હતો, એ બન્ને ઠરાવોની કદર કરવામાં આવી.

પુરુષો કરતાં સ્ત્રીઓને દસ વર્ષ વહેલું વૃદ્ધાવસ્થા માટેનું પેન્શન મળે એ માટે દોરવાઇ ન જવાની મીસ ગોડ્‌વીને કામદાર સ્ત્રીઓને વિજ્ઞપ્તિ કરી. એ યોજના તો સ્ત્રીઓના અપમાન રૂપ હતી અને જો તે અમલમાં આવે તો પગાર ધોરણ પર તેથી ભારે ફટકો પડે તેમ હતું એવું તેણે જાહેર કર્યું.

## બરતરફીનું આમંત્રણ

આ પેન્શનો માટે કાંઇ પણ પાયો તો હોવો જોઇએ ને ? પંચાવન વર્ષ પછી સ્ત્રીઓ કામ કરી શકતી નથી એવી દલીલ રજુ કરવામાં આવી હતી. એટલે પંચાવન વર્ષથી વધારે વયની સ્ત્રી કામદારને દરેક શેઠે રજા આપવી એમ નહિ તો બીજું શું ? એ વયની સ્ત્રીઓને એ ધારેલા કામ માટે લાયક નથી એમ સાફ જણાવી દેવું એમ નહિ તો બીજું શું ? સ્ત્રીઓના પગારના ધોરણ પર ફટકો મારવા આ ભયાનક હથિયાર ઉપાડવામાં આવ્યું હતું. જેને બીલકુલ ઔદ્યોગિક અનુભવ નહોતો એવી સ્ત્રીઓએ એ દલીલ કરી હતી. વ્યાપારી સંઘોના ક્ષેત્રમાં શું બનતું હતું તેનો પણ એમને ખ્યાલ નહોતો. એ તો બધા ભણી સ્ત્રીઓ છે. એમણે મગજની કલ્પના પ્રમાણે પોતાની ભાવનાઓ વહેવા દીધી છે, પંચાવન વર્ષની વયે પેન્શન આપવું એ વાત રજુ કરવામાં કેટલું જોખમ રહેલું છે તેની તેમને કલ્પના પણ નથી, ઉત્તરની સ્ત્રીઓ તો ઘણી જ સ્વતંત્ર કહેવાય છે છતાં પંચાવન વર્ષે અઠવાડિયાની દશ શિલિંગ લઇ સંતોષ શી રીતે પામી એ જ આશ્ચર્યજનક હતું. સ્ત્રીઓએ યોગ્ય મહેનતાણું માગવું જ જોઇએ ને મેળવવું પણ જોઇએ.

## આર્થિક સ્વાતંત્ર્ય

ચાલીસ લાખ સ્ત્રીઓ ઉદ્યોગોમાં રોકાયલી છે. દસ લાખ સ્ત્રીઓ વ્યાપારી સંઘોમાં જોડાઇ છે. અવ્યવસ્થિત ટોળાની વિરૂદ્ધ પડી મજુરોના દરો ઉંચા ટકાવી રાખવા તેમણે પ્રયત્ન કરવાનો છે. સારા ઉદ્યોગોમાં પુરુષોના દર કરતાં સ્ત્રીઓના મહેનતાણાનો દર બે તૃતિયાંશ છે. અવ્યવસ્થિત ઉદ્યોગોમાં અર્ધા કરતા પણ ઓછો દર મળે છે, છતાં અઠવાડિયે ત્રીસેક શિલિંગ મળે એવો સામાન્ય દર સ્વીકારવા બધાં કેમ તૈયાર થયાં છે તે સમજી શકાતું નથી.

ઉદ્યોગોમાં સ્ત્રીઓ પુરુષોનું સ્થાન લે છે એ હકીકત વજુદ વગરની છે. ઝુરોસ ઉદ્યોગોમાં કામગિરીનું પ્રમાણ હમણાં હમણાં ઘણું જ ઘટી ગયું છે. સહેલા ઉદ્યોગોમાં એ પ્રમાણ વધ્યું છે. એટલે સ્ત્રીઓનું કામ વધ્યું છે એ નિર્વિવાદ છે. સ્ત્રીઓના ઉદ્યોગોમાં પુરુષો કરતાં સ્ત્રીઓની માગણી વધારે હોય એ સ્વાભાવિક છે. શેઠીયાઓ સ્ત્રી કામદારોની જ માગણી કરે છે એ હકીકત બરાબર નથી. પરંતુ પુરુષ કરતાં સ્ત્રી કામદારો સોંઘી પડે છે એ જ બીના મહત્વની છે. સ્ત્રીઓના મહેનતાણાનો દર વધારવાનું કાર્ય વ્યાપારી સંઘોને ઘણું જ મુશ્કેલ નીવડ્યું છે. પુરુષો જેટલું મહેનતાણું નક્કી કરી આપવાનું કાર્ય કઠીન છે. ‘ આ સ્ત્રીનું કામ છે ’ એ વિચાર જ કાઢી નાંખવો જોઇએ. કામ ને કામ તરીકે જ નીહાળવું જોઇએ ને કામનો જ દર નક્કી કરવો ઘટે. એ નીતિએ કામ કરીશું તો જ આ પ્રશ્નનું વહેલું નિરાકરણ આવશે.

સામાન્ય મ્યુનિસિપલ કામદારોના રાષ્ટ્રિય સંઘવાળાં મીસ લીલી થોમસે જાહેર કર્યું કે સુતરાઉ ઉદ્યોગોનો જ બધા દાખલો લે છે. એમણે પુરુષો ને સ્ત્રીઓની મજુરીના દર હવે સરખા કર્યા છે તો બીજા ઉદ્યોગોમાં પણ તેમ થવું જ જોઇએ. એ ક્ષેત્રમાં મજુરોના ચોકકસ દરોની યાદી જ બનાવવામાં આવી છે એટલે પછી એ કાર્ય પુરુષ કરે કે સ્ત્રી છતાં દરેકને સરખું જ મહેનતાણું મળે છે.

મીસ એ. બી. હોરને સ્ત્રીઓના કામદાર સંઘોનું મહત્વ ને ધ્યેય સમજાવ્યું. ઔદ્યોગિક પ્રદેશમાં સ્ત્રીઓને આર્થિક સ્વાતંત્ર્ય અપાવવા જ એ સંઘો સ્થપાયલા છે. પુરુષો જીવનનું જે ધોરણ હકક તરીકે માગે છે તે ધોરણ સાચવવા માટે જરૂરી મહેનતાણું મેળવવાની સ્ત્રીઓને પણ એટલી જ આવશ્યકતા છે એ વાત તેણે પ્રતિપાદિત કરી. અત્યારે કેટલીક સ્ત્રીઓને મજુરીમાં સમાન દર મળ્યા છે, કારણ કે એમના કુટુંબીઓ એમની સાથે જ એ ઉદ્યોગમાં પડેલા હતા, બાકી સ્ત્રીઓ સોંઘી પડે છે માટે જ તેમને ઉદ્યોગોમાં સ્થાન મળે છે, નહિ કે તેઓ કામ કરી શકે છે તે માટે.

પ્રયોજક :
રમણીકલાલ જયચંદભાઇ દલાલ
બી. એ. એલએલ. બી. ; વકીલ



# સ્ત્રીજગત

**અખિલ હિંદ મહિલા પરિષદની** દાદર માટુંગાની શાખાની પરિષદ દાદર ખાતે ચાલુ મહિનામાં ભરાઇ હતી. આ પ્રસંગે સ્ત્રીઓના હુન્નર ઉદ્યોગોના નમુનાઓનું એક પ્રદર્શન પણ ભરવામાં આવ્યું હતું.

લાઠીમાં શ્રીમતી રાજકુમારી અમૃતકુંવરના પ્રમુખપદે મહિલા પરિષદ મળી ગઇ.

અમદાવાદની જેલના વીઝીટર તરીકે કુ. મૃદુલા અંબાલાલ સારાભાઇ નીમાયાં છે.

**ઝવેરીજી હૉલમાં બહેનોની સભા :** વીમેન્સ ઇન્ડીઅન એસોસીએશન અને નેશનલ વીમેન વોટસ લીગના આશરા હેઠળ સ્ત્રીઓની જાહેર સભા તા. ૨૯ મી સપ્ટેંબરના રોજ સ્હાંજના ૫-૦ વાગે મીસીસ મીઠા ન. જમશેદ લામના પ્રમુખપણા હેઠળ ઝવેરીજી હૉલમાં મળી હતી જે પ્રસંગે બહેનોએ સારી સંખ્યામાં હાજરી આપી હતી.

સભાની શરૂઆતમાં પ્રાર્થના ગીત ગવાયા બાદ મીસીસ લામે ભાષણ કરતાં જણાવ્યું હતું કે ખોરાક જીવનનો અગત્યનો ભાગ છે જેના પર આપણી તંદુરસ્તીનો આધાર રહેલો છે. પરમેશ્વરે વિચાર શકિત આપી છે તો કયો ખોરાક સારો અને કયો નઠારો તેનો પ્રત્યેક માણસે વિચાર કરવો જ જોઇએ. સાત્વીક ખોરાકથી પ્રજા શકિત-શાળી બનશે અને આપણું ભાવી ઉજવળ બનશે. આપણા દરદોનું મૂળ પણ મોટે ભાગે આપણો ખોરાક છે. ગમે તેવું વિચાર કર્યા વિના ખાવાથી આપણી તંદુરસ્તી બગડે છે અને આપણી સાથેના રહેનારાઓને પણ અસરકરતા નીવડે છે. કેળવણી-ની પ્રગતી સાથે તંદુરસ્તીની જરૂર છે

ત્યારબાદ તંદુરસ્તીને લગતાં પ્રાસંગીક પ્રવચન બાદ શ્રીમતી હીરાબાઇ તાતાએ હિંદની યુનીવર્સ-ટીઓમાં ખોરાક તથા શારિરીક ખીલવણીની વિદ્યાના ખાસ અભ્યાસ માટે પ્રોફેસરોના ઓદ્ધા નીયત કરવા તથા એ જ બાબતો હિંદના સ્ત્રી પુરૂષોને લગતા ઉતરતા તથા ચઢતાં દરજ્જાની સેકંડરી અને હાયૂસ્કુલોમાં ફરજીઆત શીખવાની આવશ્યકતા દર્શાવતો ઠરાવ રજુ કર્યો હતો, જેને કેટલીક બહેનો તરફથી ટેકો આપવામાં આવ્યો હતો. બાદ ઠરાવ પસાર થયેલો જાહેર થયો હતો. બાદ પ્રમુખનો આભાર માની સભા વીસરજન થઇ હતી.

**ગરબાનો મેળાવડો :** મ્યુનીસીપલ ગુજરાતી ચુલેશ્વર સેંટ્રલ કન્યાશાળાનો નવરાત્રિના ગરબાનો ૧૪ મો વાર્ષિક મેળાવડો તા. ૨૭ મી સપ્ટેંબરે કુ. બચુબ્હેન લોટવાળાના પ્રમુખપણા હેઠળ ગીલ્ડર ટૅંક બીલ્ડીંગમાં યોજાયો હતો. પ્રમુખે ભાષણમાં સ્ત્રી કેળવણી ઉપર ભાર મૂકયો હતો. આજની કન્યા કાલની માતા છે તે માટે, તથા સ્ત્રીને આજના બેકારીના યુગમાં પોતાના પગ પર ઉભા રહેવાની તાકાત મેળવવાની જરૂર છે તે માટે પણ સ્ત્રીઓએ શિક્ષણ મેળવવાની ખાસ જરૂર છે એવું એમણે જણાવ્યું હતું.

**જ્યોતિસંઘનું પ્રદર્શન :** ગાંધી જયંતી ઉત્સવ નિમિત્તે અમદાવાદના 'જ્યોતિસંઘ' તરફથી પ્રદર્શન યોજવામાં આવ્યું હતું. એની ઉદ્ઘાટન ક્રિયા શ્રી. વિદ્યાબ્હેન નીલકંઠને હસ્તે થઇ હતી. પ્રમુખસ્થાને શ્રી જીવનલાલ દિવાન હતા.

**બઇરાંએ પગરખાં પહેરવાં નહિ :** કાઠિયાવાડમાં પાંચમા વર્ગનો અધિકાર ભોગવતા ત્રણ ગામના વાંસાવડ તાલુકા પર ૭૨ જેટલા ભાગદારો અધિકાર ભોગવે છે, જેમાંના એક ભાગદાર દરબારે પોતાની હકુમત નીચેની પાટીમાં પાટીના પ્રજાજનો જોગ હુકમ ફરમાવ્યો છે કે કોઇ પણ પ્રજાજનને પોતાની માલીકીના ઢોરનું દુધ કે છાણા વેચવાં નહિ અને વેચશે તો તેનો દંડ કરવામાં આવશે. દરબારનો હુકમ આટલેથી નહિ અટકતાં આગળ વધે છે કે પાટીનું કોઇ પણ બૈરું પગમાં પગરખાં પહેરીને દરબારો બેઠા હોય અગર ચાલ્યા આવતા હોય તેની સામે ચાલશે અગર નિકળશે તો તેનો પણ દંડ કરવામાં આવશે.

**મહુવામાં ગાંધી જયંતી :** મહુવાની સ્ત્રી-

દરજ્જા સંબંધી તાકીદની તપાસ કરવા માટે રાષ્ટ્ર-સંઘે કાઉન્સીલ નિમવા માટે આભાર પ્રદર્શિત કરવા માટે લંડનમાં બ્રિટનની સ્ત્રીઓ ભેગી થઇ હતી.

ગ્રેટબ્રિટનની સ્ત્રીઓના દરજ્જા સંબંધી કોન્ફરન્સ પાળી, બ્રિટિશ પ્રતિનિધિ અને લીગ કમિટિના પ્રમુખ પ્રોફેસર ગટારેજે ગોવર સ્ટ્રીટમાં, યુનિવર્સિટી કોલેજમાં જાહેર ભાષણ આપ્યું હતું.

પ્રો. ગટારેજે જણાવ્યું કે, અમુક દેશ સંસ્કૃતિમય છે એટલે સ્ત્રીઓના દરજ્જા સંબંધી બધું બરાબર છે તેમ માની લેવું તદ્દન ખોટું છે. યુરોપમાં એકાદ બે દેશો એવા છે કે જ્યાં પૂર્વના દેશો કરતાં પણ પરિણીત સ્ત્રીઓની સ્થિતિ વધારે ખરાબ છે. હું ધારું છું કે તપાસણીથી બીજું કંઇ પણ ન થાય તો પણ આ દેશો પરિણીત સ્ત્રીઓની સ્થિતિ સંબંધી જાહેર જનતાનો મત એવો જાગૃત થશે કે કંઇક તો કરવુંજ પડશે.

કેટલાક દેશોમાં સ્ત્રી પોતાની મિલ્કતનો પોતાની મરજી મુજબ ઉપયોગ કરી શકે છે. ત્યારે કેટલાક દેશોમાં પતિની સંમતિ વિના તે બેંકમાં ખાતું પણ ખોલી શકતી નથી.

સ્ત્રી શિક્ષીકાઓના રાષ્ટ્રીય સંઘવાળા મીસ ઇ. કુકે બધાં સરકારી ખાતામાં સમાન દરજ્જા તથા સમાન પગાર માટે અપીલ કરી હતી. મિસ નાન્સી સ્ટુઅર્ટ પાર્નેલે સ્ત્રીઓને પરદેશ ખાતામાં તથા એલચી ખાતામાં નોકરી આપવા માટે માગણી કરી.

મિસ પિકટન-ટર્બરવેલે ઉમરાવોની સભામાં સ્ત્રીઓને દાખલ કરવા માટે આગ્રહ કર્યો. તે સભા બાર ચૌદ સ્ત્રીઓથી ખરેખર ઉજ્જ્વળ બની રહેશે.

મિસિસ હોકોયે પતિ તથા પત્નીની આવક પર જુદો કર નાખવાની માગણી કરી અને જણાવ્યું કે અત્યારની સંયુક્ત પ્રથા નીતિ ઉપર કર નાખવા જેવું હતું.

**સ્ત્રી ગવર્નર :** વોશીંગ્ટનના કામ ચલાઉ ગવર્નર તરીકે પહેલી જ વાર એક સ્ત્રી મીસીસ એલી રીન્ઝે ફરજ બજાવી છે. વોશીંગ્ટનના વઝીર-પદે આવનાર પણ તેઓ પ્રથમ સ્ત્રી હતાં. ૧૯૨૩ થી તેઓ પ્રથમ વોશીંગ્ટન ધારાસભામાં સેવા કરે છે.

**સીયામની સ્ત્રીઓ પર આફત :** દુનિયાના પ્રગતિમાન દેશમાં સ્ત્રીઓ જાહેર નોકરીઓમાં અને પ્રવૃત્તિમાં આગળ પડતો ભાગ લેવા મંડી છે અને જુદા જુદા વ્યવસાયોનાં બંધ રહેલાં દ્વારો પણ સ્ત્રીઓ માટે ખુલવા માંડયા છે ત્યારે સીઆમ એ દિશામાં પાછું હઠતું એક પગલું ભરવાની તૈયારીમાં હોય એમ લાગે છે.

સીઆમ સરકારની બધી કચેરીઓમાંથી સુંદર સ્ત્રી ટાઇપીસ્ટો અને હીસાબ રાખનારી સ્ત્રીઓને બરતરફ કરવાની સૂચના સીઆમના આગેવાન રાજદ્વારી પુરૂષ નાઇચામ ચામશારનેટે કરી છે. " સરકારી કચેરીઓમાં કામ કરનારા નોકરોમાં સારી નીતિમત્તા જળવાઇ રહે તે માટે સરકારે બધીય સ્ત્રીઓને, એ કચેરીમાંથી બરતરફ કરવી જોઇએ. " એવી તેમની માંગણી છે.

તે કહે છે: " કામ કરવાંનાં કલાકો દરમ્યાન પોતાની આસપાસ સુંદર મુખાવીંદવાળી રમણીઓ નજરે પડયા કરે એટલા ખાતર જ રાજ્યના જુદા જુદા ખાતાઓના વડાઓ તરૂણ સ્ત્રીઓને નોકરીએ રાખે છે. સરકારી કચેરીઓમાં આ તરૂણીઓની હાજરી સરકારી અમલદારો અને તેઓની પત્નીઓ વચ્ચે ઘરકંકાસ ઉપજાવે છે એટલું જ નહિ પણ અમલદાર અમલદારમાં એ વિખવાદ જન્માવે છે.

વળી તરૂણીઓની હાજરીને પરિણામે કાર્ય-કૌશલ્યમાં પણ ખામી આવે છે. માટે સરકારે એ બધી જગ્યાઓ પરથી તરૂણીઓને બરતરફ કરી તેમનું સ્થાન પુરૂષો દ્વારા પુરવું જોઇએ. "

**કેનેડાની રોયલ સોસાયટીનો ચન્દ્રક :** સાહિત્યના કલ્પના ક્ષેત્રમાં ઉચ્ચ શક્તિ દર્શાવવા માટે મીસ માઝો દલા રોશને આપવામાં આવ્યો. પ્રથમ જ વેળા આ ચન્દ્રક સ્ત્રીને મળ્યો છે.

**ઇંગ્લાંડમાં સ્થપાયલા સીવીલ એર-ગાર્ડમાં જોડાવાની** અરજીઓ કરવામાં સ્ત્રીઓએ ભારે ધસારો કર્યો છે. ' એ ' ગાર્ડના સ્ત્રી વિભાગનાં મુખ્ય સલાહકાર તરીકે મીસીસ ફ્રેગલીની નિમણુંક થઇ છે.






**સત્તાવન (૫૭)** : લેખક : શ્રી નગીનદાસ પારેખ, પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ. મૂલ્ય: રૂ. ૧-૮-૦.

ઇ. સ. ૧૮૫૭નો વિપ્લવ જેને અંગ્રેજ ઇતિહાસ-લેખકો "સીપાઇઓના બળવા" તરીકે ઓળખાવે છે, તે સ્વાતંત્ર્યયુદ્ધનું ટુંકામાં છતાં રસભરી બાનીમાં વર્ણન આલેખતું આ પુસ્તક ગુજરાતી સાહિત્યમાં સત્ય ઇતિહાસના જે ગણ્યા ગાંઠ્યા પુસ્તકો છે તેમાં જરૂર અગ્રસ્થાન લેશે. એ વિપ્લવને અંગે અનેક જુઠાણાં અંગ્રેજ ઇતિહાસ-લેખકોએ ફેલાવ્યાં છે અને દેશના દુર્ભાગ્યે એમના એ જુઠાણાંથી ભરેલા ઇતિહાસો આજે પાઠ્ય-પુસ્તકો તરીકે અનેક શાળાઓમાં ચાલે છે. કુહાડીના હાથા જેવા ખુદ આપણા પોતાના વિદ્વાન લેખાતા માણસોએ એવાં પુસ્તકોના ગુજરાતી ભાષાંતરો વગર વિચારે ફક્ત કમાવાની દૃષ્ટિએ કર્યાં છે એવાં પુસ્તકોને બદલે આ પુસ્તક જેવાં પુસ્તકો પાઠ્ય-પુસ્તક તરીકે ચલાવાય તો આપણી ભાવી પ્રજાને ઇતિહાસનો સાચો ખ્યાલ આવે અને દેશભક્તિનો પાયો તેમના હૃદયમાં નંખાય. શ્રી. પારેખ 'નિવેદન'માં જણાવે છે કે આ પુસ્તક અકસ્માતથી લખાયું છે; અમે ઇચ્છીએ છીએ કે એવા અનેક અકસ્માત થાય અને ગુજરાતી સાહિત્યને હિંદનો ઇતિહાસ સત્ય સ્વરૂપમાં આલેખતાં આવાં અનેક પુસ્તકો મળે.

**આરોગ્ય ગ્રંથાવલિ : પુસ્તક ૧ : દર્દો, દવાઓ અને ડાકતરો; પુસ્તક ૨ : અપચાના સહેલા ઉપાયો; પુસ્તક ૩ : શરદી અને સળેખમ** : લેખક : શ્રી. રમણલાલ એન્જિનીઅર. પ્રકાશક : ઉપર પ્રમાણે. મૂલ્ય (અનુક્રમે): રૂ. ૧-૪-૦; રૂ. ૦-૪-૦ અને રૂ. ૦-૬-૦.

આજે અનેક દર્દો મનુષ્યજીવનનો ભોગ લઇ રહ્યા છે. એ દર્દોનું કારણ શોધવાને અને એવા દર્દો થતા અટકાવવાને બદલે આપણે દર્દો થવા દઇએ છીએ અને પછી ડોકટરોનો આશ્રય શોધી દવાઓના ઘુંટડા પીયે છીએ. આ ગ્રંથાવલિના પુસ્તકોના લેખક નિઃસર્ગોપચાર-કુદરતી ઉપાયોમાં માને છે અને એ માન્યતા જનસમાજના મગજ પર ઠસાવી દર્દો થતાં અટકાવવા માટે યા થયા પછી તે નાબુદ કરવા માટે કુદરતી ઉપાયોનો પ્રચાર કરવા ઇચ્છે છે. એમનું પ્રથમ પુસ્તક વાંચતાં પ્રથમ દર્શને એમજ લાગે કે લેખક ડોકટરોના કટ્ટર દુશ્મન હશે. પરંતુ આખું પુસ્તક વાંચી એમનું દૃષ્ટિબિંદુ સમજવા યત્ન કરનારને એમની વાત સાચી લાગશે. આપણા ઘણા દર્દો આપણી ભ્રમમૂલક માન્યતાઓ, આપણા નાના-મોટા વ્યસનો અને આપણા જીવનની ભૂલભરેલી રહેણીકરણીને આભારી છે. કયું દર્દ શાથી થાય છે તે આપણે બરોબર સમજી લઇએ અને સંયમ રાખી તેનું મૂળ કારણ દૂર કરીએ તો આપણે અનેક ઉપાધિમાંથી ઉગરી જઇએ એમાં નવાઇ નથી. એમનાં બીજાં બે પુસ્તકો આ દેશમાં સામાન્ય પ્રચલિત રોગો-અપચો, શરદી અને સળેખમ થવાના કારણો બતાવી એ રોગો સંયમ અને કુદરતી ઉપાયથી કેવી રીતે અટકાવી શકાય યા રોગ થયા પછી તેને કેવી નાબુદ કરી શકાય તે સ્હેલી ભાષામાં સમજાવે છે. અમે માનીએ છીએ કે આ પુસ્તકો સામાન્ય જનસમાજને અત્યંત ઉપયોગી થશે અને તેમને અનેક રોગોના પંજામાં સપડાતાં બચાવી લેશે એટલું જ નહિ પણ અનેક ભ્રમમૂલક માન્યતાઓ દૂર કરશે.

**સોયાબીન્સ** : લેખક : શ્રી એફ. એસ. કાળે, બી. એ., એ. આર. એસ. આઇ: એફ. એ. પી. એસ; ડી, એચ, એમ., ફુડ સર્વે ઓફીસર, વડોદરા રાજ્ય, પ્રકાશક : મેસર્સ મગનલાલ પી. સીડસમેન એન્ડ સન્સ, વડોદરા. મૂલ્ય: રૂ. ૩-૦-૦

થોડા વર્ષો પ્હેલાં ગુર્જર નરેશ શ્રીમંત મહારાજ શ્રી. સયાજીરાવ ગાયકવાડે સોયાબીન્સ

હિન્દમાં દાખલ કર્યાં ત્યારથી એ નવીન ધાન્યથી પ્રજા જાણીતી થઇ છે. વડોદરા રાજ્યે અત્યાર સુધીમાં એ ધાન્યના વાવેતર અને ઉપયોગ માટે સતત પ્રયત્નો કર્યા છે અને તેને પરિણામે વડોદરા રાજ્યમાં અને અન્યત્ર કેટલાક ખેડુતોએ તેનું વાવેતર શરૂ કર્યું છે. એમ છતાં જેટલી અગત્ય એ ધાન્યની ઉપયોગિતા જોતાં એના વાવેતરને અપાવી જોઇએ તેટલી અપાતી નથી. આ પુસ્તકના લેખક વડોદરા રાજ્યમાં ખાદ્ય-નિષ્ણાતનો ઓદ્ધો ધરાવે છે અને યૂરપ, અમેરિકા અને એશિયાના જે દેશોમાં એ ધાન્યનું વાવેતર થાય છે, તેની જાતે માહીતિ મેળવી આ પુસ્તક તૈયાર કર્યું છે. એમાં વાવેતર ઉપરાંત એ ધાન્યની ૩૦૦ પ્રકારની વાનીઓ બનાવવા સંબંધી પણ માહીતિ આપવામાં આવી છે. આ પુસ્તક ફક્ત ખેડુતો જ નહિ પરંતુ સોયાબીન્સનો ઉપયોગ કરવા ઇચ્છતા સામાન્ય જનસમાજને પણ ઉપયોગી થશે. ખોરાકની દૃષ્ટિએ બીજાં અનેક પ્રકારના ધાન્ય કરતાં સોયાબીન્સ વધારે ઉપયોગી તત્વો ધરાવે છે, એમ મહાત્મા ગાંધીજી જેવી વિભુતિઓએ કબુલ કર્યું છે. આ પુસ્તકનો લાભ મોટી સંખ્યામાં લેવાય એમ અમે ઇચ્છીએ છીએ.

**શ્રી. વિદ્યાવિજયજીનાં વ્યાખ્યાનો :** ભાગ ૧-૨-૩ : વ્યાખ્યાનકાર મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી, પ્રકાશક : શ્રી. દીપચંદ બાંઠીયા, ઉજ્જૈન.

સ્વ. શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી વિજયધર્મ સુરિશ્વરજીના એક પટ્ટશિષ્ય તરીકે અને જૈનશાસ્ત્ર-વિશારદ તરીકે મુનિરાજ શ્રી વિદ્યાવિજયજીનું નામ ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં સારી રીતે જાણીતું છે. સાથે સાથે ધાર્મિક વિષયોના એક પ્રખર વકતા તરીકે પણ તેઓશ્રી વિખ્યાત છે. તેમણે આપેલાં આ વ્યાખ્યાનો કરાંચીમાં અત્યંત લોકપ્રિય થયાં હતાં. એ વ્યાખ્યાનો પુસ્તકાકારે પ્રકટ થવાથી ભાવિક જનતાને એનો લાભ બ્હોળી સંખ્યામાં મળશે. એમની ભાષા સાદી અને સરળ તથા શૈલિ સચોટ હોઇ આત્મકલ્યાણની અભિલાષી જનતાને એમાંથી ઘણું વિચારવા યોગ્ય અને વર્તનમાં મૂકવા યોગ્ય જાણવાનું મળશે.

**આધુનિક ગુંથણકળા :** ( ભાગ ૧ લો ) લેખિકા : શ્રીમતી રતનબાઇ, પ્રકાશક : શ્રી. કે. કે. જેઠવાણી, કાંદીવલી, મુંબઇ મૂલ્ય : રૂ. ૧-૮-૦.

સ્ત્રીવર્ગને અત્યંત ઉપયોગી એવી ગુંથણકળાના બહુ ઓછાં પુસ્તકો ગુજરાતી સાહિત્યમાં છે, આ પુસ્તક એ ખોટ કેટલેક અંશે પૂરે છે, એમાં સંખ્યાબંધ ચિત્રો સાથે જુદા જુદા નમુનાઓ ગુંથવાની સમજુતિ સરળ ભાષામાં અપાઇ છે. પુસ્તક સ્ત્રીવર્ગને ઉપયોગી થશે.

**ગ્રામ કાવ્યો અને સંવાદો :** રચનાર : શ્રી. ઇશ્વરલાલ ક. જોષી, અમરેલી, પ્રકાશક : શેઠ રામજી હંસરાજ. મૂલ્ય : ૦-૨-૦.

જેસંગપૂરા ખેડુતશાળામાં પાઠયપુસ્તક તરીકે ચલાવવા આ કાવ્યો રચાયાં છે, એના રચનાર એ શાળાના મુખ્ય શિક્ષક હોઇ બાળકોની કાવ્ય સંબંધી જરૂરિયાત સમજી શકયા છે અને એ દૃષ્ટિએ ગ્રામ-બાળકોને ઉપયોગી થાય એવા વિષયો પર અને એવીજ સ્હેલી ભાષામાં આ કાવ્યો રચ્યાં છે. અમને ખાત્રી છે કે પુસ્તક ખેડુતશાળાઓના-ગ્રામશાળાઓના બાળકોને અત્યંત ઉપયોગી થશે, એટલું જ નહિ પણ ગામડાની સામાન્ય ખેડુત જનતાને પણ એમાં પોતાના જીવન પ્રસંગો મૂર્ત થયેલા જણાશે. ગ્રામ-પ્રજા માટે ગુજરાતી સાહિત્યમાં પુસ્તકો નહિ હોવાની જે ફરિયાદ છે તે આવાં પુસ્તકોથી દૂર થશે.

**સાભાર સ્વીકાર :** (૧) વિનાશના અંશો અને (૨) માયા ( બે કાવ્યો ). લેખક : શ્રી. " સ્વપ્નસ્થ " પ્રકાશક : શ્રી. ભાનુભાઇ ર. વ્યાસ, જામનગર, મૂલ્ય. ૦ ૫-૦. (૩) નિવેદન શ્રી વિઠ્ઠલ કન્યા કેળવણી મંડળનું સં. ૧૯૩૭-૩૮. (૪) ભગિનિ સમાજ-૨૨ મો વાર્ષિક વૃત્તાંત. (૫) દેવલાલી બાલગૃહ પ્રથમ વર્ષ અને સવ્રાંત. ૧૯૩૯.








**સ્ત્રી સ્વાતંત્ર્ય**

સ્ત્રીઓની બાબતમાં એક વાક્ય ઘણીવાર વપરાતું આપણે જોઇએ છીએ. " ન સ્ત્રી સ્વાતંત્ર્યમર્હતિ । સ્ત્રી નાની હોય ત્યારે તેણે પોતાના બાપના તાબામાં રહેવું, યુવાન હોય ત્યારે પતિના તાબામાં રહેવું અને વૃદ્ધ થાય ત્યારે પુત્રના તાબામાં રહેવું. " આ વાકયમાં 'સ્વાતંત્ર્ય' એ શબ્દનો અર્થ 'આર્થિક સ્વાતંત્ર્ય' એમ કરવો જોઇએ, કારણ કે બીજી ગમે તે જાતની સ્વતંત્રતા હોય, હરવા, ફરવા, બોલવાની છૂટ હોય પણ જ્યાં સુધી સ્ત્રીના હાથમાં પોતાના ખરચનું સાધન ન હોય ત્યાં સુધી છૂટ બાધિત રહે છે. એ ખરી છૂટ કહેવાય પણ કેમ ? તમે કોઇને કહો કે તમારે ફાવે ત્યાં જાઓ પણ તેની પાસે જવાના ખરચ જેટલું પણ નાણું ના હોય તો તે કયાં જાય ? તમે કોઇને કહો કે તમને ગમતી ચીજ ખાઓ. પણ તે ખાવાના પૈસા તેની પાસે ન હોય તો શું ખાય ? એવી મોઢાની છૂટ આપેલી કામની શું ?

અસલના કાયદા કરનારા પુરુષો આપણા બ્રિટિશ સરકાર જેવા જ દૂરઅંદેશી હતા. મુખ્ય ચાવી–આર્થિક સાધન–પોતાની પાસે રાખી, સ્ત્રીઓને બીજી બધી રીતે આસ્માનમાં ચઢાવી, યત્ર નાર્યસ્તુ પૂજ્યન્તે રમન્તે તત્ર દેવતાઃ વગેરે ખુશામત કરી, તેને ઘરેણાં લુગડાં જોઇએ તેટલાં કરાવી આપ્યાં, ગૃહિણી સચિવ; કહીને તેને ઘરની પ્રધાન બનાવી, ગૃહલક્ષ્મી નામ આપ્યું, દેવી ગૃહરાજ્ઞી વગેરે જાતજાતનાં સુંદર નામ આપ્યાં. પણ સાથે સાથે તેને અબળા કહીને ઘરમાં બેસાડી, અબળાથી બહારનું કામ કંઇ થાય નહિં માટે તેણે પુરુષ રક્ષક બહાર જઇને કમાઇ લાવે તેનો ઉપયોગ કરવો એમ ઠરાવ્યું. ધીમે ધીમે સ્ત્રીઓને એવી રીતે કેળવી કે તે બહાર જઇને કમાવામાં નહાનમ માને અને પોતે કમાય નહિ. એટલે સ્વાભાવિક રીતે જ નાણાંની જરૂર પડે ત્યારે તેને પુરુષ પાસે હાથ ધરવો પડે, સ્ત્રીને પણ મુરખીને વિચાર ના આવ્યો કે લક્ષ્મી વગરની ગૃહલક્ષ્મી કેવી ! પૈએ પૈ માટે બીજા પાસે હાથ ધરવો પડે એવો સચીવ કેવો ! વરદાન આપવાનું સાધન જેની પાસે નહિ એવી દેવી કેવી !

આમ અસલથી જ પટાવી ફોસલાવી ને સ્ત્રીને પરતંત્રતાની બેડી પહેરાવી દીધી, એને જ પરિણામે આપણા સંસારમાં જાતજાતના સડા દાખલ થયા.

**એક પત્નીવ્રત.**

આપણામા એક સ્ત્રી હયાત છતાં બીજી સ્ત્રી કરવાનો ચાલ છે. આજકાલ કેળવાયલાં સ્ત્રી પુરુષો પણ તે ચાલને ઉત્તેજન આપે છે. પહેલી સ્ત્રી આર્થિક રીતે પતિને આધીન હોય છે તેથી જ આવાં લગ્નો થતાં આવ્યાં છે. સ્ત્રીમાં જાતે કમાવાની શકિત હોય તો પુરુષ બીજું લગ્ન કરતાં પહેલાં સત્તરવાર વિચાર કરે. આ તો પુરુષને ખબર હોય છે કે સ્ત્રી જ જખ મારીને બીજા લગનની સંમતિ આપશે, એટલે બેશરમ રીતે એ એને છોડીને બીજું લગ્ન કરે છે. પહેલીવારની સ્ત્રી માત્ર એટલું જ કહે કે તમે જો બીજું લગ્ન કરશો તો હું મારે રસ્તે ચાલી જઇશ તો પુરુષને એને માટે સ્હેજ માન પણ થાય આ તો ગરીબડી બનીને 'સ્હાવું ને સ્હેવું' વગેરે પુરુષોનાં શીખવેલાં

વાક્યો બોલીને પોતાનું સ્વમાન ગુમાવે છે, ઘણીવાર મજુર વર્ગમાં સ્ત્રીનું સ્થાન કુટુંબમાં ઠીક ઉંચું હોય છે, કારણ કે તે પણ કમાય છે, જ્યારે મધ્યમ વર્ગમાં તો મફતની ગુલામડીનું સ્થાન તેનું હોય છે, કારણ કે પુરૂષ ગમે તેટલું મારે, નિર્દય થાય પણ બાઇ જાય જ ક્યાં ? કદાચ પીયેર, મોસાળ જાય તોયે ત્યાં પણ બીજાં સગાંનું ઓશીયાળું કરવું પડે. માટે દરેક સ્ત્રીની ફરજ છે કે ગમે તે એક પ્રમાણિક ધંધો કે હુન્નર ઉદ્યોગ શીખી જ લેવો. પુરૂષો ગમે તેવું વર્તન કરે ત્યારે આપણે આપણા પગ પર ઉભાં રહેવા જોઇએ, પેટ પુરતો એકાદ ઉદ્યોગ તો હાથ કરવોજ જોઇએ. શિક્ષિકા, નર્સ, ડાક્ટર, ગવર્નેસ, ટાઇપીસ્ટ, કંપેનીયન એવી નોકરીઓ અને ધંધા છે. રસોઇનું કામ, વાસણ માંજવાનું કામ, ઘર ચલાવવાનું એટલે હાઉસ કીપીંગનું કામ, શીવણ, ભરત, ફેન્સી હાથકામ, વણાટ, કાંતવાનું, પીંજવાનું, વગેરે અનેક ધંધા ઘેર બેઠાં કે ઘર બ્હાર જઇને કરવાના છે. દુકાન ચલાવતાં પણ સ્ત્રીઓને ક્યાં નથી આવડતું ? સેવમમરાની દુકાન, ઘાંચીની તેલની દુકાન વગેરે ઘણીએ દુકાન બૈરાં ચલાવે છે, હમણાં હમણાં કાપડની દુકાનો પણ બ્હેનોએ ચલાવવા માંડી છે. ધોબીની લૉન્ડ્રી પણ બૈરાં રાખે છે. કોઇ પણ પ્રમાણિક ધંધામાં શરમ નજ રાખવી જોઇએ અને દરેક સમજુ બ્હેનની ફરજ છે કે પોતાની છોકરીઓને વાંચતાં લખતાં શીખવે તે સાથે ઓછામાં ઓછો એક ઉદ્યોગ તો શીખવેજ. માણસના નસીબમાં શું છે તે કોણ જાણે છે ? માટે કીડી મંકોડા જેમ ચંડીના દિવસ માટે અગમચેતીથી કણ સંઘરી રાખે છે તેમ બ્હેનોએ અગમચેતી વાપરી પોતે કોઇને કોઇ ધંધોઉદ્યોગ શીખીજ લેવો અને પોતાની દીકરીઓને શીખવવો. જેથી સ્ત્રીઓમાં સ્વમાનની ભાવના આવશે, અને આપણામાં સ્વમાન હોય તોજ આપણને પુરૂષ માન આપે અને ખાસડાની માફક આપણી સાથે ન વર્તે.

બીજું, સમજુ બ્હેનો પોતાની કન્યાઓનાં લગ્ન રજિસ્ટર કરાવે. આથી પુરૂષો જે બેશરમ રીતે એક ઉપર બીજી સ્ત્રી કરે છે તે ન કરી શકે.

ત્રીજું, જો કોઇ પણ સ્ત્રીમાં પોતાની જાતિ માટે માન હોય તો હયાત પત્નીવાળા પુરૂષને નજ પરણવું જોઇએ. સ્ત્રીજાતિજ સ્ત્રીજાતિને અન્યાય કરવા તત્પર થાય તે કેવું ખરાબ કહેવાય ! એ તો જાતિદ્રોહ કહેવાય. જાતિદ્રોહી સ્ત્રીને સમાજમાં સ્થાન ન હોઇ શકે.

એક પત્ની હયાત છતાં બીજી વારનાં કરેલાં લગ્ન ફોક ગણાવાં જોઇએ. વળી જે સ્ત્રીનો પતિ એવાં લગ્ન કરે તે સ્ત્રીમાં એટલું પાણી હોવું જોઇએ કે એવા ધણીની સામું ફરીથી ના જોય. જે માણસ આપણને તજીને બીજી સ્ત્રીને પરણવાનું મન પણ કરે એવા માણસની "દાસી થઇને રહીશ" ને "પ્રેમ બદલાની આશા ન રાખે" વગેરે કહેવાનો વખત હવે ગયો છે.

અમે ઇચ્છીએ છીએ કે હિંદુ સ્ત્રીઓમાં સ્વમાનની ભાવના હવે આવે, અને જમાનાઓ થયાં પુરૂષોએ શીખવેલાં પરતંત્ર વૃત્તિવાળાં વાક્યો બોલીબોલીને પોતાના મનને છેતરવાનું હવે છોડી દેયે.

**નૂતન વર્ષાભિનંદન** ગુણસુન્દરીનાં વાચકોને આ નવા વર્ષ નિમિત્તે અભિનંદન દઇએ છીએ. ગુણસુંદરીના વાચકવર્ગ માટે હંમેશની માફક વિવિધ સામગ્રીથી ભરપુર આ દિપોત્સવી અંક રજુ કરતાં અમોને આનંદ થાય છે. આશા છે કે સર્વને તે પસંદ પડશે.

અમોને સાહિત્ય કાર્યમાં સહકાર આપનાર સર્વેને આ નવા વર્ષમાં અમે અભિનંદન દઇએ છીએ. સર્વને નવું વર્ષ દરેક રીતે આનંદ અને સુખ આપનારૂં નીવડે એવું ઇચ્છીએ છીએ.

**ડૉ. કુંતલકુમારી દેવી** ઓરીસ્સાનાં પ્રસિદ્ધ ડૉ. કુંતલકુમારી દેવીનું ૩૮ વર્ષની યુવાન વયે શોકજનક અવસાન થયું છે એ દુઃખદ પ્રસંગની સખેદ નોંધ લઇએ છીએ. એ માત્ર ડૉક્ટર જ નહોતાં, એમનું જીવન વિવિધરંગી હતું. ડૉક્ટર હોવા ઉપરાંત તેઓ એક પ્રખર સાહિત્યકાર, નામાંકિત કવયિત્રી અને એક પ્રસિદ્ધ સામાજીક કાર્યકર્તા પણ હતાં. એમનાં રાષ્ટ્રગીતો ઓરીસ્સાની પ્રજાને પ્રેરણા પાતાં, તેઓ 'ભારત ભૂષણ' તથા 'ઉત્કલ ભારતી' તરીકે ઓળખાતાં હતાં. હિંદી ભાષામાં પણ એમણે ચોક્કસ સ્થાન

પ્રાપ્ત કર્યું હતું. ડૉક્ટર તરીકેના વ્યવસાયી જીવનમાંથી પણ એમને સાહિત્યસેવા તથા સમાજસેવા કરવાનો અવકાશ મળતો હતો–તેઓ મેળવતાં હતાં. ઇચ્છા હોય તો ગમે તે રીતે સમય મેળવી આવી પ્રવૃત્તિઓમાં ભાગ લઇ શકાય છે એનું ઉદાહરણ ડૉ. કુંતલકુમારીદેવીનું જીવન પૂરું પાડે છે. એમના આત્માને શાંતિ મળે એજ ઇચ્છા.

**સ્ત્રીઓ અને ગાંધીજી**

ગાંધીજીએ સ્ત્રીના કર્તવ્ય વિષે પોતાના વિચારો દર્શાવતાં એક ઠેકાણે જાહેર કર્યું છે કે સ્ત્રીએ પોતાનું ખરૂં કર્તવ્ય-રેંટીયો-છોડયું તેથી એ પોતે દુઃખી થાય છે અને અન્યને દુઃખી કરે છે. તેઓ કહે છે, " આજની સ્ત્રીઓ પુનરપિ રેંટીઓ કાંતે અને પુરૂષ ખેતરમાં હળ ફેરવે તો પુરૂષ અને સ્ત્રી અન્યોન્યના સહકારથી તેઓ પોતાનાં બાળકો સારી રીતે ઉછેરી આખા જગતને પણ વિકસાવે " આગળ ઉપર કહે છે: " હિંદની સ્ત્રીઓ ખેતરમાં જાય તો પુરૂષોને પણ શરમાવે એવી રીતે હળ ફેરવે, અને બાળકોને ઉછેરીને તથા રાંધવાનું કાર્ય કરીને, પોતે પુરૂષ સમોવડી છે એવું તો હિંદની સ્ત્રીઓએ આજે પણ બતાવી આપ્યું છે. મારી આ વાત અક્ષરશઃ સાચી છે. માત્ર સ્ત્રીઓ શહેરમાં જાય છે એટલે જ ઢીંગલી જેવી બની જાય છે. "

" પાશ્ચાત્ય દેશોમાં સ્ત્રીઓએ જે માર્ગ ગ્રહણ કર્યો છે તે અનુચિત છે તેથી જ તેઓ દુઃખી છે. તેથી જ તેઓમાં અસંતોષ અને અનીચ્છનીય ચંચળતા છે. "

ગાંધીજીના વ્યક્તિત્વ પ્રત્યે બહુ માન હોવા છતાં પણ અમારે જણાવવું પડે છે કે એમના આ વિચારો સાથે અમે સંમત નથી. ઉલટું એક રીતે પ્રત્યાઘાતી એવા વિચારો એમના મુખેથી નીકળતા સાંભળી અમને ઘણી દિલગીરી થાય છે.

ખરી વાત તો એ છે કે એમણે સમાજનું જે ચિત્ર રજુ કર્યું છે–પુરૂષ હળ ખેડે અને સ્ત્રી રેંટીઓ કાંતે–એ ચિત્ર ચિત્ર તરીકે ભલે ગમે એટલું સાદું અને મનોરમ્ય હોય પણ આજના સમાજની અનેકવિધ ( Complicated ) રચના જે સમજતું હોય અને આવી આજની સમાજરચના ધીમેધીમે વિકસી છે ( એમણે બતાવેલી સાદી સમાજરચનામાંથી જ ) એ ઐતિહાસિક સત્ય જેની ધ્યાનમાં હોય તે એટલું પણ જરૂર સમજી શકે કે આવી સમાજરચના બદલીને એને સ્થાને એમણે વર્ણવેલી સાદી સમાજરચના મૂકી ન શકાય; એવું બની જ ન શકે, કારણ એ તો ઐતિહાસિક ક્રમની વિરૂદ્ધ જવા જેવું-ભરેલાં ડગ પાછાં ફરીને ઉલટી જ દિશામાં ભરવા જેવું છે. અને પરિણામે ભયંકર ગોટાળો ઉભો થાય. પાશ્ચાત્યદેશોમાં સ્ત્રીઓએ જે માર્ગ ગ્રહણ કર્યો છે તે ઘરની ચાર દીવાલોમાંથી મુક્ત થવાને–પોતપોતાનામાં જે શક્તિઓ હોય તે વિકસાવવાનો પ્રયત્ન કરવાનો અને તેમાં આડે આવતા પુરૂષવર્ગ અને તેના ઘડેલા સામાજિક અને રાજકીય કાયદાઓ સામે જેહાદ ઉઠાવવાનો અને સમાનતા સ્થાપિત કરવાનો માર્ગ એમણે લીધો છે. સર્વ જાતની સમાનતાનો પાયો આર્થિક સમાનતા પર રચાયલો હોવાથી એ મેળવવા એમણે પ્રયત્ન કર્યો છે. આજનો જમાનો ઉદ્યોગવાદનો હોવાથી રેંટીઓ સંભાળી બેસી રહેવાથી આમાંનું એકે કાર્ય થઇ શકે એમ નથી. એમણે લીધેલો માર્ગ જો અનુચિત હોય તો એ પરથી એજ અનુમાન થઇ શકે કે અત્યારની આપણી હિંદની સ્ત્રીઓની પ્રવૃત્તિ-સર્વ પ્રકારની સ્વતંત્રતા મેળવવાની પ્રવૃત્તિ ગાંધીજીને માન્ય નહિ જ હોય.

આજની અમારી સ્ત્રીઓની પરતંત્રતાના કારણોના અભ્યાસીને તો ખબર હશે જ કે એ પરતંત્રતાનાં મૂળ કારણો આર્થિક છે. પુરૂષોએ ઘર બહાર રહેવાનું સ્વીકારી ઘર અને છોકરાં જ્યારથી માત્ર એકલી સ્ત્રીને સોંપી દીધાં ત્યારથી અત્ર ગુલામી શરૂ થઇ. એમાંથી ઉંચી આવે ત્યારે બિચારી સ્ત્રી બહાર દ્રષ્ટિ લંબાવે ને ? બધી સ્ત્રીઓને કંઇ આ ગૃહકાર્યનો ભાર હળવો કરવામાં સહાય કરનારો નોકરો રાખવા પોષાય એમ ઓછું હોય છે ? એટલે સ્ત્રીઓને એના રેંટીયા અને છોકરાં સાથે ઘરમા પાછી ગોંધી દેવાની હિમાયત કરનારા વિચારો ઘણા પ્રત્યાઘાતી છે. બધા દેશોની સ્ત્રીઓની સ્થિતિ જોતાં જણાય છે કે એક માત્ર રશિયા જ એવો દેશ છે કે જ્યાં સ્ત્રીઓ સંપૂર્ણ પણે સ્વતંત્ર છે. થોડી ઘણી સ્ત્રીઓ પૈસાદાર–સાધનસંપન્ન સ્ત્રીઓ સ્વતંત્ર હોય એવું તો યુરોપના દેશોમાં છે અને એવી સાધનસંપન્ન સ્વતંત્ર સ્ત્રીઓ તો હિંદમાં પણ હશે. આંગળીને વેઢે ગણાય એટલી. પણ અમારે તો સાચું સ્વાતંત્ર્ય બધીજ સ્ત્રીઓનું સ્વાતંત્ર્ય જોઇએ છે કે જે સમાજવાદ વિના શક્ય નથી.

"ગુણસુન્દરી"
બાલવિભાગ
તન્ત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૮ : અંક ૧૧ પુસ્તક ૮ નવેમ્બર : ૧૯૩૮

# મારું નામ દિવાળી

મારું નામ દિવાળી.
હસતી આવું
રમતી આવું
ઘરે ઘરે હું ભમતી આવું
મારું નામ દિવાળી.

મારા આવ્યે લોક હસે,
મારા આવ્યે બાળ હસે,
નાનાથી મોટેરું હસે;
આખી આ દુનિયા ય હસે,
હું હસમુખી દિવાળી.

મારા આવ્યે દિવા થાય,
સઘળે સ્થળ અજવાળુ થાય;
દિપક ઝગમગતા દેખાય,
અંગ અંગ ચેતન ઉભરાય,
હું ચેતનવંતી દિવાળી.

આનંદ લાવી, ચેતન લાવી,
મોટી હું દિપમાળા લાવી;
અંધારૂં મેં દીધું હઠાવી,
મારું નામ દિવાળી.

શશિન્ ઓઝા

# સુખડીચોર

એક હતી વાણિયાણ. ખુબ જ ગરીબ અને વિધવા. તેને બે દીકરા. મોટો ૧૧–૧૨ વરસનો ને નાનો ૮–૯ વરસનો.

બાઇ દળણાં પાણી કરે ને મોટો છોકરો બેચાર રૂપિયામાં કોઇ શેઠિયાને ત્યાં નોકરી કરે. માંડમાંડ પેટ ભરે.

એક વાર વાણિયાની નાતનું જમણ આવ્યું, બંને છોકરા ને તેની મા રાજીનાં રેડ થયાં.

સાંજે નાતની વાડીમાં જમવા ગયાં. સુખડીનું મિષ્ટાન્ન હતું. ઘણે દીએ ઘીગોળનું મ્હોં ભાળ્યું એટલે પેટ ભરીને જમ્યાં. અને મોટા છોકરા સોમચંદે તો આઘેપાછે જોઇ થોડીક સુખડી પોતાના ખીસામાં પણ ભરી લીધી. એમ ધારીને કે વળતે દી નાનાભાઇને શીરામણમાં આપીશ તો તે ખુબ ખુશી થશે.

એ વાત તો ત્યાં ઢંકાઈ ગઇ.

સોમચંદ તો મોટો થતો ગયો ને આવડતમાં પણ પાવરધો થતો ગયો. હળવે હળવે પાંચ પૈસા મુડી થતાં ઘરનો વેપાર આદર્યો અને નાણું નાણાંને વધારે એમ ૨૦–૨૫ વર્ષે સોમચંદ શેઠિયો બની ગયો. તેનો નાનો ભાઇ પણ હવે બાજંદો બની ગયો હતો અને મોટાભાઇના ખભે ખભો મેળવી વેપાર વધાર્યે જતો હતો.

ઘરનાં ઘર થયાં, વાડી વજીફા મેળવ્યા, ગાડીઘોડા ને નોકર ચાકર સાંપડયાં. મા તો હવે ઘરડી થઇ હતી. દેવદર્શન કરતી, દાનપુણ્ય કરતી અને ગરીબોને મદદ કરતી.

દીકરાઓએ પણ દી ઓળખ્યો હતો. કમાણી વધતી હતી અને નાની મોટી સખાવતો પણ વધતી હતી.

મા માંદી પડી અને દીકરાની સેવાચાકરી પામી મરણ પામી.

માની પછવાડે દાડાપાણીની તૈયારીઓ મોટા પાયા પર ચાલી.

રીવાજ પ્રમાણે વાણિયાની નાતો જમવા લાગી. ભાતભાતનાં ભોજન થવા લાગ્યાં. દેશ ડંકો વાગ્યો.

એક નાત હજુ વધારે જમાડવાની છે. બધા કહે છેઃ ‘ શેઠ, રીવાજ કરતાં આ વધારે કરી તમે બીજાને માથે ભાર કરો છો પછી તો તમારો વિચાર. ધણીનું કોઇ ધણી નથી. ’

સોમચંદ નમ્રતાથી કહે છે : ‘ તમારૂં કહેવું વાજબી છે. પણ આ નાત વધારાની નથી. આ તો હું દંડની નાત કરૂં છું. ’

મહાજન કહે છે : ‘ રાખો રાખો શેઠિયા, દંડ શો ને શું કાંઇ ? નકામા બનાવો

છે ! તમારી હોંશ હોય તો હજાર નાત કરો ને. ગજાસંપત પ્રમાણે સૌ કરે. અમે તો તમને રીવાજ કહ્યો.'

સોમચંદ બોલે છે : ' તમારી વાત વાજબી છે. નાતમાં કોઇને ભારે પડે એવું હું ન કરૂં પણ વાત આમ છે... '

અને એણે પોતાના નાનપણનો આખો ઇતિહાસ કહી બતાવતાં કહ્યું : ' એવો હું સુખડીચોર નાતનો ગુનેગાર છું. નાતને તો કયાં ખબર છે મારી ચોરીની ? પણ ભગવાને મને દંડ્યું તો મારે એ દંડ ભરવો જ જોઇએ. હવે તમને ખાત્રી થશે કે આ નાત વધારાની નથી. એ તો દંડની નાત સુખડીચોર તરફથી. '

બધા મૂંગા થઇ ગયા. શું બોલે ?

સુખડીચોર સોમચંદની નાત સુલેહ શાંતિથી પૂરી થઇ. નાતમાં એની નામના થઇ. નાતના માજને સોમચંદને આ કારજની ખુશાલીમાં પાઘડી બંધાવી.

ગિરીશ

---

## હાલો હીંચકવા

( હું રે ગોવાળણ રે, ગોકુળ ગામની,—એ રાહ )

તળાવને કાંઠડે રે, લીલુડો આંબલો,
આંબલીયે ફૂલડાંની વેલ્યું,
બાલુડા રે, હાલો હીંચકવા.

વેલ્યે વણંભશું રે, હીંચકા ખાશું બાલુડા,
ખાશું ખારેકીયાં બોર,
બાલુડા રે, હાલો હીંચકવા.

વેલ્યે ટહુકતી રે, કાળી કોયલડી,
આંબલીયે મોરલા ને ઢેલ્યું,
બાલુડા રે, હાલો હીંચકવા.

દાદાનો ગેડીયો રે, સાથમાં લેજો બાલુડા,
દડુલો દોટાવશું તીર,
બાલુડા રે, હાલો હીંચકવા.

કેશવલાલ ધનેશ્વર દ્વિવેદી

# દીપક

ઘણા જૂના વખતની આ વાત છે. આ વખતે હિંદુસ્તાનમાં એક રાજા હતો. તેને એક દિકરા સીવાય કાંઇ સંતાન ન્હોતું. રાજાને તે બહુ વ્હાલો હતો. તેનું નામ હતું દીપક.

એક દિવસ રાજા અને પ્રધાન બેઠા હતા. રાજાએ વાત છેડી. પ્રધાનજી, મને લાગે છે કે દીપક મોટો થાય ત્યાં સુધી તો હું જીવીશ. જ્યારે હું ઘરડો થઇશ ત્યારે દીપક ગાદી સંભાળશે. કેમ ખરૂંને ?

રાજાને એક ભાઇ હતો. તે જાદુગર હતો. તે દુષ્ટ હતો. તે ધારતો હતો કે પોતાનો મોટો ભાઈ ( રાજા ) જ્યારે મરી જશે ત્યારે કુંવરને ગાદીએ ન બેસવા દેતાં પોતે ગાદીએ બેસશે.

એક દિવસ દીપક બાગમાં રમતો હતો. તેણે એક મોટી ધોળી બીલાડી જોઇ. બિલાડી બોલવા લાગી “ દોસ્ત દીપક, હું બોલું છું તેથી તને નવાઇ લાગશે. પણ તારા જાદુગર કાકાએ મને બિલાડી બનાવી છે. પહેલાં તો હું રાજકુંવરી હતી. મારૂં નામ પદમા. તારો કાકો તને તાબે કરવા માગે છે પણ જો હું કહું તેમ કરીશ તો બચી જઇશ. બરોબર ધ્યાન દઇને સાંભળજે. તારા બાગમાં એક છોડ છે અને તેના પર એક પીળું ફૂલ છે. જ્યારે તે ફૂલ ખીલે ત્યારે તે ચૂંટી લેજે અને ખાઇ જજે. ફૂલ મીઠું લાગશે. ફૂલ ખાધા પછી તું પક્ષી, હરણ કે માછલી જે થવું હશે તે થઇ શકીશ. જોજે કોઇને આ વાત કહેતો નહિ. બીજું જ્યારે તું તારા કાકાને મારી નાખું ત્યારે આ છોડને અહિંથી કાઢી સળગાવી દેજે. બસ, તો તારો ઉપકાર થશે:

પછી બીલાડીએ દીપકને પીળા ફૂલવાળો છોડ બતાવ્યો.

બીજે દિવસે સવારે દીપકે જોયું કે ફૂલ ખીલી ઉઠયું છે. તેણે ફૂલ ચૂંટી લીધું અને ખાઇ ગયો. તેને ફૂલ બહુ મીઠું લાગ્યું.

રાત્રે જ્યારે કુંવર સૂઇ ગયો ત્યારે તેને સ્વપ્નું આવ્યું. તેણે ધોળી બીલાડીને જોઇ. બીલાડી બોલી “ ઉઠ અહિંથી ભાગી જા, જાદુગર તને મારી નાખવા આવે છે. ”

દીપક એકદમ ઉઠયો. તેણે દાદર પર કોઇના ચડવાનો અવાજ સાંભળ્યો તરત જ તે મચ્છરદાની પછવાડે સંતાઇ ગયો. બીજી જ ક્ષણે ઓરડાનું બારણું ઉઘડ્યું, દીપકે જાદુગરને જમણા હાથમાં તલવાર લઇને આવતો જોયો. તેની આંખો લાલઘૂમ હતી. ખરેખર તે બહુજ ભયંકર લાગતો હતો.

દીપકને બહુજ બીક લાગી. તેનાં રૂંવાડાં ઉભાં થઈ ગયાં. જો જાદુગર આખો ઓરડો ખોળવા માંડે તો શું કરવું તેની તેને સુજ પડી નહિ. તેણે બાગમાં બીલાડીને બોલતી સાંભળી. તેના અવાજમાં “ ઉડી જા, ઉડી જા ” એવું સંભળાતું હતું.

દીપક બોલ્યો " મારે પક્ષી થવું છે " થોડીવારમાં તે હોલો બની ગયો. તેણે તેની પાંખો પસારી અને ઉડી ગયો.

જાદુગરે પક્ષીના ઉડવાનો અવાજ સાંભળ્યો અને બારી તરફ દોડયો. તેણે હોલાને ઉડતો જોયો. તેણે બાજનું રૂપ લીધું અને હોલા પાછળ ઉડયો. રાત્રે હોલો (દીપક) બાગની ઝાડીમાં સંતાઇ રહ્યો જ્યારે સવાર પડે ત્યારે કોઈ ગાઢ જંગલમાં ચાલ્યા જવું એમ નક્કી કર્યું. જાદુગર બાજના રૂપમાં તેની ખબર રાખતો હતો. બાજ (જાદુગર)ને ખાત્રી હતી કે જ્યારે હોલો જંગલમાં જશે ત્યારે પોતે તેને ચોક્કસ પકડી શકશે. તે હોલાની પાસે અને પાસે જવા લાગ્યું. દીપકને લાગ્યું કે પોતે પકડાઈ જશે. એટલે તેણે માછલીનું સ્વરૂપ લીધું. તેને લાગ્યું કે પોતે હવે તદ્દન સલામત છે. પણ જાદુગરે મગરનું સ્વરૂપ લીધું અને માછલી પછવાડે તળાવમાં પડયો.

દીપકે કહ્યું " મારી ઈચ્છા હરણ થવાની છે " તરત જ તે હરણ બની ગયો. અને ઝડપથી દોડવા લાગ્યો. જાદુગરે વાઘનું સ્વરૂપ લીધું અને તેની પછવાડે પડયો.

દીપકે જાદુગરને સાવ પાસે આવી ગયેલો જોયો. તે બોલી ઉઠયો " મારે ફરીથી પક્ષી થવું છે " તરત જ તે પોપટ બની ગયો અને રાજમહેલના બાગ તરફ ઉડયો, જાદુગરે શકરાનું સ્વરૂપ લીધું અને પોપટ પછવાડે ઉડયો. દીપક હવે થાકી ગયો હતો. શકરો તેની પછવાડે ઉડયો આવતો હતો.

હવે રાજા અને તેના દાસ દાસીઓ કુંવર દીપકને ગોતતા હતા, કારણ કે દીપકનો રાતથી પત્તો ન્હોતો.

દીપક બોલ્યો " મારે દાણો થઇ જવું છે. "

દીપક તરત જ અનાજનો દાણો થઇ ગયો અને રાજા ઉભો હતો ત્યાં પડયો.

જાદુગરે મરઘીનું સ્વરૂપ લીધું અને જમીન પરના દાણાને ઉંચકવા લાગ્યો.

દીપક બોલ્યો " મારે ફરીથી હતા તેવા થવું છે. "

તે એકદમ તેના બાપ પાસે જઇ પડયો. રાજા આશ્ચર્યમાં બોલી ઉઠયો, બેટા દીપક તું કયાં છો ?

દીપકે રાજાને જવાબ આપતાં પહેલાં મરઘીને ગરદનેથી પકડી અને તેની ડોક મરડી નાખી.

રાજાએ પૂછયું " તેં બીચારી મરઘીને શા માટે મારી નાખી ? "

પછી દીપકે રાજાને બધી વાત કહી. પોતાના દીકરાના પરાક્રમથી અને દુષ્ટ ભાઈનાં મૃત્યુથી રાજા રાજી થયો.

દીપક બીજે દિવસે બાગમાં ગયો અને પેલા છોડને કાઢી નાખી તેને સળગાવી દીધો. તરત જ તેની સામે પદમા હાજર થઇ તે પેલી ધોળી બીલાડી જ હતી. પછી દીપકે અને પદમાએ લગ્ન કર્યાં અને સુખેથી રાજ્ય કર્યું.*

લલિત ગિ. ભટ્ટ
(ઉ. વર્ષ ૧૩)

* અંગ્રેજી પરથી.

# જાણવા જેવું

દુનિયાનું મોટામાં મોટું સરોવર કયું ?

'લેક સુપીરીઅર' એ મોટામાં મોટું સરોવર છે અને તે ઉત્તર અમેરિકામાં આવેલું છે.

*

દુનિયાની લાંબામાં લાંબી રેલ્વે મુસાફરી કઇ ?

દુનિયામાં લાંબામાં લાંબી રેલ્વે મુસાફરી 'રીગા' થી 'વ્લાડીવોસ્ટોક' સુધીની અને તે ૬૮૦૦ માઇલ લાંબી છે.

*

દુનિયાનો મોટામાં મોટો પૈસાદાર કોણ ?

મી. હેન્રી ફોર્ડ, ફોર્ડ મોટર બનાવનાર. તે અમેરિકાનો કરોડોપતિ છે.

*

દુનિયાનો મોટામાં મોટો પુલ કયો ?

દુનિયામાં મોટામાં મોટો પુલ આફ્રિકામાં આવેલી ઝામ્બેસી નદીનો છે અને તે ૩૪૫૧ મીટર લાંબો છે.

*

દુનિયાનો સૌથી મોટો મહેલ કયો છે ?

દુનિયામાં સૌથી મોટો મહેલ 'વેટીકન' છે કે જ્યાં પોપ રહે છે.

*

દુનિયામાં એવું કયું સ્થળ છે કે જ્યાંથી માણસ હમેશાં ઉત્તર દિશા તરફ જોઇ શકે ?

જો કોઇ માણસ બરાબર દક્ષિણ ધ્રુવ ઉપર જઇને ઉભો હોય તો તે માણસને દક્ષિણ દિશા હોતી નથી તેમ પૂર્વ અને પશ્ચિમ દિશા પણ હોતી નથી. તે એકજ બાજુ જોઈ શકે અને તે ઉત્તર દિશામાંજ. આજ પ્રમાણે જો માણસ ઉત્તર ધ્રુવ ઉપર હોય તો દક્ષિણ દિશામાંજ જોઇ શકે.

પુરૂષોત્તમ હ. પટેલ,
બી. એસસી.

આદ્યતંત્રી અને સ્થાપક: જયકૃષ્ણ ના. વર્મા, બી. એ; એલએલ. બી., એમ. એસ. સી. ( લંડન )
હાલ દિવાન લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી

| વ્યવસ્થાપક : | તંત્રીઓ : | પ્રકાશક : |
|---|---|---|
| નટવરલાલ એ. ઠક્કર | શ્રી. પ્રેમલીલા મહેતા બી. એસસી. | અંબાલાલ વિ. ઠક્કર |
| લુહાણામિત્ર પ્રેસ. વડોદરા. | શ્રી. વિદ્યુલ્લતા દેસાઇ બી. એ. | વડોદરા. |

પુ. ૩૧મું ] ડીસેમ્બર : ૧૯૩૮ [ અંક ૪થો

## અનુક્રમણિકા



### બાલ વિભાગ—તંત્રી : નાગરદાસ ઇ. પટેલ



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂા. ૪—૬—૦ : વિદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ દશ આના



## શ્રી. સુરત હિન્દુ સ્ત્રી મંડળની રીસેપ્શન થતી કમીટી

શ્રીમતી વસન્તબહેન ભરતીયા ( પ્રમુખ )

| | | | |
|---|---|---|---|
| ઉપપ્રમુખ | સૌ. વિદ્યાદેવી ચૈતન્યલાલ ઠક્કર | સભ્ય | સૌ. ઉષામતિ રણજીતરામ વકીલ |
| ,, | સૌ. વસુમતિ ઠાકોરલાલ ઠાકોર | ,, | સૌ. ઇન્દુમતી નટવરલાલ ઝવેરી, |
| ખજાનચી | શ્રીમતી કાન્તાબહેન સુંદરલાલ મહેતા | ,, | સૌ. સુશીલાબહેન નીમકર, |
| સેક્રેટરી | સૌ. કુસુમબહેન ચંદ્રવદન શાહ, | ,, | સૌ. ચંપાવતી હીરાલાલ ઠક્કર, |
| ,, | સૌ. ઇન્દીરાબહેન જનાર્દન ભ્રમરેકર, | ,, | સૌ. મહાલક્ષ્મી ભોગીલાલ દોશી, |
| ,, | શ્રીમતી જનકબહેન દવે, | ,, | શ્રીમતી રશ્મન બહેન મ્હેતા. |




પુસ્તક ૩૧મું ડીસેમ્બર : ૧૯૩૮ અંક ૪ થો

# કમાલ આતા તુર્ક

લેખિકા : શ્રી. હંસા મહેતા

છેલ્લાં વીસ વર્ષથી કમાલ આતા તુર્કનું નામ દુનિયાને ખૂણે ખૂણે જાણીતું થયું છે. ઇ. સ. ૧૯૧૪ના મહાન વિગ્રહના અંત પછી, જર્મની અને એના મિત્ર રાજ્યોને પરાજયના ચિન્હ તરીકે વૅર્સોઇની સુલેહ માન્ય કરવી પડી. તુર્કસ્તાન લડાઇ દરમ્યાન જર્મનીની સાથે હતું. આ અપમાન ભરેલી સુલેહને પરિણામે તુર્કસ્તાનના પણ ટુકડા કરી જુદા જુદા રાજ્યો-એ વ્હેંચી લેવાનું નક્કી કર્યું. ઇંગ્લંડે મેસોપોટેમીયા લીધું, ફ્રાન્સે સીરીયા અને ગ્રીસે સ્મર્ના લેવાનું કર્યું. આ રીતે તુર્કસ્તાનને છિન્નભિન્ન કરવાની તૈયારી થતી હતી તેવી અણીને વખતે કમાલ પાદશાહ જે લશ્કરનો એક સાધારણ અમલદાર હતો તેણે તુર્કસ્તાનને આ પાયમાલીમાંથી બચાવ્યું. મેસોપોટેમીયા અને સીરીયા તો એ બચાવી ન શક્યો પરંતુ સ્મર્ના તો ગ્રીક લોકોના હાથમાં નજ જવા દીધું. વેરણ છેરણ થયેલા તુર્ક લશ્કરને એકત્ર કરી એણે ગ્રીસનો સામનો કર્યો. મારવું કે મરવું એ નિશ્ચયથી લડી એણે ગ્રીસને સખત હાર આપી. આ વિજયથી કમાલે તુર્કસ્તાનને મૃત્યુના મુખમાંથી બચાવ્યું, એટલુંજ નહિ પરંતુ નવું જીવન આપ્યું. તુર્કસ્તાનને એણે સંગઠિત બનાવી એવું જોરાવર બનાવ્યું કે યુરોપની મોટી સત્તાઓ પણ એની સાથે છૂટ લેવાની હિંમત કરી શકતી નથી. આજ કારણથી એ તુર્કસ્તાનના તારણહાર તરીકે ઓળખાય છે.

એ મહાપુરુષના મૃત્યુથી, કેવળ તુર્કસ્તાનનેજ ખોટ ગઇ છે એવું નથી. એની ખોટ તો સારા એશિયાને તો શું પણ જગતનેય જણાશે. એક મુત્સદ્દી

તરીકે જગતની રાજકીય અંધાધુધીમાં પોતાના રાજ્યનું નાવડું એણે કુશળતાથી હંકાર્યું છે. એક આદર્શ રાજ્યકર્તા તરીકે દેશમાં અનેક સુધારા વધારા કરાવી કેવળ રાજકીય જ નહિ પરંતુ સામાજીક દિશામાં પણ લોકોની પ્રગતિ સાધી છે. દેશને ધર્માંધતામાંથી મુક્ત કરી એનાં રૂઢિબંધનો એણે તોડાવ્યાં. યુરોપની યાદવાસ્થળી પછી એટલે ૧૯૧૯–૨૦ માં હિંદુસ્તાનમાં ખીલાફતની ચળવળ શરૂ થઇ હતી એ ઘણાને યાદ હશે. ખલીફ એટલે મુસલમાનોનો ધર્મગુરૂ. આ ધર્મગુરૂનું પદ વર્ષો પહેલાં બગદાદના આરબ બાદશાહો પાસે હતું. પરંતુ તુર્કોએ બગદાદ જીત્યું ત્યારથી તે છેક અત્યાર લગણ એ પદ તુર્કસ્તાનના બાદશાહ પાસે હતું. રાજ્યસત્તા અને ધર્મસત્તા એ બે સત્તાનો ભેટો એક વ્યક્તિમાં થવાને લીધે, લોકો પર ધર્મને નામે અને સત્તાને નામે અનેક જુલમો થતા, પરંતુ ધર્માંધતાને લીધે આ જુલમો લોકો સહન કરી લેતા. લડાઇ પછી ખલીફને બાદશાહના પદ પરથી પદભ્રષ્ટ કર્યો, એટલું જ નહિ પરંતુ કમાલે દેશનું તંત્ર હાથમાં લીધું તે સાથે એને ધર્મગુરૂના પદ પરથી પણ ઉતારી દેશવટો આપ્યો. આ રીતે મનુષ્ય પૂજાની પામર મનોદશામાંથી એણે તુર્કોને બચાવ્યા. આ ધડો તો સમસ્ત દુનિયાને લેવા જેવો છે. આપણા દેશમાં તો હજીએ હિંદુ, મુસલમાન કે અન્ય કોમોમાં ધર્મને નામે થતા અનેક અત્યાચારો જોવામાં આવે છે. આપણા દેશને પણ કમાલ જેવો વિરલો જોઇએ છીએ કે જે લોકોને પુસ્તકીયા કહો કે વેદીયા ઢોર જેવા ધર્મમાંથી બચાવી સાચા ધર્મના પાઠ પઢાવે.

જગત કમાલને જે દષ્ટિએ નીહાળવો હોય તે દષ્ટિએ નિહાળે. દુનિયાના નારી સમાજને તો એ સદા પૂજનીય ગણાશે. કારણ કે તુર્કી સ્ત્રીનો દરજ્જો ખૂબ જ વધારી એણે સમસ્ત સ્ત્રી સમાજને ઋણી બનાવ્યો છે. તુર્કી સ્ત્રીને પડદાની બહાર આણી એનું મનુષ્યત્વ ખીલાવ્યું છે. આજે તુર્કસ્તાનની સ્ત્રી ઉચ્ચમાં ઉચ્ચ કેળવણી સંપાદન કરી શકે છે અને રાજકારણમાં પણ ભાગ લઇ શકે છે. એકપત્નીવ્રતનો કાયદો દાખલ કરાવી લગ્નવિચ્છેદનો અધિકાર સ્ત્રીપુરૂષને બન્નેને આપ્યો છે. આ રીતે સ્ત્રીપુરૂષની સામાજિક સમાનતાની એણે સ્થાપના કરી છે. ત્રણસો વર્ષના કહેવાતા સુધરેલા રાજ્યઅમલ નીચે હિંદુસ્થાને જે પ્રગતિ નથી કરી તે પ્રગતિ તુર્કસ્તાને કમાલના રાજ્યતંત્રમાં બે દસકામાં સાધી છે. આપણા દેશમાં હજી પડદાનો રિવાજ, બાળલગ્નનો રિવાજ, અનેકપત્નીનો રિવાજ જે અનેક કુરિવાજો હયાત છે કે જેને લીધે હિંદની સ્ત્રીની કેવળ અધોગતિ થઇ છે. આપણે ત્યાં વેશ પલટાયો છે પણ દેશ પલટાયો નથી એવી સ્થિતિ છે. આપણે એજ ઇચ્છીએ કે આ ગરીબડા દેશમાં કોઇ કમાલ પાકે અને દેશનો સર્વ રીતે ઉદ્ધાર કરે. આથી વિશેષ કઇ ગુણગણના હોય !

—✻—

# શિકારી

લેખિકા :
શ્રી. શારદાબહેન મહેતા

—થોડા વખત ઉપર એક અંગ્રેજી વાર્તા The Hunter of wild Beasts— નામની વાંચી હતી. તેની ચર્ચા શ્રી. ભાઈ રામનારાયણ પાઠક સાથે કરતાં વિચાર આવ્યો કે એને ગુજરાતી ભાષામાં ઉતારવી. તે પછી એનો ગુજરાતી અનુવાદ કરીને ભાઈ પાઠકને વંચાવ્યો. એમના મગજમાં એ ઉપરથી એક નવી જ વાત સ્ફુરી આવી. તે તેમણે પ્રસ્થાનમાં પ્રગટ કરી. મારો અનુવાદ પણ પ્રગટ કરવાની મને ઇચ્છા થઈ તેથી વાચક સમક્ષ મૂકી છે—

અષાઢ મહિનાની કાળી રાત હતી. જમી પરવારીને હું ને મ્હારો મિત્ર જ્ઞાનેન્દ્ર અલક–મલકની વાતો કરવા પર ચઢ્યા. વરસાદ પારાવાર પડતો હતો, એટલે મ્હારાથી ઘેર પાછાં જવાય તેમ નહોતું. રાતવાસો જ્ઞાનેન્દ્રને ઘેર જ કરવાનું નક્કી કરી દીધું. બિચારો જ્ઞાનુ એકલો અટુલો દહાડા કહાડતો હતો, તે જોઈને મ્હને બહુ જ દયા આવતી. એની સ્નેહાળ પત્ની રંજના વિના ઘર સૂનું સૂનું લાગતું હતું. રંજના મ્હારા મામાની દીકરી હતી; અને બાળપણમાં મોસાળમાં અમે એકઠાં રહેલાં, રમેલાં, ને મોટાં થયેલાં તેથી એનો સ્વભાવ હું પૂરેપૂરો જાણતો હતો. વરઘેલી, માયાળુ, આનંદી રંજના બે વર્ષથી ઘર છોડીને ચાલી ગઈ હતી; એનો પત્તોજ લાગ્યો નહોતો; કોઈ એનું રહેવાનું સ્થળ શોધી શક્યું નહોતું.

હું બે વર્ષ અભ્યાસ અર્થે જર્મની ગયો હતો, તે દરમિયાન આ ઘટના બની; તેથી આ ઘટના કેમ બની એની મ્હને કાંઈજ પૂરી ખબર પડી નહોતી.

જ્ઞાનુએ મ્હને પત્રથી એટલું જણાવ્યું હતું કે “ પુરુષો ભલે બડાશ મારે, પણ સ્ત્રીઓના હૃદયની ઊંડી પરીક્ષા કરીને તેમની સાથે વર્તન કરતાં જવલ્લે જ કોઈને આવડે છે. મ્હને હવે ભાન થયું છે. પણ અસવર વીત્યા પછી હવે તો હું નિરુપાય છું. મ્હારી વહાલી શાણી રંજનાને હું ગુમાવી બેઠો છું. તું અહીં આવીશ ત્યારે મન ખોલીને વાત કરીશ. આજ તો હું ગાફેલ બની ગયો છું. સમય વીત્યે કદાચ સાન્ત્વન મેળવી શકીશ અસ્તુ. ”

જર્મનીથી આવ્યા પછી હું તરત જ મ્હારા મિત્રને મળ્યો. તે પહેલાં કદી કોઈને મ્હોઢે એણે રંજના વિશેનો ભેદ ખોલ્યો નહોતો. મ્હને બધી વિગતવાર હકીકત સંભળાવી. મ્હારો ને જ્ઞાનુનો સંબંધ ન્હાનપણથી જ એવો બંધાઈ ગયો હતો કે અમારી વચ્ચે કોઈ પણ જાતનું અંતર રહેતું નહોતું અમે એક બીજાને પૂરી રીતે ઓળખતાં. ને તેથી જ અમારી મિત્રાચારી ટકી રહી હતી. પોતાની આફતની વાત કોઈના આગળ એ કહી શક્યો નહોતો. મ્હારી આગળ એણે હૃદય ખોલ્યું.

લોકો એને બહુ અભિમાની, અતડો, લુખ્ખો અને મીજાજી કહેતા. એનો સ્વભાવ જરા વિચિત્ર હતો ખરો. તેથી એ ઝાઝા મિત્રો કરી શક્યો નહોતો. થોડા બોલો અને એક માર્ગી હતો; ગર્ભ શ્રીમંત હતો; અને પિતાનો એકનો એક પુત્ર હતો એટલે લાડ કોડમાં ઉછર્યો

હતો. અભ્યાસ અર્થે તેને પિતાએ ઈંગ્લાંડ મોકલ્યો. ઓક્સફર્ડમાં ત્રણ વર્ષ અભ્યાસ કરીને સારી નામના મેળવીને પાછો ફર્યો, તરત જ પિતાનું મૃત્યુ થતાં ઘરનો બધો બોજો એને માથે પડ્યો. માતા તરફથી દીર્ઘ દૃષ્ટિ અને કરકસરનું શિક્ષણ મળ્યું હતું. અને રંજના જેવી કુશળ પત્ની મળવાથી તેને કાંઈ જ મુશ્કેલી જણાઈ નહિ, પતિ પત્નીનો સંબંધ ખૂબ જ મીઠો અને પ્રેમમય હતો. રંજના સુશિક્ષિત, સાલસ, ગૃહિણી હતી અને જ્ઞાનુ પત્યે તેને સદ્ભાવ અને પ્રેમની ઉંડી લાગણી હતી. સમાજમાં એ ટચાક ગણાતો; પણ રંજના માટે એને અત્યન્ત માન અને સ્નેહ હતો. જગત્ એ જાણતું. લોકોની આંખે ચઢે એવું સુખી જીવન આ યુગલનું હતું.

એકાએક રંજના ઘર છોડીને જતી રહી તેનું કારણ કોઈને સમજાયું નહિ. સહુ આશ્ચર્યચકિત અને શોકમગ્ન થઈને બેસી રહ્યું. કોઈની કલ્પના ચાલી શકી નહિ.

ઈંગ્લંડના વસવાટ દરમિયાન જ્ઞાનેન્દ્રને શિકારનો શોખ લાગ્યો હતો. ત્યાં વોલન્ટીઅર તરીકે લશ્કરી તાલીમ લીધી હતી. અને બંદૂકનો ઉપયોગ પૂરો કરી જાણતો. ટેનીસ, ક્રીકેટની રમતો એને પસંદ પડતી નહિ. શિકાર—અને તે પણ ધાડાં જંગલો અને પર્વત તળેટીમાં વસતા જંગલી જનાવરો—વાઘ, સિંહના મોટા શિકાર જ એને પ્રિય હતા. મહિના ને મહિના સુધી શિકારાર્થે એ ઘર બહાર રહેતો. પૈસે ટકે નિશ્ચિંત હતો અને સઘળી વ્યવસ્થા કરનાર ઘરરખુ ગૃહિણી હતી એટલે એને પાછા વળીને જોવાની જરૂર પડતી નહિ. રંજનાને સાથે જવાનો શોખ નહોતો. એ તો ઘેર જ રહેતી. વાંચવા લખવામાં પોતાનો સમય વીતાવતી. બહાર જવા આવવાનો એને ...ો ધ...ો નહોતો. ચુપચાપ

એક પ્રસંગે જ્ઞાનુ દક્ષિણના જંગલોમાં શિકાર માટે ગયો હતો. ત્યાં એને લાંબો વખત રહેવું પડ્યું. અંતે જ્યારે ઘેર પાછો ફર્યો ત્યારે એના આશ્ચર્યનો પાર રહ્યો નહિ પોતાની વહાલી પત્ની રંજના ઘર છોડીને જતી રહેલી માલુમ પડી. પ્રિયતમાવિહોણા સૂના ઘરમાં આટલે મહિને રહેવાનું એને ભારે પડી ગયું. છતાં એ અત્યન્ત સહનશીલ અને ધૈર્યવાન મર્દ હતો. પોતાના હૃદયના ભાવ કદી વ્યક્ત થવા દેતો નહિ—અને માનસિક નિર્બળતા કોઈ પણ રીતે સ્હામું માણસ પારખી ના જાય તે માટે કાળજી રાખતો.

દીવાનખાનામાં પેસતાં વૃદ્ધ મુનીમે તેના હાથમાં એક ચીઠ્ઠી આપી. અક્ષર જોઈને જ એણે પ્રશ્ન કર્યો "મારો તાર ક્યારે પહોંચ્યો હતો ?"

મુનીમે ગંભીરતાથી કહ્યું "સાહેબ, કાલે સાંજના ૭ વાગે."

ચીઠી તો એણે પુરેપુરી વાંચી લીધી હતી. પરંતુ એની મુખમુદ્રામાં રતિભાર પણ ફેર પડ્યો નહોતો. ધીમે રહીને ચીઠ્ઠી ગડી વાળીને ગજવામાં મૂકી દીધી.

' પછી શું થયું ?"

"સાહેબ, સરસામાન લઈને બહેન રાતની મેલમાં ઊપડી ગયાં."

"ઠીક, મ્હારે સ્નાન કરવું છે; રામાને કહી દો કે જરા પાણી મૂકે. ને ભટ્ટને કહેજો કે વખત થાય ત્યારે મ્હને ખબર કરે."

મુનીમ મગનલાલ જ્ઞાનેન્દ્રના પિતાની નોકરીએ રહ્યા હતા. એટલે એને જ્ઞાનુ ઉપર સારી મમતા હતી. અને રંજનાની આ વર્તણૂક એને ખૂંચી હતી.

જમી પરવારીને દીવાનખાનામાં લાંબી આરામ ખુરસી પર બેઠો. દૂર દૂરથી રંજનાનો મીઠો ધીમો અવાજ આવતો હોય એવી

ભ્રમણા એને થઇ. એની નમણી આંખોનો ચમકારો, એનું મૃદુ હાસ્ય દૃષ્ટિ આગળ ખડું થતું લાગ્યું. ગજવામાંથી ચીઠ્ઠી કહાડીને ફરી ફરી વાંચી. ટુંકું ને ટચ લખાણ હતું.

" પ્રિયતમ !—

કારણ શોધવાની જરૂર નથી. તમને કાંઇ અજાણ્યું નથી. આપણો મેળાપ હાલ તો અસંભવિત છે.

તમારી રંજનાના પ્રણામ. "

પહેલે સરવાળે તો એને ખૂબ જ ક્રોધ ચઢયો. કેમ કે એને કારણની કલ્પના સરખીએ નહોતી. એકલાં એકલાં ગુસ્સો ઠાલવે પણ કોના આગળ !

જંગલોમાં ક્રૂર પ્રાણીઓનો શિકાર કરતાં એને એકાંત સાલતું નહોતું, પણ અહીંનો સુનકાર એને અસહ્ય લાગ્યો.

" 'તમે કારણ જાણો છો !' પ્રભુ જાણે શું એ . એના મનમાં હશે ! કારણ મ્હને ક્યાંથી ખબર હોય ! "

ઊઠીને આમતેમ ઓરડામાં આંટા મારવા લાગ્યો. પતિપત્ની કેટલા પ્રેમથી, મમતાથી જીવન ગાળતાં હતાં; અરસપરસ કેટલી લાગણી અને શ્રદ્ધા હતાં ! દશ વર્ષના નિકટના સહવાસ પછી એકએકને સંપૂર્ણ સમજી ગયાં હતાં ! ગેરસમજૂત થવાનું કારણ જ ઉપસ્થિત થયું નહોતું ! જુવાનીનો પ્રેમનો ઊભરો તો કોઇ સદા ટકેજ નહિ ! સમય જતાં ગંભીરતા અને પ્રૌઢતા તો આવેજ. બહારગામથી જ્યારે જ્યારે ઘાનુ પાછો ફરે ત્યારે રંજનાને પ્રેમથી તરબોળ કરી દેતો. આલિંગનથી તેને મુંઝવી નાખતો, એ મીઠી ક્ષણનું સ્મરણ થતાં એનું હૈયું ભરાઇ આવ્યું. " અરે રે મ્હારી મીઠી રંજન ! આ તે ત્હને શું સૂઝયું ! તું ને હું સદાકાળનાં ગાઢ સ્નેહી ! આપણી વચ્ચે નહિ કાંઇ શિષ્ટાચારની અગત્ય ! પત્રવ્યવહાર પણ આપણી વચ્ચે ઝાઝો નહિં ! મ્હને કાગળ લખવાનો કેટલો કંટાળો છે તે તું ક્યાં નથી જાણતી ? " એનું મગજ ચગડોળે ચઢયું ! કાંઇ જ નિરાકરણ કરી શકયો નહિ. થાકીને પગ લાંબા કરીને જરા આડો થયો ! કેટલીએ વાર બહારગામથી આવીને એજ બેઠક ઉપર રંજનને પાસે બેસાડીને કલાકોના કલાકો સુધી આનંદ સુખ માણ્યું હતું !

જીવનમાં પહેલી જ વખત ઘાનુ ડુસકે ડુસકે રડયો ! એકલો અટૂલો બારી રહ્યાનું જોઇને પડી રહ્યો. દૂર દૂર બગીચામાંથી ઝાડનાં પાતરાંનો ધીમો ધીમો અવાજ થયો અને એક ઓળો દેખાયો. તેને રંજના બારી આગળ ડરતી, છૂપાતી, ધીમે પગલે આવતી જણાઇ !

" અરે ! આ વળી કેવા પ્રકારનું નાટક ! રૂસણાં લઇને ન્હાસી શું જવું અને વળી લપાતાં લપાતાં પાછાં ફરવું ! " જાણે એ પ્રશ્ન પૂછતો હોય એમ એને ભ્રમણા થઇ—

બારી આગળથી દીવાનખાનામાં આવીને જાણે એ ખુરસી પર બેસી ગઇ.

" આજ તો બહુ જ થાકી ગઇ. " એમ કહીને એણે ઊંડો નિશ્વાસ નાંખ્યો.

ઘાનુના હર્ષનો પાર રહ્યો નહિ. એ તો જાણે ઘેલો ઘેલો થઇ ગયો ! હાલવાનું કે બોલવાનું એને ભાન રહ્યું નહિ ! સ્હામી ખુરસી પાસે જઇને એ ઊભો !

" બિચારો ઘાનુ ! " એ બોલી.

" બિચારી રંજના ! "

ઘાનુએ એનો સ્પર્શ કર્યો નહિ.

" જો રંજના સાંભળ ! તું અહીંથી ચાલી ગઇ છે એમ મ્હેં જે ક્ષણે જાણ્યું ત્યારે મ્હારા જીવનનો એકે એક તાર જાણે તૂટી ગયો હોય

એવો મ્હને ભ્રમ થયો. ( વાસ્તવિક જીવનમાં કદી એણે આ પ્રમાણે લાગણીભર્યા ઉદ્ગાર કહાડ્યા નહોતા ! ) ખેર, તે પાછા લ્હેં સાંધી દીધા એટલે હવે બધું સરખું થઈ ગયું. "

ધીમે ધીમે ખુરસીની પાસે એ બેસી ગયો. મહિનાઓથી એને મેળાપ થયો નહોતો, છતાં એણે સ્પર્શ સરખોએ કર્યો નહિં.

" ઘાનુ ! પણ મ્હારા જીવનનું શું ? "

" અરે ગાંડી ! ત્હારૂં જીવન તેજ મ્હારૂં જીવન આપણે તો એક ને અવિભાજ્ય. "

" હા હા ખરે જ, સ્નેહાળ પતિ અને પત્ની ! પુરૂષ અને સ્ત્રી ! "

ઘાનુનું ધ્યાન એ શબ્દો પ્રત્યે નહોતું.

" કેમ ઘાનુ તું કારણ સમજ્યો હતો કે નહિ ?"

એણે માથું હલાવ્યું-મહિનાઓથી એનો મેળાપ થયો નહોતો.

" રંજના ! મ્હને તો લાગ્યું હતું કે ત્હારૂં મગજ કાંઈક અસ્વસ્થ છે ! ખરી વાત કે નહિ ! બોલી દે. "

" ના વહાલા, મારૂં મગજ તો પૂરૂ ઠેકાણે છે. પણ હું બહુ જ થાકી ગઈ છું. "

ઊંડા ઊંડા પાત્રમાંથી અવાજ આવતો હોય એવા ધાડા, મંદ અને અતિ મૃદુ અવાજથી આ શબ્દોચ્ચાર થતો હોય એમ લાગ્યું.

ઘાનુનો સંયમ ટકી શક્યો નહિ. પુરૂષ સહજ બળ એનામાં તરવરી રહ્યું હતું. એ નિરંકુશ હતો. ઓરડાની ભીતરમાં એને લઈ ગયો—એક શબ્દ પણ એ ઉચ્ચારી શકી નહિ—

ખુરસી બારી આગળ બન્ને આવીને બેઠાં. ચંદ્રનો પ્રકાશ ન્હાની વાદળીથી [illegible]યો [illegible] રંજનાની આંખનો પ્રકાશ [illegible]તો.

" પેલા કારણની કલ્પના કરી શક્યો નહોતો ? " અત્યન્ત દુઃખાર્દ્ર અવાજથી-તેણે પ્રશ્ન કર્યો.

એ જરા પટાવવા માંડ્યો.

" મ્હને તો કાંઈજ ખ્યાલ નથી આવતો, તું સમજાવે ત્યારે. "

" ઘાનુ તું જંગલી પશુનો શિકાર કરે છે નહિ ? "

" હા, વહાલી રંજના, એ મ્હારા જીવનનો અનેરો શોખ છે એ હું કબુલ કરૂં છું અતિ બળવાન પશુને હું મ્હાત કરૂં છું; એમનો સંહાર કરીને એમનાં સુંદર ચર્મ અને નખ ઘરમાં લાવું છું. અને વિજય અનુભવું છું. "

" એ વિજય પછી ઘેર આવે છે ત્યારે પશુની માફક મ્હને સોડમાં લઈને પીંખી નાંખે છે ! નહિ ! "

ઘાનુ તો સ્તબ્ધ જ થઈ ગયો. એણે તો બોલવાનું ચાલુ જ રાખ્યું.

" એમ તું અનેકવાર જાય છે, અને પાછો આવે છે, અને મ્હને પીંખે છે. "

" વહાલી રંજના ! ત્હારૂં મગજ આજે સ્વસ્થ નથી.

" ના, વહાલા ઘાનુ ! મ્હારૂં મગજ ખાસ્સું ઠેકાણે છે. માત્ર હું બહુજ થાકી ગઈ છું. મ્હને ત્હારા પ્રત્યે અનન્ય પ્રેમ છે, મ્હારા હૃદયમાં કોઈ બીજી વ્યક્તિ કદી સ્થાન મેળવી શકશે નહિં. ત્હારા વિષય વિલાસથી હું કવાઈ ગઈ છું. હું પ્રેમની ભૂખી હતી, પરંતુ ત્હારૂં વર્તન મ્હારા પ્રત્યે પશુ સમાન મ્હને લાગ્યું છે. મ્હારામાં જે કાંઈ શક્તિ હવે રહી છે તે ટકાવી રાખવાની મ્હારી ઇચ્છા છે. વહાલા ઘાનુ ! તું આટલું સમજી લે. મ્હારી શક્તિનું મ્હારે રક્ષણ કરવું છે. ગઈ કાલે

આખી રાત મ્હને મૂંઝવણ થતી હતી. શું કરીશ તે મ્હને સમજ નહોતી. તું પાછો આવવાનો છે, શિકાર કરીને લાંબા સમય પછી ત્હારી વહાલી પત્ની પાસે પોતાને વતન પાછો ફરવાનો છે. હું ત્હારૂં આગમગૃહ છું–ત્હારા આનન્દનું સ્થાન છું–વહાલા શાનુ ! આ કાંઇ પ્રેમ કહેવાય ! મ્હને રૂંવે રૂંવે કંપારી છૂટી ત્રાસના વિચાર માત્રથી હું જતી રહી. હું પાછી આવી કેમકે તું એકલવાયો થઇ જાય, એ વિચાર મને અસહ્ય થઇ પડ્યો. હું તો એકલવાસથી સદાની ટેવાએલી છું ત્હારા માનમમાં કાંઇ ફેર થયો છે કે નહિ એ જાણવાની જિજ્ઞાસા પણ મ્હને હતી.

પ્રાચીન કાળ હોત તો હું સન્યાસિની થઇને ઘરબાર ત્યજીને ચાલી જાત. આ જમાનામાં તો શું કરી શકું ? હું ફરવા જઇશ."

ધણાજ નમ્ર અવાજથી શાનુએ પૂછ્યું " મ્હને સાથે નહિ આવવા દે ? "

ના વહાલા શાનુ ! મ્હને એકલી જ જવાની ઇચ્છા છે. ચંદ્ર તરફ હું જઇશ ને પાછી આવીશ. "

બગીચા તરફ પાછી જતી રંજનાની છાયા તરફ તે નિહાળી રહ્યો. કલાકો સુધી એણે રાહ જોઇ. એને ખાત્રી તો હતી જ કે કાંઇ પાછી ફરવાની નથી. એ વિશે એને જરાએ શંકા નહોતી. અને એ પાછી ફરી નથી જ.



## આશા

[ ઢાળ : ઝીણા ઝરમર વરસે મેહ ]

હું તો ધમંતી જગત કેરી માંય :
    આશા મ્હારૂં નામ, સખિ !
હું તો રેલન્તી ચેતના સહાય :
    દિવ્ય મ્હારૂં નામ, સખિ !

ફેંકું છું કિરણો હૈં દુઃખિઆનાં દિલમાં;
    છાંટું છું અજબિ રસે ભરી રે !
મ્હારે તે આશારે દુઃખડાં કપાય છે,
    સાધું છું સાધના કેવી ખરી :
        હો ! આશા મ્હારૂં નામ સખિ ! હું તો૦

મરુભોમમાં હું ઊતરી દેવોના દેશથી;
    દેવોના દેવે દીધી આજ્ઞા રે !
કર્તવ્ય કારણે હું ધમતી આનન્દથી,
    કરવા શા મ્હારે વિસામા ?
        હો ! આશા મ્હારૂં નામ સખિ ! હું તો૦

શ્રી. મૂળજીભાઇ શાહ



# વાસંતી સંધ્યા

રાગ : સોહની ઢિંચ

આજ સખી ! તીરે, સરોવર તીરે
સખીરી ! સહુ ચાલો
ઘડુલી નીર ભરિયે.
હાં રે સખી ! ઝૂલે, જલે દિનેશ ઝૂલે,
પશ્ચિમ આભ કાંઠે, અપૂર્વ રંગ ખીલે,
એ સરવર તીરે.

જો ને સખી ! ડાળે, અશોક તરુ ડાળે,
અનિલ મસ્ત ખેલે, વિહંગને હીંચોળે.
હાં રે ફૂલકુંજે, સુરંગ ફૂલકુંજે,
કોકિલ ગાન ટૌકે, વસંત ગાન ટૌકે;
એ સરવર તીરે.

જો ને સખી ! ડોલે, સરોવર ડોલે,
સલિલ ચઢયું ઝોલે, પ્રકૃતિ અંગ ડોલે,
હાં રે સખી ! ડોલે, ઘડુલી શિર ડોલે,
સખીરી ! જલ ડોલે, ઘડુલી કેમ ડુબે ?
એ સરવર તીરે.

જો ને સખી ! આવે, નિશા રમન્ત આવે,
સંધ્યાનું તેજ ડુબે, ઘડુલી કેમ ભરિયે ?
ઝૂલે સખી ! વ્યોમે, રસેન્દ્ર ચન્દ્ર ઝૂલે,
અમૃત ધાર વર્ષે, રૂપેરી તેજ વર્ષે,
એ સરવર તીરે.

શ્રી. જ્યોત્સ્ના શુકલ






**મહાન્ કમાલ આતાતુર્ક :**

તુર્કસ્તાનના પ્રમુખ કમાલ આતાતુર્ક, જે કમાલપાશાને નામે વધારે જાણીતા હતા તેમનું દુઃખદ મરણ નીપજ્યું છે. ૧૯૨૩ થી તે મરણ પર્યંત તુર્કસ્તાનના તે પ્રમુખ રહ્યા હતા, અને પ્રમુખ થયા પછી ત્રણ વર્ષ જેટલા ટુંક સમયમાં તેમણે તુર્કસ્તાનનું પરિવર્તન કરી દીધું હતું. તેની પહેલાંના તુર્કીના આપણા હાલના હિંદ કરતાં પણ દશા ખરાબ હતી. રાજ્ય તેમજ ધર્મના ઉપરી ખલીફમાં કંઇ જોર નહોતું. લગભગ તેરમી સદી જેવી ત્યાંના સમાજની સ્થિતિ હતી. ખાસ કરીને સ્ત્રીઓની દશા તો છેક જ અધમ હતી. તેઓને ભણવા માટે શાળાઓ જ નહોતી. સખત પડદો તેમને પાળવો પડતો. જો કદાચ બહાર જવું પડે તો લેંગ બુરખો ઓઢીને જવું પડે. એક એક માણસને સંખ્યાબંધ પત્નીઓ હોય, સ્ત્રી એટલે જાણે કે ઘર, વાડી, વાસણ કુસણ તેવી જ એક જાતની મતા એવું જ મનાતું. ટુંકમાં સામાજીક દરજ્જાનું છેલ્લું પગથીયું પણ નહિ પણ તે પગથીયાનીય નીચેની જમીન, એવી ત્યાંની સ્થિતિ હતી.

કમાલ પાશાએ પ્રમુખપદે આવ્યા પછી કોઇ જાદુગરે જાણે લાકડી ફેરવીને ફેરફાર કરી દીધો હોય એવું ટુંક સમયની અંદર કરી દીધું. સ્ત્રીઓનો પડદો છોડાવ્યો. તેમને માટે શાળાઓ અને કોલેજો સ્થાપી. એક કરતાં વધારે પત્ની કરવાનો રિવાજ ગેરકાયદેસર ઠરાવ્યો. સ્ત્રીઓને જાહેર જીવનમાં દરેક જાતના હક એનાયત કર્યા. દરેકે દરેક બાબતમાં સ્ત્રી અને પુરૂષ વચ્ચેનો તફાવત દૂર કર્યો. સ્ત્રીઓને પોતાનું વ્યક્તિત્વ ખીલવવાની તક મળે તો પુરૂષોથી કોઇ બાબતમાં તેઓ ઉતરે નહિં એ તુર્કી સ્ત્રીઓએ થોડા જ સમયમાં બતાવી આપ્યું.

યુરોપના બીજા સરમુખત્યારો કરતાં કમાલ પાશા તદન જુદા પડી આવે છે. બીજા સરમુખત્યારોએ પ્રમુખપદે આવીને પોતાનાં રાજ્યોમાં પોતાના દુશ્મનો પર કેર વર્તાવ્યો અને પાડોશી રાજ્યોમાંથી કેટલાક ઉચાપત કર્યાં, કેટલાક સાથે સંધિ કરી, કેટલાક સાથે તકરાર કરી, એમ પોતપોતાની પરદેશનીતિ પર વધારે ધ્યાન આપ્યું. કમાલ પાશાએ પોતાના દેશને પોતાની જાતબહાદુરીથી સ્વતંત્ર કર્યો, અને પછી આસપાસનાં બધાં રાજ્યો સાથેના કલહોનો અંત આણ્યો ને પછી તરત આંતરિક વ્યવસ્થા કરવા પાછળ ધ્યાન આપ્યું; એટલે સુધી કે યુરોપની રાજ્યનીતિમાંથી જાણે કે તુર્કીએ સન્યસ્તજ લઇ લીધું, અને છેલ્લા પંદર વર્ષો કમાલે તુર્કીની પ્રજાને ઉન્નત કરવા પાછળજ ગાળ્યાં. તુર્કીની કેળવણી, આરોગ્ય, ધંધોરોજગાર એ સુધારવા પાછળ લક્ષ આપ્યું. જર્મની અને ઓસ્ટ્રીયામાંથી મહાન જાણીતા કેળવણીકારો અને વિજ્ઞાનકારો તેમજ દાક્તરો નાઝી અત્યાચા-

વોથી નાસીને પોતાનો દેશ છોડીને નાસી જતા હતા તેમાંના ઘણાને કમાલ પાશાએ તુર્કસ્તાનમાં આશ્રય આપ્યો. અને તે લોકો તો માલમિલકત લીધા વગર જ જેમ તેમ જીવ લઇને નાસી છુટયા હતા એટલે બહુ જ ઓછા પગારે તુર્કસ્તાનમાં કામ કરે છે. તેઓને લીધે હાલ તુર્કસ્તાનની યુનિવરસિટીઓ અને કોલેજો પોતપોતાના વિષયોમાં નિષ્ણાત એવા વિદ્યા ધુરંધરોથી ભરાઇ ગઇ છે અને જે જ્ઞાનની કિંમત જર્મન અને ઓસ્ટ્રીયન પ્રજા ન આંકી શકી તે જ્ઞાનનો લાભ તુર્કીની પ્રજાને અત્યારે મળી રહ્યો છે. વીએનાના જગમશહુર દાક્તરો અને જર્મની ઓસ્ટ્રીઆના મહાન સાયન્ટિસ્ટોને પણ તેજ પ્રમાણે કમાલ પાશાએ દૂરંદેશી વાપરી પોતાના રાજ્યમાં ન્હોતરી લીધા છે અને તેમની સહાયથી તુર્કસ્તાનની પ્રજા શી ની શી પ્રગતિ કરશે તે તો હવે પછી જણાશે.

કમાલ પાશાને લોકોએ ગાઝી ઉપનામ આપ્યું હતું. ગાઝી એટલે મહાન યોદ્ધો. અને એ ખરેખર મહાન યોદ્ધો હતો, પણ તેણે માત્ર પરરાજ્યો સાથે જ લડાઇ કરી ન્હોતી. તેણે તો સામાજિક કુરુઢિઓ સામે પણ લડાઇ કરી હતી અને સામાજિક બદીઓને હરાવીને તે દિશામાં પણ તે ' ગાઝી ' જ હતો. ચોડાં વરસ થયાં તેણે ' આતાતુર્ક 'નું નામ ધારણ કર્યું હતું. આતાતુર્ક એટલે તુર્કીનો પિતા, અને ખરેખર નૂતન તુર્કીનો તે પિતા જ હતો. આજનું તુર્કસ્તાન તે તેનું જ સંતાન છે.

તેની અંતિમ યાત્રામાં હજારો સ્ત્રી પુરુષો સામેલ હતા. અને દહન ક્રિયા વખતે પુરુષોની સાથે સ્ત્રીઓએ પણ હાર્દિક શબ્દો ઉચ્ચાર્યાં હતા. એક તુર્કી બ્હેને કહ્યું હતું કે અમારી તુર્કી સ્ત્રીઓનો તો તે તારણહાર હતો અને સગા પિતાના મરણ કરતાં પણ તેના મરણથી અમને વધારે દુઃખ લાગે છે. અંગારે તો માતા, પિતા, ગુરુ, રાજા જે કહો તે તેજ હતો. મે મ.

*

સુરસાગર :

વડોદરા શહેરની વચ્ચોવચ સુરસાગરનું મોટું તળાવ છે. ગયે મહીને ત્રણ પ્રિરતી કુમારિકાઓએ તેમાં પડી આપઘાત કર્યો હતો, આ મહીને બે હિંદુ કન્યાઓએ આપઘાત કર્યો છે, તે બે કન્યામાંની એક ૧૮ વર્ષની પરણેલી હતી અને બીજી સોળેક વર્ષની કુંવારી હતી.

આમ ઉપરા છાપરી આપઘાતના બનાવોથી વડોદરા શહેરમાં બહુ ચકચાર થઇ છે અને કેટલાક લોકો ઉશ્કેરાઇને પોકાર કરે છે કે ' સુરસાગર પુરાવી નાંખો. ' આ પોકાર માટે અમારે ચાર શબ્દો કહેવાના છે.

સુરસાગર પુરાવી દેવાથી આવા બનાવો અટકવાના છે ? સોળ સોળ અઢાર અઢાર વર્ષની કુમળી કન્યાઓ, જેમનાં હૃદય ઉલ્લાસ અને આશાથી ભરપૂર હોય, જેમની હસતી આંખો કાંઇ કાંઇ સોનેરી દશ્યો જોતી હોય તેમનાં જીવન શા કારણથી એવાં અકારાં બની જતાં હશે કે જેથી તેઓ બધી આશાઓ અને સ્વપ્નાંઓ છોડીને પોતાના જીવતનો અંત આણતી હશે ? તેમને માથે દુઃખનાં ડુંગર તુટી પડતા હશે, જીવન અસહ્ય બનતું હશે ત્યારે જ હતાશ થઇને આવું છેવટનું પગલું ભરતી હશે. સુરસાગર પુરાયેલું હશે તો તેઓ બીજા કોઇ ' સાગર 'માં પડશે, સાગર નહિં હોય તો નદી હશે, કુવા હશે, તે નહિં હોય તો પૈસાનું અફીણ લેશે, કે ઘાસલેટ છાંટીને બળી મરશે કે ફાંસો ખાશે, ગમે તે કરશે. જીવનથી કંટાળેલીને સુરસાગર સિવાય કંઇ બીજું નહિં જડે ? સુરસાગરને પુરાવી દેવાનું કહેવું તેના કરતાં આ

આત્મઘાતેનાં મૂળ શોધી તે દૂર કરવા પ્રયત્ન કરવાનો છે, આત્મઘાત સ્ત્રીઓ જ શા માટે વધારે કરે છે ! તે વિચાર કરીએ; કોઇ કહેશે કે સ્ત્રીઓનાં મન નબળાં માટે; પણ તેમ નથી; સમાજના સીતમ સ્ત્રીઓ ઉપર વધારે ગુજરે છે, પુરુષો કોઇ વાર બેકારીને લીધે આપઘાત કરે છે; કોઇ વાર પ્રેમમાં નિષ્ફળતા મળવાથી કરે છે કે કોઇ વાર પરીક્ષામાં નિષ્ફળતા મળવાથી કરે છે; સ્ત્રીઓ શાં શાં કારણોસર આપઘાત કરે છે તે ગણવા જઇએ તો પાર ન આવે એવું છે. આ છેલ્લાં બે મરણો થયાં તેમાંની મોટી બ્હેનને ગયે જ વરસ કુળવાન પણ અભણ વર સાથે પરણાવી હતી. નાની બ્હેન માટે આ વરસે તેવું જ ચોકઠું ગોઠવાતું હતું અને બંને બેનોએ અતિશય ના કહેવા છતાંએ લગ્ન થવાનાં હતાં, તેથી કંટાળીને બે બ્હેનોએ આ રસ્તો લીધો એમ કહે છે. ગયે વરસે એક યુવતીએ સાસુના જુલમથી કંટાળીને આપઘાત કર્યો હતો; તે પહેલાં એક નિરાધાર વિધવાને કોઇ હરામખોર ફસાવી ગયો તેથી તેણે આપઘાત કર્યો હતો; સાસુના જુલમથી, પતિના મારથી, તથા જેઠાણી, દેરાણી, નણંદના મહેણાંથી તો સેંકડો સ્ત્રીઓ આપઘાત કરે છે; સાવકી માના ત્રાસથી કંઇ કેટલી કન્યાઓ કુવા, તળાવોમાં પડે છે; કેટલીએ માબાપ વગરની બાળાઓ કાકી, મામી, ભાભી વગેરેના ત્રાસથી કંટાળી પોતાનો જીવ કહાડે છે. કુંવારી કન્યાઓ કોઇ નરાધમના હાથમાં ફસાવાથી અકાળે મૃત્યુને ન્હોતરે છે; કેટલીએ સ્નેહલતાઓ માબાપ પાસે પહેરામણીના પૈસા ન હોવાથી બળી મરે છે. લોભી માબાપોની કન્યા વિક્રયની વૃત્તિથી હેરાન થયેલી કંઇક ચૌદ પંદર વરસની ગૌરીઓ વૃદ્ધ પતિથી બચવા સોમલ લે છે; ચૌદ વરસના બાળ પતિઓને કુળને ખાતર વરેલી કેટલીએ ભર-જુવાન જશોદા મનના કોડ મનમાં દબાવી ન શકવાથી અફીણ ખાઇને મરે છે; મનપસંદ ગરીબ યુવાનને બદલે માબાપે વળગાડેલા કોઇ આધેડ વયના રમણિકલાલો ચોરીમાં પધરાવાતા પહેલાં કન્યા ગૂમ થવાથી બાઘા બનીને જોતા રહે છે, ને સોળ સત્તર વર્ષની કુસુમ પાછલે બારણેથી નાસી જઇને નદીમાં પડી આપઘાત કરે છે. પોતે સંસ્કારી કેળવાયેલી હોવા છતાં પતિ અભણ જેવો હોવાથી કેટલીએ યુવતી છેવટે મરણ શોધે છે, ગાંડા પતિ, રોગી પતિ, વ્યભિચારી પતિ, બેદરકાર પતિ, બાપલા જેવો પતિ, ક્રોધી પતિ, એવા અનેક પ્રકારના પતિઓ સાથે બાળપણમાં કરી નાંખેલા લગ્નથી જન્મારો કેમ કઢાશે એ વિચારથી ત્રાસી ગયેલી બિચારી સેંકડો યુવતીઓ જુદા જુદા પ્રકારે પોતાનો જીવ તજે છે; એક ઘરમાં પંચાવન વર્ષનો બાપ ચોથી વારની સોળ વર્ષની પત્ની ઘરમાં એક બારણેથી લાવ્યો ને બીજે બારણેથી તેની પચીસ વર્ષની વિધવા પુત્રી ઘરબ્હાર નીકળીને કુવામાં પડી એ પણ ખરી બનેલી વાત છે.

હિંદુ સમાજની આવી અનેક સમસ્યાઓ -ખાસ કરીને લગ્ન જીવનની આવી અનેક સમસ્યાઓનો તોડ લાવ્યા સિવાય સુરસાગરો પૂરાવશો કે તેની જગાએ પહાડ ઉભા કરશો તેથે કંઇ વળવાનું નથી; પહેલાં સમાજના એક તરફી કાયદાઓ ને રિવાજો ફેરવો. સ્ત્રીઓને પણ હૃદય હોય છે એટલો વિચાર કરો. તમારા પોતાના સ્વાર્થને બાજુએ રાખી તમારી પુત્રીઓ, બ્હેનો, ભાણેજો, ભત્રીજી-ઓની લાગણીનો વિચાર કરો, તમારે આશરે પડેલી સ્ત્રી, પછી તે પત્ની હોય કે ભાભી, મામી હોય કે ફોઇ પણ તેનું હૃદય ધડકે છે એ યાદ રાખી તમારું આચરણ કરો. તો સુરસાગરને ગોઝારું કહેવ'નો વારો નહિ આવે.

પ્રે. મ.

*

### સંતતિ નિયમનના પ્રચારનો ઠરાવ :

મુંબાઇ એસેમ્બ્લીમાં આ ઠરાવ આવ્યો અને ઉડી ગયો. એ વાંચીને અમને જરાએ નવાઇ ના લાગી. ગાંધીવાદી કોંગ્રેસના રાજ્યમાં એ ઠરાવ પસાર થાય એવી અમને સ્વપ્ને પણ આશા નહોતી. એ ઠરાવ લાવનાર ભાઇને અમે ધન્યવાદ આપીએ છીએ અને ઇચ્છીએ છીએ કે ધારાસભાનાં એકાદ સ્ત્રી સભ્ય એ ઠરાવ લાવ્યાં હોત. તેથી જો કે ઠરાવ પસાર તો નજ થાત પણ સ્ત્રીઓ તરફથી આ બાબતની માંગણી થતી નથી એમ શ્રી. મોરારજી દેસાઇએ કહ્યું તે બ્હાનું તેમને ના મળત.

વિરુદ્ધ બોલનારા સભ્યોએ બીજા ત્રીજા સવાલ જવાબ, વાંધા, બ્હાનાં બધું બાજુએ મૂકીને નિખાલસપણે એમ કહી દીધું હોત તો ઠીક થાત કે " આ બાબતમાં ગાંધીજીના વિચાર જાણીતા છે ને અમારે મન તો એજ વેદવાક્ય છે. "

વળી વિરુદ્ધ બોલનારા સભ્યોએ દલીલો પણ એવી કરી છે કે ચોથા ધોરણના નિશાળીયા પણ એથી તો વધારે સારી દલીલો કરે, એક ભાઇ બોલ્યા છે કે નેપોલીયન તેની માતાનો અગીયારમો બાળક હતો. ખરેખર, આ દલીલ આવા મોટા મુંબાઇ ઇલાકાની ધારાસભામાં એક જવાબદાર પ્રધાને કરી હતી તે અમારાથી મનાતું જ નથી; છાપાવાળાની કંઇ ભુલ હશે; નેપોલીયન શું દુનિયાનો એકનો એક મહાન પુરુષ હતો ? બીજા અનેક મહાન પુરુષો શું પોતાનાં માબાપના એકના એક ફરજંદ નહોતા ? કે બે ત્રણ ભાઇ ભાંડુમાંના એક નહોતા ? એક મહાન વ્યક્તિને જન્મ આપવા માટે શું દરેક માતાએ પહેલાં દસ ફરજંદોને જન્મ આપવાની ફરજ છે ? શું નેપોલીયન પહેલો ને એકલો બાળક હોત તો મહાન ન થાત ? આવા અનેક સવાલો પુછીને ઠરાવની તરફેણ કરનારા સભ્યોએ માનવંતા પ્રધાનને પજવી કેમ ન નાંખ્યા ?

બાવીસ રૂપીયાના પગારદાર પટાવાળાની પત્નીને છઠ્ઠું બાળક આવવાનું હોય તે વખતની તેના મનની સ્થિતિ માનવન્તા સભ્યો જાણવા ગયા હતા ? એ સ્ત્રી ઘરકામ અને બાળકોમાંથી પરવારે તો માનવંતા મીનીસ્ટરને કહેવા જાય કની કે સંતતિ નિયમન માટે કાંઇ કાયદો કરો. એવી સ્ત્રીઓ ક્યારે અને શી રીતે એવા કાયદા માટે માંગણી કરવાની છે ? અને જ્યાં સુધી એ નથી કરતી ત્યાં સુધી એના કરતાં જેઓને વધારે વખત છે, વધારે સગવડ છે એવી સ્ત્રીઓ તેમના વતી માંગણી કરે તે ઉપર ધ્યાન આપવું એ શું સરકારનું કામ નથી ? માત્ર ભણેલા, શિખેલાં અને પૈસાદાર સ્ત્રીઓની જ આ ચળવળ છે એમ કહીને આવા મહત્વના પ્રશ્નને લાત મારી બાજુએ કરવામાં આવે છે. પણ એ ભણેલાં, શીખેલાં પૈસાદાર સ્ત્રીઓ જિંદગીમાં એક વાર સ્વાર્થ માટે નહિં અને ગરીબ અને અભણના તરફની ખરી લાગણીથી બોલતાં હશે એમ કેમ માનતા નથી ? સંતતિ નિયમનની ખરી જરૂર તો એવા પટાવાળા, નાના પગારના કારકુનો, ગુમાસ્તા, ફેરીયા, નાના દુકાનદારો, નાના શિક્ષકો, મજુરો વગેરેની સ્ત્રીઓને ખાસ છે. એ લોકો કયે દહાડે છાપાં કે સભાઓમાં પહોંચવાના છે ? એમને બદલે તેમની નસીબદાર બ્હેનો કંઇ લખે કે બોલે કે માંગણી કરે તે ઉપર ધ્યાન નહિં આપવાનું !

ગરીબ વર્ગના પુરુષો સાધુ, સન્તો કે વૈરાગી છે કે તેઓ સંયમ પાળશે ? અથવા શું એટલા બધા આશાવાદી છે કે પોતાનો એકાદ બાળક મહાન નેપોલીયન જેવો નીવડે તે માટે અગીઆર બાળકોના લંગરને જન્મ આપે અને અનેક ભાડ વેઠીને ઉછેરે ?

ના, ના, એ લોકો તો સંતતિ નિયમનનાં સાધનોના અજ્ઞાનને લીધે જ બાળકો પર બાળકોને જન્મ આપે જાય છે, અને જો

સરકારમાં જીવદયા હોય તો તેમને યોગ્ય રસ્તો બતાવી તેમને ગરીબાઇના ખાડામાં ઉંડા ને ઉંડા પડતા અટકાવે.

અમે તો દ્દઢતાથી માનીયે છીએ કે સંતતિ નિયમનનાં સાધનોના પ્રચાર સિવાય આપણા દેશની આર્થિક કે સામાજિક ઉન્નતિ શકય નથી. પ્રે. મ.

*

**દીક્ષા :**

યુવાન પત્ની અને નાનાં બાળકોને તજીને એક જૈન યુવાને તાજેતરમાં દીક્ષા લેવાનો નિર્ધાર કર્યો છે એમ વાંચવામાં આવ્યું છે. આ પ્રશ્ન વ્યકતાનો જ પ્રશ્ન છે. યુવાન પત્ની અને નાનાં બાળકોને તજીને આજકાલ કેટલાએ શિક્ષિત યુવાન બીજી પત્ની પરણી બેઠા છે. દીક્ષા લીધેલા યુવાનની પત્ની અને નવી વૈરી કરેલા પતિની જુની પત્ની અને બાળકોની સરખીજ સ્થિતિ છે; બંને દાખલામાં યુવાન બેજવાબદાર, સ્વાર્થી, દયાહીન, અને નીચ ગણાય. એક ધર્મની ઘેલછાથી દોરાય છે બીજો બીજી સ્ત્રીના મોહથી દોરાય છે; ધારો કે સ્ત્રી તેને લાયક નથી, ખરાબ છે, ત્રાસરૂપ છે, નથી ગમતી, માબાપે ન્હાનપણમાં ગળે વળગાડી છે, ગમે તેમ તોયે એ પારકી કન્યા છે, પણ પોતાનાજ લોહીએ લોહી, અંગના અંગ બાળકોનું શું ? તેની તરફનું આકર્ષણ પણ તેને નહિ ખેંચતું હોય ! બાળકો તો કાંઇ પારકાં નથી, એ તો પોતાનાં જ છે ! એમને દુનીયામાં લાવવા માટે કોણ જવાબદાર ! એ તો માબાપે નથી ગળે વળગાડયાં ને ?

એ યુવાનની સામું સમાજે જોવું ના જોઇએ, એણે જેમ પોતાની જવાબદારી માથેથી ફગાવી દીધી તેમ એને સમાજે પોતાના પર્તુંળમાંથી ફગાવી દેવો જોઇએ. બોલવા ચાલવા, બેસવા ઉઠવાનો, ધંધોરોજગાર અપાવવાનો દરેક જાતનો સંબંધ બંધ કરવો જોઇએ. પ્રે. મ.

*

**રાજકોટની બ્હેનો :**

રાજકોટ આજે રણભૂમિ બન્યું છે. પ્રજા પોતાના હક્કો મેળવવા લઢી રહી છે. શું યુવાન કે શું વૃદ્ધ, શું સ્ત્રી કે શું પુરુષ, સહુ કોઇ મેદાને પડયું છે. તેમના પર ભયંકર અત્યાચાર અને જુલ્મ વરસી રહ્યા છે. નાનાં બાળકો પણ આ અત્યાચારમાંથી બચી શકતાં નથી. રાજકોટમાં જે બ્હેનો લડવા માટે બ્હાર પડી છે તેમના ઉપર પણ આ પ્રકારનો જુલ્મ વરસી રહ્યો છે; અને એ દમનરાજ્યનો સામનો ત્યાંની સ્ત્રીઓ વીરતાથી કરી રહી છે તે માટે એમને અમે અભિનંદન પાઠવીએ છીએ. જ્યારે દમનરાજ્ય શરૂ થાય છે ત્યારે બેઆકળી બનેલી રાજસત્તા પુરુષો જેમ જ સ્ત્રીઓને પણ કંઇ પણ ભેદ વિના એ દમનનો ભોગ બનાવે છે. આવા પ્રકારની લડતમાં ભાગ લેવા તૈયાર થનાર બ્હેનોથી જ એ જાણતું હોય છે. સત્તા પાસે આપણે સ્ત્રીઓ છીએ. માટે દયાભર્યા વર્તનની આશા રાખવી વ્યર્થ છે. જો કે કેટલેક ઠેકાણે સ્ત્રીઓના થએલાં અપમાનના બનાવો ખેદજનક છે જ. ત્યાંના સત્તાધારીઓ અને પોલિસખાતાની પાશવતા જ એમાં તરી આવે છે. રાજકોટની પ્રજાની લડત પ્રત્યે અમારી સહાનુભૂતિ છે.

૧૯૩૦—૩૧ ની લડતમાં હિંદુસ્તાનની સ્ત્રીઓએ પોતાની શકિત દાખવી હતી, રાજકોટની સ્ત્રીઓએ એનાં પુનઃદર્શન કરાવ્યાં છે અને સાબિત કર્યું છે કે આજે જેમ તેઓ બેસી નથી રહી તેમજ હિંદુસ્તાનની મુકિત માટેની લડત જ્યારે ફરી પૂર જોશમાં ફાટી નીકળશે ત્યારે પણ તેઓ બેસી નહિ જ રહે.

વિ. દે.

# નવું થાળી-વાજું

અથવા

## અનિલ અને આમોદની કલહલીલા

લેખક : શ્રી પતીલ

[ છંદ : ખંડિત મનહર ]

: ૧ :

" આવતો-હતો જે તારા વાડા મહીં રોજ,
ફૂલો ચોરવાને બહાને દેવોને ઉપાસ્ય
ધરાવી શકાય એવાં, જેવાં તુજ આસ્ય,
અને ખાતો ટપલા જે થતો ખુશ તો જ
તે આ તારો, વહાલી આમુ, અનિલકુમાર
લાવ્યો નવું વાદ્ય ઘેર માગ્યું એક વાર.

: ૨ :

" કઈ થાળી પહેલી ચઢાવીએ ? છે સાઠ,
ખરીદ કરીશું કાલે બીજી એટલી જ,
નવા નવા ગાયકોની નવી નવી ચીજ
દેખાતા અનેક વાર ભજવતા પાઠ,
આપણો ને આપણો જ—નથી તને યાદ !
ઇચ્છતી ન કરવા પ્રયોગ એક બાદ ?

: ૩ :

" આપવા પ્રારબ્ધ એને તુંજ અહીં બેસ,
તહારા મંગળ હસ્તે—ભૂપાલીથી માંડ
પહાડી, પીલુ, સારંગ કશું ય ન છાંડ;
દે થવા ઉલ્લાસ ભેર રાગિણીને દેસ,
બધા પ્રહરને યોગ્ય; અથવા, આમોદ,
વખાણેલ તેં વધારે તિલક કામોદ. "

: ૪ :

" વારું વખાણીએ ત્યારે—બહુ તમે લીધ,
તરતો મહારે માટે; ના શી રીતે પડાય ! "
આમોદવતીએ કહ્યું, સંકોચ જરાય
લાવ્યા વિના, " લાખોની ખરીદ હોય કીધ
એવો ફોકો રાખનારા : જાણતી તે હુંજ—
તમારી ઉદારતામાં કહેવું કશું જ ? "

: ૫ :

" નથી, પ્રાણેશ્વરી, મને પ્રશંસાનો મોહ,
અનિલકુમાર કહે, " મને તલસાટ
માત્ર તારા પ્રેમ તણો, તુજ પ્રેમ માટ
નાખું કરી જાત ઝબે, જીવનનો દ્રોહ:
જોઉં તને નાખુશીમાં નહીં હું કદાચ—
થવાનું જે હોય મારું તે ભલે થાય. "

: ૬ :

" હો જી જવા દોની નકામી એડસાઇ "
દીધું સંભળાવી ત્યારે પ્રેમદાએ સાફ,
" સાચી વાત કહું—કહો કે ન કરો માફ:
હોત ખોઇ બિરસામાંથી તમે એક પાઇ
તો તો જાણે ઠીક હતું. આપનું છે શું જ
વાપરી રહેલા મારા બાપનું બધું જ !

: ૭ :

" તમારે લીધે મેં કર્યું કુળ મારું તાજ,
છોડી ગામ કર્યો વસવાટ પરદેશ,
બદલ્યા રિવાજ, બોલી અને પહેરવેશ,
કરી ચોરી અમારા પોતાના ઘરમાં જ,
આપવા તમોને વાટ ખર્ચ અને સાથ,
ભીરૂ ભોળા, કામણગારા, કુટિલ નાથ !

: ૮ :

" પરણેલાં કહેવાઇ ખરચમાં સ્વલ્પ,
માંડ્યું ઘર આફતમાં તંગી અને તાણ,
દઇ થવા બધા મારા ઘરેણાંનો ઘાણ;
બચી માંદગીઓમાંથી ગંભીર ને અલ્પ,
ફર્યાં પાછાં નિભાવ ન થયો ત્યારે ઘેર,
થવાને ફજેત સગાંઓમાં ઠેર ઠેર.

: ૯ :

" એ તો હતા ઠીક મારા તાત કુળવાન
કે તમોને જવા દીધા—નહિ તો શું થાત ?
ખોઇ કન્યા, ખોયું ગર્થ તોય કરી ન્યાત
અને થયાં ભેગાં સર્વ—જાણે ભગવાન !
હોવાથી ન મારે બીજી બહેન કે ભાઇ,
ગયું તમારે જ નામે બધું ચિતરાઇ.

: ૧૦ :

" કહી કહી, ' વ્હાલી આગુ ' રહેવા નહિ કાંઇ
દીધું મારી પાસે—હું ય કેવી ભોળી મોઇ ?
કે કર્યો સવાલ નહિ, કયાંય આવ્યા ખોઇ,
કોને છેતરીને કોનાથી યા છેતરાઇ ?
હોઉં વહાલી ખરી હું તમને તો, પ્રાણ,
તમારા ધંધાની બધા કરો મને જાણ. "

: ૧૧ :

બોલ્યા મહેમાનો ત્યારે અનિલના મિત્ર
બોલાવ્યા વિના અયેલા પેસી ઘરમાંય,
સુણવાને લોભે ગાયનો ને વાર્તાય,
ખાસ કરી વાત આવી લાગતી વિચિત્ર,
" આપતા જવાબ નથી કેમ મ્હેરબાન ?
ઉંચું તો જુઓ જરા—ન કરશો સન્માન. "

# સૌન્દર્ય વધારવાના સાધનો

## નવાં::::અને::::જુનાં

### લેખાંક ૨ જો

લેખક :
ડૉ. એ. એચ. પરેખ, ડી. પી. એચ.
મેડીકલ ઑફીસર ઑફ હેલ્થ, સુરત.

આપણા દેશની સ્ત્રીઓએ સૌન્દર્ય વધારવાના સાધનો વાપરવામાં પશ્ચિમનું અનુકરણ ઘણા મોટા પ્રમાણમાં અત્યારે કરેલ છે. આ સાધનોમાંથી બહુ વપરાતા સાધનો, ફેઇસ પાઉડર, ફેઇસ ક્રીમ, લીપ સ્ટીક, નખ રંગવાની દવાઓ અને સુગંધી તેલ અને બીજા પ્રવાહીઓ છે. આજ વસ્તુઓને મળતી વસ્તુઓ આપણા દેશમાં પણ બનવા લાગી છે. આ વસ્તુઓ આપણા દેશને અનુકુળ છે કે નહિ, છે તો કેટલા પ્રમાણમાં, નથી તો તે વાપરવાથી શું નુકશાન થાય છે, વૈદકીય અને તંદુરસ્તીની દ્રષ્ટિએ આ વસ્તુઓના ગુણ દોષ કેવા છે તે જાણવું અત્યંત જરૂરી છે. આ ઉપરાંત આર્થિક અને રાષ્ટ્રીય દ્રષ્ટિએ પણ આ પ્રશ્નનો વિચાર કરવા જેવો છે.

આપણે આ વસ્તુઓ વિષે એક પછી એક વિચાર કરશું. પાઉડરનો ઉપયોગ સાધારણ રીતે મોઢા ઉપર લગાડવા માટે થાય છે. તેની સાથે જુદા જુદા પ્રકારની ફેઇસ ક્રીમનો ઉપયોગ પણ થાય છે. શરીરના દરેક ભાગો કરતાં મોઢું સૌન્દર્યની દ્રષ્ટિએ એક અગત્યનો ભાગ છે શરીરની બધી સુંદરતાનું અનુમાન અને કિંમત મોઢા ઉપરથી જ સાધારણ રીતે થાય છે. સુંદરતામાં શરીરના બીજા અવયવો વધારો જરૂર કરે છે પરંતુ સૌન્દર્યનું કેન્દ્રસ્થાન તો મોઢુંજ છે. દરેક સ્ત્રી અને પુરૂષ પણ પોતાના મોઢાની માવજત અને કાળજી ઘણીજ રાખે છે. શરીરના બીજા ગમે તે ભાગ પર ઘા લાગે, ગુમડું થાય, દાઝી જવાય તો તેની મનુષ્ય બહુ દરકાર નથી કરતો પરંતુ મોઢા ઉપર કાંઇ પણ થાય તો તેને માટે તરત ચિંતા થાય છે અને કાળજી લેવાય છે.

મોઢાની ચામડી ઘણી નાજુક છે અને તેની માવજત કરવામાં વપરાતા સાધનોની પસંદગી દરેક જણે બહુ કાળજીપુર્વક કરવી જોઇએ; તેને બદલે સૌન્દર્ય વધારવાની ઉતાવળી ઘેલછામાં, બજારમાં મળતા ગમે તે જાતના પાઉડરોનો ઉપયોગ, વધારે કે ઓછા પૈસા, પોતાની શક્તિ અનુસાર ખરચી આપણી બ્હેનો કરે છે. આપણા ફેફસાં જેમ શ્વાસોશ્વાસનું કામ કરે છે તેવીજ રીતે આપણી ચામડી પણ શ્વાસોશ્વાસનું તેમજ શરીરની અંદરનો મેલ, પરસેવા દ્વારા કાઢી નાંખવાનું કામ કરે છે. ચામડી ઉપર આ કારણસર કરોડો નાના છિદ્રો કુદરતે પાડેલાં છે અને આ છિદ્રો દ્વારાજ ચામડી પોતાને કુદરતે સોંપેલું કામ—જે શરીરના સ્વાસ્થ્ય માટે બહુ જરૂરી છે—તે કરે છે. ફેઇસ ક્રીમની અંદર સાધારણ રીતે તેલી પદાર્થ અથવા ચરબી વાપરવામાં આવે છે અને તેની અંદર પાઉડરને મળતા પદાર્થ, રંગ અને સુગંધી નાખવામાં આવે છે. આ ઉપરાંત ચામડીને થોડો ફાયદો પણ કરે તેવી વસ્તુઓ મેળવવામાં આવે છે. આવો તૈલ પદાર્થ મોઢાની કોમળ ચામડીને લગાડવામાં આવે અને તેના ઉપર પાઉડર છાંટવામાં આવે તો ચામડીના છિદ્રો બંધ થઇ જાય છે અને ચામડી પોતાનું

કામ બજાવી શકતી નથી. જો દીવસના ૨૪ કલાકમાંથી દસ પંદર કલાક સુધી મોઢાની ચામડીના બધા છિદ્રો આવી રીતે બંધ કરી દેવામાં આવે તો ચામડીની કુદરતી કોમળતા અને ચમક જતી રહે છે અને મોઢાની ચામડી ફીક્કી દેખાય છે. સૂર્યના કિરણો અને પ્રકાશની જે લાભદાયી અસર મોઢાની ચામડી પર થવી જોઇએ તે ચામડી અને પ્રકાશની વચ્ચે આવતાં પાઉડર અને ક્રીમના પડથી થતી નથી. આ એક સાદી સમજની વાત છે અને આ સમજવા માટે વિજ્ઞાનના ગુઢ જ્ઞાનની જરૂર નથી પડતી. આપણો દેશ ગરમ છે. વરસના લગભગ ૭ મહિના અહિ ગરમી પડે છે અને દરેકજણને પરસેવો ઘણોજ થાય છે. ગરમીના દીવસમાં મોઢા ઉપર થતા પરસેવાનું, પાઉડર અને ક્રીમ સાથે જે મિશ્રણ થાય છે તે મોઢાની સુંદરતાને તથા ચામડીની તંદુરસ્તીને જરાપણ ફાયદાકારક નથી. પાઉડરની જાહેરખબર આપનારી કંપનીઓ એવી બડાઇ મારે છે કે તેમની કંપનીનો પાવડર એક વખત મોઢા ઉપર લગાડવામાં આવે તો તે નદી અને દરીયામાં સ્નાન કર્યા પછી પણ ભુંસાઇ જતો નથી ! આનો અર્થ સાદી સમજ મુજબ તો એ થાય છે કે આ પાવડર અને તેની સાથે વપરાતી ક્રીમમાં વારનીસ જેવું બીજું કોઇ સખત ચિકણું તત્વ હોવું જોઇએ જેથી તે પાવડર પાણીથી પણ નીકળી શકતો નથી. જો આમ જ હોય તો તે ચામડીના છિદ્રો જરૂર ઘણી જ સખત રીતે બંધ કરી દેતો હોવો જોઇએ.

લીપસ્ટીકમાં વપરાતી વસ્તુઓમાં પણ એવી ચિકાશ હોય છે કે તે હોઠ ઉપર લગાડવાથી હોઠ જાણે લાખના રંગથી રંગ્યા હોય તેવા દેખાય છે. પાણી પીવાથી ખાવાથી, અને ધોવાથી પણ આ રંગ જલદી નીકળી જતો નથી. આ રંગ જેટલો વધારે સજડ રીતે ચોંટી રહે તેટલો જ તંદુરસ્તીની દ્રષ્ટિએ હોઠની સુંવાળી ચામડી માટે એ નુકશાનકારક છે.

નખ પર લગાડવામાં આવતો લાલ પ્રવાહી રંગ તો રસાયણોથી એટલો બધો ભરપૂર હોય છે કે બાજુની ચામડીને જો આ રંગ જરાપણ લાગે તો બળવા માંડે છે. નખની કુદરતી લીસાઇ અને ચમક ઉપર આ રંગ જરૂર ખરાબ અસર કરે છે. થોડો સમય વાપરવાથી આની ખબર પડે નહિ. વધારામાં આ રંગમાં કયા કયા રસાયણો આવતા હશે તેની કોઇને ખબર નથી; અને નિયમિત રીતે આવો રંગ નખ ઉપર લગાડનારના આંગળો જમતી વખતે વારંવાર મોઢામાં જવાથી આ રંગનો થોડો ઘણો અંશ પણ મોઢામાં જરૂર જતો હશે. આની તંદુરસ્તી પર કેવી અસર થતી હશે તે કલ્પી શકાય તેમ છે. ટુંકમાં તેનાથી તંદુરસ્તીને ફાયદો તો થતો નહિ જ હોય.

માથાના વાળ માટે ઉપયોગમાં લેવામાં આવતા હેરકુડમાં દારૂ ( Alcohol ) લગભગ ૬૦ ટકા જેટલો હોય છે અને સાધારણ રીતે તેમાં સુગંધ માટે કૃત્રીમ અત્તરો હોય છે. આવા અત્તરો ડામર અને તેને મળતી વસ્તુઓમાંથી પૃથ્થકરણ કરીને બનાવેલા હોય છે. તેમાં ખરા ગુલાબ કે ચમેલીની વાસ હોતી જ નથી. દારૂ વાળને બરછટ બનાવે છે અને કૃત્રીમ અત્તરો વાળને ફાયદાકારક નથી જ. વળી ગરમ પ્રદેશોમાં દારૂ મિશ્રિત સુગંધી પ્રવાહીઓ માથામાં નાખો કે તરત જ તેમાંથી દારૂ તો ઉડી જાય છે અને ફક્ત સુગંધમય પદાર્થો રહી જાય છે. આને લીધે વાળમાં જે કોમળતા ને લીસાઇ રહેવા જોઇએ તે રહેતી નથી. વાળને માટે તો આછી સુગંધીવાળા દેશી તેલો જ ફાયદાકારક છે. આ દેશમાં વપરાતા ધૂપેલ અને આમળાના તેલે આ દેશની સ્ત્રીઓના વાળ સૈકાઓથી સાચવી રાખ્યા છે એટલું જ નહી

પણ તેમની કાળાશ અને લંબાઈમાં ઉશુપ આવવા દીધી નથી. પરદેશથી આવતા સુગંધી તેલોમાં ઘણું ખરૂં વાસ વગરનું ગ્યાસતેલ (Liquid White Paraffin) વપરાય છે. આ પદાર્થ ગરમ છે; વાળને નુકસાન કર્તા છે. માથામાં ચોપડવાના મલમ જેવા પદાર્થો જેને પોમેડ કહે છે તેમાં વેસેલીન જ હોય છે. વેસેલીન એટલે આમતેલનો સગો ભાઈ; એક પ્રવાહી અને બીજો સ્થુલ; વેસેલીનની ચિકાશ એવી ખરાબ છે કે તે સાબુથી પણ જલદી જતી નથી. વધારામાં તેમાં ચિકાશ એટલી બધી છે કે હવામાં ઉડતી ધુળ અને રજકણો વાળને ચોટી જાય છે. અને વાળના નાના નાના દોરડા જેવા ગુચ્છા થઈ જાય છે જ્યારે વનસ્પતિ જન્ય તેલોથી માથાનો દરેકે દરેક વાળ લીસો, ચમકદાર અને છુટો રહે છે. સ્નાન કરતી વખતે થોડો જ સાબુ લગાડવાથી વનસ્પતિ જન્ય તેલની ચીકાશ તરત જ જતી રહે છે અને માથું એકદમ હલકું પડી જાય છે. આથી આપણે સમજી શકીએ કે વાળના રક્ષણ માટે, અને વાળની સુંદરતા અને લંબાઈ વધારવા માટે આપણા દેશમાં વપરાતા, ઘરે બનાવેલા તેલો નુકસાનકારક નથી અને તે કીંમતમાં પણ સસ્તા છે. અહિંયાં એક ચેતવણી આપવાની જરૂર છે. હાલમાં આ દેશમાં બનતા ઘણા સુગંધી તેલો બજારમાં મળે છે, તેમાં પણ સફેત ગ્યાસતેલ અને કૃત્રિમ અને પરદેશી સુગંધીઓનો જ ઉપયોગ થાય છે. આયુર્વેદિક દવા બનાવનારી કેટલીક વિશ્વાસપાત્ર કંપનીઓ આમળા અને બ્રાહ્મિનું તેલ સારૂં બનાવે છે. આયુર્વેદના પુસ્તકોમાં આપેલી રીત મુજબ આ તેલો સહેલાઈથી ઘરે પણ બનાવી શકાય છે.

આપણા દેશમાં અત્તરનો ઉપયોગ હાથ ઉપર ચોપડવામાં, રૂમાલમાં નાંખવામાં અને કાનમાં પુમડું મૂકવામાં જ થાય છે. આમ વાપરવાની રીતમાં ચોકસ દુરંદેશી રહેલી છે. અત્તરનો ઉપયોગ માથાના વાળ માટે કદાપિ થતો નથી; કારણ કે તેમ કરવાથી વાળ સફેત થઈ જાય છે.

આ દેશના વિશ્વાસપાત્ર કારખાનાંઓ કે જ્યાં સુગંધી તેલો બને છે ત્યાં અત્તરનો ઉપયોગ તેલમાં સુગંધી લાવવા માટે થતો નથી. આવા કારખાનામાં તલના દાણાના એક થર ઉપર ચમેલી કે ગુલાબના પુષ્પોનો થર મુકાય છે. દરરોજ પુષ્પ બદલાય છે પણ તલ તેના તેજ હોય છે આમ કરવાથી પુષ્પોની કુદરતી સુગંધ તલમાં બેસી જાય છે. આવા તલને પીલી તેનું તેલ વેચવામાં આવે છે. સુગંધી તેલ બનાવવાની આ કળા ઉત્તરહિંદમાં હસ્તી ધરાવે છે. આ રીત ખર્ચાળ, પણ નિર્દોષ છે.

સૌન્દર્યના સાધનો વિષેનો આવો લેખ વાંચ્યા પછી વાંચક બ્હેનો આ સાધનો ખરીદવામાં અને વાપરવામાં પોતાની વિવેક દૃષ્ટિનો ઉપયોગ કરશે એટલી જ આશા લેખક રાખે છે.

# આશાન્વિતા

૧

અબ્ધિ ઉરે નાવડી રમ્ય ઝૂલે,
તૂટયા શઢો ને જળ જ્યાં ભરાયે;
ડૂબ્યા મનુષ્યો તરણું ગ્રહી લે,
આશાન્વિતા તો જગતારણી છે.

૨

રેણુ ભરેલી રણવાટ ઘેરે,
ને કો પથિકો જળસ્રોત શોધે;
ત્યાં દ્રષ્ટિ દૂરે જળ છાંય દેખે,
આશાન્વિતા તો અમી છાંયડી છે.

૩

ગોરંભતી ઘોર નિશા ઝમે છે,
અંધાર ઘેર્યું જગ શૂન્ય ભાસે;
ત્યાં જો ઝબુકે દીપ જ્યોત રેખા,
આશાન્વિતા તો ઉરની સુલેખા.

૪

દુઃખે પીડાયાં દુઃખીયાં મનુજ,
ધારે ઉરે એકલ–કાલ–આશ;
ત્યાં ઉતરે ઇશ્વરી પ્રેમ પૂર્ણ,
આશાન્વિતા જિન્દગી શુભકર્ણ.

૫

નિત્યે નવીનતા પ્રેરે, સુંદરી સર્વ મંગલા
રંજના ક્રૂર સંસારે, ભદ્રબાલા આશાન્વિતા

શ્રી જગુભાઇ રાવળ

# સહશિક્ષણ

***

લેખિકા :
સૌ. ચંદ્રાવતી ઇ. દવે

ઉનાળાના દિવસો હતા. લગ્નસરા પૂર બહારમાં ચાલતી હતી, અને સ્કુલો, કૉલેજો તથા ઑફીસોમાં રજા પડી હોવાથી બહારગામવાસીઓ બધાં પોતપોતાનાં ગામોમાં આવી ગયાં હતાં. સગાંસ્નેહીઓ ભેગાં મળવાથી દિવસો બહુ આનંદમાં પસાર થતા હતા. તેમાં વળી આજે મેટ્રીકનું પરીણામ જણાવાથી, અને કમલિની સારા માર્કે પાસ થવાથી તેમના કુટુમ્બમાં કાંઇ ઓર ઉત્સાહ વ્યાપી રહ્યો હતો. કમલિનીના મિત્રમંડળને આજે પાર્ટી આપવાની તૈયારીઓ ચાલી રહી હતી. તેમાં તેની ખાસ બ્હેનપણીઓ જ્યોતિ, કુંજબાળા, મધુરિકા વગેરે બહુ ઉલટભેર કામે લાગી ગઇ હતી. સમય પાંચ વાગ્યાનો રાખવામાં આવ્યો હતો, અને તે પ્રમાણે ટાઇમસર ભાઇઓ તથા બ્હેનો આવવા માંડ્યાં હતાં. આ પાર્ટીમાં નિમંત્રેલાં ભાઇઓ તથા બ્હેનો કેટલાંક સહાધ્યાયી હતાં તો કેટલાંક જુદા જુદા ગામે કૉલેજમાં, કે હાઇસ્કુલમાં ભણનારાં તો કેટલાંક સ્વતંત્ર સ્ત્રીઓની જ કૉલેજ અથવા હાઇસ્કુલમાં ભણનારાં હતાં, તેથી આ પાર્ટીમાં ચર્ચા ખૂબ રસથી ચાલી રહી હતી.

શરૂઆત કમલિનીના ભાઇ સુધીરે કરી.

સુધીર—અભિનંદન, કમલિની, ઉમરમાં નાની હોવા છતાં પહેલે જ વર્ષે તું પાસ થઇ ગઇ. હવે મ્હારી સાથે કૉલેજમાં દાખલ થવાની કે નહિં ! કે પછી છોકરાઓ સાથે ભણવામાં ડર લાગશે !

કૌમુદી—છોકરાઓ સાથે તે ભણવાનું કેમ ફાવે ! આપણે માટે તો ખાસ કર્વે કૉલેજ કઢાવવામાં આવેલી છે. એટલે છોકરાઓ સાથે સંસર્ગમાં નહિ આવવા ખાતર જ હું તો કર્વે કૉલેજમાં દાખલ થઇ છું. માટે કમલિની, તું પણ કર્વે કૉલેજમાં જ આવજે.

મનોરમા—કૌમુદી, આ ત્હારી માન્યતા ભૂલ ભરેલી છે. કર્વે કૉલેજ કાંઇ છોકરાઓની સામે વિરોધ દર્શાવવા ખાતર કઢાવવામાં આવેલી નથી. પણ ખાસ કરીને સ્ત્રીઓને જ ઉપયોગી અને ઓછી મગજમારીવાળા, અને સ્ત્રીઓને જીવનમાં જરૂરી થઈ પડે એવા વિષયો નિયત કરેલા છે, ને તેથી હાઇસ્કુલનું શિક્ષણ છોકરાઓ સાથે લેવા છતાં હું જાણીને જ કર્વે કૉલેજમાં દાખલ થઇ છું. છોકરાઓથી ગભરાઇને નહિં. જો કે એટલું ખરૂં કે ત્યાં બધી જ છોકરીઓ હોવાથી સ્વતંત્રતા સારી મળે છે.

મધુરિકા—( જે છોકરાઓની કૉલેજમાં ભણતી હતી ) અરે ! એમાં તે શો ડર રાખવાનો હતો ! આપણે હોંશિઆરીથી છોકરાઓની સામા આંખ કઢાડતાં જ રહીએ તો એમના શા ભાર છે, કે આપણી સામું એ જોઇ શકે ?

રમેશ—મધુરિકા, તમે અમારી સાથે જે વર્તન ચલાવવાનું સૂચવો છો તે બદલ આભાર ! પણ તેમ કહીને પણ તમે બધી બ્હેનોને કૉલેજમાં આવવા માટે આગ્રહ કરો છો તે સારૂં છે. કારણ કે તમે બ્હેનો જો કૉલેજમાં ન હો, તો અમને પણ સભ્યતાના પાઠ કોણ શિખવે ! અને અમારી સારાસારનો

કિંમત પણ કોણ આંકે ? વળી અમારામાં પણ તમારા ભેગાં ભળવાની હિંમત આવે છે તે શી રીતે આવે ?

વિનોદ—અરે બાપ ! હું તો જ્યારે પ્રીવીયસમાં દાખલ થયો; ત્યારે લગભગ પંદરેક છોકરીઓ મ્હારા કલાસમાં હતી. પણ મને તો તેમને જોઇને બહુજ ગભરામણ થતી. તેમાં એક છોકરી જરા ચમરાક હતી. તેણે જ્યારે એક દિવસે મને કોલેજને લગતી કાંઇ વાત પૂછી, ત્યારે મ્હારાથી તેને જવાબ પણ બરાબર દેવાયો નહિં, ને કેટલો ગભરાટ થઇ ગયો. પછી ધીરે ધીરે વખત જતાં ટેવાઇ જવાયું.

કુંજબાળા—( જે ગયે વર્ષે કોલેજમાં દાખલ થઇ હતી ) મને તો કોલેજમાં દાખલ થતી વખતે બહુજ બીક લાગતી હતી, પણ મધુરિકાની હિંમત ને માતાપિતાના અતિ આગ્રહથીજ દાખલ થઇ. પછી થોડા દિવસમાં એવું બન્યું, કે એક છોકરીને માટે ગમે તેમ ચર્ચા ચાલી રહેલી, તે છોકરાઓના ટોળામાંથી ઉડતી મ્હારા જાણવામાં આવી, એટલે બધી હિંમત જતી રહી, ને ઘેર જઇ માતાપિતાને કહી દીધું, કે મ્હારે હવે કોલેજમાં જવું નથી. હું તો હવે કોલેજમાં જ જઇશ. પછી તેમણે સમજાવ્યું, કે તે છોકરી કેવા સ્વભાવની છે, તથા તેનું વર્તન કેવા પ્રકારનું છે. તે ઝીણવટથી તપાસ કરજે, એટલે ખબર પડશે. ત્હારા જેવી નરમ છોકરી માટે કોઇજ અસભ્યતાભર્યું પગલું લે નહિં. અને ખરેખર ! તપાસ કરતાં જણાયું, કે તે બ્હેન છોકરાઓની બરોબરીજ કર્યા કરતી હતી. છોકરાઓના ટોળામાં ધકકા મારી ઘુમવું, આણીતેમને પોતાની હોંશિયારી બતાવવા ખાતર જુદાજુદા છોકરાઓને બોલાવી કંઈ કંઈ વિષયોની ચર્ચા કરવી, રીસેસમાં લોન પર તેમની સાથે ટોળામાં બેસવું; આવી છૂટ લેવાથી, છોકરાઓને પણ સંકોચ નહિં લાગવાથી તેને બનાવ્યા કરે, ને મજાક કરે. જો કે તે બ્હેન અંતરમાં તો તદ્દન નિર્દોષ હતી; પણ શરમાળપણું તેનામાં નહિં હોવાથી, છોકરીઓ તેનો ઉંધો અર્થ કરી, કંઇ કંઇ મશ્કરીઓ કરી કાગળો લખી હેરાન કરતા હતા. સહશિક્ષણમાં છોકરીઓ હોંશિયાર થાય એ ખરૂં છે, પણ આપણા હિંદુસ્તાનમાં એ પ્રચાર ઓછો હોવાથી : કેટલીક સ્પેશીઅલ સગવડો છોકરીઓને આપવી પડે છે. લેડીઝ રૂમ જુદો આપવામાં આવે છે. અને તેમાં છોકરાઓને પેસવાની મના હોય છે. વળી પીરીયડ શરૂ થતા પહેલાં પ્રોફેસર પહેલા રૂમમાં દાખલ થાય, પછીજ લેડીઝ આવે, ને પ્રોફેસર જતા પહેલાં લેડીઝ ચાલી જાય; એવો કાયદો હોય છે. કોઇ પણ છોકરા તરફથી અસભ્યતાભર્યું વર્તન થાય, તો પ્રીન્સીપાલને ફરીયાદ કરવાથી તેને યોગ્ય શિક્ષા કરવામાં આવે છે. આવું હોવાથી સહશિક્ષણ હોવા છતાં છોકરીઓને થોડો સંકોચ તો રહે છે.

જ્યોતિ—મ્હારા અનુભવમાં તો આ પ્રમાણે આવેલું છે, કે કોલેજમાં ભણતા છોકરાઓ સાધારણ રીતે ખાનદાન કુટુમ્બના હોય છે, અને તેઓ ઉચ્ચાભિલાષી હોવાથી તેમનું માનસ અને તેમના સંસ્કાર ઉચ્ચ પ્રકારના હોય છે. એટલે તેઓ છોકરીઓ સાથે સભ્યતાથી તથા માનથી કેમ વર્તવું તે સારી રીતે સમજે છે. અને છોકરાઓનું વર્તન સભ્યતાભર્યું હોવાથી છોકરીઓને પણ હિંમત વધારે આવે છે. અને તેમની સાથે ડીબેટમાં, ગેધરીંગમાં, સોસાયટીમાં, વિગેરે પ્રવૃત્તિઓમાં સંસ્કારી છોકરીઓ વિના સંકોચે ભાગ લઇ શકે છે. એટલે એ જાતનું શિક્ષણ તો એક આદર્શજ ગણાય તેવું શિક્ષણ તો અનુભવ ખાતર પણ લેવું જોઇએ.

હોવાથી અને અમલદારની પુત્રી તરીકે તેમની સાથે બહુ માનથી વર્તતા હોવાથી સહ-શિક્ષણની છાપ તેમને બહુ જ સારી પડી. તેથી જ તેમનો આગ્રહ મને કોલેજમાં અનુભવ લેવા માટે બહુ હતો.

કિરીટ—કેમ, કમલિની, આ બધા જુદા જુદા અનુભવો ને અભિપ્રાયો સાંભળ્યા પછી તમારો શો વિચાર થયો ? કોલેજમાં જોડાવાનો કે નહિં ?

કમલિની—તમારા બધાનાં અભિપ્રાયોથી મને હવે કોલેજમાં જોડાવા માટે પૂરેપૂરી હિંમત આવી છે. ને હવે તો ક્યારે કોલેજ ઉઘડે તેની જ રાહ જોઉં છું.

રોશનઆરા—મ્હારે તો કાંઇ વિચાર જ કરવાનો નથી. કારણ કે હવે તો મ્હારે પડદામાં રહેવું પડશે, તેથી છોકરાઓની કોલેજમાં તો ભણાય જ શી રીતે ? મ્હારે તો વિમેન્સ યુનીવર્સીટી કહાડનારનો ખરેખરો ઉપકાર માનવાનો છે. વિમેન્સ કોલેજો ના હોત, તો મ્હારે તો ઘેર બેસી રહેવા વખત આવત.

આટલી ચર્ચાને અંતે કમલિનીને કોલેજમાં દાખલ થવાનું આમંત્રણ આપી, ચા નાસ્તાને ઇન્સાફ આપી, ખુશી ખુશાલીથી સ્નેહીમંડળ છૂટું પડ્યું.



## ટહુકા ઝીલો !

મ્હારી વાડીમાં ટહુક ટહુક ટહુકે
    હો રાજ ! કોઇ ટહુકા ઝીલો, ટહુકા ઝીલો !

મ્હારી વાડીએ વસન્ત આજ ઊતરી,
કુલફુલડે હસન્ત એ પરવરી;
મીઠે કોયલને કંઠ એ નીતરી;
    હો રાજ ! કોઇ ટહુકા ઝીલો, ટહુકા ઝીલો !
        મ્હારી વાડીમાં—

એને આંબાને મ્હોર મેં વધાવી,
એને કવિઓના ગીતમાં ગૂંથાવી;
એની રસધાર હૈયે સમાવી
    હો રાજ ! કોઇ ટહુકા ઝીલો, ટહુકા ઝીલો !
        મ્હારી વાડીમાં—

એ તો આંબાની કુંજ ઊંડે બોલે,
પ્રણયપંખીનાં વીંધ કંઈ ખોલે;
સુણી ટહુકા રસાત્મ કંઈ ડોલે,
    હો રાજ ! કોઈ ટહુકા ઝીલો, ટહુકા ઝીલો !
        મ્હારી વાડીમાં—

શ્રી જનાર્દન પ્રભાસ્કર

## સ્ત્રીઓ માટે પોંડના ક્રીમોની

# નવી બનાવટ : સ્કીન–વીટામીન

**ઉષ્ણ પ્રદેશમાં રહેતી સ્ત્રીઓએ તેમની ચામડીની ખાસ સંભાળ શા માટે રાખવી પડે છે ?**



જાણીતા વિજ્ઞાનશાસ્ત્રીઓએ તાજેતરમાં કરેલી શોધો પરથી એમ માલમ પડ્યું છે કે, 'સ્કીન વીટામીન' નામનું એક ખાસ વીટામીન ચામડીની રેખાઓને નવુંજ બળ આપે છે. એ વીટામીન વિના ચામડી ખરબચડી બની જાય છે અને કુમાશ ગુમાવી બેસે છે, વળી સખ્ત ગરમી અને તડકો ચામડીમાંથી એ સ્કીન વીટામીન સતત સુકવી નાંખે છે.

એથી પોંડના ક્રીમોમાં સતત કસોટીઓ પછીથી આ ' સ્કીન વીટામીન ' ઉમેરવામાં આવ્યું છે. તાપને લીધે સુકાઇ ગયેલાં સ્કીન વીટામીનને લીધે ખરબચડી અને સુકી થઇ ગએલી ચામડી આ ક્રીમોથી પાછી કુમાશવાળી અને મુલાયમ બની અને સ્ત્રીઓએ એનો ઉપયોગ હસીહસીને કરવા માંડ્યો.

**પોંડના સ્કીન વીટામીનવાળાં ક્રીમો હવે બધે મળી શકે છે. અને એની કીમત તેમજ સેમ્પલ પણ** એવાં જ છે, અને ડબ્બીઓ પણ એવી જ છે. એમાં ' સ્કીન વીટામીન ' જેવું ક્રીમની તરફ ઉમેરાયાથી વાપરનારની ચામડી વધારે તાજી અને સુંદર બને છે !

### નવાં ક્રીમો માટે આ કુપન મોકલો

ડોજ એન્ડ સીમુર ( ઇન્ડિયા ) લી., વીટ્ટ રોડ, મુંબઇ

પોન્ડના બે ક્રીમોના નમુનાઓ મને વિના મુલ્યે મોકલી આપશો. સાથે પોંડના નવા ફેસ પાવડરનો સારો જેવો નમુનો મોકલશો : ( કયો રંગ જોઇએ તે જણાવો ) કુદરતી...ગુલાબી...લાલ.

નામ..................................................

સરનામું..................................................

..................................................No. G. 32

### પોંડનું કોલ્ડ ક્રીમ



તમારી નીચલી ત્વચામાં કુદરતી તેલ પૂરું પાડે છે અને કરચલીઓ પડતી અટકાવે છે. અંદરના ભાગની શુદ્ધિ માટે પણ એનો ઉપયોગ કરો. હવે ' સ્કીન વીટામીન ' પણ છે.

### પોંડનું વેનીશીંગ ક્રીમ



કરચલીઓ દુર કરે છે અને બહારની ચામડીને સુંવાળી અને નરમ બનાવે છે, ચામડીને સુંવાળી બનાવવા માટે તેમજ પાવડર માટે એનો ઉપયોગ કરો. હવે એમાં પણ ' સ્કીન વીટામીન ' છે.

# ⋙→ સ્રીસ્વાતંત્ર્યવાદની ચળવળ ←⋘

લેખિકા : શ્રી. હીરા મહેતા

આ નવજીવનની સંસ્કૃતિમાં અનેક યુગો લગી અને હજુ પણ સ્રીનું કાર્ય પ્રાણીશાસ્ત્ર ( Biology ) ની દષ્ટિએ જનનકાર્યનું જ હોઇ શકે તેમ મનાય છે એ દષ્ટિએ પુરુષોએ તેમની સાથે વર્તન રાખેલું છે અને સ્રીઓનું જીવન પણ એને જ આધારે ઘડાયેલું છે; પરિણામે સ્રીઓ આજે પણ સંકુચિત જીવન વિતાવી રહી છે અને બાહ્ય જગતના વિશાળ અનુભવોથી વંચિત રહી છે.

લગભગ ૧૮ મી સદી લગી તો સ્રીઓની આ દશા એમ ને એમ ચાલુ રહી. પણ પશ્ચિમ યુરોપના ફ્રેંચ વિપ્લવે અને ઔદ્યોગિક ક્રાન્તિએ સ્રીસ્વાતંત્ર્યવાદની ચળવળને જન્મ આપ્યો. આ જાગૃતિએ અવિકસિત રહેલા સ્રી વર્ગને પોતાના ખાસ હક્કો માગતો કર્યો. અને તેની રૂએ જગતના કેટલાક દેશોની સ્રીઓમાં, અભ્યાસની બઢતી, સ્વમાન જાગૃતિ, માનવતાની દષ્ટિએ પુરુષો સાથેનું સમાનપણું, સ્વાશ્રયી થવાની તાલાવેલી, આર્થિક સ્વાતંત્ર્ય, રાજકીય હક્કો તથા શહેરી તરીકેના હક્કોની માગણી, કાયદાની દષ્ટિએ સ્રીનું અસ્તિત્વ ( Legal existance ) બદલે સ્રીઓનો વ્યક્તિગત વિકાસ કેટલેક અંશે જોવામાં આવે છે. હવાનું ક્ષેત્ર તો શું પણ સમાજનું એકે એક ક્ષેત્ર સ્રીઓ ધારે તો ચલાવવામાં સફળ કરી શકે, એ જાતનો પડકાર સ્રી વર્ગમાંથી થવા માંડ્યો. જો કે તેની સાથે સાથે દુનિયાના અનેક દેશો એવા રહ્યા જ છે કે જેમાં સ્રીઓ પોતાના અજ્ઞાની અને અવશ જીવનમાં ખૂંપેલી જ રહી છે. પણ સામાન્ય રીતે જોતાં, આ ચળવળે સમાજના એ સૂતેલા અંગ પર આઘાત કરી સ્ફૂર્તિ પ્રેરી.

આ આઘાતનો પ્રત્યાઘાત (Reaction) પણ અર્વાચીન સમયમાં કેટલાક દેશમાં પરિણમ્યો એમ કહી શકાય. જર્મની અને ઇટલીએ સ્રીઓને બહારના ક્ષેત્રોમાંથી મુક્ત થવાની ફરજ પાડી ફરી પાછાં ગૃહજીવન અને માતૃત્વનો મહિમા સ્વીકારવા આગ્રહ કર્યો. જર્મની-ઇટલીના આ વલણને એક રીતે સ્રીસ્વાતંત્ર્યવાદની ચળવળનો પ્રત્યાઘાત માનવો પડે. જો કે તેની પાછળ તે દેશોની રાજકીય સ્થિતિ જવાબદાર છે જ. ઘણા બાળકોની માતા બની સ્રીઓ પોતાના દેશને શૂર લડવૈયા પૂરા પાડી દેશની સેવા કરી શકે એ દષ્ટિએ આ રાજ્યોએ વ્યવસ્થા પણ કરેલી છે. એ રીતે જર્મન સ્રીઓએ પોતાનું આર્થિક સ્વાતંત્ર્ય અને રાજકીય હક્કો ફરી પાછાં પુરુષને સુપરત કરી દીધાં છે.

આમ સ્રીઓની સ્થિતિ સુધારણા માટેની ચળવળ, અને એ જ ચળવળનો પ્રત્યાઘાત, બન્ને જોકી લામાં એક જ દેશમાં પણ દેખાય તેવા અનેક દેશો છે. ગ્રેટબ્રિટન, આયરલેન્ડ, સ્પેન વ. દેશો આ પ્રકારના છે. એટલું જ નહિ પણ આ અને આવા અનેક દેશોમાં, તેમના કાયદાની પોથીમાં સ્રી પુરુષના જાતિભેદ વિનાના સમાન હક્કોનો માત્ર લિખિત સ્વીકાર થયેલો દેખાય છે. પણ તેમની પ્રજામાં અનેકાંશે સ્રીઓની સ્થિતિ એવી ને એવી જ અર્થાત્ બહુ આગળ વધેલી નથી.

૧૯૧૭માં રશિયાની આમૂલાગ્ર ક્રાન્તિ પછી એના સમાજના એકેએક અંગની નવરચના કર-

વાના પ્રયોગો થયા છે. ત્યાંના સંચાલકોએ નક્કી કર્યું, કે દેશના કાયદાઓ દેશની એકેએક પ્રથાઓના જીવન્ત પ્રતિરૂપે હોવા જોઇએ. એટલે કે, કોઇ પણ દેશની આર્થિક, સામાજિક વા રાજકીય પ્રણાલીઓ તે દેશના જીવનને અનુકૂળ થઇ શકે તેવી, સહેલાઇથી ફેરફાર યોજી શકાય તેવી હોવી જોઇએ. આથી રશિયામાં સ્ત્રીઓના હકો સંબંધી કાયદાઓ કેવળ કાયદાની પોથીમાં જ ન રહે તે પર ધ્યાન અપાયું. અને સ્ત્રીઓને એ હકો અજમાવવા માટે યોગ્ય શિક્ષણ અને જરૂરી તક તથા સગવડ વધારી આપવામાં આવી. રશિયાની સ્ત્રીઓને લગ્ન, મિલકત, છૂટાછેડા વિગેરે અનેક બાબતોમાં યોગ્ય કાયદાઓની જોગવાઇ કરી આપવામાં આવી. નોકરી અને કામધંધામાં સ્ત્રીઓ જોડાવા માંડી. આમાંની બાળબચ્ચાંવાળી સ્ત્રીઓને તથા સગર્ભા સ્ત્રીઓને રાજ્ય તરફથી પૂરતી સગવડો પણ અપાય છે. તેમનાં બાળકો માટે નર્સીંગહોમ તથા કિન્ડરગાર્ટન નિશાળો યોજવામાં આવી છે. જ્યારે સગર્ભા સ્ત્રીઓને ભારે કામ અનુકૂળ ન પડે તો હળવું સોંપવામાં આવે છે. તેમને સુવાવડ પહેલાં અને પછી બે મહિના એમ ચાર મહિનાની રજા, ચાલુ નોકરીએ મળી શકે છે. આ ઉપરાંત શારીરિક અશક્તિવાળી તથા માનસિક કચાશવાળી સ્ત્રીઓને કાયદેસર કસુવાવડ કરી દેવા માટે રાજ્યની દેખરેખ નીચે બંદોબસ્ત કરવામાં આવ્યો છે.

આપણા જગતે સંસ્કૃતિ ભણી અત્યાર સુધી ગમે તેટલી પ્રગતિ કરી હોય તથાપિ આજે પણ જગતમાં ચાલુ રહેલી વેશ્યાગૃહની પ્રથા તો અવશ્ય જગતને નીચું જોવરાવે તેવી છે. રશિયાએ સ્ત્રીઓનો આ પ્રશ્ન પણ હાથમાં લીધો છે. રશિયા એ પ્રશ્નને નૈતિક અનર્થની દૃષ્ટિએ જ ખાસ ન જોતાં, તેના મૂળમાં રહેલા આર્થિક અનર્થને સુધારવા મથે છે. એ ઉપરાંત એવી સ્ત્રીઓની માનસિક સ્થિતિનું નિદાન માનસશાસ્ત્રની દૃષ્ટિએ કરી, માનસશાસ્ત્રની પદ્ધતિથી તે સ્થિતિમાં સુધારો કરવાનો આયાસ કરવામાં આવે છે. આ પ્રથાને સદંતર નાબુદ કરવા માટે ઇતર આસપાસના અનેક પ્રજાજો પણ તેમણે કરવા માંડ્યા છે. એને અંગે ઉદ્ભવતા ખરાબ રોગોની સારવાર અર્થે હોસ્પીટલો અને નોધારી સ્ત્રીઓ માટે રહેવાનાં ઘરો બાંધવામાં આવ્યાં છે. આવા હીન અને પાપી ધંધામાંથી સ્ત્રીઓને મુક્ત કરવા માટે સારા હોદ્દાઓ પર નીમવામાં આવે છે. અને માતા તથા ગૃહિણી થવાના લ્હાવામાંથી સમાજ તેમને વંચિત ન રાખે તે પર ધ્યાન આપવામાં આવે છે. સ્ત્રીઓનું હરણ કરી જનાર, તેની બદચાલ માટે જવાબદાર અને વેશ્યા બનાવવા માટે દબાણ કરનાર વ્યક્તિઓને સજા કરવામાં આવે છે. આ રીતે આ મહત્ત્વના પ્રશ્નનું નિરાકરણ, સંભવિત સર્વ દિશાઓથી કરવામાં આવે છે.

આ અને આવા બીજા કેટલાય સુધારા રશિયાએ પોતાના નારીસમાજ માટે સર્જેલા છે. સ્ત્રીઓને સ્વતંત્ર કરવાની કાર્યકારી ચળવળ ઘણે અંશે રશિયામાં ફળીભૂત બની છે. રશિયા આવા પ્રયોગોદ્વારા પુરુષ અને સ્ત્રી વચ્ચેના જાતીય વિભેદો દૂર કરી તેમની વચ્ચે માનવતાની સમાન કક્ષાનો સંબંધ સાધવા પ્રયત્ન કરી રહ્યું છે. તેમના આ અખતરાઓમાં કંઇક અનિચ્છનીય પણ પ્રવેશી જતું હશે. આમ છતાં રશિયાના આ પ્રયોગો ભણી જગત જોઇ રહ્યું છે. એમાંથી સ્ત્રીઓ સંબંધી તેમના પ્રયોગોદ્વારા સ્વતંત્રતાની ચળવળનું ફળ પણ, આજ નહિ તો કેટલાક વર્ષે જગતને અવશ્ય જોવા મળશે.



# ખોટી ઘેલછા

લેખક:
શ્રી પ્રબોધચંદ્ર ના. ચોકસી

બપોરના બારનો સુમાર હતો. શામપરામાં બધી જગ્યાએ શાંતિ હતી. વૈશાખ મહિનો. વળી તેમાં યે બપોરનો સમય એટલે તાપ સખત હતો. ગામડાની આ શાંતિનો ભંગ કરતા કોઇ છોકરાઓ ધુળમાં કાંઇ રમતો રમતા હતા ને બુમો પાડતા હતા. આ રમતા છોકરાઓને દુરથી નિરખતો એક હરિજન બાળક ઊભો હતો. એને પણ રમવાનું મન થતું પણ અસ્પૃશ્ય હોવાને લીધે એની ભાવનાઓ દબાઇ જતી. ઘણી વાર એ બાળક આ પાસે સારાં રમકડાં મેળવવા રડતો ત્યારે એને માતા માટીનાં ભાગેલાં કુલડાંકુલડીનાં ટુકડાઓ આપતી.

મા આખો દિવસ ગામ વાળવા જતી. પિતા પણ ઝાડુ લઇ વાળવા જતો. સાથે આ નાના ૮ વર્ષના દીકરાને પણ એ મજુરી શિખવવા ને ટોપલા ઉંચકવા લઇ જતા. આ બાળકનું નામ હતું વાલો. બિચારો વાલો ! ટોપલાના અધમણ ભારથી એની કુમળી ડોક વળી જતી; પણ શું કરે !

* * *

દશેરાનો દિવસ હતો. ગામમાં જ્યાં ને ત્યાં આનંદ દેખાતો હતો; પણ કોણ જાણે છે કે એ આનંદ પાછળ કેટલાયે ગરીબોના રડતા ચ્હેરા છુપાયા નહિ હોય ?

આ ગામનો એક નાનો જમીનદાર હતો. દર દશેરાએ એ પોતાના નાના રસાલા સાથે શમીપૂજન કરવા જતો. જ્યારે તેની નાનકડી સ્વારી નીકળતી ત્યારે ગામનાં ભંગીઓ ને પહેલેથી રસ્તો સાફ કરી દેવાની વરધી આપી દેવામાં આવતી. ગામના વાળંદ, મોચી વગેરેને વેઠે પકડી લાવતા. આજે પણ દર વખત પ્રમાણે બન્યું. ભંગીઓને આજે આનંદ હતો. કારણ કે કંઇ નહિ તો યે બેચાર બટવાડિયાનું કાચું પાકું ભોજન આજેજ મળવાનું હતું.

સાંજ પડી ને સ્વારી ચડી ગઇ હતી—ભંગીઓ જમીનદાર પાસે કંઇ મળવાની આશે બહાર ઉભા હતા, ને કાંઇ ખાવાનું આપવાને વિનંતિ કરતા હતા. જમીનદાર સાહેબનું મગજ "બાપા, કાંઇ આપો, માબાપ !" એ શબ્દો સાંભળીને ફાટી ગયું હતું. તેમણે નોકરને ઢેડાઓને મારીને કાઢવાનો હુકમ કર્યો. નોકર તો ડાંગ લઇને નિકળ્યો. માલીકનો હુકમ બરાબર બજાવ્યો. બે પાંચ ભંગીઓનાં માથાં પણ ફોડયાં. બિચારા વાલાના હાથ પગ પણ ભાંગી ગયા. જેમ તેમ કરીને તે ઘેર પહોંચ્યો. રાત્રે તેને સખત તાવ આવ્યો પણ તેને દવા કોણ કરે ? એ તો હતો અસ્પૃશ્ય ! બિચારી માથી વાલાની ચાકરી કરાતી નથી શું કરે ? એને પણ માર પડયો હતો. એક દિવસ સઘળી હિંમત એકઠી કરીને તે વૈદ પાસે ગઇ ને તેને પોતાના દીકરાને દવા કરવા કહ્યું. પણ ત્યાં એને એની અસ્પૃશ્યતા નડી. ગામડા ગામમાં એકજ વૈદ હોય તો યે મહાભાગ્ય ! તેમ અહિં પણ આ એકજ હતા. એટલે તેમને કાંઇ પૈસાની તંગી ન હતી. એટલે શા માટે એક ઢેડીની વિનંતિ કાને ધરે ? અને પાછું આ ગરીબ પાસે શું મળવાની આશા એ રાખી શકે ? વળી પોતે બ્રાહ્મણ હતા એટલે નાતમાંથી કદાચ નાતબહાર પણ થાય. એટલે તેણે વાલાની બાને ધુતકારી કહાડી. બિચારી માતાએ કેટલાયે ઉનાં આંસુ સાર્યાં હશે !

વાલાની માએ સાંભળ્યું હશે કે વડોદરામાં ગરીબ તવંગર બધાંયને સરકારી દવાખાનામાં દાખલ કરે છે. એટલે તેણે વાલાને ને વાલાના બાપને લઈને વડોદરા જવાનો વિચાર કર્યો. રામપરાથી વડોદરા ૪ ગાઉ જેટલું દૂર હશે. એક દિવસ બપોરના વાલાને લઈને તે નિકળી પડ્યાં. માતૃસ્નેહ શું નથી કરતો ?

*   *   *

બપોર હતી. ધોમ ધખતો હતો. વાલો ને તેના માતાપિતા ધીરે ધીરે ચાલતાં હતાં. માતાએ વાલાને ઉંચકી લીધો હતો. તાપ પુષ્કળ હતો ને એક મણ જેટલો બોજો હાથમાં હતો. ઘડીએ ઘડીએ ઉના ઉના નિશ્વાસો નિકળતા હતા. એ નિશ્વાસ કોને બાળતા હશે ? વૈદને કે સમાજને ?

ચાલતાં ચાલતાં એક ઝાડ નીચે તેઓ થાકીને બેઠાં. ત્યાં વાલાએ પાણી માટે બૂમ પાડી. પાસે જ પરબ હતી પણ ભંગીને કોણ પાણી પીવા દે ? વાલો હવે પાણી માટે તરફડતો હતો. બિચારાં માબાપ ! તેમનાથી આ શે સહન થાય ? પણ શું કરે ?

પરબવાળીને જરા દયા આવી. તેણે ઉંચેથી પાણી પીવડાવવાની હા કહી પણ વાલાની સ્થિતિ ત્યાં જઈને પાણી પીવા જેવી ન હતી. તેણે કોઈ વાસણમાં પાણી લાવવા કહ્યું, પણ પરબવાળીએ વાસણ તો ના જ આપ્યું. પછી કોઈ ભાંગેલા વાસણનો એક કકડો હોય તો તે માગ્યો; ત્યારે તેણે એક ઠીબું આપ્યું; પણ જોયું તો ઠીબાનો કુતરાં બીલાડાંએ બાજરા તરીકેનો ઉપયોગ કર્યો હતો !. પણ તેમાં તેઓ પાણી લઈ વાલા પાસે આવ્યા. જે વાસણમાં કુતરાં પણ પાણી પીતાં સંકોચ કરે ને મળમૂત્ર કરે તે-જ વાસણમાં એક મનુષ્ય પાણી પીએ ! પણ વાલાને આવા વાસણમાં પાણી પીવામાં સમગ્ર મનુષ્ય જાતનું અપમાન જાણે લાગ્યું ન હોય તેમ જ્યારે તેનાં માતાપિતા વાલાને પાણી આપવા આવ્યા ત્યારે વાલાનું નિષ્પ્રાણ શરીર માત્ર જ ત્યાં પડ્યું હતું. આ જોઈને તેના માતાપિતા હૈયાફાટ રડ્યાં. વાલાના મૃત્યુ પછી તેને બાળવાને લાકડાં સુદ્ધાં ન મળ્યાં. તેથી મોઢામાં અગ્નિ મૂકી ને પછી માટી વાળી દીધી. આ સમાજના ખપ્પરમાંના ભોગની યાદીરૂપ ત્યાં થોડાં માતા પિતાનાં અશ્રુ જ રહ્યાં !

ક્રૂર સમાજ હવે ક્યારે આ ખોટી ઘેલછા છોડશે ?

# સહકારનીતિ અને લોકસંગ્રહ

લેખક: પ્રોફેસર કામદાર કેશવલાલ હિંમતરામ એમ. એ.,

સહકારી પ્રવૃત્તિનો અને સહકારી વ્યવહારનો વિચાર કરતી વેળા સહકારી સિદ્ધાંતોની યાદ રાખવાની મને ખાસ જરૂર જણાય છે. સહકારી ખાતાના અમલદારો અને સહકારી કાર્યકરો બંને આ સિદ્ધાંતો ભૂલી જતા હોવાથી સહકારી પ્રવૃત્તિને ઘણો ધોકો પહોંચે છે. એ સિદ્ધાંતોનું સ્પષ્ટીકરણ કરવાનો આ સમય કે પ્રસંગ નથી. મારે સિદ્ધાંતો ઉપર નહીં, પણ વ્યવહાર વિષે અહીં વાત કરવી છે. પણ એ સિદ્ધાંતોને થોડાક શબ્દોમાં જણાવી દેવાનું મને ખાસ ઉચિત લાગે છે. એ સિદ્ધાંત અર્થશાસ્ત્રનો છે અને સમાજશાસ્ત્રનો છે. સહકારથી સમાજની રચના થઇ શકે છે અને સહકારથી લોકોની આર્થિક સ્થિતિ સારી થઇ શકે છે. સહકારથી થતું માલનું ઉત્પાદન સસ્તુ હોવું જોઇએ. માલનો ઉત્પાદક અને માલનો ખાનાર, બને જેમ બને તેમ, સીધા સંબંધમાં આવવા જોઇએ, માલના ઉત્પાદનમાં, વેચાણમા અને હેરફેરમાં જેમ બને તેમ ઓછો નફો રહેવો જોઇએ. દરેક વ્યવહારમાં પ્રમાણિકપણું હોવું જોઇએ. સહકારની તળે ચાલનાર સમાજનું જીવન સ્વાશ્રયી, પરસ્પર વિશ્વાસુ, સહાયક અને સંસ્કારી થવું જોઇએ. મને ચોક્કસ ખાતરી છે કે આમાંના કેટલાક અગત્યના મુદ્દાઓને આપણે ભૂલી ગયા છીએ અને તે ઉપર આપણું લક્ષ બીલકુલ ગયું નથી,

પણ હવે માત્ર પુસ્તકોની વાતો કરવી નકામી છે. આપણે હવે લોક કલ્યાણની વ્યવહારૂ યોજના મૂકવી જોઇએ. એ યોજના સહકારી સંસ્થાઓમાં મૂકે એમ હુ ઇચ્છું છું. એ બાબત અત્યારે ખાસ જરૂરની - છે.

આપણા પ્રાંતનું રાજયતંત્ર હાલ આપણા હાથમાં છે. સહકારી સંસ્થાની સફળતા આડે અત્યાર સુધી જે વિઘ્નો આવતાં હતાં તે વિઘ્નો પૈકી રાજય વહિવટના વિઘ્નો હવે આપણે ટાળી શકીએ છીએ. દિલગીરીની બાબત તો એ છે કે સહકારી વહિવટ પ્રજાના હાથમાં મૂકયાને બે વરસ નહીં, પણ વીસ વરસ થવા આવ્યાં છે છતાં આપણે તેમાં બહુ પ્રગતિ કરી શકયા નથી. એનાં કારણો તપાસવાનો આ વખત નથી. ઇ. સ. ૧૯૩૭ થી જે તંત્ર આપણા હાથમાં આવ્યું છે તે તંત્રદ્વારા ચોકકસ આપણે આપણું ભવિષ્ય સુધારી શકીએ.

સહકારી સંસ્થાઓની પ્રગતિના મુદ્દાઓ તો આપણે જાણીએ છીએ. તે મુદ્દાઓની સિદ્ધિ માટે આપણે વિશાળ યોજના આપણી સરકાર સમક્ષ મૂકવી જોઇએ. એ યોજનાની રૂપરેખા સરકાર ઘડી કાઢે તે કરતાં આપણે સહકારી લોકોએ એને ઘડી કાઢવી જોઇએ. સહકારી સંસ્થાઓના કારભારનો એક ગુણ એ હોવો જોઇએ કે તેમની પ્રગતિ આપખુશીથી અને આપ મુખત્યારીથી થવી જોઇએ, અને તે પ્રગતિનો લાભ સમાજના બીજા સમુદાયોને મળવો જોઇએ. આપણી સંસ્થાઓનો કારભાર બહુ સારો નથી એ આપણે કબૂલ કરવું પડશે. પણ આપણા સમુદાયમાં કેટલીક સંસ્થાઓ ઉત્તમ છે. તે ઉત્તમ સંસ્થાઓ આ યોજના ઘડી શકે. તેમની પાસે વર્ષોજૂનો અનુભવ છે; તેમને કારભારનો પરિચય છે; ઉપરાંત તેમને સ્થાનિક હકીકતોની ખબર છે, જે ખબર કોઇપણ પ્રાંતસરકારને હોય શકે

નહીં. તેમની પાસે વગ છે, જે વગ બીજી સંસ્થાઓ પાસે નથી. તેમની પાસે વ્યક્તિગત અને સમૂહગત શક્તિ છે, અને તેમનું સંકલન બૅંકો વગેરે સાથે છે. તેથી સહકારી સંસ્થાઓએ એકત્રિત થઈ પ્રગતિના માર્ગો સહકારી મુદ્દાઓ ઉપર ઘડી કઢવા જોઈએ અને તેમને સરકાર સમક્ષ જનતાસમક્ષ અને દેશના જુદાજુદા રાજ્યકીય પક્ષોસમક્ષ મૂકવા જોઈએ, અને જો બની શકે તો પોતાનો પક્ષ સબળ કરી બીજા વધારે સબળ પક્ષો સાથે મળી જઈ, પોતાના કાર્યક્રમને એ પક્ષના કાર્યક્રમ સાથે જોડી, લોકસભામાં અને કારભારી મંડળમાં પોતાનો અવાજ સિદ્ધ કરવો જોઈએ.

આ સૂચનામાં કશું બેહૂદું નથી. દરેક પ્રાંત સરકાર અત્યારે પ્રગતિનો કાર્યક્રમ ઘડી રહી છે, અને તે કાર્યક્રમ પાર પાડવા પ્રયત્નો કરી રહી છે. દરેક પ્રાંતમાં અત્યારે ખેડુતોની અને મજૂરોની પરિસ્થિતિના કાયદાઓ ઘડાઈ ગયા છે, તેમના દેવાનો પ્રશ્ન હાથ પર લેવાઈ રહ્યો છે, કારીગરી અને ઉદ્યમો, બંનેને કેમ સતેજ કરવા તે વિષે સમિતિઓ નીમાઈ રહી છે, અને શિક્ષણ, આરોગ્ય, દારૂબંધી, વગેરે પ્રશ્નો આમ જનતાના હિતને અનુસંગીને વિચારાઈ રહ્યા છે. કેટલાએક વિચારો અત્યારે પ્રાંતસરકારો સમિતિઓ દ્વારા કરી રહી છે અને તે સમિતિઓ પ્રાંતના જુદા જુદા વિભાગોમાં ફરી ચોક્કસ નિર્ણયો કરવા મથી રહી છે. આવે વખતે આપણે સહકારી જગને મૌન સેવવું જોઈએ નહીં. આપણે પણ એ દરેક બાબતનો આપણો મક્કમ વિચાર સરકાર સમક્ષ, પ્રજા સમક્ષ અને રાજ્યકીય પક્ષો સમક્ષ મૂકવો જોઈએ. આ કામ આપણે તુરત ઉપાડી લેવું જોઈએ. જો આપણે તેમાં પાછળ પડીશું તો તેનો દોષ આપણા ઉપર જ રહેશે, અને તેનું પરિણામ આપણે જ ભોગવવું પડશે. ક્યાંક ક્યાંક આવા પ્રયત્નો થઈ રહ્યા છે. પણ મારી નમ્ર સૂચના એવી છે કે આ પ્રયત્નો છૂટાછવાયા હોવા જોઈએ નહીં. તે પ્રયત્નો સંગઠિત થવા જોઈએ. તેમના વિચારોમાં દરેક સ્થાનિક વિગત આવવી જોઈએ અને તે વિષેની સૂચનાઓમાં સ્થાનિક ઉપાયો અને સમગ્ર ધોરણની જરૂરત, બંને રહેવાં જોઈએ.

ગુજરાતની સહકારપ્રવૃત્તિ જુદા જુદા પ્રદેશોમાં અને જુદા જુદા પ્રજા વિભાગોમાં કામ કરી રહી છે. દરેક વિભાગના પ્રશ્નો સ્થાનિક અને જુદા છે. દક્ષિણ ગુજરાતમાં રાની પરજનો સવાલ, શાક, ફળ, ડાંગર, શેરડી જેવા ખેતીના પ્રકારો, વગેરે છે. મધ્ય ગુજરાતનો સવાલ એથી ભિન્ન છે. ત્યાં ફળફુલ-પાક વગેરેની ખેતી જુદી સ્થિતિ ઉપર છે. ત્યાંના સ્થાનિક ઉદ્યમો જુદા છે. પૂર્વ ગુજરાતના ભીલોની સ્થિતિ બંનેથી જુદી છે. ઉત્તર ગુજરાત બધાથી વિખૂટો પડે છે. કાઠિઆવાડના પ્રશ્નોને તો હું અહીં ચર્ચતો નથી. વડોદરા વગેરે ગુજરાતનાં રાજસ્થાનોના પ્રશ્નો આમાં ચોક્કસ સમાઈ શકે.

આ રૂપરેખા મેં આપી તે ઉપરથી આપને જણાઈ આવશે કે આપણે આપણી પ્રગતિની વિગતવાર તપાસ કરવાની હવે જરૂર છે. આપણે કેટલું ઉત્પન્ન કરી શક્યા છીએ, આપણે કેટલું ઉત્પન્ન કરવાની જરૂર છે, આપણા ઉત્પન્નના બજારભાવ પ્રમાણે આપણે કયા પાકો કયા વિભાગોમાં ઉત્પન્ન કરવા, તેમને માટે અત્યારે કેવાં બજારો છે, તે બજારોમાં કેવા ફેરફારો કરવા ઇષ્ટ છે, એ બધી બાબતોની આપણે સ્થાનિક તપાસ કરવી ઘટે છે. સહકારી સંસ્થાઓ આ તપાસ કરી શકે. તેમની મદદે બૅંકો રહી શકે. યુનિવર્સિટીના પ્રોફેસરો તેમની સાથે રહી તે તપાસને પૂર્ણ બનાવી શકે. એ તપાસ ઉપરથી આપણે ચોક્કસ નિર્ણયો બાંધી શકીએ અને

તેમનાથી સરકાર અને પ્રજા, બન્નેને વાકેફ કરી શકીએ. તેમને પહોંચી વળવા માટે આપણે માર્ગો બતાવી શકીએ, અને તે માર્ગો પ્રમાણે આપણે આપણો ભાવિ કાર્યક્રમ પાર પાડી શકીએ.

મારે કહેવું જોઈએ કે આવી તપાસ પૂર્વે કદિ થઈ નથી. કૃષિ કમિશને કૃષિનો જ વિચાર કર્યો, ઔદ્યોગિક કમિશને ઉદ્યોગનો વિચાર કર્યો, બેંકકમિશને શરાફીનો વિચાર કર્યો, રસ્તાકમિશને રસ્તાઓનો વિચાર કર્યો, નહેરકામકમિશને નહેરોનો વિચાર કર્યો; પણ આવો સમગ્ર પ્રગતિનો વિચાર ગામવાર, તાલુકાવાર અને જિલ્લાવાર કદિ થયો નથી. પૂર્વની તપાસો અમુક દષ્ટિથી કરવામાં આવી હતી. મેં સૂચવેલી તપાસ તો સર્વદેશીય થઈ શકે તેવી છે અને મારા નમ્ર મત પ્રમાણે તેનો વિચાર સહકારી સંસ્થાઓ જેટલે અંશે કરી શકે તેટલે અંશે બીજી કોઈ સંસ્થા અત્યારે કરી શકે નહીં, તેમાં ખરચ ઓછું થશે, વખત ઓછો જશે. કાર્ય વધારે સંગીન થશે અને વ્યવહાર દષ્ટિએ ઉપયોગિતા વધારે સિદ્ધ થશે.

તપાસની વિશાળતાની કેટલી જરૂર છે તે હું આપને એક બે દષ્ટાંતોથી બતાવીશ. આપણે હમણાં જ દેવાનો અને વ્યાજના દરનો પ્રશ્ન હાથમાં લીધો છે, તે પ્રશ્નને કાયદાથી ઉકેલવા માટે પ્રયત્નો કરવાની શરૂઆત કરી છે અને તે કાયદાનાં કાનુનોને કેટલાક વિભાગોને લાગુ કર્યાં છે. અત્યારે રાનીપરજ વિભાગોમાં એ માટે ઘણો ઊહાપોહ થઈ રહ્યો છે. આ સારી બાબત છે; જો કે તે વિષે વિચાર કરતી વેળા વર્ગવિગ્રહની વાતો કરવામાં આવે છે તે સમાજની સર્વદેશીય પ્રગતિના વિચારકોને કદિ નહીં ગમે. પણ રાનીપરજની પ્રગતિ માટે ન્યારસો વિચાર એકપક્ષી અને સંકુચિત વિચાર થશે. મેં તે વિભાગનું જે કંઈ જોયું છે તેથી મને લાગે છે કે પ્રગતિ આ વિભાગ માટે જેટલી સરળ છે તેટલી જ સર્વદેશીય થવાની જરૂર છે. રાનીપરજ વિભાગમાં ખેતીના ઉત્પાદનનો વિચાર કરવો ઘટે છે, તેમનામાં ઢોર ઉછેરનો વિચાર કરવો ઘટે છે, તે માટે ઘાસચારાનો વિચાર કરવો ઘટે છે, તેમના શિક્ષણનો વિચાર કરવો ઘટે છે, અને સૌથી વધારે જરૂરનો વિચાર તો તે વિભાગમાં રસ્તાઓની અગત્ય વિષે કરવો ઘટે છે. આ વિચાર સહકારી સંસ્થાઓ કરી શકે, તેના માર્ગનું સૂચન સહકારી સંસ્થા વિગતવાર અને સંગીનપણે કરી શકે અને તેનો કાર્યક્રમ તે સરકારની વહિવટી સંસ્થા સાથે રહી વિશેષ સફળતા પૂર્વક પાર પાડી શકે.

ગામકામ, ઢોરઉછેર, ખોરાક, શિક્ષણ, કૃષિક્ષેત્રો વગેરે દરેક બાબતને, દરેક પ્રજાવિભાગને તથા દરેક પ્રદેશને આ વિચાર લાગુ પડે છે. મેં ઉપર કહ્યું તેમ આ કામ તુરત ઊપાડી લેવાની જરૂર છે.

ઉપર મેં પ્રાથમિક તપાસ વિષે કહ્યું. હવે આ કાર્યક્રમ આપણે કેવી રીતે પાર પાડી શકીએ તે વિષે હું કાંઈક કહેવા ઇચ્છું છું. તે માટે સહકારી જનતા અને સરકાર, બંનેને મારે સંબોધવાં જોઈશે.

પ્રથમ, હું સહકારી ખાતાને અને સહકારીખાતાના કેન્દ્રસ્થ મુખી પ્રાંત સરકારને સંબોધવા ઇચ્છું છું. ગત પ્રાંતસરકારોએ સહકાર વિષે ઘણું કર્યું છે. સહકારને જન્મ આપનાર તે સરકારો હતી; તેને વેગ આપનાર તે સરકારો હતી કાયદાની, નિયમોની, નાણાંની, અધિકારીઓની અને તે દિશામાંની સેવાની કદર કરનાર તે સરકારો હતી, પણ એ સરકારોનો મૂળ સ્વભાવ જુદો હતો. તેમને દેશમાં સુલેહશાંતિ જોઈતી હતી. તેમને લોકો પાસેથી કરવેરાઓ વસુલ કરવા હતા. તેમને પરદેશનો વેપાર વધારવો હતો. તે લક્ષ્યો સિદ્ધ થયા એટલે બીજા હેતુઓ તેમના માટે ગૌણ હતા. સહકાર તેમનું નાનું બાળક હતું. તેમની કારકીર્દીમાં એ બાળક ઘુંટણભર જ રહી શકયું છે.

[ અપૂર્ણ ]

# વણઝારારે

[ નોંધઃ—પ્રેમાનંદના ' વિવેક વણઝારા ' જેવા ઢાળમાં લખાયલું આ ગીત લોકગીત જેવું જણાય છે. અરેબીયન નાઈટસની બાલ કન્યાઓ જેમ મહારાણી થવાના સ્વપ્ન સેવતી તેમ પ્રાચીન હિંદની બાળાઓ લાખા વણઝારા જેવા મહાન સહાસિક વેપારીની પત્ની બનવાના કોડ સેવતી આવા કોડ સેવી રહેલ એક બાલાને વેપારી વણઝારાની ઉતાવળ અસહ્ય જણાતાં સ્વાભાવિક સ્ફુરી નીકળેલા ભાવોને વ્યક્ત કરતું આ લોકગીત જાણે બન્યું હોય એમ લાગે છે. —**શ્રી દ્વારકાદાસ કે. પરીખ** ]

ઊભા રહો ઘડી ચાલતાં, વણઝારારે,
મારું સાથે આવવાનું ચિત્ત સહાય તમારા રે
લઈને સાથે પછી ચાલજો, વણઝારારે !

પોઠો તમારી હારમાં, વણઝારારે,
એના ઉપર હરિયલ પ્રીત, સ્વપ્ન સવારા રે
આવી મળું પછી ચાલજો, વણઝારારે.

સજવા નથી શૃંગારકો, વણઝારારે,
નથી સજવા કોઈ વસ્ત્રાલંકાર, પહેરૂં તમારા રે
હોંશથી હું તો જાડા ધાબળા, વણઝારારે.

એટલી ઘડી તો થોભજો, વણઝારારે,
મને લાગશે થોડીકજ વાર, થજો ન ઉતાવળા રે,
વાર લાગે તો ઘડી થોભજો,
સાથોસાથ પછીથી ચાલશું, વણઝારારે.

શ્રી નટવર મ. પટેલ

# આત્મ સમર્પણ

લેખક
શ્રી. શાન્તિલાલ ભાઈશંકર ભટ્ટ

શિયાળાની ઋતુ હતી. ઠંડી પણ ઠીક ઠીક જણાતી હતી. એક આલિશાન મકાનમાં બે મિત્રો એક ગોળ મેજની આસપાસ ખુરશી નાખી બેઠા હતા. કેટલાક ન્યૂસ પેપરો ટેબલ પર પડી રહ્યાં હતાં, પરંતુ તેમનું ધ્યાન તે તરફ નહોતું. તેઓ ઘણા જ ઉંડા વાર્તાલાપમાં હોય તેમ જણાતું હતું.

" જ્યાં સુધી આપણામાં સુધારો કરવાની અંતરના ઉંડાણમાંથી લાગણી ઉદ્‌ભવી નથી ત્યાં સુધી કાયદાના બંધનથી ફરજીયાત સુધારો કોઈ અસરકારક નીવડે તેમ નથી. " અવિનાશીએ ચ્હાનો પ્યાલો નીચે મૂકતાં કહ્યું.

" તેમને માનવું જ પડશે. ભલે કાયદો કદાચ ધારેલી બદીને જડમૂળથી ઉખેડવા સમર્થ નહિ નિવડે તો પણ કેટલેક અંશે તેને અટકાવશે તો ખરો જ. " સુધીરે જરા ખુરસીમાં આડા પડતા કહ્યું.

" સામાજિક સુધારાઓ આવી રીતે જ દાખલ થઈ શક્યા છે. આખો સમાજ કંઈ કાયદાઓ અંતર્ગત લાગણીને વશ થઈને પાળતા નથી. એવી લાગણી તો વિરલા પુરૂષના અંતરમાં જ ઉદ્‌ભવે છે અને બીજાઓ તો માત્ર તેને વધાવી લઈ તેનો અમલ કરે છે તું જ કહેને, કેટલાક વિશ્વાસપાત્ર માણસોના ઘડેલા કાયદાઓ આપણે પાળતા આવ્યા છીએ અને હજુ પણ પાળીએ છીએ. કોઈ પણ જાતનો સુધારો દાખલ કરતી વખતે તો તેના અનુયાયીઓ ઓછા જ હોય છે એ વાત કેમ ત્હારી ધ્યાન બ્હાર જાય છે. "

" પરંતુ આ બાળલગ્નની જ વાત કહું. લોક સમજતા થાત ત્યારે આપોઆપ એની મેળે જ એ દુષ્ટ પ્રથા નીકળી જાત. ત્યારે વળી કાયદા કરીને આપણી જાતને નકામી બીજા લોકોમાં શા માટે હલકી પાડવી ! " અવિનાશીએ જરા ગંભીર મુખમુદ્રા કરીને કહ્યું. " આપણે આપણી જાતે જ ટીકાને પાત્ર બનીયે છીએ એમ ત્હને નથી લાગતું ? "

" માફ કરશો. હું આ બાબતમાં તમારી સાથે મળતો થઈ શકતો નથી. " સુધીરે કહ્યું. " આપણા સમાજમાં કેટલીક એવી કુરૂઢિઓ પેસી ગઈ છે કે તેઓનો જેમ બને તેમ તાકીદે નાશ કરવો જોઈએ. હજુ આપણે મોડા મોડા પણ જાગ્યા છીએ એજ શુભ ચિહ્ન છે. એક દશ વર્ષ પહેલાં જ જો આપણે જાગ્યા હોત તો હજારો નિર્દોષ બાલાઓના જીવન અકાળે નષ્ટ થતાં બચાવી શક્યા હોત. શું ત્હારૂં એમ જ કહેવું છે છે કે મનુષ્યની અમૂલ્ય જીંદગી અખતરાની ખાતર નષ્ટપ્રાય થવા દેવી ? "

" શું કીધું ? " અવિનાશીએ જરા મ્હોં ચઢાવીને કહ્યું. " આપણી સામાજિક બાબતોમાં કાયદો દખલગીરી કરે એમ હું જરાપણ ઇચ્છતો નથી. તેમ થવા દેવું તે આપણી ગુલામીનું દિગ્દર્શન જ નહિ તો બીજું શું ? "

" તેમ છતાં આપણે તો જે ઓછું હાનિકારક છે તે જ ગ્રહણ કરવાનું રહ્યું. " સુધીરે સીગારેટનો ધુમાડો કાઢતાં કહ્યું. " બેશક ગુલામી એ ખરાબ છે પરંતુ તેથીય ખરાબ વસ્તુ એક છે અને તે આત્મઘાત છે. શું તું એમ કહી શકે છે કે આપણે સતી થવાના રિવાજને અથવા તો ધાર્મિક માન્ય-

તાની ખાતર કેટલીક જાતોમાં છોકરાના વધ કરવામાં આવે છે તે રિવાજને અટકાવવાને પણ કાયદેસર પગલાં ન લેવાં ?"

"હું એમ કહેવા માગતા નથી. જ્યાં જ્યાં મનુષ્યની જીંદગીનો સવાલ સમાયો છે તેવી બાબતો આગળ હું બીજી ગમે તેવી બાબતને અલ્પ ગણું છું." અવિનાશીએ જરાક હસતાં કહ્યું.

"પણ હું તો એમ માનું છું કે પોતાની જાતને બાળીને આત્મઘાત કરવો તેનાં કરતાં જીવી દુ:ખ સહન કરવું એ ઉત્તમ છે." સુધીરે કહ્યું.

અવિનાશી જરા શાંત રહી બોલ્યો "હું પણ સતી થવાના રિવાજની અને બાળકોની ધાર્મિક માન્યતા ખાતર ઘાત કરવાના રિવાજનો વિરોધી છું. પરતુ જે વખતે આ માન્યતા અસ્તિત્વમાં આવી ત્યારે તે સંપૂર્ણ પ્રેમ અને ધાર્મિક માન્યતાના કારણે જ આવી હોવી જોઇએ એમ હું માનું છું. હું તો માનું છું કે કાયદાથી આપણે આ રીતે વ્યક્તિગત આવિર્ભાવને ઉગતો દબાવી દીધો છે. કેમ તમારો શું મત છે ? "

"આવો મુરખ ક્યાં સુધી રહીશ !" સુધીરે કહ્યું. "કાયદો તો ઇતર જનોને માટે જ છે. એ કદી કુદરતની પ્રેરણાને રોકવાને સમર્થ નથી સાંભળ, મ્હારી નજરે જોયેલી અને અનુભવેલી વાત સંભળાવું. પછી તને જરૂર સમજાશે કે કુદરતની પ્રેરણાને આ ભૂતળમાં કોઇ રોકી શક્યું નથી અને રોકી શકવા સમર્થ નથી.

"અરે, હું તો સાંભળવા તૈયાર છું. અવિનાશીએ કહ્યું."

"સાંભળ, ત્યારે" સુધીરે જરા ખોંખારો કરી વાત શરૂ કરી.." વાત એમ બની કે વકીલાતની પરિક્ષા આપ્યા પછી મ્હેં પ્રેકટીસ મુંબઇમાં શરૂ કરી. શરૂઆતમાં તો હું ઘણો જ નાણું બીડવાં રહેવા લાગ્યો મ્હારી પાસે બીજું કંઇ સાધન નહિ હેવાથી હું મુંબઇ છોડી જવાનો વિચાર કરી રહ્યો હતો એવામાં મ્હારા મિત્ર મોહનરાય તરફથી મ્હને એક પત્ર મળ્યો. કવર હાથમાં લીધું. મ્હારૂં મન મિત્રનો પત્ર ઘણે દિવસે આવવાથી આનંદી થઇ ગયું. પરંતુ તે આનંદ વધુ વખત ન ટકી શક્યો. તે પત્ર મ્હારા મિત્રની સખત માંદગીનો હતો. અને મ્હને તેણે જેમ બને તેમ વ્હેલો પુના બોલાવ્યો હતો. તેની બિચારાની કફોડી સ્થિતિ હતી. જો કે તેની પ્રેકટીસ સારી હતી; પરંતુ ઘણા લાંબા વખતની માંદગીને લીધે પોતે પૈસાની ઘણી જ તંગીમાં આવી ગયો હતો. તેણે મ્હને ખાસ આમંત્રણ આપી તેની પ્રેકટીસ સંભાળવાનું અને બને તો તેને મદદ કરવાનું જણાવ્યું હતું. હું જાણતો હતો કે તેનું વકીલ તરીકે સારૂં માન હતું, અને હું પણ અહિં આર્થિક તંગીમાં અને ઘણી જ કફોડી અવસ્થામાં હતો એટલે ત્યાં ઉપડી જવા તુરત જ તૈયાર થયો. મ્હારો બીસ્તરો વિગેરે પેક કરી તેને આવવાના સમાચાર જણાવતો તાર કરી દીધો

"બરાબર ટાઇમસર સ્ટેશને જઇ હું પુના જવા માટે ટ્રેનમાં બેઠો. પરંતુ મ્હારૂં મન કંઇક વિચારો જ કર્યા કરે. સ્ટેશન પછી સ્ટેશન ગાડીએ મૂકવા માંડયાં પણ તેમાંનું મ્હેં કશું જ જોયું નહિ અરે ડબામાં પણ હું એકલો જ છું એમ મ્હને જણાયું નહિ. મ્હારૂં ચિત્ત મિત્રની માંદગીને લીધે અસ્વસ્થ થયું હતું.

'આખરે સમયે તો તેનું કામ કર્યું' અને પુનાનું સ્ટેશન આવતાં હું કંઇક સ્થિરતામાં આવ્યો. પરંતુ મિત્રને મળવાની ઉત્કંઠા વિશેષ જણાવા લાગી. હું અધીરો બની ગયો. મ્હેં પોર્ટરને માથે સામાન મૂકાવી બહાર ચાલવા માંડયું, એટલામાં પાછળથી ઝીણો અવાજ

મ્હારા કાને પડયો અને પાછું ફરીને જોયું. ' સુધીરભાઇ તમારૂં નામ ? '

મ્હેં કહ્યું ' હા, પણ તમે કોણ છો ? મ્હેં તમને જોયા નથી. '

'.બરાબર છે ' આવનાર માણસે કહ્યું ''હું મોહનરાયની પાડોશમાં રહું છું. તેઓ માંદગીને બિછાને હોવાથી હું આપને લેવા માટે આવ્યો છું.

"હમે બન્ને ભાડાની ગાડીમાં બેસી મોહનરાયના મકાન તરફ રવાના થયા. તેના મકાન વિશે હું કંઇ કંઇ તરંગો કરતો હતો. પરંતુ જ્યારે ખરેખર તેના મકાને પહોંચ્યો ત્યારે તો મ્હારા અચંબાનો પાર જ ન રહ્યો.

હમે એક ઘણી જ ગંદી ગલીમાં પડુપડુ થઇ રહેલા મકાનના બારણે આવીને ઉભા. ' કાકી ' મ્હારી સાથે આવનારે બૂમ મારી, અને બારણું વિચિત્ર અવાજ સાથે જરા ઉઘડયું. મ્હેં મ્હારી સામે ઘુંઘટ તાણેલી સ્ત્રી ઉભેલી જોઇ. મ્હે અનુમાન કરી લીધું કે મોહનરાયને ત્યાં નોકર ચાકર નહિ હોય; એટલે ગાડીવાળાની મદદથી સામાન અંદર મૂકાવી તેને વિદાય કર્યો. દ્વાર ઉઘાડીને તે સ્ત્રી તો અંદર જતી રહી. મ્હારે શું કરવું, ક્યાં જવું તેનો વિચાર કરતો હું ઉભો રહ્યો. તેવામાં અંદરના ઓરડામાંથી મોહનરાયનો અવાજ આવ્યો. તે મ્હને તેની પાસે બોલાવતો હોય તેમ તેના હાથના ઇસારા પરથી જણાતું હતું. તેનું શરીર ઘણું જ ક્ષીણ થઇ ગયું હતું. અને બોલવાની તો શક્તિજ ન હતી. હું તેની પથારી પર જ બેઠો કારણ કે કંઇ બીજું ઢાલણું પાથરવાનું હતું જ નહિ.

'ભાઇ, તું આવ્યો ? શરીર તો સારૂ છે ને ?' તેણે મને નરમ અવાજે પૂછ્યું. મ્હેં ફકત ડોકું હલાવ્યું. બોલી શકયો નહિ.

મ્હારૂં હૈયું ભરાઇ આવ્યું. ક્યાં પહેલાનો રૂષ્ટપુષ્ટ મોહનરાય અને ક્યાં આ ક્ષીણકાય મોહનરાય ! કેટલો બધો તફાવત ! મ્હારી આંખમાં આંસુ આવ્યા.

આખરે હું હીંમત કરી બોલ્યો, ' ભાઇ, આ કયારથી આવું ચાલે છે. ? મ્હને તો ત્હેં ખબર જ ન આપી. હું તો એમ જ ધારતો હતો કે તું ઠેકાણે પડી ગયો અને સુખી થયો છે. '

' તારૂં કહેવું બરાબર છે. ' તેણે શ્વાસ લેતાં કહ્યું. ' એમ જ હતું. એક વર્ષ પહેલાં મ્હને આવો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. પરંતુ

## ઉપાલંભ

: મિશ્રજાતિ :

મારો પિયુ એ તદપિય તારો ?
પિયુપણું શું બનશે વિભક્ત ?
તો તો હજી ઠીક પરન્તુ આ તો
આસકત તુંમાં મુજથી વિરક્ત;
આંખી જુએ ના, નવ પ્રેમ લાવે
રીસાઉં હોં'હિ' નવ તો મનાવે,
પહેલાં પટાવી મુજ પાસ આવતો
કિન્તુ થયો જે દિ'થી સંગ તારો
તે દિ'થી પિયુ મુજનો મટી ગયો !
સર્વસ્વ જે મારૂં હતું'જ તેય
તારા પરે ઠાલવી ઢોળી દેય,
મારો પિયુ છે તદપિ તને ચહે
તારાજમાં લીન બની સદા રહે;
હું બેઠી છું એ પર રાખી આસથા
એ આસથા છો ફળતી પછી નવા
ભૂલે મને કાં ભવ સાથી એ છતાં ?
મારો પિયુ છે નહિ કાંઈ તારો
તોયે તું એને જકડીજ રાખતી;
છે વાંસનો નિર્જીવ ટુકડો તું તો
ભર્યું તુંમાં એવું હશે છતાં શું ?
ઓ વાંસળી ! છીનવી લે ન માહરો
પ્રાણેશ ને ઓષ્ટ તણાં મીઠાં અમી.

શ્રી રસેન્દુ

તે પછી હું માંદો પડ્યો. મ્હને શું રોગ થયો છે તે તો હું પણ જાણતો નથી. પરંતુ આ તાવ તો મ્હારો કેડો જ મૂકતો નથી. મ્હને ક્ષય હશે ! '

' પરંતુ તમે કોઇ ડાક્ટરની દવા કરતા નથી ? ' મ્હેં વચમાં પૂછ્યું.

' જ્યાં સુધી પૈસા હતા ત્યાં સુધી દરેક ડાક્ટરની દવા કરી. ' તેણે કહ્યું ' હવે તો ખાવા માટે જ શું સવડ કરવી તેનો વિચાર કરૂં છું. '

' તો પછી તમે ઘેર કેમ જતા નથી ? તમે ત્યાં ભૂખે તો નહિ જ મરો. ' મ્હેં કહ્યું.

' બરાબર છે. મ્હેં તે પણ વિચાર કર્યો છે. પરંતુ ઘેર પણ ક્યાં જવું ? તમે જાણો છો કે મ્હારા માબાપ હમણાં જ ગુજરી ગયાં છે. વળી મ્હારે ભાઇ પણ નથી. મ્હારી પત્નીના પીયરમાં તેને મા નથી. તેના બાપ છે પરંતુ એવા સંજોગોમાં હું ત્યાં જવું પસંદ કરતો નથી. ' મોહનરાયે નિશ્વાસ નાંખતાં કહ્યું.

' પરંતુ આપણે તમારી દવાનો તો કંઇ બંદોબસ્ત કરવો જ જોઇએ. ' મ્હે ગંભીરતાથી કહ્યું. ' આ પ્રમાણે તમને દવા વિના નાંખી તો ન જ મૂકી શકાય. '

' સારૂ, ભાઇ સારૂ. તેની કંઇ ઉતાવળ છે ? ' તેણે કહ્યું. ' હાલમાં તું તો ભૂખ્યો હોઇશ માટે જરા ખાઇ લે. અરે ! સાંભળ્યું ? આમ સંતાઇ શું બેઠી છે ? આપણે ત્યાં કંઇ નોકર નથી. અને સુધીર તો મ્હારા નાના ભાઇ જેવો છે.

મોહનરાયની સ્ત્રી ધીરે પગલે ઓરડામાં દાખલ થઇ. આ વખતે તેનું મુખારવિંદ ખુલ્લું હતું. મ્હેં તે તરફ જોયું. ઘણો જ સુંદર ચહેરો ! આખાય વિશ્વનો ભાર વહન કરતી હોય છતાં જરા પણ અણગમો ન દેખાય તેવો પ્રયાસ કરતી હોય તેવું ગાંભીર્ય મ્હોં પર હતું !

' આ ત્હારી ભાભી સરોજ છે ' મોહનરાયે કહ્યું.

મ્હે ઉભા થઇને નમસ્કાર કર્યા. અને કહ્યું, ' હું તમારો ભાઇ જ છું એમ સમજજો. અને જરા પણ ગભરાશો નહિ. મોહનરાયને જલદી આરામ થઇ જશે. '

" મ્હને ભૂખ પણ લાગેલી હોવાથી, બદલવાનું વસ્ત્ર લઇ હું ન્હાવા ગયો અને રસોડામાં જમવા બેઠો. મોહનરાય માંદા હોવાથી મ્હારી સાથે જમવા બેસી શકે તેમ ન હતું. એટલે મ્હારે એકલાને જ બેસવું પડે તેમ હતું. સરોજ પીરસતી હતી. અને હું તેના મ્હો ઉપરના ભાવ સમજવા પ્રયત્ન કરતો હતો. તેના મ્હો ઉપર કંઇક અવનવા ચિહ્નો ચોકખાં દેખાઈ આવતાં હતાં. મ્હે શું ખાધું અને કેટલું ખાધું તેનું ભાન ન રહ્યું. હું તો ફક્ત એટલું જ જાણતો હતો. કે દેવી અન્નપૂર્ણા પીરસે છે અને હું ખાધે જ જાઉં છું. મોહનરાયની સ્થિતિથી હું અજાણ્યો નહોતો. અને બેસી રહેવું તે એને પાલવે તેમ નહોતું. તેથી હું બીજે જ દિવસે મ્હારી સવડમાં નીકળ્યો.

" બીજે જ દિવસે મ્હેં સવગવળવાળું મકાન ભાડે રાખ્યું અને મ્હારા નામનું પાટીયું લગાવી દીધું. પ્રભુ કૃપાએ પ્રેક્ટીસ પણ ઠીક ચાલી. મોહનરાયના ઘણાખરા પુસ્તકો પણ મ્હે મ્હારા ઉપયોગમાં લીધાં અને તેમણે મ્હને ઘણાની ઓળખાણ પણ કરાવી એટલે મારૂં ગાડું ઠીક ઠીક ચાલવા લાગ્યું. "

" હું એમ તો નજ કહી શકું કે હું પૈસાદાર થઇ ગયો પરંતુ મ્હારૂં અને મોહનરાયનું ગુજરાન ચાલી શકે તેમ તો હતું. મ્હે મોહનરાય માટે ડાક્ટરની પણ સવડ કરી દીધી. હું દરરોજ મોહનરાયને જોવા જતો. ફળફળાદિ

પણ તેને માટે લેતો આવતો. અને તે પણ આનાકાની વિના સ્વીકારતો હતો. હું રળતો થયો માટે તેની સારી બંદોબસ્ત કરવાનો મ્હેં નિશ્ચય કર્યો. સરોજ ભાભીને હું ચીજો લાવતો તે ગમતું નહી એમ તેમના ભાવ ઉપરથી જાણી શકતો. તેને બીચારીને આવી રીતે ધરમાદાનું ખાવું ઠીક ન લાગતું. પરંતુ તે લાચાર હતી.

" એક દિવસ અચાનક તેણે પોતાનું અંતર ખોલ્યું. 'તમે તમારાં પત્ની અને છોકરાંને કેમ અહિં તેડાવતા નથી !' તે બોલી.

" 'હમણાં શી ઉતાવળ છે !' મ્હેં કહ્યું. 'તેઓ ત્યાં ખુશીમાં છે. હજુ જ્યાં સુધી મ્હારૂં બરાબર ઠેકાણું નથી પડ્યું ત્યાં સુધી તે ત્યાં જ ઠીક છે.' "

'તો પછી તમે આવું મોટું મકાન શા માટે ભાડે રાખ્યું છે ?' તે બોલી 'ઘણા ખરા ખંડ તો ખાલી જ પડેલા રહે છે. તેમાંનો અડધો ભાગ અમને ભાડે ન આપો ? હમારે અહિં પણ ભાડું તો આપવું જ પડે છે ને ! અને વળી વિશેષમાં જો હમે ત્યાં રહીશું તો તમારે રસોઇઆનું નાહક ખર્ચ નહિ કરવું પડે.'

" તમારી જો મરજી હોય અને તમે આવો તો મ્હને તો ઘણું જ ગમશે." મ્હેં કહ્યું. " પરંતુ તમે ભાડું આપવાની વાત કરો છો તે મ્હને પસંદ નથી. તમે ન રહો તો પણ ખંડ તો ખાલી જ રહે છે અને મ્હારે તેનું ભાડું તો આપવું જ પડે છે. માટે તમે જરૂર રહેવા આવો."

" કંઇ પણ ભાડું ન આપવું અને પડી રહેવું તે સરોજને ઠીક ન લાગ્યું; પરંતુ તે લાચાર હતી. મોહનરાયે પોતાની સંમતિ દર્શાવી અને બે દિવસમાં તેઓ મકાન ખાલી કરી મારે ત્યાં રહેવા આવ્યા.

" મકાન પણ સુંદર હતું. વળી સરોજના હાથની રસોઇ પણ સુંદર. મોહનરાય દિવસે દિવસે ઘણો જ સાજો થતો ગયો. અને દુઃખી સ્થિતિને લીધે કોઇ કોઇ વાર તો બૂમો પાડતો. સરોજ આખો દિવસ તેની માવજત કરતી. તેને જાણે શ્રમ લાગતો જ ન હોય તેમ કામ કરતી. તેને પહેલાં રહેતાં હતાં ત્યાંનાં કરતાં અહિં તો મ્હેં બહુ જ ગંભીર દીઠી. તેના મ્હોં ઉપર સ્મિત સરખું પણ દેખાતું નહિ. આનું કારણ સમજવા મ્હેં ઘણો પ્રયાસ કર્યો પણ હું ન સમજી શક્યો. સરોજે મ્હને તે ન સમજવા દીધું.

" મ્હારા મકાનની સામે એક જૂનું પુરાણું મકાન હતું; અને તેની બારી મોહનરાયની સુવાની ઓરડી સામે પડતી હતી. મારા મકાન સામે કોણ રહેતું અને તે શું ધંધો કરતું તેની મ્હેં ચિંતા કરેલી નહિ. પરંતુ કેટલાક દિવસથી હું તેની બારી ખુલ્લી જ જોતો. તપાસતાં પરિણામે જણાયું કે તે એક આર્ટીસ્ટ હતો. અને તેનો ધંધો સારો ચાલતો હતો. પરંતુ તે પાડોશમાં કોઇની સાથે ભળતો નહોતો.

" સરોજ સ્વરૂપવાન હતી. એનું સ્વરૂપ ઇતરજનોનું આકર્ષણ કરે એવું હતું; પરંતુ મ્હને તેનામાં સંપૂર્ણ વિશ્વાસ હતો, એટલે હું તે બાબતમાં કાંઇ વિશેષ ઉંડો ઉતર્યો નહિ.

" એક દિવસ એમ બન્યું કે હું કોર્ટમાંથી કંઇક કારણસર વહેલો ઘેર આવ્યો. અને મ્હારા હાથમાં મોહનરાયની દવાની શીશી લઇ તેના ઓરડામાં પેઠો. મોહનરાય ઉંઘી ગયો હતો. સરોજ આર્ટીસ્ટની બારી તરફ નજર કરી ઉભી હતી. આર્ટીસ્ટ પણ બારીએ જ ઉભેલો હતો. જાણે બંને એક બીજાના અંતરને ઓળખવા પ્રયાસ ન કરતાં હોય ! હું તો અવાચકજ બની ગયો.

" મ્હારા ઓરડામાં દાખલ થતાં જ આર્ટીસ્ટ ચાલ્યો ગયો. સરોજ મ્હને જોઇ ફીકી પડી ગઇ. ને કાંઇ નહિ બોલતાં પાસેના ઓરડામાં ચાલી ગઇ. સરોજની મૌનવૃત્તિએ મ્હારી શંકાને દૃઢ કરી. ( અપૂર્ણ )

—✠—

# શાની વસન્ત ?

સરવરપાળે મો'ર્યાં આંબલિયા !
ગોરા ગગનપટ છાયા તારલિયા !
યૌવનગીત સૂઝાયાં—કે
" આવી વસન્ત ! ટૌકી વસન્ત ! "
ઓરે, ગુલામ ! શું ત્હારે તેમાં ?
શેણી વસન્ત ? શેણી હસન્ત ?
ઓરે, ગુલામ ! ઓરે, ગુલામ !

સત્તાની શેતાની ચક્કીએ ચૂસેલાં,
ખાલી જુવાનીએ ગાત્રો ગળેલાં
દુર્બળ બેડૂ-પિંજરમાં—શું
આવી વસન્ત ? ટૌ'કી વસન્ત ?
ઓરે, ગુલામ ! ક્યાં છે વસન્ત ?
શેણી વસન્ત ? શેણી હસન્ત ?
ઓરે, ગુલામ ! ઓરે ગુલામ !

જીવનભર અન્યાય સહેલા,
માનવસંગ વિમુખ રહેલા,
*એ અસ્પૃશ્ય પ્રભુજનમાં—શું*
આવી વસન્ત ? ટૌ'કી વસન્ત ?
ઓરે, ગુલામ ! ક્યાં છે વસન્ત ?
શેણી વસન્ત ? શેણી હસન્ત ?
ઓરે, ગુલામ ! ઓરે, ગુલામ !

જુગજુની કારમી સાંકળે જકડેલી,
માતાની દર્દ ભરી આંખડી સૂજેલી,
ભારતમાત અન્તરમાં—શું
આવી વસન્ત ? ટૌ'કી વસન્ત ?
ઓરે, ગુલામ ! ક્યાં છે વસન્ત ?
શેણી વસન્ત ? શેણી હસન્ત ?
ઓરે, ગુલામ ! ઓરે ગુલામ !

રે કવિ, શાં યૌવનગીત ગાવાં ?
વધામણાં શાં વસન્ત કેવાં ?
નરી ગુલામી, શાં જીવવાં ?—રે
*શાની વસન્ત ? શાની વસન્ત ?*
ઓરે, ગુલામ ? ક્યાં છે વસન્ત ?
શેણી વસન્ત ? શેણી હસન્ત ?
ઓરે, ગુલામ ! ઓરે, ગુલામ !

શ્રી રસિક ચિ ત્રિપાઠી

# સ્ત્રી શક્તિ

લેખિકા
શ્રી. સરોજિની મહેતા

આશ્વિન માસમાં સર્વત્ર નવરાત્રના ઉત્સવો ઉજવાઇ રહે છે. નવરાત્ર એ આપણા પ્રાંતમાં સ્ત્રીઓનો ખાસ ઉત્સવ છે. સ્ત્રીઓ ઘરકામની ચિંતાથી મુક્ત થઇ ગરબાનો આનંદ લે છે અને એ રીતે પણ એને સ્ત્રીઓનો ઉત્સવ કહી શકાય.

શક્તિ સ્ત્રી રૂપે પ્રકટ થઇ એ હિંદુ ધર્મની એક બહુ સુંદર કલ્પના છે. પણ આજ એ શક્તિ કયાં છે ? સ્ત્રીઓ રોગગ્રસ્ત, કલેશમય, ટૂંકું આયુષ્ય ગાળી ભર યૌવનમાં મરણને શરણ થાય છે. નથી એમનામાં શારીરિક શક્તિ, નથી એમનામાં માનસિક શક્તિ; બુદ્ધિ શક્તિ છે પણ તે સૂતેલી છે. એ બધી શક્તિઓ પ્રાપ્ત કરી, જાગૃત કરી સ્ત્રીઓ પોતાના બળનું સમાજને ભાન કરાવે એવો આધુનિક સ્ત્રીઓનો યત્ન હોવો જોઇએ.

સ્ત્રી જાતિ કોમળ છે, મૃદુતાની દેવી છે એવું એવું કહી સ્ત્રીઓને નમાલી, શક્તિહીન રાખવામાં આવે છે. સ્ત્રીઓ શરીર નિરોગી બને અને માનસિક બળ ધરાવે તો સ્વાભાવિક રીતે ગુલામગીરીમાંથી છૂટવા પ્રયત્ન કરે જ. આ ડરથી જ તેમને 'કોમળાંગી'નું ઉપનામ આપી, મિથ્યા પ્રશંસાના ભૂલાવામાં નાખી, દબાયલી રાખવા સમાજ યત્ન કરે છે એ યત્નનો સામનો કરવો તે પ્રત્યેક સ્ત્રીનું કર્તવ્ય છે.

શક્તિની પ્રાપ્તિ એટલે કર્મની ભાવનાને તિલાંજલિ. સ્ત્રીઓ બિચારી પોતાના કર્મનો દોષ માની પારાવાર દુઃખો સહન કરે છે અને એ દુઃખોમાંથી મરણ્યાં જ છૂટકો મળે એમ માની લે છે. કર્મને બદલે પ્રયત્નની ભાવના ખીલવવી એજ સર્વ દુઃખોના નિવારણનો ઉપાય છે. પ્રતિકૂળ વાતાવરણમાં પોતાના ઉદ્ધારનો પ્રયત્ન ચાલુ રાખવો એ જ શક્તિનો પરચો. કર્મની ભાવનાએ આપણા દેશમાં જેટલું નુકશાન કર્યું છે તેટલું ભાગ્યે જ બીજી કોઇ વસ્તુએ કર્યું હશે. વિધવા જીવનનાં અસહ્ય દુઃખો, પરણેલી જિંદગીની નિષ્ફળતા, હરિજનોની પશુથી બદતર સ્થિતિ, એ સર્વ કર્મના દોષનાં પરિણામ ગણાય છે અને પરિણામે એના નિવારણ માટે કશો યત્ન થતો નથી. ઉપલા વર્ગોમાં થતા થોડા થોડા ફેરફારથી રાચવાનું નથી. દેશનો મોટો ભાગ તો હજી ઘોરતમ અજ્ઞાનમાં સડે છે.

નવરાત્રમાં માતા માંડી એની પૂજા કરીએ તેથી શક્તિની પ્રાપ્તિ થઇ જતી નથી. અજ્ઞાનની અંધકારમાંથી બ્હાર નીકળી પ્રથમ આપણી ઉદાસીનતા—બેદરકારીની ભાવના—દૂર કરવાની છે. જીવનમાં કોઇ ધ્યેય પ્રાપ્ત કરવાનું છે એ લક્ષમાં રાખવાનું છે. શરીરની શક્તિ એ માનસિક શક્તિના જેટલી અગત્યની છે. રોગી, નિર્માલ્ય શરીર એ ઘણી સ્ત્રીઓ માને છે એ પ્રમાણે મોટાઇનું ચિહ્ન નથી, પણ શરમાવાની વસ્તુ છે એ શહેરી બ્હેનોએ ખાસ સમજવાનું છે. નિરોગી, મજબુત શરીર એ જ અભિમાનનું સાધન છે, અને શક્તિપ્રાપ્તિનું પ્રથમ પગથિયું છે. માનસિક દૃઢતા એ શક્તિનો સાચો પરિચય કરાવનારૂં સાધન છે, જેને ઉદ્ધારનો માર્ગ ગ્રહ્યો તે ગમે તેવા પ્રતિકૂળ સંજોગોમાં ગમે તેવા વિરોધ છતાં છોડવો નહિ એમાં જ માનસિક દૃઢતાનું દર્શન થાય છે.

બુદ્ધિની શક્તિ સિવાય માનસિક

શારીરિક શક્તિનો કશો ઉપયોગ નથી. જુના જમાનાની ઘણી સ્ત્રીઓમાં કકડધજ શરીર અને આગ્રહી સ્વભાવ નજરે પડતાં; પણ એ બંનેનો ઉપયોગ માત્ર પોતાને આધીન રહેનાર માણસોને દબાયલાં રાખવામાં, એમના ઉપર ત્રાસ વર્તાવવામાં જ થતો. એ કોઇ શક્તિનો સાચો ઉપયોગ કહી શકાય નહિ. યોગ્ય રીતે કેળવેલી બુદ્ધિશક્તિ જ બીજી બે શક્તિઓને સાચે માર્ગે દોરી શકે છે. પોતાના ઉદ્ધાર માટે સમસ્ત શક્તિઓનો ઉપયોગ કરવો તે શક્તિ પ્રાપ્તિનું પ્રથમ લક્ષ્ય અને બીજાંના ઉદ્ધાર માટે ઉપયોગ કરવો તે અંતિમ લક્ષ્ય હોવું જોઇએ.

શક્તિપ્રાપ્તિનું ભાન હોવા છતાં એનો મિથ્યા ગર્વ હોય તો એનો કશો ઉપયોગ થઇ શકતો નથી. શક્તિઓ મેળવીને જ માણસ લક્ષ્ય પ્રાપ્ત કર્યું માની લે છે અને પરિણામે અધોગતિ થાય છે.

શરીરની, મનની અને બુદ્ધિની શક્તિ મેળવવા જ્યારે દેશનો સમસ્ત સ્ત્રી વર્ગ કમર કસશે અને 'અબળા' નામનો તિરસ્કાર કરી 'પ્રબળા' થવામાં ગર્વ લેશે ત્યારે જ દેશનો ઉદ્ધાર થશે



## અનાથિની

( મંદાક્રાન્તા )

વિશ્વે છુપા હૃદય જખમો ત્રુજને કૈક થાતા,
ઘેલું હૈયું રહી નવ શકે દુઃખનો ભાર ગાતા;
કો ના તારે જીગર કુમળું પ્રેમથી ખોલવા હા,
તારા દુઃખે હૃદય દ્રવતું વિશ્વમાં કોઇ ના ના. ૧

કો ના તારે દુઃખિત ઉરને ઉરથી ચાંપવાને,
અશ્રુ તારાં અવિરત વહે કોઇ ના લુછવાને;
સુનું તારે જીવન જગ આ શૂન્યતા છે છવાઇ,
કો ના તારે અનુકંપ કરવા ઉર પ્રેમે ધવાઇ. ૨

તારાં મોઠાં-દુઃખિત વચનો કોઇ ના સુણનારું,
આછી રેખા તુજ વદનની કોઈ ના વાંચનારું;
સુણી તારી હૃદય ઉર્મિ તાર કો'ના ન ઝણકે,
તારે પાયે જીવન ધરવા કોઇ ના હિંવ દોડે. ૩

તારે માટે તુંદી તુંદી થઇ કોઇ ના પોરસાતું,
તારા શબ્દો ચુમી ચુમી નહિ સુણવા કોઇ ધાતું,
તારું હૈયું મુદિત કરવા પ્રેમ હિલોળ દીધી—
કો ના મીઠું હસી હસી તને સુખડું જાય વારી ૪

શ્રી મનોરમા મગળજી શાસ્ત્રી.

# દેશી રાજ્યો

શ્રી. વિદ્યુલ્લતા દેસાઇ

અત્યારે આખા હિંદુસ્તાનની દૃષ્ટિ રાજકોટ પર સ્થિર થઇ છે. રાજકોટ રણમેદાન બન્યું છે, અને રાજકોટના પ્રજાજનો બહાદુરીથી ગુલામીનાં બંધનો તોડવા રણજંગે ચઢયા છે. લડતની સરદારી શ્રી. વલ્લભભાઇ પટેલે સ્વીકારી છે એ રાજકોટની પ્રજાનાં અહોભાગ્ય મનાય છે. એક નેતા નીચે રાજકોટની બધા વર્ગની પ્રજા જુલમી રાજ્યતંત્ર દૂર કરવા અને જવાબદાર રાજ્યતંત્ર મેળવવા લડી રહી છે.

રાજકોટની લડતે હિંદુસ્તાનના રાજકારણનો એક જટિલ પ્રશ્ન મોખરે આણી મૂકયો છે. હિંદુસ્તાન એક અને અવિભકત છે; છતાં બ્રિટીશ સરકારે હેતપૂર્વક એના બે ભાગલા પાડયા છે-બ્રિટીશ હિંદ અને દેશી રાજ્યો; એ બંનેના હિતો જુદાં જુદાં છે એવું કહેવામાં આવે છે. ખરું જોતાં એવું કંઇ નથી; ઉલટ એ બંનેના પ્રશ્નો એવા એક બીજા સાથે સંકળાએલા છે કે આપણી સ્વતંત્રતાની લડતને વેગવંતી બનાવવા આ દેશી રાજ્યોના પ્રશ્નનો ઉકેલ આણ્યા સિવાય ચાલે એમ નથી.

દેશી રાજ્યો એટલે હિંદુસ્તાનમાં જ જન્મેલા તેથી હિંદુસ્તાનના જ એવા રાજાઓના તંત્ર નીચેનાં રાજ્યો. હિંદુસ્તાનના જ -હિંદી રાજાઓ તેથી વર્ગમેળના ગાંધીજીના તત્વજ્ઞાન પ્રમાણે તો એ રાજાઓને હૈયે હિંદુસ્તાનનું-એની પ્રજાનું હિત વધારે જ વસતું હોવું જોઇએ. ગાંધીજીએ તો એ રાજાઓને " Our Kith and kin " તરીકે જ વર્ણવ્યા છે. એમને હૈયે કેટલું હિત વસે છે તે આજે કોઇથી અજાણ્યું નથી.

હિંદુસ્તાનમાં લગભગ ૫૬૭ દેશી રાજ્યો છે. હિંદુસ્તાનનો લગભગ ૨/૫ ભાગ નાનામોટા દેશી રાજાઓના તંત્ર નીચે છે, અને દેશી રાજ્યોની કુલ વસ્તી લગભગ ૮૧,૩૧૦,૮૪૫ ની છે. આ દેશી રાજ્યોમાં કેટલાક-ત્રાવણકોર, હૈદ્રાબાદ, વડોદરા જેવાં મોટા પણ છે અને ઘણાં નાના રાજ્યો પણ છે. લગભગ બધા રાજ્યકર્તાઓ પોતાના રાજ્યના આંતરિક વહીવટ પૂરતાં તદ્દન સ્વતંત્ર અને પોતાને જ જવાબદાર એવા છે. કોઇપણ દેશી રાજ્યનું રાજ્યતંત્ર ભયમાં આવી ન પડે ત્યાંસુધી બ્રિટીશ સત્તા આંતરિક વહીવટમાં માથું મારતી નથી. તેમ જ કેટલાક ઘણા જ નાના એવાં રાજ્યો પણ છે કે જ્યાંનો રાજ્યવહીવટ એજંટ સભાળે છે.

હિંદુસ્તાનમાં અંગ્રેજો આવ્યા અને મુડીવાદી અર્થ રચના દાખલ કરી તે પહેલાં હિંદમાં પણ બીજા દેશોની માફક મુડીવાદી અર્થરચનાની પુરોગામી રજવાડી અર્થરચના ( feudal system ) મોજુદ હતી. અત્યાર સુધીના માનવજાતિના ઇતિહાસ પરથી જણાય છે કે અમુક સમયે જે અર્થરચના મોજુદ હોય તેનાથી વધારે પ્રગતિમાન અર્થ રચનાનો વિકાસ થતાં, જુની અર્થ પદ્ધતિનું સ્થાન નવી લે છે. બધા દેશોમાં એવી જ રીતે રજવાડી પદ્ધતિનું સ્થાન મુડીવાદી પદ્ધતિએ લીધું. સમગ્ર હિંદુસ્તાનમાં પણ એમ જ બન્યું હોત. હિંદુસ્તાનના મોટા ભાગમાં તો એ પદ્ધતિ દાખલ થઇ જ ચૂકી છે, છતાં રજવાડી પદ્ધતિના અવશેષો રૂપ દેશી રાજ્યો અને જમીનદારી પદ્ધતિ હિંદુસ્તાનમાં રહી ગયાં છે.

દેશી રાજ્યો રજવાડી પદ્ધતિનાં અવશેષો છે. હિંદુસ્તાનમાં એવાં ઘણાં રાજ્યો હતાં. થોડાં તો બ્રિટીશસત્તાએ નાબુદ કર્યાં; એક પછી એક દેશી રાજાઓના રાજ્યો જીતી પોતાની રાજ્ય-સત્તા નીચે આણવા એ જ અંગ્રેજોની નીતિ

હતી, જ્યારે બ્રિટીશ સત્તા હિંદુસ્તાનની સર્વ સત્તાઓમાં પ્રધાનસત્તા બની ત્યારે વિજયોદ્ધારા મુલક મેળવવાની લાભી અને ખચીત રીતિને છોડી, ડેલ્હાઉસીએ 'ખાલસા પદ્ધતિ 'થી જ કામ લેવા માંડ્યું. પણ ૧૮૫૭ ના બળવાથી બ્રિટીશ સત્તાને જણાયું કે દેશી રાજ્યનો નાશ કરવા કરતાં તેમને આયુષ્ય બક્ષી જીવંત રાખવામાંજ વધારે લાભ હતો. બ્રિટીશ સત્તાને ખાત્રી થઇ કે ઉપકારને વશ એવા રાજાઓ ફરી પોતાની સામું આંખ પણ નહિ ઉંચકે એટલુંજ નહિ પણ પ્રજાનું માથુંય તો એવું જોરથી પોતાના લોખંડી પંજાઓ નીચે દાબી રાખશે કે પ્રજા માથું ઉંચકી જ ન શકે; એટલે રાજ્યનીતિ બદલાઇ અને બાકી રહેલા દેશી રાજ્યોને અભયવચન દેવાયાં.

જે કારણોને લીધે દેશી રાજ્યોનો નાશ વિધિ અટક્યો, તેજ કારણોને લીધે આજે પણ તેઓ સાર્વભૌમ સત્તાનું રક્ષણ મેળવી રહ્યાં છે. કોઇપણ પરદેશી રાજ્ય દેશની પ્રજાના સહકાર–ટેકા વિના ટકી શકે નહિ. એવો ટેકો સમગ્ર પ્રજા તરફથી નહિ તો પ્રજાના અમુક ભાગ–અમુક વર્ગમાંથી મળે તો પણ કાર્ય સરે. દેશી રાજ્યો આવો ટેકો આપવા ઉપરાંત બીજી દષ્ટિએ પણ જરૂરી હતાં અને છે. દેશી રાજાઓ અને બ્રિટીશ સત્તાનાં રાજકીય હિતો સંકળાએલાં છે; દેશી રાજાઓ જાણે છે કે બ્રિટીશ સત્તાના રક્ષણથી જ એઓ ટકી રહ્યા છે. એટલે સાર્વભૌમ સત્તાની પણ ખાત્રી છે કે સ્વાતંત્ર્ય મેળવવાની હિંદી પ્રજાની ચળવળનો વિરોધ રાજાઓ પોતા તરફથી જ કરશે. તેમજ યુરોપમાં યાદવાસ્થળી જામે—કે જે પળ કદાચ આવી પહોંચશે તેની ચિંતાએ બ્રિટીશ રાજ્યનીતિજ્ઞોની નિંદ્રા પણ હરી લીધી છે તે પળે આ રાજ્યો તરફથી મદદ મળશે જ એવી પણ એને ખાત્રી છે. વળી આર્થિક દષ્ટિએ પણ દેશી રાજ્યો જરૂરનાં છે; કારણ દેશી રાજ્યો બ્રિટીશ માલના અચૂક ગ્રાહક છે. બ્રિટીશ માલ માટે તેઓ બજાર પૂરું પાડે છે. ૧૮૫૭ ની સાલમાં લાગતી હતી તે કરતાંય વધારે જરૂર હવે તો બ્રિ. સત્તાને દેશી રાજ્યોની લાગે એમ છે. વારંવાર આવેલા આર્થિક ભિંસાતો ( Economic Crisis ) અને નબળી પડેલી આર્થિક સ્થીતિને લીધે, યુરોપમાં યુદ્ધ જાગી ઉઠે તેની કાયમી સંભાવનાને લીધે, તેમજ હિંદુસ્તાનની પ્રજાની સ્વાતંત્ર્ય ચળવળને લીધે આજે તો દેશી રાજ્યોને વધારે સોડમાં ખેંચવાનો પ્રયાસ સરકાર કરી રહી છે. હિંદને જે નવું રાજ્યબંધારણ આપવાની ઉમેદ સરકારને છે તેનું કારણ આજ છે.

દેશી રાજ્યોમાં કેવો સ્વાપહિતવાદ ચાલી રહ્યો છે તે આજે કોઇથી અજાણ્યું નથી. ઇશ્વરના પ્રતિનિધિરૂપ ગણાવતા, અને રાજ્ય કરવાનો જેમને ઇશ્વરી હક્ક મળ્યો છે એવું મનાવતા આ રાજાઓની ચારિત્ર્યહીનતા અને વિષયલંપટતા જોઇ એમને ગાંધીજીના કહેવા પ્રમાણે પ્રજાના 'વાલી'–trustees–તરીકે સ્વીકારવા પણ નાનમભર્યું લાગે છે. વિલાસ, મોજશોખ અને ક્રિકેટ ને પોલો જેવી રમતગમતમાં જ એમનો સમય વિતે છે. અપવાદો બાદ કરતાં લગભગ બધા રાજાઓનું જીવન આજ પ્રકારે વિતે છે.

એમના મોજશોખો પૂરા કરવા એમની પ્રજા ટાઢ તડકે આખો દિવસ મહેનત મજુરી કરે છે. થોડાક જ દેશી રાજ્યોમાં ઉદ્યોગો દાખલ થએલા છે. મોટા ભાગના દેશી રાજ્યોની પ્રજાનો મુખ્ય ઉદ્યોગ ખેતી જ છે. વસ્તીનો મોટો ભાગ—૮૦ ટકા જેટલી પ્રજા ખેતી કરનાર કે બીજી મહેનત મજુરી કરનાર છે. અને આજના ખેડુતોની સ્થીતિથી કોણ અજાણ્યું છે? એ તો સરકારને પણ કબુલવું પડેલું છે કે મોટા ભાગના ખેડુતો દેવાદાર અને અનંત ગરીબ છે. દેશી રાજ્યોમાં પણ

એજ સ્થીતિ છે. પ્રજા અર્ધભૂખી અને અર્ધનાગી ફરે છે, એવી પ્રજાને માથે એમના મનમોજી રાજાઓના ભોગવિલાસનો બોજો પડે છે. રાજ્યની આવકનો સારો એવો ભાગ રાજાઓના ખાનગી ખર્ચમાં—એમની વ્યક્તિગત જરૂરિઆતો પૂરી પાડવામાં જ વેડફાઇ જાય છે. તે ઉપરાંત જ્યારે રાજ્યકુટુંબમાં લગ્ન જેવો શુભ પ્રસંગ આવી પડે, ત્યારે રોશની થાય છે, મિજબાનીઓ ઉડે છે, દારૂના બાટલાઓ ઉપરા ઉપરી ખલાસ થાય છે, નારંગનાઓ અને ગાયકોને દેશ-પરદેશથીતેડાવવામાં આવે છે, 'દારૂખાનું' ફૂટે છે, શહેરમાં શોભા શણગાર થાય છે, અને જે સર્વ કાંઇ થાય છે તેના ખર્ચનો બોજો નિર્ધન ખેડુત પ્રજાને માથે જ પડે છે. રાજ્યને ભરવી પડતી મહેસુલ તો આકરી હોય છે જ તે ઉપરાંત બીજા કરો પણ ભરવા પડે છે. એટલું ય પૂરતું ન હોય તેમ રાજા અને તેના પ્રતિનિધિરૂપ અમલદારોનાં કાર્ય વેઠે કરવાં પડે છે. પોતાનો અમૂલ્ય વખત ગુમાવીને પણ વેઠે જવું પડે છે. કાર્ય કરવાની ના પાડવાથી તો ત્રાસ વેઠવોજ પડે છે; પણ વેઠ કરતાંય ત્રાસ સહેવાનું તો ઉભુંજ રહે છે. આવા જુલ્મો વેઠી પ્રજા પણ રીઢી અને નિષ્પ્રાણ બની જાય છે.

રાજ્ય આવકનો સારો એવો ભાગ જ્યાં રાજાની વ્યક્તિગત જરૂરિઆતો પૂરવામાં જ ખર્ચાઇ જતો હોય ત્યાં પ્રજાની સુખસગવડો પાછળનો ખર્ચ તો ક્યાંથીજ નીકળે? કે તે કરવાનો વિચાર પણ ક્યાંથી આવે? એટલે અપવાદરૂપ થોડાં રાજ્યો બાદ કરતાં બાકીના રાજ્યોમાં પ્રજાની કેળવણી, એમનું આરોગ્ય, શહેર સુધારી, વિગેરે લોકહિતની બાબતો તરફ બહુ જ થોડું લક્ષ અપાય છે.

તેમ જ સામાન્ય શહેરી સ્વતંત્રતાના હક્કો પણ ઘણે ઠેકાણે પ્રજાને મળેલા હોતા નથી. સભા ભરવાનું, સરઘસ કાઢવાનું પરવાનગી શિવાય બની શકતું નથી. વર્તમાનપત્રો ઉપર પ્રતિબંધો મૂકાએલા હોય છે. વિચાર અને વાણીસ્વાતંત્ર્ય ઉપરના અંકુશો તો પહેલા કરતાં પણ વધારે કડક બનતા જાય છે. અમુક સભા અમુક ઠેકાણે ભરવાની બંધી, સરઘસ કાઢવાની બંધી, તેમ જ અમુક નેતાને રાજ્યની અમુક હદમાં પ્રવેશ કરવાની બંધીના બનાવો વધતા જ જાય છે.

જ્યાં આવી સ્થીતિ હોય ત્યાં રાજ્ય—

કારભારમાં પ્રજાનો હિસ્સો તો ક્યાંથી જ હોય ! હજી સુધી તો બધાજ રાજાઓએ પોતાની પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર માટે નાલાયક માની હોય એમ લાગે છે.

પણ નિયમ જ છે કે અમુક બળને વાળવા જેટલો પ્રયત્ન કરો તેટલો જ તેનો પ્રત્યાઘાત થાય. સભાબંધી અને પ્રવેશબંધીના હુકમો જેટલી ત્વરાથી છૂટતા જાય છે તેટલી જ ત્વરાથી તેમના ભંગો પણ પ્રજા તરફથી થતા જાય છે. વિચાર અને વાણીને રૂંધવાના પ્રયત્નો જ મિથ્યા છે. એટલે રાજાઓને નથી સાંભળવું છતાં દેશી રાજ્યોની પ્રજા બધે જ જવાબદાર રાજ્યતંત્રની માગણી કરી રહી છે. તેમાં રાજકોટ પોતાનું રણદુંદુભિ લઈ પહેલું આગળ પડ્યું છે. બીજા રાજસ્થાનોની પ્રજા એને પગલે ચાલી રહી છે. રાજકોટમાં આપોઆપ જ લડત ઊભી થઈ ગઈ છે. રાજસ્થાનોના ભાવિ એ લડત પર ઘણે અંશે ટકી રહ્યાં છે.

મુખ્ય માગણી જવાબદાર રાજ્યતંત્રની છે. જવાબદાર રાજ્યતંત્રમાં રાજ્યનો વહિવટ પ્રજાના પ્રતિનિધિઓને જવાબદાર રહે, તેમના અંકુશ નીચે આવે. આ જાતની માગણી જો સંતોષાય તો જરૂર પ્રજાના અમુક પ્રકારનાં દુઃખો દૂર થાય અને થોડા રાજકીય હકો મળે. જો કે મોટે ભાગે લાભ જે થશે તે પ્રજાના ગરીબ વર્ગ કરતાં પ્રજાના ધનવાન વર્ગને જ વધારે થશે. પ્રજાશાસનનો આદર્શ એક સુંદર આદર્શ છે. પ્રજાના મોટા ભાગના હાથમાં શાસન આવ્યું હોય એવું હજી એકે દેશમાં બન્યું નથી. (રશિઆ સિવાય) એટલે એ આદર્શ જ ગણાય. બાકી બીજા દેશોમાં કે જ્યાં પ્રજાના મોટા ભાગ—ગરીબ પ્રજાના હાથમાં સત્તા નથી ત્યાં ભલે પ્રજાશાસનનું નામ હોય, પણ ખરું પ્રજાશાસન તો નથી જ. જ્યાં માત્ર આવું નામ છે તે દેશોમાંની ગરીબ પ્રજાને પ્રજાશાસનથી કંઈ ઘણો ફાયદો થયો નથી. એટલે જ્યારે આજે સર્વત્ર પ્રજાશાસન અને જવાબદાર રાજ્યતંત્રની વાતો સંભળાઈ રહી છે, અને જ્યારે પ્રજા એ મેળવવા રુધિર વહાવવા તૈયાર થઈ છે ત્યારે એવા શાસનથી શું લાભો મળશે કે શા લાભની આશાએ પ્રજાએ પોતાનાં જીવન સમર્પવાનાં છે તેની જાણ પ્રજાને થવી જોઈએ; અને લડતના આગેવાનો કે જે પ્રજાને લડવા પ્રેરી રહ્યા છે તેમની પણ ફરજ છે કે તેઓ પ્રજાને એ વસ્તુ સમજાવે.

પ્રજાની—મોટા ભાગની નિર્ધન ગરીબ ખેડુત પ્રજાની જરૂરિઆતો શી છે ? એમની માગણીઓ શી છે ? જવાબદાર રાજ્યતંત્રથી આ જરૂરિઆતો કેટલે અંશે સંતોષાશે ! પ્રજાની માગણીઓના બે વિભાગ પડી શકે એમ છે. પ્રજા એક તો સુવ્યવસ્થા માગે છે. અત્યાચાર અને જુલ્મોનો નાશ, શાંતિની સ્થાપના, આરોગ્ય, કેળવણી, વિગેરેની વ્યવસ્થા તે ઇચ્છે છે. એ બધી સુવ્યવસ્થા જવાબદાર રાજ્યતંત્ર મળ્યા પછી મળી શકે એવી આશા રાખી શકાય ખરી. બીજો વિભાગ ગરીબ પ્રજાના આખા જીવનને સ્પર્શતો છે. ગરીબાઈ એ એમના જીવનનું મુખ્ય લક્ષણ છે. ગરીબાઈ શા કારણથી છે ? એમાંના કેટલાક કારણો મહેસુલનો વધારે પડતો બોજ, જમીનદારી પદ્ધતિને લીધે જમીનદારોને દેવાં પડતાં લ[illegible] ગણોત, કરજ અને વ્યાજના અસહ્ય દ[illegible] એવાં છે કે જેને માટે જવાબદાર રાજ્ય[illegible] પણ ઝાઝું કરી શકે નહિ. ગરીબ ખેડુત પ્રશ્નોનો ઉકેલ આજની ચાલુ અર્થ પદ્ધતિ ફેરફાર કર્યા સિવાય આણી શકાય એમ ના[illegible]

આ માંગણીઓ તો રજવાડી પદ્ધતિ

નાશ—દેશી રાજ્યોના નાશ માટેની મૂળભૂત માગણીઓ છે એટલે આ માગણીઓ દેશી રાજ્યનું પ્રજાને જવાબદાર હોય એવું રાજતંત્ર પણ ન સંતોષી શકે. સંતોષવાનો પ્રયત્ન કરે તો રાજા અને સાર્વભૌમ બ્રિ. સત્તા વચ્ચે વિક્ષેપ નાખે જ. દેશી રાજ્યોનો નાશ એટલે બ્રિ. રાજ્ય સત્તાના નાશ માટેની તૈયારી. દેશી રાજ્યોની પ્રજાને બ્રિ. સત્તા સામે થવાનો પ્રસંગ પણ ત્યારે ઊભો થાય જ. રાજકીય હેતુસર બ્રિ. સત્તાએ હિંદુસ્તાનના બે ભાગલા પાડ્યા અને બ્રિ. હિંદ અને દેશી રાજ્યોના પ્રશ્નો જુદા છે એમ મનાવ્યું. પણ ખરી રીતે હિંદ એક જ છે, અને એની સ્વતંત્રતા માટેની લડત પણ એક જ છે. રાજસ્થાનોની પ્રજાનો સંબંધ માત્ર પોતાના રાજાઓ સાથે જ એ માનવું ભૂલ ભરેલું છે, કારણ પોતાના રાજાઓ સાથે લડતાં તેઓ બ્રિટીશ રાજ સત્તા સાથે અથડામણમાં આવ્યા વિના રહેવાના નથી. અને એ સત્તાને નાબુદ કર્યા વિના એમનો છૂટકારો નથી એનું તેમને સ્પષ્ટ થયા વિના રહેવાનું પણ નથી. રાજસ્થાનીઓની પોતાના રાજાઓ સામેની લડત સાથે બ્રિ. હિંદની પ્રજાને કંઈ સંબંધ નથી એવું માનવાની ભૂલ બ્રિ. હિંદની પ્રજા પણ ન કરે. કારણ આજે તો બન્ને સામ્રાજ્યવાદી સત્તા સામે લડી રહ્યાં છે અને જેટલે અંશે દેશી રાજ્યો નબળાં પડે તેટલે અંશે બ્રિટીશ સરકારના હાથ કમજોર બને, એની સત્તાના સિંહાસન ડગવા લાગે, અને એનો પરાજય વધારે નિકટ બને. મુક્તિની વાત માત્ર બ્રિ. હિંદમાં જ ચડાતી હોય તો સરકાર તો દેશી રાજ્યો તરફથી નાણાં અને માણસોની મદદ મેળવી પોતાની સ્થિતિ ટકાવી રાખી શકે. બ્રિ. સત્તા નબળી ત્યારે પડે કે જ્યારે સાથે સાથે દેશી રાજ્યોની પ્રજા પણ માથું ઉપાડી લે અને પોતાની સરકારને નાણાંથી કે સૈન્ય આદિથી મદદ કરવાની ના પાડી દે. એમ જ્યારે એક જ લડત બે મોરચા પર ચાલુ થશે ત્યારે જ મુક્તિ શક્ય બને.

આમ દેશી રાજ્યોનો પ્રશ્ન પણ જટિલ અને આપણી મુક્તિની વાત સાથે સીધો સંબંધ ધરાવનારો છે; અને જ્યારે બ્રિ. હિંદની પ્રજાની ગુલામીનાં બંધનો તૂટશે ત્યારે દેશી રાજ્યોની પ્રજાનાં ગુલામીનાં બંધનો પણ તૂટશે.



# પૈસા વિનાનો

લેખક
શ્રી. 'શશિન્' ઓઝા

'કેમ દેશમાંથી કાંઇ વાવડ છે આપા ?'

આપો દેશમાં જઇને સીધો રામલા પાસે આવતો હતો.

'હા, રામલા ભારે થઇ !'

'કેમ આપા ! શું થયું ?' રામલાના મુખ ઉપર આશ્ચર્યની લાગણી પ્રકટી.

'બહુ થઇ !' તેણે મુખ પરના ભાવો બદલ્યા.

'વાત તો કર્ય આપા !'

તેની આતુરતા ક્ષણે ક્ષણે વધતી ગઇ. તેનું મુખ દયામણું બન્યું.

'તારી બા.........' આપાનું વાક્ય અધુરું રહ્યું.

'શું મારી મા માંદી છે !' તે સહસા આપાને અટકાવી વચમાં જ બોલી ઊઠયો.

'હા, ઘડીઓ ગણાય છે !'

'એમ ?'

રામલાના મુખમાંથી ઝીણી ચીસ નીકળી ગઇ. તેની આંખમાંથી એક ઊનુ અશ્રુબિંદુ ખરી પડયું. તેની દરકાર નહિ કરતાં તેણે પુનઃ પૂછયું.

'આપા ! ત્યારે તાર કેમ નહિ કર્યો હોય ?'

'તારના ય રૂપિયા હોય ત્યારે ને ? તાર કાંઇ એમ મફત થાય છે ? પહેલાં તો તારી બા લોકોનાં દળણાં દળી ને પાણી ભરી પૂરું કરતી. એક ગાય તે પણ હમણાં વેચી દીધી છે. અત્યારે તો દાંતને ને અન્નને વેર છે. ખાવાનાય સાંસા ! ત્યાં તારની વાત કયાંથી કરવી !' આપાએ શુષ્ક મોંઢે વાત કરી.

'ત્યારે મારે જવું પડશે ?' રામલાથી પ્રશ્નાર્થમાં કહેવાઇ ગયું.

'કાંઇ ચાલશે ? મા જેવી મા માંદી છે ત્યાં !' ને આપો ચૂંગી આપે રામલા તરફ તાકી રહ્યો.

'આપા, તું થોડીક મદદ કરીશ ? દસેક રૂપિયાની. આવીને આપી દઇશ.' રામલાએ ઓશિયાળું મુખ કરી માગણી કરી.

'કેમ વળી ?' તેણે પોતાની આતુર આંખો રામલા તરફ ફેરવી.

'મારે ગાડી ભાડું થાય !'

'મારે ય મોખ જોઇએને ? રામલા ! નહિ તો તને ના પાડું ?' અને આપો લુચ્ચું હસ્યો ને રામલાને એકલો વિચારમાં મૂકી ચાલ્યો ગયો.

૨

રામલો મજેથી પોતાના દેશમાં ખેતી કરી ગાડાં કાઢતો હતો. ત્યાં આપાએ તેને શહેરનાં પ્રલોભનથી લલચાવ્યો. રામલો છેતરાયો ને રૂપાળું પોતાનું ગામડું મૂકી શહેરમાં ગયો, ને મોજમાં રહ્યો. એનું અધઃપતન શરૂ થયું.

મીલના ધુમાડાથી તેનું મન ગૂંગળાઇ ગયું. તેને મીલ તરફ અને શહેર તરફ અણગમો પેદા થયો; તે શહેર છોડી જવા તૈયાર થયો. ત્યાં કોઇએ તેને પીઠું બતાવી દીધું. બસ ! ત્યારથી તે વધુ ને વધુ અધઃપતનની ગર્તામાં ગબડવા લાગ્યો ને પીઠામાં જઇ તાઝગી મેળવવા લાગ્યો. તે પૈસાનો વ્યય કરી બેહાલ બન્યો.

એવામાં ' દારૂનિષેધ બીલ ' પસાર થયું. ને પીઠાંઓ બંધ થયાં.

રામલો બેકાર થઈ ગયો હતો. ખીસામાં રાતી પાઈ પણ હતી નહિ. ઉધાર પણ કોઈ ધીરે એવું હતું નહિ. પોતાની માતાની માંદગીના સમાચાર સાંભળી તેના હોશકોશ ઊડી ગયા ને દેશ જવા માટે તે સ્ટેશને આવ્યો.

૩

ધડધડાટ કરતી મેલટ્રેન આગળ ને આગળ ચાલી જતી હતી; રામલો પણ વગર ટિકિટે અંદર ઘૂસ્યો હતો. તેના હૃદયમાં શાંતિ ન હતી. તેનું અશાંત મન ' ક્યારે પોતાનું ગામ આવે ' એમ જ ઝંખ્યા કરતું હતું. ' પોતાની માને પોતે છેલ્લી ઘડીએ મોઢું દેખાડશે ' એ વિચારમાં પોતે ટિકિટ નથી લીધી એ સાવ વિસરી ગયો.

' તારી ટિકિટ બતાવ ' અણધાર્યો એક અવાજ તેના કર્ણપટે અથડાયો. તેના અણધાર્યા આગમનથી રામલો ચોંકી ગયો. તેના હૃદયના ધબકારા સ્પષ્ટ સંભળાવા લાગ્યા.

' નથી, ' તેણે બીતાં બીતાં થોથરાતી જીભે જવાબ વાળ્યો.

' કેમ નથી લીધી ? ' તેણે સત્તાભરી રાડ નાખી.

' પૈસા નથી. '

' તો ગાડીમાં કેમ બેઠો ? તારા બાપની ગાડી હતી ? ' ટિકિટ ચેકર ફરી તાડૂક્યો.

' પૈસા નથી. ' રામલે ફરી એ જ જવાબ આપ્યો.

' પૈસા કેમ નથી ? ' પેલાએ રોફમાં ને રોફમાં સત્તાભર્યા અવાજે પૂછ્યું.

રામલા પાસે તેનો જવાબ ન હતો. તે શૂન્ય મનસ્કની જેમ હતો તેમ ને તેમ બેસી રહ્યો. તેણે ટિકિટ ચેકર સામે દયામણી દૃષ્ટિ કરી. તેણે તેના મુખ ઉપર દયાનો ભાવ જોયો નહિ.

' ઉતર નીચે, હરામખોર ! જોઈ શું રહ્યો છે ? ' અને ટિકિટ ચેકરનો વજ્ર શો હસ્ત રામલાના માથે પડ્યો.

રામલો ગોથું ખાઈ પાટલી પરથી ગબડી પડ્યો.

' મારી બા માંદી છે. પ્રભુ તમને અમર રાખે મારા બાપ ! ' રામલો કરગર્યો.

' ટ્રેન ખોટી થાય છે. ચાલ નીચે ઉતર. ' ફરી તેણે વાઘના જેવી ત્રાડ મારી.

' મારી બા ડચકાં ખાય છે. છેલ્લી ઘડીએ મોઢું દેખાડી આવવા દો. આટલી દયા કરો મારા બાપ ! પરમેશ્વર... '

' એલા જમાદાર, આને કાઢો ! ' તેણે પ્લૅટફૉર્મ ઉપર ઊભેલા જમાદારને સાદ પાડ્યો. અને ધક્કા મારી રામલાને નીચે ઉતાર્યો.

' જાવા દો ' ગાર્ડે હાથ ઊંચા કરી સીસોટી મારી. અને ગાડી ભખ્ખુસ ભખ્ખુસ કરતી ઊપડી.

પોતાની માતાને મળવાના તેના મધુર સ્વપ્નો વિલીન થઈ ગયાં. તે આંસુની ધારાથી ધરતી ભીંજવતો આગળ ચાલ્યો. તે વખતે ટ્રેન ક્યાંય પહોંચી ગઈ હતી. માત્ર તેના ડૂસકાં સંભળાતાં હતાં.




## ભાવનગર સાહિત્ય સભાના શરદુત્સવની પૂર્ણાહુતિ

ભાવનગર-સાહિત્ય સભા થોડાંક વર્ષોથી સ્થપાએલી છે, તેમાં વખતો વખત સાહિત્યના વિષયોનાં વ્યાખ્યાનો આપવામાં આવે છે, બહારગામથી વકતાઓને બોલાવવામાં આવે છે, અને જૂદા જૂદા વિષયો ઉપર ચર્ચા યોજવામાં આવે છે. આ વર્ષે આ સભાએ શરદુત્સવ ઉજવ્યો હતો. અને તેમાં એક નવી પ્રણાલિકા પાડી હતી. સ્ત્રીઓનો સહકાર સાધીને રાસ, ગરબા, નૃત્યનો મનોરંજક કાર્યક્રમ ગોઠવ્યો હતો. સ્ત્રીઓએજ રંજન કાર્યનો કાર્યક્રમ નિશ્ચિંત કર્યો હતો. આ કાર્ય પાર પાડવા માટે સ્ત્રીઓની એક જૂદી સમિતિ કરી હતી. આ સમિતિએ બહુજ ઉત્સાહથી અને વ્યવસ્થિત રીતે કાર્ય કર્યું હતું. સ્ત્રી પુરૂષના સહકારને પરિણામે આખોય કાર્યક્રમ ઘણો મનોરમ થયો હતો. વધારે પડતા ઠાઠમાઠ વગર સાદી સુરમ્ય રચના કરી હતી. ગરબા રાસમાં કૃત્રિમતા પેઠેલી નહોતી. સંગીત, અંગમરોડ સઘળું આકર્ષક હતું. ન્હાની બાળાના નૃત્ય પ્રયોગની સાથેનું સંગીત અત્યન્ત મધુર અને હૃદયને ડોલાવે એવું હતું. સ્ત્રી પુરૂષની સંયુક્ત મિજલસમાં સ્ત્રીઓ—તેમાં કાઠીઆવાડની સ્ત્રીઓ આટલી છૂટથી આવા ઉત્તમ પ્રયોગ કરે એ વસ્તુજ નવા જમાનાનું ભાન કરાવવાને માટે પુરતી હતી. સ્ત્રી શક્તિનો તનમનાટ, દરેક ક્ષેત્રમાં પોતાનો હિસ્સો આપવાનો અજબ ઉત્સાહ, તેને માટે તાલીમ લેવાની ઉત્કંઠ ઇચ્છા, એ સઘળું સ્ત્રીપ્રગતિવાંછુઓનાં મનને કેટલો સંતોષ આપી શકે એનો અનુભવ લેવાનો પ્રસંગ ભાવનગરમાં પ્રાપ્ત થયો એ એક સદ્ભાગ્યજ કહેવાય. ઘણે સ્થળે આવા કાર્યક્રમ સફળતાથી યોજાય છે. પરંતુ કાઠીઆવાડ પણ ગુજરાતનાં અન્ય સ્થળોની સાથે સાથેજ પ્રગતિ કરે છે એ વસ્તુ આનન્દજન્ય હતી. આપણી સ્ત્રીઓમાં પોતાની શક્તિ માટે વિશ્વાસ આવે તો અત્યાર સુધી ગુપ્ત રહેલી શક્તિનો વિકાસ થાય અને પુરૂષ વર્ગ એની કિંમત આંકીને એ શક્તિ સાથે સહકાર સાધે તો ભવિષ્ય અત્યન્ત ઉજ્જ્વલ થાય. અરસપરસ વિશ્વાસની ભાવના રાખીનેજ સમાજની પ્રગતિ થઇ શકશે. સ્પર્ધાને સ્થાન નથી. સ્ત્રી પુરૂષની એકઠીજ કાર્યસાધક થઇ શકે એ વસ્તુ સ્વાભાવિક છે, એમાં સંશય જેવી વસ્તુ હોય શેજ નહિં, જેટલો સહકાર નથી લેવાતો તેટલી મુશ્કેલી પડે છે. નવો જમાનો આ વસ્તુ સમજી લેશેજ એ આશા અસ્થાને નથી.

શ્રી. શારદાબહેન મહેતા

## શ્રી સુરત હિન્દુ સ્ત્રી મંડળ

શ્રી. સુરત હિન્દુ સ્ત્રી મંડળ તરફથી શરદુત્સવ તા. ૬-૧૦-૩૮ ને ગુરૂવારે સાંજે ૭ વાગે તલકચંદ રોડપર આવેલા બેસન્ટ હોલમાં ઉજવવામાં આવ્યો હતો. સભાસદ ઉપરાંત અન્ય આમંત્રિત સન્નારીઓથી હોલ ખીચોખીચ ભરાઇ ગયો હતો. શરૂઆત ' જીવન

[ અનુસંધાન પૃ. ૨૭૩ ]



## [૧] મદ્રાસના કામદારોની કમબખ્તી

હિંદના કામદારોનું જીવન-ધોરણ છેક જ કંગાળ છે એ ફરીયાદ તો આજે એટલી સામાન્ય બની ગઈ છે કે ઘણાને તો તે પ્રશ્નનાં પણ કદાચ કંટાળો આવતો હશે.

પરંતુ તેમ છતાં આ ફરીયાદ જેટલી મહત્વની અને મૂળભૂત છે એટલી જ આધારભૂત પણ હોય જ્યાં સુધી તે નાબુદ ન થાય ત્યાં સુધી જ નહી પણ તે નાબુદ કરવાના એક માર્ગ તરીકે પણ તે ઉપર પ્રજાનું ધ્યાન ખેંચતા રહ્યા વિના છુટકો જ નથી.

પરિણામે, પોતાના ગરીબ ભાંડુઓના દુઃખ દર્દની કથનીથી કંટાળતા કે તેને નાબુદ કરવા માટે યોગ્ય ઉપાય લેવાની તેમની શક્તિ અને સમય બન્ને બરાબર મનોજ રહે એટલા ખાતર તેથી પુરેપુરા વાકેફ થવા ઇચ્છનાર સહુ કોઈને મદ્રાસના સ્ટેટીસ્ટીકલ ડીપાર્ટમેન્ટે તૈયાર કરેલ નીચેના અર્થસૂચક આંકડાઓ ઉપર નજર નાંખી ગયા વિના ચાલે એમ નથી.

મદ્રાસના કામદારોના જીવન ઉપર પ્રકાશ નાંખની આધારભૂત માહિતી મેળવવા ત્યાંના સ્ટેટીસ્ટીકલ ડીપાર્ટમેન્ટે હમણાં નિયત ધોરણે ચાલતા ઉદ્યોગોમાં કામ કરતા કામદારોના એક હજાર કુટુંબોની અને ન્હાના પાયા ઉપર અને અનીશ્ચિત ધોરણે ચાલતા ઉદ્યોગોમાં કામ કરતા કામદારોના આઠસો કુટુંબોની આવક-ખર્ચનો અભ્યાસ કર્યો હતો.

આ તપાસને પરિણામે તેને એમ જણાયું હતું કે નિયત ધોરણે અને વ્યવસ્થિત રીતે કામ કરતા ઉદ્યોગોમાં કામ કરતા કામદાર કુટુંબોની સરેરાશ માસિક આવક રૂ. ૩૭-૫-૧૧ છે જ્યારે અનિશ્ચિત ધોરણે અને ન્હાના પાયા ઉપર કામ કરતાં કામદાર કુટુંબોની સરેરાશ માસિક આવક રૂ. ૨૦-૫-૧૦ થી તે રૂ. ૨૬-૧૫-૧૦ સુધી આવે છે.

ઉપર્યુક્ત કુટુંબોમાં સરેરાશ કેટલાં માણસો છે એ રીપોર્ટની પ્રગટ થએલી વિગતમાં જણાવવામાં આવ્યું નથી.

આમ છતાં આ આંકડા કેટલા અર્થ-સૂચક છે એ કોઈને કહેવું પડે એમ નથી.

દલીલને ખાતર માનો કે આ કામદાર કુટુંબોમાં સરેરાશ ત્રણ માણસો કરતા વધારે માણસોનો સમાવેશ નથી થતો, તો પણ માસીક રૂ. ૩૭ ની કે રૂ. ૨૦-૨૫ની આવકમાં શી રીતે પોતાનું ગુજરાન ચલાવતા હશે અને તેમનું જીવન કેટલી નીચી, કંગાળ ભૂમિકાએ ચાલતું હશે એ સમજવું મુશ્કેલ પડે એમ નથી.

કામદાર કુટુંબોની આ કંગાલ આવકની કઈ રીતે ખર્ચાય છે એની તપાસમાં એવું જણાયું છે કે આવકનો અરધા કરતાં થોડો વધારે ભાગ ખોરાક પાછળ વપરાય છે, જ્યારે મકાન-ભાડાં પાછળ આવકનો દશમો અને કપડાં લત્તાં પાછળ આવકનો પચીસમો ભાગ ખરચાય છે.

હવે જો આ હકીકત આંકડામાં ઉતારવામાં આવે તો એમજ જણાય કે ત્રણ માણસોના

ાર કુટુંબની ખાધાખોરાકી પાછળ મહીને
| આઠ–દસથી પંદર–સત્તર રૂ. ખરચાય છે
ે કપડાં–લત્તાં પાછળ તો માત્ર એક દોઢ
ઓ જ ખરચાય છે.

આ રીતે નભતાં કુટુંબોનું જીવન છેક જ
ાળ હોય એ તો ગમે તેવી બુઠ્ઠી બુદ્ધિનો
ણુસ પણ સમજી શકે એમ છે.

પરંતુ ખરી વાત તો એ છે કે આજના
માનામાં ગમે તેવી હલકી કોટિનું જીવન
ણ આટલી કંગાળ આવકમાં નિભાવવું
ુશ્કેલ જ નહી પણ અશક્ય જ છે. અને
ાથી સ્વાભાવિક રીતે જ કનિષ્ટમાં કનિષ્ટ
ાટીનું જીવન જીવવા છતાં આ કુટુંબો
ભયંકર કરજદારીમાં સપડે છે, અને વધારે
આવકવાળાં કામદાર કુટુંબો ઉપર સરેરાશ
૨૩૬ રૂપીઆ જેટલો અને ઓછી આવકવાળાં
કામદાર કુટુંબો ઉપર તો એથી પણ વધારે
આકરી કરજદારીનો બોજો રહે છે.

કમનસીબે કામદાર–જીવનની આ સ્થીતી
માત્ર મદ્રાસ પૂરતી જ મર્યાદિત નથી પણ
સારાયે હિંદને લાગુ પડે છે. અને કામદારો
અને કિસાનો એ આપણી વસ્તીનો ઘણો
મોટો ભાગ હોઇ તેમની આ કંગાલિયત દૂર
કર્યા વિના દેશનો ઉદ્ધાર અશક્ય હોઇ હિંદની
આઝાદી અને આબાદી માટે થોડીઘણી પણ
ઈંતેજારી ધરાવતાઓએ તે માટે કમર કસ્યા
વિના છુટકો જ ન થાય એ દેખીતું છે.

## [૨] બ્રિટનની સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર વિસ્તૃત બનાવવામાં વિશ્વ–વિગ્રહનો ફાળો

બ્રિટનમાં પુરૂષો સાથે સમાન જીવન
જીવવાની સ્ત્રીઓની લડત ખૂબ પગભર થએલી
હોઇ તે દીશામાં ઘણા વખત થયાં ખુબ પ્રગતિ
સધાઇ છે એ તો સહુ કોઈ જાણે છે.

પરંતુ તેમ છતાં વિશ્વ–વિગ્રહ દરમિઆન
 આ પ્રગતિને જે ભારે વેગ મળ્યો હતો તે
એટલો અજાયબ હતો એટલો જ સ્ત્રીઓને
પોતાને પણ હેરત પમાડે એવો હતો.

વિશ્વ–વિગ્રહ પહેલાં બ્રિટનમાં સ્ત્રીઓ
માટે ઘણી કામગીરીનાં દ્વાર ખુલ્લાં થયાં
હતાં; પરંતુ બસ–કન્ડકટર કે ટીકીટ કલેક્ટર
જેવી જગ્યાએ પણ સ્ત્રીઓ કામ કરે એ ત્યાંના
શિષ્ટ સમાજને ગમતું નહોતું.

પરિણામે પુરૂષો સાથે સમાન જીવન
જીવવાના સ્ત્રીઓના અધિકારનો સ્વીકાર થયો
હોવા છતાં વ્યવહારમાં સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર
ઘણું જ મર્યાદિત રહ્યું હતું અને તેથી
સ્ત્રીઓના મ્હોટા ભાગને તો સમાન જીવનના
તેમના હક્કના મૌખિક સ્વીકારથી જ સંતોષ
માનવો પડતો હતો.

વિશ્વ–વિગ્રહની શરૂઆતમાં આ સ્થીતીમાં
ખાસ ફેર નહોતો પડયો અને તેમાં મદદ
કરવાના જે જે કાર્યો સ્ત્રીઓ હાથ ધરતી થઇ
હતી તે પણ મ્હોટે ભાગે હિંદમાં શ્રીમંત કે
અમલદાર વર્ગની સ્ત્રીઓ તરફથી દેખાવ ખાતર
હાથ ધરવામાં આવતી પ્રવૃત્તિઓ જેવાં જ
નિષ્પ્રાણ અને અર્થહીન હતાં.

પરંતુ જેમ જેમ લડાઇની ભીંસ વધતી
ગઇ, જેમ જેમ જરૂરી કામ કરવા માટે
પુરૂષોની ખેંચ જણાતી ગઇ તેમ તેમ સ્ત્રીઓ
માટે દરવાજા મોકળા થતા ગયા અને તેમને
માટે આપોઆપ જ કામગીરીના નવાં નવાં
ક્ષેત્રો ઉઘડવા માંડયાં.

અલબત, જયારે લડાઇની શરૂઆતના
કાળમાં થોડીક સાહસિક સ્ત્રીઓ લડાઇમાં
સીધી રીતે મદદ કરવા બહાર પડી હતી
ત્યારે તેમને તેમ કરવા દેવાની તક આપવામાં
આવી નહોતી; એટલું જ નહી પણ લશ્કરી
મોટરોમાં ડ્રાઇવર તરીકે કામ કરવા તૈયાર
થનાર સ્ત્રી ઉપર પણ યુદ્ધ–કચેરીના સૂત્ર-
ધારોને વિશ્વાસ બેસતો નહોતો.

પરંતુ યુદ્ધ શરૂ થયા પછી બેજ વર્ષ

પછી તો વિમેન્સ આર્મી ઓકઝીલીઅરી કોર્પસની સ્થાપના કરવામાં આવી હતી અને સ્ત્રીઓને લશ્કર અને કારખાનાંમાં નીચલી કોટિનું કામ કરવા માટે હવે બેર નોતરવાનું શરૂ થયું હતું.

આ અખતરો શરૂ થવા પછી તુરત જ લશ્કરી સત્તાવાળાઓની એમ ખાતરી થઈ ચૂકી હતી કે લશ્કરી બરાકોનાં રસોડાંની વ્યવસ્થા કરવા માટે પુરુષો કરતાં સ્ત્રીઓ વધારે સારું કામ આપી શકે છે; અને ત્યારબાદ થોડા જ મહીનાની અંદર તો સ્ત્રીઓને સૈનિકોને આરામ આપવા માટે તેમની જગ્યા સંભાળવાની પણ છૂટ મળવા માંડી હતી.

આમ વિશ્વ-વિગ્રહ શરૂ થયા પછી ફક્ત બેજ વર્ષની અંદર સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર એટલું વિશાળ બન્યું હતું કે લડાઈ અંગેની પેટા પ્રવૃત્તિઓમાં જ નહી પણ ખુદ રણ-મેદાન ઉપર પણ તે વેનું પાણી બતાવી શકતી હતી.

પરંતુ રણમેદાન કરતાં શહેરી જીવનની સામાન્ય પ્રવૃત્તિ એ સ્ત્રીઓ માટે વધારે અનુકુળ ક્ષેત્ર છે એ તો દેખીતું જ છે અને તેથી લશ્કર અને કારખાનાંમાં કામ કરવાની તેમને છૂટ મળી હોવા છતાં મ્હોટે ભાગે તો તેમને રણમેદાન ઉપર ગએલા પુરુષોનું સ્થાન લઈ શહેરી જીવનની સામાન્ય પ્રવૃત્તિઓ ચાલુ રાખવા માટે જ વધારે પ્રમાણમાં કામમાં લેવામાં આવી હતી. અને તેથી જેમ જેમ લડાઈ લંબાતી ગઈ તેમ તેમ જીવનના એકએક ક્ષેત્રમાં સ્ત્રી-કાર્યકરોનું પ્રમાણ કુદકે અને ભુસકે વધતું જ ગયું.

ખેતરો ખેડવાથી માંડીને બાંધકામ સમાપ્ત સુધીની તમામ પ્રવૃત્તિઓમાં સ્ત્રીઓ વધુ અને વધુ પ્રમાણમાં દેખા દેવા લાગી હતી અને ૧૯૧૮ માં જ્યારે લડાઈ પુરી થઈ ત્યારે તો બ્રિટનની એવી અનેક ખાનગી અને જાહેર પ્રવૃત્તિઓ હતી કે જે કેવળ સ્ત્રી-કાર્યકરોની મદદથી જ ચાલુ રહી હતી.

આમ આ છેલ્લા વિશ્વ-વિગ્રહ દરમ્યાન અંગ્રેજ સ્ત્રીઓએ બ્રિટનના સૂત્ર સંચાલનમાં ઘણો મહત્વનો ભાગ ભજવ્યો હતો અને ભવિષ્યમાં કદી ફરી લડાઈ જાગે તો તેઓ આથી પણ વધારે મહત્વનો ભાગ ભજવવા બહાર પડશે એ નિર્વિવાદ છે.

[ હિંદુસ્તાન અને પ્રજામિત્રમાંથી સાભાર ઉધૃત ]

---

[ આપણી સંસ્થાઓ : અનુસંધાન પૃ. ૨૭૦ નું ]

જ્યોત જમાવો ’ની સુંદર પ્રાર્થનાથી થઈ હતી. ત્યારબાદ મંડળના ઉપપ્રમુખ શ્રી. વસુમતીબેન ઠાકોરે, શ્રી. મનોરમાબેન વ્યાસને પ્રમુખપદ લેવા વિનંતિ કરી હતી. પછી પ્રસંગને અનુકુળ ‘ શરદ વધામણાં ’નો ગરબો ગવાયો હતો. ત્યારબાદ ગીતો, ગરબા અને રાસનો લગભગ ત્રણ કલાકનો રસિક કાર્યક્રમ રજુ કરવામાં આવ્યો હતો. આખો કાર્યક્રમ લાંબો હોવા છતાં સ્ત્રીઓનો રસ છેવટ સુધી કાયમ રહ્યો હતો.

મંડળના મદદમંત્રી શ્રી. કુસુમ ચન્દ્રવદન શાહે પોતાના નિવેદનમાં મંડળની આર્થિક સ્થિતિનું વર્ણન આપ્યું હતું. તે ઉપરાંત મંડળ તરફથી શિવણ વર્ગ, ભરત કામ વર્ગ, ફેન્સી કામ વર્ગ, એમ્બ્રોઈડરી તથા સંગીત વર્ગ ચાલે છે તેનો ઉલ્લેખ કર્યો હતો.

મંડળ તરફથી ચાલતાં બે પુસ્તકાલયનો ઉલ્લેખ પણ કર્યો હતો; એક સ્થાયી પુસ્તકાલય અને બીજું ફરતું પુસ્તકાલય.

વળી આ વર્ષની નવીન પ્રવૃત્તિઓમાં સ્ત્રીઓના નિરક્ષરતા નિવારણનો પ્રશ્ન મંડળ હાથ લેવા માંગે છે એમ જણાવ્યું હતું. અંતમાં વિવિધ પ્રકારની ભેટો મંડળને આપવા બદલ સૌ ભાઈ-બેનોનો તેમણે ઉપકાર માન્યો હતો.

છેવટનો આભાર વિધિ મંડળના પ્રમુખ શ્રી. વસંતબેન ભરતીઆએ કર્યો હતો અને ઉત્સવના પ્રમુખ શ્રી. મનોરમાબેન વ્યાસને શ્રી. ઈંદિરાબેન જોગળેકરે ફુલહાર અને વેણી એનાયત કર્યાં હતાં.



**અલ્હાબાદમાં શ્રીમતી નાયડુનું ભાષણઃ** અલ્હાબાદ યુનીવર્સિટીના પદવીદાન સમારંભ પ્રસંગે યુનીવર્સિટીના ઇતિહાસમાં પહેલીજ વાર જગવિખ્યાત હિંદી મહિલાએ મંગલ ભાષણ આપ્યું હતું. આ ભાષણ હિંદની એક મહાન કવયિત્રી, મહાસભાના આગેવાન અને મહાસભાની કારોબારી સમીતીના એક સભ્ય શ્રીમતી સરોજીની નાયડુએ આપ્યું હતું. તેમની છટાદાર બાનીએ હાજર રહેલા સર્વને મુગ્ધ કરી નાંખ્યા હતા. આ પદવીદાન સામારંભના પ્રમુખસ્થાને નવા ચુંટાયલા વાઇસ ચાન્સેલર શ્રી. અમરનાથ જહા બિરાજ્યા હતા.

વાઇસ ચાન્સેલર શ્રી. અમરનાથના પિતા માજી વાઇસ ચાન્સેલર પણ આ પ્રસંગે હાજર રહેવી જાણીતી વ્યકતીઓમાંના એક હતા.

શ્રીમતી નાયડુએ જ્યારે ભાષણની શરૂઆત કરી ત્યારે તેમને ગગનભેદી તાળીઓના અવાજોથી વધાવી લેવામાં આવ્યા હતા. હોલમાં લાઉડસ્પીકરો ગોઠવવામાં આવ્યા હતા.

વાઇસ ચાન્સેલરે શ્રીમતી નાયડુની ઓળખાણ આપતાં બોલતાં જણાવ્યું હતું કે તેમનું નામ હિંદના નામાંકિત નરનારીઓની હરોળમાં છે.

શ્રીમતી નાયડુએ તેમનું પ્રેરક ભાષણ ભાષણ આપતા જણાવ્યું હતું કે તેઓ વિદ્યાર્થીઓની આશાઓ અને અભીલાષાઓના ભાગીદાર છે.

વધુમાં તેમણે જણાવ્યું હતું કે, યુવાનો સાથેના મારા વ્યકિતગત લાંબા કાળના સંબંધને લીધે હું વિદ્યાર્થીઓની છું અને વિદ્યાર્થીઓ મારા છે. આથી હું મારું સ્થાન રજુ કરવા માટે હકદાર છું.

તેમણે યુવાનોમાંની બેકારીનો ઉલ્લેખ કરતાં જણાવ્યું હતું કે યુવાનોએ તેમની જીંદગી નકામી ન જવા દેવી જોઇએ. તેમના મત પ્રમાણે, માનસિક શિસ્ત અને તેની ઉપયોગિતાની કસોટીની દૃષ્ટિએ યુવાનો માટે કોઇપણ કાર્ય તદ્દન નાનું ન હોવું જોઇએ. તેમણે યુવાનોને મહેનતની ભવ્યતા સમજાવી હતી અને જણાવ્યું હતું કે જીવનમાં કોઇ પણ પ્રકારનું કામ હાથ કરીને યુવાનોએ તેમની બુદ્ધિશકતી બતાવી આપવી જોઇએ.

આ દિવસોમાં યુનિવર્સિટીની કેળવણી એક મોજમજાહ રૂપ જ છે.

યુનિવર્સીટીઓને વિનંતિ કરતાં તેમણે જણાવ્યું હતું કે યુનિવર્સીટીઓએ આપમેળે રાષ્ટ્રીય આદર્શો અપનાવવા જોઇએ. માણસ એકલી રોટીથી જ જીવતો નથી. રોટીનો પ્રશ્ન ગમે તેટલો અગત્યનો હોય પણ માણસોમાં હિંમત અને વિશ્વાસ હોવો જોઇએ. જુના સામ્રાજ્યોનો નાશ થયો છે પણ હિંદ હજી હયાત છે. આ હિંદને હવે વધુ વખત સુધી પાછળ રાખી શકાય એમ નથી.

લાખો માણસો દેશની સ્વતંત્રતા માટે મરી ફીટે તે ઉપરાંત યુનિવર્સીટીઓ પણ રાષ્ટ્રીય જ્ઞાનનાં મંદિરો બનવાં જોઇએ.

**મુંબઇમાં શ્રી. હંસાબેન મહેતા અને શ્રી. લીલાવતી મુનશીનાં ભાષણ :** શ્રીમતી લીલાવતી મુનશીના શુભ હસ્તે તા.

૫ નવેમ્બરે સાંજના ૪–૩૦ વાગે શ્રી ગુજરાતી સ્ત્રી સહકાર મંડળ લી૦ તરફથી યોજવામાં આવેલ સ્વદેશી પ્રદર્શનની ઉદ્‌ઘાટન ક્રિયા સેન્ડહર્સ્ટ રોડ પર આવેલા વનિતા વિશ્રામ હોલમાં કરવામાં આવી હતી. જે પ્રસગે બ્હેનોએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી.

શરૂઆતમાં શ્રીમતી હંસાબ્હેન મહેતાએ ભાષણ કરતાં જણાવ્યું હતું કે આજના પ્રદર્શનની ઉદ્‌ઘાટન ક્રિયા કરવા માટે આપણને યોગ્ય વ્યક્તિ સાંપડી છે. "શ્રીમતી લીલાવતી મુનશી" અને "સ્વદેશી" એ શબ્દો એક બીજા સાથે જોડાયલા છે. ૧૯૩૦ માં સ્વદેશી લીગના મંત્રી તરીકેની તથા અન્ય તેમની સ્વદેશી પ્રવૃત્તિઓથી જનતા અજાણ નથી અને એમને હસ્તે પ્રદર્શનની ઉદ્‌ઘાટન ક્રિયા થાય છે એ હર્ષની વાત છે. હવે હું શ્રીમતી લીલાવતી મુનશીને પ્રદર્શનની ઉદ્‌ઘાટન ક્રિયા કરવા વિનંતિ કરું છું.

ત્યારબાદ સ્વદેશી પ્રદર્શન ખુલ્લું મુકતાં શ્રીમતી લીલાવતી મુનશીએ જણાવ્યું હતું કે પ્રત્યેક વરસે આવું પ્રદર્શન યોજાય છે એ જાણી હર્ષ થાય છે. તમારી સંસ્થા દેશને ઉપયોગી થઈ પડે એવી પ્રવૃત્તિઓ આદરે છે તે માટે ધન્યવાદ ઘટે છે. આ સ્વદેશી પ્રવૃત્તિનો પ્રથમ સુવાસ મહાત્માજીના પુણ્ય પ્રતાપે ૧૯૨૧ માં આવ્યો, ૧૯૨૯ માં પોષાયો અને ૧૯૩૧-થી તો વધુ વેગવંતો બન્યો અને આજે સારાએ દેશમાં સ્વદેશી પ્રચાર અંગે ભારે પ્રયાસો થઈ રહ્યા છે. જનતામાં પણ સ્વદેશી ઉપયોગની ભાવના દિન પ્રતિદિન વધુ દૃઢ બનતી જાય છે એ પણ એક હર્ષની વાત છે.

જ્યારે અન્ય દેશોની સરકાર સ્વદેશીને ઉત્તેજન આપે છે ત્યારે અત્યાર સુધી આપણી બ્રિટિશ સરકારે એવું કાંઇ કર્યું નથી. એટલે સ્વદેશી પ્રચારમાં આપણે અન્ય દેશો જેટલી પ્રગતિ સાધી શક્યા નથી અને કેટલીક વસ્તુઓ આપણને સ્વદેશી મળતી ન હોવાથી પરદેશી વસ્તુનો ઉપયોગ કરવો પડતો હતો પરંતુ જનતા હવે ન હોય એવી વસ્તુથી ચલાવી લેતા ટેવાતા લાગી છે. છેવટે એટલું જ કહીશ કે તમારી સંસ્થાનું સ્વદેશી પ્રચારકાર્ય યશસ્વી બનો એજ પ્રાર્થના.

ડભોઇમાં તા. ૬ ઠ્ઠીએ ભગિની સમાજની સ્થાપના થઇ છે.

મુંબઇ એસેમ્બ્લીની તા. ૧૧ ની બેઠકમાં સંતતિ નિયમનની હિમાયત કરતા પ્રચાર કાર્ય માટેનો ઠરાવ ચર્ચવામાં આવ્યો હતો અને થોડી ચર્ચા બાદ ઠરાવ ઉડી ગયો હતો.

અખિલ હિંદ મહિલા પરિષદની બિહારની શાખાની બેઠક તા. ૧૩ મી તથા તા. ૧૪ મીએ શ્રીમતી અનસુયાબાઇ કાળેના પ્રમુખપદ નીચે મળી હતી.

પરિષદમાં પડદાની પદ્ધતિને દૂર કરવાની માગણી કરતો ઠરાવ તથા સ્ત્રીઓને સમાન હક્ક આપનાર મહાન નેતા કમાલ આતાતુર્કના અવસાન બદલ ખેદ વ્યક્ત કરતો ઠરાવ પસાર થયો હતો.

સ્ત્રીઓને નાનાં ઉદ્યોગો માટે કેળવણી લેવા, માલનું ઉત્પાદન તથા વેચાણ મદદગીરી પોરસે કરવા, બિહાર સરકારને ઔદ્યોગિક શાળામાં કન્યાઓને દાખલ કરવા; પ્રાથમિક અને અન્ય સરકારી શાળાઓ માટે ઔદ્યોગિક વર્ગો જોડવા વિષેના ઠરાવો પણ થયા હતા.

શ્રી રાધાબાઇ સુબ્બારાયને વડી ધારાસભામાં બહુપત્ની વિરોધી બિલ રજુ કર્યું છે. તેને

તથા બિહાર ધારાસભાના પહેરામણી વિરોધી બિલને ટેકો આપવા બાબત ઠરાવો થયા હતા.

ડૉ. દેશમુખના બિલને ટેકો આપતો ઠરાવ ઉડી ગયો હતો.

**શ્રી વિજયાલક્ષ્મી પંડીત** યુરોપની મુસાફરી કરીને પાછા આવી ગયાં છે.

**શ્રીમતી સરોજિની નાયડુ** હિંદી વિદ્યાર્થી પરિષદને ખુલ્લી મૂકતાં બોલ્યાં હતાં કે 'જુવાન પુરુષો અને સ્ત્રીઓ ભૂતકાળનું અનુકરણ કરે કે તેને ફરીને સર્જે તેમ હું ઇચ્છતી નથી. હું તો ઇચ્છું છું કે તેઓ દેશનું નવું જ ભાવિ ઘડે.'

**શ્રી. મણીબ્હેન સુબાજી**—મુંબાઇનાં જાણીતાં કામદાર કાર્યકર્તા ( મિસ કારા ) મુંબઇની મ્યુનિસિપલ ચુંટણીમાં મહાસભા પક્ષના ઉમેદવાર તરીકે પસંદ થયાં છે।

**કલકત્તાની મારવાડી કોમની મહિલાઓએ** તા. ૬ ઠ્ઠી નવેમ્બરના રોજ રૉકસી સીનેમા ખાતે 'પડદા વિરોધી દિન'ની ઉજવણી કરી હતી. જે પ્રસંગે સભાનું પ્રમુખસ્થાન શ્રી. ભાગવતપ્રસાદ ખયતાનનાં પત્ની રાજકુમારીદેવી ખયતાને લીધું હતું.

પ્રમુખે ભાષણ આપતાં જણાવ્યું હતું કે આપણી કોમમાં જે સામાજિક અનિષ્ટો જોવામાં આવે છે તેનું મૂળ પડદાની પદ્ધતિ છે. પડદાની કુરૂઢિના પરિણામે હિંદી સ્ત્રીઓએ પોતાની તાકાત, તંદુરસ્તી અને આંખના તેજ ગુમાવ્યાં છે.

**જાણીતાં બાનુ ડૉકટર જમનાબાઈ એમ. દેસાઇ** એમ. બી. બી. એસ એમ આર. સી. પી. એલ. એમ. ડી. ટી. એમ. નું તા. ૯-૧૧-૩૮ ના રોજ અકાળ અને દુઃખદ અવસાન થયું છે.

ડૉ. જમનાબાઇ ગ્રાન્ટ મેડીકલ કૉલેજમાં અભ્યાસ કરી ઉચ્ચ કેળવણી લેવા માટે યુરોપમાં ગયાં અને ત્યાંથી આવ્યા બાદ તેમણે અહીં 'પ્રેકટીસ' શરૂ કરી હતી. તેમાં તેઓને ભારે સફળતા મળી હતી. પોતાનો દાકતરી વ્યવસાય સુંદર રીતે કરવા ઉપરાંત તેઓ પોતાના મીઠા સ્વભાવ અને મળતાવડાપણાને લીધે જેમના સંસર્ગમાં આવ્યા તેમને પ્રિય થઇ પડયાં હતાં.

ડૉ. જમનાબાઇને આલ્બલેસ હૉસપીટલ તેમજ કંચનગૌરી હૉસપીટલ સાથે સંબંધ હતો અને ત્યાં તેઓ નિયમિત ડૉકટરી સલાહ આપતાં.

ડૉ. જમનાબાઇ વીશેક દીવસ ઉપર 'ટાયફોઇડ'ના તાવમાં સપડાયાં હતાં અને તેમની સારામાં સારી સારવાર કરવા છતાંય તેઓનું અવસાન થયું.

ડૉ. જમનાબાઇ પોતાની પાછળ પોતાના પતિ મી૦ એમ. જી. દેસાઇ, જેઓ જાણીતા પત્રકાર છે તેમજ મીરત કેસમાં વિખ્યાતિ પામ્યા હતા તે, તેમના વૃદ્ધ પિતા, મિત્રો અને સંબંધીઓનું એક મોટું મંડળ મૂકતાં ગયાં છે.

**રાજકોટમાં** તા. ૯ મી નવેમ્બરે સરઘસમાં ભાગ લેવા અંગે લગભગ પચાસ સ્ત્રીઓની ધરપકડ થઇ હતી.

**ત્રાવણકોર કોંગ્રેસનાં શ્રી નેતા કુમારી એન. મારકરેનની** ચેંગનુર ખાતે તા. ૯ મીએ ધરપકડ થઇ હતી.

**ત્રાવણકોરની સરકારે** રાજકીય કેદીઓના છુટકારા અને ક્રી. લૉ. એમેન્ડમેન્ટ એકટ પાછો ખેંચી લેવાની તાજેતરમાં કરેલી જાહેરાતના સંબંધમાં શ્રી. કમળાદેવી ચટ્ટોપાધ્યાયે કહ્યું હતું કે એ જાહેરાત જરાયે અજાયબી પમાડનારી નથી. કોઇ પણ આપખુદ

સત્તાને લોકશાસનની વધતી જતી ભરતી સામે વહેલે કે મોડે નમ્યા વિના છૂટકો નથી. તે અનંત સમય સુધી ત્રાસરાજ્ય ચલાવી શકે જ નહિં. વળી સરકારનું એ પગલું દેશને કબૂલ થઇ જતું નથી. સરકારે હતી તેવી સ્થિતિ પણ સ્થાપી નથી. કિન્નાખોરી હજી ચાલુ છે. પ્રજાની બહાદુરીભરી લડત જવાબદાર રાજતંત્રની માગણી માટેની હતી. તેથી ઓછું કશું યે તેમને સંતોષશે નહિં. તેમની માગણી પ્રજાના પ્રાથમિક અને મૂળભૂત અધિકાર પર રચાયલી છે.

**રાણી ગ્વીડાલોની મુક્તિ માટેનું આંદોલન :** આસામના જંગલી વિસ્તારમાં સત્યાગ્રહની પ્રવૃત્તિની દોરવણી કરનાર સુવિખ્યાત સ્ત્રી આગેવાન રાણી ગ્વીડાલોની સત્વર મુક્તિ કરવા માટેની જનતા તરફની એક અરજી આસામના નામદાર ગવર્નર સમક્ષ રજુ કરવા માટે તૈયાર થઇ રહી છે.

૧૯૩૦–૩૨ ની સવિનય અનાદરની ચળવળમાં ભાગ લેવાને પરિણામે રાણી ગ્વીડાલો જીવનભરની કેદ ભોગવી રહેલાં છે, અને સવિનય અનાદરની ચળવળના નેતાઓમાંથી હજી સુધી સજા ભોગવી રહેનાર એ એક જ વ્યક્તિ છે.

એ રાજકેદી છે. તેની મુક્તિ માટે અખિલ હિંદ આંદોલન જગાવવાની સૂચના કરનાર પં. જવાહરલાલ નેહરૂ પહેલા હતા, અને તે મુજબ તે મતલબનો ઠરાવ હરિપુરા ખાતેના મહાસભા અધિવેશને પસાર કર્યો હતો.

શિલોંગ જીલ્લા યુવકસંઘ આસામના ના. ગવર્નર સમક્ષ પ્રતિનિધિ મંડળ મોકલીને એ વિખ્યાત કેદીના છુટકારાની અરજ કરવા ઇરાદો રાખે છે.

**અભિનંદન**

સાન્ટાક્રુઝ-વાંદરા મ્યુનિસિપાલિટીની ચુંટણીમાં પુરુષોની સાથે ઉભાં રહી ચુંટણીમાં જીતનાર બ્હેનો શ્રી. ગંગાબ્હેન પટેલ તથા શ્રી. ભાનુમતી ભટ્ટને અમારાં અભિનંદન.

મુંબાઇ યુનિવરસિટિની સિન્ડિકેટની ચુંટણીમાં ચુંટાઇ આવનાર બ્હેન શ્રી. ગુલેસ્તાન બિલિમોરિયાને અમારાં અભિનંદન.

**દસ હજાર સ્ત્રીઓ ગાંધીજીને સત્કાર કરે છે :** ડેરા ઇસ્માઇલખાન નામના સ્થળે દશ હજાર સ્ત્રીઓ ગાંધીજીને સત્કારવા એકઠી થઇ હતી.

**મદ્રાસની જેલમાં સ્ત્રી વોર્ડરો :** સ્ત્રી કેદીઓને લઇ જવા લાવવા માટે મદ્રાસ સરકારે ત્યાંની જેલોમાં સ્ત્રી વોર્ડરો રાખવાની પરવાનગી આપી છે.

**વારંગલનાં રાણી રૂપાંબાઇ** સામાજિક કાર્યોમાં રસ લઇ રહ્યાં છે. ગુલબર્ગની કન્યાશાળાને તેમણે રૂ. ૭૫૦૦૦ નું દાન આપ્યું છે.

**અખિલ હિન્દ મહીલા પરિષદ તથા** શ્રી ગુજરાતી સ્ત્રી સહકારી મંડળ લીમીટેડના સંયુક્ત આશ્રય હેઠળ તા. ૫ મી નવેમ્બરે વનિતાવિશ્રામ હોલ, મુંબાઇમાં એક સ્વદેશી પ્રદર્શન શ્રીમતી લીલાવતી મુનશીના હસ્તે ખુલ્લું મૂકાયું હતું.

**ઓરએ વીમેન્સ એસોસીએશનના** આશ્રય હેઠળ સ્ત્રીઓની એક જાહેર સભા તા. ૫ મી નવેમ્બરે શ્રીમતી હંસાબ્હેન મહે-

તાના પ્રમુખપદે ભ્લાવાટસ્કી હોલમાં ભરાઇ હતી. અખિલ હિન્દ મહિલા પરિષદ માટે મોકલવામાં આવનાર ઠરાવો તેમાં ચર્ચાયા હતા. તેમજ બે પ્રતિનિધિની ચુંટણી કરવામાં આવી હતી.

કરાંચીના શ્રી. સુખલાલ ગિરધરલાલ શાહ પોતાની પત્નીની અનુમતિ લીધા શિવાય બે બાળકોના પોષણનો ભાર યુવાન પત્ની ઉપર નાંખીને દીક્ષા લેવા તૈયાર થયા છે.

અઉંધના રાજસાહેબે પોતાની પ્રજાને ઘણુંમાગ્યું જવાબદાર રાજ્યતંત્ર આપવા જાહેરાત કરી છે.

ઉત્તર મધ્યપ્રાંતની મહિલાઓની પરિષદની બેઠક તા. ૨ જી તથા ૩ જી નવેમ્બરે જબલપુરમાં ભરાઇ હતી. તેમાં સ્ત્રીઓ માટે ફરજીઆત શિક્ષણનો ઠરાવ પસાર થયો હતો. તે ઉપરાંત બેકારીના પ્રશ્નનો નીવેડો લાવવાની, લશ્કર માટે હોસ્પિટલ્સ સ્થાપવાની વિનંતિ કરતા ઠરાવો પસાર થયા હતા. તેમજ અખિલ હિંદ મહિલા પરિષદ માટે પ્રતિનિધિની ચુંટણી કરવામાં આવી હતી.

રાજકોટમાં તા. ૧૩ મીએ આશરે દશ હજાર જેટલી સ્ત્રીઓ ચોકમાં એકઠી મળી હતી. મણીબ્હેન પટેલે સ્ત્રીઓની આ સભામાં ભાષણ કર્યું હતું. પ્રતિબંધિત પત્રોમાંથી ફકરા વાંચ્યા હતા. બીજાં બ્હેનોએ પણ મનાઇ હુકમનો ભંગ કર્યો હતો.

મુંબાઇ હીરાબાગમાં તા. ૨૯ મી એ સ્ત્રીઓની એક ગંજાવર સભા રાજકોટની વીરાંગનાઓને અભિનંદન આપવા મળી હતી. સભાનું પ્રમુખસ્થાન શ્રી. જયશ્રીબ્હેન રાયજીએ લીધું હતું. અને મુખ્ય વકતા શ્રી. મૃદુલાબ્હેન અંબાલાલ સારાભાઇ હતા.

રાજકોટના દમન પ્રત્યે વિરોધ દર્શાવવા અમદાવાદની સ્ત્રીઓની એક પ્રચંડ સભા. તા. ૧૪ મીએ શ્રી. ગંગાબ્હેન ઝવેરીના પ્રમુખપદ નીચે મળી. જે વખતે મુખ્ય વકતા શ્રી. શારદાબ્હેન મહેતા હતા.

અખિલ હિંદ મહિલા પરિષદની વડોદરાની શાખાને નવસારી ઉપશાખાને સર હોમી અને લેડી મહેતા તરફથી રૂ. ૧૦૦૦ નું દાન મળ્યું છે.

અખિલ હિંદ મહિલા પરિષદની ગ્વાલીઅરની શાખાની વાર્ષિક પરિષદ તા. ૧૪ મીએ લેડી ધનવન્તા બ્હેન મહેતાના પ્રમુખપદે ભરાઇ હતી. સ્ત્રીઓ માટે ટ્રેનીંગ કોલેજ સ્થાપવા બાબત તથા સ્થાનિક સંસ્થાઓમાં સ્ત્રીઓને સ્થાન મળે તે બાબત શ્રી. મહારાજાને વિનંતિ કરતા ઠરાવ પસાર થયા હતા.

સાહિત્યનું નોબેલ પ્રાઇઝ: આ વર્ષનું સાહિત્ય માટેનું નોબેલ પ્રાઇઝ શ્રીમતી પર્લ બકને આપવામાં આવ્યું છે આખી દુનિયાના સારામાં સારા સાહિત્યકારોને આ ઇનામ દર વર્ષે આપવામાં આવે છે. શ્રીમતી પર્લ બકે ચીન દેશને લગતી ઉત્તમ નવલ કથાઓ લખી છે.

---

## સાભાર સ્વીકાર

**આરોગ્ય ડાયરી:** ( સં. ૧૯૯૫ ) [ પ્રકાશક: વૈદરાજ પં. હરિપ્રસાદ સી. ભટ, બાળ આરોગ્યભુવન, રાવપુરા ટાવર પાસે–વડોદરા. પાકું પૂઠું: મૂલ્ય : રૂા. ૦–૮–૦ ]. નવા વર્ષની આ ડાયરીમાં આરોગ્ય વધારનાર સુવાક્યો, હકીકત તથા જ્યોતીષ, પોષ્ટ, રેલ્વે, વ્યાજ, પગાર–તેમજ રોગોની અભિરુચ્યા દરરોજના હિસાબની સાથે તબીઅત સુધારવાને માટે યોગ્ય ઔષધદ પણ આપવામાં આવ્યાં છે. ડાયરી વર્ષ પુરું થયા પછી પણ રેફરન્સ બુક તરીકે સંઘરવા યોગ્ય છે.

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૮ : અંક ૧૨ પુસ્તક ૮ ડીસેમ્બર : ૧૯૩૮

## મારો ભમરડો

ચકર ઘુમ્ ચકર ઘુમ્ ફરતો ભમરડો મારો,
ચકર ઘુમ્ ચકર ઘુમ્ ફરતો ભમરડો મારો.

જાળી વિંટાળી એને ફેરવું જ્યાં જોરમાં (૨)
ખટર ખુમ્ ખટર ખુમ્ કરતો ભમરડો મારો,
ખટર ખુમ્ ખટર ખુમ્ કરતો ભમરડો મારો;
ચકર ઘુમ્ ચકર ઘુમ્ ફરતો ભમરડો મારો (૨)

ફરતાં મથાળે એને આંગળી અરાડું ત્યાં (૨)
સટર સુમ્ સટર સુમ્ કરતો ભમરડો મારો
સટર સુમ્ સટર સુમ્ કરતો ભમરડો મારો
ચકર ઘુમ્ ચકર ઘુમ્ ફરતો ભમરડો મારો (૨)

લઈને ચાક હાથ, કદી પત્થર પર મૂકતાં, (૨)
કરર્ કુમ્ કરર્ કુમ્ કરતો ભમરડો મારો
કરર્ કુમ્ કરર્ કુમ્ કરતો ભમરડો મારો
ચકર ઘુમ્ ચકર ઘુમ્ ફરતો ભમરડો મારો (૨)

નટવરલાલ સી. શાહ

# ગોવિંદ ધોબી

ગોવિંદ ઘણા વર્ષોથી અમારો ધોબી છે. એની દુકાન અમારા ઘરની પાસે જ છે.

અત્યારે તો ગોવિંદ ઘરડો થયો છે એટલે એનો દીકરો અને તેના નાના નાના દીકરાઓ બધું કામકાજ કરે છે ને ઘરાક આવે ત્યારે તેને ધોયેલાં કપડાં આપે છે અથવા તેમની પાસેથી મેલાં કપડાં સંભાળી લે છે.

પણ ગોવિંદનો ભૂતકાળ ખૂબ અવનવો છે. એ જુવાન હતો ત્યારથી હું એને ઓળખું છું. તે દિવસોમાં તેને મદદગાર થાય તેવાં તેનાં બાળકો ન હતાં એટલે પોતે તથા પોતાની બૈરી બધું કામ સંભાળતાં. ધોવા પોતે જાય, કપડાંને કુંદી પોતે કરે, ઈસ્ત્રી પણ પોતે જ કરે, બળદિયાની સંભાળ પણ એજ લે અને એ બધા ઉપરાંત ઘરનું કાંઈ કામકાજ હોય તો કરે.

ઘરના કામકાજની બહુ ફીકર એને નહિ. ઘરમાં લાવવું મૂકવું બધું જ એની બૈરી કરે અને વધુમાં ગોવીંદ ધોવા જાય ત્યારે તેની જોડાજોડ એ ધોબીઘાટ પર ઉપડે.

શરૂઆતમાં ગોવિંદ લુગડાની લાદીઓ ધોબીઘાટ લઈ જવા લાવવા માટે બે ત્રણ ગધેડાં રાખતો પણ પછી તેણે એક નાનકડો બળદ ખરીદ્યો અને ગધેડાં વેચી દીધાં.

ગોવિંદનો બળદ ધોળો ફૂલ જેવો. માથે નાની નાની શીંગડીઓ અને રૂપાળી આંખો. એક ઘંટડી સદાય ટણટણ્યા જ કરે. ગોવિંદની માવજતને લીધે બળદ શરીરે ભારે સારો ને ચોકખો.

ગોવિંદ રોજ સવારમાં વહેલો ઉઠે ને બળદને ખડ ખવરાવી ધરવે. પોતે દાતણ પાણી કરે ને પરભાતિયાં લલકારે. ત્યાં છોકરાં છૈયાં જાગે. તેની બૈરા ત્યાં સુધીમાં જાગીને કામે વળગી ગઇ હોય. સાત વાગે ત્યાં તો બધાં શિરાવી લે અને બળદિયા પર લાદી વગેરે મૂકી ધોબીઘાટ ભણી પાથાળી મૂકે. છોકરાં છૈયાંને વારાફરતી બળદ પર બેસારતાં જાય અને વરવહુ પહોંચે ધોબીઘાટ પર.

નદી કાંઠે ધોબી ઘાટ. ધોબીઓએ પોતપોતાની જગ્યાઓ ત્યાં નક્કી કરેલી જ હોય. કપડાં પલાળે ને ભઠ્ઠી સંધુકે, કપડાંને બાફે ને પછી 'રામોરામ' બોલતો જાય અને બાફેલાં કપડાંને ઝીંકતો જાય. એની વહુ આમ ધોયેલાં કપડાંને તારવતી જાય, નીચોવતી જાય ને કાંઠે પહોળાં કરી સૂકવતી જાય. છોકરાં અડખે પડખે રમતાં હોય ને લૂગડાંની ખબર રાખતાં હોય બળદિયો નદી કાંઠાની ઘા ચરતો હોય.

સૂરજ માથે આવે ત્યારે ગોવિંદ પોતાનું કામ મોકુફ રાખે. સૂરજના તાપમાં ઉઘાડું રહી રહીને કાળું થઇ ગયેલું ગોવિંદનું શરીર જોનારની આંખને બહુ ગમે. અળખામણું તો ન જ લાગે. એના શરીર પરના માંસના નાના મોટા ગઠ્ઠાઓ પરથી કહી શકાય કે આ દૂબળું પાતળું શરીર નબળું તો નથી જ, ખૂબ કસાયલું છે.

નદી કાંઠાના એકાદ ઝાડ તળે તેની બૈરીએ નાનો છોકરાંની ઝોળી બાંધી હોય ત્યાં બધાં એકઠાં મળે ને ઘેરથી આણેલું ભાથું છોડાય. દાળ, શાક, રોટલા, અથાણું ને ચટણી. જે આણ્યું હોય તે બધાં ભેગાં મળી હોંશે હોંશે પેટ ભરીને ખાય. વચમાં વચમાં બાપ, મા ને છૈયાં વચ્ચે વાતો ચાલતી હોય ને હસવાનો ખીલખીલાટ ઉડતો હોય.

ખાઈ કરીને ગોવિંદ જરા લાંબો થાય અને તેની બૈરી વાસણ માંજે ને ધોવાનું રહ્યું સહ્યું કામ પૂરું કરે.

કામ કરી થાકેલા ગોવિંદની આંખ મળી જાય ને એકાદ કલાક કેડે એ જાગે ત્યારે સૂરજ ભગવાન આથમણી કોર ઉતરતા હોય બીડી કે હોકલી પીએ ને પછી સૂકવેલાં કપડાં ભેગાં કરવાં માંડે ધોયેલાં કપડાંની લાદીઓ તૈયાર થાય ને છોકરાં ચરતા બળદિયાને હાંકી લાવે એટલે એ લાદીઓ તેના પર વરવહૂ ઉંચકી ગોઠવે.

આટલું કરે ત્યાં તો સાંજ પડવા આવે ને બધું સંભાળી કાફલો ઘરભણી વળે. ધોબીઘાટ જરા ગામથી છેટો એટલે ઘેર આવતાં વાર લાગે. રસ્તામાં વરવહૂ ને છોકરાં અનેક વાતો ને ટોળટપ્પાં કરતાં જાય ને ચાલ્યાં આવે.

ઘેર આવી બૈરી સાંજના વાળુની તૈયારીમાં પડે અને ગોવિંદ ધોયેલી લાદીઓ સરખી મૂકે.

અઠવાડિયામાં આમ ત્રણેક દિવસો ધોવાના જાય તો બે ત્રણ દી આવેલાં મેલાં કપડાંને તપાસવામાં ને નિશાન કરવામાં જાય. એ કામમાં ય વરવહૂ સાથે જ. એકાદ બે દી ઇસ્ત્રી કરવામાં જાય. આમ અઠવાડિયાના બધા દિવસો ગોવિંદ કામમાં રચ્યો પચ્યો જ રહે. છતાં છેક સાંજે અને રાત્રે મોડે સુધી ગોવિંદ કંઇક ને કંઇક કરતો જ હોય.

ગોવિંદ બે ચાર ચોપડી ભણેલો એટલે વાંચી શકે. કોક દી રામાયણ તો કોક દી ભાગવત કે એવું કાંઇ નાકે ચશ્મા ચડાવી વાંચે. તો કોક દી ગુજરીમાંથી લાવેલી ભજનાવળીમાંથી ભજન લલકારે. એનો કંઠ પણ ભારે મીઠો. પાડોશના રામજીમંદિરમાં કોઇ અગિયારશે કે કોઇ આઠમે એકતારો લઇ ગોવિંદ ભજનિયાં ગાય ત્યારે અમે ઘરમાં પથારીમાં પડ્યા પડ્યા તેની મીઠાશ માણીએ.

ગોવિંદ આમ તો ધોબી. પણ મોટાનો મળતિયો. દીવાન સાહેબ ને ઇજનેર સાહેબ, વસુલાતી મે મુનસફ સાહેબ, નગરશેઠ ને બીજા પટેલિયા એ બધા એના ઘરાક એટલે એ બધાંને ત્યાં લુગડાં લેવા દેવા જાય ત્યારે બધા સાથે એની બોલચાલ.

ગોવિંદની લખવા જેવી ખાસિયત તો બીજી છે. ગોવિંદ ધોબી જોષ જોઇ જાણે છે. કોઈ આગળથી એ શીખ્યો છે ને ભાંગ્યો તૂટયો જોષ એ જોઇ શકે છે. વળી ગોવિંદને ચારણી ઢબના દુહાઓ બોલવાનો પણ ભારે શોખ અને આવડત છે.

આપેલાં ગિજુભાઈ અને હરભાઈના એણે કેટલાક દુહા જોડેલા. ગોવિંદ પેલા શામળા-ભગત'પાસે પણ ઘણીવાર જઈ બેસે છે ને વેદાંતની અટપટી વાતો પણ જાણે છે. ગોવિંદને જેવું તેવું વૈદું પણ આવડે છે.

ગોવિંદ ભગત કહેવાય છે. ગોવિંદ પટેલ પણ કહેવાય છે. કારણ કે ધોબીની નાતનો એ પટેલ છે. ગોવિંદનો કરેલો ન્યાય નાતમાં વખણાય છે.

ધોબીઓ તો ઘણા ય છે પણ બધામાં તરી આવે તેવો આ, અમારો ધોબી ગોવિંદ ભગત છે.

ગોવિંદ ધોબીની સુવાસ આખા ગામમાં છે. તેનું કારણ તેની ચોકખી નીતિ-રીતિ છે. એને કોઈ ઘરાક સાથે વાંધો પડતો નથી, કારણ કે એ કોઈનાં કપડાં ઓળવતો નથી, ગુમાવતો નથી કે ખબાડતો ફાડતો નથી. સૌની સાથે મીઠી જીભે ને માયાળુ ઢબે વર્તે છે; પછી તે બાળક હોય કે મોટું હોય, ગરીબ હોય કે તવંગર હોય.

આવી જીંદગી જીવેલો ગોવિંદ હવે ઘરડો થયો છે અને જુવાનીમાં કરેલી મહેનતનો આનંદ મીઠાશથી જીવી માણે છે. વરસમાં ઘરડો થયા છતાં હજુ કોઈ કોઈ વાર એને અમે કામ કરતો તો ભાળીએ છીએ.

આવો અમારો ગોવિંદ ધોબી અથવા ગોવિંદ ભગત, ધોબીની નાતનું તો ઘરેણું છે જ પણ અમારા ગામનો પણ એક અડીખમ આદમી છે.

ગિરીશ

---

## બચુની બરફી

નાનો બચુ ઝોળી લઈને કૂદતો નાચતો જાય;
વારે વારે ઝોળીમાં જોતાં મનમાં બહુ મલકાય.

મારે કાજે બાપાજી લાવ્યા બરફી તો આજ;
નાની બેબીને નહિ આપું હું કરી મિજાજ.

ત્યારે ભાઈ ! ભાઈ ! કરશે બા, બાપાજી મને,
કહી એમ અદ્ધર ઝોળીને હાથમાંથી ઉછાળીને.

જતાં ઝીલવા તે જઈ ત્યાં ખાળકૂંડીમાં પડી;
ને મોટો ભેંકડો તાણીને બચુ પડતો રડી.

હીરતનલાલ કઠકીયા

# વીર શિવાજી

એક હતો છોકરો. તમારા જેવો જ; પણ ચપળ, ચાલાક અને સાહસિક, વાર્તાનો બડો શોખીન, ઘણો જ શોખીન. એક દિવસ પણ વાતો સાંભળ્યા વિના ચાલે નહિ. તેની બા પાસે હંમેશા વાતો કહેવરાવે. તેની બા, રામાયણ, મહાભારત આદિ મહાન ગ્રંથોમાંથી વાતો કહે.

"હેં બા ! પછી કૌરવ પાંડવોના યુદ્ધમાં કોણ જીત્યું ? કૌરવોની સેના ઘણી જ મોટી છે અને પાંડવોનું સૈન્ય તેની પાસે કંઇ વિસાતમાં નહિ !" છોકરો કવચિત પ્રશ્ન કરતો.

"ન્યાયનીતિથી લડનાર જ જીતે. જ્યાં ધર્મ હોય ત્યાં જ જય હોય. પાંડવોમાં ન્યાયનીતિનું બળ છે અને કૌરવોમાં દગો અને કપટ છે. પાંડવોને સત્યનું બળ છે, અને કોરવોમાં અસત્યરૂપી નિર્બળતા છલોછલ ભરી છે. એક તરફ નિખાલસ ને પવિત્ર હૃદય છે. બીજી તરફ કૃતઘ્નિ કૌરવોનું પાખંડ છે. તેઓનું દિલ મેલું છે. એક તરફ સત્યમૂર્તિ યોગેશ્વર શ્રીકૃષ્ણ છે જ્યારે બીજી બાજુ અસત્ય, દગો અને કપટથી કલુષિત થએલું વાતાવરણ છે. બોલ, તું જ કહે કોણ જીત્યું હશે ?"

"પાંડવ, પાંડવ." છોકરો બોલી ઊઠયો.

ન્યાયનીતિ અને નિષ્કપટતાથી યુદ્ધ ખેલનાર સહૃદયી પાંડવો જીત્યા. આવી ધર્મ, નીતિ, વીરતા, સાહસિકતા અને અલૌકિક શૌર્યની વાતો સાંભળી છોકરામાં પણ ધીમે ધીમે આ બધાનો સંચાર થવા લાગ્યો.

તે મોટો થયો છતાં બાળપણમાં સાંભળેલી વાર્તાઓ તેના હૃદયમાંથી ખસી નહિ તે એક ઊછળતી યુવાનીમાં વીર નરને છાજે એવાં કાર્યો કરવા લાગ્યો.

સ્વતંત્રતા એનો પ્રાણ હતો. સાહસિકતા અને ન્યાય એ બે એનાં મુખ્ય અંશ બની ગયાં હતાં.

જાલીમ અને ધર્માંધ બાદશાહ ઔરંગઝેબના અસહ્ય વર્તનથી છેડાઇને તે તેના કિલ્લાઓ સર કરવા લાગ્યો. બાદશાહે ક્રોધે ભરાઇને તેના પિતાને કેદમાં પૂર્યા. પણ તેણે યુકિત વાપરીને તેના પિતાને છોડાવ્યા

તેને વશ કરવા ઔરંગઝેબે ઘણાં જ ફાંફાં માર્યાં, પણ તે તેને હાથ પડયો જ નહિ. કપટી ને દગાબાજ બાદશાહને તો વીર નર ફળી ગયો હતો.

એ જાલીમ બાદશાહને તોબા પોકરાવનાર એ છોકરાને હવે તમે જરૂર ઓળખી ગયા હશો. એ સત્યનો મિત્ર ને ન્યાયનો રક્ષક, ધર્મનીતિજ્ઞ વીર શિવાજી ! એને ન ઓળખે એવો કોણ હશે ?

શશિન ઓઝા

---

# ભાગ્ય ચક્ર

(૧)

એક કઠીઆરો હતો. તે જંગલમાં લાકડાં ફાડવા જતો અને તેમાંથી જે પૈસા ઉપજતા તે વડે તે ગુજરાન ચલાવતો.

એક દિવસ તે લાકડાં ફાડવા જતો હતો ત્યાં રસ્તામાં તેને એક હિરો જડયો. તેણે હિરો ખિસ્સામાં મૂકયો. તે લાકડાં ફાડી ઘેર ગયો. તેણે તેની સ્ત્રીને હિરો બતાવ્યો. સ્ત્રીએ તે હિરો વેચવા કહ્યું.

તે ગામમાં એક હિરાના વેપારીને ત્યાં ગયો તેણે હિરો બતાવ્યો વેપારી લુચ્ચો આણુસ હતો. જો કે હિરો બહુ કિંમતી હતો પણ તેણે કહ્યું કે આના તો માત્ર ૫૦ રૂ. ઉપજશે. કઠીઆરો ભોળો હતો. તેણે હિરો દઇ દીધો અને ૫૦ રૂ. લઇ ચાલતો થયો. વેપારી બહુ જ રાજી થયો. વેપારીનું નામ તલકચંદ શેઠ હતું.

(૨)

થોડા વખત પછી શેઠ મુસાફરીએ ઉપડયા. કુટુંબમાં તે અને સ્ત્રી હતાં. શેઠે ઘર વેચી દીધું અને ઘર સામાન પણ વેચી દીધો. એક ઝોળીમાં તેમની દોલત લઇ બન્ને જણાં ઉપડી ગયાં.

× × ×

એક દિવસ ગાડીમાં શેઠની ઝોળી ગૂમ. શેઠે ખુબ ગોતાગોત કરાવી પણ નીષ્ફળ. શેઠ બીચારા પોકેપોક મૂકીને રોયા. સ્ત્રી બોલી "આ બધું તમારા હિરાને લીધે જ."

અરે ! ઇશ્વરી મદદની જેમ શેઠના ખીસ્સામાંથી એક હિરો ચમકયો. આ હિરો કઠીઆરાવાળો હતો. શેઠને કાંઇક આશા બંધાઇ. શેઠ બિચારા પહેરેલા કપડા ભર નીકળી પડયા હતા. કપડાં તદ્દન મેલાં હતાં.

શેઠે હિરો આ શહેરના રાજાને વેચવાનો વિચાર કર્યો. તે દરબારમાં ગયા. દરવાજા પાસે ગયા ત્યાં પોલીસે અટકાવ્યા. શેઠે કહ્યું "જો ભાઇ, આ હિરો હું રાજા સાહેબને આપવા જાઉં છું." પોલીસે તેમને પકડયા અને દરબારમાં લઇ ગયા. શેઠ તો આભા જ બની ગયા.

પોલીસે રાજા પાસે આવી કહ્યું "નામદાર, આપનો જે હિરો ખોવાય છે તેનો ચોર આ રહ્યો." એમ કહી તેણે શેઠને આગળ કર્યો.

શેઠે ખૂબ આજીજી કરી અને પોતાની બધી વાત કિધી.

પણ આ તો દૂરનું શહેર અને શેઠ દૂરથી આવેલા એટલે તેમને ઓળખે કોણ ? શેઠ ઉપર કેસ ચાલ્યો. શેઠને ૫૦ ફટકા અને ૬ મહિનાની સજા થઇ.

(૩)

હવે આ બાજુ કઠીઆરો ૫૦ રૂપિઆ લઇ ઘેર આવ્યો.

એક રાત્રે એવું બન્યું કે કઠીઆરો સુતો હતો ત્યાં તેણે કોઇકને વાત કરતા સાંભળ્યા. તેને લાગ્યું કે તે અવાજ તેના હડફામાંથી આવતો હતો, તે હળવે હળવે હડફા આગળ ગયો. અને વાતો સાંભળવા લાગ્યો.

"જો કઠીઆરો ચેતે તો તેને બહુ જ ફાયદો થાય." હડફામાંથી અવાજ આવ્યો

"શું" બીજો અવાજ આવ્યો.

"જાણે વાત એમ છે કે થોડા દિવસ પછી અહિંના રાજાની કુંવરી માંદી પડશે. રાજા ઘણા વૈદ દાકતરોને બોલાવશે પણ કોઇ તેને સાજી કરી શકશે નહિ. હવે જો આ કઠીઆરો મને લઇ હકીમના વેશમાં દરબારમાં જાય. પછી રાજા હા પાડે એટલે કુંવરીવાળા ખંડનાં બારણા બંધ કરી મને કુંવરીને બતાવે તો કુંવરી તદ્દન સાજી થઇ જાય." વાત બંધ પડી.

× × ×

સવારે કઠીઆરે જોયું તો હડફામાં ૫૦ રૂ. ને બદલે એક હીરો પડયો હતો કઠીઆરો બધું સમજી ગયો.

થોડા દિવસ પછી આ શહેરના રાજાની કુંવરી માંદી પડી.

રાજાએ ઘણા વૈદ, દાકતરો બોલાવ્યા પણ કોઇ કુંવરીને સાજું કરી શક્યું નહિ. છેવટે રાજાએ ઢંઢેરો પીટાવ્યો કેઃ—"જે કોઇ કુંવરીને સાજી કરશે તેને અર્ધું રાજ્યપાટ મળશે તથા કુંવરી પરણાવવામાં આવશે."

બીજે દિવસે કઠીઆરાએ હકીમનો વેશ લીધો. ખીસ્સામાં હિરો મૂકયો અને દરબારમાં ઉપડયો.

દરબારમાં જઇ તેણે રાજાને ઝુકીને સલામ કરી અને કહ્યું "નામદાર, હું આપની પુત્રીને સાજી કરવા આવ્યો છું. જો તે સાજી ન થાય તો તમે મને જે શિક્ષા કરશો તે હું સહન કરી લઇશ."

રાજા, હકીમ અને પ્રધાન ત્રણે જણા કુંવરીવાળા ખંડમાં આવ્યા, રાજાએ કુંવરીના રોગની બધી વાત કીધી અને હકીમ 'હા યે હા ભણતો ગયો.' પછી તેણે રાજાને તથા પ્રધાનને અને ચાકરડીઓને બહાર જવા કહ્યું. બધાં બહાર ગયા એટલે તેણે ખંડ બંધ કર્યો અને પછી હીરો કાઢી કુંવરીને બતાવ્યો, કુંવરી તરત બેઠી થઇ ગઇ. હકીમે હિરો દાબડીમાં મૂકી દીધો અને પછી બારણું ખોલી બધાને અંદર

બોલાવ્યા. રાજા બહુ જ ખુશી થયો. તેણે તેજ વખતે દરબારમાં જઈ જાહેર કર્યું કે:-
" હું આ હકીમને મારૂં રાજ્યપાટ અને કુંવરી સોંપું છું. "

હકીમના આનંદનો તો પાર ન્હોતો.

× × ×

થોડા વખત પછી કઠીઆરા ( હકીમ )ની જુની સ્ત્રી ગુજરી ગઇ.

× × ×

( ૪ )

૬ મહિનાની સજા ભોગવી શેઠ ભિખારા છુટયા. શેઠ તેમના શહેર તરફ આવવા નિકળ્યા. રસ્તામાં શેઠે આપઘાત કર્યો. ભિખારા શું મોઢું લઇને આવે ?

શેઠાણીએ દુઃખને લીધે ગાડીમાં કચરાઇ મૂઇ આપઘાત કર્યો.

લલિત ગિ. ભટ

---

## ઘાટ

જુદા જુદા શબ્દોના અર્થમાં વપરાતો એકનો એક શબ્દ.

તેણે મારો ઘાટ ઘડયો.
આ નિલમના ઘાટ મને ગમે છે.
તેણે ઘાટે ઘાટનાં પાણી પીધાં છે.
ઔરંગઝેબે દારાને મારવા ઘાટ ઘડયો.
ખાઇબર ઘાટ જગપ્રસિદ્ધ છે.
કનક વિજયના ઘાટમાંજ ફરે છે.
તેણે તેનો ઘાટ ઘડી નાખ્યો.
કાકા ! તમે તમારા ઘાટમાં રહીને બોલજો.

કુલવદન કા. બ્રહ્મભટ્ટ

---

## અજબ ગુન્હાઓ

—ઝેકોસ્લોવેકીયામાં મોટર હાંકતી વખતે બીડી પીવી એ ભયંકર ગુન્હો છે.
—પોર્ટુગીઝ પ્રદેશમાં ઉઘાડે પગે નીકળનાર માણસ જેલ ભેગો થાય.
—ક્યુબામાં તમે હેટ કે ટાઇ પહેર્યા વિના બહાર નીકળો તો જેલમાં જવું પડે.
—યુગોસ્લોવિયામાં કોઇપણ યુવાન કસરત કરવાની ના પાડે તો બે પાઉંડ દંડ થાય.
—બલ્ગેરીયાના રસ્તામાં કોઇપણ માણસને ઉભો રાખી તેની પાસેથી દિવાસળીની પેટી માંગવી એ મોટો ગુન્હો ગણાય છે.
—પેકીંગમાં બે જુવાન નર નાર એક બીજાના હાથમાં હાથ મેળવી ચાલે તો ગુન્હો ગણાય.
—ઇટાલીમાં રહેનાર માણસ જો ઇટાલી બહારનાં કેળાં ખાય તો જેલ ભેગો થાય.

ચન્દ્રકાન્ત નરસિંહભાઇ પટેલ

આદ્યતંત્રી અને સ્થાપક : જયકૃષ્ણ ના. વર્મા, બી. એ; એલએલ. બી., એમ. એસ. સી. (લંડન)
હાલ દિવાન લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી

વ્યવસ્થાપક : નટવરલાલ એ. ઠક્કર, લુહાણામિત્ર પ્રેસ. વડોદરા.
તંત્રીઓ : શ્રી. પ્રેમલીલા મહેતા બી. એસસી. શ્રી. વિદ્યુલ્લતા દેસાઇ બી. એ.
પ્રકાશક : અંબાલાલ વિ. ઠક્કર વડોદરા.

પુ. ૩૨મું ] જાન્યુઆરી : ૧૯૩૯ [ અંક ૫મો

## અનુક્રમણિકા



### બાલ વિભાગ—તંત્રી : નાગરદાસ ઇ. પટેલ



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂ. ૪-૬-૦ : વિદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ દશ આના



**મૃદુલા બ્હેન**

જેઓએ રાજકોટની લડતમાં અગ્ર ભાગ લીધો હતો અને જેલમાં ગયા હતાં.



**રાણી લક્ષ્મીબાઇ રાજવડે**

દિલ્હીમાં મળેલા અખિલ ભારતીય મહિલા પરિષદના તેરમા અધિવેશનના પ્રમુખ

[ કટાક્ષચિત્ર ]



બાળકોની માવજત!

[ રા. કલાકાન્ત. ચિત્રકાર. ]



પુસ્તક ૩૧મું  જાન્યુઆરી : ૧૯૩૫  અંક ૫ મો

# પાંદડી

મને જીતી જીતીને લઈ જાવ રે, પાંદડી સૂરે ભરી;
મને જીતી જીતીને લઈ જાવ રે, લહેરીથી વાતો કરી.
મારે જોવા છે અજેરા દેશ રે, પાંદડી સૂરે ભરી;
મારે જોવા ત્યાંના પહેરવેશ રે, લહેરીથી વાતો કરી.
મારે કૂદવું છે સરિતા ઉછંગ રે, પાંદડી સૂરે ભરી;
મારે જોવા છે દરિયાના રંગ રે, લહેરીથી વાતો કરી.
મારે બનવું છે છોટું જહાજ રે, પાંદડી સૂરે ભરી;
મારે તરવો છે દરિયો અમાજ રે, લહેરીથી વાતો કરી.
મારે સુણવા છે ઘેરા વંટોળ રે, પાંદડી સૂરે ભરી;
મારે જોવું કે દુનિયા છે ગોળ રે, લહેરીથી વાતો કરી.

વાત અધવચ કાપીને બોલી લ્હેર રે, લહેરી વાતે ચડી;
પહેરાં પીળાં તું વસ્ત્ર નવાં પ્હેર રે, પાંદડી વીલી પડી.
છોડ લીલવણી તારી કુમાશ રે, લહેરી વાતે ચડી;
ધાર અંતરમાં શુષ્ક તું રતાશ રે, પાંદડી વીલી પડી.
મેલ ફૂલો ને પાંદડીથી પ્રીત રે, લહેરી વાતે ચડી;
રહે ઝૂલંતી ડાંખળીથી ક્ષીત રે, પાંદડી વીલી પડી.

વાતવાતમાં પાંદડી વીલાઇ રે, લહેરી જોરે ચડી;
ઉડી સુકેલી ડાળથી છેદાઇ રે, પાંદડી નીચે પડી.
ધરાધૂળે રોળાતી રોતી જાય રે, પાંદડી સુકલકડી;
એમ લહરીના ફંદે ફસાય રે, સમાજે કૈંક પાંદડી.
જતી વીલાઇ છેક રગદોળાઈ રે, બાળ તેના લેજો જરી;
સુકા પાને આ કરૂણ કથા ગાઈ રે, રાખજો કાને ધરી.

સરોદ



# માલણ

[ ઢાળ : હાંરે અમે ક્યાંતાં ]

ક્યારે હું તો ભૂલી ?
કોયલના કેં ગાને
મૃદુલ મંદ તાને
મધુર ગીતડ઼ સાને
હો વનવન ફૂલપેલી.

ક્યાંઈક્યાં ફૂલ ખીલે ?
હો જગ ફૂલબાગે
પ્રેમળ કો પરાગે
રસિયાના રાગે
હો વનવન ફૂલપેલી.

વસંત વને દીઠી
હો શીતવાયુ વહે છે
ને મીઠી મ્હેક મ્હેકે
મધુપ મધુ લૂંટે
હો વનવન ફૂલપેલી.

કુંજે પુષ્પ પ્રગટ્યાં
ડોલરિઓ ડોલે
ને ચંપો મસ્ત ઝૂલે
ચમેલી રસ ઝીલે
હો વનવન ફૂલપેલી.

માલણ હું તો ભૂલી
કે લઈ જૂઇ વીણું ?
ગુલાબ પેરાં ચૂંટું ?
કમળથી રીઝાઉં ?
હો વનવન ફૂલપેલી.

માલણ પ્રેમકુંજે
કલિકા ઉર ઉગે
કે પ્રેમપૂર જાગે !
અંતર વીણા વાગે
હો વનવન ફૂલપેલી.

મનુ દેસાઈ

# અગીયારમો દીકરો.................નેપોલિયન બોનાપાર્ટ

લેખિકા : શ્રી. પ્રેમલીલા મહેતા, બી. એસ સી.

“ મારા ઘરને પંદર રૂપીયાનો પગાર મળે છે ને આ મારૂં અગીયારમું છોકરૂં છે. બોલો, હવે તમારે બીજું શું શું જાણવું છે મારી પાસે ! ” એમ બોલતી બોલતી ગોદુબાઇ અમે બેઠાં હતાં તેની પાસે આવીને બેઠી. તેના ખોળામાં તેનું બે ત્રણ મહીનાનું ધાવણું બાળક હતું. બાળક જીવતું હતું કે મરેલું તે કહેવું અઘરૂં પડે એવું હતું, શરીર સુકું લાકડી જેવું અને પોષણને અભાવે તેનામાં શક્તિ એટલી ઓછી હતી કે જાગતું જાગતું પણ મુડદા માફક પડી રહ્યું હતું. તેના શરીર ઉપર એક ટુંકું ટુંકું, માત્ર છાતી ઢંકાય એવડું, મેલું ઝભલું હતું. તેના પાતળા સળી જેવા પગ પોતાની ફાટેલી સાડીથી ઢાંકવા ગોદુબાઇ મિથ્યા પ્રયત્ન કરતી હતી. શિયાળાનો દિવસ હતો. પણ બપોર હતી એટલે એવી ટાઢ તો નહોતી, તોપણ છોકરૂં ધ્રુજતું હતું.

વડોદરા શહેરના ગરીબ લત્તાઓમાં ફરીને સ્ત્રીઓની આર્થિક તપાસ કરવા અમે નીકળ્યાં હતાં. અમારા ટોળામાં અમે આઠેક બ્હેનો હતાં. સલાટવાડા નામનો લત્તો છે તેમાં ‘વણીકરની પાગા’ નામની જગામાં આજે અમે તપાસ ચલાવતાં હતાં. એક જરા ઓળખીની બાઇએ પોતાના ઘરને આંગણે શેતરંજી પાથરી આપી હતી અને અમે તે ઉપર બેઠાં હતાં. આસપાસની ખોલીઓમાંથી પાંચ સાત બૈરાં અમારી પાસે આવી બેઠાં હતાં. અમે તેમને તેમના ઘરની આવક, ખરચ, છોકરાં, કપડાં, ખોરાક વગેરે બાબતો પૂછતાં હતાં, ત્યાં પાસેની એક ખોલીમાંથી આ ગોદુબાઇ આવી. તે પોતે પણ સુકી, ફીક્કી, અને માંદલા જેવી હતી. અત્યારે તો તેના મ્હોં ઉપર એક જાતનું અત્યંત દયામણું અને કંટાળેલું હાસ્ય હતું.

તેણે પોતાની કમ્મર ઉપરથી એક પાતળું દોરડું કહાડીને અમને બતાવ્યું અને કહ્યું કે, “ આ દોરડું જોયું ? એ આમ સખત રીતે કેડ ઉપર બાંધું છું ત્યારે મારાથી ઘરનું કામ થાય છે, નહિંતર મારી કેડ તુટી પડે છે. અને કામ એટલે કેવું ? અગીયાર છોકરાંમાંથી એક મોટી છોકરી પરણી ગઇ અને બે છોકરાં મરી ગયાં. એટલે આઠ છોકરા ને અમે બે મળીને દસ જણને પંદર રૂપીયામાં જીવાડવાનાં, તે કામ કેવું હોય તે તમે જાણો છો ? વહેલી સવારે ઉઠીને દળું છું, ખાંડું છું, પાણી ભરૂં છું, વીણું છું, રોટલા ને દાળ બનાવું છું. ધણી તે ખાઇને મીલમાં જાય, પછી છોકરાં ઉઠે. એક આ માગે ને એક તે. તેમને ખવાડવું, પીવાડવું, ન્હવાડવું, ધોવાડવું, માંદા હોય તો ચાકરી કરવી, ઓરડી વાળવી, વાસણ માંજવાં, બપોરના દાળ રોટલા ખવાડવા, પાડોસમાંથી કોઇનું દળણું લાવું છું તે દળવું, કોઇવાર કોઇનું ખાંડવાનું, વીણવાનું, ઝાટકવાનું મળે તો તે કરવું એટલામાં સાંજ પડી જાય એટલે ધણી આવે તેને ખવાડવાનું. ને પછી છોકરાંને મારી ધમકાવીને સુવાડી દેવાનાં. આ મારૂં કામ છે. ”

અમે એને પૂછયું કે “ તારો ધણી પંદર રૂપીયા ઉપરાંત બીજું કાંઇ કમાઇ લાવે કે ? ” તેણે જવાબ દીધો કે, “ મીલમાંથી આવીને શહેર બ્હાર લાકડાં કાપવા જાય છે. તે લાકડાં અમે બાળવામાં વાપરીયે. કોઇ વાર વધારે કાપે તો એકાદ ભારી વેચીયે, પણ તે તો અઠવાડીયે બે વાર બને,

કેમકે ભીંસમાંથી મોડું આવવાનું થાય, થાકેલા... હોય, એટલે શહેર બહાર સુધી ચાલીને જવું ને લાકડાં કાપવા એ કંઈ સહેલી વાત છે ? તો યે અમારે બાળવાનાં લાકડાં વેચાતાં નથી લેવા પડતા એટલું ખરું. "

અમે પૂછ્યું, કે " ખોરાકમાં રોજ દાળ ને રોટલા જ ખાઓ ?" તો તેણે કહ્યું કે " જે દિવસે પૈસાનું બશેર કંઈ શાક મળે તો તે દિવસે અડધા પૈસાનું લઈએ. "

કપડાંને માટે પૂછતાં તેણે જણાવ્યું કે " મેં મારે પોતાને માટે તો જનમમાં એક કપડું લીધું નથી. મારાં ઓળખીતાં એક બાઈ છે તે મને વરસે બે જુનાં લુગડાં આપે છે તે હું પહેરૂં છું. એમને એક છોકરો છે તેનાં જુનાં કપડાં મારા મોટા છોકરાને આપે છે. નાનામાં નાના છોકરાને બાળસંરક્ષણ સંઘ તરફથી થોડાં કપડાં મળે છે. એ બે છોકરાંનાં કપડાંમાંથી જેમ તેમ કરીને બીજાં બધાં છોકરાંનાં શરીર ઢાંકું છું. "

તે પછી અમે પૂછ્યું કે, " મોટી છોકરી પરણી છે તેને કંઈ છોકરૂં છે ? " તો કહે કે, " ના, બ્હેન, ભગવાનની એટલી કૃપા છે."

× × ×

આવી જાતની તપાસમાં આવા દાખલાની નવાઈ ના હોય. પણ કોણ જાણે મારા મન ઉપર આ બાઈની દયામણી આંખોએ અને એના છેલ્લા વાક્યે બહુ અસર કરી 'હિંદુસ્તાનમાં સાધારણ રીતે બાળક 'દેવનાં દીધેલ' મનાય છે. બાળકનો જનમ તે ખુશાલીનો પ્રસંગ ગણાય છે. બાળક ન હોય તો અતિશય દુઃખની વાત ગણાય છે. વાંઝીયાં સ્ત્રી પુરુષનાં શુકન સારાં નથી મનાતાં. તેવા દેશની એક સ્ત્રી એમ બોલે કે ભગવાનની એટલી કૃપા છે કે મારી દીકરીને બાળક નથી, તે કેવું કહેવાય ! એ સ્ત્રી બાળકોથી કેટલી બધી કંટાળી ગઈ હશે ! જેમને પોતે જન્મ આપે તેમને પેટપૂરતું ખાવાનું ન આપી શકવાથી એને કેટલું બધું દુઃખ થતું હશે, ત્યારેજ એને મનમાં થતું હશે ને કે એના કરતાં તો બાળક ના જ હોય તે જ ઇશ્વરની કૃપા છે.

મુંબાઈ ઇલાકાની સરકારના એક જવાબદાર પ્રધાન શ્રી. ડૉ. ગિલ્ડરે ગયે મહીને ધારાસભામાં કહ્યું હતું કે " મોટાં કુટુંબ હોય, તે બહુ સારી વાત છે. મહાન નેપોલીયન તેની માતાનો અગીયારમો બાળક હતો."

ગોદુબાઇના ખોળામાંનું હાડપિંજર જેવું બાળક મારી નજર આગળ લાવું છું ને મને થાય છે કે આ પણ એની માતાનું અગીયારમું બાળક છે; શું એ નેપોલીયન જેવું થશે ? એ બાળક મોટું થતાં લગી જીવશે કે કેમ તેજ સવાલ છે. પોષણ વગર એ કેમ કરીને જીવશે ? તો ય નેપોલીયન જેવા જબરા લડવૈયા થવાની તાકાદ એ કયાંથી મેળવશે ? કંઇ જાદુ થાય તોજ એવું તો બને. મને વિચાર આવે છે કે એ બાઇને જઇને દિલાસો આપું કે, " કંઇ નહિ બ્હેન, તું ધીરજ રાખ. તારો આ અગીયારમો બાળક મહાન લડવૈયો થશે. લડવૈયો નહિ થાય તોયે કોઈ મહાન પુરુષ તો થશેજ. કેમકે બહોળા કુટુંબમાંથી જ એવા મહાન પુરુષો પાકે છે એમ ખુદ મુંબાઇ સરકારના પ્રધાન કહે છે. માટે તું નિરાશ ના થતી. આ બાળક મોટું તો થવા દે એજ તારૂં દળદર ફેડવાનો છે." એ પ્રમાણે દિલાસો દઉં તો મને લાગે છે કે એ બાઇ મને વઢવા માંડે મને કહે કે " બ્હેન, ગરીબની મશ્કરી શું કરો છો ? " પણ મુંબાઇની ધારાસભામાં નેપોલીયન વિષે બોલીને ગીલ્ડર સાહેબે પણ ગરીબની મશ્કરી જ શું નથી કરી ? ગરીબ વર્ગોમાં ઉપરાછાપરી સુવાવડથી જે આર્થિક ને શારીરિક નુંકશાન થાય છે તે દૂર કરવા સંતતિ નિયમનનાં સાધનોનો પ્રચાર કરવો એટલીજ બાબત હતી તેમાં આવા જવાબદાર પુરુષ વિરૂદ્ધ પડયા તો પડ્યા, પણ આવી નિર્માલ્ય અને મુર્ખાઈ ભરેલી દલીલો કરી, તે પણ ગરીબની હાંસીજ કરી છે. એટલુંજ નહિ, પણ આવો બિનહાનિકારક ઠરાવ ઉડાવી દઈને ધારાસભાના કોંગ્રેસ પક્ષે પણ ગરીબોની હાંસીજ કરી છે.

# સુવર્ણ કંકણ

લેખક
શ્રી. રસનિધિ

લખપતરાય એવા ભાવિક અને શ્રદ્ધાળુ હતા કે કુલદેવનું ચરણામૃત લીધા પહેલાં પાણી પણ પીતા નહિ. તેમનો જ નહિ પણ તેમના ઘરના તમામ આબાલ વૃદ્ધ સહુનો એજ નિયમ હતો. તેઓ નાહી ધોઇને સૌથી પહેલાં મંદિર જતા. ત્યારબાદ ઇતર કામ કરતા. નાના બાળકો અને વહુવારૂઓથી પણ આ નિયમ સહેજે પળાય એટલા માટે શેઠે પોતાના મકાનને તદ્દન લાગતું જ એક મંદિર બનાવ્યું હતું. મંદિરમાં દેવની પૂજા કરવા માટે તેમણે એક મહાદેવ નામના ગરીબ બ્રાહ્મણને રાખ્યો હતો. જીભની મીઠાશ અને સહુને પ્રસન્ન કરી શકે તેવા વિશિષ્ટ ગુણ તે પૂજારીમાં હતા. સ્વભાવે તે સંતોષી હતો. તેની જરૂરીઆતો પણ ઓછી હતી.

પૂજારીના ઘરમાં ચાર માણસો હતાં. એક તે પોતે, બીજી તેની પત્ની અને બે છોકરીઓ. આ પહેલાંની સાલમાં તેની મોટી દિકરીનો વિવાહ શેઠની આર્થિક મદદથી થઇ ગયો હતો. નાની દિકરી જાનકીના લગ્ન લીધાં હતાં. બે ચાર દિવસમાં-જાન આવવાની હતી. પૈસાનું ઠેકાણું ન્હોતું. તેનો જોગ ક્યાંથી કરવો તેની ચિંતામાં તે અત્યારે બેઠો હતો.

તેના મનમાં વિચાર ઘોળાતા હતા, " શેઠને વાત કરૂં ? આવા જરૂરના વખતે તેમણે કદિ આનાકાની કરી નથી. પરંતુ રામુ ( પૂજારીની મોટી દિકરી )ના લગ્નમાં તેમણે પાંચસો રૂપિયા આપ્યા હતા. તેને આઠ માસ પણ વિત્યા નથી. અને હવે બે મહિના પછી તેને સાસરે વળાવવી પડશે ત્યારે તેમના વિના બીજું કોણ મદદ કરવાનું છે ? એકનીજ પાસેથી એક વર્ષમાં ત્રણ વખત મારાથી માગણી નહિ થાય. વળી કોઇ પાસે આ રીતે માગ્યા કરવું એ પણ ઠીક નહિ. એ મનમાં શું ધારે ? મોટા માણસ છે. મદદ કરે છે તે યાદ પણ કરતા નથી. "

પૂજારી આ વિચારોમાં ગુંથાયો હતો ત્યાં શેઠના દિકરાની વહુ લક્ષ્મી પ્રભુનું ચરણામૃત લેવા માટે મંદિરમાં આવી. આજે, કોણ જાણે કેમ ? નાહી ધોઇને વહેલી નિવૃત્ત થઇ ગઇ હતી. એટલે એકલી હતી. પૂજારીને એકાએક સુઝી આવ્યું. આ વખતે વહુને કહું તો ? તેનો સ્વભાવ કેવો છે તેની ખબર નથી. પણ મોટા ઘરની દિકરી છે. તેનું હૃદય પણ મોટું જ હશે ને ? કદાચ તે કાંઇક મદદ કરે અને કદાચ ન કરે તો પણ નુકશાન શું જવાનું છે ? પણ આ વખતે કહેવાનું પણ ઠીક લાગતું નથી. "

વહુ દર્શન કરતી હતી. અને પૂજારી, કહેવું કે નહિ, તે વિચાર કરતો હતો. એટલામાં વહુએ ચરણામૃત લેવા માટે હાથ લાંબો કર્યો. પૂજારીએ જોયું કે આ તક સારી છે એટલે આચમની લઇ ચરણામૃત આપતાં આપતાં તેણે કહ્યું, " લક્ષ્મી બેન, જાનકીનો વિવાહ પાસે આવ્યો છે અને અમારી પાસે શું છે, એ તો તમારાથી ક્યાં અજાણ્યું છે. આખરે બધું કરવાનું તો શેઠને જ છે પણ તમે મદદ કરો તો..."

આથી આગળ પૂજારીની ઇચ્છા છતાં કાંઇ કહી શકયો નહિ. વહુની સાથે વાત કરવાનો આ પહેલો જ પ્રસંગ હતો. વહુ કાંઇ બોલી નહિ. તેણે ચરણામૃત લીધું. " વખતે તે ઘરે જઇને આ વાત કરશે તો ?

ઘરવાળાઓ મારા માટે શું ધારશે ? ” પૂજારી વિવાહની ચિંતા ભૂલી આ નવી ચિંતામાં ડૂબી ગયા હતા. ત્યાં વહુએ પોતાના એક હાથમાંથી સોનાની બંગડી કાઢી પ્રભુના ચરણ કમળમાં ધરી, પૂજારીને પગે લાગી અને કંઇ પણ બોલ્યા સિવાય ચાલતી થઈ. આશ્ચર્યથી દિગ્મૂઢ થયેલો પૂજારી આશીર્વાદ પણ આપવા ભૂલી ગયો. તેણે એકદમ સુવર્ણ કંકણ હાથમાં લીધું. આતુરતાભરી દ્રષ્ટિથી જોઇ તેને કુશાસનની નીચે મૂકી દીધું.

શેઠ, શેઠાણી, સર્વને આશીર્વાદ અને ચરણામૃત આપી, દેવને યથાવિધિ શયન કરાવી મંદિર બંધ કરી તે ઘરે ગયો.

( ૨ )

લખપતરાય શેઠ વંશપરંપરાથી નગરશેઠ હતા. અતુલ સંપત્તિના સ્વામિ હતા. આજુ-બાજુના ઘણા રાજા રજવાડા તેના કરજદાર હતા. આવી અમાપ સમૃદ્ધિ હતી; છતાં જરા પણ ગર્વ નહોતો. તેમનું હૃદય ઘણું ઉદાર હતું. કોઇ યાચના કરે ત્યારે હાથ સંકોચવાનું તે જાણતા નહિ. કોઇ તેમને બારણેથી નિરાશ બનીને ગયું નહોતું. તે ઘણી વખત કહેતા કે, “ મારી આ સમૃદ્ધિ દાનનું જ ફળ છે. ” એવી પણ વાત થતી હતી કે એક વખત દેવની પ્રદક્ષિણા કરતા કરતા શેઠાણીના ગળામાંથી મોતીનો હાર તૂટી પડયો. કામ કરનારી બાઇ સાથે હતી. તે બધા મોતી વીણી લઇ હાર સાથે લેતી આવી. જ્યારે શેઠને આ વાતની ખબર પડી ત્યારે તેમણે હાર રાખ્યો નહિ. તેને વેચી જે રૂપિયા આવ્યા તે ગામના ગરિબોમાં વહેંચી દીધા. આવી એક નહિ પણ અનેક ઘટનાઓ શેઠના સંબંધમાં સંભળાતી હતી.

આજે જ્યારે પૂજારીએ વહુ પાસે મદદ માટે વાત કરી ત્યારે દૈવગત્યાત્ તેજ વખતે તેઓ મંદિરમાં આવતા હતા પૂજારીને વહુની સાથે વાત કરતા જોઇ તે એક તરફ છૂપાઇ ગયા. વહુએ પોતાની બંગડીનું દાન કર્યું તે તેમણે જોયું. કાંઇ બોલ્યા નહિ. જેમ આવ્યા હતા તેમ પાછે પગલે ચાલ્યા ગયા. તેમને ક્ષોભ થયો હતો. તે આટલી વાતનો કે વહુએ એક જ કંકણ કેમ આપ્યું ? બાકી બંગડીનું તે શું કરશે ? બંગડીની તો જોડ જ રહે. તેણે બીજી બંગડી પણ આપી દેવી જોઇતી હતી. પૂજારીને દિકરીના વિવાહ કરવાના છે. તેને રૂપિયાની જરૂરત છે. એટલે જરૂર તે બંગડીને બજારમાં વેચશે. એટલે પૂજારી પાછળ એક માણસ રાખી, તે જ્યાં બંગડી વેચે ત્યાંથી ફરી પાછી ખરીદી લેવી જોઇએ. આમ કરવાથી પૂજારીને પૈસા મળશે અને બંગડીની જોડ અખંડ રહેશે.

એમ વિચારીને તેમણે મુનીમને બોલાવ્યો. અને બધી સમજુતી આપી; વળી તેને સૂચના આપી કે, “ જોજો પૂજારીને ખબર ન પડવી જોઇએ કે તેની પાછળ કોઇ માણસ ફરે છે. ”

શેઠનું અનુમાન બરોબર નિકળ્યું. પૂજારી મંદિરમાંથી નિકળી પરબારો શરાફ બજારમાં પોતાના એક ઓળખીતા વેપારીની દુકાને ગયો. બંગડી બાર તોલાથી ઓછા સોનાની નહોતી, ત્રણસો લગભગ રૂપિયા લઇ પૂજારી ઘરે આવ્યો. મુનીમે જરા વધારે રૂપિઆ આપી વેપારી પાસેથી તે બંગડી ખરીદી લીધી. આ વાતની કોઇને કાંઇ ખબર પડી નહિ અને બંગડી શેઠની પાસે પહોંચી ગઇ.

( ૩ )

સાંઝ પડી. લક્ષ્મી વહુ બંગડીની વાત કોઇને કહેવી કે નહિ તે વિચારી રહી હતી. કોણ જાણે કેમ ? પણ બંગડી આપ્યાની વાત છૂપાવવાનું તેને ઉચિત લાગ્યું.

પાડોશણો, શેઠાણી તથા લક્ષ્મી વહુ, બધા વાતો કરતા બેઠા હતા. ગરમીના દિવસો હતા. શેઠાણી બોલ્યા. "બહુ તાપ પડે છે. મેં ચાલીશ વર્ષમાં આવી ગરમી કોઇ દિવસ જોઇ ન્હોતી."

બીજી બાઇ બોલી, "સાચું છે બા. મેં પણ આવી ગરમી કોઇ દિવસ નથી જોઇ. તાપને લઇને સવારે નદીમાં ન્હાવાની બહુ મજા આવે છે. નદીના ઠંડા પાણી જોઇને ગરમી ક્યાંઇ ન્હાસી જાય છે."

લક્ષ્મીએ પૂછ્યું. "બા, કાલે સવારે હું નદીએ નાવા જાઉં?"

શેઠાણીએ કહ્યું. "કેમ, ઘેર ઠંડુ પાણી નહિ મળે?"

"ના બા, ઠંડા પાણીની વાત નથી. પણ મને અહિં આવ્યા ચાર વરસ થયાં છે. તો પણ હજી સુધી મેં અહિંની નદી નથી જોઇ."

વહુએ હજી પોતાની વાત પૂરી પણ ન્હોતી કરી એવામાં કાંઇ કાર્યવશાત્ શેઠ ત્યાં આવ્યા. શેઠાણીએ તેમને કહ્યું: "સાંભળ્યું, તમારી વહુ કાલે નદીએ ન્હાવા જશે. વહુ કહે છે કે, સાસરે આવ્યા તેમને ચાર વર્ષ થઇ ગયાં તો પણ તે અહિંની નદી જોવા નથી પામ્યા."

શેઠે કહ્યું: "એમાં શું વાંધો છે? તું પણ વહુની સાથે જજે. નવાશે અને નદી પણ જોવાશે."

શેઠાણીએ કહ્યું: "સાંભળ્યું, વહુ! તમારે લીધે મને પણ નદીએ આવવાની રજા મળી ગઇ. હવે આપણે કાલે સવારે જઇશું."

શેઠે ન્હાવા જવાની અનુમતિ તો દેતા શું દઇ દીધી પણ પાછળથી વિચાર આવ્યો કે, વહુને ન્હાવા યોગ્ય કોઇ ઘાટ નદીમાં નથી. એક બે ઘાટ છે પણ ત્યાં માણસોની બહુજ ભીડ થાય છે. વહુને માટે નદી ઉપર એક ઘાટ બનાવ્યો હોય તો! એને બદલે ત્રણ ઘાટ થશે. માણસોને પણ અનુકૂળતા થશે."

રાતમાં મજુરો બોલાવ્યા, મશાલની રોશનીમાં કામ શરૂ થયું. અને પો ફાટતા નદી ઉપર એક લાંબો, પહોળો પાકો ઘાટ તૈયાર થઇ ગયો. કહેવાય છે કે શેઠના દિકરાની વહુના નામ ઉપરથી આજે પણ તે ઘાટ લક્ષ્મીઘાટના નામે ઓળખાય છે.

બીજે દિવસે સવારે વહુ તે ઘાટ ઉપર ન્હાવા ગઇ. સવારથી ચારે તરફ આ નવા

---

## વસંત

['હાંરે સખી ફાગન આ વહ્યો જાય.'—એ ઢાળ.]

હાંરે બ્હેની વિશ્વે વસંત જો છવાય,
હાંરે બ્હેની પંચમીએ વસંત પૂજાય. હાંરે૦

રંગ છાંટ છાંટણા, વસ્ત્રે છંટાયને; (૨)
રંગ પીચકારી એ નાખ. હાંરે૦

ફુલ ફાલ ખીલે ને, રંગરેલ આંગણે; (૨)
કેશુડાં રંગ ઘોળાય. હાંરે૦

મોહોરે ભર્યાં આંબા ને, છૂપી કોયલડી; (૨)
કુહૂક કુહૂક કરી જાય: હાંરે૦

મહેકે છે મોગરો, મહેકે ગુલાબ ત્યાં; (૨)
ધીમો સમીર રમી જાય. હાંરે૦

ચાંદ ચીણી રજની ને, બાલચંદ્ર ચમકતો; (૨)
મનડે મલકાતી એ જાય. હાંરે૦

રોકી રોકાય નહિ, વેગે વહી જતી; (૨)
ભાસ્કરના ભયે ચાલી જાય. હાંરે૦

શ્રી. સગુણા મહેતા

---

ઘાટની ચર્ચા થઇ રહી હતી. ગામની તમામ સ્ત્રીઓ આ નવા ઘાટ પર આવી. સ્ત્રીઓની ખૂબ ભીડ થઇ. પગ મૂકવા જેટલી પણ જગ્યા મળે નહીં.

વહુ નદીમાં પડી. પાણી કમરથી વધારે ન્હોતું. ઘાટ પર ગીરદી જામી હતી. સ્નાન કર્યા પછી વહુ ઘાટ પર આવી. અને કંકણશૂન્ય હાથ પર આશંકાભરી દ્રષ્ટિ કરતાં કરતાં તેણે શેઠાણીને કહ્યું: " બા, એક બંગડી ખોવાઇ ગઇ."

ચારે તરફ શોધ થવા લાગી. પરંતુ ત્યાં પડી ગઇ હોય તો મળે ને? આખરે વહુ અને શેઠાણી ઘરે આવ્યા. શેઠાણીએ બંગડી ખોવાયાના ખબર શેઠને આપ્યા, અને કહ્યું: " સાંજ સુધીમાં બંગડી તૈયાર થઇને આવવી જોઇએ."

શેઠે જવાબ આપ્યો: " એટલી ઉતાવળનું શું કામ છે? બે ચાર દિવસમાં આવી જશે."

" તો શું એટલા દિવસ વહુ અડવા હાથે રહેશે?"

" ઠીક, ઠીક, વહુ અડવા હાથે નહિ રહે. સાંજ સુધીમાં બંગડી આવી જશે." શેઠ એમ કહીને દુકાન પર ચાલ્યા ગયા.

૪

સાંજે શેઠ આવ્યા અને શેઠાણીને બંગડી આપતાં કહ્યું: " લ્યો, બંગડી મળી ગઇ."

" હેં! એટલી વારમાં તૈયાર થઇ આવી!"

" તૈયાર, તૈયાર શેની થાય? બધા ય સોનીઓએ જણાવ્યું કે એટલી વારમાં બંગડીની જોડી તૈયાર નહિ થાય, પછી છેવટ દસબાર ધોબીઓને બોલાવી નદીમાં શોધ કરાવી. નદીની તમામ રેતી ભેગી કરી. બંગડી શોધવામાં કેટલી મહેનત પડી છે તેની તને શું ખબર પડે? વહુને કહી દેજે કે બંગડી એમ ખોઇ ન નખાય, સાચવે."

" હશે, મળી ગઇ તે સારું થયું. વહુ, લ્યો આ બંગડી પહેરી લ્યો."

શેઠાણી વહુને બંગડી આપવા જતી હતી ત્યાં વચમાં તેને રોકીને શેઠે કહ્યું, " ના, ના. આ બંગડી હવે વહુને લાયક રહી નથી. એક ગંગાજીને ચડાવેલી મળી આવી તેમાં બીજી મેળવીને કોઇ ગરીબ બ્રાહ્મણની દિકરીને પહેરાવી દેશું. વહુને માટે કાલે નવી જોડી તૈયાર કરાવીશું."

શેઠાણીને પણ આ વાત ગમી, અને બીજે દિવસે વહુને માટે બંગડીની નવી જોડ આવી ગઇ. પૂજારીની દિકરી જાનકીને, લગ્ન વખતે શેઠે, એ બંગડીની જોડ પહેરાવી ત્યારે કોણ જાણે કેમ પણ વહુની નજર નીચી ઢળી ગઇ.*

* હિંદી પરથી.



## દ્વિ પ્રલોભન

( વસંત )

"વાગ્યા ય આઠ ઘડિયાળ મહીંય ઊઠો;<br>
જુઓ, થયો વખત નોકરીએ જવાનો."<br>
તોયે હું તો સૂઇ રહ્યો બમણું લપેટી,<br>
ના કૈં પ્રલોભન શક્યું લલચાવી મુજને.

( વસંત )

"વાગ્યા ય આઠ ઘડિયાળ મહીંય, ઊઠો,<br>
જાશે ઠરી મધુ-સુગંધિત આ તમારી."<br>
સૂણીજ શબ્દ થઈ ગ્યો તતકાળ ઊભો,<br>
ચાના પ્રલોભન થકી ઉર થયું પ્રબુદ્ધ.

' શશિન્ ' ઓઝા






## અભિનંદન :

શ્રી. જુમ્માદાદા વ્યાયામશાળાના સંચાલક શ્રી. માણિકયરાવને ૩૧-૧૨-૩૮ ને દિવસે ૬૦ વર્ષ પૂરાં થાય છે, તેઓના પ્રશંસકો તેઓની જ્યુબિલિ ઉજવનાર છે.

વડોદરા શહેરમાં, અને તેને લીધે ગુજરાત ભરમાં અખાડા પદ્ધતિનો, વ્યાયામનો પ્રચાર કરનાર શ્રી. માણિકયરાવને અમારાં પણ હાર્દિક અભિનંદન છે. લાઠી, લેજીમ, મગદળ વગેરેની કસરતોનું મહત્વ જે કાળે આપણા ગુજરાતમાંથી ઓછું થવા માંડયું હતું તે કાળે વડોદરામાં શ્રી. જુમ્માદાદા વ્યાયામશાળા સ્થાપીને તેમણે આપણી પ્રજા ઉપર મહાન ઉપકાર કર્યો છે. આપણી પાસેથી હથીયારો પડાવીને આપણને નિર્માલ્ય અને અશકત બનાવવામાં અંગ્રેજો જે વખતે પૂર્ણપણે સફળ થયા હતા તેવે વખતે મહેલસ્હેલા અખાડાની સ્થાપના આ દુરંદેશી વીરે કરી. તેમના ઉચ્ચ ચારિત્ર્ય અને કસરતપ્રિયતા અને દૃઢ નિશ્ચયીપણું તેમજ દેશાભિમાનની અસર તેમના શિષ્યો ઉપર થઇ અને તેમણે તેઓનો સંદેશો ઝીલીને પોતે શિખી રહ્યા પછી જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં નવા અખાડા ચાલુ કર્યા. જેને પરિણામે હાલ ગુજરાતનાં નાનાં મોટાં અસંખ્ય ગામોમાં અખાડા થયા છે અને ઉગતી પ્રજાને નિર્માલ્ય થતી અટકાવી છે. ગરીબ હિંદુસ્તાન દેશની કસરતો પણ બિનખર્ચાળ અને તેથી અખાડા શરૂ કરવા તે પ્રમાણમાં સસ્તું પડે છે અને આપણા યુવાનોમાં તેને લીધે શિસ્ત અને બહાદુરીનો સંચાર કરવો સહેલો પડે છે. પરિષદો અને સભાઓમાં આ અખાડાઓમાં તાલીમ પામેલા સ્વયંસેવકો કેવી ચાલાકી હોંશીયારી અને ધીરજથી પોતાનું કામ કરે છે તે બધાંને ખબર છે, ગુજરાતમાં અખાડાની પ્રથા ચાલુ કરનાર વીર માણિકયરાવને અમારાં હેતથી અભિનંદન આપીએ છીએ. પ્રે. મ.

*

## જાહેર હિંમત માટે ધન્યવાદ :

વડોદરામાં બાજવાડાના લત્તામાં છેલ્લાં છએક વર્ષથી એક બાઇ એક અનીતિનું ધામ ચલાવતા હતા. વડોદરામાં થોડાં વર્ષો ઉપર કાયદો કરીને અનીતિનો ધંધો કરતી બધી સ્ત્રીઓને જુદા જુદા લત્તાઓમાંથી દૂર કહાડીને એક અલગ લત્તો તેમને માટે રાખ્યો છે, છતાં બાજવાડા જેવા મધ્ય લત્તામાં આવું ધામ આટલાં બધાં વરસથી ચાલતું હતું. ભલભલા લોક ત્યાં આવતા અને પોલીસ તેમજ વગદાર લોકોની મહેરબાનીને લીધે એ બાઇનો ધંધો ધીકતો ચાલતો હતો. બાજવાડાને નાકે જ એ મકાન હોવાને લીધે, સારાં માણસોને ત્યાંથી પસાર થતાં અને આજુબાજુ રહેનારને ખૂબ નડતર થતી. ગમે તેવા લોક અને ગમે તેવી સ્ત્રીઓ મોડી રાત સુધી ત્યાં ગરબડ કરતાં, પાનવાળાની એક દુકાન સામે જામી ગઇ હતી અને ટુંકામાં સભ્ય લોકોને ત્યાંથી

પસાર થતાં પણ અઘરૂં પડે એવું થઇ ગયું હતું. કુલિન સ્ત્રીઓ તો એકલી એ મકાન આગળથી પસાર થઇ જ ન શકતી, જો થાય તો ગમે તેવા લોક એ મકાન આગળ ઉભા હોય તે તેમની મશ્કરી કરે, કોઇવાર તેમનાં લુગડાં ઉપર પાનની પીચકારી પણ ઉડાડે અને એવી કનડગતો કરે. લોકો હેરાન હેરાન થઇ ગયાં હતાં. સરકારમાં એ કુટણખાનું કઢાવવા ઘણીવાર અરજીઓ થઇ હતી. પણ પોલીસો પણ અંદર સંડોવાયલા હોવાથી અરજીનું કાંઇ પરિણામ આવતું નહિં. ઉપરી અધિકારી સુધી જો અરજી મહામહેનતે પહોંચતા પામે તો લાગતાવળગતા કહે કે એ તો દ્વેષથી લખાય છે. એમાં કાંઇ સત્ય નથી. અરજી કરનારા તો તોફાની લોક છે વગેરે. છેવટે અરજી કરનારાઓએ વિચાર કર્યો કે કોઇ કુલિન બ્હેન જો અરજી પર સહી કરે તો કદાચ ફેર પડે. પણ આવી અરજી ઉપર સહી કોણ આપે! મેલા પાણીમાં પથરો કોણ નાખે! છાંટા ઉડે તો! આપણા લોકોની જાહેર હિંમત! તેમાં બિચારાં બૈરાં! સહી કરે તો સાક્ષી આપવા જવું પડે, અને ન્યાયમંદિરમાં પુરુષો વચ્ચે કુટણખાના બાબત સાક્ષી આપવી એટલે ગમે તેવા સવાલો પૂછાય, આમ વિચાર કરીને કોઇ સહી ના આપે. છેવટે શ્રી. નિર્મળાબ્હેન દેસાઇએ કોઇના કહેવાની દરકાર ન કરતાં, ગમે તે થાય તે વેઠી લેવાનું ધારીને, ગમે તે ભોગે કુટણખાનું દૂર કરાવવું જ એમ ધારીને સહી આપી, ઉપરાંત અરજીમાં લખ્યું કે પોલીસના માણસો પણ આમાં સંડોવાયેલા છે માટે તેઓ અરજી ઉપર ધ્યાન નથી આપતા હોતા અને વિલંબ કરે છે, માટે તપાસ કરતા પહેલાં પોલીસોના પગાર અટકાવવા અને પછી જ તપાસ કરવી. એટલે વિલંબ ના થાય; કારણ કે અટકેલા પગાર ચાલુ કરાવવા દરેક માણસ ઝડપથી તપાસના કામમાં મદદ કરશે. અત્યાર સુધીની અરજીઓ ઉપર ધ્યાન ન દેનાર શ્રી. સુબાસાહેબે પણ જ્યારે કોઇ કુલિન સ્ત્રીનું નામ અરજીને મોખરે જોયું ત્યારે વિચાર કર્યો કે આમાં કાંઇ હોવું જ જોઇએ, અને તપાસ હાથમાં લીધી.

પોલીસોના પગાર આઠ મહીના બંધ રહ્યા ત્યારે છેવટે બાતમીઓ મળી. શ્રી. નિર્મળાબ્હેનને સમજાવવાના અનેક પ્રયત્નો થયા કે આ વચ્ચે પડવા જેવી બાબત નથી, તમારૂં નામ ખરાબ થશે, કુટણખાનાવાળા તરફથી લાંચ આપવા પ્રયત્ન થયો કે અરજી પાછી ખેંચી લો તો આટલી રકમ આપીએ, છેવટે ન માન્યું ત્યારે ધમકી પણ અપાઇ કે તમારા ઉપર અમારી બદનક્ષી કરવાની ફરીયાદ માંડીશું છતાં પણ શ્રી. નિર્મળાબ્હેન જરા પણ બીધાં નહિં.

છેવટે ન્યાયમંદિરમાં કેસ ચાલ્યો, શ્રી. મગનલાલ ઠક્કર મેજિસ્ટ્રેટ અને સામા પક્ષ તરફથી શ્રી હિંમતલાલ દેસાઇ જેવા વકીલ હતા, ઉલટા સુલટી, ગભરાવી નાંખે એવા અને ભુલાવામાં નાંખી દે એવા સવાલો નિર્મળાબ્હેનને પૂછ્યા, કોઇ કોઇ વાર તો બોલતાં શરમ આવે એવા જવાબ આપવા પડયા, સામા પક્ષે ખોટા સાક્ષીઓ ઉભા કર્યા, બધું કર્યું, પણ શ્રી. નિર્મળાબ્હેનને ક્યાં જુઠું બોલવું હતું કે ગુંચવાય! તેઓ અડગ હિંમત રાખીને જે સાચું હતું તે કહેતાં હતાં, છેવટે તેઓ કેસ જીત્યાં, અને આ ૯ વર્ષથી ચાલતું કુટણખાનું બંધ થયું.

આવી જાતની જાહેર હિંમત માટે શ્રી નિર્મળાબ્હેનને અત્યંત ધન્યવાદ ઘટે છે.

પ્રે. મ.

*

**ગોળીબાર :**

મુંબઈની ધારાસભામાં ઔદ્યોગિક ઝગડાનો ખરડો પસાર થયો તેની સામે વિરોધ બતાવવા ત્યાંના કામદારોએ તા. ૭–૧૧–૩૮ ને દિવસે વિરોધ દિન પાળ્યો હતો; તે દિવસે પોલીસ અને કામદારો વચ્ચે છમકલું થતાં પોલીસે ગોળીબાર કર્યો હતો. જ્યારે કોંગ્રેસનું રાજ્ય નહોતું ત્યારે પણ આવી નજીવી વાત માટે ગોળીબાર નહોતો થતો, તો કોંગ્રેસના રાજ્યમાં થાય એ અતિશય ખરાબ કહેવાય. કોંગ્રેસ રાજ્યે શરમાવું જોઈએ. પોતાના ભાઈઓ ઉપર જરા જરામાં અકળાઈને પોતાની સત્તાની રૂએ એકદમ ગોળીબાર કરવો તેના જેવું "હિંસાપતભર્યું" બીજું કયું ? બીજી દરેક બાબતમાં જેના શબ્દને તમે વેદવાક્ય માનો, તો મહાત્મા ગાંધીજીનાં સત્ય અને અહિંસાના ઉપદેશ તમે સત્તા પર આવ્યા એટલે ભૂલી જવાના ? કામદારોએ ભલે હડતાલ પાડી, ભલે થોડું તોફાન કર્યું, પણ તમારી પાસે તેમને કાબુમાં રાખવાને બીજું કંઈ નહોતું ? કોંગ્રેસની આખી લડત અહિંસા ઉપર રચાઈ છે, અને કોંગ્રેસ જો અહિંસાના પાલન વગર રાજ ન કરી શકતી હોય, શાન્તિ ન જાળવી શકતી હોય તો કોંગ્રેસે રાજ કરવાનું છોડી દેવું જોઈએ. પોતાની લડતનો પાયો જ જો સચવાતો ન હોય તો ઇમારત રચી જ નહિ. કામદારોએ ગમે તે કારણ આપ્યું હોય પણ કોઈપણ સંજોગોમાં કોંગ્રેસરાજ અહિંસા ભૂલે એ સહન ન જ કરાય. અહિંસા પોતાની લડતનો પાયો છે એમ ઓળખતાં છતાં વખત આવે જે લોક અહિંસાનું પાલન ન કરી શકતા હોય તેને ચુંટણીમાં કોણ ચુંટવાનું છે ? કામદારો ગરીબ છે. પોતપોતાનાં પેટ ભરવામાં રોકાયલા છે. પણ જો તેઓના મનમાં આવે કે આપણા ઉપર ગોળીબાર કરનાર કોંગ્રેસને ચુંટણીમાં ના મત આપવો તો આજે નહિં તો બે વરસ ચાર વરસ સુધીમાં તેઓ એટલા બધા જાગ્રત થઈ જશે કે કોંગ્રેસ રાજ ઉથલાવી પાડશે. દુનીયાના ઘણા દેશોમાં એવું જ બન્યું છે, માટે કોંગ્રેસ એમ ન માને કે અમને ઉથલાવનાર કોઈ નથી. અભિમાન કોઈનું ટક્યું નથી. સત્તાનો મદ કોઈથી જીરવાયો નથી.

પ્રે. મ.

*

**શ્રી. ફુલસિંહજી ડાભીના ખરડા :**

મુંબઈ ધારાસભામાં ખેડા જીલ્લાના સભ્ય શ્રી. ફુલસિંહજી ડાભી બે ખરડા લાવનાર છે. તેમાંનો એક પહેરામણી, હુંડાં, પૈઠણ કે વાંકડાના રિવાજને લગતો છે. આપણે ત્યાં આ રિવાજથી કોઈ અજાણ્યું નહિ હોય. આ રિવાજથી સમાજમાં કેટલાં જણ દુઃખી થાય છે તે પણ અજાણી વાત નથી. હજી તો અમારા ગયા અંકમાંજ અમે સુરસાગર તળાવ વિષેની નોંધમાં આ રિવાજનો ઉલ્લેખ કર્યો છે. કન્યાનાં માતાપિતા ગરીબ હોય અને વરપક્ષને પહેરામણીના પૈસા ન આપી શકતાં હોય તો તેને લીધે કેટલીએ કન્યાઓ આપઘાત કરીને સુરસાગર જેવા તળાવમાં પડે છે, માબાપો પાયમાલ થઈ જાય છે, અને જો કદાપિ કન્યા તરત આપઘાત ના કરે તોપણ લગ્ન પછી તેનાં સાસરાવાળાં તેને મેણાંટોણાંથી પીંખી નાખીને આપઘાત કરવાનોજ વારો લાવે છે આ અનિષ્ટ રિવાજ કાયદાથી બંધ કરાવવા માટેનો ખરડો લાવવા માટે શ્રી ફુલસિંહજી ડાભીને અભિનંદન આપીએ છીએ. જો કે આ કાયદાથી પહેરામણીનો રિવાજ અટકશે કે કેમ તે સવાલ છે. કારણ કે ખુલ્લી રીતે નહિ તો છાનીછપની પહેરામણી અપાશે. પહેરામણી તરીકે નહિ તો કન્યાને લગ્નની ભેટ તરીકે અપાશે. તેને કાયદો કયાંથી રોકવા જશે, તોપણ કાયદાથી થોડો ઘણો પણ જો લાભ થાય તો પ્રયત્ન કરવા

જેવો છે. શ્રી. પૂલસિંહજી ડાભી એક બીજો ખરડો લાવનાર છે તે પ્રેત ભોજનને લગતો છે, આપણામાં મરણ પાછળ ન્યાતવેરો કરવાનો રિવાજ છે તેથી પણ ગરીબ માણસોનો મરો થાય છે. મરણ પાછળનો ન્યાતવેરો ફરજિયાત હોવાથી કેટલાંએ કુટુંબો નિર્ધન થઇ જાય છે. માટે એ રિવાજ પણ કહાડી નાંખવા લાયક જ છે. આપણા સમાજના ઘણા રિવાજો આ આર્થિક મંદીના દિવસોમાં ફરજિયાત રહી શકનાર નથી. સમય જોઇને આપણે વર્તવું જોઇએ. આપણી રૂઢિચુસ્તતા જ આપણા વિનાશનું મૂળ છે, શ્રી. પુલસિંહજી ડાભીને અમે અભિનંદન આપીએ છીએ.

પ્રે. મ.

*

**આપઘાત :**

યુવાન વયની સ્ત્રીઓ અને બાળાઓના આપઘાતના કિસ્સા ખૂબ જ વધી પડયા છે. આ મહિને ફરી એક એવો કરુણ કિસ્સો બનવા પામ્યો છે. મુંબઇમાં એક માણેકબાઇ વિઠ્ઠલદાસ માધવજી નામની ૧૯ વર્ષની યુવતીએ અગાશીમાંથી નીચે પડતું નાંખી આપઘાત કર્યો છે. પાડોશીઓએ જુબાની આપી હતી કે બાઇ પર ઘણો જુલ્મ થતો હતો. અને જ્યુરીએ પણ એ જ કારણસર બાઇએ આપઘાત કર્યો હોવાનો અભિપ્રાય જાહેર કર્યો છે. એ બાઇના અવસાન બદલ શોક પ્રદર્શિત કરવા એક સભા એ માળામાં રહેતાં ભાઇ-બ્હેનોએ ભરી હતી અને જેમાં સમાજના આવા જુલ્મી રીતરિવાજોની ઝાટકણી કાઢવામાં આવી હતી. મુંબઇ જેવા શહેરમાં એક બ્લોકમાં રહેતા કુટુંબને એની પાસેના જ બ્લોકમાં રહેતું કુટુંબ ઓળખવાની દરકાર પણ કરતું નથી એમ કહેવાય છે. આ માળાનાં રહેવાશીઓએ એ મંતવ્યને ખોટું પાડતું પ્રશંસનીય કાર્ય આ સભા ભરી કર્યું છે. પણ એ તો 'રાંડયા પછીના ડહાપણ' જેવું છે. પાડોશીઓએ પોતાની ફરજ વધારે સારી રીતે અદા કરી હોત અને એ બ્હેનને જુલ્મમાંથી બચાવવા ઘટતાં પગલાં પહેલેથી લીધાં હોત અને એમનાં સાસુ, નણંદોનો સામાજિક બહિષ્કાર કર્યો હોત તો વાત આટલી વધત નહિ. ગમે એટલો જુલ્મ થતો હોય તો પણ કુટુંબની વાતમાં કેમ પડાય ? એમ કરીને જે તમાશા વૃત્તિ આપણે ધારણ કરીએ છીએ તે અયોગ્ય છે. આવી બાબતોમાં વચ્ચે પડવું જ જોઇએ.

એ બાઇની જ્ઞાતિ—લોહાણા. જ્ઞાતિના જ એક ભાઇએ આ વિષે વધારે તપાસ કરી જે હકીકત મેળવી છે તે હકીકત અમે આ જ અંકમાં અન્યત્ર પ્રગટ કરી છે તે પરથી સદ્‌ગત બ્હેન પર વરસતા જુલમનો ખ્યાલ કોઇને પણ આવી શકશે. એ ભાઇએ આ બનાવની તપાસ કરવાનો શ્રમ લઇ જ્ઞાતિજનોની અને સમાજની આંખ ખોલવા પ્રયત્ન કર્યો છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. એમણે જે તપાસ કરી છે તેને પરિણામે આ બીના બનવાના કારણો પ્રકાશમાં આવ્યાં છે. જોકે એ કારણો ખાસ વિશિષ્ઠ નથી જ. બાઇ માણેકબાઇ જેવી હજારો બાઇઓ એ જ જાતનો ત્રાસ એજ કારણને લીધે વેઠી રહી છે. માણેકબાઇ પર જુલ્મ વરસાવવાનું કારણ એ હતું કે સાસુને એ પસંદ ન હતી. ( કેમ જાણે સાસુ સાથે એનાં લગ્ન ન થયાં હોય ! ! ) સાસુની ઇચ્છા પોતાના છોકરા માટે બીજી સ્ત્રી લાવવાની હતી. જો કે જ્યાં એક પર બીજી સ્ત્રી કરવાનો રિવાજ નથી ત્યાં પણ વહુઓ પર જુલ્મ થાય છે જ. છતાં જ્યારે એક પર બીજી સ્ત્રી લાવવાનો રિવાજ હયાત હોય, જ્યારે બીજી વહુ ખુશીથી આણી શકાશે એવી ખાત્રી હોય ત્યાં સ્ત્રીની કંઇ કિંમત રહેતી જ નથી. આપણી જ્ઞાતિ વ્યવસ્થા અને માર

જવાબદાર છે. આટલો જુલમ બાઈ પર વરસતો હોવાનું જ્ઞાતિજનો ઠીક જ ન જાણે એમ તો ન જ બને. એ જાણવા છતાં કોઈ પણ પોતાની કન્યા દેવા કેમ તૈયાર થાય એ જ પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉઠે છે. પણ સાસુના મનમાં એ વિષે કોઈ જાતની શંકા લાગતી નથી. અને હવે એ બ્હેનના મૃત્યુ પછી, આટલી વિગતો પ્રકાશમાં આવ્યા પછી પણ ન્યાતમાંથી કોઈક તો પોતાની કન્યાને એજ સાસુને પક્ષે સોંપવા તૈયાર થશે એવી શંકા તો એ બ્હેનના પિતાને પણ છે. કન્યાઓની છત હોવાને લીધે આવું બનશે પણ ખરૂં. જ્ઞાતિએ આ બનાવ અંગે કશું પણ કર્યું નથી એજ એવું માનસ દર્શાવવા પૂરતું છે.

અમુક માલનો જથો વધારે પડતો જમા થઈ જાય ત્યારે એને ગમે તે રીતે ઠેકાણે પાડવાની વ્યવસ્થા વેપારીઓ કરે છે. કન્યાઓ પણ એજ પ્રકારની ગાલતી વસ્તુઓ હોય તેમ અમુક જ્ઞાતિમાં એમની છત હોવાને કારણે તેમને ગમે તે રીતે ઠેકાણે પાડી દેવાનો પ્રયત્ન માબાપ કરે છે. તેમાં એ લોકો ઘર, વર, કુળ કંઈ જોતાં નથી. માબાપો કહે છે કે "શું કરીએ ? છોકરી ઉમ્મર લાયક થઈ એટલે પરણાવવી તો ખરી જ ને ? ન્યાતમાં વર ન મળે ત્યારે શું કરીએ ?" એક જ્ઞાતિમાં આ રીતે કન્યાની છત હોય તો બીજી જ્ઞાતિમાં કન્યાની અછત હોય છે. અને સારા વરોને જોઈએ તેવી કન્યા મળી શકતી નથી. પરિણામે ત્યાં યે કજોડ લગ્ન થાય છે. આપણી જ્ઞાતિ સંસ્થા જ આને માટે જવાબદાર છે. નાના નાના વાડાઓ, અને નાની નાની જ્ઞાતિઓના વર્તુળમાં જ લગ્ન થાય, અને પર ન્યાતીલાને કન્યા ન દેવાય એવું માનસ હજી સમાજના મોટા ભાગમાં છે જ. આંતર્જાતીય લગ્નોની સંખ્યા વધી છે, છતાં પ્રમાણમાં નહિ જેવી જ. કેટલાક શિક્ષિતો પણ આંતર્જાતિય લગ્નની વિરૂદ્ધમાં એ દલીલ મૂકે છે કે એવાં લગ્નો સંસ્કાર અને રિવાજોની અસમાનતાને કારણે સુખી નથી નિવડતાં. ત્યારે આવાં સ્વજ્ઞાતિમાં જ થએલાં લગ્નો શું વધારે સુખી નિવડે છે ? જ્યારે આપણે ન્યાતજાતના બાધ છોડીશું, અને ગમે તેવો મળે તો ય જ્ઞાતિનો જ વર પસંદ કરવા કરતાં, યોગ્ય વર પર જ્ઞાતિનો હોય, તો પણ તેની જ પસંદગી કરવાનું યોગ્ય સમજીશું, જ્ઞાતિ બંધનોને દૂર કરવા જેટલી નૈતિક હિંમત કેળવીશું ત્યારે જ આનો ઉકેલ આવશે.

પિતાને પોતાની પુત્રી પરણાવવી જ પડે છે. સામાન્ય રીતે પિતાની સ્થીતિ જીવનભર પોતાની પુત્રીને પોષવા જેવી નથી હોતી. કન્યા શિક્ષણ વધ્યું છે છતાં એટલું બધું તો નથી જ વધ્યું. કન્યાઓ યોગ્ય વર ન મળે તો ન પરણે, અને જાતે કમાઈ લે તો કંઈ વાંધા જેવું નહિ એ જાતનું માનસ પણ હજી સમાજે કેળવ્યું નથી. કન્યાને પોતાનું પોષણ કરી લેવા જેટલી શક્તિ–શિક્ષણ પણ મળતું નથી એટલે કન્યા પરણે નહિ તો શું કરે ? માતાપિતા એને પરણાવે નહિ તો શું કરે ? અને પછી તો જે મળે તે ખરૂં. જેવાં છોકરીનાં નસીબ ! આપણે તો પાછા પ્રારબ્ધવાદી રહ્યા ને ! એ તો બધું કર્મમાં લખાયલું જ. એટલે પ્રારબ્ધવાદી માતા, પિતા, સગાં વહાલાં, 'જેવાં છોકરીનાં નસીબ' કહી સંતોષ માની લે છે અને કારણોને ઉંડે ઉતરવાની અને એમને દૂર કરવાની જરૂર જોતા નથી.

આખા કિસ્સામાં વધારે ધ્યાન ખેંચનાર વસ્તુ એ છે કે લગ્ન થયાને પાંચ વર્ષ થયાં, એટલો વખત પોતાની સ્ત્રી ઉપર જુલમ થતો હતો તે પતિની જાણ બ્હાર તો નજ હોય. તો એ જુલમનો વિરોધ કરવા એમણે કશું કર્યું હતું કે ? સૌથી વધારે મોટી જવાબદારી તો મરનાર સ્ત્રીના પતિની હતી. અને

અમણે તો આ બાબતમાં ભારે મૌન સેવ્યું છે. એમણે જો પત્ની ઉપર થતા જુલમનો વિરોધ ન કર્યો હોય તો શા કારણે ? શું એમાં એમની છાની સમ્મતિ હતી ? કે વડીલોની સામે થઇ શકવાની અશક્તિ એના કારણભૂત હતી ?

એમની સમ્મતિ હોય પણ ખરી કે જે આશ્ચર્યજનક નથીજ; એવા પતિઓ પણ હિંદુ સમાજમાં જોઇએ એટલા જડશે. પણ ઘણીવાર એવું પણ બને છે કે પતિ મનમાંથી તો માતા પિતાના આવા વર્તનથી નારાજ હોય, પત્ની તરફ એની સહાનુભૂતિ હોય પણ એ કશું કરી શકે નહિ. આના મૂળમાં પણ આપણા વડીલોને જ પ્રભુત્વ આપતી કુટુંબસંસ્થા જવાબદાર છે. કુટુંબમાં વડીલોનુંજ જોર-શાસન હોય છે. નાનપણથીજ બાળક એ શાસન નીચે દબાતું છુંદાતું ઉછરે છે. તેના માન અપમાનની, ઇચ્છા, અનિચ્છાની દરકાર કોઇ કરતું નથી. તેમાં વિવાહ અને લગ્ન વિષેની મર્યાદા અને આમન્યાના આપણા ખ્યાલો એવા વિચિત્ર હોય છે કે પતિ પત્નીથી મોટાંઓની સમક્ષ કે તેઓ સાંભળે એમ કામ પ્રસંગે પણ વાત ન થઇ શકે, વહુથી સસરા સાથે તો વાત જ ન થઇ શકે અને સાસુ સાથે પણ મોટે સાદે તો બોલાયજ નહિ. વહુને વિષે કંઇ વાત પતિ મોટાં સાથે કરે તો મુરબ્બીઓની આમન્યાનો ભંગ કર્યો ગણાય. આવા આવા રિવાજો ગુજરાતમાં પણ કેટલેક સ્થળે મોજુદ છે. પત્ની સંબંધી કંઇ વાત જ કરવાનું જ્યાં શક્ય ન હોય ત્યાં એના પર કદાચ ત્રાસ વર્તાવવામાં આવતો હોય તો તેનો વિરોધ તો પછી પતિ ક્યાંથીજ કરી શકે ? એમ કરે તો મર્યાદાનો ભંગ કર્યો ગણાય. આ માન મર્યાદાના સંસ્કારો અને વિચારો નાનપણથીજ એવા મગજમાં ઉંડે ઉતરી જાય છે કે શિક્ષિતો પણ એમના આ સંસ્કારોની પર જઇ વિવેકબુદ્ધિ વાપરી રિવાજોની સારાસારતા વિચારી, અનિષ્ટ લાગતા રિવાજો સામે થવાની નૈતિક હિંમત દાખવી શકતા નથી. અપવાદરૂપે કોઇક નીકળી આવે.

મુરબ્બીઓ સામે વ્યક્તિગત સામનો જો પુરુષો ન કરી શકતા હોય તો તેમણે સંગઠિત થઇ, મંડળો સ્થાપી, આવા રિવાજોના વિરોધ કરતા ઠરાવ પસાર કરી પોતાનો વિરોધ જાહેર કરવો જોઇએ. અને એમાં થઇને વિરોધ કરવાનું વધારે સહેલું બનશે. અનિષ્ટ લાગતા રિવાજોની સામે થવા જેટલી નૈતિક હિંમત કેળવવી એ દરેક શિક્ષિતની ફરજ છે.

આપણી સ્ત્રીઓમાં જે અજ્ઞાન છે તે આવા બનાવો માટે જવાબદાર છે. વહુ તરીકે જે પોતાને વિત્યું હોય તે પાછું વહુને વિતાડાય ત્યારે જ એમનું સાસુપદ સાર્થક થાય ને ! એટલે સ્ત્રીઓ જ સ્ત્રીઓનો દ્રોહ કરે છે.

એટલે આવા બનાવો અટકાવવા માટે તો સ્ત્રીઓની અજ્ઞાનતા દૂર કરવી જોઇએ. અને વહુના વ્યક્તિત્વને છુંદતા અનિષ્ટ રિવાજોનો સામાજિક સામનો કરવો જોઇએ. તેમજ જ્યાં ત્રાસ વર્તાતો હોય ત્યાં પાડોશીઓએ પણ તટસ્થ ન રહેતાં ત્રાસ અટકાવવા પગલાં લેવાં જોઇએ. સ્ત્રીહિતની સંસ્થાઓ, અને સ્ત્રીમંડળોએ આવી દુઃખી સ્ત્રીઓને કુટુંબીઓના ત્રાસમાંથી મુક્ત કરવા બહાર આવવું જોઇએ. જ્ઞાતિ પોતે પણ એ દિશામાં કાર્ય કરી શકે એમ છે. આ વસ્તુ જો જ્ઞાતિ જ પોતાના હાથમાં લે તો સુધારો વધારે જલદી થઇ શકે.

વિ. દે.

### સ્ત્રીહિતની સંસ્થાઓને :

મુંબઈના જૈન યુવક મંડળના સ્ત્રી વિભાગના મંત્રીઓ તરફથી એક નિવેદન બહાર પાડી જાહેર કરવામાં આવ્યું છે કે જૈનસમાજની કોઈ સ્ત્રીને કૌટુંબિક ત્રાસ, અત્યાચાર, સમાજના સીતમ સહેવા પડતા હોય તો તેણે ઉપરોક્ત મંડળના મંત્રીને ખબર આપવી. તો તે મંડળ એ બ્હેનને મદદ કરવા પ્રયત્ન કરશે.

મંડળનો આ પ્રયત્ન પ્રશંસનીય અને અભિનંદનીય છે. સ્ત્રીઓ ઉપર થતા જુલ્મ સામે સમાજે અત્યાર સુધી આંખમિચામણાં જ કર્યાં છે. સમય આવ્યો છે કે જ્યારે આપણે આપણી જવાબદારી સમજી લઈએ. સ્ત્રીઓને જે સામાજીક વિટંબણાઓ અને હાડમારી વેઠવી પડે છે તેમાંથી તેમને બચાવી લેવાનો, તેમને મદદ કરવાનો આ જ રસ્તો યોગ્ય છે. જ્ઞાતિ જો આવી વ્યવસ્થા કરી શકે તો સૌથી શ્રેષ્ઠ. તેમ ન હોય ત્યાં સ્ત્રીહિતની સંસ્થાઓ અને મંડળોએ આ કાર્ય ઉપાડી લેવું જોઈએ. બીજાં મંડળો આ યોજનાનું અનુકરણ કરે એ આશા અસ્થાને નથી. વિ૦ દે.

*

### રાજકોટની લડત :

રાજકોટમાં હજી લડત ચાલુ જ છે. પ્રજાનાં દમન હજી અટક્યાં નથી. પણ પ્રજા દમનને જાણે પી ગઈ હોય એમ વધારે જોસથી લડે છે.

રાજકોટની લડતની સરદારી શ્રી. વલ્લભભાઈએ સ્વીકારી ત્યાર પછી લડતમાં વધારે જોસ આવ્યું હતું, અને શ્રી. વલ્લભભાઈનાં તીખાં ભાષણોથી રસનું સિંચન પણ સારું થયું હતું. શ્રી વલ્લભભાઈએ કહ્યું હતું કે રાજકોટની લડત માત્ર રાજકોટની જ નથી પણ એને મહાસભાનો સબળ ટેકો છે. બ્રિ. હિંદુસ્થાનની પ્રજાને પણ રાજકોટને પડખે લાવી ઉભી કરી શકવાની હાકલ એમણે કરી હતી ત્યાર પછી કોણ જાણે શાથી પણ એમના માનસમાં પલટો થયો હોય એમ લાગે છે, રાજકોટની લડતને પોતાની બનાવવા તત્પર એવા બ્રિ. હિંદવાસીઓને એમણે ચોભી જવાનું સંભળાવી દીધું છે.

રાજકોટની લડત માત્ર રાજકોટની પ્રજાની નથીજ. એ માત્ર બધા રાજસ્થાનીઓની જ લડત છે એમ કહેવું એ પણ સત્યથી વેગળું છે. રાજસ્થાનોની લડત અને હિંદની સ્વતંત્રતા માટેની લડત એ બંને એક જ છે. જુદા જુદા મોરચે લડાતી લડતને સાંકળવાનો પ્રયત્ન કરવો જોઈએ. હિંદની સ્વતંત્રતાની લડતને ત્યારે વેગ મળશે. છતાં આજે રાજકોટની લડતને રાજકોટ પૂરતી મર્યાદિત કરી તેને એકલી પાડી દેવાનો પ્રયત્ન થતો જોઈ અમને નિરાશા ઉપજે છે. આવી જાતની નીતિ ધારણ કરવાથી રાજસ્થાનીઓની લડતને અને બ્રિ. હિંદની લડતને પણ ભારે ધોકો પહોંચશે.

કામદારહિતવિરોધી અને ખેડુતહિતવિરોધી કાયદાઓ પસાર કરી, કામદારો ઉપર ગોળીબાર ચલાવી, દમનધારાને અમલમાં મૂકી મહાસભાએ ચુંટણી વખતે આપેલાં વચનોનો ભંગ કર્યો છે એટલું જ નહિ, પણ એમ કરી વિશાળ આમજનતાનો વિશ્વાસ પણ ખોયો છે. મહાસભાએ પોતાની પ્રતિષ્ઠા ઘણે અંશે ગુમાવી છે. રાજકોટની લડતને એકલી પાડી દઈ, પછી 'જવાબદાર રાજતંત્ર' એટલે 'જવાબદારીના અંશોવાળુ રાજ્યતંત્ર' એવી એની વ્યાખ્યા કરી લઈ જો પ્રજાને છેહ દેતું સમાધાન શ્રી. વલ્લભભાઈ તરફથી કરવામાં આવશે તો મહાસભા એની રહી સહી પ્રતિષ્ઠા પણ ગુમાવશે જ.

મહાસભાના હાથમાં રાજ આવે તો સ્વરાજ્ય મળ્યું જ સમજવું એવી ઘણાને શ્રદ્ધા હતી એ શ્રદ્ધા ડગી છે. મહાસભાના હાથમાં બધા વર્ગોનાં હિતો સંરક્ષિત છે એવું મહાસભાવાદીઓ કહેતા. એ વચનો પર શ્રદ્ધા રાખતા ખેડુતો અને કામદારોને તો કડવા અનુભવો મળી જ ચુક્યા છે અને સ્વરાજ્ય મળે તો એ સ્વરાજ્ય કેવું હશે તેની ઝાંખી પણ એમને થઈ ચૂકી છે. વિ. દે.

—○—

# વીજળી

લેખક :
શ્રી. મકરામ

નવલને મન આજ આનંદનો પાર નહોતો. દેસાઇજીનું ઘર ફરી ઉઘડ્યું હતું. દેસાઇજી હતા ત્યાં સુધી તો તે તેમના ઘરનું કામકાજ કરતી. તે જૂની અને વિશ્વાસપાત્ર સ્ત્રી હતી. યુવાનીથી માંડીને ગામના પ્રતિષ્ઠિત જમીનદાર દેસાઇજીના ઘરનું કામકાજ કરી તેણે મહેરબાની મેળવી હતી.

નવલ તેના ધણીની નાતરે આવેલી સ્ત્રી હતી. તે અને તેનો ધણી એમ બન્ને જણ દેસાઇજીને ત્યાં નોકરીએ રહ્યાં હતાં. નવલનો ધણી દેસાઇજીના પરાવાળાનું કામ કરતો. પણ આજ તો તેનો ધણી હયાત નહોતો. તેના અવસાન પછી નવલને ઘણું દુઃખ પડયું. મનને ગાંઠ મારી કામકાજમાં તે જીવ પરોવતી.

પણ સમય તો પોતાનું કામ કર્યે જતો હતો. એક દિવસ દેસાઇજી પણ રામશરણ થયા. અને તેમનું ઘર બંધ થયું. નવલની નોકરી પણ ગઇ. નોકરી ગયા પછી તેને બહુ સોસવું પડયું. તે હવે વૃદ્ધ થઇ હતી. નાતરે આવ્યા પછી પ્રભુએ તેને એક છોકરો આપ્યો હતો. છોકરો તો હવે મોટો થયો હતો પણ તેનામાં કશાય રામ નહોતા. તેનો છોકરો તેને ગાંઠતો નહોતો. તેને પોતાની કે પોતાની માની જરા ય પરવા નહોતી. નવલને પોતાના છોકરા માટે બહુ ઉજાગરા રહ્યા કરતા.

નવલનો છોકરો, ચામથો, ગામમાં રખડતો ફરતો. તે ઉધડ કામે જતો અને થોડું ઘણું કમાઇ લાવતો. અમથો જે રળી લાવે તેમાંથી મા દીકરાનું પોષણ થતું. પણ ઘરમાં કંઇ બચત રહે એ માટે તેણે પણ ઉધડિયા કામે જવાનો નિશ્ચય કર્યો.

પણ તેને એટલામાં ખબર પડી કે દેસાઇજીનો પુત્ર જે બહારગામ અભ્યાસ કરતો હતો તે ગામમાં જ રહેવા આવ્યો હતો. નવલના આનંદનો પાર રહ્યો નહિ. દેસાઇજીનો પુત્ર નોકરીએ રાખશે એ આશાએ તેણે તેને ત્યાં જવાનો વિચાર કર્યો.

ભરી ભરી આશાએ તે દેસાઇજીના મકાન પાસે આવી.

પિતાનું સ્થાન હવે પુત્રે લીધું હતું. જાગીરની તમામ વ્યવસ્થા હવે તે જ કરતો હતો. મુંબઇમાં કાયદાનો અભ્યાસ પૂર્ણ કરી પ્રફુલ હવે તેના ગામમાં જ રહેવા આવ્યો હતો. તેની જાગીરનું ઉત્પન્ન મોટું હતું. યુવાન પ્રફુલ્લે પિતાની રીતિમાં ઘણા ફેરફારો કરી નાખ્યા હતા. શહેરમાંથી તે ગામમાં વસવા આવ્યો હતો માટે ગામમાં પણ શહેરના જેટલી સુખ સગવડ મળે એવી જાતના તેના ફેરફારો હતા.

જાગીરની વ્યવસ્થામાં તેણે નહિ જેવા જ ફેરફારો કર્યા હતા. જૂના માણસોને તેણે કાઢી મૂક્યા નહિ, પણ તેઓ માથે ચઢી ન વાગે એટલા માટે તે ચિવટાઇભરી નજર બધા તરફ રાખતો.

ઘરમાં તેણે નવું ફરનીચર વસાવ્યું હતું. પોતાના મકાન પાસે જ એક સુન્દર બાગ બનાવ્યો હતો. કુવાને બદલે બોરીંગ કરાવી પંપ મૂકાવ્યો હતો. જુની ઘોડાગાડી કાઢી નાંખી નવી ઘોડાગાડી વસાવી હતી. નોકરોને વસવા માટે પોતાના જ મકાન પાસે નાની ઓરડીઓ બંધાવી હતી. મકાનના દરવાજા પર હમેશને માટે એક દરવાન રાખ્યો હતો.

આમ પ્રવુલે સાધારણ જોઈતા સુધારા કરાવ્યા હતા.

મકાન પાસે આવતાં જ નવલે મકાનનો રંગ ફરી ગયેલો જોયો. તેણે જુના મકાનમાં પ્રથમ નજરે આ બધા ફેરફારો જોયા.

તેણે દરવાજા પાસે દરવાનને ઉભેલો જોયો. અંદર જતાં તે જરા ખમચી, પણ દરવાનની દરકાર ન કરતાં મકાનમાં જવા તેણે ઝડપી પ્રયત્ન કર્યો. દરવાને તેને અટકાવી. નવલની આંખ ફરી ગઈ, તેણે જવાબ આપ્યો.

' ચ્યમ, શું સે ! અંદર જવું સે ! '

પણ દરવાનને તેની આ તોછડાઈ ગમી નહિ. તેણે નવલને અંદર જવા દીધી નહિ.

મકાન આગળ ગરબડ વધી પડતાં પ્રવુલ બહાર આવ્યો અને નવલને અંદર આવવા દેવા દરવાનને સૂચના આપી.

નવલ અંદર ગઈ.

' ચ્યમ, મોટાભાઈ ! આઈ પોકયા ? ' નવલે પ્રવુલની આમ ખબર પૂછી અને જમીન પર તેની ખુરસી પાસે બેઠી.

' કેમ, નવલ ! મઝામાં છે ને !' પ્રવુલે પણ તેની ખબર પૂછી.

પ્રવુલ નવલને સારી રીતે ઓળખતો હતો. રજા તથા વાર તહેવારોમાં તે મુંબઈથી પોતાને ગામ આવતો ત્યારે નવલ ખુશ-થતી અને તેનો પડતો બોલ ઝીલી લેતી.

' તું હમણાં શું કરે છે ! ' પ્રવુલે પૂછ્યું.

' જેમ તેમ દન કાઢીએ, ભાઈ ! દાદા હતા તીઆરે તો બહુ હારું હતું. ' આમ કહી દેસાઈજીને યાદ કરી તેણે દુઃખ કર્યું. તેની આંખમાંથી આંસુ ટપકતાં હતાં.

' હશે. જે થવાનું હોય છે તે થએ જાય છે. આપણે શું કરીશું ? ઠીક, તારો અમથો શું કરે છે ? ' પ્રવુલને કારણ વગરની

ઠ

રડાફૂટ ગમી નહિ, એટલે તેણે બીજો પ્રશ્ન પૂછ્યો.

' એ શું કરે ? જંઈ તંઈ છીડાં પાડે સે અને રોજ રોજ ઘરમાં તકરાર લાવે સે. મને એનાથી બહુ સંતાપ થાય સે. '

' કંઈ કામે જાય છે કે નહિ ? '

' મનમાં આવે તીઆરે જાય નકર ના જાય. '

' તું એને કંઈ કહેતી નથી ? '

' અરે, કેંવા જઉંસું તીઆરે મારવા તડે સે ! '

પ્રવુલ જરાવાર શાન્ત રહ્યો અને પછી કહ્યું:

' એને મારી પાસે મોકલજે. '

' એ તો નંઈ આવે, મુઓ ! નખળાની હોબતે ચઢયો સે તે ! "

' કોઈ ખરાબ સોબતે ચઢી ગયો છે ? '

' હોવે, ભાઈ ! કેંવામાં કંઈ વકર નથી. '

' તેની ઘરવાળીને તો દુઃખ નથી આપતો ને ? ' નહોતો પૂછવો જોઈતો પ્રશ્ન પ્રવુલે પૂછ્યો.

' શેની ઘરવાળી ? એ બચારો હોત તો મારે બહુએ મોટા વચાર હતા.

' કેમ એને શું થયું ? ' સમજ ન પડતાં પ્રવુલે પૂછ્યું.

' મરી જી, બચારી ! ' આમ કહી નવલે ઉંડો નિઃશ્વાસ નાખ્યો.

' મરી ગઈ ? શાથી ? ' પ્રવુલે મોટા અચંબાથી કહ્યું.

' મેંનત મજુરી કરી અમથાને પૈનાયો તીઆરે બચારીને ઝાંખરમાંથી હાપ કઈડી જ્યો અને એ, રતન જેવી, અમને મેલીને ચાલી નેહરી. ' નવલની આંખમાંથી આંસુ વહી રહ્યાં હતાં.

' બહુ ભલી છોકરી હતી. ' પ્રવુલે પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

'બધાં એમ જ કે'તાંતાં. એનાથી મારો એમથી પાંશરો રે'તો. પણ હવે તો તે બેફ-ટાંક થઇ જયો સે.'

આમ કહી નવલે માથે છેડો વાળી રડવા માંડયું. પ્રતુલને લાગણીનું પ્રદર્શન ગમ્યું નહિ. નવલને આશ્વાસન આપી, સમજાવી શાન્ત પાડી.

થોડીવાર પછી નવલ જે માટે આવી હતી તે વાત તેણે રજૂ કરી.

"પતુલભઇ, શું કઉં તમને ! દાદા ગીઆ તીઆરથી મોટું દખ આઇ પડયું સે. મારા દન જતા નથી, ભઇ ! દાદા વના અમારો કુણ ભાવ પુસે ? બધાં વ હાંકી મેલે. તમે આયા સો તે બવુ હારૂં સે."

પ્રતુલ તેના કહેવાનો ભાવાર્થ સમજ્યો.

'નવલ, તારે અહીં નોકરીએ રહેવું છે ?'

'હા, ભઇાપ ! આસો તો બહુ હારૂં. તમે અને ના કો નંઇ એમ મને લાગે સે.' નવલ ભારે ઉત્સાહમાં આવી ગઇ.

'ઠીક, કાલથી તું અહીં આવજે.'

નવલ ખુશ ખુશ થઇ ગઇ.

'ભઇ, મારા અમથાને કેં નોકરી અલાવોને !'

'ઠીક. એને પણ અહીં રાખીશું. પણ, તે પહેલાં તું એને મારી પાસે મોકલજે.'

'હારૂં ભઇાપ ! તમે પણ દાદા જેવા જ સો !'

આમ કહી હસતી હસતી નવલ ત્યાંથી વિદાય થઇ.

'અરે, મિયાં ! છગાશેઠકુ હમેરી પાસ ભેજો—અભી તક.'

'જી સાબ !'

નવલના ગયા પછી પ્રતુને મિયાંને હુકમ કર્યો. અને સદાય હુકમ માનવાને તત્પર રહેતા મિયાં ઉઠયા અને પ્રતુલને ઝુકીને સલામ ભરી હુકમ બજાવવા બહાર નીકળી પડયા.

'અરે, મગનલાલ ! શું કરો છો ? આ સાલ કપાસ કેટલો ઉતરે એમ છે ?' મિયાંને હુકમ આપી પ્રતુલ તેના મુખ્ય મુનીમ તરફ ફર્યો અને કહ્યું.

પાછલી સાલની બાકીઓ કાઢતા મગનલાલે ચોપડામાંથી ડોકું ઉંચું કરી પ્રતુલને હાજર જવાબ આપ્યો.

'હોણ સાલ કપાસ સારો ઉતરશે, સાહેબ ! અને એ માટે છગા શેઠની માગણી પણ આવી છે.'

મુનીમનો જવાબ સાંભળી પ્રતુલ પોતાના દીવાનખાનામાં ગયો.

છગાશેઠને લઇને મિયાં થોડીવારમાં આવ્યા.

છગાશેઠ એ ગામની આગળ પડતી વ્યક્તિ હતી. અને તેમનું વ્યક્તિત્વ આખા ગામે પિછાણ્યું હતું. એમની પાસે અઢળક પૈસો હતો એમ તો કહી શકાય નહિ પણ 'શેઠ' કહી શકાય એટલો પૈસો તો તેમની પાસે હતો. તે એકજ જાતનો વ્હેપાર કરતા નહિ. તેમનાં વ્હેપારનાં ક્ષેત્રો અનેક હતાં, એ ક્ષેત્રોમાં તે નામાંકિત બની ગયા હતા.

તેમનામાં એક બુરી ટેવ હતી. તે હંમેશાં પોતાને રૂપાળા માનતા. જો કે તેમની આ ટેવને વખોડી ન જ શકાય. કારણ, સૌ કોઇ પોતાને રૂપાળા માને તો તેમાં કંઇ હરકત જેવું નથી.

આખા ગામમાં તે એકલા જ રૂપાળા છે એમ તેમને ફાંકો હતો. એનું કારણ માત્ર એટલુંજ હતું કે શેઠ જરા ગોરા હતા. પણ ગોરા માણસો રૂપાળાજ હોય એમ કહી શકાય નહિ, છતાં પણ તે ગામડામાં રહેતા હતા, એટલે તેમના ગૌરવર્ણને લીધે તેમને રૂપાળા કહેવા માટે કોઇ ભૂલ કરતું તો તે ગામડા ગામમાં ચલાવી લેવાય એમ હતું.

તેમના અદશ્ય થતા જતા યૌવનમાં હજી ઘડપણની છાપ પડી નહોતી સદાય યુવાન

રહેવાના હોય એમ તેમની ક્રિયા પ્રક્રિયા પરથી જણાતું હતું.

છગા શેઠે રાતી ચટક પાઘડી માથે મૂકી હતી. ઉજળું, રાતી કિનારનું ધોતિયું અને બગલાની પાંખ જેવા ધોળા અંગરખાથી તેમનો દેહ દીપી ઉઠતો હતો. અને આંખે પહેરેલા ચશ્માથી તે જરા ઠીક લાગતા હતા. તે પાવરધા અને હોશિયાર હતા.

પ્રફુલ્લના ખેતરોનો કપાસ છગા શેઠજ રાખતા. અને તે સંબંધી વાતચિત કરવા પ્રફુલે તેમને બોલાવ્યા હતા. કપાસનો ભાવ તાલ નક્કી કરી શેઠ ઉઠ્યા. અને ઉઠતાં ઉઠતાં તેમણે સ્વાભાવિક કહ્યું.

'હું નાનપરે પણ જતો આવીશ.'

નાનપરામાં જ કપાસના ખેતરો આવેલાં હતાં. નાનપરે શેઠ ઘણુંખરું આવતા જતા. નજીવું કારણ હોય તોપણ તેને મોટું મહત્ત્વ આપી એકાદ આંટો મારી આવતા. કારણ, નાનપરાની બાજૂમાં તેમની પણ થોડીઘણી જમીનો હતી.

શેઠ નાનપરે જાય એમાં પ્રફુલે ખાસ ખુશાલી જણાવી નહિ. તેના મુખ પર સહેજ કચવાટ અને રોષની લાગણી સ્પષ્ટ તરી આવી.

દરવાજાના પગથિયાં ઉતરતાંજ છગાશેઠને નવલનો અમથો સામો મળ્યો.

અમથો બાવીસેક વર્ષનો ફૂટતો યુવાન હતો. તેની પહોળાઈ તથા ઉંચાઈ તેના મજબુત શરીરની ચાડી ખાતી હતી. તેની આંખો મોટી અને તેજસ્વી હતી. તેણે માથા પર વાળનાં ઝુલ્ફાં વધાર્યાં હતાં. તેણે એક સરખી રીતે ઝુલ્ફાં હોળ્યાં હતાં, તેણે ધોતિયા પર લાલ જાકીટ પહેર્યું હતું, અને ગળે લીલો રૂમાલ વીંટાળ્યો હતો.

હાથમાં લીધેલી સીગરેટના દમ લેતો, પાન ચાવતો, ચમચમતા બુટનો અવાજ કરતો અમથો રોફથી આવતો હતો.

છગા શેઠે તેને દરવાજા આગળ જોયો. બન્નેની આંખ ચમકી ઉઠી.

'સા......કાળિયા!' છગા શેઠને જોઈ અમથો બબડ્યો અને તેમના તરફ જાણીજોઈને સ્વચ્છંદતાથી પાનની પીચકારી મારી.

'બેવકૂફ! બગુચક!'

અમથાને જોઈ વિફરેલા છગા શેઠ ઘૃણાપૂર્વક મુઠ્ઠી ઉગામી ત્વરાથી ચાલ્યા ગયા.

દરવાનની પરવા કર્યા વિના અમથો દરવાજામાં દાખલ થઈ ગયો હતો. ચમચમતાં બુટ એક બાજૂએ કાઢી તે પ્રફુલના દીવાનખાના આગળ જઈ ઉભો રહ્યો. તેને જોઈ પ્રફુલ બહાર આવ્યો, અમથાએ તેને સલામ કરી. દીવાનખાના આગળ આવતાં પહેલાં તેણે સીગરેટ ફેંકી દીધી હતી.

પ્રફુલ અમથાનો દેહ પળવાર જોઈ રહ્યો. નાનપણમાં માયકાંગલો લાગતો અમથો યુવાનીમાં જબરજસ્ત લાગતો હતો.

'અમથા, બહુ મોટો થઈ ગયો, નહિ?'

કૉલેજમાં ગયા પછી પ્રફુલે તેને બહુ જોયો નહોતો એટલે તે તેને આજ મોટો લાગ્યો.

અમથો શરમાઈ ગયો. તેણે જવાબ આપ્યો નહિ. માત્ર તે ધીમું ધીમું હસ્યો.

'અલ્યા, અમથા! કહે છે કે તું તારી માને બહુ સતાવે છે!' પ્રફુલે પૂછ્યું.

'કુણ કે' સે?'

'તારી મા કહે છે. તે હમણાં જ મારી પાસે આવી ગઈ.'

'એણે જ મને અહીં મોકલ્યો સે. હું તો એને હતાવતો નથી. એજ મને હતાવે છે.'

'કેમ?'

'નકામી વાતો થાય. જવ દે ને એ વાત! અવડે એ મારી પાછળ હડી મેલી આવતી હશે.'

'નવલ આવતી હોય તો ભલે આવે,

તું ગભરાય છે શા માટે ? તને સતાવતી હશે તો હું એને ઠપકો આપીશ. '

' એ તો નથી હમજે એવી. ' અમથાએ કટાણું મુખ કરીને કહ્યું.

' શું નથી સમજે એવી ! કે' વાત તો કર ભલા ! '

' ભલાભ, એ બધું મને ના પુસો તો બહુ હારૂ થાય. '

થોડીવારમાં નવલ આવી પહોંચી અને અમથાને વાતો એ વળગેલો જોઇ કંઈ કામ ખોળી તે કામ કરવા મંડી ગઇ.

' જોયું ? મારી પાછળ પાછળ ફરે સે તે ? ' નવલ જરા આઘી ગઇ એટલે અમથાએ કહ્યું.

' એ તો મેં એને અહીં કામ કરવા રાખી છે. તારે પણ આજથી અહીં કામ કરવાનું છે. પણ, નવલ તને શા માટે સતાવે છે ? '

નવલ તેને શા માટે સતાવતી હતી તે જાણવાની ઇન્તેજારી વધતાં તેણે પોતાનો પ્રશ્ન ચાલ્યો રાખ્યો.

' એ મારો જીવ લેવા બેઠી સે. ' અમથાએ ચારે બાજૂ નજર કરી કહ્યું.

' કેમ, એવું તે શું છે ? '

' એ મને કે'સે કે તું વિઠ્ઠલપરાની મોંઘી સંગાથે નાતરૂં કર. હું તેની સંગાથે નાતરૂં કરવાની ના કહું સું. એ મોંઘી મને ગમતી નથી. એ નબળી સે, હાત ઘર ફરી આવી સે. '

' એમ છે કે ! ઠીક ! ઠીક ! ' પ્રતુલ વાત સમજ્યો અને થોડીવાર વિચાર કર્યો.

' અને બીજૂં એમ સે કે હું હપુચું નાતરૂં કરવાની ના નથી કે'તો. મારા મનમાં એમ સે કે નાનપરાની વિજળી સંગાથે હું નાતરૂં કરૂં. મારી મા કે'સે કે એ વાત વાજબી નથી. હું કહું સું કે હું નાતરૂં કરૂં તો વિજળી સંગાથે જ કરૂં, નંઇ તો કઇ નંઇ. આમ વાત આવી સે. '

' વીજળી ? નાનપરાની ? ' પ્રતુલથી એકાએક બોલાઇ જવાયું. તેની આંખો મોટી થઇ ગઇ. વીજળીનું નામ સાંભળતાં તેના અણુએ અણુમાં વીજળી ચમકી. થોડી વાર સુધી તો તે અમથાના સશક્ત શરીર તરફ જોઇ રહ્યો. પ્રતુલના આખા શરીરમાં અગન બળી રહી હતી.

' હા. એ જ વીજળી ! મને બહુ વા'લી લાગે સે ! ' આમ કહેતાં અમથાનું મોં હસું હસું થઇ રહ્યું.

પ્રતુલ આ ખમી શક્યો નહિ. અમથાને એક લપડાક ચોઢી દેવાનું તેને મન થયું.

' જા, જા ! અમથા, એવી નકામી વાતો ન કર. વિજળી તે તારી સાથે નાતરૂં કરે ? '

' કેમ ન કરે ! મારા જેવો એને કુણ મળવાનો સે ! એક દા'ડો હું નાનપરે ગયો'તો તીયારે એ બહુ હસતી'તી—બસ મારા હામું તાકીને જોઇ રહી'તી. મને દેખીને જો ચાળા કરે ! ચાળા કરે ! આમથી તેમ નાહે અને તેમથી તેમ નાહે ! એ તો બહુ લપકુડી સે ! એક દા'ડો મેં એને કે'વડાવ્યું કે મારી સંગાથે નાતરૂં કરવા હાલી નીકળ. પણ તેણે તો બોલ મોકલ્યો કે મારા જેવો વ'રેલ બીજો કોઇ નથી. '

અમથાના છેલ્લા વાક્યે પ્રતુલના મુખપર સંતોષ છવાઇ ગયો.

' પછી, તું મુરખ શા માટે બને છે ? '

પ્રતુલે પૂછ્યું.

' એ તો તે કે'તી એવું. મારે તો એની સંગાથે જ નાતરૂં કરવું સે. એ ના કે'સે તો હું ઉંચકી જઇશ. '

અમથાએ સર્વ હકિકત અને પોતાનો ઇરાદો જાહેર કરી દીધો.

સશક્ત અને ભરાવદાર શરીર જોઇ અમથો તેના કહેવા પ્રમાણે કરે તો પ્રતુલને એમાં અસંભવિતપણું લાગ્યું નહિ. તેની

સુરતી ઉડી ગઇ. અંગુઠાથી તે માથા સુધી તેને ઝાળ ચઢી ગઇ. તેની તે વખતે તો પ્રફુલ બોલી શક્યો નહિ, પણ મનમાં ને મનમાં તે સમસમી ઉઠ્યો.

પ્રફુલ હજી અવિવાહિત જ હતો. શ્રીમંત અને પ્રતિષ્ઠિત કુટુમ્બનો એકનો એક પુત્ર શા માટે કુંવારો રહ્યો હશે, તેની અટકળ કોઇ કરી શકતું નહિ. શહેરની અનુપમ અને લાવણ્યવતી કન્યાઓ તેને ગમે નહિ. તેને માટે રૂપવતી અને ભણેલી કન્યાઓના માગાં આવતાં પણ તે વિનયપૂર્વક પાછાં ઠેલતો. દેસાઇજીને પ્રફુલના માનસની સમજ પડી નહિ. તેમણે એકાદ બે વખત એ બાબતમાં ઇશારો કર્યો પણ પછી તે બાબતમાં તેમણે કદિ પૂછ્યું નહિ.

ગામમાં હાઇસ્કુલ થઇ હતી એટલે મેટ્રિક સુધી તો તે ગામમાં જ ભણ્યો. મેટ્રિકમાં અભ્યાસ કરતો હતો. તે વખતે તેને એક વખત દેસાઇજી સાથે નાનપરે જવાનો પ્રસંગ મળ્યો હતો. નાનપરામાં જ તેની આંખે વીજળી ચઢી ગઇ. તેને જોઇ ન સમજાય એવું પ્રફુલને હૃદયમાં દર્દ થયું, અને તેજ વખતે તેણે નાનપરામાં જ નિશ્ચય કર્યો કે પરણવું તો વીજળી સાથે જ પરણવું.

વીજળી દૂધ જેવી ઉજળી હતી. આખા નાનપરામાં તેના જેવું ગોરૂં કોઇ નહોતું. તેનો દેહ ભરેલો હતો. તેના અંગેઅંગમાં યૌવનની મદમસ્ત લાલી હતી. શહેરની લલનાને બાજૂએ મૂકે એવું તેનું મુખ હતું. ચૌદ પંદર વર્ષની તોફાની વીજળી નાનપરાની પરી હતી.

વીજળીના લીધે તો છગા શેઠે નાનપરાની પડોશમાં જમીનો રાખી હતી. અને વારંવાર ત્યાં જવા માટે ખાસ કામગીરી ઉભી કરતા. વીજળી પાછળ ગાંડા બનેલા અમથાથી આ વાત અજાણ રહી નહિ. એક દિવસ વીજળી સાથે છગા શેઠને વાત કરતા જોઇ અમથાનો પિત્તો ઉકળી ઉઠ્યો હતો.

વીજળી છગા શેઠની આંખે પણ ચઢી ગઇ હતી, તેને જોઇ તેમના હૃદયમાં તોફાન જાગ્યાં હતા.

વીજળીનો બાપ દેસાઇજીના ખેતરોમાં કપાસ વાવતો. પ્રફુલ અહીં ઘણું ખરૂં આવતો, અને પોતાનો મુકામ વીજળીના ઝુંપડામાં જ રાખતો. નાનપરાની અવર જવરમાં જ પ્રફુલે વીજળી સાથે પ્રેમ સંબંધ બાંધી દીધો.

એક દિવસ વાતવાતમાં તેણે વીજળીને પૂછ્યું:

'વીજળી, તું મારી સાથે પરણશે કે નહિ ?'

'તમારી સંગાથે તે પૈનાય ? તમે તો મોટા દેહઇ કે'વાવ !'

'પણ તેમાં તારે શું નીચું જોવા જેવું છે ?'

'ના. મને તો અદીજ બઉ હારૂ લાગે સે !'

'વીજળી, તને દુઃખ શું છે ?'

'તમે ચ્યોં ને હું ચ્યોં !'

'જો, ફરી પાછું એનું એ બોલી ખરૂં !'

'પણ તમારી વાત મારા મનમાં વહતી નથી.'

'આમ આવ, કાનમાં એક વાત કહું.' આમ કહી પ્રફુલે વીજળીનો હાથ ઝાલી પાસે ખેંચી. વીજળીને કમ્મરેથી પકડી પ્રફુલે પોતાનું માથું વીજળીના કાન પાસે આણ્યું.

પ્રફુલનું હૃદય ધડકતું હતું. તેનું મુખ લાલ લાલ થઇ ગયું હતું.

'જો, વીજળી ! તું મોટી શેઠાણી થઇશ. ગાડીઘોડામાં ફરવાનું મળશે. બંગલામાં રહેવાનું મળશે. નોકરો તો તારો હુકમ ઉઠાવશે.' પ્રફુલે કાનમાં વાત કહી.

પ્રફુલની વાત સાંભળી વીજળીએ આંખની ભમ્મરો ચઢાવી તિરસ્કાર દેખાય એમ તે

ધીમેથી હસી. તેના હસવાથી વીજળીના ગાલમાં પડેલા ખાડા પ્રતુલ જોઇ રહ્યો. તેણે માન્યું કે વીજળીને પોતાની વાત ગમી.

' સારું લાગે છે ને ! હં ! મારી વીજળી ! ' આમ કહી પ્રતુલે વીજળીની કમ્મરથી પકડ વધારે મજબુત કરી અને તેના ગાલ પર આવેશમય ચુંબન કરવા પોતાના મુખને લંબાવ્યું. પણ વીજળી તો તેના હાથમાંથી બળ કરીને છૂટી ગઇ, અને તોફાની ભ્રતી, ખી ખી હસતી, ઝડપથી દોડી પોતાની ઝુંપડીમાં ભરાઇ ગઇ. ઝુંપડીનો ઝાંપો તેણે ત્વરાથી વાસી દીધો.

' મોટા દેહ્ય થઇને ગાંડુ ગાંડુ કરે સે ! '

ઝાંપો વાસતાં વીજળીના મુખમાંથી ઉદ્‌ગાર નીકળી પડ્યો. પણ પ્રતુલે તે સાંભળ્યો નહિ. વીજળીના ગયા પછી તે ત્યાંથી પાછો ફર્યો.

છગા શેઠ આજ નાનપરે આવ્યા હતા. વીજળીને ખેતરમાં એકલી જોઇ તે ઘેલા થઇ ગયા. આવી તક જવા દેવી તેમને ઠીક લાગી નહિ.

' કેમ, વીજળી ! પછી તું ગામમાં આવી જ નહિ ! ' છગાશેઠે જરા હુંકાતે સ્વરે પૂછ્યું.

તેમણે એક દિવસ વીજળીને પોતાના ગામમાં આવવા આમંત્રણ આપ્યું હતું.

' હું તંઇ શું કરવા આવું ! '

' તારે કામ જોઇએ છીએ ને ! હું તને ફક્કડ કામ આપું. '

' કે'ં અલાવશો ! '

' મારે ત્યાં જ ! પગાર પણ તને ગમતો આપીશ '

કપાસની મોસમ ન હોય ત્યારે વીજળી કામે જતી.

' તમારે તીં મને ફાવે નંઇ ! ' છગાશેઠની વૃત્તિ વીજળી જાણી ગઇ હતી એટલે તેણે તેમને ત્યાં જવાની ચોકખી નામરજી બતાવી.

' શું ફાવે નહિ ? શું કામ પૈસા ખોટા કરવા ? '

' પણ મારાં છેતરાનું શું થાય ! ' વીજળીએ બહાનું કાઢ્યું.

' ખેતરાનું જે થવાનું હોય તે થાય તારે કામ જોઇએ છીએ કે ખેતરો ! '

વીજળીએ જો ખેતરોની માગણી કરી હોત તો તે પણ કુરબાન કરવાને છગાશેઠ આ પળે તૈયાર હતા પણ વીજળીએ તો કૈં પણ માગણી કરી નહિ.

' મને તો મારું પાદર છોડવું ગમતું નથી. '

' તારા પાદરમાં તે શું છે ? જરા બહાર ફર ! જો ! મઝા કર ! '

' તમે તો બહુ બોલકણા સો. તમે કો'સો તે મને હમજાતું નથી. '

' તું તો બધુંય સમજે છે, રાજા ! ' આમ કહી છગાશેઠે આંખો પટપટાવી. વીજળી છગાશેઠની વૃત્તિ સમજી ગઇ.

' પેલા દેસાઇજીનો સોકરો મને પૈનવાની વાત કરે સે, તમે મને ઘરમાં ઘાલવાની વાત કરો સો ને પેલો અમથો—'

' હેં ! શું ? દેસાઇજીનો છોકરો ! '

કોઇ દિવસ ન ચમકેલા છગાશેઠ આજ ચમકયા. તેમને ગભરામણ થઇ ગઇ અને વચમાંજ બોલી નાખ્યું.

' હોવે. '

' તું એમની સાથે લગન કરીશ ? '

' તે તમે શું કામ પુસો સો ! મારે કરવું હોય તો કરૂં, નકર ના કરૂં. '

' એ વીજળી ! લગન લગનની વાત જવા દે. તું હેરાન થઇ જઇશ. આમ આવ, એક વાત કહું. '

વીજળી તેમની પાસે ગઈ એટલે છગારોઠ જાતે જ તેની પાસે ગયા અને એક મંત્ર ફૂંક્યો.

' તારે ખેતરો જોઈએ તો ખેતરો લે, દાગીના લે, હીરા લે, મોતી લે, સોનું લે, પૈસા લે-જે જોઈએ તે લે પણ દેસાઈજીના છોકરા સાથે લગન કરતી નહિ. અને અમથાને તો...હં ! ' એક લડાયક યોદ્ધો તલવારનો ઘા જેવી કુશળતાથી કરે એમ છગા શેઠે પોતાના હાથ જોરથી હવામાં વીંઝી ત્રાંસો ઝાટકો માર્યો.

વીજળી છગારોઠની પશુતા નીહાળી રહી

' લે ખુશ થા. તારે માટે તો આ ચાંદીની વાંસડી પણ હું લેતો આવ્યો છું, સમજી ? કાલે મારે ત્યાં આવજે ! હં ! જરૂર હોં ! ' આમ કહી છગા શેઠે ચાંદીની વાંસડી વીજળીને આપી. વાંસડી જોઈ વીજળી ડઘાઈ ગઈ. તેને તો મઝામાં પહેરી જોવાનું મન થયું. એકાદ બે પળ તો તે બોલી પણ શકી નહિ. વીજળી-એ નરમાશથી વાંસડી પર હાથ ફેરવ્યા કર્યો અને વિચાર કરતી ઉભી રહી.

છગા શેઠના હ્રદયમાં ઠંડક થઈ.

વીજળીએ વિચાર કર્યો. પાંચ દશ મિનિટ સુધી વિચાર કર્યા કર્યો. અને હાથમાં લીધેલી વાંસડી છગા શેઠ તરફ ફેંકી. સ્મિત યાળ હાસ્ય કરતી તે પોતાની ઝુંપડી તરફ દોડી ગઈ. છગા શેઠ જોતા જ રહ્યા. વીજળી ફરી આવશે એમ વાટ જોઈને તે ક્યાંય સુધી ઉભા રહ્યા. પણ વીજળી તો ફરી દેખાઈ જ નહિ

આમ, વીજળીને માટે ત્રણ ઉમેદવારો હતા. ત્રણે જણ વીજળીનો હાથ મેળવવા નાનપરે ભમતા હતા. પણ પ્રતુલ તો હમણાં નાનપરે જઈ શક્યો નહોતો, છતાં તેની ભાળ કાઢવા માટે તે ઉત્સુક તો હતો જ. અમથાની વાત પરથી તેને એટલું તો સમજાયું કે વીજળીએ હજી ઘર માંડ્યું નહોતું.

ત્રણે જણ એક બીજાની વૃત્તિઓ જાણી ગયા હતા. અને એક બીજાના હ્રદયમાં ખૂન કરવાની વૃત્તિ થઈ આવી હતી.

નાનપરે જઈ આવ્યા પછી છગા શેઠ બીજે જ દિવસે ઇર્ષા ભરેલા હ્રદયે પ્રતુલને મળવા આવ્યા.

' દેસાઈજી, હું તમને એક ખાસ વાત કહેવા આવ્યો છું. '

પ્રતુલે તેમની વાત સાંભળવા કાન પરોવ્યા.

' તમે વીજળી સાથે પ્યાર કરો છો એ શોભીતી વાત નથી. ' છગારોઠે સાફ સાફ કહી દીધું. છગારોઠ ધુંધવાઈ ઉઠયા હતા

' તમે તમારી જ વાત કરો. તમે તેને રખાત તરીકે રાખવા નથી માગતા ? ' પ્રતુલે તીખાશથી કહ્યું.

પોતાનો આશય પ્રતુલે કેવી રીતે જાણ્યો તેની છગારોઠને ખબર પડી નહિ. તેમણે ભડ-કીને તેના સામે જોયા કર્યું. બન્નેની આંખમાં ખુન્નસ હતું.

કેં કામકાજના બહાના હેઠળ અમથો પ્રતુલના દીવાનખાનામાં ઘુસી ગયો હતો. છગારોઠને અંદર બેઠેલા જોઈ તેનું લોહી ઉછાળા મારી રહ્યું હતું. એક ખૂણે ભરાઈ તેણે બન્નેની વાત સાંભળી વીજળીનું નામ સાંભળી તથા આમાં બન્ને જણનો હાથ છે એમ ખાતરી થતાં તેને ખુન્નસ પ્રગટ્યું. તે ચડભડી ઉઠયો:

' વીજળીની વાત કુણ કરે સે ? એ તો મારી સે મારી ! તમે હું કરવાના હતા જે ?' અમથાએ છગારોઠ તરફ આંખ ફેરવીને કહ્યું.

છગારોઠ અને પ્રતુલની આંખ અમથા પર ઠરી. ત્રણે જણ સમજી ગયા. ત્રણેની આંખમાં લાલાશ હતી. ત્રણે જણ એકબીજાને કાપી નાખવા માગતા હતા.

અનુસંધાન પૃ ૩૦૬ ]

# સ્ત્રીઓ અને બેકારી

લેખિકા : શ્રી ભાનુમતિ ભટ્ટ

હમણાં હમણાં એક ખૂબ ગંભીર પ્રશ્ન મહિલા મંડળો, સ્ત્રી સંસ્થાઓ ને સ્ત્રીઓમાં કામ કરનાર ભાઈબહેનો આગળ આવીને પડયો છે. અને તે સ્ત્રીઓની બેકારીનો છે. સ્ત્રી-મંડળોએ અનેકવિધ પ્રવૃત્તિ કરી, ચળવળ ચલાવી, લોક માનસમાં પરિવર્તન કરી સ્ત્રીઓને બહાર લાવવા પ્રયત્ન કર્યો છે, ને ઘરબહાર નોકરી કે ધંધો શોધતી સ્ત્રીને હવે જ્યારે કામ મળતું નથી ત્યારે પાછો એ સવાલ આવીને ઊભો રહે છે કે આ બેકારી વેઠવા આપણે બહાર આવ્યાં ? આ બેકારીનો પ્રશ્ન જેટલો ઉકળતો છે, તેટલા જ પ્રમાણમાં ગંભીર વિચારણા માગી લ્યે છે. અન્ય દેશોની સ્ત્રી-ચળવળ આગળ પણ આજ પ્રશ્નો આવીને ઉભા રહ્યા હતા ને આ પ્રશ્નોએ સ્ત્રી-ચળવળનું દૃષ્ટિબિંદુ રવી નાખ્યું. સ્ત્રી-ચળવળ માત્ર સ્ત્રીની જ ષ્ટિએ નહિ પરન્તુ સમાજની દૃષ્ટિએ, સમા- જમાં થતા પરિવર્તનોને લક્ષ્યમાં રાખીને જ ઈ શકે, એવું દૃષ્ટિબિંદુ સ્થાપવામાં આ શ્નોની ચર્ચા જ સહાયભૂત થઈ છે.

બેકારીના પ્રશ્નનો વિચાર કરતાં જ બે ચિત્રો આંખ આગળ આવે છે. એક ચિત્ર છે ઘરની ગુલામીમાંથી છૂટવા માટે ને પેટપૂરતું રળવા માટે શિક્ષિકાનો, ટાઈપિસ્ટનો કે સેક્રેટરીનો ધંધો લેવા દોડતી અગર મીલમાં મજૂરીએ જતી, કે દળણું મેળવવા કે વૈતરું મેળવવા માટે ફાંફાં મારતી ને અથડાઈ કુટાઈ પાછી ફરતી આજની યુવતીનું. તેને કામ જોઈએ છે; છતાં કામ મળતું નથી. ને બીજું ચિત્ર છે આજના રૂઢિચુસ્ત સમાજનું. ભયંકર હાસ્ય હસી આ સમાજ કહે છે, આપણને " બસ ! આર્થિક સ્વતંત્રતા મેળવી લીધી ? લ્યો આર્થિક સ્વતંત્રતા. તમારે તો ઘરની ગુલામીમાંથી છૂટવું હતું ને ! " રૂઢિચુસ્ત સમાજ ગાળો દેતો જ હતો. બેકારીની આપણી ફરિયાદો સાંભળી વધુ ગાળો દેશે.

આ હકીકત છતાં, સમાજની આવી ગાળો છતાં સ્ત્રીને નોકરીએ જવું પડે છે. કારણ કે આજની આર્થિક રચના સ્ત્રીને ઘર બહાર જવાની ફરજ પાડે છે. આ આર્થિક રચના આપણે સંક્ષેપમાં સમજી લેવી જોઈએ. લોકોની ગરીબાઈ વધતી રહી છે. તેમની જરૂરીયાતો વધતી રહી છે. બીજી બાજુ ગરીબાઈ ટાળવા માટે જે ધન જોઈએ તે સમાજના એકજ વર્ગના હાથમાં એકઠું થતું જાય છે. આ વર્ગ એટલે કે ઉપલો વર્ગ આજે તાગડધીન્ના કરે છે ને નીચલો વર્ગ દિવસે દિવસે વધારે ચૂસાતો જાય છે, વધુ ને વધુ ગરીબ થતો જાય છે. આમ જ્યારે મધ્યમ વર્ગ અને ગરીબ વર્ગની આવક ઉપર કાપ પડે છે, આમ જ્યારે આ વર્ગોના કુટુંબોમાંથી પુરૂષોની આવક ઘટે છે, પુરૂષો બેકાર બનવા માંડે છે ત્યારે સ્ત્રીઓને ઘરબહાર નીકળ્યા વગર છૂટકો થતો જ નથી. સમાજની આવી આર્થિક રચના આજે સ્ત્રી શિક્ષણ પ્રેરે છે, સ્ત્રીની આર્થિક સ્વતંત્રતાની બાંગો ફૂંકાવે છે. ઘરની સ્થિતિ એવી છે કે સ્ત્રીને ઘરમાં ગોંધી મૂકવાનું પાલવે નહિ. એટલે મધ્યમ વર્ગની સ્ત્રી ભણે છે; કારણ કે કુટુંબના ભરણ પોષણમાં તે મદદરૂપ થશે. મજૂર કે ગરીબવર્ગની સ્ત્રી

સીધી જ કામ ઉપર જશે કારણ કે ભણવાનું તેને પાલવે તેમ નથી.

આમ સમાજનું આર્થિક તંત્ર સ્ત્રીને મરણપ્રહાર કરે છે. પણ આ આર્થિક સ્વતંત્રતા સાચે સાચ સ્વતંત્રતા બની રહે છે? આર્થિક સ્વતંત્રતાના ભ્રામક ઉમંગે દોડતી સ્ત્રીને નોકરી હોય તો તે ચાલી જવાનો ભય સતત રહે છે જ. સમાજનું આર્થિક તંત્ર તેને આમ ટટળાવે છે; તેને બેકારીમાં ધકેલે છે. આ તંત્ર હેઠળની પદ્ધતિ ઓછામાં ઓછું વેતન આપી વધારેમાં વધારે કામ લઇ, વધારેમાં વધારે નફો લેવાની દાનત રાખે છે. એ કારણે કારખાનામાં જો ૧૦૦૦ માણસથી ચાલતું હોય તો ૧૦૦૧ માણસ એનો શેઠ નહિ રાખે. આવા મજૂરોને જો રૂ. ૨૦ થી ચાલતું હોય તો રૂ. ૨૧ પગાર નહિ આપે. આજ વૃત્તિ વિજ્ઞાનમાં શોધખોળો કરાવે છે, વધારે કાર્યક્ષમ યંત્રો શોધાવડાવે છે ને જેમ જેમ કાર્યક્ષમ યંત્રો આવતા જાય છે તેમ તેમ કામ કરનારાઓની સંખ્યામાં ઘટાડો કરવામાં આવે છે. બીજી બાજુ વધારે નફો લેવાની દાનત ચિજના ભાવમાં વધારો કરાવે છે. એટલે વસ્તુ મોંઘી બને છે. પણ લોકો ગરીબ છે એટલે મોંઘી ચિજ ખરીદતા નથી. આમ ઉત્પન્ન વધતું જાય છે. ઉત્પન્ન વધે છે એટલે કામ કરનારાઓના પગારમાં ઘટાડો થાય છે; અગર કારખાના થોડી મુદત માટે બંધ થાય છે. આમ સમાજમાં ગરીબાઈ અને બેકારી જન્મે છે. ગરીબાઇ સ્ત્રીને જો બહાર લાવે છે તો તેને બેકારી વળગે છે, ને છતાં તે આજના આર્થિક તંત્રમાં અનિવાર્ય બની ગયું છે. આજે હિંદમાં ઉદ્યોગોમાં ચાર કરોડ જેટલા સ્ત્રી પુરુષો બેકાર પડયા છે.

મજૂર, ખેડુત વર્ગ માટે જો આ સ્થિતિ છે તો મધ્યમ વર્ગની શિક્ષીત સ્ત્રીઓ જે શિક્ષણ કે તબીબી કે એવા કોઇ અન્ય ધંધામાં ગઇ હોય છે તેમને માટે આજ મૂંઝવણ, આજ કારણે ઊભી થાય છે. થોડા સમય ઉપર જ કરાંચીમાં એક શિક્ષીકાની જગ્યા ખાલી હતી. તે માટે ૧૨૦ બ્હેનોની અરજીઓ આવી હતી. અમદાવાદ મ્યુ. ની શાળામાં સ્ત્રીશિક્ષીકાઓ રોકવામાં આવે છે. ત્યાં કેટલીય શિક્ષીત સ્ત્રીઓએ ઉમેદવારીઓ નોંધાવી રાખી છે. શિક્ષીત સ્ત્રીઓનું પ્રમાણ વધી ગયું છે તેમ માનવાની જરૂર નથી. હિંદમાં સ્ત્રી શિક્ષણનું પ્રમાણ માત્ર એક ટકો જ છે. છતાં ય શિક્ષીત સ્ત્રીઓને બેકાર રહેવું પડે છે. હિંદમાં બે હજારથી વધુ શિક્ષીત સ્ત્રીઓ બેકાર પડી છે. આ બધાય ધંધામાં ભીંસ આવી છે. શિક્ષણનો વિસ્તાર આપણી સરકાર કરવાની નથી. એટલે એ ધંધો કેમ ફૂલે ફાલે? એટલે પછી બેકારી આવે જ ને? જીવનના સર્વ ક્ષેત્રોમાં આ આર્થિક તંત્રે આવો ઉત્પાત મચાવ્યો છે.

આ ઉપરથી જોઇ શકાશે કે સ્ત્રીઓની બેકારી એ કંઇ એકલી સ્ત્રીઓનો પ્રશ્ન નથી. પુરૂષ અને સ્ત્રી આખા સમાજના મધ્યમ તથા નીચલા વર્ગનો એ પ્રશ્ન બની ગયો છે. આ આર્થિક તંત્ર એ રીતે જરાય પક્ષપાત રાખ્યા વગર સ્ત્રી પુરૂષને બેકાર બનાવે છે. કામ કરવામાં જો સ્ત્રી વધારે સસ્તી પડે તો પુરૂષની જગ્યાએ સ્ત્રી રાખવામાં આવે ને પુરૂષને બેકાર બનાવવામાં આવે. પુરૂષ જો સસ્તો પડે તો તેને રાખી સ્ત્રીને બેકાર બનાવવામાં આવે છે. આમાં સ્ત્રી સન્માન કે સ્ત્રી તિરસ્કારનો સવાલ જ આવતો નથી. ઔદ્યોગિક વિકાસના પ્રારંભકાળે ઇગ્લેંડમાં પુરૂષોને કાઢી સ્ત્રીઓને રાખવામાં આવી હતી. કારણ કે સ્ત્રીઓને પગાર ઓછા આપી શકાતા હતા. આજે જાપાનમાં મીલ ઉદ્યોગ મોટે ભાગે સ્ત્રીઓના કબજામાં છે કારણ કે તેમ કરવામાં ખર્ચ ઓછું આવે છે.

માત્ર હિંદમાં જ આ બેકારી છે તેમ

નથી. એક રશિયા સિવાય સર્વ દેશોમાં બેકારી છે. ઇંગ્લેંડમાં એક કરોડ સ્ત્રીઓ બેકાર પડી છે. જર્મનીમાં સ્ત્રીઓને ફરજિયાત સર્વ ઉદ્યોગોમાંથી ફારેગ કરી ઘેર બેસાડવામાં આવી છે. ઇટલીમાં તાજેતરમાં જ આવી જાતનો કાયદો કરવામાં આવ્યો છે. અમેરિકામાં જ્યાં સ્ત્રીઓ માટે સંપૂર્ણ આર્થિક સ્વાતંત્ર્ય છે ને જ્યાં ઉદ્યોગોનું પ્રમાણ ૮૯ ટકા જેટલું છે ત્યાં પણ સ્ત્રીઓની બેકારીનું પ્રમાણ ૫૦ ટકા જેટલું આવે છે.

આમ બેકારી એ કાંઇ સ્ત્રીઓનો કે પુરુષોનો જ પ્રશ્ન નથી. સમસ્ત શોષિત આલમનો છે. આ પ્રશ્નનો તો પછી ઉકેલ શો ? માત્ર સ્ત્રીઓની નજરે જોતાં જ તેનો ઉકેલ આવી શકવાનો નથી. સરકારને, ઉદ્યોગપતિઓને, માલેતુજારોને વધુ સ્ત્રીઓ રોકવાની અપીલ કર્યે આનું નિવારણ નથી આવવાનું. કદાચ એથી આપણે પુરુષ વર્ગની અને તે સાથે આપણી બેકારી વધારીશું જ્યાંસુધી શોષણ ઉપર નભતી આજની સમાજરચના ચાલુ છે, ત્યાંસુધી બેકારી, ગરીબાઇ રહેવાનાં જ. એ દૂર કરવાં હોય તો આ સમાજરચના તોડી નાંખવી જોઇએ. આ આર્થિક તંત્ર પલટાવી શોષણરહિત ને અન્યોન્યના સહકાર પર નભતી સમાજરચના લાવવી જોઇશે. જ્યાં સુધી આજનું આર્થિક તંત્ર રહેશે ત્યાં સુધી બેકારી રહેશે જ તેમાં શંકા નથી. એટલે આપણું સૌથી પહેલું કામ આ રચનાનો અંત લાવવાના પ્રયત્નો કરવા તરફનું રહેવું જોઇએ, એ માટે સંગઠનો ઊભા કરવા જોઇએ, એ જાતની જાગૃતિ લાવવી જોઇએ ને આ અંત સારૂ ઉતાવળ કરવી જોઇએ.

સ્ત્રીઓની બેકારી દૂર ન થઇ શકે તો તેને ઘટાડવાના ઇલાજો પણ નથી શું ? એવા થોડાક રસ્તા જરૂર છે. પશ્ચિમના દેશોમાં બેકારીના વિમાની ગોઠવણ છે. ઇંગ્લેંડમાં બેકારોને રાજ્ય તરફથી દરમાયો મળે છે; અમેરિકામાં મોટા પ્રમાણમાં Unemployment homes-બેકાર ગૃહોની સગવડ છે. આપણે ત્યાં હજી ઉદ્યોગો બાલ્યકાળમાં છે તો નવા નવા ઉદ્યોગો દાખલ કરવામાં આવે તો બેકારીનું પ્રમાણ તાત્કાલિક જરૂર ઘટે. આપણે ત્યાં મહાસભાવાદી પ્રધાનમંડળોએ આવી યોજના હાથ ધરી છે ને મહાસભાએ પણ એક ઉદ્યોગ સમિતિ નીમી છે એટલે આ કામ ત્વરાથી થશે તેવી આશા આપણે રાખી શકીએ.

આપણી સ્ત્રી-સંસ્થાઓ પણ આ કાર્યમાં થોડી મદદ કરી શકે છે. જે ધંધામાં સ્ત્રીઓ કામ કરતી હોય તેના આંકડા મેળવી નવા નવા ઉદ્યોગો સ્ત્રીઓ માટે શરૂ કરી શકાય. સ્ત્રીઓને બેકાર બનાવવામાં આવતી હોય ત્યાં તે સામે લડત ઉભી કરી શકે. મહિલા મંડળો સરકાર પાસે એક Information Burow શરૂ કરાવવા ચળવળ ચલાવી શકે. પરન્તુ આ બધું કરવાની સાથે ઉપર છે. દૃષ્ટિબિન્દુ રજુ કરવામાં આવ્યું છે તે તો આપણે સહુએ ગ્રહણ કરવું જ પડશે. એ આર્થિક દૃષ્ટિબિન્દુ વગર સ્ત્રીઓના પ્રશ્નોનો ઉકેલ નથી.



# ધારીયો

લેખક :
શ્રી. ચંદરવાકર પુષ્કર

ડાબા પગે લૂલો ને ખોડંગતો ચાલતો તે કાયમ શિયાળાની કડકડતી ટાઢના દિવસોમાં અમારા ગામની બજારમાં સીમમાંથી આવતો. તે સીમમાં રહેતો. તે તેમની ટોળીનો નાયક હતો. સીમમાં તાણેલ નાના તંબુમાં તે તેના ઘરની ઘરવખરી રાખતો ને રહેતો. મેં તેને તો ઘોડા ઉપર કે ઊંટ પર સ્વારી કરેલ નહીંજ જોયેલ હોય. કાયમ તે ગધેડા ઉપર સ્વાર થતો. તેની પાસે એક બે નહીં પણ વીસ ગધેડાં હતાં. તેનું નામ ધારીયો હતું.

નવગતના દિવસો આવે, ને ધારીયો તેની નાની એવી ટોળી લઈ અમારા ગામની સીમમાં આવી પહોંચે. નવરાત પહેલાં તો તે નજર આવે. તે કાયમ અમારા ગામની સીમમાં નાનો તંબુ તાણી પડાવ નાખે. નવરાતની ભવાઈ જોવા દરરોજ રાત્રે અમારા ગામમાં આવે. તે કોઈને ત્યાં નોકર ચાકર ન જ રહે. રાત પડે એટલે ધારીયો અમારા ગામની આજુબાજુના ગામડામાંથી જુવાર, બાજરી, મગ, ચણા વિગેરે ગધેડાં ઉપર ઉપાડી લાવે. ધારીયો અડીડીયો હતો.

ધારીયાને ને અમારા ગામના મૂખીને પાકી ભાઈબંધી. મૂખી ધારીયાને કોઈ દિવસ હુંકારે તુંકારે ન જ બોલાવે. ધારીયો અમને બધાયને ઓળખે. અમે અમારાં ખેતરે ઘણીવાર બોરાં ખાવા જઈએ ત્યારે તે અમને બધાને તેના નાના તંબુએ લઈ જાય, તે અમને શેરડી, મગફળી, ચણા ને પોંક ખાવા આપે. અમારી સાથે મીઠી મીઠી વાતો કરે, જુવાર, બાજરી ને શેરડીના સાંઠા અમને બતાવે. ધારીયાને છોકરું ન હતું.

ધારીયો પગે લૂલો, પણ ચાલવામાં પંજાબ-મેલ. રાત્રે જુવાર, બાજરી લૂંટવા જાય ત્યારે એક રાતમાં વીસ વીસ ગાઉ કાપી નાખે. ધારીયો જાણીતાને કોઈ દિવસ હેરાન ન કરે; પણ અજાણ્યાને ઘણીવાર લૂંટી લેતો. ધારીયો કોઈ કોઈવાર નાની નાની લૂંટ કરતો.

એક વખતે શિયાળાની ઋતુમાં અમદાવાદથી મારા ભાઈએ ફળનો કરંડીયો મોકલ્યો. હું તે લેવા સ્ટેશને ગયો. સ્ટેશન હતું ત્રણ માઈલ દૂર, તેથી સાયકલ પર સાંજે પાંચ વાગે ગયો, પણ સ્ટેશન માસ્તરને કામ હોવાથી જરા મોડું થયું. રાત પડી ગઈ. રસ્તામાં ધારીયાભાઈનો પડાવ આવે, પણ મારો તો તે ભાઈબંધ તેથી મને બીક જેવું કંઈ નહીં. ધારીયાભાઈ તો મને મળ્યા, ને સિંહ જેવી ત્રાડ નાખી, " વરતી કુણ સે ? સાયકલવાળા જવાન ખડી રાખ્ય તારી બાયસકલ." મેં તો ઊભી રાખી મારી સાયકલ હું તમાસો જોવા માટે એક શબ્દ ન બોલ્યો. "લાય તારું આ." એમ બોલી મારો કરંડીયો આંચકી લીધો.

છેવટે હું બોલ્યો. ' અલ્યા ધારીયાભાઈ, મને લૂંટવો છે ? '

' અલ્યા કુણ નીકળ્યો તું ? ' બોલી મારી સામે જોયું. મને ઓળખ્યો ને બોલ્યો, " આ તો પભાકાકનો નાનુ. લઈ જા, ભઈ, લઈ જા ' બોલી મારો કરડીયો મને સોંપી દીધો. પછી હું તો તંબુમાં ગયો, ને કરંડીયો તોડી જામરૂખ, અજમેરી બોર, દાડમ ને પપૈયા લ્હેરથી ખાધાં. ખાતાં ખાતાં ને બોલ્યો " આવી રૂપા, અમદાવાદ જઈ છીં ત્યારે આવું ભાળીએ છી. '

જ્યારે હું ઘર તરફ જવા નીકળ્યો ત્યારે મને મારા ઘેર આવી મૂકી ગયો ને મારા ભાઈના હાથમાં એક રૂપિયો મૂક્યો. ધારીયો અમદાવાદમાં વસતો.

× × ×

હવે તો મેં મારું ગામ છોડી દીધું હતું,

સાત વર્ષે હું પાછો આવ્યો. નવરાત્રિના દિવસોમાં. મેં ધારીયાને ન જોયો. મારા ખેતરે ફરવા ગયો પણ ક્યાંય સીમમાં ધારીયાનો કાળો તંબુ ન જ દેખાયો. મેં ઘેર આવી મારા ભાઈબંધને પૂછ્યું. 'ભાઇ, ધારીયા કેમ નથી આવતો ?'

તેણે જવાબ આપ્યો. ધારીયાને ને આ નવા મૂખીને એક વઢવાડ થઇ. મૂખીએ ધારીયાની વાત ફોજદારને કીધી કે તે ચોર છે, તે લુંટારો છે. ફોજદારે પકડવા માટે કાવતરૂં કર્યું. ધારીયાને ખબર પડી ત્યારે ધારીયો કાંઇ બેસી રહે ખરો ! તે ભાગીજ ગયો. છતાંય પકડાયો. આપણા ગામના ઉતારામાં ફોજદાર હાવકી રીતે મનાવે. ધારીયો હાવકી રીતેજ જવાબ આપે. ખરો ધારીયો. જરાય ફોજદારની બીક પણ ન લાગે. ધારીયાને જેલમાં લઇ જવાના હતા. ફોજદાર, ધારીયો ને પોલીસ આપણા ગામમાં રાત રહ્યા. પણ ધારીયો રાતમાં નાશી ગયો. તે દિવસનો ધારીયો આપણા ગામની સીમમાં આવતો જ નથી.'

મને ઘણી વખત ધારીયો, નાનો તંબુ, શેરડીના સાંઠા, ને કરંડીયાની ગમ્મત યાદ આવે છે.

——()——

[ વીજળી : અનુસંધાન પૃ. ૩૦૧ નું ]

છગાશેઠનો હાથ તેમના ખીસ્સામાં રહેતા એક મોટા ચપ્પુ પર હતો. પ્રફુલનો હાથ તેના ટેબલના ખાનામાં રહેતા એક તમંચા પર હતો. અમથાનો હાથ તેણે ધોતિયામાં છૂપાવેલા એક ધારિયા પર હતો.

ત્રણે જણ એકબીજાને મારવા તલપી રહ્યા હતા.

અમથો છગાશેઠને મારવા તલપી રહ્યો હતો, છગાશેઠ પ્રફુલને મારવા તલપી રહ્યા હતા. પ્રફુલ અમથાને મારવા તલપી રહ્યો હતો

ત્રણે જણ ઉશ્કેરાએલા લાગતા હતા.

ત્રણેયનું ભાન આજ પરવારી બેઠું હતું. ગામના મશહૂર શાહુકારને આજ પરવા નહોતી; ગામના પ્રતિષ્ઠિત ધનપતિ પ્રફુલને આજ પરવા નહોતી. અને મહેનત મજૂરી પર જીવતા અમથને પણ આજ પરવા નહોતી.

ઓરતને જાળવી રાખવા મથતી ભોળી ગામડીઅણ વીજળીને આ ત્રણેયની પરવા નહોતી.

ત્રણે જણ તૈયાર થઇને બેઠા હતા. દારૂ ગોળામાં જામગરી ભરાઇ ચૂકી હતી. માત્ર પલિતો મૂકવાની જ વાર હતી.

અચાનક અમથાને બોલાવતી નવલનો અવાજ આવ્યો:

'અલ્યા, અમથા ! એમ આવ ! ક્યાં ગીયો ?'

નવલની બૂમથી ત્રણે જણ ભાનમાં આવ્યા, ત્યારે તેમણે બાહર ઢોલ નગારાં તતુડી તથા પિપુડીનો મિશ્ર કોલાહલ સાંભળ્યો. ઓ પુરૂષોનો ઘોંઘાટ સંભળાતો હતો. સ્ત્રીઓ ભારે રસથી ઉંચા સાદે ગીતો ગાતી હતી.

અમથો નવલના અવાજ તરફ દોડ્યો. નવા બનાવેલા બાગમાંથી નવલ તેને બોલાવી રહી હતી.

અમથાને જોઇ નવલે કહ્યું:

'જો, વીજળીના વરનું ફુલેકું જાય !'

'ફુલેકું ? વીજળીના વરનું ?'

નવલે જે કહ્યું તે પ્રફુલે અને છગાશેઠે પણ સાંભળ્યું. છગાશેઠ ઉપરનું વાક્ય મોટેથી બોલી ઉઠયા અને પ્રફુલના હૃદયમાં તેનો પડઘો પડયો.

એક બાઘાની જેમ અમથો વીજળીના વરનું ફુલેકું જોઇ રહ્યો હતો.

પ્રફુલનું મકાન સરિયામ રસ્તા પર હતું. વીજળી આજ પરણવાની હતી અને જાન ભારે ધમાલથી નાનપરે જતી હતી.

ફુલેકું પ્રફુલના મકાન આગળથી જ ગયું.

વીજળીનો વર મેઘલો ઘોડે ચઢ્યો હતો તેના મુખમાં પાન હતું અને તેના હોઠ લાલ થએલા જણાતા હતા. તેણે આંખે કાજળ આંજ્યો હતો. અને વીજળી જેવી વહુ મળવાથી તે મલકાતો હોય એમ તેના હોઠ હસું હસું થઇ રહ્યા હતા.

મેઘલો ખુમારીથી ઘોડા પર બેઠો. ઢોલ નગારાંના અવાજો વચ્ચે ફુલેકું આગળ વધતું હતું.

ત્રણે જણે હથિયાર બાજુએ મૂક્યાં.

ત્રણે જણ જો એક બીજાને કાપી નાખે તો એકકેના શરીરમાંથી લોહી નીકળવાનો સંભવ નહોતો.

# સહકારનીતિ અને લોકસંગ્રહ

લેખક : પ્રોફેસર કામદાર કેશવલાલ હિંમતરામ એમ. એ.,

[ ગયા અંકથી ચાલુ ]

પણ હવે સ્થિતિ બદલાઇ છે. હવે સરકાર બહુ ભાગે આપણી થઇ છે. તેથી આપણે માગી શકીએ કે, બીજા દેશોમાં છે તેમ અહીં પણ, તેમના વખતમાં સહકાર જુવાની-માં આવે. તે માટે ઘણી બાબતોની જરૂર છે. સરકારના માનસમાં ફેરફાર થવાની જરૂર છે. અધિકાર નહીં, પણ લોકપ્રગતિ વહિવટનો મુખ્ય હેતુ હોવો જોઇએ. બીજું, સરકારે સહકાર તરફ રેવન્યુના કારભાર જેવી, શંકાશીલ, તીખી, વક્ર અને કડક દૃષ્ટિ કરવી જોઇએ નહીં. સરકાર લોકોમાં સહકારી ભાવનાની આશા રાખે તો સહકારી જનતા સરકાર પાસે તેવી જ આશા રાખી શકે. સહકારી અધિકારી સરકારી નહીં પણ, ખરો સહકારી અધિકારી હોવો જોઇએ હજુ પણ એ અધિકારના મુખ્ય પદ ઉપર, અહીં તેમ બીજે ઘણેખરે સ્થળોએ, રેવન્યુ અમલદારો આવે જાય છે, તે પ્રથા બંધ થવી જોઇએ. સહકારીખાતું રેવન્યુખાતાથી નોખું થઇ જવું જોઇએ. તેના અમલદારો, બીજા ખાતાના અમલદારો છે તેમ, સ્વતંત્ર કોટિના હોવા જોઇએ. રેવન્યુખાતાના દરેક અમલદારે આ ખાતામાં થોડી મુદત માટે અનુભવ લેવા આવવું જોઇએ; પણ તેના હાથમાં ખાતાની લગામ હોવી જોઇએ નહીં. ઉલટું, એ ખાતા મારફત તે લોકોના વિશેષ સંગીન પરિચયમાં આવે અને પ્રગતિનો તેને અનુભવ મળે એટલા પૂરતું જ તેનું શિક્ષણ રહેવું જોઇએ. સહકારી અધિકારી મંડળીઓ-ની રજિષ્ટર-માત્ર નોંધ કરી શકે તે માન્યતા રદ થવી જોઇએ, સહકારી પ્રવૃત્તિની દોરવણી, તેનો વિકાસ, તેનું નિયમિત સંચાલન, એ બધું તેના શિર ઉપર રહેવું જોઇએ અને પ્રગતિ માટે તે જવાબદાર રહેવો જોઇએ. ખેતીકમિશને રજિષ્ટ્રારની યોગ્યતા વિષે જે શબ્દો કહ્યા છે તે શબ્દો પ્રમાણે આ અધિકારીની નીમણૂક થવી જોઇએ, અને તે માટે યોગ્ય તાલીમ તેને મળેલી હોવી જોઇએ. ઑડિટરોની બાબતને પણ તે જ વિચાર માટે લાગુ કરવો જોઇએ. ઑડિટ અને સહકારી પ્રવૃત્તિનું નિયમન, એ બંનેને નોખાં પાડવાનો સમય હવે આવી ગયો છે. ઑડિટરો મદદનીશ અધિકારીઓ તરીકે વસ્તુતઃ કામ કરે છે, તેથી તે જુનું નામ અત્યારે તો બેહૂદું લાગે છે. સહકારી અધિકારીઓની દૃષ્ટિમાં અને તેમના વર્તાવમાં ફેરફાર થવાની જરૂર છે. અત્યાર સુધી તેમની દૃષ્ટિ અને તેમનો વર્તાવ જરીપુરાણા રેવન્યુ-ખાતા જેવો અને કોઇક વાર પોલિસ ખાતા જેવો ક્યાંક ક્યાંક રહ્યો હશે. હવે તે એકદમ પ્રગતિવાચક થઇ જવો જોઇએ. મંડળીઓને સ્થાપિત કરવામાં, તેમનું નિયમન કરવામાં, વસુલાત કરવામાં તથા કામકાજ જોવામાં, અલબત્ત જ્યાં કડક શિસ્તપાલન જરૂરનું હોય ત્યાં રાખવું જ જોઇએ, પણ નહિતર તેમાં સહકાર રહેવો જોઇએ. આવો તાલીમ પામેલો અધિકારીવર્ગ મળી શકે તે માટે આખા હિન્દમાં એક કેન્દ્રસ્થ સંસ્થા હોવી જોઇએ,

મંડળીને પોતાનું સ્વતંત્ર કાર્યાલય હોવું જોઈએ. એ કાર્યાલયમાં મંડળીનું દફતર, તેની સાહિત્યસામગ્રી અને બીજી વસ્તુઓ રહી શકે, ત્યાં કાર્યવાહક મંડળ મળી શકે, અને ગામ માટે તે કાર્યસ્થાન સારું સભાગૃહ થઈ શકે. આવા કાર્યાલય માટે બહુ ખરચ કરવાની જરૂર નથી.

આપણે સહકારી સંસ્થાઓના વહિવટી કામ માટે યોગ્ય તાલીમ પામેલા માણસોની જમાવટ કરી શક્યા નથી. તે કારણથી આપણે આપણા કામકાજને નવો ઓપ આપી શકતા નથી, અને તેની ધીમી ગતિને ત્વરિત કરી શકતા નથી. લૅન્ડમૉર્ટગેજ બૅંક, સ્ટોર, એક જથ્થે વેચાણ વગેરે માટે આપણી પાસે કામ કરનારા માણસો નથી એવો આપણને અનુભવ થઈ રહ્યો છે. બૅંકોના કામકાજમાં પણ ઘણી વખત આવી ફરીયાદો કાને આવે છે. પ્રચારકામ કરનારી સંસ્થાઓ સામે આ ફરીયાદ સતત હોય એમ જણાય છે. આપણા સહકારી પત્રો માટે પણ એવી ફરીયાદ હોય છે. વસ્તુતઃ અત્યારે એવો સમય આવી પહોંચ્યો છે, જ્યારે આપણને માણસની ખોટ નડવી જોઈએ નહીં અત્યારે શિક્ષિત માણસો બહુ મળી આવે છે. તેમનો સમાવેશ આપણે આપણી સંસ્થાઓમાં રાખી શકીએ. ઈમેજી ભણેલા અને ઈમેજી નહીં ભણેલા, એવા બંને વર્ગોના માણસોને આપણે તાલીમ આપી આપણી સંસ્થાઓમાં રાખી શકીએ. સહકારી મંડળીઓના જૂથ પાડી તેમાં આપણે તેમને સમાવી શકીએ. ગ્રામપત્રો ચલાવવા માટે લેખકો સુખેથી આપણને મળી શકે. અલબત્ત તે લેખકોને આપણે સહકારનું સાહિત્ય પરોંચાડવું જોઈએ. તેમને આપણે આપણી પ્રવૃત્તિ તરફ ઢળતા કરવા જોઈએ. પ્રચારક સંસ્થાઓમાં આપણે આવા લોકોને રાખી શકીએ. મને લાગે છે કે આપણે તે દિશામાં યોગ્ય પ્રયત્ન હજુ કર્યો નથી. આપણાં વર્તમાનપત્રો આપણી ઘણી અવગણના કરી રહ્યાં છે. સહકારી સંસ્થાઓ વિષે તેમનો અહેવાલ ઘણો ઓછો હોય છે. કરોડો રૂપીઆ જેમાં રોકવામાં આવ્યા છે, જે સાથે લાખો માણસોનું જીવન સંકળાએલું છે, જેના ઉપર પ્રજા અને સરકાર ખરચ કરી રહી છે, તે વિષે પત્રોએ ચોક્કસ ધ્યાન આપવું ઘટે છે, ખાસ કરીને સ્વભાષામાં ચાલતાં પત્રોએ.

પ્રચાર કરતી સંસ્થાઓ કુશળ કાર્યકરો મોટી સંખ્યામાં કેળવી શકી નથી એ સત્ય છે. કેટલેક અંશે તેમાં તેમના બંધારણની ખામી હોય એવું મને જણાય છે. મંડળીઓ પાસેથી લવાજમ વ કરવું અને આવારનવાર તેમની મુલાકાત લઈ આવવી એ પ્રચારકામ કહેવાય નહીં. પ્રચારકો કેળવાયલા, યોગ્યતા-વાળા, સહકારમાં માનવાવાળા, બેંકો વગેરેના કામકાજના અનુભવવાળા, હીસાબકીતાબમાં કુશળ અને લોક મદદને સહકારનું શિક્ષણ આપી શકે તેવા હોવા જોઈએ. સહકારી સંસ્થાઓનો કાર્યવાહક ઢીલો થઈ ગયો છે તેનું કારણ પ્રચારની શિથિલતા છે. ઘણી પ્રચારક સંસ્થાઓનો મંડળીઓ સાથે સીધો સંબંધ માત્ર નામનો હોય છે. ચુંટણી વખતે હોદ્દા ઉપર આવવાની તમન્ના હોય છે. તે તમન્ના મિતિના કામકાજ વખતે હાજરી આપવા માટે પણ હોતી નથી. અનુભવી કાર્યકરોના અનુભવનો લાભ લેવામાં આવતો નથી. ચુંટણીમાં વધારે મત મેળવવા માટે મદદારી સંસ્થાઓને ન શોભે તેવા કાવાદાવાઓ કરવામાં આવે છે. આ દુષણો દૂર કરવાનું આપણું કામ છે. તેમાં સરકારની દરમ્યાનગીરી આવશ્યક છે. બેંકોના કામકાજની શિથિલતા માટે પણ આપણી બેદરકારી જવાબદાર છે. વગર વેતને કામ

થવું જોઈએ એ માન્યતા હવે આપણી સંસ્થાઓના કામકાજ પરત્વે દૂર થવી જોઈએ. હીસાબ રાખવામાં પણ આપણે હજુ ઘણા પછાત છીએ. મેં સાંભળ્યું છે કે સહકારી મંડળીઓનો હીસાબ કેટલીવાર એવો અટપટો હોય છે કે સાધારણ ગ્રામજનતા તેને સમજી કે ચોપડામાં માંડી શકે નહીં. હું આ વાતને એકદમ ગળે ઊતારી શકતો નથી, કારણ કે મેં રાનીપરજના લોકોને સારા હીસાબો રાખતા જોયા છે; છતાં જો એવી અટપટવાળી હકીકતો હોય તો તેમને દૂર કરવાની ખાસ જરૂર છે. યૂરોપઅમેરિકામાં ખેતીનો હીસાબ Farm accounts રાખવાની પ્રથા આપણે ત્યાં હજુ કેળવાઈ નથી. સહકારી સંસ્થાઓએ આ બાબતને ધ્યાનમાં રાખવાની ખાસ જરૂર છે; કારણ કે રેવન્યુનું ખરું ધોરણ આંકવામાં ફાર્મ એકાઉંટ–ખેતીનો હીસાબ બહુ જરૂરનો હોય છે અને એ હીસાબ રાખતાં આવડે તે પહેલાં આપણા ગ્રામ ભાઈઓએ મંડળીનો હીસાબ રાખતાં તુરત જાણી લેવું જોઈએ.

આટલું બધું વિશાળ અને વિવિધ કર્તવ્ય મંડળીના બે ચાર માણસો કાંઈ કરી શકે નહીં. રિઝર્વ બૅંકની પહેલી પત્રિકામાં સૂચવવામાં આવેલી Multiple purpose society વિવિધ કર્તવ્ય કરતી મંડળીના કામકાજનો બોજો વધારે થાય તે સંભવિત છે. આવી મંડળીઓ હવે સ્થાપવામાં આવશે અને જે જૂની મંડળીઓ છે તેમને તેવી મંડળીઓમાં ફેરવી નાખવામાં આવશે એ સંભવિત છે. તેથી જ મે ઉપર કહ્યું તેમ સહકારી સંસ્થાઓના વહિવટ માટે યોગ્ય માણસોને કેળવવાનો માર્ગ આપણે હવે તુરત ઊપાડી લેવો જોઈએ. અત્યારે કેટલીકવાર આ ભાર શાળાના શિક્ષક ઉપર લાદવામાં આવે છે તે મને યોગ્ય લાગતું નથી. બીચારો શિક્ષક! તેણે ગામડાની સંસ્થાઓનો બધો ભાર ઊપાડવો જોઈએ એ માન્યતા હવે જરૂર જવી જોઈએ. એ માન્યતા સહકારી સંસ્થામાં જામે નહીં તે જોવા હું ઇચ્છું છું, નહિતર શિક્ષક નહીં રહે શિક્ષણસંસ્થાનો, અને નહીં રહે મંડળીનો, અને સહકારનો કારભાર તો જરૂર બગડવાનો. શિક્ષકો સહકાર ભલે જાણે અને વિસ્તારે, પણ તેનો કારભાર તો મંડળીના સભાસદોએ જ કરવો જોઈએ.

છેવટે, ગ્રામ અને શહેરની રાંક જનતા ઉપરનો અયોગ્ય ભાર ઓછો થાય તો જ સહકારી સંસ્થાઓ પ્રગતિ સાધી શકે. આ ભાર સરકારી • અને સમાજનો, એવા બે જાતના છે. સરકારી ભારો ઓછા કરવાનું કામ હમણાં હાથ પર લેવામાં આવ્યું છે. પણ સરકારી ભાર કરતાં આપણા સમાજે લાદેલો ભાર કાંઈ ઓછો નથી. આ ભારથી ઉપજતી માનસિક વૃત્તિ સહકારની સફળતામાં મોટા વિઘ્નરૂપ છે. તેથી સમાજના ખોટા ભારને તો આપણે તુરત ફગાવી દેવો જોઈએ. દરેક મંડળી જો એટલું કામ હાથ પર લે તો તેના સભાસદોનું જીવન સંસ્કારી અને શુદ્ધ બને અને તેટલે અંશે તેઓ સહકારના વધારે પોષક બને. આ ઉપાય આપણા હાથનો ઉપાય છે. સરકારના કરેલા કાયદાઓ તે માટે આપણને બહુ ઉપકારક થઈ શકે નહીં. સહકારી જનતાનું એક ખાસ કર્તવ્ય છે કે આપ મરજીથી જ્યાં સુધી કામ થાય ત્યાં સુધી કાયદાનો અને નિયમોનો આશ્રય લેવો જોઈએ નહીં.

પ્રચારની બાબતમાં વિશેષ કહેવાની અગત્ય છે. સરકાર અને બૅંકો તથા સારી મંડળીઓ પ્રચાર માટે જોઈતું ખરચ હજુ નથી કરતી એમ મને લાગે છે. સરકારે આ કામ માટે હમણાં આપણી સંસ્થાઓને અપાતી મદદમાં ઘટાડો કરી નાંખ્યો છે તે અયોગ્ય છે. બૅંકો તથા મંડળીઓ પ્રચાર માટે થોડીક રકમ દર સાલ અનામત રાખે છે. પણ તેનો

ઉપયોગ થતો નથી અને તે રકમ ભંડોળમાં ભેગી થયા કરે છે. જે પ્રચારકામ થાય છે તે બીજા ખાતાના સહકાર વગરનું થતું હોવાથી તે નિરર્થક જાય છે આ બધી બાબતોનો આપણે વિચાર કરવાનો છે. ઇટલી, રશિયા વગેરે દેશોમાં પ્રચારકામ ઉપર ઘણું નાણું ખરચવામાં આવે છે.

આપણી સંસ્થાઓનો કાર્યવાહ આવી દિશામાં વહેવો જોઇએ. હું જાણું છું કે આપણી મંડળીઓના કાર્યવાહકોનો મોટો ભાગ નિરક્ષર નહીં તો અજ્ઞાની તો છે જ. તેથી દિશાસૂચન મોટી સહકારી સંસ્થાઓના કાર્યકરો તરફથી થવું જોઇએ અને તેમણે નાનાં મંડળોમાં જ્યાં જ્યાં વિચક્ષણતા, કાર્યદક્ષતા, વગેરે નજરે ચડે ત્યાં ત્યાં તેવા ગુણોને ઉત્તેજન આપવું જોઇએ. મોટી સંસ્થાઓને દિશાસૂચન સરકારી તંત્ર તરફથી મળવું જોઇએ; કારણ કે તે તંત્રનાં કાર્યાલયોમાં નિવેદનો હોય છે, અનુભવ હોય છે, દક્ષતા હોય છે. અને દિશાસૂચન કરવાની શક્તિ હોય છે. અલબત્ત, કાળક્રમે સરકારી વહિવટ રૂઢ થઇ જાય છે અને તેમાં નવું ચેતન આવતું બંધ થઇ જાય છે. તે ચેતન પ્રજાવર્ગમાંથી મળે છે. પ્રગતિનો માર્ગ ભાષણોથી અને લેખોથી નક્કી થઇ શકતો નથી. તે માટે જ્ઞાન જોઇએ, અનુભવ જોઇએ, દક્ષતા જોઇએ, અને કલ્પના જોઇએ. આ ગુણો પ્રજામાં હોઇ શકે અને રાજ્યવહિવટમાં હોઇ શકે. તે માટે બીજા દેશોમાં છે તેમ, અહીં પણ જ્ઞાન મેળવી શકે, તેને ઉભરી શકે, તારવી શકે અને બીજાને તે આપી શકે તેવાં માણસોનો વહીવટ સાથે સંયોગ કરવાની હવે તુરત જરૂર છે. આ માણસો વર્તમાન યુગના બ્રાહ્મણો છે. આપ તેમને યુનિવર્સિટીઓમાંથી મેળવી શકો છો તેમને આપણે અનુકૂળતા આપીએ, તેમને સરકાર અનુકૂળતા આપે, તો તેઓ આપને નવાં દિશાસૂચનો આપી શકે બીજાં રાજ્યોમાં આવા લોકો advisors સલાહકારો તરીકે કામ કરે છે. આપ પણ તેમને મેળવી શકો, કેળવી શકો, અને આપના સાથમાં લઇ શકો.

આજકાલ Planning–યોજનાની ઘોષણાઓ થઇ રહી છે. ઉપર મેં આપણા લોકના કલ્યાણ માટે યોજના સહકારના ધોરણ પ્રમાણે કેવી થવી જોઇએ તેની સાધારણ રૂપરેખા આપી છે. તેની વીગતો આપ અનુકૂળતાએ પૂરી શકો છો. Planning–ની ઘોષણા કાંઇ શાબ્દિક નથી. આ યોજનાને શબ્દયોજનારૂપે હું અહીં મૂકતો નથી. એ યોજના કાંઇ નવીન નથી તે વર્ષોની જૂની યોજના છે. પણ આપણે હવે આપણી યોજનાને મૂર્ત સ્વરૂપમાં મૂકવાની જરૂર છે. તેનો વ્યવહાર તુરતમાં કરવાની જરૂર છે. આપણે સહકારના સૂત્રમાં માનતા હોઇએ તો તેનો અમલ આપણે કરવો જ જોઇએ અને તેને આપણે વીગતવાર સરકારસમક્ષ અને પ્રજાસમક્ષ મૂકવી જોઇએ. બીજા દેશોમાં તેવું થયું છે. આ દેશમાં પણ તેવું થવાની જરૂર છે.

Mass, uplift જનકલ્યાણ આર્ય પારિભાષિક લોકસંગ્રહ, તેનો માર્ગ સહકારદ્વારા કેવો હોઇ શકે તે મેં આપ સમક્ષ અહીં રજુ કર્યું છે. તેમાં ઉણપ છે તે હું જાણું છું. હું ખેડુત નથી. હું વેપારી નથી. હું કોઇ સંસ્થાનો સંચાલક નથી. મને કોઇ વહીવટનો અનુભવ નથી.

મને તો મારા અલ્પ અનુભવમાં, વિચારમાં અને નજરમાં જે કાંઇ સૂઝી આવ્યું તે અહીં મેં આપને સુગમ વાણીમાં મૂક્યું છે. એની ઉણપો માટે હું જવાબદાર છું. તેમાં જે કાંઇ ઉપયોગી છે તે માટે હું સહકારમાં

[ અનુસંધાન પૃ. ૩૧૬ ]

હું તેને મારા ઘરમાં લઈ ગઈ. કુદરતી આકર્ષણથી કહો કે મારી મૃત પુત્રીને કંઈ મળતો તેનો ચહેરો હોવાથી કહો કે બાળક વિનાની હોવાથી માતૃત્વ ભાવનાથી ભરેલા હૃદયને તૃપ્ત કરવાનું સાધન મને મળ્યું તેથી કહો, પણ મને તેના ઉપર વહાલ આવ્યું. મેં તેને સારી રીતે નવરાવી ધોવરાવી, માથું ઓળ્યું, નાસ્તો કરાવ્યો અને પછી તેને ઘેર તેને મોકલી.

ચંદ્રિકા ખરેખર દેખાવડી છોકરી હતી. મારા સાંભળવા પ્રમાણે તેની મા એક આબરૂદાર પણ નિર્ધન માણસને પરણી હતી. ચંદ્રિકાના બાપના મરણ પછી મા પણ લાંબો સમય જીવી નહિ અને તેથી વિમળા તેને પોતાને ઘેર લાવી.

કુમળા બાળકને રહેવા માટે કેવું સ્થાન! ખરેખર હું કેવી ડરી. આ બાળાના શા હાલ હવાલ થશે! મોટી થતાં, તેની આજુબાજુના સંસ્કાર તેના પર પડતાં તે પણ તેની માશીઓનો પંથ ગ્રહણ નહિ કરે તેની શી ખાત્રી!

જો કે વિમળા તથા ત્રિવેણી સાથે વાતચીતનો પ્રસંગ મેં જરા પણ પાડ્યો નહોતો પણ ચંદ્રિકા માટે તો મેં સમાજનો ડર રાખ્યો નહોતો. તેને મારે ત્યાં અવારનવાર બોલાવી સારું ખાવાપીવાનું આપતી; શરૂઆતમાં સુરેશ વાંધો કહાવતો પણ ચંદ્રિકાનો સહવાસ પ્રિય થઈ પડ્યો.

ચંદ્રિકા સાત વર્ષની થઈ. તેને નિશાળે બેસાડવામાં આવી. પણ સમાજનો નિયમ એવો છે કે દૂષિત વ્યક્તિઓની પ્રજા પણ દૂષિત જ ગણાય છે. ભણવામાં હોશિયાર ચંદ્રિકા, શાંત અને ધીર ચંદ્રિકા તેના સહાધ્યાયીઓની ક્રૂર મશ્કરી, તિરસ્કાર તથા હાસ્યનું પાત્ર થઈ પડતી. જોયા તે ગંભીર બાળા એક બીડાયેલા ફુલ જેવી, શિકાર થઈ પડેલી હરિણી જેવી, પાંજરે પુરાયેલા પક્ષી જેવી જણાતી. જે વયે છોકરાંઓ નિર્દોષ આનંદ તથા તોફાન મસ્તીની મજા લૂટે છે, તે વયે ચંદ્રિકા એક ઠરેલ અને સમજદાર સ્ત્રી જેવી બનવા લાગી.

ફક્ત મારી પાસે જ તે દિલ ઉઘાડીને વાત કરતી. મને પણ તેના પર મારી પુત્રી જેવું જ વહાલ આવતું. એના ભવિષ્યની મને બહુ જ ચિંતા થતી. તેની માશીના જેવી ચંદ્રિકાની દશા ન થાય એવો કંઈ ઉપાય શોધવો એ મારા જીવનનું જાણે એક ધ્યેય બની ગયું. એકવાર સુરેશને મેં કહ્યું પણ ખરું કે "આપણે છોકરું છે નહિ અને થવાનું પણ નથી તો ચંદ્રિને આપણી છોકરી કરીને આપણે ઘેર જ રાખીયે. તો?"

સુરેશ વિચારમાં પડી ગયો. તેને ચંદ્રિકા ઉપર ભાવ હતો. તેની માશી પ્રત્યે જરાપણ નહિ. તે ધીમેથી બોલ્યો, "અત્યારે એ છોકરી નિર્દોષ છે પણ ન કરે નારાયણ અને આગળ જતાં એ અવળે પંથે જાય તો આપણી આબરૂ શું રહે? તેમ એને આપણે ઘેર રાખીયે તો એની માશીઓ અવાર નવાર કામને કોઈ બહાને આપણી સાથે વાતચીતના તથા કામકાજના સંબંધમાં આવે તે તને પસંદ છે?" સુરેશની આ દલીલ મારે ગળે ઉતરી નહિ, છતાં હું તેનો વિરોધ પણ કરી શકી નહિ. ચંદ્રિકા મોટી થશે ત્યારે તેનો કંઈ રસ્તો કાઢશું એમ વિચારી મન વાળ્યું.

આમને આમ પાંચ વર્ષ વીતી ગયાં. ત્રિવેણી અને વિમળાનું ગાડું હવે આગળ જેવું ચાલતું હોય તેમ જણાતું ન હતું. મોડી રાત સુધી તેમના ઘરમાંના બત્તીઓના ઝબકા, હાહાહીહીના તથા નાચગાનના અવાજો, માણસોની અવરજવર એ બધું ઘણુ ઓછું થઈ ગયું હતું. તેમની યુવાની વીતિ જવા આવી હતી. એક વખત એવો હતો કે તેમની આસપાસ પુરૂષો ભમરની માફક ભમતા અને હવે ભમરને શોધવા તેઓને જ જવું પડતું.

કોઇ કોઇ દિવસો એવા પણ જતા કે એક અમર ક્ષોભાવનો નહિ.

ચંદ્રિ હજી નિશાળે જતી. મારે ત્યાં વારંવાર આવજા કરતી. હું એને સારી સારી શિખામણો આપતી, સારાં પુસ્તકો વાંચવા આપતી અને એમાંથી સાર ગ્રહણ કરવા તેને કહેતી. મને ચિંતા થવા લાગી કે એએક વર્ષ પછી ચંદ્રી વયમાં આવશે તે વખતે તેનો શો રસ્તો કરવો ? કોઇ સારો માણસ પરણનાર મળે તો તેની સાથે ચંદ્રીના લગ્ન કરી નાંખવા વિમળાને કહેવું પણ આવા બેઆબરૂવાળા ઘરમાં ઉછરેલી કન્યાને પરણવા કોણ તૈયાર થાય ? જો હિંદુ સમાજના પુરુષોમાં એવી હિંમત હોત તો કેટલીએ પતિભક્ત થવા ઇચ્છતી લગ્નવાંછુઓ તેમને એ વર્ગમાંથી મળત અને તેથી કેટલાંએ જીવનો સુખી થાત.

વિમળા અને ત્રિવેણી હવે પોતાના ઘરની બહાર બહુ જ ઓછું નીકળતાં—આજસુધી જે રસ્તાથી તેઓએ પોતાનું ભરણપોષણ કરેલું તે રસ્તો તો હવે તદ્દન બંધ થઇ ગયો હતો. બંનેનાં શરીર તદ્દન નિર્માલ્ય થઇ ગયાં હતાં, જે લોકોએ એમની આવી હાલત કરી નાખી હતી તેમાંથી કોઇ પણ સંભાળ લેવા આવતું નહિ. ખાવાપીવાના પણ સાંસા પડતા. ચંદ્રિકાને અમારી સારી જેવી ઓથ છે તેવું બધાંના જાણવામાં હોવાથી હજુ સુધી કોઇ પણ તેને આંગળી ચીંધી શકતું નહિ.

એક વખતે અમારી આખી જીંદગીમાં અમે નહિ અનુભવેલ એવો સખત શિઆળો હતો અચાનક એક દિવસે સુરેશ ઓફીસેથી તાવ લઇને આવ્યો. ત્રણ ચાર દિવસ સુધી તાવ હઠયો જ નહિ. ડૉક્ટરે ટાઇફોઇડનું નિદાન કર્યું. સદ્ભાગ્યે તાવ હઠયો તો ખરો પણ પહેલાંના જેવું શરીર થતાં આશરે બે મહિના નીકળી ગયા. ચંદ્રિકા અવારનવાર ઘેર આવતી પણ હમણાં હું સુરેશની જ ચિંતામાં હોવાથી ચંદ્રી તરફ ધ્યાન આપી શકતી નહિ. તેથી તેનામાં જ ફેરફાર પડી ગયો તે હું તરત કળી શકી નહિ.

—સુરેશને બરાબર આરામ થયા પછી ધીમે ધીમે વિચાર આવવા માંડયા. ચંદ્રિકા એકદમ કેમ લેવાઇ ગઇ છે ? ઉદાસ કેમ જણાય છે ? મોઢું ફીક્કું કેમ થઇ ગયું છે ? વળી સામેના ઘરમાં જે સ્મશાન શાંતિ હતી તે પાછું પહેલાંના જેવું અસહ્ય સ્થીતિમાં કેમ આવતું જાય છે ? ત્રિવેણીની માંદગી વખતે દવાના પણ જેના પાસે પૈસા નહતા તેને તપાસવા ડૉક્ટર હવે દરરોજ ઘેર કેમ આવી શકે છે ?

અચાનક મારા હૃદયમાં કાંટો ભોંકાયો. પણ હું તે વાત માનવા સારૂ ના પાડતી હતી. ચંદ્રિકા, ચંદ્રી, મારી ચંદ્રી કોઇ દિવસ એવી થાય જ નહિ. નક્કી કોઇ સમાજ અમર સંસ્થાએ એ કુટુંબને મદદ કરી હશે એવો વિચાર કરી મેં મન વાળ્યું. ચંદ્રિકાને પૂછીને ખુલાસો મેળવવા હું બહુ ઇંતેજાર બની ગઇ હતી પણ હમણાં હમણાં તે દેખાતી જ નહિ.

એક દિવસે સુરેશના મિત્ર ભાનુપ્રસાદ અમારે માટે સીનેમાની ટીકીટો લઇ આવ્યા. છેલ્લા ' શો 'માં અમે ગયેલ હોવાથી વળતાં સ્હેજે સાડાબાર થઇ ગયા હતા. અમારા ગામમાં જો કે અનીતિગૃહોનો ખાસ ખુલ્લો લતો નહોતો તો પણ સીનેમાની પાછળની બેચાર ગલીકુંચીઓ એવી હતી કે જેમાં એ કુકૃત્યોના ભાગીદારો શિકારની શોધમાં ફરતા.

સીનેમામાંથી વળતી વખતે અમોએ ગાડી કરી હતી. પરિણામ રસ્તા પર જરા ભીડ જેવું લાગતાં ગાડીવાળાએ એક ગલીમાં ગાડી વાળી, જે ગલી આગળ ઉપર અમારા ઘર તરફ જતા રસ્તાને મળતી હતી. ગલીમાંનો પ્રકાશ જરા ઝાંખો હોવાથી ગાડી ધીમે ધીમે ચાલતી હતી કોઇ કોઇ વ્યક્તિઓ ફૂટપાથ પર

અગર કોઇ મકાનની દિવાલે અઢેલી ઉભી માલૂમ પડતી.

એટલામાં ફાનસના થાંભલા પાસે ઉભેલી એક યુવતી મારી નજરે પડી. હું ચમકી ઉઠી " અરે આ કોણ ! આતો ચંદ્રી જેવી લાગે છે ! એજ છે કે શું ! " સુરેશ પણ ચમકીને એકદમ મારો હાથ પકડયો. ભાનુપ્રસાદ પણ બોલી ઉઠયા " આતો વિમળાની ભાણેજ ! આવા લત્તામાં કયાંથી આવી ચડી ? "

માંડમાંડ અમે ઘેર પહોંચ્યાં. આવીને એકદમ હું તો ધ્રુસકે ને ધ્રુસકે રડી " મારી ચંદ્રી, તને આ શું સુઝયું ! મને વાત પણ ન કરી ! મારી લાગણીના ભુકકા કરતાં તને જરાપણ વિચાર ન આવ્યો ! લોકની વાણી તેં સાચી પાડી. " સુરેશ પણ મારા જેવો જ ગમગીન બની ગયો અને સાથે સાથે ગુસ્સે પણ થયો. " આજથી એ છોકરીને આ ઘરને પગથીયે પણ ન ચડવા દેતી. ગમે તેવી આપણે તેની બરદાસ કરીએ તો પણ તે તો પોતાની જાત પર જ ગઇ. "

બીજે દિવસે સુરેશના ઓફીસે ગયા પછી ચંદ્રિકા મારે ઘેર આવી. મારી રહ્યું સહ્યું થઇ રહેલી આખો જોઇ તે પણ મુકત કંઠે રડી પડી. " શું બહેન ! હું તે શું કરૂં ! મારી બંને માશીઓ પથારીવશ હતી. અમે ભુખે મરતાં હતાં. ખાવા પીવાના સાંસા હતા. કપડાં તો નામનાં જ રહ્યાં હતાં. આવી સ્થિતિ કેટલા દિવસ કાઢવી ! મારૂં ભણતર પણ એવું હતું નહિ કે જે વડે અમારૂં ગુજરાન થઇ શકે. મને એ વાતનો અત્યંત તિરસ્કાર છે. આ ધંધો મેં મારી પસંદગીથી સ્વીકાર્યો નથી પણ તે વગર મારે બીજો કોઇ ઇલાજ જ નહોતો. "

મને તેનું કહેવું સાચું લાગ્યું, છતાં પણ હું નક્કી ન કરી શકી કે ચંદ્રિકાનું અધઃપતન થયું કે તેણે પોતાના દેહનું બલિદાન આપ્યું ?

---

[ અસહકારનીતિ અને લોકસંગ્રહ : અનુસંધાન પૃ. ૩૧૨ નું ]

રસ લેતા આપ સર્વની સહાનુભૂતિનો ઋણી છું. સહકારજનતા સામે ગમે તેટલું કહેવામાં આવે, પણ એટલું તો મને અનુભવગમ્ય થઇ શકયું છે કે જ્યારે જ્યારે તેના તરફ નરી સહાનુભૂતિ બતાવવામાં આવે છે ત્યારે હર વખત તેનું મન વિકાસ પામે છે અને તેનું આતિથ્ય ઉદાર થાય છે. આપણે શબ્દોના આતિથ્યના ભૂખ્યા નથી. આપણે તો કામ કરી આતિથ્ય આપવું લેવું છે. કામ કરવાના પ્રસંગો હવે આ પ્રાચીન દેશમાં પૂર્વે નહોતા તેવા આવવાના છે. જે કોઇ હરકોઇ કામ કરશે તે ચોક્કસ તેટલે અંશે ઇષ્ટસિદ્ધિ કરી શકશે. કલ્યાણ કરવું એ જ જેનો હેતુ છે એવું કાર્ય કદિ દુર્ગતિને પામતું નથી.

છેવટે, આવા સર્વમાન્ય દિવસે આપણી પ્રવૃત્તિ સદ્‍ગતિને કેવી રીતે વરી શકે તે બતાવવાની આપે મને તક આપી છે તે માટે અને આ વચનોને શાંતિથી આપે સાંભળ્યાં છે તે માટે, તથા આ સંમેલન પ્રસંગે આપે મારા તરફ બતાવેલા સૌજન્ય માટે હું આપનો ઉપકાર માનું છું અને આપના પ્રયાસોને સફળતા મળે એટલું ઇચ્છું છું.

# :: લોહાણા પરણેતરના આપઘાત પર પ્રકાશ ::

લેખક : શ્રી. જેઠાલાલ જી. સોમૈયા

વર્તમાન પત્રોમાં એક લોહાણા યુવતીએ પાંચમે મજલેથી પડીને સાસુની સતામણીના કારણે આત્મહત્યા કરવાના સમાચાર વાંચી હૃદય કકળી ઉઠયું. એક લોહાણા તરીકે અને તેમાં પણ એક ભાવનાશીલ યુવક તરીકે આપણી જ્ઞાતીમાં હજુ આજે પણ મુંબઇ જેવા શહેરમાં વહુ બની આવેલી બાળા પ્રત્યે આ પ્રકારના જુલ્મો આચરવામાં આવે છે એ જાણી હૃદયમાં કંપારી અને આઘાતનો અનુભવ થયો. કરૂણાજનક અને કોમને શરમરૂપ આ કીસ્સામાં ઉંડા ઉતરી તપાસ કરવાની જીજ્ઞાસા થઇ આવે છે, સમાજમાં આવા નિંદનીય બનાવો શાથી બને છે એના મુળમાં પહોંચવાનું મન થઇ આવ્યું અને ફક્ત આ શુભ ઉદ્દેશને ખ્યાલમાં રાખીને મેં તપાસ કરવા માંડી.

જીવન કરતાં મરણને વધુ સુખદાયક વાંચી આત્મહત્યાનો અંતીમ માર્ગ ગ્રહણ કરનાર બ્હેન માણેક ઠા. માધવજી ગોવિંદજીના પુત્ર વીઠલદાસના પત્ની થાય. ભાઇ વીઠલદાસ હાલમાં "હિન્દ ટ્રેડીંગ કું." ના નામે ટાઇલ્સ વગેરેનું બીઝનેસ કરે છે. તેમના પિતા પણ સાથે જ છે અને કુટુંબમાં પુત્ર કરતાં પિતાનું અને પિતા કરતાં માતાનું ચલણ વિશેષ છે. તેઓ કુંડલા પાસે દેણુ ગામ, જુનાગઢના વતની છે અને વરસોથી મુંબઇમાં જ વસવાટ કરે છે. કુટુંબમાં બે પુત્ર અને પુત્રીઓ છે. તેમાં બાઇ કેસરને પરણાવેલી છે.

મરનાર બ્હેન માણેકના લગ્ન વીઠલદાસ સાથે કેવળ પાંચ વર્ષ પહેલાં જ થયેલાં. ઠા. ગોવીંદદાસ તુલસીદાસ, વીઠલદાસના સસરા થાય. જેઓ આ કરૂણ ઘટના બની ત્યારે દેશમાં એમને ગામ જામ–ખંભાળીયામાં હતા. ત્યાં ગયા ને દશ–બાર દહાડા માંડ વીત્યા હશે ત્યાં આ દુઃખદાયક બનાવ બની જવા પામ્યો.

આ બાબતમાં બની શકતી માહીતી એકત્ર કરવા સૌથી પ્રથમ હું વીઠલદાસ તથા તેના પીતાશ્રી માધવજી ગોવીંદજીને મળ્યો, પણ એમના ઉડાઉ તથા બેપરવા જવાબોથી મને સંતોષ ન થયો. મરનાર સાથે જાણે કશો એમને સંબંધ જ ન હોય એવી એમણે વાત કરી અને તે પણ બધી વ્યંગમાં જ.

પરિણામે મારી જીજ્ઞાસા એકદમ વધી ગઈ. કોરોનરની કોર્ટમાં બાઇ પર સાસુના જુલ્મની સાક્ષી આપનાર પાડોશીઓની મેં મુલાકાત લીધી ત્યારે મારી આંખ એકદમ ઉઘડી જ ગઇ. કહો કે મારાથી એ દીલદ્રાવક કહાણી સાંભળીને રડી જ દેવાયું.

વધારે તપાસ કરતાં કેટલાક ભાઇઓ તરફથી કહેવામાં આવ્યું કે–" તમે ઠીક આવ્યા, તમારી જ્ઞાતિના જુવાનોમાં જ્યાં સુધી આવા કલંકો સામે પોકાર પાડવાની વૃત્તિ નહી જાગે, આવી દુષ્ટ સાસુઓના ભવાડા ખુલ્લા પાડવાની ઉશ્કેરણી નહીં પેદા થાય, ત્યાં સુધી આવી કલંકિત, કમકમાટી ઉપજાવતી ઘટનાઓને અટકાવી શકાશે નહી."

" સાસુઓને મારપીટ કરવાનો શો હક્ક છે ? બ્હેન માણેક પર લાકડીઓ, સાણસી તથા તવીથાઓનો માર પડતો ઘણાઓએ આંખો આંખ જોયેલ છે, અને તે પણ એક સાસુ જ નહી, પણ ઘરનાં નાનાં મોટાં તમામ માણસો, નણંદો, દેર વગેરે સુદ્ધાં ઘાતકી રીતે બીચારીને માર મારતાં હતાં. શા માટે ? જાણો છો ? કારણ કે સાસને વહુ પસંદ નહોતી અને પરણી આવી ત્યારથી જ દીકરા-

માટે બીજી લાવવા સામુને જે મહામાયાનું નામ વેહાઆઇ છે– જબરી શ્રેલછા વળગી હતી. તમારા સેહાણાઓમાં છોકરીઓની છત છે ને, માટે!"

આ કટાક્ષથી હું શરમીંદો બની ગયો. "મારપીટ, મ્હેણાં ટુંણાં, માનસિક યાતનાઓ કંઇ આજની નહોતી વર્ષોથી એક સરખું ચાલુ જ હતું. છતાં મરનાર કોઇ કસાઇવાડે બંધિલી ગાયની માફક મુંગે મ્હોંએ વધુ સહન કરતી હતી. પતીથી વખતો વખત અલગ રાખવામાં આવતી અને ઘણીએ વાર ઘરમાંથી તગડી મુકવામાં આવતી હતી પરંતુ બાઇ માણેક તેને નશીબ માની સાંખ્યે જતી હતી. ન કોઇ દીવસ સામે એક હરફ પણ કહેતી કે ન કોઇને કંઇ ફરીયાદ કરતી. માત્ર કોઇ કોઇ વાર પાડોશીઓના ઘરમાં આવી દીલના ઉભરા અને અશ્રુઓ ઠાલવતી.

"મરનારે આત્મહત્યા કર્યા પૂર્વે છ સાત દીવસથી જુલમનું જોર વધી ગયું હતું. મારઝુડ થવા ઉપરાંત ખાવાનું પણ અટકાવવામાં આવ્યું હતું અને છેલ્લા ચાર દીવસથી બાઇ આત્મહત્યા કરવાની તક શોધતી હતી. સાસુએ માનવતાને વિસારી દઇ ખુલ્લા શબ્દોમાં બાઇ માણેકને મરી જવાની ચેલેંજ કરી હતી અને આ પ્રમાણે આત્મહત્યાના પ્રયાસને ઉઘાડું સમર્થન આપ્યું હતું.

"ચાર ચાર દીવસ સુધી પેટમાં અનાજ ન પહોંચ્યું હોય, ઉપરથી દુષ્ટ સતામણી ચાલુ હોય, પક્ષ લેનાર કોઇ ન હોય, એવી હાલતમાં બાઇને શાંતિ વ્યાપી જાય એમાં નવાઇ શી? બાઇએ છેવટે અંતીમ માર્ગ જ લીધો અને દુઃખમુક્ત બની......"

આ બધું સાંભળીને મેં ઉદ્ગાર કર્યું તેમ મારાથી રડી જવાયું. મને મારી કોમ પર, આખા સમાજ પર આ વખતે બધાનક ઘૃણા થઇ આવી. દરદરવાજાના બીકોંગના માળાના માણસોએ એકત્ર થઇ બ્હેન માણેકના આત્માને શાન્તિ ઇચ્છવા તથા હિન્દુ સમાજને સાસુઓની જામી પડેલી આ શેતાનીઅતનો વિરોધ કરવા બીજે જ દીવસે શોકસભા ભરી હતી. તમારી જ્ઞાતીએ શું કર્યું, કહેશો?" પણ મારી પાસે આનો જવાબ ન હતો.

આ પછી વધુ ઉંડા ઉતરવા મેં બ્હેન માણેકના પિતાશ્રી સાથે મુલાકાત મેળવી. એમની વાતોએ મને ઓર દુઃખી બનાવી દીધો.

પ્રશ્ન:—બ્હેન માણેકના મૃત્યુ સમયે તમે ક્યાં હતા?

ઉત્તર:—પંદર દહાડા પહેલાં જ કામ પ્રસંગે ખંભાળીએ ગયો હતો. ગયો ત્યારે માણેકને અમારી સાથે મોકલવા વીનંતી કરેલી પણ તેઓએ સાફ ના પાડી હતી

પ્રશ્ન—તમને ખબર કેમ પડયા!

ઉત્તર:—વેવાઇએ તાર કર્યો હતો. પણ વીગત નહોતી. ખરી વીગતનો તાર તો મને બીજાઓ તરફથી મળ્યો હતો.

પ્રશ્ન:—બ્હેન માણેકને સાસરીયામાં દુઃખ હતું તે તમે જાણતા હતા?

ઉત્તર:—હા, પણ છોકરી તો તે ઘણું જ છુપાવતી હતી. તે મને દુઃખ ન પહોંચે એમ વિચારી મન ન ખોલતી, છતાં દીકરીનાં દુઃખ અછાનાં નથી રહેતાં, ભાઇ!

પ્રશ્ન:—વેવાઇ વિષે તમારો શો અભિપ્રાય છે?

ઉત્તર:—અભિપ્રાય શો માગો છો! આ બનાવ પોતે જ સાચો અભિપ્રાય છે. છતાં ઘરમાં વેવાણનું વધુ ઉપજે અને વેવાણ દુષ્ટ છે. છોકરીને દુઃખ દેવામાં કંઇ બાકી નથી રાખી. ઘરમાંથી જ્યારે જ્યારે તેને કાઢી મુકવામાં આવતી ત્યારે હું સમાધાન કરી પાછી મુકી આવતો. તેઓ મારી સામે સીધા હતા. પણ તેમની વહુ પ્રત્યે ઘરનાં બધા માણસો નિષ્ઠુર હતા. મારો જમાઇ બાવડીયો છે એવી મને પહેલેથી જ ખાતરી થઇ હતી, છતાં આટલી હદ સુધી

ગામસો આવશે એ તો સ્વપ્ને પણ ખબર નહોતી. છોકરી ખુબ રાંક તથા ઓછા-બોલી હતી......પણ આજકાલ રાંક પર જ. શીરજોરી ચાલે છે ને ? કહે છે કે આત્મહત્યા કરવાની તેના પર ફરજ પાડવામાં આવી હતી અને જ્યારે ઉપર પાંચમા માળની અગાસીએથી પડયા પછી મોટે મળશ્કે નીચે જબરી હો-હા થઇ અને માળાનાં રહીશો તમામ નીચે દોડી આવ્યા છતાં દેઢ કલાક સુધી ઘરનું કોઇપણ માણુસ નીચે જ ન ઉતર્યું, અને છેવટે મરનારને હોસ્પીતાલમાં લઇ જવામાં આવી ત્યાર પછી તો તેઓ નીચે ઉતર્યા હતા. બાઇ અગીઆર વાગ્યા સુધી જીવી હતી અને શુદ્ધિમાં હતી છતાં વેવાઇએ કે જમાઇએ અમારા ભત્રીજાઓ જે મુંબઇમાં મોજુદ હતા તેમને ખબર પણ નહોતા કર્યા. તેઓને ડર લાગ્યો હશે કે રખે બાઇ કંઇ અવળું સ્ટેટમેન્ટ આપશે તો ?.........આ સમાચાર અમારા આપ્તજનોને બાઇ મરી ગયા પછી છેક બીજા દિવસની સાંજે "જન્મભૂમી"માં વાંચવા મળ્યા હતા, ત્યારે તો બાઇને તેઓ આગલે દીવસે અગ્નિ સંસ્કાર કરી આવ્યા હતા.........ઓશો આનાથી વધુ અભિપ્રાય બીજો શું આપી શકું ?

પ્રશ્ન:—તમે આ મામલામાં કંઇ આગળ વધવા માગો છો ખરા ?

ઉત્તર:—મને હવે એ નકામું લાગે છે. કારણ કે મરનાર મરી ગઇ. છતાં હા-આવા બનાવો આપણા સમાજમાં જીવનનું તથા જ્ઞાતિ જીવનનું મહા કલંક છે. હું કેવળ એટલું ચાહું છું કે આપણી જ્ઞાતિમાંથી આવા દારૂણ બનાવો દૂર થાય, અને વહુ એક જાનવર નથી કે એને મારી મારીને આમ વિના મોતે, અકાળે મારી નાખી શકાય, પરિવારની પ્રથા જો સાચવી જ રાખવી હોય તો, સાસુએ આવો દૂરૂપયોગ ન થવા દેવો જોઇએ.

પ્રશ્ન—તમે શું ધારો છો-વીઠલદાસને આપણી જ્ઞાતિમાંથી કોઇ પણ કન્યા આપવા ભલા તૈયાર થશે ?

ઉત્તર—હું કટુતાથી હસીને ! એ વાત રહેવા દો ભાઇ, આપણા લોહાણાઓમાં પુત્રીને એક "બોજો" સમજવામાં આવે છે. ગમે ત્યાં નાખી તેને તેના નસીબ પર છોડી દેવાનું માનસ આપણા માબાપોમાં ખુલ્લે ખુલ્લું દેખાય છે. જાણવા છતાં ગાયને કસાઇવાડે મોકલવા તૈયાર થનારાઓ આપણામાં ઓછા નથી. પણ મારી સલાહ લેવા આવે તો હું તેમને સાફ નાજ 'પાડુ' કે બંધુ ! એના કરતાં કોઇ જુદું ઘર ગોતં. તમારી દીકરીના હાલ મારી દીકરી જેવા થશે, માટે દેખી જાણીને કુવામાં ન નાખો.

પ્રશ્ન—તમે તમારા વેવાઇને મળ્યા હતા ?

ઉત્તર—હા, પણ તેઓ નચિંત બની ગયા છે. મેં એમને કહ્યું કે મરનારના આત્માનું જો હજુ પણ ભલું ઇચ્છતા હો તો બાઇને મેં તથા તમે કરી આપેલ દાયનમણું જે કંઇ હોય તે ધર્મના કાર્યમાં વાપરો, એટલું બસ છે.

પ્રશ્ન—તો શું કહ્યું તેઓએ ?

ઉત્તર—હા કે ના કંઇ જ નહી. પણ મને નથી લાગતું કે તે પણ તેઓ કરે, જો જીવતા સચાઇ ન રાખી તો મુવા પછી શું રાખશે ?

પ્રશ્ન—તો તમે કંઇ કહેવા માગો છો ?

ઉત્તર—એટનું જ કે આ પ્રશ્નને જ્ઞાતિના દરેક ભાઇઓ તથા બ્હેનો પોતાનો બનાવી લઇ આવી અઘટિત દુઃખદાયક ઘટનાઓ સામે વિરોધ ચળવળ ચાલુ કરે, સભાઓ ભરે, સાસુઓની સાન ઠેકાણે લાવવા માટે ધગધગતા ભાષણો કરે અને ઘટતા ઠરાવો પાસ કરે અને જ્ઞાતિના પત્રોમાં આ ચળવળમાં પ્રમાણીક ટેકો આપી તેમની ફરજ બજાવે: ઇતિ......

—✠—



## [૧] તરૂણીઓના આપઘાતો શી રીતે અટકે?

ગુજરાતીઓનું ખાસ કરી હિંદુઓનું, સમાજજીવન ઉપલા થર પુરતું વિકાસને માર્ગે પળી રહેલું જણાય છે છતાં મધ્યમ વર્ગના અને નીચલા થરના ગુજરાતીઓની વીષમ પરિસ્થિતિ પરત્વે પુરતો ખ્યાલ હજી ઘણાને આવતો નથી. શિક્ષણ અને સંસ્કારના અભાવે તેમ જ જુની પુરાણી પરંપરાથી ચાલતી આવેલી રૂઢીઓની ગુલામીને કારણે સામાન્ય જીવન જ જો હજી અધોગતિ દશામાં સડતું હોય છે તો પછી સ્ત્રીઓના જીવનની દશા તેના કરતાં પણ વધારે ખરાબ હોય એ સ્વાભાવિક છે.

આ વસ્તુ રોજબરોજ બનતા આપઘાતના સંખ્યાબંધ બનાવો પરથી ઘણી સારી રીતે છતી થાય છે. છેલ્લાં થોડાંક વર્ષો થયાં, ગુજરાતી તરૂણ યુવતીઓના આકસ્મિક મરણોના બનાવો વિશેષ પ્રમાણમાં થાય છે. આવા મરણોની પાછળ રહેલ સાચા ઘરકંકાસના કે સાસુઓના અને બીજા કુટુંબીઓના ત્રાસના કારણો હોય છે એના પર ઢાંકપીછોડો કરવા માટે પ્રાઇમસ સ્ટવનો સફળતાપૂર્વક ઉપયોગ કરવામાં આવ્યો અને બીચારા કોરોનરે ગુજરાતીઓને પ્રાઇમસ સ્ટવ વાપરતાં આવડતો નથી એ વિષે જ ભાષણ કર્યું.

કોરોનરના એ, ટીકાપ્રહારો ગુજરાતીઓને સ્વાભાવિક રીતે જ રોષ ઉપજાવતા હતા. પણ આવા બનાવો પાછળનાં સાચાં કારણો દૂર કરવાનો પ્રયત્ન કરીને આવા બનાવો બનતા અટકાવવા માટે પ્રયત્ન કરવાનું વ્યવસ્થિત કાર્ય કોઇએ કર્યું નથી. આનું પરીણામ એ આવ્યું છે કે મહીનામાં થોડીક ગુજરાતી બહેનોનાં આશાસ્પદ જીવનનો અકાળે અંત આવવાનું ચાલુ જ રહ્યું છે.

થોડા જ દીવસો ઉપર, મુંબઇમાં ગોળપીઠાપરના હરહરવાળા બીલ્ડીંગમાં માણેકબાઇ નામની ઓગણીસ વર્ષની લુહાણા બહેને કુટુંબીજનોના ત્રાસને કારણે આપઘાત કર્યો. એ આપઘાતના બનાવ પછી હરરવાળા બીલ્ડીંગના ભાડુતોએ એ બહેનના આત્મા માટે શાન્તિની પ્રાર્થના કરી અને આવા બનાવો પરત્વે આંખમીચામણાં ન કરતાં તાકીદે આવા પ્રશ્નો ઉપાડી લેવાનો આગ્રહ કરતો ઠરાવ પણ કર્યો એટલે સુધી તો વાત બરાબર છે. હરરવાળા બીલ્ડીંગના ભાડુતોએ આટલી હીંમત બતાવી એ અભિનંદન આપવા જેવી વાત છે પણ તેઓએ પોતે જ જો થોડી સાવચેતી વાપરી હોત, આ બહેન પર ગુજરી રહેલા જુલ્મ સામે એક પોકાર પાડયો હોત અને કોઇ યોગ્ય સંસ્થાની સહાય લઇ પગલાં લીધાં હોત તો આ તરૂણીનાં જીવનને બચાવી શકાત.

એટલે, આવા પ્રશ્નો પરત્વે વધારે કાળજી રાખીને, પગલાં લેવાની જરૂર રહે છે. એના સંબંધમાં અમદાવાદની 'જ્યોતીસંઘ સંસ્થાની પત્રીકામાં થયેલી સૂચના આવકારવા યોગ્ય છે એટલું જ નહીં, એમાં સુચવેલી રીતે કાર્ય કરવાની જરૂર છે; એ સૂચના આપણા સામાજિક કાર્યકરોએ ઉપાડી લેવા જેવી છે.

"મોટા ભાગે આપણો સમાજ આવી બાબતો તરફ ઉદાસીનતા સેવે છે. 'આપણે શું!' કહી હાથ પહોળા કરી છૂટી પડે છે. અને એ કરતાં વધારે તો પાડોશીઓની સામાજિક બીરૂતા એમને કંઇ પણ પગલું લેતાં રોકે છે. આવી પરિસ્થિતિમાં પાડોશીઓએ અને બીજાઓએ વધુ નીડર બનવાની જરૂર છે. એક બહેનને છેલ્લી હદે જઇ આપઘાત કરવો પડે અને પછી આપણે શોક ઠરાવ કરી બેસી રહીએ એ અસહ્ય છે. જ્યાં જ્યાં આવા કૌટુંબિક સીતમો ચાલતા હોય ત્યાંની આજુબાજુના રહીશોએ હવે તો નીડરતાથી આવા સીતમોનો યોગ્ય સંસ્થાની મદદથી સામનો કરવો જોઇએ. આવી બાબતમાં નીડરતા કેળવવાની પહેલી જરૂર છે.

અત્રે બીજું એક સૂચન કરવું જોઇએ. દરેક પોળે કે લત્તે લત્તે વીજીલન્સ કમિટિ હોવી જોઇએ. એ પોળના કે લત્તાના સામાજીક કાર્યકર્તાઓએ, યુવાનોએ કે આવા પ્રશ્નોમાં રસ ધરાવતાં બાઇ બ્હેનોને એક વીજીલન્સ સમિતિ સ્થાપી આવી ઘટનાઓ એનો કરુણ અંત આવે તે પહેલાં યોગ્ય સંસ્થાઓ અને જાહેર પ્રજાના ધ્યાન પર લાવવી જોઇએ. અમદાવાદમાં પણ આવી સમિતિઓની જરૂર છે. ઉરરવાલા બોર્ડીંગના બાઇબહેનો આ સૂચન અનુસાર એક સ્થાયી સમિતિ ન નીમે? અને એવી રીતે મુંબઇના જુદા જુદા માળાઓમાં, ચાલીઓમાં, કે લત્તાઓમાં આવા પ્રશ્નોનો સામનો કરવો સહેલો થઇ પડશે. દરેક માળામાં કે લત્તામાં એકાદ બે નીડર સેવાભાવી બાઇ બહેનોની આશા વધુ પડતી તો ન ગણાય.

આ તો થઇ તાત્કાલીક ઉપાયની વાત પણ તે ઉપરાંત બીજું ઘણું કરાવાનું રહે છે. આના માટે તો પ્રજામત કેળવવો જોઇએ. આપણા આવા પ્રશ્નોની ખૂબ છણાવટ થવી જોઇએ. અને એમને માટે અમને એક ઉપાય લાગે છે કે આપણી શાળાઓમાં આપણા સામાજિક પ્રશ્નોનો વિષય દાખલ કરવો અને એ વિષયનો જેમણે ખાસ અભ્યાસ કર્યો હોય તેવા શિક્ષકોને આવી રીતે સામાજિક પ્રશ્નોની શાળામાં થતી છણાવટ આપણા ઉગતા કુમારોને ભવિષ્યના નાગરિકો બહુ સુંદર તાલીમ આપશે.

આ ઉપરાંત બીજી અનેક રીતે પ્રજામત કેળવી શકાય છે. આશા રાખીએ કે આપણા સમાજમાં નિત્ય બનતા આવા બનાવો આપણને સવેળા જાગૃત બનાવે અને આવી રીતે વેડફાઇ જતી શક્તિનો બચાવ કરી શકીએ.

['જન્મભૂમિ'માંથી આભાર ઉધૃત.]

## [૨] સ્ત્રીઓ અને સ્વતંત્રતા

શ્રીમતી હંસાબેન મહેતાએ મુંબાઇમાં "સ્વતંત્રતાના રાહ" એ વિષય પર ભાષણ આપતાં જણાવ્યું હતું કે, "હિન્દી સ્ત્રીઓની સ્વતંત્રતાનો રાહ, તેની પોતાની જ બહેનોને શિક્ષણ આપવાનો, તેને સંગઠિત કરવાનો અને તેને મળેલી રાજકીય સત્તાનો ઉપયોગ, સ્ત્રીઓ માટે જેમ બને તેમ વધારે લાભદાયી થાય એવી રીતે કરવાનો અને સ્ત્રીઓ દ્વારા, સામાન્ય રીતે માનવતાનું કલ્યાણ કરવાનો હોવો જોઇએ.

પુરુષો તેમજ સ્ત્રીઓ કેટકેટલા પ્રમાણમાં સ્વતંત્રતા ભોગવે છે તે શોધી કાઢવા માટે, જીવનના રોજબરોજના, જુદા જુદા ક્ષેત્રોમાં તેઓ કેટકેટલા અંશે સ્વતંત્રતા ભોગવે છે તેનો આપણે વિચાર કરવો જોઇએ. સૌથી પ્રથમ રાજકીય સ્વતંત્રતા લઇએ. એ બાબતમાં તો અત્યારના સંજોગાનુસાર, સ્ત્રી કે પુરુષ કોઇ આ દેશમાં સ્વતંત્ર હોવાનો દાવો કરી શકે એમ નથી.

અહીં કદાચ કોઇ એવી દલીલ કરશે કે બધા પ્રાંતોમાં પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવતી સરકારો હોવાથી, કેટલાક પ્રમાણમાં સ્વતંત્રતા છે. મધ્યસ્થ સરકાર જ્યારે પ્રજાને જવાબદાર બનશે ત્યારે તે સ્વતંત્રતામાં વધારો થશે. છતાં આજ રીતની જે થોડી ઘણી સ્વતંત્રતા છે તે તો પુરુષો સાથે સ્ત્રીઓ પણ ભોગવે જ છે. કેટલીક બાબતમાં તો સ્ત્રીઓની સ્થિતિ ખાસ કરીને મતાધિકારની બાબતમાં વધારે સારી છે.

હિંદી સ્ત્રીઓ શાન્તિને અને શાન્તિભરી રીતીઓને હંમેશાં ચાહતી આવી છે. મહાત્મા ગાંધીજીની અહિંસક સત્યાગ્રહની લડતમાં સ્ત્રીઓએ આટલો બધો સક્રિય ભાગ લીધો તેની પાછળ આજ રહસ્ય રહેલું છે.

પણ સામાજિક ક્ષેત્રમાં જુદી જ પરિસ્થિતિ પ્રવર્તી રહેલી છે. દૂર દૂરના ભુતકાળમાં હિંદી સ્ત્રીઓની સ્થિતિ ભલે ગમે તેવી જ્વલંત રહી હોય; અત્યારે એનું નામનિશાન નથી. હિંદી સ્ત્રીઓને તેઓનાં ઉચ્ચ સ્થાન પરથી નીચે હડસેલી મૂકવામાં આવી છે અને સમયના વહેવાની સાથે તેને કચડી નાખવામાં આવી છે. સમાજ, ખાસ કરીને હિન્દુ સમાજ અનેક રીતે આજે સમયની પાછળ પડી ગયો છે. એના કેટલા સારા રીતરીવાજો અને કાનુનો પડતા મૂકવામાં આવ્યા છે. જ્યારે ખરાબ કાનૂનો હજી ચાલુ રહ્યા છે. આજે સ્ત્રીઓ અને પુરુષો વચ્ચે જો ઘણી ખરી સામાજિક વિષમતા ચાલુ રહેલી હોય તો તેનું કારણ એ અનિષ્ટ રીવાજો જ છે,

લગ્નને લગતો હિંદુ કાયદો એકતરફી છે. પુરુષોની ક્રુરતામાંથી સ્ત્રીઓને એ કંઇજ રક્ષણ આપતો નથી. લગ્નવિચ્છેદની એમાં છુટ નથી. આમ છતાં પુરુષ જો તેની પ્રથમ પત્નીથી ગમે તેવા કારણોસર અસંતુષ્ટ હોય તો તે ચાહે તેટલી વાર ફરી લગ્ન કરી શકે છે. પણ એક વાર એક પુરુષને પનારે પડેલી પત્નીએ તો આમરણાંત એ પુરુષનેજ વફાદારીથી વળગી રહેવું પડે છે.

પુરુષ ક્રુર થઇ શકે છે, બેવફા થઇ શકે છે: પતિ તરીકે સાવ નાલાયક પણ બની શકે છે. છતાં પત્નીનો તો તે પ્રભુજ રહેવાનો. લગ્નના આ કાનુનં ભૂતકાળમાં ભલે અનેક ગુણો ધરાવતા હશે; અત્યારે તો એ સ્ત્રીઓ માટે શૃંખલા રૂપજ રહ્યા છે અને પ્રગતિનો માર્ગ અવરોધી રહ્યા છે.

અને સરકાર, ધાર્મિક બાબતોમાં દરમ્યાનગીરી ન કરવાના બહાના હેઠળ, સામાજિક કાનુનોમાં ફેરફાર કરતાં બ્હીતી હતી. હાલની સરકારો આવું બ્હાનું કાઢી શકે એમ નથી. જો સ્ત્રીઓ તેઓની પોતાની સ્થિતિ સુધારવાજ માંગતી હોય તો તેઓએ સામાજિક વિષમતાઓ સામે એક સામટો પોકાર ઉઠાવવો જોઇએ અને એ રીતે ધારાસભ્યોને જાગૃત કરવા જોઇએ. લગ્નને લગતો ખાસ કાનુન આ દિશામાં સુધારાને ઝડપી બનાવશે.

આર્થિક ક્ષેત્રમાં સ્ત્રીઓની સ્થિતિ અણફેરવાયલી જ રહી છે. પુરુષોએ વારસાને લગતા કાનુનોમાં ફેરફાર કરીને પોતાની સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કર્યો છે પણ સ્ત્રીઓની સ્થિતિમાં કાંઈ ફેરફાર થયો નથી. એટલે હિન્દમાંથી વ્યક્તિગત કાનુન રદ કરીને ઇંગ્લાંડના જેવોજ એક સામુદાયિક વારસાનો કાયદો કરવામાં આવે તો સ્ત્રીઓની સ્થિતિમાં ઘણો સુધારો થાય.

સ્ત્રીઓએ સૌથી પ્રથમ સમજવું જોઇએ કે તેઓને રાજકીય હક છે અને એનો ઉપયોગ સફળતાપૂર્વક કરવો જોઇએ. પરંતુ આ હકનો ઉપયોગ સાચી રીતે થવા માટે સ્ત્રીઓ શિક્ષિત હોવી જોઇએ. શિક્ષિત સ્ત્રીઓજ એ જવાબદારી સમજી શકે. તેથી સ્ત્રીઓએ સૌથી પ્રથમ પોતાની બહેનોને શિક્ષિત બનાવવી જોઇએ, સંગઠિત થવું જોઇએ અને તેઓની રાજકીય સત્તાનો ઉત્તમોત્તમ રીતે ઉપયોગ કરવો જોઇએ."

[ 'સ્ત્રી શક્તિ' માંથી સાભાર ઉધ્ધૃત ]

## [ ૩ ] માતાઓ માટે સંગ્રહસ્થાનો

લેખિકા : શ્રી. કપિલા ખાંડવાળા

સોવિયટ યુનિયનમાં માતાઓ અને બાળકો તરફ રાજ્યની જવાબદારી શી છે અને ત્યાંની સરકાર તે કેવી રીતે અદા કરે છે, તે હિન્દુસ્થાનમાં આપણે જાણવાની ખાસ જરૂર છે.

રશિયામાં સોવિયટ રાજ્ય સ્થાપ્યા પહેલાં ઝારનું રાજ્ય હતું. તે વખતે સ્ત્રીઓની દશા બહુ ખરાબ હતી. મીલમાલિકો અને જમીનદારો સ્ત્રીઓનો પોતાના કામ માટે દરેક રીતે ઉપયોગ કરતા. ઘરમાં પતિ તરફનો ત્રાસ પણ એમને બહુ જ હતો. ઘણાં ખેતરોમાં મજબૂત ખેડુત સ્ત્રીઓને હળ ખેંચવા માટે ઘોડાની જગ્યાએ જોતરવામાં આવતી હતી. દરેક વિભાગમાં સ્ત્રીઓ પાસે બહુજ ટુંકા પગારમાં લાંબા કલાકો સુધી મજુરી કરાવવામાં આવતી હતી. પરિણામે સ્ત્રીવર્ગથી પોતાનાં બાળકોની કે પોતાની સંભાળ લઇ શકાતીજ નહિ. સ્ત્રીઓની તંદુરસ્તીની કોઇને પરવા નહોતી. તે વખતે સેંકડે ૨૬ બાળકો જીવનના પહેલાં વર્ષમાંજ મરી જતાં. ગામડામાં મરણનું પ્રમાણ હતું કારણ ત્યાં નર્સ કે ડોક્ટરની સગવડ ભાગ્યેજ મળતી. ગામડામાં બાળકોને પણ 'બ્લેક બ્રેડ' સિવાય બીજો ખોરાક કોઇક જ વાર મળતો. આ પાઉં બહુ કઠણ થઇ ગયું હોય તો એમની મા કે બાઇ ચાવીને પોચી કરી એમને આપે અને ખવડાવે. ત્યાં અને શહેરોમાં પણ ગરીબ વર્ગને ગંદુ પાણીજ મળતું, અને એક બીછાના ઉપર ત્રણથી ચાર માણસો સુઇ રહેતાં. આખો દિવસ મહેનત મજુરી કરી જેમ તેમ એ લોકો, પોતાનો રોટલો રળી ખાતા અને મરણ વખતે પણ ધર્મગુરૂ પાસે છેલ્લા સંસ્કાર કરાવવા પાઇપૈસો ભેગો કરીને પણ આપતા. આવી સ્થિતિ સોવિયટ સરકારે રશિયાભરમાં નષ્ટ કરી છે એટલુંજ નહિ પણ માતા અને બાળકોના રક્ષણ માટે ઘણા કાયદાઓ ઘડી તેને રાજ્યના ખર્ચે અમલમાં મૂકયા છે. ત્યાં ગર્ભિત સ્ત્રીને ત્રણથી ચાર મહીના સુધી કામમાંથી ચડતે પગારે રજા મળે છે અને રાજ્ય તરફથી તે મુદત માટે વધુ ખર્ચ માટે અને ખોરાક માટે ભથ્થું મળે છે. ધવડાવતી માતાઓ કામે જાય ત્યારે બાળકોને, જ્યાં એમની માતાઓ કામ કરતી હોય ત્યાં ક્રેશમાં રાખવાની સગવડ મળે છે; અને ત્રણ ત્રણ કલાકે બાળકને ધવડાવવા રમાડવા માટે છુટી મળે છે. ગર્ભિત સ્ત્રીઓ માટે રાતનું અને ભારે કામ કાયદાની રૂએ બંધ કરવામાં આવ્યું છે. આથી માતા અને બાળકની તંદુરસ્તી સુધરી છે અને તેથી મરણનું પ્રમાણ ઘણું ઘટી ગયું છે.

મોસ્કોમાં અને અન્ય શહેરો તેમજ ન્હાનાં ગામોમાં અને ગામડાઓમાં સ્ત્રીઓ અને માતાઓના રક્ષણ માટે સંગ્રહસ્થાનો સ્થાપ્યાં છે. તે દ્વારા ભવિષ્યની માતાને માતૃત્વ અને બાળસંભાળનું જ્ઞાન આપવામાં આવે છે. ત્યાં કામ કરતા ડોકટરો ભાષણો કરે છે, સવાલોના જવાબ આપે છે, બહારના લોકોને બધું સમજાવે છે અને બધી સામગ્રી કેમ વાપરવી તે બતાવે છે.

સંગ્રહસ્થાનમાં મકાનો સુન્દર ને સુઘડ હોય છે. બેસવાના હોલમાં જુદાં જુદાં ચિત્રો અને પુતળાંઓથી માતાએ બાળકને શું કરવું તે બતાવ્યું છે. સંગ્રહસ્થાનમાં જુદા જુદા ભાગ પાડી નાખ્યા છે. એના એક ભાગમાં પોસ્ટર્સ, એક્ઝીબીટ્સ અને ફોટોગ્રાફ્સ રાખ્યા હોય છે. ધ્યાન ખેંચે એવા પોસ્ટર્સ સ્ત્રીઓએ કેવી કસરત કરવી, એમણે શું ખાવું અને

કેટલી વિશ્રાન્તિની જરૂર છે એ બધું સમજાવે છે. ગર્ભાવસ્થામાં શરીરશાસ્ત્ર અને આરોગ્ય સંરક્ષણશાસ્ત્ર સંબંધી જ્ઞાન બહુ સરળ પણ યથાર્થ રીતે ચિત્રદ્વારા અપાય છે.

બીજા વિભાગમાં સ્ત્રીઓની ઉન્નતિનો ઇતિહાસ બતાવાયો છે. ત્યાં તખ્તીઓ પર સ્ત્રીઓના જુદા જુદા હકકો અને કાયદાઓ લખેલા છે. ગર્ભિણી સ્ત્રીઓ, બાળકોને ધવડાવતી માતાઓ અને પ્રસૂતિગૃહોમાં કામ કરતાં સ્ત્રીપુરૂષોને કામ લાગે એવી માહિતીઓનાં કાર્ડ અનુક્રમણિકામાં ગોઠવીને મૂકેલા હોય છે. ઘણાં એનો લાભ લે છે.

આવી પ્રદર્શનની વસ્તુઓ બધી કલીનીકસ, દવાખાનાં અને મેડીકલ કોલેજોમાં મોકલવામાં આવે છે.

આવા સંગ્રહસ્થાનમાં બાળકના જન્મ પહેલાં અને પછીની સંભાળ, બાળઉછેર અને બાળબચાવના વર્ગો પણ ચલાવાય છે. ઠેર ઠેરથી કીન્ડરગાર્ટનના શિક્ષકો ને ક્રેશના સંચાલકો આ બધું જોવાને અને શીખવાને આવે છે. સ્ત્રીઓ ગર્ભચિકિત્સા કરાવવા પણ આવે છે. આવી સ્ત્રીઓને શારીરિક આરોગ્યશાસ્ત્ર માટે વિગતવાર માહિતી અને સૂચના મળે છે; અને પોતાના લત્તાના દવાખાનામાં અમુક અમુક અંતરે તપાસ માટેની ગોઠવણ કરી આપવામાં આવે છે. આ બધી તપાસ મફત જ થાય છે.

બાળકોને સાધારણ રીતે શો ખોરાક આપવો, કેવાં કપડાં પહેરાવવાં, બાળકોને કેવું ફરનીચર અને કેવાં રમકડાં આપવાં તે ચિત્રો અને નમુનાઓ દ્વારા બતાવીને સમજાવાય છે. તે બધા માટે સરકારે શિક્ષકો રાખ્યા છે. ત્યાં શિક્ષકો અને માબાપો આવી, જોઈ, તપાસી, સમજી, ઘણી વખત જરૂરી માહિતી નોંધી જાય છે.

આવા સંગ્રહસ્થાનો પાસે 'પ્રેક્ટીસીંગ' નર્સરી ઘણુંખરું હોય છે. સંગ્રહસ્થાનના સિદ્ધાન્તો અહીં અમલમાં મૂકાય છે. ગર્ભિણી સ્ત્રીઓ ત્યાં વ્યવહારુ સૂચનાઓ લેવા હંમેશાં જાય છે અને નવા આવનાર બાળકની સમજણપૂર્વક દરકાર કેમ લેવી તેના પાઠ શીખે છે. ઉન્હાળામાં આ બાળકોને હવાફેર માટે લઈ જવામાં આવે છે.

સંગ્રહસ્થાનમાં આવી રીતે જુદા જુદા માણસો જુદો જુદો અનુભવ મેળવે છે. લખતાં વાંચતાં શીખેલી માતાથી તે સુશિક્ષિત ને કેળવાયલા શિક્ષકો અને નર્સો સુધી બધા ત્યાં જ્ઞાનસંપાદન કરે છે. મોટી ઉંમરનાં છોકરાઓ ત્યાં પ્રાણીશાસ્ત્ર અને શરીરશાસ્ત્ર શીખવા જાય છે.

આ બધાં સ્થાનોમાં જુદે જુદે સ્થળોએ મળતી માહિતી બહુ વ્યવહારુ અને ઉપયોગી નીવડે છે. કારણ આ સંગ્રહસ્થાનો બીજા સાધારણ સંગ્રહસ્થાનો કરતાં જુદી જાતનાં હોય છે. ત્યાં આકર્ષાઇ આવતાં હજારો માનવીઓને જ્ઞાન મળે છે અને એમના ચેતનભર્યા જીવનથી એ પ્રાણવંત બની જાય છે.

'કુમાર'માંથી સાભાર ઉધૃત.

## [ ૪ ] સ્ત્રીઓ નિરક્ષરતા ટાળવા શું કરી શકે ?

બિહાર પ્રાંતની સ્ત્રીઓમાંથી નિરક્ષરતા દૂર કરવા સારૂં એક સભા યોજવામાં આવી હતી. એ સભામાં શ્રીમતી અમલા મુકરજીએ ભાષણ કરતાં જણાવ્યું હતું કે, " સ્ત્રીઓમાં અક્ષરજ્ઞાનની પ્રગતિ જેમ બને તેમ જલદી કરવી જોઈએ એમાં કાંઇ શંકા છેજ નહિ. કારણ કે, આ મૂળભૂત ખામીને લીધે આપણી સામાજિક અને આર્થિક પ્રગતિને ઘણી નડતર નડે છે. અહીં એટલી યાદ રાખવાની પણ જરૂર છે કે, લખતાં વાંચતાં આવડે એટલું

જમ નથી. સ્ત્રીઓને કેટલાક એવા વિષયોનું પણ શિક્ષણ અપાવું જોઈએ કે જે તેઓને સારી માતાઓ અને સારા શહેરીઓ બનાવી શકે.

પડદાની મુશ્કેલીને કારણે તેમજ સ્ત્રી કાર્યકરોના અભાવને પરિણામે પુરુષો કરતાં સ્ત્રીઓમાં અક્ષરજ્ઞાન પ્રચારના કાર્યમાં ભારે મુશ્કેલીઓ રહેલી છે. પણ આ કાર્ય જો સ્ત્રીઓ ઉપાડી લેશે તો જ સફળ થશે એ પણ સાચું છે. આ કાર્ય એવું છે કે જે સ્ત્રીઓ ઉત્સાહપૂર્વક ઉપાડી લેવું જોઈએ.

આ કાર્ય માટે નીચેની કેટલીક રીતોનું અનુકરણ કરવામાં આવે એ ઇચ્છવા યોગ્ય છે. નિરક્ષર સ્ત્રીઓનાં જુથ એકઠાં કરીને તેઓને ચોક્કસ કેન્દ્રમાં એકઠાં કરીને ત્યાં પગારદાર કે સ્વયંસેવી શિક્ષિકાઓ દ્વારા આ કાર્ય ઉપાડી શકાય. સ્ત્રીઓને જો એક વાર આ કાર્યની મહત્તાનો ખ્યાલ આપી દેવામાં આવે અને તેઓને ખાત્રી કરાવી આપવામાં આવે તો, એ વર્ગોમાં સ્ત્રીઓને હાજરી આપતી કરવામાં બહુ મુશ્કેલી પડશે નહિ. અલબત્ત, શરૂઆતમાં ઘણી ઘણી સમજાવટની જરૂર પડશે. અને દરેક કેન્દ્ર માટે શિક્ષિકાઓની જરૂર રહેશે. સત્તાની સ્ત્રીઓ સામાન્ય રીતે વારંવાર આવજાવ કરતી હોય એવાં ઘરોમાં પણ આવાં કાર્યની શરૂઆત થઈ શકે.

આવી જ રીતે પ્રાથમિક કે માધ્યમિક શાળાઓમાં પણ કાર્ય શરૂ કરી શકાય.

પણ આ કાર્ય તો એવું છે કે વ્યક્તિ પણ ઉપાડી શકે. થોડું ઘણું શિક્ષણ મેળવી ચૂકેલી કોઈ પણ સ્ત્રી પોતાનાં ઘરનાં નિરક્ષર માણસોને, નોકરોને કે આડોશીપાડોશીઓને શિક્ષણ આપવાનું કાર્ય શરૂ કરીને આ કાર્ય ઉપાડી શકે, કદાચ આવું વ્યક્તિગત કાર્ય આમ મહત્વનું લાગે પણ આવી હજારેક જેટલી સ્ત્રીઓ જો આ કાર્ય ઉપાડી લે અને વર્ષમાં માત્ર દશજ સ્ત્રીઓને અક્ષરજ્ઞાન આપી શકે તો ૭ વર્ષમાં તો સંખ્યાબંધ સ્ત્રીઓ અક્ષરજ્ઞાન પ્રાપ્ત કરી શકે.

શાળાઓમાં અભ્યાસ કરતી ૮ થી ૧૪ વર્ષની વયની બાળાઓ પણ તેઓનાં ઘરમાં તેઓની નિરક્ષર માતાઓ અને સગાંઓને અક્ષરજ્ઞાન આપી શકે. ચીનમાં અક્ષરજ્ઞાન આપવાનું સામુદાયિક કાર્ય થઈ શક્યું છે તે આ બાળશિક્ષિકાઓને જ પ્રતાપે. તાજેતરમાં જ ડૉ. તાઓએ એક લેખમાં આ બાળશિક્ષિકાઓએ ઘરમાં શિક્ષણ પ્રચાર કેવો કર્યો તેનો ખ્યાલ આપ્યો છે. તેઓના પ્રયાસથી એક વાર ઘરમાં પેઠેલું શિક્ષણ ઘરની બહાર નીકળી શકવાનું જ નથી. બીજાઓને શીખવવાથી આ બાળાઓને પણ વધારે શિક્ષણ મળ્યું છે. આપણા દેશમાં આજ ધોરણે આ કાર્ય કરી શકાય એવું વિશાળ ક્ષેત્ર છે.

આ કાર્યમાં પ્રત્યેક સ્ત્રી સહાય કરી શકે એમ છે. શિક્ષણ આપવા માટે બહાર ન જઈ શકે એવી સ્ત્રીઓ આવા વર્ગોમાં હાજરી આપવા માટે બીજી સ્ત્રીઓને સમજાવીને ઉપયોગી કાર્ય કરી શકે, અને આવા કાર્યમાં આર્થિક સહાય કરવામાં આવે એ પણ કાંઈ ઓછું નથી. આમાંની કેટલીક સ્ત્રીઓ જુદા જુદા વિષયો પર વખતો વખત વ્યવહારૂ બોધપાઠો આપતું પ્રવચન કરીને પણ ઉપયોગી કાર્ય કરી શકે.

કોઈ પણ વર્ગની કોઈ પણ વયની સ્ત્રીઓ આ કાર્યમાં પોતાનો હિસ્સો આપી શકે.

* શ્રી શક્તિ 'માંથી સાભાર ઉદ્ધૃત





**મુંબઇમાં ગોલપીઠા પર આવેલા હુરરવાળા બીલ્ડીંગના** ભાડુતોની એક શોક સભા એ માળામાં રહેતાં માણેકબ્હેન વિઠ્ઠલદાસ માધવજીના થયલા અકાળ અવસાન પ્રત્યે શોક પ્રદર્શિત કરવા મળી હતી. જે વખતે શ્રી રતનબ્હેન કાજીએ મર્હુમના આત્માને શાંતિ પ્રચ્છતો ઠરાવ રજુ કરતાં કહ્યું હતું કે કુમળી વયની સ્ત્રીઓના આપઘાતના બનાવ ખૂબ જ પ્રમાણમાં વધી ગયા છે.

**સેન્ટ્રલ બેંક ઓફ ઇન્ડીયાના** મરહુમ મેનેજીંગ ડાયરેક્ટર સર સોરાબજી પોચખાનાવાળાનાં પત્ની લેડી સપુરબાઇ પોચખાનાવાળા ગયા શનિવારે રાતે લંડનમાં હૃદય બંધ પડવાથી અવસાન પામ્યાં છે.

**કરાંચીની મહિલા મંડળની કાર્યવાહી** સમિતિની એક સભા શ્રી. માણેકબ્હેન લાલચંદ મહેતાને ત્યાં મળી હતી જે વખતે રાજકોટના સત્યાગ્રહ જંગમાં ભાગ લેતી સ્ત્રીઓને અભિનંદન આપતો ઠરાવ પસાર થયો હતો.

**કમાલ આતાતુર્કના અવસાન બદલ** શોક પ્રદર્શિત કરવા મુંબઇની સ્ત્રીઓની એક સભા મીસીસ કુંદન તૈયબજીના પ્રમુખપદે મળી હતી. સભામાં મૌ. શૌકતઅલીના અવસાન બદલ પણ શોક દર્શાવાયો હતો.

**વસાઇની મ્યુનિસિપાલીટીના** સભ્ય તરીકે શ્રીમતી હેમકુંવર તુલસીદાસ શાહ તથા શ્રી. ગંગુબાઇ રાઉતની ચૂંટણી થઇ છે.

**ગુજરાત લોકલબોર્ડ મધ્યસ્થ સમિતિ** તરફથી સુરત જીલ્લા લોકલબોર્ડની એક બેઠક માટે શ્રી. જ્યોત્સના બહેન શુક્લની પસંદગી થઇ છે.

**આંતરરાષ્ટ્રીય સુપ્રસિદ્ધ સેવિકા મુંબાઇમાં**—ચાર વખત જગત-પ્રદક્ષિણા કરી આવનાર અમેરિકન પત્રકાર બાનુ મીસ માર્થા એલ. રૂટ શુક્રવાર તા. ૧૬ મી ડીસેંબર ૧૯૩૮ ના રોજે કલકત્તાથી મુંબાઇ પધારેલાં અને તા. ૨૯ મીએ ઓસ્ટ્રેલીયા અને ન્યુઝીલેન્ડ ઉપડી ગયાં. ૧૯૩૭ ના નવેમ્બર માસથી તેઓ હિંદ પધાર્યાં છે અને દેશભરનાં શહેરો અને ગામડાઓમાં તથા લંકા અને બ્રહ્મદેશમાં મુસાફરી કરીને તેમણે દેવળો, મસજીદો, કોંગ્રેસો, કોલેજો, યુનીવર્સીટીઓ, સર્વ ધર્મ પરિષદ ( ઇન્દોર ), " સેકન્ડ ઇન્ડીયન કલ્ચરલ કોન્ફરન્સ " ( ત્રીવેન્દ્રમ ), વગેરે જગ્યાએ વ્યાખ્યાનો આપ્યાં છે અને બ્રોડકાસ્ટ ભાષણો કર્યાં છે. તથા રાજા મહારાજાઓ, રાજદ્વારી આગેવાનો, પ્રોફેસરો અને જાણીતા શહેરીઓની મુલાકાતો લીધી છે.

વિશ્વશાંતિનો સંદેશ જગતને ખુણે ખુણે ફેલાવવો એ તેમનો મુખ્ય આદેશ છે. વિશ્વભાષા " એસ્પેરાન્ટો "ના તેઓ પ્રખર અભ્યાસી છે. જગતની મહાન વ્યક્તિઓમાં તેમનું સ્થાન અનોખું હોઇ આંતરરાષ્ટ્રિય બાબતોના અનુભવસિદ્ધ જ્ઞાનનો પરચો ઘણો ઊંડો અને વ્યાપક છે. શેંઘાઇના બોમ્બમારા વખતે તેઓને જે કડવા અનુભવો મળ્યા હતા તે પર તેમણે જાહેરમાં ઘણું જણાવ્યું છે. બ્રસેલ્સમાં અનેક આંતરરાષ્ટ્રીય પરિષદોમાં તેઓ પ્રતિનિધી હતાં તથા જગતના જુદા

જુદા જુદા રાજપતિઓ તથા રાષ્ટ્રપતિઓની મુલાકાતોનું માન તેમને અવારનવાર મળતું રહ્યું છે.

હિંદનો તેમનો પ્રવાસ ખાસ કરીને આપણા દેશની સંકુચિત મનોદશાનો નાશ કરી તેને વિશ્વધોરણ પર મૂકવા અર્થેનો હોઈ તેઓ વિશ્વવ્યાપક બહાઈ ધર્મના સર્વવ્યાપક સિદ્ધાંતો ફેલાવવા અથાગ મહેનત કરી રહ્યાં છે. હિંદમાં જ હાલમાં તેમણે "તારેરો–ધરાતની મહાન અને પવિત્ર બાનુ" નામનું એક સુંદર પુસ્તક પ્રગટ કર્યું છે. અર્થશાસ્ત્રનો તેમને ઘણો જ ઉંડો અભ્યાસ છે. મુંબાઇના રહેવાસ દરમીયાન તેઓએ અનેક વ્યાખ્યાનો આપેલાં છે, ખાસ મુલાકાતો આપેલી છે અને બ્રોડકાસ્ટ ભાષણો કરેલાં છે.

**સામાજિક સુધારાને લગતા અગત્યના ખરડાઓ :** મુંબાઇ ધારાસભાની આગામી બેઠકમાં બે અતિ મહત્વના સામાજિક સુધારાને લગતાં બીલો રજુ થવાનાં છે.

ખેડા જીલ્લામાંથી ચુંટાયેલા શ્રી. ડાભીએ આ બીલો રજુ કરવાની નોટીસ પણ આપી દીધી છે.

એ બે બીલો પૈકીનું પહેલું બીલ પ્રેત–ભોજનનિષેધને લગતું છે. આ બીલનો હેતુ કોઇ પણ માણસના મરણ પાછળ તેની નાતના માણસોને, કોઇ પણ જાતનું ભોજન આપવા દેવામાં આવશે નહિ.

આવી જાતનું પ્રેતભોજન નહિ આપવા માટે તેને નાતબહાર મૂકી શકશે નહિ, અને છતાં પણ જો નાતબહાર મૂકવામાં આવે, અગર તો હેરાન કરવામાં આવે તો તેને એક મહીના સુધીની આસાન કેદની અથવા બે હજાર રૂપીયા સુધીના દંડની અથવા તો બંને પ્રકારની સજાઓ થશે.

આ બીલમાં પ્રેતભોજન અટકાવવા માટેની નોટીસ બજાવવાનો મેજીસ્ટ્રેટને હક આપવામાં આવ્યો છે અને એવી નોટીસ બજાયા છતાં પણ જો પ્રેતભોજન કરવામાં આવે તો પદર દિવસની આસાન કેદ અથવા હજાર રૂપીયાના દંડની અથવા બન્ને પ્રકારની સજા કરવાની પણ જોગવાઇ રાખવામાં આવી છે.

બીજું બીલ પરઠણ વિષે છે.

આ બીલનો હેતુ લગ્ન પ્રસંગે પરઠણ લેવાનો અને આપવાનો જે રીવાજ છે તેને અટકાવવાનો છે.

આ બીલ મુજબ કોઇ પણ માણસ પ્રગટ રીતે કે ગુપ્ત રીતે પરઠણ લેશે તેને ત્રણ માસ સુધીની અથવા તો બે હજાર રૂપીયાના દંડની અથવા બન્ને પ્રકારની સજા થશે.

અને તેનો લાભ લેનાર અથવા ઉત્તેજન આપનારને એક માસ સુધીની આસાન કેદની સજા અથવા એક હજારનો દંડ અથવા બંને પ્રકારની સજા થશે.

એમ જણાય છે કે મહાસભાવાદી પક્ષની સભામાં આ બીલો પર વિચારણા થયા બાદ ધારાસભાની આગામી બેઠકમાં રજુ થશે.

**સમાજ સીતમની ભઠ્ઠીમાં સીઝાતી જૈન બહેનોને રાહત મળશે :** મુંબઇ જૈન યુવક સંઘની શ્રી વીભાગ સમીતીના મંત્રીઓ તરફથી નીચેનું નીવેદન પ્રસીદ્ધી અર્થે પ્રાપ્ત થયું છેઃ

આપણા સમાજમાં સ્ત્રીઓની સ્થિતિ સાધારણ રીતે પરાધીન અને અસહાય હોય છે. આ અસહાયતા અને પરાધીનતાના કારણે પુરુષોના હાથે સ્ત્રીજાત ઉપર અનેક પ્રકારના અત્યાચાર થતા અવાર નવાર સાંભળવામાં આવે છે.

કોઇ ઠેકાણે બાપ પોતાની દીકરીને ગમે તેવા નાલાયક માણસ સાથે માત્ર પૈસા ખાતર પરણાવી દે છેઃ બીજે ઠેકાણે પરણેલી સ્ત્રી

ઉપર તેનો ધણી ત્રાસ અને જુલમ વરસાવતો નજરે પડે છે.

એક ઉપર બીજી સ્ત્રી ઘરમાં લાવી બેસાડવાના દાખલા અવાર નવાર સંભળાયાં જ કરે છે. બંધરી ફોકરાંને રઝળતાં મુકીને ધર્મની ઘેલછામાં દીક્ષા લેવા દોડી જતા પુરુષની વાતો અવાર નવાર છાપાઓમાં પ્રગટ થયાંજ કરે છે.

વિધવાને શીરે ઘરનો ખૂણો અને સંયુકત કુટુંબનો ત્રાસ લખાયલો જ હોય છે. એવા અનેક બનાવો બને છે કે જ્યાં અમુક બ્હેનને વખતસર મદદ પહોંચાડવામાં ન આવી હોત તો તે બ્હેનને સામાજિક સીતમની ભઠ્ઠીમાં હોમાતી બચાવી શકાઇ હોત એમ આપણને લાગ્યા વીના ન રહે.

આવી મદદ પહોંચાડવાની વ્યવસ્થા ઉભી કરવાનું કામ શ્રી મુંબઇ જૈન યુવક સંઘની સ્ત્રી વિભાગ સમિતિએ હાથ ધરવાનો નિર્ણય કર્યો છે.

બહોળા સમુદાયને આ સમિતિ પહોંચી ન શકે તેથી આ સમિતિનો કાર્યપ્રદેશ જૈન સમાજ પુરતો મર્યાદિત રાખવાનું નક્કી કરેલ છે.

જે કોઇ જૈન બ્હેન ઉપર વર્ણવી તેવી વિચિત્ર પરસ્થિતી પુરેપુરી કે આફતમાં ફસાઇ ગઇ હોય અને તેમાંથી છૂટવા અમારી મદદની અપેક્ષા રાખતી હોય તે બ્હેન અમને વીગતવાર નીચેના સરનામે લખશે અથવા તો સમાચાર કહેવડાવશે તો અમે તે બ્હેનને ઉગારવા માટે અમારી સાધનસામગ્રીના પ્રમાણમાં બનતો પ્રયત્ન કરીશું અને તેને બચાવવા માટે કદાચ કાયદેસર પગલાં ભરવાની જરૂર લાગશે તો તે પરિસ્થિતિને પહોંચી વળવા માટે પણ અમે અમારાથી બનતું જરૂર કરીશું.

ખબર આપવાનું ઠેકાણું નીચે મુજબ છે.

મંત્રી, સ્ત્રી વીભાગ સમીતી, શ્રી મુંબઇ જૈન યુવક સંઘ, ૨૬–૩૦ ધનજી સ્ટ્રીટ, મુંબઇ, ૩.

અમારું આ કામ ખૂબ જોખમ ભરેલું છે એ ધ્યાનમાં લઇને અમારી મદદ ઇચ્છતી બ્હેનને ખાસ વિનંતી કે તેણે જણાવેલી સર્વ હકીકત તદન સાચી, પાયાદાર અને અતિશયોકિત વિનાની હોવી જોઇએ.

એ બ્હેને પુરી પાડેલી સર્વ હકીકત તદન ખાનગી રાખવામાં આવશે એ બાબતની અમે ખાત્રી આપીએ છીએ.

આ કાર્યમાં અવારનવાર નાનામોટા ખર્ચો થવા સંભવ છે. જૈન સમાજમાં આવા કાર્યની પહેલી જ શરૂઆત છે.

અમે આશા રાખીએ છીએ કે જૈન સમાજ અમારી આ પ્રવૃત્તીને વધાવી લેશે અને અમને સંગીન આર્થિક ટેકો આપીને અમારા આ સાહસને સારી રીતે ઉત્તેજીત કરશે.

**શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરસી** હિંદી મહિલા વિદ્યાપીઠ તરફથી આપવામાં આવતી જી. એ., પી. એ., અને ડી. ટી. ની પદવીઓ ધરાવનાર સ્ત્રીઓ સરકારી અને અર્ધ-સરકારી હોદ્દાઓ માટે લાયક ગણાશે. એમ મુંબઇ સરકાર જાહેર કરે છે. ૧૯૩૯ ના જાન્યુઆરીની ૧લી તારીખથી આ હુકમોનો અમલ શરૂ થશે.

**મુખ્ય પ્રધાન શ્રી. બી. જી. ખેર અને શ્રી. કે. એમ. મુનશી** સાથેની વાતચીતમાં મીસીસ સત્રાવાળા અને શ્રી. ઉર્મિલા મહેતાએ જણાવ્યું હતું કે મુંબઇના ભિખારીઓના પ્રશ્નનો ઉકેલ આણવા માટે મુંબઇ સરકારના સહકારની જરૂર છે. બાળભિખારીઓ માટેના આશ્રમ વિષે બોલતાં તેમણે કહ્યું હતું કે તેઓ પોતાથી બનતો બધો સહકાર સરકારને આપવાને અને ફંડ ભરાવવાને તૈયાર છે અને માત્ર કાયદાથી જ પુખ્તવયના ભિખારીઓના પ્રશ્નનો ઉકેલ આણી શકાય એમ છે. સરકારે

આ પ્રશ્ન તરફ પૂરતું લક્ષ આપવાની ખાત્રી આપી છે.

આ સંબંધમાં મીસીસ સજ્ઞાવાળાએ જાહેર જનતા સમક્ષ અપીલ કરી છે જેમાં તેમણે ભીખવૃત્તિથી થતાં નુકશાનો અંગે જાહેર જનતાનો મત કેળવવા પ્રચારકાર્ય કરવાનું સૂચન કર્યું છે. 'બેગર્સ ફ્રેન્ડ ફંડ' નામે ફંડ શરૂ કરવાની સૂચના અને જાહેર જનતાના સહકારની માંગણી પણ કરી છે.

**રાજનંદગાંવમાં** ચાલી રહેલા સત્યાગ્રહમાં કોઇ પણ પ્રકારનો ભાગ લેવા, તથા રાજનંદગાંવમાં પ્રવેશ કરવા મના કરતો હુકમ પ્રખ્યાત કામદાર આગેવાન શ્રી. રૂઇકરનાં પત્ની શ્રીમતી રૂઇકરને રાજ્ય તરફથી કરવામાં આવ્યો હતો, જેનો ભંગ કરવા માટે શ્રીમતી રૂઇકરને પકડવામાં આવ્યાં હતાં અને રાજનંદગાંવથી ૧૫ માઇલ દૂર મોટરમાં લઇ જઇ તેમને છોડી દેવામાં આવ્યાં હતાં.

**ધાણા મેચ ફેક્ટરીની કામદાર સ્ત્રીઓએ** જે હડતાળ પાડી હતી અને જે ૧૫ દિવસ ચાલુ રહી હતી તેનો સુલેહભર્યો અંત આવ્યો છે અને હડતાળીઓની માગણીઓ મોટે ભાગે સંતોષવામાં આવી છે.

**રાજકોટમાં** ચાલી રહેલ અમાનુષી વર્તાવનો સખ્ત વિરોધ કરવા, મદ્રાસના ગુજરાતી સ્ત્રીમંડળની એક સભા મળી હતી.

**આ માસની આખરે દિલ્હીમાં** ભરાનાર અખિલ ભારતીય મહિલા પરિષદના અધિવેશનના સ્વાગત સમિતિના સામાન્ય મંત્રીપદે મી. અરુણા અસફઅલીની ચુંટણી થઇ છે.

**ખન્નામાં શ્રી. સકીના બેગમે** અદાલતમાં ધારાશાસ્ત્રી તરીકે કામ કરવાનું શરૂ કર્યું છે. એઓ ત્યાંના પ્રથમ સ્ત્રી ધારાશાસ્ત્રી છે.

**કુડાપહની જીલ્લાબોર્ડના પ્રમુખપદે** પહેલી જ વાર એક સ્ત્રીની, શ્રી. રમા સુબ્બામ્માની સર્વાનુમતે ચુંટણી થઇ છે. આખા મદ્રાસમાં આ સ્થાનનું પ્રમુખપદ મેળવનાર એ પહેલાં જ સ્ત્રી છે. એઓ મદ્રાસ ધારાસભાના સભ્ય મી. કે. શેટ્ટી રેડ્ડીનાં પત્ની થાય છે. અને કુડાપાહ જીલ્લા કેળવણી કાઉન્સીલના પ્રમુખ પણ છે.

**કુમારી મેસ્કેરેનીને રાજદ્રોહ માટે સખ્ત સજા :** ત્રાવણકોર સ્ટેટ કોંગ્રેસની કારોબારીના સભ્ય કુમારી એન મેસ્કેરેનીને રાજદ્રોહના બે કેસમાં ગુનેહગાર ઠેરવવામાં આવ્યા છે; અને તેમને ૧૮ માસની જેલ અને એક હજારનો દંડ અથવા તો વધુ છ માસની સજા દરેક આરોપસર કરવામાં આવી છે. સજા વારા ફરતી ભોગવવાની છે.

**આંધ્ર યુનીવર્સીટીના પદવીદાન સમારંભ પ્રસંગે સરોજીની નાયડુનું ભાષણ :** આ મહાન જનસમુદાય સમક્ષ યોગ્યતાની પ્રતીજ્ઞા લેનારા અને સંપૂર્ણ ગંભીરતાપૂર્વક કોલ દેનારા આ બધા યુવાનો અને યુવતીઓ જો એમના જીવનની એમની પ્રવૃત્તિઓની બધી શક્તિ અને સામર્થ્ય માતૃભૂમિની સેવામાં ખર્ચે તો આપણો દેશ કેટલો વહેલો સ્વતંત્ર થઇ જાય એવો વિચાર મને અત્યારે આવ્યો.

આંધ્ર યુનીવર્સીટીના ૧૨ માં પદવીદાન સમારંભ વખતે ગ્રેજ્યુએટો સમક્ષ ભાષણ કરતાં શ્રીમતી સરોજીની નાયડુએ ઉપર પ્રમાણે જણાવ્યું હતું.

વધુમાં તેમણે જણાવ્યું હતું કે: "કેળવણીનો હેતુ સૈકાઓથી તમારા ઘડતરમાં ભાગ ભજવતી આવેલી નીતીની વિશિષ્ટતાઓને પણ યોગ્ય રંગે રંગવાની છે આંધ્રદેશ એના ભક્તિભાવ માટે જાણીતો છે. રાષ્ટ્રીય યજ્ઞમાં ભોગ આપવાનો જ્યારે પ્રશ્ન આવ્યો ત્યારે

આંધ્ર દેશ પાછળ ન્હોતો રહ્યો. આંધ્ર દેશવાસીઓ સ્વપ્નસેવી છે અને સ્વપ્નાઓ સિદ્ધ પણ કરી જાણે છે.

યુનીવર્સીટીઓ કાંઇ વિદ્યારસ્થાનો નથી, એ તો વિદ્યાદેવીના મંદિરો છે અને આપણા જીવનમાં એનું ઘણું પવિત્ર સ્થાન છે. આપણા સ્વાતંત્ર્ય–સંગ્રામના આ જમાનામાં આ વિદ્યામંદિરો તો રાજકીય, આધ્યાત્મીક, આર્થીક અને બુદ્ધિજન્ય વિકાસ માટેનાં પ્રેરણાસ્થાનો સમા છે. આથી કોઇ પણ માણસ એક યુનીવર્સીટીને અપૂર્ણ તરીકે તો નજ ગણાવે."

સ્ત્રીઓ વિષે બોલતાં શ્રીમતી નાયડુએ જણાવ્યું હતું કે: "આજે હિંદની સ્ત્રીને છુટછાટો માટે ભીખ માગવાની જરૂર નથી રહી. હવે જવાબદારીના ક્ષેત્રમાંથી સ્ત્રીઓને બાકાત રાખવાના દીવસો ગયા છે. તે પહેલાં સ્ત્રીએ સુરક્ષીતતા માટે રાષ્ટ્ર પ્રત્યેની ફરજ પ્રત્યે આડા કાન કર્યા હતા પણ હવે તેઓને યુગ ધર્મનું ભાન થયું છે. સ્ત્રીઓની ફરજ આજે ખુબ જ ગંભીર છે. આજે તેમણે પોતાની શકિતનો પરચો બતાવી આપ્યો છે. હિંદની સ્ત્રીઓ જ શાંતિસ્થાપકો તરીકે કામ કરશે. રાષ્ટ્રીય એકતા અને શાંતિના પુરોગામીઓ થવા હું તમને આહવાન કરું છું.

સોવિએટ રશિઆમાં એક ટ્રેન માત્ર સ્ત્રીઓના જ સ્ટાફથી ચલાવવામાં આવે છે. એ અખતરામાં ઘણી જ સફળતા મળી છે. એટલે હવે એન્જીન ડ્રાઇવરો તરીકે સ્ત્રીઓની ભરતી કરવા અને તેઓને એ કામ માટે તાલીમ આપવાનું ફરમાન સોવીએટ રશીયાનાં એ ખાતાં તરફથી કરવામાં આવ્યું છે.

**મોન્ટેસોરી પદ્ધતિના સ્થાપક**: ઇટાલીના એક અગ્રણી કેળવણીકાર ડૉ. મેનીયા મોન્ટેસોરીએ ઇટલીની આપખુદની રાજકીય પરિસ્થીતિ, અને વધતા જતા વ્યકિત સ્વાતંત્ર્યને ગુંગળાવતા વાતાવરણને અંગે ઇટલી છોડી ડેન્માર્કમાં વસવાનો નિશ્ચય કર્યો છે. ડેનીશ સરકાર તરફથી તેમને કોપનહેગનમાં વસવાની રજા પણ મળી છે. એટલે હવે તેઓ ત્યાં વસી બનતાં સુધી આંતરરાષ્ટ્રીય શાળાની સ્થાપના કરશે.

**આયર્લેંડમાં સ્ત્રીઓને પેન્સન**: આયર્લેંડમાં સ્ત્રીઓને પેન્સનો આપવાને લગતા નિયમો થયા છે તેમાં એક એવો નિયમ છે કે બેંકમાં નોકરી કરતી સ્ત્રીને ૪૫ વર્ષની નોકરી પછી તેના પગારના ૨/૩ ભાગ જેટલું પેન્શન મળશે. પણ એ નીયમોમાં જ એક બીજો નિયમ એવો પણ છે કે, પચાસ વર્ષની ઉંમરે સ્ત્રીઓએ નિવૃત્ત થવું જ જોઇએ. આથી કોઇ સ્ત્રી પેન્સન મેળવવાની આશા રાખી જ નહીં શકે એ સ્પષ્ટ છે. એક વર્ષમાં પૌં ૧૫૦ નો વધુમાં વધુ પગાર સ્ત્રી કમાઇ શકશે એ ઉપરથી તો ઘણી ખરી સ્ત્રીઓ તેમની વૃદ્ધાવસ્થામાં સુખદ જીવન ગાળી શકે એટલી પણ રકમ મેળવી શકશે નહીં.

---

# સુધારો

નોંધ છપાઇ ગયા બાદ રાજકોટની લડતનું સમાધાન થઇ ગયેલ હોવાથી તે વિષેની હકીકત હમો આ અંકમાં આપી શકયા નથી. તે બાબતની નોંધ હવે પછીના અંકમાં આવશે.

તંત્રી: "ગુણસુન્દરી"

"ગુણસુન્દરી"
# બાળવિભાગ
તન્ત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૯ : અંક ૧ | પુસ્તક ૯ | જાન્યુઆરી : ૧૯૩૯

## છલક છલાણું

છલક છલાણું છલાણું,
વાગ્યુ પાણું પાણું;
ભણવા ટાણું ટાણું,
છલક છલાણું છલાણું—

છલક છલાણું છલાણું,
મીઠું ગાણું ગાણું;
છાપે છપાણું છપાણું,
છલક છલાણું છલાણું—

છલક છલાણું છલાણું,
ખીસું કાણું કાણું;
પડી ગયું નાણું નાણું,
છલક છલાણું છલાણું—

છલક છલાણું છલાણું,
બાળક શાણું શાણું;
કરે ન ધિંગાણું ધિંગાણું,
છલક છલાણું છલાણું—

છલક છલાણું છલાણું,
ખાધું ખાણું ખાણું;
ઉંઘી જવાણું જવાણું,
છલક છલાણું છલાણું—

ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

# સાત ખાસડાં

'પણ બહેનબા ! શેઠની સરત ભારે કપરી છે હો ! સવાર પડે ને સડાસડ સાત ખાસડાં મારે તે ખાવાની કબૂલાત આપે તેની સાથે જ તેઓ પરણવા માગે છે.' ગોર મહારાજે કહ્યું.

'એટલું જ ને ! સાત ખાસડાં મારવાની હિંમત છે ખરી ? હરકત નહિ. એ સરત કબૂલ છે. પછી શું ?' કલાવતીએ કહ્યું.

'તો તો કરો કંકુના. આ તો એક ધૂન છે બહેન બા ! બાકી એમ રોજ સાત ખાસડાં મારવા કોણ નવરું હોય છે !'

'તે તો જોયું જશે. તમે તમારે સુખેથી કહેજો કે એ શરત મને કબૂલ છે.'

અને જે સરત ભલભલાએ કબૂલ ન કરી હતી તે નગરશેઠની કુંવરી કલાવતીએ કબૂલ કરી અને પેથાપુરના નથુશેઠનું નાળિયેર સ્વીકાર્યું તેથી ગોરમહારાજના આનંદનો પાર ન રહ્યો.

નથુશેઠ પેથાપુરના સાહસિક વેપારી અમથા પારેખનો એકનો એક લાડકવાયો દીકરો હતો. એને કોઈ વાતની ખોટ ન હતી. પારેખે પોતાના દીકરાને ઘટતી કેળવણી આપી હતી.

એના લગન માટે માગાં તો ઘણાં આવ્યાં પણ એકનો એક દીકરો અને લાડકવાયો, એટલે એ હઠ લઈને બેઠો કે મારે તો એવી કન્યા સાથે પરણવું છે કે જે રોજ સવાર પડે ને હું સાત ખાસડાં મારું તે ખાઈ લે.

અને આવી આકરી સરત કોણ કબૂલ કરે ? રોજ ને રોજ ખાસડાં ખાવા કોણ તૈયાર થાય ! એવે ઠેકાણે કોણ પોતાની દીકરી પરણાવે ?

આમ ને આમ કેંક દિવસો વહી ગયા. માગાં બંધ થયાં એટલે અમથા પારેખે પોતાના કુળગોરને ગામ પરગામ કન્યાની તપાસ કરવા મોકલ્યો. એને પણ નથુશાએ કહી દીધું કે મારી સરત કબૂલ કરે તેને જ નાળિયેર આપજો.

ગોર મહારાજ ફરતા ફરતા રામપુરમાં આવી પહોંચ્યા રામપુરના નગરશેઠની કુંવરી કલાવતીએ ગોરમહારાજ પાસે વાત સાંભળી કે નથુશા બધી વાતે લાયક માણસ છે પણ આ એક જ ધૂન એમના મગજમાં છે. એણે વિચાર કરી જોયો અને નથુશાનું નાળિયેર સ્વીકારવાનું નક્કી કર્યું.

એણે ગોર મહારાજ સાથે વાત કરી અને ઘટતા ખુલાસા પછી નાળિયેર સ્વીકાર્યું. એનાં માબાપને આ સંબંધ જોડ્યો ગમ્યો ન લાગ્યો. રોજ ને રોજ ખાસડાં ખાવાની સરત આગળ કરે એ શી રીતે ગમે ? પણ કલાવતીને એ પસંદ પડયા પછી ના પણ કેમ કહેવાય ! એમણે કચવાતે મને કલાવતીનો નિર્ણય કબૂલ કર્યો.

બેઉ પક્ષે ઘટતી તૈયારીઓ થઇ.

મુહુર્ત જોવાયું ને લગન લેવાયાં.

ભારે ધામધૂમથી લગન થયાં. કલાવતી સાસરે ગઇ. એને લાગ્યું કે પસંદગી કરવામાં એની ભૂલ થઈ ન હતી. એને નથુશાનો સ્વભાવ ગમ્યો. નથુશાને પણ કલાવતીની રીતભાત પસંદ પડી.

બીજા દિવસનું સવાર પડયું એટલે નથુશાએ પોતાની સરત સંભાળી.

'તમારી સરત કબૂલ છે' કલાવતી બોલી 'પણ—'

'વળી પણ શું ?' નથુશાએ પૂછયું.

'પણ આ તો બધી સસરાજીની કમાઈનો પ્રતાપ છે. હજી તમે જાતે કમાવ અને આપણો ઘરસંસાર ચલાવો .પછી તમારી સરત મુજબ સાત ખાસડાં ખુશીથી મારજો.'

'ઠીક છે ! એમ કરીશું.'

'મારી વાત ખોટી નથી. અત્યારે તો સસરાજીની કમાઇનું આપણે બન્ને ખાઇએ છીએ. આપણી કમાઇનું ખાઇએ ત્યારે તમારી સરતની શરૂઆત કરજો.'

કલાવતીની વાત નથુશાને હાડોહાડ લાગી ગઇ. કલાવતી આવો જવાબ આપશે એવું એણે ધાર્યું ન હતું.

'તારી વાત બરાબર છે.' નથુશાએ કહ્યું. 'આજે જ હું બાપુજીને કહીને દેશાવર જવાની તૈયારી કરાવું છું.'

અને નથુશાએ પોતાના પિતાને વાત કરી. દીકરાનો દેશાવર ખેડવાનો વિચાર બાપને ગમ્યો, છતાં એમણે કહ્યું:

'હજી તારે દેશાવર જવાની શી જરૂર છે ? આપણે ત્યાં શી વાતની ખોટ છે કે તારે પરદેશ જવું પડે !'

'બાપુજી ! આપની વાત બરાબર છે પણ મારે પરદેશ ખેડવો છે. દેશાવર ગયા સિવાય બુદ્ધિનો વિકાસ અને વેપારનો ફેલાવો ન થઇ શકે.'

'ભલે દીકરા ! જેવી તારી મરજી. તારે દેશાવર જવું હોય તો એ માટેની ઘટતી તૈયારી કરાવીશું.'

અને પછી તડામાર તૈયારીઓ શરૂ થઇ.

એ વખતે આજની પેઠે આગબોટો ન હતી, આગગાડી ન હતી, ટપાલની પણ ઘટતી ગોઠવણ ન હતી. બધો વેપાર વહાણો અને વણજારાની પોઠો મારફત ચાલતો અને ટપાલ પણ ખેપિયા મારફત બહુ જરૂરના પ્રસંગે મોકલાતી.

શેઠે સાત વહાણ તૈયાર કરાવ્યાં.

જાત જાતનો માલ લઈને વહાણો રવાના થયાં. નથુશાએ પણ માતાપિતાની રજા લીધી. સૌએ એને આશિષ આપી. કલાવતીએ સફળ સફર ઇચ્છી. નથુશા વિદાય થયા.

ચાલતાં ચાલતાં નથુશાનાં વહાણ એક મોટા બંદરે આવી પહોંચ્યાં. એ બંદરનું નામ ઠગપુર પાટણ.

નથુશાએ પોતાનો માલ વેચ્યો અને નવો માલ લીધો. તેમાં એને સારો ફાયદો થયો.

'એ ભાઈસાહેબ નથુશેઠ! હવે આપણો હિસાબ કરો!' બપોરના વખતે એક વેપારી નથુશા પાસે આવીને કહેવા લાગ્યો. એનો દેખાવ આબરૂદાર હતો. એના ગુમાસ્તાઓને ખભે રૂપિયાની ભરેલી કોથળીઓ ઊંચકાવીને એ લઈ આવ્યો હતો. એની એક આંખ ગઈ હતી અને એને ઠેકાણે ખાડો હતો.

'શાનો હિસાબ?' નથુશાએ પૂછ્યું.

'શેઠ સાહેબ, વાત એમ છે કે આપના બાપા અહીંયાં આવ્યાં હતા તે વખતે મારે નાણાંની જરૂર પડી હતી એટલે મેં એમની પાસે રૂપિયા દસ હજાર શમ આઠનો વ્યાજે લીધા હતા અને સાનમાં મારી એક આંખ આપી હતી.

'એ વ્યાજુડી રકમનું વ્યાજ મુદ્દલ આજે પંદર હજાર રૂપિયા થાય છે એ લઈ લો અને મારી આંખ પાછી આપો.'

આ કાણિયાની માગણી સાંભળી નથુશાની મૂંઝવણનો પાર ન રહ્યો.

આ માણસને ના પણ શી રીતે કહેવાય? એ એને ધીરેલાં નાણાં વ્યાજ સાથે પાછાં આપવા આવ્યો હતો. એ લેવાં જોઈએ અને એણે સાનમાં આપેલી વસ્તુ પાછી આપવી જોઈએ.

'ભાઈ, તમારી વાત ખરી છે પણ મને તમારા હિસાબની ખબર નથી.' નથુશાએ કહ્યું.

'એ શું બોલ્યા મારા શેઠ! એમ તે કેં હોય!' કાણિયે કહ્યું. 'અમારે ત્યાં તો કાયદો છે કે વ્યાજમુદ્દલ આપે એટલે વહાણ છૂટે અને સાનની ચીજ તરત જ પાછી આપવી જોઈએ. પાછી ન આપે તેની સામે કોટવાળીમાં કામ ચાલે. માટે તમારા રૂપિયા ગણી લો અને મારી આંખ પાછી આપો. આટલા દહાડા દુઃખ વેઠી લીધું. હવે વધારે વખત આવું દુઃખ શે ભોગવવું?

નથુશાની સ્થિતિ સૂડી વચ્ચે સોપારીના જેવી થઈ પડી ! હવે શું કરવું ? આમ પારકા પરદેશમાં એની સામે કોટવાળીમાં કામ ચાલે એ પણ કેમ સહન થાય !

એણે કાણિયાને પતાવવાનો વિચાર કર્યો અને કહ્યું: 'મારે તમારા પૈસા નથી લેવા. ઊલટા તમને જોઇએ તો બે હજાર લઇ જાવ પણ મારો કેડો મૂકો.'

પણ કાણિયો એમ ઓછો માને એવો હતો ! એ તો ઠગપુર પાટણનો રહેવાસી હતો. એનો ધંધો જ આવા અક્કલના અધૂરાઓને લૂંટવાનો હતો.

હા ના કરતાં પચીસ હજારે સોદો નકકી થયો અને નથુશાએ એટલી રકમ ગણી આપી ત્યારે કાણિયાભાઇ ત્યાંથી ગયા.

ઠગપુર પાટણમાં જે કાંઇ નફો મળ્યો હતો તે આમ તણાઇ ગયો અને એ ઉપરાંત પણ વધારાની રકમ આપવી પડી.

( અપૂર્ણ )

નાગરદાસ ઈ. પટેલ



## ઘર

જુદા જુદા શબ્દોના અર્થમાં વપરાતો એકનો એક શબ્દ.

તે ગરીબ માણસનું ઘર પડી ગયું.
બિચારા સુમનનું ઘર ભાગ્યું.
આખરે તેનું ઘર મંડાયું.
મારે અને કુમારને ઘર જેવું છે.
દેશળ, વિશળ ઘરખોદુ હતા.
તેમનું ઘર તો ઉંચું છે !
અમારી આ વાત ઘરખૂણાની છે.
સુધીરે પરદેશમાં વેપાર કરી ઘર કર્યું.

કુસુમબહેન કા. પ્રભાસદ

# કોયલ

કોયલ એક અજબ પક્ષી છે. તમે તેનો ટહુકો સાંભળી શકશો, પણ તેને શોધીને જોવાનું કાર્ય વિકટ થઈ પડશે. તેના શ્યામ સ્વરૂપથી જાણે તે શરમાતી ન હોય એમ ઘણું ખરૂં તે છુપાયેલી જ રહે છે.

બાળકો પૂછશે કે ઠંડી ઋતુમાં કોયલ ક્યાં ચાલી જાય છે ? કેટલાક લોકો કહે છે કે તે ગરમ દેશોમાં ચાલી જાય છે, જ્યારે કેટલાક એમ માને છે કે ઠંડી ઋતુમાં તે ક્યાંય પણ જતી નથી. માત્ર તદ્દન ચુપ રહે છે. અને જ્યારે તે ઋતુ વીતિ જતાં જ્યારે વસંત ઋતુ આવે છે ત્યારે તે પોતાને પ્રકટ કરે છે. પછી તો જેમ જેમ ગરમી વધતી જાય છે તેમ તેમ તેના આનંદનો પાર નથી રહેતો. વૈશાખ જેઠમાંની ધીકતી લુમાં તો જાણે તે મસ્ત બનીને ન્હાતી હોય એમ લાગે છે. તે મહિનાઓમાં તો સવાર, બપોર ને સાંજ તો શું પણ અર્ધી રાતે પણ તેના મીઠા ટહુકા સંભળાય છે.

કોયલ માટે એક અજબની વાત તો એ છે કે તે પોતાનાં ઇંડાને પોતે સેવતી નથી. સમય મળતાં છુપી રીતે તે ઈંડાંને કાગડાઓના માળામાં મૂકી આવે છે. પોતાના રંગનાં જ એ ઇંડાંને પોતાનાં ઇંડાં ગણી કાગડીઓ તેમનું સેવન કરે છે. ઇંડામાંથી જ્યારે બચ્ચાં નીકળે છે ત્યારે પણ કાગડી તેને ઓળખી શકતી નથી. ઉલ્ટુ તેમની લાંબી લાંબી પૂછડીઓ માટે અભિમાન પામી સૌથી વિશેષ રીતે તેમની સંભાળ લે છે ! પણ જ્યારે એ બચ્ચાંની વાણી સાંભળે છે, ત્યારે તેમને પોતાની ભુલ સમજાય છે. અને તેમને મારીને નસાડી મૂકે છે. આવી રીતે પોતાને બેવકુફ બનાવી જનાર કોયલો પ્રત્યે કાગડાઓને સૂજન જુનું વેર હોય છે.

કોયલ કાગડાઓ સાથે અનેક રીતે મળતાં હોય છે. ફેર માત્ર એટલો જ હોય છે કે તેની પૂછડી સહજ લાંબી હોય છે, અને રંગ પણ સહજ વધુ કાળો હોઈ તેજસ્વી હોય છે. ચાંચમાં પણ સહજ ફેર હોય છે. કોયલો અનેક જાતની હોય છે. કોયલની એક જાત એવી પણ હોય છે કે જે દેખાવમાં ખુબ સુંદર હોય છે. તેના માથે એક કલગી હોય છે. તેમ પગની મધ્યમાં સફેદ લીટી દોરેલી હોય છે.

કોયલો શું ખાય છે તે ઘણા નથી જાણતા કેટલાક એમ માને છે કે કેરી જ ખાય છે, પણ એ વાત અસત્ય છે આંબાવાડીયું એ તેનું પ્રિય સ્થાન અવશ્ય છે. પણ તે કેરી તો નથી જ ખાતી. કાગડાઓની જેમ તે પણ જીવ જંતુ ખાઈ પોતાનું પોષણ મેળવે છે.

" ઊર્મિલ "

# સાચો સૈનિક

'બા, બા, મારે તો સૈનિક થવું છે' નિશાળેથી આવીને તરત જ નાના એવા દસ વર્ષના નેપોલિયને જમવા બેસતી વખતે પોતાની મા લીઝીયા પાસે વાત ઉચ્ચારી.

લિઝીયાના હૃદયમાં ફાળ પડી. શું આ પણ પોતાના પિતાના પંથે જ પળશે ?

'બા મારે સિપાઇ થવું છે.' પોતાની બાને વિચારમાં ગરકાવ થએલી જોઇ, તેના ખભા ઉપર હાથ મૂકીને ફરીવાર કહ્યું.

'સિપાઈ નથી થવું આપણે ! તું તારે ભણી ગણીને નોકરી કર. એટલે બસ ! ! સિપાઇ થઇને શું કરવાનો ?'

'આ આપણા ફ્રાંસને સ્વતંત્ર કરવું છે, ને આ....ખી દુનિયાના રાજા થવું છે. પછી બા, તારે કાંઇ કામ કરવાનું નહિ હો ! પછી તું મને દરરોજ રાત્રે સારી સારી વાર્તા કહેજે હો ?' નાના એવા નેપોલિયને આખી દુનિયાના રાજા થવાની ઇચ્છા અભિનય સહિત પોતાની બાને કહી દેખાડી.

'ના, ભાઇ ના એમાં કાંઇ નહિ. તું તારે ભણજે, બેટા !' લિઝીયાએ નેપોલિયનના વિચારો ફેરવી નાંખવા પ્રયત્ન કર્યો

'નહિ બા ! મેં સાંભળ્યું છે કે મારા બાપાએ લશ્કરમાં હતા.'

'હા. એ ભલે ! પણ આમાં તારૂં કામ નહિ.'

'ના, બા. મારૂં શું કરવા કામ નહિ ? જો મને તરવાર ફેરવતાં આવડે છે.' કહી તેણે પોતાની પાસેની લાકડી ફેરવી બતાવી.

*

એ દસ વર્ષનો નેપોલિયન. ભણવામાં એનું ચિત્ત ચોટયું નહિ. સાંજ પડે ને બધા છોકરાંઓને ભેગાં કરે, બે પક્ષ પાડે. એક પક્ષનો પોતે સરદાર બને અને સામા પક્ષને હરાવે. નદી કિનારે કિલ્લા બનાવે, બધા છોકરાઓને એકઠા કરે કોઇને પ્રધાન, કોઇને સેનાપતિ તો કોઇને સિપાઇ, એમ જુદી જુદી પદવી આપે; અને પોતે બધાનો સરદાર બની હુકમ કરે.

*

તેની મા લિઝીયાને નેપોલિયનને ભણાવી, ગણાવી અમલદારી અપાવવા કોડ હતો. પણ ભાગ્યલેખો કોણ ફેરવી શકે ? અને બાળપણમાં જેનાં વચનને કાલાં ગણી હસી કાઢયો, એજ વચનો સાચાં ઠર્યાં. સોળ વર્ષની કુમળી વયે તો તે "આર્ટીલરી" સૈન્યના 'લેફ્ટેનન્ટ'ની પદ્વિએ પહોંચ્યો. અને થોડા સમયમાં તો તેણે આખા યુરોપને ધ્રુજાવી દીધો.

નેપોલિયનના નામ માત્રથી યુરોપિયનોનાં હૃદય થરથરી ઊઠયાં. એનું નામ કાને પડતાં યુરોપિયનો ભડકી ઊઠતા.–તેઓના હૃદયમાં ધ્રાસકો પડતો.

આજે એ નથી. એની કીર્તિ છે. એનું નામ અમર છે અને સાચા સૈનિકના ભણકારા હજી એ ભારતના શિશુઓના કાને વાગ્યા કરશે !

એ વીર સૈનિક ૧૮૨૧ ના મે ની ૫ મી તારીખે મરણ પામ્યો. ધન્ય છે એ સાચા સૈનિકને ! તેના અમર કાર્યોને ! અને તેની બાહોશીને !

'શશિન્' ઓઝા.



રાણી એસ. લક્ષ્મીબાઇ રાજવાડે
પ્રમુખ:
અખિલ હિંદ મહિલા પરિષદ
તેરમું અધિવેશન : દિલ્હી.



પુસ્તક ૩૧મું | ફેબ્રુઆરી : ૧૯૩૯ | અંક ૬ ઠ્ઠો

# અખિલ હિંદ મહિલા પરિષદ

સને ૧૯૩૮ તા. ૨૮ મી ડીસેમ્બરે દિલ્હી મુકામે ભરાયલા તેરમા અધિવેશનના સત્કાર મંડળના પ્રમુખ

## શ્રીમતી સુલતાનસિંહનું ભાષણ

ભાષાંતર કરનાર : શ્રી. જ્યોતિ

રાણી રાજવાડે, પ્રતિનિધિ બહેનો, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,

અખિલ હિંદ મહિલા કેળવણી અને સામાજિક પરિષદના તેરમા અધિવેશનના સત્કારમંડળના સભ્યો તરફે તેમજ દિલ્હી નગરવાસી બહેનો તરફે આ દેશના એક વખતના અતિ પ્રાચીન તેમજ અત્યારનાં અતિ અર્વાચીન એવા દિલ્હી શહેરમાં આપ સૌને હું અંતઃકરણથી આવકાર આપું છું. આપે અમારું નિમંત્રણ સ્વીકારી અમારે આંગણે પધારવા કૃપા કરી છે તેવે પ્રસંગે આપનો સત્કાર કરતાં મને અતિશય ગર્વ અને આનંદ થાય છે; છતાં તેમ કરવામાં મને કાંઈક ક્ષોભ પણ થાય છે. કેમકે આપને જોઈતી સુખ સગવડો અમારાથી પૂરી પાડી શકાશે એવી મને જરાય ખાત્રી નથી, પરંતુ ભૌતિક અગવડોનો બદલો પ્રેમ અને સ્નેહભાવથી કોઈ પણ અંશે વળી શકતો હોય તો મારી ખાત્રી છે કે આપને અમે અસંતોષ નહિજ થવા દઈએ. અને તે છતાં હું આશા રાખું છું કે અમારી જે કાંઈ ત્રૂટિયો જણાય તેને માટે આપ દરગુજર કરશો. આપનામાંથી કેટલાકને દિલ્હીની થંડી હવા માફક નહિ આવે પણ હું આશા રાખું છું કે તેનો અંશતઃ બદલો આપને અમારાં હૃદયના પ્રેમની હુંફથી મળી રહેશે.

આ અધિવેશનમાં હાજરી આપવાને હજારો માઈલનો પ્રવાસ કરી આવેલાં સંખ્યાબંધ પ્રતિનિધિઓ અને મારા જોવામાં આવે છે અને તે જોતાં મારું હૃદય આનંદથી ઉભરાઈ જાય છે કારણ કે તેમની હાજરીથી આ રાષ્ટ્રીય મહિલા પરિષદનું વિશાળ પ્રતિનિધિત્વ સાબીત થઈ જાય છે.

આજે આ દેશની બ્હેનોને સામનો કરવા

પડતા વિવિધ જાતના કપરા અને અટપટા પ્રશ્નોની વિચારણા કરવાને આપ પ્રવૃત્ત થયા છો, તેથી આપના એ મહત્ કાર્યમાં, હું વધારે વાર આપનો વખત લેવા-પ્રચ્છતી નથી તેમજ આપના વિચારોને દોરવા જેવી, અગર કયા પ્રશ્નો પર આપે વધુ ધ્યાન આપવું જોઇએ એવી સૂચના કરવાની પણ ધૃષ્ટતા હું નહિ જ કરૂં. વાસ્તવિક રીતે એ બાબતો તો હું આપણા માનવંતા પ્રમુખ મહાશયા ઉપર જ છોડીશ. પરંતુ જો મને આપ રજા આપો તો જે સંસ્થામાં હું જોડાઇ છું તે સંસ્થા આ પરિષદના આદર્શોનું પાલન કરવા માટે કેવા કેવા પ્રયત્નો આદરી રહી છે તે સંબંધી હું બહુ ટુંકાણમાં અને નમ્રતાપૂર્વક આપને કહીશ, અને મારી ખાસ વિનંતિ છે કે આપ અમારૂં કામ જોઇ આપની સૂચના અને સલાહદ્વારા અમને મદદ કરવા માટે આપનો થોડોક વખત બચાવી આપની હાજરીનો અમને સંપૂર્ણ લાભ આપશો.

દિલ્હી મહિલા સંઘ જે અખિલ હિંદ મહિલા પરિષદનું એક અંગ છે તે આ પ્રાંતની બહેનોને મનુષ્ય તરીકેના તેમના હકોનું બદકે માનવ જાતિ પ્રત્યે તેમનાં કર્તવ્ય સંબંધે ભાન કરાવવા અસ્ખલિત પ્રયત્નો કરી રહ્યો છે. અમારી શારદા ઍક્ટ સમિતિએ એ અતિ અગત્યના કાયદાનું સ્વરૂપ ઘણી કાળજીપૂર્વક તપાસ્યું છે અને જો કે બાલલગ્નની દુષ્ટ પ્રથા સંપૂર્ણ રીતે નાબુદ થઇ છે એવી બડાઇ મારવી નકામી છે છતાં એટલું તો અમે સગર્વ કહી શકીશું કે એ દિશામાં અમે સબળ લોકમત કેળવ્યો છે; કેમકે આ કે બીજો કોઇ પણ કાયદો લોકમત કેળવાયા વિના ભાગ્યે જ ફતેહમંદ નીવડી શકે છે!

દલિત વર્ગો પણ અમારી ધ્યાન બહાર રહ્યા નથી. આપનામાંથી જેઓ અમારા સરસ્વતી ભુવનની હરિજન કન્યાશાળા જોવા આવવાનો વખત મેળવી શકશે તેઓને આ દિશામાં અમે કરેલા બહુ જ નમ્ર છતાં સંગીન પ્રયત્નો જોઇ થોડો ઘણો પણ સંતોષ થશે!

બીજી એક વાત કહેવાને હું આપની રજા લઉં છું કે શ્રી. બ્રિજલાલ નેહરૂ જેઓ અમારા સંઘ પૈકીનાં જ એક છે તેઓએ અસ્પૃશ્યોના ઉદ્ધાર કાર્યમાં પોતાનું જીવન સમર્પણ કર્યું છે, અને એ અમારા માટે ઓછા ગર્વની વાત નથી!

અક્ષરજ્ઞાનના પ્રચાર સંબંધી અમારા પ્રયત્નો પણ નિષ્ફળ ગયા નથી! ઇ. સ. ૧૯૨૭ થી માંડીને આ પ્રાંતમાં શાળામાં ભણતી છોકરીઓની સંખ્યા લગભગ ત્રણ ગણી થઇ છે; અને આ પ્રગતિમાં નિદાન કંઇક પણ અંશ અમારી સંસ્થાએ આપ્યો છે એમ કહેવું અનુચિત નહિ કહેવાય.

જો કે વિવિધ જાતના ધંધા રોજગારમાં સ્ત્રીઓ અને પુરૂષો વચ્ચે થતી જાહેર હરીફાઇઓમાં અમે કોઇ પણ રીતે ઉતરતાં આવ્યાં નથી તો પણ હું માનું છું કે હજી ભવિષ્યમાં કેટલાક સમય સુધી માનપ્રતિષ્ઠા અને સુખસગવડ ભોગવતી ગૃહિણીઓ અને માતાઓ તરીકે ઘરમાં પોતાનું સ્થાન પ્રાપ્ત કરવા માટે આપણી બહેનોને તૈયાર કરવાની બાબત પર અમારે ધ્યાન આપવું પડશે. આજ હેતુથી લેડી ઇરવિન મહિલા પાઠશાળા (Lady Irwin College for women) જેને માટે અગે મગરૂર થઇએ છીએ તે આ પરિષદના પ્રયત્નોથી એક ઉપયોગી સંસ્થા તરીકે અસ્તિત્વમાં આવી છે. તેમાં બહેનો તાત્કાલિક કામમાં ન આવે એવું નિશાળીઆ શિક્ષણ મેળવવાને બદલે ઘરગથ્થુ કલાઓ અને કામધંધા, અને પોતાના તેમજ બાળકની

પેઢીઓનાં શારીરિક આરોગ્ય સંબંધી જ્ઞાન મેળવી શકે છે.

અમારી માન્યતા પ્રમાણે દેશ માટે આવશ્યક કેળવણીનો સંદેશ, ઝુંપડાંઓની કલાઓ અને સાદાં ઘરકામ જે શીખવા યોગ્ય તેમજ વ્યવહારમાં ઉપયોગી છે તેનો રસ ઉત્પન્ન કરી આજુબાજુનાં ગામોમાં અમે ફેલાવ્યો છે. વળી સ્ત્રીઓના હક્ક સંરક્ષક વારસા અને લગ્નના કાયદામાં રસ ઉત્પન્ન કરવાની બાબતમાં પણ અમે અમારું બનતું કર્યું છે, જો કે અમને માલૂમ પડ્યું છે કે જ્યાં સુધી હાલના કરતાં વધારે સંખ્યામાં બહેનો ધારાસંડળમાં જોડાય નહિ ત્યાંસુધી આ પ્રશ્નનો પૂરતો ઉકેલ થઈ શકશે નહિ. મારા ધારવા પ્રમાણે સેંટ્રલ એસેમ્બ્લીમાં શ્રી. સુબ્બારાયનની ચૂંટણી થઈ છે તે એક ભારે મહત્વ અને ગર્વની વાત છે; પણ એટલી વાત તો સ્પષ્ટ છે કે ધારામંડળોમાં એવી આપણી અનેક સુબ્બાયનો હોવી જોઈએ, અને હું ખાત્રી આપું છું કે અમારો સંઘ તે અંતિમ સુધી પહોંચવામાં પણ બીલકુલ પાછો નહિ પડે.

અમારા કાર્યના એક બીજા સ્વરૂપ તરફ હું ખાસ કરીને આપનું ધ્યાન ખેંચવાનું આવશ્યક ધારું છું. બધા વર્ગો અને જાતિઓનું પ્રતિનિધિત્વ એકત્ર કરવાનો અને શિક્ષિત, અર્ધશિક્ષિત અને અભણ સર્વની સક્રિય સહાનુભૂતિ તેમજ બૌદ્ધિક અનુમોદન મેળવવાનો આ પરિષદનો સૌથી મહાન્ આશય છે. અતિશય ગરીબ અને અજ્ઞાન ઘરો સુધી બહેનોની ચળવળોનો ફેલાવો કરવાની ખાસ અગત્ય છે તે પણ અમારી સંસ્થા ચોક્કસ સમજે છે તેથી મુખ્ય સાહેબી ભર્યાં દીવાનખાનાંમાં (જેમાંના કેટલાકમાંથી આવશ્યક પ્રેરણા મળે છે-તેમને ઓછામાં ઓછી મદદ કરવાની રહે છે.) એટલું જ નહિ પણ નાનાં નાનાં ગામડાં અને ઝુંપડાંમાં જ્યાં સ્ત્રીઓના હક્કોના મૂળ તત્વો પણ કોઈ જાણતું નથી ત્યાં જઈને કામ કરવાનો અમે સતત પ્રયત્ન કરવા માંડયો છે. આથી ગામડાંની પ્રજા અને શહેરોમાં રહેલી વધારે પછાત રહેલી સ્ત્રીઓ વચ્ચે ઉપયોગી અને આવશ્યક સંસર્ગ રહી શકે તે વાસ્તે અમે સંખ્યાબંધ જાહેર સભાઓ ભરવા માંડી છે, અને વખતો વખત પ્રત્યક્ષ મળી વાર્તાલાપ કરીને ઉપયોગી શિક્ષણ અને જ્ઞાનના પ્રચાર માટે અનુકૂળ કેન્દ્રો યોજવા માંડયાં છે. અતૂટ શ્રદ્ધા છે કે આવી જાતના કાર્યમાં આપ સહાનુભૂતિ આપી અમારા ભવિષ્યના કાર્યમાં સાચા દીલથી મદદ કરશો.

આખરે જે સર્વ કાર્યકર્તાઓએ સત્કાર મંડળના કાર્યમાં મદદ આપી છે, જે ઉદાર આશ્રયદાતાઓએ આ શહેરની અતિથિ સત્કારની ચાલી આવતી પ્રતિષ્ઠા જાળવી રાખવામાં મંડળને મદદ કરી છે, જે મિત્રોએ કેટલાક પ્રતિનિધિઓને વાસ્તે પોતાનાં દ્વાર ખુલ્લાં કરી આપ્યાં છે-અને તે દ્વારા મંડળના આનંદદાયક કાર્યભારમાં પોતાનો ફાળો આપ્યો છે, અને છેવટે અમારા એક અગ્રગણ્ય શહેરી લાલા લાડલીપ્રસાદ જેઓએ ભારે કૃપા કરી પોતાનું વિશાળ મકાન સત્કાર મંડળને પ્રતિનિધિઓના ઉતારા માટે આપ્યું છે-એ સર્વ માટે તે તે ગૃહસ્થોનો હું ઉપકાર માનું છું.

હવે હું આપને આપના કાર્ય માટે મુક્ત કરીશ. અને સ્ત્રી સ્વાતંત્ર્યના કાર્યમાં એક સાચાં વફાદાર કાર્યકર્તા રાણી રાજવાડે જેમને આપે પ્રમુખ મહાશય તરીકે પસંદ કરી ઉચિત માન આપ્યું છે તેઓ આપણને યોગ્ય માર્ગે દોરવશે. પ્રભુ આપના કાર્યમાં ફતેહ આપે અને હિંદની બહેનોને આપના ઉદાર પ્રયત્નો માટે આપનો સહૃદય આભાર માનવાની તક આપે!

—o—

એવટે સ્ત્રીઓના પ્રશ્નો પર જાહેર લોકમતનું ધ્યાન ખેંચવામાં બેશક મદદરૂપ થતાં આપણાં વાર્ષિક અધિવેશનોથી પણ પ્રશ્નોને લગતી પુષ્કળ માહિતી, નવીન વિચારો અને યોજનાઓ, ઉપયોગી સંસર્ગ અને આવશ્યક પ્રવૃત્તિઓ હિંદી મહિલા સમાજને પૂરાં પડી શકે છે.

આપણી સાધનાઓના આ ઘણાજ ટુંકા નિરીક્ષણમાંથી ઘણા આખરી નિર્ણયો તરી આવે છે. આપણે નિખાલસતાથી કબુલ કરવું જોઇએ કે આ સાધનાઓ નથી અસરકારક કે નથી સંપૂર્ણ--; તેનાથી કોઇપણ રીતે આપણું અસ્તિત્વ સાબીત થાય છે એટલુંજ કહી શકીએ; પરંતુ ખરેખર એ પૂરતું નથી. અલબત આપણે સૌ જાણીએ છીએ કે જે દેશમાં ઘણાં સ્ત્રી પુરૂષોને મરજીઆત કાર્યકર્તાઓ મેળવવામાં ઓછામાં ઓછાં સાધનો પર જીવવું પડે છે ત્યાં એ વાત કેટલી મુશ્કેલ છે? વળી સ્વાતંત્ર યુદ્ધમાં દેશ સ્વાભાવિક રીતે આગળથીજ જોડાયલો હોય તો—એનો અર્થ એટલોજ કે અત્યંત અનુભવી કાર્યકર્તાઓએ માંડેલા યુદ્ધ કાર્યમાં આપણે ભળી જવું. વળી જે વખતે તાજાં યુવાન માણસોને રાજદ્વારી ક્ષેત્રમાં વધારે ઉપયોગી અને ઉચિત આપભોગ આપવાની ઉમદા તક મળતી હોય તેવે વખતે તેમને આપણા કાર્યમાં ખેંચવા એ પણ બને તેમ નથી.

સ્વાભાવિક રીતે પૂનામાં બે યુવાન કાર્યકર્તાઓ તરફથી થોડાજ વખત પર શરૂ થયેલી Women's fellowship of India ને આવકાર આપવાની હું આ સ્થળે તક લઉં છું, અને હું ધારૂં છું કે આપણે એવી સેંકડો સેવા—સંસ્થાઓ અને શિક્ષણકેન્દ્રોની જરૂર પડશે.

પરંતુ બાબત એટલી રહે છે કે અત્યાર સુધીમાં આપણું કાર્ય ખાસ કરીને ઓછે વધતે અંશે અપૂર્ણ પ્રચાર કાર્ય, કેટલાક કાયદા કાનૂનના પક્ષમાં ઉત્તેજન, પરિષદની સંખ્યાનું વિસ્તાર કાર્ય, શિક્ષણ આદિ બાબતો માટે દ્રવ્ય સંગ્રહ, શિક્ષણ સંસ્થાઓનો નિભાવ, સામાન્ય રીતે સ્ત્રીઓને અને કોઇ પણ રીતે અખિલ હિંદ મહિલા પરિષદના કોઇ પણ વિસ્તાર દ્વારા પહોંચી વળાય તેવી વચલા વર્ગની સ્ત્રીઓમાં જાગૃતિ આણવાનો પ્રયત્ન કરવામાં પરિમિત રહ્યું છે. હું આ પ્રવૃત્તિને આવશ્યક અને કીમતી હોવા છતાં પરોક્ષ કહીશ. એ પરોક્ષ એવા અર્થમાં છે કે જે પ્રશ્નોનો આપણે સામનો છે તેમાંના કોઇ પણ પ્રશ્નનો ઉકેલ કરવાનું આપણી પ્રવૃત્તિથી યોજી શકાય એમ નથી; આપણાથી પ્રત્યક્ષ પ્રવૃત્તિ શરુ કરી શકાય એવું આવશ્યક સ્થાન પેદા કરવાનો તે માત્ર પ્રયત્ન કરે છે; બીજી રીતે હું તેને પરોક્ષ એટલા માટે કહું છું કે હિંદી મહિલાઓની ખાસ જરૂરીઆતોને તે પહોંચી વળતી નથી. દાખલા તરીકે શારદા એક્ટને ધારાપોથીમાં મૂકવામાં આપણે મદદ કરી પણ જે વર્ગો અને સત્તાઓમાં તેની ખાસ જરૂર છે તે લોકોને ભાગ્યે જ એ કાયદાની ખબર છે; કારણ કે એ વર્ગો અને ક્ષેત્રોમાં પહોંચી વળવામાં આપણે ફતેહમંદ નીવડેલાં નથી. સ્ત્રીઓના શિક્ષણ માટે આપણે મોટું ભંડોળ એકઠું કર્યું છે અને તેનાથી કન્યાઓ માટે કોલેજ સ્થાપવામાં આપણે મદદ કરી છે; શિક્ષણ વિષયક સુધારાની સુંદર પત્રિકા તૈયાર કરવા માટે આપણે જવાબદાર હતાં, છતાં આ દેશમાં અક્ષરજ્ઞાન આપવાનું જે મહત્ કાર્ય હાથમાં લેવાનું છે તે દિશામાં આપણે બીલકુલ પ્રયત્નો આદર્યા નથી. આ પરિષદમાં હિંદુ, મુસલમાન, સીખ, ખ્રિસ્તી વગેરે સ્ત્રીઓની સુંદર એકતા જામેલી છે પરંતુ આ પરિષદની મર્યાદાથી આગળ વધીને એ અગત્યના પ્રશ્નનો ઉકેલ કાઢવા માટે આપણે કોઇ પણ રચનાત્મક કાર્ય કર્યું નથી । કદાચ મને કહેતાં ભય લાગે છે કે

આપણે આપણી બેનોને તેમના રાજકીય હકો માટે જ જાગૃત કરવા યત્ન કર્યો છે. આપણને જે જોઇતું હતું—અર્થાત્ સંયુક્ત મતાધિકારના પાયાપર સ્થાપેલું વિશિષ્ટ સ્વાતંત્ર્ય—તે મેળવ્યા વિના સ્ત્રી સ્વાતંત્ર્ય અને પ્રતિનિધિત્વ માટે જાગૃતિ ઉભી કરી છે; પરંતુ હિંદની રાજકીય સ્વતંત્રતા અને સાચું લોકશાસન પ્રાપ્ત કરવાની બાબતમાં આપણે કાંઇ જ કર્યું નથી. તમે કદાચ આ પ્રશ્ન પર આ અધિવેશનમાં આગળ પર ચર્ચા કરશો. પરંતુ અત્યારે આ સ્થળે મને એટલું કહેવા દો કે હિંદુસ્થાનમાં પ્રચલિત રાજકીય પદ્ધતિઓ પૈકી એકેકેનો સ્વીકાર કર્યા વિના તેમજ ઐક્ય જેવી આપણી ઘણી જ જરૂરી બાબતને જોખમમાં નાખ્યા વિના પણ આ પરિષદ હજી હિંદુસ્થાન માટે લોકશાસિત સ્વતંત્રતા પ્રાપ્ત કરવાના કાર્ય માટે ઘણું કરી શકશે. હું આશા રાખું છું કે ક્રમે ક્રમે આ વિષય પર હું આવીશ ત્યારે એ સંબંધમાં વિશેષ વિસ્તારથી કહીશ.

આપણા કાર્યના સિંહાવલોકન પરથી બીજો એક નિર્ણય એ નીકળે છે કે આપણી સંસ્થામાં ગામડાં અને શહેરના કાર્યકર્તાઓનો મોટો વર્ગ અત્યારે જોડાયો છે તે કરતાં વધારે સંખ્યાબંધ સ્ત્રીઓ મેળવીને તેને વિસ્તૃત કરવાની જરૂર છે. આપણું બધારણ કાર્યકારો કેન્દ્રને અને કોઇ પણ શરતે બને તેટલા સ્થાનિક મથકો નોંધાવવા સ્થાનિક સમિતિઓને સાધન પૂરાં પાડે છે. મારા ધારવા પ્રમાણે હવે એવો વખત આવ્યો છે કે આનો આપણે સંપૂર્ણ લાભ લઇ લેવો જોઇએ અને સામાજિક તેમજ શિક્ષણની બાબતમાં આપણા તંત્રનું ક્ષેત્ર વધારવાનો અને આપણી સંખ્યામાં પણ વધારો કરવાનો પ્રયત્ન કરવો જોઇએ.

મારી સમજ પ્રમાણે તમે એમ તો નહિ જ ધારતાં હો કે સ્ત્રીઓનું આ બધી કાંઇક અર્થહીન ગમ્મતભરી વાતો જ કરતી હોઇશ. આપનામાંથી કેટલાંકને યાદ હશે કે ગઇ સાલ પંડિત જવાહરલાલ નહેરૂએ આ પરિષદના સંબંધમાં કેટલીક ટીકા કરી હતી. તે એવા પ્રકારની હતી કે આપણી સંસ્થા સંપૂર્ણ રીતે વચલા વર્ગની છે. બોમ્બે કોન્સ્ટીટયુશન કોનફરંસને આપેલા એ ભાષણમાંની ટીકાની તપાસ કરવાનું મેં માથે લીધું હતું અને મને યાદ છે કે જવાબમાં હું માત્ર એટલું જ કહી શકી કે આપણી સંસ્થા હિંદી મહિલાઓના સમસ્ત સમાજની સેવા કરવાનો કે તેની સાથે નિકટના સંબંધમાં આવવાનો કોઇપણ જાણુવાજોગ પ્રયત્ન કરતી નથી!—એટલી બાબતમાં તેમની ટીકા મારે માન્ય રાખવી પડી. આપણે પંડિત નહેરૂનું એટલું કથન તો ખુશીથી કબૂલ કરીશું કે સ્ત્રીઓમાં અત્યારે આવેલી જાગૃતિ આપણી પરિષદના કરતાં મહાસભા (Congress)ના કાર્યને જ વધારે આભારી છે. સ્વાભાવિક રીતે ધરતીકંપ વખતે ઘરમાંની સ્ત્રીઓને જ પ્રથમ જાગૃત કરવી જોઇએ કારણ કે ઘણો કીંમતી સરસામાન તેમને જ સાચવવાનો છે. અર્થાત્ આવા શાંતિમય ધરતીકંપ માટે અને જાહેર જીવનમાં સ્ત્રીઓને ઉચ્ચતમ સ્થાને દાખલ કરવા માટે આપણે મહાસભાનાં ભારે ઋણી છીએ. પરંતુ આ સંસ્થા એક વચલા વર્ગની સંસ્થા હોવાના જ કારણે તેણે જે કંઇ કાર્ય કર્યું હતું તેના પર પાણી ફરી વળ્યું છે એમ જ્યારે પંડિતજીએ કહ્યું ત્યારે તેમનું કહેવું એટલું વાસ્તવિક અગર ન્યાયપૂર્ણ ન હતું. મહાસભા પોતે જ પચાસ વરસના સતત કાર્ય પછી પણ વિસ્તાર કે કહની બાબતમાં વચલા વર્ગની કર્યા નથી!

પરંતુ આપણા માટે તો પ્રશ્ન એટલો જ છે કે આ ટીકાના બચાવ માટે આપણે કાંઇ પણ કરવા માગતાં નથી? મારા કહેવા

મુજબ ' પરોક્ષ પ્રવૃત્તિ 'થી જ આપણે સંતોષ માની બેસી રહેવું છે ? એવી જાતનું કાર્ય આવશ્યક છે અને હંમેશાં ઉપયોગી છે. પરંતુ માત્ર આપણી મામુલી સંખ્યા વડે, અગર આપણી પાસે છે એટલાં સાધનોથી, જ્યાં સુધી આપણું કાર્ય વધારે પ્રત્યક્ષ, વધારે પાયાદાર અને વધારે શ્રમસાધ્ય ન બને ત્યાં સુધી મહાસભા જેવી સંસ્થાઓની હરોળમાં આપણાથી યોગ્ય સ્થાન મેળવી શકાય એમ નથી. આપણી સાધનાઓના અવલોકન પરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે આપણા કાર્યમાં આમાંની એકે નિશાની નથી. અને તેનું કારણ એ જ છે કે હિંદની બેનોના મોટા ભાગ સુધી અગર તેમની ખાસ જરૂરીઆતો કે મહત્વાકાંક્ષાઓ સુધી આપણી સંસ્થા પહોંચી શકની નથી !

પ્રથમ હું રાજકીય ક્ષેત્ર લઉંછું. કદાચ આપણામાંથી કેટલાંક જાણતાં હશો કે હાલમાં થોડાક વખતથી અખિલ હિંદ મહિલા પરિષદને સ્ત્રીઓ અને બાળકોની બીજી પુનર્ઘટનાત્મક પ્રવૃત્તિઓ ભેગાભેગી નિષ્પક્ષ અને સર્જનાત્મક સ્વરૂપની રાજકીય પ્રવૃત્તિઓનો પણ તેના બંધારણમાં સમાવેશ કરવાનો જે મંડળ આગ્રહ કરે છે તે પૈકીની હું એક છું. કદાચ ગયા સાલની આપણી વાદાવાદ દરમ્યાન સર્જનાત્મક રાજનીતિની ઉચિત વ્યાખ્યા થઈ જણાતી ન હતી: મારી સમજ પ્રમાણે તો એમાં કાંઈક ચોક્કસ અર્થ રહેલો છે, અને તેનું કાર્યમાં રૂપાંતર કરી શકાય. હું પોતે તો સર્જનાત્મક રાજકીય પ્રવૃત્તિનો આ પ્રમાણે અર્થ કરું છું:—

દાખલા તરીકે હિંદ માટે સ્વાતંત્ર્યના સ્વીકારાયલા ધ્યેયની બાબતમાં હિંદનાં ઘણાં રાજકીય મંડળો સાથે આજથી આપણે સંપૂર્ણ એકતા કરી લેવી જોઈએ. જો કે આજથી માત્ર રાજકીય મતો કે વિશ્વાસની જ ઘોષણા થશે, તો પણ આપણી સંસ્થાની પ્રતિષ્ઠા પર તેની ઘણી જ અસર થશે. તેનાથી આપણા દેશી ભાઈઓની ખાત્રી થશે કે આપણે પક્ષકાર રાજનીતિમાં ભાગ લેતાં નથી તે તેમ કરવામાં આપણને જે લાગે એટલા કારણથી નહિ ! બીજું આ ઘોષણા ઉપરાંત વધારામાં જ્યાં જ્યાં આપણી સંસ્થા પહોંચી વળે ત્યાં ત્યાં હિંદી બહેનોને સમજાવવાનો રાષ્ટ્રીય પ્રયત્ન કરવો જોઈએ કે તેમના જીવન પર શા માટે અને કેવી રીતે સરકારનું ધોરણ અસર કરી શકે છે, અત્યારનું પ્રચલિત સરકારનું ધોરણ શા માટે અસંતોષકારક લાગે છે, આપણને કેટલું ઓછું મળ્યું છે, કેટલું મેળવવાનું બાકી છે અને તે મેળવવામાં દરેક બહેન કેવી રીતે મદદ કરી શકે છે ! ત્રીજું પુખ્ત વયનાં માણસો માટે શિક્ષણની યોજનાને આપણી પરિષદના કાર્યના એક અંગ તરીકે ગણી લઈ સ્ત્રીઓની સર્વસામાન્ય રાજકીય કેળવણીનો કાર્યક્રમ આપણે હાથ પર લેવો જોઈએ. લોકસત્તાના સ્વરૂપથી અને સ્ત્રીઓનાં કર્તવ્ય તેમજ જવાબદારીઓથી તેમને માહિતગાર કરવાં જોઈએ. વળી આ પરિષદ સ્વદેશી ચળવળનું કાર્ય પણ ઉત્સાહથી ઉપાડી લે એટલે દેશની આર્થિક જરૂરીઆતોનો પણ સ્ત્રીઓને ખ્યાલ આવશે. છેવટે રાજકીય સ્વાતંત્ર્ય મેળવવાની બાબતમાં મતાધિકારની ઉપયોગિતા અખિલ હિંદ મહિલા પરિષદ તેના સભ્યોને તેમજ બીજી બેનોને પણ સમજાવી શકશે. સર્જનાત્મક રાજનીતિ વ્યવહારમાં કેવી રીતે ઉતરી શકાય-તેની ઉપર જણાવેલી કેટલીક રીતો બતાવી. હવે આ મુદ્દા પર ચર્ચા કરતો વખતે એક [illegible] બાબત મારે ખાસ જણાવી દેવી જોઈએ. દેશમાં એક સ્ત્રીઓનું મંડળ કે પક્ષ સ્થાપવાની જરૂરીઆત સંબંધી થોડાક વખતથી કેટલીક ઉડતી વાતો ચાલી રહી છે. મારે જણાવવું જોઈએ કે આવી પ્રવૃત્તિથી હું બીલકુ

વિરુદ્ધ છું. પ્રથમ તો સ્ત્રીઓની માગણીઓની બાબતમાં પુરુષોએ પોતાનો જરાપણ વિરોધ નથી એમ સાબીત કરી આપ્યું છે. પુરુષો અને સ્ત્રીઓ વચ્ચેના સંબંધોનો વિકાસ કરતા જતાં સ્ત્રીઓના મતાધિકારના પગથીઆથી પણ ઉંચે કૂદી જવામાં આપણે અહીં ફતેહમંદ નીવડયાં છીએ અને તેથી કરીને સ્ત્રીઓના ફાયદા પક્ષની બીલકુલ આવશ્યકતા નથી; અને બીજું હું ધારૂં છું કે જ્યાં સુધી હિંદ સ્વાતંત્ર્યના પ્રશ્નનો ઉકેલ આવ્યો નથી ત્યાં સુધી સ્ત્રીઓની ફરજ છે કે વધારે મહત્ત્વના હિત કાર્યમાં તેઓએ પોતાના પેટાહિતનો સમાવેશ કરી લેવો જોઇએ; કારણ કે તે મોટા હિતમાં પણ તેઓ હિંદના પુરુષો સાથે સંપૂર્ણ ઐકય ધરાવે છે.

અખિલ હિંદ મહિલા પરિષદે એક મંડળ તરીકે હું ધારૂં છું કે ભવિષ્યમાં કેટલાક વખત સુધી પક્ષકાર રાજનીતિના ખળભળાટથી દૂર રહેવું જોઇએ. અલબત્ત પરિષદના વ્યક્તિગત સભ્યો તેવી રાજનીતિના ક્ષેત્રમાં પણ ભાગ લેવા સ્વતંત્ર છે અને તેમ કરવાનું તે ચાલુ રાખી શકે. પરંતુ જો પક્ષકાર રાજનીતિમાં નહિ માલૂમ પડતી પ્રવૃત્તિઓથી પણ, આપણને નડતી મુશ્કેલીઓ અને શંકા દૂર થઇ જતાં આપણી રાષ્ટ્રીય ભાવનાઓ સંતોષાતી હોય તો આપણી વર્તમાન એકતાનો ભોગ આપવાની કાંઇ જ જરૂર નથી. રાજકીય બાબતોમાં સ્વતંત્ર થવાની પ્રેરણા એ ઉજ્જવળ અને સુખી જીવનની ભાવના કરતાં પણ વધારે સત્ય, વધારે ઉપયોગી અને વધારે નિરંકુશ છે; અને હું તો ચોક્કસ ધારૂં છું કે અખિલ હિંદ મહિલા પરિષદ જેવી મોટી સંસ્થાએ રાજનીતિમાં આંખો મીંચી ઝંપલાવવું એ વિષમ પરિસ્થિતિમાં પોતાની જાત પર જ અંકુશ મૂકવા સમાન છે. વળી જો આપણે જાહેર કાર્ય માટે મોટા પાયાની



સંસ્થાઓ પર આવી પડેલી જવાબદારીમાં, દેશને તેનું સ્વમાન અને જન્મસિદ્ધ હકો પુનઃ પ્રાપ્ત કરવા માટે જાગૃત કરવામાં આપણો ફાળો ન આપીએ તો-રચનાત્મક રાજનીતિમાં પણ આપણો હિસ્સો પહોંચ્યા વિના એ બધું મળી જશે તે વખતે આપણી શી આબરૂ રહેશે ?

એક વાત ન ભૂલશો કે સ્ત્રીઓને નવીન મહાસભાના ક્ષેત્રમાં જે માનભરી અને વિશ્વાસુ પદવીઓ મળી છે તે કોંગ્રેસે લડેલી લડાઇઓમાં સ્ત્રીઓએ સમાન ફાળો આપવાના કારણે જ મળેલી છે. કદાચ એમ કહી શકાય કે આપણી અખિલ હિંદ મહિલા પરિષદના અત્યારના બંધારણમાં રહીને પણ આપણે કાંઇક ચોક્કસ રાજકીય કાર્ય કરી રહ્યાં છીએ એટલે બંધારણને વિસ્તૃત કર્યા વિના પણ આપણે તે કાર્ય શા માટે ચાલુ ન રાખી શકીએ ? પણ એટલું તો હું જરૂર માનું છું કે આપણું અત્યારનું બંધારણ આપણી પરિષદમાં લોકોનાં સંખ્યાબંધ રાજકીય ભાવનાશાળી કાર્યકર્તાઓને આડે આવે છે; તેટલા વાસ્તે જ આ કાર્ય કરવાની આપણે ખાસ જરૂર છે.

આ વિષય પૂરો કરૂં તે પહેલાં એટલાજ ઉપયોગી એક બીજા વિષયમાં હું કાંઇક કહેવા માગું છું. આપણને ઘણીવાર કહેવામાં આવે છે કે જો આપણે આપણા બંધારણને આ પ્રમાણે વિસ્તૃત કરીશું તો આપણી દેશી રાજ્યની શાખાઓ અગર સંસ્થાઓ આપણી સંસ્થા સાથે પોતાનો સંબંધ ચાલુ રાખવા આનાકાની કરશે. પણ મારા ધારવા પ્રમાણે એ ધાસ્તી બીલકુલ પાયા વગરની છે. દક્ષિણ હિંદના દેશીરાજ્યના એક મોટા દીવાન સરખાએ આપણને ખાત્રી આપી છે કે દેશી રાજ્યની સ્ત્રીઓએ શુદ્ધ રચનાત્મક રાજકીય પ્રવૃત્તિઓથી પોતાની સંસ્થાને વિસ્તૃત કરતાં

કરવાની જરૂર નથી. આવી ખાત્રીથી હું ધારૂં છું કે દેશીરાજ્યની શાખાઓને લગતા સર્વ પ્રકારના ભયનો ખુલાસો મળી રહેશે. ત્યારપછી એક બીજો પ્રશ્ન પૂછવાનો રહે છે કે જ્યાં જ્યાં દેશીરાજ્યના લોકો લોકસત્તાક રાજ્ય મેળવવા યત્ન કરતા હોય તેમના પ્રત્યે આપણે સહાનુભૂતિ પણ ન બતાવવી ? આપણે સમજવું જોઇએ કે આપણી દેશીરાજ્યની શાખાઓની જો મરજી હોય તો તેઓ સુધારણા માટે પ્રવૃત્ત થયેલા તેમના સ્થાનિક ભાઇઓ માટે પોતાની સહાનુભૂતિ અને નૈતિક અનુમોદન દર્શાવવાને સ્વતંત્ર હોવી જોઇએ. દરેક દેશીરાજ્યની પ્રજા પોતાને ફાવે તેવું રાજ્યતંત્ર ખીલવવાને સ્વતંત્ર છે. હું ધારૂં છું કે લોકસત્તાક સ્વરૂપના ફેરફાર સામે બંધારણયુક્ત રાજ્યતંત્રના કોઇપણ સ્વરૂપનો આખરે ઘણાં ખરાં દેશી રાજ્યોમાં સ્વીકાર થશે, પરંતુ તેઓ ગમે તે સ્વરૂપનું રાજ્યતંત્ર મેળવવા મથતાં હોય તો પણ ખરેખર આ બાબતમાં અખિલ હિંદ મહિલા પરિષદ તરફથી આ દેશીરાજ્યોને કાંઇ પણ સહાનુભૂતિની આશા રાખવાનો તો હક્ક છે જ !

કેળવણીના ક્ષેત્રમાં પણ મને લાગે છે કે મોટા પાયા પર કોઇક સંગીન કાર્ય ઉપાડી લેવાનો હવે વખત ઉપસ્થિત થયો છે. દર વરસે અમુક અમુક માગણીઓ પૂરી પાડવા આપણે ઠરાવો પસાર કરીએ છીએ. હિંદમાં કેળવણીનો પ્રધાન હેતુ અક્ષરજ્ઞાન આપવાનો છે. સ્ત્રીઓમાં સેંકડે અઢી ટકા અને પુરૂષોમાં લગભગ ૧૧ ટકા જેટલા ચોંકાવનારા આંકડા તમારાથી અજાણ્યા નથી. આપણે અલબત જાણીએ છીએ કે આ કામ જો કોઇની મારફત થતું હોય તો તે માત્ર સરકાર જ છે. પરંતુ આપણે એ પણ જાણીએ છીએ કે આપણી સરકારો પાસે પૂરતાં નાણાં નથી. એટલે દરસાલના પ્રયત્નોમાં મરજીઆત કાર્ય અને ખાનગી સાહસથી પૂર્ણતા કરવાની છે. આગલા પ્રસંગોએ વ્યાસપીઠ પરથી થયેલી સૂચના હું ફરીથી યાદ દેવડાવું છું કે યુવાનો અને તેમાં ખાસ કરીને સ્ત્રીઓને,–શહેરો કે ગામડામાં શાળા પાઠશાળાનું શિક્ષણ પૂરું લીધા પછી નિદાન એક વરસ નોકરી બજાવવાની નૈતિક ફરજ અદા કરવાને નિમંત્રવા જોઇએ. ચીનનો દાખલો આપણે લઇએ. ત્યાંથી પાછા આવેલા એક યુરોપીઅન સ્નેહીએ મને ગઇ સાલ કહેલું કે યુવાન બેનોની મંડળીઓએ ભારે ઉત્સાહથી કેળવણીના કામમાં સહાય કરી છે. આપણે પણ સતત પ્રચાર કાર્ય દ્વારા આ ભારે અગત્યના કાર્ય માટે પ્રાંતિક સરકારને જીવંત રાખવી જોઇએ. કન્યા કેળવણીની બાબતમાં હું સૂચવું છું ! ( અને હું આશા રાખું છું કે પરિષદ એ સૂચનાને સંગીન સ્વરૂપમાં ઉપાડી લેશે ) કે કન્યા કેળવણીના પ્રચલિત અભ્યાસક્રમની તપાસ કરી હિંદી કન્યાઓને અનુકૂળ પ્રાથમિક, માધ્યમિક, અને ઉચ્ચ શિક્ષણના અભ્યાસક્રમનું ધોરણ ઘડી કાઢવા માટે આ પરિષદ તરફથી નિષ્ણાત સ્ત્રીપુરુષોની એક સમિતિ નીમવી જોઇએ.

હું માનું છું કે આ કક્ષા પર સરકાર તરફથી પણ કાંઇક પ્રયત્ન કરવામાં આવે છે. આ અભ્યાસક્રમ ઘડી કાઢવામાં હું આશા રાખું છું કે વચલા અને ઉંચા વર્ગોના સ્ત્રી પુરૂષોની કેટલીક પેઢીઓના આહારવિહાર, માનસિક અને શારીરિક હાજતો, પહેરવેશ, રીતભાત કલા વિજ્ઞાન એ સર્વ પર થઇ ગયેલી અતિશય પાશ્ચાત્ય સંસ્કૃતિની અસરને કાર્યકર્તાઓ ધ્યાનમાં રાખશે. એ કારણે હિંદી જીવનની સમાનતા ઘણી ઝડપથી નીચી ઉતરતી જાય છે અને તે સંપૂર્ણ રીતે લાભકારક નથી. એક અંશે આપણને જે કેળવણી અત્યારે મળે છે તેનો જ એ દોષ છે. હું આશા રાખું છું કે આ પ્રયત્નમાં કેટ-

દલા શિક્ષણ શાસ્ત્રીઓ આ બધી બાબતોમાં આપણા જીવનને હિંદી સ્વરૂપ અને ધોરણમાં પાછા લાવવાની જરૂરીઆત ખાસ ધ્યાનમાં રાખશે !

હું માનું છું કે આ પરિષદ બાલશાળાઓનો પ્રશ્ન ચીવટતાથી હાથપર લેવાની છે. શહેરોમાં અને ગામડાંમાં આવી શાળાઓ સ્થાપવી કેટલે દરજ્જે સંભવિત થશે એ સંબંધમાં મને કંઈ ચોક્કસ કલ્પના નથી. પરંતુ તેમ થવાથી ખેડુત અને મજુરીઆત સ્ત્રીઓને તો તેનાં બાળકોના નિરંતર અજ્ઞાન ભર્યાં સંગોપનમાંથી બચી જવા કરતાં બીજી કોઈ પણ બાબત વધારે સારી નહિ લાગે. કારણ કે તેને બિચારીને તેના કામમાં એથી ઘણી હરકત વેઠવી પડે છે અને આરામ તો મળે જ ક્યાંથી ! આ બાબતની કેળવણીના બીજા એક સ્વરૂપ ઉપર હું ખાસ ભાર મૂકવા માગું છું. બધા શિક્ષણ વિષયક પ્રયત્નોનો સંચાલક સ્વાભાવિક રીતે શિક્ષક જ છે. તેથી શિક્ષકોની પસંદગી કરવામાં અને તેમને તાલીમ આપવામાં બનતી કાળજી લેવાની ખાસ જરૂર છે. દાખલા તરીકે જો વર્ધા-શિક્ષણની યોજના સામાન્ય રીતે સ્વીકારવામાં આવે-અને હું માનું છું કે તેમ થશે જ-તો હું ધારું છું કે સફળતા ભરેલું કાર્ય કરવા માટે તેમાં ખરેખર સારી તાલીમ પામેલા શિક્ષકોની જરૂર પડશે આ તાલીમની આવશ્યકતા મરજીઆત કાર્યકર્તાઓ મેળવવાની યોજનાને બંધબેસતી આવે કે ન પણ આવે. પરંતુ સ્ત્રીઓની બાબતમાં તો હું એવું સૂચવીશ કે આપણી જે વિધવા બેનોને ગમે તે કારણે કોઈક પણ ઉદ્યમ શોધવો પડે છે તેઓ, આ ઉમદા કાર્યને પોતાનું ગણી લઈ ઉપાડી લેશે ! વળી પરણેલી અને કુંવારી બેનો જેમને ફુરસદ હોય, સાધારણ રીતે આર્થિક સ્થિતિની જેમને નિરાંત હોય, અને પૂરતી સ્વતંત્રતા હોય તેઓ પણ આ કાર્યમાં મરજીઆત મદદ કરી શકે છે. હું એમ નથી કહેતી કે યુવાન બેનોએ પણ આ સ્વાર્થ ત્યાગ કરવો. કારણ કે હું જાણું છું કે આપણી યુવાન બેનો આપણી સામે રાહ જોઈ ઉભેલા કાર્યનું મહત્વ અને સત્ય સ્વરૂપ, તેમજ તેના કારણે તેમની પાસેથી રાખવામાં આવતી આશા સંબંધી તેઓ માહિતગાર હોવાનું દેખાઈ આવે છે વળી હું એમ પણ કહેવા માગું છું કે સરકારે તેમજ આ પરિષદ જેવી સંસ્થાએ યુવાનોના સ્વાર્થ ત્યાગ દ્વારા બેહદ અસાધ્ય માગણીઓ ન જ કરવી.

પરંતુ કેળવણી એ આમ્ય પુનર્ઘટનાના વધારે વિસ્તૃત કાર્યનો માત્ર એક અંશ જ છે. એ શબ્દનો ઘણીવાર 'મત સંપાદન' કરવો, અગર સુંદર રેકેટ ફેરવવું એવો અર્થ માની લેવામાં આવે છે; તે જો તમારા મનમાં હોય તો કાઢી નાખજો. હું એક એવા કાર્ય માટે કહું છું કે જેમાં વિશાળ પદ્ધતિસર કાર્યવાહી મંડળ, સારા પૈસા અને તન તથા મનને સબળ ધૈર્યભરી યોજનામાં જોડી દેવાની અથાગ શક્તિની જરૂર પડશે.

તમે જાણો છો કે આપણું આ હિંદુસ્થાન મોટે ભાગે ગામડામાં વસેલું છે અને ત્યાં તેઓ જે જીવન ગુજારે છે તે લુખું અને શુષ્ક છે. તેમનું સુખ ક્ષણિક છે. એટલે આ પેઢી અને તેની પછીની પેઢીની સામે ગામડાંને સુંદર કરી સુખી અને સજીવન કરવાનું કામ બાકી રહે છે, આપણે કબૂલ કરીશું કે એ કાર્ય સૌથી ચઢીઆતું છે.

આપણે સમજીએ છીએ કે એ કાર્ય સિદ્ધ કરવામાં મદદ કરવાની આ પરિષદના દરેક સભ્યની ફરજ છે, તે જ પ્રમાણે હું ધારું છું કે આપણે સમજવું જોઈએ કે ગામડાંની અંદર તેમનાં દરરોજના કામકાજમાં

આપણે બધાં ભાગ ન લઈ શકીએ ! તમે સૌ જાણો છો કે જ્યાં સુધી કાર્યકર્તા પોતે જ ખરેખર ગામ લોકનો એક આદમી ન બની જાય ત્યાં સુધી કાંઈ પણ કાર્ય કરવું સંભવિત નથી. એનો અર્થ એટલો જ કે આ કાર્યમાં પોતાનાં જીવન અર્પણ કરનારા લોકો બાદ જતાં આપણા શહેરોમાં વસતા પૈકી ભાગ્યેજ કોઈ એ દિશામાં કાંઈ પણ અસરકારક કામ કરી શકે ! જો કે આપણા-માંથી જેઓ ગામડામાં અગર ગામડાની નજીકમાં રહેતાં હોય તેઓ ઝાઝી તાલીમ લીધા વિના પણ એમાં ઘણી મદદ કરી શકે.

જેઓને આટલું કરવાની પણ સગવડ ન હોય તેઓ પૈસા ભેગા કરીને પણ ગામડાંના સ્વયંસેવકોને મદદ કરી શકે છે. પરંતુ ઘણાં જેમનાં ઘરો તાલુકાઓમાં અને શહેરોમાં છે તેઓ તે તે સ્થળોના ઉંડા દટાઈ ગયેલા વર્ગોની અશિક્ષિત સ્ત્રીઓના ઉદ્ધારનું એટલું જ અગત્યનું કામ કરવામાં પોતાનો ફાળો આપી શકે છે. આપણે કસબા તાલુકાઓમાં વસનારાઓ આપણે જે જે ઠેકાણે રહેતાં હોઈએ ત્યાંની સ્ત્રીઓમાં સામાજિક અને શિક્ષણ વિષયક કાર્યમાં આપણો કેટલોક વખત આપી શકીએ—અને હું ધારું છું કે તે આપણે આપવો જ જોઈએ. અહીંઆ હું એક યોજનાની રૂપરેખા રજુ કરું છું—જેનાથી આપણે આ પરિષદના સભ્યો આ ભારે અગત્યનું કાર્ય ઉપાડી શકીશું. મારી સમજ પ્રમાણે આ જાતનું કાર્ય આપણી સંસ્થાથી કરી શકાય એવું છે. તેમાં કાંઈ ભારે ભંડોળની પણ જરૂર નહિ પડે. એટલે હું આશા રાખું છું કે આપણી સંસ્થા અંતઃકરણપૂર્વક તે ઉપાડી લઈ તેને ફતેહમંદીથી પાર પાડશે.

સમાજ સુધારણાનો પ્રશ્ન સહેજ જુદો છે, અહીંઆં મુખ્ય કાર્યકર્તા ખાસ કરીને સરકાર નથી. એટલી વાત સાચી છે કે જો આપણે બહુ જ મક્કમ હોઈએ તો કેટલાક દુષ્ટ રિવાજોનું અસ્તિત્વ કાયદા દ્વારા કાઢી શકીએ; પરંતુ હંમેશાં સામાજિક બાબતોમાં કાયદા ઘડાવાથી ઘણી કડવાશ ઉત્પન્ન થાય છે. એમાં તો શરૂઆત પ્રચાર કાર્યના પ્રયત્નો જ વધારે અસરકારક હથીઆર બની શકે છે. સામાજિક આરોગ્ય, વ્યક્તિગત આરોગ્ય, સ્વચ્છતા, બાલઉછેર, પોષણ, તન્દુરસ્તી, કસરત, કૌટુમ્બિક જીવન, વિનોદ ગમત, સામાજિક સંસર્ગ, પ્રતિકાર, સ્વદેશી, નાગરિકત્વ ઇત્યાદિ બાબતો કેવળ અંગત સંબંધ, નિકટનો પરિચય, નમ્ર પરંતુ સતત ઉપદેશથી અને દાખલો બેસાડીને જ સાધી શકાય છે. હરિજનોદ્ધાર સંબંધી ખાસ કાર્ય માટે પણ આ બાબત વધારે યોગ્ય થઈ પડશે.

હરિજનોને થયેલા અન્યાય માટે આપણી આવશ્યક તપશ્ચર્યા કે પ્રાયશ્ચિત તરીકે હરિજનોના ઉદ્ધારકાર્યને આપણે ઉપાડી લઈએ. આ બાબતમાં તમારી પાસે રજૂ કરવા માટે મારી પાસે કાંઈપણ ખાસ રૂપરેખા નથી. બેશક જ્યારે મહાત્માજીએ આટલી સરસ રીતે દિશા સૂચન કર્યું છે ત્યારે હું કાંઈપણ સૂચનાઓ કરું એ ધૃષ્ટતા જ ગણાય. પરંતુ હું જાણું છું કે આ ક્ષેત્રમાં આપણી સંસ્થા જેમ વધારે સિદ્ધિ મેળવી શકશે તેમ હિંદી સ્ત્રીઓમાં તેનાં મૂળ વધારે મજબૂત અને ઉંડાં જામતાં જશે.

તમારે યાદ રાખવું જોઈએ કે [illegible] સાચું સ્થાન પ્રાપ્ત કરી શકાયું નથી. હિં[illegible] સ્ત્રીઓનું સ્થાન તેમની ત્રુટિઓ [illegible] એટલે અને તેમના હકો પાછા મેળવી આ[illegible] એવા ઘણા કાયદાઓ પસાર કરાવવાની [illegible] આવવાનું નથી; પરંતુ સ્ત્રીઓ જ્યારે અ[illegible] અને વહેમી વિચારોથી પોતે જાતે મુક્ત થ[illegible]

અને સ્વતંત્ર જીવનની અનેક કલાઓ પ્રાપ્ત કરશે ત્યારે જ ઉંચુ આવશે. આપણી કાયદા વિષયક ત્રુટિઓ દૂર કરવા દરેક રીતે આપણે પ્રયત્ન કરવો જોઇએ. આ પરિષદ પોતાનાથી બને તેટલી શક્તિથી કાયદાઓની બધી શાખાઓમાં સ્ત્રીઓની ત્રુટિઓનો આખોય પ્રશ્ન ઉકેલવાને માટે તેમજ એ ત્રુટિઓ નિર્મૂળ કરવાને જોઇતા સુધારાઓનો ઉપયોગી ખરડો તૈયાર કરવા માટે કાયદામાં નિષ્ણાત માણસોની અને સ્ત્રી પ્રતિનિધિઓની એક સમિતિ નીમવાનું કરે. એક કાયદો આ અને એક પેલો—એમ છૂટા છવાયા કાયદાનું એમાં દ્દ નહિ ચાલી શકે. અને સ્ત્રીઓના હક સંબંધી કાયદાના આખા સંગ્રહમાં સંપૂર્ણ તપાસ થઇ જણાવા જોગ ફેરફાર થવાની જરૂર છે. અલબત્ત આદર્શ તરીકે, અને હું આશા રાખું છું કે બહુ નજીકના સંજોગોમાં સ્ત્રી પુરુષોને માટે બલ્કે હિંદના સર્વ ધર્મ અને જાતિઓ માટે એકજ કાયદો રહેશે. પરંતુ તે દરમ્યાન પુરુષોના જેટલાજ પ્રમાણમાં સ્ત્રીઓના કાયદેસર હકકો મેળવવાનું કાર્ય પણ ચાલુ રહેવું જોઇએ. અત્યારે ધારાસભામાં મૂકાયલા બીલોની અંદર જણાવેલા સિદ્ધાંતોમાં આ સંસ્થાએ ક્યારનુંય અનુમોદન આપ્યું છે. પરંતુ મેં જણાવ્યા પ્રમાણે આપણા પ્રયત્નો કાયદાના ઉંબરાથી ઘણે દૂર આગળ વધવા જોઇએ.

જે સામાજિક ત્રુટિઓના કારણે કાયદા વિષયક ત્રુટિઓ પેદા થાય છે તેનાં મૂળ સુધી એ પ્રયત્નો પહોંચવા જોઇએ. બીજી પણ એક જરૂરની વાત એ છે કે આ બધી બાબતોમાં સ્ત્રીઓએ સ્વાશ્રયનો પાઠ શીખવો જોઇએ. પુરુષો આપણા મદદગાર છે પરંતુ જે બાબતો સંપૂર્ણ રીતે આપણનેજ લગતી છે તેમાં તેમની મદદ આપણે જેટલી ઓછી લઇએ તેટલું વધારે સારું. એજ રીતે આપણે દિન પ્રતિદિન બળવત્તર બનતાં જઇશું.

મારા મત પ્રમાણે બીજી એક બાબતમાં આ પરિષદનું પ્રતિનિધિત્વ ધરાવતી હિંદી મહિલાઓએ ખાસ ભાગ ભજવવાનો છે. આપણા દેશ સમક્ષ તાત્કાલિક કર્તવ્ય અત્યારે રાજકીય સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાનું છે. તે કાર્યની પાછળ અંધારામાં વધારે ગંભીર અને વધારે અગત્યના આર્થિક પુનર્ઘટના, સામાજિક પ્રગતિ સુખશાંતિ, વ્યક્તિગત સુખસગવડ અને સ્વતંત્રતાનાં કાર્યો ઝઝૂમી રહ્યાં છે. રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય તેમજ આ બીજા બધા હેતુઓ માટે ખાસ અગત્ય ઐક્યની છે. જો આપણે બધા હિંદીઓ એકત્ર થઇએ અને રાષ્ટ્રીય સ્વાતંત્ર્યમાં આવતાં વિઘ્નોનો સામનો કરીએ તો મારે ભાગ્યેજ કહેવું પડે કે તે વિઘ્નો કોઇક જાદુઇ રીતે નાશ પામશે. અત્યાર સુધી આ પરિષદમાં આપણા સામાન્ય સ્ત્રી સંઘે જાતીય, ઔદ્યોગિક અને ઇતર મુશ્કેલીઓ જેનાથી આપણો દેશ વિભક્ત થાય છે તેનો સામનો કરેલો છે અને તે સ્વાભાવિક ટેવ જેવો બની જતા સુધી તેવોજ ચાલુ રાખીશું. એ ઉપયોગી ટેવનો આપણે આપણા દેશબંધુઓમાં પ્રચાર ન કરી શકીએ ? સ્ત્રીઓ તરીકે શું આપણે આ આંતરકલહનું નિવારણ કરવામાં મહાત્માજીએ સૂચવેલું અહિંસાત્મક લડતનું નવું તત્વ વ્યવહારમાં મૂકી, બીજાઓ પાસે પણ વ્યવહારમાં મૂકાવવાનું ન કરી શકીએ ? સ્વાતંત્ર્ય માટેની રાષ્ટ્રીય લડતમાં આપણે તે વાપરવા ઇચ્છીએ છીએ. આંતરરાષ્ટ્રીય કાઉન્સીલોમાં તેની હિમાયત કરવા માંગીએ છીએ તો તે આવા અગત્યના કાર્યમાં શા માટે ન વાપરી શકાએ ? અહીં દીલ્લીની બ્હેનોને હું ખાસ વિનંતિ કરવાની હીંમત ધરૂં છું. કારણ કે મને લાગે છે કે આ મહાન્ પાટનગરમાં પ્રાચીન હિંદુ અને મુસલમાની તવારીખનો આજે પ્રકાશ હજી પણ ઝળહળી રહ્યો છે. તેણે ઐતિહાસિક પરિપાટી અનુસાર હિંદી જીવનના સર્વજાતીય પ્રતિનિધિત્વ ભરેલા

સંપાદક : શ્રી 'શશિન્' ઓઝા

...સ્ત્રીઓ કાલની શક્તિ સ્વરૂપિણી છે.........સ્ત્રી જાતિની ઉન્નતિમાં જ આખા સમાજની ઉન્નતિ રહેલી છે.

શ્રી. દ. બા. કાલેલકર

*

સ્ત્રી અબળા નથી પણ પોતાની શક્તિ સમજે તો પુરૂષ કરતાંયે વધારે સબળા છે.

શ્રી. મશરૂવાળા

*

સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે.

શ્રી. ગોવર્ધનરામ ત્રિપાઠી

*

જગતમાં સ્ત્રીને ખસેડો તો શું રહેશે ? જગતનું નિષ્પ્રાણ ખોખું; સાહિત્યમાંથી સ્ત્રીને ખસેડી લ્યો અને કલ્પના કરો કે કયું નાટક, કયું કાવ્ય અને કયી નવલકથા જીવશે ? માન વિના જ્ઞાન-વિજ્ઞાન Philosophy and Scienceમાંથી પ્રકૃતિનું તત્ત્વ કાઢી લ્યો. શું રહેશે ? વિચાર-શૂન્યતા ! જગતને, સાહિત્યને અને ફિલસુફીને ફળયાકૂલ્યાં રાખતી સ્ત્રી સન્માન યોગ્ય નહિ તો બીજું કોણ ?

શ્રી. રમણલાલ દેસાઈ

*

સ્ત્રી એટલે દાસી નહિ પણ સાથી, ભાર્યા નહિ પણ જીવનનાવની સુકાની, ગૃહની અધિષ્ઠાત્રી અને સાથે ઉડનારી સહચારી.

શ્રી. લીલા મુનશી

*

સ્ત્રી એ રાષ્ટ્રની-દેશની માતા છે. અમુક દેશની કિંમત ત્યાંની સ્ત્રીઓ કેવી છે તે પરથી અંકાય છે.

શ્રી. હંસા મહેતા





શ્રી. રાજકુમારી અમૃતકુંવર
પ્રમુખ :
અખિલ હિંદ મહિલા પરિષદ : બારમું અધિવેશન નાગપુર.







શ્રી. કમળાદેવી ચટ્ટોપાધ્યાય

શ્રી. સરોજીની નાયડુ



સ્વ. શ્રી. કમળાદેવી નહેરૂ

# નોંધ



### મહાસભા અને ધનવ્યય :

મહાસભાનું આ વર્ષનું અધિવેશન મધ્ય પ્રાંતમાં–ત્રિપુરીમાં ભરાનાર હોવાથી તે અંગેની તૈયારીઓ પૂર જોશમાં ચાલી રહી છે. સ્વાગત-સમિતિ પ્રમુખનું અપૂર્વ સ્વાગત કરવાની અને પ્રતિનિધિઓને સર્વ પ્રકારનો સંતોષ આપવાની યોજનાઓ વિચારી રહી છે. એ વાત જાણીતી છે કે દર વર્ષે મહાસભાના અધિવેશન અંગે ભારે ખર્ચ થાય છે. મહાસભાનું અધિવેશન તો ભરાવવું જ જોઈએ એટલે એને અંગે જે અનિવાર્ય ખર્ચ થાય તે તો કરવો જ રહ્યો, પણ દર વર્ષે રાષ્ટ્રપ્રમુખના સત્કાર માટે કંઈક નવીન યોજના તૈયાર કરી, એક પ્રાંત બીજાની હરિફાઈમાં ઉતરે છે; એકે કર્યું તેનાથી ચઢતું કરવાની તાલાવેલીમાં જેમ અજ્ઞાન લોકો લગ્ન મરણ પ્રસંગે પુષ્કળ ખર્ચ કરે છે તેમ હિંદની અગ્રગણ્ય મહાસભા પણ કરે છે. એ શું યોગ્ય છે? સાંભળ્યું છે કે આ વખત વરાયલા પ્રમુખના સત્કાર માટે બાવન હાથીના રથની યોજના વિચારાઈ રહી છે. આવો ખોટો ભપકો, દમામ, અને દેખાદેખી મહાસભાને શોભતાં નથી. આપણો દેશ ખૂબ ગરીબ છે એમ તેઓ જ કહે છે. તો રાષ્ટ્રધનનો આ રીતે દુરુપયોગ કરવાનું તેમને શોભતું નથી.

આપણી મનોદશા હજી એવી છે કે અમુક પરિષદમાં પ્રતિનિધિ અથવા પ્રેક્ષક તરીકે ગયાં હોઈએ તો આપણે એવી આશા રાખીએ છીએ કે આપણી બધી સગવડો તરફ લક્ષ અપાવું જ જોઈએ અને બધી જરૂરિઆતો પૂરી પાડવી જોઈએ. કંઈ ઝીણી અગવડો વેઠવી પડે તો ય આપણે સ્વાગત–સમિતિની વ્યવસ્થામાં ખામીઓ કાઢીએ છીએ. અને તેથી સ્વાગત સમિતિઓ પણ આવનાર પ્રતિનિધિઓની સુશ્રુષામાં જ રોકાયલી રહે છે. લગ્ન વખતે કન્યાના માબાપે જો પરગામથી જાન આવતી હોય તો તેમની સગવડ માટે ખડે પગે રહેવું પડે છે, અને જાનમાં આવનારાઓ પણ નાની સગવડ તરફ થએલું દુર્લક્ષ પણ સાંખી શકતા નથી. એજ જાતની મનોદશા આપણે શિક્ષિતો પણ ધરાવીએ એ કેવું! એટલે ગામડામાં જઈએ ત્યારે બધી સગવડો ન જ મળે એ આપણે સમજવું જોઈએ, અને સ્વાગતસમિતિઓએ પણ જરૂર જેટલી જ સવડોની તૈયારી રાખવી જોઈએ. એથી વધુ પડતા ખર્ચમાં તેમણે ઉતરવું ન જોઈએ.

વિ. દે.

*

### કોમી પ્રશ્ન :

આગામી મહાસભા સમક્ષ અનેક પ્રશ્નો

પડયા છે. તેમનો એક કોમી પ્રશ્ન છે. આ પ્રશ્ન હિંદના રાજકારણનો એક જટિલ પ્રશ્ન છે. તેનો વ્યાજબી ઉકેલ આણવા માટે ઘણા પ્રયત્નો થયા છે. કોમી પ્રશ્ન પર કંઈ સમજુતી પર આવવા માટે શ્રી. ગાંધીજી, પં. નહેરૂ, રાષ્ટ્રપતિ બોઝ અને શ્રી. ઝીન્હા વચ્ચે ઘણી ચર્ચાઓ થઇ પણ એ મંત્રણાઓ પછી ભાંગી અને કંઇ સમાધાન આવી શક્યું નહિ. મ. ગાંધીજીએ એ માટે પોતે એક યોજના તૈયાર કરી છે, અને મહાસભા સમક્ષ સ્વીકાર માટે તેઓ મૂકવાના છે એવું પણ સંભળાય છે. એ યોજનાની વિગતો જાણવામાં આવી નથી, પણ લઘુમતી કોમોના હકો સાચવવા માટેના રસ્તાઓ તેમાં વિચારાયા છે એવું જણાય છે. યોજના જાહેર થયા પહેલાં તે માટે કંઇ પણ કહેવું અસ્થાને છે. કદાચ એ યોજના સ્વીકારાય અને સફળ નિવડે તોંય આ રીતે આણેલો ઉકેલ માત્ર ઉપલકિયો જ રહે એ દેખીતું છે. ખરી રીતે કોમી પ્રશ્નનો ઉકેલ એમ ચર્ચાઓથી અને ઠરાવોથી આવે એમ અમે માનતા નથી.

ખરૂં જોતાં કોમી પ્રશ્ન–રાજકીય સત્તા મેળવવાનો પ્રશ્ન એ મુઠ્ઠીભર મુસલમાનો અને હિંદુઓનો છે. હિંદ સ્વતંત્ર થયે જેઓ રાજકીય સત્તા હસ્તગત કરવા માગે છે તેઓનો આ પ્રશ્ન છે. લુંટ મેળવ્યા પહેલાં ભાગલાગની વહેંચણી જેવું એ છે. બાકી હિંદુસ્તાનના મુસલમાનો અને હિંદુઓના મોટા ભાગ–ગરીબ ખેડુત કામદાર વર્ગ માટે આ પ્રશ્ન બહુ મહત્વનો નથી. હિંદુ ઉદ્યોગપતિ હિંદુ મજુરો તરફ વધારે હેત બતાવતો નથી. મુસલમાન ઉદ્યોગપતિ માટે પણ એ જ સાચું છે; બંને કોમોની ગરીબ જનતાનાં આર્થિક હિતો એક છે. એ વસ્તુ પર ભાર મૂકી એમનાં સંગઠનો સાધવા જોઈએ તો કોમી પ્રશ્નનો ઉકેલ આવે.

ચિ. દે.

*

**ઉદ્યોગોની પુનર્ઘટના :**

હિંદુસ્તાનના નવ પ્રાંતોનું રાજ્યતંત્ર મહાસભાના હાથમાં આવ્યા પછી રાષ્ટ્રહિતની એવી કેટલીક યોજનાઓ મહાસભાએ વિચારી છે. એવી જ રીતે રાષ્ટ્રના ઉદ્યોગોની ખીલવણી કેવી રીતે કરવી, મોટા પાયા પરના કયા કયા ઉદ્યોગો દાખલ કરવાની શક્યતા છે તે બધા વિષેનાં પ્રશ્નોની વિચારણા કરવા એક સમિતિ પં. જવાહરલાલ નહેરના પ્રમુખપણા નીચે નીમાઇ છે, જે પોતાનું કાર્ય કરી રહી છે.

હિંદુસ્તાનમાં અંગ્રેજોએ ઉદ્યોગવાદ દાખલ કર્યો, પણ મુડીવાદી અર્થરચના નીચે બને છે તે પ્રમાણે હિંદમાં દાખલ કરેલા ગણ્યા ગાંઠયા ઉદ્યોગો ખીલતાં, હિંદી મુડીવાદ અને બ્રિ. મુડીવાદ વચ્ચે સંઘર્ષણો થવા લાગ્યાં અને દેખીતું જ છે કે એ સંઘર્ષણમાં બ્રિ. રાજ્ય હિંદી મુડીવાદના હિતો તરફ લક્ષ ન જ આપે. તેથી હિંદુસ્તાનમાં મુડીવાદ દાખલ થયા છતાં, ઉદ્યોગોનો વિકાસ જેવો કાંઈ થવો જોઇએ તેવો થઇ શક્યો નથી. હિંદ ખેતી પ્રધાન દેશ છે એ ખરૂં છે; પણ એટલો વિશાળ એ દેશ છે કે અત્યારના મુખ્ય ઉદ્યોગોમાંથી મોટા ભાગના ઉદ્યોગો માટેનો કાચો માલ હિંદમાં ઉત્પન્ન થઇ શકે એમ છે અને રાષ્ટ્રના ઉદ્યોગોની ખીલવણી થઇ શકે એમ છે, સમિતિ એ વિષે પૂરતી વિચારણા કરી કંઇ યોજના ઘડી કાઢે એ હિંદ માટે ઘણું જરૂરી છે.

જો કે અત્યારની અર્થ પદ્ધતિના દોષ અભ્યાસીને ખબર જ છે કે, ઉત્પન્ન થયેલ

માલની નિકાશ માટે બજારો મેળવવાં હવે દરેક દેશના મુડીવાદ માટે ઘણું મુશ્કેલ બન્યું છે, હિંદુસ્તાને પણ એ જ પ્રશ્નનો સામનો આજ નહિ તો થોડાં વર્ષ પછી કરવો પડશે. મુડી-મજુરીના સંબંધો કંઇક સુધરશે અને બેકારી ઓછી થશે એવી પણ કેટલાકની જે માન્યતા છે તે ભૂલ ભરેલી છે. આ પ્રશ્નો ઉલટ વધારે ગંભીર બનશે. છતાં હિંદમાં ઉદ્યોગોની ખીલવણીની જરૂર છે જ.

વિ. દે.

*

### રાજકોટ :

શ્રી. વલ્લભભાઇ સાથેની મંત્રણા બાદ રાજકોટના ઠાકોર સાહેબે એક ખરો ઉદાર થઈ પ્રજાની પોતાનાં દુઃખદર્દોના અંત આણવા માટેની લડતનું વ્યાજબીપણું સ્વીકાર્યું, અને પ્રજાની માંગણીઓ સંતોષવાના રસ્તાઓ યોજવા એક સમિતિ નીમવાનો પોતાનો આશય જાહેર કર્યો કે જેમાં બહુમતી પ્રજા પક્ષની રહે. એ સમિતિ જે સુધારાની યોજના રજુ કરે તે પ્રમાણે પ્રજાને શક્ય હોય તેવી સત્તા આપવાનું એમણે કબુલ્યું. એ ઉપરથી લડતનો અંત આણવામાં આવ્યો. રાજકોટની પ્રજાએ અપૂર્વ વિજય મેળવ્યો એમ માનવા લોકો પ્રેરાયા. પણ એ વિજય ઘણો ભ્રામક નિવડ્યો છે. ઠાકોર સાહેબે શ્રી. વલ્લભભાઇએ સૂચવેલા પ્રજાપક્ષના સાત સભ્યોના નામો સ્વીકાર્યાં નથી, અને પ્રજાને શું સંગીન સુધારાઓ આપવા તેઓ તૈયાર છે તે વિષે પોતાનો મત જાહેર કર્યો નથી.

પ્રજાની લડત જવાબદાર રાજ્યતંત્ર માટેની હતી અને એથી ઓછું કંઇ એમને સંતોષશે એવી વાંરવારની પ્રજાના આગેવાનોની ઘોષણા હતી. ઠાકોર સાહેબના ખરડામાં પ્રજાને 'શક્ય હોય તેવી સત્તા' આપવાનો ઉલ્લેખ છે. એ શબ્દોનો અર્થ સંદિગ્ધ છે. છતાં એવી બહાર વાતથી સંતોષાઇ સમાધાન લાવવામાં આવ્યું. રાજકોટની પ્રજા રાજાનાં વચનોની પોકળતા હવે સમજી ગઇ છે અને એણે ફરી લડી લેવા નિર્ધાર કર્યો છે. એની એ લડતમાં આ વખત તો સંપૂર્ણ વિજય મળે એજ અમારી હાર્દિક ઇચ્છા છે.

વિ. દે.

*

### ગ્રામ સુધારણા :

સુરત જીલ્લા બોર્ડ તરફથી ગ્રામ સુધારણા યોજનાનો પહેલો અમલ બારડોલી તાલુકાના સેજવાડ ગામે શરૂ થયો, અને સપ્તાહ દરમ્યાન એક એક ગામમાં જઇ જીલ્લા બોર્ડના ઉપપ્રમુખ શ્રી કલ્યાણજીભાઇ, શ્રી મોરારભાઇ વિગેરેએ જાતે ગામનાં પ્રજાજનો સાથે મળી કામ કર્યું. સેજવાડમાં ખાઇ હતી તેને બધાએ મળી ખોદીને રસ્તો બનાવ્યો. એ જ રીતે બીજા ગામોમાં પણ એવાં કાર્ય પાર પાડવામાં આવ્યાં.

જી. બો. ના અમલદારોએ અને શ્રી. મોરારભાઇ જેવા સરકારી અમલદારે પહેલ કરી એટલે આખું ગામ એ કામમાં જોડાયું ને બધા ભાઇ બ્હેનોએ, વૃદ્ધ યુવાનોએ સાથ આપ્યો. સુરત જીલ્લા બોર્ડને આવી યોજના શરૂ કરવાની પહેલ કરવા માટે ધન્યવાદ ઘટે છે. આશા છે કે માત્ર આવો એક જ સપ્તાહ ન ઉજવાય પણ સપ્તાહ દરમ્યાન શરૂ થએલું કાર્ય ચાલુ રહે, ગામડાની પ્રજામાં આવેલું ઐક્ય અને ઉત્સાહ ચાલુ રહે અને અમલદારો જાતે ન આવી શકે તો પણ પ્રજા પોતે જે આવાં ગામને જરૂરના હોય એવાં

કાર્યો જાતે કરી લે. ધારે તો સમૂહ કેવું કાર્ય કરી શકે, વિના ખર્ચે કેવું ઉમદા કાર્ય થાય એ આ પરથી સ્પષ્ટ થાય છે.

બીજી મ્યુનિસિપાલિટીઓ અને લોકલ-બોર્ડો આનું અનુકરણ કરે એ ઇચ્છવાયોગ્ય છે.

વિ. દે.

*

## સુરત સા. સોસાયટીનો રૌપ્ય મહોત્સવ:

ગુજરાતની એક અગ્રગણ્ય કેળવણી સંસ્થા તરીકે સુરતની સાર્વજનિક સોસાયટીનું નામ પ્રસિદ્ધ છે. એને સ્થપાયાને ૨૫ વર્ષ થયાંથી એનો રૌપ્ય મહોત્સવ ઉજવાયો છે. આ સંસ્થાની શરૂઆત શ્રી. ચુનીલાલ શાહના પ્રયત્નોથી થઇ હતી. ૨૫ વર્ષના ગાળામાં કેળવણીના ક્ષેત્રમાં એણે પોતાની પ્રવૃત્તિઓ અનેકગણી વધારી મૂકી છે. સંસ્થાની પ્રવૃત્તિઓનું ક્ષેત્ર વિસ્તરતું રહે એજ ઇચ્છા. વિ. દે.

*

## ભિખારીઓ :

કોઇ પણ મંદિર આગળ, સ્ટેશન ઉપર, તેમજ રસ્તે રખડતા અનેક એવા મનુષ્યો નજરે ચઢશે કે જેઓ કરૂણાપૂર્ણ દેખાવે અને સ્વરે પાઇ, પૈસા માટે આજીજી કરી લોકોની દયાવૃત્તિને ઉત્તેજે છે. અને એ રીતે જે કંઇ મળે છે તેના પર જ તેઓનો જીવનનિર્વાહ ચાલે છે. તેઓનો એ ધંધો જ બની ગયો હોય છે. અને દરેક ધંધામાં જરૂરી એવી કંઇક કલા હોય છે, તેવી આ ધંધાની કલા–કોઇ પણ રીતે સામા માણસની દયાવૃત્તિને ઉત્તેજવાની કલા–તેઓ સહેજે મેળવી લે છે. તેમને જીવનનિર્વાહ પૂરતું મળી જ રહેતું હોવાથી પછી તેમને કંઇ કામ કરવાની ઇચ્છા પણ રહેતી નથી. એટલે આપણાં કીર્તિસ્થાનો, તીર્થસ્થાનો, સ્ટેશન જેવાં જાહેર સ્થાનો પર આવાં ભિખારીઓથી થતી સતામણીનો અનુભવ દરેકને હશે. આ ભિખારીઓનો પ્રશ્ન શ્રી. મુન્શીએ વિચારવા માંડયો છે. કાયદાથી ભિખારીઓને ભીખ માંગતાં અટકાવી શકાય; પણ એટલું જ પૂરતું નથી. ભીખ માંગવાનો એમનો ઉદ્યોગ ભાંગી પડે ત્યારે એમને બીજા ઉદ્યોગોમાં વળગાડવા જોઇએ, અને એમને સ્વતંત્ર શહેરી બનાવવા પૂરતી કેળવણી એમને મળવી જોઇએ. ખાસ કરીને બાલભિખારીઓ માટે સમાજ ( colony ) સ્થાપી ત્યાં એમને આ જાતની કેળવણી આપવાની યોજના કરવાનો આશય શ્રી. મુનશીનો છે. એમને આ પ્રયત્નમાં સફળતા મળે એવી અમારી હાર્દિક ઇચ્છા છે.

એમના પ્રયત્નની સફળતાનો મોટો આધાર પ્રજા તરફથી મળતા સહકાર પર છે. દાન-ધર્મ–પુણ્યના સંસ્કારો આપણામાં એવા ઘર કરી બેઠા હોય છે કે દયાભરી રીતે ભિખારી માગણી કરે ત્યારે આપણે પાઇ, પૈસો આપી જ દઇએ છીએ. આમ પાઇ, પૈસો ફેંકવાનો કંઇ જ અર્થ નથી. એથી કંઇ હેતુ સરતો નથી. ગરીબોની ગરીબાઇ ઓછી થતી નથી. ઉલટું, જેઓ ભીખ માંગવાનો ધંધો જ [illegible] છે તેઓને આપણે વધારે અનુદ્યોગી અ[illegible] આળસુ બનાવીએ છીએ; આવા ભિખારી[illegible] માટે સ્થળે સ્થળે સંસ્થાઓ ઉભી થવી જોઇ[illegible] અને એ સંસ્થાઓને જ આપણે મદદ કર[illegible] જોઇએ. ભિખારીઓ માટે ખરેખરી દયા આપ[illegible] ધરાવતાં હોઇએ તો આ જ રસ્તો લેવો જોઇ[illegible] પ્રજા જો આ રીતે સહકાર આપશે તો [illegible] યોજના સફળ થશે.

આ બાબતમાં સ્ત્રીઓ ઘણું કરી [illegible] એમ છે. ધર્મસ્થાનોમાં પાઇ, પૈસો નાંખવા[illegible] બાળકોને પુણ્યતિથિઓએ દાન કરવાનું, [illegible]

રાત પડે નીકળતા સંખ્યાબંધ ભિખારીઓને વધેલું, ઘરેલું ધાન્ય આપવાનું બંધ કરવું એમના હાથમાં જ છે.

વિ. દે.

*

## સ્ત્રીઓ અને સમાજ :

એક વિદ્યાર્થીની બ્હેને મ. ગાંધીજીને પત્ર લખી એમની સલાહ પૂછાવી હતી કે યુવકો તરફથી હેરાનગતી થાય ત્યારે શું કરવું? એ બ્હેને ચોપડી છૂટી ફેંકી હતી; એવો રસ્તો લેવો યોગ્ય ખરો કે નહિ તે વિષે તેમણે મ. ગાંધીજીનો નિર્ણય માગ્યો હતો. એમને સલાહ આપતાં ગાંધીજી આજની યુવતીઓના પોશાક અને વર્તન વિષે ટીકા કરતાં, આવા બનાવો માટેની જવાબદારી આજની યુવતીઓ પર જ ઢોળે છે. ગાંધીજી 'અહિંસા'ની એક રામબાણ દવા બતાવી દે છે. પણ એવી અહિંસા એઓ વર્ણવે છે તેવી આદર્શ યુવતી જ દર્શાવી શકે. આપણે આદર્શની વાત નથી કરતાં; વાસ્તવિક ઉપાયો-સાધારણ, સામાન્ય સ્ત્રીઓ પણ જે અજમાવી શકે. એવા ઉપાયો જ અસરકારક નિવડે અહિંસામય ઉપાયોથી આવા પુરૂષોની બુદ્ધિ ઠેકાણે આણી શકાય, એવું અમે માનતા નથી, આજની યુવતીઓના અમર્યાદ પોશાક અને વર્તનને લીધે જ એમની છેડતી થાય છે એવું પણ અમે માનતા નથી; કારણ છેડતી કરનારાઓ એમની માનસ-વિકૃતિને લઇને જ અસભ્ય વર્તન બતાવે છે. એમને સૌંદર્ય, કલાની દૃષ્ટિ જ હોતી નથી. સાધારણ દેખાવની સ્ત્રીઓ અને કદ્રુપ સ્ત્રીઓને જોઇને પણ વિવશ થનારા એ લોકો છે. માત્ર વિદ્યાર્થીની બ્હેનોનોજ આ પ્રશ્ન નથી. દરેક સ્ત્રીના સામાન્ય અનુભવમાં આવેલી આ વાત છે. ઘર બ્હાર નીકળતી દરેક સ્ત્રીને આવા કટુ અનુભવો ઓછા, વધતા પ્રમાણમાં થાય છે જ. આવા બનાવો આપણા સમાજનું સ્ત્રી તરફનું માનસ દર્શાવે છે. યુગોથી સ્ત્રીનું યોગ્ય સ્થાન ગૃહ મનાયું છે. એનું એક અને વિશિષ્ટ કર્તવ્ય સુપત્ની અને સુમાતા બનવાનું મનાયું છે. હિંદુ લગ્નવિધિ સમયે બોલાતા લગ્ન મંત્રોમાં પણ સ્ત્રીનું કર્તવ્ય સારી પ્રજોત્પત્તિ કરવાનું જ છે એવું ભાર-પૂર્વક દર્શાવવામાં આવ્યું છે. એટલે તે શિવાય સ્ત્રી બીજું કંઇ કાર્ય કરી શકે એમ છે એવું માનતા આપણા સમાજને હજી થોડો વખત વિતશે. સ્ત્રી ઘર બહાર નીકળી કંઇ કામ કરે એ વસ્તુસ્થિતિથી સમાજને ટેવાતાં હજી થોડો સમય જશે.

નાનપણથી જ આપણે બાળકો રમતાં હોય ત્યારે, "એય, છોકરીઓ રમે છે ત્યાં તું કેમ આવ્યો?" "અલી, છોકરાઓ ભેગી રમી તો પગ જ ભાંગી નાંખીશ." એવું એવું કહી એમનામાં જાતીય ભાનનું અકાળે આરોપણ કરીએ છીએ. એમની કુદરતી જિજ્ઞાસાવૃત્તિને દાબી દઇ એમનામાં જાતીય વિકૃતિ આણીએ છીએ; છોકરાઓ અને છોકરીઓના જુદા વાડાઓ રચીએ છીએ. એ છોકરાઓ મોટા થાય અને કોલેજમાં જાય, ત્યારે એકદમ સ્ત્રીઓને છૂટથી હરતી ફરતી જોઇ, ભાન ભૂલે નહિ તો બીજું શું થાય? નાનપણમાં યોગ્ય કેળવણી આપવામાં આવે અને નાનપણથી જ છોકરા છોકરીઓ એક બીજા સાથે રમવા, હરવા ફરવા ટેવાય, યોગ્ય એટલો સહવ્યવહાર કરે તો જ પુરૂષોની સ્ત્રીઓ તરફની દૃષ્ટિ બદલાય, સભ્ય વર્તન રાખતાં એઓ શિખે અને આવા અનિચ્છનીય બનાવો બનતા ઓછા થાય.

બ્હેનોને અમારે એટલું જ કહેવાનું છે કે પુરૂષોના અસભ્ય વર્તનથી ડરી ઘરમાં જ

ગોંધાઇ રહેવાનું એમો પસંદ ન કરે. બીક રાખ્યા વિના તેઓએ છૂટથી ફરવું જોઇએ. અને અનિચ્છનીય પ્રસંગો ઉભા થાય તેવે વખતે પુરૂષોની બીક રાખ્યા વિના જે ઉપાય યોગ્ય લાગે તે અજમાવી એમને હાંકી દેવા. મહત્ત્વની વાત એટલી જ છે કે તેમણે હિંમત કેળવવી જોઇએ અને ડરતા નથી એવું બતાવી દેવું જોઇએ. વિ. દે.

*

**શ્રી. કમળા નહેરૂ :**

શ્રી. કમળા નહેરૂને આપણી વચ્ચેથી વિદાય થયાને ચાર વર્ષો વિતી ગયાં, છતાં એમની સ્મૃતિ ઝાંખી નથી થઇ. એમણે દેશ કાજે આપેલા ભોગને લીધે, એમનાં કાર્યોને લીધે એમની સ્મૃતિ ચિરંજીવી બની ગઇ છે.

એમના જેવું પરોપકારી, સ્વાર્થ રહિત, સ્વાર્પણની ભાવનાપૂર્ણ જીવન જીવવાનો આદર્શ આપણી દ્રષ્ટિ સમક્ષ હંમેશા ખડો રાખી, એવું જીવન જીવવા પ્રયત્ન કરીએ તે જ એમની સાચી સ્મૃતિ જાળવી કહેવાય. એમની સંવત્સરી પ્રસંગે આપણે એટલું કરીએ. વિ. દે.



## હિન્દુ સમાજમાં શ્વશુર પક્ષ તરફના વહુઓ પર થતા અસહ્ય જુલમ

### ભાટીયા સ્ત્રી મંડળની સામતિને સખત ફુજારો

તા. ૨૨–૧૧–૩૮ ના રોજ હરરવાળા બીલ્ડીંગમાં રહેતી લોહાણા બાઇ માણેકબાઇએ પોતાની સાસુ, નણંદ, દીયેર વગેરેના અસહ્ય જુલમથી ત્રાસી પોતાના અમૂલ્ય જીવનનો અંત આણ્યો છે. એ સમાચાર જાણી મંડળની કાર્યવાહક સમિતિને અત્યંત દુઃખ થયું છે. આજે આવા કેટલાએ બનાવો ઘરની ચાર દિવાલો પાછળ બનતા હશે પણ તેના પર થતા-ઢાંક-પીછેડાથી જાહેર જનતાને એ બાબતની જાણ થતી નથી. મંડળની કારોબારી સમિતિ સ્વર્ગવાસી માણેકબાઇના શ્વસુર પક્ષના નિર્દય અને પિશાચી વર્તણુકને સખ્ત રીતે વખોડી કાઢે છે; આવી રીતે વર્તનારાઓના પર રીતસરનું કામ ચલાવવા માટે જોઇતા કાયદાઓની જરૂર દર્શાવે છે અને જવાબદાર વ્યક્તિઓને તેવા કાયદા ઘડી તુરત અમલમાં આણવા વિનંતિ કરે છે. ઉપરાંત સમિતિ ધારે છે કે હવે સરકાર અને જાહેર સંસ્થાઓએ સ્ત્રી કેળવણી પર વધારે ધ્યાન આપવાની જરૂર છે. આવા બનાવોના કારણો ઉંડાણથી તપાસી જોઇશું તો આપણી ઓઓની અજ્ઞાનતા અને સંકુચિત મનોદશા સિવાય બીજું કારણ મળવું મુશ્કેલ છે. મંડળની સમિતિ સ્વર્ગવાસી બ્હેનના સ્નેહીઓ અને સંબંધીઓ તરફ પોતાની હાર્દિક દીલસોજી દાખવે છે અને સ્વર્ગવાસી બ્હેનના આત્માને પ્રભુ અખંડ શાન્તિ અર્પો એવી પ્રાર્થના કરે છે.

# ::: મહિલા પરિષદ અને સ્ત્રીપ્રવૃત્તિની દિશા :::

લેખિકા : શ્રી. વિદ્યુલ્લતા દેસાઇ બી. એ.

ગયા માસની આખરમાં ભરાયલી અ. હિં. મહિલા પરિષદ હિંદની મહિલા પ્રવૃત્તિની એક સીમાચિહ્નરૂપ નીવડી છે. અત્યાર સુધી મહિલા પરિષદ માત્ર કેળવણીના અને સામાજિક ક્ષેત્રમાં જ કાર્ય કરતી હતી. એનું બંધારણ જ રાજકીય ચર્ચાને દૂર રાખતું હતું. પણ છેલ્લા ત્રણ વર્ષથી પરિષદમાં પ્રગતિમાન વિચારસરણી ધરાવતી સ્ત્રીઓનો એક વર્ગ ઉભો થયો હતો કે જેની માન્યતા એવી હતી કે પરિષદે રાજકીય પ્રશ્નોની ચર્ચા પણ કરવી જોઇએ. એ વર્ગ આખરે પરિષદ પાસે પોતાની માગણી સ્વીકારાવવા સફળ નિવડ્યો છે, અને એ રીતે પરિષદે પ્રગતિના પંથે એક ડગલું આગળ ભર્યું છે.

અ. હિં. મહિલા પરિષદ સામે અનેક આક્ષેપો છે. એ માત્ર ઉપલા વર્ગની સ્ત્રીઓની જ સંસ્થા છે અને માત્ર ઠરાવો જ કરે છે ને કશું સંગીન કાર્ય કરતી નથી એ મોટામાં મોટો આક્ષેપ છે. પ્રમુખ શ્રી. લક્ષ્મીબાઇ રાજવાડેએ પણ અત્યાર સુધી પરિષદે આમજનતાનો સંપર્ક સેવવામાં દર્શાવેલી ઉદાસીનતાનો એકરાર કર્યો છે.

અ. હિં. મહિલા પરિષદનો સંદેશ અને કાર્ય ગામડામાં પણ પહોંચાડવાની ઉમેદ પરિષદના કેટલાક કાર્યકર્તા બ્હેનોને છે જ. એ તો દેખીતું જ છે કે પરિષદમાં પ્રતિનિધિ તરીકે જવામાં પણ એટલો ખર્ચ થાય છે કે જે ગરીબવર્ગની બ્હેનને તો શું પણ મધ્યમ વર્ગની બ્હેનને પણ ન પોષાય. ગરીબવર્ગ અને મધ્યમવર્ગની બ્હેનો સાચું કહીએ તો ગૃહસેવા, અને કુટુંબ સેવામાંથી પરવારી સમાજસેવા કરવા નવરી પડતી જ નથી. માત્ર અપવાદોને બાદ કરતાં આ વર્ગની સ્ત્રીઓ માટે આ વસ્તુસ્થિતિ જ સાચી છે. એટલે સમાજસેવાનું કાર્ય તો સાધનસંપન્ન સ્ત્રીઓના હાથમાં જ જઇ પડ્યું છે. એવી જ બ્હેનો પ્રતિનિધિ તરીકે ચુંટાય એ દેખીતું જ છે. અને તેથી જ પરિષદમાં હાજરી આપતી બ્હેનો, તેનો કાર્યક્રમ ઘડતી બ્હેનો, તેની કર્તવ્યદિશા નક્કી કરતી બ્હેનો ઉપલા વર્ગની હોય છે. જો કે મહાસભા તેમજ દરેક સંસ્થામાં પણ આ જ સ્થીતિ હોય છે. એટલે, એટલા પરથી જ એમ ન કહી શકાય કે પરિષદ માત્ર ઉપલા વર્ગની સ્ત્રીઓની જ છે. ગરીબ અને પછાત બ્હેનોના પ્રશ્નોની ચર્ચા કરવાની અને તેમના ક્લેશ કાપવાની એમની અભિલાષા છે. એ અભિલાષા પાર પાડવા જો પરિષદ ખરા હૃદયથી પ્રયત્ન કરે તો પરિષદ નીચલા વર્ગોના હિતોની પ્રતિનિધિ પણ બની શકે.

પણ એમ કરવા માટે શહેરના નીચલા વર્ગો અને ગ્રામજનતાને પહોંચવા માટે તેમના પ્રશ્નોની છણાવટ પરિષદે કરવી જોઇએ. એ પ્રશ્નો મુખ્યત્વે આર્થિક છે. મિલ્કત વારસાનો કાયદો, લગ્નવિચ્છેદનો કાયદો એવા પ્રશ્નો ગરીબ ગ્રામજનતાને સ્પર્શી શકે એમ નથી. આજના ખેડુતોનો મોટો ભાગ જમીન પરની માલિકી વિનાનો અને દેવાદાર છે. એટલે વારસામાં મિલ્કતને બદલે દેવું જ મળવાનું હોય ત્યાં મિલકત વારસાના કાયદામાં શું રસ પડે? લગ્નવિચ્છેદ અને એવી વૈવાહિક બાબતોમાં તો તેઓ ઉપલા વર્ગની સ્ત્રીઓ કરતાં વધારે સ્વતંત્ર છે. એટલે આ મુદ્દાઓની ચર્ચાઓથી એમનામાં મહિલા પરિષદ વિષે રસ જાગૃત કરી ન શકાય, એમને પરિષદમાં ભેળવી ન શકાય. એમના પ્રશ્નો—સમગ્ર જીવનને સ્પર્શતા પ્રશ્નો—આર્થિક છે; આજના સમાજની અર્થ રચનામાંથી ઉત્પન્ન થનારા છે. ખેડુત સ્ત્રીના અને કામદાર સ્ત્રીના જીવનના શા પ્રશ્નો છે? એમને શિક્ષણ આપવાની વાત બરાબર છે,

પણ એમની સ્થીતિમાં ફેરફાર કરવા, એમને બૌદ્ધિક અને ઇતર cultural પ્રવૃત્તિઓમાં રસ લેતી કરવા માટે, એમનું જીવન ધોરણ ઉંચું આણવા માટે તો એમના જીવનનો મુખ્ય પ્રશ્ન જ ઉકેલવો પડશે. પરિષદ સાચે જ જો ખેડુત સ્ત્રીઓના જીવનમાં પણ ખરો પલટો આણવા માંગતી હોય તો ખેડુતોની આર્થિક સ્થીતિ સુધારવાનો પ્રશ્ન એની સામે ખડો થશે. અતિશય ભાગલા પડી ગયાથી થએલી અનાર્થિક ખેતીની હાલત, ભયંકર વ્યાજના દર, ભારે મહેસુલ, જમીનદારોના અસહ્ય જુલમ અને ભારે ગણોતના દરો એ જ આજના કિસાનના જીવનના મુખ્ય પ્રશ્નો છે; અને એજ આજની કિસાન સ્ત્રીના જીવનના મુખ્ય પ્રશ્નો પણ છે, કે જેના ઉકેલ આણ્યા શિવાય ખેડુત સ્ત્રીના જીવનમાં સુધારો કરવાની વાત એક દંભ થઇ પડે. એવી જ રીતે કામદાર સ્ત્રીના જીવનના પ્રશ્નોના ઉકેલ પણ એની આર્થિક સ્થીતિ સુધારવામાં જ રહેલા છે.

આજે સમાજવાદીઓના એક સૂત્ર વિષે પુષ્કળ ગેરસમજુતી પ્રસરેલી જોવામાં આવે છે. સમાજવાદીઓ કહે છે કે સમાજમાં મુખ્ય પ્રશ્ન રોટીનો છે. વિરોધીઓ કહે છે કે એમ કહેવું એ મનુષ્યને અપમાનવા જેવું છે. મનુષ્ય એકલી રોટી કેમ કમાઇ શકાય એ જ વિચાર કરતો હોય તો તે પશુ સમાન છે. આત્મા અને આત્મવિકાસની વાતો કરનારાઓ મનુષ્યનું જીવન ભૌતિક સંજોગોને આધીન છે એ કબુલી શકતા નથી. રોટીનો પ્રશ્ન મુખ્ય છે એમ કહેવું એ કંઇ મનુષ્યમાં આધ્યાત્મિક વૃત્તિ નથી એમ કહેવા બરોબર નથી. આજના બધા સળગતા પ્રશ્નો લો, અને એમના ઉકેલ માટે એમની ઉંડે ઉતરો તો એમનાં મૂળ આજના મનુષ્યના આર્થિક સંજોગોમાંથી, આજની અર્થ રચનામાંથી ઉદ્ભવેલા જણાશે. અને જો એ પ્રશ્નોના ઉકેલ આણવાની સમાજસેવકોની તત્પરતા સાચી જ હોય તો એ મૂળો ખેંચી કાઢ્યા સિવાય છૂટકો નથી; એ આર્થિક સંજોગો પલટ્યા શિવાય છૂટકો નથી; તે શિવાય બીજી વાતો કરવી એ અંદરનો રોગ એમનો એમ રાખી એના ઉપર ઢાંકપિછોડી કરવા જેવું છે. ખેડુતોના અસંખ્ય પ્રશ્નો, કામદારોની ગરીબી અને બેકારીના પ્રશ્નો, આજના શિક્ષિત યુવકો અને યુવતીઓની બેકારીના પ્રશ્નો અને રાજકીય પ્રશ્નો બધા આજની અર્થ રચનામાંથી જ ઉદ્ભવેલા છે, કે જેને પલટ્યા શિવાય, આજની સમાજ-રચનાના આર્થિક કલેવરને પલટ્યા શિવાય, સમાજના એકે પ્રશ્નનો સંપૂર્ણ ઉકેલ શકય નથી.

સ્ત્રી પ્રવૃત્તિનો ( feminist movement) ઇતિહાસ રસિક છે. પુરૂષોએ આપણને અન્યાય કર્યો છે, હજી કરે છે એ વાત સાચી છે અને દરેક સ્ત્રીના સ્વમાનને જાગૃત કરવા પૂરતી છે. આપણા હક્કોના સંરક્ષણ અને નવા હક્કોની માંગણી માટે આપણે જાગૃત અને સંગઠિત થવું જોઇએ એ વાત પણ બરોબર છે. પુરૂષો સમાન અને પુરૂષો જેટલાં જ સ્વતંત્ર થવાનો આપણો માનવહક્ક છે. પણ એ શી રીતે બને ? માત્ર મતાધિકારથી એ સ્વાતંત્ર્ય આવી શકે એમ નથી. પ્રજાશાસનનો આદર્શ ગરીબ જનતા માટે એક ભ્રામક આદર્શ છે. પ્રજાશાસનમાં પણ ખરી રાજકીય સત્તા ઉપલા વર્ગોના હાથમાં જ રહે છે. એટલે માત્ર થોડીક સાધનસંપન્ન સ્ત્રીઓ નહિ પણ હિંદની બધી સ્ત્રીઓ ખરૂં સ્વાતંત્ર્ય અને સમાનતા કયારે મેળવી શકે ? જોઇએ છીએ કે ઇંગ્લેંડમાં પણ સ્ત્રીઓને પૂરૂં સ્વાતંત્ર્ય નથી; બેકારીનો પ્રશ્ન એવો તંગ બન્યો છે કે ફાસિસ્ટ ઇટલી અને જર્મનીએ તો સ્ત્રીઓને પાછાં રસોડામાં–પરાપૂર્વથી એમના યોગ્ય સ્થાન તરીકે મનાતા ગૃહમાં પૂરી દીધાં છે કે જેથી તેઓ પુરૂષોની સ્પર્ધા કરી બેકારી વધારી શકે નહિ. ઉદ્યોગવાદની શરૂઆતમાં મળતી સ્ત્રીઓની સ્વતંત્રતા આમ પાછી ઝૂંટવાય છે. માત્ર એકજ દેશ–રશિઆ એવો છે કે જ્યાં બેકારીનો પ્રશ્ન છે જ નહિ, અને તેથી જ જ્યાં સ્ત્રીઓની તંદુરસ્તીને હાનિકારક ન હોય એવા બધા જ ઉદ્યોગો અને ધંધામાં પ્રવેશવાની તેમને સંપૂર્ણ છૂટ છે. માત્ર થોડી જ સ્ત્રીઓ નહિ પણ બધી સ્ત્રીઓનું સ્વાતંત્ર્ય સમાજવાદમાં જ રહેલું છે. આજે માત્ર feminist કહી શકાય એવી સ્ત્રી પ્રવૃત્તિને અવકાશ નથી. પરિષદના કાર્યવાહકો પણ આ વસ્તુ લક્ષમાં રાખે એ ઇચ્છવાયોગ્ય છે.

# વિચારણાનું એકત્ર પરિણામ

લેખિકા : શ્રી. પ્રેમલીલા મહેતા

અખિલ ભારત મહિલા પરિષદના આ તેરમા અધિવેશનમાં પરિષદની કાર્યપદ્ધતિમાં એક મોટો ફેરફાર કરવામાં આવ્યો હતો.

અત્યાર સુધી બીજી ઘણી પરિષદોની માફક આ પરિષદમાં પણ વિષય વિચારિણી સભા મળતી અને તેમાં બધા વિષયો ચર્ચાતા અને ઠરાવો ઘડાતા; કેળવણી વિષયક, સામાજિક વિષયક તથા સામાન્ય એમ ત્રણ વિષયો ઉપર ઠરાવો ઘડાતા, પછી પરિષદની ખુલ્લી બેઠક ભરાતી અને તેમાં એ ઠરાવો મૂકાતા અને પસાર કરાતા હતા.

અમારી પરિષદનાં ગયા વર્ષના પ્રમુખ શ્રીમતી રાજકુમારી અમૃતકુંવરે ગયા મે જુન માસથી જ એ પદ્ધતિમાં ફેરફાર કરવા માટે એક સરક્યુલર ફેરવ્યો હતો, અને જુલાઇ માસમાં વડોદરામાં અર્ધવાર્ષિક બેઠક ભરાઇ તે વખતે તેમણે પોતે નવી પદ્ધતિ અમને બધાને સમજાવી હતી, નવી પદ્ધતિનું નામ ' ગ્રુપ સીસ્ટમ ' અથવા વિભાગ પદ્ધતિ હતું.

તેમાં એવું કરવાનું કે આશરે એકસો એંસી પ્રતિનિધિઓ હોય તેના છ વિભાગો પાડવા.

દરેક વિભાગમાં એક વિભાગ પ્રમુખ અને એક વિભાગ મંત્રી. પછી દરેક વિભાગને અમુક વિષયો વહેંચી આપવાના. દાખલા તરીકે બાળ કેળવણીનો વિષય પહેલા વિભાગને સોંપ્યો. તો બાળ કેળવણીના વિષયમાં રસ લેનાર પ્રતિનિધિઓ એ વિભાગમાં જઇને બેસે અને ચર્ચામાં ભાગ લે.

તેજ વેળાએ બીજા વિભાગમાં દાખલા તરીકે ' જાતીય શિક્ષણ 'નો વિષય ચર્ચાય. અને જે પ્રતિનિધિને એ વિષયમાં કાંઇ જાણવું કે કહેવું હોય તે એ વિભાગમાં જાય અને ત્યાંની ચર્ચામાં ભાગ લે.

ત્રીજા વિભાગમાં તેજ વેળાએ જાણો કે ' ખોરાક 'નો વિષય ચર્ચાતો હોય, તેમાં તે વિષયનાં રસિક પ્રતિનિધિઓ ભાગ લે.

એ પ્રમાણે છ એક વિભાગો કરવાના.

ચર્ચામાં ખાસ લક્ષ એ બાબત ઉપર આપવાનું કે ખાલી ઠરાવો નહિં કરવા પણ વર્ષ દરમ્યાન દરેક શાખા કયે રસ્તે કામ કરી શકે તેવી દોરવણી મળે એવી સૂચનાઓ રજુ થવી જોઇએ. દરેક વિભાગમાં આશરે ત્રીસેક જ પ્રતિનિધિઓ હોય એટલે વિચારોની આપલે વધારે સરળતાથી થાય પરિણામે જે જે સૂચના નક્કી થાય તે બધી વિભાગમંત્રી લખી લે. પહેલા વિભાગમાં બાળકેળવણી ચર્ચાઇ રહે એટલે તેને જે બીજો વિષય અપાયો હોય તે ચર્ચવા માંડે. ધારો કે તેને બીજો વિષય ' સામાજિક ખરડા 'નો આપ્યો હોય, તો તે વિષયમાં ચર્ચા કરવાની ઇચ્છા ધરાવનાર બધાં બ્હેનો તે વિભાગમાં બેસે. જેમને એમાં રસ ના પડે તે ઉઠીને બીજા જે વિભાગમાં રસ પડતો વિષય હોય ત્યાં જાય. ' સામાજિક ખરડા ' વિષે વ્યવહારૂ સૂચના એકઠી થાય એટલે વિભાગમંત્રી તે ટપકાવી લે અને પછી ત્રીજો વિષય ત્યાં ચર્ચાવા માંડે.

આ પ્રમાણે થોડી સંખ્યામાં પ્રતિનિધિઓ એકઠાં મળે અને વિચારોની આપ લે વધારે નિઃસંકોચ રીતે કરાય એવો હેતુ આ પદ્ધતિનો છે. તે માટે દરેક શાખાનાં સ્ટેન્ડીંગ કમિટી મેમ્બરને બે મહીના પહેલેથી કાગળ લખીને પૂછવામાં આવ્યું હતું કે તમારે ત્યાંથી કયા કયા પ્રતિનિધિ આવનાર છે અને તે દરેકને

કયા કયા વિષય માટે પક્ષપાત અથવા રસ છે તે જણાવજો. એટલે તે પ્રમાણે વિભાગોની વહેંચણી થાય, પણ ઘણી શાખાઓએ પ્રતિનિધિના નામ વખતસર મોકલ્યાંજ નહિ અને દરેકને શા વિષયમાં રસ છે તે પણ બહુજ થોડાંએ લખી મોકલ્યું એટલે રાજકુમારી અમૃતકુંવરની ધારણા ફળી નહિં.

પછી તેમણે એવું જાહેર કર્યું કે છ વિભાગો તો પાડીશું જ, પણ દરેક વિભાગ દરેક વિષયની ચર્ચા કરે.

આ પ્રમાણે છ વિભાગો પાડવામાં આવ્યા હતા, તેમાં પ્રમુખ અને મંત્રી નીચે પ્રમાણે ચુંટાયાં હતાઃ—

'ક' વિભાગ
પ્રમુખ—શ્રી. માર્ગરેટ કઝીન્સ, (મદ્રાસ)
મંત્રી—શ્રી. ઉર્મિલા મહેતા, (મુંબાઇ)

'ખ' વિભાગ
પ્રમુખ—શ્રી. રાજકુમારી અમૃતકુંવર (પંજાબ)
મંત્રી—શ્રી. પ્રેમાવતી થાપર (પંજાબ)

'ગ' વિભાગ
પ્રમુખ—શ્રી. શરીફા અહમીદઅલી, (વડોદરા)
મંત્રી—શ્રી. તારાબાઇ, (સિન્ધ)

'ઘ' વિભાગ
પ્રમુખ—શ્રી. રામેશ્વરી નેહરૂ, (દિલ્હી)
મંત્રી—શ્રી. કોપલેન્ડ, (દિલ્હી)

'ચ' વિભાગ
પ્રમુખ—શ્રી. એમ. સી. મુકરજી (કલકત્તા)
મંત્રી—શ્રી. પ્રેમલીલા મહેતા, (વડોદરા)

'છ' વિભાગ
પ્રમુખ—શ્રી. કમળાદેવી ચટ્ટોપાધ્યાય, (આંધ્ર)
મંત્રી—શ્રી. પોથન, (ત્રાવણકોર)

વિભાગોની વિચારણા બધું મળીને આઠ કલાક ચાલી.

તે પછી છએ વિભાગના પ્રમુખો અને મંત્રીઓની સભા મળી. તેમાં દરેક મંત્રી પોતપોતાના વિભાગમાં જે નિર્ણયો થયા હોય તેનો હેવાલ આપે. તે ઉપરથી બધું સૂચનાઓની તારવણી થાય. એ તારવણું અથવા 'ગ્રુપ ફાઇન્ડીંગ્સ' એકઠી કરીને છેલ્લે દહાડે પરિષદની ખુલ્લી બેઠકમાં વાંચી સંભળાવી, જે નીચે હું વિગતવાર આપું છું.

બાળમંદિરો

બાળકો નિશાળે જઇને ભણવા માંડે તે પહેલાં દોઢેક વર્ષ તેમને બાળમંદિરમાં કેળવણી મળે તો સારૂં. શહેરોમાં તેમજ ગામડાંમાં બાળમંદિરોની જરૂર છે. એમાં પૈસા અને યોગ્ય રીતે કેળવાયલા શિક્ષકની મુખ્ય જરૂર છે. માટે કોઇ દાનવીર મારફત પૈસાની મદદ અને બાળશિક્ષણનાં રસિયાં કોઇ બ્હેનની સેવા મળે તે હાલના સંજોગોમાં જરૂરનું છે. ગામડામાં જઇને કામ કરનારાં બ્હેનો હાલ મળવા મુશ્કેલ હોય તો શહેરોમાં બાળમંદિરો હાલ તુરત સ્થાપવા એમ અમારૂં માનવું છે. પરન્તુ ખાસ કરીને ગરીબ વર્ગનાં બાળકો પણ તેમાં આવે એ ધ્યાન રાખવું.

બાળમંદિર માટે યોગ્ય શિક્ષક પૂરા પાડવા માટે આ પરિષદની શાખાઓએ વધારે કરીને પોતપોતાના પ્રાંતકે શહેરમાં એક શિક્ષકો ટ્રેઇન કરવા માટે ઓછામાં ઓછો એક વર્ગ ખોલાવવો, અથવા જો તેમ ન બને તો પ્રાથમિક શિક્ષકો માટેની ટ્રેઇનિંગ કોલેજ જો હોય તો તેમાં જ એક ખાસ બાળમંદિરના શિક્ષકને ટ્રેઇન કરવા માટેનો કોર્સ શરૂ કરાવવા પ્રયત્ન કરવો. બાળમંદિરો એ જ બાળકના શિક્ષણનો પાયો ધરાય તે ટેજ ધ્યાનમાં રાખીને આપણાં ગ્રેજ્યુએટ બ્હેનો એ ખાસ કરીને આવા વર્ગમાં શિક્ષણ લઈ તૈયાર થવું. આવા ટ્રેઇન્ડ શિક્ષકો પૂરતી સંખ્યામાં તૈયાર થાય ત્યાં સુધી ગ્રેજ્યુએટ અને ઉચ્ચ આદર્શવાળાં બ્હેનોથી કામ ચ

કરવું. મદ્રાસની નર્સરી સ્કુલ પ્રોજેક્ટ અને ભાવનગરની દક્ષિણામૂર્તિ અધ્યાપન મંદિર એ બે સંસ્થાઓનો લાભ લેવા પરિષદ બધી શાખાને ભલામણ કરે છે. શાખાઓમાં સભ્યો થોડે થોડે દહાડે એકઠાં થઇ આ વિષય ઉપર વાંચન કરે.

હાલ જે બાલમંદિરો ચાલુ છે તેમને માટે ચોગાનવાળી જગા અને પીવાના ચોકખા પાણીની વ્યવસ્થા હોવી જોઇએ; જે સંસ્થામાં તે પ્રમાણે વ્યવસ્થા હોય અને એકાદ સેવાભાવી શિક્ષક હોય તો તે શિક્ષકે બીજા બેચાર શિક્ષકો ઉભા કરી તેમને સાધારણ કેળવણી આપવી, અને પછી સગવડ થાય ત્યારે અધ્યાપન શાળામાં ટ્રેઇન થવા મોકલવા. બાલ મંદિરોમાં બાળકોને નિયમિત અને વ્યવસ્થિત જીવનની ટેવ પડે, પોતાની લાગણીઓ ઉપર સાધારણ કાબુ આવે, સાધારણ વાંચતાં અને લખતાં આવડે અને થોડી હસ્તકલા આવડે તો બસ થશે.

## જાતીય શિક્ષણ

( ક ) બાળક એક નાનું હોય ત્યારથી ફુલઝાડ અને નાનાં પાળેલાં જનાવરના અવલોકન અને તે વિષયના સરળ વાર્તાલાપ દ્વારા જાતીય શિક્ષણની શરૂઆત કરાવી જોઇએ, તે પછી માધ્યમિક શાળાઓમાં ખાસ શિક્ષકો મારફત તેમને જાતીય જ્ઞાન આપવું જોઇએ. કોલેજના વિદ્યાર્થીઓને માટે આ વિષયના વાર્તાલાપનો ખાસ વર્ગ હોવો જોઇએ. જો બની શકે તો કોઇ ડાકટર આ કામ હાઇસ્કુલ અને કોલેજમાં કરે તો વધારે સારું.

(ખ) આ વિષયને લગતી પત્રિકાઓ દેશી ભાષાઓમાં છપાવી પ્રગટ કરવી.

(ગ) નવ પરિણિત દંપતીને પોતાની જવાબદારીનું ભાન કરાવવા ક્લિનિક સ્થાપવાં.

(ઘ) બાળકો નાની ઉંમરથી ગમે તેવા સવાલો પૂછે છે. તેમને જુઠાણું ન કહેતાં, યોગ્ય રીતે ઉત્તર આપતાં શીખવાની જરૂર માબાપને છે. તો તે માટે માબાપોની જુદી જુદી સભાઓ થોડે થોડે દહાડે કરી તેમાં સારા સમજુ ડાકતરો પાસે એ બાબતનો વાર્તાલાપ કરાવવો.

(ચ) આ બાબતની યોગ્ય સીનેમા ફિલ્મ હોય તો માબાપ તેમજ બાળકોને દેખાડવી.

## પોષક ખોરાક

હાથછડના ચોખા, કાચી ખાંડ અને હાથે દળેલા ઘઉંમાં ખોરાકનું ખરું પોષણ રહેલું છે, એથી પરિષદના સભ્યો એવા ખોરાકનો ઉપયોગ જાતે કરે અને બીજાને કરવા પ્રચાર કરે. શહેરો અને ગામડાંમાં આ ખોરાકને ઉત્તેજન અપાય તે માટે જવાબદાર સંસ્થાઓને વિનંતિ કરવી. ઘઉં દળવાની ગીરણી અને ડાંગર છડવાનો સંચો ચાલુ કરવા માટે લાઇસેન્સ ન આપવું એમ જવાબદાર સંસ્થાને સમજણ પાડવી.

શાખાનાં સ્ટેન્ડીંગ કમિટિ મેમ્બરોએ પોષક ખોરાકને લગતી પત્રિકાઓ અને પુસ્તકો વાંચવાં અને પત્રિકા દેશી ભાષામાં લખેલી હોય તો તે નહિ તો નવી લખીને વહેંચવી. છાપામાં આ બાબત લખાણો લખીને, રેડીઓમાં ભાષણો કરીને તેમજ જાહેર ભાષણોથી આ વિષય પર લોકોનું ધ્યાન ખેંચવું. પોતાના મિત્રોને જમવા બોલાવે ત્યારે પોષક તત્વો સાચા પ્રમાણમાં આવ્યા હોય તે જાતનો ખોરાક આપવો. શહેર અને ગામડાંમાં જ્યાં જમીનનો ટુકડો પણ કોઇના તાબામાં હોય તો તેને સલાહ આપવી કે શાકભાજી કે ફળનાં ઝાડ રોપે, શાકભાજી અને ફળનાં પ્રદર્શનો ગોઠવી તેના ઉછેરને ઉત્તેજન આપવું. સ્ત્રીઓને સમજાવવું કે કેવી રીતે રસોઇ કરવી.

વાથી ખોરાકમાંનું પોષક તત્ત્વ જળવાઇ રહે છે. ગાય, ભેંસ, બકરી વગેરેની સંભાળ લેવા તરફ વધારે ધ્યાન આપવું; શહેરોમાં દુધ વધારે ચોકખું મળે તે બાબત પ્રયત્ન કરવો. જો તેમ ન બને તો કોઇ રીતે ખાનગી ગોઠવણ થઇ શકતી હોય તો કરવી. ગામડાંમાં જો બની શકે તો દુધ અને છાશ વધારે વાપરવા સલાહ આપવી.

## સામાજિક ખરડા

શ્રીમતી સુબારાયનના ખરડામાં લગ્ન વિચ્છેદને લગતી ૪થી, ૫મી, ૬ઠ્ઠી અને ૭મી કલમ ડૉ. દેશમુખના ખરડામાં ઉમેરી દેવી તથા શેઠ ગોવિંદલાલ મોતીલાલના એકપત્નીત્વના ખરડા ઉપર વિચાર ચલાવવા એક જૉઇન્ટ સીલેકટ કમિટી નીમવી. શ્રીમતી સુબારાયન તેનાં સભ્ય હોવાં જોઇએ. શેઠ ગોવિંદલાલ મોતીલાલના એક પત્નીત્વના ખરડામાં શ્રીમતી સુબારાયનના ખરડાની ૧લી અને ૩જી કલમ ઉમેરાય એમ અમે ઇચ્છીએ છીએ.

ઓરીસ્સાની ધારાસભામાં શ્રીમતી સરલાદેવી બાળલગ્ન પ્રતિબંધક ખરડો તેમજ પહેરામણીને લગતો ખરડો લાવ્યાં છે તેને અમારો ટેકો છે; તેમજ બિહાર, સિંધ અને યુકત પ્રાંતોમાં પણ એ વિષયના જે જે ખરડા આવેલા છે તેને અમારો ટેકો છે; આ બધા ખરડામાં 'ડાવરી' શબ્દનો ઉપયોગ કર્યો છે તે અમને યોગ્ય નથી લાગતો; કારણ કે ડાવરીનો ખરો અર્થ જોવા જઇએ તો તેમાં જહેજ, મેહર કે સ્ત્રી ધન પણ સમાઇ જાય છે, માટે ડાવરી શબ્દને બદલે વર વિક્રય કે કન્યા વિક્રય શબ્દ મૂકવો. શ્રીયુત કાન્ઝમીના ખરડોને પણ અમે માન્ય રાખીએ છીએ.

અમે ફરીથી માગણી કરીએ છીએ કે હિન્દની સ્ત્રીઓને કાયદામાં થતા અન્યાયો એટલા બધા છે કે આખો કાયદો બદલી નાંખવો જોઇએ. અને તે બાબત કાયદાશાસ્ત્રીઓની એક બાહોશ સમિતિ નીમવી જેમાં સ્ત્રીઓને પણ સ્થાન હોવું જોઇએ.

શાખાઓનાં સભ્યોએ પોતે કાયદાના અન્યાયનો ખાસ અભ્યાસ કરવો જોઇએ અને શા ફેરફાર આવશ્યક છે તે વિચારીને પ્રચારકામ કરવું જોઇએ, સાધારણ સ્ત્રીઓને કાયદાનું બેહદ અજ્ઞાન હોય છે.

## ગૃહઉદ્યોગ

ગૃહઉદ્યોગો અને ખાસ કરીને ખાદીની જરૂરીયાત વિષે આપણામાં બે મત નથી જ; ખાદી તો સ્ત્રીઓના જીવનનો આધાર છે. પરિષદ્‌નાં સભ્યો અને ખાસ કરીને હોદ્દેદારોએ તો સ્વદેશીનોજ ઉપયોગ કરવો ઘટે. દરેક શાખાએ એક સ્વદેશી ભંડાર ચલાવવો જોઇએ, અને તેમાં ખાદીને મોટું સ્થાન આપવું જોઇએ; આપણી પત્રિકામાં સ્વદેશી ચીજો કયાં કયાંથી મળી શકે તેની યાદી પ્રકટ કરવી જોઇએ.

## સંભાળ સમિતિ ( કેર કમિટી )

શાળાઓમાં દાકતરી તપાસ થયા પછી માબાપો તે તપાસમાં જણાવેલા ઉપાયો લેતાં નથી તે લે તે માટે સંભાળ સમિતિ નીમવી જોઇએ. જે શાળાઓમાં દાકતરી તપાસ ન થતી હોય ત્યાં ચળવળ કરીને કરાવવી જોઇએ. માંદાં અને રોગી બાળકોનાં માબાપ સાથે ઓળખાણ કરી તેમને પોતાનાં છોકરાંની દરકાર રાખતાં શીખવવું.

દવાખાનાંમાંથી છુટાં થયેલાં દરદીઓને તદ્દન આરામ થતા લગી સારી હવામાં રહેવાનું તથા પોષક ખોરાક લેવાનું બને તે માટે પણ સંભાળ સમિતિ સ્થાપવી જોઇએ.

વળી છુટકારો પામેલા કેદીઓને પણ રસ્તેસર ચઢાવી દેવા માટે સંભાળ સમિતિ જરૂરી છે.

નાની ઉંમરના ગુન્હેગારો માટે પણ સંભાળ સમિતિ હોવી જોઇએ.

## યુદ્ધ અને વિશ્વશાન્તિ

ખુલ્લી બેઠકમાં વિશ્વશાન્તિ વિષેનો ઠરાવ થયો હતો તેને અમે ટેકો આપીએ છીએ.

## સ્ત્રીઓ અને બાળકોનો વેપાર

મદ્રાસની માફક બીજા બધા પ્રાંતો અને રાજ્યોમાં એક સ્ત્રી સેવિકાની નીમણુંક કરવી જોઇએ.

અબળા આશ્રમો સ્થાપવા તરફ સરકારે વધારે ધ્યાન આપવું જોઇએ અને સ્ત્રીઓ અને બાળકોનો વેપાર ગેરકાયદેસર ઠરાવવો જોઇએ. ધારાસભાનાં સ્ત્રી સભ્યોની મદદ આ બાબત લેવી.

જાહેર સભાઓ અને છાપાંઓમાં લેખો દ્વારા લોકોનું આ વેપાર પ્રત્યે ધ્યાન દોરવું તે શાખાઓની ફરજ છે.

રેલ્વે સ્ટેશનો ઉપર, હાથી જેલમાં, વગેરે ઠેકાણે વીજિલન્સનું કામ કરવા સ્ત્રી પોલીસ રાખવી જોઇએ.

પતિત સ્ત્રીઓ જેઓ ગરીબાઇ અને દુઃખનાં માર્યાં આવે ખરાબ રસ્તે ચઢી હોય છે તેની તરફ લોકો ધૃણાની નજરે જોય છે; પણ તેને દયાની નજરે જોવું. એવી સ્ત્રીઓને અનિતિના ધંધામાંથી ઉઠાવીને અબળાશ્રમમાં લઇ જવી અને ત્યાં એને કોઇ ધંધો શીખવવો જોઇએ. બંગાળામાં Big Sister Movement છે તેવી બધી શાખામાં થવાની જરૂર છે.

મેળા, સીનેમા, કારનીવલ જે ઘણીવાર અનીતિનાં ધામ જેવાં થઇ પડે છે તે પોલીસે લક્ષ આપીને કાં તો બંધ કરાવવાં. નહિંતર એવા ધંધા ત્યાં ન આવે તે જોવું.

## ગ્રામોદ્ધાર

રાણી રાજવાડેએ આ બાબત જે યોજના ઘડી છે તેને અમે વધાવી લઇએ છીએ.

૧ દરેક શાખા દર વરસ એક ગામડું હાથમાં લે. ત્યાંની સ્ત્રીઓ સાથે સંબંધમાં આવે, તે માટે મેજિક લેન્ટર્ન સાથેનાં ભાષણો, સીનેમા, દિવસની અને રાત્રિની શાળા, બાળકોને વજન કરાવવા, ન્હવાડવા, દુધ પાવા આરોગ્ય ક્લિનિક, ટ્રેઇન્ડ દાયણની નિમણુંક, ફરતું દવાખાનું અથવા સ્થાપિત દવાખાનું—એ ગમે તેનો ઉપયોગ કરવાથી ગામડાંનો પ્રજાના સમાગમમાં આવશે.

૨ દરેક શાખા ગામડામાં સભ્યોને લઇ જવા બસ કે એવા કોઇ વાહનની સગવડ કરે.

૩ જે પ્રાંતો કે રાજ્યોમાં સરકાર તરફથી ગ્રામોદ્ધારનું કામ થતું હોય ત્યાં આપણી શાખાએ તરત સહકાર આપવો.

## અસ્પૃશ્યતાનો નાશ

શાખાઓ નીચલાં કામ કરી શકેઃ—

અસ્પૃશ્ય બ્હેન સાથે સમાગમ સાધવો.
હરિજન સેવક સંઘના કાર્યમાં મદદ કરવી.
હરિજન સેવક સંઘમાં જોડાવું.
હરિજન શાળાઓનું ઇન્સ્પેક્શન લેવું.
હરિજન શાળાઓને આર્થિક મદદ કરવી.

મ્યુનિસિપાલિટીના નોકરીયાત હરિજનો માટે રહેવાને સારી સગવડવાળાં ઘર કરી અપાવવાં.

સુવાવડ પ્રસંગે બીજી કામગાર સ્ત્રીઓને જે પ્રમાણે આગળ મહીનો ને પાછળ મહીનો રજા મળે છે તે પ્રમાણે હરિજન બ્હેનોને પણ મળવી જોઇએ.

હરિજન બ્હેનોના પગાર છેક જ થોડા હોય છે તે વધારવા પ્રયત્ન કરવો.

# આ વર્ષની પરિષદની રોજનિશી

લેખિકા : શ્રી. પ્રેમલીલા મહેતા બી. એસ. સી.

અખિલ હિન્દ મહિલા પરિષદનું તેરમું અધિવેશન આ વર્ષે દિલ્હીમાં થયું હતું. વડોદરા રાજ્યના દસ પ્રતિનિધિએ જવાનું હતું. પણ દિલ્હી જેટલે દૂર જવાનું, ટાઢના દિવસ અને આઠ દસ દહાડા ઘર છોડીને, છોકરાંને મૂકીને જવાનું એટલે સ્ત્રીઓ માટે તો પરિષદમાં જવાની વાત કંઈ સહેલી નથી. તેથી છેલ્લી ઘડી સુધી દસનું નક્કી હતું છતાં દિલ્હીમાં તો સાત જ એકઠાં થયાં. નવસારીથી બે બ્હેનો આવવાનાં હતાં તે ના આવ્યાં અને વડોદરાથી એક બ્હેન ન આવી શક્યાં.

તા. ૨૪ મી ડીસેમ્બરની રાત્રે ત્રણ વાગે અમે ફ્રન્ટીયર મેલમાં અહીંઆથી નીકળ્યાં. ધાર્યા જેટલી ટાઢ નહોતી એટલે સારું હતું. અમે જે ડબ્બામાં બેઠાં તેમાં મુંબાઈનાં એક પ્રતિનિધિ મિસ એમી રૂસ્તમજી તથા ફલટણ સ્ટેટનાં એક પ્રતિનિધિ જાનકીબાઈ ગોડબોલે હતાં. મિસ રૂસ્તમજી મુંબાઈ અને કેમ્બ્રીજ યુનિવરસિટીનાં ગ્રેજ્યુએટ છે અને હાલ મુંબાઈ ઇલાકાના કેળવણી ખાતામાં ગર્લ્સ સ્કુલના ઇન્સ્પેક્ટ્રેસ છે તેઓ બહુજ રમુજી સ્વભાવના અને બોલકણા છે એટલે અમને ટ્રેનમાં બહુ જ ગમ્મત કરાવી. એમને ટ્રેનમાં ઉંઘ આવતી નથી એટલે પહેલાં કલાકેક સુધી તો અમે વાતોજ કરી; બિચારી એક ઍારટ્રીઆની બાનુ હતી તેને ઉંઘવું હશે પણ અમારી કચકચમાં એનાથી ઉંઘાયું નહિ.

આઠ વાગે રતલામને સ્ટેશને તો અમે દાતણ પાણી કરીને, ચ્હા પીને પરવારેલાં હતાં એટલે ટ્રેનમાં બીજાં કોણ કોણ ઓળખીતાં પ્રતિનિધિઓ છે તે જોવા નીકળ્યાં. લગભગ દસેક તો ઓળખીતાં પ્રતિનિધિઓ મળ્યાં. ઇન્દોરનાં બે પ્રતિનિધિ બ્હેનો રતલામ સ્ટેશનેથી અમારા ડબ્બામાં આવ્યાં. એક મંજુલાબાઈ વાગળે અને બીજાં ડૉ. મિસ થાણાવાળા: મંજુલાબાઈ મારી સાથે કોલેજમાં ભણતાં હતાં એટલે એ જુનાં મિત્ર હતાં અને મિસ થાણાવાળા અમદાવાદ પરિષદ્‌માંથી મિત્ર બન્યા હતાં એટલે અમને તો આખો દિવસ મઝા પડી, મિસ રૂસ્તમજી પરિષદ્‌ની મોટી મોટી વ્યક્તિઓનાં અનુકરણ કરતાં હતાં અને બહુજ હસાવતાં હતાં.

રાત્રે આઠ વાગે દિલ્હીનું સ્ટેશન આવ્યું. પ્લૅટફોર્મ ઉપર રંગબેરંગી રેશમી ફેશનેબલ સાડીઓ, ઉંચી એડીનાં બુટ અને ઘરેણાં- વાળી સ્વયંસેવિકાઓ હારબંધ ઉભેલી જોઈ. છેલ્લી બે પરિષદો—અમદાવાદની અને નાગપુરની—માં સ્વયંસેવિકા બ્હેનો સાદાં, સુતરાઉ, ધોળાં લુગડાં અને ચંપલ પહેરીને આવતી તે યાદ કરીને અમને તો દિલ્હીની સ્ત્રીઓનો ભપકો બહુજ ખુંચ્યો. વળી અમદાવાદ અને નાગપુરમાં ટ્રેન દાખલ થતાં જ સ્વયંસેવિકાઓ પ્રતિનિધિઓને નમસ્કાર કરીને સામાનની વ્યવસ્થા કરતી હતી અને અહીંઆ તો અમે જ સામાન કઢાવ્યો તો એ કોઈ પૂછવા આવે નહિ. એટલામાં અરૂણા આસફઅલીને અમે જોયાં. એ સ્વાગત મંત્રી હતાં, એટલે અમે એમને પૂછ્યું કે "અમારે ક્યાં જવાનું છે ? અમે પ્રતિનિધિ છીએ." ત્યારે તેમણે બે પુરુષોને બોલાવ્યા ને અમારી વ્યવસ્થા કરવાનું તેમને કહ્યું. ત્યારે અમને થયું કે સ્વયંસેવિકાઓ તો દેખાવ પૂરતી જ છે. આપણા તરફની ચાલાક અને કાબેલ સ્વયં- સેવિકાઓને યાદ કરતાં કરતાં અમે બસમાં બેઠાં,

જુના દિલ્હીમાં કાશ્મીરી ગેટથી થોડે દૂર લડલો કાસલ નામના મકાનમાં પ્રતિનિધિઓની છાવણી હતી.

મકાન બહુ જ વિશાળ પણ જુનું હતું. એમાં ઓરડાને બારી બારણાં નહોતાં; કમાનો હતી. એટલે છૂટા છૂટા ઓરડા કરવા માટે તંબુની કનાતો મૂકીને નીચી સરખી ભીંત જેવું બનાવ્યું હતું; એટલે ઓરડા તો નહિં પણ વિભાગ જેવું હતું. એમાં તો વાંધો નહિં, પણ કનાતની જ ભીંતો એટલે એટલી બધી ટાઢ વાય કે કહેવાની વાત જ નહિ. પહેલી બે રાતો તો અમે ઠરી ગયાં. પછી જરા ટેવ પડી ગઇ એટલે કંઇ ઠીક લાગતી હતી.

રાત્રે પોણા નવેક વાગે છાવણી પર પહોંચ્યાં પણ ત્યાં તો કોઈ અમારો ઉતારો બતાવનાર જ નહિં. એક મુસલમાન બ્હેન સ્વાગત સભ્ય હતાં પણ તેમને કોણે કયાં ઉતરવાનું તે ખબર નહિં એટલે અમે બધાં જ વિભાગમાં આંટા માર્યા. દરેક વિભાગમાં એક ખુણામાં નાની કાગળની કાપલી ઉપર નામ લખ્યાં હતાં તે વાંચીને છેવટે વડોદરાનો ઉતારો અમે શોધી કાઢયો. અમારા ઉતારામાં અને જોડેના બીજા ચાર ઉતારામાં મળીને બે કમાઇન્ડ બાઇઓ હતી. અમે તેમની સાથે વાતો કરીને જલદી મિત્રતા કરી દીધી અને દિલ્હીના વસવાટ દરમ્યાન એ બાઇઓએ અમારૂં ખુશ કર્યું. સ્વયંસેવિકાની ગરજ એમણે સારી. બિચારી અભણ બાઇઓ હતી, પણ ભલી અને કામગરી હતી. એકનું નામ રામપ્યારી અને બીજી નન્હી. તે નન્હીને તો બહુજ સારૂં નાચતાં આવડતું હતું. છેક છેલ્લે દહાડે અમને એની ખબર પડી ત્યારે રાત્રે અમારા ઓરડામાં અમે એની પાસે નૃત્ય કરાવ્યું હતું.

હાથ મ્હોં ધોવાની, ન્હાવાની, પાયખાનાની બધાની વ્યવસ્થા કરેલી તો હતી, પણ ન્હાવા માટે ગરમ પાણી જોઇએ તો બહુ ખોટી થવું પડતું અને પડાપડી થતી. ૧૬૯ પ્રતિનિધિ વચ્ચે બે મોટા દેગડા પાણીના ગરમ કરવા મૂકેલા તે કેમ પૂરું પડે ! ઘણું ખરૂં અડધો કલાક વાટ જોઇએ ત્યારે અડધો ડોલ પાણી મળે ! કોઇ વાર નસીબ હોય તોજ આખી ડોલ મળે ! પણ ડોલ મળવાની પણ પંચાત. આપણું કોઇ ઓળખીતું ન્હાતું હોય ત્યારથી એની ડોલ રીઝર્વ કરી રાખવી પડે, તોજ પતો ખાય. પાયખાનાં બહુજ દૂર અને ખુલ્લામાં એટલે ટાઢથી હેરાન થઇ જવાતું હતું. મકાનમાં ચાર પાયખાનાં ફ્લશનાં હતાં, પણ એકસો અગન્યોતેર પ્રતિનિધિ વચ્ચે ચાર તો બહુ ઓછાં પડતાં હતાં. એ માટે પણ લાઇનબંધ ઉભાં રહીને વાટ જોવી પડતી, જો કે કેટલાંક તે માટે સવારે સાડાચાર પાંચ વાગે ઉઠીને જઇ આવતા.

જમવા માટે લડલો કાસલનો મોટો દરબાર હૉલ હતો. ખાવાનું ઠીક આપતા હતા પણ ઘી બહુ જ નાખતા એટલે ચીકણું ચીકણું બહુ લાગતું. એ તરફ તો શાકભાજી બધું ઘીમાંજ કરે. વળી તીખું :પણ અમને તો બહુ જ લાગતું હતું. ચોકખાઇ પણ બરાબર નહોતી પણ કૉન્ટ્રાક્ટ આપી દીધો હશે એટલે ઉપાય નહોતો. અમદાવાદમાં પણ જો કે બીજા રેસ્ટોરાંવાળાને કોન્ટ્રાક્ટ આપ્યો હતો, પણ સ્વયંસેવિકાઓ ચોકખાઇ માટે ખાસ દેખરેખ રાખવા રસોડા ઉપર મૂકેલી હતી અને નાગપુરમાં તો સ્વાગત સભ્યો જાતે જ રસોઇ કરતાં અને પીરસતાં એટલે ત્યાં તો ઘર જેવી ચોકખાઇ જળવાતી હતી. જમવાના ઓરડામાં એક શ્રીમતી વસંતલાલ નામના મોટા ગજા બાઇ વ્યવસ્થા જાળવતા હતા તે પ્રતિનિધિઓ ઉપર તેમજ પીરસનારા ઉપર ખુબ જ રૌફ બજાવતાં હતાં.

જમીને ઓરડામાં ગયાં ત્યાં G. I. P. રેલ્વેની ગ્રેન મોડી હતી તે આવી પહોંચી,

એટલે તેમાં બીજાં ખુબ ઓળખીનાં બધાં આવ્યાં. મુંબાઇનાં પ્રતિનિધિઓ, મહારાષ્ટ્રનાં પ્રતિનિધિઓ, હૈદરાબાદ, મયસુર વગેરે દક્ષિણ તરફનાં બધાં જ અમારાં ઓળખીનાં હતાં. એટલે ઘણે વખતે મળવાનું બહુ સારું લાગ્યું. આવી પરિષદોમાં પ્રાંતપ્રાંતના ભેદ રહેતા નથી અને મિત્રતા કાયમની બંધાય છે.

તા. ૨૬ મીએ સવારના સ્ટેન્ડીંગ કમિટીની મીટીંગ નવ વાગે હતી એટલે વહેલાં ઉઠીને તૈયાર થઇ રહ્યાં. નવ થી સવા બાર એ મીટીંગ ચાલી અને પછી જમીને તરત પાછી એકથી પોણાચાર વાગતા સુધી મીટીંગ હતી. તે પછી ચ્હા પીને પોણા પાંચે અખિલ-ભારત પ્રદર્શન ખુલ્લું મૂકાવાનું હતું તે જોવા ગયાં; બધાં માટે બસ તૈયાર હતી. બસ બહુજ મોટી ત્રણ ત્રણ લાંબી સીટ વાળી હતી. અમે સત્તાવીસ જણાં એમાં માતાં. બસમાં બકરાંની માફક ભરાઇને પ્રદર્શનમાં ગયાં. પ્રદર્શનની બધી વ્યવસ્થા શ્રીમતી ચિરરાવે કરી હતી, ખોલવાની વિધિ થયા પછી કલાકેક પ્રદર્શનમાં ફર્યાં. પણ એમાં કાંઇ ખાસ જોવા જેવું નહોતું. સાડીઓ, બંગડીઓ અને ટૉઇલેટના સામાનોના સ્ટૉલ જ મોટા ભાગે તો હતા. સ્ત્રીઓની હસ્તકળા કે એવી કાંઇ ચીજો નહોતી.

રાત્રે સ્ટેન્ડિંગ કમિટી મેમ્બરોને દિલ્હીના મોટા શેઠ લાલા શ્રીરામને ત્યાં જમવાનું હતું.

લાલા શ્રીરામનું મકાન ખુબજ મોટું હતું. અમે દાખલ થયાં કે એક ઓરડામાં અમને લઇ ગયા. ખંડ તો મોટો હતો, પણ આમંત્રિત મંડળની સંખ્યા પાંચસોની હતી અને બેસવાની વ્યવસ્થા વીસ પચીસ માટેની જ હતી એટલે બધાં ઉભાં રહીને વાતો કરતાં હતાં. દિલ્હીના અમલદાર વર્ગને પણ આમંત્રણ હતું. એટલે પુરુષો ડ્રેસ સુટમાં અને સ્ત્રીઓ વસ્ત્રાલંકાર સજીને આકાશની પરીઓ જેવી થઇને આવી હતી તેમાં અમે ખદીનાં સાદાં લુગડાંવાળાં ત્રણ બહેનો મુંબઇથી જયશ્રીબ્હેન રાયજી અને ઊર્મિલા-બ્હેન મહેતા અને વડોદરાથી હું—તદ્દન, અલગ પડી જતાં હોઇશું.

અમારાં પણ ઓળખીતાં તો ત્યાં ઘણાં હતાં એટલે વીસેક મીનીટ અમે પણ ઉભાં ઉભાં વાતો કરી.

પછી જમના ચોકમાં લઇ ગયાં. ચોક ઘણો જ વિશાળ હતો અને ઉપર મોટો ચંદરવો બાંધી દીધેલો હતો. પણ રાત હતી અને તે રાત્રે દિલ્હીમાં તાઢ પણ ૩૬ ડીગરી કે એવી કાંઇ હતી, તે ચંદરવાથી શું વળે! પીરસેલું ય ઠરી ગયું હતું ને સાથે અમે પણ ઠરી ગયાં.

મંગળવાર તા. ૨૭ મીએ સવારે બસમાં ઘાલીને અમને લેડી અરવિન કોલેજ જોવા લઇ ગયાં. ગૃહવિજ્ઞાન શિખવવા માટે અમારી પરિષદેજ આ કૉલેજ બારેક વર્ષ પર સ્થાપી, અને એને માટે પૈસા એકઠા કર્યા અને હજી કોલેજની કાર્યવાહક સમિતિમાં અડધો અડધ સભ્યો પરિષદનાં જ છે. બે ત્રણ વર્ષ પર કોલેજનું નવું મકાન બંધાયું ને હાલ તેમાંજ કોલેજ ચાલુ છે. અમારા તરફથી ચલતી સંસ્થા છે એટલે એની વગોવણી કરવી યોગ્ય નથી લાગતી પણ દિલ્હી એટલે દૂર ચાલે એટલે આપણે એને વિષે શું જાણીએ. બાર વર્ષે પહેલી જ વાર અમે બધાંએ જોઇ, અને અમે કેટલાક તો અતિશય નિરાશ થયાં. આ કોલેજ તો જાણે કે બીજી રાજકુમાર કોલેજ જેવી છે. એનું મકાન, એનો બગીચો, એનું રાચરચીલું, એની વિદ્યાર્થીનીઓ અને સૌથી વધારે એનાં પ્રિન્સિપાલ બાઇ મિસ હાના સેન! એ બધું જોઇને અમે સાદાં સાદાં માણસો તો સ્તબ્ધ થઇ ગયાં. વડોદરા, ગુજરાત, મુંબાઇ, નાગપુર, મહારાષ્ટ્ર, બીહાર, ઇન્દોર, કલકત્તા,

સાંગલી, એટલા પ્રાંતો અને રાજ્યોનાં પ્રતિનિધિઓએ તો એકેકે અવાજે આ પૈસાના ગેરવ્યય સામે પોકાર કર્યો, પણ પરિષદમાં દિલ્હી, પંજાબ, યુક્તપ્રાંત, બંગાળ, ગ્વાલીયર, સિંધ, બિહાર, ઓરીસ્સા, આસામ, મહીસુર, હૈદરાબાદ, ત્રાવણકોર, કોચીન, મદ્રાસ એ બધે ઠેકાણેથી પણ પ્રતિનિધિઓ આવ્યાં હતાં. અને તેમને આમાં કાંઇ અજુગતું ન લાગ્યું !

બીજા દિવસની સ્ટેન્ડિંગ કમિટીમાં અમે આ કોલેજનો પ્રશ્ન લાવ્યાં પણ અમને બેસાડી દેવામાં આવ્યાં.

અમે હજી આ બાબત ઉહાપોહ કરવાનાં છીએ.

તે બપોરે અમારે અરવિન કોલેજમાં જમવાનું હતું. પણ જરા અવકાશ હતો એટલે એક બસ ભરીને અમે પચીસેક જણાં "જંતર મંતર" કહે છે તે જવા જોઇ આવ્યાં.

જયપુરના રાજા જયસિંહની બંધાવેલી આ વેધશાળા છે અને સૂર્ય ચંદ્રના પડછાયા ઉપરથી સૂર્ય ચંદ્રની ગતિ, અક્ષાંશ, રેખાંશ, વખતનું માપ, નક્ષત્રો અને રાશિઓની ગતિ, વરસાદનું માપ, એમ સ્થળ અને કાળનું દરેક રીતનું માપ આ જગાએ કરી શકાય છે. જે સમયમાં બારીક યંત્રો નહોતાં તેવે વખતે આ ખગોળ શાસ્ત્ર પારંગત રાજાની બુદ્ધિ ક્યાં સુધી પહોંચી એ વિચાર કરતાં વિસ્મિત થઇ જવાય છે. રાજા જયસિંહે આવીજ વેધશાળા જયપુરમાં તેમજ ઉજ્જૈનમાં બંધાવી છે. એ ત્રણેમાંથી એક જગાએ જવાનું જેને થાય તેણે વેધશાળા જોવાનું ચૂકવું નહિ. દુનીયાની નવ નવાઇઓ છે તેમાં આ કેમ ગણાતી નથી ! બિચારા હિન્દુ રાજાની છે માટે !

પોણા બે વાગે સ્ટેન્ડિંગ કમિટીની મીટીંગ હતી તેમાં અમે ગયાં. તે પોણા પાંચ સુધી ચાલી, પછી સવા પાંચે પાછી મીટીંગ થઇ તે સવા આઠ વાગ્યા લગી. રાત્રે પણ સવા નવથી સાડા અગીયાર સુધી સ્ટેન્ડિંગ કમિટીની સભા થઇ.

બુધવારે પ્રતિનિધિઓની નોંધણી હતી. તે પછી અમે એક બસમાં બેસીને પુરાણો કિલ્લો જોવા ઉપડી ગયાં. પાંડવ કૌરવ વખતનો આ કિલ્લો છે એમ કહે છે. ઇન્દ્રપ્રસ્થ, હસ્તિનાપુર એ બધું આટલામાંજ હતું. હાલ ત્યાં એક મસીદ છે. પાસે એક ગોળાકાર મકાન છે તેને હુમાયુની લાયબ્રેરી કહે છે, તેની ટોચ પરથી જમના નદી દેખાય છે. એ લાયબ્રેરીના પગથીયા ઉપરથી હુમાયુન પડી ગયો હતો અને મૃત્યુ પામ્યો હતો.

કુતુબમિનાર, હુમાયુની કબર, નિઝામુદ્દિન ઓલીયાની કબર, એ બધું અમે પહેલાં જોયેલું હતું એટલે ફરી ના ગયાં. નવી દિલ્હીમાં છેલ્લી મહાન લડાઇનું સ્મારક, એસેમ્બ્લી અને કાઉન્સિલ હોલ વગેરે જોઇને પાછાં આવ્યાં.

સાંજે ચાર વાગે ટાઉનહોલમાં દિલ્હીની કોરપોરેશન તરફથી અમારી પરિષદને ચ્હા અને જાહેર સ્વાગત હતું અને સવા પાંચે પરિષદનું અધિવેશન હતું.

દિલ્હીના પ્રખ્યાત ચાંદની ચોકમાં, ટાઉનહોલના મકાનના ચોગાનમાં, વિશાળ મંડપમાં અધિવેશન હતું. મંચ ઉપર સ્ટેન્ડિંગ કમિટિ અને નીચે આગળ પ્રતિનિધિઓ અને પછી સ્વાગત સભ્યો તેમજ દિલ્હીની જનતા; સમભાગ બે અઢી હજારની હાજરી હશે.

સ્વાગત ગીત બહુ જ સાધારણ હતું. દિલ્હીની સંગીતની નામના સાંભળીને અમે તો કાંઇ કાંઇ આશા રાખી હતી. તે પછી રાજકુમારી અમૃતકુંવરે રાણી રાજવાડેનો પરિચય આપ્યો, અને શ્રીમતી વિજ્યાલક્ષ્મી પંડિતે તેમને ટેકો આપ્યો.

તે પછી સ્વાગત પ્રમુખ શ્રીમતી સુલતાન-સિંહે ભાષણ કર્યું. તેઓ અપંગ છે એટલે એમને બેઠાં બેઠાં જ ભાષણ કરવું પડયું.

ત્યાર પછી વાર્ષિક રીપોર્ટ વંચાયો.

અને પછી પ્રમુખનું ભાષણ થયું. અત્રે બે શબ્દો પ્રમુખ માટે કહ્યા સિવાય મારાથી રહેવાતું નથી. ડૉ. લક્ષ્મીબાઇ રાજવાડે નાગપુરના વતની છે. મુંબાઇની ગ્રાંટ મેડીકલ કોલેજમાં શિખીને ડાક્ટર થઇને મુંબાઇમાં ઘણાં વરસ સુધી લેડી ડાક્ટર તરીકે તેમણે પ્રેક્ટિસ કરેલી છે. તેમને તે વખતે બધાં ડૉ. નાગૂતાઇ જોષીના નામથી ઓળખતાં. તે વખતે હિંદુ સ્ત્રી ડોકટરો ગણ્યાં ગાંઠયાં હતાં. અને ડૉ. મિસ જોષી હોશિયાર, હસમુખાં અને મળતાવડાં હોવાથી બહુ જ લોકપ્રિય હતાં. ઘણી મોટી ઉંમરે તેઓ ગ્વાલીયરના જનરલ રાજવાડેને પરણ્યાં. અને ત્યારથી રાણી રાજવાડેના નામથી ઓળખાય છે. પણ પરિષદનાં છેલ્લાં ત્રણેક અધિવેશનોના મારા અનુભવથી હું કહું છું કે તેઓ હજી પહેલા જેવાં જ સાદાં અને મળતાવડાં રહ્યાં છે.

કારણ ગમે તે હો, પણ આ ત્રણ વર્ષનાં અધિવેશનો દરમ્યાન મેં તો બરાબર જોયું છે કે નાગપુર, વરાડ, મહારાષ્ટ્ર, સાંગલી, ફલટણ, મુંબાઇ, ગુજરાત, વડોદરા, ઇન્દોર એટલે ખરું જોવા જાઓ તો ગુજરાતી અને મહારાષ્ટ્રી સ્ત્રીઓનું માનસ બીજા પ્રતિનિધિઓના માનસથી જુદું જ પડી આવે છે. રાણી રાજવાડે મૂળ તો નાગપુર અને મુંબાઇનાં જ ને, એટલે તેમનું માનસ હજી આપણા જેવું જ છે. કોઇ પણ પ્રશ્ન લો, પણ આ નવ પ્રાંતના પ્રતિનિધિઓ ફોરોઈટ એક સામટા હાથ ઉંચા કરી દેશે. અમારા નરમાં બહુ જ ભાગ્યે મતભેદ પડે આપણા વિચારો વધારે Nationalistic હોય છે. આપણામાં વધારે સ્વાભિમાન હોય છે. [ઉત્તર હિંદનાં અને છેક જ દક્ષિણ (મદ્રાસ વગેરે) તરફનાં પ્રતિનિધિમાં Servile વૃત્તિ એટલે ગુલામી માનસ વધારે દેખાયું. ઉત્તર હિંદમાં સાદાઇ પણ ઓછી. પ્રતિનિધિની છાવણીમાં પણ મેં જોયું હતું કે અમે બધાં પોતપોતાની મેળે બધું કરી લઇએ. એ લોકોને મોટાઇ વધારે. નોકર બાઇઓને એ લોક ધમકાવે, હુકમ કરે. અમે લોક તો ભાગ્યે જ એમની પાસે કંઇ કરાવીયે. કરાવીએ તો પણ નમ્રતાથી કહીએ. એ લોકો સાદાઇથી વધારે કરે કપડાં લત્તામાં પણ એ લોકનો ભપકો આપણે ત્યાંની રાણીઓ પણ ના કરે તેવો.

રાણી રાજવાડેનું ભાષણ અન્યત્ર છપાયું છે.

તેમના પછી ઉદ્યોગપતિ શ્રી. લાલા શ્રીરામનું ભાષણ હતું. અને તે પછી શ્રીમતી રામેશ્વરી નેહરૂનું હતું. ઉપર મેં ઉત્તર હિંદની સ્ત્રીઓ માટે લખ્યું છે તેમાં શ્રીમતી રામેશ્વરી નેહરૂ એક મહાન અપવાદરૂપ છે. જેમ દરેક નિયમને અપવાદ હોય છે જ તેવી રીતે.

શ્રીમતી રામેશ્વરી નેહરૂ જેવી શાન્ત, સૌમ્ય છતાં હસમુખી અને સાદી વ્યક્તિ અમારી પરિષદનું ભૂષણ છે. એમનો અવાજ પણ એવોજ શાન્તિદાયક છે, અને એમનું મધુરું મીઠું સ્મિત પણ. જેવું તેમણે ભાષણ શરૂ કર્યું કે શ્રોતાઓને એમ લાગ્યું હશે કે માતાનો વત્સલ હાથ માથા ઉપર ફર્યો. હું તો ચિત્રકાર હોઉં તો ભારતમાતાનાં ચિત્ર માટે રામેશ્વરીબ્હેન નેહરૂને જ આલેખું.

તેઓ દિલ્હીનાં વતની છે એટલે દિલ્હી તરફથી અમને બધાંને આવકાર આપ્યો. તે પછી ખ્વાજા હસન નિઝામી નામના એક ઉર્દૂ લેખકે ઉર્દૂમાં ભાષણ કર્યું. એમણે દિલ્હીની જુની જાહોજલાલીનું વર્ણન કર્યું અને હાલની દશા ઉપર આંસુ વરસાવ્યાં.

પરિષદમાં ભાગ લેવા પરદેશથી જે બ્હેનો

ખાન આવ્યાં હતાં તેમાં બે બે મિનિટનાં ભાષણો ત્યાર પછી થયાં.

તેમાં પહેલું મિસ ઍગથા હેરિસનનું હતું., બીજું મિસ મેરી ડિંગમેન જે વિશ્વ-શાન્તિ સંઘ તરફથી આવ્યાં હતાં તેમનું હતું. ત્રીજું શ્રીમતી કમ્રનઅલીનું હતું. ચોથું મીસ પી. હેજ અને પાંચમું શ્રીમતી હાર્ટોનું હતું. જુદી જુદી આંતર્દેશીય સ્ત્રી સંસ્થાઓ તરફથી તેઓ શુભેચ્છાના સંદેશા લાવ્યા હતા.

છેલ્લું શ્રીમતી સરોજિની નાયડુએ ભાષણ કર્યું. તેમાં તેમણે રાણી રાજવાડે અને સ્વાગત મંત્રી શ્રી. અરુણા અસફઅલીનાં ખૂબ વખાણ કર્યાં.

ગુરુવાર તા. ૨૯ મીએ સવારે નવ વાગે પરિષદની બીજી બેઠક ટાઉનહોલમાં હતી. તેમાં બધા રીપોર્ટો વંચાયા. અંગ્રેજીમાં વંચાયા હતા અને ત્રણ કલાક કાર્યક્રમ ચાલ્યો હતો. પણ દિલ્હીની સ્ત્રીઓ અધીરી થઈ નહોતી. થાક હશે તોએ તોફાન નહોતું કર્યું, કે સભ્યતા ભૂલ્યાં નહોતાં. લાઉડ સ્પીકર પણ ચાલતો નહોતો એટલે સંભળાતું પણ નહોતું. છતાં તેમણે બહુજ શાન્તિ જાળવી હતી.

બપોરે દોઢ વાગે શ્રી. સી. એફ. એન્ડ્રુઝનું ભાષણ હતું. દસેક મિનિટ બોલ્યા હશે પણ અમારાથી બીલકુલ સંભળાયું નહિ. તે પછી પાછી પરિષદની બેઠક ભરાઇ. તે ત્રણ વાગતા સુધી ચાલી.

સાંજે પોણા ચાર વાગે લેડી જગદીશ-પ્રસાદ-વાઇસરોયની કાઉન્સીલમાં કુંવર સર જગદીશપ્રસાદ છે તેમના પત્નીએ પરિષદના સભ્યોને મોટી ગાર્ડનપાર્ટી આપી હતી.

લાલા શ્રીરામને ત્યાં તેમજ અહીંઆં ફુલ બહુજ સુંદર હતાં. ખાસ કરીને ગુલદાવદીના તો મોટાં નાળીએર જેવડાં ફુલ હતાં. પાર્ટીમાં બહુજ બધાંને મળવાનો અવકાશ મળ્યો એટલે મઝા પડી. ખુલ્લી જગામાં તડકામાં ટાઢ ના વાય અને જેને જ્યાં ફરવું હોય ત્યાં ફરાય.

અમરાવતીની વ્યાયામશાળાની કન્યાઓએ કસરતના પ્રયોગો કર્યા હતા.

ત્યાંથી અમે લેડી અરવિન કૉલેજમાં જલસો જોવા ગયાં. એક હિન્દુસ્તાની નાટિકા, એક નૃત્ય અને એક અંગ્રેજી નાટિકાનો પ્રોગ્રામ હતો, હિંદુસ્તાની નાટક તો સારું નહોતું; અભિનય વગેરે બધું જ રદ્દી હતું, અને નૃત્ય છેક હાસ્યજનક હતું, પણ અંગ્રેજી નાટક સારું હતું.

તે રાત્રે અમે વિચાર કર્યો કે કાલે વિભાગ વિચારણા છે તો આજે તેની કાંઇ તૈયારી કરીએ. એમ ધારીને અમે મીટીંગના ઓરડામાં ગયાં, પણ ત્યાં ગયા પછી તો કામ કરવાનું મન ના થયું એટલે વાતો અને ગાયન શરૂ કર્યાં. એટલામાં રાણી રાજવાડે આવી પહોંચ્યાં. તેમણે તો પ્રમુખ તરીકેનો ફતવો પ્રતિનિધિઓના ઓરડાઓમાં મોકલ્યો એટલે બધાં ખૂબ એકઠાં થયાં, પછી ખૂબ ગાયું, વગાડયું, હસ્યાં ને ગમ્મત કરી.

૩૦ મી તારીખે સવારના નવ વાગેથી બાર વાગ્યા સુધી વિભાગ-વિચારણા હતી, અમારા ઉતારાની જોડેના મકાનમાં તે માટે અમે ગયાં. ત્યાં છ ઓરડામાં છ વિભાગોની મંત્રણા થઇ, એ વિષે અન્યત્ર જણાવેલું છે. હું 'ચ' વિભાગની સેક્રેટરી હતી એટલે લખવાનું બધું મારે હતું. અમારા વિભાગનાં સત્તાવીસે સભ્યોની ખુબ સારી ઓળખાણ આ રીતે થઇ.

બપોરે મારી સાથેનાં બીજાં દિલ્હી જોવા ગયાં હતાં. પણ મારે તો વિભાગ વિચારણાનો હેવાલ લખવાનો હતો એટલે હું તે લખવા રહી.

સાંજે પાંચથી આઠ પછી ગ્રુપ મીટીંગ એટલે વિભાગ વિચારણા હતી, અને રાત્રે

નવ વાગે આવતા વરસ માટેની કાર્યવાહક સમિતિ માટેનું નોમિનેશન હતું, ત્યાર પછી મેં તો રાત્રે એક વાગ્યા લગી બેસીને અમારા ગ્રુપનો રીપોર્ટ લખ્યો.

તા. ૩૧ મીને શનિવારે સવારે આઠ વાગે છબી પડાવવાની હતી, અને નવથી અગીયાર ફરીથી ગ્રુપ મીટીંગ હતી, તે પછી અગીયાર વાગે કાર્યવાહક સમિતિ માટે મત આપવાના હતા.

બપોરે જમ્યા પછી અમે બધા વિભાગ મંત્રીઓ પોતપોતાનો રીપોર્ટ લખવા મંડી પડયા, અને સવા બે વાગે ફાઇનડીંગ્સ કમિટી મળી, તેમાં તો ૭ વિભાગ-પ્રમુખો અને ૭ વિભાગ-મંત્રીઓ હતાં. આ વિભાગ મંત્રીનું કામ અમારા જેવાં બીન અનુભવી માટે બહુ જ સારું હતું. મોટી હોશિયાર સ્ત્રીઓના વિચારો, ચર્ચા કરવાની રીત, લખવાની રીત વગેરે જાણવાનું ખુબ મળ્યું. મિસિસ કઝીન્સ, રાજકુમારી, શ્રીમતી રામેશ્વરી નેહરૂ, શ્રીમતી હમીદઅલિ, શ્રીમતી મુકરજી તથા શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાય જેવી અનુભવી સ્ત્રીઓ ઉપરાંત શ્રીમતી રૂક્મિણી લક્ષ્મીપતી, શ્રીમતી સરોજિની નાયડુ, શ્રીમતી સ્વામિનાથન એવાં એવાં હાજર રહેતાં, સલાહ આપતાં અને અમે ૭ એ બધું સાંભળી, સમજીને લખી લેતાં.

રાત્રે મોડે સુધી કામ કરેલું ને આખો દિવસ લખંલખ કર્યું અને ચર્ચાઓ કરી એટલે સાંજે થોડો વખત મળ્યો ત્યારે હું તો ઓરડામાં ફાયર પ્લેસ ( સગડી ) હતી તેમાં લાકડાં ખુબ મૂકીને તાપવા બેસી ગઇ.

રાત્રે જમ્યા પછી પાછી ફાઇનડીંગ્સ કમિટીની મીટીંગ હતી, તે વખતે ઇન્દ્રપ્રસ્થ ગર્લ્સ-સ્કુલ નામની નિશાળની છોકરીઓએ અમારે ઉતારે જમવાના હોલમાં જલસો રાખ્યો હતો, એમનો ખુબ આગ્રહ હતો એટલે અમે મીટીંગમાંથી ઉઠીને થોડો વખત એ જોવા ગયાં હતાં. નૃત્યો ઠીક હતાં.

રાત્રે બાર વાગે અમારી ફાઇનડીંગ્સ કમિટી પૂરી થઇ, પછી ક્રિશ્ચિયન નવું વરસ કહેવાય એટલે બધાંએ એકમેકને સાલમુબારક પુચ્છી.

રવિવારે સવારે નવ વાગે પરિષદની ખુલ્લી બેઠક હતી, તેમાં બંધારણનો ઠરાવ આવ્યો. ગયા બે વરસથી આ સવાલ ખુબ ચર્ચાતો હતો પણ બંધારણમાં ફેરફાર કરવાને ગવાલ પક્ષ તૈયાર નહોતો એટલે રસ બહુ પડતો હતો કેમકે ચર્ચા રસિક થતી. આ વર્ષે ચર્ચા તો ખુબ થઇ પણ દેશી રાજ્યોનાં પ્રતિનિધિઓ બે વર્ષથી વિરૂદ્ધ હતાં તે આ વર્ષે રાજકુમારી અમૃતકુંવર જાતે દરેક રાજ્યોમાં ફરીને પ્રચાર કરી, ત્રિનોનેને મળીને બંધારણમાં ફેરફાર કરાવવાની હા પડાવી આવ્યાં એટલે દેશી રાજ્યો તરફેણમાં થઇ ગયાં એટલે વિરૂદ્ધ પક્ષ નબળો પડી ગયો, એટલે મઝા ન રહી. શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાયનું ભાષણ ઘણું જ સરસ હતું, અને છેવટે બંને પક્ષોને નમતું આપીને કુમારી લીલામણી નાયડુનો સુધારો માન્ય રાખ્યો એટલે સમાધાન થઇ ગયું.

તે દિવસે પરિષદમાં મારાં જુનાં મિત્ર ડૉ. મિસ મથાદાસ મળ્યાં, તે દિલ્હીમાં જ રહેતાં હતાં. એટલે મેં એમને કહ્યું કે ઘણા દિવસથી નીરાંતે ખુબ પાણી લઇને ન્હાવાનું નથી મળ્યું તે તમારે ઘેર ન્હાવા આવું ! તેમણે ઘણી જ ખુશીથી હા પાડી એટલે બપોરે હું તેમને ત્યાં ગઇ, રોજ તો ઉતાવળમાં પાંચ છ લોટા, શરીર પર રેળવાના મળતા એટલે આજે બહુ સારું લાગ્યું. ન્હાઇને ત્રણેક કલાક અમે સુખદુઃખની વાતો કરી. પરિષદની બેઠક હતી, પણ એમાં તો ગ્રુપ ફાઇનડીંગ્સ વિષે જ હતું ને મેં તો

એ બધું આગલી રાત્રે ચર્ચેલું, લખેલું ને વાંચેલું હતું એટલે હું તો તેમાં ના ગઇ ને વાતોજ કરી.

રાત્રે પછી ડૉ. મીસ ભવાની નટરાજન–જે અમારાં મિત્ર છે–તે પોતાને ઘેર અમને પાંચેક જણને કૉફી પીવા લઇ ગયાં. ત્યાં અમે ખુબ ગમ્મત કરી. પરિષદમાં બનેલા બધાજ હસવા જેવા પ્રસંગો સંભારી સંભારીને હસ્યાં અને કલ્લોલ કર્યો. રાત્રે અગીયાર વાગે ઉતારે જવા નીકળ્યાં તો મીસ નટરાજન કહે કે ચાલો તમને મોટરની ડ્રાઇવ આપું. પછી દિલ્હીના શાન્ત, સુમસામ રસ્તા ઉપર થઇને પોતે મોટર ચલાવતાં અમને બ્હાર બહુજ દૂર દિલ્હી દરબારનું સ્મારક છે ત્યાં લઇ ગયાં. ત્યાં ઉંચો થાંભલો મૂકેલો છે. ચાંદનીની શીતળતા અને દિલ્હીના શિયાળાની રાતના બાર વાગેલા એટલે ટાઢનું તો પૂછવુંજ શું. પણ અમે મોટરમાંથી ઉતરીને થાંભલા સુધી ચઢી આવ્યાં, એકાન્ત એવું ભયંકર હતું ! પણ અમારાં મનમાં આનંદ હતો. આટલે દૂર નિર્જન, નિરવ શાન્તિમાં ઘર, બાળકો કંઇ યાદ નહોતું આવતું. અમે પોતેજ ચિંતામુક્ત, કલ્લોલતાં બાળકો બની ગયાં હતાં ! !

રાત્રે એક વાગે ઉતારે આવ્યાં, અને બીજી સવારે દિલ્હી છોડયું.



## અકસ્માત*

મિશ્રોપજાતિ

પાટા પરેથી ઉતરી જઇ ટ્રેન,
થયો અકસ્માત, અને ઘણા જનો,
મર્યાં, ઘવાયાં કંઇયે દબાયાં,
પ્રસિદ્ધ થઇ વાત સૌ [1]વર્તમાને . ૪

મારીય આ જીવન આગગાડી
ધપેજ જાતી દૂર દૂર પંથે;
ક્યારેક પૈડું ઉતરી જઇને.
થાશે અકસ્માત મમ જીંદગીનો...૮

જો જીંદગી માત્ર અકસ્માત,
ને મૃત્યુએ આવવાનું નક્કિજ.
તો છો જતી એ પૂરપાટ વેગમાં
ને ઉતરી પૈડું...થતો અકસ્માત...૧૨

શ્રી વાસુદેવ જાની

* બિદપાદા રેલ્વે અકસ્માત થયો તે પછી સ્ફૂરેલું. ૧ વર્તમાનપત્રમાં.

# અખિલ ભારતીય મહિલા પરિષદના બંધારણમાં થએલા ફેરફાર

લેખિકા : શ્રી. સૌ. અંશુબાઇ પટવર્ધન

અખિલ ભારતીય મહિલા પરિષદ અસ્તિત્વમાં આવ્યાને તેર વર્ષ પૂરાં થયાં છે. ૧૯૨૭ માં પૂનામાં તેની પહેલી સભા ભરાઇ હતી. તે વખતે કેવળ સ્ત્રીઓના શિક્ષણ વિષયક પ્રશ્નો ઉપર જ ચર્ચા કરવામાં આવી હતી. ત્યાર પછી હળવે હળવે સામાજિક પ્રશ્નો અને આર્થિક પ્રશ્નો, ખાસ કરીને કામદાર વર્ગની સ્ત્રીઓના પ્રશ્નો ચર્ચાવા લાગ્યા. પાછલા બે વર્ષથી રાજકીય પ્રશ્નો વિષે પણ પોતાનો મત વ્યકત કરવાનો હકક પરિષદને હોવો જોઇએ, આવા વિચારો પરિષદનાં થોડાક સભ્યોના મનમાં આવવા લાગ્યા. જેમ જેમ પરિષદનું ધોરણ, હેતુ અને ઉદ્દેશો બદલાતા ગયા તેમ તેમ બંધારણમાં તેમનો સમાવેશ થતો ગયો. તે પ્રમાણે આ વખતે પણ ધોરણમાં ફેરફાર કરવાનો પ્રશ્ન ઉભો થયો.

આજ સુધીના પ્રશ્નો વિષે એકંદર સ્ત્રીઓનો મત મળતો હોવાથી તે પ્રશ્નોનો સમાવેશ કરવામાં કોઇ પણ જાતનો વિરોધ ઉત્પન્ન થયો જ નહતો. પણ રાજકીય પ્રશ્નોનો સમાવેશ કરવાનો પ્રશ્ન થોડાક સભ્યોએ કર્યો ત્યારે જાતજાતના કારણો આગળ કરી ઘણાએ પોતાનો વિરોધ જાહેર કર્યો. ગયે વર્ષે નાગપુર પરિષદમાં આ પહેલવહેલો કરાયો હતો. વિરોધમાં ઉભા કરેલા કારણો પૈકી થોડાક નીચે પ્રમાણે હતાઃ—

રાજકીય પ્રશ્નોની ચર્ચા થાય તો આખા હિંદુસ્થાનની સ્ત્રીઓને એકઠી એક બીજા સાથે હળીમળી વિચાર કરવાની અને એક બીજાની ઓળખાણ કરી લેવાની સોનેરી તક મળે છે તે નષ્ટ થશે. મુસલમાન પક્ષ, હિંદુ પક્ષ, સરકાર પક્ષ, પ્રજા પક્ષ વગેરે જે પક્ષભેદોનું વાતાવરણ બીજે ઠેકાણે દેખાય છે તેવું મહિલા પરિષદમાં શરૂ થઇ હાલ દેખાતી એકતા નષ્ટ થશે. આખા હિંદુસ્થાનનો સ્ત્રીવર્ગ એકમુખથી જે કોઇ પણ સ્ત્રીજીવનના પ્રશ્ન ઉપર મત આપી શકે છે તે સ્થિતિ નષ્ટ થશે.

સંસ્થાન અને બ્રિટિશ મુલકની સ્ત્રીઓ એકઠી થાય છે, તે પણ અશકય બની જશે. કારણ બ્રિટિશ સરકાર કે સંસ્થાન વિરૂદ્ધ કોઇ ઠરાવ પાસ થાય, તો સંસ્થાનમાંની સ્ત્રીઓ મહિલા પરિષદમાં સભાસદ તરીકે આવતી બંધ થશે.

રાજકીય પ્રશ્નોની ચર્ચા કરવાની સ્ત્રીઓને શી જરૂર છે? પુરૂષો તે બાબત ઝગડા કરેજ છે. સ્ત્રીઓએ તે ઝગડામાં પડવાની બિલકુલ જરૂર નથી. બીજા પ્રશ્નોમાં કરવાનું કામ હજુ કયાં પૂરૂં થયું છે? તે પહેલાં પૂરૂં કરી પછી રાજકીય પ્રશ્નો વિષે ચર્ચા કરવાનું જોવાશે, વિગેરે.

બીજા પક્ષનો મત એમ હતો કે શિક્ષણ-વિષયક સામાજિક, આર્થિક વગેરે પ્રશ્નો રાજકીય પ્રશ્નો સાથે ગાઢ સંબંધ ધરાવે છે. આપણું જીવન બહુ સંકલિત છે. રાજકીય બાબત બીજી બાબતોથી છુટક રાખીને બીજા પ્રશ્નોનો ઉકેલ ન જ થઇ શકે. આપણે બીજા પ્રશ્નોના ઉકેલ લાવી શકતા નથી અને ખાલી ઠરાવો જ કરી શકીએ છીએ એનું મૂળ કારણજ એવું છે કે આપણે રાજકીય પ્રશ્ન સાથે તે કેવી રીતે સંકળાએલા છે તે ધ્યાનમાં લેતાં નથી. માટે રાજકીય પ્રશ્નો વિષે પણ ચર્ચા કરવાનો આપણો અધિકાર છે. અને તે પ્રશ્નો વિષે પણ આપણો મત હવે આપણે જાહેર કરવો જોઇએ, સ્ત્રીઓના શિક્ષણમાં ફેરફાર કરવાનો,

કે સામાજિક રિવાજોમાં ફેરફાર કરવાનો આપણો હક્ક હોય તો પણ રાજ્યકારભાર ચલાવનાર સરકારના હાથમાં કાયદા ઘડવાનો અધિકાર હોવાથી રાજકીય સત્તા કોના હાથમાં અને કેવા પ્રકારની હોય તો આપણો હેતુ સફળ થાય તે જોયા વગર છુટકોજ નથી. આ દૃષ્ટિથી તે વિષે પોતાનો મત ચર્ચા કરી ઠરાવ પાસ કરી જાહેર કરવાનો હક્ક સ્ત્રીઓને —સમાજની અર્ધી પ્રજાને હોવો જ જોઇએ.

આવી રીતે નાગપૂરમાં ચર્ચા થઇ, પણ રાજસ્થાનોની સ્ત્રીપ્રતિનિધિઓ, સરકારી અમલદારની સ્ત્રીઓ વગેરેના મનમાં આ ફેરફારથી શું પરિણામ આવશે એની ખાત્રી ન હોવાથી અને આવીજ સ્ત્રીઓ સભાસદોમાં વધારે હોવાથી નાગપૂરમાં તે ઠરાવ મંજુર થયો ન હતો. પરિષદના બંધારણમાં ફેરફાર કરતી વખતે ⅘ જેટલી બહુમતીથી તે મંજુર થવો જોઇએ એવી કલમ હતી તેથી ઠરાવ મંજુર ન થઇ શક્યો.

નાગપૂરની સભામાં મળેલા અનુભવ પછી ઘણાને જૂની ઘટના બદલી ૧૨ વર્ષને અંતે મળેલા અનુભવને આધારે નવી ઘટના તૈયાર કરાવવાનું ઇષ્ટ જણાયું તે પ્રમાણે નવી ઘટના બનાવવાનું કાર્યઘટના સમિતિ નીમી કરાવી લેવાનું મુકરર થયું. તે પ્રમાણે શ્રી. લીલામણી નાયડુને આ સમિતિનું કામ સુપ્રત કરવામાં આવ્યું હતું. તે પ્રમાણે તૈયાર કરેલી ઘટના આ વર્ષે દિલ્હીની પરિષદમાં અમો માટે સાદર કરવામાં આવી હતી.

નાગપુર કોન્ફરન્સ પછી પરિષદના વર્ષના અધ્યક્ષ રાજકુમારી અમૃતકુંવરે જૂદા જૂદા સંસ્થાનોના દિવાનોને પ્રત્યક્ષ મળી કે પત્રવ્યવહાર કરી તેમના મતો રાજકીય પ્રશ્નો સમાવિષ્ટ કરવાના મુદ્દા પર ખાસ મંગાવ્યા હતા. અને હૈદ્રાબાદ, મૈસુર, વડોદરા વિગેરે દેશી રાજ્યોએ પોતાની સંમતિ બતાવી હતી, તેથી વડોદરામાં થએલી અર્ધવાર્ષિક પરિષદમાં નવીન ઘટનાના ઉદ્દેશોમાં 'રાજકીય' પ્રશ્નોનો સમાવેશ કરવાનું બહુમતીથી મંજુર થયું હતું.

દિલ્હીમાં જ્યારે કાર્યકારી મંડળ અને વિષય નિયામક સમિતીની સભા ભરાઇ ત્યારે પણ રાજકીય એવા સ્પષ્ટ શબ્દો તેમાં કાયમ રાખવાનું બહુમતીથી મંજુર થયું હતું, પણ તેમાં તે શબ્દ ટાળી અપ્રત્યક્ષ તેનો સમાવેશ થાય એવી રીતે ઉદ્દેશની ભાષા બદલવા વિષે કોશીષ કરનાર વિરોધી પક્ષ હાજર હતો. જ્યારે ઘટના ખુલ્લી સભામાં ચર્ચા માટે આવી, ત્યારે આ પક્ષનું જોર વધી તે પ્રમાણે શબ્દોમાં ફેરફાર કરી ઘટના મંજુર કરવામાં આવી. 'રાજકીય' આ શબ્દોમાં સમાવેશ થતી બાબતોપર ચર્ચા કરવા વાંધો ઉત્પન્ન ન થાય એવી ચોક્કસ ખાત્રી કરી શબ્દોમાં તે પ્રમાણે ફેરફાર કરવાનું, બીજા પક્ષે છેલ્લે કબુલ રાખ્યું અને ઘટના સર્વાનુમતે પાસ કરવામાં આવી.

પરિષદની આજની ઘટના અહિંયાં આપવામાં અર્થ નથી. માટે તેમાં જે ખાસ મુદ્દા છે, તે નીચે આપવામાં છે.

**નામ—**

'અખિલ ભારતીય મહિલા પરિષદ' આ નામને બદલે 'અખિલ ભારતીય મહિલા પરિષદ સંઘ' એમ તેનું નામ રાખવામાં આવે છે. (Association of the All India Women's Conference) 'સંઘ' આ શબ્દ પહેલા નામમાં વધારે મૂકવામાં આવ્યો છે.

**ધોરણ, હેતુ અને ઉદ્દેશો—**

આ અખિલ ભારતીય મહિલા પરિષદ સંઘ કોઈ રાજકીય પક્ષ સ્વીકારશે નહિ કે કોઇ કોમી વાદોમાં પ્રત્યક્ષ ભાગ લેશે નહિ પણ હિંદુસ્તાનના લોકોના હિત સંબંધી અને ખાસ કરીને હિંદી સ્ત્રીઓ ને બાળકોના હિત સંબંધી ગમે તે પ્રશ્ન પર કે ગમે તે

ધિઓ સ્વાગત સમિતિના પ્રતિનિધિઓ અને ખાસ આમંત્રણ આપેલા પ્રતિનિધિઓ

**શાખા પરિષદ—**

અખિલ ભારતીય મહિલા પરિષદ સંઘના વાર્ષિક અધિવેશન વખતના ૬ અઠવાડિયા પહેલાં દર શાખાએ પોતાની હદમાં સ્ત્રીઓને આમંત્રણ આપી જાહેર પરિષદ ભરવી જોઇએ. આ પરિષદમાં જૂદી જૂદી ઉપ શાખાની પ્રતિનિધિઓએ હાજરી આપવી જોઇએ, અને અ. ભા. મ. પરિષદ સંઘના વાર્ષિક અધિવેશન માટે મોકલવાની પ્રતિનિધિઓની ચૂંટણી આ પરિષદમાં થવી જોઇએ.

**શાખાઓનું કામ—**

(૧) અખિલ ભા. મ. પ. સંઘની દેખરેખ નીચે તેના ધ્યેય અને કામનો શાખાઓ વિસ્તાર કરશે.

(૨) અ. ભા. મ. પ. સંઘના નિયમો અને પેટા નિયમોને વાંધો ન આવે એવી રીતે દરેક શાખા પોતપોતાની શાખા પૂરતી નવી ઘટના અને નિયમો ઘડી કાઢશે. તે ઘટના અને નિયમો તૈયાર કર્યા પછી અ. ભા. મ. પ. સંઘના કાર્યકારી મંડળની સંમતિ મેળવી તે અમલમાં મૂકવામાં આવશે.

(૩) દરેક શાખાની આર્થિક જવાબદારી જે તે શાખાને માથે રહેશે.

**ઘટનામાં ફેરફાર કરવા વિષે—**

ઘટનામાં ફેરફાર કરવાનો હોય તો આવા ફેરફારની સૂચના અ. ભા. મ. પ. સંઘના વાર્ષિક અધિવેશન પહેલા ત્રણ મહિના દરેક પહેલાં સ્થાયી મંડળના સભ્યને રજિસ્ટરથી કે પોસ્ટલ સર્ટિફિકેટથી મોકલવી જોઇએ અને તે વાર્ષિક અધિવેશન આગળ ચર્ચા માટે મૂકી બહુમતીથી પાસ થવી જોઇએ.

ઉપર બંધારણમાંની મહત્વની બાબતોની કલમો આપવામાં આવેલી છે તે પરથી પરિષદની કામ કરવાની રીત વિષે સામાન્ય ખ્યાલ આવી જશે. હવે પછી કોઇ પણ પ્રશ્ન ઉપર પરિષદ ચર્ચા કરી શકશે. ૧૩ વર્ષની પોતાની હયાતીમાં અ. ભા. મ. પરિષદે હિંદુસ્તાનની સર્વ પ્રમુખ પ્રાંતોની અને રાજસ્થાનોની સ્ત્રીઓ એકત્ર કરી તેમનામાં સ્ત્રીવિષયક પ્રશ્નો વિષે કુતુહલ અને જાગૃતિ ઉત્પન્ન કરેલી છે. સ્ત્રીઓના સામાજિક, શિક્ષણવિષયક, આર્થિક અને રાજકીય પ્રશ્નો વિષે ખુલ્લી રીતે ચર્ચા કરવાનો અને મત પ્રદર્શિત કરવાનો હક પરિષદે સાબીત કર્યો છે. હિંદુસ્તાન મધ્યવર્તી સરકાર અને પ્રાંતિક સરકારો તેમજ બ્રિટિશ સરકારમાં પોતાના મતો વખતો વખત જાહેર કરી ત્યાં પરિષદની પ્રતિષ્ઠા જાળવી છે. અખિલ હિંદની સ્ત્રીઓ માટેના પ્રશ્નો પર એક મુખથી પોતાના મતો જાહેર કરનાર આ એકમેવ સંસ્થા છે. તેને વધારે બળવાન અને કાર્યક્ષમ બનાવવાનું કામ તેની શાખા અને ઉપશાખાઓનું છે.

દરેક મોટા શહેરમાં તેની શાખાઓ નિકળી, ગામડે ગામડે તેની ઉપશાખાઓ નિકળવી જોઇએ દરેક સ્થળની પરિસ્થિતિનો અભ્યાસ કરી તે તે ઠેકાણે રહેતી સ્ત્રીઓના જીવનમાંના પ્રશ્નોનો વિચાર જે તે શાખા મારફતે થઇ અખિલ ભારતીય મહિલા પરિષદ સંઘ તરફ તે પહોંચવો જોઇએ, અને અ. ભા. મ. પ. સંઘની મદદથી તેઓએ તેનો ઉકેલ આણવાની કોશીશ કરવી જોઇએ. એમ થાય તો જ અખિલ ભારતીય મહિલા પરિષદ સંઘનું નામ સાર્થ થશે અને તે સંઘ પોતાની સામે રાખેલા ઉચ્ચ ધ્યેયો પાર પાડવામાં તે સફળ થશે. તે સુદિન પાસે લાવવા માટે દરેક બેને પોતાની શકિત પ્રમાણે કોશીશ કરવી જોઇએ. આજે શિક્ષણનો લાભ મળેલી બેનોની આ પહેલી ફરજ છે. નિરક્ષર સ્ત્રીઓને અક્ષર જ્ઞાન આપવામાં, રોગથી પીડિત સ્ત્રીઓને દવા

આપી આરોગ્યનો માર્ગ બતાવવામાં, અનીતિને માર્ગે ચઢેલાને સહાનુભૂતિથી નીતિનો માર્ગ દર્શાવવામાં અને એકંદર સ્ત્રી જીવનના વિધવિધ અંગોનો અભ્યાસ કરી સમાજની ઉન્નતિની દૃષ્ટિથી વિચાર કરી ઉન્નત બનાવવાના રસ્તા શોધી કાઢવામાં સુશિક્ષિત સ્ત્રી સમાજની જ આગેવાની હોવી જોઇએ. કેવળ પુરુષોથી આ કામ ન થાય. કેવળ સ્ત્રીઓથી પણ આ કામ ન થાય. સ્ત્રી જીવનના પ્રશ્નો એટલે આખા કુટુંબના અને આખા સમાજના પ્રશ્નો છે. પોતે આગેવાન બની સમાજમાં રહેતી વિષમતાનો વિરોધ કરી પોતાના પ્રશ્નો તરફ પુરુષોનું ધ્યાન ખેંચવાની પણ ખાસ જરૂર છે. સ્ત્રીઓને સ્વાતંત્ર્ય આપવામાં પોતાનું સ્વાતંત્ર્ય અને સુખ સમાએલું છે એનું ભાન પોતાના પ્રયત્નોથી સ્ત્રીઓએ પુરુષ વર્ગને કરાવવું જોઇએ. સુશિક્ષિત સ્ત્રી વર્ગ આ કામ હાથ પર ન લે, તે તરફ બેદરકારી બતાવે તો અ. ભા. મહિલા પરિષદના અધિવેશનોમાં વર્ષમાં એક વખત ભેગા થઇ થોડાક પ્રશ્નો પર ચર્ચા કરી ઠરાવ કરનાર મૂઠીભર સ્ત્રીઓથી કશું વળવાનો સંભવ નથી. પરિષદ સંઘના આ વર્ષના અધ્યક્ષ સૌ. રાણી લક્ષ્મીબાઇ રાજવાડેએ સ્વતંત્ર પત્રક કાઢી શાખાઓને કાર્યની દિશા બતાવેલી છે. માટે તેમને અભિનંદન આપવું ઘટે છે. બેનો તેનો લાભ ઉઠાવશે એવી આશા છે.



## સ્વ. કમલા ન્હેરુને

દેશ કાજ સહી કૈના-ફકીરી,
ધર્યાં તન-મન-જોબન નૂર,
માત તણા મુક્તિયજ્ઞે તેં
હોમાઇ જગવ્યું અમ ઉર.

'અખંડ' જની આપણી આજે જે,
રહેની 'અખંડ' સુતા તું ખરી.
'ઇશભિરૂ,' તપ, ત્યાગ-ધૈર્યની.
વિરથી તુજ રગરગમાં ભરી.

તોડી અમ કોમળ ઉરતંત,
કમલે ! કેમ ગઝયો સુરપંથ ?

શ્રી. ગજાનન વિ. જોશી

# જીવન ઝંખના

( દ્રુતવિલંબિત )

પ્રકૃતિનાં મળી તત્વ અમર્ત્ય હું
મનુજનું ધરી ઉન્નત ખોળીયું
મહા સનાતન જ્યોત કણી લઇ
પ્રભવિયો પૃથવીપટ, હું ભમું.

ટમકતી મુજ અંતર દીપિકા
વિષમ આ જગવાયુ થકી ધ્રૂજે,
હૃદય રૂંધત ધ્વાન્ત ભર્યા જગે
જીવન મંગલની નહીં આશના.

વિષભરી ક્રૂર કાળ તણી મહા
મરણ પાંખ વીંઝાય જગે અહીં,
વરસ આઠ અને દસ વિતવ્યાં
ઝપટ કાળ તણી કંઇ ચૂકવી.

હજી ન યૌવન મંદિર આયુનાં
ઉઘડીયાં હું અબુદ્ધ શિશુ સમો;
હજી ન સ્થિર ગભીર અલાપ તું
જીવન આ મૃદુગીત સરિત શું
હજી રમન્ત ઘુમન્ત અનિશ્ચિત
જીવન નિર્ઝરશું બસ દોડતું.

નથી હજી જગનો કટુ તાપને
અનુભવ્યો; ન હજી જગ સિન્ધુના
વમળમાં ફસ્યું જીવન નાવડું.

પણ હવે નહીં અન્તર ઇચ્છતું
જડ સુયુક્ત બની વહવું જગે,
ઉડું ઉડું પણ પાંખ મળે નહીં;
દિગદિગન્ત ન દૃષ્ટિ શકે ફરી
કિરણના સ્પર્શે પણ દાઝતો,
અહીં તહીં ફરૂં અદ્રિ તળેટીમાં.

વહી જતી નયને ભરૂં વાદળી
કલકલન્ત સુણું સરિતા ગીતો,
રજની શ્યામળ સાળુ જડયા હીરા,
નિરખતો વળી ઇન્દુ તણી પ્રભા.

પણ ન અન્તરને હજી શાન્ત્વના
'ઉલટ લેર વધું' બસ ઝંખના.
સતત વિશ્વ અમાપ ઘુમી વળું
કિરણની કરી કેડી ન શાન્ત્વના.
ફરૂં ગિરિ તણી ઘોર તળેટીમાં,
ધરી ઉરે મૃદુ મંગલ દીપિકા.
નયનને કરી ઉર્ધ્વ હું માપતો
અચલ શૃંગ-'પણું ચઢવા' થતું.
ચઢીશ કો'દિ પછાડ પરંપરા
પછી સુઉન્નત શૃંગ પરે નકી.

અગર ઘોર તળેટી મહીં રહું
હૃદય રૂંધત ઘોર તમિસ્રમાં
જયમ હતો પ્રભવ્યો ત્યમ શામવા,
થકિ-શરીર અણુ અણુ તૂટશે
જયહાં થકી પ્રભવ્યાં તહીં શામજો.

'અનન્ત'

# પ્રગતિની આછી ઝાંખી રૂપરેખા

લેખિકા : શ્રી. કમળાદેવી ચટ્ટોપાધ્યાય

અનુવાદક : શ્રી. નટવરલાલ શેઠ

અખિલ હિન્દ મહિલા પરિષદે એક દાયકાની પોતાની જુની ગરેડને ફગાવી દઇ દિલ્હીમાં નવીન માર્ગ ગ્રહણ કર્યો છે. કોઇ પણ સંસ્થાની પ્રગતિ કે ઉપયોગિતાનું માપ તેના અસ્તિત્વ કાળથી નહીં, પરંતુ સમયની સાથે વહેવાની અને રહેવાની તેની તાકાત ઉપર અવલંબે છે. આ દષ્ટિબિંદુથી વિચાર કરતાં પરિષદની પ્રગતિ અતિ ધીમા વેગવાળી કહી શકાય. હિન્દે છેલ્લાં દશ વર્ષમાં એટલી પ્રગતિ કરી છે, કે તેમાં અનેક સંસ્થાઓ સ્થપાઇને પ્રાણવાન બની છે, એટલુંજ નહીં, પરંતુ અનેક દાયકાઓનું કામ આ એક દશકામાં બની શકયું છે.

હિંદુસ્થાનમાં આર્થિક ને સામાજિક, બાબતોમાં આવેલી અણધારી ને આશ્ચર્યજનક ક્રાન્તિ, આંતરરાષ્ટ્રીય, આર્થિક ને સામાજિક ઝઘડાઓને કેટલેક અંશે આભારી છે, પરંતુ તેનું સાચું ને મુખ્ય કારણ તો દેશભરમાં ફેલાએલી રાજકીય અશાંતિ જ છે.

સમસ્ત દેશમાં ફરી વળેલા રાજકીય મોજામાં અખિલ હિન્દ મહિલા પરિષદ જેવી આગેવાન સંસ્થા પાસેથી આગળ પડતા ને અસરકારક હિસ્સાની, તેમજ ઝડપભેર પ્રવૃત્તિની આશા જરૂર રાખી શકાય. આજ સુધીનો તેનો વેગ નિરાશા ઉપજાવે તેવો ધીમો હતો, પરંતુ ગરમ વાતાવરણની અસર તેના ઉપર હવે અવશ્ય થઇ છે.

## રાજકીય દષ્ટિ બિંદુ :

રાજકીય લડત તોડી પાડવા માટે રાજાઓ વગેરે તરફના કોમી ઝઘડા ઉભા કરવાના પ્રયાસ સામે પીઠ ફેરવીને, તેમજ સખત હાથે લડત ચલાવીને પરિષદે મહાન સેવા બજાવી છે. વળી, સમાન હકકના સિદ્ધાંતને વળગી રહીને સ્ત્રી વર્ગ તરીકે ( લગ્નની લાયકી સહ ) સ્ત્રીઓને ખાસ અનામત બેઠકો અપાવવાની લડત ચલાવીને પણ તેણે સ્ત્રી જનતાની તેટલી જ સુંદર સેવા બજાવી છે

આવા ઉમદા કાર્યમાં કદાચ તે નિષ્ફળ પણ નીવડે; અને તેમ બને તો તેમાં તેની તાકાત કે અંતરેચ્છાની ખામી નહીં હોય, સાર્વભૌમ સત્તાને પોતાનો–હિન્દનો નહીં–સ્વાર્થ જવાબદાર હશે.

દીલ્હીની બેઠકથી પરિષદનું પ્રથમ વર્તુલ સંપૂર્ણ થયાનું જણાઇ આવે છે અત્યાર સુધીની તેની શિક્ષણ પરિષદ સમી શરૂઆતમાંથી મુકત થઇને હવે તે દેશની સામે ખડા થયેલા પ્રત્યેક પ્રશ્નોનો સામનો કરવા કટિબદ્ધ થઇ છે.

## રાજકીય ક્ષેત્રમાં પ્રવેશ :

આ પરિસ્થિતિથી "મતભેદ ઉભો થયો; કારણ રાજકીય લડતને કોઇ પણ કાળે વાગી બેસે તેવો કાંટાળો માર્ગ કેટલાક તરફથી અખત્યારવામાં આવે છે. પરિષદને મુખ્યત્વે રાજકીય સંસ્થા બનાવવાની કોઇની ઇચ્છા નથી. તેને સ્ત્રી પ્રવૃત્તિ માટે અનામત રાખવાની ઉત્કંઠા છતાં, રાજકીય પ્રશ્નોના પગ પેસારા માત્રથી તેવું માની લેવામાં આવે છે,

હિન્દમાં બે મહાન રાજકીય બળો કામ કરી રહ્યા છે. એક અંગ્રેજોનું "સાર્વભૌમત્વ અને બીજું રાષ્ટ્રાભિમાન–આને લીધે કમ-

નસીબે હિન્દની પ્રત્યેક પ્રવૃત્તિને એકપક્ષીય ગણી લેવામાં આવે છે અને તેમ કર્યા વિના છૂટકો પણ નથી.

હજી પણ દેશમાં ઉંધે રસ્તે દોરવાએલાં એવાં ભેજાં પડ્યાં છે, કે જે એમજ માને છે કે સરકારની પ્રવૃત્તિઓ બીન રાજકીય છે, જ્યારે દેશની સંસ્થાઓ અને તેની ચળવળોજ રાજકીય છે. આથી તો બધી ભાંજગડો ઉભી થાય છે.

અંગ્રેજ સરકારનું પોતાનું રાજકીય ક્ષેત્ર ચોક્કસ થઇ ચૂકેલું છે, તો પણ હજી કેટલાક એવા છે, કે જે તેનાજ રંગે રંગાએલા છે, જો કે આવી સંખ્યા દિન પ્રતિદિન કમી થતી જાય છે.

આ વર્ગને રાજકીય શબ્દ માત્રની પણ ભારે ભડક લાગે છે; કારણ તેમના ભેજામાં કંઇ એવુંજ રમી રહેલું હોય છે કે રાજકારણીય પ્રવૃત્તિથી અંગ્રેજો અને તેની સાર્વભૌમ સત્તાને ખેવફા બની જવાય છે અને તેમ કરવાથી કદાચ સમર્થ અંગ્રેજોના કાયદા ને રક્ષણ પ્રત્યે બંડ ઉઠાવવા સરખું થઇ જાય છે.

રાજકીય પ્રવૃત્તિને પક્ષીય પ્રવૃત્તિ ગણાવવામાં એ લોકો તેમની દૃષ્ટિએ સાચા છે; કારણ દેશમાં તેમને સરકાર અને રાષ્ટ્ર એ બેજ પક્ષો પોતપોતાના બળને ટેકા સહિત નજરે પડે છે. દેશના ઉદ્ધાર, પ્રગતિ, ઉન્નતિ અને સુધારણા માટે હિન્દવાસીઓ માટે ફક્ત એક રાજકારણજ હોઇ શકે, એટલું તે જોઇ શકતા નથી.

મહિલા પરિષદનું ક્ષેત્ર સ્ત્રીઓ અને બાળકોના પ્રશ્નો પૂરતુંજ હોવાનો આપણે કદાચ આગ્રહ રાખીએ, તો પણ મનુષ્ય માત્રને સ્પર્શતા સર્વ પ્રશ્નોથી તે અલગ રહી શકે નહીં. રાજકારણનો એ એક મુખ્ય વિભાગ હોવાથી, રાજદ્વારી પ્રશ્નોના ઉકેલ શિવાય તેનો ઉકેલ થઇ શકે નહીં, તેથી રાજદ્વારી હીલચાલો સાથે અમારે કંઇ લેવા દેવા નથી, એમ કહેવું એ નરી મૂર્ખતા અને સત્ય હકીકત સામે આંખ મીંચામણાં કરવા સરખું છે.

આજે દેશની સામે તેની સ્વાતંત્રતાનો મુખ્ય પ્રશ્ન ખડો છે અને તે પ્રાપ્ત થાય તો જ આર્થિક ને સામાજિક સ્વતંત્રતા મેળવવાની આશા ગણી શકાય એ તદ્દન સ્પષ્ટ છે. રાજકીય સ્વાતંત્રતા પ્રાપ્ત કર્યા સિવાય સેંકડો દુઃખો ને સડાઓ દૂર કરવાના પ્રયાસો માત્ર દેખાવ પુરતાં થીંગડાં જ હોય શકે.

દીલ્હીનો નિર્ણય અનિવાર્ય હતો; કારણ દેશના સઘળા બળો મક્કમપણે આ દિશામાં પ્રયાસ કરી રહ્યાં છે. પરિષદને દેશના રાજકારણમાં હિસ્સો જોઇતો હોય તો તેણે પણ સ્ત્રીઓ તેમજ બાળકોની સુધારણાના ધ્યેયને વળગી રહીને દેશની પ્રગતિમાં સંગીન અને પ્રશંસા પાત્ર ફાળો આપવો જ રહ્યો.

સ્વદેશના ધ્યેયની સામે પીઠ ફેરવવાનું કે તેનાથી અલગ થવાનું તેને પરવડે તેમ નથી. આવું પગલું અવશ્ય આત્મઘાતક જ નીવડે.

**મુખ્ય ઠરાવો :**

આજના અનેક સળગતા પ્રશ્નોની પૈકી યુદ્ધ, કોમી ઝઘડા ને મજુરીના પ્રશ્નોની મુખ્ય છણાવટ પરિષદ કરી.

લાગવગની જમાવટ, આર્થિક સર્વોપરીપણું, અને સંસ્થાનોના કબજાના લોભના કારણે પરિષદે લડાઇને અનંત ને જંગલી દરિદ્રાઇ તરિકે ગણાવી, ભાઇબંધ રાજ્યોની સ્વતંત્રતા માટે ખાસ કરીને સત્તાધારી રાજ્યોની મહિલાઓને પરિષદે એકત્ર થવાની વિનંતિ કરી છે. એટલું જ નહીં, પણ અહિંસાના સિદ્ધાંતને પોતાના ધ્યેયને ફરીથી જાહેર કરીને યુદ્ધ સાથે હિંદને

કંઇ લેવા દેવા નથી એમ સ્પષ્ટપણે જણાવી દીધું છે.

હાલમાં મધ્યસ્થ રાજસ્થાની સભામાં પસાર થએલા 'ભારતી બોલ'થી દેશનો યુદ્ધ સામે પોતાનું વલણ જાહેર કરવાનો જન્મ સિદ્ધ હક્ક નષ્ટ થતો હોવાથી પરિષદે તેની સામે સખ્ત વિરોધ દર્શાવ્યો છે.

કોમી ઝઘડાની બાબતમાં પોતાની આર્થિક અને રાજકીય સ્થિતિ સુધારવાના ઉદ્દેશથી મધ્યમ વર્ગના લોકોએ તેને રાજકારણીય સ્વરૂપ આપી દીધું છે, તેમજ આમ વર્ગમાં હજી સડો પેઠો નથી, કારણ કે તેનાં દુઃખ સર્વ સામાન્ય હોય એમ પરિષદ માને છે.

કોમી ચુંટણીઓ તેમજ હક્કોને લીધે જ કોમી ઝગડાઓ આગળ વધતા રહેતા હોવાથી, દર્દના મુખ્ય મૂળ ઉપર જ ઘા કરવાની તેમજ કોમ વાદ પર ચાલતી સંસ્થાઓને ઓછી અગત્ય આપવાની જરૂર છે.

મજુરોને કારખાનાના ખર્ચની વિગત તરીકે નહીં પણ ભાગીદાર તરીકે ગણાવવાની પરિષદની જાહેરાતથી ખરેજ તે એક પગલું આગળ વધી છે.

ભાવિ જવાબદારી :

અખિલ હિન્દના સ્ત્રી જગતની સાચી પ્રતિનિધિરૂપ આ સંસ્થા બની રહે તે પહેલાં તેણે ઘણું કરવાનું છે, હજી તેણે ઘણાં ઉંડાં મજબુત મૂળ નાખવાં પડશે. આ સારૂ કાર્યકરોએ મજુરી કરનાર વર્ગ પાસે પહોંચી જવું પડશે, તેમના જીવન ઝઘડાઓ સાથે ઓતપ્રોત થવું પડશે, અને દબાએલા ચંપાએલાઓનાં દરરોજનાં દુઃખભાર સમજવાં પડશે.

સામાન્ય સમજની સ્ત્રીઓને આકર્ષણથી પરિષદ પોતા તરફ ખેંચશે, તેના દિલમાં ઠસાવશે કે આ તેની જ સંસ્થા છે અને તેનાં દુઃખ ઝીલવા ને હળવા કરવા જરૂરી પગલાં લેશે, ત્યારે જ પરિષદ માટે સાચું ને પ્રેરણાત્મક સ્વરૂપ આપોઆપ પ્રાપ્ત થઇ શકશે. પરિષદની અંદર સમાએલાં હાલનાં તત્વો આ આ બાબતની આગાહી પૂરી પાડે છે.

પરિષદ પાસે અનેક પ્રશ્નોના ઢગલા સીંચેલા પડયા છે, તે બધાને હળવા કરવા માટે હિંમતપૂર્વક પ્રયાસ કરવાની અગત્ય છે. નહીં તો પછી તે દેશના ગરમ લોહી અને હૃદયનો સુમેળ કરનારને બદલે રાજ્યની કોઇ કચેરી સમાન થઇ પડશે.

પ્રશ્નો કમી કરવાથી તેના નિર્ણયોનું વજન પડશે, એટલું જ નહીં પણ જગત ભરમાં તેના કાર્યની પ્રતિભા પણ પડી રહેશે.

રાષ્ટ્રીય મહાસભાનું આજે વજન પડે છે કારણ તેની પાછળ મજબુત પીઠબળ છે.

એના ઠરાવો ભલે સાદા હોય, અને તેનો કાર્યક્રમ ભલે એક જ બાબતમાં સમાઇ જતો હોય છતાં તેની સાદાઇ અને મક્કમતા નિરધાર દર્શક હોય છે.

મહિલા પરિષદે વધુ ટુંક અને સચોટ, વિષયોની પસંદગીમાં વધુ ચોકકસ અને તેની છણાવટમાં વધુ શુદ્ધ બનવું પડશે. જેમ જેમ વિષયોના સત્યાસત્ય તરફ આપણે ઉંડા ઉતરતા જઇએ તેમ તેમ તે આપણને વધુ સમજાતા જાય એ સ્વાભાવિક છે, સડી ગએલા મૂળને કાપી નાખવાથી એકજ ઝટકે સેંકડો રોગી ડાળોને નાબુદ કરી શકાય.

મુખ્ય પ્રવૃત્તિ સાથે નિસ્બત ન હોવી જોઇએ, પરંતુ તેની પાછળના આપણા પ્રયાસો તરફ આપણું ધ્યાન રહેવું જોઇએ.

દીલ્હી પરિષદે આ તરફ પ્રથમ પ્રયાણ કર્યું છે. જેમને આની જરૂરીઆત જણાતી નથી અને જેઓ આ પરિષદને દમ વગરની, વાચાળ ને ભાવિ વિનાની ગણી કાઢીને તેને છોડી ગયાં હતાં તેઓ હવે જરૂર પાછાં ફરશે અને સર્વના મિશ્ર બળથી હિન્દને મહાન દેશ બનાવવા માટેના પ્રયાસમાં પરિષદને સ્ત્રીઓની એક મહાન સંસ્થા બનાવશે.

# રાણી લક્ષ્મીબાઇ રાજવાડેની યોજનાનું સિંહાવલોકન

લેખિકા : શ્રી સુશીલા કુમારી આ. પંડિત

અખિલ ભારતીય મહિલા પરીષદ પાછલાં કેટલાંક વર્ષોથી સ્ત્રીઓને લગતા પ્રશ્નોને હાથ ધરી પોતાનું કાર્ય ધપાવી રહી છે. શરૂઆતમાં માત્ર અજ્ઞાનતા અને નિરક્ષરતા દૂર કરવાને માટે એણે સતત પ્રયત્ન આદર્યા હતા. ત્યારબાદ સ્ત્રીઓના સામાજિક પ્રશ્નોને યોગ્ય રીતે અમલમાં લાવવા માટે આજ દિન સુધી પ્રયત્નશીલ રહી છે.

છેલ્લાં કેટલાંક વર્ષોથી, આ કાર્યમાં સ્ત્રીઓએ ખૂબ રસપૂર્ણ ભાગ ભજવ્યો હોવાથી અને પોતાનું ક્ષેત્ર વિશાળ કરવાની દૃષ્ટિએ શ્રી. રજવાડેએ નવી યોજના અમલમાં લાવવા માટે બ્હેનોની આગળ મૂકી છે. આ યોજના, બ્હેનોને વિશાળ કાર્ય અને ઉચ્ચ ધ્યેય તરફ લઇ જાય, ને બ્હેનો પોતાના સ્થાનને યોગ્ય રીતે સમજી દેશ અને જાતિના કાર્યોમાં દરેક રીતે સહકાર આપી શકે એ દૃષ્ટિથી મૂકાએલી છે.

ભારતવર્ષની બ્હેનોની નિરક્ષરતાને કારણે તેમનું સામાજિક જીવન પણ એકદમ નીચે પડી ગયું છે. આ દિશામાં રચનાત્મક કાર્ય થાય તો જ આપણી જાતિ ઉન્નતિ કરી શકે. ભારતવર્ષમાં લોકોનો ત્રીજો ભાગ ગામડાઓમાં વસેલો છે. ગામડાઓમાં કાર્ય કરવાનું ક્ષેત્ર ઘણું જ વિશાળ છે પરંતુ તે કાર્ય કરનાર માટે ઘણી મુશ્કેલીઓ આવે તેમ છે. છતાં પણ જો બ્હેનો પોતાની નિઃસ્વાર્થ સેવાઓ આપી શકે તો આ કાર્ય હાથમાં લઇ શકાય તેમ છે.

આવી સેવાભાવી ને ત્યાગવૃત્તિ ધરાવતી બ્હેનો જરૂર આ દિશામાં કાર્ય ઉપાડી લે એ પ્રશંસનીય છે. અત્યારે આપણે શહેરો અને નગરોની અંદર આ કાર્યને કેવી રીતે વધારી શકીએ તે પર વિચાર કરીએ. આ કાર્યની વિશાળતા જોઇ રહેજે દરેક શિક્ષીત બ્હેન આની અંદર પોતાનો ફાળો આપી શકે તો જ મૂકેલી યોજના પાર પડે તેમ છે. આ દૃષ્ટિએ શરૂઆતમાં દરેક શિક્ષીત બ્હેન, ખાસ કરી મહિલા પરીષદની સભાસદ, આ કાર્ય પોતાના પાડોશ, મહોલ્લા ને બજારની અંદર સુગમતાથી ઉપાડી લે; કારણ કે આ કાર્યની શરૂઆતમાં એ ઘણું જ આવશ્યક છે કે થોડી બ્હેનો બીનપગારી કાર્ય શરૂ કરે. કાર્ય જેમ જેમ વધતું જાય તેમ તેમ આ દિશામાં આપણે થોડી સેવાભાવી બ્હેનોને ખાસ શિક્ષણ આપી વેતન સાથે પણ રાખી શકીએ.

આ કાર્યની અસર બ્હેનોના મનની ઉપર પડે—અને બ્હેનોને ખાસ આકર્ષણ ઉત્પન્ન થાય એ દૃષ્ટિએ સાધારણ વાતચીત, પ્રત્યક્ષ પાઠો (Demon stration), પ્રવાસો (excursions), મનોરંજક કાર્યક્રમો (entertainments) તથા સામાજીક સ્વાસ્થ્ય, અને નાગરિકતા ( Social Hygien and civics ) દ્વારા પ્રચાર શરૂ કરવો.

આનો સુંદર પ્રચાર માટે સૌથી પ્રથમ ન્હાનાં શહેરોમાં મહોલ્લાવાર કાર્ય આરંભ કરવું; મહોલ્લાઓ ઘણાં જ ન્હાનાં હોય તો મ્યુનિસિપાલીટીના વિભાગવાર કાર્ય આરંભવું. મુંબઇ જેવા મોટા શહેરોમાં પરાઓની અંદર પણ ન્હાના વિભાગો અથવા મહોલ્લાવાર કામ કરવું. મહોલ્લો પણ મોટો હોય તો તેની અંદર વિભાગો કરી દરેક વિભાગમાં ઓછામાં ઓછી સંખ્યા ૩૦ સુધી બ્હેનોની રાખવી.

જે બ્હેનો શિક્ષણ પ્રાપ્ત કરવાની દૃષ્ટિએ

આમાં રસ લેતી થાય તો તેમને સ્થાનિક આર્થિક સ્થિતિ જોઇ વગર પૈસે અથવા નજીવી રકમ લઇ કાર્ય શિખવાડવું.

દરેક વિભાગમાં બે બ્હેનો કાર્ય કરે. એક શિક્ષણને સ્થાન આપી અજ્ઞાનતા તથા નિરક્ષરતા ટાળે ત્યારે બીજી બ્હેન સામાજિક પ્રશ્નોને લક્ષ ખાસ કરી તંદુરસ્ત, નિરોગી જીવન જીવવાના પ્રશ્નો ઉપર વધારે ધ્યાન આપે. દરેક માસ પછી આ બે બ્હેનો પોતાના કાર્યની ફેરબદલી કરી શકે તેમ રાખવું.

અખિલ ભારતીય મહિલા પરિષદની સ્થાનિક સભાએ પોતાના વિભાગમાંથી એક ઐચ્છિક અવૈતનિક કાર્ય કરનાર બ્હેનને પ્રચાર શિક્ષણ પ્રાપ્ત કરવા પરિષદ તરફથી ખોલવામાં આવેલા training centre-શિક્ષણ કેન્દ્રમાં મોકલવી.

સ્થાનિકસભાએ એક સબ કમિટી જે મહોલ્લાઓમાં કાર્ય કરી શકે તેવી નીમવી. આ કમિટીના સેક્રેટરી બને ત્યાં સુધી આ દિશામાં કાર્ય પ્રણાલીનું શિક્ષણ લીધેલ હોવાં જોઇએ અથવા તો કોઇ પણ સભ્ય બ્હેને શિક્ષણ લીધેલું હોવું જોઇએ. આ સબ કમિટી પોતાનું કાર્ય અને તેનું વિવરણ વર્ષમાં બે વાર સ્થાનિક સભા આગળ રજુ કરે.

આ સબ કમિટી ઐચ્છિક કાર્ય કરનાર બ્હેનની ઉપર દેખરેખ રાખશે. આ કાર્યમાં દરેક જાતની આર્થિક અને બીજી મદદ પૂરી પાડવા સબ કમિટી જવાબદાર રહેશે. આની અંદર બને ત્યાં સુધી સ્થાનિક પ્રભાવશાળી બ્હેનો જેમને ઘણો વખત મળતો હોય, બ્હેનો જે જુદાં જુદાં કાર્યોમાં નિષ્ણાત હોય, અને જે સેવાભાવી સામાજિક કાર્યો કરનારી હોય તેમનો સમાવેશ કરવો.

આવી કમિટીની અંદર સ્થાનિક આગેવાન પુરૂષ કાર્યકર્તાઓનો પણ સમાવેશ થઇ શકે છે.

આ કાર્યની સરળતાને અંગે મહિનામાં એક વાર સભા જરૂર મેળવવી.

**The Trained member (શિક્ષિત સભ્ય)**

આ કાર્ય કરવા માટે શિક્ષણ પ્રાપ્ત કરેલ સભાસદને પૂર્ણ જવાબદાર ગણવી. સબકમિટી દરેક રીતે નિરીક્ષણ કરવા, સૂચનાઓ આપવા, આર્થિક અને બીજી મદદ આપવા બંધાએલી રહેશે. તે ઉપરાંત વર્ષનો કાર્યક્રમ પણ યોજી આપશે.

મહિલા પરિષદ તરફથી શિક્ષણ આપવાની સંસ્થામાં શિક્ષીત થએલ બ્હેન અથવા તો ગમે તે પરિષદ તરફથી નિશ્ચિત કરેલા સ્થાનેથી શિક્ષણ મેળવેલું હોય તેનેજ પૂર્ણ જવાબદારી સોંપવી. આ બ્હેન ઐચ્છિક અને અવૈતનિક કાર્ય કરનારી હશે એટલા માટે તેમને લગતાં જે ખર્ચ આવે તે સ્થાનિક એકત્રિત કરેલા ફંડમાંથી આપવું. આવી એક શિક્ષીત બ્હેન બીજી મહોલ્લાઓની બ્હેનોને શિક્ષણ આપી યોગ્ય કરી લેશે અને તે તૈયાર થએલી બ્હેનો મહોલ્લાઓમાં કાર્ય કરશે. તેમના વર્ષના કાર્યની રૂપરેખા તેમને સમજાવી તેમની ઉપર નિરીક્ષણ રાખશે. અને દરેક રીતે પોતે એને સબકમિટી દ્વારા મદદ પહોંચાડશે.

**કાર્યકર્ત્રીઓ :**

શિક્ષણ પ્રાપ્ત કરનાર બ્હેનો થોડો સમય અવૈતનિક કાર્ય કરશે. આવી બ્હેનો છ માસ કે વર્ષ સુધી સ્થાનિક શિક્ષણવર્ગોમાંથી શિક્ષણ લઇ ઉપયોગી થઇ પડશે.

**શિક્ષણનાં સ્થળો :**

ભારતવર્ષ જેવા વિશાળ દેશમાં જુદી જુદી જગ્યાએ આવા કેમ્પો કરવા મુશ્કેલ થઇ પડશે. તે માટે દરેક પ્રોવિન્સ આવી જાતના

કેમ્પો પોતાના વિભાગમાં કરે. આવું શિક્ષણ લેવા માટે શ્રી. રાણી લક્ષ્મીબાઇ રાજવડે આ વર્ષે પૂનામાં એક કેમ્પ ભરશે.

**આર્થિક સહાય :**

દરેક સ્થાનિક સભાએ પોતાના વિભાગમાં પ્રચાર માટે યોગ્ય ફાળો એકત્રિત કરવો. અને તેનો ઉપયોગ શિક્ષીત કાર્યકર્તા વડે કરાવવો.

**કાર્યદિશા :**

મહોલ્લાઓમાં ઉપર બતાવ્યા પ્રમાણે કાર્યને જેમ બને તેમ આકર્ષક બનાવી પ્રચાર કરવો. જરૂર પ્રમાણે ન્હાની પુસ્તિકાઓને છપાવી ઉપયોગ પણ કરવો, આ કાર્યને માટે જો દરરોજ બ્હેનોને એકઠી ન કરાય તો પણ અઠવાડીઆમાં ત્રણ વાર તો કરવીજ. સમય એમની અનુકુળતા પ્રમાણે નિશ્ચિત કરવો. આવી સભાઓમાં બ્હેનોને પ્રશ્નોદ્વારા પોતાના વિચારોની આપલે કરવા તક આપવી. પત્રિકા કે પુસ્તિકા જે એમની સમક્ષ મૂકવામાં આવે તે ઘણીજ સરળ ને સાદી ભાષામાં લખેલી હોવી જોઇએ.

આવી પુસ્તિકાઓમાં ખાસ કરીને આપણા જીવનને લગતા વિષયોની ચર્ચા ખાસ હોવી જોઇએ આ સંબંધી આપણે નીચેના વિષયો ચર્ચવા માટે ખાસ ધ્યાન આપવું.

શારીરિક વિજ્ઞાન, ગૃહવિજ્ઞાન, મહોલ્લાઓની સ્વચ્છતા ને આરોગ્યતા, સુવરાઇખાતા સંબંધી જ્ઞાન, સામાન્ય વિજ્ઞાન તંદુરસ્તી બાળકોની માવજત, ખોરાક, પાડોશ અને સહકાર, ન્યાયાલયો, પોલીસખાતું, કચેરીઓ, પોસ્ટ ઓફિસ, રેલ્વે અને બસો સંબંધી, બેન્કો, વ્યાપાર, સ્વદેશી, રાજકારણ, નિયમો, લગ્ન અને કૌટુમ્બિક વિષયો, ધર્મ અને અસ્પૃસ્યતા, પુસ્તકો, વર્તમાનપત્રો, રેડિઓ, સીનેમા. નાટકશાળા અને મેળાઓ, ભારતીય ઇતિહાસ, ભારતના દૈનિક ચર્ચાતા વિષયો, દુનિયામાં ચર્ચાતા આજકાલના વિષયો, દુનિયાના પ્રદેશો, દુનિયાની મુખ્ય વ્યક્તિઓ, સ્થાનિક મુખ્ય વ્યક્તિઓ, સ્થાનિક મુખ્ય સંસ્થાઓ, ભારતીય ભૂગોળ, દૈનિક વિજ્ઞાન, પ્રાકૃતિક ઇતિહાસ, કેટલાંક ધંધાઓ, દેશની પેદાશ, દેશમાં બનતી વસ્તુઓ, દરરોજ સંબંધમાં આવનાર ધંધાદારો, અને નિવૃત્તિ સમયના કામો.

આ પ્રમાણે જોતાં આપણે જોઇ શકીએ છીએ કે આ યોજનાને કાર્ય રૂપમાં પરિણિત કરવાથી આપણે ઘણી સરળતાથી આપણા ધ્યેયને વળગી રહી રચનાત્મક કાર્ય કરી શકીએ છીએ. હું તો માનું છું કે બ્હેનો, જે આ પરિષદ સાથે સંબંધ ધરાવે છે, તેઓ અને બીજી બ્હેનો પણ આની ઉપર વિચાર કરી આને અમલમાં લાવવા પૂર્ણ પ્રયત્ન કરશે. એટલુંજ નહિ પણ પોતાની આ દિશામાં કાર્ય કરવાની ઉત્સુકતા પણ જાહેર કરશે.

આપણા દેશમાં ઘણે ઠેકાણે ગૃહ ઉદ્યોગ ઘણાજ ન્હાના પ્રમાણમાં હોવાથી–ઘણી સંખ્યામાં બ્હેનોનો વખત ગપ્પાં મારવામાં, નિન્દાખોરી કરવામાં, અને ધંધા વગરના પડી રહેવામાં જાય છે, તો એ સમયનો સદુપયોગ કરી જરૂર આ દિશામાં પોતાના સમયનો ફાળો આપી દેઇ, જાતિ ને ધર્મની ઉન્નતિ કરવામાં ચૂકવું નહિ.



## [૧] ઉપલા થરની સ્ત્રીઓને સલાહ

લેખિકા : રાણી લક્ષ્મીબાઇ રાજવાડે

આ નાનકડો લેખ, સામાન્ય રીતે સુખાસીન કહેવાતા વર્ગની સ્ત્રીઓને–કે જે વર્ગના હોવાનું મારું પણ સદ્‌ભાગ્ય અને દુર્ભાગ્ય છે–અર્પણ કરવાનું મને મન થાય છે. અમારા વર્ગની સ્ત્રીઓ, સદ્‌ભાગી છે કે તેની પાસે સાધનો અને અનુકૂળતાઓ છે, સંસ્કાર અને ફુરસદનો વારસો મેળવવા પુરતી પણ તે સદ્‌ભાગી છે. દુનીયાભરમાં સ્ત્રીત્વનો જે ઉંચામાં ઉંચો અને સૌથી વધારે વાસ્તવવાદી આદર્શ છે તેમાં હિંદની બાકીની સ્ત્રીઓ સાથે સહભાગી થવા પુરતી પણ તેઓ નસીબવાન છે.

પણ દુર્ભાગ્યે અમારામાંની ઘણી સ્ત્રીઓ આ તકનો ઉપયોગ કરતી નથી. તેમ હિન્દી સ્ત્રીત્વમાં જે મૂળભુત આદર્શ સમાયલો છે તે પણ સમજતી નથી. જ્યાં જ્યાં હું જાઉં છું–મોટાં શહેરોમાં કે કસ્બાઓમાં–ત્યાં ત્યાં મને જણાય છે કે, મારા વર્ગની સ્ત્રીઓ એકંદરે સામાન્ય પ્રકારનું જીવન જીવવામાં જ સંતોષ માની લે છે. ઘરકામ પર સહેજ સાજ દેખરેખ રાખવી, કાંઇક વાંચવું,–મોટા ભાગે તો ચોપાનીયાં કે નવલકથાઓ–કાંઇક શોખ, પતિના જીવનમાં સહેજસાજ સાહચર્ય, અને મોટે ભાગે સામાજિક મોજમજાહ રમતગમત અને આળસુપણું આટલો મોટે ભાગે એ વર્ગનો ક્રમ થઇ પડેલો છે. અલબત્ત આમાં કેટલાક અપવાદો જરૂર છે. તેમ હું એ પણ જાણું છું કે, મહાસભાની ચળવળોમાં ભાગ લેનારી સ્ત્રીઓનો મોટામાં મોટો ભાગ તેમજ, ગામડાંઓમાં કે બીજે સામાજિક કે એવું લોકહિતનું બીજું કાર્ય કરનારી સ્ત્રીઓ મોટે ભાગે મધ્યમ અને ઉપલા વર્ગની છે. તેઓને મારા વંદન હો. છતાં મારે એટલું તો કહેવું જ પડશે કે મારા જેવા સુખાસીન વર્ગની સ્ત્રીઓનો મોટો ભાગ, હેતુ વિનાનું નિષ્ફળ અને છીછરું જીવન જીવે છે.

અમારામાંની કેટલીક સ્ત્રીઓ એમ માનતી જણાય છે, કે માતા અને ગૃહિણિ તરીકેનું કાર્ય સામાજિક રીતે એટલું કીમતી અને અનિવાર્ય છે કે એ કાર્ય સંતોષકારક રીતે પૂર્ણ કરનારી સ્ત્રીઓ તેઓના જીવનની સાર્થકતા કરી નાખે છે. સ્ત્રીના જીવનમાં માતૃત્વ એ એક મહત્ત્વનું અને કીમતી અંગ છે એ હું કબુલ કરું છું. પરંતુ તે સાથે એની પાછળ આપણો બધો જ સમય ખર્ચાઇ જતો નથી, તેમ સમાજ આપણી પાસેથી જે કાંઇ આશાઓ રાખી રહ્યો છે તેની પરિસમાપ્તિ એટલામાં જ થઇ જતી નથી એ પણ એટલું જ સાચું છે. એ ગમે તેમ હોય છતાં આપણા વર્ગની સ્ત્રીઓ

સામે જે મુખ્યત્વે ફરીયાદ થઇ રહી છે તે આપણે માતાઓ કે પત્નીઓ તરીકેના કાર્યમાં ખુબ રચીપચી ગઇ છે એ નથી પરંતુ આપણે સારી ' સોસાયટી ' સ્ત્રીઓ કે ' ક્લબ જગત સ્ત્રીઓ ' બનવા બેઠી છે તેની સામે છે.

અને મને ખરેખર લાગે છે કે, આપણી સામેનો આ ઘણોજ ગંભીર આક્ષેપ છે. ઇતિહાસમાં કેટલોક યુગ એવો આવે છે ખરો કે જ્યારે સુખચેનમાં જીવન જીવી શકાય. હિંદના ઇતિહાસમાં એવો ઘણો સમય આપણને મળી ચુક્યો છે. પરંતુ આપણું જીવન એવા સંજોગોમાં જકડાયું છે કે આપણે ખુબ પરિશ્રમપુર્વકનું જીવન જીવવું જોઇશે. હું કાંઇ એમ કહેવા માગતી નથી, કે આપણે કોમની સેવા કરવા માટે સર્વસ્વનો ભોગ આપવો. પણ આપણા કરતા જેઓ ઓછી સદ્‌ભાગી હોય એવા વર્ગની સેવા પાછળ, આપણે આપણો થોડો સમય તો આપવો જ જોઇએ એમ મને લાગ્યા વિના રહેતું નથી.

જેઓને સહાયની જરૂર હોય, એવા લોકોમાં જ કામ કરવા માટે, સમગ્ર જીવનનું સમર્પણ કરવા જેવી સ્થીતીમાં જે સ્ત્રીઓ હોય તેઓને મારું માથું નમે છે. આવાં કાર્યને તો વ્રત જ લેખવું જોઇએ અને એવાં કાર્ય કરનારી સ્ત્રીઓને વ્રતસ્થા તરીકે ઉલ્લેખવી જોઇએ; મોક્ષ મેળવવાના લોભમાં હિન્દુ સ્ત્રીઓ જે સેંકડો વ્રતો હમેશાં કર્યા કરે છે તેના કરતાં પણ આ વ્રત તો મોટું છે કારણ કે આ વ્રત બીજાઓની—આપણા હજારો દેશબંધુઓ અને બ્હેનોની મુક્તિને માર્ગે લઇ જાય છે.

પણ આવું જીવનકાર્ય કરનારી બ્હેનોને બાજુએ રાખીએ તો પણ આપણે આપણી શકિત મુજબ જરૂર થોડું ઘણું કાર્ય કરી શકીએ. આપણામાંના કેટલાકો નાણાંની મદદ કરી શકે તો બીજાઓ ફંડ એકઠું કરી કાર્યકરોને ઉત્તેજન આપી શકે. આવું કાર્ય જે કોઇ સ્થાને થઇ રહ્યું હોય, તેવા મથકોમાં જઇને થોડું ઘણું સામાજિક સેવાકાર્ય પણ તેઓ કરી શકે.

આપણે ત્યાં સામાજિક કાર્યકરોની ભારે ખોટ છે એ આપણે સૌ જાણીએ છીએ. આપણી જરૂર તો એટલી મોટી છે કે સંખ્યાબંધ સ્વયંસેવકો એમાં કામ લાગી જાય. આપણે આપણી ક્લબોમાં, બ્રીજ રમવામાં કે ટોળટપ્પા ઉડાવવામાં જે સમય બગાડીએ છીએ તે સમય આપણે સહેલાઇથી સામાજિક કાર્ય પાછળ ગાળી શકીએ. એવાં ઘણાં કાર્યોમાં આપણે સહાયભૂત થઇ શકીએ.

મુદ્દાની વાત એટલી જ છે કે આપણે ગંભીર અને ઉપયોગી સેવાકાર્ય પાછળ આપણો થોડો ઘણો સમય આપવો જ જોઇએ. કોલેજની વિદ્યાર્થીનીઓ તેઓની રજાનો વખત ગામડાંઓમાં કે મજુર લત્તાઓમાં ગાળી શકે. ગામડાંઓની પ્રજા સાથેના આવા સંસર્ગથી તેઓને જરૂર લાભ જ થશે.

અને હવે પછીની પેઢીમાં કામ કરવાની તીવ્ર તમન્ના છે એ તો હું જોઇ શકું છું. સમાજની અને દેશની જરૂરીઆતોને સંતોષવા તેઓ તત્પર છે. એટલે મધ્યમ અને ઉપલા વર્ગની ઘણી સ્ત્રીઓ તેઓના સમયનો મોટો ભાગ સામાજિક કાર્ય પાછળ ગાળશે અને તેઓને માટે કામ કરવાનું વિશાળ ક્ષેત્ર ખુલ્લું છે એ પણ તેઓ સારી રીતે જાણે છે.

[ ' જન્મભૂમિ 'માંથી સાભાર ઉદ્ધૃત. ]

## [ ૨ ] રાષ્ટ્રના 'બાળ-ધન'નું મહત્વ

લેખક : પ્રા. રામરાય મોહનરાય મુનશી

હિંદમાં કેળવણીના અનેકરંગી અખતરા શરૂ થઈ ગયા છે. પ્રતવાર-પ્રાથમિક અને પુખ્તવયિક-શિક્ષણની વિચારણા ચાલે છે. હુન્નરકળા અને ઉદ્યોગી શિક્ષણની યોજના થાય છે. વિદ્યાપીઠોની પુનઃરચનાનો પ્રશ્ન ઉપસ્થિત થયો છે. શારીરિક તાલીમ અને લશ્કરી તાલીમની અગત્યતા સમજાઈ છે.

આવી અનેક દિશામાં ભારતના ભાવિ નાગરિકોનો પ્રશ્ન અગ્રગણ્યોને ઉકેલવાનો છે. પણ એ પ્રશ્નનું મૂળરૂપ મારા નમ્ર મત પ્રમાણે પ્રજા સમક્ષ મૂકવા ઇચ્છું છું.

કેળવણી અને તાલીમની કોઈ પણ યોજનામાં બાળકોનું સ્થાન મૂળભૂત હોવું જોઈએ. શહેરોની શેરીઓમાં રખડતા કે ગામડાની ભાગોળે રમતાં બાળકો—આવતી કાલે એક વીશી પછી રાષ્ટ્રના કાર્યવાહકો થનાર છે એ યાદ રાખીને તે બાળકો પ્રત્યેનો ધર્મ સમજી લેવો જરૂરનો છે.

ભારતના બાળકો એજ આપણું સાચું ધન છે. એ હાલ તો વેડફાઈ જાય છે. એની સમીક્ષા છૂટીછવાઈ ઘણી થઈ છે. પણ રાષ્ટ્રીયતાની દૃષ્ટિએ હજુ સુધી 'બાળ-સર્જન'ની વિચારણા થઈ નથી. બાળ સર્જનનો પ્રશ્ન અલગ કે અટુલો નથી. એ પ્રશ્ન સાથે માતા પીતા-કુટુંબ-સંબંધીઓ – સ્નેહીઓ-સમાજ, શાળા-શિક્ષક અને સરકાર-એટલે ધારા, કાયદા અને વહીવટતંત્રનો સંકળાયેલો સંબંધ છે.

મહાસભાના મોવડીઓએ 'બાળસર્જન'ને રાષ્ટ્ર સર્જનના પાયા તરીકે સ્વીકારી તેનો સાર્વત્રિત વિચાર કરવાની જરૂર છે. બાળકને રમતનાં સાધન-વાર્તારૂપે સમજુતની જરૂર છે. પણ બાળકો 'ઘેર' વસે છે, એટલે ઘરની રીતભાત ટેવો તથા વાતચીતથી બાળકોના લક્ષણ ઘડાય છે—એટલે માબાપને કાજે બાળકોની બાબત, સમજાવી શીખવવાની જરૂરીયાત તેટલી જ છે—પાડોશીના બાળકો તરફ ફરજો છે—અણબનાવ હોય તો પણ બાળકોને તેમાંથી વિમુખ રાખવા જોઈએ. દુશ્મનના બાળકને પણ આંખે વાગેલું જોઈએ તો તેની સારવાર કરવાની ફરજ છે. શાળાનું વાતાવરણ સામુદાયિક હિત અને માન્યતા પર રચાવું જોઈએ. "મારૂં" નહી, પણ "અમારૂં અમે-અમે મો" એ વિચાર અને એ ભાવના શાળામાં કેળવવાની જરૂર છે. શિક્ષકોનું વર્તન માના ભાવથી ભરેલું જોઈએ. શિક્ષક એટલે પરીક્ષા પાસ કરાવનાર અને શાળા એટલે પરીક્ષાનું યંત્ર એ પ્રથા નષ્ટ કરવી જોઈએ. શિક્ષકની ભાવના બાળકો અને વિદ્યાર્થીઓનું માનસ અને વલણ સમજી તેને ખીલવવાની હોવી જોઈએ: ઉચ્ચ આદર્શો વાર્તારૂપે બાળકોમાં રેડવા જોઈએ. નિરીક્ષણ અને તુલના બુદ્ધિ—સામાન્ય ચર્ચાથી કેળવી શકાય. પ્રત્યેક બાળક રાષ્ટ્રના શરીરનું સામાજિક, નૈતિક અને આર્થિક તત્વ છે એ ભાવના હોવી જોઈએ. બાળક રાષ્ટ્રનું બળ છે, એ દરેકને હૈયે કોતરાઈ રહેવું જોઈએ.

આ ભાવનાથી બાળ-સર્જન પરિષદ મહાસભાએ મેળવી એક અઠવાડીયા સુધી સ્વતંત્ર ચર્ચા ચલાવી બાળસર્જનના અનેકવિધ અને અનેક અંગના સંપૂર્ણ ધ્યેય અને ધોરણોનો નિર્ણય, બાળ શિક્ષકોની—કોઈ પણ ખરચે-યોજના કરવી જોઈએ. ૪-૮ વર્ષ સુધીના બાળકોના શિક્ષકો, ૮-૧૨ વર્ષ સુધીના કુમાર-કુમારીનાં શિક્ષકો, અને ૧૨ થી ૧૮ વર્ષ સુધીના યુવાન વર્ગના શિક્ષકોનો પ્રત્યેક

વર્ગ કરી નિષ્ણાત ધોરણપર રચાવવી અને અપાવવી જોઇએ.

આ મહાકાર્ય જીલ્લા બોર્ડ કે સ્કુલ બોર્ડ કે મ્યુનીસીપાલીટીઓનું નથી આવી કેળવણીનો વહીવટ ભલે તેમની મારફત થાય પણ સમસ્ત દેશનું ભાવિ જે બાળકો પર રચાયલું છે તેમના સર્જન કાજે મહાસભાએ અન્ય સંસ્થાઓના સહકારથી અખિલ હિંદ બાળ સમિતિ All India childrens Board નીમવી જરૂરની છે. પ્રાંતોના વહીવટ અને ધારા-કાયદા કાજે જેમ સંકેશત ખાતું રચપાયું છે તેવું જ એક ખાસ ખાતું મહાસભાની કચેરીમાં રચપાવું જોઇએ.

" હું હિંદી રાષ્ટ્રનો સંરક્ષક છું. હિંદની વિરાટ આર્થિક શક્તિમાં મારૂં સ્થાન છે. રાષ્ટ્રની ઐક્યતા અને રાષ્ટ્રના અવિભાજ્ય સાર્વભૌમત્વના રક્ષણ કાજે મારૂં બલીદાન દેવાનો મારો ધર્મ છે. રાષ્ટ્રના રાજકારણમાં મને ઉંચામાં ઉંચા સ્થાનની શક્યતા છે અને નાનામાં નાનું કામ કરવાની મારી ફરજ છે. રાષ્ટ્ર એટલે-હું-હમે-હિંદના બાળકો-વિદ્યાર્થીઓ-યુવાનો " એ ભાવના કેળવવા પોષવા અને સક્રિય કરવાનો ધર્મ મહાસભા અને પ્રત્યેક રાષ્ટ્રવાદીનો છે.

## [ ૩ ] કાયદેસર અન્યાય

લેખક : શ્રી. નાગરદાસ પંડ્યા

આજે ખંડે ખંડમાં લોકો ન્યાય માંગી રહ્યા છે. મજુર વર્ગ શ્રીમંત પાસે ન્યાય માગે છે, પછાત કોમો ઉચ્ચ કોમો પાસે ન્યાય માગે છે, સંજોગોને જોરે જેમણે પોતાના દેશને વ્હેંચી મારેલો તેવાં રાજ્યોની પાસે, ફરીથી પગભર થયેલી પ્રજાઓ પોતાના એ જીતાયલા ભાગો તલવારને જોરે માગે છે અને તેમાં દલીલ તરીકે ન્યાયને આગળ ધરે છે; પણ આમાં કોઇ પણ ન્યાય માગનારાઓ પાછળ ફરીને જોતા નથી કે પોતાને ઘર-આંગણે તેઓ મનુષ્યજાતના અરધા ભાગને ઘોર અન્યાય કરી રહ્યા છે. બધાય દેશોમાં એક કે બીજા સ્વરૂપે, થોડા કે વધારે પ્રમાણમાં પુરુષજગત સ્ત્રીજગતને પોતાની સત્તાના સકંજામાં દબાવી રહ્યું છે. બીજા દેશોમાં તો કંઇ કંઇ પ્રકારે બળ કરી સ્ત્રી જાત એ દબાણમાંથી માથું ઊંચકી બહાર પડી છે, ઠેઠ લશ્કરી સૈનિક તરીકેનાં-જેને આપણે નિરપવાદ પુરુષ જાતિનેજ ઉચિત માન્યાં છે તેવાં કાર્યોમાં પણ તેમણે પોતાના પુરુષોને સ્થાને ઊભા રહેવાની ઉમેદવારી નોંધાવી છે.

પણ આ બાબતમાં આપણો દેશ તો હજી ભયંકર સંકુચિતતા દર્શાવી રહ્યો છે એમ કહ્યા વિના નહિ ચાલે. જેટલું પ્રભુત્વ કોઇ નિર્જીવ વસ્તુ, દાખલા તરીકે બેસવાની ખુરશી, લખવાની પેનસીલ ઉપર ભોગવી શકાય તેટલું સ્વામીત્વ આપણા નરવીરો નારી જાતિ ઉપર ભોગવે છે. કેમ જાણે એમણે ગુમાવેલી બીજી રાજકીય વગેરે સત્તાઓનું, અહીં વેર વાળતા હોય. આટલી જાગૃતિના કાળમાં પતિદેવનો એઠવાડ પીનારી સતી, પતિનો પગ ધોઇ એ ચરણોદક પી જઇ પોતાને ધન્યવાદ લેખતી લલનાઓ ભલે સનાતનીઓ માટે ગૌરવનું દૃશ્ય હોય પણ સામાન્ય બુદ્ધિ તો કહેશે કે એ આપણી શરમ છે. એક મનુષ્યનો એઠવાડ બીજું પીએ તે નરી અધમતા જ છે. એમાંથી પીનાર અને પાનાર ઉભયની અધોગતિ જ જન્મે છે. એમાંથી સારી સંતતિ મેળવી શકાય એ બુદ્ધિમાં ઊતરી શકતું નથી; જો એ સાચું હોય તો પછી વીર કરસનદાસ જે અનાચાર સામે ઝૂઝ્યા હતા, તે-નવપરિણીતા વધૂને પ્રથમ રાત્રિ આચાર્ય દેવની સેવા માટે મોકલવાની પ્રથા પણ-આચાર્ય દેવના ઇશ્વરત્વની માન્યતાની ઓઠે સાચાં માનવી પડે.

પતિદેવની દાસી, પતિપરાયણા સતી વગેરે આપણા વચગાળાનાં શાસ્ત્રોની મૂર્તિઓએ સ્ત્રીજગતને એ પરાધીનતામાં રાચતી કરી મૂકી છે, પરાધીનતાને સ્ત્રીઓ માટેનો આદર્શ બતાવવામાં આવ્યો છે. શાસ્ત્રો તો રાજાને પણ દેવ તરીકે જ પૂજવાનો આદર્શ રજૂ કરે છે, જેને અત્યારે આપણે કોઇ પણ રીતે માન્ય ન કરી શકીએ. પણ સ્ત્રીઓને તો યુગના યુગથી આપણે પરતંત્ર રાખી છે. એમને માટે સ્વતંત્રતાનો ખ્યાલ પણ આપણને ભયંકર લાગે છે, અરે, સ્ત્રીઓને પોતાને પણ એ ભીષણ લાગે છે. સ્વતંત્ર સ્ત્રીની કલ્પના તરફ આપણે ઘણા ભણેલાઓને પણ મ્હો મરડતા જોઇએ છીએ.

જેમ પેલા અંધારા ભોંયરામાં ગોંધી રાખેલા કેદીને બ્હાર નીકળતાં, ખુલ્લો પ્રકાશ અસહ્ય થઇ પડયો હતો, તેવું આપણી બ્હેનો અને માતાઓને આજે થાય છે. કદી નહિ અનુભવેલી સ્વતંત્રતાના ખ્યાલ માત્રથી તેઓ ચમકે છે.

पिता रक्षति कौमारे पति रक्षति यौवने
पुत्रो रक्षति वार्धक्ये न स्त्री स्वातंत्र्यमर्हति।

એ આપણું સૂત્રઃ ગાર્ગી, દ્રૌપદી, કુમારદેવી, ઝાંસીની રાણી વગેરે દ્રષ્ટાન્તો આપણે માટે ગણતરીમાં લેવાલાયક નથી. સ્ત્રી તો એક માત્ર રક્ષવાની અને સાચવી રાખવાની વસ્તુ જ આપણે માટે છે.

આનું મૂળ કારણ તો એજ છે કે આપણે-ખાસ કરીને આપણા શાસ્ત્રકારોએ-સ્ત્રીઓ તરફ એકજ માત્ર જાતીય દ્રષ્ટિથીજ જોયું છે, સ્ત્રીઓ આપણી દ્રષ્ટિમાં એક માત્ર જાતીય પ્રાણીઓ ( Sexual animals ) જ છે. એમનાં બુદ્ધિ, બળ, મૃદુતા, રસિકતા, આહ્લાદકશક્તિ વગેરેમાંથી એક પણ ગુણ આપણે લક્ષમાં લીધો નથી અને જ્યાં લીધો છે ત્યાં જાતીયતા ( Sexuality )ને પ્રથમ ધ્યાનમાં રાખીને આપણે એ ગુણોને વિચાર્યા છે. પુરુષને હમેશ ભય લાગ્યા કર્યો છે કે સ્ત્રી સ્વતંત્ર થશે તો પોતાના જાતીય સંતોષ માટે જે સામ્રાજ્ય પોતે ભોગવી રહ્યો છે તે ચાલ્યું જશે. પોતાના ચડીઆતા પશુબળથી સ્ત્રીજાતિની ચડીઆતી મૃદુતાને પોતે દબાવી દીધી છે અને યુગો થયાં એમની રસિકતાનો પોતે સ્વામી થઇ બેઠો છે. એ સ્વામીત્વ સાચવવાને એણે શાસ્ત્રો બનાવ્યાં, રિવાજો દાખલ કર્યા, અને એ રીતે લોકદેહના અર્ધા અંગને પક્ષાઘાતથી પીડાતું કર્યું છે. એનો દંડ આજે પુરુષ ભોગવી રહ્યો છે. ઘૃણાજનક દુરાચાર, પાર વિનાની હત્યાઓ, ત્રાસોત્પાદક વ્યાધિઓ, અને નજરને ચમકાવતી ઉત્ક્રાંતિઓ બધુંજ એ અન્યાયનું સીધું પરિણામ છે. ગંજાવર ખર્ચે ચાલતા પોલીસખાતાને હંફાવતી ડાકુવૃત્તિ, બેફામ વેશ્યાવૃત્તિ અને દિનપરદિન વધારે વ્યાપક બનતી બેકારી આ અન્યાયથી ઊતરી આવ્યાનું નવીન સમાજશાસ્ત્રીઓ પોકારીને કહે છે. આ અન્યાયનું પ્રાયશ્ચિત જેટલું મોડું થશે એટલી વધારે વાર મનુષ્ય જાતિના આ વધતા વ્યાધિઓને મિટાવતાં થશે.

આપણે ત્યાંજ સ્ત્રીજાતિને અન્યાય થાય છે એમ કહેવાનો આશય નથી, softer sex, weaker vessel વગેરે શબ્દો પાછળ યુરોપમાં પણ એજ ભાવના છૂપાયેલી છે. હિટલરના સ્ત્રીજાતિને, રસોડું સાચવવાના હુકમ પાછળ આજ આશય રહેલો છે. પણ એ રીતે પોતાની આપખુદી ટકાવીને દુન્યવી આનંદો પોતાની જ રીતે પોતાના જ સ્વાર્થ માટે માણવાના પુરુષ જાતિના પ્રયત્નો આખરે અન્યાયપ્રેરિત હોઇ નિષ્ફળ જ થવાના છે. સ્ત્રીજાતિને અબળા કહેનારાઓએ જ એમને અબળા બનાવી છે,

એક દૃષ્ટાંત લઇએ. જો આપણું પાંજરાના પોપટ પ્રતિનું વર્તન વ્યાજબી હોય તો પાંજરા બહારના પોપટ જીવી જ ન શકવા જોઇએ. પણ એ ખુલ્લામાં વસતાં પંખીઓ જીવનની લ્હાણ વધારે આનંદથી ભોગવે છે. એ ન્યાયે તો અંગ્રેજી રાજ્યની ધુંસરી આપણા કેવળ કલ્યાણ માટે જ મનાવી જોઇએ. એ જતી રહે તો આપણે જીવી ન શકીએ.

ત્રિયારાજની કલ્પના કોઇ બનાવટ નથી—એક સત્ય કથની છે, અને હજી પણ પુરુષો નહિ ચેતે તો જાગ્રત થયેલી સ્ત્રીજાતિ એમને તોબાહ કહેવડાવવા તૈયાર થશે. માટે આપણે સવેળા વિચારી લઇએ કે સ્ત્રીજગતને આપણે બહુ વખત અન્યાય કર્યો છે, એમને સંસાર-શકટ વહેવામાં બરાબર અર્ધી જવાબદારી મળવી જોઇએ અને સાથે એમની સરખી સત્તાનો સ્વીકાર થવો જોઇએ. ખરી રીતે તો આજસુધી આપણે એને કીધેલા અત્યાચારો બદલ અત્યારે સત્તાના ૭૫ ટકા એને મળી જવા જોઇએ અને પુરુષજાતિએ પોતાની સત્તા ૨૫ ટકા જ અનામત રાખવી જોઇએ, તો આજ પર્યંતનો અન્યાય કંઇક અંશે ભરપાઇ થયો કહેવાય. દરેક વર્તુલમાંથી એમને ભાગે આવતાં રૂંધનો દૂર થવાં જોઇએ. એ સ્વતંત્ર સ્ત્રીશક્તિમાંથી જે બળવાન પ્રજા ઉત્પન્ન થશે એ જ અત્યારના જગતને બ્હીવડાવી રહેલા કોયડાઓનો ઉકેલ લાવી શકશે.

અત્યારે તો સ્વતંત્રતાની વાતો કરતા આપણા સમાજમાં સ્ત્રી બહુ કરે તો મહેતાજી અને એથી આગળ વધે તો નર્સ થઇ શકે છે, અને સ્વતંત્ર જીવન ગાળનારી એટલે જે પતિની વેચાણ નથી બની એવી સ્ત્રી તો હજી આપણી કલ્પનાની બહાર છે. સ્ત્રીને તો પરણ્યા વિના ચાલે જ કેમ એ આપણા વ્યવહારની શ્રુતિ છે. સ્ત્રી ન પરણે તો સમાજમાં દુરાચાર ફેલાય. કેમ જાણે આજસુધી સ્ત્રીઓ પરણી તેથી દુરાચાર જરાપણ ઉદ્ભવ્યો જ ન હોય ! એને પરણવાનું ફરજિયાત છે, અને પરણ્યા પછી પતિદેવના ગમે તેવા સ્વચ્છંદને સહી લેવાનો છે. પતિ એક પરણેતરને છોડી દઇ ગમે તેમ રખડે પણ એની પરણેતરને તો એ પતિની વફાદારી નિભાવ્યે જ છૂટકો. એથી વધારે મરણ પામેલા પતિ પાછળ સૌભાગ્યનું બલિદાન આપી એણે વૈધવ્ય પાળવાનું છે, જ્યારે પતિદેવ એની સ્મશાનયાત્રામાંથી પાછા આવીને બીજીને પરણવાને કંકુનો ચાંલ્લો કરાવે છે. એ બધી આપણા આર્યત્વની ફજેતી નથી તો બીજું શું છે ?

છતાં આર્ય સંસાર સુખી છે. એમાં સુખ અને સંતોષનાં ચિત્રો ખરેખર મોહક પણ હશે, પણ એ અન્યાય તે અન્યાય જ છે. આપણા સંસારની સુખી બાજુ એ આપણી, ક્ષમાશીલ, અતિ ઉદાર, આત્મત્યાગી, બીજાના સુખ માટે જીવવામાં જ જીવનને સાર્થક માનનારી ગૃહદેવીઓને લીધે જ છે, અને એમના માનને ખાતર આપણે જે અન્યાય સમસ્ત સ્ત્રીજાતિને કરી રહ્યા છીએ એનું વેળાસર પ્રાયશ્ચિત કરવું જોઇએ. (અપૂર્ણ)

[ 'જ્યોતિર્ધર 'માંથી સાભાર ઉદ્ધૃત. ]



**સ્ત્રીઓની સભા :** દરબારશ્રી ગોપાળદાસના પ્રમુખપદે સ્ત્રીઓની એક જાહેર સભા રાજકોટથી વિજય મેળવી પાછા ફરેલા લીંબડીના સૈનીકોને અભિનંદન આપવા મળી હતી. આ સભામાં દરબારશ્રી અને પૂજ્ય ભક્તીબાના દર્શન કરવા માટે આસપાસના ગામડાઓમાંથી પણ સ્ત્રીઓ મોટી સંખ્યામાં જમા થઇ હતી.

બે હજાર સ્ત્રીઓની આ ગંજાવર સભા સમક્ષ બોલતાં દરબારશ્રીએ રાજકોટની લડતમાં લીંબડીના સૈનીકોએ આપેલા સુંદર ફાળા બદલ અભીનંદન આપ્યા હતા, અને જણાવ્યું હતું કે રાજકોટની લડતમાં બ્હેનોએ ઘણો સુંદર ભાગ ભજવ્યો હતો. વખત આવ્યે લીંબડીની સ્ત્રીઓ પણ પાછી નહી પડે તેવી આશા દર્શાવ્યા બાદ શ્રીયુત બળવંતરાય મહેતાએ જવાબદાર રાજતંત્રનો લંબાણથી અર્થ સમજાવ્યો હતો. શ્રીયુત મહેતાએ લીંબડીના પલટાતા રંગો ઉપર વેધક પ્રકાશ ફેંકી વખત આવ્યે લડતમાં ઝંપલાવવા સૌને હાકલ કરી હતી.

શ્રી. વીજયાબેન દુર્લભજી પરીખે જણાવ્યું કે સૈનીકો લીંબડીની લડત માટે હથીયાર સજી તૈયાર રહેશે, અને પ્રજાનો સાદ પડતાં કોઇ પણ ભોગે સાથ આપવા તૈયાર રહેશે.

**ગર્લ્સ હાઇસ્કુલનો મેળાવડો :** ભાવનગર મહારાજા ગર્લ્સ હાઇસ્કુલની બાળાઓનો વાર્ષિક મેળાવડો ભાવનગરના મહારાજા સાહેબ તેમજ મહારાણીના અધ્યક્ષસ્થાને ભવ્ય રીતે ઉજવાયો હતો. જે મેળાવડામાં બાળાઓએ વિવિધ પ્રકારની રમતગમતો, રાસ, વીગેરેના પ્રોગ્રામો અમલી બનાવ્યા હતા. મેળાવડામાં સ્ટેટ ઓફીસરો, જાણીતા શહેરીઓ વીગેરેએ હાજરી આપી હતી.

**સ્ત્રીશક્તિ જાગૃત થાય છે :** બહેનોની એક વિરાટ સભા શ્રી. વીરચંદ પાનાચંદ શાહના પ્રમુખપદે જૈન પાઠશાળામાં મળી હતી. આખું ચોગાન અને બાજુની ઓસરીઓ બહેનોથી ચીકાર ભરાઇ જતાં સંખ્યાબંધ બહેનોને પાછળના ઉપાશ્રયમાં બેસી ભાષણો સાંભળવા પડયાં હતાં.

શરૂઆતમાં ગઢવી કરસન માલાએ બોલતાં જણાવ્યું કે આજના ચેતન યુગમાં સ્ત્રીશક્તિની જાગૃતી જોઇને ખરેખર આનંદ ઉપજે છે. આ યુગમાં હીન્દુસ્તાનને ખુણે આવેલા કાઠીયાવાડમાં પણ સ્ત્રીઓએ ઘરકામ ઉપરાંત દેશસેવાનું પ્રશસ્ત કાર્ય પણ હાથ ધર્યું છે એ પ્રજાની ઉન્નતિ સુચવે છે.

શ્રી. ભગવાનદાસ એમ. શેઠે પ્રસંગ અનુસાર પ્રવચન કરતાં આખા હીંદમાં અને ખાસ કરીને લીંબડી અને કચ્છમાં તાજેતરમાં સ્ત્રીઓ જે કાર્ય કરી રહેલ છે તેમજ હરીપુરા મહાસભામાં સ્વયંસેવીકાઓએ જે અદ્ભુત શક્તી દર્શાવી હતી તેનું સ્પષ્ટ બયાન રજુ કર્યું હતું અને જામનગરની બહેનોને સંસ્કાર અને સંયમપૂર્વક કાર્ય કરવા અપીલ કરી હતી.

ત્યાર પછી શ્રી. વેણીલાલ બુચે આજની

તકે બહેનોએ શી સેવા બજાવવાની છે તે સરલ રીતે સમજાવ્યું હતું.

પ્રજા પરીષદના પ્રચારકાર્યમાં બેનો પોતાનો શો ફાળો આપી શકે તે સમજાવતાં શ્રીમતી રૂક્ષ્મણીબેન શાહે કહ્યું કે જામનગરની બહેનો સ્વયંસેવીકા તરીકે તેમજ ગામડામાં પ્રચાર અર્થે જનારી ટુકડીઓમાં પોતાનું નામ નોંધાવે, પરીષદના સભ્યો બને અને સભ્યો બનાવવામાં સાથ આપે અને સભા સરઘસોમાં ભાગ લ્યે તો બહેનો પણ પોતાનું કર્તવ્ય સમજે છે એમ મનાશે. એ સીવાય જે જે કાર્ય અને ભોગ આપવાનું આવી પડે તે માટે પણ બેનો તૈયાર થાય.

રાજકોટનાં એક બ્હેન, શ્રીમતી પ્રભાબ્હેન મહેતાએ બોલતાં જણાવ્યું કે " રાજકોટમાં જે લડત લડાઇ ગઇ તેની વીગતો વીષે તમે કંઇ જાણતાં હશો. એ લડતમાં રાજકોટની બહેનોએ જેલમાં જઇને તેમજ દરબારગઢ ઉપર અને દારૂનાં પીઠાંઓ પર પીકેટીંગ કરીને જેમ પોતાની ફરજ બજાવી હતી તેમ જામનગરની બહેનો પણ જવાબદાર રાજતંત્ર મેળવવા માટે સમય અને શકિત ખર્ચે અને આપભોગ આપે તો પ્રજાના સુપનો દીવસ વહેલો ઉગે. બહેનો પાસે એટલું બધું કાર્ય પડયું છે કે તે પોતાના સંજોગો મુજબ જરૂર કંઇ ને કંઇ તો કરી જ શકે. એકલા પુરૂષોથી આજના પ્રશ્નો ઉકેલાવાના નથી. સ્ત્રીનો તેમાં સાથ અને સહકાર જોઇશે જ. " છેવટે ૧૧ વર્ષની બાલીકા નીર્મળાબ્હેન શામજીએ પોતાને હાથે તૈયાર કરેલું ટુંકું ભાષણ વાંચ્યું હતું.

ઉપસંહાર કરતાં શ્રી. વીરચંદ પાનાચંદ શાહે જાહેર જીવનમાં સ્ત્રીનું સ્થાન, યુરોપ અને અમેરીકાની સ્ત્રી શક્તિ, હિંદના રાજકારણમાં આગેવાની ભર્યો ભાગ ભજવતી ભારતની સ્વતંત્રતાની દેવીઓ અને પ્રાચીન ભારતની મહિલાઓ વગેરે વિષે લંબાણથી વિવેચન કર્યું હતું. રાષ્ટ્રગીત ગવાયા બાદ સભાનું કામ પુરું થયું હતું.

**કચ્છમાં સ્ત્રી જાગૃતિ :** પાટનગર ભુજમાં સ્ત્રીઓની જાહેર સભા શ્રી. મહેરઅલીના પ્રમુખપદે કલાપી થીએટરમાં મળી હતી. આખુંય થીએટર સ્ત્રીઓથી ચીકાર ભરાઇ ગયું હતું. આ દસ્ય ભુજને માટે અપૂર્વ હતું. સ્ત્રીઓમાં અજબ જાગૃતિ અને ખુબ ઉત્સાહ જોઇ શ્રી. મહેરઅલી ખુબ આનંદિત બન્યા હતા.

શરૂઆતમાં શ્રી. રસીકલાલે મહેરઅલીની પીછાણ કરાવી હતી ત્યારબાદ તાળીઓના ગડગડાટ વચ્ચે શ્રી. મહેરઅલીએ પોતાનું ભાષણ શરૂ કરતાં જણાવ્યું હતું કેઃ—

" હિંદુસ્તાન, ઇગ્લેન્ડ, તુર્કી, અમેરીકા વિગેરે રાષ્ટ્રોમાં નૂતન જાગૃતિ ફેલાઇ તેમાં સ્ત્રીઓનો ફાળો કિંમતી હતો. ગઇ કાલની હિંદુસ્તાનની લડતમાં સ્ત્રીઓએ કેટકેટલા આત્મભોગ આપેલા છે અને હજુ પણ અપાય છે તે ઘણા જ આવકારદાયક છે. સ્વરાજ્ય કે બીજી કોઇપણ રાજકીય, સામાજીક વીગેરે લડાઇમાં જેટલે દરજ્જે પુરૂષોનો સામેલ થવાનો હક્ક છે તેટલે જ દરજ્જે સ્ત્રીઓને પણ હક્ક છે. વીગેરે જણાવી જવાબદાર રાજતંત્ર માટે ઉપડનારી લડતમાં સંપૂર્ણ સાથ અને સહકાર આપવા માંગણી કરી હતી જેમાં મુખ્યત્વે સવારની પ્રભાતફેરીમાં મોટી સંખ્યામાં જોડાવા, દરેક સભાઓમાં હાજરી આપવા અને જરૂર પડે પીકેટીંગ માટે તૈયાર રહેવા કહ્યું હતું.

બાદ નગરશેઠના ધર્મપત્ની શ્રીમતી મણીબહેને જુસ્સાદાર પ્રવચન કરી જવાબદાર

રાજતંત્રની લડતમાં પરિષદ તરફથી જે જે હુકમ થશે તે તે હુકમોનો ગમે તેવી મુશ્કેલી હશે તેનો પણ સામનો કરી સંપૂર્ણપણે સ્ત્રીઓ અમલ કરવા તૈયાર હશે જ. એવી ભુજની સ્ત્રીઓ વતીથી શ્રી મહેરઅલીને ખાત્રી આપી પહેલું પોતાનું નામ સત્યાગ્રહી તરીકે જાહેર કર્યું હતું. અને હાજર રહેલી બહેનોને પણ નામ મંગાવવા હાકલ કરી હતી. લગભગ એકસોથી દોઢસો બહેનોએ તેજ વખતે નામ આપવાની તૈયારી બતાવી હતી પરંતુ પ્રમુખશ્રીએ ત્યાં નામ લેવાની ના પાડી હતી.

ત્યારબાદ નૌતમલાલ વકીલનું ભાષણ પુરૂં થતાં સભા વિસર્જન થઇ હતી.

સ્ત્રીઓની જાહેર સભા, વિશેષ પ્રમાણમાં હાજરી અને જવાબદાર રાજ્યતંત્રની લડતને સંપૂર્ણ સાથ અને સહકાર આપવાની તૈયારીના ખબર રાજ્યના કર્મચારીઓને પડતાં તેઓ ખુબ મુંઝાઇ ગયા છે. આખાય ભુજમાં જ્યાં ત્યાં સ્ત્રી જાગૃતિની જ ચર્ચા થઇ ગઇ છે.

**પોંડીચેરી** ખાતે સ્વ. સુરેન્દ્રનાથ બેનરજીની પુત્રવધુ શ્રીમતી બેનરજીએ પોતાની પુત્રી આશા બેનરજીને મેળવવા માટે અરવીંદ આશ્રમના વ્યવસ્થાપકો મેસર્સ દીલીપકુમાર રૉય અને શ્રીમતી જ્યોતીર્મયીદેવી સામે દાવો માંડ્યો છે. એમ જણાવાય છે કે શ્રીમતી આશા મહાત્મા અરવીંદના દર્શન કરવા આશ્રમમાં બેસી રહી હતી. તેને તેની માતા તેડવા જતાં તેની સાથે મળવા દેવાની આશ્રમના અધિકારીઓએ ના પાડતાં આ દાવો માંડવામાં આવ્યો છે. પોંડીચેરીની પોલીસે છોકરીને તેની મા સાથે જવાની સગવડ કરી આપી હતી.

**શ્રીમતી જયદેવીબાઇ લીંગાડે** કર્ણાટકના સુપ્રસિદ્ધ સામાજિક કાર્યકર્તા છે, એમના અધ્યક્ષપદ નીચે હુબલીમાં અખિલ હીન્દ વીરશૈવ મહિલા પરિષદ મળી હતી.

**શ્રીમતી રામેશ્વરી નહેરૂ** અખીલ ભારત હરિજન સંઘના ઉપપ્રમુખ તરીકે નીમાયાં છે. તેમની હરિજન સેવાઓ જાણીતી છે.

**કરાંચી** ખાતે મ્યુનિસિપલ કોર્પોરેશના માનપત્રનો જવાબ આપતાં શ્રીમતી સરોજીની નાયડુએ જણાવ્યું હતું કે પ્રત્યેક સુવ્યવસ્થીત મ્યુનિસિપાલીટી સ્વાતંત્ર્ય માટેની તાલીમ લેવાનું સ્થળ છે અને કોમી એકતા માટે મ્યુનિસિપાલીટી જેવું બીજું પવિત્ર સ્થાન નથી.

**કલકત્તા યુની૦ પરીક્ષાઓમાં ઉંચી પદ્વીઓ મેળવી :** કલકત્તા યુનીવર્સીટીની ચાલુ વર્ષની એમ. એ. ની પરીક્ષામાં શ્રીમતી બીન્દુવાસીની દેવી બી. એ., બી. ટી. એ બંગાળીના વિષયમાં પહેલો નંબર મેળવ્યો છે, જ્યારે શ્રીમતી સતી ગુપ્તા પહેલા વર્ગમાં છઠ્ઠા નંબરે આવ્યાં છે. શ્રીમતી હોમાની ગુપ્તા, શ્રીમતી કમલાદાસ, શ્રીમતી ચીત્રાસેન અને શ્રીમતી ભારતી મુકરજી બીજા વર્ગમાં આવ્યાં છે.

રઝીયા સુલતાના અહમદ નામની મુસ્લીમ મહિલાએ ઉર્દુમાં પ્રથમ નંબર મેળવ્યો છે.

શ્રીમતી જ્યોતીર્મયી બસુએ પ્રાચીન હીન્દી ઇતિહાસમાં પ્રથમ નંબર મેળવ્યો છે. શ્રીમતી આલોકા બેનરજીએ એજ પરીક્ષા બીજા વર્ગમાં પસાર કરી છે.

અંગ્રેજીમાં શ્રીમતી સરજુ રૉય, શ્રીમતી હેમપ્રભા સેન, શ્રીમતી લીના સેન, અને શ્રીમતી લયલા ખાન બીજા વિભાગમાં અને શ્રીમતી ઇના ઘોષ ત્રીજા વિભાગમાં આવ્યાં છે. શ્રીમતી જુથીકા પેઇન અને શ્રીમતી રેણુકા સેન તત્વજ્ઞાનના વિષયમાં બીજા વિભા-

દિ'ની વજીરની મંજુરી મળવી જોઈએ. એટલે એવી મંજુરી માગવામાં આવી છે જે મળતાં તરત જ રાણી જીદાલોને મુક્તિ મળશે.

**બંગાળ પ્રાંતની મહાસભાવાદી મહીલાઓની** પ્રથમ પરીષદ, ગયા અઠવાડીયા દરમ્યાન શ્રીમતી મોહીની દેવીના પ્રમુખપદે ભરાઇ ગઇ. બંગાળ પ્રાંતની શિક્ષિત મહીલાઓમાં ખરેખરી રાજકીય જાગૃતી આવી છે, એ હકીકતનો એ પરીષદ પરથી સચોટ ખ્યાલ આવી શકે છે. દેશના રાજકીય જીવનમાં સ્ત્રીઓ વધુને વધુ ભાગ લેવા ઇચ્છે છે એનો પુરાવો પણ એ પરીષદ પરથી મળી આવે છે.

બંગાળની સ્ત્રીઓમાં, આવી જાગૃતીનું દર્શન સૌથી પ્રથમ સ્વદેશીના અને બંગાળના ભાગલા સામેના આંદોલન વેળા થયું હતું. એ વખતે ચાલતી પ્રવૃતીઓમાં સ્ત્રીઓએ ઘણા મોટા પ્રમાણમાં ભાગ લીધો એટલું જ નહી પણ રાષ્ટ્રીય ચળવળ પ્રત્યે સ્ત્રીઓનો સંપુર્ણ સમભાવ છે એનું પણ સચોટ દર્શન કરાવ્યું.

**અમેરીકન સ્ત્રી વૈજ્ઞાનિકનું સંશોધન કાર્ય** : રસાયણ શાસ્ત્રમાં સંશોધન કાર્ય કરવા માટે અમેરીકામાં ડૉ૦ ફ્લોરેન્સ બારબાગ સીબર્ટ પી. એચ. ડી. ને ટરકો ચંદ્રક આપવામાં આવ્યો છે. છેલ્લા બાર વર્ષથી આ ચંદ્રક આપવામાં આવે છે. તે દરમ્યાન પહેલીજવાર એ ચંદ્રક એક સ્ત્રીને આપવામાં આવ્યો છે અને તે મેળવવાનું માન ડૉ. ફ્લોરેન્સ સીબર્ટ લઇ ગયાં છે.

ડૉ૦ ફ્લોરેન્સ પેનીસીલ્વાનીયાની યુનીવર્સીટીમાં હેનરી ફીપ્સ ઇનસ્ટીટ્યુટમાં બાયોકેમીસ્ટ્રીના મદદનીશ અધ્યાપક છે. પરંતુ હમણાં તેઓ ગુગેનહીમ ફેલોશીપ મેળવીને ઉપસલા ખાતે સંશોધન કાર્ય કરી રહ્યાં છે.



"ગુણસુન્દરી"
# બાલવિભાગ
તન્ત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ
વર્ષ ૯ : અંક ૨ પુસ્તક ૯ ફેબ્રુઆરી : ૧૯૪૯

## મચ્છર

મચ્છરનાં લશ્કર,
ફરતાં ઘર ઘર;
જ્યાં ગંદવાડા,
ત્યાં એના ધાડા.
ગણ્યાં ગણાય નહિ,
રોક્યાં રોકાય નહિ,
કાઢો તો જાય નહિ,
સૂઝે ઉપાય નહિ.
ઝીણું ઝીણું કરડે,
જોતાં જોવાય નહિ;
રાત આખી કનડે,
સુખથી સુવાય નહિ.
આવે ઘડી ઘડીમાં,
કરે ઉઠંતરી;
ઉજાગરા કેરા,
મચ્છર સંતરી.
હવા પીવરાવે,
ઓ બા! ઓ બા!
સદા સતાવે,
તોબા! તોબા!

ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

# પાર્વતીબાઇનો પોપટ

પેથાપુરના પોલિસ પટેલ પ્રેમજીના પિતરાઇ પાટણના પ્રાગજી પટેલની પત્ની પાર્વતીબાઇ પ્રભાતના પહોરમાં પાડોશના પવિત્ર પીપળાને પૂજતાં પીપળા પરથી પવનથી પછડાઇ પરસાળ પર પાસે પડેલા પોપટને પેખતાં પાર્વતીબાઇનું પુજાનું પાત્ર પડયું, પછી પાર્વતીબાઇએ પછડાટથી પીડા પામતા પોપટને પોતાના પટોળાના પાલવથી પકડી પાણી પાઈ પરસાળ પર પડેલા પિત્તળના પાંજરામાં પૂર્યો. પછી પાર્વતીબાઇએ પોપટને પૂજાના પાઠ પઢાવ્યો. પાઠ પઢતાં પોપટને પેખીને પાડોશના પૂંજાભાઇ પીપળા પાસે પહોંચ્યા. પોતે પોપટને પાળવા પ્રેરાતાં પોપટને પકડવા પ્રયોગ આરંભ્યો. પછી પૂંજાભાઇએ પોપટને પકડવા પેરવી પર પેરવી પકડી. પરંતુ પકડવામાં પાછા પડતાં પાડોશની પોળના પારધી પદ્માને પૈસા પરત્વે પૂછયું પૂંજાભાઇએ પૈસાનું પૂર્ણ પાકીટ પદ્માને પાઠવ્યું. પછી પદ્માએ પૂનમના પાછલા પહોરે પોતાની પત્ની પ્રેમાબ્હેનને પોપટ પકડવાની પ્રયુકતી પૂછી. પ્રેમાબ્હેને પોકાર્યું" પદ્મા ! પવિત્ર પાર્વતીબાઇનો પોપટ પકડવાનું પાપના પરીણામ પતિ પત્નિને પરમાત્મા પહોંચાડશે. પોલીશ પાપીઓને પકડી પીંજરામાં પૂરી પારાવાર પ્રયાતના પહોંચાડશે. પદ્માએ પોતાની પત્ની પ્રેમાબ્હેનનું પ્રવચન પ્રેમપૂર્વક પાળીને પાપનું પ્રાયશ્ચિત પોકારતો પૂંજાભાઇ પાસે પહોંચી પૈસાનું પાકીટ પાછું પાઠવ્યું. પાઠવ્યા પછી પદ્માએ પોકાર્યું" પાર્વતી઼ાઇના પવિત્ર પોપટને પકડવાનું પાપ પદ્માને પ્રાણાંતે પણ પાલવે ? પદ્માના પવિત્ર પ્રવચને પૂંજાભાઇને પણ પાપથી પાછો પાડયો.

ચંદુલાલ કાનજી શાહ



# બાર બકરીને તારી ઘો

આભમાં ઉગ્યાં ચાંદરડાં  
વનમાં ભાગ્યાં વાંદરડાં  
વનવગડામાં દો ટા દો ટ  
નાથાલાલે ફાકયો લોટ  
લોટ ફાકી બોલો ફૂઇ  
નવસારીની લૂણસી ફૂઇ  
લૂણસી ફૂઈ ના પારસી  
આ વો કા કા ધા ર શી  
ધારશી ભાઇનું ધારિયું  
ને બાર બકરી તારિયું.

ગુલાબસિંહ બારહટ

# સાત ખાસડાં

( ગયા અંકથી ચાલુ )

નથુશાએ ઠગપુર પાટણથી પોતાનાં વહાણુ ઉપાડયાં.

મણિપુર મોટું શહેર અને બંદર હતું અને એનો વેપાર ધીકતો હતો. નથુશાએ પોતાની પાસેનો માલ સારે નફે વેચવા માંડયો. ઘરાકી પણ ઠીક જામી અને નથુશાને સારો તડાકો પડયો

બપોરનો વખત છે. નથુશા પોતાના વહાણમાં આરામ કરે છે ત્યાં એક બાઈ આવી પહોંચી. એનો પોશાક, એની રીતભાત અને ઠબછબ ધ્યાન ખેંચે એવાં હતાં. એ મણિપુરની જાણીતી નર્તિકા હતી. એનું નામ રાધા.

નથુશાએ એને આવકાર આપ્યો.

' અહીંયાં એવો રિવાજ છે, ' રાધા બોલી. ' કે જે કોઈ વેપારી આવે તે મારે ત્યાં પધારે, મારૂં સંગીત સાંભળે અને મારી સાથે ચોપાટ રમે. રમતમાં એ પોતાનો માલ અસબાબ મૂકે અને જો એ જીતી જાય તો મારી માલમિલકત હું એને આપી દઉં અને જો હારી જાય તો એની માલમિલકત હું લઈ લઉં, અને એને ગુલામ કરીને રાખું. '

' એ રિવાજ તો ભારે કપરો. ' નથુશાએ કહ્યું.

' પણ વરસો થયાં એ ચાલતો આવે છે અને જીતે તો અઢળક લાભ થવાનો સંભવ છે એમ માનીને હરેક વેપારી મારે ત્યાં આવે છે. '

' ભલે, હું પણ કાલે આવીશ. '

અને પછી વખત નક્કી કરીને રાધા ગઈ.

બીજે દિવસે નથુશા રાધાને ત્યાં ગયો. રાધાએ એને આવકાર આપ્યો અને પોતાનું સુંદર સંગીત શરૂ કર્યું.

રાધાનો કંઠ અજબ હતો. એની મીઠાશ અદ્‌ભુત હતી.

નથુશાને એનું સંગીત ગમ્યું.

પછી બેઉ જણે ચોપાટ રમવી શરૂ કરી.

નથુશાએ પોતાનાં સાતે વહાણુ હોડમાં મૂક્યાં અને રાધાએ પોતાની બધી મિલકત મૂકી.

ચોપાટ રમવા માંડયો. નથુશાના પાસા ઠીક પડયા.

કટોકટીનો વખત આવી લાગ્યો. રાધાએ પાસા નાખ્યા. એના પોબાર પડે તો એ જીતી જાય એમ હતું. એકાએક દીવો હોલવાઈ ગયો તે ફરી પેટાવીને જોયું તો રાધાના પોબાર પડયા હતા.

' હું જીતી ગઈ ! ' રાધા બોલી. ' મારા પોબાર પડયા છે ! '

નથુશાનું મોઢું ઊતરી ગયું.

એણે પોતાનાં સાતે વહાણ ગુમાવ્યાં અને રાધાનો ગુલામ થવા વખત આવ્યો.

કરેલી સરત મુજબ રાધાએ એને ગુલામ બનાવ્યો અને બજારમાં વેચવા કાઢયો.

એક ઘાંચીએ નથુશાને ટૂંકીરી પોતડી પહેરવા આપી ને ઘાણીએ બેસાડયો.

નથુશા બળદને હાંકતો જાય ને વિચાર કરતો જાય કે 'હે જીવ! તારી શી સ્થિતિ હતી અને શી ગતિ થઇ!'

એને પોતાની ભૂલ માટે પસ્તાવો થયો. રાધા સાથે ચોપાટ રમવાનું કબૂલ કરવા માટે પણ દિલગીરી થઈ, પણ થવાનું હતું તે થઈ ગયું. હવે શું થાય!

પોતાના દુઃખની વાત એણે માબાપને જણાવવાનો અને મદદ માગવાનો વિચાર કર્યો. એણે પોતાના પિતાજી ઉપર કાગળ લખ્યો અને વિતકવાત જણાવી. બીજો કાગળ એણે કલાવતીને લખ્યો. એમાં લખ્યું:

'ઊંચે બેસણે બેસીએ છીએ
લાંબી લેખણે લખીએ છીએ
રોજ લાખ થાપીએ છીએ -
ને લાખ લાખ ઉથાપીએ છીએ
અમારી ચિંતા કરશો નહિ.'

એવી રીતે બે કાગળો તૈયાર કર્યા અને બીડી દીધા. સરનામું કરતી વખતે ભૂલથી જે કાગળ કલાવતીને લખ્યો હતો તેના ઉપર અમથા પારેખનું નામ લખ્યું ને અમથા પારેખને લખેલા કાગળ ઉપર કલાવતીનું નામ લખ્યું.

આમ કાગળની અદલાબદલી થઇ ગઇ.

ખેપિયાને કાગળ આપ્યા.

જતે દહાડે ખેપિયે કાગળો પેથાપુર પહોંચાડયા.

કલાવતીએ કાગળ વાંચ્યો અને એના પેટમાં ફાળ પડી. આવું થશે એવી એને કલ્પના પણ ન હતી.

અમથા પારેખે દીકરાનો કાગળ વાંચ્યો અને એની સાયબી ઉપર રાજી રાજી થઇ ગયા! એમણે જાણ્યું કે દીકરો લાખો રૂપિયાની ઊથલપાથલ કરે છે ને ખૂબ કમાયો છે!

કલાવતી રજા લઇને પોતાને પિયર ગઇ અને પોતાના બાપ પાસેથી પાંચ વહાણ લઇને ચાલી નીકળી.

નથુશાના કાગળ મુજબ એણે પોતાનાં વહાણો હંકાર્યાં. એણે પોતાના સ્ત્રીનાં કપડાં કાઢી નાખીને પુરુષનો પોશાક પહેર્યો હતો, અને પોતાનું નામ પણ ફેરવીને ટેકચંદ રાખ્યું હતું. આપણે પણ એને હવે એ નામથી ઓળખીશું.

ટેકચંદનાં વહાણ ઠગપુર પાટણ આવી પહોંચ્યાં. એણે પોતાનો માલ સારી કિંમતે વેચ્યો અને એને ખૂબ નફો થયો.

પેલો કાણિયો પણ વખત જોઇને પોતાના ગુમસ્તાને ખભે હજારો રૂપિયાની થેલીઓ ઉપડાવીને આવ્યો અને બોલ્યોઃ

'ટેકચંદ શેઠ ! બાપુ ! આપણો હિસાબ કરો.'

'શાનો હિસાબ ?' ટેકચંદે પૂછયું.

'ભાઇ સાહેબ ! તમારા પિતાજી અહીં આવ્યા ત્યારે મેં એમની પાસેથી વ્યાજે પૈસા ઉપાડયા હતા દસ હજાર રૂપિયા એમણે મને મારી એક આંખ ઉપર ધીરેલા. આજે એ રકમ વ્યાજ સાથે પંદર હજાર થાય છે તે ગણી લો અને મારી આંખ આપી દો બાપલા ! આંખ વિના આજ લગી હેરાન થયો, પણ હવે તમે આવ્યા છો તો તમારાં નાણાં લેતા જાવ અને મારી આંખ આપતા જાવ.'

'ભલે, તમારી રકમ ગણી આપો.' ટેકચંદે કહ્યું. 'એટલે આપણો હિસાબ ચૂકતે થાય પછી તમારી આંખ પાછી આપવાની ગોઠવણ કરીએ.'

કાણિયાએ પંદર હજાર રૂપિયા ગણી આપ્યા અને પોતાની આંખ માગી.

'તમારાં નાણાં મળી ગયાં એટલે હવે મારી આંખ આપો.'

'કોણે ના કહ્યું !' ટેકચંદે કહ્યું. 'પણ વાત એમ છે કે અમારે ત્યાં તમારા જેવા કેટલાયની આંખો પડી છે માટે તમારી બીજી આંખ મને આપો કે જેથી એ સરખાવી લેવા કામ લાગે અને તમારે બદલે બીજાની આંખ આવી ન જાય.'

એ સાંભળી કાણિયો ગભરાયો

આ તો સામાને બનાવવા જતાં એ પોતે જ બની ગયો ! એણે ફેરવી તોળ્યું:

'મારે આંખ નથી જોઇતી'

'એ કેં ચાલે ? અમે તમારી આંખને શું કરીએ ! હવે તો ઊલટી તમારે સચવામણી આપવી પડશે.'

અને પછી તો કાણિયો હાથે પગે પડયો અને માફી માગી. પોતે આપેલી રકમ લઇને જવા દેવાને એણે કાલાવાલા કર્યા એટલે ટેકચંદે એને જવા દીધો.

અને ત્યાંથી ટેકચંદે પોતાનાં વહાણ ઉપાડયાં. જતે દિવસે એ મણિપુર આવી પહોંચ્યાં.

મણિપુરમાં ટેકચંદે પોતાનો માલ બહુ જ સારે નફે વેચ્યો અને બે નવાં વહાણ લીધાં.

વખત જોઇને રાધા પણ ટેકચંદ પાસે આવી અને એણે કહ્યું કે 'આ શહેરનો રિવાજ છે કે જે કોઇ વેપારી આવે તે મારે ત્યાં પધારે, મારૂં સંગીત સાંભળે ને મારી જોડે ચોપટ રમે.

ટેકચંદે એની માગણી કબૂલ કરી. એ નકકી કર્યા મુજબ રાધાને ત્યાં ગયો.

એને પણ રાધાનું સંગીત ગમ્યું.

ચોપાટ શરૂ થઇ.

ટેકચંદે પોતાનાં પાંચે વહાણુ હોડમાં મૂક્યાં રાધાએ માલમિલકત હોડમાં મૂકી.

પાસા નાખવા માંડયા.

રમત બરાબર જામી.

ટેકચંદના પોબાર પડે તો એ જીતી જાય એમ હતું.

એકાએક એક જીવડું દીવામાં પડયું અને દીવો હોલવાયો. રાધાએ ફરીથી પેટાવ્યો અને જોયું તો ટેકચંદના પોબાર પડયા હતા.

એનું મોઢું ઊતરી ગયું.

એ પોતે બિલાડીના માથા ઉપર દીવો રાખતી હતી અને લાગ જોઇને બિલાડી દીવો પાડી નાખતી હતી એટલામાં એ પાસા ફેરવી નાખતી હતી અને પછીથી દીવો કરતી હતી એની એ યુક્તિ અજમાવે તે પહેલાં ટેકચંદે એને હરાવી હતી.

ટેકચંદે ભદ્રમુખ નામના જીવડાનો ઉપયોગ કર્યો હતો. એ જીવડું છૂટું મૂકતાં વેંત જ દીવા ઉપર પડીને એને હોલવી નાખે છે.

રાધાની માલમિલકત ટેકચંદે લઇ લીધી. એના ગુલામોને છૂટા કર્યા.

એ બિચારા રાજી થઇને ટેકચંદને દુવા દેવા લાગ્યા.

ટેકચંદે નથુશાની તપાસ કરી.

એ ઘાંચીની ઘાણીએ ઊંચે બેસણે બેઠો હતો અને હાથમાં લાંબી પરોણી લઇને બળદને હંકારતો હતો. લાખો તલ ઘાણીમાં થાપતો હતો અને ઉથાપતો હતો એ જોઇને એને એની દયા આવી.

એ ઘાંચીને મળ્યો અને એની પાસેથી નથુશાને મોં માગ્યા પૈસા આપીને ખરીદી લીધો.

રાધાની મિલકત અને પૈસાટકાનાં ટેકચંદે સાત વહાણુ વેચાતાં લીધાં અને એમાં પુષ્કળ માલ ભર્યો. એની પાસે સાત વહાણુ થયાં હતાં અને આ સાત વહાણુ લીધાં એટલે એકંદર ચૌદ વહાણુ થયાં.

નથુશાની દાઢી વધી ગઇ હતી અને માથાની જટા પણુ મોટી થઇ હતી તે એણે હજામને બોલાવીને ઠીક કરાવી, એનાં તેલિયાં કપડાં બદલાવ્યાં અને સારો પોશાક આપ્યો.

નથુશાએ એનો ઘણો ઘણો આભાર માન્યો. ટેકચંદે એને એની વિતકવાત પૂછી અને આંખમાં આંસુ સાથે તે નથુશાએ કહી સંભળાવી.

ટેકચંદને એ સાંભળી દયા આવી. એણે નથુશાને દસ વહાણુ આપ્યાં અને પેથાપુર પાછા ફરવાની સલાહ આપી.

આવી ગેબી મદદ આપવા માટે નથુશાએ ટેકચંદનો ઉપકાર માન્યો અને પેથાપુર આવે તો પોતાને ત્યાં આવવાનો ખૂબ આગ્રહ કર્યો.

નથુશા દસ વહાણુ લઇને પેથાપુર રવાના થયા.

ટેકચંદે પોતાનાં પાંચ વહાણુ રામપુર હંકાર્યાં.

ટેકચંદ—હવે પછી કતાવતી કહીને એને બોલાવીશું' એટલે કતાવતીએ પાંચ વહાણ પોતાના પિતાને પાછાં આપ્યાં અને પોતાને સાસરે બનતી ઉતાવળે પહોંચી ગઈ.

એ સાસરે ગઈ ત્યાં તો નગુશા પાછા ફરવાના સમાચાર આવ્યા.

શાહો હીરો દેશાવર કમાઈ આવ્યો અને સાતનાં દસ વહાણ લઈ આવ્યો તેથી ઘરમાં સૌના આનંદનો પાર ન હતો.

નગુશાનો રૂવાબ જોવા જેવો હતો.

એ આવ્યો. કતાવતીને મળ્યો ને પોતાની બહાદુરીની વાતો કરવા માંડી.

સવાર પડ્યું ત્યાં તો એ બે દિવસ...

' હવે તો હું કમાઈ આવ્યો માટે આપણી સરત મુજબ સાત ખાસડાં ખાવા તૈયાર થઈ જા. '

' ઘણી જ ખુશીથી, ' કતાવતી બોલી.

' પણ ખાસડાં મારતાં પહેલાં આ પોટલી જુઓ તો—'

એમ કહીને કતાવતીએ નગુશાના હાથમાં એક પોટલી આપી.

નગુશાએ પોટલી જોઈ.

એમાં એમના પોતાના માથાની જટા, દાઢીના વાળ અને તેલિયા પીતળી જોઈને એ તો ઠંડા થઈ ગયા.

' આ તારી પાસે ક્યાંથી ? ' એમણે બાઘા ચકવાની પેઠે પૂછ્યું.

' એ મને ટેકચંદે આપ્યાં ' કતાવતી બોલી. તમે તો હજી એવા ને એવા રહ્યા ! હજી ટેકચંદને ન ઓળખી શક્યા ! '

નગુશાએ વિચાર કર્યો. એમની ખાતરી થઈ કે કતાવતી એજ ટેકચંદ હતી અને હવે એ શું મોઢું લઈને એને ખાસડાં મારવાની વાત કરે ! એમનાં મોતિયાં મરી ગયાં એ શરમાઈ ગયા પણ અત્યારે બીજું કોઈ નથી જાણતું. કતાવતીએ એમને સમજાવી લીધા.

(સંપૂર્ણ)

નારણદાસ પ. પટેલ



## નાનાભાઇના માનમાં ઢોલ વગડાવી દો

જાતાં જાતાં બીજાં ગામ
વચમાં આવે નવા ગામ
નવા ગામની નાની ફુઈ
રતનિયાની ભાણી ફુઈ
ફુઈમા બોલે મીઠા બોલ
કાનમાં વાગે જાંગી ઢોલ
ઢોલ વાગે છે તાનમાં
નાના ભાઈના માનમાં

ગુલાબસિંહ બારડ

# ફરતાં શીખો

ફરતાં શીખો.

ફરે તે ચરે ને બાંધ્યું ભુખે મરે.

નીયમીત ફરે તેની તંદુરસ્તી સારી રહે. આળસુ થઇને બેસી રહે તે જતે દહાડે માંદુ પડે.

સવારના પહોરમાં વહેલા ઉઠો, તૈયાર થાંવ ને ફરવા જાવ.

એક બે માઇલ ફરી આવો. રોજ સવારે નીયમીત એટલું ફરી આવો.

શિયાળાની કડકડતી ટાઢમાં માથું તથા ગળું અને છાતી બરાબર ઢાંકીને ફરવા નીકળી પડો. તમારી ટાઢ ઉડી જશે અને શરીરમાં સ્ફુર્તી આવશે.

ઉનાળામાં સવારે ફરવા જાવ. આખું જગત રળિયામણું લાગશે.

ચોમાસામાં વરસાદ ભલે વરસે, છત્રી લો, જરૂર પડે તો વરસાદનો કોટ પહેરો, પણ બે માઇલ ફરી આવો.

નિયમીત ફરવા જવાથી તમારાં બધાં કામ નિયમીત અને વખતસર કરવાની ટેવ પડશે, અને શરીરમાં સ્ફુર્તિ હશે તો ગમે તેવા કામના બોજાથી તમે ડરી નહિ જાવ.

પરીક્ષાના દિવસોમાં ફરવા જાવ.

શરીર તંદુરસ્ત હશે તો તમે ખુબ વાંચી શકશો અને સારી રીતે લખી શકશો.

તંદુરસ્તી મેળવવાની સાચી ચાવી એક જ છે અને તે એટલી જ કે નિયમિત ફરતાં શીખો.

મહાત્મા ગાંધીજી નીયમીત ફરવા જાય છે; આટલી ઉમરે પણ એમની તંદુરસ્તી જળવાઇ રહી છે.

મારો પોતાનો પણ જાત અનુભવ છે. છેલ્લાં પંદર વર્ષથી હું નીયમીત ફરવા જાઉં છું અને મારી તંદુરસ્તી પણ સારી જળવાઇ છે.

તમે પણ યાદ રાખો અને આજેજ નીયમીત ફરવા જવાનું નક્કી કરો ને તેનો તરતજ અમલ કરો.

નાગરદાસ ઈ. પટેલ

——[]——

આદ્યતંત્રી અને સ્થાપક: જયકૃષ્ણ ના. વર્મા, બી. એ. એલએલ. બી., એમ. એસ. સી. (લંડન)
હાલ દિવાન લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી

વ્યવસ્થાપક :
નટવરલાલ એ. ઠક્કર
લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.

તંત્રીઓ :
શ્રી. પ્રેમલીલા મહેતા બી. એસસી.
શ્રી. વિદ્યુલ્લતા દેસાઇ બી. એ.

પ્રકાશક :
અંબાલાલ વિ. ઠક્કર
વડોદરા.

પુ. ૩૨મું ] માર્ચ : ૧૯૩૯ [ અંક ૧લો

## બાળક અંક—અનુક્રમણિકા



## સામાન્ય-વિભાગ



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂા. ૪-૬-૦ : વિદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ દશ આના

# ઉતરાણની રાતનાં વ્હાણાં

ઉતરાણની રાતનાં વ્હાણાં
ભાઇ પેલાં ઉતરાણની રાતનાં વ્હાણાં.
આવે છે સપનાને આણાં,
ભાઇ પેલાં ઉતરાણની રાતનાં વ્હાણાં.

ઉતરાણને વ્હાણે નાના મોટા સૌ,
નાખે છે છાપરે થાણાં;
ભાઇ પેલાં ઉતરાણની રાતનાં વ્હાણાં.

ચગાવતાં ના તોયે છાપરે ચઢીને,
હસે છે મૂછમાં શાણાં;
ભાઇ પેલાં ઉતરાણની રાતનાં વ્હાણાં.

કપાતા પતંગની તૂટેલી દોરને,
પકડે છે પાડોશી કાણાં;
ભાઇ પેલાં ઉતરાણની રાતનાં વ્હાણાં.

દોરી પકડતાં સામાને જોરથી,
મારે છે નેવાં ને પાણાં;
ભાઇ પેલાં ઉતરાણની રાતનાં વ્હાણાં.

આ તો નથી શોખ એકલા ધનિકનો,
નાના ગરિબને ય લ્હાણાં;
ભાઇ પેલાં ઉતરાણની રાતનાં વ્હાણાં.

એક દિવસના અનેરા શોખમાં,
બચે પરદેશ ખૂબ નાણાં;
ભાઇ પેલાં ઉતરાણની રાતનાં વ્હાણાં.

પર્વો, ભગત ચો ઊડી પતંગ આ,
આપે છે ભૂખ્યાને દાણાં;
ભાઇ પેલાં ઉતરાણની રાતનાં વ્હાણાં.

જયંતિલાલ શાહ

# કાકા કાકીને કહે કચુંબર કરી કમાલ

[ 'ક' ની કવિતા ]

કાકા કાનજીને કહે
કપુરીયેથી કાલ,
કાચી કેરી કરેણિયા
કરી કરાર કઢાવ.

કેરી કઢાવે કાનજી
કરી કણાથી કરાર,
કાકા કાંદા કાઢતા
કચુંબર કરવા કાજ.

કાકીએ કીકી કને
કરાવી કચુંબર કાલ,
કૈં કારણ કડવી કરી
કાકીને ન કરાર.

કાંદા કેરી કરેણિયા
કકડા કાપી કરાર,
કાકીએ કચુંબર કરી
કાકા કહે કમાલ !

કેળાં, કાચાં કરમદાં,
કારેલાં કોઠિંબ,
કેરાં, કોઠાં, કેવડો
કોથમીર ને કંદ.

કઢાવીયો કાકાજીએ
કપડવંજથી કાલ
કાછિયા કને કોથળો
કીકો કહે કમાલ !

કાકા, કીકી, કાનજી
કાકી, કરસનદાસ,
કચુંબર કાંદા કેરીની
કાંઇ કશી ન કચાશ !

કાનજીને કીકો કહે
કચુંબરમાં ન કચાશ !
કાકા કાકીને કહે
કચુંબર કરી કમાલ !

# કુકડો અને શિયાળ

એક હતો કુકડો.

સવાર પડયું અને એ તો પોતાના બુલંદ અવાજે બોલવા લાગ્યો:

' કુકરે કુક ! કૂકરે કુક ! '

ઝાડની ઉંચેની ડાળે બેઠો બેઠો એ બોલતો હતો:

' કૂકરે કુક ! કુકરે કુક ! '

એનો અવાજ સાંભળીને શિયાળબાઇ જતાં હતાં તે એની પાસે આવ્યાં. કુકડાને જોઇને એમના મોઢામાં પાણી આવ્યું. ' શો મઝાનો કુકડો છે ! હાથમાં આવે તો આખો ને આખો ખાઇ જાઉં ! પણ એને પકડવો શી રીતે ? '

પણ શિયાળબાઇ ભારે પક્કાં. કુકડાને કેમ ફસાવવો તેનો એમણે તરતજ વિચાર કરી લીધો ને બોલ્યાં:

' કેમ છો ? કુકડાભાઇ ! '

' ખુબ મઝામાં. કૂકરે કુક ! ' કૂકડો બોલ્યો: ' તમે કોણ છો ? શિયાળબેન ! '

' ખુશખુશાલ ! ' શિયાળ બોલી. ' તમે કંઇ તાજા સમાચાર સાંભળ્યા ? '

' શી નવાજુની છે ? ' કુકડે પુછ્યું.

' વાત એમ છે કે પક્ષીઓ અને પ્રાણીઓની મહાસભા તાજેતરમાં મળી હતી અને તેણે જાણવા જેવો ઠરાવ કર્યો છે. '

' શો ઠરાવ કર્યો છે ! ' કૂકડે સવાલ કર્યો.

' એવો કે હવે પછી બધાંયે અહિંસા પાળવી અને એક બીજા સાથે ભાઇચારાથી રહેવું. આપણે બધાં હવે એક બીજાનાં મિત્ર થયાં છીએ એટલે હવે તો શિયાળ બેનો, કુકડાભાઇ ને મરઘીબાઇને ખાઇ જશે નહિ, માટે તમે નીચે આવો. આપણે એક બીજાને કોટી કરીને ભેટીએ, ને સુખદુઃખની વાતો કરીએ. '

' વાહ ! એ તો ઘણા સારા સમાચાર છે. ' કુકડો બોલ્યો. ' તમારા કેટલાક નવા મિત્રો પણ આવતા દેખાય છે ને ! '

' કોણ આવે છે ? ' શિયાળે પૂછ્યું.

' તમારાજ જાતભાઇઓ છે. શિકારી કુતરા હોય એવું તો મને લાગે છે. ' કુકડો બોલ્યો.

એ સાંભળતાંજ શિયાળ કૂદી અને નાસવા લાગી.

' શિયાળબાઇ ! શિયાળબાઈ ! નાસો છો શાને ? ' કુકડો બોલ્યો. ' હવે તો આપણે બધા મિત્ર બન્યાં છીએ. સૌએ અહિંસા પાળવાનો આપણી મહાસભાનો ઠરાવ...'

' એ વાત ખરી ' નાસતાં નાસતાં શિયાળ બોલી ' પણ કુતરાભાઇઓને હજી એ ઠરાવની ખબર ન પણ પડી હોય ! '

અને શિયાળબાઇ દુમ દબાવીને જાય રે નાઠાં ! જાય રે નાઠાં !

કોણે કોને બનાવ્યું ?

શિયાળે કુકડા છે કે કુકડાએ શિયાળને ?

—o—

# બીકણ સસલી

❧

એક હતી સસલી.

એ એટલી બધી બીકણ કે ન પુછો વાત!

જરા જરામાં બીએ.

વા વાય ને બીએ.

ઝાડ હાલે ને બીએ.

પાંખ ફફડે ને બીએ.

સસલી તો ભારે બીકણ!

વાવાઝોડું થયું ને પાન ઉડયાં.

ઉંચેથી ચણી બોર પડયાં

એક બોર સસલીની પીઠ પર પડયું.

એની બીકનો પાર ન રહ્યો.

એણે જાણ્યું કે આભ પડયું.

આંખો મીંચીને એ તો નાઠીજ જાય. જુએ નહિ કરે નહિ ને દોડી જ જાય.

દોડતાં દોડતાં બોલતી જાય: ' નાસો રે ભાઇ, નાસો! દદણુ આવ્યું, પદણુ આવ્યું, આભ આખું તુટી પડયું, દોડો રે ભાઈ દોડો!'

એવામાં એને શિયાળ મળ્યું.

શિયાળ પુછે: ' સસલીબાઇ, સસલીબાઇ, આમ ભાગો છો કેમ? શું થયું ને શું નહિ?'

સસલી બોલી: ' નાસો રે ભાઇ નાસો! દદણુ આવ્યું, પદણુ





આવ્યું, આભ આખું તુટી પડયું, કેડ મારી ભાંગી નાખી, દોડો રે ભાઇ દોડો.'

શિયાળને પણ બીક લાગી તે સસલી સાથે દોડવા લાગ્યું.

આગળ સસલી ને પાછળ શિયાળ જાય દોડયાં.

એવામાં હરણ મળ્યું.

હરણ પુછે : ' સસલીબાઈ, સસલીબાઇ, દોડો છો કેમ ? શું છે ને શું નહિ ?'

સસલો બોલી : 'નાસો રે ભાઇ નાસો ! દટ્ટણુ આવ્યું, પટ્ટણુ આવ્યું, આભ આખું તુટી પડયું, કેડ મારી ભાંગી નાખી, દોડો રે ભાઇ દોડો !'

એની પાછળ હરણ પણ બીક લાગી ને દોડવા મંડયું.

આગળ સસલી ને પાછળ શિયાળ ને હરણ જાય દોડયાં.

એવામાં કુતરો મળ્યો.

કુતરો પુછે: સસલીબાઇ, સસ-





લીબાઇ, ભાગો છો કેમ ? શું છે ને શું નહિ ?'

સસલી બોલી : 'નાસો રે ભાઈ નાસો ! દદૂણ આવ્યું, પદૂણ આવ્યું, આભ આખું તુટી પડ્યું, કેડ મારી ભાંગી નાખી, દોડો રે ભાઇ દોડો !'

કુતરાને બીક લાગી ને એણે પણ પાછળ દોડવા માંડ્યું.

આગળ સસલી, શિયાળ ને હરણ અને પાછળ કુતરો જાય દોડ્યાં.

એવામાં ગધેડો મળ્યો.

ગધેડો પુછે : 'સસલીબાઇ, સસલીબાઇ, ભાગો છો કેમ ? શું છે ને શું નહિ ?'

સસલી બોલી : 'નાસો રે ભાઇ નાસો, દદૂણ આવ્યું, પદૂણ આવ્યું, આભ આખું તુટી પડ્યું, કેડ મારી ભાંગી નાંખી, દોડો રે ભાઇ દોડો !'

ગધેડાને પણ બીક લાગી. એણે





પણ પાછળ દોડવા માંડ્યું.

આગળ સસલી, શિયાળ, હરણ ને કુતરો અને પાછળ ગધેડો જાય દોડયાં.

એવામાં વાઘ મળ્યો.

વાઘ પુછે : 'સસલીબાઇ, સસલીબાઇ, ભાગો છો કેમ ? શું છે ને શું નહીં ?'

સસલી બોલી : 'નાસો રે ભાઇ નાસો, દદ્દણ આવ્યું, પદ્દણ આવ્યું, આભ આખું તુટી પડયું, કેડ મારી ભાંગી નાંખી, દોડો રે ભાઇ દોડો !'

વાઘને પણ બીક લાગી ને એણે પણ બધાની પાછળ દોડવા માંડ્યું.

આગળ સસલી, શિયાળ, હરણ, કુતરો ને ગધેડો અને પાછળ વાઘ જાય દોડયાં.

એવામાં સિંહ મળ્યો.

સિંહ પુછે : 'સસલીબાઇ, સસલીબાઇ, આટલી મોટી અલગાર





લઇને ભાગો છો કેમ? શું છે ને શું નહિ?'

સસલી બોલી: 'નાસો રે ભાઇ નાસો, દદણુ આવ્યું, પદણુ આવ્યું. આભ આખું તુટી પડ્યું, કેડ મારી ભાગી નાંખી, દોડો રે ભાઇ દોડો!'

સિંહ તો ભાઇ વનનો રાજા. એ તે કંઇ બીયે?

એ તો સામો પુછે: 'ક્યાં છે તારૂં દદણુ ને ક્યાં છે તારૂં પદણુ? ચાલ આગળ થા ને મને બતાવ. પછી હું છું ને તારૂં આભ આખું તુટી પડેલું છે, ચાલ મને બતાવ.'

સસલી તો ધ્રુજતી ધ્રુજતી આગળ થઇ.

એની સાથે શિયાળ, હરણ, કુતરો, ગધેડો, વાઘ અને સિંહ પણ ચાલ્યાં.

સસલી તો બોરના જાળા પાસે આવી.



પોતે ઉભી હતી તે જગ્યા બતાવી.

ત્યાં તો બે ચાર ચણી બોર પડયાં હતાં.

દદણે નહોતું ને પદણે નહોતું !

આભ પણ પડયું નહોતું !

સિંહે તો બરાડો માર્યો : 'અરે મુરખની સરદાર ! તને તે શું કહેવું અને આ બધાંને પણ શું કહેવું ! તારી બીકનો તે કંઈ પાર છે ! '

સસલી તો શરમાઈ ગઈ.

સસલીના વાદે પોતે પણ મુરખ બન્યાં તેથી શિયાળ, હરણ, કુતરો, ગધેડો ને વાઘ પણ શરમાઇ ગયાં.

સઉ સઉને રસ્તે પડયાં.

તે દહાડાથી કોઈ સસલીનો ભરોસો રાખતું નથી.

શરમની મારી સસલી હજી યે સંતાતી ફરે છે.

નાગરદાસ ઇ. પટેલ

# બે મૂર્ખા

બે મિત્રો હતા. એકનું નામ ગટુ અને બીજાનું નામ ગાંડો. બન્ને તદ્દન મૂર્ખા.

× × ×

એક વખત બન્ને મુસાફરીએ ઉપડયા. સેકન્ડ કલાસના ડબામાં બેઠા હતા. ગાંડો બેઠો અને ચુંચું થવા લાગ્યું. બીજી જગ્યાએ પણ એમજ થયું. તેણે સાંકળ ખેંચી. ગાડી ઉભી રહી અને ગાર્ડ આવ્યો.

ગાંડાએ તેને પૂછ્યું. " એ ભાઇ આ ઉંદરડા પુરવાનો ડબો તો નથી ને ? "

" કેમ ? " ગાર્ડે પૂછ્યું.

" કેમ શું; અહિં તો જ્યાં બેસીએ ત્યાં ઉંદરડા બોલ્યા જ કરે છે. જુઓ આ દાબો."

ગાર્ડે બેઠક દબાવી. તો અંદર ચુંચું અવાજ બોલ્યો. તે બધું સમજી ગયો. બન્નેને ખૂબ સમજાવી તેણે તેમને બેસાર્યા.

ગાડી ઉપડી.

× × ×

એક દિવસ ગટુએ પાણીમાં જાળ નાખી. શું કામ ખબર છે ? ઘોડો પકડવા.

એક જણાએ ઘોડાને હાંકી કાઢયો. ગટુ સમજ્યો કે ઘોડાએ પાણીમાં ડુબકી મારી. અને તેને પકડવા તેણે પણ પાણીમાં ઝંપલાવ્યું. તેને તરતાં આવડતું ન્હોતું. એ તો ડૂબવા લાગ્યો. એક જણાએ તેને જોયો અને બીજા બે ચાર જણાને બોલાવી તેઓએ ગટુને બહાર કાઢયો ત્યારે તે બિચારો માંડમાંડ બચ્યો.

લલિત ગિ. ભટ્ટ
( ઉ. વ. ૧૪ )

## ભેદી રમત

મારા મિત્ર પંડિતજીને ભેદી રમતોનો શોખ છે. તેઓ અવારનવાર અમારા મંડપમાં એવી રમતો કરી બતાવે છે અને પછી તેનો ભેદ ખુલ્લો કરે છે.

આજે એમણે એક ગંજીફો લાવીને કહ્યું: ' તમે મારી આંખે પાટો બાંધો અને પછી આ ગંજીપામાંથી બે જણ ગમે તે પાન ઉપાડો અને તમારી પાસે રાખો. એ છતાં તમે કયું પાન લીધું છે તે હું કહી આપીશ. '

*

પોતાની આંખે પાટો હોવા છતાં પંડિતજી શી રીતે જોઇ શકશે, અથવા કોણે કયું પત્તુ લીધું છે તે શી રીતે કહી શકશે તે અમને સમજાયું નહિ

અમે એમની આંખોએ તાણીને પાટો બાંધ્યો. પછી મેં અને રામદાસે ગંજીફામાંથી એકેકુ પાનું કાઢયુ અને અમારા ખીસ્સામાં મૂકયું.

*

પછીથી પંડિતજીની આંખેથી પાટો છોડી નાખ્યો.

પંડિતજીએ પત્તાં આપવા માંડયાં ત્યાં સવિતાએ પુછ્યું: ' બોલો. નટવરે કયું પાન લીધું હશે. '

પંડિતજીએ તરત જ જવાબ આપ્યો: ' કાળીનો છક્કો. '

' પછી – '

પંડિતજીએ કહ્યું: ' લાલનો એક્કો. '

*

અમે બેઉએ ખીસ્સામાંથી પાન કાઢયાં તો તે ખરેખર કાળીનો છક્કો તથા લાલનો એક્કો જ હતાં.

એ શી રીતે બન્યું હશે ? પંડિતજી એ શી રીતે જાણી ગયા ?

## વાંચતાં શીખો

વાંચતાં શીખો.

તમે કહેશો કે અમે તો આટઆટલું વાંચીએ છીએ; હવે શું બાકી રહ્યું ?

તમે વાંચતા હશો પણ બરાબર નહી હોય !

જે વાંચો તે સમજીને વાંચો, સમજ્યા વીનાનું વાંચવું નકામું છે.

તમારે લાયક હોય તેજ વાંચો, આડુ-અવળું જે હાથમાં આવે તે વાંચીને આંખ બગાડશો નહી.

વાંચતી વખતે પ્રકાશ આંખો ઉપર નહી પણ પુસ્તક ઉપર આવે એ રીતે પુસ્તક રાખીને વાંચો.

ચાલતી ટ્રામે, ગાડીએ અથવા હાલમ-ડોલમ થાય એવી જગ્યાએ વાંચશો નહી. એનાથી તમારા આંખ બગડશે.

થોડું વાંચો પણ વીચાર કરીને વાંચો.

વાંચીને વીચારીને અમલ કરતાં શીખો.

' મેં લાખ પાન વાંચ્યાં છે ' એમ કહેવાનો કશો અર્થ નથી. વગર 'વીચાર્યું' વાંચીને પાના ઉથલાવી જવાં નકામાં છે.

સઉથી પહેલાં તમારા પાઠ પાકા કરો તે પછી તમારા કામનું સાહિત્ય વાંચો.

નકામી કુથલી અથવા આડાઅવળો વખત બગાડવા કરતાં કંઇક સારૂ વાંચો.

સારાં પુસ્તકો એ સર્વોત્તમ મિત્રો છે. એની સલાહને અનુસરો.

વાંચતાં વાંચતાં ન સમજાય તે કોઇ અનુભવી અથવા તમારાથી મોટાને પુછો ને તેની પાસેથી સમજી લો.

તમારાં પાઠય પુસ્તકોમાં જ ભણતર પુરૂં નથી થતું. એ તો જ્ઞાનમંદીરનાં પગથીયાં છે. મંદીરની ઇમારત તો વીશાળ ને ગગનચુંબી છે.

સારૂ વાંચન તમારૂ જીવન સુધારશે.

વાંચતાં શીખો. વાંચીને વીચારતાં શીખો.

# રાજારામની હોલી

卐

એક હતી હોલી.

એ ઉડતી ઉડતી રામાપટેલના ખેતરમાં ગઇ. જુવારના હુંડા પર બેઠી અને દુધીયા દાણા ખાવા લાગી.

એને દાણા બહુ ભાવ્યા.

એ રોજ રામા પટેલના ખેતરમાં જાય અને જુવાર ખાય.

જુવારનાં હુંડાં ખાલી થવા લાગ્યાં.

રામાપટેલે એ જોઇને હોલીને પકડવાનો વિચાર કર્યો.

પટેલે સંતાઇ જઇને હોલીને પકડી અને એને પગે દોરી બાંધી માળાને લાકડે લટકાવી.

હોલીએ પાંખો ફફડાવવા માંડી.

એ રામા પટેલને કહે :

'મને જવા દો, હું ફરી નહિ આવું.'

પણ પટેલ એમ માન્યા નહિ.

'એમ તે કેં તને જવા દેવાય. મારૂ ખેતર બગાડી નાખ્યું !' રામા પટેલ બોલ્યા.

હોલીએ કહ્યું: 'મારાં બચ્ચાં રડી મરશે, મને જવા દો.'

છતાં પટેલે એને જવા દીધી નહિ.

એવામાં બકરીનો ગોવાળ આવ્યો. તેને જોઇને હોલીએ આંખમાં આંસુ સાથે કહેવા માંડ્યુંઃ

રાજારામની હું હોલી રે ! તુતહુ તુ !
મારાં આવળ ઈંડાં રે ! તુતહુ તુ !
મારાં બાવળ બચ્ચાં રે ! તુતહુ તુ !
ભાઈ બકરીના ગોવાળ રે ! તુતહુ તુ !
મને છોડાવીને જાજે રે ! તુતહું તુ !

બકરીના ગોવાળને દયા આવી તે રામાપટેલ પાસે આવીને કહેઃ

'અરે ભાઇ ! બીચારી હોલીને છોડી દે ! એણે તારી ચપટી જુવાર ખાધી હશે તેમાં આવો કે'ર થાય ! એને છોડી દે. લે હું તને એક બકરી આપું.'

'મારે તારી બકરી નથી જોઇતી. તું તારે રસ્તે જા.' પટેલે જવાબ આપ્યો.

બકરીનો ગોવાળ તો ગયો.

એવામાં ભેંસોનો ગોવાળ આવ્યો. એટલે હોલી બોલીઃ

રાજારામની હું હોલી રે ! તુતડુ તુ !
મારાં આવળ ઇંડાં રે ! તુતડુ તુ !
મારાં બાવળ બચ્ચાં રે ! તુતડુ તુ !
ભાઇ ભેંસોના ગોવાળ રે ! તુતડુ તુ !
મને છોડાવીને જાજે રે ! તુતડુ તુ !

એ સાંભળી એને દયા આવી. એણે રામા પટેલને કહ્યું:

'પટેલ ! હોલીને છોડી દો. બિચારી બહુ કકળે છે ! લો હું તમને એક ભેંસ આપું પછી તો કંઈ વાંધો નથી ને !'

'મારે તમારી ભેંસ નથી જોઇતી. તમે તમારે રસ્તે જાવ.'

ભેંસોનો ગોવાળ પણ ગયો.

એવામાં ઉંટનો ગોવાળ આવ્યો એટલે હોલી બોલી :

રાજારામની હું હોલી રે ! તુતડુ તુ !
મારાં આવળ ઇંડા રે ! તુતડુ તુ !
મારાં બાવળ બચ્ચા રે ! તુતડુ તુ !
ભાઇ ! ઉંટોના ગોવાળ રે ! તુતડુ તુ !
મને છોડાવીને જાજે રે ! તુતડુ તુ !

હોલીનો ફફડાટ અને કકળાટ જોઇને ઉંટના ગોવાળને બહુ દયા આવી. એ પટેલ પાસે ગયો અને બોલ્યો :

'ફટ ભુંડા ! તારા જેવો તે કોઇ પાપીયો હશે ! ચપટી જારને વાસ્તે તેં હોલીને ઉંધી લટકાવી છે ! તને લગીરે દયા છે કે નહિ ?'

'જો મોટો દયાવાળો આવ્યો છે તે !' પટેલે કહ્યું.

'એ હોલીને તું છોડી દે. તને હું એક ઉંટ આપું.' ગોવાળે કહ્યું.

'મારે તારૂં ઉંટ નથી જોઇતું.' પટેલે કહ્યું.

'અરે ભલો થઇને છોડી દે.' ગોવાળ બોલ્યો.

પટેલે ડોકું હલાવીને ના પાડી.

ગોવાળે પોતાના હાથમાંની ડાંગ ઉપાડીને પટેલના બરડામાં લગાવી દીધો.

રામાપટેલના બરડામાં બે ડાંગ પડી ત્યાં એ ઉંટોના ગોવાળને પગે પડયા અને બોલ્યા:

'રાખ ! રાખ ! મને માર નહિ. હું હોલીને હમણાંજ છોડી દઉં છું.'

અને એમણે હોલીને છોડી મૂકી.

હોલી ઉંટોના ગોવાળનો આભાર માનીને ઉડી ગઇ ને બચ્ચાં પાસે જઇને બેઠી.

રાજારામની હું હોલી રે ! તુતડુ તુ !
મારાં આવળ ઇંડાં રે ! તુતડુ તુ !
મારાં બાવળ બચ્ચાં રે ! તુતડુ તુ !

નાગરદાસ ઇ. પટેલ

✲

## છેતરાતી નજર



આ સાથે-ના ચીત્ર-માં વચ્ચે-નું વર્તુળ જુઓ. એ ડાબી બા-જુએથી સંકોચા-યેલું છે ને ઉપર તથા ની-ચેની બા-જુ પહોળી થઇ છે. બરા-બર છે ને ? ફરી ફરીને જુ-ઓ તો પણ એમ જ લાગ-શે. વર્તુલ દબાઇ ગયેલું જ દેખાશે. છતાં વર્તુલ બરાબર ગોળાકાર છે. એ દબાયલું દેખાય છે તે તો એ ચીત્રમાં દોરેલી લીટીઓને લીધે છે. આ૫ણી નજર પણ છેતરાય છે !

## પહેલી રમતનો ખુલાસો

પંડિતજીએ ખુલાસો કરતાં જણાવ્યું કે આ જાતની રમતોમાં હમેશાં એક સાથીદારની જરૂર પડે છે. આ રમતમાં એમના સાથી તરિકે સવિતાએ જે સવાલ પૂછ્યા તેના ઉપરથી પંડિતજીએ જવાબ આપ્યા હતા.

સવિતાના સવાલમાં જ જવાબ આપવાની ઘટતી સૂચના પંડિતજીને મળી જતી હતી

પાનનો જેટલામો નંબર હોય તેટલા શબ્દો સવીતાના સવાલમાં હોય એવી ગોઠવણ હતી.

એક્કો હોય તો એક, ને અઠ્ઠો હોય તો આઠ. ગોલો, રાણી તથા રાજા માટે અગીયાર, બાર અને તેર શબ્દો ગણવાની ગોઠવણ હતી. વાક્યની શરૂઆતના પહેલાં ચાર શબ્દોથી પત્તાંની ચાર જાત નક્કી કરી હતી.

'બોલો' હોય તો કાળી. 'કહો' હોય તો ફુલેવર 'ચાલો' હોય તો ચોકડી અને 'પછી' હોય તો લાલ. આ રીતે સવિતાની વાતચીત ઉપરથી જ પંડિતજીએ જવાબ આપ્યા હતા, છતાં એની ભેદી અસર જેવી તેવી ન હતી.

# ભૂલભૂલામણી



ઉપરની ભૂલભૂલામણીમાં એક ચિત્રમાં ગોળો આપ્યો છે તે ગબડાવતા સાથીયા ઉપર લઇ જાવ. જેટલા જલદી લઈ જઇ શકો તેટલી તમારી હુશીયારી. ચાલો ગોળો ગબડાવવા માંડો.

---

# અદેખું ઉંટ

એક વખત પ્રાણીઓએ સરકસ કાઢયું. એમાં રીંછ, વરૂ, ઘોડો, બકરો, ઉંટ, હાથી, વાંદરો વીગેરે જુદાં જુદાં પ્રાણીઓ જોડાયાં.

એમનું સરકસ તો ઠીક ચાલ્યું ! વાંદરાનો નાચ ભારે વખણાયો. એ એટલો સુંદર નાચે, એટલો મજાનો નાચે કે ચારે તરફ વાંદરાભાઈની વાહ વાહ ! તાળીઓના ગડગડાટ, અને શાબાશીના નાદ !

' ઓ હો ! વાંદરા કરતાં તો હું વધારે સારૂં નાચું. ' ઉંટ બોલ્યું. ' એમાં શું છે ? જુઓ, હવે મારો નાચ શરૂ થાય છે. '

એમ કહી ઉંટભાઇ તો ચાલ્યા. ઉંટને તે કંઇ નાચતાં આવડે ? એ તો આમ કુદયું ને તેમ કુદયું.

' આમ તે કંઇ નચાતું હશે ?' હાથી બોલ્યો, 'એને નાચતા જ કયાં આવડે છે?'

' અરે ! એ તો અદેખું આગ છે ' રીંછ બોલ્યું.

' આપણામાં એ ન શોભે. ' વરૂએ કહ્યું.

અને પછી બધાએ લાકડીઓ મારી ઉંટને કાઢી મુકયું.

તે દિવસનો ઉંટનો મિજાજ ગયો છે અને એનું મોઢું ધુંખરાયેલું રહે છે.

ઇન્દુમતિ ગોરધનદાસ

# સિંહનો શિકાર

એક હતો સિંહ.

એને ત્રણ સાથી હતા. રીંછ, વરૂ ને શિયાળ.

ચારે જણ શિકાર કરવા ચાલ્યા.

સિંહ સરમુખત્યાર હતો. એની સરદારી નીચે પેલા ત્રણે જણે કામ કરવા કબુલ કર્યું હતું.

ચારેએ થઇને એક હરણનો શિકાર કર્યો.

હરણ ખાસુ માતેલું હતું. એને જોઇને ચારેના મોઢામાં પાણી આવતું હતું.

શિયાળે એના ચાર ભાગ પાડયા, દરેકને અકેકો ભાગ આપવાની શરૂઆત કરી. ત્યાં સિંહ બોલ્યો.

" ખામોશ ! હું કહું છું તે સાંભળી લ્યો. પછી ખાવાની વાત કરજો.

આ ચાર ભાગ પાડયા છે તેમાંનો એક ભાગ મારો. કારણ કે હું વનનો રાજા છું ને મારો એ રાજભાગ છે.

બીજો ભાગ પણ મને જ મળવો જોઇએ કારણ કે હું તમારી ટોળીનો સરમુખત્યાર છું અને તમારા કરતાં બળવાન છું.

ત્રીજો ભાગ મારે મારાં નાનાં બચ્ચાં માટે જોઇએ છીએ અને તે મને મળવો જ જોઇએ.

હવે રહ્યો ચોથો ભાગ એ જેને જોઇતો હોય તે આવી જાવ ! મારી સામે જોર અજમાવો, મને હરાવો ને લઇ જાવ.

સિંહની એ વાત સાંભળીને રીંછ વરૂ ને શિયાળ એક બીજાના મોંઢા સામે જોઇ રહ્યા એક પણ અક્ષર બોલ્યા સિવાય એમણે સિંહ તરફ નજર નાખી. એનો લડાયક સીનો જોઇ ત્રણે જણે ત્રણ દિશામાં ચાલવા માંડયું.

અને સિંહ શિકારની મોજ માણવા લાગ્યો.

યુરોપના સરમુખત્યારો આ સિંહ જેવા નથી ?

---

# ઘસઘસાટ ઉંઘું છું

' છગનઃ ઓ છગન ! ઉંઘી ગયો છે કે શું ? ' મગને બુમ મારીને પુછ્યું.

' ધાર કે ઉંઘી ગયો છું તો શું ! શું છે ? ' છગને સામો સવાલ કર્યો.

' મારે તારી પાસે પાંચ રૂપીઆ ઉછીના લેવા હતા. '

' ત્યારે તો હું ઘસઘસાટ ઉંઘી ગયો છું. '

એમ કરીને એ સોડ તાણીને સુઇ ગયો !

# નવ્વાણુંનો ધક્કો

એક હતો મોચી.

જુના પુરાણા જોડાને થીંગડાં મારવાનું ને સીવવા સાંધવાનું એ કામ કરે, બે પૈસા મેળવે ને ખાય પીયે ને લહેર કરે !

એ ભલો ને એનું કામ ભલું !

રોજ કમાય, રોજ લાવે ને રોજ ખાય.

વાળુ કરીને સુઇ જાય તે ઘસઘસાટ ઉંઘે.

એનાં બારણાં પણ ખુલ્લાં. અને હોય પણ શું કે ચોર ચોરી જાય !

એનું શરીર પણ ખાસું પાણીમાં અણો સુકાય (?) તેવું થઇ ગયેલું.

એનાં બાજુમાં છગન શેઠ રહે. છગન શેઠ પાસે પાંચ પૈસાનો જીવ હતો.

ધીરધારનો એમનો ધંધો હતો ને એ સારૂં કમાયા હતા.

છગન શેઠને પાર વિનાની ચીંતા હતી એમને પુરી ઉંઘ ન આવતી. બધાં ઘરાકોની એમને ફીકર રાખવી પડતી.

પોચી મઝાની તળાઇઓમાં પણ એ પડયા પડયા પાસાં ઘસ્યા કરતા.

એક દહાડો શેઠાણી કહેઃ 'તમને ઉંઘ નથી આવતી પણ બાજુમાં માવજી મોચી મઝાની ઉંઘ ખેંચી કાઢે છે.'

શેઠ કહેઃ 'એને કોઇ વાતની ચીંતા નથી એટલે. નવ્વાણુંનો ધક્કો વાગ્યો નથી ત્યાં સુધી.'

'નવ્વાણુંનો ધક્કો એટલે ?' શેઠાણીએ પુછયું.

'તે કહેવા કરતાં કરી બતાવીશ.' શેઠે જણાવ્યું.

બીજે દીવસે છગન શેઠે ધીરે રહીને માવજી મોચીને ત્યાં એક થેલી સરકાવી દીધી.

થેલી જડી ને વળી એમાં નગદ રૂપીયા ભરેલા હતા તેથી માવજી તો રાજી રાજી થઇ ગયો.

એણે ગણી જોયું તો એકંદર નવ્વાણું રૂપિયા હતા

વખતે ભુલ થતી હશે ! નવ્વાણું ત્યાં ભર્યા સો.

એણે ફરીથી ગણી જોયું તો પણ નવ્વાણું !

'કંઇ નહિ ! બે દિવસ કરકસર કરીશું ને બચાવીશું તો સો પુરા થશે.'

અને એણે બીજે દિવસથી કરકસર કરવા માંડી. હવે ઘરમાં જોખમ આવ્યું એટલે એ જાળવવાની પણ ચીંતા વધી.

સો રૂપીયા પુરા થયા એટલે સવાસો કરવાનો લોભ થયો !

દહાડા વધતા ગયા તેમ માવજી મોચીની ચીંતા પણ વધતી ગઇ ને ઉંઘ ઘટતી ગઇ.

'હવે તો માવજી મોચીની ઉંઘ પણ ઉડી ગઇ છે !' શેઠાણીએ ખબર આપી.

'એને નવ્વાણુંનો ધક્કો લાગી ચુકયો છે.' શેઠે કહ્યું.

# છેતરાતી નજર



ઉપરના ચિત્ર તરફ જુઓ

એમા બે મધ્યવર્તી ગોળા છે તે જુઓ એ બેઉ ગોળાની આજુબાજુ નાના મોટા બીજા ગોળા છે તે પણ જુઓ

ડાબી બાજુના ગોળાની આજુબાજુ નાના નાના બાર ગોળા છે અને જમણી બાજુના ગોળાની આજુ બાજુ પાચ મોટા ગોળા છે એ બધુ બરાબર જોઈ લીધુ ?

હવે સવાલ એ છે કે એ બેઉ મધ્યવર્તી—વચ્ચે આવેલા ગોળામાથી મોટો ગોળો કયો ને નાનો ગોળો કયો ?

ડાબી બાજુનો જેની આજુબાજુ નના નાના બાર ગોળા છે તે મોટો છે ને બીજો—જમણી બાજુનો જેની આજુબાજુ પાચ મોટા ગોળા છે તે નાનો દેખાય છે

બરાબર છે ?

ફરીથી જુઓ, ધ્યાન દઇને જુઓ

એનો એજ જવાબ આપી શકાય છે

છતા ખરી વાત એ છે કે બેઉ ગોળા બરાબર સરખા છે માપી જુઓ. જે માયાજાળ ઉભી થઇ છે તે આજુબાજુના નાના મોટા ગોળાઓને લીધે છે,

આપણી નજર પણ છેતરાય છે !

# આ રહ્યો એ ખજાનો

એક હતો ખેડુત.

એને બે દિકરા હતા.

બેઉ ભારે આળસુ.

ખેડુતને એમની ભારે ચિંતા હતી. આ છોકરાઓ કામ કરતાં નહિ શીખે તો ખાશે શું ?

એ બેઉને મહેનત કરતાં શીખવવા માટે એણે એક યુક્તિ કરી.

એનું એક બીડ હતું. એમાં માત્ર ઘાસજ થતું પણ જમીન સરસ હતી.

એણે પોતાના બેઉ દીકરાઓને બોલાવીને કહ્યું: ' આપણા આ ખેતરમાં એક મોટો ખજાનો દાટેલો છે. તમે શોધી કાઢો તો આપણે ધનવાન થઇ જઈએ. '

ખજાનાનું નામ પડતાં બેઉ ભાઈઓના મોઢામાં પાણી આવ્યું. પાસે પુરતા પઇસા હોય તો ફાવે તે થાય ! એમણે એ ખજાનો શોધી કાઢવાનું નક્કી કર્યું.

અને બીજે દિવસે બેઉ ભાઇઓ લઇ કોદાળો ને ઉપડયા.

બેઉ ભાઇઓએ આખો દિવસ ખોદ્યાજ કર્યું.

એમ દહાડાના દહાડા સુધી ખુબ મહેનત કરીને આખું બીડ ખોદી નાખ્યું.

' ખજાનો તો કંઈ નીકળ્યો નહી ! ' એક ભાઈ આખરે કંટાળીને બોલ્યો.

' આપણે બરાબર ખોદી શકયા નહિ હોઇએ—જરા વધારે ખોદીએ ' બીજે કહ્યું.

અને એમણે ઉંડું ખોદ્યું.

પણ ખજાનો તો ન મળ્યો.

એવામાં ચોમાસુ આવ્યું.

પેલા ખેડુતે એમને કહ્યું: ' આટલી મહેનત કરી છે તો આપણે એ ખેતરમાં વાવણી કરીએ. '

અને એમણે વાવણી કરી.

એમાં જે તુલ થયું તે સારીયે સીમ કરતાં વધારે સારૂં હતું. લીલુ કુંજાર ને ભારે જોસદાર.

પછી તો ડુંડાં આવ્યાં એ પણ એવાં મોટાં અને દાણા પણ એટલા ભરેલા કે જે જુએ તે ખુશ થઇ જાય !

પેલો ખેડુત પોતાના બેઉ દિકરાઓને ખેતરમાં લઇ આવ્યો.

' બાપુ ! ' મોટે દીકરે કહ્યું. ' અમે બહુ મહેનત કરી પણ પેલો ખજાનો મળ્યો નહિ. '

' દિકરા મારા ! ' ખેડુત બોલ્યો. ' આ રહ્યો એ ખજાનો !.' એમ કહીને એણે અનાજના ભારથી લચી જતાં ડુંડાં તરફ આંગળી કરી.

' તમારી સખત મહેનતે એ મળ્યો છે અને એ સદાયે ટકે એવો છે. '

બેઉ ભાઇઓ સમજ્યા ને સુધર્યાં.

# ભેદી રમત બીજી

બીજે દિવસે સાંજનાં પંડિતજીએ એક નવી જાતની રમત કરી બતાવવાની ગોઠવણ કરી.

અમારૂં બાલમંડળ એકઠું થયું અને પંડિતજીએ રમતની શરૂઆત કરી. એમણે કહ્યું: ' જુઓ, આ ચોપડી છે અને આ એક વીઝીટીંગ કાર્ડ છે. ' એમ કહીને આ બેઉ ચીજો એમણે બતાવી.

પછી તે કમળાબ્હેન પાસે આવ્યા અને બોલ્યા: ' કમળાબ્હેન, તમે આ કાર્ડ ચોપડીમાં મરજી ફાવે ત્યાં મૂકો. '

કમળાબ્હેને કાર્ડ લઇને પોતાને ઠીક લાગ્યું ત્યાં ગોઠવ્યું અને ચોપડી બંધ કરીને પંડિતજીને પાછી આપી. એ લઇને પંડિતજી મગનભાઇ પાસે ગયા અને એમને ચોપડી આપી અને કાર્ડ જ્યાં રાખ્યું હતું ત્યાંથી ઉઘાડીને મનમાં વાંચવા કહીને પોતે પોતાને ઠેકાણે જઇને ઉભા રહ્યા.

મગનભાઇએ ચોપડી ઉઘાડી.

' તમે કઇ તરફનું પાન વાંચો છો ? ડાબી બાજુનું કે જમણી બાજુનું ? પંડિતજીએ પુછયું.

' જમણી બાજુનું, ' મગનભાઇએ જવાબ આપ્યો.

પછી પંડિતજીએ જ્યારે બાજુએ જોઇને હવામાંથી જાણે કંઇ સમાચાર મેળવતા હોય એમ કરીને જણાવ્યું: ' જુઓ મગનભાઇ ! તમે વાંચો છો તે પાન ૧૪૫ મું છે. ખરી વાતને ? '

' હા જી. ' મગનભાઈએ જણાવ્યું.

' હવે એ વાંચીને તમને મુંબઇથી લંડન સુધી પહોંચે એ ટીપણું કેટલું મોટું લાંબું હશે અને તેનો ગોળો કેવડો મોટો વળે એ વિચાર આવ્યો તેમજ અરજા અરજીની પદ્ધતિ પર તિરસ્કાર આવ્યો, બરાબર છે ને ? ' પંડીતજીએ પૂછયું.

' ખરી વાત છે. ' મગનભાઇએ જવાબ આપ્યો.

મગનભાઇની બાજુમાં હું બેઠો હતો. મેં પણ જોયું તો એ પાનમાં એજ હકીકત હતી.

એ પાનની પહેલી કંડીકા આ રીતે શરૂ થાય છે.

' રાજપુરૂષો કહે છે કે હિંદે સ્વરાજ્યને માટે જે અરજીઓ કરી હતી તેના કાગળોની હાર કરી હોય તો એ ટીપણું મુંબઇથી લંડન સુધી પહોંચે; અને છતાં હીન્દની ગુલામગીરી ટળી નહી. માટે હવે તો ગુલામગીરી ટાળવા અને સ્વરાજ્ય લેવા માટે એ અરજા અરજી એક કોરે મૂકી સાચા ઉપાય લેવા. '

'બરાબર છે. અક્ષરે અક્ષર એમજ લખ્યું છે.' મગનભાઇએ જણાવ્યું.

એ જોઇને અમે બધા દિંગમૂઢ થઈ ગયા, કારણ કે કમળાબ્હેને ચોપડીમાં અડસટે કાર્ડ ગોઠવ્યું હતું અને એ એંધાણી મુજબ મગનભાઇએ એ ચોપડી ઉઘાડી હતી. પંડિતજીએ એ પાન જોયુ ન હતું કે ઉઘાડી ચોપડી ઉપર એમની નજર પડી ન હતી.

એમ છતાં પંડિતજી શી રીતે એ પાનનો નંબર ને તેમાનું લખાણુ કહી શકયા ? આખી ચોપડી એમણે અક્ષરે અક્ષર મોઢે કરી હશે ? એ શી રીતે બને ? અને એમ ધારી લઇએ કે આખી ચોપડી મોઢે કરી હોય તો પણુ દરેક પાન ઉપર કેટલું લખાણુ છે તે શી રીતે યાદ રહે ?

---

## કહેવાય છે કે—

—કરોળીયો પોતાના વજન કરતાં ૨૭ ગણું ખાય છે.
—અમેરિકાનો પહેલો શોધક કોલંબસ નહિ પણ બે ચીના સાધુઓ હતા
—એક કરોળીયાના શરીરમાંથી સવા માઇલ લાંબો તાર નીકળે છે.
—વીંછીના ડંખ ઉપર મધ ઘસવાથી ફાયદો થાય છે.
—પીઆનાની અંદરના ભાગમા એક માઇલ જેટલી લંબાઇનો તાર વપરાય છે.
—એક માણુસની ચામડી સરેરાશ સોળ ચોરસફુટ હોય છે.
—ચીનમાં ૭૫૦ ફુટ લાંબો ઝુલતો પુલ વાંસડાઓનોજ બનેલો છે
—ગોકળગાયને એક માઇલ ચાલતાં જવાને ૧૨ દીવસ લાગે છે
—ચકલાનું એક જોડું દર અઠવાડીએ ૩૦૦૯ જન્તુઓનો ભક્ષ કરે છે.
—નાક વગરના નકટા માણુસને કોઇ દીવસ છીંકજ આવતી નથી.
—સીફ્રીનેમીયા નામની માખી કલાકે ૮૪૦ માઇલની ઝડપે ઉડે છે.
—સ્ત્રીઓનું સઉથી પહેલું હીન્દી માસિક નામે 'સુગૃહણી' નીકળેલું.
—ઉટ પાણીમાં કદાપી તરી શકતું નથી.
—પતંગીયાની સ્વાદેન્દ્રિય તેના પગમાં હોય છે.
—માઉથ-બ્રીડર નામની માછલી પોતાનાં ઇંડાં મોંમા રાખીનેજ સેવે છે.
—એક માણુસ દરરોજ સરેરાસ ૩૫ રતલ હવા લે છે.
—પોપટ જીભેથી કદી બોલતો નથી પણુ કંઠમાંથી અવાજ કાઢે છે.

ચંદ્રકાન્ત નરસિંહભાઇ પટેલ

# અજાણ્યો મિત્ર



એક હતું વન.

એમાં એક વિશાળ વડનું ઝાડ હતું.

એ ઝાડ ઉપર એક કાગડાનો માળો હતો.

એ કાગડાને એક હરણ સાથે દોસ્તી હતી.

વડની ડાળે કાગડો બેસે ને નીચે હરણ ગેલ કરે.

અવાર નવાર કાગડો હરણના માથા પર બેસે, કો કો કરે ને બેઉ મિત્રો પોતાનાં સુખદુઃખની વાતો કરે.

બેઉ જણ વચ્ચે ગાઢ મૈત્રી હતી

ચોમાસુ આવ્યું હતું અને પેલા હરણને તો એ ઘણું ગમતું હતું.

મનમાન્યું ચરવાનું મળ્યું એટલે હરણનું શરીર તો ઘણું ફાલ્યું. એ તો એવું તાજું માજું થયું કે ચુંટી ખણો તો યે લોહી ન નીકળે.



એક દીવસે એ ચરવા ગયું હતું એવામાં એક શિયાળની એના ઉપર નજર પડી.

એને જોઇને શિયાળના મોઢામાં પાણી આવ્યું અને એ વીચાર કરવા લાગ્યું કે આ હરણ આપણા સપાટામાં આવે તો ભારે મઝા પડે!

આવો વીચાર કરીને પેલું શિયાળ હરણ પાસે આવ્યું અને જાણે ઘણાં લાંબા વખતનું ઓળખાણ હોય એ રીતે એણે હરણની ખબર પુછી.



'કેમ દોસ્ત! મઝામાં છે ને?'

આ રીતે તદન અજાણ્યાએ ખબર પુછવાથી હરણને જરા નવાઇ ાગી અને એણે સામો સવાલ કર્યો 'તું કોણ છે?'

'દોસ્ત! તું જોઇ શકે છે કે હું શિયાળ છું. તારા જેવો મિત્ર મળવાથી મારા ભાગ્યનો પાર નથી.' શિયાળે મીઠાશથી કહ્યું.

હરણ બિચારૂં ભોળું હતું અને ભોળવાઇ ગયું અને એણે શિયાળને પોતાના મિત્ર તરીકે કબુલ કર્યું.

સાંજ પડી એટલે હરણ પોતાને રહેવાને ઠેકાણે આવ્યું. એની સાથે સાથે શિયાળ પણ ત્યાં ગયું.

શિયાળને જોઇને કાગડે હરણને પુછયું: 'મિત્ર! આ કોણ છે?'

'એ શિયાળ છે અને મારી સાથે એણે દોસ્તી કરી છે' હરણે કહ્યું. 'અત્યાર સુધી આપણે બે મિત્રો હતા એજ રીતે હવે ત્રણે જણ મિત્રો થઇને રહીશું.' હરણે જવાબ આપ્યો



'મિત્ર ! અજાણ્યા સાથે એકાએક દોસ્તી કરવી સારી નથી' કાગડો બોલ્યો.

'તમે બેઉ જણે દોસ્તી બાંધી ત્યારે તમે અજાણ્યા ન હતા ?' શિયાળે કાગડાને કહ્યું. 'જેમ તમે બેઉ જણ મિત્રો થઇને રહ્યા છો તેમ હું પણ વફાદાર મિત્ર થઇને રહીશ.'

'એની વફાદારી બાબત મને શંકા નથી.' હરણ બોલ્યું.

પણ કાગડાને તો શંકા જ રહી ગઇ.

પોતાના ઉપર વિશ્વાસ બેસાડવા માટે કેટલાક દિવસ શિયાળ હરણ સાથે ફર્યું અને કાગડાને પણ સારૂં લગાડવા એણે પ્રયત્ન કર્યો.

એક દિવસ એણે હરણને કહ્યું:

'મિત્ર ! આ જંગલની બીજી બાજુએ એક સુંદર હરીયાળું ખેતર છે, તેમાં ચરવાની તને ભારે મઝા આવશે ચાલ હું તને ત્યાં લઈ જાઉં'



હરણુને તો એ સાંભળી મોઢામાં પાણી આવ્યું. એ લોભાયું અને શિયાળની પાછળ પાછળ એ ખેતરમાં ગયું.

ખેતરનું હરીયાળું તુરૂ જોઇને એ તો રાજી રાજી થઇ ગયું. એ લહેરથી ખાવા લાગ્યું.

હરણુને એ હરીયાળા ખેતરમાં ચરવાની ભારે મઝા પડી, એ તે અવાર નવાર ત્યાં જવા લાગ્યું અને મનમાનતો ચારો ચરવા લાગ્યું.

પોતાના ખેતરમાં થતો બગાડ જોઇને ખેતરના માલીક ખેડુંએ હરણુને પકડવા માટે જાળ બીછાવી.

પોતાના ખેતરમાં જાળ પાથરીને એ ઘેર ગયો

હરણ ખેતરમાં પેઠું ને ચરતું ચરતું જાળ બીછાવેલી ત્યાં આવી ચઢયું.

જાળમાં એનો પગ પડયો અને એ સપડાઇ ગયું. એનાંથી નાસી શકાયું નહી.

એ ફસડાઇ પડયું.



પોતાની આવી દુર્દશા થઇ તેથી હરણુને ઘણું લાગી આવ્યુ આવા સંકટમાંથી એને કોણ ઉગારી શકે?

એને વિચાર આવ્યો કે મારૂં મિત્ર શિયાળ આ વખતે આવી ચઢે તો એ આ જાળ કાપી નાંખે ને મને ઉગારે.

અને ખરેખર! એટલામાં શિયાળ ત્યાં આવી પહોંચ્યુ. હરણે એ પેલી જાળ કાતરીને પોતાને બચાવવા કહ્યું.



પણ શિયાળ ક્યાં કાચુ હતું કે એવી રીતે જાળ કાપીને હરણને છુટું કરે! હરણ સપડાયું ત્યારથી જ એના મોંઢામાં પાણી આવતું હતું. એને આશા હતી કે હવે હરણનું માંસ ખાવા મળશે ને મઝા પડશે. એટલે એણે ભારે દુઃખ થયું હોય એવો ઢોંગ કરીને કહ્યું: 'મિત્ર! તારી આ સ્થિતિ જોઇને મારા શોકનો પાર રહ્યો નથી. કમનસીબે એ જાળ તાંતની બનાવેલી છે ને આજ અગીયારસ જેવા પવિત્ર દિવસે મારાથી તે શી રીતે કરડાય? હું ઘણું દિલગીર છું.' એમ કહીને શિયાળ તો ચાલ્યું ગયું ને થોડેક છેટે જઇને સંતાઈ ગયું.

સાંજ પડી ને કાગડો ઘેર આવ્યો. એણે હરણને જોયું નહિ એટલે એના પેટમાં ફાળ પડી. એને એમ થયું કે શિયાળે હરણને ફસાવ્યું તો નહિ હોય! એના ઉપર વધુ પડતો વિશ્વાસ રાખવામાં હરણે ખરે જ ભુલ કરી હતી.

આમ વિચાર કરીને એ તપાસ કરવા ઉડયો. ફરતાં ફરતાં એની નજર જાળમાં ફસી પડેલા હરણ ઉપર પડી.

એ તરત હરણ પાસે ગયો ને પુછ્યું:

'મિત્ર! તારી આવી અવદશા કોણે કરી?'

'તારી શિખામણ મેં માની નહિ તેનું આ પરિણામ છે.' હરણે કહ્યું. 'પેલા શિયાળ ઉપર વધારે પડતો વિશ્વાસ રાખવાનું ફળ મને મળ્યું છે. એને મેં જાળ કાપીને મને છુટો કરવાનું કહ્યું પણ એણે તો અગીયારસનું બહાનું કાઢ્યું!'



'જે થયું તે ખરૂં ! મેં તો તને પહેલેથી જ ચેતવણી આપી હતી ' કાગડે જણાવ્યું.

'પણ હું ભોળવાઇ ગયો !' હરણે કબુલ કર્યું. 'હવે મને છુટો કરવાનો કંઇક ઉપાય કરે તો સારૂં.'

'હમણાં તો કાંઈ થાય એમ નથી સવાર સુધી આપણે થોભવું જોઇએ.' કાગડે કહ્યું.

'ભલે.' હરણ બોલ્યું.

બીજે દિવસે સવારે કાગડાએ પેલા ખેતરના માલિકને હાથમાં ડંકુકો લઇને આવતો દુરથી જોયો એટલે એટલે એણે હરણને શું કરવું તે ટુંકામાં પણ વિગતવાર સમજાવ્યું.

હરણે તે પ્રમાણે કરવાનું કબુલ કર્યું.





એને નાસતું જોઇને પલા ખેતરના માલિકે પોતાનો ડંડુકો હાથમાં લીધો

નાસતા હરણ તરફ એણે એ ડંડુકો ફેંક્યો.

હરણ ખુબ આઘે દોડી ગયું પણ પેલો ડંડુકો જાળા પાછળ છુપાઇ ગયેલા શિયાળ પર પડયો.

ડંડુકો આબાદ શિયાળના માથા પર પડયો અને એનો ફટકો એટલો સખત લાગ્યો કે શિયાળને તમ્મર ચઢી ને એ મરી ગયું !

પોતે ખોદેલા ખાડામાં એ જ પડયું ને હરણને ફસાવતાં એ પોતેજ મરી ગયું.

કાગડે પોતાની ફરજ બજાવી.

---

<u>ભારે તડાકો પડયો !</u>

ભગાભાઇ ભારે ભુલકણા !

એમને જ્યારે જ્યારે બહાર જાય ત્યારે હાથમાં છત્રી રાખવાની ટેવ. એમના ઘરમાં સાત આઠ છત્રી હતી. પણ બધી સમી કરાવવાની હતી. એક વખત એ આઠે છત્રીઓ એમણે સમી કરાવવા આપી.

એ ટ્રામમાં બેસીને જતા હતા. હાથમાં છત્રી ન હતી પણ હમેશની ટેવ એટલે બાજુમાં બેઠેલા પેસ્તનજીની છત્રી ભુલમાં ને ભુલમાં ઉપાડી લીધી.

પેસ્તનજીએ બુમ મારી ' એય મારી છત્રી કાં લેઇ જાય છે ? '

ભગાભાઇને ભુલ સમજાઇ ને પેસ્તનજીને છત્રી આપી દીધી.

પછી તો તરત જ એ પેલી આઠે છત્રીઓ લઇ આવ્યા. છત્રીઓનો ભારો બગલમાં દબાવીને એ ટ્રામમાં બેઠા.

જોગજોગે પેસ્તનજી એને મળી ગયા

ભગાભાઇનો સાદધાટ ને છત્રીનો ભારો જોઇને પેસ્તનજીએ કહ્યું:

' વાહ ભાઇ ! આજે તો કંઇ ભારે તડાકો પડયો લાગે છે ! કેટલી છત્રીઓ તફડાવી ?'

ભગીભાઇ શું બોલે !




ઉપરનું ચિત્ર જુઓ.

એમાં રેકોર્ડની પ્લેટ ઉપર હોય છે એવાં અનેક વર્તુળ છે. વર્તુળ ઉપર નં. ૧ તથા ૨ વાળી બે પટ્ટીઓ જુઓ.

એ પટ્ટીઓ સીધી છે કે વાંકી ?

જમણી તથા ડાબી બાજુ નીચેની તરફ એ વળાંક લેતી લાગે છે.

બરાબર છે ? એમજ ને ?

ખરી વાત એ છે કે એ બેઉ પટ્ટી તદન સીધી છે. એનો જે વળાંક દેખાય છે તે વર્તુળોને લીધે છે.

બાજુ પરથી તીરકસ નજરે જુઓ એટલે ખાત્રી થશે.

આપણી નજર પણ છેતરાય છે !



## ખુબ ઝડપથી વાંચો

કોકડી ઉપર બોકડી બેઠી ઉતર બોકડી કોકડી ખાઉં
સુપડીમાં સાની વાની સાની મુકી વાની ખાઉં
તળસી ઉપર ચકલી બેઠી ઉતર ચકલી તળસી ખાઉં
તાડ ઉપર કાગ બેઠો ઉતર કાગ તાડ ખાઉં
પાંચ પાપડ કાચા પાકા પાંચ પાપડ પાકા પાકા
પાકા પાકા જમો કાકા કા ચા મુ કો પા છા

# એક કઢંગો રિવાજ !

'અરે, અરે ! ભાઇ ત્યાં જ ઉભા રહો !' સિયામ દેશમાં એકવાર એક પૂલ પરથી પસાર થતા માણસે સામેથી પૂલ પર આવતા બીજા માણસને કહ્યું.

સામેથી આવતો માણસ હેબતાઇ ગયો. તે પૂતળાની પેઠે ઉભો તો રહ્યો પણ તેનાથી પેલા માણસને પૂછાઇ જવાયું. 'એવું તે વળી શું છે? પૂલ જોખમાયો તો નથી ને ?'

'ક્યાં રહો છો ? સિયામમાં કે ક્યાંય બીજે ? આ દેશના રીતરિવાજ જાણતા નથી જણાતા ! જુઓ જરા નીચે કોણ જાય છે ? આપણા ગામના એ નગરશેઠ છે. પૂલ નીચેથી એ પસાર થતા હોય અને આપણાથી પૂલ પર ચલાય ?' પહેલા સિયામીએ જવાબ દીધો અને ખૂબ અદબથી પેલો નગરશેઠ નીચેથી પસાર થયો ત્યાં સુધી બંને જણા પૂલને સામસામે છેડે ઉભા રહ્યા.

સિયામ દેશની અંદર મોટેરાં અને ઉપલા વર્ગના લોકો પ્રત્યે માન અને ભક્તિ બતાવવા માટે મૂર્ખાઇ ભરેલા લાગે તેવા રિવાજો ઈસ્વીસનના ગયા સૈકા સુધી ચાલતા હતા.

નોકર મેડા ઉપર હોય અને શેઠ ઘરના નીચલા ભાગમાં આવી જાય તો નોકરથી પછી મેડા પર હલાય ચલાય નહિ. રખેને નીચે રહેલો શેઠ નોકરના મેડા પર હાલવા ચાલવાથી ચગદાઇ જાય !

હલકા ગણાતા વર્ગનો કોઇ જણ રસ્તા પર ચાલ્યો જતો હોય અને ઉંચા ગણાતા વર્ગનો કોઇ જણ તેની સામો મળે તો પેલા હલકાવર્ગના માણસે છેક ભોંય સૂધી નીચા નમી જઇ પેલાની અદબ રાખવી જોઇએ.

પણ સિયામનો રાજા જ્યારે શહેરમાં જાહેર રસ્તા પર નીકળે ત્યારે તો જે હેરતભર્યા દેખાવો થાય તેની તો વાત જ ન પૂછો ! ગરીબ, તવંગર, અમીર, ઉમરાવ અને નોકર ચાકર સૌ રાજાને આવતો જુએ ત્યારે લગભગ ભોંભેગાજ બની જાય છે.

પણ ઇ. સ. ૧૯૦૪ માં આ રિવાજમાં પલટો આવ્યો.

એક વાર રાજાએ વટહુકમ કાઢી રાજ્યના અમીર ઉમરાવ, શેઠ શાહુકાર અને અને સઘળાં પ્રજાજનોને રાજકચેરીમાં આવતા બંધ કરવાનું ફરમાન કર્યું.

સહુને ભારે અજાયબી થઇ.

સિયામનું એકેક શહેર રાજધાનીનું નગર છે. ઇટલીના વેનીસ નગર કે આપણા કાશ્મીરના શ્રીનગરની પેઠે એ નગરના રસ્તાઓ પણ જળરસ્તાઓ છે. એક જગ્યાએથી બીજી જગ્યાએ જવું હોય તો નાની નાની હોડીઓમાં બેસી માણસો જાય આવે. બજારમાં હટાણું કરવા જવું હોય તો પણ આવી નાની નૌકાઓમાં જ જવાનું.

આ નગરમાં રાજમહેલ પાસે આવી રીતે અવરજવર ચાલી રહ્યો હતો ત્યાં એકાએક કોઇએ કહ્યું. ' રાજાજી, પધારે છે ! '

અને સૌએ તે સાંભળ્યું કે તરત જ, જેમ કોઇ જબરો વાયરો આવે અને ખેતરમાં ઝૂલતાં પાકનાં ડૂંડાંઓને નમાવી દે તેમ, નાનાં મોટાં સૌનાં માથાં જમીન પર નમી રહ્યાં !

એક અજબ દેખાવ થઇ રહ્યો. જાણે કોઇ વિશાળ મસીદના ચોગાનમાં મુસલમાનોની અફાટ મેદની ખુદાની બંદગી કરવા નમાઝ પઢતી હોય !

રાજાજીએ સૌને ઉઠવા અને પોતાનો વજીર જે જાહેરનામું વાંચે તે સાંભળવા સૌને આજ્ઞા કરી.

વજીરે જાહેરનામું વાંચવા માંડયું:

' અમે રાજગાદીએ આવ્યા ત્યારથી જ નાના મોટા જાગીરદારો, અમીર, ઉમરાવો, ધર્મગુરૂઓ તેમજ પ્રજાના સર્વ વર્ગોનું હિત કેમ સધાય તથા સધાયા પછી કેમ વધતું રહે તેને માટે ખૂબ કાળજી ધરાવીએ છીએ. જે કાંઇ જૂલમ ભરેલું અને ભાર ભર્યું લાગે તેનો તાત્કાલિક નાશ કરવાની અને તે રીતે પ્રજાને સુખી, સંતોષી અને સ્વતંત્ર જોવાની અમારી સાચા દિલની મુરાદ છે. એટલે વિવેકની વધુ પડતી આ રૂઢી જે અત્યારે તમે સૌ પકડી બેઠા છો તેને આ ફરમાનથી અમે નાપસંદ કરીએ છીએ અને હવે પછી એવું ન જ થાય એમ ઇચ્છીએ છીએ. '

પહેલાં તો આ ફરમાન સાચું છે કે આપણી મશ્કરી જ છે એમજ બધાંને લાગ્યું. કારણ કે આ રૂઢી આજકાલની ન હતી. ચોપગાં પ્રાણીઓની જેવી દશા ભોગવી ભોગવીને સૌ થાકી તો ગયાં હતાં જ, પણ પ્રભુ જેવા રાજાને બીજી કઇ રીતે માન આપવું તે કોઇને સૂઝતું ન હતું. આજે એકાએક એ બની ગયું.

' હવેથી વિવેકપૂર્વક ઉભા રહીને અને ફક્ત માથું નમાવીને જ તમે સૌ રાજગાદીની અદબ જાળવી શકશો. ' ફરમાનમાં છેવટે લખ્યું હતું.

શરૂઆતમાં તો આની સાથે લોકોનો સાચો ખોટો વિરોધ થયો પણ પછી બધું ઠીક થઇ ગયું.

જૂની રૂઢી ચાલી ગઈ, નવી પ્રણાલી દાખલ થઈ.

સિયામીઓ ઊંચું માથું રાખી ચાલતાં શીખ્યા.*

ગિરીશ

* સૂચિત,

## ભૂલભૂલામણી



આ સાથે એક ભૂલભૂલામણી આપી છે. એમાં દાખલ થવાનો રસ્તો નીચેની બાજુએ છે.

એ રસ્તેથી દાખલ થઇ જરા પણ અટવાયા સિવાય કે આડાં અવળાં ફાંફાં માર્યા સિવાય કોણ વહેલું અંદર જાય છે?

ચાલો શરૂ કરો જોઇએ.

વહેલો તે પહેલો ને છેલ્લો તે ઘેલો.

## નામોની ગમ્મત

નામ ત્યારે હસમુખ, ને હોય રડતો
નામ ત્યારે રૂડો, ને હોય ભુંડો
નામ ત્યારે શાન્તિ, ને હોય કજીયાળો
નામ ત્યારે રૂપો, ને હોય કદરૂપો
નામ ત્યારે વાઘજી, ને કુતરાથી બીતો
નામ ત્યારે રણછોડ, ને હોય દેવાળીયો
નામ ત્યારે કુબેર, ને હોય ખજાનો ખાલી
નામ ત્યારે ભીખો, ને હોય ધનવાન
નામ ત્યારે પુંજો, ને હોય ચોકખો
નામ હોય ગાંડો, ને હોય ડાહ્યો
નામ હોય કાળીયો, ને હોય ઉજળો
નામ હોય બચુ, ને હોય વાઘ
નામ ત્યારે બળદેવ, ને હારી જાય
નામ ત્યારે નાગજી, ને અળશીયાથી બીવે
નામ ત્યારે ચતુર, ને હોય બોથડ
નામ ત્યારે મંગળ, ને હોય દુઃખીયો
નામ ત્યારે મોતી, ને હોય પથરો
નામ ત્યારે ધનજી, ને બુટ વિના ફરે
નામ ત્યારે નાનો, ને હોય ઘરડો

ચન્દ્રકાંત નરસિંહભાઇ પટેલ

---

## બદામ તો હું ફોડું

એક હતી ખીસકોલી, અને એક હતો ડુંગર.

એક દહાડો ડુંગર ખીસકોલીને કહેઃ 'તું કેટલી બધી નાની છે!'

'હું તમારા જેવડી મોટી તો નથી,' ખીસકોલી બોલી: 'પણ તમે કંઇ મારા જેટલા નાના છો?'

'નહીંતો' ડુંગરે કહ્યું: 'મોટા થવામાં પણ મઝા છે!'

'મને પણ મઝા છે!' ખીસકોલી બોલીઃ 'તમારા ઉપર ફરવાની મારે માટે સુંદર કેડીઓ છે.'

'અરે હા મારી પીઠ ઉપર તો મોટાં મોટાં જંગલો છે!' ડુંગરે કહ્યું.

'એ બધુ તો ખરૂં, પણ તમારાથી બદામ ફોડીને ખવાય છે? બદામ તો હું ફોડું.'

'એ વાત ખરી! ડુંગરે કહ્યું: 'મારાથી એ ન થાય.'

અશોકકુમાર

## સીંહ અને સસલું

卐

એક હતો સિંહ અને એક હતું સસલું. બેઉ વચ્ચે ભાઇબંધી થઇ. અવારનવાર બેઉ જણાં મળે ને ગપ્પાં મારે.

'સવારના પહોરમાં કુકડા મોટેથી કુકરે કુક કરે તેની સિંહને પણ બીક લાગે છે એ ખરી વાત છે ?' એક વખતે સસલાએ પુછ્યું.

'વાત તો સાચી છે.' સિંહે જવાબ આપ્યો.

'ત્યારે તો એ સાંભળીને તમે પણ નાસી જતા હશો ?' સસલે ફરી પુછ્યું.

'હાસ્તો' સિંહે કહ્યું. 'મોટાં જનાવરોને પણ નાનાં નાનાં પ્રાણીની ભારે બીક લાગે છે. જરા જેટલાં મગતરાંની મોટા હાથીને પણ ખુબ બીક લાગે છે તે તેં સાંભળ્યું નથી ?'

'ના' સસલે જણાવ્યું.

'અરે ! હાથી તો એનાથી એટલો બધો બીએ છે કે એના કાન ફફડાવ્યા કરે છે !'

'એ જોવાની ભારે મઝા પડે ?' સસલું બોલ્યું. 'અમને સસલાંને પણ કુતરાંઓની આટલી બધી બીક કેમ લાગે છે તે હવે મને સમજાયું.'

## જાદુઈ સરવાળાનો જવાબ




પાન ૪૮ ઉપર આપેલો સરવાળો તમે જોઇ ગયા હશો. એમાં આપેલી પાંચ રકમમાંથી એક કરતાં વધારે રકમો કાઢી નાખ્યાં છતાં સરવાળો એનો એજ રહે એ રીતે પ્રયત્ન કરવા જણાવ્યું હતું. તમે પ્રયત્ન કર્યો હશે અને મીત્રો કે સુરબ્બીઓની મદદ પણ લીધી હશે છતાં બનવા જોગ છે, કે એમાં તમને સફળતા મળી નહી હોય. આ સાથે પાંચમાંથી ત્રણ રકમો કેવી સીફતથી કાગળ વાળીને કાઢી નાંખી છે કે બાકીની ત્રણ રકમોનો સરવાળો ૧૩૪૦ થાય. વાળતી વખતે એટલી ખુબી રાખી છે કે ૧૦૭ નો અર્ધો ઉપરનો ભાગ અને ૩૦૧ નો નીચેનો ભાગ બેઉ મેળવી દીધા છે અને એની મેળવણીથી ૭૦૧ થઇ જાય છે અને એનો સરવાળો ૧૩૪૦ થાય છે.

—o—

### માણસોના પૂર્વજો કોણ ?

માણસના પૂર્વજો 'એપ' અથવા પુછડી વિનાના વાંદરાઓ કહી શકાય કારણ કે તે માણસ જાતને વધારેમાં વધારે મળતા આવે છે. તેનામે ખાસ કરીને ગેરીલા વાંદરા માણસ જાતના નજીકનાં નજીક પૂર્વજો ગણી શકાય.

# ચબુતરો

## [ કલ્પિત શબ્દચિત્ર ]

ગામના પાદરે અને નદીના કાંઠે એ ચબુતરો ઉભો હતો. ગામના બીજા બધા ચબુતરા કરતાં એ સુંદર અને સૌથી મ્હોટો ચબુતરો હતો. તેથી કરીને ત્યાં આરસ અને રંગબેરંગી મુર્તિઓ કોતરેલી હતી. એ ચબુતરો મ્હોટો હતો અને એની પાસે આવેલો ચોક પણ મ્હોટો હતો એટલે ' સભા 'ઓ પણ ત્યાં જ ભરાતી. ' ચબુતરાની સભા ' હંમેશા છલોછલ ભરેલી હોય !

તારલીયા ચમકતા હોય, સાવ શાન્ત વાતાવરણ હોય ત્યારે પક્ષીઓ જાગતા ! અને પરોઢીયું થાય ત્યારે તો પક્ષીઓ આવીને ચબુતરામાં આવી કલ્લોલ કરવા મંડી ગયા હોય ! ત્યાં પોપટ, કબુતર, મોર, ખીસકોલી વગેરે ભેગા થતા !

સવાર પડે એટલે નદીએ આસ્થાળુ માણસો ન્હાના આવતા, સાથે જાર, ઘઉં વીગેરે લેતા આવતા. ન્હાઇ કરીને પેલી જાર અને ઘઉં ચબુતરામાં નાંખવા ઉપર ચઢતા, અને ઉપલી જગ્યાએ ઉભા રહી ' ઘા ' કરતા ! પક્ષીઓ બેઠા જ હોય, નવું અનાજ આવે એટલે તરત જ ચણવા મંડી પડે !

કબુતર આનંદમાં આવે એટલે ચબુતરામાં ગોળ ગોળ ફરે અને પેલું ગાયત ગાય....ઘુઘુઘુ....ઘુ....ઘુ....! મોર પણ તેની સાથે રાજી થઇ કળા કરે અને થનક્ થનક્ નાચવા લાગે... ટીહૂક....ટીહૂક ! !

આમ સવારના તો ચબુતરે કીલ્લોલ થતા હોય ! થોડા પક્ષીઓ ચબુતરામાં હોય તો થોડા નદીમાં ટોળુ વળી ન્હાતા પણ હોય ! બીજા પાણી પણ પીતા હોય ! ! એ બધાને જોઇ માળામાંથી ચકીરાણી અને ચકારાણા પણ નદીએ ન્હાવા આવે ! અને ચીંચીં કરીને ન્હાવા મંડી પડે ! તે જોવા કોઇ બાળક ત્યાં જાય તો તરત જ બધાયે ફરરર....કરતા ચબુતરામાં ચઢી જાય !

ઉનાળામાં તો ચબુતરા નીચે પરબ પણ માંડેલી હોય ! સભા વખતે ત્યાં ફેરીયાઓ ચવાણુ પણ વેચવા બેસે ! ન્હાઇ ધોઇને લોકો લીલા કપડાં પણ ત્યાં સુકવવા નાંખે ! અને ગામડે જવા મોટરબસ પણ ત્યાં જ ઉભી રહે ! આમ ચબુતરા નીચે લોકોની ઠઠ જામી જ હોય ! !

બપોરે પક્ષીઓ માળામાં ગયા હોય એ વખતે પાસેના મંદીરનો પુજારી ચબુતરે આવતો ! ઉપર જઇ ચબુતરો મોરની પીંછી વતી સાફ કરતો. જાર ન હોય તો જાર નાંખતો, ઘઉં ઓછા હોય તો ઘઉં પણ નાંખતો અને પાસેના તણાકડામાં તાજું ને ચોકખુ પાણી પણ નાંખતો !

સાંજે પક્ષીઓ ચણવા મંડી પડયા હોય ! બધાય દોસ્તો સાંજે ભેગા થાય !

મોર પણ આવે, પોપટ પણ આવે ને સાથે કબુતર ને ખીસકોલી પણ આવે. માણસો દર્શને જતાં જતા, આ ચબુતરે પણ જાર નાંખે ! !

સૂરજ આથમે ત્યારે તેઓ થોડુ ચણી લેતા, અને પછી ધીમે ધીમે માળે જવા માટે ઉડી જતા ! પાસેના દેવળમાં આરતી થાય અને સૌ ' રામ રામ ' બોલે ત્યારે તેઓ પણ એકી સાથે ગોળ ગોળ ફરતા અને ઘુઘુ....ઘુ....ઘુઘુઘુ એમ સાદ પૂરતા ! !

રસિક આચાર્ય,



# એક કોયડો

## એણે મોઢું કેમ ધોયું ?

વાંદરાના મી. ફ્રાન્સીસ પરેરાએ પોતાના રસોડામાંથી ધુમાડો બહાર જવા માટે ચણેલી મોટી ચિમની જે ખાસી મિલના ભુંગળાના ઘાટની હતી તે સાફ કરવાનું પોતાના બે ભત્રિજાઓને કહ્યું.

ફ્રાન્સીસ કાકાના વારસો પણ એ બે ભત્રિજા હતા કાકા તો કંજુસ હતા. પણ એમની પાસે સારો દલ્લો મળવાની આશા હતી એટલે બેઉ જણ કાકાનો પડયો બોલ ઉપાડી લેતા. એમનાં નામ જોન અને જીલ.

બેઉ જણા તોફાની બારકસો હતા. ચિમની સાફ થાય તે પહેલાં તો જોનનો પગ લપસ્યો. એ પડયો ચિમનીમાં. પડતાં પડતાં એણે જીલને પણ પકડયો અને જીલ પણ પડયો.

પહેલો પડયો જોન, અને એનું મોઢું અંદરની મેશથી કાળું કાળું થઈ ગયું. પછી પડયો જીલ. એનું મોઢું સહેજસાજ ખરડાયું. ઘણી ખરી મેશ જોનને મોઢે લાગી ગઇ હતી એટલે જીલને મોઢે નજીવી લાગી.

સારે નસીબે બેઉને જરા પણ વાગ્યું ન હતું એટલે બેઉ જણ ઉઠયા. કપડાં ખંખેર્યાં અને પાછા ચિમની ઉપર ચઢવાનો અને બાકીનું કામ પુરૂં કરવાનો એમણે વિચાર કર્યો.

જોન તો સીધો પોતાના કામ પર ચઢી ગયો અને ચીમનો સાફસુફ કરવા મંડી પડયો.

જીલે કામ પર ચઢતા પહેલાં સાબુ લઇને પોતાનું મોઢું ધોયું અને તે પછી કામ પર ચઢયો.

હવે સવાલ એ છે કે જોનનું મોઢું ખુબ કાળુ થયું હતું છતાં એણે તેની જરા પણ દરકાર કરી નહીં અને કામ ઉપર ચઢી ગયો. જ્યારે જીલનું મોઢું નજીવું કાળું થયું હતું છતાં એણે કામ પર ચઢતા પહેલાં પોતાનું મોઢું શા માટે ધોયું ? એનો ખુલાસો તમે કરી શકશો ? જરા તમારી અકકલ ચલાવો જોઇએ.

# સ્વપ્ન કે સત્ય ?

એ સારંગી વગાડવાવાળા સવારથી ફરતા હતા પણ તેમને અત્યાર સુધીમાં એક પણ પાઇ મળી ન હતી. બન્ને ઘણાજ ગરીબ હતા. તેઓ દરરોજ સારંગી બજાવે અને તેમાંથી જે મળે તે વડે તેમનું ગુજરાન ચલાવે.

સાંજ પડી એટલે રાતની રાત સૂઈ રહેવાય તેવી જગ્યા શોધવા તેઓ નીકળી પડયા.

તેઓ એક ટેકરીની આસપાસ ફરતા હતા ત્યાં તેમણે એક ગુફા જોઇ. ગુફા સાવ અંધારી હતી.

" આપણે તાપણી કરી થોડો વખત તાપીએ " એકે કહ્યું.

તેઓ પાસેના જંગલમાં તાપણી માટે લાકડા વીણવા ગયા. જંગલના ગાઢ અંધકારમાં પણ પૂર્ણિમાના પ્રકાશથી લાકડાં સહેલાઇથી શોધી શકાય તેમ હતાં. થોડીવારમાં તેઓએ લાકડાં ભેગાં કરી લીધાં. તેઓ ભારી લઇ થોડું ચાલ્યા ત્યાં તેમને એક ડોસો મળ્યો. તેણે લાલ ટોપી અને લાંબો લીલો ઝભ્ભો પહેર્યો હતો.

" સાવ રાત પડી ગઇ છતાં હજુ જંગલમાં રખડતાં તમને બીક નથી લાગતી ?" ડોસાએ પૂછયું.

" તમે કયાં રહો છો ? "

" અમારે ઘર છેજ નહિ. "

" તમે શો ધંધો કરો છો ? "

" સારંગી વગાડવાનો. "

" ત્યારે તો બહુજ સારૂં થયું. હું કોઇ બે સારંગી બજાવનારની શોધમાં હતો. આજે અમારા મહેલમાં નૃત્ય છે. ત્યાં અમારી જાતના લોકો નૃત્ય કરશે. તેમાં માત્ર બે સારંગી બજાવનારનીજ ખોટ હતી. તમને ત્યાં પુષ્કળ ખોરાક મળશે. હું તમને બન્નેને સોનાની પાંચ પાંચ લગડીઓ આપીશ. તમે મારી સાથે આવશો ? "

" જરૂર. "

બન્ને ભારા ગુફામાં મૂકી તેમની સારંગી લઇ ડોસાની પછવાડે ચાલ્યા. ડોસો એટલી બધી ઝડપથી ચાલતો હતો કે આ બે જણાને તો તેની પાછળ દોડવું પડતું.

થોડી વારે તેઓ એક મહેલ પાસે આવી પહોંચ્યા. ડોસાએ બારણા પર ત્રણ ટકોર કરી. થોડી વારે બારણું ઉઘડયું. તેઓ અંદર દાખલ થયા.

આ બન્ને જણાને સખત ભૂખ અને થાક લાગ્યાં હતાં.

તેઓ જે ઓરડામાં દાખલ થયા તે ઓરડામાં ઘણા માણસો લીલા ઝભ્ભા અને લાલ ટોપી પહેરી ફરતા હતા.

બુઠ્ઠાએ તેમને એક જગાએ બેસાર્યા અને તેમને માટે ખાવાનું મંગાવ્યું. તાટમાં જાત જાતની મીઠાઇઓ હતી. બેઉ જણે ભોજન પર ભૂખ્યા વરૂની જેમ તરાપ મારીને ખુબ ખાધું.

તેઓ જમી રહ્યા એટલે થોડી વારે નૃત્ય શરૂ થયું.

બન્ને જણાએ સૂર છોડયા. સ્ત્રી અને પુરૂષો ભેગાં નૃત્ય કરતાં હતાં. તેઓએ કહ્યું " હજુ વધારે ઝડપથી બજાવો. "

વગાડવાની ઝડપ વધી.

" હજુ વધારે અને વધારે ઝડપથી બજાવો " ફરીથી અવાજ ઉઠયા.

વગાડવાની ઝડપ ખૂબજ વધી.

છેવટે ડોસો આવ્યો અને વગાડવાનું બંધ રાખવા કહ્યું. તેઓએ વગાડવાનું બંધ કર્યું. બધા માણસો ચાલ્યા ગયા.

" બહુ લાંબો વખત ચાલ્યું લાગતું નથી. " એકે કહ્યું.

" તમે જાણો છો કે તમે કેટલા લાંબા વખતથી સારંગી બજાવો છો ? " ડોસે પૂછયું.

" મને લાગે છે કે આખી રાત તો બજાવ્યુંજ હશે. "

" તેના કરતાં પણ વધારે. "

" કેટલો વખત ? "

" એ તો તમે બહાર જશો ત્યારેજ ખબર પડશે " એમ કહી ડોસાએ બન્નેને પાંચ પાંચ લગડી આપી અને મહેલ બાર મૂકી ગયો.

જ્યારે બન્ને બહાર આવ્યા ત્યારે સૂર્ય પ્રકાશતો હતો; તેઓને બહુજ આશ્ચર્ય થયું કારણ કે પહેલાં જ્યાં ગાઢ જંગલ હતું ત્યાં અત્યારે તેઓએ ડુંડાથી ઝુલતું ખેતર જોયું.

એકે કહ્યું " આપણે મહેલમા ઓછામાં ઓછા ત્રણ મહિના તો રહ્યા જ હઇશું. "

" આ તો ઘણું જ વિચિત્ર. "

તેઓ આગળ ચાલ્યા. રસ્તામાં એક ઘર આવ્યું

" આપણે જ્યારે મહેલમાં ગયા ત્યારે આ ઘર હતું જ નહિ. " એકે કહ્યું.

" મને તો લાગે છે કે આપણે મહિનાને બદલે વર્ષો સુધી રહ્યા હશું. "

બન્ને જણા ઘરમાં ગયા.

" મહેરબાની કરી આ ઘર કયારે બંધાયું તે કહેશો ? " એકે પૂછયું.

" મને ખબર નથી, " બાઇએ કહ્યું " પણ કદાચ ઉપર મારા બાપુજી બેઠા છે તેમને ખબર હશે. "

તેઓ ઉપર ગયા અને બનેલી બધી વાત કહી.

"અરે! તમે કોણ છો તે હું જાણું છું!" બાઇના પિતાએ કહ્યું "સો વર્ષ પહેલાં બે સારંગી બજાવનારા ગૂમ થઇ ગયા. લોકોને આશ્ચર્ય થયું કે તેઓ ગયા ક્યાં? તેઓએ ધાર્યું કે વરૂઓએ તેમને ફાડી ખાધા હશે.

બન્ને જણા બહાર નીકળ્યા. અને તેઓએ જે મહેલમાં સો વર્ષ સુધી સતત સારંગી વગાડયા જ કર્યું હતું તે તરફ પાછા ફર્યા.

આ તે સત્ય કે સ્વપ્ન! ?*

લલિત ગિ. ભટ્ટ



# દરિયામાં પણ મીઠું પાણી!

## કુદરતની એક અજબ કરામત

દરીયાનું પાણી ખારૂં ખારૂં હોય છે અને તે પીવાના ઉપયોગમાં આવતું નથી એ વાત જાણીતી છે. પણ દરેક વાતને અપવાદ હોય છે તેમ દરીયાના પાણીમાં પણ મીઠું પાણી મળી આવે છે અને તે પીવાના ઉપયોગમાં આવે છે.

દરીયાનું ખારૂં પાણી ખુબ જાડું હોય છે અને મીઠું પાણી સામાન્ય રીતે પાતળું હોય છે. એટલે આવાં પાણી સપાટી ઉપર હોય છે છતાં કેટલેક ઠેકાણે એવાં પાણીના ઝરા સમુદ્રને તળીયે હોવાથી મીઠું પાણી નીચે પણ હોય છે.

એ ઉપરાંત કેટલીક વિશાળ નદીઓ પોતાનું અમાપ પાણી દરીયામાં ઠાલવે છે એટલે તેમના મુખ આગળ પણ દરીયાનાં પાણીમાં ફેર પડે છે. ગંગા તથા બ્રહ્મપુત્રા નદીઓ તેમજ સીંધુ નદી દરીયાને મળે છે ત્યાં આગળનાં પાણી આવી રીતે મીઠાં હોય છે. અલબત ભરતી અને ઓટને લીધે એમાં ફેર પડે છે.

અમેરિકામાં એમેઝોન નામની મોટી નદી છે. તેના મુખ આગળનાં પાણી પણ આ રીતે માઇલો સુધી મીઠાં છે અને તેમાં ભરતી-ઓટથી પણ ફેર પડતો નથી.

ઓસ્ટ્રેલિયા ખંડને પુર્વ કિનારે ઉપર જણાવ્યા તેવા મીઠા પાણીના ઝરા દરિયામાં છે અને ત્યાંના ખલાસીઓ એ પાણીનો ઉપયોગ કરે છે.

આવા ખારા સાગરમાં પણ મીઠાં પાણીની વીરડી હોય એ પણ કુદરતની અજબ કરામત છે!

---

* અંગ્રેજીના આધારે.

# કાગડાની નિશાળ

卐

એક હતો આંબો.

વસંત ઋતુમાં એને લચકા લોળ મોર આવ્યો.

મોર સુકાયો ને કેરીઓ જવી.

કેરીઓ મોટી થઇને હિલોળા લેવા લાગી.

એવામાં કોયલ આવી ને આંબો ગજાવી મૂક્યો. એની ડાળે બેઠી બેઠી એ બોલેઃ

કૂઉઉઉ ! કૂઉઉઉઉ !

કોયલને ઈંડાં મૂકવાં હતાં.

કઇ જગ્યા સલામત ?

એ ભારે પક્કી હતી. એને જાતે ઈંડાંને સેવવાં ન હતાં કે બચ્ચાંને ઉછેરવાં ન હતાં. ત્યારે શું કરવું ?

એણે ચારે બાજુ નજર દોડાવી.

થોડે દૂર એક કાગડીનો માળો હતો. આડાં અવળાં ઝાંખરાં ગોઠવીને માળો કરેલો.

માળામાં ચાર પાંચ ઇંડાં પડયાં હતાં. કોયલે ત્યાં જઇને ઇંડું મૂક્યું.

કાગડીની જાણે બલારાત ! કેટલાં ઈંડાં હતાં ને કેટલાં નહિ તેનીયે એને ખબર નહિ !

જતે દહાડે ઇંડાંમાંથી બચ્ચાં નીકળ્યાં. કાગડી બાઇનો માળો ગજાવી મૂક્યો.

એમના હરખનો પાર નહિ.

કાગડી ને કાગડો બેઉ બચ્ચાંને જોતાં જાય ને મલકાતાં જાય.

પણ બધાં બચ્ચાંમાં એ જરા નબળું હતું. એ બીજા જેટલું પોષાયું નહતું.

કાગડીએ એના પર વધારે ધ્યાન આપ્યું અને ચણ આપતી વખતે પણ એને વધારે ચણ આપી.

બચ્ચાં તો મોટાં થયાં.

પેલું નબળું બચ્ચું પણ ઠીક થયું. એનું શરીર બીજા જેટલું મોટું ન થયું બાકી એ થયું તો ચાલાક.

કાગડાભાઇ એમને પોતાની બોલી શિખવવા બેઠા.
એ જાણે માસ્તર અને બચ્ચાં જાણે એમના વિદ્યાર્થી.
કાગડા ભાઈ કહે: ' કાઆઆક્ ! '
બધા બચ્ચાં બોલે. ' કાઆઆક્ ! '
પણ પેલું બચ્ચું કહે ' કુઉઉ ! '
કાગડાભાઇ એને કહે ' બોલ ! કાઆક્ ! '
પણ એ તો કહે: ' કુઉઉ ' !

કાગડાભાઈ ચીડાય પણ પેલું બચ્ચુ પોતાના ' કુઉઉ 'નું ' કાઆક્ ' ન કરે.

આખરે કાગડાભાઇ થાકયા ! એમણે જોયું કે આ બચ્ચું તો કજાત નીકળ્યું !

એવામાં પેલી કોયલ આંબાની ડાળેથી ટહુકીઃ
કૂઉઉઉ ! કૂઉઉઉ !
એને પેલું બચ્ચું પણ બોલ્યું.
' કૂઉઉઉ ! કૂઉઉઉ ! '
એ ઉડીને પેલી કોયલ પાસે જઇને બેઠું.
કાગડાભાઈનું શિક્ષણ નકામું ગયું.
કાગડીબાઇની મહેનત છૂટી પડી.
ખંધી કોયલ ફાવી ગઇ.



## ભૂલભૂલામણી



આ સાથે એક સુંદર ભૂલભૂલામણી આપી છે.

એમાં દાખલ થવાનો એક બાજુએ રસ્તો છે.

એ રસ્તે થઇ દાખલ થઇને કોણ સૌથી પહેલું બીલકુલ અટવાયા સિવાય સડસડાટ અંદર જાય છે ?

વહેલો તે પહેલો
ને છેલ્લો તે ઘેલો !

# ઉદાર નાનો ભાઇ

એક ગામમાં બે કુંભાર ભાઇઓ રહેતા હતા. જાતના કુંભાર છતાં વાસણ ઘડે નહિ; પણ નદીની સામે આવેલી એક માટીની ખાણમાંથી માટી ખોદી લાવીને ગામમાં વેચે

બે ભાઇઓમાં મોટાનું નામ રતનો હતું ને નાનાનું નામ મકનો હતું. રતનો લુચ્ચામાં લુચ્ચો માણસ હતો નાના ભાઇ મકના પાસેથી બરાબર વગર મહેનતે અડધો ભાગ પડાવે. મોટો ભાઇ હોવાથી મકના પર રૂઆબ કરે ને અઠવાડિયામાં ભાગ્યે જ તે બે વખત માટી લેવા જતો. મોટો ભાઇ પરણેલો હતો ને નાનો ભાઇ કુંવારો હતો. અધુરામાં પૂરૂં મોટા ભાઇની વહુ નાનાને કદ્રી ઓરમાન મા થઇ પડે. રોજ ખાવા વખતે તકરાર કરે, બે ભાઇ વચ્ચે અણબનાવ કરાવે, નાનાનો વાંક કહાડે. આમ રોજના આવા પ્રસંગોથી ધીરે ધીરે મકનનું શરીર લેવાઇ ગયું.

થોડા મહિના પછી લોકનિંદાથી બચવા મોટા ભાઇએ નાના ભાઇનું લગ્ન કરાવ્યું. નાના ભાઇના સારા નસીબે તે ડાહી ને વિનયી નીવડી.

બે વર્ષ પછી ભાભીથી કંટાળી નાના ભાઇ મકને પોતાના માટે થોડી બચેલી મિલ્કતમાંથી સારૂં ઘર બનાવરાવ્યું અને તેમાં રહેવા લાગ્યો. છતાં બાપના ઘરની આબરૂ સાચવવા પોતાના ભાઇના ભાગમાં કામ કરવા માંડયું. મોટો ભાઇ અઠવાડિયાના બે દિવસ કામ કરી એક રૂપિયો નવ આના લેતા ત્યારે બાકીના ચાર દિવસ કામ કરી નાનો ભાઇ ફક્ત સાત આનામાં સંતોષ માનતો.

એક દિવસ નાના ભાઇનો માટી ખોદવાનો વારો હતો. એવામાં ઓચિંતો એને તાવ આવ્યો. આથી મોટો ભાઇ મનમાં કંઇ કંઇ બબડતો માટી લેવા ગયો. માટી ખોદતાં અચાનક મોટા ભાઇને સોનાની ઇંટ જડી આવી ને માટી ખોદવાની છોડી દઇ મનમાં ખુશ થતો તે ઘેર આવ્યો. નાના ભાઇને સોનાની ઇંટની કંઇ વાત ન કરી પરંતુ એક દિવસે અચાનક તેણે સાંભળ્યું કે તેના મોટા ભાઇને સોનાની ઇંટ ખાણમાંથી જડી હતી ને તે વેચતાં રૂપિયા એક હજાર મળ્યા.

નાના ભાઇએ મોટા ભાઇ પાસે પોતાના ભાગના પાંચસો નહિ પરંતુ ચારસો આપવાના કહ્યા. તોયે મોટા ભાઇએ એક દમડીએ ન પરખાવી. નાનો ભાઇ કશું બોલ્યો નહિ, કોરટ દરબાર પણ ન ગયો. બીજે જ દિવસે મોટા ભાઇએ આવી ખાણના ભાગ પાડી દીધા ને ભાઇને ભાગીદારીમાંથી છૂટો કર્યો.

ઉદાસ મોઢે નાનો ભાઇ ખાણના ભાગ પાડી ઘેર આવ્યો. તેની સ્ત્રી રાધાએ પૂછયું " તમો આજે ઉદાસ કેમ ? "

મકને સવિસ્તર આખી વાત તેની સ્ત્રીને જણાવી. વાત સાંભળી રહ્યા પછી રાધાએ કહ્યું: " એમાં શા માટે ગભરાવ છો, આપણે બન્ને સાથે કામે જઇશું ને વધારે મહેનત કરશું. "

ઉપલી વાતને ચાર વર્ષ વીતી ગયાં એક દિવસ મોટા ભાઈના હોકામાંથી અંગારો ઉડીને ઘાસની ગંજીમાં પડયો ને ઘાસ ભડભડ બળી ઉઠયું, થોડી વારે ઘરમાં આગ લાગી. બધાંએ આગ હોલવવાનો ખૂબ પ્રયત્ન કર્યો. ગામના લોક દોડી આવ્યા; છતાં આગ ન હોલવાઇ. છેવટે પહેરેલા કપડાંભેર તેઓ બહાર નીકળ્યાં. આખુ ઘર બળીને ખાખ થઇ ગયું.

પડી ગયેલાં મોંઢે મોટા ભાઇ ને તેના સ્ત્રી પુત્રોએ નાના ભાઇનો આશરો લીધો. નાના ભાઇ ને તેની સ્ત્રીએ હસતે મ્હોંએ બધાનાં ઓવારણાં લીધાં ને તે દિવસે આનંદમાં બધાને માટે કંસાર રાંધ્યો.

મોટો ભાઇ નાના ભાઈને ભેટી પડી પોતાના બધા પાપોનો એકરાર કરી ક્રુસકે ક્રુસકે રડી પડયો.

હીરતનલાલ કડકીઆ

✠

એ રમે છે

બા : છગન ! તને મેં ના નહોતી કહી ! કેટલી વાર કહ્યું કે તારે મગન સાથે રમવું નહી.

છગન : પણ બા ! હું કયાં એની જોડે રમું છું ? હું તો રમ્યો જ નથી. ઉલટો એ મારી જોડે રમે છે.

× × ×

ભેજામાં ભુસું !

લીલી : બહેન ! બહેન ! બીજાઓ કરતાં તમારૂં ભેજું જુદી જાતનું છે ખરૂં ને ?

બહેન : શાથી પુછવું પડયુ ?

લીલી : બાપાજી કાલે કહેતા હતા કે મીના ભેજામાં તો ભુસું ભર્યું છે તેથી પુછું છું.

---

## ભૂલભૂલામણી



આ સાથે એક ભુલભુલામણી આપી છે. એમાં જવાનો એકજ રસ્તો છે. તો એ રસ્તે દાખલ થઈ બને તેટલા ઉતાવળે બીલકુલ અટવાયા સિવાય અંદરના ચોગાનમાં જવાનું શરૂ કરો.

જેટલા જલદી જઇ શકો એટલી તમારી ચાલાકી.

## ભૂલભૂલામણી



ઉપર આપેલી એક ભૂલભૂલામણીમાં દાખલ થવાનો એક રસ્તો છે. તે રસ્તે થઈને બીલકુલ અટવાયા કે આડા અવળી ગયા સિવાય કોણ પહેલું અંદર જઈ શકે છે ?

ચાલો શરૂ કરો જોઈએ.

વહેલો તે પહેલો ને પાછળ રહે તે ઘેલો !

卐

## દુનીઆની લાંબામાં લાંબી નદીઓ કઈ ?

દુનીયામાં લાંબામાં લાંબી નદી અમેરીકામાં આવેલી છે અને તેનું નામ એમેઝોન છે અને તે ૪૦૦૦ માઈલ લાંબી છે; આફ્રીકામાં નાઈલ નદી આવેલી છે અને તે ૩૬૦૦ માઈલ લાંબી છે; એશીયામાં યાંગ-સે-કીઆંગ છે અને તેની લંબાઈ ૩૩૧૦ માઈલની છે. યુરોપમાં વોલગા નદી મોટી છે અને તે ૨૭૬૦ માઈલ લાંબી છે. હિંદુસ્તાનમાં લાંબામાં લાંબી નદી ગંગા છે. તેની લંબાઈ ૧૫૫૪ માઈલ છે.

## એણે મોઢું કેમ ધોયું ?

### કોયડાનો ખુલાસો

એનો ખુલાસો એટલો જ છે કે એને જીવનું મોઢું જોયું તો તે સહેજસાજ બગડેલું હતું. એટલે તે પરથી પોતાનું મોઢું પણ એટલું જ બગડયું હશે એમ માની લીધું અને કામ પર ચઢી ગયો.

અને જીવે તો એનનું મોઢું જોયું. એ તો કાળુ મેશ થઈ ગયું હતું તે ઉપરથી એણે માની લીધું કે એનું પોતાનું મોઢુ પણ એટલું જ બગડયું હશે તેથી એ સાબુથી પોતાનું મોઢું ધોઈને કામ પર ચઢયો.

બેઉ જણે એક બીજાનાં મોઢાં જોઈને તેના ઉપરથી પોતાના મોઢાની સ્થીતીનો ખ્યાલ બાંધ્યો.

## બિલાડીને મૂછો શા માટે છે ?

બિલાડીના મોઢા ઉપર કેટલાક લાંબા વાળ હોય છે. એ સામાન્ય વાળ કરતાં ઘણા ઉપયોગી હોય છે. એનાથી બિલાડી કોઈ પણ વસ્તુને સ્પર્શ કરી શકે છે અને અંધારામાં પોતાનો માર્ગ શોધી શકે છે. રસ્તામાં આવતી અનેક વસ્તુઓમાં થઈ અંધકારમાં પોતાનો માર્ગ શોધવા માટે બિલાડીને મુછોના વાળ ઘણા ઉપયોગી છે. બિલાડીના શરીરની પહોળાઈના પ્રમાણમાં એની લંબાઈ હોય છે. એ સૌથી પહેલાં જે જગ્યામાંથી પોતાને પસાર થવું હોય ત્યાં પોતાનું મોઢું ઓસે છે. એની મુછોથી એ જગ્યાનું માપ લે છે અને જરા પણ અડકયા સીવાય એનું મોઢું જઈ શકે એવું હોય છે તો એ સમજે છે કે એનું શરીર ખુશીથી એટલી જગ્યામાંથી નીકળી શકશે.

# જોડકણાં

### દિવસે બાર વગાડી દ્યો

ઉગમણે કાળુના વાડી
નાસી ગઇ લાખાની પાડી
પાડીનું નામ ચાંદરી
નાચે ભૂરી વાંદરી
વાંદરીનું તે કાળું મ્હોં
આગબોટ બોલે ભોં ભોં ભોં
આગબોટ ઉતરે સાગરપાર
માથે સૂરજ વાગ્યા બાર

### ફૂલની કળીને ખીલવી દ્યો

દયા ગોરની ભાગી ભેંસ
પાની વહુએ રાંધી ઘેંસ
ઘેંસ ખા ને ખેતર જા
ખેતર જઇને શેરડી ખા
શેરડી ઉભી ચાસમાં
આવ્યા ભંગી વાસમાં
ભંગી વાસનાં ચોકખાં ફળી
બાગમાં ખીલે ફૂલની કળી.

### પોપટને મીઠી વાણી બોલાવી દ્યો

ગોરી જાય ગરબા ગાવા
વાગ્યા રે ગોવાળના પાવા
પાવાના તે મીઠા સૂર
ગંગાજીમાં આવ્યાં પૂર
પૂરમાં આવ્યાં પાલર પાણી
પોપટ બોલે મીઠી વાણી.

### ગોપીને નચાડી દ્યો

વન વગડાનાં વાસી મળ્યાં
ઝટપટ આવી કાશી પળ્યાં
કાશી જઇને વેદ ભણે
હીરો ઘરનાં માળિયાં ગણે
હીરાની છે કડવી ભાષા
તૂર્કીનો છે કમાલ પાશા
કમાલભાઇની ઉંચી ટોપી
વૃંદાવનમાં ગોપી નાચી

### ગરિયામાં આર નાખી દ્યો

બાલ મંદિરમાં સંગીત થાય
ગાયન ગાય છે ભાયા ભાઇ
ગાયન ગાય બિલ્લીનું
અત્તર આવે દિલ્હીનું
અત્તર ફોરે કોટમાં
બાબો બેઠો બોટમાં
બોટ ચાલે દરિયામાં
આર નાંખી ગરિયામાં.

ગુલાબસિંહ બારહટ્

# તંત્રીનો કાગળ

પ્રિય બાલમિત્રો,

જૂન ૧૯૩૮ થી ગુણસુંદરીના બાલવિભાગનું સંપાદન મારે હસ્તક આવ્યું. તે પછીથી પહેલી જ વખત તમને હું કાગળ લખું છું. અલબત, એ સિવાય અનેક રીતે આપણે એક બીજાના સંબંધમાં તો આવતા રહ્યા છીએ.

છેલ્લાં અરાઢ વર્ષમાં: બાલજીવન, બાલવિનોદમાળા, અશોક બાલ પુસ્તકમાળા, બાલવિનોદ ગ્રંથાવાલ, જન્મભૂમિનું બાલ જગત અને ગુણસુંદરીનો બાલવિભાગ એ બધાની મારફત આપણે એક બીજાના પરિચયમાં આવ્યા છીએ અને એ ઓળખાણ રોજ ને રોજ વધતું જાય છે. તમારી મારા ઉપર અને મારાં લખાણો ઉપર અપાર મમતા છે એ મારી જાણ બહાર નથી.

આ આખોયે અંક ખુબ ઉતાવળે તૈયાર થયો છે અને તેમાં મોટે ભાગે ' બાલજગત ' માટે મેં તૈયાર કરેલાં મઝાનાં લખાણો, વાર્તાઓ, કવિતાઓ, છેતરાતી નજર, ભૂલભૂલામણી, હાસ્યરસના ફકરા, વિજ્ઞાનની વાતો વિગેરે વિગેરે આપવા ઉપરાંત બીજા લેખક મિત્રો તેમજ બાલમિત્રોના લેખો, વાર્તાઓ ને કવિતાઓ પણ આપ્યાં છે.

જે જે બાલમિત્રોનાં લખાણ આમાં લીધાં છે તેમને મોટે ભાગે તો આ અંકની નકલો મોકલવાની ગોઠવણ કરી છે છતાં કેટલાક એવા ભાઇબંધો પણ રહી ગયા છે કે જેમનાં સરનામાં મારી પાસે નથી એટલે તેઓ મને અથવા ગુણસુંદરી કાર્યાલયને લખીને પોતાની નકલ જરૂર મંગાવી લે.

તમારો સૌનો ચાહ, સહકાર અને મમતા છે તેવાં ચાલુ રાખશો.

શુભેચ્છુ

નાગરદાસ ઇ. પટેલ

બાળક અંક



પુસ્તક ૪૨મું  માર્ચ : ૧૯૩૯  અંક ૧ લો

# ફાગનૃત્ય

નૃત્યગીત

હાંરે ફાગ ખેલો, પ્રફુલ્લ ખેલનારા
નવીન ફાગ ખેલો...પ્રફુલ્લ૦

જાગતી વસંત વને પુષ્પે પ્રાણ પૂર્યા
ઝીણી ઝીણી વાયુલ્હેરે હોરી સ્પર્શ સ્ફુર્યા...હાંરે૦

થનગનથન કૂદતા ઘેરૈયા ઘુમીએ
ઉત્સવ ઉલ્લાસે ગુલાલ ઉડાડીએ...હાંરે૦

વેણુ દૂર વાયે, મૃદંગ મંજુ બાજે
નવલા સરોદ રેડી પંખીઓ નવાજે...હાંરે૦

રાસની રસમૂર્તિઓ મસ્ત બની આવો
આનંદે વૃંદ ખેલો લાલ રંગ લાવો...હાંરે૦

વૃદ્ધ, યુવા, યુવતી જીવનમાં ઝુમીએ
રસિયાં ! વિરાટસૂરે વિશ્વરાસ રેલીએ...હાંરે૦ *

શ્રી. મનુ દેસાઇ

* નોટેશન માટે જુઓ પૃ. ૪

હૃદયે તેમણે પોતાની દલીલો કરી. ઘણી વહેવારૂ સલાહ આપી. સાવચેતીથી કામ લેવાની સૂચના આપી. પણ કમિટિએ વધુ-મતિથી અસહકારના ઠરાવ પર મ્હોર મારી. શાળા સરકારને છોડીને ગુજરાત વિદ્યાપીઠ સાથે જોડાઇ. મોતીભાઇને આ ઘા ઘણો કારમો લાગ્યો; તે તેમનાથી કદિ વિસરાયો નહિ.

૧૯૨૧ પછી મારો—ને મારા જેવાનો સંબંધ મોતીભાઇ સાથે ઓછો થઇ ગયો. ત્યારથી તેમની આગેકૂચ અટકી ગઇ. તેમના વિચારનાં વહેણ બંધીયાર થયેલાં લાગ્યાં. અલબત્ત, લાઇબ્રેરીઓ, શાળાઓ વગેરે વિષે ઘણી નાની નાની યોજનાઓ તેઓ ઘડતા રહ્યા. પણ તેઓ મધ્યાહ્ન વટાવીને સાંજ ને સંધ્યાના શીળા રંગ ધારણ કરતા ગયા.

આવી તેમની અનેક મર્યાદાઓ હતી. છતાં જ્યારે હું મોતીભાઇનો વિચાર કરું છું ત્યાં ગામ ગામડાંના ખુણેખુણામાં શિક્ષણ ને જ્ઞાનની જ્યોતની પ્રસારવાની તેમની ધગશ તરી આવે છે. તેઓ અમલદાર હતા ત્યારે પણ તેમની સત્તાને સેવાના સાધનરૂપ જ ગણતા. અને ફુરસદનો બધોય વખત ગ્રામોદ્ધારની અનેકવિધ યોજનાઓ ઘડવામાં ને સાધવામાં જ ગાળતા.

આવા સાધુચરિત સ્નેહીના અક્ષરદેહને હું નમ્રભાવે વંદન કરું છું.



# ફાગનૃત્ય*

સ્વરસંયોજક : શ્રી બાપુરાવ

[ રાગ ભૂપાલી : તાલ દાદરો અથવા ખીમટો ]

| | | | |
|---|---|---|---|
| ग – रे ग प ध | सं ध सं ध प प | ग – रे स – रे | ग रे ग ग – प |
| હો ડ રે ફા ડ ગ | ખે ડ ડ લો ડ પ્ર | ફુ ડ લ્લ ખે ડ લ | ના ડ ડ રા ડ ન |
| × ० | × ० | × ० | × ० |

| | | |
|---|---|---|
| रे – ग ग प ध | सं ध सं ध प प | |
| વી ડ ન ફા ડ ગ | ખે ડ ડ લો ડ પ્ર | ફુલ્લ ખેલનારા, ઉપર પ્રમાણે. |
| × ० | × ० | |

| | | | |
|---|---|---|---|
| ग – ग प – ध | सं – ध सं सं – | ध – ध सं – रें | सं रें गं रें सं ध ध |
| જા ડ ગ તી ડ વ | સં ડ ત વ ને ડ | પુ ડ બ્બે પ્રા ડ ણ | પૂ ડ ડ ડ ર્યા ડ ડ |
| × ० | × ० | × ० | × ० |

| | | | |
|---|---|---|---|
| गं – गं गं – सं | रें – रें रें – ध | ग – प प ध सं ध प | ग रे ग ग रे स |
| ઝી ડ ણી ઝી ડ ણી | વા ડ યુ લ્હે ડ રે | હો ડ રી રપ ડ ડ થં ડ | રહૂ ડ ડ યાં ડ ડ |
| × ० | × ० | × ० | × ० |

'ચનગન ચન', 'વેણુ દૂર', 'રાસની', 'વૃદ્ધ, યુવા' અંતરાઓ 'જાગતી વસંત વને' એ પ્રમાણે લેવા.

* શ્રી. પં. ભાતખંડે એમના નોટેશન પ્રમાણે.

# નોંધ



**ગુર્જરનરેશ શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ :**

તા. ૬ઠ્ઠી ફેબ્રુઆરી ૧૯૩૯ ની રાત્રે થયેલા શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડના અવસાનની નોંધ લેતાં અમને અતિશય શોક થાય છે.

મહારાજા સયાજીરાવ માત્ર મહાન રાજવી જ નહોતા. તેઓ મહાન, દીર્ઘદષ્ટિવાન, અને સ્વદેશાભિમાની નરરત્ન હતા. જાન્યુઆરીની ૨૧ મી તારીખે વડોદરામાં શ્રી વલ્લભભાઇ પટેલે અલકાપુરીમાં ભાષણ આપ્યું તેમાં કહ્યું હતું તે પ્રમાણે ગુજરાત તો સ્વદેશભક્તિના પાઠ શ્રીમંત સયાજીરાવ મહારાજા પાસે શિખ્યું. તેમની સ્વદેશ પ્રીતિ અને ઉત્તમ રાજવી તરીકેની નામનાને લીધે આ સૈકાનાં પ્રથમ દસબાર વર્ષભર હિંદના મહાનમાં મહાન પુરૂષોમાં તેમની ગણના થતી હતી અને સારાએ હિંદમાં તેમનું નામ એટલું બધું માનીતું થઇ પડયું હતું કે અંગ્રેજ સરકાર પણ ઉંચીનીચી થઇ ગઇ હતી.

છેલ્લા દસેક વર્ષથી શ્રી. સયાજીરાવ મહારાજા તબીયતને કારણે પરદેશ રહેતા હતા અને જ્યારે સ્વદેશ આવે ત્યારે પણ ખાસ કરીને વડોદરાના રાજ્ય કારોબારમાં ગુંથાયેલા રહેતા એટલે હિન્દની ઉગતી પ્રજાને એમની મહાનતાની પિછાન ઝાઝી રહી નહોતી. વળી આ જમાનો પણ ઝડપી છે, રોજ ને રોજ દેશના વાતાવરણમાં ફેરફાર થાય છે. એવા પ્રવૃત્તિમય જમાનામાં જે પુરૂષ દસ વર્ષથી દેશ બહાર રહે તેને વિષે જુવાન પ્રજા અણજાણ રહે તેમાં નવાઇ નહિં. અમારૂં માનવું છે કે એ મહાન વ્યકિતની મહત્તાનો ખ્યાલ અને તેમનાં મૃત્યુથી હિંદને જે ખોટ પડી છે તેના મહત્વનો ખ્યાલ લોકને નથી. તેઓ એક યુગ-સ્રષ્ટા હતા. સમ્રાટ અશોકનો યુગ, મહાન અકબરનો યુગ, તેમ ગુજરાતમાં ગુર્જર સમ્રાટ સિદ્ધરાજ જયસિંહનો યુગ અને સયાજીરાવ ગાયકવાડનો પણ એક યુગ ગણાય.

× × ×

શ્રી. સયાજીરાવ મહારાજાના અવસાન પછી શોકસભાઓ ભરાતી તેમાં અમે જોયું હતું કે શ્રોતા વર્ગમાં અંત્યજ કોમનાં પુરુષો અને સ્ત્રીઓ તો સભા ચાલુ હોય તે દરમ્યાન ચોધાર આંસુએ રડયા કરે. બીજી બધી કોમોનાં માણસોને શોક નહિ થતો હોય એમ નહિ, પણ એ કોમનો તો મૂળ આધાર ચાલી ગયો. મહાત્મા ગાંધી જે વખતે કદાચ આફ્રિકામાં બેરિસ્ટરી કરતા હશે અને કોંગ્રેસ જે વખતે થોડાં સો બસો માણસોની ઉગતી સંસ્થા હશે તે જમાનામાં આ દયાભાવી રાજાને એ કોમની હીનદશાનો ખ્યાલ આવ્યો. હિન્દુ સમાજ તેમને દબાવી કચડી નાંખતો હતો તે તરફ તેનું લક્ષ ગયું અને એ કોમના

ઉદ્ધાર સિવાય હિન્દનો ઉદ્ધાર નથી એ વિચાર આ દીર્ઘ દષ્ટિવાન પુરુષને આવ્યો અને પોતાનો શક્તિવાન હાથ તેણે લંબાવી એ કોમને ઉગારી.

સ્ત્રીઓની દલિત અવસ્થા પણ એમની નજર બહાર ન રહી. અને બ્રિટિશ હિંદમાં જે સ્ત્રી હિતના કાયદા હજી આજે પણ ધારાસભાઓમાંથી ધક્કા ખાઈને પાછા ફરે છે એ કાયદા એમણે તો પોતાના રાજ્યમાં ક્યારનાએ ઘડી, અમલમાં મૂકી દીધા છે.

ગયા નવેમ્બર માસમાં તુર્કી સ્ત્રીઓના તારણહાર કમાલ આતાતુર્ક અને શ્રી. સયાજીરાવ મહારાજા એક સાથે માંદા પડયા. જગતની સ્ત્રીઓના બે મહાન હિતેચ્છુઓની ગંભીર માંદગીથી બધે ચિંતા ફેલાઈ હતી. કમાલ આતાતુર્કનું મૃત્યુ થયું, પણ મહારાજા સયાજીરાવની તબીયત તે વખતે જરા સુધરી, ત્યારે એમ થયું કે હિન્દની સ્ત્રીઓનું નસીબ બળવાન છે. પરન્તુ ત્રણ જ મહીનામાં એ આશાનો મિનારો તૂટી પડયો.

પરન્તુ શ્રી. મહારાજા સયાજીરાવ મૃત્યુ નથી પામ્યા. હિન્દની સ્ત્રીઓના ઉપકારવશ હૃદયમાં એમનું સ્મરણ સદાકાળ જીવન્ત રહેશે.

પ્રે. મ.

*

## શ્રીયુત મોતીભાઇ નરસિંહભાઇ અમીનઃ

પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રાણરૂપ બે મોટી વ્યક્તિઓ આમ એક જ અઠવાડીયામાં ચાલી જાય એ કેવી કમનસીબી કહેવાય! વડોદરા રાજ્ય બલ્કે ગુજરાતમાં પુસ્તકાલય પ્રવૃત્તિની નદીનું મૂળ ઝરણું તે મહારાજા સયાજીરાવ ગાયકવાડ. અને એ ઝરણાનું જ્ઞાનજલ ગામડે ગામડે વહાવનાર તે શ્રીયુત મોતીભાઇ અમીન. વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિના તો પિતા અને માતા એક સાથેજ અવસાન પામ્યાં એવું બન્યું છે.

શ્રીયુત મોતીભાઇ અમીનના દુઃખદ અવસાનથી માત્ર વડોદરા રાજ્યનેજ નહિ પણ ગુજરાતભરને મોટી ખોટ ગઇ છે, જે કદી પૂરાશે નહિ. સાદા, સાલસ, નિસ્પૃહી મોતીભાઇ સાહેબ જ્યારે પુસ્તકાલય સંબંધી વાત કરે ત્યારે જાણે માતા પોતાના બાળક માટે વાત કરતી હોય એવો ભાવ તેમના મ્હોં ઉપર જણાતો.

પેટલાદનું પાટીદાર છાત્રાલય, વસોની મોન્ટેસોરી શાળા, આણંદની ચરોતર એજ્યુકેશન સોસાયટી, વડોદરા રાજ્યનાં ગ્રામપુસ્તકાલયો, ફરતાં પુસ્તકાલયો, પુસ્તક સહાયક સહકારી મંડળ, પુસ્તકાલય પરિષદો, પુસ્તકાલય માસિક એ સર્વે સ્વ. મોતીભાઇનાં સ્થુલ સ્મારકો છેજ; પણ તે ઉપરાન્ત પેટલાદ છાત્રાલયમાં તેમજ વડોદરાના રામજી મંદિર છાત્રાલયમાં રહી, સ્વ. મોતીભાઇ સાહેબના સહચાર અને સહવાસનો લાભ પામી મોતીભાઇ સાહેબે ઘડેલા આદર્શને જીવનમાં ઉતારી પોતપોતાની શક્તિ અને બુદ્ધિ અનુસાર દેશની સેવા કરતા અનેક સેવાભાવી યુવકો અને પ્રૌઢ પુરુષો—એ મોતીભાઇ સાહેબનાં જીવન્ત સ્મારકો છે. પ્રે. મ.

*

## શ્રીયુત બળવન્તરાય ઠાકોર :

અમદાવાદનું જાહેર જીવન શ્રીયુત બળવન્તભાઇ ઠાકોરના અચાનક અવસાનથી સુનું પડી ગયું છે. અમદાવાદની જાહેર સભાઓ તેમની હાજરી વગર કેવી લાગશે એ વિચારી શકાતો નથી. વિદ્યાર્થી અવસ્થાનાં સ્મરણોથી માંડીને તે છેક આજ સુધી એમની હાજરી વગરની કોઇ જાહેર પ્રવૃત્તિ અમદાવાદમાં સાંભળેલી યાદ નથી.

પ્રોપ્રાયટરી હાયસ્કુલ સ્થાપીને કરેલી કેળવણી વિષયક સેવા, મ્યુનિસિપાલીટીના પ્રમુખ તરીકે કરેલી શહેરની સેવા, કોંગ્રેસ કમિટીઓ અને ચાલુ ધારાસભા મારફત કરેલી તેમની દેશસેવા અજાણી નથી.

ગુજરાત અને ખાસ કરીને અમદાવાદના એ સેવાભાવી વીરની યાદગિરી જનસમાજમાં ચિરકાળ માટે રહેશે. પ્રે. મ.

*

## હાલીઓની મૂક્તિ :

તા. ૨૬ મી જાન્યુઆરી હિંદ ભરમાં છેલ્લાં નવ વરસથી સ્વાતંત્ર્ય દિન તરીકે ઉજવાય છે, સુરત જીલ્લાના બારડોલી તાલુકાના ચાળીસ હજાર દુબળાઓ માટે આ વરસનો સ્વાતંત્ર્યદિન ખરેખરો સ્વાતંત્ર્યદિન નિવડ્યો છે. હાલી પ્રથાથી ભાગ્યેજ કોઇ અજાણ હશે, સુરત જીલ્લામાં દુબળા નામની એક વર્ણ (જાત) છે; તેઓ ખેડુતને ત્યાં મજુરી કરે, પોતાના લગ્ન વખતે જે ખરચ થાય તે માટે જે પૈસા જોઇએ તે પોતાના ખેડુત–માલિક પાસેથી ઉછીના લે અને બદલામાં પોતે એજ ખેડુતને ત્યાં મજુરી કરવા બંધાઇ જાય. બિચારો અજ્ઞાન દુબળો, દારૂ પીવાની આદત હોય, લગન પછી વરસો વીતે તેમ તેમ ઘરખરચ પણ વધતું જ જાય અને દેવું ભરાય જ નહિં અને એમ જીંદગીભર એજ ખેડુતને ત્યાં વગર પૈસે મજુરી કરવાના બંધનમાં જકડાતો જ જાય. એનાં બાળબચ્ચાં પણ જન્મથી જ એ જ માલિકનાં ગુલામ હોય, એમ વંશપરંપરા ચાલ્યું જાય. આ પ્રથાનું નામ હાલી પ્રથા છે, એ ગુલામો હાલી કહેવાય છે.

આપણામાં કહેવત છે કે " સો દહાડા સાસુના તો એક દહાડો વહુનો " તેમ આ હાલીઓને પણ પોતાના ગુલામી દશાનું ભાન થયું અને તેમણે માથું ઉંચક્યું. આ ભાન છેલ્લાં દસ પંદર વરસ થયાં ધીમે ધીમે આવતું ગયું અને છેવટે કોંગ્રેસ રાજના અમલમાં ગઇ ૨૬ મી જાન્યુઆરીના સ્વાતંત્ર્ય દિને તેમને મૂક્તિ મળી. હવેથી તેઓ ગમે તે ખેડુતને ત્યાં મજુરી કરી શકશે. પોતાના એક માલિકના બંધાયલા નહિં રહે, અને મજુરીના પૈસા તેમને મળશે. એટલે વગર પૈસાના ગુલામ તેઓ નહિં રહે. અત્યાર સુધીનાં તેમનાં કરજ, લેણાં બધું માફ કરાયું છે.

બારડોલીની માફક બીજા તાલુકાઓ અને જિલ્લાઓમાં પણ હજી આ જાતની ગુલામી દશા ચાલુ છે તે પણ સત્વર દૂર કરવામાં આવશે એવી આશા રાખીએ છીએ.

પ્રે. મ.

*

## રાજસ્થાનો :

પંડિત જવાહરલાલ નેહરૂએ રાજસ્થાન પ્રજા પરિષદને પ્રમુખપદેથી કહ્યું હતું તે પ્રમાણે ૧૯૩૮નું વર્ષ હિંદના રાજસ્થાનોની પ્રજાની જાગૃતિનું વર્ષ હતું. મહીસુર, ત્રાવણકોર, હૈદરાબાદ, વડોદરા એ મોટાં રાજ્યો શું અને રાજકોટ, જયપુર, જામનગર, લીંબડી, જુનાગઢ વગેરે વચલાં રાજ્યો શું અને છેક નાનાં નકશામાં પણ ન બતાવાય તેવાં રજવાડાં પણ શું–જ્યાં જુઓ ત્યાં રાજસ્થાનોના લોકો પોતાની સૈકાજુની ઉંઘમાંથી જાગ્યા છે. અને એમાં નવાઇ પણ શી છે ? જ્યારે પાડોશના ઘરમાં આગ લાગે ત્યારે આપણા ઘરમાં તણખા ઉડયા વગર રહે ? જોરની બ્રિટિશ હદમાં જાગૃતિની જ્વાલા ભભુકતી હોય ત્યારે દેશી રાજ્યોમાં પણ કાંઇક તણખા પડયા વગર રહે ? અને એ સળવળાટને પારખી તેને થોડા નજીવા સુધારા રૂપી પાણીથી વખતસર ઠંડો પાડી દેવા જેટલી અગમચેતી

ન વાપરવાથી એ તણખા પ્રજ્વળી ઉઠયા છે. હવે એ હોલવાઇ શકે તેમ નથી.

તેમાં હવે તો દેશીરાજ્યોએ માઝા મૂકી છે. જ્યાં ત્યાં રાજ્યની સીધી મદદથી અથવા આડકતરી મદદથી ગુંડાગિરીનું પ્રદર્શન થાય છે. પ્રજામાં ફરી ન પડેલા એવા ભાગલા પડાવાય છે અને પછી અંદર અંદર એ ભાગલાઓને ઉશ્કેરી, ઉત્તેજીને તોફાન કરાવાય છે. ત્રાવણકોરમાં હિંદુ વિરૂદ્ધ ક્રિશ્ચિયન; હૈદરાબાદમાં હિન્દુ વિરૂદ્ધ મુસલમાન, વડોદરામાં દક્ષણી વિરૂદ્ધ ગુજરાતી, રાજકોટમાં હિન્દુ વિરૂદ્ધ મુસલમાન; લીંબડીમાં સનાતની વિરૂદ્ધ બીજા હિન્દુઓ, એવા ભાગલાઓ પડયા છે. અને હૈયાફુટી પ્રજા ઘણે ઠેકાણે તો કોનો આમાં હાથ છે તે જાણ્યા વગર જ અંદર અંદર લટકાઇ મરે છે અને બે બિલાડીને વાંદરાની વાર્તા પ્રમાણે રોટલો બેમાંથી એકેને ન મળતાં રાજ્યજ રાખી લે છે. બ્રિટિશ સરકારે આ રાજ્યનીતિથી હિંદને આટલાં વરસ કબજે રાખ્યું છે, હવે દેશી રાજ્યો પણ એ શિખ્યાં છે.

પરન્તુ એ રાજાસાહેબો અને નવાબ સાહેબો તેમજ તેમના કારભારીઓ ( જેઓ ' દિવાન ' નામને પણ લાયક નથી ) બહુ મોડા જાગ્યા. હવેની પ્રજા એ નીતિથી છેતરાશે નહિ, અને ગુંડાગીરીમાં રાજ્યનો હાથ છે તે આજે નહિ તો બે દિવસ પછી જાણ્યા વગર રહેશે નહિ. અને જ્યારે જાણશે ત્યારે પોતાને મૂર્ખ બનાવનાર પ્રત્યે તેમની લાગણી કેવી બળુકી ઉઠશે તે સમજાય તેવું છે. તે વખતે પ્રજાનો રોષ હાલ્યો દબાવાતો નથી. અને રાજ્યોને પોતાની ટુંકદૃષ્ટિ ભારે પડવાની છે.

વળી અત્યારમાં પૂરા સ્ત્રીઓ પર જે અત્યાચારો થવા માંડયા છે તે તો બતાવી આપે છે કે ' વિનાશ કાળે વિપરિત બુદ્ધિ ' છે. શ્રી, કસ્તુરબા ગાંધી તરફનું વર્તન તેમજ લીંબડી, રાજકોટ, જુનાગઢ, વગેરે ઠેકાણે સ્ત્રીસેવિકા અને સ્ત્રીકાર્યકર્તાઓ અને સ્ત્રીજનતા તરફ ચલાવાયેલું અમાનુષી વર્તન એ પ્રજા સહેજમાં નહિ ભૂલે. સ્ત્રીઓએ ઠેર ઠેર સભાઓ ભરીને એ અત્યાચારો પ્રત્યેની નાપસંદગી અને રોષ દાખવ્યો છે તેજ બતાવે છે કે સ્ત્રીઓની લાગણી કેટલી બધી ઉશ્કેરાઇ છે, અને બ્રિટિશ સરકારને ૧૯૩૦ માં ખબર પડી હતી કે સ્ત્રીઓનો રોષ કેવું રૂપ લે છે. દેશી રાજ્યો જો ચેતશે નહિ તો તેમને પણ થોડા સમયમાં ખબર પડશે. · પ્રે. મ.

*

## મધ્યસ્થ ધારાસભામાં મૂર્ખાઇનું પ્રદર્શન:

મધ્યસ્થ ધારાસભામાં કર્ણાટકના સભ્ય શ્રીયુત હેડગે થોડા દિવસ ઉપર એવો ઠરાવ લાવ્યા હતા કે હિન્દુ કાયદા નીચે હિન્દુ સ્ત્રીઓની શી સ્થિતિ છે એ બાબત એક તપાસ સમિતિ નીમવી.

શ્રીયુત હેડગેનો આ ઠરાવ લાવવાનો હેતુ સાધારણ અક્કલવાળો કોઇ પણ સમજી શકે એવો છે. તેમનો હેતુ એવો હતો કે એ તપાસ સમિતિ તપાસ કરીને ઠરાવે કે અમુક અમુક બાબતોમાં-સ્ત્રીઓને ઘણો અન્યાય થાય છે. અમુક અમુક બાબતોમાં મનુ મહારાજના વખતના જરીપુરાણા કાયદા આ જમાના માટે સદંતર નાલાયક છે, નકામા છે. એમ ઠરાવ્યા પછી કયી કયી બાબતમાં અન્યાયો દૂર કરવા નવેસરથી કાયદા ઘડવા તે સમજણ પડે. આ શુભ હેતુ શ્રીયુત હેડગેનો હતો. અને એમાં નવું કાંઇ નથી. અખિલ હિન્દ મહિલા પરિષદ તો આજ કેટલા વરસથી એવી તપાસ સમિતિ માટે માંગણી કરતી આવી છે. છેલ્લી દિલ્હી પરિષદમાં પણ એજ માગણી કરવામાં આવી હતી, અને એ માટે ચળવળ કરવાનું ઠરાવ્યું હતું. કદાચ તેના જ પરિણામ

શિક્ષકો જીવન નિર્વાહ પૂરતો પગાર કેમ ન માગે ? આપણે જ્યારે ગામડે ગામડે કેળવણી ફેલાવવાની વાતો કરીએ છીએ ત્યારે એ ફેલાવનાર શિક્ષકોનો તો પહેલો વિચાર કરવો ઘટે છે. બાળકો તે ભવિષ્યની પ્રજા છે. એમના શિક્ષણ માટે જે પૈસો ખરચીએ તે ભવિષ્યની પ્રજાના ઘડતર માટે ખરચાયો ગણાય. પ્રાથમિક શિક્ષકોને અસંતુષ્ટ રાખવાની નીતિ નુકશાનકર્તા છે. એમને સંતુષ્ટ રાખવા માટે ગમે ત્યાંથી પૈસા સરકારે ફાજલ પાડવા જોઈએ. પ્રે. મ.

*

**મુંબાઈ યુનિવરસિટીના નવા વાઈસ ચૅન્સેલર :**

મુંબાઈ યુનિવરસિટીના વાઈસ ચૅન્સેલર તરીકે શ્રી. આર. પી. મસાણીની નીમણુંક થઈ છે તે માટે અમે તેમને અભિનંદન આપીએ છીએ.

શ્રીયુત્ મસાણી પ્રખર અભ્યાસી, કેળવણીકાર અને સમાજસેવક છે.

૧૯૧૫ માં શ્રી. ફીરોજશાહ મહેતા આ જગાએ હતા ત્યારપછી ઘણે વરસે એક પારસીની નીમણુક આ હોદ્દા પર થઈ છે.

મુંબાઈની મ્યુનિસિપાલિટીમાં ૧૯૨૨ માં તેઓ કમિશનર હતા અને તે પહેલાં પાંચ વર્ષ ડેપ્યુટી કમિશનર હતા. તે પહેલાં પંદર વર્ષ મ્યુનિસિપલ સેક્રેટરી હતા.

ત્યાર પછી તેઓ સેન્ટ્રલ બૅન્કના મૅનેજર થયા અને તે પછી પ્રોવીન્શીયલ બૅન્કીંગ ઈન્કવાયરી કમિટીના સેક્રેટરી તથા સેન્ટ્રલ બૅંકીંગ ઈન્કવાયરી કમિટીના જોઈન્ટ સેક્રેટરી થયા ત્યાર બાદ રીઝર્વ બૅન્કના સેન્ટ્રલ બોર્ડમાં મેમ્બર થયા હતા અને હાલ રીઝર્વ બૅન્કના લોકલ બોર્ડના ઉપપ્રમુખ છે. ઈન્સ્ટીટ્યુટ ઑફ બૅન્કર્સમાં તેઓ ફેલો છે.

મુંબાઈ યુનિવરસિટીમાં દસેક વર્ષથી ફેલો છે અને કૉમર્સ બોર્ડના ચેરમેન છે. યુનિવરસિટીની સિંડિકેટમાં ૬ વર્ષથી હતા તેમજ મુંબાઈ ઇલાકાના પ્રૌઢ શિક્ષણ સંઘના પ્રમુખ છે.

એન્થ્રોપોલોજિકલ સોસાયટીના તેઓ જુના સભ્ય છે અને પશ્ચિમ હિન્દ બાળરક્ષા સંઘ તેમણે સ્થાપ્યું હતું વળી અનીતિનાં ધામ દુર કરનારી કમિટીના તેઓ ઉપપ્રમુખ છે.

કામા ઓરીએન્ટલ ઇન્સ્ટીટ્યુટ અને વ્હાડીયા ચૅરિટીઝના તેઓ ટ્રસ્ટી છે.

તેમણે ગુજરાતી અને અંગ્રેજીમાં ઘણાં પુસ્તકો લખ્યાં છે અને દમણજી દાદાભાઈ નવરોજીનું જીવનચરિત્ર તેમણે લખીને પુરું કર્યું છે. તેમના ગ્રંથો એટલા ઉપયોગી તે સારા છે કે ફ્રેન્ચ અને ડચ ભાષામાં તેના અનુવાદ થયા છે. પ્રે. મ.

---

**અવશ્ય નોંધી લ્યો :**

લેખકો, ગ્રાહકો અને જાહેરખબર સંબંધનો સઘળો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવાની નોંધ લેવા વિનંતી છે.

વ્યવસ્થાપક : 'ગુણસુન્દરી'
c/o શ્રી લુહાણામિત્ર પ્રેસ, વડોદરા



## [ ૧ ] હિન્દની વસ્તીઃ તેના વધારાથી ઉભા થતા આર્થિક પ્રશ્નો

, ૧૯૪૧ ની સાલમાં હિન્દની વસ્તી ગણત્રી શરૂ થશે. તેના માટે ના. હિન્દી સરકારે એક ખાસ અમલદારની નીમણૂંક કરી છે અને આ અમલદારે વસ્તી ગણત્રીને લગતી ઝીણી બાબતોને લગતું પોતાનું કામકાજ શરૂ કરી દીધું છે. આ સમયે આપણે આ પ્રશ્ન તપાસવો જરૂરી છે.

હિન્દુસ્તાનમાં જે પદ્ધતિસર વસ્તી ગણત્રી થઇ હોય તો તે ૧૮૯૧ ની સાલથી. પહેલાનાં વર્ષોમાં હિન્દમાં જુદી જુદી રાજસત્તાઓ હોવાથી પદ્ધતિસર વસ્તીગણત્રી નહોતી થઇ અને તે વર્ષો માટે જે આંકડાઓ હાલ મળી આવે છે તે ફક્ત અટકળોએજ અધિકા કહેવાય. વિશ્વાસ મૂકી શકાય તેવા આંકડાઓ ૧૮૯૧ ની સાલથી મળવા શરૂ થયા. ૧૮૯૧ ની સાલથી ૧૯૩૧ ની સાલ સુધી હિન્દની વસ્તીના આંકડાઓ નીચે આપવામાં આવ્યા છે.

### હિન્દની વસ્તી

| વર્ષ. | વસ્તી. | વર્ષ | વસ્તી. |
|---|---|---|---|
| ૧૮૯૧ | ૨૮ કરોડ | ૧૯૨૧ | ૩૧ કરોડ* |
| ૧૯૦૧ | ૨૯ ,, | ૧૯૩૧ | ૩૫ ,, |
| ૧૯૧૧ | ૩૧ ,, | | |

અટકળ એવી બંધાય છે કે ૧૯૪૧ ની સ્તીગણત્રી સમયે હિંદની વસ્તી ૪૦ કરોડ શે. મોટા મોટા અર્થશાસ્ત્રીઓએ અને વસ્તીના મહાન નિષ્ણાતોએ આ આંકડા મુક્યા છે એટલે તેમાં શંકા લાવવાનું કંઇ કારણ નથી. નિષ્ણાતો ધારે છે તેટલો વધારો હિન્દની વસ્તીમાં થાય તો ખરેખર વધારાનું પ્રમાણ ઘણું મોટું કહેવાય. વસ્તીના વધારાથી અનેક નાના મોટા પ્રશ્નો ઉભા થાય છે. તેના વધારાથી સમાજ ઉપર ઘણી મોટી અસર થાય છે પણ તે પ્રશ્ન આપણે સમાજશાસ્ત્રીઓને માટે છોડી દઇએ. વસ્તીના વધારાથી જનસમાજ ઉપર જે આર્થિક અસર થાય છે તેની સાથે આપણે હાલ નિસ્બત છે.

હિન્દુસ્તાનમાં અભણ અને ભણેલા બેકારોની સંખ્યા હજી સુધી મળી શકી નથી પણ એટલું તો ચોક્કસ છે કે આ આંકડો એટલો બધો જબ્બર છે કે જો તેની ખરેખર માહિતી આપણને હોત તો બેકારોનો પ્રશ્ન હાલ આપણે જેટલો તરછોડયો છે તેટલો આપણે તરછોડત નહીં. ખેતીવાડીમાં કસ નહીં રહેવાથી અને ખેડુતોને પોતાની રોજગારી ખેતીવાડીમાંથી નહીં મળી શકવાથી ગામડાઓમાંથી પ્રતિવર્ષ ખેડુતોનાં જુથનાં જુથ શહેરો તરફ રોજગારી મેળવવા વળે છે. આ ઉપરાંત હિન્દુસ્તાનની યુનીવર્સીટીઓ પણ પ્રતિવર્ષ ગ્રેજ્યુએટોનાં ટોળે ટોળાં રોજગારીના ક્ષેત્રમાં મોકલે છે. આ પ્રમાણે દિક્ષિત અને અશિક્ષિત બન્ને વર્ગના લોકો રોજગારીના ક્ષેત્રો ઉપર રોજગારી મેળવવા તુટી પડયા છે. ઉપર કહ્યું તેમ આપણી પાસે

---

* ઇન્ફ્લ્યુએન્ઝાને લીધે મરણ પ્રમાણ વધારે તું.

આંકડાઓ નથી પણ અનુભવ ઉપરથી આપણે કહી શકીએ છીએ કે અશિક્ષિત કરતાં શિક્ષિત વર્ગને વધારે સહન કરવું પડે છે. અભણ બેકારનું એક જ ધ્યેય હોય છે અને તે એ કે ગમે તેમ કરીને કામ મેળવવું. જ્યારે ભણેલો બેકાર રોજગારી મેળવ્યા પહેલાં હજાર જાતના તરંગોમાં પડે છે. તેને અમુક કામ ફાવે જ નહીં. આથી રોજગારી મેળવતાં જેટલી મુશ્કેલી અભણને પડે છે તેના કરતાં ઘણી વધારે મુશ્કેલી ભણેલાને પડે છે.

હવે રોજગારી ક્યારે મળી શકે તે પ્રશ્ન આપણે તપાસીએ. એક સામાન્ય નિયમ એવો ગણાય છે કે જ્યારે ખેતીવાડી અને વ્યાપાર–ઉદ્યોગની પ્રવૃત્તિઓ નિરંતર પ્રગતિને પંથે વળી રહી હોય ત્યારે રોજગારીનું ક્ષેત્ર ઘણું સારું હોય છે. જો ખેડુતોને સારી મોસમને લીધે અને સારા ભાવોને લીધે પેદાશમાંથી પોતાના ગુજરાન પૂરતું મળી રહે તો તેઓ વધુ પૈસા મેળવવા શહેરો તરફ આવવા કદી પ્રેરાય નહીં. શહેરોનાં કારખાનાંઓમાં કામ કરતાં મજુરોની સંખ્યા આથી નિયમનમાં આવી શકે. મજુરીના દરો પણ જીવનના ધોરણને અનુસરીને બંધાય. આયાત–નિકાસ વ્યાપાર જો ધીકતો ચાલતો હોય તો શિક્ષિત વર્ગ માટે ઓફીસોમાં, પેઢીઓમાં અને અન્ય સ્થળોએ રોજગારી મળી રહે. પણ આ બધું ત્યારે જ બને કે જ્યારે વ્યાપાર–ઉદ્યોગ અને ખેતીવાડીમાં હંમેશ વિકાસ થયા કરે. વસ્તીમાં વધારો થાય તો પણ વ્યાપાર–ઉદ્યોગ અને ખેતીવાડીનાં ક્ષેત્રો એટલાં બહોળાં રહે કે વસ્તીના વધારાથી તેને કશી અડચણ ન પહોંચે.

પણ હિન્દમાં આજે આટલી સંતોષકારક પરિસ્થિતિ નથી. હિન્દની વસ્તીના વધારા સાથે રહ્યાં છે. આજે ખેડુતો તો પાયમાલ થઇ ગયા છે. ખેતીવાડીની પેદાશના ઓછા ભાવો, તે પેદાશોમાં પરદેશોની હરિફાઇ અને હુંડીયામણનો બીન–આર્થિક દર, એ બધાંથી આજે ખેડુતો ચુસાઇ રહ્યા છે. હિન્દનાં કારખાનાંઓની પણ પરિસ્થિતિ બીલકુલ સંતોષકારક ન ગણાય. પરદેશી તૈયાર માલ આપણા દેશમાં આવી સ્વદેશી કારખાનાંઓને ગુંગળાવી રહ્યો છે. રક્ષણ આપવાની ના, હિન્દી સરકારની નીતિ ઘણી ગેરવ્યાજબી, ગેરઇન્સાફી અને બીન–આર્થિક છે. આથી હિન્દનાં કારખાનાંઓ માંડ માંડ પોતાનો નિભાવ કરી શકે છે. આવી પરિસ્થિતિમાં મજુરોને મજુરીના સારા દરો આપી જીવનનું ધોરણ ઉચ્ચ શી રીતે બનાવી શકાય? વળી વધતી કમનસીબી પણ ઓછી નથી. વ્યાપાર–રોજગારની ચાલુ ખરાબ પરિસ્થિતિને અંગે તેઓને સારી રોજગારી મળતી નથી.

આવા સંજોગોમાં હિન્દની વધતી જતી વસ્તી આર્થિક કારણોએ કેટલી બીન–જરૂરી છે તે સમજી શકાય તેવું છે. એક પ્રજાનું માનસ, એક પ્રજાનું બાહુબળ અને પ્રજાની આર્થિક પરિસ્થિતિ ત્યારે જ સુધારી શકાય કે જ્યારે તે પ્રજા પોતાની વસ્તી નિયમનમાં લાવે. જરૂર પૂરતાં જ બાળકો પેદા કરવાં એ ખુબ વગોવાઇ ગએલો સિદ્ધાંત છે પણ હિન્દને આજે આ સિદ્ધાંતનું પાલન કરવાની જેટલી જરૂર છે તેટલી જરૂર કોઇ વખત નહોતી ઉભી થઇ. હિન્દુસ્તાનની આર્થિક પાયમાલી માટે દુષ્કાળ અને પરદેશી હરીફાઇઓ વગેરેને આપણે જોખમદાર ગણીએ છીએ પણ હિન્દની પાયમાલીનાં આ બાહ્ય કારણો નથી તપાસતા. હિન્દુસ્તાનમાં આજે જે પ્રજાનાં અમુક ભાગને પેટ ભરવા પૂરતો રોટલો ન મળતો હોય, અંગ ઢાંકવા પૂરતાં

ભાગના જીવનનું ધોરણ ઘણું નીચું હોય તો હિન્દુસ્તાન સમક્ષ શ્રેષ્ઠ આર્થિક માર્ગ એક જ છે અને તે એ છે કે હિન્દુસ્તાનની પ્રજાએ પોતાની વસ્તી નિયમનમાં લાવવી. આજે કોઇ કોઇ કુટુંબોમાં બાળકોનાં ટોળાં ઉભરાતાં હોય છે, આજે યુવકો નિસ્તેજ અને નિષ્ક્રિય છે. આજે સમસ્ત દેશ વધારાની વસ્તીથી ખદબદી રહ્યો છે. આમાંથી ઉગરવાનો એક અને અજોડ માર્ગ વસ્તીને નિયમનમાં લાવવાનો છે. ભલે મોટી મોટી આર્થિક યોજનાઓ ઘડાય, મજુરીના દરો ભલે વધારાય, કામના કલાકો ભલે નિયમનમાં લાવવામાં આવે પણ જ્યાં સુધી કોઇ પણ વ્યક્તિ પોતાના કુટુંબનું પૂરેપૂરું ભરણ પોષણ કરી ન શકે ત્યાં સુધી બધી જ આર્થિક યોજનાઓ ફોગટ છે, ત્યાં સુધી રાષ્ટ્રનું સાચું ઘડતર અશક્ય છે. *

* ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બરના જર્નલમાંથી.

## [૨] સુરતની સાર્વજનિક સોસાયટીના સમારંભમાં શ્રીમતી હંસાબ્હેન મહેતાએ સ્ત્રી શિક્ષણ વિષે નીચે પ્રમાણે જણાવ્યું હતું:

સાર્વજનિક સોસાયટીએ પોતાની અનેક પ્રવૃત્તિમાં સ્ત્રી-શિક્ષણનો પ્રશ્ન ઉપાડી લીધેલ જોઇને મને ખુબ આનંદ થાય છે. સોસાયટીએ કન્યાશાળા સ્થાપી અને હવે હોસ્ટેલ સ્થાપવા ઇચ્છે છે. સોસાયટીની આ ઇચ્છા આવકારપાત્ર છે.

### સ્ત્રીઓ અને પુરૂષોના શિક્ષણ વચ્ચેનો તફાવત

આજે સ્ત્રીઓનું શિક્ષણ પુરૂષના શિક્ષણ કરતાં કીંમતી છે: કારણ કે સ્ત્રી પોતાના શિક્ષણનો ઉપયોગ લોકકલ્યાણ અર્થે કરે છે. પુરૂષોના શિક્ષણનો ઉપયોગ આજે એક બીજાના ગળાં કાપવામાં થઇ રહ્યો છે, યુરોપની વર્તમાન સ્થિતિ બતાવે છે કે પુરૂષો પોતાના જ્ઞાનનો ઉપયોગ એક બીજાના ગળા કાપવામાં કરી રહ્યા છે.

સ્ત્રી શિક્ષણ પાછળ ખર્ચાતી એક પાઇ પણ લોક-કલ્યાણ પાછળ ખર્ચાય છે તેમ ગણુશો. મેં એ આશયથી જ આ શાળાના વધારાના મકાનનો પાયો નાખ્યો છે.

હાલમાં સ્ત્રીઓને જે શિક્ષણ અપાય છે તે યોગ્ય છે કે કેમ તે પ્રશ્ન પણ વિચારપૂર્ણ છે. પુરૂષો સ્ત્રી શિક્ષણ માટે મોટા મોટા લેખો લખે છે અને ભાષણો કરે છે ત્યારે મને હસવું આવે છે. સ્ત્રી-શિક્ષણ પુરૂષની દૃષ્ટિએ આપવાનું નથી. અને પુરૂષનું શિક્ષણ સ્ત્રીની દૃષ્ટિએ આપવાનું નથી.

### સ્ત્રી-શિક્ષણ કેવું હોવું જોઇએ ?

શિક્ષણમાં જાતિનો પ્રશ્ન આવતો નથી. આજે સમાજને કઇ જાતની સ્ત્રીઓ જોઇએ છે ? પુરૂષ પર આધાર રાખનારી બીકણ સ્ત્રી કે દેશ અને સમાજનું નાક રાખનારી બહાદુર સ્ત્રી ? આજે દેશ કે સમાજને ઘરની ચાર દીવાલો વચ્ચે કેદ થઇને રહે તેવી સ્ત્રીની જરૂર નથી. દેશને તો જાહેર જીવનમાં ફાળો આપનારી સ્ત્રીઓ જોઇએ છે. અને એ દૃષ્ટિ સામે રાખીને શિક્ષણ આપવું જોઇએ. સાર્વજનિક સોસાયટી એ દૃષ્ટિ અનુસાર કન્યાકેળવણી આપશે એવી હું આશા રાખું છું. માતા તરીકેની વિશાળ દૃષ્ટિ રાખી બહાદુર માતાને લાયક એવી કન્યા કેળવણી અપાય તો દેશના જટિલ પ્રશ્નોનો થોડા વખતમાં ઉકેલ થઇ જાય.

બાદ શ્રીમતી હંસાબ્હેનનો આભાર માનીને તેમને ફુલહાર અર્પણ કરવામાં આવ્યા હતા. પછી બાળાઓએ વંદેમાતરમ્ ગીત ગાયું હતું અને સમારંભ આનંદ વચ્ચે વિસર્જન થયો હતો.

## [ ૩ ] બાળલગ્ન

લેખિકા : શ્રી. સરોજિની મહેતા બી. એ.

પચાસ સાઠ વરસથી આપણા દેશના હિતેચ્છુઓ બાળલગ્ન સામે પોકાર ઉઠાવે છે. પણ આપણે હજી કાન બહેરા કરીને બેઠા છીએ. દુનિયાના બીજા કોઇ પણ જંગલી કે સુધરેલા દેશમાં આ શરમભરેલો રીવાજ નથી.

શહેરોમાં રહેનારા ભણેલા લોકોને જરા પણ ખબર નથી કે ગામડાંમાં હજી પણ નાના છોકરાં પરણાવી દેવાનો રીવાજ કેટલી હદ સુધી ચાલુ છે. તે ઉપરાંત એ રીવાજથી દેશને કેટલું નુકસાન થાય છે તેનો ભણેલા કે અભણ કોઇ વિચાર કરતા નથી.

આપણા દેશમાં નાની ઉંમરની વિધવાઓ જેટલી સંખ્યામાં છે તેટલી દુનિયાના બીજા કોઇ ભાગમાં નથી. ૧૯૩૧ ની સાલમાં વસ્તી પત્રક કરવામાં આવ્યું ત્યારે એક વરસની અંદરની ઉંમરની પંદરસો વિધવાઓ હતી.

પાંચ વરસની અંદરની ત્રીસ હજાર વિધવાઓ, દશ વરસની અંદરની ત્રણ લાખ વીસ હજાર વિધવાઓ હતી. જે દેશમાં આટલી કમનસીબ કુમળી કન્યાઓ દુઃખી જીંદગી ગાળી આંસુ સારતી હોય તે સુધરેલો દેશ કેવી રીતે કહી શકાય !

બાળલગ્નનો રીવાજ પકડી રાખવાનું એક કારણ એ છે કે આપણે માની બેઠાં છીએ કે રીવાજ બહુ જુનો છે અને તે માટે તે સારો રીવાજ હોવો જોઇએ. જો આપણે જુનાં પુસ્તકો જોઇશું તો જણાશે કે છેક અસલ વેદના વારામાં એ રીવાજ હતો જ નહિ.

વેદોમાં કેટલેક ઠેકાણે મોટી કન્યાઓના લગ્ન વિષે લખેલું છે. તેમજ ઋગ્વેદમાંનો વિવાહ-મંત્ર છે તેમાં પણ મોટી ઉંમરની કન્યાના લગ્નનુંજ વર્ણન છે—નહિ કે જેવડી છોકરીના લગ્નનું નહિ. આ રીવાજ જતો રહી ધીમે ધીમે બાળલગ્નનો રીવાજ પેસી ગયો. એનાં કારણ ઘણાં હશે. પણ ઘણા વિદ્વાનો માને છે કે દેશમાં રહેતી જંગલી જાતિઓની સોબતથી એ રીવાજ પેઠો. એટલે જેને આપણે સારો, અસલી, ઉંચો રીવાજ માનીએ છીએ તે ખરૂં જોતાં જંગલી લોકોનો રીવાજ છે !

ગમે તે કારણસર બાળલગ્નનો રીવાજ શરૂ થયો હોય, પણ હાલ તો એણે દેશનું સત્યાનાશ વાળ્યું છે. તે કોઇ પણ સમજણ-વાળું માણસ જોઇ શકે તેમ છે. એ રીવા-જથી દેશનાં સ્ત્રી પુરૂષોનાં શરીર ઘસાઇ જઇ નકામાં થઇ ગયાં છે, અને બુદ્ધિ પણ આગળ વધી શકતી નથી.

બાળલગ્નના રીવાજથી અસંખ્ય વિધવાઓને જે દુઃખ ભોગવવાં પડે છે તે તો તેમનાં મનજ જાણે છે, પણ તે ઉપરાંત એ રીવાજથી બીજાં અનેક નુકસાન થાય છે. આમાંનું મોટામાં મોટું કારણ તે સુવાવડમાં નાની ઉંમરની સ્ત્રીઓનાં થતાં મરણ છે.

દર વર્ષે બે લાખ સ્ત્રીઓ સુવાવડમાં મરણ પામે છે. એટલે દર કલાકે વીસ બ્હેનો એ રીતે મરણને શરણ થાય છે ! આમાંની ઘણી ખરી સ્ત્રીઓ વીસ વરસની અંદરનીજ હોય છે. જે રીવાજ દર કલાકે વીસ બ્હેનોના પ્રાણ લે છે તેને આપણે સારો, ઉંચો ગણી પકડી રાખીએ છીએ, તે કેટલી દુષ્ટતા કહેવાય !

બાળલગ્નના રીવાજથી માત્ર માતાઓ નહિ પણ બાળકોનું પણ સત્યાનાશ વળે છે. હજાર છોકરાં જન્મે તેમાંના પોણીબસો કે બસો તો જન્મ લેતાં જ મરી જાય છે. કેટલેક ઠેકાણે હજારમાંથી ચારસો પણ મરણ પામે

છે. જે જીવે છે તે પણ રોગી ને મુડદાલ જેવાં હોય છે.

આપણા દેશમાં માણસનું સરેરાશ આયુષ્ય ચોવીસ વરસનું ગણાય છે, ત્યારે જે દેશોમાં બાળલગ્નનો રીવાજ નથી ત્યાં લોકો સરેરાશ પચાસ પંચાવન વરસ સુધી સાધારણ રીતે જીવે છે. બીજા દેશો કેળવણી, વેપાર, શોધખોળ એ બધામાં આગળ વધે ને આપણો દેશ બિચારો પાછળ રહી જાય એમાં શી નવાઇ ?

ચોવીસ વરસની ઉંમરમાં માણસ કરી કરીને કેટલું કરી શકે ? જો માત્ર બાળલગ્નનો એકજ રીવાજ નીકળી જાય તો દેશના લોકોનાં શરીર, મન, બુદ્ધિ અને છેવટે પૈસાની સ્થિતિ સુધરે.

શાસ્ત્રોમાં નાનાં બાળકોને પરણાવવાની આજ્ઞા છે એમ માની આપણે એ રીવાજ પકડી રાખીએ છીએ. સ્વાર્થી બ્રાહ્મણો જે કાળા અક્ષરને કુટી મારે એવા હોય છે તે પણ લોકોને બીવડાવ્યા કરે છે કે શાસ્ત્રની આજ્ઞા માની નાની કન્યાને નહિ પરણાવો તો રૌરવ નરકમાં પડશો.

એમણે કેટલાં શાસ્ત્ર વાંચ્યાં ને કેટલું સમજ્યા તે કોઇ પૂછવાની હિંમત કરતું નથી. જે ગુજરાતી પણ પૂરૂં ભણ્યા નથી હોતા તે સંસ્કૃત ભાષામાં લખેલાં શાસ્ત્રો વાંચી એના અર્થ ક્યાંથી કરે ? શાસ્ત્રો કાંઇ એક માણસનાં એક જમાનામાં લખેલાં પુસ્તક નથી.

જુદા જુદા માણસોએ જુદે જુદે વખતે જે ઠીક લાગ્યું તે લખ્યું. હજારો વરસ દરમ્યાન એ બધું લખાયું હતું. એટલે એમાંથી કયું ખરૂં ને કયું ખોટું તે નક્કી

## ગ્રાહકોને વિનંતી

દરેક ગ્રાહકે પત્રવ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય લખવો. ગ્રાહક નંબર સિવાયના પત્રો ઉપર પુરતું ધ્યાન આપવામાં આવશે નહિ. અને તેવા પત્રોનો જવાબ આપવામાં ઢીલ થવા સંભવ રહેશે.

વ્યવસ્થાપક

કરવું બહુ કઠણ છે. પણ બ્રાહ્મણો તો વાંચ્યા કે સમજ્યા સિવાય પોતાનું તરભાણું ભરવા જ લોકોને શાસ્ત્રના નામથી ભડકાવે છે.

નાનમાં તડ અને ગોળના રીવાજથી પણ માબાપને છોકરાં પરણાવવામાં ઉતાવળ કરવી પડે છે. નાનપણમાં લગ્ન કરી ન દે તો પછી નાની નાતમાંથી સારા વર કે કન્યા મળે નહિ. ને છોકરો કદાચ કુંવારો રહી જાય અને છોકરીને ઘરડો, અપંગ, રોગી એવો વર મળે કે શોકયના ઉપર પરણાવવી પડે.

આ બધામાંથી બચવા માબાપ છોકરાંને વહેલાં પરણાવી દે છે, તડ કે ગોળ બહાર જવાની માબાપમાં હિંમત હોતી નથી. એટલે બિચારાં છોકરાં બાળલગ્નની વેદી ઉપર હોમાય છે ! છોકરી મોટી થાય તો નાતના પટેલો ને શેઠીઆ પણ માબાપને નાત બહાર મૂકવાની ધમકી આપ્યા કરે છે. ડરી જઇને માબાપ છોકરીને પરણાવી દે છે અને પછી દુઃખી તો છોકરીજ થાય છે !

શહેરોમાં હવે ઘણાં લગ્ન મોટી ઉંમરે થાય છે. તે ઉપરથી ઘણા લોકો માની લે છે કે બાળલગ્નનો રીવાજ હવે લગભગ જતો રહ્યો છે, અને થોડાં વરસમાં તે નાબુદ થઇ જશે. આવા લોકોની જાણ માટે કહેવું જોઇએ કે ૧૯૩૧ના વરસમાં એક વરસની અંદરની ઉંમરની ૪૪૦૦૦ છોકરીઓ પરણેલી હતી. આગલા દશકા કરતાં આ સંખ્યા પાંચ ગણી વધારે છે.

ભાષણો, ઉપદેશો ને સમજાવટ છતાં બાળલગ્નનો બુરો રિવાજ આપણામાંથી ગયો નથી. એનાં માઠાં પરિણામ નજરે જોવા છતાં આપણે સુધરતા નથી. એટલે હવે એ ક્રિયા-

જને જડથી ઉખેડવા માટે સખત કાયદાની જરૂર છે શારદા કાયદા જેવા નરમ કાનુનો કરવાથી કશો ફાયદો નથી.

જો સરકાર આ બાબતમાં સખત વલણ લે તો જરૂર એકદમ મોટો સુધારો થઇ શકે. આપણાં મન એવાં થઇ ગયાં છે કે કોઇ પણ રિવાજ નાબુદ કરવા આપણાં હિતેચ્છુ ભાઇ બ્હેનોનાં શિખામણનાં વચન આપણે ધ્યાનમાં લેતાં નથી. પણ જ્યારે સરકાર કાયદો કરી એ બંધ કરે ત્યારે આપણે તરત નમતું આપી દઇએ છીએ. ગવર્નર જનરલની એકજ કલમથી સતી થવાનો રિવાજ બંધ પડયો તે આપણે જાણીએ છીએ.

ઘણા લોકો એવું કહે છે કે બાળલગ્નના રિવાજ સામે નકામા પોકાર પાડીએ છીએ; એનાથી કાંઇ એટલું બધું નુકશાન થતું નથી; દેશની ખરાબ દશા માટે તો બીજાં ઘણાં કારણ છે પણ એવું કહેનારા ભૂલી જાય છે કે બીજા દેશોમાં પણ રાજકીય પરતંત્રતા પણ હોય છે ને ગરીબાઇ પણ હોય છે. છતાં કોઇ દેશમાં આપણાં જેવાં નબળાં શરીર કે આપણા જેટલી પછાત કેળવણી હોતી નથી.

બાળલગ્નનો રિવાજ નાબુદ કરવા માટે અભણ લોકો તો પગલાં ન જ લે. પણ ભણેલા લોકો પણ તદ્દન બેદરકારી બતાવે છે. જેમ ચાલે છે તેમ ચાલવા દો. લોકો એની મેળે સુધરશે નહિ તો મરશે, એમ સૌ કોઇ કહે છે. આ ખરેખર બહુ અફસોસની વાત છે.

પુરુષો કરતાં પણ સ્ત્રી જાતિની મોટામાં મોટી ફરજ છે કે એ રિવાજ ઉખેડી નાંખવા કમર કસવી જોઇએ. કારણ કે આ બાબતમાં સ્ત્રીઓજ વધારે હઠ કરે છે અને દુઃખ પણ છેવટે એમને જ પડે છે.

દરેક ભણેલી સ્ત્રીની ફરજ છે કે એ રીવાજ સામે જોરમાં પ્રચાર કામ કરવું. વગર ભણેલી બ્હેનો જો એટલી જ પ્રતિજ્ઞા લે કે મારો પ્રાણ જશે તો પણ સોળ વરસ પહેલાં મારી દીકરીને નહિ પરણાવું તો એ રીવાજનો સહેલાઇથી અંત આવશે.

આપણી બ્હેનો પરલોકમાં સ્વર્ગ મેળવવા જાતજાતનાં કઠણ વ્રત અપવાસ કરે છે. તો પોતાની જ દીકરીને આ લોકમાં સુખ આપવા આટલું વ્રત લેશે તો દેશનું ભવિષ્ય એકદમ સુધરી જશે. સોળ વરસ એ પણ ખરું જોતાં મોટી ઉંમર ન જ કહેવાય. પણ હાલ તરત એટલાથી સંતોષ માનીશું. આશા છે કે દરેક બ્હેન આવી પ્રતિજ્ઞા લઇ હિંદુસ્તાનનું મોટું કલંક ધોઇ નાંખશે.

['ગુજરાત સંસાર સુધારા સમાજ'ની પત્રિકામાંથી]

## [૪] માથું ઉંચકતો એક પ્રશ્ન

લગ્ન એ શું જીવનભરનો વ્યવસાય છે? આ પ્રશ્ન ધીમે ધીમે માથું ઉંચકવા લાગ્યો છે. પશ્ચિમમાં એ પ્રશ્નમાંથી વિસંવાદના સૂર ઉઠવા લાગ્યા છે. ને દિનદહાડે એ પ્રશ્ન ચર્ચાનો વિષય બનતોજ ગયો છે. શું લગ્ન એટલે સ્ત્રી ઘર ને છોકરાં સંભાળે ને પુરુષ નોકરી કરે એટલું જ? એટલે સ્ત્રીઓએ વ્યવસાયની ચૂંટમાંથી વિસામો મેળવવાનોજ નહિ? અમુક સમય પૂરતી પરિણીત જીંદગી, ને અમુક વખત અન્ય વ્યવસાય શું સ્ત્રી ન ધારી શકે?

ધારો કે એક સ્ત્રીને નર્સ થવાની ઉલટ છે. એનો પતિ સારી પેઠે કમાતો હોય ને એને બે છોકરાં હોય, તે છતાં નદાનપણની હોંશને એને નિશ્ચયમાં ઉતારવી હોય તો એણે શું કરવું? એ માટે ઘર છોડીને એણે બે વરસ ભણવા જવું રહ્યું. તો એણે પોતાનાં બાળકોને




**નગાધિરાજ** : લેખક અને પ્રકાશક : શ્રી. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા. આવૃત્તિ ૨ જી. મૂલ્ય : રૂ. ૧-૮-૦.

ભાઇ રાયચુરાની રસભરી બાનીથી ગુજરાતના રસિક વાચકો અપરિચિત નથી; ઉલટું એમ કહેવું જોઇએ કે એમનાં અનેક પુસ્તકો ગુજરાતમાં ઘેરઘેર પહોંચી ગયાં છે. સોરઠી લોકકથા અને ઇતિહાસને સુંદર ઓપ ચઢાવી રસભરી બાનીમાં રજુ કરવાની એમની કળાએ અસંખ્ય વાંચકોને મુગ્ધ કર્યા છે. આ પુસ્તક પણ એમનાં એવાં જ આગલાં પુસ્તકોની હરોળમાં બેસે એવું અને એમની કલમને જેબ આપે એવું બન્યું છે. જુનાગઢના રાજપુત રાજાઓના સમયનો ઇતિહાસ આપતાં એમણે અત્યાર પહેલાં ત્રણ પુસ્તકો લખ્યાં છે; આ પુસ્તક એ જ ઇતિહાસની માળામાં એક વધુ મણકો ઉમેરે છે. હજી એ ઇતિહાસના અનેક પ્રસંગો–રા' ખેંગારના સમય સુધીનાં–આવાં બીજાં કેટલાંક પુસ્તકો માંગી લ્યે છે. અમને આશા છે ભાઇ રાયચુરા એ પ્રસંગોને નવલકથાઓમાં ગુંથી ગુજરાતને આ રસાસ્વાદ ચખાડવાનું કાર્ય ચાલુ રાખશે.

**મંગલમૂર્તિ** : લેખક : શ્રી. સોપાન. પ્રકાશક : શ્રી. ભારતીય સાહિત્ય સંઘ, અમદાવાદ. મૂલ્ય : રૂ. ૩-૦-૦.

ગુજરાતી હિન્દુ સમાજનો 'લગ્ન'નો કુટ પ્રશ્ન ઉકેલવા મથતી શ્રી. સોપાનની આ નવલકથામાં ઘણા સાહિત્યરસિક વાચકોને શ્રી. શરદબાબુની કૃતિઓની છાયા જણાય તો નવાઇ નહિ. એમની નાયિકા રોહિણી સામાન્ય જુના વિચારના હિન્દુ કુટુમ્બમાં જન્મી છે અને કહેવાતા સ્નેહીઓના સ્વાર્થી પ્રપંચથી ધનિક પણ વૃદ્ધ પતિને પરણી થોડા સમયમાં જ વિધવા થાય છે. એથી વિરૂદ્ધ ઉપનાયિકા સરિતા સુશિક્ષિત અને સુધારક વિચારના કુટુમ્બમાં જન્મ પામી, યોગ્ય શિક્ષણ મેળવી, પતિની પસંદગી પોતાની જાતે કરે છે અને સુખી જીવન ગાળે છે. લેખકે રોહિણીને હિન્દુ વિધવાની કરૂણામૂર્તિ અને મંગળમૂર્તિ તરીકે જ ચીતરવાનો નિશ્ચય પ્રથમથી જ કરી લીધો છે, એટલે સમાજના પાપે એ વિધવા બનેલી બહેન અકાલ અને ચિરકાલ વૈધવ્ય ભોગવે છે અને કેટલાક પુરૂષો માને છે તેમ વિધવાને લાયક જનસેવાનું કાર્ય ઉપાડી લે છે. ભાઇ સોપાન સિદ્ધહસ્ત લેખક હોઇ પાત્રાલેખન સારૂં થયું છે અને ભાષા પણ સાદી હોઇ પુસ્તક વાંચવું ગમે એવું છે. પરંતુ એમણે માનસશાસ્ત્રના અભ્યાસી તરીકે જે પ્રશ્ન નવલકથા રચતાં એમણે પોતાની સમીપ રાખ્યો છે, તેનો ઉકેલ એમણે જે પ્રમાણે કર્યો છે, તે વાચકવર્ગને કદાચ અમારી જેમ ખુંચશે.

**કથાકુંજઃ** લેખકઃ શ્રી. ચન્દ્રકાન્ત મંગલજી ઓઝા, પ્રકાશકઃ શ્રી. ભરત ચન્દ્રકાન્ત ઓઝા, રાજકોટ, મૂલ્ય : રૂ. ૦-૪-૦.

શ્રી. ઓઝા કવિ તરીકે જાણીતા છે. આ પુસ્તિકામાં સાત કથાઓ તેમણે કાવ્યોમાં ગુંથીને આપી છે. એમની વાર્તાઓના વિષયો વિવિધ છે–કેટલાક પ્રાચીન પ્રસંગો જ નહિ પણ એક અર્વાચીન પ્રસંગ–રહસ્યમાં અનેરો



**લીંબડીમાં બ્હેનોની જંગી સભા :** લીંબડીમાં ગઇ તારીખ ૧૫ મીએ શ્રીમતી ભક્તીબા દેસાઇના પ્રમુખપદે બ્હેનોની એક સભા રવા. જઇન ભોજનશાળામાં મળી હતી.

શ્રીમતી મરઘાબ્હેન મણીયાર, શ્રીમતી જયાબ્હેન લગડીવાળા અને શ્રીમતી વીજયાબ્હેન પરીખે ભાષણો કર્યાં હતા. શ્રીમતી ભક્તીબાએ ભીલના ગામડાની કંગાળ સ્થિતિનો કરૂણુ ચિતાર રજુ કર્યો. ગામડાની બ્હેનોએ બતાવેલ શિસ્તમાંથી બેનોને પાઠ શીખવા કહ્યું. શ્રી. જયાબેન લગડીવાળાએ જણાવ્યું કે, ગામડાના દુઃખો તો ગામડામાં જઇએ અને ત્યાં રહીએ તો જ સમજાય. એમના દુઃખોની જેવી ભાષા પણ મારી પાસે નથી. જેવી પશુની સ્થિતિ છે તેવી જ એમની સ્થિતી છે. એમની સેવાનું કામ આપણે સૌએ એક બીજાના સાથથી ઉપાડી લેવું જોઇએ.

શ્રી. વીજયાબેન પરીખે એમના શીવાણી ને રાણાગઢ બાજુના ગામડાના અનુભવો ...; એમણે આગળ બોલતાં કહ્યું કે ગામના આપણા ભાઇબેનો અમારી સાથે વાત ...તાં પણ બીતા હતા. રખેને કોઇ અમલદાર ...ઇ જાય તો એમનું ચામડું ચીરાઇ જવાનો ...મના દીલમાં ડર હતો. આપણું રાજ્ય ...બ તો સંસ્કારી કહેવાય છે. દાદા સાહેબ જે યોજનાની વાતો કરે છે એમના ગામો ખુબ સરસ હશે એમ માનેલું પણ સ્થિતી ... ઉલટી જ જોઇ.

**પતી સાથે અણબનાવ થતાં નાસી ...વેલી સ્ત્રીનો કેસ :** સુરત હીન્દુ મીશન ...થી નીચલી યાદી બાહેર પડી છે.

એક જયવંતી નામની પરણેલી સ્ત્રી સુરત દીલ્હી ગેટ તામવાળા બીલ્ડીંગના નોકર રસુલખાં હીમતખાંના કબજામાં ૮ દીવસ થયા હતી; તેની પાસેથી હીંદુ મીશને કબજે મેળવી બાઇની ખુશીથી તેને વડોદરા કારેલીબાગ વીધવા આશ્રમમાં સુરક્ષીત પહોંચાડવામાં આવી છે.

સરદહુ બાઇ આશરે ૯ દીવસ પર તેણીના કહેવા મુજબ સુરત સ્ટેશન પર તેના ધણી દગડુ ભાવડુના (સાંજની ગાડીમાં) જલગામથી અણબનાવના સંજોગમાં શાંતાબાઇ નામની બાઇ સાથે ઉતરેલી તે પછી સ્ટેશન પર શાંતાબાઇથી છુટી પડી જતાં ધર્મશાળામાં ગઇ ત્યાંથી એક બાઇજા નામની બાઇ તાસવાળા બીલ્ડીંગના એક મુસલામી નોકરને સોંપી ચાલી ગઇ. એ નોકર પોતાના કબજામાં રાખી રહ્યો હતો. એવી સ્થિતિમાં હીંદુ બાઇ છે એવી ખબર ગલેમંડીના હીંદુ યુવકોને મળતાં શુભનિષ્ઠાપુર્વક ઝીણવટથી ખબર મેળવી હીંદુ મીશનને જાણ કરવામાં આવતાં ઇશ્વરભાઇ તેમજ શહેર સમીતીના આગેવાન રા. રા. છોટુભાઇ ચોકસીના શુભ પ્રયાસથી નોકર પાસેથી કબજે મળી શક્યો. એ કાર્યમાં સહાય કરનાર ભાઇઓનો મીશન આભાર માને છે અને આશા છે કે, આવી રીતે અજ્ઞાનતાથી ભોગ બનેલ બેનોના "સ્ત્રી રક્ષા કાર્યમાં" ફાળો આપી પુણ્ય પ્રાપ્ત કરે. હીંદુ મીશન બનતી સેવા કરે છે અને કરશે.

**મધ્યસ્થ ધારાસભામાં સ્ત્રીઓની અવગણના :** આધારના કાયદા અનુસાર ખોરાકી, વારસા હક, લગ્નના અધીકાર જેવા

સ્ત્રીઓના હકો સંબંધી તપાસ કરવા માટે સમિતિ નિમવાની શ્રી. જીનરાજ હેગડેની દરખાસ્ત પર વિચાર ચલાવવામાં આવ્યો હતો.

સર એન. એન. સરકારે દરખાસ્તનો વીરોધ કરતાં જણાવ્યું કે અત્યારના કાયદા હેઠળ સ્ત્રીઓની સ્થિતિ જાણવા મળે તો રૂ. ૭-૮ ને રૂ. ૨-૬ ની કીંમતે મુલ્લાનો "હીંદુ કાયદો" "મુસલમાન કાયદો" મંગાવી લેવો એ બસ છે. બાકી અનેક અંગો વીષે તપાસ કરવાની વાત શું છે ? એ અંગો કયાં છે ?

અવાજ : કોસ્મેટીકસ [હસાહસ]

સર એન. એન.—નહીં; એ તો લગ્ન જીવનના અવીકાર હેઠળ આવી જાય છે.

આવી સમીતી પોતાનો હેવાલ રજુ કરી શકશે કે કેમ એજ એક સવાલ છે.

મૌલાના ઝફરઅલીખાને હીંદુ સ્ત્રીઓના અધીકાર પુરતી સહાનુભુતી દર્શાવીને જણાવ્યું કે મુસ્લીમ સ્ત્રી અધીકાર વીષે તપાસની જરૂર નથી.

બાબુ બૈજનાથે જણાવ્યું કે ગૃહદેવી તરીકે સ્ત્રીઓને ગણાવતા હીંદુઓ તેમની સાથે જડવસ્તુ તરીકે વર્તે છે એ વાત ખોટી છે. હીંદુઓમાં સ્ત્રીઓનાં જેટલાં સન્માન થાય છે તેટલાં ભાગ્યેજ અન્ય સ્થળે થતાં હશે.

**કચ્છની લડતમાં** સાથ આપવા મુંબઇની કચ્છી બહેનોની એક ટુકડી મુંબઇથી આગબોટ 'સોનાવતી' દ્વારા રવાના થઇ હતી.

**અમદાવાદમાં વૃદ્ધ લગ્નનો કેજ :** પોતાને વીસ વર્ષની પુત્રી હોવા છતાં ચૌદ વર્ષની બાળા સાથે લગ્ન કરવા માટે વાજતે ગાજતે વરઘોડો લઇને જતાં વૃદ્ધ વરરાજા સામે કાળા વાવટાના દેખાવો કરીને, સત્યાગ્રહ કરવા માટે લગભગ ૪૨ યુવાનોની પોલીસે ધરપકડ કરતાં અત્રેની પાટીદાર કોમમાં ભારે સનસનાટી ફેલાવા પામી હતી.

**યુકતપ્રાંતમાં જાતીય શિક્ષણ માટે કેળવણી મંડળની યોજના :** યુકતપ્રાંતના કેળવણી મંડળ આગળ નિશાળ અને કૉલેજોમાં ભણતા વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓને જાતીય શિક્ષણ આપવાની બાબત આવી હતી.

યુકતપ્રાંતના કેળવણી ખાતાના ઇન્સ્પેકટરો આ પ્રશ્નને બહુ મહત્વ આપે છે અને થોડા વખત ઉપર કેળવણી પરિષદમાં તેઓએ ઠરાવ્યું હતું કે બાયોલોજી અને વનસ્પતિશાસ્ત્રની મારફત જાતીય શિક્ષણ વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓને આપવું, નિશાળના મુખ્ય શિક્ષકો આ વિષય વાતચિત રૂપે શિખવે એમ કહ્યું હતું.

આ બાબતમાં જે તે શાળાના મુખ્ય શિક્ષક માબાપની અનુમતિ લઇને કાર્ય કરે એવું કહ્યું હતું.

**અધ્યાપિકા સંસ્થા :** કલકત્તા યુનિવર્સીટીએ બિહારીલાલ મિત્ર સખાવતમાંથી આવતી આવકમાંથી નિવાસગૃહ તેમજ વ્યવહાર શાળા સાથેની એક સ્ત્રી શિક્ષિકા તાલીમ સંસ્થા સ્થાપવાનું ઠરાવ્યું છે. આને લગતી યોજના તૈયાર કરવા માટે એક વગદાર સમિતિ નિમાઇ છે.

**ભુજમાં બ્હેનોનું સરઘસ :** ગઇ તા. ૨૮ મીએ અહીં ભરાએલ સ્ત્રીઓની જાહેરસભા બાદ પાટનગરના સ્ત્રીજગત પર જાગૃતિનું મોજું ફરી વળ્યું છે. આખાય ગામમાં અને કચ્છનાં અગત્યનાં શહેરોમાં બ્હેનોનીજ ચર્ચા થઇ રહી છે.

આજે સવારે પ્રભાતફેરી નાગર ચકલામાંથી નીકળતાં તેમાં લગભગ ૨૦૦ બ્હેનોએ હાજરી આપી હતી. મુંબઇની બહેનોએ રાષ્ટ્ર ગીતો ગાવાનું શરૂ કર્યું હતું. અને ભુજની બ્હેનો આબાદ-બુલંદ અવાજે તે ગીતો પંકિત ઝીલતી હતી.

આજની પ્રભાત ફેરીમાં જેટલી સં

પુરૂષો ની હતી તેટલીજ બહેનોની હાજરી લગભગ જોવામાં આવતી હતી. આમ ભાઇઓ અને બહેનોમાં જાણે હરિફાઇ ન લાગી હોય એવું આજની પ્રભાતફેરી પરથી જોવામાં આવતું હતું.

પ્રભાતફેરીની શરૂઆત નાગર ચકલામાંથી થઇ હતી અને તે બજારમાં થઇ ધનજી કોટવાલના ઘર પાસેથી જેલ અને ખાત્રી ચકલામાંથી પસાર થઇ ચોક ફળીઆના માર્ગે નાગર ચકલામાં આવી પહોંચી હતી. બહેનો રાષ્ટ્રગીતો બોલતી હતી. અને તે ઝીલતી હતી જ્યારે પુરૂષો તરફથી પણ રાષ્ટ્રગીતો ગવાતાં હતાં.

મુંબઇથી આવેલ શ્રીમતી મોંઘીબહેન અને દેવકાંબહેન તરફથી રાષ્ટ્રગીતોનું કામ ઉપાડી લેવામાં આવ્યું છે, કંઠની મધુરતાએ સર્વ બહેનોનું આકર્ષણ કર્યું છે. કેટલીક પનિહારીઓના મોઢે પણ રાષ્ટ્રગીતો રસ્તે ચાલતા સાંભળવામાં આવે છે.

સરઘસને મોખરે રાષ્ટ્રધ્વજ અને પછી બેન્ડ, બહેનોનાં સરઘસની નેકી પોકારવા ગોઠવવામાં આવ્યું હતું. મોખરે અમુક યુવાનો સરઘસને દોરવણી આપવા ચાલતા હતા. જ્યારે સરઘસની બન્ને લાઇન પર સ્વયંસેવકો અને પાછળ યુવાનો વ્યવસ્થા માટે ચાલતા હતા.

સરઘસ ઉપલી પાળ, દરબાર ગઢ અને બજારમાંથી પસાર થઇ વાણીઆવાડ ચોક વચ્ચેથી આગળ વધી વેંકલા ફળીઆમાં થઇ નાગર ચકલામાં આવી પહોંચ્યું હતું. શરૂઆતથીજ છેવટ સુધી બહેન મોંઘીબહેન તથા દેવકાંબહેને રાષ્ટ્રગીતો કચ્છી અને ગુજરાતી ભાષામાં ગાયા હતા.

" કચ્છડો જાગજોરે નિંદ્રા ત્યાગજોરે " એ ગીતે પુરૂષો અને સ્ત્રીઓ પર ખુબ અસર કરી હતી.

બહેનોનું સરઘસ જ્યાંથી પસાર થતું હતું ત્યાં ત્યાં. પુરૂષો અને સ્ત્રીઓની જોવા માટે પડાપડી થતી હતી. પાટનગરને માટે આ પ્રસંગ અપૂર્વ હતો. કોઇ વખતે આવું ફક્ત બહેનોનું અને તે વળી સ્વતંત્રના સાદ કરતું અને ઇન્કીલાબ ઝીન્દાબાદના પોકારો કરતું સરઘસ પહેલુંજ હતું.

મુંબઇની બહેનોએ પાટનગરમાં પણ મુક્તાંની સાથેજ બહેનોમાં જાગૃતિ આવી ગઇ છે. અને કચ્છની સ્ત્રીઓ પણ બહારની દુનીયાથી પછાત નથી, એવું બતાવી આપવા ભુજની બહેનોએ હિંમત કરી છે.

અને લડત શરૂ થતાં એ કહેવાતી અબળાઓ પ્રબળા બની જોરશોરથી નોકરશાહીને કંપાવશે એમાં હવે શક રહ્યો નથી.

નાગર ચકલામાં સરઘસ ફરી આવતાં મેયર પત્નિએ પ્રભાત ફેરી અને હવે અઠવાડીઆમાં આવા નીકળનારા સરઘસમાં ભાગ લેવા દરેક બ્હેનને પોતાની બ્હેનપણીઓને બોલાવી લાવવાની વિનંતી કરી હતી, અને તેને તાળીઓના ગડગડાટથી વધાવી લેવામાં આવી હતી.

બાદ બ્હેન મોંઘીબાઇએ વંદેમાતરમનું ગીત ગાયું હતું અને સૌ બ્હેનો પોતપોતાના ઘર તરફ જવા રવાને થઇ હતી, છુટા પડતી વખતે ઇન્કિલાબ ઝીંદાબાદના પોકારોથી નાગર ચકલાની ત્રણે શેરીઓ ગાજી ઉઠી હતી.

**સ્ત્રીઓના દરજ્જા વીષે વડી ધારાસભામાં આવનારો ઠરાવ :** અત્યારના કાયદા હેઠળ સ્ત્રીઓનો દરજ્જો શું છે તે વીષે મધ્યસ્થ ધારાસભાના સભ્ય શ્રીમતી કે. રાધાબાઇ સુબારાયને નીચેનો ઠરાવ રજુ કરવાની નોટીસ આપી છે.

આ સભા ગવર્નર જનરલ ઇન કાઉન્સીલને ભલામણ કરે છે કે એક પ્રમુખ અને બીજા આઠ સભ્યોની બનેલી એક કમીટી નીમવી જેમાં પાંચ કરતાં ઓછા બીનસરકારી સભ્યો હોવા નહીં જોઇએ અને જેમાં સ્ત્રી સભ્યો પણ હોય. આ કમીટીએ નીચેની બાબતો પર તપાસ કરી હેવાલ રજુ કરવો:

(૧) માલમીલ્કતની માલેકી તેમજ ફેરબદલી, બાળકોનું વાલીપણું, ખોરાકી, સંયુક્ત કુટુંબની મીલ્કત, વારસો, વડીલોપાર્જીત મીલ્કત, લગ્ન સંબંધના હકો અને અગત્યનો બાબતમાં અત્યારના કાયદાઓ હેઠળ સ્ત્રીઓનો અત્યારે દરજ્જો શું છે.

(૨) બીજા કેટલાક પ્રશ્ન કે જેમાં અત્યારના કાયદાઓમાં એ બધી બાબતોને અંગે સુધારાની જરૂર હોય.

(૩) અને જરૂરી સુધારા કરવા કાયદાના પગલાં લેવાં જોઇએ તે.

આ સભ્ય આખાય બ્રીટીશ હીંદમાં ફરજીયાત લગ્ન ' રજીસ્ટર ' કરાવવાની પ્રથા દાખલ કરવાની ભલામણ કરતો ઠરાવ પણ લાવનાર છે.

**ભુજની સ્ત્રીશક્તિની વીરાટ સભા:** કલાપી ચાંએટરમાં ગઇ તા. ૨૮ મીએ મળી હતી. પ્રમુખસ્થાને નગરશેઠનાં પત્ની શ્રીમતી મણીબ્હેન બીરાજ્યા હતાં. કચ્છના ઇતિહાસમાં પહેલી જ વાર ગંજાવર સ્ત્રીસભા મળી હતી અને સ્ત્રીઓએ જ તેનું સંચાલન કર્યું હતું.

**દીલ્હી ગુજરાતી મહિલાસમાજ:** દિલ્હીમાં ગુજરાતી મહિલા સમાજની સભા ગઇ તા. ૨૯ મી એ મળી નવા વર્ષ માટે કાર્યવાહક સમિતિની ચુંટણી થતાં તેમાં પ્રમુખ સૌ. ઇન્દુબેન યાજ્ઞિક, ઉપપ્રમુખ સૌ. સવિતાબેન મજમુદાર, મંત્રી સૌ. જ્યોતિન્દ્રબાળા યશોકાંત દેસાઇ, ઉપમંત્રી સૌ. વિજયાલક્ષ્મી ત્રીવેદી, ખજાનચી સૌ. શાંતાબહેન શાહ તથા મેંબરોમાં સૌ. ડાહીબેન ચરણઆઇ, સૌ. કૃષ્ણાબેન ઝીકાણી, ગં. સ્વ. મણીબેન ત્રીવેદી, સૌ. ગૌરીબેન પંડયા, સૌ. મધુબેન દવેરી અને સૌ. કંચનબેન નીમાયાં છે.

**કચ્છની લડતમાં સેવિકાઓની ભરતી:** કચ્છના તમામ શહેરો અને ગામડાઓમાંથી પરીષદની ઓફીસે સમાચારો મળે છે કે, ઠેર ઠેર પરિષદના સભ્યો અને સ્વયંસેવિકાઓનાં નામો નોંધાઇ રહ્યા છે અને ફંડ એકત્ર થઇ રહ્યું છે. કેટલીક જગાએ સ્ટેટના અમલદારો તરફથી ગામડાંઓમાં પ્રવાસ કરીને દમન માટે પ્રજાને ધમકી આપવામાં આવે છે. પરીષદને મદદ કરવા માટે કેટલાક ગામડાંઓમાં ગુંડાઓ તરફથી પ્રજાજનો ઉપર હુમલા થયા છે.

મુંબઇથી આવી પહોંચેલી સ્ત્રી સેવિકાઓની ટુકડી કચ્છમાં ગામડે ગામડે સેવિકાઓની નોંધણીનું કાર્ય આગળ ધપાવે છે.

કચ્છી સ્ત્રીઓ સામે બીભત્સ શબ્દો ઉચ્ચારવા માટે જાહેર સભામાં એક અમલદારને વખોડી કાઢતા ઠરાવો પસાર થયા હતા. અને મજકુર ઠરાવમાં તે અમલદારને તાત્કાલીક બરતરફ કરવાની મહારાવ સમક્ષ માગણી કરવામાં આવી છે.

**કીસાન સ્ત્રીઓની સતામણી:** બારઇયા તળથી મળેલા એક સંદેશામાં જણાવવામાં આવ્યું છે કે લોકોને હેરાન કરવા તેમજ તેમની મક્કમતાને નરમ બનાવી દેવા માટે તળ વીસ્તારમાં રાખવામાં આવેલા જમીનદારના માણસોએ હવે તળની સ્ત્રીઓને હેરાન કરવા માંડી છે.

કેટલાંય વર્ષોથી કુદરતી હાજતને માટે જે ખેતરો વપરાતાં આવ્યાં છે ત્યાં જઇ જગીનદારના માણસો ઉભા રહે છે અને સ્ત્રીઓને ત્યાં આવવા દેતા નથી.

લોકોને ત્રાસ આપવાની અનેક રીતો ઉપરાંત આ રીતે લોકોને સતાવવાથી તળના લોકોમાં ભારે વીરોધની લાગણી જન્મી છે. આવી ઉશ્કેરણી છતાંય આ કીસાનો મક્કમ અને શાંત રહ્યાં છે.

**કાશીમાં શ્રીમતી એની બેસંટે** સ્થાપેલી થીયોસોફિકલ સંસ્થાના રજત મહોત્સવમાં શ્રીમતી સરોજિની નાયડુ પ્રમુખ હતાં

**શ્રીમતી ગોમતી ભાર્ગવ:** અજમેર

મેરવાડાની પ્રાંતિક કોંગ્રેસ સમિતિના પ્રમુખ તરીકે સર્વાનુમતે ચુંટાયાં છે.

**કલકત્તામાં પ્રેસીડન્સી મેજિસ્ટ્રેટ તરીકે નીચે જણાવેલાં બ્હેનોની ત્રણ વર્ષ માટે નીમણુંક થઈ છે:** શ્રીમતી એન. સી. સેન, કુમારી ગીતા ચેટરજી, કુમારી દીપ્તિ ચેટરજી, શ્રીમતી રે-ઝેરી, શ્રીમતી એમ. એલ. મિત્તર, શ્રીમતી એસ. એ. હકીમ, કુમારી રાણી ઘોષ, શ્રીમતી એ. એન ચૌધરી, શ્રીમતી એ. સી. દત્ત અને શ્રીમતી આર. સી. સેન.

**મુંબાઈની સોશિયલ સરવિસ લીગના સ્ત્રી વિભાગના આશરા નીચે,** ઇમામવાડાની ઉર્દુ ટ્રેનિંગ કૉલેજ ફોર વીમેનના મકાનમાં સ્ત્રીઓની એક જાહેર સભા થઇ હતી. શ્રીમતી હરી તૈયબજીએ સ્ત્રીઓને અને ખાસ કરીને પડદેનશીન સ્ત્રીઓને ઇમામવાડાની ઉદ્યોગશાળાનો લાભ લેવા જણાવ્યું હતું. આ શાળામાં શીવણ, ભરત, વેતરણ વગેરે શિખવવામાં આવે છે.

**રાજકોટમાં સ્ત્રીઓની પોલીસ તરીકે** ભરતી કરવામાં આવી છે. આ નવી નીમાયલી સ્ત્રી પોલીસે સરઘસમાંની સ્ત્રીઓ ઉપર હળવો લાઠીચાર્જ કર્યાના ખબર મળ્યા છે. આથી ભારે રોષની લાગણી ફેલાઇ છે.

**જયપુર જનાર સત્યાગ્રહી ટુકડીને** મુંબાઇમાં ગઇ તા. ૨૦ મીએ મારવાડી સંમેલન તરફથી સન્માન મળ્યું હતું. બપોરે હીરાબાગમાં સ્ત્રીઓની સભામાં તેમજ રાત્રે સેન્ટ્રલ સ્ટેશન ઉપર વિદાયમાન દેવાયું હતું.

**છૂટાછેડાનું બીલ**—મધ્યસ્થ ધારાસભાની લોબીમાં ચાલતી વાતચીત પરથી એમ જણાય છે કે, ડૉ. દેશમુખના ચોક્કસ સંજોગોમાં હીંદુ સ્ત્રીઓને છુટાછેડા કરવા દેવાની છુટ આપવાને લગતા બીલ પરની ચર્ચા એપ્રીલ તા. ૧૧ મી પર મુલતવી રહેશે કારણ કે એ બીલ પર હજુ ઘણી ખરી પ્રાંતીય સરકારોના અભીપ્રાયો મળ્યા નથી.

**બરમી સ્ત્રી પરદેશીને નહી પરણે:** બરમાની સ્ત્રીઓએ એક લીગ સ્થાપી રાજદ્વારી કામ કરવા નિશ્ચય કર્યો એ તે ઉપરાંત એવો ઠરાવ કર્યો છે કે બરમી સ્ત્રીઓએ કોઇ પણ પરદેશી સાથે લગ્ન કરવા નહીં, આવાં લગ્ન અટકાવવ ને પોતાના હકોની રક્ષા કરવા આ સ્ત્રીઓ જોરશોરથી પ્રયાસ કરશે.

**ધારાસભામાં સ્ત્રીરીપોર્ટર:** અલાહાબાદનાં શોર્ટહેન્ડ ટાઇપીસ્ટ શ્રીમતી સરલાદેવી બીહારની ધારાસભાના રીપોર્ટર નીમાયાં છે. ધારાસભાનાં સ્ત્રી રીપોર્ટર એઓ પહેલવહેલા જ છે.

**કચ્છમાં સ્ત્રીઓની જાગૃતી-મુદ્રા પરિષદ:** જે દેશ સહુથી પછાત ગણાતો હતો તે જાણે પ્રગતિની ગતિએ પહોંચતો ન હોય એમ લાગે છે. આજસુધી કચ્છનો સ્ત્રી વર્ગ એટલે ભુલેચુકે પણ જાહેર પ્રવૃત્તિનો પડછાયો પણ ન અડી જાય તેની તકેદારી રાખનાર; ને સ્ત્રી વર્ગ આજે મોટી સંખ્યામાં રાજકીય હિલચાલમાં અગ્ર ભાગ ભજવી રહેલ છે. રાપર જેવા પછાત તાલુકામાં જાહેર સભામાં સ્ત્રીઓ પ્લેટફોર્મ ઉપર આવી ભાષણ કરતી થઇ છે. આવી આ પ્રચંડ સ્ત્રી જાગૃતિને વ્યવસ્થિત કરવા સ્ત્રી સંમેલન કચ્છી પ્રજાકિય પરિષદ તરફથી થોડા વખતમાં ભરાનાર છે. જેના પ્રમુખપદે મુંબાઇવાળા શ્રી. રમાબેન કામદાર આવે એમ લાગે છે.

**શ્રી જ્યોત્સ્ના બ્હેન શુકલ, શ્રી. ભક્તિલક્ષ્મી દેસાઇ તથા શ્રી. મૃદુલા સારાભાઇ**ની ગુજરાત પ્રાંતિક સમિતિમાં આ વર્ષે ચુંટણી થઇ છે.

**વિદ્યાર્થિનીઓ માટે નિબંધ હરિફાઇ:** રા. કરસનદાસ મૂળજી સ્મારક ફંડની યોજના મુજબ કૉલેજોના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓને શ્રી. ફાર્બસ ગુજરાતી સભા-મુંબાઇ તરફથી જાહેર નિબં-

ત્રણ કરવામાં આવે છે કે ગુજરાતી ભાષામાં " આધુનિક સમયમાં સંયુક્ત કુટુંબવ્યવસ્થા," એ વિષય ઉપર એક નિબંધ ૨૫ થી ૩૦ ફુલસ્કેપ કાગળના કદનો તા. ૧૯–૬–૩૯ વાર સોમ સુધીમાં, શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર, વિઠ્ઠલભાઇ રોડ, કોંગ્રેસ લેન, મુંબઇ નં. ૪ એ સરનામે સીલબંધ પરબીડીઆમાં રજીસ્ટર્ડ પોસ્ટથી જે કોલેજમાં અને જે વર્ગમાં પોતે ભણતાં હોય તેની વિગત અને પોતાના સરનામાં સાથે મોકલવો.

વિદ્યાર્થીઓના એવી રીતના આવેલા નિબંધોમાંથી જેનો નિબંધ શ્રી. ફા. ગુ. સભાએ નિમેલી ત્રણ જણની કમિટિ પસંદ કરશે તેને રૂ. ૫૦) સુધીનું એક, એમ બે ઇનામો આપવામાં આવશે; અને એ બે નિબંધોમાંથી જેનો નિબંધ વધુ પસંદ કરવા યોગ્ય હશે તેનો નિબંધ તા. ૨૫–૭–૩૯ ની જાહેર સભામાં વાંચવામાં આવશે. પસંદ થયેલા નિબંધો પ્રગટ કરવાનો માલિકી હક શ્રી. ફા. ગુ. સભાનો રહેશે.

**સ્ત્રી કામદારોનો પગાર :** મુંબઇ મ્યુનિસીપલ કામદાર સંઘના આશ્રય હેઠળ શ્રી. વાડેકરના પ્રમુખપણા હેઠળ મુંબઇ મ્યુ. ના આરોગ્ય ખાતામાં કામ કરતી સ્ત્રી કામદારોની એક સભા મેદાનમાં મળી હતી. તે વેળા આરોગ્ય ખાતાના સ્ત્રી કામદારોના માસિક પગારમાં બે રૂપીઆનો વધારો કરવામાં આવ્યો છે તેમ સંઘ તરફથી પ્રેક્ષકોને કહેવામાં આવ્યું હતું.

**શ્રી મુંબઇ અને માંગરોલ જૈન** સભાના આશરા હેઠળ શ્રીમતી શકુંતલાબ્હેન કાંતીલાલ અને શ્રીમતી કમળાબ્હેન માણેકલાલને માનપત્રો તથા કન્યા અને સ્ત્રી શીક્ષણ શાળાની બ્હેનોને ઇનામો એનાયત કરવાનો મેળાવડો ઓન. મી બી. જી. ખેરના પ્રમુખપદે બ્લેવેટસ્કી લોજમાં યોજવામાં આવ્યો હતો.

**મુંબઇ યુનીવરસીટી માટે** મ્યુનીસીપલ કોરપોરેશનમાં અનામત રાખવામાં આવેલી એક બેઠક માટે માત્ર શ્રીમતી જયશ્રી રાયજીની એકલાની ઉમેદવાર તરીકે નીમણુંક થઇ હતી.

**સ્ત્રી વીજ્ઞાનીકને ચંદ્રક :** અમેરિકામાં શાસ્ત્રમાં સંશોધનકાર્ય કરવા માટે ડૉ. ફ્લોરેન્સ બારબારા સીબર્ટને ટૂંકો ચંદ્રક આપવામાં આવ્યો છે. છેલ્લાં બાર વર્ષથી આ ચંદ્રક આપવામાં આવે છે. તે દરમ્યાન પહેલીજવાર એ ચંદ્રક એક સ્ત્રીને આપવામાં આવ્યો છે, અને તે મેળવવાનું માન ડૉ. ફ્લોરેન્સ સીબર્ટ લઇ ગયાં છે.

ડૉ. ફ્લોરેન્સ, પનીસીલ્વાનીયાની યુનિવર્સિટીમાં હેનરી ફીપ્સ ઇન્સ્ટીટયુટમાં બાયો કેમીસ્ટ્રીના મદદનીશ અધ્યાપક છે. પરંતુ હમણાં તેઓ ગુગેનહીમ ફેલોશીપ મેળવીને ઉપસલા ખાતે સંશોધનકાર્ય કરી રહ્યાં છે.

---()---

[ પુસ્તક પરિચય : અનુસંધાન પૃ. ૨૦નું ]

સંપૂર્ણ નહિ તો પૂરતા પ્રમાણમાં શીખી શકાય. એ કળાના શિક્ષણમાં પુસ્તકો ઉપયોગી થતાં હોય તો તે પ્રારંભમાં માર્ગદર્શન તરીકે જ. કોઇ પણ સ્ત્રી યા પુરૂષ જેણે રસોઇ કોઇ દિવસ ન કરી હોય તે પુસ્તક વાંચીને કોઇ પણ વાનગી સારી રીતે બનાવી શકે, એવું હજી સુધી બન્યું નથી. તેમ છતાં આ પુસ્તકની લાંબે સમયે પણ ચોથી આવૃત્તિ થઇ છે, તેથી ખાત્રી થાય છે કે એ પુસ્તક ઘણી ગુજરાતણ બ્હેનોએ ઉપયોગી ધારી વધાવ્યું હશે. અમને આશા છે કે સાથોસાથ તે તેમને ઉપયોગી પણ થયું હશે. પુસ્તકમાં વિરામચિન્હો માટે જોઇએ તેવી કાળજી રખાઇ નથી, પરિણામે સૂચનાઓનો અમલ કરતાં આગળ પાછળનો સંબંધ ન સમજવાને કારણે ગોટાળા થવાનો સંભવ રહે છે.



ચિત્રકાર : ] [ શ્રી. કલાકાન્ત

હલકી હાલ્યાં મારે કંઠે હાલરડાં ને મોકળાં મૂક્યાં મેં ગીત,
આંખો મીંચી મેં તો સંકટો સામે, માંડી બાલુડા શું મીટ.



પુસ્તક ૩૨મું | એપ્રિલ : ૧૯૩૯ | અંક ૨ જો

# હોડી મારી કાંઠડે જાશે

સાગરમાં એનો સંગમ કીધો ને, વહાણે બાંધી વરમાળ,
શુકનો જોઇને શ્રીફળો નાખ્યાં, શઢના સોહાવ્યા શણગાર.
હીંડી એને છાંયડે કેવી,
હોડી મારી નાનકી એવી !

નાચે કૂદે હોડી વહાણની સંગે ને સાગર હલેરે હલેરાય,
ખોળામાં ખેલે [1]સજીવ ખીલોનું માલમ મીટ મંડાય.
મીટયોની ગોઠડી કેવી,
મીઠા મીઠા સોણલા જેવી !

આભેથી ઘાઢાં તિમિર છવાયાં ને સન્ધ્યાના રંગ ભૂંસાય,
માઝા મૂકી પેલા સાગર પેટાએ કાળના વાયરા વાય.
કડડડ દોરડાં તૂટયાં,
માનવ બાંધ્યા બંધ વછૂટયા !

ડગમગ ડોલે છે હોડલી મારી ને, લોઢની હેલ્યે લોઢાય,
કાળમૂખા મચ્છ પૂછ પછાડે ને હાલક ડોલક થાય.
નોંધારી ને એકલી હોડી,
મધદરિયામાં માલમેં છોડી !

---

[1] બાળક

ઘોર અંધારામાં ધૂમ્ર મિલાવીને સામેથી સ્ટીમરો જાય,
વચ્ચે સમાલેના ખડકો ઊભેલા છે માર્ગ રૂંધી ભીમકાય.
અરેરે નિઃસ્હાય હું કેવી,
પીંજરમાંનાં પંખીડા જેવી !

આંસુ સારી સારી અંજલિ આપું તો ખારાં વધે છે નીર,
નીચે ન્યાળું મીઠી નીંદરા લેતો, કંઠે વીંટાયલો વીર.
આશાનો આકાશ તારો
આપે છે આધાર, નોંધારો !

હલકી હાલ્યાં મારે કંઠે હાલરડાં ને મોકળાં મૂકયાં મેં ગીત,
આંખો મીંચી મેં તો સંકટો સામે, માંડી બાળુડા શું મીટ.
આંધળીયાની લાકડી દીઠી,
મધદરિયામાં વીરડી મીઠી !

થડકંતી છાતીને પરાણે પોઢ્યાની માણો અમુલખ મોજ;
બીડાયેલી મીઠી જૂની સ્મૃતિઓનાં ઊઘડો સ્વપ્ન સરોજ.
જોશીડા ટીપણાં જેવા,
જું જીવો કૂળના દીવા !

કાળના વાયરા વાઈ લેજે, એલા નીર ઊછાળજે લોઢ,
સંકટ હો ત્યાંથી સામટાં આવજો, ખેલવા અણખાયી હોડ.
બેટો મારો માલમી થાશે,
હોડી મારી કાંઠડે જાશે !

શ્રી. દેવકૃષ્ણ પીતાંબર જોશી



# 'મત'નો મતભેદ

લેખિકા : શ્રી. વિદ્યાબહેન ર. નિલકંઠ

'જો તું સોશીઆલીસ્ટ પાર્ટીના મી. તનમનને મત આપવાની હોય તો તો આપણામાંથી એકેને મત આપવા જવાનો કાંઇ અર્થ નથી." અરુણે કહ્યું.

ઉષાએ કહ્યું "કેમ વારૂં ?"

અરુણ બોલ્યો, "તું એક મત સોશીઆલીસ્ટને આપે ને હું એક કોંગ્રેસવાળા શ્રી હરિહરને આપું એટલે બંને પક્ષને મળેલા મત સરખેસરખા થઇ જાય. આપણી તરફનો એકેને વધે કે ઘટે નહીં."

ઉષાએ હસીને કહ્યું "એમ ન કરવું હોય તો તે પણ સહેલાઇથી થઇ શકે."

અરુણે કહ્યું, "કેવી રીતે ?"

ઉષાએ કહ્યું, "તમે પણ સોસીઆલીસ્ટને મત આપો એટલે તેમને બે મત મળે."

અરુણ વિચારમાં પડયો. તે બંનેનાં લગ્ન થયે થોડો જ વખત થયો હતો. રાજકીય મતભેદ તેમને આડે આવવાનો નથી એમ બંનેએ પ્રથમથી માની લીધું હતું, આજ આટલાજ ટુંક સમયમાં વિખવાદ થાય એ તેને ગમ્યું નહીં. તેણે કહ્યું:—

"ઉષા એ તારી હુંશીઆરી ખરી છે પણ આજ વર્ષોથી હું કોંગ્રેસને ટેકો આપતો આવ્યો છું. તારા અભિપ્રાયને હું ઉતારી પાડવા નથી ઇચ્છતો અને માનું છું કે જાહેર કાર્યમાં આવા મત ભેદ હોવા જોઇએ. પણ આ વખતે મારા રાજકીય વિચારને જ તું ટેકો આપે તો શું ?"

ઉષા : બીલકુલ નહીં. વારૂં કોંગ્રેસ તરફથી આગેવાની કોણ લેવાનું છે ?

અરુણ : તે હું જાણતો નથી પણ તેનું શું ?

ઉષા : એજ કે તમારા પક્ષનું કોણ શું કરવાનું છે તે પણ તમે જાણતા નથી. અમારા પક્ષના આગેવાન કોણ થશે તે તેમજ કોંગ્રેસના કોણ થવાના છે તે બધી માહિતી મને તો છે જ. એટલે કે તમને તમારા પક્ષમાં મારા જેટલો રસ નથી તો આ વખત મારો અભિપ્રાય જ માન્ય કરી તમે તે તરફ મત આપો.

અરુણે સમજાવવા પ્રયત્ન કર્યો કે કામકાજ ને ધંધાને લીધે પોતાના પક્ષની બધી હીલચાલ તે જાણતો નહતો પરંતુ 'પક્ષ' એટલે–પાર્ટીની મતલબ એજ છે કે 'પક્ષ' ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખવો અને મદદ કરવી. 'પક્ષ' જે કરે તે બરાબર છે એમ માની તેને વફાદાર રહેવું.

ઉષા અડગ જણાઇ. તેણે સમજાવવા પ્રયત્ન કર્યો કે આ જમાનામાં એમ એક બીજા પર આધાર રાખવો ન જોઇએ. પક્ષના ગુણદોષ જાતે વિચારી સમજી મત બાંધવા જોઇએ.

બંનેનાં મન વ્યગ્ર થઇ ગયાં. રાજકીય વિચારોનો મતભેદ તેમના સુખી જીવનમાં જાણે કાંટા સમાન બન્યો. અરુણે વિચાર્યું કે જે બાબત નજીવી દેખાતી હતી તે ભારે થઇ ગઇ. આમ પોતે જો નમતું આપે તો પોતાનું સ્વમાન ઘવાય. ઘરનો ધણી તો તે પોતે જ હતો એમ તેને લાગ્યું. થોડા વખત પર કલ્પેલા સ્વર્ગજીવન પર કાળા ઓળા પડતા તેને દેખાયા.

ચુંટણીને હજી અઠવાડીઆની વાર હતી. દરમીયાન કાંઇ સમાધાન થઇ શકે તેમ હતું. અરુણને લાગ્યું કે આ એક વખત ઉષા પોતાની જીદ છોડી તેના મતને મળતી થાય તો આગળ જતાં એ તેનો બદલો ઘણી રીતે

વાળે. ઉષાને મત ગમે તેને આપવાનો હક છે અને તે હક લઇ લેવા પોતાની મરજી નથી, કે પોતે પતિ છે અને માલીક છે એમ પણ તે માનતો નહોતો. પોતાના મનથી જે વાજબી હોય તે જ કરવા ઇચ્છતો હતો.

એમ કરતાં પાંચ દિવસ વીત્યા. ઉષાએ પોતાનો વિચાર બદલ્યો હોય તેવું કાંઇ જણાયું નહીં. બંનેના મન વચ્ચે અંતર વધી ગયું. અરૂણના હૃદયમાં ખૂબ જ મંથન થયું. તેને એમ જ લાગ્યું કે પોતાના સુખના સ્વપ્નનો હવે છેડો આવી ગયો છે. આ પરિણામ ન આવે તે માટે પોતે ગમે તે કરવા તૈયાર થયો. ઉષાના મતને મળતા થઇ પોતાની હાર કબુલવાનું પણ તેને મન થયું. પણ તેમ કરતાં કદાચ સુખનું સ્વપ્નું તદ્દન પુરું થાય એમ તેને લાગ્યું.

ચુંટણીને દિવસે અરૂણ એ બાબત એક શબ્દ પણ બોલ્યા વગર ઓફીસમાં ગયો. રસ્તે જતાં ચુંટણીની જમા આવી પણ તે ત્યાં ગયો નહીં. આખો દિવસ તેના દીલમાં પસ્તાવો અને દુઃખ થયાં. સાંજ સુધીમાં ઉષાએ મત આપ્યો છે કે નહીં તે જાણ્યા પછી પોતે મત આપવાનો નિર્ણય કર્યો.

ઘેર આવીને તેણે આ બાબત ખુલાસો કરવાનું શરૂ કર્યું. તેણે કહ્યું.

‘ ઉષા તું મત આપી આવી ? ’

‘ હા બપોરે નોંધાવી આવી. ’

અરૂણના હૃદયને આઘાત થયો. બધી આશાનો અંત આવ્યો. ઉષા મત આપવા ગઇ જ ના હોત તો કદાચ સુમેળનો માર્ગ ખુલ્લો રહેત. તે પોતે પણ મત ન નોંધાવે અને મનનો મેળ પાછો સધાય. પણ ઉષાને જાણે કાંઇ દરકાર જ નથી એમ તેને લાગ્યું.

તે ખિન્ન વદને ઉઠયો અને ચુંટણીને સ્થળે જઇને પાછો આવ્યો. જમતી વખતે એક બીજા તરફ ઉપર ઉપરથી દેખાતા વિવેકથી વર્ત્યાં. ચુંટણીની બાબત પર બંને કાંઇ બોલ્યા જ નહીં. મોડેથી ' રેડીઓ 'માં ચુંટણીનું પરિણામ જાહેર થતું સંભળાયું. બંને એક બીજા તરફ લક્ષ આપ્યા સિવાય પોત પોતાના વાંચવામાં બેઠાં.

‘ રેડીઓ ’ એ સમાચાર આપ્યા કે કોંગ્રેસ પક્ષના ઉમેદવાર ફતેહમંદ થયા છે.

ઉષા એકદમ બોલી ઉઠી, "આખરે તમારું કહેવું જ બરાબર નીકળ્યું. મારે પહેલેથી એ જાણવું જોઇતું હતું. હશે ફીકર નહીં કેમકે તમારી સલાહ પ્રમાણે જ મેં કોંગ્રેસ ઉમેદવારને મત આપ્યો. ”

અરૂણ ઝબક્યો. એકદમ ઉઠીને તેણે પૂછ્યું, “ તેં કોંગ્રેસને મત આપ્યો ? આપણે ખરેખર મૂર્ખાની જોડી છીએ ! મેં તારે ખાતર સોશીઅલીસ્ટને મત આપ્યો.

તેઓ એક બીજાની સામાં ચકિત થઇને જોઇ રહ્યાં.

આખા અઠવાડીઆ દરમીઆન થએલું દીલનું દર્દ તેમને હૈયે ચઢી આવ્યું. બંનેએ એ દુઃખ એક બીજાથી છુપાવવા પ્રયત્ન કરેલો અને પરિણામે મત આપવા પ્રેરાએલાં એ તેમને સ્પષ્ટ થઇ ગયું.

ઉષા બોલી, “ મતનો તો સરવાળો બાદબાકી થઇ ગયાં. ”

અરૂણે ઉત્તર આપ્યો “ આપણા કલહનો પણ તે જ હીસાબ થયો. ” *

---

* સૂચિત.

# બ્રહ્મદેશ

લેખિકા:
શ્રી. બ્હેન " શ "

બ્રહ્મદેશ એ પેગોડાનો* દેશ. બ્રહ્મદેશનું અનુપમ અજોડ ગૌરવ, એ રંગુનનો સુવર્ણ ઓપ ચઢાવેલો " શ્વે-ડે-ગોન " પેગોડા. એનો ઘૂમટ બાલરવિનાં સોનેરી કિરણોમાં ઝળકારા મારતો કેટલેય દૂરથી સ્ટીમરના મુસાફરોને દેખાય ને ભક્તિ સાથે માનની લાગણી આપોઆપ જ પ્રગટે.

આ તો એનું બાહ્ય સ્વરૂપ. પણ અંદર પણ એટલી જ નવીનતા, સુંદરતા અને કલા આપણને દૃષ્ટિગોચર થાય, ને ત્યારે સ્વાભાવિક જ ઉદ્ગારો નીકળી જાય, " ખરેખર, કલાદેવી બ્રહ્મદેશને જ વરી છે. "

અંદર દર્શન કરવા જનારની નજરે સાદાં છતાં સુઘડ પોશાકમાં કલામય ઢબથી સજ્જ થયેલી બ્રહ્મી કુમારિકાઓ અને મહિલાઓ ફૂલોની દુકાન અને મીણબત્તીની દુકાનો લઇ બેઠેલી નજરે ચઢે અને દર્શને જનારને વિવેકભર્યા આજીજીભર્યા શબ્દોથી ફુલ, મીણબત્તી લેવા કહી રહી હોય.

એ કુમારિકાઓ, મહિલાઓની અવગણના કરવાનું ઠીક આપણું માને જ નહિ; ફુલ નહિ તો ફુલની પાંખડી લેવી જ પડે. અંદર જતાં બુદ્ધની પ્રતિમા સમક્ષ ફુલોના કલામય રીતે ગોઠવેલા પુંજમાં આપણા લાવેલાં ફુલોનો ઉમેરો કરી પછી ત્યાં જ પાસે નિયત કરેલા ભિન્ન ભિન્ન ખાનાઓમાં પ્રગટી રહેલી મીણબત્તીની હારમાળામાં આપણે સાથે લાવેલી મીણબત્તી પ્રકટાવી ઉમેરો કરવાનો. દર્શન કરી પાછાં ફરતાં ત્યાં ખૂબ જ મોટો ઘંટ છે તે વગાડવો હોય તોજ વગાડવાનો; કેમ કે એ બાબત બ્રહ્મી લોકોની એવી માન્યતા છે કે બ્રહ્મદેશની પ્રજા સિવાયની બહારની કોઇ પણ પ્રજામાંથી કોઇ એ ઘંટ જેટલી વખત વગાડે તેને તેટલી વાર બ્રહ્મદેશ આવવાનું અચૂક થાય જ; જેને આ અમરાપુરી સમાન દેશનો ગોઢ હોય તે તો ઘંટ વગાડયે જ રાખે. જેને તેમ ન હોતાં તેથી ઉલટી જ લાગણી હોય તે ઘંટ ભૂલમાં પણ વગાડાઇ ન જાય તેની કાળજી રાખે ને રખાવે.

બ્રહ્મદેશની બીજી વિશિષ્ટતા તે એની મહિલા. સ્નેહાળ, ઘરરખુ, કલારસિક, હાસ્યના ફુવારા ઉડાડતી બ્રહ્મી મહિલાઓ જોતાં જ આપણને થાય કે ભિન્ન ભિન્ન જાતના-એક એકથી ઉલટા સર્વ ગુણોનું સમીકરણ એનામાં છે, જેટલી એ કરકસરવાળી, ઘરરખુ, વિનયી, પ્રેમાળ-તેટલી જ એ વ્યાપાર કુશળ, દીર્ઘ દૃષ્ટિવાળી અને ચતુર છે. એ મહિલાઓની વ્યાપારી દૃષ્ટિ એના પોતાના દેશના પુરુષ વર્ગને પાછળ પાડી દે છે. અહિં સ્ત્રીરાજ્ય જેવું લાગે છે, તેનું કદાચ એ પણ એક કારણ હોય. ફુલોની દુકાને જુઓ તો બ્રહ્મી મહિલા, ફળોની દુકાનેય એ, શાકભાજી, કાપડ, ઝવેરાતની દુકાન. જ્યાં જુઓ ત્યાં એ જ, પુરુષનો કોઇકજ નજરે પડે.

સ્વભાવે એ સ્વતંત્ર એનું કારણ કદાચ અહિંની સમાન હકની પ્રથા હશે. અહિં બાળક બાલિકાના જન્મમાં ભેદભાવ નથી ગણવામાં આવતો. જેટલું પુત્રનું આગમન આવકારદાયક લેખાય છે, એટલું જ પુત્રીનું પણ લેખાય છે. વારસાના હકમાં પણ સમાનતા છે, પિતાની મિલ્કતનાં માલિક પુત્ર પુત્રી બંને સરખા અંશે ગણાય છે. સ્વભાવની એવી સ્વતંત્રતાને લઇને ઘણી ખરી અહિંની સ્ત્રીઓ લગ્નને બંધનરૂપ ગણી એમાં જોડા-

* બૌદ્ધ મંદિર

વાની ચોકખી ના જ પાડે. કહે, " એ બંધન અમને ન ગમે. કોઇ પણ જાતની સ્વતંત્રતા નહિ. આટલે તેટલે જવું હોય તો પણ પતિને પૂછવું પડે કે જઇએ ? ના કહે તો ન જવાય. એવું અમને ન ફાવે. અમે તો અમારા મનના રાજા. અમને ફાવે ત્યાં જઇએ ને ફરીએ. " ને છે પણ એમજ. શાકભાજી-ઘરનો સામાન સીધું. બીજી ઝીણી ઝીણી ઘરની જરૂરીયાતોની ચીજો બધું એ પોતે જાતે જ જોઇ કરીને લઇ આવે ને તેમાં કદીયે ન છેતરાય. પાંચ છ જણનું કુટુંબ હોય-વૃદ્ધ માતા પિતા, એકાદ ભાઇ, બે ત્રણ બ્હેનો, તો એ દરેક જણને કામની વહેંચણી હોય. જમીનદાર કુટુંબ હોય તો ભાઇ ખેતીની બાબતમાં લક્ષ રાખે ને બ્હેનો વૃદ્ધ માતા પિતાની સેવા ઉપરાંત, કોઇ રસોડું સંભાળવાનું ને કોઇ ગૃહની સ્વચ્છતા અને બગીચો સંભાળવાનું કામ ઉપાડી લે. ફુલઝાડના ખૂબ શોખીન એટલે દરેક બ્રહ્મીને ત્યાં નાનો સરખો બગીચો તો ખરો જ. ફુલઝાડને ઉગાડવાની બ્રહ્મી મહિલાની કુશળતાને કોઇક જ પહોંચી શકે એટલું એ વિષયનું એને સંપૂર્ણ જ્ઞાન હોય છે.

વળી ઘરવૈદાંમાં પણ એ એવી જ કુશળ. બને ત્યાં લગી તો ડૉકટરને ઘરઆંગણે પગજ ન મૂકવા દે. એની ઘરમાં બનાવેલી ચૂર્ણની ગોળી "વસા" વિગેરેથી ફાયદો ન થયો હોય એવું ભાગ્યે જ બને. વળી પોતાના જ ગૃહમાં આ વૈદું અજમાવીને રહે એમ નહિ. આજુબાજુ ગમે ત્યાં એની જરૂર છે એમ લાગે તો ત્યાં એ સર્વ લઇને પહોંચી જાય અથવા પોતાને ત્યાં કોઇ એ માટે આવે તો એની ચિકિત્સા એ ધ્યાનપૂર્વક-કાળજીપૂર્વક કરે. ન એમાં એ બદલાની આશા રાખે કે ન સ્વધર્મી પરધર્મીનો ભેદ જોય. એ એટલી સેવાભાવી-નિખાલસ ને હેતાળ...

શોખીન પણ ખરી. ફુલોનો તો એને બહુજ શોખ. પોતાના સુંદર, સુંવાળા, કાળા ભમ્મર જેવા અને છેક પગની પાની સુધી પહોંચતા કેશકલાપને જ્યારે એ વિવિધ ફુલોથી શણગારે ત્યારે એની ખરેખરી કલાનું દર્શન થાય. એ મહિલાઓનો ટુંકામાં ટુંકો કહી શકાય એવો કેશકલાપ પણ ઘુંટણ સુધી તો પહોંચતો હોય જ.

હિંદુ બ્રાહ્મણ જ્ઞાતિના રીતરીવાજને મળતા એ લોકોના પણ કેટલાક શુભ પ્રસંગના રીત રીવાજો હોય છે.

બ્રાહ્મણના ઉપવીત સંસ્કાર અને બ્રહ્મીઓના તે સંસ્કારમાં ઘણું મળતાપણું છે. બ્રહ્મી બાળકને ૮ થી ૧૫ વર્ષ સુધીમાં આ સંસ્કાર આપવામાં આવે છે. તે પ્રસંગે "ફુંગીઓને *" ભેટ આપવા માટેની વસ્તુઓ મહિનાઓ પહેલાં તૈયાર કરવામાં આવે છે. મખમલ પર સુંદર ભરત, બ્રહ્મી સ્ત્રીઓ સ્વહસ્તે ભરે છે ને પછી તે કપડામાં રૂ ભરી ૧૨ સુંદર તકીયા બનાવે છે. કપડું-રૂ સર્વ ઉચ્ચમાં ઉચ્ચ કોટિનું વાપરવામાં આવે છે. તકીયાની બન્ને બાજુ ભરત આવે એમ બનાવવામાં આવે છે. રૂ ભરવાનું-તકીયા સીવવાનું સર્વ કામ સ્વહસ્તેજ થાય છે. ભેટ આપવાની બીજી વસ્તુઓમાં કમંડળ, લાખનું બનેલું ભિક્ષાપાત્ર, સુંદર ચટાઇઓ વિગેરે ભિક્ષુઓને ઉપયોગી સામાન હોય છે.

નિયત કરેલે દિવસે જાહેર જગ્યાએ મંડપ બાંધવામાં આવે છે, ને ત્યાં બ્રહ્મી બાળક જેને સંસ્કાર આપવાનો હોય, તે વચ્ચે બેસે છે. આજુબાજુ નાના નાના બૌદ્ધ મઠના બે બાળકો બેસે છે. બ્રહ્મી બાળકનો એ વખતનો પોષાક ખાસ તૈયાર કરેલો હોય છે. શ્વેત રંગનો ઝભ્ભો, ગળામાં હાર અને હાથમાં શ્વેત રૂપેરી દંડ રાખે

---

* બૌદ્ધ ભિક્ષુઓ.

છે. આજુબાજુ પૂંગીઓને ભેટ આપવાની વસ્તુઓ કલામય રીતે ગોઠવેલી હોય છે. બ્રહ્મી નૃત્ય, ગાન થાય પછી નિમંત્રેલાં સગાંસ્નેહીને ફ્રુટ, મેવો વિગેરે અને બીજી એવી આ પ્રસંગની ખુશાલીની ભેટ તરીકે વસ્તુઓ આપવામાં આવે છે. ભેટની વસ્તુઓમાં, કયાં તો લાખની બનાવટની સુંદર રકાબી, પેટી, ખાદ્ય પદાર્થો મૂકવાનો ડબ્બો કે એવું હોય. બધું જ લાખની બનાવટનું હોય.

આ વિધિ પૂરી થયા પછી બીજે દિવસે એ બ્રહ્મીબાળક "ચાંઉં"*માં જાય, ત્યારે યોગી જેવાં ભગવાં વસ્ત્ર પહેરે અને દસ કે પંદર દિવસ ત્યાં રહી આવે. આ દિવસો એણે ત્યાં કઠિન તપશ્ચર્યામાં ગાળવાના, જમીન પર સુવાનું અને ભિક્ષાન્ન ખાવાનું. બધા દિવસોમાં એક દિવસ સ્વગૃહે પણ ભિક્ષાન્ન માટે આવે અને તે દિવસે પાસે રહેતાં સગાં અથવા સ્નેહીવર્ગ જેને કાંઈ ભિક્ષાન્ન એને આપવું હોય તે આપે, ને તે પોતાના ભિક્ષાપાત્રમાં લઇ પાછો તે "ચાંઉં"માં ચાલ્યો જાય.

એ લોકોની લગ્નપ્રથામાં આપણને કાંઇક વિચિત્રતા લાગે. એક વાર અમારા પરિચયના એક બ્રહ્મીબંધુને અમુક જણે પ્રશ્ન કર્યો કે "આપના લગ્ન થયાં છે?" વિસ્મય પમાડતો જવાબ મળ્યો, "લગ્ન થઇ ગયાં છે, પણ હજુ હું સાસરે ગયો નથી!" મતલબ અહિં લગ્ન થયા પછી સ્ત્રીઓને શ્વસુર પક્ષમાં જઇને રહેવાનું હોતું નથી પણ પુરૂષ પોતાના શ્વસુર પક્ષમાં જઇને રહે છે.

બ્રહ્મી સ્ત્રી અને પુરૂષ બન્ને ચીરૂટ જેને "ચૂટ્ટો" કહેવામાં આવે છે, તેના ઘણા શોખીન. મળવા આવનારને લાખની બનાવટની પેટીમાં મૂકેલી વેંત જેટલી લાંબી ચીરૂટ અને "કો" એટલે પાનની "ઑફર" થાય. એ ચીરૂટ બજારની નહિ પણ પાન વેર લાવી અંદરનો જોઇતો મસાલો મંગાવી વેર સુકવી તૈયાર કરી નવરાશની વેળાએ, બ્રહ્મીસ્ત્રીઓએ બનાવી રાખેલી ચીરૂટો.

આપણી શરદપૂર્ણિમાને દિવસે એ લોકોની "દિવાળી" જેને "દંડીજુ" કહેવામાં આવે છે તે આવે છે. તે દિવસે ગૃહે ગૃહે ને બૌદ્ધ મંદિરે મંદિરે દીપમાળા પ્રગટે છે.

આપણા હોલિકા ઉત્સવ પછી થોડા જ દિવસમાં એ લોકોનો એવો જ મળતો એક ઉત્સવ આવે છે જે "તગુલ્લા" કહેવાય છે. ત્રણથી પાંચ દિવસ એ ઉત્સવ ચાલે છે, ત્યારે જ બ્રહ્મી સ્ત્રી પુરૂષોનાં ખરા જીવનનું ભાન થાય છે. એ પાંચ દિવસમાં એ લોકો સાચું જીવન જીવી લે છે. બ્રહ્મી કુમારિકાઓ અને મહિલાઓ માર્ગમાં થોડે થોડે અંતરે પાણીના પીપો પાસે રાખીને હાથમાં પીચકારીઓ લઇ ઉભી રહી હોય અને બ્રહ્મી બાળકો, કુમારો, પુરૂષો જે એ દિવસોને માટે જ ખાસ પોષાક ધારણ કરીને "બસો"માં "પાણી ખાવા" નીકળી પડ્યા હોય તેને પાણીનાં ફુવારા ઉડાડી છાંટી નાખે. કોઇ પાણી કોકરવણું, તો કોઇ બરફ નાખીને ઠંડું બનાવેલું, તો કોઇ "સેન્ટ"થી મઘમઘતું હોય એવા પાણીથી છંટાતા છંટાતા ને "પીરે લો! અપીયે પો!!"×નો બૂમ પાડતાં પાડતાં ને કલ્લોલ કરતાં હસતાં રમતાં એ બ્રહ્મી સંતાનોને જોઇ આપણને પણ ઘડીભર એની દુનિયામાં રમવાનું મન થઇ જાય.

ખરેખર બ્રહ્મદેશ જાણે જાદુ ભર્યો દેશ છે!

---

*બૌદ્ધમઠ.

× "પાણી છાંટો! છાંટો! અમે હસીએ છીએ."

# વેલી

વનશ્રી તે વનના કુળમાં
  મદમાતી એ ઉર્વશી મૃદુલી
    અટુલી વેલી હૂલે ઝુલે.

સુંદર કુલપાનના પરકુળમાં
  વીંટે નાજુક એ અંગ અલબેલી.
    અટુલી વેલી હૂલે ઝુલે.

અંતરની દીપમાળ પૂરતી
  સ્નેહઘેલા પુરૂરવાની આશ,
    અટુલી વેલી હૂલે ઝુલે.

આકર્ષી પંથીને નિમંત્રતી
  તેજમાંથી ઉદ્ભવતી સુવાસ,
    અટુલી વેલી હૂલે ઝુલે.

ડોલાવી દેહ કળા સુંદરી
  છટા મોહક પ્રસારતી નવેલી,
    અટુલી વેલી હૂલે ઝુલે.

સુંદરતમ કાંખળીની અંગુલી-
  વતી નોતરે પ્રેમીને છકેલી,
    અટુલી વેલી હૂલે ઝુલે.

આવે કો સ્નેહભર્યો માનવી
  સ્વાદી સૌરભ તે તૃષ્ણા ભરપૂર,
    અટુલી વેલી હૂલે ઝુલે.

આમંત્રે જોશભરી વેલડી
  આશ હૈયે પુરથી ઠરે ઊર
    અટુલી વેલી હૂલે ઝુલે.

પંથીને ફૂલપ્યાસ અંતરે
  ભુલે વેલના હૃદયે ઉઠી યાર્ત
    અટુલી વેલી હૂલે ઝુલે.

ચુંટીને ફૂલ મનભાવતાં
  જતાં સૂણતો ન વેલડીની વાત
    અટુલી વેલી હૂલે ઝુલે.

આભૂષણ વ્હોણી વૃક્ષકુળમાં
  બને વિધવા સમાન તિરસ્કૃત.
    અટુલી વેલી હૂલે ઝુલે.

કોઇ નિગાહમાં ન રાખતું
  થતું ખંડિત પુરતું તેનું વૃત
    અટુલી વેલી હૂલે ઝુલે.

થાકીને શોધતી તે અન્યને
  બને ઉર્વશી તેની તે છબીલી
    અટુલી વેલી હૂલે ઝુલે.

જાણી પુરૂ, ન ગ્રહે અન્યને
  તેના ફુલડાંમાં આસ્તિ છે નશીલી.
    અટુલી વેલી હૂલે ઝુલે.

ધુંદાયેલું તે હૃદય ધારતી
  છોડી ઉત્ક્રાંતિ ક્રાંતિની ભક્ત
    અટુલી વેલી હૂલે ઝુલે.

આજે વનવૃક્ષમાં જગાડતી
  મહા બળવાની હાકલના સુક્ત.
    અટુલી વેલી હૂલે ઝુલે.

શ્રી. મરાદ

# નોંધ



## ઓમ મંડળી :

કરાંચીની ઓમ મંડળી માટે દૈનિક પત્રોમાં કેટલોક વખત થયાં આવે છે. એ મંડળીનું નામ પહેલવહેલું સાંભળ્યું ત્યારથી જ કંઈ શંકાભર્યું લાગતું હતું. ધર્મને નામે ચાલતાં અનેક ધતીંગોમાંનું આ એક હશે એમ પહેલેથી જ લાગતું હતું. એ મંડળના અધિષ્ઠાતા દાદા લેખરાજ પોતાને અવતારી માને છે એમ છાપામાં આવ્યું હતું. વળી મંડળની એક સ્ત્રી પોતાને ' ઓમ રાધે ' કહેવડાવે છે; મંડળમાં સ્ત્રીઓ અને ખાસ કરીને યુવાન સ્ત્રીઓ સભ્ય બને છે; વગેરે વગેરે બાબતો શંકાભરી લાગતી હતી જ. અને હવે તે ખરી પડે છે, એમ છેલ્લા એકાદ અઠવાડીયાના વર્તમાન ઉપરથી લાગે છે. માત્ર શંક ઉપરથી જ કોઈ મંડળ વિષે ટીકા કરવાનું યોગ્ય નહોતું લાગતું તેથી જ આ બાબત અમે ચુપકીદી સેવી હતી, પરન્તુ હવે કહ્યા વગર નથી ચાલતું કે આવા ઢોંગી ધુતારાઓથી આપણે હવે ક્યાં સુધી છેતરાયા કરીશું ? આજના અમારા અંકમાં ' શ્રી જગત 'ના વર્તમાનમાં વલસાડની એક ચૌદ વર્ષની કન્યા ઉપાસની બાવાને અર્પણ થયાની ખબર છાપી છે. જો તે ખરી હોય તો એ કન્યાનાં સગાંવહાલાં કે સંબંધીઓમાંથી કોઈ પણ એવું હિંમતવાન નહિં નીકળે કે ગમે તેમ કરીને એ કન્યાને બચાવે !

લગભગ પાંચેક વર્ષ ઉપર સાકોરીના આ ઉપાસની બાવાના આશ્રમની મુલાકાત અમે લીધી હતી. ચાંદીના સળીયાવાળા પાંજરામાં બાવો લડધા જેવો બેઠો હતો. આજુ-બાજુ દસ પંદર કિશોરવયની કન્યાઓ જ જોવામાં આવતી હતી. લોકો પોતાના પુત્રો નહિં અર્પણ કરતા હોય ! પુત્રીઓને જ કરતા હશે ! કે પછી બાવાઓને પુત્રીઓ જ સ્વીકાર્ય હશે !

જે જમાનામાં દેવદાસીની પ્રથા દૂર કરવા કાયદા ઘડાય છે તે જમાનામાં આપણા જાગૃત અને પ્રગતિમાન ગુજરાત પ્રાંતની એક કન્યા જાણે કે માબાપની નિર્જીવ જંગમ મિલકત હોય તેમ ભેટ ધરાય તે માની શકાતું નથી, એ કન્યામાં શું જીવ નથી ? એને વ્યક્તિત્વ નથી ? જડ વસ્તુની માફક આ સગીર કન્યા બિચારી અર્પણ થાય એ અસહ્ય છે.

પ્રે. મ.

*

## પ્રૌઢ શિક્ષણ :

મુંબઈની પ્રૌઢ શિક્ષણ સમિતિ તરફથી આ બે મહીનામાં નિરક્ષરતા કમી કરવા માટેની જે યોજના થઈ છે તે આવકારદાયક છે. તેને અંગે બે મહીનાની રજા દરમ્યાન પચીસો પ્રૌઢ શિક્ષણ વર્ગો કહાડવાના છે. શિક્ષકો, વિદ્યાર્થીઓ અને એ સિવાયનાં પણ જે સેવાભાવી સ્ત્રીપુરુષોની ઇચ્છા હોય તેમણે પોતાનાં નામ શિક્ષક તરીકે નોંધાવવાનાં છે. પ્રૌઢ વયનાં નિરક્ષર સ્ત્રીપુરુષોને વાંચતાં લખતાં એક મહીનામાં કરવાનાં છે. જેઓએ કદી શિક્ષકનું કામ કર્યું નથી અને જેમને સેવા કરવાની ઇચ્છા છતાં શિખવવાનું કામ અઘરું લાગે તેમને ખાતર શિક્ષકોનો પણ એક વર્ગ શરૂઆતમાં કહાડવાનો છે. મોટી વયનાં સ્ત્રીપુરુષોને શિખવવું અને બાળકોને શિખવવું તેમાં ઘણો ફેર છે. એટલે કયે રસ્તે કામ લેવું વગેરે સૂચનાઓ આ શિક્ષકવર્ગમાં અપાશે. અને પછી એ શિક્ષકો બે મહીનામાં પોતપોતાનાં નિર્મિત વર્ગોમાં કામ કરશે. બે મહીનાની લાંબી રજાઓ પાનાં, સોગઠાંબાજી વગેરે નિરર્થક રમતોમાં ગાળનારા કૉલેજના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓએ આ કામ ઉપાડી લેવાનું છે; એમાં અનુભવ, આનન્દ અને સેવા એ ત્રણેનો લાભ છે.

ગયે વરસે પુનામાં કેટલાંક સેવાભાવી સ્ત્રીપુરુષોએ આવી યોજનાનો પ્રયોગ બે મહીનામાં સફળતાથી પાર ઉતાર્યો હતો.

પ્રે. મ.

*

## દિલ્હીનું નવીન મંદિર :

તા. ૧૮ મી માર્ચના અરસામાં દિલ્હીમાં એક નૂતન મંદિરની ઉદ્ઘાટન ક્રિયા મહાત્મા ગાંધીને હાથે થઇ. આ મંદિર શ્રી. બીરલા શેઠે લગભગ ચાર લાખ રૂપિયાને ખરચે બંધાવ્યું છે અને મંદિરમાં દરેકે દરેક કોમનાં સ્ત્રીપુરુષોને દર્શને આવવાની છૂટ છે. એ પ્રમાણે છાપાંમાં વિગતો આવી હતી.

અમે એને બીલકુલ વધાવી લેતાં નથી. હિંદુસ્તાનમાં મંદિરોની ખોટ નથી. ચાર ડગલાં ચાલવાં કે એકાદ દહેરું આવ્યું જ છે. સુન્દર સુશોભિત બાંધણીવાળાં તથા સુન્દર કોતરકામ વાળાં, કાળા, લાલ વગેરે જુદા જુદા રંગના પથરોનાં, આરસનાં, કાચનાં, રત્નોથી જડિત, સાદાં, માટીનાં, દ્રાવિડી ઘાટનાં અને ઉત્તર હિન્દના સ્થાપત્યનાં, એકાન્ત રમણીય જગાએ અને ગીચ વસ્તીની મધ્યમાં, નાનાં, મોટાં, ભવ્ય, દરિદ્રી એમ દરેક જાતનાં ને ભાતનાં મંદિરો હોય છે. ત્યાં આ એક નવા મંદિરનો વધારો જરૂરી હતો ? આટલા લાખ રૂપીયા એની પછવાડે નાંખી દેવાની આ જમાનામાં જરૂર હતી ? દાનધર્મની દિશા બદલો, બદલો, કહેતાં કહેતાં આપણે થાકતાં નથી છતાં આવું ભવ્ય મંદિર કર્યું પુણ્ય મેળવવા બંધાયું છે.? એટલા બધા રૂપીયા બીજા કોઇ સાર્વજનિક કાર્યમાં વપરાયા હોત તો શ્રી. બિરલા શેઠને

અમે ધન્યવાદ આપત. દરેકે દરેક કોમ–હરિજન સુધાં–આ મંદિરમાં દર્શન કરી શકશે એમ કહેવામાં આવ્યું છે. અને તે તો ઠીક જ કર્યું છે. નહિતર તો આ મંદિરનો કશો હેતુ જ રહેતો નથી. પરન્તુ દિલ્હીમાં બીજાં આટલાં બધાં મંદિરો છે તેમાં હરિજન પ્રવેશની છુટ અપાવવાનો પ્રયાસ કર્યો હોત તોયે એ હેતુ તો સરત.

વળી, આ મંદિર ન બંધાયું હોત તોયે હરિજનો કયાં માગણી કરવાના હતા કે "અમારાથી દર્શને જવાય એવું એક મંદિર બાંધો જ બાંધો." તેઓ તો બિચારા હડધુત થવાને ટેવાયલા છે. એના કરતાં તો આટલા પૈસા હરિજનોને અક્ષરજ્ઞાન આપવામાં કે તેઓનાં મકાન સુધારવામાં ખર્ચ્યા હોત તો તેઓ વધારે ખુશી થાત અને વધારે ફાયદો મેળવત. આ તો ગરીબોનું શોષણ કરીને મેળવેલો પૈસો જુની પુરાણી મોક્ષ મેળવવાની રીતે વાપરવો; અને ઉપરથી હરિજનોનું અને મહાત્મા ગાંધીનું નામ જોડવું એટલે જાહેરાત વધારે થાય અને અજ્ઞાન લોકોમાં વધારે ધાંહવાહ બોલાય !! લોકોની આંખમાં ધૂળ નાંખવાનો આ પ્રયત્ન છે.

વળી, હિન્દુ મંદિરોમાં દર્શને આવવાને હરિજનો બહુ આતુર છે એ વાત માનવાને પણ અમે તૈયાર નથી. ૧૯૩૪ કે ૩૫ માં નાશિક શહેરમાં હરિજન સેવક સંઘની વાર્ષિક સભા હતી. નાશિકના કાળારામ મંદિરમાં હરિજન સત્યાગ્રહને માટે જાણીતા થયેલા એક હરિજન ભાઈ એ સભામાં હાજર હતા. અને તેમણે કહ્યું હતું કે, "રામમંદિરનો રથ ખેંચવાની અમને સવર્ણોએ મનાઈ કરી માટે અમે રથ ખેંચવાને આતુર છીએ. મંદિર પ્રવેશની અમને મનાઈ છે માટે અમે અસુસ મંદિર પ્રવેશ માટે આતુર છીએ. બાકી તમારા હિન્દુ ધર્મે અમને તિરસ્કાર્યા સિવાય બીજું શું કર્યું છે કે અમે તમારાં મંદિરોમાં જઈએ! તમારા તેત્રીસકોટિ દેવોમાં અમને શ્રદ્ધા નથી. એ દેવોએ બેઠાં બેઠાં અમારાં અપમાનો જોયાં કર્યાં છે. એમણે અમને શી સહાય કરી છે કે અમને એમાં શ્રદ્ધા રહે!! તમારાં પુરાણો ને શાસ્ત્રો વાંચવા માટે અમને તલભાર પણ ઉત્સુકતા નથી. એ પુસ્તકોએ અમારું શું નસીબ ઉઘાડયું છે? ઉલટા અમને નીચ, હલકા, અસ્પૃશ્ય વગેરે કહી કહીને દબાયેલા ને કચડાયેલા રાખ્યા છે. એકવાર અમને મંદિર પ્રવેશનો હક મળવા દો. પછી તમારાં એ મંદિરો ને દેવો ને શાસ્ત્રો એ બધું અમે ફગાવી દઈશું. આ તો તમે અમને દાખલ થવાની ના કહો છો માટે અમે હઠ કરીએ છીએ કે અમે દાખલ થઈશું જ. બાકી તમારા દેવો માટે અમને લેશ પણ માન નથી. એમણે અમારું કંઈ કર્યું નથી."

પ્રે. મ.

*

## ત્રિપુરી મહાસભા :

મહાસભાનું ત્રિપુરી ખાતેનું અધિવેશન પૂરું થઈ ગયું છે, ખાસ સંજોગોમાં ભરાનાર આ અધિવેશને પુષ્કળ રસ ઉત્પન્ન કર્યો હતો. રાષ્ટ્રપતિ સુભાષબાબુએ રાષ્ટ્રપતિ પદ માટે ચુંટણીમાં ઉભા રહેવાનું જાહેર કર્યું ત્યારથી તે ત્રિપુરીમાં મહાસભાનું અધિવેશન ભરાયું ત્યાર સુધીમાં અનેક બનાવો એવા બની ગયા હતા કે જેથી દેશનું વાતાવરણ ઉગ્ર બની ગયું હતું. જુની કાર્યવાહક સમિતિ અને શ્રી. ગાંધીજી શ્રી. બોઝની ફરીથી ચુંટણી થાય એની વિરૂદ્ધ હતા, એવું જાહેર જનતાના જાણમાં હોવા છતાં શ્રી. બોઝ ચુંટાઈ આવ્યા. જુના આગેવાનોને મન એ પરિણામ આશ્ચર્યજનક હતું. એમને પોતાનું સ્થાન ચલિત થતું લાગ્યું. તરત જ શ્રી. ગાંધીજીએ ચોંકાવનારૂં નિવેદન બહાર પાડયું, અને શ્રી. બોઝના



ત્રિપુરી મહાસભામાં શ્રીમતી વીજયાલક્ષ્મી પંડિત તથા કુમારી ઇન્દીરા ન્હેરૂની વિઠ્ઠલનગરમાં લેવાયલી તસ્વીર

રાજીનામાંને લીધે પ્રતિનિધિઓના માનસ પર પડેલા ભય વધારે સ્પષ્ટ થયો. એટલે ત્રિપુરી ગએલા પ્રતિનિધિઓના મન પર આમ ભારે બોજો હતો. એમાં શ્રી. ગાંધીજીના આમરણાંત અનશન વ્રતથી ઉમેરો થયો. એવી પરિસ્થિતિમાં શ્રી. પંડીતનો ઠરાવ પસાર ન થયો હોત તો આશ્ચર્યજનક બનાવ લેખાત, રાજીનામાં અપાયાં ત્યારે તો એમ જ કહેવાતું હતું કે શ્રી. સુભાષબાબુને અને ઉદ્દામોને કોંગ્રેસની નીતિ ઘડવાની તક આપવા માટે જ આ પગલું લેવાયું હતું. પણ ત્રિપુરી ખાતે બનેલા બનાવોના પ્રકાશમાં હવે એ બનાવો જુદા જ સ્વરૂપે દેખાય છે.

ત્રિપુરીની સિદ્ધિ એ જ છે કે એણે દેશમાં ભંગાણ પડવાનો જે ભય હતો તે દૂર કર્યો છે. જો ઉદ્દામવાદીઓ જીત્યા હોત તો દેશમાં ભંગાણ પડત, દેશને જ્યારે ઐક્યની ખૂબ જરૂર છે તેવે પ્રસંગે ભંગાણ પડયું હોત તો ઘણું જ કમનસીબ અને શોચનીય

વિજયને પોતાના પરાજય તરીકે ઓળખાવી એ પ્રશ્નને અંગત સ્વરૂપ આપ્યું; જો મહાસભા ઉદ્દામવાદને સ્વીકારે તો જુના આગેવાનો –મવાલો ખસી પણ જાય, દેશમાં ભંગાણ પણ પડે એવી આગાહી પણ એમાં સમાઇ હતી. થોડા વખત બાદ કાર્યવાહક સમિતિના તેર સભ્યોએ રાજીનામાં આપ્યાં. આખો દેશ ગાંધીજીના નિવેદનથી ચોંકી તો ઉઠયો જ હતો, દેશમાં ભંગાણ પડે, દેશના અનુભવી આગેવાનો ખસી જાય એ ચોંકાવનારી બીના હતી.

લેખાત. ત્રિપુરીએ એ ભંગાણના ભયને હાલ તુર્ત માટે દૂર કર્યો છે, એણે અત્યાર સુધી ચાલુ રહેલી નીતિ અને શ્રી. ગાંધીજીની સરસુખત્યારી સ્વીકાર્યાં છે. પક્ષો તો દરેક દેશમાં હોય જ; અને દરેક પક્ષ પોતાની સત્તા જમાવવા કે ટકાવી રાખવા પ્રયાસ કરે જ. હવે તો મહાસભાનું અધિવેશન ફરી ભરાય ત્યાં સુધી ત્રિપુરીએ આપેલા ફરમાનને ઉઠાવી લેવાની અને પોતાના પક્ષને દૃઢ કરવાની દરેક સાચા મહાસભાવાદીની ફરજ છે. વિ. દે.

## આંતરરાષ્ટ્રીય પરિસ્થીતિ :

આંતરરાષ્ટ્રીય જગતમાં ઝડપથી બનતા બનાવોની ક્રિયા પૂરવાર કરે છે કે શ્રી. સુભાષ બાબુએ જે પરિસ્થીતિની આગાહી કરી હતી તે બીન પાયાદાર નહોતી જ. વર્ષો થયાં સમાજવાદ એ જ કહેતો આવે છે કે ચાલુ અર્થરચના–મુડીવાદી અર્થરચના નીચે યુદ્ધ એક અનિવાર્ય ઘટના છે. શાંતિની મોટી મોટી વાતો કરવા છતાં યુદ્ધ નિવારી શકાય એમ નથી. કારણ એ જ છે કે મુડીવાદ માટે પોતાના નિભાવ અને વિકાસ માટે બે વસ્તુની ખાસ જરૂર છે. એ બે વસ્તુઓ તે (૧) કાચા માલ (raw materials)ના ક્ષેત્રો અને (૨) તૈયાર થએલો માલ ખપાવવાનાં ક્ષેત્રો–બજારો છે. સંસ્થાનો (colonies) આ જરૂર પૂરી પાડે છે, અને તેથી જ સંસ્થાનોનો પ્રશ્ન ઉગ્ર બન્યો છે. એ દ્દષ્ટિથી જોઈએ ત્યારે જ જર્મની, ઇટલી, બ્રિટન, ફ્રાન્સ, અમેરિકા અને રશિયાનાં ભિન્ન ભિન્ન વલણો સ્પષ્ટ બને છે. બ્રિટન અને ફ્રાન્સે અત્યાર સુધીમાં પોતાને જરૂરી સંસ્થાનો મેળવી લીધેલાં છે. યુદ્ધો અને વિજયોની એ ગાથા કોને અજાણી છે ! કેવી રીતે હિંદ કબજે કરાયું, કેવી રીતે હિંદમાંના ઉદ્યોગોનો નાશ કરી હિંદને પરાધીન બનાવવામાં આવ્યું એ જેની જાણમાં છે તેને જર્મની અને ઇટલીનું વર્તન સમજાય એવું છે. જર્મની અને ઇટલી અત્યારે જે કરી રહ્યાં છે તે સર્વ બ્રિટને અને ફ્રાન્સે કર્યું છે.



મહાસભાના માજી સામાન્ય મંત્રી આ. કૃપલાની અને શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાય મહાસભા વિષયવિચારીણી સમિતિની ત્રિપુરી ખાતેની બેઠકમાં હાજરી આપવા જતાં વખતની લેવાયલી તસ્વીર.

હિટલરનું વર્તન વ્યાજબી છે એમ કહેવાનો આશય નથી જ. એક દેશને બીજા દેશની સ્વતંત્રતા હરી લેવાનો અધિકાર હક નથી; ન જ હોવો જોઈએ. છતાં એ બને છે; સબળ દેશ નિર્બળને કચડે છે; અને એ બને છે તેનાં કારણરૂપ આજની અર્થરચના છે. કેટલાક ચેમ્બરલેનને શાંતિનો પયગંબર અને હિટલરને ગુંડા તરીકે ઓળખાવવાના પ્રયાસ કરે છે. અર્થ વિરોધોથી નવાજવા

કરતાં એમનાં ભિન્ન વર્તનનાં કારણો સમજવાની જ ખાસ જરૂર છે બ્રિટન, ફ્રાન્સ અને અમેરિકા એ બધા દેશો પાસે પૂરતું છે. હવે ફરી યુદ્ધ ઉભું થાય તો તેમાંથી એમને લાભ કરતાં ગેરલાભ વધારે છે. એટલે જ એ બધા શાંતિની તરફેણ કરે છે. શાંતિ એ એ એમની એક આર્થિક આવશ્યકતા છે; નહિ કે તેઓ શાંતિપ્રિય અને પ્રમાણિક છે.

તેમાં બ્રિટન અને ફ્રાન્સની વર્તણુક ખાસ હાસ્યાસ્પદ લાગે છે હિટલરના આગેકદમ સામે એ બન્ને પુષ્કળ વિરોધ દર્શાવે છે, પણ એ વિરોધની હિટલરની કશી કિંમત નથી. કારણ હિટલર જાણે છે કે એ વિરોધ શાબ્દિક જ છે. પોતાના ખીસા પર કાપ ન પડતો હોય ત્યાં સુધી પારકું ધન દાન કરી દેવાની ઉદારતા બ્રિટનમાં છે. થોડા માસ પર જ્યારે વિશ્વશાંતિ ભયમાં આવી પડી ત્યારે એવી જ ઉદારતા બતાવી ચેમ્બરલેઇને મ્યુનીચ કરાર કર્યો અને શાંતિ (?) સ્થાપી. ચેમ્બરલેઇનનાં વખાણ ઉપર વખાણ થવા લાગ્યાં. બધાને લાગ્યું કે હિટલર હવે શાંત પડશે પણ તેમ થયું નહિ. ઝેકોસ્લોવેકિયા ભયમુક્ત થયું નહોતું. જર્મનીએ જે રીતે ઝેકોસ્લોવેકિયાને પરતંત્ર બનાવ્યું છે–જે રીતે આખા દેશને પચાવી પાડયો છે–એ પ્રસંગ ઇતિહાસમાં અજોડ છે. ફ્રાન્સ અને બ્રિટને શાબ્દિક વિરોધ તો ઘણો બતાવ્યો પણ એની સ્પષ્ટ અવગણના હિટલર ઉઘાડે છોગ કરી રહ્યો છે. એ જાણે છે કે શાંતિપ્રેમી બ્રિટન અને ફ્રાન્સ બનતાં સુધી યુદ્ધને નહિ નોતરે. અને તેથીજ જર્મની ભય વિના આગળ ધપ્યે જાય છે. મેમલઅંદર પણ લીધું અને હજી એની દૃષ્ટિ રૂમાનીઆ ઉન્માર્ગ તરફ દોરાયલી જ છે. સમજાતું નથી કયાં સુધી ધપશે. પરિસ્થાતિ ભયજનક તો છેજ. નિર્બળ દેશો ઝડપાય છે, એટલે દરેક રાષ્ટ્ર આક્રમણના સામનાની તૈયારી કરવામાં–ભારે યુદ્ધ સરંજામ સજવામાં પડયું છે. ઘર્ષણ અનિવાર્ય બને અને વિગ્રહ ફાટી પણ પડે. આખું વિશ્વ વિગ્રહનાં ભયજનક વાદળાંઓથી ઘેરાયલું છે.

આપણે પણ નચિંત રહી શકીએ એમ નથી; કારણ બ્રિટન જેમાં સંડોવાયું હોય એવા કોઇ પણ વિગ્રહથી હિંદ તદ્દન અલિપ્ત રહી શકે એમ નથી. હિંદના સૈન્ય પર બ્રિટનનો કાબુ છે. એટલે ગયા વિશ્વવિગ્રહમાં બન્યું તે પ્રમાણે પોતાના લાભમાં એ સૈન્ય યોજવું બ્રિટન ચૂકે એમ નથી. વળી હિંદના રાજાઓ અને બ્રિટિશ સરકારના ખાંધીઆઓનો વર્ગ એક એવો વર્ગ છે કે જે બ્રિટનને યુદ્ધ સમયે સહાય આપશે જ. હિંદના બીજા વર્ગો અને આમજનતાનો વિરોધ વ્યક્ત બને અને અસરકારક નિવડે એ માટે ખૂબ જલદ ઉપાયો યોજવા જોઇએ, અને એ પરિસ્થીતિનો લાભ ઉઠાવી સ્વતંત્રતાની પ્રાપ્તિ માટે પ્રયાસ કરવો જોઇએ. વિ. દે.

*

સ્પેન :

ઝેકોસ્લોવેકિઆએ કેટલાકના મનમાંથી સ્પેનને વિસારે પાડયું છે. સ્પેનના બલિદાનનો–સ્પેનમાંના પ્રજાસત્તાકવાદના બલિદાનનો ઇતિહાસ વધારે કરૂણ છે. સ્પેનમાંની પ્રજાસત્તાક સરકારને ફ્રાન્સ અને બ્રિટનની પ્રજાસત્તાક સરકારો તરફથી જે રીતે દગો દેવાયો છે તે ફ્રાન્સ અને બ્રિટનને ખુલ્લાં પાડી દે છે; એમનું ફાસીસ્ટ માનસ ઉઘાડું કરે છે, અને પ્રજાશાસનનો આદર્શ મુડીવાદી અર્થરચના નીચે એક ભ્રામક વસ્તુ છે એ સ્પષ્ટ કરે છે.

જર્મની અને ઇટાલીમાં ફાસીસ્ટ સરમુખત્યારી છે. બ્રિટન અને ફ્રાન્સમાં લોકશાસન છે. રશિઆમાં સામ્યવાદી સરમુખત્યારી છે. સમાજવાદ અને સામ્યવાદ કહે છે જ કે મુડીવાદી અર્થરચના નીચે–જ્યાં સુધી સમાજ વર્ગોમાં વહેંચાએલો છે–શોષકો અને શોષિ-

તોના બે મોટા વર્ગ જ્યાં સુધી સમાજમાં અસ્તિત્વમાં છે ત્યાં સુધી સાચું લોકશાસન શક્ય નથી. ઢંકાએલા સ્વરૂપમાં એ શોષક વર્ગની જ સરમુખત્યારી છે. મુડીવાદી દેશોમાંનું લોકશાસન એ ખરૂં જોતાં મુડીવાદી સરમુખત્યારીનું જ ઢંકાયલું સ્વરૂપ છે. જ્યાં સુધી એ દેશોમાં મુડીદાર વર્ગોનું રાજકીય આધિપત્ય ભયમાં આવી ન પડે ત્યાં સુધી એ આવરણ દૂર કરવામાં નથી આવતું અને લોકશાસનનો ભ્રમ ચાલુ રહેવા દેવામાં આવે છે, પણ એ દેશોનું વલણ તો ફાસિસ્ટ જ હોય છે. સ્પેનના આંતર વિગ્રહ પ્રત્યે ફ્રાન્સ અને બ્રિટને બતાવેલી વલણ, તટસ્થતાને નામે પ્રજાસત્તાક સ્પેનને ન આપેલી સહાય અને છેવટે બળવાખોર ફ્રાન્કોની સરકારનો કરેલો સ્વીકાર એ સ્પષ્ટ બતાવી દે છે. જર્મની અને ઇટાલીએ તો પહેલેથી જ અમિત્રતા જાહેર કરી હતી, પણ ફ્રાન્સ અને બ્રિટને તો મિત્રના સ્વાંગમાં રહી અમિત્રનું કાર્ય કરી પ્રજાસત્તાક સ્પેનને છેહ દીધો છે—પ્રજાસત્તાકવાદને પણ છેહ દીધો છે.

વિ. દે.



## સૌ. લક્ષ્મીબાઇ માણજી હરિયાણી હરિફાઇ ઇનામી નિબંધ

" સદ્દશિક્ષણ " એ વિષય પર જે કોઇ સ્ત્રી પુરૂષ નિબંધ લખી મોકલશે તેમાંથી ઉત્તમ નિબંધ જેમનો પસંદ થશે તેમને રૂ. ૫૦)નું ઇનામ આપવામાં આવશે.

### સરતો

(૧) નિબંધ આશરે બારસો લીટીનો હોવો જોઇએ.

(૨) તે છપાવવાનો હક્ક સોસાઇટીને સ્વાધીન રહેશે.

(૩) પરીક્ષકનો અભિપ્રાય છેવટનો ગણાશે.

અમદાવાદ
પો. બો નં. ૨૩
તા. ૮-૩-૧૯૩૯



લી°
વિદ્યાબ્હેન ૨. નીલકંઠ
ઓન° સેક્રેટરી, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી.

તા. ક. ૩૧મી જુલાઇ ૧૯૩૯ સુધીમાં સદરહુ નિબંધ મળી જવો જોઇએ. તે મુદત પછી મોકલેલા નિબંધો સ્વીકારવામાં આવશે નહિ.

# ક્યાં હશે ? ક્યાં શોધું ?

લેખિકા : શ્રી. મનોરમા મંગળજી શાસ્ત્રી

શાંત સ્વરૂપ !

શાંત વાતાવરણની મધુરશાંતિમાં તારૂં પૂર્ણ શાંતિભર્યું દર્શન દિલ ઇચ્છે છે. આ વિશ્વશાંતિમાં હું તને શોધી વળી. ક્યાં હશે ? ક્યાં શોધું ?

સૌંદર્યનિધિ !

શ્રેષ્ઠ સૌંદર્યનાં અણુએ અણુ ખોળી વળી. તારૂં સૌમ્ય સૌંદર્યભર્યું દર્શન ઉર ચાહે છે. જગતસૌંદર્યમાં તું ન લાધ્યો. ક્યાં નિહાળું ? ક્યાં મળશે ?

કમલેશ !

કુંજ, નિકુંજ, વૃક્ષ, વેલી, સુમન, પલ્લવ નિહાળી વળી. કુદરત પ્રિય તારૂં દર્શન તેમાંયે ન થયું. ક્યાં ભમું ? ક્યાં હશે ?

નિયંતા !

માનવમેદિની ઢુંઢી વળી. માનવસ્વરૂપ ધરતા મહારાજ ! તારાં દર્શન ત્યાંયે ન થયાં ક્યાં ઢુંઢું ? ક્યાં હશે ?

આત્મસ્વરૂપ !

આત્મના અભેદમાં તું લાધશે એમ સુણતાં આત્મનિરીક્ષણ કર્યું. ત્યાં તું ન મળ્યો ક્યાં ગોતું ? ક્યાં લાધશે ?

વિશ્વસ્વામી !

જડચેતન સર્વમાં તું વસેલો છે એવું અનેકશઃ સુણતાં જડચેતન જોઇ વળી; તારૂં વિરાટસ્વરૂપ ત્યાંએ ન જોયું. ક્યાં સંતાયો ? ક્યાં મળશે ?

કૃપાળુ !

શિશુના શૈશવમાં, યૌવનના માધુર્યમાં વૃદ્ધના વૃદ્ધત્વમાં તું ઉચ્ચ સ્વરૂપે વસેલો છે એવું જાણી એ સર્વમાં તને બહુજ શોધ્યો. ત્યાં ય તારાં મધુર-શાંત મંગલમય દર્શન ન થયાં. ક્યાં હશે ? ક્યાં મળશે ?



માંદગીને બીછાને પડેલા રાષ્ટ્રપતિ—ત્રિપુરી મહાસભામાં



પર મી મહાસભાના પ્રમુખ
શ્રી. સુભાષચંદ્ર બોઝ

# હત્યારો

લેખક :
શ્રી. ચંદરવાકર પુષ્કર

" મા, હું બોનને તેડવા જવ સું તીયારે. "

" બોનને તેડવા ! અણુધાર્યો ચ્યમ ? "

" બોનનો સંદેહો આવ્યો સે એટલે. "

" ભઇલા, ઘર સે એટલે સાસુ નણંદ હારે બે વેણ બોલવાં પડે ને કજીયો થાય. "

" પણ મા, મારી બોન ઇમ કંઇ ગાંડી નથી તે ઝટપટ સંદેહો મોકલે. બવ દુખ હોય તો જ સંદેહો મોકલે. "

" ભઇલા, બોનનો વર જથમત નાનો સે એટલે બે વરસ બોનને સખેદખે કાઢવા જોઇ. ".

" પણ મા, હું આંઇ બેઠો બેઠો પટલાઇ કરું, ગામની ચોવટ કરું ને મારી બોન આમ પારકા ઘરે માર ખાય ? "

", ખાય ભઇલા. ઇમ જ ઘર રીડું રીડું તારી બોનનું થશે. "

" હું તો આ હાલ્યો. અલ્યા મેઘલા... એ...મેઘલા...ઘોડી તીયાર કરજે. "

નરસિંહ ગામનો પટેલ હતો. બુદ્ધિ પીઢ જેવી હોઇને બાપની પટલાઇ તેને મળી હતી. દોઢ હજાર જમીનનો ગરાસીયો હતો. પ્રભુની મહેરથી નરસિંહને લીલા લ્હેર હતા. બે ભાઇ બેન હતાં, તેની નાની બેન રૂખીને બાજુના ગામમાં નાનપણમાં જ પરણાવી દીધી હતી. રૂખી કરતાં તેનો પતિ જથમત બે વર્ષે નાનો હતો. રૂખીને સાસુ નણંદના દાબ નીચે રહીને ઘરનું સર્વ કાર્ય ઘાંચીના બળદની જેમ સવારથી સાંજ સુધી કરવું પડતું. તેની સાસુ ઝકલ ડોશી બહુ જ કચાકચણાં હતાં. રૂખીનું કરેલ કામ કોઇ દિવસ તેમની નજરમાં ન આવે. દાસતાં ચાલતાં ન કહ્યાનાં ને બોલવાનાં વેણ રૂખી પ્રત્યે બોલી કાઢતાં. પરંતુ રૂખી કાયમ નિરૂત્તર જ રહેતી. આડોશી પાડોશી રૂખીના કાન ભંભેરતાં પણ રૂખી માત્ર એટલું જ કહેતી કે, " મા જીવ્યાં એટલું ક્યાં જીવવાનાં છે ? ઘરડા માવતરને કનડવાથી શું હાંસલ ? "

ઝકલ ડોશીની જીભ તલવારની તીક્ષ્ણધાર જેવી જ હતી. તેમની જીભેથી દાસતાં ને ચાલતાં રાંડ શબ્દ નીકળી જ પડતો. આટલાથી ઝકલ ડોશીનું હૃદય સંતુષ્ટતાનો લ્હાવો ન્હોતું લેતું, પરંતુ અવસર આવ્યે ઝકલ બે ચાર મૂક્કા પણ લગાવી દેતી.

કહેવત છે કે રાંડી પુતર શાહજાદા. જથમતને તેના પિતા બે માસનો મૂકી સ્વર્ગે સીધાવ્યા હતા. વળી જથમત એકનો એક. એટલે પૂછવાનું હોય શું ! જથમત બાલ્યાવસ્થાથી જ માતાની શેહમાં દબાયેલ હતો. અસત્ય પંથે વિચરતી માતાને કોઇ દિવસ તે એક પણ સત્ય શબ્દ કહી શકતો નહોતો. મોટી ઉમ્મરનો થયો છતાં તેને રાત દિવસનું, નાનપણ કે મોટપણાનું ભાન ન હતું.

જથમતને રમકડાંનો બહુ શોખ. તે ભલો ને તેના રમકડાં ભલાં. નદીનાં કાંઠે જઇ નાની કૂઇ ખોદી નાના કોસ વડે રમત રમતો. કોઇ વખત નાનું હળ લઇ ઘર પાછળની જમીન હળતો. ઘરમાં તેનાથી ઉમ્મરમાં મોટી એની પત્નિ હોવા છતાં તે ક્યાં રહે છે, તે શું કરે છે, કેવી છે, તેના સંબંધી કંઇ તે ભાળ જ ન લેતો.

તેને ગામડીયા મેવાનો બહુ જ શોખ હતો. ઓળા પોંક બહુ પ્રિય. કારણીના વખતમાં કુંડા લણવા જતી તેની મા સાથે,

ખેતરમાં જતો ને જુવાર, બાજરાનો સ્વાદિષ્ઠ ને લિજ્જતદાર પોંક લ્હેરથી ખાતો.

મેઘરાજાની પૂર્ણ કૃપા હતી. ખેડૂતના ભાણામાં અન્ન ભગવાને ઉદારતા સાથ પીરસ્યું હતું; હવે માત્ર હતું બાકી હજમ કરવાનું.

કાપણીની સેતરી ચાલતી હતી. સૌ ખેડૂતોએ પોતપોતાના ખેતરોમાં કાપણીનો પ્રારંભ કરી દીધો હતો. પોંકનો શોખીન જશમત દરરોજ તેની માને કહેતો,

" માડી, પોંક ખાવા ક્યારે આપણે શેતર જવું સે ? "

" ભઇલા, કાલ તારી વહુ, હું ને બેન પોંક પાડવા શેતરે જશું. "

" માડી, મારે વહુ બહુનું કામ નથી. મને પોંક પાડી દે તેનું કામ સે "

" ભઇલા, કાલ પોંક કોણ પાડી દે ? તું કે ઇ તારી હારે આવીએ. "

" જે પોંક પાડી દે તે હારે આવે. "

" ઠીક, ભઇલા. "

" રૂખી......એ......રૂખલી. "

" આવું . ...મા...આ......આ. "

" કાલ કાપણી કરવા જવાનું છે. વેલી ઉઠીને ભાત સાબદું કરજે, ને ખાખરવાળા શેતરે આવજે. "

" સારૂં. "

" ઘરનું બધું કામ કરીને આવજે, જશમત અને તું હારે આવજે. ઇને ખવરાવતી આવજે અને અમારૂં લેતી સાત આવજે. "

" બવ સારૂં. "

બીજા દિવસનું પ્રભાત થયું. ઝકલ ડોસી ને બીજાં વ્હેલા પરોઢમાં ઉઠીને કાપણી કરવા ગયાં. રૂખી સર્વ ગૃહ કાર્ય આટોપીને પાણી ભરી કૂવા તરફથી આવતી હતી ત્યાં સામેથી આવતાં જશમતે પૂછ્યું, " રાંધ્યું કે ? "

" ના, હવે રાંધવા બેહું સું. "

" શું રાંધવું સે ? "

" શાક ને રોટલા. "

" મારા સારૂ ઘઉંની થૂલી કરજે. "

" ઠીક. "

હાથમાં નાનું રમવાનું હળ લઇ જશમત ઘર પાછળના વાડામાં રમવા લાગ્યો. રૂખી રાંધવાના કાર્યમાં રોકાઇ.

થોડીવારમાં રૂખીએ રસોઇ તૈયાર કરી. વાડામાં રમતાં જશમતને બોલાવા ગઇ. જશમત રૂખીને જોઇ સામો દોડયો. રૂખીને બાઝી પડયો. રૂખીએ નહીં અનુભવેલ આનંદનો લ્હાવો આજે અનુભવ્યો; ને મુખમાંથી ટૂંકું ઊર્મિકાવ્ય સરી પડયું;

" મારા કોડીલા હો કંથ રે;
મારી નણદીના હો વીર રે.
મારા દીલડાના હો દેવ રે;
ખારો મીઠડા હો ખાજ રે. "

નીચું મુખ રાખી ચાલ્યા જતા જશમતે ઉંચું જોયું. તેના મુખ પર વિદ્યુત સમા અચાનક હાસ્યનો ચમકારો થયો. રૂખીને લાગ્યું કે જશમતમાં આજે માણસાઇ આવી છે. જશમત આજે રૂખીના દગ્ધ હૃદયને શાન્તિ આપી શકયો.

જશમત હસતો હસતો ફરી બોલ્યો. " રૂખી, ફરી બોલ્યું ગાને ! મને બવ ગમેસે. "

રૂખીએ ફરી ગાયું;

" મારા દીલડાના હો દેવ રે;
ખારો મીઠડા હો ખાજ રે. "

" રૂખી, તું આવું કયાંથી શીખી લાવી ? મને આજ તું બવ વા'લી લાગછ. માડી ને બેન કરતાં તું વધારે વા'લી લાગછ. "

રૂખી હસી પડી.

" રૂખી, આ થૂલી તેં કરી ? " થાળી-માંથી થૂલી ખાતાં ખાતાં જશમતે પૂછ્યું.

" હા. "

" બવ મીઠી લાગે સે. બાજરીનું દૂધ આપને ! "

" મા નઇ વઢે ! "

" મા વઢશે તો હું હવે ધોકો લઇ મારવા પોંચીશ. "

" હ્યો તીયારે. " કોઠામાંથી આરેક શેર દૂધનું વાસણ આણી રૂખીએ જશમતને દૂધ આપ્યું.

" રૂખી, હાલ્ય ખાવા. "

" શેતર જઇ ખાઇશ. "

" તું નઇ ખા મારા ભેગી તો હું નઇ ખાઉં. "

" હ્યો, હાલો તીયારે. "

રૂખી જશમતની થાળીમાં ખાવા બેઠી. જશમત ખાતો જાય છે, રૂખીના મુખ સામું જોતો જાય છે, હસતો જાય છે ને બોલતો જાય છે.

" રૂખી, તું છીવલી કરતા રૂપાળી સું."

રૂખીએ પ્રત્યુત્તર ન આપ્યો.

" જવાબ તો દે ! મને આજ તું બવ વાંલી લાગ છ. દરરોજ હું છીવલીને હેલ્ય ચઢાવવા કૂવે જવું સું, તે નઇ જવું. હવે તને હેલ્ય ચઢાવવા કૂવે આવીશ. છીવલીને પડતી મેલીશ. "

" કૂવે ન અવાય. ગામ વાતું કરે. "

" ગામ શું વાતું કરે ! તું મારી વઉ સું, તે હું ગમે તેમ કરૂં, ઇમાં ગામના બાપનું શું જાય ! "

રૂખી એક કોળીઓ લઇ બેઠી બેઠી વાતો કરતી હતી. જશમત પણ માનવતા આણી મીઠી મીઠી વાતો કર્યે જાય છે, ને ખાતો જાય છે. રૂખીને બેસી રહેલ જોઇ બોલ્યોઃ " રૂખી તું નો ખા તો મારા સમ. બાજરીનું દૂધ આજ પી તું. "

બેઉ જમી ઊઠ્યાં. તેની સાસુ માટે ભાત બાંધી રૂખી તૈયાર થઇ. જશમત પણ સાથે જ તૈયાર થયો. દરરોજ ખેતરે એકલો જતો, જશમત આજ રૂખી સાથે ખેતરે જતો હોવાથી ગામના ચોવટીયા વાતો કરવા લાગ્યા. " માળું ! ! વઉ ઉપરનું હેત ઉભરાઇ જાય એ કંઇ ! ! "

જશમત ને રૂખી ગામની નદીના કાંઠા ઓળંગી રણ જેવી ઉજ્જડ ભૂમિમાં આવી પહોંચ્યાં. લને ચઢેલા જશમતે રૂખીને કહ્યું, " રૂખી, ઓલ્યું ગાને. "

" કો'ક ભાળી જાય. "

" ભલે ભાળી જાય. આપણને હવે શેની શરમ ! "

" હું નઇ ગઉં. "

" તો તારી હારે રીહઇશ. "

" પણ...તમે તો નાના સો. તમે લાજ, શરમમાં પુરૂં નથી સમજતા. "

' તું તારે બવ મોટકડીની સું ને ? "

" હ્યો, સાંભળો તારે

" મારા કેડીલા હો કંથ રે;
મારી નણદીના હો વીર રે,
મારા દીલડના હો દેવ રે;
ખારી મીઠડા હો ખાજ રે. "

" રૂખી મને તારા વિના નઇ ગમે. "

સુખ અનુભવતાં જોડલાની વાતો માળામાં બેઠેલ પક્ષીઓ પણ કાન દઇ સાંભળવા લાગ્યાં.

અવાજ કરતું ધણ પણ શાન્ત થઇ ગયું.

કાલીઘેલી વાતો કરતું જોડું ખેતરે આવી પહોંચ્યું.

" આવ્યો જશમત ? શીરાવ્યું ભાઇલા ?" ઝકલ ડોશીએ પૂછપરછ શરૂ કરી.

" હા, વઉએ આજ શુની કરી દીધી. બવ મીઠી શુકી થઇ'તી. વઉને ગાણાં ગાતાં સારા આવડે સે માડી. આજ એક ગાયું. શુકીમાં બાજરીનું દૂધ આલ્યું. આજથી વઉ મને બવ વાલી લાગે સે. " રૂખી પરના હેતનો નિધિ ઠાલવતાં જશમતે વાતો કરવા માંડી.

# છાપરાંના નેવાં પરની લીલોતરી

[ ઓધવજી સંદેશો કહેજો શ્યામને...એ ઢાળ ]

પુલકી ઊઠે ધરતી માનાં આંગણાં,
રોમરોમ જાગે આત્માના નાદ જો;
ઈશ્વરના અમૃતથી જગ દીપી રહે,
ત્યારે ગૃહ છત્તર પર ધરીએ જન્મ જો:
પૃથ્વીના પેટાળે અમનાં ઓરડાં,
નીલમ રત્નો માણેકના ભંડાર જો;
આવો તો અમને મળવા ના ચૂકશો,
ભેટ ધરીશું રંક જીવનની લહાણ જો.

કોણે અહીં ફેંક્યાં અમને ? ના જાણીએ,
નેવાં સાથે નિશદિન કરચો નેહ જો:
વાયુ વખત વખત પર કૈં હસવી જતો,
ગાતાં પંખીના ઝીલવા કિલ્લોલ જો:
નાનાં ઝરણાં નાજુક ને લીલાં અમે,
આંગળાથીયે કદી નહિ વધવું નેમ જો;
નભ સામે ઊભવું, ભૂમિને વંદવું,
અનિમિષ નયને વિભુલીલા પરખાય જો.

માનવના વ્યવહારો જોવા ના મળે,
ઊંચા રહેવાં ને ઉંચાં અમ ધ્યાન જો;
વ્યોમતણા પલટાતા વર્ણો ઝંખવા,
જોયા કદિક ચગંતા ઊર્ધ્વ પતંગ જો:
રાત્રિના ભીષણ ને ઘોર તમિસ્રમાં,
ચકમકતા તારાની આંખે આંખ જો;
પ્રોવી ગહન સનાતન સત્ય ઉકેલતા,
નિરખ્યાં છે કદી અમને ઉદ્યમવંત જો.

નાનકડાં ગણી અમને ના ધુત્કારશો,
ઝીણા સૂર પૂરીશું તમને સૂર જો;
એકજ જ્યોત જગે છે અમતમ અંતરે,
પ્રીતિતણાં સૌ આપણ વિવિધ સ્વરૂપજો:
વર્ષાની ધારાઓ પીતાં નાચીએ,
મંત્ર અનાહત ગુંજી ઊઠે એ નૃત્ય જો;
' જીવો તો, વિશ્વે ઊંચા થૈ જીવજો,
ઢાળી નજર તમારી પૃથ્વી પિંડ જો. '

શ્રી. મોહિનીચંદ્ર

# ક્રુપ્સકાયા

લેખિકા : શ્રી. વિદ્યુલ્લતા દેસાઈ

ક્રુપ્સ કાયાનું નામ અનેક સંસ્મરણો જીવંત બનાવે છે. ગયા માસમાં મૃત્યુને શરણ થએલી ક્રુપ્સકાયાનું નામ જ હાલના રશિઆના વિધાતા લેનિનની સ્મૃતિ તાજી કરે છે અને રશિઆના મુક્તિના આ અપૂર્વ જંગમાં સ્ત્રીઓએ આપેલા ભોગો, પોતાની દાખવેલી શક્તિ, અને મેળવેલા સ્વાતંત્ર્યનો ઇતિહાસ તાજો કરે છે.

પોતાના જેવા જ આદર્શો અને ભાવનાઓને સેવનાર પતિ મેળવવાનું અપૂર્વ ભાગ્ય ક્રુપ્સકાયાને પ્રાપ્ત થયું હતું. પોતાના જેવા આદર્શો અને ભાવનાઓને સેવનાર પત્ની મેળવવાનું ભાગ્ય લેનિનને પણ પ્રાપ્ત થયું હતું. એમનું દંપતી જીવન આવું અપૂર્વ હતું. લેનિનને ક્રુપ્સકાયા તરફથી જે સહાય મળી છે તેના મૂલ્ય આંકી શકાય એમ નથી.

લગ્ન પહેલાં ક્રુપ્સકાયા એક શિક્ષકનું કાર્ય કરતી હતી. સાથે સાથે તે સમયની અનેક યુવતીઓ માફક તે પણ દેશની આઝાદીના સ્વપ્નાં જોઈ રહી હતી; તે મેળવવા માટેના પ્રયત્નોમાં–ક્રાન્તિકારી પ્રવૃત્તિઓમાં પડી ચૂકી હતી. એ પ્રવૃત્તિઓને અંગે જ એ લેનિનના પરિચયમાં આવી. ૧૮૯૬ માં લેનિનને દેશ નિકાલ કરવામાં આવ્યો. સાઇબીરીઆના નિર્જન પ્રદેશ તરફ લેનિને પગલાં ભર્યાં. બીજે જ વર્ષે, ક્રુપ્સકાયા દેશનિકાલ થઈ. ત્યાં–સાઇબીરીઆમાં જ એમનાં લગ્ન થયાં. સગાંઓ, મિત્રોની હાજરી વિનાનું, કશી ધામધૂમ વિનાનું એ લગ્ન હતું. લગ્ન પછીના આ જીવનનાં સ્મરણો લખતાં ક્રુપ્સકાયા લખે છે કે સવારે તેઓ બન્ને મળી "ઇન્ડસ્ટ્રીઅલ ડેમોક્રસી "નો અનુવાદ કરતાં, બપોરે લેનિન "મુડીવાદનો ઇતિહાસ" નામક પુસ્તક લખતો, સાંજે તેઓ ફરવા જતાં.

આમ સાથે પુસ્તકોનું લેખન, વાચન એ કાર્ય હંમેશનું બન્યું હતું. લેનિનની એ ટેવ હતી કે પોતાના પુસ્તકનું વાચન ક્રુપ્સકાયા આગળ કરવું અને એનો અભિપ્રાય પૂછવો. ક્રુપ્સકાયા તો એક સ્ત્રી એટલે એના અભિપ્રાયની શી કિંમત એવું લેનિનને મન ન હતું. લેનિનના દરેક સ્વપ્ન ક્રુપ્સકાયા પણ નિહાળતી, એની પ્રવૃત્તિથી પરિચિત રહેતી, એને પ્રેરણા પણ આપતી, અને સહાય પણ આપતી. પક્ષના આદેશને અનુસરી જ્યારે તેઓને પરદેશ સેવવા પડતા ત્યારે ભારે આર્થિક તંગીમાં તેઓ મૂકાતાં. તેવે પ્રસંગે પણ ક્રુપ્સકાયા અખૂટ ધીરજથી ઘરનું કાર્ય એક મજુરણ માફક કરતી અને સાથે સાથે લેનિનની પ્રવૃત્તિઓમાં પણ સહકાર આપતી. લેનિનની મંત્રી જેવી એ હતી. ક્રાંતિકારી પ્રવૃત્તિને ફેલાવવામાં મોટો ફાળો આપનાર 'ઇસ્ક્રા' નામનું પત્ર એ જ ચલાવતી. તે સમયે રશિઆમાં છાપખાનાંઓ પર કડક પ્રતિબંધો હતા. પત્ર છાપવાથી માંડીને તે પ્રગટ થાય ત્યાં સુધી ભારે ગુપ્તતા જાળવવી પડતી પણ એ ભારે કાર્ય પણ ક્રુપ્સકાયાએ કર્યું હતું. સરકારની આંખમાં ધૂળ નાંખી કાર્ય કરવાની કુનેહ તો તે સમયના યુવક યુવતીઓએ હસ્તગત કરી લીધી હતી.

લાંબા સમયના આવા ઝંઝાવાતભર્યા જીવન પછી ૧૯૧૭ માં તેઓએ પોતાનું સ્વપ્ન સાચું પડેલું જોયું. જે ક્રાંતિનાં સ્વપ્નો 'સેવ્યાં'

વડોદરા રાજ્યના અનેકવિધ સુધારાએ ઊંડાં મૂળ ઘાલ્યાં નહિ; કાગળ ઉપર સુધારા રહ્યા—એ કે તેનો લાભ કદાચ ભવિષ્યની પ્રજાને મળશે. વિશાળ દૃષ્ટિથી કરેલા પ્રગતિમય વિચારો નિષ્ફળ તો નહિં જ જાય. અલબત પ્રજા ઝીલી શકે તે કરતાં કેટલીક વસ્તુઓ તો સમય પૂર્વની એટલે before its times પ્રજા સમક્ષ મૂકાઇ હતી. પરંતુ તેથી એનાં મૂલ્ય ઓછાં ના અંકાય. જે જે સામાજિક કે કેળવણી વિષયક સુધારા મહારાજાએ કર્યા તેનું પાલન થતું જોઇને એ ખરેખર ખૂબ જ હર્ષિત થતા. સ્ત્રીઓ પ્રત્યે એમને ખૂબ જ માન હતું—અને સ્ત્રીઓ ઉચ્ચ કેળવણી લે એ વસ્તુ એમને ખરે જ આનંદ આપતી. લગભગ ચાળીસ વર્ષ ઉપર મને જે અનુભવ થયો હતો તે હજી મને તાજો જ લાગે છે. હું જે વખતે પ્રીવીઅસની પરીક્ષા આપીને વડોદરે આવી અને મહારાજાની પ્રથમ જ મુલાકાત મને થઇ તે વખતે હું ઘણી ન્હાની હતી. માત્ર સોળ વર્ષની મારી વય હતી. છતાં મ્હારી સાથે એમણે જે માન અને ગંભીરતા સાથે વાતો કરી હતી તે મ્હને આજે સ્મરણમાં તાજી થાય છે. એમની સાથે વાતચીત કરતાં જરા પણ મ્હને ક્ષોભ થયો નહોતો. એઓ એવી રીતે વાત કરતા હતા કે હું તદ્દન at home હતી. એ જમાનામાં ગુજરાતની સ્ત્રીઓ ઉચ્ચ અભ્યાસ કરતી નહોતી અને અમે બન્ને બ્હેનોએ અભ્યાસનો આરંભ કરેલો—અને હું તો એમના મિત્ર અને ડોકટર—બટુકરામની પુત્રવધૂ એટલે એમને તો પારાવાર આનંદ થયો હતો. તે વાતચીત ઉપરથી સ્પષ્ટ લાગતું હતું. એ મુલાકાતના સ્મરણ ચિન્હ તરીકે સામાન્ય વહુવારૂને અપાય તેવો પોષાક કે એવું કાંઇ આપ્યું નહોતું, પરંતુ રાજકવિ ટેનીસનનાં કાવ્યસંગ્રહનો સુંદર સેટ આપ્યો હતો. અને તેનાં દરેક ગ્રન્થમાં પોતે પોતાના હસ્તાક્ષરથી સહી કરી હતી.

એ જ પ્રમાણે સ્વ. યુવરાજ ફત્તેહસિંહરાવનાં લગ્ન પ્રસંગે મ્હને ને ડૉ. સુમન્તને પોતાની સાથે જમણ લેવા માટે બોલાવ્યાં હતાં. ગોંડળનાં સ્વ. મહારાણી પડદો રાખતાં નહોતાં તે અને તેમનાં પુત્રીઓ, હોલ્કરનાં રાજકુંવરીઓ પણ પડદો પાળતાં નહોતાં એટલે તેઓ અને અમને બન્નેને પોતે અને મહારાણી સાહેબની સાથે જમવા બોલાવ્યાં હતાં—એ જ ઉદ્દેશથી કે સ્ત્રી પુરુષોના મિશ્ર સમાગમથી સમાજમાં અનેકવિધ સુધારા કરવાનું સરળ પડે. એ વસ્તુને વ્યવહારમાં મૂકવાની એમની મહેચ્છા હતી. તે પહેલાં વડોદરામાં યુરોપીઅન સ્ત્રીઓ અને પુરુષોનાં મિશ્ર જમણ થતાં હતાં, પરંતુ દેશી સ્ત્રીઓ એવાં જમણમાં ભાગ લેતાં નહિ. આ પ્રમાણે અમને આમંત્રણ આપીને સામાજીક સુધારાને એમણે ઘણો મહત્વનો વેગ આપ્યો અને વડોદરાના સમાજમાં નવિન પ્રણાલિકા પાડી. ઉચ્ચ શિક્ષણને એ કેટલું મહત્વનું સ્થાન આપતા એ માટે પણ આ દૃષ્ટાન્ત પુરતું છે.

વળી જ્યારે ડૉ. સુમન્તના ન્હાના ભાઇ ભાસ્કરરાવનાં લગ્ન સ્વ. અંબાલાલ સાકરલાલનાં પૌત્રી ઊર્મિલા બહેન સાથે વડોદરાના સિવિલ મૅરેજ ઍક્ટ પ્રમાણે વડોદરામાં જ કર્યાં ત્યારે એમણે પોતે લગ્નમાં હાજરી આપી હતી. તે વખતે તેમણે કહ્યું કે " મ્હારા રાજ્યમાં સિવિલ મૅરેજ માટે જે કાયદો કર્યો છે તેનું પ્રથમ પાલન મ્હારા મિત્ર ડૉ. બટુકરામના કુટુંબમાં થાય છે તેથી મ્હારા હર્ષનો પાર નથી. "

કાયદો કરીને તેનું પાલન થતું જોવાની એમને હંમેશ આકાંક્ષા રહેતી અને તેની સહર્ષ નોંધ લેતા.

મહારાજાની પ્રશસ્તિ તો એમની હયાતીમાં એટલી બધી થઇ છે કે એમાં વધારો કરવાની જરૂર નથી, પરંતુ આજના યુવાન વર્ગને પૂરો ખ્યાલ ના હોય તેથી કહેવાની આવશ્યકતા છે કે ઇ. સ. ૧૯૧૨ ના વર્ષ સુધીના મહારાજા ગાયકવાડ તે એક આપણા દેશના મહાન નર હતા એ તો નક્કી જ. તદ્દન self made man—આપબળથી જ આગળ વધેલા—બાળક-પણથી તે વૃદ્ધાવસ્થા સુધી એક વિદ્યાર્થી,—જ્ઞાન પિપાસુ, સર્વદેશીય જ્ઞાન ધરાવનાર—વિશાળ જ્ઞાની, સ્વાભિમાની, સર્વદેશાભિમાની નરવીર હતા. સૃષ્ટિ પર્યટન કરીને વિશાળ અનુભવ મેળવ્યો હતો. એ અનુભવનો લાભ પોતાની પ્રજાને આપવાની ઇચ્છા રાખતા. રાજ્યની જવાબદારીનું ભાન પૂરેપૂરું હતું, અને કદી એ વીસરી શકતા નહિ, તે છતાં ખૂબ જ સાદા, નિયમિત, વિવેકી, દીર્ઘ દૃષ્ટિવાળા, વિદ્વાન નર હતા. એમની સાથે વાર્તાલાપ કરતાં આપણને આનંદ થાય—એમની પાસેથી આપણને કેટલું શીખવાનું મળે અને આપણી પાસેથી જાણી લેવાની પણ એમનામાં કળા હતી.

સ્ત્રીઓ અને વિશેષ કરીને આપણા દેશની સ્ત્રીઓ પ્રત્યે એમને ખૂબ જ સન્માન હતું. અને સ્ત્રીઓને કોઇપણ પ્રકારે અન્યાય થાય નહીં, એમને સમાજમાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત થાય, યોગ્ય દરજ્જો મળે એ માટે સતત પ્રયાસ કરતા. સ્ત્રીજનતા તે માટે એમની ઋણી છે. અને સ્ત્રીઓના હૃદયમાં એમણે કાયમી સ્થાન મેળવ્યું છે. તેજ પ્રમાણે અંત્યજ ઉદ્ધાર માટે એમણે જે અપૂર્વ માર્ગ વર્ષો ઉપર ચીંધ્યો હતો તે માટે એ લોકનો તો એમણે સંપૂર્ણ પ્રેમ મેળવ્યો છે. અંત્યજને વડોદરા રાજ્યમાં જે કાયમી સ્થાન મળ્યું છે તે હજી સુધી કોઇ ઠેકાણે મળ્યું નથી.

એમનું દેશાભિમાન, સ્વાતંત્ર્ય પ્રેમ, અને સ્વમાનની ભાવના એ ઉત્તમ ગુણના પાલનને લઇને એમણે ભારતવર્ષમાં અજોડ સ્થાન મેળવ્યું હતું. અને એ ઉચ્ચ સ્થાનની પ્રાપ્તિ પરદેશી રાજ્યતંત્રને અસહ્ય થઇ પડી. એ તેજોદ્વેષને પરિણામે એમને સ્થાનભ્રષ્ટ કરવાના પ્રયાસો થયા. અને ૧૯૧૨ ના મહારાજાના માનસનો પલટો થયો. તેથીજ આજની પ્રજા આ મહાન વ્યક્તિની કદર યોગ્ય રીતે ના કરી શકે. ઇતિહાસ પૂરવાર કરશે.

આપણા દેશની કેળવણી અત્યાર સુધી પરદેશી સત્તાને આધીન હતી તેને કારણે આપણાજ દેશના મહાન સ્ત્રીપુરૂષોની જીવન-રેખા જાણવાનો અવકાશ આપણાં બાળકોને બહુ થોડો મળે છે તેથી આપણા દેશને માટે ગૌરવ કે દેશાભિમાન સંપૂર્ણ રીતે કેળવી શકાતું નથી. શ્રીમંત સયાજીરાવ ગાયકવાડથી વડોદરા રાજ્ય બહારની હાલની ઊછરતી પ્રજા માહીતગાર નથી તેનું આજ મોટું કારણ છે. આપણા હસ્તક સત્તા આવ્યા પછી આ વસ્તુસ્થિતિ સુધરશે એવી આશા રાખીશું—અને એકજ ચોક્કસ રાજકીય પ્રણાલિકામાં કાર્ય-કર્તાઓનાંજ માત્ર ગુણગાન નહિ ગવાય અને સર્વદેશીય મહત્તાના ગુણની કદર પણ કેળવણીનાં પુસ્તકોમાં થશે એવી આશા અસ્થાને નથી.

શ્રી. મહારાજા સયાજીરાવે લાંબી યશસ્વી કારકિર્દી સમાપ્ત કરીને દેશના ગૌરવમાં જરૂર વધારો કર્યો છે અને આપણા દેશને જગતમાં ઉચ્ચ સ્થાન આપવામાં પોતાનો સંપૂર્ણ ફાળો આપ્યો છે. એમના ઉચ્ચ આશયો આજની પ્રજા ઝીલવાને સમર્થ થાય એ ઇચ્છા રાખીને સદ્દગતને અંજલિ અર્પણ કરું છું.

**શ્રી. શારદાબહેન મહેતા**

* * *

કોઇ પણ મનુષ્યના જીવન વિશે લખવું ઘણું અઘરું છે કારણ કે દરેક મનુષ્યના વ્યક્ત વિચારો જાણવામાં આવે છે તેના કરતાં વધારે અવ્યક્ત વિચારોનો ભંડાર અપ્રગટ સંતાઇ બેઠો હોય છે. કોઇ પણ

મહાન પુરૂષે જાહેર જીવનમાં શું કર્યું અગર કૌટુંબિક અને સામાજીક વ્યવહારમાં શું કર્યું તેનું વર્ણન કરવું અઘરૂં નથી. સયાજીરાવ મહારાજાએ અનેક કાયદાઓ સામાજીક સુધારણાને માટે કર્યા, તેનું લિસ્ટ મેળવવું એ અઘરૂં નથી પણ કયા અનુભવોને લીધે એમનું લક્ષ આ દિશામાં દોરાયું. શા માટે સામાજીક સુધારણા અગર પુનર્રચનાને માટે કાયદાના ઉપયોગનો એમણે આગ્રહ રાખ્યો એ સમજવા માટે સદ્દગત મહારાજાના માનસનું પૃથક્કરણ કરવું એ મુશ્કીલ છે અને જ્યાં સુધી આપણે કોઇ પણ વ્યક્તિનું માનસ ન સમજીએ ત્યાં સુધી એના વ્યક્તિત્વનું મહત્વ સંપૂર્ણપણે સમજી શકાય નહીં.

ગ્રેટબ્રિટનના રાજકવિ ટેનિસને એક સૂત્રમાં કહ્યું છે કે સ્વમાન, આત્મજ્ઞાન અને આત્મસંયમ એ ત્રણ મહાગુણોને લઇને માણસનું જીવન ઉન્નત અને મહાન થાય છે (Self reverence, self knowledge and self control) આ ત્રણે ગુણો અથવા શક્તિઓ શ્રી. સયાજીરાવમાં સારા પ્રમાણમાં ખીલ્યાં હતાં.

તેર વર્ષના અભણ છોકરા ગોપાળરાવને જ્યારે પૂછવામાં આવ્યું, કે તું શા માટે વડોદરે આવ્યો છે? ત્યારે તેણે જરાય અચકાયા વિના ઉત્તર આપ્યો કે વડોદરા રાજ્યની ગાદી પર બેસવા. એના મોટા તથા નાના ભાઇઓ કંઇ પણ ઉત્તર આપી શક્યા નહોતા. ગોપાળરાવની આત્મશ્રદ્ધાનો આ પહેલો દૃષ્ટાંત છે. બંદુકની નળીમાં જેમ દારૂને ઠાંસવામાં આવે છે તેવી રીતે આ છોકરાને જ્ઞાન આપવામાં આવ્યું; પણ એનામાં ગ્રહણ કરવાની શક્તિ હતી તેથી ઠીક પ્રમાણમાં જ્ઞાન પચાવ્યું. અઢાર ઓગણીસ વર્ષની વયે એમને રાજ્ય વહિવટ સોંપવામાં આવ્યો. ભયંકર ગેરવહિવટના વાતાવરણમાંથી રાજા સર માધવરાવે વડોદરા રાજ્યની વ્યવસ્થા પાકે પાયે સુધારી મુકી હતી પણ નવા મહારાજાને એમની કાર્યરીતિનીતિ ગમ્યાં નહીં અને આખા હિંદ દેશમાં પ્રખ્યાત, કાર્યકુશળ ગણાતા આ દીવાનને તેમણે રજા આપવાની હિંમત કરી.

એમની મુખમુદ્રા ઘણી ગંભીર હતી. એમને ઉંડો વિચાર કરવાની ટેવ હતી. કોઇપણ પ્રકારની તકરાર ચાલતી હોય ત્યારે એ હંમેશાં કહેતા કે એ વાતના મૂળ સિદ્ધાંત શું છે તે શોધી કાઢો અને પછી ચર્ચા કરો. ઘણાય રાજા મહારાજા અને નવાબો આ દેશમાં છે કે જેમને કોઇ પણ પ્રશ્નના ઉંડાણમાં ઉતરવાની શક્તિ હોતી નથી. ઘણાય એવા હોય છે કે "જેમના મ્હોં પર માખ પણ ઉડે નહીં." વડોદરા જેવા મોટા રાજ્યના રાજવી તરીકે નહીં, પૈસાદાર સત્તાધીશ તરીકે નહીં પણ એમનામાં સ્વતંત્ર રીતે વિચાર કરવાની શક્તિ હતી, એમણે આત્મમંથન કર્યું હતું, બહુશ્રુત હતા, જેમને મળે તેમની પાસેથી તેમના વિચારો અને હકીકતો જાણી લેવાની શક્તિ હતી, એ કારણોને લઇને તથા પોતાના મનને કેળવેલું હતું તેથી મહારાજા પ્રભાવશાળી હતા. સારા ભણેલા કેળવાયલા માણસો એમની સાથે વાતો કરીને અંજાઇ જતા.

સાધારણ રીતે ટેનિસને વર્ણવેલા ત્રણે ગુણો એક સાથે કેળવાય છે અને વધે છે. આત્મજ્ઞાન વિના આત્મ સંયમ અને સ્વમાન લગભગ અશક્ય છે. આત્મસંયમ વિના આત્મજ્ઞાન મેળવવું મુશ્કીલ છે અને સ્વમાનની ખીલવણી પણ ઓછી થાય છે. મહારાજા સયાજીરાવમાં સ્વમાનની લાગણી સારી રીતે ખીલી હતી, અને તે છતાં એમનામાં અભિમાનનો છાંટો સરખો નહોતો. એ કોઇને અલગ રાખતા નહીં, પણ પોતાને અલગ રહેવાની ટેવ પડી હતી. મૂળથી એમનો સ્વભાવ એકાકી, પોતાના જ વિચારમાં મગ્ન રહેવાનો હશે અને જે વાતાવરણમાં એ વડોદરે આવ્યા-

ત્યાં કોઇ પણ વ્યકિતમાં પુરો વિશ્વાસ મુકાય એવું નહોતું, કારણ કે એમની પહેલાંના બે ત્રણ મહારાજાઓને અભણ, સંસ્કાર વિનાના, સ્વાર્થી, સત્તાના લોભી દીવાન, કારભારીઓ, સગાંઓએ ફજેત કર્યા હતા.

જેવી રીતે એમને સ્વમાનની લાગણી હતી તેવી જ રીતે પોતાના વર્ગ એટલે રાજાઓની પ્રતિષ્ઠા માટે અને સ્વદેશીય હિંદીઓ માટે પણ તેટલું જ માન હતું. ૧૯૧૨ ના જાન્યુઆરીની શરૂઆતમાં દીલ્હી દરબારમાં બ્રિટિશ સમ્રાટનું અપમાન કર્યાનો જે ભયંકર આરોપ એમના પર મુકાયો હતો તેનું પુરૂં સત્ય તો વખતે બહાર પડશે જ નહીં. પણ એ દરબારો શા માટે ભરાય છે તે સમજવું અઘરૂં નથી. હિંદદેશમાં ભારે રાજકીય અસંતોષ ચાલતો હતો અને યૂરોપમાં મહાભારત લડાઇની તૈયારીઓ થઇ રહી હતી. બ્રિટિશ સામ્રાજ્યને એવો દેખાવ જગત આગળ કરવો હતો કે આખા હિંદના રાજાઓ અને પ્રજા અમારી સાથે છે. સાથે સાથે હિંદી રાજાઓને સામ્રાજ્યની ભારે સત્તા તથા પ્રતિષ્ઠાનું ભાન કરાવવું હતું. રાજાઓને હાથી પર બેસીને રિહીયર્સલ કરવું પડ્યું, એટલે ચોવીસ કલાક પહેલાં હાથી પર બેસીને ખાલી સરઘસમાં ફરવું પડ્યું. બ્રિટિશ રાજા તરફ કેવી રીતે અદબથી જવું, કેવી રીતે સલામ કરવી, કેવી રીતે સિંહાસન તરફ પીઠ ફેરવવી ન પડે તેવી રીતે નીકળી જવું, વિગેરેનું પણ રિહીયર્સલ થયું. જેનિઝામ કે મોટા મહારાજાઓને વર્ષે કરોડો રૂપીઆની આવક છે, જે સ્વતંત્ર રીતે બધા રાજ્યના હકો ભોગવે છે, જે બ્રિટિશ સરકારના ખંડીઆ નહીં પણ કોલકરારથી બંધાયલા મિત્ર રાજાઓ છે તેમનું આવા પ્રદર્શનથી કેટલું માનભંગ થાય તેનો વિચાર હિંદી સરકારે ન કર્યો. નીઝામ સરકાર નીચા વળીને સલામ કરે, કે કોઇ રાજપૂત મહારાજા પોતાની તલવાર બ્રિટિશ રાજાના પગ આગળ ધરી દે, આ ચીજ કોઇ પણ સ્વમાની રાજાથી શી રીતે સહન થાય? જે હિંદી પ્રજાજનો પ્રેક્ષક તરીકે ગયેલા તેમને પણ આખા દરબારની વિધિ અપમાનજનક લાગેલી. વડોદરાના મહારાજાએ એ હાથીના તેમજ દરબારના રિહિયર્સલમાં જવાની ના પાડી. પછી જે ભૂલ કરેલી કહેવાય છે તે પ્રસંગનો દુરૂપયોગ કરીને બ્રિટિશ અમલદારોએ રજનું ગજ કરીને મહારાજાને બદનામ કર્યા. આમાં ત્રણ વર્ષ ૧૯૦૯–૧૦ અને ૧૧ હું એમની સાથે હતો. મેં દરબારમાં જવાની ના પાડેલી અને તરતજ ઇંગ્લંડથી આવેલો એટલે ખાનગી કામે રજા પર ચઢી ગયેલો, પણ હું જાણું છું કે વાઇસરૉય કે હિંદી વઝીર, અને તેમના પૉલીટીકલ અમલદારો સાથે મહારાજાને હમેશાં સ્વમાન અને પોતાના હક્કોની બાબતમાં મતભેદ થયા કરતા. પણ સાથે સાથે એ કહેવાની જરૂર છે કે જે માણસ પોતાના અમલદાર કે નોકરનું પણ અપમાન ન કરે તે સમ્રાટનું અપમાન કરે એ બનવા જેવું જ નથી.

મહારાજા વિશે તો એટલું બધું લખાયું છે અને હજી પણ લખાશે કે એમના ગુણદોષની ચર્ચામાં હું ઉતરતો નથી. આજના વિજળીવેગે પ્રગતિ કરતા યુગમાં મને પુરતી ફુરસદ મળશે કે કેમ તે હું કહી શકતો નથી. પણ મેં મહારાજાના માનસનો અભ્યાસ કરવાનો પ્રયાસ કર્યો છે. કવલાણાના નાના ગામડામાં એમના મન પર જે છાપો પડી હશે ત્યાંથી શરૂ કરીને એમના અંગ્રેજ શિક્ષક અને દિવાન સર ટી. માધવરાવે ખંડેરાવ અને મલ્હારરાવના ગેરવહિવટ વિશે જે છાપ પાડી અને સુવ્યવસ્થા માટે જે ટેવો પાડી અને ત્યાર પછીથી એમણે સ્વાધ્યાયથી પોતાના મનને જે રીતે કેળવ્યું તેની ચર્ચા લંબાણથી કરવા જેવી છે. ગાંધીજીની નિયમિતતા ખુબ જાણીતી છે, વડોદરાના મહારાજામાં નિયમિતતા, વ્યવસ્થા,

સ્વચ્છતાના ગુણો સારી રીતે ખીલ્યા હતા. એમનામાં પોતાની જવાબદારીનું ભાન ખુબ કેળવાયું હતું. રાજકીય તથા સામાજીક પ્રગતિ કરવાની એમનામાં ધગશ હતી. એ ઘણા મહેનતુ હતા. દરેક પ્રશ્ન સમજવા માટે પ્રબળ પ્રયત્ન કરતા. એ સકળગુણસંપન્ન હતા એમ હું જરાય કહેતો નથી. એમના દોષો ઘણા હતા. ગાંધીજી મહાત્મા ગણાય છે તેમનામાં પણ ઘણા છે, અને મારામાં તો ઘણા વધારે છે. હું મારા દોષો વિશે આંખમીચામણા કરતો નથી અને મારા મિત્રો કે મારા સમાગમમાં આવેલા મનુષ્યો ( Contemporaries ) ના સદ્‌ગુણોની કિંમત આંકતી વખતે તેમની નબળાઈઓ પણ લક્ષમાં રાખું છું. મહાન મનુષ્યોના ગુણોમાંથી ઘણું શીખવાનું મળે છે, અને તેવી જ રીતે તેમના દોષોમાંથી પણ શીખવાનું મળે છે, પણ આ લેખમાં હું એમના માનસનું પૃથક્કરણ કરતો નથી પણ સારા ગુણોની પ્રશંસા કરીને અંજલિ આપું છું.

**શ્રી. સુમન્ત મહેતા**

***

પ્રકૃતિનો ક્રમ છે કે જુનું જાય છે અને નવિન આવે છે, જે જન્મે છે તેનો ક્ષય પણ છે. શ્રીમંત મહારાજા સયાજીરાવના સ્વર્ગવાસથી આખા ગુજરાત ઉપર શોક વાદળ છવાય તેમાં કાંઇ નવાઇ નથી. કારણ કે તેઓ એક મહાન રાજા નહી પરંતુ સાચા દેશ અને લોકસેવક હતા. ઇશ્વરેચ્છા આગળ કોઇનો ઉપાય નથી. તેથી આ મહાન ખોટ ખમવાને આપણે તૈયાર થવું પડશે.

શ્રીમંતની સાચી યાદગીરી તો એ જ થશે કે એમના મહાન ગુણોની યાદ રાખી તે પ્રમાણે વર્તવાને કટીબદ્ધ થવું.

શ્રીમંત મહારાજા સાહેબ વિષે ઘણું લખાયું ને બોલાયું છે એટલે જાણીતી વાતોમાં હું નહી પડું.

શ્રીમંતનો સૌથી મોટો ગુણ એમની સાદાઇ સદ્‌ગ્રહસ્થાઇનો હતો. કોઇ પણ મળવા આવનાર આગળ એમણે ગુસ્સે થઇને કટુ શબ્દો વાપર્યા હોય એમ સાંભળ્યું નથી. ઉશ્કેરાઇ જવાના પ્રસંગોમાં પણ એમણે મનની શાંતિ અદ્‌ભુત રીતે સાચવી રાખી એમ સાંભળ્યું છે. પોતે મહારાજા છે એ ભૂલવાનો પ્રયત્ન કરતા.

પ્રગતિ તો એમના સ્વભાવમાં જ હતી. આખી દુનિઆમાંથી સારામાં સારી વસ્તુઓ શોધવી અને તે વડોદરામાં લાવવી; એ છેક છેલ્લે સુધી એમનો મુદ્રાલેખ હતો.

કોઇપણ વસ્તુ એમને પસંદ પડે પછી તે સંસ્થા હોય, મકાન હોય, ચીજ હોય કે શિક્ષણપ્રવૃત્તિ હોય-કે તરત તેને વડોદરે લાવવાનો પ્રયત્ન એઓ કરતા.

કોઇપણ સાંકડા-પ્રાંતીય કે ન્યાત જાતના ભેદમાં પોતે માનતા નહીં એટલું જ નહીં પણ વર્તનથી તેનો સચોટ પુરાવો આપતા. સમસ્ત હિંદુસ્તાનમાંથી સારામાં સારા માણસો અમલદાર તરીકે એઓ વડોદરે લાવેલા. એટલું જ નહિ પણ જર્મન ફ્રેન્ચ ને અમેરીકન અમલદારો પણ વડોદરામાં હતા. કાજી શાહબુદ્દીન, અરવીંદ ઘોષ, રમેશ દત્ત, આયંગર, દીવાન બહાદુર સમર્થ વીગેરે અમલદારો કોઇપણ રાજ્યને શોભા આપે એવા હતા. આવા અમલદારોને ખાસ પોતે પસંદ કરીને વડોદરે લાવેલા. લાયબ્રેરીની શરૂઆત મી. બોર્ડન અમેરીકને કરેલી. કમાટીબાગ જર્મન અમલદારે રચેલો.

જ્યારે સમસ્ત હિંદ ગાઢ નિદ્રામાં હતું ત્યારે બત્રીસ વર્ષ પહેલાં દીર્ઘ અને અંત્યજોદ્ધારનો પ્રશ્ન એમણે હાથ ઉપર લીધેલો હતો.

મહાત્મા ગાંધી તો દક્ષિણ આફ્રિકામાં તે વખતે હતા. એ રીતે તેઓ હિન્દુસ્તાનમાં એક પેઢી આગળ હતા. તે વખતે લોકોમાં આભડછેટની લાગણી બહુ તીવ્ર હતી. ભણેલા

લોકો પણ મદદ કરવા તૈયાર નહોતા. મારા પિતાશ્રી તથા સદ્‌ગત પંડીત આત્મારામજીએ એ આ બન્ને વિષયોમાં શ્રીમંતની યોજના સફળ કરવા જેહમત ઉઠાવેલી. તેથી જ તેમના ઉપર એઓશ્રીની મહેરબાની પણ વિશેષ થયેલી.

ફક્ત વડોદરા રાજ્ય કરતાં સમસ્ત હીંદનો એઓ પ્રથમ ખ્યાલ કરતા હતા. એક હીંદી આગેવાનને તો કહેલું કે તેઓ પ્રજાસત્તાક રાજ્યના પ્રમુખ થવા લાયક હતા.

હીંદી રાજ્યો સમસ્ત દેશનો અવિભાજ્ય ભાગ છે અને બધા જોડે મળી પ્રયત્ન કરે તો જ પ્રગતિ સાધી શકાય એ એમનું મંતવ્ય હતું; આથી જ હીંદના દરેક ભાગની પ્રવૃત્તિમાં એઓ પુષ્કળ રસ લેતા ને બનારસ હીંદુ યુનીવરસીટી, જુના ઇતિહાસ સંશોધક મંડળી વીગેરે ઘણી સંસ્થાઓને તેઓ મદદ કરતા. હાલના રાજકીય વિભાગો બ્રીટીશની જીતના આકસ્મિક પરિણામો છે. આથી દેશના કાયમના ભાગલા પડવાના છે એ માન્યતા એમને મંજુર નહોતી. સુવર્ણ મહોત્સવ પ્રસંગે સુરત વીગેરે ઘણા બ્રીટીશ શહેરોમાંથી એમને માનપત્રો મળેલાં અને તે સહર્ષ એમણે સ્વીકારેલાં.

કેળવણી સીવાય પ્રગતિ નથી તે સત્ય એઓ સમજ્યા હતા. તેથી જ સંગીત કેળવણી તરફ એમને ઘણો પક્ષપાત હતો સ્વતંત્ર રીતે વિચાર કરતાં શીખવું એ ફક્ત જ્ઞાનના ભંડાર ભરતાં વધારે જરૂરનું છે. તેથી જ લાયબ્રેરી માટે ખાસ આગ્રહ રાખતા તેથી જ આખા એશીયા ખંડમાં જાપાન પછી મફત અને ફરજીઆત કેળવણી કરવાનું માન વડોદરાને શ્રીમંતના શુભહસ્તે લાગ્યું. સ્ત્રી કેળવણીના પણ એ દૃઢ આગ્રહી હતા; કારણ એક કન્યા ભણે તો એક કુટુંબ સુધરે એ સત્ય એ અહોનીશ સંભારતા.

એક વખત નાટક જોવા આવેલા ત્યારે "સતી અનસૂયા"ના ખેલમાંથી "અહો જે દેશને કરવા આબાદાન, સરસ રીત તો એ જ છે દો માતાને જ્ઞાન" ગાયન સયાજીરાવ મહારાજે બે વખત ખાસ ફરમાસથી વગડાવેલું જાણવામાં છે.

જાપાન પ્રત્યે એમને ઘણો પ્રેમ ને આદરભાવ હતા. Why should Baroda be not another Japan "આ સવાલ એમણે એકવાર પૂછેલો પણ ખરો. પણ સમસ્ત હિંદના કમ ભાગ્યે વડોદરા જાપાન ન થયું. ગુજરાતી સાહિત્યની એમણે ઘણી સેવા કરી છે ૧૯૧૮ માં ખાસ આગ્રહ કરીને સાહિત્ય પરિષદની ચોથી બેઠક વડોદરે એમણે ભરાવેલી. તે પ્રસંગે ગુજરાતી ને મરાઠી સાહિત્યની ખીલવણી માટે રૂપીઆ બે લાખની બક્ષીસ પણ આપેલી.

વળી લોકની ભાષા ગુજરાતીને એમણે રાજ્યની ભાષા કરી. કોર્ટોમાં પણ કામકાજ મોટે ભાગે તે જ ભાષામાં ચાલે છે. બીજા કોઇ રાજ્યમાં આ પ્રથા ચાલુ કર્યાનું સાંભળ્યું નથી. બ્રિટિશહીંદમાં રાજ્યભાષા અંગ્રેજી જ છે. નિઝામ રાજ્યમાં ઉર્દૂ રાજ્યભાષા છે; જો કે પ્રજાનો મોટો ભાગ મરાઠી ને તેલગુ ભાષા બોલે છે, ફક્ત રાજ્ય કુટુંબને લગભગ ૧૧ ટકા રાજ્યની વસ્તીની માતૃભાષા ઉર્દૂ છે. આ જ એમની મહત્તાનું માપ છે. ગુજરાત આ સેવાનો આભાર પુરો કેવી રીતે માને ?

સમાજ સુધારામાં તો એમણે વડોદરાને જગમશહુર કર્યું છે. બાળલગ્ન પ્રતિબંધ, વારસાઇ હક્કો, છુટાછેડાના હક્કો વીગેરે સ્ત્રી હિતના કાયદા એમણે ખાસ ઘડયા છે. સ્ત્રી હાલની ગુલામી દશામાંથી બહાર નિકળે અને દેશસેવામાં પોતાનો ફાળો આપે એ એમની ખાસ ઇચ્છા હતી. સ્ત્રી પ્રગતિ બાબતની કોઇ પણ યોજના કે ચળવળને હમેશાં એમના તરફથી ટેકો મળતો.

શ્રી. અનંતનાથ નં. દીક્ષિત

# કાલે અને આજે

લેખક :

શ્રી. ભોગીલાલ ગાંધી

દુનિયાનો એ મોટામાં મોટો દેશ છે. એક છેડેથી બીજે છેડે ચાલીને જાવ તો વરસો લાગે !

જો આપણે એકી સાથે એ દેશના દરેક જુદા જુદા ભાગમાં વાયરલેસથી પૂછીએ, ' અત્યારે તમારે ત્યાં શું છે ? સવાર, સાંજ કે રાત ? '

તો એક જણ કહેશે, ' સવાર. '

બીજો કહેશે, ' બપોર '

ત્રીજો કહેશે, ' અમારે તો ભાઇ, સાંજ છે. '

અને ચોથો કહેશે, ' ના, રે ના, હજી તો મધરાત ચાલે છે. '

જો આપણે એ દેશના દરેક જુદા જુદા ભાગના લોકોને તે જ રીતે પુછીએ કે, ભાઇ, કઇ ઋતુ છે ,તમારે ત્યાં ? '

તો એક કહેશે, ' અમારે ત્યાં તો વસંત છે. '

બીજો કહેશે, ' શિયાળો છે. '

અને પછી એમને આપણે પૂછીએ કે, ' ભલા ! તમારે ત્યાં બહુ શું થાય છે ? '

તો એક કહેશે, ' લોઢું જ લોઢું ! '

બીજો કહેશે, ' અનાજ અનાજ ! '

ત્રીજો કહેશે, ' અમારે ત્યાં છે એટલું રૂ ક્યાં છે બીજે ! '

ચોથો કહેશે, ' કોલસા તો અમારે જ અહીં છે. '

અને પાંચમો પાછળથી પણ સૌથી મોટે અવાજે કહેશે, ' બોલો કેટલા લાખ ગેલન તેલ. ક્યામતેલ જોઇએ ! '

લોઢું–ધરતીના પેટાળમાં સલામત તિજોરીમાં પડેલું છે.

અનાજ–કાળી કાળી ધરતીના જડબામાં ડોકિયાં કરે છે.

રૂ–મોટાં મોટાં ખેતરોમાં ભર્યું ભર્યું સૂતું છે.

કોલસા–ધરતીના ઊંડા ઊંડાણમાં લપાઇને પડયા છે.

તેલ–તળાવોમાં હેલહેલા કરે છે.

પણ પાછા એમને પૂછીએ કે, ' તમારે ત્યાં શાની અછત છે ? '

તો એક કહેશે, ' લોઢું જોઇએ છે. '

બીજો કહેશે, ' અનાજ વિના તો મરી ચાલ્યા ! '

ત્રીજો કહેશે, ' રૂ વિના તો થથરી ઉઠયાં !'

ચોથો કહેશે, ' કોલસા વિના તો મરવા પડયા છીએ. '

અને છેલ્લો કહે છે, ' બધું છે પણ ગ્યાસતેલ વિના તો કેમ રહેવાય ? '

*

પણ કોઇને સમજ નથી પડતી આ બધા માટે શું થાય ?

*

કોઇક કહે છેઃ ' ટ્રેકટર આવે તો ધણું સૂતરું થઇ જાય. ઉજ્જડ ધરતી હસતી થાય. '

' આગગાડી આવે તો છત અને અછતનો ઉકેલ થાય. '

' વરસાદ ન આવે પણ નહેર બંધાય તો દેશ આખો લીલોછમ બને અને પછી તો લીલાલહેર થાય. '

પણ નહેરો કોણ ખોદાવે ? સડકો કોણ બંધાવે ? ટ્રેક્ટરો શું કામ લાવે ? કોને શી ગરજ ?

કેમકે લોકો તો સૌ અજગરની ઊંઘ લેતા પડ્યા છે. એમને તો પોતાના સુખદુઃખની ય પૂરી સમજ નથી. વહેમોમાં એટલા બધા ડૂબ્યા છે કે અક્કલ ચલાવવાની કોઈને આવડત નથી. નસીબ ઉપર એટલા બધા આધાર રાખે છે કે પ્રશ્નનો વિચાર કરવાનો કોઈને સમય નથી. જાતો ૧૮૦ છે અને ભાષાઓ, બોલીઓ એથી ય વધારે છે—આ સૌનો મેળ કેવી રીતે ખાય ?

અને આનો લાભ થોડાક મૂઠીભર, લુચ્ચા સ્વાર્થી લોકો લઈ રહ્યા છે.

*

વીસ વરસ પહેલાંના રશિયાની આ વાત છે. આખી ધરતીના છઠ્ઠા ભાગ જેવડો મોટો એ દેશ છે. પહેલાં—થોડાં વરસ પહેલાં ત્યાં જુલમી રાજા રાજ કરતો હતો. એ ઝાર નામે ઓળખાતો.

એ દેશમાં મોટા મોટા જમીનદારો હતા, તાલુકદારો હતા, સામંતો હતા—સૌ મોટા રાજાના જેવો રુવાબ રાખતા. રૈયતને મારતા, ચૂસતા અને મનમાન્યા પૈસા પડાવતા. એમની સામે થનારને ગોળીએ વીંધી નાખતા.

રાજા આગળ આની કશી દાદ ફરિયાદ ચાલતી નહિ—રાજા તો નાચરંગ અને આનંદતાનમાં દિવસો ગુજારતો. એના સલાહકારો અને અમલદારો એક જ વાત જાણતા કે રાજાની ખુશામદ કરી પૈસા કેવી રીતે પડાવવા. લાંચ રુશ્વતનો તો પછી પાર જ કમાં હોય !

દેશનું સત્યાનાશ વળી રહ્યું હતું. ગરીબ લોકોનો મરો હતો. પૈસાદારો તો તાગડધિન્ના કરતા. ગરીબો વધારે ગરીબ થતા જતા હતા. મહેનત કરે ગરીબો અને કમાય પૈસાદાર ! મહેનત કરે મજૂરો અને કમાય કારખાનવાળા ! મહેનત કરે ખેડૂતો અને કમાય જમીનદારો ! મહેનત કરે રૈયત અને મોજશોખ ભોગવે રાજા—રાણી અને એનાં કુટુંબીઓ !

પ્રજામાં હાહાકાર વરતી રહ્યો. અંદર અંદર સૌ ધૂંધવાઈ રહ્યા. શું નાના શું મોટાં, શું સ્ત્રીઓ શું પુરુષો—ગરીબ અને વચલી સ્થિતિવાળા સૌના કંઠે પ્રાણ આવ્યા.

જ્યાં જુઓ ત્યાં જુલમ—જુલમ ! ભૂખમરો—ભૂખમરો ! જ્યાં જુઓ ત્યાં સૌ મરવા વાંકે જ જીવતા હોય, એવું થઈ રહ્યું હતું.

કોઈને વિચાર આવ્યોઃ 'રાજાથી ય મોટો એક છે. ન્યાયનો બેલી એક છે. સાચનો પક્ષ લેનાર એક છે—ધર્મગુરુ ! '

ને આ ભોળા આદમીએ સૌને વાત કરીઃ ' ભગવાન તો આભમાં બિરાજે છે, પણ એનો અવતાર ધરતી પર છે—ધર્મગુરુ ! નકીએ આપણી હાય સાંભળશે. એ આપણને બચાવશે. '

ભોળાં ભોળવાયાં. ટોળેટોળાં વળી ધર્મગુરુ પાસે ગયાં. પણ પહેલાં તો ધર્મગુરુને આ નાગાં—ભૂખ્યાં—ગંધાતાં લોકોને મળવાની ફુરસદ જ ન હતી ! એ વખતે એ દેવળમાં પૂજા કરતો હતો. પૂજા થઈ રહ્યા પછી એને રાજા ઝારને મળવા જવાનું હતું. એ પછી રાજા ઝારના દીકરાને મંત્ર ભણાવવાના હતા. સાંજે ઝારની રાણીને ઉપદેશ સંભળાવવાનો હતો—વખત જ એને ન હતો !

ભોળાં માનવી વીલાં પડ્યાં, પાછાં ફર્યાં. બીજે દિવસે, ત્રીજે દિવસે, ચોથે દિવસે રોજ ટોળેટોળાં વળ્યાં ધર્મગુરુને આંગણે જઈ જઈ પાછાં ફર્યાં ! ધર્મગુરુને વખત જ ક્યાં હતો ?

' હવે શું થાય ? ' સૌ વિચારમાં પડ્યાં.

' ગમે તેમ કરી ધર્મગુરુને પૂછવું એ તો પડે. ' એક જણ બોલ્યું.

' પણ શી રીતે ? ' બીજાએ પૂછ્યું.

સૌ પાછા વિચારમાં પડી ગયા, એક

સરકારના લશ્કરમાં કોણ હોય છે? સિપાઈઓ ક્યાંથી આવે છે? જ્યારે પોતાના ગામમાં ખાવાના સાંસા થાય ત્યારે ઘણા જુવાનો શહેરમાં મિલમાં નોકરી શોધવા જાય છે. ઘણી વાર ત્યાંય નોકરી નથી મળતી. કેટલાક વળી સરકારની કચેરીમાં પટાવાળા, કારકુન થઈ જાય છે. કોઈક વળી સિપાઈ પણ થઈ જાય છે. અને વખત આવ્યે એને લડાઈમાં જવું પડે છે—હાથ પગ ભાગે કે મરવાનું ય આવે! પણ પેટને ખાતર એને બધું કરવું પડે છે.

આ પેટની ખાતર ગયેલા જુવાનો હાથમાં બંદૂક લઈ સરકારના તરફથી રૈયત ઉપર જુલમ ગુજારતા થાય છે. પણ એમનામાંય સમજ આવે છે—જ્યારે પોતાની જ સામે પોતાના ગામના કે નાતના કે કુટુંબના જુવાનો હડતાલ પાડે છે કે સરકારના જુલમ સામે માથું ઉંચકે છે ત્યારે આ સિપાઈઓને જ પોતાના ભાઈઓ ઉપર ગોળી ચલાવવાનો વારો આવે છે! અને એવે વખતે ઘણાંની આંખ ઉઘડી જાય છે. એવી હરામખોર નોકરીને લાત મારી તેઓ પોતે જ પેલા ક્રાંતિ માટે મરવા નીકળેલાઓની સેનામાં જોડાઈ જાય છે. અને જે બંદૂક તોપો પોતાના કાબૂમાં હોય તેનો ઉપયોગ રૈયત સામે નહિ પણ જુલમી સરકાર સામે જ કરવા લાગી જાય છે. આ વખતે સરકાર ગભરાય છે અને તાર કરે છે કે બીજે ક્યાંકથી લશ્કર આવે. પણ આ દરમિયાન તો તારવાળાઓ પણ પોતાના દેશનાં ભાંડુઓની કુમકે આવી ચડે છે અને તારનાં દોરડાં પોતાને હાથે કાપી નાખે છે. રેલવેના નોકરો પણ સરકારને માટે લશ્કર લાવવા લઈ જવા એંજીન ચલાવવાની ના પાડે છે. અને આખા દેશમાં અજબ ચમત્કાર જેવો એમ થઈ જાય છે.

મોટરબસવાળા, ગાડીવાળા, પોસ્ટવાળા, ખલાસીઓ, સિપાઈઓ અને લશ્કરના આદમીઓ સુદ્ધાં મજૂરો અને ખેડૂતો તથા બીજા ક્રાંતિ કરવા નીકળેલા જુવાનોની સાથે થઈ જઈ જૂના રાજને છેલ્લી સલામી આપી બધી સત્તા હાથ કરે છે!

અને લેનિનની આગેવાની નીચે બન્યું પણ એમજ.

જો કે લેનિન તો ઘણાં વરસો સુધી રશિયાની બહાર દેશનિકાલ થયો હતો. પણ તે ભારે કુશળ હતો. જંગલોમાં અને રણમાં, પરદેશમાં અને દરિયાપાર રહી રહીનેય તેણે રશિયાની નાની મોટી બધી વાતો ઉપર કાબુ રાખ્યો હતો. એના હાથમાં જ છેવટ લગી આગેવાની રહી. અને એ પોતે ખરે ટાંકે છાનોછૂપો રશિયામાં ઘુસી આવ્યો—ક્રાંતિનો બધો મસાલો તૈયાર હતો. એમાં ચીનગારી મૂકી દીધી અને ઉપર જણાવી તેમ બધી સત્તા તેના હાથમાં આવી ગઈ.

*

આ ભારે જંગ અને વિટંબણામાં લેનિનની સ્ત્રી ક્રુપસ્કાયાએ ઓછો સાથ નથી આપ્યો. એણે સ્ત્રીઓમાં પ્રચંડ જાગૃતિ આણી હતી અને છેવટ લગી તેમની આગેવાની કરી હતી.

*

પરિણામે ગઈ કાલનું વહેમી, જંગલી, અણસમજુ, જુલમ નીચે રીબાતું, મૂંગું, બીકણ રશિયા નવો જ સાજ, નવી જ શક્તિ નવા જ સ્વરૂપે આજે દુનિયા આખીને આંજી રહ્યું છે.

આખી દુનિયામાં આજે રશિયા બીજા સૌ દેશોથી જુદું પડે છે. એણે નવો જ આદર્શ જન્માવ્યો છે, નવી જ આશાએ જન્માવી છે, નવી જ સંસ્કૃતિ ઉભાડી છે.

*

એ સંસ્કૃતિમાં એવું તે શું છે!

દુનિયાની અંદર આજે રશિયા એક જ એવો દેશ છે જ્યાં

(૧) આ મારી મિલ, આ તારી ફેક્ટરી, આ ફલાણાની માલિકીની પેઢી–એવું નથી. એટલે કે મોટા મોટા મિલ તથા કારખાનાદારો નથી. બધી મિલકત રાજ્યની ગણાય છે.

( ૨ ) જમીન પણ જે ખેડે તેને સરકાર આપે, બીજાની મહેનત ઉપર જીવનાર બેઠાખાઉ જમીનદારો હવે ત્યાં નથી.

( ૩ ) આમ જે માલ પેદા કરવાનાં સાધનો છે તે જ કોઈની ખાનગી માલિકીનાં ન હોઈ ત્યાં મહેનત કરનાર દરેકને ખાવા પીવા અને જીવનની જરૂરિયાતો પૂરી પાડવા સરકાર બંધાએલી છે. એટલે કે આજની દુનિયાનો મહારોગ–' બેકારી '–જે હિન્દુસ્થાનમાં જ છે એમ નહિ, પણ સ્વતંત્ર સુખી ગણાતા ઇન્ગ્લેન્ડ, અમેરિકા અને જર્મની, ઇટલી, ફ્રાન્સ તથા દરેકે દરેક દેશમાં છે–તે ' બેકારી ' એક માત્ર રશિયામાં નથી.

( ૪ ) ખાનગી માલિકી ન હોઈ પૈસાને કારણે થતા ગુન્હાઓ, ખૂનો, વગેરે અટકી ગયાં છે.

( ૫ ) ખોટી હરીફાઈ મટી જઈ સૌ " પોતાનું " કામ ગણીને તનમનથી મહેનત કરે છે.

( ૬ ) માંદા અને ઘરડાંની સારવાર સરકાર લેવા બંધાએલી છે.

( ૭ ) બાળકોનો સારો ઉછેર થાય અને તેમનું ભણતર સંગીન થાય તે માટે હજારો દવાખાનાં અને નિશાળો તથા બાલક્રીડાંગણો અને લાયબ્રેરીઓ સરકારે શરૂ કરી છે.

( ૮ ) સ્ત્રીઓને આજ લગી ગુલામ માનવામાં આવતી અને તે તો કેવળ છોકરાંને જન્મ જ આપવાનું કામ કરે એ માન્યતા તદ્દન ભુંસાઈ ગઈ છે અને સ્ત્રીઓ પણ નાનામાં નાના કામથી માંડી મોટામાં મોટા જોખમ અને જવાબદારીના કામ તથા હોદ્દા ઉપર આજે આ દેશમાં છે. એટલે કે સ્ત્રીઓ અને પુરૂષો બધી રીતે સરખી પાયરી ઉપર છે.

(૯) કોઈ પણ જાત કે ધર્મના માણસને બીજાથી ઉતરતો કે હલકો ગણવામાં આવતો નથી.

(૧૦) દુનિયામાં સૌથી ભયંકર ' પાપ ' કે ' ગુનો ' હોય તો તે ' વેશ્યાનો વેપાર 'નો છે. દુનિયાને માથે તે એક કલંક છે. આજ લગીના ઇતિહાસમાં ' વેશ્યા ' કદી નિર્મૂળ થઈ નથી. આજેય દુનિયાના દરેક દેશમાં સરકાર તરફથી ' વેશ્યા ' તરીકેના પરવાના આપવામાં આવે છે. પણ એક રશિયામાં જ વેશ્યાવાડો નિર્મૂળ થયો છે. કોઈ સ્ત્રીને એના શરીરને પૈસાની ખાતર વેચવું પડે એ આખા સમાજને માટે લાંછન છે. રશિયાએ એ કાળી ટીલી દૂર કરી છે.

અને સૌથી છેલ્લું પણ મહત્વનું—

(૧૧) રશિયામાં આ બધું થઈ શક્યું છે કેમકે ત્યાં શ્રમજીવીઓનું રાજ્ય છે. ત્યાંની સરકાર જ મજૂરો–ખેડુતો અને મહેનત કરનાર પ્રતિનિધિઓની બનેલી સાચી સંપૂર્ણ પ્રજાકીય સરકાર છે. ઇન્ગલેન્ડ અને અમેરિકામાં કહેવાય છે પ્રજાતંત્ર પણ ત્યાં ખરી રીતે પૈસાદારોનું જ રાજ્ય હોય છે એવું એક માત્ર રશિયામાં નથી. એથી જ નાનામાં નાનો મજૂર ઊંચામાં ઊંચી કક્ષાએ પહોંચે એવો સતત પ્રયત્ન થાય છે.

આનું નામ જ સાચું સ્વરાજ–પોતાનું રાજ–પ્રજાનું રાજ. ત્યાં આને " સોવિયેટ રાજ " કહેવામાં આવે છે.

કેવું સુંદર રાજ ? ક્યાં ગઈ કાલનું ઝારનું રશિયા ને ક્યાં આજનું સોવિયેટ રશિયા !

ક્યાં કાલે...! અને ક્યાં આજે...!

# આશા ગીત

[ ઢાળ : સાગરને તીર એક ટટળે ટીટોડી ]

આવ્યા રે મેઘરાજ વરસ્યા ખૂબ પાણીડાં,
ઠાર્યાં ધરણીનાં પેટ ધખતાં હોજી !
સીંચી બપૈયાને ઉર મીઠી પ્રીતડી,
અટકાવ્યાં ' પિયુ પિયુ ' જપતાં હોજી !

આવ્યા આવ્યા ને પાછા ચાલ્યાયે રે ગયા,
ચાતકને રોજ દિન ગણુવા રહ્યા,
મધઝરતાં ત્હોય ' પિયુ ' વાટડીનાં વેણુલે,
આશાનું ગાન કેનું મૂકતા ગયા !

આવ્યા રે ભાનુદેવ સાત સાત ઘોડલે,
થંભેલી સૃષ્ટિને જગાડવા હોજી !
ચકવા ચકવીનાં એ તલખંતાં દિલડે,
પ્રેમનાં નવાંકુરો ફુટાડવા હોજી !

થાકયાને રાજ ઘેર પાછા પધારીયા,
ગોઠડી ચકોરની અધૂરી રહી
આઘાં આઘાં ત્હોય ઓરાં અંતરથી,
રાખે આશા શી મધુરી વહી !

સુખના વરસાદ મારે આંગણીયે વરસ્યા,
વ્હેતાં કૈં કાળ એય ડૂકી ગયા
એક દિ' એવાજ કૈં સૂરજ તપી ઉઠયા,
એય અંધારૂં પાછું મૂકી રે ગયા !

આજ મારે દિલડે દુઃખ દરીયા ઉમટી,
મત મારી મૂંઝવી ભારે રહે
રહોયે રડી રોદણાં ચાતક ચકોર શાં,
આશાદેવીને ઉર મારૂં ચહે
આશાનું ગીત અનંત ગુંજી રહે.

ચી. રસેન્દ્ર

# રેડીયો વિષે કંઇક

લેખિકા :
સૌ. ચંદ્રાવતી ઈ. દવે

લગભગ પંદરેક વર્ષથી હિંદુસ્તાનમાં 'રેડીયો'ની પધરામણી થઇ છે. જેમ રેલ્વે, તાર, ટેલીફોન વગેરેથી આપણને નવું નવું જાણવાનું મળે છે, તાત્કાલિક અને સમયસરની ખબરો મળે છે, દુનિયામાં શું ચાલી રહેલું છે. તે ખબરો પેપરોદ્વારા આપણે મેળવી શકીએ છીએ, તેના કરતાં અનેકગણું વધારે, મીનિટે મીનિટના બનાવો વિષેનું ચોક્કસ જ્ઞાન આપણે રેડીયો દ્વારા મેળવી શકીએ છીએ.

દિવસે દિવસે હિંદુસ્તાનમાં રેડીયો સ્ટેશનોમાં વધારો થતો જાય છે. રેડીયો સ્ટેશનો વધારવાનો સરકારનો ઉદ્દેશ પોતાની પ્રજાને વિશેષ જ્ઞાન આપવા માટે છે. પહેલાં રેડીયો કિંમતમાં ઘણા મોંઘા હોવાથી બહુજ થોડી જગાએ જોવામાં આવતા હતા. મોટી મોટી રહેવાની સારી હોટલો, રાજા, રજવાડા અને ઘણા પૈસાદાર કુટુમ્બોમાં જ જોવામાં આવતો. પછી ધીરે ધીરે કિંમત ઓછી થવાથી તેનો પ્રચાર વધ્યો. અને સાધારણ ચાની હોટેલોમાં લોકોના જોવામાં તે આવવા લાગ્યો. પણ રસ્તે જતાં આમોદ્દેન કરતાં જુદો ને મોટો અવાજ લોકોના સાંભળવામાં આવે, એટલે તેમને તો માત્ર એટલી જ કલ્પના રહે, કે આ તો એક મોટા અવાજથી ઘોંઘાટ કરી ગાયનો જ સંભળાવ્યા કરે છે, આથી વિશેષ મહત્ત્વ તેનું લોકોને લાગતું નહિ. આપણામાં સજ્જનો ચાની હોટેલમાં જઇ બહુ બેસતા નથી, એટલે કારણ પ્રસંગે અથવા શોખની ખાતર હવાખાવાના સ્થળોએ, અથવા મોટાં શહેરોની રહેવાની સારી હોટેલોમાં રહેવાનું થતું, તો નિરાંતે બેસીને રેડીયો સાંભળી શકાતો. જો એક વાર એમાં રસ પડે, તો પછી એને માટે વધારે જાણવાની જીજ્ઞાસા ઉત્પન્ન થાય જ. અત્યારે તો રેડીયો કાંઇ નવાઇની ચીજ રહ્યો નથી. કારણ કે સાધારણ ઘરોમાં પણ રેડીયો મહત્ત્વનું સ્થાન પામી ગયો છે. પણ તેનું મહત્ત્વ કયા ધોરણ ઉપર હશે, તે એક વિચારવા જેવી વાત છે. કેટલીક જગાએ તે એક ફેશન તરીકે અથવા મોટાઇ બતાવવા તરીકે હોય છે. અને તેથી રેડીયો સેટ ખાસ કરીને ડ્રોઇંગ રૂમમાં જ શણગાર તરીકે ગોઠવવામાં આવે છે. પણ તેને બદલે જો આખો દિવસ બેસવાના રૂમ તરીકે વપરાતો રૂમ જેને સીટીંગરૂમ અથવા લાયબ્રેરી રૂમ કહી શકાય, તેમાં રાખેલો હોય, તો તેનો ઉપયોગ સ્ત્રીઓ તથા છોકરાંઓ સર્વ કરી શકે. કેટલીક જગાએ ફક્ત ગાયનો સાંભળીને આનંદ મેળવવા માટે રાખવામાં આવે છે, તો કેટલીક જગાએ એકલવાયા માણસને એક કંપેનિયનની ખોટ પૂરી પાડવા માટે રાખવામાં આવે છે. પણ એનો અભ્યાસના એક સાધન તરીકે તો બહુજ ઓછી જગાએ તેનો ઉપયોગ થતો હશે.

ઘણાં ઘરોની અંદર મુખ્ય પુરૂષ વ્યક્તિઓ સિવાય સ્ત્રીવર્ગ અથવા મોટી ઉંમરના છોકરાંઓને પણ તેને વગાડવાની બંધી હોય છે, અને તેથીજ તે વર્ગ તેમાં રસ લઇ શકતો નથી. આવું ન થવું જોઇએ. કારણ કે પુરૂષો બહાર હોય, ત્યારે ઘરમાં રેડીયો હોવા છતાં પણ સ્ત્રીઓને કે છોકરાંને તેનો લાભ મળતો

નથી. ઘરમાં બધાં જ ચલાવી શકતાં હોય, તો દરેકજણુ પોતપોતાના રસ પ્રમાણે પ્રોગ્રામો સાંભળે ને આનંદ મેળવે, અને તો જ રેડીયોનો ખરેખરો ઉપયોગ કર્યો ગણાય.

હવે રેડીયોથી આપણને શું શું જાણવાનું મળે છે, તે જોઈએ. પહેલું તો એજ જોવાનું છે કે આપણે એક નાનું સરખું કોન્સર્ટ અથવા ગેધરીંગ કરવું હોય છે, તો તેને માટે કેટલા દિવસ આગમચથી તૈયારી કરવી પડે છે. અને એક પછી એક પ્રોગ્રામો કેવી રીતે ગોઠવવા, વચમાં જરા પણુ ખાલી વખત રહ્યા સિવાય સતત પ્રોગ્રામો ચાલુ રાખવા, એને માટે મહેનત અને મગજ પર બોજો કેટલો રાખવો પડે છે અને તેમ છતાં પણુ સારામાં સારૂં કાર્ય થવું, અને ટાઇમે ટાઇમ સચવાવો ઘણી વખત અશક્ય થઇ પડે છે. તો પછી રેડીયો પ્રોગ્રામ જે છાપેલો પંદર દિવસ આગમચથી બહાર પડે છે, તો તેને ગોઠવવાને કેટલા મહીના આગમચથી તૈયારી કરવી પડતી હશે. વળી તેને માટે તો ગામનાં તેમ પરગામનાં અનેક માણસોની સાથે પત્રવ્યવહારથી નક્કી કરવું પડે છે. વળી પ્રોગ્રામોના ટાઇમ સાચવવામાં એટલી બધી ચોકકસતા જળવાય છે, કે ૭–૨૫ થી શરૂ થતો પ્રોગ્રામ ૭–૨૫ થી જ શરૂ થાય, એક મીનીટ પણુ વધારે ઓછી ન થાય અને ૧૨–૫૫ પૂરો થતો પ્રોગ્રામ અડધો મીનીટના પણુ ફેરફાર સિવાય તેજ ટાઇમે પૂરો થાય. એટલે તેમાં ભાગ લેનાર ગાયન, વાદન તથા ભાષણો કરનારાઓ એ કેવા ટાઇમસર આવી જવું પડતું હશે ! અને દરેક પ્રોગ્રામ પૂરો થતાં તરતજ બીજા પ્રોગ્રામની જાહેરાત કરવા માટે રેડીયો સ્ટેશનના માણસોએ કેવા તૈયાર રહેવું પડતું હશે ? વળી આ તૈયારી તો રોજ રાખવી પડતી હોવા છતાં કોઇપણુ દિવસ તેમાં ઉણપ આવી જોવામાં આવતી નથી. આ બધું ખાસ વિચારવા જેવું છે.

રેડીયોની શોધખોળ યુરોપમાંથી થઇ અને તેમાં તેમનો મૂખ્ય ઉદ્દેશ દેશદેશની માહિતી મેળવવાનો, સંદેશા પહોંચાડવાનો ને અવનવા બનતા બનાવોની ખબરો મેળવવાનો હતો. અને તે સાથે એકલું જ તે સાંભળવાથી આનંદ ન પડે, માટે તેની સાથે ગાયન, વાદન તથા સારા સારા વકતાઓનાં ભાષણો ગોઠવવામાં આવ્યાં. હિંદુસ્તાનમાં રેડીયો સ્ટેશન મુંબાઇ, દિલ્હી, કલકત્તા, મદ્રાસ, પેશાવર, લાહોર લખનૌ તથા સીલોનમાં છે. તેમાં મુંબાઇ ઇલાકામાં તો ખાસ કરીને મુંબાઇનું સ્ટેશન આપણને વધારે ઉપયોગી થઇ શકે છે. હાલમાં તેણે ઠીક પ્રગતિ કરી નવા નવા સુધારાઓ કર્યા છે. એટલે જુદા જુદા શોખના માણસોને અનુકુળ પડે તેવી જાતની ગોઠવણી કરેલી છે. રોજ સવારે ફકત એક કલાક સુધી રેકર્ડ પ્રોગ્રામ આવે છે. વળી બપોરે ૧૨ થી ૧ સુધી થોડાં ગાયનો, વળી સ્ત્રીઓને માટે ખાસ જાણવા જેવો પ્રોગ્રામ જેમાં સ્ત્રીઓને ઉપયોગી ઘરગથ્થુ સાયન્સ, રસોઇની બાબત, ઘર શણગારની બાબત, શરીરના શણગારની બાબત અને તે ઉપરાંત સ્ત્રીઓએ પૂછાવેલી ગુંચવણોના ઉકેલ વગેરે કહેવામાં આવે છે. તેમ નિશાળે ન જઇ શકતાં, એટલે કે સાત વર્ષની અંદરના છોકરાંઓ માટે તેમની જ કાલી કાલી ભાષામાં તેમને આનંદ પડે તેવો પ્રોગ્રામ હોય છે. ૧ થી ૨ વાગ્યા સુધી ઇંગ્લીશ ગાયનોની રેકર્ડો હોય છે. અને ૩॥ થી ૪॥ ખાસ સ્કુલને માટે રાખવામાં આવે છે. તેમાં સારા સારા પ્રોફેસરો ભાષણો આપી શીખવે છે. તેમાં ઇતિહાસ, ભૂગોળ, સાયન્સ, ઇંગ્લીશ, સંસ્કૃત, ગુજરાતી તથા મરાઠી વિગેરે વિષયોનો સમાવેશ થાય છે. સ્કુલ પ્રોગ્રામ અઠવાડીયામાં ત્રણ દિવસ આપવામાં આવે છે. અને બાકીના દિવસોએ તે ટાઇમે જૂદી જૂદી જાતની રેકોર્ડો વગાડવામાં આવે છે, દર રવીવારે નાનાં કીન્ડર

ગાર્ટનમાં ભણતાં છોકરાંઓ પોતે જ પ્રોગ્રામ ભજવે છે. તેમાં વાર્તા, ગાયન, ભાષણ, કાગળો વાંચવાના વગેરેનો પ્રોગ્રામ હોય છે. રોજ સાંજે ૬ વાગે રેડીઓ પ્રોગ્રામ શરૂ થતી વખતે પહેલાં જન્મ દિવસની મુબારકબાદી આપવામાં આવે છે, જેણે જેણે પોતાની જન્મ તારીખ લખી મોકલી હોય, તેના નામ સાથે મુબારકબાદી આપવામાં આવે છે. પછીથી ઠર્યા પ્રમાણે ગાયન, વાજીંત્ર, ઓરકેસ્ટ્રા વગેરે પ્રોગ્રામો ગુજરાતી, મરાઠી તથા હીંદીમાં શરૂ થાય છે. હમેશાં ૮ વાગે એક ભાષણ હોય છે, ને પણ રોજ જુદી જુદી ભાષામાં હોય છે. હાલમાં કેટલાંક ગુજરાતી બ્હેનોનાં ભાષણો જે રેડીયો પર બોલાયેલાં, તે 'ભગીની સમાજ પત્રીકા' માં છપાયેલાં જોવામાં આવેલાં. પણ આવાં ભાષણો સ્ત્રી ઉપયોગી દરેક સામયિકો જેવાં કે, સુન્દરી, સ્ત્રીશક્તિ, સ્ત્રીબોધ વગેરેમાં છપાય, તો તેનો લાભ દરેકને ઘણો સારો મળી શકે. જેમને ત્યાં રેડીઓ હશે, તેમણે તો કાળજી રાખી તે સાંભળ્યાં જ હશે. પણ કોઇવાર સંજોગવશાત્ ન સાંભળી શકાયું હોય, તો તે ભાષણ વાંચવાથી થોડો સંતોષ તો થાય જ છે. જો કે સંસ્કારી બ્હેનોને બોલતાં સાંભળવાં, તેમના અવાજની મીઠાસ ને બોલવાની છટા આકાશવાણીથી અનુભવવી એનો આનંદ તો જૂદો જ લાગે છે. અને તેથી જ રોજ એક ભાષણ ફક્ત ગુજરાતી બ્હેનોનું રાખવામાં આવતું હોય, તો ઘણું જ સારું.

વળી ગામોદ્ધાર માટે દરેક સ્ટેશનોની આસપાસના ગામડાંઓમાં સરકારી ખર્ચે નાના રેડીયો મૂકવામાં આવેલા છે, અને રોજ સાંજે રાખેલા પ્રોગ્રામો તેનો લાભ ગ્રામ્યજનો, સ્ત્રી, પુરૂષો તથા બાળકો ભેગાં મળી પૂરેપૂરો લે છે. તેમને માટે ખાસ ભજનો, ગાયનો, અને સાથે તેમના ખેતીના ધંધાને ઉપયોગી થઇ શકે તેવાં, તથા સ્વચ્છતા ને આરોગ્યતા વિષે ભાષણો અપાય છે, બોધદાયક વાર્તાઓ કહેવામાં આવે છે, તથા રોજ રોજના બજાર ભાવો કહેવામાં આવે છે. મુંબઇમાં ગ્રામ્યજનો માટે મરાઠી ભાષામાં તથા દિલ્હીમાં હીંદીમાં અને તેજ પ્રમાણે દરેક પ્રાંતમાં પોતપોતાની પ્રાંતીય ભાષામાં સંભળાવવામાં આવે છે. આપણા ગુજરાતમાં ગ્રામ્યજનો માટે તેવી રેડીયોની વ્યવસ્થા થયેલી નહિ હોવાથી ગુજરાતી ભાષામાં હજુ સુધી તે કહેવામાં આવતું નથી. ગ્રામ્યજનોનો પ્રોગ્રામ ચાલતો હોય ત્યારે બીજાં સાંભળનારાઓને આનંદ ન ખોવો પડે, માટે દિલ્હી, તથા મુંબાઇનાં બીજાં સ્ટેશન ઉપર બીજો પ્રોગ્રામ ચલાવવામાં આવે છે.

વળી ભાવિકો માટે દર વર્ષે જન્માષ્ટમીને દિવસે મથુરાના મંદીરમાં થતા કૃષ્ણજન્મનું વર્ણન તથા જન્મ થયાના ઘંટ, આરતી સાથે સર્વ ક્રિયા મથુરાથી સીધા દિલ્હી મારફત સંભળાવવામાં આવે છે. દર શુક્રવારે સવારે દિલ્હીમાં કુરાને શરીફ તથા દર મંગળવારે સવારે ગીતાજી અથવા રામાયણની કથા સંભળાવવામાં આવે છે. દર અઠવાડીયે પુસ્તક પરિચય ને સમાલોચના

### ગ્રાહકોને વિનંતી

દરેક ગ્રાહકે પત્રવ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય લખવો. ગ્રાહક નંબર સિવાયના પત્રો ઉપર પુરતું ધ્યાન આપવામાં આવશે નહિ. અને તેવા પત્રોનો જવાબ આપવામાં ઢીલ થવા સંભવ રહેશે.

વ્યવસ્થાપક

આપવામાં આવે છે. વળી રેડીયો પ્રોગ્રામમાં ફેરફાર કરવાની સૂચનાઓ અથવા રેડીયો સેટમાં સાંભળવામાં પડતી મૂશ્કેલીઓ રેડીયો સ્ટેશન ઉપર લખી મોકલવાથી તેના જવાબો-હીંદીમાં લખેલા કાગળોના જવાબ દર ગુરૂવારે હીંદીમાં તથા અંગ્રેજી કાગળોના અંગ્રેજીમાં દર રવીવારે ૯-૧૫ વાગે ન્યુસ વખતે મુંબાઇમાં કહેવામાં આવે છે.

કેટલીક વાર ગુજરાતી બ્હેનોના ગરબાનો પ્રોગ્રામ રાખવામાં આવે છે. વળી આ વખત નવરાત્રીના દિવસોમાં રોજ જુદા જુદા ટાઇમે ગરબા પ્રોગ્રામ રાખવામાં આવ્યો હતો. કેટલીક બ્હેનોના તો મીઠા રાગને ઢાળથી ગવાયેલા ગરબાના રણકાર ઘણા વખત સુધી મગજમાં તાજા જ રહ્યા કરે છે. કેટલીક વાર મુશાયરાનો પ્રોગ્રામ હોય છે. તેમાં પણ ઠીક મઝા આવે છે. કેટલીક વાર તો જાણીતી શરમાળ વ્યક્તિઓનાં નામ રેડીયોમાં બોલાય, ને તેમને જ્યારે અદશ્યમાં રહી છૂટથી ગાતાં સાંભળીયે, ત્યારે નવાઇ લાગે છે. કેટલીક વાર નાટકોનો પ્રોગ્રામ હોય છે. તેમાં ગુજરાતી, હીંદી તથા મરાઠી એમ ત્રણે ભાષામાં આવે છે. તેમાં ખાસ કરીને ગુજરાતી નાટકો આપણે આશા રાખીએ તેટલી ઉંચી કક્ષાનાં આવતાં નથી, તે એક અફસોસની વાત છે. રોજની ખબરો કાયમને ઠેરવેલે ટાઇમે હીંદીમાં ને અંગ્રેજીમાં એમ બે ભાષામાં બોલાય છે. આ પ્રમાણે બે ભાષામાં બોલવાનો પ્રચાર તો દરેક સ્ટેશનોમાં છે. માત્ર જ્યાં જ્યાં હીંદીને બદલે બીજી ભાષા બોલાતી હોય, જેમકે બંગાળી, મદ્રાસી વગેરે, ત્યાં ત્યાં તે પ્રાંતની ભાષામાં બોલાય. પણ દરેક જગાએ અંગ્રેજી તો ખરી જ.

દિલ્હીમાં પણ લગભગ મુંબાઇની માફક જ પ્રોગ્રામો રાખેલા છે. માત્ર ટાઇમોમાં ફેરફાર હોય છે. અને તેવું તો રાખવું જરૂરનું જ છે. એટલે જેને જે જાતનો શોખ હોય તેવું સાંભળી શકે. ત્યાં ગુજરાતી ભાષામાં પ્રોગ્રામો હોતા નથી, કારણ કે ત્યાં હીંદી ભાષા વધારે વપરાય છે. દિલ્હી તથા મુંબાઇ બંને મોટાં સ્ટેશનો છે. અને દિવસના મોટા ભાગે તે સ્ટેશનો ચાલુ રહે છે. ત્રીજું કલકત્તા છે. અને પેશાવર, મદ્રાસ, લાહોર તથા લખનૌ નાનાં સ્ટેશનો છે. અને તે વધારે ભાગે સાંજે ૫-૩૦ કે ૬ વાગ્યાથી શરૂ થાય છે. હિંદુસ્તાનનું દરેક સ્ટેશન રાત્રે ૧૧ વાગે બંધ થાય છે. તે સવારે ૮ વાગ્યા સુધી બંધ રહે છે. પણ લંડનનું સ્ટેશન તો આખો દિવસ રાત ચાલુ રહે છે. વચમાં ફક્ત થોડો જ વખત વિરામ લે છે. લંડનથી દિવસમાં પાંચ, છ વખત ખબરો આપવામાં આવે છે, જ્યારે દિલ્હીથી ત્રણ વખત આપવામાં આવે છે, અને મુંબાઇથી ફક્ત એક જ વખત આપવામાં આવે છે. આ પણ અફસોસની વાત છે. વળી દિલ્હીની હીંદી ખબરો મુંબાઇ કરતાં ઘણી વધારે ને છેલ્લામાં છેલ્લી હોય છે. જ્યારે મુંબાઇમાં ઘણી જ ઓછી હોય છે. વળી કેટલીક વાર એવું પણ સાંભળવામાં આવેલું છે કે મુંબાઇમાં બનેલા બનાવની ખબર આપણે લંડનમાંથી સાંભળીયે, પણ મુંબાઇમાં તે સંજોગવશાત્ ન આવી હોય. આપણા ગુજરાતીઓને માટે તો ફક્ત મુંબાઇ એક જ સ્ટેશન છે, તો તેમાં આપણને પૂરેપૂરું જાણવાનું ન મળે તો શા કામનું ?

હવે આપણે ગાયનો ઉપર વિચાર કરીયે. આપણે કોઇ પણ મેળાવડામાં જઇએ, અને ત્યાં ભાષણો કે સંવાદો લાંબો ટાઇમ ચાલ્યા કરે, તો પછી તે સાંભળતાં કંટાળો આવી જાય છે. પણ થોડા થોડા પ્રોગ્રામની વચમાં ગાયન, ગરબો કે ઓરકેસ્ટ્રા હોય છે, તો આનંદ લાગે છે. તો પછી રેડીયોમાં પણ

સંગીત પ્રેમીઓ હોવાની આવશ્યકતા છે જ. કેટલીક વખત તો શાંતિથી સાંભળતાં હોઈએ, ત્યારે ધીમા મીઠા સુરની ગાયિકાના ગાયનનો ને સાથે મીઠા ધીમા વાજીંત્રના સૂર સાંભળતાં તથા મધુરી વાંસળી કે સુંદર રાગ વગાડતું ઓરકેસ્ટ્રા સાંભળતાં અનેરો આનંદ લાગે છે. ગાયનમાં તો લખનૌ ને લાહોરને અનુક્રમે 'પહેલું' ને 'બીજું' સ્થાન અપાય, પણ એકંદર દરેક રેડીયો સ્ટેશનમાં જે ગાયક અને ગાયિકાની પસંદગી થાય છે, તે ઘણા ઉંચા પ્રકારની હોય છે. રેડીયોના ગાયનો સાંભળનારને બ્હારના સંગીતના જલસામાં બીલકુલ રસ નહિં પડે.

હવે રેડીઓથી આપણને થતા ફાયદા વિચારીએ. કેટલીક વાર દૂર દૂર વસતા આપણા સ્નેહિનું ઓચીંતું નામ પોકારાએલું સાંભળીએ, ને પછી તેમના અવાજમાં બોલાતું ભાષણ સાંભળીએ ત્યારે અપૂર્વ આનંદ થાય છે. વળી બે વર્ષ ઉપર જ્યારે આઠમા એડવર્ડે ગાદી ત્યાગ કર્યો, તે વખતના કટોકટીના બનાવોનાં વર્ણનો સાંભળતાં આપણને પણ મનમાંથી અશાંતિ રહ્યા કરતી, અને છેવટે તેમના ગાદી ત્યાગનાં તથા છઠ્ઠા જ્યોર્જનાં રાજ્યારોહણનાં કરારનામાં વંચાયાં અને લંડન છોડતાં ને ગાદીત્યાગ કરતાં, છેવટના બે શબ્દો ખુદ આઠમા એડવર્ડના મુખમાંથી રાત્રે બે વાગે બોલાશે, એમ લંડનથી જાહેર કરવામાં આવતાં, આપણને પણ ગ્લાનિનો અનુભવ થયો, અને રાત્રે બે વાગે જ્યારે પોતાનો એકરાર અનેક કુમળી લાગણીઓથી ભરાએલા હૃદયથી તેમણે વર્ણવ્યો, ત્યારે તે સાંભળતાં આપણે પણ તેમની પ્રત્યે સહાનુભુતિ દાખવી. પછી છઠ્ઠા જ્યોર્જને રાજગાદી મળી, ત્યારે તેમના દરબારનું વર્ણન તથા છેક કેનેડાથી તેમને અપાતા માનની તોપો સાંભળવા મળતાં આનંદ લાગતો હતો.

ગયા સપટેમ્બર મહિનામાં યુરોપમાં લડાઈનો પ્રસંગ ઓચીંતો ઉભો થયો, ત્યારે દિવસમાં ૭ કે સાત વખત ઘડી ઘડીના બનતા દરેક બનાવો સાંભળવાના મળ્યા જ કરતા, લડાઈને માટે લશ્કરની તૈયારીઓ, લંડન શહેરમાં લોકોની સહીસલામતી માટેની તૈયારીઓ તથા છોકરાઓની બોર્ડીંગો સુરક્ષિત સ્થળે ફેરવવાની ગોઠવણો વગેરે સર્વ સંભળાવવામાં આવતું. દરેક દરેક બનાવ આપણી આંખ આગળ જ બનતા હોય, તેટલું સચોટ વર્ણન આપવામાં આવતું. મુંબાઈ તથા દિલ્હીમાં પણ તે વખતે બીજા પ્રોગ્રામો અટકાવી લંડનથી તે ખબરો સંભળાવવામાં આવતી. વળી દર વર્ષે મુંબાઈમાં રમાતી પચરંગી મેચનું વર્ણન દરેક વખતે આપવામાં આવે છે. તે પણ ઘણું જ આબેહુબ અપાય છે. તે સાંભળતાં આપણને જાણે એમ જ ખ્યાલ રહે છે, કે આપણે સ્ટેડીઅમમાં બેઠે બેઠે મેચ જોઈ રહ્યા છીએ. બોમ્બે યુનિવર્સિટીનો પદવીદાન સમારંભ દર વર્ષે રેડીયોમાં સંભળાવવામાં આવે છે. તેનું વર્ણન પણ એટલું સરસ કહેવામાં આવે છે, કે આપણે જાણે કોન્વોકેશન હોલમાં બેઠે બેઠે બધું જોતા, ને સાંભળતા હોઈએ એમ લાગે છે વળી જાત્રાના ટાઈમમાં કે મેળાના પ્રસંગોમાં સ્ત્રીઓ કે છોકરાંઓ પોતપોતાના ટોળામાંથી વિખુટાં પડી જાય, તો તેમના સ્નેહીઓને જાણ કરવા માટે તેની જાહેરાત રેડીયો પર કરવામાં આવે છે. કોઈ અજાણ્યા માણસને અકસ્માત થતાં, કે કોઈ બદમાશ ખોટી રીતે વેપારીઓને ઠગી જવાની જાણ થતાં, બીજાઓને ચેતવવા માટે તેની જાહેર સૂચના રેડીયો પર આપવામાં આવે છે. એટલે રોજીંદા પેપરો કરતાં ઘણું વધારે ને વહેલી તકે રેડીયોથી જાણવાનું મળે છે. કેટલીક વખત તો રાત્રે ન્યુસમાં સાંભળવામાં આવેલી ખબર પેપરમાંથી ત્રીજે દિવસે વાંચવાની મળે છે. માટે દરેક રેડીયોવાળા

ઘરોમાં તો સમાચારો અવશ્ય સાંભળવા જોઇએ. તો જ ઘેર બેઠે આખી દુનિયાની માહિતી મેળવી શકાય.

રેડીયોનો સારો ને વધારે ઉપયોગ કરવો હોય, તો શું કરવું જોઇએ. પહેલું તો એ જરૂરનું છે, કે રેડીયો પ્રોગ્રામનાં છાપેલા પાક્ષીકો દિલ્હીમાંથી બહાર પડે છે તે મંગાવવા જોઇએ. તે ત્રણ ભાષામાં બહાર પડે છે. અંગ્રેજીમાં બહાર પડે છે, તેને 'ઇન્ડીયન લીસનર' કહેવાય છે. હીંદીમાં 'સારંગ' અને ઉર્દુમાં 'આવાઝ' નામનાં નિકળે છે. તેમાં અંગ્રેજી જાણનારે તો 'ઇન્ડીયન લીસનર' મંગાવવું, એ વધારે સારૂં છે. નવું 'લીસનર' આવે કે તેમાં જોઇ જવું, કે પંદર દિવસમાં આપણા શોખના કયા કયા પ્રોગ્રામો છે. પછી તે તે પ્રોગ્રામો આગળ પોઇન્ટ કરી રાખવાં. અને રોજે રોજના પ્રોગ્રામો દરેક જણે પોઇન્ટ કરેલા હોય, તે ખુલ્લી ડાયરીમાં ટાઇમ અને નામ સાથે તથા કોનો પ્રોગ્રામ છે, વગેરે ઉતારી લેવાં, કે જેથી તે ડાયરી જોતા જવાય, અને દરેક ટાઇમે સાંભળતા જવાય. એટલે 'લીસનર'માં દરેક વખતે જોવું પડે નહિં. આ પ્રમાણે ઘરનાં નાનાં મોટાં દરેકથી પોત પોતાના શોખ પ્રમાણે સાંભળી શકાય, અને તેનો સારો ઉપયોગ કરી શકાય. ગરબા પ્રોગ્રામ હોય, ત્યારે બ્હેનો નોટમાં ગરબા ઉતારી શ લેક્ચર સારૂં હોય, ત્યારે તેનાં પોઇન્ટસ નો લેવાય, અને રેકર્ડો સારી હોય, ત્યારે તે નંબર નોંધી લેવાય. વળી સારા પ્રોગ્રામે ઘરનાં બધાં ભેગાં મળી સાંભળી આનં માની શકે. કેટલીક વખત તો એવા સંજોગ ઉભા થાય છે, કે એક જ ટાઇમે શરૂ થત પણ જુદા સ્ટેશનોમાં હોય, તેવા પ્રોગ્રામે ઘરમાંથી બે ત્રણ જણે સાંભળવા હોય ત્યા બે ત્રણ રેડીયો વસાવવાની જરૂરીઆત ઉભ થાય છે, પણ તેમ થવું શક્ય નહિં હોવાથ એક જણ પોતાનો પ્રોગ્રામ સાંભળે ને બાકીન એ જતું કરવું પડે છે.

ટુંકામાં રેડીયો એ એક સર્વ ગુણસંપન કંપેનીઅન, અથવા શોકાતુર વાતાવરણ દૂ કરી ગાઇ, વગાડી આનંદ આપનાર સાથી તથા સારૂં શિક્ષણ આપનાર પ્રોફેસર તથ તાજામાં તાજી ખબરો આપનાર પેપર છે બધાની સામટી ગરજ સારનાર છે. એની સોબતમાં એકલવાયાપણું લાગતું નથી, શારિરીક કે માનસિક દુઃખ પણ એની હાજ રીમાં ભુલાઇ જાય છે. અને સંગીતના મીઠ રણકારમાં દુનિયાનું અસ્તિત્વ વિસરી જવાય છે એટલે રેડીયો બની શકે ત્યાં સુધી દરેક ઘરમ વસાવવો આવશ્યક છે.



" ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ, તરફથી ૧૯૩૯ના વર્ષના ગુજરાતી સાહિત્યની સમીક્ષા કરવાનું કાર્ય શ્રી. પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી અને શ્રી. પ્રો. વ્રજરાય મુકુંદરાય દેસાઇને સોંપવામાં આવે છે, તો આથી સૌ પ્રકાશકો અને લેખકોને વિનંતી કરવાની કે તેઓના પ્રકાશનો નીચેના સરનામે મોકલી આપી સભાને આ કામમાં સહકાર આપેઃ—

શ્રી પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી
એમ. ટી. બી. કોલેજ,
આથવા લાઇન્સ, સુરતઃ "

# માતૃભૂમિની વેદીપર

લેખક :
શ્રી. મંગળદાસ ગી. મહેતા,
તથા
શ્રી. માલતીબ્હેન ભુતા

વિશાળ રશિયાની સમતોલ ભૂમિને ચીરી વોલ્ગા અમિત જેવી વહી રહી હતી. ધીરે ધીરે વાતો પવન, તેના વક્ષસ્થળ પર નાની નાની લ્હેરી ઉત્પન્ન કરતો હતો. તેના પર સૂર્યના કિરણ પડી છુટક છુટક વેરાઇ રહ્યા હતા.

એ સમયે એક નૌકા વોલ્ગાના જળ પર વિહાર કરી રહી હતી. તેમાં એક બાજુ પ્રસિદ્ધ રશીયન ક્રાન્તિકારી સ્ટેંકારેઝીન પોતાની પ્રેયસી શરસી સુંદરી સન્મુખ બેસી, તેના તરફ અનિમેષ દૃષ્ટિએ નિહાળી રહ્યો હતો. તેના અંગ પ્રત્યંગમાંથી ઉલ્લાસ લહરી નીકળી રહી હતી. મુખપર તલ્લીનતા છાઇ રહી હતી. તેનું રૂપ, તેનો સંસાર તેનું સારૂં બ્રહ્માંડ અત્યારે તેની પ્રેયસીની અપૂર્વ રૂપરાશિમાં સમાયું હતું.

નૌકાની બીજી બાજુએ તેના કેટલાક અનુયાયી મિત્રો બેઠા હતા. અને કાંઇક વાર્તાલાપ કરી રહ્યા હતા. કિંતુ એ સર્વના મુખ પર એક પ્રકારની ઉદાસીનતા છવાઇ રહી હતી. તે સર્વે કોઇ કોઇ વિચારમાં નિમગ્ન હતા. શાયદ એ રશિયાના ભવિષ્યનું અવલોકન કરી રહ્યા હતા.

સુંદરીએ સ્ટેંકારેઝીનની તન્મયતા પર લક્ષ દઇ ખડખડાટ હાસ્ય કરતા કહ્યું, "આ રીતે મ્હારા સામું શું જોઇ રહ્યા છો રેઝીન ?"

જેણે રેઝીનની સુખ સ્વપ્નમયી નિંદ્રાનો ભંગ કર્યો હતો તેની સામું જોઇ રેઝીને કહ્યું, "હા, એ જોઇ રહ્યો છું કે તમારામાં એવી શો વસ્તુ છે કે જેને હું રાતદિન નિહાળી રહ્યો છું ?"

"એટલું પણ સમજી શકતા નથી રેઝીન ?" સુંદરીએ કહ્યું.

"રૂપ ! રેઝીને કેટલોક સમય ગીતામગ્ન રહી કહ્યું, અને પછી ઉમેર્યું" કે "નહીં નહીં રૂપ તો મેં અનેક જોયા છે પણ તું જાદુગરણી છો પ્રિયે !"

"જાદુગરણી !" તેણે મંદ હસીને કહ્યું. પછી વાત બદલવા માટે દુર ઉભેલા સારસ પક્ષીના જોડા પ્રતિ અંગુલિ નિર્દેષ કરી કહ્યું. ઉફ ! આ પ્રકારે છુપાઇને રહી રહીને કંટાળી ગઇ છું. રેઝીન ! શું આપણે ઉભય આ સારસ જોડાં માફક સ્વચ્છંદે વિહાર નહી કરી શકીએ ?

રેઝીને તેના હસ્તને પોતાના હસ્તમાં લઇ કહ્યું: "ચાહીશ તે થઇ રહેશે પ્રિયા ! રેઝીન, તારી ઇચ્છા પૂર્ણ કરશે. રેઝીન તારે માટે શું નથી કરતો ?"

ત્યારબાદ થોડી વારે રેઝીન પોતાના મિત્રો પાસે આવી ઉભો રહ્યો. અને તેઓને કહ્યું "તમારા ચિર પ્રફુલ્લ મુખો પર આજે આટલી દીલગીરી કેમ છાઇ રહી છે, મિત્રો ?" બધા ચૂપ રહ્યા.

રેઝીને ફરી કહ્યું: "કેમ હું કારણ જાણી શકું ? મારા સમજવામાં કાંઇ ભૂલ થઇ છે ?" તેઓમાંથી એક નવયુવક ઉઠયો. તેણે આવેશથી કહ્યું. "નહીં રેઝીન તમે બરાબર સમજ્યા છો."

"તો શું હું તેનું કારણ પુછી શકું ?" રેઝીને કહ્યું.

"અનરૂપ"—એ યુવકે એવા જ સ્વરે કહ્યું. "એનાથી રશીયાના ભવિષ્યનું અતીરીક્ત શું હોઇ શકે ?"

"પરંતુ રશીયાના ભવિષ્યને તો હું ઘણા દિવસથી શોચતો આવ્યો છું."

" પણ પહેલાં અને આજની વાત શું એક જ છે ? તમે તમારા હૃદયમાંથી તેનો ઉત્તર મેળવી શકો છો રેજીન ! "

" શું ? " આશ્ચર્યથી ચોંકીને રેજીને કહ્યું.

" શું તે પણ મારે બતલાવવાની જરૂર પડશે રેજીન ! શું તમે પોતે પોતાની દશા સ્વયં નથી વિલોકી શકતા ? તમે તમારા ધ્યેયથી કેટલા દુર ગયા છો તે તમે નથી સમજી શકતા ? "

રેજીનની ભ્રકુટી ક્રોધથી વક્ર થઇ.

" તેનો અર્થ શું છે ? મને તે સાફ બતાવવાને કષ્ટ ઉઠાવશો ? "

"શું આથી પણ અધિક સાફ સમજાવવાની આવશ્યકતા છે રેજીન ? ક્યાં એ દિન, તમારો અધિકાંશ સમય રશીયાના ચિંતનમાં અને રશીયાની સેવામાં પસાર થતો હતો. અને ક્યાં એ દિન, હવે જ્યારે તમારા દિવસ અને રાત એક ફારસી સુંદરીનું મુખ નિહાળવામાં વ્યતિત થાય છે. આ શું રશીયાના ઉજ્વળ ભવિષ્યનું લક્ષણ છે રેજીન ? "

રેજીન ક્રોધથી એકવાર કંપી ઉઠ્યો " એવો આક્ષેપ કરવાનું સાહસ તમે કેવી રીતે કર્યું મારા દોસ્તો ! " રેજીને એકી ટશે સર્વ મિત્રો સામે નિહાળતાં પૂછ્યું.

" એ રીતે, જે રીતે ઝારનું સિંહાસન હાથ લાવવાનું સાહસ થઇ શકે છે, હૃદય પર હાથ રાખી પુછો રેજીન ! એ સુંદરી તમને રશીયાની સ્વતંત્રતાથી અધિક પ્યારી નથી ? " એ યુવકે નિર્ભયતાપૂર્વક કહ્યું.

રેજીનનો કોપ હવે અનહદ વધી ગયો હતો. તે કેટલાક સમય સુધી પત્થરની પ્રતિમા માફક ઉભો રહી વિચારતો હતો. પછી કાંઇ પણ બોલ્યા સિવાય તે એ તરફ ફર્યો કે જ્યાં ફારસી સુંદરી બેઠી હતી.

તે સુંદરી વોલ્ગામાં પડતા સૂર્યના બિંબને નિહાળી રહી હતી. ત્યાં એક મજબુત હાથ તેના ખભા પર પડ્યો. તે ચોંકીને ફરી, પણ રેજીનને દેખી હસી પડી. એના કાંઇ બોલવા પહેલાં જ રેજીનના બંને હાથ આકાશ તરફ ઉંચા થયા. તેણે રમકડાંની માફક એ અપૂર્વ ખુબસુરત સુંદરીને ઉંચકી લીધી.

એ હાથો, કોઇ વખત સતર્ક રહેતા હતા કે તેને કાંઇ કષ્ટ ન પહોંચે, એ હાથો એના કોમળ કરોનો સ્પર્શ કરતાં કોઇ વખત ખમચી જતા કે રખેને કરોની કાંઇક કઠોરતા દેખી સુંદરી ભયથી કંપી ઉઠે.

રેજીને આંખો નીચી કરીને કહ્યું, " રશીયા ! મ્હારા પ્યારા ! વતન ત્હારી સ્વતંત્રતાને માટે રેજીન કોનું બલીદાન ન દઇ શકે ? " પછી વોલ્ગા તરફ જોઇ કહ્યું, " વોલ્ગા, તેં મને બહુ ધન અને શસ્ત્ર દીધા. તેં મને રશીયાની સ્વતંત્રતા માટે પ્રયત્ન કરવામાં સહાયતા કરી એના બદલામાં તને શું દઉં !" તેનો કંઠ રૂંધાવા લાગ્યો. "લે... આજ તને હું મ્હારી સૌથી પ્યારી વસ્તુ મારાં હૃદયમાંથી કાઢી દઇ રહ્યો છું."

ફારસી સુંદરીની ભયથી વ્યાકુળ આંખો રેજીનના મિત્રો તરફ ઘુમી. તેઓએ પોતાની આંખો બંધ કરી દીધી હતી. વાત આટલે સુધી પહોંચી જશે તેનો તો તેઓએ સ્વપ્ને પણ ખ્યાલ કર્યો ન હતો. તે તો કેવળ રેજીનને સચેત કરી દેવાને ચાહતા હતા. પરંતુ રેજીનને ભડકાવી પછી તેમાં અંતરાય આણવો, એ તો સિંહની ગુફામાં પ્રવેશ કરવા જેટલું ભયકારી હતું.

તેઓ એ દ્રશ્ય જોઇ ન શક્યા. એ અપૂર્વ ખૂબસુરત સુંદરીની ભયથી વ્યાકુળ દ્દષ્ટિને તેઓ ન સહન કરી શકયા. તેઓએ પોતાના નેત્રો બંધ કરી મુખ ઘુંટણમાં છુપાવી દીધા હતા.

પછડાવાનો અવાજ આવ્યો. એક ઝીણી ચીસ સંભળાઈ, વોલ્ગાનું જળ કેટલીક ક્ષણને માટે અશાન્તિ અનુભવી રહ્યું. થોડા વખત પછી કપડા અને વાળ દેખાતા રહ્યા. પછી તે પણ વિલીન થઈ ગયા બાદ એકદમ શાંતિ અને નિઃસ્તબ્ધતા છવાઈ રહી.

સૂર્ય અસ્તાચળે ઉતરી ગયો હતો. વોલ્ગાનું ઉજ્વળ જળ એ ફારસી રમણીના રક્તથી લાલ થઈ ગયું હતું. વોલ્ગાએ સુંદરીને પોતાના ઉદરમાં સમાવી. રૈઝીન એ તરફ ઉભો ઉભો એકી ટસે જોઈ રહ્યો હતો જે તરફ તેની પ્રિયતમા વોલ્ગા સરીતામાં પડી ડૂબી ગઈ હતી. રૈઝીનના મિત્રો પણ એ તરફ નિસ્પન્દ અને નિર્વાક બની નિહાળી રહ્યા હતા. સૂર્યાસ્ત થઈ ગયો. અંધકાર છવાઈ રહ્યો. ત્યારે રૈઝીને વિશ્વાસ નાખ્યો. અને તેના નયન યુગલમાંથી બે અશ્રુબિંદુઓ ટપકી પડ્યા.*

---

* સૂચિત.



## હાલરડું

( રાગ—રામકલીની છાયા. )

: ૧ :

સુઈ જા, મ્હારા લાડકવાયા,
સુઈ જા, વ્હાલા બાળક મ્હારા !
તને પોપટ ચકલી આપું,
તને ઘર રમવા આપું,
પછી હેતે ખૂબ રમાડું;
સુઈ જા, મ્હારા લાડકવાયા...

: ૨ :

તું તો કુંવર કનૈયા જેવો,
બહુ તોફાની પણ તેવો,
સહુ લોક કહે અલબેલો;
સુઈ જા, મ્હારા લાડકવાયા...

: ૩ :

તું તો કાલું ઘેલું બોલે,
મુજ હૈયું ચઢે રસ ઝોલે,
નહિ આવે કો' તુંજ તોલે;
સુઈ જા, મ્હારા લાડકવાયા...

: ૪ :

તને ગીત ઘણેરા વ્હાલાં,
એ ગાતો છું રૂપાળાં
સંભળાવું મુજ પ્યારા;
સુઈ જા, મ્હારા લાડકવાયા...

શ્રી. હેમલતા મહેતા

# આત્મ સમર્પણ

: : લેખક : :
શ્રી. શાન્તિલાલ બાપાશંકર ભટ્ટ

[ ૧૯૩૮–ડિસેમ્બર અંકના પાન ૨૫૯ થી ચાલુ ]

"**આ** બનાવ બન્યા પછી સરોજ મારી સાથે વાત પણ કરતી નહિ. સબળ પુરાવાના અભાવે હું આર્ટીસ્ટને પણ કહી શકું તેમ ન હતું. મોહનલાલને કંઇ કહેવું તે પણ આ સ્થિતિએ હાનિકારક હતું. મ્હે મૌન જ રાખ્યું.

"મોહનરાયને તેની માંદગી દરમ્યાન ઘણું જ દેવું થઇ ગયું હતું. દરરોજ તેમના ઉપરા ઉપરી કાગળો આવતા. તેઓ અધીરા બન્યા બન્યા હતા. કાયદેસરની નોટીસો પણ આવવા લાગી. સરોજ મોહનરાયને મોકલતાં પહેલાં બધા કાગળ વાંચતી. સરોજ એક દિવસ એક અંગ્રેજી કાગળ લઇ મ્હારી પાસે વંચાવા આવી.

"પેલો બનાવ બન્યા પછી આમ બોલવાનો આ પહેલો જ પ્રસંગ હતો 'આ કાગળ કોનો છે?' તેણે ધીરેથી પૂછ્યું. મ્હેં તેને પત્ર વાંચી સંભળાવ્યો. તે પત્થરની મૂર્તિસમ બની ગઇ. સરોજ માટે મ્હને માન હતું. હું કદી અણુવિશ્વાસ લાવતો નહિ પરંતુ મ્હેં આંખે જોયેલું પણ ખોટું કેમ કહી શકાય! પરંતુ આવેલો પત્ર વાંચ્યા પછીની તેની સ્થિતિ અને મોહનરાયની સતત સેવા જોઇને હું પાછો વિચારમાં પડી ગયો.

"પરંતુ વાત એટલેથી ન અટકી. કેટલાક દિવસ પછી મારા ચાકરે ખબર આપી કે સરોજ દરરોજ આર્ટીસ્ટને ઘેર જતી હતી અને એકાદ કલાક સુધી રહેતી હતી હું વિચારમાં પડ્યો. પહેલાં તો હું ચાકરને ધમકાવવા ગયો પરંતુ પ્રથમનો પ્રસંગ સાંભરી આવતાં વિચારમાં પડ્યો.

"'ત્હેં આ પ્રમાણે પહેલી વખત જ જોયું?' મ્હેં પૂછ્યું.

"'ના જી, દરરોજ હું એકથી બે સુધી આમ જ જોઉં છું.' ચાકરે કહ્યું.

"બીજે દિવસે મ્હેં કોર્ટમાં જવાનો વિચાર માંડી વાળ્યો. નોકરને બારણું ખુલ્લું રાખવાની સૂચના કરી અને કોઇને વાત નહિ કહેવાની ખાસ ચેતવણી આપી. કોર્ટમાં જવાનું કહી બહાર ફરી આવી બરાબર દોઢના શુમારે હું ઘેર પાછો ફર્યો. અને શું બને છે તે જોવાને એક રૂમમાં છુપાઇ રહ્યો. સરોજ આર્ટીસ્ટને ઘેર ગઇ હતી. પરંતુ તેને આવવાનો વખત થયો હતો. મ્હે તેને આજે સીધો પ્રશ્ન કરવા વિચાર કર્યો. પરંતુ મનને થયું, મને તેમ કરવાનો શું અધિકાર? તેનો પતિ તો મોહનરાય છે. પરંતુ તે તો ઘડીઓ ગણી રહ્યો હતો એટલામાં તો બારણું ઉઘડ્યું અને મ્હેં સરોજને આવતી દીઠી. તેણે મ્હારા સામું જોયું. મ્હેં તેના સામું જોયું. હું અચાનક પાછો પડ્યો. તેના મ્હોં પરના ભાવો જોઇ હું ધ્રુજી ઉઠ્યો. તેના મ્હોંપર કંઈ અવનવી વેદના અનુભવાતી જણાઇ. હું તેને કંઇ પૂછી ન જ શક્યો. તે પણ મૌન જ રહી. ઓરડામાં ચાલી ગઇ.

બીજે દિવસે હું ઘેર આવ્યો ત્યારે ધમાલ થયેલી જોઈ. મોહનરાય ઘણા જ મોટા અવાજથી ઘાંટા કાઢતો હતો. હું એકદમ અંદર જઇ જોઉં છું તો તેણે સરોજને ગળામાંથી પકડી હતી. અને ગાળોનો વરસાદ તે વરસાવતો હતો. તેનામાં અવનવું જોમ આવ્યું

જણાતું હતું. તે ગુસ્સાથી ઘણો જ વ્યાકુળ બની ગયો જણાતો હતો.

" ' આ બધું શું છે મોહનરાય ? ' મ્હેં તેને શાંત પાડતાં કહ્યું, ' તમારે તબીયત વધારે બગાડવી છે ?

" ' હવે જીવીને શું કામ છે, ' તેણે નિઃશ્વાસ નાંખતાં કહ્યું. ' હું મુવા જેવો જ છું. તમે જાણો છો ? સરોજ મ્હારી જાણ બહાર ક્યાં જાય છે અને શું કરે છે ? તે તો મ્હને મરતો મૂકીને તેના માર આર્ટીસ્ટ પાસે જાય છે. તમે એને અહિંથી દૂર કાઢો નહિ તો હું તેનું ખૂન કરી નાખીશ. '

" ' તમે આ બાજુ આવો-તમારી હાજરી થી તે માત્ર વધારે ઉશ્કેરાશે '-મેં સરોજને ફરીથી સમજાવતા કહ્યું.

" 'દૂર જા, મરી જા, " મોહનરાયે ગુસ્સાના આવેશમાં ફરીથી બૂમ પાડી. ' મ્હને તારૂં કાળું મ્હોં ફરી બતાવીશ નહિ. '

" સરોજ કાંઇપણ બોલ્યા સિવાય ચાલી ગઇ. હું તેની પાછળ ગયો. મ્હેં જોયું કે તે નાસી જવા માટે તૈયાર થઇ હતી. ત્યારે મ્હેં તેને વચ્ચે પડી અટકાવી. મ્હેં કહ્યું: ' અત્યારે આ શું કરો છો ? તે તો માંદગીને લીધે ગાંડો થયો છે. તમે પણ તેવાં જ થશો ? '

" ' મ્હને મહેરબાની કરી જવા દો ' તેણે કહ્યું.

" ' મ્હારા અહિં રહેવાથી હવે કંઇ લાભ નથી. '

" મ્હારૂં અંતર ઘણું દુખાયું. કેટલા વર્ષથી મ્હેં તેને અહિં રહેવા બોલાવી હતી અને હવે તેને કાઢી મૂકવાનો પ્રસંગ આવે છે. મ્હેં તેને એક ઓરડા તરફ આંગળી કરી ત્યાં રહેવા જણાવ્યું. મોહનરાયને એ બાબત જાણવા દેવામાં નહિ આવે તેની ખાત્રી આપી. મ્હેં કહ્યું, ' કેટલીક વખત પ્રસંગો એવા આવે છે પણ હું હજુ તમને નિર્દોષ માનું છું. '

" તેણે એક ફીકું હાસ્ય કર્યું, ' શા માટે તમે પણ મ્હને દોષિત નથી ધારતા ? ' તેણે કહ્યું, ' આપણા સમાજમાં સ્ત્રીઓનો ગુન્હો સાબીત કરવો એ મુશ્કેલ નથી. '

" ' તમે ભલે તેમ કહો પરંતુ હું તમને ન જવા સારૂ વિનંતી કરૂં છું. મોહનરાયને શાંત પડવા દો અને પછી તમારો ખુલાસો કરજો. હું ધારૂં છું તમે જરૂર તેમ કરશો, કેમ ખરૂંને ? "

" ' મ્હારે કંઇપણ ખુલાસો કરવાનો છે જ નહિ. ' તેણે કહ્યું, ' તમે મ્હારા ઉપર ઘણો જ ઉપકાર કર્યો છે. બેશક મ્હારા લાભ કરતાં પણ વિશેષ સ્નેહ દર્શાવ્યો છે. મ્હારા પર છેવટની મહેરબાની કરો અને મ્હને જવા દો. હવે અહિં હું એક ક્ષણ પણ રહી શકું તેમ નથી. '

" ' તમે ક્યાં જશો એ તો તમારે કહેવું જ પડશે. ' મ્હેં આજીજી કરી કહ્યું, ' કદાચ પ્રભુની કૃપાથી આ ખરાબ વાતાવરણ શમી જવા પામે તો હું તમને ત્યાંથી બોલાવી લાવું. '

" ' વારૂ, તમને સ્ટેશન ઉપર જે માણસ લેવા આવેલો તેને તો તમે ઓળખો છો ને ? ' તે બોલી. મ્હેં હકારમાં ડોકું હલાવ્યું. ' તે તમને મ્હારા રહેઠાણ વિશે બધી હકીકત કહેશે. ' એમ કહી તે બહાર ચાલી. હું તેની પાછળ ઉભો ઉભો જોતો જ રહ્યો. તે એક ભાડુતી ગાડીમાં બેસી વિદાય થઇ.

" મોહનરાય કોઇ પણ રીતે શાંત થઇ શકતો નહિ. તે બરાડા પાડયા જ કરતો હતો. મ્હેં નોકરોને તેની સંભાળ રાખવાનું કહ્યું. અને આર્ટીસ્ટના ઘર તરફ રવાના થયો.

"હું આર્ટીસ્ટને ઘેર પહોંચ્યો. તે બંધ હતું. કેટલોક વખત ખખડાવ્યા પછી એક વૃદ્ધ માણસે તે ઉઘાડ્યું. હું સીધો તેના મકાનમાં દાખલ થયો.

"'મકાન માલિક ક્યાં છે?' મ્હેં પૂછ્યું. તે બહાર ગયો હતો અને તે ઘરડો માણસ તે વિશે કાંઇ જાણતો ન હતો. તે તેની સાથે કશું પણ લઇ ગયો ન હતો. મ્હને શંકા થઇ કે તે પણ નાશી ગયો હશે. નિરાશ થઇ હું ઘેર પાછો વળ્યો.

"મોહનરાયે મ્હને થોડા દિવસમાં કાયર કરી નાંખ્યો. તેણે તો દવા પીવાની કે ખાવાની પણ ના જ કહેવા માંડી અને જો વધારે કહેવા જઉં તો મારવા ઉઠતો. લગભગ ગાંડો જ બની ગયો હતો. મ્હારો નોકર તો તેની પાસે જતાં જ બીતો હતો. હું હવે આ પ્રમાણે તેની પાસે આખો દિવસ બેસી શકું તેમ ન હતું. મ્હારૂં કામ પણ રખડતું હતું. મ્હારે તેનાં સગાંને લખી તેને લઇ જવાની સૂચના કરવાની ફરજ પડી. મ્હારે જૂઠું બોલવું પડ્યું કે સરોજ ગુજરી ગઇ છે અને મોહનરાયને સખ્ત આઘાત થયો છે. થોડાક દિવસ બાદ મોહનરાયનો ભત્રીજો આવી તેને લેડી ગયો.

મોહનરાયના ગયા પછી મ્હેં સરોજને શોધવાની શરૂઆત કરી. સરોજના કહેવા મુજબ જે માણસ મને સ્ટેશને તેડવા આવેલો તેની પાસે હું ગયો અને સરોજ વિશે હકીકત પૂછી. પરંતુ તેણે તો કંઇ જવાબ ન આપ્યો. મ્હેં તેને ખાત્રી કરી આપી કે હું તેને મદદ કરવા ઇચ્છું છું પરંતુ તેણે મ્હને જરા પણ બાતમી ન જ આપી.

"મ્હેં શોધ જારી રાખી. જાહેરખબરો છપાવી. છુપી પોલીસને પણ કેસ સોંપ્યો. પરંતુ બધું નિષ્ફળ ગયું. મકાન ભયાનક જણાવા લાગ્યું. કામના બોજામાં પડી સરોજને ભૂલવા પ્રયાસ કર્યો. પરંતુ તે વધારે ને વધારે સાંભરવા લાગી. સરોજને હું મ્હારી બ્હેન સમાન ગણતો હતો.

"આ વાતને એક મહિનો થઇ ગયો. હું સરોજને ભૂલવા આવ્યો હતો. પરંતુ જેમ અગ્નિ ઉપર ફરી વળેલી રાખોડીને ફુંક મારતાં અગ્નિ ઝળહળી ઉઠે તેમ મોહનરાયના કેટલાક પત્રો મ્હારા ઘરના સરનામે આવતાં જ જુની સ્મૃતિઓ ઉભરાવા લાગી. સરોજ દૃષ્ટિ સમક્ષ ખડી થવા લાગી. હું તે મોહનરાય તરફ જ રવાના કરવા જતો હતો તેવામાં કંઇક જીજ્ઞાસા થવાથી મ્હેં તે ફોડ્યા અને વાંચ્યા. તેમ કરવાનો મ્હારો હેતુ ફક્ત એ જ હતો કે તેની માંદગીના પ્રસંગે નોટીસો અને લેણદારોના પત્રથી તેને નાહક ઉદ્વેગ ન કરાવવો.

"પરંતુ જ્યારે મ્હેં પત્રો ફોડ્યા ત્યારે હું ચકિત થયો. તે નોટીસો કે લેણદારના બીલો નહોતાં પરંતુ બીલના પૈસા મળ્યાની પહોંચો હતી. કોઇ અજાણી વ્યક્તિએ તે બધા ચૂકવી દીધા હતા.

"મ્હને શંકા થઇ. કદાચ સરોજે ભરી દીધા હશે? તે સિવાય આ ભલા મોહનરાય માટે કોણ આવું પરોપકારનું કામ કરે એમ છે? તેણે તેના પતિ માટે પોતાના શિયળનું વેચાણ કર્યું હશે? એમ કરવું તેને માટે યોગ્ય કહેવાય? હું કંઇ કંઇ તરંગો કરવા લાગ્યો. પરંતુ એકાએક સરોજની મૂર્તિ મ્હારી સમક્ષ ખડી થઇ.

"તેની મુખમુદ્રા ઘણી જ ગંભિર જણાઇ. આર્ટીસ્ટને ત્યાંથી પાછા આવતાં જે ગંભિર, દુઃખી, ચિંતાતુર વેદનાપૂર્ણ ચહેરો મ્હેં જોયો તેના જ જેવો તે જણાયો. તેના મનની શી સ્થિતિ હતી તે તો પ્રભુ સિવાય કોણ જાણી શકે?

"પત્રો મ્હેં મોહનરાયને રવાના કરી દીધા.

તેને કદાચ હવે આરામ થશે. તે પણ કદાચ આ અજાણી વ્યક્તિથી અજાયબ તો થશે જ. અને કદાચ એમ પણ ધારે કે મ્હેં તે ચૂકવી દીધાં હશે.

" આ વાતને થોડો વખત વિતી ગયો. કોર્ટમાં રજા પડી. મ્હારા કેટલાક મિત્રો કુટુંબ સાથે ઘેર રહ્યા. પરંતુ હું તો રહી શકું તેમ નહોતું. હું બહાર ફરવા માટે મુંબઇ નીકળ્યો.

" મુંબઇમાં આ વખતે એક કળા પ્રદર્શન ભરવામાં આવ્યું હતું; ઘણા લોકો તે જોવા જતાં હતાં. ભીડ પણ ઘણી જ હતી. હું પણ ત્યાં જોવા ગયો. હું અને મ્હારો મિત્ર એક એક ચિત્ર કાળજીપૂર્વક જોતા હતા.

" એક કેનવાસના ચિત્ર તરફ નજર કરતાં મ્હારા મિત્રે કહ્યું "" જુઓ આ કેટલું સરસ છે ! એના એક એક ભાવ સ્પષ્ટ સમજાઇ આવે છે. ખરેખર ચિત્રકારે હદ કરી છે."

" આગળ એણે શું કહ્યું તે મને ખ ર નથી. હું તો ચિત્ર જોઇ સ્થિર થઇ ગયો. તેની નીચે ". આત્મ સમર્પણ " લખેલું હતું. નદીના તટ ઉપર એક ચિતા સળગે છે, અને એક સ્ત્રી તેના પતિનું શબ ખોળામાં લઇને બેઠી છે. તે સ્ત્રીનો અને સરોજનો ચહેરો મળતો આવતો હતો. અને સરોજના મ્હોં પરના દુઃખી ભાવો ચિત્રમાંની સ્ત્રીના મુખ પર પણ આબેહુબ આલેખાયલા જણાતા હતા. અત્યંત દુઃખમાં પણ સંતોષ માનતી હોય તેમ દેવી જેવી જણાતી હતી. ચિત્રકારનું નામ વાંચતાં જણાયું કે તે ચિત્ર મ્હારા પાડોશીનું જ હતું.

" 'કેમતમે એકાએક સ્તબ્ધ બની ગયા' મ્હારા મિત્રે પૂછ્યું. 'ચિત્ર ઘણું જ સુંદર છે. એક મહારાજાને રૂા. ૪૦૦૦) ચાર હજારમાં વેચી દેવામાં આવ્યું છે.'

" 'બેશક તે ઘણું જ સુંદર છે.' મ્હેં કહ્યું. 'ઠીક હવે હું રજા લઇશ. મ્હને હાલ ઠીક નથી અને હું ઘેર જાઉં છું.' તેના ઉત્તરની પણ રાહ ન જોતાં હું દોલની બહાર નીકળ્યો. કળા પ્રદર્શનના સંચાલકોને હું ઓળખતો હતો. વગર વિલંબે હું તેમની પાસે પહોંચી ગયો અને ચિત્રકારના સરનામાનો પત્તો મેળવ્યો.

" તેને ઘેર પહોંચ્યો ત્યારે તે ચ્હા પીને પોતાની સીગારેટ સળગવતો હતો. તે તો મ્હારા સામું જ તાકી રહ્યો. તેણે મ્હને ઓળખ્યો.

" મ્હેં નમ્રતાથી કહ્યું, 'શું આપ નથી ઓળખતા ? હું તમારી પાડોશમાં રહેતો હતો.'

" 'અરે હા ! પધારો પધારો. કહો શું હુકમ છે ! ' તેણે કહ્યું.

" 'તમારૂં " આત્મ સમર્પણ "નું ચિત્ર મ્હેં જોયું. તે ઘણું સુંદર છે. મ્હે જોયું ત્યારથી જ મ્હને તમને મળવાનું મન થયું.'

" તેણે મ્હારા તરફ શંકાની દષ્ટિ ફેંકી પરંતુ તે મૌન રહ્યો. મ્હે કહ્યું, 'તમને કંઇ બીજી વસ્તુ તેને માટે ન પ્રાપ્ત થઇ શકી ! બિચારા એક ગરીબ માણસનું ઘર નાહકનું શા માટે ભાગ્યું ! '

" તે જરા સ્વસ્થ થઇ બોલ્યો. 'પરંતુ હું તમારૂં કહેવું સમજી શકતો નથી. એમાં ઘર શી રીતે ભાગ્યું તે હું ન સમજી શક્યો. તમે આવો આક્ષેપ ન જ કરી શો. હું ધારૂં છું કે તેણે (સરોજે) તમને બધી હકીકત કહી લાગતી નથી. મ્હેં તે માટે તેને સંપૂર્ણ બદલો આપેલ છે. તેનું ચિત્ર ઉતારવા મ્હે તેને ઘણા રૂપીઆ આપ્યા છે.

" 'બસ કરો ' મ્હેં કહ્યું. 'પૈસાથી કંઇ ગયેલી આબરૂ અને માન ઓછાં પાછાં આવે છે ! '

" 'ચૂપ કરો ' તેણે ચીડાઇને કહ્યું 'શું તમે એમ માનો છો કે તેણે ચિત્ર માટે હરરોજ એક કલાક પોતાની સીટીંગ આપી

એટલે તેમાં તેની આબરૂ અને માન નષ્ટ થયાં ? બેશક, હું એટલું તો કહીશ જ કે આમાં તેને ઘણું જ દુઃખ સહન કરવું પડયું છે.'

"'દુઃખ સહન કરવું પડયું છે ? તમે શું કહેવા માગો છો તે હું સમજી શકતો નથી.'

"'તમારે સાંભળવું જ છે તો સાંભળો; મ્હારા ચિત્રમાં દુઃખ અને વેદનાના ભાવો આબેહુબ ઉતારી શકાય તે માટે મારે તેના બરડામાં લોઢાના ઉના સળીયાના ડામ દેવા પડયા છે અને જે તેણે સહન કરવાની કબુલત આપેલી હતી.'

"'હું ભયથી કંપી ઉઠયો. મારૂં મન જાણે મૂર્છા પામી ગયું. સુધરેલા માણસોમાં પણ આવું ઘાતકીપણું હશે તેનો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. બિચારી સરોજ ! એક આર્ય રમણી પોતાના પતિને ખાતર કેવો ભોગ વિના સંકોચે આપી શકે છે એ મુરખ મોહનરાય શું સમજી શકે ! આપણે એ મહિલાઓની ચરણરજ પણ ચઢાવવા લાયક નથી. ક્યાં તેનું સમર્પણ '

"હું તેનાપર (આર્ટીસ્ટ) ગુસ્સે તો ઘણો થયો પણ કંઇ કરી શકું તેમ ન હતો.

"પરંતુ જતાં જતાં શિખામણ આપતો ગયો. 'બિરાદર, ફરીથી આવો અખતરો મહેરબાની કરીને ન અજમાવતા.'

"તે ફીકકું હસ્યો. અને હું જલદી મકાનની બહાર ચાલી નીકળ્યો."

સુધીર જરા અટકીને બોલ્યો—"શું તમે કહી શકો છો કે આ છોકરી સતી ન થઇ શકે ?"

"હું તેમ તો નજ કહી શકું." અવિનાશીએ કહ્યું. પરંતુ ફરી તમે તેમને મળ્યા કે નહિ ?

"ના, હું તેમને ન મળી શકયો." મ્હેં કહ્યું. "સરોજ હજુ મ્હને સાંભરે છે. તેની પવિત્ર મૂર્તિ મારા સમક્ષ દરરોજ ખડી થાય ત્યારે હું તો એજ વિચાર કરૂં છું કે સમાજે આવાં કેટલાં રત્નો કાગડાની કોટે વળગાડયાં હશે ! કોઇ કહી શકશો ?

( સંપૂર્ણ )

---

# ગીતા—કલાસ

**અમદાવાદમાં** દસ વરસ ઉપરાંતના બાળકોને ગીતાના અભ્યાસદ્વારા ધાર્મિક જ્ઞાન આપવા માટે રામનવમીથી એક ગીતા-કલાસ ઉઘડી ચૂકયો છે. દર રવિવારે સવારના ૮ થી ૯ એક કલાક ફ્રી શિક્ષણ-ઉપદેશ આપવામાં આવે છે.

# આપણી સંસ્થાઓ



## શ્રી સુરત હિંદુ સ્ત્રીમંડળ



### વિદાય માનનો સમારંભ

સુરત હિંદુ સ્ત્રીમંડળના પ્રમુખ શ્રીમતી વસંત બેન ભરતીઆ પોતાના હોદ્દાપરથી છૂટા થઇ કાયમને માટે મુંબઇ રહેવા જવાથી તેમને વિદાયમાન આપવાનો સમારંભ ઉપર્યુક્ત મંડળ તરફથી શ્રીમતી વસુમતીબેન ઠાકોરને પ્રમુખપદે તા. ૧૧-૨-'૩૬ ને શનીવારે સાંજે ગોપીપુરામાં આવેલી જૈન સ્કૂલમાં ઉજવાયો હતો.

તે પ્રસંગે મંડળના એક મંત્રી શ્રી કુસુમ શાહે ભાષણ કરતાં જણાવ્યું હતું કે મંડળ સ્થપાયું ત્યારથી તે આજદિન સુધી શ્રીમતી વસંતબેને મંડળની અપૂર્વ સેવા બજાવી છે. હંમેશ તેઓએ મંડળની પ્રગતિની ઝંખના કરી છે. તેઓએ ચાર વર્ષ સુધી પ્રમુખ તરીકે રહી મંડળની નિસ્વાર્થ સેવા બજાવી છે. એમની સાદાઇ, સહૃદયતા, અને મૂક સેવા હંમેશ સૌને આકર્ષતાં રહ્યાં છે અને રહેશે. તેઓ જ્યારથી પ્રમુખ તરીકે ચૂંટાયાં ત્યારથી તે આજસુધી તેમણે કોઇ દિવસ ખોટી મોટાઇ કે નામની લાલસા રાખી નથી. અમારા દરેક સાથે એમણે સગી બેનના જેવો સંબંધ રાખ્યો છે.

આવો એક બહેનને વિદાય આપતાં આજે અમને સૌને સખત આઘાત થાય છે. એમનું સ્થાન સુરતમાં અને ખાસ કરીને અમારા મંડળમાં ખાલી છે. અમે આશા રાખીએ છીએ કે પ્રમુખ તરીકે તેઓ ભલે છૂટાં થયાં પણ મંડળ પ્રત્યે મમત્વ હંમેશ રાખશે ને એનું ફરમાન થતાં હંમેશ મંડળની સેવા કરવા તત્પર રહેશે.

અંતમાં તેમણે જણાવ્યું હતું કે આપણા સેવાભાવી પ્રમુખ મુંબઇમાં પણ ભગિની સમાજના બાલમંદિરમાં કામ કરે છે ને અઠવાડીઆમાં એક દિવસ હરીજન ભાઇબેનોને અક્ષરજ્ઞાન આપવાનું કામ કરે છે. છેવટે હું પ્રભુને પ્રાર્થું છું કે પ્રભુ એમને દીર્ધાયુ અર્પે ને એમનું જીવન વધારે ને વધારે ઉન્નત બનાવે.

સમારંભના પ્રમુખ શ્રી. વસુમતીબેને શ્રીમતી વસંતબેનની સેવાનો ઉલ્લેખ કર્યો હતો અને જણાવ્યું હતું કે તેઓ સારી સમૃદ્ધિ ધરાવતાં હોવા છતાં તેમણે કદારેય ખોટી મોટાઇ યા ગર્વ રાખ્યાં નથી અને એ રીતે એઓ મંડળની દરેક બેન માટે એક ઉત્તમ આદર્શ રજુ કરે છે. એમની સેવા મંડળ કદી વિસરી શકે એમ નથી અને મુંબઇ રહીને પણ તેઓ મંડળને પોતાનું ગણી સેવા ચાલુ રાખશે એવી આશા વ્યકત કરી હતી.

અંતમાં એમણે શ્રીમતી વસંતબેનનો મુંબઇથી અત્રે આ પ્રસંગે ખાસ આવવા બદલ આભાર માન્યો હતો ને મંડળ તરફથી યાદગીરી તરીકે સ્ટેન્ડ સાથે બે ચાંદીના ગ્લાસ સપ્રેમ ભેટ આપ્યા હતા ને ફુલહાર અર્પણ કર્યાં હતા.

શ્રીમતી વસંતબેને પોતાને માન આપવા

બદલ મંડળનો અને હાજર રહેલી તમામ બેનોનો આભાર માન્યો હતો. તેમણે જણાવ્યું હતું કે "સ્ત્રીઓની પ્રગતિ આવા મંડળો દ્વારાજ થઈ શકે છે માટે દરેક બહેને આવા મંડળમાં રસ લેતા થવું જોઈએ. સ્ત્રીઓમાં જાગૃતિ લાવવા અને સ્વતંત્રતા લાવવા માટે કટિબદ્ધ થવામાં આવા મંડળો ફાળો આપે તો આદર્શ સંસ્થા ગણાય. નિરક્ષરતા નિવારણનો પ્રશ્ન પણ મંડળે ઉપાડી લેવા જેવો છે. કદાચ હાલ ગામડામાં જવાનું ન બને તો પણ શહેરમાં રહીને પણ ઘણું થઈ શકે એમ છે.

વર્તમાન રાજદ્વારી આંદોલનનો ઉલ્લેખ કરી એમણે જણાવ્યું હતું કે સ્ત્રીઓ પણ એમાં સુંદર ફાળો આપી રહી છે. પ્રજાસત્તા, સ્વતંત્રતા અને શાહીવાદ વચ્ચે યુદ્ધની નોબત વાગી રહી છે, વિશ્વયુદ્ધ ક્યારે ફાટી નીકળશે તે કહી શકાતું નથી. અને આમ સર્વત્ર જ્વાળામુખી ફાટી નીકળતો હોય ત્યારે આપણાથી શાંતિથી કેમ બેસાય? આપણી શક્તિ પ્રમાણે આપણે કરવું જ જોઈએ.

દેશી રાજ્યોના દમન નીચે કચડાતા લોકોને, સ્પેન અને ચીનના નિરાધાર બાળકો, વૃદ્ધો અને સ્ત્રીઓને આર્થિક સહાય આપવા બને એટલું ફંડ ભેગું કરવું જોઈએ.

વળી આવા સંમેલનો કરી આપણે બેસી રહેવાનું નથી. સ્વતંત્ર હિંદ આપણે જોવું હોય તો તે માટે લાયકાત મેળવતી રહે છે આ બધું છતાંયે ગૃહરાણી તરીકેની ફરજ આપણી સૌથી પહેલી છે.

અંતે તેમણે જણાવ્યું કે સ્ત્રી એક પ્રેરણાદેવી થઈ નિરાશ થએલાંને પ્રોત્સાહન અર્પતી રહે, દુઃખી તથા ગરીબને દયાથી સહાય આપતી રહે ને આદર્શ માતા તરીકે અર્ભકને સ્વતંત્રતાના પાઠ પઢાવતી રહે અને વખતો વખત સૈન્યને મોખરે આવી સ્ત્રીની દિવ્ય શક્તિનું માપ પણ આપતી રહે એવું ધ્યેય દરેક સ્ત્રી રાખે અને આવા વિકાસ માટે સુરત હિન્દુ સ્ત્રી મંડળ સમર્થ બને અને ભવિષ્યમાં જ્વલંત કારકીર્દી સાથે એક અજોડ ને આદર્શ સંસ્થા બને."

આ પ્રસંગે શ્રી. વસંતબેન તરફથી મંડળને ૧૦૧) રૂ. ની ભેટ મળી હતી. આ રકમના વ્યાજમાંથી વક્તૃત્વ કળાની હરીફાઈમાં ઇનામો આપવા એમ શ્રી. વસંતબેને જણાવ્યું હતું.

છેવટે ઉપવન સંમેલનનો લાભ લઈ આનંદી વાતાવરણમાં સૌ છૂટાં પડયાં હતા.



## ભાટીયા સ્ત્રી મંડળની જોગેશ્વરીની ટ્રીપ

ખાંડ બજારના સ્વ. અધીબાઈ ચત્રભુજ શિક્ષણ વર્ગની બ્હેનો તથા બીજી પણ ઘણી બ્હેનો તેમજ બાળકોની એક ટ્રીપ તા. ૭-૧-૩૯ના રોજ જોગેશ્વરી લઈ જવામાં આવી હતી; જેમાં લગભગ ૪૩ બ્હેનોએ તથા બાળકોએ લાભ લીધો હતો. આવી ટ્રીપો ગોઠવવાનો હેતુ એજ કે કાર્યકર્તા બ્હેનો સાથે સહકાર સધાય અને બાકી બ્હેનો એકબીજાને હળીમળી શકે તેમજ વિચારોની આપલે કરી શકે.

જોગેશ્વરીનાં કુદરતી દ્રશ્યો, ગુફાઓ ઇત્યાદી જોયા બાદ બ્હેનોએ ગરબા ગાયા હતા.




**વર્ધા–સંયુક્ત પ્રાંતના સ્થાનિક સ્વરાજ્ય ખાતાના પ્રધાન શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતે** મહિલાશ્રમની મુલાકાત લીધી હતી. કન્યાઓને સંબોધીને તેમણે તેઓની સંસ્કૃતિ જાળવી રાખવાનું કહ્યું હતું. વધુમાં તેમણે તેઓને તેઓની જવાબદારીઓ સમજવાની અને તે અમલ કરવા માટે તૈયાર થવાની સલાહ આપી હતી.

**સ્ત્રી કામદારો :** મુંબઈની ધારાસભામાં તા. ૨૦મીની બેઠકમાં પ્રશ્નોત્તરના સમય દરમ્યાન મી. ઝાબવાળાને જવાબ આપતાં ઓન. મી. બી. જી. ખેરે જણાવ્યું હતું કે આ ઇલાકામાં જુદા જુદા ઉદ્યોગોમાં કામ કરતી સ્ત્રી કામદારોની સંખ્યા દર્શાવનારા આંકડા દર વર્ષે ફેક્ટરીના ખાતાને પૂરા પાડવામાં આવે છે. મીલ ઉદ્યોગમાં સ્ત્રી કામદારોની સંખ્યા મોટી છે અને તે સંખ્યા ૪૨૬૦૦ની છે. આ આંકડામાં મુંબઈ શહેરના ૨૬૭૫૮ સ્ત્રી કામદારો અને ઇલાકાના બાકીનાં શહેરોમાંથી ૭૯૧૩૩ સ્ત્રી કામદારોની સંખ્યાનો સમાવેશ થાય છે. સરકારે સ્ત્રી કામદારો પ્રત્યે ખાસ વર્તાવ રાખવા માટે કાનુનો ઘડ્યા છે. કોટન પ્રેસીંગ ફેક્ટરીમાં સ્ત્રી કામદારોને કામ કરવાની છૂટ નથી. સામાન્ય રીતે પુરુષો કરતાં સ્ત્રીઓને હલકું કામ મળે છે.

**સ્ત્રી-કેળવણીની યોજના :** મુંબઈ સરકારે ગામડાઓમાં પ્રૌઢ શિક્ષણના ફેલાવા અને ખાસ કરીને સ્ત્રીઓને કેળવણી આપવા માટે જ્યોતિસંઘના ધોરણે એક ખાસ યોજના તૈયાર કરી છે. આ યોજના અનુસાર જ્યોતિસંઘની મારફત ગામડાઓમાં કેળવણીનાં કેન્દ્રો મોકલવામાં આવશે, તે મારફત સ્ત્રીઓને ખાસ કરીને કેળવવાનું કાર્ય ઉપાડી લેવામાં આવશે.

**શ્રીમતી સુર્યદેવીને ઇનામ :** હિંદી સાહિત્ય સંમેલને રૂ. ૫૦૦નું સેકસરીઆ પારિતોષિક કાનપુરની કવયિત્રી શ્રીમતી સૂર્યદેવી દિક્ષિતને તેમના ' નિર્ઝરણી ' નામના કાવ્ય સંગ્રહ માટે આપ્યું છે.

**મીસ અઝરા કે. હુઇદર** એ અલીગઢ યુનીવરસીટીની બી. એ.ની પરીક્ષા ઉચ્ચ પદે ઉત્તીર્ણ કરી છે.

**મીસ લીલા બેનરજીએ** કલકત્તાની નેશનલ સ્વીમિંગ એસોસીએશન તરફની પાણીમાં તરવાની વાર્ષિક રમતગમતમાં વિજય મેળવ્યો છે.

**જયપુરમાં મહિલા સત્યાગ્રહીઓને સજા :** ૪ઇ તા. ૫ મી માર્ચે જયપુર શહેરમાં પકડવામાં આવેલી ૭ મહિલા સત્યાગ્રહીઓને ત્રણ ત્રણ માસની સજા કરવામાં આવી હતી.

**ડૉ. મીસ અનસુયા મંડલીક** ટી. સી. એચની ડીગ્રી મેળવી લંડનથી પાછા ફર્યા છે.

**વલસાડમાં કન્યા અર્પણ કરી :** ઉપાસની બાવાના દર્શન માટે એક અનાવિલ ભાઈ સુરત ખાતે પોતાની ૧૪ વરસની છોકરી લઈ ગયા હતા. ગામમાં જોસભેર ચર્ચા ચાલી રહ્યાનું સંભળાય છે કે મહારાજે છોકરીની માંગણી કરતાં બાપે એ છોકરીને અર્પણ કરી દીધી. ઉપરની વાત સાચી હોય તો લાગતાવળગતાઓએ તથા અનાવિલ યુવાનોએ કમર કસી સગીર બાળાને બચાવવી જોઈએ.



કચ્છની સ્ત્રી સેવા મંડળનાં પ્રમુખ
શ્રીમતી મણીબ્હેન નગરશેઠ
જેઓ કચ્છની સ્ત્રી જાગૃતીમાં આગળ
પડતો ભાગ લઇ રહ્યાં છે.

**શ્રી૦ લીલાવતી મુન્શીના પ્રમુખપદે શ્રદ્ધાનંદ અનાથ મહિલાશ્રમનો યોજાયેલ મેળાવડો :** ગત વર્ષ દરમ્યાન શ્રદ્ધાનંદ અનાથ મહિલા આશ્રમની મહિલાઓએ ભેગી કરેલ ધનની રકમ–રૂ. ૩૫૦૦–આશ્રમના સંચાલકોને સુપ્રત કરવાનો એક મેળાવડો ૪થી માર્ચે, સાંજના સાડા ચાર વાગે, આશ્રમના હોલમાં શ્રીમતી લીલાવતી મુન્શીના પ્રમુખપદે યોજવામાં આવ્યો હતો.

શ્રીમતી લીલાવતી મુન્શીએ બોલતાં જણાવ્યું કે આપણા સમાજમાં સ્ત્રીઓને અનેક રીતે કનડગત કરવામાં આવતી હોવાથી તેમજ તેમને જીવન કોઇનો આધાર ન હોવાને લીધે તેઓ આત્મઘાતના પંથ તરફ વળે છે. સ્ત્રીઓને આર્થિક સ્વતંત્રતા પણ નથી એટલે તેને પોતાના ભરણ પોષણ માટે પરાવલંબી રહેવું પડે છે. જો સ્ત્રીઓને આર્થિક સ્વાતંત્ર્ય આપવામાં આવે અને તેમને માટે આ આશ્રમની પદ્ધતિ પર અન્ય સંસ્થાઓ ચલાવવામાં આવે તો તેઓ આપઘાત કરતાં અટકી પડે.

અલબત્ત કેટલીક બહેનોમાં સ્વભાવથી જ સદ્‌ગુણો નથી હોતા. પરંતુ સંજોગોના ભોગ થઇ પડીને આપઘાત કરનાર બહેનોનું પ્રમાણ વધુ છે. શ્રદ્ધાનંદ અનાથ મહિલા આશ્રમે આ દિશામાં ઘણું મહત્ત્વપૂર્ણ, માર્ગદર્શક અને કીમતી કાર્ય કર્યું છે. આ સંસ્થાને મારાથી બનતી બધી જ મદદ કરવાની હું તમને ખાત્રી આપું છું.

**કચ્છ મહિલા પરીષદ :** કચ્છની પ્રથમ મહિલા પરીષદ તા. ૨૪–૨૫ મીએ ભુજમાં મળશે. શ્રી. મણીબ્હેન સાકરચંદ નગરશેઠ સ્વાગતાધ્યક્ષ અને લેડી પ્રેમલીલા ઠાકરસી પ્રમુખ છે. પરિષદનું ઉદ્‌ઘાટન શ્રી. કમળાદેવી ચટ્ટોપાધ્યાયના હસ્તે થશે. હુન્નર ઉદ્યોગ પ્રદર્શન પણ ભરાશે.

**ભુજમાં સ્ત્રી સેવા મંડળની થયેલી સ્થાપના:** સ્ત્રી કાર્યકરોની એક સભા કલાપી થીએટરમાં બોલાવવામાં આવી હતી અને સ્ત્રી ચળવળને આગળ ધપાવવા માટે સ્ત્રી સેવા મંડળની સ્થાપના કરવામાં આવી હતી. તેના પ્રમુખસ્થાન માટે શ્રીમતી મણીબ્હેન સાકરચંદ નગરશેઠને નિયુક્ત કરવામાં આવ્યા હતા. મંડળે કચ્છની સ્ત્રીઓનું એક સંમેલન તાત્કાલિક બોલાવવા તેને અંગે જોઇતી તૈયારીઓ અને પ્રચાર કરવાની પ્રવૃત્તિ ઉપાડી લીધી છે.

મોટા પીઠા પર બહેનોનું પીકેટીંગ ભુજ સ્ત્રી સેવા મંડળ તરફથી ગોઠવવામાં આવ્યું હતું. પીકેટીંગ કરવામાં પ્રમુખ શ્રીમતી મણી-

બહેન નગરશેઠ ઉપરાંત મુંબઇવાળા બહેન પેંઘીબહેન અને ૨૫ થી ૩૦ બહેનો હાજર રહ્યાં હતાં. ઓઓનું પીકેટીંગ જુજમાં પહેલવહેલું હોતાં અને ગામમાં ખબર પડતાં અસંખ્ય માનવ મેદની ઉતરી હતી અને પાછળથી ખબર પડતાં એક મુસલમાન બહેન પીકેટીંગ કરવા આવી પહોંચ્યાં હતાં. મોટા પીઠા પર પીકેટીંગ કર્યા બાદ બ્હેનોનું સરઘસ કેમ્પવાળા પીઠા પર રાષ્ટ્રગીતો ગાતું ગયું હતું. ત્યાંથી ૭।। વાગે એજ રીતે સરઘસ રાષ્ટ્રગીતો ગાતુ પાછું વળ્યું હતું. એ સરઘસની પાછળ મોટી સંખ્યામાં પુરૂષો પણ જોડાયા હતા. એ સરઘસ ઇન્કીલાબ ઝીન્દાબાદના પોકારો વચ્ચે વાણીયાવાડમાં આવી વીખેરાયું હતું.

નડિઆદના વિઠ્ઠલકન્યા વિદ્યાલયની કાર્યવાહક સમિતિની આગામી વર્ષ માટે જુદા જુદા વિભાગોની ચુંટણી થએલી તેમાં સામાન્ય વિભાગમાંથી નીચે પ્રમાણે સભ્યો ચુંટાયેલા છે.

દરબારશ્રી ગોપાળદાસ દેસાઇ, શ્રીમતી ભક્તિલક્ષ્મી દેસાઇ, શ્રી. દાદુભાઇ દેસાઇ, શ્રી. દાદાભાઇ અમીન, શ્રી. રાવજીભાઇ મણીભાઇ પટેલ, શ્રી. ગોકળદાસ તલાટી, શ્રી. મોગીલાલ નાથાલાલ ચોકસી, શ્રી. અંબાલાલ પ્રભુદાસ, શ્રી. ચુનીલાલ સરૈયા, શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલ.

ઉપર પ્રમાણે દસ સામાન્ય વિભાગ તરફથી ચુંટાયા છે ને સ્વયંસેવકો તરફથી ૭ ચુંટાયા છે. તે ઉપરાંત ડૉ. ભાસ્કરરાવ રામભાઇ પટેલ ચુંટાયા છે.

બેગમ એફ. એસ. મુબારકઝાદા કલકત્તા કોરપોરેશનના સભ્ય છે. અને ત્યાંની હાઇકોર્ટમાં વકીલાત કરે છે.



જુજનાં દારૂનાં પીઠાં પર પીકેટીંગ કરતી બહેનો



સૌ. મનહરબાળા ઢેબર
જેઓ પોતાનાં માંદાં બાળક છોડી
રાજકોટ જેલમાં સીધાવ્યાં હતાં.

**અમદાવાદની મુસ્લીમ બહેનો તરફથી** ના. વાઇસરોયને નીચે પ્રમાણે તાર થયો છે.

"અમદાવાદની સંખ્યાબંધ મુસ્લીમ બહેનો તરફથી આપ નામદારને રાજકોટના વિષયમાં વચ્ચે પડવા અને મહાત્માજીના ઉપવાસથી દેશભરમાં જે આપત્તિ આવી પડી છે તેમાંથી બચાવવા વચ્ચે પડવા વિનંતિ છે."

**મીસીસ કુસુમબેન ધોળાભાઈ:** અમદાવાદ દરીઆપુર પાર્વતીબાઇ પ્રસુતિગૃહનાં લેડી ડોકટર જેઓ વધુ અભ્યાસ અર્થે ઇંગ્લેન્ડ ગયેલાં તેઓ એલ. એમ. ની ડીગ્રી મેળવી તા. ૨૩-૧-૩૯ ના રોજ અત્રે પાછાં આવી ગયાં છે અને તેમણે હોસ્પીટલનો ચાર્જ સંભાળી લીધો છે.

**મુંબઇમાં વસતી કચ્છી બહેનોની એક જાહેર સભા:** કચ્છી વીશા ઓસવાળની મહાજનવાડીમાં જાણીતા રાષ્ટ્રપ્રેમી આગેવાન શ્રી. ગોકુળદાસની વીર-વાણી ઝીલવાને અને કચ્છની બ્હેનો કચ્છ પ્રજાકીય લડતમાં કઇ રીતે સક્રિય સાથ આપી શકે તે જાણી લેવા માટે યોજવામાં આવી હતી.

શ્રી. ગોકુળદાસભાઇએ કચ્છની લડતની લંબાણપૂર્વક સમજુતી આપતાં જણાવ્યું હતું કે કચ્છની આજે કપરી પરિસ્થિતિ થઇ ગઇ છે. કચ્છ નરેશના શિકારશોખ કચ્છમાં વિકરાળ જંગલી પશુઓને છુટાં મુકીને કચ્છના ખેડુતોને પારાવાર નુકસાન પહોંચાડી રહેલ છે. કોરીના ચલણથી પ્રજાને પારાવાર આર્થિક મુશ્કેલીઓ ભોગવવી પડે છે. એ ઉપરાંત કચ્છી જનતાને બીજાં નાનાં મોટાં અનેક દુઃખો કંપાવનારાં થઇ પડયાં છે, આ બધાં હમેશનાં દુઃખોમાંથી ઉગરી જવાનો જો કોઇ પણ રાહ હોય તો તે પ્રજાકીય જાગૃતિ અને સહકારની ભાવનાનો વિકાસ છે. એટલે આજની ઘડીએ કચ્છની સત્યાગ્રહની લડતમાં જોડાઇ જવું એ તો દરેક કચ્છી પુત્રપુત્રીનો ધર્મ ગણાય. છેવટે તેઓશ્રીએ બ્હેનોને સ્વયંસેવિકા તરીકે નોંધાઇ જવાની જોરદાર અપીલ કરી હતી; અને કચ્છ ખાતેની બીજી બ્હેનોને માર્ગદર્શન આપવાની વિનંતિ કરી હતી.

ત્યારબાદ શ્રી. મોંઘીબેન કંતાનવાળાએ જણાવ્યું હતું કે મુંબઇની બહેનો તો દરેક રાષ્ટ્રીય હિતની પ્રવૃત્તિમાં મોખરે રહેતી આવી છે એટલે જન્મભુમિની મુક્તિની લડતમાં સાથ આપવાની આજે જ્યારે આવશ્યકતા ઉપસ્થિત થઇ છે ત્યારે મુંબઇની કચ્છી બ્હેનો પાછળ રહી જાય એમ માનવાને કોઇ કારણ નથી.

ત્યારપછી શ્રી. નરભેરામે કચ્છનાં ઘોર અજ્ઞાન વિષે બોલતાં જણાવ્યું હતું કે કચ્છમાં કેળવણી માટેની કોઇ સંસ્થા જ નથી કે જ્યાં બ્હેનોને યોગ્ય કેળવણી મળી

છે, તેથી ત્યાંની પ્રજા કેળવણીના ક્ષેત્રમાં પછાત રહેવા પામી છે.

જાનકીદેવી જાય છે : લાંબા સમયથી માંદગી ભોગવતાં શ્રી. જમનાલાલ બજાજનાં પત્ની શ્રીમતી જાનકીદેવી બજાજ સંપૂર્ણ આરોગ્ય પ્રાપ્ત કરી શક્યાં નથી, છતાં તેઓ તેમના પતિને પગલે સત્યાગ્રહ કરવા જયપુર જાય રહ્યાં છે.

વિઠ્ઠલગઢ પ્રજામંડળના પ્રમુખ હાજાભાઈની સ્ત્રી પાસે ૪૦ થી ૫૦ હદમેસ કરાવી છે. અને કહે છે કે "તારા ધણીને લાર અગર કર્યા છે તેનો જવાબ આપ" આ પ્રમાણે બહેનોની પણ સતામણી કરવામાં આવે છે.

શ્રીમતી રૂક્મણીબ્હેન ચીમનલાલ વાડીલાલના મંત્રીપદ નીચે શ્રી. જૈન મહીલા સંઘ દિનપ્રતિદિન પ્રગતિના પંથે પળી રહ્યો છે.

ઓમ મંડળી બંધ કરાવવા સંબંધી વડા પ્રધાનને ધારાસભાના હિંદુ અને કોંગ્રેસ સભ્યોનું એક પ્રતિનિધિ મંડળ મળ્યું હતું ત્યાર પછી ઓમ મંડળીના સ્થાપક દાદા લેખરાજે પોતાના કબજામાં ઓમ નિવાસમાં રહેતી ૬૦ સગીર વયની બાળાઓની યાદી આપી હતી. અને સીંધની જુદી જુદી કોર્ટોમાં પોતાની સામે ચાલતા મુકદમાઓ પાછા ખેંચી લેવામાં આવે તો છોકરીઓને તેમના માબાપોને સોંપી દેવાનો પોતાનો ઠરાવ જાહેર કર્યો હતો.

જયપુર રાજ્ય પ્રજા પરિષદ તરફથી મળેલા સંદેશા પ્રમાણે આજે સવારે ઝુંનઝુંન ખાતે ચાર સ્ત્રી સત્યાગ્રહીઓ શ્રીનીવાસજી બાગરકા, શ્રીમતી શ્રી. કીશાન શર્મા, શ્રીમતી રામપ્યારીદેવી અને શ્રીમતી હરિલાલસિંહની ધરપકડ કરવામાં આવી હતી અને રાત સુધી તેમને જેલમાં રાખવામાં આવ્યાં હતાં, દિવસ દરમિયાન તેમને કશો ખોરાક આપવામાં નહોતો આવ્યો એમ જણાય છે.



સૌ જયાબ્હેન વજુભાઇ શુક્લ
જેઓ પોતાનાં માંદાં બાળક છોડી
રાજકોટ જેલમાં સીધાવ્યાં હતાં.

શ્રીમતી ભક્તીલક્ષ્મી દેસાઇ લીંબડીનાં પુત્રી હોઇ લીંબડીના સ્ત્રી સમાજના મોખરે રહી તેમણે ગુંડાગીરીનો સામનો કર્યો હતો.

શ્રીમતી લીલાવતી મુન્શીએ ગુંડાઓથી ઘેરાયેલા વરાયેલા પ્રમુખની વતી લીંબડી પ્રજા પરિષદનું સુકાન સંભાળી અપૂર્વ હિંમત દાખવી હતી.

શ્રી. ઓદીચ્ય મહીલા સમાજની કારોબારીની એક બેઠક સૌ. સુવિદ્યા પંડ્યાના પ્રમુખપદ નીચે મળી હતી જે વેળાએ કેટલાક અગત્યના ઠરાવો પસાર થયા હતા. ખાસ કરીને જે જે દેશી રાજસ્થાનોએ જવાબદાર રાજતંત્ર માટેની લડત ઉપાડી છે તેઓને મુબારકબાદી આપતા ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા. તેમજ લીંબડી અને રાજકોટમાં



**શ્રી. વજુભાઈ શુકલનાં ભાભી**
જેઓ રાજકોટને મોખરેથી જેલ ગયાં હતાં.

ચાલી રહેલા કંપાવનારાં દમનનો વીરોધ દર્શાવવામાં આવ્યો હતો.

ત્યારબાદ શ્રીમંત સરકાર સયાજીરાવ ગાયકવાડના શોકજનક અવસાન બદલ ભારે દીલગીરી પ્રદર્શિત કરતો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો પ્રમુખ બ્હેનનાં આભાર દર્શન પછી સભા વિસર્જન થઇ હતી.

**માલાડ સ્ત્રી મંડળ :** માલાડમાં બ્હેનોની પ્રવૃત્તિ બહુ જ સુંદર રીતે ચાલી રહી છે. ત્યાં સ્ત્રી મંડળ ચાલે છે, જેમાં ૧૫૦ સભાસદ છે. પુસ્તકાલયની ત્યાં ઘણી જ ખોટ હતી. મંડળના પ્રમુખ શ્રીમતી વિદ્યાગૌરી સુનીલાલ અને ઉપપ્રમુખ શ્રીમતી શાંતાબ્હેન ખાંડવાળાની ઉદાર મદદથી પુસ્તકાલયની શરૂઆત થઇ છે.

આ પુસ્તકાલયની ઉદ્ઘાટન ક્રિયા તા૦ ૨૦ મી ફેબ્રુઆરી ને સોમવારે શ્રીમતી વેલાબ્હેનને હાથે કરવામાં આવી હતી જે વખતે મંડળની સભાસદ તેમજ અન્ય બ્હેનોએ સારી સંખ્યામાં હાજરી આપી હતી. પુસ્તકાલયને શ્રીમતી શાંતાગૌરી ખાંડવાળા લાયબ્રેરીનું નામ અપાયું છે.

મંડળ તરફથી એ પ્રસંગે એક સુંદર મેળાવડો યોજવામાં આવ્યો હતો, જેમાં મલાડના મંડળની કુમારીકાઓએ સંવાદ અને ગરબાઓથી સર્વના મન રંજીત કર્યાં હતાં.

શ્રીમતી વેલાબ્હેને ઉદ્ઘાટન ક્રિયાના પ્રમુખસ્થાનેથી બોલતાં પુસ્તકાલયનો ઉપયોગ અને તેનાથી થતા ફાયદા વીષે સમજાવ્યું હતું અને "ગીતા સુગીતા કર્તવ્યા" એ પ્રમાણે ચોપડીઓના વાંચનમાંથી બોધ લઇ તેને આચરણમાં મૂકવા સમજાવ્યું હતું.

તે સાથે તેમણે બ્હેનોને સ્ત્રીઓના કાર્યપ્રદેશ,—ગૃહ વ્યવસ્થા અને રસોઇ—સંભાળવા ઉપરાંત જમાનાને અનુકુળ જ્ઞાન મેળવી પુરૂષની સહચરી બનવા જણાવ્યું હતું.

સ્ત્રી શકિત વિષે બોલતાં તેમણે સત્યાગ્રહની લડાઇ અને અત્યારે રાજકોટમાં બ્હેનો જે ફાળો આપી રહી છે તે વીષે ઉલ્લેખ કરી સતીઓની માફક શકિતસ્વરૂપ બનવા સમજાવ્યું હતું.

**પોલીસ દળમાં સ્ત્રીઓને સ્થાન :** એમ જાણવામાં આવ્યું છે કે ટુંક સમયમાં ત્રાવણકોરના પોલીસદળમાં ખાસ પોલીસ તરીકે આશરે એક ડઝન સ્ત્રીઓની ભરતી કરવામાં આવનાર છે. પોલીસ વડા મથકના દફતર સાથે તેઓને સંબંધ રહેશે.

**શ્રીમંત સયાજીરાવ માટે સ્ત્રીઓનો શોક :** ઉંઝાની સ્ત્રીઓની એક સભા શેઠ નટવરલાલ મગનલાલ રવિકરણ સરસ્વતી સ્ત્રી સમાજ ઉદ્યોગાલયના મકાનમાં ઉંઝા મહાલ શાળાના વિદ્યાધિકારી સાહેબના પત્ની સૌભાગ્યવતી રૂક્ષ્મણીબેન નાયકના પ્રમુખપદે શ્રીમંતના અવસાન બદલ ઉંઝાની સ્ત્રીઓનો શોક પ્રદર્શિત કરવા મળી હતી. મણીબેન મહાશંકર ત્રિવેદીએ ઠરાવ વાંચી જણાવ્યું હતું કે શ્રીમંત મહારાજા સાહેબે "બાળલગ્ન પ્રતિબંધક

નિબંધ, " "લગ્ન વિચ્છેદ" વિધવા વિવાહ અને પુનર્લગ્ન વગેરે કાયદાઓ સ્ત્રીઓનું સ્થાન ઉંચું લાવવા માટે સ્ત્રીઓનું હીત ધ્યાનમાં રાખીને કર્યાં છે. અને આજે મહારાજાના અવસાનની ખોટનું દુઃખ બીજા કોઈને થયું હશે તેના કરતાં વડોદરા રાજ્યની સ્ત્રીઓને વધારે થાય છે. મહારાજાએ રાજ્યમાં ફરજીયાત કેળવણીનું ધોરણ દાખલ કરવામાં હિંદુસ્તાનમાં પહેલ કરી છે અને આજનો વડોદરા રાજ્યનો સ્ત્રી સમાજ શિક્ષિત છે તેનું માન તેમના ફાળે જાય છે. આપણે તે બદલ મહારાજાના ઉપકારી છીએ. મહિલા પુસ્તકાલયો સ્થાપી તેમના વહિવટ સ્ત્રીઓને હસ્તક સોંપ્યા છે. તે તેમની ઉદારતા અને સ્ત્રી સન્માનની ભાવના બતાવે છે. તેમના અવસાનથી આપણને ભારે દુઃખ થાય છે. અને સદ્દગત રાજવીના આત્માને સર્વ શક્તિમાન પ્રભુ અમર શાંન્તિ અર્પે એવી આ ઉંઝાનો સ્ત્રી સમાજ ભારે હૃદયે પ્રાર્થના કરે છે."

ઠરાવના સમર્થનમાં બોલતાં કન્યાશાળા નં. ૧ ના હેડમીસ્ટ્રેસ મણીબેને જણાવ્યું હતું કે સ્ત્રીઓનો દરજ્જો ઉંચો લાવવા શ્રીમંતે જે પ્રયત્નો કર્યાં છે તેવા હજુ સુધી કોઈ રાજવીએ કર્યાં નથી અને તે માટે તેમનું નામ હિંદુસ્તાનના ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે લખાશે ત્યારબાદ કેટલીક બેનોએ વિવેચન કરી ઠરાવ સર્વાનુમતે પસાર કર્યો હતો.

**શ્રી. અન્નપુર્ણા દેવી રાવ**—બનારસ હિંદુયુનીવરસીટીની કેમીસ્ટ્રીની એમ. એસ. સી. ની ડીગ્રી મેળવનાર પહેલા આ બાનુને પેરીસની યુનિવર્સીટીમાં શિક્ષણ માટે શિષ્યવૃત્તિ અપાઈ છે.

**શ્રી. મંગળાગૌરી નાગરદાસ ગોળવાળા** અલબાર સદ્દર સુધરાઈમાં પ્રતિનિધિ તરીકે ચુંટાયા છે. ✓

**બેગમ મહમદઅલીની** મુસ્લીમ લીગની કારોબારી સમિતિમાં સ્વ. મૌલાના શૌકતઅલીની ખાલી જગાએ નિમણુક થયાનું મી. ઝીણાએ છાપાજોગ નિવેદન કર્યું છે.



શ્રી. વજુભાઈ શુકલનાં બહેન જેઓ રાજકોટને મોખરેથી જેલ ગયાં હતાં.

**મોઢ વણિક જ્ઞાતિમાં લગ્ન અટકાવવા સામેના હુકમ સંબંધી કેસ :** ચોરવાડના વતની શ્રી. રસીકલાલ જમનાદાસ ઝવેરીનો બામણગઢ મુકામે એક પત્ની હૈયાત હોવા છતાં થનારાં લગ્ન અટકાવવા માટે મુંબઈ ખાતેનાં મોઢ યુવક મંડળે મેળવેલા કોર્ટના મનાઈ હુકમ સામે વરપક્ષ તરફથી જુનાગઢની સદર અદાલતમાં બચાવ કરનો મુકદમો નોંધાયો હતો.

ગઈ તા. ૧૧ મીના રોજ ફેરી લગનથી જોડાનાર રમાગૌરી કે જેની ઉમર ૧૫ થી ૧૬ વચ્ચે પુરવાર કરવામાં આવી હતી તેણે જુબાની આપતાં રસીકલાલની સાથે, એક પત્નિ હૈયાત હોવા છતાં લગ્ન કરવાની સંમતી દર્શાવી હતી, જ્યારે રસીકલાલે જુબાની આપતાં તેની પ્રથમ પત્ની કુસુમ પર કજીયાખોર અને કંકાસી હોવાનો આરોપ મુકયો હતો,

બીજી જુબાની રમાની મોટી બેનની લેવામાં આવી હતી. તેણે જણાવ્યું હતું કે આ પ્રકારનાં થનારાં લગ્નમાં પોતાની નાની બેન રમાનું હિત બરાબર સચવાતું હતું અને એ થાય એમ પોતે ઇચ્છતી હતી.

ઉપરાંત મોઢ વણીક જ્ઞાતીના એક બે ભાઇઓએ પણ એવી જુબાની નોંધાવી હતી કે સદરહુ લગ્ન જ્ઞાતીના રીત રીવાજ મુજબ બરાબર હતાં.

સદરહુ કેસને અંગે મોઢ યુવક મંડળ તરફથી બે પ્રતિનિધિઓ શ્રી. વરજીવનદાસ ગોપાળજી તથા રતીલાલ નથુભાઇ તેમજ રસીકલાલની પ્રથમ હૈયાત પત્ની કુસુમના પીતા હરજીવનદાસ મોહનજી કાપડીયા મુંબઇથી જુનાગઢ જવા માટે રવાના થયા હતા.

જુનાગઢની અદાલત સમક્ષ નીકળેલા મુકદમા વેળાએ મોઢયુવક મંડળ તરફથી શ્રી. વરજીવનદાસ ગોપાળજી ઉભા રહ્યા હતાઃ તેઓએ જુબાની આપતાં જણાવ્યું હતું કે રમા સગીર વયની હોવાથી તેમજ જ્યારે તેનાં વાલી રમાનું હીત જોતાં ન હોવાથી, રમા પુખ્ત વયે પહોંચે ત્યાં સુધી મુંબઇ ખાતેનાં વનિતા વીશ્રામમાં અગર કોઇ સ્ત્રી સંસ્થામાં તેને રાખવી જોઇએ.

આગળ ચાલતાં તેઓએ જણાવ્યું હતું કે કુસુમ અને તેના પતિ વચ્ચેના વ્યવહારમાં કશોય અણુબનાવ હતો નહીં અને પોતાની સાસુ સાથેના ગૃહકલેશને લઇને જ આ લગ્ન યોજાયાનું જણાવ્યું હતું.

બીજા સાક્ષી તરીકે ચોરવાડના ચત્રભુજ કપુરચંદની જુબાની લેવામાં આવી હતી જેમાં તેઓએ લગ્ન અયોગ્ય હોવાનું જણાવ્યું હતું.

આ પછી આ મુકદમો વધુ તપાસ માટે મુલતવી રાખવામાં આવ્યો હતો.

**ભાટીયા સ્ત્રીમંડળના આશરા નીચે** ઘાટકોપર શ્રી ગુર્જર ઉદ્યોગ શિક્ષણ વર્ગમાં તા. ૬-૧-૩૯ ના દીને સંત સીતારામભાઇ ભાવનગરવાળાનું હરીકીર્તન રાખવામાં આવ્યું હતું. ઘાટકોપરની બ્હેનોએ સારી સંખ્યામાં હાજરી આપી હતી.

**વિલાયતમાં સ્ત્રીઓનું સ્થાન :** લંડનની સગ્રામ સમિતિ જણાવે છે કે, " લશ્કરમાં ભરતીનું કામ ઝપાટાભેર ચાલી રહ્યું છે. લશ્કરમાં સ્ત્રીઓની ટુકડીઓ ઉભી કરવાનો પણ નિર્ણય થયો છે. આ ટુકડીઓ ' રાષ્ટ્ર સહાયક ટુકડીઓ ' તરીકે ઓળખાશે.

શાંતિના વખતમાં આ ટુકડીઓને મોટી ટરી અને વિમાની ટુકડીઓ સાથે જોડી દેવામાં આવશે. સંસ્થાનિક લશ્કરને યોગ્ય કેળવણી આ ટુકડીઓને આપવામાં આવશે જેથી રાષ્ટ્રની આફત વખતે તેઓ સારી રીતે સેવા બજાવી શકે.

એક સંદેશો જણાવે છે કે લશ્કરમાં જોડાવાને પ્રારંભિક આશરે ૨૦૦૦ જેટલી સ્ત્રી ઓફીસરોની અને ૨૩૦૦૦ સ્ત્રી સભ્યોની જરૂર છે, તેઓ વ્યવસ્થિત સંસ્થાનિક લશ્કરોની સાથે, ચોક્કસ બીનલડાયક ફરજો પણ બજાવશે. આ એક પ્રાથમિક અખતરા રૂપે છે તેથી શાંતિના વખતમાં લશ્કરને મદદરૂપ થઇ પડે એવી કેળવણી પણ તેમને આપવામાં આવશે.

**વીમાની હલ્લો થાય તો સ્ત્રીઓ સંરક્ષણ કરશે :** જો વિમાનમાંથી હલ્લો થાય તો શહેરનું સંરક્ષણ કરવા સંબંધમાં વિમાની ઉડ્ડયનની અને એવી બીજી તાલીમ પામેલી નર્સોની ટુકડી યોજવાનું સૌથી પહેલું માન હિંદમાં કરાંચી લઇ જાય છે.

આ ટુકડી તાલીમ પામેલી ૭૫ નર્સોની બનેલી છે. એક લશ્કરી નિષ્ણાતને હાથે છેલ્લા ત્રણ માસ પર્યંત તેઓએ તાલીમ લીધી છે. અને ગેસ નંખાયો હોય તે વખતે રાખવાની સાવચેતીને લગતી અજમાયશી તાલીમ પણ તેમને અપાઇ છે.

આ નર્સોએ ગેસમારક પહેરીને ગેસની અસરવાળા વિસ્તારમાં પ્રવેશ કર્યો હતો. આ બધી નર્સોમાંથી માત્ર ૭ જેટલી નર્સોને ગેસની અસરનાં ચિન્હો જણાયાં હતાં. બાકીની સ્ત્રીઓ એમાં સફળ થઇ હતી.

જો વિગ્રહ ફાટી નીકળે અને કરાંચી પર હલ્લો થાય તો શહેરના જુદા જુદા વોર્ડોમાં આ ટુકડી કામ કરશે.

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૯ : અંક ૪ પુસ્તક ૯ એપ્રિલ : ૧૯૩૫

## ઉંદર * બિલ્લી * કુત્તો

: ૧ :

પાંજરાની પાસે,
કે બિલ્લીના ત્રાસે,
કે લાડુની વાસે,
ઉંદરભાઇ નાસતા'તા.
ઉંદરભાઇ નાસતા'તા.

: ૨ :

અભરાઇને શીંકે,
કે કૂતરાની બીકે,
કે જાણતાં ઠીકે,
બિલ્લીબાઇ ભાગતાં'તાં.
બિલ્લીબાઇ ભાગતાં'તાં.

: ૩ :

આંગણાની ધારે,
કે બચ્ચાંની વા'રે,
કે શેઠના દ્વારે,
કુત્તાભાઇ ટહેલતા'તા.
કુત્તાભાઇ ટહેલતા'તા.

ઉમિયાશંકર ઠાકર

વિશ્વામિત્ર કરીને એક ઋષિ હતા. એ વનમાં રહી ખૂબ તપ કરે. એટલું બધું તપ કરે કે ઇન્દ્રને પણ ડર લાગ્યો કે રખેને મારું ઇંદ્રાસન પડાવી લે ! આથી તેણે મેનકા નામની અપ્સરાને વિશ્વામિત્રના તપનો ભંગ કરવાને મોકલી.

મેનકાએ પૃથ્વી ઉપર આવી પોતાના નૃત્યથી વિશ્વામિત્ર ઋષિને મોહિત કર્યા. તેમણે તો તેની સાથે પરણવાની માગણી કરી અને પરણી પણ ગયા. વિશ્વામિત્ર ઋષિ મટી સંસારી બન્યા.

વખત જતાં કાંઈ વાર લાગે છે ? એક...બે...એમ કરતાં ફરતાં પાંચ વર્ષ એ વાતને થઇ ગયાં. એ દરમિયાન મેનકાને એક છોકરી પણ થઇ હતી અને એ એ વર્ષની પણ થઇ ગઇ.

એ પછી એક દિવસ મેનકા પેલી છોકરીને વિશ્વામિત્રને સોંપી ક્યાંક બહાર ગઇ, ઘરમાં પેલી છોકરી અને વિશ્વામિત્ર બે જ રહ્યાં. એમનું ઘર એટલે આપણાં ઘર જેવું નહિ. આપણાં ઘર તો બાસાં મજાનાં ઈંટોથી ચણેલાં હોય અને ઉપર નળીયાંનું કે પતરાનું છાપરૂં હોય. પણ એમનાં ઘર એટલે ઝુંપડાં. પાસે થઇને નદી વહેતી હોય અને આસપાસ નાનોશો બગીચો હોય. આ એમનાં ઘર-ઝુંપડાં. ભલે એમનાં ઝુંપડાં આવાં હોય પણ સુંદરતામાં અને સ્વચ્છતામાં તો આપણા કરતાં ક્યાંય ચડી જાય. એમનાં ઝુપડાં જેવાં સ્વચ્છ આપણાં ઘર હોય જ શાનાં !

ઋષિ પેલી છોકરીને લઈ બગીચામાં આવ્યા. બાગમાં વનનાં હરણાં, પોપટ, મોર વગેરે પશુ પક્ષીઓ ગેલ કરતાં હતાં. ઋષિ-પણ એ બધાં પેલી છોકરીને બતાવતા જાય અને રમાડતા જાય. એવામાં એમની નજર દૂર એક ખુણામાં પડી. ત્યાં એક મોર, એ બધાંથી જુદો ચરતો હતો. વિશ્વામિત્રને એ જોઇ એમનો પૂર્વકાળ-તપ કરતા હતા તે વખત સાંભળી આવ્યો, અને એ સાંભળતાં જ પેલી છોકરીને ત્યાં ને ત્યાં જ પડતી મૂકી એ તો ચાલી નીકળ્યા વનમાં. એક ઘોર ગુફામાં જઇ એમણે એમનું તપ ફરથી શરુ કરી દીધું.

આ બાજુ મેનકા જ્યારે બહારથી આવી ત્યારે એણે ઋષિને ન જોયા. એને ફાળ પડી કે રખેને એ પાછા તપ કરવા વનમાં ચાલી ગયા હોય ! એણે વિશ્વામિત્રની ખુબ ખૂબ શોધ કરી, પરંતુ જ્યારે એમનો પત્તો ન જ લાગ્યો ત્યારે એ પણ પેલી છોકરીને ઝુંપડાથી થોડે દૂર નદીને કિનારે મૂકી સ્વર્ગમાં ચાલી ગઇ.

પેલી છોકરીને એકલી જોતાં કેટલાંક મોર તેની આજુ બાજુ ફરી વળ્યા અને એની રક્ષા કરવા લાગ્યા.

આજ વનમાં એક બીજા ઋષિ રહે. કશ્યપ ઋષિના એ વંશ જ અને એમનું નામ કણ્વ. વિશ્વામિત્ર અને મેનકાના ઝુંપડાથી બે એક ગાઉ દૂર એમનું એવું જ ઝુંપડું હતું.

દૈવયોગે જે દિવસે વિશ્વામિત્ર અને મેનકા પેલી છોકરીને એકલી મૂકી પોત પોતાના ઠેકાણે જતાં રહ્યાં તેજ દિવસની સાંજે એ ઋષિ ( કણ્વ ) ફરતા ફરતા પેલી છોકરી પાસે આવી ચડયા, અને એને એકલી જોઇ પોતાના ઠેકાણે લઇ આવ્યા. એ જગ્યાથી એમનો આશ્રમ થોડેક દૂર જ હતો.

કણ્વ ઋષિએ એને પોતાને ત્યાં રાખી અને મોટી કરી. ઋષિએ એનું નામ શકુંતલા પાડયું, કારણ કે મોરોએ એની રક્ષા કરી હતી અને મોરને સંસ્કૃતમાં ' શકુન્ત ' કહે છે.

શકુન્તલા મોટી થઇ અને એના પાલક પિતાને કામકાજમાં મદદ કરવા લાગી. બગીચામાં ઝાડોને પાણી પાય, એમને ઉછેરે, એમની સંભાળ રાખે અને બાકીના વખતમાં ઋષિની સેવા કરે.

એ વનમાં એક દિવસ એ પ્રદેશનો રાજા આવી ચઢયો. એનું નામ દુષ્યન્ત. કણ્વ ઋષિ એ વખતે આશ્રમમાં હાજર ન હતા શકુન્તલા આશ્રમનાં ફૂલઝાડોને પાણી પાતી હતી, ત્યાં એણે દુષ્યન્તને જોયો, એણે દુષ્યન્તનું સ્વાગત કર્યું. બંને આશ્રમમાં જઇ બેઠાં. થોડીક વાતચીત પણ થઇ

થોડી વાર પછી કણ્વ ઋષિ આવી પહોંચ્યા. દુષ્યન્તે એમને પ્રણામ કર્યા. ઋષિએ દુષ્યન્ત અને શકુન્તલાનો ગાંધર્વ વિવાહ કર્યો.

શકુન્તલાને દુષ્યન્ત રાજાથી એક પુત્ર થયો. એનું નામ ' ભરત ' રાખ્યું. નાનપણથી જ એ છોકરો નિડર અને પરાક્રમી હતો.

દુષ્યન્ત રાજાના મરણ પછી ભરત ગાદીએ આવ્યો. એણે પોતાનું રાજ ઘણું વધાર્યું, અને ઘણાં સારાં કામો કર્યાં. એણે ખૂબ સારી રીતે રાજ્ય કર્યું અને પ્રજાને સુખી કરી.

એજ ભરત રાજાના નામ ઉપરથી આપણા દેશનું નામ 'ભરતખંડ' પડયું છે.

કુસુદ ગાંધી

## બગલા !

બગલા રે બગલા !
ધીમાં કેમ ડગલાં ?
ભરો છો બગલા !
ઢૂંઢો છો ઢગલા ?—

લાંબી ચાંચુડી,
દાનત કુડી;
રંગે રૂપાળા,
કામ છે કાળાં.—

ભગત દેખાતા,
ઠગત લેખાતા;
સદાના પાજી,
છો હાજી હાજી.—

ઢોંગ ધતૂરા,
જાણે પૂરા;
કપટીના કાકા,
છો બગ ! પાકા.—

ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

## ભાવનગરથી તાર મગાવી દો

રામજીભાઇ રે રામજીભાઇ
રેવડી ખાઇ ગ્યા શામજીભાઇ
શામજીભાઇનો શામળો રંગ
કાનજીભાઇના એવા ઢંગ
કાનજીભાઇની લાંબી દાઢી
લાલભાઇએ બંદૂક કાઢી
બંદૂકના તો ખોટા બાર
ભાવનગરથી આવ્યો તાર

ગુલાબસિંહ બારહટ

# લીમડો

લીમડાનું ઝાડ તો તમે બધાએ જોયું હશે, એ ઘણું મોટું, ઉંચું અને સુંદર હોય છે, રસ્તાની બાજુએ છાંયડા માટે-ઠંડક માટે એ ઉગાડવામાં આવે છે, એ ઝાડ ઘણું પવિત્ર મનાય છે.

લીમડાનાં પાન નાનાં, પણ લાંબાં અને કરવતની ધાર જેવાં બંને બાજુએથી દાંતાવાળાં હોય છે. રંગે તેઓ ચળકતાં લીલા રંગનાં હોય છે.

પાનના ઉપરના ભાગથી એક મોટી જાડી સફેદ રેષા નીકળી નીચેના અણીદાર ભાગ સાથે મળી જાય છે, આ રેષા પાનના બે ભાગ પાડે છે. ડાબી બાજુનો ભાગ મોટો હોય છે, જ્યારે જમણી બાજુનો ઘણો સાંકડો હોય છે.

પાંદડાઓ એક જ ડાખળીએ ગુચ્છાની માફક ઉગેલાં હોય છે. પાંદડાની વાસ કડવી પણ સુંદર હોય છે.

પાન જ્યારે પાકી જાય છે, ત્યારે પીળું થઇ જાય છે, અને જમીન પર ખરી પડે છે.

લીમડાને ઉનાળો આવતાં ફુલો આવવા માંડે છે, ફુલો નાનાં અને સફેદ રંગનાં હોય છે.

એ ફુલોમાંથી લાંબા નાના ઇંડાના આકારના ફળો થાય છે, તેને 'લીંબોડી' કહેવામાં આવે છે.

ફળો જ્યારે કાચાં હોય છે, ત્યારે લીલા રંગનાં હોય છે. તે વખતે તે ઘણાં સખત હોય છે, પણ જ્યારે તે પાકે છે, ત્યારે પીળા રંગનાં થઇ જાય છે, અને પોચાં બને છે. તેમાંથી (ફળમાંથી) કડવો રસ નીકળે છે, અને એક મોટું કઠણ બી નીકળે છે.

ઉપયોગઃ—લીમડાના ઝાડ નીચે ઉનાળામાં લોકો બેસે તેમજ સુએ પણ છે. કારણ કે ઝાડ નીચે સુગંધીદાર, ઠંડો પવન વાય છે, ગામડાઓમાં તો કેટલાક લોકો તેનાં પાંદડા પાથરીને પણ સુએ છે, વળી કેટલાક તો પાંદડા ટોપીમાં મૂકી રાખે છે.

લીમડાનું ઝાડ ઠંડક આપનારૂં છે, તેથી કેટલાક લોકો એનાં પાંદડાનો રસ પીએ છે. એના ઠળિયામાંથી તેલ નીકળે છે, તે ચામડીના રોગો માટે વપરાય છે.

મચ્છરો નસાડવા પણ લોકો એનાં પાંદડાનો ધુમાડો કરે છે, વળી એનાં પાંદડા અનાજના કોઠારોમાં જીવજંતુ ન પડે તે માટે નાંખવામાં આવે છે.

વળી ઘણા લોકો એની ડાખળીનું દાતણ કરે છે, તેથી દાંત મજબુત બને છે, મોંઢામાં ઠંડક જામે છે, અને મોંઢામાં કોઇ પણ જાતનો રોગ થતો નથી.

એનાં મૂળીયાં તથા તેની અંદરની છાલ પણ દવામાં બહુ જ વપરાય છે.

લીમડાની હવા માંદા માણસોને ખાવા જેવી છે, આથી આપણને લીમડાનું ઝાડ બહુ જ ઉપયોગી છે.

.. શાંતિચંદ્ર બ. દામકાવાળા

---

# મારી કચ્છની મુસાફરી

મારી કચ્છની મુસાફરી મારી ફોઈયાત બેનના લગ્ન પ્રસંગે થઈ. અમે પહેલાં તો વડોદરાના સુરસાગર પાસેના ટિકિટખાનામાંથી કચ્છના કુંડલા બંદર સુધીની ટિકિટ કઢાવી. અમારે કાઠિયાવાડ મેલમાં જવાનું હોવાથી, મળસ્કે ૪ વાગે જવાનું હતું. પણ ઉઠવાનું હતું બે વાગે, કારણ કે અમને કચ્છ જવાની લ્હે લાગી હતી. રાત્રે બે વાગે ઉઠયા પછી દાતણપાણી કર્યાં, ચાપાણી પીધાં ને તૈયાર થઇ ગયાં. ત્યાંથી એક મોટરબસમાં બેસી અમે સ્ટેશને આવ્યાં, ત્યાં સામાનનું વજન કરાવી રસીદ લઈ લીધી કે જેથી રસ્તામાં કડાકૂટ ન થાય. અમે લગભગ ત્રણ વાગે સ્ટેશન પર આવી પહોંચ્યાં. ૪ વાગે ટ્રેન આવતાં તેમાં બેસી અમે અમારી મુસાફરી શરૂ કરી.

અમારી ટ્રેન મેલ હોવાથી નાનાં નાનાં સ્ટેશનો છોડી દઇ ચાલતી હતી. હજી તો અમે ગુજરાતની અંદર હતાં. વડોદરાથી અમદાવાદની મુસાફરી તો મેં ઘણીવાર કરી હતી. એટલે આ રસ્તો મારો પરિચિત હતો. અમારી ગાડી ગુજરાતનો પ્રદેશ પસાર કરતી આણંદ, નડિયાદ, મહેમદાવાદ વગેરે સ્ટેશનો વટાવી અમદાવાદની પાસે ને પાસે આવવા લાગી. ત્યા તો બાલસૂર્યનાં સોનેરી કિરણોએ અમારી ગાડીને ઘેરી લીધી. તે વખતે સૂર્ય અમારી ચાલતી ગાડીમાંથી ખેતરોનાં ઝાડવાં પાછળ દોડતા સોનાના દડા જેવો દેખાતો હતો. અમદાવાદ સ્ટેશન આવ્યું. ત્યાં ગાડીએ અડધા કલાકનો આરામ લીધો. ત્યાંથી ગાડી ઉપડી ત્યારે સૂર્ય બાલ મટીને યુવાનીની મોજ માણવાની તૈયારીમાં હતો. અમદાવાદનાં મીલનાં ધૂમાડાવાળા ધોંધાટીઆ વાતાવરણને છોડયા પછી સાબરતીનાં ઘેરાં નીલજળે દેખા દીધી. જોતજોતામાં એ ઘેરાં નીલજળ અદૃશ્ય થયાં ન થયાં એટલામાં તો પાંચ છ નાનાં નાનાં સ્ટેશનો આંખ આગળથી પસાર થઇ ગયાં. ને વીરમગામ લગભગ સાડાઆઠ વાગે આવી પહોંચ્યું.

વીરમગામ એ ગુજરાતની ઉત્તર-પશ્ચિમ સરહદ પર આવેલું કાઠિયાવાડનું પ્રવેશદ્વાર છે. તે એક મોટું જંકશન છે. ત્યાં કાઠિયાવાડ જનાર દરેકને ગાડી બદલવી પડે છે. વીરમગામે અમારી ગાડીની સામે જ બીજી બી. બી. એન્ડ. સી. આઇ. રેલ્વેની નાની ગાડી પડેલી હતી. હવે અમારે તેમાં મુસાફરી કરવાની હતી. વીરમગામ સ્ટેશન બરાબર ચ્હાના ટાઈમે આવેલું હોવાથી અમે ચ્હા-નાસ્તો કરી લીધો. એટલામાં ગાડી ઉપડી.

હવે અમે ગુજરાતની સરહદને છોડીએ ન છોડીએ એટલામાં તો સાંબલી રોડ નામે સ્ટેશન આવ્યું. હવે કાઠિયાવાડ પોતાનું બળ 'લૂ'ના ઝપાટાથી બતાવતું હતું; હવેજ પ્રાસે વેરાન મુલક શરૂ થાય છે. જોતજોતામાં લીલાપુર સ્ટેશન આવ્યું. તે પછી

લખતર ને બાલાપુરનાં સ્ટેશનો આવી જઈ વઢવાણ જંકશન આવ્યું. આ જંકશને બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેની હદ પૂરી થાય છે. ને બાપુની ગાડીઓ શરૂ થાય છે.

અમારી ગાડી થાનરોડ વગેરે સ્ટેશનો મૂકીને વાંકાનેર જંકશને આવે છે. નવલખી જવાને અમારે અહિં ગાડી બદલવાની હતી. તે બદલી મોરબી લાઇનની બીજી ગાડીમાં અમે ગોઠવાયાં. એ ગાડીમાં અમારે વાંકાનેર જંકશને જ લગભગ એક કલાક બેસી રહેવું પડયું હતું. બેસી બેસીને અમે કંટાળી ગયાં હતાં ત્યાં તો ગાર્ડની સીસોટી અને સ્ટેશનના ઘંટે અમને જાગૃત કર્યા. ગાડી ઉપડી ને થોડી વારે મોરબીનું નજરબાગ નામનું સ્ટેશન આવ્યું. ત્યાંથી મોરબી દેખાવા લાગ્યું પણ ગાડી ત્યાં પુષ્કળ થોભી. ત્યાંથી ઉપડી કે પાંચ મીનીટમાં મોરબી આવીને થોભી. બસ થોભી તે થોભી. પછી લગભગ એક કલાકે ઉપડી. મોરબી સ્ટેશનની હદ આવતાં જાણે આપણે કોઇ શહેરમાં ફરવા નીકળ્યાં હોઇએ એમ લાગે છે. પાસેજ ઝુલતો પૂલ, રાજમહેલ, વગેરે દેખાતું હતું. ત્યાંથી ગાડી લવણ બંદર પહોંચી. ત્યાંથી દરિયો શરૂ થયો. ઉજળા ફટક રૂનાં ગાભલાં જેવાં મીઠાનાં અગરો જોઇ અમારી આંખ ઠરતી હતી. મીઠાના મોટા મોટા ડુંગરા ત્યાં દેખાતા હતાં. ગાડી લવણ બંદરેથી ઉપડી તે સીદ્ધી નવલખી બંદરે પહોંચી. પણ ત્યાં શંટીંગ કરવામાં અડધો કલાક ગુમાવ્યો. પછી સ્ટેશને ઉતર્યાં. ત્યાંથી સામાન કસ્ટમમાં આપવાનો હોઇ, સામાનની વ્યવસ્થામાં અડધો પોણો કલાક ગયો. અમારી પાસે કચ્છના કુંડલા બંદર સુધીની ટિકિટ હોવાથી અમે તે બતાવી, સ્ટીમરનો પાસ લીધો. પછી અમે જમવા માટે જગદીશ્વર લૉજ નામે એક લૉજમાં ગયા. ત્યાં લગભગ કાચી પાકી પુરી ને ભાતદાળ ખાઇ અમે ઉઠયાં. અમારી સ્ટીમરમાં અમારે રાત રહી સવારે ઉપડવાનું હતું પણ કાંઇ કારણને અંગે સ્ટીમર રાત્રે ઉપડી. અમે તૂતક પરના દાદરા પર બેઠાં બેઠાં દરિયો જોવા લાગ્યાં. નવલખીના દીવા અદૃષ્ય થયા તે પહેલાં કોઇ બીજા બંદરના દીવા દેખાયા. પછી બંને બાજુના દીવા દેખાતા બંધ થયા. સ્ટીમર જરા જરા કુદવા લાગી એટલે અમે ચકકર આવવાની બીકે ભંડારીઆમાં જઇ આડા પડયાં કે તરત ઉંઘ આવી ગઇ. રાત્રે લગભગ દોઢ વાગે સ્ટીમર પર ઘોંઘાટ શરૂ થયો ને અમારી ઉંઘ ઉડી ગઇ ને અમે કાંઠા પર ઊતરવા તૈયાર થઇ ગયાં. કાંઠે ઊતર્યા પછી અમે મુસાફરખાનામાં જયાં મે બીસ્તરા છોડી બાકીની રાત માટે સૂઇ ગયાં. સવારે જાગ્યાં ત્યારે તડકો દીઠો. ઉઠીને મ્હોં ઓં ધોઇને ચા પીધી. પછી અમારી જોડેના એક જણ મોટરમાર્ગે અંજાર જવાના હતા તે આઠ વાગ્યામાં ચાલ્યા ગયા.

( અપૂર્ણ )

પ્રબોધચંદ્ર નાં. ચોકસી

—o—

# હાસ્ય તરંગ

**એ દવાજ પીધી ન હતી**

દાક્તર : સારૂ થયું કે તમને મટી ગયું. હું ઘણો ખુશી થયો. હવે તો તમે ઉતરી ગયા, બાકી છેલ્લી દવા વખતે તો તમે ૭ જ કલાક જીવી શકશો એમ મારે સાફ સાફ કહી દેવું પડયું હતું.

બાઇ : સારી વાત છે ! એટલે તો મેં એ દવાજ પીધી ન હતી.

જબરી અગમચેતી !

*

**ફાનસ પેટાવેલું કે નહી ?**

અંધારી રાત હતી.

ધમધમ કરતી ગાડી આવીને ઝાંપામાં અથડાઇ, મોટો અકસ્માત થયો.

એનો કેસ ચાલ્યો. ફાટકવાળાની જુબાની લેવાઇ, ઉલટ તપાસ થઇ.

એણે મક્કમ રહીને કહ્યું કે એણે લાલ ફાનસ બતાવેલું.

સખ્ત ઉલટ તપાસમાં પણ એ તૂટયો નહી.

રેલ્વેના વકીલે એને શાબાશી આપી.

'સારૂં થયું કે સામા વકીલે એ ન પુછયું કે ફાનસ પેટાવેલું હતું કે નહી ? એણે જણાવ્યું 'એ પુછયુ હોત તો ગમ્મત થાત !' એ તો બંધ જ હતું.'

*

**બે મોઢાં**

'અરે ! નલિન ! તું કાકીની ખુરસીની ચારે બાજુ કેમ ફરી છે ?' બાએ પુછયું.

'તે બા ! હુંએ જોઉં છું કે કાકીને બે મોઢાં છે કે નહિ. કાલે તમે કહેતાં હતાં કે કાકીને બે મોઢાં છે તે જોઉં છું.'

માનું મોઢું જોવા જેવું થઇ ગયું.

*

**ગમે તે ચાલશે**

" અરધો રતલ ચ્હા આપો. "

" કેવી જોઇએ ? કાળી કે લીલી ? "

" ગમે તેવી ચાલશે. આંધળી ડોશી માટે લઇ જવી છે. "

ડોશી અને વળી આંધળી ! એ તે શી રીતે રંગ જોવાની હતી.

*

**પ્રમાણીક રામો**

શેઠાણી : ( રામાને બે પૈસા આપતાં ) રામા, આમાંથી એક પૈસાની કોથમીર તથા એક પૈસાનાં લીંબુ લાવ.

( થોડીવારે રામો ખાલી હાથે પાછો આવે છે. )

શેઠાણી : ( ગુસ્સે થઇને ) કેમ, કોથમીર તથા લીંબુ લાવ્યો ?

રામો : ( નમ્રતાઇથી ) શેઠાણી કયા પૈસાની કોથમીર તથા કયા પૈસાનું લીંબુ લાવું.

( શેઠાણી તેની અક્કલ પર હસવા લાગી. )



ગુજરાતના પાટનગર વડોદરાના

**ગુર્જરનરેશ શ્રીમંત મહારાજા પ્રતાપસિંહ ગાયકવાડ**

તથા

**શ્રીમંત મહારાણી શાંતાબાઈ ગાયકવાડ**

જેમનો રાજ્યાભિષેક ૨૬ મી એપ્રિલે મોટી ધામધુમથી થયો છે.



પુસ્તક ૩૨મું    મે : ૧૯૩૯    અંક ૩ જો

# ઝીણી તારલીઓની હાર

નભને ઉજ્જવલ કરતી;
પૃથ્વીમાં રસ ઝરતી;
દૈવતના દિદાર, ઝીણી તારલીઓની હાર,
હાં રે, સખી ! ઝીણી તારલીઓની હાર.

*

યોગીની અવિચળ દૃષ્ટિ;
સર્જે છે અનુપમ સૃષ્ટિ;
યૌવનના ચમકાર, ઝીણી તારલીઓની હાર,
હાં રે, સખી ! ઝીણી તારલીઓની હાર.

*

અન્ધારે સળગે જ્યોતિ;
બાળા વીણે છે મોતી;
પ્હોંચાડે પ્રભુ દ્વાર; ઝીણી તારલીઓની હાર,
હાં રે, સખી ! ઝીણી તારલીઓની હાર.

*

પથિકો કેરી લાકડી;
દેવ જુવે છે વાટડી;
મોતીના મિનાર, ઝીણી તારલીઓની હાર,
હાં રે, સખી ! ઝીણી તારલીઓની હાર.

શ્વેત હોડીઓ કેવી;
તરતી ગગને જેવી;
ધન્ય નયન અવતાર, ઝીણી તારલીઓની હાર.
હાં રે, સખી ! ઝીણી તારલીઓની હાર.

*

ઝૂલે જોગણી ઊંચે;
નવલખ રત્નો ગૂંથે;
પગથીઓની ધાર, ઝીણી તારલીઓની હાર,
હાં રે, સખી ! ઝીણી તારલીઓની હાર.

*

ચન્દ્ર ચટકંતી ચાલે;
ચમકાવે વિજ નિજ ભાલે;
સરી અશ્રુની ધાર, ઝીણી તારલીઓની હાર,
હાં રે, સખી ! ઝીણી તારલીઓની હાર.

*

ધર્મ ધજા લઇ ધપતો;
યોધ ગયો રણ હસતો;
ભૂલી ગયો હથિયાર, ઝીણી તારલીઓની હાર,
હાં રે, સખી ! ઝીણી તારલીઓની હાર.

*

અબધૂત આંખ ઉઘાડે;
ગીત અલખનાં છેડે,
દેવ તણા શણગાર, ઝીણી તારલીઓની હાર,
હાં રે, સખી ! ઝીણી તારલાઓની હાર.

શ્રી. મોહિનીચંદ્ર

# યુનીવર્સીટીમાં સુધારા

લેખિકા : શ્રી. જયશ્રીબ્હેન રાયજી
બી. એ.

યુનીવર્સીટીના શિક્ષણ બાબત અત્યારે જે અભિપ્રાય સાધારણ રીતે પ્રચલિત છે તે, એ જ કે તે બહુ જ Literary and Academic એટલે પુસ્તકીયા છે. આ જાતના શિક્ષણથી માત્ર કલેરીકલ પોસ્ટ માટે જ લાયક એવા સરકારી કારકુનો તૈયાર કરી દરવર્ષે યુનીવર્સીટી પોતાના કારખાનામાંથી બહાર પાડે છે. ગ્રેજ્યુએટ થયા પછી વિદ્યાર્થીને જીવનમાં કમાવાનો માર્ગ શું લેવો તે સુઝ પડતી નથી ને દિવસે દિવસે ગ્રેજ્યુએટ બેકારીની સંખ્યામાં વધારો થતો જાય છે. આ માટે યુનીવર્સીટીએ બનતી ત્વરાએ પોતાના અભ્યાસક્રમમાં જોઈતો સુધારો કરવાની જરૂર છે. આ પ્રશ્નનું નિરાકરણ કરવા થોડા જ વખત પહેલાં સર તેજબહાદુર સપ્રુના પ્રમુખપણા નીચે કમીશન નીમાયું હતું. તેનો પણ એજ અભિપ્રાય હતો કે યુનીવર્સીટીનો મોહ લોકોને લાગ્યો છે કારણ કે સરકારી નોકરી આજે આવા ગ્રેજ્યુએટોને મળે છે. જો નોકરીની ભાવના કાઢી નાંખવામાં આવે તો જેમને ખાસ ઉચ્ચ શિક્ષણનો શોખ છે તેઓ જ યુનીવર્સીટીમાં જાય. બીજું એ સમિતિએ એમ પણ કહ્યું કે યુનીવર્સીટી તરફથી લોકોને ઉપયોગી વિષયો શિખવાય, કે જેમાં હાથનો અને મગજનો બન્નેનો સારો ઉપયોગ વિદ્યાર્થી કરે. હાથ હુન્નર, ડ્રોઈંગ, ચિત્રકળા, સંગીત વિગેરે અનેક વિષયોનો અભ્યાસ યુનીવર્સીટીમાં દાખલ થાય તો જ વિદ્યાર્થી માટે નવાં નવાં ક્ષેત્રો ખુલ્લાં થાય.

બીજું, માધ્યમિક શિક્ષણનો પ્રશ્ન એક મોટો પ્રશ્ન છે. વાસ્તવિક રીતે યુનીવર્સીટી માત્ર ઉચ્ચ શિક્ષણ સાથેજ સંબંધ ધરાવે છે. પરંતુ આજે મેટ્રીક્યુલેશન પરીક્ષા એ શાળાંત પરીક્ષા-School leaving તેમજ યુનીવર્સીટીની પ્રવેશક પરીક્ષા-Entrance examination છે. તેને લીધે તે પરીક્ષા દ્વારા યુનીવર્સીટી માધ્યમિક શિક્ષણ પર સત્તા ભોગવે છે. આનું પરિણામ એ આવ્યું છે કે ઘણા વિદ્યાર્થીઓ કેવળ મેટ્રીક્યુલેશનમાં પાસ થવા ખાતર શીખે છે. એઓ કોઈ કારણસર યુનીવર્સીટીમાં જઈ શકતા નથી અથવા તો વારંવાર નાપાસ થાય તો તેવા બાળકો માટે બીજું કોઈ ક્ષેત્ર ખુલ્લું રહેતું હોતું નથી. કારકુનની જગ્યા માટે અત્યારે એટલા ગ્રેજ્યુએટ ઉમેદવાર હોય છે કે આવા વિદ્યાર્થીઓનો પત્તો લાગતો નથી. આ માટે આ બન્ને પરીક્ષા તો જુદી જ થવી જોઈએ. મદ્રાસમાં આજે પણ તે જુદી છે સ્કોટલેંડમાં પણ આવી બે પરીક્ષાઓ છે. આથી શાળાંત પરીક્ષા માટે અનેક વિષયોની પસંદગી આપી શકાશે. આજે મુંબઈની સરકારે આ પ્રશ્ન હાથ ધર્યો છે. કયાં તો યુનીવર્સીટી પોતે જ મેટ્રીકના અભ્યાસક્રમમાં અનેક વિષયો-ધંધાને લગતા વિષયો પણ-દાખલ કરે, અથવા સરકાર જે શાળાંત પરીક્ષા લે તેને મેટ્રીકના સમાન ગણી એમાં પાસ થએલાને યુનીવર્સીટીમાં દાખલ કરવાનું કબુલ કરે. મદ્રાસમાં સરકારી પરીક્ષામાં જનારા વિદ્યાર્થીઓની સંખ્યા મોટી છે. અમુક વિષયો સાથે સાથે લીધા હોય તો તેઓને યુનીવર્સીટીમાં દાખલ થવાનો અધિકાર છે. આનું થશે તો જ માધ્યમિક શિક્ષણ જે આજે એક ચીલે ચાલે છે તેમાં

નવી ભાતે પડશે. અત્યારે તો યુનીવર્સીટી માધ્યમિક શિક્ષણ પ્રત્યે સાવકી મા જેવો સંબંધ રાખે છે. જ્યારે બન્નેનો સંબધ એક લોહી જેવો જોડાશે ત્યારે જ શિક્ષણ લેનારા અનેક વિદ્યાર્થીઓનાં જીવન સુખી થઇ શકશે.

બીજો એક મહત્વનો પ્રશ્ન Medium of Instruction નો છે. અત્યારે જે પરદેશી ભાષા દ્વારા શિક્ષણ મોટે ભાગે અપાય છે તેનાથી આપણા વિદ્યાર્થીઓના શિક્ષણનો પાયોજ કાચો રહે છે. જ્યાં પાયોજ નબળો ત્યાં મજબુત મકાન ચણવાની ક્યાંથી આશા રાખી શકાય ? યુનીવર્સીટીનું શિક્ષણ જો પોતાની માતૃભાષા દ્વારા અપાય તો વિદ્યાર્થી તે સ્હેલાઇથી ગ્રહણ કરી શકે, તેમજ બીજો લાભ એ પણ થાય કે માતૃભાષાના સાહિત્યમાં પણ વધારો થઇ શકે. અત્યારે આપણામાં રાષ્ટ્રભાવના જાગ્રત થઇ છે તો આપણા રાષ્ટ્રની ભાષા વધારે સમૃદ્ધ થાય તે માટે પ્રયત્ન કરવા માટે ઉચ્ચશિક્ષણ લેનાર વિદ્યાર્થીની મદદની જરૂર પડશે. પોતાની માતૃભાષાના ભોગે પરદેશીભાષાના સાહિત્યની સેવા કરવી એ કોઇ પણ રાષ્ટ્રભક્ત સ્વીકારી ન જ શકે. આ માટે જુદી જુદી ભાષા બોલનાર પ્રાંત દીઠ જુદી જુદી યુનીવર્સીટી–Regional University સ્થપાય એ બહુજ અગત્યનું છે. આવી યુનીવર્સીટીઓ સ્થપાય તો કેળવણીને જરૂર વેગ મળે. આજે અંગ્રેજી ભાષાને લીધે નાગરિક અને ગ્રામ્ય શિક્ષણ એમ ભિન્ન ભિન્ન પ્રકાર કેળવણીમાં પડ્યા છે જે ખરી રીતે દૂર થવા જોઇએ, અને ત્યારેજ યુનીવર્સીટી સામાન્ય જનતા સાથે સહકાર સાધી શકે.

છેવટનો પ્રશ્ન યુનીવર્સીટીની ચુંટણીમાં સુધારા કરવાની જરૂરનો છે. આજે યુનીવર્સીટી સેનેટના સભ્યોનો મોટો વખત ચુંટણીની આટીઘુંટીમાંજ જાય છે. વર્ષમાં અનેક ચુંટણીઓ થયાંજ કરે છે. તેને લીધે શિક્ષણના ખરા પ્રશ્નોને બદલે આવી વાતુ તરફજ સભ્યોનું ધ્યાન જાય છે. ચુંટણીને અંગે પ્રાન્તીય ભાવના–જ્ઞાતિ ભાવના વધી છે એ ઇચ્છવા યોગ્ય નથી. આનો પણ રસ્તો કાઢવાની જરૂર છે.



## કસોટી

કસો કસો જીવનની કડુ ક્ષણો–
તપાવીને આ મમ જીંદગાની–
પસાર થૈ હું તમ તાવણીથી–
આનંદ માણું નિજ જીંદગીનેઃ–

શ્રી. વાસુદેવ જાની

# આત્માનું પ્રતિબિંબ

લેખક
શ્રી. નીલકંઠ

શિશિર, તેની પત્ની સુકેશી અને હું ચ્હા પીતાં હતાં. સુકેશીનું ધ્યાન ચ્હાના પ્યાલામાં અને એક દૈનિકના પાના ઉથલાવવામાં સરખે ભાગે વ્હેંચાએલું હતું. અચાનક એક પાને થંભી, એ પાન તરફ ઘડીભર જોઈ, સ્મિત કરતાં એણે દૈનિકના એ પૃષ્ઠને શિશિર તરફ ધર્યું. શિશિરે ધ્યાનથી એ પૃષ્ઠ તરફ જોયું અને આછા હાસ્ય સાથે વાંચવા માંડ્યું.

" જાણીતા વ્યાપારી (Captain of Industry) અને સમાજસેવક શ્રી. સુરેશ મ્હેતા......"

સુરેશ મ્હેતા જાણીતી વ્યક્તિઓમાં સ્થાન ધરાવે છે. વ્યાપારી છતાં સંસ્કારી, અને અમીર છતાં દેશસેવક; આકર્ષક પ્રતિભાશાળી વ્યક્તિત્વ અને રસિક જીવન. પ્રજાની નજરે ચઢવા માટે બીજા ક્યા તત્વોની જરૂર હોઈ શકે ?

આછા કટાક્ષનો પડઘો પાડતા શિશિર અને સુકેશીના શબ્દો અને તેમના હાસ્યથી મ્હને નવાઈ લાગી.

" કેમ, છબી સારી નથી ? " મ્હેં પ્રશ્ન કર્યો.

" ના. ના, છબી તો ઘણી સારી છે. " કહેતાં સુકેશી અને શિશિર હસવા લાગ્યાં.

આપણાથી અજ્ઞાત કારણે, આપણી હાજરીમાં, મર્મભર્યાં શબ્દો અને ગૂઢ હાસ્ય વેરાય ત્યારે આપણને ચીડ ચઢે એ સ્વાભાવિક છે. મ્હારો અણગમો સમજી ગઈ હોય એમ સુકેશી હસીને બોલી.

" સુરેશ મ્હેતાની પત્ની થતાં હું રહેજમાં બચી ગઈ. "

સ્મિતનું કારણ સમજાયું. પણ તિરસ્કારનું મૂળ હજી જડ્યું નહિ.

" જાણે ઘાત ગઈ હોય એમ બોલો છો ! " મ્હેં કહ્યું.

પતિપત્નીએ મૌન સાચવ્યું. જાણે કોઈ નિશ્ચય ઉપર આવતાં હોય તેમ અર્થભરી દૃષ્ટિથી એક બીજા સામું જોઈ રહ્યાં. આખરે શિશિર બોલ્યો.

" હું એક જમાનામાં સુરેશનો મિત્ર અને હરિફ હતો. " આટલા ખુલાસાથી મ્હને પુરી સમજ પડે એમ ન્હોતું.

" તું એમ માનતો હોય કે તું રહસ્યનો ઉકેલ કરે છે તો ત્હારી ભૂલ થાય છે. "

" બરાબર. ઇન્ટર પછી તો તું વિલાયત ગયો અને આપણે છુટા પડ્યા. હું બી. એ. માં આવ્યો ત્યારે સુરેશ કોલેજમાં દાખલ થયો અને અમે સહાધ્યાયી બન્યા. "

" અને આપણે ત્રણે જણ ઇન્ટર સાથે જ પાસ થયાં છીએ એ તો ત્હમને યાદ હશે જ. " સુકેશીએ મને ઉદ્દેશીને પ્રશ્ન સરખું નિવેદન કર્યું.

" હા, એ તો હું જાણું છું, પણ આ જ્ઞાન સુરેશ વિષેના મ્હારા અજ્ઞાન ઉપર કાંઈ પ્રકાશ પાડતું નથી. " મ્હેં હસતાં હસતાં મ્હારી મુશ્કેલી જણાવી.

" સુરેશ સાથેના અમારા પરિચયનો ઇતીહાસ રસિક જરૂર છે પણ તું કંટાળે એટલો લાંબો છે. " શિશિરે જણાવ્યું.

" સુરેશ સરખા જાણીતા નેતા વિષે તું કાંઈ કહેવાનો છે એટલે એ વૃતાંત કંટાળો નહિ જ ઉપજાવે એવી મ્હારી ખાત્રી છે. "

મ્હને લાગ્યું કે શિશિર અને સુકેશીના

અસાધારણ વર્તન પાછળ કોઈ ગૂઢ તત્વ છુપાયેલું છે.

જાણે કશા ઉંડા વિચારમાં હોય તેમ શિશિર થોડી પળ વિચારશીલ, શાંત બેઠો. અને પછી એણે વાતની શરૂઆત કરી:

" કૉલેજ વક્તૃત્વકલાસભાની એક ઇનામી હરિફાઈમાં અમે સાથે બોલ્યા. પહેલું ઇનામ અમારી બન્નેની વચ્ચે વહેંચાયું અને અમારો પરિચય થયો. વાત કરવાની આકર્ષક ઢબ, મોજીલો સ્વભાવ અને મૈત્રિની કલામાં નૈપુણ્ય એનામાં હતાં. કૉલેજમાં આવતા બરાબર એક બહોળા મિત્રમંડળનો એ આત્મા બની ગયો.

" અમે એક જ વિદ્યાર્થીગૃહમાં રહેતા. હરિફાઈની સાંજ પછી અમે એક બીજાની રૂમ પર આવતા જતા-થયા અને પરિચય વધ્યો.

" થોડા માસ પછી અમારા સંબંધને મજબુત બનાવતી એક નવી કડી અમને મળી. કૉલેજમાં સંગીત-સમાજ સ્થપાયું અને સ્થાપક-સભ્યો જેવા અમે બે એ સમાજના પ્રથમ સભાસદ બન્યા.

" અમારી મૈત્રિ લોકોને નવાઈ લાગવા જેવું આમ કશું જ નહોતું. છતાં ઘણાને સ્વાભાવિક આશ્ચર્ય થયું. સુરેશના મિત્રમંડળનો વિસ્તાર થાય એ સમજાય એવું હતું, પણ મારા જેવા ઓછા બોલા, ગંભીર મ્હોં રાખી ફરતા. ગણ્યા ગાંઠ્યા મિત્રોવાળા વિદ્યાર્થીને કોઈ સાથે ગાઢ મૈત્રિ હોઈ શકે એમ લોકો માની ન શક્યા. અને સાચું પુછે તો મને પણ આ સ્થિતિ અસાધારણ લાગી. હું વાંચન, ખુશી હતા, અને પ્રકાશનો શોખીન માણસ; સુરેશ વિનોદ, આરામ અને મોજને માટે ઉત્સુક; મને એકાંત ઘણું પ્રિય; સુરેશથી ટોળાના બહાર રહેવાય નહિ. અમારા સ્વભાવ, વિચાર અને આદતોમાં સામ્ય કરતાં તફાવત વધારે હતો. અને આમ છતાં અમે લગભગ ગાઢ મિત્રો બની ગયાં. અસમાનતાજ કદાચ આકર્ષણનું મૂળ હોય! "

શિશિરની વાત હું એકચિત્તે સાંભળતો હતો પણ એના છેલ્લા વાક્યમાં, ભાર દેઈ બોલાયેલા " લગભગ " શબ્દે મારૂં ધ્યાન ખેંચ્યું અને અચાનક મ્હારાથી પ્રશ્ન થઈ ગયો.

" 'લગભગ' ગાઢ મિત્રો એટલે ? "

શિશિરે હકારમાં ડોક હલાવી, અને બોલ્યો. " હા, અમારી મૈત્રીની એ પરાકાષ્ઠા. એક બીજાની એથી વધારે નિકટ અમે ન આવી શક્યા. મૈત્રિને જન્મ આપવાના બધા ગુણ અને જોઈતું આકર્ષણ સુરેશમાં હતાં, પણ કોણ જાણે કેમ, એની વધારે પાસે જતાં મ્હારૂં હૃદય અચકાતું. મ્હેં મ્હારા સંકોચના કારણનું પૃથક્કરણ કરવા પ્રયત્ન કર્યો, પરંતુ તે મ્હને જડ્યું નહિ. અને આ વિષયમાં વધારે ઉંડો ઉતરૂં તે પ્હેલાં, અમારી નિકટતાને અટકાવતો. એક બીજો બનાવ બન્યો. સુકેશીએ અમારા સંગીત-મંડળમાં પ્રવેશ કર્યો. "

અહીં શિશિર અટક્યો, અને મ્હારા તરફ રહેજ હસી બોલ્યો,

" સુકેશીની હાજરીમાં એનાં વખાણ નહિ કરૂં. ફક્ત એટલું કહેવું બસ થશે કે, સંગીત-મંડળમાં એના જોડાવાથી; મ્હારા અને સુરેશ, બન્નેના જીવનમાં નવું ચેતન અને નવો રસ પ્રગટ્યાં. અને મ્હેં અને, સુરેશે આ પરિવર્તન અનુભોવવા પારખ્યું.

" બીજા કોઈને આ અમારૂં નવું આકર્ષણ જણાય એમ ન્હોતું. મ્હારૂં ગાંભીર્ય ઓછું થયું નહિ, સુરેશમાં ગંભીરતા આવી નહિ. અને અમારી દોસ્તીમાં પણ કશો જ સ્પષ્ટ તફાવત પડ્યો નહિ.

" એક સાંજે સુકેશીનું સંગીત હતું. સુકેશીએ ઘણું જ સરસ ગાયું. અભિનંદનની આપ-લેમાં અમારો પરિચય થયો. અને દિવસે દિવસે એ પરિચય વધતો ચાલ્યો.

" કૉલેજમાં નવરાશને સમયે અમે ગપ્પા મારતાં; રહાંજે અમે ત્રણે સાથે ફરવા જતાં. કદી કદી એ અમારે ત્યાં ચ્હા પીવા પણ આવતી.

" પણ આ અમારી મુલાકાતો વખતે અમારી વાતચીતમાં મ્હારો હિસ્સો નજીવો રહેતો. રસિક છબનો સુરેશને લાભ હતો મ્હારાથી તો, સ્વભાવ પ્રમાણે, વાતચીતને બદલે ભાષણ થઇ જતું. પણ સુકેશી અમને બેઉને સરખા ધ્યાનથી સાંભળતી. એના વર્તનમાં કોઇ માટે પક્ષપાત જણાતો નહિ.

" આવી સ્થિતિ, આવી તટસ્થતા, લાંબો વખત ચાલે એમ ન્હોતું. ધીમે ધીમે મ્હને સુકેશીના હૃદયપ્રવાહની દિશાના ચિહ્નો સ્પષ્ટ જણાવાં માંડ્યાં. સુકેશીના નયન અને સ્મિત સુરેશ તરફ નમવા લાગ્યાં.

" સુનકારના પડઘા સાંભળતો, હું હૃદય-વ્યથાને એકાંતમાં શમાવી દેવા મહાપ્રયત્ન કરતો. નિરસ જીવનમાં ઉત્સાહ લાવવા અનેક ઉપાયો કર્યા. નિરાશા અને પરાજયની લાગણીઓથી મ્હારો આત્મા કચરાતો ચાલ્યો. અને મ્હારૂં જીવન અશાંતિમય બની ગયું. અને જાણે આ અશાંતિ જીવનસંગાથી બનશે એવી આગાહી સરખા, સમાચાર મળ્યા કે સુરેશ અને સુકેશના વિવાહ મળી ગયા છે."

" ઘોર અશાંતિ અને અસહ્ય વેદના અનુભવતાં દિવસો એક પછી એક વિત્યા અને જાણે સ્વપ્ન જોતો હોઉં એમ એક માસ પછી એક દૈનિકમાં વાંચ્યુ કે એમનો વિવાહ તુટી ગયો. "

શિશિરે વાત અટકાવી, અને પાણીનો પ્યાલો હાથમાં લેતાં, સુકેશીને કહ્યું.

' તું વાત પુરી કરે તો ? "

હકાર સુચન કરી સુકેશીએ શરૂઆત કરી.

" એમણે તમને કહ્યું તેમ, એમના અને સુરેશના સ્વભાવમાં તીવ્ર તફાવત જણાયો. અને એમણે જણાવ્યું તેમ સુરેશમાં તાત્કાલિક આકર્ષણની શક્તિ હતી. પણ મને બન્નેનો સહવાસ ગમતો. હું ઘણીવાર બન્નેના સ્વભાવ અને વિચારની તુલના કરતી. સુરેશની વાત કરવાની રીત મોહક હતી; શિશિર થોડું બોલે અને બોલે ત્યારે સમાજવાદ પ્રચારકની માફક. પ્રશંસા કરવા જેવું પોતાનામાં હોય કે નહિ છતાં, પોતાના વખાણ સાંભળવાની સ્ત્રીઓમાં સતત ઇચ્છા હોય છે. સુરેશ આ સર્વ સામાન્ય અશક્તિ સમજતો, અને પોતાનો આનંદ શબ્દોદ્વારા દર્શાવતો. પોતાના ભાવ વાણીદ્વારા વ્યક્ત કરવાને બદલે શિશિર તેને નયનથી, વિજળીના ચમકારા જેમ, પ્રકટ કરતો, અને પ્રગટ થતાં બરોબર દાબી દેતો. શિશિર, સ્થિરતા, નિર્ભયતા અને સ્વસ્થપણાની મૂર્તિ સમો હતો; સુરેશની હાજરી નદીના તરંગો જેવી, સ્વતંત્રતા અને તોફાનની લાગણીઓ જગાડતી. તુમુલ હૃદય મંથનને અંતે મ્હારૂં મન સુરેશ તરફ આકર્ષાયું. શિશિરની તીવ્ર નિરાશા જોઇ હું મ્હારા હૃદયના આવેગોને રોકવા મથતી પણ છેવટે મ્હારો અને સુરેશનો વિવાહ થયો. લગ્નને એક મહિનો બાકી હતો.

" વિવાહ થયા પછી હું અને સુરેશ રોજ રહાંજે ફરવા જતા. નિત્ય નિયમ પ્રમાણે એક દિવસ અમે ફરવા નીકળ્યાં. વાતો કરતાં બગીચાને દરવાજે પહોંચ્યાં. એક ચીંથરેહાલ, અપંગ ભિખારીએ હાથ લંબાવી, હૃદય પીગળાવી નાંખે એવા સ્વરે અમને કહ્યું, " અપંગને એક પૈસો આપો ભાઇ ! ભગવાન તમારૂં ભલું કરશે ! " હું કાંઇ કહું કે કરૂં તે પહેલાં સુરેશે જમીન ઉપરથી બે કાંકરા લઇ એના હાથમાં મુકયા, અને હૃદયહીનતાના સત્વનું હાસ્ય કરતો એ બોલ્યો, ' જેને જોતું નથી એને જાણવું ય નથી. ' તે રહાંજ પછી હું સુરેશને મળી નથી. "

# અંતર ગુલાબને છોડે

પેલા ગુલાબને છોડે તું આવજે,
રંગભર આવજે
અંતર ગુલાબને છો.ડે.

નવલી પુજાની સામગ્રી તું લાવજે,
રંગભર આવજે
પુજવા ગુલાબને કોડે.

કંટકની વાડે લચ્યું કુસ્લ ગુલાબ મધૂર,
સંભાળીને ચુંટજે
એની પાંખડીઓ થાય નવ દૂર રે,
આવજે અંતર ગુલાબને છોડે.

મીઠી એની સુરભિ, મોંઘાં એનાં મૂલ,
ફુલદાની લઇ હેમની
એમાં સાંચવજે મોહક આ ફૂલ રે,
આવજે અંતર ગુલાબને છોડે.

ઉરજારીથી નેહના નિર્મલ જલની છાંટ
અર્પી પ્રફુલ્લીત રાખજે
જેથી આવે ન તેને ઉની આંચ રે,
આવજે અંતર ગુલાબને છોડે.

પીંજરના વૃથુ કારમા ભૂલવજે તુજ ડંખ
ખીલવજે મૃદુતા ધરી
નહીં તો રહેવા દેજે એને અખંડ રે
આવજે અંતર ગુલાબને છોડે.

શ્રી. સરોદ



**ધારાસભાઓમાં આ મહીને આવેલા કેટલાક ખરડા :**

આ મહીને થોડા થોડા દિવસને અંતરે સ્ત્રીઓને અંગેના કેટલાક ખરડા મધ્યસ્થ તેમજ મુંબાઈની ધારાસભામાં આવ્યા છે, આગળના અંકોમાં તે ઉપર છુટું છુટું કહેવાયું તો છે પણ આ મહીને તે ખરડા ધારાસભાઓમાં રજુ થયા છે અને તેનું શું થયું છે તે જાણવું જોઈએ.

**(૧) શ્રી. હેરગેનો ઠરાવ :** સ્ત્રીઓના હક્કોમાં કાયદામાં નડતી અડચણો તપાસવા તેમજ તે દૂર કરી નવેસરથી કાયદા ઘડવા એક તપાસ સમિતિ નીમવા બાબત શ્રી. હેરગે ફેબ્રુઆરીમાં ઠરાવ લાવ્યા હતા, તે મધ્યસ્થ ધારાસભાએ બેજવાબદાર તેમજ મુર્ખાઈભર્યા અને તિરસ્કારભર્યા જવાબોથી ઉરાડી દીધો હતો. આ ઠરાવ આ મહીને ફરીથી મધ્યસ્થ ધારાસભામાં આવ્યો હતો અને પસાર થયો છે.

(ક) મીલકતની માલીકી અને વહેંચણીમાં સ્ત્રીઓના હક્ક અને સ્ત્રીઓને પડતી અડચણો.
(ખ) બાળકોના વાલીપણાનો હક્ક.
(ગ) ભરણપોષણનો હક્ક;
(ઘ) સંયુક્ત કુટુંબની મિલકત પરત્વે હક્ક.
(ચ) વારસા હક્ક.
(છ) લગ્નના હક્ક,

આ બધી બાબતોમાં સ્ત્રીઓને જે અડચણો છે તેની તપાસ કરવાનો તેમ જ તે બાબત સારા હિન્દને માટે એકત્ર એક કાયદો ઘડવા માટે આ ઠરાવ છે.

**(૨) ડૉ. દેશમુખનો ખરડો :** ડૉ. દેશમુખના લગ્ન વિચ્છેદના ખરડાને ટેકો આપવા એટલી બધી સભાઓ થઈ છે કે હવે એ ખરડાથી અજાણ ભાગ્યે જ કોઈ હશે. મધ્યસ્થ ધારાસભામાં સર એન. એન. સરકારે એમની હંમેશની રીત પ્રમાણે ખોટાં બ્હાનાં બતાવીને તથા તિરસ્કાર બતાવીને આ ખરડાને વળી પાછો તોડી પાડયો હતો. પરન્તુ ડૉ. દેશમુખ સારે ભાગ્યે સુધારો લાવ્યા કે ખરડાના ઘડતરમાં જે ભુલો હશે તે સુધારીને નવેસરથી યોગ્ય શબ્દોમાં, બધી ત્રુટિઓ દૂર કરીને આ ખરડો ઘડવા એક સમિતિ નીમવી. આ સુધારો પસાર થયો છે એટલે ડૉ. દેશમુખ કહે છે તેમ હજી તેમનો ખરડો 'મરણ નથી પામ્યો. બરાબર જીવે છે.'

**(૩) શ્રીમતી લીલાવતીબ્હેન મુનશીનો ખરડો :** એક પત્નીત્વને લગતો શ્રી. લીલાવતીબ્હેનનો ખરડો મુંબઈની ધારાસભામાં હમણાં જ આવ્યો હતો અને તે ઉપર જાહેર મત જાણવા માટે ખાસ સમિતિને સોંપાયો છે.

**(૪) શ્રી. ભોગીલાલ લાલાનો ખરડો:** મુંબાઈ ધારાસભામાં છુટાછેડાને માટેનો આ ખરડો આ મહીને શ્રી. લાલા લાવ્યા છે, તે

જુલમનો સવાલ આવ્યો, ગણોત નિયમનનો સવાલ આવ્યો તે વખતે તેઓ બરાબર સમજી શક્યાં હતાં તે સ્પષ્ટ જણાઇ આવતું હતું. કેટલાંક બ્હેનો તો માથું હલાવી ને ભાષણ કર્તાના શબ્દો સાથે પોતે સંમત છે કે નહિ તે પણ જણાવતાં હતાં. અને મને ખાત્રી છે કે જો વધારે દબાણ કર્યું હોત તો મોટી ઉંમરની એકાદ બે બાઇઓ તો બોલવા પણ ઉભી થઇ હોત.

પરિષદ પહેલાં અમારે ઉતારે સો દોઢસો બ્હેનો અમને મળવા આવી હતી, તેઓ સાથે અમે વાત કરી ત્યારે પણ ખબર પડી કે એ બ્હેનો પણ હવે તો પોતાની અવસ્થા સમજી ગઇ છે અને એમને પણ અસંતોષના કીડાઓએ સતાવવા માંડ્યા છે. બિચારાં છેક અભણ છે, જમાનાઓથી કચડાયેલાં છે, ગરીબ છે, જુલમને લીધે મુંગાં થઇ ગયાં છે છતાં પાનખર ઋતુમાં ઝાડનાં પાંદડાં બધાં જ ખરી ગયાં હોય ને તે સુકા ઝાડ ઉપર વસન્ત ઋતુના આગમન સાથે જે ઝીણી કુંપળો ફુટવા માંડે તેમ આમનામાં પણ નવજીવનની કુંપળો ફુટવા માંડી છે. આપણે આપણા શહેરી જીવનમાં રચ્યાં પચ્યાં રહીએ છીએ, વરસનો એકાદ મહીનો પણ જો આવા ગામડાંમાં આ ખેડુત બ્હેનો વચ્ચે ગાળીએ તો એ કુંપળોમાંથી પાન થતાં વાર લાગે એવું નથી.



## ઝંખના

તારા વાયુના સ્પર્શથી સિન્ધુ ઝુલે,
તારા મેઘના ગાને દિગંત છલે.
તારા હાસ્યના ફૂલ શા તારલિયા
અને ચંદ્ર વહે તુજ દિવ્ય પ્રભા.
તારા ગાન પ્રચંડ એ ગુંજી રહ્યા,
મારી વીણાના તાર શે શૂન્ય રહ્યા?

તારા સાગરે ભરતી અનેક વહે,
ઝરણો નિતરે જ્યમ ડુંગરપે.
એક આશ નિરંતર અંતરમાં,
ઝરણાં શી વહું ભવના રણમાં,
ભરી માનવતાની સુધા ઉરમાં,
ફેરું હું, વિચરૂં, વન વેલડીએ,
ચુસાઉં, સુકાઉં, છતાંય કદિ
કદિ જો મુજ નાશ થકી,
રણમાં મૃદુ પુષ્પલતા પ્રગટે.

**ભાગીરથી**

# પુરુષનું માનસ

લેખિકા :
શ્રીમતી માના આમા,
બી. એ.

મનુષ્ય સૌન્દર્યોપાસક છે; કલાનો પૂજારી છે; આકર્ષણનો ભક્ત છે; અને તે ખાતર જો તે સૌન્દર્યની પૂજા કરે, તો તેમાં કંઈ આશ્ચર્યની વાત નથી. સૌન્દર્યની ઉપાસના કરવી તે માનવ પ્રકૃતિ છે. વનસ્પતિમાં કમળના હિલોળે નાચતી લતિકાઓ આકર્ષક છે જ. રહેવાસમાં ગુલાબના અંતરપટને ચૂમીચૂમીને વહેતો સમીર કયા સહૃદયના હૃદયમાં ઊર્મીની હિલ્લોલ નથી પેદા કરતો !

ઉપરાંત જગતમાં સુંદરતાને ખાતર રણભૂમિઓ જેલાયાં છે. સુંદરી મીના ખાતર સંગ્રામનું મહાયુદ્ધ જન્મ્યું. સંયોગિતાના સૌન્દર્ય ખાતર ભારતમાંથી હિંદુ રાજ્ય નષ્ટપ્રાય થઈ ગયું તો આપણા યુવકો સુંદર યુવતિઓ સાથે લગ્ન કરવા માગતા હોય તો તેમાં તેમનો દોષ નથી. પતિ બનવાની ઇચ્છાવાળા યુવકો સુંદર અને રૂપાળી તથા લાવણ્યમયી પત્નિ—જેનાથી તેમનો આત્મા સંતોષ લેતી—ની માગણી કરે તો તે અઘટિત નથી જ.

છોકરીઓ સ્વભાવથી જ લજ્જાશીલ હોય છે. હું તેઓના સંબંધમાં કંઈ કહેવા નથી માગતી કે જેઓ પાશ્ચાત્ય સભ્યતાના રંગમાં રંગાયલી હોય છે અને જેમને માટે લજ્જા એક હાસ્યાસ્પદ વસ્તુ છે. મારી એક સહેલી છે, ભણેલી ગણેલી. અને તેના પતિ સ્ત્રી-સ્વાતંત્ર્યના હિમાયતી છે. મહિલાઓના સમાન અધિકારનો પ્રશ્ન જ્યારે ઉપસ્થિત થાય છે ત્યારે જોરદાર અને કવિત્વપુરઃસરના શબ્દોથી તેઓ સ્ત્રીઓનો પક્ષ લે છે પરંતુ એક દિવસે એક નજીવી વાત માટે પોતાની પત્નિ પર તેઓ એટલા ખાતર ઉતરી પડયા અને સાત આઠ મહિના સુધી પોતાની પત્નીનું તેમણે મોઢું સુદ્ધાંત જોયું નહિ. તેનું નામ સાંભળતાં જ તેઓ ધુંઆંપુંઆં થઈ જતા. કારણ એ હતું કે એક ખાસ કારણસર તે પોતાના પીયેરના એક સગાને ત્યાં જવા માંગતી હતી. આ ખાતર પતિદેવની રજા માંગતાં તેમણે નન્નો વાસ્યો. તેણે જવા માટે પરિસ્થીતિ સમજાવી, છતાં જ્યારે તે ન માન્યા ત્યારે તે ચાલી ગઈ. આથી તેઓ ચિડાઈ ગયા અને તેના વારંવાર આવતા કાગળો પણ વાંચ્યા સિવાય જ ફાડીને ફેંકી દેતા. જ્યારે તે બિચારીના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા અને તેને આવવા માટેનો એક પણ કાગળ તેના સ્વાતંત્ર્યના હિમાયતી પતિરાજે નજ લખ્યો, ત્યારે તેના પિયેરીયાંને ચિંતા થવા લાગી અને કારણ શોધવા માંડ્યું; છતાં પતિદેવ શાંત નજ થયા. આવા પ્રકારની મનોવૃત્તિ પુરુષોની છે.

હું મારા અંગિગત અનુભવના આધારે કહું છું, કે પતિ બધી જ મુસીબતોને સહી શકે છે. આખી દુનિયાનો વિરોધ સહન કરી શકે છે, પરંતુ પોતાની પત્નિનો સ્વેચ્છાચાર જરી પણ સહન કરી શકતા નથી. સમાન અધિકારની ચર્ચા જોરશોરથી કરે છે, પરંતુ હિંદુસ્તાનમાં એવી ગણત્રી વ્યક્તિઓ મળશે કે જે વાસ્તવિક રીતે સ્ત્રીઓના સમાન અધિકારને હાર્દપૂર્વક માનતા હશે, કે જે રીતે તેઓ ચર્ચા કરી શકે છે અને મૌખિક દલીલો કરી શકે છે. પુરુષ કહેવા

પુરતું ગમે તે કરે પરંતુ એટલી સ્વતંત્રતા તેઓ સ્ત્રીઓને આપવા તૈયાર નથી કે જેટલી સ્વતંત્રતાનો તેઓ ઉપયોગ કરે છે.

સ્વેચ્છાથી તેઓ ગમે ત્યાં જાય આવે છે પણ સ્ત્રીઓ માટેની એટલી જ સ્વતંત્રતા તેઓ નહિ સહન કરી શકે, તેના મિત્ર સાથે છૂટથી વાત કરવા જેટલી છુટ પણ તે નથી આપી શકતા અને કદાચ જો આપે છે તો વાતોના હાવભાવ તથા શબ્દોને વ્હેમ નજરથી જ જુએ, સાંભળે છે અને કદાચ જો સ્ત્રીએ પતિની માનેલી મર્યાદાથી રહેજ પણ વધારે છૂટ લીધી હોય તો હાલ હવાલ કરી નાંખે છે.

થોડાક દિવસો પર હું વિદ્યાપતિની ફીલ્મ જોવા ગઇ હતી. મારી પાસે એક યુવક બેઠેલ હતો. વિદ્યાપતિ પ્રત્યે લછમાનો અનુરાગ આ ફિલ્મમાં બતાવવામાં આવ્યો છે. આ અનુરાગનો મારી પાસે બેઠેલા યુવક પર પણ પુષ્કળ પ્રભાવ પડ્યો અને તે રડી પડ્યો. એણે પોતાની પાસે બેઠેલા બીજા એક યુવકને કહ્યું કે, "ક્યાંક મારી પત્ની પણ કોઇ પર આટલો બધો પ્રેમ-અનુરાગ ન વરસાવી દે !" કેટલી બધી સંકુચિત મનોવૃત્તિ !!! અને આ પ્રકારની મનોવૃત્તિ માટે દોષ પણ કોને અપાય ? સમાજને કે તેના સંચાલકોને, જેઓ પતિ તરીકે પોતાને ઓળખાવે છે ?

માનવ પ્રકૃતિના અધ્યયન પછી હું એ સિદ્ધાન્ત પર આવી છું કે જ્યાં સુધી સાચી કેળવણીનો સંપૂર્ણ પ્રચાર નહીં થાય, તથા પુરુષોનો પોતાની પત્નીઓ તરફનો સંદેહ ભાવ દૂર નહીં થાય, ત્યાં સુધી સ્ત્રીઓનાં જીવન સુખમય કદાપી નહીં બની શકે. કોઇપણ શંકાશીલ વ્યક્તિ સુખ મેળવી શકતી જ નથી. અલ્લાઉદ્દીન ખિલજી અને ઔરંગઝેબ બન્નેય ઐતિહાસિક વ્યક્તિઓ માટે એમ કહેવાય છે કે તેઓ પોતાની છાયા-પોતાના પડછાયા-પર પણ વિશ્વાસ નહોતા રાખતા. પરંતુ તેનું જે પરિણામ આવ્યું તે ઇતિહાસના જાણકારોથી અજાણ્યું નથી.

પુરૂષના હૃદયમાં વિશ્વાસની ભાવના કયા પ્રકારે જાગૃત થાય, તે એક એવો પ્રશ્ન છે કે જેનો હજી સુધી કોઇ નિચોડ આપી શક્યું નથી. તે એક એવો અસાધ્ય રોગ છે કે જેને લીધે "વહેમનું કંઇ ઓસડ જ નથી" એવી કહેવત પડી ગઇ છે.

ત્રણેક વર્ષ પહેલાંની વાત છે કે મારા રહેવાના રૂમની સાથે એક નામદાર રહેવા આવેલા. ઉમ્મર હશે આશરે ૪૦-૪૫, મોટી મોટી મુછો હતી, ચહેરો ભરાવદાર હતો. દેખાવમાં કંઇ ખરાબ જણાતા નહોતા. તેમણે ત્રીજી વખતનાં લગ્ન કર્યાં હતાં. અને પત્નિ ખુબસુરત હતી. તે પણ આશરે ૧૭-૧૮ વર્ષ ઉપરની તો હશે જ. હું જોતી હતી કે તેઓ રોજરોજ પોતાની પત્નિ માટે કિંમતી ચીજો બજારમાંથી લાવ્યાં જ કરતા હતા. કદીક રીસ્ટવોચ, કદીક સાડી, કદીક સાચા મોતીની બંગડીઓ, કદીક ઉંચી જાતનાં ચંપલો: શહેરમાં તેમણે કાપડની દુકાન કાઢી હતી. પરંતુ નવી નવી દુકાન છતાં ઘેર ૧૫ કે વીસ વાર આંટા મારી જતા હતા. ક્યારે તેઓ આવી ને ખડા થઇ જશે તેનો અંદાજ કરવો પણ મુશ્કેલ હતું. તેઓ એટલા બધા વ્હેમી હતા.

એક દિવસ આ છોકરીને વાતમાં ને વાતમાં મ્હેં કહ્યું: "તમારા પતિ તો તમારા ઉપર ખૂબ પ્રસન્ન છે ! બિચારાનો કામમાં પણ જીવ રહેતો નથી." તેણે કહ્યું કે "બ્હેન ! તમે સમજતાં નથી. ઘરડા માણસો સદાય પોતાની નવી પત્નિ

તરફ વ્હેમની નજરથી જ જુવે છે. તેઓ પ્રેમથી વારંવાર ઘેર નથી આવતા, પણ તેમને વારંવાર એવો વ્હેમ જ રહે છે કે, ઘરમાં કોઇ આવતું જતું તો નથી ને ! " અને તે પછી થોડા જ દિવસોમાં ખાત્રી થઇ કે આ છોકરીનો ખ્યાલ સાચો હતો. તે ઘરના નર પ્રેમથી નહિ, પણ વ્હેમથી જ વારંવાર ઘેર આવતા હતા.

વિચારવા જેવી વાત છે કે પતિ-પત્નિથી કંઇ ચાહે છે-ઇચ્છે છે તે શું ? પત્નિ પોતાનું જુદું જ વ્યકિતત્વ અને અસ્તિત્વ છોડીને પતિના જ વ્યકિતત્વમાં શી રીતે મેળવી દે ? આનો ઉત્તર જ નથી. જ્યાં વ્હેમ છે ત્યાં વ્હેમથી વફાદારી કદી જીતાતી જ નથી.



## ક્રાંતિ

( પૃથ્વી )

[ ૧ ]

રચ્યા, ખુબ રચ્યા અમે, કવિત કૈંક ઉષા તણાં,
અને તરલ તારકો રંગતરંગી સંધ્યા તણાં.
ઉષા, મધુ સંધ્યિકા, ચમકતા રુડા ચાંદલા
પિડીત ઉર-રૂદનો નહિ શમાવતા એ બધા.

[ ૨ ]

મુકી સરવ એ બધું પિડિત ગાન ગાવા હવે,
મુકી કલ્પના-સુરવાન, જગ પેખવું તાદત્મ્યે !
મુકોકિલ, મયૂરના મધુર મૂકી ટૌકારને
હવે હડમડાવવા હૃદય-તાર ક્રંદો સુણી !

[ ૩ ]

હવે ઉર-પ્રમોદને ઉછળતી કંઇ ઊર્મિઓ,
તણી ન કરવી કંઇ મધુ, રસિક ગાથા હવેઃ
હવે કિલકિલાટને મધુર હાસ્ય-પીયૂષથી,
ભરેલ, ઉર રંજતી, કથનો કાંઇ કહેવી નથી !

[ ૪ ]

હવે દલિત આર્તનાદ અમ કાવ્યમાં ગૂંજશે !
અને દલિત વિશ્વ ઘાં તરવરેય તાદત્મ્યમાં !
અને કવિત ગૂંજતા નમન અશ્રુભીના બને !
ત્યહીં રડવું છો પડે પિડિત ગાનથી સર્વને

શ્રી. શશિન્ ઓઝા



# તેનું સંગીત

લેખિકા : કુ. સ્વપ્નસેવી

સિતારા તે વખતે એક નાનીશી બાલિકા હતી. અપાર આકાશ ઉપરથી છેવટના તિમિરનો ઘેરો પડછાયો ખસે ન ખસે ત્યાં તો તે પોતાના ગૃહ સામેના-થોડે દૂરના દેવમંદિરમાં પહોંચી જવા નીકળી પડતી. રોજ તો નહિં પણ કોઇ વખત વળી ધ્યાનમાં આવે તો ઉપર હજી સુધી દર્શન દઇ રહેલા ફિક્કા તારા અને ફિક્કા ચંદ્રબિંબ સામે થોડીવાર જોઇ રહ્યા પછી ચારે બાજુ નજર દોડાવી આનંદથી હસતી આગળ માર્ગ કાપતી. બાવાજી કાલિંગડાની ગત કે કાંઇ બીજા ભજનની ધૂનમાં હોય, તેમાંથી પરવારીને ધ્યાનમાં હોય, અથવા બંનેમાંથી નિવૃત્ત પણ થઇ ગયા હોય ! નિવૃત્તિમાં સિતારા આવી હોય ત્યારે "આ ગઇ નન્હી ?" કરી તેને ઉંચકી લેતા. સમસ્ત વિશ્વ પર પ્રેમ વ્યાપ્ત કરી રહેલા બાવાજીને કોણ જાણે કેમ પણ આ બાલિકા તરફ જરા વધુ ભાવ હતો. સિતારા હીંદી બરાબર સમજી શકતી નહિં એટલે તે હીંદીમાં અને જરૂરના પ્રસંગે ગુજરાતીમાં વાત કરતા.

સિતારાનો બાપ અને મા પરણ્યાં ત્યાર પછી ઘણાં વર્ષો સુધી તેમને ત્યાં બાળકની હાજરી જોવા મળી નહિં. લગભગ સાત વર્ષ વીતિ ગયા બાદ એક બાળકી આવી પરંતુ થોડામાં જ સંસાર સાથેના તેના લેખ પૂર્ણ થયા. એકાદ વર્ષ પછી ફરી બાળક આવ્યો પરંતુ તે પણ પોતાની બહેન ગએલી તે સુખભૂમિ તરફ રવાના થયો. પત્નિએ પતિને બીજી પરણવા બહુ સમજાવ્યો પણ કૈં સફળતા

મળી નહિં. કલાધર તેની પીંછી લઇને ખેં
ર્યો છે. તેનાં રંગમિશ્રણમાંથી મૃદુ, તેજસ
કે ઓસરતાં તેજ ધીમે ધીમે ઢોળાઇ જા
અને તેથી પ્રાતઃ, મધ્યાન્હ, વિગેરે વારાફર
જતા આવતા. પતિપત્નિ આ બધું જો
અને ભક્તિમાં સમય વિતાવતાં. તેમને હવે ર
કોઇપણ પ્રકારની લાલચો રહી જ ન હોય

બાવાજી વારંવાર આ ભાવિક મનુષ્યે
ત્યાં આવતા. તેમનું-ખાસ નામ ગુરૂચર
પરંતુ લોકોના ઉચ્ચારમાંથી તે લુપ્ત થ
ગયું હતું. કોઈ તેમની ગૌરવી પ્રતિભ
નમતા, તો કોઇ 'વળી' તેમને જોઇ નાક
ટેરવું માથે આવેલા સૂર્યને અડકાવવું હે
તેમ ઉંચે ચઢાવી દેતા. જવાબમાં બાવા
મંદ સ્મિત સરકાવતા. તેમને આવેલા જો
પતિપત્નિ એકદમ સુશ્રૂષા માટે હાજર થઇ જ

એક દિવસે સિતારા જન્મી અને ધી
ધીમે મોટી થવા લાગી. બાવાજીનો તેના ઉ
ખૂબ પ્રેમ હતો. ભાવિક માબાપે સિતાર
દેવમંદિરમાં જતાં કદી પણ અટકાવી નહિ
તેનું ગળુ ખૂબ સરસ હતું. બાવાજીનાં ગાયે
પદ શીખી જતી અને મધુર અવાજે ગા
માંડતી. ગાયન પૂરૂં થતું અને મંદિર
ગૂંજતી લહરીઓના ભણકારા વાગી રહે
પછી ધીરે રહીને બહારનો વાયરો અં
આવતો અને લલિત મરોડથી તેમને વિખે
નાંખતો. પ્રસન્ન બાવાજી તેમના સુદૃઢ બાહુ
સિતારાને ઉંચકી લઇ આમ તેમ ઉછાળ
અને કદીક આપતા કે 'નન્હી'નાં દેવી ગા

પરમાત્માના મંગલ સંદેશા દેશદેશ પહોંચાડી દેશે સિતારાએ એક વખતે હાથ હલાવતાં હલાવતાં કહ્યું, "બાવાજી ! એ તમારા મંગળ આવાની મને ખબર નથી. પણ અંહ ! હું મોટી થઇ જઇશને, ત્યારે મને આમ ઉછાળી શકશો નહિં. ત્યારે મારામાં બહુ ભાર હશે–તમારા કરતાં પણ વધારે." તેમણે એ વાત સ્વિકારી લઇને ખડખડ હસીને કહ્યું કે ત્યારે તે વૃદ્ધ થઇ ગયા હશે. શરૂઆતમાં બાવાજીનો ચેલો પોતાના શાંત, ગંભીર સૂરને સિતારા સાથે રમતિઆળ બની જતાં જોતો ત્યારે ખૂબ અજાયબ થતો. બાવાજીની પાસે એક બે વાજીંત્ર પડયાં હતાં પણ આ કેટલાક સમયથી તેમનો કાંઇ ઉપયોગ થયો ન્હોતો. એક દિવસે તેમણે વાજીંત્ર બતાવતાં કહ્યું, "નન્હી ! આ સીતાર બજાવતાં હું તને શીખવી દઇશ." સિતારાએ ખૂબ હોંસભેર તેના તાર વિગેરે ખખડાવી જોયા. તેને તરત ને તરત શીખી જવાનું મન થયું પણ બાવાજી શરૂ ન કરે ત્યાં સુધી ચલાવી લેવું જ પડે.

તે બપોરે તેણે મા અને બાપ આગળ સીતાર શીખી જવાની આકાંક્ષા કહી સંભળાવી. તેમના જીવનનું હૃદય સિતારા–સારૂં કાર્ય શીખે તે અટકાવવાની તેમને જરા પણ ઇચ્છા ન્હોતી. દિવસના બે કલાક તે વાંચવા બેસતી. બાકીનો સમય ખેલવામાં અને ગાવામાં ગાળી નાંખતી. આસપાસ રહેતાં બાળકો તેને કદીક જરા દૂર લઇ જતાં અને બધાંની વચ્ચે બેસાડી ગવડાવતાં. દરેક જણ તેના જેવું જ ગાતાં શીખી જવાના પ્રયત્ન કરતાં. કોઇકને વળી ન આવડે અને સૂરનો લાંબો હેકો થઇ જાય ત્યારે બધા હસી પડે અને કહે, "આવ્યા મોટા સિતારા થવા !" એકાદ બાળક વળી ખૂણેથી કહેતું, "એમાં શું સાંભળવું હતું. બાવાજી ઘણું સરસ ગાય છે અને મોટી બહેન તો એથી યે સરસ !" કોઇક ખૂણા તરફથી વળી સંભળાતું–"ઓહોહો !" સિતારાનું મુખ ઉતરી જતું. હવેથી આ લોકો સામે કદી પણ ગાશે નહિ એવું મનમાં લાગી આવતું. મા માયાભર્યા સ્વરે સમજાવી દેતી–ન ગાઇએ તો સંગીતદેવી નારાજ થાય, એવી વાતો ધ્યાનમાં ન લઇએ. એમ બાળરમતો પૂરી થઇ. બાવાજીએ સીતાર વગાડતાં શીખવી દીધું છે. સૌથી પહેલું તેનું ગાયન, "તુમ બીન મેરી કોન ખબર લે, ગોવર્ધન ગીરધારી રે !"

સિતારાની માના વાળ બહુ લાંબા હતા. સિતારાનાયે બહુ લાંબા થયા–સીધા પણ સુંદર, પાતળા. તેનું સૌંદર્ય, જોતાં એકદમ નજરે ચડે તેવું ન્હોતું. પણ વિચારતાં જરૂર સુંદર લાગે. તેનું શરીર પાતળું અને લાંબું હોવા છતાં અનાકર્ષક ન્હોતું. બાપ અને મા આ સંતાનની બહુ કાળજી રાખતાં નહિ–જાણી જોઇને જ બેફિકર રહેતાં. એકના એક બાળકને બહુ સંભાળવા જાય તો કદાચ કાળ...બસ ત્યાં જ અટકી જતાં. આગળ વિચાર વધારવાની હિંમત ચાલતી નહિ. પિતાએ થોડા દિવસો અગાઉ તેને એક સીતાર આણી આપી હતી. મંદિરમાં ગાયન પૂર્ણ કર્યા બાદ પાછી ફરીને સિતારા ઘેર પણ ગાયન બજાવતી. ધાર્મિક તહેવારો પ્રસંગે બાવાજી તેને બોલાવવાનું ભૂલતા નહિ. પ્રેક્ષકો અને ભકતોની મધ્યમાં બેઠેલી સિતારાની તાર ઉપર ફરતી આંગળીઓ શરૂઆતમાં જરા ધ્રૂજતી, સ્વર પણ ગભરાતો. પરંતુ હવે તે બધું ખલાસ થઇ ગયું હતું. ભકત ગાયિકા હવે બહાદુર બની હતી. આવા પ્રસંગો વખતે દાન પુષ્કળ મળતું. બાવાજીએ પૂછ્યું, "સિતારા ! આ દાન કેમ વાપરીશું ?"

તે તો તેમની જ શિષ્યા. ઝટ દઇને જવાબ વાળ્યો, "પહેરવાને વસ્ત્ર ન હોય, ખાવાને અન્ન ન હોય, તેને આપો બાવાજી!" તેમણે તેના મસ્તકે હાથ મૂક્યો, "સુખીયા!" તેમની આંખમાંથી પ્રેમળ હાસ્ય ઝરતું હતું. સિતારા જીવનભર આવી જ રહે તો? ઇશ્વર તરફથી જે વરદાન મળ્યું છે તેનો જીવનભર આમ જ ઉપયોગ થાય તો? વિચારને શબ્દમાં લાવ્યા સિવાય તેમણે હસ્યા કર્યું.

સિતારાને કોઇ ખાસ બાલ સહચર કે સહચરી ન્હોતાં, મેળવવા માટે કદી લાલસાયે પ્રગટતી નહિ. વાતો અને ફરિયાદો કરવાનું સ્થાન માતા પિતા, રમત અને ભક્તિનું સ્થાન મંદિર અને પ્રેમ ઢોળવાનું સ્થાન તેની પ્રિય સીતાર. આ તેની હાલની જીવન પરિચર્યા. બાળકો કહેતાં હતાં કે સીતાર મળ્યા પછી સિતારા એકદમ બદલાઈ જ ગઇ હતી. મોટાંઓ પણ તેમના આ કથનનું સત્ય જોઇ શક્યાં. પ્રથમનાં બે સ્થાન છોડી દીધા પછી માત્ર ત્રીજા ઉપર તે જીવન ગાળી શકે ખરી? સીતાર તેને પ્રાણપ્રિય હતી, સંગીત તેનું અસ્તિત્વ હતું. માતપિતાએ પરવાનગી આપી અને બાવાજીએ શરૂઆતના રાગ પૂરી આંગળીઓને સહેલાઇથી તાર ઉપર વળાંક દેતી કરી દીધી.

પાડોશીની બે ત્રણ સ્ત્રીઓ મળવા આવી હતી. વાતવાતમાં તેમણે કહ્યું કે "સિતારા હવે મોટી થઇ ગઇ હતી એટલે સભ્યતાથી રહેવું જોઇએ. આખો દિવસ તે ગાયન હોય? આટલું ભલાને માટે કહેવું પડ્યું." અલબત્ત કહેતી વખતે તેમણે ચહેરા ઉપર મીઠાશ ઘણી વધારી હતી. માએ તે શુભેચ્છકોને જરા સભ્યતાથી આશ્વાસન આપ્યું, "હોય, બાળક છે." સ્ત્રીઓ તો એકબીજાનાં મોઢાં જોતી ચૂપ થઇ ગઇ, બરાબર ત્યારે જ સિતારા પોતાનું વાજીંત્ર લઇ તાર ઉપર ટકોરા મારતી ત્યાં રહીને પસાર થઇ. માને હસવું આવ્યું પણ દબાવી રાખ્યું.

સિતારા દેવમંદિરમાં જતી આવતી, અરે! ઘણો સમય ત્યાંજ ગાળતી. તે સંબંધમાં ચર્ચા થવા માંડી. જડ અને નિર્મંસ બાવાજી કદાચ સાંભળવા પામે તો નિર્માલ્ય વસ્તુ જેમ ગણી હડસેલી કાઢે, નહીંતે પોતાની પાસેથી ખસેડવાનો જરાય પ્રયત્ન ન કરે, અને ભોળી બિચારી સિતારાને એમાં ખોટું શું તેની સમજ ન પડે. આ બાબતને માટે તેનાં માબાપ તરફથી રોકાણ થાય ન થાય તો પણ અભેદ વધતો જ જાય. મંદિરનું વાતાવરણ શાંત ગંભીર પવિત્ર હતું. બાળક જન્મતાં જ રડે તેમ સિતારાએ જાણે પહેલું જ તે સ્થાન ઓળખ્યું હતું. જીવવાની પ્રેરણા જાણે પહેલી ત્યાંથી જ મળી હતી. પછી તેના બાલ આત્માએ તે શાંતિને ખંડિત કરી રમત અને ગીતથી નવાજી હતી. સિતારા સવારે મંદિરમાં ભજન કરતી, બપોર આરામમાં વિતાવતી, અને સાંજે પાછી સીતાર ઉપર વળી જતી. તેનો અને સીતારનો સુર એક બની વાતાવરણને ઘેન ચઢાવી ડોલાવી મૂકતો. ગાયન રોજ ગવાતાં છતાં કંટાળો નહિ આવતો; માત્ર ઇર્ષાળુ માનવી થોડીક બડબડાટ કરી પોતાની અલ્પતા સિદ્ધ કરી બતાવતાં.

મૃત્યુના ઓળા ઉતર્યાં હોય તેવા દુઃખસહ, બાપ અને મા બેઠાં બેઠાં ચૂપકીથી વાતો કરતાં હતાં. શબ્દો બંધ પડ્યા અને થોડી વિપળો ગંભીર નિરવતા છવાઇ રહી. નજીક સિતારા ભરનિંદ્રામાં હતી. ફાનસના પ્રકાશમાં તેના મુખ ઉપર પ્રસરેલું સંતોષ અને શાંતિનું હાસ્ય સુંદર દેખાતું હતું. બંને ત્યાં જ જોઇ રહ્યા. થોડી વાર થઇ અને શ્વેત વસ્ત્ર નીચેથી સિતારાનો હસ્ત બહાર આવ્યો, અવાજ સંભળાયો, "બાવાજી!

મારી સીતાર લાવો ! " દૂરના મંદિર ઉપર પણ અંધકાર અને અખંડ શાંતિનું સામ્રાજ્ય ફેલાયું હતું. ત્યાંથી ઉત્તર મળ્યો કે કેમ તેની. માબાપને સમજ પડી નહિ. સિતારા પાસું બદલીને સૂતી, વાત આગળ વધી, સિતારા હવે પારણી થવાની હતી. નજીકના ગામના આગેવાન જમીનદારનો પુત્ર અનંતકૃષ્ણ તેને પરણવા ઉત્સુક થયો હતો. પાંચેક દીવસો અગાઉ તેના પિતા સાથે સિતારાના પિતાને મેળાપ થયો હતો. અનંતકૃષ્ણ જેવો સુશિક્ષિત, ભાવનાશીલ યુવક તેમની પુત્રીને તેનો સંગીતનો શોખ પૂરો કરવા જરૂર સાથ આપશે એમ તેમને ખાત્રી થઇ. સ્ત્રી અપરિણિત રહે તે ખ્યાલ તેમના વિચારોની બહુ દૂરની સૃષ્ટિમાં વસતો હતો. 'સ્ત્રીએ પરણવું જોઇએ ', એ તેમની વ્યાવહારિક બુદ્ધિનો જવાબ. ' ચાલો એ જ ઠીક છે. 'નો નિશ્ચય બાંધી બંનેએ વાતનો અંત આણ્યો ત્યારે રાત્રિનો અંધકાર સંપૂર્ણ ઘન બન્યો હતો.

બીજે દિવસે મંદિરે જઇ પિતાએ પોતાની આ વ્યવસ્થા બાવાજીને કહી સંભળાવી. સિતારા અને અનંતકૃષ્ણને તેમણે આશિર્વાદ આપ્યા. સિતારાને આ ખબર છે કે નહિં, તે ખુશ છે કે કેમ, એવું કશું જ તેમણે તેના પિતાને પૂછ્યું નહિં. તેમાં ઉંડા ઉતરવાની તેમને આવશ્યકતા ન્હોતી.

પછી પિતાએ તે વ્યવસ્થા સિતારાને કહી. પોતાના પ્રિય વાજીંત્રને નીચે મૂકી દઇ તે શાંતિપૂર્વક બેસી રહી. પિતાએ કેં સવાલ કર્યો તેના જવાબમાં ગર્વભેર મસ્તક ઉંચકી, નાક સહેજ ફુલાવી સામે જોઇ રહી: પછી બોલી " જી, નહિ. " " કેમ ? " તે ખાત્રી આપતા હોય તેમ બોલ્યા, " બહુ સારો છોકરો છે. " સિતારાએ કહ્યું, " અમારે શું ! " પિતાએ ધાર્યું કે બાવાજી અને તેની માતા સમજાવશે એટલે સમજી જશે. વધુ વાત કરવી અનુચિત લાગ્યાથી તે ત્યાં અટક્યા. સિતારાએ તો મા સમક્ષ પણ તેવું જ વર્તન દાખવ્યું. માની હકિકત દરમ્યાન તે જરા જરા હસતી અને વાજીંત્રના તાર ઉપર એક પછી એક ટકોરા લગાવ્યા કરતી. તેને અનંતકૃષ્ણ સાંભળવો ન્હોતો. માએ બહુ જ પ્રેમપૂર્વક કહ્યું, " એક વખત તેને જોઇ તો જો ? " સિતારાએ કહ્યું, " ઠીક તેને જોઉં, મારા બાવાજી અને પિતાજી જેવો છે કે નહિ ? "

બપોરે આ વાતના નિકાલ માટે તે મંદિરે ગઇ. બાવાજી નમી ગએલા એક છોડને માટી દાબી સીધો ઉભો રાખવા મહેનત કરતા હતા. સિતારા ત્યાં જ બેસી ગઇ અને સાશ્રુ નયનોએ અનંતકૃષ્ણવાળી કથા ઝપાટાબંધ કહેવા લાગી. ચેલો તેની કથા સાંભળ્યા પછી બોલ્યો, " નન્હી બહન, તબ મિઠાઇ ભેજ દેના ! " તે તરફ ધ્યાન આપ્યા વગર તેણે પૂછ્યું, " બાવાજી ! તમારે વહુ છે ! "

" ના. "

" ત્યારે એકલા હોવા છતાં બા અને બાપાજીના મતમાં તમે કેમ ભળી ગયા ! તમે ભકિત કરો છો, હું ગાઇશ. " બાવાજી ધીમે ધીમે સંગીતની વાત ઉપરથી તેને અનંતકૃષ્ણ ઉપર લઇ ગયા. તેના વિના સંગીતની પૂર્ણતા ન જ થાય એમ તેમણે સમજાવ્યું. સલાહ પણ આપી કે એક વખત મળી જોવામાં, તેને સાંભળવામાં જરા પણ વાંધો નથી. સિતારા કંટાળીને તેમ કરવા સંમત થઈ પણ જંપ વળ્યો નહિં. તે કહેવા લાગી કે ત્યાં સીતાર વગાડી શકાશે નહિં, તેના પર દબાણ અને જાપ્તો રખાશે, દરેકના હુકમો કોઇ પણ જાતની ગરબડ વિના ઉઠાવવા પડશે, ઉંચા સ્વરે બોલી શકશે નહિં; અને બધું તો ઠીક પણ સંગીત અટકાવશે ત્યારે, તો

તેનો પ્રાણ આ સંસાર પર એક ઘડી પણ નહિં થોભે. બાવાજી જરા નજીક આવ્યા. બહુ વાર સુધી તેના મુખ ઉપર જોઇ રહીને હસી પડયા, "પગલી ! ઐસા કભી હો સકતા હૈ ? નહિં, લોગ તુમ્હે બહુત પ્યાર કરતે હૈ !" સિતારાએ એ વાત માનતી ન હોય તેમ ડોકું હલાવ્યું.

થોડા દિવસો પછી અનંતકૃષ્ણ ઘેર આવ્યો. ઓષ્ટ બીડીને શાંત બેઠેલી સિતારાએ એક વખત પણ તેના તરફ જોયું નહિં. તે પાસે ખસી આવ્યો, અને અગાધ ભાવથી થોડાક સુંદર શબ્દો બોલ્યો. પ્રથમ મિલનમાંથી ખાસ પરિણામ આવ્યું નહિ અનંતકૃષ્ણ જવા ઉઠયો એટલે સિતારાએ પોતાની નિર્દોષ આંખો તેના પર ઢેરવીને કહ્યું, "કદાચ ફરી જવાબ આપી શકીશ."

અનંતકૃષ્ણ આજે બીજી વખત આવ્યો હતો. તેની આંખોમાં સૂક્ષ્મ ભાવો પ્રગટ કરતી પવિત્ર લાગણી સિવાય બીજું કાંઇ ન્હોતું. સિતારાના ખોળામાં તેની પ્રિય સીતાર પડી હતી. ભીના વાળ હજી સૂકાયા નહિ હોવાથી છૂટા જ હતા અને માથા ઉપરનું વસ્ત્ર સહેજ પાછળ ખસીને પડતું પડતું અટકી રહ્યું હતું. તેની આંગળીઓ વાજીંત્ર ઉપર ગઇ અને ધીમે ધીમે ફરતી સુર એકત્ર કરવા લાગી. ગાયન શરૂ થઇને પૂર્ણ પણ થયું. અનંતકૃષ્ણ હજી તેની લાગેલી મુગ્ધ અસરમાંથી મુક્ત થયો ન્હોતો. સિતારાએ મૃદુ કંઠે કહ્યું, "આ મારૂં જીવન. તેને અટકાવે તે પળે મારૂં મૃત્યુ." અનંતકૃષ્ણ વધુ પાસે આવ્યો, "સિતારા ! વ્હાલી ! !" તેની આંખમાં તેની સુખી માટે બધું જ કરી છૂટવાની મહેચ્છા સમાયલી હતી. એક વખત વાજીંત્ર સામે જોઇને સિતારાએ અનંતકૃષ્ણ તરફ જોયું-તેમાં સ્વિકાર સમાયો હતો.

પછી એક ફિક્કી સવારે ગામ લોકને લાગ્યું-જાણે તેમની કોઇ જરૂરી ચીજ ખોવાઇ ગઇ હોય ! જાણે પ્રકૃતિના નર્તનમાંનો નૂપુર ઝણકાર ઓખરો પડયો હોય ! સંગીતદેવીનાં નયન ઉપર અશ્રુબિંદુ લટકી રહ્યાં હોય અને ઓષ્ટ સહેજ ઉઘાડા રહી ગયા હોય !

દેવમંદિરમાં દર સવારે કોઈ આવતું નહિ એટલે બાવાજી સાથે નિર્દોષ રમત કે મશ્કરી પણ કોઈ કરતું નહિ. થોડાક સમય બાદ કરતાં ત્યાં પહેલાંની અખંડ શાંતિ પ્રસરી રહેતી. ખૂણામાં પડી રહેતા વાજીંત્ર તરફ જોઇને બાવાજીને શી લાગણી થઇ આવતી હશે તે બીજાથી તો ન જ સમજી શકાય, કારણ તે વખતે તેમના મુખ ઉપર હાસ્ય કે ગાંભીર્ય એવું કૈં જ જોવામાં આવતું નહિ. સિતારાનો બાપ અને મા ઘણી વખત ત્યાં આવી મોડી રાત સુધી બેસી રહેતાં. અંધારી રાતે તેમને સિતારા મુખ છૂપાવીને બેઠી હોય તેમ લાગતું, અજવાળી રાતે ઇશ્વરનો વૈભવ નિહાળતી, મુખ સહેજ ઉપર ઉંચકી અનંતકૃષ્ણનું ધ્યાન ત્યાં દોરતી હોય તેમ લાગતું. બાવાજી કયારેક બોલી ઉઠતા, "બિચારો મનુષ્ય !"

સિતારાનું નવું ઘર બહુ સુંદર હતું. આટ આટલો સામાન અને આવી અવનવી વસ્તુઓ તેના પિતાને ત્યાં ન હતી એટલું જ નહિ પણ પ્રથમ કદી જોઇ પણ ન્હોતી. તેને ઘેર મા બધું કામ કરી લેતી અને અહિંયાં કેટલા બધાં નોકર ચાકર ! પ્રત્યેક તેનો પડતો બોલ ઝીલવા તત્પર રહેતા. કેટલું બધું સુખ ? પણ સિતારાને તો તેનું ઘર અને દેવમંદિર જ યાદ આવતાં. તેને થતું કે ત્યાંની સાદી ભવ્યતા અહિંયાં નથી જ. લગ્ન પહેલાં બાવાજી આગળ જે મુશ્કેલીઓ ગણી બતાવી હતી તેમાંની એકે ખરી પડી નહિ. સિતારા જરા શરમાઇ. દરરોજ સાંજના

સંગીત વખતે ગૃહનું પ્રત્યેક જણ અને બહારનાં પણ ઘણાં માણસો નિઃશબ્દ બની તેના પગ આગળ બેસી જતાં, અનંતકૃષ્ણને તે ઘણું ગમતું, એ બધાં સિતારાની કેટલી તારીફ કરતાં હતાં ? એક વખત તેને વિચાર થયો-સિતારા જરા...બહુ નહિ...જરા જ વધુ સુંદર..., પણ થોડીવાર વિચાર કર્યો. ત્યાં તો તે તેને અનુપમ સુંદર લાગી. સિતારાને શું ગમશે અને શું નહિ, તેની જ ધમાલમાં એ પડયો હતો. તેને શાસ્ત્રીય સંગીત શીખવવા તેણે એક ઉસ્તાદ પણ રાખી લીધો. સિતારા અનંતકૃષ્ણ ઉપર ખૂબ ખૂશ થઇ ગઇ.

સંગીતની વિદ્યાર્થીની બહુ જ સફળતાથી આગળ વધવા લાગી હતી. અનંતકૃષ્ણને સિતારામાં હજી એક ત્રુટી દેખાઈ-તે અંગ્રેજી જાણતી ન્હોતી. અંગ્રેજી શીખવવાનું કામ તેણે પોતે જ હાથમાં લીધું. સિતારાને તે ભાષા શીખવી ન્હોતી. અનંતકૃષ્ણે કહ્યું " આ જમાનામાં મારી પત્નિ અંગ્રેજી શીખેલી ન હોય તો મારે ઝેર પી લેવું પડે." સિતારા આ વાકય ઉપર ખૂબ હસી હતી. ગમે તેમ હોય પણ તેને પતિની દેખરેખ નીચે અભ્યાસનું કામ સ્વીકારવું પડયું. પણ આમાં માસ્તર નિષ્ફળ નીવડયો. ભૂલ સુધારતી વખતે જરા ઉંચું જોઇને બોલવા જાય ત્યાં શિષ્યાના મુખ ઉપર જ જોઇ રહેવાય, જરા દૂર બેઠેલી સિતારાને બહુ જ નજીક ખેંચી લેવાની વૃત્તિ થઇ આવે. તે જાણી જોઇને શબ્દોચ્ચાર ખોટા કરતી આગળ વાંચ્યે જાય પણ અનંતકૃષ્ણને તો ભાન ન હોય. ખરેખર માસ્તર નિષ્ફળ નીવડયો. એક આખો માસ પસાર થઇ ગયો પણ સિતારા કેટલા પાઠ આગળ વધી તે કહેવામાં સાર નથી. છેવટે બીજો શિક્ષક રાખવો પડયો.

એક રાત્રે અનંતકૃષ્ણે સિતારાના મુખ ઉપર પોતાનું મુખ લઇ જઇને પૂછયું, "સિતારા! તને કોણ વધુ ગમે ? હું કે વાજીંત્ર ?"

" બંને. "

" ત્યારે મારી કિંમત વાજીંત્ર જેટલી જ થઇને ? "

" ઓહ ! વાજીંત્ર મને જીવન આપે છે, અને એ વાજીંત્રમાં તમે સંસ્કાર પૂર્યા છે. એથી વધુ કૈં કહેવાની મારામાં શકિત નથી."

" પણ સિતારા ! હું તને બહુ જ ચાહું છું. મારા પોતા કરતાં યે અધિક. "

× × ×

એક દેશીરાજ્યના પાટનગરના 'ગાંધર્વ' નાટયભવનમાં ગઇ રાત્રે એક મોટો જલસો ગોઠવાયો હતો. ચિકાર ભરાઇ ગએલા નાટયગૃહના આતુર શ્વાસોચ્છ્વાસ 'સ્ટેજ' તરફ વળતા હતા. મંગલાચરણ નાનાં બાળકોથી થયું, એક ટૂંકા વ્યાખ્યાન પછી સિતારાનો વારો આવતો હતો. પડદો ઉંચકાયો અને ઉષારાણીના આબેહુબ પ્રતિબિંબ શા સ્વાંગમાં વિરાજેલી સિતારા દેખાઇ. તાળીઓના ગડગડાટને તેણે હાસ્યથી સ્વીકારી લીધો. અનંતકૃષ્ણનું હૃદય ગર્વ અને હર્ષથી નિરંકુશ રીતે ઉછળતું હતું. ઘડીભર તેને થયું-જાણે સિતારા જગત સ્વામિની ન હોય ! શ્રોતાજનોના ભિન્ન આત્મા ધીમે ધીમે એક, અભિન્ન બનતા હતા. સૂતાં પડેલાં હૃદયમંદિરોમાં દિવ્ય વ્યાકુળતા ફેલાઇ રહી અને સ્નેહઘેલાં યુગલોમાં રસઘેરૈ તાન વ્યાપક થવા માંડ્યું. બંને દિશાઓનાં ભિન્ન તત્વો છેવટમાં એક જ બિંદુ ઉપર એક થઇ રહ્યાં. આ ભવ્ય જલસો વિસરાય તેવો નહોતો. સિતારા પોતાના જીવનમાં આવી તે વાત અનંતકૃષ્ણને તો સ્વપ્ન જેવી જ ભાસી હતી. સંગીતની ઉપાસકના પતિની આજે અનેકજણ ખુશામત કરતાં ચાલ્યાં આવતાં-કોઇને સ્વાર્થ હશે, કોઇને પ્રશંસા ! હવે તો સિતારા એવા

અનેક જલસાઓની પ્રાણ બની ચૂકી હતી. તેનું નામ ઘેરેઘેર ગવાતું મૂલ્કમશહૂર બન્યું હતું.

પ્રત્યેક માનવીના જીવનમાં કયારેક એકાદ ધન્ય ક્ષણ આવી જાય છે, કોઇક ઉત્તમ ઉપયોગ કરી લે છે કોઇકને બહુ જ થોડી સમજ પડે છે, અને કોઇક નિંદ્રાધીનને તે કયારે આવીને પસાર થઇ ગઇ તેનું ભાન સુદ્ધાં હોતું નથી. મોડી મોડી ય ખબર પડે ત્યારે કહે છે, ' નસીબ અમારાં!" સિતારાને ઇશ્વિરને ઘેરથી ઉતરતાં જ મધુર અવાજ બક્ષીસ મળ્યો હતો. અનંતકૃષ્ણની પાછલી સહાયથી તે ઉચ્ચ કક્ષા પર જઇ પહોંચી આ કક્ષાની તેણે આશા રાખી નહોતી અને પામ્યા પછી કોઇ દિવસ તેને હર્ષઘેલી બની ન્હોતી—એટલે સંગીત માટે નહિં પણ તેની પાછળ ઉત્પન્ન થતા ભપકા માટે. કેટકેટલાં જણ તેનાં દર્શન અને હસ્તાક્ષર મેળવવા ઘેલાં બન્યા હતાં ? તેના ગામથી અને શ્વસુરગૃહથી આજે તે કરોડો ગાઉ દૂર હતી, અનંતકૃષ્ણ સાથે પૂર ભપકામાં મહાલતી હતી પરંતુ ઉંડે ઉંડે પોતાના નાનકડા ગામની યાદ હજી જાગવાઇ રહી હતી. ત્યાં ધ્યાન જતું ત્યારે કપાળે ગૂઢ વિચારોની આછી રેખાઓ ખેંચાઇ રહેતી.

સિતારાના સંગીતની વસંતનો બહાર જીવનઉત્સવ ઉપજાવતો, દિશાઓને આંજી નાખતો ચમકાર વેરી રહ્યો હતો. વિશ્વનો પ્રિયતમ અત્યારે તેના ઉપર ખુશ હતો એમ બધાં કહેતાં હતાં. સિતારા પોતાના તપના પ્રતિ વિધાન તરીકે લોકપ્રિયતા કરતાં હૃદયના આનંદને વધુ માનતી. તપની સિદ્ધિ લોકપ્રિયતા ભલે ન ઉપજાવે, આત્મ ઓળખ પછીનો સાત્વિક ઉલ્લાસ પ્રગટાવે એટલે બસ. સિતારાના ભક્તિશીલ સ્વભાવ માટે આ બાબતમાં બહુજ થોડી શંકા ઉઠાવી શકાય.

સિતારા ઉપર દીવસના અસંખ્ય પત્રો આવતા. એમાંના અંતિ ટૂંકા જ તે તરત વાંચી લેતી. લાંબી પ્રશંસા કે અભિનંદનોને બીજા ત્રીજા દિવસની રાત સુધી પ્રગટ થવાની રાહ સેવવી પડતી. સિતારા પથારીમાં પડી જતી અને અનંતકૃષ્ણ તે વાંચી સંભળાવતો. કયારેક બંને જણ ખડખડાટ હસી પડતા, કયારેક કોઇને ' મૂર્ખો !' ' અસભ્ય !' વિગેરે વિશેષણોથી નવાજતાં અને વળી હસી પડતાં. મુલાકાત લેવા આવનાર પણ ઘણાં હતાં-યુવાન, વૃદ્ધ, સ્ત્રી, પુરુષ-બધાં. સિતારા પોતાની આસપાસ વિંટળાયેલા જગતને મોટે ભાગે આશાભંગ કરતી નહિ. નવા સ્થળે જવાનું હોય ત્યારે આ મુલાકાતોના વિચારથી તે ગભરાઇ ઉઠતી. એટલો સમય લાવવો કયાંથી ? અનંતકૃષ્ણ કહેતો 'હું સહાય આપીશ.'

હવે સમય બદલાયો હતો. કેટલીક મુલાકાતો વખતે અનંતકૃષ્ણ અસંતોષ વ્યકત કરવા લાગ્યો, સિતારા તરફ કોઇ વધુ પડતો પક્ષપાત દર્શાવે તે વસ્તુ તેને ખટકવા લાગી. સિતારાની સરળતા કોઇને પણ ઓછું આવે તે પ્રકારનો વર્તાવ કરી શકતી નહિ પરસ્પર વિરૂદ્ધ વસ્તુઓનો મેળ શી રીતે બેસાડવો ? બંનેની વચ્ચે સંગીત પડયું હતું. તેને કચરી નાંખીને તો અનંતકૃષ્ણ કદી પણ વિજય પામી શકે નહિ. જે મંદિરમાં તેણે સિતારાને બેસાડી હતી તે મંદિર દિવસે દિવસે જીર્ણ બનવા લાગ્યું. પોતાની ગેરહાજરી દરમિયાન સિતારા કોઇને મળી હોય, તો તેના ક્રોધનો પાર રહેતો નહિ, છતાં બહાર પાડી શકાતો નહિ. કોઇક વખત બન્ને વચ્ચે નાની સરખી તકરારો પણ થઇ જતી. સિતારાને આ જાતના જીવન ઉપર કંટાળો આવ્યો-અનંતકૃષ્ણે આમ કરવું હતું તો શા માટે-તેણે આવી બધી ઝળહળતી પ્રગતિની વ્યવસ્થા કરી આપી ! બંનેના હૃદયમાં છાનાં રૂદન

શરૂ થઇ ગયાં હતાં. કલાપીએ કહ્યું જ છે ને—

"જે પોષતું તે મારતું શું એ નથી ક્રમ કુદરતી?"

વસંતનો ભપકો હવે ઉતરી રહેવા આવ્યો હતો. નાયક, નાયિકા પરનો પોતાનો માલિકીનો હક્ક બરોબર સિદ્ધ કરવા મંથન કરતો હતો તે બહાર જઇને કેમ સમય ગાળતો એ વિષે નાયિકાએ કંઈ જ પ્રશ્ન કરવાની આવશ્યકતા નહોતી. પરંતુ નાયિકા ગૃહમાં અને ગૃહ બહાર શું કરતી અને શું નહિ તેનો રજે રજ ઇતિહાસ તેની આગળ ઉઘાડો મૂકવો જ જોઇએ, અને જે તેને ના પસંદ પડે-તેનો તરત જ અમલ બંધ થવો જોઇએ. આ મારા વિચાર નથી, અનંતકૃષ્ણની માન્યતા છે. બીજી કોઈપણ વ્યક્તિ કોઇ પણ પ્રકારના ભાવથી સિતારાને ન જ ચાહી શકે, અને મળવાની આતુરતા શા માટે?

સિતારાને ખબર ન્હોતી કે આ ભવ્યતા આટલી જલ્દી અસ્ત પામશે.

રાત્રે નવેક વાગ્યા હશે. સિતારા નજીકના ગૃહેથી પાછી ફરી ન્હોતી. અનંતકૃષ્ણ બેઠો બેઠો પત્રો વાંચતો હતો. તેની આંખમાં ક્રોધની રતાશ આવી ગઇ હતી. એક પત્ર ઉઘડયો. પૂરો થવા આવતાં સુધીમાં તો તેના આખા શરીરમાં ભયાનક ઝનુન વ્યાપી ગયું. તે એકદમ ઉભો થઇ ગયો અને છેલ્લું વાક્ય મોટેથી વાંચ્યા પછી કાગળના ટૂકડે ટૂકડા કરતાં બરાડી ઉઠયો, "મૂર્ખના સરદારને ભાન નહિ હોય કે સિતારા મારી પત્નિ છે? વધ કરાવવો જોઇએ સાલાનો!!" તેણે દ્વાર તરફ જોયું અને સસ્મિત ઉભેલી સિતારાને જોઇ ક્રોધથી ગાંડો થઇ ગયો હોય તેમ ઉપર ધસી આવ્યો. સિતારા એક ડગલું પણ પાછળ હટી નહિ, માત્ર બોલી, "સામાની આવી અધમતાથી આપણે અધમ થતાં નથી, અનંત!"

"એ તમારું ડહાપણ રહેવા દો અને જલ્દી અહિંયાંથી રસ્તો માપો."

"અનંત!" સિતારા સખ્તાઇથી બોલી, બાવાજીની આંખમાંથી કોઇક વખતે ખરતું એવું તેજસ્વી તેજ તેની આંખમાંથી ખર્યું. અનંતકૃષ્ણ ક્રોધથી ધ્રુજતો હતો. તેના હાથ કંઇક ઝડપી ક્રિયા કરવાને આતુર થઇ રહ્યા હતા. એક શબ્દ તેનાથી બોલાતો ન્હોતો. સિતારાએ નજીક આવી તેની છાતી આગળનો કોટ મજબુત રીતે પકડીને પૂછ્યું, "મારો કોઈ અપરાધ?"

"અપરાધ? હજી સુધી માલુમ નથી? તું કંઈ નાનું બચ્ચું છે?" શબ્દોમાં પ્રથમના જેવું જ સંહારક બળ હતું.

"અપરાધ?" સિતારાનાં ભવાં જરા સંકોચાયાં, "હાં સમજી. સિતારા આપની સ્ત્રી છે તે તેનો અપરાધ. બરોબર સમજી."

"સિતારા!! એવું મન થઇ ગયું છે જાણે તારું ગળું દાબીને તને મારી નાંખું!"

"ઓહ! અભિનંદન!!" સિતારાના મુખ ઉપર મોહક અને વેધક સ્મિત એકત્ર થયું.

"તારું અભિનંદન રાખ તારી પાંસે, જો સાંભળ, આજથી આપણે જુદાં. તારી સાથે મારાથી રહી શકાશે નહિ."

સિતારાને આ પ્રકારના જવાબની સ્વપ્ને ય આશા રાખી ન્હોતી. જે પુરુષ એક ઘડી પણ તેના વિના ચલાવી શકતો નહિ તે આજે જુદો થવા તૈયાર થયો હતો? તેણે જુદા નહિ થવા આવડે તેટલા પ્રયાસ કરી જોયા, પણ પરિણામ શૂન્ય. પછી ધીમેથી બોલી, "ક્યારે મળશો?"

"હજી તે પ્રશ્ન? કુ......!! તારું રસભર્યું અદ્ભુત સંગીત સાંભળવા જરૂર

આવીશ. સીતાર ઉપર ફરતી તારી સુકોમળ અંગુલિઓ જોવાનું દીલ જરૂર થશે ! " તે ભયંકર હાસ્ય હસ્યો. તેનો વ્યંગ સિતારાને સમજતાં વાર લાગી નહિ. તેની આંખોમાંથી આંસુનો ધોધ વહી ગયો પણ પાસે અનંતકૃષ્ણ ન્હોતો. સાચે જ સિતારાને ખોવાનું અનંતકૃષ્ણે ભીષણ સાહસ ખેડયું.

× × ×

અંધારાં ઘેરાં બનતાં હતાં. તે સમયે પેલા નાનકડા ગામના દેવમંદિર બહાર એક સ્ત્રી ઉભી હતી. બાવાજીએ નજીક જઈ પૂછયું, " કૌન ? "

" સિતારા ! "

" હેં ? કયોં ? "

" સચ્ચી મંઝીલકો ઢુંઢને ! " તેણે સીતારના તાર ઉપર ટકોરો લગાવ્યો.

" નહી ! મેં તો સમઝા થા કી..."

" હાં મેરા ભી યહી ભ્રમ થા ! " બંનેએ પરસ્પર હસ્ત પકડી નિરવતાપૂર્વક મંદિરમાં પ્રવેશ કર્યો. આજે આ ગામમાં બાવાજી સિવાય સિતારાનું બીજું કોઈ ન્હોતું.

સામે-જરા દૂર-તેનું ગૃહ ઉભું હતું,-બાવાજીને દાનમાં મળ્યું હતું. આરામ કરવા શોધેલાં કુતરાં ત્યાંથી ચાલ્યાં જાય ત્યાર બાદ હૃદયભેદક શૂન્યતા વ્યાપી રહેતી. સિતારાને વ્હાલ કરવા આજે ત્યાં કોઈ રહ્યું ન્હોતું. ગૃહની દિશા તરફ ઘણી વાર સુધી જોઈ રહ્યા પછી અચાનક તેની આંખો મીંચાઈ ગઈ. આસપાસનાં ઘરોની હિલચાલ જરા જોઈ શકાતી, પણ તેના ગૃહમાં અંધારૂં હતું, દ્વાર બંધ હતાં. ' સિતારા ' એવો પેલો વ્હાલભર્યો સાદ ત્યાંથી સંભળાયો નહિ.

એક વર્ષ પૂરૂં થઈ ગયું. સિતારા હજી પોતાના ગૃહ તરફ એક વખત પણ ગઈ ન્હોતી, તો માંહે પ્રવેશવાની તો વાત જ શી ? ત્યાં ભરી મૂકેલાં સંભારણાં અને અવશેષ ભેદવાની તેને ઈચ્છા થતી નહિ. એક જ મહત્ત્વની વાત હમેશાં યાદ રહેતી-અનંતકૃષ્ણને અદ્ભુત સંગીત સાંભળવાનું અને સુકોમળ અંગુલિઓનું દર્શન કરવાનું દીલ જરૂર થશે. સિતારા તેની વાટમાં દિવસો વીતાવતી. વાજીંત્ર હમણાં હમણાં ભંગિત હૃદય જેવા સુર કાઢતું અને સિતારા પોતાને થોડા દિવસોની મહેમાન સમજતી. અનંતકૃષ્ણ નહિ જ આવે ? બાવાજીના પેલા કથન મુજબ પોતાનો સાથ આપી, તેના શોખની, તેના જીવનની પૂર્ણતા નહિ કરે ? ઓહ ! જીવન કેવું છે ! સીતારમાંથી કોઈક વખતે ઘેલું સંગીત સંભળાતું. કોઈક વખતે જડતાને પીગળાવી નાખે તેવુ કરૂણ સંગીત સંભળાતું. સિતારા કયારેક હસતી, કયારેક રડતી, કયારેક વાજીંત્રને હૃદય સાથે જોરથી દબાવી ન સમજાય તેવી ભાષા બોલતી. બાવાજી નિર્લેપને જેમ આ બધું જોયા કરતા. તેમને કઈ લાગણી થતી હશે તે સામાન્ય માનવી તે ન જ સમજે, કારણ તે લોકોને સમજવા બહુ જ મુશ્કેલ છે. બહુ ધારીને નિહાળીએ ત્યારે કંઈક ખબર પડે.

આજે સિતારાની ગંભીર ઘેલી દેખાતી, આંખમાં કંઈક બીજી વસ્તુ દેખાતી હતી. બાવાજીની સાથે તે બાળકની સરળતાથી વર્તતી હતી અને પિતા અને માને યાદ કરી ગત કાળને સ્મરણની અંજલિ અર્પતી હતી. સાંજ પડવા આવી એટલે સિતારાએ આજસુધી ન બોલેલા શબ્દો ઉચ્ચર્યા, " ઘેર જવું છે. " હેં ? તેને સ્વર્ગીય ઘરનાં તેડાં આવ્યાં હશે ? બાવાજીએ ચેલાને મોકલી પેલું દાનમાં મળેલું ઘર સ્વચ્છ કરાવ્યું. ચાર કલાક સુધી બારી બારણાં ખુલ્લાં મૂકી દીધા પછી બાવાજી સિતારાને ત્યાં લઈ આવ્યા. અંદર પ્રવેશ કરતાં તેને ચક્કર આવ્યાંથી તે બાવાજીને અઢેલી પડી. સફેદ વસ્ત્ર બીછાવેલા ખ લ !

ઉપર તેણે પડતું મૂક્યું. તેને નિદ્રાવશ થએલી જાણી બાવાજી અર્ધાક કલાક પછી દેવમંદિરે પાછા ગયા. છાતીની અંદર બેઠેલા–પેલા જડતા સેવી રહેલા હૃદયમાં કશુંક દર્દ થયું. અરે ! આ શું ? તેમના તેજસ્વી મુખ ઉપર એક ઘેરી વાદળી દેખાઇને અદ્દશ્ય થઇ અને આંખોમાંથી નીરની ધારા વહી ચાલી.

રાત્રિ ઘણી આગળ વધી ગઇ હતી. દર્દને સંકેલી લઇ તે ઝટ ઉભા થયા અને સીતાર ભણી વળ્યા, પણ વાજીંત્ર ઉઠાવવા જતાં જ હસ્ત અટકી પડ્યો–મંથર અને મૃદુ સંગીતની સરી આવતી છોળોનો, સ્થિર અને સૂના આકાશને ભરતો, હાલતો રવ તેમને સંભળાયો. વાતાવરણ પણ ધીમે ધીમે હાલવા લાગ્યું; ગ્લાનિ, ગ્લાનિ, શોક, દુઃખ દર્દ અને આઘાતના ઉચ્છ્વાસ ઉપર નિર્મલ આશા જમા થવા માંડી અને તેણે મનુષ્યના મન ઉપર નવો ઉત્સાહ ફેલાવી દીધો. ગીત આગળ વધતું હતું પણ ગામે આખું હલન ચલન ઉપર થંભી ગયું હતું. સ્વર્ગની છાયા પૃથ્વી પર ઉતરતાં ઉતરતાં પરમ આનંદ ઉપજાવે તેવાં ધ્વનિ વર્ષાવતી હતી. એક–તાનતામાંથી જાગૃત થઇ બાવાજી સિતારા પાસે આવી ગયા. સિતારા–પોતાની પ્રિય સીતાર વડે વિશ્વના પ્રિયતમ સાથે એક બની ગઇ હતી. જીવનમાં પહેલી જ વખત તેણે આટલું સુંદર સંગીત છેડ્યું હતું. ધીમે ધીમે ગીત મંદ પડતું હતું તેવામાં બહારથી એક વ્યક્તિ છાતી ઉપર હસ્ત રાખી અંદર દાખલ થઇ. ખાટલા ઉપર બેઠેલી સિતારાનું ભાન જવા માંડ્યું હોવાથી, તે ઢળી પડી. બાવાજીની આંખ ઉપરથી કંઇક ખસી ગયું અને તેની જગા તીક્ષ્ણ જ્યોતિથી ભરાઇ. દુબળો અને ફિક્કો પડી ગએલો અનંતકૃષ્ણ પાસે આવ્યો. નમીને એક હાથે સિતારાનું મસ્તક સહેજ ઉંચક્યું, બીજે હાથે તેનું ચિબુક પકડી અનન્ય ભાવથી બોલ્યો, " સિતારા ! વ્હાલી ! ! " ભૂતકાળના સુખ સ્વપ્નમાંથી જાગતી હોય તેમ સિતારાએ જરા આંખ ઉઘાડી, " ઉં: "

" સિતારા ! હું તારૂં અદ્દભુત સંગીત સાંભળવા આવ્યો......"

સિતારાની આંખો હસી ઉઠી તેના ફિક્કા મુખ ઉપર જીવનને ધન્ય કરતું, પૂર્ણ કરતું સ્મિત ફરી વળ્યું. સ્મિત કાયમ રહ્યું પણ નયન મીંચાઇ ગયાં. ભાંગી પડતો અનંતકૃષ્ણ ત્યાંથી સામે છેડે ગયો અને સિતારાને ચરણે મસ્તક નમાવી તે પર ઓષ્ટ દબાવ્યા. બહારનો તોફાની પવન શાંત પડ્યો. હજી સુધી અડગ અને અસ્પૃશ્યની જેમ ઉભેલા બાવાજીએ નજીક ખસી આવી અનંતકૃષ્ણને સ્નેહપૂર્વક ઉઠાડ્યો.

× × ×

તે રાત્રિવાળું સંગીત જેઓએ સાંભળ્યું હતું તેઓને ફરી ફરી તે સાંભળવાની ઇચ્છા થઇ આવી પણ ફરી સંભળાયું નહિ.



# આશાનો સંચાર

( ઢાળ : લાગ્યો કસુંબીનો રંગ )

હૈયે આશાનો સંચાર,
સાહેલડી ! હૈયે આશાનો સંચાર.
હૈયાના ભાવ મારે હૈયે દ્રવન્તા,
ઉલ્લાસો લાગે અસાર,
સંસાર–સાગરે મુજ જીવનની નૌકા,
ડુબી રહી મજધાર,
સાહેલડી ! હૈયે આશાનો સંચાર. ૧

જીવનના વન માંહે કંટક છે કારમા
હૈયે દવે કંટક–ખાર,
ઉરે ઉભરાય પ્રેમ–અબ્ધિઓ તોએ,
જીવન દિસન્તુ અસાર,
સાહેલડી ! હૈયે આશાનો સંચાર. ૨

વનવન વસંત વિરાજી રહીને,
આવી મંજરીઓની લા'ર,
હૈયે મારે જીવન–વસંત આવી,
સુણતાં કોકિલ ટહુકાર,
સાહેલડી ! હૈયે આશાનો સંચાર. ૩

હૈયાને હિંચકે આશાની દોર જો,
હુલાવું હેતે અપાર,
જાવા અનન્તતાને આરે મેં પગલી,
માંડી જીવન–પગથાર,
સાહેલડી ! હૈયે આશાનો સંચાર. ૪

શ્રી. વાચર

# બાળઉછેર

લેખક :
શ્રી. નરહરિપ્રસાદ ભટ્ટ

આપણા ઘણા બાળકો અતિશય લાડકાં થઇ ગયેલાં હોય છે અને તે માતાને સુખરૂપ થવાને બદલે તેને હેરાન કરી મુકે છે. નથી તેથી બાળકનું જીવન સુખી થતું કે નથી માબાપનું સુખી થતું.

ગરીબ વર્ગોમાં બાળકો સંખ્યાબંધ પેદા થાય છે અને લાડકાં અને બગાડી મુકેલાં બાળકો માતાની જીંદગી સુખી અને આનંદી કરવાને બદલે કેટલી અસહ્ય અને સ્વર્ગને બદલે નર્ક સમાન કરી મુકે છે એ દ્રશ્ય ઘણું દુઃખદાયક થઇ પડે છે.

ખરી રીતે બાળક જન્મે ત્યારથી જ બાળકને બરોબર કેળવતા થઇ જવું જોઇએ. આ ઘણું જ અગત્યનું છે કેમકે પાછળથી બાળકને સુધારવું મુશ્કેલ થઇ પડે છે.

તંદુરસ્ત બાળક, વિના કારણ રડતું જ નથી. ક્યાં તો તેનું બાળોતીયું ભીનું થયું હોય અથવા ભુખ લાગી હોય અથવા બીછાનું બરોબર નહિ હોવાથી ખુંચતું હોય તો જ તે રડશે. તેને બદલે આપણાં ઘણાં બાળકો તો આખો વખત રડ રડ કર્યાં જ કરતાં હોય છે.

બાળકને ખુબ આરામ મળવો જોઇએ. તેને આખો વખત ઉંચકી રાખવું નહિ જોઇએ. ઇશ્વરે બાળકને એકલાં રમવાની શક્તિ આપેલી છે. જો તેને બીજુ કશું દુઃખ નહિ હોય તો તે એકલું પડયું ગેલ કર્યાં કરશે. પણ આપણને બાળકની સાથે રમવું અને ગેલ કરવું અને તેને વહાલ કરવું એટલું ગમે છે કે તેનું એકલું રમવા દેવાને બદલે આપણો સહવાસ તેને આપીએ છીએ અને તેથી તે ટેવાઇ ગયું હોય છે એટલે આપણે પાસે ન હોઇએ તો રડે છે.

બાળકને રમાડવું અને લાડ કરવાં તે સૌને ગમે પણ એવાં લાડ પાછળથી મોંઘાં થઇ પડે છે, કેમકે પછી બાળક એકલું રહી શકતું નથી અને તેને લઇને બેસવું પડે છે. અને માતાથી બીજાં કામો થઇ શકતાં નથી.

જેને આયાઓ હોય તેને આ પોષાય પણ આયા ન હોય તેને ન પોષાય. પતિદેવ કામ પરથી ઘેર આવે ત્યારે ખાવાનું તૈયાર ન હોય કેમકે બાળક રડયા કરતું હોય. અને પછી ઘરમાં પતિપત્નિ વચ્ચે પણ કંકાસ થાય.

બાળકોના હાડકાં નરમ હોય છે અને તેને જેમ તેમ ઉંચકી રાખવાથી તેના કોમળ હાડકાં વળી જઇ બાળક બેડોળ પણ બની જાય છે. કેટલીક માતાઓ નાની છોકરીઓને બાળકને સંભાળવા રાખે છે અને તેવી છોકરીઓને બાળકને ઉંચકતાં ન આવડે એટલે એમ થાય છે. બાળકને સવારે નહવડાવી દુધ પીવડાવીને નરમ બીછાનામાં સુવાડવું જોઇએ. બીછાનામાં કરચલી ન રહે અને તકીયો વધારે પડતો ઉંચો ન રહે એ સંભાળવું જોઇએ. કેમકે તેના નરમ શરીરને તે ખુંચે અને ડોકી મરડાઇ જાય. પછી તેને એકલાં રમવા દેવું જોઇએ. નાનાં બાળકને પણ કસરત મળે તો જ પોતાનો ખોરાક પચાવી શકે. આખો વખત ઉંચકી રાખવાથી તેને કસરત ન મળે. સુવાડવાથી તે પોતાના હાથ પગ ખુબ હલાવે છે અને તેથી તેને ખોરાક પણ પચે છે અને સ્ફુર્તિ પણ રહે છે.

બાળક રોવા માંડે એટલે તેને ઉંચકી નહિ લેવું જોઇએ, પણ તેના કારણ તપાસવાં જોઇએ. ક્યાંય બાળોતીયું જ બગાડેલું હોય

તેથી રડતું હોય અથવા નીચે ખુંચતું હોય તો તે બરાબર કરવું જોઇએ.

ઘોડીઆની પ્રથા ઘણી જ નુકશાનકારક છે. આપણા ઘણા છોકરાંઓનાં શરીર ટટાર નથી હોતાં અને વળી ગયેલાં હોય છે તેનું એક કારણ ઘોડીયું છે. વળી હીંચકા ખવાડયા કરવાથી બાળકને ખોટી ટેવ પડે છે અને પછી તેના વિના ચાલતું નથી અને પછી મા બાળકને લઇને કોઇ પણ જગ્યાએ જાય ત્યારે ઝોળીનું સાધન ઉભું કર્યા વિના છુટકો થતો જ નથી.

બાળકને કોઇ પણ વસ્તુની ટેવ ન પડે તેની ખાસ કાળજી માતાએ રાખવાની જરૂર છે. નાનપણમાં અંગુઠો ચુસવાની તો આપણા ઘણા બાળકોને ટેવ પડી ગઇ હોય છે તે મોટાં થાય ત્યાં સુધી રહે છે. તેથી બાળકના અંગુઠાને જ નુકશાન થાય છે એટલું જ નહિ પણ મોંઢાની અંદરના ભાગને પણ નુકશાન થાય છે અને આખા શરીરને પણ તેની અસર થાય છે. ઘણે ભાગે બાળક વ્યસની જેવું દેખાય છે.

બાળકને સારી અને સ્વચ્છ ટેવો નાનપણથી જ શીખવવી જોઇએ. ગંદુ શું કહેવાય અને સારૂં શું કહેવાય એ તેને બતાવી અને જાતે કરીને શીખવવાથી બાળક શીખી જાય છે અને પછી માતાને પણ તે ભૂલ કરતી હોય તો શીખવી શકે છે.

બાળકને ખોરાક બરોબર ચાવતાં શીખવવું જોઇએ અને દાંત આવ્યા પછી પ્રવાહી પદાર્થ બહુ નહિ આપવા જોઇએ. મીઠી વસ્તુ પણ નુકશાનકારક છે.

બાળકને કપડાં ઢીલાં અને આછાં પહેરાવવાં જોઇએ. કેટલીક માતાઓ બાળોતીયા ઘણા સખત બાંધે છે એ ભૂલ છે. ઠંડી રહેજ પણ હોય તો તેને ઠંડી નહિ લાગે તેમ કપડાં પહેરાવવાં જોઇએ. પણ આપણા લોકોને તો પગથી માથા સુધી બાળકને ભારોભાર કપડાં પહેરાવવાની ખોટી ટેવ હોય છે. બાળક ઉઘાડા પગે અને ઉઘાડે માથે રહી શકે તે વધારે ફાયદાકારક છે. પણ તેનો અર્થ એ નથી કે ઋતુ ખરાબ હોય, હવા સખત ફુંકાતી હોય તો પણ તેમ થવું જોઇએ.

બીજી એક ખોટી વસ્તુ બાળકને જ્યાં ત્યાં લઇ જવાની છે. સીનેમા કે સભાઓમાં, નાટકમાં કે મોટા મોટા મેળાવડાઓમાં બાળકોને નહિ લઇ જવાં જોઇએ. તેથી સીનેમા જોનારાઓને અને સભામાં હાજર થનારાઓને અગવડ થાય છે એટલું જ નહિ પણ બાળકને પણ કલાકો સુધી ગોંધી રાખવાથી નુકશાન થાય છે.

બાળઉછેરને વિષે બીજી તો અનેક વસ્તુઓ કહી શકાય છે પણ ઉપર તો માત્ર ટૂંકમાં અમુક સિદ્ધાંતો આપવામાં આવ્યા છે જેનું બુદ્ધિપૂર્વક પાલન કરવામાં આવશે તો માબાપો બાળકોનું સુખ અનુભવી શકશે અને બાળકો ભવિષ્યમાં સારા નાગરિકો બની શકશે.

**સ્વચ્છતાના કેટલાક નિયમો :**

બાળકોના કપડાંની સ્વચ્છતા જાળવવી એ આરોગ્યને માટે ઘણી આવશ્યક વસ્તુ છે. થુંક, પેશાબ, ઝાડો વિગેરે શરીરમાંથી નીકળતા મેલ, ચેપી જંતુઓથી ભરેલો જ હોય છે અને તેનો નિકાલ જેમ બને તેમ જલદી જ થઇ જવો જોઇએ. ઘણી માતાઓને બાળક જ્યાં ત્યાં પેશાબ કરે તે સાફ કરવાની ચીવટ નથી હોતી. સ્વચ્છતા અને આરોગ્યની દૃષ્ટિએ એ ચીવટ રાખવાની જરૂર છે. એવી જગ્યા તુરત જ લુછી પાણીવડે, તેને સાફ કરી નાખવી જોઇએ. બગડેલાં બાળોતીયાં પણ

[ અનુસંધાન પૃ. ૧૨૦ પર ]

# લગ્નમંગલ

લેખક :
શ્રી. ઉપેન્દ્ર ર. ભટ્ટ

[ માગશર માસ આવે એટલે ગુજરાતમાં લગ્નસરા શરૂ થાય, તે વૈશાખના અંત સુધી. આ લગ્ન સમયે નાગર, બ્રહ્મક્ષત્રિય વગેરે કેળવાયેલી અને ઉચ્ચ તેમ જ સંસ્કારી ગણાતી કેટલીક જ્ઞાતિઓમાં 'મંગલાષ્ટક' ગાવાની લાલસા અને મીઠો કંઠ હોવાથી સ્ત્રીવૃન્દ એ કાર્ય ઉપાડી લે છે.

એ 'મંગલાષ્ટક' સામાન્ય રીતે વર કે કન્યાનો અથવા તો બંનેનો કોઇ પાસેનો સગો કે મિત્ર રચે છે. 'મંગલાષ્ટક' શુભેચ્છા અને આશીર્વાદાત્મક કાવ્ય હોય છે. શાર્દૂલવિક્રિડીત છંદમાં જ તે રચવામાં આવે છે અને આઠ કડીનું બનેલું હોય છે. દરેક કડી ચાર પંક્તિની હોય છે. છેલ્લાં પંદર વર્ષમાં રચાયેલાં મંગલાષ્ટકોના અવલોકનકારને જણાશે કે એમાંના ઘણાં ખરાં દેવદેવીઓનાં નામથી જ ભરપુર હોય છે, 'અમુક દેવ તમારૂં (વરકન્યાનું) આમ કરો' અને 'અમુક દેવી તમારૂં તેમ કરો' એ સિવાય બીજું કાંઇ ખાસ તેમાં જણાતું નથી. પ્રથમ કડીમાં તો ગણેશનું જ સ્તવન હોય. રચયિતા પોતાની બુદ્ધિ અને કાવ્યશક્તિનો ઉપયોગ કરે તો તે ફક્ત વરકન્યાનાં, પછી બને તો તેઓનાં મા બાપ વગેરેનાં નામ આ 'મંગલાષ્ટક'માં સુંદર રીતે ગુંથવામાં; તેથી આગળ નહિ.

આ જુના ચીલાને બાજુએ મુકી, "મંગલાષ્ટક"માં સમયનાં વ્હેણ સાથે કાંઇક નવીનતા લાવવી જ જોઇએ એ દૃષ્ટિબિંદુ ધ્યાનમાં રાખી ગયે વર્ષે મ્હેં ત્રણ મંગલાષ્ટક લખેલાં એમાંથી આકર્ષક નીવડેલી કેટલીક કડીઓ અહીં રજુ કરૂં છું, એટલે વાચનારને નીચેની પંક્તિઓમાં-Unity of Impression-ન લાગે તો નવાઇ નહિ ! દેવ દેવીઓને મ્હેં દેશવટો દીધો છે. છંદમાં પણ ઉદ્રવજ અને અનુષ્ટુપનો ઉપયોગ કર્યો છે.

બીજી ધ્યાનમાં રાખવા જેવી બાબત એ છે કે કેટલીક જ્ઞાતિઓમાં હસ્તમેળાપની થોડીક જ પળો પહેલાં, જ્યારે વરકન્યા માંયરામાં બેઠાં હોય ત્યારે 'મંગલાષ્ટક' ગાવામાં આવે છે, એટલે પુરી આઠ કડીઓ ગાવા જેટલો સમય હોતો નથી. પરિણામે ચાર કે પાંચ કડી ગાવામા આવે છે અને બાકીની વિસરાઇ જાય છે. આ પરિસ્થિતિમાંથી બચવા માટે સુરતની નાગર જ્ઞાતિમાં ચાલતો રિવાજ અનુકરણીય છે. ત્યાં હસ્તમેળાપ વગેરે ધાર્મિક વિધિ પૂર્ણ થયા પછી 'મંગલાષ્ટક' ગાવામાં આવે છે. અથવા એક બીજો ઉપાય છેઃ આઠ કડીઓને બદલે બે, પાંચ, કે સાત રચવામાં આવે. આવી કડીઓ જો છપાવવામાં આવે તો તેમના ઉપર 'મંગલાષ્ટક' ન લખતાં 'લગ્નમંગલ' અથવા વર કન્યાનાં નામ મુકી તે સાથે 'પરિણયે' કે 'સંલગ્ને' શબ્દો જોડવાથી, એક નવીનતા ઉપરાંત સુંદરતા રજુ કરી શકાશે. ( દા. ત. 'પ્રફુલ્લ-પ્રવીણા-પરિણયે' અથવા 'વીરેન્દ્ર-વસુમતી-સંલગ્ને' )

—મ્હને આશા છે કે મ્હારાં આ નમ્ર સૂચનો મંગલાષ્ટકનાં રસિયાં સત્કારશે. ]

[ શાર્દૂલ ]

હસ્તે હસ્ત મળે, મળે હૃદય, ને આત્મા મળો આત્મને,
અગ્નિ તે મન જોડી મંગલ ક્ષણે આદર્શ પંથે પળો;
આત્માનાં શુચિ ઐક્ય, ને જીવનમાં છે લગ્ન મૈત્રિ મીઠી,
એવી મંગલ ભાવના પ્રણયની, ઝીલો તમે દંપતી.

ઉંડા સાગરેની પ્રતિ સ્મિતભરી શાને સરિતા વહે ?
વૃક્ષો સુંદર શાંતિ સૌરભભર્યાં શાને લતા શોધતી ?
મીઠું ગુંજન નિત્ય આ ભ્રમરનું શાને કુસુમો સહે ?
તત્વો એ સહચારનાં સુદિવસે સાંધો ઉરે ઉરને.

જોઇ અભ્ર અહીં તહીં વિહરતાં સૌદામિની નાચતી,
હિમાંશુ નભમાં રુચિર હસતાં મૃણાલિની ખીલતી,
નિહાળી ગગને સદા અરુણને આવે ઉષા દોડતી,
તત્વો એ સહચારનાં સુદિવસે સાંધો ઉરે ઉરને.

*

જેમાં સાધી જવાહરે સરલતા ઉત્કૃષ્ટ નેતૃત્વમાં,
રામન્, શ્રીજગદીશ, ને પ્રફુલ શા વિજ્ઞાનવીરો મહા;
જેના સંગીતકાર આજ જગમાં ઓમકાર શા શોભતા,
તેવી ભારતભૂમિ આ યુગલને હોજો સુમાંગલ્યદા.

*

[ અનુષ્ટુપ ]

નિવારી સત્વ પુરાણાં, અજ્ઞાને વ્હેમથી ભર્યાં,
નવા યુગે પ્રભુતાનાં સર્જનો નવલાં કરો.

*

[ ઇન્દ્રવજ્રા ]

અજ્ઞાનનાં ગાઢ તિમિર ટાળી,
સંસ્કાર-જ્યોતિ જીવને જગાવી;
ઉલ્લાસ ને ધૈર્યતણા સુકાને,
સાફલ્ય વાંછું તમ જીંદગીને.



# ગુજરાત કિસાન પરિષદ

લેખક : પ્રો. સુમન્ત મહેતા

૧૯૧૭ની સાલમાં પહેલી ગુજરાત રાજકીય પરિષદ ભરાઇ હતી, અને તેના પ્રમુખ શ્રી. મોહનદાસ ગાંધીએ કહ્યું હતું કે રાજકારણની અંદર હું બાળક બચ્ચું છું. એ બાળક બચ્ચું "મહાત્મા ગાંધી" થયા અને આખું જગત એમને ઓળખે છે. આ પરિષદના સંયોજક તથા મંત્રી શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિક હતા. એ ઇન્દુલાલે પહેલી કિસાન પરિષદ ભરીને રાષ્ટ્રીય મહાસભાનો પાયો વધારે સંગીન તથા પહોળો કર્યો છે. આજ સુધી, એટલે લગભગ બે ત્રણ વર્ષ પહેલાંના સમયમાં કિસાનો માટે મહાસભામાં પ્રત્યક્ષ સ્થાન નહોતું. આ કિસાન ભણેલો નથી. એ ભાષણો સાંભળી શકે છે. વાંચી શકતો નથી, એની સ્ત્રી અભણ છે પણ સમજુ છે. ખાસ કરીને રજવાડાંઓનો કિસાન ઘણો ખુંદાયલો અને દુઃખી છે. પણ એ જાગ્યો છે, એ ભણેલાઓ પાસે મદદ માંગી રહ્યો છે, મહાસભા તેની પડખે ઉભા રહેવાનો પ્રયાસ કરે છે, પણ મહાસભા પાસે પુરતા માણસો નથી. આ આપણી રાષ્ટ્રીય નબળાઇ શરમ સાથે કબુલ કરવી પડે છે. જેવું મહાસભાનું છે તેવું આપણા પ્રજામંડળનું નથી. પ્રજામંડળ પાસે પણ પુરતી સંખ્યામાં માણસો તો નથી પણ પ્રજામંડળ તો કિસાનના પ્રશ્નથી દૂર રહેવા માગતું હોય એવું મને જણાય છે.

ગુસર એ સો ઝુંપડાંનું નાનું ગામડું, ગોધરાથી દસેક માઇલ દૂર, પથરાળ અને ખાખરાનાં ઝાડોવાળા જંગલના પ્રદેશમાં આવ્યું છે. એ ગામડાંની પાસે ગોમા નામની નાની નદી છે અને તેના કિનારાપર મોટી સભા ભરાઇ હતી. પહેલે દીવસે ૩ થી ૭ હજાર માણસોની હાજરી થઇ હતી અને બીજે દીવસે દસેક હજાર લોકો ભેગા થયેલા, મેં જે ભાષણ લખેલું તેનો ચોથો ભાગ પણ હું વાંચી શકયો નહોતો, પણ પરિષદ પહેલી હતી અને માત્ર કિસાન શબ્દથી કેટલાક ભોળા મહાસભાવાદીઓ ભડકે છે માટે મારે લંબાણથી ગેરસમજુતીઓ દૂર કરવાની જરૂર હતી. મારું ભાષણ ગુસરના કિસાનોને માટે હતું તેનાં કરતાં ગુજરાતના મહાસભાવાદીઓ માટે વધારે હતું.

આશ્ચર્યજનક વાત તો એવી હતી કે સભામાં ૩૦ થી ૪૦ ટકા જેટલી હાજરી સ્ત્રીઓની હતી, અને સ્ત્રીઓ ભાષણો સાંભળવા આવેલી. અમારી સાથે જે બેનો હતી તેમણે તેમને સવાલો પૂછી જોયા અને ખાત્રી કરી લીધી કે સ્ત્રીઓ માત્ર તમાશો જોવા માટે આવી નહોતી.

ગામડાંઓમાં રહેનારા લગભગ અભણ માણસોમાંથી કેટલાક નવા કાર્યકરો પેદા થયા છે. તેમની ભાષા પુરેપુરી ગામડીઆ અને પહેરવેશ પણ પુરો ગામડીઆ હતો પણ તે બોલવા ઉભા થતા ત્યારે તેમના શબ્દો કિસાનોના હૃદયમાં સોંસરા પેસી જતા, અને મને શરમ સાથે લાગતું કે મારામાં આ પ્રકારની આવડત નથી. રવિશંકર વ્યાસ કે બાબરશંકર ભટ્ટ, જુગતરામ દવે કે કલ્યાણજી મહેતા કરતાં આ નવો કાર્યકર વર્ગ વધારે ગામડીઓ હતો.

હરિપુરા કે ત્રિપુરીની પરિષદોને ગામડીઆ

કહેવાનો ઢોંગ થાય છે પણ ત્યાં સારા રસ્તા, પાણીના નળ, વિજળીના દિવા અને પંખા, મોટરોનાં હજારો વાહનો વિગેરેની સગવડ હોય છે, પણ ગુસરમાં બધા પગપાળા આવ્યા અને ૨૦-૨૫ માણસો ગાડાંમાં આવ્યા હશે ચંદ્રની ચાંદનીનું અજવાળું હતું. નદીમાં ખાડા ખોદીને તાજું પાણી કાઢી લેવાનું. એક પણ રસ્તો નહોતો. અમારી બેઠક આંબાના ઝાડ નીચે હતી, મંડપ સ્વાગત સમિતિના સભ્યોએ પોતે બાંધી દીધો હતો. પણ હજારો માણસો એક ચિત્તે, ઘોંઘાટ વિના બધાં ભાષણો સાંભળી રહ્યાં હતાં. એક ગાડી (દમણીયું)માં હું, શારદાબ્હેન બેઠેલાં અને સ્વાગત પ્રમુખ પોતે બળદો હાંકવા બેઠા હતા. સરઘસની આગળ દાતરડાં અને હથોડાના પ્રતિકવાળી લાલ ધજાઓ ઠેકઠેકાણે શોભતી હતી, અને ઇન્કીલાબ ઝીન્દાબાદના પોકારો આ નદીના તટ પર સંભળાઇ રહ્યા હતા. આ ફારસી શબ્દો કેટલા થોડા માણસો સમજતા હશે? તે છતાં બધે ઘુસી ગયા છે, અને યુરોપમાં જન્મ પામેલો પેજ પંચમહાલના જંગલમાં ફરકી રહ્યો હતો. એરોપ્લેનથી બે ત્રણ દીવસની અંદર યુરોપથી હિંદુસ્તાન પહોંચી જવાય છે, પણ રેડીઓ, તાર, અને વિચારો તો એક સેકંડના છઠ્ઠા ભાગમાં આ દેશમાં આવી પહોંચે છે.

અમારા સરઘસની આગળ શરણાઇ અને ભૂંગળ વાગતાં હતાં અને બે રાવળીયા ઢોલ સાથે નાચ કરતા હતા. ગાડીની જરા આગળ એક જુવાન આંધળો ખેડુત ચાલતો હતો. તેને કોઇ દોરતું નહોતું તે છતાં તે હિંમતભેર, આશા સાથે આગળ ચાલ્યા કરતો હતો. એને રાજકીય ચળવળમાં બહુ રસ હતો. એ કોઇ કોઇ પાસે ભાષણો વંચાવીને સાંભળતો. એ પોતાના મિત્રો તથા પાડોશીઓને ઉત્તેજન આપતો. મને વિચાર આવ્યો કે આજે તો બીચારો કિસાન આ આંધળા પણ પીડાતા દુઃખી ખેડુતના જેવો છે. તેને છુટા થવું છે, તેના હૃદયમાં આશા ઉગી છે. તેનામાં હિંમત છે, તેને માર્ગ બતાવનાર નથી તે છતાં તે આગળ ધપ્યે જાય છે.

આ જંગલમાં શું સુંદર નૈસર્ગિક દૃષ્યો ખડાં થતાં હતાં? જ્યારે સભા વિખેરાઇ ત્યારે લોકોનાં જુથ રાજકીય વિષયોની ચર્ચા કરતાં પાછાં વળતાં હતાં. કોઇ જુવાનો રાજકીય ગીતો ગાતા હતા. સ્ત્રીઓ પણ લોકગીતો લલકારતી હતી. કાળી મજુરી કરીને પણ કિસાનો ધરતીમાંથી અનાજ પકવવા તૈયાર છે પણ તેમને સરકાર, શાહુકાર અને જમીનદાર તથા શહેરી લોકો ચુસી રહ્યા છે. આ ચુસણ કેવી રીતે ઓછું કરવું કે નષ્ટ કરવું એ કિસાન પ્રવૃત્તિનો ઉદ્દેશ છે.



[ બાળઉછેર : અનુસંધાન પૃ. ૧૧૬ નું ]

જ્યાં ત્યાં નાખવાં નહિ જોઇએ, પરંતુ એક ડોલ કે વાસણમાં પલાળવાં જોઇએ અને પાણીમાં એમોનીયા નાંખેલું હોય તો જંતુનાશક થઇ પડે છે. પણ સારી વસ્તુ તો એજ કે તેની જમાવટ કરવા કરતાં તુરત જ તેને સાફ કરી નાખવાં.

**બરફથી થતું નુકશાન :**

નાના બાળકોને બરફનો ઘણો શોખ હોય છે. ખાસ કરી શહેરમાં તો માબાપ પાસેથી પૈસા લઇને બરફના ચોસલાં લેવા ચાલ્યા જ છે. જેમ અતિશય ઉષ્ણ વસ્તુ નુકશાનકારક છે તેમ અતિશય ઠંડી વસ્તુ પણ નુકશાનકારક છે. બરફથી ઠંડી કરેલી વસ્તુઓ એટલી બધી નુકશાન નથી કરતી પરંતુ બરફ ચાવીને ખાવાથી દાંતને, ગળાને અને હોજરીને નુકશાન થાય છે કાકડા સુજી જવાના બહુ દાખલા બને છે. તેમાં પણ બરફનો દુરૂપયોગ એ એક કારણ છે *

* લેખકના ટૂંક સમયમાં પ્રગટ થનાર પુસ્તક "હિંદના બાળકો"માંથી.

# તમારી ચામડીને

## ખાસ સંભાળવાની જરૂર છે.



ગરમ દેશોમાં તડકો, ગરમી અને સુકો પવન ચામડીમાંનું જીવનતત્વ–'સ્કીન વિટામીન' સુકવી નાખે છે, એટલે એ દેશોમાં વસતી સ્ત્રીઓએ પોતાની ચામડીની ખાસ કાળજી રાખવાની જરૂર છે, પણ પ્રાણીશાસ્ત્રીઓએ સૌંદર્ય જાળવી રાખવાની અસરકારક રીત શોધી કાઢી છે.

'સ્કીન વિટામીન' વિના ચામડી ખડબચડી બને છે, તાજગી ગુમાવે છે અને ઘરડી લાગે છે. પોન્ડઝ ક્રીમમાં આ ' સ્કીન વિટામીન ' નો સમાવેશ કરવામાં આવ્યો છે અને નવા ક્રીમની અજમાયશ પછી ઘણી સ્ત્રીઓએ તેનાં વખાણ કર્યાં છે,



**પોન્ડઝ કોલ્ડ ક્રીમ**

ામડીમાં કુદરતી તેલ રેડે , ચામડીને સ્વચ્છ કરે . તેમાં હવે ' સ્કીન ાટામીન' આવે છે.



**પોન્ડઝ વેનીશીંગ ક્રીમ**

ખડબચડી ચામડી દુર કરી સુંવાળી બનાવવા અને પાવડરના બેઝ તરીકે તેનો ઉપયોગ કરો. હવે તેમાં 'સ્કીન વિટામીન ' આવે છે.

આ નવાં ક્રીમથી–અમૂલ્ય ' સ્કીન–વિટામીન ' પાછું મળે છે, અને ચામડીને અગાઉ કરતાં વધારે તાઝગીભરી અને સુંદર બનાવે છે. નવાં ક્રીમ પહેલાંનાં જેવાંજ લેબલવાળી એજ બાટલીમાં એજ કીંમતે દરેક ઠેકાણેથી મળે છે.



P. 76

# કેટલાક મનનીય પત્રો

લેખક : શ્રી. કાન્તિલાલ હ. પરીખ

આજના યુગમાં લગ્નની ભાવના દરેક અપરિણિતને-પછી ભલે તે યુવક હો કે યુવતી-મન એક મહત્વનો પ્રશ્ન છે. એ વિષે પિતા પુત્ર વચ્ચે ચાલતો આ પત્રવહેવાર વાંચી મનન કરવા યોગ્ય છે. તેમાંના થોડા પત્રો આ નીચે છે-દરેક વખતે થોડા થોડા અપાયે જશે. —તંત્રી.

## પત્ર ૧ લો

પૂજ્ય પિતાશ્રી,

આપનો પત્ર મળ્યો, વાંચ્યો, વિચાર્યો. આપ પૂજ્ય છો, વંદનીય છો. આપ લખો છો; 'કુમુદિની સાથે મ્હારાં લગ્નનું નક્કી થયું: ને તેથી કરીને મ્હારે બનતાં પ્રયાસે સત્વર આવી જવું.' બાપુ! અત્યાર સુધી હું ઇશ્વરનો ઉપકાર માનતો કે વિશ્વનિયંતાએ મને કેવા સારા સંજોગોમાં ઉછેરવા નક્કી કર્યું છે, પણ અદૃષ્ટને કોણ પામી શકે?

તમે જણાવો તે પ્રમાણે કુમુદિની સુંદર, ચાલાક ને ચપળ છે. સુંદર થવું, ભણેલાં ગણાવું ને ચાલાક બનવું એજ લગ્ન માટે જરૂરીઆતનાં તત્વો હોય તો મને કંઇ વાંધો નથી. પણ પિતાશ્રી! હું તેવું નથી માનતો. લગ્નની દિવ્ય ભાવના હવે કયાં છે? હું ન્હાનો છું, અનુભવે તમારાથી કાચો ને અપકવ હોઇશ છતાં આ વાતને મ્હારે આ જીવનનો સતત સંપર્ક સહી જીવન નાવને હંકારવાનું છે. ને તેથી કરીને એ મ્હારી, સત્ય કહું તો, અંગત વિચારણાનો પ્રશ્ન બને છે.

હાલમાં મ્હને લગ્નની ઇચ્છા જ નથી. હૃદયને પોતામાં ભળી જતું કો અન્ય હૈયું સાંપડશે ત્યારે તે જરૂર લગ્નની હીર-દોરીથી બંધાશે. બાકી અત્યારે તો એ ભાર અનુચિત લાગે છે. અને પ્રભુ ખાતર, ત્હમારા પોતાના જ બાળક ખાતર ત્હમારા આ લગ્નબંધન વિષયક વિચારને મૌકુફી આપશો. એટલું ખચિત યાદ રાખશો કે ત્હમારો ચંદ્ર કો વિશુદ્ધ હૃદયના બળે અનુપમ શુદ્ધ ચારિત્ર્ય મેળવી તમારી કીર્તિને વધારે દીપ્તીમાન બનાવશે. અત્યારે તો મ્હને ભણવા દો. અનુભવના નાવમાં દુશ્મન સમા સામનો કરતા ખડકોને તરાવવા દેશો, કો ઉદાત્ત વૈશિષ્ટ્ય ભર્યાં તત્વોમાં રમવા દેશો, ને એવા ઉત્કટ વિચારોમાં હું ત્હમારા પૂજ્ય પાદે વસી ત્હમારી સેવા કરૂં-વિશ્વની સર્વસ્ત ભાવના કેળવું એ અભિલાષાને પોષશો.

અત્યારે તો એજ;

હું આશા રાખું છું કે મ્હારા આ સહૃદયી ઉત્તરને અવિનય નહીં ગણો. હું કુશળ છું.

વધું શું? મ્હારાં પૂજ્ય માતુશ્રી ને મ્હારા પ્રણિપાત કહજો.

લી. આપના આજ્ઞાંકિ
ચંદ્રના નમસ્તે

***

## પત્ર ૨ જો

ચિ. ચંદ્ર,

ત્હારો પત્ર આજે મળ્યો. તું કુશળ છે જાણી મને અને ગૃહના સર્વ આત્માઓને આનંદ.

તારા ઉન્નત વિચારો જાણી હું કેમ ખુશ ન થાઉં! છતાં ભાઇ! હજુ તું બાળક ગણાય. તારામાં સારાસારનો ઓછો વિચાર હોય; અનુભવે કાચો, તે સંસાર જોયો નથી, સમાજની ચાળુક અનુભવી નથી. ત્હમે વિદ્યાર્થી આગળ પાછળનું શું જ્ઞાન ધરાવો? તું મ્હને નકાર ભણે તેથી અવિનય કે ખોટું

'ય જ ના લાગે–છતાં ચિ. ચંદ્ર ! વ્યવહાર જ્ઞાનથી તું અજાણ્યુ હોય એ શક્ય છે, સંભાવ્ય છે. વ્યવહાર બનવું ને એક કૉલેજના પ્રોફેસર બનવું એમાં તું કઇ બાજુ કઠિન ગણે છે? મ્હારો અભિપ્રાય માગે તો નિઃસંકોચ કહું કે વ્યવહારું બનવું એ વિશેષ હોંશીઆરી ને અનુભવ માગી લે છે. પ્રોફેસર થવું તે તેથી સુગમ ને સુલભ છે, તેમાં ધગશથી મહેનત ને સહજ બુદ્ધિની જ જરૂર છે. ભાઇ ! ' ત્હારા ખાતર ને પ્રભુ ખાતર ' એ બે લાગણીમાં ઘણીય વખત વત્સલ પિતાની લાગણી વધી જાય છે. એ હિસાબે–એ ગણિતે તારા હિત ખાતર મને ઓછી લાગણી ન જ હોય. હું ઇચ્છું છું કે મારો પુત્ર કો આદર્શી, ભવ્ય વ્યકિતત્વ, ઉત્કટ ચારિત્ર્ય ધરાવતો, માનવ મેદનીમાં મેરુ શો કો યુગસૃષ્ટા બને–છતાંય ભાઇ ! હું ત્હારા અહિતમાં કેમ સામેલ થઈ શકું.

હમે તું સુખી બને એવું સહૃદયથી ઇચ્છું છું. કુમુદ એક ડાહી વધૂ તરીકે, સુશીલા પત્નિ તરીકે ને સાચી માતા તરીકે જગતમાં ખચિત સગર્વ વિચરશે એવી મ્હને ખાત્રી છે. ચંદ્ર ! હુ ઇચ્છું છું કે તું વિચારીશ, કહ્યું માનીશ ને પુત્ર તરીકેની પિતાની આજ્ઞા માથે ચઢાવીશ.

વિશેષ નથી લખતો. મ્હને ખાત્રી છે કે તું હવે સત્વર આવીશ. અહીં બધુંય નકકી છે.

ત્હારી બા ત્હારી ચાતક દૃષ્ટિએ રાહ જૂએ છે.

લી. ત્હને સદાય સુખી જોવા ઇચ્છતા
ત્હારા પિતાના આશીર્વાદ

* * *

### પત્ર ૩ જો

વડીલ શ્રી,

આપનો માયાળુ પત્ર લાધ્યો. આપે હીત ઇચ્છયું, પુત્રના ભાવિ જીવનની ઉજવાળી આશાઓની ઉર્મિઓ ઠાલવી, પુત્રને શ્રી, સમૃદ્ધિ, ને સુખમાં રસબસ થતો જોવાની ઉંડેરી ઇચ્છા ચીતરી. પૂજ્ય શ્રી ! કહેશો, કયા બાપુને પુત્રનું હિત હૈયે નહીં હોય? આપના વિચારો પકવ, ને સારું જીવન અનુભવોથી પાકા ઘડતરનું બન્યું હોય તેમાં હું કેમ કાંઇ કહી શકું ! હું ત્હમને અંતરની પવિત્ર ભાવનાએ પુનઃ પુનઃ નમું છું. પણ બાપુ ! મ્હારે મ્હારા હૃદયને પ્રાધાન્ય આપવું એ જ મ્હને હિતાવહ લાગે છે.

આપે કહ્યું તેમ મારા વિચાર હજું કાંચા યુવાનીના તનમનાટથી અધૂરા–છીછરા હશે, છતાંય પૂજ્ય વડિલ ! આ પ્રશ્ન જેની આપણે વાત કરી રહ્યા છીએ એ જીવનને કૂટમાં કૂટ, ગહનમાં ગહન પ્રશ્ન છે, ને તે ય મ્હારા અંગત જીવનને સર્વાંગે સંકળાએલો, તેના માટે અન્ય કરતાં હું વધુ સ્વચ્છ રીતે વિચારી શકું.

ત્હમારા કહ્યા પ્રમાણે અત્યારે હું લગ્ન કરું તેથી મ્હને કયો મોટો લાભ થશે? અને ન કરૂં તો તેનાથી જીવનમાં હાલપૂરતી શી મોટી હાનિ થવાની ! મ્હારા ભાવિમાં, મ્હારી જ સહચરી થવા, મ્હારો સહચાર ને રાખ્ય વિધિએ નિર્મ્યાં હશે તો જ્યારે આ હૃદયની ઉર્મિ જાગૃત થશે, હૈયે કંઇ અવાજ બોલશે, ત્યારે હું ખુશીથી હાથ લંબાવીશ. પણ અત્યારે તો ના, મ્હારું હૃદય કહે છે ના.

મ્હારે આ વિષયમાં વિશેષ કંઇ જ કહેવું નથી. બાકી અન્યની માફક લખી તો ઘણું ય શકાય, પણ મ્હેં એક જ વિચાર જે છે તે તમારી આગળ ધર્યો છે. હું વિનવું છું કે આપ મ્હને વિશેષ કફોડી સ્થિતિમાં મૂકી નહીં મૂંઝવો.

હું જાણું છું કે ત્હમને ત્હમારો પુત્ર જક્કી, હઠીલો ને ડાઘલો લાગશે. કદાચ સ્વચ્છંદી ને માની પણ ધારી બેસશો. છતાં આપ પૂજ્ય છો, દરગુજર કરશો, ક્ષમા દેશો.

હું માનું છું કે મ્હારા પિતાને વ્યવહાર આડો નહીં આવે. આ ઇજ્જતનો પ્રશ્ન જ નથી માણસ લગ્ન કરે, વા ન કરે, મોડો કરે–વ્હેલો કરે, તેમાં સમાજનું એ કયું અક્ષમ્ય પાપ કરે છે ? આમાં આપણા કહેવાતા હિતૈષી સમાજે શા માટે આડે આવવું જોઇએ ? આપ સમજુ છો, અંધ બની સમાજની પુરાણી અર્થહીણી રુઢીને અનુસરવું તેમાં કઇ સાણુસાઇ વસી છે ? માનવીમાં ઈશ્વરે કર્તવ્યબુદ્ધિ, વિચારબળ ને હૃદયબળ આપ્યાં છે, તો તેનો સદુપયોગ કાં ન કરવો ? આપ લખો છો કે અહીં બધુંય નક્કી થઇ ગયું છે. સમાજને રાજી રાખવાનાં સાધનો પૈસાવાળા જ્યારે ઈચ્છે ત્યારે તૈયાર કરી શકે છે, પણ તેમાં તે સર્વ મહેનત, જહેમત ને પ્રયાસનું હાર્દ ભૂલાઇ જાય છે.

વડિલ શ્રી ! આપ આપણા ઘરમાં આવી તૈયારી જ્યારે જ્યારે કરવા પ્રવૃત્ત થાવ છો ત્યારે શા માટે નથી વિચારતા કે એ લ્હાણુલાં લૂંટનારાં હૃદયોની સાચી હૃદયની એકમાનતા છે કે નહિ ?

પત્ર લાંબો થતો જાય છે......આપ આ પત્રને જરૂર વિચારશો. તમે જ મ્હને શીખવ્યું હતું કે હૃદયને સદૈવ સંભાળજે, તેના સાદને પ્રથમ ધ્યાન દેજે, તેને પ્રથમ પંક્તિમાં મૂકજે. ભલે દુનિયાથી અનોખો ધ્વનિ હોય છતાંય તે ત્હારો પોતાનો અવાજ છે. સૌની 'ના' વચ્ચે તું સત્ય હોય તો ત્હારી 'હા'ની હાકલ પાડજે.

આજે આ પત્રમાં મ્હેં અધૂરું–થોડું મણું મ્હારૂં હૃદય ઉતાર્યું છે. વિશેષ ત્હમારીજ શાળી છાંયમાં મોટો થઇ હું આ લખી રહ્યો છું. તેને અનુચિત માની, ઉદ્ધત ગણી હસી નહીં કાઢો એવી મ્હારી આંતરિક શ્રદ્ધા છે !

ત્હમારો પુત્ર સ્વતંત્ર રીટે વિચારી જાણે છે. ત્હમને પૂજ્ય ગણે છે, વંદનીય વિભૂતિ માને છે, છતાં જ્યાં ખાબોચીયું પકડી રૈયાના કોયડા ઉકેલવાના છે ત્યાં તે તટસ્થ ને અણનમ રહેવા ઇચ્છે છે, ત્હમારા પુત્રને પામરતામાં સરતો જોવા ત્હમે ઇચ્છો છો ?

એજ; ત્હમારી સહાનુભૂતિ, અનુકંપાને આશીષ ઇચ્છતો, ત્હમારા માયાળુ પત્ર માટે ઝંખતા પુત્રના અનેકાનેક પ્રણામ.

***

## પત્ર ૪ થો.

ચિ. ભાઇ,

તારો પત્ર આવ્યો, વાંચ્યો, પ્રથમ નજરે ખેદ થયો, ક્રોધ ન્હોયો, આટલી મ્હારી નિખાલસતા, સંસ્કૃતિ અને સંસ્કારના સીંચન પછી ચંદ્ર આ પ્રત્યુત્તર આપે તે મને ન રુચ્યું. હૃદયે ના કબૂલ્યું. તારી બાએ આંસું પાડયાં. ઠપકો મ્હને આપ્યો કે છોકરાને આ બધું ત્હમે શીખવ્યું. છતાં ચંદ્ર ! હું ત્હારૂં હૃદય સમજી શકું છું. એ સમજણને પોષતાં ગૃહમાં દરેકનાં દિલ ઉંચાં થયાં છે, તારી બાએ આજે ખાધું નથી. લોકો કહે છે કલ્યાણરાયના નામને આ ના છાજે, છતાં મ્હેં નિશ્ચય કર્યો છે કે ત્હને દુઃખ થાય ને સાચું હોય તો કોઇ પણ ભોગે કરવું.

તું સાચો બન, સાચમાં જીવ ને સાચાઇમાં સદાય વિચરજે. અત્યારે વધુ નથી લખી શકતો.

બને તો ઘેર આવી જજે જેથી ત્હારી બાનું દિલ હળવું થાય.

ત્હને હું સંમત છું. પ્રભુમાં શ્રદ્ધા રાખી સત્યને કદીય ના વિસારીશ.

લી ત્હને સદૈવ સુખી જોવા ઇચ્છતા
તારા બાપુની આશીષ.



જેલમ નદિ હાઉસ બોટ અને શીકારા

છેવટે અમે સાંજે શ્રીનગર પહોંચ્યા. ઘણાંઓએ શ્રીનગરને સ્વીટઝર્લેંડના વેનીસ શહેરની ઉપમા આપી છે. અને તે બહુ જ લાયક છે. જેલમનાં શાંત નિર્મળ નીર ઉપર પડી રહેતી હાઉસ બોટો, શીકારાઓ તથા બન્ને તટ ઉપર આવી રહેલાં ચીનારનાં વૃક્ષો જ્યારે પોતાનું પ્રતીબિંબ જેલમનાં નીર ઉપર નાંખે છે ત્યારે તે દૃશ્ય અતિ મનોહર લાગે છે. શીકારોએ ત્યાંનું સસ્તામાં સસ્તું અને બહુ જ સગવડ-ભર્યું વાહન છે. કાશ્મીરની કોમલાંગીઓની કરાંગુલિઓ વડે બનેલી, આંખને આકર્ષતી, બિછાયતોથી શીકારાની બેઠક બનેલી હોય છે, અને જ્યારે ફરવા નીકળીએ છીએ ત્યારે અનેક પ્રકારના માણસોનું પ્રદર્શન આપણને જોવા મળે છે. કારણ પ્રાતઃકાળથી તે રાતે મોડે સુધી ન્હાતાં નિર્દોષ ભુલકાંઓ, સ્નેહથી અંકિત થયેલાં અનેક સ્નિગ્ધ યુગલો, તથા ગંભીર અને પ્રભુભજનમાં રસાસ્વાદ લેતાં વયોવૃદ્ધો પણ શીકારામાં સ્હેલ કરવા નીકળી પડે છે.

વ્યાપાર પણ બધો જ શીકારા મારફત જેલમમાં રાત્રિ દિવસ ચાલુ રહે છે. લીલી કુણી શાકભાજીવાળો, મીઠાં સ્વાદીષ્ટ ફળો વ્હેંચનારો, પેપર મેચીના કામવાળાઓ, તથા અનેક લલનાઓના ચિત્ત આકર્ષતી કાશ્મીરી સાડીઓવાળા, કીમતી જવાહીર વ્હેંચનારાઓ વિગેરે અહોરાત્ર હાઉસ બોટસ આગળ ચક્કર લગાવ્યા જ કરે છે, જે જોતાં આપણી ધીરજ પણ ખુટી જાય છે.

ઑગસ્ટ મહિનામાં શ્રીનગરમાં ભરાતું સ્ટેટ એકઝીબીશન એક આકર્ષણ હોય છે, જેથી કરીને હોટેલો ચીકાર ભરેલી હોય છે, તથા હાઉસ બોટસનાં દર પણ

બહુ જ વધી જાય છે. કોઇ પણ અજાણ્યુ મુસાફર શહેરમાં દાખલ થતાં વાર જ બોટસના માંઝીઓ તેને ચોગરદમ ફરી વળે છે, અને એનો પીછો છોડતાં જ નથી. છેવટે થાક્યો પાક્યો મુસાફર આવા સતત ત્રાસથી કંટાળી જાય છે. અમે પણ આ ત્રાસમાંથી બચી તો ન જ શક્યાં, પરંતુ આખરે રોજના સવાપાંચ રૂપીયાના દરે અમે હાઉસબોટ ભાડે કરી, હાઉસબોટ સાથે જ એક શીકારો નદીમાંથી કીનારા ઉપર જવા માટે તથા એક ડોંગો બોટ પણ રસોડા તરીકે મળે છે.

શ્રીનગરમાં ભરાતું પ્રદર્શન બહુ જ જોવા જેવું છે દરેક જાતની કારીગરી અહીં જોવા મળે છે. શો રૂમ્સમાં અનેક ચિત્તાકર્ષક ગાલીચા, સાડીઓ, ભરેલી કોરો, કાશ્મીરી શાલો, પેપર મેચીની બનાવટના સુંદર ઘાટદાર ડબ્બાઓ, ચાંદીના વાસણોમાં કરેલી નકશીઓ તથા પશમીના સુટીંગ્સ હોય છે. તેમાં શાહતુશ નામનું શાલનું કપડું કે જે બોતેર ઈંચની પહોળાઇવાળું હોવા છતાં પણ એક બીની ન્હાનીથી અંગુઠીમાંથી પસાર કરી શકાય એટલું બારીક હોય છે. પ્રદર્શનમાં હજારો માણસો હાજર હોય છે અને અહીં કાશ્મીરની કામિનીઓનાં દર્શન થાય છે. ઠેર ઠેર ઇલેક્ટ્રીક લાઇટસ લાગી ગયેલી હોય છે તથા અહીં તહીં છુટા છવાયાં ગોઠવાયલાં લાઉડસ્પીકરો મારફત સતત સંગીત તથા વાજીંત્રોના મધુર નાદ કર્ણપટ પર અથડાયા કરે છે ત્યારે વાતાવરણ બહુ જ રસભર્યું અને અદભૂત લાગે છે.

કાશ્મીરનું સૌંદર્ય શ્રીનગર શહેરમાં નહી પરંતુ મુખ્યત્વે કરીને તેની આસપાસની જગાઓમાં દ્દષ્ટિગોચર થાય છે. શ્રીનગરની વસ્તી જે લગભગ એક લાખ પંચોતેર હજાર જેટલી થાય છે તે જેલમને બેય આરે વિસ્તરેલી છે. શંકરાચાર્યનું મંદિર, યાને તખ્તે સુલેમાની જે શ્રીનગરથી એક હજાર ફીટ ઉંચું છે. તથા અહી ચાલીને જ જવા શીવાય બીજી કોઇ રીતે પ્હોંચાતું નથી ત્યાં અમે બહુ જ રહેલાઇથી એક મનોરમ સ્હાંજે ચઢી ગયાં હતાં. અહીં ભગવાન શીવનું લિંગ મંદિરમાં રહેલું છે. જેમ જેમ વધુ ઉંચો ચઢીએ તેમ તેમ જેલમનો વાંકો ચુકો અસ્ખલિત વ્હેતો પ્રવાહ, દાલ સરોવર તથાં આખુયે



નિશાત બાગ

શ્રીનગર બહુજ મનોહર દ્રષ્ય ખડું કરે છે.

દાલ સરોવરમાં જ્યારે ચંદ્રના મધુર રશ્મિઓ પોતાનું શીળું તેજ પ્રસારે છે, ત્યારે સમગ્ર વાતાવરણ રૂપેરી બની રહે છે. દાલ સરોવરનું ખારે આકર્ષણ તો એમાંના તરતા બગીચાઓ, જેમાં અનેક જાતનાં ફળ ફૂલો તથા શાકભાજીનું વાવેતર કરવામાં આવે છે, તે છે. સરોવરની મધ્યમાં રૂપ-લંક અને સોનલંક નામના બે ન્હાનકડા ટાપુઓ આવેલા છે.

દાલમાં વધુ આગળ વિહાર કરતાં નિશાત અને શાલીમાર બગીચાઓ જ્યાં સંગેમર-મરના પત્થરોનો અબાધિત ઉપયોગ કરવામાં આવ્યો છે તે નજરે પડે છે. નિશાત અસફ-ફખાને દાલ સરોવરને આરે ત્રણસો વર્ષ પૂર્વે બંધાવ્યો હતો. આખોયે બાગ પર્વતો ઉપર આવેલો હોવાથી બાગમાં ચઢતાં ઉત-રતાં દસ ઢોળાવો છે. દરેક ઢોળાવમાં પાણીની ન્હેરો તથા ફુવારાઓ ગોઠવેલા છે, જેથી, પાણી શ્વેતરંગી પત્થરો ઉપરથી એક પછી એક દરેક ઢોળાવો ઉપર વહી જાય છે, અને ફુવારાઓ સતત ઉડયા કરે છે. પાણીની ન્હેરોની બેય બાજુ નિસર્ગે બીછાવેલા લીલી-છમ ઘાસના હરીયાળા ગાલીચાઓ આપણાં નયનોને ઘણાં જ આલ્હાદ જનક લાગે છે. ઑગસ્ટ સપ્ટેમ્બરમાં બગીચામાંના વૃક્ષો ફળોથી ઝુકી ઝુકીને આવનાર માનવીનો આદર સત્કાર કરે છે.

શાલીમાર જે મોગલ શહેનશાહ જહાંગીરે બનાવડાવ્યો હતો, તે પણ આજ પદ્ધતિનો છે; ફક્ત અહીં ઢોળાવો ચારજ છે.

ચશ્મેશાહી જે એક મીઠા પાણીનું ઝરણું છે તે પણ એ જ નામના બગીચામાં આવેલું છે અને પૃથ્વીના પેટાળમાંથી મૃગલા શી ફાળ ભરતું ત્રીજા ઢોળાવ ઉપર આવી અટકે છે. પાણી બહુ જ નિર્મળ અને સ્વાદિષ્ટ લાગે છે, તથા બહુ જ પાચન શક્તિવાળું છે.

શ્રીનગરથી બાર માઇલ દૂર હરવાન આવેલું છે. ત્યાંથી આખાયે શ્રીનગરને સ્વચ્છ કરેલું પાણી પહોંચાડવામાં આવે છે. જેલમને કાંઠે આવેલાં નસીમ અને નગીન બાગ પણ જોવા લાયક છે, અહીં યુરોપીયનો કેમ્પીંગ કરે છે અને શોખીનો ઉજાણી માટે ભેગા થાય છે.

શ્રીનગરની બહાર ખાસ આકર્ષક માનસ-બલ નામનું સરોવર છે. આ સરોવર ત્રણ માઇલ લાંબું અને એક માઇલ પ્હોળું હોઇ ઇંડાકાર ધારણ કરે છે, તથા નિર્જન વિભા-ગમાં આવેલું હોવાથી, શાંતિપ્રિય સૌંદર્યના ઉપાસક માટે આ સ્થાન સર્વોત્તમ અને અદ્વિતિય છે. જ્યારે પ્રભાતમાં ઉગતા બાલ-ભાનુના કિરણો સરોવર પર પ્રકાશે છે ત્યારે સરોવર સાવ સુવર્ણરંગી લાગે છે; તથા જ્યારે નિશાનાથ પોતાનાં સહસ્ત્ર રશ્મિઓ સરોવરમાં ખીલેલાં કુમુદો ઉપર પ્રસારે છે, જે ત્યારે જાણે કોઇ પ્રિયા ધવલ રૂપેરી સાડી-સજ્જ પોતાના પ્રિયતમને ભેટવા દોડતી હોય, તેવું લાગે છે

વુલર સરોવર જે કાશ્મીરમાં સૌથી મોટું છે તે બાર માઇલ લાંબું અને આઠ માઇલ પ્હોળું છે. કાશ્મીરના બાદશાહ ઝૈનુલ આબે દીને પોતાના અમરત્વ માટે અહીં એક મ્હેલ બંધાવ્યો હતો જેના આજે તો માત્ર અવશેષોજ દષ્ટિએ પડે છે.

શ્રીનગરથી ચૌદ માઇલ દૂર સિંદવેલી આવેલ છે. નિસર્ગપ્રેમીઓ માટે આ પણ એક ચુકી ન દેવા જેવું સ્થળ છે. કુદરતના અફાટ અને અખુટ સૌંદર્યના ભંડારનું સિંદ નદી દર્શન કરાવે છે. બેય બાજુ આવી જતા પર્વતોની ખીણમાં નદી વહન કરી જાય છે. અહીં નિસર્ગ બહુ જ ઉન્મત્ત સ્વરૂપે

ધારણ કરે છે. ચારે પાસ પ્રસરતી પુષ્પની મીઠી પરિમલ માનવીને બહુ જ તૃપ્ત કરે છે, અને કલાકોના કલાકો ફર્યાં કરવા છતાં આબાલ વૃદ્ધ કોઇ થાકતું નથી.

શ્રીનગરમાં બધું જ સમાપ્ત કર્યા બાદ અમે એક દિવસ ગુલમર્ગ અને ક્લિનમર્ગ જવાનું ઠરાવ્યું, અહીં જવા માટે પ્હેલાં ટંગમર્ગ જવું પડે છે, અહીં સુધી કારમાં જઇ શકાય છે, ત્યાર બાદ ટટ્ટુઓ અથવા તો ડાંડીઓમાં બેસીને ઉપર ચઢવું પડે છે. હમે તો બધાંયે નિર્ણય કર્યો હતો કે ટટ્ટુઓ ઉપર જ જવું, જેથી થોડા દીઢ દોઢ રૂપીયાના દરે હમે પાંચેક ટટ્ટુઓ લીધાં. કદી પણ ઘોડેસ્વારી કરેલી ન હોવાથી પ્હેલાં તો સૌને ભય લાગતો હતો પરંતુ થોડે ગયા બાદ ડર ઓછો થઇ ગયો અને હિંમતપૂર્વક ટટ્ટુઓને તેમની ગતિ વધારવા દીધી. થોડા મિત્રો પણ સાથે હોવાથી અમને ઘણો જ આનંદ આવતો હતો. ગુલમર્ગ આઠહજાર સાતસો ફીટ ઉંચું આવેલું છે અને હમે જેમ જેમ ઉંચે ચડતાં ગયાં તેમ તેમ વૃક્ષ વનરાજીઓ વધુને વધુ ગાઢ થતી ગઇ. રસ્તો જંગલમાં થઇને પસાર થતો હોવાથી અહીં અપૂર્વ શાંતિએ પોતાનું સામ્રાજ્ય પ્રસરાવ્યું હોય એમ લાગતું હતું. વચ્ચે વચ્ચે પારેવા, બુલબુલ, કસ્તુરી વિગેરે પક્ષીઓના કલરવ કાનમાં ગુંજી રહેતા. કોક કોક સમયે દૂર દૂર પર્વતોના શિખર ઉપર પડેલું રૂના ગાભા જેવું બરફ સૂર્યના કિરણોને લીધે ઝગારા મારતું હતું. અમે લગભગ બે કલાક બાદ ગુલમર્ગ પહોંચ્યા. ગુલમર્ગ એટલે જ ગુલાબોનું ઉપવન, જ્યાં જુઓ ત્યાં મ્હોટા મ્હોટા સુગંધિત, હાથમાં પણ ન સમાય એવા અનેકરંગી ગુલાબો નજરે પડે છે. ગુલમર્ગ પીરપંજાલના પર્વતો ઉપર આવેલું છે, અને ચારે બાજુ પાઇન, ફર, ચેસ્ટનટ, મેપલ વિગેરે વૃક્ષોની શીતળ છાયા સદાય, હળેલી રહે છે. અહીંયી હિમાચ્છાદિત ગિરિમાળાઓનાં દર્શન થાય છે. ગુલમર્ગની કોઇ પણ બે ઉષા કે સંધ્યા એકરંગી નથી હોતી. નિત્ય નવિન સ્વરૂપ જ ધારણ કરતી દેખાય છે.

અહીંથી હમે ક્લિનમર્ગ લગભગ બે કલાક બાદ પહોંચ્યા. ક્લિનમર્ગ એક હજાર છસો ફીટ વધુ ઉંચું છે, એટલે દરીયાની સપાટીથી ક્લિનમર્ગ દસ હજાર ત્રણસો ફીટ ઉંચું છે. અહીંથી દૂર સુદૂરમાં શ્વેતવરણી જેલમનો ધોળો પટ દૃષ્ટિગોચર થાય છે, બહુ જ ઝાંખુ ઝાંખુ કલર સરોવર પણ કવચીત દેખા દે છે. આકાશ જ્યારે શુભ્ર હોય છે ત્યારે થતું નંગપર્વતનાં ગિરિશૃંગોનું દૃશ્ય અનુપમ અદ્વિતીય છે. કવચિત ધુમસને લીધે આ ગિરિશૃંગો ક્ષિતીજમાં વિલીન થઇ જાય છે, ત્યારે બધું જ ઉલ્હાસભર્યું અને પ્રફુલ્લિત લાગે છે, અને આટલું છતાં ય માનવ આંખો તો અતૃપ્ત જ રહે છે. શિયાળામાં આ સ્થળે વીસ ફીટ બરફ જામી જાય છે. અહીં વધુ ન રોકાતાં હમે તેજ રહીને પાછાં શ્રીનગર આવ્યા.

શ્રીનગરથી સીત્તેર માઇલ દૂર પ્હેલગામ આવેલું છે. આ પણ કાશ્મીરમાં બીજા નંબરનું હવા ખાવાનું સ્થળ છે, અને તે સાત હજાર પાંચસો ફીટ ઉંચું છે. આ મથક પર્વતો ઉપર પાઇનની વનરાજીઓમાં આવેલું હોવાથી અહીં ગુલમર્ગ કરતાં પણ ઠંડી વિશેષ રહે છે. અહીં લીડાર વાટ તથા શિષનાગ નામની બે સરિતાઓનો સંગમ થાય છે. લીડાર વાટનું સૌંદર્ય સિંધ નદી કરતાં કાંઇક અનોખું છે. લીડાર વાટ અહીં શાંત, ગંભીર, વિનમ્ર રૂપ ધારણ કરે છે. શિષનાગનું મૂળ અમરનાથમાં છે, જ્યારે લીડાર વાટનું મૂળ કોલાહોઇ ગ્લેસીયરમાં છે.

હમે સંધ્યા સમયે આ પવિત્ર નદીયોના તટ ઉપર બેઠાં હતાં, નદીની પછવાડે ગિરિશૃંગોની કટિબદ્ધ મેખલાઓ ગગન સાથે

યથેચ્છ વિહાર કરી રહી હતી. સંધ્યા ઢળતી હતી, અને પૃથ્વીના અન્ય ગોલાર્ધને પ્રકાશિત કરવા સૂર્ય ઉતાવળે ક્ષિતીજમાં ડુબકી મારતો હતો. નદીઓનો પ્રશસ્ત પટ જાણે બહુ જ લાંબા વિયોગ પછી ભેટયો હોય, તેમ પવન જોરથી ફુંકાતો હતો અને સરિતાની લહરીઓ ઉન્માદસહ વેગભરી ઉછળતી હતી. વૃક્ષો પણ વાયુદેવના ઝુલે ઝુલી ઝુલીને વાતાવરણ મસ્તીભર્યું કરી રહ્યાં હતાં.

બધા યાત્રીઓ પ્હેલગામથી અમરનાથજી શંકર ભગવાનની કમળ પૂજા કરવા ટટ્ટુઓ ઉપર ત્રણ દિવસનો લાંબો વિકટ રસ્તો કાપીને જાય છે; પરંતુ રસ્તાઓ બરફથી છવાયલા હોવાથી અમે ચંદનવાડીથી આગળ ન વધી શક્યાં.

ચંદનવાડી, નવહજાર સાતસો ફીટ ઉંચું છે, અહીં બે પર્વતોનો સંયોગ કરતો નિસર્ગની અકલ્પ્ય રચનાનો ખ્યાલ આપતો એક બરફનો પૂલ આવેલો છે એની પહોળાઇ ત્રીસ ફીટ જેટલી છે, અને વર્ષોથી અખંડ અણનમ એવો એ પૂલ અડગ અજેય ઉભો છે. પૂલની નીચે શીષનાગ નદી વહી જાય છે, અને બરફ પીગળે છે તેમ તેમ એમાંથી સતત પાણી વહ્યા કરે છે. અમે અહીં થોડા બરફ ખોદી ખોદીને ભાંગ્યો. બરફ બહુ જ પોચો રૂ જેવો તથા લીસો ચકચકિત હતો અને ખાતાં મોઢું ખૂબ જ ઠંડુ થઇ જતું. નદીનું પાણી પણ એટલું ઠંડુ હતું કે હાથ નાંખતાં જ ઠરી જતો; અહીંથી હમે સ્હાંજે પ્હેલગામ પાછાં ફર્યાં.

પ્હેલગામથી પાછાં ફરતાં વચ્ચે વેરીનાગ થોભ્યાં. એક બગીચામાં કુંડમાં પાણીનું ઝરણું ફુટે છે, અને અહીંથી આ ઝરણું ન્હેર રૂપે વહ્યું જાય છે, જેલમ નદી અહીં પોતાની જીવન યાત્રા શરૂ કરે છે, કુંડમાં અનેક માછલીઓ કુદાકુદ કરે છે અને પાણીને અતિસ્વચ્છ રાખે છે, બગીચામાં પણ અનેક ફુલો મધમઘી રહે છે.

વેરીનાગથી અમે અનંતનાગ ગયાં. અહીં પણ પાણીનું ઝરણું છે, અને કુંડમાં જ્યાં પાણી ભરાયું છે તેમાં, એક શિવનું લિંગ છે, જે બહુ જ અપૂર્વ લાગે છે. અહીંના પાણીમાં ગંધક છે; જેથી એમાં કોઇ પણ રોગનું નિવારણ કરવાની શક્તિ છે એમ મનાય છે. અનંતનાગમાં ગાલીચાઓ જેને કાશ્મીરમાં "ગબ્બા" કહે છે, તે બનાવવાનું કારખાનું છે.

અત્રેથી અમે અછબલ ગયાં. કાશ્મીરના ઝરણાઓમાં આ ઝરણું સૌથી મ્હોટું છે. પૃથ્વીના પડો છેદી છેદીને તે ઉંચે ઉડે છે, અને પાણી પણ બહુ જ વિપુલ પ્રમાણમાં વહે છે. જેથી તે એક ઝરણાને બદલે નદી જ લાગે છે. અહીં પણ બગીચો બહુ જ કમનીય અને કલાત્મક દષ્ટીથી રચાયલો છે. અહીંથી આગળ વધતાં રસ્તામાં મર્તંડ યાને સૂર્યમંદિર આવે છે. પામ્પુરમાં કેસરનાં ખેતરો આવેલાં છે, જ્યાં ઑગસ્ટમાં તો કેસર ઉગેલું હોતું નથી, તેથી જોઇ શકાતું નથી. બધું જોતાં અમે પાછાં શ્રીનગર આવી પહોંચ્યા.

કાશ્મીરના આવા અનોખા સૃષ્ટિસૌંદર્યના દર્શન કર્યા બાદ અમે પાછા રાવળપીંડી આવ્યા. અહીંથી હમે તક્ષશિલાના પુરાતન ખંડીયેરો જોયાં. સીરકાપ, એ ઇતિહાસપ્રેમીઓને જોવા જેવું સ્થળ છે.

અહીં પણ જુદા જુદા સ્તુપોનાં અવશેષો અહીં તહીં વેરાયલા દષ્ટિગોચર થાય છે.

તક્ષશિલાથી અમે હસન અબ્દલ ગયા, જ્યાં શીખ લોકોનું એક મંદિર છે; અને એની કૃતિ અમૃતસરના સુવર્ણ મંદીર પરથી થયેલી છે. અને ત્યાર બાદ ત્યાંથી રાવલપીંડી ગયા અને ઘણી જ ઝડપથી મુંબઇ પાછા ફર્યા ત્યાંથી થોડા દિવસમાં કોલંબો આવી પહોંચ્યા આ બધું ફરવામાં હમે દોઢ મહિનામાં પાંચ હજાર બસો માઇલની મુસાફરી, ટ્રેન તથા સ્ટીમર મળીને કરી હતી.

કાશ્મીર એ તો એક અનુપમ પ્રદેશ છે એમ કહ્યા શિવાય ન જ રહી શકાય.



# અખિલ હિંદ મહિલા પરિષદ

## શાખાઓનું કાર્ય



લેખક : શ્રી. ઈન્દુમતી મ્હેતા

અખિલ હિંદ મહિલા પરિષદનાં અધિવેશનો માત્ર એક વર્ષમાં એકવાર થાય એથી આપણને સંતોષ ન થવો જોઇએ. પરિષદ તો માત્ર પ્રેરણા આપે. બાકીનું કાર્ય વર્ષભર દરેક શાખાએ કરવાનું છે. આ શાખાઓ ધારે તો સુંદર કાર્ય વર્ષ દરમિયાન કરી શકે. એને માટે દરેક શાખાના સંચાલકોએ ધ્યાન રાખવું પડશે; જાગૃત રહેવું પડશે. એમને શિર આ જવાબદારી ન્હાનીસૂની નથી. આ શાખાઓના કોઇ રચનાત્મક કાર્યની યોજના માટે આપણે સૌએ આજથી જ વિચાર કરવો ઘટે છે. એ કાર્ય માટે કેટલું દિશાસૂચન નીચેની સૂચનાઓમાંથી મળશે એમ ધારું છું.

### ૧. મંડળની વ્યાપકતા

અત્યારે આ પરિષદને માથે એક આક્ષેપ ઝઝુમે છે, કે આ સંસ્થા માત્ર ઉચ્ચ વર્ગ અને ઉચ્ચ મધ્યમ વર્ગની સ્ત્રીઓ માટે જ છે. આ આક્ષેપ જેમ બને તેમ જલદીથી આપણે દૂર કરવો જોઇએ એનું ક્ષેત્ર વ્યાપક બનાવવાની જરૂરિઆત છે. આ પરિષદને છેક આમવર્ગ સમક્ષ લઇ જવી જોઇએ. એ વર્ગના પ્રશ્નો અને એનો યોગ્ય પ્રમાણમાં ઉકેલ કરવાના પ્રયાસો કરવા જોઇએ. આ બધું કાર્ય પરિષદ કરતાં પણ શાખાઓનું વિશેષ છે.

### ૨. પ્રચાર કાર્યની વિવિધતા

આવા, જીવનના, મુંઝવતા પ્રશ્નોમાં સમસ્ત નારી સમાજને રસ લેતો કરવા માટે બહુવિધ પ્રચારકાર્યની આવશ્યકતા રહે છે. દરેક પ્રાંતના મુખ્ય નગરોમાં આની એક સંસ્થા હોય જ. એ ઉપરાંત બને તો દરેક શેરીમાં ન્હાના પાયા પર આના પેટા મંડળો સ્થાપવાં, જેથી શેરીની સ્ત્રીઓના કાર્યમાં વિક્ષેપ પાડ્યા વિના એમનામાં સંસ્કાર સિંચન થઇ શકે. ગામડામાં પણ એ જનતા રહેમજી શકે એવા પાયા ઉપર ન્હાની ન્હાની શાખાઓ સ્થાપન કરીને એમનામાં જાગૃતિ લાવવા પ્રયત્ન કરવો જોઇએ. તે ઉપરાંત કોઇક નિર્મિત તિથિએ શેરીઓમાં સરઘસ કાઢવાં જોઇએ. એ સરઘસોથી પણ ધારી અસર લાવી શકાશે. સ્ત્રીઓના પ્રશ્નને લગતી અનેકવિધ પત્રિકાઓ કાઢી છૂટથી વ્હેંચવી જોઇએ. શાખાની લેખિકા બ્હેનોએ આ કાર્ય ઉપાડી લેવું જોઇએ. તે ઉપરાંત પ્રાંતવાર એક સુંદર માસિકની યોજના થવી જોઇએ કે જેમાં સ્ત્રીઓપયોગી પ્રશ્નોની તલસ્પર્શી વિચારણા હોય. આ બધી શાખાઓ આટલી પ્રવૃતિશીલ નહિ રહે, તો આપણા આદર્શનો પ્રચાર નહિં થઇ શકે.

### ૩. પરિચયની ગાઢતા

અત્યારે તો સ્ત્રીઓએ એકબીજાના વધુ પરિચયમાં આવવાની જરૂર છે. વર્ષમાં એકવાર મળવાથી, સાચી પિછાન થતી નથી. એને માટે નગરોમાં અને પ્રાંતોમાં પ્રાસંગિક ઉત્સવો ઉજવવા જોઇએ. જુના ઉત્સવોનો નાશ

થતાં એને સ્થળે નવા નથી આવ્યા. જુના ઉત્સવો નિષ્પ્રાણ હતા તો ચેતનવન્તા, નવીન ઉત્સવોની યોજના તો થવીજ જોઇએ. સ્ત્રીઓ ભલે વસંતોત્સવ ન ઉજવે પણ જીવનનો વસંતને અવગણી નહિ પાલવે. સ્ત્રીઓ પ્રાંતે પ્રાંતે ને નગરે નગરે સ્ત્રી સ્વાતંત્ર્યની વસંત કાં ન ઉજવે ? એ ઉપરાંત દેશ વિદેશની વિભૂતિઓની જન્મતિથિ ઉજવવાની યોજના શું કામ ન કરે ? એથી એ વિભૂતિઓ પરત્વે પ્રવર્તી રહેલું અજ્ઞાન પણ દૂર કરી શકાશે અને એ નિમિત્તે ઉર્મિભર્યા ઉત્સવો પણ યોજી શકાશે. આ રીતે સહજીવનના પ્રસંગો ખૂબ પ્રમાણમાં યોજવા જોઇએ—ગરબા, પર્યટણો, પ્રવાસો વગેરે દ્વારા સ્ત્રીઓનું દ્રષ્ટિબિન્દુ, જીવન પરત્વેની એમની વિચારણા વિશાળ બનશે. સ્ત્રીઓને એમના સંકુચિત ક્ષેત્રમાંથી વિશાળ ક્ષેત્રમાં આજ રીતે લાવી શકાશે.

### ૪. અભ્યાસની સાનુકૂળતા

શિક્ષિત બ્હેનોએ સ્ત્રી જીવનના પ્રશ્નોનો આજે જુદી રીતે વિચાર કરવો ઘટે છે. સ્ત્રીઓ માત્ર પરીક્ષાઓ પસાર કરી પદવી ધારિણીઓ જ ન બની રહે, પણ એ બ્હેનો સેવાવતિની પણ થાય એ પરિષદનો મનોરથ છે. આજે શિક્ષિત બ્હેનો ધારે તો ઘણું કરી શકે. એમના અભ્યાસને પરિણામે જે જે પુસ્તકો અને વિષયોના પરિચયમાં એઓ આવ્યાં હોય, એની પિછાન, પોતાની અન્ય બ્હેનોને કરાવે. સ્ત્રી જીવનને લગતી દરેક પ્રકારની માહિતીવાળાં શ્રેષ્ઠ પુસ્તકોની એક સુંદર યાદી એમની પાસે તૈયાર હોવી જોઇએ. વળી એ યાદી ભાષા વાર, વિષય વાર અને વય વાર થવી જોઇએ. આજે દરેક ઉમ્મરની બ્હેનોને આપી શકાય એવું ક્રમિક સાહિત્ય આપણી પાસે નથી, એ સાહિત્ય જગત સાહિત્યમાંથી તારવી લઇ એક ( Bibliography ) ગ્રંથ યાદી તૈયાર કરવી. કે જેથી જ્ઞાનપિપાસુ બ્હેનોને માર્ગદર્શન મળે. આ ઉપરાંત "ફરતાં પુસ્તકાલયો"ની યોજના થવી જોઇએ. આ પુસ્તકાલયોની યોજના કેટલેક સ્થળે છે. પણ એ પુસ્તકો કારકુન કે પટાવાળા સાથે મોકલવાથી એની અસર આપણી બ્હેનોનાં જીવન પર નથી થતી. એ સ્ત્રીઓને સંસારના સર્વ પ્રશ્નોમાં રસ લેતી કરવા, શિક્ષિત બ્હેનોએ જાતે મહેનત કરવી પડશે. એક સ્વયંસેવિકાઓનું મંડળ શાખા પાસે હોય, તો સ્વયંસેવિકા બ્હેનો આ કામ ખુશીથી કરશે. એમનામાં સેવાભાવના જાગૃત થશે અને એમને કાર્ય કરવાનો સંતોષ થશે.

આ ઉપરાંત ઠેકઠેકાણે "અભ્યાસવર્ગો"ની યોજના થવી જોઇએ. વર્ષમાં એકવાર પણ આવાં અભ્યાસ સપ્તાહો ગોઠવાય, એમાં સ્ત્રી જીવનનાં અનેકવિધ પ્રશ્નો, સ્ત્રીજીવનની પ્રગતિ, દેશદેશાન્તરની સ્ત્રી પ્રવૃત્તિનો પરિચય વગેરે વગેરે વિષયો ઉપર વ્યાખ્યાન માળા યોજવામાં આવે એ જરૂરી છે. બેચાર અભ્યાસી બ્હેનોને આ વર્ગનું કાર્ય સોંપી શકાય. વર્ષ દરમિયાન એ બ્હેનો એનો અભ્યાસ કરે, અને પછી યોગ્ય સ્થળે અભ્યાસ વર્ગો ચલાવે. આથી અભ્યાસની વૃદ્ધિ સાથે તે તે સ્થળોએ પ્રચાર કાર્ય પણ સુંદર થશે. આ ઉપરાંત કેટલીક વિદુષી બ્હેનો પાસે એક પ્રશ્નમાળા કઢાવવી, એના ભિન્ન ભિન્ન ભૂમિકાના જવાબો મંગાવવા. એથી સ્ત્રીજીવનના કેટલાક પ્રશ્નોની ચોક્કસ માહિતી સ્ત્રીઓ પાસેથી મળી શકશે.

### ૫. નાગરિકતાની ભાવના

આજે તો સ્ત્રીઓના જીવનમાં નાગરિક ભાવનાનો જરા પણ સંચાર દેખાતો નથી. એમનું નાગરિક તરીકેનું વ્યક્તિત્વ ઝાંખું

ઉકે, એ આવા મંડળો ને પરિષદોનો હેતુ છે. એક નાગરિક તરીકે નગરરચનામાં પોતે સક્રિય ફાળો આપી શકે. એને માટે જુદી જુદી સેવા સમિતિઓ નીમવી જોઈએ. એ સમિતિઓને એક એક પ્રશ્ન આપી દેવામાં આવે તો, સંગીન કાર્ય થાય.

અત્યારે તો સ્ત્રીજીવનના લગભગ ઘણા પ્રશ્નો નીચેના ત્રણ મહાન પ્રશ્નોમાં સમાઈ જાય છે. ગરીબાઈ, દુઃખ અને વ્હેમ, (Destitution, Distrese, and Doubt). કવિ ન્હાનાલાલ એમની કવિત્વમય શૈલીમાં "સરસ્વતી, ધન્વંતરી અને હરિનાં મંદિરો" એમ ત્રણ વિભાગ પાડે છે.

ગરીબાઈનો પ્રશ્ન દૂર કરવા ઉદ્યોગાલયોની યોજના કરવામાં આવે, હુન્નર ઉદ્યોગો શિખવવામાં આવે; અને એ ઉપરાંત સ્ત્રીઓની ગરીબાઈ દૂર કરવા માટે એકાદ "અબલા સહાયક ફંડ"ની પણ યોજના થવી જોઈએ. એ ફંડ દ્વારા કેટલીક બ્હેનોને એમની નિરાધાર સ્થિતિમાં સહાય થઈ શકશે.

બીજો પ્રશ્ન સ્ત્રીઓનું અસહ્ય દુઃખ. એને માટે પણ એક સમિતિ નીમવી જોઈએ. એ સ્ત્રીઓના વિવિધ દુઃખોનો અભ્યાસ કરે અને એ દૂર કરવા બનતા પ્રયાસો આદરે. હિંદની સ્ત્રીઓનાં શરીરમાં અનેક પ્રકારના રોગોએ ઘર કર્યાં છે. એ રોગોનો અભ્યાસ કરવો જોઈએ. એ સ્ત્રીઓના મિત્ર બની, વિશ્રંભ કથા દ્વારા એમના હૈયાની વાત જાણી લેવી જોઈએ. તે ઉપરાંત બાલમરણનું પ્રમાણ અટકાવવા માટે એ બ્હેનોને ઘરવૈદું શિખવવાની જરૂર છે, અત્યારે એ બ્હેનો રોગો હટાવવા પ્રયોગો કરે છે પણ એ બધા વૈજ્ઞાનિક દૃષ્ટિના નથી હોતા. એ વૈજ્ઞાનિક રીતે શિખે એવી યોજના થવી જોઈએ. આપણી સ્ત્રીઓનું મરણ મ્હોટે ભાગે સુવાવડના કારણે થાય છે. એને માટે અભણ, અણઘડ દાયણોને બદલે કેળવાયેલી દાયણોના હાથમાં એ સુવાવડનું કાર્ય સોંપાય એ વધુ ઇષ્ટ છે. આ બધા સ્થૂળ તેમજ મન હૃદયના સૂક્ષ્મ વ્યાધિઓ વિષે આ સમિતિ વિચાર કરે, અને પગલાં લે.

ત્રીજો પ્રશ્ન, તે સ્ત્રીઓમાં પ્રવર્તી રહેલ અજ્ઞાન. એમના જીવનમાં વ્હેમો અને રૂઢિઓનું જે સામ્રાજ્ય વ્યાપી રહ્યું છે એને દૂર કરવું, એ ઝીલી શકે એ રીતે નવીન વિચાર સરણી સમજાવવી, અને એમને જીવનના પ્રશ્નોના ઉકેલ સમજાવવા, તેમજ એમની નિરક્ષરતાનો લાભ લઈ એમને જે અનેક રીતે છેતરવામાં આવે છે એનું ભાન કરાવી એમને સંસારનું વાસ્તવિક ને વ્યવહારૂ જ્ઞાન આપી પગભર બનાવવાં, એ પણ આપણે વિચારવાનું છે.

આ પ્રશ્નોની વિચારણા માટે અનેકવિધ જ્ઞાનસત્રો ગોઠવવાં પડશે.

## ૬. સૌન્દર્યની ભાવના

આવતો યુગ કલા અને સૌન્દર્યનો છે, અને સ્ત્રીઓજ વધારે પ્રમાણમાં એ યુગને સત્કારી શકશે. એનામાં રહેલાં કલા અને સંસ્કારિતાના બાજને ઉત્તેજવા અને પોષવા એ પણ આપણી શાખાઓનું કર્તવ્ય છે, એને

**ગ્રાહકોને વિનંતિ**

દરેક ગ્રાહકે પત્રવ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય લખવો. ગ્રાહક નંબર સિવાયના પત્રો ઉપર પુરતું ધ્યાન આપવામાં આવશે નહિ. અને તેવા પત્રોનો જવાબ આપવામાં ઢીલ થવા સંભવ રહેશે.

વ્યવસ્થાપક

માટે વારંવાર વિવિધ સ્થળોએ કલા પ્રદર્શનો ખોલવાં કલાનું સાચું સ્વરૂપ સમજાવવા. એ વિષય ઉપર વ્યાખ્યાનમાળાઓ ગોઠવવી જોઇએ. ગૃહઉદ્યોગોને ઉત્તેજન આપવું જોઇએ. એમાં માત્ર ઉપયોગિતાનુંજ તત્ત્વ પોષાય, એ ન જોતાં એમાં સૌન્દર્યનું તત્વ પણ ઉમેરાવું જોઇએ. માત્ર સૌંદર્યજ નહિ, અને માત્ર ઉપયોગિતાજ નહિ, પણ એ બેનો સમન્વય આપણી ગૃહકલામાં જોઇએ. પશ્ચિમે કલામાં વિજ્ઞાનનું તત્વ ઉમેર્યું, પણ કલામાં વિજ્ઞાન, સૌન્દર્ય અને ઉપયોગિતા ઉપરાંત ભાવના કે આદર્શ પણ ઉમેરાય તો એનું સ્વરૂપ વધારે ઉદાત્ત બને.

### ૭. કાર્યકરોની પ્રેરણા

વળી એક અતિ અગત્યનું કાર્ય આ શાખાઓએ કરવાનું છે, અને તે નવીન કાર્યકર્તાઓ ઉત્પન્ન કરવાનું છે, એમને ઓળખીને બ્હાર લાવવાનું છે. આજે સામાજીક કાર્ય બહુ જ વેગભર્યું અને સચોટપણે કરવું હશે તો પુષ્કળ કાર્યકર્તાઓ જોઇશે. આજે તો જ્યાં ત્યાં સાચા કાર્યકરોની ખામી દેખાય છે. એ નેતૃત્વની શકયતાવાળી વ્યકિતઓને પિછાની, એમની ઉપર ક્રમિક જવાબદારીભર્યાં કાર્યોનો ભાર નાંખી, મ્હોટાંઓએ સ્હેજ ખસી જઇ, એમને માટે માર્ગ સરળ કરવો જોઇએ. આ શાખાઓનું મુખ્ય કાર્ય ભાવિ નેતાઓ પોષવાનું છે.

આવી અનેકવિધ પ્રવૃત્તિઓ હાથ ધરીને શાખાઓએ વર્ષભર બહુ જ પ્રવૃત્તિશીલ રહેવું જોઇએ, તો જ મહિલા પરિષદ્ સુંદર કાર્ય દેખાડી શકશે. આટલું બધું કાર્ય દરેક શાખા ન કરી શકે, પણ આમાંથી એકાદ કાર્ય પણ ઉપાડે, તો પણ વર્ષ દરમિયાન સારી પ્રગતિ થાય. આ પરિષદમાંથી એટલી પ્રેરણા બ્હેનો પોતાને ઘેર લઇ જાય, તો જ આ પરિષદની સફળતા લેખાય.

---

## અવશ્ય નોંધી લ્યો :

લેખો, ગ્રાહકો અને જાહેરખબર સંબંધનો સઘળો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવાની નોંધ લેવા વિનંતિ છે.

વ્યવસ્થાપક : 'ગુણસુન્દરી'
C/O ધી લુહાણામિત્ર પ્રેસ, વડોદરા



## [૧] અખિલ હિન્દ મહિલા પરિષદ્‌ના કાર્યનો વિસ્તાર કરવા માટે પ્રમુખ શ્રી. રાણી લક્ષ્મીબાઇ રાજવડેએ સૂચવેલી યોજના

લેખિકા : શ્રી. શારદાબ્હેન મહેતા બી. એ.

સામાજિક અને કેળવણીના પ્રશ્નમાં આપણો કાર્યપ્રદેશ વિસ્તૃત કરવો જોઇએ એ અગત્યની વાત તો સહુ સમજીએ છીએ. ઉપલા થરમાંથી નીચેના થરમાં પ્રવેશ કરવો જ જોઇએ, અને ન્હાનાં ગામો, તેમજ ગામડાંનો સંસર્ગ વધારવો જોઇએ, એ માટે આપણામાનાં ઘણાંએ આગ્રહ જણાવેલો છે. અ. હિં. મ. પરિષદનાં કાર્ય સામાન્ય સ્ત્રી-જનતા, તેમજ શ્રમજીવી સ્ત્રીજનતાને સ્પર્શ કરતાં થાય તો જ સંસ્થાનાં મૂળ જામે. કાર્ય અને સભ્યોની સંખ્યા વધે તો જ એની અસર ઊંડી થાય.

ગામડાંમાં કામ કરવું એ વસ્તુ આપણને સહુને એકદમ અનુકૂળ પડે એ મુશ્કેલ વાત છે. ગામડાંઓમાં જઇને સ્થાયી વસવાટ કરી શકાય અને તેને જ માટે જીવન અર્પણ કરી શકાય તો જ એ કામ સફળતાથી થાય. એને માટે અમુક ચોક્કસ જાતનું માનસ અને પ્રકૃતિની આવશ્યકતા છે. કેટલાક કાર્યકર્તાઓમાં આ યોગ્યતા હોય છે. પ્રસ્તુત યોજનામાં ગામડાંના કાર્યની યોજના આ તબક્કે નથી આપી તેટલા ઉપરથી એમ માની લેવાની જરૂર નથી કે એ કાર્ય ઓછું અગત્યનું છે ને આ કાર્ય વધારે અગત્યનું છે. પરંતુ આ યોજના તાત્કાલિક કામ કરનારીઓની સુગમતા માટે સૂચવવામાં આવી છે.

જે પ્રકારનું કાર્ય ગામડાંઓમાં કરવાનું છે, એ જ પ્રકારનું કાર્ય મોટાં ગામો અને શહેરમાં રહેનારાં બ્હેનો પણ પોતાની પાડોશમાં કરી શકે તેમ છે. એ પ્રકારનું કામ કરવા માટે જ આ યોજના તૈયાર કરવામાં આવી છે. આપણી સંસ્થાનો કાર્યપ્રદેશ લક્ષમાં રાખીને આ કામ કેવી રીતે થઇ શકે તે જણાવવાનો ઉદ્દેશ આ યોજનામાં છે.

આરંભમાં પુરસ્કાર આપ્યા વગર સ્વયંસેવકો મારફત આ કામ કરવું પડશે પણ આગળ જતાં પૈસાની સગવડ કરીને પગારદાર કાર્યકર્તાની જરૂર પડશે જ. તાલીમ લીધેલાં બહેનો જેમ બને તેમ મેળવવાની કોશીશ કરવી પડશે; અને કેટલુંક કામ પરિષદની સભ્ય બહેનો જાતે જ કરશે.

શરૂઆતના થોડાક સમયમાં વાતચીત, દેખાવો, પ્રયોગો, પર્યટનો, ઉજાણીઓ, રમત-ગમત, સામાજિક વિષયો આરોગ્ય, નાગરિક ધર્મ એ વિષયની સમજાવટ, આ વિષયોમાં જેટલું બને તેટલું કરવું.

ગામના મહોલ્લા, પોળો, કે મ્યુનિસિપાલિટીએ પાડેલા વિભાગો પ્રમાણે કાર્યની વહેંચણી થવી

જોઇએ. ન્હાના મહોલ્લા હોય તો એક કેન્દ્ર કરવું અને મોટા હોય ત્યાં વધારે કરવાં–વીસ કે ત્રીસ, મોટી વયની સ્ત્રીઓને એકત્રિત કરવાનો પ્રયાસ કરવો.

શિક્ષણ મફત અથવા બહુ જુજ ફી લઇને આપવું; પરિસ્થિતિ પ્રમાણે તેનો નિર્ણય કરી લેવો.

એક કેન્દ્રની જવાબદારી એ સભ્યોએ લેવી. અક્ષરજ્ઞાનના પ્રચારનું કામ એક સભ્ય કરે, અને બીજા સભ્ય બીજા બધા વિષયો હાથમાં લે.

આ બંને કાર્યકર્ત્રીએ પોતપોતાના કાર્યની અહેવાલ દર મહીને કરવી.

**૧. કાર્ય વ્યવસ્થા :**

( અ ) અ. હિં. મ. પરિષદની સ્થાનિક સમિતિએ એક કાર્યકર્તાને તાલીમને સ્થળે તાલીમ લેવા મોકલવાની વ્યવસ્થા કરવી.

( બ ) મહોલ્લાઓના કામ માટે સ્થાનિક સમિતિએ એક પેટા સમિતિ નીમવી. તાલીમ લીધેલી બહેન સમિતિનાં મંત્રી અથવા સામાન્ય સભ્ય હેઇ શકે. ( મોટાં સ્થળોમાં જુદા જુદા મહોલ્લા માટે જુદી જુદી સમિતિઓ હોય, અને એક મોટી સમિતિ એ ન્હાની સમિતિઓના કાર્યની દેખરેખ રાખે. ) સ્થાનિક સમિતિની મુનસફી પ્રમાણે પેટા સમિતિનાં સભ્યોની સંખ્યા રાખી શકાય.

( ક ) દરેક મહોલ્લામાં કામ કરનાર સ્વયંસેવિકા બહેનનાં કામ પર મહોલ્લા સમિતિએ દેખરેખ રાખવી, અને કામની જરૂરિઆતોની માહિતી મેળવી આપવી જોઇએ. બધા મહોલ્લાના કાર્યની દોરવણી તાલીમ લીધેલી બહેનના હાથમાં રહેવી જોઇએ. પેટા સમિતિનું કાર્ય દેખરેખ રાખવાનું, અને કામનો સમન્વય કરવાનું, તેમજ જરૂર પડે નાણાંની જોગવાઇ કરવાનું રહેશે. આ ઉદ્દેશ લક્ષમાં રાખીને સમિતિની પસંદગી કરવી જોઇએ. જે બહેનોને નવરાશ હોય, લાગવગ હોય, જુદા જુદા કામની આવડત હોય, અને જે જે બહેનોને રચનાત્મક, સામાજિક કામ કરવાની ધગશ હોય તેવાં બહેનોને સમિતિમાં લેવાં જોઇએ. પુરૂષોની સલાહની જરૂર પડે તો તેમને સલાહકાર સભ્યો તરીકે લઇ શકાય. જે સ્થળે માત્ર મહોલ્લાઓના કામની જ સમિતિ હોય, અને બીજી ન્હાની ન્હાની સમિતિઓ ના હોય, ત્યાં મહોલ્લાઓમાં કામ કરનાર સઘળી બહેનોએ પેટા સમિતિની માસિક સભા બોલાવીને કામની વાટાઘાટ કરવી. દરેક કામ કરનારીએ મહિનામાં એક વખત કાર્ય સંબંધી વિચારની આપલે માટે મળવું જ જોઇએ.

**૨. તાલીમ લીધેલી સભ્ય બહેન :**

( ડ ) ઉપર બતાવ્યું તે ઉપરાન્ત તાલીમ લીધેલી બહેનની મારફત પેટા સમિતિએ કામ કરવું. દેખરેખ, સૂચનાઓ, આર્થિક અને બીજી મદદ, વર્ષભરના કામની રૂપરેખા, સામાન્ય કાર્યપદ્ધતિ એ સઘળું પેટા સમિતિનું કાર્ય ગણાશે. આ ઉપરાંતનું બીજું બધું ખરું કામ તાલીમ લીધેલી બહેનને હસ્તક રહેશે. કારણ કે એ બહેન સ્વયંસેવિકા તેમજ નિષ્ણાત હશે.

( ચ ) પેટા સમિતિનાં બીજાં બહેનોનાં કાર્યની વહેંચણી કરતી વખતે તાલીમ લીધેલી બહેનની આ બન્ને યોગ્યતા લક્ષમાં રાખીને તેનો દરજ્જો સાચવવો જોઇએ.

( છ ) તાલીમ લેવાનું સ્થળ અખિલ હિન્દ મહિલા પરિષદે નક્કી કરેલું સ્થળ, અથવા પરિષદે યોગ્ય ગણેલું સ્થળ રહેશે.

( જ ) આ તાલીમ લેવાનો ખર્ચ, તથા મહોલ્લામાં કાર્ય કરવાને જવા આવવાના વાહનનો ખર્ચ સ્થાનિક સમિતિ આપશે.

( ઝ ) મહોલ્લામાં જે બહેનો કામ કરશે તેમને આ બહેન તૈયાર કરશે. વર્ષના કામની રૂપરેખા ઘડીને પેટા સમિતિ સમક્ષ મૂકશે. મહોલ્લાની વસ્તીની જરૂરીઆતોની માહિતી મેળવીને પેટા સમિતિ આગળ તે મૂકશે.

૩. કાર્યકર્તાઓ :

થોડા સમય સુધી તો કાર્ય કરનારાંઓ વિના પુરસ્કારે કામ કરે એવાં સ્વયંસેવકો હોવાં જોઇએ. એ સહુને માટે નિશ્ચિંત સ્થળે તાલીમની જોગવાઇ કરવામાં આવશે. ૭, ૭ મહિના કે વર્ષ માટે શિક્ષિત બહેનો પોતાની સેવા આપે એવો પ્રયાસ આપણે કરવો જોઇએ.

૪. (૧) તાલીમનાં સ્થળો :

આખા દેશને માટે એક મધ્યસ્થ સ્થળ રાખવું અશક્ય છે. દરેક પ્રાન્ત-એટલે બ્રિટીશ પ્રાન્ત અથવા રાજસ્થાની સંસ્થાનમાં એક એક કેન્દ્ર રાખી શકાય. જો કે એ પણ વ્યવસ્થાની દૃષ્ટિએ મુશ્કેલ છે. ભાષાવાર પ્રાન્તીય વિભાગ કરી શકાય. આવે સ્થળે વર્ષમાં એક મહિના માટે તાલીમ વર્ગ ખોલી શકાય. અને ત્યાં તે તે વિભાગનાં કાર્યકરોને મોકલવાની વ્યવસ્થા સ્થાનિક સમિતિઓ કરે. ખર્ચ તે તે વિભાગની સમિતિઓ વહેંચી લે. આ યોજના તૈયાર કરવા માટે, તેમજ શિક્ષણ વર્ગનો આરંભની વ્યવસ્થા માટે સ્થાનિક નિષ્ણાતોની મદદ લઇ શકાય.

પૂનામાં આ વર્ષના ઉન્હાળામાં આવો એક વર્ગ કાઢવાની શ્રી. રાણી રાજવડેની ઇચ્છા છે.

૫. નાંણાની સગવડ :

( ઠ ) સ્થાનિક મદદ પૂરતી થવી જોઇએ. દરેક સ્થળે ફાળો એકઠો કરવા માટે સમ્મેલન, રંજનક્રમ વગેરે દ્વારા એટલાં નાણાં ઉપરાવી શકાય.

( ડ ) ખર્ચના મુદ્દા નીચે પ્રમાણે રહેશે: (અ) સભ્યોની તાલીમ, (બ) પત્રિકાની છપામણી. (ક) વાહનખર્ચ, (ડ) બોધપાઠ, દેખાવો, પર્યટન, રંજનક્રમને અંગે થતાં ખર્ચો. (ઇ) પરચુરણ.

અખિલ હિન્દ મહિલા પરિષદ્ પોતાનું ફંડ આગળ ઉપર કદાચ આ મુદ્દા પર કાઢશે.

૬ કામ:

(ઢ) ગામડાંઓમાં જે પ્રકારનું કામ થાય તેવું ચાલુ, સીધું, સતત અને તળપદું શહેરોમાં નહિ થઇ શકે. શરૂઆતમાં તો ઘણે ભાગે પત્રિકાનું વાંચન, સમજૂતી, દાખલા દલીલો સાથે વ્યાખ્યાન, પર્યટન, કામ કરતી વિવિધ પ્રકારની સંસ્થાઓની માહિતી અને જૂદા જૂદા પ્રકારના રંજન ક્રમો આટલું કરી શકાય. જો કે આટલું પૂરતું નથી. પણ આરંભમાં આપણો ઉદ્દેશ બ્હેનોને કોઇપણ પ્રકારની જાગૃતિમાં રસ લેતાં કરવાનો છે. પત્રિકામાં આપવાના વિષયો આગળ આપ્યા છે.

(ણ) આરંભમાં મહોલ્લાની સ્ત્રીઓ અઠવાડીઆમાં ત્રણ વાર મળે તો બસ થાય. કેમકે રોજ તો એ સહુને બહુ કામ હોય છે. અને આપણી પાસે પગારદાર કાર્ય કરનાર પણ ના હોય. ધીમે ધીમે જો વધારે દિવસની માંગણી થાય તો સારું જ અને તે પ્રમાણે સવડ તો કરી આપવી જોઇએ. સ્થળ અને વખત પરિસ્થિતિ પ્રમાણે રાખવાં.

(ત) એક સભામાં એક પત્રિકાની સમજૂત આપવી, એક જ વિષયને લગતા બે ત્રણ મુદ્દા હોય તો તે જરૂર હાથમાં લઇ શકાય. કાર્યકર્તા સભ્ય પત્રિકા વાંચે અને સમજાવે અને પછી પ્રશ્નોત્તરી કરે. આ પ્રશ્નોત્તરી, માટે તાલીમબદ્ધ શિક્ષિકાની જરૂર છે. અને પ્રશ્નાવલિથી ઘણો લાભ થવા સંભવ છે.

( થ ) પત્રિકામાં કયા વિષયો ચર્ચવા જોઇએ તે આગળ બતાવ્યું છે. પત્રિકા બહુ

ન્હાની મે સરળ ભાષામાં, સામાન્ય રીતે મુદ્દાની સમજુતી આપેલી હોય એવી હોવી જોઇએ. બે ત્રણ પાનાંથી વધારે મોટી ન જોઇએ. સામાન્ય જનતાની જરૂરીઆત પ્રમાણે એ વર્ગ સમજી શકે એવી હોવી જોઇએ. પત્રિકા માટે એક ન્હાનું લેખક મંડળ રાખવું. સ્થાનિક જરૂરીઆતના વિષયો સ્થાનિક વ્યક્તિઓ પાસે લખાવવા. બાકીની બીજી સર્વસામાન્ય હોય, અને તે એક ભાષામાં લખાઇને બધી ભાષામાં તેના તરજુમા થવા જોઇએ. તરજુમા સ્થાનિક કાર્યકરો કરી લે.

(ન) પત્રિકા ઉપરાંત પ્રત્યક્ષ પાઠ આપવા જોઇએ, (અ) તેમાં દવાખાનાની સારવાર, માંદાની માવજત, ટપાલના દરો, એવી ન્હાની ન્હાની માહિતી પણ આપવી, (આ) છાપાં વાંચવા, (ઇ) મેજીક લેન્ટર્ન, (ઉ) કીર્તન કથા, (એ) શીવણ-ગુંથણના વર્ગો, (ઐ) બાળકોની માવજત, પ્રદર્શન, (ઓ) પર્યટન અને ઉજાણીઓ, (ઔ) સંસ્થાઓની મુલાકાત, ઉદ્યોગનાં કેન્દ્રો, સાર્વજનિક જગ્યાઓ, બગીચા, મ્યુઝીયમ ઇત્યાદિ. (અ) સહુને સામાન્ય રીતે રસ પડે એવી મહોલ્લાને અનુકૂળ કાંઇ પ્રવૃત્તિ રાખવી.

**૭ પત્રિકાઃ**

પત્રિકામાં લગભગ નીચે પ્રમાણેના આશરે વિષયો અને પેટા વિષયોનો સમાવેશ કરવો. એકંદર ૧૬૦, કે ૧૭૫ પત્રિકાઓ થઇ શકશે. આ વિષયો અ. હિં. મ. પરિષદ્‌ના મુખપત્રમાં છૂટક છૂટક છપાય છે, અને પછી પુસ્તિકા રૂપે બહાર પાડી શકાય. આ સાથે યાદી આપેલી છે તેમાં સુધારાવધારા કરી શકાય માત્ર સૂચક રૂપરેખા આપી છે.

(સુચના— અક્ષરજ્ઞાનના પ્રચાર માટે દરેક એક વખતે એક કલાક આપવો.

**૮ અંગત આરોગ્ય :**

(ક) શારીરિક સ્વચ્છતા, વાળની સંભાળ, સુઘડતા, સામાન્ય સુશોભિતતા, (ખ) કપડાંની અને અંગત વસ્તુઓની સ્વચ્છતા, સાબુનો ઉપયોગ, (ગ) અસ્વચ્છતામાંથી ઉત્પન્ન થતા રોગો, ખસ, દાદર, દાંતના રોગ, (ઘ) કરમ વગેરે બીજાં સામાન્ય જંતુઓ દૂર કરવા વિષે.

**૯ ઘરની સ્વચ્છતા :**

(ક) ઘરની આસપાસ અને ઘરની અંદરની ધૂળ, ગંદવાડ, અંધારૂં, ભેજ એ રોગનું મૂળ છે, અને તે દૂર કરવા શા ઉપાય લેવા. બને તેટલી સસ્તી નાશક દવાઓનો ઉપયોગ. (ખ) વાસણો માંજવાં, રસોઇમાં વપરાતાં અને બીજાં વાસણો, ઘરનું બીજું રાચરચીલું, બાળકનાં કપડાં, બિછાના વગેરે સાફ રાખવાં.

ઘર અને તેની આસપાસની પરિસ્થિતિ.

(ક) ઘરના ખર્ચનો અંદાજ કાઢી રાખવો. (ખ) ખરીદી, (ગ) રસોઇમાં કેટલીક નવી વસ્તુઓની બનાવટ, (ડ) કપડાં સાંધવાં, (ચ) ઘરને સુઘડ કરવું, બાગ અથવા થોડાંક શાકભાજી ઉગાડવાં. (છ) ઢોર અને બીજાં પાળેલાં જાનવરોની સંભાળ.

**૧૦ મહોલ્લાનું આરોગ્ય અને સ્વચ્છતાઃ**

મહોલ્લો સાફ રાખવાની જવાબદારી દરેક સ્ત્રીની છે. (સાફસુફી કરવાના દિવસો રાખવા.)

**૧૧ મ્યુનિસીપાલીટી :**

૧ નાગરિકના હક્ક, ૨ પાણી, ૩ અગ્નિ રક્ષણ સાધન

**૧૨ સામાન્ય આરોગ્ય :**

૧ પ્રસૂતિ (૨ પત્રિકા) સુવાવડખાનાની મુલાકાત, ૨, શરીરવિજ્ઞાન-નમુના, આંકડા, ૩, ચેપી રોગ, શરીરની સંભાળ, કસરત, ૪ રોગોની રૂકાવટ, ૫ તાત્કાલિક મદદ, માંદગી વખતની સામાન્ય સારવાર, ઘરગથ્થુ ઉપાય.

**૧૩ બાળકની માવજત બાલસંસાર :**

બાલમાનસ શાસ્ત્રનો અભ્યાસ (સંક્ષિપ્ત)

૧. આરોગ્ય અને ઉછેર ( બાળકને પહેરાવવાનાં કપડાંનો નમુનો ) ૨ તાલીમ, ૩ બાળકને કેવી રીતે શિક્ષણ આપવું. બાળકને કેવી શાળામાં મૂકવું.

**૧૪ ખોરાક :**

૧ સામાન્ય, ૨ જૂદી જૂદી જાતના આહાર, પૌષ્ટિક તત્ત્વો પ્રમાણે ખોરાકની આંકણી.

**૧૫ પાડોશી ધર્મ** : સહકાર.

**૧૬ ન્યાયાધિશી** : મુલાકાત.

**૧૭ પોલીસ :**

૧ પોલીસના ચોક્કસ સ્થાન સંબંધી સમજૂતી. ૨ પોલીસ અંગેના નાગરિકના હક્ક અને ફરજો,, પોલીસ લાઇન્સની મુલાકાત, માર્ગવ્યવહાર સાચવવાનો પ્રત્યક્ષ પ્રયોગ.

**૧૮ રાજ્ય કચેરી** : મુખ્ય કચેરી, મુલાકાત.

**૧૯ પોસ્ટ ઑફીસ :**

(૧) તેના કામની સમજૂતી ( એક મુલાકાત ); સામાન્ય ટપાલ, નાણાંની લેવડદેવડ. પાર્સલ ( પ્રત્યક્ષ પ્રદર્શન ). (૨) તાર અને ટેલીફોન. ( પ્રત્યક્ષ પ્રદર્શન ). (૩) સેવીંગ બેન્ક. (અ) રેલ્વે અને બસ.

**૨૦ બેન્ક :**

**૨૧ ઉદ્યોગ :**

(૧) સામાન્ય સમજૂતી. (૨) બે કે ત્રણ સામાન્ય ચીજોની બનાવટની ક્રિયા સમજવી. દા. ત. કાપડ, સાબુ, ટાંક ઇત્યાદિ. મીલ અને ફેક્ટરીની મુલાકાત. (૩) સ્થાનિક ઉદ્યોગ; વણાટ, કંતામણ, ટોપલી બનાવવાનું. (૪) કળા-મ્યુઝીઅમની મુલાકાત, (૨ પત્રિકા-જૂદી જૂદી લલિતકળાને લગતી) (૫) મોટા ઉદ્યોગોમાં કામ કરનારાના પગાર અને જીવનની પરિસ્થિતિ.

**૨૨ સ્વદેશી :**

(૧) અગત્ય અને રાષ્ટ્રના આર્થિક જીવનમાં તેનું સ્થાન..

**૨૩ સરકાર : રાજનીતિ**

(૧) અતિ સંક્ષિપ્ત રેખાદર્શન, ધારાધોરણ, નાણાં ક્યાંથી આવે છે. કરવેરા, રેવન્યુ. તેની વપરાશ કેવી રીતે થાય છે. (૨) જૂદા જૂદા રાજકીય પક્ષો. (૩) મતાધિકાર, મત કેવી રીતે આપવો ચુંટણી. (૪) સ્થાનિક પંચાયત (લોકલ સેલ્ફ ગવર્મેન્ટ) (૫) સ્થાનિક સભ્ય-તેની પાસેથી કેવા પ્રકારની મદદની અપેક્ષા રાખી શકાય.

**૨૪ કાયદાઓ :**

(૧) શા માટે, અને કેવા. (૨) સ્ત્રીઓના કાયદેસરના હક્ક અને તેમાં રહેલી કનડગતો.

**૨૫ લગ્ન અને કુટુંબ :**

(૧) બાળલગ્ન-શા માટે અનિષ્ટ છે. (૨) લગ્નના રિવાજ-સારા અને ખોટા, લગ્નખર્ચો. (૩) સુખથી કેવી રીતે સાથે રહી શકાય. (સુખમાં રહેવાનો હક્ક). (૪) સંતતિનિયમન. (૫) મદ્યનિષેધ. (૬) પડદાનો રિવાજ.

**૨૬ ધર્મ અને અસ્પૃશ્યતા :**

(૧) ધર્મ એટલે શું. (૨) જૂદા જૂદા ધર્મો : સહિષ્ણુતા. (૩) ધર્મ અને રૂઢિ. (૪) ઉત્સવો, ખર્ચાળ ધાર્મિક ક્રિયાઓ.

**૨૭ પુસ્તકો :**

( સાહિત્યમાંથી વાંચનની વ્યવસ્થા ) ફરતાં પુસ્તકાલય.

**૨૮ છાપાં વર્તમાન પત્રો :**

અઠવાડિક કે પાક્ષિક માગી લાવેલાં-છાપાંનું વાંચન મુખ્યત્વે. (૧) વર્તમાનપત્રનું મહત્વ. પત્રના કાર્યાલયની મુલાકાત. (૨)

**૨૯ રેડીઓ-સમજુતી પ્રત્યક્ષ પ્રયોગ :**

**૩૦ સીનેમા મુલાકાત :**

**૩૧ નાટકશાળાઓ, મેળાઓ, મુલાકાતો:**

**૩૨ હિન્દ દેશનો ઇતિહાસ :**

(૧) સામાન્ય રેખા-૪ પત્રિકા. (સ્થાનિક ઇતિહાસ-સ્થાનિક લેખક પાસે તૈયાર કરાવવો)

## પહેલે દિવસે

### ખુલ્લી પરિષદ પહેલાં

પ્રમુખશ્રીનો ઉતારો ગુસર ગામમાં રાખવામાં આવ્યો હતો. ત્યાંથી તેમને સરઘસમાં પરિષદને સ્થાને આણવામાં આવનારા હતા. ગામલોકોનો ઉત્સાહ માતો ન હતો. જાણે કોઈ મહાન પ્રસંગ બનવાનો હોય એમ ઉત્સાહનાં પૂર ઉભરાતાં હતાં, પરંતુ હજી તો પ્રમુખને આણવાની વાર હતી–વચમાં બે કલાક હતા–અને દૂર દૂરથી કિસાનો તો હીંડ્યા આવતા હતા–સારી સંખ્યામાં જમા થયા હતા. એ સૌને સંતોષવાનું જો રેડિયો અમદાવાદથી અમારી સાથે ન આવ્યો હોત શી રીતે થાત ? લાગલગાટ બે કલાક સુધી કિસાનોના જુવાન દીકરાઓએ ગાયું, વૃદ્ધ કિસાનોએ ગાયું, કાર્યકર્તાઓમાંથી વારંવાર સૂચનાઓ આપવાનું ચાલ્યું, સુરતના દુબળાઓની કહાણી સુણાવી, અને અમદાવાદના બિરાદર રસિકે પ્રચંડ બુલંદ સ્વરે ગીત છેડ્યું.

*

બપોર ચડતી જતી હતી. એક વાગ્યો હતો અને એરલતી જુલ્મી તાલુકદારીના બીખાપુરના ૨૦૦ કિસાનો એક સરઘસરૂપે ગાજતા વાજતા આવી રહ્યા હતા કિસાનોએ એમનું સ્વાગત કર્યું. ખેડાના પિતાંબર ગોરે લલકાર્યું—

ખેડૂતો આવો, જંગ મચાવો, ગુલામી તોડવા કાજ જુલ્મ ઉખેડો, કાનુનો તોડો..................'

અને એ પછી ઉપરા ઉપરી કિસાનોનાં ઝુંડો આવ્યે જ ગયાં.

*

### ઝંડા વંદન

દોઢ વાગતાં ઝંડા વંદનનું કામ શરૂ થયું. 'ઝંડા પ્યારા લાલ હમારા'નું ગીત ગવાયું. અને બિરાદર બુખારીએ ગુજરાતી જબાનમાં જોશીલા સૂરે જણાવ્યું: 'જ્યાં સુધી અમારા દેશમાં ગરીબોનું લોહી ચુસાય છે, કામ નહિ કરનાર લોકો સત્તા ભોગવે છે, પરદેશી હકુમત કાયમ છે ત્યાં લગી આ લાલ ઝંડાની નીચે આપણે સૌએ એકઠા થઈ જંગ જગાવવાનો છે.'

*

### પ્રમુખનું સ્વાગત

પ્રમુખને આણવાનો વખત થયો હતો. એક બાજુ ઇન્દુલાલની આંખ હેઠળ વિષય વિચારિણી ચાલી રહી હતી. બીજી બાજુ પ્રમુખનું સરઘસ આવી રહ્યું હતું. પ્રમુખને દોઢ બે હજાર ખેડૂતોની વચ્ચે એક ગાલ્લીમાં બેસારી મંડપ સુધી આણવામાં આવ્યા. ગામડાંનું ઢોલ શરણાઈનું સંગીત ચાલુ હતું. તરગાળા કારીગરો નાચથી વાતાવરણમાં રસિકતા આણી રહ્યા હતા. અને પ્રજા ઉમળકાભેર પ્રમુખનું સ્વાગત કરી રહી.

*

### ખુલ્લી પરિષદ

ખુલ્લી પરિષદની શરૂઆત થઈ. બિરાદર રસિકે 'ઉઠાવ ઝંડો ક્રાંતિનો' ગાઈ ઉત્સાહીસૂરનાં મોજાં ફેલાવ્યાં; ત્યાર બાદ લગભગ ૭૦ વરસના દેખાતા, સફેદ દાઢી અને સફેદ વાળવાળા, કાળો વાળ શોધ્યો ન જડે એવા એક વૃદ્ધ ઊભા થયા. પરિષદના સ્વાગત પ્રમુખ ઝવેરભાઈ પટેલનું નામ પત્રિકામાં વાંચ્યું હતું ત્યારે તો એક જુવાન કે આધેડની જ કલ્પના કરી હતી. આટલા વૃદ્ધને આ સ્થાને જોઈ ગર્વ અને માનથી માથું નમ્યું. સ્વાગત પ્રમુખે પોતાનું ભાષણ વાંચ્યા બાદ તથા પરિષદના પ્રમુખની વરણીની વિધિ પત્યા બાદ સંદેશાઓ વાંચવા પ્રો. ચંદુલાલ ( ખેડા જિલ્લાના કિસાન કાર્યકર્તા ) ઊભા થયા. શ્રી. પરુલેકર, બેલવી, જમનાદાસ મહેતા, પી. સી. જોશી, ડાંગે, ડૉક્ટર સીલ્વા (જબલપુર), રવિભાઈ મહેતા, તથા સ્વામી સહજાનંદ અને યદુનંદન શર્માના નાના મોટા

સંદેશાઓ વંચાયા. પ્રોફેસર રંગા પરિષદની ઉદ્ઘાટનના માટે આવનાર હતા તે ન આવી શકેલા. તેમનો પણ તેજસ્વી સંદેશો પરિષદને સંભળાવ્યો.

*

પ્રમુખ શ્રી. ડૉક્ટર સુમંતનું ભાષણ છપાયેલું હતું તેમાંથી અગત્યનો ભાગ તેમણે વાંચ્યો. અલબત્ત સવા કલાક સુધી એક જણને ધીમું વાંચતાં સાંભળી હજારો અપઢોએ શાંતિપૂર્વક બેસી રહેવાનો આ પ્રસંગ જાણે કસોટીનો ગણી શકાય.

**ઠરાવો**

પહેલે દિવસે ચાર ઠરાવોમાં એક લડતોમાં ભોગ આપનાર પ્રત્યે માન અને પ્રેમ દર્શાવતો તથા બીજો જેલમાં મૃત્યુ પામેલા કિસાન કાર્યકર્તા ભાઈ સોનિયા આલિયાને અભિનંદતો હતો. ૩ જો ઠરાવ ચોથા અખિલ હિંદ કિસાન અધિવેશનને આવકારતો હતો અને ૪ થો રાષ્ટ્રપતિની નીતિમાં શ્રદ્ધા જાહેર કરતો હતો.

પહેલા દિવસની આટલી કાર્યવાહી પૂરી થતાં સાંજ પડી ગઈ હતી અને મોટા ભાગના કિસાનોને તો હીંડતા પાછા ઘેર જઈ બીજી બપોરે પાછા આવવું હતું!

**રાતનો કાર્યક્રમ**

રાતે ડાંડિયા રાસ, નાચ અને ભજનોના કાર્યક્રમથી આખું વાતાવરણ આહ્લાદક બની ગયું હતું. એ ગામડી ગીતોમાં પણ નવી વિચારસરણી ડોકિયાં કરી રહી હતી.

'ઉપાડી ગાંસડી વેઠની રે, તે કેમ નાંખી દેવાય?'

વેઠની ગાંસડી નાખી દેવાનો રસ્તો પૂછાતા કિસાનો પાછા જાણે પોતે જ એનો જવાબ આપતા હોય કે 'તારે વળી શીખવાનું શું છે? તને તો ગળથુથીમાં 'હડતાલ'નો મહામંત્ર મળેલો છે. તું શું કામ ગભરાય છે? એમ ગાતા હતા.

તારે હાલરડે હડતાલ!

અને

'બાહ્યાની વેલ તારી હવાજી મેલ
તું તારું લઇ લેને છવા!'

આ લીટીઓ તો કેટલી બધી ક્રાંતિકારી છે!

'તમે તમારું પતાવી લેજો' (શહેરી ક્રાંતિગીત) ને ટપે આવી આ ગામડી લીટીઓ!

રાતના અને બીજી સવારનો આ કાર્યક્રમ સામાન્ય કિસાનોની વર્ગ જાગ્રતિનો અચ્છો ખ્યાલ આપવા પૂરતો ન હતો શું?

## બીજે દિવસ

**વિષય વિચારણી**

જુદા જુદા જિલ્લાના અને તાલુકાના કિસાન કાર્યકર્તાઓ ચર્ચામાં ભાગ લેતા હતા. એક ઠરાવ આવતો અને એને વિષે છૂટથી ચર્ચા થતી. 'બુદ્ધિશાળીઓને' ન સમજાય એવી વિગતોમાં કિસાનો એમના પ્રશ્નોની ઊંડી છણાવટ કરતા. બુદ્ધિશાળીઓને કંટાળો આવે એટલી વિગતોમાં કિસાનો ધીરજપૂર્વક ઊતરતા અને એક ઠરાવ કે ઠરાવની કલમ કેવી રીતે બ્રિટીશ હદમાં, દેશી રાજ્યમાં કે ઇનામદારી તાલુકાદારીમાં લાગુ પડે તેનો વિચાર કરી જોતા. વચમાં વચમાં કોઇ કાળિયાધારી ખેડૂત ઊભો થઇ જતો ને દિલનો ઊભરો ઠાલવી નાખતો તો વચમાં કોઇક આડી વાત જ ટહુકી જતો ને સૌ એની ભણી જોઈ બેવડું હાસ્ય કરતા. એક ઠરાવની ચર્ચા ચાલતી હતી–કિસાનસભાના કાર્યકર્તા પહેલાંના ખેડુતોના હિતેશરીઓની વાત નીકળી. એક ૭૦ વર્ષનો વૃદ્ધ બોલી ઊઠ્યો, 'ભાહણ તો અમારે ત્યાં બાવી વરહથી થયાં પણ એથી હું (શું) વળ્યું?–હૌ (સૌ) એક કલાક ભાહણ કરી હીંડતા થતા. એથી હું (શું) વળે?' અને જવાબમાં ઇન્દુભાઇનું અટ્ટહાસ્ય વ્યાપી ગયું.

*

વચમાં મહેસુલના અન્યાયી કાયદાઓની અને તે બદલવાની ચર્ચા ચાલતી હતી. એક જણ બોલી ઊઠ્યું: 'કાયદાઓ ઘડનારા પણ જમીનદારો જ હતા ને?'–બીજાએ સૂર પૂર્યો: 'આપણા નડિયાદવાળા ગોકળદાસ કહાનદાસ પારેખ યે એમાં હતા જ તો!'

*

મહેસુલ ધારો અને આવકવેરાના ઠરાવ ઉપર ચર્ચા થતી હતી. 'જમીનોનો માલિક સરકાર કે ખેડુત?' એની સફાઈ કરવા કેટલાકે દબાણ કર્યું, એક કાર્યકર્તાએ જવાબ વાળ્યો, 'આપણે તો જાહેર કર્યું જ છે કે ખેડે તેની જમીન. પછી વધારે કહેવાની શી જરૂર છે?'

*

એક રમૂજી ચર્ચા તો થઇ 'એ ઝાડની માલિકી કોની?' એના ઉપર.

દાખલો આમ હતો—

(૧) એક માણસે પોતાની જમીનમાં ગોટલો નાંખ્યો.

(૨) ગોટલામાંથી છોડવો થાય તે પહેલાં બીજા એકે તે જમીન ખરીદી લીધી

(૩) એ બીજા માણસે એક ત્રીજા ખેડુતને એ જમીન ખેડવા, ઉછેરવા આપી. એ ખેડુતે આંબો ઉછેર્યો અને મોટો કર્યો.

આ આંબાનો માલિક કોણ? અને આ આંબાની કેરીઓનો હકદાર કોણ?

સાચે જ, આ પ્રશ્ન ઓછો રમુજી નથી. આનો જવાબ કાયદામાં શો હશે એ કોણ જાણે. પણ કેરીઓનો હકકદાર તો ઝાડ ઉછેરનાર ખેડુત જ હોવો જોઇએ એવો ઘણાનો અને આખા ઝાડનો માલિક પણ ખેડુત હોવો જોઇએ, એવો કેટલાકનો અભિપ્રાય હતો.

મહુડાનો કાયદો થયો ત્યારથી એની સામે વિરોધ ચાલતો આવ્યો છે ઇન્દુભાઇ અને ડો. સુમંત બંનેએ કહ્યું, '૧૯૧૬ માં અમે આવો જ ઠરાવ લાવ્યા હતા, હજી એનું એ ચાલે છે!'

એક જણે એનું વર્ણન કરતાં કહ્યું કે 'એને માટે ૨૦ ને ગોળીબાર કરવા જેવે આ કાયદો છે!' (કેમકે બે માણસો દા પીશે એ બીકે મહુડાં સંઘરવાની ખેડુતોને મનાઇ છે. જ્યારે હજારો લાખો ખેડુતોને મહુડ એ તો ધાન કરતાંય વધારે જીવારત છે!)

*

## અપઢ કિસાનો

નવા સુધારા લાવવા, સૂચનો કરવાં અર્થોની સ્પષ્ટતા માગવી–આ બધું મારે મ તો ભણેલાઓની કોન્ફરન્સમાં જ થતું હશે, એમ હતું. પણ અહીં અપઢ કિસાનોને એ બધું કરતાં જોઇ હું તો દિગ થઇ ગયો.

અને ઇન્દુભાઇની વીગતો ઉપરની–હકીકતો અને ઝીણી ઝીણી માહિતીઓ ઉપરની હથોટી તો અદ્‌ભુત જ હતી. નહિ તો હજાર ગુંચવાળા કિસાન જીવનના કોયડા એકલ હાથે સફળ રીતે ઉકેલવાની હામ શી રીતે બીડી શકે?

*

## ઠરાવો–માર્ગદર્શિકા

ગુજરાતની આ પહેલી જ કિસાન પરિષદ હતી. એટલે કિસાનજીવનના બને તેટલા બધા મહત્ત્વના સવાલોને સ્પર્શ કરતા લગભગ ૩૦ ઠરાવો થયા. સંખ્યાના પ્રમાણમાં જેમ એ ઘણા છે તેમ લંબાણમાં પણ પુષ્કળ છે. પરંતુ આ ઠરાવો જ એટલા સ્પષ્ટ અને સ્વચ્છ છે કે એનું વાંચન જ ઘણુંખરું કહેવાનું કહી નાખે છે. આ ઠરાવોનું વાંચન જ ગુજરાતના તમામ કિસાનોના પ્રશ્નો અને તેમનું માર્ગદર્શન કરવા જેટલા સમર્થ છે. એ રીતે આ ઠરાવો કિસાનો અને તેમના કાર્યકર્તાઓ માટે એક માર્ગદર્શિકા રૂપે મહત્ત્વના છે,

## ખુલ્લી બેઠક

બીજા દિવસની ખુલ્લી બેઠક શરૂ થઈ ત્યારે આગલા દિવસને ભુલાવી દે એટલો વધારે માનવ સમુદાય ભેગો થયો હતો. પહેલે દિવસે ૪ થી ૫ હજારની ગણત્રી થતી હતી તો બીજે દિવસે ૭ થી ૮ હજારની થતી હતી. અને સ્ત્રીઓ ? સ્ત્રીઓ તો જાણે હરીફાઈ કરતી હતી ! સામ-સામી બે પાંખોમાં તો લગભગ સરખી વહેંચાયેલી દેખાતી હતી. આ બહેનોને ઉદ્દેશીને ખાસ ભાષણો પણ ગોઠવાયાં. શ્રી. શારદાબહેન તથા શ્રી. ગંગાબહેન બહેનોને ઉદ્દેશી ખાસ બોલ્યાં. અને એ સ્ત્રીસમુદાય અવાજ કરતો બંધ પડયો. જાણે એમની ઈચ્છાઓ પુરાઈ.

ઠરાવોનું કામકાજ શરૂ થતાં પહેલાં અમદાવાદ મિલકામદાર યુનિયનના મંત્રી શ્રી. મગનભાઈ પટેલે નાગા ભૂખ્યા કિસાનો અને કામદારોની એકતાનો સૂચક સંદેશો આપ્યો અને મહાસભાની અંદર દાખલ થવા સૌને હાકલ કરી.

ત્યારબાદ ઠરાવોનું કામ શરૂ થયું. શરૂઆતમાં બિ. પાંગારકરે લંબાણથી ભાષણ કર્યું. બિ. ઈન્દુલાલ, છોટુભાઈ શુકલ, લખમા-સિંગ, પિતાંબર ગોર, ઝીણાગીર આર્ય, નાનુભાઈ, કાનસીંગ, દેવીસીંગ, મહાસુખભાઈ, ખોડાભાઈ, દિનકર મહેતા, ભોગીલાલ ગાંધી વગેરેએ ઠરાવો ઉપર વિવેચનો કર્યાં. ઘડરનો એક મહત્વનો ઠરાવ ઘડરના કાર્યકર્તા શ્રી. ગંગારામ શુકલ તરફથી આપવામાં આવ્યો હતો. તેવી જ રીતે લુણાવાડાને અંગેનો એક લંબાણ ઠરાવ પસાર થયો હતો.

પિતાંબર ગોર ! લખમા માસ્તર ! અને મહાસુખભાઈ ! આ આધેડ વૃદ્ધ કાર્યકર્તાઓ અને ઝીણાગીર, ખોડાભાઈ, છોટુભાઈ વગેરે જુવાન કાર્યકર્તાઓ અને સદા તત્પર એવા ભાઈ કૌશિક —આ બધી કિસાન આકૃતિઓ નવી આશા, નવી ચેતના પ્રગટાવે છે. મહા-સુખભાઈને જોતાં, એમની વાતો સાંભળતાં, એમનો પરિચય થતાં જાણે ગુજરાતના જાણીતા રવિશંકર મહારાજની યાદ આવે છે. એજ ઉઘાડો વેશ: એજ સચ્ચાઈ, સાદાઈ અને ત્યાગની લગની !

આ પરિષદે રાજકીય દષ્ટિએ શી નવી-નતા આપી, શી ગતિ આપી એનો વિચાર અહીં પડતો મૂકીએ-પણ ગુજરાતના નૂતન પરોઢમાં કિસાનરૂપી સૂર્યનો ઉદય ગુજરાતના ભલભલા વણઉકલ્યા પ્રશ્નનો ઉકેલ આણી આપવા સમર્થ થશે એવી આશાઓ તો આ પરિષદે બાંધી આપી છે.

આ પરિષદે કિસાનોને કેવળ અંધારામાંથી જગાડયા છે એમ જ નથી. પણ તેને પોતાની જમીન, ઢોર, જીવનનાં સાધનો લૂંટી લેનાર સરકાર કે શાહુકારનો સામનો કરવાની સૂઝ આપી છે. પોતાનો પકવેલો પાક લઈ જનાર સામે ' હડતાલનું હથિયાર ' અજમાવવાની સલાહ આપી છે. ખેડુતનું જીવન જીવે એટલું અનાજ, એટલાં ઢોર, એટલાં સાધનો સાચવી રાખ્યા પછી જ બાકીના ઉપર બાકીનું વધે તો-શાહુકાર કે સરકારનો હક્ક છે એવું જાહેર કર્યું છે.

દેવાના દૈત્યનો આ પરિષદે અગ્નિદાહ કર્યો-એક ' દૈત્ય ' બનાવી તેને સાથેસાથ નદીએ લઈ જઈ તેનો અગ્નિદાહ કર્યો. આટલું સૂચન કિસાનોને દેવામાંથી છૂટા થવા માટે બસ છે.

આ પરિષદે કિસાનોના જીવનને જકડી રહેલી અનેક વેલોને સાફ કરી દીધી છે. અને કિસાન પોતાના સંગઠન ઉપર ઉભો રહી પોતાનાં હિતો સમજી, બહાદુરી પૂર્વક શત્રુઓનો સામનો કરે તો શું ન કરી શકે એ કહેવું મુશ્કેલ છે-એવું તો આ પરિષદે સિદ્ધ કરી આપ્યું છે જ. ગુજરાતની મહા-સભાને આ જાગેલી કિસાન-જનતાનો સાથ શોધ્યા વિના, એનો વિશ્વાસ સંપાદન કર્યા વિના ચાલવાનું નથી એટલું તો ચોક્કસ બતાવી જ આપ્યું છે.

ગુજરાતની પહેલી કિસાન પરિષદ માટે આટલું પણ બસ છે.



**પ્રથમ અખિલ કચ્છ મહિલા પરિષદ** : ગયા માસમાં કચ્છ ખાતે કચ્છની મહિલાઓની પ્રથમ પરિષદ લેડી હાકરસીના પ્રમુખપણા નીચે મળી હતી. પરિષદની સાથે એક કળા પ્રદર્શન પણ ભરવામાં આવ્યું હતું જેની ઉદ્ઘાટન ક્રિયા મિસિસ સુંદરબાઈ હંસરાજ પ્રાગજીએ કરી હતી, જે વખતે તેમણે કચ્છી મહિલાઓને પોતાના પગ પર ઉભા રહેવાની હાકલ કરી હતી.

શ્રી. કમલાદેવી પણ આ પરિષદમાં ભાગ હાજર રહ્યાં હતાં.

પ્રમુખશ્રી પ્રેમલીલા હાકરસીએ ભાષણ કરતાં કહ્યું હતું કે " આજે દુનિયા ઝડપભેર આગળ વધી રહી છે. એમાં બધું જ સારૂં થાય છે એમ ન કહી શકાય પણ પ્રગતિના પ્રયત્નો ચારે તરફથી થઈ રહ્યા છે. હિંદુસ્થાને પણ સાર્વત્રિક આઝાદી માટે પ્રયત્નો આરંભી દીધા છે. જ્યાં સુધી ગામડામાં આઝાદીની તમન્ના ઉત્પન્ન નહિ કરાય, જ્યાં સુધી સ્ત્રીઓનો વિકાસ નહીં થાય અને જ્યાં સુધી અસંસ્કારી ગણાતા વર્ગને ઉંચે નહિ લેવાય ત્યાં સુધી દેશની સાચી પ્રગતિ નહિ સાધી શકાય. આપણે બ્હેનોમાં જાગૃતિ લાવી એમનામાં રહેલી સુષુપ્ત શક્તિઓનો ઉપયોગ કરવાનો છે. આપણાં સદ્ભાગ્ય છે કે આપણે આ પચીસીમાં જીવીએ છીએ. આ પચીસીએ એક યુગ ઉભો કર્યો છે અને એના યુગપુરૂષ પૂજ્ય મહાત્મા ગાંધીજી છે. સ્ત્રીઓમાં જાગૃતિ આવી રહી છે. ખુણે પડેલા દેશી રાજ્યોની બ્હેનો પણ પુરેપુરા ઉલ્લાસથી આગળ આવી છે તે એ મહાપુરૂષના પ્રતાપ છે. હું માનું છું કે માનવ માત્રમાં શક્તિ છે. એને તક નથી મળતી એટલે રૂંધાય છે. સ્ત્રીઓમાં પણ એવી મહાન શક્તિ છે. એમને તક આપવાની જરૂર છે. તક મળતાં એ અબળાની પ્રબળા બને તેમ છે. કચ્છ તો મને ઘણું પછાત લાગે છે. કચ્છમાં પાંચ લાખની વસ્તી છે. તેમાં પુરૂષો કરતાં સ્ત્રીઓની સંખ્યા વધારે છે. સ્ત્રીઓ ઓછી અથવા સમાન સંખ્યામાં હોય તો પણ એમના વિના સંસારનો ઉદ્ધાર અશક્ય છે, તો જે વિભાગમાં સ્ત્રીઓ વિશેષ સંખ્યામાં છે તે વિભાગ તો એ સંબંધી આંખમીંચામણાં ન જ કરી શકે. લગભગ પોણા ત્રણ લાખ જેટલી સ્ત્રીઓમાં માત્ર ૮૬૪૫ સ્ત્રીઓજ ભણેલી છે. છોકરીઓ માટે સ્વતંત્ર માધ્યમિક શાળાઓ ખોલવા જોરદાર પ્રયત્નો આદરો અને સાથે સાથે જે કુટુંબો અને બાળાઓ નિર્ભય હોય, આગળ અભ્યાસ માટે આતુર હોય તેવાઓ, જે સાધન તૈયાર હોય, તેનો ઉપયોગ કરવા મંડી પડે. અત્યારે સૌથી પ્હેલી જરૂર નિરક્ષર સ્ત્રીઓમાં કેળવણીનો પ્રચાર કરવાની છે તે માટે કોંગ્રેસ સરકારે હાથ ધરેલી પ્રૌઢ શિક્ષણની યોજનાનો લાભ ઉઠાવી કચ્છમાં એક પણ બ્હેન નિરક્ષર ન રહે એવી વ્યવસ્થા કરવી જોઈએ." કચ્છમાં સ્ત્રીઓને......ઉપયોગી એવી કોઈ પણ સંસ્થાના અભાવ વિષે બોલતાં તેમણે કહ્યું હતું કે " માગ્યું મળશે નહિ. લીધું લેવાશે. વિનંતિઓ અને અરજીઓ કરવાનો સમય હવે ચાલ્યો ગયો છે. હવે તો હક્ક જ પ્રતિપાદન કરવાનો છે.

પુરૂષને સ્ત્રી કે સ્ત્રીને પુરૂષ બનવું હોય

તો કોઇ ના નહીં પાડી શકે પણ એમાં ખરી પ્રગતિ નથી. ખરી પ્રગતી તો પુરુષે પુરુષત્વ અને સ્ત્રીએ સ્ત્રીત્વ ખીલવવામાં છે.

છતાં સ્ત્રી અને પુરુષ માનવતામાં સરખા છે. સ્ત્રી, કન્યા ગૃહિણી અને માતા હોવા છતાં એક નાગરિક છે, એક રાષ્ટ્રની વ્યકિત પણ છે. બન્નેમાં વૃત્તિઓ, લાગણીઓ અને ઘણી શકિતઓ સમાન છે. પ્રસંગ આવે સ્ત્રી પુરુષનું અને પુરુષ સ્ત્રીનું કામ કરે એમાં કોઇ રીતે અજુગતું નથી. માત્ર એમાં હરીફાઇ ન હોવી જોઇએ. જો કે ઘણા પ્રસંગોમાં એવું જોવામાં આવે છે કે પુરુષો જરૂર પડે પણ સ્ત્રીઓનું કામ નથી કરી શકતા. જ્યારે સ્ત્રીઓ બંનેનું કામ કરી શકે છે. પુરુષ માફક સ્ત્રીને પણ આર્થિક સ્વાતંત્ર્ય હોવું જોઇએ પોતાના પગ પર ઉભી શકે એટલી યોગ્યતા એનામાં ખીલવી જોઇએ. એ માટે સમાજે અને કાયદાએ એને સગવડ કરી આપવી જોઇએ.

પરિષદે નીચેના ઠરાવો પસાર કર્યા હતા.

(૧) કચ્છમાં સ્ત્રી કેળવણીનો મુદ્દલ અભાવ છે, કન્યાઓ માટે શિક્ષણની સંસ્થાઓ અતિ અલ્પ સંખ્યામાં છે. સ્ત્રી કેળવણી પ્રત્યે રાજ્યનું દુર્લક્ષ અને સમાજની ઉદાસીનતા માટે આ સંમેલન દીલગીરી જાહેર કરે છે અને ગામેગામ બાલિકાઓને પ્રાથમિક કેળવણી ફરજીયાત થાય તેમજ માધ્યમિક અને સ્ત્રીઓને અનુકુળ ઉચ્ચતર શિક્ષણનો પ્રબંધ થાય તે માટે સમાજ તથા રાજ્યને આ સંમેલન પોતાનો આગ્રહ જાહેર કરે છે.

(૨) ઉમરવાન બહેનો, જે કન્યાશાળામાં ન જઇ શકે તેવાં માટે અક્ષરજ્ઞાનની યોજના જેમ બને તેમ જલ્દી થવા આ સંમેલન આગ્રહ ધરાવે છે તથા સ્ત્રી શિક્ષણ અને સ્ત્રી જીવનના વિકાસ માટે મહિલા મંડળો અને મહિલા આશ્રમો ચાલુ કરવાની આ સંમેલન જરૂર જુએ છે અને તે માટે યોગ્ય પ્રબંધ થાય એવી આશા રાખે છે.

(૩) સમાજમાં સ્ત્રીઓની સ્થિતી એટલી તો પરાવલંબી અને કંગાળ છે તે અને વારસા હિસ્સાનાં ધોરણ એટલાં એકપક્ષી છે કે આ સંમેલન તે અંગે યોગ્ય સુધારા થાય એવી માગણી કરે છે.

ઉપરના સંયોગોમાં દૈવવશાત આધાર વગરની થઇ જતી સ્ત્રીઓને ઘણીવાર નિર્વાહ માટે પણ મુશ્કેલી પડે છે, જેથી આ સંમેલન-સ્ત્રીઓ કફોડી સ્થિતીમાં સ્વાવલંબી જીવન ગાળી શકે તે માટે ગૃહઉદ્યોગ અને સ્ત્રીઓને સગવડ મળે તે માટે પ્રબંધ થવાની અનીવાર્ય જરૂર માને છે અને તે માટેનાં પગલાં તાત્કાલિક ભરવા રાજ્યને અને ખાસ કરીને સમાજને આગ્રહ કરે છે.

(૪) સ્ત્રીઓની શારીરિક સ્થીતી દીન પર દીન પરાવલંબી બનતી જાય છે અને શ્રમને અભાવે તબીયત બગડતી જાય છે.

સુવાવડનાં વ્યાધિ અને તે અંગે થતા રોગો વીગેરે કારણે સ્ત્રી મરણ પ્રમાણ વધતું જાય છે જેથી તેમને સ્વાશ્રય, સ્વાસ્થ્ય અને શરીર ખીલવણીનું શિક્ષણ આપવા ઉપરાંત સ્ત્રીઓને માટે ખાસ દવાખાનાં, સુવાવડખાનાં અને હોસ્પીટલોની વધુમાં વધુ ગામોએ સ્થાપના કરવાની આ સંમેલન ખાસ આવશ્યકતા માને છે અને તે ખામી જલ્દી પુરી કરવા રાજ્ય અને સમાજને આગ્રહ કરે છે.

(૫) પડદાનો રિવાજ સ્ત્રીઓના વિકાસને રૂંધનારો અને ગુલામીનો અવશેષ હોઇ તે સદંતર નાબુદ થાય એમ આ સંમેલન જરૂરનું માને છે અને આ રીવાજ કાઢી નાંખવા કચ્છી બહેનોને આગ્રહભરી વિનંતિ કરે છે.

(૬) સમાજના કેટલાક રીવાજો અને રૂઢીબંધનો આ જમાનાને પ્રતિકુળ અને અનિષ્ટ

છે. બાળલગ્ન, અસમાન વયનાં લગ્ન, કજોડાં કન્યાવિક્રય, વરવિક્રય વીગેરે પ્રથા નાબુદ કરવા આ સંમેલન ઠરાવ કરે છે અને તેવાં લગ્ને થાય તે અટકાવવા તેમજ રડવા કુટવાને તથા પ્રેતભોજન ન કરવા, અટકી ન શકે ત્યાં તેમાં સીધી કે આડકતરી રીતે કોઇ પણ જાતને ભાગ ન લેવા આ સંમેલન કચ્છી બ્હેનોને આગ્રહભરી ભલામણ કરે છે અને લગ્ન સંબંધી શારદા એકટ જેવો ધારો તાત્કાલીક દાખલ કરવા રાજ્યને આગ્રહ કરે છે.

(૭) રાજ્ય બંધારણમાં સ્ત્રીઓના અવાજની ખામીને લઇને સ્ત્રીઓની જરૂરીયાતો, અગવડો અને દુઃખો પ્રત્યે દુર્લક્ષ થાય છે એટલું જ નહીં પણ હાલના રાજતંત્રની બેજવાબદારી અને અવ્યવસ્થાને કારણે કચ્છી પ્રજાની જે અવગણના, અસમાનતા અને કંગાળીયત થઇ રહેલ છે તેમાં અંતીમ સહન કરનાર સ્ત્રી વર્ગ જ છે. નાના રાજ કર્મચારીઓના તુંકારા અને અપમાન સહન કરવા તથા વેઠ વીગેરે કરવામાં સ્ત્રીઓ પણ અપવાદ નથી જેથી આ સમેલન પોતાનો ગંભીર અસંતોષ જાહેર કરે છે અને જવાબદાર રાજયતંત્ર કે જેમાં સ્ત્રીઓનું ખાસ હિત સમાએલું છે તેની પ્રાપ્તિ માટે શ્રી. કચ્છી પ્રજાકીય પરિષદ જે પ્રવૃત્તિ ચલાવી રહેલ છે તેમાં કચ્છી સ્ત્રીઓના સંપુર્ણ સહકાર તથા હરેક પ્રકારના ભોગો આપવાની આવી ખાત્રી આપે છે.

(૭) આ અખિલ કચ્છ સ્ત્રી સમેલન, સ્ત્રીઓનાં હિત અને હકનાં રક્ષણ તથા વિકાસ માટે કચ્છ મહિલા મંડળની આથી સ્થાપના કરે છે અને તે માટે હાલ ભુજમાં સ્ત્રીમંડળ છે તેની કારોબારી કમીટીને કામચલાઉ કમીટી તરીકે નીમે છે તેમણે કચ્છ મહિલા મંડળનું બંધારણ ઘડી કચ્છનાં પચાસ સભ્યો નોધાતાં તે સંસ્થાની કારોબારી નીમી કામ ચાલુ કરવું એમ ઠરાવવામાં આવે છે.

**ઉત્તરસંડામાં રાષ્ટ્રીય સમાહને પ્રસંગે શ્રી મૃદુલાબ્હેનનું ભાષણ :** ભાષણની શરૂઆતમાં દારૂનીષેધ, અફીણ, ગાંજો વીગેરે કેફી પીણાંથી થતી દેશની પાયમાલી અને તે અટકાવવા માટે હાલની સરકારે ઘડેલી યોજના અને તેમાં મળેલી સફળતા સંબંધી સંપૂર્ણ ખ્યાલ આપ્યા બાદ નિરક્ષરતા નિવારણ માટે ભણેલા સ્ત્રી પુરૂષોને અભણને અક્ષરજ્ઞાન આપવાનું જણાવ્યું હતું અને દેશની ગરીબાઇ ટાળવા તેમજ હિંદુસ્તાનના ભુખે મરતા મજુર વર્ગને રોટલો મળતો કરવા અને દેશની ઉન્નતિ કરવા ખાદીને પહેલી તકે અપનાવી લેવા જણાવ્યું હતું.

જ્ઞાતિ ભેદ કાઢી હરીજનોને અપનાવી લેવા અને સત્તાનો મોહ છોડી એક બીજા સાથે ખભેખભો અડાડી ચાલવા કહ્યું હતું.

આગળ તેમણે કહ્યું હતું કે " આપણને ટેવ છે કે ખાડો પડયો હોય તો તે માટે લોકલ બોર્ડને અરજી કરીએ અને તેનો જવાબ આવે ત્યાં સુધી રાહ જોઇને બેસી રહીએ છીએ પરંતુ આપણે જો ધારીએ તો બધું કરી શકીએ તેમ છે. આપણે ઘેર ગાડાં છે, બળદો છે, તો પછી આપણે બીજાની આશા શા માટે રાખવી જોઇએ ? આ પ્રશ્ન ઘણી જગ્યાએ ઉપાડી લીધો છે અને સફાઇ કામ કરવામાં આવ્યું છે.

કોંગ્રેસનું બળ કંઇક નરમ હોય તો સ્ત્રીઓને લીધે જ. સ્ત્રી વર્ગ આગળ આવે તોજ કોંગ્રેસના બળમાં વધારો થાય, આપણા ગુજરાતમાં ખેડા જીલ્લો અને કાઠીઆવાડ સ્ત્રીઓને પછાત રાખવામાં આગળ છે. સ્ત્રીઓ તેમનો સ્વામીત્વનો ધર્મ સાચવે છે પણ પુરૂષો તો તેમને ઘણી હલકી ગણે છે અને જેમ એક કપડું બદલે તેમ બદલે છે, સ્ત્રીને ઉંદરડી ગણી, તેના દુઃખ પ્રત્યે એક આંસુ પણ પાડતા નથી. જો સ્ત્રીઓની હાલત આ

પ્રમાણે હોય તો દેશની શક્ત આગળ શી રીતે ધપશે, વળી વિધવા કે જેને સમાજ છંડાએલી ગણે છે તેની સ્થિતિ એક નોકર જેવી છે. સ્ત્રીઓ શું કરી ન શકે ? બધું જ કરી શકે છે, તમે તેમને છુટ આપો તો તે તમને કેટલી ઉપયોગી થઇ પડશે તે જોશો.

સ્ત્રીઓ ઉપર જુલમ થાય છે, તેમના પ્રત્યે હિંદુ સમાજ ક્રુર છે તેમને વ્યભીચારી અને ખોટી ગણે છે. જો પુરૂષો સંયમી હોય તો સ્ત્રીઓ શી રીતે વ્યભીચારી થાય ? અને હું તો પુરૂષો એવડા વ્યભીચારી છે એમ માનુ છું. કોઇ સ્ત્રી ખરાબ છે એમ હું માનતી નથી. તેમને ફસાવનાર તેમના ઘરમાં જ હોય છે. તમે અનાથાશ્રમમાં જોશો તો તેમના આંકડાની ખબર પડશે. બહેનોએ તેમનું સ્વમાન જાળવવું જોઇએ અને તે જાળવવા માટે તેમને વિનંતિ કરૂં છું.

છોકરાછોકરી વચ્ચે ભેદ રાખીએ છીએ તે ભેદ દુર કરવા જોઇએ. પુ. ગાંધીજી પણ એમ જ લડી રહ્યા છે અને તેને માટે ક્રાન્ત કરી રહ્યા છે, તમો પુ. ગાંધીજીને આપણા નેતા ગણો છો અને માનો છો તો તેમની દરેક ક્રાંતિમાં તમારો સહકાર આપવો એ તમારી ફરજ છે.

અંતે સભાનો ઉપકાર માની તેમણે કોંગ્રેસની ફરજો અદા કરવા જણાવ્યું હતું.

બાદ વંદેમાતરમનું ગીત ગાયા બાદ સભા વિસર્જન થઇ હતી.

**કન્યા મહાવિદ્યાલયનો દ્વિતિય દીક્ષાન્ત સમારંભ**—વડોદરાના આર્યકન્યા મહા વિદ્યાલયનો દ્વિતિય દીક્ષાન્ત સમારંભ અને વાર્ષિક મહોત્સવ કારેલી બાગમાં વિદ્યાલયના પટાંગણમાં હીંદુ સંમેલન માટે બાંધવામાં આવેલા મંડપમાં થયો હતો.

આ મહોત્સવમાં ભાગ લેવા શ્રી રાજા નારાયણલાલ પીતી તથા પૂજ્ય સ્વામી શ્રી શંકરાનંદજી, સ્વામી પરમાનંદજી વગેરે વિદ્વાન સ્વામી મહારાજો તથા મહારાણી શંકર શર્મા, શ્રી પરશુભાઇ શર્મા, સોનગઢ ગુરૂકુળના મુખ્ય અધિષ્ઠાતા શ્રી ચતુરભાઇ વગેરે વિદ્વાનો-ઉપદેશકો સારી સંખ્યામાં ખાસ આવ્યાં હતા.

તા. ૮ મીએ સાંજે હીંદુ સંમેલનનું કામ પુરૂં થયા પછી દીક્ષાંત સમારંભ શરૂ થયો હતો. શ્રી રાજા નારાયણલાલજી પીતી, પં. આનંદપ્રિયજી, મુખ્ય અધિષ્ઠાત્રી શ્રી સુશીલાદેવી સાથે જુનાં નવાં સ્નાતકો બેંડ સાથે સરઘસના આકારમાં આવ્યા પછી ખાસ ઉભા કરેલા મંડપમાં યજ્ઞ હોમ કરી સાત નવીન સ્નાતિકા બહેનોને શ્રી પં. મેધાવ્રતજીએ વેદમંત્રોથી આશીષ આપી પ્રતિજ્ઞા લેવરાવી શ્રી રાજા નારાયણલાલજીના હસ્તે પદવીદાન પ્રમાણપત્રો આપ્યા.

ડા. મુંજેએ સ્નાતિકાઓને તેમનો સંસાર સુખદાયી, ફળદાયી અને યશસ્વી નીવડે એવી આશિષ આપી હતી.

શ્રી સત્યવ્રત મુકરજીએ છટાદાર અંગ્રેજીમાં આશીષ આપતાં જણાવ્યું કે તમે જે આ સંસ્થામાં ઉચ્ચ જ્ઞાન મેળવ્યું છે, તેનો યથાર્થ ઉપયોગ કરી તમારા પોતાના અને દેશના હિત માટે જીવન ગાળો. હિંદે પરાધીનતામાંથી મુક્ત થવું હોય તો પ્રજાએ મજબુત-સંગઠીત થવું જોઇએ. તે કામ તમે બહેનો-ખાસ કરીને સુશિક્ષિત બહેનો અને સ્નાતિકાઓ કરી શકશો.

પછી પૂજ્ય સ્વામી શ્રી શંકરાનંદજી મહારાજ, શ્રી પં. મહારાણીશંકર શર્મા, પ્રો. રાજરત્ન માણેકરાવજી, શ્રી હરિરાય બુચ, અને સુરતના શ્રી નટવરલાલ ઝવેરી વગેરે એ પ્રસંગોચિત સંક્ષિપ્ત વિવેચનો કરી નવ સ્નાતિકાઓને તેમના ભાવિ જીવન કર્તવ્યને ઉદ્દેશીને ધર્મ, સદાચાર, બ્રહ્મચર્ય, ગ્રહસ્થાશ્રમ, શૌર્ય, રાષ્ટ્ર પ્રેમ, સેવા ભાવ, વીગેરે

આદર્શનો હીંદી સ્ત્રી તરીકેના કર્તવ્ય સંબંધે ઉપદેશ આપી સુખી સેવાભાવી યશસ્વી જીવન જીવો એવી આશીષ આપી હતી.

પછી જુનાં સ્નાતિકા બ્હેનોએ અભિનંદનનાં ગુજરાતી હીંદી અને સંસ્કૃતમાં ભાષણો કરી નવા સ્નાતિકા બ્હેનોને અભિનંદન પત્ર આપ્યું હતું.

પ્રમુખશ્રી નારાયણલાલજીએ સુંદર બોધક વ્યાખ્યાન કર્યા પછી તેમના તરફથી સ્નાતિકાઓને સુવર્ણ તથા રૌપ્ય પદકો આપવામાં આવ્યા બાદ-સર્વનો આભાર મનાઈ સમારંભ પુર્ણ થયો હતો.

**બી. ટી.ની પરીક્ષામાં પાસ થએલી બ્હેનો :** મુંબાઇ યુનિવર્સીટી તરફથી બી. ટી. ની એટલે હાઇસ્કુલની શિક્ષણ પદ્ધતિની પરીક્ષા લેવાઇ હતી તેમાં એકતાલીસ બ્હેનો પાસ થઇ છે, જેમાંથી દશ ગુજરાતી બ્હેનોનાં નામ નીચે પ્રમાણે છે.

શ્રી. જસવંતીબ્હેન વામનરાવ ત્રિવેદી, શ્રી. કુસુમબ્હેન બી. દેસાઇ, શ્રી. દેવીબ્હેન અંબેલાલ દેસાઇ, શ્રી. શીરીનબ્હેન સોરાબ બૉઇસ, શ્રી મહેરાંબ્હેન અરદેશર દસ્તુર, શ્રી. માણેકબ્હેન ખુરસેદજી વછીદાર, શ્રી. શેરૂબ્હેન ફીરોજશાહ ભાવનગરી, શ્રી. તેહમીબ્હેન જમશેદજી શ્રોફ, શ્રી. ગુલબ્હેન ધનજીશાહ શ્રોફ, શ્રી બચાંબ્હેન જહાંગીર મહુડાવાલા. સર્વે બ્હેનોને અમારાં અભિનંદન છે.

**શ્રીમતી ઇન્દિરા બેનરજી** જેઓ ઑક્સફર્ડ યુનિવર્સિટીનાં ગ્રેજ્યુએટ છે તે એસોસીએટેડ પ્રેસ ઑફ ઇન્ડીયા તરફથી છાપાનાં ખબરપત્રી તરીકે નીમાયાં છે. સભાઓ તથા બીજી તરફ જાહેર ચળવળમાં તેઓ જાતે હેવાલ લેવા જાય છે.

**શ્રી. લીલાવતી મુન્શીના** છતી સ્ત્રીએ બીજી પત્ની કરવાની રૂઢિનો પ્રતિબંધ કરનાર કાયદાના ખરડા ઉપર લોકમત જાણવા ઠર્યું છે.

**બલુચિસ્તાનના શિબિ જિલ્લામાં** હરણાઇ તાલુકામાં રહેતી તરિન જાતિએ પોતાની સ્ત્રીઓની સ્થિતિ સુધારવા માટે પોતાના જાતિ રીવાજ દૂર કરીને સ્ત્રીઓને વારસા હકક માટે ઇસ્લામી કાયદા પ્રમાણે ચાલવાનું ઠરાવ્યું છે. તેમના જાતિ રીવાજ પ્રમાણે પોતાની મિલકતમાંથી કન્યાને કાંઇ પણ વારસો મળી શકતો નહોતો, જ્યારે ઇસ્લામી શરિયત પ્રમાણે પુત્ર કરતાં અડધો હિસ્સો પુત્રીને મળે છે. પુત્રીના વારસાહક્ક સિવાયની બીજી દરેક બાબતમાં આ જાતિ પોતાના અસલ રીવાજને જ વળગી રહેશે. માત્ર સ્ત્રીઓની આર્થિક સ્થિતિ સુધારવાજ આટલો કાયદો ઇસ્લામી શરિયતનો લીધો છે.

**હરિજનોનાં રહેઠાણ :** મહાત્માજીના મંત્રી શ્રી મહાદેવ દેસાઇએ દીલ્હી મ્યુનીસીપલ કમીટી તરફથી હરીજનોને અપાયેલ નયા બજાર અને અજમેરી દરવાજા પાસેનાં અંધારીયા અને ગંધાતા રહેઠાણ જોઇને હરિજનોનાં રહેઠાણોને 'નરકથીય નપાવટ' ગણાવ્યાં હતાં.

અખીલ હીંદ શ્રદ્ધાનંદ દલીતોદ્ધાર સભાનાં મંત્રી શ્રી કરમચંદ મહાદેવ દેસાઇ સાથે હતા. મ્યુનીસીપાલીટીના ૧૫૦૦ જેટલા ભંગીઓ દરેકને માસીક રૂ. ૧૩-૧૩-૦ આના જેવડો પગાર મળે છે જેમાંથી તેમને પોતાના કુટુંબનો નીભાવ કરવો પડે છે, વગેરે વીગતોથી તેમણે મહાદેવ દેસાઇને વાકેફ કર્યા હતા.

શ્રી મહાદેવ દેસાઇએ આ હરીજનોની કંગાલીયતથી ગાંધીજીને વાકેફ કરવાનું વચન આપ્યું હતું.

શ્રી રાજકુમારી અમૃતકુંવર જેઓ પણ શ્રી દેસાઇની સાથે હતાં તેમણે મહિલા પરિષદના સ્થાનિક કાર્યકરોનું હરીજનોની સ્થિતી વિષે લક્ષ ખેંચવાનું વચન આપ્યું હતું.

**વીઠલગઢના નારી સમુદાય પર:** વીઠલગઢનો નાનો તાલુકદાર જે પોતાને "શ્રીમંત મહારાજાધીરાજ" કહેવરાવે છે એણે ગુજારેલો સીતમ વર્તમાન પત્રોના પાને કયારનોય ચઢી ચુકયો છે. વીઠલગઢ પ્રજા મંડળના પ્રમુખના પત્ની શ્રી. કુંવરબેનની પાસે ઉઠબેસ કરાવી દરબારી માણસોએ અનેક પ્રકારની કનડગત કરી હતી અને માંડમાંડ બચી હમણા અમદાવાદ આવ્યા છે.

**છુટાછેડાનો કાયદો:** શ્રી. ભોગીલાલ લાલાએ મુંબાઇની ધારાસભામાં રજુ કરેલો ખરડો જાહેર મત માટે ફેરવવા ઠર્યું છે.

**ભાવનગર મહિલા વિદ્યાલયનું નવું પગલુ:** મહિલા વિદ્યાલયે નવું બાલમંદિર ઉઘાડવાનો નીર્ણય કર્યો છે. તેવા સામાન્ય ખબરના અનુસંધાનમાં એવી વિશેષ માહિતી મળે છે કે આ બાલમંદિર મોન્ટેસોરી પદ્ધતિ પ્રમાણે ચાલશે અને મોન્ટેસોરી શિક્ષકોને જ એમાં કાર્ય કરવાની પસંદગી મળશે. સ્ટાફ વગેરે આજ ધોરણે રખાશે અને આવતા જુન મહિનામાં મહિલા વિદ્યાલય તરફથી આ બાલમંદિર ચાલુ થશે.

**પાટણમાં કન્યાઓને શિક્ષણ:** પાટણમાં કન્યાઓને અંગ્રેજી શિક્ષણ આપવા માટે એક સ્વતંત્ર ધોરણ ૧ થી ૪ સુધીની માધ્યમિક શાળા આવતા સત્રથી ઉઘાડવાનું શ્રીમંત સરકારે મંજુર કર્યું છે, જેને માટે પ્રાથમિક ખર્ચ રૂ. ૪૦૦૦ તથા વાર્ષિક ખર્ચ રૂ. ૫,૪૭૬ ની પણ મંજુરી આપી છે.

**વડોદરામાં શ્રી ચી. સ્ત્રી બાળ-સંરક્ષણ સંસ્થા તરફથી** જે સગર્ભા બહેનોના વાલીની આવક રૂ ૧૫ કરતાં ઓછી હોય તેવી બહેનોને રતવા ગરમીના દરદના ઇન્જેકશનો સંસ્થાના લેડી ડાકટર મીસીસ કમલા મેનન મફત આપે છે.

**ઇટાલીમાં સ્ત્રી સૈન્યની ભરતી:** શાન્તિના સમય દરમીયાન સ્ત્રીઓના જુદા સૈન્ય માટે ભરતી કરી-યુદ્ધ સમયમાં તેના સભ્યો આખા વખતના ધંધા તરીકે ખેતરમાં કામ કરવા તૈયાર રાખવાનો નિર્ણય સત્તાવાર રીતે જાહેર કરવામાં આવ્યો છે.

**શ્રીમતી શારદા ક્રિષ્ણન બી. એ.:** કાલિકટમાં સ્પેશીયલ મેજિસ્ટ્રેટ નીમાયાં છે, તેઓ મલયાલમ ભાષાનાં લેખિકા અને વક્તા છે.

**કોચીનની ધારાસભાનાં સભ્ય શ્રીમતી થંકમ્મા એન. મેનને** ત્યાંની ધારાસભામાં બાળલગ્ન પ્રતિબંધક ખરડો રજુ કર્યો હતો. બ્રિટિશ કાયદા પ્રમાણે આ ખરડાનું ઘડતર છે.

કરજણમાં શેઠ અમૃતલાલ ગોવિંદલાલની પત્ની મણીએ આપેલી રૂ. ૧૭ હજારની દેણગી સ્વીકારી દશ ખાટલાની સગવડવાળું સુવાવડખાનું બાંધવા મંજુર થવા વકી.

**શ્રીમતી દુનીચંદ** પંજાબ ધારાસભામાં એક પત્નીવ્રતને લગતો ખરડો લાવનાર છે.

**નૌકાદળમાં સ્ત્રીઓ:** બ્રીટનના નૌકાદળમાં સ્ત્રીઓની પણ ભરતી અને નીમણુક કરવા પરવાનગી ના. રાજાજીએ આપી છે.

**સ્ત્રીઓની એક મોટી પરિષદ:** જુલાઇની ૮ મી થી ૧૪ મી, તારીખ સુધી યુરોપમાં કોપન હેગનમાં ભરાવાની છે. સ્ત્રીઓના મતાધિકાર અને સમાન નાગરિકત્વને લગતી આ પરિષદનું આ તેરમું અધિવેશન છે. દુનિયાભરમાં લડાઇનું વાતાવરણ ફેલાયલું છે તે અરસામાં આંતરદેશીય આ પરિષદ ભરાય તે વિચિત્ર લાગે પરન્તુ સ્ત્રીઓ પોતાના સહચારથી બતાવી આપશે કે પુરુષો ભલે લડાઇ કરતા. સ્ત્રીઓમાં તો સંગઠન છે.

આ પરિષદમાં સ્ત્રીઓ જગતને શી શી રીતે ઉપયોગી છે અને ઉપયોગના પ્રમાણમાં તેને મતાધિકાર અને નાગરિકત્વ બાબતમાં કેટલું નીચું સ્થાન છે એ ચર્ચાઓ થશે. એક સમાજ સેવિકા તરીકે; નાગરિક તરીકે; ગૃહિણી તરીકે તેમ જ વ્યાપાર ઉદ્યોગના જગતમાં એક ગ્રાહક તરીકે-વગેરે દરેક દ્રષ્ટિકોણથી વિચાર કરવામાં આવશે.

**પારસી યુવતી મીસ આવાંબાઇ દોરાબજી સહેતા બેરીસ્ટરને** સીલોનની સુપ્રીમ કોર્ટમાં એડવોકેટ તરીકે દાખલ કર્યાં છે.

"ગુણસુન્દરી"
# બાલવિભાગ
તન્ત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૯ : અંક ૫ પુસ્તક ૯ મે : ૧૯૩૯

## કોયલરાણી ગાતાં'તાં

: ૧ :

માળે મલક'તાં,
કે ચક ચક કરતાં,
કે આમ તેમ ફરતાં,
ચકલી બાઈ ચણતાં'તાં.
ચકલી બાઇ ચણતાં'તાં.

: ૨ :

સરવરિયાની પાળે,
કે આંબલાની ડાળે,
કે કાગડીના માળે,
કોયલરાણી ગાતાં'તાં.
કોયલરાણી ગાતાં'તાં.

: ૩ :

નવલા વિચારે,
કે ખરે ઉનાળે,
કે ઘરને ઓભારે,
હોલારાણા ફરતા'તા.
હોલારાણા ફરતા'તા.

ઉમિયાશંકર ઠાકર

# નેપોલિયનના જીવનના કેટલાક પ્રસંગો

નેપોલિયન બ્રીયાંની પાઠશાળામાં હતો ત્યારે તે એક ડોસી પાસેથી અવારનવાર ફળ લેતો હતો. એક વખતના પૈસા ચૂકવવા બાકી રહી ગયેલા અને તે એને યાદ હતું. આગળ ઉપર જ્યારે એ સારી સ્થિતિએ પહોંચ્યો ત્યારે એણે એ ડોસીની મુલાકાત લીધી અને પૂછયું: 'ડોસીમા! અહીં બોનાપાર્ટ કરીને એક છોકરો ભણતો હતો તે યાદ છે?'

ડોસીએ હા પાડી: 'એ તો ઘણો ભલો હતો.'

'એણે તમારી પાસેથી ફળ લીધેલાં એના પૈસા ચૂકવ્યા હતા કે એકાદ વખતના બાકી હતા?'

'એ તો હંમેશાં પૈસા આપી દેતો. ઘણો સારો છોકરો હતો. કહે છે કે એ લશ્કરમાં મોટી પદવીએ પહોંચ્યો છે.'

'માજી! એક વખતના પૈસા આપવાના બાકી રહેલા તે આ રહ્યા. મારું જ નામ નેપોલિયન બોનાપાર્ટ.' એમ કહીને એણે સોનામહોરોની એક થેલી ડોસીને આપી.

ડોસીને આથી ઘણી નવાઇ લાગી. એણે થેલી લેવાની આનાકાની કરી, પણ નેપોલિયને આગ્રહ કરીને તે એને આપી.

× × ×

નેપોલિયનને ગણિતનો વિષય ઘણો માનીતો હતો. કહે છે કે એક દાખલો બેસાડવા એ બાર કલાક લગી એક ઓરડામાં બેઠો હતો, અને છેવટે એ દાખલો બેસાડયો હતો.

× × ×

રાજા પક્ષના માણસોમાં એનો એક સહાધ્યાયી પોલેનિક પકડાયો હતો અને એને ગોળીથી ઉડાવી દેવાની સજા થઇ હતી. પોલેનિકની સ્ત્રી જોસેફાઇનને મળી અને પોલેનિકની સજા માફ કરાવવા વિનંતિ કરી.

એ સાંભળી નેપોલિયને ઉદાર દિલે એની સજા માફ કરી અને કહ્યું: 'મારો જૂનો મિત્ર આ કાવત્રામાં ભળ્યો છે એ જાણી મને ઘણું દુઃખ થયું છે.'

× × ×

એજ રીતે જનરલ લાજોને પણ ગોળીથી ઉડાવી દેવાની સજા થયેલી.

એની દીકરી જોસેફાઇનને મળી અને પોતાના પિતાને બચાવવા આજીજી કરી.

નેપોલિયને એની આંખમાંથી દડદડ પડતાં આંસુ જોઇ એના પિતાને માફી આપી.

× × ×

ભયંકર યુદ્ધ વખતે પણ એ ભારે સ્વસ્થ થઇને કામ કરતો. એક વખતે એ કાગળ લખતો હતો ત્યાં બાજુમાં જ તોપનો ગોળો આવીને પડયો .ને ચારે તરફ ધૂળ–ધૂળ થઈ રહી એ જોઇને એણે કહ્યું: 'ચાલો, કાગળ ઉપર ધૂળ નાખવી મટી !' એ વેળા શાહીચૂસ કાગળની શોધ થઇ ન હતી.

× × ×

એક વખત એ પોતાની છાવણીની રાતને વખતે તપાસ લેતો હતો, ત્યાં એક પહેરેગીરને ઊંઘતો જોયો. નેપોલિયને એની બંદૂક લીધી અને પોતે પહેરો ભરવા માંડયો. પેલો જાગ્યો એટલે એને બંદૂક આપી અને શિખામણના બે બોલ કહ્યા.

× × ×

એ ચાલતા યુદ્ધે, ઘોડાની પીઠ પર, અથવા મરજી ફાવે ત્યારે પોતાને જોઇએ તેટલી દસ કે પંદર મિનિટની ઊંઘ લઇ શકતો હતો.

× × ×

નવરાશનો વખત એ કાંઇ ને કાંઇ કામમાં ગાળતો. એક વખત એવી રીતે એણે નવરાશને વખતે એક અખાતની માપણી કરેલી. એના સાથીને એ અર્થ વગરની લાગેલી, પણ થોડા વખતમાં જ એનો સદુપયોગ થયો. અંગ્રેજોએ અમુક જગ્યા કબજે કરેલી તે પાછી મેળવવામાં એ જ્ઞાન નેપોલિયનને ઘણું ઉપયોગી થઇ પડયું.

× × ×

એક વખત કેટલાક અમલદારો એને સલાહ આપવા આવેલા. એ બધા પોતાને ઘણા ડાહ્યા માનતા અને પ્રજાસત્તાક સરકાર તરફથી આવેલા હોઇ નેપોલિયનના ઉપરી હોવાનું ગુમાન રાખતા.

નેપોલિયન એમને સમુદ્ર કિનારે લઇ ગયો અને દૂરથી અંગ્રેજ નૌકાસેના બતાવી. ત્યાં તો ધડાધડ તોપો છૂટવા માંડી. પેલા ગભરાઇ ગયા અને તોપોના મારાથી ડરી ગયા. એમણે સલાહ આપવાનું માંડી વાળ્યું. નેપોલિયને તોપોનો જવાબ આપવા પોતાનું તોપખાનું સાબું મૂક્યું.

× × ×

નેપોલિયન એલ્બાથી પેરિસ આવ્યો ત્યારે એની સામે લડવા એના જૂના સૈનિકોના બનેલા લશ્કરને નવા રાજાએ મોકલ્યું હતું. એ સેના સામે નેપોલિયન એકલો ગયો. પોતે ઘોડા પરથી નીચે ઊતર્યો અને છાતી ખુલ્લી કરીને બોલ્યો: 'મારા બહાદુર સૈનિકો ! તમારા માનીતા સેનાપતિ અને શહેનશાહને ગોળીએ મારવાની જેની મરજી હોય તે ખુશીથી મારી સામે આવે ને પોતાની બંદૂક ચલાવે.'

એ સાંભળીને, અને એની હિંમત જોઇને એ સેના લડવાને બદલે નેપોલિયનના પક્ષમાં ભળી ગઇ !

× × ×

'મારા બાપુએ મારી એટલે એ રડે છે.' એક છોકરાએ નેપોલિયનને ખુલાસો કર્યો. એ છાવણીમાં ફરતો હતો ત્યારે એક બાઇને રડતી જોઇ એણે કારણ પૂછ્યું. એનો જવાબ એના દીકરાએ આપ્યો.

નેપોલિયને છોકરાના બાપની તપાસ કરી. એ એક સૈનિક હતો. એને પોતાની પાસે બોલાવ્યો. સિપાઇએ નેપોલિયનને ઓળખ્યો ન હતો એટલે એના સવાલનો જવાબ રૂવાબભેર આપ્યોઃ 'મહેરબાન ! તમે તમારૂં કામ સમાલો અને મને મારી બૈરીને સંભાળવા દો.'

એ સાંભળી નેપોલિયન ખુશ થયો. એણે સૈનિકને પોતાનું ઓળખાણ આપ્યું.

સૈનિક ગભરાયો, પણ નેપોલિયને એને સારી શિખામણ તથા ધીરજ આપી, અને એને ઊંચી પાયરીએ ચઢાવ્યો. સૈનિકે પોતાનો સ્વભાવ બદલ્યો.

× × ×

ફ્રાન્સની જેલમાંથી કોઇ ખલાસી નાસી છૂટયો. એક તકલાદી હોડી બનાવીને એનાથી અંગ્રેજી ખાડી ઓળંગવાનો એનો વિચાર હતો એવામાં એ પકડાયો.

નેપોલિયને એ વાત જાણી એટલે એને પોતાની પાસે બોલાવ્યો ને આવું સાહસ કરવાનું કારણ પૂછયું.

પેલાએ સાચી વાત કરી. એ પોતાની વૃદ્ધ માતા, જે ગરીબ અને અપંગ હતી, એની ચિંતા કરતો હતો ને એને મળવા આતુર હતો. એટલા માટે જ એ આવું સાહસ કરવા તૈયાર થયો હતો.

એ સાંભળી નેપોલિયન રાજી થયો ને એને ઘટતી સગવડ આપી ઇંગ્લેંડ મોકલી આપ્યો.

નાગરદાસ ઇ. પટેલ

—✠—

## પરસાદીયા ભગત

( શાર્દૂલ )

ડીકો, ભૂપત, ઇંદુ, બાબુ, નવલો; રેતા હતા ગામમાં
ગામે સાધુ ય સંત ખૂબ વસતા કરતા હરિની કથા,
બાબુ, ભૂપત, ઇંદુ, જીતુ સરવે જાણે ન એમાં કંઇ
શીંગો, સાકર, કોપરુંય મધુરું મીઠી વળી દ્રાક્ષની
ખાવા ખૂબ પ્રસાદી ઉર ધરીને જાતા કથા સૂણવા.

લઇ એ ઠેકાણે મૂકી દેવી જોઇએ. વ્યવસ્થાસર અને પદ્ધતિસર કામ કરવાની ટેવ પાડવાથી રસોઇ કરવી એ આનંદનો વિષય નીવડશે.

દૂધ હંમેશાં ગરમ કરીને જ વાપરવું જોઇએ. સવારના દૂધનો બપોરે ઉપયોગ કરવો હોય તો એને ઉભરો આવે એટલું ગરમ કરીને રાખી મૂકવાથી એ ફાટી જશે નહિ. દૂધના વાસણ ખાસ કરીને બહુ જ સ્વચ્છ રાખવાં જોઇએ. એ બરાબર અજવાળેલાં નહિ હોય અથવા તો તેમાં રાખ કે મરોઠી કે બીજું કંઇ ચોંટી રહ્યું હશે તો દૂધ ફાટી જશે.

અનાજ અને રસોડાંને લગતી ચીજો તેમ જ વાસણો બરાબર વ્યવસ્થાસર નક્કી કરેલા ઠેકાણે રાખવાં જોઇએ. એમ કરવાથી જોઇતી ચીજ કે વસ્તુ વગર વિલંબે મળી શકશે અને નાહકનો ત્રાસ અથવા બગાડ ઓછો થશે. અનાજ પોતાના ઘરમાં વરા પ્રમાણે ભર્યું હોય તો તેની પણ કાળજી રાખવી જોઇએ. એ સડી ન જાય અથવા બટાઈ ન જાય તે પણ જોવું જોઇએ. અનાજના ડબ્બા કે કોઠીનાં ઢાંકણાં બંધ રાખવાં જોઇએ. એ અધખોલાં કે ઉઘાડાં રહી જાય તો ઉંદરો મન માનતી ઉજાણી કરે અને દાણા સડી જાય.

અનાજ ભરી રાખવા માટે પણ જૂદા જૂદા ઉપાયો લેવા જોઇએ. મોટે ભાગે છાણની અંદર પારો નાખી તેનાં થેપલાં બનાવી છાંયે સૂકવી રાખ્યાં હોય તો તે એ રીતે ભરી રાખવાનાં અનાજમાં રાખવાથી તેમાં બિલકુલ સડો લાગતો નથી.

ઘઉં, ચોખા, તુવેરની દાળ એ ત્રણેને દીવેલથી મોઇને અને આ રીતે થેપલાં નાંખી સંઘરવામાં આવે તો ઘણો વખત સુધી તે સડતાં નથી. ડાંગરમાં કુંદાં ન થાય તેટલા માટે તેમાં લીંબડાનાં પાન નાખવાં જોઇએ. બાજરી ભરી રાખવી હોય તો તેને રાખ ચોળીને રખેળવાથી અને ઉપર રાખનો થર કરવાથી એ બિલકુલ બટાતી કે સડતી નથી. અંદર જરા પારો પણ નાખવામાં આવે છે, અને થોડાક કાગળના કડકા પણ નંખાય છે.

એવી જ રીતે ઘણુંખરું કઠોળ પણ રાખમાં રાખવાથી અને વાલને દીવેલથી મોઇ નાંખવાથી તેમાં જીવાત પડતી નથી

તેજાના અને મસાલાની ચીજો ભરી રાખવા માટે પણ એવી જ જાતના ઉપાયો લેવા જોઇએ. આખા વરસને માટે મોસમમાં મસાલો ભરી રાખવાની ટેવ પાડવી હિતકારક છે. એનાથી વારેઘડીએ ચીજો લાવવાનો ત્રાસ ઓછો થાય છે અને પૈસાનો પણ બચાવ થાય છે.

જીરૂં-અજમો સાફ કરીને ભરી રાખવાથી તેમાં સડો પડતો નથી, અને લાંબા વખત સુધી જળવાઇ રહે છે. એલચી અને પીસ્તામાં લવીંગ રાખવાથી એમાં જીવાત પડતી નથી.

બદામ ચુનાની ફાકમાં રાખવાથી સડતી કે ખોરી થઇ જતી નથી. ખાંડેલાં

મરચાં તેલથી અથવા દીવેલથી મોઇને રાખવાથી તેમાં ઇયળ પડતી નથી. આમલીમાંથી કચુકા કાઢી નાંખી મીઠું નાંખી એના ગોળા વાળીને ભરી રાખવાથી એ લાંબા વખત સુધી સારી રહે છે. કોકમના ફૂલમાંથી બીજ કાઢી નાખીને રાખવાથી જીવાત પડતી નથી. દળેલી હળદર અને ધાણાજીરૂં ભેજ કે હવા ન લાગે એવી રીતે બરાબર કાચની સારાં ઢાંકણાંવાળી બંધ બરણીમાં રાખવાથી એમાં સડો પેસતો નથી.

એજ રીતે રસોઇમાં વપરાતાં હંમેશનાં વાસણ અને કોઇ કોઇ વખત ઉપયોગમાં લેવાનાં વાસણો અને સાધનો જૂદાં રાખવાં જોઇએ. જે ચીજનો હંમેશાં ઉપયોગ ઉપયોગ ન હોય તે જ્યારે જોઇએ ત્યારે હાથ લાગે એવી રીતે ઠેકાણે રાખવી જોઇએ, અને અવારનવાર તેને સાફ કરવી જોઇએ કે જેથી જરૂર પડે ત્યારે એને ઉપયોગમાં લઇ શકાય.

રસોઇનાં વાસણો બરાબર અજવાળવાં જોઇએ, અને તેમાં ખુણેખોચરે પણ કાળા ડાઘા તેમ જ એંઠવાડો ન રહી જાય તેની ખાસ કાળજી રાખવી જોઇએ. કલાઈ વગરનાં વાસણોથી કોઇ વખત કાટ ચઢીને ભયંકર પરિણામ આવવા સંભવ છે.

એ જ રીતે ચાનાં વાસણો તેમજ પ્યાલા અને રકાબી બરાબર સાફ રાખવાં જોઇએ. પ્યાલા રકાબી પાણીમાં બોળી ધોઇ કાઢવાને બદલે અવારનવાર તેને સાબુથી અથવા સોડાખારથી ગરમ પાણીનો ઉપયોગ કરી ધોઇને લુગડાંથી બરાબર લૂંછી નાંખવાં જોઇએ.

રસોઇ કરતી વખતે બને તેટલી સ્વચ્છતા જાળવવી જોઇએ અને પોતાનાં કપડાં ન બગડે તેની સંભાળ રાખવી જોઇએ. રોટલી કરતી વખતે ચારે બાજુએ અટામણ ન વેરાય તેમજ વઘાર કરતી વખતે છાંટા ન ઉડે તેની ખાસ કાળજી રાખવી જોઇએ.

જ્યાં ત્યાં તેલનાં ટપકાં અથવા હળદરના ડાઘા કે ગોળના દડકા ન પાડવા જોઇએ. રસોડું જેટલું સ્વચ્છ હશે તેટલો જ રસોઇ કરતાં વખતે આનંદ આવશે, અને રસોઇ સારી થશે જે આંખને ન ગમે તે મોંને ગમતું નથી એ હંમેશાં યાદ રાખવું જોઇએ.

સુઘડ અને કુવડ એ બે વચ્ચેનો ભેદ રસોડા પર નજર નાખતાં તરત જણાઇ આવશે. જેટલી સ્વચ્છતા વધારે તેટલી સુઘડતા વધારે, અને જેટલો ગંદવાડો તેટલું કુવડપણું.'

'અરે રંભાબહેન ! તમે તો બહુ મોટું ભાષણ આપી ગયાં. એ સમજતાં અને ભેજામાં ઊતારતાં મને તો ખાસ્સું પખવાડિયું જોઇએ.' મેં કહ્યું.

'જોની જયા ! એમ ગભરાઈ જવાની જરૂર નથી. આ તો મેં તને મોઢથી સમજાવ્યું. આ બધું સાંભળીને તું તારી નોંધપોથીમાં લખી લેજે, એટલે તને કામ આવશે. એ હું જોઇને સુધારી પણ આપીશ.' રંભાબહેને કહ્યું.

અને એમની સૂચના મુજબ મેં જે નોંધ કરેલી તે મને ઘણી જ કામ આવી.

સુમતિ નાગરદાસ પટેલ

# વિજ્ઞાન વિહાર

**વરસાદ કેટલો વરસે છે ?**

વરસાદનું માપ હમેશાં ઈંચમાં લેવાય છે. મુંબઇમાં લગભગ ૮૦ ઇંચ એક વરસમાં પડે છે. ગુજરાતમાં લગભગ ૨૫ થી ૩૦ ઈંચ વરસાદ પડે છે. જ્યારે કાઠિયાવાડમાં તેથી પણ ઓછો પડે છે અને તે સુકો પ્રદેશ કહી શકાય. રજપુતાનામાં નહીં જેવો જ પડે છે. આસામમાં ચેરાપુંજી આગળ પાંચસો ઇંચ પડે છે. મહાબળેશ્વરમાં લગભગ ત્રણસો ઈંચ પડે છે જ્યારે સહરાના રણમાં બીલકુલ પડતો નથી.

*

**દુનિયાનું સુંદરમાં સુંદર મકાન કયું ?**

જ્યારે જ્યારે આવો સવાલ ઉપસ્થિત થાય ત્યારે ત્યારે બધાના મત જુદા પડે છે પણ એમ નક્કી કરવામાં આવ્યું છે કે દુનિયાનાં મકાનોમાં અદ્દભુત સુંદરતાનો નમુનો જોઇએ તો તે આગ્રાનો તાજમહાલ છે. બાદશાહ શાહજહાંને પોતાની મુમતાઝ મહાલની કબર તરીકે ત્રીસ કરોડ ખર્ચીને એ બંધાવ્યો છે. એ જોવાને દર વરસે આખી દુનિયામાંથી હજારો માણસો આગ્રા જાય છે. સફેદ આરસપહાણનું એ સુંદર મકાન એક અદ્દભુત અને જીવતી કવીતા છે.

*

**પતંગીયાની પાંખો ઉપર ગોળ કુંડાળાં અથવા ચકકર શા માટે હોય છે ?**

સાધારણ રીતે પ્રાણીઓ પોતાના દુશ્મનની ભયંકરતા તેની આંખોની કદ ઉપરથી કાઢે છે. પતંગીયાની પાંખ ઉપરના મોટા ગોળ ચકકરો તેની આંખો છે એમ ઘણા પ્રાણીઓ ધારી લે છે અને તેઓ તેનાથી ગભરાય છે અથવા જો તે હુમલો કરે છે તો પહેલાં પેલાં ગોળ ચકકરો ઉપર કરે છે. આ ચકકરો એવા જગ્યાએ આવેલાં હોય છે કે જેથી પતંગીયાને સાધારણ રીતે મર્મસ્થાનમાં ઇજા થતી નથી અને એ બચી જાય છે.

*

**કેટલાક લાકડાં બળે છે ત્યારે ફટાકડા જેવો અવાજ કેમ થાય છે ?**

દિવેલાના જુંગળાં, તુવેર તથા કપાસની કરાંઠીઓ, ચોરીયાના ડીંડલા વીગેરે તેમજ નાનાં મોટાં લાકડાં બળે છે ત્યારે ઘણી વખત ફટાકડા ફુટતા હોય એવો અવાજ કેમ થાય છે !

એનું કારણ છે કે એ બધાં લાકડાં કે જુંગળાંને સુક્ષ્મદર્શક કાચથી જોઇશું તો એમાં હજારો નાનાં નાનાં છિદ્રો જણાશે, એ છિદ્રોમાં હવા ભરેલી હોય છે. એ હવા લાકડાં બળે છે ત્યારે ખુબ ગરમ થાય છે અને હવા ગરમ થાય ત્યારે એને જગ્યા વધારે જોઇએ છીએ. એટલે એ આજુબાજુ દબાણ કરે છે અને એના દબાણથી એકાએક ધડાકા સાથે છુટી થાય છે. એ હવા છુટી થતી વખતે ઉપર જણાવ્યા તેવા ફટાકડા ફુટતા હોય એ રીતનો અવાજ કરે છે. દિવેલાનાં જુંગળાંમાં દરેક ગાંઠની વચ્ચે જુંગળી જેવી જગ્યા હોય છે તેમાં હવા વધારે પ્રમાણમાં ભરેલી હોવાથી એ બળતી વખતે ઘણો અવાજ કરે છે અને ફટ ફટ ફુટે છે. બળતી વખતે ગાંઠો પણ અવાજ કરે છે તેનું આ જ કારણ હોય છે.

પુરૂષોત્તમ હ. પટેલ બી. એસ. સી.

આદ્યતંત્રી અને સ્થાપકઃ જયકૃષ્ણ ના. વર્મા, બી. એ; એલએલ. બી., એમ. એસ. સી. (લંડન)
હાલ દિવાન લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી

| વ્યવસ્થાપક : | તંત્રીઓ : | પ્રકાશક : |
|---|---|---|
| નટવરલાલ એ. ઠક્કર | શ્રી. પ્રેમલીલા મહેતા બી. એસસી. | અંબાલાલ વિ. ઠક્કર |
| લુહાણામિત્ર પ્રેસ. વડોદરા. | શ્રી. વિદ્યુલ્લતા દેસાઇ બી. એ. | વડોદરા. |

પુ. ૩૨મું ] જુન : ૧૯૩૯ [ અંક ૪થો

## અનુક્રમણિકા



### બાલ વિભાગ—તંત્રી : નાગરદાસ ઇ. પટેલ



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂ. ૪-૮-૦ : વિદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ, દશ આના

# વિજ્ઞાન વિહાર

### વરસાદ કેટલો વરસે છે ?

વરસાદનું માપ હંમેશાં ઇંચમાં લેવાય છે. મુંબઇમાં લગભગ ૮૦ ઇંચ એક વરસમાં પડે છે. ગુજરાતમાં લગભગ ૨૫ થી ૩૮ ઇંચ વરસાદ પડે છે. જ્યારે કાઠિયાવાડમાં તેથી પણ ઓછો પડે છે અને તે સુકો પ્રદેશ કહી શકાય. રજપુતાનામાં નહીં જેવો જ પડે છે. આસામમાં ચેરાપુંજી આગળ પાંચસો ઇંચ પડે છે. મહાબળેશ્વરમાં લગભગ ત્રણસો ઇંચ પડે છે જ્યારે સહરાના રણમાં બીલકુલ પડતો નથી.

*

### દુનિયાનું સુંદરમાં સુંદર મકાન કયું ?

જ્યારે જ્યારે આવો સવાલ ઉપસ્થિત થાય ત્યારે ત્યારે બધાના મત જુદા પડે છે પણ એમ નક્કી કરવામાં આવ્યું છે કે દુનિયાનાં મકાનોમાં અદ્‌ભુત સુંદરતાનો નમુનો જોઇએ તો તે આગ્રાનો તાજમહાલ છે. બાદશાહ શાહજહાને પોતાની મુમતાઝ મહાલની કબર તરીકે ત્રીસ કરોડ ખર્ચીને એ બંધાવ્યો છે. એ જોવાને દર વરસે આખી દુનિયામાંથી હજારો માણસો આગ્રા જાય છે. સફેદ આરસપહાણનું એ સુંદર મકાન એક અદ્‌ભુત અને જીવતી કવીતા છે.

*

### પતંગીયાની પાંખો ઉપર ગોળ કુંડાળાં અથવા ચકકર શા માટે હોય છે ?

સાધારણ રીતે પ્રાણીઓ પોતાની દુશ્મનની ભયંકરતા તેની આંખોની કદ ઉપરથી ...ટે છે. પતંગીયાની પાંખ ઉપરના મોટા ગોળ ચકકરો તેની આંખો છે એમ ઘણા પ્રાણીઓ ...ારી લે છે અને તેઓ તેનાથી ગભરાય છે અથવા જો તે હુમલો કરે છે તો પહેલાં પેલાં ગોળ ચકકરો ઉપર કરે છે. આ ચકકરો એવા જગ્યાએ આવેલાં હોય છે કે જેથી પતંગીયાને સાધારણ રીતે મર્મસ્થાનમાં ઇજા થતી નથી અને એ બચી જાય છે.

*

### કેટલાક લાકડાં બળે છે ત્યારે ફટાકડા જેવો અવાજ કેમ થાય છે ?

દિવેલાના ઝુંગળાં, તુવેર તથા કપાસની કરાંઠીઓ, થોરીયાના ડીંડલા વીગેરે તેમજ નાનાં મોટાં લાકડાં બળે છે ત્યારે ઘણી વખત ફટાકડા ફુટતા હોય એવો અવાજ કેમ થાય છે !

એનું કારણ છે કે એ બધાં લાકડાં કે ઝુંગળાંને સુક્ષ્મદર્શક કાચથી જોઇશું તો એમાં હજારો નાનાં નાનાં છિદ્રો જણાશે, એ છિદ્રોમાં હવા ભરેલી હોય છે. એ હવા લાકડા બળે છે ત્યારે ખુબ ગરમ થાય છે અને હવા ગરમ થાય ત્યારે એને જગ્યા વધારે જોઇએ છીએ. એટલે એ આજુબાજુ દબાણ કરે છે અને એના દબાણથી એકાએક ધડાકા સાથે છુટી થાય છે. એ હવા છુટી થતી વખતે ઉપર જણાવ્યા તેવા ફટાકડા ફુટતા હોય એ રીતનો અવાજ કરે છે. દિવેલાનાં ઝુંગળામાં દરેક ગાંઠની વચ્ચે ભુંગળી જેવી જગ્યા હોય છે તેમાં હવા વધારે પ્રમાણમાં ભરેલી હોવાથી એ બળતી વખતે ઘણો અવાજ કરે છે અને ફટ ફટ ફુટે છે. બળતી વખતે ગાંઠો પણ અવાજ કરે છે તેનું આ જ કારણ હોય છે.

પુરૂષોત્તમ હ. પટેલ બી. એસ. સી.

# ...ક્તને

[ ખંડ હરિગીત ]

સ્તુતિ કરવી મૂકી દે
ભજન ગાવાં છોડી દે
માળાતણા ના ફેરવીશ ઉતાવળે મણકા હવે.
મન્દિરે એકાન્તમાં,
અન્ધકારભર્યાં ખૂણે;
દ્વાર સઘળાં બંધ કરીને કોની પૂજા આદરે ?
જો, દેવ નહિ તુજ આગળે.
કૃષિવલો ખેડે ક્ષિતિ,
કઠિન જે પથરા થકી
દશદ ફોડે કામગારો, મૂર્તિ ત્યાં વિભુની ઉભી
તુજ મૂર્ખતા પર રહી હસી.
ધૂપમાં વૈશાખના
ભાદ્ર ભર વરસાદમાં
રેત ધૂસર વસન ભીને હરિ ઉભા એ સાથમાં
નહિ ભવ્ય તુજ આવાસમાં.
પુનિતનો અંચળો
વેગળો મૂકજે જરા
વિભુવર ધીકે છે ધૂપમાં ને ભીંજતા વરસાદમાં
તું આવ ને ઉભો રહે સહુ સાથમાં
દુઃખી દીનને લે બાથમાં.
મુક્તિને તું શોધતો ?
ક્યાં જડે મુક્તિ ભલા !,
જાતે જ સ્વામીએ ગ્રહી સર્જન પીડા આનંદમાં
બંધાયલા વિભુ યે ચરાચર સૃષ્ટિની સંગાથમાં.
ચિરકાળ નેહલ બંધમાં.
ધૂપ ને કુસુમો બધાં
વેગળાં મૂક તું હવાં
ને ધ્યાનના આડંબરો ક્ષણવાર છોડી દે સખા !
તું આવને જોતા ખરો, વિશ્વેશ ક્યાં જઇને ઉભા !
મોંઘાં વસન ચીરાય છે ?
હીર રેતથી ખરડાય છે ?
હરકત નહીં; પણ દેવ ઝાંખી થાય છે
જ્યાં શ્રમ અને પ્રસ્વેદથી અંગાંગ જન ભીંજાય છે.

વિવિત્સુ

---

* ગીતાંજલિ ગીત ૧૧ મું.

# ગુજરાતની પ્રાચીન સ્ત્રી લેખિકાઓ

સંપાદક : શ્રી. છગનલાલ વિદ્યારામ રાવળ

## મીરાંબાઇ ( પહેલી )

આપણી ગુજરાતી ભાષામાં કવિતા-રચનારી બ્હેનોમાં મીરાંબાઇ એ અગ્રસ્થાને શોભે છે—જો કે તે આપણા પ્રાન્તની રહેવાસી ન હોતી, છતાં આપણા પ્રાંતમાં બહુ મુદત સુધી રહેલી હોવાથી તેણીએ તેમાં સારી કવિતા રચી છે.* એની કવિતામાં ભક્તિ-ભાવનો પ્રેમરસ ઝળહળે છે. તેમ તેણીએ પોતાના ઇષ્ટદેવ શ્રી કૃષ્ણ મહારાજ સાથે તન્મય થઇ જે કવિતાઓ રચી છે તે આજ પણ સાધુ-સંતો અને અન્ય શ્રદ્ધાળુ લોકો બહુ જ ઉત્સાહ ને ભાવથી ગાય છે તેમ સાંભળે છે.

મીરાંબાઇનું પિયર મેડતામાં (મેવાડ)માં હતું. તે જયમલ્લ રાઠોડ ઠાકોરની કુંવરી હતી, એવું તેના પોતાના શ્રીમુખે કહેલા એક પદ ઉપરથી જણાઇ આવે છે.

તેને ઉદેપુર-(મેવાડ)ના કુંભા રાણાજી× સાથે પરણાવી હતી. પણ તેણીએ આ રાણાજી સાથે સંસાર ન માંડતાં ઠેઠ મરતાં સુધી ત્યાગી જીવન ગાળ્યું હતું.

તેનો જન્મ વિ. સં. ૧૪૫૯માં અને અવસાન સં. ૧૫૨૬ ની સાલમાં પવિત્ર દ્વારકા તીર્થમાં થયું હતું.

## મીરાંબાઇ ( ૨જી )

આ બ્હેન પણ જાતે ક્ષત્રિયાણી હતી. તેના પિતાનું નામ રત્નસિંહ ને તે અજમેર પાસે આવેલા કુકડી ગામના મેડતિયા હાત્તિયા ઠાકોર હતા. તેમણે પોતાની આ કુંવરીનું લગ્ન કોઇ ભોજ રાજા નામના ઠાકોર સાથે કર્યું હતું. તેનો જન્મ વિ. સં. ૧૪૬૯ ને અવસાન વિ. સં. ૧૫૨૬માં થયું ગણાય છે. એટલે પહેલી મીરાંબાઇને આ બ્હેન સમકાલિન હતાં.

તેનું રચેલું " સત્યભામાનું રૂષણું " નામનું એક કાવ્ય સરકારી કાવ્યદોહનમાં પ્રસિદ્ધ થયું છે તે વિના તેણીએ બીજાં કેટલાંક છૂટક પદ પણ રચ્યાં છે.

## મીરાંબાઇ ( ત્રીજી-નાની મીરાંબાઇ )

વાંસવાડા-મેવાડ પાસેના એક નાના ગામમાં તેનો જન્મ થયો હતો. તે જાતે લેઉઆ પાટીદારની દીકરી હતી ને તેણીએ કહાન કુંવારી એટલે આમરણાંત કુંવારી રહી પ્રભુ ભક્તિમાં પોતાનું જીવન પુરૂં કર્યું હતું.

વાંસવાડા ને ગુજરાતના સંતરામપુરની હદ પાસે પાસે હોવાથી તેના સીમાડાના પ્રદેશની ભાષા મેવાડી ને ગુજરાતી મિશ્રિત હોવાથી તેણીએ ગુજરાતી ભાષામાં ઘણી સારી બોધ, કવિતા રચી છે.

હાલ વાંસવાડાના પ્રણામી પંથના મંદિરમાં આ બાઇનાં રચેલાં પદોનું એક મોટું હસ્તલિખિત પુસ્તક હોવાની ખબર મળી છે.

---

* મીરાંબાઇની રચેલી હિંદી ને મારવાડી ભાષાનાં કેટલાંક પદ રૂપાંતર પામી ગુજરાતીમાં આવ્યાનું કહેવાય છે ને તેથી તેનાં કોઇ કોઇ પદમાં મારવાડી ને હિંદી ભાષાના શબ્દો જોવામાં આવે છે.

× હાલના નવા શોધકો ( વિશેષે કરી મેવાડના ) તેને રાણાજી સાથે નહિ પણ તેમના ભત્રીજા સાથે પરણ્યાનું જણાવે છે. રાણાજીએ આ સાધ્વી-બાઇને ઘણે પ્રકારે દુઃખ દીધા બાબતનું કલંક કાઢી નાખવા માટેજ વખતે તેમણે આ વાત નેડી કાઢી પણ હોય.

આ પ્રમાણે મીરાંબાઇના નામનાં ઘણાં પદ જોવામાં આવે છે પણ તે આ ત્રણેમાંથી કયી મીરાંએ રચેલાં તે જાણવાનું સાધન નથી

## રતનબાઇ

આ બ્હેન ખેડતા એટલે ખેડાની વતની ને જૈન ધર્મી હતી. તેણીએ વિ. સં. ૧૬૩૫ ના મહા સુદિ ૧૩ ને દહાડે "રેંટિયાની સઝાય." રચી છે જે આ લેખકના પ્રાચીન કાવ્ય સુધા ભાગ ચોથામાં પ્રસિદ્ધ થઇ છે. ( પૃ ૨૮૬ ) તેમજ ઇ. સ. ૧૯૨૪ ના મે મહિનાની તારીખ ૨૫ મીના " નવજીવન "માં છપાઇ છે તેનો આરંભનો ભાગ

" ભાઇરે અમને રેંટીયો વ્હાલો
રેંટિયો ઘરનું મંડાણ જો.

છેલ્લો ભાગ

" સોલ પાંત્રીસે ખેડતા નગરે,
સુદિ તેરસ મહા માસ રે;
રતનબાઇએ રેંટિયો ગાયો,
સફળ થઇ મન આશ રે.

## હેમશ્રી

આ બ્હેન પણ જૈનધર્મી અને નયસુંદર સૂરિની શિષ્યા હતી. તેણીએ " કનકાવતી રાસ " નામનું એક આખ્યાન વિ. સં. ૧૬૪૪ ના વૈશાખ સુદ ૭ ને મંગળવારે રચ્યું છે તેનો આદિ ભાગ

" એણી પરિ નેહ પાલઇ નરનારી,
તે નેહનું પરિમાણ;
જુનમલ ઇસા જન જુ એહવા,
તું ગાજ ઇ પરમ સુજાન. "

છેલ્લો ભાગ

" સંવત ૧૬ સુમાલઇ સંવચ્છરિ,
વૈશાખ વદિ બુજવાર;
સાતમઇ દનિ શુભ મુહરતઇ
પૌમઇ રચઉ આખ્યાન એ સાર. "
ભણઇ ગુણઇ સંભલિ જે નાર,
તેહ ઘરિ મંગળ ચ્યાર;
હેમશ્રી હરખઇ તે બોલઇ,
સુગુરુ સંયોગ સુસાર.

## કવિયણ

આ બ્હેન પણ જૈન ધર્મી હતી. તેનો હયાતી કાળ વિ. સં. ૧૬૫૨ નો મનાય છે. તેણીએ પોતાના વખતની જુની ભાષામાં નીચે પ્રમાણે કાવ્યો રચ્યાં છે.

## ચોવીશી

આ કાવ્ય " ચંદા ઉલા " છંદમાં રચેલું છે. તેના આરંભનો ભાગ

" સાહિબા વાલેસર અરિહંત કે,
નિસુણો વિનતિ રે લો;
સસનેહા ગુણવંત કે,
હીયડે જે હતી રે લો *

છેલ્લો ભાગ

ગિરૂઆ રે ગુણ તુમ તણા—એ દેશી.
" તુજ :ગુણ ગાઉં કથા રસેમેં
સમકિત ગુણ દીપાવે રે;
કવિયણ જગમાં જીતના થણ
ગ્રહિર નિસાંણ વણવ્યારે.
વીર જીતને રે ભઉં ભાયણુંઉં.

## પાંચ પાંડવની સઝાય

છેલ્લો ભાગ

" શ્રી હીરવિજય સૂરિ ગચ્છ ધણી,
તપગચ્છનો ઉદ્યોતકાર રે;
કરજોડી કવિયણ મુજ
આવાગમણ નિવારો રે.

## તેતલી રાસ

રચ્યા સાલ વિ. સં. ૧૫૯૫ પાનાં ૧૨ આ સિવાય મહાબલ મલયસુંદરી રાસ, શાલિભદ્રની સઝાય, નવકાર વાળીની સઝાય અને અર્જુન માળીની સઝાય વગેરે બીજાં કાવ્યો પણ રચ્યાં છે.

---

* હાલ ગરબામાં કહીને છઉ જે " લોલ " શબ્દ આવે છ તેજ આ " લો "ને ઠેકાણે છે. નરસિંહ મહેતાએ પણ પોતાના રચેલા એક ગરબામાં આ પ્રમાણે " લોલ " ને બદલે " લો " વાપરેલ જણાય છે.

## સવરી બાઇ

આ બહેનનાં બનાવેલાં પદોનો સંગ્રહ મુંબઇના ગુજરાતી પ્રેસના શેઠ નટવરલાલ ઇચ્છારામ દેસાઇના સંગ્રહમાં છે.

## શિવલક્ષ્મી

આ બાઇનું આત્મબોધ વિષેનું બનાવેલું એક પદ આ લેખકના પ્રા-કાવ્ય-સુધા. ભાગ ૨ જામાં પ્રસિદ્ધ થયું છે. ( પૃષ્ટ ૧૦૩ )

તેનો છેલ્લો ભાગ

સગાં સંબંધી રાજે મળીને બેઠાં,
તે પશુ પંખીનો મેળો
એવું સુણીને ગાય શિવલક્ષ્મી,
જે જીવ ઇશ્વરમાં ભેળો રે

## સુંદરબાઈ

આ બહેનનું રચેલું એક પદ પ્રા. કાવ્ય-સુધા ભાગ ૩ જામાં પ્રસિદ્ધ થયું છે. ( પૃ. ૨૫૨ )

તેનો આદિ ભાગ

પ્રેમીપુરમાં પ્રેમીજન વસે રે, કાંઇ ગુજર કેરી નાર
વિખર્યાં મોતી શોધી કાઢીયાં રે, તે પુરણબ્રહ્મની જાત

છેલ્લો ભાગ

સુંદર સખીની એ વિનતી રે,
તમે સુણજો શ્રી મહારાજ
વ્હાલેયા તમને તમારૂં સુખ સુંપતાં રે,
કાંઇ સરીયાં સર્વે કાજ

આ બહેન પ્રણામીપંથની હતી.

## વહતી

આ બહેનનું છંદની ચાલનું એકજ પદ પ્રા. કાવ્ય-સુધા ભાગ ૩ માં પ્રસિદ્ધ થયું છે. ( પૃ. ૨૫૩ )

તેનો આદિ ભાગ

શ્રી મહાદેવ સદાશિવ શંકર, ત્રિ નયન દેવ મુદાર
ગિરિપતિ ગિરિજા વલ્લભ શંકર, ભજ રે વારંવાર

છેલ્લો ભાગ

તાંડવ નૃત્ય ત્યાં થેઇ થેઇ નાચે, વહતી ગાય છે ગીત
એ પરિબ્રહ્મ પુરૂષોત્તમ શંકર, ભજ રે વારંવાર

છેવટે તે પોતાના વતન માટે જણાવે છે કે:

અશ્વની કુમારે વસે અનાયક, * તાપી તટ નીવાસી
સદાશિવ પરિપૂરણ શંકર, ભજ રે વારંવાર

## રાણી સુરદા

આ સુરદા રાણી તે ખરી રાણી કે, નામધારી રાણી હશે તે સમજાતું નથી. તેનું એક પદ પ્રા. કાવ્ય-સુધા ભાગ ૩ માં આપ્યું છે. ( પૃ. ૨૫૫ )

તેનો આદિ ભાગ

જાગો જાગો રે મારા બેલીડા,
આવ્યો કલિયુગ પોરો રે,
જાગ્યા સોઈ નર જન જીવ્યા
ઉંઘે અફલ ગુમાવી રે

છેલ્લો ભાગ

ભણે રાણી સુરદા સાંભળજો કુરંગા રે
શ્રીફળ લીધાં શ્રી રામજીનાં,
ચાલો પ્રભુ સામાં જઇએ રે.

## લીલાદે

આત્મબોધ નામનું એક ૧૮ કડવાંનું સુબોધક કાવ્ય રચ્યું છે.

તેનો આદિ ભાગ

વંદુ ચરણ સરોજ ગુરૂ, સુદ મંગળ આગાર
જેહી સેવત નર હોત હૈ, ભવસાગરકી પાર.

છેલ્લો ભાગ

જીરે લાખા શેલર્ષિની ચેલી, સતી લીલાદે બોલ્યાંજી
તો ફરી ચોરાશીમાં ના આવો. હોજી.

આ કાવ્ય તેના નામ પ્રમાણે ખરેખર એક ઘણું બોધક અને સમજવા જેવું છે.×

## કુંવરબાઈ

આ બહેનનાં છુટક પદોનો. સંગ્રહ સ્વ.

---

* સુરત તરફ અનાવિલ અને મોતાલા બ્રાહ્મણ તેમજ નાગરોમાંનો ગૃહસ્થ ભાગ પોતાને અનાયક માને છે તેથી આ બહેન વખતે તે પૈકીની એક જ્ઞાતની હોવી જોઇએ.

× આ કાવ્ય આ લેખકના અપ્રસિદ્ધ પ્રાચીન કાવ્ય વિનોદના ત્રીજા ભાગમાં લીધું છે.

સાક્ષરશ્રી તનસુખરાયભાઇ મનઃસુખરાયભાઇ ત્રિપાઠીના હસ્તલિખિત પુસ્તકોનાં સંગ્રહમાં છે.

( આ એક મોટો ચોપડો સ્વ. ભાઇ મણિલાલ બકોરભાઇ વ્યાસ શોધી આપ્યો હતો. તેવું તનસુખરાયભાઇ કહેતા હતા. )

### જેબાઈ

આ બહેન અત્રે ( લુણાવાડા )ની રહેવાસી ને ગ્નાતે વીશળનગરા નાગર હતી. તેનો હયાતી કાળ વિ. સં. ૧૮૪૪ નો ગણાય છે.

શહેરા તાલુકે ગોધરામાં મોતિરામ કહુજી નામનો એક ચિત્રોડો નાગર કવિ થઇ ગયો અને જેવું દયારામભાઇ પાસે શિષ્ય મંડળ હતું તેવું જ આ કવિ પાસે પણ શિષ્ય મંડળ હતું તેમાં આ બાઇ તેની શિષ્યા હતી.

કવિ મોતીરામ સં. ૧૮૯૨ ના કાર્તિક સુદી ૨ને દહાડે અવસાન પામ્યા તે પછી પણ આ બાઇ લુણાવાડામાં હયાત હતી.*

તેની રચેલી કવિતામાં પુરણબ્રહ્મની બે આરતીઓ જડેલી તે પ્ર. કા. સુધા ભાગ ૨ જામાં છપાઇ છે. ( પૃ. ૧૦૪ )

તેનો આદિ ભાગ

જય જય પૂરણ બ્રહ્મ પૂર્ણાનંદ પુરૂષોત્તમ (૨)
હું છું તમારે શરણ. જય જય

છેલ્લો ભાગ

જન્મ મરણનો તાપ, તનથી નોવારો
પ્રભુ તનથી નીવારો;
જેબાઈ કરે નહાલ, ચરણ કમળ રાખો.
જય જય,

### જતુબાઇ

આ બાઇ નડિયાદના સુપ્રસિદ્ધ મહાત્મા શ્રી સંતરામજી મહારાજની શિષ્યા હતી. તેની કવિતાનો સંગ્રહ રા. નટવરલાલ ઇચ્છારામ દેસાઇ પાસે છે.

### તેજબાઇ

આ પણ નડિયાદના મહાત્મા સંતરામજી મહારાજની શિષ્યા હતી. તેણીએ પોતાના શ્રી ગુરૂ મહારાજની સ્તુતિનાં જે પદ બનાવેલાં તે હાલમાં ગુજરાતી પ્રેસમાં છે.

### પાનબાઇ

આ બહેનનાં રચેલાં પદોનો સંગ્રહ મુંબઇની શ્રી ગુજરાતી ફાર્બસ સભાના હસ્તલિખિત પુસ્તકોના સંગ્રહમાં છે.

### મંગળી

આ બહેન સિદ્ધપુર પાટણની વતની ને ગ્નાતે નાગરણ હતી. ( કયી જાતના નાગર તેની ખબર નથી ) તેનાં રચેલાં સોળ પદ ગુજરાતી ફાર્બસ સભાના સંગ્રહમાં છે.

### યશોધરા

આ જૈન ધર્મી બહેને " પંચાખ્યાન " નામનું એક કાવ્ય રચ્યું છે.

### માનબાઇ

આ બહેન નરસિંહ મહેતાની શિષ્યા જણાય છે. તેનું એક પદ, મહેતાના જીવનચરિતમાંનું હોવાથી તેનો થોડોક ભાગ નીચે આપ્યો છે.

શેઠે પુત્રીની સાહાયું લેયું,
બહેન કાંઠાં થઇને આવી રે.
ઓરડીએ તાળું દેવડાવ્યું,
કુંચી કાંઠાં થશે લાવી રે.
પુત્રીએ આવીને મંદિર ઉઘાડયું,
મહેતાજી પય પાય રે.
પુત્રે આવી પિતાને કહ્યું,
ત્યારે મનમાં વિસ્મય થાય રે.
આ પુત્રી મહેતાજી તમને સોંપી,
એની અવર વેદના વામી રે.
રોકાણી જઇ ચરણે લાગ્યાં,
મળ્યો માનબાઇનો સ્વામી રે.

### ઇચ્છાબાઇ

આ બહેન ડાકોરમાં રહેતી હતી. તે એક આંખે તદ્દન આંધળી ને બીજી આંખે થોડું

* આ બહેન લુણાવાડાના પ્રખ્યાત સ્વ. શાસ્ત્રી વેણીરામજીની ફોઇ થતાં હતાં.

જોઇ શકતી હતી. જાતે ઔદિચ્ય બ્રાહ્મણ ( સહસ્ર ઔદિચ્ય કે ટોળકિયા તે જણાતું નથી. ) ને વિધવા હતી. મંદિરના પ્રસાદથી તેનું પોષણ થતું હતું ને ડાકોરની ગૌશાળાના ઓટલા ઉપર પડી રહેતી હતી. આશરે સં. ૧૯૧૫ માં તે મરણ પામી.

તેની ઉત્તરક્રિયા સિદ્ધપુરના કોઇ ભાણજી-ભાઇ નામના પાટીદારે કરીને સાધુ સંતો અને બ્રાહ્મણોને જમાડ્યા હતા. તેના મૂળ વતનની ખબર નથી. ડાકોરમાં આશરે ત્રીશ વરસ સુધી રહી હતી.

એનાં બનાવેલાં પદ કીર્ત્તનોમાં ભક્તિ-રસની સારી જમાવટ જણાય છે.

ગુજરાતી પ્રેસના બૃહદ્ કાવ્ય દોહનના ભાગ સાતમામાં તેની કવિતા પ્રસિદ્ધ થઇ છે. ( પૃ. ૮૧૯ ) તેનો આદિ ભાગ

" મારા રૂપાળા રણછોડ,
શોભા શી કહું રે ડાકોરની,
તમે દ્વારકાથી આવ્યા રે,
બોડાણાને મન ભાવ્યા રે. શોભા.

છેલ્લો ભાગ

હરિને કાને કુંડળ ઝળકે રે,
મુગટમાં હીરા ચળકે. શોભા.
મને મળ્યો ઇચ્છા માઇનો સ્વામી રે.
સહુ ગોપીઓ આનંદ પામી. શોભા

## રામબાઇ

સાંભળ્યા પ્રમાણે આ બાઇ પણ નરસિંહ મહેતાના શિષ્યા હતી. તેનું એક પદ ગુ. પ્રેસના બૃ. કાવ્ય દોહન ભાગ સાતમામાં છપાયું છે ( પૃ. ૮૧૭ ) તેનો આરંભનો ભાગ

સાંભળને શામળિયા વહાલા,
તારે ને મારે ઘણી માયા રે.
જો મહેતો જમવા નહીં આવે તો,
તતક્ષણ તજું મારી કાયા રે.

છેલ્લો ભાગ

કપટ નથી કંઇ મેતાના મનમાં,
તતક્ષણ જમવા આવ્યા રે.
રામબાઇના સ્વામી શામળીઓ,
સઘળા દેહ સમાવ્યા રે.

## જાનકીબાઇ

આ બહેનની કાંઇ ખબર મળતી નથી. એનું એક પદ, બૃહદ્ કાવ્ય-દોહનના ભાગ સાતમામાં છપાયું છે. ( પૃ ૮૧૭ )

તેની છેલ્લી કડી—

ઘણી સાટે કીધી પ્રભુ વનમાં,
આપ્યું અવિચળ રાજ્ય.
કહે જાનકી હું પામર પ્રાણી,
સરીયાં અમારાં કાજ.

## જેઠીબાઇ

આ બહેનની બનાવેલી કવિતા પૈકીનું એક પદ બૃહ. કાવ્યના સાતમા ભાગમાં છપાયું છે ( પૃ. ૮૧૮ ) તેનો છેલ્લો ભાગ

" આશા તૃષ્ણા દુર્બા ત્રણેને ત્યાગ કરના,
સુર સંગે બાઇ જેઠી ભણે, અમર વરને વરના. *

* આ લેખ લખવામાં નીચે લખેલાં પુસ્તકોનો આધાર લીધેલો હોવાથી તેના કર્તાઓનો ઉપકાર માનવામાં આવે છે.

૧ ગુજરાતી પ્રેસે બહાર પાડેલા બૃહદ્ કાવ્ય દોહનના આઠ ભાગ.

૨ આ લેખકનાં નીચે જણાવેલાં પુસ્તકો.

૧ પ્રાચીન કાવ્ય સુધા ભાગ ૧લાથી ભાગ ૫મા સુધી તેમજ પ્રાચીન કાવ્ય વિનોદનો ભાગ ૧લો તથા બીજો.

૨ વડોદરા ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના અહેવાલમાં આ લેખકનું આપેલું ગુજરાત પ્રાંતના જુના કવિઓની હકીકતનું પત્રક. પૃ. ૪૪૪ થી ૫૫૬ સુધીનું.

૩ સાક્ષર શ્રી મોહનલાલ દલીચંદ દેસાઇ, બી. એ., એલએલ. બી કૃત " જૈન ગુર્જર કવિઓ ".

૪ રા. રા. જીવણચંદ સાકરચંદ ઝવેરી કૃત " આનન્દ કાવ્ય મહોદધિ મૌક્તિક ૬ ઠું.

૫ રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ. કૃત " શ્રી ફાર્બસ સભાની હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ ભાગ ૧લો.

શશીન

: અંજની :

વિશ્વ પરે રસ અમૃત ઝરતો
ગગન વિશે યોગીસમ ઠરતો
ધવલ સાડી પૃથ્વીને ધરતો
શશાંક કાં ઠરતો ?

ચકોર ચિત્તડાં પરવશ કરતો
જગને પ્રભુતા પાઠ શીખવતો
કવિ અંતરે કાવ્ય જગવતો
શશાંક કાં ઠરતો ?

પ્રેમ–ભક્તિની સુવાસ અવતો
તારક સંગે હસતો રમતો
સરવરનાં ફુલ કમળ ખીલવતો
શશાંક કાં હોયે ?

સૂરજના આશ્રયથી નભતો
શશાંક એથી હશે તું ઠરતો ?
ખોડ ભલે હારીએ, હોયે
ઉરમાં કાં વસતો ?

તાઝગી રોજ તુંથી મેળવીએ
તપરાયીજ નવજીવન જડીએ
હોય કુટિલ આ માનવ હૈયું
છિદ્ર જ કાં ગોતે ?

રસેન્દ્ર



**સ્ત્રીઓની સામાજિક સ્થિતિ માટે તપાસ સમિતિ:**

હિંદુસ્તાનમાં સ્ત્રીઓનું સ્થાન સમાજમાં પુરૂષો કરતાં ઉતરતું ગણવામાં આવે છે એ તો નિર્વિવાદ છે. આપણે એમ નથી કહેતાં કે સ્ત્રીઓને પુરૂષો કરતાં ઉંચી ગણો, પણ બંનેને સરખાં ગણો એ તો આપણી માગણી વ્યાજબી જ છે.

સમાજની સ્થિતિ ફેરવાતી જાય છે તેમ તેમ કાયદામાં ફેરફાર થવા જ જોઇએ. જ્યાં સુધી સ્ત્રીઓને કાયદાસર અન્યાયો છે, કાયદામાં જ સ્ત્રીને હલકી ગણશે ત્યાં સુધી સમાજમાં તેનું સ્થાન ઉંચું થનાર નથી.

સંયુક્ત કુટુમ્બમાં પુત્રનો જન્મ થતાં જ તે બાપદાદાની મીલકતનો વારસદાર થાય છે. પુત્રીને તેવું કાંઇ નથી. આથી જન્મથી પુત્ર માનીતો અને પુત્રી અળખામણી થઇ પડે છે.

પિતાના મૃત્યુ પછી પુત્ર તેની મિલકત મેળવે છે, પણ ગમે તેટલો પૈસાદાર પિતા હોવા છતાં તેના મૃત્યુ બાદ પુત્રી રઝળી જાય છે. ભાઇ આપે તેટલી મહેરબાની.

બાળકોનું વાલીપણું પણ પુરૂષનું, સ્ત્રીને કાયદેસર પોતાનાં બાળકો પર હક્ક નથી.

લગ્નમાં પણ પુરૂષ ધારે તેટલી વાર પરણી શકે, સ્ત્રીને તેવું કાંઇ નહિ.

વગેરે અનેક જાતનાં અન્યાયો છે. એ બધાની રીતસર તપાસ થઇ તે દૂર કરવા પગલાં ભરવાં જોઇએ એવી માગણી કેટલાક વખતથી મહિલા પરિષદ કર્યા કરે છે.

વડી ધારાસભામાં શ્રીયુત હેડગે એવી તપાસ સમિતિ માટે ઠરાવ લાવ્યા હતા પણ તેની કેવી મશ્કરી સરકારી લૉ મેમ્બરે તેમજ બીજા જવાબદાર સભ્યોએ ઉડાવી હતી તે આપણે જાણીએ છીએ.

પરન્તુ પેલા કરોળીયાની વાત પ્રમાણે એક વાર, બે વાર, છ વાર એમ એના એજ પ્રયત્નો સાતમી વાર કરવાથી છેવટે એવી તપાસ સમિતિ નીમાવાની છે એમ જાણવામાં આવ્યું છે. અમે તે હકીકતને વધાવી લઇએ છીએ.

સ્ત્રીજાતિ સહનશીલ અને ધીરજવાન ગણાય છે. આપણી જમાનાની સહનશીલતા તથા ધીરજનું પરિણામ મીઠું આવશે એવી આશા રાખીશું.

પ્રે. મ.

* * *

**ફૉરવર્ડ બ્લૉક:**

શ્રીયુત સુભાષ બોસે મહાસભામાં એક નવો પક્ષ સ્થાપ્યો છે અને તેને ફૉરવર્ડ બ્લૉકનું નામ આપ્યું છે, થોડા દિવસ ઉપર હાવરામાં એક જાહેર સભામાં શ્રીયુત બોસે

એ નવા પક્ષના હેતુ તથા કાર્યક્રમ સમજાવ્યાં હતાં.

આ નવો પક્ષ મહાસભાનો કાર્યક્રમ ક્રાન્તિકારી રીતે અમલમાં મૂકશે. વળી તેના પોતાના પણ એક કાર્યક્રમનો અમલ કરવા મહાસભાને સમજાવવા તે પ્રયત્ન કરશે.

મહાસભામાં હાલ જે ઉદ્દામ પક્ષો છે તેમને તોડી પાડવાનો ઇરાદો આ નવા પક્ષનો નથી. ઉલટું, આ બધાને એકઠા કરી, એમને માટે એક સામાન્ય ( Common ) પ્લૅટફૉર્મ પુરૂં પાડશે.

શ્રીયુત બોસને લાગે છે કે મહાસભા ધીમે ધીમે બંધારણવાદ તરફ ધસડાઈ રહી છે. જ્યારથી પ્રાંતોમાં હોદ્દા સ્વીકારાયા ત્યારથી તો મહાસભામાં બંધારણવાદની તરફેણનું માનસ વધારે ને વધારે થતું ગયું છે, અને ગાંધીજીની અહિંસાત્મક અસહકારની ભાવના દબાઈ જતી લાગે છે. એકંદર મહાસભાનું માનસ મવાલ થતું જાય છે. તેથી આ નવા પક્ષનો ઇરાદો મહાસભાના કાર્યક્રમમાં નવું ચેતન લાવવાનો છે. અને પોતાના કાર્યક્રમ વડે દેશને આગામી લડત માટે તૈયાર કરવાનો છે.

જરૂર પડશે તો હોદ્દાઓનો ત્યાગ કરવો પડશે વળી પાછી સામુદાયિક સત્યાગ્રહની લડત જોરથી ઉપાડવી પડશે. પ્રે. મ.

***

## દક્ષિણ આફ્રિકાના હિંદીઓ :

આપણો દેશ ગુલામ અવસ્થામાં છે એટલે જ્યાં જઇએ ત્યાં આપણે હડધુત થઇએ છીએ. દક્ષિણ આફ્રિકામાં હિંદીઓ કાંઇ કેટલાએ વરસોથી જઇને વસ્યા છે અને યુરોપીયનો આપણી પછીથી વસ્યા તોપણ હિંદીઓને માથે ચઢી બેઠા છે, હિંદી પ્રજા તરફથી કોઇ ભારતને બોલનાર નહિ એટલે આપણી પ્રગતિ અટકાવવા ત્યાંના ગોરાઓ બને તેટલું 'કર્યા' કરે છે, તેમાં મે મહીનાની ત્રીજી તારીખે જે ખરડો ત્યાંની સરકાર તરફથી આવ્યો છે તે તો આપણું લોહી ઉકાળી નાંખે તેવો છે. (૧) વેપારના અમુક પરવાના કાળી પ્રજાને નહિ મળવાના, (૨) અમુક લત્તામાં કાળી પ્રજાને જમીન કે જગા વેચાતી નહિ મળવાની; તેમજ (૩) ભાડે પણ નહિ મળવાની, વગેરે બેહદ અપમાન જનક બાબતો આ કાયદામાં છે. જ્યાં સુધી આ (?) દેશ આઝાદ થયો નથી ત્યાંસુધી આપણે એવાં અપમાનો ગળ્યાંજ કરવાનાં છે.

પ્રે. મ.

***

## ઓમ મંડળી :

આખરે સિંધ સરકારે ઓમ મંડળીને ગેરકાયદેસર સંસ્થા ઠરાવી છે તે વાંચીને અમને બહુ જ નીરાંત થઇ છે. બે મહીનાં ઉપર અમે અમારી નોંધમાં ઓમમંડળી માટે ઉલ્લેખ કર્યો હતો તે પ્રમાણે એવાં ધરમને નામે ચાલતાં ધતીંગો બંધ થાય તેજ યોગ્ય છે, સિંધ સરકારને અમે અભિનંદન આપીએ છીએ. પ્રે. મ.

***

## રાજકોટ અને શ્રી. ગાંધીજી :

રાજકોટની લડતને શરૂ થયાને આજે કેટલાય મહિનાઓ થયા, એ લડતનો ઇતિહાસ, એની અંદર પ્રજાના જુદા જુદા વર્ગોએ ભજવેલા ભાગ. જુદી જુદી સંસ્થાઓએ લીધેલો ભાગ, શ્રી. વલ્લભભાઇ અને શ્રી. ગાંધીજી જેવા નેતાઓએ આપેલો ફાળો એ બધું જ ખૂબ રસપ્રદ અને બોધદાયક છે. રાજકોટની પ્રજાની લડત જુદી જુદી કક્ષાઓમાંથી પસાર થઇ છે, પણ અત્યારે એનો જે રીતે અંત આવ્યો છે તેવો અંત તો

લડતના સૂત્રધારોએ કલ્પ્યો પણ નહિ હોય, રાજકોટની ગરીબ બિચારી પ્રજા મહિનાઓ થયાં લડી. કેટલાયે ઓતમજોગો આપ્યાં, અને આજે એમના બધાય પ્રયત્નોનું પરિણામ શૂન્યમાં આવ્યું છે, હવે તો ઠાકોર સાહેબ અને શ્રી. વીરાવાળા જે સુધારાનાં ટુકડાઓ ફેંકે તે મેળવી લઈ એથી સંતોષ માની લેવાનો છે. આખી લડત એક રીતે વ્યર્થ ગઈ છે એમ લાગ્યા વિના રહેતું નથી.

અને આવું પરિણામ આણવા માટે લડતની આગેવાની લેનાર શ્રી. વલ્લભભાઈ અને એમના સલાહકાર શ્રી. ગાંધીજી છે, અમને લાગે છે કે પહેલેથી જ રાજકોટની લડતને જે રીતની દોરવણી શ્રી. વલ્લભભાઈએ આપવી જોઈતી હતી તે એમણે આપી નથી: રાજકોટની લડતને જુદી લડત તરીકે નહિ પણ બધા રાજસ્થાનોની લડતના એક ભાગ તરીકે–અને તેથી બ્રિ. શાહીવાદ સામેની લડતના એક અંગરૂપ ગણીને જ એ લડતની દોરવણી થવી જોઈતી હતી, એને બદલે રાજકોટની લડતે જ્યારે ઉગ્ર સ્વરૂપ પકડવા માંડ્યું ત્યારે શ્રી. વલ્લભભાઈએ પહેલીવાર લડત મોકૂફ રાખીને ઉતાવળે સમાધાન આપ્યું એ એક ગંભીર ભૂલ હતી. એ સમાધાન જે મુદ્દાઓ પર કરવામાં આવ્યું તેનું પાલન ન થવાથી લડત ફરી પાછી શરૂ થએલી જાહેર કરવામાં આવી અને લડતે ફરી જોર પકડ્યું; તે વખતે વળી શ્રી. ગાંધીજી જાતે રાજકોટ જવા નીકળી પડ્યા. એ ખબરો જ્યારે વર્તમાનપત્રમાં વાંચ્યા ત્યારે સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે શ્રી. ગાંધીજીની દરમ્યાનગીરીનું પરિણામ આવું આવશે, શ્રી વલ્લભભાઈએ રાજકોટની લડતમાં ભાગ લેવા માટે આવતી રાજકોટની બહારના વતનીઓની ટુકડીઓને આવતી બંધ કરી રાજકોટની લડતને વિસ્તારવાને બદલે મર્યાદિત તો કરી જ મૂકી હતી, શ્રી. ગાંધીજીએ તો કોઈ પણ કારણ વિના એકદમ લડત જ મોકૂફ રાખી દીધી, અને પોતાના અંતરના અવાજથી પ્રેરાઈને પોતે અનશનવ્રત શરૂ કર્યું. કે જેને લીધે દેશભરમાં ગંભીર પરિસ્થીતિ ઉભી થવા પામી, વાઈસરોયને દરમ્યાનગીરી કરવાની જરૂર પડી અને શ્રી. ગાંધીજીએ રાજકોટના દરબાર ઉપર દેખીતો વિજય મેળવ્યો, જે લડત બ્રિ. શાહીવાદ સામેની લડતનાં એક ભાગ રૂપે લડાવી જોઈએ તે લડતના સમાધાન વિષેનો ચુકાદો આમ બ્રિ. શાહીવાદના પ્રતિનિધિ પાસેથી મેળવવાનું એમને સ્વીકાર્ય બન્યું, ત્યાર પછી બનેલા બનાવો, અને રજવાડી રાજનીતિના પ્રતિનિધિરૂપ શ્રી. વીરાવાળાએ ચલાવેલી ચાલબાજી, રાજકોટના મુસ્લીમો અને ભાયાતોએ કરેલી માંગણીઓની વિગતોમાં ઉતરતાં નથી. એ બધા બનાવોએ રાજકોટનું કોકડું એવું તો ગુંચવ્યું કે શ્રી. ગાંધીજી જેવા પણ હારી ગયા અને પ્રજાપરિષદના આગેવાનોને શ્રી. વીરાવાળા સાથે સમજી લઈ, એનો હૃદયપલટો કરાવી લેવાની સલાહ આપી રાજકોટ છોડી ગયા, એમનું એ નિવેદન ઘણું જ આશ્ચર્યજનક હતું. જે હૃદયપલટાનું કાર્ય એમનાં જેવા હૃદયપલટાની નીતિમાં દૃઢ રીતે માનનાર અહિંસાવાદી કરી ન શક્યા તે કામ એમણે બીજાને કરવાની સલાહ આપી, એ થઈ શકે એમ હોત તો પછી લડતની જરૂર જ શી રહેત? વળી થોડા દિવસ પછી એમણે રાજકોટ ફરી પાછા જવાનો ઇરાદો જાહેર કર્યો. એમના હૃદયમાં 'નૂતન પ્રકાશ' પ્રકાશ્યો હતો. અને એ પ્રકાશ તે એ હતો કે એમણે આદરેલું અનશનવ્રત હિંસાત્મક હતું અને તેથી જે ચુકાદો એમની તરફેણમાં એમણે મેળવ્યો હતો તે ચુકાદાથી મળતા બધા લાભો એમણે જતા કરેલા જાહેર કર્યા અને

દરબાર અને શ્રી. વીરાવાળા એમના આ કૃત્યથી પ્રેરાઇ જે સુધારાઓ આપે તે સ્વીકારી લેવા એમણે પ્રજાને સલાહ આપી. છેલ્લા ચારેક મહિનામાં ગાંધીજીએ કરેલા ત્રણે નિવેદનો એક બીજાથી વધારે ચોંકાવનારાં અને એમના માનસને સ્પષ્ટ રીતે પ્રકાશમાં આણનારાં નીવડયાં છે. આ રીતે આખી લડત જ્યારે પૂર જોસમાં હતી ત્યારે તેને મોકુફ રાખી લડતનાં બળોને એમણે છિન્ન-ભિન્ન કરી નાંખ્યાં. બધાં જ રાજસ્થાનોમાં ચાલતી લડતો એમણે બંધ રખાવી.

પોતે આદરેલું અનશનવ્રત હિંસાત્મક હતું એ જાતનો એમના હૃદયમાં આટલીવારે થએલો પ્રકાશ આશ્ચર્ય પમાડે એવો છે. અંતરનો અવાજ એક વાર અમુક વસ્તુને સત્ય ઠરાવે અને બીજી વાર એજ અવાજ એને અસત્ય ઠરાવે તો પછી એ અંતરના અવાજ ઉપર બહુ શ્રદ્ધા તો ન જ રખાય !

શ્રી. ગાંધીજીનું આ વર્તણુંક ખૂબ નિરાશાજનક છે. જો કે અમને એમાં બહુ આશ્ચર્ય નથી જ લાગતું. પહેલેથી જ કોઇ પણ અમુક નિશ્ચિત સિદ્ધાંતો કે નીતિને અનુસરીને લડતની દોરવણી શ્રી. વલ્લભભાઇએ કરી નથી. એક વસ્તુ સમજીએ ત્યારે જ શ્રી. વલ્લભભાઇની અને શ્રી. ગાંધીજીની વર્તણુંક સમજાવી શકાય એમ છે. ત્યારે જ શ્રી. ગાંધીજી અને મહાસભાના મવાલપક્ષની વલણ પણ સમજાય એમ છે. અને તે એ છે કે શ્રી. ગાંધીજી ખરી લોક લડતથી ખૂબ બીએ છે. લડત ખૂબ વિસ્તાર પામે તો સંપૂર્ણ રીતે અહિંસાત્મક ન પણ રહે એ સંભવિત છે. તેથી જ શ્રી. ગાંધીજી બધે જ લડત અહિંસાત્મક જ હોવી જોઇએ એમ ભારપૂર્વક જણાવે છે. જ્યારે જ્યારે એમને લડત ઉગ્ર સ્વરૂપ લેતી જણાય છે ત્યારે ત્યારે એ આમ જ એને બંધ પાડી દે છે. ૧૯૩૧ માં એ જ બન્યું, અને આજે રાજકોટમાં પણ એ જ બન્યું છે.

અને મહાસભા બંધારણવાદ તરફ વધારે ને વધારે ઢળતી જાય છે તેનું કારણ પણ એ જ છે. પ્રજા તો લડત માટે તૈયાર છે; વધુ પડતી તૈયાર છે, પણ પ્રજાના એ મવાલ' આગેવાનોને પ્રજામાં વિશ્વાસ' નથી. એટલે એ લોકો લડતની વાતો કર્યા કરે છે પણ. બ્રિ. શાહીવાદને સીધી લડત આપવા તૈયાર નથી થતા. કારણ એમને સતત ભય રહ્યા કરે છે કે રખેને લોકલડત એમણે દોરેલી મર્યાદાની બ્હાર જતી રહે. લડતના એ પૂરમાં એમના સત્તાનાં સિંહાસનો પણ ધસડાઇ જાય, આવી એમની મનોદશા હોવાથી અત્યારે બંધારણવાદ તરફ તેઓ વધારે ને વધારે ઢળતા જાય છે.

શ્રી. ગાંધીજીએ આ રીતે રાજસ્થાનોની લડત પર ભયંકર ફટકો માર્યો છે-હિંદની મુક્તિની લડતને પણ ભયંકર ફટકો પડયો છે.

વિ. દે.

# વાડી

લેખિકા :
કુ. " સ્વયમસેવી "

સુબોધને ખુશ રાખવાના કારણુમાંથી જ ગૃહ આગળ નાનકડી..વાડીની ઉત્પત્તિ થઇ હતી. એક તરફ ફુલઝાડ અને બીજી તરફ શાકભાજી વાવવામાં આવ્યાં હતાં. ખૂણા તરફનો પપૈયો અને બે કેળ જાણે આકાશ સાથે વાતો કરવા જતાં હોય તેમ ધીરે ધીરે ઉપર વધતાં હતાં. વાડના તાર ઉપર ક્યારેક પક્ષીઓ બેસીને મધુર અવાજથી કૂજન અથવા કલરવ કરતાં. સુબોધને તે પક્ષીઓ પકડી લેવાનું દિલ થતું પણ તેમ કરવા જતાં નિષ્ફળતા મળતી. નિશ્ચિંતપણે દાણા ચરતા કો એકલપંખીને અથવા પંખી બેલડીને તે ધીમા પગલે પકડવા જતો ત્યાં જ પેલાં ઉડી જઇ સામેના વૃક્ષની ડાળ ઉપર બેસી જતાં અથવા એમ અનંત તરફ ભાગી જતાં, આ ઉપર યમુનાને એક વખતે હસતી જોઇ તેણે કહ્યું, " જો બા, તું હસે છે ખરી, પણ એકાદ પંખી પકડી લાવીશ ત્યારે મારી બહાદુરીની ખાત્રી થશે ને ? " યમુનાએ કહ્યું " તારી બહાદુરીનો દિવસ જલ્દી આવે." થોડા દિવસો પછીની સવારે સુબોધ વાડી તરફ આવ્યો ત્યારે એક સુંદર પાંજરામાં એક સુંદર પંખીને તેણે નિરતેજ બની બેઠેલું જોયું. તે પાસે આવ્યો એટલે પંખીએ ધીમો શબ્દ બોલી પાંખોનો ફફડાટ કર્યો. સુબોધના આનંદનો પાર ન રહ્યો. પંખી પકડી શકે તે શક્તિ સુબોધમાં આવવાને હજી વાર હતી એટલે યમુનાએ પક્ષીઓ વેચનાર પાસેથી તે પોપટ ખરીદી લીધો હતો.

ગૃહકાર્યથી પરવાર્યા પછીનો ઘણો ખરો સમય યમુના વાડી પાછળ ગાળતી. જાણે મેળો જાગી હોય તેમ પ્રકૃત્તિના તે સૌંદર્યને વધુ ને વધુ સ્વરૂપવાન બનાવી સુબોધના મુખે તેનાં વખાણ સાંભળવા પ્રયત્ન કરતી. પોપટની સંભાળ રાખવાનું કામ તેણે સુબોધને સોંપી દીધું હતું. તેને તે પોતાનું નામ અને બીજા શબ્દો ધીમે ધીમે શીખવવા માંડ્યો. પોપટને સુબોધનું નામ શીખી જતાં લાંબો સમય લાગ્યો નહિં. ઉચ્ચારમાં માત્ર તેણે પાછળનો ' ધ ' કાઢી નાખ્યો.

થોડાં વર્ષો અગાઉ વિધવા યમુના મથુરા તરફ ગઇ હતી, ત્યાં રહી તે દરમ્યાન તેણે એક ગરીબ બિમાર સ્ત્રીને આશ્રય આપ્યો હતો. પેલી સ્ત્રી માંદગીમાંથી બચી શકી નહિં. પોતાની નજર આગળ નિરાધાર પડેલા બે માસના બાળકને રઝળતુ કરી દેતાં યમુનાનું દિલ માન્યું નહિં. ઇશ્વરની દુનિયા વિશાળ છે. કાળની ગણત્રીનો કદી અંત આવતો નથી, અસંખ્ય જન્મે છે અને અદ્દશ્ય થાય છે. આ બાળક પણ વિશાળતાના એકાદ ખૂણા ઉપર અથડાઇને અદશ્ય થાય તોપણ બધું છે તેમ જ ચાલવાનું હતું. કશો ફેરફાર થવાનો ન્હોતો. કોઇ શોધવા આવત નહિં, કોઇ તે ફુલના દેહ ઉપર છેવટનાં, સ્મૃતિનાં—બે આંસુ પણ વેરત નહિં. સૌ સૌના કાર્યની ધૂનમાં લાગી રહ્યાં હોત. પણ યમુના ? બાળકને જીવન પામવાની જગા માત્ર તેના હૈયામાં હતી. મૂઝવણનાં આંસુ તેનાં માતૃહૃદયને અવરોધી શક્યાં નહિં. કેટલાંક કાર્યો કરવાને એકદમ ઝંપલાવવું પડે છે. વધુ વિચાર કર્તાને કાર્યથી દૂર લઇ જાય છે. યમુના બધા વિચારોને અટકાવી બાળકને લઇ પોતાને ગામ આવી. તેને સુબોધ નામ તેણે જ આપ્યું હતું.

સુબોધની કેળવણી પર યમુનાએ પૂરતુ લક્ષ આપવા માંડયું. સગામાં તેના દૂરના પિતરાઇ સિવાય અન્ય કોઇ ન્હોતું. તે એક બેપરવા માણસ હતો એટલે યમુનાના માર્ગમાં ઝાઝી ગરબડ ઉપસ્થિત કરતો નહિં. તેના પતિની ઠીક મિલ્કત હોવાથી સુબોધને શીખવવાના ખર્ચ માટે ચિંતા કરવાની રહી નહોતી. સુબોધ મધ્યમ વર્ગનો વિદ્યાર્થી હતો અને હજીસુધી એકે વર્ગમાં નાપાસ પડયો નહોતો. દેખાવે તે ખૂબસુરત હતો. યમુના કોઇક વખત કહેતી, " મારા સુબોધને કૃપાળુ ઇશ્વરે સુંદર છોકરી બનાવતાં બનાવતાં વિચાર ફેરવી નાંખી વળી છોકરો બનાવી દીધો. કેટલો સુંદર છે તે ! " પણ સુબોધ હવે મોટો થતો હતો. છોકરી થવાનું તેને પસંદ ન્હોતું. છોકરી કોણ થાય ? ઘડી ઘડીમાં રડવું આવે, કોઇની સાથે છૂટથી હળી મળી શકાય નહિં. જંગલના, ખેતરના રસ્તાઓ ઉપર મરજીમાં આવે તે રીતે ફરી શકાય નહિં. છોકરી કોણ થાય ? ઉંહ ! ! સુબોધે આ બધાં કારણો આંગળીના વેઢા ઉપર ગણી ગણીને યમુનાને કહી બતાવ્યાં હતાં એટલે તેણે પોતાની તે વાત અટકાવી દીધી છે.

યમુના, સુબોધ, વાડી, પોપટ એ અન્યોન્યમાં એવાં ઓતપ્રોત થઇ ગયાં હતાં કે દરેકને માટે જુદો વિચાર કરવામાં આવે તો યમુનાને મન તે અન્યાય લેખાતો; તેના હૃદયમાં ખૂબ દર્દ થતું. પેલાં વર્ષોમાં, જ્યારે તેનો પૂજ્ય અને પ્રિય જીવનમાંથી ફરી ન મળવાને ચાલ્યો ગયો, ત્યારે કેટલી એકલતા અનુભવી હતી ! સંસારમાં તે એકલી પડી ગઈ. માતા બનવાના દિવ્ય અભિલાષ પણ અધુરાં જ રહ્યા. દિવસો કપાતા ન્હોતા, આંગણે આંગણે કાલી મધુર ભાષા બોલતાં બાળકો જોઇ શકાતાં. યમુના દૂરથી તેમની સામે જોઇ રહેતી—ખૂબ જોઇ રહેતી; પણ ધીમેથી ગૃહમાં સરી જઇ પથારીમાં પડીને અંધેરા દીવાલને અઢેલીને બેસી પડી પુષ્કળ રૂદન કરતી; પણ યમુના, આમ રડતાં જ જીંદગી વિતાવી દઇશ બ્હેન ! !

હવે આજે તે એકલી નથી. 'સુબોધ', વાડી, પોપટ, એ બધા તને ખુશ રાખવા આવી ગયાં છે, તે કહે છે કે આજે તે એકલી નથી.

તે વખતનું નિસ્તેજ પંખી આજે ઉલ્લાસમાં છે કારણ તે પરાધીનતાથી ટેવાઇ ગયું છે. મસ્તીથી પાંખો ફફડાવી આઝાદ રીતે ઉડી જતાં જાત બાંધવોને જોઇ તેને ઉડવાની ઈચ્છા થતી નથી. યંત્રની માફક તેને શીખવવામાં આવ્યું છે તે પ્રમાણે કર્યે જાય છે. એક વાત પ્રશંસનીય છે-" સુબો " ને તે અત્યંત ચાહે છે પણ પોપટ હું પૂછું- " તને કદી ય બહાર ઉડી જવાનું દિલ થતું નથી ? જંગલની આઝાદ હવા અનુભવવાને તારા દિલમાં કદીય ઇચ્છા ઉદ્દભવતી નથી ? તું સ્વતંત્ર ઉડતો રહીને તારાં 'સુબો' યમુનાને ન ચાહી શકે ? તને એ પસંદ નથી ? તું એ જ ચાહે છે કે તને કોઇ ખવડાવે, કોઇ ન્હવડાવે, કોઇ તારી સંભાળ રાખે ? "......ઓહ ! મૂર્ખ પ્રશ્નો ! !

રહી રહીને ફરી પૂછવાનું મન થાય છે- ગુલામ બનાવી દે એવો સ્નેહ તારાથી જીરવી શકાય છે !

પાંજરૂં સુંદર છે, પીત્તળનું બનાવેલું છે. સુબોધ આનંદથી તેની સાફસુફીનું કામ કરે છે. નિયમ પ્રમાણે અંદર બેઠેલા મિત્રને માટે ખાવાની ચીજો પણ મૂકી દે છે. કોઇ વખત લગીર ઝુલાવી કહે છે, " પોપટ, જો આ વાડી-બાએ મારા આનંદ અને ઉપયોગને માટે બનાવી છે. દિલ લાગી જાય એવી જ સુંદર છે; નહિ તો ત્યારે એ વાડીની સાથે

પ્રણું, હું ?" આ પ્રકારની રમત હાસ્ય ખોળી થઈ ગઈ છે. રોજ કહેવાની વાતનું મૂલ્ય કૈં ન રહે.

યમુનાના જીવનમાં ઉલ્લાસનો ધ્વનિ પ્રગટાવનાર વાડી ખરેખર તેના જીવનને સહેલાઈથી જીવન આપવામાં મહત્વનો ભાગ ભજવતી. તેના એકે એક છોડમાં, ફુલમાં તેને સુબોધનો આત્મા રમતો દેખાતો. બાલમિત્રની વાડી જોયા પછી સુબોધને પણ પોતાની માલિકીમાં એક વાડી હોય તે પ્રકારની તમન્ના જાગી હતી. યમુના તરફથી તેની દરેક માગણીનો સંતોષકારક જવાબ મળી રહેતો. મિત્રના ગૃહ આગળ વાડી કે બગીચો હોય તો તેના ગૃહ આગળ શા માટે નહિ ? આ તેની દલિલ યમુનાએ સુંદર નાની વાડી બનાવી તે સુબોધને ખૂબ પસંદ આવી. યમુના અને વાડી–બંનેનાં, તેણે દોસ્ત આગળ અનહદ વખાણ કર્યાં હતાં.

કૌમાર્ય જીવન હવે સુખદ સ્મરણમાં ફરી ગયું અને યમુના સમક્ષ કુમાર સુબોધને બદલે યુવક સુબોધ ફરવા માંડયો. તેની આંખમાં અનેરું તેજ ચમકતું હતું. તેના શરીરમાં, તેના હલનચલન અને પ્રત્યેક પ્રવૃત્તિમાં ચેતનવંતી શક્તિની ભરતી જોઈ શકાતી. તેના મુખમાંથી શબ્દો બહાર પડતા અને વિશ્વમાં દિવ્યવાણી વિલસી રહી હોય તેવો અનુભવ યમુનાને થતો. તે હાસ્ય વહાવતો અને સર્વત્ર આશા ભર્યો ઉલ્લાસ ફેલાઈ જતો યમુનાને દેખાતો. તે બહાર જતો, અંદર આવતો, ચૂપ રહેતો, વધારે કે થોડું બોલતો તે બધું જ યમુનાને મન સુખ અને આનંદની આગાહી રૂપ હતું. સુબોધ યુવાન થઈ ગયો હતો એટલે હવે બધો ભાર અને જવાબદારી પોતા પર લઈ યમુનાની સલાહ અને સૂચન વડે સરળ રીતે આગળ વધશે તેવી આશા તેના અંતરમાં ઉદ્દભવી હતી અને તે આશા તેને કાળના ધર્ષણ તરફ જલ્દી વધવા દેતી નહિ.

યમુના ધારતી હતી કે એક દિવસે સુબોધ પરણશે, ત્યારે કુદરત હર્ષોન્મત હશે. મેઘ હર્ષોન્મત્ત હશે, ઝાડપાન બધાં નવપલ્લવથી શોભી ઉઠયાં હશે. ઘડી ઘડી એક બીજા સાથે સ્નેહ સંબંધી વાતો કરવા નમી પડતાં હશે. પૂર્ણ ગૌરવ અને મહિમાથી ઓપતો ઇશ્વરનો દરબાર આશિષ ધારાઓ વર્ષાવવા નવયુગલ ઉપર ઉઘડયો હશે. બંને એક દૃષ્ટિ કરવા પ્રયત્ન કરી રહ્યાં હશે છતાં સાથેના સ્નેહી સમુદાયને લીધે તેમ કરી શકશે પણ નહિં, અને પરસ્પરની તે વૃત્તિની જાણ થઇ જતાં મનમાં મનમાં કદાચ હસી પણ લેશે. સુબોધની સખી તે દિવસે કેવા ભવ્ય સૌંદર્યથી ઢંકાઇ ગઇ હશે ! સુરમાનવોને તેને જોતાં જ વાડીનાં પુષ્પોને કદી નહિ કરમાવાનું દાન આપવાની ઇચ્છા પણ જરૂર થઇ આવશે. પછી એક દૃષ્ટિ મળશે કે તરત જ પ્રભુની સારંગીમાંથી બહુ જ મીઠું ગાયન સંભળાશે. તેમાં મોહ નહિં હોય, પ્રેમ હશે. સ્વાર્થ નહિં હોય, ત્યાગ હશે; કારણ કે પ્રભુની સારંગીનું ગાયન છે. પછી ? પછી પ્રેમનો તે અભિન્ન આત્મા જીવન-મેદાન તરફ પગરણ માંડી વિજય પ્રાપ્તિ કરી લેશે. જ્યાં કૈં અસ્પષ્ટ વાત લાગશે ત્યાં તેમની યમુના પાસેથી સ્પષ્ટતા માગી પંથ સહેલો બનાવશે, અને...અને ..યમુના પ્રભુના અમર ધામમાં અનંત શાંતિ મેળવવા પહોંચી જશે ત્યારે પુત્ર અને વધુ પ્રભુની સાથે હાથ મીલાવી યમુનાને બહુ જ સ્વચ્છ સ્વરૂપમાં જોઇ શકશે, અને એક અખંડ ધ્વનિ સર્વત્ર ફેલાઇ જશે. "ઇશ્વર–પ્રેમ–ભક્તિ !"

સુબોધ હવે પોતાની દરેક મુશ્કેલી માટે યમુના પાસે દોડી જતો નથી કે તેને ગળે વળગી લાડ કરતો નથી. શરૂઆતમાં યમુના

આ ફેરફાર માટે દુઃખી થઇ જતી, 'પોતાથી કૈં ભૂલ થઇ હશે એમ ધારી તે શોધી કાઢવા પ્રયત્ન કરતી. કોઇ વખત તેને રડવું પણ આવી જતું. તેનો અગાધ માતૃપ્રેમ પુત્રની ઉંમરનો ફેરફાર નોંધી શકતો નહિં પણ ધીરે ધીરે તે જ્ઞાન થયું એટલે તેના પરિણીત જીવનની આતુરતાથી વાટ જોતી પ્રથમની જેમ જ આનંદમાં દિવસો વ્યતિત કરવા માંડી.

યમુના સમજતી કે વાડી તરફના પ્રેમમાં તો સુબોધ બાળકના જેવો જ છે. તેની આ ધારણા ખાસ વાંધાભરી ન્હોતી. સુબોધ હજી ય વાડીના છોડ અને ફુલો તરફ સ્નેહભર્યો વર્તાવ દર્શાવતો, તેમના તરફ સામાન્ય કાળજી પણ રાખતો. પોપટ પણ તેના ' સુબો 'નું નામ અસંખ્ય વખત બોલતો, ' સુબો ' તેના તરફ કયારેક ધ્યાન આપી શકતો નહિં, તો ય તેના પંખી હૃદયમાંથી કશી લાગણી ઓછી થઇ ન્હોતી. સુબોધ ચૂકે પણ યમુના તેની સંભાળ રાખવાનું ચૂકતી નહિં. યુવાન માણસને ઘણાં કામ હોય એટલે આવી નાની નાની બાબતોમાં કદાચ ધ્યાન ન પણ રાખી શકે—યમુનાની પોતાના દિલ સાથેની છેવટની દલિલ અને આશ્વાસન.

સુબોધ પોતાની ઇચ્છાથી જ કોલેજની કેળવણી માટે તૈયાર થયો નહિં તેને તે માટે કશું આકર્ષણ ન્હોતું. એક વીમા કંપનીમાં તે એજન્ટ તરીકે રોકાઇ ગયો હતો.

વીમાને લગતા કામકાજમાંથી તેને ઘણા લોકો સાથે ઓળખ વધી. ધીમે ધીમે શુભેચ્છક પક્ષ તરફથી યમુના પાસે સુબોધના લગ્નની વ્યવસ્થાની વાત આવી. પુત્ર તૈયાર હોય તો તેને આમાં કશી જ ગરબડ કરવાની ન્હોતી અને આજ સુધી તેના એકે કાર્યમાં યમુના તરફથી કયારે ગરબડ થઇ હતી ? તેને ગમે તે ખરું.

લગ્નની વાતચિત સાંભળતા જ યમુનાનું દિલ વાડી તરફ વળ્યું. જે સ્નેહથી સુબોધ તેને વળગી રહ્યો હતો તે જ સ્નેહથી તેની પત્નિ તે તરફ ખેંચાય તો પોતાની સર્વ મહેનત સફળ થઇ ગણાય, એમ તેણે માન્યું. વાડીને સુધારવા, શણગારવા, તેણે ઘણી મહેનત ઉઠાવવા માંડી. એક બે તાર નમી પડ્યા હતા તે ખેંચાવી લીધા. પાણીની કુંડીમાં દરરોજ નવું પાણી ભરાય તેની કાળજી રાખવા માંડી. છોડનાં પાન ઉપર લાગેલી ધૂળ પાણી છાંટીને સાફ કરી નાખતી. આ કામ મોટે ભાગે સવારમાં જ કરી લેવામાં આવતું. તેના દિલમાં વાડીને અત્યંત સુંદર બનાવી નવદંપતિનાં હૃદયને ફુલમાં ફેરવવાની વિચિત્ર તમન્ના જાગી હતી. રાત્રિનાં સ્વપ્નોમાં તે વાડી, ' સુબો ' અને તેની પત્નિનું કલ્પિત જોરથી બોલી દેતી. સવારમાં કયારેક સુબોધ બાની તે ઘેલછા વિષે કહેતો ત્યારે તે હસીને જવાબ આપતી " હશે " તે પણ આ પ્રકારની વિચિત્રતાથી નવાઇ પામ્યો હતો. લગ્નના દિવસોને હવે બહુ વાર ન્હોતી. યમુના સુબોધને રોજ પૂછી જોતી, " વાડી સુંદર છે ? " તે અવશ્ય જવાબ આપતો, " ઘણી સુંદર ! " છેલ્લા દિવસે પ્રશ્ન બદલ્યો, " તારી પત્નિનું દિલ ત્યાં જડાઇ રહેશે ? " સુબોધ થોડીવાર યમુના સામે અનિમિષ જોઇ રહ્યા પછી બોલ્યો, " જરૂર ! પણ બા, તું હવે આટલી બધી તકલીફ ઉઠાવીશ નહિં. " તે હસી ઉઠી, " તકલીફ ? એમાં તકલીફની શી બાબત છે ! "

આજનો દિવસ તદ્દન નવો હતો. યમુનાની ખાત્રીપૂર્વકની ધારણા મુજબ તેની સર્વ આશાઓ આજે પૂર્ણ થવાની હતી. તેના હૈયામાં હર્ષ અને ઉલ્લાસની ભરતી આવી હતી. બહારથી આવનાર નવી વ્યક્તિને તે પોતાની કરી લેવા અધીરી બની હતી.

# પોન્ડઝનાં ક્રીમમાં "ચામડીનું જીવનતત્વ" હોય છે. જેના વિના ચામડી સુંદર બની શકેજ નહિ.



## પોન્ડ્ઝ કોલ્ડ ક્રીમ



તમારી ચામડીમાં નીચેના ભાગમાં કુદરતી તેલ પાડે છે. કરચલી પડતી અટકાવે છે. ઉંડા છિદ્રોને સાફ કરે છે. તેમાં હવે 'સ્કીન વીટામીન' આવે છે.

## પોન્ડઝ વેનીશીંગ ક્રીમ



ખડબચડી ચામડી દુર કરી ઉપરની ચામડીને સુંવાળી બનાવે છે. ચામડીને સુંવાળી બનાવવા માટે પાવડરના બેઝ તરીકે જેમ તેનો ઉપયોગ કરો. તેમાં હવે 'સ્કીન વીટામીન' આવે છે.

પહેલાંના જેવીજ બાટલી, એવાજ લેબલો અને એટલીજ કીમતમાં આ નવા ક્રીમ દરેક ઠેકાણે વેચાય છે.

## ગરમ હવાની ચામડી પર કેવી અસર થાય ?

ડોક્ટરોએ ઘણા વખતથી જાણી લીધું છે કે કોઈ ચોક્કસ વિટામીન ચામડી માટે લાભકારક છે. ચામડીને તન્દુરસ્ત બનાવે છે, આ વિટામીન તે 'સ્કીન વિટામીન', ચામડીમાં તાઝગી અને સૌન્દર્ય લાવે છે. સૂર્યનો પ્રખર તાપ અને સુકી હવા ચામડીનું 'સ્કીન વિટામીન' સુકવી નાખે છે એટલે ગરમ દેશોમાં રહેતી સ્ત્રીઓએ ચામડીની સંભાળ રાખવા માટે ખાસ કાળજીની જરૂર છે.

## પોન્ડઝના નવાં ક્રીમ આ 'સ્કીન વિરામીન' પુરૂં પાડે છે.

તમારી ચામડીને મુલાયમ અને સુંદર રાખવા માટે પોન્ડઝના ક્રીમોમાં 'સ્કીન વિટામીન'નો સમાવેશ કરવામાં આવ્યો છે, આથી તે પહેલાંના કરતાં પણ વધારે સારા બન્યાં છે. ચામડી સાફ કરવા માટે પોન્ડઝનું કોલ્ડ ક્રીમ અને સુંવાળી બનાવવા માટે પાઉડરની જેમ પોન્ડઝ વેનેશીંગ ક્રીમ વાપરો. એ બન્ને તમારી ચામડીને વધારે સુંવાળી અ ચમકતી બનાવશે.

સાથેની બે ત્રણ સ્ત્રીઓએ તેને જોઈને "ગાંડી થઈ જશે" તેવા ઉદ્ગાર કાઢ્યા હતા તેના જવાબમાં તેણે પોતે તેમને મળતો જ પરંતુ વર્તમાનકાળને સંબોધી ઉત્તર આપ્યો હતો. થોડીવાર પછી કંઈક યાદ આવ્યું. પણ ડગલાં પાછાં ખસી. સુબોધ કોણ? તેની માતા કઈ? ક્યાંનું તે સ્થાન? ને તે ધ્રૂજી ઉઠી. આવા વિચારો આ ઘડીએ ન આવ્યા હોત તો ઠીક. તેને રડતી જોઈ કોઈ એક બે જણ સમજ્યાં કે સુબોધના જન્મની ગરૂસત અથવા તેનો પતિ યાદ આવ્યો હશે. આ મંગલ પ્રસંગે પુત્રની માતા થઈ આંસુ સારવાં તે સારૂં ન જ કહેવાય, એમ સમજી તે ચૂપ રહી.

નવવધુ તેના પતિગૃહે આવી ગઈ. યમુનાએ એક દિવસે સુબોધના કાનમાં બહુ જ છૂપી વાત કહેતી હોય તેવો ભાવ ધારણ કરી કહ્યું, "સુબો, તારા કરતાં વહુ દેખાવમાં ઉપર નહિં આવે."

સુબોધ દિવસે દિવસે યમુનાથી દૂર જવા લાગ્યો. આ સ્થિતિની તેને પોતાને પણ સમજ પડી નહિં. વીમાના કાર્યને માટે વખતો વખત બહાર ફરવું પડતું અને ઘેર આવે ત્યારે બાલા તેને એકદમ પોતાની પાસે ખેંચી લેતી. તે શહેરમાં જન્મીને શહેરમાં જ ઉછરી હતી. ત્યાંની ટાપટીપ અને વિલાસપ્રિયતા તેનામાં સંપૂર્ણપણે ઉતર્યાં હતાં. સુબોધ તેના સિવાય અન્ય તરફ લક્ષ આપે તો તેને ખૂબ ઓછું આવતું.

સુબોધ બાલાને અત્યંત વ્હાલો હતો. તેનું દિલ દુખાય તેવી એક પણ બાબત બને તો તેને પણ ખૂબ દુઃખ થતું. યમુના બંનેને ખુશ રાખવા પ્રયત્ન કરતી પણ બાલાને તેથી ખાસ લાગણી થતી નહિં. અથાગ મહેનતે તેણે જે વાડી બનાવી હતી તે તરફ બાલાને ધ્યાન પણ ન્હોતું. તેણે તો એથી સુંદર અનેક વાડીઓ જોઈ નાંખી હતી. આ ગામડાંમાં તેને કશું ગમતું ન્હોતું. તે ઇચ્છતી કે યમુના તેને અને સુબોધને બીલકુલ એકલાં રહેવા દે અને જરા જેટલી યે ગરબડ ન કરે. તેનું સ્વાર્થી દિલ માતાના સ્નેહને સમજ્યા વગર દૂરને દૂર રહેવા મહેનત કરતું. શરૂઆતમાં યમુના તરફ થોડો ભાવ બતાવતી પણ પછી તે અદૃશ્ય થવા માંડ્યો. યમુનાનું હૃદય બેસી પડ્યું. નિરાશાએ તેના જીવનને શિથિલ બનાવવા માંડ્યું. તેની ઘવાએલી લાગણીઓએ ફરીથી આશા ઉપર ઉભી થઈ બાળાને વાડી તરફ ખેંચી તે રીતે ખુશ રાખવા મહેનત કરી જોઈ પણ વ્યર્થ. થોડાં જંગલી ફુલઝાડ અને થોડું બીજું તો આમતેમ એની મેળે ઉગી શકે છે તે શબ્દોને સહેજ હળવા બનાવી બાલાએ અભિપ્રાય આપ્યો હતો. પોતાને ત્યાં ગમતું નથી તે હકીકત સારાં વાક્યોમાં દર્શાવી તેણે તેના પિતાને બે ત્રણ પત્ર લખ્યા. તેમણે સુબોધને પોતાની નજીક રહેવાની ઘણી સારી વ્યવસ્થા કરી આપી. બાલાને યમુના તરફ સદ્ભાવ હતો પરંતુ અહર્નિશ તેની સાથે રહેવા તૈયાર ન્હોતી. એકલા સુબોધ વિના સંસારમાં તેને કોઈનું કામ ન્હોતું.

યમુનાએ જાણ્યું કે સુબોધ અને બાલા દૂર રહેવા જવાનાં છે ત્યારે તેને સખત આઘાત થયો. એ વાત માન્યામાં ન આવે તેવી લાગી. સુબોધ આટલો દૂર બની શકે એ તેના ખ્યાલની બહાર હતું. સુબોધ જવા તૈયાર ન હતો પરંતુ બાલાના અતિ આગ્રહને લીધે તેમ કરવું પડ્યું. યમુના પાસે જઈ તે બોલ્યો. "બા, કામને અંગે જ બહાર જવું પડે છે. અમે તને વારંવાર સમાચાર આપતા રહીશું, અને મળતા રહીશું. તું આવે તોપણ વાંધો નથી."

ધક્કો લાગ્યા પછીની સ્થિરતા જેવી યમુના વધુ તો ન બોલી શકી, બંને બાળકોને જીવન સુખરૂપ ઇચ્છી વિદાયગીરી આપી. જતી વખતે બાલાની આંખમાં પણ અશ્રુ આવ્યાં હતાં. પોતાના નિષ્ઠુર વર્તન બદલ ખૂબ શરમ આવી હતી. પોપટે પણ અત્યંત કરૂણ રીતે ' સુબો ' નામના ઉચ્ચારથી વિદાયગીરી આપી અને ' સુબો ' તથા બાલા યમુના અને પોપટની દૃષ્ટિ સમીપથી અદશ્ય થઇ ગયાં.

ધીમે ધીમે નમતા જતા બપોરને વખતે વચલી ઓરડીના દ્વારને પકડીને યમુના જડવત્ ઉભી હતી. તેની આંખ ભારે દેખાતી હતી. તેના વાળની અસંખ્ય લટ કપાળ ઉપર ફરફરતી હતી. પવન ધીરેથી વાતો કે જોરથી ફુંકાતો, પોપટ ચૂપ રહેતો કે ચીસ પાડતો પણ યમુના એમ ને એમ ઉભી હતી. અસંખ્ય અસ્ખલિત આંસુધારાઓ તેના મુખ અને શરીરને ચુંબન કરતી નીચે સરી પડી. બહાર પોપટ વિલાપ કરતો હતો, ગૃહમાં યમુના રડતી હતી. બંનેને એક જ પ્રકારનું દુઃખ, કોણ કોને આશ્વાસન આપે ? તે ગૃહ સામે જોઇ રહી, સુબોધની કેટલીક પ્રિય વસ્તુઓ સામે જોઇ રહી, આકાશ સામે જોઇ રહી, આકાશને ભેદીને નિરખવા મહેનત કરી રહી, બધું નિસ્તેજ દેખાયું. શબ્દ ન્હોતો, આશા ન્હોતી. ત્યાં ને ત્યાં હજી ય જડવત્ ઉભેલી યમુનાનાં બંધ નયનોએ જાણે આંસુને પાછાં ધકેલી દીધાં હોય તેમ જણાતું હતું. તેણે બહુ ઊંડો પ્રેમ કર્યો હતો. કોઇ તેનો પાર પામી શક્યું નહિં. બાલા સ્વાર્થી હતી અને સુબોધ ખરો નિર્ણય કરવામાં અશક્ત નિવડયો.

યમુના ગૃહમાંથી બહાર આવી. વાડી અત્યંત મનોહર દેખાતી હતી. ખડચંપો, મહમોગરા, બટમોગરો, એ બધાં મનને મુગ્ધ કરી નાખે તેવાં આકર્ષક દેખાતાં હતાં. યમુના તે બધાંની ઉપર સ્નિગ્ધ નજર ફેરવવા માંડી. પછી ધુમસ વરસતું હોય અને સાથે દૃષ્ટિ ન મંડાય તેમ થવા માંડયું. તે ધીમેથી પગથીયાં ઉતરી વાડીમાં ગઇ. ઘણીવાર પછી બોલી, " પ્રિય બ્હેન ! મારી સુખદુઃખની સાથી ! આજે હવે તારી જરૂર નથી. તું મને નિષ્ઠુર માનીશ પણ સાચું કહું છું હું નિષ્ઠુર નથી. પણ આજે હવે જરૂર નથી. " ત્યારબાદ એકેએક છોડ ઉખેડી કાઢી કચરો દૂર ફેંકી આવી. વાડી ઉજ્જડ બની ગઇ. જોતાં જ લાગે કે આ સ્થાન આરામ લેવાને માટે અયોગ્ય છે. તેની પાસેથી શાંતિ કે વિસામાની આશા રાખી શકાય નહિં. માત્ર વિરહનું જ દર્દ જાગી શકે.

ત્યાં પાંજરામાં પોપટ બેઠો હતો. યમુના નજીક જઇ રૂપાળા પાંજરા સામે જોઇ રહી તે વખતે તેને કેટકેટલું યાદ આવ્યું હશે ? નવી વાત સાંભળવા આતુર હોય તેમ પોપટે જરા પાંખો ફફડાવી, દિલ ભરીને નિરખી રહ્યા પછી પીંજરનું દ્વાર ખોલી નાખી તે ગૃહમાં જતી રહી.

પછી ઉદાસ બની ગયેલો સૂર્ય અદશ્ય કયારે થયો અને રાત્રિ કયારે આવી તેની યમુનાને બીલકુલ ખબર પડી નહિં, પેલા જ દ્વારને અઢેલી તે બેઠી હતી. અંધકાર સિવાય બીજું કૈં દેખાતું ન્હોતું. દુરનાં ખેતરોમાં તરફથી સંભળાતા શિઆળવાંના સુર, દૂર ને દૂર જઇ લય પામ્યા, ત્યારબાદ કયાંયથી જરા જેટલો યે અવાજ સંભળાયો નહિ. યમુનાની આ ભારે રાત્રિ ઝટ પસાર પણ થતી ન્હોતી. તેની આંખમાં આંસુ ન્હોતું, મુખમાં શબ્દ ન્હોતો, અને હૃદયની વાત હું લખી શકીશ નહિં. સવાર થવા આવી. સુબોધ કે બાલાને જગાડવાનાં ન્હોતાં, પોતે પોતાના કાર્યથી પરવારવાનું હતું. સવાર થઇ. આકાશમાં વાદળ

# દેશી રાજ્યોમાં અંગ્રેજ દીવાન

લેખક : શ્રી. મંગળદાસ ગી. મહેતા

દેશી રાજ્યોના આંતરિક મામલામાં હસ્તક્ષેપ ન કરવાની કોંગ્રેસને શ્રીયુત ભુલાભાઈ દ્વારા અપાયેલી સલાહ પર પુરતી ચર્ચા થઈ ચુકી છે. પરંતુ હસ્તક્ષેપ કરવાના પક્ષમાં સર્વથી અધિક પ્રબળ દલીલ—આપણે એ વાતને માનીએ છીએ, જે દેશી રાજ્ય પરિષદના કાર્ય કર્તાઓ દ્વારાએ પસાર કરવામાં આવી નથી. હસ્તક્ષેપ કરવાના પક્ષમાં પ્રબળ દલીલ યદી રજુ કરવામાં આવે તો પં. જવાહરલાલ જેમણે કરાંચીના દેશી રાજ્ય પ્રજા પરિષદના પ્લેટફોર્મ પરથી એ વાત પ્રકટ કરીકે દેશી રાજ્યોમાં પણ બ્રિટિશ સામ્રાજ્યવાદ તો જડ નાખી બેઠેલ છે ત્યાં ચુપ રહેવાનો અર્થ, સામ્રાજ્યને એક મજબુત કિલ્લો બનાવી દેવો એ છે. જવાહરના ભાષણમાં એ ભાવ પણ સ્પષ્ટ હતો કે જો હસ્ત-નીતિ ન વર્તી જાય અને વરારની માફક બીજા ભાગોને પણ નામ માત્રના દેશીરાજ્યોને આધિન કરવામાં આવે તો શું પરિણામ આવે ? ઉત્તર સ્પષ્ટ છે કે કોંગ્રેસનું આંદોલન સંકુચિત બની જશે.

### સામ્રાજ્યવાદનું મુખ્ય કેન્દ્ર

વાસ્તવમાં દેશી રાજ્ય સામ્રાજ્યવાદનું મુખ્ય કેન્દ્ર છે. ત્યાં ધીરે ધીરે અંગ્રેજ દિવાન નીમવાની નીતિનું અવલંબન કરવામાં આવી રહ્યું છે. સને ૧૯૨૧ માં હૈદરાબાદ નિઝામને નામે, લોર્ડ રીડિંગના લખેલ પત્રનું શું પરિણામ આવ્યું ? હૈદરાબાદને બ્રિટિશ સરકાર દ્વારા નિયુક્ત કરાએલા અફસરોનો સ્વીકાર કરવો પડયો. અલંવરને ત્રણ દિવસ પહેલાં ખરાબ સમજવામાં આવતું હતું અને એ. જી. જી. દ્વારા તપાસ થઈ રહી હતી. અલ્વર નરેશ પોતાના આદરણીય મિત્ર જનરલ ઓગલ્વી દ્વારા સલાહ લઈ મેવ આંદોલન સંબંધમાં પગલાં લઈ રહ્યા હતા. ચોથે દિવસે ઓગલ્વી સાહેબનો એ મિત્ર જ પોતાની ગાદીથી અલગ ન થયા: બલ્કે નવીન વ્યવસ્થામાં આવશ્યક શર્ત એ થઈ કે અલ્વરમાં દીવાન બદલવો અને અધિકારી સરકારની મરજીનો હોય કાશ્મીર, કપૂરથલા, અને બીજા કેટલાયના ઇતિહાસને જોઈએ. સુવ્યવસ્થાને માટે સરકાર દ્વારા ઉધાર એટલે કે ઉછીના અપાયેલા અધિકારીઓને રિયાસતોમાં મોકલવાની શર્ત અનિવાર્ય માલુમ પડશે.

### અંગ્રેજ દિવાન શા માટે મોકલાય છે ?

જ્યાં જ્યાં બ્રિટિશ સરકાર હસ્તક્ષેપ કરે છે ત્યાં ત્યાં શાસન સુધારા માટે પોતાના માણસો મોકલે છે. ક્યાંઈ ક્યાંઈ હિંદુસ્તાની લોક મોકલવામાં આવે છે જેમકે જાણુઆ, આદી: પણ મોટી મોટી રિયાસતોમાં તો અંગ્રેજને સ્થાન દેવામાં આવે છે. રાજપૂતાનાની પ્રાયઃ 'સર્વ' રિયાસતો તો અંગ્રેજ દિવાનો યા વાઈસ પ્રેસીડેન્ટોથી ભરી દીધી છે. જોધપુર, જયપુર, બુંદી, સિરોહી, ખેતડી અને સિકર જેવા સ્થળોમાં અંગ્રેજ વિના કામ ચાલી શકતું નથી. વસ્તુતઃ એ જોવામાં આવે છે કે એવા સ્થાનોમાં પણ જે આંદોલનો થાય છે, તેના સંબંધમાં 'લાંબી રસ્સી' દેવામાં આવે છે, અને એ લાંબી રસ્સીથી હિંદુસ્તાની દીવાનો અને કર્મચારિયોને ફાંસી મળ્યા બાદ અંગ્રેજ સુરક્ષિત સ્થાન પર બેસી જાય છે

હવે પ્રશ્ન એ રહે છે કે અંગ્રેજ દીવાન અને અન્ય ઓફીસર શા માટે દેશી રાજ્યોમાં મોકલાય છે ? તે ત્યાંના રાજ્યમાં ઉદારતાનો પ્રાદુર્ભાવ કરવા માટે તો નથી જતા ? આપણે ભરતપુરના મેકેન્ઝી કાળમાં તો જોઇ ચુક્યા છીએ. તેઓએ ખૂબ દમન કર્યું, અને મહારાજાએ ભરતપુરના જમાનાની એસેંબલીનું ગળું રૂંધી તેનો દમ કાઢી નાખ્યો. જોધપુરના અંગ્રેજ દીવાનો એ પણ કાંઇ કહાપણુ કર્યું નથી, સભાબંધી, અને પોલીસોની સ્વેચ્છાપૂર્ણ કાર્યવાહી, એ ત્યાંનો કાયદો બની ગયો છે. જયપુરમાં પણ અંગ્રેજોએ જાગીરી દગાને થોડો ઘણો દબાવા ઉપરાંત પ્રજાના હકમાં તે બહુ ઉપયોગી થયા માલુમ પડયા નથી. પછી અંગ્રેજ દીવાનોને મોકલવાનો અર્થ શું ? તેમાં તો ત્રણ કારણ સમજાય છે.

(૧) અંગ્રેજોને આર્થિક લાભ અપાવવાનો.

(૨) રિયાસતોની નીતિને સરકારી માણસો દ્વારા સંચાલિત કરવાનો.

(૩) સંઘશાસનમાં રિયાસતોના નામ પર સરકાર અને સરકારનું સમર્થન કરવાવાળા પક્ષને એકત્ર કરવાનો.

## હસ્તક્ષેપ કઇ શરતો પર ?

દેશી રાજ્યોમાં સરકારી હસ્તક્ષેપ હોય કે ન હોય, કિંતુ આ સંબંધે લોકોમાં મતભેદ છે. કેટલોક પક્ષ એવો છે જેનો એ વિશ્વાસ છે કે હસ્તક્ષેપની કરવો જોઇએ. હસ્તક્ષેપથી ત્યાં અંગ્રેજ દિવાન પહોંચી જશે, અને એવું ધાંધલ કરશે, કે જે સામે મસ્તક ઉંચકવું ભારે થઇ પડશે. કોઇક પક્ષ એવો પણ છે જે કહે છે કે હસ્તક્ષેપ થવાથી રાજની શક્તિ કમજોર થશે અને અંગ્રેજ દીવાન વિ. ના આવવાથી અંધાધુંધી મચી રહેશે. કાયદાકાનૂન વ્યાપક થશે, પછી અંગ્રેજો પ્રત્યે અસંતોષ જાગૃત થશે. સરકારની વાસ્તવિક ઇચ્છાઓ અને ભાવનાઓનો પત્તો જનતાને લાગી જશે. આ બંને વિચારમાંથી કયા વિચારને પસંદ કરવો ? આ એક સમસ્યા છે.

અંગ્રેજ દીવાન આવવાનો અર્થ એજ છે કે ત્યાં મજબુત શાસન થઇ જાય, જેની સામે પોતાનો અસંતોષ પ્રગટ કરવાનું મુશ્કેલ બને. શાસન તે દેશની સમસ્યા વિરૂદ્ધ બનશે, આંદોલન ન ચલાવવા દેવા અને હસ્તક્ષેપ ન કરવા દેવાનો અર્થ ત્યાંની અંધાધુંધી ચાલવા દેવી અને પછી તે કયાં જશે !

## આ આફતથી બચવાનો એક ઉપાય

આ કઠીનાઇથી મુક્ત થવાનો માત્ર એક ઉપાય છે કે આપણે જે આંદોલન ચલાવીએ તેમાં પ્રાધાન્ય માગણી એ હોય કે રિયાસતોની અંધાધુંધી મીટાવવા માટે પ્રતિનિધ્યાત્મક સંસ્થા બનાવવામાં આવે. એ સ્થિતિમાં અંગ્રેજ દીવાન રહે તો આપણે આપણી મુશ્કેલી બુલંદ અવાજથી તેમને જાહેર કરી શકીશું.

## હસ્તક્ષેપનો સાચો અર્થ

સરકારી હસ્તક્ષેપ બહુ ઉપયોગી ચીજ નથી. પરંતુ રિયાસતો સાથે સહયોગ કરીને સમાચારોને સમજાવવાવાળાના અંગ્રેજ રાજનૈતિક ઓફીસરો, દીવાનો, યા સરકાર દ્વારા અપાયેલ અધિકારીઓ સાથે મળીને કામ કરવાનો પ્રયાસ પણ હસ્તક્ષેપથી ઓછો નથી. તે ત્યાં બ્રિટિશ સામ્રાજ્યની પુષ્ટી માટે બેઠેલા છે, અને આપણને એ મામલામાં સહયોગ દેશે જેમાં સામ્રાજ્યની ભલાઇ દ્રષ્ટિગોચર થતી હોય.

## જબરજસ્ત આંદોલનની જરૂર.

આ સર્વ વાતોને જોઇને આ આવશ્યક છે કે રિયાસતોની અંદર બહાર જનતાના

મૌલિક અધિકારોની પ્રાપ્તી અને પ્રતિનિધ્યાત્મક સંસ્થાઓની સ્થાપના માટે જબરજસ્ત આંદોલન ઉપાડવામા આવે. આ આંદોલન ત્યા વધારે જબરજસ્ત થવુ જોઇએ કે જ્યા અગ્રેજ દીવાન હોય, ત્યાની તેમની પ્રજાસત્તાત્મક શાસન પદ્ધતિનો પણ પત્તો મળી શકે એ આંદોલનમા કોંગ્રેસે પણ પૂર્ણ મદદ મતા દેવી જોઇએ કેમકે કદાચ રિયાસતોમા પ્રજાસત્તાનું જોર હોય અને સંધિય વ્યવસ્થાપિકા આદીમા પ્રજાપક્ષિય દળ મજબુત રહે તો કોંગ્રેસને પણ સુંદર સહાય મળે અગર હસ્તક્ષેપ ન કરવાની નીતિને મહત્ત્વ કરી રિયાસતોમાં અંગ્રેજ દિવાનોની સંખ્યા, અને બળ વધારી દીધું તો કોંગ્રેસને એક ઉપસ્થિત મોર્ચા સાથે અતિ પ્રબળ વિરોધાનો સામ્નો કરવો પડશે.

કહેવાથી જરૂર નથી કે અંગ્રેજ દીવાન રિયાસતોમા લાગેલો બ્રિટિશ સામ્રાજ્યનો મજબુત મોર્ચો છે *

* હિંદી પરથી.



## સુધાકર આવતો જોને !

[ રુપેરી ઓઢણી સોહાય...એ ઢાળમાં ]

રુપેરી ચાદની સોહાય
સુધાકર આવતો જોને.
મીઠા સમીરણો જો વાય
સુધાકર આવતો જોને.
તારલિયાઓ ટમકે, કે ઉર નિખાલસ મલકે;
એના હાસ્ય જગ પથરાય;
સુધાકર આવતો જોને.
મંદ અનિલો વાયે કે સરિત કલકલ ગાયે;
મધુરા સૂર ત્યાં સુહાય;
સુધાકર આવતો જોને.
મધુર નાચે મોરે કે કવચિત કોકિલ ટૌકે;
સુધાકર ઉર જો મલકાય,
સુધાકર આવતો જોને
અમૃત સ્રોતો ન્હાવે કે અવનિ સુદભર પાવે
સુધા છાંટણાં છંટાય,
સુધાકર આવતો જોને.

શ્રી ' સશિન્ ઓઝા '

ચહેરાની સુંદરતા માટે

## "હિન્દુસ્તાન સ્નો"

વાપરો,

વાળને વ્યવસ્થીત રાખવા માટે

**હીંદુસ્તાન લવંડર બ્રીલીયનટાઈન**

**તથા કોકોનટ હેર ઓઇલ વાપરો**

દરેક સ્થળે વેચાય છે.



## યુનીવરસલ પરફ્યુમરી વર્કસ,

૯૫, કારણેકર સ્ટ્રીટ, મુબંઇ, ૩ — કેટલોગ ફ્રી મંગાવો.

---

# દમ (શ્વાસ)ની મફત દવા

પત્ર લખવાથી મોકલવામાં આવશે.

લખો—

## ડી. કે. ગાંધી

૧૬૬, ભીંડી બજાર, મુંબાઈ, ૩.

---




---

તમે પૈસાદાર થવા અને પૈસાદાર તરીકે ચાલુ રહેવા ઇચ્છતા હો તો—

# વેપારની ચાવી

આજે રૂ. ૧-૧૨-૦ અને પોષ્ટેજના ૦-૬-૦ નીચેના ઠેકાણે મોકલી પહેલી તકે મંગાવી લેશો.
જુજ કોપી સીલીકમાં છે

લુહાણામિત્ર પ્રિં. પ્રેસ, વડોદરા.

# શાસ્ત્રીય સંગીત અને લોકગમ્ય સંગીત

લેખક : શ્રી. વિરલ દેસાઇ

સંગીતનો વિષય હાલ ઘણો ચર્ચાવા લાગ્યો છે, અને સંગીતના ઉદ્ધાર સારૂ તે આવશ્યક છે, શાસ્ત્રીય સંગીતમાં શબ્દો બરાબર સમજાય તેવા કેમ નથી હોતા અને શાસ્ત્રીય સંગીતમાં શબ્દાર્થને યોગ્ય સ્થાન કેમ અર્પવામાં આવતું નથી વળી શાસ્ત્રીય સંગીત લોકગમ્ય કેમ ન હોઈ શકે, અને જો તે લોકગમ્ય ન હોય તો તેમને આનંદ કેમ અર્પે ? આ અને આવા અનેક પ્રશ્નો આવીને ખડા થઇ જાય છે એટલે આવા પ્રશ્નો વધુ ચર્ચાવા જોઇએ. આ ચર્ચાને અંગે નીચેની હકીકતનો વિચાર કરવો પડશે.

આપણા ઉત્તર હિંદુસ્તાની સંગીતમાં સંગીત પ્રણાલિકાએ નીચે પ્રમાણે છેઃ—

(૧) ધ્રુપદ, ધમાર.
(૨) ખ્યાલ.
(૩) ઠુમરી, ટપ્પા.
(૪) ગઝલ, કવ્વાલી વગેરે
(૫) ભજન, કીર્તન, પરભાતિઆં ઇત્યાદી ધાર્મિક સંગીત.
(૬) ગરબા, ગરબીઓ, રાસ વગેરે.

અર્થાત્ દરેક રાગ જુદી જુદી પ્રણાલિકાઓમાં ગવાય. કલ્યાણનો ધ્રુપદ હોય, ખ્યાલ હોય, તેની ગઝલ તથા ઠુમરી પણ હોય અને ભજનો વગેરે પણ તે રાગમાં ગાઇ શકાય. ઉપરનો ક્રમ સંગીતશાસ્ત્રની દૃષ્ટિએ તેની વિશેષતાના પ્રમાણમાં ગોઠવ્યો છે, એટલે ભજન, ગરબા વગેરે તદ્દન સરળ છે, ગઝલ કવ્વાલી તેનાથી સહજ અઘરી, ઠુમરી તેનાથી અઘરી અને ખ્યાલ તેનાથી અઘરા અને છેવટે અઘરામાં અઘરી પ્રણાલિકાએ ધ્રુપદ છે.

આ પ્રણાલિકાઓ પૈકી ધ્રુપદ અને ખ્યાલ એ તદ્દન શાસ્ત્રીય પદ્ધતિઓ છે અને તેમાં સંગીત શાસ્ત્રના સર્વ નિયમોનું યથાવિધિ પાલન કરવાની આવશ્યકતા છે, જ્યારે ઠુમરી આદિ સરળ પ્રણાલિકાઓમાં છુટ લઇ શકાય છે. સંગીતમાં મીઠાશનું તત્વ ઉમેરાતું હોય તો સ્વરોમાં પણ રહેજ ફેરફાર કરવાની તેમાં છુટ રાખેલી છે તેથી ધ્રુપદ તથા ખ્યાલ એ પ્રણાલિકાઓમાં શાસ્ત્ર પ્રધાન પદ ભોગવે છે અને શબ્દાર્થ એ ગૌણપદ ભોગવે છે; જ્યારે ઠુમરીઆદિ પ્રણાલિકાઓમાં શબ્દાર્થ પ્રધાન પદ ભોગવે છે અને શાસ્ત્ર ગૌણપદ ભોગવે છે, અર્થાત્ શબ્દોના અર્થના ભાવ ઠુમરીઆદિ પ્રણાલિકાઓમાં સારી રીતે આપી શકે છે, જ્યારે ધ્રુપદ તથા ખ્યાલમાં રાગના સ્વરો ઉપર વિશેષ ધ્યાન આપવામાં આવે છે. એટલે એ સ્વરપ્રધાન સંગીત છે. એટલે તેમાં સ્વરોનું માહાત્મ્ય ઘણું જ છે, તેમાં સ્વરોની શક્તિનો આર્વિભાવ થઇ શકે છે. સ્વરોની શક્તિનો આપણને પ્રત્યક્ષ અનુભવ નથી પરંતુ સાંભળેલું તો હશે કે દીપક રાગથી દીવા થતા, મલ્હારથી વરસાદ પડતો, હિંડોળ રાગથી ભગવાન હિંડોલા ઉપર આવી બીરાજતા, કેદારથી ભગવાન પ્રત્યક્ષ દર્શન દેતા ઇત્યાદિ. 'આજ આપણે પ્રત્યક્ષ પ્રમાણ સિવાય સ્વરોની આટલી બધી શક્તિ હશે કે કેમ તે ઉપર કદાચ વિશ્વાસ ન રાખીએ, પરંતુ એટલું તો સ્વીકારી લઇએ કે સ્વરપ્રધાન સંગીતનું અંતિમ ધ્યેય રાગનું સ્વરૂપ ખડું કરવાનું તથા વાતાવરણમાં તેની અસર ઉપજાવવાની છે અને તેને સારૂ જે જે શક્તિઓનો વિકાસ તથા

ખીલવણી જોઈએ તે કેળવે જ તેની અસર તેટલા પ્રમાણમાં ઉપજાવી શકાય.

સ્વરપ્રધાન સંગીતમાં સ્વરો ઉપર જે ભાર મુકવામાં આવે છે તે સ્વરો સંગીત શાસ્ત્રીઓએ જુદા જુદા તત્વોના માનેલા છે. જે રાગમાં અગ્નિતત્વના સ્વરો પ્રધાનપદ ભોગવતા હોય તે રાગ અગ્નિ ઉત્પન્ન કરે, જલતત્વના સ્વરો જે રાગમાં પ્રધાન પદ ભોગવતા હોય તે સ્વરો વાતાવરણનાં તત્વોને મૃદુ બનાવી દ્રવીભૂત કરે, અર્થાત્ જે રાગમાં જે સ્વરોનું પ્રાધાન્ય હોય અને તે સ્વરો જે તત્વના હોય તે સ્વરોના યથાવિધિ ગાનથી વાતાવરણમાં તેની તેવી અસર ઉપજાવી શકાતી હતી. આ સંગીતનું અંતિમ ધ્યેય છે, અને જે જે ઉત્તમ સંગીતાચાર્યો થઇ ગયા તેઓએ ઉપરનું જ ધોરણ સ્વીકારેલું છે. મીઆં તાનસેન, હરિદાસ સ્વામી, બૈજૂ બાવરો, ગોપાળ નાયક ઇત્યાદિ મહાન સંગીતાચાર્યોએ આ સ્વરપ્રધાન સંગીત ઉત્પન્ન કરેલું છે, અને તેઓ મહાન ધ્રુપદીઆઓ હતા. અને તેમણે સ્વરો ઉપર એવો તો અજબ કાબુ મેળવ્યો હતો. અને એવી તો અજબ શકિત કેળવી હતી કે સ્વરોની ધારેલી અસર ઉપજાવી શકતા અને રાગનું સ્વરૂપ ખડું કરી શકતા. સ્વરોની તેઓએ સાધના જ કરેલી હતી, એટલે આવું સ્વર પ્રધાન સંગીત આપણને ન સમજાય તેથી તેની વિશિષ્ટતા ઘટાડવી યોગ્ય નથી. ધ્રુપદનું ગાણું જે રહ્યું સહ્યું આપણને સુંભળવા મળે છે તે સમજવું ઘણું મુશ્કેલ છે, અને હાલ જો કે તેવી અસર ઉપજાવી શકે એવું સંગીત સાંભળવા મળવાનો સંભવ ઓછો છતાં તે પ્રણાલિકાનું સંગીત ન સમજાય માટે તે નકામું છે તેમ કહેવું વ્યાજબી ગણાય નહીં.

ધ્રુપદ પદ્ધતિનું જ્ઞાન હાલ મળવું દુર્લભ છે, તે ગાણું લગભગ અદશ્ય થઇ ગયું છે કારણ કે તેની સાધના કરવાની શકિત અને તાકાત ભાગ્યેજ કોઇ કેળવી શકે, એટલે હાલનું ઉત્તમ સંગીત તે ખ્યાલ છે. ઉત્તમ ખ્યાલ સાંભળવા મળી શકશે પરંતુ ઉત્તમ ધ્રુપદ સાંભળવા મળી શકશે નહીં, અને જો કદાચ મળે તો આપણી સમજશકિતની તે બહાર હશે. આ ગાણું સમજવાને ઉંડા સંગીતશાસ્ત્રના જ્ઞાનની આવશ્યકતા છે. ઠુમરી આદિ સંગીત સરળ હોવાથી તે સહેલાઇથી સમજી શકાય તેમ છે. એટલે આજનું જે પ્રચાર પામેલું સંગીત તે આ બીજા પ્રકારનું હળવું સંગીત–ઠુમરી, ગઝલ, કવાલી વગેરેનું છે. ખ્યાલ તથા ધ્રુપદ જન સમાજની શકિતની બહાર છે, અને એ વાત પણ ચોક્કસ છે કે કોઈ પણ વિષયમાં ઉંડા ઉતર્યા સિવાય તેનું રહસ્ય શું સમજાય ? ગમે તે વિષય લો પછી તે સંગીત શાસ્ત્ર હોય કે ગણિત શાસ્ત્ર હોય, તત્વજ્ઞાન હોય કે સાહિત્ય હોય, વિજ્ઞાન હોય કે પિંગળ શાસ્ત્ર હોય, વ્યાકરણ હોય કે ચિત્રકલા હોય, ગમે તે વિષય હોય પરંતુ તેમાં ઉંડા ઉતર્યા સિવાય તે વિષયનું ખરૂં રહસ્ય તથા તેનાથી મળતો આનંદ શી રીતે મેળવી શકાય ?

હવે આ ઉચ્ચ મનાતું સંગીત જનસમાજને ન સ્પર્શી શકે તે બનવા યોગ્ય છે; અને વસ્તુસ્થિતિ તેવી હોય એ જ સ્વાભાવિક છે, કારણ કે અત્યાર સુધી જનસમાજે સંગીત તરફ ઉદાસીનવૃત્તિ ધારણ કરેલી હતી. સંગીત હલકું મનાતું, અને સંગીત ઉચ્ચ વિષય છે, અભ્યાસ કરવા યોગ્ય છે તે હમણાં હમણાંજ મનાવા લાગ્યું છે, એટલે જનસમાજે સંગીતમાં જ રસ લીધો નથી તો પછી તેના શાસ્ત્રમાં ઉંડાં ઉતરવાની તો વાત જ શી ? સદ્‌ભાગ્યે વસ્તુસ્થિતિ હવે બદલાવા લાગી છે. પરંતુ ઉચ્ચ સંગીત જનસમાજને કેમ સ્પર્શી શકતું નથી તેનાં થોડાં બીજાં વિશેષ કારણો પણ જે છે તે નીચે પ્રમાણે ગણાવી શકાયઃ–

(૧) ધ્રુપદ તથા ખ્યાલ પદ્ધતિઓ મૂળથી ગુરૂ શિષ્ય તથા વંશપરંપરા પ્રણાલિકાદ્વારા ચાલતી આવેલી છે, એટલે તેઓ વંશપરંપરાથી ઉતરી આવેલું સંગીત જ ગાય છે, અને આ શિક્ષણ મુખથી જ આપવામાં આવતું હોવાથી કેટલાક શબ્દોના અપભ્રંશ થએલા છે, અને તેથી ચીજોના શબ્દાર્થ બરાબર સમજી શકાતા નથી. તે સમયની ભાષામાં પણ ફેરફાર થએલો હોઈ તે ભાષાના જ્ઞાન સિવાય ધ્યાનમાં લેવો મુશ્કેલ થઈ પડે છે, અને તેવું જ્ઞાન આજના અશિક્ષિત સંગીતાચાર્યો પાસે હોવાની આશા રાખી શકાય નહીં.

(૨) શાસ્ત્રીય સંગીતમાં પણ ઉસ્તાદો રાગની જમાવટ ઉપર ધ્યાન આપવાને બદલે ગળાની તૈયારી ઉપર વિશેષ ધ્યાન આપે છે, અને પોતે પોતાની હોશીઆરીનું પ્રદર્શન કરે છે. ખરી રીતે તાનો એ રાગના શણગાર રૂપ હોવી જોઈએ, રાગને ફક્ત તાનોથી જ લાદી દેવામાં આવે તો તે ભૂસજ ગણાય. રાગની જમાવટ ઉપર વિશેષ ધ્યાન આપવાથી રાગના સ્વરોનું વાતાવરણ જામે છે, અને રાગના શુદ્ધ અને સાચા સ્વરો યથાર્થ રીતે લગાડવાથી રાગનું સ્વરૂપ ખડું થઈ શકે છે અને શ્રોતાજનો ઉપર તેની અસર થાય છે, પરંતુ તાનો તથા બીજી 'શાસ્ત્રીયતા (technique) ઉપર વિશેષ ધ્યાન આપવાથી તે નિરસ બની જાય છે, અને શ્રોતાજનો કંટાળે છે.

(૩) શાસ્ત્રીય સંગીતમાં શબ્દાર્થનું માહાત્મ્ય સાચવવું હોય તો તે ચીજોનું સંશોધન થવું જોઈએ, શબ્દોના અપભ્રંશ થએલા હોય, અગર તો ભાષા ફેરને લીધે કેટલાક શબ્દો સમજાતા ન હોય તો તે શબ્દો કયા છે તે ખોળી કહાડવું જોઈએ, તે સિવાય ઉચ્ચ સંગીત જનસમાજને શી રીતે સ્પર્શી શકે? અને આ ફરજ કોણે અદા કરવાની છે? અશિક્ષિત ગવૈયાઓ ઉપર આ દોષ ઢોળી પાડી શકાશે નહીં. આ ફરજ હવે સુશિક્ષિત સમાજે અદા કરવાની રહી એટલે હવે સુશિક્ષિત સમાજે સંગીતને અપનાવી લેવું પડશે, તેનાથી વિમુખ રહે નહી ચાલે. આપણે આપણી ફરજ અત્યાર સુધી બજાવેલી નથી અને તેનો દોષ અશિક્ષિત ગવૈઆઓ ઉપર ઢોળી દેવા માગીએ છીએ તે વ્યાજબી નથી, એ લોકોએ તો આપણા સંગીતને જેને તે સ્થિતિમાં સંભાળી રાખ્યું છે, અને આજ તે સંગીત આપણી સમક્ષ રજુ કરવામાં આવે છે. એ લોકોએ જો આ સંગીત સંભાળી રાખ્યું ન હોત તો ઉત્તર હિંદુસ્તાની સંગીત જેવી વસ્તુ આજ હોત કે કેમ તે કહેવું મુશ્કેલ થઈ પડત, એટલે એ લોકોનો તો આપણે ઉપકાર માનવો ઘટે, અને એમના સંગીતમાં શબ્દાર્થ નથી, તે બરાબર સમજાતું નથી, તેમાં કંઈ ભાવ નથી એ દોષને આપણે ગૌણ માનવો જોઈએ, તેને પ્રધાનપદ આપી તેમને ઉતારી પાડવા યોગ્ય નથી.

શાસ્ત્રીય સંગીત સામાન્ય રીતે જનસમાજને ન સ્પર્શી શકે તેનાં કારણો જોયાં, હવે કયું સંગીત લોકગમ્ય હોઈ શકે તે વિષે વિચાર કરીએ.

આપણા સંગીતશાસ્ત્રીઓએ સંગીતને લોકગમ્ય બનાવવા પૂરતો પ્રયત્ન કરેલો છે. શાસ્ત્રીય સંગીતને સંગીતના જ્ઞાનની આવશ્યકતા હોવાથી ઓછા શાસ્ત્રીય એવા હળવા સંગીત ઠુમરી, ગઝલ, કવાલી ઇત્યાદી પ્રણાલિકાઓનું સંશોધન કરી તેનો પ્રચાર કરેલો છે. ધ્રુપદનું ગાણું ઘણું ભારે હોવાથી તથા તેવા શિખનારાઓની સંખ્યા પણ ઘટતી જતી હોવાથી ખ્યાલ શોધાયા અને ખ્યાલ પણ અઘુરા લાગ્યા ત્યારે સંગીતમાં નવીનતા લાવવા ઠુમરી ઇત્યાદી સંગીતનું સંશોધન થયું. તેમાં વળી ગઝલ, કવ્વાલીએ પણ પણ પોતાનું સ્થાન પ્રાપ્ત કર્યું એટલે હળવા સંગીતમાં શબ્દાર્થ તથા ભાવને સંપૂર્ણ સ્થાન મળી શકે છે, એટલે આ સંગીતને જનસમાજ જરૂર અપનાવી શકે અને વસ્તુ સ્થિતિ પણ તેમ જ છે. હળવું સંગીત હવે જનસમાજને સ્પર્શવા લાગ્યું છે, અને જનસમાજની સંગીત શક્તિમાં પણ દિવસે દિવસે વધારો થતો જાય છે. છેક સામાન્ય જનસમાજ ભજન, કીર્તન ઇત્યાદી સંગીતથી આનંદ માને છે તેનાથી ચઢતી શ્રેણીયોવાળા ગઝલ, કવ્વાલી સમજી શકે છે. મને નાનપણની એક વાત યાદ છે કે પહેલાં એવો એકે જલસો થતો નહીં કે જ્યાં સારા ગવૈયાઓને પણ ગઝલ અગર કવાલી ગાયા વિના છુટકો થતો. એટલે તે વિશેષ પ્રમાણમાં ગાવાની ફરજ પડતી. હાલ તેનાથી શોખ તથા સમાજ આગળ વધ્યો છે. હવે હળવા શાસ્ત્રીય સંગીતનો પ્રચાર વધુ થવા માંડયો છે. તેનાથી આગળ ઠુમરી પણ સમાજને સ્પર્શી શકે છે. પરંતુ ખ્યાલગાયકી જનસમાજની શક્તિની બહાર છે. ' સંગીત સમાજોદ્વારા સંગીતના સમજદાર સજ્જનોને ખ્યાલ ગાયકી હવે સ્પર્શવા લાગી છે, પરંતુ ખરા ખ્યાલને સમજવાની શક્તિ આવતાં હજી વાર છે એમ લાગે છે, કારણ કે તેમાં ઉંડા ઉતર્યા સિવાય તે સમજી શકાય તેમ નથી. પરંતુ જેમ જેમ તે વધુ સાંભળવા મળશે તેમ તેમ તેનો પ્રચાર વધશે, ગ્રામોફોન તથા રેડીઓદ્વારા શાસ્ત્રીય સંગીત વધુ અને વધુ સાંભળવા મળે છે એટલે જેમ જેમ શાસ્ત્રીય સંગીતનો પ્રચાર થશે તેમ સંગીતનો શોખ વધશે અને ઉચ્ચતર સંગીત તરફ જનસમાજનું લક્ષ દોરાશે. હાલ ઉત્તમ સંગીત કેવા પ્રકારનું છે તે સાંભળવાની ઇચ્છા તથા પ્રવૃત્તિઓ—ખાસ કરીને સંગીત સમાજોદ્વારા—થએલી જોવામાં આવે છે. તે સિવાય ખાંસાહેબ અલાદીયાખાં, ખાંસાહેબ ફૈયાઝખાં, પં. ઓંકારનાથ, શ્રીમતી કેસરબાઇ વગેરેનું સંગીત સાંભળવાની શી રીતે ઇચ્છા થાય! પ્રથમ આપણે માસ્તર વસંત, મા. મનહર બર્વે અગર તો પ્રો. નારાયણરાવ વ્યાસના સંગીતને ઇતિશ્રી માનતા હતા-તે આપણી માન્યતામાં હવે ફેર પડતો જણાય છે, તેઓએ આપણને વધુ ઉચ્ચ સંગીત સાંભળવાની ફરજ પાડી છે કારણ કે દિવસે દિવસે સંગીતની સમજ જનસમાજમાં વધેલી છે. અને તેમાં ગ્રામોફોન તથા રેડીઓએ પણ આપણી સંગીત સમજવાની શક્તિ વધારવામાં ઘણો અગ્રગણ્ય ભાગ ભજવ્યો છે એ, નિર્વિવાદ છે સારા સારા સંગીતાચાર્યોનું સંગીત જનસમાજમાં રજુ કરવામાં આવ્યું તેમાં દરેક જણે પોતપોતાની શક્તિ પ્રમાણે તેનો લાભ મેળવ્યો છે, અને તે દિવસ પણ હવે બહુ દુર નથી કે જ્યારે શાસ્ત્રીય સંગીત પણ પોતાનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરશે, પરંતુ તેનો યશ અગર ધન્યવાદ ખાસ કરીને ગ્રામોફોન તથા રેડીઓને જ આપવો પડશે. તેણે સંગીતની જે સુંદર સેવા બજાવી છે અને હજીએ બજાવે છે તે સંગીતના ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે લખાઇ રહેશે.

આટલા વિવેચનથી એટલું તો સ્પષ્ટ થાય છે કે શાસ્ત્રીય સંગીત જનસમાજને સ્પર્શી શકતું નથી પરંતુ હળવું શાસ્ત્રીય સંગીત થોડા ઘણા પ્રમાણમાં પણ સ્પર્શી શકે છે. સંગીતમાં ભાવ બે પ્રકારે આવી શકે છે. કેટલાકને શબ્દાર્થમાં રહેલા રહસ્યથી આનંદ પ્રાપ્ત થાય છે જ્યારે કેટલાકને સ્વરોનાં આંદોલનો, મૃદુતા, મીઠાશ આનંદ આપે છે. સંગીતની સાધારણ સમજવાળા શબ્દાર્થ ઉપર વધુ ભાર મુકે છે, જ્યારે રાગનું સ્વરૂપ ખડું કરી શકે તેવા સુમધુર, સાચા સ્વરો, તેનાં આંદોલનો, ઉપર અર્થાત્ રાગની શાસ્ત્રીયતા ઉપર કેમ ભાર ન મુકવો તે પણ એક સવાલ છે.

ખાં. અબ્દુલ કરીમની ભૈરવી " જમના કે તીર " અગર તો ઝીંઝોટીની ઠુમરી ' પિયાબીન નાહી આવત ચેન ' તથા પં. ઓમકારનાથનો ચપક રાગ–' હે મગ જાએ ' આ ચીજોના શબ્દાર્થ વિશેષ પ્રિય લાગે છે કે તેના સ્વરો એ નક્કી કરવાનું હું જનસમાજ ઉપર જ છોડું છું. ' હે મગ જાએ ' એ ચીજનો શબ્દાર્થ શું છે તે હજી પણ હું જાણી શકતો નથી, છતાં તેના સ્વરોની મીઠાશ તથા ભાવ સમજી શકાય તેમ છે અને તેનાથી આનંદ પણ મળી શકે છે જનસમાજ બન્નેના મિશ્રણની આશા રાખે છે, પરંતુ સ્વરની મીઠાશ તથા સંગીતની શાસ્ત્રીયતાથી સંગીતની મહત્તા ઘટાડી દેવી ન જોઇએ. બન્નેના મિશ્રણનો હકક હવે સુશિક્ષિત સમાજે પ્રાપ્ત કરવાનો છે.

છેવટે નવીન પ્રકારના બંગાલી સંગીતનો ઉલ્લેખ કરવો જોઇએ. આ સંગીત તરફ જનસમાજનું મન દોરાયું છે. તેમાં નવીનતા છે, ભાવ છે, મીઠાશ છે, પરંતુ તેમ છતાં તે સંગીત મર્યાદિત છે. તેમાં ઉંડાણ નથી તેમજ શાસ્ત્રની નિપુણતા પણ નથી. આંગ્લ-સંગીતનું મિશ્રણ છે અને શાસ્ત્રની ક્ષતિ પણ છે, છતાં નવીનતા ખાતર તેને આવકાર આપી શકાય. થોડી મહેનતે સંગીતના ભણકાર તરીકે ખપવામાં તે જરૂર મદદરૂપ થઇ પડશે. આ સંગીત ઉચ્ચ સંગીત તરફ લઇ જનાર પગથીઆ રૂપ આપણે માનવું જોઇએ.

વિશેષમાં નૃત્ય એ સંગીતનો જ એક વિભાગ છે, તેમાં ભાવ તથા શબ્દાર્થને સંપૂર્ણ સ્થાન છે, એટલે આપણા સંગીતકારોએ શબ્દાર્થનો હિસ્સો ઇલાયદાજ રાખેલો છે અને તેનો સંપૂર્ણ વિકાસ નૃત્યકલામાં થાય છે: ભાવને એક શાસ્ત્ર તરીકે એકલાએ અપનાવ્યું છે, પરન્તુ સંગીત એટલે ગીત ( Vocal music ) એટલો જ અર્થ લઇ વિવેચન કર્યું છે. જો કે, गीतं वाद्यं तथा नृत्यं त्रयं संगीतमुच्यते એમ શાસ્ત્રકાર કહે છે.

છેવટમાં એટલું જ ઇચ્છીશ કે સંગીત શાસ્ત્રને શાળાઓ, વિદ્યાલયો તથા વિશ્વવિદ્યાલયોમાં યોગ્ય સ્થાન મળે તો જ તેનો ઉદ્ધાર થઇ તેનાથી મળતા ઉચ્ચ આનંદનો સર્વને લાભ મળે.



# કાળાં ચશ્મા

: : લેખક : :
શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર

મારી ઉમર લગભગ ત્રીશ વર્ષની છે. હું આગળના જેવો રંગભોગી (romantic) હવે રહ્યો નથી. એક એવો પણ સમય હતો કે જ્યારે નાના બનાવોથી મારું આખું શરીર ધ્રુજી ઉઠતું. કોઇ પણ સુંદર કન્યાને જોતાં હું તેના પ્રેમમાં પડી જતો. મારી પોતાની કલ્પનાસૃષ્ટિમાં રહેવામાં મને ખૂબ આનંદ પડતો, કારણ કે તેમાં મારી અણદીઠી પ્રિયતમાઓ વિષે બહારની કોઇ પણ અડચણ વિના હું વિચાર કરી શકતો હતો. મેં અસંખ્ય યુવતીઓને અસંખ્ય પ્રેમપત્રો લખ્યા હતા. તેમાંના મોટા ભાગનો જવાબ મળ્યો નહોતો બાકીઓએ થોડા સમય પછી પત્રવ્યવહાર બંધ કર્યો હતો. અને હું એકલો પડી જતો હતો. જ્યારે જ્યારે હું કોઇ પણ પત્રમાં સ્ત્રી વાર્તા લેખક કે કવિનું નામ વાંચતો કે મને તેના પર પ્રેમ આવતો હતો. તેની પાસે જવાની મારી રીત કંઇક આવા પ્રકારની હતી. હું તેનાં પુસ્તકોનાં વખાણ કરતો હતો. અલબત્ત તે વિનયપૂર્વક તે પ્રેમપત્રનો જવાબ આપતી. હું ફરીથી પત્ર લખતો. આ સમય દરમ્યાન હું તેના પ્રેમમાં આંધળો થઇ જતો. તેના હસ્તાક્ષરોથી મારામાં પ્રેમ ઉત્પન્ન થતો. હું તેનો ફોટો મોકલવાની તેને વિનંતિ કરતો. અલબત્ત હું વણમાગ્યેજ મારો ફોટો મોકલી આપતો. તે સમયે મારો ફોટો કોઇ અશ્રુતપૂર્વ, અજ્ઞાત અને અદૃશ્ય વસ્તુઓમાં વિહરતા કવિ જેવો હોય તેમ હું માનતો. હું મારા ખભા સુધી પહોંચતા લાંબા વાળ રાખતો. હું જવાબની આતુરતાથી રાહ જોતો. આખરે કંઇ પણ જવાબ આવતો નહિ. આવી ઘણી રૂપવતીઓને ચાહવાનો હું યત્ન કરતો. જ્યાં સુધી હું મારા પ્રેમની જાહેરાત ન કરતો ત્યાં સુધી બધું ઠીક ચાલતું. ત્યારબાદ તેમનું વલણ સત્વર બદલી જતું. કેટલીક તો એક પણ અક્ષર લખ્યા શિવાય મારો ફોટો પાછો મોકલી આપતી હતી. કેટલીક મારા પત્રની પહોંચ પણ સ્વીકારતી નહિં. હું કંટાળ્યો ને નિરાશ થયો. મેં મૂર્ખ સ્ત્રીઓ સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ ન રાખવાનો નિર્ણય કર્યો. આ કટોકટીના સમય વખતે મારી ઉંમર માત્ર એકવીશ વર્ષની હતી.

આખરે મારા સુખના ક્ષિતિજમાં આશાનું એક કિરણ પ્રગટયું. હિંદી સાહિત્યમાં એક નવી ઉગતી કવયિત્રીનું નામ આવ્યું. મને ઘણી વખત તેના પર પત્ર લખવાનો વિચાર આવ્યો. જ્યારે જ્યારે હું મારી નિરાશાનો વિચાર કરતો ત્યારે ત્યારે હું મોઢું બગાડી જતો. કેમ જાણે મારા પર દવાનો ડોઝ પીવાની ફરજ પડી હોય અને દવાના બીજા ડોઝ બાકી હોવાની મને ખબર હોય. આ બધું છતાં હું તેના પ્રેમમાં આંધળો બન્યો. હું જાણતો હતો કે હું નિરાશા માટે સર્જાયેલ છું. આ યુવતી માટે યત્ન કરવામાં કંઇ નુકશાન નહોતું.

આખરે મેં તેના પર પત્ર લખવાની હિંમત કરી. માસિકમાં આવેલ તેની કવિતા પર મેં પ્રશંસાનાં પુષ્પો વેર્યાં. હિંદી વાંચક જનતાની ખાતર લેખનપ્રવૃત્તિ બંધ ન કરવાની મેં તેને વિનંતિ કરી. તેણે મારા પત્રનો સત્વર જવાબ આપ્યો. મેં તેના પર ફરીથી

પત્ર લખ્યો ને તેણે તેનો પ્રત્યુત્તર આપ્યો. મૌશી આનંદ અને આશ્ચર્ય વચ્ચે અમારો પત્રવ્યવહાર ચાલુ રહ્યો. સદ્‌ભાગ્યે આ વખતે મેં ઉતાવળ ન કરવાનો નિર્ણય કર્યો. મેં ખૂબ શાંતિ ધરી. આ વખતે હું ભૂલ્યો નહિ કે ‘ અણીચૂકયો સો વર્ષ જીવે. ’ મેં તેનો ફોટો મંગાવ્યો નહિ. હું તેના માટે ઝુરતો હતો. આગલી નિરાશા પછી પ્રેમમાં સહન કરવાનું હું શીખ્યો હતો. હું ધારતો હતો કે અજાણપણે મને તેમાં મજા પડતી હતી.

તેની શારીરિક તંદુરસ્તી સિવાય, મેં તેના વિષે બધું જાણી લીધું. તેણે મારા ફોટાની કદી માગણી કરી નહિ અને મેં તે મોકલવાની હિંમત કરી નહિ. હું બુદ્ધિના પ્રદેશમાં તેના પર શાસન ચલાવતો હતો. મેં તેને મારાં પુસ્તકો તથા મારું નાનામાં નાનું કાવ્ય પણ મોકલ્યું. હું ધારતો હતો કે તેને મારા વિષે ખૂબ જ માન થયું હશે. તે મારી સાથે પ્રેમમાં હતી. હવે રસ્તો કાઢવાનો મારો વારો હતો. આખરે જે સ્ત્રીજાતિએ મારા મહાન પ્રેમને તુચ્છકારી કાઢયો હતો તેજ વર્ગની એક વ્યક્તિ મારી સાથે પ્રેમમાં પડી હતી. તે મને ચાહતી તેટલું હું તેને ન ચાહતો એમ કંઇ નહોતું. હું તેને વધારે ચાહતો હતો પણ આ વખતે મારાં સ્વાભિમાન મારી મદદે આવ્યું હતું અને હું જરા પણ નમતું આપવાનો નહોતો. તે હિંદી કન્યા હતી તેમ ન સમજવામાં હું મૂર્ખ હતો.

અમારામાંથી કોઇએ પોતાનો પ્રેમ પ્રદર્શિત કર્યો નહિ અને અમારો પત્રવ્યવહાર પુર બહારમાં ચાલતો હતો. મને લાગ્યું કે ભૂતકાળના મારા પ્રયત્નો પછી મને મારી ઇચ્છા મુજબની કન્યા પ્રાપ્ત થઈ હતી. મારી કલ્પનામાં તેનું ચિત્ર બહુ આદર્શમય નહોતું કેમકે હું જરા વધારે વહેવારુ બન્યો હતો. મારા ફુરસદના સમયમાં તેના વિષેના વિચારોથી હું માનસિક આનંદ પ્રાપ્ત કરતો હતો. હું વિચાર કરતો કે ‘ તેની ઉંચાઇ મધ્યમ–તે જરા ફૂશાંગી હશે. તે સુંદર છે ખરી ? ના, તે આકર્ષક, ઘઉંવર્ણી છે, જરા નવાઈ જેવું લાગશે પણ જ્યારે જ્યારે હું તેના વિષે વિચાર કરતો ત્યારે ભૂરા રંગની બે મોટી આંખો મારા સમક્ષ ખડી થતી. આંખો સુંદર હતી તથા ભમ્મર લાંબી તથા કાળી હતી. આંખના સૌંદર્ય કરતાં તેમાં રહેલો ભાવ મને આકર્ષણ કરતો હતો. આંખો લોભામણી, જાદુઇભરી અને આસક્તિવાળી નહોતી. તેનો દેખાવ શાંત, તથા લાગણી તથા દીલગીરી ભરેલ હતો. હા, તે આંખો દીલગીરી ભરી સહાનુભૂતિવાળી અને નમ્ર હતી. મારા મન સમક્ષ તે દશ્ય ખડું થઇ ને અદશ્ય થતું હતું. મને ઘણીવાર લાગતું કે મારી પ્રિયતમા ફક્ત આંખો જ હતી !

તેણે મને પોતા વિષે વિગત લખી હતી. તે મધ્યમ વર્ગના કુટુંબની હતી. તેની તબીયત નાજુક હોવાથી ઇન્ટરમીજીએટ કર્યા પછી તે ઘેર રહેતી હતી.

મારા વિષે પુછો તો હું શ્રીમંત કુટુંબમાં જન્મ્યો છું. મારા માબાપે મને મોઢે ચઢાવ્યો હતો. હું ઓનર્સના અભ્યાસક્રમમાં છું.

અમારી મૈત્રી પુરેપુરા એક વર્ષ સુધી પકવ થઇ પણ અમારા બેમાંથી કોઇએ નમતું આપ્યું નહિ. તેનું નામ કુમુદિની હતું.

ઉનાળો આવી પહોંચ્યો હતો, અલ્લાહાબાદના ઉનાળાથી તો તોબા ! મારા માતાપિતાએ મસુરી જવાનો નિર્ણય કર્યો. હું આ જગ્યાને ધિક્કારતો હતો. ત્યાં તો ગમે તે રેંજી પેંજી જઇ શકે. મેં મારા પિતાને લખ્યું કે મારે દાર્જીલિંગ જવાની ઇચ્છા છે. મારે કુટુંબ સાથે રહેવું તેવો મારા પિતાએ આગ્રહ કર્યો. હું તેમાં સંમત થયો નહિ,

થોડી ખેંચતાણ પછી મને મારી મરજી મુજબ કરવાની છૂટ મળી. હું દાર્જીલિંગ જઈને એક ખર્ચાળ હોટલમાં રહ્યો. ત્યાંથી મેં કુમુદને પત્ર લખ્યો.

મારી હોટલ નજીક એક કુટુંબ રહેતું હતું. એક દિવસે જ્યારે હું સવારે ફરીને પાછો આવતો હતો ત્યારે હું એન્જીનીયરને મળ્યો, અમારા આશ્ચર્ય વચ્ચે અમે એક બીજાને ઓળખતા હતા. તે મારા પિતાના મિત્ર હતા. તેજ બપોરે તેને ઘેર જવાનું મને આમંત્રણ આપ્યું, તેથી હું ત્યાં ગયો. ત્યાં તેણે મને તેની બે પુત્રીઓ પરાગ અને વિમળાની ઓળખાણ કરાવી.

મારો સમય કેમ વીતી ગયો તેની મને ખબર પડી નહિ. તેમની સાથે ઓળખાણ થયા પછી અમે ત્રણે હંમેશાં સાથે જ જણાતાં. અમારી વાતનો તથા બ્રિજ રમવાનો અંત આવતો નહિ. હું આનંદમાં હતો. આ બેનોમાંથી હું એકપણની સાથે પ્રેમમાં ન પડયો તે નવાઇ ભર્યું હતું. હું તેમને મિત્રો અને બહેનો તરીકે જ ચાહતો હતો. મારા હૃદયમાં તો કુમુદિની જ હતી. તેને માટે હું તલસતો હતો. તે સતત મારા વિચારોમાં વસતી હતી.

આ રીતે એક અઠવાડિયું વીતી ગયું. એક સાંજે અમે ત્રણ ખૂબ ફરીને પાછા ળતા હતા. વાતોનો કંઇ આરોવારો નહોતો. અંધકાર ધીમે ધીમે બંગલાને અદશ્ય બનાવતો હતો. શેરીમાં બત્તી થવા લાગી હતી. પરાગના બંગલાથી અમે એક માઇલ દૂર હતા. પરાગે અજાણતાં પાછા વળીને જોયું. અમે પણ તેમજ કર્યું. અમે બે બાળાઓને જોઇ. એક પરાગની સમવયસ્કા હતી. બીજી વિમળા કરતાં નાની હતી. પરાગે તેના તરફ બરાબર જોયા પછી બૂમ પાડી, "અરે તું વાંદરી કે ? તું કયાંથી આવી પડી ? આકાશમાંથી તો નહિ ને ? આ ચશ્મા કેમ પહેર્યાં ? તેં મને શા માટે પત્ર ન લખ્યો ? મોટી એ જવાબ આપ્યો ( તેનો અવાજ, નરમ તથા મધુર હતો ) "અરે પરાગ, મારી તબીયત બરાબર ન હોવાથી મારે આવવું પડયું. છેલ્લા થોડા અઠવાડિયા થયાં મારી આંખો મને બહુ ચિંતા કરાવે છે."

પરાગે તેમની વચ્ચે મારી વિચિત્ર સ્થિતિ જાણી, તેણે માફી માગી ને કહ્યું. "અરે મી. શ–મને જરા માફ કરો. હું મારી સખી સાથે તપીને વાત કરતી હતી એટલે તમને ભૂલી ગઇ. આ મહાશયાની તમારી સાથે મને ઓળખાણ કરાવવા દો. મને ખાત્રી છે કે તમે એક બીજાને ઓળખતા હોવા જોઇએ કેમકે તમે સાહિત્ય–પ્રેમી હોવાનો ડોળ કરો છો છતાં મને ગંભીરપણે મારી ફરજ બજાવવા દો. આ પ્રસિદ્ધ કવિ અને લેખક શ્રીયુત શ—અને આ ઉગતી કવિયિત્રિ મિસ કુમુદિની !"

મારા શિર પર આકાશમાંથી વજ્ર પડયું આ બાબતની મેં છેલ્લામાં છેલ્લી આશ રાખી હતી. મેં તેના તરફ જોયું. કમનશીબે આ વખતે અમે દીવાના થાંભલાથી દૂર હતા તેની પાતળી તથા નાજુક દેહદષ્ટિ સિવાય હું કશું જોઇ શકયો નહિ. અમે થાંભલા પાસેથી પસાર થયા. મેં તેને જોઇ. હું તેના તરફ તાકી રહ્યો. આવી નાજુક દેહયષ્ટિ પુષ્પ જેવું કોમળ શરીર ! પણ જે કુમુદની હું સ્વપ્ન સેવતો હતો તે આ કુમુદ નહોતી તેણે ચશ્મા પહેર્યાં હતાં અને તે પણ રંગીન જો મારી કુમુદને તેજ આંખો હોય તો ! તેને ઓળખી શકું તેમ હું જાણતો હતો મેં તેના તરફ તાકીને જોયું. કદાચ તે આંખોનો ચળકાટ ચશ્મામાંથી બહાર આવે પરંતુ હું નિરાશ થયો.

રસ્તામાં અમે બહુ વાત કરી નહિ. મને લાગ્યું કે મારી સમક્ષ તે ખૂબ મુંઝાઇ ગઇ હતી. હું ચૂપ થઇ ગયો. સદ્‌ભાગ્યે પરાગ અને વિમળાએ મારા તરફ જોયું નહિ. તેમ

હમેશ કરતાં વધારે આનંદમાં હતાં. જ્યારે કુમુદ અને તેની બેન છુટાં પડયાં ત્યારે અમે અધીક માઇલ ચાલ્યા હઇશું.

બીજે દિવસે કુમુદને જોવાની મને તક મળી. આ વખતે દિવસનો સમય હતો તે સ્વસ્થ નહોતી તેમ દેખાયું. મને સહેજ ચિંતા થઇ. તેનો અવાજ સંકુચિત હતો. તેનું ખરૂં સ્વરૂપ જણાતું નહોતું. તે ઘણી ફીક્કી લાગતી હતી; તેના હાથ બહુ પાતળા હતા. મને લાગ્યું કે તે મને ચાહતી હતી. હું તે વખતે કહી શકું તેમ નહોતું. મે તેનો મૃદુ અવાજ સાંભળ્યો. તે ખૂબ આશ્વાસનશીલ હતો. તેને વારંવાર આવતી ઉધરસ તેની શારીરિક નાજુકતા બતાવતી હતી. મારી તેની આંખો જોવાની ઇચ્છા હતી, પરંતુ ફરીથી તે ત્રાસદાયક ચશ્મા અમારી વચ્ચે પ્રતિબંધ રુપ હતા. હું મારી કુમુદની ઝાંખી પણ કરી શક્યો નહિ હું તેને ત્રણ વખત મળ્યો પણ બહુ વાતચિત કરી શક્યો નહિ.

જ્યારે જ્યારે હું તેને મળતો ત્યારે મને લાગતું કે તેનામાં ગડમથલ મચી રહી છે. અને તે ખૂબ સંયમ રાખતી હતી અને તેથી કરીને તેનો દેખાવ કરૂણાજનક બનતો હતો. તેની આંખોએ મને શબ્દો કરતા વધારે કહ્યું હોત.

કુમુદને મળ્યો ત્યારથી મને બેચેની થતી હતી. મારાં સ્વપ્નોને વીંખેરી નાખવા તે શા માટે આવી હતી ! તેણે મારી કલ્પનાના શા માટે ભુક્કે ભુક્કા ઉડાવી દીધા ? મારી સ્વપ્ન સૃષ્ટિમાં હું તેની પૂજા કરતો હતો. મને લાગતું હતુ કે તેના પ્રતિનો મારો પ્રેમ એવો પ્રબળ હતો કે હું તેને પુસ્તકની માફક વાંચી શકતો હતો. હું જ્યારે તૈયાર નહોતો ત્યારે એ મારી પાસે આવી હતી. અને તે પણ કયે રસ્તે ! તેને જોયા પહેલાં હું જાણતો હતો કે તે સુંદર નથી. આંખ ઉપર કાળાં ચશ્મા સહિત અમારૂ પ્રથમ મિલન થવું જરૂરી હતું ? જો તે એક સેકંડ માટે તે ઉતારી નાખે તો હું જાણી શકું કે હું ચાહું છું તે જ કુમુદ તે છે કે નહિ ?"

દરેક વખતે તે આવતી ત્યારે તે કમબખ્ત ચશ્મા પહેરતી હતી. મને ખબર પડી કે ડાકટરની સખત સૂચનાને અંગે તે તેમ કરતી હતી.

મારા એકાંતના સમયમાં નિરાશાથી હું એક બે વખત રડી પડયો મેં મનમાં વિચાર્યું. આ ફટકો મારા માટે અસહ્ય છે. હું તેને શા માટે મળ્યો ? મારા મનથી તે બીજી બાળાઓ કરતાં જરાપણ વધારે નથી; હું તેના કરતાં પરાગને વધારે ચાહું છું.

હું ફરીથી સપાટ જમીનપર જવા રાજી હતો. મને હવે દાર્જીલિંગનું આકર્ષણ રહ્યું નહોતું. મને સ્ટેશને વળાવવા પરાગ અને વિમલા આવી ન શકયાં તેથી હું ખુશી થયો. મે સેકંડ કલાસની ટીકીટ ખરીદ કરી. મને એકાંતની જ જરૂર હતી. ટોળાંનો ઘોંઘાટ મને અસહ્ય લાગતો હતો થોડી જ મિનિટોમાં ગાડી ઉપડવાની હતી. મારા માટે બર્થ નક્કી કર્યા પછી હું બારીની બહાર જોતો હતો. વિચારો અને સ્વપ્નથી હું કંટાળી ગયો હતો. મારૂં મન તદ્દન સુનુ હતું. હું ખૂબ ચીઢીઓ દેખાતો હોવો જોઇએ.

હવે ફક્ત પાંચ મિનિટની જ વાર હતી. અચાનક મારી નજર ત્રીજા વર્ગના ખાના પાસે ઉભેલ લોકોના ટોળા પર પડી. જરૂર, કુમુદ જ હતી ! મારી કુમુદ ! હું તેને પીઠ પાછળથી પણ ઓળખી કાઢું. તેણે મને જોયો નહોતો સંતાપનો ઉભરો મારા પર ફરી વળ્યો. ફરીથી તે ! હું થોડો સુખી થવા માગતો હતો અને મારા મન પર તેનું સ્મરણ રાખવા તે આવી પહોચી હતી.

ઇશ્વરનો પાડ કે ગાડી ઉપડી. મે બહાર જોયું, તે પોતાનો રૂમાલ ફરફરાવતી હતી. મેં તેના તરફ જોયું જો કુમુદને માટે હું

[ અનુસંધાન પૃ. ૧૮૬ પર ]

# અંતિમ પ્રાર્થના

લેખક :
શ્રી. નીલકંઠ

દરેક ચિંતા, શારીરિક અથવા માનસિક, દિલને દુભવે છે. આ દુઃખ કરતાં પેલું દુઃખ સારૂં એમ સર્વસાધારણ નિયમ ઘડવો બની શકે એમ નથી. જેને કશી પીડા નથી એ માણસ અવલોકન કરી, કલ્પનાની સહાય લેઇ, કંઇક બ્રહ્મવાક્યો ઉચ્ચારે છે. પણ કયા દર્દમાં, કઇ નિરાધારતામા સૌથી ઓછી અશાંતિ છે એ કહેવાનો હકક ફક્ત પીડિતોનેજ છે. હું ત્હમને એક સત્ય ઘટના કહું તો ત્હમે મ્હારૂં કથન માનશો.

મ્હારા એક મિત્ર હતા. કુશાગ્ર બુદ્ધિ, સ્નેહાળ સ્વભાવ, નિર્મળ હૃદય અને સત્યાગ્રહી મન. એમનો ચહેરો દેખાવડો પણ ન કહી શકાય અને બદસુરત પણ ન ગણાય. એમણે વકીલાત શરૂ કરી હતી, અને એમના લગ્ન થશેજ એમ જોષીઓ અને સામુદ્રિકશાસ્ત્રીઓ કહેતા. એ વ્યક્તિના બંધારણમા મહાન થવાના દરેક તત્વ હતાં. એમને અસંતોષનું કારણ હોઇ શકે ? તેમ છતા એમના મ્હો પર એક વિષાદની ઘેરી છાયા પથરાયેલીજ હોય. અને એનું કારણ એ હતું કે મ્હારા એ મિત્ર ટૂંકા અને જાડા હતા.

ત્હમે કહેશો કે "ઓહો એમા વળી આટલી ચિંતા શી ? મોટેરાં હસે તો હસતા મ્હોંએ સાંભળવું, બરોબરીયાં હસે તો હાસ્યમા હાસ્ય મીલાવવું અને ન્હાના હસે તો આંખ કાઢવી કે ધોલ મારવી." પણ દરેક શિખામણ જેમ, આ કહેવામાં રહેલ છે પણ કરવામાં રહેલ નથી.

અને એમ ન માનતા કે અમે એની ગમગીની દૂર કરવાનો કોઇ પ્રયત્ન બાકી રાખ્યો હતો. એનો પૂર્ણિમાના ચંદ્ર જેવો ગોળ, ગોરો ચ્હેરો આનંદમાં ખીલી ઉઠે એ માટે અમે ઇતિહાસની મદદ લીધી. આપણી આંખ જેના પ્રતિબંબથી છલકાઇ જાય એવી સમાજની જાણીતી વ્યક્તિઓ ગણાવીઃ—

"શિવાજી મહારાજ ઠીંગણા હતા. આજે જીવતો હોત તો પોલીસ કોન્સ્ટેબલ પણ ન નીમાત એવા નેપોલીયને પોતાના ટૂંકા શરીરથી કરોડો ગાઉ લાંબી પૃથ્વી સર કરી હતી."

પણ એ તો મૌન મુખે, નિરાશ ચ્હેરે માથું ધુણાવતો અને આંસુભર્યા અવાજે કકળી ઉઠતો—

"હું તો ટૂંકો પણ છું અને જાડો પણ છું."

અમે એને દોડવાની સલાહ આપી. અઠવાડીયાની અંદર તો જાણે એક આછી ગતિએ દોડતું જાડું સસલું, ઉંટ તથા કુરકુરીયા વિગેરે જાતજાતના ખુશ ખુશાલ પ્રાણીઓનો સરદાર બની ગયું હોય એમ, એની પાછળ ગામનો યુવકવર્ગ અને બાલકવૃંદ બન્ને દોડવા લાગ્યાં. અમે એને ઘરમાંજ દોરડી કુદવાની સલાહ આપી. નવી કસરત શરૂ કર્યાને બીજેજ દિવસે ઘરમાલીકે ચેતવણી આપીઃ—

"અમારે હજી નવું ઘર નથી કરાવવું. સખના ન બેસાતુ હોય તો નક્કર પત્થરનું કોઇ ઘર શોધો."

હવે ? એણે "કુશન સોલ્ટ" લેવા માંડ્યું. "રોસ સીસ્ટમ" અજમાવી. પત્થર પર પાણી. જાડાઇ એવી વધવા માંડી કે એ વધારે ને વધારે ટૂંકો થઇ જતો લાગ્યો.

ઘી, ભાત અને બટાકા છોડયે એને વર્ષો થયાં હતાં. બે વખત સાદું ભોજન અંતે બે પ્યાલા ચ્હા—નાસ્તારહિત. માદા પ્રડી જાડાઇ ઘટાડવા માટે એણે માંદગીને નોતરી. ઉન્હાળામાં બપોરનાં ઉકળતા તાપમાં ફર્યો; પણ માથામાં સખ્ત દુઃખાવા શિવાય કાંઇ બન્યું

નહિ; ચોમાસામાં વરસાદમાં ઉભો રહ્યો અને પાણીથી ભીંજાયેલા કપડે કલાક સુધી છો ઉપર સુઈ રહ્યો, અને પરિણામ ? ચાર છીંક !! શિયાળામાં ઠંડે પાણીએ સ્નાન, સ્નાન પછી હવામાં ઉભા રહેવું, સુતી વખતે બધી બારીઓ ખુલ્લી રાખી, પહેરણ વિના સુવું. આ બધાની અસર તરીકે ચાર છીંકો અને બે દિવસ આછી સરદી. રામ રાખે તેને કોણું ચાખે ?

ચિંતાએ ઘર કર્યું. પણ ચિતા થવાને બદલે ચિંતાએ વસાણાની અસર ઉપજાવવા માંડી. આખરે એ કંટાળ્યો. એક નાંજે અમે એને મળવા ગયા ત્યારે એ હાથમાં તુટેલા દોરડા સાથે ઉભો હતો. આત્મહત્યાની બ્હીકે અમે એના તરફ ધસ્યા.

"આ શું, ગાંડો થયો છે ?"

એણે અમને આગળ ધસતા અટકાવી, હતાશ વદને, તીવ્ર નિરાશાભર્યા અવાજે કહ્યું—

"ફાંસો દેતાં દોરડું પણ તુટી ગયું."

અમે એને બહુ સમજાવ્યો—

"હસી કાઢ, ભીરુ-હૃદય ક્યાંથી બનતો જાય છે !"

પણ માણસ શું શું અને કેટકેટલું હસી કાઢે ? એક વખત અમે સ્ટેશન ઉપર વજન કરાવતા હતા અમારી સાથે એ પણ હતો. અમારા આગ્રહને વશ થઇ એ વજનમાપક યંત્ર ઉપર ચઢ્યો અને એને ચઢતો જોઇ ખુશોત્પાદક કુતુહલથી પ્રેરાયેલા પ્રેક્ષકોનું એક ટોળું અમારી અને યંત્રની આજુબાજુ, સમુદ્રના એક મોજાની જેમ, ફરી વળ્યું. મ્હારો મિત્ર યંત્ર ઉપર ચઢ્યો. યંત્રનો કાંટો, છાતી ઉપર હાથી ઉભો રાખવાનો પ્રયોગ કરતા રામમૂર્તિના દેહ જેમ, બે ત્રણ પળ ધ્રુજ્યો અને સ્થિર થયો. વજન વાંચતાં એક જણ ગભરાઇ ઉઠ્યું:—

"ઓ મ્હારા બા......"

વાક્ય પુરૂં થાય તે પહેલાં ટોળામાંથી એક મનુષ્યે પુછ્યું.

"કોણ, મશીન બોલ્યું !"

રાહદારીઓ "કઇ મીલનો લોટ ખાઓ છો ?"

"સરસ ગબડો છો, હોં યાર !"

વિગેરે તિરસ્કારપાત્ર ઉદ્ગારો સંભળાયા. ઘોડાગાડીમાં બેસવા જાય તો ગાડીવાળો કહેતો—

"જરા સબુર કરજો, સાહેબ. ઘોડો ઝાડ ન થાય, હું જરા લગામ સંભાળું"

કોર્ટમાં પણ એ વકીલાત શી રીતે કરે ? એક વખત એમને એક કેસમાં રોકવામાં આવ્યા. ન્યાયાધિશ સ્હામે એ દલીલ કરતા હતા ન્યાયાધિશે કારણસર આમ તેમ જોયું અને પુછ્યું:—

"તમારો અસીલ કેમ દેખાતો નથી ?"

આ વાક્ય સાંભળી મ્હારા મિત્રનો અસીલ તેમની પીઠ પાછળથી નીકળ્યો:

"ખરા જાદુગર છો, ભાઇ !" ઘણાજ ધીમે બોલાયેલા આ શબ્દો, કોર્ટરૂમની શાંતિ ભેદી, પડઘાની માફક ચારે તરફ ફરી વળ્યા. આમ દિવસે દિવસે વાત વધારે બગડી. મ્હારો મિત્ર અને આનંદ દુશ્મન બન્યા.

મહિનાની મ્હારી ગેરહાજરી પછી હું એને મળવા ગયો. જે દ્રશ્ય મ્હારી નજરે પડ્યું તે જોતા મ્હારા પ્રાણ થંભી ગયા. ઘડીભર મ્હને થયું કે હું સ્વપ્ન તો નથી જોતો ? પણ એ ચિત્ર કઠોર સત્ય હતું. ભીચવીન ટાયરના પ્રતિક જેવો મ્હારો મિત્ર પથારીમાં પડ્યો હતો. એના દર્દભર્યા હુંકારાથી વાતાવરણ અસીમ દર્દ અને હૃદયદ્રાવક કરુણતાથી ઉભરાઇ જતું હતું. એની આજુબાજુ દસ પંદર જણ બેઠા હતા દાક્તર નાડી તપાસતા હતા. હું પણ, અવાજ કર્યા વિના, ધીમે પગલે એક ખુણામાં જઇ બેઠો.

બધાની આંખ દાક્તર તરફ હતી. દાક્તરની આંખ દર્દી પર હતી. પેટ, છાતી, પીઠ વિગેરે અવયવોને ઠોકી, એના જૂદા જૂદા ભાગોને, મોટરનું ભુંગળું વગાડતા હોય તેમ દબાવી, લગભગ એક કલાકે દાક્તરે ચિકિત્સા પૂરી કરી. મહાત્માના જ્ઞાનામૃતનું પાન કરવા અધીર છતાં શાંત ભક્તજનોની જેમ અમે

આતુરતાથી એમના તરફ વળ્યા. અને આકાશવાણી સરખા, ન બદલાય કે ન ટાળી શકાય એવા, શબ્દો અમારે કાને અથડાયાઃ—

" એમનું શરીર તદ્દન નિરોગી છે. "

વિજ્ઞાનના વખાણ ઘણાં થાય છે. હવે મ્હને શંકા થાય છે કે આ પ્રશંસા સકારણ હશે ? જે દર્દને વિખ્યાત અને લોકપ્રિય વૈદ્યો, દાક્તરો અને હકીમો નિરોગી, તુદ્દન તંદુરસ્ત-" વધારે વજનની ખામી શિવાય "— જણાવે છે તે મૃત્યુને આરે શી રીતે, શા માટે ઘસડાય છે ? ઇશ્વરવાદ જેમ આ પ્રશ્નનો સંતોષકારક ખુલાસો અમને જણાયો નહિ.

અંતે મ્હારો મિત્ર સ્વર્ગની સીડીની બહુ જ પાસે આવી પહોંચ્યો. સ્નેહાળ, બુદ્ધિવાન, સચ્ચરિત્ર જેને મનુષ્યો ચાહે છે અને જેને દેવ ચાહે છે તે અમને દુઃખસાગરમાં ડુબકાં ખાતા છોડી સ્વર્ગે સીધાવે છે. નિષ્ઠુર વિધાતા !

હવે અમે આશા છોડી દીધી. હવે તો પળો ગણાતી હતી. મિત્રો સગાંવ્હાલાં અને પાડોશીઓથી ઓરડો ભરાઇ ગયો હતો. હું એના ઓશીકા પાસે બેસી એને માથે હાથ ફેરવતો હતો. અંતે એણે આંખ ઉઘાડી. છેલ્લીવાર એક ડોશીએ કહ્યું. " ભાઇ, કાંઇ જોઇએ છે ? " ગળગળે સાદે અને ક્ષીણ સ્વરે બોલાયલા શબ્દો અમારે કાને પડયાઃ—

" આવતે જન્મે મ્હને જાડો કે ટૂંકો ન બનાવીશ, દિનાનાથ ! "

---

[ કાળાં ચશ્મા : અનુસંધાન પૃ. ૧૮૩નું ]

તલસતો હતો તે જ કુમુદ હતી ! આ વખતે તેણે ચશ્મા પહેર્યાં નહોતા. મેં કલ્પના કરેલ આંખો હું જોઇ શકતો હતો. ગાડી ઉપડતાં અમારી આંખો મળી. તે હસી-પણ હાસ્ય કેવું હતું ! તે હાસ્ય, મારા પ્રતિનો તેનો પ્રેમ, તેની દીલગીરી તથા તેને ખમવી પડેલ મુશ્કેલીઓ કહેતું હતું. મને તો ગાડીમાંથી કુદી પડવાનું મન થયું પણ કોઇ અદશ્ય શક્તિએ મને પાછો ખેંચી લીધો.

કેવી મશ્કરી ! જ્યારે મારી નિરાશા પરાકાષ્ઠાએ પહોંચી હતી ત્યારે મને આ મળ્યું. ત્યારે મોડું-ઘણું મોડું થયું હતું.

ત્યાર પછી મને તેના તરફથી ખબર મળ્યા નહિ. મેં તેના પર પત્ર લખ્યો પણ તેણે કંઇ જવાબ વાળ્યો નહિ. દાર્જીલિંગની મારી રીતભાતનો બદલો વાળવાને મેં યત્ન કર્યો, પણ કાંઇ જવાબ મળ્યો નહિ.

ત્રણ મહિના વીતી ગયા. ઓકટોબરની સવાર હતી. હિંદી માસિક આવ્યુ હતું. યંત્રવત્ મેં તેના પાના ફેરવ્યા. મારી આંખો નીકળી પડવા લાગી. મેં પાનાને પ્રકાશમાં લઇ વાંચવા માંડ્યું. તેમાં લખ્યું હતું કે, " ઉગતી કવિયિત્રી મિસ. કે ક્ષયથી ગુજરી ગઇ. " મેં વધારે વાંચ્યું નહિ.

એટલે તે મને વિલાપ કરવા છોડતી ગઇ. મેં તેના માબાપ પર પત્ર લખ્યો નહિ. તેમની દીલગીરી મારા કરતાં વધારે પ્રબળ હોઇ શકે નહિ. એકાદ મહિના પછી મેં પરાગ પર પત્ર લખ્યો. મારી દીલગીરીમાં, વિશ્વાસ મુકી શકાય તેવી તે એકલી જ હતી. તેણે ખૂબ સહાનુભૂતિભર્યું વર્તન ચલાવ્યું.

તેના તરફથી મને જાણવા મળ્યું કે કુમુદ મને ચાહતી હતી. દાર્જીલિંગમાં મારી ઉમળકા વિનાની રીતભાતથી તેને ખૂબ દુઃખ થયું હતું. મારા પત્રો તેને કદી મળ્યા જ નહિ. મેં દાર્જીલિંગ છોડ્યું કે તરતજ તે માંદી પડી હતી. તેને આરોગ્ય ભુવનમાં લઇ જવામાં આવી હતી. ત્યાં તે મૃત્યુ પામી. તેના પિતાએ મારા પત્રો તેને આપ્યા નહોતા. તે નિરાશાથી મૃત્યુ પામી હતી.

અત્યારે હું પરણ્યો છું. આ બનાવ વિષે હું ઘણી વખત સ્વપ્ન તરીકે વિચાર કરું છું.*

---

* મૂળ લેખિકા મિસ પદ્મા પિનાય




ત્રણથી બાર વરસ સુધીનો સમય બાલકના જીવનમાં સહુથી વધારે મહત્વનો છે. આ સમયમાં જ બાલકના હૃદયમાં શુભાશુભ સંસ્કારોનું આરોપણ થાય છે. અને એ સંસ્કારોમાંથી જ ભવિષ્યનો માનવી મ્હોરે છે ને વિકસે છે. અંગ્રેજ કવિ વર્ડ્સવર્થની ઉક્તિ Child is the father of man, આ રીતે સંપૂર્ણ સાચી બને છે.

કેળવણીકારો અને શિક્ષણશાસ્ત્રીઓ પણ બાલજીવનના આ સમયને એ જ દ્રષ્ટિથી સવિશેષ મહત્વ આપે છે. સમગ્ર જીવનભરના શિક્ષણ કરતાં આ સમયમાં અપાયેલું શિક્ષણ જીવનના ઘડતરમાં અગ્રસ્થાન ધરાવે છે. એટલે જ શિક્ષણ શાસ્ત્રીઓ અને વિચારકો બાલજીવનના આ સમયને વિષે ગંભીરતાથી વિચાર કરી રહ્યા છે.

છતાં આપણે ત્યાં સામાન્ય રીતે આ સમય દરમ્યાન જ બાલક તરફ સહુથી વધારે દુર્લક્ષ બતાવવામાં આવે છે. કાં તો આપણે બાલકને આ સમયમાં રમકડું માનીને તેને ખોટાં લાડ લડાવીએ છીએ, કાં તો જીવનના ગૂઢ પ્રશ્નો સમજવા માગતા બાલકનાં કુતૂહલથી કંટાળી જઇને આપણે લપ જેવું માનતા થઇ જઇએ છીએ. ગમે તેમ પણ બાલક તરફનું આમાંનું કોઇ પણ પ્રકારનું વર્તન એક સરખું જ હાનિકારક છે.

અને આ વર્તનમાંથી વખત જતાં વિકસતી બીરૂતા, નિર્બળતા, અવ્યવસ્થા અને અરાજકતા માટે મન માન્યાં કારણો ઉભાં કરીને આપણે આપણી બેદરકારીનો અને અશક્તિનો બચાવ કરવાનો પ્રયત્ન કરીએ છીએ. અને ચોવીસમાંથી ચાર કે પાંચ કલાક ભણાવનારી શાળા કે બાલમંદિરમાં આપણા બાલકને મોકલીને આપણે આપણી ઇતિકર્તવ્યતા માની રહીએ છીએ.

પણ ખરૂં જોતાં આ સમય દરમ્યાન બાળકને જેટલી જરૂર માબાપની હૂંફની છે, તેથી પણ વધારે જરૂર તો શાસ્ત્રીય શિક્ષણના અને સંપૂર્ણ જીવનના સંસ્કારોની છે. એવું શિક્ષણ અને એવા સંસ્કારો આપનારી સંસ્થા–જ્યાં કાર્યકરો બાળકોની નાની મોટી પ્રત્યેક પ્રવૃત્તિના સાક્ષી અને સાથી બનીને બાલોદ્યાનના જાગ્રત માળીનું કામ કરી રહ્યા હોય. અને જ્યાં બાળકોના સૂતેલા સંસ્કારો જગાડવા માટે અનુકૂળ ભૂમિકા અહોરાત્ર મળી શકતી હોય તેવી સંસ્થા–અઢી વરસ થયાં દેવલાલીમાં ચાલી રહી છે.

દેવલાલી એક સુંદર આરોગ્ય ધામ તરીકે સુવિખ્યાત છે. પ્રતિવર્ષે હજારો માનવીઓ ત્યાં જાય છે અને આરોગ્ય અને સ્વાસ્થ્ય પ્રાપ્ત કરે છે. મુંબઇની ખૂબ નજીક હોવાનો લાભ પણ એને મળે છે. અને ત્યાં પારસી યુરોપિયન અને મુસ્લીમ બોર્ડીંગ સ્કુલો વરસો થયાં ચાલી રહી છે.

ગુજરાતી હિંદુઓ માટે એવી સંસ્થાનો ત્યાં અભાવ હતો. તેને લીધે દેવલાલી બાળગૃહની ત્યાં સ્થાપના કરવામાં આવી છે.

એ દેવલાલી બાળગૃહનો વિસ્તૃત પરિચય આપવાની જરૂર નથી. કેવળ અદ્યતન દ્રષ્ટિ-બિંદુથી ચાલતી આ સંસ્થામાં બાળકોના નિવાસ તેમજ શિક્ષણ બન્નેનો પ્રબંધ કરવામાં આવ્યો છે. આ સંસ્થાના સેવાભાવી, ભાવનાશીલ, કાર્યકરોનું મુખ્ય ધ્યેય સંસ્થાના બાળકોના સાંગોપાંગ અને સર્વદેશીય વિકાસનું હોવાથી શુદ્ધ સેવાભાવથી જ એમણે આ ક્ષેત્ર સ્વીકાર્યું છે. પચીસ રૂપીયા કરતાં વધારે વેતન કોઇને પણ આપવામાં આવતું નથી. બધા કાર્યકરો નિવાસ-ગૃહમાં જ રહે છે. અને બાળકોની બધી પ્રવૃત્તિઓમાં સાથ આપીને બાલગૃહમાં સજીવં કૌટુંબિક વાતાવરણની હુંફ આપી રહ્યા છે.

સંસ્થામાં અત્યારે ૩૧ બાળકો છે. તેમાં મોટામાં મોટા અંતેવાસીનું વય ૧૨ વરસનું છે, અને નાનામાં નાના અંતેવાસીનું વય ૩ વરસનું છે. બધાંજ બાળકોના માબાપોએ પોતાના બાળકનાં વિકાસ જોઇને આનંદ અને આશ્ચર્યના ઉદ્ગારો કાઢ્યા છે. પ્રતિષ્ઠિત શિક્ષણશાસ્ત્રીઓએ પણ સંસ્થાનું શાસ્ત્રીય સંચલન જોઇને સંતોષ વ્યકત કર્યો છે.

સંસ્થાના કાર્યકરોએ આ સંસ્થાને વ્યકિતગત માલીકીની નથી રાખી પણ એને જાહેર સંસ્થા બનાવી છે. એટલે તેમાં વ્યાપારી વૃત્તિ કે નફાખોરી પેસી જવાનો ભય જ નથી.

આ સંસ્થાને અત્યારે પોતાના સ્વતંત્ર મકાનની આવશ્યકતા છે. અને તે માટે લગભગ દશેક હજાર રૂપીયાના ખર્ચનો અડસટો કાઢવામાં આવ્યો છે. એ રકમ માટે અમે Five rupees fund-પાંચ રૂપિયાના ફંડની યોજના કરી છે. બાળકોના માબાપો, શિક્ષણ શાસ્ત્રીઓ, નૂતન કેળવણીના સહાનુભાવકો, બધાં જ આ યોજનાને પોતાનો આશ્રય આપીને પોતાની સહાનુભૂતિ વ્યકત કરી શકે તેમ છે.

ગુજરાતના શ્રીમંતો અને સામાન્ય જનતા પણ આ ફંડમાં પોતાનો ઉદાર સહકાર આપીને પોતાને આંગણે ચાલી રહેલા આ સેવા યજ્ઞને સફળ બનાવશે એવી આશા છે.

જયન્તીલાલ ઓઝા
સંચાલક દેવલાલી બાલગૃહ
દેવલાલી કેમ્પ

શ્રી. ગિજુભાઇ બધેકા
„ તારાબેન મોડક
પ્રો. રામનારાયણ વિ. પાઠક
શ્રી. પ્રેમલીલાબેન મહેતા
પ્રો. ઉમાશંકર જોષી, એમ. એ
„ ઉમેદભાઇ મણિયાર, એમ. એ.
શ્રી. ગુલાબદાસ બ્રોકર
„ બકુલેશ
પ્રો. મનસુખલાલ મ. ઝવેરી, એમ. એ.
શ્રી. કમળાશંકર જે. દવે, એમ. એ. (લંડન)
„ જીવનલાલ મોતીચંદ
„ રામજી હંસરાજ
„ માણેકલાલ અ. રહેતા
„ કરશન એંગાર
„ મનસુખલાલ મણિલાલ મહેતા
„ મનમોહનદાસ પી. ગાંધી
„ હરજીવન રતનશી
ડૉ. કેપ્ટન બ. પે. દારૂવાળા
„ એચ. એન. માણિયાર, એમ. બી., બી એસ.



## [૧] પોતાના પગ પર

અમુક ઉમરે પુગતાં દરેક સ્ત્રી કે પુરૂષે પોતાના પગ પર ઉભા રહેવાની શક્તિ કેળવવી જ જોઇએ. તમે ધારશો કે આ શું ? દરેક જણુ બાળપણુથી જ પોતાના પગ પર ઉભું રહે છે કોઇ પારકા પગ લઇને તે ઉપયોગ કરી ન શકે, વાચકવર્ગ, મારૂં કહેવું જુદું જ છે દરેક આ સૃષ્ટિમાં પોતાનો માર્ગ કહી લેવા ખાતર પોતાનો જીવન નિર્વાહ કરવો જોઇએ. તે માટેની શક્તિ કેળવવી જોઇએ, પોતાના ધ્યેય પ્રમાણેનું જીવન જીવવા ખાતર આપ કમાઇની ખાસ જરૂર છે. તમારામાંના ઘણાક વિચારે છે કે અમારે કમાવવાની શી જરૂર છે ? બાપા ભાઇ કે પતિની કમાણી ઉપર તેઓ આધાર રાખી લહેરથી રહુ છે. પણ યાદ રાખો કે પારકાની કમાણી પર જીવીને જીંદગી પસાર કરવાનો વિચાર પરાધીનતાને પોષે છે. એ વિચાર મગજમાંથી દુર ન થાય ત્યાં સુધી પોતાના ધ્યેય મુજબ જીવવાની શક્તિ રૂઢિના કુર બંધનો તોડવાની શક્તિ કે સમાજની તરફથી થતી ટીકાઓને અને સમાજના વિચિત્ર રોહરસમને ફગાવી દેવાની શક્તિ ને હિંમત

કે કદી પેદા થઇ શકતાં નથી.

પૈસાદાર ઘરની સ્ત્રીઓ ધારે છે કે અમારે કમાવાની શી જરૂર છ ? ખાઇપીને, સુંદર લુગડાં પહેરીને મોજ કેમ ન કરીએ ? અમેરીકાના પ્રમુખ શ્રી. રૂઝવેલ્ટનાં પત્નિનો દાખલો લો. મીસીસ રૂઝવેલ્ટ અમેરીકાના તાજવિનાના રાજાનાં પત્નિં છે. તેમને કશીએ વાતની તમા નથી. તે છતાં તેઓ પોતે કમાવા માટે ખુબ મહેનત કરે છે. પોતે અને કેટલીક બીજી સ્ત્રીઓ મળી એક વિશાળ દુકાન ચલાવે છે. તેમાં તેઓ સરસામાન ને ઘર ઉપયોગી વસ્તુઓ વેચે છે. તે ઉપરાંત મીસીસ રૂઝવેલ્ટ ધંધાદારીની મારફ્ક રેડીઓ પર વાર્તાલાપ અને ભાષણો આપે છે. આ બધી આવકનું એ શું કરતાં હશે ? સુંદર વસ્ત્રોમાં કે મોજમજાહમાં ખર્ચતા હશે ? ના, ના, જરાએ નહિ. પોતાની બધી કમાણી તેઓ જનતાની સેવા કરવા ચાલતી સંસ્થાઓને આપી દે છે, આ બાબતમાં તેમનું અનુકરણ કરવા યોગ્ય છે.

બીજા દેશમાં સ્ત્રીઓ આપ કમાઇ માટે ખુબ ધગશ ધરાવે છે. દરેકને જાતે કમાવાની હોસને ઉત્સાહ હોય છે અને તેઓ તે પ્રમાણે વર્તે છે. કુલીનતાનો ખોટો ખ્યાલ તેમને હોતો જ નથી. યુરોપમાં સારા ઘરની સ્ત્રીઓ પણ આપ કમાઇને મહત્વ આપે છે.

એથી ઉલટું આપણે ત્યાં શું છે ? સારા ઘરની સ્ત્રીઓ આપકમાઇમાં એબ સમજે છે. નાલેમ સમજે છે. એજ સંકુચિત વિચારો તેમને પરાધીનતાની બેડીઓમાં વધારે મજબુત જકડે છે. મનુષ્યના જીવનમાં ઘણાએ પ્રસંગો બને છે કે જ્યારે પર કમાઇ પર

જીવનારને એમ થાય છે કે અત્યારે હું આર્થિક રીતે સ્વતંત્ર હોત તો કેવું સારું ? કોઈવાર ઘરમાં વિચારની સખ્ત અથડામણ થઈ જાય છે. પોતાના વિચારોને આદર્શોને વેગ આપવાની ઈચ્છા થાય છે. પણ ? આર્થિક પરાધીનતાનો પહાડ સામે હોય છે. તેને કેમ ઓળંગવો એ સવાલ મનને મુંઝવે છે, એવી મુંઝવણોમાં જ જીવન વીતી જાય છે.

જુવાનીમાં આપ કમાઈની શક્તિ દરેકે કેળવવી જોઈએ. એથી પોતાના ધ્યેય પ્રમાણેનું જીવન જીવવાની હિંમત આપોઆપ આવે છે. પોતે જ ખાઈ પીને સ્વાર્થી જીવન પૂરું કરવા કરતાં વધારે ઉપયોગી જીવન ગાળવાની ઈચ્છા આપોઆપ ઉદ્ભવે છે. જીવન વધારે શાંત અને સરળ બને છે ખૂણે ભરાઈને રડવાનો કે કકળાટ કરવાનો સમય પછી રહેતો નથી. દેશમાં અત્યારે ચારે કોર સ્વતંત્રતાના સૂર સંભળાય છે. તેમાં આપણો ફાળો કેટલો ? લગભગ બધો જ સ્ત્રી વર્ગ રૂઢીના કુરીવાજોની બેડીમાં બંધાયેલો છે. સ્વતંત્રપણે વિચાર કરવાની શક્તિ નથી. ધ્યેયની આડે આવતી બાબતોને ધક્કો મારી બાજુ હડસેલી મુકવાની તાલાવેલી આપણામાં નથી, તેનું કારણ ? આપણી પરાધીનતા.

જો તમને યાદ હોય તો જ્યારે શ્રી. ભુલાભાઈ દેસાઈ આપણે ત્યાં આવેલા તે વખતે એમણે પોતાના ભાષણમાં કહેલું કે આપણે ત્યાં ઘરમાંથી લાયક ઉમ્મરના દરેક સ્ત્રી પુરૂષે કમાવું જોઈએ. એવો પ્રસંગ આપણી સામે જલદી આવી રહ્યો છે. જે દેશની સરેરાશ આવક રૂ. ૬) હોય તેમાં સ્ત્રીઓ રૂ. ૧)નો વધારો કરી શકે એ ઘણી જ આનંદની બાબત છે." તેથી દેશ સ્વતંત્રતાની જે લડત લડી રહ્યો છે. તેમાં સ્ત્રીઓ પણ ફાળો આપી શકે છે એમ તમને નથી લાગતું ? પોતાના પછી ઘરનું શું થશે ? એવો ખ્યાલ પુરૂષોને સ્વતંત્રતાની લડતમાંથી રોકી શકતો નથી પછી તો ઘરમાં બધે જ આત્મવિશ્વાસ વધે છે. આઝાદીની તમન્ના વધારે ઉગ્ર સ્વરૂપને વેગ પકડી શકે છે. આ દુનિયામાં સફળ જીવન જીવ્યાનો સંતોષ પેદા કરે છે.

['ગુજરાત સમાચાર'માંથી સાભાર ઉદ્ધૃત]

## [ ૨ ] અમેરિકન સ્ત્રીઓની પ્રગતિ

લેખક : શ્રી. રમણિકલાલ જયચંદભાઈ દલાલ
બી. એ, એલએલ. બી.

અમેરિકન સ્ત્રીઓ ખૂબ જ મહત્વાકાંક્ષી, ખૂબ જ પ્રગતિશીલ ને યુરોપ કરતાં ખૂબ જ નિષ્ણાત લેખાય છે. અતિ ધૈર્યશીલ, સ્વાશ્રયી, સ્વતંત્ર ને અલ્પ વિનમ્ર મનાય છે. જીવન આપી શકે એ બધાય હકો ને તકો અમેરિકન સ્ત્રીઓને હવે મળી ચૂકયાં છે. હિંદી સ્ત્રીઓએ અર્વાચીન યુગમાં ઘણી જ પ્રગતિ સાધી છે છતાં યુનાઈટેડ સ્ટેઈટ્સની સ્ત્રીઓની પરિસ્થિતિ પર દૃષ્ટિપાત કરશો અસ્થાને નહિ જ લેખાય.

•હજી કાલની જ વાત છે કે અમેરિકામાં સ્ત્રીઓને જીવનક્રમ માટે ધારાધોરણ ઘડવામાં ભાગ મળ્યોઃ પુરૂષો પેઠે ધંધો પસંદ કરવાની તક ને સ્વતંત્રતા મળી આજે ત્યાં સ્ત્રીઓ વૈદો, કલાકારો, કારિગરો, વકીલો, ન્યાયાધીશો, ધારાસભાના સભ્યો, વિદ્યાપીઠો ને વિદ્યાલયોના પ્રમુખો ને પ્રાંતાના સુબાઓ તરીકે નજરે પડે છે. કોઈ વિરલ વ્યકિતત્વને જ એ સ્થાન મળે છે એમ નથી; પરતુ એ બનાવો હવે સ્વાભાવિક બની ગયા છે. છેલ્લા થોડાક દશકાઓમાં સ્ત્રીઓનાં કાર્યક્ષેત્રનો વિસ્તાર ગજબ વધ્યો છે, એમનાં હિતો પુરૂષો જેટલાં

જ વિસ્તીર્ણ બન્યાં છેઃ હવે માત્ર ઓછી વત્તી અગત્યનો જ સવાલ છે.

પરંતુ યુનાઇટેડ સ્ટેઇટ્સની સ્ત્રીઓમાં હિંદી સ્ત્રીઓની સરખામણીમાં અહંભાવ પ્રાપ્ત કરવાની જરૂર નથી. સો વર્ષ પહેલાં અમેરિકાની સ્ત્રીઓની દશાનો ખ્યાલ રાખવો જોઇએ. સ્થળે સ્થળે બંધનો એની નજરે પડતાં. ઘરમાં કે જગતમાં એમને અનેક મુશ્કેલી નડતી, પરિણીત સ્ત્રી મિલકત ઉપર માલકી હક્ક ધરાવી શકતી નહિઃ કબાલા કરી શકતી નહિ ને તેથી કાયદેસર રીતે ધંધામાં ભાગ લઇ શકતી નહિ. સ્ત્રીકામદારને પોતાની મજુરી લેવાનો પણ હક્ક નહોતો. એનો પગાર ને એનાં છોકરાં પણ એના પતિની મીલકત ગણાતી સામાન્ય કાયદો સ્ત્રીઓની માનસિક શકિતઓવાળી ને શારીરિક દૃષ્ટિએ નિર્બલ દેખાતી.

અમેરીકન પરિણીત સ્ત્રીઓનો મીલકતને લગતા હકો સલામત કરતો કાયદો પ્રથમ ન્યુયોર્કમાં ઇસ્વીસન ૧૮૪૮ માં પસાર કરવામાં આવ્યો. તે પહેલાં પુરૂષોને જ હક્કો હતા. સ્ત્રીઓને તો માત્ર ફરજ બજાવવાની જ રહેતી. એ પરિસ્થિતિ બદલ કોઇ વાંધો પણ ઊઠાવતું નહિ. આજે વસ્તુસ્થિતિ કેટલી બધી જુદી છે? આજે અમેરિકનો સ્ત્રીઓની સેવા સ્વીકારવાનું પસંદ કરે છે એમનાં કાર્યોથી રાચે છે.

ઓગણીસમી સદીની શરૂઆતમાં અમેરિકન સ્ત્રીઓ ગૃહિણીપદ એકલું જ પસંદ કરતી. પર બહારના બધા જ ધંધા એમણે પુરૂષોને સુપ્રત કરી દીધા હતા. સ્ત્રીઓ માત્ર પારણામાં ને સંતાનો ઉછેરવામાં જ રાચતી. માતૃત્વ ને પત્નીત્વ એ બે પ્રકારનાં જ જીવન સ્ત્રીઓ માટે સર્જાયાં હતાં. પતિ ઘરનો સરમુખત્યાર હતો. પ્રતિભાશાળી પુરૂષો હજી પણ એવું જીવન કડકાઇથી ગુજારે છે.

સ્ત્રીઓને મતાધિકાર હતો જ નહિ. દેવમંદિરમાં પણ તેમને જે ક્રિયાઓ કરાવવામાં આવતી તે તે કરતી. બાઇબલમાં પણ આ નિર્બલ જાતિ ઉતરતી પંકિતમાં જ મૂકાઇ છે. ઇસુનો આમજનતાને ખ્યાલ આપનાર સેઇન્ટ પોલ કહે છે, " પ્રભુની ઇચ્છાને આધીન થઇએ તેમ સ્ત્રીઓએ પતિની ઇચ્છાને આધીન થવું જોઇએ. " વળી તે કડકાઇથી ઉમેરે છે " સ્ત્રીઓએ દેવમંદિરમાં સંપૂર્ણ શાંતિ જાળવવી. એમને એક શબ્દ પણ બોલવાનો અધિકાર નથી. " સ્ત્રીનું સ્થાન કયાંય હોય તો તે ઘરમાં જ છે એમ સેઇન્ટ પોલ માનતો. સામાન્ય રિવાજ સ્ત્રીઓને પુરૂષોથી ઉતરતી પંકિતમાં મૂકતો પુરૂષના પતન માટે સ્ત્રીઓને જુમ્મેદાર લેખતો. સેઇન્ટ પોલના ઉપદેશને કાયદાએ વ્યવહારમાં મૂકયો હતો " દરેક પુરૂષનો આગેવાન પ્રભુ છેઃ દરેક સ્ત્રીનો સરદાર પુરૂષ છે. " અસલના ધર્માધ્યક્ષોના કહેવા પ્રમાણે ઉચ્ચતમ કાર્યો માટે જ પુરૂષોનું સર્જન થયું હતું. સ્ત્રીની અબલા જાત ફક્ત પુરૂષોની સેવા માટે જ સરજાઇ હતી. " સ્ત્રીઓથી આપણે વિમુખ રહીએ તે જ યોગ્ય છે. " સેઇન્ટ પોલના ઉપદેશને ટેકો આપતાં ધર્માધ્યક્ષો ઉચ્ચારતા. " સ્પર્શમાં જ માત્ર નહિ પણ એ તરફ દૃષ્ટિપાત કરવામાં પણ પાપ છે. જેણે સાચું શિક્ષણ લીધું છે તે સ્ત્રીઓથી વિમુખ જ રહેશે. " " સ્ત્રી આકર્ષણનું પ્રતીક છે, એ રમતીઆળ, પોષાકને ચાહનારૂં ને મોહ ઉત્પન્ન કરનારૂં પ્રાણી છે. " સારી વાત તો એ છે કે એને અંતઃપૂરમાં જ પૂરી રાખવી. સેઇન્ટ ક્રીસોસ્ટમ પણ આ જ સિદ્ધાંત ઉચ્ચારતાં કહે છે, " સ્ત્રી મૈત્રીની દુશ્મન, અનિવાર્ય દંડ; અત્યાજ્ય પાપ, નૈસર્ગિક આકર્ષણ ને ઝળકતા રંગથી ઝગહળી કુદરતની દુષ્ટ કૃતિ છે. " સોળમી સદીમાં માર્ટીન લ્યુથરે પણ લખેલું કે સ્ત્રીઓએ આમરણાંત પ્રજોત્પત્તિનું કાર્ય કરવું એ માટે જ એમનું

સુર્જ્યાં છે. " પુરૂષ સ્ત્રી માટે સરજાયો નથી પણ સ્ત્રી પુરૂષ માટે સરજાઇ છે.

યુનાઇટેડ સ્ટેઇટ્સમાં એક સૈકા પહેલાં પત્ની વિનમ્ર ને આજ્ઞાધીન રહે તે યોગ્ય લેખાતું. પુરૂષે નહિ પણ સ્ત્રીએ આત્મભોગ આપવાનો હતો. નમ્રતાથી ક્ષમા કરી એણે ઉલ્લાસપૂર્વક પોતાનો ધર્મ બજાવવાનો હતો. પતિ પત્નીની સ્વતંત્રતા પર કાપ મૂકી શકે; જરૂર પડે તો તે પત્નીને શિક્ષા કરવા પણ અધિકારી હતો. આવા શ્યામ ભૂતકાળની સરખામણીમાં અર્વાચીન અમેરિકન સ્ત્રીઓએ જે મેળવ્યું છે તે આશ્ચર્યજનક છે.

ઓગણીસમી સદીના પૂર્વાર્ધમાં સ્ત્રી હિલચાલનાં કેટલાંક આગેવાનો સ્ત્રી કેળવણીની ખામીને લીધે જ સ્ત્રીઓની દુર્દશા થવા પામી હતી એમ જાહેર કરતાં. સ્ત્રી કેળવણી માત્ર દેખાવ પૂરતી ને સામાજીક શૃંગાર તરીકે જ આપતી. એક મનુષ્ય પ્રાણીને સમાજમાં ઉપયોગી જીવન ગાળવા તૈયાર કરવાના હેતુથી કોઇ પણ જાતનું શિક્ષણ આપવામાં આવતું નહિ. આ સિદ્ધાંત જ નૂતન લેખાતો પરિણામે યુનાઇટેડ સ્ટેટ્સમાં સ્ત્રી કેળવણીની શરૂઆત ઘણી જ ધીમી અને સંકોચપૂર્વક કરવામાં આવી હતી. જૂની પ્રણાલિકાના ખેરખાંઓ એથી બાલકોની કેળવણી જોખમાશે એમ કહેતા. સ્ત્રીઓની નાજુક શક્તિઓ ઉપર વધારે બોજો પડશે એમ તેઓ જાહેર કરતા. વળી જે ચીજોના જ્ઞાનથી કોઇપણ સ્ત્રી શરમાય એવી કોઇ પણ વસ્તુ એમને શીખવવી ન ઘટે તેમ કહેતા. શીખવાના વિષયો બદલ બન્ને જાતિમાં પુષ્કળ ઉહાપોહ થયો "છોકરીઓને ભૂગોળ શીખીને શું કામ છે ? શરીરશાસ્ત્ર એમણે શા માટે શીખવું જોઇએ !" ઓગણીસમી સદી અર્ધી વીતી ગઈ છતાં થોડીક જ સ્ત્રીઓ કેળવણીના મૂળ સિદ્ધાંતો અપનાવી શકી સો વર્ષ પહેલાં પહેલી જ અમેરિકન વિદ્યાર્થિનીએ ભૂમિતિની પરીક્ષા આપી. અનેક માણસોએ એનું 'પરિણામ દુઃખદ આવશે એવું ભવિષ્ય ભાખ્યું પ્રજામાં અશાંતિ વધશે એમ ઉહાપોહ થયો. ઇ. સ. ૧૮૩૩ માં ઓબરલીન કોલેજમાં સહશિક્ષણ શરૂ કરવામાં આવ્યું. યુરોપની વિદ્યાપીઠોએ દેવમંદિરોની આજ્ઞાથી સ્ત્રીઓ માટે દ્વાર બંધ કર્યાં હતાં ત્યારે જગતભરમાં આ પહેલા જ વિદ્યાલયે સ્ત્રીઓને સ્થાન આપ્યું હતું.

ધીમે ધીમે વિદ્યાર્થિનીઓની સંખ્યા વધતી ગઇ, તેમ તેમ વધારે ને વધારે વિદ્યાલયે તેમને માટે દ્વાર ખુલ્લાં મૂકયાં. આજે ઘણીખરી સરકારી વિદ્યાપીઠોએ સહશિક્ષણ અપનાવી લીધું છે. તે ઉપરાંત અગત્યની ખાનગી મહિલા વિદ્યાપીઠો પણ ઘણી છેઃ માઉંટ હોલીઓક, વસાર, વેલેસ્લી, સ્મીથ, બ્રીન, મવ્ર, બર્નાર્ડ, રેડક્લીફ વિગેરે.

પરંતુ વિદ્યાલયની કેળવણી સ્ત્રીઓને કેવી માફક આવે છે એ સમજવું જરૂરી છે. એમની શારીરિક નિર્બળતાને એ મુશ્કેલ થઇ પડયું છે ! એમના કાચા મગજને ભાર વેઠવો પડયો છે ! ચીકાગો વિદ્યાપીઠની અધ્યાપક મીસ ગ્રેઇસ એબટ એક વિખ્યાત સમાજસેવિકા છે. તે કહે છે કે એવો ભય રાખનાર પયગંબરો ખોટા ઠર્યા છે " વિદ્યાલયે સ્ત્રીઓની તંદુરસ્તીનું એક નવું ધોરણ ઉભું કર્યું છે. માનસિક પરિશ્રમના લાંબા લાંબા ગાળાથી એમને વિદ્યાર્થીઓ કરતાં વધારે થાક લાગતો નથી. ખરૂં પૂછો તો વિદ્યાર્થીઓ તરફથી ઉલટી વધારે ફરિયાદો આવે છે જ્યારે સ્ત્રીઓ તો એને પોતાની માનસિક શક્તિની કસોટી તરીકે સ્વીકારી સહન કરી લે છે. "

સ્ત્રીઓ ઘર બહાર કામ કરશે ? સ્ત્રીનું સ્થાન ગૃહમાં જ છેઃ એ પુરાતન સત્રને માનનારે યુનાઇટેડ સ્ટેઇટ્સની મહિલા સંસ્થા તરફથી બહાર પડેલું ચોપાનિયું વાંચવા જેવું

છે. સરકારી પરિપત્ર પણ જાહેર કરે છે કે કુટુંબનું પોષણ કરવા બહાર પડતી સ્ત્રીઓની સંખ્યા દિનપ્રતિદિન વધતી જ જાય છે.

ત્રીસ હજાર કુટુંબોની તપાસ કરવામાં આવી. પરિણામે તેના સત્તાવીસ ટકા ફક્ત સ્ત્રીઓની જ કમાણી પર નભતાં જણાયાં. ભણેલી ગણેલી સત્તર હજાર અપરિણીત સ્ત્રીઓમાં પાંચેક એકલે હાથે કુટુંબનો ભાર ઉપાડતી હતી. શહેરનાં કુટુંબનો ઘણો મોટો ભાગ પત્નીઓ કે દીકરીઓની થોડી ઘણી કમાણી પર આધાર રાખે છે. કેટલાક ઉદ્યોગોમાં સ્ત્રીકારીગરો રોકવામાં આવે છે તેમાંની પાંસઠ ટકા પરણેલી માલુમ પડી હતી.

આ સ્ત્રીઓ શું કામ કરે છે ? ઘણી ખરી સ્ત્રીઓને કામ કરવાની ફરજ પડે છે તેથી મજુરી કરે છે. જ્યારે કુટુંબ ભૂખે મરો વેઠી રહ્યું હોય ત્યારે કુટુંબની કમાઉ વ્યક્તિઓ : ભલે તે સ્ત્રી કે પુરુષ હોય : એ જરૂરીઆતોને બનતી શક્તિ વાપરી પહોંચી વળવા કટિબદ્ધ થવું જ જોઇએ. ઘણા ય કુટુંબોમાં જ્યાં ઘરધણીની નોકરી તૂટી ગઇ હોય છે ત્યાં પત્નીએ નોકરીએ ચડી કુટુંબનો ભૂખમરામાંથી ઉદ્ધાર કર્યો છે. વળી અમેરિકન સ્ત્રીઓ આળસુ બની બેસી રહેવાનું પસંદ કરતી નથી. હળદરી બની હાથ જોડી બેસી રહેવાનું તેમને ગમતું ન હોવાથી ને એવી પરિસ્થતિ તેઓ પસંદ કરતી નહિ હોવાથી જ સ્ત્રીઓને દરેક પ્રકારના ધંધામાં ઝંપલાવવા તક મળી છે. તેને પરિણામે જ તેઓ ધધાઓમાં. કેળવણીખાતાંઓમાં કે ઉદ્યોગમાં કામે લાગ્યાં છે.

કેળવણી ને ધંધામાં અમેરીકન સ્ત્રીઓ પોતાની અગત્ય દાખવીને જ આગળ વધી છે. એમને રોકનાર ને અમાલોએ તેમની સેવાઓ સ્વીકારવી યોગ્ય ધારી છે. ઇસ્વી સન ૧૯૩૦ માં યુનાઇટેડ સ્ટેઇટ્સમાં પંદર લાખ ધંધાદારી સ્ત્રીઓ હતી. ધંધાદારી પુરુષોની સંખ્યા માત્ર પચાસ હજાર જ વધારે હતી. આ સંખ્યામાં ટ્ટ સ્ત્રીઓ શિક્ષિકાઓ હતીઃ ૢ નર્સ હતી.

વિવિધ ધધાઓમાં સ્થાન મેળવતાં પ્રતિભાસંપન્ન સ્ત્રીઓને બીલકુલ હરકત નડતી નથી. પરંતુ તેમની સંખ્યા પ્રમાણમાં ઘણી જ ઓછી છે. ઉદ્યોગોમાં સ્ત્રીઓની મોટી સંખ્યા રોકાયેલી છે. ઇસ્વી સન ૧૯૩૦ માં યુનાઇટેડ સ્ટેઇટ્સની સોળ વર્ષની વય ઉપરાંતની સ્ત્રીઓની ૢ સંખ્યા મજુરી કરતી લગભગ એક કરોડ હશે એમાંની એકવીસ ટકા પરણેલી હતી.

અસંખ્ય સામાજીક અને આર્થિક ફેરફારોને પરિણામે ઉદ્યોગોમાં સ્ત્રીઓની સંખ્યા ઘણી વધુ છે. યંત્રો, વિદ્યુત ને નાનકડાં કુટુંબોને પરિણામે ઘરકામમાંથી સ્ત્રીઓની વધારે સંખ્યાને છૂટી કરી છે. જીવનનિર્વાહને ધોરણને ઉંચી કક્ષા પર લઇ જવાથી પણ સ્ત્રીઓના પગારમાં જરૂરી ને ઇચ્છનીય વધારો થવા પામ્યો છે. પરિણામે કૌટુંબિક અંદાજપત્રમાં પણ સ્ત્રીઓ ને દીકરીઓનો ફાળો વધ્યો છે. સામટા ઉત્પન્નને લીધે સ્ત્રીઓ માટે કારકુનીની ને દુકાન ઉપર બેસી વેચનારની જગાઓ વધી છે.

યુનાઇટેડ સ્ટેઇટ્સમાં રાજનીતિજ્ઞો સારી સરકાર કરતાં સ્વરાજ્યને વધારે પસંદ કરતા ને આદર્શ માનતા એટલે સ્ત્રીઓને રાજકીય હક્કો મળ્યા નહોતા, ઘણા લાંબાને દુઃખદ ગાળા પછી અમેરિકાના પુરુષ આગેવાનોને લાગ્યું કે સ્ત્રીઓ માટે મતાધિકારની અગત્ય હતી. કેટલાક સુધારાઓમાં તેઓ રસ લેતા તે અમલમાં મૂકવા સ્ત્રીઓનો મતાધિકાર તેમને ઉપયોગી જણાયો.

એટલે ઇસ્વી સન ૧૯૨૦ માં સ્ત્રીઓને મતાધિકાર મળ્યો. યુનાઇટેડ સ્ટેટ્સમાં સ્ત્રીઓને મતાધિકાર આપવા બાબતની હિલચાલ શરૂ થયે બોંતેર વર્ષ થયાં હતાં. બીજા દેશોએ

સ્ત્રીઓને મતાધિકાર આપ્યો તેને બાવીસ વર્ષ થયાં હતાં. અલબત્ત પુરુષોએ રાજી ખુશીથી સ્ત્રીઓને મતાધિકાર આપી દીધો નથી. સ્ત્રીઓએ પીકેટીંગ કર્યું: વર્ગવિગ્રહ જમાવ્યો ને ખૂબ કોલાહલ મચાવ્યો ત્યારે જ પુરૂષે નમતું મૂક્યું છે. ગમે તેમ અંતે પુરૂષ વર્ગની સારી નિષ્ઠાનો અંતે વિજય થયો છે ને એક તરફી વલણને વહેમવાદળ નાશ પામ્યાં છે.

મતાધિકાર મળ્યા પછી અમેરિકન સ્ત્રીઓને બીજા રાજકીય અધિકારો ને સત્તાઓ મળી છે. સ્થાનિક પદવીઓ માટે હવે દરેક વર્ષ હજારો સ્ત્રીઓ પસંદ કરવામાં આવે છે આ સ્થાનિક ચૂંટણીઓ ઘણી જ અગત્યની હોય છે. કારણ કે ઠેઠ જ નજીકનું તંત્ર નાગરિકોના રોજીંદા જીવન પર અસર કરે છે. કેળવણી, કામગીરી કે સામાજીક આરોગ્યની બાબતમાં જાહેરનીતિ ઘડવામાં સ્ત્રીઓએ હવે ઘણી સત્તા સંપાદન કરી છે. બાલકોના કલ્યાણ ને ગૃહજીવનની સુંદરતામાં સ્ત્રીઓને ખાસ રસ પડે છે.

મધ્યસ્થ રાજ્યતંત્રમાં પણ સ્ત્રીઓએ સ્થાન મેળવ્યુ છે. સ્ત્રીપદવીધરોની યાદીમાં મીસ ફ્રાન્સીઝ પેર્કીન્સ, રૂઝવેલ્ટ પ્રધાનમંડળની કામદારમંત્રી મીસીસ રૂથ બ્રાયન ઓવન, ડેન્માર્કના દરબારની પ્રધાનમંત્રી ને મીસીસ નીલી ટેઇલર રોસ યુનાઇટેડ સ્ટેટ્સની ટંકશાળની પહેલી સ્ત્રી ડીરેક્ટર મોખરે આવે છે.

વર્તમાન પ્રધાનમંડળમાં નવ સ્ત્રી પ્રધાનો છે. એમાંની એક તો જગતના સર્વશ્રેષ્ઠ વિચારશીલ મંડળ સેનેટની સભાસદ છે. અમેરિકન સ્ત્રીના હવે રાજકીય હક્કો ને જવાબદારીમાં સંપૂર્ણ યોગ્ય લેખાયું છે એ ઘણીજ મહત્વની બીના છે. એ માત્ર મત આપે છે એટલુંજ નહિ પણ રાજ્યતંત્ર સુદ્ધાં ચલાવે છે. પદવી માટે ચૂંટણી કરવાનો તેનો હક્ક છે એટલુંજ નહિ પણ ઉચામાં ઉંચી પદવી પોતે સાચવી શકે છે.

શીત્તેર વર્ષ પહેલાં મધ્યસ્થ સભામાં એક જ સ્ત્રી હતી. ઇસ્વી સન ૧૯૧૯ માં સિવિલ સર્વિસની પરીક્ષામાં બેસવા માટે સ્ત્રીઓને લાયક ગણવામાં આવી છતાં નોકરી આપતી વખતે જવાબદાર નોકરી પુરૂષને જ અપાય ને સ્ત્રીઓને પુરૂષના હાથ નીચે જ કામ કરવાનું આવે એવો બંદોબસ્ત કરવાની તકેદારી રખાતી. ઇસ્વી સન ૧૯૩૨ માં પ્રેસીડન્ટ હુવરે સિવિલ સર્વિસની પરીક્ષાઓમાંથી પુરૂષોની પસંદગીનું ધોરણ નાબુદ કર્યું. યાદીમાં સૌથી પ્રથમ પંક્તિએ આવનાર સ્ત્રી હોય કે પુરૂષ હોય છતાં એને જ નોકરી અપાય એવું ધોરણ દાખલ થયું. ઇસ્વી સન ૧૯૩૩ માં ૮૧૫૦૦ સ્ત્રીઓ સિવિલ સર્વિસમાં મધ્યસ્થ સરકારનાં અમલદારી ખાતામાં સ્થાન મેળવી ચૂકી. ઘણી ખરી સ્ત્રીઓ નાણાં ને સરભરા ખાતામાં રોકાઇ ગઇ. ઘણી સ્ત્રીઓ ધંધાદારી પણ બની છે. કેટલીક વિભાગીય વડી પદવીઓ ભોગવે છે. ખાસ ખાતાની પ્રવૃત્તિઓનું સુકાન જાળવે છે. કેટલીક લાયબ્રેરીઅન, આંકડાશાસ્ત્રી, નિસર્ગશાસ્ત્રી, ને વ્યાપારી કે દાક્તરી કે વૈદકીય ધંધામાં નોકરી મેળવી ચૂકી છે.

અસલનો જમાનો હતો એ ઓસરી ગયો છે. હવે સ્ત્રીઓ ઘરની ચાર દિવાલો વચ્ચે પૂરાઇ રહે એવો સમય રહ્યો નથી. સ્ત્રીત્વની અત્યંત નાજુક નિરાધારતા સ્ત્રીઓએ ફગાવી દીધી છે. હવે તેઓ પૂજ્યપાત્ર બની છે તે પણ આર્થિક સ્થિતિ સુધારવાથી નહિ પણ ધૈર્ય, ન્યાયદષ્ટિ ને ગૌરવશીલ સ્વાતંત્ર્ય દાખવવાથી.

યુનાઇટેડ સ્ટેટ્સમાં હવે સ્ત્રી પ્રધાન છે, સ્ત્રી એલચી છે ને ટંકશાળનો સ્ત્રી ડીરેકટર છે. સ્ત્રીઓએ આવા હક્કો પ્રાપ્ત કર્યા છે.

અમેરિકન સ્ત્રીઓ પોતાના લાભ ખાતર

જ રાજનીતિમાં રસ ધરાવે છે એવું પણ હવે રહ્યું નથી. સામાજીક સુધારણા ને સામાન્ય જનકલ્યાણનાં કામોમાં હવે તેઓ ખૂબજ મગથ રાખે છે. મીસીસ કેરી એમમેન કેટ મતાધિકારની હિલચાલનાં આગેવાન છે. હવે જગતશાંતિના પ્રશ્નમાં સ્ત્રીઓ ખૂબજ રસ લે છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં સ્ત્રીમતાધિકાર આપવાનાં સીધાં પરિણામો તેઓ નીચે પ્રમાણે વર્ણવે છેઃ—

૧ સ્ત્રીઓ વિરૂદ્ધનું પસંદગીનું ધોરણ દેશભરમાં કાયદેસર રીતે રદ થયું છે. સ્ત્રીઓ ને બાળકો માટે જરૂરી અનેક કાયદાઓ ઘડાયા છે, ને તેમના અન્યાયો દૂર કરવામાં આવ્યા છે.

૨ સ્ત્રીમતાધિકારથી સ્ત્રીમતદારોની સંખ્યા પુરૂષમતદારો જેટલી થવા પામી છે.

૩ મતદાર ને ચૂંટણીના અમલદાર તરીકે સ્ત્રીઓને મળેલા સ્થાનથી ચૂંટણીની રીત જ ફરી ગઇ છેઃ એ કાર્ય શાંત ને ગૌરવવંતુ બન્યું છે.

૪ ઉંચી નોકરીઓ સ્ત્રીઓને આપવાથી, મધ્યસ્થ રાજતંત્ર, પ્રાંતીય કે વિભાગીય રાજતંત્ર ને સ્થાનિક સંસ્થાઓમાં કે ધારાસભાઓમાં નીમવાથી સ્ત્રીઓની શક્તિઓ પરખાઇ છે ને જનકલ્યાણ સધાયું છે.

૫ અત્યાર સુધી પુરૂષોની મહત્વાકાંક્ષાઓ વજુદ ધરાવતી ત્યાં સંસ્કૃતિ ઢળતી ને સ્ત્રીઓ પ્રત્યે આંખઆડા કાન કરતી. મતાધિકારનું નિરીક્ષણ કરતાં જણાય છે કે સ્ત્રીમતદારો વધારે રસ ધરાવે છે ને વધારે જોર દાખવે છે. સંસ્કૃતિની અસામાન્ય પ્રગતિ રીતસરની બને છે ને યોગ્ય વિકાસ સાધે છે.

સ્ત્રીમતાધિકાર સામે વિરોધ ઉઠાવવાનાં બે મુખ્ય કારણો હતાંઃ પુરૂષોની ઉચ્ચ શક્તિઓ હોવાની ને સ્ત્રીઓની નિર્બલતાની માન્યતા. હવે આ ભેદ નાબુદ થઇ ગયા છે. સ્ત્રીઓ પુરૂષો જેટલું જ મહત્વ દાખવી શકી છે. વ્યાપાર કે ધંધામાં કે જગતના દરેક વ્યવહારમાં સરખી શક્તિઓ સ્ત્રીઓએ દર્શાવી છે. વૈજ્ઞાનિક કે રાજનીતિજ્ઞ તરીકે સામર્થ્ય પૂરવાર કર્યું છે, સાહિત્ય ને કલામાં પણ પુરૂષોની હવે તે હરિફાઇ કરે છે. પુરૂષ માટે પ્રકૃતિને પણ જગતની કૃતિઓમાં સરખું સ્થાન છે. તેમણે બનતું કરી છૂટવાનું છે ને સર્જનહારના હેતુઓ બર આણવાના છે.

[ * સ્ત્રીબોધ 'માંથી સાભાર ઉદ્ધૃત. ]

## [ ૩ ] નાગરિક ધર્મ

લેખિકા : સરોજીની ગ્હેતા

નાગરિક એટલે શહેર કે ગામના વાસી તરીકે આપણે જે ફરજો બજાવવાની હોય છે તેનું જ્ઞાન નથી શાળાઓમાં અપાતું કે નથી ઘરમાં અપાતું. પરિણામે આપણા દેશમાં બહુ ઓછાં સ્ત્રી–પુરૂષોને નાગરિક તરીકેના ધર્મનું ભાન હોય છે. મુંબઇ જેવા શહેરમાં પણ રસ્તા ઉપરથી જતાં હોઇએ ત્યારે ઉપરથી કોઇ કચરો નાખે, પાણી ઢોળે કે થુંકે એવા અનુભવ થાય છે. મોટાં મકાનોના દાદર જોયા હોય તો આપણા નાગરિક ધર્મની ખામી મુર્તિમંત ખડી થાય છે. દાદરની દીવાલો પાન ખાઇને પીચકારી મારી રંગી મુકેલી હોય છે. વળી દાદર સામાન્ય માલિકીનો હોવાથી તેને કોઇ સાફ પણ કરતું નથી. દરેક જણ એમ જ ધારે કે બધાંના લાભ માટે સાફ કરવાની હું શું કામ તસ્દી લઉં !

સાર્વજનિક લાભ માટે આપણે અમુક તસ્દી લેવી પડે કે અમુક કાળજી રાખવી પડે એનું જ નામ નાગરિક ધર્મનું પાલન,

અને દીલગીરી સાથે કબૂલ કરવું પડે છે કે પશ્ચિમની પ્રજાઓ આપણા કરતાં એ ધર્મ બહુ જ વધારે સારી રીતે પાલન કરે છે. એમનાં શહેરો અને ગામડાંનાં રસ્તાની, રેસ્ટોરાં અને હોટેલોની, રહેવાનાં મકાનોની, રેલ્વે ટ્રેનોની અતિશય સ્વચ્છતા જોતાં એ વસ્તુ આપોઆપ જણાઇ આવે છે. મકાનોમાં જ્યાં દાદર કે ઘરમાં દાખલ થવાનાં પગથીયાં વગેરે સામાન્ય માલિકીનાં હોય ત્યાં ભાડુતો પોતપોતાનામાં ગોઠવણ કરી વારાફરતી તે સાફ રાખે છે. પણ અસ્વચ્છતા ચલાવી લેતા નથી જ. અમદાવાદ સુરત જેવાં શહેરોમાં પણ લોકો મોટે ભાગે પોતાના ઘરનો કચરો, શાકભાજીનાં છોડાં, અજીઠવાડ એ બધું ઓટલે આવીને બ્હાર ઠાલવી દે છે. યુરોપમાં આવું કદી પણ બની શકે જ નહિ. પોતાનું ઘર સાફ કરી પારકાને તે ગંદવાડ વેઠવા ફરજ પાડવી એ નાગરિક ધર્મની ખામી જ કહેવાય.

લાયબ્રેરીમાંથી કે પડોશી કે મિત્રને ત્યાંથી ચોપડીઓ કે ચોપાનીયાં વાંચવા લાવીએ તે ભાગ્યે જ સારી સ્થિતિમાં આપણે પાછાં પહોંચાડીએ છીએ. ચોપડીનાં પાનાં ફાટી જાય કે લાડકાં બગાડી મુકેલાં બાળકો અંદર પેનસીલના લીટા કાઢે એ તો બહુ જ સામાન્ય વસ્તુ છે. કેટલાક લોકો પારકી ચોપડીઓ ઉપર ચ્હાના કપ મુકીને ચકરડાં પાડતાં કે તેલના ડાઘા પાડતાં પણ અચકાતા નથી. લાયબ્રેરીઓમાં અમુક દિવસોમાં અને સારી સ્થિતિમાં પુસ્તકો પાછાં આપવાની શરત હોય છે. છતાં આપણે તે પ્રમાણે વર્તતાં નથી અને મહિનાઓ સુધી રાખી મૂકી ફાટેલાં અસ્તવ્યસ્ત સ્થિતિમાં લઇ જઇએ છીએ અને જ્યારે આપણી પાસે લાયબ્રેરીના કાયદા મુજબ દંડ માગવામાં આવે ત્યારે લડવા તૈયાર થઇએ છીએ ! આપણે સાર્વજનિક ઉપયોગનું પુસ્તક બગાડયું એ એક જ ગુન્હો નથી મહિનાઓ સુધી રાખી મુકી બીજાઓને એનો લાભ લેતાં અટકાવ્યાં એ પણ એક ગુન્હો છે જ. સગાં કે મિત્રોની ચોપડીઓ તો ઘણા લોકો કદી પણ પાછી આપતા નથી અને પછી જો ચોપડી આપવાની ના પાડવામાં આવે તો ખૂબ ખોટું લગાડે છે.

નાગરિક ધર્મ તરફની બેદરકારી રેલ્વે ટ્રેનમાં સૌથી વધારે દેખાય છે. રેલ્વેવાળા ત્રીજા વર્ગો માટે બહુ ખરાબ સગવડ કરે છે એ આપણી સતત ફરિયાદ છે તે વાત સાચી છે. પણ જે અગવડો છે તેમાં પણ આપણે આપણી બેદરકારીથી કેટલો વધારો કરી મૂકીએ છીએ ? સામાન ગમે તેટલો વધારે હોય તોય પણ આપણા લોકો લગેજવાનમાં નહિ મૂકતાં સાથે રાખી મોટા ખડકલા કરી બીજા ઉતારૂઓને ત્રાસ આપે છે. કારણ એટલું જ કે લગેજવાનમાં મૂકે તો ઉતરવાને સ્ટેશને લેવા જવું પડે અને થોડું ખોટી થવું પડે. એટલે આપણે થોડી અગવડ વેઠવા તૈયાર ન હોઇએ માટે બીજાને ભલે ત્રાસ પડે ! ટ્રેનમાં બારી આગળ બેસી શેરડી, સીંગ, ચણા વિગેરે ખાનાર પણ કુચા, છોડાં બ્હાર નહિ ફેંકતાં અંદર જ ફેંકશે અને જો કોઇ કહેવા જાય તો મોટું યુદ્ધ મચાવશે ! કેટલાક લોકોને ટ્રેનમાં ઉંઘ આવતી નથી તેથી એમ માની લે છે કે ટ્રેનમાં કોઇને ઉંઘ ન આવી શકે અને તેથી આખી રાત ઘાંટા પાડી વાતો કર્યા કરે છે અને જેમને ઉંઘવું હોય તેમને ખલેલ પાડે છે. અસલી ધર્મ પાળનાર સ્ટેશનેથી ડોલ ભરી પાણી લે છે અને ટ્રેનના નાના સરખા બાથ રૂમમાં બેસી ન્હાઇ જાય છે. પણ પાણી બ્હાર રેલાઇ આખો ડબ્બો પલાળી ગંદવાડ કરી મૂકે છે અને બીજાનો પણ સામાન ખરાબ કરે છે તેનો વિચાર તેમને આવતો નથી.

સગાં કે પડોશીમાં કોઇ માંદું હોય ત્યારે આપણો નાગરિક ધર્મ અવળું રૂપ પકડે છે. માંદાની પથારી આગળ ટોળું વળી ધાંટા પાડી ઉંટવૈદોના ઉપચારો બતાવવામાં આવે છે અને એવા જ રોગથી કેટલાંક માણસો મરી ગયાં તેની ગણતરી કરી માંદા માણસને ગભરાવી મૂકવામાં આવે છે. ખાસ પાસેનાં સગાં હોય તે તો માંદાની પથારી ઉપર બેસવાનો પોતાનો હક સમજે છે. આવા આપણા વર્તનથી માંદા માણસને અને ઘરનાંને ઉલટો વધારે ત્રાસ આપવામાં ફરજની સમાપ્તિ સમજીએ છીએ. પશ્ચિમના દેશોમાં માંદા માણસના ઓરડામાં કોઇને જવા દેવામાં આવતું નથી. આપણે ત્યાં જો કોઈ તેમ કરે તો આપણે તેને 'અભિમાની', 'સુધરેલાં' વિગેરે વિશેષણો આપીએ છીએ, અને ખબર કાઢવા જવાનું નકામું ગયું એમ માનીએ છીએ. ખરૂં જોતાં મંદવાડ સ્હેજ સ્હેજ પણ ગંભીર હોય તો એજ રીત અખત્યાર કરવી જોઇએ. માંદું માણસ આપણને મળવાની ઇચ્છા બતાવે તો જ થોડીવાર તેની પાસે જવું જોઈએ. વાતચીત પણ થોડી અને માંદાનું મન ખુશ થાય તેવી કરવી જોઈએ. જેના ઘરમાં મંદવાડ હોય તેને જરૂર હોય તો સારવારમાં કે ઘરકામમાં મદદ કરવી, દાક્તરને ત્યાં જવું કે બજારમાંથી ચીજો લાવી આપવી એજ નાગરિક ધર્મ બજાવવાની ખરી રીત છે. માંદાના ઓરડામાં ટોળું વળી, ગરબડ કરી મોત ન આવતું હોય તો પણ લાવવું એ કંઇ સહાનુભૂતિ બતાવી કહેવાય ?

કોઇને ત્યાં મહેમાન થઇને જઇએ ત્યારે પણ આપણે ઘણીવાર નાગરિક ધર્મ ભૂલી જઇએ છીએ. જેને ત્યાં જઇએ તેનો ખાવા પીવાનો, સવારમાં ઉઠવાનો અને રાત્રે સૂઈ જવાનો વખત સાચવવો જોઈએ. એ આપણી ફરજ છે. પોતાની નાની સગવડો કે ટેવો સામાની સગવડ ખાતર જતી કરવી જોઇએ તે ઘણાંને યાદ રહેતું નથી. વળી તેમને ત્યાં મંદવાડ કે એવી કોઇ અગવડ હોય તો ગમે તેવું જરૂરી કામ હોય પણ એ ઘર છોડી બીજે જવું જોઇએ. એક જણને ત્યાં છોકરો ટાઇફોઇડ તાવમાં સપડાયલો હતો. ગૃહિણીને રસોઇ અને માંદાની સારવાર બે કરવાનાં હતાં. છતાં ઘેર ચાર મહેમાન આવેલા તે જાય જ નહિ. ' નથી જમવું ' કહી બ્હાર જાય અને આવીને ખાવાનું માંગે; અને ' જમવું છે ' કહી કરાવે અને પછી બ્હાર ખાઇ આવી જમવાની ના કહે ! એક ગામમાં પરિષદ્ હતી ત્યારે એક જણને ત્યાં પદર જણ મહેમાન તરીકે આવી પહોંચ્યા અને રસોઇનો ભાર ચૌદ વરસની નાની પત્ની ઉપર પડ્યો !

નાગરિક ધર્મ પાઠશાળામાં અને ઘરમાં બન્ને ઠેકાણે શીખી શકાય છે પણ શિક્ષકો અને માબાપોને એનું પૂરૂં ભાન હોય તોજ બાળકો એ પાઠ ગ્રહણ કરે છે. કારણ કે ઉપદેશોની નહિ પણ આચારની જ અસર થાય છે. શિક્ષકો અને વડીલો ઘરની, આંગણાની અને શહેરની પણ સ્વચ્છતા જાળવવાની કાળજી રાખે પોતાનું વર્તન બીજાને અગવડ ન કરે તે સંભાળે તો બાળકો જરૂર તેનું અનુકરણ કરશે.

[ ' ભગિની સમાજ પત્રિકા 'માંથી સાભારઉદ્ધૃત.





## સ્ત્રીજગત

**યુકત પ્રાંતની ધારાસભામાં શ્રીમતી ઉમા** નહેરૂ એવો ખરડો લાવનાર છે કે અનાથાશ્રમો, વિધવાશ્રમો તેમજ લગ્ન કરાવી આપનાર સંસ્થાઓ ચલાવનારા લોકોએ સરકારી પરવાના લેવાનું ફરજીયાત કરવું, શ્રીમતી નહેરનું કહેવું એમ છે કે એવી સંસ્થાઓના નામ હેઠળ કોઇ કોઇ વાર બદમાશ લોકો ભોળી સ્ત્રીઓ તેમજ બાળાઓને ફસાવવાનો ધંધો કરે છે.

**મુંબઇમાં તા. ૩૦ મી એપ્રિલે સ્ત્રીઓની બે ટીમ વચ્ચે હોકીની ટુર્નામેન્ટ** થઇ હતી. તેમાં પ્રોકટર લેડીઝ ક્લબે, બોમ્બે સિટિ બી ટીમને બે ગોલથી હરાવી હતી.

**ડો. મિસ મહમુદા ગુલામ મહમ્મદ** હિન્દુસ્થાનનાં મુસલમાન સ્ત્રીઓમાં પહેલાં જ એફ. આર. સી. એસ. છે.

**શ્રીયુત હેડગે વડી ધારાસભામાં** ઠરાવ લાવ્યા હતા તે અનુસાર હિન્દુ સ્ત્રીઓને લગતા દરેક કાયદા તપાસી જવા તેમજ તેમાં ઘટતા ફેરફાર કરવા એક કમિટી નીમાવાની છે, તેમાં એક પ્રમુખ તથા છ સભ્યો રહેશે. તેમાંનાં ઓછામાં ઓછા ચાર સભ્યો બિન સરકારી રહેશે અને ઓછામાં ઓછાં એક સ્ત્રી રહેશે. કમિટીમાં સર નૃપેન્દ્ર સરકારનું નામ સંભળાય છે.

**શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરશી ઇંડીયન વીમેન્સ યુનીવર્સીટીની સીન્ડીકેટ** માટે નીચેના ગ્રહસ્થો અને બાનુઓની ચુંટણી થઇ છે.

**પેટ્રન્સ મતદાર મંડળ**

(૧) પ્રોફેસર વામન મલ્હાર જોશી પુના ( પાંચ વર્ષ )

**ગ્રેજ્યુએટોના મતદાર મંડળ**

(૨) પ્રોફે. એ. બી. ગજેન્દ્ર ગડકર મુંબઇ પાંચ વર્ષ. (૩) શ્રીમતી યેશુબાઇ કુલકર્ણી; પુના પાંચ વર્ષ. (૪) પ્રોફે. જે. જે. અંજારીયા, મુંબઇ પાંચ વર્ષ. (૫) પ્રીન્સીપાલ એન. એમ. પટવરધન, શોલાપુર પાંચ વર્ષ. (૬) શ્રી. બી. એસ. દાબકે, મુંબઇ પાંચ વર્ષ. (૭) પ્રોફે. આર. ડી. કર્વે, મુંબઇ, પાંચ વર્ષ.

**શીક્ષીત મહીલા મતદાર મંડળ**

(૮) શ્રીમતી સત્યભામાબાઇ પટવર્ધન, વડોદરા પાંચ વર્ષ. (૯) શ્રીમતી સુલોચના મોદી, મુંબઇ ત્રણ વર્ષ. (૧૦) શ્રીમતી જય શ્રી રાયજી, મુંબઇ એક વર્ષ. (૧૧) શ્રીમતી વારૂબાઇ શેવડે પુના. એક વર્ષ.

**સામાન્ય મતદાર મંડળ**

(૧૨) પ્રોફે. ડી. એસ. ફાટક, મુંબઇ પાંચ વર્ષ. (૧૩) પ્રોફે. સી. એસ. પટેલ, વડોદરા, ચાર વર્ષ.

**ડૉ. મરાયા મોન્ટેસોરી** : આવતા ઓકટોબર માસમાં હિન્દ આવશે. અત્રે ૭ માસ રહેશે. થિઓસોફીકલ સોસાયટી તરફથી તેમને આમંત્રણ અપાયું છે.

**લાહોરમાં ૪૩ કિસાન સ્ત્રીઓને** કાયદાભંગ માટે નવ નવ માસની જેલની સજા કરવામાં આવી છે.

**ટીપેરાહ જીલ્લા મેજીસ્ટ્રેટ મી. સ્ટીવન્સને ગોળીથી ઠાર કરવાના** આરોપસર જીવનપર્યંતની કેદની સજા ભોગવી

રહેલી શાંતી ઘોષ અને સુનીત ચૌધરી નામની યુવતીઓને બુધવારે કલકત્તા ખાતે પ્રેસીડન્સી જેલમાંથી મુકત કરવામાં આવી હતી.

આ અત્યાચાર ૧૯૩૧માં થયો હતો જે વખતે આ તરૂણીઓની ઉમ્મર ૧૫ વર્ષની હતી. જે શાળામાં આ બાળાઓ અભ્યાસ કરતી હતી તેના એક ઉત્સવ સંબંધમાં તેમણે મેજીસ્ટ્રેટની મુલાકાત લીધી હતી. તેમણે આપેલો પત્ર વાંચવામાં મેજીસ્ટ્રેટ રોકાયા કે તરત જ છોકરીઓએ તેની સામે ગોળી છોડી તેને ત્યાંને ત્યાં જ ઠાર કરી નાખ્યા.

૧૯૩૨ની ૨૨મી જાનેવારીએ આ છોકરીઓને ખાસ લવાદપંચે જન્મટીપની સજા ફરમાવી હતી. હાઇકોર્ટે તેમની અપીલ રદ કરી સજા કાયમ રાખી હતી.

**શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતે** કર્માંચલ આયુર્વેદિક દવાખાનાને તથા ક્ષયરોગના સેનેટોરીયમને સરકારી ગ્રાન્ટ અપાવીને મદદ કરી છે.

**અખિલ હિન્દ મહીલા પરિષદની વડોદરાની શાખા** તરફથી ડૉ. મિસિસ પાટીલે નવી ધરતી ગોલવાડમાં મજુર કલ્યાણ પ્રવૃત્તિ કેન્દ્ર પાસે સ્વચ્છતા વિષે મેજિક લેન્ટર્ન સ્લાઇડ સાથે જાહેર ભાષણ કર્યું હતું.

**શ્રીમતી સરોજિની નાયડુ** : ઢાકા યુનિવરસિટીના પદવી દાનનું ભાષણ જુલાઇ આખરે કરશે.

**લાહોરમાં સ્રી પોલીસ** : લાહોરમાં ૧ લી મે એ પહેલી જ વખત સ્રી પોલીસની પહેલી ટુકડી દેખાઇ હતી. કીસાન સ્રીઓના સત્યાગ્રહને પહોંચી વળવા માટેના કામચલાઉ પગલાં તરીકે આ સ્રીઓની પોલીસ દળમાં ભરતી કરવામાં આવી છે.

પંજાબી પોશાકમાં સજ્જ થઇને અને હાથમાં દંડા ધારણ કરીને તેઓ સેંટ્રલ પોલીસ સ્ટેશન ખાતે ઉભેલી જણાઇ હતી.

તેઓને હજી સુધી કંઇ તાલીમ અપાઇ નથી અને સમજાય છે કે કીસાન ચળવળ બંધ થતાં વેંત તેમને કદાચ રજા આપવામાં આવશે.

દશ સત્યાગ્રહીઓ જેમાં પાંચ સ્રીઓ હતી તેઓને જીલ્લા મેજીસ્ટ્રેટના હુકમનો ભંગ કરવા માટે ગીરફતાર કરવામાં આવ્યા હતા.

**માટુંગા** ગુજરાતી હીંદુ સ્રી મંડળની વીધીસરની ઉદ્ઘાટન ક્રીયા તા. ૩૦મી એપ્રીલે રહાંજના શ્રીમતી જયશ્રીબ્હેન રાયજીના હસ્તે માટુંગા ખાતેના નપ્પુ હોલમાં યોજવામાં આવી હતી. ઉત્સાહી ગુજરાતણોએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી.

**પ્રાંતીજ** મ્યુનીસીપાલીટી તરફથી મ્યુ. ડીસ્પેન્સરીના કમ્પાઉન્ડમાં બંધાવવામાં આવેલ 'ધી કીંગ જ્યોર્જ' જ્યુબીલી મેટરનીટી હોમ'ની ઉદ્ઘાટન ક્રીયા અમદાવાદ નિવાસી મીલ એજન્ટ શ્રી. શેઠ રતીલાલ નાથાલાલના શુભ હસ્તે તા. ૨૬-૪-૩૯ ને બુધવારના સવારના સાડા આઠ વાગતાં કરવામાં આવી હતી.

**અખિલ હિંદ મહિલા પરિષદની વડોદરા શાખાના સભાસદ બ્હેનોની સભા** : નવી ધરતીપર અવેલા મજૂર કલ્યાણ પ્રવૃત્તિ કેન્દ્રમાં મળી હતી. લગભગ ૨૦ બ્હેનો હાજર રહ્યાં હતાં. તેમાં ડૉ. મીસ બાના અને ડૉ. મીસીસ પાટીલ, મીસીસ દેવીલાબેન મજમુંદાર ડૉકટર વગેરે પણ હતાં.

સર્વ બ્હેનોએ નવીધરતી ગોલવાડના આખા વાસમાં ફરી મજુર લોકોના ઘરો અને તેમના જીવનનું નિરીક્ષણ ઘરોમાં ફરીને કર્યું હતું.

મીલ મજુરો સાથે તેમના કામના કલાકો બાબત વાતચીત કરી હતી. હરિજન કુટુંબના ઘરોની મુલાકાત પણ લીધી હતી.

આ વાસમાં હરિજનોને, પાણી લેવ-

બહુ દુર જવું પડે છે તેની નોંધ લીધી હતી. ડૉ. મીસ. બાનાએ આ હરિજનો માટે સ્વતંત્ર નળ મુકાવી આપવા તજવીજ કરવાનું હરિજન બ્હેનોને આશ્વાસન આપ્યું હતું.

ડૉ. મીસ બાનાએ છેવટમાં પ્રાસંગિક ભાષણ કરતાં વ્યાયામના પ્રયોગો જોઇ બ્હેનોને થએલી ખુશાલી પ્રદર્શિત કરી વ્યાયામવીરોને સારા કામ બદલ અભિનંદન આપ્યાં હતાં. વધુમાં સુચના કરી હતી કે છોકરાઓ સાથે છોકરીઓને પણ લેજીમ, ડ્રીલ, લાઠી વિગેરેનો વ્યાયામ જરૂર શીખવો.

ગરીબ મજુર વર્ગની બ્હેનોને લખતાં વાંચતાં શીખવવા અખિલ હિંદ મહિલા પરિષદની વડોદરા શાખા તરફથી નવીધરતી પર એક શિક્ષણ વર્ગ મોટી ઉમરની બેનોનો ખોલી શ્રીમતી લક્ષ્મીબેનને શિક્ષણ આપવા શિક્ષિકા તરીકે નિમ્યાં છે.

દર સોમવારે પરિષદના સભાસદ બ્હેનોએ વારા ફરતી આવી મજુર વર્ગની બ્હેનોને સામાજીક વિષયો પર ભાષણો આપવા ઠરાવ્યું છે.

છેવટે શ્રીમતી લક્ષ્મીબેને સર્વનો આભાર માન્યો હતો.

**બેચલર ઓફ કૉમર્સની પરીક્ષામાં રસમણી ચંદુલાલ મહાદેવીઆ** નામની ગુજરાતી હીંદુ યુવતી પણ પાસ થઇ છે.

**ઈન્ટર સાયન્સની** મુંબાઇ યુનિવરસિટીની આ વર્ષની પરીક્ષામાં **વીસ ગુજરાતી** બ્હેનો પાસ થઇ છે.

**બી. એસ. સી.** ની આ વર્ષની પરીક્ષામાં **સાત ગુજરાતી** બ્હેનો પાસ થઇ છે.

**પહાડ તોલી ( ચિત્તા ગોંગ ) કેસ** માટે જન્મકેદની સજા પામેલી યુવતી **શ્રીમતી કલ્પના દત્તને** છોડવામાં આવ્યાં છે.

**શ્રીમતી ઉજ્જવલા મજુમદાર :** નામનાં બાવીસ વર્ષનાં યુવતી ઢાકા જેલમાં રાજકીય ગુનાસર જેલ ભોગવતાં હતાં. તેમને પણ છુટાં કરવામાં આવ્યાં છે. ૧૯૩૪ માં લેબોંગ કેસ બાબત તેમને ચૌદ વર્ષની કેદની સજા થઇ હતી.

**વડોદરામાં ત્રિસાલાક વિદ્યોત્તેજક :** સમાજ તરફથી જ્ઞાતિની બ્હેનો માટે એક શીવણવર્ગ શરૂ થયો છે.

**કેમ્બ્રીજ યુનિવરસિટીમાં મિસ હૉરોથી ગૅરેહને** પ્રોફેસર નીમ્યાં છે, આ યુનિવરસિટી બહુ ચુસ્ત વિચારની ગણાય છે અને હજુ સુધી તેમાં એક પણ સ્ત્રી પ્રોફેસર નહોતાં.

**મુંબઈ મ્યુનિ. કોંગ્રેસ પક્ષના ડેપ્યુટી લીડર શ્રીમતી સુખથનકરે :** ડેપ્યુટી લીડર તરીકેનું રાજીનામું આપ્યું છે.

**શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાય :** ઘણું કરીને આવતા જુન માસમાં ભાષણો આપવા માટે અમેરિકાના પ્રવાસે જશે. રસ્તામાં તેઓ ઇજીપ્ત અને ટર્કીની પણ મુલાકાત લેશે અને ત્યાર પછી કોપનહેગનમાં મળનાર આંતરરાષ્ટ્રીય મહિલા પરિષદમાં ભાગ લેવાનો તેમનો ઇરાદો છે.

**સીલોનની સુપ્રીમ કોર્ટના એડવોકેટ તરીકે પારસી યુવતી મીસ આવાંબાઈ દોરાબજી મહેતા :** બેરીસ્ટરને દાખલ કર્યાં છે.

**૯ વર્ષની સખત કેદની સજા પામેલાં કુ. વીણા દાસનો** ગયા માર્ચની ૨૯ મીએ છુટકારો થયો છે. સાત વર્ષ અગાઉ ફેબ્રુઆરીની છઠ્ઠીએ બંગાળના એ વેળાના ગવર્નર સર સ્ટેન્લી જેકસનની જીંદગીનો અંત આણવાની કોશીષ કરવાના આરોપસર વીણા દાસને ૯ વર્ષની સખત કેદની સજા થઇ હતી.

વીણા દાસ ચીતાગોંગનાં વતની છે. તેમના પિતા કલકત્તા ખાતેની ગવર્નમેન્ટ

બહુ દુર જવું પડે છે તેની નોંધ લીધી હતી. ડૉ. મીસ. બાનાએ આ હરિજનો માટે સ્વતંત્ર નળ મુકાવી આપવા તજવીજ કરવાનું હરિજન બ્હેનોને આશ્વાસન આપ્યું હતું.

ડૉ. મીસ બાનાએ છેવટમાં પ્રાસંગિક ભાષણ કરતાં વ્યાયામના પ્રયોગો જોઇ બ્હેનોને થએલી ખુશાલી પ્રદર્શિત કરી વ્યાયામવીરોને સારા કામ બદલ અભિનંદન આપ્યાં હતાં. વધુમાં સુચના કરી હતી કે છોકરાઓ સાથે છોકરીઓને પણ લેજીમ, ડ્રીલ, લાઠી વિગેરેનો વ્યાયામ જરૂર શીખવો.

ગરીબ મજુર વર્ગની બ્હેનોને લખતાં વાંચતાં શીખવવા અખિલ હિંદ મહિલા પરિષદની વડોદરા શાખા તરફથી નવીધરતી પર એક શિક્ષણ વર્ગ ખોલી ઉમરતી બેનોનો ઓલી શ્રીમતી લક્ષ્મીબેનને શિક્ષણ આપવા શિક્ષિકા તરીકે નિમ્યાં છે.

દર સોમવારે પરિષદના સભાસદ બ્હેનોએ વારા ફરતી આવી મજુર વર્ગની બ્હેનોને સામાજીક વિષયો પર ભાષણો આપવા ઠરાવ્યું છે.

છેવટે શ્રીમતી લક્ષ્મીબેને સર્વનો આભાર માન્યો હતો.

**બેચલર ઓફ કોમર્સની પરીક્ષામાં રસમણી ચંદુલાલ મહાદેવીઆ** નામની ગુજરાતી હીંદુ યુવતી પણ પાસ થઇ છે.

**ઇન્ટર સાયન્સની** મુંબાઇ યુનિવરસિટીની આ વર્ષની પરીક્ષામાં **વીસ ગુજરાતી** બ્હેનો પાસ થઇ છે.

**બી. એસ. સી.** ની આ વર્ષની પરીક્ષામાં **સાત ગુજરાતી** બ્હેનો પાસ થઇ છે.

**પહાડ તેલી ( ચિત્તા ગોંગ ) કેસ** માટે જન્મકેદની સજા પામેલી યુવતી **શ્રીમતી કલ્પના દત્તને** છોડવામાં આવ્યાં છે.

**શ્રીમતી ઉજ્વલા મજુમદાર** : નામનાં બાવીસ વર્ષનાં યુવતી ઢાકા જેલમાં રાજકીય ગુનાસર જેલ ભોગવતાં હતાં. તેમને પણ છુટાં કરવામાં આવ્યાં છે. ૧૯૩૪ માં લેબોંગ કેસ બાબત તેમને ચૌદ વર્ષની કેદની સજા થઇ હતી.

**વડોદરામાં ત્રિસાલાક વિદ્યોત્તેજક** : સમાજ તરફથી જ્ઞાતિની બ્હેનો માટે એક શીવણવર્ગ શરૂ થયો છે.

**કેમ્બ્રીજ યુનિવરસિટીમાં મિસ ડૉરોથી ગૅરેડને** પ્રોફેસર નીમ્યાં છે, આ યુનિવરસિટી બહુ ચુસ્ત વિચારની ગણાય છે અને હજુ સુધી તેમાં એક પણ સ્ત્રી પ્રોફેસર નહોતાં.

**મુંબઇ મ્યુનિ. કોંગ્રેસ પક્ષના ડેપ્યુટી લીડર શ્રીમતી સુખથનકરે** : ડેપ્યુટી લીડર તરીકેનું રાજીનામું આપ્યું છે.

**શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાય** : ઘણું કરીને આવતા જુન માસમાં ભાષણો આપવા માટે અમેરિકાના પ્રવાસે જશે. રસ્તામાં તેઓ ઇજીપ્ત અને ટર્કીની પણ મુલાકાત લેશે અને ત્યાર પછી કોપનહેગનમાં મળનારં આંતરરાષ્ટ્રીય મહિલા પરિષદમાં ભાગ લેવાનો તેમનો ઇરાદો છે.

**સીલોનની સુપ્રીમ કોર્ટના એડવોકેટ તરીકે પારસી યુવતી મીસ આવાંબાઈ દોરાબજી મહેતા** : બેરીસ્ટરને દાખલ કર્યાં છે.

**૯ વર્ષની સખત કેદની સજા પામેલાં કુ. વીણા દાસનો** ગયા માર્ચની ૨૯ મીએ છુટકારો થયો છે. સાત વર્ષ અગાઉ કૈસુઆરીની છઠ્ઠીએ બંગાળના એ વેળાના ગવર્નર સર સ્ટેન્લી જેકસનની જીંદગીનો અંત આણવાની કોશીષ કરવાના આરોપસર વીણા દાસને ૯ વર્ષની સખત કેદની સજા થઇ હતી.

વીણા દાસ ચીતાગોંગનાં વતની છે. તેમના પિતા કલકત્તા ખાતેની ગવર્નમેન્ટ

સંસ્કૃત કૉલેજ સ્કૂલના માજી હેડમાસ્તર હતા. જ્યારે વીણાએ ગવર્નર પર ગોળીબાર કર્યો ત્યારે તે ૨૦-૨૧ વર્ષની હતી. તેની પાસેથી રીવોલ્વર તથા પાંચ કારતુસો મળી આવી હતી.

પોતાને ગુન્હેગાર ગણાવીને વીણા દાસે નીચેનું લેખિત નિવેદન કર્યું હતુંઃ—

" મ્હારા દેશ પ્રત્યેના પ્રેમથી પ્રેરાઈને મ્હેં ગવર્નર પર ગોળીબાર કર્યો હતો. મ્હેં ધાર્યું હતું કે મૃત્યુનો એક માત્ર રસ્તો જન્મભૂમિને ચરણે બલિદાન આપી મ્હારી બધી યાતનાઓનો અંત આણવામાં છે. સરકારનાં પગલાંથી ઉપસ્થિત થયેલી પરિસ્થિતિ પર ધ્યાન રાખવાને હું સહુને આમંત્રું છું. આ પરિસ્થિતિએ સ્ત્રીને પણ મર્દ બનાવી દીધી છે. હું બધાને ખાત્રી આપું છું કે સર સ્ટેન્લી જેક્સન પ્રત્યે મ્હને વ્યક્તિગત રીતે કંઈ દ્વેષ નથી. મનુષ્ય તરીકે તેઓ મ્હારા પિતા જેટલા જ સારા છે અને લેડી જેક્સન મ્હારાં માતુશ્રી જેટલા સારાં છે. પરંતુ બંગાળના ગવર્નર એ પદ્ધતિના પ્રતિનિધિ છે કે જેણે મ્હારાં ૩૦ કરોડ દેશબાંધવોને ગુલામીમાં જકડયાં છે..."

**શ્રીમતી અક્ષાદી વાસંતીદેવીઃ** ઈન્દોરમાં લગભગ એક વર્ષ અગાઉ શરૂ થયેલી અને છેલ્લા થોડા માસથી શાન્ત પડેલી રાજસ્થાનીઓની ચળવળમાં નવેસરનો વિકાસ થવાનાં ચિન્હો દેખાવાં લાગ્યાં છે.

ત્યાંના પ્રજામંડળના સભ્યો મંડળના હોદ્દેદારોની અને ખાસ કરીને પ્રમુખ, મંત્રી, તથા ખજાનચીની બેપરવાઈ બદલ અત્યંત અસંતુષ્ટ થયા છે. વળી રાજકીય સુધારા પ્રત્યે પ્રગતિ વાંચ્છતા મેનેજીંગ સમિતિના કેટલાક સભ્યો મધ્ય પ્રાંત અને મધ્ય હિંદના મહાસભાવાદી નેતાઓ સાથે નીકટનો સંપર્ક બાંધવા લાગ્યા છે. અને પ્રજામંડળની આઝાદીની ચળવળનું સુકાન લેવાને નેતાઓને આમંત્રણ મળ્યાં છે.

આ સંબંધમાં તેમણે શ્રીમતી અક્ષાદી વાસંતીદેવી જેમણે ગયા વર્ષની ચળવળમાં આગળ પડતો ભાગ લીધો હતો અને જેમને રાજ્યની હદમાં પ્રવેશ કરવા સામે પ્રતિબંધ હુકમ મળ્યો હતો તેમને આ બાબતમાં નેતાગીરી લેવાની વિનંતિ કરવામાં આવી છે.

આ કાર્યને આગળ ધપાવવા શ્રીમતી અક્ષાદી વાસંતી દેવી બ્રિટીશ હિંદના પ્રાંતોમાં પ્રવાસ કરી રહ્યાં છે અને અખબારો તથા રાજદ્વારી નેતાઓનો ટેકો અને સહાનુભૂતિ મેળવવા લાગ્યાં છે.

એઓ મુંબાઈ, પૂના તથા વારવારનો પ્રવાસ કર્યા બાદ નાગપુર પાછાં ફરશે અને ત્યાંથી ઈંદોરના સત્તાવાળાઓને પ્રતિબંધનો ભંગ કરવાના નિર્ણયની ખબર આપશે. તેમની સાથે સત્યાગ્રહીઓની ટુકડીઓ લાવવામાં આવશે. ત્યારબાદ સત્યાગ્રહીઓની ટુકડીઓ ઈંદોરના આંગણે આવ્યા કરે એવી ગોઠવણ કરવામાં આવશે.

**શ્રીમતી માલતીબાઈ પરૂલેકરઃ** મુંબઈમાં ગીરગામ જીલ્લા મહાસભા સમિતિના આશ્રય હેઠળ કોંગ્રેસ હાઉસ ખાતે યોજાયેલી હિંદી વક્તૃત્વની હરિફાઈમાં પ્રથમ ઈનામ શ્રીમતી માલતીબાઈ પરૂલેકરે મેળવ્યું છે. બીજું અને ત્રીજું ઈનામ અનુક્રમે શ્રી. એમ. જે. દેસાઈ અને શ્રી. ઓ. જી. રાવને મળ્યું છે.

**છુટાછેડા બીલ :** શ્રી. લાલાએ મુંબઈની ધારાસભામાં દાખલ કરેલા હિંદુ છુટાછેડા બીલમાં નીચેની જોગવાઈ છેઃ—

પત્ની નીચેનાં કારણોસર છુટાછેડા માંગી શકશે.

(૧) પતિ નપુંસક હોય, (૨) પતિ વ્યભિચારી હોય, (૩) બળાત્કાર કે પશુ-

સંભોગનો ગુન્હો કર્યો હોય. (૪) અકુદરતી ગુન્હો કરવાની ટેવવાળો હોય. (૫) કોઢીઓ કે બીજા અસાધ્ય રોગોથી પીડાતો હોય. (૬) ત્રણથી વધુ વખત થયાં નીશાબાજી કરવાને ટેવાયેલો હોય. (૭) મુર્ખ હોય કે મુંગો, બહેરો કે આંધળો હોય. (૮) ગાંડો થઇ ગયો અને સાજો થવાની સંભાવના ન હોય. (૯) નિર્દય વર્તાવ કરતો હોય. (૧૦) ત્રણું કે તેથી વધુ વર્ષ સુધી ગુમ થઇ ગયો હોય. (૧૧) વાજબી કારણ વગર પત્નીને તજી ગયો હોય. (૧૨) ધર્માન્તર કર્યું હોય. (૧૩) સાધુ થઇ ગયો હોય. (૧૪) લગ્ન છેતરપીંડીથી કે બળજબરીથી થયું હોય. (૧૫) બીજી પત્ની કરી હોય.

આ બીલ મુજબ પતિ નીચેનાં કારણસર છુટાછેડા માંગી શકશે.

(૧) પત્ની વ્યભિચાર કરતી હોય, (૨) પતિની હયાતીમાં પત્ની બીજા પુરૂષ જોડે લગ્ન કરે. (૩) લગ્ન વખતે પરપુરૂષથી ગર્ભવતી હોવ કે જે હકીકત લગ્ન વખતે માલમ પડી ન હોય. (૪) પત્ની કોઢ કે તેવા અસાધ્ય રોગથી પીડાતી હોય. (૫) પત્ની મુંગી, બહેરી, આંધળી, ગાંડી કે મુર્ખ હોય ( પત્નીના વ્યભિચારના કારણસર છુટાછેડા માંગનાર પતિ વ્યભિચાર કરનાર પુરૂષ સામે પણ કેસ માંડી શકશે. સિવાય કે પત્ની વેશ્યાનું જીવન ગાળતી હોય. પણ અરજદારનો કેસ પૂરવાર નથી થયો એમ કોર્ટને જણાતાં તે અરજી કાઢી નાંખશે. ) (૬) લગ્ન વખતે પત્ની બીજા કોઇ પુરૂષની પત્ની તરીકે રહેતી હોય. (૭) લગ્ન છેતરપીંડીથી થયું હોય.

છુટાછેડા મળ્યા પછી લગ્ન ફોક થતાં તેમનાં બાળકો વિશે છુટાછેડાના હુકમમાં સ્પષ્ટ જોગવાઇ કરવામાં આવશે. એ બાળકોને વારસા હક્કો મળશે.

કોઇ પતિ કે પત્ની છુટાછેડા માંગવાને બદલે અલગપણું માગી શકશે. અને તે માટેનાં કારણો, છુટાછેડા માટેનાં કારણો ઉપરાંત, નીચે મુજબનાં હોવાં જોઇએ. પતિ પત્ની તરીકે સ્વભાવ ફેરના કારણો જાતીય ભોગ ભોગવવાનું બંધ કર્યું હોય.

કોર્ટ અલગપણું આપતી વખતે બાળકો વિષે પણ સ્પષ્ટ ઉલ્લેખ કરશે. અલગ થયા પછી કે અલગપણું ચાલુ રહે ત્યાં સુધી પત્નીને અપરિણીત તરીકે ગણવામાં આવશે. અને પતિની મિલકત પર કશો હક રહેશે નહિ અને તેને ભાગે જે કાંઇ મિલકત આવશે તેનો તે એક કુંવારી સ્ત્રીના હકોના ધોરણે ભોગવટો કરી શકશે. અલગપણું દૂર થતાં તે પરિસ્થિતિ નાબુદ થશે અને પત્ની તરીકેની મિલકત પરના હકો તેને પુનઃ પ્રાપ્ત થશે.

અલગપણા દરમ્યાન પત્ની સામેનાં કેસોમાં પતિને જવાબદાર ગણી શકાશે નહિ.

---

"ગુણસુન્દરી"
# બાલવિભાગ
તન્ત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૯ : અંક ૬ પુસ્તક ૯ જુન : ૧૯૩૫

## ઉંદરોનું ગીત

*

રાતના રાજા હો ભાઇ !
અમ તો રાતના રાજા !
દાડે દીપે નાસીએ અમે
રા તે સા જા તા જા
ભાઈ ! રાતે સાજા સાજા.

*

રાત પડને દોડીએ અમે, ધરી રસોડે આશ;
વેરણ છેરણ કરતાં સઘળું, કરીએ નાસાનાસ.
ભાઈ ! કરીએ નાસાનાસ !

*

નવાં મઝાનાં કપડાં તમારાં, કરીએ ઘડીમાં જુનાં;
કાગળ કપડાંના કાળ અમે તો, કદી ન રહીએ છાના.
ભાઇ ! કદી ન રહીએ છાના,

*

ખાવા સુંદર જોઇ મઝાનાં, દેખીને દોડી જાતા;
પણ રસ્તો જડતો નહિ ત્યારે, મનમાં ખુબ મુઝાતા.
ભાઇ ! મનમાં ખુબ મુઝાતા.
મ્યાઉં કરીને કુદતુ પ્રાણી, શત્રુ એક અમારૂં;
ઘુરકતુ એ મ્યાઉં કરીને, લાગે ભારી નઠારૂં.
ભાઇ ! લાગે ભારી નઠારૂં.

જીવતલાલ કઠકિયા

સંભોગનો ગુન્હો કર્યો હોય. (૪) 'અકુદરતી ગુન્હો કરવાની ટેવવાળો હોય. (૫) કોઢીઓ કે બીજા અસાધ્ય રોગોથી પીડાતો હોય. (૬) ત્રણથી વધુ વખત થયાં નીશાબાજી કરવાને ટેવાયેલો હોય. (૭) મુર્ખ હોય કે મુંગો, બહેરો કે આંધળો હોય. (૮) ગાંડો થઇ ગયો અને સાજો થવાની સંભાવના ન હોય. (૯) નિર્દય વર્તાવ કરતો હોય. (૧૦) ત્રણ કે તેથી વધુ વર્ષ સુધી ગુમ થઇ ગયો હોય. (૧૧) વાજબી કારણ વગર પત્નીને તજી ગયો હોય. (૧૨) ધર્માન્તર કર્યું હોય. (૧૩) સાધુ થઇ ગયો હોય. (૧૪) લગ્ન ઉતરપીંડીથી કે બળજબરીથી થયું હોય. (૧૫) બીજી પત્ની કરી હોય.

આ બીલ મુજબ પતિ નીચેનાં કારણસર છુટાછેડા માંગી શકશે.

(૧) પત્ની વ્યભિચાર કરતી હોય, (૨) પતિની હયાતીમાં પત્ની બીજા પુરૂષ જોડે લગ્ન કરે. (૩) લગ્ન વખતે પરપુરૂષથી ગર્ભવતી હોવ કે જે હકીકત લગ્ન વખતે માલમ પડી ન હોય. (૪) પત્ની કોઢ કે તેવા અસાધ્ય રોગથી પીડાતી હોય. (૫) પત્ની મુંગી, બહેરી, આંધળી, ગાંડી કે મુર્ખ હોય ( પત્નીના વ્યભિચારના કારણસર છુટાછેડા માંગનાર પતિ વ્યભિચાર કરનાર પુરૂષ સામે પણ કેસ માંડી શકશે. સિવાય કે પત્ની વેશ્યાનું જીવન ગાળતી હોય. પણ અરજદારનો કેસ પૂરવાર નથી થયો એમ કોર્ટને જણાતાં તે અરજી કાઢી નાંખશે. ) (૬) લગ્ન વખતે પત્ની બીજા કોઇ પુરૂષની પત્ની તરીકે રહેલી હોય. (૭) લગ્ન ઉતરપીંડીથી થયું હોય.

છુટાછેડા મળ્યા પછી લગ્ન ફોક થતાં તેમનાં બાળકો વિશે છુટાછેડાના હુકમમાં સ્પષ્ટ જોગવાઇ કરવામાં આવશે. એ બાળકોને વારસા હકકો મળશે.

કોઇ પતિ કે પત્ની છુટાછેડા માંગવાને બદલે અલગપણું માગી શકશે. અને તે માટેનાં કારણો, છુટાછેડા માટેનાં કારણો ઉપરાંત, નીચે મુજબનાં હોવાં જોઇએ. પતિ પત્ની તરીકે સ્વભાવ ફેરના કારણો જાતીય ભોગ ભોગવવાનું બંધ કર્યું હોય.

કોર્ટ અલગપણું આપતી વખતે બાળકો વિષે પણ સ્પષ્ટ ઉલ્લેખ કરશે. અલગ થયા પછી કે અલગપણું ચાલુ રહે ત્યાં સુધી પત્નીને અપરિણીત તરીકે ગણવામાં આવશે. અને પતિની મિલકત પર કશો હક રહેશે નહિ અને તેને ભાગે જે કાંઇ મિલકત આવશે તેનો તે એક કુંવારી સ્ત્રીના હકોના ધોરણે ભોગવટો કરી શકશે. અલગપણું દૂર થતાં તે પરિસ્થિતિ નાબુદ થશે અને પત્ની તરીકેની મિલકત પરના હકો તેને પુનઃ પ્રાપ્ત થશે.

અલગપણા દરમ્યાન પત્ની સામેનાં કેસોમાં પતિને જવાબદાર ગણી શકાશે નહિ.

---

તાજાં શાકભાજી, ફળફળાદિમાં શરીરને જોઇતા ક્ષાર હોય છે. મીઠું પણ શરીરના બંધારણમાં અગત્યનો ભાગ ભજવે છે,

એ ઉપરાંત લોહ, ચૂનો, પોટાશ, સોડા, મેગ્નેસિયમ વિગેરેની પણ થોડે ઘણે અંશે શરીરને જરુરીઆત હોય છે; અને તે તાજાં ફળફળાદિ તથા શાકભાજીમાંથી મળી શકે છે.

પાણી વિના તો શરીરને ભાગ્યે જ ચાલી શકે. ખોરાક પચાવવાનું, એનું લોહી બનાવવાનું, અને શરીરના વિવિધ વિભાગોમાં લઇ જવાનું કામ પાણીને માથે છે. એ ઉપરાંત નિરૂપયોગી ચીજો બહાર કાઢવાનું કામ પણ એને જ કરવાનું હોય છે. કોઇ પણ જાતના ખોરાકને શરીરને ઉપયોગી બનાવતા પહેલાં એનો પાણી સાથે એક રસ કરવો જોઇએ, અને એ રીતે ખોરાકને પ્રવાહી કરવા માટે શરીરમાં સુંદર વ્યવસ્થા છે. સૂકા તથા કઠણ પદાર્થો ચાવવા માટે દાંત છે, અને એ ચાવો એટલે મોઢામાંથી લાળ ( Saliva ) ઝરવા માંડે છે. એ લાળ પદાર્થને પ્રવાહી બનાવે છે. મોંની એ લાળ અત્યંત અગત્યની વસ્તુ છે. ખાધેલા ખોરાકને પચાવી શકાય એવો નરમ બનાવવા ઉપરાંત એ લાળમાં રહેલા પાચક રસો ખોરાકમાં ભળી જવાથી જઠરની ક્રિયાને બહુ કિંમતી મદદ કરે છે. શરીર ા અંદર જઠર વિગેરેના પાચન રસો પણ એ જ કામ કરે છે.

માણસનું શરીર જૂદા જૂદા તત્વોનું બનેલું છે એ મેં કહ્યું. અને એ તત્વો જૂદા જૂદા પદાર્થોમાંથી મળી શકે છે એ પણ સમજાવ્યું. એ ઉપરથી જણાશે કે આપણે એક જાતનું અનાજ ખાવાને બદલે જૂદી જૂદી વાનીઓ ખાવી જરૂરની છે, અને તેની પસંદગી કરતી વખતે ઉપર જણાવેલાં તત્વોવાળાં અનાજ, કઠોળ, શાકભાજી અંને ફળફળાદિ તથા ઘી દૂધ વગેરે લેવાં જોઇએ.

સામાન્ય રીતે આપણા દેશમાં એક માણસને ઘી અને તેલ તોલા પાંચ, દૂધ તોલા વીસ, ખાંડ કે ગોળ તોલા ત્રણ, ઘઉંનો કે બાજરીનો લોટ તોલા ત્રીસ, ચોખા તોલા પંદર, દાળ તોલા સાત, એ રીતે જોઇએ છે. આ રીતે ચરબીવાળા પદાર્થોનું પ્રમાણ સેંકડે ત્રીસ ટકા, સ્ટાર્ચવાળા સાઠ ટકા અને નાઇટ્રોજનવાળા દસ ટકા આવે છે. એ ઉપરાંત શાકભાજી જૂદાં.

નાઇટ્રોજનવાળા અથવા કોષદ પદાર્થોના કોષ રાંધવાથી ફાટી જાય છે અને તે પચવાને લાયક થાય છે, માટે દાળ તથા કઠોળ બરાબર ચઢી પ્રવાહી થાય ત્યારે જ જલદી પચી શકે છે. આ જ કારણથી બાફેલાં કઠોળ ખાવાં એ શરીરને ફાયદાકારક છે, પણ તળેલાં કઠોળ જરા પણ વધારે પ્રમાણમાં ખવાય તો જઠરને વધુ બોજો પડે છે, અને શરીરમાં અસ્વસ્થતા, બેચેની વગેરે ઊભી થાય છે.

રાંધવાથી સ્ટાર્ચવાળા પદાર્થોમાં પણ રાસાયનિક ફેરફાર થાય છે અને તેમાં ગળપણ આવે છે. એ ફેરફારથી પાચન ક્રિયાને ઘણું ઉત્તેજન મળે છે.

શાકભાજીના રેસા રાંધવાથી છૂટા પડે છે તથા નરમ થાય છે, અને સહેલાઇથી પચી શકે છે.

ખાવાની ચીજોને વળગેલાં નરી આંખે દેખાય તેવાં ઝીણા જંતુઓ જે કેટલીક વખત નુકશાનકારક હોય છે તેનો રાંધવાથી નાશ થાય છે.

અંગમહેનતનું કામ કરનાર માણસને સામાન્ય માણસ કરતાં વધારે ખોરાક જોઈએ છે. મગજમારી કરનારને ઓછો ખોરાક જોઇએ છે. એ વર્ગને દૂધ, ઘી વગેરે પૌષ્ટિક ચીજોની વધારે જરૂર પડે છે.

બાળકોને એમના વજનના પ્રમાણમાં વધારે ખાવા જોઇએ છીએ, કારણ કે એમના શરીરને બે પ્રકારનાં કામ કરવાનાં હોય છે. એક તો ચાલુ ઘસારાની પૂરણીનું અને બીજું શરીરના વિવિધ અવયવોની વૃદ્ધિ કરવાનું. એટલે એ બેઉ કામને પહોંચી વળવા માટે વધારે ખોરાકની બાળકોને ખાસ જરૂર પડે છે એટલા માટે મોટાં માણસોને બે કે ત્રણ વખત ખાવાથી નભી શકે, પણ નાનાં બાળકોને ચાર વખત રોજ સાદો, સાત્વિક, પુષ્ટિકારક ખોરાક, અને ખાસ કરીને દૂધ કે માખણ ને દહીં ખાવા આપવાં જોઈએ.

એ જ રીતે સ્ત્રીઓ કરતાં પુરૂષોને વધારે ખાવા જોઇએ છે, અને ગરમ પ્રદેશ કરતાં ઠંડા મુલકમાં રહેનારને વધારે ખોરાકની જરૂર પડે છે. આપણે ઉનાળા કરતાં શિયાળામાં વધારે ખાઇ શકીએ છીએ એ તો જાણીતી વાત છે.

એક જ જાતનાં તત્ત્વોવાળો ખોરાક વધારે પ્રમાણમાં લેવામાં આવે તો પણ તે નુકશાન કરે છે, અને માણસ માંદું પડે છે. એક જ ચીજ શરીરને ઘટતું પોષણ સંપૂર્ણ રીતે કદી પણ આપી શકતી નથી, એટલે દરેક માણસે જૂદાં જૂદાં તત્ત્વોવાળો પોતાના શરીરને માફક આવતો ખોરાક ધ્યાન દઇને પસંદ કરવો અને ખાવો જોઇએ. શરીરની તંદુરસ્તી જળવાઇ રહે એ પ્રકારનો ખોરાક હંમેશાં લેવો જોઈએ.

રસોઇ સારી થાય અને સ્વાદિષ્ટ હોય તો એક કુટેવ ન પડે તેની પણ ચેતવણી આપવી જોઇએ. એ કુટેવ તે વધારે ખાવાની ટેવ. એનાથી નુકશાન થાય અને તંદુરસ્તી જોખમાય છે.

જે લોકો જરૂર કરતાં જીભના સ્વાદને ખાતર વધારે ખોરાક ખાય છે તે લોકોના જઠરને સખત કામ કરવું પડે છે. જઠર ઉપર વધારાનો બોજો પડવાથી શરીરની શક્તિઓનો મોટો ભાગ એ કામ ખાતે વપરાય છે. આથી શરીરમાં ભારે બેચેની અને અસ્વસ્થતા પેદા થાય છે, અને એ માણસ પૂરતું કામકાજ આસાનીથી કરી શકતો નથી. મહાત્મા ગાંધીજી સરખા મિતાહારી પુરૂષ કેવળ જરૂરી ખોરાક કરતાં વધારે ખોરાક ન ખાવાને લીધે જ આટલી ઘરડી ઉંમરે આટલું બધું કામ દરરોજ કરી શકે છે. લગ્નમાં કે મીજલસમાં આગ્રહને વશ થઇ દાબીદાબીને મિષ્ટાન્ન જમનાર રાતે પથારીમાં પાસાં ફેરવ્યા જ કરે છે. એને પૂરી ઊંઘ પણ નથી આવતી. એવા પ્રસંગે જરૂર પૂરતાં જ મિષ્ટાન ખાવાની ખાસ કાળજી રાખવી ઘટે છે.

અને છેવટની કેટલીક સૂચનાઓ કરવા જેવી છે, તે એ કે, રસોઇનાં વાસણ

સ્વચ્છ હોવાં જોઇએ અને પૂરતી રીતે કલાઇ કરેલાં હોવાં જોઇએ. રસોડામાં ખૂબ ચોકખાઈ રાખવી જોઇએ. ચારે તરફ માખો બણબણાટ કરે અને ગમે તે ચીજ ઉપર બેસે એમ કદી પણ થવા ન દેવું જોઇએ. વાસ મારતાં, મેલાંઘેલાં મસોતાં કદી ન વાપરવાં જોઇએ.

વાસણ અજવાળવાની બાબતમાં પણ એક સૂચના કરવા જેવી છે. પહેલાંના વખતમાં લાકડાં, અડાયાં અને છાણાં બળતણ તરીકે વપરાતાં. રાખોડી પુષ્કળ પડતી. વાસણ અજવાળવામાં એ રાખોડી વપરાતી. હવે તો મોટા ભાગે કોલસા ( શહેરોમાં ) વપરાય છે. ત્યાં રાખોડી પૂરતી મળી નથી શકતી. આથી સ્ત્રીઓ મોટે ભાગે રસ્તાની ધૂળ કે કાદવ વતી વાસણ ઉટકે છે ! આ પદ્ધતિ ઘણી જ ગંદી અને આરોગ્યને ભારે હાનિકારક છે. રસ્તાના ગંદા કાદવથી વાસણ ઘસવાને બદલે મટોડી બજારમાંથી આણી રાખી તેનો ઉપયોગ કરવો જોઇએ. મુંબાઇ બાજુ લાલ માટી અને આપણા દેશમાં પીળી માટી–જે જ્યાં મળી શકે–તે વાપરવી એ ઉત્તમ ઉપાય છે.

કથીર જેવું અનાજ હોય પણ તેને સોના જેવું કરીને–રાંધીને જમવું જોઇએ–નહિ કે સોના જેવા અનાજને કથીર જેવું કરીને જમવું !

આપણા જાણીતા કવિ લલિતજીએ ઠીક કહ્યું છે :

રજકણમાંથી રત્ન બનાવે
રસિકચતુર રમણી.

સુમતિ નાગરદાસ પટેલ

—卐—

## પાણી

[ જુદા જુદા અર્થમાં ]

અનીલ, અને ઉષાનાં પાણીગ્રહણ થયાં
અરબી ઘોડા પાણીપંથા હોય છે.
મહેશ ! તારામાં પાણી જ કયાં છે ?
કુમારને ઠંડુ પાણી આપો.
મોતી જબરાં પાણીદાર છે.
એમાં કંઇ પાણી મરે એવું દેખાતું નથી.
આ શમશેર પાણીદાર છે.
દુધના દુધમાં ને પાણીના પાણીમાં
નેવનાં પાણી મોભે ગયાં.
ટાઢે પાણીએ ખસ ગઇ.

કુલવદન કા. પ્રહ્મભટ્ટ

# માટી ને ધૂળ

ધૂળ કે માટીનું નામ સાંભળીયે ત્યાં તો આપણામાંના ઘણાના મોં મચકાય.

ધૂળ તરફ અણગમાનું કારણ શું ? કપડાં જલ્દી મેલાં કરે તે જ કે ?

માટીનાં મકાન જૂઓ. ધોળ કરેલ ને વળીયા પાડેલ ઓસરીઓ ! મકાન કેવું દીપી ઉઠે છે ! જોયાં છે આવાં મકાનો ?

ચુનાના ને ઇંટોના મકાનો ઘણાં જ તંદુરસ્તી માટે ખરાબ. તેમાં કાયમ ભેજ હોય જ. આપણને લાદીના ભોંયતળીયાવાળા મકાનો ઘણાં જ પ્રિય. આવા મકાનો તો શિયાળામાં બહુજ નુકશાનકારક.

ધૂળના મકાનો ઘણા વર્ષો સુધી ટકે. મારેલ ખીંટી યે ખેંચી ન શકાય તેવા મજબુત. ને પત્થરના મકાન ? ભૂકંપના આંચકા આવે તેમાંથી પહેલા થોડી કાંકરી ખરે, પછી પત્થર ખરે ને પછી લાંબું લસ થઇ મકાન જ સૂઇ પડે.

ભરતપુરનો દુર્ગ અજીત રહ્યો ઘણી લડાઇઓ દરમ્યાન. શાથી ? પત્થરનો હતો માટે ? ના પત્થરનો પોલો દુર્ગ હતો. વચ્ચે હતો માટીનો દુર્ગ. માટીનો આ ગુણ ભલભલી બંદૂક ને તોપના ગોળાને પણ માટી નમતું નથી આપતી.

ગામડામાં આગ લાગે ત્યારે માણસો ભેગા થઇ આગ પર ધૂળ ઉરાડે. આગ પર કાબુ આવે. ગ્યાસતેલ ને પેટ્રોલની દુકાનો સળગે ત્યારે તેના પર ધૂળથી કાબુ લેવાય છે ખરો !

ઉનાળો આવે; ઘેર પાણી ન ઠરતું હોય ત્યારે શેની તપાસ કરીએ છીએ ! શિયાળામાં બનાવેલ ચંબુ કે ગોળાની. આ પણ માટીના બનાવેલ હોય છે.

આપણે અન્ન ન ખાઇએ તો ભૂખે મરીએ. આપણા જીવનનો અન્ત આવે આટલું તો આપણે જાણીએ છીએ. અન્ન ખેતરમાં ધૂળમાં પાકે છે, તે ન જાણતા હો તો બતાવું. ધૂળમાંથી પાકેલ અન્ન ફળ ને શાક ખાઇએ છીએ. છતાંય આપણને ધૂળ પર કેમ પ્રેમ નહીં ?

આપણને ગંદા કરે છે તેટલા જ માટે તેના તરફ ઇર્ષા ?

ધૂળ ને માટી તો જગતજનની કહેવાય ને !

પુષ્કર ચંદરવાકર

—

# પોપટ

લીલો મારો પોપટ છે ;
રાતાં મરચાં ખાય છે .
બોલે છે તે રામ રોજ;
કરાવે છે ખૂબ મોજ .
સુંદર તેની પાંખ છે ;
ઝીણી એની આંખ છે .

માણેકલાલ મગનલાલ આચાર્ય

# જે થાય તે સારા માટે

એક હતો રાજા. રાજા બહુ બહાદુર ને લડવૈયો. તેના રાજ્યમાં એક પ્રધાન. પ્રધાનજી ભગવાનના ઘરનું માણસ. આખો દિવસ ભગવાનની સેવાની અંદર ગાળે. રાજા અને પ્રજા ઘણાં જ સુખી હતાં.

એક દિવસ રાજા અને પ્રધાન શિકાર કરવા ગયા. સાંજ પડી ગઇ હતી. ધીમે ધીમે અંધારૂં વધતું જતું હતું. ત્યાં તો સિંહની ગર્જના સંભળાઇ ને એક સિંહ ઝનુનથી પોતાની સામે આવતો રાજાએ જોયો. રાજા ચેતે તે પહેલાં તો સિંહે મારવા માટે પંજો ઉગામ્યો. એક ક્ષણની અંદર રાજા હતો ન હતો થઇ જાત! પણ પ્રધાને તરત જ ધડાક દઇને ગોળી છોડી. ગોળી બરાબર સિંહના કપાળમાં વાગી. એક દારૂણ ચીસ પાડી સિંહ મરણ પામ્યો.

નવાઈ જેવું તો એ હતું કે રાજા પણ સાથોસાથ પડી ગયો હતો. પ્રધાન એકદમ તેની પાસે ગયો. જોયું તો પોતે સિંહને મારેલી ગોળી રાજાના કપાળમાં પણ જરાક છરકો કરી ચાલી ગઈ હતી. પ્રધાનજી પાણી લઇ આવ્યા અને તે ઘા પાણીથી ધોયો. થોડીવારે રાજાને ભાન આવ્યું. તે ઉભો થયો. ને ખુબ ગુસ્સે થયો કે પ્રધાનજીનો વિચાર સાથોસાથ મારૂં પણ કાસળ કાઢી નાંખવાનો હતો. રાજા, વાજા ને વાંદરા ત્રણે સરખા. એણે તો તરત જ પ્રધાનજીને કેદમાં પૂર્યા. જ્યારે એને કેદમાં લઈ જવામાં આવ્યા ત્યારે તે ફક્ત એટલા જ શબ્દો બોલ્યો: "જે થાય તે સારા માટે."

તેજ રાજા શિકાર કરવા જતાં ભૂલો પડયો. કાંઇ રસ્તો સૂઝતો ન હતો. બધેય કાળુ ડીબાંગ જેવું અંધારૂં ફરી વળ્યું હતું. આખરે જ્યાં જવાય ત્યાં ઘોડો દોડાવતો તે એક સુંદર રાજ્ય-નગરીમાં આવી પહોંચ્યો.

પણ આ શું? તરત જ ત્યાંના રાજાના કેટલાક સૈનિકોએ આવી એને મુસ્કેટાટ બાંધ્યો. ને રાજા પાસે લઇ ગયા.

વાત એમ હતી કે તે નગરમાં કેટલાયે કાળથી દુકાળ હતો. અને જોષીના કહેવા પ્રમાણે જો એક બત્રિશ લક્ષણાનો ભોગ અપાય તો જ દેવ રાજી થાય ને વૃષ્ટિ થાય. એવા બહાદુર ને બત્રિશ લક્ષણો માણસ મળવો મુશ્કેલ હતો. એટલે બધા સૈનિકો એવા માણસની શોધમાં હતા. તેઓએ આ રાજાને ભાળ્યો. રાજા રૂપાળો ને બહાદુર લાગ્યો. તેને બત્રિશા તરીકે લઈ ગયા.

રાજાને તો જ્યાં ભોગ આપવાના હતા ત્યાં લઇ આવ્યા. ને ભોગ આપવા માટે તરવારો ઉંચકાઈ, ત્યાં તો તે નગરીના રાજાની નજર તેના કપાળ ઉપર ગઇ. તો ત્યાં ઘાવ હતો. તેણે તરત જ બધું બંધ રખાવ્યું. ને રાજાને છૂટો કર્યો. ને માનસહિત નગરમાં લઇ આવ્યા. કારણ કે તેના કપાળમાં તે વખતે વાગેલ ગોળીનો ઘા હતો. અને બત્રિશા માટે તદ્દન નિરોગી ને ખોડખાંપણ વિનાનો માણસ જોઇએ.

રાજા તો આનંદ પામ્યો ને પોતાના નગરમાં પાછો આવ્યો. ને પ્રધાનજીને તરત જ છુટા કર્યા ને કહ્યું "પ્રધાનજી! મેં આપને બહુ જ દુઃખ આપ્યું છે. તેથી મારી આવી હાલત થઇ હતી. અને તમારી તે વખતે ગોળી વાગેલ તે ઘાને લીધે જ બચ્યો છું." એમ કહી રાજાએ પોતાની બધી વાત કહી સંભળાવી.

પ્રધાનજીએ કહ્યું. " ' જે થાય તે સારા માટે ' હું જો અહીં કેદમાં ન પૂરાતાં તમારી સાથે આવ્યો હોત તો મારે તો એકે જખમ નથી. માટે હું જ ભોગ બનત. માટે " જે થાય તે સારા માટે " ભગવાન ઉપર વિશ્વાસ રાખો. "

ત્યારથી રાજા પ્રધાનને માનપાનથી રાખવા લાગ્યો. ને તેની આજ્ઞા ઉપાડતો. ને પોતે પણ ભગવાન પર શ્રદ્ધા રાખવા માંડયો.

શશીકાંત નટવરલાલ ઓઝા

—卐—

## અધિકાર !

પુંજારી મંદિરમાં આવે, દેવ દેવીઓને નવરાવે. મંત્રો ભણી પુષ્પો ચઢાવે, પછી આરતી ઉતારે. લોકો ફળફળાદી દેવ આગળ મૂકે. પુજારી સૌને આરતીનાં દર્શન કરાવે ! ભજન મંડળી આવે અને ભજનોની ધૂન મચાવે ! શ્રદ્ધાળુઓ આવી આસ્થાથી દેવોને પગે લાગે. અબીલ ગુલાલ ઉડાડે ! અને પવિત્ર મંત્રોની ગર્જના કરે ! !

પણ એક માણસ મંદિરના છેલ્લા ઓટલા ઉપર દરરોજ વખતસર આવી ઉભો રહે ! નિત્ય દર્શન કરવા આવે ! ઓટલા પર ઉભા ઉભા હાથ જોડી એક દીલથી પ્રાર્થના કરે ! એક વખતે ત્યાં તે આવી રીતે પ્રાર્થના કરતો હતો ! એક નાનો છોકરો તેના પાસે આવીને ઉભો. પેલો માણસ તો એક ધ્યાનથી આરતીનાં દર્શન કરી રહ્યો હતો ! તેને આ વાતની ખબર ન હતી. પાછળથી એક લાકડીનો ફટકો તે માણસના માથા પર પડયો ! પેલો પડી ગયો, બેભાન થઇ ગયો ! શુદ્ધી આવી ત્યારે માણસોએ ગાળો વરસાવી, છોકરાએ પાણા માર્યા, અને પુજારીએ તેને હડધૂત કર્યો !

બીજી રાત્રીએ તે આરતી વખતે આવ્યો ! માથે પાટો બાંધ્યો હતો. આરતીનાં દર્શન કર્યાં. સાથે ફુલ, અબીલ, ગુલાલ વીગેરે લાવ્યો હતો ! તેને થયું કે આજે મારાં ગુલાલ ને ફુલ દેવને ચડાવવા ! તેણે આ વાત પુજારીને કહી ! ! પુજારીએ સાફ " ના " પાડી ! ! તારાં ફુલ દેવને ન ચડાવાય ! મંદિર અપવિત્ર થાય ! અમને સૌને આભડછેટ લાગે ! !

પેલાની આંખમાંથી આંસુઓ સરી પડયાં ! ફૂલો નીચે પડી ગયાં ! અબીલ ગુલાલ વેરાઇ ગયાં ! ! તે પવિત્ર હતો, મંદિર પવિત્ર હતું ! ! છતાં કેમ ' ના ' કહી. તે દર્શન કરતો, પેલાઓ પણ દર્શન કરતા ! તેને પણ ભગવાન વ્હાલા હતા ! ફક્ત બન્ને વચ્ચે ફેર એટલો—પેલાને " અધિકાર " ન હતો ! !–હરીજનોને અધિકાર નહિ ! પવિત્ર સ્થાનમાં પણ અધિકારનો પડદો ! એ રોજ પ્રાર્થના કરતો ને એક જ વસ્તુ માગતો ' અધિકાર '.

છેવટે એની પ્રાર્થના ફળી. પ્રભુનાં દ્વાર એને માટે ઉઘડયાં. એને જોઇતો હતો તે અધિકાર મળ્યો. એ અધિકાર અપાવવા માટે એણે મહાત્મા ગાંધીજીનો અને મહાસભાનો આભાર માન્યો.

રસિક આચાર્ય



**શ્રીમતી લીલાવતી મુનશી**

જેમના એક પત્નીત્વ વિષેના બિલ ઉપર જાહેર મત મંગાયો છે.



**શ્રીમતી લક્ષ્મીબાઇ રાજવાડે**

જેમના પ્રમુખપદ નીચે આ મહીનાની આખરે સાંગલીમાં અખિલ હિન્દ મહિલા પરિષદની અર્ધ વાર્ષિક બેઠક મળનાર છે.



પુસ્તક ૪૨મુ    જુલાઈ : ૧૯૭૯    અંક ૫ મો

# દિલની છાની વાત હતી એ

પૂર્ણિમાની રાત હતી એ
દિલની છાની વાત હતી એ...

૧

રાત ખીલી'તી, બાગ ખીલ્યો'તો
પુષ્પોનો ય પરાગ ખીલ્યો'તો
દિલરૂબાનો રાગ ખીલ્યો'તો
દિલનો એક એક દાગ ખીલ્યો'તો
ખીલનારી સૌ જાત હતી એ
દિલની છાની વાત હતી એ...

૨

સરિત તણાં કંઈ પૂર અનેરા
બંસરી જેવા સૂર અનેરા
સંભળાતા'તા દૂર અનેરા
રસથી એ ભરપુર અનેરા
કો રસીયાની ખેરાત હતી એ
દિલની છાની વાત હતી એ...

૩

પ્રેમી હૈયાં કો' બે ત્યારે
એક બીજાને રહી આધારે
હસતાં રમતાં'તાં ગુલઝારે
ન્હોતી ચિંતા કંઇ સંસારે
પ્રેમનગરની જાત હતી એ
દિલની છાની વાત હતી એ..

૪

હું રમતો'તો રમતી'તી એ
હું હસતો'તો હસતી'તી એ
હું રડતો'તો રડતી'તી એ
હું બળતો'તો બળતી'તી એ
જીવનની એકાંત હતી એ
દિલની છાની વાત હતી એ...

૫

પૂનમની એ રાત મધુરી
રાખી ગઇ સૌ વાત અધુરી
યાદ કરૂં છું ઝુરી ઝુરી
હૈયામાં હું એને...પુરી
સ્નેહ તણી શરૂઆત હતી એ
દિલની છાની વાત હતી એ

શ્રી. અમૃત જાની

# સ્ત્રીઓની અસહાય સ્થિતિ

લેખિકા :
શારદાબ્હેન મહેતા

થોડા દિવસ ઉપર "ગુજરાત સમાચાર" માં એક અત્યન્ત પાશવી અત્યાચારના સમાચાર માણાવદરથી છપાયા હતા. વિગત નીચે પ્રમાણે હતી:—

અહીંના એક બ્રાહ્મણની, શાળામાં અભ્યાસ કરતી ચૌદ વર્ષની એક પુત્રીને કોઈએ મોટરમાં લઈ જઈ એક રાત સુધી ગુમ કરી. બીજે દિવસે એ બાળા અવ્યવસ્થ દશામાં અચાનક ઘેર આવી. ગામમાં વાત વાયુવેગે પ્રસરી...અને મન ફાવે તેમ બધાએ વાતો કરી મજકુર બાઈનું સગપણ રાજકોટ થયેલું. તેના ધણીને આ વાતની ખબર પડતાં તેણે પોતાનું થયેલું સગપણ રદ જાહેર કર્યું. એટલે અત્યારે મજકુર બાળા વિપરીત સ્થિતિમાં મૂકાઈ ગઈ છે. કન્યાના બાપે પોતાના કુટુંબની અહીં મહીસલામતી ન લાગતાં કુટુંબને અન્ય સ્થળે મોકલી આપ્યું છે.

માણાવદરમાં રૂપયૌવન સ્ત્રીઓને ઉપાડી જવાના આવા કિસ્સા ત્રણેક વર્ષથી વધુ જોરમાં છે. એક હિંદુ અમલદારની પત્ની પણ આવા કિસ્સાની ભોગ બની હતી. પણ તેણે મુંગે મોઢે તે સહન કર્યું હતું.

ઉપર જણાવેલા બનાવ બન્યા પછી અહીંની કન્યાશાળાની એક શિક્ષિકાએ પણ 'પોતાની આ રાજ્યમાં સહીસલામતી નથી' એમ જણાવી ટુંકા પગારમાં અન્ય સ્થળે બદલી કરાવી છે. બીજી તરફ કેટલીક બાળાઓના વાલીઓ અત્યારથી ચેતી પોતાની બાળાઓને કન્યાશાળામાંથી ઉઠાવી બહાર મોકલી રહ્યા છે.

ઉપર જણાવેલા કિસ્સામાં કાંઈજ અસાધારણ નથી. અનેક સ્થળેથી આ પ્રકારની ફર્યાદ આવ્યા કરે છે

સુખી શાન્ત જીવન ગાળનાર મધ્યમ વર્ગની સ્ત્રીઓને ખ્યાલ આવવો મુશ્કેલ છે કે આપણી આસપાસ સ્ત્રીઓની કેવી ભયંકર ખરાબી થતી ચાલી છે. અને સ્ત્રી થઈ એટલે તેનું અપમાન કરવામાં કાંઈજ પાપ નથી એવી ભ્રષ્ટ મનોવૃત્તિ વ્યાપી રહી છે. ગંભીરપણે વિચાર કરતાં પરિસ્થિતિ સ્તબ્ધ કરી નાંખે એવી છે.

આ સ્થિતિમાંથી સ્ત્રી જાતિને કેવી રીતે બચાવી શકાય એનો ઉપાય શોધવાની જરૂર છે. ગમે એટલા પાશવી અત્યાચારો સ્ત્રીઓ ઉપર કરવામાં આવે છતાં તેના ઉપર ઢાંક પીછોડો કરવામાં આવે છે. સત્તાધીશો સત્તાના મદમાં ગુન્હેગારોને શોધી કહાડવામાં, ગુન્હેગાર જડી આવે તો તેને નશીઅતે પહોંચાડવામાં અત્યન્ત બેપરવાઈ બતાવે છે. કારણ કે એવાં કુકૃત્યોમાં પોતે સંડોવાયલા હોય છે. તેમજ સ્ત્રીઓનું આ પ્રમાણે અપમાન કરવું, બાળાઓના સંસારનો વિનાશ કરવો એ મહાભારત જંગલીપણું અને ગંભીર ગુન્હો છે એવી ભાવના આપણા સમાજમાં નથી. યુધિષ્ઠિર જેવા મહાન્ નૃપતિએ પોતાની પત્નીને હોડમાં મૂકી ત્યાં સ્ત્રીજાતિનું માન સાચવવું એ સંસ્કૃતિનું મોટું લક્ષણ છે એ સ્થિતિ કોને ગળે ઉતરે!

સ્ત્રીઓએ પોતે જ પોતાનું ગૌરવ સ્થાપવા માટે મહાભારત પ્રયત્ન કરવાનો છે. વાતાવરણ સદંતર બદલવાની જરૂર છે. સ્ત્રીઓનો આ પ્રશ્ન ખૂબ વિચારણા માગે છે. આવાં અપમાનો દરેક સ્ત્રીને હાડોહાડ ખૂંચશે તો જ ખરા પ્રયત્ન થશે પરાધીનતામાં સડેલી સ્ત્રીજનતાને ક્યાં સુધી આવા પ્રહાર સહન કરી રહેવા પડશે? જંગલીપણાની કાંઈ હદ હોય કે નહિં?

સ્ત્રીસ્વાતંત્ર્ય અને સ્ત્રીસ્વમાન સંબંધે શ્રી. ધર્માનંદ કૌસંબીએ પોતાના "હિન્દી સંસ્કૃતિ અને અહિંસા" નામક પુસ્તકમાં સુંદર લખાણ કર્યું છે. તેનો ઊતારો અસ્થાને નહિં ગણાય.

"સ્ત્રી એ પરિગ્રહ નથી એવા વિચારની સતત અભિવૃદ્ધિ થવા લાગી છે. જ્યાં સુધી સ્ત્રીને પરિગ્રહ માનવામાં આવશે ત્યાં સુધી સમાજની નૈતિક ઉન્નતિ થશે એમ માની શકાય નહિં. સ્ત્રી સ્વાતંત્ર્ય એ અહિંસા અને સંસ્કૃતિની કસોટી છે. મનુષ્યની હિંસક બુદ્ધિએ સ્ત્રીઓને ગુલામ બનાવી. સ્ત્રીઓના અંતઃકરણમાં જો અસીમ માતૃપ્રેમ ના હોત, તો આ ગુલામી સ્ત્રીઓએ કદી પણ સ્વીકારી ન હોત; તેઓએ આત્મહત્યા કરીને સમગ્ર માનવ જાતિનો અંત આણ્યો હોત. પડદા જેવી ભયંકર રૂઢિઓ સહન કરીને પણ જો સ્ત્રીઓએ આપણને આજ સુધી જીવતા રાખ્યા હોય તો તે કેવળ આ માતૃપ્રેમને જ આભારી છે. પણ સ્ત્રીઓને આવી રીતે બાંધી રાખીને મનુષ્યોએ તો પોતાની હિંસક બુદ્ધિની પરાકાષ્ટાનું પ્રદર્શન કર્યું છે. આથી અહિંસાત્મક સંસ્કૃતિનો જો પૂર્ણપણે વિકાસ કરવો હોય તો, સ્ત્રીઓને પરિગ્રહ ન ગણતાં સર્વોપરિ સ્વતંત્રતા આપવી પડશે. સ્વતંત્ર સ્ત્રીઓની મદદથી જે સંસ્કૃતિનો ઉદય થશે તે જ સંસ્કૃતિ અહિંસાત્મક બનશે, અને તેથી જ માનવ જાતિને માટે સુખકારક અને હિતાવહ થશે.

આજે પાશ્ચાત્ય દેશોમાં જે સ્ત્રી-સ્વાતંત્ર્ય છે એ ઉપરછલ્લું છે, એવું અમારું માનવું છે. લગભગ બધી સ્ત્રીઓ આર્થિક રીતે પુરુષો ઉપર અવલંબેલી હોવાથી ખરી રીતે સ્વતંત્ર હોતી નથી. પોતાનો પતિ દુર્વ્યસની હોય, તો પણ કેવળ સંતતિના મોહને લીધે તેઓ છૂટાછેડા કરીને મુક્ત થઇ શકતી નથી. એકાદ સ્ત્રી ધણીની સાથે છૂટાછેડા કરીને પોતાના જીવનનો નિર્વાહ જેમ તેમ કરીને ચલાવી શકશે ખરી. પરંતુ પોતાનાં બાળકોનું શું થશે, એ વિચારથી તે છૂટાછેડા કરતી નથી, અને ધણીનું બધું દુર્વર્તન મૂંગી મૂંગી સહન કરે છે. કારકુની વગેરે ધંધા કરીને નિર્વાહ કરનારી ઘણી સ્ત્રીઓ આજે પાશ્ચાત્ય દેશોમાં છે. પરંતુ તેઓ પણ સ્વતંત્ર નથી, તેમાંની કોઇક બાઇને એકાદ બાળક હોય એવી ઉત્કટ ઇચ્છા થાય તો પણ તે ઇચ્છા તે પૂરી પાડી શકતી નથી. તેમ કરવા જતાં તેને કાયમને માટે પુરુષનું દાસ્ય સ્વીકારવું પડશે, એવા ડરથી તે ઠેઠ સુધી અપરિણિત રહે છે. અને પરિણામે માતૃપ્રેમથી વંચિત રહે છે.

સોવીએટ રશિયામાં સ્ત્રીઓને સાચું સ્વાતંત્ર્ય આપવામાં આવ્યું છે, અને એ બાબતમાં તો બધાં મુડીવાદી રાષ્ટ્રોએ તકી પાડી છે. સ્ત્રીઓને રાષ્ટ્રીય માલમતામાં દાખલ કરવામાં આવી છે, એવી બુમ મુડીવાદી વર્તમાનપત્રો કરી રહ્યાં છે, અને તેનો પ્રતિધ્વનિ હિંદમાં દિલ્હી સુધી પણ પહોંચ્યો છે, ઇ. સ. ૧૯૩૫ માં મધ્યવર્તી ધારાસભામાં ભાષણ કરતાં નામદાર સરકાર બોલ્યા, "હાલના કાયદા મુજબ માલમતા જપ્ત કરવી, કે ઉત્પાદનનાં સાધનોને રાષ્ટ્રીય માલીકીનાં કરવાં, એવા જાતની કોઇ પણ કલ્પનાનું પ્રતિપાદન કરવા માટે સજા બતાવવામાં આવી નથી; અને સ્ત્રીઓ એ પણ એક ઉત્પાદનનું સાધન જ છે." (ઓર્ડર, ઓર્ડર, એવો અવાજ). શ્રી. સત્યમૂર્તિ-ધાગધાસ્ત્રી પણ સભ્યતાના નિયમનું ઉલ્લંઘન ન કરી શકે.

નામદાર સરકાર-સ્હેં એમ નથી કહ્યું કે આ કલ્પનાનું હિન્દુસ્તાનમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે. કેટલાંક પુસ્તકોમાં તેનું

પ્રતિપાદન કરવામાં આવ્યું છે..." હાલનો અધિકારીવર્ગ કેટલો બેજવાબદારથી અને ઉદ્ધતાઇથી વર્તે છે તેનો આ ઉત્તમ દાખલો છે. આપણા આ ધારાશાસ્ત્રીએ મુડીવાદી રાષ્ટ્રોમાંના સોવિએટ વિરોધી વર્તમાનપત્રો સિવાય આ વિષય ઉપરનાં બીજાં કોઇ પુસ્તકો વાંચ્યાં હોય એવો સંભવ નથી. જો તેમણે વધારે વાંચ્યું હોત તો તેઓ આવું વિધાન ન કરત. રશિયામાં બધી સંપત્તિના માલેક જેમ બધા કામદાર પુરૂષો છે, તેવીજ રીતે સ્ત્રીઓ પણ છે. ફેર એટલો કે પુરૂષો કરતાં સ્ત્રીઓને વધારે સગવડતા આપવામાં આવેલી છે. કામગાર સ્ત્રી જો ગર્ભવતી હોય તો સુવાવડ પહેલાં ત્રણ મહિના અને પછી ત્રણ મહિના એમ ૭ મહિના ચડતે પગારે હક્કની રજા મળે છે; અને પછી જ્યારે તે કામ ઉપર હોય ત્યારે તેના બાળકની માવજત સરકાર તરફથી રાખવામાં આવેલી સુશિક્ષિત આયાઓ કરે છે. તે બાળક જરા મોટું થયા પછી તેના શિક્ષણની તો બધીજ જવાબદારી સરકાર પોતાને શિર ઉપાડી લે છે, એટલું જ નહિ, પણ બપોરનું ભાજન પણ તેને સરકારી શાળાઓમાં જ મળે છે. જે દેશમાં સ્ત્રીઓને આટલી બધી સગવડો આપવામાં આવે છે, તે દેશમાં સ્ત્રીઓને રાષ્ટ્રીય માલેકીની ગણવામાં આવી છે, કે કોમ્યુનિસ્ટ લોકો બધાજ દેશોની અંદર આવું કરવા માગે છે, એમ કહેવું એ નરી દુષ્ટતા છે. આમ કહેવાને બદલે રશિયામાં પુરૂષોને રાષ્ટ્રીય માલેકીના ગણવામાં આવ્યા છે એમ કહેવું, એ કદાચ વધારે શોભશે. કારણ કે સ્ત્રીઓને આટલી સગવડો આપવાનો, અને ભાવિ પ્રજાને ઉત્કૃષ્ટ શિક્ષણ આપવાનો ભાર સ્ત્રીઓ કરતાં પુરૂષો ઉપર વધારે મુકવામાં આવ્યો છે.

નામદાર હિંદી સરકારના જેવાં વિધાનો બીજા દેશોના અધિકારીઓએ કરેલાં અમારા જાણવામાં નથી. પરંતુ દરેક જગાએ અધિકારી-વર્ગની વિચારસરણી એક જ પ્રકારની છે. તેમને પછાત વર્ગ ઉપર જ નહિ, પણ પોતાના જ વર્ગની સ્ત્રીઓ ઉપર પણ અધિકાર ભોગવવાની ટેવ પડી છે; અને તેમની દ્રષ્ટિએ સ્ત્રી એ પોતાના એશઆરામનું, અને ભાવિ યુદ્ધમાં તોપને મોઢે દેવાનાં નવાં પ્રાણીઓ ઉત્પન્ન કરવાનું એક જીવતું જાગતું યંત્ર છે। આથી બીજા યંત્રોની માફક આ યંત્ર ઉપર પણ પોતાનો જ અધિકાર હોવો જોઇએ એમ તેમને લાગે છે. અને જે કોઇ સ્ત્રી-સ્વાતંત્ર્ય માટે ઉત્સુક હોય છે તેમના ઉપર તેઓ આ રીતે તૂટી પડે છે.

આજે જેટલું પ્રાચીન સાહિત્ય જગતમાં અસ્તિત્વમાં છે, તેમાં સ્ત્રીને પરિગ્રહ માનવો નહિં, એવો વિચાર કોઇ જગાએ જોવામાં આવતો નથી. અર્થાત્ તે જમાનામાં સ્ત્રીઓને સ્વાતંત્ર્ય મળે એ શક્ય જ નહોતું. **न स्त्री स्वातंत्र्यमर्हति** આ મનુનું વાક્ય પ્રસિદ્ધ જ છે. બૌદ્ધો અને જૈનોએ ભિક્ષુઓના અને સાધ્વીઓના સંઘ સ્થાપીને સ્ત્રીઓને ઘણું સ્વાતંત્ર્ય આપ્યું. પરંતુ આ સ્વાતંત્ર્ય તેમના સંઘો પૂરતું જ હતું; અને આ સ્વાતંત્ર્ય મેળવવા માટે પણ તેમને અપત્યપ્રેમની કિંમત આપવી પડતી. તે જો વિવાહ બંધનમાં બંધાય તો તેમની ગણના ઉત્કૃષ્ટ સંપત્તિમાં કરવામાં આવતી. અર્થાત્ વૈદિક વાઙ્મયની માફક શ્રમણ વાઙ્મયમાં પણ સ્ત્રીઓનો સમાવેશ પરિગ્રહમાં જ કરવામાં આવ્યો છે.

મધ્ય યુગના ગ્રંથકારોમાં માત્ર એકલો વરાહ મિહિર સ્ત્રીઓના પક્ષકાર તરીકે જણાય છે. તે લખે છે;—

" જેઓ વૈરાગ્ય માર્ગનું અવલમ્બન કરીને સ્ત્રીઓના ગુણ ન જોતાં દોષોનું વર્ણન કરે છે, તેઓ દુર્જન છે, અને તેમનું કથન શુદ્ધ હેતુવાળું નથી એમ હું માનું છું. સાચું

બોલજો કે એવો કયો દોષ સ્ત્રીઓમાં જોવામાં આવે છે, જેનું પુરુષોએ આચરણ નથી કર્યું ? કેવળ ધૃષ્ટતાને લીધે જ પુરુષોએ સ્ત્રીઓ ઉપર કબજો મેળવ્યો. તેઓ પુરુષો કરતાં વધારે ગુણવાન છે, એમ મનુ પણ કહે છે. ઇત્યાદિ—"

સ્ત્રીઓની આટલી તરફેણ કરવા માટે વરાહમિહિરનાં જેટલાં ગુણગાન કરીએ તેટલાં ઓછાં છે એમ મ્હને લાગે છે. છતાં પણ સ્ત્રી એ અમુલ્ય રત્ન છે, એટલે અત્યન્ત પ્રયત્નપૂર્વક તેનું જતન કરવું જોઇએ, એ કલ્પનાથી તો વરાહમિહિર પણ મુક્ત નહોતો.

મૂડિવાદના શિખરે પહોંચેલા અમેરિકા જેવા દેશમાં આજે પણ સ્ત્રી સંબંધી કલ્પના ઓછાવત્તા પ્રમાણમાં આના જેવી જ છે. સ્ત્રીના સુખ માટે, અને એશઆરામ માટે વરિષ્ઠ વર્ગના પુરુષો પુષ્કળ પ્રયત્નો કરે છે. અને આટઆટલું કર્યા છતાં પણ પુષ્કળ છૂટાછેડાના કિસ્સાઓ તો બન્યા જ કરે છે ! આનું કારણ એ છે કે કેવળ અમૂલ્ય રત્નની પેઠે સંભાળ રાખવાથી સ્ત્રીઓની સ્વાતંત્ર્ય તૃપ્તિ થતી નથી. પોતાની કમાણી ઉપર સ્ત્રી જ્યાં સુધી જીવી ન શકે ત્યાં સુધી ખરૂં સ્વાતંત્ર્ય મળ્યું છે, એમ તેને લાગશે નહિ. અને માતૃપદ મેળવવાની ઇચ્છા રાખનારી સ્ત્રીઓ આજના મૂડીવાદી જગતમાં પોતાની કમાણી ઉપર આધાર રાખીને જીવી શકે એ શક્ય નથી.

આર્થિક સ્વાતંત્ર્ય વગર સ્ત્રીઓને સાચું સ્વાતંત્ર્ય મળવાનું નથી. એવા વિચારનો પુરસ્કાર કાર્લ માર્ક્સે કર્યો. અને તેના અનુયાયી બોલ્શેવિક આગેવાનો આજે તે વિચારને અમલમાં મૂકવા માગે છે. તેમના માર્ગમાં અનેક વિઘ્નો ઊભાં છે એમાં શક નથી. તેમાં સૌથી મોટું વિઘ્ન ખુદ સ્ત્રીઓના જ સંસ્કાર છે. હજારો વર્ષો સુધી પારતંત્ર્યની અંધારી કોટડીમાં પૂરાએલી સ્ત્રીઓને એકાએક સ્વાતંત્ર્યના પ્રખર સૂર્યપ્રકાશમાં પગ મૂકતાં જોખમ લાગે એમાં નવાઇ નથી. ચિરકાળ સુધી જે સંસ્કારોથી મનુષ્ય ટેવાઇ ગએલો હોય છે તે સંસ્કારો ગમે તેટલા ઘાતક હોય તો પણ માણસને કેટલા પ્રિય લાગે છે.

આથી કેવળ આર્થિક સ્વાતંત્ર્યથી સ્ત્રી-સ્વાતંત્ર્યના પ્રશ્નનો નિકાલ નહિ આવે. તે માટે સ્ત્રીઓને અને પુરુષોને યોગ્ય શિક્ષણ મળવાની જરૂર છે. સ્ત્રીઓને પોતાના માતૃપદની યોગ્યતા સમજાવવાની જરૂર છે; અને સ્ત્રીઓ એ ઉપભોગ્ય વસ્તુઓ નથી, પણ ભાવિ પેઢીની માતા છે, અને તેથી તે પૂજ્ય છે, એવી શ્રદ્ધા પુરુષોમાં ઉત્પન્ન થવાની જરૂર છે. દરમ્યાન સ્ત્રી-પુરુષોના હાથે કોઇક નૈતિક દોષો થાય તો તે ક્ષમ્ય ગણવા ઘટે. સ્ત્રી પરિગ્રહમાં માનવજાતિને મુક્ત કરવાનો પ્રયાસ કરવાની જરૂર છે—જે પ્રયાસ ખરી રીતે માર્ક્સના ખરા અનુયાયી બોલ્શેવિકો કરે છે—એમની મશ્કરી કે નિંદા કરવી કે તેમના પ્રયત્નને ધિક્કારી કાઢવો એ અક્ષમ્ય અપરાધ છે. × × × સ્ત્રીને કે દાસદાસીઓને પરિગ્રહમાં દાખલ કરવાથી મનુષ્ય જાતિ ઉપર અનેક સંકટો આવી પડે છે. તેમને સંપૂર્ણ સ્વતંત્રતા આપીને તેમની સાથે સમભાવથી વર્તવું એ મનુષ્ય જીવનના વિકાસ માટે અત્યન્ત આવશ્યક છે. સ્ત્રીપુત્રોનો અને દાસદાસીઓનો ત્યાગ કરીને સંન્યાસ લેવાથી આ બન્ને પરિગ્રહમાંથી મનુષ્યજાતિ મુક્ત નહિં થાય, એ ઇતિહાસનો અનુભવ છે.

આ મનનીય લખાણ સ્ત્રીના પ્રશ્ન સંબંધી સારો ઉકેલ આપે છે, અને સ્ત્રીઓનું સ્વમાન સાચવીને તેમની પરિસ્થિતિ યોગ્ય કક્ષાએ પહોંચાડવાના ઉપાય સૂચવે છે. તેથી ઉપર વર્ણવેલા કિસ્સાના ઉપાય તરીકે એની સાથે જોડયો છે.

# ધણીને ઘેર ધાડ

: : લેખક : :
શ્રીયુત સૂર્યકાન્ત ત્રિવેદી

સ્થળ : દેશીરાજ્યની રાજધાનીનું સ્ટેશન.

આગગાડી બપોરના આવી છે અને ઘણો બધો સામાન દરવાજામાંથી પસાર થવાની શરૂઆત થાય છે.

**ટીકીટ કલેકટર :** આ સામાન વધારે છે. તોળાવ્યો છે ? ટીકીટો કેટલી છે ?

**મફત મેતા :** અલ્યા જમના, એ તો હું છું. આ ચાર ફર્સ્ટ કલાસની ટીકીટો છે અને દસ થર્ડ કલાસની ટીકીટો છે.

**ટીકીટ કલેકટર :** તોપણ સામાન વધારે છે, તોળાવો અને ચીઠી કઢાવો એટલે જવા દઈશ.

**મફત મેતા :** પણ ભલા માણસ આ સામાન કંઈ મારો નથી. દીવાન સાહેબનો છે.

**ટીકીટ કલેકટર :** એ મારે જાણવાની કંઈ જરૂર નથી. કોનો છે એની સાથે મારે કશું લાગેવળગે નહીં હું તો એટલું જાણું કે સામાન વધારે છે માટે પૈસા આપો. અને તે પણ એવડા આપવા પડશે.

**મફત મતા :** અલ્યા જમના, હવે મશ્કરી બહુ કરી. જવા દે. મને મોડું થાય છે. દીવાન સાહેબ બૂમ પાડશે.

**ટીકીટ કલેકટર :** જલદી જવાનો એકજ સહેલો રસ્તો છે. સામન જોખાવો અને વધારાના પૈસા આપો. હું મશ્કરી કરતો જ નથી. મારા કાયદામાં લખ્યું છે તે પ્રમાણે કરવાની મારી ફરજ છે.

**મફત મેતા :** અલ્યા, તું મને કાયદો ભણાવવા નીકળ્યો છે ? મેં તો કંઈક કાયદા ઘડીને ફેંકી દીધા. મોટો ટીકીટ કલેકટર ન જોયો હોય તો. દીવાન સાહેબને મોઢે વાત જશે તો નોકરી જશે, બહુ મોટો કાયદાવાળો થયો છે તે.

**ટીકીટ કલેકટર :** જુઓ મફત મેતા, મને મહીને રૂ. ૨૫ મળે છે અને તે રૂ. ૨૫ કમાવા માટે સવારે આઠ વાગ્યાથી તે રાતના આઠ વાગ્યા સુધી નોકરી કરવી પડે છે. રાત-પાળી હોય ત્યારે એક ઝોકું પણ ખાવા મળતું નથી. મારો ખરચ રૂ. ૨૦) છે અને આ નોકરી જશે તો પચીસ તો નસીબમાં હશે તો મળશે પણ ૨૦ તો મળી રહેશે. એટલે નોકરીની ચિંતા મને નથી. એ ચિંતા તમને લાગી છે. તમને રૂા. ૧૭૫ મળે છે. વધારે મળતું હોય તો તમે જાણો અને તમારો ભગવાન જાણે. આ તમારી નોકરી જાય તો તમને કોઈ રૂા. ૨૫) નહીં આપે. માટે તમે તો જેટલી ખુશામત કરો તેટલી ઓછી જ છે.

**મફત મેતા :** અલ્યા, મોં સમાલીને બોલ. હવે વાત બહુ વધી ગઈ છે જો સામાન જવા દે છે કે નહીં ? બોલ ? નહીં તો આ ચાલ્યો દીવાન સાહેબ પાસે. પછી જે થાય તે તારું નશીબ પાછળથી ન કહેતો કે મફત મેતાએ શરમ ન રાખી ને તારી નોકરી ગુમાવરાવી.

**ટીકીટ કલેકટર :** જો દીવાન સાહેબ પાસે જતા હોવ તો કેટલા પૈસા થાય છે તે પણ સાથે જાણતા જાઓ એટલે કહેવા થાય અને તમારે બીજો આંટો આ ખરે તડકે ન થય. તમને લુ લાગશે તો મારી ટાઢી ટપોરી મને આપશે.

( ટીકીટ કલેકટર સામાન જોખાવે છે. મફત મેતા આભા ગઈ ઉભા રહે છે. )

**ટીકીટ કલેક્ટર :** લો મેતાજી, મામાનના તમારે-રૂ. ૪૦-૮-૦ આપવાના. તેના બેવડા એટલે રૂ. ૮૧) દીવાન સાહેબ પાસેથી લેતા આવજો.

* * *

**સ્થળ :** દીવાન સાહેબનો બંગલો.

**મફત મેતા :** અલ્યા રેવલા, સાહેબ શું કરે છે ? ક્યાં છે ? મારે ખાસ કામ છે. મળવું છે.

**નોકર :** સાહેબ આરામ કરે છે. સાંજના મળશે. કેમ કંઇ લાલ પીળા લાગો છો? કંઇ નવા જુની તો નથી થઇ ને?

**મફત મેતા :** અરે નવાજુની થઇ તો છે પણ તેનો દાદો થયો છે. જુની આંખે નવા તારા જોવાના છે. આ મેતાગીરી પંદર વરસથી કરૂં છું પણ આજે તો હદ થઇ ગઇ. અરે ભગવાન! શું જમાનો આવ્યો છે?

**નોકર :** પણ થયું શું ?

**મફત મેતા :** એ તને કહેવાય તેમ નથી. તમે નોકર લોકો આવી બાબતોમાં શું સમજો ? [ અંદર જાય છે ]

**નોકર :** ( મનમાં ) આજે કોઇ દાકતરે મેતાને મફત દવા આપવાની ના પાડી લાગે છે.

**મફત મેતા :** દીવાન સાહેબ, આપને નરદી આપવા માટે બહુ દીલગીર છું. પણ હદ થઇ ગઇ. બોલાય એવું નથી મારી તો જીભ ઉપડતી નથી શું કહું ને શું ન કહું. પંદર વરસમાં આ દહાડો કોઇદી નહોતો આવ્યો.

**દીવાન સાહેબ :** ( ગભરાટમાં ઉભા થઇને ) પણ લપોડ, શું તે કહેને. લાંબીટુંકી જવા દેને.

**મફત મેતા :** સાહેબ આપનો સામાન.

**દીવાન સાહેબ :** પણ છે શું ! મારો સામાન ચોરાઇ ગયો ? બળી ગયો ? બીજી લાઇન પર ચઢી ગયો ? છે શું ? મારા સામાન માટે આટલો મારો જીવ ઉચો કરી નાખ્યો.

**મફત મેતા :** સાહેબ ટીકીટવાળાએ સામાન રોક્યો છે ને રૂ. ૮૧) માગે છે.

**દીવાન સાહેબ :** હાશ, આટલું જ છેને ! મને ધ્રાસકો પડયો કે આ લપોડ મને ઉંઘમાંથી ઉઠાડવા આવ્યો તે કોણ જાણે શુંનું શું થયું હશે.

**મફત મેતા :** સાહેબ એક ચીઠી લખી, આપો. તે વગર પેલો જમનો સામાન જવા. દેવાની ના પાડે છે.

**દીવાન સાહેબ :** ચીઠી શું કરવી'તી.. જમનો સાચો છે. તેને રૂ. ૮૧) આપી દે. અને કહેજે કે દીવાન સાહેબ એના પર ખુશ થયા છે.

**મફત મેતા :** સાહેબ રૂ. ૮૧) આપી દઉં ? આપણા પોતાના ગામમાં રૂ. ૮૧) આપી દઉં ? લંડનમાં તો આપનું નામ સાંભળીને ટીકીટવાળો ગોરો સાહેબ ચુપ થઇ જતો અને પોતાને હાથે આપણો સામાન ગાડીમાં ચઢાવીને ઉપરથી ગુડનાઇટ કરતો; અને આપણા પોતાના ગામમાં રૂ. ૮૧) આપી દઉં ? અને તે જમનાને ?

**દીવાન સાહેબ :** અલ્યા મફત, તું આટલું સમજ કે કાયદો તોડાય જ નહીં. ધરમ પાળવો કે ન પાળવો તે દરેકની મરજીની વાત છે. મંદીરમાં જવું કે ન જવું તે દરેક જણની સ્વતંત્રતાની વાત છે પણ કાયદો એકવાર કર્યો તેને ધરમ કરતાં પણ પવિત્ર ગણવો જોઇએ. તે તોડાયજ નહીં. અને જેમ માણસ મોટો તેમ તેણે કાયદાને વધારે માન આપવું જોઇએ. હું દીવાન થઇને સામન વધારે લાવું અને પૈસા ન આપું તો કાયદાનો અર્થ શો રહ્યો ? માટે માથું ન

ખા. રૂ. ૮૧) આપી દે. તારી પાસે ન હોય તો તારી બા પાસેથી લઇ લેજે.

(મફત મેતા સ્ટેશને જાય છે. સામાનના રૂ. ૮૧) ગણી આપે છે. જમનો ડંડે પેરે ગણી લે છે અને મફતમેતાને પાવતી આપે છે.)

ટીકીટ કલેક્ટર : લો મેતાજી, આ રૂ. ૮૧) ની પાવતી. ફરીવાર મુંબઇથી સામાન જોખાવજો એટલે અડધા પૈસામાં પતી જશે.

**મફત મેતા :** અલ્યા જમના, તેં તો હદ કરી. વધારે શું કહું. પણ આ છોકરમત જેટલી જલદી કાઢીશ એટલો વધારે સુખી થઇશ. આ વિલાયત નથી. આ તો આપણો દેશ છે તે ભુલી ન જતો. કોઇ દહાડો મફત-કાકા યાદ આવશે દીકરા. (જાય છે)

* *

સ્થળ : દીવાન સાહેબનો બંગલો.

ત્રણ દિવસ પછી ફોજદાર સાહેબ આવે છે. બપોરના ગરમીથી કે કોણ જાણે શા કારણથી લાલચોળ દેખાય છે.

**ફોજદાર સાહેબ :** દીવાન સાહેબ, હવે તો હદ થઇ. અત્યારે સ્ટેશને પેલા ત્રણ ટકાના જમનાએ મારો સામાન રોકયો છે અને રૂ. ૫) માગે છે. મને આટલો ત્રાસ આપે છે તો બીચારા ગરીબનું શું પૂછવું.

**દીવાન સાહેબ :** પણ આપનો સામાન વધારે હશે તેના માગતો હશે.

**ફોજદાર સાહેબ :** હારતો, વેનારતો, બીજા શેના માગી શકે ?

**દીવાન સાહેબ :** મફત મેતા, પેલી આપણી વાત ફોજદાર સાહેબને કહો.

**મફતમેતા :** સાબ, વાત એમ થઇ કે મુંબઇથી તો સામાન બરાબર હતો પણ અમે રસ્તામાંથી એટલે પાલગઢથી કેરી સસ્તી મળી એટલે આપુસના કંડીઆ લીધા. દરેક જણે બબે ચાર ચાર કંડીઆ લીધા. ઓળખીતા પાળખીતાના રસ્તામાંથી કંઇક સંપેતરા ભેગા થયા. વડોદરેથી ચેવડો લીધો. અમે બધા વીલાયતથી આવતા હતા એટલે પૈસાની જરા છૂટ હતી. સુરતની ધારી લાવવી હતી પણ સુરત આવ્યું ત્યારે બધા ઉંઘી ગયા હતા. એટલે એ તો એટલો ભાર ઓછો થયો. પણ સરવાળે રૂ. ૪૦-૮-૦ નો સામાન વધ્યો અને તેના રૂ. ૮૧) એ જમનાએ દીવાન સાહેબ પાસેથી લીધા. અને મેં મારે સગે હાથે આપ્યા. આંખે તો અંધારાં આવતાં હતાં પણ આપ્યા. શું કરીએ.

**ફોજદાર સાહેબ :** પણ દીવાન સાહેબને પહેલાંથી કહેવું'તું ને.

**મફત મેતા :** પહેલાંથીજ તેમને કહ્યું અને તેમણેજ પોતે અપાવ્યા. ઉપરથી મોટા ઓફીસરોએ પોતે કાયદો પાળવો જોઇએ, ધરમ કરતાં કાયદો મોટો છે વિગેરે નવી ગીતા ભણાવી તે જુદી.

**ફોજદાર સાહેબ :** (મનમાં) પાઘડી ફેરવી બાંધવી પડશે નહીં તો મુરખ બનશું. હા સાહેબ, મારો પણ આવોજ અભિપ્રાય છે. પણ આ તો સહેજ આ તરફથી જતો હતો એટલે મને થયું કે દીવાન સાહેબને મળાશે પણ ખરૂં અને વાત પણ થશે કે હવે નવા છોકરાઓ કેવા પોતાના કામમાં પાવરધા થયા છે. મફત મેતા; લો આ પાંચ રૂપીઆ. જરા પેલા જમનાને આપી દેજો અને સામાન મારે ઘેર પોંચતો કરજો. (જાય છે)





**યુનિવરસિટીની પરીક્ષાઓ :**

જુદી જુદી પરીક્ષાઓનાં પરિણામો આ મહીનાના પહેલા પખવાડીયામાં જણાઈ ગયાં છે. ગુજરાતની જે જે કન્યાઓ પોતપોતાની પરીક્ષામાં સફળ થઈ છે તે ખાતર અમે તેમને હાર્દિક અભિનંદન આપીએ છીએ.

નિરક્ષરતાના અંધારા કુવામાં ડુબેલી પોતાની બીજી બ્હેનોને ઉગારવા માટે આ દરેકે દરેક બ્હેન એક જરા જેટલો પણ પ્રયત્ન કરશે તો તેમનું શિક્ષણ સાર્થક થશે.

તમને મળેલી કેળવણી લજવાય નહિ તેમજ તમારો દાખલો લઈ આડોશી પાડોશી પોતાની કન્યાઓને વધુ ને વધુ શિક્ષણ આપવા પ્રેરાય એ જાતનું તમારૂં વર્તન રાખશો એવી અમારી નમ્ર વિનંતિ આ સફળ વિદ્યાર્થિનીઓને છે.

વરસે વરસે ઉચ્ચ શિક્ષણ લેતી કન્યાઓની સંખ્યા વધતી જાય છે એ જોઈને અમને અતિશય આનંદ અને ગર્વ થાય છે.

આ બધી બ્હેનોને લાંબુ પ્રવૃત્તિમય અને સુખમય જીવન ઇચ્છીએ છીએ.

પ્રે. મ.

***

**ડાકટરોને કાયદાથી થતી શિક્ષાથી બચાવ:**

આ અંકમાં ' ફુલવેણી 'માં આ મુજબના મથાળાનો શ્રીમતી શારદાબ્હેન મહેતાનો લેખ સર્વેને ધ્યાન પૂર્વક વાંચી જવા વિનંતિ છે.

વિષય બહુજ વિચારવા જેવો છે અને વાંચકો એ લેખ ઉપર ઉંડો વિચાર કરશે. એવી આશા છે, માસિકો, છાપાંઓ દ્વારા તેમજ સભાઓ દ્વારા એ વિષય ચર્ચાય-ગંભીરતાપૂર્વક-એ ઇચ્છવા જોગ છે.

પ્રે. મ.

***

**ગ્રીષ્મશાળા :**

અમદાવાદ પાસે શેરથામાં આ ઉનાળામાં કોંગ્રેસ સમાજવાદી પક્ષ તરફથી ગ્રીષ્મશાળા ચલાવવામાં આવી હતી. જુદા જુદા રાજકીય ' વાદ ' તેમજ આજકાલનું પૉલિટિક્સ સમજવા માંગતા યુવાનો અને યુવતીઓએ શેરથામાં છાવણી નાંખી હતી અને રાજકીય ક્ષેત્રના જુદા જુદા વિચારકો અને અભ્યાસકો તથા કાર્યકરોને છાવણીમાં આમંત્રણ આપી થોડા થોડા દહાડા પોતાની સાથે ગાળવા તેમજ રાજકીય વિષયોનું જ્ઞાન આપવા નિમંત્રણ આપ્યું હતું. સમાજવાદ, સામ્યવાદ, રોયવાદ, માર્કસીઝમ, ગાંધીવાદ એમ દરેક ' વાદ ' વિષે નાનાં ભાષણો, વાર્તાલાપ દ્વારા ચોખવટ ત્યાં થઈ હતી. આવી જાતની શાળાઓમાં આપણા ગુંચવાયેલા વિચારની ચોખવટ બહુ થાય છે, એજ આ શાળાઓનો હેતુ હોય છે, અને શેરથાની શાળામાં એ હેતુ સફળ થયો હતો એમ ત્યાં રહી આવેલા યુવકો અને યુવતિઓ કહે છે. આવી ગ્રીષ્મશાળાઓનો લાભ વધારે સંખ્યામાં

યુવકો અને યુવતિઓએ લેવો જોઈએ. આવતા શિયાળામાં અથવા આવતા ઉનાળામાં એ વર્ગ ફરીથી ચાલુ થશે એવી આશા છે.

પ્રે. મ.

***

**અભિનંદન :**

આ વર્ષની બી. એ. ની પરીક્ષામાં શ્રીમતી સુસ્મિતાબ્હેન મેઢ નામનાં બ્હેન અમદાવાદની ગુજરાત કોલેજમાંથી બહુ સારા માર્ક્સ સાથે પાસ થયાં છે, ગુજરાતી ભાષામાં તેઓએ આખી યુનિવર્સિટીમાં પહેલા નંબરના માર્ક્સ મેળવ્યા છે અને તેથી તેમને શ્રી. હરગોવિંદદાસ કાંટાવાળા ગુજરાતી પ્રાઇઝ મળ્યું છે, વળી અમદાવાદની ગુજરાત કોલેજમાં તેઓ ફેલો તરીકે નીમાયાં છે, અમે તેમને હાર્દિક અભિનંદન આપીએ છીએ.

પ્રે. મ.

***

**નેશનલ એકેડમી ઓફ ફાઈન એન્ડ કમર્શિયલ આર્ટ :**

આ નામની કલાશાલા સફળ રીતે છેલ્લાં બે વર્ષથી મુંબાઈમાં ચાલે છે. તેના વ્યવસ્થાપક શ્રી. દુર્ગાશંકર જે. પંડ્યા, જેમને આપણે બધાં 'કલાબિંદુ'ના ઉપનામથી વધારે સારી રીતે ઓળખીએ છીએ તેમના આ સાહસની વધારે જાહેરાત થવાની જરૂર છે. પોતાના જેવાજ કેટલાક ઉત્સાહી યુવાન કલાકારોના સહકારથી તેઓ આ સંસ્થા સેન્ડહર્સ્ટ બ્રિજ પાસે કૃષ્ણભુવનમાં ચલાવી રહ્યા છે. ગુજરાતીઓની સામાન્ય ખાસીયત–આરંભે શૂરા–પ્રમાણે આ કલાકારોનું વર્તન નથી, કારણ કે બે વર્ષ થયાં આ સંસ્થાની ઉત્તરોત્તર ચઢતી થતી ચાલી છે, અને અમે આશા રાખીએ છીએ કે હજી પણ વધારે તેની ચઢતી થાય. થોડા સમય ઉપર આ સંસ્થાએ પોતાના વિદ્યાર્થીઓનાં ચિત્રોનું પ્રદર્શન ભર્યું હતું, તેમાં જણાઇ આવતું હતું કે ગુજરાતમાં ઉગતા કલાકારોની કાંઇ ખોટ નથી. કલાને ખાતર કલા તેમજ કમાણીને ખાતર કલા એ બન્ને પ્રકારની કલાના વિદ્યાર્થીઓ ત્યાં પોતાને અનુકૂળ કલાશિક્ષણ લઇ શકે છે.

વડોદરામાં એપ્રીલ માસમાં નવા મહારાજાના રાજ્યારોહણ પ્રસંગે ગ્રામ્યઉદ્યોગોનું પ્રદર્શન ભરાયું હતું તે પ્રસંગે પ્રદર્શનનાં પ્રવેશદ્વાર તથા અંદરની દીવાલ ઉપરનાં ચિત્રો આ સંસ્થાના વિદ્યાર્થીઓએ ચિતર્યાં હતાં અને તે ઘણાં જ કલામય હતાં એમાં શક નહિં.

ગુજરાતીઓ આ સંસ્થાને ઉત્તેજન આપશે એવી વિનંતિ છે.



## ગત સ્મૃતિ

ગયા ગયા પુનઃ ન આવવાના,
મૃત્યુ તણે દ્વાર વિધેથી કોઇ હિં;
એનાં ગુણો એક સ્મરી સ્મરીને,
મારે રહી નેને ભીંજાવવાની.

'શશિન' ઓઝા

# ઘોર અન્યાય

લેખક : શ્રી. પ્રેમશંકર મગનલાલ પાઠક,

કૉલેજના અમે ચારે મિત્રોમાં ધનવંતનો સ્વભાવ બધાથી જુદો તરી આવતો, પણ તેથી અમારી મિત્રતામાં વિક્ષેપ પડતો નહિ. દરેક બાબતમાં તેનો મત બધાનાં કરતાં જુદોજ પડે, અને એ જુદો મત ધરાવવાનું કારણ પણ એટલુંજ સબળ બતાવે કે ઘડીભર અમારે તેનું કહેવું કબુલ કરવુંજ પડે. પરંતુ અમે જરા-Conventions-રૂઢિ-પ્રિય હોવાથી સાધારણ રીતે લોક વિરૂદ્ધનું આચરણ કરતા નહિ, જ્યારે ધનવંતને તો બસ, જે ખરૂં લાગે તેજ કરવું પસંદ પડતું. જો એ અમારી ટોળીમાં ન ભળ્યો હોત, બલકે જો અમે એને અપનાવ્યો ન હોત તો કદાચ તેની-originality-મૌલિકતા તેનાં હાડકાં પાંસળાં ખોખરાં કરાવવામાં કારણભૂત બનત. છતાં પણ બહુમતીની ખફામરજી તો તેને વહોરી લેવીજ પડતી

એક વખતે અમારી કૉલેજમાં લાહોરની એક પ્રખ્યાત કૉલેજના અધિષ્ઠાતા શ્રીયુત દીનદયાળ દુબેજી M. A., Ph. D. વગેરે વગેરે, ભાષણ આપવા આવ્યા હતા. ભાષણ તો હીંદી ભાષામાં હતું તથા તે અંગેનો ધનવંત સાથનો વાર્તાલાપ પણ તેજ ભાષામાં થયો હતો પરંતુ વાંચનારની સગવડ ખાતર તે પ્રસંગ આપણી ભાષામાંજ જણાવું છું.

ભાષણનો વિષય " ચારિત્ર્ય " હતો. શ્રીમાન્ દુબેજી ઘણા સમર્થ વિદ્વાન હતા તથા વક્તા તરીકે પણ તેઓ નામાંકિત હતા. કૉલેજનો મોટો હૉલ, પ્રોફેસરો તથા સ્ટુડંટોથી ચીકાર ભરાઇ ગયો હતો. વક્તાની વાગ્ધારા અસ્ખલિત ચાલી જતી હતી તોફાની છોકરાઓ પણ વ્યાખ્યાતાના વક્તવ્યમાં મશગુલ બની જઇ તોફાન કરવાનું ભુલી ગયા હતા.

વ્યાખ્યાન અરધે સુધી આવ્યું. ચારિત્ર્યને જરા પણ સ્ખલિત થવા ન દેવું એવી મતલબનો સૂર તેમના ભાષણમાંથી નીકળતો હતો. નીતિનું એક પગથીયું ચૂકયા તો બસ ખલાસ. માણસ ધીરે ધીરે પણ મક્કમપણે વિનાશના ખાડામાં પડવાનો. દલીલના સમર્થનમાં તેમણે ભર્તૃહરીનો પ્રખ્યાત શ્લોક સંભળાવ્યો.

> शिरः शार्वं स्वर्गात्पतति
> शिरस स्तत्क्षितिधर
> महीध्राहुत्तुंगा दवनि
> मवने श्चापिजलधिम् ।
> अधोऽधो गंगेयं पदमुपगता
> स्तोक मथवा
> विवेक भ्रष्टानां भवति
> विनिपातः शतमुखः ॥

( સ્વર્ગમાંથી શિવનાં મસ્તક પર અને ત્યાંથી ગંગા ( હિમાલય ) પર્વત પર (નીચે) પડી. એ ઉચ્ચતમ પર્વતના શિખરેથી ધરતી પર ને ધરતી પરથી ( હજુયે નીચે ) સમુદ્રમાં જઇ પડી. એક પગલું ચૂકીને ગંગા ઉત્તરોત્તર નીચે ગબડતી ગઇ અથવા વિવેક ભ્રષ્ટ થાય તેનું શતધા અધઃપતન નિર્માયું હોય છે. )

શ્લોકની ભવ્યતામાં તથા વિદ્વાન વક્તાની શ્લોક ગાવાની છટામાં શ્રોતાજનો નિમગ્ન હતા ત્યાં અચાનક બોંબ ફાટયો.

ખરેખરો બોંબ નહિ પણ ધનવંત તરફથી શબ્દ બોંબ

" ખબરદાર. "

સભાજનો ઉપર ખરા બોંબ જેવી જ અસર થઇ.

" ખબરદાર, મારૂં કહેવું સાંભળ્યા વગર ભાષણ જરા પણ આગળ ચલાવતા નહિ. આટલા શબ્દો વડે ત્રાડ પાડતો ધનવંત વ્યાસપીઠપર ચઢી ગયો અને ભાષણકર્તા સામે ડોળા કાઢીને જોઇ રહ્યો.

સભામાં કોલાહલ મચી રહ્યો પ્રીન્સીપાલ અષ્ટપુત્રે પ્રમુખપદે હતા. તેમણે કોપિત દષ્ટિથી ધનવંત તરફ જોયું. પ્રોફેસર વાઘમારેએ પોતાના સ્થાનપરથી કુદકો મારી ધનવંતનો હાથ પકડી લીધો. તેમને બીક લાગી કે વખતે આ છોકરો ગોળીબાર કરશે કે શું! ધનવંત પણ ગાંજ્યો જાય તેવો નહોતો. પ્રોફેસરના હાથમાંથી પોતાનું કાંડું છોડાવવા માટે તેણે એવો ઝટકો માર્યો કે પ્રો. વાઘમારે વ્યાસપીઠપરથી નીચે પડી ગયા.

શ્રીમાન્ દુલેજીએ મામલો કાબુમાં લીધો. ધનવંત તરફ ફરીને તેઓ બોલ્યા " સુજ્ઞ બંધુ! શા માટે મને આપે આગળ બોલતાં અટકાવ્યો? આપને પુછવું હોય અગર કહેવું હોય તે નિઃસંકોચપણે કહો. "

ધનવંતે હસીને પ્રત્યુત્તર આપ્યો. "સાંભળો ભર્તૃહરીએ તો આપે હમણાં ગાયેલો શ્લોક રચવામાં ઘોર અન્યાય કર્યો છે. એનું પાતક તો એ ભોગવતા હશે પરંતુ આપ પણ શા માટે એ અન્યાય કરી રહ્યા છો?"

વિદ્વાન ભાષણકર્તા વિસ્મય થયા. "અરે શાનો અન્યાય? કૃપા કરીને સવિસ્તર કહોને?" સભામાં ધાંધલ શાંત પડી ગયું હતું. શ્રોતાજનો આ વાર્તાલાપ રસપૂર્વક સાંભળી રહ્યા હતા.

" જરૂર મહાશય શ્રવણ કરો. " ધનવંતે પણ વિદ્વાનની ભાષા વાપરી. ભર્તૃહરી કહે છે કે જો કોઇ મનુષ્ય વિવેકભ્રષ્ટ થાય તો તેનો શતમૂખ વિનિપાત થાય છે એ વાત હું મંજુર કરૂં છું. "

" તો પછી આપે વ્યાખ્યાનમાં શા માટે વિક્ષેપ પાડ્યો? "

" એટલાજ માટે કે તેમનું એ વિધાન ખરૂં પાડવા માટે તેમણે ગંગા નદીનો દાખલો આપ્યો. ગંગા નદી સ્વર્ગ લોકમાંથી મૃત્યુ લોકમાં આવ્યાં તેમાં તેમનું અધઃપતન શી રીતે થયું? સગર રાજાના અવગતે ગયેલા પુત્રોનો ઉદ્ધાર કરવા માટે ભગીરથની વિનંતીથી ગંગાજી પૃથ્વીમાં પધાર્યાં. તેમનું હિમાલય પર પડવું અને ત્યાંથી ધૂળમાં રગદોળાઇને ખારા સમુદ્રમાં મળી જવું એ બાબતને નૈતિક અધઃપતન ગણવું કે જવલંત આત્મભોગ ગણવો? કેટલું કષ્ટ ભોગવીને પોતાનું ઉચ્ચ પદ તજી પરોપકાર અર્થે એમણે પોતાનું સ્થાન છોડ્યું એ આત્મભોગની પ્રશંસા દર્શાવતો શ્લોક રચવો તો એક બાજુએ રહ્યો પણ તેને બદલે તે પરોપકારી કૃત્યને અધઃપતન ગણે છે. એ અન્યાય નહિ તો બીજું શું? ભર્તૃહરીને જો નૈતિક પતનનો દાખલો આપવો હતો તો ગંગાજી કરતાં બીજા કોઇનું દૃષ્ટાંત તેમણે શોધવું હતું. " ધનવંતનો ગુસ્સો વધતો જોઇને અમને ચિંતા થતી હતી.

" મહાશય, " વાણીમાં મીઠાશ લાવી દુલેજી બોલ્યા, " તમારી વાત કિંચિત્ અર્થે સત્ય છે પરંતુ એ શ્લોકમાં ભર્તૃહરી એમ ચોક્ખે ચોક્ખું કહેતા નથી કે આ કૃત્યથી ગંગાનું પતન થયું છે.

" એમ નહિ તો શું કહે છે? " ધનવંતે ગુસ્સાથી ટેબલ પર હાથ પછાડ્યો. પ્રો. વાઘમારે પોતાના સ્થાનપરથી ઉઠવા જતા હતા પરંતુ કંઇ સ્મરણમાં આવતાં પાછા બેસી ગયા. " જેવી રીતે દધીચિ ઋષિએ પોતાનાં અસ્થિ લાવી દેવોને ઉગાર્યા તે મુજબ ગંગાજીએ પરોપકાર અર્થે સ્વર્ગનું સુખ પડતું મુકી મૃત્યુલોકનું કષ્ટ સ્વીકાર્યું. માટે મારી આપને વિનંતી છે કે આપ આપના વિધાન માટે ગંગાજીનું દૃષ્ટાંત ન આપતાં બીજું કોઇ આપશો. "

[ અનુસંધાન પૃ. ૨૧૬ પર ]

# અખિલ હિંદની બ્હેનોને શુભ સંદેશ

લેખિકા : ઇન્દિરાબ્હેન છગનલાલ પારેખ

મારા મનમાં અવારનવાર કંઇક વિચારો આવ્યા કરે છે કે સર્વોત્કૃષ્ટ માનવ જન્મ લીધા પછી શા માટે દુઃખનું નામ નિશાન જોઇએ ? જો કે શુભાશુભ કર્મફલાનુસાર સુખ કે દુઃખ ભોગવે જ છુટકો. તથાપિ પુરૂષ પ્રયત્નથી દુઃખ ને સુખરૂપમાં અવશ્ય પરિવર્તન કરી શકાય એમ છે.

આપણે અનેક સાધનો દ્વારા સુખનો અનુભવ કરી શકીએ છીએ. તેમાં બે સુખ મુખ્ય ગણાય છે. જેવાં કે લૌકિક અને પારલૌકિક. સંસાર સુખ એટલે દ્રવ્યપ્રપંચના સાધનોથી પ્રાપ્ત થનાર સુખ. અને બીજું પારલૌકિક સુખ એટલે આત્મજ્ઞાન, પરમાત્માનું અખંડ દર્શન. આ બે સુખોમાંથી અત્રે હું તદન નજીકના સાધનરૂપે અતિઉપયોગી શરીર વિષે લખવા ચાહું છું.

જ્યાં સુધી શરીરની સાત ધાતુઓ સમ પ્રમાણમાં ન હોય ત્યાં સુધી શરીર નિરોગી છે એમ કહેવાય જ નહિ. સપ્ત ધાતુઓમાં કોઇ પણ ધાતુ વિકૃત થાય છે, વધી જાય છે અથવા ઘટી જાય છે ત્યારે શરીરમાં નાના કે મોટા કોઇ પણ રોગ પ્રવેશ કરે છે.

મારા શરીરમાં ચરબી વધી જવાને લીધે રોગ પ્રવેશ થવાનો સંભવ હતો. પરન્તુ યોગ્ય સમયે ચરબી ઘટાડવાના પ્રયત્નથી રોગથી રહિત રહિ શકી છું.

### મારા શરીરની ચરબી કેમ ઘટી ?

દેશી અને વિદેશી દવાઓનું સાધારણ રીતે ચરબી ઘટાડવા માટે મેં સેવન કર્યું પણ ખાસ કંઇ લાભ જણાયો નહિ. ત્યારે મારા મનમાં એવા વિચારો આવવા લાગ્યા કે આપણા પ્રાચીન ઋષિમુનિઓએ શરીર સ્વાસ્થ્ય માટે રચેલા મુખ્ય સાધનરૂપ "યોગ" સાધન તથા કુદરતી ઉપચારોને મારે ઉપયોગમાં ન લેવા ?

તે વિચારોને અનુકૂળ સાધન, સ્થળ તથા શિખવનાર વ્યક્તિ મળવાથી આજથી બે મહિના ઉપર મુંબઇમાં આવેલા શ્રી રામતીર્થ યોગાશ્રમમાં દાખલ થઇને નીચે પ્રમાણે યોગોપચાર તથા કુદરતી ઉપચારો લીધાઃ—

આઠ દહાડા સુધી ૨૮ નંબરના ટબમાં ઠંડુ પાણી નાભી સુધી આવે તેવી રીતે ભર્યું; બાદ પગ ટબના બ્હાર રાખીને ૫ થી ૧૦ મિનિટ સુધી ટબમાં બેસતી અને તે દરમિયાન નાભિની ચારે તરફ હથેળી (જમણી બાજુથી ડાબી બાજુ) ફેરવતી. આઠથી પંદર દિવસ સુધી ૧૦ થી ૧૫ મિનિટ લગી અને ૧૫ થી બે મહિના સુધી ૧૫ થી ૨૦ મિનિટ સુધી ઉપર પ્રમાણે ઠંડા પાણીનો ઉપચાર લેતી હતી. આ ઉપચારને ગુજરાતીમાં કટિસ્નાન કહે છે અને અંગ્રેજી ભાષામાં "Hip bath" કહે છે.

(૧) ઉડ્ડિયાન ૫ થી ૧૦ મિનિટ (૨) પશ્ચિમોત્તાસન ૨ થી ૪ મિનિટ (૩) ભુજંગાસન ૩ થી ૫ મિનિટ. (૪) કપાલભાતિ ૩ થી ૫ વખત.

### આઠથી પંદર દિવસનો કાર્યક્રમ.

(૧) ઉડ્ડિયાન ૧૦ થી ૧૫ મિનિટ (૨) ઉત્થાનપાદાસન ૬ થી ૧૨ મિનિટ (૩) સૂર્ય નમસ્કાર ૫ થી ૨૫ વખત. (૪) જાનુ શીરાસન ૨ થી ૫ મિનિટ (૫) વિપરીત કરણી ૫ થી ૧૦ મિનિટ અને (૬) શિર્ષાસન ૫ થી ૧૦ મિનિટ.

### પંદર દિવસથી બે મહિના સુધીનો કાર્યક્રમ.

(૧) ઉડ્ડિયાન ૧૫ થી ૨૦ મિનિટ (ઉભા અને બેઠા બેઠા) (૨) લોલાસન ૨ મિનિટ (૩) સુપ્ત વજ્રાસન ૩ મિનિટ (૪) મત્સ્યાસન ૩ મિનિટ (૫) સૂર્ય નમસ્કાર ૫૦ વખત (૬) પવન મુક્તાસન ૩ મિનિટ (૭) સલભાસન ૩ મિનિટ (૮) સર્વાંગાસન ૫ મિનિટ (૯) અનુલોમ વિલોમ પ્રાણાયામ ૫ વખત અને (૧૦) શિર્ષાસન ૧૫ મિનિટ.

ઉપરોક્ત યોગચિકિત્સાથી બે મહિનામાં મારૂં વજન ૧૮ રતલ ઘટયું છે. હાલ મારૂં શરીર હલકું, સ્ફૂર્તિવાન તથા તદ્દન સશક્ત રહે છે. આથી મારી બ્હેનોને અકુદરતી ઇલાજો લેવા કરતાં, કુદરતી અને નિર્ભય યોગોપચાર જેવા કુદરતી ઉપચાર લેવાની ભલામણ કરૂં છું.



[ ઘોર અન્યાય : અનુસંધાન પૃ. ૨૧૪નું ]

આ પ્રમાણે ધમાલ કરીને ધનવંત સડસડાટ કરતો વ્યાસપીઠ પરથી ઉતરીને અમારી બાજુમાં બેસી ગયો.

શ્રીમાન્ દીન દયાળ દુલેજીએ ધનવંતના કહેવામાં કંઇ સત્યાંશ છે એ વાત કબુલ રાખી અને પોતાનું ભાષણ પૂરૂં કર્યું.

પરંતુ આ વાત એટલેથી નહિ અટકે એવી મારા મનની ભીતિ સાચી પડી. ભાષણ પુરૂં થયા પછી અમે વિખરાતા હતા તેવામાં પ્રીન્સીપાલનો પટાવાળો "સાહેબ બોલાવે છે" એમ કહીને તેડી ગયો. અમે પણ પાછળ પાછળ ગયા તથા પ્રીન્સીપાલની ઓફીસની બહાર ઉભા. અંદરની વાતચીત અમો સ્પષ્ટ રીતે સાંભળી શકતા હતા.

"મી. ધનવંતરાય!" પ્રીન્સીપાલે દમામથી શરૂઆત કરી "તમે શા માટે ભર સભામાં ડખલ કરી ભાષણમાં ભંગ પડાવ્યો? એવા વિદ્વાન ભાષણકર્તા સાથે દલીલ કરીને તમોએ કોલેજની આબરૂ ગુમાવી છે, તેનું તમોને ભાન છે? એ શ્લોક હજારો વર્ષથી હજારો વિદ્વાનોના મોઢામાં રમે છે છતાં કોઇને પણ એમાં અજુગતું ન લાગ્યું તો તમો એવા કેવા મોટા સમર્થ પંડિત છો કે તમને એમાં અન્યાય જણાયો?"

"સાહેબ, એ શ્લોક સમજવા માટે વિદ્વાન થવાની કંઇ જરૂર નથી" ધનવંત એમ કંઇ પ્રીન્સીપાલથી ડરે તેવો નહોતો. "માફ કરશો, સાહેબ આ તો બધું ગાડરીયા પ્રવાહ જેવું છે. ભર્તૃહરીનો શ્લોક એટલે વેદ વાક્ય એમ બધા માને છે, પણ જો તેઓ પોતાની બુદ્ધિ વાપરતા હોય તો અન્યાય તરત માલમ પડી આવે."

"શું બોલ્યા?" પ્રીન્સીપાલનો મિજાજ બોઇલીંગ પોઇંટ સુધી પહોંચ્યો. "વિદ્વાન પુરૂષોને તમે ઘેટા સાથે સરખાવો છો! ભર સભામાં ડખલ કરવા બદલ તમારો ચાર આનાનો દંડ કરૂં છું તે Poor Box-ધર્માદા પેટીમાં નાંખી જજો. You may go-તમે જઇ શકો છો."

ધનવંત બહાર આવ્યો. તેની મૌલિક બુદ્ધિ માટે અમે તેને ધન્યવાદ આપ્યો અને ધર્માદા પેટીમાં ચાર આના તેને બદલે અમે જ નાખ્યા. કારણ ભાઇ સાહેબ પાસે તો રાતી પાઇ પણ નહોતી.

# સામાજીક રચના અને આર્થિક શોષણ

લેખક : શ્રી. ભીખાલાલ બી. કપાસી બી. એ.

હિંદુસ્તાનની આર્થિક અને સામાજિક સ્થિતિ ઘણી જ ખરાબ છે એ વાત નિર્વિવાદ છે. આર્થિક સુધારણાનો સામાજીક સુધારણા સાથેનો સંબંધ ઘણો જ ગાઢ છે અને તેથી જ સામાજીક રચના આર્થિક નીતિને અનુસરીને થવી જોઇએ. જ્યાં સુધી કાંઇ પણ મુદ્દાસર અને પદ્ધતિસર રચનાત્મક કાર્ય થઇ નથી શકતું ત્યાં સુધી હિંદુસ્તાનની સામાજિક સ્થિતિમાં ફેરફાર થવાનો સંભવ નથી. હિંદની જુની સામાજિક રૂઢિ અને પ્રણાલિકાઓ એટલી બધી અસ્તવ્યસ્ત સ્થિતિમાં છે કે તે પ્રથાઓને દૂર કરવા માટે પ્રચંડ પ્રચારકાર્ય કરવાની જરૂર છે. હિંદના સામાજિક વાતાવરણમાં કાંઇક એવું આશ્ચર્યજનક ચિન્હ છે કે જેને લીધે હિંદને નિર્ધનતા અને દરિદ્રતા ભોગવવાં પડે છે. નિર્ધનતાના નિવારણ અર્થે અને આર્થિક શોષણ ( Economic exploitation) કે જેમાં હિંદ જકડાયેલું છે તે દૂર કરવા ધાર્યા કરતાં વધારે શ્રમ અને મહેનતની જરૂર પડશે. સામાજિક રચનામાં ફેરફાર કરવાની જરૂર આર્થિક સ્થિતિને સમાન સ્થાન પર લાવવાની જરૂરીયાત વિષે બે મત હોઇ જ ન શકે. Research is Truth and Truth is Justice )નો મુદ્રાલેખ હૃદયમાં કોરી રાખી હિંદના યુવાનોએ લોકસેવા અને સમાજસેવામાં ઝંપલાવી હિંદની આર્થિક અને સામાજિક પરીસ્થિતિમાં તાત્કાલિક યોગ્ય સુધારો કરવો જોઇએ દરેકે દરેક સાદી વિગતો અને સત્ય પ્રમાણોના આધારે ચાલુ પ્રણાલિકામાં સામાજિક અને આર્થિક ક્ષેત્રમાં કેટલાક ફેરફારો થાય તો આર્થિક પુનરાવર્તન અને સમાજ સુધારાને દરેકે દરેક હિંદી, અબાલ વૃદ્ધ એકી અવાજે સ્વીકારવા તૈયાર થશે.

૨. આર્થિક અને સામાજિક સ્થિતિ એ બે એક બીજાની પરીસ્થિતિ ઉપરથી જ કોઇ પણ માણસ જાણી શકે છે. અર્થશાસ્ત્રના અભ્યાસીઓ હમેશાં તે ( Social Economic ) સ્થિતિ પરજ વિચાર ચલાવે છે અને તેથી જ આ બાબત દરેકે દરેક હિંદીએ ધ્યાનમાં રાખવી જોઇએ. આપણી ( joint family system ) સહકુટુંબની પ્રથા અત્યારના સામ્યવાદના જમાનાને અનુસરતાં કેટલેક અંશે ગેરફાયદાકારક છે. આર્થિક દૃષ્ટિએ આ સવાલ ચર્ચતાં સ્પષ્ટ દેખાય છે કે આ રચનાથી નવજવાન વ્યક્તિઓને પોતાના વિચારો અને કાર્યો પાર પાડવામાં વિઘ્નો આવે છે અને તે નવજુવાનની દેશસેવાની ઉચ્ચ અભિવૃત્તિ અને સમાજસેવાની ઉન્નત ભાવનાને ઘરડાઓની પીઢશાહી અને આપખુદીને લીધે તીલાંજલી આપવી પડે છે. આપણા હિંદુસ્તાનમાં ભાષાઓ ઘણી છે અને જાતિઓ તો અનેક છે. 'બાર ગાઉએ બોલી બદલાય" એ કહેવત હિંદ માટે ખરી છે. આપણી જુદી જુદી ન્યાતિ, જાત, ભેદ, તડ, ગોળ *(communities castes and creeds)* એટલી બધી ગુંચવણ ભરેલી છે અને આપણા મોટેરાઓની આપખુદીની સાંકળો એટલી બધી જોરથી બંધાયેલી છે કે તે સાંકળોને છુટી કરવા આર્થિક દૃષ્ટિએ ઘણા જ અવનવા ઉપાયો યોજવા પડશે. આ બધી બેહાલ પરિસ્થિતિ ઘણી જ ખરાબ છે તેનું મૂળ કારણ આપણી સામાજિક રચના છે.

સામાજિક રચનામાં ગામડાંઓની સ્થિતિ ઘણી જ હૃદયદ્રાવક છે. ગ્રામ્યજનો મોટા કુવામાં ડુબેલા હોઇ પોતાની આર્થિક સ્થિતિ સુધારી શકતા નથી. કેટલાંક દેશીરાજ્યેમાં દેશીરાજ્ય કરજ સાથે વાણીયાના શાહી વ્યાજની કાતર વચ્ચે એક સાધારણ ખેડુતની જીંદગી પસાર થાય છે. કાઠીયાવાડના એક સ્ટેટમાં ૧૯૨૯ ની સાલમાં લગભગ ૧૭૩૫ ખાતેદારો તો એવા હતા કે જેઓનું દેવું ૧૦ વર્ષની જમીન મહેસુલની રકમમાંથી વધારે ગણાય અને તેજ રાજ્યનું ૧૯૩૧ માં ખેડુતો ઉપરનું કરજ રૂ. ૩૩૭૮૨૭૫ નું હતું તે હાલ વધીને આશરે રૂપીયા ૫૦ લાખનું થયું છે. આ એક જ દાખલો બસ છે.

બાળલગ્નના પ્રચારને લીધે આપણી પ્રજોત્પતી ઘણી નબળી થાય છે અને નાના છોકરાઓનું મોટું મરણ પ્રમાણ સાક્ષીરૂપ મૂકતાં આપણી અધોગતીનો પુરેપુરો ખ્યાલ આપે છે, આ કારણને લીધે આપણી આર્થિક સુધારણામાં એક મોટું વિઘ્ન નડે છે. બાળ-લગ્નને લીધે યુવકવર્ગનું તેજ ઓસરતું જાય છે અને સંસાર ધુંસરીનો ભાર એના અવનવા આદર્શોને સમાજની સીતમ ચક્કીમાં પીસી નાખે છે. લગ્ન અને મરણુ પાછળ થતા અઢળક ખર્ચાઓ ને બીજી નની બાબતોમાં ઉડાઉ ખર્ચ આપણી આર્થિક પરિસ્થિતિને બેહાલ બનાવે છે. સહકાર, સમાનતા, સરળતા અને સંપને જો દરેકે દરેક કાર્યમાં યોગ્ય સ્થાન અપાય તો આપણી આર્થિક અને સામાજિક સ્થિતિમાં પુનરાવર્તન કરવાના દરેકે દરેક યત્નો સફળ નીવડે.

આપણી સામાજિક સ્થિતિમાં સ્રીનુ સ્થાન કંઇ અવનવું છે. આપણી અર્ધી પ્રજાને આપણે યોગ્ય સ્થાન નહી આપવાથી જે લાભ આપણને મળવો જોઇએ તે ખોઇએ છીએ. આપણી સ્રી વર્ગનો આપણે યોગ્ય કાર્યોમાં ઉપયોગ કરવો ઘટે. આજનો યુવક સમાનતા અને સામ્યવાદમાં માને છે. સ્વતંત્રતાની વાતો ઘરે ઘરે બુદ્ધિશાળી વર્ગ કરી રહ્યો છે અને શ્રી લીલા મુનશી, શ્રી. સરોજીની નાયડુ, શ્રી. કમળાદેવી ચટોપાધ્યાય, શ્રી હંસા મહેતા અને એવી અનેક વિરાંગનાઓ પોતાની સ્થિતિ સુધારવા સામાજિક અને આર્થિક લડતની રંગભૂમિમાં ઉતરી અગત્યનો ભાગ ભજવી રહી છે, અને પડદાની પીડશાહીને તિલાંજલી આપી દરેકે દરેક કાર્યમાં સ્રીનું સ્થાન મેળવવા તત્પર બની છે. આપણા સ્રી સમાજમાં વિધવાઓનું સ્થાન ઘણું જ ખરાબ છે. આ બધી વસ્તુસ્થિતિ સમજવા જેવી છે.

છેવટે બળવો એટલે કે ક્રાન્તિ કે ફેરફાર (Revolution) એ એક બીહામણો શબ્દ નથી તે વાંચક વર્ગે સમજવું જોઇએ. કોઇ પણ સ્થિતિ અસર નીતિમાં જમાનાનુસાર યોગ્ય ફેરફાર કરવાનું નામ બળવો અને તેથી જ આપણી સામાજિક રચનામાં ફેરફાર કરવો જોઇએ કે જેથી આપણે હાલ જે આર્થિક શોષણના સંચામાં સામાજિક રચનાને અંગે પીસાઇએ છીએ તે તરત નાબુદ થતાં આપણી આર્થિક તેમજ સામાજિક પરિસ્થિતિમાં યોગ્ય સુધારો થાય અને હિન્દ આઝાદ બને.



# સંતતિનિયમન



લેખિકા : શ્રી. પ્રેમલીલા મહેતા બી. એસ. સી.

[ તા. ૯-૪-૩૭ના રોજ વડોદરા રોટરી કલબમાં આ લેખ મેં વાંચ્યો હતો. 'જ્યોતિર્ધર'ના સપ્ટેમ્બર ૧૯૩૭ના બે અંકોમાં તે છપાયો હતો. પરન્તુ 'ગુણસુન્દરી'નાં કેટલાંક ગ્રાહકોનો બહુ આગ્રહ હતો કે મારે તે 'ગુણસુન્દરી'માં પણ છપાવવો, આથી તે છપાવ્યો છે. પ્રે. મ. ]

સ્પાર્ટન માતા પોતાનું બાળક જન્મતાંજ પહાડ ઉપરથી ગબડાવી દેતી. જો જીવે તો ઠીક, ને ના જીવે તો એમ સંતોષ માનતી કે એવું નબળું બાળક જીવ્યું હોત તો મારા દેશને ભારે પડયું હોત તેના કરતાં ના જીવ્યું તેજ સારૂં થયું, આ તો જમાનાઓ પહેલાંની વાત છે. પણ તે બતાવી આપે છે કે પ્રજા ( Race ) ને મજબૂત, શૂરવીર અને સશક્ત રાખવા તરફ અસલ કેટલું બધું ધ્યાન આપતા હશે.

આપણામાં પણ કહેવત છે કેઃ—"જનતી જણજે ભક્તજન, કાં દાતા, કાં શૂર; નહિ તો રહેજે વાંઝણી," તે પણ બતાવે છે કે દુનિયાને ભારે પડે એવું બાળક જન્માવવું તેના કરતાં સમૂળગું બાળક જ ન જન્માવવું તે ઠીક, એવી માન્યતા હતી. દરેકે દરેક બાળક સમાજનું એક અંગ છે; માટે માતાએ બાળકને જન્મ આપતાં પહેલાં સમજવું કે સમાજને શોભે અથવા ઉજાળે તેવા બાળકને જન્મ આપવો અને જો પોતાનામાં કે પોતાના પતિમાં કોઇ પણ તરેહની માનસિક કે શારીરિક ખામી હોય તો 'વાંઝણી' રહેવું, એવું આ કહેવત પરથી સમજાય છે. વાંઝણી રહેવું કે ના રહેવું તે માતાની ઇચ્છા અને શક્તિની વાત છે એ આ ઉપરથી જણાય છે.

આપણા દેશમાં હાલ તો કન્યા પોતાની માતા તરીકેની કે નાગરિક તરીકેની ફરજ સમજે એવી તેને કેળવણી હોતી નથી અને ઉંમર પણ હોતી નથી, અને માતા થાય છે. પ્રતિકૂળ સંજોગોમાં વાંઝણી રહેવું જોઇએ તેનું પણ તેને ભાન હોતું નથી. વળી જો કદાચ પણ ભાન હોય તો તેના ઉપાયનું જ્ઞાન હોતું નથી, એટલે જવાબદારી જાણ્યા કે સમજ્યા વગર, જાણે અકસ્માતો થતા હોય એવી રીતે એક પછી એક તે બાળકોને જન્મ આપ્યાં કરે છે. એમ તો જનાવર પણ કયાં નથી આપતાં ? પણ સમજશક્તિનો ઉપયોગ ન કરે એવાં માનવી અને જનાવરમાં ફેર પણ શો !

અત્યારે એ બિચારી અજ્ઞાન, અસહાય, નિર્દોષ કન્યાઓને દોષ દેવાનો મારો વિચાર નથી. મારે દોષ દેવો છે સમજુ સ્ત્રીપુરૂષોને અને રાજ્યને.

દેખીતી રીતે આપણા દેશની વસ્તી વધતી જ જાય છે. અકબર બાદશાહના વખતમાં હિંદુસ્તાનની વસ્તી ૧૧ કરોડની હતી, તે વધીને આ ચારસો વર્ષમાં ૩૫ કરોડની થઇ છે. દેશ તો એ ને એજ છે. જમીન વધી નથી, જમીનનો કસ તો વખત જતાં ઓછો થતો જાય છે. છતાં જે જમીન ઉપર અગીયાર માણસ નિર્વાહ કરતાં તેજ જમીન ઉપર હાલ ૩૫ જણને નિર્વાહ કરવો પડે છે, એ તો દેખીતુંજ છે. તો એ આર્થિક સ્થિતિ પહેલાં કરતાં ઓછી સારી કહેવાય કે નહિ' ?

બીજું, આપણે ત્યાં હજાર બાળકે ત્રણસો બાળકો જન્મીને તરત મરણ પામે છે અને હજાર બાળકે આશરે સો બાળકો પાંચ વર્ષનાં થતાં સુધીમાં મરે છે. તો તે માતા તેમજ

બાળકના આરોગ્ય માટે શું પૂરવાર કરે છે? એ બાળકો જન્મે તેના કરતાં ના જ જન્મે તો શું? જન્મદાત્રી માતાના શરીરનું સત્યાનાશ વાળી, તેની તંદુરસ્તી, જોમ, યૌવન, એ બધું લુંટીને બાળકો જન્મે, કેટલાંક તો જન્મતી વખતે માતાનો પ્રાણ પણ લે; એવાં એ ૩૦૦ બાળકો જન્મે જ નહિં તો શું? એમના જન્મથી કોને ફાયદો? માતાપિતાને, દેશને કે સમાજને? એકથી પાંચ વર્ષની અંદરની વયનાં જે બાળકો જન્મે છે તે તો માતાના આરોગ્યની નુકશાની સાથે સાથે માતપિતાને આર્થિક નુકશાન પણ કેટલું કરે છે? એ બાળકોને દૂધ, ખાવાનું, કપડાં, વગેરે શક્તિ પ્રમાણે તો આપવાં જ પડે ને? અને પાંચ વર્ષની અંદર તો એ બધું ખર્ચ વ્યર્થ જાય!

થોડા મહીના પર એક Economics of Birth control ' (સંતતિનિયમનનું અર્થશાસ્ત્ર) નામની ચોપડી મેં વાંચી હતી. તેના કર્તા તો એમ લખતા હતા કે દુનિયાની દરેક આપત્તિ ને દરેક દુઃખનું મૂળ અતિવસ્તી છે. અને એ દરેક આપત્તિ અને દુઃખ ટાળવાનો ઉપાય સંતતિનયમન છે. આપણે તેની સાથે કદાચ પૂરેપૂરાં સંમત ના થઇએ તોપણ એટલું તો કબૂલ કરવું જ પડશે કે દુનિયાનાં ઘણાં દુઃખ અને પાપનું મૂળ અતિવસ્તી છે. કેટકેટલા નાના નાના ગુન્હા, ચોરી, લૂંટ, લાંચ, રૂશ્વત, ફોજદારી અને ખૂન એ બધું ભૂખમરાને લીધે થાય છે. માણસ પોતે હજી ભૂખમરો ખમી શકે, અને ના ખમી શકે તો આપઘાત કરે છે, પણ પોતાનાં બાળબચ્ચાં જ્યારે ભૂખે મરે, ત્યારે તેનાથી એ જોવાતું નથી અને પરિણામે ગુન્હા કરે છે. એવા ભૂખે મરતા માણસોને ત્યાં કુટુંબ નાનું હોય તો તેને ગુન્હો કરવાનો વખત ઓછો આવે.

લડાઇઓનાં ઘણાં કારણો હોય છે. મનુષ્ય જાતમાં સત્તાનો લોભ, સ્વાર્થ અને ખોટું અભિમાન એટલું બધું છે કે જ્યાં સુધી મનુષ્યસ્વભાવ એનો એ રહેશે, ત્યાં સુધી લડાઇઓ ભાગ્યે જ અટકશે. તો પણ, લડાઇનું એક કારણ અતિ વસ્તી પણ છે. આગળ જણાવ્યું તેમ જે જમીન ઉપર ૧૧ માણસ નિભાવ કરતાં હોય તે જ જમીન ઉપર ૩૫ માણસનો નિભાવ કરવાનો આવે, ત્યારે સ્વાભાવિક રીતે વધારે જમીનની જરૂર પડે, અને પોતાની પાસે બીજી જમીન ના હોય એટલે પાડોશીની જમીન પચાવવાની ઇચ્છા થાય. પાડોશી નબળો હોય તો કંઇ નહિ પણ જો જરા જબરો હોય તો લડાઇ થાય.

મોટા રોગચાળા ચાલે છે, તેના મૂળમાં પણ ભૂખમરો છે. કેમકે ભૂખમરાને લીધે માણસના શરીરની શક્તિ ઘટી જાય છે અને રોગચાળાનો તે જલદી ભોગ બને છે.

કોઈ કોઇ દેશોમાં વસ્તી રાજ્યને જોઇએ તે કરતાં ઓછી લાગે છે માટે એ રાજ્યો વસ્તી વધારવાનો પ્રયત્ન કરે છે. પણ જે દેશોમાં અતિવસ્તી છે, ત્યાં નિયમિત ( regulate ) કરવાના પ્રયત્નો કરે છે. આપણા દેશમાં આપણું પોતાનું રાજ્ય નથી એટલે જન્મનિયમન આખા દેશમાં થાય એમ નથી. પણ વડોદરા એક સંસ્થાન છે અને તે ધારે તો ઘણું કરી શકે. રાજ્યે શું કરવું જોઇએ તે કહેતા પહેલાં વ્યક્તિ શું કરી શકે તે કહેવા માગું છું.

આજના ભાષણનું મથાળું મેં જાણી જોઇને બર્થ-રેગ્યુલેશન રાખ્યું છે. પહેલાં હું બર્થ-કન્ટ્રોલ શબ્દ-જે હવે બહુ જ વપરાતો શબ્દ થઇ ગયો છે-વાપરવાની હતી. પણ કેટલાંક માણસો સાથેની વાતચિત ઉપરથી તેમજ છાપાંઓનાં લખાણો અને જાહેરખબરો પરથી મેં જોયું છે કે બર્થ-કન્ટ્રોલ શબ્દનો

લોકો વિપરીત અર્થ કરે છે. જેઓ પૂરું સમજતા નથી અને સમજવાની દરકાર પણ કરતા નથી તેઓ એમ ધારે છે કે સંતતિનિયમન અથવા બર્થકન્ટ્રોલ એટલે બિલકુલ બાળક આવવા જ ના દેવાં તે—જિંદગીભર બાળક ના થવા દેવાં તે. તેઓ એમ માને છે કે બર્થકન્ટ્રોલ એટલે એક જાતની એવી કોઇ દવા ખાવાની કે જેથી કદિ પણ બાળક થાય જ નહિ. અને એવું ખોટું સમજીને પછી શીખેલાં, ભણેલાં, સમજુ અને વિચારવંત યુવક–યુવતી બર્થ–કન્ટ્રોલની હિમાયત કરે એટલે કહે છે કે આજકાલનાં યુવાનો તથા યુવતીઓમાં તો પિતૃત્વ કે માતૃત્વનો અંશ જ નથી. તેમને માતાપિતા થવું આકરું લાગે છે, તેમને તો સંયમ પાળવો નથી અને મઝા કરવી છે, બાળકો આવવા દેવાં નથી અને રખડતાં ફરવું છે વગેરે વગેરે. ભણેલાં યુવકયુવતીઓને અત્યાર સુધી જેટલું સાંભળવું પડ્યું છે તેમાં સંતતિનિયમનની હિમાયતથી તો સોગણો ઉમેરો થઈ ગયો છે. તેમને અનીતિ આચરવી છે અને જવાબદારી લેવી નથી વગેરે તેમને માથે આળ નાખવામાં આવે છે. પણ બોલનારા સમજતા નથી કે સંતતિનિયમન એટલે એવું કોઇ જ નથી. સંતતિનિયમન એટલે ઉપરાછાપરી બાળકો ન આવવા દેવાં તેજ માત્ર. માતાની ઉંમર, તબીયત, માતાપિતાની આર્થિક સ્થિતિ, બીજાં બાળકોની ઉમર–એ બધાં તરફ લક્ષ આપ્યા વગર ઉપરાછાપરી બાળકો આવે તેમ ન થવા દેવું તેનું નામ સંતતિનિયમન. કોઇ યુવતીને ૨૧, ૨૨ વર્ષની ઉમરે પહેલું બાળક જન્મે, તેની તેમજ બાળકની તંદુરસ્તી તદ્દન સારી હોય, પતિની આવક વગેરે પણ ઠીક હોય તો તે યુવતીને બબ્બે વરસને ગાળે બીજાં પાંચ સાત બાળકો આવે તોયે વાંધો નહિં. દરેક બાળકને પૂરતી કેળવણી આપી શકે એવી માબાપની સ્થિતિ અને આવડત હોય તો મોટું કુટુંબ ન ઇચ્છવાલાયક નથી. પરંતુ આ જમાનામાં એવાં આદર્શ કુટુંબ બહુ થોડાં હોય છે. તબીયત સારી હોય તો પૈસાની સ્થિતિ નબળી હોય અને પૈસેટકે સુખી હોય તો તબીયતના વાંધા હોય. મા અને બાપ બન્નેની તબીયત સારી હોવી જોઇએ. જો બેમાંથી ગમે તે એકને ક્ષય, દમ કે બીજો ચેપી રોગ હોય, કે મગજની સ્થિતિ નબળી હોય તો તેમને બાળકો થાય તે ઇચ્છવાજોગ નથી. સુવાવડમાં કે તે પછી જે માતાને નબળાઇ બહુ આવી જાય છતાં તેને ફરીથી ગર્ભ રહે તો તે સ્ત્રીનું ખૂન કરવા બરોબર છે. કારણ કે તે સ્ત્રીની શક્તિ કદાચ તત્કાળ નહિં તો ધીમે ધીમે ક્ષીણ થઇને છેવટે તે અકાળે મૃત્યુ પામે છે. બે બાળક વચ્ચે બે વર્ષથી ઓછો તફાવત હોય તે પણ યોગ્ય નથી, કારણ કે સુવાવડમાં માતાનું શરીર ઘસાઇ જાય છે, તે ઠેકાણે આવતાં વરસ સવા વરસ તો લાગે જ છે. ઠેકાણે આવતાં પહેલાં જો તેને ફરીથી ગર્ભ રહે તો તેની પોતાની તબીયતને પણ નુકશાન થાય અને અવતરનાર બાળકની તબીયત પણ નબળી થાય. કારણ કે માતામાંજ શક્તિ ના હોય તો ગર્ભને શું પોષણ મળે !

પશ્ચિમના ઘણા દેશોમાં તો પુરુષ એ જણનું પૂરું કરી શકે એવી શક્તિ ધરાવે પછી જ બનતાંસુધી લગ્ન કરે છે. આપણે ત્યાં તેવું કોઇ જ નથી. કૉલેજ અને કોઇ કોઇ વાર તો હાઇસ્કુલમાં ભણતા છોકરાઓ લગ્ન કરે છે અને લગ્ન થયા પછી પણ બાળક ના લાવવાં એ ખ્યાલ જ આપણા મનમાં નથી હોતો. જ્યાં પુરુષને પોતાનું જ પેટ ભરવાનું ઠેકાણું હોતું નથી ત્યાં બૈરી તેમજ છોકરાંનાં સંભરણું પૂરું કરવાની જવાબદારી આવી પડે છે. એ દશામાં પણ એ

પતીને એમ સૂઝતું નથી કે આપણે નિયામાં બાળકો લાવીને ઘોર પાપ કરીએ ીએ. એ પાપ જ કહેવાય. કારણ કે બિચારા ર્દોષ બાળકને વગર વાંકે, ભૂખમરો, અસ્વ-ચ્છતા અને ગરીબી ભોગવવા જન્મ આપવો । બાળક તરફ કેટલો અન્યાય છે ! એ કાંઇ જન્મ માંગતું નથી, છતાં માતાપિતાના મસંયમ અને અવિચારીપણાને લીધે તેને જન્મ ધરવો પડે છે. એ અન્યાય અસંયમ, મવિચાર, અજ્ઞાન એ પાપજ છે. આપણે યાં 'અહિંસા પરમો ધર્મઃ' 'જીવ દયા' ગેરે શબ્દો અને સૂત્રો છૂટથી બોલાય છે; માકણવાળા ખાટલામાં સુવા માટે માણસોને પૈસા અપાય છે, જેથી માકણ તેનું લોહી માઇ જીવે, કીડી, કબુતર એવાં જંતુઓ અને પંખીને અનાજ તેમજ દાણા નાખીને લોકો કૃતકૃત્ય થાય છે પણ બાળકના જીવનો વેચાર કેટલા કરે છે ? ઉપરાછાપરી સુવાવડોથી અકાળે મૃત્યુ પામતી સ્ત્રીઓનો વિચાર કેટલા કરે છે ?

બાળકનું પેટ ભરવા જેટલું તો પિતા કદાચ મેળવી શકે, પણ તેને કેળવણી આપવી, જીવનની અનેક મુશીબતોનો સામનો કરવાને લાયક કરવું વગેરે હજારો વિચાર બાળકના જન્મ પહેલાં માબાપે કરવાના છે.

માટે દરેક યુવાને લગ્ન કરતાં પહેલાં વિચાર કરવો જોઇએ કે પોતાનામાં લગ્ન કરવા માટે શારીરિક અને આર્થિક લાયકાત છે કે નહિ. તે પછી, કન્યા શોધતી વખતે પણ બીજા સદ્ગુણો સાથે તેની શરીર સ્વસ્થતા પણ જોવી જ જોઇએ. તે બધું કર્યા પછી લગ્ન કરે તો કેટલાં બાળકોનું તે ઉત્તમ રીતે પોષણ કરી શકશે એ નક્કી કરીને પછી તેટલાં જ બાળક આવવા દેવાં. વળી, બે બાળક વચ્ચે ઓછામાં ઓછો બે વર્ષનો ફેર તો હોવો જ જોઇએ. તે પ્રમાણે જો સુવાવડ દરમ્યાન પત્નીની તબીયત લથડી જાય તો પછી બીજું બાળક ન આવવા દેવું. જેટલાં બાળકોનું સારી રીતે પોષણ થાય તેટલાં જ આવવા દેવાં અને તેમને સારી રીતે ઉછેરવાં. આ પ્રમાણે આર્થિક અને શારીરિક શક્તિનો વિચાર કરીને સંતતિની ઉત્પત્તિ થવા દેવી, તેને સંતતિનિયમન કહે છે. એમાં માતાપિતા તરીકેની બિનજવાબદારી કયાં આવી ? એમાં માતૃત્વ કે પિતૃત્વના અંશનો અભાવ કયાં આવ્યો કે અનિચ્છા પણ કયાં આવી ? અસંયમ પણ કયાં આવ્યો ? રખડવાનું ને મઝા કરવાનું પણ કયાં આવ્યું કે અનીતિ પણ કયાં આવી ? ઉલટું એ પ્રમાણે વિચારપૂર્વક વર્તન એ તો માબાપ તરીકેની જવાબદારીની વિશેષ સમજણ અને ફરજની ઉંચી ભાવના બતાવે છે. વળી દાક્તરી સલાહ લઇને સ્વચ્છતાના નિયમપૂર્વક સંતતિ નિયમન કરવાથી અમુક સમય પછી જો આપણા આર્થિક અને શારીરિક સંજોગોમાં સુધારો થાય તો બીજાં બાળકો પણ આવી શકે. સંતતિ નિયમન એટલે કંઇ વંધ્યત્વ નહિ. ઉલટું, સંતતિ નિયમન વિષે બરોબર સમજ્યા વગર ગમે તેવા ઉંટવૈદ કે અણસમજુ મિત્રો, બ્હેનપણીઓ પાસેથી લીધેલી દવાઓથી તો હંમેશ માટે વંધ્યત્વ આવી જાય છે ને શરીરને હાનિ થાય છે તે જુદી.

સંતતિનિયમનની વિરૂદ્ધની મોટામાં મોટી દલીલ અનીતિની છે, પણ તે તો એક મિનિટ પણ ટકે એવી નથી. સંતતિ નિયમનના આજકાલના ઉપાયો યોજાયા તે પહેલાં અનીતિ નહોતી ? ખરાબ રસ્તે જનારાં લોકો તો ગમે ત્યાંથી ગર્ભ અટકાવવાના ઉપાયો જાણી લેતાં અને તેનો ઉપયોગ કરતાં. આપણે ત્યાં વેશ્યાઓ, ખરાબ સ્ત્રીઓ વગેરે આજ દિવસ સુધી શું કાંઇ ઉપાયો જ નહિ લેતી હોય ?

અને જે બિચારી વિધવાઓ અને કુમારિકાઓ જાણે અજાણે પાપમાં પડતી હતી તે પણ એવી સ્ત્રીઓ પાસે ગર્ભ પાડવાના ઉપાયો શોધવા નહિ જતી હોય ? એ તો બધું કહેવાનું જ છે. જ્યાં સુધી આપણા સમાજનું બંધારણ આવું વિચિત્ર છે, વિધવાઓની સ્થિતિ પરાધીન છે, બાળલગ્ન, કજોડાં, જ્ઞાતિના મહાજનના જુલમ, કન્યાવિક્રય, વરવિક્રય જેવા કુરિવાજો છે, ખરું પૂછો તો જ્યાં સુધી મનુષ્યસ્વભાવ લંપટ અને વાસનામય છે ત્યાં સુધી અનીતિ તો રહેવાની જ. સંતતિનિયમનથી કંઇ એ વધવાની નથી. આટઆટલી વિધવાઓ ને કુમારિકાઓ આજ સુધી ફસાઇ, અપઘાતો થયા, ગર્ભપાતો થયા, કુમળાં નોધારાં બાળકોનાં ખૂન થયાં તોપણ વ્યભિચાર ને અનિતિ કાંઇ અટક્યાં છે ! સંતતિનિયમનથી અનીતિમાં શો હજુ વધારો થવાનો બાકી છે ! જાણે આપણો સમાજ બહુ નીતિમય હોય તેમ !

કેટલાકનું એમ કહેવું છે કે પૈસાદાર અને ઉપલો મધ્યમ વર્ગ જ આજકાલ સંતતિનિયમન, સંતતિનિયમન, કર્યા કરે છે. પણ તેમને સતતિનિયમનની જરૂર નથી. પણ તે દલીલ બરોબર નથી. સંતતિનિયમન દરેક વર્ગ માટે છે. સમજદાર વર્ગે અણસમજુને એ બાબત સમજાવવાની જરૂર છે.

હવે આપણે રાજ્ય* શું કરી શકે તે તપાસીએ. તમારી રોટરી ક્લબમાં આ વિષય પસંદ કરવાને મારે એકજ કારણ છે. તમે બધા લાગવગ ધરાવનાર પુરુષો અને અધિકારીઓ છો. કોઇપણ રીતે સમાજની સેવા ( Service ) એ તમારો મુદ્રામંત્ર છે. તમે જો ધારો તો તમારી લાગવગથી સ્ટેટમાં સંતતિ નિયમન માટે બહુ કરી શકો.

અહીંઆં Maternity અને child welfare League ( સુવાવડી સ્ત્રીઓ અને બાળસંરક્ષણ સંઘ ) છે. તેના તરફથી શહેરમાં ચાર સેન્ટરો કહાડીને ત્યાં લેડી ડાક્ટર નર્સો વગેરેની સારી ગોઠવણ છે. એ નર્સો લત્તેલત્તે અને ઘરેઘર ફરીને સુવાવડના કેસો જુએ છે અને યોગ્ય સલાહ આપે છે. ગરીબ સુવાવડી બાઇઓને પોષક ખોરાક માટે પૈસા, કામળી, ગોદડી એવું એવું ઘણું આપે છે અને મદદ કરે છે, એ સ્તુત્ય છે. પણ એ સેન્ટરો મારફત સંતતિનિયમનનો પ્રચાર પણ કરી શકાય. જે માતાઓ રોગી હોય કે જેમની સ્થિતિ વધારે બાળકને પોષી શકે એવી ના હોય તેવી માતાઓને કુટુંબ વધારવાના કામમાં ઉત્તેજન આપવામાં હું તો ઠીક જોતી નથી. એવી નબળી માતાઓ કેવાં નબળાં બાળકો ઉત્પન્ન કરે અને પછી જોગજોગે પોતે વધારે નબળાઇને લીધે એમને રખડતાં મૂકી મરી પણ જાય; વળી જે ગરીબ માતાને તમે ખોરાકી ઓઢવાનું વગેરે પૂરૂં પાડો તેમને તેના કરતાં સંતતિનિયમનના ઉપાયો શિખવ્યા હોય તો વધારે નહિ સારૂં ! તમારી પાસે સારી દાક્તર બાઇ છે, સેન્ટરની જગા છે, ગરીબ અને રોગી એટલે સંતતિનિયમન જેમણે કરવું જ જોઇએ તેવી સ્ત્રીઓને ઘેરઘેર જઇને સમજાવી શકે એવી નર્સ છેઃ પછી તમે એવાં ખોટા વિચારો શા માટે રાખો છો કે સંતતિનિયમન તો એક પાપ કે અનીતિ છે ? પતિની સંમતિ સાથે પત્ની પોતાને યોગ્ય હોય તેટલાં જ બાળકોને જન્મ આપે તેમાં અનીતિ શું આવી ? વળી સંતતિનિયમનના ઉપાયો બધા ધારે છે એવા મોંઘા પણ હોતા નથી. હવે તો છેક ગરીબ વર્ગથી બહુ જ જુજ મૂલ્યે વાપરી શકાય એવાં પણ સાધનો નીકળ્યાં છે. તો સ્ત્રીઓની આર્થિક સ્થિતિ તરફ લક્ષ દઇને દાક્તર બાઇ બરોબર સમજાવીને ઉપાયો શીખવે તેમાં શું ખરાબ ? મેં સાંભળ્યું છે કે કેટલાક અધિકારી અને લાગવગ ધરાવતા પુરુષોની મુખ્ય દલીલ એમ

છે કે બાળસંરક્ષણ મંડળ તો બાળકોના રક્ષણ માટે છે. એમના નાશ માટે નથી. પણ આમાં નાશ ક્યાં આવ્યો ? બાળક જ્યાં જન્મ્યું જ ના હોય કે ગર્ભ પણ રહ્યો ના હોય, ત્યાં નાશની વાત જ ક્યાં આવી ? વળી ઉપરાઉપરી સુવાવડોથી માતાઓનો જીવ જાય તે નાશ નહિ ? ઉપરાઉપરી બાળકો આવવાથી બાળકો ઉત્તરોત્તર નબળાં જન્મે અને બે ત્રણ વરસનાં થઈને મરી જાય તે નાશ નહિ ? બહુ બાળકો હોય અને માતાપિતા તેમનું પૂરું ના કરી શકે અને ભૂખમરાથી બાળકો મરે તે નાશ નહિ ? બહુ બાળકો હોય અને માતા તેમને પૂરા જતનથી સંભાળી ન શકે અને પરિણામે તે મરી જાય તે નાશ નહિ ? જેમના હાથમાં એ બધા નાશ દૂર કરવાની સત્તા છે; છતાં તેનો ઉપયોગ નથી કરતા ને ખોટા બચાવો કરે છે, તેમને પાપ નથી લાગતું ! તમે બધા રોટરી કલબના મેમ્બરો, બધું સમજી શકો; તમારી લાગવગથી આ જાતનો નાશ અટકાવી શકો છતાં તે ના અટકાવો તો તમને પાપ નહિ લાગે !

બીજું, જર્મનીમાં પ્રજા (Race) મજબૂત રહે અને ગમે તેવાં બાળકો ન જન્મે તેને માટે ગાંડા, રોગી અને ગુન્હેગાર લોકોને Sterilize ( ખસી ) કરે છે; જેથી તેમને બાળક જ ન થાય, અને પ્રજામાં સડો પેસેજ નહિં. વડોદરા જેવું આગેવાન સંસ્થાન એવું કેમ ના કરે ? એવા માણસો પોતાના વારસ આ દુનિયામાં ન મૂકી જાય તો દુનિયાને શું નુકસાન થવાનું છે !

પ્રજાના હિતને માટે કેટલા કેટલા કાયદા આ રાજ્યમાં થયા છે, સામાજિક હિતના, શારીરિક હિતના તેમજ આર્થિક હિતના કાયદા ઘડાયા છે. ને આ કાયદાથી તો એક સાથે સામાજિક, શારીરિક અને આર્થિક હિત સધાય છે, તો તેવો કાયદો કરીને પ્રજાની ઓલાદ સુધારવાનો પ્રયત્ન તમારી કલબ જેવી સંસ્થા તરફથી સૂચવાવો જ જોઈએ.

ગાય, ભેંસ, ઘોડા, બકરાં, કુક્કર, મરઘાં એ બધાંની ઓલાદ સુધારવા પ્રયત્નો થાય છે. તો આપણે ત્યાં મનુષ્યની ઓલાદ સુધારવા, ગાંડા, ચેપી રોગોવાળા તેમજ ગુન્હેગાર માણસોને ખસી કરી, તેમનો વંશવેલો વધે જ નહિ તથા બીજા લોકો પણ પોતાની પત્નીની શારીરિક તેમજ આર્થિક સ્થિતિ અનુસાર જ બાળકોને જન્મ આપે એમ જન્મનિયમનનો કાયદો થાય તો ભવિષ્યની પ્રજા તંદુરસ્ત, કેળવાયેલી અને સારી થાય. સંખ્યા ઓછી હોવાને લીધે તેમને પૂરતું ખાવાપીવાનું મળે, તેમના તરફ માબાપ પૂરતું ધ્યાન આપે તેથી તેઓને સારી કેળવણી મળે, ઓછી સંખ્યાને લીધે બેકારી પણ દૂર થાય અને દરેક રીતે ફાયદો થાય.

આ રાજ્યમાં ગ્રામસુધારણાનું કામ શરૂ થયું છે. શ્રીમંત સરકારે તે માટે કેટલી મોટી નાણાંની રકમ બાજુ પર કહાડી છે, તો ગ્રામોદ્ધાર યોજનાના એક અંગ તરીકે તમે સંતતિનિયમનના પ્રચારનું કામ કરાવી શકો. બાકી એક બે રસ્તા પહોળા કરાવ્યા કે વાર તહેવારે ગામના રસ્તા જરા સાફસૂફ કરાવ્યા કે મચ્છરની નાની મોટી છબીઓનાં મેજીક લેન્ટર્ન સાથે ભાષણ આપ્યાં ને તાળીઓના ગડગડાટ વચ્ચે મોટરમાં વિદાય થયા એટલાથી ગામડાંનું નસીબ કંઈ ઉઘડી જવાનું નથી કે તેનું દળદર પણ ફીટવાનું નથી. જેમ સુવાવડ માટે ટ્રેઈન્ડ દાયણનો બંદોબસ્ત કરો છો, તેમ તેજ દાયણ ગરીબ તેમજ મધ્યમ વર્ગની સ્ત્રીઓને ઘેરઘેર જઈને સંતતિનિયમનનાં સાધનોનો ઉપયોગ શીખવી શકે. ગામડાંની સ્ત્રીઓ પણ વાપરી શકે ને સમજી શકે એવી સસ્તી અને સહેલી રીતોનો પ્રચાર થવો જોઈએ. તાલુકે તાલુકે એક રજીસ્ટર્ડ દાકતર બાઈ કે નર્સ નીમાય અને તેનું કામ પોતાના તાલુકાનાં દરેક ગામડે ગામડે ફરી માત્ર

સંતતિનિયમનની બાબતમાં જ પ્રચાર કરવાનું ને સલાહ આપવાનું હોય, એવું નીમણૂંક આભોદ્ધારખાતા તરફથી કરવામાં આવે તો દસ વરસમાં તેનું સુંદર પરિણામ જણાવા માંડે. ઉપરાછાપરી સુવાવડો ખમીને અકાળે ઘરડી બની ગયેલી કેટલીયે માતાઓ તમને આશીર્વાદ આપશે ! પાંચ સાત માંદલાં બાળકોનું પૂરું કરી કરીને અકાળે ઘરડા થઇ ગયેલા કેટલાએ મજુરો, કારકુનો, નિશાળના શિક્ષકો, નાના નાના કારીગરો, ફેરીયાઓ તમારો ઉપકાર માનશે !

સાધુ પુરુષો કહેશે કે સંયમથી પણ આ બધાં પરિણામો આવશે, એ વાત ખરી છે. પણ આપણામાંથી એવા કેટલા સંયમી નીકળશે ? અને કેટલા સમય સુધી સંયમ પાળશે ? સંયમની વાત કરવાની બહુ સહેલી છે, પણ મનુષ્ય સ્વભાવ આગળ એવી વાત કરવી વૃથા છે. જેને બીજી કોઇ દલીલ જડે નહિં તેજ સંયમની દલીલ લાવે છે, બાકી સાધારણ મનુષ્યો માટે તો કૃત્રિમ ઉપાય સીવાય છૂટકો નથી.

છેવટે મારે એટલું જ કહેવાનું છે કે સંતતિનિયમનનો પ્રશ્ન કંઇ એવો નથી કે જેનું મથાળું વાંચતાં જ કેટલાક લોકો મ્હોડું લુગડું દઇને હસવા માંડે, અથવા જેને વિષે વાત કરવી હોય તો કાનમાં જ વાત થાય, અથવા પાંચ લોકો વચ્ચે એનો ઉચ્ચારજ ના થાય. એ તો હવેના આર્થિક મંદી અને શારીરિક અધોગતિના દિવસોમાં એક સૌથી પહેલો સળગતો પ્રશ્ન છે. વિચારવંત સ્ત્રીઓને મનથી તો એ જીવનમરણનો પ્રશ્ન છે. વિચારવંત પુરુષોને મનથી પણ-જો પોતાની પત્નીને માત્ર સોંઘી મજુરણ કે વિષયવાસનાના સાધનરૂપ જ ગણવી ન હોય, પણ પોતાની મદદનીશ અને સખી ગણવી હશે, તેમજ પોતાનાં બાળકોને વિષયવાસનાનાં પરિણામરૂપ અકસ્માત આવી પડેલાં નમાલાં, રડકણાં, મુડદાલ, અભણ જનાવર તરીકે નહિં પણ પોતાના આદર્શોની મૂર્તિરૂપ ગણવા હશે તો તેમને માટે પણ એ જીવનનો સર્વોપરિ પ્રશ્ન છે.



## સ્તવન*

[ ઠુમરી ]

( મનમોહન મુરલીવાલા—એ લય )

હૃદયે હરિ વિનતી ધરજે (૨)
વિનતી ધરજે, કરૂણા કરજે....
હૃદયે હરિ વિનતિ ધરજે.

[ અંતરા ]

અનુપમ ભાવાંદોલન બળથી
પ્રકટ પ્રતીતિ તુજ દર્શનની
મુજ ચિત્તે અજરામર કરજે,
બ્રહ્મરસ ભરતી ઉર ભરજે....
હૃદયે હરિ વિનતી ધરજે.

મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઇ

* ટુંક સમયમાં પ્રસિદ્ધ થનાર " કુમારના કાવ્યો "માંનું પ્રથમ ગીત,

# ફુલબાલા

લેખિકા :
શ્રી. બ્હેન "કેલિ"

વસન્ત ઋતુની એક સવારે પાસેના ગામડા તરફના રસ્તા પર ફરતાં ફરતાં દૂરથી કોઇનું મીઠું ગીત મારાથી સંભળાયું. વસન્તની કોયલ દૂરના આંબા પર ટહુકતી હતી, પણ આ ગાનારના કંઠમાં એવી તો મીઠાશ હતી, કે કોયલનું ગીત તો તેની આગળ લુખ્ખું જ પડતું હતું. ધીમે ધીમે ગીતનો અવાજ વધારે જોરથી સંભળાવા લાગ્યો. ગાનાર કોઇ બાલિકા હતી, અને મારી તરફજ આવતી હતી, એમ અવાજ પરથી લાગતું હતું. ધીમે ધીમે ગીતના શબ્દો સંભળાયા—' મ્હારી ક્યારીમાં મ્હેંક મ્હેંક મ્હેંકી હો રાજ કોઇ વસન્ત ક્યો ! વસન્ત ક્યો ! ' એટલામાં દૂરની ઝાડીમાંથી બાલા આવતી દેખાઇ. તેણે ગુલાબી રંગની ઓઢણી પહેરેલી હતી ને તેના લાંબા કાળા વાળ હવામાં ફરફરતા હતા. તેના હાથમાં કાંઇક હતું. શું ને દૂરથી દેખાયું નહિં. થોડીવારમાં તો ગુલાબનાં ફુલની આછી આછી મીઠી સુગંધ આવવા માંડી. છેવટે બાલિકા બહુ પાસે આવી. તેનું નાનું મુખ એવું તો મોહક હતું ને તેની કાળી ચળકતી આંખ એવી તો નિર્દોષતાથી ભરેલી હતી કે મને થયું કે આવું રૂપ તો કદી જોયું નથી, તેના હાથમાં રૂપેરી થાળ હતો ને તેમાં ગુલાબનાં સુંદર ફુલ હતાં આવાં સુન્દર સુગન્ધિત ફુલ મેં જન્મારામાં કદી જોયાં નહોતાં. બાલિકાએ મારી સામે જોઇને મીઠું સ્મિત કર્યું. ને મીઠી વાંસળીના જેવા અવાજે પૂછ્યું કે ' ફુલ લેશો ? ' આને કોણ ના કહી શકે ? મેં કહ્યું, ' હા, શું મૂલ છે ? ' એટલે પેલી બાલિકા તો ખડખડાટ હસી પડી. ' ફુલનાં તે મૂલ્ય હોય ? લો, જોઇએ તેટલાં લઇ લો. ' મને નવાઇ લાગી. મેં પુછ્યું, ' તમે કોણ છો ? તમારૂં નામ શું ને ક્યાં રહો છો ? '

તેણે કહ્યું કે ' મને બધાં ફુલબાલા કહે છે. હું તો ફુલોમાં જ રહું છું. ' મેં કહ્યું ' તમારી પાસે માત્ર ગુલાબનાં જ ફુલ છે ? ' તેણે કહ્યું કે ' આજે તો તેજ છે. હું રોજ રોજ જુદાં જુદાં ફુલ વ્હેંચું છું. ' એમ કહીને તેણે પોતાની સુન્દર હથેલી ભરીને ફુલ મને આપ્યાં. મેં તે લીધાં અને સુંઘવા માંડયાં, એટલામાં તેણે પુછ્યું કે " ગુલાબનાં ફુલ કયાંથી બને છે તે તમને ખબર છે ?" મેં કહ્યું કે 'હા, છોડ પર !' એટલે તે ખુબ જ હસીને કહે કે ' પણ બને છે કેવી રીતે તે ખબર છે ? ' મેં તો કોઇ દિવસ એ વિષે વિચાર જ નહિં કરેલો એટલે મને શું ખબર હોય ! એટલે એણે કહ્યું કે—' નાનું નિર્દોષ બાળક પોતાની માતાને દૂરથી આવતી જુએ ત્યારે કેવું ખુશી થાય ને આનંદથી હાથ ઉંચા કરે ને તેના સુકોમલ ગાલ ઉપર હાસ્યથી કેવાં મધુરાં ખંજન પડે તે તો તમે જોયું છે ને ? એ ખંજનમાંથી જગતનાં બધાં ગુલાબનાં ફુલ ઉત્પન્ન થાય છે. '

આમ કહીને તે કંઇ પણ કહ્યા વગર એકદમ દોડી ગઇ, મારા હાથમાં તેણે આપેલાં ગુલાબનાં ફુલ હતાં તે લઇને મેં ધીમે પગલે ઘર તરફ જવા માંડયું.

બીજે દિવસે સવારે કોણ જાણે કેમ મારા પગ એને એ જ રસ્તે જવાને ઉપડયા. થોડીવારમાં તો દૂરથી પાછો પેલો જ મધુર અવાજ સંભળાયો હર્ષથી મારૂં હૃદય તો નાચવા માંડયું, ધીમે ધીમે ગીતના અસ્પષ્ટ શબ્દો વધારે સ્પષ્ટ સંભળાવા મંડયા— ' મુજ વનવાડીનાં કોઇ મીઠાં ફુલડાં લ્યો. '

અને એટલામાં તો લીલાંછમ ઝાડની ઘટામાંથી ફુલબાલાની મનોહર આકૃતિ દેખાઇ. તેણે આજે ચંપકવરણાં વસ્ત્રો પહેર્યાં હતાં. અને કાલ કરતાં પણ જાણે વધારે તે મીઠી લાગતી હતી. દૂરથી ચંપાનાં ફુલની તીવ્ર સુવાસ આવતી હતી. તે પાસે આવી ત્યારે મેં જોયું કે થાળ ચંપાના ફુલથી ભરચક હતો. તેણે પોતાના હાથમાં ફુલ લીધાં ને મારી તરફ ધર્યાં ને પાછું સ્મિત કરીને પૂછ્યું કે " ચંપાનાં ફુલની વાત સાંભળવી છે ? " મેં કહ્યું કે ' હા. ' એટલે તેણે કહ્યું કે " પોતાના એકના એક પ્રિય બાળકને ખોળામાં લઇને બેઠેલી વિધવા જોઇ છે ? બાળકના મુખની રેખાએ રેખામાં પતિની છાયા તેને દેખાતી હોય અને બાળક કાંઇ અણસમજ્યું પુછીને તેનું મહા મહેનતે રોકેલું દુઃખ તાજું કરાવે ત્યારે તેની આંખમાંથી વિયોગ અને દુઃખનાં જે આંસુ, અસ્ખલિત વહે તે આંસુમાંથી ચંપાનાં ફુલ ઉદ્‌ભવે છે. '

આમ કહીને તે કાલની માફકજ દોડી ગઇ. અને મેં તો દૂર અદૃશ્ય થતી પવનમાં ફરફરતી તેની ઓઢણી દેખાય ત્યાં સુધી જોયાં કરી. × × × ×

ત્રીજી સવારે પાછાં મને તેનાં દર્શન થયાં. તે ગાતી હતી કે—' વીણો વીણો ને ફુલડાંના હાર, ફોરે એવાં દેવાં સખી. '

આજે તે ધોળાં વસ્ત્ર પહેરીને આવી હતી. અને તેના થાળમાં જુઇનાં સુકોમળ ને સુગન્ધથી ભરેલાં ફુલ હતાં. અંજલિમાં ખુબ ફુલ લઇને તેણે મને. આપ્યાં ને કહ્યું કે, ' તમે કોઇવાર કોઇ પ્રેમઘેલી કન્યાને જોઇ છે ! દૂરથી પોતાના પ્રિયતમને આવતો જોઇને તેના હોઠ ઉપર છવાતું મૃદુ સ્મિત જોયું છે ! ' એ સ્મિતમાંથી જુઇનાં ફુલ જન્મ પામે છે ' આમ બોલીને તે વિજળીની ત્વરાથી દોડી ગઇ, તેણે આપેલાં ફુલની સુગન્ધ લેતાં લેતાં મેં મન્દ પગલે ઘેર તરફ પ્રયાણ કર્યું.

* * *

ચોથા દિવસનું પ્રભાત હતું. આજે ઘણી વાટ જોઇ ત્યારે દૂરથી તેનો સ્વર સંભળાયો, ' આવો ફુલડાં મધુરાં રે આપણ સંગે રમીયે ' રોજ કરતાં આજે તેનો સ્વર વધારે મીઠો લાગ્યો. તેણે આજે જે ઓઢણી પહેરેલી હતી તેનો રંગ કહી શકાય એવો નહોતો, ઝાંખા બદામી રંગ જેવો જરા ભાસ થતો હતો. તેના રૂપેરી થાળમાં આજે બકુલનાં અજબ સૌરભથી ભરપુર ઝીણાં ફુલ હતાં, પાસે આવીને તેણે મને ખુબફુલ આપ્યાં: ને કહ્યું કે ' આજે તો બકુલનાં ફુલ છે. કોઇ યુવાન હોય; તેની પ્રિયાને જોઇને તેની આંખોમાંથી પ્રેમ કિરણ નીકળતાં નિહાળ્યાં છે ? એ પ્રેમ કિરણમાંથી બકુલનાં ફુલ સર્જાય છે.'

આટલું કહેતાં કહેતાંમાં તો તે દૂર જતી રહી અને તેની અપૂર્વ કથાના વિચારમાં ને વિચારમાં તેની પાછળ જોવાનું પણ મને યાદ ના રહ્યું.

* * *

પાંચમે દિવસે દૂરથી મને તેના ગાયનનો સ્વર સંભળાયો, ' અજબ વરસે વસન્ત, આજે ઉત્સવ ફુલડોલનો '—ધીમે ધીમે તે પાસે આવી. તેણે આજે તદ્દન શ્વેત વસ્ત્રો પહેર્યાં હતાં. ને મને લાગ્યું કે રોજ કરતાં આજે તેની આંખમાં કાંઇ વધારે જાદુ ભર્યું દેખાતું હતું. તેના થાળમાં મોગરાનાં આછી સુગન્ધવાળાં ધોળાં ધોળાં ફુલ હતાં. તેણે પાસે આવીને તરત પૂછ્યું, ' મોગરાનાં ફુલની કથા તમને ખબર છે ? ' મેં ના કહી એટલે એણે કહ્યું કે ' બાળકોને દડા ઉછાળતાં જોયાં છે ! કે દોડાદોડી રમ...

જોયાં છે ? બાળકોનાં ટોળાં જ્યારે એવી કોઈ રમત રમતાં હોય ત્યારે જે શોર બકોર થાય છે તે સાંભળ્યો છે ?

હાસ્યના તો જાણે ફુવારા જ ઉડે છે. એ હાસ્યના રણુકારમાંથી મોગરાનાં ફુલ જન્મે છે.' એમ કહીને તેણે મને અંજલિ ભરીને ફુલ આપ્યાં. અને પછી ધીમેથી કહ્યું કે 'કાલથી તો હું નહિ આવું. મારે બીજે દેશ જવાનું છે.' મને થયું કે હું તેને રોકું. પણ વિચાર કરું તેટલામાં તો તે કેટલીએ દૂર દોડી ગઇ હતી. તેણે મને ફુલ આપેલાં તે વખતે તેની આંખમાં હાસ્યનો જે ચમકારો થયેલો તે સંભારતાં સંભારતાં મેં ચાલવા માંડ્યું.



## વનવસંતની વાડીએ

દેશ : દાદરા

ફૂલડાં ઝૂલે હો વનવસંતની વાડીએ
વીણવાને જાતાં'તાં દૂર
રૂમઝુમ ઝલકાતાં નુપૂર !
ફૂલડાં ઝૂલે હો વનવસંતની વાડીએ.

નવરંગી ચુંદડી ને નવરંગી ફૂલડાં
નવરંગી પતંગિયાં સંગ નમાએ ફૂલડાં
ફૂલડાં ઝૂલે હો વનવસંતની વાડીએ.

મંજુ મંજુ ટહુકે હૈં યૌવન વન કોકિલા
આશા, ઉલ્લાસ, રંગ રેડે જગ કોકિલા
ફૂલડાં ઝૂલે હો વનવસંતની વાડીએ.

હીંચતી પ્રફુલ્લ સરે પોયણાંની પાંદડી
ફૂલડાં ચીધું શે ? ન્હારી ઓણેરી છાબડી !
ફૂલડાં ઝૂલે હો વનવસંતની વાડીએ.

મનુ દેસાઈ

# શ્રી ગુલાબ કુંવરબા ઇન્ફેન્ટ વેલફેર એસોશીએશનના ઉદ્‌ઘાટન પ્રસંગે ડૉ. મ્હેતાનું ભાષણ

જીવનો વિકાસ માનવ માત્રને ઇષ્ટ છે. જીવનનો સર્વદેશીય વિકાસ સાધવાને અનેકવિધ પ્રયત્નોની આવશ્યકતા છે. આમાંના કેટલાક પ્રયત્નોની રૂપરેખા માટે વિદ્વાનોમાં મતભેદ હોય એ સ્વાભાવિક છે. પણ થોડાક તો એવા પ્રયાસો છે કે જેમાં બધા વિદ્વાનો એકમત રહે છે. દા. ત.

(૧) ગર્ભથી જન્મ સુધીના અન્તરવાસ સમયમાં ગર્ભ સંરક્ષણ.

(૨) જન્મથી ત્રણ વર્ષ સુધીના પશુપરાયણ દશાના સમય સુધીનું બાળસંરક્ષણ.

(૩) આરોગ્ય સંરક્ષણ.

(૪) Physical culture દેહબળ ઉત્કર્ષ; અને

(૫) જ્ઞાનવિકાસ.

આમાં ગર્ભ સંરક્ષણ અને બાળ સંરક્ષણના કાર્યનો મુખ્ય ભાગ માતા પર રહે છે. આરોગ્ય સંરક્ષણ અને દેહબળ ઉત્કર્ષમાં, સમજ શક્તિ આવ્યા પછી વ્યક્તિના પોતાના પર આધાર રહે છે. પણ તે આવ્યા પહેલાં તેનો આધાર માતા પિતા અને કુટુમ્બ પર રહે છે. છેલ્લા જ્ઞાન વિકાસમાં મુખ્ય આધાર ગુરૂ અને આશ્રમ પર રહે છે.

આજે માનવીનું જીવન વ્યક્તિગત રહ્યું નથી. લાખો અને કરોડો માનવોનો સમૂહ સંગઠન સાધવા જતાં, સમાજ રચના એવા પ્રકારની બનતી જાય છે કે તેમાં વ્યક્તિગત રીતે તો માનવી એક ન્હાનું સરખું બિન્દુ કે પરતંત્ર પ્યાદું માત્ર બની જાય છે તેથી માનવીનો વિકાસ તેના પોતાના પર કે તેના કુટુમ્બ પરજ નહિ પણ સમસ્ત સમાજ રચના પર અનેક રીતે અવલંબી રહેલો છે, માનવ વિકાસની પ્રાથમિક આવશ્યકતા હવા અને સૂર્યપ્રકાશ માટે પણ આજે માનવી સ્વતંત્ર નથી. પરંતુ સામાજિક સ્થિતિ અનુસાર બંધાયેલા ઘર પર તેનો આધાર રહે છે. બીજી આવશ્યકતા આહાર વિહાર તેનો આધાર પણ સામાજિક સ્થિતિ પરજ વિશેષે કરીને રહ્યો છે. આરોગ્ય સંરક્ષણ અને શારીરિક બળનો ઉત્કર્ષ સાધવામાં પણ સામાજિક સ્થિતિમાંથી ઉદ્‌ભવેલ આળસ અને અજ્ઞાનના અંતરાય નડે છે. અને જ્ઞાન વિકાસનો માર્ગ પણ સામાજિક પરિસ્થિતિ પર જ અવલંબે છે, આમ જ્યાં સમાજરચના માનવજીવનની પ્રગતિની વિધાતા બની રહી છે ત્યાં જીવન વિકાસ માટે વ્યક્તિગત પ્રયત્નો તો થોડા જ સબળ અને શક્તિવાળા મનુષ્યોના સફળ થાય. માનવ સમૂહનો મોટો ભાગ એ રીતે વ્યક્તિગત વિકાસ સાધવામાં નિષ્ફળ નીવડે છે. પરિણામે માનવ પ્રગતિના સર્વ વિચારો આજે વ્યક્તિગત સ્વરૂપે ભાગ્યે જ વિચારાતા, સામુદાયિક રીતે જ વિચારવાની આવશ્યકતા ઊભી થાય છે. આમ જ્યારે Majority—બહુમતિ-નિષ્ફળ બને ત્યારે સામાજિક રચનાને National Question-રાષ્ટ્રીય પ્રશ્નની દૃષ્ટિએ યુગદ્રષ્ટાઓ વિચારે છે, અને સામાજિક વ્યવહારમાં એવા પ્રબંધો ગોઠવે છે કે તેમણે શોધેલા માર્ગો વ્યક્તિ માત્રના વિકાસ માટે સહજ, સરળ અને સુગમ બને. જે દેશના યુગદ્રષ્ટા સમય અને ક્ષેત્રને અનુકૂળ વિચાર કરીને, બુદ્ધિપૂર્વક માર્ગ કે ઉકેલ કાઢે, તે આખા દેશના માનવ સમૂહનો ઉદ્ધાર થાય છે.

આ દૃષ્ટિએ ગર્ભ સંરક્ષણથી જ્ઞાન-

વિકાસ સુધીના બધા પ્રશ્નો National Questions-રાષ્ટ્રીય પ્રશ્નો-બન્યા છે અને જે દેશ જેટલા પ્રમાણમાં એ પ્રશ્નોનો ઉકેલ લાવી શકે તે દેશ તેટલા પ્રમાણમાં ઉન્નત થતો જાય છે એમ માની શકાય.

આ પ્રશ્નોનો નવાયુગની દૃષ્ટિએ ઉકેલ લાવવાનો પ્રારંભ પાશ્ચાત્ય દેશોમાં થયો. પાશ્ચાત્ય પ્રદેશોની આ પવિત્ર પ્રવૃત્તિનાં પનોતાં પગલાં આ પુણ્ય ભૂમિ પર પ્રથમ પધરાવવાનું પુણ્ય હિન્દના હાકેમોનાં-વાઇસરૉય અને ગવરનરોનાં-પત્નીને જાય છે. પાશ્ચાત્ય સંસ્કૃતિએ આ પ્રશ્નની કિંમત પારખીને તેને રાષ્ટ્રીય સ્વરૂપે અપનાવ્યો છે અને ત્યાંના કેળવાયેલ માનવ સમૂહે તેને ખૂબ ખૂબ સફળ બનાવ્યો છે. પરિણામે ત્યાંનું પ્રત્યેક બાળક આંખને ઠરે તેવું બની શક્યું છે. આપણે ત્યાં લગભગ ત્રીસેક વર્ષથી આ દિશામાં પ્રયત્નો શરૂ થયા છે. મહાન સન્નારીઓને હાથે આ કામ ઉપાડાતાં, હિન્દના અનેક મહાન પુરુષોએ તેમાં સાથ આપ્યો છે, અને હિન્દની નિરક્ષરતા, ગરીબી અને અજ્ઞાન દશાનો વિચાર કરીએ તો પ્રમાણમાં પ્રગતિ પણ સારી થઈ છે. દરેક ઇલાકાના મુખ્ય શહેરોમાં આ પ્રવૃત્તિ ચાલી રહી છે. તે ઉપરાંત કેટલેક સ્થળે તો ન્હાનાં ન્હાનાં ગામ અને ગામડાં સુધી પણ આ પ્રવૃત્તિ પહોંચી છે. ઇન્ફંટ વેલ્ફેર અને રેડક્રોસ સોસાયટી આના સૂત્રોનું સંચાલન કરે છે.

તેમ છતાં અત્યાર સુધીમાં આ મહાન પ્રશ્નની ઉપલી ફોતરીને સ્પર્શ કરવા ઉપરાંત આ દિશામાં વધારે પ્રગતિ થઈ હોય એમ લાગતું નથી. જ્યારે હિન્દનાં કરોડો બાળકોનો હાથ ઝાલીને ઉદ્ધાર કરી શકાય ત્યારે જ આ પ્રશ્નનો ઉકેલ થાય. તેમાં હિન્દના દરેક સ્ત્રી પુરૂષના હૃદયનો નિશ્ચય અને સહકાર જોઈશે. એકલા ધનથી કે ગણ્યાગાંઠ્યા સેવાભાવી કાર્યકરોથી આ કામ પરિપૂર્ણ નહિ થાય. આ કાર્ય માટે તો યુગ દ્રષ્ટાઓએ માર્ગસૂચન કરવું પડશે; સાહિત્યકારોએ ગદ્ય પદ્યથી ગુંજારવ કરીને જનતાના હૃદયના તાર ઝણઝણાવવા જોઈશે; વૈજ્ઞાનિકોએ ગુણદોષનાં પૃથક્કરણ જનતા સમક્ષ આલેખવાં પડશે: વિદ્વાનોએ આંકડાથી સાબીત કરવું પડશે; ધનિકોએ ધનને છૂટે હાથે વેરવું પડશે; સેવાભાવીએ તન અને મનથી પોતાની નિષ્કામ સેવા સતત અર્પવી પડશે; વર્તમાનપત્રોએ આને માટે રોજ થોડા શબ્દો લખવા પડશે; ભાષણકર્તાઓએ આ વિષય પર પોતાની શક્તિ ઠાલવવી જોઈશે; સ્ત્રીઓએ પણ પોતાનાં મંડળો બનાવીને આ પ્રશ્નને હાથ ધરવો પડશે. ધર્મોપદેશકે જનતાને આ માર્ગે પ્રેરવા કટિબદ્ધ થવું પડશે; દરેક વ્યક્તિએ પોતાના ઘર અને પહોંચાય તેટલા પાડોશીઓને મદદરૂપ બનવા ટેવ પાડવી જોઈશે. પ્રજા માત્રે આન્તર કલહ ભૂલવો પડશે. આટલું વાતાવરણ થાય ત્યારે માનવ વિકાસ પામી શકે અને એક અંગનો વિકાસ સાધતાં જેને આવડયું તેને બીજા અંગોનો વિકાસ કરવાનો માર્ગ સુગમ કેમ ન બને ? આપણે જ્યારે એ સ્થિતિએ આવીશું ત્યારે માનવ માત્રના જીવનમાં સુખની એક અનુપમ લહરિ પ્રસરશે. પ્રભુ ! આવો દિન અમને વહેલો આપ.

પાશ્ચાત્ય પ્રદેશોના આ વૈજ્ઞાનિક સ્વાંગ પહેલાં હિન્દમાં આવી પ્રવૃત્તિ કે ભાવના નહિ હોય એમ માનવાનું કંઈ કારણ નથી. હિન્દના સમાજની જ્ઞાતિવ્યવસ્થા આ પ્રશ્નનો ઉકેલ પોતાની રીતે કરતી. રાજ્ય અથવા સત્તા પણ આવી પ્રવૃત્તિ વિશાળ પાયા પર કરતી. આપણે ત્યાંનું અનાથાશ્રમ આનું જીવન્ત ઉદાહરણ છે. આજથી ચાલીસ વર્ષ પહેલાં શરૂ થયેલી આ બાળકલ્યાણ સંસ્થા પૂર્વ અને પશ્ચિમ બન્ને દેશોની

સંસ્કૃતિને ગૌરવ આપે તેવી છે, તદ્દન અનાથને તો આ સંસ્થાદ્વારા નાથ મળી ગયો. પણ અર્ધ-અનાથો રહી ગયા. તેનો ઉકેલ આજે વિચારવાનો રહ્યો.

આવી યોજનાનો વિચાર કરવાનું અત્યારના સંજોગોમાં તો ખાસ આવશ્યક છે.

હિંદમાં બાળકોનું મરણ પ્રમાણ ભયંકર છે. એક વર્ષની ઉમર સુધીનાં દર એક હજાર બાળકે ઇંગ્લાંડમાં મરણ પ્રમાણ ૭૦ બાળકોનું છે અને બીજા પાશ્ચાત્ય પ્રદેશોમાં ઓછામાં ઓછા ૩૫ અને વધારેમાં વધારે ૧૩૫ બાળકોનું છે. ત્યારે હિન્દમાં મરણપ્રમાણ ઓછામાં ઓછા ૧૭૪ અને વધારેમાં વધારે ૫૦૦ બાળકોનું છે. આમ દર વર્ષે હિન્દુસ્થાનમાં લગભગ ચૌદ લાખ બાળકો મરે છે અથવા બીજી રીતે મૂકીએ તો હિન્દુસ્થાનમાં દર વર્ષે જેટલાં મૃત્યુ થાય છે તેમાંના ૨૩% તો એક વર્ષની નીચેનાં બાળકોનાં હોય છે.

૨. આટલાં તો જ્યારે પ્રતિવર્ષ મરણ થતાં હોય ત્યારે માંદાંનું પ્રમાણ કેટલું હોય અને મરણમાંથી બચી ગયાં હોય તેમાંથી કાયમને માટે નબળાં કે અપંગ કેટલાં થાય તેનો ખ્યાલ આવી શકે તેમ છે. વળી જે કારણોથી આ મરણ પ્રમાણ વિશેષ રહે છે તેજ કારણોથી બીજાં પાંચ વર્ષ સુધીનાં બાળકોનાં મંદવાડ અને મરણ પ્રમાણ પણ વિશેષ રહેતાં આવ્યાં છે.

આ વિશેષ મરણ પ્રમાણનાં કારણો તપાસીએ તોઃ—

Ignorance-અજ્ઞાન-(ઉપાય શિક્ષણ) Prejudices & superstition

જડ માન્યતાઓ અને વ્હેમ (ઉપાય-સમજ) Poverty-ગરીબી (ઉપાય-સામુદાયિક પ્રબંધ).

આ પ્રશ્નનો ઉકેલ લાવવા માટે કોઇ પણ વ્યક્તિ કે થોડા માણસોનો સમૂહ ભાગ્યે જ કશું કરી શકે. એટલે તેને માટે સમગ્ર પ્રજાના સામુદાયિક પ્રયત્નો નીચેની પદ્ધતિ પ્રમાણે ઘણે ઠેકાણે યોજાયેલ છે.

(૧) Municipality ના Public Health જનસુખાકારીના વિભાગમાં આ પ્રશ્નને મુખ્યસ્થાન આપવામાં આવે છે.

(૨) જનતાના શ્રેષ્ઠ સ્ત્રીપુરુષો આ કાર્ય માટે યોગ્ય દોરવણી આપે છે.

(૩) વગદાર, સહૃદય અને સુખી સ્ત્રી-પુરુષોની કમીટી આ કામને હાથ ધરે છે.

(૪) મેડિકલ ખાતું, એજ્યુકેશનલ ખાતું અને સ્ત્રીમંડળો આમાંની પ્રત્યેક જરૂરીયાત માટે પૂરતો સહકાર આપે છે.

(૫) સેવાભાવી કાર્યકરો આ કાર્યમાં તનથી અને મનથી સેવા આપે છે.

(૬) સામાન્ય જનતા પણ યોગ્ય પ્રચાર કરીને આ કાર્ય માટે માર્ગ સરળ કરી આપે છે.

(૭) આ યોજનાનો અમલ સહેલાઇથી થાય તેટલા માટે યોગ્ય કાનુનો ઘડવામાં આવે છે.

(૮) આ સંબંધી સાહિત્ય જનતામાં ફેલાવવા પત્રિકા, Pamphlets, Placards, પ્રદર્શનો, સીનેમા ફીલ્મો, નિર્દોષ હરિફાઇ, વગેરેની યોજના કરવામાં આવે છે.

(૯) એતદ્દેશીય પ્રવૃત્તિ કરવાવાળી બીજી સંસ્થાઓ સાથે સહકાર રાખવામાં આવે છે.

(૧૦) બધાં કામકાજના Statistics-આંકડા-બરાબર રાખવામાં આવે છે.

(૧૧) નર્યું અનુકરણ કરવાને બદલે, સમય અને ક્ષેત્ર અનુસાર યોગ્ય ફેરફારો પણ કરવામાં આવે છે.

આ યોજના સફળ કરવા માટે ગર્ભ સંરક્ષણ, પ્રસૂતિ સંરક્ષણ, અને બાળ સંરક્ષણ

આ ત્રણ વિભાગોનો વિચાર કરવામાં આવે છે.

(૧) ગર્ભ સંરક્ષણ : આ વિભાગમાં માતા અને ગર્ભની સંભાળ રાખવાનું કાર્ય હાથ ધરવામાં આવે છે. આ યોજનામાં ગર્ભ રહ્યા પછી માતાએ કેવા પ્રકારનું જીવન રાખવું, શી શી સંભાળ રાખવી વગેરેનું, જ્ઞાન ફેલાવવાનો પ્રબંધ થાય છે. સગર્ભા સ્ત્રીની બાઈ ડોકટર દર માસે શારીરિક તપાસ કરીને, યોગ્ય વૈદકીય સૂચનાઓ આપે છે. અને સગર્ભા સ્ત્રીના સ્વાસ્થ્યમાં કંઈ ઉણપ લાગે અથવા તો તેને રોગ થાય તેની તાત્કાલિક સારવાર કરવાનો પ્રબંધ કરવામાં આવે છે.

(૨) પ્રસૂતિ સંરક્ષણઃ પ્રસૂતિ પ્રસંગે સંપૂર્ણ સ્વચ્છતા અને શાન્તિ જળવાય તેવી યોજના કરવામાં આવે છે. પ્રસૂતિમાં અગવડ કે મુશ્કેલી વેળા તાત્કાલિક સારવારનો પ્રબંધ કરવામાં આવે છે અને પ્રસૂતિ સમયે યોગ્ય ચાકરી અને ખાનપાનની વ્યવસ્થા પણ કરવામાં આવે છે.

(૩) બાળસંરક્ષણઃ આમાં (a) Infant ૧ થી ૩ વર્ષનાં ન્હાનાં બાળકો. (b) Children ૩ થી ૭ વર્ષનાં મોટાં બાળકો.

બન્નેના સંરક્ષણનો પ્રબંધ કરવામાં આવે છે. ન્હાનાં બાળકોને ધાવણ અને દૂધ કેમ, કેટલું અને ક્યારે ક્યારે આપવું તેની સમજ માતાઓને આપવામાં આવે છે. અને સ્વચ્છતા, નિયમિતતા અને બાળઆરોગ્યના સામાન્ય નિયમો તેને સમજાવવામાં આવે છે. મોટાં બાળકો માટે રમતગમત અને પ્રાથમિક શિક્ષણની યોજનાઓ કરવામાં આવે છે.

આ વિષયમાં આપણા જામનગરની વાત કરીએ તો:—

(૧) ગર્ભસંરક્ષણ પ્રબંધ આજે ચાર વર્ષ થયાં શરૂ થએલ છે.

(૨) પ્રસૂતિ પ્રબંધ : આને માટે દાયના શિક્ષણની વ્યવસ્થા કરવામાં આવી છે. પ્રસૂતિ માટે Maternity cottage અને હોસ્પીટલની વ્યવસ્થા પણ આપણે ત્યાં છે. ઉપરાંત હોસ્પીટલમાં ન આવતાં ઘેર સુવાવડ કરી હોય તો ત્યાં પણ પ્રસૂતિ થયા પછી નર્સને મોકલીને માતાની અને બાળકની તપાસ કરાવવામાં આવે છે.

(૩) અનાથાશ્રમ આજે ચાલીસ વર્ષથી ચાલે છે.

(૪) બાળકલ્યાણ પ્રબંધ : આજથી શરૂ થાય છે,

(૫) બાલમંદિર છે.

(૬) કેળવણીની સંસ્થાઓ છે.

(૭) અપંગાશ્રમ છે.

આમ આટલા પ્રબંધો તો આપણે ત્યાં થયા છે. હવે રહ્યું એક Physical culture Institute, ભવિષ્યમાં જો એ માટેની સંસ્થા સ્થપાય તો આ એક સળંગ પ્રવૃત્તિ બની જાય એમ હું માનું છું.

અહીં હું પ્રસંગોપાત એક નમ્ર વિનંતિ કરી લઉં. ઉપર્યુક્ત બધી સંસ્થાઓને દોરવણી આપવાનું કાર્ય તો નામદાર મહારાજા સાહેબ કરી રહ્યા છે. તેમાંથી સ્ત્રીઓની અને સાત વર્ષ સુધીનાં બાળકોની સંસ્થાઓને દોરવણી આપવાની કૃપા કરવાનું નામદાર મહારાણી સાહેબને આપણે વિનવીશું.

હવે, આજથી શરૂ થતા બાલકલ્યાણ પ્રબંધની આછી રૂપરેખા હું આપું.

(૧) દર બુધવારે Medical Inspection વૈદકીય નિરીક્ષણ થશે. તે વખતે હાજર દરેક બાળકનું વજન, આરોગ્ય તપાસ, સારવાર વગેરે કરવામાં આવશે. તેમજ થોડાં બાળકોને સ્નાન કરાવી સ્નાન, સ્વચ્છતા વગેરેનું Demonstration પ્રત્યક્ષ શિક્ષણ આપવામાં આવશે. હાલ આ કામનું Centre-કેન્દ્ર-સીટી ડીસ્પેન્સરી રહેશે.

દરેક બાળકની જરૂરીયાત પ્રમાણે અર્ધો-શેર દૂધ, માખણ, દવા વસ્ત્ર વગેરેની બનતી ગોઠવણ કરવામાં આવશે અને દૂધની જરૂરીયાતવાળાને અઠવાડીયાનો પાસ આપવામાં આવશે જેથી તેને સીટી ડીસ્પેન્સરીમાંથી રોજ અર્ધો શેર દૂધ આપવામાં આવશે.

(૨) આખા જામનગરના ૧ થી ૩ વર્ષનાં બાળકોનું એક રજીસ્ટર સેક્રેટરીઓ તૈયાર કરશે.

(૩) માતાના અને બાળકના આરોગ્ય સંરક્ષણનું જ્ઞાન આપનારાં pamphlets, પત્રિકાઓ, posters, સીનેમા ફીલ્મ, પ્રદર્શન વગેરે આ સંસ્થા તરફથી ગોઠવવામાં આવશે.

(૪) દર વર્ષે મહારાજ કુમારસાહેબની જન્મતિથિએ બાલ પ્રદર્શન ભરવામાં આવશે.

(૫) આ ઉપરાંત જેમ જેમ સૂચનાઓ મળશે અને જરૂરીયાત ઉભી થશે તેમ તેમ પ્રબંધ કરવામાં આવશે.

આ પ્રવૃત્તિ હિન્દમાં ત્રીશ વર્ષ થયાં શરૂ થઇ હોવા છતાં જામનગરમાં એ આજ સુધી કેમ શરૂ ન થઇ એ એક કોયડો છે. મોટા બાપુના સમયમાં જમાનાની સર્વ ઉપયોગી પ્રવૃત્તિઓ પહેલેથી જ આદર પામી હોવા છતાં માત્ર આજ પ્રવૃત્તિનો અભાવ શા માટે? આ પ્રશ્નનો એક ઉકેલ મને એમ લાગે છે કે આ પ્રવૃત્તિના નિમિત્તરૂપ માતા અને બાળક હોય તોજ આ પ્રવૃત્તિ દીપે અને એ કારણે, આજે ૧૧૮ વર્ષનાં અન્તર પછી મહારાજ કુમારશ્રીનો જન્મ થાય અને રાજરાણી રાજમાતા બને એ સમયની રાહ જોવા માટે આ પ્રવૃત્તિ શરૂ થતી રહી ગઇ હોય એમ મને ખરેખર લાગે છે. મહારાજ કુમારશ્રીના જન્મ પછીના થોડાજ દિવસોમાં પ્રભુ આ પ્રવૃત્તિનું નિમિત્ત બનવા નામદાર મહારાણી સાહેબના હૃદયમાં વસે છે અને પ્રબળ પૂરથી જાગેલ ભાવના આ પ્રવૃત્તિને એકદમ અમલ-માં મુકવા પ્રેરે છે. નામદાર મહારાણી સાહેબ માસિક રૂ. ૩૦૦), બે નોકર અને પોતા પાસેની કેટલીક વસ્તુઓ આ પ્રવૃત્તિ માટે આપે છે. નામદાર મહારાણી સાહેબની શુભ ભાવનાનાં આંદોલનો સમસ્ત વાતાવરણમાં લહેરાઇ રહે છે. આ આન્દોલનોને પરિણામે આવી ન્હાનીશી પ્રવૃત્તિ માટે નામદાર દિવાન સાહેબ આટલી મહેનત લે અને તે માટે બાલાચડી આવે તે માટે નામદાર મહારાજા સાહેબને પણ નવાઇ જેવું લાગે છે પણ એ આશ્ચર્યનો જવાબ પણ હાજરાહજુર હતો.

પ્રભુએ વાતાવરણમાં ભાવનાનું જે પ્રબળ પૂર પ્રગટાવ્યું હતું તે વાતાવરણમાં આપ નામદાર અને દિવાન સાહેબ બન્ને હતા. એટલે જ દિવાન સાહેબે આટલી મહેનત લીધી; તો આપ નામદારે કંઇ માગ્યા વિના, કોઇના ખ્યાલ પણ વિના, આપની મેળે, પ્રેમ ભર્યા સ્મિતે માસિક રૂા. ૫૦૦ આપવાનું અચિંત્યું કર્યું. અને સાંજ સુધીમાં તો આ કાર્ય માટે બીજા રૂા. ૮૦૦ મળ્યા.

આ બધામાં હું તો ફક્ત એક જ શક્તિની-"માતા અને બાળક"ની શુદ્ધ ભાવનાની પ્રેરણા જોઉં છું. આ તો મોટા માણસોની વાત થઇ. પણ ન્હાના ન્હાના માણસો પર પણ એ વાતાવરણની એક સરખી અસર થાય છે. કમીટીના બધા જ સભ્યો પોતાનો મહત્વ મદદકાર આપે, અને ટુંક સમયમાં પ્રચાર કરવા માટે તનતોડ મહેનત કરે; માલ લેવા જતાં વેપારી નફો ન લે એટલું જ નહિ પણ ઘરના પૈસા જોડીને હોંશે હોંશે માલ આપે; એક ગૃહસ્થ-જેમણે પોતાનું નામ જાહેર કરવાની મને ના કહી છે તેની પાસે કામે જતાં, કામ તો હોંશે કરી આપે છે, એટલું જ નહિ પણ આ પ્રવૃત્તિ માટે પોતા તરફથી રૂા. ૫૦

આપે છે. આટઆટલો સહકાર અને પ્રેમ મેં ભાગ્યેજ બીજા કોઇપણ કાર્યમાં અનુભવ્યો હશે.

જામનગરને આંગણે અનેકવિધ ન્હાની મોટી પ્રવૃત્તિઓ ચાલતી આવે છે. તે બધામાં હૃદયની શુદ્ધ ભાવનાની દૃષ્ટિએ જોતાં, આ પ્રવૃત્તિનું સ્થાન કદાચ પ્રથમ કોટિનું રહેશે પછી વ્યવહાર કુશળતાની કસોટીએ એમાં ઘણીએ ઉણપો મળી આવે.

આમ હૃદયના વિશુદ્ધ ભાવોથી જાગેલ પરમાર્થ ભાવનામાં સત્તા અને શકિતનો સહૃદય સહકાર અને સાથ ભળતાં એ ભાવના મૂર્ત સ્વરૂપ લે છે અને જ્યારે આ આખીયે પ્રવૃત્તિમાં શુદ્ધ મનોભાવનાએ જ પ્રધાન ભાગ ભજવ્યો છે ત્યારે પ્રભુ આ પ્રવૃત્તિની નૈયા ખૂબ આનન્દથી ધપાવી, આપણા ધ્યેયની સિદ્ધિ કરાવશે એમાં સંશયને સ્થાન નથી.

આ પ્રવૃત્તિ આપણે ત્યાં શરૂ થાય છે તેમાં આપણી પોતાની કેટલીક વિશેષતાઓ અને લાક્ષણિકતાઓ છે:—

જે નિમિત્ત રૂપે આ પ્રવૃત્તિ શરૂ થયેલ છે તે વ્યક્તિઓના વાસ અને સહવાસ સદાને માટે આપણી સાથે છે. તેમના તરફ આપણો સંપૂર્ણ પ્રેમ, આદર અને ભક્તિ છે.

(૨) આ પ્રવૃત્તિનો પ્રારંભ હૃદયની શુદ્ધ ભાવનાનાં પૂરથી થયો છે. નવયુગનું જ્ઞાન આપણા દેશમાં હજી બાલ્યાવસ્થામાં છે. એટલે આવી સામુદાયિક પ્રવૃત્તિનું સંપૂર્ણ જ્ઞાન અને માહીતી આપણામાં ન હોય તે સ્વાભાવિક છે. તેનું સંપૂર્ણ જ્ઞાન થાય ત્યાર પછી જ પ્રવૃત્તિ શરૂ કરવી એવા વિચારે વખત ન ગુમાવતાં, હૃદય ભાવનાના પૂરથી આપણે આજે આ પ્રવૃત્તિ હાથ ધરીએ છીએ.

(૩) આ પ્રવૃત્તિ આપણે પોતે જ, આપણા પોતા માટે શરૂ કરી છે. એટલે દેખાવ ઝાઝો ન કરતાં, ઉપયોગી કાર્ય વધારે કરવાની જરૂર છે.

આ કારણે આ યોજના સફળ બનાવવા રાજ્ય અને સર્વ પ્રજાના એકધારા સહકારની આવશ્યકતા રહેશે અને જેટલે અંશે એ અપૂર્ણ રહેશે તેટલે અંશે બધાની ઉણપ દેખાશે. એટલે આપણી ત્રુટીઓનો વિચાર આપણે સહુએ સાથે મળીને કરવાનો છે. આમાં બહારનું કોઇ નથી; એટલે દૂરથી દોષો દેખાડીને આનંદ લેવાનું કોઇને નહિ પરવડી શકે. આ પ્રવૃત્તિ આપણી શક્તિ, બુદ્ધિબળ, આવડત અને અરસપરસ પ્રેમની કસોટી કરશે એટલે જાનૈયા બનવા કરતાં માંડવીયા બનવાનો સહુ પ્રયત્ન કરશે તો આ પ્રવૃત્તિ બહુ સરળ અને સુખદાયી બનશે. વ્યકિતગત ઉણપોને કારણે આખી પ્રવૃત્તિમાં દોષો આરોપવાનું કે અન્તરાયો ઉભા કરવાનું પાપ કોઇ વ્હોરશો નહિ.

એક બીજી વાત: સામાન્ય લોકમાન્યતા એવી છે કે આવી પરમાર્થી પ્રવૃત્તિનો પણ કાર્યકરો કે લાભ લેનારામાંથી કેટલાક દુરુપયોગ કરે તે સંભવિત છે. આ માન્યતા કેટલેક અંશે સત્ય પણ હશે. પણ આવી પ્રવૃત્તિમાં ચોકીદારી કરવાનું અશક્ય છે. સહુ પોતપોતાના હૃદયની ચોકી કરો એવી પ્રાર્થના કરવા ઉપરાંત આપણી પાસે બીજું કોઇ સાધન નથી. તો આજે અહીં હું સહુને વિનવું છું કે આ સંદેશો યાદ રાખશો કે "દૂધ, દવા વસ્ત્ર વગેરે જે કંઇ બાળ-દેવ નિમિત્તે અર્પાય છે તે અન્ય સહુને શિવ નિર્માલ્ય હજો." આ સંદેશાનો લાવ સર્વ સ્થળે પ્રસરાવજો અને એવો વખત લાવી આપજો કે સહુને કાન પકડીને કહેવું પડે કે જામનગરમાં બાળ નિમિત્તની કોઇપણ

વસ્તુનો ઉપયોગ બીજું કોઇ કદિ પણ કરે જ નહિ.

આ પ્રવૃત્તિ નવાનગરની અખિલ પ્રજાની છે. એમાં સહુએ સહુથી બનતો ફાળો આપીને લ્હાવો લેવાનો છે. ધનિકો ધનથી, વિદ્વાનો જ્ઞાનથી, સેવાભાવી સેવાથી અને જન મહેનતથી બાલકલ્યાણના આ આશ્રમમાં પોતાનો ફાળો આપીને, આ સંસ્થાને વિશેષ સફળ અને સમૃદ્ધ બનાવવા સતત તત્પર રહેશે

છેવટમાં બાલકલ્યાણની આ પ્રવૃત્તિના નિમિત્તરૂપ બનેલા આપણા લાડીલા મહારાજ કુમારસાહેબ આ બાળકોના સક્રિય બાલ મહારાજા બનીને, શરીરે સ્વાસ્થ્ય અને આરોગ્ય ભોગવી, રાજ્યમાતા અને રાજ્યપિતાના મનોરથોને પૂરા કરે એવી હું પ્રભુ પાસે પ્રાર્થના કરું છું.



## પરિત્યક્તા

[ મન્દાક્રાન્તા ]

એ કાળે તું અતિ પ્રિય હતી રંગીલા નાથ કેરી,
રંગ્યા ઓષ્ઠે તુજ સ્થિતિ હતી લાડકી રાધિકા શી !
ત્યારે તેણે ખૂબ ચૂમી, ચૂસી, યૌવનાસ્વાદ લીધો,
ને ત્હેં ત્હારો જીવનરસ સૌ નાથને અર્પી દીધો !

અન્તે જ્યારે હું કૂ નવ મળી નાથને પ્રેમહીણા,
ત્યાગી ત્યારે, તુજ રસ અને યૌવનોન્માદ જાતાં;
રે રંગીલી, તજી દીધી ત્હને કામુકે એ અકાળે
એથી આવ્યું રવડવું હવે, કામિની, આમ ત્હારે ?

રસ્તે જાતાં દુરજન ત્હને કોઇ ઠેલે પ્રહારે,
કે કો ત્હારા દુઃખી હૃદયને ચર્ણ ચાંપે અજાણ્યે;
આવો ત્હારો પ્રિયકરથકે ! પાત હૈયાં વલોવે,
ને હાડેરી કવિઉરવિષે ચિન્તના કો જગાવે :

શું નારીને નર તજી જતા સ્વાર્થ પૂરો થતાં માં ?
સૌ પ્રાણીમાં કુદરતી રહી એજ સ્વાર્થાન્ધતા વા ?
ના, ના, બીડી, તુજ જીવનમાં તેં જ આ ઘાવ વેઠયા,
હૈયાહીણા સહ પ્રણયમાં સર્વને એ જ લાધ્યા !

રસિક ચિ. ત્રિપાઠી



## [ ૧ ] ડૉક્ટરોને કાયદાથી થતી શિક્ષાનો બચાવ ( Safeguarding )

ઈંગ્લેંડના ન્યુઝ ક્રોનીકલમાં જણાવવામાં આવ્યુ છે કે ઈંગ્લેંડમાં જે ડૉક્ટરો માતાના આરોગ્યના રક્ષણ માટે તેમજ તેની જીંદગીના રક્ષણ માટે ગર્ભપાત કરાવે તેમને અત્યાર સુધી કાયદાથી રક્ષણ મળતું નહોતું. કારણકે ગર્ભપાત કરાવવો એ ગુન્હો ગણાતો હતો. આ કાયદામાં સુધારો કરવા માટે એક સમિતિ નીમવામાં આવી હતી સમિતિના પ્રમુખ મી. નૉર્મન બર્કેટ કે. સી. હતા. બે વર્ષ સુધી આ સમિતિની વિચારણા ચાલી હતી. આરોગ્ય ખાતામાં આ સમિતિનો રીપોર્ટ રજુ થઇ ગયો છે સુધારેલા કાયદાનો ગેરઉપયોગ ના થાય તે માટે નિયમન કરેલું છે.

ડૉક્ટરોએ વર્ષો થયાં આ કાયદામાં સુધારા કરવાની માંગણી કરેલી હતી. પરંતુ રૂઢિચુસ્ત ઈંગ્લેંડમાં કોઈ કાને ધરતું ન હતું. ગર્ભપાત એ કાયદામાં ભયંકર ગુન્હો ગણાતો હતો, અને તેને માટે જીંદગીભરની સખ્ત શિક્ષા થતી હતી. ગેરકાયદે કરેલા ગર્ભપાતથી જો સ્ત્રીનું મૃત્યુ થાય તો ગુન્હો કરનારને ખૂન માટેની શિક્ષા થાય અને કદાચ ફાંસીની સજા પણ થાય. " ગેરકાયદે " એ શબ્દની ચોખવટ થઇ ન હતી તેથી ડૉક્ટરોને શિક્ષાનું જોખમ રહે છે. સમિતિએ સૂચના કરી છે કે આનું બરોબર સ્પષ્ટીકરણ થવું જ જોઇએ.

આ વસ્તુ તો ઇંગ્લેંડની થઇ. આપણે ત્યાં આ ભયંકર જોખમ કે પરિસ્થિતિનો કોઇ વિચાર જ કરતું નથી. સમાજના રગશીઆ ગાડાના ચીલામાંથી કોઇને બહાર નીકળવું નથી. સ્વાર્થસાધુ લોકો માત્ર પોતાનો સ્વાર્થ સાધી લે છે આ ગર્ભપાતનો પ્રશ્ન ખૂબ વિચારણા માંગી રહ્યો છે. અનેક દષ્ટિબિન્દુથી એની તપાસ કરવાની જરૂર છે. એક વાત સમાજના લક્ષ પર હું લાવવા માગું છું. છેલ્લા ત્રણ ચાર વર્ષના મ્હારા અનુભવ ઉપરથી કહું છું કે વિધવાઓ દુષ્ટ પુરુષોને હાથે ફસાઇ જઇ સગર્ભા થવાના દાખલા દિન પર દિન વધતા જાય છે. વિધવાના બાળકને સમાજમાં સ્થાન નથી, એ વિધવાને પણ પછી સમાજમાં સ્થાન નથી; પાપનો પુરૂષ ભાગીદાર જવાબદારી લેવાને તૈયાર નથી. વિના શિક્ષાએ એ સમાજમાં મ્હાલી શકે છે. વિધવાની ભયંકર સ્થિતિ થાય છે આ કારણને લીધે ગર્ભપાત કરાવવા માટે તેઓ અનેક ઉપાયો કરે છે. છેવટ જ્યારે ગર્ભપાત થાય નહિ ત્યારે ગુપ્ત પ્રસૂતિનો માર્ગ શોધે છે. પ્રસૂતિ થયા પછી સોમાં એક કે બે ટકા વિધવાઓને પણ પોતાનાં બાળક પ્રત્યે પ્રેમ હોતો નથી, કારણ કે સમાજ એને સંઘરતો નથી. તેથી બાળકને ઉછેરવાની જરા પણ કાળજી તેને રહેતી નથી આ પ્રમાણે જ્યારે સમાજની પરિસ્થિતિ છે. ત્યારે બાળક અને વિ[illegible]

બંનેને માટે કાંઇક ઉપાય શોધવાની જરૂર છે. સૂચના તરીકે:-

૧. વિધવા અને તેનાં સંતાનને તો અવશ્ય સમાજમાં સ્થાન મળવું જ જોઇએ.

૨. સંતાનના પિતાએ તેની જવાબદારી લેવી જ જોઇએ. વિધવા અને બાળક બંનેના વસવાટ, કેળવણી વગેરેને માટે તેમજ ભરણ-પોષણ માટે તેણે બંદોબસ્ત કરવો જોઇએ.

૩. જો સમાજ આ સ્થિતિ જીરવી શકે નહિ અને માતાને બાળકના જન્મ માટે ઇચ્છા ન હોય તો એને કાયદેસર ગર્ભપાત કરાવવા માટે ડૉક્ટરને છૂટ હોવી જોઇએ. સંખ્યાબંધ માતાઓ આત્મહત્યા કરે છે, હજારો બાળકો નિર્માલ્ય સ્થિતિમાં જન્મે છે- ( કારણ કે તેની હત્યા કરવા માટે અનેક ઉપાયો લેવાયા પછી જ એનો જન્મ થાય છે ). આ રીતે સમાજમાં સડો પેસે છે. આ પરિસ્થિતિ દૂર થવી જ જોઇએ.

આ પ્રમાણેના ગર્ભપાત માટે સરકાર તરફથી નિયુક્ત થયેલી દાક્તરોની એક ખાસ કાઉન્સીલનું સર્ટીફીકેટ મેળવવાની આવશ્યકતા હોવી જોઇએ. ઉપર જણાવેલા સંજોગોમાં આવી પડેલી વિધવાને નિરુપાયે ગર્ભપાત કરાવવાની જરૂર પડે ત્યારે તેણે આવી દાક્તરોની કાઉન્સીલનું સર્ટિફિકેટ મેળવવાની ફરજ તેને માથે નાખવી જોઇએ. તે સિવાય ગમે તે દાક્તરને આવા ગર્ભપાતની પરવાનગી ન મળવી જોઇએ.

વસ્તુ નવી છે તેથી એના વિચારથી જ આઘાત લાગશે. પણ ઉકેલ કરવાની જરૂર તો છે જ.

શારદાબહેન મહેતા

[ જ્યોતિર્ધરમાંથી સાભાર ઉધ્ધૃત. ]

## [૨] પ્રાંતીય કન્યા-કેળવણીમાં પ્રગતિ

૧૯૩૭-૩૮ ના વર્ષમાં મુંબાઇ પ્રાંતમાં કન્યા-કેળવણીએ વેગભેર પ્રગતિ સાધેલી જણાય છે. શિક્ષણ લેતી કન્યાઓની સંખ્યામાં ૨૧,૨૭૮ નો એટલે કે ૬.૫ ટકાનો વધારો થયો હતો. આગલા વર્ષમાં ૩૨૬,૫૭૧ કન્યાઓ ભણતી હતી. ૧૯૩૭-૩૮ માં ૩૪૭,૮૪૯ ની સંખ્યા થઇ હતી. કન્યા-કેળવણીની સંસ્થાઓમાં ૩૮ નો વધારો થઇને એકંદરે ૧,૭૧૨ સંસ્થાઓ થઇ હતી, પણ આમ છતાં પ્રાંતીય સ્ત્રીસમુદાયની વસ્તીમાંથી માત્ર ૪ ટકા જ શિક્ષણ લે છે, એમ માલુમ પડયું છે.

કમનસિબે મુંબાઇ યુનિવર્સિટી સાથે સ્ત્રીઓ માટેની એક પણ કૉલેજ જોડાયલી નથી. કૉલેજોમાં ભણતી કન્યાઓની સંખ્યા કાંઇ ઓછી નથી. ૧૯૩૬-૨૭ માં ૧૨૪૫ કન્યાઓ ભણતી હતી. ૧૯૩૭-૩૮ માં તે સંખ્યા ૧૪૬૫ ની થઇ હતી. સ્ત્રીઓ ધંધાદારી શિક્ષણમાં વૈદકીય શિક્ષણ વધારે લેતી માલુમ પડી છે અને એંજીનીયરિંગ તાલીમ એક પણ સ્ત્રીએ લીધી નથી. પુનાના કર્વે મહાવિદ્યાલયની કૉલેજોમાં ૨૪૧ સ્ત્રીઓ ૧૯૩૬-૩૮ માં ભણતી હતી. આ યુનિવર્સિટીની પદવીઓ સરકાર-માન્ય થઇ નથી એમ છતાં " સ્ત્રી-શિક્ષણના ક્ષેત્રમાં એ યુનિવર્સિટી એની પોતાની રીતે સારું કામ કરે છે. " એમ સરકારી યાદીમાં પણ કબુલ કરવામાં આવ્યું છે. કન્યાઓ માટે ૧૦૪ શિક્ષણ-સંસ્થાઓ આ પ્રાંતમાં અસ્તિત્વમાં છે, એમાંથી ૭ સરકાર નિભાવે છે; ૩ મ્યુનિસિપાલિટીઓ, ૧ જીલ્લા લોકલ બોર્ડ અને બાકીની ૯૩ ખાનગી મંડળો અથવા વ્યક્તિઓ તરફથી નિભાવવામાં આવે છે

એવું માલુમ પડયું છે કે-આ શિક્ષણ, છોકરાઓના શિક્ષણ કરતાં વધુ ખર્ચાળ છે. ખાનગી સંસ્થાઓનો અનુભવ એવો છે કે-

થી મારફત થતી આવક, છોકરાઓની શિક્ષણ-સંસ્થાની આવક કરતાં ઓછી અને શિક્ષિકાઓના પગાર શિક્ષકો કરતાં વધારે હોવાથી આર્થિક મુંઝવણ ઉભી રહે છે. પરંતુ સરકાર તરફથી મદદ આપવામાં સ્ત્રી-શિક્ષણ સંસ્થાઓને ઠીક ઉત્તેજન અપાતું હોવાથી કંઇક રાહત રહે છે.

શિવણકામ, ભરતકામ, દરજીકામ અને રમકડાંની બનાવટ આદિ ધંધાદારી શિક્ષણ આપતી સ્ત્રી-સંસ્થાઓ ૧૯૩૮ માં ૩૬ ની સંખ્યામાં હતી, જેમાં મોટી વયની સ્ત્રીઓ પણ તાલીમ લેતી હતી. પ્રાથમિક કન્યાશાળાઓમાં શારીરિક તાલીમ માટે પણ થોડાક કલાક ફાજલ પાડવામાં આવતા રહ્યા છે.

એકંદરે જોતાં, કન્યા-શિક્ષણ માટેની પ્રગતિ પ્રાંતીય પ્રજામાં વધતી જતી માલુમ પડી છે તેમ છતાં શહેરો અને ગામડાંઓમાં પ્રજા-માનસમાં તફાવત જણાયો છે. મધ્યમ વસ્તીના એકાદ ગામમાં ૧૫૦ બાળકો માટે શિક્ષણની જોગવાઇ હોય ત્યારે તેમાં છોકરાઓની સંખ્યા વધારે જણાય છે અને છોકરીઓ ઘેર રાખવામાં આવે છે. સ્થાનિક નેતાઓએ આ દિશામાં જાહેર પ્રજામત કેળવવાની જરૂર છે. ફરજીઆત શિક્ષણ કર્યા વિના પ્રાથમિક કન્યા-કેળવણીમાં પ્રચાર-કાર્યનું વધુ પ્રગતિસાધક પરિણામ આવવાનો સંભવ છે. ગામડાંઓમાં પ્રૌઢ શિક્ષણ પ્રચારને અંગે હવે પછી સ્ત્રી-શિક્ષણ વધતું જશે એવી આશા રાખી શકાય પણ શહેરોમાં તો સ્ત્રી-શિક્ષણની દિશામાં હજી વધુ ને વધુ સગવડો કરવાની જરૂર છે; કારણ કે શહેરી પ્રજા તો કન્યાઓને માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ આપવા ખાસ ઇંતેજાર માલુમ પડી છે. કર્વે મહાવિદ્યાલય જેવી સંસ્થાને સરકાર રજીસ્ટર્ડ કરે, તે ઉપરાંત સ્ત્રીશિક્ષણનો પ્રચાર કરતી ખાનગી સંસ્થાઓના માધ્યમિક શાળાઓ કાઢવાના પ્રયાસમાં વધુ ઉત્તેજન આપવાની રાજનીતિ દાખલ કરે, તો એવી સંસ્થાઓ દ્વારા વધુ કન્યાશાળાઓ ખુલવાનો સંભવ છે.

[ ગુજરાતી પંચમાંથી સાભાર ઉદ્ધૃત. ]

## [ ૩ ] રાજકારણી ઓટ

મવાળ મોટેરાઓ હમણાં સુધી એમ કહેતા હતા કે: હોદ્દાસ્વીકારથી મહાસભાની તાકાત અને પ્રતિષ્ઠા ઘણાંજ વધી ગયાં છે. પરંતુ મહાસભાની રાજકારણી એ ભરતી થોડા જ સમયમાં ઓટમાં પલટાઇ ગઇ છે. ગાંધીજી હવે કહે છે કે, મહાસભાવાદીઓ પર પણ હવે કાબુ રહ્યો નથી, અને બીન મહાસભાવાદીઓમાં મહાસભાની પ્રતિષ્ઠા ઘટતી ગઇ છે.

આમ થવામાં ગાંધીજી મહાસભામાંના આંતરીક સડાને કારણભુત માને છે. પરંતુ મહાસભાના તંત્રને તટસ્થ દષ્ટીએ તપાસવામાં આવે તો, નીર્વીવાદ કહી શકાય કે: મહાસભામાં દાખલ થયેલા તમામ સડાનું મુળ ગાંધીજી છે. એ સડો એમના ભગત મંડળને લઇને વધવા લાગ્યો છે. ગાંધીવાદને લીધે મહાસભામાં દંભ પણ દાખલ થયો છે. છતાં ગાંધીજીની બીનજવાબદાર સરમુખત્યારી નીચે મહાસભામાં સત્તાનાં તમામ સુત્ર પર ઇજારા હક્ક મેળવી ચુકેલા પ્રત્યાઘાતી મોવડીઓ સામાન્ય સભ્યોને અને વિશેષે કરીને ઉદ્દામોને જ દોષના મુળ તરીકે માનવાનો આડંબર કરે છે.

મહાસભાની પ્રતિષ્ઠા અને તાકાત ઘટ્યાં છે એ વાત પણ નિર્વિવાદ છે, છતાં અહીં પણ એ બધાનું મુળ ગાંધીજી અને તેમનું ભગત મંડળ જ છે. તેઓ રાષ્ટ્રની રાજકીય અને ક્રાંતિવાદી સંસ્થાને ગાંધીજીની વ્યક્તિ

## [૪] ચીનની આઝાદ વીરાંગનાઓ

ચીન જેવા ખેતીપ્રધાન નિર્દોષ દેશ પર જાપાનીઓએ જ્યારથી આક્રમણ કર્યું છે ત્યારથી અનેક ચીનાઓએ દેશની આઝાદી અર્થે રંગભોગ અને વિલાસોને તિલાંજલિ દઈ, દેશની આઝાદી અર્થે રણમેદાન સર કરી લીધું છે.

જાપાની સૈનીકોને હંફાવતી ચીનાઓનાં યુદ્ધોની હકીકતો આપણે વર્તમાનપત્રોમાં પ્રતિદિન વાંચીયે છીયે.

પણ એટલુંયે હજી બસ ન હોય તેમ ચીનની વીરાંગનાઓએ જાપાનના આક્રમણનો સામનો કરવા ક્યારનીયે કમર કસી છે. અને ચીના મર્દોની હારોહાર ઉભા રહી જાપાનીઓ સામે બંદુકો ફાડવી છે. યુદ્ધમાં જોડાવા વેશ્યાઓએ પોતાનાં પાપગૃહો બંધ કર્યાં અને લશ્કરી મોરચા સંભાળી લીધા છે. વિખ્યાત બંદરો પર નાચગાન કરી પેટ ભરતી નાચનારીઓએ સુંવાળા પંખા મેલી વજનદાર લોખંડી બંદુકો હાથમાં ઝાલી લીધી છે.

હોન્કાઉની ગાનારીઓએ 'દેશને બચાવનાર' ટુકડી ઉભી કરી, નાચ ગાનના જલસા કરી, હોટેલોમાં અને નાચવાના ઓરડામાં હોસ્પીટલો ખડી કરી છે.

ચાંગશાની લલનાઓએ કેન્ટોનની એક વેશ્યાની સરદારી હેઠળ ઘવાયેલા સૈનીકોની સારવાર કરવાની શરૂઆત કરી દીધી.

'જર જાય, ઘર જાય, લેકીન
આઝાદી કદી ન જાય!'

એ સૂત્ર ધ્યાનમાં લઈ રહેલી વીરાંગનાઓએ પોતાના કામ ધંધા પણ મુકી દીધા છે.

હોન્કાઉની ગાનારીઓએ પ્રેમનાં ગીતો ગાવાં મુકી દઈ, ચીનના ઐતિહાસિક શાતન ચમકાવતાં લોકગીતો, લશ્કરી ગીતો, અને સંગ્રામ ગીતો ગાવાનું શરૂ કર્યું છે.

સેંકડો સ્ત્રીઓએ જર ને ઝવેરાત આપી દીધાં, અને સરઘસ કાઢ્યું, એ સરઘસમાં એકજ ગીત ગાજી રહ્યું હતું, 'જાન જાય, જર જાય, ઝવેરાત જાય પણ દેશની આઝાદી કદી નહી જાય.'

લડાઈને લીધે કેટલીયે વીરાંગનાઓ વિખ્યાત બની ગઈ છે.

તેમાંની એક તો હુલાનસીઠ નામની વિખ્યાત લેખિકા છે. આ બાળાની વીરતાથી; અને ચાંગશાઈની મજદૂર બાલિકાઓની હિંમતથીજ ચીનાઈ ખેડુતોએ યુદ્ધ ખેલાતાં ખેતરોમાં રાત્રે પાક લણવા ને વાવવાની હિંમત આણી દીધી.

એક વખત કેટલાક નાહિંમત સૈનીકો મોરચાને મુકી નાઠા, તે આ સ્ત્રીઓની છાવણીમાં આવ્યા.

ચાપાણી પાઈ જ્યારે તેમને પેલી સ્ત્રીયે કારણ પુછયું, ત્યારે પેલાઓએ સાચું કહી દીધું.

તેમને તરત જ ઉત્તર મળ્યો, 'તમે ભલે નાઠા, બહાદુરો. પણ પાછળ ટકી રહેનાર તમારા ભાઈઓનું શું ?'

આ પ્રશ્ને પેલા નાહિંમત સૈનીકોને શરમાવી દીધા. બેજ કલાકમાં ફરી પાછા એ યુદ્ધને મોખરે મરવા યા જીતવા ચાલ્યા ગયા.

બીજી ચીનાઈ વીરાંગનાનું નામ છે યાહો જુઈલ. આ બાળા સોળ વર્ષની છે. વિદ્યાર્થિની છે.

ચાંગશાઈ પરના આક્રમણ વખતે પાંચસો સૈનીકો સાથે વઈ પર્વત પરથી જાપાનીઓને દિવસો સુધી આ બાળાએ યુદ્ધ આપ્યું હતું.

ત્રીજીનું નામ છે મદામ ચાઓ. ચીનાઈ રખડુ લશ્કરનાં સરદાર ચાઓ ટીન્ગની એ પીરમાતા સાહીસુદી બાઈ છે. જીવ કાકમાં સહજ બનેલી આ બાઈ છાતી મરેલા પુષ્પ:

તેલ હથીઆરો ચીનાઇ લશ્કરને પહોંચાડે છે.

એક ત્રેંસઠ વર્ષની વૃદ્ધા પીઆણ રખડુ ચીનાઇ લશ્કરની સાથે જ ફરે છે. અને તેમનાં કપડાં લત્તાં પોષ છે. જ્યારે થાકે છે ત્યારે પોતાનાં કપડાં અને વાસણોમાં જપાન વિરોધી દિવાલપત્રો છુપાવીને ભીંતે ભીંતે દુકાને દુકાને ચોડતી ફરે છે.

જાપાને જીતેલા ચીનાઇ પ્રદેશમાં પણ દેશાભિમાની ચીનાઇ સ્ત્રીઓએ સ્વદેશ ભાવના જાગૃત રાખતો પ્રચાર ચાલુ જ રાખ્યો છે. રાત્રિનાં ચોપાનીયાં વ્હેંચે છે. નદીઓપર સમાચાર પ્હોંચાડતાં પુઠાં ચિત્રીને ઉભાં કરે છે, અને વહાણવાળાઓને વાંચવા માટે વ્હેતાં કરે છે.

આવી તો અનેક સેવાઓ સ્ત્રીઓ કરે છે. એક બાળાએ અઠવાડીયા સુધી શાંગહાઇ શહેરમાં જ્યારે જાપાનીઓ જીત મેળવી ચુકેલા ત્યારે પણ એક મકાનમાં થોડાક સૈનીકોને સાથ આપતી લડી રહી હતી. ચોમેર ધડાકા કરતી બંદુકો વરસતી ગોળીઓ, આકાશમાંથી વરસતાં બોમ્બો અને દુશ્મનોની તોપો સામે એક અઠવાડીયું માનવીઓના મુર્દાની દિવાલ ખડી કરનાર એ વીરાંગના તો સારાયે ચીનની નહીં પણ નારી જાતની વીરતાની પ્રતીક ગણાય.

[ 'જય સૌરાષ્ટ્ર'માંથી સાભાર ઉદ્ધૃત ]

## [ ૫ ] હિન્દમાં સ્ત્રી દાકતરો

પડદા પાળતી સ્ત્રીઓનાં પ્રસુતિસમયનાં ખતરો નિવારવા માટે બાઇ દાકતરોની હિન્દમાં અત્યંત જરૂરિયાત હતી. મિશનરી સંસ્થાની માગણીને માન આપી ડૉ. કલેરા સ્વેઇન એમ ડી. નામનાં બાઇ દાકતરને અમેરિકાથી હિન્દ મોકલી આપ્યાં. ૨૭ જાન્યુઆરી ૧૮૭૦માં તે હિન્દમાં આવ્યાં. તેમણે બરેલીમાં રહેવાનું રાખ્યું.

બરેલીમાં ટોમસ દંપતિ નિરાશ્રિત બાળકોને ફીઝીયોલોજી અને હાઇજીનનું શિક્ષણ આપી રહ્યાં હતાં. ડૉ. સ્વેઇને આ કામ ઉપાડી લીધું અને આગળ ધપાવ્યું. તેના પરિણામે ચૌદ શિષ્યાઓ મેડિસીન, નર્સિંગ અને ફાર્માકુનિગમાં ત્રણ વર્ષ બાદ નિષ્ણાત બની. હિન્દમાં પ્રથમ નિષ્ણાત બાઇ દાકતર ડૉ. સ્વેઇનના જ્ઞાનનો લાભ ઘણી સ્ત્રીઓ લઇ રહી હતી. ડૉ. સ્વેઇનનો વિચાર મોટી હોસ્પિટલ અને દવાખાનું ખોલવાનો હતો. રામપુરના નવાબની ઉદાર સખાવતથી ઇ. સ. ૧૮૭૪માં બરેલીમાં સ્ત્રીઓ માટે હોસ્પિટલ ખુલ્લી મુકાઇ. ઘણી સ્ત્રીઓ આનો લાભ લેવા લાગી.

ખેત્રીના રાજાએ ડૉ. સ્વેઇનને રાજકુટુમ્બની સ્ત્રીઓના ડૉકટર તરીકે નિમણુંક આપી. આથી ડૉ. સ્વેઇન ઇ. સ. ૧૮૮૫માં ત્યાં ગયાં. તેમના કામથી ખુશ થઇ રાજકુમારીએ શહેરમાં સ્ત્રીઓ માટે દવાખાનું બાંધી આપ્યું. ડૉ. સ્વેઇન ત્યાં કામ કરવા લાગ્યાં.

હિન્દના મહિલા સમાજમાંથી દાકતરી શિક્ષણ લેવાની પહેલ કરનાર સન્નારી આનંદીબાઇ જોશી હતાં. ઇ. સ. ૧૮૮૬માં અમેરિકાથી દાકતરી અભ્યાસ પૂર્ણ કરી તે હિન્દ આવ્યાં. તેમને આલ્બર્ટ એડવર્ડ હોસ્પિટલમાં સ્ત્રી વૉર્ડનાં અધિષ્ઠાત્રી નીમવામાં આવ્યાં. પછી મુંબઇની કામા હોસ્પિટલમાં હાઉસ સર્જન તરીકે તેમની નિમણુંક થઇ. સ્ત્રી સમાજનાં બીજાં મોવડી રૂખમાબાઇએ ઇ. સ ૧૮૯૫માં લંડનની દાકતરી શિક્ષણની ઉપાધિ મેળવી. તેમણે પ્રથમ સુરતમાં અને પછી ઝનાના સ્ટેટ હોસ્પિટલ રાજકોટમાં કામ કરવા માંડ્યું.

કાઉન્ટેસ ઓફ ડફરીનનું ફંડ ઇ. સ. ૧૮૮૫માં જાહેર થયું. એનો ઉદ્દેશ મહિલા-વર્ગમાં નર્સિંગ અને મીડવાઇફરીએ દાક્તરી શિક્ષણનો પ્રચાર કરવાનો હતો, ઇ.સ. ૧૮૯૪માં લુધિયાણામાં ક્રિશ્ચીયન સ્ત્રીઓ માટે લેડીઝ કોલેજ ખુલ્લી મુકાઇ. ઇ. સ. ૧૯૧૬માં દિલ્હીમાં લેડી હાર્ડીંજ લેડીઝ કોલેજની સ્થાપના થઇ. એમાં ફક્ત સ્ત્રીઓને જ દાક્તરી વિદ્યાનું જ્ઞાન સ્ત્રી અધ્યાપકો દ્વારા જ અપાય છે.

ડૉ. સ્વેઇનને હિન્દમાં આવ્યાં ને શતાબ્દિ વિતી ગઇ, તે સમય દરમિયાન હિન્દની કેટલીક સ્ત્રીઓએ તબીબી વિદ્યાનું ઉચ્ચ શિક્ષણ મેળવ્યું. શિક્ષિત નર્સો અને દાયણો પણ સારી સંખ્યામાં મળી આવવા લાગી. વીમેન્સ મેડિકલ સર્વીસ અને એસોસિએશન ઓફ વીમેન ઓફ ઇન્ડિયા નામની સંસ્થાઓ હયાતીમાં આવી.

અધુના મેડિકલ કોલેજમાં અને સ્કુલોમાં સ્ત્રીઓ સારી સંખ્યામાં તબીબી વિદ્યાનો અભ્યાસ કરી રહી છે, એ સુવિદિત છે.

ડૉ. શિવપ્રસાદ કુ. ત્રિવેદી
[ પ્રસ્થાનમાંથી સાભાર ઉધૃત ]

## ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ, મુંબઇ.

### સ્ત્રીઓના શિક્ષણ માટે ઉપયોગી વર્ગો

ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ તરફથી વીઠલભાઇ પટેલ રોડ અમરોલી હાઉસમાં સ્ત્રીઓના શિક્ષણ માટે બપોરે ૧ થી ૫ (સ્ટા. ટા.) સુધી જે જે વર્ગો ચાલે છે, તેની સંક્ષીપ્ત માહીતી જાહેર પ્રજાની જાણ માટે નીચે પ્રમાણે છે.

મોટી વયની તદ્દન અભણ સ્ત્રીઓ ટુંક સમયમાં સારી રીતે લખતાં વાંચતાં શીખી જાય છે.

નિશાળોમાં થોડો ઘણો અભ્યાસ કરી ઉઠી જનારી કન્યાઓ તથા પરણેલી સ્ત્રીઓ પણ પોતાના અનુકુળ સમયે વધારે અભ્યાસ ચાલુ રાખી શકે માટે ગુજરાતી, અંગ્રેજી, સંસ્કૃત, સંગીત, શીવનાં, વેતરનાં, ભરતાં, ગુંથતાં, પેન્ટીંગ, પેચવર્ક, ડ્રોઇંગ, હુન્નરી કામ શીખવાના તથા ફર્સ્ટ એડ હોમ નર્સીંગ અને હીન્દી ભાષા તથા શાસ્ત્રીય પદ્ધતિથી કપડાં પોતાના ઉપયોગી શિક્ષણવર્ગો ચલાવવામાં આવે છે.

સ્ત્રીઓના વાચન માટે લાઇબ્રેરી અને રીડીંગરૂમ છે. સ્ત્રીઓ પુસ્તકો વાંચવાને ઘેર લઇ જઇ શકે છે. બાળ પુસ્તકાલય પણ છે. ૫ થી ૧૫ વર્ષની ઉમ્મરનાં છોકરા-છોકરીઓ બાળ-સાહિત્યનાં ગુજરાતી-અંગ્રેજી પુસ્તકો ઘેર વાંચવાને લઇ જઇ શકે છે.

ગુજરાતી સાથે મેટ્રિક સુધીનું જ્ઞાન ધરાવનારી બહેનો માટે ત્રણ વર્ષના નિયત અભ્યાસક્રમથી ખાસ સ્ત્રી વિદ્યાલય ચાલે છે. બધા વર્ગો શિક્ષિકાઓ ચલાવે છે.

# બોલતા આંકડા!

'બૉમ્બે મ્યુચ્યુઅલ'ની પ્રગતિના જાજરમાન પુરાવો

આપતા બોલતા આંકડા!

- દરખાસ્ત થયેલું કામકાજ..............................૨·૫૮ કરોડ
- કુલ ભરપાઈ થયેલું કામકાજ..............................૨·૦૫ કરોડ
- કુલ કામકાજ..............................૧૦ કરોડ.
- કુલ અસકયામતો..............................૧·૪૬ કરોડ
- પ્રીમીઅમની આવક..............................૫૧ લાખ

= ચીફ એજન્ટસ =

**મે. મોહન સન્સ એન્ડ કું.**
એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

**મે. એમ. સી. શાહની કું.**
૫૪, રીચર્ડ રોડ, અમદાવાદ.

# ધી બૉમ્બે મ્યુચ્યુઅલ

## લાઈફ એસ્યુરન્સ સોસાયટી લી.

બોમ્બે મ્યુચ્યુઅલ બીલ્ડીંગ........કોટ, મુંબઈ.



**વડોદરામાં અંત્યજ મહિલા મંડળની સ્થાપના :** નવી ધરતીના મજુર કલ્યાણ કેંદ્રની કચેરીમાં અંત્યજ મહીલા મંડળ સ્થાપવાનો સમારંભ તા. ૧૪ મીએ સાંજે સૌ. સરલાબ્હેન જયોતીંદ્ર મહેતાના પ્રમુખપણા નીચે થયો હતો.

**નડીયાદ મ્યુનીસીપાલીટીમાં** દશા પોરવાડ વણિક યુવતી શ્રી કપીલાબ્હેન દલાલ મહાસભા પક્ષ તરફથી ચુંટાઈ આવ્યાં છે.

**અખીલ હિન્દ મહિલા પરિષદની** બેઠક સાંગલીમાં રાણી લક્ષ્મીબાઈ રાજવાડેના પ્રમુખપદે જુલાઈમાં મળશે.

**રત્નાગીરીમાં** સ્ત્રીઓ માટે તરવાનો વર્ગ ઉઘાડ્યો છે.

**હીંદુ સ્ત્રીઓની ગેરલાયકાતો :** એમ જણાય છે કે સર એન. એમ. સરકાર, ડૉ. દેશમુખ, મી. દ્વારકાનાથ મીત્ર, શ્રી. એમ. એસ. અણે, અને શ્રી. રામદાસ પંતુલુએ હીંદુ સ્ત્રીઓના રહેઠાણ અને ખોરાકીને લગતી ગેરલાયકાતો વિષે ધારાસભાએ પસાર કરેલા ઠરાવ અનુસાર નીમાનારી કમીટી પર કામ કરવાને સ્વીકાર્યું છે. સર તેજબહાદુર સુપ્રુ તેમજ શ્રીમતી સુબ્બારાયનના જવાબો હજી આવ્યા નથી.

**નવી ગર્લ્સ હાઇસ્કુલ :** અમદાવાદ એજ્યુકેશન સોસાયટી તરફથી બે કૉલેજો કાઢવા પછી હવે એઓ તરફથી એક ગર્લ્સ હાઇસ્કુલ નીકળનાર છે. આ માટેની તૈયારીઓ ચાલી રહી છે અને યોજના વિચાર હેઠળ છે.

**ભાટીઆ સ્ત્રીમંડળ:** ભાટીઆ સ્ત્રીમંડળની વ્યવસ્થા હેઠળ કોટમાં એક સ્ત્રી શિક્ષણવર્ગ મુંબઈ ભાટીયા મહાજનના ફંડમાંથી ચાલી રહ્યો છે. એ વર્ગમાં બહેનોને સુંદર શિક્ષણ અપાય છે. રોજ બપોરે સ્ટા. ટા. ૨-૦ થી ૫-૦ સુધી આ વર્ગ ચાલે છે. આ સંસ્થાનો લાભ ભાટીયા બહેનો મફત લઇ શકે છે. જ્યારે બીજી ગુજરાતી બહેનો માટે મંડળે અમુક ફી લઇને વર્ગનો લાભ આપવાની વ્યવસ્થા કરી છે.

અંગ્રેજી, ગુજરાતી, શીવણ, ભરત, ગુંથણ વગેરેનું શિક્ષણ લેતી બહેનોને આ લાભ મોટા પ્રમાણમાં લેવા આગ્રહભરી વિનંતિ છે. સ્થળઃ ભાટીયા સ્ત્રી મંડળ, મંગેશ સેનોઈ સ્ટ્રીટ, કોટ મુંબઇ.

**શેઠ તાપીદાસ અને તુલસીદાસ વ્રજદાસ ચેરીટેબલ ટ્રસ્ટ ફંડના** ટ્રસ્ટીઓ એ ફંડમાંથી હિન્દુ કોમના ગરીબ અને લાયક છોકરાછોકરીઓને કેળવણી માટે ફી તેમજ ચોપડાની મદદ આપવા માગે છે. આથી મદદ લેવા પ્રચ્છનારે પોતાની સ્થિતિ તેમજ મદદનો પ્રકાર જણાવી, શ્રી ચીમનલાલ દામોદરદાસ, ધી સેન્ટ્રલ ટ્રેડીંગ કંપની ૮૧. કાવસજી પટેલ સ્ટ્રીટ મુંબઈ, એ સરનામે અરજ કરવી.

**પોરબંદરના આર્યકન્યા વિદ્યાલયમાં** ૧૬૦ બ્રહ્મચારિણીઓ માટે સવડ છે. જરૂર પડતાં ૩૨૦ માટે સવડ થઈ શકશે. આઠ વર્ગનો અભ્યાસક્રમ રાખ્યો છે.

**જામનગરમાં ધી ગુલાબકુંવરબા બાળ સંરક્ષણ સંસ્થા :** ના. મહારાણીશ્રીના હસ્તે ખુલ્લી મુકાઇ છે. આ પ્રસંગે તેઓશ્રી ઓઝલ પડદાનો ત્યાગ કરી આવ્યાં હતાં. ખુલ્લે મોઢે મહારાણીએ ફરવાનો જામનગરમાં આ પ્રસંગ પહેલ વહેલો જ છે.

**તા. ૨-૬-૨૯ ને દિવસે લુધીયાણા ક્રિશ્ચિયન મેડીકલ કોલેજની વાર્ષિક**

મીટીંગ મળી હતી. આજથી ૪૮ વર્ષ ઉપર આ કૉલેજ સ્થપાઇ છે. અને શરૂઆતમાં તેના ફંડમાં માત્ર ૫૦ પાઉન્ડ હતા અને માત્ર ૭ કન્યાઓ દાખલ થઇ હતી. હવે આખા હિન્દમાંથી દરેક પ્રાંતની કન્યાઓ દાક્તર, નર્સ, દાઇ તેમજ કૉમ્પાઉન્ડરનું કામ અને ડીસ્પેન્સીંગનું કામ શિખવા ત્યાં આવેછે. અને તેમાંની ઘણી સંખ્યા ક્રિશ્ચિયન સિવાયના બીજા ધર્મોની કન્યાઓની છે, પંજાબ સરકાર તરફથી કૉલેજને મદદ મળે છે, ૧૮૯૪ થી ૧૯૩૮ સુધીમાં આ કૉલેજમાંથી ૩૬૦ સ્ત્રી દાક્તરો, ૨૧૦ નર્સો, ૯૦૦ દાઇ તથા ૧૫૬ ડીસ્પેન્સર બાઇઓ પાસ થઇને બ્હાર પડી છે. દવાખાનામાં ૨૬૪ દરદીનો સમાવેશ થઇ શકે એટલા ખાટલા છે, ગયે વરસે એવા દરદીની સંખ્યા ૫૪,૮૫૫ હતી

**નાગપુર યુનિવરસિટિની બી. એ.ની પરીક્ષામાં શ્રીમતી કુસુમ નાયર** ફર્સ્ટ ક્લાસમાં પહેલે નંબરે પાસ થયાં છે, તેઓ પરિણિત છે, અને બ્હારનાં ઉમેદવાર તરીકે પરીક્ષામાં બેઠાં હતાં. બી. એ. ની પરીક્ષામાં પહેલે નંબરે પાસ થનાર વિદ્યાર્થીને 'કોરીઆ દરબાર સુવર્ણ ચંદ્રક' મળે છે તે તેમને આ વર્ષે મળ્યો છે. તે ઉપરાંત સ્ત્રી ઉમેદવારોમાં પ્રથમ આવનાર તરીકે રાધાબાઇ પાવર્ણારકર સુવર્ણચંદ્રક તથા હિંદુ સ્ત્રી વિદ્યાર્થીમાં પ્રથમ આવનાર તરીકે કૃષ્ણરાવ ગોલવલકર ઇનામ પણ તેમને જ મળ્યું છે.

**સિંધની ધારાસભામાં** શ્રી. ડૉ. હેમનદાસ તરફથી રજુ થયેલું **પહેરામણી બીલ** પસાર થયું છે. તે અનુસાર, સિંધના હિંદુઓમાં સગપણની પહેલાં કે પછી ૭ માસ સુધીમાં કે લગ્નના પહેલાં કે પછી બે વર્ષ સુધીમાં લગ્નની પહેરામણી તરીકે આપેલી કોઇ પણ ભેટ કે પૈસાની લેવડદેવડની મના કરવામાં આવી છે.

**અખીલ હિન્દ મહિલા પરિષદની** વડોદરાની શાખા સ્ત્રીઓની એકંદર જાગૃતી લાવવા માટે અથાગ પ્રયત્ન કરી રહી છે.

ગત બે માસથી સભાના કેટલાક સભ્યોએ લત્તાઓમાં સભાઓ રાખી બ્હેનોને જીવન કેવી રીતે જીવી શકાય તે સમજાવવા પ્રયત્ન કર્યો હતો અને નવી ધરતી પર ગોલવાડ અને હરીજનવાસની મુલાકાત લઇ તેમનાં સુખદુઃખની વાતો કરી ત્યાં આગળ મોટી વયની બ્હેનોને અક્ષરજ્ઞાન આપવા માટે કાયમનો એક વર્ગ ખોલવામાં આવ્યો છે.

દર સોમવારે જુદા જુદા સભ્યો નવી ધરતીના લત્તાઓમાં પ્રચારાર્થે જાય છે અને મેજીક લેન્ટર્ન, સીનેમા આદી દ્વારા જુદા જુદા ઉપયોગી વીષયો પર વીવેચન કરી ક્રિયાત્મક જીવન બનાવવા પ્રયત્ન કરે છે.

**નવાં પ્રસૂતિગૃહો :** અમદાવાદની મ્યુ. હવે ત્યાં શહેરના જુદા જુદા વૉર્ડોમાં જે નર્સો રાખેલી છે તે ધીમે ધીમે કમી કરીને, જુદાં જુદાં વૉર્ડોમાં મ્યુ. દવાખાનાંઓ સાથે નાનાં નાનાં પ્રસુતિગૃહો ઉઘાડનાર છે. એ રીતે શાહપુર અને જમાલપુરનાં દવાખાનાંઓ સાથે પ્રસુતિગૃહો થશે. સરસપુરમાં તો એક પ્રસુતિગૃહ ચાલુ થઇ ગયું છે. અને બહેચરદાસ લશ્કરીના દવાખાના પાસે રૂ. ૧૦૦૦૦ ની રકમ આપી પ્રસુતિગૃહ કાઢવાનું શેઠ દુર્ગાપ્રસાદે જણાવેલું છે.

**અમદાવાદ પાસે સ્ત્રી, બાળકોની જાગૃતિ :** અગાઉથી જાહેર કર્યા પ્રમાણે ગઇ કાલે ફળાઉ ઝાડોનાં ફળોનો સત્યાગ્રહ કરવાનો હોવાથી નીકોલમાં અજબ પ્રકારની જાગૃતિ આવી હતી. સવારના વહેલા ઉઠી ખાઇ પી પરવારી આઠ વાગ્યાથી ગામમાં તમામ સ્ત્રી-પુરૂષો ભાગોળે જમા થયાં હતાં. ઠરાવ મુજબ બરાબર સાડાનવ વાગ્યાના સુમારે સરઘસના આકારમાં તમામ સ્ત્રી-પુરૂષો ને બાળકોના

સમુદ્ર વાજતે ગાજતે વગડામાં જ્યાં ઇનામદારે પહાણો મૂક્યા હતા ત્યાં ગયા હતા.

આ વખતનું દશ્ય અનુપમ હતું. પ્રથમ રાષ્ટ્રધ્વજ, પછી ગાડાં, પછી બાળકો, પછી જુવાનો ને છેલ્લે સ્ત્રીઓ ગોઠવાયેલી હતી. સ્ત્રીઓ પોતાના મધુર સુરથી ગીતો ગાતી ચાલતી હતી. આખું વાતાવરણ "ઇન્કીલાબ ઝીન્દાબાદ" "ઇનામદારના અન્યાયી હકોનો નાશ થાઓ" વગેરે વાક્યોથી ગાજી રહ્યું હતું.

**સ્ત્રી કામદારોની ચળવળ :** મુંબઇમાં ફીનીક્ષ મીલના કામદારોના સરઘસને ચર્ચગેટ સ્ટ્રીટ આગળ પોલીસે અટકાવતાં કામદારોમાં ઉશ્કેરણી ફેલાવા પામી હતી.

તા. ૨૦ મીએ સવારે ફીનીક્ષ મીલ આગળ એક સભા ભરવામાં આવી હતી અને ત્યાંથી એક સરઘસ કાઢવામાં આવ્યું હતું. સરઘસમાં હજારો કામદારોએ તથા ૫૦૦ જેટલી સ્ત્રી કામદારોએ ભાગ લીધો હતો. સરઘસની આગેવાની કામદાર આગેવાનો મિ. પાઠક, મિસસ ઉષાબાઇ ડાંગે વિગેરેએ લીધી હતી. સરઘસમાં લાલ વાવટાઓ પણ રાખવામાં આવ્યા હતા.

**રંગુનમાં વિદ્યાર્થીઓની હડતાળ :** કુંડાવગેરેની મ્યુ. શાળામાં કન્યાઓએ ઉન્હાળાની રજા પૂરી થયા પછી શાળા ખુલી ત્યારે એક હડતાળ પાડી હતી. પણ અન્ય હડતાળોની માફક આ હડતાળનો ઉદ્દેશ રાજકારી નહોતો.

રંગુનની કેળવણી બોર્ડે ઉપરોક્ત શાળાની છોકરીઓએ રંગુનના બીજા ભાગમાં રોપોચીનની શાળામાં ફેરબદલ કરવાનો નિર્ણય કર્યો હતો. તેનો વિરોધ કરી કન્યાઓએ પોતાની જુની શાળાનો ત્યાગ કરી નવા વાતાવરણમાં જવાની ના પાડી છે.

પાઝનડોગ મ્યુ. શાળાની કન્યાઓએ પણ એજ પ્રકારનો વિરોધ કર્યો છે. તેમને મોન્ટગોમરી સ્ટ્રીટની નવી શાળામાં જવાનું કહેવામાં આવ્યું હતું.

**મીસ ધર્તી રૂસ્તમજી બી. એ. :** તેમણે લંડન યુનીવર્સીટીમાં બી. એ. ની પરીક્ષા પસાર કરી છે તેમજ લંડનની રોયલ કોલેજ ઓફ મ્યુઝીકમાં પ્રથમ ઇનામ મેળવ્યું છે.

**પોરબંદરમાં સ્ત્રી હુન્નરઉદ્યોગશાળા**ના મકાનનું ખાતમુહૂર્ત શેઠ નાનજીભાઇ કાળીદાસનાં પુત્રી કુ. સવિતાલક્ષ્મી બહેનના હાથે થયું છે. ના. મહારાણીશ્રી રૂપાળીબા સાહેબે આ મકાનના ફાળામાં રૂા. બે હજાર આપ્યા છે.

**પંચમહાલ રેવાકાંઠા યુવક પરિષદ :** ગોધરામાં શ્રીમતી સત્યવતીદેવીના પ્રમુખપદે મળી હતી.

**ભરૂચની દશાલાડ જ્ઞાતિએ** પોતાની જ્ઞાતિના વિધવાઓને પુનર્લગ્ન કરવાની છુટ આપી છે.

**મુંબઇ ઇલાકાના ગ્રેજ્યુએટ વીમેન્સ યુનીયનના** પ્રમુખ તરીકે મુંબઇ સેવાસદનનાં સેક્રેટરી મીસ.બી. એ ઇન્જીનીયર સુંટાયાં છે.

**ચરોતર પ્રદેશની જે કોઇ બહેન** મુંબઇ યુનિ. ની કે પૂનાની નાથીબાઇ મહિલા વિદ્યાપીઠની મેટ્રીકની પરીક્ષા આ વર્ષે પાસ કરી હશે તેમને સ્વ. ખુશાલદાસ ગોકળદાસ પટેલના સ્મરણાર્થે તેમના પુત્રો તરફથી મળેલ સ્ત્રી કેળવણી ફંડમાંથી સોસાયટિ દરેકને રૂા. ૧૫ નું ઇનામ આપશે

**શ્રીમતી વિમળપ્રતિભાદેવીએ** રાજનંદગાંવ મીલ મજદુર યુનીઅનની બીજી સંવત્સરીના પ્રસંગે પ્રમુખસ્થાનેથી ભાષણ કરતાં કહ્યું હતું કે "મહાસભાનો મવાળ પક્ષ નજીકના ભવિષ્યમાં અગ્રાહાની લડતની નેતાગીરી લેવાનો નથી એ ગાંધીજીની રાજકોટ

ખાતેની પ્રવૃત્તિમાંથી પ્રસિદ્ધ થઇ ચુકયું છે. બંધારણને તોડી ફોડીને ફેંકી દેવા તૈયાર બનેલા મહાસભાવાદીઓ હાઇસેના થોથાંઓમાં દટાઇ ગયા છે, તેમજ કામદારો ને કીસાનો પ્રત્યેની તેમની નીતિ પ્રત્યાઘાતી પુરવાર થઇ છે.

મજુરોના ક્ષેત્રમાં ગાંધી સેવાસંઘ નામની પ્રત્યાઘાતી સંસ્થાએ પગ પેસારો કર્યો છે. આને લીધે મજુરોનાં હિતો ભયમાં આવી પડેલાં જણાય છે. આગામી મુશ્કેલ સ્થિતિને પહોંચી વળવા તમારે તૈયાર રહેવાની જરૂર છે.

**એલ. સી. પી એન્ડ એસ :** ( નાના ડાકટર )ની છેલ્લી પરીક્ષામાં ૨૬૨ પૈકી ૯૭ વિદ્યાર્થી પાસ થયા છે પૈકી **વીધા ચુનીલાલ પારેખ અને સરલા મણીલાલ પટેલ** ગુજરાતી હીંદુ યુવતીઓ છે.

**મેટ્રીકની પરીક્ષામાં અંગ્રેજીની સ્કોલરશીપ :** ડૉ. દાદાભાઇ નવરોજી સ્કોલરશીપ ( ઈંગ્લીશમાં સૌથી વધારે માર્ક લેનાર હિંદી વિદ્યાર્થીનીને માટે ) નંબર ૭૮૧૭ **પરીખ સરલા નવીનચંદ્ર** અમદાવાદ સેંટર (નારણભાઇ હાઇસ્કુલ પેટલાદ)ને મળે છે. તેમના માર્ક ૭૮ છે.

**મદ્રાસમાં શ્રીમતી મોન્ટેસોરીના શિક્ષણવર્ગ :** આવતા નવેમ્બરથી જાન્યુઆરી ( ૧૯૪૦ ) સુધી ત્રણ માસનું એક બાલશિક્ષણસત્ર શ્રી. ડૉ. મોન્ટેસોરી મદ્રાસ ઇલાકા થિયોસોફીના કેન્દ્ર અડ્યારની 'ધ બિસંટ થિયોસોફિકલ સ્કૂલ'માં ચલાવનાર છે. એ શિક્ષણવર્ગ આમ તો આંતરરાષ્ટ્રીય રહેશે પરંતુ હિંદી બાલપ્રજાને અનુકૂળ બને એ પદ્ધતિએ ચાલશે. એ શિક્ષણસત્રનો કાર્યક્રમ લગભગ ચોક્કસ થઇ ગયો છે. મુખ્ય ત્રણ વિભાગ છે: (૧) ત્રીસથી ચાલીસ જેટલાં ડૉ. મોન્ટેસોરીનાં વ્યાખ્યાનોની માળા; (૨) નિરીક્ષણવર્ગો; (૩) શિક્ષણવર્ગો. જે ઉમેદવારો આ વર્ગમાં જોડાવા ઇચ્છતા હોય તેમણે 'The Hon Secretary, Olcott Gardens, Adyar, Madras'ને સરનામે અરજી કરવાની છે. સત્રની ફી રૂ. ૧૪૫ તથા નામ-નોંધણીની ફી રૂ. ૫ આગળથી ભરવાની. સત્રની ફી માટે માસિક હપતાની ગોઠવણ છે, જેનો લાભ અરજી કરવાથી મળી શકશે. જે ઉમેદવારો સત્રને અંતે સંતોષકારક કાર્ય કરી બતાવશે તેમને 'મોન્ટેસોરી પ્રમાણપત્ર' મળશે. બહારથી આવનારાઓ માટે રૂ. ૭૫ ભરવાથી રહેવાની અને જમવાની સગવડ થશે. આ બાબત માટે શ્રી. જી. એસ. એરન્ડેલના પ્રમુખપદ હેઠળ એક સમિતિ નીમાઇ છે, અહીં આપેલ સરનામે પત્રવ્યવહાર કરવાથી વિશેષ માહિતી મળી શકશે.

ડૉ. મોન્ટેસોરી ૧૯૪૦ ના માર્ચ સુધી હિંદુસ્તાનમાં રહેશે. શિક્ષણસત્ર પૂરું થયા બાદ એઓ પ્રાન્તોની વિદ્યાપીઠોની મુલાકાત લેશે, ભાષણો આપશે અને હિન્દુસ્તાનમાં ફરશે. એઓ માને છે કે હિંદ એક આધ્યાત્મિક દેશ છે અને તેથી કેળવણીનું ધ્યેય સારી પેઠે સમજે તેમ છે. શિક્ષણસત્રનો અભ્યાસક્રમ માતાઓને, બાલમાનસશાસ્ત્રીઓને, દાક્તરોને તથા શિક્ષકોને ખાસ ઉપયોગી થઇ પડશે.

**કુમારી થરેસીયા કોરાહ બી. એ.** ત્રાવણકોર ધારાસભાનાં ચુંટાયલાં પહેલાં બાનુ સભ્ય.

**લગ્નમાં ઠાઠમાઠ :** તુર્કીના પ્રમુખ જનરલ ઇનોનુએ ઠાઠમાઠથી અને ભપકાથી થતી લગ્નની ક્રિયાઓ પર પ્રતિબંધ મૂકયો છે. આ પગલાંનો ઉદ્દેશ લોકોમાં કરકસરની ટેવ પાડવાનો છે.

આંતરિક ખાતા તરફથી સર્વ જીલ્લાઓને મળેલા પરિપત્રમાં ચેતવણી આપવામાં આવી છે કે હવેથી ખાસ લગ્નસમારંભે

ગૌદરવા, નવવધુને દાયજો આપવો, લગ્નની ભેટ આપવી, લગ્નમાં નવવધુની ગાડી પાછળ પાંચ કરતાં વધુ ગાડીઓ રાખવી અથવા તો હોટેલો જેવાં જાહેર સ્થાનોમાં લગ્નની ઉજાણી ઉજવવી એ કાયદાવિરુદ્ધ છે.

ગુન્હો કરનારાને ભારે દંડની સજા કરવામાં આવશે.

**બાળલગ્ન અંગે ઠરાવ :** ભાદરણ મહાલમાં આવેલા કોસીંદ્રા ગામે સામાજિક પ્રસંગ નિમિત્તે ૮૬ ગામના હરિજનોનું પંચ એકત્ર થયું હતું. જુદાં જુદાં ગામોના મળી ૫૦૦ થી ૭૦૦ હરિજનો હાજર હતા. આ સભામાં બોરસદ તાલુકા હરિજન સેવકસંઘના મંત્રી વિગેરે હાજર હતા. આ પંચે બાળલગ્નો નહિ કરવા ઠરાવ કર્યો હતો અને બોદાલ હરિજન આશ્રમ તરફથી બહાર પડતી પત્રિકા કે જેમાં શારદા એકટની સમજુતી કરી હતી તે સમજાવવામાં આવી હતી. આ ઉપરથી પંચે તે ઠરાવને વળગી રહેવા ઠરાવ્યું હતું. વધુમાં શ્રી. અંબાગીરીજી મદ્યનિષેધની ચાલતી પ્રવૃત્તિનો ખ્યાલ આપી હરિજન ભાઈઓને આ પ્રવૃત્તિને મદદ કરવા અપીલ કરી હતી સભાએ ઉપરોક્ત મતલબનો ઠરાવ પસાર કર્યો હતો.

**મુંબાઇની રેશમની મીલમાં સ્ત્રી-કામદારોની હડતાલ :** મુંબાઈમાં રે રોડ પર આવેલી મનહર સીલ્ક મીલોમાં કામ કરતી લગભગ ૧૫૦ સ્ત્રી કામદારો છેલ્લા કેટલાક વખતથી હડતાલ પર ઉતરી હતી તેઓની માગણી પગારમાં વધારો કરવા બાબતની હતી. તેમને બીજા ખાતાની પણ મદદ હતી. બાજુમાં કામ કરતી બીજી મીલો વિજય અને હળીગના કામદારો પણ હડતાલ પર છે. એકંદર ૧૩૦૦ કામદારો હડતાલ પર છે. પીકેટીંગ પણ સીલ્ક મીલ વર્કર્સ યુનીયનની દેખરેખ નીચે ચાલુ છે. છેલ્લા ૩-૪ દિવસથી લગભગ અડધા કામદારો કામ પર ચડી ગયા છે. એ વફાદાર કામદારોને બપોરે રજામાં બહાર નીકળતાં ઈજા પણ પહોંચાડી હતી.

**શ્રીમતી કિરણબોઝ :** લીગ ઓફ નેશન્સની સામાજીક પ્રશ્નો ઉપર ભલામણ કરનાર સમીતીના રીપોર્ટર તરીકે શ્રી. સૌ. કરણબોઝની નિમણુક કરવામાં આવી છે. આ જગ્યા ઉપર આ વખતે પહેલીજવાર એક હિન્દી મહિલાની નિમણુક થયેલી છે.

**બાળક અને માતાની સંભાળ બાબતમાં જુદા જુદા દેશોમાં લેવામાં આવતા ઉપાયો :** જીનીવામાં શરૂ થતી લીગ ઑફ નેશન્સની સામાજીક પ્રશ્નો ઉપર ભલામણ કરનાર સમીતીની ત્રીજી બેઠકમાં બાળકોની સંભાળ લેનાર સમીતી તરફથી રજુ થયેલા રીપોર્ટની તપાસ થઈ હતી. આ રીપોર્ટમાં જુદા જુદા ત્રીશ દેશોમાં ઈ. સ. ૧૯૩૭ની સાલમાં બાળમ્રુત્યુની બાબતમાં લેવામાં આવતા કાયદેસરના અને બંધારણીય પગલાંની સમીક્ષા કરવામાં આવી છે. અને તેમાં બાળક-માતા અને તેના કુટુમ્બને મળતાં સંરક્ષણ વધારે પ્રમાણમાં મળે એ વિષય પર વધુ ધ્યાન આપવામાં આવ્યું છે. તેમજ સામાજીક પ્રશ્નોમાં સાથી વધુ આગળ વધેલા ર... કવાંગસી પરગણામાં આ બાબતમાં કેવા કેવા ઉપાયો યોજવામાં આવે છે તે ખાસ કરીને બતાવવામાં આવ્યું છે.. અને ચીનને બદલી રહેલી આ હીલચાલનો પણ એમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ બાબતમાં યુનાઇટેડ સ્ટેટસ અને યુનાઇટેડ કીંગડમમાં જે વ્યવસ્થા છે એ પણ આ રીપોર્ટમાં સંપૂર્ણ બતાવેલી છે અને આવા મોટા દેશો માતા અને બાળકની તંદુરસ્તીની બાબતમાં કેટલી કાળજી લે છે તે તથા શારીરિક કેળવણીની જરૂરીયાત સમજાવે છે.

તે ઉપરાંત ૧૯૩૭ ના ડીસેમ્બરની ૩૧ મી તારીખના સ્વીટઝરલેન્ડના ફોજદારી કાયદામાં સૂચવવામાં આવેલા મુદ્દાઓ તથા ટરકીમાં એ બાબતમાં લેવામાં આવતા ઉપાયો તથા કાયદેસરનાં કેવાં પગલાં લેવામાં આવે છે તે પણ બતાવેલું છે.

"ગુણસુંદરી"

# બાલવિભાગ

તન્ત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૯ : અંક ૭ | પુસ્તક ૯ | જુલાઈ : ૧૯૩૯

## ભાઈનો મોરલો

મારે આંગણીયે ઊગી છે લીમડી;
 લીલુડી નામ મેં તો પાડિયું હોજી રે....મારા.
મીઠી સુવાસીત મ્હેકે છે લીમડી;
 આસપાસ ફેલી ડાળીઓ હોજી રે...મારા.

મારી લીમડીએ આવે છે મોરલો;
 મોતી ચરંતો ને નાચતો હોજી રે...મારા.
ડાળે બેસંતો ઉડીને મોરલો;
 દેવનો દીધેલ એ તો દોવલો હોજી રે....મારા.

ભાઈનો મોરલો સાથે રમે છે;
 ભાઈની સાથ એ તો નાચતો હોજી રે....મારા.
ભાઈનો મોરલો સહુને ગમે છે;
 ભાઈની સાથ એ તો ખેલતો હોજી રે....મારા.

પુષ્કર : ચંદરવા

# વાંદરાનું વેર

એક હતો રાજા. તેનું રાજ્ય બહુ મોટું નહોતું. રાજધાનીનું ગામ પણ ઠીક ઠીક હતું.

એક વાર તેના ગામમાં જંગલમાંથી એક વાંદરો તથા વાંદરી આવીને રહ્યાં. એ ગામમાં વાંદરાને તથા વાંદરીને સહુ ખાવાનું આપે ને વાંદરો વાંદરી સુખેથી રહે. કોઇને કશી રંજાડ કરે નહિ. વખત જતાં એ બંનેને બચ્ચાં થયાં. વળી આ ગામમાં વાંદરાની સહુને નવાઇ એટલે ન્હાનાં મોટાં સહુ કાંઇક ને કાંઇક તેમને આપે. તેથી બચ્ચાં કચ્ચાં સહુ ગેલ કરે, ખેલે કૂદે ને આનંદ કરે.

વાંદરા વાંદરીને થયું કે આ ગામમાં તો ભારે સુખ છે, તો ચાલોને આપણા બીજા જાતભાઇને પણ જંગલમાંથી તેડી લાવીએ. તેથી તેઓ બંને એક વખત જંગલમાં જઇને પોતાના કેટલાક જાતભાઇઓને તેડી લાવ્યા. અને ધીરે ધીરે તેમનો પરિવાર ઘણો વધી પડયો. જ્યાં જુઓ ત્યાં, ઝાડ ઉપર કે ઘરને છાપરે કે આંગણે બસ વાંદરાં ! વાંદરાં !

વાંદરાની જાત મૂળ તો અડપલી. સખણી રહે નહિ. એટલે ધીમે ધીમે વાંદરાઓ પોતાના જાતિ સ્વભાવ ઉપર જવા લાગ્યા. જ્યાં ત્યાં રંજાડ કરે. કોઇના ઘરમાંથી વસ્તુઓ ઉપાડી ભાગી જાય કે કોઇના બાળકના હાથમાંથી મીઠાઇ ઉઠાવી જાય. ગામમાં સહુ વાંદરાથી કાયર કાયર થવા લાગ્યા.

પ્રથમ આવનાર વાંદરો તથા વાંદરી ઘરડા થયા એટલે બંનેને જાત્રા કરવાનો વિચાર આવ્યો. પોતાના બચ્ચાં કચ્ચાંને શાન્તિથી રહેવાની ભલામણ કરી એ બંને જાત્રા માટે રવાના થયાં.

હવે વાત એમ બની કે રાજાનો માનીતો ઘોડો માંદો પડયો. કેમે કરીને સાજો થાય નહિ. સારા સારા વૈદ્યો આવ્યા, હકીમો આવ્યા. ઉપચારોમાં કશી કમીના નહિ. પણ અશ્વરાજ સાજા થાય નહિ. રાજાએ પોતાના રાજવૈદ્યને બોલાવી ગમે તે ખર્ચે ઘોડાને આરામ કરી દેવા કહ્યું. વૈદ્ય વાંદરાઓની રંજાડથી ત્રાહ્ય તોબા પોકારી ગયો હતો. એટલે કોઇ ઉપાયે વાંદરાંનું કાસળ કાઢવા વિચારમાં હતો. ત્યાં આ તક મળી. એટલે તેણે રાજાને કહ્યું કે " નામવર ! જો ગામનાં સઘળાં વાંદરાંને ઘાણીમાં ઘાલી તેલ કાઢવામાં આવે અને તે તેલનું માલિશ આપના અશ્વરાજને કરવામાં આવે તો તરત આરામ થાય. બીજો કોઇ ઉપાય કારગત થાય તેમ નથી. "

રાજા સાહેબે તો તરત હુકમ આપ્યો કે " તમામ વાંદરાઓને પકડી, ઘાણીમાં ઘાલી તેલ કાઢી વૈદ્યરાજની પાસે રજુ કરો. "

હુકમ છૂટયો. રાજાના તાબેદારો દોડાદોડી કરી રહ્યા. તમામ વાંદરાને પકડવામાં

આવ્યાં. ઘાણીમાં પીલી તેલ કાઢવામાં આવ્યું. તેલ વૈદરાજે ઘોડાને માલિશ કર્યું, ઘોડા સાજો થયો ને ગામને વાંદરાઓની હેરાનગતિ મટી. સહુએ છૂટકારાનો દમ ખેંચ્યો.

હવે વૃદ્ધ વાંદરો અને વાંદરી જુદી જુદી જાત્રા કરતાં કરતાં એક જંગલમાં આવી ચડયાં. ત્યાં વાંદરાભાઈને તરસ લાગી. પાસે એક તળાવ હતું. આ તળાવમાં વાંદરાભાઈ ડોલતા ડોલતા પાણી પીવા ગયા. જેવા પાણી પીવા જાય છે ત્યાં તો પાણીમાં કાંઇ અવાજ થતાં કૂદીને કાંઠા ઉપરના એક ઝાડ ઉપર ચડી ગયા. આ સરોવરમાં એક યક્ષ રહેતો હતો. તે આ સરોવરમાં જે પાણી પીવા આવે તેને પાણીમાં ખેંચી જતો હતો. અને કદિ બહાર નીકળવા દેતો નહિ. તેની ઝપટમાંથી કોઇ છટકી શકતું નહિ. પણ ચતુર વાંદરો છટકી ગયો એટલે યક્ષ પ્રસન્ન થયો.

યક્ષ તો પાણીમાં ડૂબકી મારી એક હીરામાણેકનો અમૂલ્ય હાર લઈ આવ્યો અને તે હાર તેણે વાંદરાભાઇને ભેટ આપ્યો.

વાંદરો ને વાંદરી ખુશ થતાં થતાં પોતાના ગામ ભણી ચાલ્યાં.

કેટલાક દિવસો પછી તેઓ પોતાના ગામને પાદર આવી પહોંચ્યાં. ત્યાં પનઘટ ઉપર સ્ત્રીઓ પાણી ભરતી હતી. કોઇ કપડાં ધોતું હતું. કોઇ ન્હાતું હતું. કેટલીક સ્ત્રીઓએ વાંદરા ને વાંદરીને ભાળતાં ઓળખી લીધાં. તેઓ અંદર અંદર વાત કરવા લાગી કે "આ બંનેના પરિવારને તો રાજાએ મરાવી નાખેલ છે. હવે આ બેઉને ગામમાં જશે એટલે મારી નખાવશે. માટે ગામમાં ન જાય તો સારૂં."

વાંદરો તથા વાંદરી તો વાત સાંભળી હેબતાઇ ગયાં. પોતાના કુટુંબનાં સઘળાંને રાજાએ મરાવી નાખ્યાં છે એ જાણી તેમને બહુ દુઃખ થયું. છતાં ગામમાં તો જવું જ એમ તેમણે નક્કી કર્યું.

ગામમાં જઇ તેઓ સીધાં રાજમહેલ પાસે પહોંચ્યાં. ત્યાં પહેરેગીરને પોતાની વરધિ રાજાને પહોંચાડવાનું કહ્યું. રાજાએ બંનેને અંદર લાવવા કહેતાં પહેરેગીર બંનેને રાજાની પાસે લઇ ગયો.

વાંદરાએ તથા વાંદરીએ રાજાને નમસ્કાર કર્યા. વાંદરાએ યક્ષ પાસેથી મેળવેલો અમૂલ્ય હાર રાજાને નજર કર્યો. રાજા તો હાર જોઇને ખુશ ખુશ થઇ ગયો. આવો સુંદર અને કિંમતી હાર તેણે કદિ જોયેલો નહિ. રાજા તો વાંદરા વાંદરી ઉપર પ્રસન્ન થયો અને તેણે એ બંનેને પોતાના રાજમહેલની પાસે એક ન્હાનો રાજમહેલ હતો તેમાં રહેવા કારવવાની વ્યવસ્થા કરાવી આપી. નોકર ચાકર તેમની ખિદમત ઉઠાવવા લાગ્યા.

રાજાને બે રાણી હતી. હવે હાર તો એક હતો. તેથી રાજાએ હાર પોતાની માનીતી રાણીને આપ્યો. બીજી રાણીને એ બાબતની ખબર પડતાં તેણે પણ એવા હારની માગણી કરી અને હારની હઠ લઇ કંકાસ કરવા લાગી. રાજા તો મુંઝાયો. શું

કરવું તેની કાંઇ સૂજ નહિ પડતાં વાંદરા પાસે આવીને બીજે હાર કોઇ ઉપાયે મળે કે નહિ તે માટે વાંદરાને વિનયપૂર્વક પૂછવા લાગ્યો.

વાંદરાએ કહ્યું કે " રાજાજી ! એક નહિ પણ અનેક હાર મળી શકે તેમ છે. અને જેને ઇચ્છા થાય તેને મળે તેમ છે. અહીંથી કેટલાયે કોશ દૂર એક સરોવર છે. આ સરોવરમાં હારના ભંડાર ભર્યા છે. માટે ગામમાં ઢંઢેરો પીટાવો કે જેને જેને હાર મેળવવા ઉમેદ હોય તે સઘળા ભાતું ટીપણુ તૈયાર કરી સાથે આવે."

રાજાધિરાજે તો ઢંઢેરો પીટાવ્યો.

આખા ગામની વસતિ—ન્હાનાં બાળકો, આજારી તેમજ તદ્દન અશક્ત સિવાયનાં તમામ ચાલી નીકળ્યાં. સહુથી મોખરે વૃદ્ધ વાંદરો અને વાંદરી. પાછળ રાજા, રાણી, પ્રધાન, સેનાપતિ, રાજના અમલદારો તથા રૈયત.

વાંદરો વાંદરી મલકાતાં જાય ને આગળ આગળ ચાલતાં જાય, અંતે સરોવર આવ્યું.

વાંદરાએ કહ્યું કે " રાજા સાહેબ ! આ સરોવરની ચારે બાજુ સહુ ગોઠવાઇ જાવ. પછી હું કહું ત્યારે સહુએ અંદર એક સાથે ભુસકો મારવાનો છે. તળીએ હારના ઢગલા છે. તેમાંથી જોઇએ તેટલા ઉઠાવી લઇને પછી બહાર નીકળવાનું છે."

સ્રી, પુરૂષ, રાજા રાણી, ગરીબ તવંગર સહુ હાર મેળવવાની તાલાવેલીમાં એક કતાર થઇને ઉભાં. વાંદરાએ ભુસકો મારવાનું કહેતાં સહુએ એક સાથે હોંસે હોંસે તળાવમાં ભુસકો માર્યો. ભુસકો માર્યો તે માર્યો. પછી કોઇ પાછું નીકળ્યું જ નહિ !

ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

—卐—

## સૂર્ય અને ચંદ્રનાં બીજાં નામો

સૂર્ય = દિનકર, રવિ, સવિતા, ભાનુ, અર્ક, દિનપતિ, દિવાકર, દિવાંશુ, ગ્રહેશ, આદિત્ય, દિવામણિ, દિનમણિ, ભાસ્કર.

ચંદ્ર = ચાંદો, ઇંદુ, સોમ, શશી, વિધુ, શશાંક, સુધાંશુ, સુધાકર, કળાધર, નિશાકર, શશીયર, અમૃતનાથ, નક્ષત્રનાથ, દ્વિજપતિ, હિમાંશુ, કૌમુદીપતિ, રજનીપતિ, શર્વરીપતિ, ચાંદનીપતિ.

* * *

બાપા : નટુ ! જો તું નિશાળમાં બરાબર અભ્યાસ કરશે, તો પછી તને આગળ જતાં મોટી મોટી પદવીઓ અને ખિતાબો મળશે !

નટુ : બાપા ! એક ખિતાબ તો મને મળ્યો પણ છે.

બાપા : ( આશ્ચર્યથી ) શાનો ખિતાબ ? કોણે આપેલો ?

નટુ : " ઠોઠ "નો ! મારા માસ્તર સાહેબે આપેલો.

શાંતિચંદ્ર બ. દામકાવાલા

## બિલ્લીબાઇ તાકતાં'તાં

: ૧ :

બધા મળી જોડે
કે દૂર દૂર દોડે
કે ગામની ભાગોળે
કુત્તાભાઇ ખેલતા'તા !
કુત્તાભાઈ ખેલતા'તા !

: ૨ :

ચોકમાં બજારે
કે લાકડી આધારે
કે મદારી ઇસારે
રીંછભાઇ નાચતા'તા !
રીંછભાઇ નાચતા'તા !

: ૩ :

અંધારૂં ભાસે
કે પાંજરાની પાસે
કે ઉંદરની આશે
બિલ્લીબાઇ તાકતાં'તાં !
બિલ્લીબાઇ તાકતાં'તાં !

મનજલાલ ગૌરીશંકર પંડ્યા

## વાદળી રુપેરી

( અંજની )

સમુદ્ર પરથી પાણી લાવી,
કાળી કાળી થઇને આવી,
સૂરજને લીધો ઝટ છાઈ !
વાદળી રુપેરી.

વરસાદોનો ધારા લાવે,
ગડગડાટના ગાન સુણાવે,
વિજળીના ચમકાર સુહાવે !
વાદળી રુપેરી.

ચાલી નવ જતી તું ક્યાંઈ,
ઝરમર ધારાઓ વર્ષાવી,
દેજે ભારતને ભીંજવી
આજે વાદળી તું !

'શશિનૂં' ઓઝા

# મારી કચ્છની મુસાફરી

[ એપ્રિલ અંકના પાન ૭૧ થી ચાલુ ]

કચ્છનું ચલણુ કોરી, ઢીંગલાનું હોઇ કેટલાક લોકો કુંડલા બંદર પરજ રૂપીયાને બદલે કોરી, ઢીંગલા, ઢબ્બુ, પાંચીયા વગેરે આપતા લેતા હતા. અમે ગયા ત્યારે એક કલદાર રૂપીયાની પાંચ કોરીનો ભાવ ચાલતો હતો. એક કોરીના ઢીંગલા સોળ આવે ને ઢબ્બુ આઠ આવે. અઢી કોરીનો આધીઓ ને પાંચ કોરીનો પાંચીઓ. ઢીંગલાથી નાનો દોકડો ને દોકડાથી નાનો ત્રાંબીઓ. ત્રાંબીઓ એટલે આપણે ત્યાંની પાઇ જેવું નાનામાં નાનું કચ્છી ચલણુ. એક ઢબ્બુ એટલે કે બે ઢીંગલાના દોકડા ત્રણુ આવે ને એક ઢીંગલાના ત્રાંબીઆ ત્રણુ આવે.

અમારી પાસે એક પરબ હતી તેને એક ઢબ્બુ આપી કુંજો ભરાવી લીધો. પછી સામાન પર સીલ ચોટાડયા પછી અમે ગાડી આવી તેમાં બેઠાં. ગાડી ઉપડતાં ખારીરોહર, ગઢપાદર ને વર્સામેડી વગેરે સ્ટેશનો આવ્યાં. અહિં ઘણે ભાગે કાંટાવાળાં ઝાડો દેખાતાં હતાં. બાવળ, આવળ, આકડો વગેરે ને થોડાં લીમડાનાં ઝાડ શીવાય બીજો પ્રદેશ સુક્કો હતો. ત્યાં તો અંજાર સ્ટેશન આવ્યું. ત્યાંથી અમે ટાંગામાં બેસી ઘેર આવ્યાં. ત્યાં રસ્તામાં કસ્ટમવાળાએ પેટીઓ લઇ લીધી તે ચાર વાગે પાછી આવી. આમ મારી વડોદરાથી અંજારની મુસાફરી થઇ.

મારી બેનનો લગ્ન પ્રસંગ ઉકેલાઇ જતાં અમે પાછાં ગુજરાત આવવા નીકળ્યાં. પાછાં અમે કચ્છની એ કુદકાલેર દોડતી 'દેડકીયા' ગાડીમાં બેઠાં. પછી વર્સામેડી, ગઢપાદર, ખારીરોહર વગેરે સ્ટેશનો પસાર કરી પાછાં કુંડલા આવી પહોંચ્યાં. અમારે આ વખતે જામનગર રસ્તે જવાનું હતું કારણુ કે કચ્છથી મોરબી માર્ગે પાછા ફરવા સારૂ કચ્છ રાજ્યનો પરવાનો જોઇએ છે, ને તે મોટે ભાગે સરકારી માણુસોને જ મળે છે. મોરબી રસ્તે કચ્છ જવાની છૂટ છે પણુ કચ્છથી પાછા ફરવાની છૂટ નથી.

અમે જામનગરની સ્ટીમરમાં બેઠાં. અમારી સાથે ધંધાર્થે મુંબાઇ વસતા એક કચ્છી ભાઇ હતા, કે જે આજ લગનપ્રસંગે કચ્છ આવ્યા હતા. અમે સ્ટીમરમાં બેઠા પછી ટિકિટ લીધી. સ્ટીમરની ટિકિટની વ્યવસ્થા સ્ટીમરની અંદરજ હોય છે. સ્ટીમરમાં મીઠા પાણીની એક ટાંકી હતી. તેના નળમાંથી અમે પાણી ભરી લીધું. પછી હું છેક ઉપરના તૂતકપર ગયો ત્યાં ડોલાં તો આવતા હતાં એટલે ઉપર પડેલી એક હોડીને પકડીને હું ઉભો રહ્યો. ઉપરથી સાગરતટનો દેખાવ રમ્ય લાગતો હતો. પછી હું નીચે આવ્યો. અમારી સાથે જે ભાઇ હતા તેમનું નામ ચત્રભુજ હતું. ચત્રભુજ કેડેરા પાસેની એક ભાંગલી ખુરશી પર બેઠા ને હું એક બાજુ ઉભો રહ્યો. થોડીવાર થઇ પછી સ્ટીમર ડોલવા લાગી. આ સ્ટીમર કંઇ બહુ મોટી ન હતી પણુ નવલખીની સ્ટીમર કરતાં તો મોટી જ હતી. સ્ટીમરે હવે ખરૂં ડોલવા માંડયું. સ્ટીમરે હવે બારૂં છોડી ખુલ્લા દરિયામાં ઝંપલાવ્યું. હવે મારા બાપુએ મને સુઇ જવાનું કહી બીસ્તરો પાથરી આપ્યો

પણ મને કેમે કર્યું પથારીમાં ગોઠેજ નહિ. એટલે હું તો બેઠો થઇને પાછો કઠેરા પાસે ગયો. ત્યાં જોયું તો અહા ! સાગર પોતાનું કેવું રૌદ્રસ્વરૂપ દેખાડતો હતો ! મે મહિનાના દિવસો હતા એટલે સાગર ઝંઝાવાતે ચઢયો હતો. ઘડીમાં સ્ટીમરને આમ તો ઘડીમાં તેમ ડોલાવતો હતો. આ સાગર આગળ સ્ટીમર નાના તણખલા સરખી દેખાતી હતી. ઘડીવાર તો એમ થયું કે હવે તો જરૂર સ્ટીમર ઉથલી પડશે એવાં જબ્બર હેલારા સ્ટીમર ખાતી હતી. ઘણીવાર સ્ટીમરનાં જોસથી સાગરમાં પાણીનો જબ્બરજસ્ત ખાઇ બની જતી. પણ તે વેળા સ્ટીમર એક નાના તણખલાની માફક સાગરનાં એ વિશાળ મુખમાંથી નિકળી જતી લાગતી. તે વેળા સ્ટીમરને પુષ્કળ મોટો આંચકો લાગતો. છતાં હું તો કઠેરા આગળ બેઠોજ રહ્યો. ચત્રભુજ પણ આખરે સૂતા. પણ હું બેસીજ રહ્યો. હવે સ્ટીમર પરના સઢ છુટયાં ને સ્ટીમર પવનનો ઘોડો બની. મને સાગરના ઘુઘવાટામાં જરાયે કંટાળો આવ્યો નહિ. લગભગ સાડા ચાર વાગે મને કિનારો દેખાયો. એટલે મને લાગ્યું કે હવે જામનગર આવ્યું. આ વખતમાં મારી બાને ઉલટી થઇ ગઇ. બીજા ઘણાને પણ થઇ ગઇ. પણ મને ચકકરે ન ચઢયાં કે ઉલટીએ ન થઇ. કિનારો દેખાયા પછી લગભગ એક કલાકે અમને વહાણો દેખાયાં અને અમે જામનગર આવી પહોંચ્યાં.

અહિં અમારી સ્ટીમર થોભી. એક બાજુના બારણેથી સ્ટીમરમાંનો માલસામાન ઉતરવા લાગ્યો. અમારો સામાન ઉતરી ગયા પછી અમે પણ બીજે બારણેથી સ્ટીમર પર લટકાવેલી નાની સીડી મારફત એક હોડીમાં ઉતર્યાં. હું પહેલો ઉતર્યો અને જેવો બેઠો કે તરત હોડીનો કાંઠો પકડયો પણ માછીએ એક ઝાટકો મારી મારો હાથ ખેંચી લીધો. એટલે હું પોટલાની માફક સીટ પરથી ગબડી પડયો. માછીએ આમ કરવાનું કારણ મને પાછળથી સમજાયું. અને તે એ કે હિલોળો આવતાં હોડી સ્ટીમર સાથે અથડાય તો કદાચ હાથ છુંદાઇ જાય. હોડી ખીચોખીચ ભરાઇ ગઇ પછી તે ચાલુ થઇ. હું સીટ પર બેસી ન જતાં એક ડબ્બા પર બેસી ગયો. હોડી મશીનથી ચાલતી હતી એટલે તે જલદી ચાલવા માંડી. કોઇ કોઇ વાર દરિયાના ખારા પાણી ઉડતાં ને અમને ભીંજવી નાખતાં. લગભગ અડધા કલાકે અમે કિનારે પહોંચ્યાં. હોડી ને કિનારાને પાંચ ફીટનું અંતર રહ્યું કે એક માછી તેમાંથી ફુટપાથ ઉપર કુદી પડયો. એટલે હું પણ બે એક ફુટને છેટેથી કુદી પડયો. ત્યાં કિનારાની સગવડ બહુ સારી નથી. વચ્ચે સિમેન્ટની પાળ ચણી લીધી છે એની બીજી બાજુ પાણી નથી પણ નાનાં નાનાં ખાબોચીયાં છે.

પછી મોટરબસ આવી તેમાં બેસી અમે 'નેહાનિવાસ' નામે સ્ટેશન નજીકની એક ધર્મશાળામાં ઉતર્યાં. સ્ટીમરમાં બેઠા પછી ખાસ કાંઇ ખાધું ન હતું. એટલે અમે ભૂખ્યા ડાંસ જેવાં થઇ ગયાં હતાં. કયારે ખાવાનું મળે ને ખાઇએ એમ થઇ રહ્યું હતું, તેવામાં એકજણ ચેવડો વેચતો જણાયો. અમે ચેવડો લીધો. અમને તે બહુ ભાવ્યો. એટલે ચત્રભુજ જઇને બીજો લઇ આવ્યા. ખાધા પછી અમે નાહ્યા. પછી અમે ફરવા નિકળ્યાં. ત્યાં અમને એક મોજીલો ગાડીવાળો મળી ગયો. પછી મુંબઇની ચોપાટીનો ખ્યાલ આપતું જામનગરનું એ સુંદર વિશાળ તળાવ, તળાવની વચ્ચે

'લખોટા' નામે મહેલ આવેલો છે તેનો ને બહારનો દેખાવ ત્યાંનું જામસાહેબનું સુંદર પુતળું ને એક મંદીર છે તે જોયું. પછી અમે એક ઓળખીતા સગાને ત્યાં મળવા ગયાં. તે રાજ્યના એક અમલદાર છે. અમે તેમનું સરનામું જાણતા નહોતા પણ ગાડીવાળાને નામ કહેતાં જ તે અમને લઇ ગયો. તે પોતે તો બહારગામ ગયા હતા પણ ઘરમાં તેમની પુત્રવધુ કે કોઇ બીજું હતું. તેમને મળી વિદાય લેતા તેમણે કહ્યું કે કાલે બપોરે મોટર મોકલીશું તેમાં બેસી બધું જોઇ આવજો. પછી અમે મારા નાનાને ત્યાં ગયા ને બધાની સાથે ઓળખાણ કરી પાછા 'શેઠાનિવાસ'માં આવ્યાં. ત્યાર પછી 'અંબીકા લોજ'માં જમ્યાં ને પછી સૂઈ ગયા.

સવારે જાગ્યાં ને નિત્યકર્મ પરવારી લઇ પાછાં તેજ મોજીલા ગાડીવાળાની ગાડીમાં બેસી જામનગરનું પ્રખ્યાત 'સૂર્યગૃહ' (Solarium) જોવા ગયાં. પણ તે પ્રેક્ષકો માટે બંધ હતું. એટલે અમે ચીડીયાખાનું જોવા ગયાં, પાછાં ફરતાં રસ્તામાં જરા ઘોડાગાડી હાંકવાનો ટેસ્ટ પણ મેં કરી લીધો. ચત્રભુજ ભાને ઘણું કહ્યું, પણ તેમને અગત્યનું કામ હોવાથી તે ૧૦ વાગે મુંબઇ રવાના થયા. એમને વિદાય કરી અમે જામનગરની મારકીટ બાજુ ગયાં ને થોડીક ખરીદી કરી પાછાં મુકામે આવ્યાં. પછી બપોરે જમી પરવાર્યાં ત્યાં તો મોટર આવી પહોંચી. તેમાં બેસી પાછા સૂર્યગૃહ (Solarium) જોવા ગયાં. તે જોયું. તેમાં સૂર્યનાં કિરણોથી તેમજ વિજળીથી દરેક જાતનાં રોગો મટાડવામાં આવે છે. તે સૂર્ય ફરે તે દિશામાં ફરે છે. પછી અમે મ્યુઝીઅમ (સંગ્રહસ્થાન) જોવા ગયાં પણ તે બંધ હતું. એટલે બેડીબંદર જોવા ગયાં. અમારી મોટર સરકારી હોવાથી બંદરની અંદર જઇ શકી. બંદર જોઇ અમે પાછાં રાજમહેલ આગળ આવ્યાં. ત્યાં મ્યુઝીઅમ જોયું. તેમાં મુખ્યત્વે ચાંદીના ઝાડ ને રાજા મહારાજાઓના સુંદર ફોટાઓ ખાસ જોવા જેવાં હતાં. તે જોઇ અમે પાછાં અમારા મુકામે ફર્યાં.

ગાડીનો વખત થઇ ગયો હોવાથી હવે અમે ઝટપટ હોટેલવાળાનું બીલ ચૂકવી સ્ટેશન પર ગયાં. સ્ટેશન બાજુ પર જ હતું. ગાડી ઉપડતાં ધીમે ધીમે જામનગર અદૃશ્ય થયું ! થોડાંક નાનાં સ્ટેશનો પછી રાજકોટ, વાંકાનેર વગેરે આવ્યાં ત્યાં તો રાત પડી ગઈ ને અમે ઉંઘી ગયાં. ઉંઘમાં કેટલાંએ સ્ટેશનો પસાર કર્યાં પછી મળસ્કે પાંચ વાગે વીરમગામ આવ્યું. ત્યાં લાઇનદોરીની મુશીબત અનુભવી અમે સામે ઉભેલી અમદાવાદની ગાડીમાં બેઠાં. એ ગાડી છને સુમારે ઉપડી થોડાંક સ્ટેશનો વટાવ્યાં પછી સાબરમતી સ્ટેશન આવ્યું. અહિં અમે ઉતરી પડયાં. સાબરમતીના 'હરિજન આશ્રમ'માં મારાં નાનાનાની રહે છે. ત્યાં રજા પૂરી થતાં સુધી રહ્યો ને પછી વડોદરા આવ્યો. આમ મારી કચ્છની મુસાફરી પૂર્ણ થઇ.

અંજારમાં જોવા જેવું કાંઇ નહોતું. માત્ર આપણા ગુજરાતનાં નગરોને શહેરોની માફક ત્યાંનો કોટ તુટેલ ફુટેલ સ્થિતિમાં નહોતો પણ સાબુત હતો. અંજારના સુડી ચપ્પુ બહુ વખણાય છે. સગાંસંબંધીઓને આપવાને માટે અમે થોડાં લેતાં આવેલાં.

(સંપૂર્ણ)

પ્રબોધચંદ ના. ચોકસી



ગુજરાતની બાલવાડીના માળી
સ્વ. શ્રી. ગીજુભાઈ બધેકા



પુસ્તક ૩૨મું ઑગસ્ટ : ૧૯૩૯ અંક ૬ ઠ્ઠો

# ઍવરતની રાતે

" નહિ, જા જા, હું સંગ તારી બોલું, રીસામણાં આજ મારાં."
" બોલ કોના સૂણે છે હૃદય ભોળું ? મનાઇ જાવ બ્હેન પ્યારાં."

" મારે રમવું ન રાસ સાથ તારી, રીસામણાં આજ મારાં."
" કોણ આવે તો રીસ દો ઉતારી ? મનાઇ જાવ બ્હેન પ્યારાં."

" નહિં મીઠાં વચન આજ ફાવે, રીસામણાં આજ મારાં."
" કોણ ? નાવલ મનામણે આવે ? મનાઇ જાવ બ્હેન પ્યારાં."

" તારી લાગે મજા મને અકારી, રીસામણાં આજ મારાં."
" કોની લાગે મજાક કહો પ્યારી, મનાઇ જાવ બ્હેન પ્યારાં."

" તને કહેવું શું, વાત ન વધારૂં, રીસામણાં આજ મારાં."
" કોનું લાગે બોલવું કહો પ્યારૂં, મનાઇ જાવ બ્હેન પ્યારાં."

" હું તો થાકી રે મૂક વાત ઠાલી, રીસામણાં આજ મારાં."
" ઠાલી વાતોની ભરે કોણ પ્યાલી ? મનાઇ જાવ બ્હેન પ્યારાં."

" છોડ પાલવ, રે ગઇ હું તો હારી, મનામણાં છોડ તારાં."
" રાસ રમીએ સંવાદ આ વિસારી, રીસાળ ઓ બ્હેન પ્યારાં."*

સરોદ

* આ સંવાદ નણંદ ભોજાઇ વચ્ચેનો છે.

# વાંછના

હસે ભાનુ આભે પ્રથમ પ્રહરે નિત્ય નવલું,
ઊંડી આશાઓની સુરખિ છલકે દૂર ગગને.
હસે પુષ્પો નાનાં, તરૂવર હસે, પર્ણ ઝળકે,
પ્રભાતે આ સૃષ્ટિ પુલકિત બને રમ્ય કિરણે. ૪

સરે ભાનુ ઉંચે અધિક તપતો મધ્ય નભમાં,
ઉજાળે સૃષ્ટિને પ્રખર કિરણે સ્થિર થઈને.
સરી જાતો સાંજે નિજ પરિક્રમા પૂર્ણ કરતો,
અને આઘે આઘે ગગનતટપે ભવ્ય હસતો,
અને છેલ્લી મીઠી સુરખી ભરતો સૃષ્ટિ હૃદયે. ૯

ઉષાની કુંજોમાં છલછલ થતાં ભવ્ય કિરણે
હતી એ લાલીમાં દિવસભરની આશ રમણા
અને સંધ્યાકાલે
દિગંતોને આરે
ધ્વજા ભાનુ કેરા રથની ફરકે વ્યોમ પથપે
લસે રંગો છેલ્લા, અધિક કંઇ શાંતિ પ્રસરતી. ૧૫

ડૂબે એવો જ્યારે જીવનદીપ સંધ્યા ગગનમાં
ન રેડજો વાંછા કે 'જીવન ગયું' રે હાય નિષ્ફળ !'
વહો છેલ્લી વીણા મમ હૃદયના શાંતરસની,
મધુરા સંતોષે છલકી રહો સંધ્યા જીવનની. ૧૯

ભાગીરથી

# કિન્નરી

લેખિકા :
પ્રો. પ્રેમલીલા મહેતા

ઉષાં નદીના કિનારા પર એક મોટી ધર્મ-શાળા છે. વિશાળ પગથીઆં ચઢીને મુખ્ય દ્વાર આગળ જતાં એક આરસની કમાન છે. તેના ઉપર લખેલું છે કે 'પંડિત શિવદયાળ ધર્મશાળા.' આ ધર્મશાળાની વ્યવસ્થા અને સ્વચ્છતા વિષે મેં ઘણા વખતથી સાંભળ્યું હતું એટલે આજે પ્રત્યક્ષ જોવાનો પ્રસંગ આવ્યો તેથી મને આનંદ થયો. ધર્મશાળા ઘણી જુની છે. એની સ્થાપના ત્રાણુસો વર્ષ પર થઇ હતી. વચ્ચે તે ઘણી જ જીર્ણ થઇ ગઇ હતી. પણ હાલ પાછી સમી કરાવેલી છે. એની બધી વ્યવસ્થા ઝવાહીરખાન નામનો દિલ્હીનો એક ગવૈયો કરાવે છે. હિન્દુ કે મુસલમાન ગમે તે મુસાફર ત્યાં ઉતારો કરી શકે છે.

રાત્રે ફરતાં ફરતાં ધર્મશાળાના મુખ્ય કારભારી મારી નજરે પડ્યા. એમને બધાં ખાનસાહેબ કહેતાં હતાં. ચોગાનમાં એક ઝાડના ચોતરા ઉપર તકીયો મુકીને હુકો ગગડાવતા એ બેઠેલા હતા. આસપાસ દસબાર મુસાફરો બેઠેલા હતા. મેં જઇને તેમને મુજરો કર્યો. ખાનસાહેબે મને બેસવાનું કહ્યું અને મારે વિષે થોડી ઘણી હકીકત પૂછી. મેં તેના વિનયસર જવાબો આપ્યા. પછી મેં જોયું કે ખાનસાહેબ ખુશમીજાજમાં છે. અને મને જાણ-વાની બહુ આતુરતા હતી એટલે મેં પૂછ્યું કે 'આ ધર્મશાળાનું નામ કોઇ હિન્દુ પરથી છે અને એની વ્યવસ્થા કેમ મુસલમાન ઉસ્તાદ કરે છે ?' ખાનસાહેબ આ પ્રશ્નથી બહુ ખુશ થયા હોય એમ લાગ્યું. એમણે થોડીવાર હસતે મ્હોંડે હુક્કો ગગડાવ્યાં કર્યો. પછી કહ્યું કે 'બહુ લાંબી વાત છે.' પાસે બેઠેલા બે ત્રણ બોલી ઉઠ્યા કે 'ખાનસાહેબ, કહો તો ખરા, બહુ ઉપકાર થશે.' મારી તદ્દન જોડા-જોડ એક મુસલમાન યુવાન બેઠો હતો તેણે મને કાનમાં કહ્યું કે 'ખાનસાહેબ વાતોના બહુ શોખીન છે એમ સાંભળ્યું છે. તમે એમને ઠીક ખુશ કર્યા મેં સાંભળ્યું છે કે ધર્મશાળાની વાત બહુ રસિક છે. આપણને સાંભળવાની મઝા પડશે.' ખાનસાહેબે ગળું ખ ખાર્યું અને વાત કહેવી શરૂ કરી:—

આ શહેરમાં હરદયાળ કરીને એક બ્રાહ્મણ રહેતો હતો. તેનું કુટુંબ બહુ ખાનદાન ગણાતું. જમીનો, વાડી વગેરે એની પાસે ખુબ હતું. એને શિવદયાળ કરીને એક પુત્ર હતો. એને સંગીતનો એટલો તો શોખ હતો કે કંઇ વર્ણન જ ન કરી શકાય. તે બહુજ સારી રીતે ગાઇ શકતો ને લગભગ દરેક જાતના વાજિંત્ર તેને વગાડતાં આવડતાં. બાપનો તે લાડકો હતો. બાપની જમીન વિગેરેનો વહીવટ પણ તે નાની ઉમરથી સારી રીતે કરતો હતો. પણ પોતાના કામમાંથી પરવારે કે વાજિંત્ર લઇને બેસે ને પછી કલાકોના કલાકો સુધી વગાડ્યાં ને ગાયાં કરે. ગામમાં કોઇ પણ ઠેકાણે સંગીતનો જલસો હોય ત્યાં શિવદયાલ તો હોય જ. તેની આ સંગીતપ્રિયતા એના બાપને ન્હોતી ગમતી, અને તે ઘણીવાર પુત્રને કહેતો કે આવી ઘેલાઇ કોઇ પણ બાબતમાં સારી નહિં, પણ શિવદયાલ પોતાનું ધાર્યું જ કરતો.

ગામ ગામથી ધનવતી કે રૂપવતી કન્યા-ઓના માબાપ તરફથી તેને માટે માગાં આવવા માંડયાં. પણ શિવદયાળ દરેક વખતે

પ્રશ્ન કરતો કે, 'કન્યાને સંગીત આવડે છે?' જે કન્યાઓને આવડતું હતું તેના માબાપ હા કહેતાં. એટલે શિવદયાળ કહેતો કે મારે તેને ગાતાં સાંભળવી છે. ઘણાં માબાપોને તો તેથી અપમાન લાગતું.

તે કહેતાં કે ' શું અમારી પુત્રી કંઇ ગાનારી છે ? ' શિવદયાળ કહેતો કે ' કન્યાનું રૂપ જોવાને વરપક્ષવાળા આવે છે ત્યારે તમને કેમ અપમાન નથી લાગતું ? શું સંગીતની આવડત એ કાંઇ નાની સુની ચીજ છે ? ' કન્યાપક્ષવાળા આ શબ્દોથી મુંગાં થઇ જતાં પણ અંદર અંદર શિવદયાળને ' ચકરમ ' કે ' માથાનો ફરેલો ' કે ' છટકી ગયેલો ' કહીને વિદાય થતાં. કેટલાંક માબાપ પોતાની કન્યા પાસે એકાદ બે ગીત ગવાડતાં. પણ શિવદયાળને કોઇના કંઠમાં વાંધો લાગતો, તો કોઇની લઢણ ખરાબ લાગતી, તો કોઇનામાં સંગીતનું જ્ઞાન છેકજ ઓછું છે એમ લાગતું અને તે કન્યાને નાપસંદ કરતો. એનો બાપ પુત્રની આ વર્તણુંકથી બહુજ ચીડાઇ ગયો.

એટલામાં એકવાર શિવદયાળ કાંઇ કામ પ્રસંગે દિલ્હી ગયો. ત્યાં એકાદ મહીનો રહ્યો. એક દિવસ તેના એક મિત્રને ત્યાં કોઇ શુભ પ્રસંગે એક ગાનારીને બોલાવી હતી તેનો જલસો સાંભળવા ગયો. ગાનારીનું નામ ચંદ્રાવતી હતું. તેના કંઠ અને આલાપ અને સૌન્દર્ય ઉપર શિવદયાળ મોહિત થઇ ગયો. ધીમે ધીમે તેણે ચન્દ્રાવતી સાથે ઓળખાણ વધાર્યું, અને છેવટે તેણે તેની સાથે લગ્ન કર્યું. લગ્ન કરીને તેણે પોતાના પિતાને એ વાત જણાવી. હરદયાળના ક્રોધનો પાર રહ્યો નહિં. આવા ખાનદાન કટુંબનો વારસ એક ગમે તેવી ગાનારીને પરણે એ વિચારથીજ તેને કાંઇ કાંઇ થઇ જતું. તેણે શિવદયાળને લખી દીધું કે ' તારૂં કલંકિત મ્હોડું કદી મને બતાવતો ના. '

શિવદયાળ તો દિલ્હી પાસેના એક ગામમાં એક નાનકડા ઘરમાં ચંદ્રાવતી સાથે રહેવા લાગ્યો. જાતે હોશિઆર હતો એટલે એને કમાણીની જરાએ હરકત ના પડી. ચંદ્રાવતીને પણ શિવદયાળ ઉપર બહુજ પ્રેમ હતો. અને તે બંનેનો સંસાર સુખી રીતે ચાલવા લાગ્યો. થોડા વખત પછી તેમને ત્યાં એક પુત્રીનો જન્મ થયો. તે જન્મી તેજ દિવસે ચંદ્રાવતી મૃત્યુ પામી. શિવદયાળ તો દુ:ખના દરિયામાં ગરકાવ થઇ ગયો. તેણે જરૂર આપઘાતજ કર્યો હોત પણ નાની છોકરીને લીધે તેણે તેમ ના કર્યું. છોકરી બહુજ સુંદર હતી. ધીમે ધીમે તે મોટી થવા લાગી. ત્રણ વરસની થઇ ત્યારથીજ તે થોડું થોડું ગાતી હતી. તેનો કંઠ એટલો તો મધુરો હતો કે સાંભળનાર આશ્ચર્યચકિત થઇ જતાં. શિવદયાળે તેનું નામ કિન્નરી પાડયું.

રોજ સવારે કિન્નરીને એક પાડોસણને સોંપીને તે પોતાના કામ પર જતો. સાંજે પાછો આવે પછી એ ને કિન્નરી ઘરમાં બેસીને ગાતાં એમ કરતાં કરતાં બીજાં પાંચ વરસ થઇ ગયાં. એક દિવસ પાડોસણ માંદી હતી. કિન્નરી તેની પાસે બેઠી હતી. એટલામાં બહારથી કોઇએ બારણું ઠોકયું. કિન્નરી બારણા આગળ ગઇ. જોયું તો એક પ્રચંડ શરીરનો પઠાણ ઉભો હતો. કિન્નરી કોઇથી ગભરાતી નહિં. એટલે એણે પુછયું કે " શું કામ છે ? " પઠાણે કહ્યું કે " બહાર આવ. " કિન્નરી તેની પાછળ પાછળ ગઇ. થોડે દૂર જઇને પઠાણે તેનાં ઘરેણાં લઇ લીધાં ને પછી પોતે જતો રહ્યો. કિન્નરી એકલી પડી ત્યારે ખુબ ગભરાઇ ગઇ ને રડવા માંડી. રસ્તા પરથી તે વખતે

એક ભીખારણ જતી હતી. તેણે તેને રડતી જોઇ. આવી સુંદર બાલિકાને આમ એકલી રડતી જોઇને તેને દયા આવી. ને તે એને પોતાની સાથે લઈ ગઇ. તે રાત્રે તે બંને જણાં એક ઝાડ નીચે સુઇ રહ્યાં. પછી સવારે ભીખારણે કિન્નરીને કહ્યું કે મારી સાથે ભીખ માંગવા ચાલ. પછી એ બંને દિલ્હીને રસ્તે ગયાં. ભીખારણ તે શહેરમાં દાખલ થતાં જ ગીત ગાવા માંડી. કિન્નરીને પણ એ સાંભળીને ગાવાનું મન થયું અટલે પોતાને જે ગીતો શિવદયાળે શિખવેલાં તે ગાવા માંડી. ભીખારણે તેનો આવો મીઠો અવાજ સાંભળીને તેને જ ગાવા દીધું.

થોડીવારમાં એ લોકો એક મોટા ઘર આગળ પહોંચ્યાં. કિન્નરીએ ગાના માંડ્યું–'નિશા મેં દીપ શિખા બનકુંજ્વલ, તુમ્હારા હેતી હૈ સંદેશ.' ગાયન તો સાદું હતું. કિન્નરી એટલું તો મીઠું એ ગીત ગાતી હતી કે સાંભળનારને એમજ થાય કે ખરેખરી કિન્નરીનો જ સુર લાગે છે. આ ગીત તે ગાતી હતી તે સાંભળીને પેલા ઘરના ઉપરના ઝરૂખામાં એક વૃદ્ધ મુસલમાન આવ્યો, અને પુરું થયું ત્યાં સુધી મુગ્ધ થઇને સાંભળ્યું અને પછી પણ થોડીવાર સુધી તો તે સ્થિર જ થઇ રહ્યો. પછી તે અંદર ગયો ને ત્યાંથી નીચે આવ્યો. તેણે ભીખારણને પુછ્યું કે 'આ તારી છોકરી છે?' ભીખારણે કહ્યું કે, 'ના, કોણ છે તે હું જાણતી નથી. મેં તો કાલે રાત્રે એને રસ્તા પર રડતી જોઇ હતી, તે મને દયા આવી, તેથી સાથે લીધી.' પેલા વૃધ્ધે કહ્યું કે, 'એ તો મારી છોકરી છે.' કિન્નરીને થયું કે 'આ કંઇ મારા બાપ નથી.' તોપણ પેલા વૃદ્ધનું મ્હોડું બહુજ માયાળુ હતું અને કિન્નરીને કોણ જાણે કેમ એકદમ એના પર હેત આવ્યું તેથી એ કાંઇ બોલી નહિં. પેલા વૃદ્ધે તેનો હાથ પકડયો. પછી અંદરથી એક નોકરને બોલાવીને પેલી ભીખારણને ખુબ પૈસા ને અનાજ અપાવ્યાં ને કિન્નરીને અંદર લઇ ગયો. તે દિવસથી કિન્નરી તેને ત્યાં જ રહી. આ વૃદ્ધ મુસલમાન દિલ્હીનો એક પ્રખ્યાત ગવૈયો હતો. તેનું નામ હબીબખાન હતું. તે કિન્નરી પર બહુજ પ્રેમ રાખતો. તે હંમેશાં કહેતો કે આના જેવો કંઠ જગતમાં કોઇનો મેં તો સાંભળ્યો નથી. અને ખરેખર કિન્નરીનો કંઠ અનુપમ હતો. તે ગમે તેવું સાદું ગીત ગાતી તોપણ સાંભળનાર મંત્રમુગ્ધ થઇ જતા. હબીબખાને તેને શિખવવા માંડયું, અને ધીમે ધીમે તે, સંગીતમાં ખુબ નિપુણ થઇ ગઇ.

દસ વરસ એ રીતે વહી ગયાં. હવે કિન્નરી અઢાર વરસની થઇ હતી. તેને દરેક રીતનું સુખ હતું. પણ તે હંમેશ ઉદાસ રહેતી. કારણ કે તેને પોતાનો પિતા હંમેશાં બહુજ યાદ આવતો હતો. હબીબખાન જો કે બાપ જેટલું જ તેના પર હેત રાખતો તોયે કિન્નરીને ચેન પડતું નહિં. તે ઘણી વાર પોતાના પાલક પિતાને કહેતી કે શિવદયાળ પંડિતને શોધો. પણ તે ખાસ પ્રયત્ન કરતો નહિં કારણ કે તેને બીક લાગતી કે જો શિવદયાળનો પત્તો લાગશે તો તે કિન્નરીને તેની પાસેથી લઇ લેશે. આથી તેણે જેમ તેમ કરીને અત્યાર સુધી તો કિન્નરીને પટાવી હતી.

કિન્નરી ઘરમાં જ ગાતી. શહેરના અમીર ઉમરાવો સુધી તેના કંઠની ખ્યાતિ પ્હોંચી ગઇ હતી. અને બધા જ તેનું ગીત સાંભળવાને આતુર હતા પણ કિન્નરી ના કહેતી.

હબીબખાન તેને ઉમરાવોના આમંત્રણ વિષે કહેતો ત્યારે તે તો કહેતી કે 'મારા પિતાને મળું પછી જ દિલ્હીમાં તો ગાઉં એવું મેં પણ લીધું છે.' હબીબખાન

કિન્નરીને કોઇ વાતની ના કહી શકતો નહિ. એટલે એણે તજવીજ કરવા માંડી. દિલ્હીમાં તો શિવદયાળનો કાંઇ પત્તો લાગ્યો નહિ એટલે તેણે કિન્નરી સાથે ગામેગામ ફરીને જલસા કરવાનું ધાર્યું. એને લાગ્યું કે કદાચ જલસાથી આકર્ષાઇને શિવદયાળ આવે ને પત્તો લાગે.

× × ×

કિન્નરીના જલસા બહુ જ પ્રખ્યાતિ પામતા ગયા. બધા જ લોકો તેના કંઠની ને તેની કુશળતાની જ વાતો જ્યાં ત્યાં કરતા હતા. કિન્નરી દરેક જલસામાં પોતાનું પેલું માનીતું ગીત તો ગાતી જ હતી. તેને લાગતું હતું કે શિવદયાળ એ ગીત સાંભળશે તો જરૂર તેને ઓળખશે

ફરતાં ફરતાં એક દિવસ હબીબખાન અને કિન્નરી વગેરે ઉર્ણા નદીને કિનારે આવેલા નારાયણપુર નામના શહેરમાં આવી પહોંચ્યાં. ત્યાં રાત્રે જલસો કર્યો. મધરાત પછી કિન્નરીએ પોતાનું ગીત શરૂ કર્યું:– ' નિશામેં દીપ શિખા...' એક જ લીટી બોલી એટલામાં શ્રોતા વર્ગમાંથી ' મારી કિન્નરી !' એમ કોઇનો પોકાર સંભળાયો ને એક પુરુષ બેભાન થઇને પડી ગયો. ચારે તરફ હોહાકાર થઇ ગયો ને જલસો વિખરાઇ ગયો. કિન્નરી બેભાન માણસ પાસે ગઇ. તે તેનો પિતા જ હતો.

ત્યારપછી બે દિવસ સુધી કિન્નરી રાત ને દિવસ પિતાની પથારી પાસે બેસી રહી. શિવદયાળની ઉમર તો જો કે બહુ મોટી નહોતી પણ પુત્રીના અચાનક વિયોગથી તેનું હૃદય ભાંગી ગયું હતું અને તે વૃદ્ધ જેવો જ લાગતો.

× × ×

પુત્રીને માટે તેણે ઘણી જ શોધ કરી હતી પણ ગવૈયાના ઘરની અંદર પાલકપુત્રી તરીકે રહેતી કિન્નરીનો પત્તો લાગી શક્યો નહિ. એટલામાં તેને તેના પિતાએ નારાયણ્-પુરથી બોલાવ્યો. હરદયાળ મરણ પથારીએ પડ્યો હતો, ને મરતાં પહેલાં પુત્રને મળવાની ઇચ્છા થઇ ગઇ હતી. શિવદયાળ તેથી ત્યાં ગયો ને પિતાએ પુત્રને માફી આપીને તરત જ મરણ પામ્યો. ત્યાર પછી શિવદયાળ નારાયણપુરમાં જ રહ્યો ને જમીનનો વહીવટ કરવા લાગ્યો. પણ અંતરથી પત્નીનું મરણ અને લાડકી પુત્રીનો વિયોગ એને એવાં સાલતાં હતાં કે તે અકાળે વૃદ્ધ થઇ ગયો. તેને જીવનમાં કાંઇ જ રસ ના રહ્યો ને મંત્રની માફક આનન્દ કે ઉત્સાહ વગર જીંદગી વીતાવતો હતો. માત્ર એક જ આશાથી હવે તો તેની જીંદગી ટકી રહી હતી–' કિન્નરીના મેળાપની.'

એમ કરતાં કરતાં દસ વરસ તો વહી ગયાં. એક દિવસ એણે એમ સાંભળ્યું કે દિલ્હીથી હબીબખાન ગવૈયો અને તેની દીકરી જલસો કરવા આવવાનાં છે. ઘણાં વરસથી તે તો જલસાઓમાં જતો જ નહિ. પણ હબીબખાન જાતે આવીને ખુબ આગ્રહ સાથે આમંત્રણ આપી ગયો. હબીબખાન દરેક ગામમાં જઇ શિવદયાળની ખબર કઢાવતો. નારાયણપુરમાં તેનો પત્તો લાગ્યો એટલે વાતચીત પરથી તેની ખાત્રી થઇ ગઇ કે તે કિન્નરીનો પિતા જ હતો. તેથી તેણે પિતા-પુત્રીનો અચાનક મેળો કરાવવા ખાતર બીજું કાંઇ જ કહ્યા વગર આમંત્રણ જ આપ્યું.

શિવદયાળ જલસામાં ગયો. કિન્નરીને પ્રથમ જોતાં જ તેને આશ્ચર્ય થયું. તે તદ્દન ચંદ્રાવતી જેવી જ દેખાતી હતી. અને તેને

એમ લાગ્યું કે તે સ્વપ્નું જોય છે. અને સામે ચન્દ્રાવતી જ બેઠેલી છે. એટલામાં કિન્નરીનું એક ગીત શરૂ થયું. એનો સૂર કાને પડતાં જ શિવદયાળ સ્વપ્નમાંથી જાગ્યો હોય એમ ચમક્યો. આ સ્વર જાણીતો હતો. પણ ચંદ્રાવતીનો તો નહોતો. એના કરતાં પણ વધારે મધુર હતો. જેમ જેમ ગાયનો ગવાતાં ગયાં તેમ તેમ શિવદયાળ તો તૃષાતુરની માફક કિન્નરીના કંઠમાંથી ઝરતા અમૃતનું જાણે કે પાન કરવા લાગ્યો. તેણે જન્મારામાં કદિ કોઇનો આવો મીઠો સ્વર સાંભળ્યો નહોતો. ને કોઇનો આટલો મીઠો હોઇ શકે એ ખ્યાલ પણ એને નહોતો. તે લગભગ ગાંડા જેવો બની ગયો. એટલામાં કિન્નરીએ ગીત શરૂ કર્યું. 'નિશામેં દીપ શિખા' પહેલો શબ્દ કાન પર પડતાં જ તે ચમક્યો. અત્યાર સુધી કિન્નરીના સ્વરથી તે એટલો મુગ્ધ થઇ ગયો હતો કે બીજો કંઇ જ તેણે વિચાર કર્યો નહોતો 'નિશામેં' એ શબ્દ મારી નાની કિન્નરી જ ગાતી હતી એવો તેને ખ્યાલ આવ્યો. હવે તો તેના મગજમાં વિજળીને વેગે વિચારો પસાર થવા માંડ્યા. દસ વરસમાં પોતાની બાળક પુત્રી નવયુવતિ બની શકે એ ખ્યાલ તેને હમણાં જ આવ્યો. આ કિન્નરી જ છે એ ખ્યાલ તેના મગજમાં સ્પષ્ટ થયો કે તરત જ તેનાથી હર્ષને લીધે બુમ પડાઇ ગઇ કે "મારી કિન્નરી." અને તરત જ તે બેભાન થઇને પડ્યો.

× × ×

ત્રીજે દિવસે કિન્નરીના જ હાથમાં તે મૃત્યુ પામ્યો. કિન્નરી તો પિતાના અચાનક મેળાપથી અને અચાનક મૃત્યુથી બ્હાવરી બની ગઇ. અને ખુબ દુઃખી થઈ ગઇ. ઘણા મહીના સુધી તો તેણે ગાવાનું મૂકી દીધું. પણ હબીબખાનના અતિશય આગ્રહને લીધે તેણે પાછું શરૂ તો કર્યું. પણ હવે તેના ગીતોનું સ્વરૂપ જ બદલાઇ ગયું હતું. પહેલાં તે ગાતી ત્યારે તો સાંભળનાર કોઇક વાર આનંદિત, કોઇક વાર ચકિત અને ઘણીવાર મુગ્ધ થતાં. હવે તો સાંભળનારની આંખમાંથી આંસુ જ પડતાં, એવું કાંઇ દુઃખથી ભરપુર તે ગાતી. તે ગાતી ત્યારે એમ લાગતું કે તેના હૃદયના ઉંડાણમાંથી કોઇ ઉંડો અણુરૂઝાયેલો ઘા છે ને તેમાંથી લોહી દ્રવે છે. આટલી નાની ઉંમરની કન્યા હતી તો પણ જાણે કે જગતના સર્વે દુઃખ અનુભવ્યાં હોય એવું એની આંખોમાં જણાતું. હજુ પણ દરેક જલસામાં મધરાત પછી તે પેલું ગીત ગાતી. પણ હવે તો તે ગીત તે એવી અદ્ભુત રીતે ગાતી કે શ્રોતાઓને એમજ લાગતું કે આ કોઇ દૈવી સ્વર છે. કોઇ પણ મનુષ્યનો તો આવો કદિ હોઇ શકે જ નહિં. શોક અને મીઠાશનું કંઇ અલૌકિક મિશ્રણ એમાં થતું.

જલસાઓને લીધે તેને પુષ્કળ ધન મળતું. અમીર ઉમરાવો, રાજાઓ વગેરે તેના કંઠ પર મોહિત થઇને તેને પુષ્કળ જવાહિર અને ખુબ ધન ભેટ કરતાં. પણ તે તો બધું હબીબખાનને જ સોંપી દેતી હતી. પણ હબીબખાને તેને કહ્યું કે જો તારે વાપરવાની ઇચ્છા ન હોય તો ધર્માદા કર. તે ઉપરથી તેણે ઉર્હાને કિનારે આ ધર્મશાળા બંધાવી. પણ તેની બધી વ્યવસ્થા હબીબખાનને જ તેણે સોંપી. હબીબખાનના મરણ પછી તેનો પુત્ર વ્યવસ્થા કરતો અને હવે તો એવો જ રિવાજ પડી ગયો છે કે તેના કુટુંબનો મોટો છોકરો જ બધી વ્યવસ્થા કરે.

ધર્મશાળા બંધાવ્યા પછી માત્ર થોડા જ મહિના કિન્નરી જીવી. તે ભગ્નહૃદયા થઇ ગઇ હતી. એક રાત્રે જલસામાં પોતાનું

માલીનું ગીત ગાતી ગાતી જ અચાનક મૃત્યુ પામી. તેના છેલ્લા શબ્દો ' નિશામેં દીપ-શિખા બન જીભ, તુમ્હારા દેતી હૈ સન્દેશ ' એજ હતા.

× × ×

આ પ્રમાણે ખાનસાહેબે પોતાની લાંબી વાત પુરી કરી, અને અમે બધાં કિન્નરીના જ વિચાર કરતાં વિખેરાઇ ગયાં. ક્યાં સુધી મને તે રાત્રે ઉંઘ ના આવી. મારા કાનમાં કિન્નરીના ગીતના જ શબ્દો ગુંજ્યા કરત હતા કે ' નિશામેં દીપ શિખા બન જીભ, તુમ્હારા દેતી હૈ સન્દેશ. '*

* સાંભળેલી.



## બંસરી

[ અહો રાજ ! અમે રે પંખીડાં ગરમ દેશનાં ]

બજી આજ વિશ્વની સ્વતંત્રતાની બંસરી.
રેલતા પ્રલંબ સૂર
ભર્યાં સ્નેહતણાં પૂર
રાજ ! વિશ્વની સ્વતંત્રતાની બંસરી.

અહો રાજ ! બંસરીના સૂર ઉર રાજતા;
મંદ મંદ ટહુકાર
જાણે આત્માનો પુકાર
બજી વિશ્વની સ્વતંત્રતાની બંસરી.

અહો રાજ ! બંસરીનાં મૂલ અણમૂલ થાં;
આંકતાં શિખાય કેમ ?
રહ્યાં કાયદાની જેમ
આજ વિશ્વની સ્વતંત્રતાની બંસરી.

અહો રાજ ! બંસરીના સૂર પૂર શોભતા
મહીં ઉર્મિઓ પ્રચંડ
લસે બ્રહ્મ પડછંદ
રાજ ! વિશ્વની સ્વતંત્રતાની બંસરી.

બજી આજ વિશ્વની સ્વતંત્રતાની બંસરી.

મનુ દવે. કાવ્યતીર્થ






**શ્રી. ગિજુભાઇ બધેકા :**

જુન માસની તા. ૨૩ મીએ શ્રીયુત ગીજુભાઇનું અવસાન મુંબાઇમાં થયું, તેની નોંધ અમે બહુ જ ખેદપૂર્વક લખીએ છીએ.

તેમની તબીયત છેલ્લા બેત્રણ મહીનાથી સારી નહોતી ચાલતી. તેઓ પંચગની ગયા હતા ત્યાંથી પાછા આવ્યાને માત્ર એકાદ જ અઠવાડીયું થયું હતું અને એટલામાં એકાએક તેમના મૃત્યુના સમાચાર સાંભળ્યા.

આપણે ત્યાં એક જ કાર્ય પાછળ પોતાની જિંદગી ખર્ચી નાખનારાં માણસો ગણ્યાં ગાંઠયાં છે. તેમાંથી શ્રી. ગિજુભાઇ ઓછા થયા. યુરોપીયનો, તથા દક્ષણીઓ જે મિશનરી ભાવના એટલે એક પ્રકારની સેવા હાથમાં લીધી તે મરતાં સુધી છોડવી નહિ, એમાં જ રચ્યા પચ્યા રહેવું, એ પ્રકારની ભાવનાથી કાર્ય કરે છે તેવી ભાવના આપણે ત્યાં બહુ ઓછી છે. મુંબાઇના વનિતા વિશ્રામનાં સ્થાપક બ્હેનો શ્રી બાઇબ્હેન અને શ્રી. નાનીબ્હેને જે પ્રમાણે વનિતાવિશ્રામને પોતાનું ' જીવનકાર્ય ' માન્યું હતું. અમદાવાદમાં શ્રી. સુલોચનાબ્હેન ત્યાંના વનિતાવિશ્રામને પોતાનું જીવનકાર્ય માનીને બેઠાં છે. સ્વ. મોતીભાઇ અમીને પુસ્તકાલય પ્રવૃત્તિને જે પ્રમાણે પોતાની જીવનપ્રવૃત્તિ માની હતી તે પ્રમાણે અમુક સંસ્થા કે અમુક કાર્યને પોતાના જીવન સાથે જડી દેનારાં આપણે ત્યાં ઓછાં છે. સમાજ સેવા, સમાજના ઉત્કર્ષ માટે એવી વ્યક્તિઓની જ જરૂર છે. સ્વ. શ્રી. ગિજુભાઇ તેવી વ્યક્તિ હતા તેમના મરણથી ગુજરાતમાં એક અદમ્ય કાર્યકરની ખોટ પડી છે. ગિજુભાઇ એટલે બાલશિક્ષણ એવું આપણા મન પર ઠસી ગયું છે. ગિજુભાઇનું નામ દેતાં બાલશિક્ષણ યાદ આવે છે અને બાલશિક્ષણનો વિચાર કરતાં જ ગિજુભાઇ યાદ આવે છે.

તેમણે બાલશિક્ષણ માટે શું શું કર્યું હતું વગેરે વર્ણન કરવાનો આ અવસર નથી. એ તો ગુજરાતની કેળવણીના ઇતિહાસ લખનારનું કામ છે. અમે તો એટલું જ કહીશું કે બાળક તે એક વ્યક્તિ છે, એવું ભાન ગુજરાતીઓને કરાવનાર ગિજુભાઇ હતા. આપણે તો એમ માનતા કે બાળક એક રમકડું છે જેને રમાડો, હસાવો, વઢો, મારો, ખવડાવો ને આપણને બીજું કામ હોય ત્યારે હડસેલીને દૂર કહાડો. ગિજુભાઇએ આપણી આંખો ઉઘાડી, અને શિખવ્યું કે તે તો કુટુમ્બનું મુખ્ય અંગ છે. બાળક તે ભવિષ્યનો નાગરિક છે બાળકના ચારિત્ર્યને ઘડવા પાછળ જેટલું ધ્યાન આપીએ એટલું ઓછું.

શ્રી. ગિજુભાઇના મૃત્યુથી બાળકોએ એક મિત્ર ગુમાવ્યો છે. ગિજુભાઇને બાળકોના

ટોળા વચ્ચે બેસીને વાર્તા કહેતાં જેમણે જોયા અને સાંભળ્યા હશે તે કદી એ દશ્ય ભુલશે નહિ. તેવી વખતે તેઓ નિર્દોષ બાળક બની જતા, તે વખતે તેમના મ્હોં ઉપર જે નિર્દોષતા ને વત્સલતાના ભાવ જણાતા તે ભૂલાય તેમ નથી. એ નિર્દોષતા અને વત્સલતાનો અનુભવ જે બાળકોને થયો હશે તેમના હૃદયમાં તેમનું સ્થાન અમર થયું છે. બાલકેળવણીના ક્ષેત્રમાં પણ તેમનું સ્થાન અમર થયું છે. પ્રે. મ.

***

હેવલૉક ઍલિસ :

જુલાઇની ૧૦ મી તારીખે જાણીતા લેખક હેનરી હેવલૉક ઍલિસનું મૃત્યુ વિલાયતમાં થયું છે.

હેવલૉક ઍલિસ વિદ્વાન પુરુષ હતા, અને નૃત્ય, ફ્રેન્ચ સાહિત્ય, શરીરશાસ્ત્ર, સ્પેનનું રાજ્યકારણ, તત્ત્વજ્ઞાન વિગેરે વિષયો.માં પ્રમાણભૂત પુસ્તકો તેમણે લખ્યાં છે, છતાં 'જાતીય વિજ્ઞાન' એ વિષય એમનો પ્રિય વિષય હતો, અને એ વિષયનાં તેમનાં પુસ્તકોને લીધે જ તેમની નામના વધારે થઇ.

જે જમાનામાં જાતીય વિષયોનું નામ દેવું તે પણ પાપ ગણાતું, એ જમાનામાં વિજ્ઞાનની દષ્ટિએ એ વિષયને ચર્ચવાની તેમણે હિંમત કરી ત્રીસ વર્ષની ઉંમરે તેમણે 'ન્યુ સ્પિરિટ' નામના નિબંધો લખ્યા ત્યારે અંગ્રેજ પ્રજાએ તેમને છકી ગયેલા ગણીને તેમનો તિરસ્કાર કર્યો હતો પણ તેમણે એક પછી એક નિબંધો લખીને પ્રજાની ખાત્રી કરી આપી કે એ વિષય સંતાડવા જેવો નથી નિર્ભય રીતે ખુલ્લા દિલથી ચર્ચાને અભ્યાસ કરવાથી સંસારનાં ઘણાં દુઃખોનો ઉપાય થાય એમ છે પછી તો પ્રજાને તેમના ઉપર એટલો બધો વિશ્વાસ બેઠો કે તેમના ઉપર લોકો દેશ પરદેશથી થોકબંધ કાગળો લખી લખીને પોતપોતાના જાતીય પ્રશ્નોનો ઉકેલ કરવા વિનંતિ કરતા. મૃત્યુ પર્યંત તેમણે એ કાગળોના જવાબો આપી આપીને અસંખ્ય અજાણ્યા સ્ત્રીપુરૂષોનાં જીવનમાં આનંદ આણ્યો હતો.

તેઓ દાક્તર હતા, પણ જાતીય વિજ્ઞાનનો પ્રશ્ન તેમને એટલો મહત્વનો લાગ્યો કે દાક્તરી પ્રેક્ટીસ છોડી દીધી અને આ વિષય ઉપર જ નિબંધો વગેરે લખવામાં મંડયા રહ્યા.

તેઓ મહાન હતા. અમે તેમને નિવાપાંજલિ અર્પીએ છીએ. પ્રે. મ.

***

**શ્રીમતી નાથીબાઇ દાકરસી યુનિવર્સીટીઃ**

આ યુનિવર્સીટીનો તેવીસમો પદવીદાન સમારંભ તા. ૧ લી જુલાઇએ ઉજવાયો, એ પ્રસંગે મુંબાઈ સરકારના મુખ્ય પ્રધાને ભાષણ કર્યું હતું તે આ અંકમાં ફુલવેણીમાં છપાયું છે.

આ વર્ષનો સમારંભ પાછલા બધા સમારંભો કરતાં ઘણી બાબતમાં જુદો હતો.

પહેલું તો, મહાત્મા ગાંધી હાજર રહેવાના હતા તથા શ્રી. ખેર ભાષણ કરવાના હતા એ જાહેરાતથી દર વર્ષ કરતાં આ વર્ષના સમારંભમાં લોકોની હાજરી ખૂબજ વધારે હતી.

બીજું, શ્રી. ખેરનું ભાષણ ગુજરાતી ભાષામાં હતું અને શ્રી. પાટકર, જેઓ આ યુનિવર્સીટીના ચેન્સેલર છે, તેમનું ભાષણ મરાઠી ભાષામાં હતું. આ યુનિવર્સીટી માતૃભાષા દ્વારા શિક્ષણ આપે છે, એટલે ગુજરાતી અને મરાઠી ભાષામાં ભાષણો થયાં એ યોગ્ય જ થયું છે, અને સમારંભના વ્યવસ્થાપકોને એ બાબત ધન્યવાદ ઘટે છે.

ત્રીજું, પદવી લેનારાં બ્હેનોએ સ્વદે

સાડી અને તેને લીલી કોર એવો યુનિફોર્મ પહેર્યો હતો. મુંબાઈ, કલકત્તા વગેરે યુનિવર્સીટીના પદવીદાન વખતે વિદ્યાર્થીઓ તેમજ વિદ્યાર્થિનીઓ, પ્રીસ્ટની પાદરીઓ જેવા કાળા ઝભ્ભા પહેરે છે તે અતિશય કદરૂપું લાગે છે અને અક્કલ વગરનું પણ લાગે છે, કારણ કે એ વેશનો અર્થ હિન્દુસ્તાનમાં શો છે ?

તેને બદલે આ વર્ષની 'ગૃહિતાગમા' બ્હેનોએ જે સ્વચ્છ સફેદ રંગનો દેશી પોશાક પહેર્યો હતો તેનાથી સમતા (uniformity) સાદાઈ તથા સુન્દરતા જળવાતાં હતાં.

આ યુનિવર્સીટીમાં દર વર્ષે વિદ્યાર્થિનીઓની સંખ્યા વધતી જાય છે. અને હવે એની ડીગ્રી સરકારે માન્ય રાખી છે એટલે હજી સંખ્યા વધશે. માતૃભાષા દ્વારા શિક્ષણ તથા કન્યાઓને માટે તદ્દન અલગ ભણવાનું તેમજ પ્રાવેશિક પરીક્ષા પછી ત્રણજ વર્ષમાં કૉલેજનો અભ્યાસ પુરો કરી ડીગ્રી મેળવી શકાય એ બધી સગવડ આ યુનિવર્સીટી આપણી કન્યાઓને પૂરી પાડે છે, પરન્તુ આવડે મોટે ખરચે આટલી નાની સંખ્યાને શિક્ષણ અપાય તે અમને બહુ યોગ્ય લાગતું નથી.

કન્યાઓ અને યુવાનોને સંપૂર્ણતઃ સરખા પ્રકારની કેળવણી આપવી એવું તો અમે માનતા નથી. સ્ત્રી અને પુરૂષનું માનસ જુદું હોય છે. તે પ્રમાણે બંનેના મનનું વલણ જુદું જુદું હોય. છતાં પણ કોઈ કોઈ વ્યક્તિઓનાં વલણ સરખાં પણ હોય. છતાં સ્ત્રીઓની જુદી યુનિવર્સીટી કરીને સ્ત્રી અને પુરૂષને તદ્દન અલગ કરી દેવાની નીતિ અમને માન્ય નથી. યુનિવર્સીટી બંને માટે એકજ હોય. પરન્તુ શિક્ષણના વિષયોની સંખ્યા વધારે રાખી, તેમાંથી ત્રણ કે ચાર વિષયો મરજીયાત લેવાના હોય તો યુવાનો તેમજ કન્યાઓ પોતપોતાના વલણ પ્રમાણે વિષયો પસંદ કરે અને શિખે. સાધારણ રીતે ગૃહવિજ્ઞાન, માતૃજ્ઞાન (મધરક્રાફ્ટ), શીવણકળા એવા વિષયો યુવાનો નહિં જ પસંદ કરે, અને એન્જીનીયરીંગ, પુરતત્વશાસ્ત્ર, 'ફિઝિક્સ એવા વિષયો ભાગ્યે જ કન્યાઓ પસંદ કરે, છતાં પણ કોઈ કન્યાને તે તરફ વલણ હોય ને લેવા હોય તો તેમાં બાધ ન હોવો જોઈએ.

કન્યા અને યુવાનો માટે કૉલેજ પણ જુદી હોવી જોઈએ એવું અમે માનતા નથી છતાં પણ કેટલાંક માબાપોને પોતાની કન્યાઓ યુવાનો સાથે ભણે તે પસંદ ન હોય તો તે માટે કન્યાઓની જુદી કૉલેજ હોય તો અમને વાંધો નથી. પરન્તુ યુનિવર્સીટી જુદી રાખવી હોય તો તે વ્યર્થ ખર્ચ થાય છે એમ અમારૂં માનવું છે. એટલા ખર્ચમાં કન્યાઓ માટે કેટલીએ કૉલેજો નભી શકે !

• ઠાકરસી યુનિવર્સીટીના મુખ્ય કાર્યકર્તાઓ ધીમે ધીમે પ્રચાર કરીને મુંબાઈ યુનિવર્સીટીમાં શિક્ષણના ઐચ્છિક વિષયો તથા અભ્યાસક્રમના બીજા ફેરફારો કરાવડાવે તથા માતૃભાષા દ્વારા શિક્ષણ અપાવવાની જોગવાઈ કરે અને એ યુનિવર્સીટી એકડી થઈ જાય અને ઠાકરસી યુનિવર્સીટીના પૈસાથી જુદાં જુદાં શહેરોમાં કન્યાઓ માટે સારી સદ્ધર કૉલેજો નીકળે એ જોવાને અમે આતુર છીએ. છતાં પણ ઉચ્ચ સ્ત્રીકેળવણીના પ્રચાર માટે છેલ્લાં તેત્રીસ વર્ષથી આ યુનિવર્સીટી જે કાર્ય કરી રહી છે તેને માટે તો તેને ધન્યવાદ આપીએ જ છીએ.

પ્રે. મ.

* * *

### કુ. સુજાતા સરકારનો કેસ :

કલકત્તામાં થોડા સમય ઉપર એક ચકચાર ભર્યો કેસ ચાલ્યો હતો. સુજાતા સરકાર નામની એક કૉલેજ કન્યાને કોઈએ ફસાવી. તેને બાળક આવશે એવી ખાત્રી થતાં તેણે પોતાનાં કોઈ ઓળખીતાં બાઈની સલાહ

લીધી. આ બાઇએ એક ડાકટરની મદદથી ગર્ભપાત કરાવવાનો પ્રયત્ન કર્યો. પરન્તુ કમનસીબે સુજાતાનું મૃત્યુ થયું. તે ઉપરથી કેસ ચાલ્યો, અને ડાકટરને, ક્લોરોફોર્મ આપનાર મદદનીશને તથા પેલાં મદદગાર બાઇને બધાંને કોર્ટે ગુનેગાર ઠરાવ્યાં ને લાંબી સજાઓ આપી છે.

અમે ગયા અંકમાં જ શ્રીમતી શારદાબ્હેન મહેતાનો આવાજ વિષયને લગતો લેખ ફુલવેણીમાં છાપ્યો છે.

અમને સમજાતું નથી કે આ ત્રણ જણને કેદની સજા થઇ; સુજાતા તો તે પહેલાં જ મૃત્યુ પામી; તે બધો વખત આ બધાં પરિણામોનો સરખો ભાગીદાર, સુજાતાને ફસાવનાર પુરૂષ કેમ મ્હોં સંતાડીને ખુણે બેસી રહ્યો છે? એનામાં કેમ બ્હાર આવીને પોતાનો ગુનો કબુલ કરવાની હિંમત નથી? અને કોર્ટને પણ કેમ વિચાર નથી આવતો કે એને શોધીને એને પહેલી શિક્ષા કરવી જોઇએ? કદાચ સુજાતા સિવાય કોઇને ખબર જ નહિ હોય કે એ પુરૂષ કોણ છે. અને સુજાતા તો હવે મૃત્યુ પામી. એટલે એ પુરૂષ તો આખી જિંદગી બીનગુનેગાર તરીકે મ્હાલશે એનું હૃદય એને ડંખશે પણ નહિં, કેમકે જો ડંખે એટલી જો એનામાં માનવતા હોત તો તો સુજાતાને જ એણે સ્વીકારવી જોઇતી હતી. ગર્ભપાતનો સમય આવ્યો તે પહેલાં જ એણે છતા થઇ જઇને સુજાતાને પરણવું જોઇતું હતું. અથવા સુજાતાને ખાત્રી આપવી જોઇતી હતી કે તું નિર્ભય રીતે બાળકને જન્મ આપ, હું તેનું વાલીપણું સ્વીકારીશ, અને એના પોષણનો બંદોબસ્ત કરીશ.

સ્ત્રીઓનાં મંડળોએ આ બાબતમાં સખત ઉહાપોહ કરીને કોર્ટને ફરજ પાડવી જોઇએ કે ખરો ખુની–એટલે સુજાતાને ફસાવનાર પુરૂષની શોધ કરવા જેટલું ?રે એટલું કરવું. દાકતરનો ગુનો તો એટલો જ કે બિચારી સુજાતાએ કરગરી કરગરીને કહ્યું હશે કે મને આ નામોશીમાંથી બચાવો. એટલે તેણે દયા લાવીને તેને બચાવવાનો પ્રયત્ન કર્યો.

અમારૂં માનવું છે કે દાકતરનો ગુનો–કે ભુલ–એટલી જ કે તેણે સુજાતા પાસે લખાવી ન લીધું કે તેના બાળકનો પિતા કોણ છે.

આપણી જનસમાજમાં આવા દાખલા ઘણીવાર બને છે. અને આપણે તે બાબત કંઇ કરવું જોઇએ. પ્રે. મ.

***

**ઉજમશી પીતાંબરદાસ આયુર્વેદિક પાઠશાળા :**

પાટણની આ પાઠશાળાનો પદવીદાન સમારંભ જુલાઇની નવમી તારીખે ઉજવાયો હતો. પાસ થયેલાનાં નામમાં એક પણ બ્હેનનું નામ દેખાતું નથી બ્હેનો આયુર્વેદનો અભ્યાસ કેમ કરતી નથી તે સમજાતું નથી, સ્ત્રી ડાકટરો આપણે ત્યાં ગણીગાંઠીજ છે, તો પણ આજકાલ ઘણી બ્હેનો મેડીકલ કોલેજમાં જાય છે એ સ્તુત્ય છે. જેઓ ડાકટરી કોલેજમાં નથી જઇ શકતાં તેઓ મેડીકલ સ્કુલમાં પણ દાખલ થાય છે, એલ. સી. પી. એસ. નાં પરિણામોમાં પણ બ્હેનોના નામ જોવામાં આવે છે. તે પણ અભિનંદનીય છે, નર્સીંગની પરીક્ષા, હેલ્થ વિઝિટર્સની પરીક્ષા વગેરેમાં પણ ઘણી બ્હેનો પાસ થાય છે, તો કોઇ બ્હેનો આયુર્વેદનો અભ્યાસક્રમ લેતી હોય તો સારૂં, સ્ત્રી વૈદ્યોની આપણે ત્યાં ઘણીજ જરૂર છે. કોઇ બ્હેન પાટણની આયુર્વેદિક કોલેજમાં ભણવા ઇચ્છતી હશે તો અમને ખાત્રી છે કે તેમને રહેવા કરવાની સઘળી વ્યવસ્થા કોલેજના વ્યવસ્થાપકો કરી આપશે. અને આયુર્વેદનો અભ્યાસ કરવા દરેક રીતે ઉત્તેજન આપશેજ. પ્રે. મ.

***

## મુંબાઇનાં ભગિની સમાજ

આ સંસ્થાનો તેત્રીસમા વર્ષનો હેવાલ અમને મળ્યો છે, અને જુદા જુદા અનેક માર્ગે મુંબાઇની સ્ત્રીઓની જે સેવા આ સંસ્થા કરે છે તે માટે અમે કાર્યકર્તાઓને હાર્દિક અભિનંદન આપીએ છીએ, શ્રી. ગોપાળ કૃષ્ણ ગોખલેનું આ યોગ્ય સ્મારક છે. સેવામંદિર, સંતતીનિયમન–ક્લિનિક, ઉદ્યોગ-વર્ગ, નિવાસગૃહ વગેરે દરેક શાખાઓમાં પ્રશંસનીય કાર્ય થાય છે. મુંબાઇનો સ્ત્રીવર્ગ એનો વધારે ને વધારે લાભ ઉઠા શે એવી આશા છે. હાલ ગામેગામ સ્ત્રીમંડળો સ્થપાય છે. તે બધાંએ મુંબાઇની ભગિની સમાજનો રીપોર્ટ વાંચી એમાંથી શકય હોય તે પ્રવૃત્ત શરૂ કરવા અમારી સૂચના છે દરેક ગામમાં કાંઇ દરેક કાર્ય કરી નહિ શકાય. એમનાં એકાદ બે કાર્ય પણ સારી રીતે ઉપાડી લેવાય તો ઘણું છે. પ્રે. મ.

***

## મુસ્લીમ સ્ત્રી કાર્યકર સલીમા તૈયબજી ની સેવાઓની ઝાંખી યાદ:

મુંબઇના સ્ત્રી સમાજની ખાસ કરીને મુસ્લીમ સ્ત્રીઓની કેળવણી અને સમાજ સુધારાની પ્રવૃત્તિને વેગ આપવામાં મહત્વનો ફાળો આપનાર શ્રીમતી સલીમા ફેઝ તૈયબજીનાં અવસાનથી, મુંબઇએ એક સારી સ્ત્રી કાર્યકર ગુમાવી દીધી છે. મુંબઇ ધારાસભામાં મુસ્લીમ લીગ જેવી પ્રખ્યાત સંસ્થાના પ્રતિનિધી તરીકે તેમણે સ્થાન લીધેલું હોવા છતાં, એન૦ શ્રી૦ મુનશીના શબ્દોમાં કહીએ તો " તેઓ દેશભક્તિની ભાવના ધરાવનાં વિશાળ માનસ ધરાવતાં સભ્ય હતાં. "

ધારાસભામાંની તેમની સેવાઓની ખાસ નોંધ લેવી પડે એમ ન હોવા છતાં મુસ્લીમ કન્યાઓના શિક્ષણને લગતી સગવડો પ્રાંત ભરમાં કેવી અને કેટલી છે તેની તપાસ કરવા માટે તેમણે મુંબઈ પ્રાંતનો થોડા જ માસ પર પ્રવાસ કર્યો હતો. મુંબઇ સરકારની સૂચનાથી, તેઓ શ્રીમતી ઝરીના કરીમભાઇ અને મીસીસ મસ્કતી સાથે આ પ્રવાસે ગયાં હતાં.

૫૪ વર્ષનું તેમનુ વય હતુ. એ દરમ્યાન એક સામાજીક અને કેળવણી વિષયક કાર્યકર તરીકે તેમણે સારૂં સ્થાન મેળવી લીધું હતું. સંખ્યાબંધ સ્ત્રી સંસ્થાઓ સાથે તેમને સંબંધ હતો અને ઘણી સંસ્થાઓના કાર્યમાં તેઓ રસ લેતાં હતાં. સામાજીક સુધારાના પ્રશ્નોમાં તેઓ પ્રગતિમાન વિચારો ધરાવતાં હતાં.

મુંબઇ ઇલાકાના સ્ત્રીસભાનાં એકવાર પ્રમુખ હતાં અને છેલ્લાં તેની કારોબારીમાં સભ્ય હતાં. મુંબઇ ધારાસભામાં મુસ્લીમ સ્ત્રીઓનાં પ્રતિનિધિ તરીકે તેમણે સ્થાન લીધું હતું.

સ્ત્રી પ્રવૃત્તિમાં તેમણે કોમી દૃષ્ટિબિન્દુ ન રાખતાં ઉદાર દૃષ્ટિ રાખી હતી અને પરિણામે તેમના મિત્ર વર્ગમાં ઇતર કોમની બહેનોને પણ સ્થાન હતું. તેમના અવસાનથી મુંબઇ પ્રાંતે એક સારી સ્ત્રી કાર્યકર ગુમાવી છે એમાં શંકા નથી

## ન એ લુંટજો

અગર અમ માલને મિલ્કત ચહો તો લુંટજો બાપુ !
અમારી હૈવી પણ મિલ્કત ન આશાઓ કદી લુંટજો.
લુંટો ગઇ કાલ મેળવ્યું જે વળી આજે કમાયા એ;
કૃપણુ ! આવતી પળનું અમારૂં ભાગ્ય ના લુંટજો.
કમાશું હાથ જો સાબુત, ફરી કરશું જમા મિલ્કત;
ગઇ જો હાથથી શ્રદ્ધા, ન મળશે રે ! ન એ લુંટજો.

સરોદ

# રાજસિંહાસન કે ફાંસી?

લેખક : શ્રી. મંગળદાસ ગી. મહેતા

"**મા,** કુમાર દેવપાલ વેશ્યા પુત્ર છે?"

"એ વાતમાં કાંઇ શક નથી."

"મા, આ વાત આખા રાજ્યમાં કોઇ જાણતું નથી. સ્વયં પિતાજી આ વાતથી અનભિજ્ઞ છે. તમારી વાત પર કોણ વિશ્વાસ કરશે?"

માતાએ પુત્ર તરફ નજર કરી અને શ્વાસ મુકયો. ફરી કોઇ ગંભિર વિચારમાં નિમગ્ન બની ગઈ.

સોળ વર્ષનો યુવક તેજપાલ માની અવસ્થા જોઇ ચિંતામાં પડી ગયો. તેણે માને સંબોધન કરી પૂછ્યું—"કેમ મા, તું મારી વાત સાંભળી દિલગીર થઇ ગઇ! જો તને એ વાત પર પૂર્ણ વિશ્વાસ હોય કે સમસ્ત રાજ્ય-કર્મચારી આ વાત સ્વીકારી લેશે કે દેવપાલ વેશ્યાપુત્ર છે, તો મને પણ તે માનવામાં સંકોચ થશે નહીં. કિંતુ જ્યાંસુધી એ ખાત્રી ન થાય કે, દેવપાલના સંબંધમાં તમારા વિચારોનું સર્વ સમર્થન કરશે ત્યાં સુધી હું કોઇ પણ પ્રકારનું પગલું લઇશ નહીં. રાજ્યને માટે રકતપાત કરવો એ મારે માટે કઠિન વાત છે.

દેવપાલને આજસુધી તેં મારો મોટો ભાઇ બતાવ્યો હતો. પછી આજ આટલું બધું પરિવર્તન કયા કારણથી થઈ ગયું? આજે તું તેમનો વિરોધ શા માટે કરે છે?"

"બેટા તેજપાલ! તારા ભવિષ્યને ઉજ્વળ બનાવવા માટેજ, તુંજ મારી કુખમાંથી ઉત્પન્ન થએલો એકનો એક પુત્ર છે. મને તારા ભવિષ્યની ચિંતા છે દેવપાલની જન્મકથાને જ્યારે તું શ્રવણ કરીશ ત્યારે સર્વ વાત તને સમજાશે. એ સમયે તને પણ ખબર પડશે કે દેવપાલ તારો સગો ભાઇ નથી."

તેજપાલ માની વાત પર વિશેષ ધ્યાન ન આપતાં ત્યાંથી ઉઠીને ચાલ્યો ગયો. તેના હૃદયમાં અનેક પ્રકારના વિચાર આવવા લાગ્યા.

રાવરાજા રાજસિંહે, દેવપાલને મહેલ બહાર જતાં જોઇને, પોતાની પાસે બોલાવવાનો પ્રયત્ન કર્યો. દેવપાલ પિતાજીને કાંઇ પણ ઉત્તર આપ્યા વિના ત્યાંથી ચાલ્યો ગયો.

( ૨ )

રિયાસતોનો ઠાઠ નિરાળોજ હોય છે. ત્યાંની સૃષ્ટિ પણ કોઇ નિરાળી બની જાય તો તેમાં સંદેહ કરવા જેવું કંઇ નથી. રાજા રાજસિંહ ......રિયાસતના સ્વામી હતા. તેમણે પોતાના શાસનકાળમાં કોઇ વાતમાં વિશેષ ખ્યાતિ પ્રાપ્ત કરી ન હતી. પ્રજાને જાણ હતી કે તેના મહારાજા વિષયી છે, એટલુંજ નહીં પરંતુ તે વેશ્યાગામી તથા શરાબી પણ છે. વેશ્યાઓના ફંદામાં પડી તેમણે લાખો રૂપીયાની સંપત્તિ કેવળ બે ત્રણ માસમાંજ ઉડાવી દીધી હતી. રાજ્ય કામકાજ સંભાળવું તો દુર રહ્યું, પણ રાજકીય મંત્રણાઓ માટે રાજ્ય-કર્મચારી તેમની પાસે આવતા, તો તેઓ તરફ તે ધ્યાન પણ આપતા ન હતા. રાવરાજા રાજસિંહમાં બળ હતું, તેજ હતું, સાહસ હતું, વેશ્યાગામી રાજાની અંદર પ્રાયઃ એવા ગુણ જોવામાં આવતા નથી. તેમને સિંહના શિકારનો પણ શોખ હતો. કેટલીયે વાર તેમણે જીવતા સિંહના બચ્ચાંને પકડી લીધાં હતાં. જ્યાં વેશ્યાઓ સાથે તેમનો

સમય વ્યતિત થતો હતો ત્યાં સિંહનાં પાળેલાં બચ્ચાંમાં પણ પુરતો વખત પસાર થતો હતો. આ ગુણ તેમના પૂર્વજોનો તેમનામાં આવ્યો હતો; તેમના પિતા સ્વ. કર્મસિંહ પણ સિંહોને પાળતા હતા અને જંગલમાં જઇ શિકાર કરતા હતા. મૃત્યુ સમયે તેઓ ત્રણ સિંહ મુકી ગયા હતા. અને ભલામણ કરતા ગયા હતા કે બેટા રાજસિંહ તું તેની સારી રીતે દેખરેખ રાખજે.

તેમને કેટલી રાણીઓ હતી તે કહી શકાતું નથી. વિધીસર કેટલીયે રાણીઓ સાથે તેમના વિવાહ થયા, પરંતુ તેમનું એ કહેવું હતું કે ઇન્દ્રકોર સિવાય મારી વિવાહિતા પત્નિ કોઇ નથી. તેમણે અભિયોગના વિષયમાં એવું બયાન કરતાં કહ્યું હતું.

ઇંદ્રકોર અને રાજસિંહ વચ્ચે પ્રેમ હતો. સ્નેહ હતો. એક બીજા પ્રત્યે સહાનુભૂતિ હતી તેનામાં આ ગુણ પણ વિચિત્ર હતો. વેશ્યા ગામી રાજા પોતાની પત્નિ સાથે પ્રેમ રાખે એવું સાંભળ્યું નથી. આશ્ચર્ય વાત કરતાં પણ બહુ આશ્ચર્ય ન થવું જોઇએ કેમકે રાજા ચાહતા હતા ઇન્દ્રકોરથી પુત્રોત્પત્તિ. ઇન્દ્રકોરને બે સંતાન થયાં પરંતુ તે બને પુત્રીયો હતી રાજસિંહને આશા હતી પુત્ર થશે એ કારણે તે તેના પર સ્નેહ રાખતા હતા અને આશાના આશ્વાસનમાં તે તેમના બની રહ્યા હતા.

રાણીના કેટલાક હિતચિન્તક પણ હતા. એમાંની લેડી ડોક્ટર રાણી સાથે વિશેષ હિત રાખતી હતી. ઇંદ્રકોર સગર્ભા બનવાથી લેડી ડોક્ટરે એ વખતે વિશેષ યોજના કરી અને એ યોજનાને ઇંદ્રકોર પાસે પણ પ્રગટ ન કરી એ કાર્યમાં લેડી ડોક્ટરનો કેવળ સ્નેહ જ ન હતો કિંતુ કોઇક સ્વાર્થ પણ હતો. રાણી પાસેથી એક સારી રકમ મળ-વાની પણ તેને આશા હતી.

સમય આવ્યો. ઇંદ્રકોરના ગર્ભથી કન્યા ઉત્પન્ન થઇ. પરંતુ રાણી બેભાન હતી. લેડી ડોક્ટર સિવાય રાણી પાસે અન્ય કોઇ ન હતું કેવળ એક આયા સેવા સુશ્રુષા માટે હતી. અને તે પણ લેડી ડોક્ટરની પૂર્ણ વિશ્વાસ-પાત્રી હતી.

લેડી ડોક્ટરે સર્વત્ર પૂર્વ યોજના અનુસાર ઇંદ્રકોરના ગર્ભથી ઉત્પન્ન થયેલી પુત્રીને એ મહેલના કોઇ અન્ય ખુણામાં પહોંચાડી દીધી. વાતની વાતમાં બીજું બાળક જે થોડા સમય પૂર્વે મહેલના એક ખુણામાં લેડી ડોક્ટરની દેખરેખમાં ઉત્પન્ન થયું હતું. ઇંદ્રકોર પાસે તેમને મંગાવી સુવાડી દેવામાં આવ્યું. આ એક ભારે ષડ્યંત્ર હતું. એ ગુપ્ત રહસ્યને લેડી ડોક્ટર અને આયા સિવાય અન્ય કોઇ વ્યક્તિ જાણતી ન હતી. લેડી ડોક્ટરે પહેલાંથી જ બહુજ પ્રપંચ રચી રાખ્યો હતો રાજમહેલમાં પૂર્ણ શાંતિ રાખવા સુચવ્યુ હતું. કોઇ પણ આમ તેમ ફરકી શકતું ન હતું.

રાવરાજા રાજસિંહની પાસે પુત્રપ્રસવ થયાના શુભ સમાચાર મોકલાયા. તેમનું હૃદય પ્રફુલ્લિત બની ગયું. વાતવાતમાં તેમણે એ ખુશીમાં હજારો રૂપીયાનું દાન કરી નાખ્યું. બાળકનું નામ વિધિપૂર્વક દેવપાલ પાડવામાં આવ્યું.

( ૩ )

વાસંતી વેશ્યા હતી અને...રિયાસતમાં સર્વ પર પ્રભાવ પાડતી હતી. રાણી ઇંદ્રકોર પણ તેનાથી દબાતી હતી. મહારાજ રાજસિંહ તેનું બહુ જ સન્માન કરતા હતા. વેશ્યા હોવાને કારણે નહીં, પરંતુ તેનામાં કેટલાક વિશેષ ગુણ હતા. તે રાજ્યનો વિનાશ કરવા ઇચ્છતી ન હતી. તે રાજસિંહને પ્રમંગોપાત સારી સલાહ પણ દેતી હતી. એમ કરવું વેશ્યાના માટે આશ્ચર્યજનક વાત હતી. સામાન્ય રીતે તો વેશ્યાઓએ મોટા મોટા રાજાઓને ધૂળમાં મેળવી દીધા છે. રાજગાદી પરથી ઉઠાવરાવીને ધૂળ ચાટવાવાળા શેરીના

કુત્તા બનાવી મુકયા છે. વાસંતી એ વેશ્યાઓમાંની ન હતી. તેને હૃદય હતું. તેના હૃદયમાં મનુષ્યતા હતી. તેણે તેમને કાંઇક ઉન્નત પણ કર્યા હતા. તે ચાહતી હતી સુખી જીવન. એ કારણે તેણે રાજસિંહના જીવનને પણ નારકીય બનવા દીધું ન હતું.

વાસંતી ઇંદોરના પુત્રને પોતાનો પુત્ર સમજતી હતી તેની ઉપર હેત રાખતી અને પુત્રવત્ ગોદમાં લઇ રમાડતી હતી. રાજા રાજસિંહે એક વાર વાસંતીને જોઇને કહ્યું પણ હતું કે બીજાના બાળકને રમાડવામાં, મા સમાન આનંદ લેવામાં તું કેમ આટલી બધી તલ્લીન રહે છે ?

આવા સુખી જીવનની ઝાંખીને વિલુપ્ત કરવા માટે શું ખબર રાજ્યમાં કેટલા પ્રકારનાં ષડ્યંત્ર રચાતાં હતાં ! રાજ્યના કોઇ ઉચ્ચ અધિકારી વાસંતી પ્રતિ ઇર્ષા અને ક્રોધની ભાવના રાખતા હતા. તેમાં વચ્ચે આવવાથી તે લોક મહારાજા તરફ ઘૃણાભર્યા વિચાર ફેલાવતા.

રાણી ઇંદોર આ સર્વ ઝઘડાઓ ખૂબ સારી રીતે જાણતી હતી. દેવપાલ સિવાય બે ત્રણ સાલ બાદ તેને બીજો એક પુત્ર ઉત્પન્ન થયો હતો. જેનું નામ તેજપાલ હતું. રાત્રિનો અધિક સમય પોતાના બંને પુત્રોની સંભાળમાં વ્યતિત થતો હતો. રાજકીય વાતોમાં વચ્ચે પડવાનો તેને કોઇ અધિકાર ન હતો. કેટલાંક વર્ષ વીતી ગયા પછી રાજકર્મચારીઓએ અવસર મેળવી એક દાસી દ્વારા મહારાજને વિષપાન કરાવી દીધુ. દૈવયોગથી મહારાજ વાસંતી વેશ્યાના નિવાસસ્થાન પર હતા. ત્યાં તેનું મૃત્યુ થયું અને એકદમ આખા રાજ્યમાં સર્વત્ર શોક છવાઇ ગયો.

ઉચ્ચ અધિકારીઓએ સરકારને આ સંબંધમાં સૂચના આપી દીધી અને તેમના દેહની ડોકટરી પરીક્ષા કરાવી. પરીક્ષકોએ રાજાને વિષપાન કરાવ્યાનું જાહેર કર્યું. સરકારની તરફથી બીજી રીતે તપાસ કરવામાં આવી. કેટલાકનું કહેવું હતું કે આ સર્વ વાસંતીએ કરાવ્યું છે. અને કેટલાક એવા પણ હતા જે રાણીને દોષિત ઠરાવતા હતા. ભાતભાતના અપવાદ ફેલાવવામાં આવ્યા. રાણીના વિરોધી ઇચ્છતા હતા રાણીને ફસાવીને ગાદીના સ્વામી બનવાનું. રાણીના બંને પુત્રો હજી સગીર હતા.

અંતમાં વાસંતી પર વિષપાન કરાવ્યાનો આરોપ મુકાયો. કેટલાંક વર્ષ સુધી આ અભિયોગ ચાલતો રહ્યો. રાણી ઇંદોર પર એ વાતનું દબાણ થયું કે તે વાસંતી વિરૂદ્ધ પોતાનો મત આપે. પરંતુ રાણીએ વાસંતી વિરૂદ્ધ કોર્ટમાં એક પણ શબ્દ ન કહ્યો.

અદાલતે વાસંતીને નિર્દોષ ઠરાવી અને છોડી મુકી. ઇંદિરાનો હજી સુધી કોઇ પ્રકારનો તેના તરફ વિરોધ ન હતો. તે તેને પોતાની કુટુંબી સમજતી હતી. રાજકર્મચારી એ વાતથી બળતા હતા. તેઓની ઇચ્છા હતી કે એ બંને વચ્ચે વૈમનસ્ય થાય એ માટે અનેકાનેક પ્રયત્ન કરવામાં આવ્યા, રિયાસત આ ઝગડામાં નષ્ટ થવા લાગી.

સમય પરિવર્તનશીલ છે, મનુષ્યની મનોવૃત્તિ સદા સરખી હોતી નથી, જ્યાં તેજપાલ પોતાના મોટાભાઇ દેવપાલનો પિતા સમાન આદર કરતો હતો ત્યાં તે હવે તેને પોતાનો શત્રુ સમજવા લાગ્યો, તેનું એક માત્ર કારણ હતું દીવાનની કપટજાળ. દીવાને રાણીને એક વાર સમજાવી કે તે દેવપાલને પોતાનો પુત્ર ન સમજે. કહેવાતું હતું કે, યોગ્ય ધન પ્રાપ્ત ન થવાથી લેડી ડોકટરે દેવપાલના જન્મની કથા દિવાનને કહી હતી. રાજ્યમાં આ માટે દેવપાલના વિષયમાં નિત્ય ચર્ચા થતી હતી, કે તે વેશ્યાપુત્ર છે, પરંતુ કોઇ માનતું નહિં.

પિતાના મૃત્યુ પશ્ચાત દેવપાલને રાજગાદી પ્રાપ્ત થવી જોઇતી હતી, કિંતુ એ સમયે તે નાનો હતો. સરકારની દેખરેખમાં રિયાસતનું

કામ ચાલતું હતું. અંતમાં લાયક ઉમર થતાં તેને ગાદી પર બેસાડવાની તૈયારી થવા લાગી.

બંને ભાઈઓને શિકાર કરવાનો ઘણોજ શોખ હતો. બચપણમાં પણ બને તેમના પિતાની સાથે જતા હતા. દેવપાલે ઘણીવાર ભયંકર સિંહોનો શિકાર કર્યો હતો. રાજભરમાં તેની વીરતાનો ડંકો વાગ્યો હતો. તેજપાલ પણ તેનાથી કાંઇ ઉતરે તેમ ન હતો. તે પણ સિંહના શિકાર માટે પોતાના સાથીઓ સાથે જંગલમાં જતો હતો.

પ્રાતઃકાળ હતો. કેવળ આઠ વાગ્યા હતા. ઈંદ્રકોર દેવપાલને ગાદી ન મળે એવી યોજના કરી રહી હતી. તેણે દેવપાલ તરફ ઘૃણાની દ્રષ્ટિએ જોવા માંડયું હતું. તેજપાલને તે પોતાનો પુત્ર સમજતી હતી. તે દિવાનના તાબામાં હતી દિવાનનાસંકેત પ્રમાણેજ ચાલતી હતી. પ્રજાને એ પણ સંદેહ પડવા લાગ્યો હતો કે દિવાન સાથે રાણી ઈંદ્રકોર અનુચિત સંબંધ રાખે છે.

એકાએક રાણીને સમાચાર મળ્યા કે તેજપાલ આજ જંગલમાં માર્યો ગયો. સાથે એ પણ જાણવામાં આવ્યું કે દેવપાલનો એક સિંહ પણ કાલે છટકી ગયો છે.

રાજ્યમાં આ સમાચારથી હાહાકાર મચી ગયો. તેજપાલની લાશ જંગલમાંથી રાજમહેલમાં લાવવામાં આવી. સરકારી ઓફીસરોએ ત્યાં જઇ તપાસ શરૂ કરી, તો દેવપાલનો ભાગેલો સિંહ ઘાયલ દશામાં પડયો હતો.

રાજભરમાં ચિંતા વ્યાપી રહી. જ્યાં દેવપાલને રાજગાદી પર બેસાડવાની તૈયારી થઇ રહી હતી ત્યાં તેજપાલના મૃત્યુથી શોક-વાદળ આચ્છાદિત થઇ ગયાં. તેજપાલના માર્યા જવાના સંબંધમાં અનેક પ્રકારની વાત ફેલાઇ ગઇ. કેટલાકનું કહેવાતું હતું કે દેવપાલે સિંહના શિકારને બદલે ભાઇનો શિકાર કર્યો. કોઇનું કહેવું એવું થયું કે તેમાં વાસંતી વેશ્યાનો હાથ હતો. અને કોઇ તો દિવાન ઉપર શંકા લાવતા હતા.

રાજ્યમાં આ રીતે બે હત્યાઓ થઇ એ સાધારણ વાત ન હતી. રાજા રાજસિંહને વિષપાન કરાવવાથી રાજ્યમાં બહુ શોક છવાયો હતો અને હવે રાજકુમારની હત્યા થવાથી આશ્ચર્ય અને ઉદાસિનતા છવાઇ રહ્યાં હતાં.

સરકારે બહુ મ્હેનતથી ખોજ ચલાવી. રાણી ઈંદ્રકોર પર પણ સંદેહ કરવામાં આવ્યો. વાસંતી પર પણ સંકટ આવ્યું. દેવપાલને પણ સરકારે ગિરફતાર કર્યો. અંતમાં કેટલાક વર્ષ સુધી મુકદ્દમો ચાલ્યા બાદ દેવપાલ દોષિત ઠર્યો મુકદ્દમામાં એ વાતનું સ્પષ્ટ રૂપથી વર્ણન કરવામાં આવ્યું કે દેવપાલ વેશ્યાપુત્ર હતો. લેડી ડોકટરે પોતાની કુશલતાથી ઈંદ્રકોરના પ્રસવ સમયે દેવપાલને વેશ્યા પાસેથી લાવવામાં આવ્યો હતો રાજ્ય તરફથી એ પણ પુરાવો આપવામાં આવ્યો કે દેવપાલને સ્થાને રાણી તેજપાલને ગાદી પર બેસારવાનો અથાગ પ્રયાસ કરી હતી.

( ૬ )

અંતિમ ઘડી પણ આવી ગઇ. દેવપાલને ફાંસીના તખ્તા પર લટકાવવામાં આવ્યો રાજ્યસિંહાસન પર મુગટ ધારણ કરવાવાળો વીર ફાંસી પર નિર્દોષ લટકી ગયો. અને હસતાં હસતાં એ પણ કહેતો ગયો કે "ભાઇને કતલ કરનાર દેવપાલ નથી, કિંતુ અન્ય કોઇ વ્યકિત છે. મારી વિરૂદ્ધ દિવાને જે ષડ્યંત્ર રચ્યું હતું તે સફળ થયું.' રાણી રડી રહી હતી.

એ સમયે રાજ્યની હદમાંથી એક દેદીપ્યમાન સૌંદર્યમયી યુવતી યોગિનીના વેશમાં રાજ્યની હદબહાર જઇ રહી હતી. એ કોણ હશે ? એ સવાલ વાંચકોએ પોતાના હૃદયને જ પુછવો, યોગ્ય ઉત્તર મળી જશે.*

* સૂચિત

# ઔદ્યોગિક નિયોજનમાં ગૃહઉદ્યોગોનું સ્થાન

લેખક : ડૉ. વી. કે. આર. વી. રાવ, પી એચ. ડી. (કેમ્બ્રીજ).

હિંદુસ્થાનના તાજેતરના આર્થિક ઇતિહાસમાં બનેલો અતિશય હિતાવહ બનાવ રાષ્ટ્રીય મહાસભાની કારોબારી સમિતિએ કરેલી રાષ્ટ્રીય નિયોજન કમિશનની નિમણુંક છે. આ મંડળની નિમણુંક સાથેજ, અને કેટલાક દાખલામાં એની પહેલાં, સંખ્યાબંધ પ્રાંતિક સરકારોએ આર્થિક અને ઔદ્યોગિક તપાસ સમિતિઓ નીમી છે, જેની તપાસના મુદ્દાઓ અને નિર્ણયો બેશક રાષ્ટ્રીય કમિશનની યોજના માટે સારા સાધનરૂપ થઇ પડશે. પહેલાં આ પ્રાંતિક સમિતિઓ અને પછી રાષ્ટ્રીય નિયોજન કમિશને જે પ્રશ્ન હાથ ધરવાનો છે તે મોખરાના પ્રશ્નની હું અહિં છણાવટ કરીશ. આ પ્રશ્ન રાષ્ટ્રીય અર્થરચનામાં નાના ઉદ્યોગોના સ્થાનનો છે.

**ગૃહઉદ્યોગોનાં હિતો બાકાત રખાયાં છે.**

અત્યાર સુધી ઔદ્યોગિક નીતિ અંગે તેમણે કરેલા નિર્ણયોમાંથી હિંદી અર્થશાસ્ત્રીઓએ ગૃહઉદ્યોગનાં હિતોને બાકાત રાખ્યાં છે. તેમનો નિર્ણય હમેશાં એવો જ રહ્યો છે કે ઔદ્યોગિકરણ થવું જોઇએ. એ ઔદ્યોગિકરણ યંત્રસામગ્રીના બહોળા ઉપયોગના ધોરણે થવું જોઇએ અને તે દેશનાં થોડાંક પસંદ કરેલા કેન્દ્રોમાં ઔદ્યોગિક પ્રવાસના મોટા કેન્દ્રિકરણનું સ્વરૂપ લે જેમાં યંત્રોનો ઉપયોગ થતો હોય તેવા મોટા ઉદ્યોગના ઉત્પન્ન સાથે ગૃહઉદ્યોગો આર્થિક રીતે હરીફાઇ કરી શકે તેમ નથી એ ધોરણ તો સ્પષ્ટ છે અને તેથી તે ઉદ્યોગોએ પાછળ જ રહેવાનું છે અને રહેવું જોઇએ.

યંત્રો વાપરતા ઉદ્યોગોના ઉત્પન્ન સાથે હરિફાઇ કરવાની અશક્તિને લીધે જેમને પાછળ રહેવાનું છે તેવા ઉદ્યોગોમાં રોકાયેલાં માણસોની રાહત માટેની પણ કોઇ નીતિ યોજવાનો પ્રયાસ કરવામાં આવ્યો નથી. દેખીતી રીતેજ આવું વલણ 'ઔદ્યોગિક નીતિની રાહબરી કરી શકશે નહિ. રાષ્ટ્રીય અર્થકારણના કોઇ પણ વિકાસમાં ગૃહઉદ્યોગના દાવા અને હિતોને ધ્યાનમાં લેવાની જરૂરિયાત તરફ આટલું બધું આગળ પડતું ધ્યાન ખેંચવાનું માન કોઇ ધંધાદારી અર્થશાસ્ત્રીને ફાળે નહિ પણ મહાત્મા ગાંધીજીને ફાળે જાય છે; પ્રો. જે. સી કુમારપ્પા જેવા અખિલ હિંદ ગ્રામોદ્યોગ સંઘના સત્તાધારી પ્રતિનિધિનો રાષ્ટ્રીય નિયોજન કમિશનમાં સમાવેશ કરવામાં આવ્યો છે તે એક શુભ ચિન્હ છે.

**ગૃહઉદ્યોગના બે વિભાગ.**

રાષ્ટ્રીય અર્થકારણમાં નાના ઉદ્યોગોના સ્થાન સંબંધમાં મારૂં શું વલણ છે તે આ લેખમાં જણાવવાનો મારો ઉદ્દેશ નથી. પ્રમાણિકપણે કહું તો આ વિષય અંગે હું કંઇ ચોકકસ અને સ્પષ્ટ નિર્ણય કરી શક્યો નથી. તેથી આ પ્રશ્નને હાથ ધરવામાં જેમનો વિચાર કરવો પડે તેમ છે તેવા મુદ્દાઓ અત્રે ટાંકવાનો મારો આશય છે. આમ દાખલા તરીકે આપણે ગૃહઉદ્યોગના બે વિભાગ પાડવા પડશે. એક તો, યંત્રો વાપરનાર ઉદ્યોગના ઉત્પન્ન સાથે હરિફાઇ કરી શકે તેવા અર્થમાં આર્થિક ઉદ્યોગો અને બીજા અનાર્થિક ઉદ્યોગો, જેનું ઉત્પન્ન વેચાણની બહેતર વ્યવસ્થા છતાં યંત્રો વાપરનાર ઉદ્યોગોના ઉત્પન્ન સાથે ભાવમાં હરિફાઈ કરી ન શકે તેમ હોય તે. પહેલા ઉદ્યોગોનું સ્થાન તો રાષ્ટ્રીય અર્થરચનામાં કાયદેસરનું છે એમ બારેમાં બારે સ્થિતિચુસ્ત અર્થશાસ્ત્રી કબુલ

કરશે; પણ ખરો પ્રશ્ન તો બીજા વર્ગના ગૃહઉદ્યોગો સંબંધમાં ખડો થાય છે. એ ઉદ્યોગો અત્યારે વસ્તીના મોટા ભાગને રોજી આપે છે અને જો તેને આર્થિક બળોના નિરંકુશ અમલ આગળ છોડવામાં આવે તો તે યંત્રો વાપરનાર મોટા ઉદ્યોગોની હરિફાઇમાં ટકી શકે તેમ નથી. એકલી આર્થિક દલીલ જ તેમને બહુ આગળ લઇ જઇ શકે તેમ નથી, સસ્તી વસ્તુ આવશ્યક રીતે સારી વસ્તુ હોતી નથી. મહાત્મા ગાંધીજીના શબ્દોમાં કહીએ તો: " પૈસા કરતાં જીવનની કિંમત વધારે છે. આપણાં વૃદ્ધ માતા પિતા જે કંઇ કામ કરી શકતાં ન હોય અને આપણાં નજીવાં સાધનો પર ભાર સમાન હોય તેમને મારી નાખવાં એ વધારે સસ્તું છે, આપણાં બાળકો જેમની આપણા ઐહિક ઐશઆરામમાં આપણે જરૂર નથી અને કંઇ પણ બદલો મેળવ્યા સિવાય જેમને આપણે નિભાવવાની જરૂર છે તેમને મારી નાખવાં એ પણ વધારે સસ્તું છે; છતાંએ આપણે નથી તો આપણા માતા પિતાને મારી નાખતા કે નથી આપણાં બાળકોને કતલ કરતા. ઉલટું તેમને પોષવાના કાર્યને આપણે આપણો અધિકાર માનીએ છીએ, પછી ભલેને તેમના નિભાવનું ખર્ચ ગમે તેટલું ન આવે. " આથી એ તો દેખીતું છે કે આર્થિક સિવાયનાં કારણો અનુસાર ગૃહઉદ્યોગોને નિભાવવા એ ઇચ્છનિય છે, પણ ગૃહઉદ્યોગોને નાબુદ કરવા માટે આર્થિક દલીલ પણ સ્પષ્ટ નથી. છેલ્લે જ્યારે આપણે મોટા ઉદ્યોગો કે ગૃહઉદ્યોગોની આર્થિક સર્વોપરિતાની વાત કરીએ ત્યારે આપણે એ હકીકત ભુલવી ન જોઇએ કે આપણે જે આર્થિક કસોટીનો અમલ કરીએ તે આખા રાષ્ટ્રના અર્થ કારણને લગતી હોવી જોઇએ અને કોઇ જુદાછવાયાં વ્યક્તિગત દાખલાને નહિ. જો આપણે આ દષ્ટિબિંદુ અખત્યાર કરીએ તો અમુક પ્રકારના મોટા ઉદ્યોગનું ઉત્પન્ન એ જ પ્રકારના ગૃહઉદ્યોગના ઉત્પન્ન કરતાં વધારે સસ્તું છે એ હકીકતમાં જ બધું આવી ન જાય: જો, હકીકતમાં આવી હરિફાઇ પરિણામે ગૃહઉદ્યોગોમાં કામ કરતા માણસો બેકાર બને અને જો એ બેકારોને મોટા ઉદ્યોગોમાં સ્થાન ન મળે તો મોટા ઉદ્યોગોમાં યંત્રોએ ઉત્પન્ન કરેલા માલના ખર્ચની ગૃહઉદ્યોગના ઉત્પન્નના માલના ખર્ચ સાથે સરખામણી કરતાં પહેલાં ગૃહઉદ્યોગના કારીગરોની બેકારીથી સમગ્ર રાષ્ટ્રને આવનારા ખર્ચને યંત્રોના ઉત્પન્નના માલના ખર્ચમાં ઉમેરવું જોઇએ. જો આ કસોટીનો અમલ કરવામાં આવે તો માલુમ પડી આવશે કે યંત્રોએ ઉત્પન્ન કરેલી સંખ્યાબંધ વસ્તુઓ જે આપણને વ્યક્તિગત રીતે સસ્તી પડે છે તે સમગ્ર પ્રજાના હિસાબે ખરેખર સસ્તી નથી.

**ઉદ્યોગોની ખીલવણી.**

વધુમાં આપણા જેવા મોટા દેશના અર્વાચીન ધોરણે કરવામાં આવેલા ઔદ્યોગીકરણને દેશના ગૃહઉદ્યોગોની સ્થિતિ સાથે યોગ્ય રીતે સંયોજીત કરવામાં ન આવે તો ઔદ્યોગિક દોલતવાળાં થોડાંક કેન્દ્રો ઉભાં થાય. જ્યારે બાકીનો દેશ ગ્રામ્ય રહે અને તેને પોતાના જીવન માટે લગભગ ખેતી અને તેની સાથે સંબંધ ધરાવતા ધંધા ઉપર આધાર રાખવો પડે. આવી જાતનો વિકાસ અનેક દષ્ટએ ઇચ્છનીય ન બને તેથી, થોડાંક કેન્દ્રોમાં રહેતાં માણસોને જ લાભ થાય એ રીતે આપણા ઉદ્યોગોને ખીલવવા કરતાં જેને પરિણામે દેશના ભિન્ન ભિન્ન ભાગોમાં રહેતા માનવીઓને લાભ થાય એ રીતે વહેંચણી અને અકેન્દ્રીકરણના ધોરણે ખીલવવા જોઇએ એવી વિચારણા યોગ્ય નથી? થોડાંક મથકોએ જ ઉદ્યોગ કેન્દ્રિત થઇ જાય એના કરતાં એ અકેન્દ્રિત હોવ એમાં મજુરોની અશાન્તિ અને સામાજિક તોફાનનો ભય

ઓછો રહેવાનો સંભવ છે. એ મુદ્દાનો પણ વિચાર કરવા જેવો છે. અલબત્ત, આથી હું એમ કહેવા નથી માગતો કે દરેક ઉદ્યોગનું અકેન્દ્રિકરણ શક્ય છે અગર તે ઔદ્યોગિક કામોનાં યંત્રોનો વપરાશ ઇચ્છનીય નથી. જો માલના રાષ્ટ્રીય ઉત્પન્નને વધારવું હશે તો ઔદ્યોગિક ધંધામાં યંત્રોનો ઉપયોગ કરવો જ પડશે અને "બેઝિક ઉદ્યોગોમાં" અમુક હદ સુધી કેન્દ્રીકરણ પણ અનિવાર્ય બનશે. પણ આનો અર્થ એમ કરવાની જરૂર નથી કે તમામ અનાર્થિક ગૃહઉદ્યોગોને પગભર થવા ન દેવા; કારણ કે એમાં બેકારી અને સામાજિક દુર્વ્યય છે. તેથી, ઔદ્યોગિક નીતિનું ધ્યેય મોટા ઉદ્યોગો અને ગૃહઉદ્યોગોની સમતુલા જાળવવાનું હોવું જોઇએ અને તેમાં રાષ્ટ્રના માલનું ઉત્પન્ન ઇચ્છનીય ધોરણે રહે અને જેને કામ જોઇએ તે દરેક માનવીને કામ મળી રહે અને દોલત મુઠ્ઠીભર કેન્દ્રોમાં મુઠ્ઠીભર માનવીઓના હાથમાં રહે અને આ દેશના વિશાળ વિસ્તારમાં રહેતી બહુમતી પ્રજા એ જોવા પણ ન પામે એવું ન થાય એ જોવાનું છે. આ સમતુલા કેવી રીતે જાળવવી, કયા કયા ગૃહઉદ્યોગોને ચાલુ રાખવા અને કયા સાધનો દ્વારા, એ બધા પ્રશ્નો પ્રાન્તિક તપાસ સમિતિઓની તપાસની રાહ જુએ છે અને જ્યારે આ સમિતિઓ પોતાની તપાસના અહેવાલો પેશ કરશે ત્યારે રાષ્ટ્રીય અર્થકારણમાં ગૃહઉદ્યોગોના સ્થાનના પ્રશ્નનો નિર્ણય કરવા માટે આપણને અત્યાર કરતાં વધારે પુરતી સામગ્રી મળી રહેશે, એમાં મને જરાય શંકા નથી. *

* ફેબ્રુઆરીના 'વેપાર'માં આ લેખ છપાયો છે.

---

## કલાપી સ્મારક ગ્રંથ

શ્રીમાન,

લાઠીના રાજવી કવિ સ્વ. કલાપીની પ્રતિભા માટે આપને માન જરૂર હશે. આપણા સાહિત્યમાં તેમણે અજબ પ્રસાદ પૂર્યો છે; અને અનેકના જીવનમાં એમની કાવ્યપંક્તિઓ વણાઇ ગઇ છે. અમે એ સમર્થ કવિનો સ્મારક ગ્રંથ તૈયાર કરી રહ્યા છીએ. ઘણા મુરબ્બી સાક્ષરોએ, સ્વ. ના સ્નેહીમિત્રોએ, અને મહાગુજરાતના વિદ્વાન લેખકોએ અમારા પ્રયાસમાં રસ બતાવ્યો છે; અને આપને પણ આ પ્રયાસ પસંદ પડશે જ એમ અમને શ્રદ્ધા છે.

અત્યાર સુધીમાં આ ગ્રંથ માટેની તૈયારીઓ થઇ ચુકી છે. ગ્રંથને જેમ બને તેમ વધુ સમૃદ્ધ કરવા અમે ઇચ્છીએ છીએ, એથી સદ્‌ગત સંબંધે જેમને કોઇ પણ વિચારો આપવાના હોય એ બધાને અમે આથી જાહેર આમંત્રણ આપીએ છીએ. આપણા વિદ્વાનો, વિવેચકો, કવિઓ, લેખકો, ચિત્રકારો અને જે વાંચકો પર સદ્‌ગતનાં કાવ્યોએ અસર કરી હોય, તે બધાનો સહકાર અમો ઇચ્છીએ છીએ.

આપ લેખક હો તો એમના પર સુંદર લેખ લખીને, કવિ હો તો કાવ્ય રચીને વિવેચક હો તો એમનાં કાવ્યો પર વિવેચન લખીને, ચિત્રકાર હો તો એમનાં કાવ્યો ઉપરથી સ્ફુરેલાં ચિત્રો આપીને, વાચક હો તો આપના ઉપર એમણે જે અસર કરી હોય તે જણાવીને, તેમજ તંત્રી હો તો આપના પત્રમાં સ્વ. સંબંધે જે જે લેખો, કાવ્યો, વિવેચનો ઇત્યાદી પ્રકટ થયાં હોય તે સર્વેના લેખકોનાં નામ સરનામાં તથા જે જે અંકમાં તે પ્રસિદ્ધ થયાં હોય તે સંબંધે સંપૂર્ણ સૂચના આપીને, તેમજ અમારા પ્રયાસની જાણ લેખકોને તથા વાચકોને કરીને જરૂર સહકાર આપશો જ, એ અમારી આશા વ્યર્થ નહિ જ જાય.

લી. સાહિત્ય સેવક<br>
વકીલ મૈર્યચન્દ ર. બુદ્ધ<br>
સંપાદક : "કલાપી સ્મારક ગ્રંથ"

# મોર મુગટ ધારી

લેખિકા :
શ્રી. અનુરાધા

એક વૃદ્ધ પુરૂષ એક વખતે પુષ્પા નદીના કિનારા પર આવી પહોંચ્યો. ચોમાસું હતું અને નદીમાં પૂર આવેલું હતું. સામે પાર કોઈ રીતે જવાય એવું હતું નહિ. સામે પારના ગામમાં તેની પુત્રી માંદી હતી, પણ છુટકો નહોતો એટલે નિરાશ થઈને વૃદ્ધ પાછો જતો હતો. એટલામાં કોઈએ તેને દૂરથી બુમ પાડી. એક લાંબો ને કદાવર પુરૂષ જલદીથી ચાલતો ચાલતો તેની પાસે આવતો તેણે જોયો. પાસે આવીને તેણે પૂછ્યું, " મહાશય, આપને સામે પાર જવું છે ? " વૃદ્ધે હા કહી એટલે તેણે કહ્યું, " મારા ખભા ઉપર બેસાડીને હું આપને લઈ જઈશ. ચાલો. " વૃદ્ધને બહુ જ નવાઈ લાગી. તેણે કહ્યુ, "ના, ના, એવું સાહસ મારે ખાતર આપને કરવાની કંઈ જરૂર નથી." પેલા પુરૂષે પૂછ્યુ 'પણ આપને સામે પાર જરૂરનું કામ છે ને ?" વૃદ્ધે જવાબ આપ્યો કે, " હા, મારી પુત્રી માંદી છે. પણ હવે તો હું નહિ જઈ શકું. હરિઈચ્છા! ' પેલો પુરૂષ બોલ્યો, " ના, ના, આપ જઈ શકશો હું લઈ જઈશ. આપ મારા ઉપર વિશ્વાસ રાખો. હું બહુ જબરો છું." વૃધ્ધે કહ્યું કે, " સારું, પણ આપનું નામ તો કહો, ને અહીંઆં શું કરો છો તે તો કહો." ત્યારે તે પુરૂષ બોલ્યો ' મહાશય, મારું નામ અનંગજીત છે. મારાં માબાપ હું છેક બાલક હતો ત્યારે મૃત્યુ પામ્યાં હતાં ને મને ખબર નથી કે તેઓ કોણ હતાં. હું કેવી રીતે મોટો થવા પામ્યો તે પણ મને ખબર નથી. પણ બાલપણથી જ મારો બાંધો મજબુત હતો. ને હું જુવાન થયો ત્યારે તો ગામના બધા જ જુવાનોને હું હરાવવા લાગ્યો. મને ખબર પડી કે મારામાં અસાધારણ બળ છે. છેવટે હું હાથમાં તરવાર ને ઢાલ લઈને ગામ છોડીને ગયો, ને એક ઘણા જ બળવાન ગણાતા રાજાની નોકરીમાં રહ્યો. મારો માલિક ખરેખર ઘણો જ બહાદુર ને હિંમતવાન હતો. પણ તેની નોકરીમાં થોડો વખત રહ્યા પછી મને ખબર પડી કે તે મથુરાના રાજા કંસથી બહુ જ બ્હીતો હતો. બીકણ માણસની મને પરવા નહોતી. એટલે હું તેને છોડીને કંસના દરબારમાં ગયો. તેણે ઘણી જ ખુશીથી મને પોતાના અંગરક્ષક તરીકે નોકરીમાં રાખ્યો. થોડા દિવસના પરિચય પછી મને લાગ્યું કે કંસ તો બહુ જ બહાદુર છે ને ખરૂં જોતાં અંગરક્ષકની તેને જરૂર નથી. કેમકે તે કોઈથી પણ બ્હીતો હતો નહિ. મને થયું કે છેવટે મારૂં જીવન સફળ થયું. કેમકે મેં એવો એક પુરૂષ શોધી કહાડયો કે જેને આખી પૃથ્વી પર કોઈની બીક જ નહોતી. બાલપણથી જ મને એવા જ પુરૂષ પાસે નોકરી કરવાનું મન હતું.

એક દિવસ હું મહારાજ કંસ સાથે એક ઉપવનમાં ફરતો હતો તે પોતાના બાલપણના પરાક્રમોનું વર્ણન કરતો હતો. એટલામાં થોડે દૂર એક મોર કલા કરીને નાચતો મેં જોયો અને રાજાનું ધ્યાન એ તરફ દોર્યું. પહેલાં તો તેણે તેની તરફ બહુ જ આનંદથી જોયું પણ પછી જાણે તે જોઈને કાંઈ બીજો વિચાર સુઝયો હોય તેમ થોડીવાર પછી તેણે બહુ જ ભયભીત આંખોએ તેની તરફ જોયું ને પછી મને તરત ત્યાંથી પાછા જવાનું કહ્યું. મને ઘણી જ નવાઈ લાગી પણ મેં કંઈ જ પૂછ્યું નહિ. મેં મનમાં વિચાર્યું કે રાજા કોઈક કારણસર મોરથી બ્હીએ છે,

ફરી એક દિવસ હું રાજા સાથે નગરમાં ફરતો હતો. નગરના દરવાજા પાસે એક કુંભાર ચાક ફેરવતો હતો. હું કુંભારને કાંઇક પ્રશ્નો પૂછતો હતો એટલામાં મેં અચાનક રાજા તરફ જોયું. રાજા ભયભીત નજરે ચાક તરફ જોતો હતો. હવે તો મારા મનમાં ચોક્કસ આવી ગયું કે મારી ધારણા ખોટી છે. રાજા ઘણો જ હિંમતવાન નથી. તે કોઈક કારણને લીધે મોરથી અને કુંભારના ચાકથી બ્હીએ છે.

તે દિવસે રાજગઢમાં ગયા પછી મેં રાજાને મોરથી અને ચાકથી બ્હીવાનું કારણ પૂછયું. રાજાએ થોડી આનાકાની પછી કહ્યું કે " હા, મને એક જણનો ભય છે. " મેં કહ્યું, " કોણ ? " ત્યારે તેણે કહ્યું કે, " હું જેનાથી ભય પામું છું તે એક બાળક છે ને માથે મોરનું પીંછું પહેરે છે, અને એક હાથમાં ચક્ર રાખે છે." તરતજ હું રાજાની નોકરી છોડીને જતો રહ્યો, અને પછી ઘણા કાળ સુધી માથે પીંછાંવાળી ને હાથમાં ચક્રવાળી વ્યક્તિની શોધમાં ભટકયો મને તેવું કોઇ મળ્યું નહિ. છેવટે એક રાત્રે હું થાકયો પાકયો એક ઝુંપડી પાસે આવ્યો. ઝુંપડીમાં એક વૃદ્ધા રહેતી હતી. મેં રાતવાસો ત્યાં કરવાની રજા માંગી તેણે ઘણીજ ખુશીથી મને આવકાર આપ્યો. સુતા પહેલાં તેણે મને મારું નામઠામ પૂછયું અને ભટકવાનું કારણ પૂછયું. મેં મારી બધી વાત કહી. તે સાંભળીને પેલી વૃદ્ધાએ કહ્યું કે, " માથે મોરનું પીંછું ને હાથમાં ચક્રવાળા બાળકને હું ઓળખું છું. તે તો કોઇથી પણ ભયભીત થતો નથી. મને તેની વાત ખબર છે. " મેં તે વાત કહેવાની તેને વિનંતી કરી એટલે તેણે તે બાળકનાં બાલપણનાં પરાક્રમોની આખી વાત કહી પછી તેણે મને કહ્યું કે માથે મોરનું પીંછું ને હાથમાં ચક્રવાળા બાળકની નોકરી તારે કરવી હોય તો તું તારાં હથિયાર ત્યજી દે. કેમકે મનુષ્યો એકબીજાની સાથે વગર કારણે લડે છે તે તેને જરા પણ પસંદ નથી. " મેં કહ્યું કે, " સારૂ, હું ત્યજી દઇશ. "

બીજે દિવસે સવારના વૃદ્ધા મને આ નદી ઉપર લઇ આવી અને કહ્યું કે. "તારામાં બહુ બળ છે માટે એ બળનો ઉપયોગ એવી રીતે કર કે તારો નવો માલિક ખુશી થાય. " એમ કહી તેણે મને આ કામ સોંપ્યું છે—અશક્તોને નદીને સામે પાર લઇ જવાનું—વૃદ્ધા કહે છે કે માથે મોરનું પીંછું ને હાથમાં ચક્રવાળો મારો નવો માલિક આ રીતે પ્રસન્ન થશે. "

પોતાના વિષે બધું કહી રહ્યા પછી અનંગજીતે વૃદ્ધને પોતાના ખભા ઉપર બેસાડયો ને નદીના ઉછળતાં પાણીમાં થઇને તેને સામે પાર લઇ ગયો.

આ વાતને ત્રણેક મહિના થઇ ગયા. નદીનું પાણી હવે શાન્ત થઇ ગયું હતું. તો પણ અનંગજીત પોતાનું કામ કર્યા કરતો હતો. હવે તો ઘણા લોકો તેને ઓળખતા હતા અને નદી ઓળંગવા માટે તેની પાસે આવતા હતા.

એક દિવસે સવારનાં સૂર્યોદય પહેલાં એક નાનો સરખો ગરીબ છોકરો અનંગજીત પાસે આવ્યો. તેની ઉંમર ૭ સાત વરસથી વધારે નહિં હોય. તેણે, ફાટાં તુટાં કપડાં પહેરેલાં હતાં, ને તેનું મોં ઘણુંજ દયામણું હતું. તેણે નદી ઓળંગવાની ઇચ્છા બતાવી. અનંગજીતે અનંદથી તેને ખભે બેસાડયો, ને નદીમાં ચાલવા માંડયું. થોડાંક પગલાં ચાલ્યો એટલે એને લાગ્યુ કે બાળક જરા ભારે હતો. પછી જેમ જેમ આગળ ચાલતો ગયો તેમ તેમ બાળકનો ભાર ઘણોજ વધવા લાગ્યો. તેને ઘણીજ નવાઇ લાગી., અધવચ પહોંચ્યો એટલીવારમાં તો તે હાંફી ગયો. તોપણ હિંમતથી આગળ ચાલ્યો. એણે વિચાર્યું કે,

,' આટલાં બધાં ભારે ભારે માણસોને હું લઇ જઇ શકું ને આટલા નાના બાળકને ઉંચકતાં મને કેમ આવો થાક લાગે છે ? જરૂર મારૂં બળ ઓછું થયું છે. અથવા તો હું વૃદ્ધ થવા આવ્યો. " એમ વિચાર કરતો કરતો તે આગળ ચાલ્યો. છેવટ સામે કિનારે પહોંચ્યો ત્યારે તો તે થાકીને લોથપોથ થઇ ગયો હતો. તેણે બાળકને ભૂમિ ઉપર મૂકયો અને બોલ્યો, " બાપુ, તારામાં આટલો બધો ભાર કેમ છે ? આટલા દિવસ આટલાં બધાં મનુષ્યોને ઉંચકયાં પણ મને એ બધાં કરતાં તું ભારે લાગ્યો. એનું કારણ શું ? " બાળકે કહ્યું, " હું કોણ છું તે તું જાણે છે ? અનંગજીતે ના કહી. તરતજ બાળકનું રૂપ બદલાઇ ગયું. ફાટાંતુટાં લુગડાં પહેરેલો, દયામણા મુખવાળો ગરીબ છોકરો ગુમ થઇ ગયો ને તેને બદલે અનંગજીતે પોતાની સામે એક હસમુખોને રૂપાળો બાળક ઉભેલો જોયો તેણે પીતાંબર પહેરેલું હતું, ગળામાં ફુલનો હાર પહેરેલો હતો. લાંબા કાળા વાળ ખભા ઉપર લટકતા હતા ને તેના ઉપર નાનો સરખો સોનાનો મુગટ પહેરેલો હતો અને તેના ઉપર મોરનું પીછું શોભતું હતું. એક હાથમાં ચક્ર હતું. અનંગજિત તો મોહિત થઇને જોઇજ રહ્યો.

થોડીવારે તે પગે પડયો. બાળકે કહ્યું " તું જે બાળકને શોધતો હતો ને જ હું છું. મારા ભકતોમાંથી જેમને પહેલાંના કરેલાં પાપ માટે પશ્ચાતાપ થાય છે તેમનાં પાપનો ભાર બધો હું લઇ લઉં છું, અને તેથી જ હું બાળક છું તો પણ મારો ભાર તને સર્વથી વધારે લાગ્યો. તેં મારી એકનિષ્ઠાથી સેવા કરી છે તેથી હું તારા ઉપર બહુ જ પ્રસન્ન થયો છું. " એમ કહીને બાળકે અનંગજિતનો હાથ પકડયો ને બન્ને અંતર્ધાન થઇ ગયા.

---

## વર્ષા ને વાદળી

: ભીમપલાસ :

ઝીલમલીલાં, ઝીલમલીલા વરૂવર લચકાય
લીલુડી ચુંદડીએ વર્ષા સોહાય.

ટપટપ ટપકન્તા વર્ષાનાં બિંદુડાં
પોયણાંની પાંદડીએ પડતાં ઢોળાય...ઝીલમલીલાં.

નીલમરંગી નમણીકે વાદળીના
રાસે રમતાં મૃદુ અંગ મચકાય...ઝીલમલીલાં.

તાલનૃત્યે વર્ષા લહુલી , ઝલકાવતી
સુજનને નીરે નવાજી મલકાય...ઝીલમલીલાં.

ઝીલે પપૈયા, ગીતના ગવૈયા
ઝીલતાં વાદલડીની ચુંદડી ભીંજાય...ઝીલમલીલાં.

વર્ષા ને વાદળી મેઘજીને વીનવે
પુલકિત થાતાં સૃષ્ટિ સલિલે સીંચાય...ઝીલમલીલાં,

મનુ દેસાઇ




લેખક : શ્રી. જયન્તીલાલ ઓઝા

' કયારે થાશું બાહ્યાંતર નિર્ગ્રન્થ જો '

શ્રીમદ્ રાજચન્દ્ર

માનવ અનેકવિધ ગ્રન્થીઓથી ભર્યો પૂર્યો છે. માણસ, જે કંઇ વિચારે, બોલે કે વર્તે છે, તેની પાછળ આ ગ્રન્થીઓનો તાકાતદાર હાથ કામ કરતો હોય છે. એ ગ્રન્થીની ચૂડમાંથી છૂટવું એ માનવજાતનું સનાતન યુદ્ધ છે, માનવજાતનું ધ્યેય છે, માનવજાતની કેળવણી છે.

એક આંધળાને હાથીની સુંઢ હાથ લાગે છે ને એ ગાંઠ વાળે કે હાથી તો સાપ જેવો જ હોય, બીજાને પગ ઉપરથી થાંભલો ને ત્રીજાને પૂંછડી ઉપરથી દોરડું લાગે છે. સાચું તો જેની આંખ ખુલ્લી છે તે જ જાણે છે.

આમ જ માનવજાતનું છે. આપણે બધાં અજ્ઞાનાંધારે હાથી તપાસી રહ્યાં છીએ. કોઇ માણસ બીજાને જીવનપથ દાખવી શકે તેટલો જ્ઞાની નથી.

છતાં જગતમાં ઉંમર કારણે, પૈસા કારણે, સત્તા કારણે, વાચાળતા કારણે સબળા લોકો નબળા ઉપર ગુંડાગીરી ચલાવી રહ્યા છે ને એ ગુંડાગીરીને શિસ્તના સુંદર નામ ઓથે છૂપાવે છે.

સામાન્યતઃ જગતમાં શિસ્તનો જુલ્મ ગરીબ, સિપાઇ, કેદી, સ્ત્રી અને બાળક ઉપર જ કરવામાં આવે છે. સબળા લોકો પોતાને માટે શિસ્ત આવશ્યક માનતા નથી.

એક જ પ્રસંગ :

પિતા–પુત્ર મળવા આવે છે. યજમાન સ્વાગત અંગે મુખવાસમાં ધાણાની દાળ ધરે છે. પિતા બહુજ શિષ્ટતાથી થોડીક દાળ લઇ પોતાના પુત્રને આપે છે ને પોતે પણ ઉમરની ત્રિરાશીને હિસાબે લેવાય તેટલી જ વધારે દાળ શિષ્ટતાથી લે છે. વાતો ચાલે છે. પુત્રને મળેલી દાળથી સંતોષ નથી થતો ને એ સહજ જ રકાબીમાંથી દાળ લે છે. પિતા પુત્રને સભ્યતાનો પાઠ આપે છે ને દાળ પાછી રકાબીમાં મૂકાવે છે. પુત્ર નિરાશ થઇ બેસી રહે છે.

વાતો આગળ વધે છે ને રહેતે રહેતે પિતાશ્રી વાતો સાથે રકાબીમાંથી ધાણાની દાળના ચપટા મ્હોંમાં મૂકતા જાય છે. વાતો સાથે રકાબીની દાળ પણ ખલાસ થાય છે. પિતાનું ત્યારે ધ્યાન જાય છે ને હસતા કહે છેઃ ' ધાણાદાળ સારી લાગે ! હું તો વાતોમાં બધી જ ચડાવી ગયો ! '

યજમાન સવિવેક હસે છે, જ્યારે પુત્ર સૂચક રીતે પિતા સામે જોઇ રહે છે.

આ આપણી શિસ્તની કેળવણી !

શુદ્ધ શિસ્ત, એ અત્યાવશ્યક વસ્તુ છે. પણ એ તો સુશિક્ષણનું પરિણામ હોઇ શકે. ને તેનો જન્મ સ્વાતંત્ર્ય અને સમજણમાંથી

સંભાવે, અત્યારે અખત્યાર કરાતી શિસ્તરીતિ એ બાળક ઉપરનો હિટલરશાહ જુલમ જ છે.

સત્યની શોધમાં આયાતી માનરજાંત, જાણે સત્ય હાથ લાગી ગયું હોય તેમ ભવિષ્યની પ્રજાને દોર્યે જાય છે, એ ગંભીર ભૂલ થાય છે.

કેળવણીમાં કોઈની પણ અતિ આવશ્યકતા હોય તો તે બાળક તરફ સન્માનભરી, બાલમનોવૃત્તિ જાણવા ઝંખતી સંસ્કારી, પ્રેમ હૂંફાળી માતાની છે. પછી એ માતા જન્મદાતા મા હો, પિતા હો કે શિક્ષક હો.

પ્રેમ છલકતી આંખે આ ઉગતી પ્રજા સામે જોવાશે ત્યારે વર્તમાન ને ભવિષ્યની પ્રશ્ન ગ્રન્થીવિહોણી થતી જશે ને પરિણામે સુખી થશે.

પણ એ ધન્ય જીવન ક્યારે થશે ? ત્યારે—જ્યારે થાશું બાહ્યાંતર નિર્ગ્રન્થ જો.

**દેવલાલી-બાલગૃહનો વહીવટ—**

સામાન્યતઃ આંતર વહીવટ અને તેટલો બાળકો ઉપર હોય છે, તેમની એક શિશુસભા છે જે અધિકારીઓ દ્વારા વહીવટ ચલાવે છે. બાળકો કેમ ન્યાય જોખે છે તે નીચે જોઈએ.

'એક દિ' એક પિતા બેઠાં'તા ને તેમની દીકરીને બીજા બાળકે ગુસ્તો માર્યો તરત જ બદલામાં તેમની દીકરીએ ગુસ્તો માર્યો.'

'હાં. હાં, બેન ખરાબ !' સહજ જ પિતા બોલ્યા,

'પણ જોયું નહિ એણે જ હમણાં મને ગુસ્તો માર્યો ?' દીકરીએ દલીલ કરી,

અને પિતાએ મને પૂછ્યું 'બાપુ આ ક્યાંનો ન્યાય.'

'શિશુસભાનો એવો કાયદો છે કે સબળા નબળાને મારે તો બીજાં વચ્ચે પડે પણ સરખે સરખાં વચ્ચે કોઈ ન આવે. તેઓ હાથે જ ન્યાય જોખી લે.'

એક વાર હું ને મહેમાનો ઉભા હતા. એક બાળકે બીજા પાસે હકથી સાયકલ માગી. પણ પેલાએ ન આપી. બીજાએ સાયકલ ખેંચી. ને પેલો પડી ગયો. પડ્યો ને લાગેલું પણ ખરું. એની પાસે બે રસ્તા હતાઃ એક પેલાને મારવાનો ને બીજો ફરિયાદ કરવાનો પણ તેમાંનું કંઈ જ ન કરતાં, ધૂળ ખંખેરતાં અમારા સામે હસી પડ્યો ને બીજી પ્રવૃત્તિ શોધવા ગયો.

એણે બદલો ન લીધો કેમકે તેને શિશુસભાના કાયદાની ખબર હતી. પોતે બીનકાયદે સાયકલ ન આપે તો આવું પરિણામ આવે જ એવો તેની પાસે સ્પષ્ટ ખ્યાલ હતો.

એક બાળક હંમેશ પોતાનાથી નાનાંઓને હેરાન કરે. શિશુસભાના પ્રમુખે અનેકવાર સૂચના કરી પછી તેમને સભામાંથી બાદ કરવામાં પણ આવેલા; પણ પરિણામ કંઈ ન આવ્યું. છેવટે ખાસ સભા ભરી વિચાર ચલાવ્યો.'

બધાએ વિચાર દર્શાવ્યા ને લગભગ નક્કી થયું કે જો 'હવે એ નાનાંને મારે તો મોટાએ તેને મારવું.'

પણ ત્યાં જેમની પાસેથી હું આશા ન રાખું તેવા બાળકે ઊભા થઈને કહ્યું કે 'હજુય આપણે એમને સમજાવીએ ને છેલ્લી તક આપીએ. નહિ તો પછી બીજી સભામાં છેલ્લો ઠરાવ પસાર કરવો.'

'આમાં હું શિશુસભા કેટલું લાગણીભર્યું સંચાલન કરવા ઇન્તેજાર હોય છે તે કહેવા માગું છું.

**ભોજનગૃહનો વહીવટ બાળકો જ ચલાવે છે—**

ભોજનગૃહનું સ્થાન કેળવણીની દૃષ્ટિએ ઘણું મહત્વનું છે. પહેલાં તો અમે સામાન્ય છાત્રાલય રીતે અનુસર્યા. પણ આ તો નાનાં બાળકો રહ્યાં એટલે એ રીતિ નકામી થઈ, જેમકે પહેલાં ભોજન-ગૃહમાં અમુક બાળકો પીરસતાં ને બીજાં જમતાં. પણ તેમાં બાળકોને દીધેલું ખાવાનું રહેતું અને એમાં અસંતોષ રહેતો દેખાયો. અમે ફેરફાર કર્યો.

જમવા માટે આઠ જેટલાં ઉંચાં ટેબલો બનાવ્યાં ટેબલ ફરતાં આઠ બાળકો બેસે છે ને વચ્ચે એક ચક્ર ગોઠવ્યું છે તેના ઉપરથી જોઈતી વસ્તુ પોતાને હાથે લે છે નીચે ખાનાઓમાં પોતાનાં વાસણો રાખે છે. વાસણો કાચનાં રાખ્યાં છે.

આથી ઘણું કેળવણીનું કામ સરે છે. એક તો બાળક પોતાને જોઈએ તેટલું લઈ શકે છે; તેથી ભોજનનો સંતોષ મેળવે. વળી એથી પોતાને કેટલું જોઈશે તેનો ખ્યાલ આવે. બીજાની જરૂરિયાતો તરફ ધ્યાન દેતું થાય. કેમ લેવું, પીરસવું તે શીખે. કાચનાં વાસણો હોવાથી સફાઈ સારી રહે. ફૂટે એવાં હોય એટલે એની જાળવણીની કાળજી આવે. અને નાનાં બાળકો ધાતુનાં વાસણો સ્વહસ્તે સાફ ન કરી શકે પણ કાચનાં કરી શકે એટલે સ્વાશ્રયી પણ રહે.

ભોજન વખતે પાટિયાંઓ ઉપર વર્તમાન પત્રોમાંથી સમાચારો લખાય છે અને એ સમાચારો ઘણા બાલપ્રિય બન્યા છે. એ દ્વારા બાળકો વર્તમાન ઇતિહાસ ને ભૂગોળનું જ્ઞાન મેળવે છે.

ભોજન વસ્તુઓમાં જમતાં જમતાં થતી સૂચના ને ટીકાની ભોજન અધિકારી નોંધ લે છે ને બાળકોને પ્રિય છતાં યોગ્ય ખોરાક મળે તેમ વ્યવસ્થા કરે છે.

## આરોગ્ય

અમને ઘણીવાર પૂછવામાં આવે છે કે બાલગૃહ ગુજરાતથી દૂર કેમ ? કારણો ખુલ્લાં છે. બાળકો કુમળાં ફૂલો છે. તેના ઉછેર ને વિકાસમાં કુદરતની મદદ જોઈએ. એ દેવલાલી પૂરતી આપે છે. સમુદ્ર સપાટીથી ૨૦૦૦ ફીટ ઉંચું, સત્ત્વવાળું પાણી, પરિણામે આજ સુધીમાં એક પણ બાળકને ગંભીર માંદગી નથી આવી. અને બાળકોના વિકાસમાં ને વજનમાં અદ્ભુત પ્રગતિ દેખાય છે.

વ્યાયામના અનેકવિધ સાધનોનો ઉપયોગ તેમના વિકાસમાં ખૂબ સહાયક બને છે.

## બાલગૃહની શિક્ષણ પદ્ધતિઓઃ—

મૉન્ટેસોરી પદ્ધતિ, પ્રત્યક્ષ પદ્ધતિ, સ્વાધ્યાય પદ્ધતિ.

## બાલગૃહનાં શિક્ષણ સાધનો

મૉન્ટેસોરી શિક્ષણ સાધનો અને સ્વયં-શિક્ષણનાં સાધનો, એપિડાયોસ્કોપ, સીને પ્રોજેક્ટર, કેમેરા, રેડિયો, ગ્રામોફોન લીંગ્વાફોન, રેકોર્ડ્ઝ, ઓરગન, દુરબીન, પૃથ્વીનો ગોળો, સૂર્યગૃહ મંડળ, હાડપિંજર, પશુપક્ષી, વનસ્પતિના નકશાઓ, શિવણ સંચો વગેરે.

## બાલગૃહના શિક્ષણ વિષયો

**સંગીત**—ગીત, વાદન, નૃત્ય, કૂચ, રાસ, ગરબા, નાટક.

**કલા કારીગરી**—ચિત્રકળા, ફોટોગ્રાફી, રંગોળી, માટીકામ, શીવણ, ભરત, ગૂંથણ, કાતરકામ, સુતારકામ, લુહારકામ, કુંભારકામ, મોચીકામ, કડિયાકામ, રંગકામ, ધોબીકામ, કાંતણકામ, રાંધણકામ.

**ભાષા**—ગુજરાતી, હિંદી, અંગ્રેજી.

**ગણિત**—ગણિત, ભૂમિતિ, વ્યવહાર ઉપયોગી હિસાબકામ.

**યંત્ર**-મિકેનો, બિલ્ડર્સ, ઇલેક્ટ્રીક, સ્ટીમર, એન્જીનો.

**વિજ્ઞાન**—રાસાયણિક મિશ્રણો વનસ્પતિ, પશુપક્ષી જીવજન્તુ, કુદરતમાં બનતા બનાવોની વૈજ્ઞાનિક સમજણ.

**ઇતિહાસ**—ઐતિહાસિક પ્રસંગો, સ્ત્રી-પુરુષો, સ્થાનો, વસ્તુઓની વાતો, પ્રવાસકાર, અવલોકનો, વર્તમાનપત્રોની વાતો, જગતના રાજબંધારણની વાતો.

**ભૂગોળ**—પ્રવાસ, વાર્તા, નકશાઓ, પૃથ્વીનો ગોળો, સૂર્યગ્રહમંડળ, પૃથ્વીનાં પડોનું અવલોકન ખાણ તેમજ ખનીજ પદાર્થોનું જ્ઞાન.

**આરોગ્ય**—શરીરવિજ્ઞાન, હાડપિંજર, શરીરરચનાના નકશાઓ, હવાપાણી અને ખોરાકની માહિતી, વ્યાયામ, ક્રીડાંગણ.

**જગત વ્યવહાર**—બજારો, પોસ્ટ ઓફીસ, બેન્ક, સિક્કા, ચલણ વગેરે.

**રમતગમત**—અંતરબહિર દેશી રમતો, સાયકલ, ગાડી, ઘોડેસ્વારી વગેરે.

# મુગટાનો પુલ

લેખક.
થો. કેલિ

રાધનપુરથી થોડે દૂર મણિપુર નામનું નાનું સરખું ગામડું છે. ગામની દક્ષિણ બાજુએ થઈને મુગટા નદી વહે છે. ખરું જોતાં એને નદી ન કહેવાય. બનાસ નદીનો એક ફરિજ છે; પણ મણિપુરના લોકો તેને મુગટા કહે છે. મુગટાનો પટ ચાળીસેક હાથથી મોટો નહિં હોય, અને ઉનાળામાં તો પાણી પગનાં કાંડાં સુધી પણ નથી આવતું; પણ ચોમાસામાં એમાં પુર આવે છે ને એક પારથી બીજે પાર પાણી ભરાઈ જાય છે. લોકોની વસ્તી નદીની એક પાર છે અને ખેતરો, ગોચર વિગેરે બીજીપાર, એટલે દિવસમાં બે વાર નદી ઓળંગવી તો પડેજ. ચોમાસામાં જવા આવવાની ઘણી આપદા પડતી.

'લગભગ ત્રણેક વરસ ઉપર લોકોને પુલ બંધાવવાનું સુઝયું. રાધનપુરથી કુશળ કડીયાઓને બોલાવ્યા અને કામ જોતજોતામાં શરૂ થયું. લગભગ બે મહીને એક સુન્દર પુલ તૈયાર થઈ ગયો. અને લોકોએ નક્કી કર્યું કે રામનવમીને શુભ દિવસે એ પુલ વાપરવાનું શરૂ કરવું. ગામડાનાં ઉત્સાહી લોકોએ તો આઠમની રાતે બાર બાર વાગ્યાં સુધી ઉજાગરા કરીને ઉત્સવ જેવું કર્યું. પ્રભાતમાં ઉઠીને લોકો પુલ પાસે ગયા. જોયું તો પુલના સુરેસુરા થઈ ગયલા હતા !

લોકોમાં હાહાકાર થઈ ગયો. કોઈને સમજણ ના પડી કે શાનાથી પુલ તુટયો.

ચોમાસું ગયું અને નદીમાં પાણી જરા ઓછું થયું એટલે ફરીથી રાધનપુરના કડીયાઓને બોલાવ્યા, અને મજબુત કામ કરવાની ચેતવણી આપીને ફરીથી કામ શરૂ કરાવ્યું. પુલ તૈયાર થયો એટલે શુભ દિવસ નક્કી કરવામાં આવ્યો. આ વખતે પણ લોકોએ આખી રાત જાગરણ કર્યું, તોપણ પ્રભાતમાં પુલને બદલે પત્થર ચુનો અને લોખંડનો ઢગલોજ જોવામાં આવ્યો.

લોકોની નિરાશાનો પાર રહ્યો નહિં. બધાએ ધાર્યું કે કેઈ કારણસર માતાજીનો કોપ થાય છે. માતાનાં મંદિર પાસે એક વૃદ્ધ સાધુ રહેતો હતો લોકોએ તેની પાસે જઈને બધી વાત કહી સાધુએ જવાબ આપ્યો કે "માતાજીનો આમાં કાંઈ હાથ નથી. ગઈ રામનવમીએ વહાણું વાનાં પહેલાં મે સાંઈ બાવાને પુલ પાસે ઉભેલા જોયા હતા. પાસે જતાં મેં તેમને કાંઈક શબ્દોચ્ચાર કરતાં સાંભળ્યા અને પછી પોતાની ડાંગ ત્રણ વખત પુલ તરફ હલાવતાં જોયા હતા. બીજીજ પળે પુલ કાંઈપણ અવાજ વગર તુટીને નદીમાં પડતાં મેં જોયો હતો. તોપણ સાંઈબાવાના શબ્દોચ્ચારને ને પુલના પડવાને કાંઈ સંબંધ હશે એવો શક મને આવ્યોજ નહોતો. પરન્તુ આજે સવારે પણ મેં સાંઈબાવાને ફરીથી એજ જગાએ ઉભા રહીને એવીજ રીતે વર્તતા જોયા અને તરતજ પુલ પડી ગયો. તમે સાંઈબાવાને કોઈ રીતે સમજાવો તોજ તમારો પુલ બંધાશે " સાધુના શબ્દો સાંભળીને લોકો આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા. સાંઈબાવા, ગામના જુના રહેવાસી હતા પણ ગામ માંથી ભાગ્યે જ ચાર પાંચ જણાં સાથે તેમને બોલવાનો પણ વ્યવહાર હતો.

લોકોનું ટોળું તેમના રહેઠાણ આગળ ગયું. પુલથી થોડે જ દૂર એક નાની ઝુંપડીમાં તે રહેતા હતા. ઝુંપડીનાં છાપરાં ઉપર એક વેલો ચડાવેલો હતો, અને તેનાં મોટાં

પીળાં ફુલથી છાપરૂં છવાઇ ગયળું હતું. બારણા અગાડી નાની અર્ધગોળાકાર વાડી જેવું બનાવ્યું હતું. તેની જમીન ખુબ સાફ કરેલી હતી અને તેના ઉપર એક મૃગચર્મ પાથરીને સાંઇબાવા બેઠા બેઠા એકતારો વગાડતા હતા ને કાંઇ ગઝલ લલકારતા હતા.

લોકોમાંથી ચાર પાંચ જણા તેમની પાસે ગયા અને પુલ બાંધવા દેવાની વિનંતી કરી. પહેલાં તો તેમણે બહુ રકઝક કરી પણ આખરે કહ્યું કે, " પુલ તૈયાર થાય પછી જે કોઇ પહેલવું તેના ઉપર થઇને ચાલી જાય તેનો ભોગ લેવા દો તો પુલ બાંધવા દઉં." લોકોએ કહ્યું કે "અમે વિચાર કરીને જવાબ દઇશું." એમ કહીને બધાં પાછા સાધુ પાસે ગયા. સાધુએ કહ્યું કે " સાંઇબાવાની શરત કબુલ કરો. હું યુક્તિ બતાવીશ." લોકો તો ખુશ થતા થતા સાંઇબાવા પાસે જઇને શરત કબુલ કરી આવ્યા.

ત્રીજીવાર પુલ બંધાઇને તૈયાર થયો. ફરીથી રામનવમીની સવાર હતી. આખ ગામનાં લોકો પુલ આગળ એકઠાં થયાં હતાં થોડીવારમાં સાંઇબાવા આવ્યા અને પેલો વૃદ્ધ સાધુ, ગામનો પટેલ, મહેતાજી વિગેરે ઉભા હતા ત્યાં ગયા. પછી સાધુએ કહ્યું, " સાંઇબાવા હવે આપણી સરત પ્રમાણે પુલ ઉપર જે પહેલું જાય તેનો જીવ આપ લેજો " સાંઇએ કહ્યું કે " સારૂં. "

પછી સાધુએ રોટલાનો એક ટુકડો લીધો ને પુલ ઉપર દૂર નાંખ્યો. તે જોઇને તરત પાસે ઉભેલું એક કુતરૂં દોડતું દોડતું પુલની મધ્યમાં ગયું, પણ એકાએક ત્યાંને ત્યાં જ મરણ પામ્યું. અચાનક સાંઇબાવાએ બુમ પાડી, " હું હાર્યો ! હું હાર્યો ! " અને પછી આશ્ચર્ય ચકિત થયલા લોકોની વચ્ચેથી તે દોડી ગયા, અને પાછા કદિ આવ્યા જ નથી.

મુગટાનો સુન્દર પુલ હવે મણિપુરના લોકો આનન્દથી વાપરે છે, અને હવે તો તે વરસો સુધી પણ તુટી પડે એવું લાગતું નથી.

卐

## જનનીને

તું છે કયાં એ માડી ! જગ શીદ તજી તું જતી રહી ?
ફરી ના જોવાનો મુખડું તવ વાત્સલ્ય ઉભર્યું.
રમ્યો ખોળે ત્હારા, જનની, કર મીઠો શીર ફર્યો.
હવે એ સૌ કયાં છે ? તુજ મરણ સાથે પરવર્યાં.

અરે માડી હાવે નવ ફરી તને નીરખી શકું.
અને ત્હારી મીઠી અનુપમ ન વાણી સુણી શકું.
અરે હાવે ત્હારો કરમધુર ના સુખ અરપે.
અને ત્હારાં મીઠાં સ્મરણય સહુ વીસરી જતો.

પરંતુ વીસારૂં કદિય નવ સંસ્કાર શુભ તેં
પુરેલા આ મ્હારા ઉર બધીરમાં પ્રેમથી, અને
પીવેલાં આ ત્હારા ગહન ઉરથી સુચન મીઠાં
કદી ના ભુંસાશે ચલિત મનડાના પટ થકી.

રમણ પાઠક

# અખિલ હિંદ મહિલા પરિષદની ૧૩મી કાર્યવાહી

## [ ૧૯૩૮–૩૯ નો રીપોર્ટ ]

હિન્દી સ્ત્રીઓના ઉત્કર્ષની સંપુર્ણ ખેવના ધરાવતા વર્ગનું ધ્યાન, જુદા જુદા પ્રાંતોમાં, સ્ત્રીઓની સ્થિતિ સુધારવા માટે થઇ રહેલી પ્રવૃત્તિઓ તરફ જરૂર ખેંચાયું છે. જુદા જુદા પ્રાંતોની ધારાસભાઓમાં તે તે પ્રાંતોની સ્ત્રીઓની સ્થિતિમાં પલટો આવે એવાં બીલો દાખલ કરવામાં આવ્યાં છે અને મધ્યસ્થ ધારાસભામાં પણ આવાં બીલો ડૉ૦ જી૦ વી૦ દેશમુખ અને શ્રીમતી રાધાબાઇ સુબ્બારાયન જેવાં સભ્યોએ આણ્યાં છે.

* *

પરંતુ એ બધાને પરિણામે એક વાત વધારે ને વધારે સ્પષ્ટ થતી ગઇ છે કે, આવાં જુદાં જુદાં બીલોથી એક સરખી રીતે સ્ત્રીઓને લાભ થવાનો નથી. સ્ત્રીઓની સ્થિતિ આખા હિંદુસ્તાનમાં એક સરખી રીતે ઉત્પન્ન થાય એવું ઇચ્છનારો વર્ગ તો સ્ત્રીઓને નડતી કાયદાની વિષમતાઓ દૂર કરનારા એક સર્વગ્રાહી કાયદાની જ ઝંખના સેવે છે.

*

હિન્દી મહિલાઓની ઉન્નતી માટે છેલ્લાં તેર ચૌદ વર્ષોથી, સતત પ્રયત્ન કરી રહેલી અખિલ ભારતીય મહિલા પરિષદના તેરમા વાર્ષિક અહેવાલમાંથી પણ એજ ધ્વની નીકળે છે. બારમી પરિષદનાં પ્રમુખ રાજકુમારી અમૃતકુંવરે, તેમનાં પ્રમુખપદનાં વ્યાખ્યાનમાં એજ વાત સચોટ રીતે જણાવી હતી અને દિલ્હીમાં ગયા ડીસેમ્બર માસમાં મળી ગએલી ૧૩ મી પરિષદની કાર્યવાહીમાં પણ એ બાબત પર સારા પ્રમાણમાં ભાર મુકવામાં આવેલો જણાય છે.

*

પરિષદની ૧૩ મી બેઠકનો જે અહેવાલ અંગ્રેજીમાં પ્રકટ થયો છે તે અનેક રીતે ઉપયોગી છે. પરિષદના આગલા અહેવાલોની જેમજ એમાં દિલ્હી પરિષદની સંપુર્ણ કાર્યવાહી, અગત્યના ઠરાવો, પરિષદ પ્રમુખનાં ભાષણો, પરિષદનું બંધારણ, પરિષદનો સંક્ષિપ્ત ઇતિહાસ અને પરિષદે અત્યાર સુધીમાં પ્રકટ કરેલા અનેક ઉપયોગી ઠરાવોને લગતું મેમોરેન્ડમ, એ બધું એટલી વીગતોથી ભરેલું છે કે આ અહેવાલના વાંચનારને, હિન્દની મહિલાઓની પ્રવૃત્તિનો સચોટ ખ્યાલ એમાંથી આવી શકે. વળી, પરિષદનું બંધારણ વગેરે પણ એમાં ઉપયોગી થઇ પડે એવું છે. આટલી સારી રીતે આ બધી વિગતોને ભરીને રજુ કરવા માટે પરિષદનાં સંચાલકોને ધન્યવાદ ઘટે છે.

*

પણ એક વાત કાયમ ખટકયા કરશે. આ બધું જ અંગ્રેજીમાં શા માટે? હિંદની જે સ્ત્રીઓમાં પરિષદે હવે પહોંચવાનું છે અને જો પરિષદે પોતાનું અસ્તિત્વ જાળવી રાખવું હોય તો મધ્યમ અને નીચલા થરની, અશિક્ષિત ગામડાંની બહેનોમાં પહોંચ્યા વિના છુટકો જ નથી—તે વર્ગને આ અહેવાલથી કાંઇ જ જ્ઞાનનો લાભ મળી શકે એમ નથી. અલબત્ત શિક્ષિત વર્ગમાં પરિષદની કાર્યવાહીનો પ્રચાર કરવા માટે આ અંગ્રેજી અહેવાલ ઉપયોગી થઇ પડે પણ પરિષદનાં કાર્યનો સાચો ખ્યાલ તો આપણે સામાન્ય જનતાને કરાવવાનો રહે છે. આથી પરિષદની કાર્યવાહીનો જુદી જુદી પ્રાંત ભાષાઓમાં કદાચ આટલી બધી વીગતોથી ભરેલો નહી, તો થોડો સંક્ષિપ્ત

અહેવાલ પણ પ્રકટ કરવાની અનિવાર્ય જરૂર છે.

*

છેલ્લા થોડાંક વર્ષોથી પરિષદ માત્ર ઉપલા થરની સ્ત્રીઓની જ રહેવા પામી નથી, મધ્યમ વર્ગની બહેનો અને સામાન્ય શિક્ષિત સ્ત્રીઓએ પરિષદની પ્રવૃત્તિમાં રસ લેવા માંડયો છે. મહાસભાએ સ્ત્રીઓમાં આણેલી જાગૃતિનું એ સીધું પરિણામ છે. મહિલા પરિષદે સ્ત્રીઓનો એ રસ સતત જાગૃત રાખવો હોય અને સ્ત્રીઓને પરિષદમાં વધારે રસ લેતી કરવી હોય તો એકલો અંગ્રેજીનો આશ્રય લઇને ચલાવી લઇ શકાય નહી.

*

પરિષદની કાર્યવાહી જોતાં, પરિષદે ચર્ચા માટે સ્વીકારેલી નવીજ પદ્ધતિનો સારો ખ્યાલ આવે છે. એકની એક બેઠકમાં, જુદા જુદા વિભાગોના ઠરાવોની ચર્ચા કરવાને બદલે, જુદા જુદા વિભાગો પાડીને, જેને જે વિષયમાં અથવા જે પ્રશ્નમાં રસ હોય તે વિષયની ચર્ચાજ સ્ત્રીઓ મુક્ત હૈયે કરે અને એ ચર્ચાને પરીણામે, જે વિચારો બંધાય તે ખુલ્લી પરિષદમાં રજુ થઇને, તેના પરથી ઠરાવ ઘડાય, એ યોજના આવકારદાયક રહેવી જોઇએ. થોડી સંખ્યામાં આવા વિભાગો વહેંચાઈ જતાં ઘણીખરી બહેનોને પોતાના વિચારો જણાવવાની સ્વાભાવિક રીતેજ તક મળે. અને એથી, વિષયની ચર્ચા સારી રીતે થાય. આ પદ્ધતિ સ્વીકારીને પરિષદે, ઉપયોગી તત્ત્વ ઉમેર્યું છે.

જુદા જુદા વિભાગોદ્વારા પરિષદની પ્રવૃત્તિનું સંચાલન થયું હોઇને તે તે વિભાગોના મંત્રીઓએ રજુ કરેલા હેવાલોમાંથી પણ રસિક વાંચન મળી રહે છે. કેળવણી, સામાજિક પ્રશ્નો, આરોગ્ય, હરીજન, અફીણ, કામદારો, મજુર, સ્વદેશી ઉદ્યોગો, અનીતિનો વેપાર, વગેરે જુદા જુદા વિભાગોદ્વારા પરિષદની પ્રવૃત્તિ કેટલા સર્વગ્રાહી વિષયોને સ્પર્શે છે અને પરિષદમાં કરવામાં આવેલા ઠરાવોનો અમલ કઇ રીતે કરવામાં આવે છે તેનો ખ્યાલ પણ આ અહેવાલો પરથી આવી શકે છે.

*

પરિષદની શાખા પ્રશાખાઓનો વિસ્તાર પણ સારો થઇ રહેલો જણાય છે. હિન્દના જુદા જુદા ભાગોમાં તેમજ દેશીરાજ્યોમાં પરિષદની પ્રવૃત્તિઓનો વિસ્તાર થયો છે અને એની લગભગ ૧૬૦ જેટલી શાખાઓ થવા પામી છે એ નોંધવા યોગ્ય કહેવાય. એ બધી શાખાઓ તરફથી થતી પ્રવૃત્તિઓ, તેમજ ભરવામાં આવતી વાર્ષિક પરિષદો વગેરેને લગતી વીગતોનો પણ એમાં સમાવેશ કરવામાં આવેલો છે.

*

એ ઉપરાંત એક ઉપયોગી યોજના એમાં છેવટે આપેલી છે. મહિલા પરિષદનો વિસ્તાર શી રીતે કરવો એની એ યોજના પરિષદના ચાલુ વર્ષના પ્રમુખ રાણી લક્ષ્મીબાઇ રાજવાડેએ ઘડેલી છે. એ યોજના વિગતવાર ચર્ચા માગી લે તેવી છે. પરિષદની પ્રવૃત્તિના વિસ્તાર માટે એ ઉપયોગી છે.

*

ટુંકામાં કહીએ તો પરિષદની પ્રવૃત્તિ ઉત્તરોત્તર વિકાસ પામતી રહી છે. એ વિકાસનો ખ્યાલ આ અહેવાલ પરથી બરાબર આવી શકે છે. સ્ત્રીઓના પ્રશ્નમાં જેઓ રસ ધરાવે છે તેઓને આ અહેવાલ રસિક અને માહિતીપૂર્વક વાચન પુરૂં પાડશે.*

[ જન્મભૂમિમાંથી ઉધ્ધૃત ]

* આ અહેવાલ પરિષદનાં સામાન્ય તંત્રી ડૉ. મીસીસ માલીનીબાઇ સુખથનકર, શાંતારામ હાઉસ, મલબાર હીલ, મુંબઇ, પાસેથી મળી શકશે. એની કીંમત રૂ. ૧-૮-૦ છે.

---

# પોન્ડઝનાં ક્રીમમાં "ચામડીનું વિટામીન" હોય છે. જેના વિના ચામડી સુંદર બની શકેજ નહિ.



### પોન્ડઝ કોલ્ડ ક્રીમ

તમારી ચામડીમાં નીચેના ભાગમાં કુદરતી તેલ પાડે છે. કરચલી પડતી અટકાવે છે. ઉંડા છિદ્રોને સાફ કરે છે. તેમાં હવે 'સ્કીન વીટામીન' આવે છે.



### પોન્ડઝ વેનીશીંગ ક્રીમ

ખડબચડી ચામડી દુર કરી ઉપરની ચામડીને સુંવાળી બનાવે છે. ચામડીને સુંવાળી બનાવવા માટે પાવડરના બેઝ તરીકે જેમ તેનો ઉપયોગ કરો. તેમાં હવે 'સ્કીન વીટામીન' આવે છે.



પહેલાંના જેટલીજ બાટલી, એવાજ ભાવ લેવાશે અને એટલીજ કીમતમાં આ નવા ક્રીમ દરેક ઠેકાણે વેચાય છે.

### ગરમ હવાની ચામડી પર કેવી અસર થાય છે

ડાક્ટરોએ ઘણા વખતથી જાણી લીધું છે કે કોઇ ચોક્કસ વિટામીન ચામડી માટે લાભકારક છે. ચામડીને તન્દુરસ્ત બનાવે છે, આ વિટામીન તે 'સ્કીન-વિટામીન', ચામડીમાં તાઝગી અને સૌન્દર્ય લાવે છે. સૂર્યનો પ્રખર તાપ અને સુકી હવા ચામડીનું 'સ્કીન વિટામીન' સુકવી નાંખે છે એટલે ગરમ દેશોમાં રહેતી સ્ત્રીઓએ ચામડીની સંભાળ રાખવા માટે ખાસ કાળજીની જરૂર છે.

### પોન્ડઝના નવાં ક્રીમ આ 'સ્કીન વિટામીન' પૂરૂં પાડે છે.

તમારી ચામડીને મુલાયમ અને સુંદર રાખવા માટે પોન્ડઝના ક્રીમોમાં 'સ્કીન વિટામીન'નો સમાવેશ કરવામાં આવ્યો છે આથી તે પહેલાંના કરતાં પણ વધારે સારા બન્યાં છે. ચામડી સાફ કરવા માટે પોન્ડઝનું કોલ્ડ ક્રીમ અને સુંવાળી બનાવવા માટે પાઉડરની જેમ પોન્ડઝ વેનેશીંગ ક્રીમ વાપરો. એ બન્ને તમારી ચામડીને વધારે સુંવાળી અને ચમકતી બનાવશે.

# ગિજુભાઈ

લેખિકા :
કપિલા ઠાકોર,
બી. એ.

ગિજુભાઈ મરી ગયા, સાંભળતાંજ એમ થાય છે કે કેટલું મૂકી ગયા અને કેટલું મુક્ત, સરળ દેખાતી, હસતી, બાળપ્રજાના પ્રેમથી ઉભરાતી આ વ્યક્તિએ શું કર્યું.

ગુજરાતને બાળકોની પડી નહોતી. પૈસા કમાવામાં, રોકટપ્પા મારવામાંજ જીવન સાર્થક માનતા. બાળકોની અવ્યવસ્થિત અવગણના પામતી, રમતો તરફ, શિક્ષણ તરફ ગિજુભાઈએ આંખો ઉઘાડી ભાવના કેળવી.

ગુજરાતે બાળમંદિરનું નામ પણ ન્હોતું સાંભળ્યું ત્યાં બાળમંદિર સ્થપાવ્યાં બાળમંદિર માટે સેંકડો શિક્ષકો તૈયાર કરાવ્યા.

બાળકના હાથમાં મૂકવા સરખું પુસ્તક પણ ક્યાં હતું ? ત્યારે એમણે બાળવાર્તાઓ લખી, 'જીવનમાં રોજ જોવાતી' વાતો લખી, બાળકોને માટે અનુપમ બાળસાહિત્ય ઉભું કર્યું, બીજા લેખકોને પ્રેરણા આપી અને આજે વિશાળ બાળસાહિત્યનું સર્જન કર્યું.

ગુજરાતમાં બાળકોને રાજારાણી, પરીઓની વાત સિવાય બીજામાં રસ નહોતો. એમણે વૃક્ષઝાડ, વનસ્પતી, પક્ષીઓ અને પશુઓમાં રસ સર્જ્યો.

ગુજરાતના શિક્ષકોમાં આદર્શ ન હતા. સોટી વાગે ચમચમ, વિદ્યા આવે ધમધમ, એટલુંજ જાણતા. એમના આચાર વિચારદ્વારા, એમના પુસ્તકોદ્વારા પ્રબળ શિક્ષણપ્રચાર કર્યો.

ગુજરાતના શિક્ષકોનું નવું દૃષ્ટિબિંદુ ઘડ્યું અને શિક્ષકના આદર્શ ઘડ્યા. કેળવણીનો એક અગત્યનો પાયો ચણનાર આ પુરૂષની ખોટ કેવી પડશે તે વખત જતાં ખબર પડશે.

બાળકોમાં સ્ફૂર્તિ નહોતી, ચેતન નહોતું, રાજકીય જાગૃતિ નહોતી. સવિનયભંગની લડત વખતે ટ્હેલી વાનરસેના પરિષદ ભરી ગિજુભાઈએ રાજકીય જાગૃતિ આણી.

ગુજરાતને એના અસંખ્ય નહિ ભણેલાઓ માટે પડી નહોતી. અક્ષરજ્ઞાનની યોજના ઘડી, સહેલાં પાઠ્ય પુસ્તકો તૈયાર કરી વાતાવરણ ઉભું કર્યું.

પ્રજાના જીવનનું ઘતડર ઘડનાર પુરૂષો દુનિઆ છોડી જાય છે ત્યારે શૂન્યતા લાગે છે. આજે ગિજુભાઈનું અવસાન એક મહત્વની દિશા સુની કરી ગયું છે. પરદેશી લોકોમાં ફ્રોબેલ અને મેડમ મોન્ટેસરી બેની પદ્ધતિ જુદી હતી, છતાંય બાળકોના માતાપિતા કહેવાય છે, આવાજ આજે ગિજુભાઈ હિંદુસ્થાનના બાળકોના પિતા હતા.

ગિજુભાઈનો જન્મ ૧૮૮૫ માં ૧૫ મી નવેમ્બરે થયો હતો. આજે ૧૯૩૯ માં એમનું અવસાન થયું. ૫૩ વર્ષ જીવ્યા. દક્ષિણામૂર્તિ સાથે એમનું જીવન એક થયું હતું. દક્ષિણામૂર્તિને ઉભું કર્યું, જીવાડ્યું, એનો આત્મા બની રહ્યા. પણ મરતાં પહેલાં દક્ષિણામૂર્તિ વર્ષ પર બંધ કરવું પડ્યું.

ગુજરાતનાં બાળકો મારમાંથી, ગાળોમાંથી હડધુત થતાં બચ્યાં છે, માતાઓને બાળકોના જીવનનું મહત્વ સમજાયું છે. આ કંઈ નાનીસુની વાત નથી.

એક મિત્ર તરફથી ખબર મળી હતી કે મરતાં એમને હું મરીશ એનો વિચાર નહોતો. એમણે કહ્યું એમ કહ્યું કે, હજુ તો મારે દશ વર્ષ જીવવું છે, કામ બહુ કરવાનું છે.

પણ મહાન પુરૂષનું જીવતર અણધાર્યું આથમે છે, કયા મહાન પુરૂષે પોતાનાં રોપેલાં બીજ સંપૂર્ણ ઉગ્યાં દીઠાં છે. માર્ગદર્શક થઈ ચાલ્યા જાય છે.

આવા પુરૂષોની પદરેખા સચોટ રહે એજ અભ્યર્થના.*

* ભગિની સમાજ પત્રિકામાં આ લેખ છપાઈ ગયો છે.



## [૧] શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરસી યુનીવર્સીટીનો તેવીસમો પદવીદાન સમારંભ

વ્યાખ્યાતા : નામદાર બાળ ગંગાધર ખેર

પૂજ્ય મહાત્માજી, કુલપતિ મહાશય, નિયામક સભા (સેનેટ)ના સભ્યો, બહેનો અને ભાઇઓ,

થોડા દિવસ પહેલાં શ્રી. લેડી ઠાકરસીએ તમારા પદવીદાન સમારંભને દિવસે ભાષણ આપવાને મને નિમંત્રણ આપ્યું ત્યારે સાથે સાથે તેમણે એમ પણ જણાવેલું કે મારે એ ભાષણ આપવું એવી પૂ. મહાત્માજીની ઇચ્છા છે. પૂ. મહાત્માજી પ્રત્યેના મારા આદરને કારણે અને તમારી વિદ્યાપીઠ વિષેના મારા પ્રેમને લીધે આ આદેશરૂપ નિમંત્રણનો અસ્વીકાર મારાથી થઇ શકે એમ નહોતું અને મને એવી ઇચ્છા પણ નહોતી. છતાં તમે મારું જે બહુમાન કર્યું છે તેને માટે મારી લાયકાત નથી, અને ભૂતકાળમાં આ પ્રસંગોએ તમને જે રસભરી સામગ્રી મળતી રહી છે તેવી હું આપી શકું એમ નથી એનું મને તીવ્ર ભાન છે.

પ્રથમ તો તમારી સંસ્થાના પૂરા થતા વર્ષ દરમિયાન તમે જે ઉત્તમ પ્રગતિ કરી છે તે માટે તમારું અભિનંદન કરવું જોઇએ. મુંબઇનાં મહાવિદ્યાલય અને કન્યાશાળાની વિદ્યાર્થિનીઓની સંખ્યામાં વર્ષ દરમિયાન વધારો થતો રહ્યો છે અને બન્ને સંસ્થાઓનાં પરીક્ષાનાં પરિણામો પણ સંતોષકારક આવ્યાં છે. તમે જો વિદ્યાર્થિનીઓને માટે એક છાત્રાલય શરૂ કરો તો મને ખાતરી છે કે એ સંખ્યા હજુ પણ વધશે. તમે માન્ય કરેલી શાળાઓમાંની કુલ સંખ્યામાં લગભગ ૨૦૦ વિદ્યાર્થિનીઓનો જે વધારો થયો છે. તે પણ સમાધાનકારક છે. મુંબઇ સરકારે તમારી સ્નાતિકાઓની લાયકાતને મુંબઇ યુનિવર્સિટીના સ્નાતકોના જેટલું સ્થાન આપવાનો સ્વીકાર કર્યો છે તે માટે પણ હું તમારું અભિનંદન કરું છું. કોઇ પણ વ્યક્તિનું સાચું મહત્ત્વ અથવા સમાજને સેવા આપવાની તેની શક્તિ આપણે જેને લોકોને નામે ઓળખીએ છીએ તેમના અભિપ્રાય માન્યતા અથવા આદર પર આધાર નથી રાખતાં એ હું સમજું છું. એ પણ સાચું છે કે કોઇ પદવી અથવા તેનો કોઇ સમાજ કે સરકારે કરેલો સ્વીકાર એ માત્ર એક જાતની સોનામહોર ઉપરની છાપ જેવાં છે અને અસલ સુવર્ણ નથી. અને છતાં આજની સમાજરચનામાં અર્થને એટલું બધું મહત્ત્વ આપવામાં આવે છે કે રાષ્ટ્રીય કેળવણીનું મૂલ્ય પણ તેના બજાર-ભાવને ધોરણે જ ઘણે અંશે થાય છે એ વાતનો સ્વીકાર કર્યા વિના ચાલે એમ નથી. એ કારણે તમારા સંચાલકો તમારી વિદ્યાપીઠને

સરકાર પાસે કાયદાથી માન્ય કરાવવાને જે આતુરતા રાખે છે તે હું બરાબર સમજી શકું છું. આજે તો હું એટલી ઉમેદ પ્રદર્શિત કરીને જ સંતોષ માનું છું કે તમારી બધી અડચણો દૂર થાઓ અને તમને થોડા વખતમાં સરકારી માન્યતા મળો. એ હેતુની સિદ્ધિને માટે સરકારથી જે કંઈ સહાયતા થઈ શકે તે બધી કરવાનો અમારો પ્રેરો પ્રયત્ન રહેશે જ. તમારી સ્નાતિકાઓની ઉપયોગિતાનું ધોરણ ઊંચું ચઢાવવાના હેતુથી તમારા અભ્યાસક્રમો આધુનિક જરૂરિયાતોને અનુરૂપ થાય અને છતાં તમારી સંસ્થાઓની વિદ્યાપીઠ તરીકેની વિશેષતાઓ જાળવી રાખે એવા સુધારાઓ તેમાં સૂચવવાને મુંબઈ યુનિવર્સિટી અને મુંબઈ સરકારના પ્રતિનિધિઓની એક નાની સમિતિ યુનિવર્સિટીએ નીમી છે એની તો કદાચ તમને ખબર હશે જ. અને તમારી સંસ્થા પોતાની પ્રવૃત્તિઓ વધારી શકે તે માટે સરકારે ચાલુ સાલથી રૂ. ૫૦૦૦ની વાર્ષિક મદદ આપવાનું નક્કી કર્યું છે એ તો તમે જાણો જ છો.

સામાજિક સુધારણાના કાર્યમાં સ્ત્રીઓની અસર બહુ મોટો ભાગ ભજવે છે કોઈ પણ દિશાની સાચી પ્રગતિના માર્ગમાં તેમનું ઉદાસીન અથવા અડચણ ઊભી કરવાનું વલણ બહુ મોટા અંતરાયરૂપ થવાનું જ. સ્ત્રીઓનો મોટો ભાગ જો કે ગૃહકાર્યમાં રોકાયલો રહે છે છતાં યે ઠીક હવે બીજા ધંધાઓની કેળવણી લેવાને પ્રવર્તે છે. પરંતુ મુખ્ય મુદ્દાની વાત એ છે કે તેઓ ગૃહકાર્યમાં રોકાય કે બીજા ધંધાઓમાં રોકાય, તેમને એવી કેળવણી મળવી જોઈએ કે જેથી તેમની દૃષ્ટિ વિશાળ અને સમજભરેલી થાય અને તેમની શક્તિઓ એટલી કેળવાય કે જેથી તેમનો સામુદાયિક અભિપ્રાય સમજપૂર્વકની પ્રગતિમાં સહાયભૂત થાય. તેથી સ્ત્રીઓની અને બાળાઓની કેળવણીને વિશેષ પ્રોત્સાહન મળવું જોઈએ, અને તેમની અને પુરુષોની કેળવણીમાં જે વિષમતા છે તે દૂર કરવી જોઈએ. મુંબઈ સરકારની નીતિ આ વિષમતાને બને તેટલી ત્વરાથી નાબૂદ કરવાની છે.

તમારી વિદ્યાપીઠની એ બે વિશેષતાઓ છે, કે બીજી ઘણી ખરી યુનિવર્સિટીઓની જેમ અંગ્રેજી દ્વારા શિક્ષણ ન આપતાં તમે પ્રાંતની જુદી જુદી ભાષાઓ દ્વારા શિક્ષણ આપો છો, અને દેશની સમાજવ્યવસ્થામાં સ્ત્રી અને પુરુષના જે ભિન્ન ભિન્ન કાર્યભાગ છે તેને અનુરૂપ તમે તમારા અભ્યાસક્રમો ઘડેલા છે. એમાંથી પહેલી વિશેષતાને વિષે તો એટલું જ કહેવું બસ થશે કે આધુનિક શિક્ષણશાસ્ત્રીઓએ જે વાતની આવશ્યકતા અને મહત્ત્વનો આજે લગભગ એકમતે સ્વીકાર કર્યો છે તેનો તમે તેવીસ વર્ષ પહેલાંથી અમલ કરતાં આવ્યાં છો. બીજીને વિષે હું જોઉં છું કે આજ પૂર્વેના તમારા પદવીદાન સમારંભ પ્રસંગોનાં ઘણાં ભાષણોમાં સહશિક્ષણના કૂટ અને અનિર્ણીત પ્રશ્નને વિષે અને તેના લાભાલાભને વિષે બહુ વિસ્તારથી વિવેચનો થયેલા છે. આજે આ પ્રશ્નને વિશેષ છણવાનો મારો ઇરાદો નથી. મને તો એટલી વાતથી જ સંતોષ છે કે તમારી સંસ્થા સમાજની એક વિશેષ આવશ્યકતાને પહોંચી વળે છે; અને મને એમ લાગે છે કે તમારી સેવાનું મૂલ્ય તમારે ત્યાંથી નીકળતી સ્નાતિકાઓ અથવા શાળાની પરીક્ષાઓ પાસ કરીને નીકળતી વિદ્યાર્થિનીઓની સંખ્યાથી નહિ પરંતુ તમે જે ધ્યેય અને આદર્શોને માટે કાર્ય કરો છો અને તમે જે સિદ્ધાન્તોનો અમલ કરો છો તેને અનુલક્ષીને થવું જોઈએ. આપણા આદર્શો, આપણું ધ્યેય અને આપણા સિદ્ધાન્તોનો આપણને સ્પષ્ટપણે ખ્યાલ રહે એ બહુ જરૂરનું છે.

કેમકે નહિ તો આપણે ઊંધે રસ્તે ચઢી જઈએ એવો સંભવ છે. હમણાં જ મેં પાંચ અગ્રગણ્ય અંગ્રેજ સ્ત્રીઓએ લખેલી ' Our Freedom and Its Results '— ' આપણી મુક્તિ ને તેનાં પરિણામો ' નામની ચોપડી વાંચી. એ દરેકે આ પુસ્તકમાં ઇંગ્લંડની અંદર જાહેર જીવનમાં, કાયદામાં, નોકરીઓમાં, નીતિમાં અને સામાજિક જીવનમાં થયેલાં પરિવર્તનો વિષે એકએક પ્રકરણ લખેલું છે. પશ્ચિમના દેશોએ જેનો પ્રયોગ કર્યો છે અને પ્રગતિના સળંગ નામથી જે વસ્તુઓ ઓળખાય છે, તે બધીને આપણા જીવનમાં દાખલ કરવાને આતુર લોકોને એમાંનાં છેલ્લાં બે પ્રકરણોમાંથી ઘણું વિચારવાનું મળી રહે એમ છે. પુરુષની સાથે સ્ત્રીના સમાન સ્થાનને માન્યતા અપાવવાનો વિલાયતની સ્ત્રીપ્રવૃત્તિનો આશય હતો. પરંતુ હવે જ્યારે સ્ત્રીની મુક્તિ સિદ્ધ થઈ છે ત્યારે પાર્લામેંટની એક વખતની સભ્ય મિસિસ હૅમિલ્ટન જણાવે છે કે " મુક્તિના જન્મસિદ્ધ હક્કની પ્રાપ્તિ પછી તેના પ્રથમ ઉપભોગ વખતે જ ઘણી સ્ત્રીઓને ભાન થયું છે કે મુક્તિનો અર્થ તેમને માટે અસ્થિરતા, ચિંતા અને બેકારી છે. " નૈતિક અને સામાજિક સ્વાસ્થ્ય અને સ્વચ્છતાને માટે સ્થપાયેલા મંડળની મંત્રી મિસ નેલ્સન આ પ્રમાણે વિધાન કરે છે : " આપણી સંસ્કૃતિની એ એક વિષમતા છે કે વિજ્ઞાન અને તેની શોધોથી જ્યારે ખેતી અને તૈયાર માલનાં કારખાનાંઓની પેદાશ દરેક રીતે વધી છે, અને જ્યારે આજે અનેક જાતના માલની કોઈને માટે અછત નથી ત્યારે ભરણપોષણને માટે ધંધો મેળવવાની મુશ્કેલીઓથી અને બાળકોના ઉછેર અને ભવિષ્યની જોગવાઈ થઈ શકશે કે નહિ એની વિમાસણથી માતૃત્વ અને પિતૃત્વની ભાવના સાવ કરમાઈ ગઈ છે. " તેથી આપણે માટે એ જરૂરનું છે કે પારકા દેશોની દરેક નવી પ્રવૃત્તિ વિષે વાંચતાંની સાથે જ તેના પ્રવાહમાં આપણે ખેંચાઈ ન જઈએ, પરંતુ આપણે આપણા દેશનો અને તેની સંસ્કૃતિનો, તેની પ્રાચીન સમાજવ્યવસ્થાનો અને તેની ભવિષ્યની જરૂરિયાતોનો ઝીણવટપૂર્વક અભ્યાસ કરીએ, એ અભ્યાસને અંતે વિચારી કાઢેલી કેળવણીની યોજનાને અનુસરીને પ્રવૃત્તિ કરીએ, અને આપણી ભવિષ્યની પ્રજાને, સ્ત્રીઓને અને પુરુષોને, તેમને માટે આપણે જે ઇષ્ટ ગણીએ તેવા જીવનને માટે એવી રીતે કેળવીએ કે તેમને ઝાઝી સંપત્તિ ન મળે તો પણ તે બધાં સુખી અને ઉદાર હૃદયનાં થાય.

તમારી સંસ્થા સદ્ગત સર વિઠ્ઠલદાસ ઠાકરસીની બહુ ઋણી છે. કેળવણીની બીજી પદ્ધતિઓથી ભિન્ન અને વિશેષ જે વસ્તુ તેમણે તમારી પદ્ધતિમાં બહુ કીમતી ગણેલી તે તમારા શિક્ષણક્રમનો આશય કે ' સાક્ષરતાની કેળવણી ઉપરાંત તમારી વિદ્યાર્થિનીઓને એવું શિક્ષણ આપવું કે જેથી જીવનમાં તેઓ કાર્યકુશળ પત્નીઓ અને માતાઓ નીવડે અને જરૂર આવી પડે તો સ્વતંત્ર સ્થિતિમાં રહીને પોતાનું ભરણપોષણ કરી શકે '

પુરુષોને માટે જે ઉચ્ચતમ સ્થાનો અને સિદ્ધિઓ આજે પ્રાપ્ય છે તેથી સ્ત્રીઓને વંચિત રાખવી એમ હું નથી ઇચ્છતો. પુરુષના જેટલી જ સ્ત્રીને પણ પોતાનો જીવનક્રમ પસંદ કરવાની સ્વતંત્રતા હોવી જોઈએ. તો પછી બાળાઓની કેળવણીનો વિચાર કરતાં આ પત્નીત્વ અને માતૃત્વનો આગ્રહ શો ? આપણી બધી બાળાઓને, જેમને પારમાર્થિક સેવાનો અને માનવઉદ્ધારને માટે જીવવાનો અંતરનાદ ઊઠ્યો છે એવી આપણી જનાબાઈઓ અને મીરાંબાઈઓને પણ પરણવાની ફરજ પાડવી ? મારા વિધાનમાં એ આશયનું આરોપણ વાસ્તવિક નથી. સ્ત્રી અથવા પુરુષને

મારે જ્યારે કોઇ પણ કેળવણીની પદ્ધતિ યોજવાને બેસીએ છીએ ત્યારે આપણે સામાન્ય પ્રકૃતિની વ્યક્તિનો વિચાર કરીએ છીએ, અને સામાન્ય પ્રકૃતિની વ્યક્તિ પાસે જીવનમાં મુખ્યત્વે શી અપેક્ષા રખાય છે તેનો ખ્યાલ કરીએ છીએ. લેકીએ કહ્યું છે કે, "માનવજીવનનું પ્રધાન લક્ષ્ય આપણે જે કંઇ શક્તિઓ ધરાવીએ છીએ તેનો પૂર્ણ વિકાસ અને યથાર્થ ઉપયોગ છે." વ્યક્તિ વ્યક્તિ વચ્ચે ગમે તેટલો ભેદ જણાતો હોય તોપણ માનસિક શક્તિની બાબતમાં સ્ત્રી અને પુરૂષ વચ્ચે કંઇ અસમાનતા છે એવું માનવાને આપણી પાસે કોઇ કારણ નથી. "પુરૂષ અને સ્ત્રીની માનસિક શક્તિની સમાનતાનો પ્રશ્ન હવે વિવાદાસ્પદ રહ્યો નથી; અને ઉચ્ચ માનસિક શક્તિની કક્ષાના ભેદો સ્ત્રી અને પુરૂષ જાતિ વચ્ચેના નહિ પરંતુ વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના જણાયા છે. પરંતુ છોકરા અને છોકરીઓના ભાવોના અથવા સહજ વૃત્તિઓના ભેદો વિષે કોઇ નિર્ણયાત્મક સંશોધન અથવા અભ્યાસ હજી થયાં નથી." (કસુથા) એટલે આપણા સ્ત્રીસમૂહનો ઘણો મોટો ભાગ જે પરિસ્થિતિમાં જીવન ગાળવાનો છે તેને અનુરૂપ કેળવણીની જોગવાઇ આપણે કરવી જોઇએ, અને સાથે સાથે જે સામાન્ય પ્રકૃતિથી ભિન્ન હોય તેવી પ્રતિભાશાળી વ્યક્તિઓની શક્તિઓને માટે પૂર્ણ અવકાશ રહે તેની સાવચેતી રાખવી જોઇએ. મારી એવી માન્યતા છે કે તમારી વિદ્યાપીઠનું ધ્યેય તમારે ત્યાં શિક્ષણ લેવા આવતી બધી વિદ્યાર્થિનીઓને માટે આ જાતની કેળવણીની જોગવાઇ કરવાનું છે.

વચમાં થોડાંક વર્ષોમાં બીજા દેશોની જેમ આપણા દેશમાં પણ સ્ત્રીનો દરજ્જો ઘણો સુધર્યો છે. મિલે કહ્યું છે તેમ સમાજની પ્રાથમિક અવસ્થામાં કોઇ પણ વર્ગ અથવા વ્યક્તિનો દરજ્જો શારીરિક બળથી નિર્માણ થતો, તેથી ઘણા દેશોમાં સ્ત્રી લાંબા કાળ સુધી પરાધીન રહી. આ પરિસ્થિતિ હવે બદલાતી જાય છે, અને માત્ર શારીરિક અથવા સ્નાયુઓનું બળ વ્યક્તિગત કે રાષ્ટ્રીય દરજ્જો નિર્માણ કરવામાં નિર્ણાયક કારણ રહ્યું નથી. આપણે એ સમજવું જોઇએ કે માણસ માણસ વચ્ચેના સંબંધનો મેળ બેસાડવામાં હડહડતી હરીફાઇ નહિ પરંતુ સહકાર એ આપણું સાધન છે અને હોવું જોઇએ. સ્ત્રી અને પુરૂષના જીવનમાંનાં જુદાં જુદાં સ્થાનનો આર્થિક મેળ બેસાડવામાં પણ આ જ ધોરણ માન્ય થવું જોઇએ. સ્ત્રીઓ લઘુ-લેખિકાઓ, મોટરડ્રાઇવરો, કે પોલિસ સિપાઇઓ બને અથવા બીજું ગમે તે કામ તેઓ કરે તેનો આપણને કશો વાંધો ન હોવો જોઇએ. પરંતુ સાથે સાથે એ પણ આપણે ન ભૂલીએ કે સ્ત્રીસમુદાયના બહુ મોટા ભાગને માટે માતૃત્વ અને ગૃહકાર્ય વિશેષ મહત્ત્વનાં રહેવાનાં જ, એટલું જ નહિ પણ તેમના જીવનમાં સૌથી મહત્ત્વનો કાર્યભાગ જ એ રહેવાનો. એ જો વસ્તુસ્થિતિ છે તો આપણી કેળવણીની પદ્ધતિએ આપણી જરૂરિયાતોને અનુરૂપ થવું જ રહ્યું.

આજ સુધી શિક્ષણક્રમના ત્રણ વિભાગ થતા આવ્યા છેઃ પ્રાથમિક, માધ્યમિક અને યુનિવર્સિટીની અથવા ઉચ્ચ. પ્રાથમિક કેળવણીનો આશય બાળકને શિક્ષણના મૂળભૂત વ્યાપારોમાં કેળવવાનો છે, અને ઉચ્ચ કેળવણીનો આશય માનવજ્ઞાન અથવા સિદ્ધિની કોઇ વિશેષ શાખાના વિષયમાં વિદ્યાર્થીને પારંગત કરવાનો છે. માધ્યમિક કેળવણીનો હેતુ વિદ્યાર્થીને 'લિબરલ એજ્યુકેશન' આપવાનો છે. હમણાં સુધી ઈંગ્લંડમાં કેળવણીની બે તદ્દન ભિન્ન શાખાઓ હતીઃ એક સામાન્ય જનસમુદાયને માટેની અને બીજી વિશિષ્ટ વર્ગો માટેની. કોઇ વિરલ અપવાદ બાદ

કરીએ તો એક શાખામાંથી બીજીમાં કોઇનો પ્રવેશ નહોતો થઇ શકતો, લોકશાસનવાદના તત્ત્વની ઝપાટાબંધ થતી જતી પ્રગતિથી અને માનવવ્યક્તિના મહત્ત્વને વિષે જાગેલી નવી શ્રદ્ધાથી ઇગ્લંડની કેળવણીવિષયકનીતિમાં મોટી ક્રાંતિ થઇ છે. અને આજે માધ્યમિક કેળવણી એ માત્ર વિશિષ્ટ વર્ગોને માટે અલગ રાખેલા અને સામાન્ય જનસમુદાયથી પ્રવેશ ન થઇ શકે એવા વાડા જેવી રહી નથી. આપણી કેળવણીની પદ્ધતિની યોજના કરતી વખતે આપણે આ પરિવર્તન નોંધી રાખવાનું છે. તમે સૌએ જોયું હશે કે કેળવણીની વર્ધા યોજનાનું ધ્યેય દેશના દરેક વતનીને પ્રાથમિક કેળવણી પહોંચાડવાની જોગવાઇ કરવાનું છે. અને તેનું ધોરણ ઓછામાં ઓછું અંગ્રેજી બાદ કરતાં આજના મેટ્રીક્યુલેશનની પરીક્ષાના અભ્યાસક્રમનું છે. એવો પણ ઠરાવ રાખવામાં આવેલો છે કે આટલી કેળવણી મફત, સામુદાયિક અને ફરજિયાત હોય અને તેનું વાહન બાળકની જન્મભાષા જ હોય. એ યોજનાના ઘડતરમાં યુરોપમાં પ્રચલિત થયેલી કેળવણીને લોકોપયોગી કરવાની આધુનિક વૃત્તિ માન્ય રાખીને આમજનતાને માટે અને વિશિષ્ટ વર્ગોને માટે એક જ પ્રકારની કેળવણી રહે એવો પ્રબંધ કરેલો છે.

બાળાઓની કેળવણીમાં આપણું ધ્યેય શું હોવું જોઇએ ? આજનો જમાનો કેળવણી પાસે જે વિવિધ અપેક્ષાઓ રાખે છે તેના શિક્ષણશાસ્ત્રીઓએ એકંદરે નીચેના સાત વિભાગ કરેલા છેઃ

( ૧ ) વિદ્વત્તાની કેળવણી, ( ૨ ) ધંધાની કેળવણી, ( ૩ ) શરીરસ્વાસ્થ્યની કેળવણી ( ૪ ) સામાજિક અને નાગરિક જીવનની કેળવણી, ( ૫ ) ફુરસદનો સમય ઉત્તમ રીતે ગાળવાની કેળવણી, ( ૬ ) ગૃહજીવન માટેની કેળવણી અને એ છયે પ્રકારોને આવરી રહેતી ( ૭ ) ચારિત્ર્યની કેળવણી, 'લિબરલ એજ્યુકેશન' ના નામથી જેને ઓળખવામાં આવે છે તેનાથી જ્ઞાનનો વિસ્તાર વધવો જોઇએ, એટલું જ નહિ પણ મનની વિવેકશક્તિ ખીલવી જોઇએ, અને માણસને જીવન જે કંઇ અર્પે છે તેનું ઊંડું સંવેદન કરવાની શક્તિ પણ કેળવવી જોઇએ. તેથી આખરે આપણા જીવન સાથેના સંબંધ ઉપર એટલે કે આપણે જીવનનો જે હેતુ માન્ય રાખીએ તેના ઉપર અને આપણે જે પરિસ્થિતિમાં હોઇએ તેના ઉપર કેળવણીની સર્વ પ્રવૃત્તિનો આધાર રહે છે. કેમકે આપણને આ બન્ને બાબતોનો સ્પષ્ટ ખ્યાલ ન હોય તો જીવનને માટે આપણે તૈયારી તે શી કરી શકવાના હતા અથવા કેળવણી તે શી લઇ કે આપી શકવાના હતા ? તેથી પરિસ્થિતિ અનુસાર દરેક દેશે કેળવણીની પોતાની પદ્ધતિ વિકસાવવી જોઇએ. બીજા દેશોમાં, બીજા લોકોને ભિન્ન પરિસ્થિતિ અને ભિન્ન વાતાવરણમાં જે અનુકૂળ થયું હોય તેનું માત્ર અનુકરણ કર્યે આપણું કાર્ય પતે એમ નથી. તો આજની આપણી પરિસ્થિતિ શી છે તે તપાસીએ. હું જે આગળ આપું છું તે વર્ણનથી એનો તમને સ્થૂળ ખ્યાલ આવી શકશે. મારા પોતાના શબ્દો ન વાપરતાં મૂળ લેખકના જ શબ્દો ઉતારવાનો મારો ખુલાસો એ છે કે હું એ મૂળના કરતાં વધારે રોચક શબ્દ યોજના ન કરી શકત. ' સ્ત્રીઓની કેળવણીની વિવેચનયુક્ત તપાસ ' નામના એક સુંદર લેખમાં શ્રી. સૈયદૈન આપણને જણાવે છે કે " એકલા બ્રિટિશ હિન્દમાં જ જેમની કેળવણીને માટે હાલમાં કશો પ્રબંધ નથી એવી શાળામાં જવાને યોગ્ય વયની ૧,૩૦,૦૦,૦૦૦ કન્યાઓ છે ! શાળામાં જવાને યોગ્ય ઉમ્મરનાં બધાં બાળકોની સંખ્યા લઇએ તો, એ વય ( ૬ થી ૧૧ વર્ષ) ના

છોકરા પૈકી જ્યારે ૫૦ ટકા નિશાળોમાં જાય છે ત્યારે છોકરીઓ માત્ર ૧૬ ટકા જાય છે; અને એ નિશાળોને પણ કેળવણીની સંસ્થાઓનું માત્ર નામ જ આપી શકાય. સરકાર જો આ પ્રશ્નનો ખરા જીગરથી ઉકેલ કરવા ધારે તો તેણે વધારાના ત્રણ લાખ શિક્ષકો મેળવવા જોઈએ. અને છતાં આજની ઘડીએ ફક્ત દોઢ હજાર શિક્ષકો જ દરવરસે તૈયાર થાય છે. વળી છોકરાઓમાં સાક્ષરતાના પ્રચારને શક્તિ અને પૈસાના દુર્વ્યયનો જે અંતરાય નડે છે તે જ કન્યાઓની આજની કેળવણીનું પણ દૂષણ છે. ઊલટું કન્યાઓની કેળવણીને અંગે તો એ દુર્વ્યય વધારે થાય છે, કારણ કે બાળલગ્નો અને બીજાં સામાજિક કારણોને લઈને શાળામાં જતી કન્યાઓમાંથી મોટો ભાગ અધવચથી જ ઊઠી જાય છે. બાળવર્ગમાં દાખલ થતી કન્યાઓમાંથી ૧૩ ટકા કરતાં વધારે પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ પૂરો કરતી નથી. એનો અર્થ એ થયો કે શાળાઓમાં કેળવણી લેતી કન્યાઓ પૈકી ૮૫ ટકા ઉપરાંતની કાર્યક્ષમ અને કાયમનું અક્ષરજ્ઞાન મેળવે છે એવી ખાતરી રહેતી નથી. એમાંની લગભગ બધી જ શાળા છોડી ગયા પછી વાંચી અથવા લખી નથી શકતી એમ અનુમાન કરો તો, ખોટું નથી. અને તેથીયે વિશેષ નોંધવા જેવું તો એ છે કે ગામડાંઓમાં પુસ્તકાલયોને અભાવે બાકીની કન્યાઓનું અક્ષરજ્ઞાન પણ ભુંસાઈ જાય છે. આ પ્રશ્નની આર્થિક બાજુ પણ એટલી જ સંતાપજનક છે. છોકરાઓની કેળવણીને માટે ખરચાતી નજીવી રકમના ૧૪ ટકા જ કન્યાઓની કેળવણીને માટે ખરચાય છે. કેળવણી લેવા યોગ્ય ઉમરની બધી કન્યાઓ પૈકી જે આજે નિશાળે નથી જતી તેમને માટે ભણાવવાની જોગવાઈ કરવાને કન્યાદીઠ રૂ. ૧૦ ગણતાં સુમારે દર વરસે રૂ. એક કરોડનો એકંદર ખર્ચ થાય."

આગળ ચાલતાં એ જ લેખક જણાવે છે કે "કન્યાઓની કેળવણીના વિષયમાં જેટલો રસ લેવો જોઈએ અને જેટલી આતુરતા રાખવી જોઈએ તેટલી સામાન્ય સમાજે રાખી નથી. હજી લોકોના એવા સમૂહો પડેલા છે જે નામધારી ધર્મને કારણે અથવા રૂઢિમૂઢતાને કારણે કન્યાઓ માટેની કેળવણી માત્રનો સક્રિય વિરોધ કરે છે; અને બીજા એવા છે કે જેમને સારે નામે બોલાવવા હોય તો ઉદાસીન કહી શકાય. પરંતુ આ વિરોધને તુચ્છકારીને એનો વિચાર કરવા જેવું નથી એમ કહેવાની પણ આપણી સ્થિતિ નથી; કેમકે જે જાતની કેળવણીની કન્યાઓને માટે સામાન્યપણે સગવડ કરવામાં આવી છે તેનાથી લોકમાનસને સમાધાન થયું નથી કે તેની શુભેચ્છા નં મેળવી શકી નથી એ વાતનો સ્વીકાર કર્યો વિના છૂટકો નથી. એક દરે જોતાં છોકરાઓને અપાતી કેળવણીની એ જીવ વગરની નકલ જ છે. તે કેળવણીનાં બધાં દૂષણોને તેણે સંઘરી રાખ્યાં છે અને ક્યાંક તો તેમાં વધારો પણ કર્યો છે. એ કેળવણી કેવળ પુસ્તકિયા જ રહી છે, બહુ તો નિષ્પ્રાણ પાંડિત્યવાળી છે, અને લોકોનાં જીવન વાતાવરણ અને સંસ્કારની આવશ્યકતાઓથી અત્યંત દૂર રહી છે: બીજા વિશેષ ઉપયોગી વિષયો અને આવડતોની કેળવણીને ભોગે કન્યાકેળવણીની એ પદ્ધતિ અંગ્રેજી ભાષાના શિક્ષણને હદથી જાદે વજન આપે છે; અને એક નામની સાક્ષરયુક્ત સંસ્કારિતાને ખાતર એ પદ્ધતિથી સંવદી, સમગ્ર શક્તિઓને ખીલવનારી અને સ્ત્રીમાનસને અનુરૂપ એવી કેળવણીનો ભોગ અપાય છે. ગામડાંઓમાં ખાસ કરીને માબાપોનો સામાન્યપણે એવો અભિપ્રાય થયો છે કે છોકરીઓને ભણાવવાથી તેમનું બહુ થવાનું નથી; કેમકે એક સાધારણ ગામડાના જીવનમાં આજે છોકરીઓને જે પુસ્તકિયું ભણતર અપાય છે તેને વ્યક્ત

થવાને કશો અવકાશ નથી. તેમના ભણતરને કારણે કન્યાઓ તેમના વાતાવરણમાં હળી જવામાં સહજ થતી નથી અથવા તેને લીધે તે વધારે ઉત્તમ પ્રતિની ગ્રામવાસી પણ નીવડતી નથી. તેમ છતાં મોટા કસ્બાઓમાં અને શહેરોમાં કન્યાઓના ભણતરની માગણી વધતી જાય છે, કેમકે તેનાથી તેમનો સામાજિક દરજ્જો વધે છે, અને કંઈક અંશે લગ્નના બજારમાં તેમનો ભાવ પણ ચઢે છે. પણ શહેરો અને કસ્બાઓમાં પણ એ પદ્ધતિનાં પરિણામો સામાન્ય રીતે નિરાશાજનક જ નીવડ્યાં છે. કેમકે ઉચ્ચ અને માધ્યમિક કેળવણીની હાલની પદ્ધતિને પરિણામે જે પેદાશ નીવડી છે તેને કેટલાક લોકોએ તિરસ્કારથી 'પતંગિયાં'એવું નામ આપેલું છે. તેમનાં જીવનનાં ધોરણો અને મૂલ્યો તેમની કેળવણીને લીધે વણસી ગયાં છે અને તેમના મગજમાં ફેંકટની ઉચ્ચપણાની ભાવનાનો પવન ભરાયો છે. ઘરનું સાધારણ કામકાજ તેમને આવડતું નથી, અને ઘણા દાખલાઓમાં તો તેની તેમને સુગ પેસી જાય છે. ઘણી કન્યાઓ તો એવું કામ કરવામાં હિણપત સમજે છે અને વધારામાં કામ કરવાની ટેવને બદલે ખરચાળ ટેવો અને શોખોને કેળવે છે.

આ આજની પરિસ્થિતિ છે. એમાં આપણે શું કરીશું? કેળવણીની મધ્યવર્તી સલાહકાર સમિતિએ ૧૯૩૬ માં પ્રાથમિક કેળવણીના આજના સૌથી મહત્ત્વના પ્રશ્નની વિચારણાને માટે એક નાની સમિતિ નીમી હતી, કેમકે સૌને એવી પ્રતીતિ થઈ હતી કે જ્યાં સુધી પ્રાથમિક કેળવણી સામુદાયિક નહિ થાય ત્યાં સુધી ઉચ્ચ કેળવણીની આપણી સંસ્થાઓનો વિકાસ રૂંધાયેલો જ રહેવાનો. કન્યાઓ માટેના શિક્ષણક્રમના અને તેમના અભ્યાસક્રમમાં સમાવવાની અગત્યની બાબતોના પ્રશ્ન પર આપણા શિક્ષણશાસ્ત્રીઓનું ધ્યાન રોકાયું છે, અને મને એવી ભારે આશા છે કે આપણી કેળવણીની રાષ્ટ્રીય યોજનામાં સ્ત્રીકેળવણીને મહત્ત્વનું અગ્રસ્થાન આપીને આપણે આજની નિરાશાયુક્ત પરિસ્થિતિમાં પલટો કરી નાખીશું. આપણી સમક્ષ પડેલું કાર્ય ડુંગર ચઢવા જેટલું વિકટ છે. એ કાર્ય પાર પાડવામાં સર્વથી વિશેષ બોજ ઉપાડીને તમારી વિદ્યાપીઠના સંસ્થાપકની ઉમેદ અને મહત્ત્વાકાંક્ષાને પૂરી પાડવાની તમારી સ્નાતિકાઓને મોટી તક છે. વિકટ રાજકીય મર્યાદાઓ અને ચાલુ રાજ્યબંધારણે વિષમ પરિસ્થિતિમાં રાષ્ટ્રીય સરકારને મૂકેલી છે છતાં સામાજિક નવરચનાનું જે કાર્ય તેણે ઉપાડેલું છે તેનાં અનેક અંગોને માટે શિક્ષિકાઓ અને સેવિકાઓની આજે ભારે માગણી થઈ રહી છે. સામાજિક પુનરુદ્ધારના આ મહાકાર્યમાં અનેક નિઃસ્વાર્થ અને સુશિક્ષિત સ્ત્રીઓની સહાયતા તેમ જ એકાગ્ર અને ભક્તિપૂર્ણ સેવાની અમને ભારે જરૂર છે. અજ્ઞાનનું અંધારું કાઢવાને સાચા ખ્યાલોનો પ્રકાશ ફેલાવવો, અસ્પૃશ્યતાની જડ કાઢવી, આપણા ગ્રામજીવનની અસ્વચ્છ દશાને સુધારવી તેમજ બધે વૈદકીય મદદ પહોંચાડવી, દારૂબંધીના કાર્યને પૂર્ણપણે યશસ્વી કરવું,–અને સ્વદેશીનો તથા કોમી ઐક્યનો પ્રચાર કરવો–એ બધામાંથી ગમે તેવા ઉત્સાહી જીવને પૂરતું કાર્ય મળી રહે એમ છે. જેમણે સ્ત્રીઓની મુક્તિ અને તેમના કેળવણીને માટે પોતાનું આખું જીવન ખરચી નાખ્યું કે એવા મહર્ષિ કર્વેનું જ્વલંત ઉદાહરણ આપણી નજર આગળ છે."

'कामये दुःखतप्तानां प्राणिनामर्तिनाशनम्।'

એવો ધ્યાનમંત્ર સેવનારા પૂજ્ય મહાત્માજી પણ આપણને પ્રેરણા આપવાને આપણી વચ્ચે આજે ઉપસ્થિત છે. આ વરસની પરીક્ષાઓમાં ઉત્તીર્ણ થયેલી યુવાન સ્નાતિકાઓને જે

સંદેશ જોઈએ છે તે એ બે મહાનુભાવોનાં જીવન જો નહિ આપી શકે તો હું જે ચાર શબ્દો બોલીશ તેથી આપી શકવાનો નથી. આપણા ભારતવર્ષને ધર્મને વિષે સર્વોચ્ચ રુચિ છે એવી એનો દાવો છે. એક મહાન તત્ત્વચિંતકે કહ્યું છે કે "મારા ધર્મનું પ્રથમ સૂત્ર એ છે કે આપણે સત્યની નિષ્ઠાપૂર્વક શોધ કરીશું." અને ઇમર્સનની સાથે સાથે હું પણ કહીશ કે "ઈશ્વર દરેક જીવને શ્રેય અને પ્રેય વચ્ચે પસંદગી કરવાનું સોંપે છે. એ બેમાંથી ગમે તે એકને વરો—બે સાથે કોઈને વરવાનાં નથી." આપણી પસંદગી સાચી અને આપણી માતૃભૂમિને હિતકારી હો, આપણા દેશના ઉદાત્ત અને નિઃસ્વાર્થ પ્રાચીન તેમજ અર્વાચીન આચાર્યોનાં જીવનોમાંથી આપણને સાચી પ્રેરણા મળો.

તમે મારું જે બહુમાન કર્યું છે તે માટે હું તમારો આભાર માનું છું.

## [ ૨ ] વ્યાયામ અને કેળવણી *

લેખક : શ્રી. છોટાલાલ બા. પુરાણી

ઘણા લોકો પૂછે છે કે નિશાળોમાં વ્યાયામ શા માટે હોવો જોઈએ. તેનો જવાબ એ છે કે વ્યાયામ એ કેળવણીનું અંગ છે. જેમ નિશાળોમાં ઇતિહાસ, ભૂગોળ, કે ગણિત શિખવાય છે, તેની જેટલી અગત્ય છે, તેટલી જ અગત્ય વ્યાયામની છે. દરેક વિદ્યાર્થીને શરીર છે, દરેક વિદ્યાર્થીને મન છે. વિદ્યાર્થી જ્યારે શાળામાં આવે છે, ત્યારે તેના મનની સાથે શરીરને લઈને આવે છે. વ્યાયામ વિનાની અપાયેલી કેળવણી નકામી નીવડી છે. માયકાંગલા શરીરવાળા ડીગ્રીધારીઓ નીકળવાથી આપણું દળદર ફીટવાનું નથી. આજના આપણા કોલેજિયનો તરફ નજર નાખો. કેવાં સુકલકડી માયકાંગલાં શરીર છે!

શરીરનો મહિમા ઘણો મોટો છે, ધર્મ, અર્થ અને મોક્ષના પાયારૂપે પણ શરીરને કેળવવાની જરૂર છે. શરીરને કેળવવાની પહેલી જરૂર છે. મનરૂપી સવાર તો ગમે તેટલા ફૂદકા મારે, પણ મજબૂત શરીર હશે, તો મન પોતાના ઘોડાઓ દોડાવી શકશે.

વ્યાયામથી વિચારો ઘડાય છે. ભણતરથી, ચાર દિવાલો વચ્ચે બેસીને આપેલા શિક્ષણથી ચારિત્ર ઘડાતું નથી. તેમજ માત્ર ઉપદેશ આપવાથી પણ ઘડાતું નથી. આપણે રોજ કોઈને કહીએ કે 'સાચું બોલ' 'સાચું બોલ,' તો તે સાચાબોલો થવાનો નથી. પણ રમતોથી ઘણા ગુણો કેળવાય છે. રમતાં હારજીતની અણી ઉપર હોય, જૂઠું બોલવાથી પોતાનો પક્ષ જીતતો હોય, તોય એવા પ્રસંગે ખેલદીલીથી પ્રેરાઈને સાચું બોલવાનો મહાવરો પાડે છે. પોતે પકડાઈ જતાં સાચું જ કહે છે. હારજીત માટે જૂઠું બોલતો નથી. રમતદ્વારા મરદાનગી, નીતિ, અને એવા બીજા ઘણા ગુણો કેળવાય છે. વ્યાયામથી બંધુભાવ કેળવાય છે. પોતાના સાથીદારો પ્રત્યે ભાઈચારાથી બંધાય છે. વ્યાયામથી સંઘબળ કેળવાય છે. સ્ફૂર્તિ, તનમનાટ વગેરે આવે છે. વ્યાયામદ્વારા જે કેળવણી મળે છે, તે આનંદ અને ગમ્મત સાથે મળે છે. આજે શાળાઓમાં બળજબરીથી શિખવવાનો બોજો લાદવામાં આવે છે.

એક વિદ્યાર્થી અલમસ્ત પહેલવાન બને, એ વ્યાયામનો હેતુ નથી. વ્યાયામદ્વારા દેશને માટે રાષ્ટ્રસેવકો ઘડવાનો હેતુ છે. ચારિત્ર-સંપન્ન થાય, સાચાબોલા થાય, એ વ્યાયામનો

* ભારતવિદ્યાલય, કરાડી, તા. ૨૩-૪-૩૯ ને રોજ ઉત્સવના પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ.

હેતુ છે. આપણા દેશનો દીનહીન વિદ્યાર્થી-સમુદાય મજબૂત શરીરવાળો થાય અડતલ થાય, તો જ આપણા દેશનું દળદર ફીટે.

વિદ્યાર્થીઓ અને યુવાનો એ દેશની ભાવિ પ્રજા છે. જેમનાં શરીર અને મન મજબૂત હશે, કેળવાયેલાં હશે, તે જ સારાં કામ કરી શકશે. વ્યાયામથી શિસ્ત પણ લાવવાની જરૂર છે. બેન્ડના તાલ સાથે કદમ મેળવતા વિદ્યાર્થિનીઓને જોઈને તમને પણ એવાં એવાં તાલ મેળવવાનું મન થઈ જાય છે. એ કેટલો નિર્દોષ આનંદ છે. વિદ્યાર્થીઓમાં શિસ્ત લાવવા માટે એ જરૂરનું છે. એક જ હુકમે બધું કામ થાય. શિસ્તને આપણે જીવનમાં વ્યાપક કરવાની છે. ટિકિટ ઓફિસની બારી આગળ લાગ જોઈને ઘુસી જવાની દાનત એ આપણાં પ્રજામાં શિસ્તનો અભાવ સૂચવે છે. શિસ્તનો અર્થ તો એ છે કે દરેક જગાએ નિયમ પ્રમાણે અને કાનૂન પ્રમાણે કામ કરવું.

ટાઈટેનિક સ્ટીમર ડૂબવાની તૈયારીમાં હતી. કેપ્ટન પોતાની કેબિનમાં હતો. ખારવાઓ પોતાની ફરજ બજાવતા પોતાની જગાએ હતા. ઉતારૂઓને ઉતારતા હતા. તેમનો જીવ બચાવવામાં તલ્લીન હતા. પાણી આગળ ને આગળ વધતું હતું. ઘુંટણ સુધી, કમ્મર સુધી, છાતી સુધી એમ પાણી વધતું હતું. કેપ્ટન અને ખારવાઓ પોતાની જગાએ રહીને સામેથી આવતાં ઠંડા મોજાંને ભેટ્યા. તેનું નામ શિસ્ત.

શાળામાં રમતો રમાય છે. તેને વિષે જરા પણ હલકો ખ્યાલ લાવવાની જરૂર નથી. કેળવણીના અંગ તરીકે રમતો અને વ્યાયામ આજે દુનિયામાં મહત્ત્વનું સ્થાન ભોગવે છે. સારામાં સારી વસ્તુઓને 'અમલમાં મૂકવા માટે સાચા દિલના જ માણસો જોઈશે. વ્યાયામમાં પણ સારા માણસો મળશે તો આપણી ભાવિ પ્રજા ખૂબ જ કેળવાશે. વ્યાયામથી તમારાં બાળકો માયકાંગલાં મટી, હિંમતવાન, મનોબળવાળાં, અને મર્દાનગીવાળાં થશે. તેમની તાકાત અનેકગણી વધી જશે. તમને, તમારા ગામને, અને દેશને દીપાવશે.

[ 'નૂતન શિક્ષણ 'માંથી સાભાર ઉદ્ધૃત ]

## [ ૩ ] હિંદી સૈન્યનું હિંદીકરણ

લખનાર : શ્રી. ડુંગરશી ધરમશી સંપટ

અંગ્રેજોની વેપારી કંપની ઇસ્ટ ઈંડીયા કંપનીની સ્થાપના ૧૬૦૦ માં લંડનમાં થઈ હતી, તે સમયે સ્પેન, પોર્ટુગલ અને હૉલંડના લોકોના હાથમાં સમુદ્રનો વેપાર હતો. એમને મોટી સમૃદ્ધિ ભેગી કરતા જોઈ અંગ્રેજો પણ સાગરમંથન કરવા પ્રેરાયા ૧૬૨૭ માં દિલ્હીના બાદશાહ જહાંગીરે એમને સુરતમાં કોઠી નાખી વેપાર કરવાની પરવાનગી આપી. ૧૬૩૪ માં શાહજહાંએ એમને બંગાળમાં કોઠીઓ નાખવાની અને પિપળીનો કિલ્લો બાંધવાની પરવાનગી આપી. ૧૬૪૦ માં મદ્રાસમાં એમણે સેંટ જ્યોર્જ કિલ્લાની સ્થાપના કરી. ૧૬૬૨ માં એ કંપનીને વિલાયતના રાજા ચાર્લ્સે મુંબઈ શહેર વાર્ષિક દશ પાઉંડના ભાડાથી પટે આપ્યું. ૧૬૯૮માં એક નવી ઇસ્ટ ઇન્ડીયા કંપની પેદા થઈ. આઠ વર્ષ સુધી બેઉ કંપનીઓ વચ્ચે સખ્ત હરિફાઈ થઈ. છેવટે બેઉ કંપનીઓ એકત્ર થઈ ગઈ.

ઇસ્ટ ઈંડીયા કંપનીએ પોતાની વખારોની સંભાળ માટે ચોકીદારો રાખ્યા. શિવાજીએ જ્યારે સુરત લુંટ્યું હતું તે સમયે અંગ્રેજોના આ ચોકીદારો અને અંગ્રેજ કર્મચારીઓએ કોઠીનું રક્ષણ કર્યું હતું.

કંપનીએ પહેલી નિયમિત ફોજ મુંબઇમાં રાખી જણાય છે. રાજનસાહેબનું સૈન્ય કંપનીના તાબામાં આવ્યું. ૨ ગોલંદાજ, ૨૧ તોપો, ૫ અધિકારીઓ ૧૨૮ સિપાઇઓ અને ૫૪ યુરોપીયનો હતા. ૧૭૪૨ માં કંપનીનું વેપારનું કામ ગૌણ બન્યું. રાજ્યતૃષ્ણા ઘણી વધી ગઇ. તે સમયે ૨૬ યુરોપીઅન ઓફિસરો, ૧૬૬ નાના અમલદારો અને ૧૨૩૬ સિપાઇઓ થયા. મદ્રાસ અને બંગાળમાં પણ સૈન્ય રાખવાનું ઠર્યું હતું. ૧૭૪૮ માં કંપનીએ સ્વતંત્ર તોપખાનું સ્થાપ્યું. દરેક પ્રાંતમાં તોપખાનાના ૫ અધિકારીઓ અને ૧૧૦ માણસોનું સૈન્ય રાખવાનું ઠેરવ્યું. મદ્રાસમાં ફ્રેન્ચો સાથે અંગ્રેજોને વિગ્રહ થયો. યુરોપીયન સૈન્ય બહુ ઓછું હોવાથી હિંદી સૈન્યની ભરતી કરવાનું નક્કી થયું. કંપનીને જેમ જેમ વધારે જરૂર પડતી ગઇ તેમ તેમ સૈન્ય વધવા લાગ્યું.

રોબર્ટ ક્લાઇવે સૈન્યની અનેક હિંદી પલ્ટનો ઊભી કરી પ્લાસીનું યુદ્ધ જીત્યું હતું. ૧૭૫૯ સુધી હિંદી સૈન્ય પર હિંદી અધિકારીઓ જ નિમાતા હતા. પણ ક્લાઇવની પેરવીથી તેમની જગ્યાએ યુરોપીયન અધિકારીઓ નિમાવા શરૂ થયા. વિલાયતથી આવેલ સૈન્યના અધિકારીઓને હિંદી અંગ્રેજ અધિકારીઓ કરતાં વધારે પગાર મળતો. આથી અસંતોષ ફેલાયો એટલે ૧૭૬૦માં સૈન્યની પુનર્રચના થઇ ૧૩૦૦૦ અંગ્રેજ સૈન્ય અને ૫૭૦૦૦ હિંદી સૈન્ય રાખવાનું ઠેરવ્યું. તોપખાનામાં હિંદીઓને અધિકારમાં દાખલ કરવામાં આવતા નહોતા. દારૂગોળાનો ઉપયોગ હિંદીઓને બતાવવામાં આવતો નહોતો.

કંપનીની સત્તા અને પ્રદેશ ખૂબ વધવા લાગ્યાં બંગાળ મીર કાસમ પાસેથી લીધું. મદ્રાસ ઇલાકામાં ટીપુ પાસેથી મોટો પ્રદેશ આંચકયો. પેશ્વાની સત્તા સાથે ઘર્ષણ થઇ મોટો દેશ હાથ આવ્યો. હિંદના નકશામાં લાલ રંગ વધવા લાગ્યો. પીંડારાઓ, મગરાઓ ગુરખાઓ અને છેવટે શીખોને પણ હરાવ્યા. રજપુતાનાનાં મુખ્ય રાજ્યો એમને આશ્રયે આવ્યાં. હિંદના દરેક ભાગમાં અંગ્રેજી સત્તા અને લાગવગ ફેલાયાં. હિંદ બહાર ચીન, ઇજીપ્ત, સીંગાપુર અને બીજા દેશોમાં હિંદી સૈન્યે શૌર્ય બતાવ્યું. પ્રદેશ વધ્યો તેમ સૈન્ય પણ વધવા લાગ્યું. તેમાં અનેક ફેરફારો થયા પણ હિંદી લશ્કરે સારું શૌર્ય બતાવ્યાં છતાં અંગ્રેજો એના તરફ વિશ્વાસની નજરે જોતા નહોતા. કુલ સત્તા અંગ્રેજ ઓફીસરોના હાથમાં હતી.

૧૮૦૪માં મુંબઇ, મદ્રાસ અને બંગાળ એ ત્રણે ઇલાકાઓમાં કુલ દોઢ લાખનું સૈન્ય કંપની નિભાવતી હતી. તેમાં સવા લાખનું હિંદી સૈન્ય હતું અને બાકીનું અંગ્રેજી હતું. પગારના ઓછાપણાને લીધે કે બીજાં કારણો-સર સૈન્યમાં ઘણી વખત બળવા થતા હતા. પણ તે સખ્તાઇથી દાબી દેવામાં આવતા હતા. ૧૮૨૪માં સૈન્યની પુનર્રચના થઇ પણ હિંદી અધિકારીઓ વધ્યા નહિ. અંગ્રેજ અધિકારીઓની સત્તા અવિચ્છિન્ન રહી. આ સમય પછી ઘોડેસ્વાર સૈન્યનો વધારો થતો ગયો.

૧૮૫૭ના બળવા વખતે લગભગ પોણા ત્રણ લાખનું સૈન્ય ઇસ્ટ ઇંડીયા કંપની ધરાવતી. તેમાં સવા લાખ હિંદીઓ હતા અને ચાળીસ હજાર અંગ્રેજી સૈન્ય હતું. તે સિવાય ૭ હજાર જેટલા અંગ્રેજી અધિકારીઓ હતા. બળવા વખતે બેઉ પક્ષો તરફથી ક્રૂરતા દર્શાવવામાં આવી હતી. બળવા પછી હિંદી સૈન્યના હાથમાંથી તોપખાનું તદ્દન ઝુંટવી લેવામાં આવ્યું. અંગ્રેજોની ધારણા હતી કે જે થોડુંઘણું તોપખાનું હિંદીઓના હાથમાં હતું તેની મદદથી બળવો થયો હતો. હિંદી

સિપાઇઓ પરથી અંગ્રેજોનો વિશ્વાસ તદ્દન ઉઠી ગયો હતો પણ તેમના વિના આવડા મોટા દેશની વારેફેર થઇ શકે તેમ ન હોવાથી હિંદી સૈન્ય તો તેમને રાખવું જ પડયું ૧૮૬૫માં ઘોડેસ્વારોની ૪૦ અને પાયદળની ૧૪૫ હિંદી રેજીમેન્ટો હતી પણ તોપખાનાની એક ય હિંદી રેજીમેન્ટો નહોતી.

૧૮૭૮ માં અફઘાન યુદ્ધમાં બ્રિટિશ સૈન્યને ઘણું નુકશાન થયું. આથી સૈન્યમાં સુધારો કરવા અંગ્રેજોનું કમિશન નિમાયું. એની સૂચના પ્રમાણે અંગ્રેજી ઓફીસરોનો વધારો કરી સૈન્ય પર અંગ્રેજી કાબુને સજ્જડ બનાવવામાં આવ્યો હિંદી સૈન્ય હવે પરતંત્ર અને નબળા માનસવાળું થયું. સત્તા, પ્રેરણા, આજ્ઞા કરવી, બુદ્ધિ ચલાવવી, તોપો અને યંત્રોના ઉપયોગ કરવો, દારૂગોળો બનાવવો, સૈન્યની વ્યૂહરચના કરવી; એ સર્વ અગત્યનાં કામોમાંથી હિંદી સૈન્યને બકાત રાખવામાં આવ્યું. આ વેળા અંગ્રેજી સૈન્ય પાંસઠ હજારનું ને દેશી સૈન્ય એક લાખ પાંત્રીસ હજારનું હતુ. જુના પેન્શનરો અણીને વખતે કામ લાગે એવા હેતુથી 'રિઝર્વ ફોર્સ'ની શરૂઆત ૧૮૮૬ થી થઇ

૧૮૯૫ માં મોટો ફેરફાર કરી અત્યાર સુધી નિભાવેલાં પ્રાંતીય સૈન્યોના એકીકરણની યોજના સ્વીકારાઇ. એ વખતે મુંબઇ, પંજાબ, બંગાળ, અને મદ્રાસ એમ ચાર વિભાગ પાડવામાં આવ્યા. એ ચારે વિભાગોને એક સૈનાધ્યક્ષની સત્તા નીચે આણ્યા. આ સિવાય જુદાં જુદાં સ્થળોએ છુટક સૈન્ય રાખવામાં આવ્યું હતું. આ પછી લોર્ડ કીચનર સેનાધ્યક્ષ તરિકે નિમાયા એમણે સૈન્યની પુનર્રચના કરી. આથી હિંદનું સૈન્ય એકતંત્ર નીચે આવ્યું. વાઇસરોયના સૈનિક સભ્યનો હોદ્દો નીકળી ગયો. તેને ઠેકાણે સેનાધ્યક્ષ નિમાયા. ૧૯૦૪ માં કુલ ૨૩૪૦૦૦ સૈન્ય હતું.

પછી મહાયુદ્ધ આવ્યું તે વખતે ૨॥ લાખને બદલે ૫॥ લાખ હિંદી સૈન્ય થયું પણ તેની સ્થિતિ સુધરી નહિ. માત્ર વફાદાર ગણાતા વર્ગમાંથી જ સૈનિકો ચુંટવાનો રિવાજ રાખવામાં આવ્યો. ધીમે ધીમે બીજા પ્રાંતોમાંથી સૈનિકોની ભરતી ઓછી કરી પંજાબમાંથી ૫૮ ટકા, નેપાલ અને ગઢવાલમાંથી ૨૨ ટકા, ઉત્તર પ્રદેશ એટલે રજપુતાના સુધીમાંથી ૧૧ ટકા, મુંબઇ અને દક્ષિણમાંથી ૫॥ ટકા અને બ્રહ્મદેશમાંથી ૩ ટકા સૈનિકો લેવામાં આવે છે.

હવે સૈન્યના અમલદારોના હિંદીકરણનો પ્રશ્ન લઇએ. એને માટે અનેક કમીટીઓ અને કમીશનો નિમાયાં હતાં પરંતુ ઉચ્ચ અધિકારો અંગ્રેજોને જ મળતા રહ્યા છે. છેલ્લાં પચાશ વર્ષથી હિંદી રાજ્યદ્વારીઓ, વર્તમાનપત્રો, કોંગ્રેસ, ધારાસભાઓ અને સુપ્રસિદ્ધ વક્તાઓ આ માટે ખૂબ યત્ન કરતા રહ્યા છે પણ એમની દલીલો બહેરા કાનો પર પડે છે.

૧૯૦૫ માં લોર્ડ કર્ઝને મોટી ધામધુમથી ઇમ્પીરીયલ કેડેટ કોરની સ્થાપના કરી હતી. એના સ્નાતકોને હિંદી સૈન્યમાં નાના અધિકારો આપવામાં આવ્યા હતા. છેલ્લાં ત્રણસો વર્ષમાં બહુ જુજ માનનીય અધિકારો સિવાય કોઈ પણ હિંદીને ઉચ્ચ અધિકારો આપવામાં આવેલ નથી. વાઇસરોય તરફથી કેટલીક જુના વફાદાર હિંદી સૈનિકોને કમીશન આપવામાં આવે છે. આ કમીશન ધરાવનારા બધા હિંદીઓ છે. તેઓમાંથી હિંદી ટુકડીઓના જમાદાર, સુબેદાર અને સુબેદાર મેજર નિમાય છે. પણ અંગ્રેજી સૈનિકો ઉપર એમને કદી નિમવામાં આવતા નથી. આ અધિકારીઓને વિજ્ઞાન, રસાયણ અને એન્જીનીયરીંગ અથવા અસ્રો સંબંધી જ્ઞાન મળતું નથી. માત્ર જુની નોકરીને અંગે સૈનિકોને ઉચ્ચ પદ ઉપર

વધારીને સુબેદાર મેજર સુધી લઇ જવામાં આવે છે.

૧૯૧૮માં હિંદી અમલદારોને કેળવવા માટે એક કામચલાઉ કેન્દ્ર ખોલવામાં આવ્યું. તેમાં ૩૯ જણને હિંદી સૈન્યના અધિકારીઓ બનાવવામાં આવ્યા. મહાયુદ્ધમાં હિંદનું સૈન્ય શાહી સત્તાને માટે પ્રાણપણે લડ્યું તે માટે કાંઇ ઇનામ આપવું જોઇએ એટલે પ્રીન્સ ઓફ વેલ્સને હાથે ૧૯૨૨માં ડેહરાડુન ખાતે પ્રીન્સ ઓફ વેલ્સ કોલેજની સ્થાપના થઇ હતી. આ સંસ્થામાં પ્રથમ માત્ર ૭૦ છાત્રોની જોગવાઇ કરવામાં આવી હતી. દરેક વિદ્યાર્થીની વાર્ષિક ફી રુપિયા પંદરસોની હતી માત્ર ધનવાનના પુત્રો જ એ લશ્કરી કોલેજમાં દાખલ થઇ શકતા હતા છતાં તેમને કિંગ્સ કમીશનના અધિકારો મળતા નથી.

કિંગ્સ કમીશન હિંદીઓને માટે ખુલ્લું મુકવાથી હિંદીઓ પર એક મોટો પાડ કરવા જેવી હિંદને ભેટ મળી હતી. શરૂઆતમાં માત્ર ૧૦ વિદ્યાર્થીઓને ઇંગ્લાંડ મુકવામાં આવ્યા હતા. આથી વધારે વિદ્યાર્થીઓ મુકી શકાય નહિં, હિંદના ૩૨૦૦ અધિકારીઓમાંથી દર વરસે ૨૦ વરસની ઉમરના માત્ર ૧૦ વિદ્યાર્થીઓ મોકલાય તો હિંદીકરણ કરતાં કેટલાં વર્ષો લાગે એ સમજી શકાય તેવું છે. હા વિદ્યાર્થીઓને ત્યાં જતા પહેલા અનેક કસોટીઓમાંથી પસાર થવું પડે છે. ઉમેદવારોના ટોળામાંથી કોઇક ભાગ્યશાળી ડેપ્યુટી કમીશનરની પસંદગી મેળવે છે તે પછી કમીશનરની પસંદગી મેળવવાની રહી. પછી ગવર્નરને ગળે મળી તેનો પ્રસાદ મેળવવો રહ્યો, પછી વાઇસરોયની પસંદગી મેળવવી પડે ત્યારે એ સિલેક્ટ થઇ શકે. સેંડહર્સ્ટ કોલેજમાં અઢાર માસના અભ્યાસનો ખર્ચ રૂ. ૧૧૦૦૦ થાય છે ડેહરાડુન કોલેજના વિદ્યાર્થીને રૂ ૧૬૦૦૦ ખર્ચ આવે છે. થોડાં વરસો પહેલાં અંગ્રેજ છોકરા માત્ર ૩ ટકા નાપાસ થતા હતા, જ્યારે સેંડહર્સ્ટ કોલેજમાં હિંદીઓનું નાપાસ થવાનું પ્રમાણ ૩૦ ટકા જેટલું આવ્યું હતું. હિંદીઓમાં કિંગ્સ કમીશન માટે લાયક ઉમેદવારો મળતા નથી એવો ઢંઢેરો હમેશાં પીટવામાં આવે છે.

હિંદની મધ્યસ્થ ધારાસભાના ઘણા દબાણથી ભૂતપૂર્વ સૈન્યાધ્યક્ષ લોર્ડ રોલીન્સને આઠ હિંદી પાયદળ ટુકડીઓને હિંદીમય બનાવવાની યોજના કાઢી હિંદી મતને ભ્રમમાં નાખવા યત્ન કર્યો હતો પણ તેની નેમ છતી થઇ ગઇ એટલે ૧૯૨૫ માં સ્કીન કમીટી મળી. આ સવાલની છણાવટ કરવાનો નિર્ણય થયો. આ પહેલાં ૧૯૧૯ માં ઇશર કમીટી, ૧૯૨૧ માં શી કમીટી, ૧૯૨૫ માં સ્કીન કમીટી, ૧૯૩૧ માં ચેટવુડ કમીટી નીમાઇ હતી અને હમણાં સેંડહર્સ્ટ કમીટી નિમવામાં આવી છે. ગઇ સાલ ચેટફીલ્ડ કમીટીને નામે માત્ર બ્રિટિશ સભ્યોની જ એક કમીટી નીમવામાં આવી હતી પણ તેનો રિપોર્ટ હજી પ્રકટ થયો નથી.

સ્કીન કમીટીએ બહુ સૂક્ષ્મતાથી આ વિષયનો વિચાર કર્યો હતો. આઠ પાયદળ ટુકડીઓને હિંદીમય બનાવવાની યોજના એણે પસંદ કરી નહિં. સ્કીન કમીટીએ કિંગ્સ કમીશન માટે દર વરસે સેંડહર્સ્ટ કોલેજમાં દસને બદલે વીસ ઉમેદવારો મોકલવાની ભલામણ કરી. હિંદની ડેહરાડુન કોલેજનો વિકાસ કરવાનું જણાવ્યું. હિંદી સૈન્યમાંના ૩૨૦૦ અમલદારોમાંથી સન ૧૯૫૨ સુધી ૧૬૦૦ અમલદારો હિંદીમય કરવાની કામગીરી રજુ કરી. એમાં ત્રણ વરસો સુધી ૨૦ વિદ્યાર્થીઓ, પછીના ત્રણ વરસો સુધી ૪૫ વિદ્યાર્થીઓ, પછીના ત્રણ વરસોમાં ૬૭ વિદ્યાર્થીઓ, ૧૯૪૨ માં ૬૯ વિદ્યાર્થીઓ, ૧૯૪૪ માં ૮૧

વિદ્યાર્થીઓ અને ૧૯૫૨ માં ૧૦૫ વિદ્યાર્થીઓ દર વરસે લેવાની ભલામણ કરી હતી. ત્રણ વર્ષનો અભ્યાસક્રમ હતો પી ઓછી કરવાની ભલામણ પણ કરી હતી. ઇંગ્લાંડમાં માત્ર દોઢ વર્ષનો અભ્યાસક્રમ છે. હિંદમાં ત્રણ વર્ષનો છે. માત્ર પાયદળ હયદળના અધિકારીઓ નિમવાની જ સુચનાઓ થઈ હતી. તોપખાનું કે એન્જીનીયરીંગ, વિમાનખાતું કે સૈનિક વિમાનખાતું એ સંબંધી કાંઇ ભલામણો નહોતી.

૧૯૨૧ માં નિમાયેલી શી કમીટી, જે બ્રિટિશ સૈનિક નિષ્ણાતોની બનેલી હતી તેણે હિંદના ૬૮૩૩ ઓફીસરોને ૩૦ વરસમાં હિંદીકરણ કરવાની ભલામણ કીધી હતી. પણ સ્કીન કમીટીએ ૧૯૫૨ સુધી માત્ર ૧૬૦૦ ઓફીસરોને જ હિંદીમય બનાવવાની ભલામણ કરી હતી. પછી સાઈમન કમીશન આવ્યું પણ એણે સૈન્ય હિંદીમય કરવાની કોઇ યુક્ત યોજના બહાર પાડી નહિ. તે પછી ગોળમેજી પરિષદની ભલામણથી ૧૯૩૧ માં ચેટવુડ કમીટી નિમાઇ. એ કમીટીએ હિંદી નિશાળોનાં સાધનો અને શિક્ષણની શિથિલતા બતાવી વિલાયત જેવી સર્વાંગસુંદર સૈનિક કેળવણી આપવાની ભલામણ કરી. વિદ્યાર્થીની ઉમર ૧૮-૨૦ વર્ષની હોવી જોઇએ. દર વરસે ૬૦ ઉમેદવારોને હિંદી કોલેજમાં લેવાની ભલામણ કરી. એમાંથી ૩૦ હિંદી સૈન્યમાંથી ચુંટીને લેવાના, ૨૪ હરિફાઇથી પરીક્ષામાં ઉત્તીર્ણ થયેલાઓને લેવાના અને ૬ જણા સૈન્યાધ્યક્ષ તરફથી પસંદ થાય. વાઇસરૉય કમીશન બંધ કરવાની કમીટીએ મનાઇ કરી છે. હિંદી મત પરીક્ષામાં હરિફાઇથી ઉત્તીર્ણ થયેલાની જ ઓફીસરો તરિકે નિમણુંક કરવાની તરફેણમાં હતો. તેમજ માત્ર કિંગ્સ કમીશનોના જ એકજ જાતના ઓફીસરો રહે તેની તરફેણમાં હતો. પણ હિંદી મતને કોણ ગણકારે છે ?

સેંડહર્સ્ટ માટે વિલાયત મોકલવાના ૨૦ જણમાંથી હરિફાઇમાં હારેલા આઠ જણને મોકલવાની સુચના કરી પાંચ વાઇસરૉયના કમીશન ધરાવનાર ઓફીસરો માટે રાખી દેહરાદુન સ્કુલમાંથી પસાર થયેલા ઉમેદવારના, હિંદની લશ્કરી સેંડહર્સ્ટમાં દાખલ થઇ પસાર થતાં સુધીના ખર્ચના રૂ. ૧૮૪૦૦ લાગવાનો કમીટીએ અંદાજ બતાવ્યો છે. માત્ર ધનવાનના પુત્રો જ દાખલ થઇ શકશે. હિંદમાં વિમાનનું શિક્ષણ આપવાની કોલેજ કાઢવાની જરૂર નથી. મીલીટરી કોલેજમાં ઉત્તીર્ણ થયેલા વિદ્યાર્થીઓમાંથી અમુક નાની સંખ્યાને વિલાયત મોકલી ક્રેનવેલની વિલાયતની વિમાની શાળામાં પરીક્ષા આપવા સૂચવ્યું છે.

દહેરાદુનની અત્યારની કોલેજ મોટી કરવાની, એમાં ૩૦૦ વિદ્યાર્થીઓની ગોઠવણ કરવાની, દરેક વિદ્યાર્થીનું માસિક ખર્ચ ઓછું કરીને માત્ર ૧૦૦ રૂપિયા સુધીની અને છેવટે વિલાયતી સેંડહર્સ્ટ કોલેજમાં હિંદી ઓફીસરોને શિક્ષણ માટે ન મોકલવાની સૂચનાઓ કરી છે. કમીટીના હિંદી સભ્યોએ દશ વરસમાં ઓફીસરોનું હિંદીકરણ કરવાની માગણી કરી હતી તે ઉડાડી મુકવામાં આવી છે. કિંગ્સ કમીશનમાં હમણાં ૧૦૫ હિંદી ઓફીસરો માત્ર છે એટલે હિંદી ઓફીસરોની વૃદ્ધિનો વિકાસ બહુ ધીમો રહ્યો છે.

અત્યારે નીચે મુજબ લશ્કરી શિક્ષણસંસ્થાઓ છે:

૧. ક્વેટાની સ્ટાફ કોલેજ—આમાં માત્ર યુરોપીયન ઓફીસરોને જ દાખલ કરે છે. હિંદને ખર્ચે યુરોપીયન ઓફીસરોને કેળવવાની આ શાળા છે.

૨. બેલગામની શાળા—આમાં ઉચ્ચ અધિકારીઓને ત્રણ માસ સુધી ઉચ્ચ સૈનિક શિક્ષણ અપાય છે.

૩. આર્ટીલરી સ્કુલ—ગોલંદાજી અને તોપ-

ખાજી શિખવાની સંસ્થા. આમાં હિંદી અને અંગ્રેજ બંને ઓફીસરોને દાખલ કરે છે.

૪. સાગરની ઘ્રકવીટેશન સ્કૂલ–હયદળ પાયદળ વિગેરેમાં એકસરખું ધોરણ ચલાવાય તે માટેની આ શાળા છે.

આવી અ ની તેર સૈનિક સંસ્થાઓ જુદી જુદી જાતના સૈનિક ધંધાઓ માટેની છે. ધારાસભાના સભ્યો હિંદી સરકારની સાંકડી સૈનિક નીતિનો વારંવાર વિરોધ કરી સૈનિક બજેટ પસાર કરતા નથી. માત્ર વાઈસરોયના સર્ટીફીકેટથી બજેટ પસાર થાય છે. હિંદી સરકાર દર વરસે લશ્કર પાછળ ૫૫ કરોડ જેટલી રકમ ખર્ચે છે પણ જો હિંદી સૈન્યને હિંદીમય કરવામાં આવે તો ૨૪ કરોડ રૂપિયાનો બચાવ થશે. હિંદમાં અંગ્રેજી સૈન્ય રાખવાની મુખ્ય નેમ જ્યારે જરૂર પડે ત્યારે અંગ્રેજોના બીજા પ્રદેશોના રક્ષણ માટે એ સૈન્ય મોકલી શકાય એ છે. હિંદનું અંગ્રેજી સૈન્ય શાહી સામ્રાજ્યના રક્ષણ માટે છે છતાં તેનું કુલ ખર્ચ હિંદ પાસેથી લેવામાં આવે છે. હિંદીકરણ કરવાની સરકારી વૃત્તિ બળવાન નથી તેમજ હિંદમાં અંગ્રેજી સૈન્ય હિંદને ખર્ચે નિભાવવાની ચાલુ તજવીજ સરકાર કરી રહી છે. હમણાં લોર્ડ ચેટફીલ્ડના પ્રમુખપણા હેઠળ અંગ્રેજોની કમીટી નિમાઈ હતી પણ સૈન્ય માટેની તેની ભલામણો ગુપ્ત રખાઈ છે. બીજી સેંડરર્સ્ટ કમીટી કામ કરે છે. પણ તે સાંકડી અને એકતરફી બંધારણવાળી હોવાથી હિંદના નેતાઓએ તેનો બહિષ્કાર કર્યો છે.

## [ ૪ ] સંતતિ નિયમનની જરૂર

લેખક: શ્રી. ચંદુલાલ ગી. પરીખ, બી. એ. એલ એલ. બી.

અમારી જ્ઞાતિના યુવકમંડળ સમક્ષ પોળે પોળમાં સભા ભરી સંતતિ નિયમનની જરૂરીઆત સંબંધી પ્રચાર કરવાની દરખાસ્ત જ્યારે મેં રજુ કરી ત્યારે મારા મિત્રો હસવા લાગ્યા. મંડળની બહાર જ્યારે આ વાતની ખબર પડી ત્યારે "સો ઉંદર મારી બીલાડી પાટે બેઠી" કહી "स्थितस्य स्थापनम्" ના સિદ્ધાંતવાદીઓ હાંસી કરવા લાગ્યા. દુનિઆ ગમે તેમ કહે પણ મારી ખાત્રી થઈ છે કે હવે લાંબો વખત જીભને તાળુ મારી રાખવાની જરૂર નથી. એક તો સંજોગોના બળે આપણી દુર્દશા થઈ છે અને બીજું આપણી સામાજિક અજ્ઞાનતા આપણા સામુદાયિક ઉત્કર્ષની આડે આવે છે. આપણા સમાજની પુનઃ રચનાને માટે સમય નજદીક લાવવા સમાજના ચાલુ રીત રિવાજો બહુ બળ પ્રેરક ધક્કો માગે છે એ વિષે જેમની ખાત્રી થઈ છે તેમને માટે હવે મૌન સેવવું વસમું છે. અજ્ઞાનતાના પડદાને લાત મારી દુર કરવા અયોગ્ય શરમ, ભીરૂતા યા કાયરતાને તિલાંજલી આપવાની જરૂર છે એવું દરેક સાચી કેળવણી પામેલાને લાગે છે.

આપણી ગરીબાઈનાં ત્રણ કારણો છે. એક તો ઇશ્વરદત્ત ગરીબાઈ. પ્રભુએ આપણને દીન કુટુંબમાં જન્મ આપ્યો એટલે મુશ્કેલીઓમાં આગળ વધવું કપરું હોવાથી આપણો ગરીબાઈ સાથે સંબંધ કાયમ રહ્યો. બીજી જગતદત્ત ગરીબાઈ. માણસ હંમેશાં ચાલુ સન્જોગોનું બાળક કહી શકાય. આપણી સામાજિક અને રાજકીય પરિસ્થિતિ એવા પ્રકારની છે કે ક્યાં જવું અને શું કરવું એનો વિચાર કરવો અઘરો છે. વેપારમાં દુનિયાના ડાહ્યા દીકરાઓએ ખંભાતી તાળુ વાસ્યુ છે. જો અખતરો કરવા જાય, તો

સોના સાઠ થાય. રાંડેલી માએ જે પાંચ પચીસની બચકી બગલમાં સંતાડી રાખી હોય તે કમાવાની લાલચમાં દીકરો ગુમાવી બેસે. આવી સ્થિતિ જેને લોકો "ખરાબ વખત" કહે છે તેને આપણે જગતદત્ત ગરીબાઈના નામે ઓળખીશું. પણ ત્રીજી એવા પ્રકારની ગરીબાઈ છે કે જેનો ફેલાવો આપણી અજ્ઞાનતાને આભારી છે. આપણે મોહજાળમાં ફસાયા છીએ. એક પ્રકારની મોહ જાળમાં ફસાયેલા બિલ્વમંગળને ચિંતામણીના નાદમાં પોતાની પ્રિયતમાની અટારીએ વિંટળાયેલો સાપ એ સાપ ન લાગ્યો પણ દોરડું લાગ્યું. આખરે અજ્ઞાનતા દૂર થતાં આંખો ફોડવી પડી. આપણો જન-સમાજ પણ મોહતંત્રમાં ફસ્યો છે. તેમાં ખબર નથી પડતી કે કેટકેટલી રીતે આપણે જાતે જ આપણા પગ પર કુહાડો મારીએ છીએ. આપણે પોતે જ જગતમાં ડાહ્યા હોવાનો દાવો કરવા છતાં ગરીબાઈને આપણા ઘરમાં દાખલ કરી તેનો સહવાસ ભોગવી દુઃખી થઈએ છીએ. શું આપણી સ્થિતિ વિરુદ્ધ 'ફુલોર ફુલણજી'ની માફક જ્ઞાતિ ભોજનોમાં ખોબે ખોબે પૈસા વેડફી નાંખવા માટે આપણે જવાબદાર નથી? આપણું ગજવું ખોખારો કરી હા પાડતું ન હોય તો પણ મોજ શોખમાં, ખર્ચાળ યાત્રાઓ અગર પ્રવાસમાં અને સાદાઈ વિરુદ્ધનું જીવન જીવ-વામા ગરીબાઈને નોતરીયે છીએ તે બદલ આપણે જાતે જવાબદાર નથી? પણ આ બધા ઉપરાંત વધુ ધ્યાન ખેંચે તેવી વસ્તુ તો એ છે કે ઘરમાં ધણીધણીયાણી અને બે બાળકો સારી રીતે પોષી શકાય તેટલી જ આવક હોવા છતાં ઘરમાં અડધો પોણો ડઝન બાળકો ભરી દેવાં અને પછી 'કડકા કડકી' ના દહાડા વિતાવવા, દીકરો નિશાળની ફી માગે તો ચીડીયાં કરવાં અને મનમાં માસ્તરને ગાળો આપવી, ઘરમાં દુધના પૈસા માગે તો રાતી આંખ બતાવવી, ઘરમાં કોઈ માંદો પડયો હોય તો ઘરના ઘુઘાધા કરી સંતોષ માનવો એ બધી વસ્તુસ્થિતિના કર્તા આપણે પોતે જ કે કોઈ બીજા? આવા પ્રકારની ગરીબાઈને આપણે "સ્વદત્ત ગરીબાઈ"ના નામે ઓળખીશું. આ ગરીબાઈ દૂર કરવા સંતતિ નિયમનની ખાસ જરૂર છે તે સંબંધી વધુ વાતચીત આપણે હવે પછી કરીશું. આજે તો આપણે માત્ર પ્રસ્તાવના જ કરી વિરમીશું.

[ 'નવગુજરાત'માંથી સાભાર ઉધ્ધૃત ]



**અંકલેશ્વરમાં** કાછીયાની વાડીમાં સભા ભરાય શ્રી. વીરમતીબ્હેન, મીસીસ ગુલબાનું જીનવાળા, શ્રી. ઉષાબ્હેન અદીઆ વગેરેનાં ભાષણ થઇ સ્ત્રી મંડળ સ્થપાયું છે.

**શ્રીમતી ગોદાવરી ગોખલેને** પુનાં ખાતે સર્વંટસ ઓફ ઇંડીયા સોસાયટીના પહેલા સ્ત્રી સભ્ય તરીકે ગઇ તા. ૧૮ મીએ દાખલ કરવામાં આવ્યાં છે.

**પશ્ચિમ ખાનદેશ ગ્રામોદ્ધાર સમિતિ** તરફથી ધુળીયામાં સ્ત્રીઓની એક સભા કલેકટરને બંગલે કરવામાં આવી હતી. શ્રીમતી પ્રમરસન કલેકટરના પત્નીના પ્રમુખપદે એક સ્ત્રી મંડળની સ્થાપના થઇ છે.

**સાન્તાક્રુઝ ગુજરાતી હીંદુ સ્ત્રીમંડળ** ના આશ્રય હેઠળ શ્રી. ભોગીલાલ લાલા અને શ્રી. લીલાવતી મુન્શીએ એક પત્નીવ્રત અને છુટાછેડાના ખીલો મુંબઇ ધારાસભામાં રજુ કર્યાં છે તેને ટેકો આપવા એક સભા થોડા દીવસ પર શ્રી. મોતીચંદ દેસાઇના પ્રમુખપણા હેઠળ મંડળના હોલમાં મળી હતી.

**કુમારી રેણુ રોય :** યુરોપના હીંદી વીદ્યાર્થીમંડળના મંત્રી વીલાયતથી હીંદમાં આવી પહોંચ્યાં છે.

**કુમારી મુકતાબાઇ સુબારાવ** એમ. એ. હૈદ્રાબાદનાં આ બ્હેન કેમ્બ્રીજમાં બી. એમ સી. ( કૃ. )ની પરીક્ષા પસાર કરી પાછાં ફર્યાં છે.

**યુ. પી. માં સ્ત્રીશિક્ષણની પ્રવૃત્તી :** યુકતપ્રાંતની સરકારે તા. ૧૦ મી જુલાઇથી ફૈઝાબાદ ખાતે છોકરીઓની એક હાઇસ્કુલ ખોલવાનો નિર્ણય કર્યો છે. જુલાઇની ૧૫ મી તારીખે નૈનીતાલ ખાતે એક બીજી હાઇસ્કુલ ખોલવાનો તેમજ આગ્રા ખાતે સ્ત્રી-શિક્ષકોને કેળવવા માટે શાળા ખોલવાનો પણ સરકારે નિર્ણય કર્યો છે.

**આંતરજ્ઞાતીય લગ્નનો ખરડો :** સંયુક્ત પ્રાંતની ધારાસભા સમક્ષ શ્રી. પ્રસાદ આંતરજ્ઞાતીય લગ્નનો ખરડો લાવવા માગે છે. હિન્દુ કાયદામાં પ્રતિલોમ લગ્નને આજે સ્થાન નથી. એટલે કે કન્યા ઉચ્ચ વર્ણની હોય અને વર એનાથી નીચા વર્ણનો હોય તો તે લગ્ન હિંદુશાસ્ત્ર પ્રમાણે ગેરકાયદેસર ગણાય છે આ લગ્ન કાયદેસર ગણાય એવો આ ખરડાનો મુદ્દો છે. તે ઉપરાંત એ ખરડામાં બહુપત્નીના રિવાજનો પ્રતિકાર કરવામાં આવ્યો છે. એટલે જે બાબુ ભગવાનદાસના આંતરજ્ઞાતીય ખરડા માટે વિરોધ હતો તે આ ખરડા માટે રહેતો નથી. આશા છે કે, આ ખરડો ધારાસભાને માન્ય થશે. '

**પુનાની શ્રી. ઠાકરસી કન્યા પાઠ-** શાળામાં આ વર્ષનું પહેલું ભાષણ શ્રીમતી કુમાબાઇ ન્નેશીએ આપ્યું હતું, ગયે વર્ષે શ્રીમતી શાન્તા દાતાર નામની વિદ્યાર્થિનીને ચેન્સેલર્સ મેડલ મળ્યો હતો તે અહીં ફેલો તરીકે નીમાયાં છે.

**વડોદરા :** શહેરમાં શ્રી. જયવતી દેસાઇના પ્રમુખપદે અંત્યજ સ્ત્રી સમાજ સ્થપાયો છે.

**વાઘોડીયા સહકારી ભગિની સમાજ:** સૌ. સુશીલાબાઇ કાળેની આગેવાની નીચે વાઘોડીયામાં સહકારી ભગિની સમાજ સ્થપાઇ ગયો છે. સ્ત્રીઓની આર્થિક, નૈતિક તથા સામાજિક સ્થિતિ સુધારવી, બચત પેદી

ચલાવવી, સહકારી ધોરણે ઉત્પાદન ખરીદ અને વેચાણનાં કામ કરવાં, ગૃહઉદ્યોગનું શિક્ષણ અને વિકાસ કરવો, સ્ત્રીઓની કલબ ચલાવવી વિગેરે આ સંસ્થાનો ઉદ્દેશ હોઇ, વહીવટદાર મે. એફ. એસ. કાજી તથા શ્રી નટવરલાલ સેવકલાલ પરીખ વિગેરેની દોરવણી તથા સલાહથી આ સંસ્થા સારૂં કામ કરશે એવી આશા રહે છે.

**સ્ત્રીઓના સહકારી મંડળી** : કરજણ કસ્બાની નાણાંની બચત કરનારી સ્ત્રીઓની સહકારી મંડળીની પ્રથમ સમગ્ર સભા તા. ૨૬ મીએ કરજણમાં બપોરે ૩ વાગે મળી હતી. મંડળીનાં પ્રમુખ શ્રી. લીલાવતી પટેલની દરખાસ્ત અને પ્રચારિકા શ્રી. પાર્વતીબેનના અનુમોદનથી પ્રમુખસ્થાન સહકારના વિષયમાં અને ખાસ કરીને સ્ત્રી ઉન્નતિના પ્રશ્નમાં અત્યંત રસ લેનાર વડોદરાના ડૉ. મીસ બાના સાહેબે સ્વીકાર્યું હતું.

સભામાં આશરે અસો બહેનો હતી.

મંડળીના પ્રમુખ શ્રી. લીલાવતી પટેલે સભાનો હેતુ ઉદ્દેશ વિગેરે સમજાવ્યું. બાદ ડૉ. મીસ બાના સાહેબે સહકારના વિષયમાં સ્ત્રીઓનું સ્થાન એ બાબત મનનીય અને વિદ્વતાભર્યું ભાષણ કર્યું.

કરજણ કસ્બાનાં રહેશ શ્રી. મણિબેન અમરતલાલ શાહે કરજણમાં પ્રસુતિગૃહ માટે રૂ. ૧૬૫૦૦) જેટલી મોટી રકમ દાન તરીકે આપવા માટે તેઓનો આભાર માન્યો અને ભવિષ્યમાં પણ આવી ઉદાર સખાવત એ બહેન કરે એવી આશા દર્શાવી

પ્રચારિકા શ્રી પાર્વતીબેને વડોદરા રાજ્યમાં સહકારી ખાતા તરફથી બહેનો માટે આદરવામાં આવેલી પ્રવૃત્તિઓનું ટુંકું ખ્યાન કરી તેનું મહત્વ સમજાવ્યું.

પ્રમુખ તરીકે શ્રી લીલાવતી હરિલાલ પટેલે અને સેક્રેટરી તરીકે શ્રી. મણિબ્હેન નાથુભાઈ દેસાઇએ ઘણુંજ સારૂં કામ કર્યું.

બાદ પ્રમુખ સા. ને તથા ઉદાર સખાવત કરનાર શ્રી મણિબેન અમૃતલાલ શાહને મંડળ તરફથી હારતોરા થયા હતા.

**નવસારી મહિલા સમાજ** : નવસારી તળની તમામ હરીજન બેનોને મહિલા સમાજ સ્થાપવા તથા તેના અંગે અભણ બેનો માટે પ્રૌઢ શિક્ષણવર્ગ ખોલવાનો મેળાવડો સૌ. અનસુયા અંબાલાલ પરમારના પ્રયત્નથી તા. ૨૪ મીએ સાંજે મહાલ શાળાધિકારી મેં. નંદકીશોર મહેતાનાં પત્ની સૌ. અરૂણિકા મહેતાના પ્રમુખપદે થયો હતો. સૌ. અનસુયા પરમાર તથા શ્રીમતી પ્રમુખ બહેને પ્રાસંગિક બોધક વીવેચનો કર્યાં તથા રાજદંપતીને દીર્ઘાયુ ઇચ્છયું. સમાજનાં પ્રમુખ તરીકે સૌ. અરૂણિકા મહેતા તથા મંત્રી અનસુયા પરમાર ચુંટાયાં છે.

**પહેલાં સ્ત્રી મેયર** : ડબ્લીન કોરપોરેશનનાં મેયર તરીકે મીસીસ કેથેલીન કલાર્ક ચુંટાયાં છે સ્ત્રી મેયર એઓ પહેલ વહેલાંજ છે. ૧૯૧૧ માં સ્વતંત્ર જંગમાં ભાગ લેવા માટે એમના પતિ ટોમ કલાર્કને દેહાંત દંડની સજા થઇ હતી.

**અમદાવાદમાં બેઉ બીલોને સ્ત્રીમંડળોનો ટેકો** : ગુજરાત સંસાર સુધારા સમાજ, અખિલ હિંદ મહિલા પરિષદ, વીમેન્સ કાઉન્સીલ જ્યોતિસંઘ ગુજરાત કેળવણી મંડળ, મહિલા મંડળ, ગુજરાત લેડીઝ કલબ જરથોસ્તી સ્ત્રીમંડળ તથા ભગિનીભગિની મંડળ એ સર્વ મંડળો તરફથી શ્રી. ભોગીલાલ લાલાના લગ્નવિચ્છેદ બીલ તથા શ્રી. લીલાવતી મુનશીના એકપત્ની બીલને ટેકો આપતો ઠરાવ તા. ૧૭-૬-૩૯ ને રોજ કરવામાં આવ્યો છે. વકીલ શ્રી નવિનચંદ્ર દેસાઇ પ્રમુખસ્થાને હતા.

**શ્રીમતી મરાયા ગોરડન** : તા. ૨૫ મી જુને લંડનમાં આ બાઇનું મૃત્યુ થયું.

તેઓ બહુ જ જાણીતાં ભુસ્તરશાસ્ત્રી હતાં ભુસ્તરશાસ્ત્રી એટલે જમીનનું બંધારણ, તેની રચના, તેનો પ્રાંતહાસ, તેના ઉપરથી પૃથ્વીના ઇતિહાસની શોધખોળ, જમીનના ઉંડાણમાંથી જાત જાતની ધાતુઓ, ખનીજો વગેરેની શોધખોળ વગેરે કરે તે વિદ્વાન. સાધારણ રીતે સ્ત્રીઓ એ વિષય તરફ ઓછું વલણ રાખે છે, પણ આ બાઇનો તો તે માનીતો વિષય હતો, અને તેમાં તે પારંગત હતાં.

દક્ષિણ ટાયરોલ દેશની જમીન વિષે તેમણે ઘણી શોધખોળ કરી હતી. તેઓ પ્રથમ લંડન યુનિવર્સીટીમાં તથા પછી મ્યુનિક યુનિવર્સીટીમાં બહુ જ ઉત્તમ રીતે પાસ થયાં હતાં, અને મ્યુનિકમાં તો આ વિષયની ડીગરી લેનાર પહેલાં જ સ્ત્રી હતાં. ૧૯૦૫ માં તેમનું લગ્ન ડૉ. જોન ગોરડન સાથે થયું હતું.

**શ્રીમતી સિરાજ-ઉન નિસા બેગમ:** દક્ષિણ હૈદરાબાદનાં આ વિદુષી ગયે મહીને અવસાન પામ્યાં તેઓ ફારસી ભાષા લઇને ઉસમાનીયા યુનિવરસીટીમાં ગ્રેજ્યુએટ થયાં હતાં. સ્ટેટ તરફથી તેમને ૧૯૩૫ માં ઇરાન મોકલ્યાં હતાં. ઈરાનની કોલેજમાં કોઇ વિદ્યાર્થિની ન હતી એટલે આ બ્હેન માટે ખાસ ગોઠવણ કરવામાં આવી હતી. ત્યાં ત્રણ વર્ષ રહીને તેમણે પરશિયન ભાષાનું ઉચ્ચ જ્ઞાન લીધું હતું.

**શ્રીમતી સલીમા તૈયબજી:** મુંબાઇનાં આ જાણીતાં સ્ત્રીકાર્યકર્તાનું દુઃખદ અવસાન તા. ૧૪ મીએ થયું. જાણીતા બદરૂદ્દિન તૈયબજીનાં તેઓ પુત્રવધુ હતાં. છેક નાનપણથી તેમણે સમાજ સેવા કરવા માંડી હતી. મરણ વખતે તેઓ મુંબઇની ધારાસભાનાં સભ્ય હતાં, તેમજ સેવા સદનનાં પ્રમુખ હતાં ૭ વર્ષ ઉપરાંતએ પ્રેસીડન્સી વીમેન્સ કાઉન્સીલનાં તેઓ પ્રમુખ હતાં.

મુંબાઇની અન્જુમને ઇસ્લામ કન્યાશાળાનાં તેઓ ઉત્પાદક હતા તેમજ પુનાની ઉર્દુ કન્યાશાળાને દાખલ કરાવવામાં તેમનો જ હાથ હતો.

**મુંબઇમાં ગુજરાતી હિંદુ સ્ત્રી-મંડળનાં** માનદ મંત્રીઓ શ્રીમતી રસિકમણી બાળા મુકુંદરાય દેસાઇ અને શ્રીમતી મંગળાબ્હેન મોતીલાલ પ્રેમચંદને ગઇ તા. ૬ઠ્ઠીએ શ્રી. લેડી લક્ષ્મીબ્હેન જગમોહનદાસના પ્રમુખપદે મળેલા મેળાવડામાં માનપત્ર આપવામાં આવનાર હતું અને તેમની છબી ખુલ્લી મુકવામાં આવનાર હતી.

**મહેસાણાની કન્યાશાળાના** મકાનમાં પ્રૌઢ શિક્ષણ શાળા જુના અને અનુભવી માસ્તર મોતીલાલ ભટે શરૂ કરી હોઇ સંખ્યા ઠીક થઇ કહે છે.

**બહાદરપુર કન્યાશાળામાં** તા. ૨૨મીએ શ્રી કુસુમ બહેન ઠાકોરના પ્રમુખપદે સ્ત્રીઓની સભા થઇ. પ્રૌઢ શિક્ષણની જરૂરીયાત સમજાવનારાં ભાષણ થયાં. મુ. શ્રી. ધીરજ બ્હેને પ્રૌઢ શિક્ષણ વર્ગને ફતેહમંદ કરવા સદભાવના દર્શાવી છે.

**મલબાર ડિસ્ટ્રિક્ટ લોકલબોર્ડમાં** શ્રી. સરોજિની નામની હરીજન યુવતી ખીન હરીફ ચુંટાઇ છે.

**મુસ્લીમ લીગ કોન્ફરંસની સ્ત્રી પરિષદ** બેગમ ઇસ્માઇલ ખાનના પ્રમુખપદે ગયે અઠવાડીએ મુરાદાબાદમાં મળી હતી.

**મુંબઇની એસેમ્બ્લીમાં** એક પત્નીવ્રત અને છુટાછેડાના રજુ થયેલા ધારાઓને પારસી ભગિની સમાજના આશ્રયે દહાણુ ખાતે શ્રીમતી આનંદીબાઇ દાંડેકરના પ્રમુખપદે મળેલી સભાએ ટેકો આપ્યો હતો.

**અછૂત મહિલા કન્યાશાળાઓના નિરીક્ષિકાપદે :** શ્રીમતી લક્ષ્મી તમતાની નીમણુંક કરવામાં આવી છે. આ નિમણુંક અનેક રીતે વધાવી લેવા જેવી છે.

એક તો શ્રીમતી લક્ષ્મી, અછુત વર્ગની મહિલા છે, બીજું સંયુક્ત પ્રાંતનાં કે બનતા સુધી બીજા કોઇ પણ પ્રાંતનાં કેળવણી ખાતામાં આવું સ્થાન મેળવનાર તેઓ સર્વપ્રથમ અછુત મહિલા છે. ।

તેમની આ નિમણુંક ગ્રામ્ય ખીલવણીની યોજના અનુસાર કરવામાં આવી છે અને તેમને હસ્તક ગ્રામ્ય વિસ્તાર સોંપવામાં આવ્યો છે. તેમનું મુખ્ય મથક અલ્હાબાદ રહેશે.

**ભાવનગરમાં મહિલા વિદ્યાલયમાં ઉત્સવ :** સ્વ. દાણીબાઇએ સ્થાપેલું મહિલા વિદ્યાલય પંદરમાં વર્ષમાં પ્રવેશ કરે છે તેની વર્ષગાંઠ નિમિત્તે ત્રણ દિવસનો ભરચક કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો છે. તા ૨૨ મીએ સ્ત્રીજીવન અને કળા એ વિષય પર પ્રો. જોષીનું વ્યાખ્યાન રખાએલું હતું. તા. ૨૩ મીએ ' પલટાતું નારી જીવન ' એ વિષય વિદ્યાલયની બહેનોએ ચર્ચા ગોઠવી હતી. અને માબાપો સાથે પરિચય સાધતો વાર્તાલાપ રખાયો હતો. આ ઉત્સવ નિમિત્તે રંગોળી, ચિત્રભરત, ગુંથણ શીવણ અને ગૃહઉદ્યોગનું ગોઠવાયેલું નાનકડું પણ કળામય પ્રદર્શન જોવા સેંકડો બહેનો ઉલટી પડે છે.

**પેટલાદ કન્યા વ્યાયામ મંદિર :** પેટલાદમાં સાર્વજનિક કન્યા વ્યાયામ મંદિરમાં શ્રી. મહારાજા પ્રતાપસિંહરાવના જન્મ દીવસે ભવ્ય મેળાવડો રચો હતો. બ્હેનોએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી. શ્રી કચ્છુબ્હેને તથા કૌશીકબ્હેને શ્રીમંતની ઉજવળ કારકીર્દીની પ્રશંસા કરતાં વીવેચન કર્યાં હતાં. બાળાઓએ કૃષ્ણ સુદામાનો સુંદર સંવાદ તથા દાંડીઆ-મંજીરા સાથે ગરબા ગાયા હતા. શ્રી કચ્છુબ્હેને શ્રી રાજદંપતીને દીર્ઘાયુ ઇચ્છયા બાદ મેળાવડો વીસર્જન.

**પાટણમાં જૈન કુમારી બહેન પ્રથમ સ્ત્રી એમ. એ. થયાં :** તેઓ અહીંના જાણીના શેઠ પુનમચંદ જયચંદનાં દીકરી છે અને શેઠશ્રી ચીમનલાલ જયચંદ શાહ જેઓએ પાટણ બોયઝ સ્કાઉટ માટે રૂ. દશ હજાર ખર્ચી હેડકવાર્ટસ બંધાવેલ છે, તેમનાં ભત્રીજી થાય છે, તેમના માનમાં જૈન બોર્ડીંગ તરફથી મુંબાઇમાં મેળાવડો થયો હતો.

**સીમલા :** કુ. લીલા ઘોષ નામની બંગાળી યુવતીને હિંદી સરકારના પ્રધાન ખાતામાં નોકરી મળવાનું પહેલું માન મળ્યું છે. આ પ્રમાણે નોકરી મેળવનાર તે હીંદમાં પહેલી જ યુવતી છે,

ફેડરલ પબ્લીક કમીશન સરવીસની પરીક્ષા પસાર કર્યા પછી તેને રક્ષણ ખાતામાં (ડીફેન્સ ડીપાર્ટમેન્ટ) મુકવામાં આવી છે. મીસ ઘોષ ઢાકાની રહીશ છે.

**પારસીઓનો છુટાછેડાનો કાયદો :** મુંબાઇમાં શ્રી જરથોસ્તી મંડળ, વીમેન્સ ઇન્ડીઅન એસોશીએશન અને નેશનલ લીગનાં સ્ત્રી મતદારો વીગેરેની દેખરેખ નીચે એક જાહેરસભા લેડી જરબાઇ ડી. મુલ્લાના પ્રમુખપણા નીચે મળી હતી. જેમાં ૧૯૩૬ ના પારસીના છુટાછેડાના કાયદામાં કાંઇ નજરદોષથી ભુલ અગર તો ખામી હોય તો તે સુધારી લેવાની માગણી કરવામાં આવી હતી. બોલનારામાં મીસીસ હીરાબાઇ એ. ટાટા, મીસીસ દીનબાઇ એ. પાઠક, મીસીસ જી. આર. બીલીમોરીઆ, અને મીસીસ મીઠાં જે લામે મુખ્ય ભાગ લીધો હતો.

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી : નાગદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૯ : અંક ૮ પુસ્તક ૯ ઓગસ્ટ : ૧૯૩૯

## મારે આંગણિયે

૧

મારે આંગણિયે લીલુડો લીમડો,
લીમડો કડવો ને શીતળ છાંય, જો—
દાદાજીનો વાવેલ લીમડો.

૨

મારે આંગણિયે ઉંચી ઉંચી બોરડી,
કાંટાળી બોરડી ને મીઠાં એનાં બોર, જો—
બાપુજીની વાવેલ બોરડી.

૩

મારે આંગણિયે આંબો ને આમલી,
ખાટી ખાટી આમલી ને આંબો રસાળ જો—
બેનીએ વાવેલ આંબો ને આમલી.

૪

મારે આંગણિયે જાઇ ને મોગરો,
એનાં ફુલોની સુગંધી અપાર જો—
મારાં, વાવેલાં જાઇ ને મોગરો.

નર્મદાશંકર એલ. દવે

# તાજમહાલ

એક હતો બાદશાહ.

સ્વભાવનો ભલો, દીલનો ઉદાર, કળાનો શોખીન.

દીલ્હીનો એ બાદશાહ હતો. એનું નામ શાહજહાન.

એને એક બેગમ હતી. એ પણ કળાની ભારે શોખીન.

એનું નામ મુમતાઝ મહાલ.

*

નર્મદા નદીની ગતી આપણે ત્યાં વાંકી ચુંકી છે. એનું વહેણ સીધું નથી. એવી જ રીતે જમના નદી પણ ઠેક ઠેકાણે વળાંક લેતી ચાલે છે. એવો એક સુંદર વળાંક આગ્રા પાસે છે.

એ પુર્વમાંથી પશ્ચિમમાં આવી વળાંક લઇ પાછી પુર્વમાં જાય છે. એ વળાંક ઉપર આગ્રાનો કીલ્લો છે. બાદશાહ અકબરનો એ માનીતો કીલ્લો હતો.

શાહજહાનને પણ એ બહુ ગમતો. એ ઘણો વખત ત્યાં રહેતો.

*

જમના નદી તરફના એક ઝરૂખામાં બાદશાહ અને બેગમ બેઠાં બેઠાં વાતો કરતાં હતાં. બેગમનો એક દાંત દુઃખતો હતો. દાંત દુઃખે ત્યારે પીડા ખુબ થાય છે.

વાતો કરતાં હતાં એવામાં બેગમનો દાંત નીકળી ગયો. એ લઇને બેગમ નાંખી દેવા જતી હતી ત્યાં બાદશાહે એને રોકી.

'આપણે એના ઉપર એક સુંદર મકાન ચણાવીશું.' બાદશાહે કહ્યું.

'દાંતની કબર ભલે ચણાવો પણ સાથે સાથે આપણી કબરનીયે એમાં જોગવાઇ કરજો. બેગમે સુચના કરી.

'ઠીક યાદ કર્યું' બાદશાહે કહ્યું. 'એમજ કરીશું.'

*

બાદશાહે નીર્ણય કરી લીધો. પેલા ઝરૂખામાંથી જ જોઇ શકાય એવું એક સ્થાન પસંદ કર્યું અને ત્યાં દુનિયામાં જેનો જોટોયે ન જડે એવું ભવ્ય મહાલય બંધાવવું શરૂ કર્યું.

દેશદેશના કારીગરો બોલાવ્યાં, મોંઘામુલો આરસપહાણ મંગાવ્યા ને બેનમુન કારીગરી કરાવવા માંડી.

*

ઇ. સ. ૧૬૩૦ માં આ રીતે એ ભવ્ય મકાન બંધાવાની શરૂઆત થઇ. એ બંધાઇને પુરૂં થતાં બાવીસ વર્ષ લાગ્યાં.

એ બંધાતાં આશરે ૩,૧૭,૪૮,૦૦૦ રૂપીયાનો ખર્ચ થયો. એની પાછળ અઢળક નાણું ખર્ચ્યું અને સફેદ આરસની સુંદર કવિતા જેવું એ મહાલય અદ્ભુત અને ભવ્ય બનાવ્યું.

બેગમ મુમતાઝ મહાલના નામ ઉપરથી એનું નામ "તાજમહાલ" પાડયું. દુનીયામાં એની તોલે આવે એવું બીજું મહાલય નથી.

*

એની ઉત્તરે જમના નદી વહે છે; છેક એની દિવાલને અથડાઇને.

દક્ષિણે એનું પ્રવેશદ્વાર છે, આજુબાજુ વિશાળ બગીચો છે.

દક્ષિણ દિશામાં પ્રવેશદ્વાર આગળનો દરવાજો પણ બહુજ સુંદર ને લાલ પત્થરનો બનાવેલો છે. એના ઉપર બેઉ બાજુએ કુરાનમાંના ફકરા સફેદ આરસ ઉપર કોતરાવીને જડયા છે.

અંદર દાખલ થતાં આપણી આંખ અંજાઇ જાય એવો ભવ્ય દેખાવ નજરે પડે છે. આજુબાજુનો બાગનો મનોહર દેખાવ, હોજ, ફુવારા તથા તાજમહાલ જેવા માટેનો આરસનો સુંદર ચબુતરો એ બધાં એક એકથી ચઢીયાતાં છે.

*

તાજમહાલ અને તેની ચારે બાજુના મિનારાની બેસણીની ઉંચાઇ બાવીસ ફુટ છે. એ આખી બેઠક ૩૧૩ ચોરસ ફુટ છે. ચારે તરફના મિનારાની ઉંચાઇ ૧૩૭ ફુટ છે અને તેના ઉપર જવા માટે અંદરની બાજુ પગથિયાં છે. એ મિનારાઓ સફેદ આરસની સુંદર ભાત છે.

તાજમહાલની લંબાઇ પહોળાઈ ૧૮૬ ફુટ છે અને એના વચલા ઘુમટની ઉંચાઈ ૧૮૭ ફુટ છે. છેક જમીન ઉપરથી તાજમહાલનો વચલો ઘુમટ આશરે ૨૨૫ ફુટ ઉંચો ઉભો છે એ ઉપરથી એ ભવ્ય મકાનની ઉંચાઇ તથા લંબાઈ પહોળાઇનો ખ્યાલ આવી શકશે.

*

એનો આગળનો દરવાજો પણ ભવ્ય છે. એમાં દાખલ થતાં જ એક અષ્ટકોણ ખંડમાં આપણે પહોંચીએ છીએ. એ આઠે દીવાલોની દરેકની પહોળાઇ ૨૪ ફુટ છે. એ આખોય ખંડ બેનમૂન કારીગીરીથી ભર્યો છે. આજુબાજુ રંગરંગના પથ્થરોનું વેલબુટ્ટીનું કામ છે. એમાં ઠેકઠેકાણે સાચા જવાહીર જડયાં હતાં, પણ મોગલોની પડતીને વખતે એ ઉખાડીને લોકો લઇ ગયા છે!

*

એ ખંડના મધ્ય ભાગમાં સફેદ આરસપહાણની કળાના જીવતા નમૂના રૂપ અતિ સુંદર જાળીથી રક્ષાયેલી બે કબરો છે. એ બેઉ કબરો તથા આરસની જાળીનું કામ જોવા જેવું છે. એની પાછળ કારીગરોએ પોતાની તમામ શકતી ખર્ચી છે. આપણા દેશની કારીગરીના એ ઉત્તમમાં ઉત્તમ નમુના છે. એ બેઉ કબરો બાદશાહ શાહજહાન તથા બેગમ મુમતાઝ મહાલની છે.

*

પણ એ કબરોની નીચે એ બેઉનાં અવશેષ નથી. એ ખરી કબરો નથી. ખરી કબરો તો એ ભવ્ય ખંડની નીચે બીજો એક ખંડ છે તેમાં આવેલી છે. એ ખંડ અને કબરો ઉપરના ભવ્ય ખંડની બરાબર નીચે છે. એ ખંડનો દેખાવ ઘણો સાદો છે.

આજે દેવોને પોતાનાં હાડકાંની જરૂર પડી છે. આ જાણી તેમને અપાર આનંદ થયો. પોતાનાં હાડકાં ત્રણે ભુવનના શ્રેય અર્થે કામ આવે એના કરતાં વધારે સારો ઉપયોગ બીજો કયારે થવાનો હતો ?

દેવો આવ્યા. તેમણે બધી વાત ઋષિજીને કરી. તેમણે તો પોતાનાં અસ્થિ આપવામાં આનંદ માન્યો. એટલે દેવોએ સ્વર્ગમાંથી 'દેવશુની' (દેવોની કુતરી)ને પૃથ્વી ઉપર બોલાવી. કુતરીએ આવીને ઋષિજીના શરીર ઉપરથી લોહી અને માંસ ચાટી લીધાં. બાકી રહ્યાં એમનાં હાડકાં. એ હાડકાં એવાં તો તેજસ્વી હતાં કે વાત ન પૂછો ! દેવોને તો એ હાડકાં જોતાંજ દાનવ સેનાપતિ મરીજ ગયેલો લાગ્યો.

ઇન્દ્ર અને બીજા દેવો એ હાડકાં લઇ સ્વર્ગમાં ગયા. ત્યાં તેમણે એનું વજ્ર બનાવી દાનવો સાથે યુદ્ધ કર્યું અને તેમાં દાનવોના સેનાપતિને માર્યો. સેનાપતિ મર્યો એટલે દાનવો સહેલાઈથી હારી ગયા.

સ્વર્ગમાં બધે આનંદ આનંદ થઇ રહ્યો.

એ દધિચી ઋષિના વંશજો હજી "દાધીચ"ને નામે ઓળખાય છે.

-કુમુદ ગાંધી

—※—

# બડેમિયાં

બડેમિયાંની ગામમાં જેટલી ધાક પડતી એટલી બીજા કોઇ પોલિસની પડતીજ નહિ. બડેમિયાંનો રૂવાબજ ઔર તરેહનો. ઢીલા પોચા મનના આદમી તો દૂરથી બડેમિયાંને દેખી ધ્રુજવા મંડી પડે. દૃઢ મનનો માણસ પણ કોઇ કોઇ વાર તેની સાથે બાઝી છપ્પન છપ્પન કરી શકતો નહિ.

તિસમારખાંની વાત તો તમે સાંભળીજ હશે. બડેમિયાં તેનેજ મળતા આવે. છતાં તિસમારખાં અને બડેમિયાંમાં થોડો ફેર. તિસમારખાં તો મોટો અમલદાર અને બડેમિયાં તો સાધારણ સિપાઇ. ગામમાં દિવસે વાહનોની અવરજવરની તપાસ કરે અને રાત્રે "જાગીએ....જાગીએ" કરતા રોન ફરવા નીકળી પડે.

ઠાકોર બહાદુરસિંગ થરથરસિંગ જાડેજાના રાજ્યમાં બડેમિયાં નોકરી કરતા. રાતદહાડો દરબારની નોકરી કરે છતાં બડેમિયાં તો દશ રૂપરડીથી સંતોષ માનતા. તે કહેતા "જ્યાદાતસે કયા હોતા હય ? થોડામાં જ્યાદાત મિઠાશ ઔર મઝા હય"

બડેમિયાં કોઇ દિવસ શાકનો પૈસો ગજવામાંથી કાઢેજ નહિ. ડંડો પછાડી હુકમ કરે. "ચલાવ આધાશેર બટાટા ઔર ??? લસણ ભી ભેજ દો." બિચારો

—કાછિયો કંઈ આનાકાની કરવા જાય તો પહાડી અવાજથી કાછિયાને ડરાવે. "કયું અચ્છા, તુમ ઘરાકસે છેતરતે હો, કયું ના ? હમ સબ વાત ઠાકોર સાબકુ ભેજુંગા." ઠાકોર બહાદુરસિંગ થરથરસિંગ જાડેજાનું નામ આવતાં કમકમાટી કાછિયાને આવી જતી અને ઝટપટ શાક આપી દેતા. એમ દરરોજ એક પછી એક કાછિયાનો વારો આવતો. વળી આદુ મરચાં વઘારનાં થોડાં ઉપડાવાનું ભાગ્યેજ બડેમિયાં ભૂલતા.

ઠાકોર બહાદુરસિંગ બહારથી બહાદુરનો વેશ ભજવે પણ અંદરથી હોય થરથરતા અને વળી અધુરામાં પૂરું કાંઈ ખુબ વધી હોય ત્યારે એમનું રક્ષણ કરનાર તો કોઈ જોઈએ ને ?

બડેમિયાંએ દરબારમાં આવી બાંગ પૂકારી.

"મેરે બાવેને જંગલમાં એક ઝટકેસે એક બાઘકા શિર ઉડા દિયા થા. ઓર મેંને એક બંદુકસે વીસ કારતુસ ભર કર સારે જંગલકે બાઘકો મારા થા. ઓર એક મોટા વેપારીકા સબ માલ ખેંચ લિયા થા."

ભરદરબારમાં મિયાંભાઈએ ચકચકતી તરવાર કાઢી અને બે ચાર વખત રમાડી બતાવી. ઠાકોર તો બિચારા નાગી તલવાર દેખી કંપી ઉઠયા અને તરતજ બડેમિયાંને દશ રૂપિયા પગાર તેમજ દરબારગઢમાં એક રહેવાની ઓરડી આપી પોલિસમાં દાખલ કરી દીધા. બડેમિયાં ઠાકોર આગળ નવરાશે પોતાની બડીબડી બડાઈઓ મારે. આથી ઠાકોર બડેમિયાં પર રહેમ નજર રાખતા અને તેથીજ બડેમિયાં બધાં પર રૂવાબ કરતા.

બડેમિયાંએ એક દિવસ એક આબાદ પરાક્રમ પણ કર્યું હતું. પોતે વગર હથિયારે ચોર પકડવા પ્રયત્ન કર્યો. કોઈ બિચારો ગરિબ સુથાર રાતના પહોરે લઘુશંકા કરવા બહાર નીકળ્યો. એટલામાં બડેમિયાં ત્યાં આવી ચડયા, અને પકડી લીધો. દરબારગઢમાં જઈ કહે "સાબ; વો બદમાશ એક શેઠકે મકાનમેં ચોરી કરનેકે લિયે ચઢ રહા થા."

ગામ લોકો અને રાજા તેમજ શેઠ કે જેના મકાનમાં સુથાર ચડેલો હતો એવો જુઠો આરોપ મૂક્યો હતો તે. બડેમિયાં પર ખુશ થઈ ગયા અને બડેમિયાંનાં માનપાન વધ્યાં. પેલા શેઠે તો બડેમિયાંને ઇનામ આપી તેને ખુશ કરી નાખ્યો અને બિચારો સુથાર બે મહિના સુધી જેલની હવા લઈ આવ્યો. જે લોકો બડેમિયાંની આ વાત જાણતાં તે તો રાતના બહાર નીકળતાજ નહિ. અને ભાગ્યેજ એને મોઢું બતાવતા.

આ બડેમિયાં તો ઠીક છે, પરંતુ તેના જેવા કેટલાયે બડેમિયાં નાના મોંના રજવાડાઓમાં પડયા છે.

શ્રી રતનલાલ કડકિયા

# ગ્રાન્ટની માતૃભક્તિ

અમેરિકા નામે મોટો દેશ છે. દરિયાની પેલી પારનો એ દેશ છે. નવી દુનિયાનો એ દેશ છે. બહુ પૈસાવાળો એ દેશ છે.

ત્યાં ગ્રાન્ટ નામનો એક માણસ થઇ ગયો. એ બહુ બુદ્ધિશાળી હતો. ભલાભલા એની આજ્ઞા પાળે. આખી દુનિયાની શાન્તિનો આધાર એના ઉપર હતો. કેટલાય લોકો એનાથી બી'તા. એના સદ્‌ગુણોનો પાર ન હતો. અમેરિકાનો એ પ્રેસિડન્ટ ( પ્રમુખ ) હતો.

રવિવારનો દિવસ એમનામાં બહુ પવિત્ર ગણાય છે. એ દિવસે એ કશું કામ ન કરે. સવારની વેળા એ પ્રભુ-પ્રાર્થનામાં જ ગાળે, આખા ઘરનાં નાનાં-મોટાં બધાં મળીને સાથે પ્રભુની પ્રાર્થના કરે.

એવો જ એક રવિવારનો દિવસ હતો. ૮૦ વર્ષનાં ડોશીમા બેઠાં હતાં. પત્ની બેઠી હતી. નાનાં નાનાં છોકરાં ને બીજા કેટલાય બેઠા હતા. બધાંએ શાન્તિથી પ્રાર્થના કરી. ધર્મ પુસ્તક વાંચવાની શરૂઆત થતી હતી, ત્યાં તો ગ્રાન્ટના ત્રણ બાળકે ભૂલથી કંઇક વાત કરી. પ્રાર્થનામાં શાન્તિનો ભંગ થયો.

ગ્રાન્ટ ખીજાયો. ગુસ્સામાં ને ગુસ્સામાં તેણે બાળક તરફ જોયું.

પણ બાળક તો બોલતું જ રહ્યું. ગ્રાન્ટનો ગુસ્સો વધ્યો. એણે એને એક તમાચો લગાવી દીધો.

ગ્રાન્ટની માતાએ આ જોયું. ધીમે ધીમે એ ઊઠી. ગ્રાન્ટની પાસે એ આવી. એમણે કંઇ પણ બોલ્યા-ચાલ્યા વિના ગ્રાન્ટને એક તમાચો ખેંચી કાઢયો.

ડોશીમા કહે, " તું તારા બાળકને આમ મારે છે, તો હું મારા બાળકને મારૂં છું ? "

આથી તો ગ્રાન્ટના ગુસ્સાનો પાર ન રહ્યો. એનું લોહી ઉકળી ઊઠયું. આટલાં બધાંની આગળ એનું અપમાન થયું.

અચાનક એણે માતા તરફ જોયું. માતાની આંખમાં અજબ જાદુ ભર્યું હતું એ માતાએ એને જન્મ આપ્યો હતો. કેટલાંય દુઃખ વેઠીને પાળીપોષીને એને મોટો કર્યો હતો. કેટલાય સદ્‌ગુણો તે એની પાસે શીખ્યો હતો.

માતાની સ્નેહભીની આંખ જોતાં જ એનો ગુસ્સો ઉતરી ગયો. એને એ અપમાન તુચ્છ લાગ્યું. મા તરફ એ હેતથી જોઇ રહ્યો.

હરિપ્રસાદશંકર [illegible]